॥ શ્રીહરિઃ ॥

1650

# તત્ત્વચિંતામણિ

## વિવિધ વિષયો ઉપર અગાઉ પ્રકાશિત થયેલા સર્વોપયોગી લેખોનો અનોખો સંગ્રહ



गीताप्रेस गोरखपुर
GITA PRESS, GORAKHPUR [SINCE 1923]

જયદયાલ ગોયન્દકા

॥ શ્રીહરિઃ ॥

1650

# તત્ત્વચિંતામણિ

(સાત ભાગ એક સાથે)

જયદયાલ ગોયન્દકા

**पुस्तकें यहाँ भी उपलब्ध हैं—**

**गीताप्रेस, गोरखपुरकी पुस्तक-दूकान**

१-सूरत— वैभव एपार्टमेन्ट, भटार रोड ✆ ( 0261 ) 2237362, 2238065
२-मुम्बई— 282, सामलदास गाँधी मार्ग ( मरीन लाईन्स स्टेशनके पास ) ✆ ( 022 ) 22030717
३-नागपुर— 851, न्यू इतवारी रोड ✆ ( 0712 ) 2734354
४-जलगाँव— 7, भीमसिंह मार्केट, रेलवे स्टेशनके पास ✆ ( 0257 ) 2226393
५-औरंगाबाद— रेलवे स्टेशन, प्लेटफार्म नं० १
६-हैदराबाद—दूकान नं० 41, 4-4-1, दिलशाद प्लाजा, सुल्तान बाजार ✆ ( 040 ) 24758311

**सं० २०६५ तृतीय पुनर्मुद्रण २,०००**
कुल मुद्रण ४,०००

❖ **मूल्य—८० रु०**
**( अस्सी रुपये )**

અનુવાદ-સંપાદન
**જયેશ રાવલ**
સંપાદન
**દ્વારકાદાસ ભટ્ટ**

ISBN 81-293-1392-8

प्रकाशक एवं मुद्रक—
**गीताप्रेस, गोरखपुर—२७३००५**
**( गोबिन्दभवन-कार्यालय, कोलकाता का संस्थान )**
फोन : ( ०५५१ ) २३३४७२१; फैक्स : ( ०५५१ ) २३३६९९७
e-mail : **booksales@gitapress.org** website : **www.gitapress.org**

[ 1650 ]

॥ શ્રીહરિઃ ॥

# વિનમ્ર નિવેદન

'કલ્યાણ'માં મારા જે લેખો પ્રકાશિત થાય છે, એ ઘણા પ્રેમી ભાઈઓના આગ્રહથી 'તત્ત્વચિંતામણિ'ના નામે અલગ પુસ્તકાકારમાં પ્રકાશિત કરવામાં આવે છે. 'તત્ત્વચિંતામણિ'ના આ સાતેય ભાગોમાં 'કલ્યાણ'ની શરૂઆતથી તેવીસમા વર્ષ સુધીના લગભગ મારા બધા લેખો આવી ચૂક્યા છે. શાસ્ત્રોના અવલોકન તથા સત્પુરુષોનો સંગ કરવાથી આત્મકલ્યાણની જે વાતો મારી સમજમાં આવી છે, એ જ બધી વાતો આ લેખોમાં જણાવવામાં આવી છે. મારો વિશ્વાસ છે કે જે કોઈ મનુષ્યો આ વાતોને ઉપયોગમાં લેશે, એમને જરૂર લાભ થઈ શકે છે; કેમકે આ બધી વાતો ઘણું કરીને સાક્ષાત્ ભગવાન કૃષ્ણના મુખેથી કહેવાયેલી ગીતા તથા ઋષિ-મુનિ-પ્રણીત સત્-શાસ્ત્રોના આધાર પર જ લખવામાં આવી છે, માટે આ લેખોનો સૌ મનુષ્યો લાભ લઈ શકે છે. આમાંથી ઘણી વાતો એટલી સુગમ છે કે જેમને અભણ એવા સામાન્ય સ્ત્રી-પુરુષો તથા બાળકો તેમ જ વૃદ્ધો પણ ઉપયોગમાં લઈને લાભ લઈ શકે છે; કારણ કે મનુષ્યે પોતાનું જીવન કેવી રીતે વિતાવવું જોઈએ તેમજ કોની સાથે કેવો વ્યવહાર કરવો જોઈએ, એ બધી વાતો પણ એમાં જણાવવામાં આવી છે.

મોટા મોટા વિદ્વાન મહાત્માઓની સામે પારમાર્થિક વિષયો પર હું કંઈ લખું એ ખરેખર શોભતું નથી, આ વિષયો પર મોટા વિદ્વાનોની પણ કલમ થંભી જાય છે, જ્યારે હું તો એક સામાન્ય માણસ છું. શ્રીમદ્ભગવદ્ગીતા તેમજ શ્રીભગવાનના નામના પ્રભાવથી હું જે કંઈ સમજ્યો છું એનો જ કંઈક ભાવ આ લેખોમાં જણાવવાનો પ્રયાસ કરવામાં આવ્યો છે. આ પુસ્તકથી જો કોઈ વાચકના ચિત્તમાં જરા જેટલો પણ જ્ઞાન-વૈરાગ્ય અને સદાચારનો સંચાર થશે, જરા જેટલી પણ ભગવદ્ભક્તિની ભાવના ઉત્પન્ન થશે અને મનના ગંભીર પ્રશ્નોમાંથી એકાદ-બેનું પણ સમાધાન થશે તો ઘણા આનંદની વાત છે.

હું ન તો વિદ્વાન છું કે ન પોતાને ઉપદેશ-આદેશ તેમજ શીખ આપવા માટેનો અધિકારી પણ સમજું છું. મેં તો મારા મનના વિનોદ ખાતર થોડોક સમય ભગવદ્ચર્ચામાં ગાળવાનો પ્રયાસમાત્ર કર્યો છે, અંતર્યામીની પ્રેરણાથી જે કંઈ લખવામાં આવ્યું છે એ એની જ વસ્તુ છે, મારો તો આના પર પણ કશો અધિકાર નથી.

આ લેખોમાં પ્રતિપાદિત સિદ્ધાંતો માટે હું એવું નથી કહી શકતો કે એ સૌએ માની લેવા જોઈએ અથવા એમની વિરુદ્ધ કોઈ સિદ્ધાંત ઉચિત નથી. મેં માત્ર મારા હૃદયના ભાવોને કંઈક પ્રગટ કરવાનો પ્રયાસ કર્યો છે, જેમની બાબતમાં મને મારા મનમાં કોઈ ભ્રાંતિ નથી.

મારું સૌ વાચકોને નિવેદન છે કે તેઓ કૃપા કરીને આ નિબંધોને મન દઈને વાંચે અને એમાં રહેલી ત્રુટિઓ બતાવે.

વિનીત

**જયદયાલ ગોયન્દકા**

# નિવેદન

પ્રસ્તુત ગ્રંથ—તત્ત્વચિંતામણિ—ગીતાપ્રેસ તથા 'કલ્યાણ'ના સંસ્થાપક બ્રહ્મલીન પરમશ્રદ્ધેય શ્રી જયદયાલજી ગોયન્દકાનો છે. એમણે જે ગીતાપ્રેસની સ્થાપના કરી એના મૂળમાં ગીતાશાસ્ત્રની મૂળ પ્રેરણા મુજબ 'શ્રીમદ્ભગવદ્ગીતા'ના સાર્વભૌમ લોક-કલ્યાણકારી સિદ્ધાંતોને દરેક માણસ સુધી પહોંચાડવાનું જ ઉદ્દેશ્ય રહેલું હતું તથા 'ગીતા-પ્રચાર' (ગીતાને સર્વજન-સુલભ બનાવવી, ઘેર-ઘેર, દરવાજે-દરવાજે એનો પ્રવેશ કરાવવો) જ એમનું એકમાત્ર અને સર્વોપરિ જીવન-વ્રત હતું; જેના માટે એમણે આજીવન અથાક પ્રયાસ કર્યો.

આ બૃહત્-ગ્રંથ પહેલાં 'તત્ત્વચિંતામણિ' નામથી પુસ્તકાકારમાં કુલ સાત ભાગોમાં પ્રકાશિત થયો હતો. એ સાતેય ભાગ હમણાં અમુક વર્ષો પહેલાં જ પુસ્તકાકારમાં અલગ-અલગ નામોથી કુલ તેર ભાગોમાં પણ વાચકોની સુવિધા માટે પ્રકાશિત થઈ ચૂક્યા છે. એ બધા હવે અલગથી પણ પુસ્તકરૂપે ઉપલબ્ધ છે. પ્રેમી વાચકો અને જિજ્ઞાસુઓના મનન-અનુશીલનની સુવિધાને ધ્યાનમાં રાખીને એ જ સાત ભાગોની સઘળી વિષય-સામગ્રીને એક સ્થાને મૂકવાની દૃષ્ટિથી 'તત્ત્વચિંતામણિ' - નામથી જ હવે એને ગ્રંથાકારમાં પ્રકાશિત કરવામાં આવી છે; જેને સહૃદય વાચકો અને સમસ્ત ભગવત્પ્રેમી મહાનુભાવોની સેવામાં અર્પિત કરતાં અમને સાત્ત્વિક આનંદ-ભાવની અનુભૂતિ થઈ રહી છે.

સૌને અમારો વિનમ્ર અનુરોધ છે કે તેઓ ઓછામાં ઓછો એકવાર આ ગ્રંથને મન દઈને જરૂર વાંચે અને પોતાના સંબંધી તથા મિત્રોને પણ વાંચવા માટે પ્રેરિત કરે.

**—પ્રકાશક**

॥ શ્રીહરિઃ ॥

# સંપાદકનું નિવેદન

સત્ય-સુખને હાનિ પહોંચાડનાર જડવાદના આ વિકાસ-યુગમાં, જ્યાં ઈશ્વર અને ઈશ્વરીય ચર્ચાને વ્યર્થ જણાવવાનું અને માનવાનું દુઃસાહસ કરવામાં આવી રહ્યું છે, જ્યાં પરલોકનો સિદ્ધાંત કલ્પનાની ઉપજ સમજવામાં આવે છે, જ્યાં જ્ઞાન-વૈરાગ્ય-ભક્તિની વાતોને અનાવશ્યક અને દેશ-જાતિની ઉન્નતિમાં પ્રતિબંધક જણાવવામાં આવે છે, જ્યાં ભૌતિક ઉન્નતિને જ મનુષ્ય-જીવનનું પરમ ધ્યેય સમજવામાં આવી રહ્યું છે, જ્યાં માત્ર ઇન્દ્રિય-સુખ જ પરમ સુખ માનવામાં આવે છે અને જ્યાં લગભગ આખું સાહિત્ય-ક્ષેત્ર જડ-ઉન્નતિના વિધાયક ગ્રંથો, મોજ-શોખની નવલકથાઓ અને ગલ્પ તથા કુરુચિ ઉપજાવનારી શબ્દાડંબરપૂર્ણ રસીલી કવિતાઓના પૂરથી વહી જઈ રહ્યું છે, ત્યાં ભક્તિ, જ્ઞાન, વૈરાગ્ય અને નિષ્કામ કર્મયોગ-વિષયક તાત્ત્વિક વિષયોના પુસ્તકથી સૌને સંતોષ થવો ઘણું અઘરું છે. છતાં પણ વીતેલા ત્રણ વર્ષોના અનુભવથી મને એ ખબર પડી છે કે નાસ્તિકતાની આ પ્રબળ આંધી આવવા છતાં પણ ઋષિ-મુનિ-સેવિત પુણ્યભૂમિ ભારતના બદ્ધમૂળ એવા આધ્યાત્મિક સઘન છાયાયુક્ત વિશાળ વૃક્ષનાં મૂળિયાં હજી હલ્યાં નથી અને એમનું હલવું પણ ઘણું જ અઘરું જણાય છે. હાલના સમયમાં પણ ભારતના આધ્યાત્મિક જગતમાં સાચા જિજ્ઞાસુઓ અને સાધુસ્વભાવના મુમુક્ષુઓનું અસ્તિત્વ છે, જોકે એમની સંખ્યા ઘટી ગઈ છે. આ સ્થિતિમાં એવી આશા કરવી અયોગ્ય નહીં લેખાય કે આ સરળ ભાષામાં લખાયેલા તત્ત્વપૂર્ણ પુસ્તકનો ઉચિત આદર થશે અને લોકો આનો વિશેષ લાભ ઉઠાવશે.

આ પંક્તિઓ લખનારની દૃષ્ટિમાં આ ગ્રંથના રચયિતાનું સ્થાન ઘણું ઊંચું છે. આધ્યાત્મિક જગતમાં આવા પ્રકારના મહાન પુરુષો ઘણા જ ઓછા છે. દેવર્ષિ નારદે કહ્યું છે–

**મહત્સઙ્ગસ્તુ દુર્લભોઽગમ્યોઽમોઘશ્ચ ।**

મહાપુરુષોનો સંગ દુર્લભ, અગમ્ય અને અમોઘ છે. એટલે કે 'સાચા સત્પુરુષો સરળતાથી મળતા નથી, મળે તો ઓળખી શકાતા નથી, છતાં પણ એમનો સંગ કદી ફોગટ નથી જતો.' આ કથન મુજબ મારી એવી ધારણા છે કે લોકોએ એમને બરાબર સમજ્યા કે ઓળખ્યા નથી. ખરેખર ઓળખવા છે પણ અઘરા, એક સીધાસાદા સામાન્ય, બોલચાલથી અભણ જેવા જણાતા અને ગૃહસ્થીમાં રહીને વેપારી જીવન વિતાવનારાને આવા રૂપે ઓળખવો એ પણ અઘરું છે. મેં જોયું છે કે જ્યારે પોતાને ભણેલા-ગણેલા સમજનારા લોકો પહેલીવાર જ એમને મળે છે અથવા એમનું કોઈ પ્રવચન સાંભળે છે તો શરૂઆતમાં એમની હિન્દી ભાષા અને શબ્દોના ઉચ્ચારણમાં દોષ જોઈને લગભગ એવું સમજી બેસે છે કે અહીં શું રાખ્યું છે. ક્યાંક ક્યાંક તો લોકો કંટાળીને ઊભા પણ થઈ જાય છે, પણ જેઓ ધૈર્ય ધારણ કરીને કેટલાક સમય સુધી બેસી રહે છે, એમને આમનું તાત્ત્વિક વિવેચન સાંભળીને આશ્ચર્ય-ચકિત થઈ જવું પડે છે. લોકોમાં આ વિષય તરફ રુચિ ઉત્પન્ન થાય એટલા માટે ઘણા ઉત્સાહ સાથે 'કલ્યાણ'માં પ્રકાશિત કરવા માટે તેઓ કૃપાપૂર્વક લેખ લખાવી દેતા હોય છે! તેઓ શુદ્ધ હિન્દી નથી લખી શકતા, માટે મારવાડી-મિશ્રિત હિન્દીમાં જ એમના લેખ હોય છે, હું મારી શક્તિ મુજબ એમના ભાવોની રક્ષા કરીને ભાષાનું સંશોધન કરી લેતો હોઉં છું, આ ગ્રંથમાં પ્રકાશિત લેખોની બાબતમાં પણ આવું જ કરવામાં આવ્યું છે. જોકે મેં એમના ભાવોની રક્ષા કરવા તરફ પૂરતું ધ્યાન રાખ્યું છે, છતાં પણ હું દૃઢતાપૂર્વક નથી કહી શકતો કે બધી જગ્યાએ હું ભાવોની રક્ષા કરી શક્યો છું. કેમકે, ઘણી જગ્યાએ તો મને એવા ભાવ જોવા મળ્યા છે કે જેમને સમજવામાં ઘણો સમય કાઢવો પડ્યો છે. આવી સ્થિતિમાં ક્યાંક-ક્યાંક ભાવોમાં કંઈક પરિવર્તન થઈ ગયું હોય તો પણ નવાઈ નથી. મને એક આવા સત્પુરુષના સંગનો અને એમના લેખોના સંપાદનનો સુઅવસર મળ્યો એને હું મારું ઘણું મોટું સૌભાગ્ય સમજું છું.

ગ્રંથકાર વિશે મેં જે કંઈ લખ્યું છે, એ માત્ર મારી પોતાની તુચ્છ ધારણા છે, હું કોઈને એમ નથી કહેવા માંગતો કે કોઈ પણ મારા આ શબ્દો મુજબ આવું જ માની લે, ન તો ગ્રંથકારની પણ એવી ઇચ્છા છે. આ નિવેદનમાં મેં જે કંઈ લખ્યું છે, એ પણ ગ્રંથકારને પૂછ્યા અને જણાવ્યા વિના જ લખી દીધું છે, જો હું એમને પૂછત તો મને વિશ્વાસ છે કે તેઓ મને આ ઉદ્‌ગારોના પ્રકાશનને માટે પણ કદી અનુમતિ ન આપત!

હવે વાચકોને એ નિવેદન છે કે તેઓ આ ગ્રંથને મનનપૂર્વક વાંચે અને જો એમાંથી એમને પોતાને માટે કોઈ વાત લાભદાયક જણાય તો એને જરૂર ગ્રહણ કરે.

**ગોરખપુર**
**વિજયાદશમી સં. ૧૯૮૬**

વિનીત–
**હનુમાનપ્રસાદ પોદાર**
(કલ્યાણ-સંપાદક)

ॐ શ્રીપરમાત્મને નમઃ

# વિષય-સૂચી

## (તત્ત્વચિંતામણિ ભાગ-૧)



## (તત્ત્વચિંતામણિ ભાગ-૨)



## (તત્ત્વચિંતામણિ ભાગ-૩)

## (તત્ત્વચિંતામણિ ભાગ-૪)



## (તત્ત્વચિંતામણિ ભાગ-૫)



## (તત્ત્વચિંતામણિ ભાગ-૬)



## (તત્ત્વચિંતામણિ ભાગ-૭)

ॐ

श्रीपरमात्मने नमः

शास्त्रोंका अवलोकन और महापुरुषोंके वचनोंका श्रवण करके मैं इस निर्णयपर पहुँचा कि संसारमें श्रीमद्भगवद्गीताके समान कल्याणके लिये कोई भी उपयोगी ग्रन्थ नहीं है। गीतामें ज्ञानयोग, ध्यानयोग, कर्मयोग, भक्तियोग आदि जितने भी साधन बतलाये गये हैं, उनमेंसे कोई भी साधन अपनी श्रद्धा, रुचि और योग्यताके अनुसार करनेसे मनुष्यका शीघ्र कल्याण हो सकता है।

अतएव उपर्युक्त साधनोंका तथा परमात्माका तत्त्व रहस्य जाननेके लिये महापुरुषोंका और उनके अभावमें उच्चकोटिके साधकोंका श्रद्धा, प्रेमपूर्वक सङ्ग करनेकी विशेष चेष्टा रखते हुवे गीताका अर्थ और भाव सहित मनन करने तथा उसके अनुसार अपना जीवन बनानेके लिये प्राण पर्यन्त प्रयत्न करना चाहिये।

निवेदक—

कार्तिक शुक्ला १२ सं० २००६ | जयदयाल गोयन्दका

बांकुडा

ॐ

श्री० परमात्मने नमः

मनुष्य का मन प्रायः हर समय सांसारिक पदार्थों का चिन्तन करके अपने समय को व्यर्थ नष्ट करता है किन्तु मनुष्य जन्म का समय बड़ा ही अमूल्य है इसलिये अपने समय का एक क्षण भी व्यर्थ नष्ट न करके श्रद्धा और प्रेम पूर्वक भगवान के नाम और रूप का निष्काम भाव से नित्य, निरन्तर स्मरण करना चाहिये इस समय इस से बढ़कर आत्मा के कल्याण के लिये दूसरा और कोई भी साधन नहीं है।

एवं दुःखी, अनाथ, आतुर तथा अन्य सम्पूर्ण प्राणियों को साक्षात् परमात्मा का स्वरूप समझकर उनकी मन, तन धन जन द्वारा मन इन्द्रियों के संयम पूर्वक निष्काम भाव से तत्परता और उत्साह के साथ सेवा करने से भी मनुष्य का शीघ्र कल्याण हो सकता है

अतएव मनुष्य को हर समय भगवान के नाम और रूप को याद रखते हुवे ही निष्काम भाव से शास्त्र-विहित कर्म तत्परता के साथ करने की चेष्टा करनी चाहिये।

निवेदक

कार्तिक शुक्ला १२ | २००६ | जयदयाल गोयन्दका
मु० बांकुड़ा

॥ ॐ શ્રીપરમાત્મને નમઃ ॥

# તત્ત્વચિન્તામણિ-૧

## જ્ઞાનીની અનિર્વચનીય સ્થિતિ

જેવી રીતે અસત્ય, હિંસા અને મૈથુન વગેરે કર્મો ખોટાં છે એમ બુદ્ધિમાં નક્કી થઈ જવા છતાં પણ એમને મન નથી છોડતું, એવી જ રીતે બુદ્ધિ વિચાર વડે સંસારને કલ્પિત નક્કી કરી તો લે છે, પણ મન એ વાતને નથી માનતું. સાધકની એક એવી અવસ્થા હોય છે અને આ અવસ્થાને એવી રીતે રજૂ કરવામાં આવે છે કે 'મારી બુદ્ધિના વિચારમાં સંસાર કલ્પિત છે.' એ પછી જ્યારે આગળ વધીને મન પણ આ વાતને માની લે છે ત્યારે સંસારમાં કલ્પિત ભાવ થઈ જાય છે. પરંતુ આ પણ કેવળ કલ્પના જ હોય છે. આ પછી જ્યારે અભ્યાસ કરતાં કરતાં આવી સ્થિતિ પ્રત્યક્ષવત્ થઈ જાય છે ત્યારે સાધકને કોઈ વેળાએ તો સંસારનું ચિત્ર 'આકાશમાં તરંગો'ની જેમ ભાસે છે અને કદીક તો એય નથી હોતું. જેમ આકાશમાં તરંગો જોનારને જ્ઞાન હોય છે જ કે 'વાસ્તવમાં આકાશમાં કોઈ વિકાર નથી, વિકાર થયા વિના જ ભાસે છે.' એ જ રીતે એ સાધકનો પણ ભાસ થવા કે ન થવામાં એકસરખો જ ભાવ રહે છે, એને સંસારની સત્તા કોઈ વેળાએ કોઈ બીજી રીતે પણ સત્ય ભાસતી નથી. આ અવસ્થાનું નામ 'અકલ્પિત સ્થિતિ' છે. સાધકની આવી અવસ્થા જ્ઞાનની ત્રીજી ભૂમિકામાં થતી હોય છે, પરંતુ આ અવસ્થામાં પણ આ સ્થિતિનો જ્ઞાતા એવો એક ધર્મી રહી જાય છે. આ ત્રીજી ભૂમિકામાં સાધનની ગાઢતાને લીધે સાધકના વ્યાવહારિક કાર્યોમાં ભૂલો થવાનો સંભવ છે. પણ ભગવત્પ્રાપ્તિરૂપી ચોથી ભૂમિકામાં ઘણું કરીને ભૂલો નથી થતી, એ અવસ્થામાં તો એના વડે ન્યાયયુક્ત બધાં કાર્યો સુંદર રીતે સ્વાભાવિક રીતે જ સંકલ્પ વિના થતાં રહે છે. જેમકે શ્રીભગવાને ગીતામાં કહ્યું છે—

**યસ્ય સર્વે સમારમ્ભાઃ કામસંકલ્પવર્જિતાઃ ।**
**જ્ઞાનાગ્નિદગ્ધકર્માણં તમાહુઃ પણ્ડિતં બુધાઃ ॥**

(ગીતા ૪/૧૯)

'જેનાં સર્વ શાસ્ત્રસંમત કર્મો કામના કે સંકલ્પ વિના થાય છે તથા જેનાં બધાંય કર્મો જ્ઞાનરૂપી અગ્નિ વડે બળી ગયાં છે, એ મહાપુરુષને જ્ઞાનીજનો પણ પંડિત કહે છે.' પાંચમી ભૂમિકામાં વ્યાવહારિક કાર્યોમાં ભૂલો થઈ શકે છે, પણ ત્રીજી ભૂમિકા ધરાવનારની અવસ્થા સાધનરૂપ છે અને પાંચમી ભૂમિકા ધરાવનારની સ્થિતિ સ્વાભાવિક છે. ત્રીજી ભૂમિકા પછી 'સાક્ષાત્કાર' થાય છે, આને જ મુક્તિ કહે છે. ઘણા જૈન વગેરે મતાવલંબીઓ તો મૃત્યુ પછી મુક્તિ માને છે, પણ આપણા વેદાંતના સિદ્ધાંતમાં જીવન્મુક્તિ પણ માનવામાં આવી છે, મૃત્યુ અગાઉ પણ જ્ઞાન થઈ શકે છે. આ અવસ્થામાં એનું શરીર તથા શરીર વડે થનારાં કર્મો કેવળ લોકોને જોવા માત્ર માટે જ રહી જાય છે. એમાં કોઈ 'ધર્મી' નથી રહેતો. જો કોઈ કહે કે જ્યારે એમાં ચેતન જ ન રહ્યું તો પછી ક્રિયા કઈ રીતે થાય છે? એના ઉત્તરમાં કહેવાનું કે સમષ્ટિ-ચેતન તો ક્યાંય નથી ગયો, વ્યષ્ટિ-ભાવથી અળગા થઈને એની સ્થિતિ શુદ્ધ ચેતનમાં થઈ ગઈ. સમષ્ટિ-ચેતનની સત્તા-સ્ફૂર્તિથી ક્રિયા થતી હોય છે, એમાં કોઈ બાધા નથી આવતી. આની સામે જો કોઈ ફરીથી એવું કહે કે ચેતન તો જડ પદાર્થ અને મડદામાં પણ છે, એમનામાં ક્રિયા કેમ નથી થતી? એનો ઉત્તર

છે, એમનામાં ક્રિયા કેમ નથી થતી? એનો ઉત્તર એ છે કે એમનામાં ક્રિયા ન થવાનું કારણ અંતઃકરણનો અભાવ છે, જો યોગી એક ચિત્તની અનેક કલ્પના કરીને મડદા કે જડ પદાર્થમાં ચિત્તનો પ્રવેશ કરાવી દે તો એમાં પણ ક્રિયાઓ થવી સંભવ છે.

કોઈ પૂછે કે જ્ઞાની કોણ છે? તો એના ઉત્તરમાં કંઈ પણ કહી શકાય નહીં. જો શરીરને જ્ઞાની કહેવામાં આવે તો જડ શરીરનું જ્ઞાની હોવું સંભવ નથી, જો જીવને જ્ઞાની કહો તો જ્ઞાન થયા પછી એ ચેતનની 'જીવ' સંજ્ઞા નથી રહેતી અને જો શુદ્ધ ચેતનને જ્ઞાની કહો તો શુદ્ધ ચેતન તો કદી અજ્ઞાની થયો જ નથી. આથી એ નથી બતાવી શકાતું કે જ્ઞાની કોણ છે?

જ્ઞાનીની કલ્પના અજ્ઞાનીના અંતઃકરણમાં છે, શુદ્ધ ચેતનની દૃષ્ટિમાં તો કોઈ બીજો પદાર્થ છે જ નહીં. જ્ઞાનીને જ્યારે દૃષ્ટિ જ ન રહી તો પછી સૃષ્ટિ ક્યાં રહેવાની? અજ્ઞાનીઓ આ રીતે કલ્પના કર્યા કરે છે કે આ શરીરમાં જે જીવ હતો એ સમષ્ટિ-ચેતનમાં મળી ગયો, સમષ્ટિ-ચેતનના જે અંશમાં અંતઃકરણનો અધ્યારોપ છે એ અંતઃકરણસહિતના એ ચેતનના અંશનું નામ જ્ઞાની છે. વાસ્તવિક દૃષ્ટિએ જ્ઞાની કોની સંજ્ઞા છે એ કોઈ પણ વાણી વડે નથી બતાવી શકતું, કારણ કે જ્ઞાનીની દૃષ્ટિએ તો જ્ઞાનીપણું પણ નથી. જ્ઞાની અને અજ્ઞાનીની સંજ્ઞા કેવળ લોકશિક્ષણ માટે છે અને અજ્ઞાનીઓની અંદર જ આની કલ્પના છે. જેવી રીતે ગુણાતીતનાં 'લક્ષણો' જણાવવામાં આવે છે. જે ત્રણે ગુણોથી અતીત છે એમાં વળી 'લક્ષણ' કેવાં? લક્ષણો તો અંતઃકરણમાં બને છે. અને અંતઃકરણમાંથી થનારી ક્રિયા ત્રિગુણાત્મિકા છે. વાત એમ છે કે ગુણાતીતને સમજવા માટે અંતઃકરણની ક્રિયાઓનાં લક્ષણોનું વર્ણન કરવામાં આવે છે. જેમકે શ્રીમદ્‌ભગવદ્‌ગીતામાં કહ્યું છે—

પ્રકાશં ચ પ્રવૃત્તિં ચ મોહમેવ ચ પાણ્ડવ ।
ન દ્વેષ્ટિ સમ્પ્રવૃત્તાનિ ન નિવૃત્તાનિ કાઙ્ક્ષતિ ॥
(ગીતા ૧૪/૨૨)

'હે પાંડવ! સત્ત્વગુણના કાર્ય એવા પ્રકાશનો, રજોગુણના કાર્યસ્વરૂપ પ્રવૃત્તિનો તથા તમોગુણના કાર્ય એવા મોહનો પણ જે પુરુષ નથી તો પ્રવૃત્ત થતાં દ્વેષ કરતો કે નથી તો નિવૃત્ત થતાં એમની આકાંક્ષા કરતો.'

એમાં આગળ ૨૩, ૨૪ અને ૨૫મા શ્લોકમાં પણ ગુણાતીતનાં લક્ષણ જણાવવામાં આવ્યાં છે.* ઉપર કહેલા ૨૨મા શ્લોકના 'પ્રકાશ' શબ્દથી અંતઃકરણ અને ઇન્દ્રિયોમાં ઉજાસ, પ્રવૃત્તિથી ચેષ્ટા અને મોહથી નિદ્રા, આલસ્ય (પ્રમાદ કે અજ્ઞાન નહીં) અથવા સંસારના જ્ઞાનમાં સુષુપ્તિવત્ અવસ્થા સમજવી જોઈએ. અંતઃકરણમાં કોઈ 'ધર્મી' ન રહેવાને લીધે 'દ્વેષ' અને આકાંક્ષા તો કોને થાય? રાગ-દ્વેષ અને હરખ-શોક વગેરે ન થવાને કારણે એ સિદ્ધ થાય છે કે એમાં કોઈ ધર્મી નથી. જો જડ અંતઃકરણ સાથે સમષ્ટિ-ચેતનની લિપ્તતા હોત તો જડ અંતઃકરણમાં રાગ-દ્વેષાદિ વિકારો થવાનું સંભવત નહીં. પરંતુ સમષ્ટિ-ચેતનનો સંબંધ અંતઃકરણની સાથે નથી

* જે સાક્ષીની પેઠે સ્થિત થયેલો ગુણો વડે વિચલિત કરી શકાતો નથી તથા 'ગુણો જ ગુણોમાં વર્તે છે' એમ સમજીને જે સચ્ચિદાનંદઘન પરમાત્મામાં એકાત્મભાવે સ્થિત રહે છે તેમજ એ સ્થિતિથી કદી વિચલિત નથી થતો; જે નિરંતર આત્મભાવમાં સ્થિત છે, સુખ-દુઃખને સમાન સમજે છે, માટી, પથરા તેમજ સોનામાં સમાન ભાવ રાખે છે, જ્ઞાની છે, પ્રિય અને અપ્રિયને એક જેવાં માને છે તથા પોતાની નિંદા કે સ્તુતિમાં પણ સમાન ભાવ રાખે છે; જે માન અને અપમાનમાં સમ છે, મિત્ર અને વેરી પક્ષમાં પણ સમ છે તેમજ સર્વ કર્મોમાં કર્તાપણાના અભિમાન વિનાનો છે, એ પુરુષ 'ગુણાતીત' કહેવાય છે.

સુધી સંસારનું ચિત્ર છે અને આ લક્ષણો સાધક માટે આદર્શ ઉપાયસ્વરૂપ છે, માટે શાસ્ત્રોમાં આમનો ઉલ્લેખ છે.

ગુણાતીતની વાસ્તવિક અવસ્થાને કોઈ બીજું ન તો જાણી શકે છે કે ન જણાવી શકે છે, એ સ્વસંવેદ્ય સ્થિતિ છે. પણ જો કોઈ એવી પરીક્ષા કરે કે મારામાં જ્ઞાનીનાં લક્ષણો છે કે નહીં, તો જાણવું જોઈએ કે એને જ્ઞાન નથી, લક્ષણોની શોધ કરવાથી એ વાત સિદ્ધ થઈ ગઈ કે એની સ્થિતિ શરીરમાં છે, એ જ્ઞાનીની સત્તા બ્રહ્મથી જુદી છે, નહીં તો શોધનારો કોણ અને સ્થિતિ કોની? અને જો શોધવા જ ઇચ્છે તો કેવળ શરીરમાં જ શા માટે શોધે, પથ્થર કે ઝાડવાંઓમાં એને કેમ ન શોધે? કેવળ શરીરમાં શોધવાથી એનો શરીરમાં અહંભાવ સિદ્ધ થાય છે. એના લીધે તો એ આપમેળે જ ક્ષુદ્ર બનેલો છે. હા, જો સાધક શરીરથી અળગો થઈને (દ્રષ્ટા બનીને) પથ્થર અને ઝાડવાંઓ સાથે પોતાના શરીરની સરખામણી કરતો કરતો વિચાર કરે તો એનાથી એને લાભ થવો સંભવ છે. જેમકે શ્રીગીતાજીમાં કહ્યું છે–

**નાન્યં ગુણેભ્યઃ કર્તારં યદા દ્રષ્ટાનુપશ્યતિ ।**
**ગુણેભ્યશ્ચ પરં વેત્તિ મદ્ભાવં સોઽધિગચ્છતિ ॥**

(ગીતા ૧૪/૧૯)

'જે કાળે સાક્ષીરૂપ રહેલો દ્રષ્ટા ત્રણ ગુણો સિવાય બીજા કોઈને કર્તારૂપે નથી જોતો અને ત્રણેય ગુણોથી સાવ પર એવા સચ્ચિદાનંદઘન-સ્વરૂપ મુજ પરમાત્માને તત્ત્વથી જાણે છે, એ વખતે એ મારા સ્વરૂપને પામે છે.'

પણ જે કહે છે કે 'મને જ્ઞાન નથી થયું' એ પણ જ્ઞાની નથી; કેમકે એ સ્પષ્ટ કહે છે. જે કહે છે કે 'મને જ્ઞાન થઈ ગયું' એને પણ જ્ઞાની ન માનવો જોઈએ; કેમકે એમ કહેવાથી જ્ઞાતા, જ્ઞાન અને જ્ઞેય ત્રણ પદાર્થ સિદ્ધ થાય છે અને જે એમ કહે છે કે 'જ્ઞાન થયું કે નહીં એ મને ખબર નથી' એ પણ જ્ઞાની નથી; કેમકે જ્ઞાન થયા પછી આ જાતનો સંદેહ રહી નથી શકતો. તો જ્ઞાની શું કહે? આનો ઉત્તર નથી મળતો. આથી આ સ્થિતિને 'અનિર્વચનીય' કહેવામાં આવી છે.



# જ્ઞાનની દુર્લભતા

કોઈ શ્રદ્ધાળુ પુરુષ સામે પણ વાસ્તવિક દૃષ્ટિએ મહાપુરુષો એવું કહી નથી શકતા કે 'મને જ્ઞાન પ્રાપ્ત થયેલું છે,' કેમકે આ શબ્દોથી જ્ઞાનમાં દોષ આવે છે. વાસ્તવમાં પૂર્ણ શ્રદ્ધાળુથી તો મહાપુરુષ સામે એવો પ્રશ્ન જ નથી થઈ શકતો કે 'તમે જ્ઞાની છો કે નહીં?' જ્યાં એવો પ્રશ્ન કરવામાં આવે છે ત્યાં શ્રદ્ધામાં ઊણપ જ સમજવી જોઈએ અને મહાપુરુષને આવો પ્રશ્ન કરવામાં પ્રશ્નકર્તાને થોડી-ઘણી હાનિ જ થાય છે. જો મહાપુરુષ એમ કહી દે કે હું જ્ઞાની નથી તો પણ શ્રદ્ધા ઘટી જાય છે અને જો એ એમ કહી દે કે હું જ્ઞાની છું તો પણ એના મોઢેથી આવા શબ્દો સાંભળીને શ્રદ્ધા ઓછી થઈ જાય છે. વાસ્તવમાં તો હું અજ્ઞાની છું કે જ્ઞાની - એ બેમાંથી કોઈ પણ વાત કહેવી એ મહાપુરુષ માટે શક્ય નથી; જો એ પોતાને અજ્ઞાની કહે તો મિથ્યાપણાનો દોષ આવે છે અને જ્ઞાની કહે તો નાનાત્વનો. માટે એ એમ પણ નથી કહેતો કે હું બ્રહ્મને જાણું છું અને એમ પણ નથી કહેતો કે હું નથી જાણતો. એ બ્રહ્મને જાણે છે એવું પણ એનાથી નથી કહી

શકાતું. પરંતુ એ ન જાણતો હોય એવી વાત પણ નથી. શ્રુતિ કહે છે–

**નાહં મન્યે સુવેદેતિ નો ન વેદેતિ વેદ ચ ।**
**યો નસ્તદ્વેદ તદ્વેદ નો ન વેદેતિ વેદ ચ ॥**
**યસ્યામતં તસ્ય મતં મતં યસ્ય ન વેદ સઃ ।**
**અવિજ્ઞાતં વિજાનતાં વિજ્ઞાતમવિજાનતામ્ ॥**

(કેન ઉપનિષદ્ ૨/૨-૩)

માટે આનું નામ અનિર્વચનીય સ્થિતિ છે; આથી જ વેદમાં બેય પ્રકારના શબ્દો આવે છે અને આથી જ મહાપુરુષો એમ નથી કહેતા કે મને પ્રાપ્તિ થઈ ગઈ. આ વિશે તેઓ પોતે પોતાના તરફથી કંઈ પણ ન કહીને વેદ-શાસ્ત્રો તરફ સંકેત કરી દે છે. છતાં એવુંય નથી કહેતા કે મને પ્રાપ્તિ નથી થઈ. આમ કહેવું તો ઉત્તમ આચરણ કરનારા આચાર્ય કે નેતા પુરુષો માટે પણ ઉચિત નથી; કેમકે આથી એમના અનુયાયીઓ બ્રહ્મની પ્રાપ્તિને ઘણી મુશ્કેલ માનીને નિરાશ થઈ જાય એવી સંભાવના છે. જેમકે, જો આજે કોઈ પરમ સમ્માનનીય પુરુષ કહી દે કે મને પ્રાપ્તિ નથી થઈ, હું તો પોતે જ પ્રાપ્તિ માટે ઉત્સુક છું તો એમ કહેવાથી એના અનુયાયીઓ કાં તો એવું સમજી બેસે છે કે જ્યારે આમને જ પ્રાપ્તિ ન થઈ તો અમને તો કેમ કરીને થશે? અથવા એવું સમજી લે છે કે આટલા અંશે સમ્માનનીય પુરુષના શબ્દો કાં તો અયથાર્થ છે અથવા ખરી સ્થિતિને છુપાવનારા છે. અને આ પ્રકારના દોષારોપણથી એ લોકોની શ્રદ્ધામાં કંઈક ઓછપ આવવાનો સંભવ છે. માટે આ બાબતમાં મૌન જ રહેવું જોઈએ. આ બધી બાબતો પર વિચાર કરવાથી એવું જ સિદ્ધ થાય છે કે મહાપુરુષ માટે જ્ઞાની કે અજ્ઞાની કોઈ પણ શબ્દ એના પોતાના મોઢેથી કહેવો શક્ય નથી. આમ છતાં મહાપુરુષ જો અજ્ઞાની સાધકને સમજાવવા માટે એને જ્ઞાનોપદેશ કરતી વેળાએ એની જ ભાવના અનુસાર પોતાનામાં જ્ઞાનીની કલ્પના કરીને પોતાને જ્ઞાની શબ્દથી સંબોધિત કરી દે તો પણ કોઈ હાનિ નથી. વાસ્તવમાં એનું એમ કહેવું પણ એ સાધકની દૃષ્ટિમાં જ છે અને એમ કહેવું પણ એ જ સાધકના સામે સંભવ છે જે સંપૂર્ણ શ્રદ્ધાળુ અને પરમ વિશ્વાસુ હોય, જે મહાપુરુષના શબ્દો સાંભળતાં-વેંત પોતે જ એવો થતો જાય અને જે સ્થિતિનું વર્ણન મહાપુરુષ કરતા હોય એ જ સ્થિતિમાં સ્થિત થઈ જાય. આની સામે એવું કહી શકાય છે કે શ્રદ્ધા અને વિશ્વાસ તો સંપૂર્ણ છે, પણ એવી સ્થિતિ નથી થતી, તો પેલો બિચારો શ્રદ્ધાળુ સાધક શું કરે? વાત સાચી છે, પણ સાધક માટે એટલું તો પરમાવશ્યક છે કે એ શ્રવણ અનુસાર જ એક બ્રહ્મમાં વિશ્વાસુ થઈને એની જ પ્રાપ્તિ માટે સંપૂર્ણપણે તત્પર થઈ જાય. જ્યાં સુધી એને પ્રાપ્તિ ન થઈ જાય, ત્યાં સુધી એ એના માટે પરમ વ્યાકુળ રહે. જેમ કોઈ માણસને એક જાણકાર દ્વારા એના ઘરમાં ગાડેલા ધનની ખબર પડતાં એ ખોદીને કાઢવા માટે વ્યાકુળ થાય છે, જો એ વખતે એની પાસે બહારના માણસો બેઠેલા હોય તો એ સાચા મનથી એવું જ ઇચ્છે છે કે ક્યારે આ લોકો જાય, ક્યારે હું એકલો પડું અને ક્યારે એ ગાડેલા ધનને કાઢીને હાથમાં લઉં. એવી જ રીતે જે સાધક એવું સમજે છે કે મારા સાધનમાં બાધા ઊભી કરનારા આસક્તિ અને અજ્ઞાન વગેરે દોષો ક્યારે દૂર થાય અને ક્યારે હું પોતાના પરમધન એવા પરમાત્માને પામું. જેટલી વાર થાય છે એટલી જ એની વ્યાકુળતા અને ઉત્કંઠા ઉત્તરોત્તર પ્રબળ થતી જાય છે. અને એ વિલંબને સહન નથી કરી શકતો. જો આ પ્રકારના સાધકની સામે મહાપુરુષ સ્પષ્ટ શબ્દોમાં પણ પોતાને જ્ઞાની તરીકે સ્વીકારી લે તો પણ કશી હાનિ નથી, પણ એનાથી નીચી શ્રેણીના

સાધક અને અપૂર્ણ પ્રેમીઓની સામે આવું કહેવાથી મહાપુરુષને તો કશું નુકસાન નથી થતું, પણ અનધિકારી હોવાને લીધે પેલા સાંભળનારાના પારમાર્થિક વિષયમાં નુકસાન થવાનો સંભવ છે. જો આ વાત બધાને સ્પષ્ટ કહેવા જેવી હોત તો શાસ્ત્રોમાં આને પરમ ગોપનીય ન કહી હોત અને કેવળ અધિકારીઓને જ કહેવી જોઈએ એવી વિધિ ન હોત.

કોઈ એમ કહે કે મહાપુરુષની પરીક્ષા કેમ કરીને કરવી અને જો પરીક્ષા કર્યા વિના જ કોઈ અયોગ્ય વ્યક્તિને ગુરુ કે ઉપદેશક માની લેવામાં આવે તો શાસ્ત્રોમાં એનાથી અવળું નુકસાન થવાનું કહેવામાં આવ્યું છે, તો શું કરવું? આ પ્રશ્ન અને શાસ્ત્રોનું કથન તો ઉચિત જ છે, પણ જેનો સંગ કરવાથી પરમાત્મામાં, એ મહાપુરુષમાં અને શાસ્ત્રોમાં શ્રદ્ધા ઉત્પન્ન થઈ જાય. એને ગુરુ કે ઉપદેશ માનવામાં કશું નુકસાન નથી. જો કોઈ પૂર્ણ ન પણ હોય તો જ્યાં સુધી એની ગતિ છે ત્યાં સુધી તો એ પહોંચાડી જ શકે છે (આ દૃષ્ટિએ મહાપુરુષની સંગતિ કરનારા સાધકોનો સંગ પણ ઉત્તમ અને લાભદાયક છે), પછી પરમાત્મા પોતે એને નિભાવી લે છે. સાધકને જરૂર છે પરમાત્માને પરાયણ રહેવાની. શ્રી પરમાત્માનું શરણું લેવામાત્રથી જ સર્વ કાંઈ થઈ શકે છે.

શ્રી ભગવાને કહ્યું છે –

**અનન્યાશ્ચિન્તયન્તો માં યે જનાઃ પર્યુપાસતે ।**
**તેષાં નિત્યાભિયુક્તાનાં યોગક્ષેમં વહામ્યહમ્ ॥**

(ગીતા ૯/૨૨)

'જે અનન્યપ્રેમી ભક્તજનો મુજ પરમેશ્વરને નિરંતર ચિંતન કરતાં નિષ્કામભાવે ભજે છે, એ નિત્ય-નિરંતર મારું ચિંતન કરનારા ભક્તોના યોગક્ષેમનું હું પોતે વહન કરું છું.' સંસારમાં પણ આ જ વાત જોવા મળે છે કે જો કોઈ કોઈના પરાયણ થઈ જાય છે તો એની બધી સંભાળ એ જ રાખે છે. જેમ બાળક જ્યાં સુધી પોતાની માતાને પરાયણ રહે છે ત્યાં સુધી એની રક્ષાનો અને બધી જાતની સંભાળનો ભાર માતા જાતે જ પોતાના પર લઈ લેતી હોય છે. જ્યાં સુધી બાળક મોટું થઈને સ્વતંત્ર નથી થતું ત્યાં સુધી માતા-પિતા પ્રત્યેની એની પરાયણતા રહે છે અને જ્યાં સુધી પરાયણતા રહે છે ત્યાં સુધી માતા-પિતા પર જ એનો બધો ભાર છે. આ જ રીતે કેવળ એક પરમાત્માનું શરણું લેવાથી જ સઘળાં કામ સિદ્ધ થઈ શકે છે. પણ શરણું લેવાનું કામ સાધકનું છે. શરણે ગયા પછી તો પ્રભુ જાતે એનો બધો ભાર સંભાળી લે છે. માટે કલ્યાણ ચાહતા દરેક સાધકે પરમાત્માનું શરણું લેવું જોઈએ.



## ભ્રમ અનાદિ અને સાન્ત છે

આત્મા પોતે જ્ઞાનસ્વરૂપ હોવાને લીધે જ્ઞાનની પ્રાપ્તિ કરવી નથી પડતી કે ન એની પ્રાપ્તિમાં કોઈ પરિશ્રમ કે પ્રયત્નની જરૂર છે. કોઈ અપ્રાપ્ત વસ્તુને પ્રાપ્ત કરવામાં પરિશ્રમ અને પ્રયત્ન કરવો પડે છે, પણ અહીં તો કેવળ નિત્યપ્રાપ્ત બ્રહ્મમાં જે અપ્રાપ્તિનો ભ્રમ થઈ રહ્યો છે એ ભ્રમને કાઢી નાખવો એ જ કર્તવ્ય છે. વાસ્તવમાં આ ભ્રમ બ્રહ્મને નથી. આ ભ્રમ એનામાં જ છે જે આ સંસારના વિકારને નિત્ય માને છે. વાસ્તવમાં તો બ્રહ્મમાં ભૂલ ન હોવાને લીધે એને કાઢવા માટેનો પરિશ્રમ કરવો એ પણ એક ભ્રમ જ છે, પણ જ્યાં સુધી ભૂલ છે ત્યાં સુધી ભૂલને

દૂર કરવાનું સાધન કરવું જોઈએ, ચોક્કસ એ લોકોએ, જે લોકો આ ભૂલમાં છે. જે આ ભૂલને માને છે એના માટે તો આ અનાદિકાળથી છે. એવું કહેવામાં આવે છે કે અનાદિકાળથી અસ્તિત્વ ધરાવતી વસ્તુનો અંત નથી હોતો. પણ એ બરાબર નથી; કેમકે ભૂલ તો દૂર થનારી જ હોય છે, જો ભૂલ છે તો એનો અંત પણ જરૂરી છે. જો એમ માનવામાં આવે કે એ સાન્ત નથી તો કોઈનેય 'પ્રાપ્તિ' નથી થઈ શકતી. માટે એ અનાદિ અને સાન્ત ચોક્કસ છે. જો એમ માનવામાં આવે કે એ ભૂલ અનાદિકાળથી નહીં પણ પાછળથી થઈ છે, તો એમાં ત્રણ દોષ આવે છે – પહેલો એ કે 'પ્રાપ્ત' પુરુષોનો ફરી ભૂલમાં પડવાનો સંભવ છે, બીજો એ કે સૃષ્ટિકર્તા ઈશ્વર પર દોષ આવે છે અને ત્રીજો નવા જીવો બનવાનો સંભવ રહે છે. આ કારણે એ અનાદિ અને સાન્ત જ સિદ્ધ થાય છે. વાસ્તવમાં કાળની કલ્પના પણ માયામાં જ છે, કેમકે બ્રહ્મ તો શુદ્ધ અને કાલાતીત છે.

વેદ, શાસ્ત્ર અને તત્ત્વવેત્તા મહાપુરુષોનું પણ એમ કહેવું છે કે એક શુદ્ધ બોધ જ્ઞાનસ્વરૂપ પરમાત્મા બ્રહ્મ સિવાય બીજું કશુંય નથી; પણ કોઈ પણ વ્યક્તિ દ્વારા 'સંસાર અસત્ છે' એમ કહેવું ઉચિત નથી, કેમકે વાસ્તવમાં એમ કહેવાનું શક્ય નથી. સંસારને અસત્ માનવાથી સંસારના રચયિતા સૃષ્ટિકર્તા ઈશ્વર, વિધિ-નિષેધાત્મક શાસ્ત્ર, લોક-પરલોક અને પાપ-પુણ્ય વગેરે સઘળાં વ્યર્થ ઠરે છે અને એમને વ્યર્થ કહેવાં કે માનવાં એ અનધિકારની વાત છે. જે વાસ્તવિકતામાં શુદ્ધ બ્રહ્મ સિવાય અન્યનો આત્યન્તિક અભાવ છે એમાં તો કશું કહેવાનું શક્ય નથી, કહેવાનું પણ ત્યાં જ શક્ય છે કે જ્યાં અજ્ઞાન છે. અને જ્યાં કહેવાનું શક્ય છે ત્યાં સૃષ્ટિના રચયિતા, સંસાર અને શાસ્ત્ર વગેરે બધું સત્ય છે અને એ બધાંને સત્ય માનીને જ શાસ્ત્રાનુકૂળ આચરણ કરવું જોઈએ. સાત્ત્વિક આચરણ અને ભગવાનની વિશુદ્ધ ભક્તિથી અંતઃકરણની શુદ્ધિ થતાં જે સમયે ભ્રમ દૂર થઈ જાય છે એ જ વખતે સાધક કૃતકૃત્ય થઈ જાય છે. આ જ પરમાત્માની પ્રાપ્તિ છે.

— ★ —

## નિરાકાર-સાકાર-તત્ત્વ

એક શુદ્ધ બ્રહ્મ સિવાયનું બીજું જે કંઈ પણ ભાસે છે એ વાસ્તવમાં નથી, કેવળ સ્વપ્નવત્ પ્રતીતિ થાય છે. વેદ, વેદાંત અને ઉપનિષદ્નો આ જ સર્વોચ્ચ સિદ્ધાંત છે, આ જ સ્વામી શ્રી શંકરાચાર્યજીનો મત છે અને આ જ વાસ્તવમાં ન્યાયયુક્ત સિદ્ધાંત છે, પણ આ વાત એટલી ઊંચી અને ગોપનીય છે કે સરળતાથી ઓચિંતા એનો પ્રકાશ કરવો અનુચિત છે. આ સિદ્ધાંતને કહેનારા અને સાંભળનારા ખૂબ થોડા હોય છે, આને કહેવા માટેનો એ જ અધિકારી છે જે પોતે એ સ્થિતિમાં હોય અને સાંભળવા માટેનો પણ એ જ અધિકારી છે જે સાંભળતાંવેંત જ એ સ્થિતિમાં સ્થિત થઈ જાય. જે આ જાતના નથી એમને ન કહેવાનો અધિકાર છે કે ન સાંભળવાનો. જેઓ સાંસારિક હાનિ-લાભમાં હર્ષ-શોક કરે છે, કે હરખાય છે, જેઓ દુઃખ અને સુખનો જુદા જુદા રૂપે અનુભવ કરે છે તેમજ જેઓ વિષયલોલુપ અને ઇન્દ્રિયારામ છે એમને તો આ સિદ્ધાંતના ઉપદેશથી લાભને બદલે નુકસાન પણ થઈ શકે છે. એ લોકો માની બેસે છે કે જ્યારે સંસાર સ્વપ્નવત્ છે તો અસત્ય, વ્યભિચાર, હિંસા અને છળ-કપટ વગેરે પાપ

પણ સ્વપ્નવત્ જ છે. ભલે ગમે તે કરો, કોઈ નુકસાન તો થવાનું નથી. આમ માનીને એ લોકો પરિશ્રમસાધ્ય સત્કર્મોને ત્યજીને અલગ અલગ રીતે પાપાચરણ કરવા માંડે છે, કેમકે સત્કર્મોને કરવા કરતાં એમને ત્યજી દેવાં અને પાપ-કર્મોમાં જોડાવું સરળ છે. માટે જ અનધિકારીઓને આ સિદ્ધાંતનો ઉપદેશ ન કરવાની શાસ્ત્રોની આજ્ઞા છે, કેમકે અનધિકારીઓ આ સિદ્ધાંતને ખરી રીતે ન સમજીને સત્કર્મોને ત્યજી દે છે, જ્ઞાનની પ્રાપ્તિ એમને થતી નથી, આથી ઉભયભ્રષ્ટ થઈ જાય છે. આ દોહો પ્રસિદ્ધ જ છે –

**બ્રહ્મજ્ઞાન ઉપજ્યો નહીં, કર્મ દિયે છિટકાય ।**
**'તુલસી' ઐસી આત્મા, સહજ નરક મેં જાય ॥**

માટે શ્રીભગવાને ગીતામાં પણ કહ્યું છે–

**ન બુદ્ધિભેદં જનયેદજ્ઞાનાં કર્મસઙ્ગિનામ્ ।**
**જોષયેત્સર્વકર્માણિ વિદ્વાન્યુક્તઃ સમાચરન્ ॥**

(ગીતા ૩/૨૬)

'પરમાત્માના સ્વરૂપમાં અચળભાવે સ્થિત થયેલો જ્ઞાની પુરુષ શાસ્ત્રવિહિત કર્મોમાં આસક્તિ રાખનારા અજ્ઞાનીઓની બુદ્ધિમાં ભ્રમ અર્થાત્ એ કર્મો પ્રત્યે અશ્રદ્ધા ન ઉપજાવે; પરંતુ પોતે શાસ્ત્રવિહિત સઘળાં કર્મો સારી પેઠે કરતો રહી એમની પાસે પણ તે જ પ્રમાણે કર્મ કરાવે.'

જ્ઞાની અને અજ્ઞાનીનાં કર્મોમાં આ જ અંતર છે કે જ્ઞાનીનાં કર્મ અનાસક્તભાવે સ્વાભાવિક રીતે થાય છે અને અજ્ઞાનીનાં કર્મ આસક્તિ- સહિત થાય છે. શ્રીગીતામાં કહ્યું છે–

**સક્તાઃ કર્મણ્યવિદ્વાંસો યથા કુર્વન્તિ ભારત ।**
**કુર્યાદ્વિદ્વાંસ્તથાસક્તશ્ચિકીર્ષુર્લોકસંગ્રહમ્ ॥**

(ગીતા ૩/૨૫)

'માટે હે ભારત! કર્મમાં આસક્ત થયેલા અજ્ઞાનીજનો જે પ્રમાણે કર્મ કરે છે, આસક્તિ વિનાનો વિદ્વાન પણ લોકસંગ્રહની ઇચ્છા રાખતો તે જ પ્રમાણે કર્મ કરે.'

કહેવાનું તાત્પર્ય એ છે કે શુદ્ધ બ્રહ્મની ચર્ચા કેવળ અધિકારીઓમાં જ થવી જોઈએ.

લોકો કહી શકે છે કે જ્યારે એક શુદ્ધ બ્રહ્મ સિવાય બીજું કશું છે જ નહીં તો એનાથી સૃષ્ટિ અને સૃષ્ટિકર્તા ઈશ્વરનું પણ ન હોવું જ સિદ્ધ થાય છે અને જો એવી જ વાત છે તો પછી એનું પ્રતિપાદન કરનારાં પ્રમાણભૂત શાસ્ત્રો અને પ્રત્યક્ષ દેખાતી સૃષ્ટિની શું દશા થશે? એનો ઉત્તર એ જ છે કે જેમ આકાશ નિરાકાર છે, આકાશમાં ક્યાંય કોઈ આકાર નથી, પણ કદી કદી આકાશમાં વાદળના ટુકડા જોવા મળે છે, એ વાદળના ટુકડા આકાશમાં જ ઉત્પન્ન થાય છે, એમાં જ દેખાય છે અને છેવટે એ આકાશમાં જ શાંત થઈ જાય છે. આકાશની વાસ્તવિક સ્થિતિમાં કોઈ ફેર નથી પડતો, પણ આકાશનું જેટલું સ્થાન વાદળોથી ઘેરાયેલું હોય છે એટલા ભાગમાં એનું એક ખાસ રૂપ દેખાય છે અને એમાં વૃષ્ટિ વગેરેની ક્રિયા પણ થાય છે.

એ જ રીતે એક જ અનંત શુદ્ધ બ્રહ્મમાં જેટલો અંશ માયાથી આચ્છાદિત દેખાય છે એટલા અંશનું નામ સગુણ ઈશ્વર છે, વાસ્તવમાં આ સગુણ ઈશ્વર શુદ્ધ બ્રહ્મ કરતાં કદી કોઈ બીજી ભિન્ન વસ્તુ નથી, પણ માયાને કારણે ભિન્ન દેખાવાથી સગુણ ઈશ્વરને લોકો ભિન્ન માને છે. આ જ ભિન્નરૂપે દેખાઈ જનારું સગુણ ચૈતન્ય સૃષ્ટિકર્તા ઈશ્વર છે; આને જ આદિપુરુષ પુરુષોત્તમ અને માયાવિશિષ્ટ ઈશ્વર કહેવામાં આવે છે. આકાશના ભાગમાં વાદળોની જેમ આ સગુણ ચૈતન્યમાં જે આ સૃષ્ટિ દેખાય છે એ માયાનું કાર્ય છે. માયા સૃષ્ટિકર્તા ઈશ્વરની શક્તિનું નામ છે. જેમ અગ્નિ અને એની બાળનારી શક્તિ હોય છે એ જ રીતે સૃષ્ટિકર્તા

ઈશ્વર અને એની શક્તિ માયા છે. આને જ પ્રકૃતિ કહે છે અને આનું જ નામ અજ્ઞાન છે.

આ માયા શું છે અને શી રીતે ઉત્પન્ન થાય છે? આ એક જુદો વિષય છે, માટે આ વિષય પર અહીં કશું ન લખીને મૂળ વિષય પર જ લખવામાં આવે છે. આ વર્ણનથી એમ સમજવું જોઈએ કે નિરાકાર આકાશની જેમ એ સર્વવ્યાપી અનંત ચેતનનું નામ તો શુદ્ધ બ્રહ્મ છે, વાસ્તવમાં આકાશનું દૃષ્ટાંત પણ એકદેશીય જ છે, કેમકે આકાશની તો સીમા પણ છે અને એનો કોઈ આકાર ન હોવા છતાંય એમાં શબ્દરૂપી એક ગુણ પણ છે. પરંતુ શુદ્ધ બ્રહ્મ તો અસીમ, અનંત, નિર્ગુણ, કેવલ અને એક જ છે, માટે જ એ અનિર્વચનીય છે અને માટે જ એનો ઉપદેશ કેવળ એ જ અધિકારીને કરી શકાય છે જે એને ધારણ કરવામાં સમર્થ છે. તો આ થઈ શુદ્ધ બ્રહ્મની વાત.

આ જ શુદ્ધ બ્રહ્મનો જેટલો અંશ (વાદળોથી ઘેરાયેલા આકાશના ભાગની જેમ) જુદો દેખાય છે એ જ માયાવિશિષ્ટ સૃષ્ટિકર્તા સગુણ ઈશ્વર છે અને એ જ પરમાત્માના એક અંશમાં આખાય બ્રહ્માંડની સ્થિતિ છે.

હવે એ પછી સાકાર ઈશ્વર એટલે કે અવતારનો વિષય આવે છે. જ્યારે એ સગુણ ઈશ્વર આવશ્યક સમજે છે ત્યારે જ એ પોતાની માયાને અધીન કરીને જે રૂપમાં કાર્ય કરવાનું હોય છે એ જ રૂપમાં પ્રગટ થઈ જાય છે. કદી મનુષ્યના રૂપમાં, કદી વરાહ અને નૃસિંહના રૂપમાં, કદી મત્સ્ય અને કચ્છપના રૂપમાં, કદી હંસ અને અશ્વના રૂપમાં. આ જ પ્રમાણે આવશ્યકતા મુજબ અનેક રૂપોમાં ઈશ્વર સાક્ષાત્ અવતીર્ણ થઈને લોકોને દર્શન દઈને કૃતાર્થ કરે છે. પણ આમ સંસારમાં એમનું પ્રગટ થવું પ્રાકૃત જીવો જેવું નથી હોતું, ઈશ્વરના અવતીર્ણ થવાનો વખત અને હેતુ ભગવાને શ્રીગીતાજીમાં કહ્યો છે–

**યદા યદા હિ ધર્મસ્ય ગ્લાનિર્ભવતિ ભારત ।**
**અભ્યુત્થાનમધર્મસ્ય તદાત્માનં સૃજામ્યહમ્ ॥**
**પરિત્રાણાય સાધૂનાં વિનાશાય ચ દુષ્કૃતામ્ ।**
**ધર્મસંસ્થાપનાર્થાય સમ્ભવામિ યુગે યુગે ॥**

(ગીતા ૪/૭-૮)

'હે ભારત! જ્યારે જ્યારે ધર્મની હાનિ અને અધર્મની વૃદ્ધિ થાય છે, ત્યારે ત્યારે હું પોતાના રૂપને સર્જું છું એટલે કે સાકારરૂપે લોકો સમક્ષ પ્રગટ થાઉં છું. સાધુપુરુષોનો ઉદ્ધાર કરવા માટે, પાપકર્મ કરનારાઓનો વિનાશ કરવા માટે અને ધર્મની સમ્યક્ રીતે સ્થાપના કરવા માટે હું યુગે યુગે પ્રગટ થાઉં છું.'

હાલ પૃથ્વી પર એવો કોઈ અવતાર નથી દેખાતો જે એમ કહી દે કે મેં સાધુઓનો ઉદ્ધાર કરવા કાજે અવતાર લીધો છે, સંસારમાં સાધુ અનેક મળી શકે છે, પણ એ સાધુઓના ઉદ્ધાર કાજે અવતીર્ણ થઈને આવનારું કોઈ નથી દેખાતું. ભગવાન શ્રીકૃષ્ણની જેમ એમ કહેનારું કે –

**સર્વધર્માન્પરિત્યજ્ય મામેકં શરણં વ્રજ ।**
**અહં ત્વા સર્વપાપેભ્યો મોક્ષયિષ્યામિ મા શુચઃ ॥**

(ગીતા ૧૮/૬૬)

'સઘળાય ધર્મોને એટલે કે સઘળાંય કર્તવ્ય-કર્મોને મારામાં ત્યજીને, તું કેવળ એકમાત્ર મુજ સર્વ-શક્તિમાન સર્વાધાર પરમેશ્વરના જ શરણે આવી જા; હું તને બધાંય પાપોથી મુક્ત કરી દઈશ, તું શોક કર મા.'

આમ એકમાત્ર પોતાના શરણથી જ પાપોમાંથી મુક્ત કરાવી દેવાનું વચન આપનારો હાલ સંસારમાં કોઈ અવતાર નથી!

કેટલાક દિવસો પહેલાં એક સજ્જને મને પૂછ્યું હતું કે પૃથ્વી પર પાપ તો ઘણું વધી

ગયું છે, શું ભગવાનનો અવતાર લેવાનો વખત હજી નથી થયો? જો થયો છે તો ભગવાન અવતાર કેમ નથી લેતા? મેં એમને કહ્યું હતું કે મને ખબર નથી. એવું તો કંઈ જરૂરી નથી કે હું બધી બાબતોનો જાણકાર હોઉં, ભગવાન અવતાર કેમ નથી લેતા એ વાતને ભગવાન જ જાણે. હા, જો કોઈ મને એમ પૂછે કે ભગવાનના અવતાર લેવાથી તમે પ્રસન્ન છો કે નહીં, તો હું એ જ કહીશ કે હું ભગવાનના અવતાર લેવાથી ઘણો પ્રસન્ન છું, કેમકે હાલ જો ભગવાનનો અવતાર થઈ જાય તો મને પણ એમનાં દર્શન થઈ શકે છે. જો કોઈ સરળતાથી એમ પૂછે કે તમારા અનુમાનથી ભગવાનનો અવતાર લેવાનો વખત હવે થયો છે કે નહીં? તો હું પોતાના અનુમાનથી એ જ કહી શકું છું કે એવો વખત કદાચ હજી નથી થયો, જો એવો વખત થયો હોત તો ભગવાન અવતીર્ણ થઈ જાત. કળિયુગમાં જે કંઈ થવું જોઈએ હજી સુધી એનાથી કંઈ વધુ નથી થઈ રહ્યું. ભગવાનના અન્ય અવતારો વખતે જેવો અત્યાચાર વધ્યો હતો, ધર્મ અને ધર્મપ્રાણ ઋષિઓની જેવી દુર્દશા થઈ હતી, એવી હજી નથી થઈ. ભગવાન શ્રીરામચંદ્રજીના વખતમાં તો રાક્ષસો વડે માર્યા ગયેલા ઋષિઓનાં હાડકાંઓના ઢગલા થઈ ગયા હતા.

**પ્રશ્ન :** શું ઋષિઓમાં રાક્ષસોને વધ કરવાનું સામર્થ્ય ન હતું? અને જો હતું તો એમણે રાક્ષસોનો વધ કેમ ન કર્યો?

**ઉત્તર :** ઋષિઓમાં રાક્ષસોનો વધ કરવાનું સામર્થ્ય હતું, પણ તેઓ પોતાનું તપોબળ ક્ષીણ કરવા માંગતા ન હતા. જ્યારે શ્રીવિશ્વામિત્રજીએ મહારાજ દશરથ પાસે આવીને યજ્ઞની રક્ષા માટે શ્રીરામ-લક્ષ્મણને માંગ્યા, ત્યારે પણ એમણે એમ જ કહ્યું હતું કે 'જોકે હું રાક્ષસોનો વધ પોતે કરી શકું છું, પણ એમાં મારા તપનો ક્ષય થશે, જે હું કરવા નથી માંગતો. શ્રીરામ-લક્ષ્મણ દ્વારા રાક્ષસોનો વધ થવાથી મારા યજ્ઞની રક્ષા પણ થશે તથા મારું તપોબળ પણ સુરક્ષિત રહેશે. શ્રીરામ-લક્ષ્મણ રાક્ષસોને સરળતાથી મારી શકે છે, એ વાત હું જાણું છું, તમે નથી જાણતા.' મહારાજ દશરથે મોહથી શ્રીરામ-લક્ષ્મણને સાધારણ બાળક સમજીને સંતાન-સ્નેહને વશ થઈ વિશ્વામિત્રજીને કહ્યું, 'નાથ! હું પોતે આપની સાથે આવવા તૈયાર છું; એક રાવણને છોડીને બધા રાક્ષસોને મારી શકું છું. આપ રામ-લક્ષ્મણને નહીં, પણ મને લઈ જાઓ.' આ પ્રમાણે રાજાને મોહમાં પડેલા જોઈને શ્રીવસિષ્ઠજીએ, જેઓ ભગવાન શ્રીરામના પ્રભાવને તત્ત્વથી જાણતા હતા, દશરથ રાજાને સમજાવીને કહ્યું, 'રાજન્! તમે કશી જાતની ચિંતા ન કરશો, આ સાધારણ બાળકો નથી, એમને કશો ભય નથી, તમે પ્રસન્નતાપૂર્વક એમને વિશ્વામિત્રજી સાથે મોકલી દો.' આ પ્રસંગથી એ જાણી શકાય છે કે ઋષિઓ સામર્થ્યવાન તો હતા, પણ પોતાના તપોબળથી કામ લેવા માંગતા ન હતા.

કળિયુગમાં હજી સુધી એવો વખત આવ્યો નથી જણાતો કે જેથી ભગવાનને અવતાર લેવો પડે અને ભગવાન આ રીતે ઓચિંતાં અવતાર લીધા નથી કરતા. પહેલાં તો એ કારક પુરુષોને પોતાનો અધિકાર સોંપીને મોકલે છે, જેમ માલિક પોતાની દુકાન સંભાળવા માટે વિશ્વાસુ મુનીમજીને મોકલે છે. પણ જ્યારે એ જુએ છે કે મુનીમજીથી કામ નહીં પતે, મારા પોતાના ગયા વિના કામ નહીં ચાલે ત્યારે એ પોતે જાય છે; આ જ પ્રમાણે જ્યારે કારક પુરુષોને મોકલી દેવા છતાં પણ

ભગવાનને પોતાને અવતાર લેવાની જરૂર જણાય છે ત્યારે તેઓ જાતે પ્રગટ થાય છે. કારક પુરુષ એમને કહેવાય છે જેઓ ભગવત્કૃપાથી પોતાના પુરુષાર્થ દ્વારા આ શ્લોક મુજબ -

**અગ્નિર્જ્યોતિરહઃ શુક્લઃ ષણ્માસા ઉત્તરાયણમ્ ।**
**તત્ર પ્રયાતા ગચ્છન્તિ બ્રહ્મ બ્રહ્મવિદો જનાઃ ॥**

(ગીતા ૮/૨૪)

જુદા જુદા દેવતાઓ દ્વારા ક્રમ મુજબ અગ્રસર થતા થતા છેવટે ભગવાનના સત્યલોકમાં પહોંચે છે. આ લોકમાં જનારા મહાત્માઓનું સ્વાગત કરવા માટે ભગવાનના પાર્ષદો (અમાનવ પુરુષો) વિમાન લઈને સામે આવે છે અને એમને ખૂબ આદર-સત્કાર સાથે ભગવાનના એ પરમધામમાં લઈ જાય છે. એ ધામનો પ્રલયકાળમાં નાશ નથી થતો, ત્યાં કોઈ પ્રકારનાં દુઃખ કે શોક નથી. એક વાર જે એ ધામમાં પહોંચી જાય છે એનો ફરી કર્મ-બંધનયુક્ત જન્મ નથી થતો. આ જ લોકને સંભવતઃ શ્રીવિષ્ણુના ઉપાસકો વૈકુંઠ, શ્રીકૃષ્ણના ઉપાસકો ગોલોક અને શ્રીરામના ઉપાસકો સાકેતલોક કહે છે. આ લોકમાં પહોંચેલા મહાત્માઓ મહાપ્રલય સુધી સુખપૂર્વક ત્યાં નિવાસ કરીને છેવટે શુદ્ધ બ્રહ્મમાં શાંત થઈ જાય છે. આવા લોકોમાંથી જો કોઈ મહાપુરુષ સૃષ્ટિકર્તા ભગવાનની પ્રેરણાથી અથવા પોતાની ઇચ્છાથી કેવળ જગતનું હિત કરવા માટે સંસારમાં આવે છે તો તેઓ કારક પુરુષ કહેવાય છે. આવા લોકોનાં દર્શન, સ્પર્શ, ભાષણ અને ચિંતનથી પણ શ્રદ્ધાળુ પુરુષોનો ઉદ્ધાર થઈ શકે છે. શ્રીવસિષ્ઠજી અને વેદવ્યાસજી વગેરે આવા જ મહાપુરુષોમાંના હતા. આવા લોકોનું જગતમાં પ્રગટ થવું કેવળ જગતના ઉદ્ધાર માટે જ હોય છે, જે રીતે કોઈ કારાગૃહમાં પડેલા કેદીઓને મુક્ત કરવા માટે કોઈ ખાસ અવસર પર રાજાના પ્રતિનિધિઓ અધિકાર લઈને કારાગારમાં જાય છે અને ત્યાં જઈને બંધનમાં પડેલા કેદીઓને બંધનમાંથી મુક્ત કરીને સ્વતંત્રતાપૂર્વક પાછા આવી જાય છે. જેલમાં કેદીઓ પણ જાય છે અને રાજાના પ્રતિનિધિઓ પણ. ભેદ એટલો જ છે કે કેદીઓ તો પોતાનાં કરેલાં દુષ્કર્મોનું ફળ ભોગવવા માટે પરવશ થઈને જેલના બંધનમાં જાય છે અને રાજાના પ્રતિનિધિઓ સ્વતંત્રતાપૂર્વક દયાને લીધે બંધનમાં પડેલા કેદીઓને મુક્ત કરવા માટે જેલમાં જાય છે. આ જ પ્રમાણે કારક પુરુષો પણ સંસારમાં કેવળ બંધનમાં પડેલા જીવોને મુક્ત કરવા માટે જ પ્રગટ થાય છે. અવતારમાં અને કારક પુરુષમાં એ જ ભેદ છે કે અવતાર તો કદી જીવભાવને પ્રાપ્ત થયા નથી અને કારક પુરુષ કોઈક કાળે જીવભાવને પ્રાપ્ત હતા, પણ ભગવત્કૃપાથી પોતાના પુરુષાર્થ દ્વારા ક્રમમુક્તિથી તેઓ છેવટે એ સ્થિતિને પામી ગયા. હાલ અવતાર અને કારક પુરુષ તો જગતમાં જોવા નથી મળતા, જીવન્મુક્ત મહાત્માઓ જોકે મળી શકે છે.

મુક્તિ બે પ્રકારની હોય છે – સદ્યોમુક્તિ અને ક્રમમુક્તિ. જેઓ આ જ દેહમાં અજ્ઞાનથી સર્વથા છૂટીને નિત્ય, સત્ય, આનંદબોધસ્વરૂપમાં સ્થિત થઈ જાય છે, જેમનાં સઘળાં કર્મો જ્ઞાનાગ્નિ વડે ભસ્મીભૂત થઈ જાય છે અને જેમની દૃષ્ટિમાં એક, અનંત અને અસીમ પરમાત્મસત્તા સિવાય જગતની ભિન્ન સત્તાનો સર્વથા અભાવ થઈ જાય છે એવા મહાપુરુષ તો જીવન્મુક્ત કહેવાય છે, આનું જ નામ સદ્યોમુક્તિ છે. અને જેઓ ઉપર કહેલા ક્રમ મુજબ લોકાંતરોમાં થતા થતા પરમધામ સુધી પહોંચે છે તેઓ ક્રમમુક્ત કહેવાય છે. આ મુક્તિના ચાર ભેદ છે, જેમકે - સામીપ્ય,

સારૂપ્ય, સાલોક્ય અને સાયુજ્ય. ભગવાનની સમીપ નિવાસ કરવાનું નામ સામીપ્ય છે, ભગવાનના સમાન સ્વરૂપ પ્રાપ્ત થવાનું નામ સારૂપ્ય છે, ભગવાનના સમાન લોકમાં નિવાસ કરવાનું નામ સાલોક્ય છે અને ભગવાનમાં મળી જવાનું નામ સાયુજ્ય છે. જેઓ દાસ-દાસી કે માધુર્યભાવથી ભગવાનની ભક્તિ કરે છે એમને સામીપ્ય-મુક્તિ, જેઓ મિત્રભાવે ભજે છે એમને સારૂપ્ય-મુક્તિ, જેઓ વાત્સલ્યભાવે ભજે છે એમને સાલોક્ય-મુક્તિ અને જેઓ વેરભાવે કે જ્ઞાનમિશ્રિતા ભક્તિથી ભગવાનની ઉપાસના કરે છે એમને સાયુજ્ય-મુક્તિ પ્રાપ્ત થાય છે.

આવા મહાપુરુષો અત્યારે પણ જગતમાં છે. જીવન્મુક્ત એ જ થાય છે જે પહેલાં જીવભાવને પ્રાપ્ત હતો, પાછળથી પુરુષાર્થ વડે મુક્ત થઈ ગયો. જેમકે, શ્રીશુકદેવજી અને રાજા જનક વગેરે.

જીવોમાં પહેલી શ્રેણીમાં તો અમુક એવા મહાપુરુષો છે કે જેઓ જીવભાવથી મુક્ત થઈ ચૂક્યા છે. બીજા એવા લોકો હાલ મળી શકે છે કે જેઓ દૈવી સંપદાનો આશરો લઈને મુક્તિના માર્ગમાં સ્થિત છે - અને મુક્તિની ઘણી નજીક પહોંચી ચૂક્યા છે, સંભવ છે કે એમની આ જ જન્મે મુક્તિ થઈ જાય અથવા કોઈને એક જન્મ હજી પણ ધારણ કરવો પડે. આવા પુરુષો પણ જીવન્મુક્તોની જેમ કામ-ક્રોધ અને હરખ-શોકને અધીન નથી થતા.

**પ્રશ્ન :** પ્રાચીન કાળમાં ઋષિઓને અને મહાત્માઓને હરખ-શોક થયા છે એવાં લખાણો ગ્રંથોમાં મળે છે, એનું શું કારણ છે?

**ઉત્તર :** જેમને રાગ-દ્વેષને લીધે હરખ-શોકનો વિકાર થાય છે તેમને તો જીવન્મુક્ત નથી સમજી શકાતા, પણ જો કર્તવ્યવશ લોકમર્યાદા માટે થઈને થોડા-ઘણા અંશે મહાત્માઓમાં હરખ-શોકનો વ્યવહાર દેખાય છે તો કોઈ નુકસાન નથી. ભગવાન શ્રીરામચંદ્રજીએ તો સીતાનું હરણ થઈ જતાં અને લક્ષ્મણને શક્તિ વાગવાથી ઘણો વિલાપ કર્યો હતો, એ પણ એવા શબ્દોમાં અને એવા ભાવથી કે જેને જોઈ-સાંભળીને મોટામોટા લોકોને મોહ જેવું થવા માંડ્યું હતું, પણ એ કેવળ ભગવાનનો વ્યવહાર હતો અને એમાં તો એક વિલક્ષણ વાત બીજી પણ હતી. ભગવાન શ્રીરામે શ્રીસીતાજી અને લક્ષ્મણ માટે વ્યાકુળતાપૂર્વક વિલાપ કરીને જગતને મહાન પ્રેમનું અને પોતાના મૃદુ સ્વભાવનું ઘણું મોટું શિક્ષણ આપ્યું હતું. ભગવાને શ્રીગીતાજીમાં પોતાનો એ સ્વભાવ જણાવ્યો છે કે -

**યે યથા માં પ્રપદ્યન્તે તાંસ્તથૈવ ભજામ્યહમ્ ।**
(૪/૧૧)

'જે ભક્તો મને જેવા ભાવથી ભજે છે, હું પણ તેમને એવા જ ભાવથી ભજું છું.' આને જ અનુસરીને ભગવાન શ્રીરામે શ્રીસીતાજી માટે વિલાપ કરીને વૃક્ષો, શાખાઓ અને પાંદડાંઓને સમાચાર પૂછી પૂછીને એવું સિદ્ધ કરી દીધું કે જેવી રીતે હાલ રાવણના હાથમાં પડેલી સીતા રામના પ્રેમમાં મગ્ન થઈ 'રામ-રામ' પોકારી રહી છે એ જ રીતે રામ પણ સીતાના પ્રેમ-બંધનમાં બંધાઈને પ્રેમ-વિહ્વળ થઈ 'સીતા-સીતા' પોકારી રહ્યા છે. એ જ પ્રમાણે લક્ષ્મણ જે રીતે વ્યાકુળ થઈ શકે છે, એ જ રીતે રામ પણ આજે લક્ષ્મણ માટે વ્યાકુળ છે. આનાથી આપણે એવું શીખવું જોઈએ કે ભગવાનને આપણે જે રીતે ભજીશું ભગવાન પણ આપણને એ જ રીતે ભજવા તૈયાર છે. આ તો ભગવાનની વાત થઈ, પણ ઋષિ-મહાત્માઓમાં પણ લોક-વ્યવહારમાં હરખ-શોક જેવો ભાવ આવી શકે છે.

જીવન્મુક્ત અને મુક્તિની નજીક પહોંચેલા લોકોની વાત તો થઈ, હવે સંસારમાં એવા પુણ્યાત્મા સકામ યોગી પણ છે, જેઓ -

**ધૂમો રાત્રિસ્તથા કૃષ્ણઃ ષણ્માસા દક્ષિણાયનમ્ ।**
**તત્ર ચાન્દ્રમસં જ્યોતિર્યોગી પ્રાપ્ય નિવર્તતે ॥**

(ગીતા ૮/૨૫)

આ શ્લોક* અનુસાર જુદા જુદા દેવતાઓ દ્વારા અગ્રસર થતા થતા ચંદ્રમાની જ્યોતિને પામીને સ્વર્ગમાં પોતાના શુભ કર્મોનું ફળ ભોગવીને પાછા ફરે છે.

પૂર્વકાળમાં એવા યોગીઓ પણ હતા કે જેમને આઠેય પ્રકારની અથવા એમાંની કોઈ કોઈ સિદ્ધિઓ પ્રાપ્ત હતી, હાલ આ વિદ્યા લુપ્તપ્રાય થઈ ચૂકી છે. વાસ્તવમાં કેવળ સિદ્ધિઓની પ્રાપ્તિથી પરમ કલ્યાણ પણ નથી થતું. સિદ્ધિઓથી સાંસારિક સુખ મળી શકે છે, પણ મોક્ષ નથી મળતો, માટે શાસ્ત્રકારોએ આ સિદ્ધિઓને મોક્ષમાં બાધક અને જગતનાં સુખોને સાધનારી માની છે. સિદ્ધિઓને પ્રાપ્ત કરનારા યોગી ઘણું કરીને સિદ્ધિઓમાં જ રહી જાય છે, પણ ઉપર કહેલા મુક્તિના માર્ગમાં સ્થિત યોગીઓ તો મોક્ષરૂપી પરમ સિદ્ધિને પ્રાપ્ત કરી લે છે, માટે એમનો દરજ્જો આમનાથી ઊંચો છે.

**પ્રશ્ન :** આઠ સિદ્ધિઓ કઈ કઈ છે, એ કેવી રીતે પ્રાપ્ત થાય છે અને એમનાથી કયું કયું કામ થાય છે?

**ઉત્તર :** સિદ્ધિઓનાં નામ અણિમા, ગરિમા, મહિમા, લઘિમા, પ્રાપ્તિ, પ્રાકામ્ય, ઈશિત્વ અને વશિત્વ છે. આમની પ્રાપ્તિ અષ્ટાંગયોગના સાધનથી થાય છે અને આ સિદ્ધિઓથી આ મુજબનાં કાર્યો થઈ શકે છે–

**અણિમા :** પોતાના સ્વરૂપને અણુ સમાન બનાવવું, જેમકે, શ્રીહનુમાનજીએ લંકામાં પ્રવેશ કરતી વેળાએ બનાવ્યું હતું.

**ગરિમા :** શરીરને ભારે વજનદાર બનાવવું, જેમકે, કર્ણે બાણ ચલાવ્યું ત્યારે અર્જુનને બચાવવા માટે સારથિરૂપે રથ પર બેઠેલા ભગવાન શ્રીકૃષ્ણે બનાવ્યું હતું અને પોતાના ભારથી ઘોડાઓ સમેત રથને જમીનમાં ઉતારી દીધો હતો.

**મહિમા :** શરીરને મહાન વિશાળ બનાવવું, જેમકે, ભગવાન શ્રીવામનજીએ બનાવ્યું હતું.

**લઘિમા :** શરીરને ખૂબ જ હલકું બનાવવું.

**પ્રાપ્તિ :** ઈચ્છાનુસાર પદાર્થોને પ્રાપ્ત કરવા, જેમકે, ભરદ્વાજ મુનિએ ભરતજીના આતિથ્ય વખતે કર્યું હતું.

**પ્રાકામ્ય :** કામના અનુસાર કાર્ય થવું.

**ઈશિત્વ :** ઈશ્વર સમાન સૃષ્ટિ-રચના કરવાનું સામર્થ્ય થવું.

**વશિત્વ :** પોતાના પ્રભાવથી ગમે તેને પોતાના વશમાં કરવું.

આ આઠ સિદ્ધિઓ છે, આજકાલ આ સિદ્ધિઓને પ્રાપ્ત થયેલા પુરુષો જોવા નથી મળતા. સત્ય-ભાષણથી વાણી સત્ય થઈ જવી વગેરે ઉપસિદ્ધિઓને પ્રાપ્ત થયેલા પુરુષો તો ક્યાંક ક્યાંક મળી શકે છે.

**પ્રશ્ન :** શું સત્ય બોલનારની વાણીમાંથી નીકળેલા બધા શબ્દો સાચા પડે છે?

**ઉત્તર :** ચોક્કસ પડે છે, ઉપનિષદ્ અને પુરાણ વગેરેમાં આનાં ઘણાં પ્રમાણો છે જેનાથી

* જે માર્ગે ધૂમાભિમાની દેવતા છે, રાત્રિનો અભિમાની દેવતા છે, કૃષ્ણપક્ષનો અભિમાની દેવતા છે અને દક્ષિણાયનના છ મહિનાનો અભિમાની દેવતા છે, એ માર્ગે મૃત્યુ પામીને જનાર સકામ કર્મ કરનાર યોગી આ દેવતાઓ દ્વારા ક્રમે ક્રમે લઈ જવાઈને ચન્દ્રમાની જ્યોતિને પામીને સ્વર્ગમાં પોતાનાં શુભ કર્મોનું ફળ ભોગવીને પાછો આવે છે.

સિદ્ધ થાય છે કે પ્રાચીનકાળમાં આવું થતું હતું. નાનકડા ઋષિકુમારે રાજા પરીક્ષિતને શાપ આપી દીધો હતો તો એ મુજબ જ એ જ સમયે સાપ આવીને પરીક્ષિતને ડસ્યો હતો. જ્યારે રાજા નહુષે ઇન્દ્રપદ પર આરૂઢ થઈ ઋષિઓ પાસે પોતાની પાલખી ઊપડાવી અને કામાંધ થઈને ઇન્દ્રાણી પાસે જવા માંડ્યો તેમ જ **'શીઘ્રં સર્પ'** કહીને ઋષિને ધૂતકાર્યા હતા, ત્યારે ઋષિએ કહ્યું હતું કે તું સાપ થઈ જા; એ મુજબ એ તરત જ સાપ થઈ ગયો હતો. પ્રાર્થના કરવાથી પછી એને જ એ વરદાન આપ્યું કે દ્વાપરયુગમાં ભીમ પકડાશે ત્યારે મહારાજ યુધિષ્ઠિર સાથે તારો ભેટો થશે, ત્યારે તારો ઉદ્ધાર થશે, આ વચન પણ ખરું ઠર્યું. માટે એ સિદ્ધ થાય છે કે સત્યવાદીના મુખેથી નીકળેલો દરેક શબ્દ સત્ય હોય છે. હા, જો કોઈ સત્યવાદી કદી જાણી-જોઈને અસત્ય બોલે તો એટલા શબ્દો સાચા નથી પડતા, જેમ કે, મહારાજ યુધિષ્ઠિરે જાણી જોઈને અશ્વત્થામાના મરવાની સંદિગ્ધ વાત કહી હતી, ત્યારે અશ્વત્થામા મર્યો નહીં. પણ જો કોઈ કેવળ સત્ય જ બોલે તો એની વાણી સાચી પડવામાં કોઈ શંકા નથી.

આજકાલ અમુક એવા પુરુષો પણ મળી શકે છે કે જે લોકોએ મન અને ઇન્દ્રિયોને ઘણું કરીને વશમાં કરી લીધાં છે, જેમને મહિનાઓ સુધી સ્ત્રી સાથે એક પથારી પર સૂઈ રહેવા છતાં કામોદ્રેક નથી થતો, ભોજનની ગમે તેવી સામગ્રી સામે હોવા છતાં પણ મન નથી ચળતું, ક્રોધ અને શોકનાં ઘણાં મોટાં કારણો ઉપસ્થિત થવા છતાં પણ ક્રોધ અને શોક નથી થતો. પણ એવો કોઈ મહાપુરુષ મારા જોવામાં નથી આવ્યો કે જેમાં દર્શન, સ્પર્શ, ભાષણ કે ચિંતનથી જ ઉદ્ધાર થઈ જાય, જેમ શ્રીનારદજીનાં દર્શન અને ઉપદેશથી લાખો પ્રાણીઓનો ઉદ્ધાર થઈ ગયો, શ્રી શુકદેવજીના ઉપદેશથી લાખોનું કલ્યાણ થયું, જીવન્મુક્ત આચાર્યોના ચિંતનથી ઘણા શિષ્યોનો ઉદ્ધાર થયો અને બંગાળના શ્રીચૈતન્યમહાપ્રભુનાં દર્શન, સ્પર્શ અને ઉપદેશથી હજારોનું કલ્યાણ થયું. એટલું જરૂર કહી શકું છું કે જો મનુષ્ય ઇચ્છે તો એવો બની શકે છે કે જેના દર્શન, સ્પર્શ, ભાષણ અને ચિંતનથી જ લોકોનો ઉદ્ધાર થઈ જાય.



## કલ્યાણનું તત્ત્વ

સઘળાં પ્રકારનાં દુઃખોથી, વિકારોથી, ગુણો અને કર્મોથી સદાને માટે મુક્ત થઈને પરમ વિજ્ઞાન આનંદમય કલ્યાણસ્વરૂપ પરમાત્માને પામવા એ જ પરમ કલ્યાણ છે. આને જ કોઈ મુક્તિ, કોઈ પરમ પદની પ્રાપ્તિ, કોઈ નિર્વાણપદની પ્રાપ્તિ અને કોઈ મોક્ષ કહે છે. આ સ્થિતિને પ્રાપ્ત કરવાનો અધિકાર મનુષ્યમાત્રને છે. શ્રીભગવાને કહ્યું છે—

**માં હિ પાર્થ વ્યપાશ્રિત્ય યેઽપિ સ્યુઃ પાપયોનયઃ ।**
**સ્ત્રિયો વૈશ્યાસ્તથા શૂદ્રાસ્તેઽપિ યાન્તિ પરાં ગતિમ્ ॥**

(ગીતા ૯/૩૨)

'હે પાર્થ! સ્ત્રીઓ, વૈશ્યો, શૂદ્રો તથા પાપયોનિ - ચાંડાલ આદિ જે કોઈ પણ હોય, તેઓ પણ મારે શરણે થઈને પરમ ગતિને જ પામે છે.' માટે જે મનુષ્ય પરમાત્માના ભજન-ધ્યાન વડે આ રીતે સંસારથી મુક્ત થઈ પરમ

પદને પામી જાય છે એનું જ માનવ-જીવન કૃતાર્થ છે.

આ બાબતમાં લોકો જુદા જુદા પ્રકારની ભ્રામક વાતો કર્યા કરે છે; જેમાંથી મુખ્ય આ ત્રણ છે–

(૧) 'હાલના દેશ-કાળમાં કે આ ભૂમિ પર મુક્તિ સંભવ નથી તેમજ ગૃહસ્થ અને નીચ વર્ણોમાં મુક્તિ નથી થતી.'

(૨) 'મુક્ત પુરુષ દીર્ઘકાળપર્યન્ત મુક્તિનું સુખ ભોગવ્યા પછી ફરી સંસારમાં જન્મ લે છે.'

(૩) મુક્તિ જ્ઞાનથી થાય છે. કામ, ક્રોધ, અસત્ય, ચોરી અને વ્યભિચાર વગેરે વિકારોના રહેવા છતાં જ્ઞાન થઈ જતાં મનુષ્ય જીવન્મુક્ત થઈ શકે છે. ઉપર કહેલા વિકારો તો અંતઃકરણના ધર્મો છે, જ્યાં સુધી અંતઃકરણ છે ત્યાં સુધી પ્રારબ્ધાનુસાર આ વિકારોનું રહેવું પણ અનિવાર્ય છે.'

આ ત્રણેય વિચાર વાસ્તવમાં ન તો સાચા છે કે ન લાભપ્રદ કે ન યુક્તિસંગત છે. બલકે એમને માનવાથી ઘણું નુકસાન થાય છે તથા લોકોમાં ભ્રમ ફેલાય છે; માટે અહીં આ જ વિચાર પર ક્રમાનુસાર વિચાર કરવામાં આવે છે.

(૧) મુક્તિનું કારણ આત્મજ્ઞાન છે અને એ આત્મસાક્ષાત્કાર માટે નિષ્કામ કર્મયોગ, ધ્યાનયોગ અને જ્ઞાનયોગાદિ દરેક દેશ-કાળમાં સુસાધ્ય ઉપાય વેદ-શાસ્ત્રોમાં જણાવવામાં આવ્યા છે.

કોઈ ખાસ યુગ, દેશ, વર્ણ કે આશ્રમ જ મુક્તિનું કારણ નથી માનવામાં આવ્યો. સાધન-સંપન્ન થતાં દરેક દેશકાળમાં અને દરેક વર્ણ-આશ્રમમાં મુક્તિની પ્રાપ્તિ થઈ શકે છે. ઉપર જણાવેલા ગીતાના શ્લોકથી પણ એ જ નક્કી થાય છે. મુક્તિ માટે શ્રુતિ-સ્મૃતિઓમાં ક્યાંયે કળિયુગ, ભારતભૂમિ કે કોઈ વર્ણાશ્રમનો નિષેધ નથી કરવામાં આવ્યો. આજ સુધીના સંતમહાત્માઓનાં જીવન-ચરિત્રોથી પણ એ જ સિદ્ધ થાય છે કે દરેક દેશ, ભૂમિ, વર્ણ અને આશ્રમમાં સાધન કરવાથી મુક્તિ થઈ શકે છે. 'વિષ્ણુપુરાણ'માં એક પ્રસંગ છે.

'એવો કયો સમય છે કે જેમાં ધર્મનું થોડુંક અનુષ્ઠાન પણ મહાન ફળ આપતું હોય', આ વિષય પર એકવાર ૠષિઓમાં ઘણી ચર્ચા ચાલી, છેવટે તેઓ બધા મળીને આ પ્રશ્નનો નિર્ણયાત્મક ઉત્તર મેળવવા માટે ભગવાન વેદવ્યાસ પાસે ગયા. વ્યાસજી એ વખતે ભગવતી ભાગીરથીમાં સ્નાન કરી રહ્યા હતા. ૠષિઓ એમની પ્રતીક્ષામાં જાહ્નવીના તટ પર વૃક્ષોની છાયામાં બેસી ગયા. થોડીવાર પછી વ્યાસજીએ બહાર આવીને મુનિઓને સંભળાવતાં ક્રમશઃ આમ કહ્યું, 'કળિયુગ જ સાધુ છે,' 'હે શૂદ્ર! તું જ સાધુ છે, તું જ ધન્ય છે!' 'હે સ્ત્રીઓ! તમે ધન્ય છો, તમારાથી વધીને ધન્ય બીજું કોણ છે?' આથી મુનિઓને ઘણું આશ્ચર્ય થયું અને એમણે કુતૂહલતાપૂર્વક વ્યાસજીને આ વચનોનો મર્મ પૂછ્યો. વ્યાસજીએ કહ્યું કે આ જ તમારા વિવાદગ્રસ્ત પ્રશ્નનો ઉત્તર છે. આ ત્રણેમાં મનુષ્ય ઓછા પ્રયત્ને જ પરમગતિ પામી શકે છે. અન્ય યુગોમાં, અન્ય વર્ણોમાં અને પુરુષોમાં તો મોટા સાધનથી ક્યાંક કશુંક થાય છે, પરંતુ–

**સ્વલ્પેનૈવ પ્રયત્નેન ધર્મઃ સિદ્ધ્યતિ વૈ કલૌ ।**
**નરૈરાત્મગુણામ્ભોભિઃ ક્ષાલિતાખિલકિલ્બિષૈઃ ॥**
**શૂદ્રૈશ્ચ દ્વિજશુશ્રૂષાતત્પરૈર્મુનિસત્તમાઃ ।**
**તથા સ્ત્રીભિરનાયાસં પતિશુશ્રૂષયૈવ હિ ॥**
**તતસ્ત્રિતયમપ્યેતન્મમ ધન્યતમં મતમ્ ।**

(વિષ્ણુપુરાણ ૬/૨/૩૪-૩૬)

'હે મુનિઓ! કળિયુગમાં મનુષ્ય સદ્વૃત્તિનું અવલંબન કરીને થોડાક પ્રયાસથી જ સઘળાં

પાપોથી છૂટીને ધર્મની સિદ્ધિ પામે છે. શૂદ્ર દ્વિજની સેવાથી અને સ્ત્રીઓ કેવળ પતિસેવાથી થોડાક પ્રયત્ને જ ઉત્તમગતિ પામી શકે છે. માટે મેં આ ત્રણેયને ધન્યતમ કહ્યાં છે.' આથી એ સિદ્ધ થાય છે કે હાલના દેશ-કાળમાં અને સ્ત્રી, શૂદ્રો માટે તો મુક્તિનો પથ વધુ સુગમ છે.

થોડી વાર માટે જો એવું પણ માની લઈએ કે હાલના દેશ-કાળમાં અને દરેક વર્ણાશ્રમમાં મુક્તિ નથી થતી, લોકો ભૂલથી જ ઉત્સાહપૂર્વક મુક્તિ માટે સાધનમાં પરોવાયેલા છે, છતાં એમ તો ન જ માની શકાય કે આ ભૂલથી તેઓ પોતાનું કોઈ નુકસાન કરી રહ્યા છે. ભલે મુક્તિ નહીં, પણ સાધનનું કંઈ ને કંઈ તો ઉત્તમ ફળ જરૂર થશે. સત્ત્વગુણની વૃદ્ધિ થશે, અંતઃકરણની શુદ્ધિ થશે અને દૈવી સંપદાના ગુણોનો વિકાસ થશે. જ્યારે મુક્તિ થતી જ નથી તો એ તો સાધક અને અસાધક બેયની ય નહીં થાય, પણ સાધકમાં સાધન થકી સદ્‌ગુણોની વૃદ્ધિ થશે અને સાધનહીન મનુષ્ય કોરો ને કોરો જ રહી જશે. આ સિવાય જો હાલના દેશકાળમાં દરેક મનુષ્યની મુક્તિ થતી હશે તો સાધકની તો થઈ જ જશે. પણ સાધન ન કરનાર બિલકુલ વંચિત રહી જશે. જ્યારે એ સાધનમાં પ્રવૃત્ત જ નહીં થાય તો મુક્તિ કેવી? માટે એ બિચારો ભ્રમથી આ પરમ લાભથી વંચિત રહીને વારંવાર સંસારના આવાગમનના ચકરાવામાં ભમતો રહેશે. માટે આ યુક્તિથી પણ દરેક દેશકાળમાં અને દરેક વર્ણાશ્રમમાં મુક્તિને સુગમ માનવી એ જ ઉચિત, શ્રેયસ્કર અને તર્કસિદ્ધ છે.

(૨) શ્રુતિ, સ્મૃતિ, અને ઉપનિષદાદિ સદ્‌ગ્રન્થોમાં ક્યાંયે મુક્ત પુરુષોના પુનરાગમન વિશે પ્રમાણો નથી મળતાં. પુનરાગમન એમનું જ થાય છે જેઓ સકામી પુણ્યાત્મા પુરુષો પોતાના પુણ્યબળથી સ્વર્ગાદિ લોકોને પામે છે. ભગવાને કહ્યું છે–

**ત્રૈવિદ્યા માં સોમપાઃ પૂતપાપા**
**યજ્ઞૈરિષ્ટ્વા સ્વર્ગતિં પ્રાર્થયન્તે।**
**તે પુણ્યમાસાદ્ય સુરેન્દ્રલોક-**
**મશ્નન્તિ દિવ્યાન્દિવિ દેવભોગાન્॥**
**તે તં ભુક્ત્વા સ્વર્ગલોકં વિશાલં**
**ક્ષીણે પુણ્યે મર્ત્યલોકં વિશન્તિ।**
**એવં ત્રયીધર્મમનુપ્રપન્ના**
**ગતાગતં કામકામા લભન્તે॥**

(ગીતા ૯/૨૦-૨૧)

'ત્રણેય વેદોમાં વિધાન કરાયેલાં સકામ કર્મોને કરનારા, સોમરસ પીનારા, પાપ વિનાના માણસો મને યજ્ઞો દ્વારા પૂજીને સ્વર્ગની પ્રાપ્તિ ઈચ્છે છે, એ માણસો પોતાનાં પુણ્યોના ફળસ્વરૂપે સ્વર્ગલોકને પામીને સ્વર્ગમાં દિવ્ય એવા દેવતાઓના ભોગોને ભોગવે છે. તેઓ એ વિશાળ સ્વર્ગલોકને ભોગવીને પુણ્ય ક્ષીણ થતાં મૃત્યુલોકમાં પાછા આવે છે; આ રીતે ત્રણેય વેદોમાં કહેલા સ્વર્ગની પ્રાપ્તિનાં સાધનભૂત સકામ કર્મોનો આશ્રય લેનારા, તેમજ ભોગોને ઈચ્છતા માણસો વારંવાર આવાગમનને પામે છે એટલે કે પુણ્યના પ્રભાવે સ્વર્ગમાં જાય છે અને પુણ્ય ક્ષીણ થતાં મૃત્યુલોકમાં પાછા આવે છે.'

મુક્ત પુરુષની બાબતમાં તો શ્રુતિ-સ્મૃતિઓમાં સ્થળે સ્થળે એમના ફરી સંસારમાં ન આવવાનાં જ પ્રમાણો મળે છે. શ્રીભગવાને ગીતામાં કહ્યું છે–

**આબ્રહ્મભુવનાલ્લોકાઃ પુનરાવર્તિનોઽર્જુન।**
**મામુપેત્ય તુ કૌન્તેય પુનર્જન્મ ન વિદ્યતે॥**

(ગીતા ૮/૧૬)

'હે અર્જુન! બ્રહ્મલોક સુધીના સમસ્ત લોકો પુનરાવર્તી છે, પરંતુ હે કુન્તીપુત્ર! મને પામીને

પુનર્જન્મ નથી થતો; કેમકે હું કાલાતીત છું અને આ બ્રહ્મા આદિના લોકો કામ દ્વારા સીમિત હોવાથી અનિત્ય છે.'

**'ન ચ પુનરાર્તતે ન ચ પુનરાવર્તતે'**

(છાન્દોગ્ય૦ ૮/૧૫/૧)

**'ઈમં માનવમાવર્ત નાવર્તન્તે'**

(છાન્દોગ્ય૦ ૮/૧૫/૬)

**'તેષામિહ ન પુનરાવૃત્તિઃ'**

(બૃહ૦ ૬/૨/૧૫)

વગેરે શ્રુતિઓ પ્રસિદ્ધ છે. આ શાસ્ત્ર-વચનોથી એમ સ્પષ્ટ થાય છે કે મુક્ત જીવોનું પુનરાગમન કદી નથી થતું. જીવન્મુક્તો દ્વારા લોકદૃષ્ટિમાં યથાયોગ્ય સઘળાં કાર્યો થતાં જણાય છે, પણ વાસ્તવમાં એમનો એ કાર્યોથી કશોય સંબંધ નથી રહેતો.

**યસ્ય સર્વે સમારમ્ભાઃ કામસંકલ્પવર્જિતાઃ ।**
**જ્ઞાનાગ્નિદગ્ધકર્માણં તમાહુઃ પણ્ડિતં બુધાઃ ॥**

(ગીતા ૪/૧૯)

'જેનાં સર્વ શાસ્ત્રસંમત કર્મો કામના કે સંકલ્પ વિના થાય છે તથા જેનાં બધાંય કર્મો જ્ઞાનરૂપી અગ્નિ વડે બળી ગયાં છે, એ મહાપુરુષને જ્ઞાનીજનો પણ પંડિત કહે છે.'

**યસ્ય નાહઙ્કૃતો ભાવો બુદ્ધિર્યસ્ય ન લિપ્યતે ।**
**હત્વાપિ સ ઈમાઁલ્લોકાન્ન હન્તિ ન નિબધ્યતે ॥**

(ગીતા ૧૮/૧૭)

'જે માણસના અંતઃકરણમાં 'હું કર્તા છું' એવો ભાવ નથી, તેમજ જેની બુદ્ધિ સાંસારિક પદાર્થોમાં અને કર્મોમાં લેપાતી નથી, એ માણસ આ બધા લોકોને હણીને પણ વાસ્તવમાં નથી હણતો કે નથી પાપથી બંધાતો.'

આ સિવાય એ મુક્ત પુરુષની દૃષ્ટિમાં એક વિશુદ્ધ વિજ્ઞાન-આનંદઘન પરમાત્મતત્ત્વ સિવાય બીજું કશું પણ નથી રહી જતું–

**બહૂનાં જન્મનામન્તે જ્ઞાનવાન્માં પ્રપદ્યતે ।**
**વાસુદેવઃ સર્વમિતિ સ મહાત્મા સુદુર્લભઃ ॥**

(ગીતા ૭/૧૯)

'ઘણા જન્મો પછીના અંતિમ જન્મમાં તત્ત્વજ્ઞાન પામેલો માણસ 'સર્વ કાંઈ વાસુદેવ જ છે' એવા ભાવે મને ભજે છે; એ મહાત્મા ઘણો દુર્લભ છે.'

એ સમજે છે કે સર્વ કાંઈ કેવળ વાસુદેવ જ છે. માટે એને મુક્ત કહેવાય છે. એવા પુરુષનો કોઈ કાળેય આ માયામય સંસાર સાથે ફરી સંબંધ નથી થતો; કેમકે એની દૃષ્ટિમાં સંસારનો સદાને માટે આત્યન્તિક અભાવ થઈ જાય છે. આ અવસ્થામાં એનું પુનરાગમન કેમ કરીને થઈ શકે?

જો કોઈ એવો કુતર્ક કરે કે જો મુક્ત જીવોનું પુનરાગમન નહીં થાય તો મુક્ત થતાં થતાં એક દિવસ જગતના બધા જીવ મુક્ત થઈ જશે, અને તો તો સૃષ્ટિની સત્તા જ નાશ પામશે. આનો ઉત્તર એ છે કે પહેલાં તો આમ થવું સંભવ નથી; કેમકે–

**મનુષ્યાણાં સહસ્રેષુ કશ્ચિદ્યતતિ સિદ્ધયે ।**
**યતતામપિ સિદ્ધાનાં કશ્ચિન્માં વેત્તિ તત્ત્વતઃ ॥**

(ગીતા ૭/૩)

'હજારો માણસોમાંથી કોઈ એક મને પામવા માટે પ્રયત્ન કરે છે અને એ પ્રયત્ન કરનાર યોગીઓમાંથી પણ કોઈ એક મારે પરાયણ થઈને મને તત્ત્વથી એટલે કે યથાર્થરૂપે જાણી શકે છે.' આ અવસ્થામાં સઘળા જીવોનું મુક્ત થવું અસંભવ છે; કેમકે જીવ અસંખ્ય છે. છતાં પણ જો કોઈક દિવસ 'સંપૂર્ણ સંસારના સઘળા જીવો કોઈક રીતે મુક્ત થઈ જાય' તો એમાં નુકસાન શું છે? આજ સુધી ઘણા શ્રેષ્ઠ પુરુષો આ પહેલાં આવો પ્રયાસ કરી ચૂક્યા છે, મહાત્માઓ હજીય કરી રહ્યા છે અને હજીય કરતા રહેશે. જો કોઈક દિવસ એમનો પરિશ્રમ સફળ થઈ જાય અને અખિલ જગતના

જીવોનો ઉદ્ધાર થઈ જાય તો ઘણી જ સારી વાત છે, આનાથી સિદ્ધાંતમાં કઈ બાધા આવે છે?

તર્ક ખાતર માની લેવામાં આવે કે મુક્ત પુરુષનો પુનર્જન્મ થાય છે અને પુનર્જન્મ ન માનનારા ભૂલ કરે છે, પણ આ ભૂલથી એમનું નુકસાનં શું થાય છે? આ સિદ્ધાંત અનુસાર પુનરાગમન માનનારો પણ પાછો ફરશે અને ન માનનારો પણ. ફળ બેયનું એક જ છે. પરંતુ કદાચ એ જ સિદ્ધાંત ખરો હોય કે 'મુક્ત પુરુષનું પુનરાગમન નથી થતું' તો તો ભૂલથી પુનરાગમન માનનારાનું ઘણું નુકસાન થશે; કેમકે એ પુનરાગમન માનનારાને તો એ મુક્તિ જ નહીં મળે કે જેમાં પુનરાગમન થતું હોય. એ બિચારો ભૂલથી જ આ પરમ લાભથી વંચિત રહી જશે. અને પુનરાગમન ન માનનારો મુક્ત થઈ જશે. એ ન્યાયે પણ પુનરાગમન ન માનવું જ યુક્તિયુક્ત, લાભજનક અને સર્વોત્તમ સિદ્ધ થાય છે.

(૩) શ્રુતિ-સ્મૃતિ અને ઉપનિષદાદિ કોઈ પણ પ્રામાણિક સદ્ગ્રંથથી એવું સિદ્ધ નથી થઈ શકતું કે કામ-ક્રોધાદિ વિકારોના રહેતાં જીવન્મુક્તિ પામી શકાય છે. શ્રીમદ્ભગવદ્ગીતામાં તો સ્પષ્ટ શબ્દોમાં કામ, ક્રોધ અને લોભને નરકનું ત્રણ પ્રકારનું દ્વાર જણાવ્યું છે–

**ત્રિવિધં નરકસ્યેદં દ્વારં નાશનમાત્મનઃ।**
**કામઃ ક્રોધસ્તથા લોભસ્તસ્માદેતત્ત્રયં ત્યજેત્ ॥**

(૧૬/૨૧)

'કામ, ક્રોધ તથા લોભ - આ ત્રણ જાતનાં નરકનાં દ્વાર આત્માનો નાશ કરનારાં એટલે કે એને અધોગતિએ લઈ જનારાં છે, માટે આ ત્રણેયને ત્યજી દેવાં જોઈએ.'

શ્રીગીતામાં ભગવાન શ્રીકૃષ્ણ અને અર્જુનના પ્રશ્નોત્તરથી એ વાત સ્પષ્ટપણે જણાઈ આવે છે કે સમસ્ત પાપોનું બીજ 'કામ' છે અને એને આત્મજ્ઞાન દ્વારા નષ્ટ કરીને જ સાધક મુક્ત થઈ શકે છે. ત્રીજા અધ્યાયમાં ૩૬મા શ્લોકથી ૪૩મા શ્લોક સુધી આનું વિસ્તારથી વર્ણન છે. જ્યાં સુધી કામ-ક્રોધ અને હરખ-શોક વગેરે વિકારોથી જ મનુષ્યનો છૂટકારો નહીં થાય, ત્યાં સુધી મુક્તિ કેવી રીતે થઈ શકે છે? મુક્ત પુરુષનો વાસ્તવમાં સંસારથી કોઈ સંબંધ નથી રહેતો. ગીતાજીમાં કહ્યું છે–

**યસ્ત્વાત્મરતિરેવ સ્યાદાત્મતૃપ્તશ્ચ માનવઃ।**
**આત્મન્યેવ ચ સંતુષ્ટસ્તસ્ય કાર્યં ન વિદ્યતે ॥**
**નૈવ તસ્ય કૃતેનાર્થો નાકૃતેનેહ કશ્ચન।**
**ન ચાસ્ય સર્વભૂતેષુ કશ્ચિદર્થવ્યપાશ્રયઃ ॥**

(ગીતા ૩/૧૭-૧૮)

'પણ જે માણસ આત્મામાં જ રમનારો અને આત્મામાં જ તૃપ્ત તેમજ આત્મામાં જ સંતુષ્ટ હોય, તેના માટે કશું કરવાનું બાકી નથી રહેતું. એ મહાપુરુષનું આ સંસારમાં ન તો કર્મ કરવાથી કશું પ્રયોજન રહે છે કે ન તો કર્મ ન કરવાથીયે કશું પ્રયોજન રહે છે તેમજ સઘળા જીવો સાથે આ મહાપુરુષનો લેશમાત્ર પણ સ્વાર્થનો સંબંધ નથી રહેતો.'

એનું અંતઃકરણ મળ-વિક્ષેપ અને આવરણથી સર્વથા રહિત થઈને શુદ્ધ થઈ જાય છે, એવી સ્થિતિમાં કામ-ક્રોધ અને હરખ-શોક વગેરે વિકારો એમાં કેમ કરીને રહી શકે છે? ભગવાને કહ્યું છે–

**લભન્તે બ્રહ્મનિર્વાણમૃષયઃ ક્ષીણકલ્મષાઃ।**
**છિન્નદ્વૈધા યતાત્માનઃ સર્વભૂતહિતે રતાઃ ॥**
**કામક્રોધવિયુક્તાનાં યતીનાં યતચેતસામ્।**
**અભિતો બ્રહ્મનિર્વાણં વર્તતે વિદિતાત્મનામ્ ॥**

(ગીતા ૫/૨૫-૨૬)

જેમનાં સઘળાં પાપ નષ્ટ થઈ ચૂક્યાં છે, જેમના સઘળા સંશયો જ્ઞાન દ્વારા નિવૃત્ત થઈ

ચૂક્યા છે, જેઓ સર્વ પ્રાણીઓના હિતમાં રત છે તેમજ જેમનું જિતાયેલું મન નિશ્ચળભાવે પરમાત્મામાં સ્થિત છે, એવા બ્રહ્મવેત્તા માણસો શાન્ત બ્રહ્મને પામે છે. કામ-ક્રોધ વિનાના, જીતેલા ચિત્તવાળા, પરબ્રહ્મ પરમાત્માનો સાક્ષાત્કાર કરી ચૂકેલા જ્ઞાનીજનો માટે ચારેકોર શાન્ત પરબ્રહ્મ પરમાત્મા જ પરિપૂર્ણ છે.

**'હર્ષશોકૌ જહાતિ', 'તરતિ શોકમાત્મવિત્'** વગેરે શ્રુતિઓ પણ આના પ્રમાણમાં પ્રસિદ્ધ છે. શાસ્ત્રોમાં જ્યાં જુઓ ત્યાં એક અવાજે આ જ પ્રમાણ મળે છે. શ્રીપરમાત્માનો સાક્ષાત્કાર થઈ જતાં જ્યારે સમસ્ત વિકારોનું મૂળ એવી આસક્તિનો જ અત્યંત અભાવ થઈ જાય છે ત્યારે એના કાર્ય એવા અન્ય વિકારો તો કેવી રીતે રહી શકે છે? આ શાસ્ત્રવચનોથી એ જ સિદ્ધ થાય છે કે જીવન્મુક્તના શુદ્ધ અંતઃકરણમાં વિકારોનું અસ્તિત્વ માનવું જરાય ઉચિત નથી.

જો એવું માની પણ લેવામાં આવે કે જીવન્મુક્તિ પછી પણ કામ-ક્રોધ વગેરે વિકારોનો લેશ બાકી રહી જાય છે અને જે લોકો એનું બાકી રહેવું નથી માનતા, એ ભૂલથી જ કામ-ક્રોધ વગેરે વિકારોને જડમૂળથી ઉખાડવાની ધૂનમાં લાગેલા રહે છે, આથી એવું વિચારવું જોઈએ કે શું એ ભૂલથી એનું કશું નુકસાન થાય છે? જો પક્ષપાત છોડીને વિચારવામાં આવે તો ખબર પડે છે કે કામ-ક્રોધ વગેરે વિકારોના નાશનો ઉપાય ન કરનારાઓ કરતાં ઉપાય કરનારાઓ વધુ બુદ્ધિશાળી છે; કેમકે ઉપાય કરવાથી એમના વિકારો વધુ નષ્ટ થશે અને એનાથી એ લોકો ઓછામાં ઓછું જીવન્મુક્તોમાં તો ઉત્તમ જ મનાશે. એક મનુષ્ય ઘણો ક્રોધી અને કામી છે અને બીજો એ બેયથી છૂટેલો છે અને આ સિદ્ધાંત અનુસાર એ બેય જીવન્મુક્ત છે. આ સ્થિતિમાં એ તો સ્વાભાવિક છે કે એમાં કામ-ક્રોધપરાયણ મનુષ્ય કરતાં કામ-ક્રોધરહિત જીવન્મુક્ત જ વધુ સન્માનનીય હશે. આ દૃષ્ટિએ પણ કામ-ક્રોધ વગેરે વિકારોનો નાશ કરવો એ જ ઉચિત સિદ્ધ થાય છે અને જો ક્યાંક આ જ વાત સાચી હોત કે જીવન્મુક્તના અંતઃકરણમાં કોઈ વિકાર શેષ નથી રહેતો, તો તો વિકારો શેષ રહે છે એવું માનનારાની કેવળ મુક્તિ નહીં થાય એટલી જ વાત નથી, પણ એને બીજું ય ઘણું નુકસાન થશે, કેમકે એ મિથ્યા જ્ઞાનથી (ગીતા ૧૮/૨૨ મુજબ) જ પોતાને જ્ઞાની અને મુક્ત માનીને પોતાના ચરિત્ર-સુધારના પવિત્ર કાર્યથી પણ વંચિત રહી જશે અને કામ, ક્રોધ વગેરે વિકારોની મોહમય જાળમાં ફસાઈને અનેક પ્રકારની નરક-પીડા ભોગવતો (ગીતા - ૧૬/૧૬-૨૦ મુજબ) નિરંતર સંસાર-ચક્રમાં ભટકતો ફરશે. માટે એ જ સિદ્ધાંત સર્વોપરિ માનવો જોઈએ કે જીવન્મુક્તના અંતઃકરણમાં કામ-ક્રોધ અને હરખ-શોક વગેરે કોઈયે વિકાર બાકી નથી રહી જતા.

આ સિવાય મુક્તિ વિશે લોકો બીજી પણ ઘણા પ્રકારની શંકાઓ કર્યા કરે છે, પણ લેખ વધી જવાને કારણે એ બધી શંકાઓ પર વિચાર નથી કરવામાં આવ્યો.

આ લેખથી વાચકો સમજી ગયા હશે કે મુક્ત પુરુષ ત્રણે ગુણોથી સર્વથા અતીત હોય છે (ગીતા ૧૪/૧૯ અને ૧૪/૨૨-૨૫ સુધીના શ્લોકોમાં આનું વર્ણન છે), માટે જ એના અંતઃકરણમાં કોઈ વિકાર કે કોઈ પણ કર્મ બાકી નથી રહેતું એને માટે જ એનો પુનર્જન્મ પણ નથી થતો. પુનર્જન્મનો હેતુ ગુણોનો સંગ જ છે. ભગવાન કહે છે—

**પુરુષઃ પ્રકૃતિસ્થો હિ ભુઙ્ક્તે પ્રકૃતિજાન્ગુણાન્ ।**
**કારણં ગુણસઙ્ગોઽસ્ય સદસદ્યોનિજન્મસુ ॥**

(ગીતા ૧૩/૨૧)

'પ્રકૃતિમાં રહીને જ પુરુષ પ્રકૃતિમાંથી જન્મેલા ત્રિગુણાત્મક પદાર્થોને અનુભવે છે અને આ ગુણોનો સંગ જ આ જીવાત્માના સારી-નરસી યોનિઓમાં જન્મ થવામાં કારણ બને છે.'

વાચકો એ પણ સમજી ગયા હશે કે હાલના દેશ-કાળમાં મુક્ત થવું કોઈ અસંભવ વાત નથી. માટે હવે શીઘ્ર સાવધાન થઈને કર્તવ્યમાં જોડાઈ જવું જોઈએ. આળસમાં અત્યાર સુધી ઘણો સમય નષ્ટ થઈ ચૂક્યો. હવે તો જાગવું જોઈએ. મનુષ્ય જીવનની એક પણ અમૂલ્ય ક્ષણને ફોગટ વેડફવી ઉચિત નથી. ગયેલો સમય કોઈ પણ ઉપાયે પાછો નથી મળી શકતો. માટે બને એટલું શીઘ્ર સત્સંગ દ્વારા પોતાના કલ્યાણનો માર્ગ સમજીને એના પર સવાર થઈ જવું જોઈએ.

આ જ કલ્યાણનું તત્ત્વ છે!

**ઉત્તિષ્ઠત જાગ્રત પ્રાપ્ય વરાન્નિબોધત ।**



## કલ્યાણ-પ્રાપ્તિના ઉપાયો

કલ્યાણ મુક્તિને કહે છે, આ શબ્દ પરમપદ કે પરમગતિનો વાચક છે. કલ્યાણ પામવાના મુખ્ય ઉપાયો ત્રણ છે - નિષ્કામ કર્મયોગ, જ્ઞાનયોગ એટલે કે સાંખ્યયોગ અને ભક્તિયોગ એટલે કે ધ્યાનયોગ. આમાં ભક્તિનું સાધન સ્વતંત્ર પણ કરી શકાય છે અને નિષ્કામ કર્મયોગ તથા સાંખ્યયોગની સાથે પણ.

નિષ્કામ કર્મયોગનું વિસ્તૃત વર્ણન શ્રીમદ્ભગવદ્ગીતાના બીજા અધ્યાયના ૩૯મા શ્લોકથી ૫૩મા શ્લોક સુધી છે અને નિષ્કામ કર્મયોગ દ્વારા સિદ્ધિને પામેલા પુરુષોનાં લક્ષણો આ જ અધ્યાયના ૫૪મા શ્લોકથી ૭૨મા શ્લોક સુધી વર્ણવાયેલાં છે.

જ્ઞાનયોગનું વિસ્તારથી વર્ણન બીજા અધ્યાયના ૧૧મા શ્લોકથી ૩૦મા શ્લોક સુધી છે અને એ જ પ્રમાણે ત્રીજા અધ્યાયના ૨૮મા; પાંચમા અધ્યાયના ૮મા અને ૯મા તથા ચૌદમા અધ્યાયના ૧૯મા શ્લોકમાં જ્ઞાનયોગીની કર્મ કરવાની પદ્ધતિ જણાવી છે. આ સિવાય પાંચમા અધ્યાયના ૧૩માથી ૨૬મા શ્લોક સુધી જ્ઞાન અને અઢારમા અધ્યાયના ૪૯મા શ્લોકથી ૫૫મા શ્લોક સુધી ઉપાસનાસહિત જ્ઞાનયોગનું વર્ણન છે.

પાંચમા અધ્યાયના ૨૭મા શ્લોકથી ૨૯મા શ્લોક સુધી, છઠ્ઠા અધ્યાયના ૧૧મા શ્લોકથી ૩૨મા શ્લોક સુધી; આઠમા અધ્યાયના ૫મા શ્લોકથી ૨૨મા શ્લોક સુધી; નવમા અધ્યાયના ૩૦મા શ્લોકથી ૩૪મા શ્લોક સુધી, દસમા અધ્યાયના ૮મા શ્લોકથી ૧૨મા શ્લોક સુધી, અગિયારમા અધ્યાયના ૩૫મા શ્લોકથી ૫૫મા શ્લોક સુધી અને બારમા અધ્યાયના બીજા શ્લોકથી ૮મા શ્લોક સુધી ધ્યાનયોગ કે ભક્તિયોગનું વર્ણન છે. વાસ્તવમાં ધ્યાનયોગ અને ભક્તિયોગ એક જ વસ્તુ છે. આ જ પ્રમાણે શ્રીગીતાજીના બીજા ઘણા સ્થળોએ પણ ત્રણે સાધનોનું જુદા જુદા રૂપે વર્ણન છે. આ બધામાં વર્તમાન સમય માટે કલ્યાણની પ્રાપ્તિનો સૌથી સુગમ અને ઉત્તમ ઉપાય ભક્તિસહિત નિષ્કામ કર્મયોગ છે. આનો ઘણો સુંદર ઉપદેશ શ્રીગીતાજીના અઢારમા અધ્યાયના નીચેના ૧૧ શ્લોકોમાં છે–

ભગવાન શ્રીકૃષ્ણ કહે છે–

**સર્વકર્માણ્યપિ સદા કુર્વાણો મદ્વ્યપાશ્રયઃ ।**
**મત્પ્રસાદાદવાપ્નોતિ શાશ્વતં પદમવ્યયમ્ ॥ ૫૬॥**

મારે પરાયણ થયેલો કર્મયોગી સઘળાં કર્મોને સદા કરતો હોવા છતાંય મારી કૃપાથી શાશ્વત અવિનાશી પરમ પદને પામી જાય છે. ॥ ૫૬॥

**ચેતસા સર્વકર્માણિ મયિ સંન્યસ્ય મત્પરઃ ।**
**બુદ્ધિયોગમુપાશ્રિત્ય મચ્ચિત્તઃ સતતં ભવ ॥ ૫૭॥**

માટે હે અર્જુન! સઘળાં કર્મોને મનથી મારામાં અર્પીને તેમજ સમબુદ્ધિરૂપી યોગને આશ્રયે રહીને, તું મારે પરાયણ અને નિરંતર મારામાં ચિત્ત પરોવનાર થા. ॥ ૫૭॥

**મચ્ચિત્તઃ સર્વદુર્ગાણિ મત્પ્રસાદાત્તરિષ્યસિ ।**
**અથ ચેત્ત્વમહઙ્કારાન્ન શ્રોષ્યસિ વિનઙ્ક્ષ્યસિ ॥ ૫૮॥**

એ પ્રમાણે મારામાં ચિત્ત પરોવનાર થયેલો તું મારી કૃપાથી બધાંય સંકટોને વિના પ્રયત્ને પાર કરી જઈશ; અને જો અહંકારને લીધે મારાં વચનોને નહીં સાંભળે, તો નાશ પામીશ, એટલે કે પરમાર્થથી ભ્રષ્ટ થઈ જઈશ. ॥ ૫૮॥

**યદહઙ્કારમાશ્રિત્ય ન યોત્સ્ય ઈતિ મન્યસે ।**
**મિથ્યૈષ વ્યવસાયસ્તે પ્રકૃતિસ્ત્વાં નિયોક્ષ્યતિ ॥ ૫૯॥**

જે તું અહંકારનો આશરો લઈને એમ માની રહ્યો છે કે 'હું યુદ્ધ કરીશ નહીં', તારો આ નિશ્ચય મિથ્યા છે; કેમકે તારો સ્વભાવ તને બળજબરીથી યુદ્ધમાં જોડશે. ॥ ૫૯॥

**સ્વભાવજેન કૌન્તેય નિબદ્ધઃ સ્વેન કર્મણા ।**
**કર્તું નેચ્છસિ યન્મોહાત્કરિષ્યસ્યવશોઽપિ તત્ ॥ ૬૦॥**

હે કુન્તીપુત્ર! જે કર્મને તું મોહને લીધે કરવા નથી ઈચ્છતો, એને પણ પોતાના સ્વાભાવિક કર્મથી બંધાયેલો પરવશ થઈને કરીશ. ॥ ૬૦॥

**ઈશ્વરઃ સર્વભૂતાનાં હૃદ્દેશેઽર્જુન તિષ્ઠતિ ।**
**ભ્રામયન્સર્વભૂતાનિ યન્ત્રારૂઢાનિ માયયા ॥ ૬૧॥**

હે અર્જુન! શરીરરૂપી યંત્ર પર આરૂઢ થયેલાં સઘળાંય પ્રાણીઓને, પોતાની માયાથી એમનાં કર્મો પ્રમાણે ભમાવતો અન્તર્યામી પરમેશ્વર સર્વ પ્રાણીઓનાં હૃદયમાં રહેલો છે. ॥ ૬૧॥

**તમેવ શરણં ગચ્છ સર્વભાવેન ભારત ।**
**તત્પ્રસાદાત્પરાં શાન્તિં સ્થાનં પ્રાપ્સ્યસિ શાશ્વતમ્ ॥ ૬૨॥**

હે ભારત! તું સર્વ રીતે એ પરમેશ્વરના જ શરણે જા; એ પરમાત્માની કૃપાથી જ તું પરમ શાંતિને તથા શાશ્વત પરમ ધામને પામીશ. ॥ ૬૨॥

**ઈતિ તે જ્ઞાનમાખ્યાતં ગુહ્યાદ્ગુહ્યતરં મયા ।**
**વિમૃશ્યૈતદશેષેણ યથેચ્છસિ તથા કુરુ ॥ ૬૩॥**

આમ આ ગોપનીયથીય અતિ ગોપનીય જ્ઞાન મેં તને કહી દીધું; હવે તું આ રહસ્યયુક્ત જ્ઞાનને સંપૂર્ણપણે યોગ્ય રીતે વિચારીને જેમ ઈચ્છે એમ જ કર. ॥ ૬૩॥

**સર્વગુહ્યતમં ભૂયઃ શૃણુ મે પરમં વચઃ ।**
**ઈષ્ટોઽસિ મે દૃઢમિતિ તતો વક્ષ્યામિ તે હિતમ્ ॥ ૬૪॥**

સઘળાં ગોપનીય વચનોથીય અતિ ગોપનીય મારા પરમ રહસ્યયુક્ત વચનને તું હજી પણ સાંભળ; તું મને ઘણો પ્રિય છે, માટે આ પરમ હિતકારી વચન હું તારા માટે ફરીથી કહું છું. ॥ ૬૪॥

**મન્મના ભવ મદ્ભક્તો મદ્યાજી માં નમસ્કુરુ ।**
**મામેવૈષ્યસિ સત્યં તે પ્રતિજાને પ્રિયોઽસિ મે ॥ ૬૫॥**

હે અર્જુન! તું મારામાં મન પરોવનાર થા, મારો ભક્ત બની જા, મારું પૂજન કરનાર થા અને મને પ્રણામ કર; આમ કરવાથી તું મને જ પામીશ, આ હું તારી સામે સત્ય પ્રતિજ્ઞા કરું છું, કેમકે તું મને ઘણો પ્રિય છે. ॥ ૬૫॥

**સર્વધર્માન્પરિત્યજ્ય મામેકં શરણં વ્રજ ।**
**અહં ત્વા સર્વપાપેભ્યો મોક્ષયિષ્યામિ મા શુચઃ ॥ ૬૬॥**

સઘળાય ધર્મોને એટલે કે સઘળાંય કર્તવ્ય-કર્મોને મારામાં ત્યજીને, તું કેવળ એકમાત્ર મુજ

સર્વ-શક્તિમાન સર્વાધાર પરમેશ્વરના જ શરણે આવી જા; હું તને બધાંય પાપોથી મુક્ત કરી દઈશ, તું શોક કર મા. ॥ ૬૬॥

કેવો દિવ્ય ઉપદેશ છે! આ સિવાય ધ્યાનયોગ અને ભક્તિયોગવિષયક ગ્રંથોમાં **'પાતંજલયોગદર્શન'** ધ્યાનયોગનો અને **'નારદસૂત્ર'** તથા **'શાણ્ડિલ્યસૂત્ર'** ભક્તિયોગના મુખ્ય ગ્રંથો છે; ચોક્કસ, આમનામાં થોડોક મતભેદ છે, પણ આ ગ્રંથોમાં ભક્તિયોગનું જ પ્રતિપાદન છે. આ ગ્રંથોનું મનન કરવાથી ભક્તિયોગની ઘણી ખરી ખબર પડી શકે છે.

ઘણા વિસ્તારથી ન લખતાં મેં શ્રીગીતાજીના અમુક શ્લોકોને ઉદ્ધૃત કરીને તથા અમુકની માત્ર સંખ્યા જ જણાવીને વાચકોને સંકેતમાત્ર કરી દીધો છે, જો કોઈ સજ્જન આ શ્લોકોના અર્થોનું મનન કરીને એ મુજબ ચાલવાનું શરૂ કરી દે તો મારી મતિ પ્રમાણે એમને પરમ કલ્યાણ – મોક્ષની પ્રાપ્તિ ઘણી જ સુગમતાથી થઈ શકે છે.



## ત્યાગ દ્વારા ભગવત્પ્રાપ્તિ

**ત્યક્ત્વા કર્મફલાસઙ્ગં નિત્યતૃપ્તો નિરાશ્રયઃ ।**
**કર્મણ્યભિપ્રવૃત્તોઽપિ નૈવ કિઞ્ચિત્કરોતિ સઃ ॥**

(ગીતા-૪/૨૦)

**ન હિ દેહભૃતા શક્યં ત્યક્તું કર્માણ્યશેષતઃ ।**
**યસ્તુ કર્મફલત્યાગી સ ત્યાગીત્યભિધીયતે ॥**

(ગીતા-૧૮/૧૧)

ગૃહસ્થાશ્રમમાં રહેવા છતાં પણ મનુષ્ય ત્યાગ દ્વારા પરમાત્માને પ્રાપ્ત કરી શકે છે. પરમાત્માને પ્રાપ્ત કરવા માટે 'ત્યાગ' જ મુખ્ય સાધન છે. તેથી અહીં સાત શ્રેણીઓમાં વિભાજિત કરીને ત્યાગનાં લક્ષણો સંક્ષેપમાં લખવામાં આવે છે.

### ૧. નિષિદ્ધ કર્મોનો સર્વથા ત્યાગ

ચોરી, વ્યભિચાર, જૂઠ, કપટ, છળ, બળજબરી, હિંસા, અભક્ષ્ય ભોજન, પ્રમાદ વગેરે શાસ્ત્રવિરોધી નીચ કર્મો તન, મન અને વચનથી કોઈ પણ સ્વરૂપે ન કરવાં - આ પ્રથમ શ્રેણીનો ત્યાગ છે.

### ૨. કામ્ય કર્મોનો ત્યાગ

પત્ની, પુત્ર, ધન વગેરે પ્રિય વસ્તુઓને પ્રાપ્ત કરવાના ઉદ્દેશ્યથી તથા રોગ, સંકટ વગેરેનું નિવારણ કરવાના પ્રયોજનથી કરવામાં આવતાં યજ્ઞ, દાન, તપ, ઉપાસના વગેરે સકામ કર્મો પોતાના સ્વાર્થ માટે ન કરવાં* - આ બીજી શ્રેણીનો ત્યાગ છે.

### ૩. તૃષ્ણાનો સર્વથા ત્યાગ

માન, મોટાઈ, પ્રતિષ્ઠા તથા પત્ની, પુત્ર, ધન વગેરે જે કોઈ પણ પદાર્થો પ્રારબ્ધ અનુસાર પ્રાપ્ત થયા હોય તેમની વૃદ્ધિની કામના કરવી એ ભગવત્પ્રાપ્તિમાં અવરોધક છે એવું સમજીને તેવી કામનાનો ત્યાગ કરવો - આ ત્રીજી શ્રેણીનો ત્યાગ છે.

* કોઈ એવું લૌકિક અથવા શાસ્ત્રીય કર્મ સંયોગવશાત્ આવી મળે કે જે સ્વરૂપથી સકામ હોય, પરંતુ તે કર્મ નહિ કરવાથી કોઈને કષ્ટ પહોંચતું હોય અથવા કર્મની ઉપાસનાની પરંપરામાં કોઈ પ્રકારનો અવરોધ થતો હોય તો સ્વાર્થનો ત્યાગ કરીને માત્ર લોકસંગ્રહ અર્થાત્ લોકકલ્યાણ માટે તે કર્મ કરવું એ સકામ કર્મ નથી.

**૪. સ્વાર્થ માટે બીજાઓની સેવા લેવાનો ત્યાગ**

પોતાના સુખ માટે કોઈની પણ પાસેથી ધન વગેરે પદાર્થોની અથવા સેવા કરાવવા માટેની માગણી કરવી; તેવી માગણી કરવાથી મળેલા પદાર્થોનો અથવા કરવામાં આવતી સેવાનો સ્વીકાર કરવો; કોઈ પણ પ્રકારે કોઈ પણ વ્યક્તિ દ્વારા પોતાનો સ્વાર્થ સાધવાની મનમાં ઇચ્છા સેવવી વગેરે જે સ્વાર્થ માટે બીજાઓ પાસે સેવા કરાવવાના ભાવ છે તે તમામ ભાવોનો ત્યાગ કરવો* - આ ચોથી શ્રેણીનો ત્યાગ છે.

**૫. સમસ્ત કર્તવ્ય-કર્મો કરવામાં આળસનો અને કર્મફળની ઈચ્છાનો સર્વથા ત્યાગ**

ઈશ્વરની ભક્તિ, દેવોની પૂજા, માતા-પિતા વગેરે વડીલોની સેવા, યજ્ઞ, દાન, તપ તથા વર્ણાશ્રમધર્મ-સંમત આજીવિકા દ્વારા ગૃહસ્થીનો નિર્વાહ અને શરીર-સંબંધિત ખાણી-પીણી વગેરે જેટલાં પણ કર્તવ્ય-કર્મો છે તે કર્તવ્યોનું પાલન કરવામાં આળસનો તથા તે કર્મોની તમામ પ્રકારની ફલેચ્છાનો ત્યાગ કરવો - આ પાંચમી શ્રેણીનો ત્યાગ છે.

**(ક) ઈશ્વરભક્તિમાં આળસનો ત્યાગ :**

પોતાના જીવનનું પરમ કર્તવ્ય માનીને પરમ દયાળુ, સૌના સુહૃદ, પરમ પ્રેમી અને અન્તરયામી પરમેશ્વરના ગુણ, પ્રભાવ તથા પ્રેમની રહસ્યપૂર્ણ કથાનું શ્રવણ, મનન અને પઠન-પાઠન કરવું તેમ જ આળસરહિત થઈને તેમના પરમ પવિત્ર નામનો ઉત્સાહપૂર્વક ધ્યાનસહિત નિત્ય-નિરંતર જપ કરવો.

**(ખ) ઈશ્વરભક્તિમાં કામનાનો ત્યાગ :**

આ લોકના તથા પરલોકના તમામ ભોગોને ક્ષણભંગુર, નાશવંત અને ભગવાનની ભક્તિમાં અવરોધક સમજીને કોઈ પણ પદાર્થની પ્રાપ્તિ માટે ભગવાનને ન તો પ્રાર્થના કરવી કે ન તો મનમાં તેવી ઈચ્છા પણ રાખવી. તે જ પ્રમાણે, કોઈ પણ પ્રકારનું સંકટ આવી પડે તોપણ તેના નિવારણ માટે ભગવાનને પ્રાર્થના ન કરવી – અર્થાત્, અંતઃકરણમાં એવો ભાવ રાખવો કે ભલે પ્રાણ છૂટી જાય પણ આ મિથ્યા જીવન માટે વિશુદ્ધ ભક્તિમાં કલંક લગાડવું ઉચિત નથી. જેમ કે, ભક્ત પ્રહ્લાદે પિતા થકી ખૂબ જ સતાવવા છતાં પણ પોતાના કષ્ટના નિવારણ માટે ભગવાનને પ્રાર્થના ન કરી.

પોતાનું અનિષ્ટ કરનારાઓને પણ 'ભગવાન તમારું ખરાબ કરે' વગેરે જેવા કોઈ પ્રકારના કઠોર શબ્દોથી શાપ ન આપવો અને તેમનું અનિષ્ટ થાય એવી મનમાં ઈચ્છા પણ ન કરવી.

ભગવાનની ભક્તિના અભિમાનમાં ફુલાઈને કોઈને વરદાન વગેરે પણ ન આપવાં – જેમ કે 'ભગવાન તમને આરોગ્ય આપે', 'ભગવાન તમારું દુઃખ દૂર કરે', 'ભગવાન તમને દીર્ઘાયુષ્ય આપે' વગેરે.

પત્ર-વ્યવહારમાં પણ સકામ શબ્દો ન લખવા અર્થાત્ 'અહીં તહીં શ્રીઠાકોરજી સહાય છે', 'ઠાકોરજી વકરો કરશે', 'ઠાકોરજી વર્ષા કરશે', 'ઠાકોરજી આરામ કરશે' વગેરે સાંસારિક વસ્તુઓ

* યોગ્યતાને લીધે કોઈ એવો અવસર આવી મળે કે શરીર-સંબંધિત સેવાનો અથવા ભોજન વગેરે પદાર્થોનો સ્વીકાર નહિ કરવાથી કોઈને કષ્ટ પહોંચતું હોય અથવા લોકશિક્ષણમાં કોઈ પ્રકારનો અવરોધ થતો હોય તો તેવા અવસરે પોતાના સ્વાર્થનો ત્યાગ કરીને માત્ર સેવા કરનારની પ્રસન્નતા માટે સેવા વગેરેનો સ્વીકાર કરવામાં દોષ થતો નથી; કારણ કે પત્ની, પુત્ર, નોકર દ્વારા કરવામાં આવતી સેવાનો તેમ જ બંધુ-બાંધવો મિત્રો વગેરે દ્વારા આપવામાં આવતા ભોજન વગેરે પદાર્થોનો સ્વીકાર નહિ કરવાથી તેમને દુઃખ થવાનો અને લોકમર્યાદામાં અવરોધ થવાનો સંભવ છે.

માટે ઠાકોરજીને પ્રાર્થના કરવાના રૂપમાં સકામ શબ્દો મારવાડી સમાજમાં મોટે ભાગે લખવામાં આવતા હોય છે તેવા શબ્દો નહિ લખતાં 'શ્રીપરમાત્માદેવ આનંદસ્વરૂપે સર્વત્ર વિરાજમાન છે', 'શ્રીપરમેશ્વરની ભક્તિ સાર છે' વગેરે જેવા નિષ્કામ માંગલિક શબ્દો લખવા તથા આ સિવાય અન્ય કોઈ પણ પ્રકારે, લખવા-બોલવા વગેરેમાં સકામ શબ્દોનો ઉપયોગ ન કરવો.

### (ગ) દેવ-પૂજામાં આળસનો અને કામનાનો ત્યાગ :

શાસ્ત્ર-મર્યાદા અથવા લોક-મર્યાદા અનુસાર પૂજવા યોગ્ય દેવોને પૂજવાનો નિર્ધારિત સમય થતાં તેમનું પૂજન કરવાની ભગવાનની આજ્ઞા છે અને ભગવાનની આજ્ઞાનું પાલન કરવું એ પરમ કર્તવ્ય છે - આવું સમજીને ઉત્સાહપૂર્વક વિધિ સહિત તેમનું પૂજન કરવું તથા તેમની પાસેથી કોઈ પણ પ્રકારની કામના ન કરવી.

ભગવાનના પૂજનના ઉદ્દેશ્યથી રોજમેળ, ખાતાવહી વગેરેમાં પણ સકામ શબ્દો લખવા નહિ- અર્થાત્ મારવાડી સમાજમાં મકાનમાં નવા વસવાટના દિવસે અથવા દીપાવલીના દિવસે શ્રીલક્ષ્મીજીનું પૂજન કરીને 'શ્રીલક્ષ્મીજી લાભ ઘણો દેશે', 'શ્રીલક્ષ્મીજી ભંડાર ભરપૂર રાખશે', 'શ્રીલક્ષ્મીજી રિદ્ધિ-સિદ્ધિ કરશે', 'શ્રીકાલીજીના આશરે', 'શ્રીગંગાજીના આશરે' વગેરે જેવા ઘણા સકામ શબ્દો લખવામાં આવે છે, તેવા શબ્દો નહિ લખતાં 'શ્રીલક્ષ્મીનારાયણજી સઘળે ઠેકાણે આનંદ સ્વરૂપે વિરાજમાન છે', 'ઘણા આનંદ અને ઉત્સાહથી શ્રીલક્ષ્મીજીનું પૂજન કર્યું' વગેરે જેવા નિષ્કામ માંગલિક શબ્દો લખવા અને નિત્ય રોજમેળ, ઉતારા વગેરે લખવાનો આરંભ કરવામાં પણ ઉપર્યુક્ત પદ્ધતિએ જ લખવું.

### (ઘ) માતા-પિતા વગેરે વડીલોની સેવામાં આળસનો અને કામનાનો ત્યાગ :

માતા, પિતા, આચાર્ય તથા અન્ય પણ જે પૂજનીય વ્યક્તિઓ વર્ણ, આશ્રમ, સ્થિતિ અને ગુણોમાં કોઈ પણ પ્રકારે પોતાનાથી મોટી હોય તે બધાની બધી જ રીતે નિત્ય સેવા કરવી અને તેમને નિત્ય પ્રણામ કરવા એ મનુષ્યનું પરમ કર્તવ્ય છે - આવો ભાવ હૃદયમાં રાખીને, આળસનો સર્વથા ત્યાગ કરીને, નિષ્કામભાવે ઉત્સાહપૂર્વક, ભગવાનની આજ્ઞા અનુસાર તેમની સેવા કરવામાં તત્પર રહેવું.

### (ઙ) યજ્ઞ, દાન, તપ વગેરે સત્કર્મોમાં આળસનો અને કામનાનો ત્યાગ :

પંચ-મહાયજ્ઞો* વગેરે નિત્યકર્મો અને અન્ય કોઈ નૈમિત્તિક કર્મરૂપી યજ્ઞ વગેરે સત્કર્મો કરવાં તથા અન્ન, વસ્ત્ર, વિદ્યા, ઔષધ, ધન વગેરે પદાર્થોના દાન દ્વારા સમસ્ત જીવોને યથાયોગ્ય સુખ પહોંચાડવા માટે તન, મન, વચનથી પોતાની શક્તિ અનુસાર પ્રયત્ન કરવો તથા પોતાના ધર્મનું પાલન કરવા માટે દરેક પ્રકારે કષ્ટ સહન કરવું વગેરે શાસ્ત્રવિહિત કર્મોમાં આ લોકના અને પરલોકના તમામ ભોગોની કામનાનો સંપૂર્ણ ત્યાગ કરીને અને પોતાનું પરમ કર્તવ્ય માનીને શ્રદ્ધાસહિત, ઉત્સાહપૂર્વક, ભગવાનની

* પંચ-મહાયજ્ઞો આ છે - દેવયજ્ઞ (અગ્નિહોત્ર વગેરે), ઋષિયજ્ઞ (વેદપાઠ, સંધ્યા, ગાયત્રીજપ વગેરે), પિતૃયજ્ઞ (તર્પણ, શ્રાદ્ધ વગેરે), મનુષ્યયજ્ઞ (અતિથિસેવા) અને ભૂતયજ્ઞ (બલિવૈશ્વદેવ).

આજ્ઞા અનુસાર માત્ર ભગવાન માટે જ તે કર્મોનું આચરણ કરવું.

**(ચ) આજીવિકા થકી ગૃહસ્થ-નિર્વાહને ઉપયોગી કર્મોમાં આળસનો અને કામનાનો ત્યાગ :**

આજીવિકાનાં કાર્યો - જેવાં કે વૈશ્ય માટે કૃષિ, ગો-પાલન અને વેપારવાણિજ્ય કહ્યાં છે તે જ રીતે જે કર્મો પોતપોતાના વર્ણ અને આશ્રમ અનુસાર શાસ્ત્રમાં વિધાન કરવામાં આવ્યાં હોય તે તમામ કર્મોના પાલન દ્વારા સંસારનું હિત કરતા રહીને જ ગૃહસ્થીનો નિર્વાહ કરવાની ભગવાનની આજ્ઞા છે. માટે પોતાનું કર્તવ્ય માનીને, લાભ અને હાનિને સમાન સમજતા રહીને, તમામ પ્રકારની કામનાઓનો ત્યાગ કરીને ઉત્સાહપૂર્વક ઉપર્યુક્ત કર્મો કરવાં.*

**(છ) શરીર-સંબંધિત કર્મોમાં આળસનો અને કામનાનો ત્યાગ :**

શરીરનિર્વાહ માટે શાસ્ત્રોક્ત રીતે ભોજન, વસ્ત્ર, ઔષધ વગેરેના સેવનરૂપી જે શરીરસંબંધિત કર્મો છે તે કર્મોમાં બધા પ્રકારના ભોગવિલાસોની કામનાનો ત્યાગ કરીને તથા સુખ-દુઃખ, લાભ-હાનિ, જીવન-મરણ વગેરેને સમાન સમજીને માત્ર ભગવત્પ્રાપ્તિ માટે જ યોગ્યતા અનુસાર તે કર્મોનું આચરણ કરવું.

અગાઉ કહ્યા તે ચાર શ્રેણીઓના ત્યાગની સાથે આ પાંચમી શ્રેણીના ત્યાગ અનુસાર સમસ્ત દોષોનો અને તમામ પ્રકારની કામનાઓનો નાશ થવાથી એકમાત્ર ભગવત્પ્રાપ્તિની જ ઉત્કટ ઈચ્છા થવી એને જ્ઞાનની પહેલી ભૂમિકામાં પરિપક્વ અવસ્થાને પામી ચૂકેલા પુરુષનું લક્ષણ સમજવું જોઈએ.

**૬. સંસારના તમામ પદાર્થોમાં અને કર્મોમાં મમતાનો અને આસક્તિનો ત્યાગ**

ધન, મકાન, વસ્ત્ર વગેરે તમામ વસ્તુઓ તથા પત્ની, પુત્ર, મિત્ર વગેરે તમામ સ્વજનો તેમ જ માન, મોટાઈ, પ્રતિષ્ઠા વગેરે આ લોકના અને પરલોકના જેટલા વિષયભોગરૂપી પદાર્થો છે તે બધાને, ક્ષણભંગુર અને નાશવંત હોવાના કારણે અનિત્ય સમજીને તેમનામાં મમતા અને આસક્તિ ન રહેવી તથા એકમાત્ર સચ્ચિદાનંદઘન પરમાત્મામાં જ અનન્યભાવે વિશુદ્ધ પ્રેમ હોવાના કારણે તન, મન અને વચન થકી થનારાં તમામ કાર્યોમાં તેમ જ શરીરમાં પણ મમતા અને

---

★ ઉપર્યુક્ત ભાવથી કાર્ય કરનારા પુરુષનાં કર્મો લોભ-રહિત હોવાના કારણે તે કર્મોમાં કોઈ પણ પ્રકારનો દોષ નથી આવી શકતો; કારણ કે આજીવિકા માટેનાં કર્મોમાં લોભ જ વિશેષતઃ પાપ કરાવનારું કારણ છે. તેથી મનુષ્ય માટે એ જરૂરી છે કે 'ગીતાપ્રેસ, ગોરખપુર' દ્વારા પ્રકાશિત શ્લોકના અર્થ સહિતની ગીતાના ૧૮મા અધ્યાયના ૪૪મા શ્લોકની + ટિપ્પણીમાં જેમ વૈશ્યોને વેપાર-વાણિજ્યના દોષોનો ત્યાગ કરવાનું વિસ્તારપૂર્વક જણાવ્યું છે તે જ રીતે પોતપોતાના વર્ણ અને આશ્રમ અનુસારનાં તમામ કર્મોમાં તે બધા પ્રકારના દોષોનો ત્યાગ કરીને, માત્ર ભગવાનની આજ્ઞા સમજીને ભગવાન માટે નિષ્કામભાવથી બધાં જ કર્મોનું આચરણ કરે. ઉપર્યુક્ત ભાવથી કાર્ય કરનારા પુરુષનાં કર્મો લોભ-રહિત હોવાના કારણે તે કર્મોમાં કોઈ પણ પ્રકારનો દોષ નથી આવી શકતો; કારણ કે આજીવિકા માટેનાં કર્મોમાં લોભ જ વિશેષતઃ પાપ કરાવનારું કારણ છે. તેથી મનુષ્ય માટે એ જરૂરી છે કે 'ગીતાપ્રેસ, ગોરખપુર' દ્વારા પ્રકાશિત શ્લોકના અર્થ સહિતની ગીતાના ૧૮મા અધ્યાયના ૪૪મા શ્લોકની + ટિપ્પણીમાં જેમ વૈશ્યોને વેપાર-વાણિજ્યના દોષોનો ત્યાગ કરવાનું વિસ્તારપૂર્વક જણાવ્યું છે તે જ રીતે પોતપોતાના વર્ણ અને આશ્રમ અનુસારનાં તમામ કર્મોમાં તે બધા પ્રકારના દોષોનો ત્યાગ કરીને, માત્ર ભગવાનની આજ્ઞા સમજીને ભગવાન માટે નિષ્કામભાવથી બધાં જ કર્મોનું આચરણ કરે.

આસક્તિનો સર્વથા અભાવ થઈ જવો - આ છઠ્ઠી શ્રેણીનો ત્યાગ છે.*

આ છઠ્ઠી શ્રેણીના ત્યાગમાં સિદ્ધ થયેલા પુરુષોનો સંસારના સમસ્ત પદાર્થોમાં વૈરાગ્ય થાય છે અને એકમાત્ર પરમપ્રેમપૂર્ણ ભગવાનમાં જ અનન્ય પ્રેમ થઈ જાય છે. તેથી તેમને ભગવાનના ગુણ, પ્રભાવ અને રહસ્ય ભરેલી વિશુદ્ધ પ્રેમ વિશેની કથાઓ સાંભળવાનું-સંભળાવવાનું અને તેમનું મનન કરવાનું તથા એકાંત સ્થળમાં રહીને ભગવાનનું નિરંતર ભજન-ધ્યાન કરવાનું અને શાસ્ત્રોના મર્મનો વિચાર કરવાનું જ ગમે છે. વિષયાસક્ત મનુષ્યો વચ્ચે રહીને હાસ્ય, વિલાસ, પ્રમાદ, નિંદા, વિષયભોગ, વ્યર્થ ગપ્પાં વગેરેમાં પોતાના અમૂલ્ય સમયની એક ક્ષણ પણ વિતાવવાનું તેમને સારું નથી લાગતું અને તેમના દ્વારા ભગવાનના નામ-સ્વરૂપનું મનન કરતાં કરતાં જ, તમામ કર્તવ્ય-કર્મો આસક્તિ વિના કેવળ ભગવાન માટે જ થયા કરે છે.

આ રીતે તમામ પદાર્થોમાં અને કર્મોમાં મમતા અને આસક્તિનો ત્યાગ થઈને એકમાત્ર સચ્ચિદાનંદઘન પરમાત્મામાં જ વિશુદ્ધ પ્રેમ થવો એને, જ્ઞાનની બીજી ભૂમિકામાં પરિપક્વ અવસ્થાને પામી ચૂકેલા પુરુષનાં લક્ષણ સમજવાં જોઈએ.

## ૭. સંસારમાં, શરીરમાં અને સમસ્ત કર્મોમાં સૂક્ષ્મ વાસનાનો અને અહંભાવનો સર્વથા ત્યાગ

સંસારના તમામ પદાર્થો માયાનું કાર્ય હોવાથી સર્વથા અનિત્ય છે અને એકમાત્ર સચ્ચિદાનંદઘન પરમાત્મા જ સમભાવપૂર્વક સર્વત્ર પરિપૂર્ણ છે - આવો દૃઢ નિશ્ચય થઈને શરીર સહિત સંસારના સંપૂર્ણ પદાર્થોમાં અને તમામ કર્મોમાં સૂક્ષ્મ વાસનાનો સર્વથા અભાવ થઈ જવો - અર્થાત્ અંતઃકરણમાં તે પદાર્થો અને કર્મોનાં દૃશ્યોનું સંસ્કારરૂપે પણ ન રહેવું તથા શરીરમાં અહંભાવનો સર્વથા અભાવ થઈને તન, મન અને વચનથી થતાં તમામ કર્મોમાં કર્તાપણાનું લેશમાત્ર પણ અભિમાન ન રહેવું - આ સાતમી શ્રેણીનો ત્યાગ છે.★

આ સાતમી શ્રેણીના ત્યાગરૂપી પરવૈરાગ્યને❖ પ્રાપ્ત કરી ચૂકેલા પુરુષોના અંતઃકરણની વૃત્તિઓ સમસ્ત સંસારમાંથી અત્યંત ઉપરામ થઈ જાય છે. જો કોઈ સમયે કોઈ સાંસારિક સ્ફુરણા થઈ પણ આવે છે તોપણ તેના સંસ્કારો દૃઢ થતા

---

* સમસ્ત પદાર્થોમાં અને કર્મોમાં તૃષ્ણા અને ફલેચ્છાનો ત્યાગ તો ત્રીજી અને પાંચમી શ્રેણીના ત્યાગમાં બતાવવામાં આવ્યો, પરંતુ ઉપર્યુક્ત ત્યાગ કરવા છતાં પણ તે પદાર્થો અને કર્મોમાં મમતા અને આસક્તિ શેષ રહી જાય છે. જેમ કે ભજન, ધ્યાન અને સત્સંગના અભ્યાસથી ભરત મુનિએ તમામ પદાર્થોમાં અને કર્મોમાં તૃષ્ણા અને ફલેચ્છાનો ત્યાગ કર્યો હતો તેમ છતાં મૃગમાં અને મૃગપાલનરૂપી કર્મમાં મમતા અને આસક્તિ કાયમ રહી; માટે સંસારના તમામ પદાર્થોમાં અને કર્મોમાં મમતા અને આસક્તિના ત્યાગને છઠ્ઠી શ્રેણીનો ત્યાગ કહ્યો છે.

★ સંસારના તમામ પદાર્થોમાં અને કર્મોમાં તૃષ્ણા અને ફલેચ્છાનો તેમ જ મમતા અને આસક્તિનો સર્વથા અભાવ થવા છતાં પણ તે પદાર્થો અને કર્મોમાં સૂક્ષ્મ વાસના અને કર્તાપણાનું અભિમાન શેષ રહી જાય છે. માટે સૂક્ષ્મ વાસનાના અને અહંભાવના ત્યાગને સાતમી શ્રેણીનો ત્યાગ કહ્યો છે.

❖ પૂર્વોક્ત છઠ્ઠી શ્રેણીના ત્યાગમાં સિદ્ધ થયેલા પુરુષની તો, વિષયોનો વિશેષ સંસર્ગ થવાથી કદાચ તે વિષયોમાં થોડીક આસક્તિ થઈ પણ શકે છે; પરંતુ આ સાતમી શ્રેણીનો ત્યાગ કરી ચૂકેલા પુરુષની, તેનો વિષયો સાથે સંસર્ગ થવા છતાં પણ તે વિષયોમાં આસક્તિ થઈ શકતી નથી; કારણ કે તેના નિશ્ચયમાં એક પરમાત્મા સિવાય અન્ય કોઈ વસ્તુ રહેતી જ નથી; તેથી આ ત્યાગને પરવૈરાગ્ય કહ્યો છે.

નથી; કારણ કે તેમની તો એકમાત્ર સચ્ચિદાનંદઘન શ્રીકૃષ્ણ પરમાત્મામાં જ અનન્યભાવે ગાઢ સ્થિતિ નિરંતર ટકી રહેલી હોય છે.

તેથી તેવા પુરુષોના અંતઃકરણમાં તમામ અવગુણોનો અભાવ થઈ જતાં અહિંસા[૧], સત્ય[૨], અસ્તેય[૩], બ્રહ્મચર્ય[૪], અપૈશુનતા[૫], લજ્જા, અમાનિત્વ[૬], નિષ્કપટતા, શૌચ[૭], સંતોષ[૮], તિતિક્ષા[૯], સત્સંગ, સેવા, યજ્ઞ, દાન, તપ[૧૦], સ્વાધ્યાય[૧૧], શમ[૧૨], દમ[૧૩], વિનય, આર્જવ[૧૪], દયા[૧૫], શ્રદ્ધા[૧૬], વિવેક[૧૭], વૈરાગ્ય[૧૮], એકાંતવાસ, અપરિગ્રહ[૧૯], સમાધાન[૨૦], ઉપરામતા, તેજ[૨૧], ક્ષમા[૨૨], ધૈર્ય[૨૩], અદ્રોહ[૨૪], અભય[૨૫], નિરહંકારતા, શાન્તિ[૨૬], ઈશ્વરમાં અનન્ય ભક્તિ વગેરે સદ્‌ગુણોનો આવિર્ભાવ સ્વાભાવિક જ થઈ જાય છે.

આ રીતે શરીર-સહિત તમામ પદાર્થોમાં અને કર્મોમાં વાસનાનો અને અહંભાવનો સંપૂર્ણ અભાવ થતાં એક સચ્ચિદાનંદઘન પરમાત્માના સ્વરૂપમાં જ એકાત્મભાવે નિત્ય-નિરંતર અચળ સ્થિતિ રહેવી એ, જ્ઞાનની ત્રીજી ભૂમિકામાં પરિપક્વ અવસ્થાને પામેલા પુરુષનાં લક્ષણ છે.

ઉપર્યુક્ત ગુણોમાંથી કેટલાક ગુણો તો પહેલી અને બીજી ભૂમિકામાં જ પ્રાપ્ત થઈ જાય છે, પરંતુ તમામ ગુણોનો આવિર્ભાવ તો મોટેભાગે ત્રીજી ભૂમિકામાં જ થાય છે; કારણ કે તે બધા ગુણો ભગવત્પ્રાપ્તિના આરે પહોંચેલા પુરુષોનાં લક્ષણ છે અને ભગવાનના સ્વરૂપનું સાક્ષાત્ જ્ઞાન થવામાં કારણરૂપ છે, તેથી શ્રીકૃષ્ણ ભગવાને પ્રાયઃ આ ગુણોને શ્રીમદ્‌ભગવદ્‌ગીતાના તેરમા અધ્યાયમાં (શ્લોક ૭ થી ૧૧ સુધી) 'જ્ઞાન'ના નામે તથા સોળમા અધ્યાયમાં (શ્લોક ૧ થી ૩ સુધી) 'દૈવી સંપદા'ના નામે કહ્યા છે.

વળી, ઉપર્યુક્ત ગુણોને શાસ્ત્રકારોએ સર્વસાધારણ ધર્મ માન્યા છે, માટે મનુષ્યમાત્રનો તે ગુણોમાં અધિકાર છે. તેથી જ ઉપર્યુક્ત સદ્‌ગુણોનો પોતાના અંતઃકરણમાં આવિર્ભાવ કરવા માટે બધાંએ ભગવાનના શરણે થઈને વિશેષરૂપે પ્રયત્ન કરવો.

---

(૧) તન, મન અને વચનથી કોઈ પ્રકારે કોઈને દુઃખ ન આપવું. (૨) અંતઃકરણ અને ઇન્દ્રિયો થકી જેવો નિશ્ચય કર્યો હોય તેવો ને તેવો જ પ્રિય શબ્દોમાં કહેવો. (૩) ચોરીનો સર્વથા અભાવ. (૪) આઠ પ્રકારનાં મૈથુનોનો અભાવ. (૫) કોઈની પણ નિંદા ન કરવી. (૬) સત્કાર, માન, પૂજા વગેરે ન ઝંખવાં. (૭) બાહ્ય અને આંતરિક પવિત્રતા. (સત્યતાપૂર્વક શુદ્ધ વ્યવહારથી ધનની અને તેના અન્નથી આહારની તથા યથાયોગ્ય વર્તનથી આચરણોની અને પાણી-માટી વગેરેથી શરીરની – આ બધી શુદ્ધિઓને બાહ્ય શુદ્ધિ કહે છે; જ્યારે રાગ, દ્વેષ, કપટ વગેરે વિકારોનો નાશ થતાં અંતઃકરણનું સ્વચ્છ અને શુદ્ધ થઈ જવું એને આંતરિક શુદ્ધિ કહે છે.) (૮) તૃષ્ણાનો સર્વથા અભાવ. (૯) ઠંડી-ગરમી, સુખ-દુઃખ વગેરે દ્વંદ્વોને સહન કરવાં. (૧૦) સ્વધર્મ-પાલન અર્થે કષ્ટ સહેવું. (૧૧) વેદ અને સત્-શાસ્ત્રોનું અધ્યયન તથા ભગવાનનાં નામ અને ગુણોનું કીર્તન. (૧૨) મનનું વશમાં હોવું. (૧૩) ઇન્દ્રિયોનું વશમાં હોવું. (૧૪) શરીર અને ઇન્દ્રિયો સહિત અંતઃકરણની સરળતા. (૧૫) દુઃખીઓ પ્રત્યે કરુણા. (૧૬) વેદ, શાસ્ત્ર, મહાત્મા, ગુરુ અને પરમેશ્વરનાં વચનોમાં પ્રત્યક્ષ જેવો વિશ્વાસ. (૧૭) સત્ અને અસત્ પદાર્થોનું યથાર્થ જ્ઞાન. (૧૮) બ્રહ્મલોક સુધીના તમામ પદાર્થોમાં આસક્તિનો તદ્દન અભાવ. (૧૯) મમત્વબુદ્ધિપૂર્વક (મારાપણાના ભાવથી) સંગ્રહનો અભાવ. (૨૦) અંતઃકરણમાં સંશય અને વિક્ષેપનો અભાવ. (૨૧) શ્રેષ્ઠ પુરુષોની તે શક્તિનું નામ 'તેજ' છે કે જેના પ્રભાવથી વિષયાસક્ત અને નીચ પ્રકૃતિના મનુષ્યો પણ પાપાચરણ કરતા લગભગ બંધ થઈને શ્રેષ્ઠ પુરુષોના કહ્યા પ્રમાણે શ્રેષ્ઠ કર્મો કરવામાં પ્રવૃત્ત થઈ જાય છે. (૨૨) પોતાનો અપરાધ કરનારાને કોઈ પણ પ્રકારની સજા કરવાનો ભાવ ન રાખવો. (૨૩) ભારે વિપત્તિ આવી પડવા છતાં પણ પોતાની સ્થિતિમાં નિશ્ચળ રહેવું. (૨૪) પોતાની સાથે દ્વેષ રાખનારાઓ પ્રત્યે પણ દ્વેષભાવ ન હોવો. (૨૫) ભયનો સર્વથા અભાવ. (૨૬) ઇચ્છા અને વાસનાઓનો તદ્દન અભાવ હોવો તથા અંતઃકરણમાં નિત્ય નિરંતર પ્રસન્નતા રહેવી.

## ઉપસંહાર

આ લેખમાં સાત શ્રેણીઓના ત્યાગ દ્વારા ભગવાનની પ્રાપ્તિ થવાનું કહેવામાં આવ્યું છે. તેમાં પહેલી પાંચ શ્રેણીઓના ત્યાગ સુધી જ્ઞાનની પહેલી ભૂમિકાનાં લક્ષણ, છઠ્ઠી શ્રેણીના ત્યાગ સુધી જ્ઞાનની બીજી ભૂમિકાનાં લક્ષણ અને સાતમી શ્રેણીના ત્યાગ સુધી જ્ઞાનની ત્રીજી ભૂમિકાનાં લક્ષણ બતાવ્યાં છે. જ્ઞાનની આ ત્રીજી ભૂમિકામાં પરિપક્વ અવસ્થાને પામેલો પુરુષ તત્કાળ જ સચ્ચિદાનંદઘન પરમાત્માને પ્રાપ્ત થઈ જાય છે; અને પછી તેનો આ ક્ષણભંગુર નાશવંત, અનિત્ય સંસાર સાથે કંઈ પણ સંબંધ નથી રહેતો – અર્થાત્ જેમ સ્વપ્નમાંથી જાગી ગયેલા પુરુષનો સ્વપ્નના સંસાર સાથે કંઈ પણ સંબંધ નથી રહેતો તેવી જ રીતે અજ્ઞાનરૂપી નિદ્રામાંથી જાગી ગયેલા પુરુષનો પણ માયાના કાર્યરૂપી અનિત્ય સંસાર સાથે કંઈ પણ સંબંધ નથી રહેતો. જોકે લોક-દૃષ્ટિએ તે જ્ઞાની પુરુષના શરીર થકી, પ્રારબ્ધપ્રાપ્ત તમામ કર્મો થઈ રહેલાં દેખાય છે અને તે બધાં કર્મોથી સંસારને ઘણો લાભ થાય છે; કારણ કે કામના, આસક્તિ અને કર્તૃત્વ-અભિમાનથી રહિત હોવાના કારણે તે મહાત્માનાં તન, મન અને વચન થકી કરાયેલાં આચરણો આ જગતમાં પ્રમાણસ્વરૂપ મનાય છે અને આવા પુરુષોના ભાવથી જ શાસ્ત્રો રચાય છે. પરંતુ આ બધું હોવા છતાં પણ સચ્ચિદાનંદઘન શ્રીકૃષ્ણને પામેલો તે પુરુષ તો આ ત્રિગુણમયી માયાથી સર્વથા અતીત હોય છે. તેથી તે ગુણોનાં કાર્યરૂપી પ્રકાશ, પ્રવૃત્તિ, નિદ્રા વગેરેની પ્રાપ્તિ થતાં તેમનાથી નથી દ્વેષ કરતો કે તેમનું નિવારણ થતાં નથી તેમની આકાંક્ષા પણ કરતો; કારણ કે સુખ-દુઃખ, લાભ-હાનિ, માન-અપમાન, સ્તુતિ-નિંદા વગેરેમાં તથા માટી, પથ્થર, સોનું વગેરેમાં સર્વત્ર તેનો સમભાવ થઈ જાય છે. તેથી તે મહાત્મા પુરુષને કોઈ પ્રિય વસ્તુની પ્રાપ્તિમાં અને અપ્રિય વસ્તુની નિવૃત્તિમાં નથી હર્ષ થતો તથા અપ્રિય વસ્તુની પ્રાપ્તિમાં અને પ્રિય વસ્તુના વિયોગમાં નથી શોક પણ થતો. જો તે ધીર પુરુષનું શરીર કોઈ કારણે શસ્ત્રો વડે કાપવામાં આવે અથવા તેને કોઈ અન્ય પ્રકારનું ભારે દુઃખ આવી મળે તોપણ સચ્ચિદાનંદઘન શ્રીકૃષ્ણમાં અનન્યભાવે સ્થિત રહેલો તે પુરુષ પોતાની સ્થિતિથી ચલિત થતો નથી; કારણ કે તેના અંતઃકરણમાં સઘળો સંસાર ઝાંઝવાના જળ જેવો અનુભવાય છે અને એક સચ્ચિદાનંદઘન પરમાત્મા સિવાય અન્ય કોઈનું પણ હોવાપણું નથી અનુભવાતું. વધુ તો શું કહેવાનું? – વાસ્તવમાં સચ્ચિદાનંદઘન પરમાત્માને પામેલા પુરુષનો ભાવ તો તે પોતે જ જાણે છે. તે ભાવને મન, બુદ્ધિ અને ઈન્દ્રિયો થકી વ્યક્ત કરવાને કોઈ પણ સમર્થ નથી. તેથી જેટલું જલદી બની શકે, અજ્ઞાનરૂપી નિદ્રામાંથી જાગ્રત થઈને ઉપર્યુક્ત સાત શ્રેણીઓમાં કહેવાયેલા ત્યાગ દ્વારા પરમાત્માને પ્રાપ્ત કરવા સારુ સત્પુરુષોનું શરણ લઈને તેમના કહ્યા પ્રમાણે સાધન કરવા તત્પર થવું જોઈએ; કારણ કે આ અતિદુર્લભ મનુષ્ય-શરીર ઘણા જન્મોના અંતે પરમકૃપાળુ ભગવાનની કૃપાથી જ મળે છે. માટે નાશવંત અને ક્ષણભંગુર સંસારના અનિત્ય ભોગોને ભોગવવામાં પોતાના જીવનનો અમૂલ્ય સમય નષ્ટ ન કરવો જોઈએ.

—★—

## શરણાગતિ

**તમેવ શરણં ગચ્છ સર્વભાવેન ભારત ।**
**તત્પ્રસાદાત્પરાં શાન્તિં સ્થાનં પ્રાપ્સ્યસિ શાશ્વતમ્ ॥**
(ગીતા ૧૮/૬૨)

'હે ભારત! તું સર્વ રીતે એ પરમેશ્વરના જ શરણે જા; એ પરમાત્માની કૃપાથી જ તું પરમ શાંતિને તથા શાશ્વત પરમ ધામને પામીશ.'

મનુષ્ય-જીવનનું પરમ લક્ષ્ય આત્યન્તિક આનંદની પ્રાપ્તિ છે, આત્યન્તિક આનંદ પરમાત્મામાં છે; માટે પરમાત્માની પ્રાપ્તિ જ મનુષ્ય-જીવનનું એકમાત્ર ઉદ્દેશ્ય છે. આ ઉદ્દેશ્યની સિદ્ધિ કાજે શાસ્ત્રકારો અને મહાત્માઓએ અધિકારી મુજબ અનેક ઉપાય અને સાધન જણાવ્યાં છે, પણ વિચાર કરતાં એ સમસ્ત સાધનોમાં પરમાત્માની શરણાગતિની તોલે આવે એવું સરળ, સુગમ, સુખેથી સાધી શકાય એવું સાધન બીજું એકેય જણાતું નથી. માટે લગભગ બધાં જ શાસ્ત્રોમાં આની પ્રશંસા કરવામાં આવી છે. શ્રીમદ્‌ભગવદ્‌ગીતામાં તો ઉપદેશનો પ્રારંભ અને એનું પર્યવસાન બેય શરણાગતિમાં થાય છે. પહેલાં અર્જુન **'શિષ્યસ્તેઽહં શાધિ માં ત્વાં પ્રપન્નમ્ ।'** (ગીતા ૨/૭) 'હું આપનો શિષ્ય છું, માટે આપને શરણે આવેલ મને ઉપદેશ આપો.' એમ કહે છે, ત્યારે ભગવાન ઉપદેશનો આરંભ કરે છે અને છેવટે ઉપદેશનો ઉપસંહાર કરતાં કહે છે—

**સર્વધર્માન્પરિત્યજ્ય મામેકં શરણં વ્રજ ।**
**અહં ત્વા સર્વપાપેભ્યો મોક્ષયિષ્યામિ મા શુચઃ ॥**
(ગીતા ૧૮/૬૬)

'સઘળાય ધર્મોને એટલે કે સઘળાંય કર્તવ્ય-કર્મોને મારામાં ત્યજીને, તું કેવળ એકમાત્ર મુજ સર્વ-શક્તિમાન સર્વાધાર પરમેશ્વરના જ શરણે આવી જા; હું તને બધાંય પાપોથી મુક્ત કરી દઈશ, તું શોક કર મા.'

આ પહેલાં પણ ભગવાને શરણાગતિને જેટલું મહત્ત્વ આપ્યું છે એટલું બીજા કોઈ સાધનને નથી આપ્યું. જાતિ કે આચરણથી કોઈ કેવોય નીચ કે પાપી કેમ ન હોય, ભગવાનના શરણમાત્રથી જ એ અનાયાસે પરમગતિને પામે છે.

ભગવાને કહ્યું છે –

**માં હિ પાર્થ વ્યપાશ્રિત્ય યેઽપિ સ્યુઃ પાપયોનયઃ ।**
**સ્ત્રિયો વૈશ્યાસ્તથા શૂદ્રાસ્તેઽપિ યાન્તિ પરાં ગતિમ્ ॥**
(ગીતા ૯/૩૨)

'હે પાર્થ! સ્ત્રીઓ, વૈશ્યો, શૂદ્રો તથા પાપયોનિ - ચાંડાલ આદિ જે કોઈ પણ હોય, તેઓ પણ મારે શરણે થઈને પરમ ગતિને જ પામે છે.

શ્રુતિ કહે છે—

**એતદ્ધ્યેવાક્ષરં બ્રહ્મ એતદ્ધ્યેવાક્ષરં પરમ્ ।**
**એતદ્ધ્યેવાક્ષરં જ્ઞાત્વા યો યદિચ્છતિ તસ્ય તત્ ॥**
**એતદાલમ્બનં શ્રેષ્ઠમેતદાલમ્બનં પરમ્ ।**
**એતદાલમ્બનં જ્ઞાત્વા બ્રહ્મલોકે મહીયતે ॥**
(કઠોપનિષદ્ ૧/૨/૧૬-૧૭)

'આ અક્ષર જ બ્રહ્મસ્વરૂપ છે, આ અક્ષર જ પરરૂપ છે, આ અક્ષરને જાણીને જે પુરુષ જેવી ઈચ્છા કરે છે, એને એ જ પ્રાપ્ત થાય છે. આ અક્ષરનો આશ્રય (શરણ) શ્રેષ્ઠ છે. આ આશ્રય સર્વોત્કૃષ્ટ છે, આ આશ્રયને જાણીને (તે) બ્રહ્મલોકમાં પૂજાય છે.'

મહર્ષિ પતંજલિ બીજા બધા ઉપાયો કરતાં આને જ સુગમ જણાવતાં કહે છે –

**ઈશ્વરપ્રણિધાનાદ્વા ।** (યોગદર્શન ૧/૨૩)

'ઈશ્વરની શરણાગતિથી સમાધિની પ્રાપ્તિ થાય છે.' આગળ જતાં પતંજલિ મુનિ આનું

ફળ જણાવે છે—

**તતઃ પ્રત્યક્ચેતનાધિગમોઽપ્યન્તરાયાભાવશ્ચ ।**

(યોગદર્શન ૧/૨૯)

'એ ઈશ્વર-પ્રણિધાનથી પરમાત્માની પ્રાપ્તિ અને (સાધનમાં આવનારાં) સૌ વિઘ્નોનો પણ અત્યંત અભાવ થઈ જાય છે.'

ભગવાન શ્રીરામે ઘોષણા કરી છે —

**સકૃદેવ પ્રપન્નાય તવાસ્મીતિ ચ યાચતે ।**
**અભયં સર્વભૂતેભ્યો દદામ્યેતદ્વ્રતં મમ ॥**

(વાલ્મીકીય રામાયણ ૬/૧૮/૩૩)

'જે એકવાર પણ શરણે આવીને 'હું આપનો છું' એમ કહીને મને રક્ષાની પ્રાર્થના કરે છે, એને હું સઘળાં પ્રાણીઓથી નિર્ભય કરી દઉં છું; આ મારું સદા માટેનું વ્રત છે.'

આ તો પ્રમાણોનું કેવળ દિગ્દર્શનમાત્ર છે. શાસ્ત્રોમાં શરણાગતિના મહિમાનાં અસંખ્ય પ્રમાણ રહેલાં છે. પણ વિચારવા જેવો વિષય તો એ છે કે શરણાગતિ વાસ્તવમાં કોને કહે છે. કેવળ મુખેથી કહી દેવું કે 'હે ભગવન્! હું આપને શરણે છું' એ શરણાગતિનું સ્વરૂપ નથી. સામાન્ય રીતે શરણાગતિનો અર્થ એમ કરવામાં આવે છે કે મન, વાણી અને શરીરને સર્વતોભાવે એટલે કે બધી જ રીતે ભગવાનને અર્પણ કરી દેવાં, પણ આ અર્પણ પણ કેવળ **'શ્રીકૃષ્ણાર્પણમસ્તુ'** કહી દેવા માત્રથી સિદ્ધ નથી થતું. જો એમાં જ અર્પણની સિદ્ધિ થતી હોત તો અત્યાર સુધીમાં શી ખબર કેટલાય ભગવાનના શરણાગત ભક્ત થઈ ગયા હોત, માટે હવે એ સમજવું રહ્યું કે અર્પણ કોને કહે છે.

શરણ, આશ્રય, અનન્યભક્તિ, અવ્યભિચારિણી ભક્તિ, અવલંબન, નિર્ભરતા અને આત્મસમર્પણ વગેરે શબ્દો ઘણું કરીને એક જ અર્થનો બોધ કરાવે છે.

એક પરમાત્મા સિવાય કોઈનો કોઈયે કાળે કંઈ પણ સહારો ન સમજીને લજ્જા, ભય, માન, મોટાઈ અને આસક્તિને ત્યજીને, શરીર અને સંસારમાં અહંતા-મમતાવિહોણા થઈને, કેવળ એક પરમાત્માને જ પોતાના પરમ આશ્રય, પરમ ગતિ અને સર્વસ્વ સમજવા તેમ જ અનન્યભાવે, શ્રદ્ધા, ભક્તિ અને પ્રેમપૂર્વક નિરંતર ભગવાનના નામ, ગુણ, પ્રભાવ અને સ્વરૂપનું ચિંતન કરતાં રહેવું અને ભગવાનનું ભજન-સ્મરણ કરતાં કરતાં જ એમની આજ્ઞા મુજબ સઘળાં કર્તવ્ય-કર્મોનું નિઃસ્વાર્થભાવે કેવળ ભગવાન કાજે જ આચરણ કરતાં રહેવું, એ જ 'સર્વ રીતે પરમાત્માના અનન્ય-શરણે' થવું છે.

આ શરણાગતિમાં મુખ્ય ચાર વાતો સાધક માટે સમજવાની છે :

(૧) સર્વ કાંઈ પરમાત્માનું જાણીને એમને અર્પણ કરવું.
(૨) એમના દરેક વિધાનમાં પરમ સંતુષ્ટ રહેવું.
(૩) એમની આજ્ઞા મુજબ એમના જ કાજે સઘળાં કર્તવ્યકર્મ કરવાં.
(૪) નિત્ય-નિરંતર સ્વાભાવિકપણે જ એમનું એકાગ્રતાપૂર્વક સ્મરણ કરવું.

આ ચારેય ઉપર થોડો વિસ્તારથી વિચાર કરીએ.

## સર્વસ્વ અર્પણ

સર્વ કાંઈ પરમાત્માને અર્પણ કરી દેવાનો અર્થ ઘર-બાર છોડીને સંન્યાસી થઈ જવું કે કર્તવ્યકર્મોનો ત્યાગ કરીને કર્મહીન થઈ બેસવું એવો નથી. સાંસારિક વસ્તુઓ પર આપણે ભૂલથી જે મમતા આરોપિત કરી રાખી છે એટલે કે એમાં જે પોતીકો ભાવ છે એને દૂર કરવો. આ જ એમની વસ્તુ એમને અર્પણ કરી દેવી છે. વસ્તુઓ તો

એમની જ છે, આપણી પાસેથી છિનવાઈ પણ જાય છે, પણ આપણે એમને ભ્રમથી પોતાની માની લઈએ છીએ, માટે જ છિનવાઈ જતાં એ વખતે આપણે રડવું પણ પડે છે.

એક ધનવાન શેઠનો મોટો કારોબાર છે, એમાં એક મુનીમ કામ કરે છે. શેઠે એને ઈમાનદાર અને કર્તવ્યપરાયણ સમજીને સંપત્તિની રક્ષા, વેપારનું સંચાલન અને નિયમાનુસાર વ્યવહાર કરવાનો સઘળો ભાર સોંપી રાખ્યો છે. હવે મુનીમનું એ જ કામ છે કે એ માલિકની કોઈ પણ વસ્તુ પર પોતાનો જરા પણ અધિકાર ન સમજીને, કોઈનાય પર મમતા કે અહંકાર ન રાખીને માલિકની આજ્ઞા અને એની નક્કી કરવામાં આવેલી પદ્ધતિ પ્રમાણે સઘળાં કાર્યો ઘણી દક્ષતા, સાવધાની અને ઈમાનદારીથી કરતો રહે. કરોડોની લેવડ-દેવડ કરે, કરોડોની સંપત્તિ પર માલિકની જેમ પોતાની સંભાળ રાખે, માલિકના નામે સહી કરે, પણ પોતાનું કશું ન સમજે. મૂળ ધન માલિકનું, કારોબારમાં થવાનો નફો માલિકનો અને નુકસાનની જવાબદારી પણ માલિકની.

જો એ મુનીમ ક્યાંક ભૂલ, પ્રમાદ કે બેઈમાનીથી માલિકના ધનને પોતાનું સમજીને પોતાના કામમાં લાવવા ઈચ્છે, માલિકની સંપત્તિ કે નફાની રકમ પર અધિકાર કરી લે તો એને ચોર, બેઈમાન કે અપરાધી સમજવામાં આવે છે. ન્યાયાલયમાં મુકદમો દાખલ થતાં એ સંપત્તિ એની પાસેથી છીનવી લેવામાં આવે છે, એને આકરો દંડ થાય છે અને એના નામને એટલું કલંક લાગે છે કે જેથી એને બધામાં અવિશ્વાસુ સમજવામાં આવે છે અને એ સદાને માટે દુઃખી થઈ જાય છે. એ જ રીતે જો માલિકની કોઠીનો ભાર સંભાળીને એ કામમાં એ કામચોરી કરે, માલિકના નિયમોને તોડે તો પણ એ અપરાધી ઠરે છે, આથી મુનીમ માટે આ બેય વાતો નિષિદ્ધ છે.

એ જ રીતે આ સઘળું જગત એ પરમાત્માનું છે, એ જ સઘળા પદાર્થોને ઉત્પન્ન કરનાર, એ જ નિયંત્રણકર્તા, એ જ આધાર અને એ જ સ્વામી છે, એણે જ આપણને આપણા કર્મવશ જેવી યોનિ, જે સ્થિતિ મળવી જોઈતી હતી એમાં જ ઉત્પન્ન કરીને પોતાની થોડીક વસ્તુઓની સંભાળ અને સેવાનો ભાર સોંપી દીધો છે અને આપણા માટે કર્તવ્યની પદ્ધતિ પણ જણાવી દીધી છે. પણ આપણે ભ્રમથી પરમાત્માના પદાર્થોને પોતાના માની લીધા છે, માટે જ આપણી દુર્ગતિ થાય છે. જો આપણે આપણી આ ભૂલ સુધારીને એમ સમજી લઈએ કે જે કંઈ છે એ પરમાત્માનું છે, આપણે તો એના સેવકમાત્ર છીએ, એની સેવા કરવી એ આપણો ધર્મ છે, તો એ પરમાત્મા આપણને ઈમાનદાર જાણીને આપણા પર પ્રસન્ન થાય છે અને આપણે એની કૃપા અને પુરસ્કારના પાત્ર ઠરીએ છીએ. માયાના બંધનથી છૂટવું એ જ સૌથી મોટો પુરસ્કાર છે. 'જે કંઈ છે એ પરમાત્માનું છે,' આવી બુદ્ધિ આવી જતાં મમતા જતી રહે છે અને 'જે કંઈ છે એ પરમાત્માનું છે' આવી બુદ્ધિથી અહંકારનો નાશ થઈ જાય છે – એટલે કે એક પરમાત્માને જ જગતનું ઉત્પાદન અને નિમિત્ત કારણ સમજી લેવાથી એમાં રહેલ અહંકાર અને મમતા (હું અને મારું) નષ્ટ થઈ જાય છે. 'હું-મારું' જ બંધન છે, ભગવાનનો શરણાગત ભક્ત 'હું-મારું'ના બંધનથી મુક્ત થઈને પરમાત્માને કહે છે કે બસ, કેવળ એક તું જ છે અને બધું તારું જ છે.'

આ જ અર્પણ છે, આ અર્પણની સિદ્ધિ થઈ જતાં સાધક બંધનમુક્ત થઈ જાય છે, એને કોઈ જાતની કશી ચિંતા નથી રહેતી. જે ચિંતા કરે છે, પોતાને બંધાયેલો માને છે, બંધનથી

મુક્તિ ઇચ્છે છે, એ વાસ્તવમાં પરમાત્માને તત્ત્વથી જાણીને એમના શરણે નથી થયો. પોતાના ઉદ્ધારની ચિંતા તો શરણાગત સાધકના ચિત્તમાંથી પણ જતી રહે છે. વાસ્તવમાં વાત પણ એ જ છે. શરણ ગ્રહણ કરવા છતાંય જો શરણાગતને ચિંતા કરવી પડે તો એ શરણ જ કેવું? જે જેના શરણે હોય છે એની ચિંતા એના સ્વામીને જ રહે છે.

**જો જાકો શરણો લિયો, તાકહૅં તાકી લાજ ।**
**ઉલટૈ જલ મછલી ચલે, બહ્યો જાત ગજરાજ ॥**

જો કબૂતર શરણે થઈ જતાં દયા અને શરણાગતવત્સલતાને વશીભૂત થઈ મહારાજ શિબિ પોતાના શરીરનું માંસ દઈને એની રક્ષા કરી શકે છે, તો એ પરમેશ્વર કે જે અનાથોનો નાથ છે, દયાનો અનંત, અતાગ સાગર છે, જગતના ઈતિહાસમાં શરણાગતવત્સલતાની મોટામાં મોટી ઘટના જેની શરણાગતવત્સલતાની સામે સાગરની તુલનામાં પાણીના એક ટીપા જેટલીય નથી, શું શરણે થવાથી એ આપણી રક્ષા અને ઉદ્ધાર નહીં કરે? જો આટલામાં આપણા મનમાં પોતાના ઉદ્ધારની ચિંતા થાય છે અને આપણે પોતાને શરણાગત પણ સમજીએ છીએ તો એ આપણી નીચતા છે, આપણે શરણાગતિનું રહસ્ય પણ નથી સમજતા. વાસ્તવમાં શરણાગત ભક્તને ઉદ્ધાર થવા ન થવાથી મતલબ જ શું છે? એ તો પોતાની જાતને મન-બુદ્ધિસહિત એના ચરણોમાં સમર્પિત કરીને સર્વ રીતે નિશ્ચિંત થઈ જાય છે, એને ઉદ્ધારની પરવા જ ક્યાંથી? શરણાગતિના રહસ્યને સમજનાર ભક્ત માટે ઉદ્ધારની ચિંતા કરવી તો દૂર રહી એને આ પ્રસંગની સ્મૃતિ પણ ગમતી નથી. જો ભગવાન પોતે કદી એને ઉદ્ધારની વાત કહે છે તો એ પોતાની શરણાગતિમાં ખામી સમજીને શરમ અને સંકોચ અનુભવીને પોતાને ધિક્કારે છે. એ સમજે છે કે જો મારા મનમાં ક્યાંક મુક્તિની ઇચ્છા છુપાયેલી ન હોત તો આજે આ અપ્રિય પ્રસંગનો અવસર જ શેં આવત? મુક્તિ તો ભગવત્પ્રેમનો ધડો કરવા માટે મુકાતું વજનિયું છે, એ પ્રેમધનને જતું કરીને ધડાના વજનિયાની ઇચ્છા રાખવી ઘણી શરમજનક વાત છે. મુક્તિની ઇચ્છાને કલંક સમજીને અને પોતાની દુર્બળતા તથા હલકા આશયપણાનો અનુભવ કરીને ભગવાન પર પોતાનો અવિશ્વાસ જાણીને એ પરમાત્મા સામે એકાંતમાં રડીને પોકારી ઊઠે છે કે –

'હે પ્રભો! જ્યાં સુધી મારા હૃદયમાં મુક્તિની ઇચ્છા રહેલી છે ત્યાં સુધી હું આપનો દાસ ક્યાંથી? હું તો મુક્તિનો જ ગુલામ છું. આપને છોડીને બીજાની આશા રાખું છું. મુક્તિ કાજે આપની ભક્તિ કરું છું અને છતાંય પોતાને નિષ્કામ પ્રેમી શરણાગત ભક્ત સમજું છું. નાથ! આ મારું દંભાચરણ છે. સ્વામી! દયા કરીને દંભનો નાશ કરો. મારા હૃદયમાંથી મુક્તિરૂપી સ્વાર્થની કામનાને સમૂળી કાઢી નાખીને પોતાના અનન્યપ્રેમની ભિક્ષા આપો. આપ જેવા અનુપમેય દયામયથી કશું માંગવું ખરેખર છોકરમત છે, પરંતુ આતુર માણસ શું નથી કરતો?

આ રીતે શરણાગત ભક્ત સર્વ કાંઈ ભગવદર્પણ કરી બધી રીતે નિશ્ચિંત થઈને રહે છે.

### ભગવાનના દરેક વિધાનમાં સંતોષ

આ સ્થિતિમાં જે કંઈ થાય છે એમાં જ એ સંતુષ્ટ રહે છે. પ્રારબ્ધ અનિચ્છા કે બીજાની ઇચ્છાથી જે કંઈ પણ લાભ-હાનિ, સુખ-દુ:ખની પ્રાપ્તિ થાય છે એને પરમાત્માનું દયાપૂર્ણ વિધાન સમજીને એ સદા સમાનભાવે સંતુષ્ટ, નિર્વિકાર અને શાંત રહે છે. ગીતામાં કહ્યું છે–

**યદૃચ્છાલાભસંતુષ્ટો દ્વન્દ્વાતીતો વિમત્સરઃ।**
**સમઃ સિદ્ધાવસિદ્ધૌ ચ કૃત્વાપિ ન નિબધ્યતે ॥**
(ગીતા ૪/૨૨)

'ઇચ્છા વિના આપમેળે મળેલા પદાર્થમાં જે સદાય સંતુષ્ટ રહે છે, અદેખાઈનો જેનામાં સર્વ રીતે અભાવ થઈ ગયો છે, હરખ-શોક વગેરે દ્વંદ્વોથી જે સંપૂર્ણપણે અતીત થઈ ગયો છે - એવો સિદ્ધિ તથા અસિદ્ધિમાં સમ રહેનાર કર્મયોગી કર્મ કરતો હોવા છતાં પણ કર્મોથી નથી બંધાતો.'

વાસ્તવમાં શરણાગત ભક્ત એ તત્ત્વને જાણે છે કે દૈવયોગે જે કંઈ આવી મળે છે, એ ઈશ્વરના ન્યાયસંગત વિધાન અને એની દયાપૂર્ણ આજ્ઞાથી થાય છે. આથી એને પરમ સુહૃદ એવા પ્રભુ દ્વારા મોકલાવેલું ઇનામ સમજીને એ આનંદથી મસ્તક નમાવીને ગ્રહણ કરે છે. જેમ કોઈ પ્રેમી સજ્જન પોતાના કોઈ પ્રેમી ન્યાયપરાયણ સુહૃદ સજ્જન દ્વારા કરવામાં આવેલા ન્યાયને પોતે ઇચ્છેલા ફેંસલા કરતાં પ્રતિકૂળ ફેંસલો થવા છતાં એ સજ્જનની ન્યાયપરાયણતા, વિવેકબુદ્ધિ, વિચારશીલતા, સુહૃદતા, તટસ્થતા અને પ્રેમ ઉપર વિશ્વાસ રાખીને સહર્ષ સ્વીકારી લે છે, એ જ રીતે શરણાગત ભક્ત પણ ભગવાનના આકરામાં આકરા વિધાનને સહર્ષ સાદર સ્વીકારી લે છે; કેમકે એ જાણે છે કે મારો સુહૃદ અકારણ કરુણાશીલ ભગવાન જે કંઈ વિધાન કરે છે એમાં એની દયા, પ્રેમ, ન્યાય અને મારી મંગળકામના ભરેલી હોય છે. એ ભગવાનના કોઈ પણ વિધાન પર કદી ભૂલેચૂકેય મન મેલું નથી કરતો.

કદી કદી ભગવાન પોતાના શરણાગત ભક્તની આકરી પરીક્ષા પણ લેતા હોય છે, એ બધું જાણે છે, ત્રણે કાળની કોઈયે વાત એમનાથી છૂપી નથી, છતાં ભક્તના હૃદયમાંથી માન, અહંકાર, દુર્બળતા વગેરે મેલોને હરીને એને નિર્મળ બનાવવા અને એને પરિપક્વ કરીને એનું પરમ હિત કરવા માટે પરીક્ષાની લીલા કરતા હોય છે.

જે પરમાત્માના પ્રેમી સજ્જન શરણાગતિના તત્ત્વને સમજી લે છે એમને તો કોઈ પણ સ્થિતિ પોતાના મનથી અવળી જણાતી જ નથી. મદારીની કોઈ પણ ક્રિયા એના જોડીદારને મન પ્રતિકૂળ કે દુઃખદાયક નથી દેખાતી. એ પોતાના માલિકની ઇચ્છાને આધીન થઈને ઘણા આનંદથી એની દરેક ક્રિયાને સ્વીકારી લે છે. એ જ રીતે ભક્ત પણ ભગવાનની દરેક લીલામાં પ્રસન્ન રહે છે. એ જાણે છે કે આ બધી મારા નાથની માયા છે. એ અદ્ભુત ખેલાડી અનેક જાતના ખેલ કરે છે. મારા પર તો એમની અપાર દયા છે જે એમણે પોતાની લીલામાં મને સાથે રાખ્યો છે. આ મારું મોટું સૌભાગ્ય છે જે હું એ લીલામયની લીલાઓનું સાધન બની શક્યો છું. આમ સમજીને એ એની દરેક લીલામાં, એના દરેક ખેલમાં એની ચાતુરી અને એની પાછળ એનાં દિવ્ય દર્શન કરીને ડગલે ને પગલે પ્રસન્ન થાય છે. આ તો સિદ્ધ શરણાગતની વાત છે, પણ શરણાગતિનો સાધક પણ દરેક સુખ-દુઃખને એનું દયાપૂર્ણ વિધાન માનીને પ્રસન્ન થાય છે. અહીં એ પ્રશ્ન થાય છે કે સુખની પ્રાપ્તિમાં તો પ્રસન્ન થવું સ્વાભાવિક અને યુક્તિયુક્ત છે, પણ દુઃખમાં સુખની જેમ પ્રસન્ન થવું શી રીતે સંભવ છે? એનો ઉત્તર એ છે કે પરમાત્માના તત્ત્વને જાણનારા પુરુષની દૃષ્ટિમાં તો સુખની પ્રાપ્તિથી થનારી પ્રસન્નતા અને શાંતિ પણ વિકાર જ છે. એ તો પુણ્ય-પાપવશ પ્રાપ્ત થનારાં અનુકૂળ કે પ્રતિકૂળ વિષયજન્ય સુખ-દુઃખ બેયથી

અતીત છે. પણ સાધનકાળમાં પણ પ્રસન્નતા તો થવી જ જોઈએ. જેમ અસાધ્ય રોગ વખતે બુદ્ધિશાળી રોગી સારા વૈદ્યે આપેલી ઘણી કડવી ઉપયોગી દવાનું સહર્ષ સેવન કરે છે અને વૈદ્યનો ઘણો ઉપકાર માને છે, એ જ રીતે નિઃસ્વાર્થી વૈદ્યરૂપી પરમ સુહૃદ એવા પરમાત્માએ વિધાન કરેલાં કષ્ટોનો સહર્ષ સ્વીકાર કરતાં એની કૃપા અને સદ્આશય માટે ઋણી થઈ સુખી થવું જોઈએ.' ભગવાનનો પ્રિય પ્રેમી શરણાગત ભક્ત મહાન દુઃખરૂપી ફળને ઘણા આનંદ સાથે ભોગવતો ભોગવતો ડગલે ને પગલે એની દયાનું સ્મરણ કરીને પરમ પ્રસન્ન થાય છે. એ સમજે છે કે દયાળુ ડૉક્ટર જેમ પાકેલા ગૂમડામાં ચીરો મૂકીને સડેલા પરૂને બહાર કાઢીને એને રોગમુક્ત કરી દે છે, એ જ રીતે ભગવાન ભક્તના હિતાર્થે કદી કદી કષ્ટરૂપી ચીરો મૂકીને એને નીરોગી બનાવી દે છે. આમાં એમની દયા જ ભરેલી હોય છે. આમ સમજીને ભક્ત પોતાના ભગવાનના દરેક વિધાનમાં પરમ સંતુષ્ટ રહે છે. એ દુઃખથી ઉદ્વિગ્ન નથી થતો અને સુખની ખેવના નથી કરતો. **'દુઃખેષ્વનુદ્વિગ્નમનાઃ સુખેષુ વિગતસ્પૃહઃ ।** (ગીતા ૨/૫૬)

### ભગવાનની આજ્ઞા મુજબ કર્મ

માટે જ સુખની ઇચ્છા ન રહેવાને કારણે એ આસક્તિ કે કામનાવશ કોઈ પણ નિષિદ્ધ કાર્ય નથી કરી શકતો. એનું દરેક કાર્ય ઈશ્વરની આજ્ઞા મુજબનું હોય છે. એની કોઈ પણ ક્રિયા પરમાત્માની ઇચ્છાની પ્રતિકૂળ નથી હોતી; કેમકે પરમાત્માની ઇચ્છામાં એ પોતાની ઇચ્છા જોડી દે છે, એ પોતાની કોઈ સ્વતંત્ર ઇચ્છા નથી રાખતો. જ્યારે એક સામાન્ય શ્રદ્ધાળુ સેવક પણ પોતાના માલિકને પ્રતિકૂળ એવું કોઈ કાર્ય કરવા નથી ઇચ્છતો, કદી ભૂલથી કોઈ અવળું આચરણ થઈ જાય છે તો એ શરમ અને સંકોચ અનુભવીને પોતાની ભૂલ પર ઘણો પશ્ચાત્તાપ કરે છે, તો નિષ્કામ પ્રેમભાવે શરણમાં આવેલો શ્રદ્ધાળુ ઈશ્વરભક્ત પરમાત્માને પ્રતિકૂળ એવું જરાક જેટલું કાર્ય પણ કેમ કરીને કરી શકે છે? જેમ સતીશિરોમણિ પતિવ્રતા સ્ત્રી પોતાના પરમ પ્રિય પતિની ભ્રમર તરફ તાકતી તાકતી સદા પતિના અનુકૂળ જ એની છાયાની જેમ ચાલે છે, એ જ રીતે ઈશ્વર-પ્રેમી શરણાગત ભક્ત ભગવદિચ્છાનું અનુસરણ કરે છે, સર્વ કાંઈ એનું જ સમજીને એના જ કાજે કાર્ય કરે છે.

અહીં એ પ્રશ્ન થાય છે કે જ્યારે ઈશ્વર સૌને પ્રત્યક્ષ નથી ત્યારે ઈશ્વરની આજ્ઞા કે ઇચ્છાનો પત્તો કેવી રીતે લાગે? એનો ઉત્તર એ છે કે પહેલાં તો શાસ્ત્રોની આજ્ઞા જ એક રીતે ઈશ્વરની આજ્ઞા છે, કેમકે, ત્રિકાળજ્ઞ ભક્ત ઋષિઓએ ભગવાનનો અભિપ્રાય સમજીને જ ઘણું કરીને શાસ્ત્રોનું નિર્માણ કર્યું છે. બીજું શ્રીમદ્ભગવદ્ગીતા જેવા ગ્રંથોમાં ભગવદાજ્ઞા પ્રત્યક્ષ જ છે. એ સિવાય ભગવાન સર્વવ્યાપી અને સર્વાન્તર્યામી હોવાથી સૌના હૃદયમાં સદા પ્રત્યક્ષ રહેલા છે. મનુષ્ય જો સ્વાર્થ છોડીને સરળ જિજ્ઞાસુભાવે હૃદયસ્થિત ઈશ્વરને પૂછે તો એને સામાન્ય રીતે ખરો ઉત્તર મળી જ જાય છે. ખોટું બોલવા, ચોરી કરવા કે હિંસાદિ કરવા માટે કોઈનુંય હૃદય સાચા ભાવથી આજ્ઞા નથી આપતું. આ જ ભગવાનની ઇચ્છાનો સંકેત છે.

અંતઃકરણ પર અજ્ઞાનનું વિશેષ આવરણ હોવાને લીધે જે પ્રશ્નના ઉત્તરમાં શંકા ભરેલો જવાબ મળે, જેનો નિર્ણય કરવામાં આપણી બુદ્ધિ સમર્થ ન હોય, એ વિષયમાં સ્વાર્થ વિનાના,

સદાચારી, ધર્મના તત્ત્વને જાણનારા પુરુષોને પૂછીને નિર્ણય કરી લેવો જોઈએ. જે વિષયમાં પોતાના મનમાં શંકા ન હોય એ વિષયમાં પણ ઉત્તમ પુરુષો સાથે પરામર્શ કરી લેવો એ તો લાભપ્રદ જ છે; કેમકે જ્યાં સુધી મનુષ્ય પરમાત્માને તત્ત્વથી નથી જાણી લેતો ત્યાં સુધી ભ્રમથી ક્યાંક ક્યાંક અસત્યનું સત્યના રૂપે જણાઈ જવું સંભવ છે, માટે નિર્ણીત વિષયોમાં પણ સત્પુરુષોની સંમતિથી માર્જન કરી લેવું ઉચિત છે. અંતઃકરણ શુદ્ધ થતાં પરમાત્માનો સંકેત ખરેખર સમજમાં આવવા માંડે છે. પછી સાધક જે કંઈ કરે છે એ બધું ઘણું કરીને ઈશ્વરને અનુકૂળ જ કરે છે.

એ જોવા મળે છે કે માલિકની ઇચ્છા મુજબ વર્તનાર સ્વામિભક્ત સેવક જે સદા માલિકના ઈશારા મુજબ કામ કરે છે, એ માલિકના ભાવને જરાક જેટલા ઈશારામાત્રથી જ સમજી લે છે. જ્યારે સામાન્ય મનુષ્યોમાં આવું થાય છે ત્યારે એક ઈશ્વરનો શરણાગત ભક્ત શ્રદ્ધા, વિશ્વાસ અને પ્રેમના બળે ઈશ્વરના તાત્પર્યને સમજવા માંડે, એમાં આશ્ચર્ય શું છે?

ઈશ્વરની ઇચ્છા સમજવા માટે એક વાત બીજી છે. એ સમજી લેવું જોઈએ કે ઈશ્વર સર્વજ્ઞ, સર્વના સુહૃદ્, દયાસાગર, સૌના આત્મા અને સૌના હિતમાં રત છે. આથી કોઈ પણ જીવનું કોઈ પણ રીતે કોઈ પણ કાળે અહિત કે અનિષ્ટ કરવામાં એની સંમતિ ન હોઈ શકે, માટે જે કામથી ખરેખર બીજાનું હિત થતું હોય, એ જ ઈશ્વરની ઇચ્છાને અનુકૂળ કાર્ય છે અને જેનાથી જીવોનું અનિષ્ટ થતું હોય, એ એની ઇચ્છાને પ્રતિકૂળ કાર્ય છે.

અમુક લોકો ભ્રમવશ શાસ્ત્ર કે ધર્મની આડમાં બીજાના અહિત, અનિષ્ટ કે હિંસા વગેરેને ધર્મ માની લે છે, પણ આવું માનવું એ અનુચિત છે. હિંસા અને અહિત કદી ધર્મ કે ઈશ્વરને અભિપ્રેત ન હોઈ શકે. ચોક્કસ, કોઈના હિત માટે માતા-પિતા કે ગુરુ વડે સ્નેહભાવે પોતાના બાળકને શિષ્યને માર મારવા સમાન દંડ વગેરે આપવો હિંસામાં નથી ગણાતો.

આથી ભક્ત દરેક કાર્ય ભગવદિચ્છાને અનુકૂળ જ કરે છે, જેથી એ કદી પાપ કે નિષિદ્ધ કર્મ તો કરી જ નથી શકતો, એનું દરેક કાર્ય સ્વાભાવિક રીતે જ સરળ, સાત્ત્વિક અને લોક-હિતકારી હોય છે; કેમકે એનો સંસારમાં ન કશો સ્વાર્થ છે, ન કોઈ વસ્તુમાં આસક્તિ છે કે ન કોઈ કાળે કોઈનાથી એને ભય છે.

શરણાગત ભક્તની તો વાત છોડો, ભય અને પાપ તો એનાં પણ નથી રહેતાં જે ઈશ્વરનું સાચા અર્થમાં અસ્તિત્વ (હોવાપણું) જ માની લે છે. રાજા કે રાજકર્મચારી નિર્જન સ્થાન અને અંધકારમય રાત્રિમાં બધી જગ્યાએ મોજૂદ નથી રહેતા, પણ રાજ્યની સત્તાને લીધે જ લોકો ઘણું કરીને નિયમવિરુદ્ધ કાર્ય નથી કરતા. રાજકર્મચારી જ્યાં રહે છે ત્યાં તો કાયદો તોડવો એ ઘણું જ અઘરું હોય છે. જ્યારે રાજસત્તાનો આ પ્રતાપ છે ત્યારે સર્વશક્તિમાન પરમાત્માને જે બધી જગ્યાએ જુએ છે, એનાથી પાપ કેવી રીતે થઈ શકે છે? ઈશ્વર સર્વવ્યાપી હોવાને લીધે બધે ઠેકાણે એમનું રહેવું સિદ્ધ જ છે. પછી ભય પણ કઈ વાતનો? કેમકે જ્યારે એક પણ રાજકર્મચારી સાથે હોતાં ક્યાંય ચોરોનો ભય નથી રહેતો, ત્યારે રાજરાજેશ્વર ભગવાન જેની સાથે હોય એના માટે ભયની સંભાવના જ ક્યાં છે? જે પોતાને ભક્ત કહીને પરિચય આપતાં આપતાં

પણ પાપોમાં ફસાયેલા રહે છે કે વાત વાતમાં મૃત્યુ વગેરેનો ભય રાખે છે એ ખરેખર ઈશ્વરનું અસ્તિત્વ જ નથી માનતા. ઈશ્વરને માનનારા તો નિત્ય નિષ્પાપ અને નિર્ભય રહે છે.

### ભગવાનનું નિરંતર ચિંતન

શરણાગત સાધકને જો કોઈ ભય હોય છે તો એ જ વાતનો હોય છે કે ક્યાંક એના ચિત્તમાંથી પ્રિયતમ પરમાત્માની વિસ્મૃતિ ન થઈ જાય. વાસ્તવમાં એ કદી પરમાત્માને ભૂલી જ નથી શકતો; કેમકે પરમાત્માના ચિંતનનો વિયોગ એનાથી ક્ષણમાત્ર માટે પણ સહ્યો નથી જતો. **'તદર્પિતાખિલાચારતા તદ્વિસ્મરણે પરમવ્યાકુલતા।'** (નારદભક્તિસૂત્ર) 'સઘળું આચરણ એને અર્પણ કરવું અને એનું વિસ્મરણ થતાં પરમ વ્યાકુળતા થવી.' સઘળાં કર્મો પરમાત્માને અર્પણ કરીને હરપળ એનું સ્મરણ રાખવું અને ક્ષણભરની વિસ્મૃતિથી મણિવિહોણા સાપ કે જળમાંથી બહાર કાઢેલી માછલીની જેમ પરમ વ્યાકુળ થઈ તરફડવું એનો સ્વભાવ બની જાય છે. એની દૃષ્ટિમાં એક માત્ર પરમાત્મા જ એનું પરમ જીવન, પરમ ધન, પરમ આશ્રય, પરમ ગતિ અને પરમ લક્ષ્ય રહી જાય છે, હરપળ એના નામ અને ગુણોનું ચિંતન કરવું, એના પ્રેમમાં જ તન્મય થઈ રહેવું, બાહ્ય જ્ઞાન ભૂલીને ઉન્મત્ત થઈ જવું, પરમ ઉલ્લાસપૂર્વક પ્રેમમાં ઝૂમવું - આ જ એની જીવનચર્યા બની જાય છે.

**ક્વચિદ્ રુદન્ત્યચ્યુતચિન્તયા ક્વચિ-**
**દ્ધસન્તિ નન્દન્તિ વદન્ત્યલૌકિકાઃ।**
**નૃત્યન્તિ ગાયન્ત્યનુશીલયન્ત્યજં**
**ભવન્તિ તૂષ્ણીં પરમેત્ય નિર્વૃતાઃ॥**

(શ્રીમદ્ભાગવત ૧૧/૩/૩૨)

ભગવાનના આવા ભક્તો ક્યારેક તો આ પ્રકારની – 'હજી સુધી અચ્યુત ભગવાનનાં દર્શન મને થયા નહીં' આવી ચિંતા કરતાં કરતાં ક્યારેક રડે છે, ક્યારેક હસે છે, ક્યારેક આનંદમગ્ન થઈ જાય છે અને ક્યારેક ભગવાન સાથે વાર્તાલાપ કરતા હોય એમ બોલવા લાગે છે, ક્યારેક નાચે છે અને ક્યારેક ગાય છે અને ક્યારેક ભગવાનની લીલાઓનું અનુસરણ કરે છે અને ક્યારે બિલકુલ ચુપ થઈ જાય છે.

આ રીતે પરમાત્માના શરણના તત્ત્વને જાણીને એ ભક્તો ભગવાનની તદ્રૂપતાને પામી જાય છે–

**તદ્બુદ્ધયસ્તદાત્માનસ્તન્નિષ્ઠાસ્તત્પરાયણાઃ।**
**ગચ્છન્ત્યપુનરાવૃત્તિં જ્ઞાનનિર્ધૂતકલ્મષાઃ॥**

(ગીતા ૫/૧૭)

'પરમાત્મામાં જેમનું મન તદ્રૂપ થઈ રહ્યું છે, પરમાત્મામાં જેમની બુદ્ધિ તદ્રૂપ થઈ રહી છે અને સચ્ચિદાનંદઘન પરમાત્મામાં જ જેમની નિરંતર એકાત્મભાવે સ્થિતિ છે, એવા પરમાત્મપરાયણ મનુષ્યો જ્ઞાન દ્વારા પાપરહિત થઈને અપુનરાવૃત્તિને એટલે કે પરમગતિને પામે છે.'

આવા જ પુરુષો માટે ભગવાને કહ્યું છે, 'મને તત્ત્વથી ઓળખનાર જ્ઞાનીને હું અત્યંત પ્રિય છું અને એ જ્ઞાની મને અત્યંત પ્રિય છે.' **'પ્રિયો હિ જ્ઞાનિનોऽત્યર્થમહં સ ચ મમ પ્રિયઃ ॥ ૭/૧૭॥** 'એને માટે હું અદૃશ્ય નથી હોતો અને એ મારે માટે અદૃશ્ય નથી હોતો.' **'તસ્યાહં ન પ્રણશ્યામિ સ ચ મે ન પ્રણશ્યતિ ॥ ૬/૩૦॥**

આવા પુરુષ દ્વારા શરીરથી જે કોઈ ક્રિયા થાય છે એ ક્રિયા નથી સમજવામાં આવતી. આનંદમાં મગ્ન થયેલો એ ભગવાનનો શરણાગત ભક્ત લીલામય ભગવાનની આનંદમયી લીલાનું જ અનુકરણ કરે છે, માટે એનાં કર્મ પણ

લીલામાત્રથી જ છે.

ભગવાન કહે છે–

**સર્વભૂતસ્થિતં યો માં ભજત્યેકત્વમાસ્થિતઃ।**
**સર્વથા વર્તમાનોઽપિ સ યોગી મયિ વર્તતે॥**

(ગીતા ૬/૩૧)

'જે માણસ એકાત્મભાવમાં સ્થિત થઈને સર્વ ભૂતોમાં આત્મારૂપે રહેલા મુજ સચ્ચિદાનંદઘન વાસુદેવને ભજે છે, એ યોગી સર્વ રીતે વર્તવા છતાં મારામાં જ વર્તે છે.' કેમકે એના અનુભવમાં મારા સિવાય બીજું કશું છે જ નહીં.

માટે એ સૌની સાથે પોતાના આત્માની જેમ જ વર્તે છે, એનાથી કદી કોઈનું અનિષ્ટ નથી થઈ શકતું. આવા અભિન્નદર્શી પરમાત્મપરાયણ તદ્રૂપ ભક્તોમાં કોઈ તો સ્વામી શુકદેવજીની જેમ લોકોના ઉદ્ધાર કાજે ઉદાસીનની જેમ વિચરે છે, કોઈ અર્જુનની જેમ ભગવદાજ્ઞા મુજબ આચરણ કરતાં કરતાં કર્તવ્યકર્મોના પાલનમાં પરોવાયેલા રહે છે, કોઈ પ્રાતઃસ્મરણીય એવી ભક્તિમતી ગોપીઓની જેમ અદ્ભુત પ્રેમલીલામાં મત્ત રહે છે. અને કોઈ જડભરતની જેમ જડ અને ઉન્મત્તની જેમ ક્રિયાઓ કરે છે.

આવા શરણાગત ભક્તો પોતે તો ઉદ્ધારરૂપ છે જ અને જગતનો ઉદ્ધાર પણ કરનારા છે. આવા મહાપુરુષોનાં દર્શન, સ્પર્શ, ભાષણ અને ચિંતનથી જ મનુષ્યો પવિત્ર થઈ જાય છે. તેઓ જ્યાં જાય છે. ત્યાંનું વાતાવરણ શુદ્ધ થઈ જાય છે, પૃથ્વી પવિત્ર થઈને તીર્થ બની જાય છે, આવા જ પુરુષોનો સંસારમાં જન્મ લેવો સાર્થક અને ધન્ય છે, આવા જ મહાત્માઓ માટે આમ કહેવાયું છે–

**કુલં પવિત્રં જનની કૃતાર્થા**
**વસુન્ધરા પુણ્યવતી ચ તેન।**
**અપારસંવિત્સુખસાગરેઽસ્મિન્**
**લીનં પરે બ્રહ્મણિ યસ્ય ચેતઃ॥**

(સ્કન્દપુરાણ માહે૦ ખં૦ કૌ૦ ખં૦ - ૫૫/૧૪૦)



## અનન્ય પ્રેમ જ ભક્તિ છે

અનિર્વચનીય બ્રહ્માનંદની પ્રાપ્તિને માટે ભગવાનની ભક્તિ જેવો બીજા કોઈ યુગમાં બીજો એકેય સુગમ ઉપાય નથી. કળિયુગમાં તો છે જ નહીં. પણ એ વાત સૌ પહેલાં સમજવાની છે કે ભક્તિ કોને કહે છે? ભક્તિ કહેવી જેટલી સરળ છે, કરવી એટલી જ કાઠી છે. કેવળ બાહ્યાડંબરનું નામ ભક્તિ નથી. ભક્તિ દેખાડવાની વસ્તુ નથી, એ તો હૃદયનું પરમગુપ્ત ધન છે. ભક્તિનું સ્વરૂપ જેટલું ગુપ્ત રહે છે, એટલું જ એ વધુ મૂલ્યવાન સમજવામાં આવે છે. ભક્તિતત્ત્વ સમજવું ઘણું કાઠું છે. ખરેખર, એ ભાગ્યશાળીઓને આને સમજવામાં ઘણો પ્રયાસ કે શ્રમ નથી કરવો પડતો, જેઓ એ દયામય પરમેશ્વરના શરણે થઈ જાય છે. અનન્ય શરણાગત ભક્તને ભક્તિનું તત્ત્વ પરમેશ્વર પોતે સમજાવી દે છે. એકવાર પણ જે સાચા હૃદયથી ભગવાનને શરણે થઈ જાય છે, ભગવાન એને નિર્ભય કરી દે છે, આ એમનું વ્રત છે.

**સકૃદેવ પ્રપન્નાય તવાસ્મીતિ ચ યાચતે।**
**અભયં સર્વભૂતેભ્યો દદામ્યેતદ્ વ્રતં મમ॥**

(વાલ્મીકીય રામાયણ ૬/૧૮/૩૩)

'જે એકવાર પણ શરણે આવીને 'હું આપનો છું' એમ કહીને મને રક્ષાની પ્રાર્થના કરે છે, એને હું સઘળાં પ્રાણીઓથી નિર્ભય કરી દઉં છું; આ મારું સદા માટેનું વ્રત છે.'

ભગવાનની શરણાગતિ એક ઘણું જ

મહત્ત્વનું સાધન છે, પણ એમાં અનન્યતા હોવી જોઈએ. પૂર્ણ અનન્યતા હોતાં ભગવાન તરફથી તરત જ ઈચ્છિત ઉત્તર મળે છે. વિભીષણ અત્યંત આતુર થઈ એકમાત્ર શ્રીરામના આશ્રયમાં જ પોતાની રક્ષા સમજીને શ્રીરામના શરણે આવે છે. ભગવાન રામ એમને એ જ ક્ષણે અપનાવી લે છે. કૌરવોની રાજસભામાં બધી બાજુએથી નિરાશ થઈ દેવી દ્રૌપદી જેવાં અશરણ-શરણ એવા શ્રીકૃષ્ણને સ્મરે છે, ત્યાં જ ચીર અનંત થઈ જાય છે. અનન્ય શરણનાં આ ઉદાહરણો છે. આ શરણાગતિ સાંસારિક કષ્ટનિવૃત્તિ કાજે હતી. આવા જ ભાવથી ભક્તે ભગવાન કાજે જ ભગવાનના શરણાગત થવું જોઈએ. પછી તત્ત્વની ઉપલબ્ધિ થવામાં વિલંબ નહીં થાય.

જોકે આ રીતે ભક્તિનું પરમતત્ત્વ ભગવાનને શરણે થવાથી જ જાણી શકાય છે, છતાં શાસ્ત્ર અને સંત-મહાત્માઓની ઉક્તિઓને આધારે પોતાનો અધિકાર ન સમજવા છતાં પણ પોતાના ચિત્તની પ્રસન્નતા માટે હું જે કંઈ લખી રહ્યો છું એ માટે ભક્તજનો મને ક્ષમા કરે.

પરમાત્મામાં પરમ અનન્ય વિશુદ્ધ પ્રેમ હોવો એ જ ભક્તિ કહેવાય છે. શ્રીમદ્ભગવદ્ગીતામાં અનેક સ્થળે આનું વિવેચન છે, જેમકે -

**'મયિ ચાનન્યયોગેન ભક્તિરવ્યભિચારિણી ।'**
(૧૩/૧૦)

'મુજ પરમેશ્વરમાં અનન્ય યોગનો આશરો લઈને અવ્યભિચારિણી ભક્તિ હોવી.'

**'માં ચ યોऽવ્યભિચારેણ ભક્તિયોગેન સેવતે ।'**
(૧૪/૨૬)

'જે પુરુષ અવ્યભિચારી ભક્તિયોગથી મને નિરંતર ભજે છે...' વગેરે આ મુજબનો જ ભાવ નારદસૂત્રો અને શાંડિલ્યસૂત્રોમાં પણ જોવા મળે છે. અનન્ય પ્રેમનું સામાન્ય સ્વરૂપ છે - એક ભગવાન સિવાય બીજા કશામાં કદીયે આસક્તિ ન હોય, પ્રેમની મગ્નતામાં ભગવાન સિવાય બીજા કશાનું જ્ઞાન જ ન રહે. જ્યાં જ્યાં મન જાય ત્યાં ત્યાં ભગવાન દેખાય. આમ થતાં થતાં અભ્યાસ વધી જતાં પોતાની જાતની વિસ્મૃતિ થઈ કેવળ એક ભગવાન જ રહી જાય. આ જ વિશુદ્ધ અનન્ય પ્રેમ છે. પરમેશ્વરમાં પ્રેમ કરવાનો હેતુ કેવળ પરમેશ્વર કે એમનો પ્રેમ જ હો – પ્રેમ કાજે જ પ્રેમ કરવામાં આવે, બીજો કોઈ હેતુ ન રહે. માન, મોટાઈ, પ્રતિષ્ઠા અને આ લોક તથા પરલોકના કોઈયે પદાર્થની ઈચ્છાની ગંધ પણ સાધકના મનમાં ન રહે, ત્રૈલોક્યના રાજ્ય માટેય એનું મન કદી ન લલચાય. સ્વયં ભગવાન પ્રસન્ન થઈને ભોગ્ય-પદાર્થ પ્રદાન કરવા માટે આગ્રહ કરે તોય ન લે. આ માટે ભગવાન જો રિસાઈ જાય તો ય પરવા ન કરે. પોતાના સ્વાર્થની વાતો સાંભળતાં જ એને ઘણો વૈરાગ્ય અને ઉપરામતા થાય. ભગવાન તરફથી વિષયોનું પ્રલોભન મળતાં મનમાં પશ્ચાત્તાપ થઈ એવો ભાવ જાગે કે - 'ચોક્કસ મારા પ્રેમમાં કોઈ દોષ છે, મારા મનમાં સાચો વિશુદ્ધ ભાવ હોત અને આ સ્વાર્થની વાતો સાંભળીને ખરેખર મને ક્લેશ થાત તો ભગવાન એમના માટે મને કદી ન લલચાવત.' વિનય, અનુરોધ અને ભય દેખાડવા છતાં પણ પરમાત્માના પ્રેમ સિવાયની બીજી વસ્તુ કોઈ પરિસ્થિતિમાં ન સ્વીકારે, પોતાની પ્રેમ-હઠ પર અડગ રહે. એ એમ જ સમજતો રહે કે ભગવાન જ્યાં સુધી અનેક પ્રકારના વિષયોનું પ્રલોભન આપીને લલચાવી રહ્યા છે અને મારી પરીક્ષા લઈ રહ્યા છે, ત્યાં સુધી મારામાં જરૂર વિષયાસક્તિ છે. સાચો પ્રેમ હોત તો એક

પોતાના પ્રેમાસ્પદને છોડીને બીજી વાત પણ હું સાંભળી ન શકત. વિષયોને જોઈ, સાંભળી અને સહન કરી રહ્યો છું. આથી એ વાત સિદ્ધ છે કે હું સાચા પ્રેમનો અધિકારી નથી, માટે તો ભગવાન મને પ્રલોભન દેખાડી રહ્યા છે. ઉત્તમ તો એ હતું કે હું વિષયોની ચર્ચા સાંભળતાં જ મૂર્છિત થઈ પડી જાત. એવી અવસ્થા નથી થતી, માટે નિઃસંદેહપણે મારા હૃદયમાં ક્યાંક ને ક્યાંક વિષયવાસના છુપાયેલી છે. આ છે વિશુદ્ધ પ્રેમના ઊંચા સાધનનું સ્વરૂપ.

આવો વિશુદ્ધ પ્રેમ થતાં જે આનંદ થાય છે એનો મહિમા અકથનીય છે. આવા પ્રેમનું ખરું મહત્ત્વ કોઈ પરમાત્માનો અનન્ય પ્રેમી જ જાણે છે. પ્રેમનાં સામાન્ય રીતે ત્રણ નામ છે : ગૌણ, મુખ્ય અને અનન્ય. જેમ નાના વાછરડાને છોડીને ગાય વનમાં જાય છે, ત્યાં ઘાસ ચરે છે. એ ગાયનો પ્રેમ ઘાસમાં ગૌણ છે, વાછરડામાં મુખ્ય છે અને પોતાના જીવનમાં અનન્ય છે, વાછરડા માટે ઘાસનો અને જીવન માટે એ વાછરડાનો ય ત્યાગ કરી શકે છે. એ જ રીતે ઉત્તમ સાધક સાંસારિક કાર્ય કરતાં કરતાં પણ અનન્યભાવથી પરમાત્માનું ચિંતન કર્યા કરતા હોય છે. સામાન્ય ભગવત્પ્રેમી સાધક પોતાનું મન પરમાત્મામાં પરોવવાનો પ્રયાસ કરે છે; પણ અભ્યાસ અને આસક્તિવશ ભજન-ધ્યાન કરતી વેળાએ પણ એમનું મન વિષયોમાં જતું જ રહે છે. જેમનો ભગવાનમાં મુખ્ય પ્રેમ છે તેઓ દરેક સમયે ભગવાનનું સ્મરણ રાખતાં રાખતાં સમસ્ત કાર્યો કરે છે અને જેમનો ભગવાનમાં અનન્ય પ્રેમ થઈ જાય છે એમને તો સઘળું સચરાચર વિશ્વ એક વાસુદેવમય જણાવા લાગે છે. આવા મહાત્માઓ ઘણા દુર્લભ છે. (ગીતા ૭/૧૯)

આ પ્રકારના અનન્ય પ્રેમી ભક્તોમાં અમુક તો પ્રેમમાં એટલા ઊંડા ડૂબી જાય છે કે એ લોકો લોકદૃષ્ટિએ પાગલ જેવા દેખાતા હોય છે. કોઈ કોઈની બાળક જેવી ક્રિયા જોવા મળે છે. એમનાં સાંસારિક કાર્યો છૂટી જાય છે. અમુક એવી પ્રકૃતિના પણ પ્રેમી પુરુષ હોય છે જેઓ અનન્ય પ્રેમમાં નિમગ્ન રહેવા છતાંય મહાન ભાગવત એવા શ્રીભરતજીની જેમ કે શ્રીહનુમાનજીની જેમ સદાય 'રામકાજ' કરવા તૈયાર રહે છે. આવા ભક્તોનાં સઘળાં કાર્યો લોકહિતાર્થ હોય છે. આ મહાત્માઓ એક ક્ષણ માટે પણ પરમાત્માને નથી ભૂલતા, ન તો ભગવાન એમને કદી ભૂલી શકે છે. ભગવાને કહ્યું જ છે–

**યો માં પશ્યતિ સર્વત્ર સર્વં ચ મયિ પશ્યતિ।**
**તસ્યાહં ન પ્રણશ્યામિ સ ચ મે ન પ્રણશ્યતિ॥**

(ગીતા ૬/૩૦)

'જે માણસ સઘળાં ભૂતોમાં સહુના આત્મારૂપ મુજ વાસુદેવને જ વ્યાપેલ જુએ છે અને સઘળાં ભૂતોને મુજ વાસુદેવની અન્તર્ગત જુએ છે, એને માટે હું અદૃશ્ય નથી હોતો અને એ મારે માટે અદૃશ્ય નથી હોતો.'

—★—

## ગીતામાં ભક્તિ

શ્રીમદ્ભગવદ્ગીતા એક અદ્વિતીય આધ્યાત્મિક ગ્રંથ છે. એ કર્મ, ઉપાસના અને જ્ઞાનનાં તત્ત્વોનો ભંડાર છે. એ વાત કોઈ ન કહી શકે કે ગીતામાં મુખ્યપણે કેવળ અમુક વિષયનું જ વર્ણન છે. જોકે આ નાનકડો ગ્રંથ છે અને આમાં બધા વિષયોનું સૂત્રરૂપે વર્ણન

છે, પણ કોઈ પણ વિષયનું વર્ણન સ્વલ્પ હોવા છતાં અપૂર્ણ નથી, માટે જ કહેવામાં આવ્યું છે કે –

**ગીતા સુગીતા કર્તવ્યા કિમન્યૈઃ શાસ્ત્રવિસ્તરૈઃ ।**
**યા સ્વયં પદ્મનાભસ્ય મુખપદ્માદ્વિનિઃસૃતા ॥**

(મહાભારત ભીષ્મપર્વ ૪૩/૧)

આ કથનમાં બીજાં શાસ્ત્રોનો નિષેધ નથી, આ તો ગીતાનું ખરું મહત્ત્વ જણાવવા માટે છે, વાસ્તવમાં ગીતામાં કહેલ જ્ઞાનની ઉપલબ્ધિ થઈ જતાં બીજું કશું જાણવાનું શેષ નથી રહી જતું. ગીતામાં પોતપોતાના સ્થાને કર્મ, ઉપાસના અને જ્ઞાન - ત્રણેયનું વિશદ અને પૂર્ણ વર્ણન હોવાને લીધે એમ ન કહી શકાય કે આમાં કયો વિષય મુખ્ય અને કયો ગૌણ છે. માટે જેને જે વિષય પ્રિય છે - જે સિદ્ધાંત માન્ય છે, એ જ ગીતામાં દેખાવા માંડે છે. માટે જ ભિન્ન ભિન્ન ટીકાકારોએ પોતપોતાની ભાવના મુજબ ભિન્ન ભિન્ન અર્થો કર્યા છે, પણ એ અર્થોમાંથી કોઈનેય આપણે અસત્ય નથી કહી શકતા. જેમ વેદ પરમાત્માનો નિઃશ્વાસ છે એ જ પ્રમાણે ગીતા પણ સાક્ષાત્ ભગવાનનાં વચન હોવાથી ભગવત્સ્વરૂપ જ છે. માટે ભગવાનની જેમ ગીતાનું સ્વરૂપ પણ ભક્તોને પોતાની ભાવના મુજબ ભિન્ન ભિન્ન રીતે દેખાય છે. કૃપાસિંધુ ભગવાને પોતાના પ્રિય સખા - ભક્ત અર્જુનને નિમિત્ત બનાવીને સમસ્ત સંસારના કલ્યાણ અર્થે આ અદ્ભુત ગીતા-શાસ્ત્રનો ઉપદેશ કર્યો છે. આવા ગીતા-શાસ્ત્રના કોઈ તત્ત્વ પર વિવેચન કરવું મારા જેવા સાધારણ માણસ માટે બાળ-ચપળતામાત્ર છે. હું આ વિષયમાં કશું કહેવાનો પોતાનો અધિકાર ન સમજતો હોવા છતાં પણ જે કંઈ કહી રહ્યો છું એ કેવળ પોતાના મનોવિનોદન માટે છે. નિવેદન છે કે ભક્ત અને વિજ્ઞજન મારી આ બાળચેષ્ટા પર મને ક્ષમા કરે.

ગીતામાં કર્મ, ભક્તિ અને જ્ઞાન – ત્રણેય સિદ્ધાંતોની પોતપોતાની જગ્યાએ પ્રધાનતા છે, છતાં એમ કહી શકાય કે ગીતા એક ભક્તિપ્રધાન ગ્રંથ છે, એમાં એવો કોઈ અધ્યાય નથી જેમાં ભક્તિનો કોઈ પ્રસંગ ન હોય. ગીતાનો પ્રારંભ અને એનું પર્યવસાન ભક્તિમાં જ છે. આરંભમાં અર્જુન **'શાધિ માં ત્વાં પ્રપન્નમ્'** (૨/૭) કહીને ભગવાનનું શરણ લે છે અને અંતમાં ભગવાન **'સર્વધર્માન્પરિત્યજ્ય મામેકં શરણં વ્રજ।'** (૧૮/૬૬) કહીને શરણાગતિનું જ પૂર્ણ સમર્થન કરે છે - સમર્થન જ નહીં, સમસ્ત ધર્મોના આશ્રયનો સર્વથા ત્યાગ કરીને કેવળ ભગવદાશ્રયે - પોતાને આશ્રયે થવા માટે આજ્ઞા કરે છે અને સાથે સાથે જ સઘળાં પાપોથી છૂટકારો અપાવવાની જવાબદારી લે છે. એ માનવામાં આવેલી વાત છે કે શરણાગતિ ભક્તિનું જ એક સ્વરૂપ છે. ખરેખર ગીતાની ભક્તિ અવિવેકપૂર્વક કરવામાં આવતી આંધળી ભક્તિ કે અજ્ઞાનપ્રેરિત આળસભરેલી કર્મત્યાગરૂપી જડતા નથી, ગીતાની ભક્તિ ક્રિયાત્મક અને વિવેકભરેલી છે. ગીતાની ભક્તિ પૂર્ણપુરુષ પરમાત્માની પૂર્ણતાની નજીક પહોંચેલા સાધક દ્વારા કરવામાં આવે છે. ગીતાની ભક્તિનાં લક્ષણો બારમા અધ્યાયમાં ભગવાને પોતે જણાવ્યાં છે. ગીતાની ભક્તિમાં પાપને સ્થાન નથી. વાસ્તવમાં ભગવાનનો જે શરણાગત અનન્ય ભક્ત બધી બાજુએ સૌમાં સદા ભગવાનને જુએ છે, એ છુપાઈનેય પાપ કેમ કરીને કરી શકે છે? જે શરણાગત ભક્ત પોતાના જીવનને પરમાત્માના હાથોમાં સોંપીને એના ઈશારે નાચવા ચાહે છે એના દ્વારા પાપ કેવી રીતે થઈ શકે છે? જે ભક્ત આખા જગતને પરમાત્માનું સ્વરૂપ સમજીને સૌની સેવા કરવી

એ પોતાનું કર્તવ્ય સમજે છે, એ નિષ્ક્રિય આળસુ કઈ રીતે હોઈ શકે છે? તથા જેની પાસે પરમાત્માના સ્વરૂપના જ્ઞાનનો પ્રકાશ છે એ અન્ધતમમાં કેમ કરીને પ્રવેશી શકે છે?

માટે જ ભગવાને અર્જુનને સ્પષ્ટ કહ્યું છે–

**તસ્માત્સર્વેષુ કાલેષુ મામનુસ્મર યુધ્ય ચ ।**
**મય્યર્પિતમનોબુદ્ધિર્મામેવૈષ્યસ્યસંશયમ્ ॥**

(ગીતા - ૮/૭)

યુદ્ધ કર, પણ બધો વખત મારું (ભગવાનનું) સ્મરણ કરતાં કરતાં અને મારામાં (ભગવાનમાં) અર્પિત મન-બુદ્ધિથી યુક્ત થઈને કર. આ જ તો નિષ્કામકર્મસંયુક્ત ભક્તિયોગ છે, આનાથી નિઃસંદેહપણે પરમાત્માની પ્રાપ્તિ થાય છે. આ જ મુજબની આજ્ઞા અ. ૯/૨૭ અને ૧૮/૫૭ વગેરે શ્લોકોમાં આપી છે.

આનો એ અર્થ નથી કે કેવળ કર્મયોગ કે કેવળ ભક્તિયોગ માટે ભગવાને સ્વતંત્રરૂપે ક્યાંય કશુંય નથી કહ્યું. **'કર્મણ્યેવાધિકારસ્તે'** (૨/૪૭) **'યોગસ્થઃ કુરુ કર્માણિ'** (૨/૪૮) વગેરે શ્લોકોમાં કેવળ ભક્તિનું વર્ણન મળે છે, પણ એમાંય કર્મમાં ભક્તિનો અને ભક્તિમાં કર્મનો અન્યોન્યાશ્રિત સંબંધ પ્રચ્છન્ન છે. સમત્વરૂપ યોગમાં સ્થિર થઈને ફળનો અધિકાર ઈશ્વરના ઉપર સમજી જે કર્મ કરે છે એ પણ પ્રકારાન્તરે ઈશ્વરસ્મરણસ્વરૂપ ભક્તિ કરે છે અને ભક્તિ, પૂજા, નમસ્કાર વગેરે ભગવદ્ભક્તિપરક ક્રિયાઓને કરતો કરતોય સાધક તે તે ક્રિયારૂપી કર્મ કરે જ છે. સામાન્ય સકામકર્મીમાં અને એનામાં ફરક એટલો જ છે કે સકામકર્મી કર્મનું અનુષ્ઠાન સાંસારિક કામના-સિદ્ધિ કાજે કરે છે અને નિષ્કામકર્મી ભગવત્પ્રીત્યર્થ કરે છે. સ્વરૂપથી કર્મત્યાગની તો ગીતાએ નિંદા કરી છે અને એને તામસ ત્યાગ જણાવ્યો છે. (૧૮/૭) તથા અ૦ ૩ શ્લોક જમાં કર્મત્યાગથી સિદ્ધિનું પ્રાપ્ત ન થવું કહીને પછીના શ્લોકમાં સ્વરૂપથી કર્મત્યાગને અશક્ય પણ જણાવ્યો છે. માટે ગીતા મુજબ મુખ્યપણે અનન્યભાવે ભગવાનના સ્વરૂપમાં સ્થિત થઈને ભગવાનની આજ્ઞા માનીને ભગવાન કાજે મન, વાણી, શરીરથી પોતાના વર્ણ અનુસાર સમસ્ત કર્મોનું આચરણ કરવું એ જ ભક્તિ છે અને એનાથી જ પરમ સિદ્ધિરૂપ મોક્ષની પ્રાપ્તિ થઈ શકે છે. ભગવાન ઘોષણા કરે છે –

**યતઃ પ્રવૃત્તિર્ભૂતાનાં યેન સર્વમિદં તતમ્ ।**
**સ્વકર્મણા તમભ્યર્ચ્ય સિદ્ધિં વિન્દતિ માનવઃ ॥**

(ગીતા - ૧૮/૪૬)

'જે પરમેશ્વરથી સઘળા પ્રાણીઓની ઉત્પત્તિ થઈ છે અને જેનાથી આ આખું જગત વ્યાપેલું છે, એ પરમેશ્વરની પોતાનાં સ્વાભાવિક કર્મો વડે પૂજા કરીને માણસ પરમ સિદ્ધિને પામી જાય છે.'

આ પ્રકારનાં કર્મ બંધનનાં કારણ ન હોઈને મુક્તિનાં કારણ હોય છે, એમાં પતનનો ભય જરાય નથી રહેતો. ભગવાને સાધકને ભગવત્પ્રાપ્તિ કાજે અને સાધનોત્તર સિદ્ધકાળમાં જ્ઞાનીને પણ લોકસંગ્રહ એટલે કે જનતાને સન્માર્ગ પર લાવવા માટે પોતાનું ઉદાહરણ રજૂ કરીને કર્મ કરવાની આજ્ઞા આપી છે, જોકે એના માટે કોઈ કર્તવ્ય શેષ નથી - **'તસ્ય કાર્યં ન વિદ્યતે'** (૩/૧૭)

એ સિવાય અર્જુન ક્ષત્રિય, ગૃહસ્થ અને કર્મશીલ પુરુષ હતા, માટે પણ એમને કર્મસહિત ભક્તિ કરવા માટે જ ખાસ કરીને કહ્યું છે અને વાસ્તવમાં સર્વસાધારણના હિત માટે પણ એ જ આવશ્યક છે. સંસારમાં તમોગુણ વધુ છવાયેલો છે. તમોગુણના કારણે લોકો ભગવત્તત્ત્વથી અજાણ રહીને એકાંતવાસમાં

ભજન-ધ્યાનને બહાને ઊંઘ, આળસ અને અકર્મણ્યતાના શિકાર થઈ જાય છે. એવું જોવા પણ મળે છે કે અમુક લોકો 'હવે તો અમે નિરંતર એકાંતમાં રહીને ભજન-ધ્યાન જ કર્યા કરીશું' કહીને કર્મ છોડી દે છે, પણ થોડાક જ દિવસોમાં એમનું મન એકાંતમાંથી ઊઠી જાય છે. અમુક લોકો ઊંઘવામાં સમય વિતાવે છે, તો અમુક લોકો કહેવા માંડે છે, 'શું કરીએ, ધ્યાનમાં મન નથી લાગતું.' ફળસ્વરૂપે અમુક લોકો તો નકામા થઈ જાય છે અને અમુક લોકો પ્રમાદવશ ઈન્દ્રિયોને આરામ આપનારા ભોગોમાં પ્રવૃત્ત થઈ જાય છે. ખરા ભજન-ધ્યાનમાં પરોવાઈ જનારા વિરલ જ નીકળતા હોય છે. એકાંતમાં નિવાસ કરીને ભજન-ધ્યાન કરવું ખોટું નથી. પણ એ સાધારણ વાત નથી. એના માટે ઘણા અભ્યાસની જરૂર છે અને આ અભ્યાસ કર્મ કરતાં કરતાં જ ક્રમશઃ વધારી અને દૃઢ કરી શકાય છે, માટે ભગવાને કહ્યું છે કે નિત્ય-નિરંતર મારું સ્મરણ કરતાં કરતાં ફલાસક્તિરહિત થઈને મારી આજ્ઞાથી મારી પ્રીતિ કાજે કર્મ કરવું. પરમેશ્વરના ધ્યાનની દૃઢ સ્થિતિ પ્રાપ્ત થવામાં કર્મોનો સંયોગ-વિયોગ બાધક-સાધક નથી. પ્રીતિ અને ખરી શ્રદ્ધા જ એમાં મુખ્ય કારણ છે. પ્રીતિ અને શ્રદ્ધા થતાં કર્મ એમાં બાધક નથી થતાં, બલકે એનું દરેક કર્મ ભગવત્પ્રીતિ કાજે જ અનુષ્ઠિત થઈને શુદ્ધ ભક્તિના રૂપમાં પરિણમે છે. આનાથી પણ કર્મત્યાગની આવશ્યકતા સિદ્ધ નથી થતી. પણ આ કથનથી એકાંતમાં નિરંતર ભક્તિ કરવાનો નિષેધ પણ નથી.

અધિકારીઓ માટે **'વિવિક્તદેશસેવિત્વમ્'** અને **'અરતિર્જનસંસદિ'** (૧૩/૧૦) હોવું ઉચિત જ છે, પણ સંસારમાં ઘણું કરીને મોટા ભાગના અધિકારીઓ કર્મયોગના જ મળે છે. એકાંતવાસના ખરા અધિકારી એ છે જેઓ ભગવાનની ભક્તિમાં તલ્લીન છે, જેમનું હૃદય અનન્યપ્રેમથી પરિપૂર્ણ છે, જેઓ ક્ષણ માટેના ભગવાનના વિસ્મરણથી જ પરમ વ્યાકુળ થઈ જાય છે, ભગવત્પ્રેમની વિહ્વળતાથી બાહ્ય જ્ઞાન લુપ્તપ્રાય્ય રહેવાને લીધે જેમનાં સાંસારિક કાર્યો સુંદર રીતે સંપન્ન નથી થઈ શકતાં અને જેમને સંસારના એશ-આરામના ભોગના જોવા-સાંભળવા માત્રથી જ તાપ થવા માંડે છે, એવા અધિકારીઓ માટે જનસમુદાયથી અળગા રહીને એકાંતદેશમાં નિરંતર અચળ સાધન કરવું એ જ વધુ શ્રેયસ્કર હોય છે. આ લોકો કર્મ નથી છોડતા, કર્મો જ એમને છોડીને અળગાં થઈ જાય છે. આવા લોકોને એકાંતમાં કદી આળસ કે વિષય-ચિંતન નથી થતું. આમના ભગવત્પ્રેમની સરિતામાં એકાંતને લીધે ઉત્તરોત્તર પૂર આવે છે અને એ સત્વરે એમને પરમાત્મારૂપી મહાસમુદ્રમાં ભેળવીને એમનું સ્વતંત્ર અસ્તિત્વ સમુદ્રના વિશાળ અસીમ અસ્તિત્વમાં અભિન્નરૂપે ભેળવી દે છે. પણ જે લોકોને એકાંતમાં સાંસારિક વિક્ષેપો સતાવે છે, તેઓ વધુ સમય સુધી કર્મરહિત થઈ એકાંતવાસમાં રહેવાના અધિકારી નથી. જગતમાં આવા જ લોકો વધુ છે. વધુ સંખ્યામાં રહેલા લોકો માટે જે ઉપયોગી હોય છે, ઘણું કરીને એ જ જણાવવામાં આવે છે, આ જ નીતિ છે. માટે શાસ્ત્રોક્ત સાંસારિક કર્મોની ગતિને ભગવાન તરફ વાળી દેવાનો જ ખાસ પ્રયત્ન કરવો જોઈએ, કર્મોને છોડવાનો નહીં.

ઉપર કહ્યું છે કે અર્જુન ગૃહસ્થ, ક્ષત્રિય અને કર્મશીલ હતો, આથી કર્મની વાત કહેવામાં આવી છે. આનો એ અર્થ નથી કે ગીતા કેવળ ગૃહસ્થ, ક્ષત્રિય કે કર્મશીલો માટે જ છે. એમાં કોઈ સંદેહ નથી કે ગીતારૂપી દુગ્ધામૃત

અર્જુનરૂપી વત્સને બહાને જ વિશ્વને મળ્યું, પરંતુ એ એટલું સાર્વભૌમ અને સુમધુર છે કે બધા દેશ, બધી જ્ઞાતિ, બધા વર્ણો અને બધા આશ્રમના લોકો એનું અબાધિતરૂપે પાન કરીને અમરત્વ પામી શકે છે. જેવી રીતે ભગવત્પ્રાપ્તિમાં સૌનો અધિકાર છે એ જ રીતે ગીતાના પણ સૌ અધિકારી છે. પરંતુ સદાચાર, શ્રદ્ધા, ભક્તિ અને પ્રેમનું હોવું અનિવાર્ય છે, કેમકે ભગવાને અશ્રદ્ધાળુ, સાંભળવા ન ઈચ્છતા, આચરણભ્રષ્ટ, ભક્તિરહિત માણસોમાં આના પ્રચારનો નિષેધ કર્યો છે. (ગીતા ૧૮/૬૭) ભગવાનના આશ્રયે રહેલ જન ભલેને કોઈ પણ કેમ ન હોય, સૌ આ અમૃતપાનના અધિકારી છે. (૧૮/૬૮)

જો એમ કહેવામાં આવે કે ગીતામાં તો સાંખ્યયોગ અને કર્મયોગ નામની બે જ નિષ્ઠાઓનું વર્ણન છે, ભક્તિ જેવી ત્રીજી કોઈ નિષ્ઠા જ નથી, ત્યારે ગીતાને ભક્તિપ્રધાન કેમ કરીને કહી શકાય? આનો ઉત્તર એ છે કે જોકે ભક્તિની જુદી નિષ્ઠા ભગવાને નથી કહી, પણ પહેલાં એ સમજવું જોઈએ કે નિષ્ઠા કોનું નામ છે અને શું યોગ અને સાંખ્યનિષ્ઠા ઉપાસના વિના સંપન્ન થઈ શકે છે? ઉપાસનારહિત કર્મો જડ હોવાથી કદીય મુક્તિ આપનારાં નથી હોતાં અને ન ઉપાસનારહિત કર્મ પણ પ્રશંસનીય છે. ગીતામાં જ્ઞાન અને કર્મ એ બેમાંય ભક્તિ ઓતપ્રોત છે. નિષ્ઠાનો અર્થ છે - પરમાત્માના સ્વરૂપમાં સ્થિતિ. જે સ્થિતિ પરમેશ્વરના સ્વરૂપમાં ભેદરૂપે થાય છે એટલે કે પરમેશ્વર અંશી છે અને હું એનો અંશ છું, પરમેશ્વર સેવવા યોગ્ય છે અને હું એનો સેવક છું - આવા ભાવથી પરમાત્માની પ્રીતિ કાજે એની આજ્ઞા મુજબ ફલાસક્તિ ત્યજીને જે કર્મો કરવામાં આવે છે એનું નામ નિષ્કામ કર્મયોગનિષ્ઠા છે; અને જે સચ્ચિદાનંદઘન બ્રહ્મમાં અભેદરૂપે સ્થિતિ છે એટલે કે બ્રહ્મમાં સ્થિત રહીને પ્રકૃતિ દ્વારા થનારાં સમસ્ત કર્મોને પ્રકૃતિનો વિસ્તાર અને માયામાત્ર માનીને વાસ્તવમાં એક સચ્ચિદાનંદઘન બ્રહ્મ સિવાય બીજું કશું જ નથી એવો નિશ્ચય કરીને જે અભેદ સ્થિતિ થાય છે એને સાંખ્યનિષ્ઠા કહે છે. આ બેય નિષ્ઠાઓમાં ઉપાસના ભરેલી છે. માટે ભક્તિને ત્રીજી સ્વતંત્ર નિષ્ઠાને નામે કહેવાની કશી જરૂર નથી. આમ છતાં કોઈ કહે કે તો તો નિષ્કામ કર્મયોગ અને જ્ઞાનયોગ વિના કેવળ ભક્તિમાર્ગે પરમાત્માની પ્રાપ્તિ જ નથી થઈ શકતી, તો એમ કહેવું ઉચિત નથી; કેમકે ભગવાને કેવળ ભક્તિયોગ દ્વારા સ્થળે સ્થળે પરમાત્માની પ્રાપ્તિ થવાનું જણાવ્યું છે. સાક્ષાત્ દર્શન માટે તો ત્યાં સુધી કહી દીધું છે કે એ અનન્ય ભક્તિ સિવાય બીજા કોઈ ઉપાયથી નથી થઈ શકતું. (ગીતા ૧૧/૫૪) ધ્યાનયોગ રૂપી ભક્તિને (ગીતા ૧૩/૨૪) **'ધ્યાનેનાત્મનિ પશ્યન્તિ'** કહીને ભગવાને હજી વધુ સ્પષ્ટ કરી દીધું છે. આ ધ્યાનયોગનો પ્રયોગ ઉપર કહેલ બેય સાધનોની સાથે પણ થાય છે અને અલગ પણ. આ ઉપાસના કે ભક્તિમાર્ગ ઘણો જ સુગમ અને મહત્ત્વપૂર્ણ છે. આમાં ઈશ્વરનો સહારો રહે છે અને એનું બળ પ્રાપ્ત થતું રહે છે. માટે આપણે આ જ ગીતામાં કહેલ નિષ્કામ વિશુદ્ધ અનન્યભક્તિનો આશરો લઈને પોતાના સઘળાં સ્વાભાવિક કર્મો ભગવાનની પ્રીતિ કાજે કરવાં જોઈએ.



## પ્રભુપ્રાપ્તિ માટે નામ-જપ સહુથી કારગત છે

ખરું પૂછો તો જેનું મન પ્રભુનામ સાથે સંકળાયેલું હોય તે જ માણસ નામનો મહિમા સમજી શકે છે. નામના મધુર અને મનગમતા સ્મરણમાત્રથી જેના રોમેરોમમાંથી રોમાંચ થઈ અને અશ્રુધારા વહે છે, જે પાણી વિના માછલીના તરફડાટની જેમ પળભરના નામ-વિસ્મરણથી વ્યાકુળ બની જાય છે, જે ઉચ્ચ આત્મા એક વિપળ માટે પણ પ્રભુનામ ત્યાગી નથી શકતો અને જે નિષ્કામભાવે હંમેશાં પ્રેમથી જાપ કરતાં કરતાં એમાં જ તદ્રુપ થઈ ગયેલાં હોય છે, એવા જ મહાપુરુષ આ બાબતનું સંપૂર્ણ વર્ણન કરવા માટે યોગ્ય અધિકાર ધરાવે છે અને તેનાં જ લખાણથી વિશ્વને વધુ લાભ થઈ શકે છે.

જોકે હું તો એક સામાન્ય માનવ છું. અપાર ગુણિયલ ઈશ્વરના નામના અજોડ મહિમાનો પરિચય કરાવવાની મારામાં શક્તિ નથી, તેમ છતાં મારા સ્વજન મિત્રોના આગ્રહથી મેં થોડો પ્રયત્ન કરવાની હિંમત કરી છે. એથી આ લેખમાં જે કોઈ ક્ષતિઓ રહી ગઈ હોય તો એ માટે વાંચકો ક્ષમા કરે.

### મહિમાનું દિશાસૂચન

ભગવાનના નામનો મહિમા અપાર છે અને તમામ યુગોમાં પણ ઈશ્વરનામનો મહિમા ફેલાયેલો છે. માત્ર શાસ્ત્રોએ જ નહીં પરંતુ સાધુ-સંતોએ પ્રત્યેક યુગમાં નામ-મહિમાનું મુક્તકંઠે ગાન કરેલું છે, પણ કળિયુગ માટે આના જેવો મુક્તિનો કોઈ અન્ય ઉપાય નથી વર્ણવાયો. જેમ કે -

**હરેર્નામ હરેર્નામ હરેર્નામૈવ કેવલમ્ ।**
**કલૌ નાસ્ત્યેવ નાસ્ત્યેવ નાસ્ત્યેવ ગતિરન્યથા ॥**
(ના. પુ. ૧/૧૪/૧૫)

કળિયુગમાં ફક્ત શ્રીહરિનામ જ કલ્યાણકારી સાધન છે. તેના સિવાય બીજો કોઈ કારગત ઉપાય નથી.

**કૃતે યદ્ ધ્યાયતો વિષ્ણું ત્રેતાયાં યજતો મખૈઃ ।**
**દ્વાપરે પરિચર્યાયાં કલૌ તદ્ધરિકીર્તનાત્ ॥**
(શ્રીમદ્ભાગવત ૧૨/૩/૫૨)

સતયુગમાં ભગવાનનું ધ્યાન કરવાથી, ત્રેતાયુગમાં મોટા-મોટા યજ્ઞો દ્વારા તેમની આરાધના કરવાથી અને દ્વાપરયુગમાં વિધિપૂર્વક ભગવાનની સેવા-પૂજા કરવાથી જે ફળ મળે છે, તે કળિયુગમાં માત્ર ભગવાનના નામનું કીર્તન કરવાથી જ પ્રાપ્ત થઈ જાય છે.

**કલિજુગ કેવલ નામ અધારા ।**
**સુમિરિ સુમિરિ ભવ ઉતરહુ પારા ॥**
**કલિજુગ સમ જુગ આન નહિ જૌં નર કર બિસ્વાસ ।**
**ગાઈ રામ ગુન ગન બિમલ ભવ તર બિનહિં પ્રયાસ ॥**
**રામ નામ મનિદીપ ધરુ જીહ દેહરીં દ્વાર ।**
**તુલસી ભીતર બાહેરહુઁ જૌં ચાહસિ ઉજિઆર ॥**
**સકલ કામના હીન જે રામ ભગતિ રસ લીન ।**
**નામ સુપ્રેમ પિયૂષ હ્રદ તિન્હહુઁ કિએ મન મીન ॥**
**સબરી ગીધ સુસેવકનિ સુગતિ દીન્હિ રઘુનાથ ।**
**નામ ઉધારે અમિત ખલ બેદ બિદિત ગુન ગાથ ॥**
**રામચંદ્ર કે ભજન બિનુ જો ચહ પદ નિર્બાન ।**
**ગ્યાનવંત અપિ સો નર પસુ બિનુ પૂંછ બિષાન ॥**
**બારિ મથેં ઘૃત હોઈ બરુ સિકતા તે બરુ તેલ ।**
**બિનુ હરિ ભજન ન ભવ તરિઅ યહ સિદ્ધાંત અપેલ ॥**
**નામ સપ્રેમ જપત અનયાસા ।**
**ભગત હોહિં મુદ મંગલ બાસા ॥**
**નામુ જપત પ્રભુ કીન્હ પ્રસાદૂ ।**
**ભગત સિરોમનિ ભે પ્રહલાદૂ ॥**
**સુમિરિ પવનસુત પાવન નામૂ ।**
**અપને બસ કરિ રાખે રામૂ ॥**

અપતુ અજામિલુ ગજુ ગનિકાઊ।
ભએ મુકુત હરિ નામ પ્રભાઊ॥
ચહુઁ જુગ તીનિ કાલ તિહુઁ લોકા।
ભએ નામ જપિ જીવ બિસોકા॥
કહૌં કહાઁ લગિ નામ બડ઼ાઈ।
રામુ ન સકહિં નામ ગુન ગાઈ॥

નામ મહિમામાં પ્રમાણોનો તોટો નથી. આપણાં શાસ્ત્રો પણ એનાથી અભરે ભરેલાં છે, પરંતુ સ્થળ સંકોચને લીધે અહીં આટલું લખીને જ સંતોષ માનવો પડે છે. દુનિયામાં જેટલા મત-મતાંતરો છે, એ લગભગ બધા જ ઈશ્વરી નામસ્મરણનો મહિમા સ્વીકારે છે એટલું જ નહીં પરંતુ ગાય છે પણ ખરા. અલબત્ત રુચિ અને માર્ગ પ્રમાણે નામોમાં તફાવત હોઈ શકે છે, પણ ગમે તે નામે ઈશ્વર ભજવામાં આવે તે સહુને સરખો લાભ પહોંચાડે છે, એટલે જેને જે નામ રુચિપ્રદ લાગે તેના જાપનો ધ્યાનપૂર્વક અભ્યાસ કરે.

## મારો અનુભવ

થોડા મિત્રોએ મને આ બાબતના મારા અનુભવો લખવાનો આગ્રહ કર્યો છે, પરંતુ મેં પ્રભુનામના એટલા બધા જાપ કર્યા જ ન હોય ત્યારે મારે શા અનુભવો લખવા? ઈશ્વરકૃપાથી જેટલું નામસ્મરણ મારાથી થઈ શક્યું છે, તેટલાનું પણ સંપૂર્ણ માહાત્મ્ય લખવાનું મુશ્કેલીભર્યું કામ છે.

બચપણથી જ નામસ્મરણનો મહાવરો મેં રાખ્યો હતો, જેથી ધીમે ધીમે મારા મનના વિકારો ઘટતા ગયા અને પાપ પ્રવૃત્તિઓથી દૂર જવામાં પૂરતી મદદ મળી, એટલું જ નહીં પણ કામ, ક્રોધ, લોભ, મોહ વગેરે દુર્ગુણો ઓછા થતા ગયા, અંતરમાં શાંતિનો વિકાસ થયો. ક્યારેક ક્યારેક આંખો બંધ કરવાથી ભગવાન શ્રીરામચંદ્રજીનું સુખદ ધ્યાન થવા લાગ્યું. સંસારની સ્મૃતિ ઓછી થઈ અને ભૌતિકતા પ્રત્યે વૈરાગ્ય પેદા થવા લાગ્યો. એ વખતે મને વનવાસ અથવા એકાન્ત સ્થળે વસવાટ વધારે પસંદ પડતો હતો.

આ પ્રમાણે મહાવરો વધતાં એક દિવસ સ્વપ્નમાં શ્રીસીતાજી અને શ્રીલક્ષ્મણજી સમેત ભગવાન શ્રી રામચંદ્રજીનાં દર્શન થયાં અને તેમની સાથે વાતચીત પણ થઈ. શ્રીરામચંદ્રજીએ વરદાન માગવા માટે મને ભારપૂર્વક કહ્યું, પણ મારી ઈચ્છા ન થઈ. છેવટે બહુ આગ્રહ કરવાથી મેં એટલું માગી લીધું કે તમારાથી મારો ક્યારેય વિજોગ ન થાય. આ બધું નામ-રટણનું ફળ છે.

ત્યાર પછીથી નામ-રટણથી મને વધુ ને વધુ લાભ થયો, તેના મહિમાનું વર્ણન કરવા માટે હું અશક્ત છું. હા, એટલું જરૂર કહેવા ઈચ્છીશ કે નામ-જપથી મને જે લાભ થયો છે, તેટલો શ્રીમદ્ભગવદ્ગીતાના અભ્યાસ સિવાય બીજા કશાથી નથી થયો.

જ્યારે જ્યારે મને સાધનામાંથી ચલિત કરનારી ભારે અડચણો આવ્યા કરતી હતી, ત્યારે ત્યારે હું પ્રેમપૂર્વક પૂર્ણભાવથી નામ-જપ કરતો હતો અને તેની અસરથી હું એ અડચણોથી છુટકારો મેળવતો હતો. એ કારણે મને અટલ વિશ્વાસ છે કે સાધના-પથની અડચણો દૂર કરવા અને મનમાં પેદા થતી સાંસારિક ઉપાધિઓનો નાશ કરવા માટે મનચક્ષુ સામે સ્વરૂપનું ધ્યાન ધરીને ઊંડા ચિંતનસહિત ભગવાનનો નામ-જપ કરવાથી વધારે કારગત બીજો કોઈ ઉપાય નથી. સાધારણ સંખ્યામાં ઈશ્વર નામ-જપ કરવાથી જ જો મને આટલી પરમ શાંતિ, આટલો અપાર

આનંદ અને આટલો અનુપમ લાભ પ્રાપ્ત થયો છે, જેનું શબ્દોમાં વર્ણન ન થઈ શકે. એટલે જે પુરુષ નિષ્કામ ભાવથી ધ્યાનપૂર્વક ઈશ્વરના નામ-જપ નિયમિત કરે, તો તેના આત્મિક આનંદનો મહિમા કોણ વર્ણવી શકે?

**નામ-જપ શા માટે કરવો જોઈએ?**

શ્રુતિમાં કહેવાયું છે :-

**એતદ્ધ્યેવાક્ષરં બ્રહ્મ એતદ્ધ્યેવાક્ષરં પરમ્ ।**
**એતદ્ધ્યેવાક્ષરં જ્ઞાત્વા યો યદિચ્છતિ તસ્ય તત્ ॥**

(કઠ૦ ૧/૨/૧૬)

'આ ઓમકાર અક્ષર પોતે જ બ્રહ્મ છે અને એ જ પરમબ્રહ્મ પણ છે. આ ઓમકારરૂપ અક્ષરને ઓળખીને જે મનુષ્ય, જે વસ્તુની ચાહના રાખે છે, એ તેને પ્રાપ્ત થાય છે.'

શ્રુતિના આ કથન મુજબ કલ્પવૃક્ષરૂપ પ્રભુભક્તિની કૃપાથી મનુષ્ય જે ચીજ ઇચ્છે, એ પ્રાપ્ત કરી શકે છે, પણ આત્માની ઉન્નતિ ઇચ્છતા સાચા પ્રેમી ભક્તોએ તો નિષ્કામ ભાવથી જ ભક્તિ કરવી જોઈએ. શાસ્ત્રોમાં નિષ્કામ પ્રેમી ભક્તની વધારે પ્રશંસા કરાયેલી છે. ભગવાને પણ કહ્યું છે :

**ચતુર્વિધા ભજન્તે માં જનાઃ સુકૃતિનોઽર્જુન ।**
**આર્તો જિજ્ઞાસુરર્થાર્થી જ્ઞાની ચ ભરતર્ષભ ॥**
**તેષાં જ્ઞાની નિત્યયુક્ત એકભક્તિર્વિશિષ્યતે ।**
**પ્રિયો હિ જ્ઞાનિનોઽત્યર્થમહં સ ચ મમ પ્રિયઃ ॥**

(ગીતા ૭/૧૬-૧૭)

'હે ભરતશ્રેષ્ઠ અર્જુન! ઉત્તમ કર્મ કરનાર અર્થાર્થી, આર્ત, જિજ્ઞાસુ અને જ્ઞાની-એવા ચાર પ્રકારના ભક્તજનો મને ભજે છે. એમનામાંથી હંમેશાં મારામાં એકાત્મભાવે સ્થિત, અનન્ય પ્રેમભક્તિ રાખનાર જ્ઞાની ભક્ત ઘણો શ્રેષ્ઠ છે; કેમકે મને તત્ત્વથી ઓળખનાર જ્ઞાનીને હું અત્યંત પ્રિય છું અને એ જ્ઞાની મને અત્યંત પ્રિય છે.'

આ રીતે નિષ્કામ પ્રેમથી પેદા થનાર ભક્તિની અસર જે માણસ સમજી શકે છે, એ એક વિપળ માટે પણ ભગવાનને ભૂલતો નથી, એમ ભગવાન પણ તેને વીસરતા નથી. ઈશ્વરે પોતે કહેલું પણ છે :

**યો માં પશ્યતિ સર્વત્ર સર્વં ચ મયિ પશ્યતિ ।**
**તસ્યાહં ન પ્રણશ્યામિ સ ચ મે ન પ્રણશ્યતિ ॥**

(ગીતા ૬/૩૦)

'જે માણસ સઘળાં ભૂતોમાં સહુના આત્મારૂપ મુજ વાસુદેવને જ વ્યાપેલ જુએ છે અને સઘળાં ભૂતોને મુજ વાસુદેવની અન્તર્ગત જુએ છે, એને માટે હું અદૃશ્ય નથી હોતો અને એ મારે માટે અદૃશ્ય નથી હોતો.'

સાચો પ્રેમી ક્યારેય પોતાના પ્રેમપાત્રથી અન્યને પોતાના હૃદયમાં સ્થાન આપી શકે ખરો? જે ભાગ્યશાળી પુરુષ પરમ સુખદાતા પ્રભુના પ્રભાવને ઓળખીને, તેને જ પોતાનું એકમાત્ર પ્રેમભાજન બનાવી લે છે, એ તો હંમેશાં તેના પ્રિય નામના સ્મરણમાં તલ્લીન રહે છે. એ સિવાય તેને, ન તો બીજી કશી વસ્તુની જરૂર પડે છે કે ન તેને બીજું કંઈ પસંદ પડે છે.

એટલે જ્યાં સુધી આ સ્થિતિએ ન પહોંચાવાય ત્યાં સુધી તેનો અભ્યાસ ચાલુ જ રાખવો જોઈએ. નામોચ્ચારણ કરતી વખતે હૃદય પ્રેમમાં એટલું તલ્લીન થઈ જવું જોઈએ કે તેને પોતાના શરીરનું પણ ભાન ન રહે. ઘોર સંકટમાં પણ શુદ્ધ પ્રેમભક્તિ અને ઈશ્વરદર્શન સિવાય બીજી કોઈ ભૌતિક વસ્તુની ઇચ્છા, યાચના કે કામના ક્યારેય ન રાખવી જોઈએ.

અપાર શ્રદ્ધાથી નિષ્કામભાવે વિધિપૂર્વક જપ કરનાર સાધક ઘણી ઝડપથી લાભ પામે છે.

જો કોઈ સંદેહ રાખે કે અગણિત માણસો

ઈશ્વર નામનો જપ કરે છે, પણ તેમને કોઈ ખાસ લાભ થયેલો જણાયો નથી, તો એનો જવાબ એ છે કે એ લોકોએ કાં તો વિધિપૂર્વક જપ નથી કર્યા અથવા જપરૂપી પોતાના પરમ ધનને બદલે ક્ષુલ્લક ભૌતિક સુખો અપનાવી લીધાં હશે. નહીં તો તેમને જરૂર લાભ થયો હોત, એમાં શંકાને સ્થાન નથી. એટલા માટે જપ કોઈ પ્રકારની નાની-મોટી ઈચ્છાઓ માટે કરવાને બદલે માત્ર ભગવાનના શુદ્ધ પ્રેમને માટે જ કરવા જોઈએ.

## નામ-જપ કેમ કરવા?

મહર્ષિ પતંજલિએ કહ્યું છે :

**તસ્ય વાચકઃ પ્રણવઃ ।** (યોગદર્શન ૧/૨૭)

'એ પરમાત્માનું નામ ઓમકાર છે.

**તજ્જપસ્તદર્થભાવનમ્ ।** (યોગદર્શન ૧/૨૮)

'એ પરમાત્માના નામ-જપ અને તેના અર્થની ભાવના અર્થાત્ સ્વરૂપનું ચિંતન કરવું.

**તતઃ પ્રત્યક્ચેતનાધિગમોઽપ્યન્તરાયાભાવશ્ચ ।** (યોગદર્શન ૧/૨૯)

'ઉપરોક્ત સાધન વડે બધાં વિઘ્નોનો નાશ અને ઈશ્વરની પ્રાપ્તિ પણ થાય છે.

આનાથી ફલિત થાય છે કે નામ-જપ પ્રભુના પ્રખ્યાત સ્વરૂપ-ચિંતન સાથે કરવું જોઈએ. આ પ્રકારના નામ-જપથી અડચણોનો નાશ અને ઈશ્વરપ્રાપ્તિ થાય છે.

પરમાત્મા નામને આધીન છે. શ્રી ગોસ્વામી મહારાજે કહ્યું છે :

**દેખિઅહિં રૂપ નામ આધીના ।**
**રૂપ ગ્યાન નહિં નામ બિહીના ॥**
**સુમિરિઅ નામ રૂપ બિનુ દેખેં ।**
**આવત હૃદયઁ સનેહ બિસેષેં ॥**

એટલા માટે સ્વરૂપ-ચિંતનની પરવા રાખ્યા વિના પણ માત્ર નામ-જપના પ્રભાવથી જ સાધકને યોગ્ય સમયે ઈશ્વરસ્વરૂપનાં દર્શન આપોઆપ થઈ શકે છે પણ તેમાં વિલંબ થવાની શક્યતા છે. પ્રભુના મનમોહક સ્વરૂપનું ચિંતન કરતાં કરતાં જપ કરવાથી જલદી લાભ થાય છે, કારણ કે નિયમિત ચિંતન થવાથી ઈશ્વરની સ્મૃતિ સુપેરે જળવાય છે.

એટલા માટે ભગવાને શ્રી ગીતાજીમાં કહ્યું છે:

**તસ્માત્સર્વેષુ કાલેષુ મામનુસ્મર યુધ્ય ચ ।**
**મય્યર્પિતમનોબુદ્ધિર્મામેવૈષ્યસ્યસંશયમ્ ॥**
(૮/૭)

માટે હે અર્જુન! તું સર્વ કાળે નિરંતર મારું સ્મરણ કર અને યુદ્ધ પણ કર; આ પ્રમાણે મારામાં અર્પેલાં મન-બુદ્ધિથી યુક્ત થઈ તું ચોક્કસ મને જ પામીશ.

ભગવાનની આવી આજ્ઞા પ્રમાણે ઊઠતાં-બેસતાં, ખાતાં-પીતાં, સૂતાં-જાગતાં તેમજ દરેક સાંસારિક કાર્યો કરતી વખતે સાધકે નામ-જપની સાથે સાથે મન અને બુદ્ધિ વડે પરમાત્માના સ્વરૂપનું ચિંતન અને મનન કરતા રહેવું જોઈએ. તેનાથી પળભર માટે પણ વિસ્મૃતિ ન સંભવે.

આ તબક્કે કોઈ પૂછે કે કયું નામ જપવાથી વધારે લાભદાયક થાય છે? અને નામની સાથે ભગવાનના કેવા સ્વરૂપનું ચિંતન - મનન કરવું જોઈએ? આના જવાબમાં એટલું જ કહી શકાય કે જગતના નાથનાં અનેક નામ છે, તેમાંથી જે સાધકની, જે નામ પ્રત્યે વધારે રુચિ અને શ્રદ્ધા હોય, એ નામના જપથી તેને વિશેષ લાભ થાય છે, તેથી સાધકે પોતાની પસંદગી પ્રમાણે ભગવાનના નામ-જપ અને સ્વરૂપનું ચિંતન કરવું જોઈએ. એક બાબતનો ખ્યાલ એ રાખવાનો હોય છે કે જે નામનો જપ કરાતો હોય એને અનુરૂપ જ સ્વરૂપનું ચિંતન કરવું જરૂરી છે. દાખલા તરીકે - 'ૐ નમો ભગવતે વાસુદેવાય' મંત્રનો

જપ કરનારે સર્વવ્યાપી વાસુદેવનું ધ્યાન ધરવું જોઈએ. 'ૐ નમો નારાયણાય' મંત્રનો જપ કરનારે ચતુર્ભુજ શ્રીવિષ્ણુ ભગવાનનું ધ્યાન ધરવું જોઈએ. 'ૐ નમઃ શિવાય' મંત્રનો જપ કરનારે ત્રિનેત્રપ્રભુ મહાદેવનું ધ્યાન ધરવું યોગ્ય ગણાય. માત્ર ઓમકારનો જપ કરનારે સર્વવ્યાપી સચ્ચિદાનંદ સ્વરૂપ શુદ્ધ બ્રહ્મના ચિંતનમાં પરોવાઈ જવું જોઈએ. શ્રી રામનામ જપનારે શ્રી દશરથનંદન ભગવાન શ્રીરામચંદ્રજીના સ્વરૂપનું ચિંતન કરવું લાભપ્રદ છે.

**હરે રામ હરે રામ રામ રામ હરે હરે ।**
**હરે કૃષ્ણ હરે કૃષ્ણ કૃષ્ણ કૃષ્ણ હરે હરે ॥**

(કલિસંતરણોપનિષદ્ ૧)

આ મંત્રનો જપ કરનાર શ્રીરામ, કૃષ્ણ, વિષ્ણુ અથવા સર્વવ્યાપી બ્રહ્મ વગેરે તમામ સ્વરૂપોનાં પોતાની ઈચ્છા અને રુચિ મુજબ ધ્યાન ધરી શકે છે, કેમકે આ સઘળાં નામ તમામ રૂપોના પર્યાય બની શકે છે.

આ ઉદાહરણો પરથી એટલું સમજી લેવું જોઈએ કે સાધકને તેના ગુરુજી તરફથી જે નામ-રૂપની આજ્ઞા મળી હોય, જે નામ અને જે સ્વરૂપમાં શ્રદ્ધા, પ્રેમ અને વિશ્વાસની પ્રબળતા વધારે હોય તથા જે પોતાના આત્મા સાથે સુસંગત હોય, એ નામના જપ અને સ્વરૂપ, ચિંતન-મનનથી વધારે લાભ થાય છે.

પણ નામ-જપની સાથે સાથે સ્વરૂપ ચિંતન જરૂર હોવું જોઈએ. હકીકતમાં નામની સાથે નામધારીની સ્મૃતિ હોવી એટલી જ જરૂરી છે. માણસ જે જે વસ્તુના નામનું રટણ કરતો હોય, તે તે વસ્તુના રૂપનું સ્મરણ તેને એક વાર તો જરૂર થાય જ છે અને જે પ્રકારે સ્મરણ થાય છે, એ મુજબ જ સારાં - માઠાં પરિણામો પણ મળતાં હોય છે. જેમકે કોઈ માણસ કામેચ્છાથી પ્રેરાઈને જ્યારે કોઈ સ્ત્રીનું સ્મરણ કરે છે ત્યારે તેના સ્મરણની સાથે સાથે તેના શરીરમાં વાસના જાગ્રત થઈને સ્ખલન વગેરે દુર્ઘટનાને પામે છે. એ જ પ્રમાણે વીરરસ અને કરુણ-રસપ્રધાન ઘટનાઓની યાદથી એ પ્રમાણે જ મનુષ્યની વૃત્તિઓ અને તેના ભાવ બંધાય છે. સાધુ પુરુષને યાદ કરવાથી અંતમાં ઉત્તમ ભાવોનું સંચલન થાય છે અને નઠારા માણસની યાદથી ખરાબ ભાવોનો જન્મ થાય છે. જો દુન્યવી યાદગીરીનું આવું પરિણામ આવતું હોય, તો પરમાત્માની યાદથી પણ ઈશ્વરી ભાવ અને ગુણોનું અંતરમાં પ્રગટીકરણ થાય, એમાં કોઈ શંકાને સ્થાન નથી.

એટલે સાધકે પ્રભુના પ્રેમમાં ડૂબીને નિષ્કામભાવે દિવસ - રાત કર્મો અને ફરજો બજાવતાં, સંપૂર્ણ ધ્યાન અને તન્મયતાથી શ્રી પ્રભુનામ - જપ ચાલુ રાખવા જોઈએ.

**સત્સંગથી જ નામ-જપમાં શ્રદ્ધા જાગે છે**

નામનો મહિમા આટલો બધો હોવા છતાં તન્મયતાથી પ્રેમપૂર્વક પ્રભુનામ જપમાં લોકો શા માટે પ્રવૃત્ત નહીં થતા હોય? આનો જવાબ એ છે કે પ્રભુ ભજનના સાચા મર્મને ભગવાનની પૂર્ણ કૃપા પામેલો માણસ જ ઓળખી શકે છે.

જોકે ભગવાનની દયા તો હંમેશાં સહુના ઉપર એકસરખી જ વહેંચાયેલી હોય છે, પણ જ્યાં સુધી તેની અમાપ દયાને મનુષ્ય ઓળખી ન શકે, ત્યાં સુધી એ દયાનો તેને લાભ નથી મળતો. જેમકે કોઈના ઘરમાં ધન દટાયેલું હોય પણ તેને જ્યાં સુધી કોઈ જાણતું ન હોય, ત્યાં સુધી તેનો કશો અર્થ નથી. પણ જ્યારે કોઈ જાણકાર માણસ દ્વારા માહિતી મેળવીને જો મહેનત કરીને એ ધન બહાર કાઢે ત્યારે લાભ મળે છે, એવી જ રીતે ભગવાનની કૃપાના પ્રભાવને ઓળખનારા પુરુષોના સંગ થકી

માણસને પ્રભુની નિત્ય કૃપાનો ખ્યાલ આવે છે. કૃપાની અનુભૂતિથી ભજનનો મર્મ સમજાય છે. પછી ભજનમાં પ્રવૃત્ત થાય છે અને ભજનની રોજની આરાધનાથી તેનાં સઘળાં પાપ નાશ પામે છે, એટલું જ નહીં પણ ઈશ્વરપ્રાપ્તિનો પૂર્ણ લાભ મળે છે.

**નામ-સ્મરણમાં પાપનાશની સહજ શક્તિ છે**

અહીં જો કોઈ સંદેહ કરે કે જો પ્રભુભજન કરનારના પાપનો ઈશ્વર નાશ કરી દેતા હોય કે તેને ક્ષમા કરી દેતા હોય તો તેનામાં વિષમતાનો દોષ ન લાગે? તેનો જવાબ એ છે કે જે રીતે અગ્નિમાં બાળી દેવાની અને પ્રકાશ પાથરવાની શક્તિ સાહજિક છે, તેમ પ્રભુનામમાં પણ પાપ બાળી દેવાની સ્વાભાવિક શક્તિ છે. એટલા માટે ભગવાને શ્રી ગીતાજીમાં કહ્યું છે :

**સમોઽહં સર્વભૂતેષુ ન મે દ્વેષ્યોઽસ્તિ ન પ્રિયઃ ।**
**યે ભજન્તિ તુ માં ભક્ત્યા મયિ તે તેષુ ચાપ્યહમ્ ॥**

(ગીતા ૯/૨૯)

'હું સઘળાં ભૂતોમાં સમભાવે વ્યાપક છું, ન તો કોઈ મને અપ્રિય છે કે ન પ્રિય છે; છતાં પણ જે ભક્તો મને પ્રેમથી ભજે છે, તેઓ મારામાં છે અને હું પણ એમનામાં પ્રત્યક્ષરૂપે પ્રગટ છું.'

આ વાતથી સ્પષ્ટ થઈ જાય છે કે ઠંડીથી ઠૂંઠવાતા અનેક પુરુષોમાંથી જે પુરુષ અગ્નિ પાસે જઈને તેની ઉષ્ણતાનું સેવન કરે છે તેની ટાઢનું શમન કરીને અગ્નિ તેનું એ દુઃખ નિવારે છે, પણ જે અગ્નિ પાસે જતા નથી તેમનું દુઃખ નથી મટતું. આનાથી અગ્નિને અસમાનતાનો દોષ નથી લાગતો, કારણ કે એ સહુને પોતાની ઉષ્ણતા દઈને તેમનાં સંકટ નિવારવા માટે હંમેશાં તૈયાર હોય છે. કોઈ તેની નજીક જ ન જાય તો અગ્નિ શું કરે? આવી જ રીતે જે પુરુષ પ્રભુનું ભજન કરે છે, તેના અંતરને શુદ્ધ કરીને ઈશ્વર તેનાં સઘળાં દુઃખોનો નાશ કરીને તેનું કલ્યાણ કરી આપે છે, તેથી ભગવાનને અસમાનતાનો કોઈ દોષ નથી લાગતો.

**નામ ભજનથી જ્ઞાન પ્રાપ્ત થાય છે**

**પ્રશ્ન :** ભગવાનના નામથી પાપનો નાશ થાય છે. એ વાત સર્વવિદિત છે, પણ પરમ પદની પ્રાપ્તિ એના વડે કઈ રીતે થાય? કેમકે એ પ્રાપ્તિ તો જ્ઞાનથી જ થાય છે.

**ઉત્તર :** પરમ પદની પ્રાપ્તિ જ્ઞાનથી જ થાય છે એ વાત બરાબર છે, પણ પ્રેમ, શ્રદ્ધા અને વિશ્વાસપૂર્વક નિષ્કામભાવે ભજન કરાયું હોય તો તેના પ્રભાવથી ભગવાન તેને પોતાનું જ્ઞાન પ્રદાન કરે છે. જેથી એને ભગવાનના સ્વરૂપનું તાત્ત્વિક જ્ઞાન થાય છે અને તેનાથી સાધકને પરમપદની પ્રાપ્તિ અવશ્ય થાય છે.

ભગવાને કહ્યું છે :-

**મચ્ચિત્તા મદ્ગતપ્રાણા બોધયન્તઃ પરસ્પરમ્ ।**
**કથયન્તશ્ચ માં નિત્યં તુષ્યન્તિ ચ રમન્તિ ચ ॥**
**તેષાં સતતયુક્તાનાં ભજતાં પ્રીતિપૂર્વકમ્ ।**
**દદામિ બુદ્ધિયોગં તં યેન મામુપયાન્તિ તે ॥**
**તેષામેવાનુકમ્પાર્થમહમજ્ઞાનજં તમઃ ।**
**નાશયામ્યાત્મભાવસ્થો જ્ઞાનદીપેન ભાસ્વતા ॥**

(ગીતા ૧૦/૯-૧૧)

નિરંતર મારામાં મન પરોવી રાખનારા અને મારામાં જ પ્રાણોને અર્પણ કરી રાખનારા ભક્તજનો, મારી ભક્તિની ચર્ચા દ્વારા પરસ્પર મારા પ્રભાવને ઓળખાવતા તથા ગુણ અને પ્રભાવસહિત મારું કથન કરતા જ નિત્ય-નિરંતર સંતોષી રહે છે અને મુજ વાસુદેવમાં જ નિરંતર રમ્યા કરે છે. નિરંતર મારા ધ્યાન વગેરેમાં પરોવાયેલા અને પ્રેમથી ભજનારા એ ભક્તોને હું એવો તત્ત્વજ્ઞાનરૂપી યોગ આપું છું, જેનાથી

એ ભક્તો મને જ પામે છે. હે અર્જુન! એમના ઉપર અનુગ્રહ કરવા માટે, એમના અન્તઃકરણમાં રહેલો હું પોતે જ, એમના અજ્ઞાનજનિત અન્ધકારને ઝળહળતા તત્ત્વજ્ઞાનરૂપી દીપક દ્વારા નષ્ટ કરી દઉં છું.

આથી હંમેશાં શ્રદ્ધાપૂર્વક નિષ્કામ નામ-જપ અને સ્વરૂપચિંતનથી આપોઆપ જ્ઞાન ઉત્પન્ન થાય છે અને એ જ્ઞાનથી સાધકને સત્વરે પરમ પદની પ્રાપ્તિ થઈ જાય છે.

## નામની ઉપેક્ષા ન કરવી

અમુક લોકો નામ-જપની મહત્તા ન સમજતા હોવાથી તેની નિંદા કરી બેસે છે. એ કહેતા હોય છે કે : 'રામ-રામ' કરવું અને 'હરામ-હરામ' કરવું સરખું જ છે. સાથે સાથે એમ પણ કહેતા હોય છે કે નામ-જપના ઢોંગથી આળસુ બનીને જીવન બરબાદ કરવાનો કશો અર્થ નથી... આવી રીતે અનેક વાતો કહેવાતી જાણવામાં આવી છે.

આવા સજ્જનોને મારી વિનંતી છે કે કશી જ જાત તપાસ કર્યા વિના, આવી રીતે નામ-જપની બદબોઈ કરીને, જપ કરનારના હૃદયમાં અશ્રદ્ધા પેદા કરવાની કોશિશ ન કરવી, પરંતુ થોડા સમય માટે નામ-જપ કરી જોઈને, તપાસી લેવું કે તેનાથી શો લાભ મળે છે. નાહકની નિંદા કરીને કે ઉપેક્ષા કરીને પાપના ભાગીદાર ન બનવું જોઈએ.

## નામ-જપમાં પ્રમાદ અને આળસ યોગ્ય નથી

ઘણા ભાઈઓ નામ-જપ કે ભજનને સારા ગણે છે, પણ આળસને લીધે ભજન નથી કરતા. આ તેમની મોટી ભૂલ છે. આ રીતે દુર્લભ છતાંય ક્ષણભંગુર મનુષ્યદેહને મેળવીને ભજનમાં આળસ કરે છે. તેમને શું કહેવું? જીવનનો યોગ્ય સમય ભજનથી જ પામી શકાય છે. જો અત્યારે આળસને લીધે આ મહામૂલા અવસરને ગુમાવી દેશો, તો પાછળથી પસ્તાવા સિવાય બીજું કશું જ હાથ નહીં લાગે.

કબીરજીએ કહ્યું છે :-

**મરોગે મરિ જાઓગે, કોઈ ન લેગા નામ ।**
**ઊજડ઼ જાય બસાઓગે, છાડ઼િ બસંતા ગામ ॥**
**આજકાલ કી પાઁચ દિન, જંગલ હોગા બાસ ।**
**ઊપર ઊપર હલ ફિરૈ, ઢોર ચરેંગે ઘાસ ॥**
**આજ કહે મૈં કાલ ભજૂઁ, કાલ કહે ફિર કાલ ।**
**આજકાલ કે કરત હી, ઔસર જાસી ચાલ ॥**
**કાલ ભજંતા આજ ભજ, આજ ભજંતા અબ ।**
**પલ મેં પરલય હોયગી, ફેર ભજેગા કબ ॥**

તેથી આળસ અને પ્રમાદનો ત્યાગ કરીને જેવી રીતે બને તેવા પ્રકારે ઊઠતાં-બેસતાં, સૂતાં-જાગતાં અને તમામ કર્તવ્ય-ફરજો બજાવતાં હરહંમેશ ભજન કરવાનો મહાવરો અવશ્ય કરવો જોઈએ.

માતા તેનાં બાળકોને ભુલવાડવા માટે તેની પાસે વિવિધ પ્રકારનાં રમકડાં ખડકી દે છે. કશુંક ખાવાનું તેના હાથમાં મૂકી દે છે. જે બાળકો આ સાધનો સાથે ઓતપ્રોત થઈને જનેતા માટે રડવાનું ભૂલી બેસે તો, જનેતા પણ તેને એક બાજુ મૂકીને પોતાનું અન્ય કામ કરવા લાગે છે, પણ જે બાળક રમકડાં કે ખાવામાં રસ લેવાને બદલે માત્ર માતાની રટણા જ ચાલુ રાખે, તેને માતા અચૂક પોતાની ગોદમાં લઈ લેવા મજબૂર થઈ જાય છે. આવા જક્કી બાળકની પાસે ઘરનાં તમામ જરૂરી કામ મૂકીને પણ જનેતાએ તરત દોડી આવવું પડે છે અને બાળકને તેડીને છાતી સરસું ચાંપી લેવું પડે છે, કેમકે માતા એ વાત જાણે છે કે આ બાળક મારા સિવાય અન્ય કશી

બાબતમાં પણ ગાફેલ નથી.

આ રીતે ભગવાન પણ ભક્તની કસોટી કરવા માટે, તેની ઇચ્છા મુજબના વિવિધ વિષયોનાં પ્રલોભન આપીને ભુલાવામાં નાખવાનો પ્રયાસ કરે છે. જે ભક્ત તેમાં લપેટાય છે, એ કસોટીમાં નિષ્ફળ ગણાય છે, પણ જે ભાગ્યશાળી ભક્ત આ દુનિયાની તમામ ભૌતિક સુખ-સગવડોને તુચ્છ, ક્ષણિક અને નાશવંત ગણીને તેમને લાત મારી દે છે અને પ્રેમમાં તન્મય બનીને, સાચા અંતરથી સચ્ચિદાનંદમયી માતાને મળવા માટે સતત રડ્યા કરે છે, એવા ભક્તને માટે પોતાનાં તમામ કાર્યો વેગળાં મૂકીને ભગવાને પોતે તરત જ આવવું પડે છે. આ માટે મહાત્મા કબીરજીએ કહ્યું છે :

**કેશવ કેશવ કૂકિયે, ન કૂકિયે અસાર ।**
**રાત દિવસ કે કૂકતે, કભી તો સુને પુકાર ॥**
**રામ નામ રટતે રહો, જબ લગિ ઘટ મેં પ્રાન ।**
**કબહુઁ તો દીનદયાલ કે, ભનક પરેગી કાન ॥**

એટલા માટે જગતના તમામ વિષયોને ઝેરીલી મીઠાઈ ગણી, તેના પરથી ધ્યાન ખસેડીને શ્રીપ્રભુજી મહારાજના પરમ પવિત્ર નામના જપમાં તલ્લીન થઈ જવું એ જ પરમ કર્તવ્ય છે. જે પરમાત્માના નામનો જપ કરે છે, તેને પરમ કૃપાળુ પરમાત્મા ભવબંધનમાંથી મુક્તિ અપાવે છે.

જો એમ કહેવામાં આવે કે ઈશ્વર ન્યાયકારી છે, ભજનારનાં જ પાપોનો નાશ કરીને તેને પરમ ગતિનું દાન આપે છે, તો પછી તેમને પરમ કૃપાળુ શા માટે કહેવા જોઈએ.

આ કથન તર્કબદ્ધ નથી. જગતના મોટા મોટા રાજા-મહારાજા પોતાના અંતેવાસીઓને ભૌતિક સંપત્તિઓ આપીને સંતોષતા હતા, પરંતુ ઈશ્વર એમ નથી કરતા. એમનો તો એવો નિયમ છે કે જે ભક્ત જેટલા ભાવ અને ઊંડાણથી ભજે છે, તેને એ એવા જ ભાવપૂર્વક સ્વીકારે છે.

**યે યથા માં પ્રપદ્યન્તે તાંસ્તથૈવ ભજામ્યહમ્ ।**
(ગીતા ૪/૧૧)

પરમાત્મા નાના-મોટાના ભેદ નથી રાખતા. એક નાનામાં નાની વ્યક્તિ પ્રભુને જો ભાવથી ભજે છે અને જે પ્રકારનું વર્તન ઈશ્વર પ્રત્યે રાખે છે, તો પ્રભુ પોતે પણ એ ભક્ત સાથે એવો જ ભાવ અને વર્તન ધરાવે છે. જો કોઈ પ્રભુ માટે વ્યાકુળતાથી રડતો હોય તો ઈશ્વર પણ તેને મળવા માટે એ જ પ્રકારની વ્યાકુળતા અનુભવે છે. આ તેમની દયાનો વ્યાપ દર્શાવે છે.

એટલા માટે આ ક્ષણભંગુર નાશવંત અને માયાવી જગતનાં સઘળાં મિથ્યા સુખ-સગવડો છોડીને સર્વશક્તિમાન ન્યાયપ્રિય પરમ કૃપાળુ અને નિષ્ઠાપ્રેમી પરમાત્માના પવિત્ર નામનો, અંતઃકરણથી નિષ્કામ ભાવે હંમેશાં જપ કરતા રહેવું જોઈએ.

જગતની તમામ આધિ-વ્યાધિ અને ઉપાધિથી ફારેગ થઈને ઈશ્વરપ્રાપ્તિ માટે સહુથી સરળ અને કારગત ઉપાય નામ-જપ જ છે અને તે નિઃશંક તર્કબદ્ધ અને સર્વોપરિ સાધન છે.

**કહૌં કહાઁ લગિ નામ બડ઼ાઈ ।**
**રામુ ન સકહિં નામ ગુન ગાઈ ॥**

—★—

# ભગવાનનાં દર્શન પ્રત્યક્ષ થઈ શકે છે

ઘણા ખરા સજ્જન મનમાં શંકા ઊભી કરીને આ જાતનો પ્રશ્ન કરતા હોય છે કે બે વહાલા મિત્રો જેમ પરસ્પર મળે છે, શું એ જ રીતે આ કળિકાળમાંય ભગવાનનાં પ્રત્યક્ષ દર્શન પામી શકાય છે ખરાં? જો સંભવ હોય તો એવો કયો ઉપાય છે કે જેથી અમે એ મનમોહિની મૂર્તિનાં તરત જ દર્શન કરી શકીએ? સાથે સાથે એ પણ જાણવા માગીએ છીએ કે શું હાલમાં એવો કોઈ પુરુષ સંસારમાં છે જેને ઉપર કહ્યા મુજબ ભગવાન મળ્યા હોય?

વાસ્તવમાં તો આ ત્રણેય પ્રશ્નોના ઉત્તરો એ જ મહાપુરુષો આપી શકે છે જેમને ભગવાનની એ મનમોહિની મૂર્તિનાં સાક્ષાત્દર્શન થયાં હોય.

જોકે હું એક સાધારણ માણસ છું, છતાં પરમાત્મા અને મહાન પુરુષોની દયાથી કેવળ પોતાના મનોવિનોદન માટે ત્રણેય પ્રશ્નો વિશે ક્રમશઃ કંઈક લખવાનું સાહસ કરી રહ્યો છું.

(૧) જે રીતે સત્યયુગ વગેરેમાં ધ્રુવ, પ્રહ્લાદ વગેરેને સાક્ષાત્ દર્શન થવાનાં પ્રમાણો મળે છે એ જ રીતે કળિયુગમાં પણ સૂરદાસ, તુલસીદાસ વગેરે ઘણા ખરા ભક્તોને પ્રત્યક્ષ દર્શન થયાનો ઇતિહાસ મળે છે; બલકે વિષ્ણુપુરાણ વગેરેમાં તો સત્યયુગ વગેરેની અપેક્ષાએ કળિયુગમાં ભગવત્-દર્શન થવાનું ઘણુ સુગમ જણાવ્યું છે.

શ્રીમદ્ભાગવતમાં પણ કહ્યું છે—

**કૃતે યદ્ ધ્યાયતો વિષ્ણું ત્રેતાયાં યજતો મખૈઃ ।**
**દ્વાપરે પરિચર્યાયાં કલૌ તદ્ધરિકીર્તનાત્ ॥**

(શ્રીમદ્ભાગવત - ૧૨/૩/૫૨)

'સતયુગમાં ભગવાનનું ધ્યાન કરવાથી, ત્રેતાયુગમાં મોટા-મોટા યજ્ઞો દ્વારા તેમની આરાધના કરવાથી અને દ્વાપરયુગમાં વિધિપૂર્વક ભગવાનની સેવા-પૂજા કરવાથી જે ફળ મળે છે, તે કળિયુગમાં માત્ર ભગવાનના નામનું કીર્તન કરવાથી જ પ્રાપ્ત થઈ જાય છે.'

જેમ અરણિકાષ્ઠનું મંથન કરવાથી અગ્નિ પ્રજ્વલિત થઈ જાય છે, એ જ રીતે ખરા હૃદયના પ્રેમભર્યા પોકારના એકધારા પ્રવાહથી એટલે કે એ ભગવાનના પ્રેમમય નામોચ્ચારણના ગંભીર ધ્વનિના પ્રભાવથી ભગવાન પણ પ્રગટ થઈ જાય છે. મહર્ષિ પતંજલિએ પણ પોતાના યોગદર્શનમાં કહ્યું છે—

**સ્વાધ્યાયાદિષ્ટદેવતાસમ્પ્રયોગઃ ।**

(યોગદર્શન-૨/૪૪)

'નામોચ્ચારણથી ઈષ્ટદેવ પરમાત્માનાં સાક્ષાત્ દર્શન થાય છે.'

જે રીતે સત્ય-સંકલ્પવાળો યોગી જે વસ્તુ માટે સંકલ્પ કરે છે એ જ વસ્તુ પ્રત્યક્ષ પ્રગટ થઈ જાય છે, એ જ રીતે શુદ્ધ અંતઃકરણનો ભગવાનનો સાચો અનન્ય પ્રેમી ભક્ત જે સમયે ભગવાનના પ્રેમમાં મગ્ન થઈને ભગવાનની જે પ્રેમમયી મૂર્તિનાં દર્શન કરવાની ઇચ્છા કરે છે એ રૂપમાં જ ભગવાન તત્કાળ પ્રગટ થઈ જાય છે. ગીતા અ૦ ૧૧ શ્લોક ૫૪માં ભગવાને કહ્યું છે—

**ભક્ત્યા ત્વનન્યયા શક્ય અહમેવંવિધોઽર્જુન ।**
**જ્ઞાતું દ્રષ્ટું ચ તત્ત્વેન પ્રવેષ્ટું ચ પરન્તપ ॥**

(ગીતા - ૧૧/૫૪)

'હે પરંતપ અર્જુન! અનન્ય ભક્તિ દ્વારા આવો ચતુર્ભુજરૂપધારી હું પ્રત્યક્ષ દેખાવા માટે, તત્ત્વથી જાણવા માટે તથા પ્રવેશ કરવા એટલે કે એકાત્મભાવે પ્રાપ્ત થવા માટે પણ શક્ય છું.'

એક પ્રેમી મનુષ્યને જો પોતાના બીજા પ્રેમીને મળવાની ઉત્કટ ઈચ્છા થઈ જાય અને આ બાબતની જો બીજા પ્રેમીને ખબર પડી જાય છે તો એ પોતે મળ્યા વિના નથી રહી શકતો, પછી ભલા જેના કરતાં વિશેષ પ્રેમના રહસ્યને કોઈયે નથી જાણતું, એ પ્રેમમૂર્તિ પરમેશ્વર પોતાના પ્રેમી ભક્તને મળ્યા વિના રહી શકે ખરા?

માટે સિદ્ધ થાય છે કે એ પ્રેમમૂર્તિ પરમેશ્વર બધા કાળ તેમ જ બધી જગ્યાએ બધા મનુષ્યોને ભક્તિવશ થઈને જરૂરથી પ્રત્યક્ષદર્શન આપે છે.

(૨) ભગવાનને મળવાના ઘણા ઉપાયોમાંથી સર્વોત્તમ ઉપાય છે – 'ખરો પ્રેમ.' એને જ શાસ્ત્રકારો અવ્યભિચારિણી ભક્તિ, ભગવાનમાં અનુરક્તિ, પ્રેમાભક્તિ અને વિશુદ્ધ ભક્તિ વગેરે નામોથી ઓળખાવે છે.

જ્યારે સત્સંગ, ભજન, ચિંતન, નિર્મળતા, વૈરાગ્ય, ઉપરતિ, ઉત્કટ ઈચ્છા અને પરમેશ્વરવિષયક વ્યાકુળતા ક્રમ પ્રમાણે થાય છે ત્યારે ભગવાનમાં ખરો વિશુદ્ધ પ્રેમ થાય છે.

દુઃખ તો એ વાતનું છે કે ઘણા ખરા ભાઈઓને તો ભગવાનના અસ્તિત્વમાં જ વિશ્વાસ નથી. ઘણા ભાઈઓને જો વિશ્વાસ છે પણ, તો તેઓ ક્ષણભંગુર નાશવાન વિષયોના મિથ્યા સુખમાં લેપાયેલા રહેવાને લીધે એ પ્રાણપ્યારાને મળવાના પ્રભાવને અને મહત્ત્વને જ નથી જાણતા. જો કેટલાક કશુંક સાંભળી-સંભળાવીને તેમ જ કંઈક વિશ્વાસ કરીને એના પ્રભાવને કંઈક જાણી યે લે છે તો ઓછા પ્રયાસથી જ સંતુષ્ટ થઈને બેસી જાય છે કે પછી થોડાં ઘણાં સાધનોમાં જ નિરાશ જેવા થઈ જતા હોય છે. દ્રવ્ય-ઉપાર્જનના જેટલોય પરિશ્રમ નથી કરતા.

ઘણા ખરા ભાઈઓ કહ્યા કરે છે કે અમે ઘણો પ્રયાસ કર્યો, પણ પ્રાણપ્યારા પરમેશ્વરનાં દર્શન ન થયાં. એમને જો પૂછવામાં આવે કે શું તમે ફાંસીમાંથી છૂટવા જેટલોય કદી સંસારની જન્મ-મરણરૂપી ફાંસીમાંથી છૂટવાનો પ્રયાસ કર્યો? ઘૃણાસ્પદ, નિંદનીય સ્ત્રીના પ્રેમમાં વશ થઈને એને મળવાના પ્રયાસ જેટલોય કદી ભગવાનને મળવાનો પ્રયાસ કર્યો? જો ના, તો પછી ભગવાન નથી મળતા એમ કહેવું વ્યર્થ છે.

જે મનુષ્ય બાણ-શૈય્યા પર સૂતેલા પિતામહ ભીષ્મની જેમ ધ્યાનમાં મગ્ન થાય છે, ભગવાન પણ એમના ધ્યાનમાં એ જ રીતે મગ્ન થઈ જાય છે. ગીતા અધ્યાય ૪ શ્લોક ૧૧માં પણ ભગવાને કહ્યું છે –

**યે યથા માં પ્રપદ્યન્તે તાંસ્તથૈવ ભજામ્યહમ્ ।**

(ગીતા ૪/૧૧)

'જે ભક્તો મને જેવા ભાવથી ભજે છે, હું પણ તેમને એવા જ ભાવથી ભજું છું.

ભગવાનના નિરંતર નામોચ્ચારણના પ્રભાવથી જ્યારે ક્ષણે ક્ષણે રોમાંચ થવા માંડે છે, ત્યારે એનાં સૌ પાપોનો નાશ થઈને એને ભગવાન સિવાય બીજી કોઈ વસ્તુ ગમતી નથી. વિરહ-વેદનાથી ઘણા વ્યાકુળ થવાને લીધે નેત્રોમાંથી અશ્રુધારા વહેવા માંડે છે તથા જ્યારે એ ત્રૈલોક્યના ઐશ્વર્યને લાત મારીને ગોપીઓની જેમ પાગલ થઈ વિચરે છે અને જળમાંથી બહાર કાઢેલી માછલીની જેમ ભગવાન માટે તરફડવા માંડે છે, એ વખતે આનંદકંદ એવા પ્યારા શ્યામસુંદરની મોહિની મૂર્તિનાં દર્શન થાય છે. આ જ છે એ ભગવાનને મળવાનો ખરો ઉપાય.

જો કોઈને ય ભગવાનને મળવાની ખરી

ઇચ્છા હોય તો એ રુક્મિણી, સીતા અને વ્રજબાળાઓની માફક ખરા પ્રેમભર્યા હૃદયથી ભગવાનને મળવા માટે વિલાપ કરે.

(૩) જોકે જાહેરમાં તો એવા પુરુષો કળિકાળમાં નથી દેખાતા કે જેમને ઉપર કહ્યા મુજબ ભગવાનનાં સાક્ષાત્ દર્શન થયાં હોય, છતાં બિલકુલ નહીં જ થાય એ પણ સંભવ નથી, કેમકે, પ્રહ્લાદ વગેરેની જેમ હજારોમાંથી કશાક ખાસ કારણવશ જ કોઈ એકની લોકપ્રસિદ્ધિ થઈ જતી હોય છે, નહીં તો આવા લોકો આ વાતને પ્રખ્યાત કરવા માટેનું પોતાનું કોઈ પ્રયોજન જ નથી સમજતા.

જો એમ કહેવામાં આવે કે સંસારના હિત કાજે સૌને જણાવવું ઉચિત છે; એ ઠીક છે, પણ એવા શ્રદ્ધાળુ શ્રોતાય મળવા અઘરા છે તેમ જ પાત્ર વિના વિશ્વાસ બેસવો અઘરો છે. જો પાત્ર વિના જ કહેવાનું શરૂ કરી દેવામાં આવે તો એનું કશુંય મૂલ્ય નથી રહેતું, કે ન કોઈ વિશ્વાસ કરે છે.

માટે આપણે વિશ્વાસ કરવો જોઈએ કે એવા પુરુષો સંસારમાં ચોક્કસ છે જેમને ઉપર કહ્યા મુજબ દર્શન થયાં છે. પણ એમને ન મળવામાં આપણી અશ્રદ્ધા જ કારણ છે અને વિશ્વાસ ન કરવા કરતાં વિશ્વાસ કરવો એ જ સૌના માટે લાભદાયક છે; કેમકે ભગવાન સાથે પ્રેમ થવામાં તેમ જ બે મિત્રોની જેમ ભગવાનની મનમોહિની મૂર્તિનાં પ્રત્યક્ષ દર્શન થવામાં વિશ્વાસ જ મૂળ કારણ છે.



## પ્રત્યક્ષ ભગવદ્દર્શનના ઉપાય

આનંદમય ભગવાનનાં પ્રત્યક્ષ દર્શન થવા માટેનો સર્વોત્તમ ઉપાય 'ખરો પ્રેમ' છે. એ પ્રેમ કેવી રીતે હોવો જોઈએ અને કેવા પ્રેમથી ભગવાન પ્રગટ થઈને પ્રત્યક્ષ દર્શન દઈ શકે છે એ વિશે આપની સેવામાં કંઈક નિવેદન કરવામાં આવે છે.

અનેક વિઘ્નો ઉપસ્થિત થવા છતાંય ધ્રુવની જેમ ભગવાનના ધ્યાનમાં અચળ રહેવાથી ભગવાન પ્રત્યક્ષ દર્શન દઈ શકે છે.

ભક્ત પ્રહ્લાદની જેમ રામનામ પર આનંદપૂર્વક સઘળી જાતનાં કષ્ટ સહન કરવા માટે તેમ જ તીક્ષ્ણ તલવારની ધારથી મસ્તક કપાવવા માટે તૈયાર રહેવાથી ભગવાન પ્રત્યક્ષ દર્શન દઈ શકે છે.

શ્રીલક્ષ્મણની જેમ કામિની-કાંચનને ત્યજીને ભગવાન કાજે વન-ગમન કરવાથી ભગવાન પ્રત્યક્ષ મળી શકે છે.

ઋષિકુમાર સુતીક્ષ્ણની જેમ પ્રેમોન્મત્ત થઈને વિચારવાથી ભગવાન મળી શકે છે.

શ્રીરામના શુભાગમનના સમાચારથી સુતીક્ષ્ણની કેવી વિલક્ષણ સ્થિતિ થાય છે એનું વર્ણન શ્રી તુલસીદાસજીએ ઘણા જ પ્રભાવશાળી શબ્દોમાં કર્યું છે. ભગવાન શિવ ઉમાને કહે છે—

**હોઇહૈં સુફલ આજુ મમ લોચન ।**
**દેખિ બદન પંકજ ભવ મોચન ॥**
**નિર્ભર પ્રેમ મગન મુનિ ગ્યાની ।**
**કહિ ન જાઈ સો દસા ભવાની ॥**
**દિસિ અરુ બિદિસિ પંથ નહિં સૂઝા ।**
**કો મૈં ચલેઉँ કહાँ નહિં બૂઝા ॥**

કબહુઁક ફિરિ પાછેં પુનિ જાઈ ।
કબહુઁક નૃત્ય કરઇ ગુન ગાઈ ॥
અબિરલ પ્રેમ ભગતિ મુનિ પાઈ ।
પ્રભુ દેખૈં તરુ ઓટ લુકાઈ ॥
અતિસય પ્રીતિ દેખિ રઘુબીરા ।
પ્રગટે હૃદયઁ હરન ભવ ભીરા ॥
મુનિ મગ માઝ અચલ હોઈ બૈસા ।
પુલક સરીર પનસ ફલ જૈસા ॥
તબ રઘુનાથ નિકટ ચલિ આએ ।
દેખિ દસા નિજ જન મન ભાએ ॥

(રામચરિતમાનસ, અરણ્યકાંડ - ૯/૫-૮)*

રામ સુસાહેબ સંત પ્રિય સેવક દુખ દારિદ દવન ।
મુનિ સન પ્રભુ કહ આઈ ઉઠુ ઉઠુ દ્વિજ મમ પ્રાન સમ ॥

શ્રી હનુમાનજીની જેમ પ્રેમમાં વિહ્વળ થઈ ઘણી શ્રદ્ધાથી ભગવાનનું શરણ લેવાથી ભગવાન પ્રત્યક્ષ મળી શકે છે.

કુમાર ભરતની જેમ રામ-દર્શન કાજે પ્રેમમાં વિહ્વળ થવાથી ભગવાન પ્રત્યક્ષ મળી શકે છે. ચૌદ વર્ષની અવધિ પૂરી થતી વેળાએ પ્રેમમૂર્તિ ભરતજીની કેવી વિલક્ષણ દશા હતી એનું વર્ણન શ્રી તુલસીદાસજીએ ઘણું સુંદર કર્યું છે–

રહેઉ એક દિન અવધિ અધારા ।
સમુઝત મન દુખ ભયઉ અપારા ॥
કારન કવન નાથ નહિં આયઉ ।
જાનિ કુટિલ કિધૌં મોહિ બિસરાયઉ ॥
અહહ ધન્ય લછિમન બડ઼ભાગી ।
રામ પદારબિંદુ અનુરાગી ॥
કપટી કુટિલ મોહિ પ્રભુ ચીન્હા ।
તાતે નાથ સંગ નહિં લીન્હા ॥
જૌં કરની સમુઝૈ પ્રભુ મોરી ।
નહિ નિસ્તાર કલપ સત કોરી ॥
જન અવગુન પ્રભુ માન ન કાઊ ।
દીન બંધુ અતિ મૃદુલ સુભાઊ ॥
મોરે જિયઁ ભરોસ દૃઢ઼ સોઈ ।
મિલિહહિં રામ સગુન સુભ હોઈ ॥
બીતેં અવધિ રહહિં જૌં પ્રાના ।
અધમ કવન જગ મોહિ સમાના ॥

રામ બિરહ સાગર મહઁ ભરત મગન મન હોત ।
બિપ્ર રૂપ ધરિ પવન સુત આઈ ગયઉ જનુ પોત ॥
બૈઠે દેખિ કુસાસન જટા મુકુટ કૃસ ગાત ।
રામ રામ રઘુપતિ જપત સ્રવત નયન જલજાત ॥

(રામચરિતમાનસ, ઉત્તરકાંડ - દોહા ૧ ક-ખ)

* [ભગવાનની આ ટેવનું સ્મરણ થતાં જ મુનિ આનંદમગ્ન થઈને મનમાં ને મનમાં કહેવા લાગ્યા –] અહો! ભવબન્ધનથી છોડાવનાર પ્રભુના મુખારવિંદને જોઈને આજે મારાં નેત્રો સફળ થશે. [શિવજી કહે છે –] હે ભવાની! જ્ઞાની મુનિ પ્રેમમાં પૂર્ણરૂપેણ ડૂબેલા છે. તેમની આ દશા કહી શકાતી નથી. (૫)

તેમને દિશા-વિદિશા અને રસ્તા, કંઈ પણ સૂઝી રહ્યું નથી. હું કોણ છું અને ક્યાં જઈ રહ્યો છું, એ પણ જાણતા નથી. તેઓ ક્યારેક પાછા વળીને પછી આગળ ચાલવા માંડે છે અને ક્યારેક પ્રભુના ગુણ ગાઈ-ગાઈને નાચવા લાગે છે. (૬)

મુનિએ પ્રગાઢ પ્રેમભક્તિ પ્રાપ્ત કરી લીધી. પ્રભુ શ્રીરામજી વૃક્ષની આડમાં છુપાઈને [ભક્તની પ્રેમોન્મત્ત દશા] જોઈ રહ્યા છે. મુનિનો અત્યંત પ્રેમ જોઈને ભવભયને હરનારા શ્રીરઘુનાથજી મુનિના હૃદયમાં પ્રગટ થઈ ગયા. (૭)

[હૃદયમાં પ્રભુનાં દર્શન પામીને] મુનિ રસ્તાની વચ્ચે અચળ થઈને બેસી ગયા. તેમનું શરીર રોમાંચથી ફણસના ફળની માફક કંટકિત થઈ ગયું એટલે કે રોમાંચિત થઈ ગયું. ત્યારે શ્રીરઘુનાથજી સ્વયં તેમની પાસે ચાલ્યા આવ્યા અને પોતાના ભક્તની પ્રેમદશા જોઈને મનમાં બહુ જ પ્રસન્ન થયા. ॥૮॥ (રામચરિતમાનસ, અરણ્યકાંડ - ૯/૫-૮)

હનુમાનજીની સાથે વાર્તાલાપ થયા પછી શ્રીરામચંદ્રજી સાથે ભરત-મિલાપ થતી વેળાનું વર્ણન આ મુજબ છે. શિવજી દેવી પાર્વતીને કહે છે–

**રાજીવ લોચન સ્રવત જલ તન લલિત પુલકાવલિ બની ।**
**અતિ પ્રેમ હૃદયઁ લગાઈ અનુજહિ મિલે પ્રભુ ત્રિભુઅન ધની ॥**
**પ્રભુ મિલત અનુજહિ સોહ મો પહિં જાતિ નહિં ઉપમા કહી ।**
**જનુ પ્રેમ અરુ સિંગાર તનુ ધરિ મિલે બર સુષમા લહી ॥**
**બૂઝત કૃપાનિધિ કુસલ ભરતહિ બચન બેગિ ન આવઈ ।**
**સુનુ સિવા સો સુખ બચન મન તે ભિન્ન જાન જો પાવઈ ॥**
**અબ કુસલ કૌસલનાથ આરત જાનિ જન દરસન દિયો ।**
**બૂડ઼ત બિરહ બારીસ કૃપાનિધાન મોહિ કર ગહિ લિયો ॥**

(રામચરિતમાનસ, ઉત્તરકાંડ - ૪ છંદ)

માન-પ્રતિષ્ઠાને ત્યજીને શ્રીઅક્રૂરજીની જેમ ભગવાનનાં ચરણ-કમળોથી ચિહ્નિત એવી રજમાં આળોટવાથી ભગવાન પ્રત્યક્ષ મળી શકે છે.

**પદાનિ તસ્યાખિલલોકપાલકિરીટજુષ્ટામલપાદરેણોઃ ।**
**દદર્શ ગોષ્ઠે ક્ષિતિકૌતુકાનિ વિલક્ષિતાન્યબ્જયવાઙ્કુશાદ્યૈઃ ॥**
**તદ્દર્શનાહ્લાદવિવૃદ્ધસમ્ભ્રમઃ પ્રેમ્ણોર્ધ્વરોમાશ્રુકલાકુલેક્ષણઃ ।**
**રથાદવસ્કન્દ્ય સ તેષ્વચેષ્ટત પ્રભોરમૂન્યઙ્ઘ્રિરજાંસ્યહો ઇતિ ॥**
**દેહંભૃતામિયાનર્થો હિત્વા દમ્ભં ભિયં શુચમ્ ।**
**સન્દેશાદ્યો હરેર્લિઙ્ગદર્શનશ્રવણાદિભિઃ ॥**

(શ્રીમદ્ભાગવત - ૧૦/૩૮/૨૫-૨૭)

'જેમના ચરણકમળની રજ બધા લોકપાલોએ પોતાના મુકુટ પર ધારણ કરી છે તેવા શ્રીકૃષ્ણનાં પગલાં તેમણે વ્રજમાં જોયાં કે જે પગલાં પૃથ્વીના આભૂષણરૂપ અને કમળ, જવ, ધજા તથા અંકુશનાં ચિહ્નોથી યુક્ત હતાં. તે ચરણચિહ્નોનાં દર્શન કરતાં જ અક્રૂરજીના હૃદયમાં એટલો આનંદ થયો કે તેઓ પોતાને સંભાળી ન શક્યા, વિહ્વળ થઈ ગયા. પ્રેમના આવેગથી તેમનું રોમેરોમ પુલકિત થઈ ગયું. નેત્રોમાંથી આંસુ ટપકવા લાગ્યાં. તેઓ રથમાંથી કૂદીને શ્રીકૃષ્ણનાં પદચિહ્નોથી અંકિત રજમાં – આ મારા પ્રભુની ચરણ-રજ છે – એમ કહીને આળોટવા લાગ્યા. પરીક્ષિત! કંસે સંદેશો આપ્યો ત્યારથી અહીં સુધી અક્રૂરજીના ચિત્તની જેવી સ્થિતિ રહી છે, તે જ જીવોએ દેહ ધારણ કર્યાનો પરમ લાભ છે. તેથી જીવમાત્રનું એ જ પરમ કર્તવ્ય છે કે, દંભ, ભય અને શોક છોડીને શ્રીહરિનાં સ્વરૂપદર્શન તથા શ્રવણ વગેરેથી તેણે એ લાભ મેળવવો જોઈએ.'

ગોપીઓનો પ્રેમ જોઈને જ્ઞાન અને યોગના અભિમાનને ત્યજનારા ઉદ્ધવની જેમ પ્રેમમાં વિહ્વળ થવાથી ભગવાન પ્રત્યક્ષ મળી શકે છે.

એક પળને પ્રલય સમાન વિતાવનારી રુક્મિણીની જેમ શ્રીકૃષ્ણને મળવા માટે હાર્દિક વિલાપ કરવાથી ભગવાન પ્રત્યક્ષ દર્શન દઈ શકે છે.

મહાત્માઓની આજ્ઞામાં તત્પર થયેલા રાજા મયૂરધ્વજની માફક સમય આવતાં પોતાના પુત્રનું મસ્તક ચીરવામાં ય ન ખચકાનારા પ્રેમી ભક્તને ભગવાન પ્રત્યક્ષ દર્શન દઈ શકે છે.

નરસિંહ મહેતાની જેમ સંકોચ, માન, મોટાઈ અને ભયને ત્યજીને ભગવાનના ગુણગાનમાં મગ્ન થઈ વિચરવાથી ભગવાન પ્રત્યક્ષ મળી શકે છે.

'બી.એ.', 'એમ.એ. 'આચાર્ય' વગેરે પરીક્ષાઓને સ્થાને ભક્ત પ્રહ્લાદની માફક નવધા ભક્તિની✦ ખરી પરીક્ષા આપવાથી ભગવાન પ્રત્યક્ષ દર્શન દઈ શકે છે.

✦ શ્રવણં કીર્તનં વિષ્ણોઃ સ્મરણં પાદસેવનમ્ । અર્ચનં વન્દનં દાસ્યં સખ્યમાત્મનિવેદનમ્ ॥ (શ્રીમદ્ભાગવત ૭/૫/૨૩)

ભગવાન કેવળ દર્શન જ નથી આપતા, બલકે દ્રૌપદી, ગજેન્દ્ર, શબરી, વિદુર વગેરેની જેમ પ્રેમપૂર્વક અર્પેલી વસ્તુઓને એ પોતે પ્રગટ થઈને આરોગી શકે છે.

**પત્રં પુષ્પં ફલં તોયં યો મે ભક્ત્યા પ્રયચ્છતિ ।**
**તદહં ભક્ત્યુપહૃતમશ્નામિ પ્રયતાત્મનઃ ॥**
(ગીતા - ૯/૨૬)

'જે કોઈ ભક્ત મને પ્રેમથી પત્ર, પુષ્પ, જળ વગેરે અર્પે છે, એ શુદ્ધબુદ્ધિના નિષ્કામ પ્રેમી ભક્તનું પ્રેમપૂર્વક અર્પેલું એ પત્ર-પુષ્પ આદિ હું સગુણરૂપે પ્રગટ થઈને ઘણા પ્રેમથી આરોગું છું.'

માટે પરમ પ્રેમ અને ઉત્કંઠા સાથે ભગવદ્દર્શન કાજે સૌએ વ્યાકુળ થવું જોઈએ.



# સાચું સુખ અને તેની પ્રાપ્તિના ઉપાય

## ભૌતિક સુખથી થતી હાનિ

અત્યારના સમયમાં શિક્ષિત હોય કે અશિક્ષિત, લગભગ અધિકાંશ લોકો સાંસારિક ભોગવિલાસને જ સાચું સુખ સમજીને માત્ર ભૌતિક ઉન્નતિનાં કાર્યોમાં જ પ્રવૃત્ત થઈ રહ્યાં છે. લોકો એ પરમ સત્યને ભૂલી ગયાં છે કે વિષય અને ઈન્દ્રિયના સંયોગથી મળતું આ ભૌતિક સુખ નાશવંત, ક્ષણિક અને પરિણામે સર્વથા દુઃખરૂપ છે.

આજકાલ પાશ્ચાત્ય શિક્ષણ પામેલા આપણા અનેક વિદ્વાન દેશબંધુઓ કે જેઓ પોતાને ઘણા વિચારશીલ, તર્કનિપુણ અને બુદ્ધિમાન સમજે છે તેઓ અંગ્રેજોના સહવાસથી તથા તેમની વિલાસપ્રિયતા અને ઈન્દ્રિયસુખની જડતાપૂર્ણ સાર્થકતાને જોઈને પાશ્ચાત્ય સંસ્કૃતિની માયાના મૃગજળ પર મુગ્ધ થઈ રહ્યા છે અને વેદ તથા શાસ્ત્રોમાં કહેવાયેલા ધર્મના સૂક્ષ્મ તત્ત્વને નહિ સમજીને આપણી પ્રાચીન આદર્શ સંસ્કૃતિની અવગણના કરી રહ્યા છે. તેમના હૃદયમાંથી એવો વિશ્વાસ લગભગ ઊઠી જ ગયો છે કે આપણા પ્રાચીન ત્રિકાળજ્ઞાની ઋષિમુનિઓની વિચારશીલતા, તર્કપટુતા અને બુદ્ધિમત્તા આપણા કરતાં ઘણી જ ચઢિયાતી અને સમૃદ્ધ હતી અને તેમણે આપણા અર્થાત્ મનુષ્યમાત્રના ઉત્કર્ષ માટે જે માર્ગ બતાવ્યો છે તે જ આપણા માટે સાચું સુખ પ્રાપ્ત કરવાનો ખરો માર્ગ છે. તેથી આજના પાશ્ચાત્ય વિચારસરણી ધરાવનારા દેશબંધુઓને સમજાવીને તેમને પોતાના પ્રાચીન આદર્શો પ્રત્યે આકર્ષવાની ખાસ જરૂર છે અને તેમાં જ બધાંનું કલ્યાણ છે.

પ્રિય બંધુજનો! વિચાર કરવાથી તમને એ જણાઈ આવશે કે પાશ્ચાત્ય સંસ્કૃતિ ખરેખર તો આપણા દેશ, ધર્મ, સુખ, સંપત્તિ તથા આપણી જાતિ અને આયુષ્યનો વિનાશ કરનારી છે; તે સંસ્કૃતિના સંસર્ગને લીધે જ આજે આપણો દેશ પોતાના ચિરકાલીન ધર્મ-પથ પરથી વિચલિત થઈને અધોગતિ તરફ જઈ રહ્યો છે. આ જ કારણે આપણો ધર્મપ્રાણ સમાજ આજે અનાર્ય-જનોચિત નિર્માલ્યતા અને ભોગપરાયણતા તરફ આગળ ધપી રહેલો જોવા મળે છે. આ રીતે જે સંસ્કૃતિ આપણાં સાંસારિક સુખોનો પણ વિનાશ કરી રહી છે તેની પાસેથી સાચા સુખની આશા રાખવી એ તો માત્ર વિટંબણા જ છે.

સમાજનો નાશ થાય છે પોતાનાં વેશ, ભાષા, ખાણી-પીણી અને આચરણોને ત્યજી દેવાથી. જે સમાજ આ ચાર બાબતોને સાચવી રાખીને પોતાના આદર્શોમાંથી ચલિત થતો નથી તેના અસ્તિત્વનો નાશ થવો ઘણો મુશ્કેલ છે. માટે આપણે આપણા પ્રાચીન ઋષિમુનિઓ વડે આચરણમાં મુકાયેલી રહેણીકરણી, વેશભૂષા તથા સ્વભાવ અને સંસ્કૃતિનું જ અનુકરણ કરવું જોઈએ. સ્વધર્મનો ત્યાગ કરવો એ કોઈ પણ સ્થિતિમાં યોગ્ય નથી. ભગવાને શ્રીમદ્-ભગવદ્ગીતામાં કહ્યું છે –

**શ્રેયાન્સ્વધર્મો વિગુણઃ પરધર્માત્સ્વનુષ્ઠિતાત્ ।**
**સ્વધર્મે નિધનં શ્રેયઃ પરધર્મો ભયાવહઃ ॥**

(શ્રીમદ્ભગવદ્ગીતા - ૩/૩૫)

'સારી રીતે આચરવામાં આવેલા અન્યના ધર્મ કરતાં ગુણ વિનાનો હોવા છતાં પણ પોતાનો ધર્મ ઘણો ચઢિયાતો છે; પોતાના ધર્મમાં તો મરવું પણ કલ્યાણકારી છે, જ્યારે અન્યનો ધર્મ તો ભયપ્રદ છે.'

મુસલમાનોના રાજ્યશાસન વખતે તેમની રહેણીકરણી અને સ્વભાવ તથા સંસ્કૃતિનું જ્યારે હિંદુઓએ અનુકરણ કરવાનું આરંભ્યું ત્યારથી હિંદુ સમાજ અને હિંદુ ધર્મનો ક્ષય થવા લાગ્યો અને જોતજોતામાં આઠ કરોડ જેટલા હિંદુઓ મુસલમાનોમાં ફેરવાઈ ગયા; જે લોકો ગાય, બ્રાહ્મણ અને દેવમંદિરોના રક્ષક હતા તેઓ જ તેનાથી વિરુદ્ધ તે બધાંના શત્રુ બની ગયા. આ બધું મુસ્લિમ સંસ્કૃતિનું અને મુસલમાનોના આચાર-વિચારોનું અનુકરણ કરવાનું જ દુષ્પરિણામ છે.

એ પછી અંગ્રેજી રાજ્યશાસન ચાલ્યું. અત્યારે સ્વરાજ આવ્યું છે. અંગ્રેજો તો અહીંથી ચાલ્યા ગયા, પણ અંગ્રેજિયત (અંગ્રેજી જીવનશૈલી) જેમની તેમ જ કાયમ રહી છે. આ જ કારણે આપણા સમાજમાં આજે અંગ્રેજી ઢબનો પહેરવેશ, ખાણી-પીણી અને આચારવિચારોનો ઘણી પ્રબળતાથી ફેલાવો થઈ રહ્યો છે; અને તેની સાથોસાથ હિંદુ ધર્મનો તથા હિંદુ સમાજનો ક્ષય થઈ રહ્યો છે અને ખ્રિસ્તી ધર્મનો વિકાસ પણ થઈ રહ્યો છે. આ દુર્દશા આપણી સામે પ્રત્યક્ષ છે. આમાં કોઈ પુરાવાની જરૂર નથી. બીજાંઓનું અનુકરણ કરવાનું અને પોતાના સમાજના ભાવો-આદર્શોને ત્યજી દેવાનું પરિણામ આવું જ નીપજતું હોય છે.

તેથી બધાંએ એ વાત નિશ્ચિત સમજી લેવી જોઈએ કે પાશ્ચાત્ય સંસ્કૃતિ અને તેનું અનુકરણ આપણા માટે કોઈ પણ રીતે હિતકારક નથી. તેનાથી આપણા ધર્મમય ભાવોનો વિનાશ થાય છે અને આપણે માત્ર ભૌતિક ઉન્નતિની પાછળ જ ભટકતા રહીને સાચા સુખ-લાભથી વંચિત રહેવા વિવશ થવું પડે છે.

## સાચું સુખ

વિચાર કરવાથી પ્રત્યેક બુદ્ધિમાન મનુષ્ય એ વાત સમજી શકે છે કે મનુષ્ય-જન્મની પ્રાપ્તિ થકી કોઈ અત્યંત ઉત્તમ લાભ થવો જ જોઈએ. ખાવું, પીવું, ઊંઘવું, મૈથુન કરવું વગેરે સાંસારિક ભોગોમાંથી મળતાં સુખ તો પશુ અને કીડા વગેરે નીચ યોનિઓમાં પણ મળી શકે છે. મનુષ્યજીવનનું આયુષ્ય પણ જો આવા સુખની પ્રાપ્તિમાં વીતી જાય તો મનુષ્યજીવન મેળવીને આપણે શું કર્યું? મનુષ્યજન્મનું પરમ ધ્યેય તો તેવા અનુપમ અને સાચા સુખને પ્રાપ્ત કરવાનું છે કે જેના સમકક્ષ અન્ય કોઈ સુખ છે જ નહિ; અને તે સાચું સુખ છે - 'શ્રીપરમાત્માની પ્રાપ્તિ.'

**સાધન કરવામાં કેમ પ્રવૃત્ત થતા નથી?**

આમ હોવા છતાં પણ મોટા ભાગના લોકો માત્ર ધન, પુત્ર, પત્ની વગેરેના વિષયજન્ય સુખને જ પરમ સુખ માનીને તેમાં જ મુગ્ધ બની રહે છે. ખરું સુખ મેળવવા માટે પ્રયત્ન કરનારા કર્તવ્યપરાયણ પુરુષો તો કોઈ વિરલ જ પાકે છે. શ્રીભગવાને કહ્યું છે –

**મનુષ્યાણાં સહસ્રેષુ કશ્ચિદ્યતતિ સિદ્ધયે ।**
**યતતામપિ સિદ્ધાનાં કશ્ચિન્માં વેત્તિ તત્ત્વતઃ ॥**

(શ્રીમદ્‌ભગવદ્‌ગીતા - ૭/૩)

'હજારો માણસોમાંથી કોઈ એક મને પામવા માટે પ્રયત્ન કરે છે અને એ પ્રયત્ન કરનાર યોગીઓમાંથી પણ કોઈ એક મારે પરાયણ થઈને મને તત્ત્વથી એટલે કે યથાર્થરૂપે જાણી શકે છે.'

ભગવાનના કહ્યા પ્રમાણે, આજકાલ પણ જે કેટલાક થોડાઘણા સત્પુરુષો ભગવત્પ્રાપ્તિના સાચા સુખને પ્રાપ્ત કરવા ઇચ્છે છે તેમનામાંથી પણ કોઈ વિરલ વ્યક્તિઓ જ અંતિમ લક્ષ્ય સુધી પહોંચે છે. મોટા ભાગના સાધકો તો થોડુંક જ સાધન કરીને અટકી જાય છે; અને તેઓ પોતાને અધિક ઊંચી સ્થિતિએ નથી લઈ જઈ શકતા. મારી સમજ પ્રમાણે એમ થવા પાછળ નિમ્નલિખિત કારણો હોઈ શકે છે –

(૧) સંસારમાં આ સિદ્ધાંતના સુયોગ્ય પ્રચારકો ઓછા છે; કારણ કે આ સિદ્ધાંતના પ્રચારકો ત્યાગી, વિદ્વાન, સદાચારી, પરિશ્રમી અને સાચા મહાપુરુષો જ હોઈ શકે છે.

(૨) સાધકો થોડીક પ્રગતિ થતાં જ પોતાને કૃતકૃત્ય સમજીને અધિક સાધન કરવાની આવશ્યકતા જ નથી સમજતા.

(૩) કેટલાક સાધકો થોડુંક સાધન કરીને અકળાઈ જાય છે; અને આ સાધનથી પોતાની વિશેષ ઉન્નતિ નહિ થાય એવું માની લઈને કિંકર્તવ્યમૂઢ થઈ જાય છે અર્થાત્ હવે શું કરવું જોઈએ તેની તેમને કોઈ દિશા સૂઝતી નથી.

(૪) સાચા સુખમાં લોકોને શ્રદ્ધા જ બહુ ઓછી હોય છે; કારણ કે તેની પ્રાપ્તિના સાધનમાં વિષય-સુખોના જેવું સુખ પહેલી નજરે દેખાતું નથી, તેથી તત્પરતાનો અભાવ રહે છે.

(૫) કેટલાક લોકો આ સાચા સુખને સંપાદિત કરવું એ પોતાના ગજા બહારની વાત માને છે, તેથી નિરાશ થઈ રહે છે.

આ સિવાય બીજાં પણ કેટલાંક કારણો ગણાવી શકાય, પરંતુ તે બધાંમાં સાચું કારણ તો કેવળ અજ્ઞાનતા અને અકર્મણ્યતા જ છે. તેથી મનુષ્યે સાવધાન થઈને ઉત્સાહપૂર્વક કર્તવ્યપરાયણ રહેવું જોઈએ.

**સાચા સુખની પ્રાપ્તિના ઉપાય**

શ્રુતિ કહે છે -

**ઉત્તિષ્ઠત જાગ્રત પ્રાપ્ય વરાન્ નિબોધત ।**
**ક્ષુરસ્ય ધારા નિશિતા દુરત્યયા દુર્ગં પથસ્તત્કવયો વદન્તિ ॥**

(કઠોપનિષદ્ - ૧/૩/૧૪)

'ઊઠો (અર્થાત્ સાધન માટે પ્રયત્નશીલ થાઓ), (અજ્ઞાન-નિદ્રામાંથી) જાગો અને શ્રેષ્ઠ વિદ્વાનો જે માર્ગને છરીની તીક્ષ્ણ ધાર સમાન ઓળંગવો દુષ્કર અને દુર્ગમ બતાવે છે તે માર્ગને, મહાપુરુષો પાસે જઈને સમજી લો.'

આમ, તે ભગવાનની સાક્ષાત્કારતા-રૂપ પરમ કલ્યાણની અને પરમ સુખની પ્રાપ્તિ માટેનું સાધન કરવામાં સહેજ પણ વિલંબ કરવો જોઈએ નહિ. આ જ મનુષ્યજન્મનું પરમ કર્તવ્ય છે, આ જ સૌથી મોટું અને ખરું સુખ છે. આ જ સુખનો મહિમા બતાવતાં ભગવાન કહે છે –

**સુખમાત્યન્તિકં યત્તદ્‌બુદ્ધિગ્રાહ્યમતીન્દ્રિયમ્ ।**
**વેત્તિ યત્ર ન ચૈવાયં સ્થિતશ્ચલતિ તત્ત્વતઃ ॥**

(શ્રીમદ્‌ભગવદ્‌ગીતા - ૬/૨૧)

'ઇન્દ્રિયોથી અતીત, માત્ર શુદ્ધ થયેલી સૂક્ષ્મ બુદ્ધિ દ્વારા ગ્રહણ થઈ શકે એવો જે અનંત આનંદ છે; એને જે અવસ્થામાં અનુભવે છે અને જે અવસ્થામાં સ્થિત આ યોગી પરમાત્માના સ્વરૂપથી કદીય વિચલિત થતો જ નથી.'

**યં લબ્ધ્વા ચાપરં લાભં મન્યતે નાધિકં તતઃ ।**
**યસ્મિન્ સ્થિતો ન દુઃખેન ગુરુણાપિ વિચાલ્યતે ॥**

(શ્રીમદ્ભગવદ્ગીતા - ૬/૨૨)

'...અને પરમાત્માની પ્રાપ્તિરૂપી લાભ પ્રાપ્ત કરીને તેનાથી અધિક અન્ય કોઈ પણ લાભ નથી માનતો તથા પરમાત્માની પ્રાપ્તિરૂપ જે અવસ્થામાં સ્થિત થયેલો યોગી મોટી ભારે વિપત્તિથી પણ ચલિત થતો નથી.'

**તં વિદ્યાદ્ દુઃખસંયોગવિયોગં યોગસંજ્ઞિતમ્ ।**
**સ નિશ્ચયેન યોક્તવ્યો યોગોઽનિર્વિણ્ણચેતસા ॥**

(શ્રીમદ્ભગવદ્ગીતા - ૬/૨૩)

'જન્મ-મરણના દુઃખરૂપ સંસાર સાથેના સંયોગથી જે રહિત છે, તથા જેનું નામ યોગ છે, એને જાણવો જોઈએ; એ યોગ નહીં કંટાળેલા અર્થાત્ ધૈર્યશીલ અને ઉત્સાહી ચિત્તથી નિશ્ચયપૂર્વક કરવો જોઈએ.'

જોકે સાચા સુખની પ્રાપ્તિનો આ ઉપાય થોડો અઘરો છે, પણ અસાધ્ય નથી. તે અઘરો હોવા છતાં પણ શ્રીપરમાત્માનું શરણ લેવાથી તે સર્વથા સરળ, સુખસાધ્ય અને અત્યંત સહજ થઈ જાય છે. શ્રીગીતાજીમાં ભગવાન સ્વયં પ્રતિજ્ઞાપૂર્વક કહે છે –

**માં હિ પાર્થ વ્યપાશ્રિત્ય યેઽપિ સ્યુઃ પાપયોનયઃ ।**
**સ્ત્રિયો વૈશ્યાસ્તથા શૂદ્રાસ્તેઽપિ યાન્તિ પરાં ગતિમ્ ॥**
**કિં પુનર્બ્રાહ્મણાઃ પુણ્યા ભક્તા રાજર્ષયસ્તથા ।**
**અનિત્યમસુખં લોકમિમં પ્રાપ્ય ભજસ્વ મામ્ ॥**

(શ્રીમદ્ભગવદ્ગીતા - ૯/૩૨-૩૩)

'હે પાર્થ! સ્ત્રીઓ, વૈશ્યો, શૂદ્રો તથા પાપયોનિ - ચાંડાલ આદિ જે કોઈ પણ હોય, તેઓ પણ મારે શરણે જઈને પરમ ગતિને જ પામે છે. જો આ લોકો પરમ ગતિને પામી જતા હોય, તો પુણ્યશાળી બ્રાહ્મણો તથા રાજર્ષિ ભક્તો મારે શરણે થઈને પરમ ગતિને પામે એમાં તો કહેવું જ શું! માટે તું સુખ વિનાનું અને ક્ષણભંગુર આ મનુષ્ય-શરીર પામીને નિરંતર મને જ ભજ.

મારામાં મનને પરોવ, મારો ભક્ત બન, મારું પૂજન કરનારો થા, મને પ્રણામ કર; આ રીતે આત્માને મારામાં પરોવીને મારે પરાયણ થયેલો તું મને જ પામીશ.'

તેથી સાધક માટે એ જરૂરી છે કે તે પરમાત્મામાં દૃઢ વિશ્વાસ કરીને, તેનું શરણ લઈને, પોતાની ઉન્નતિ માટે પ્રતિરોધક કારણોને નિમ્નલિખિત ઉપાયોથી દૂર કરવાનો પ્રયત્ન કરે.

(૧) સાધકે, પોતાની ધારણા મુજબ, પોતાને સંસારમાં જેઓ સૌથી શ્રેષ્ઠ સદાચારી, ત્યાગી, જ્ઞાની મહાત્મા જણાય તેમની પાસે જઈને તેમની આજ્ઞા અનુસાર તત્પરતાપૂર્વક સાધન કરવા લાગી જવું; તેમનાં વચનોમાં સંપૂર્ણ વિશ્વાસ રાખવો, તેમની પાસે જઈને કિંકર્તવ્યવિમૂઢ ન રહેવું, પોતાની બુદ્ધિને પ્રાધાન્ય ન આપવું, તેમણે બતાવેલું સાધન જો બરાબર ન સમજાય તો નમ્રતાપૂર્વક પૂછીને પોતાની શંકાનું સમાધાન કરી લેવું અને સાધનમાં પ્રવૃત્ત રહેવા છતાં પણ જો કેટલાક સમય સુધી પ્રત્યક્ષ સુખની પ્રતીતિ ન થાય તોપણ પરિણામસ્વરૂપે થનારા પરમ કલ્યાણમાં વિશ્વાસ રાખીને તેમની આજ્ઞાનું પાલન કરવામાંથી કદી પણ વિમુખ ન થવું. શ્રીભગવાને કહ્યું છે –

**તદ્વિદ્ધિ પ્રણિપાતેન પરિપ્રશ્નેન સેવયા।**
**ઉપદેક્ષ્યન્તિ તે જ્ઞાનં જ્ઞાનિનસ્તત્ત્વદર્શિનઃ॥**

(શ્રીમદ્ભગવદ્ગીતા - ૪/૩૪)

'એ જ્ઞાનને તું તત્ત્વદર્શી જ્ઞાનીજનો પાસે જઈને જાણી લે; એમને યોગ્ય રીતે દંડવત્ પ્રણામ કરવાથી, એમની સેવા કરવાથી તેમજ કપટ છોડીને સરળ ભાવે પ્રશ્ન પૂછવાથી પરમાત્મતત્ત્વને બરાબર ઓળખનારા એ જ્ઞાની મહાત્માજનો તને એ તત્ત્વજ્ઞાનનો ઉપદેશ આપશે.'

(૨) સાધકે કદી પણ એવું ન વિચારવું કે મારે આ સાધન કોઈક દિવસે છોડી દેવાનું છે. તેણે એવું જ સમજવું જોઈએ કે આ સાધન જ મારું પરમ ધન, પરમ કર્તવ્ય, પરમ અમૃત, પરમ સુખ તથા મારા પ્રાણોનો પરમ આધાર છે. જે લોકો એવું સમજે છે કે પરમાત્માનું જ્ઞાન થયા પછી અમને સાધનની શી જરૂર છે તો ત્યાં તેઓ ભૂલ કરે છે. જે સાધન થકી અંતઃકરણને પરમ શાંતિ પ્રાપ્ત થઈ છે તેને, ભલા, તે કેમ કરીને છોડી શકે? પરમાત્માની પ્રાપ્તિ થયા પછીની તે મહાપુરુષની સ્થિતિ જોઈને તો દુરાચારી મનુષ્યો પણ સાધન કરવા પ્રવૃત્ત થઈ જતા હોય છે; જેમને જોઈને, સાધન નહિ કરનાર માણસો પણ સાધન કરવા લાગી જાય છે તેવા સાધકોની પોતાની તો વાત જ શી છે? આટલું થવા છતાં પણ જે મનુષ્યો થોડી-સરખી ઉન્નતિ થતાં જ પોતાને કૃતકૃત્ય માની લે છે તેઓ ભારે ભૂલ કરી રહ્યા છે. આવી ભૂલ કરવાથી સાધનમાં મોટું વિઘ્ન થાય છે. આવી જ ભૂલ સાધકનું અધઃપતન કરનારી બને છે. તેથી તેવી ભૂલ કરવામાંથી સદાય બચવું જોઈએ.

(૩) સાધકે એ વાતમાં દઢ વિશ્વાસ રાખવો કે ભગવાનના શરણે ગયેલા કર્તવ્યપરાયણ મનુષ્ય માટે કોઈ પણ કાર્ય દુઃસાધ્ય નથી; તે મોટામાં મોટું કાર્ય પણ સહજ રીતે કરી શકે છે. ખરેખર તો આ શક્તિ પ્રત્યેક મનુષ્યમાં છે. પોતાની શક્તિનો અભાવ માનવો એ સમજો કે પોતે જ પોતાનું પતન કરવા બરાબર છે. ઉત્સાહી પુરુષ માટે કષ્ટસાધ્ય કાર્ય પણ સુખસાધ્ય થઈ જાય છે.

(૪) પ્રત્યેક સાધકે પોતાની પરીક્ષા પોતે જાતે જ કરતા રહેવું જોઈએ. સૂક્ષ્મ દૃષ્ટિએ વિચાર કરી જોતાં પોતાનામાં છુપાયેલા દોષો પણ પ્રત્યક્ષ દેખાવા લાગે છે. સાધકે જોવું જોઈએ કે તેનું મન પોતાને વશ, શુદ્ધ, એકાગ્ર અને વિષય-વિરક્ત થયું છે કે નહિ; કારણ કે મન અને ઈન્દ્રિયો ઉપર જ્યાં સુધી સંપૂર્ણ અધિકાર નથી થતો ત્યાં સુધી પરમાત્મ-પ્રાપ્તિ ઘણી જ દૂર છે. ભગવાન કહે છે કે –

**અસંયતાત્મના યોગો દુષ્પ્રાપ ઈતિ મે મતિઃ।**
**વશ્યાત્મના તુ યતતા શક્યોઽવાપ્તુમુપાયતઃ॥**

(શ્રીમદ્ભગવદ્ગીતા - ૬/૩૬)

'જેનું મન વશમાં કરાયેલું નથી એવા માણસ દ્વારા યોગ દુષ્પ્રાપ્ય એટલે કે પ્રાપ્ત થવો મુશ્કેલ છે અને જેણે મનને વશ કર્યું છે એવા પ્રયત્નશીલ માણસ દ્વારા સાધન વડે એ પ્રાપ્ત થવો સહજ છે - આ મારો મત છે.'

માટે, સાધકે સૌથી પહેલાં મનને પોતાને આધીન, શુદ્ધ અને એકાગ્ર કરવું જોઈએ.* એ માટે શાસ્ત્રોમાં મુખ્યત્વે બે ઉપાય બતાવવામાં આવ્યા છે - (૧) અભ્યાસ અને (૨) વૈરાગ્ય.

* ગીતાપ્રેસ-ગોરખપુર દ્વારા પ્રકાશિત 'મનને વશ કરવાના કેટલાક ઉપાય' નામના પુસ્તકમાં મનને સંયત કરવાના ઘણાબધા ઉપાયો બતાવવામાં આવ્યા છે.

શ્રીભગવાને કહ્યું છે –

**અસંશયં મહાબાહો મનો દુર્નિગ્રહં ચલમ્ ।**
**અભ્યાસેન તુ કૌન્તેય વૈરાગ્યેણ ચ ગૃહ્યતે ॥**

(શ્રીમદ્ભગવદ્ગીતા - ૬/૩૫)

'હે મહાબાહો! નિઃસંદેહ મન ચંચળ તેમજ મુશ્કેલીથી વશ થનારું છે, છતાં પણ હે કુન્તીપુત્ર! એ અભ્યાસ અને વૈરાગ્ય વડે વશમાં થાય છે.'

પાતંજલ-યોગદર્શનમાં પણ આ જ રીતે કહ્યું છે–

**અભ્યાસવૈરાગ્યાભ્યાં તન્નિરોધઃ ।**

(યોગદર્શન - ૧/૧૨)

'અભ્યાસ અને વૈરાગ્યથી તેમનો (ચિત્તવૃત્તિઓનો) નિરોધ થાય છે.'

'અભ્યાસ' અને 'વૈરાગ્ય'નું વિસ્તૃત વિવરણ તો યથાક્રમ ઉપર્યુક્ત ગ્રંથોમાં જ જોવું જોઈએ, પરંતુ ભગવાને અભ્યાસનાં સ્વરૂપ-લક્ષણો મુખ્યત્વે આ રીતે બતાવ્યાં છે –

**યતો યતો નિશ્ચરતિ મનશ્ચઞ્ચલમસ્થિરમ્ ।**
**તતસ્તતો નિયમ્યૈતદાત્મન્યેવ વશં નયેત્ ॥**

(શ્રીમદ્ભગવદ્ગીતા - ૬/૨૬)

'આ સ્થિર ન રહેનારું અને ચંચળ મન જે-જે શબ્દાદિ વિષયના નિમિત્તે સંસારમાં વિચરે છે, તે - તે વિષયમાંથી રોકીને એને વારંવાર પરમાત્મામાં જ નિરુદ્ધ કરવું.'

વૈરાગ્યની બાબતમાં ભગવાને કહ્યું છે –

**યે હિ સંસ્પર્શજા ભોગા દુઃખયોનય એવ તે ।**
**આદ્યન્તવન્તઃ કૌન્તેય ન તેષુ રમતે બુધઃ ॥**

(શ્રીમદ્ભગવદ્ગીતા - ૫/૨૨)

'જે આ ઇન્દ્રિય અને વિષયોના સંયોગથી ઉત્પન્ન થતા સર્વ ભોગો છે, તે બધા - જો કે વિષયી માણસોને સુખસ્વરૂપ ભાસે છે, તો પણ - નિઃશંકપણે દુઃખના જ હેતુ છે; વળી આદિ-અન્તવાળા એટલે કે અનિત્ય છે, માટે હે કૌન્તેય! ડાહ્યો અને વિવેકી માણસ એમનામાં આસક્ત રહેતો નથી.'

આ રીતે અભ્યાસ અને વૈરાગ્યથી મનને શુદ્ધ, સ્વાધીન, એકાગ્ર અને વૈરાગ્યસંપન્ન બનાવીને ભગવાનના સ્વરૂપમાં નિરંતર અચળ-સ્થિર કરી લેવા માટે ધ્યાનનું સાધન કરવું.

જેમ કે, ભગવાને કહ્યું છે –

**સઙ્કલ્પપ્રભવાન્કામાંસ્ત્યક્ત્વા સર્વાનશેષતઃ ।**
**મનસૈવેન્દ્રિયગ્રામં વિનિયમ્ય સમન્તતઃ ॥**
**શનૈઃ શનૈરુપરમેદ્બુદ્ધ્યા ધૃતિગૃહીતયા ।**
**આત્મસંસ્થં મનઃ કૃત્વા ન કિઞ્ચિદપિ ચિન્તયેત્ ॥**

(શ્રીમદ્ભગવદ્ગીતા - ૬/૨૪-૨૫)

'સંકલ્પથી ઉત્પન્ન થતી સઘળી કામનાઓને સમૂળી ત્યજીને, તેમજ મન વડે ઇન્દ્રિયોના સમુદાયને બધી બાજુથી સમ્યક્ રીતે રોકીને - ક્રમે-ક્રમે અભ્યાસ કરતો ઉપરતિને પામે તથા ધૈર્યશીલ બુદ્ધિ દ્વારા મનને પરમાત્મામાં સ્થિત કરીને પરમાત્મા સિવાય બીજા કશાયનું ચિંતન ન કરે.'

અભ્યાસ અને વૈરાગ્યના પ્રભાવથી મન શુદ્ધ, સ્વાધીન, એકાગ્ર અને વિરક્ત થઈ ગયા પછી તો તેને પરમાત્માના ચિંતનમાં જોડવું અત્યંત સુગમ થઈ જ જાય છે; પરંતુ ઉપર્યુક્ત બંને ઉપાયોને પૂર્ણપણે કાર્યાન્વિત નહિ કરીને પણ મનુષ્ય જો માત્ર ભગવાનનું શરણ લઈને તેમના નામજપમાં અને સ્વરૂપચિંતનમાં તત્પર થઈ જાય તો આ પ્રકારના ધ્યાનથી જ સર્વ કંઈ સિદ્ધ થઈ શકે છે; સાધકનું મન સત્વરે શુદ્ધ, એકાગ્ર અને પોતાને આધીન થઈ જાય છે એમાં કોઈ જ શંકા નથી.

મહર્ષિ પતંજલિએ પણ શીઘ્રાતિશીઘ્ર સમાધિ લાગવાનો ઉપાય જણાવતાં કહ્યું છે –

**ઈશ્વરપ્રણિધાનાદ્વા ।** (યોગદર્શન - ૧/૨૩)

અર્થાત્ અભ્યાસ અને વૈરાગ્ય તો મનનો નિરોધ કરવાના ઉપાય છે જ, (પરંતુ) જે સાધક આ ઉપાયોને જેટલા વધુ કાર્યાન્વિત કરે છે તેટલી જ જલદીથી તેનું મન નિરુદ્ધ થાય છે. આમ છતાં ઈશ્વર-પ્રણિધાનથી પણ મન સમાધિમાં લાગી જઈ શકે છે.

તેથી એમ માની શકાય કે જપ, તપ, વ્રત, દાન, લોકસેવા, સત્સંગ, શાસ્ત્રોનું મનન વગેરે તમામ સાધનો આ ધ્યાન-સિદ્ધિ માટે જ બતાવવામાં અને કરવામાં આવે છે.

માટે, સાચા સુખની પ્રાપ્તિનો પ્રત્યક્ષ, સરળ અને સૌથી સહેલો ઉપાય પરમાત્માના સ્વરૂપનું નિરંતર ચિંતન કરવું એ જ છે. એને જ શાસ્ત્રકારોએ ધ્યાન, સ્મરણ, નિદિધ્યાસન વગેરે નામ આપ્યાં છે. કર્મયોગ, સાંખ્યયોગ વગેરે બધાં જ સાધનોમાં પરમાત્માનું ધ્યાન મુખ્ય છે.

સાધન-કાળમાં અધિકારી-ભેદ પ્રમાણે ધ્યાનનાં સાધનોમાં પણ અનેક ભેદ હોય છે બધા મનુષ્યોની રુચિ એક પ્રકારના સાધનમાં હોતી નથી. એક જ લક્ષ્યસ્થાને પહોંચવા માટે અનેક માર્ગ હોય છે, તે જ રીતે પરિણામે એક જ પરમ વસ્તુની પ્રાપ્તિ થતી હોવા છતાં પણ તે પ્રાપ્તિનાં સાધનોના પ્રકારોમાં ભેદ રહેતો હોય છે. કોઈ એકાત્મભાવે સચ્ચિદાનંદઘન પરમાત્માના નિરાકાર રૂપનું ધ્યાન કરે છે, તો કોઈ સ્વામી-સેવકભાવે સર્વવ્યાપી પરમેશ્વરનું ચિંતન કરે છે. કોઈ ભગવાનના વિશ્વરૂપનું, કોઈ ચતુર્ભુજ શ્રીવિષ્ણુરૂપનું, કોઈ મુરલીમનોહર શ્રીકૃષ્ણરૂપનું, કોઈ મર્યાદાપુરુષ શ્રીરામરૂપનું, તો કોઈ કલ્યાણમય શ્રીશિવરૂપનું ધ્યાન કરે છે. શ્રીભગવાને પણ કહ્યું છે –

**જ્ઞાનયજ્ઞેન ચાપ્યન્યે યજન્તો મામુપાસતે ।**
**એકત્વેન પૃથક્ત્વેન બહુધા વિશ્વતોમુખમ્ ॥**

(શ્રીમદ્ભગવદ્ગીતા - ૯/૧૫)

'બીજા જે જ્ઞાનયોગીઓ છે, એ મુજ નિર્ગુણ-નિરાકાર બ્રહ્મનું જ્ઞાનયજ્ઞ દ્વારા અભિન્નભાવે પૂજન કરતાં કરતાં પણ મારી ઉપાસના કરે છે અને બીજા ભક્તો આખા બ્રહ્માંડમાં જેટલાં પણ ચરાચર પ્રાણીઓ છે, એમને મારું જ સ્વરૂપ માનીને મુજ વિરાટસ્વરૂપ પરમેશ્વરની પૃથક્-ભાવે ઉપાસના કરે છે.'

માટે, જે સાધકની પરમાત્માના જે રૂપમાં અધિક પ્રીતિ અને શ્રદ્ધા હોય તેણે નિરંતર તેનું જ ચિંતન કરવું પરિણામ તો બધાનું એક જ છે. પરિણામ બાબતમાં સહેજ પણ શંકા રાખવાની કોઈ જરૂર નથી.

સાધકોના મુખ્યત્વે બે વર્ગો હોય છે. એક વર્ગ અભેદરૂપે અર્થાત્ એકાત્મભાવે પરમાત્માની ઉપાસના કરનારાઓનો છે અને બીજો સ્વામી-સેવકભાવે ભક્તિ કરનારાઓનો છે. આમાંના અભેદરૂપે ઉપાસના કરનારાઓ માટે તો એકમાત્ર શુદ્ધ સચ્ચિદાનંદઘન પૂર્ણબ્રહ્મ પરમાત્માના સ્વરૂપમાં જ એકાત્મભાવે નિરંતર સ્થિર રહેવું એ ધ્યાનનું સર્વોત્તમ સાધન છે; પરંતુ બીજા વર્ગના, સ્વામી-સેવકભાવે ઉપાસના કરનારા ભક્તો માટે શાસ્ત્રોમાં ધ્યાનના ઘણા પ્રકાર બતાવવામાં આવ્યા છે.

ધ્યાન કરવાની પદ્ધતિ નહિ જાણવાના કારણે ધ્યાન બરાબર નથી થતું. સાધક ઇચ્છે તો છે પરમાત્માનું ધ્યાન કરવા, પણ તેને ધ્યાન થઈ જાય છે સંસારનું. આ ફરિયાદ લગભગ બધે સાંભળવા -જોવા મળે છે. તેથી પરમાત્મામાં મનને જોડવાની જે વિધિઓ છે તેમને જાણવાની ઘણી જરૂર છે. શાસ્ત્રકારોએ અનેક પ્રકારે ધ્યાન

કરવાની વિધિઓ બતાવવાનો પ્રયત્ન કર્યો છે, જેમાંથી કેટલીકનું દિગ્દર્શન અહીં સંક્ષેપમાં કરાવવામાં આવે છે.

આમ તો પરમાત્માનું ચિંતન ઊઠતાં, બેસતાં, ચાલતાં, ખાતાં, પીતાં, સૂતાં, બોલતાં તેમ જ બધા જ પ્રકારનાં કામ કરતાં કરતાં, હર સમયે નિરંતર કરવું જોઈએ; પરંતુ સાધક ખાસ કરીને જ્યારે ધ્યાન કરવા માટે બેસે ત્યારે તો તેણે પોતાના અંતઃકરણમાં સાંસારિક સંકલ્પોને ગૌણરૂપમાં પણ ઊઠવા દેવા જોઈએ નહિ તથા એકાંત અને શુદ્ધ સ્થળે બેસીને ધ્યાનનું સાધન શરૂ કરી દેવું જોઈએ. શ્રીગીતાજીમાં કહ્યું છે –

**શુચૌ દેશે પ્રતિષ્ઠાપ્ય સ્થિરમાસનમાત્મનઃ।**
**નાત્યુચ્છ્રિતં નાતિનીચં ચૈલાજિનકુશોત્તરમ્॥**
**તત્રૈકાગ્રં મનઃ કૃત્વા યતચિત્તેન્દ્રિયક્રિયઃ।**
**ઉપવિશ્યાસને યુઞ્જ્યાદ્યોગમાત્મવિશુદ્ધયે॥**

(શ્રીમદ્ભગવદ્ગીતા - ૬/૧૧-૧૨)

'પવિત્ર ભૂમિ પર કે જેના ઉપર ક્રમ પ્રમાણે દર્ભ, મૃગચર્મ અને વસ્ત્ર પાથરેલાં છે, તેમજ ન ઘણા ઊંચા અને ન ઘણા નીચા એવા પોતાના આસનને સ્થિરરૂપે સ્થાપીને - એ આસન પર બેસીને ચિત્ત અને ઇન્દ્રિયોની ક્રિયાઓને વશમાં રાખી, મનને એકાગ્ર કરીને, અન્તઃકરણની શુદ્ધિ માટે યોગનો અભ્યાસ કરે.'

**સમં કાયશિરોગ્રીવં ધારયન્નચલં સ્થિરઃ।**
**સમ્પ્રેક્ષ્ય નાસિકાગ્રં સ્વં દિશશ્ચાનવલોકયન્॥**

(શ્રીમદ્ભગવદ્ગીતા - ૬/૧૩)

કાયા, મસ્તક અને ડોકને સીધાં તેમજ ટટ્ટાર ધારણ કરીને અને સ્થિર થઈ પોતાની નાસિકાના અગ્રભાગે દૃષ્ટિ ટેકવી❖ને અન્ય દિશાઓને ન જોતા રહીને પરમેશ્વરનું ધ્યાન કરવું જોઈએ.'

ધ્યાન કરનારા સાધકે એ વાત વિશેષરૂપે જાણી લેવી જોઈએ કે જ્યાં સુધી પોતાના શરીરનું અને સંસારનું જ્ઞાન રહે ત્યાં સુધી ધ્યાનની સાથે નામ-જપનો અભ્યાસ અવશ્ય કરતા રહેવાનું છે. નામ-જપનો સહારો ન રહેતાં ઘણો સમય વીતવા છતાં નામીના અર્થાત્ જે તે નામ ધરાવતા પરમેશ્વરના સ્વરૂપમાં મન ચોંટતું નથી. નિદ્રા, આળસ અને એવી બીજી ઘણી સાંસારિક સ્ફુરણાઓ વિઘ્નરૂપે આવીને મનને ઘેરી લે છે. નામીની-પરમેશ્વરની યાદ અપાવતો મુખ્ય આધાર નામ જ છે. નામ નામીના રૂપને કદી પણ ભૂલવા નથી દેતું. નામ-જપથી ધ્યાન કરવામાં પૂરી મદદ મળે છે. માટે, ધ્યાન કરતી વખતે જ્યાં સુધી ધ્યેયમાં સંપૂર્ણપણે તલ્લીનતા થઈ જાય નહિ ત્યાં સુધી કદી પણ નામનો જપ છોડવો જોઈએ નહિ. આ તો ધ્યાન વિશેની સર્વસામાન્ય વાતો જણાવી હવે ધ્યાન કરવાની કેટલીક વિધિઓ બતાવવામાં આવે છે.

### અભેદ-ઉપાસના અનુસાર ધ્યાનની વિધિ

અભેદભાવે અર્થાત્ એકત્વભાવે પરમાત્માની ઉપાસના કરનારા સાધકે ઉપર્યુક્ત પ્રકારે આસનમાં બેસીને, મનમાં રહેનારા તમામ સંકલ્પોનો ત્યાગ કરીને એવા પ્રકારનો ભાવ કરવો કે –

એકમાત્ર આનંદઘન-જ્ઞાનસ્વરૂપ પૂર્ણબ્રહ્મ પરમાત્મા જ પરિપૂર્ણ છે. તેમના સિવાય અન્ય કશું જ નથી. તે બ્રહ્મનું જ્ઞાન પણ બ્રહ્મને જ છે. પરમાત્મા સ્વયં જ્ઞાનસ્વરૂપ છે. તેમનો કદી પણ અભાવ નથી થતો તેથી તેમને 'સત્ય', 'સનાતન' અને 'નિત્ય' કહે છે. તેઓ સીમારહિત છે, અપાર અને અનંત છે. મન, બુદ્ધિ, અહંકાર, દ્રષ્ટા, દૃશ્ય, દર્શન વગેરે જે કંઈ પણ છે તે

❖ આ વિધિમાં દૃષ્ટિને નાકના ટેરવા પર ઠેરવવાનું કહેવામાં આવ્યું છે, પરંતુ જે લોકોને આંખો મીંચી દઈને ધ્યાન કરવાનો અભ્યાસ હોય તેઓ આંખો મીંચીને પણ ધ્યાન કરી શકે છે અને એમાં કોઈ હાનિ નથી.

બધું જ તે બ્રહ્મમાં આરોપિત અને બ્રહ્મસ્વરૂપ જ છે. વાસ્તવમાં એકમાત્ર પૂર્ણબ્રહ્મ પરમાત્મા સિવાય અન્ય કોઈ વસ્તુ નથી. આ સઘળો સંસાર સ્વપ્નની જેમ તે પરમાત્મામાં કલ્પિત છે.

**સત્યં જ્ઞાનમનન્તં બ્રહ્મ ।** (તૈત્તિરિ૦ - ૨/૨૧)

'બ્રહ્મ સત્ય, ચેતન અને અનંત છે.' આ શ્રુતિવચન અનુસાર તે આનંદઘન, સત્યસ્વરૂપ અને બોધસ્વરૂપ પરમાત્મા છે. 'બોધ' અર્થાત્ જ્ઞાન એ બ્રહ્મથી ભિન્ન એવો તેનો કોઈ ગુણ અથવા કોઈ પદ કે કોઈ શક્તિવિશેષ નથી. તે જ રીતે 'સત્' પણ તેનાથી ભિન્ન એવો તેનો કોઈ ગુણ નથી. તે હંમેશાં જ છે અને હંમેશાં જ રહે છે તેથી લોકો અને વેદ તેને 'સત્' કહે છે. ખરેખર તો તે પરમાત્મા સત્ અને અસત્ બંનેયથી પર છે. ભગવાન કહે છે –

**ન સત્તન્નાસદુચ્યતે ।**

(ગીતા-૧૩/૧૨ : અંતિમ ચરણ)

'એ બે અનાદિઓનો સ્વામી પરમ બ્રહ્મ નથી સત્ કહેવાતો કે નથી અસત્.'

આ રીતે અંતઃકરણમાં બ્રહ્મના અચિંત્ય સ્વરૂપનો નિશ્ચળ ભાવ કેળવીને જપના સ્થળે વારંવાર, નિમ્નલિખિત પ્રકારે પરમાત્માનાં વિશેષણોની મનોમન ભાવના કરવી અને તેમનું ઉચ્ચારણ કરતા રહેવું. ખરેખર તો બ્રહ્મ નામ અને રૂપથી પર છે, પરંતુ તેના આનંદસ્વરૂપની સ્ફુરણા માટે આ વિશેષણોની કલ્પના છે. માટે સાધકે તમામ ચિત્તવૃત્તિઓને આનંદસ્વરૂપ બ્રહ્મમાં તલ્લીન કરી દઈને, 'પૂર્ણ આનંદ', 'અપાર આનંદ', 'શાંત આનંદ', 'ઘન આનંદ', 'બોધસ્વરૂપ આનંદ', 'જ્ઞાનસ્વરૂપ આનંદ', 'પરમ આનંદ', 'નિત્ય આનંદ', 'સત્ આનંદ', 'ચેતન આનંદ', 'આનંદ જ આનંદ', 'એકમાત્ર આનંદ જ આનંદ' - આ રીતે બ્રહ્મનાં વિશેષણોનું ચિંતન કરતા રહીને એવી ભાવનાને ઉત્તરોત્તર દૃઢ કરતા રહેવું જોઈએ કે એકમાત્ર 'આનંદ' સિવાય બીજું કશું જ નથી. આની સાથે જ સાધકે પોતાના મનને ઘણી ઝડપથી તે આનંદમય બ્રહ્મમાં તન્મય કરી લઈને, તે તમામ વિશેષણો તે આનંદમય પરમાત્માથી ભિન્ન નથી એમ સમજવું. આ રીતે મનન કરતાં કરતાં જ્યારે મનના તમામ સંકલ્પો તે પરમાત્મામાં વિલીન થઈ જાય છે, જ્યારે એકમાત્ર બોધસ્વરૂપ, આનંદઘન પરમાત્મા સિવાય અન્ય કોઈના પણ અસ્તિત્વનો સંકલ્પ મનમાં નથી રહેતો ત્યારે તે સાધકની સ્થિતિ તે આનંદમય, અચિંત્ય પરમાત્મામાં જ નિશ્ચળતાપૂર્વક થઈ જાય છે. આ રીતે ધ્યાનનો નિત્ય-નિયમપૂર્વક અભ્યાસ કરતાં કરતાં સાધન પરિપક્વ થઈ જતાં જ્યારે સાધકની સમજમાં તેની પોતાની તથા આ સંસારની સત્તા બ્રહ્મથી ભિન્ન રહેતી નથી, જ્યારે જ્ઞાતા, જ્ઞાન અને જ્ઞેય એ બધું જ એકમાત્ર વિજ્ઞાનાનંદઘન બ્રહ્મસ્વરૂપ બની જાય છે ત્યારે તે સાધક કૃતાર્થ થઈ જાય છે. પછી તો સાધક, સાધના અને સાધ્ય એ બધું જ અભિન્ન, બધું જ એક - આનંદસ્વરૂપ થઈ જાય છે અને પછી સાધકની તે સ્થિતિ હંમેશ માટે તેવી ને તેવી જ કાયમ બની રહે છે. હાલતાં-ચાલતાં, ઊઠતાં-બેસતાં તથા અન્ય તમામ કાર્યો યથાવિધિ અને યથાસમય થતાં રહેવા છતાં પણ તેની સ્થિતિમાં સહેજ પણ ફરક પડતો નથી. ભગવાને કહ્યું છે –

**સર્વભૂતસ્થિતં યો માં ભજત્યેકત્વમાસ્થિતઃ ।**
**સર્વથા વર્તમાનોઽપિ સ યોગી મયિ વર્તતે ॥**

(શ્રીમદ્ભગવદ્ગીતા - ૬/૩૧)

'જે માણસ એકાત્મભાવમાં સ્થિત થઈને સર્વ ભૂતોમાં આત્મારૂપે રહેલા મુજ સચ્ચિદાનંદઘન

વાસુદેવને ભજે છે, એ યોગી સર્વ રીતે વર્તવા છતાં મારામાં જ વર્તે છે.'

વાસ્તવમાં તે યોગી કોઈ પણ સમયે સંસારને અને પોતાને બ્રહ્મથી અલગ નથી જોતો. તેથી તેનો ફરીથી ક્યારેય જન્મ થતો નથી. તે હંમેશ માટે મુક્ત થઈ જાય છે. શ્રીગીતાજીમાં કહ્યું છે –

**તદ્બુદ્ધયસ્તદાત્માનસ્તન્નિષ્ઠાસ્તત્પરાયણાઃ ।**
**ગચ્છન્ત્યપુનરાવૃત્તિં જ્ઞાનનિર્ધૂતકલ્મષાઃ ॥**

(શ્રીમદ્ભગવદ્ગીતા - ૫/૧૭)

'પરમાત્મામાં જેમનું મન તદ્રૂપ થઈ રહ્યું છે, પરમાત્મામાં જેમની બુદ્ધિ તદ્રૂપ થઈ રહી છે અને સચ્ચિદાનંદઘન પરમાત્મામાં જ જેમની નિરંતર એકાત્મભાવે સ્થિતિ છે, એવા પરમાત્મપરાયણ મનુષ્યો જ્ઞાન દ્વારા પાપરહિત થઈને અપુનરાવૃત્તિને એટલે કે પરમગતિને પામે છે.'

આ જ ઉપર્યુક્ત ધ્યાનનું ફળ છે.

**અભેદોપાસનાના ધ્યાનની બીજી યુક્તિ**

શ્રુતિ કહે છે –

**યચ્છેદ્વાઙ્મનસી પ્રાજ્ઞસ્તદ્યચ્છેજ્જ્ઞાન આત્મનિ ।**
**જ્ઞાનમાત્મનિ મહતિ નિયચ્છેત્ તદ્યચ્છેચ્છાન્ત આત્મનિ ॥**

(કઠોપનિષદ્ - ૧/૩/૧૩)

'બુદ્ધિમાન પુરુષ માટે એ ઈષ્ટ છે કે તે વાણી વગેરે તમામ ઈન્દ્રિયોનો મનમાં નિરોધ કરે, મનનો બુદ્ધિમાં નિરોધ કરે, બુદ્ધિનો મહત્તત્ત્વમાં અર્થાત્ સમષ્ટિબુદ્ધિમાં નિરોધ કરે અને તે સમષ્ટિ-બુદ્ધિનો નિરોધ શાંત-આત્મા પરમાત્મામાં કરે.'

એકાંત સ્થળે બેસીને દશેય ઈન્દ્રિયોના વિષયોને તે ઈન્દ્રિયો દ્વારા ગ્રહણ નહિ કરવા અર્થાત્ તમામ ઈન્દ્રિયોના વ્યાપારને અટકાવી દઈને મનથી માત્ર પરમાત્માના સ્વરૂપનું જ વારંવાર મનન કરતા રહેવું એ જ 'વાણી વગેરે ઈન્દ્રિયોનો મનમાં નિરોધ' કરવો છે. ત્યારબાદ મનન કરાયેલા પરમાત્મ-સ્વરૂપ વિશેના જેટલા પણ વિકલ્પો છે તે બધાને છોડી દઈને એક નિશ્ચય પર સ્થિત થઈને મનનું શાંત થઈ જવું એટલે કે અંતઃકરણમાં કોઈ પણ ચંચળ ચિત્તવૃદ્ધિનું જરા જેટલું પણ અસ્તિત્વ નહિ રહેવાથી એકમાત્ર વિજ્ઞાનનું પ્રકાશિત થઈ જવું એ જ 'મનનો બુદ્ધિમાં નિરોધ' કરવો છે. ધ્યાનની આ પ્રકારની અવસ્થામાં ધ્યાતા (ધ્યાન કરનારા)ને પોતાનું અને ધ્યેય વસ્તુ - પરમાત્માનું જ્ઞાન રહે છે, પરંતુ ત્યારબાદ જ્યારે સર્વવ્યાપી સચ્ચિદાનંદઘન પૂર્ણબ્રહ્મના સ્વરૂપનો નિશ્ચય કરનારી બુદ્ધિ-વૃત્તિની સ્વતંત્ર સત્તા (અસ્તિત્વ) પણ સમષ્ટિ-જ્ઞાનમાં તન્મય થઈ જાય છે, જ્યારે ધ્યાતા, ધ્યાન અને ધ્યેયની સઘળી ભિન્નતા મટી જઈને એકમાત્ર જ્ઞાનસ્વરૂપ પૂર્ણબ્રહ્મ પરમાત્માના સ્વરૂપનું જ જ્ઞાન રહેવા પામે છે ત્યારે તે અવસ્થાને 'બુદ્ધિનો સમષ્ટિ-બુદ્ધિમાં નિરોધ' કરવો કહે છે.

ત્યારપછી તો એક અને અનિર્વચનીય સ્થિતિ (અવસ્થા) રહે છે, જેમાં ધ્યાતા, ધ્યાન અને ધ્યેયની ભિન્નતાનો સંસ્કારમાત્ર પણ શેષ રહેવા પામતો નથી, એકમાત્ર શુદ્ધ, જ્ઞાનસ્વરૂપ સચ્ચિદાનંદઘન પરમાત્મા જ રહે છે અને તેમના સિવાય અન્ય કોઈનું પણ ભિન્ન અસ્તિત્વ કોઈ પણ પ્રકારે નથી રહેતું. આનું નામ 'સમષ્ટિ-બુદ્ધિનો શાંતાત્મા પરમાત્મામાં નિરોધ' કરવો છે.

આને જ નિર્બીજ સમાધિ, શુદ્ધબ્રહ્મની પ્રાપ્તિ અથવા કૈવલ્યપદની પ્રાપ્તિ કહે છે. આ જ અંતિમ સ્થિતિ છે. વાણી આ અવસ્થાનું વર્ણન નથી કરી શકતી, મન એનું મનન નથી કરી શકતું; કારણ કે આ વિષય મન, વાણી અને બુદ્ધિથી પર છે, આ જ મોક્ષ છે.

આ અવસ્થા પ્રાપ્ત કરીને મનુષ્ય કૃતકૃત્ય થઈ જાય છે. તેના માટે, આ પછી કોઈ પણ કર્તવ્ય બાકી નથી રહેતું. શ્રીગીતાજીમાં કહ્યું છે –

**યસ્ત્વાત્મરતિરેવ સ્યાદાત્મતૃપ્તશ્ચ માનવઃ।**
**આત્મન્યેવ ચ સંતુષ્ટસ્તસ્ય કાર્યં ન વિદ્યતે॥**

(શ્રીમદ્ભગવદ્ગીતા - ૩/૧૭)

'પણ જે માણસ આત્મામાં જ રમનારો અને આત્મામાં જ તૃપ્ત તેમજ આત્મામાં જ સંતુષ્ટ હોય, તેના માટે કશું કરવાનું બાકી નથી રહેતું.'

અભેદ (અદ્વૈત) ઉપાસના અનુસાર પરમાત્માનું ધ્યાન કરવાના બીજા પણ ઘણાબધા પ્રકારો છે, પરંતુ લેખનું કદ વધી જવાના કારણે એ અહીં લખવામાં આવતા નથી. બધાનો ઉદ્દેશ્ય તો લગભગ એક જ છે. અભેદ-ભાવે ઉપાસના કરનારા માટે શ્રીગીતાજીના નિમ્નલિખિત શ્લોકનું નિરંતર સ્મરણ રાખવું અત્યંત લાભપ્રદ છે –

**બહિરન્તશ્ચ ભૂતાનામચરં ચરમેવ ચ।**
**સૂક્ષ્મત્વાત્તદવિજ્ઞેયં દૂરસ્થં ચાન્તિકે ચ તત્॥**

(શ્રીમદ્ભગવદ્ગીતા - ૧૩/૧૫)

'એ ચરાચર સર્વ ભૂતોની અંદર-બહાર પૂર્ણરૂપે વ્યાપેલો છે, તેમજ ચર-અચરરૂપે પણ એ જ છે અને એ સૂક્ષ્મ હોવાને લીધે જાણી શકાતો નથી[૧] તથા એકદમ પાસે[૨] તેમજ ઘણો દૂર પણ રહેલો[૩] એ જ છે.'

તેથી જેમને અભેદ-ઉપાસનામાં રુચિ હોય તે સાધકોએ ઉપર્યુક્ત પ્રકારનાં સાધન કરવામાં સત્વરે તત્પર થવું.

### વિશ્વરૂપ પરમાત્માના ધ્યાનની વિધિ

એકાંત સ્થળે આંખો મીંચીને બેસવા છતાં પણ જો આ માયામય સંસારની કલ્પના સાધકના હૃદયમાંથી દૂર ન થાય તો તેણે આ પ્રકારની ભાવના કરવી જોઈએ –

પૃથ્વી, અન્તરિક્ષ અને દ્યૌ - આ ત્રણે લોકમાં જે કંઈ પણ જોવામાં, સાંભળવામાં અને મનન કરવામાં આવે છે તે બધું સાક્ષાત્ શ્રીપરમાત્માનું જ સ્વરૂપ છે. તે સચ્ચિદાનંદઘન પરમાત્મા જ પોતાની માયાશક્તિથી વિશ્વરૂપમાં પ્રગટ થયેલા છે. જેમ કે શ્રીગીતાજીમાં કહ્યું છે –

**સર્વતઃ પાણિપાદં તત્સર્વતોઽક્ષિશિરોમુખમ્।**
**સર્વતઃ શ્રુતિમલ્લોકે સર્વમાવૃત્ય તિષ્ઠતિ॥**

(શ્રીમદ્ભગવદ્ગીતા - ૧૩/૧૩)

'એ સર્વ તરફ હાથ-પગ ધરાવનાર, સર્વ તરફ આંખ, મસ્તક અને મુખ ધરાવનાર અને સર્વ તરફ કાન ધરાવનાર છે કેમકે સંસારમાં એ સૌને વ્યાપીને સ્થિત છે.'[૪]

**અથવા બહુનૈતેન કિં જ્ઞાતેન તવાર્જુન।**
**વિષ્ટભ્યાહમિદં કૃત્સ્નમેકાંશેન સ્થિતો જગત્॥**

(શ્રીમદ્ભગવદ્ગીતા - ૧૦/૪૨)

'અથવા હે અર્જુન! આ વધારે જાણીને તારે શું કરવું છે? સારરૂપે સમજી લે કે હું આ આખાય બ્રહ્માંડને પોતાની યોગ-શક્તિના એક અંશમાત્રથી ધારણ કરીને સ્થિત છું.'

---

૧. જેમ સૂર્યનાં કિરણોમાં રહેલું જળ સૂક્ષ્મ હોવાથી સાધારણ મનુષ્યોની જાણમાં આવતું નથી, તેવી જ રીતે સર્વવ્યાપી પરમાત્મા પણ સૂક્ષ્મ હોવાથી સાધારણ મનુષ્યોની જાણમાં આવતા નથી, અર્થાત્ 'અવિજ્ઞેય' છે.

૨. પરમાત્મા સર્વત્ર પરિપૂર્ણ છે તથા બધાંના આત્મા છે, એ રીતે તેઓ 'અત્યંત સમીપ' છે.

૩. શ્રદ્ધારહિત અજ્ઞાની મનુષ્યો માટે, તેમના થકી પરમાત્મા જાણી શકાતા ન હોવાના કારણે 'અત્યંત દૂર' છે.

૪. આકાશ જે રીતે વાયુ, અગ્નિ, જળ અને પૃથ્વીના હેતુરૂપ હોવાથી તે બધાંને વ્યાપ્ત કરીને રહેલું છે, તે જ રીતે પરમાત્મા પણ બધાંના હેતુરૂપ હોવાથી તમામ જડ-ચેતન જગતને વ્યાપ્ત કરીને રહેલા છે.

**યચ્ચાપિ સર્વભૂતાનાં બીજં તદહમર્જુન ।**
**ન તદસ્તિ વિના યત્સ્યાન્મયા ભૂતં ચરાચરમ્ ॥**

(શ્રીમદ્ભગવદ્ગીતા - ૧૦/૩૯)

'અને હે અર્જુન! જે સમસ્ત ભૂતોની ઉત્પત્તિનું કારણ છે, એ પણ હું જ છું; કેમકે એવું ચર કે અચર કોઈ પણ પ્રાણી નથી, જે મારા વિનાનું હોય.'

આ રીતે વારંવાર મનન કરીને, સમસ્ત સંસારને તત્ત્વતઃ શ્રીપરમાત્માનું જ સ્વરૂપ સમજીને પરમાત્માના નિશ્ચિત રૂપમાં પોતાના મનને નિશ્ચળ કરવું જોઈએ. આવું કરવાથી મનની ચંચળતાનો સહેલાઈથી નાશ થઈ જાય છે. પછી તો મન જ્યાં પણ જાય છે ત્યાં તેને તે પરમાત્મા જ દેખાય છે; એકમાત્ર પરમાત્મા સિવાય અન્ય કશું જ નથી દેખાતું. જેમ પાણીથી બનેલાં અનેક પ્રકારનાં બરફનાં રમકડાંને જે મનુષ્ય તત્ત્વતઃ જળસ્વરૂપ સમજી લે છે તેને પછી તે રમકડાં જળ હોવા વિશે કોઈ પ્રકારનો ભ્રમ રહેતો નથી, તેને તે બધાં જ રમકડાં પ્રત્યક્ષ જળસ્વરૂપ દેખાવા લાગે છે; તેવી જ રીતે ઉપર જણાવ્યું તે પ્રકારે પરમાત્માનું ધ્યાન કરનારા સાધકને પણ સમસ્ત વિશ્વ પરમાત્મ-સ્વરૂપ દેખાવા લાગે છે. તેની ભાવનામાં જગતરૂપ કોઈ વસ્તુનું અસ્તિત્વ જ નથી રહેતું અને તેનું મન સંશયરહિત અને શાંત થઈ જાય છે. ચંચળ ચિત્તને પરમાત્મામાં જોડવાનો આ પણ એક સહેલો ઉપાય છે.

**શ્રીવિષ્ણુના ચતુર્ભુજ રૂપનું ધ્યાન કરવાની વિધિ :**

એકાંત સ્થળે અગાઉ કહેવાયું છે તે પ્રકારે આસન ઉપર બેસીને, આંખો મીંચીને અને આનંદમાં મગ્ન થઈને પોતાના તે પરમ પ્રેમીને મળવાની તીવ્ર ઝંખનાથી ધ્યાનના સાધનનો આરંભ કરવો.

મંદિરોમાં ભગવાનની મૂર્તિનું દર્શન કરીને, ભગવાનનાં ચિત્રોનું અવલોકન કરીને, સંત-મહાત્માઓ પાસેથી સાંભળીને અથવા સૌભાગ્યવશ સ્વપ્નમાં ભગવાનનાં દર્શન કરીને, ભગવાનના જેવા સાકાર રૂપને બુદ્ધિ માનતી હોય એટલે કે ભગવાનનું જેવું સાકાર રૂપ સાધકને સમજાયું હોય તે રૂપની ભાવના કરીને તેનું ધ્યાન કરવું જોઈએ. ભગવાનની મૂર્તિના અર્થાત્ સાકાર રૂપના ધ્યાનમાં આ પ્રકારની ભાવના કરી શકાય છે –

**પહેલી વિધિ :**

જમીનથી લગભગ સવા હાથની ઊંચાઈએ અવકાશમાં પોતાની આગળ જ ભગવાન વિરાજમાન છે. ભગવાનનાં અતિશય સુંદર ચરણકમળ નીલમણિના પુંજની જેમ ચમકતાં અનંત સૂર્યો જેવાં પ્રકાશી રહ્યાં છે. ચમકદાર નખવાળી સુકોમળ આંગળીઓ છે અને તેના પર સુવર્ણનાં રત્નજડિત નૂપુર શોભી રહ્યાં છે. ભગવાનનાં જેવાં ચરણકમળ છે તેવાં જ તેમનાં જાનુ-જાંઘ વગેરે અંગો પણ નીલમણિના પુંજની જેમ પીતાંબરની ભીતર ચમકી રહ્યાં છે. અહો! અત્યંત સુંદર ચાર સુદીર્ઘ ભુજાઓ શોભી રહી છે. ઉપરની બે ભુજાઓમાં શંખ અને ચક્ર તથા નીચેની બે ભુજાઓમાં ગદા અને પદ્મ ધારણ કરેલાં છે. ચારે ભુજાઓમાં કડાં, કેયૂર વગેરે એકથી એક ચઢિયાતાં સુંદર આભૂષણો સુશોભિત છે. અહો! ભગવાનનું અત્યંત વિશાળ અને પરમ સુંદર વક્ષઃસ્થળ છે, જેના મધ્યભાગે શ્રીલક્ષ્મીજીનું અને ભૃગુપાદનું ચિહ્ન અંકિત થયેલું છે. નીલકમળ જેવો સુંદર વાન ધરાવતી ભગવાનની ગ્રીવા અત્યંત સુંદર છે અને તે રત્નજડિત હાર, કૌસ્તુભમણિ તથા અનેક પ્રકારનાં મોતીઓની,

જાતજાતનાં સુંદર દિવ્યગંધી સ્વર્ણ-પુષ્પોની વૈજયન્તીમાળાઓથી સુશોભિત છે. સુંદર હડપચી, લાલ-લાલ હોઠ અને મનોહર ઘાટીલું નાક છે, જેના અગ્રભાગે દિવ્ય મોતી ઝૂમી રહ્યું છે. ભગવાનનાં બંને નેત્રો કમળપત્ર સમાં વિશાળ અને નીલકમળ જેવાં ખિલેલાં છે. કાનોમાં રત્નમંડિત સુંદર મત્સ્યાકાર કુંડળ અને લલાટમાં શ્રી-ધારણતિલક તથા મસ્તક પર મણિમુક્તાપૂર્ણ મનોહર મુગટ શોભાયમાન થઈ રહ્યાં છે. અહો! ભગવાનનું અનુપમ મનોહર મુખકમળ પૂર્ણિમાના ચંદ્રની ગોળાઈને શરમાવીને મન હરી રહ્યું છે! મુખમંડળની ચોતરફ સૂર્યસદશ કિરણો દેદીપ્યમાન છે અને તેમના પ્રકાશથી ભગવાનનાં મુગટ વગેરે તમામ આભૂષણોનાં રત્નો હજાર ગણાં વધુ ચમકી રહ્યાં છે. અહો! આજે હું ધન્ય-ધન્ય થઈ ગયો!- કેમ કે હું મંદ-મંદ સ્મિત વેરતા સાક્ષાત્ પરમાનંદમૂર્તિ ભગવાન શ્રીહરિનું ધ્યાન કરી રહ્યો છું.

આ પ્રકારની ભાવના કરતાં - કરતાં જ્યારે ભગવાનનું સ્વરૂપ સારી રીતે સ્થિર થઈ જાય ત્યારે પ્રેમવિહ્વળ થઈને સાધકે ભગવાનના તે મનોહર સ્વરૂપમાં પોતાનું ચિત્ત સ્થિર કરી દેવું. ધ્યાનનો અભ્યાસ કરતાં-કરતાં સાધકને જ્યારે પોતાનું અને સંસારનું તેમ જ ધ્યાનનું પણ જ્ઞાન નથી રહેતું, એકમાત્ર મનમોહન ભગવાનનું જ જ્ઞાન રહેવા પામે છે ત્યારે ભગવાનના સ્વરૂપમાં સાધકની સમાધિ લાગી જાય છે. આમ થતાં સાધક તત્કાળ ભગવાનના વાસ્તવિક તત્ત્વને જાણી લે છે અને ત્યારે ભગવાન તે સાધકના પ્રેમાધીન થઈને સાકાર રૂપમાં સાક્ષાત્ પ્રગટ થઈને પોતાનાં દર્શનથી તે સાધકને કૃતાર્થ કરવા બાધ્ય બને છે.

શ્રીભગવાને કહ્યું પણ છે –

**ભક્ત્યા ત્વનન્યયા શક્ય અહમેવંવિધોઽર્જુન।**
**જ્ઞાતું દ્રષ્ટું ચ તત્ત્વેન પ્રવેષ્ટું ચ પરન્તપ॥**

(શ્રીમદ્ભગવદ્ગીતા - ૧૧/૫૪)

'પરંતુ હે પરન્તપ અર્જુન! અનન્ય ભક્તિ દ્વારા આવો ચતુર્ભુજરૂપધારી હું પ્રત્યક્ષ દેખાવા માટે, તત્ત્વથી જાણવા માટે તથા પ્રવેશ કરવા એટલે કે એકાત્મભાવે પ્રાપ્ત થવા માટે પણ શક્ય છું.'

આ રીતે ભગવાનનાં સાક્ષાત્ દર્શન થઈ ગયા પછી તે ભક્ત કૃતકૃત્ય થઈ જાય છે, તેના તમામ અવગુણો નાશ પામે છે અને તે પૂર્ણ મહાત્મા બની જાય છે; પછી તેનો પુનર્જન્મ નથી થતો. શ્રીગીતાજીમાં કહ્યું છે –

**મામુપેત્ય પુનર્જન્મ દુઃખાલયમશાશ્વતમ્।**
**નાપ્નુવન્તિ મહાત્માનઃ સંસિદ્ધિં પરમાં ગતાઃ॥**

(શ્રીમદ્ભગવદ્ગીતા - ૮/૧૫)

'પરમ સિદ્ધિને પામેલા મહાત્માઓ મને પામીને દુઃખોના રહેઠાણ તેમજ ક્ષણભંગુર એવા પુનર્જન્મને નથી પામતા.'

**બીજી વિધિ :**

શેષનાગની શય્યા પર શયન કરી રહેલા શ્રીવિષ્ણુ ભગવાનનું ચિંતન કરતાં-કરતાં નીચે બતાવ્યા પ્રમાણે પોતાના હૃદયાવકાશમાં તેમના સ્વરૂપ અને ગુણોની મનોમન ભાવના કરતા રહીને તેમને વારંવાર પ્રણામ કરવા.

જેમની આકૃતિ અતિશય શાંત છે, જેઓ શેષનાગની શય્યા પર શયન કરી રહેલા છે, જેમની નાભિમાં કમળ છે, જેઓ દેવોના પણ ઈશ્વર છે અને સમસ્ત જગતના આધાર છે, જેઓ આકાશની જેમ સર્વત્ર વ્યાપ્ત છે, નીલ મેઘના વર્ણ જેવો જેમનો મનોહર નીલો વાન છે, જેમનાં તમામ અંગો અત્યંત સુંદર છે, ધ્યાન કરવાથી યોગીઓ વડે જેમને પ્રાપ્ત કરવામાં

આવે છે, જેઓ (પૃથ્વી, અન્તરિક્ષ, દ્યૌ આદિ) તમામ લોકોના સ્વામી છે, જેઓ જન્મ-મરણના ભયનો નાશ કરનારા છે એવા શ્રીલક્ષ્મીપતિ કમળલોચન ભગવાન શ્રીવિષ્ણુને હું નતમસ્તક થઈને પ્રણામ કરું છું.*

અસંખ્ય સૂર્યોના સમાન જેમનો પ્રકાશ છે, અનંત ચંદ્રમાઓના જેવી જેમની શીતળતા છે, કરોડો અગ્નિઓના સમાન જેમનું તેજ છે, અસંખ્ય વાયુગણોના સમાન જેમનું બળ છે, અનંત ઈન્દ્રોના સમકક્ષ જેમનું ઐશ્વર્ય છે, કરોડો કામદેવોના જેવી જેમની સુંદરતા છે, અસંખ્ય પૃથ્વીતળોના જેટલી જેમનામાં ક્ષમા છે, કરોડો સમુદ્રોના જેવી જેમનામાં ગંભીરતા છે, જેમને કોઈ પણ પ્રકારે કોઈ ઉપમા નથી આપી શકતું, જેમના સ્વરૂપની વેદ અને શાસ્ત્રોએ પણ માત્ર કલ્પના જ કરી છે અને જેમનો પાર કોઈ પામી નથી શક્યું તેવા તે અનુપમ ભગવાન શ્રીહરિને મારા વારંવાર નમસ્કાર છે.

જે સચ્ચિદાનંદમય શ્રીવિષ્ણુ ભગવાન મંદ-મંદ સ્મિત કરી રહ્યા છે, જેમનાં તમામ અંગોના રોમેરોમ પર પ્રસ્વેદબિંદુઓ ચમકતાં પરમ શોભા આપી રહ્યાં છે તેવા પતિતપાવન ભગવાન શ્રીહરિને મારા વારંવાર નમસ્કાર છે. – આ રીતે અભ્યાસ કરતાં-કરતાં અંતઃકરણ જ્યારે શાંત, નિર્મળ અને પ્રસન્ન થઈ જાય ત્યારે પોતાના મનને તે શેષશાયી ભગવાન શ્રીનારાયણના ધ્યાનમાં નિશ્ચળ કરી દેવું.

પરમાત્માના સાકાર અને નિરાકાર સ્વરૂપનું ધ્યાન કરવા માટે બીજાં પણ ઘણાં સાધન છે. અહીં તો માત્ર થોડાંક જ સાધનોનું દિગ્દર્શન કરાવ્યું છે. આ બાબતનું વિશેષ જ્ઞાન તો શ્રીપરમાત્માનું અને મહાત્માઓનું શરણ લઈને સાધન કરવામાં તત્પર થવાથી જ પ્રાપ્ત થાય છે. સાકાર સ્વરૂપનું ધ્યાન કરવાના અહીં તો માત્ર ભગવાન શ્રીવિષ્ણુના ધ્યાનના બે પ્રકાર દર્શાવ્યા છે. સાધકો તે પ્રમાણે પોતપોતાની શ્રદ્ધા અને પ્રીતિ અનુસાર શ્રીરામ, શ્રીકૃષ્ણ, શ્રીશિવ વગેરે બીજાં અનેક ભગવત્સ્વરૂપોનું પણ ધ્યાન કરી શકે છે. બધાંનું ફળ એક જ છે.

એકાંત સ્થળેથી ઊભા થયા પછી વ્યવહાર-કાળમાં પણ હાલતાં-ચાલતાં, ઊઠતાં-બેસતાં – બધો સમય પોતાના ઈષ્ટદેવના નામનો જપ અને તેમના સ્વરૂપનું ચિંતન આ જ રીતે કરતા રહેવાનો પ્રયત્ન કરતા રહેવું જોઈએ. જીવનના અમૂલ્ય સમયની એક ક્ષણ પણ શ્રીભગવાનના સ્મરણ વિનાની હોવી ન જોઈએ. જીવનમાં હરહંમેશનો જેવો અભ્યાસ હોય છે તેની જ સ્મૃતિ અંતકાળે પણ રહેતી હોય છે અને અંતકાળની સ્મૃતિ અનુસાર જ જીવનની ગતિ થતી હોય છે. તેથી જ શ્રીભગવાને ગીતાજીમાં કહ્યું છે –

**તસ્માત્સર્વેષુ કાલેષુ મામનુસ્મર યુધ્ય ચ।**
**મય્યર્પિતમનોબુદ્ધિર્મામેવૈષ્યસ્યસંશયમ્ ॥**

(શ્રીમદ્ભગવદ્ગીતા - ૮/૭)

* वन्दौं विष्णु विश्वाधार!
लोकपति, सुरपति, रमापति, सुभग शान्ताकार। कमल-लोचन, कलुष-हर, कल्याण-पद-दातार॥
नील-नीरद-वर्ण, नीरज-नाभ, नभ-अनुहार। भृगुलता-कौस्तुभ-सुशोभित हृदय मुक्ताहार॥
शङ्ख-चक्र-गदा-कमलयुत भुज विभूषित चार। पीत-पट-परिधान पावन अङ्ग-अङ्ग उदार॥
शेष-शय्या-शयित योगी-ध्यान-गम्य, अपार। दुःखमय भव-भय-हरण, अशरण-शरण अविकार॥
('પત્રપુષ્પ'માંથી ઉદ્ધૃત)

'માટે હે અર્જુન! તું સર્વ કાળે નિરંતર મારું સ્મરણ કર અને યુદ્ધ પણ કર; આ પ્રમાણે મારામાં અર્પેલાં મન-બુદ્ધિથી યુક્ત થઈ તું ચોક્કસ મને જ પામીશ.'

આ રીતે સચ્ચિદાનંદઘન પૂર્ણબ્રહ્મ પરમેશ્વરનું ધ્યાન કરવાથી સાધકનું અંતઃકરણ નિર્મળ અને પવિત્ર બનતું જાય છે; સઘળી ચિંતાઓ નષ્ટ થઈ જાય છે અને તેથી અંતઃકરણમાં એક વિલક્ષણ શાંતિ સ્થપાઈ જાય છે; ચિત્ત એકાગ્ર અને પોતાને આધીન થઈ જાય છે. સાધનની વૃદ્ધિ થવાથી જેમ જેમ અંતઃકરણની એકાગ્રતા અને નિર્મળતા વધતી જાય છે તેમ તેમ સાચા આનંદની પણ ઉત્તરોત્તર વૃદ્ધિ થતી રહે છે. સાધકને જ્યારે સાચા સુખનો જરા જેટલો પણ અનુભવ થઈ જાય છે ત્યારે તેને તે સુખ આગળ ત્રણે લોકના રાજ્યનું સુખ પણ અત્યંત તુચ્છ અને નગણ્ય હોવાની પ્રતીતિ થવા લાગે છે. આવી સ્થિતિમાં તે સાધક સાધારણ ભોગોમાંથી મળતા મિથ્યા સુખોની તો વાત સુદ્ધાં કરતો નથી, બલકે ભોગવિલાસ તો તેને નાશવંત, ક્ષણિક અને પ્રત્યક્ષ-દુઃખરૂપ પ્રતીત થવા લાગે છે. આ પ્રકારનું સાધન કરવાથી સાધકની ચિત્તવૃત્તિઓ ઘણી જલદીથી સંસારમાંથી ઉપરામ થાય છે અને ભગવાનના સ્વરૂપમાં અટલ અને સ્થિર થઈ જાય છે. સાધક તે સાચા અને અપાર આનંદને હંમેશ માટે પ્રાપ્ત કરી લઈને સંતૃપ્ત થઈ જાય છે. તેનાં દુઃખોનું આત્યંતિક નિવારણ થઈ જાય છે. આ જ મનુષ્યજીવનનું ચરમ લક્ષ્ય છે.

હે પ્રિય વાચકો! આપણે એ વાતમાં દૃઢ વિશ્વાસ રાખવો જોઈએ કે મનુષ્યજીવનનું પરમ કર્તવ્ય સચ્ચિદાનંદઘન પૂર્ણબ્રહ્મ સર્વશક્તિમાન આનંદકંદ શ્રીભગવાનનો સાક્ષાત્કાર કરવાનું જ છે; અને એ જ આ લોકમાં તથા પરલોકમાં સૌથી મોટું, શાશ્વત અને સાચું સુખ છે. એ સુખને બાદ કરતાં બીજાં જેટલાં પણ સાંસારિક સુખો અનુભવાય છે તે વાસ્તવમાં સુખો નથી; કેવળ મોહને લીધે તેમનામાં સુખની મિથ્યા પ્રતીતિ થાય છે, ખરેખર તો તે બધાં દુઃખો જ છે. યોગદર્શનમાં કહ્યું છે –

**પરિણામતાપસંસ્કારદુઃખૈર્ગુણવૃત્તિવિરોધાચ્ચ દુઃખમેવ સર્વં વિવેકિનઃ ॥** (યોગદર્શન - ૨/૧૫)

'સંસારનાં તમામ વિષયજન્ય સુખો પરિણામ, તાપ, સંસ્કાર અને સાંસારિક દુઃખો સાથે ભળેલાં હોવાના કારણે તથા સાત્ત્વિક, રાજસ અને તામસ ગુણોની વૃત્તિઓથી પરસ્પરવિરોધી હોવાના કારણે વિવેકી મનુષ્યો માટે દુઃખપૂર્ણ જ છે.'

તેથી આ ક્ષણિક, નાશવંત અને કૃત્રિમ સુખોનો સર્વથા પરિત્યાગ કરીને આપણે ઘણી જલદીથી તત્પર થઈ જઈને તે સાચું સુખ પ્રાપ્ત કરવાના અર્થાત્ પરમાત્માને પ્રાપ્ત કરવાના સાધનમાં ઉત્સાહ અને દૃઢતાપૂર્વક પ્રવૃત્ત થઈ જવું જોઈએ.



## ઘેર ઘેર ભગવાનની પૂજા

શ્રી ભગવાને સાકારરૂપે સાક્ષાત્ પ્રગટ થઈને કદી મને દર્શન દીધાં છે, એ વાત કહેવા અસમર્થ હોવા છતાંય હું ભારપૂર્વક એ વિશ્વાસ અપાવી શકું છું કે જો કોઈ ભગવત્પરાયણ થઈ નિષ્કામ પ્રેમભાવે ભગવાનની ભક્તિ કરે તો એને સાક્ષાત્ દર્શન દેવા માટે ભગવાન ચોક્કસપણે

બાધ્ય છે. ભગવાને પોતે કહ્યું છે –

**ભક્ત્યા ત્વનન્યયા શક્ય અહમેવંવિધોઽર્જુન ।**
**જ્ઞાતું દ્રષ્ટું ચ તત્ત્વેન પ્રવેષ્ટું ચ પરન્તપ ॥**

(ગીતા - ૧૧/૫૪)

'હે પરંતપ અર્જુન! અનન્ય ભક્તિ દ્વારા આવો ચતુર્ભુજરૂપધારી હું પ્રત્યક્ષ દેખાવા માટે, તત્ત્વથી જાણવા માટે તથા પ્રવેશ કરવા એટલે કે એકાત્મભાવે પ્રાપ્ત થવા માટે પણ શક્ય છું.'

આનાથી એ સિદ્ધ થયું કે ભગવાનનાં પ્રત્યક્ષ દર્શન અનન્ય ભક્તિથી થઈ શકે છે. અનન્ય ભક્તિ માટે અભ્યાસની જરૂર છે. જો બધો વખત ભગવાનના નામનો જપ અને હૃદયમાં એમનું સ્મરણ કરતાં કરતાં સંસારના સઘળા વ્યવહાર એના જ માટે કરવામાં આવે તો પરમાત્મામાં અનન્ય ભક્તિ થઈ જાય છે. અનન્ય ભક્તિયુક્ત પુરુષ પોતે પવિત્ર થાય છે, એમાં તો કહેવું જ શું, પણ એ પોતાના ભક્તિભાવથી જગતને પવિત્ર કરી શકે છે. જો ઘરમાં એક પણ પુરુષને અનન્ય ભક્તિથી પરમાત્માનો સાક્ષાત્કાર થઈ જાય તો એનું આખું કુળ પવિત્ર સમજવામાં આવે છે.

કહ્યું છે–

**કુલં પવિત્રં જનની કૃતાર્થા વસુન્ધરા પુણ્યવતી ચ તેન ।**
**અપારસંવિત્સુખસાગરેઽસ્મિઁલ્લીનં પરે બ્રહ્મણિ યસ્ય ચેતઃ ॥**

(સ્કન્દપુરાણ માહે૦ ખ૦ કૌ૦ ખં૦ ૫૫/૧૪૦)

'જેનું ચિત્ત એ અપાર વિજ્ઞાનાનંદઘન સમુદ્રરૂપી પરબ્રહ્મ પરમાત્મામાં લીન થઈ ગયું છે એનાથી કુલ પવિત્ર, માતા કૃતાર્થ અને પૃથ્વી પુણ્યવતી થાય છે.'

ભગવાન નારદ કહે છે –

**કણ્ઠાવરોધરોમાઞ્ચાશ્રુભિઃ પરસ્પરં લપમાનાઃ પાવયન્તિ કુલાનિ પૃથિવીં ચ ।**
**તીર્થીકુર્વન્તિ તીર્થાનિ સુકર્મીકુર્વન્તિ કર્માણિ સચ્છાસ્ત્રીકુર્વન્તિ શાસ્ત્રાણિ ।**

(નારદભક્તિસૂત્ર ૬૮-૬૯)

'આવા ભક્તો કંઠાવરોધ, રોમાંચિત અને અશ્રુભર્યા નેત્રોવાળા થઈને પરસ્પર વાતચીત કરતાં કરતાં પોતાનાં કુળોને અને પૃથ્વીને પવિત્ર કરે છે. તેઓ તીર્થોને સુતીર્થ અને કર્મોને સુકર્મ તથા શાસ્ત્રોને સત્-શાસ્ત્રો બનાવે છે, એમના ભક્તિના આવેશથી વાયુમંડળ શુદ્ધ બને છે, જેના લીધે સંબંધ રાખનાર સર્વ કાંઈ પવિત્ર થઈ જાય છે અને પૃથ્વી પર આવા પુરુષોના નિવાસથી પૃથ્વી પવિત્ર થઈ જાય છે. તેઓ જે તીર્થમાં રહે છે એ જ સુતીર્થ, તેઓ જે કર્મો કરે છે એ જ સત્કર્મ અને તેઓ જે શાસ્ત્રોનો ઉપદેશ આપે છે એ જ સત્-શાસ્ત્રો થઈ જાય છે.'

**મોદન્તે પિતરો નૃત્યન્તિ દેવતાઃ સનાથા ચેયં ભૂર્ભવતિ ।**

(નારદભક્તિસૂત્ર ૭૧)

'આવા ભક્તોને પ્રગટ થયેલા જોઈને એમના પિતૃગણ પોતાના ઉદ્ધારની આશાથી આહ્‌લાદ અનુભવે છે, દેવતાઓ એમનાં દર્શન કરી નાચવા માંડે છે અને માતા પૃથ્વી પોતાને સનાથ સમજવા માંડે છે.'

પદ્મપુરાણમાં પણ આવું જ વચન છે –

**આસ્ફોટયન્તિ પિતરો નૃત્યન્તિ ચ પિતામહાઃ ।**
**મદ્વંશે વૈષ્ણવો જાતઃ સ નસ્ત્રાતા ભવિષ્યતિ ॥**

'પિતૃપિતામહગણ પોતાના વંશમાં ભગવદ્‌ભક્ત પ્રગટ થયો, એ આપણો ઉદ્ધાર કરી દેશે એમ જાણીને પ્રસન્ન થઈ નાચવા માંડે છે.' બીજાં પણ અનેક પ્રમાણો છે. વાસ્તવમાં આવા પુરુષનું હૃદય સાક્ષાત્ તીર્થ અને એનું ઘર તીર્થ બની જાય છે. માટે સૌ ભાઈઓ પરમાત્માની અનન્ય ભક્તિનું સાધન કરે. આ સાધનમાં ભગવાનમાં મન પરોવવું પડે છે તથા પોતાનો સમય ભગવત્સેવામાં આપવાનો અભ્યાસ કરવો પડે છે. એ માટે જો દરેક ઘરમાં એક

ભગવાનની મૂર્તિ કે ચિત્ર રહે – મૂર્તિ કે ચિત્ર એ જ હોય કે જે આપણા મનને રુચતું હોય અને નિત્ય નિયમપૂર્વક એની પૂજા કરવામાં આવે તો સમય અને મન બેયને પરમાત્મામાં જોડવાનો અભ્યાસ અનાયાસે થઈ શકે છે.

ભગવાનનાં અનેક મંદિરો છે, મંદિરોમાં જવું ઘણું ઉત્તમ છે, પણ એક તો સૌ સ્થળોએ મંદિર મળતાં નથી; બીજું સૌ કોઈ જઈને પોતાની ઇચ્છા મુજબ પોતાના હાથે સેવા-પૂજા નથી કરી શકતા; ત્રીજું સૌ મંદિરોની વ્યવસ્થા આજકાલ ઘણું કરીને બરાબર નથી રહી; ચોથું ઘરનાં સૌ સ્ત્રી-પુરુષો, બાળક-વૃદ્ધો મંદિરોમાં નિયમિતપણે જઈ પણ નથી શકતા. પણ ઘરમાં કોઈ ધાતુની, પાષાણની ભગવાનની કોઈ મૂર્તિ કે ચિત્ર સૌ કોઈ રાખી શકે છે અને એની પૂજા પોતપોતાના મતાનુસાર કે પ્રેમભક્તિ-પ્રકાશમાં જણાવાયેલી વિધિ મુજબ સ્ત્રી-પુરુષ સૌ કોઈ કરી શકે છે. ઘરમાં નિત્ય ભગવાનની પૂજા થવાથી એના માટે પૂજાની સામગ્રી ભેગી કરવામાં, પુષ્પોની માળા ગૂંથવામાં વગેરેમાં ઘણો સમય એક રીતે ભગવચ્ચિંતનમાં જતો રહે છે. બાળકોને પણ આમાં ઘણો આનંદ મળે છે, એ પણ આને શીખી જાય છે. બાળપણથી જ એમના હૃદયમાં ભગવત્સંબંધી સંસ્કાર દૃઢ થવા માંડે છે. ફોગટની રમત-ગમતની વાતો ભૂલીને એમનું ચિત્ત આ જ સત્કાર્યમાં પ્રમુદિત થવા માંડે છે. નાની વયના સંસ્કાર આગળ જઈને ઘણા કામ આવે છે. ભક્તિમતી મીરાબાઈ વગેરેમાં આ બાળપણના મૂર્તિપૂજાના સંસ્કારથી જ મોટી વયમાં ભક્તિનો વિકાસ થયો હતો. જે લોકોએ પોતાનાં ઘરોમાં આ કાર્યનો આરંભ કરી દીધો છે એમનાં ભગવાનમાં શ્રદ્ધા, ભક્તિ અને પ્રેમ ઉત્તરોત્તર વધી રહ્યાં છે.

માટે હું સૌ ભાઈઓને – વેદ, શાસ્ત્ર અને પુરાણ વગેરેને ન માનનારા ભાઈઓને પણ – વિનીતભાવે એ પ્રાર્થના કરું છું કે જો તેઓ સમજે તો પોતપોતાના ઘરમાં આ કામનો તરત આરંભ કરી દે. ભગવાનની પૂજાની સાથે જ ઘરનાં સૌ પુરુષો, સ્ત્રીઓ અને બાળકો મળીને ભગવાનનું નામ લે. ભગવાનની પૂજા ભલે એક જ વ્યક્તિ કરે, પણ પૂજાનો અધિકાર સૌને હો. પતિ ન હો તો પત્ની પૂજા કરી લે, પત્ની ન કરી શકે તો પતિ કરી લે. સારાંશ એ છે કે ભગવત્પૂજામાં હંમેશાં કંઈ ને કંઈ સમય જરૂર અપાતો રહે. આનાથી આખાય ઘરમાં શ્રદ્ધા-ભક્તિનો વિકાસ થઈ શકે છે. જે લોકો કરી શકે તેઓ બાહ્ય પૂજા સાથે જ પોત-પોતાના સિદ્ધાંત મુજબ કે 'પ્રેમભક્તિ-પ્રકાશ'* મુજબ ભગવાનની માનસિક પૂજા પણ કરે, કેમકે આંતરિક પૂજાનું મહત્ત્વ એથીય વધુ છે. એક વાર મારી આ પ્રાર્થના પર ધ્યાન આપીને આ પૂજન-ભક્તિનો આરંભ કરી આનું ફળ તો જુઓ! આનાથી વધુ વિશ્વાસ આપવાનું મારી પાસે બીજું કોઈ સાધન નથી.

—★—

## ગીતામાં કહેલ નિષ્કામ કર્મયોગનું સ્વરૂપ

'ગીતાનો નિષ્કામ કર્મયોગ ભક્તિ-ભળેલો છે કે ભક્તિ વિનાનો? જો ભક્તિસહિતનો છે તો એનું સ્વરૂપ શું છે?'

આ પ્રશ્ન પર વિચાર કરતી વેળાએ શરૂમાં

* 'શ્રી પ્રેમભક્તિપ્રકાશ' એ શ્રી જયદયાલજી ગોયન્દકાનો જ પ્રેમભક્તિવિષયક લેખ છે.

કર્મોનાં જુદાં જુદાં સ્વરૂપો પર કંઈક વિચારી લેવાની જરૂર જણાય છે. કર્મ ઘણી જાતનાં છે, જેમને મુખ્યપણે ત્રણ ભાગોમાં વહેંચી શકાય છે : નિષિદ્ધ કર્મ, કામ્યકર્મ અને કર્તવ્ય કર્મ.

ચોરી, વ્યભિચાર, હિંસા, અસત્ય, કપટ, છળ, જબરજસ્તી, અભક્ષ્ય-ભક્ષણ અને પ્રમાદ આદિને નિષિદ્ધ કર્મ કહેવાય છે.

સ્ત્રી, પુત્ર, ધન આદિ પ્રિય વસ્તુઓની પ્રાપ્તિ કાજે તેમ જ રોગ-સંકટ આદિની નિવૃત્તિ કાજે કરવામાં આવતાં કર્મોને કામ્ય-કર્મ કહેવાય છે.

ઈશ્વરની ભક્તિ, દેવતાઓનું પૂજન, યજ્ઞ, દાન, તપ, માતા-પિતા આદિ ગુરુજનોની સેવા, વર્ણ તથા આશ્રમના ધર્મો અને શરીર-સંબંધી ખાનપાન વગેરે કર્મોને કર્તવ્યકર્મ કહેવાય છે.

'કર્તવ્યકર્મ' પણ કામનાયુક્ત હોવાથી કામ્યકર્મોની અંતર્ગત સમજી શકાય છે; પણ એમાં વર્ણાશ્રમના સ્વાભાવિક ધર્મ તથા જીવિકાનાં કર્મ પણ સામેલ છે, માટે એમને પાળવાની માણસ પર ખાસ જવાબદારી રહે છે. કોઈ ખાસ વિષયની પ્રાપ્તિ કાજે શાસ્ત્રોક્ત કામ્યકર્મ કરવાં ન કરવાં એ પોતાની ઇચ્છા ઉપર નિર્ભર રહે છે, માટે એમનો અલગ-અલગ ભેદ છે.

આ ત્રણ જાતનાં કર્મોમાં નિષિદ્ધકર્મ તો સૌ કોઈ માટે બિલકુલ ત્યાજ્ય છે, મોક્ષની ઇચ્છા રાખનારાઓ માટે કામ્ય-કર્મોની કોઈ જરૂર નથી; બાકી રહ્યાં 'કર્તવ્ય-કર્મ', જે ભાવોના ભેદથી સકામ અને નિષ્કામ બેય હોય છે. જ્યારથી

**— સકામ કર્મ —**

ના અનુષ્ઠાનમાં પ્રવૃત્ત થવાની ઇચ્છા હોય છે ત્યારથી માંડીને કર્મની સમાપ્તિ પછી ચિરકાળ સુધી મનમાં કેવળ ફળનું અનુસંધાન રહે છે. આવાં કર્મ કરનારની ચિત્તવૃત્તિઓ ડગલે ને પગલે પોતાના લક્ષ્ય એવા ફળને વિષય બનાવે છે. જો ધન કાજે કર્મ થાય છે તો એને પળે પળે ધનની સ્મૃતિ હોય છે. એનું ચિત્ત ધનાકાર બનતું રહેતું હોય છે. કર્મની અસિદ્ધિ થાય છે, ધન નથી મળતું કે બીજી કોઈ બાધા આવી જાય છે ત્યારે એને ઘણો ક્લેશ થાય છે. એનું ચિત્ત ફલાનુસંધાનવાળું હોવાને લીધે ઘણું કરીને નિરંતર વ્યથિત અને અશાંત રહે છે. આવા પુરુષનું વિષય-વિમોહિત ચિત્ત કોઈ કોઈ વખતે એને નિષિદ્ધ કર્મ કરવા માટેય પ્રેરી શકે છે. જોકે શાસ્ત્રની આજ્ઞા મુજબ કર્મોનું આચરણ કરનારા સકામી પુરુષ નિષિદ્ધ કર્મોનું આચરણ કરવા નથી માગતો છતાં પણ વિષયોનો લોભ રહી જતો હોવાને લીધે એને પડી જવાનો ભય રહેતો જ હોય છે. ક્યાંક કર્મમાં કશીક ભૂલ થઈ જાય છે તો એને સિદ્ધિ તો મળતી જ નથી, ઉપરથી પ્રાયશ્ચિત્ત કે દુઃખ ભોગવવાનો વારો આવે છે. પણ

**— નિષ્કામ કર્મ —**

નું આચરણ કરનારા પુરુષની સ્થિતિ સકામી કરતાં અત્યંત વિલક્ષણ હોય છે. એના મનમાં કોઈ જાતની સાંસારિક કામના નથી રહેતી, એ જે કંઈ કર્મ કરે છે, એ બધાં ફળની ઇચ્છા છોડીને આસક્તિરહિત થઈને કરે છે. અહીં એ પ્રશ્ન થાય છે કે 'જો એને ફળની ઇચ્છા નથી તો એ કર્મ કરે છે જ કેમ? સંસારમાં સામાન્ય માણસ કશા હેતુ વિના કર્મ કરી જ નથી શકતો અને હેતુ કોઈને કોઈ ફળનો જ હોય છે. આવી સ્થિતિમાં ફળની ઇચ્છા વિના કર્મો થવાનું સિદ્ધ નથી થતું.' આ વાત બરાબર છે; સામાન્ય માણસના કર્મોમાં પ્રવૃત્ત થવામાં કોઈ ને કોઈ હેતુ રહેવો અનિવાર્ય છે, પણ હેતુનાં સ્વરૂપો અલગ અલગ હોય છે. સકામભાવે કર્મ કરનારો

પુરુષ અલગ-અલગ ફળોની કામનાથી અનેક જાતનાં કર્મો કરે છે, એનાં કર્મોમાં હેતુ છે, 'વિષયકામના.' અને માટે એ આસક્ત થઈને કર્મ કરે છે, એની બુદ્ધિ કામનાઓથી ઢંકાયેલી રહે છે. (જુઓ ગીતા ૨/૪૨, ૪૩, ૪૪, ૯/૨૦, ૨૧) માટે એ કર્મની સિદ્ધિ-અસિદ્ધિમાં સુખી અને દુઃખી થાય છે, પણ નિષ્કામભાવે કર્મ કરનારા પુરુષનાં કર્મોમાં હેતુ રહી જાય છે એકમાત્ર 'પરમાત્માની પ્રાપ્તિ.'★ માટે એ નિત્ય નવા ઉત્સાહથી આળસ વિનાનો થઈને કર્મોમાં પ્રવૃત્ત થાય છે, સાંસારિક ફળ-કામના ન હોવાથી એ આસક્ત નથી થતો અને કર્મોની સિદ્ધિ-અસિદ્ધિમાં એને હરખ-શોકનો વિકાર નથી થતો, કેમકે એનું લક્ષ્ય ઘણું ઊંચું થઈ ગયું છે, એ કર્મના બાહ્ય ફળનો કોઈ વિચાર નથી કરતો; એની દૃષ્ટિમાં સંસારના સઘળા પદાર્થો એ પરમાત્માની સામે બિલકુલ તુચ્છ, મલિન અને ક્ષુદ્ર જણાય છે, એ પેલા મહાનથીય મહાન એવા પરમાત્માની પ્રાપ્તિની શુભેચ્છામાં જગતના સઘળા મોટામાં મોટા પદાર્થોને તુચ્છ સમજે છે. (ગીતા ૨/૪૯)

આ કારણે જ સાંસારિક વિષયરૂપી ફળોની પ્રાપ્તિ-અપ્રાપ્તિમાં એને હરખ-શોક નથી થતો. સકામી પુરુષની જેમ એના દ્વારા નિષિદ્ધકર્મો થવાનીય સંભાવના નથી રહેતી. નિષિદ્ધકર્મોમાં કારણ છે 'આસક્તિ કે લોભ.' નિષ્કામી પુરુષ જગતના સઘળા પદાર્થોનો લોભ છોડીને એનાથી અનાસક્ત થવા માગે છે, એ શ્રીપરમાત્માને જ એકમાત્ર લોભની વસ્તુ માને છે, એમાં જ એનું મન આસક્ત થઈ જાય છે; માટે એની પ્રાપ્તિને અનુકૂળ જેટલાં કાર્યો હોય છે એ સૌને એ ઘણા ઉત્સાહ સાથે કરે છે. એ નિર્વિવાદ વાત છે કે પરમાત્માની પ્રાપ્તિને અનુકૂળ તો એ જ કાર્યો થઈ શકે છે જેમના માટે ભગવાને આજ્ઞા આપી છે, જે શાસ્ત્રવિહિત છે, જે કોઈના માટે કોઈ રીતેય અનિષ્ટકારક નથી હોતાં; આવાં કર્મોમાં નિષિદ્ધ કર્મોનો સમાવેશ કોઈ રીતેય ન થઈ શકે, માટે નિષ્કામી પુરુષ સકામી પુરુષ કરતાં બધી રીતે વિલક્ષણ હોય છે.

સકામી પુરુષ જગતના પદાર્થોને રમણીય, સુખપ્રદ અને પ્રીતિકર સમજીને એમને પામવાની ઈચ્છાથી, સિદ્ધિમાં સુખ અને અસિદ્ધિમાં દુઃખ થવાની પ્રત્યક્ષ ભાવનાને લઈને મમતાયુક્ત મનથી આસક્તિપૂર્વક કર્મ કરે છે અને નિષ્કામી પુરુષ સર્વ કાંઈ ભગવાનનું સમજીને સિદ્ધિ-અસિદ્ધિમાં સમત્વભાવ રાખતો આસક્તિ અને ફળની ઈચ્છાને ત્યજીને ભગવાનની આજ્ઞા મુજબ ભગવાનના કાજે જ સઘળાં કર્મોનું આચરણ કરે છે. આ જ સકામ અને નિષ્કામ કર્મો વચ્ચેના ભાવોનો ફેર છે.

## ગીતામાં નિષ્કામ કર્મનો આરંભ

બીજા અધ્યાયના ૩૯મા શ્લોકથી થાય છે. ૧૧થી ૩૦મા શ્લોક સુધી સાંખ્યયોગનું પ્રતિપાદન કર્યા પછી ૩૧મા શ્લોકથી ક્ષત્રિયોચિત કર્મ કરવા માટે અર્જુનને ઉત્સાહિત કરતાં ૩૮મા શ્લોકમાં ભગવાન કહે છે –

**સુખદુઃખે સમે કૃત્વા લાભાલાભૌ જયાજયૌ।**
**તતો યુદ્ધાય યુજ્યસ્વ નૈવં પાપમવાપ્સ્યસિ॥**

(ગીતા - ૨/૩૮)

'જય-પરાજય, લાભ-હાનિ અને સુખદુઃખને સમાન સમજ્યા પછી યુદ્ધ માટે કટિબદ્ધ થઈ જા; આ પ્રમાણે યુદ્ધ કરવાથી તું પાપને પામીશ નહીં.'

★ નિષ્કામ કર્મયોગીની પરમાત્માને પ્રાપ્ત કરવાની કામના પરિણામે પરમ કલ્યાણનો હેતુ હોવાને લીધે એને કામના નથી સમજવામાં આવતી, ભગવત્પ્રાપ્તિની કામના રાખતો પુરુષ નિષ્કામ જ સમજવામાં આવે છે.

મોહના લીધે પાપના ભયથી ડરેલા અર્જુનને સુખ-દુ:ખ, જય-પરાજય અને લાભ-હાનિરૂપ સિદ્ધિ-અસિદ્ધિમાં સમભાવ રાખવાથી કોઈ પાપ ન થવાની બુદ્ધિ સાંખ્યના સિદ્ધાંત મુજબ જણાવીને પછીના શ્લોકથી નિષ્કામ કર્મયોગનું પ્રતિપાદન શરૂ કરે છે–

**એષા તેડભિહિતા સાંખ્યે બુદ્ધિર્યોગે ત્વિમાં શૃણુ ।**
**બુદ્ધ્યા યુક્તો યયા પાર્થ કર્મબન્ધં પ્રહાસ્યસિ ॥**

(ગીતા - ૨/૩૯)

'હે પાર્થ! આ બુદ્ધિ તારે માટે જ્ઞાનયોગના વિષયમાં કહેવામાં આવી અને હવે તું એને કર્મયોગના વિષયમાં સાંભળ – જે બુદ્ધિથી યુક્ત થયેલો તું કર્મોના બંધનને સારી પેઠે છોડી દઈશ એટલે કે કર્મબંધનમાંથી છૂટી જઈશ.'

આ પછીના શ્લોકમાં નિષ્કામ કર્મયોગની પ્રશંસા કરતાં ભગવાને થોડા ઘણાય નિષ્કામ કર્મયોગરૂપી ધર્મને મોટા ભયમાંથી ઉગારનાર જણાવ્યો. આગળ જતાં ૪૭મા શ્લોકમાં કર્મના અધિકાર અને ફળના અનધિકારનું વર્ણન કરીને ૪૮મા શ્લોકમાં ભગવાને જે કંઈ પણ કર્મ કરવામાં આવે એના પૂર્ણ થવા કે ન થવામાં તથા એના ફળમાં સમભાવ રહેવાનું નામ જ 'સમત્વ' છે અને આ સમત્વભાવનું કર્મ સાથે જોડાણ થવાને લીધે જ એ કર્મયોગ થઈ જાય છે, એમ કહીને અર્જુનને આસક્તિ ત્યજીને સિદ્ધિ-અસિદ્ધિમાં સમબુદ્ધિયુક્ત થઈને કર્મ કરવાની આજ્ઞા આપી અને પછી એનું ફળ જણાવ્યું : 'જન્મબંધનથી છૂટીને અનામય અમૃતમય પરમપદ પરમાત્માની પ્રાપ્તિ થઈ જવી.' (જુઓ ગીતા ૨/૫૧)

આ રીતે ભગવાને બીજા અધ્યાયના ૪૭થી ૫૧મા શ્લોક સુધી કર્મયોગનું વિવેચન કર્યું, જોકે આ વિવેચનમાં સ્પષ્ટરૂપે ભક્તિનું નામ ક્યાંય નથી આપ્યું, પણ એથી એમ ન સમજવું કે આ કર્મયોગ ભક્તિશૂન્ય છે. મારી સમજમાં ગીતાનો નિષ્કામ કર્મયોગ બધી રીતે ભક્તિથી તરબોળ છે. એટલું જરૂર છે કે ક્યાંક ક્યાંક તો એનો ભાવ મુખ્યરૂપે સારી પેઠે વ્યક્ત થઈ ગયો છે અને ક્યાંક ક્યાંક એ ગૌણ થઈને અવ્યક્તરૂપે રહેલો છે. પરમાત્માના અસ્તિત્વ અને એને પામવાની શુભ ભાવના તો સામાન્યરૂપે કર્મયોગના દરેક ઉપદેશમાં રહેલી છે. નિષ્કામ કર્મનું આચરણ જ ત્યારથી આરંભાય છે જ્યારથી સાધક પોતાના મનમાં પરમાત્માને પામવાની શુભ અને દૃઢ ભગવાનને લઈને સંસારના ભોગોની પ્રાપ્તિ-અપ્રાપ્તિમાં હરખ-શોકનો વિચાર છોડીને ફલાસક્તિનો ત્યાગ કરવા ઇચ્છે છે.

જે કર્મો ભગવાનની પ્રીતિ કે પ્રાપ્તિ કાજે નથી થતાં એમનું તો નામ પણ કર્મયોગ નથી હોતું. કર્મયોગ નામ ત્યારે જ સફળ થાય છે જ્યારે કર્મોનું જોડાણ પરમાત્મા સાથે કરી દેવામાં આવે છે. ગીતામાં જરૂર કર્મયોગની વર્ણનશૈલી બે પ્રકારની છે. કોઈ કોઈ શ્લોકમાં તો ભક્તિ મુખ્યપણે સ્પષ્ટ પ્રગટ છે, કોઈ કોઈમાં એ અપ્રગટરૂપે રહેલી છે.

જ્યાં ભક્તિનું મુખ્યપણે કથન છે ત્યાં 'મુજમાં અર્પીને' 'પરમાત્મામાં અર્પીને,' 'મારું સ્મરણ કરતો કરતો કર્મ કર,' 'સર્વ કાંઈ મને અર્પણ કર', 'મદર્થ કર્મ કર' 'સ્વાભાવિક કર્મો વડે પરમેશ્વરની પૂજા કર', 'મારે આશ્રયે થઈને કર્મ કર', 'મારે પરાયણ થા', વગેરે વાક્યો આવ્યાં છે. (જુઓ ગીતા ૩/૩૦, ૫/૧૦, ૮/૭, ૯/૨૭-૨૮, ૧૨/૬, ૧૦, ૧૧, ૧૮/૪૬, ૫૬, ૫૭ વગેરે.) જ્યાં ભક્તિનું સામાન્યરૂપે અપ્રગટ વર્ણન છે ત્યાં આવા શબ્દો નથી આવતા. (જુઓ ગીતા ૨/૪૭-૪૮, ૪૯-૫૦,

૫૧, ૩/૭, ૧૯, ૪/૧૪, ૬/૧, ૧૮/૬, ૯ વગેરે.)

માટે એ સિદ્ધ થાય છે કે ભગવદ્-ભાવના બેય વર્ણનોમાં છે. અને માટે ભગવન્નામ, ભગવત્શરણ અને ભગવદર્થ વગેરે ભાવોના પર્યાયવાચી શબ્દો જે શ્લોકોમાં સ્પષ્ટ નથી આવતા એમના મુજબ આચરણ કરવાથી પણ જીવને ભગવત્પ્રાપ્તિ થઈ શકે છે, કેમકે એનું ઉદ્દેશ્ય ભગવત્પ્રાપ્તિ જ હોય છે; એમાં સંદેહ નથી કે કર્મયોગની સાથે સ્મરણ-કીર્તન વગેરે ભક્તિનું જોડાણ કરી દેતાં ભગવત્પ્રાપ્તિ ઘણી જલદી થાય છે અને સૌ કર્મયોગીઓમાં આવા જ યોગી પુરુષો ઉત્તમ સમજવામાં આવે છે–

**યોગિનામપિ સર્વેષાં મદ્ગતેનાન્તરાત્મના ।**
**શ્રદ્ધાવાન્ ભજતે યો માં સ મે યુક્તતમો મતઃ ॥**

(ગીતા - ૬/૪૭)

'સઘળા કર્મયોગીઓમાં પણ જે શ્રદ્ધાવાન યોગી મારામાં જોડાયેલા અંતરાત્માથી મને નિરંતર ભજે છે, એ યોગી મને સૌથી શ્રેષ્ઠ માન્ય છે.'

જે આ ભાવે સ્પષ્ટપણે ભક્તિનું જોડાણ નથી કરતા એમને પણ કર્મયોગથી ભગવત્પ્રાપ્તિ તો થાય છે, પણ ઘણા વિલંબે થાય છે. (જુઓ ગીતા ૪/૩૮; ૬/૪૫)

ગીતામાં નિષ્કામ કર્મયોગનું વર્ણન 'સમત્વયોગ', 'બુદ્ધિયોગ', 'કર્મયોગ', 'તદર્થકર્મ', 'મદર્થકર્મ', 'મદર્પણ', 'મત્કર્મ' અને 'સાત્ત્વિક ત્યાગ' વગેરે અનેક નામોથી કરવામાં આવ્યું છે. આ સૌનું ફળ એક હોવા છતાંય આ સૌના સાધનની ક્રિયાઓમાં ભેદ છે, ઉદાહરણરૂપે અહીં

### મદર્પણ અને મદર્થનો ભેદ

કંઈક અંશે જણાવવામાં આવે છે. મદર્પણ કે ભગવદર્પણ એક છે તથા મદર્થ, તદર્થ કે ભગવદર્થ એક છે. આમાં મદર્પણ કર્મનું સ્વરૂપ એ છે કે જેમ એક માણસ કોઈ બીજા ઉદ્દેશ્યથી થોડુંક ધન ભેગું કરી રહ્યો છે અને એની પાસે પહેલાથી અમુક ધન ભેગું કરેલું પણ છે, પણ એ જ્યારે ઇચ્છે ત્યારે પોતાના ધન ભેગું કરવાના ઉદ્દેશ્યને બદલી શકે છે અને ભેગું કરેલું ધન કોઈનેય અર્પણ કરી શકે છે. કર્મનો આરંભ કર્યા બાદ વચ્ચે કે કર્મના પૂર્ણ થયા પછીય એનું અર્પણ થઈ શકે છે. ભક્તરાજ ધ્રુવજીએ રાજ્યપ્રાપ્તિ કાજે તપરૂપી કર્મનો આરંભ કર્યો હતો; પણ વચમાં જ એમની ભાવના બદલાઈ ગઈ, એમનું તપરૂપી કર્મ ભગવદર્પણ થઈ ગયું, જેનું ફળ ભગવત્પ્રાપ્તિ મળ્યું. સાથે સાથે આરંભની ઇચ્છા મુજબ એમને રાજ્ય પણ મળી ગયું, પણ એ રાજ્ય સામાન્ય લોકોની તરફથી બાધક ન બન્યું. આ ભગવદર્પણ કર્મનો મહિમા સમજવો જોઈએ. માટે આરંભમાં બીજું ઉદ્દેશ્ય હોવા છતાં પણ જે કર્મ વચમાં કે પાછળથી ભગવાનને અર્પવામાં આવે છે એ પણ ભગવદર્પણ થઈ જાય છે.

મદર્થ કે ભગવદર્થ કર્મમાં એવું નથી હોતું, એ તો આરંભથી જ ભગવાન કાજે જ કરવામાં આવે છે. કોઈ દેવતાના ઉદ્દેશ્યથી પ્રસાદ બનાવવો કે બ્રાહ્મણ-ભોજન માટે ભોજનની સામગ્રીઓ એકઠી કરવી એ જેમ આરંભથી જ એક નિશ્ચિત ઉદ્દેશ્યને લઈને થાય છે એ જ રીતે ભગવદર્થ કર્મ કરનારા સાધકના દરેક કર્મનો આરંભ શ્રી ભગવાનના ઉદ્દેશ્યથી જ થયા કરતો હોય છે. ભગવદર્થ કર્મના ઘણા ભેદ જરૂર છે. જેમકે ભગવત્પ્રાપ્તિના પ્રયોજનથી કર્મ કરવું, ભગવાનની આજ્ઞા માનીને કર્મ કરવું, ભગવત્સેવાસ્વરૂપ કર્મોમાં જોડાવું અને ભગવાનની પ્રાપ્તિ કાજે કર્મમાં જોડાવું વગેરે.

આ તો ભક્તિપ્રધાન કર્મયોગની વાત થઈ. આ સિવાય સમત્વયોગ, કર્મયોગ અને સાત્ત્વિક ત્યાગ વગેરે બધા મળતાં આવતાં વાક્યો જ છે. બીજા અધ્યાયમાં ૪૭થી ૫૧મા શ્લોક સુધી જેનું કર્મયોગ વગેરેના નામે વર્ણન છે એનું જ અઢારમા અધ્યાયમાં ૬ઠ્ઠા અને ૯મા શ્લોકમાં ત્યાગના નામે વર્ણન છે. વાસ્તવમાં ફળ અને આસક્તિનો ત્યાગ તો સૌ કોઈમાં રહે છે. ભક્તિપ્રધાન અને કર્મપ્રધાન બેય જાતનું વર્ણન નિષ્કામ કર્મયોગ માટે જ છે. આથી એ સિદ્ધ થઈ ગયું કે **ભગવત્પ્રાપ્તિ કાજે કરવામાં આવેલું કર્મ જ નિષ્કામ કર્મયોગ છે.**

નિષ્કામ કર્મયોગીને પરમાત્માની પ્રાપ્તિ કાજે કર્તવ્યકર્મોને છોડીને એકાંતમાં ભજન-ધ્યાન કરવાનીય જરૂર નથી રહેતી, જો કોઈ કરે તો કશો વાંધો નથી. ભજન-ધ્યાન તો સદાને માટે પરમ શ્રેષ્ઠ છે, પણ એકાંતમાં ભજનધ્યાન નહીં કરીને પણ ભગવચ્ચિંતન સહિત શાસ્ત્રવિહિત કર્તવ્યકર્મોને નિરંતર કરતો કરતો જ એ સાધક પરમાત્માના શરણ અને એની કૃપાથી પરમગતિને પામે છે. ભગવાન કહે છે–

**સર્વકર્માણ્યપિ સદા કુર્વાણો મદ્વ્યપાશ્રયઃ।**
**મત્પ્રસાદાદવાપ્નોતિ શાશ્વતં પદમવ્યયમ્॥**
**ચેતસા સર્વકર્માણિ મયિ સંન્યસ્ય મત્પરઃ।**
**બુદ્ધિયોગમુપાશ્રિત્ય મચ્ચિત્તઃ સતતં ભવ॥**

(ગીતા - ૧૮/૫૬-૫૭)

'મારે પરાયણ થયેલો નિષ્કામ કર્મયોગી તો સઘળાં કર્મોને સદા કરતો રહેતો હોવા છતાંય મારી કૃપાથી શાશ્વત અવિનાશી પરમપદને પામી જાય છે. માટે હે અર્જુન! સઘળાં કર્મોને મનથી મારામાં અર્પીને તેમજ સમબુદ્ધિથી યોગને આશ્રયે રહીને તું મારે પરાયણ અને નિરંતર મારામાં ચિત્ત પરોવનાર થા.'

વાસ્તવમાં કર્મોની ક્રિયા મનુષ્યને નથી બાંધતી, ફળની ઇચ્છા અને આસક્તિથી જ એનું બંધન થાય છે. ફળની ઇચ્છા અને આસક્તિ ન હોય તો કોઈ પણ કર્મ મનુષ્યને બાંધી નથી શકતું. ભગવાને સ્પષ્ટ કહ્યું છે કે પોતપોતાના વર્ણધર્મ અનુસાર કર્મમાં જોડાયેલો પુરુષ સિદ્ધિને પામે છે, ચોક્કસ, કર્મ કરતી વેળાએ મનુષ્યનું લક્ષ પરમાત્મામાં રહેવું જોઈએ.

**યતઃ પ્રવૃત્તિર્ભૂતાનાં યેન સર્વમિદં તતમ્।**
**સ્વકર્મણા તમભ્યર્ચ્ય સિદ્ધિં વિન્દતિ માનવઃ॥**

(ગીતા - ૧૮/૪૬)

'જે પરમેશ્વરથી સઘળા પ્રાણીઓની ઉત્પત્તિ થઈ છે અને જેનાથી આ આખું જગત વ્યાપેલું છે, એ પરમેશ્વરની પોતાના સ્વાભાવિક કર્મો વડે પૂજા કરીને માણસ પરમ સિદ્ધિને પામી જાય છે.'

જે રીતે પતિવ્રતા સ્ત્રી પતિને જ પોતાનું સર્વસ્વ માનીને પતિનું જ ચિંતન કરતી પતિની આજ્ઞા મુજબ, પતિ કાજે જ મન, વાણી અને શરીરથી નિયત (પોતાની જવાબદારીનાં) સંસારનાં સમસ્ત કર્મોને કરતી કરતી પતિની પ્રસન્નતા પામે છે, એ જ રીતે નિષ્કામ કર્મયોગી એક પરમાત્માને જ પોતાનું સર્વસ્વ માનીને એનું જ ચિંતન કરતો કરતો એની જ આજ્ઞા મુજબ મન, વાણી અને શરીરથી એ પરમાત્મા કાજે જ પોતાનાં કર્તવ્યકર્મોનું આચરણ કરીને પરમાત્માની પ્રસન્નતા અને પરમાત્માને પામે છે.

સમસ્ત ચરાચરમાં - સઘળાં ભૂત-પ્રાણીઓમાં પરમાત્માને વ્યાપક સમજીને સૌને પરમાત્માનું સ્વરૂપ માનીને પોતાનાં કર્મો દ્વારા નિષ્કામ કર્મયોગી ભક્ત ભગવાનની પૂજા કરે છે. એક મહારાજાધિરાજ સમ્રાટની પ્રસન્નતા પામવા માટે એ વાતની જરૂર નથી હોતી કે એના બધાય

કર્મચારી એક જ જાતનું કામ કરે, બધા દીવાન બને કે બધા સેનાપતિ બને. પોતપોતાની યોગ્યતા મુજબ જેના માથે જે કામ મહારાજ દ્વારા સોંપાયેલું છે, એ પોતાના એ જ કામથી મહારાજને સંતુષ્ટ કરવાનો પ્રયાસ કરે. બીજાના સારામાં સારા કામ તરફ જરાય તાક્યા વિના પ્રભુની પ્રસન્નતા કાજે એ પોતાનું કામ કુશળતાથી કરે. રાજદરબારનો એક વિદ્વાન પંડિત વેદગાન સંભળાવીને રાજાને જેટલો પ્રસન્ન કરી શકે છે એટલો જ મહેલોમાં ઝાડુ કાઢનારો રાજાનો પરમ આજ્ઞાકારી મામૂલી વેતનનો નોકર પણ મહેલોની સફાઈ-સ્વચ્છતા રાખીને કરી શકે છે. પોતાનું કર્તવ્યકર્મ છોડવાની કોઈનેય જરૂર નથી, જરૂર છે પ્રભુને પ્રસન્ન કરવા કાજે સ્વાર્થ છોડીને પોતાનાં કર્તવ્યકર્મોને એ પ્રભુને અર્પણ કરવાની. આ જ પોતાનાં કર્મો વડે એ પરમાત્માની પૂજા છે અને આના વડે જ પરમાત્માની પ્રાપ્તિ થઈ જાય છે.

નિષ્કામ કર્મયોગીનું લક્ષ્ય હોય છે એકમાત્ર પરમાત્મા. જેમ ધનનો લોભી માણસ પોતાના દરેક કર્મમાં ધનની પ્રાપ્તિનો ઉપાય જ વિચારતો હોય છે. કોઈ પણ રીતે ધન મળવું જોઈએ બસ એ જ ભાવ એના મનમાં નિરંતર રહે છે. જે કામમાં રૂપિયા લાગે છે, રૂપિયા નથી મળતા કે એ મળવામાં કંઈ બાધા હોય છે એ કામની એ નજીક પણ જવા નથી માંગતો. એ કેવળ એ જ કાર્યોને કરે છે જે ધનની પ્રાપ્તિને અનુકૂળ કે સહાયક હોય છે. એ જ રીતે નિષ્કામ કર્મયોગી પણ 'આઠ પહોર ચોસઠ ઘડી' મન, વાણી, શરીર દ્વારા એ જ સઘળાં કર્મોને કરે છે જે ઈશ્વરને સંતુષ્ટ કરનારાં હોય છે. એ ભૂલેચૂકેય પરમાત્માની પ્રાપ્તિમાં બાધક એવાં ચોરી, વ્યભિચાર, જૂઠ-કપટ, માદક દ્રવ્યસેવન અને અભક્ષ્ય-ભક્ષણ વગેરે નિષિદ્ધ કર્મોને તેમ જ ફોગટ સમય નષ્ટ કરનારાં પ્રમાદાદિ કર્મોને નથી કરતો. કરવું તો દૂર રહ્યું, આવાં કાર્યો એને કોઈ રીતેય ગમતાં જ નથી. એ નિરંતર પેલાં ન્યાયયુક્ત અને શાસ્ત્રવિહિત કર્મોને વિચારવામાં અને કરવામાં પ્રવૃત્ત રહે છે કે જે એના ચરમ લક્ષ્ય પરમાત્માની પ્રાપ્તિને અનુકૂળ અને એમાં સહાય હોય છે. એ બીજાનાં સુંદર અને માન-મોટાઈભર્યાં કર્મો તરફ લોલુપ દૃષ્ટિએ કદી નથી જોતો. ચૂપચાપ સ્વાભાવિક રીતે જ પોતાના કર્તવ્યકર્મને કરતો જતો હોય છે. એ એવું નથી જોતો કે અમુક કર્મ નાનું છે, અમુક મોટું છે; કેમકે એ એ વાતને જાણે છે કે કર્મોનું સ્વરૂપ પરમાત્માની પ્રાપ્તિ થવા માટેનું કારણ નથી, એમાં કારણ છે અંતઃકરણનો ભાવ. ભાવથી જ મનુષ્યનું ઉત્થાન અને પતન થાય છે. માટે એ બીજાની દેખાદેખીથી કોઈ પણ એવા ઊંચામાં ઊંચા કર્મને કરવાય નથી માંગતો કે જે એના માટે વિહિત નથી. એ એવું નથી જોતો કે મારા કર્મમાં અમુક દોષ છે, બીજાનું અમુક કર્મ બધી રીતે નિર્દોષ છે. એ સમજે છે કે બીજાના ગુણયુક્ત ઉત્તમ ધર્મ કરતાં પોતાનો ગુણ વિનાનો ધર્મ જ પોતાના માટે શ્રેષ્ઠ અને આચરણ કરવા યોગ્ય છે. સ્વધર્મના પાલનથી મનુષ્યને પાપ નથી લાગતું. (જુઓ ગીતા ૧૮/૪૭) આજકાલ આ નિષ્કામ કર્મના રહસ્યને નહીં સમજીને જ લોકો સૌને એકાકાર કરવાના ફોગટ પ્રયાસમાં જોડાયેલા છે.

શ્રીભગવાને કહ્યું છે –

**સહજં કર્મ કૌન્તેય સદોષમપિ ન ત્યજેત્ ।**
**સર્વારમ્ભા હિ દોષેણ ધૂમેનાગ્નિરિવાવૃતાઃ ॥**

(ગીતા - ૧૮/૪૮)

'હે કૌન્તેય! દોષયુક્ત હોવા છતાં પણ સહજ કર્મને છોડવું ન જોઈએ; કેમકે ધૂમાડાથી અગ્નિની પેઠે સઘળાં કર્મો કોઈ ને કોઈ દોષથી યુક્ત છે.'

જે મનુષ્ય જે વર્ણમાં ઉત્પન્ન થયો છે એનાં સ્વાભાવિક કર્મો જ એનો સ્વધર્મ છે, ભારતવર્ષની સુવ્યવસ્થિત વર્ણવ્યવસ્થા આનો પરમ આદર્શ છે. જે લોકો આ વર્ણવ્યવસ્થાને તોડવાનો પ્રયત્ન કરે છે, એ મોટી ભૂલ કરે છે, જગતમાં ભેદ તો કદી દૂર નથી થવાનો, વ્યવસ્થામાં વિશૃંખલતા જરૂર હોઈ શકે છે જે એથીય વધુ દુઃખદાયી હોય છે.

જે જાતિ કે સમુદાયમાં માણસ ઉત્પન્ન થાય છે, જે માતા-પિતાના રજ-વીર્યથી એનું શરીર બને છે, જન્મથી લઈને પોતાના કર્તવ્યને સમજવાની બુદ્ધિ આવે ત્યાં સુધી જે સંસ્કારોમાં એનું પાલન-પોષણ થાય છે, ઘણું કરીને એ જ અનુસાર કર્મોમાં એની સ્વાભાવિક પ્રવૃત્તિ અને ઉત્સાહ હોય છે. માટે એ જ એનો સ્વભાવ કે પ્રકૃતિ સમજવામાં આવે છે. અને આ સ્વભાવ કે પ્રકૃતિ અનુસાર વિહિત કર્મોને જ ગીતામાં સ્વધર્મ, સહજકર્મ, સ્વકર્મ, નિયતકર્મ, સ્વભાવજકર્મ અને સ્વભાવનિયતકર્મ વગેરે નામોથી ઓળખાવ્યાં છે. સાધક પુરુષનો જન્મ જો વ્યવસ્થિત વર્ણયુક્ત સમાજમાં થયો હોય તો તો એને પોતાનું સહજકર્મ સમજી લેવામાં ઘણી સુગમતા રહે છે, એવું નથી માટે ઉપરના હેતુઓથી પોતાની પ્રકૃતિ મુજબ સ્વધર્મ નિશ્ચિત કરી લેવો જોઈએ.

બસ, આ જ સ્વધર્મ મુજબ આસક્તિ અને સ્વાર્થરહિત થઈને અખિલ જગતમાં પરમાત્માને વ્યાપક સમજીને સૌની સેવા કરવાના ભાવથી પોતાપોતાનું કર્તવ્યકર્મ મનુષ્યે કરવું જોઈએ.

એક વૈશ્ય છે, દુકાનદારી કરે છે, વ્યવસાય એનું કર્તવ્યકર્મ છે. પણ એ કર્તવ્યકર્મ નિષ્કામ કર્મયોગની શ્રેણીમાં ત્યારે જ જઈ શકે છે કે જ્યારે સ્વાર્થબુદ્ધિથી ન થઈને કેવળ પરમાત્માની સેવાના નિર્મળ ભાવથી થાય. દુકાનદારી છોડીને જંગલમાં જવાની જરૂર નથી. આવશ્યકતા છે મનના ભાવોને બદલવાની, સ્વાર્થ અને કામનાના કલંકને ધોઈ નાખવાની. જે દિવસે સાંસારિક સ્વાર્થની જગ્યાએ મનમાં પરમાત્માને સ્થાન મળી જાય છે એ જ દિવસે એનાં એ કર્મ, કે જે બંધનનાં કારણ હતાં, સ્વરૂપથી એવાં જ રહેતાં હોવા છતાંય પરમાત્માની પ્રાપ્તિનાં કારણ બની જાય છે.

પારો અમૃત જેવું કામ આપી શકે છે જો એ ચતુર વૈદ્ય દ્વારા શોધીને શુદ્ધ કરવામાં આવે. જે પારાના પ્રયોગથી માણસનું મૃત્યુ થાય છે એ જ પારો વિષ નીકળી જતાં અમૃત બની જાય છે. એ જ રીતે જ્યાં સુધી કર્મોમાં સ્વાર્થ અને આસક્તિ છે ત્યાં સુધી એમનાથી બંધન કે મૃત્યુ પ્રાપ્ત થાય છે, જે દિવસે સ્વાર્થ અને આસક્તિ કાઢીને કર્મોની શુદ્ધિ કરી લેવામાં આવે છે એ દિવસે તે અમૃત બનીને માણસને પરમાત્માનું અમરપદ પ્રદાન કરવામાં કારણ બની જાય છે. માટે કોઈ પણ કર્તવ્યકર્મના ત્યાગના જરૂર નથી, જરૂર છે બુદ્ધિને શુદ્ધ કરવાની. એક માણસ સકામભાવે યજ્ઞ, દાન, તપ કરે છે અને બીજો એક માણસ કેવળ પોતાના વર્ણનું કર્મ ભિક્ષા, યુદ્ધ, વ્યાપાર કે સેવા કરે છે, પણ કરે છે સૌમાં પરમાત્માને વ્યાપક સમજીને, સૌને સુખ પહોંચાડવા અને સૌની સેવા કરવાના પવિત્ર ભાવથી. તો એ પેલા કેવળ યજ્ઞ, દાન, તપ કરનારા કરતાં શ્રેષ્ઠ છે, કેમકે એને કામના ન હોવાને લીધે સિદ્ધિ-અસિદ્ધિમાં સમભાવ રહે છે અને નિરંતર પરમાત્માની ભાવના તથા પરમાત્માની આજ્ઞાનું

ધ્યાન રહેવાને લીધે લોભ અને આસક્તિ પણ પાસે નથી આવી શકતાં. લોભ અને આસક્તિના અભાવથી એના દ્વારા પાપ કે નિષિદ્ધકર્મો થવાનું તો સંભવ જ નથી હોતું.

અહીં મારું એ તાત્પર્ય નથી કે યજ્ઞ, દાન, તપ ન કરવાં કે એ ક્ષુદ્ર સાધનો છે. એ તો બધી રીતે ઉત્તમ છે અને અંતઃકરણની શુદ્ધિમાં તથા પરમાત્માની પ્રાપ્તિમાં ઘણાં સહાયક છે, પણ એવું ત્યારે થાય છે જ્યારે એમનો પ્રયોગ નિષ્કામભાવથી કરવામાં આવે. માટે અહીં જે કંઈ લખવામાં આવ્યું છે એ માત્ર નિષ્કામ કર્મયોગનો ખરો મહિમા જણાવવા માટે જ.

ઉપરના વિવેચનથી એ પણ સિદ્ધ થઈ ગયું કે નિષ્કામ કર્મયોગીથી જાણીજોઈને તો પાપ નથી થઈ શકતાં, પણ જો ક્યાંક ભૂલ, સ્વભાવ, અજ્ઞાન કે ભ્રમથી કોઈ પાપ થઈ પણ જાય છે તો એ એને લાગુ નથી પડતું, કેમકે એનો એ કર્મમાં કશો સ્વાર્થ નથી. સ્વાર્થરહિત કર્મોનું અનુષ્ઠાન કર્તાને બાંધી નથી શકતું. (જુઓ ગીતા ૪/૧૪; ૫/૧૦) સામે પક્ષે એનું દરેક કાર્ય ભગવદર્પણ હોવાને કારણે એ પરમાત્માનો બધી રીતે કૃપાપાત્ર બની જાય છે.

રાજાના અનેક કર્મચારીઓ હોય છે, સૌને યોગ્યતા મુજબ વેતન મળે છે. અને સૌના પર રાજાના કોઈ ને કોઈ કામની જવાબદારી રહેલી હોય છે. પણ દરેક વેતન લેનાર કર્મચારી રાજનિયમોથી બંધાયેલો છે, જો ભૂલથી કે અજાણતાં પણ કોઈ નિયમને કોઈ કર્મચારી તોડે છે તો એને નિયમ અનુસાર દંડ ભોગવવો પડે છે. પણ એક એવો માણસ, જે કોઈ વખત કોઈ રીતે પણ રાજ્ય કે રાજા પાસેથી કશો પણ સ્વાર્થ સિદ્ધ નહીં કરીને કેવળ નિર્હેતુક રાજભક્તિને લીધે રાજસેવા કરે છે, એની નિઃસ્વાર્થ સેવા પર રાજા મુગ્ધ રહે છે. એના વડે જો કદી કોઈક વખત અજાણતાં ભૂલ થઈ જાય છે તો પણ રાજા એનાથી નારાજ નથી થતો, રાજા સમજે છે કે આ તો રાજ્યનો નિઃસ્વાર્થ સેવક છે, આવો સેવક જો ભૂલ માટે દંડ માગે તો રાજા કહે છે કે ભાઈ! અમે તો તારા ઉપકારોથી જ ઘણા દબાયેલા છીએ, તારી એક ભૂલનો તને શું દંડ દઈએ? એટલું જ નહીં, બલકે રાજા એના ઉપકારોથી પોતાને ઋણી સમજીને બધી રીતે એનું હિત જ કરવા માંગે છે. એ જ રીતે પરમાત્માનો નિઃસ્વાર્થ સેવક છે, જે પોતાના દરેક કર્મનું સમર્પણ એ પરમાત્માની પ્રીતિ કાજે એના જ ચરણોમાં કરી દે છે, એનાથી જો કોઈ ભૂલ થાય છે તો એના પર વિના કારણે સુહૃદ એવા પરમાત્મા કશું ધ્યાન નથી આપતા. આ અનિયમ નથી, પણ સ્વાર્થ વિનાના સેવક માટે આ જ નિયમ છે.

આ રીતે પરમાત્માની પ્રાપ્તિ કાજે કર્તવ્યકર્મોનું આચરણ કરતો કરતો સાધક અંતે પરમાત્માને પામે છે, પરંતુ આવા પરમાત્માને પામેલા જીવન્મુક્ત દ્વારા પણ લોકશિક્ષા માટે રાજા જનકાદિની જેમ આજીવન કર્મ થઈ શકે છે. (જુઓ ગીતા ૩/૨૦) જોકે એમના માટે કોઈ કર્મ શેષ નથી રહી જતું (ગીતા ૩/૧૭) પણ જ્યાં સુધી મન અને ઇન્દ્રિયો સજીવન રહે છે ત્યાં સુધી એમના માટે કર્મ ત્યજવામાં કશો હેતુ નથી જોવા મળતો. પણ કર્મયોગની સિદ્ધિને પામેલા જીવન્મુક્ત પુરુષનાં લક્ષણો સામાન્ય પુરુષો કરતાં ઘણા વિલક્ષણ હોય છે. (જુઓ ગીતા ૨/૫૫-૫૮, ૧૨/૧૩-૧૯)

આવા ભગવત્પ્રાપ્ત મહાપુરુષનાં કર્મ ગીતાના ત્રીજા અધ્યાયના ૨૫મા શ્લોક મુજબ કેવળ લોકસંગ્રહાર્થે જ થાય છે અને એ કર્મ, કામના

અને સંકલ્પથી શૂન્ય હોવાને લીધે સ્વરૂપથી થવાં છતાંય વાસ્તવમાં કર્મ નથી સમજવામાં આવતાં. (જુઓ ગીતા ૪/૧૯-૨૦)

આ રીતે નિષ્કામ કર્મયોગનો સાધક પરમાત્માની પ્રાપ્તિ કાજે કર્મોને પરમાત્મામાં અર્પતો હોવાને કારણે છેવટે પરમાત્માના પ્રસાદથી પરમાત્માને પામી જાય છે, જે કર્મમાં આદિથી અંત સુધી પરમાત્માનો આટલો નિત્ય અને અવિચ્છિન્ન સંબંધ છે એ કર્મ ભક્તિવિહોણું કદી ન હોઈ શકે. માટે ગીતાનો નિષ્કામ કર્મયોગ બધી રીતે ભક્તિભળેલો છે.

તથા

'ફળ અને આસક્તિ છોડીને ભગવાનની આજ્ઞા મુજબ કેવળ ભગવદર્થ સમત્વબુદ્ધિથી શાસ્ત્રવિહિત કર્તવ્યકર્મોને કરવાં એ જ એનું સ્વરૂપ છે.'



# વ્યાપાર-શુદ્ધિની આવશ્યકતા

ભારત દેશના વેપાર અને વેપારીઓની આજે ઘણી ખરાબ હાલત છે. વેપારની દુર્દશા થવા પાછળ વિદેશી શાસન પણ એક મોટું કારણ છે, પરંતુ મુખ્ય કારણ તો વેપારી વર્ગનું નૈતિક પતન છે. વેપારની ઉન્નતિના અસલ રહસ્યને ભૂલી જઈને લોકોએ વેપારમાં જૂઠ, કપટ, છળને સ્થાન આપીને તેને અત્યંત તિરસ્કૃત બનાવી દીધો છે. લોભની ખૂબ જ વધી ગયેલી પ્રવૃત્તિએ કોઈ પણ રીતે પૈસો કમાઈ લેવાના પ્રયત્નને જ વેપારના નામે અપનાવી લીધો છે. ઘણાબધા ભાઈઓ તો વેપારમાં જૂઠ-કપટ હોવું જરૂરી અને સ્વાભાવિક છે એવું માનવા લાગ્યા છે અને તેઓ એવું પણ કહે છે કે વેપારમાં જૂઠ-કપટ વગર કામ ચાલે નહિ. પરંતુ હકીકતમાં આમ માનવું એ ઘણો મોટો ભ્રમ છે. જૂઠ-કપટથી વેપારમાં આર્થિક ફાયદો થવાની વાત તો દૂર રહી, પરંતુ ઊલટાનું નુકસાન થાય છે; અને એમાં ધર્મની હાનિ થાય છે એ તો સ્પષ્ટ છે. આજકાલ વેપારીઓની દુનિયામાં અંગ્રેજ લોકો પ્રત્યેનો વિશ્વાસ બીજાંઓની તુલનામાં ઘણો વધવા પામ્યો છે. વેપારીઓને અંગ્રેજોની સાથે વેપાર કરવામાં એટલો ડર નથી લાગતો કે જેટલો ડર તેમને પોતાના દેશબંધુઓ સાથે વેપાર કરવામાં લાગે છે. એવું જોવામાં આવ્યું છે કે લોકો અનાજ, તેલીબિયાં વગેરે બે આના નીચા ભાવે પણ અંગ્રેજોને વેચે છે, રોકડિયા માલની લે-વેચના સોદા કરવામાં પણ પહેલાં અંગ્રેજો તરફ નજર દોડાવે છે. આનું કારણ એ જ છે કે તેમનામાં સચ્ચાઈ વધુ છે, તેથી લોકોનો તેમના પર વિશ્વાસ વધુ છે. આમ કહેવાનો અર્થ એવો નથી કે અંગ્રેજો બધા સાચા છે અને ભારતવાસીઓમાં કોઈ પણ સાચો નથી. અહીં કહેવાનો મતલબ એ છે કે વેપારના કામકાજમાં આપણા કરતાં અંગ્રેજોમાં સચ્ચાઈભર્યો વ્યવહાર પ્રમાણમાં વધારે છે; અને તે પણ કોઈ ધર્મભાવનાથી નહિ, પણ વેપારમાં ઉન્નતિ કરવાના અને ખોટી ઉપાધિઓથી બચવાના ખ્યાલને લીધે છે.

સચ્ચાઈભર્યા વ્યવહારના કારણે અંગ્રેજોની અને ભારતીયોની જે વેપારી પેઢીઓ પર લોકોને વિશ્વાસ છે તેમનો માલ થોડીક ઊંચી કિંમત ચૂકવીને પણ ખરીદવામાં તેઓ નથી ખચકાતા; સરખા ભાવની ખરીદીમાં તો ખુશામત કરીને પણ તેમની સાથે જ વેપાર કરવા ઇચ્છે છે.

વેપારમાં મુખ્યત્વે ખરીદ-વેચાણનું કામ હોય છે. ખરીદ-વેચાણનાં ઘણાં સાધન અર્થાત્ માધ્યમ છે. કોઈ ચીજનું ખરીદ-વેચાણ તોલ અર્થાત્ વજન પ્રમાણે, કોઈનું કદ કે માપ પ્રમાણે, તો કોઈનું સંખ્યા કે ગણતરી પ્રમાણે થતું હોય છે. માલનો નમૂનો જોવો અને દેખાડવો એ પણ વેપારનું એક માધ્યમ છે. જેઓ બીજાના માટે અથવા બીજાનો માલ ખરીદે છે કે વેચે છે તેઓ આડતિયા કહેવાય છે અને જેઓ એકને બીજા પાસેથી યોગ્ય કિંમતે કોઈની તરફેણ નહિ કરીને વાજબી દલાલી લઈને માલ અપાવે છે તેઓ દલાલ કહેવાય છે. આવા બધા પ્રકારે વેપાર થાય છે. વસ્તુઓ ખરીદવામાં કે વેચવામાં તોલ, માપ, સંખ્યા વગેરે રીતે વધુ લેવું કે ઓછું આપવું, વસ્તુ બદલી લઈને આપવી કે પછી દગો કરીને સારી વસ્તુ લેવી અથવા એક વસ્તુમાં બીજી ખરાબ કે હલકી વસ્તુ ભેળવી દઈને આપવી, જોયેલા નમૂના કરતાં છેતરીને સારી વસ્તુ લેવી અથવા બતાવેલા નમૂના કરતાં હલકી વસ્તુ આપવી, નફો, આડત કે દલાલી નક્કી કર્યા પછી વેચનાર પાસેથી વધારે લેવું અથવા ખરીદનારને દગાપૂર્વક ઓછું આપવું, દલાલી કે આડત લેવા ખોટી વાતો સમજાવવી અથવા જૂઠ, કપટ, ચોરી, બળજબરી અથવા અન્ય કોઈ રીતે બીજાનો હક છીનવી લેવો - આ બધા વેપારના દોષો છે. આજકાલ વેપારમાં આવા દોષો ઘણા વધુ પ્રમાણમાં આવી ગયા છે. કોઈ પણ દોષનો કશો પણ ખ્યાલ નહિ કરીને કોઈ પણ રીતે પૈસો પેદા કરનારાને આજકાલ સમજદાર અને ચતુર સમજવામાં આવે છે, સમાજમાં તેની જ પ્રતિષ્ઠા થાય છે, ધનની કમાણી આગળ તેની બધી ચોરીઓને ઘરના સભ્યો અને સમાજ સહી લે છે. આને લીધે ચોરી, જૂઠ, કપટની પ્રવૃત્તિ દિન-પ્રતિદિન વધી રહી છે. વેપારમાં જૂઠ, કપટ ન કરવાં જોઈએ અથવા એમ કર્યા વિના પણ પૈસો પેદા થઈ શકે છે એવા ખ્યાલનો ઘણું ખરું લોપ થતો જાય છે. તેથી જ જ્યાં જોઈએ છીએ ત્યાં પોલ નજરે ચડે છે.

મોટા ભાગની ભારતીય મિલો સાથે કામ કરવામાં વેપારીઓને એવો ભય કાયમી રહેતો હોય છે કે તેજીના બજારમાં અમને કાં તો નમૂના મુજબની ગુણવત્તાવાળો માલ મળશે નહિ અથવા તો યોગ્ય સમયે મળશે નહિ. કાપડની મિલોમાં જે પ્રકારની કાર્યવાહી થતી સાંભળવામાં આવી છે તે જો વાસ્તવમાં સાચી હોય તો આપણા વેપારને તે મોટી ઘાતક અસર કરશે. રૂની ખરીદીમાં મૅનેજિંગ એજન્ટો મોટા ગોટાળા કરતા હોય છે.

રૂના બજારમાં ભાવની વધ-ઘટ મોટી હોય છે. રૂનો સોદો કર્યા પછી જો ભાવ વધી જાય છે તો એજન્ટ રૂ પોતાના ખાતે રાખી લે છે અને જો ભાવ ઘટી જાય છે તો પોતાના માટે અલગ ખાતે ખરીદેલું રૂ પણ તક મળતાં મિલના ખરીદ ખાતામાં નોંધી દે છે. વજન વધારવા માટે કાપડમાં કાંજી લગાડવામાં તો અમદાવાદ મશહૂર છે. રૂનો ભાવ વધી જવાથી સૂતરનું પ્રમાણ પણ ઓછું કરી દેવામાં આવે છે, અનેક જાતનાં બહાનાં કાઢીને સોદાનો માલ પણ સમયસર આપવામાં નથી આવતો; ઘણું કરીને તાકાની લંબાઈ કે પહોળાઈમાં ગોલમાલ કરવામાં આવે છે; સૂતર વજનમાં પણ ઓછું આપવામાં આવે છે. આ બધાં કારણોથી મિલની શાખ જામતી નથી. બીજી તરફ, વિલાયતી વસ્ત્ર-ઉદ્યોગ ભારત માટે અત્યંત ઘાતક હોવા છતાં પણ સોદાની શરતોના પાલનમાં વધુ ઉદારતા અને સચ્ચાઈ રહેતી હોવાથી ઘણાબધા વેપારીઓ તે

કામ છોડી દેવા નથી માગતા. અહીંના માલની કિંમત વધારે હોવાનું એક કારણ લોભનું અત્યધિક પ્રમાણ જ છે.

અનાજ વગેરે ખાદ્ય ચીજોમાં બીજાં હલકાં ધાન્ય ભેળવવામાં આવે છે, માટી મેળવવામાં આવે છે. જીરું, ધાણા વગેરે કરિયાણાની ચીજોમાં અને સરસવ, તલ વગેરે તેલીબિયાંમાં પણ બીજી ચીજો અથવા માટી ભેળવવામાં આવે છે. ખેડૂતો તો મામૂલી માટી ભેળવે છે, પરંતુ વેપારીઓ પણ તેવા રંગની માટી ખરીદીને ભેળવતા રહે છે. વજન વધારવા માટે વરસાદના દિવસોમાં માલ ભીની જગ્યાએ રાખે છે, જેથી ક્યાંક ક્યાંક અનાજ બટાઈ જાય છે; ખાનારાંઓ ભલે બીમાર પડે, પણ વેપારીઓનાં ઘરોમાં પૈસો વધુ આવવો જોઈએ. અનાજ વગેરે જ્યાં રાખવામાં આવે છે ત્યાં અગાઉથી જ હલકો માલ નીચેના ભાગે અથવા ખૂણેખાંચરે રાખે છે અને સારો માલ સામે જ, નમૂનો બતાવવાની જગ્યાએ રાખવામાં આવે છે. વજનની બાબતમાં તો ભૂંડી દશા છે, લેવા-આપવા માટેનાં બાટ પણ બે પ્રકારનાં હોય છે.

પાટના વેપારમાં પણ ચોરીઓની કમી નથી. વજન વધારવા માટે પાણી મેળવવામાં આવે છે. મિલોમાં માલ પાસ કરનારા બાપુ-સાહેબોને કંઈક આપી-અપાવીને સારા માલના સોદામાં હલકો માલ આપવામાં આવે છે. વજનમાં તો ચોરી થાય જ છે. આ જ રીતે રૂમાં પાણી અને ધૂળ મેળવવામાં આવે છે. પાટની જેમ રૂની ગાંસડીઓની અંદર પણ હલકો કે ખરાબ માલ સંતાડીને પધરાવી દેવામાં આવે છે.

બધી ચીજોમાં ખેડૂતો પાસેથી માલ ખરીદતી વખતે ભાવમાં, વજનમાં, હલકા માલને બદલે સારો માલ લેવામાં દગો કરીને લૂંટવાનો પ્રયત્ન થતો રહે છે; જ્યારે માલ વેચતી વખતે આનાથી ઊલટો વ્યવહાર કરવાનો પ્રયાસ થાય છે.

ખાદ્ય પદાર્થોમાં પણ ઘી, તેલ અને આટા સુદ્ધાં શુદ્ધ મળવાં મુશ્કેલ બની ગયાં છે. એવું કોઈ કામ બાકી નથી કે જે આજકાલ વેપારીઓ લોભવશ ન કરતા હોય. ઘીમાં ચરબી, તેલ, વનસ્પતિ ઘી અને કેરોસીન ભેળવવામાં આવે છે. તેલમાં પણ ભારે ભેળસેળ થાય છે. સરસવની સાથે અળસી, દીવેલ તો ભેળવવામાં આવે જ છે, પરંતુ તેલની મોટી-મોટી મિલોમાં કુસુમનાં બીજ પણ ભેળવવામાં આવે છે, જેના તેલથી કબજિયાત, કૉલેરા, સંગ્રહણી વગેરે બીમારીઓ ફેલાય છે. મનુષ્યો દુ:ખી થાય છે, મરી જાય છે, પણ લોભિયાઓને આ વાતની કોઈ પરવા હોતી નથી! આ જ તેલનો ખોળ ગાયોને ખવડાવવામાં આવે છે, જેનાથી તે ગાયો અનેક પ્રકારના રોગોનો ભોગ બની જાય છે. પોતાને ગો-ભક્ત અને ગો-સેવક કહેવડાવનારા લોકોનું આ ઘૃણાસ્પદ કૃત્ય છે. આવી મિલોમાં તપાસ માટે જ્યારે સરકારી અધિકારીઓ આવે છે ત્યારે કાં તો તેમને છેતરીને અથવા તો તેમને લાંચ-રુશવત આપીને તેઓ પોતાને સંકટમાંથી છોડાવી લેતા હોય છે. જાહેરાતના પાટિયામાં 'બાળવા માટેનું તેલ' લખીને પણ દંડમાંથી બચવાનો પ્રયત્ન કરવામાં આવે છે.

કોપરેલ, તલનું તેલ, સરસિયું વગેરે તેલોમાં કેટલીય જાતનું વિલાયતી કેરોસીન ભેળવવામાં આવે છે, જે પેટમાં જવાથી જાત-જાતની બીમારીઓ પેદા કરે છે.

આજકાલ દેશમાં જે અધિક બીમારીઓ ફેલાઈ રહી છે, ઘર-ઘરમાં રોગીઓ જોવા મળે છે તેનું એક મુખ્ય કારણ વેપારી દ્વારા લોભના

કારણે ખાદ્ય પદાર્થોમાં અખાદ્ય ચીજોની થતી ભેળસેળ પણ છે.

કાપડના વેપારમાં પણ નાનાં-મોટાં સઘળાં સ્થાનોમાં મોટે ભાગે ચોરી થાય છે. મુંબઈ, કલકત્તા વગેરે મોટાં શહેરોના મોટા દુકાનદારો મોટી ચોરીઓ કરે છે, તો ગામડાનો દુકાનદાર પણ ચોરીમાં કોઈ રીતે ઊણો ઊતરતો નથી. જ્યાં અમુક અર્થાત્ નિર્ધારિત નફાથી માલ વેચવાનો કાયદો છે ત્યાં ગ્રાહકોને છેતરવા માટે એક ખોટું ભાવપત્રક રાખવામાં આવે છે. હાથીના દાંત દેખાડવાના જુદા અને ચાવવાના જુદા!

સૂતરના ગામઠી વેપારીઓ પણ સૂતરનાં બંડલોમાંથી મુઠ્ઠા કાઢી લઈને તે સૂતરને આઠ નંબરમાંથી સોળ નંબર સુધીનું બનાવી લે છે. આ બેઈમાની માટે કલકત્તામાં કેટલાંય કારખાનાં ઊભાં થયાં છે, કે જેમાં ખરીદનારા વણકરોને છેતરવા માટે ગોલમાલ કરવામાં આવે છે. નવેસરથી બંડલો બનાવીને વેચવામાં આવતાં હોવાથી વણકરો છેતરાય છે, ખર્ચ વધી જાય છે અને સૂતર ગૂંચવાઈ જાય છે.

કેટલીક જગ્યાએ ખાંડનાં એવાં કારખાનાં છે કે જ્યાં વિદેશી ખાંડમાં ગોળ ભેળવીને તેનો રંગ બદલી નાખવામાં આવે છે અને પછી તે ખાંડ બનારસી ખાંડ અથવા દેશી ખાંડના નામે વેચવામાં આવે છે.

આડત, દલાલી, કમિશન વગેરેમાં પણ જાતજાતની ચોરીઓ કરવામાં આવે છે. ખરેખર તો આડતિયાઓએ વેપારી મહાજન સાથે જે આડતનો દર ઠરાવેલો હોય તેનાથી વધારે એક પૈસો પણ ખાનગી રાહે લેવો (અર્થાત્ ઑન અથવા પ્રિમિયમ લેવાં) એ હરામ સમજવું જોઈએ. મહાજનને એવો વિશ્વાસ આપવામાં આવે છે કે પોણો ટકો કે અડધો ટકો આડત લેવામાં આવશે, પરંતુ છળ-કપટથી જેટલી પણ વધારી શકાય તેટલી વધારીને આડત લેવાય છે. તેમને બે ટકા, ચાર ટકા કે પાંચ ટકા આડત વસૂલ કરીને પણ સંતોષ નથી થતો. બોરી, બારદાન, મજૂરી ખર્ચ વગેરેના નામે મહાજનથી ખાનગી રાખીને, કે માલનો વધુ ભાવ ભરીને, કે પછી વટાવ વગેરે નહિ ચૂકવીને અથવા ખાનગીમાં પોતાનો માલ બજારમાંથી ખરીદેલો બતાવીને - એમ વિભિન્ન રીતરસમો અજમાવીને મહારાજને છેતરે છે.

કમિશનના ધંધામાં પણ મોટી ચોરીઓ થાય છે. બજારમાં મંદી થઈ જાય તો તેજીના ભાવમાં વેચેલા માલનું વેચાણ મંદીના સમયમાં બતાવે છે. બજારમાં તેજી થઈ જાય તો કોઈ બીજા સાથે મળી જઈને વેચાણ કર્યા વગરનો ઘણોબધો માલ પોતે ખરીદી લઈને અગાઉ માલ-વેચાણ કરેલું એમ બતાવીને ખોટું બીલ ખરીદનારને મોકલી દે છે. બાંધ્યા ભાવે (ભાવની 'લિમિટ'માં) ખરીદી કે વેચાણ કરવાનું કહેલું હોય તોપણ ઓછા ભાવે કે વધુ ભાવે માલ વેચે છે કે ખરીદે છે.

દલાલીના ધંધામાં દલાલના પોતાના થોડાક લોભને સંતોષવા ગ્રાહકનું કરી નાખવામાં આવે છે. દલાલનું કર્તવ્ય એ છે કે તે જેની પાસેથી જેને માલ અપાવે તે બંનેનું સરખું હિત વિચારે. પોતાના લોભ અને લાભ માટે બંનેને ઊઠાં ભણાવીને ખરીદનારને તેજીની અને વેચનારને મંદીની જૂઠી-જૂઠી હવા બતાવીને સોદો પતાવવો એ મોટો અન્યાય છે. ખરેખર તો પોતાની જે સાચી સલાહ હોય, એજ આપવી જોઈએ, બંને પક્ષોને પોતાની સ્પષ્ટ ધારણા અને બજારની ચાલ સાચેસાચી સમજાવવી જોઈએ.

ક્યાં સુધી ગણાવીએ? વેપારના નામે ચોરી,

લૂંટ, છેતરપિંડી - બધું જ થાય છે. નથી ઈશ્વરમાં વિશ્વાસ, નથી પ્રારબ્ધમાં કે નથી ન્યાય અને સત્યમાં! ખરેખર તો વેપારમાં કુશળતા પણ નથી. કુશળ વેપારી તો સાચો હોય છે, તે બીજાંઓને દગો દેનારો નથી હોતો. સચ્ચાઈપૂર્વક વેપાર કરીને તે સૌનો વિશ્વાસપાત્ર બની જાય છે, તેના પ્રત્યેનો વિશ્વાસ જેટલો વધે છે તેટલી જ તેની ઉપાધિઓ ઓછી થાય છે અને વેપારમાં ઉત્તરોત્તર પ્રગતિ થાય છે. દુકાનદારે ભાવતાલ કરનાર ગ્રાહકો સાથે ઘણી માથાકૂટ કરવી પડે છે; પરંતુ વિશ્વાસ બેસી જતાં સાચો એક જ ભાવ બતાવનારા દુકાનદારને માલ વેચવામાં કોઈ પણ મુશ્કેલી નથી પડતી; ગ્રાહકો ચાહીને, ભાવ પૂછ્યા વગર જ તેનો માલ ખરીદે છે, કેમ કે તેમને ત્યાં છેતરાવાનો ભય નથી રહેતો. પરંતુ આજકાલ તો દુકાન ખોલતી વખતે દુકાનદારો લગભગ દરરોજ ભગવાનને પ્રાર્થના કરતા રહે છે - 'હે ભોળા શંભુ! મોકલ કોઈ હૈયાફૂટો અને ગજવાંનો ભરેલો' એટલે કે ભગવાન એવો ગ્રાહક મોકલે કે જેને અમે છેતરી શકીએ, લૂંટી શકીએ અને જે પોતાની મૂર્ખતાથી પોતાના ગળા ઉપર અમારા હાથે મૂંગો-મૂંગો છરી ફેરવાવે! આનાથી એ સાબિત થાય છે કે કોઈ ગ્રાહક પોતાની અક્કલ-હોશિયારીથી અને સાવધાનીથી ભલે બચી જતો હશે, પરંતુ દુકાનદાર વેપારી તો તેને પૂરો લૂંટી લેવા માટે બધી રીતે સજ્જ થઈને તૈયાર બેઠો હોય છે.

થોડાસરખા જીવન માટે ઈશ્વરમાં અવિશ્વાસ કરીને પાપ એકઠાં કરવાં એ ભારે મૂર્ખતા છે. કમાણી તો એટલી જ થતી હોય છે જેટલી થવાની હોય છે, પણ પાપ જરૂર ગાંઠે બંધાઈ જાય છે. પાપનો પૈસો ટકતો નથી, આ બાજુથી આવે છે ને પેલી બાજુ ચાલ્યો જાય છે, ઘાલખાધ ખાતું જેટલું રહેવાનું હોય છે તેટલું જ રહે છે. લોકો પોતાના મનમાં ને મનમાં ધન આવતું જોઈને મોહિત થઈ જાય છે. પાપથી ધન પેદા થવાની ધારણા અત્યંત ભ્રમ-મૂલક છે. પાપથી ધન તો પેદા થતું નથી, પણ આત્માનું અધઃપતન અવશ્ય થાય છે, લોક અને પરલોક બંને બગડે છે. જેઓ અન્યાયના માર્ગથી ધન કમાઈને તેમાંથી થોડાક ધનનું દાન કરીને ધર્માત્મા બનવા અને કહેવડાવવા માગે છે તેઓ ભારે ભ્રમમાં છે. ભગવાનને ત્યાં એટલું અંધેર નથી, ત્યાં સહુની સાચી પરખ થાય છે.

તેથી, પરમાત્મામાં વિશ્વાસ રાખીને વેપારમાં જૂઠ-કપટને સર્વથા ત્યજી દેવાં. કોઈ પણ વસ્તુમાં બીજી કોઈ વસ્તુ મેળવવી નહિ; વજનમાં વધારો કરવા માટે રૂ, શણ, અનાજ વગેરેમાં પાણી મેળવવું નહિ અથવા તેમને ભીની જગ્યામાં રાખવાં નહિ. ખાદ્ય પદાર્થોમાં ભેળસેળ કરીને લોકોના સ્વાસ્થ્યને અને ધર્મને કદી પણ બગાડવાં નહિ. વજન, માપ અને સંખ્યામાં વસ્તુ ન તો ઓછી આપવી, ન તો વધુ લેવી. બતાવેલા નમૂના મુજબ જ માલનાં ખરીદ-વેચાણ થાય એ અત્યંત જરૂરી છે.

આડત ઠરાવ્યા પછી કોઈ પણ રીતે મહાજનનો એક પૈસો પણ વધારે લેવો એ મોટું પાપ છે; તેનાથી ખાસ બચવું જોઈએ. એ જ રીતે કમિશનના ધંધામાં પણ દગો કરીને કામ કરવું નહિ. દલાલ ભાઈઓએ પણ બજારની સાચી હવા બતાવીને, ખરીદનાર અને વેચનાર બંનેને ભ્રમમાંથી બચાવીને પોતાના હક અને મહેનતનો જ પૈસો લેવો.

આપણે જેની સાથે વ્યવહાર કરીએ તેની સાથે આપણે એવું વર્તન કરવું જોઈએ કે આપણે આપણી સાથે જેવું અન્યનું વર્તન ઇચ્છીએ છીએ.

આપણે પોતાના હિત અને સ્વાર્થનો જેવો અને જેટલો ખ્યાલ રાખીએ છીએ તેવો અને તેટલો ખ્યાલ અન્યના હિત અને સ્વાર્થનો રાખવો જોઈએ. સૌમાં ઉત્તમ તો તે મનુષ્ય છે કે જે પોતાનો સ્વાર્થ છોડીને પારકાનું હિત વિચારે છે - બીજાના સ્વાર્થ માટે પોતાના સ્વાર્થનો ત્યાગ કરે છે. વેપાર કરનારો હોવા છતાં પણ આવો મનુષ્ય વાસ્તવમાં સંત જ છે.

આજકાલ આપણા દેશમાં સટ્ટાની પ્રવૃત્તિ ખૂબ વધી ગઈ છે. સટ્ટાથી ધન, જીવન અને ધર્મને કેટલું ભારે નુકસાન થઈ રહ્યું છે તે વાતનો દેશના બુદ્ધિવાદીઓએ વિચાર કરવો જોઈએ અને તેને સત્વરે બંધ કરાવી દેવાનો પૂરો પ્રયત્ન કરવો જોઈએ. પહેલાં આવો સટ્ટો મોટે ભાગે મુંબઈમાં જ હતો. બીજાં સ્થળે ક્યાંક ક્યાંક વરસાદની ઋતુમાં વાદળ વરસવા અંગેના સોદો થયા કરતા હતા, પરંતુ અત્યારે તો તેનો ફેલાવો ચારે તરફ અને લગભગ તમામ વેપાર-ક્ષેત્રોમાં થઈ ગયો છે. કેટલાંક વર્ષો પહેલાં વેપારીઓ સટ્ટા-ફાટકની નફરત કરતા હતા અને સટ્ટાખોરોની પાસે બેસવામાં અને તેમની સાથે વાત કરવામાં ખચકાટ અનુભવતા હતા, પરંતુ આજે એવા વેપારીઓ ઘણા જ ઓછા છે કે જેઓ સટ્ટો ન કરતા હોય. સટ્ટો એને કહે છે કે જેમાં ઘણું કરીને માલની આપ-લે થતી નથી, માત્ર મુદતને અંતે નફો-નુકસાન લેવા-આપવાનાં હોય છે. રૂ, શણ, હેસિયન, ધાન્ય, તેલીબિયાં, હૂંડી, શૅર, ચાંદી વગેરે લગભગ બધી વેપારની વસ્તુઓનો સટ્ટો થાય છે. સટ્ટાખોર કમાવામાં કે ગુમાવવામાં - કશામાં સુખી રહેતો નથી, તેનું ચિત્ત હંમેશાં અશાંત રહે છે. સટ્ટાખોરના ખર્ચા આડેધડ વધી જાય છે. મહેનતની કમાણી કરવામાંથી તેનું મન ઊઠી જાય છે. તે પળેપળ લાખો રૂપિયાનાં સપનાં જોયા કરે છે. જૂઠ-કપટને તો સટ્ટાના સાથીદાર જ સમજવા જોઈએ. સટ્ટાખોરની વર્ષોની ઈજ્જત-આબરૂ કલાકોમાં બરબાદ થઈ જાય છે. સટ્ટાના કારણે મોટાં શહેરોમાં પ્રતિવર્ષ કોઈને કોઈ આત્મહત્યા થતી અથવા આત્મહત્યાનો પ્રયત્ન થતો સાંભળવામાં આવે છે. આત્મહત્યાના વિચારો તો કદાચ કેટલીય વાર કેટલાંયના મનમાં ઉદ્ભવતા હશે. સટ્ટાખોરોને આત્માનું સુખ મળવું તો ઘણી દૂરની વાત છે, તે બિચારાઓ ગૃહસ્થીના સુખથી પણ વંચિત રહે છે. કેટલાક લોકોનું ચિત્ત તો સટ્ટામાં એટલું તલ્લીન રહે છે કે તેમને ભૂખ, તરસ અને ઊંઘ સુદ્ધાંની ખબર રહેતી નથી, તેઓ બીમાર પડી જાય છે, ક્યાંક તો બેચેનીથી લથડી પડે છે અને ઊંઘમાં તેમને ઘણું ખરું સટ્ટાનાં જ સપનાં આવે છે. તેમનાથી ધર્મ, દેશ, માતા, પિતા વગેરેની સેવા તો થાય જ ક્યાંથી, પોતાની પત્ની અને બાળકોની પણ પૂરી સાર-સંભાળ લઈ શકાતી નથી. ઘરમાં બાળક બીમારીથી હીબકાં ભરે છે, પત્ની રોગથી વ્યાકુળ છે, પણ સટ્ટાખોર વિલાયતના તારની ખબર જાણવા તેજીમાં ભટકી રહ્યો છે! એક સજ્જને પોતે નજરે જોયેલી આ દશાનું વર્ણન કર્યું હતું. ખેદ એ વાતનો છે કે આવા સટ્ટાને પણ લોકો વેપારનું નામ આપે છે, કે જેમાં નથી ઠેકાણું હોતું ઘરનું, નથી હોતું સંસારનું કે નથી હોતું શરીરનું. મારી સમજ પ્રમાણે તો, આટલી તલ્લીનતા થોડા સમય માટે પણ જો પરમાત્મામાં થઈ જાય તો તેનાથી પરમાર્થના માર્ગમાં અવર્ણનીય ઉન્નતિ થઈ શકે છે. સટ્ટાની આ પ્રવૃત્તિને લીધે શ્રમભાવનાનો નાશ થઈ રહ્યો છે, કલાભાવનાનો નાશ થઈ રહ્યો છે. આવી પરિસ્થિતિમાં બની શકે ત્યાં સુધી સટ્ટાનો પ્રચાર થતો રોકવો જોઈએ.

આ સટ્ટા ઉપરાંત એક જુગાર ઘોડાદોડ (રેસ)નો થાય છે, જેમાં મોટા-મોટા ધનપતિઓ-પ્રતિષ્ઠિત ત્યાં જઈને ખૂબ રસપૂર્વક દાવ લગાવે છે. મનુ મહારાજે પ્રાણીઓ પર ખેલાતા જુગારને સૌથી મોટો પાપકારક જુગાર કહ્યો છે. તેથી સટ્ટો, જુગાર બધી રીતે ત્યજવા-યોગ્ય છે. જો કોઈ ભાઈ લોભવૃત્તિના કારણે અથવા પોતે સટ્ટો-જુગાર એ દોષ છે એવું સમજતો હોવા છતાં પણ આત્માની કમજોરીના કારણે સટ્ટા-જુગારનો સર્વથા ત્યાગ ન કરી શકે તો તેણે ઓછામાં ઓછું ઘોડાદોડમાં દાવ લગાવવાનું તો બિલકુલ બંધ કરી દેવું; તેમ જ જે હોય જ નહિ તેવી ચીજ સટ્ટામાં માથે કરીને વેચવાનું કામ તો કદી પણ ન કરવું. હોય જ નહિ તેવી ચીજ માથે કરીને વેચનારનો માલ ખરેખર તો કોઈએ લેવો પણ જોઈએ નહિ, કારણ કે તેનાથી ઘણું ભારે નુકસાન થાય છે. જે વ્યક્તિ સટ્ટાને હાનિકારક સમજતો હોવા છતાં પણ તેનો ત્યાગ નથી કરતો તે ખુદ પોતાની હિંસાનું સાધન તો કરે જ છે, બલકે બીજાઓને યથેષ્ટ નુકસાન પહોંચાડે છે. જે લોકો 'ખેલો' (કોર્નરિંગ - સંઘરાખોરી) વગેરે કરીને વસ્તુના ભાવ બેહદ વધારી મૂકે છે તેઓ તો મોટું પાપ કરે છે. તેથી ખેલો કરનારાઓમાં તો કદી પણ સામેલ થવું નહિ; તેમાં ગરીબોની હાય લાગે છે અને તેમનો ભારે શાપ સહન કરવો પડે છે.

કેટલાક વેપારધંધા એવા હોય છે કે જેમાં મોટી હિંસા થતી હોય છે. જેવા કે લાખ, રેશમ, ચામડું વગેરે.

લાખ કીડાઓથી ઉત્પન્ન થાય છે. વૃક્ષો પરથી લાલ ગુંદર જેવા જે ટુકડા ઉતારવામાં આવે છે તેમાં બે પ્રકારના જીવ રહે છે. એક તો ખૂબ સૂક્ષ્મ હોય છે કે જે વરસાદમાં જ્યાં લાખ પડેલી હોય છે ત્યાંથી ગરમીને લીધે નીકળી-નીકળીને દીવાલ પર ચઢે છે, દીવાલ તે જંતુઓથી લાલ થઈ જાય છે. બીજા પ્રકારના જીવ લાંબા, ઈયળ જેવા હોય છે, તેમને લાખનાં બીજ સમજવામાં આવે છે. આ અસંખ્ય જીવોની ભૂંડી રીતે હત્યા થાય છે. પહેલાં તો લાખને ધોવામાં જ અસંખ્ય જીવ મરી જાય છે; પછી થેલીઓમાં ભરીને સળગતી ભઠ્ઠીમાં તેને તપાવવામાં આવે છે, જેનાથી લાખની ચપડી બને છે, જંતુઓના લોહીનું લખવટિયું બને છે. જે સમયે તેને તપાવવામાં આવે છે તે સમયે તેમાંથી 'ચટાચટ' અવાજ આવે છે; ચારે તરફ દુર્ગંધ ફેલાયેલી રહે છે; પાણી ખરાબ થઈ જાય છે, જેનાથી બીમારીઓ ફેલાય છે. આ પ્રવૃત્તિ કરનારા મોટે ભાગે વૈશ્ય ભાઈઓ જ છે.

આ જ રીતે રેશમ બનાવવામાં પણ મોટી હિંસા થાય છે. રેશમસહિત કીડાઓને ઊકળતા પાણીમાં નાખવામાં આવે છે, તે બધા બિચારા તેમાં ભૂંજાઈ જાય છે. પછી તેમના પર લપેટાયેલું રેશમ ઉતારી લેવામાં આવે છે.

ચામડું મેળવવા માટે ભારતવર્ષમાં કેટલી ગો-હત્યા થાય છે તે બતાવવાની જરૂર નથી. તેથી લાખ, રેશમ અને ચામડાનો વેપાર અને વ્યવહાર પ્રત્યેક ધર્મપ્રેમી સજ્જને છોડી દેવો જોઈએ.

કેટલાક લોકો કેવળ વ્યાજનો ધંધો કરે છે. જોકે વ્યાજનો ધંધો કરવાનો કોઈ નિષેધ નથી, પરંતુ વેપારની સાથે જ નાણાંનું વ્યાજ ઉપજાવવું એ ઉત્તમ છે. વ્યાજના ધંધા સાથે વેપાર કરનારો કદી અકર્મણ્ય નથી હોતો, આળસુ અને અતિશય કંજૂસ પણ નથી થતો. તેનામાં વ્યાપારકૌશલ્ય આવે છે, તેનાં બાળકો કામ કરતાં શીખે છે, કર્મણ્યતા અર્થાત્ કામ કરવાની વૃત્તિમાં વૃદ્ધિ

થાય છે. તેથી માત્ર વ્યાજનો જ ધંધો કરવો જોઈએ નહિ. પરંતુ કોઈ જો એમ ન કરી શકે તો લોભવશાત્ ગરીબોનું શોષણ કરવાનું તો તેણે અવશ્ય છોડી દેવું. વ્યાજનો ધંધો કરનારા ગરીબો ઉપર મોટો અત્યાચાર કરતા હોય છે. થોડા રૂપિયા આપીને વધારે રૂપિયા આપ્યાનો દસ્તાવેજ લખાવી લે છે, નાની-અમથી વાતમાં તેમને હેરાન કરે છે. વ્યાજે રૂપિયા લેનારા લોકોની બધી કમાણી વ્યાજ ભરતા રહેવામાં જ પૂરી થઈ જાય છે. માત્ર કમાણી જ નહિ, પરંતુ પત્નીનાં ઘરેણાં, પશુ ધન, જમીન, ઘરબાર વગેરે બધું વ્યાજ ભરવામાં ચાલ્યું જાય છે. વ્યાજનો ધંધો કરનારાઓ નિર્દયતાપૂર્વક તેમનાં જમીન-મકાનની હરાજી કરાવે છે અને ગરીબ સ્ત્રી-બાળકોને રસ્તાનાં ભિખારી અને નિરાધાર બનાવી દે છે. લોભના કારણે આ બધાં પાપ થાય છે. આવાં પાપોનો અધિક વધારો ઘણુંખરું માત્ર વ્યાજનો ધંધો કરનારાઓની અતિશય લોભ-વૃત્તિના કારણે થાય છે. તેથી વ્યાજ કમાવાનો ધંધો કરનારાઓએ ઓછામાં ઓછું લોભવશાત્ અન્યાય તો ન જ કરવો જોઈએ.

બની શકે તો વિદેશી વસ્ત્રો અને અન્ય વિદેશી વસ્તુઓના વેપારનો ત્યાગ કરવો.

સૌથી પહેલી અને છેલ્લી વાત એ છે કે જૂઠ, કપટ, છળનો ત્યાગ કરીને, બીજાને કોઈ પણ પ્રકારનું નુકસાન નહિ પહોંચાડીને, ન્યાય અને સચ્ચાઈથી વેપાર કરવો. આ તો સંક્ષેપમાં જ વેપાર-શુદ્ધિની વાત કહેવામાં આવી. આટલું તો અવશ્ય કરવું જ જોઈએ. પરંતુ જો વર્ણધર્મ માનીને નિષ્કામભાવે, વેપાર દ્વારા ભગવાનની પૂજા કરવામાં આવે તો તેનાથી પરમ પદની પ્રાપ્તિ પણ થઈ શકે છે.



## વેપાર દ્વારા મુક્તિ

અસત્ય, કપટ અને લોભ વગેરે છોડી દઈને જો ભગવત્પ્રીતિ ખાતર ન્યાયયુક્ત વેપાર કરવામાં આવે તો એ જ મુક્તિનું મુખ્ય સાધન બની શકે છે. મુક્તિમાં મુખ્ય હેતુ ભાવ છે, ક્રિયા નથી. શાસ્ત્રવિધિ મુજબ સકામભાવે યજ્ઞ, દાન, તપ વગેરે ઉત્તમ કર્મ કરનાર મુક્તિ નથી મેળવતો, સકામ બુદ્ધિને કારણે એ કાં તો એવી સિદ્ધિને પામે છે જેના માટે એ કહેલ સત્કાર્ય કરે છે કાં તો નિશ્ચિત સમયે માટે સ્વર્ગ પામે છે, પણ નિષ્કામભાવે કરેલું થોડુંક કર્મ પણ મુક્તિનો હેતુ બની શકે છે. માટે જ સકામ કર્મને તુચ્છ અને થોડુંક કહ્યું છે, કશું પણ ન કરનારા કરતાં સકામ યજ્ઞાદિ કર્મ કરનારા ઘણા ઉત્તમ છે અને આવા લોકોને પ્રોત્સાહન જ મળવું જોઈએ, પણ સકામ ભાવ રહે ત્યાં સુધી એ કર્મ સ્ત્રી, ધન, માન-મોટાઈ કે સ્વર્ગ આદિ સિવાય પરમપદની પ્રાપ્તિ કરાવવામાં સમર્થ નથી નીવડતું. માટે જ ગીતામાં ભગવાને સકામ કર્મને નિષ્કામ કરતાં નીચું જણાવ્યું છે (જુઓ ગીતા અધ્યાય ૨/૪૨, ૪૩, ૪૪; અ૦ ૭/૨૦, ૨૧, ૨૨; અ૦ ૯/૨૦-૨૧). સામે પક્ષે નિષ્કામ કર્મની પ્રશંસા કરતાં ભગવાન કહે છે –

**નેહાભિક્રમનાશોઽસ્તિ પ્રત્યવાયો ન વિદ્યતે ।**
**સ્વલ્પમપ્યસ્ય ધર્મસ્ય ત્રાયતે મહતો ભયાત્ ॥**

(ગીતા - ૨/૪૦)

'આ કર્મયોગમાં આરંભનો અર્થાત્ બીજનો નાશ નથી અને પ્રત્યવાય દોષ અર્થાત્ અવળા ફળરૂપી દોષ પણ નથી; બલકે આ કર્મયોગરૂપી

ધર્મનું થોડું પણ આચરણ જન્મ-મૃત્યુરૂપી મહાન ભયમાંથી ઉગારે છે.'

માટે મુક્તિની કામના રાખનારાઓએ નિષ્કામકર્મનું આચરણ કરવું જોઈએ. મુક્તિ કાજે જરૂર જ્ઞાનની છે, કશા બાહ્ય સાધનની નહીં, તેથી જ મુક્તિનો અધિકાર સાધનસંપન્ન હોતાં સૌ કોઈને છે. વેપારી ભાઈઓને વેપાર છોડવાની જરૂર નથી. એ જો ઇચ્છે તો વેપારને જ મુક્તિનું સાધન બનાવી શકે છે. ભગવાને વર્ણ-ધર્મનું વર્ણન કરતાં કહ્યું છે–

**યતઃ પ્રવૃત્તિર્ભૂતાનાં યેન સર્વમિદં તતમ્ ।**
**સ્વકર્મણા તમભ્યર્ચ્ય સિદ્ધિં વિન્દતિ માનવઃ ॥**

(ગીતા - ૧૮/૪૬)

'જે પરમેશ્વરથી સઘળા પ્રાણીઓની ઉત્પત્તિ થઈ છે અને જેનાથી આ આખું જગત વ્યાપેલું છે, એ પરમેશ્વરની પોતાનાં સ્વાભાવિક કર્મો વડે પૂજા કરીને માણસ પરમ સિદ્ધિને પામી જાય છે.'

આ મંત્ર મુજબ વૈશ્યો પોતાના વર્ણ મુજબના કર્મ એવા વેપાર વડે જ ભગવાનને પૂજીને પરમ સિદ્ધિ પામી શકે છે. આ ભાવનાથી વેપાર કરનારા સરળતા અને સુગમતા સાથે સંસારનું સઘળું કામ સુપેરે કરતાં કરતાં પણ મનુષ્ય-જીવનના અંતિમ ધ્યેયને પામી શકે છે. લોભ કે ધનની ઇચ્છાથી નહીં કરીને, કર્તવ્યબુદ્ધિથી વેપાર કરવો. કર્તવ્યબુદ્ધિથી કરેલા કર્મમાં પાપ નથી રહી શકતું! પાપ થવાનું કારણ લોભ અને આસક્તિ છે. કર્તવ્યબુદ્ધિમાં આમને સ્થાન નથી. કર્તવ્યબુદ્ધિના વેપારથી અંતઃકરણની શુદ્ધિ અને ઈશ્વરની પ્રસન્નતા મળે છે. શુદ્ધ અંતઃકરણમાં તત્ત્વજ્ઞાનની સ્ફુરણા થાય છે અને એનાથી ભગવાનની કૃપા થતાં પરમપદની સુલભતાથી પ્રાપ્તિ થાય છે. પરમપદની પ્રાપ્તિ કરવાની ઇચ્છા નહીં રાખીને કેવળ ભગવાનની પ્રીતિ કાજે વેપાર કરનારો એથીય વધુ ઉત્તમ તથા પ્રશંસનીય છે.

ગીતાના ઉપર કહેલા શ્લોક મુજબ જ્યારે એ વિવેક થઈ જાય છે કે આખો સંસાર ઈશ્વરથી ઉપજેલો છે અને એ ઈશ્વર જ આખા સંસારમાં રહેલો છે, તો પછી એનું વિસ્મરણ કદી નથી થઈ શકતું. પરમાત્માના આ ચેતન અને વિજ્ઞાનસ્વરૂપની નિત્ય જાગૃતિ રહેવાને લીધે માયા કે અંધકારનાં કાર્ય એવાં કામ, ક્રોધ, લોભ, મોહ વગેરે શત્રુ કદી એની નજીક જ નથી આવી શકતાં. પ્રકાશમાં અંધારને સ્થાન ક્યાંથી? વેપારમાં અસત્ય, છળ, કપટ વગેરે કરવાની પ્રવૃત્તિ કામ, લોભ વગેરે દોષોને લીધે જ થાય છે. જ્યારે કામ, લોભ વગેરેનો અભાવ થઈ જાય છે ત્યારે વેપાર આપમેળે જ પવિત્ર બની જાય છે. હવે વિચારણીય પ્રશ્ન એ છે કે એ વેપારથી ઈશ્વર-પૂજા કેવી રીતે કરી શકાય? પૂજા માટે શુદ્ધ વસ્તુ જોઈએ. પાપરહિત વેપાર શુદ્ધ તો થઈ ગયો, પણ પૂજા કેવી રીતે થાય? પૂજા એ જ છે કે લોભના સ્થાને ઈશ્વરપ્રીતિની ભાવના કરવામાં આવે. પતિવ્રતા સ્ત્રીની જેમ સઘળાં કાર્યો ઈશ્વર-પ્રીતિ કાજે, ઈશ્વરની આજ્ઞા મુજબ થાય. આવા વેપાર-કાર્યમાં કશા દોષને સ્થાન નથી રહી જતું અને જો ક્યાંક ભ્રમથી અજાણ્યે કોઈ દોષ થઈ પણ જાય છે તો એ દોષ નથી સમજવામાં આવતો. કેમકે એમાં સકામ ભાવ નથી. જો કોઈ માણસ સ્વાર્થ, માન-મોટાઈનો બધી રીતે ત્યાગ કરી લોકસેવાના કામમાં લાગી જાય છે અને કદી દૈવયોગે એનાથી કોઈ ભૂલ થઈ જાય છે, તો પણ એને કોઈ દોષ નથી આપતું કે ન એને દોષ લાગે છે. આ સ્વાર્થત્યાગનું–નિષ્કામભાવનું મહત્ત્વ છે. જો

કોઈ કહે કે સ્વાર્થ વિના વેપારમાં પ્રવૃત્તિ જ નહીં થાય, જો કોઈ સ્વાર્થ જ નથી તો વેપાર કોઈ કેમ કરશે? આના જવાબમાં એમ કહેવાય છે કે સ્વાર્થ જોવાની ઇચ્છા હોય તો આમાં ઘણો મોટો સ્વાર્થ પણ સમાયેલો છે. અંતઃકરણની શુદ્ધિ થઈને જ્ઞાન ઉત્પન્ન થવું અને એનાથી પરમાત્માની પ્રાપ્તિ થઈ જવી એ શું ઓછો સ્વાર્થ છે? આ જ તો પરમ સ્વાર્થ છે. પણ આ સ્વાર્થની બુદ્ધિ પણ જેટલા અંશે વધુ છોડી શકાય, એટલી જ જલ્દી સિદ્ધિ મળે છે. સ્વાર્થ-બુદ્ધિ થયા વિના લોકો પ્રવૃત્ત નથી થઈ શકતા, માટે જ અહીં આ સ્વાર્થ જણાવવામાં આવ્યો છે, નહીં તો સ્વાર્થ માટે થઈને કોઈ કર્મમાં પ્રવૃત્ત થવું બહુ ઉત્તમ વાત નથી.

જો એવી શંકા થાય કે લોભબુદ્ધિ રાખ્યા વિના તો વેપારમાં નુકસાન જ થશે, કદી લાભ થવાનો તો સંભવ જ નથી. જો એમ જ છે તો પછી આ કામ કેવળ ધનવાનો જ કરી શકે એમ છે, સામાન્ય માણસો માટે આ ઉપાય ઉચિત નથી. પણ એવી વાત નથી. એક ઈમાનદાર સાચો નોકર માલિકની આજ્ઞા મુજબ માલિક માટે ઘણી કુશળતાપૂર્વક આળસ અને પ્રમાદ છોડીને દુકાનનું કામ કરે છે. માલિક પાસેથી પોતાની ઉન્નતિ ઇચ્છવા સિવાયના દુકાનના કોઈ કામમાં એનો બીજો કશો સ્વાર્થ નથી કે ન એને બીજી કોઈ સ્વાર્થ-બુદ્ધિ છે. એ કાર્યમાં ક્યાંય ઉન્નતિમાં બાધા નથી આવતી. આ જ રીતે ભક્ત પોતાના ભગવાનની પ્રીતિરૂપી સ્વાર્થનો આશરો લઈને સર્વ કાંઈ ભગવાનનું સમજીને એની આજ્ઞા મુજબ બધું કામ કરે તો એની ઉન્નતિમાં કશી બાધા નથી આવી શકતી. રહી ધનની વાત, તો ધનવાન નિઃસ્વાર્થ-બુદ્ધિથી કામ કરી શકે છે, ગરીબ નથી કરી શકતો એમ માનવું ભ્રમમૂલક છે. દૃષ્ટાંત તો ઘણું કરીને અવળાં મળતાં હોય છે. ધન તો નિઃસ્વાર્થભાવમાં બાધક હોય છે. જે સ્વાર્થબુદ્ધિથી બધી રીતે છૂટેલો હોય એની વાત તો જુદી છે, નહીં તો ધનથી અહંકાર, મમતા, લોભ અને પ્રમાદ ઉત્પન્ન થઈ જ જતાં હોય છે. નીતિભર્યા નિઃસ્વાર્થ વેપાર માટે વધુ પૂંજીની પણ જરૂર નથી. વાસ્તવમાં આમાં થોડી કે વધુ પૂંજીનો પ્રશ્ન નથી, બધી વાત નિર્ભર છે કર્તાની બુદ્ધિ પર! એક પૈસાદાર નિઃસ્વાર્થબુદ્ધિ ન હોવાને લીધે પુષ્કળ પૂંજીના વેપારથી ગરીબોની સેવા નથી કરી શકતો, પણ એક તેલ, મીઠુ, સીંગ-ચણા વેચનારો ગરીબ દુકાનદાર નિઃસ્વાર્થબુદ્ધિ હોવાને લીધે સંસારની સેવા કરવામાં સમર્થ હોય છે. મોટો વેપારી પાપબુદ્ધિથી નરકોમાં જઈ શકે છે, પણ પાન-સોપારી વેચનારા નિઃસ્વાર્થી ભક્ત ગરીબ જનતારૂપી પરમાત્માની સેવા કરીને પરમપદને પામી શકે છે.

દુકાનદારે એવી બુદ્ધિ રાખવી જોઈએ કે એની દુકાન પર જે ગ્રાહક આવે છે એ સાક્ષાત્ પરમાત્માનું જ સ્વરૂપ છે. જેમ લોભી દુકાનદાર જૂઠ, કપટ કરીને ઉપરછલ્લો આદર-સત્કાર કે પ્રેમ કરીને બધી રીતે ગ્રાહકને ઠગવા માંડે છે, એ જ રીતે આ દુકાનદાર સાચી, સરળ વાતોથી ખરા પ્રેમ સાથે ગ્રાહકને બધી વાતો ખરેખરી સમજાવીને એનું જે વાતમાં હિત થતું હોય એ જ કરે. લોભીની દુકાન પર જેમ ગ્રાહક વારંવાર નથી આવતા; કેમકે, આવેલા ગ્રાહકને ઠગી લેવામાં જ એ પોતાનું કર્તવ્ય સમજે છે અને એવો દુકાનદાર આજકાલ ચતુર અને કમાઉ સમજવામાં આવે છે, એ જ રીતે એમ સમજીને

કે ગ્રાહકરૂપી પરમાત્મા વારંવાર નથી આવતા, એમની જે કંઈ પણ સેવા મારાથી થાય એટલી ઓછી છે, એની સાથે બધી રીતે એના હિતને જોતાં પૂરી સત્યતાનો વ્યવહાર કરવો.

સંસારનું બધું ધન પરમાત્માનું છે, આપણે સૌ એની પ્રજા છીએ, પરમાત્માએ યોગ્યતા મુજબ સૌને ખજાનો પકડાવીને આપણને એની રક્ષા અને યથાયોગ્ય વ્યવહારની આજ્ઞા આપી છે.

માટે કોઈ પણ કામ નાનું કે મોટું નથી. જેની પાસે વધુ રૂપિયા છે અને વધુ કામ માથે છે એ મોટો છે અને ઓછા કામવાળો નાનો છે એવી વાત નથી. નાના-મોટા સૌ કોઈને એક દિવસ સર્વ કાંઈ બીજાને સોંપીને માલિકના ઘરે જવું પડે છે. જે માલિકનું કામ ઈમાનદારીપૂર્વક કરીને જાય છે એ સુખેથી જાય છે અને ચડતી મેળવે છે, માલિકના મનમાં વસી જવાને કારણે માલિકનો બરાબરનો હિસ્સેદાર પણ બની શકે છે અને જે બેઈમાનીથી માલિકની ચીજને પોતાની સમજીને કર્તવ્ય ભૂલીને છળ-કપટ કરીને જાય છે એ દંડ અને અવનતિને પાત્ર છે.

એક પિતાના ઘણા પુત્રો છે, સૌનો દુકાનમાં સરખો હિસ્સો છે, પણ સૌ જુદા જુદા કામ જુએ છે. એક શેઠાઈ કરે છે, એક દુકાનદારી કરે છે, એક રોકડનું કામ જુએ છે, એક ઘરનું કામ જુએ છે, એક રૂપિયા ઉઘરાવવાનું કામ કરે છે, સૌ એ એક જ ફર્મની ઉન્નતિમાં લાગેલા છે. પિતાએ કામ વહેંચી દીધાં છે એ જ રીતે કામ કરી રહ્યાં છે. આમાં હિસ્સાના હિસાબે કોઈ નાનો-મોટો નથી, પણ અલગ-અલગ પોતાનું કામ નહીં કરીને જો સૌ શેઠાઈ કે સૌ દુકાનદારી કરવા માંગે તો આખી વ્યવસ્થા બગડી જાય છે. એ જ રીતે પરમ પિતા પરમાત્માનાં સૌ સંતાન જુદાં જુદાં કાર્યો કરે છે, જે એનો સેવક બનીને નિઃસ્વાર્થભાવે એની આજ્ઞા મુજબ કાર્ય કરે છે એ જ એને વધુ વહાલો છે.

નાટકમાં નાટકનો માલિક જો પોતે એક મામૂલી પટાવાળાનો ભાગ ભજવે છે, તો એ નાનો થોડો બની જાય છે. જેના માથે જે કામ હોય એણે એ જ કરવું જોઈએ. જેનું કામ સુંદર અને સ્વાર્થરહિત હશે એના પર પ્રભુ પ્રસન્ન થશે.

માટે પ્રાણીમાત્રને પરમાત્માનું સ્વરૂપ અને પૂજ્ય સમજીને જૂઠ, કપટ, છળને ત્યજીને સ્વાર્થબુદ્ધિથી રહિત થઈ પોતપોતાનાં કાર્યો દ્વારા સર્વવ્યાપક પરમાત્માની પૂજા કરવી. મનમાં સદા એવી ભાવના રાખવી કે કેવી રીતે હું આ રૂપે મારી સામે પ્રત્યક્ષ રહેનારા પરમાત્માની સેવા વધુ કરી શકું. આવી ભાવનાથી વેપાર આપોઆપ જ સુધરી શકે છે અને આનાથી એક વેપારી દુકાન પર બેઠો બેઠો કંઈ પણ વેપાર કરતો કરતો સરળતાથી પરમાત્માની સેવા કરી એમને પ્રસન્ન કરી શકે છે. વેપારી, દલાલ, વકીલ, ડૉક્ટર, જમીનદાર, ખેડૂત સૌ કોઈ પોતપોતાની આજીવિકાના કામ વડે આવી બુદ્ધિથી પરમાત્માની સેવા કરી શકે છે.

બધી વાત નીયત પર નિર્ભર છે. માલિકની પૂંજી ટકેલી રહે અને આવનારા મહાજનોની બધી રીતે સેવા થતી રહે, એ જ ભાવથી સૌએ સૌની સાથે વર્તાવ કરવો. પોતપોતાનાં કર્મો દ્વારા ગ્રાહકોને સરળતાથી નિઃસ્વાર્થબુદ્ધિથી સુખ પહોંચાડવું. એ જ સ્વકર્મ દ્વારા પરમાત્માની પૂજા કરવી છે, એમાં કોઈ સંદેહ નથી. આ ભાવને જાગૃત રાખવા માટે ભગવાનના નામ-જપની જરૂર છે. જેમ બ્યૂગલના અવાજથી સિપાઈઓ સાવધાન રહે છે, એ જ રીતે નામ-જપનું બ્યૂગલ

વગાડતા રહીને મન-ઇન્દ્રિયોને સદા સાવધાન રાખવાં અને બુદ્ધિ વડે શ્રીમદ્ભગવદ્ગીતાના ઉપર કહેલાં ૧૮/૪૬ શ્લોકનું વારંવાર મનન અને વિચાર કરીને એ મુજબ પોતાને બનાવવાનો પ્રયાસ કરવો. એમ થઈ જવાથી અનાયાસે જ વેપાર દ્વારા મુક્તિ થઈ શકે છે.

—★—

# કર્મનું રહસ્ય

એક સજ્જનનો પ્રશ્ન છે – 'જ્યારે એ વાત નિશ્ચિત છે કે આપણે આપણાં જ કર્મોનું ફળ ભોગવીએ છીએ, આપણાં કર્મો અનુસાર જ આપણી સારી અથવા ખરાબ બુદ્ધિ થાય છે, તો પછી આપણે એમ શા માટે કહીએ છીએ કે મનુષ્ય કાંઈ કરી શકતો નથી, જે કાંઈ કરે છે તે ઈશ્વર જ કરે છે. ઈશ્વર તો આપણાં કર્મોના ફળને ન ઓછું કરી શકે છે, ન વધારે કરી શકે છે, તો પછી આપણે ઈશ્વરનું ભજન જ શા માટે કરીએ?'

એમાં કોઈ સંદેહ નથી કે મનુષ્ય પોતાનાં કર્મોનું જ ફળ ભોગવે છે અને એની બુદ્ધિ પણ ઘણું કરીને કર્મ અનુસાર હોય છે. એ પણ બરાબર છે કે કર્મો અનુસાર બનેલા સ્વભાવને અનુકૂળ ઈશ્વરીય સત્તાથી જ મનુષ્ય કોઈ પણ ક્રિયા કરવામાં સમર્થ થાય છે. ઈશ્વરીય સત્તા, શક્તિ, ચેતના, સ્ફૂર્તિ અને પ્રેરણાના અભાવમાં ક્રિયા થવી અસંભવ છે. આ ન્યાયથી સર્વ કાંઈ ઈશ્વર જ કરે છે. એ પણ તર્ક-પ્રમાણયુક્ત સિદ્ધાંત છે કે ઈશ્વર 'કર્તુમકર્તુમન્યથાકર્તું સમર્થઃ।' અર્થાત્ કર્મ કરવા, ન કરવા, અન્ય રીતે કરવામાં સમર્થ હોવા છતાં પણ કર્મોના ફળને ઓછું કે વધારે કરતા નથી. આટલું બધું હોવા છતાં પણ ઈશ્વરના ભજનની ખૂબ આવશ્યકતા છે. આ વિષયનું વિવેચન કરતા પહેલાં 'કર્મ શું છે', 'તેનો ભોગ કેવી રીતે થાય છે', 'કર્મફળભોગમાં મનુષ્ય સ્વતંત્ર છે કે પરતંત્ર' વગેરે વિષયો પર થોડો વિચાર કરવો આવશ્યક છે.

શાસ્ત્રકારોએ કર્મ ત્રણ પ્રકારનાં બતાવ્યાં છે – (૧) સંચિત, (૨) પ્રારબ્ધ અને (૩) ક્રિયમાણ. હવે આના પર અલગ અલગ વિચાર કરીએ –

## સંચિત કર્મ

સંચિત એટલે અનેક જન્મોથી માંડીને અત્યાર સુધીનાં સંગૃહીત કર્મો. મન, વાણી, શરીરથી મનુષ્ય જે કંઈ કર્મ કરે છે તે જ્યાં સુધી ક્રિયારૂપમાં રહે છે ત્યાં સુધી તે ક્રિયમાણ છે અને પૂરું થતાં જ તત્કાળ સંચિત બની જાય છે. જેમ કે એક ખેડૂત ચિરકાળથી ખેતી કરે છે, ખેતીમાં જે અનાજ ઉત્પન્ન થાય છે તેને તે એક કોઠીમાં એકઠું કરતો રહે છે. આ પ્રમાણે ઘણાંબધાં વર્ષોનું વિવિધ પ્રકારનું અનાજ તેની કોઠીમાં ભરેલું છે. ખેતીની ફસલ પાકતાં જ નવું અનાજ તે કોઠીમાં ફરી આવી જાય છે. આમાં ખેતી કરવી એ કર્મ છે અને અનાજથી ભરેલી કોઠી તેનું સંચિત છે. આવી જ રીતે કર્મ કરવું એ ક્રિયમાણ અને તે પૂરું થતાં જ હૃદયરૂપ બૃહત્ ભંડારમાં એકઠું થઈ જવું એ સંચિત છે. મનુષ્યની આ અપાર સંચિત કર્મરાશિમાંથી, પુણ્ય-પાપના મોટા ઢગલામાંથી થોડા-થોડા અંશો લઈને જે શરીર બને છે તેમાં ભોગવ્યા બાદ જ નષ્ટ થતાં કર્મોના અંશનું નામ પ્રારબ્ધ છે. આ જ પ્રમાણે જ્યાં સુધી સંચિત અવશેષ રહે છે ત્યાં સુધી

પ્રારબ્ધ બનતું રહે છે. જ્યાં સુધી આ અનેક જન્મોથી અર્જિત કરેલા કર્મસંચયનો સર્વથા નાશ થતો નથી ત્યાં સુધી જીવની મુક્તિ થઈ શકતી નથી. સંચિતથી સ્ફુરણા, સ્ફુરણાથી ક્રિયમાણ, ક્રિયમાણથી ફરીથી સંચિત અને સંચિતના અંશથી પ્રારબ્ધ – આ પ્રમાણે કર્મના પ્રવાહમાં જીવ નિરંતર વહેતો જ રહે છે. સંચિત અનુસાર જ બુદ્ધિની વૃત્તિઓ થાય છે એટલે કે સંચિતને કારણે તેને જ અનુકૂળ હૃદયમાં કર્મોને માટે પ્રેરણા થાય છે. સાત્ત્વિક, રાજસ અથવા તામસ - સમસ્ત સ્ફુરણાઓનું અથવા કર્મની પ્રેરણાઓનું મુખ્ય કારણ સંચિત જ છે. એ અવશ્ય જાણી લેવાની વાત છે કે સંચિત કેવળ પ્રેરણા કરે છે, તદનુસાર કર્મ કરવા માટે મનુષ્યને બાધ્ય કરી શકતું નથી. કર્મ કરવામાં વર્તમાન સમયનાં કર્મો, કે જેમને પુરુષાર્થ કહે છે તેઓ મુખ્ય કારણ છે. જો પુરુષાર્થ સંચિતને અનુકૂળ થાય છે તો તે સંચિત દ્વારા ઉત્પન્ન થયેલી કર્મપ્રેરણામાં સહાયક થઈને એવું જ કર્મ કરાવી દે છે. પ્રતિકૂળ થાય છે તો એ પ્રેરણાને રોકી દે છે. જેમ કે કોઈના મનમાં ખરાબ સંચિતથી ચોરી કરવાની સ્ફુરણા થઈ, બીજાના ધન પર મન ચળી ગયું, પરંતુ સારા સત્સંગ, વિચાર અને શુભ વાતાવરણના પ્રભાવથી એ સ્ફુરણા ત્યાં જ દબાઈને નષ્ટ થઈ ગઈ. આ જ પ્રમાણે શુભ સંચિતથી દાનની ઇચ્છા થઈ, પરંતુ તે પણ વર્તમાનના કુસંગીઓની ખરાબ સલાહથી દબાઈને નષ્ટ થઈ ગઈ. મતલબ એ કે કર્મ થવામાં વર્તમાન પુરુષાર્થ જ મુખ્ય કારણ છે. આ સમયનાં શુભ સંગ અને શુભ વિચારજનિત કર્મોનાં નવીન શુભ સંચિત બનીને જૂનાં સંચિતને દબાવી દે છે, જેનાથી પહેલાંનાં સંચિત અનુસાર સ્ફુરણા ઘણી જ ઓછી થવા લાગે છે.

ખેડૂતની કોઠીમાં વર્ષોનું અનાજ ભરેલું છે. આ વખતે પણ ખેડૂતે નવી ખેતીનું અનાજ એમાં વધુ ભરી દીધું. હવે જો તેણે અનાજ કાઢવું હશે તો સૌથી પહેલાં એ જ નીકળશે કે જે નવું હશે; કેમ કે એ જ બધાથી ઉપર છે. આ જ પ્રમાણે સંચિતના વિશાળ ઢગલામાંથી બધાથી પહેલાં એ અનુસાર જ મનમાં સ્ફુરણા થશે, કે જે સંચિત નવામાં નવા કર્મનું હશે. મનુષ્યના મનમાં ઘણા વિચાર ભરેલા છે, પરંતુ તેને વધારે સ્મૃતિ એ જ વિચારોની થાય છે કે જેમાં તે પોતાનો સમય વર્તમાનમાં વિશેષ લગાવી રહ્યો છે. એક માણસ સાધુસેવક છે, પરંતુ કુસંગને લીધે નાટક જોવા લાગ્યો. આનાથી તેને નાટકોનાં દૃશ્યો જ યાદ આવવા લાગ્યાં. જે પ્રકારની સ્ફુરણા મનુષ્યના મનમાં થાય છે, જો પુરુષાર્થ તેને પ્રતિકૂળ થતો નથી તો પ્રાયઃ તે અનુસાર જ તે કર્મ કરે છે. કર્મનું તેવું જ નવું સંચિત થાય છે. એનાથી પછી તેવી જ સ્ફુરણા થાય છે. પુનઃ એવાં જ કર્મ થાય છે. નાટક જોવાથી તેની જ સ્મૃતિ થઈ, ફરી જોવાની સ્ફુરણા થઈ; સંગ અનુકૂળ હતો, તેથી ફરીથી જોવા ગયો, પુનઃ એની જ સ્મૃતિ અને સ્ફુરણા થઈ, ફરીથી નાટક જોવા ગયો. આમ થતાં-થતાં તો તે મનુષ્ય સાધુસેવારૂપી સત્કર્મને છોડી બેઠો અને ધીરે-ધીરે એ વાત પણ એ પ્રાયઃ ભૂલી ગયો. આનાથી એમ સિદ્ધ થયું કે સત્સંગ, સદુપદેશ, સદ્‌વિચાર વગેરેથી ઉત્પન્ન વર્તમાન કર્મોથી પૂર્વસંચિતની સ્ફુરણાઓ દબાઈ જાય છે. આથી જ એમ કહેવામાં આવે છે કે મનુષ્ય સંચિતના સંગ્રહ, પરિવર્તન અને એની ક્ષય-વૃદ્ધિમાં ઘણું કરીને સ્વતંત્ર છે.

અંતઃકરણમાં કેટલીક સ્ફુરણાઓ પ્રારબ્ધથી પણ થાય છે. જોકે એ નિર્ણય કરવો ઘણો મુશ્કેલ

છે કે કઈ સ્ફુરણા સંચિતની છે અને કઈ પ્રારબ્ધની છે. પરંતુ સાધારણ રીતે એમ સમજવું જોઈએ કે જે સ્ફુરણા અથવા વાસનાઓ નવીન પાપ-પુણ્ય કરવામાં હેતુ-રૂપ હોય છે તેમનું કારણ સંચિત છે અને જે કેવળ સુખ-દુઃખના ભોગ કરાવનારી હોય છે તે પ્રારબ્ધથી થાય છે. પ્રારબ્ધથી થતી વાસનાથી સુખ-દુઃખનો ભોગ માનસિકરૂપે સૂક્ષ્મ શરીરને પણ થઈ શકે છે અને સ્થૂળ શરીર દ્વારા ક્રિયા થઈને પણ થઈ શકે છે. પરંતુ આ પ્રારબ્ધથી ઉત્પન્ન થતી વાસનાના પરિવર્તનની સ્વતંત્રતા મનુષ્યને નથી.

## પ્રારબ્ધ કર્મ

ઉપર એ કહી દેવામાં આવ્યું છે કે પાપ-પુણ્યરૂપ સંચિતના થોડા અંશથી એક જન્મ માટે ભોગ ભોગવાવવાના ઉદ્દેશ્યથી પ્રારબ્ધ બને છે. આ ભોગ બે પ્રકારે ભોગવવામાં આવે છે – માનસિક વાસંનાથી અને સ્થૂળ શરીરની ક્રિયાઓથી. સ્વપ્ન વગેરેમાં અથવા અન્ય સમયે જે જાત-જાતની વૃત્તિઓના તરંગો ચિત્તમાં ઊઠે છે, તેમનાથી જે સુખ-દુઃખનો ભોગ થાય છે તે માનસિક છે. એક વેપારીએ અનાજ ખરીદ્યું, મનમાં થયું કે હવેની વખતે આ અનાજમાં આટલો નફો થઈ જાય તો જમીન ખરીદીને મકાન બનાવીશ. નફાનાં કેટલાંય કારણોની કલ્પના પણ થઈ ગઈ. મન આનંદથી ભરાઈ ગયું. બીજી જ ક્ષણે મનમાં થઈ આવ્યું કે જો ક્યાંક ભાવમાં મંદી થઈ ગઈ અને ખોટ આવી તો મહાજનની રકમ ભરવા માટે ઘર-બાર વેચવાની નોબત આવી જશે. મનમાં ચિંતા થઈ, ચહેરો ઊતરી ગયો. ચિત્તમાં આ પ્રકારની સુખદુઃખ ઉત્પન્ન કરનારી વિવિધ ઊર્મિઓ ક્ષણે-ક્ષણ ઊઠ્યા કરે છે. ઉપરનો બધો જ સાજ-સામાન બરાબર છે, દુઃખનું કોઈ કારણ નજરમાં આવતું નથી, પરંતુ માનસિક ચિંતાથી મનુષ્યો મોટે ભાગે દુઃખી જોવામાં આવે છે, લોકોને તેમના ચહેરા ઊતરી ગયેલા જોઈને આશ્ચર્ય થાય છે. આ જ પ્રમાણે બધા પ્રકારના બાહ્ય અભાવોમાં દુઃખનાં અનેક કારણો ઉપસ્થિત હોવા છતાં પણ માનસિક પ્રસન્નતાથી મનુષ્યો સમયાંતરે સુખી થાય છે. પુત્રના મૃત્યુ પર રડતા મનુષ્યના મુખ પર પણ ચિત્તવૃત્તિઓ બદલાઈ જવાથી ક્ષણભરને માટે હાસ્યની રેખા જોઈ શકાય છે. આ પણ પ્રારબ્ધનો માનસિક ભોગ છે.

પ્રારબ્ધ-ભોગનો બીજો પ્રકાર સુખ-દુઃખરૂપ ઈષ્ટ-અનિષ્ટ પદાર્થોનું પ્રાપ્ત થવું છે. સુખદુઃખરૂપ પ્રારબ્ધનો ભોગ ત્રણ પ્રકારે થાય છે, જેને અનિચ્છા, પરેચ્છા અને સ્વેચ્છા પ્રારબ્ધ કહે છે.

***અનિચ્છા પ્રારબ્ધ :*** રસ્તે ચાલતા મનુષ્ય પર કોઈ મકાનની દીવાલનું તૂટી પડવું, વીજળી પડવી, વૃક્ષ તૂટી પડવું, ઘરમાં બેઠેલા પર છત તૂટી પડવી, હાથમાંથી અકસ્માત્ બંદૂક છૂટીને ગોળી લાગી જવી વગેરે દુઃખરૂપ ભોગો અને રસ્તે ચાલનારને રત્ન મળી જવું, ખેતર ખેડનારાને જમીનમાંથી ધન મળવું વગેરે સુખરૂપ ભોગો, જેમને પ્રાપ્ત કરવાની ન તો મનમાં ઈચ્છા કરી હતી અને ન કોઈ બીજાની પણ એવી ઈચ્છા હતી – આ પ્રમાણે અનાયાસ દૈવયોગથી આપમેળે જ સુખદુઃખરૂપી ભોગોનું પ્રાપ્ત થવું એ અનિચ્છા પ્રારબ્ધ છે.

***પરેચ્છા પ્રારબ્ધ :*** સૂતેલા મનુષ્ય પર ચોર-ડાકૂઓનું આક્રમણ થવું, જાણી-જોઈને કોઈના દ્વારા દુઃખ આપવામાં આવવું વગેરે દુઃખરૂપ ભોગો અને કુમાર્ગે જનારાને સત્પુરુષ વડે રોકીને બચાવી લેવો, કુપથ્ય કરતા રોગીને હાથ પકડીને વૈદ્ય અથવા મિત્ર દ્વારા રોકવામાં આવવો, વગર ઈચ્છાએ જ બીજા દ્વારા ધન મળી જવું વગેરે

સુખરૂપ ભોગો, કે જે બીજાઓની ઇચ્છાથી પ્રાપ્ત થાય છે તેનું નામ પરેચ્છા પ્રારબ્ધ છે. આમાં એક વાત બહુ સમજવાની છે. એક મનુષ્યને કોઈએ આઘાત પહોંચાડ્યો અથવા કોઈ મનુષ્યે કોઈના ઘરમાં ચોરી કરી એમાં તે મનુષ્યને આઘાત લાગવો અથવા તેના ઘરમાં ચોરી થવી એ તો તેના પ્રારબ્ધનો ભોગ છે, પરંતુ જેણે આઘાત પહોંચાડ્યો અથવા ચોરી કરી તેણે અવશ્ય નવીન કર્મ કર્યું છે, જેનું ફળ તેણે આગળ જતાં ભોગવવું પડશે; કેમ કે કોઈ પણ કર્મના ભોગનો હેતુ પહેલાંથી નિશ્ચિત હોતો નથી. જો હેતુ નિશ્ચિત થઈ જાય અને એવું વિધાન કરી દેવામાં આવે કે અમુક મનુષ્ય અમુકના ઘરમાં ચોરી કરશે, અમુકને આઘાત પહોંચાડશે, તો પછી આવા લોકો નિર્દોષ ઠરે છે; કારણ કે તેઓ તો ઈશ્વરીય વિધાનને વશ થઈને ચોરી-લૂંટ વગેરે કરે છે. જો આવી જ વાત છે તો પછી એવા લોકો માટે શાસ્ત્રોમાં દંડવિધાનની અને આ કર્મોના ફળભોગની વ્યવસ્થા કેમ છે?

તેથી એમ માનવું જોઈએ કે ફળભોગના બધા જ હેતુ પહેલાંથી જ નિશ્ચિત હોતા નથી. જે ક્રિયામાં કોઈ અન્યાય અથવા સ્વાર્થ રહેલો હોય છે, જે ક્રિયા આસક્તિથી કરવામાં આવે છે તે ક્રિયા અવશ્ય નવીન કર્મ છે. હા, જો ઈશ્વર કોઈ વ્યક્તિવિશેષને જ કોઈના મારવામાં હેતુ બનાવવા ઇચ્છે તો તેઓ ફાંસીની સજા પામેલી વ્યક્તિને ફાંસી પર ચઢાવનારા ન્યાયકર્મમાં નિયુક્ત જલ્લાદની જેમ કોઈને હેતુ બનાવી શકે છે. એવું બની શકે છે કે તે ફાંસી ચઢાવનારને ફાંસી પર ચડનારો પૂર્વના કોઈ જન્મમાં મારી ચૂક્યો હોય અથવા એમ પણ બની શકે છે કે તેની સાથે તેનો કોઈ સંબંધ જ ન હોય અને તે ફક્ત ન્યાયયુક્ત કર્મ જ કરતો હોય.

***સ્વેચ્છા પ્રારબ્ધ :*** ઋતુકાળમાં પત્ની-ગમન વગેરે દ્વારા સુખ પ્રાપ્ત થવું, એનાથી પુત્ર થવો, ન થવો અથવા થઈને મરી જવો, ન્યાયયુક્ત વેપારમાં તકલીફનો સ્વીકાર કરવો, એનાથી લાભ થવો, ન થવો અથવા થઈને નષ્ટ થઈ જવો વગેરે સ્વેચ્છા પ્રારબ્ધ છે. આ કર્મો કરવા માટે જે પ્રેરણાત્મક વાસના થાય છે તેનું કારણ પ્રારબ્ધ છે. ત્યારપછી ક્રિયા થાય છે. ક્રિયાનું સિદ્ધ થવું, ન થવું એ સુકૃત-દુષ્કૃતનું ફળ છે.

સ્વેચ્છા પ્રારબ્ધના ભોગોના કારણને સમજી લેવું એ ઘણો જ મુશ્કેલ વિષય છે. ઘણા સૂક્ષ્મ વિચારો અને જાતજાતના તર્કોનો આશ્રય લેવાથી પણ નિશ્ચિતપણે એમ કહેવું તદ્દન મુશ્કેલ છે કે અમુક ફળભોગ આપણાં પૂર્વજન્મકૃત અમુક કર્મોનું ફળ છે કે જે તેમની પ્રેરણાથી મળ્યું છે અથવા આ જન્મનું કોઈ કર્મ હાથોહાથ સંચિતમાંથી પ્રારબ્ધ બનીને આમાં કારણ બન્યું છે.

એક મનુષ્યે પુત્રની પ્રાપ્તિ માટે પુત્રેષ્ટિ યજ્ઞનું અથવા ધનલાભ માટે કોઈ યજ્ઞનું અનુષ્ઠાન કર્યું. ત્યારબાદ તેને પુત્રની અથવા ધનની પ્રાપ્તિ થઈ. આ પુત્રની અથવા ધનની પ્રાપ્તિમાં યજ્ઞ કારણ છે કે પછી પૂર્વજન્મકૃત કર્મ કારણ છે, એનો યથાર્થ નિર્ણય કરવાનું મુશ્કેલ છે. સંભવ છે કે તેને પુત્ર અથવા ધન પૂર્વજન્મકૃત કર્મના ફળરૂપે મળ્યું હોય અને વર્તમાનના યજ્ઞનું ફળ આગળ ઉપર મળે અથવા ક્રિયાવૈગુણ્યથી તેનું ફળ નષ્ટ થઈ ગયું હોય. એક માણસ રોગના નિવારણ માટે ઔષધ-સેવન કરે છે, તેની બીમારી મટી જાય છે, આમાં એ

સમજવું મુશ્કેલ છે કે આ તે ઔષધનું ફળ છે કે પછી ભોગ સમાપ્ત થઈ જતાં આપોઆપ જ 'કાકતાલીય' ન્યાયવત્ આવું થવા પામ્યું છે.* તેમ છતાં એ અવશ્ય સમજી લેવું જોઈએ કે જે કંઈ પણ હોય તે, પણ બધું જ સ્વેચ્છાકૃત કર્મોના પ્રારબ્ધનું ફળ છે. કર્મોનું ફળ અત્યારે મળે કે આગળ ઉપર મળે એ કોઈ નિર્ધારિત વાત નથી, સર્વથા ઈશ્વરાધીન છે; એમાં જીવની સંપૂર્ણ પરતંત્રતા છે. આ જીવનમાં પાપ કરનારા લોકો ધન, પુત્ર, માન વગેરે મળવાથી સુખી દેખાય છે (જોકે તેમનામાંના કેટલાકને ઘણું ભારે માનસિક દુ:ખ હોઈ શકે છે, જેની આપણને ખબર નથી); અને પુણ્ય કરનારા મનુષ્યો સાંસારિક પદાર્થોના અભાવથી દુ:ખી દેખાય છે (તેમનામાંના પણ કેટલાય માનસિક રીતે સુખી હોય છે); જેનાથી પાપપુણ્યના ફળમાં લોકોને સંદેહ પેદા થાય છે, ત્યાં એમ સમજી લેવું જોઈએ કે તેમનાં વર્તમાનનાં ખરાબ-સારાં કર્મોનું ફળ આગળ ઉપર મળવાનું છે, અત્યારે પૂર્વજન્મકૃત કર્મોનું સારું-ખરાબ ફળ મળી રહ્યું છે.

કહેવામાં આવે છે કે જે કર્મ અધિક બળવાન હોય છે તેનું ફળ તરત મળે છે અને જે સાધારણ હોય છે તેનું વિલંબથી મળે છે. પરંતુ આ નિયમ પણ બધી જગ્યાએ લાગુ પડતો જોવામાં આવતો નથી. તેથી અહીં એમ જ કહેવું પડે છે કે ત્રિકાળદર્શી જગન્નિયંતા પરમાત્મા સિવાય, તર્ક-યુક્તિઓના બળ પર મનુષ્ય સ્વેચ્છા-પ્રારબ્ધનો નિર્ણય કરી શકતો નથી. કર્મ અને ફળનું સંયમન કરનારા યોગીઓ ઈશ્વરકૃપાથી પોતાની યોગશક્તિ દ્વારા થોડું જાણી શકે છે.

## ક્રિયમાણ કર્મ

પોતાની ઈચ્છાથી જે સારાં-ખરાબ કર્મ કરવામાં આવે છે તેમને ક્રિયમાણ કહે છે. ક્રિયમાણ કર્મોમાં મુખ્ય હેતુ સંચિત છે. ક્યાંક-ક્યાંક પોતાનું અથવા પારકું પ્રારબ્ધ પણ હેતુ બની જાય છે. ક્રિયમાણ કર્મમાં મનુષ્ય ઈશ્વરના નિયમોથી બંધાયેલો હોવા છતાં પણ ઘણું કરીને સ્વતંત્ર છે. નિયમોનું પાલન કરવું, નહીં કરવું એ તેના અધિકારમાં છે. આનાથી તેણે ફળ ભોગવવા માટે પણ બાધ્ય થવું પડે છે.

જો કોઈ એમ કહે કે અમારા વડે જે સારાં-ખરાબ કર્મ થઈ રહ્યાં છે તે બધાં ઈશ્વરેચ્છા અથવા પ્રારબ્ધથી થાય છે, તો તેનું એમ કહેવું ભ્રમાત્મક છે. પુણ્ય-પાપ કરાવવામાં ઈશ્વર અથવા પ્રારબ્ધને હેતુ માનવાથી મુખ્યત્વે ચાર દોષ આવે છે, જે નિર્વિકાર, નિરપેક્ષ, સમદર્શી, દયાળુ, ન્યાયકારી અને ઉદાસીન એવા ઈશ્વર માટે સર્વથા અનુપયુક્ત (અનુચિત) છે –

(૧) જો ઈશ્વર અથવા પ્રારબ્ધ જ ખરાબ-સારાં કર્મ કરાવે છે, તો વિધિ-નિષેધ બતાવનારાં શાસ્ત્રોની શી આવશ્યકતા છે? ***'સત્યં વદ, ધર્મં ચર'*** [તૈત્તિરીયોપનિષદ્ - ૧/૧૧/૧]; ***'માતૃદેવો ભવ, પિતૃદેવો ભવ, આચાર્યદેવો ભવ'*** [તૈત્તિરીયોપનિષદ્ - ૧/૧૧/૨] અને ***'સુરાં ન પિબેત્, પરદારાન્નાભિગચ્છેત્'*** વગેરે વિધિ-નિષેધમય વાક્યોનું ઉલ્લંઘન કરીને મનમાન્યું યથેચ્છ આચરણ કરનારી પાપપરાયણ વ્યક્તિઓ એમ અનાયાસ કહી શકે છે કે અમે તો

* બીમારી પૂર્વકૃત પાપના ફળસ્વરૂપે પણ થાય છે અને આ સમયના કુપથ્ય-સેવન વગેરેથી પણ. કુપથ્ય વગેરેથી થતી બીમારી પ્રાયઃ ઔષધથી મટી જાય છે, પણ કર્મજન્ય રોગ ભોગ સમાપ્ત થવા સુધી દૂર થતા નથી; પરંતુ આ વાતનો નિર્ણય થવો મુશ્કેલ છે કે કઈ બીમારી કર્મજન્ય છે અને કઈ કુપથ્યજન્ય; માટે ઔષધ-સેવન બધી જ બીમારીઓમાં કરવું જોઈએ.

પ્રારબ્ધના નિયંતા ઈશ્વરની પ્રેરણાથી જ આમ કરી રહ્યા છીએ. તેથી ઈશ્વર પર શાસ્ત્ર-હનનનો દોષ આવે છે.

(૨) જો ઈશ્વર જ બધા પ્રકારનાં કર્મ કરાવે છે તો તે કર્મોનું ફળ સુખ-દુઃખ આપણને કેમ મળવું જોઈએ? જે ઈશ્વર કર્મ કરાવે છે તેણે ફળભોગની જવાબદારી પણ સ્વીકારવી જોઈએ. એમ નહીં કરીને તે ઈશ્વર પોતાનો દોષ બીજાઓ પર ઢોળવા બદલ દોષી ઠરે છે.

(૩) ઈશ્વરના ન્યાયકારી અને દયાળુ હોવામાં દોષ આવે છે; કારણ કે કોઈ પણ ન્યાયકર્તા પાપના દંડવિધાનમાં ફરી પાપ કરવાની સગવડ આપી શકતો નથી. જો પાપ કરવાની સગવડ કરી આપી તો પછી પાપીઓ માટે દંડની વ્યવસ્થા કરવી એ અન્યાય સિદ્ધ થાય છે. વળી, જો ઈશ્વર જ પાપ કરાવે છે – પાપમાં હેતુ બને છે અને પછી દંડ આપે છે, ત્યારે તો તેઓ અન્યાયી હોવાની સાથે નિર્દયી પણ બને છે.

(૪) ઈશ્વર જ જો બધા પાપીઓ માટે ફરી પાપ કરવાનું વિધાન કરે છે, તો જીવ પાસે ક્યારેય પાપમાંથી મુક્ત થવાનો તો કોઈ ઉપાય જ રહેવા પામતો નથી. પાપનું ફળ પાપ, તેનું ફળ ફરીથી પાપ – આ પ્રમાણે જીવ પાપમાં જ પ્રવૃત્ત રહેવા માટે બાધ્ય બને છે; જેનાથી એક તો અનવસ્થાનો દોષ અને બીજો ઈશ્વર જીવોને પાપના બંધનમાં રાખવા ઇચ્છે છે એવો દોષ આવે છે.

આથી એમ માનવું ઉચિત નથી કે ઈશ્વર પાપ-પુણ્ય કરાવે છે. પાપ-કર્મ માટે તો ઈશ્વરની ક્યારેય પ્રેરણા જ હોતી નથી. પુણ્ય માટે – સત્કર્મો માટે ઈશ્વરનો આદેશ છે, પરંતુ તેનું પાલન કરવું, નહીં કરવું અથવા એથી વિપરીત કરવું એ આપણા અધિકારમાં છે. સરકારી ઑફિસર કાયદા પ્રમાણે વર્તતો રહીને પ્રજાના રક્ષણનો અધિકારી છે, પરંતુ અધિકાર પર આરૂઢ થઈને તેનો સદુપયોગ કરવો અથવા દુરુપયોગ કરવો એ તેના અધિકારમાં છે. જોકે તે કાયદાથી બંધાયેલો છે અને કાયદાનો ભંગ કરવા બદલ દંડને પાત્ર પણ બને છે, એવી જ સ્થિતિ કર્મ કરવામાં મનુષ્યના અધિકારની છે.*

ઈશ્વર સામાન્ય રીતે સન્માર્ગના નિત્ય પ્રેરક હોવાને કારણે જીવના કલ્યાણમાં સહાયક બને છે. પાપકર્મો થવામાં મુખ્ય હેતુ નિરંતર વિષયચિંતન છે. આનાથી જ રજોગુણમાંથી પ્રાદુર્ભાવ પામતા કામની ઉત્પત્તિ થાય છે. તે કામથી જ ક્રોધ વગેરે દોષો ઉત્પન્ન થઈને જીવની અધોગતિનું કારણ બને છે. ભગવાને કહ્યું છે –

**ધ્યાયતો વિષયાન્પુંસઃ સઙ્ગસ્તેષૂપજાયતે ।**
**સઙ્ગાત્સઞ્જાયતે કામઃ કામાત્ક્રોધોઽભિજાયતે ॥**
**ક્રોધાદ્ભવતિ સમ્મોહઃ સમ્મોહાત્સ્મૃતિવિભ્રમઃ ।**
**સ્મૃતિભ્રંશાદ્બુદ્ધિનાશો બુદ્ધિનાશાત્પ્રણશ્યતિ ॥**

(ગીતા - ૨/૬૨-૬૩)

'વિષયોનું ચિંતન કરનારા પુરુષને તે વિષયોમાં આસક્તિ જન્મે છે, આસક્તિથી તે વિષયોની કામના ઉત્પન્ન થાય છે અને કામનામાં વિઘ્ન આવવાથી ક્રોધ જન્મે છે. ક્રોધથી ઘણી મૂઢતા આવે છે, મૂઢતાથી સ્મૃતિમાં ભ્રમ ઊભો થાય છે, સ્મૃતિમાં ભ્રમ ઊભો થવાથી બુદ્ધિ અર્થાત્ જ્ઞાનશક્તિનો નાશ થઈ જાય છે અને બુદ્ધિનો નાશ થવાથી એ પુરુષનું પોતાની સ્થિતિથી પતન થાય છે.'

* આ વિષયનું વિશેષ વિવેચન 'કલ્યાણ-પ્રાપ્તિના ઉપાય' પુસ્તકમાં 'મનુષ્ય કર્મ કરવામાં સ્વતંત્ર છે કે પરતંત્ર' શીર્ષકવાળા લેખમાં કરવામાં આવ્યું છે, તે ત્યાં જોવું જોઈએ.

આનાથી એ સિદ્ધ થાય છે કે પાપકર્મો થવામાં વિષયચિંતનજનિત રાગ - આસક્તિ મુખ્ય કારણ છે, ઈશ્વર કે પ્રારબ્ધ નહીં. ચિંતન અથવા સ્ફુરણા ક્રિયમાણના - નવીન કર્મના નવીન સંચિત અનુસાર પહેલાં થાય છે. તેથી પાપોમાંથી બચવા માટે નવીન શુભકર્મ કરવાની આવશ્યકતા છે. નવીન શુભકર્મોથી શુભ સંચિત થાય છે અને તેથી શુભનું ચિંતન થશે; જેનાથી શુભ કર્મો કરવામાં અને અશુભ કર્મોને રોકવામાં સહાય મળશે. તેથી અર્જુનના પ્રશ્નનો ઉત્તર આપતાં ભગવાને પુરુષાર્થ વડે પાપકર્મના કારણભૂત રાગરૂપ રજોગુણથી ઉત્પન્ન થતા કામનો નાશ કરવાની આજ્ઞા આપી છે. અર્જુને ભગવાનને પૂછ્યું –

**અથ કેન પ્રયુક્તોઽયં પાપં ચરતિ પૂરુષઃ।**
**અનિચ્છન્નપિ વાર્ષ્ણેય બલાદિવ નિયોજિતઃ॥**

(ગીતા - ૩/૩૬)

'હે કૃષ્ણ! તો પછી આ માણસ પોતે ન ઈચ્છતો હોવા છતાં પણ પરાણે જોડ્યો હોય એમ કોનાથી પ્રેરાઈને પાપનું આચરણ કરે છે?'

આના ઉત્તરમાં ભગવાન બોલ્યા કે –

**કામ એષ ક્રોધ એષ રજોગુણસમુદ્ભવઃ।**
**મહાશનો મહાપાપ્મા વિદ્ધ્યેનમિહ વૈરિણમ્॥**

(ગીતા - ૩/૩૭)

'રજોગુણમાંથી ઉદ્‌ભવેલો આ કામ જ ક્રોધ છે, આ ઘણું ખાનારો એટલે કે ભોગોથી કદી ન ધરાતો અને મહાપાપી છે, આને જ તું આ બાબતમાં વેરી જાણ.'

આગળ જતાં ભગવાને ધૂમાડાથી અગ્નિ, મળથી દર્પણ અને ઓરથી ગર્ભની જેમ જ્ઞાનને ઢાંકનારા આ દુષ્પૂરણીય અગ્નિ જેવા કામનું નિવાસસ્થાન મન, બુદ્ધિ અને ઈન્દ્રિયોને બતાવીને ઈન્દ્રિયોને વશ કરીને જ્ઞાન-વિજ્ઞાનનાશક પાપી કામને મારવાની આજ્ઞા આપી. જો કામ પર જીત મેળવવામાં જીવ સમર્થ ન હોત તો એના માટે ભગવાન તરફથી આ પ્રકારની આજ્ઞા આપવાનું બની શક્યું ન હોત. તેથી ભગવાનની આજ્ઞા અનુસાર શુભકર્મ, શુભસંગતિ કરવાથી ક્રિયમાણ કર્મો શુદ્ધ થઈ જાય છે. આ ક્રિયમાણ કર્મો જ સંચિત અને પ્રારબ્ધ કર્મોનાં હેતુભૂત છે. તેથી મનુષ્યે ક્રિયમાણ શુભ કરવાની વિશેષ કોશિશ કરવી જોઈએ, કેમ કે એવાં કર્મો કરવામાં તે સ્વતંત્ર છે.

### કર્મોનો નાશ તેમને ભોગવ્યા વિના થાય છે કે નહીં?

હવે એ સમજવાની આવશ્યકતા છે કે ઉપર્યુક્ત ત્રણે પ્રકારનાં કર્મો શું ફળભોગથી જ નાશ પામે છે કે પછી તેમના નાશનો બીજો પણ કોઈ ઉપાય છે? આમાંનાં પ્રારબ્ધ કર્મોનો નાશ તો ભોગથી જ થાય છે. જેમ આપ્તપુરુષનાં વાક્ય વ્યર્થ જતાં નથી, તેવી જ રીતે પ્રારબ્ધ કર્મોનો નાશ તેમને ભોગવ્યા વિના થઈ શકતો નથી. ભોગ પૂર્વોક્ત અનિચ્છા, પરેચ્છા અથવા સ્વેચ્છાથી થઈ શકે છે અને પ્રાયશ્ચિત્તથી પણ થઈ શકે છે. સેવા અથવા દંડભોગ - એ બંનેય છુટકારો મેળવવાના ઉપાયો છે. સંચિત અને ક્રિયમાણ કર્મોનો નાશ નિષ્કામભાવથી કરેલાં યજ્ઞ, દાન, તપ, સેવા વગેરે સત્કર્મોથી તથા પ્રાણાયામ, શ્રવણ, મનન, નિદિધ્યાસન (સત્સંગ, ભજન, ધ્યાન) વગેરે વડે પરમેશ્વરની ઉપાસનાથી થઈ શકે છે. આનાથી અંતઃકરણની શુદ્ધિ થાય છે અને જ્ઞાન ઉત્પન્ન થાય છે, કે જેનાથી સંચિતની રાશિ તો, સૂકા ઘાસમાં આગ લાગવાથી

તે જેમ ભસ્મ થઈ જાય છે તેમ ભસ્મ થઈ જાય છે.* અને બીજો કોઈ સ્વાર્થ નહીં રહેવાને કારણે કોઈ પણ સાંસારિક પદાર્થની કામના તેમ જ કર્મ કરવામાં આસક્તિ તથા અહંબુદ્ધિ નહીં રહેવાને કારણે નવીન સકામ કર્મ બનવા પામતાં નથી.

ઉત્તમ કર્મોથી છુટકારો મળવો એ તો ઘણું જ સહજ છે. તે કર્મો તો ભગવાનને અર્પણ કરી દેવા માત્રથી છૂટી જાય છે. જેમ કે એક મનુષ્યે બીજાને થોડાક રૂપિયા ઉધાર આપી રાખેલા છે; તેણે પેલાની પાસેથી રૂપિયા લેવાના છે, આ લેવાની ભાવનાથી તો તે હૃદયના ત્યાગથી છૂટી શકે છે. 'રૂપિયા જતા કર્યા' એમ ત્યાગથી જ એ છૂટી જાય છે. પરંતુ જેણે રૂપિયા આપવાના છે તે આ પ્રમાણે કહેવાથી છૂટતો નથી. આવી જ રીતે જે પાપોનો દંડ આપણે ભોગવવાનો છે તેમનાથી છુટકારો 'અમે ભોગવવા ઈચ્છતા નથી' એમ કહેવાથી થતો નથી. તે પાપો બદલ કાં તો ભોગ ભોગવવો પડે છે અથવા તો નિષ્કામ કર્મ અને નિષ્કામ ઉપાસના વગેરે કરવાં પડે છે.

કરેલાં પાપોનો અને સકામ પુણ્ય-કર્મોનો પરસ્પર હવાલો પડતો નથી, એકબીજાના બદલામાં તે કપાતાં નથી. બંનેનું ફળ અલગ-અલગ ભોગવવું પડે છે. ધનદાસના માયાદાસ પાસે રૂપિયા લેણા છે. માયાદાસે રૂપિયા આપ્યા નહીં. તેથી એક દિવસે ગુસ્સામાં આવી જઈને ધનદાસે માયાદાસ પર બે ડંડા જમાવી દીધા. માયાદાસે અદાલતમાં ફરિયાદ કરી. આ બાબતમાં ધનદાસે કહ્યું કે, 'મારે એક હજાર રૂપિયા માયાદાસ પાસેથી લેવાના છે. મેં એને બે ડંડા જરૂર માર્યા છે, આ અપરાધના બદલામાં એની કિંમત વસૂલીને બાકીના રૂપિયા મને અપાવવામાં આવે.' આ સાંભળીને મેજિસ્ટ્રેટ હસી પડ્યો. તેણે કહ્યું, 'તમારો દીવાની મુકદમો અલગ થશે. તમારા રૂપિયા ન આવે તો તમે આના પર દીવાની કોર્ટમાં દાવો કરીને જેલમાં મોકલાવી શકો છો, પરંતુ અહીંયા તો ડંડા મારવા માટે તમારે દંડ ભોગવવો પડશે.' બસ, આ જ પ્રમાણે પાપ-પુણ્યનું ફળ અલગ-અલગ મળે છે. સકામ પુણ્યથી પાપનો અને પાપથી સકામ પુણ્યનો હવાલો પડતો નથી.

## કર્મનું ફળ કોણ આપે છે ?

કેટલાક લોકો માને છે કે શુભાશુભ કર્મોનું ફળ કર્માનુસાર આપોઆપ જ મળી જાય છે. આમાં ન તો કોઈ નિયામક ઈશ્વર છે અને ન તો ઈશ્વરની આવશ્યકતા પણ છે; પરંતુ એવું માનવું એ ભૂલ છે. આ માન્યતાથી ઘણાં જ વિઘ્નો આવે છે તથા આ માન્યતા યુક્તિસંગત પણ નથી. શુભાશુભ કર્મોનું વિભાજન કરીને તદનુસાર ફળની વ્યવસ્થા કરનારા નિયામકના અભાવમાં કર્મનો ભોગ થવો એ સંભવ જ નથી; કેમ કે કર્મ તો જડ હોવાને કારણે નિયામક થઈ શકતાં નથી; તેઓ તો કેવળ હેતુમાત્ર છે; અને પાપકર્મ કરનારો મનુષ્ય સ્વયં પાપોનું ફળ - દુઃખ ભોગવવા ઈચ્છતો નથી, એ વાત નિર્વિવાદ અને લોકપ્રસિદ્ધ છે. કોઈ મનુષ્યે ચોરી કરી અથવા ધાડ પાડી. તે ચોરી અથવા ધાડ નામનું કર્મ તો

---

* **યથૈધાંસિ સમિદ્ધોઽગ્નિર્ભસ્મસાત્કુરુતેઽર્જુન ।**
**જ્ઞાનાગ્નિઃ સર્વકર્માણિ ભસ્મસાત્કુરુતે તથા ॥ ૩૭॥** (ગીતા - ૪/૩૭)

કેમકે હે અર્જુન! જે રીતે ભડભડતો અગ્નિ ઘણાંબધાં ઇંધણોને ભસ્મીભૂત કરી નાખે છે, તે જ રીતે જ્ઞાનરૂપી અગ્નિ સમગ્ર કર્મોને ભસ્મીભૂત કરી નાખે છે.

જડતાને કારણે તેના માટે કેદની વ્યવસ્થા કરી શકતું નથી અને તેનો કર્તા સ્વયં પણ ઈચ્છતો નથી. તેથી કોઈ શાસક અથવા રાજા તેના દંડની વ્યવસ્થા કરે છે. આ જ પ્રમાણે કર્મોના નિયમન-વિભાજન તથા ફળની વ્યવસ્થા માટે કોઈ નિયામકની અથવા વ્યવસ્થાપક ઈશ્વરની આવશ્યકતા છે. આનાથી કોઈએ એમ નથી સમજવાનું કે રાજા અને ઈશ્વરમાં સમાનતા છે. રાજા સર્વાન્તર્યામી અને સર્વથા નિરપેક્ષ સ્વભાવવાળો તથા સ્વાર્થહીન અને ભ્રાંતિરહિત હોતો નથી એ કારણે પ્રમાદ, પક્ષપાત, અનભિજ્ઞતા અથવા સ્વાર્થવશ અનુચિત વ્યવસ્થા પણ કરી શકે છે; પરંતુ પરમાત્મા સમદર્શી, સર્વાન્તર્યામી, સુહૃદ, નિરપેક્ષ, દયાળુ અને ન્યાયકારી છે એ કારણે તેનાથી કોઈ ભૂલ થઈ શકતી નથી. રાજા સ્વાર્થને આધીન રહીને ન્યાય કરે છે; ઈશ્વર દયાને કારણે જીવ પર ઉપકાર કરવા માટે ન્યાય કરે છે. જો એમ કહેવામાં આવે કે જો ઈશ્વરને કોઈ સ્વાર્થ નથી તો પછી તેઓ આ ઝઘડામાં શા માટે પડે છે? - તો એનો ઉત્તર એ છે કે ઈશ્વર માટે આ કોઈ ઝઘડો નથી. જેમ સુહૃદ મનુષ્ય પક્ષપાતરહિત થઈને બીજાઓના ઝઘડા પતાવી આપે છે, પણ માન, મોટાઈ, પ્રતિષ્ઠા કાંઈ જ ઈચ્છતો નથી. તેનાથી તેનું મહત્ત્વ સંસારમાં પ્રસિદ્ધ છે. આ જ પ્રમાણે ઈશ્વર આખાય સંસારનો સંસારના લોકોના હિત માટે નિઃસ્વાર્થભાવે પોતાની સહૃદતાને કારણે જ ન્યાય કરે છે.

ઈશ્વર નિયામક ન હોય તો કર્મોનો ભોગ થઈ જ શકતો નથી. આમાં એક યુક્તિ અન્ય વિચારવા જેવી છે. એક મનુષ્યે એવાં પાપ કર્યાં, કે જેનાથી તેને કૂતરાની યોનિ મળવી જોઈએ. તેનાં કર્મ તો જડ છે, તેથી તેને તે યોનિમાં પહોંચાડી શકતાં નથી (કેમ કે વિવેકયુક્ત મનુષ્યની મદદ વગર રથ, મોટર વગેરે જડ વાહનો આપોઆપ જ મુસાફરી કરનારને તેના ગન્તવ્ય સ્થાન પર પહોંચાડી શકતાં નથી) અને તે મનુષ્ય સ્વયં પાપ ભોગવવા માટે ત્યાં જવા ઈચ્છતો નથી. જો જવા ઈચ્છે તોપણ જઈ શકતો નથી; કારણ કે તેનામાં એવી શક્તિ નથી. જો આપણે સાવધાન અવસ્થામાં પણ સર્વથા અપરિચિત સ્થાનમાં જઈ શકતા નથી, તો વિવેક વગર યોનિપરિવર્તન કરવું એ તો અસંભવ જ છે.

જો એમ કહેવામાં આવે કે તે સમયે અજ્ઞાનનો પડદો દૂર થઈ જાય છે, તો એમ કહેવું એ પણ તર્કપ્રમાણયુક્ત નથી; કારણ કે મરણકાળમાં તો દુઃખ અને મોહની અધિકતાને લીધે જીવની દશા વિશેષ ભ્રાન્તિમય હોય છે. યોગી અથવા જ્ઞાનીના જેવી તેની સ્થિતિ હોતી નથી. જો અજ્ઞાનનો પડદો હટી જાય છે અને તે એમ જ જીવન્મુક્ત થઈ જાય છે - એવું માની લઈએ, તો એ પણ યુક્તિસંગત નથી; કેમ કે ભોગ, પ્રાયશ્ચિત્ત અથવા ઉપાસના વગેરે કર્યા વિના પાપોનો નાશ થઈ જાય અને એકાએક કોઈ જીવન્મુક્ત થઈ જાય - એમ બનવું અયુક્ત છે. સાધારણ સાંસારિક જ્ઞાનથી યોનિપ્રવેશ વગેરે ક્રિયાઓ ન તો સંભવિત છે અને પ્રત્યક્ષ દુઃખરૂપ હોવાને કારણે તે ક્રિયાઓ ન તો સાધારણ પુરુષને ઈષ્ટ છે તથા ન તો તેનું સામર્થ્ય પણ છે. તેથી એ સિદ્ધ થાય છે કે કર્માનુસાર ફળભોગ કરાવવા માટે સૃષ્ટિના સ્વામી નિયંત્રણકર્તાની આવશ્યકતા છે અને નિયંત્રણકર્તા ઈશ્વર અવશ્ય છે.

**ઈશ્વરભજનની આવશ્યકતા શા માટે છે?**

માની લેવામાં આવે કે શુભાશુભ કર્મ અનુસાર ફળ અવશ્ય જ ઈશ્વર આપે છે અને

તેઓ તેને ઓછું-વધારે પણ કરી શકતા નથી; તો પછી તેમના ભજનની શી આવશ્યકતા છે? આ પ્રશ્ન પર હવે વિચાર કરવો છે. સૌપ્રથમ વાત તો એ છે કે ઈશ્વરભજન એક સર્વોત્તમ ઉપાસનારૂપ કર્મ છે, પરમ સાધન છે, સઘળાં સાધનોમાં શિરોમણિ (અર્થાત્ સર્વોપરી) છે. આ ઈશ્વરભજન કરવાથી તે અનુસાર જ બુદ્ધિમાં સ્ફુરણાઓ થાય છે અને આ પ્રકારની સ્ફુરણાઓથી વારંવાર ઈશ્વર-સ્મરણ-ભજન થવા લાગે છે, જેનાથી અંતઃકરણ શુદ્ધ થાય છે અને જ્ઞાનનો પરમ દિવ્ય પ્રકાશ ચમકી ઊઠે છે. જ્ઞાનરૂપ અગ્નિથી સંચિત કર્મરાશિ બળી જાય છે અને પુનર્જન્મના કારણનો નાશ કરી નાખે છે. તેથી ભજન કરવું એ પરમ આવશ્યક છે.

બીજું, એ સમજીને પણ ભજન અવશ્ય કરવું જોઈએ કે આ જ આપણા જીવનનું પરમ કર્તવ્ય છે. માતા-પિતાની સેવા મનુષ્યો પોતાનું કર્તવ્ય સમજીને કરે છે, તો પછી જેઓ માતા-પિતાના પણ પરમ પિતા છે, જેઓ પરમ સુહૃદ છે, જેમણે આપણને બધા પ્રકારની સુવિધાઓ આપી છે, જેઓ નિરંતર આપણા પર અકારણ જ કૃપા દાખવે છે, જે કલ્યાણમય ઈશ્વર પાસેથી આપણે નિત્ય કલ્યાણનો આદેશ પામીએ છીએ, જેઓ આપણા જીવનની જ્યોતિ છે, આંધળાની લાકડી છે, ડૂબતાનો સહારો છે અને પથભ્રષ્ટ થયેલા નાવિકનો એકમાત્ર ધ્રુવતારો છે - તેવા ઈશ્વરનું સ્મરણ કરવું એ તો આપણું પ્રથમ કર્તવ્ય છે અને અંતિમ કર્તવ્ય પણ છે.

ઈશ્વરનું સ્મરણ નહીં કરવું એ મોટી કૃતઘ્નતા છે. આપણે જ્યારે માતા-પિતા-ગુરુના ઉપકારનો પણ બદલો ચુકાવી શકતા નથી, તો પરમ સુહૃદ ઈશ્વરના ઉપકારોનો બદલો તો કેવી રીતે ચુકાવી શકાય? આવી હાલતમાં તેમને ભૂલી જવા એ મોટી કૃતઘ્નતા – નીચમાંય અતિનીચ કાર્ય છે.

ઈશ્વર સર્વ કાંઈ કરી શકે છે, **'કર્તુમકર્તુમન્યથાકર્તુમ્'** સમર્થ છે; પરંતુ તેઓ કશું કરતા નથી. પોતાના નિયમોનું પોતે રક્ષણ કરે છે અને આપણે પાપોની ક્ષમા અને પુણ્યોનું ફળ મેળવવા માટે તેમના ભજનનો ઉપયોગ જ શા માટે કરવો જોઈએ? પાપો તો તેમના ભજનના પ્રતાપથી આપોઆપ નષ્ટ થઈ જાય છે, જેમ કે સૂર્યના ઉદયમાત્રથી અંધકાર નષ્ટ થઈ જાય છે.

**જબહિં નામ મનમેં ધર્યો, ભયો પાપકો નાસ ।**
**જૈસે ચિનગી આગકી, પરી પુરાની ઘાસ ॥**

પરંતુ ભગવાનનું ભજન કરનારાએ એવી ભાવના નહીં રાખવી જોઈએ કે આ ભજનથી પાપનો નાશ થઈ જશે. ભગવાનના રહસ્યને સમજનારો ભક્ત અપરાધને માફ કરાવવા માટે પણ તેમના ભજનનો ઉપયોગ નથી કરતો. જે ઈશ્વરભજનથી માયારૂપી સંસાર આપોઆપ જ નષ્ટ થઈ જાય છે, આ રહસ્યને જાણનારો મનુષ્ય ક્યારેય તુચ્છ સાંસારિક દુઃખોના નિવારણ માટે ભજનનો ઉપયોગ શું કરી શકે ખરો? જો એનો ઉપયોગ કરે છે તો તે મોટી ભૂલ કરે છે. રાજાને મિત્રરૂપે પામીને તેની પાસેથી દસ રૂપિયાના દાવામાંથી છુટકારો પામવા પ્રાર્થના કરવા જેવું તે અત્યંત હીન કાર્ય છે. તેથી ભજનને કોઈ પણ સાંસારિક કાર્ય અર્થે ઉપયોગમાં નહીં લેવું જોઈએ; પરંતુ કર્તવ્ય સમજીને જ ઈશ્વરભજન સદા-સર્વદા કરતા જ રહેવું જોઈએ; કારણ કે ભજનના આદિ, મધ્ય અને અંતમાં કેવળ કલ્યાણ જ કલ્યાણ ભરેલું છે.

—★—

# મૃત્યુવેળાના ઉપચારો

હિન્દુ જાતિમાં મનુષ્યના મૃત્યુ-સમયે ઘરના લોકો એનો પરલોક સુધારવાના બહાને અમુક એવાં કામો કરી બેસે છે કે જેથી મરનાર માણસને ઘણી પીડા થાય છે. માટે નીચે લખેલી વાતો પર ખાસ ધ્યાન રાખવું –

(૧) જો રોગી બીજા કે ત્રીજા માળે હોય તો એવી સ્થિતિમાં એને નીચે લાવવાની જરૂર નથી.

(૨) ખાટલા પર સૂતેલો હોય તો ત્યાં જ રહેવા દેવો.

(૩) જો ખાટલા પર મરવામાં વહેમ હોય અને નીચે ઉતારીને સુવાડવાની જરૂર જણાય તો અનુમાનથી મૃત્યુવેળાના બે-ચાર દિવસ અગાઉથી જ એને ખાટલા પરથી નીચે ઉતારીને જમીન પર રેત પાથરીને સુવાડી દેવો. રેત એવી નરમ હોવી જોઈએ કે જે એના શરીરમાં ખૂંચે નહીં. બે-ચાર દિવસ કે બે-ચાર પહોર પહેલાની ખબરનો વૈદ્યોને પૂછીને, રોગીનાં લક્ષણો જોઈને અને ઘરડા અનુભવી પુરુષોની સલાહ લઈને અંદાજ કાઢી લેવો. રોગી સાજો થઈ જાય તો પાછો ખાટલા પર સુવાડવામાં કશો વાંધો છે જ નહીં, જો અંદાજ કરતાં વહેલા એનો દેહાંત થઈ જાય તોય કશું નુકસાન નથી; બલકે મરણવેળાએ નીચે ઉતારીને સુવડાવવામાં જે કષ્ટ થાય છે એનાથી એ બચી શકે છે. બે-ચાર દિવસ પહેલાં રોગીને અનુમાન થઈ જાય તો એણે પોતે જ કહી દેવું કે મને નીચે સુવડાવી દો.

(૪) એવી હાલતમાં મૃત્યુ પહેલાં એને સ્નાન કરાવવાની કશી જરૂર નથી, એનાથી ફોગટ એનું કષ્ટ વધે છે. મળ વગેરે સાફ કરવો હોય તો ભીના કપડાથી ધીમે ધીમે લૂછીને સાફ કરવો.

(૫) આવી હાલતમાં ગંગાજળ, તુલસી આપવાં ઘણું ઉત્તમ છે, પણ એને ગળવામાં કષ્ટ પડતું હોય તો તુલસીનું પાન વાટીને એને ગંગાજળમાં ભેળવીને પાઈ દેવું. એકવારમાં એક તોલાથી વધુ જળ ન આપવું. પાંચ કે દસ મિનિટ પછી પાછું આપી શકાય. ગંગાજળ ઘણા દિવસોનું બેસ્વાદ ન હોય; પહેલાં પોતે ચાખીને પછી રોગીને આપવું. જેમાં ગંધ આવવા માંડી હોય, જે કડવું થઈ ગયું હોય એ ન આપવું. તાજું ગંગાજળ ક્યાંકથી મંગાવી લેવું. ગંગાજળમાં શુદ્ધિ, અશુદ્ધિ કે સ્પર્શાસ્પર્શીનું કશું વિધાન નથી. રોગી મોઢું બંધ કરી દે તો એને કશું જ ન આપવું.

(૬) રોગી પાસે બેસીને ઘરનાં રોદણાં ન રોવાં અને સંસારની વાતો એને યાદ ન અપાવવી. માતા, સ્ત્રી, પતિ, પુત્ર કે બીજા કોઈ સ્નેહીએ એની પાસે બેસીને પોતાનું દુઃખ સંભળાવવું કે રોવું નહીં. એની ઇચ્છા હોય એ રીતની એની બધી રીતે કલ્યાણમયી સેવા કરવી.

(૭) ડૉક્ટરની કે પછી જેમાં અપવિત્ર પદાર્થોનો સંયોગ હોય એવી દવા ન આપવી.

(૮) જ્યાં સુધી ચેતના હોય ત્યાં સુધી શ્રીગીતાનો પાઠ અને એનો અર્થ સંભળાવવો. ચેતના ન રહે ત્યારે ભગવાનનું નામ સંભળાવવું ઉચિત છે. ગીતા સંભળાવનાર ન હોય તો પહેલેથી જ ભગવાનનું નામ સંભળાવવું.

(૯) જો રોગી ભગવાનના સાકાર કે નિરાકાર કોઈ રૂપનો પ્રેમી હોય તો સાકારવાળાને ભગવાનની છબી કે મૂર્તિ દેખાડવી અને એના રૂપ તથા પ્રભાવનું વર્ણન સંભળાવવું. નિરાકારના પ્રેમીને નિરાકાર બ્રહ્મના શુદ્ધ, બોધસ્વરૂપ, જ્ઞાનસ્વરૂપ, સત્, ચિત્, ઘન, નિત્ય, અજ,

અવિનાશી વગેરે વિશેષણો સાથે આનંદ શબ્દ જોડીને એને સંભળાવવા.

(૧૦) જો કાશી વગેરે તીર્થોમાં લઈ જવો હોય તો એને પૂછવું. એની ઈચ્છા હોય, ત્યાં સુધી પહોંચવામાં શંકા ન હોય, વૈદ્યોની સમ્મતિ મળી જાય, એટલા રૂપિયા ખરચ કરવાની શક્તિ હોય તો ત્યાં લઈ જવો.

(૧૧) પ્રાણ-વિયોગ પછી પણ ઓછામાં ઓછી પંદર-વીસ મિનિટ સુધી કોઈને ખબર ન આપવી. ભગવન્નામનું કીર્તન કરતાં રહેવું. જેથી ત્યાંનું વાતાવરણ સાત્ત્વિક રહે. રોવાનો કકળાટ ન થાય, કેમકે એ વખતનું રોવું પ્રાણી માટે સારું નથી.

(૧૨) ઘરવાળા સમજદાર હોય તો એમણે રોવું નહીં. બીજા લોકોએ પણ એમની પાસે જઈને એમને કેવળ સહાનુભૂતિના શબ્દો સંભળાવીને રોવડાવવાનો પ્રયત્ન ન કરવો.

(૧૩) શોક-ચિહ્નો બાર જ દિવસ સુધી રાખવાં.

(૧૪) બાર વર્ષથી ઓછી ઉંમરના બાળક-બાળકીઓના મરણનો શોક ન મનાવવો.

(૧૫) મૃતક માટે શોકસભા ન કરતાં પોતાની સાવધાની માટે સભા કરવી. એ વાત યાદ રાખવી કે આ જ રીતે એક દિવસ આપણું પણ મૃત્યુ થશે.

(૧૬) જીવન્મુક્ત પુરુષના મૃત્યુ પર શોક ન કરવો, એમ કરવું એનું અપમાન કરવા બરાબર છે.



# આદર્શ નારી સુશીલા

**(૧)**

શ્રીમદ્ભગવદ્ગીતામાં મનુષ્યને આત્મકલ્યાણ માટે દૈવી સંપત્તિ ધારણ કરવાનું કહેવામાં આવ્યું છે.* તેથી કલ્યાણવાંછુ મનુષ્યે દૈવી સંપત્તિમાં જણાવેલા સદ્ગુણો-સદાચારોને અમૃતતુલ્ય સમજીને તેમનું સેવન કરવું જોઈએ. ગીતાના સોળમા અધ્યાયની શરૂઆતમાં જ ત્રણ શ્લોકોમાં ભગવાને સદ્ગુણો-સદાચારોના સારરૂપે દૈવી સંપત્તિનાં છવ્વીસ લક્ષણો આ રીતે જણાવ્યાં છે –

**અભયં સત્ત્વસંશુદ્ધિર્જ્ઞાનયોગવ્યવસ્થિતિઃ ।**
**દાનં દમશ્ચ યજ્ઞશ્ચ સ્વાધ્યાયસ્તપ આર્જવમ્ ॥**
**અહિંસા સત્યમક્રોધસ્ત્યાગઃ શાન્તિરપૈશુનમ્ ।**
**દયા ભૂતેષ્વલોલુપ્ત્વં માર્દવં હ્રીરચાપલમ્ ॥**
**તેજઃ ક્ષમા ધૃતિઃ શૌચમદ્રોહો નાતિમાનિતા ।**
**ભવન્તિ સમ્પદં દૈવીમભિજાતસ્ય ભારત ॥**

(શ્રીમદ્ભગવદ્ગીતા - ૧૬/૧-૩)

"(૧) ભયનો સર્વથા અભાવ, (૨) અંતઃકરણની સંપૂર્ણ નિર્મળતા, (૩) તત્ત્વજ્ઞાનની પ્રાપ્તિ માટે ધ્યાનયોગમાં નિરંતર દૃઢ સ્થિતિ, (૪) સાત્ત્વિક દાન, (૫) ઈન્દ્રિયદમન, (૬) ભગવાન, દેવતા અને વડીલોની પૂજા તથા અગ્નિહોત્ર આદિ ઉત્તમ કર્મોનું આચરણ, (૭) શાસ્ત્રોનું અધ્યયન-વાચન તથા ભગવાનના નામનું અને તેમના ગુણોનું કીર્તન, (૮) સ્વધર્મના પાલન માટે દુઃખ સહન કરવું, (૯) ઈન્દ્રિયો સહિત અંતઃકરણની ઋજુતા, (૧૦) મન, વાણી અને શરીરથી કોઈને પણ કોઈ પણ પ્રકારનું કષ્ટ ન આપવું, (૧૧) પ્રિય અને સત્ય વાણી, (૧૨) પોતાનો અપકાર કરનાર પ્રત્યે પણ ક્રોધ ન થવો, (૧૩) કર્મોમાં સ્વાર્થનો અને કર્તાપણાના અભિમાનનો અભાવ, (૧૪) અંતઃકરણની ઉપરતિ અર્થાત્ ચિત્તની ચંચળતાનો અભાવ,

(૧૫) કોઈની પણ નિંદા વગેરે ન કરવાં, (૧૬) તમામ જીવો-પ્રાણીઓ પ્રત્યે નિર્હેતુક દયા, (૧૭) ઈન્દ્રિયોનો વિષયભોગો સાથે સંયોગ થવા છતાં તેમના પ્રત્યે આસક્તિ ન થવી, (૧૮) મૃદુતા, (૧૯) લોકવિરુદ્ધ અને શાસ્ત્રવિરુદ્ધ આચરણ કરવામાં લજ્જાભાવ, (૨૦) નિરર્થક ક્રિયાઓનો અભાવ, (૨૧) તેજ, (૨૨) ક્ષમા, (૨૩) ધૈર્ય, (૨૪) બાહર-ભીતરની શુદ્ધિ, (૨૫) કોઈના પણ પ્રત્યે દ્વેષભાવ ન હોવો અને (૨૬) પોતાનામાં પૂજ્યપણાનો અભાવ - આ બધાં હે અર્જુન! દૈવી સંપત્તિને લઈને ઉત્પન્ન થયેલા માણસનાં લક્ષણો છે.''

પ્રત્યેક સ્ત્રી-પુરુષ આ દૈવી સંપત્તિનાં છવ્વીસ લક્ષણોને પોતાનામાં યથાયોગ્ય ધારણ કરવા માટેની કંઈક પદ્ધતિ જાણી શકે તે હેતુથી અહીં એક વાર્તા પ્રસ્તુત કરવામાં આવે છે –

પ્રયાગમાં એક બ્રાહ્મણ રહેતા હતા. તેમનું નામ હતું દેવદત્ત. તેઓ મોટા વિદ્વાન, સરળ સ્વભાવના, સદાચારી અને ઈશ્વરભક્ત હતા. રાજ્યના અધિકારીઓ પણ તેમનો ઘણો આદર કરતા હતા. તેમની પત્નીનું નામ ગૌતમી હતું. તે ઘણી જ સરળ, સાદીસાધી, ભોળા સ્વભાવની અને અભણ હતી. તેને એકથી સો સુધી ગણતાં પણ આવડતું ન હતું. તેને ત્રણ પુત્રો અને એક પુત્રી હતાં. મોટા દીકરાનું નામ સોમદત્ત, વચેટનું નામ રામદત્ત અને સૌથી નાના દીકરાનું નામ મોહનલાલ હતું. ત્રણેય સુશિક્ષિત અને સદાચારી હતા. દીકરીનું નામ હતું રોહિણી. આ બધાંનાં લગ્ન થઈ ચૂક્યાં હતાં. રોહિણીના પતિનું અવસાન નાની ઉંમરમાં જ થયું હતું અને તેને કોઈ સંતાન થયું ન હતું, તેથી તે પિયરમાં જ રહેતી હતી. દીકરાઓની પત્નીઓનાં નામ અનુક્રમે રામદેવી, ભગવાનદેવી અને સુશીલા હતાં. આ પૈકીની પહેલી બે સ્ત્રીઓ તો અભણ અને મૂર્ખ હતી, પરંતુ સુશીલા ઘણી વિદ્વાન હતી. તે પોતાના નામ પ્રમાણે જ ઘણી શીલવતી હતી. તે અત્યંત શાંત સ્વભાવની, સદ્‌ગુણ-સદાચારસંપન્ન, ઈશ્વરભક્ત અને પતિવ્રતા હતી. તે સુશિક્ષિત હતી અને તમામ કાર્યોમાં હોંશિયાર હતી. તે કપડાં વેતરવા-સીવવામાં, ભરતગૂંથણ કરવામાં, કપડાં પર વેલ-બુટ્ટા બનાવવામાં, ગંજી-મોજાં ગૂંથવામાં, સુંદર લખાણ કરવામાં તેમ જ ચિત્રકામ, શિલ્પ આદિ કળાવિદ્યાઓમાં ઘણી પ્રવીણ હતી. તેનામાં ત્યાગ, સેવાભાવ, ધૈર્ય, કાર્યકુશળતા વગેરે ગુણો વિશેષરૂપે હતા. જ્યારથી સુશીલા ઘરમાં આવી ત્યારથી ઘરમાં જાણે સુવ્યવસ્થા જ આવી ગઈ. તેણે બધાંને પોતાની નિઃસ્વાર્થ સેવાથી મુગ્ધ બનાવીને પોતાને અનુકૂળ કરી લીધાં. તે બધાંની સાથે ઘણા પ્રેમથી યથાયોગ્ય વ્યવહાર કરતી હતી. વડીલોનો આદર કરતી, પોતાનાથી નાનાં ઉપર દયા અને સ્નેહ દાખવતી તથા સરખી ઉંમરની સ્ત્રીઓ સાથે મિત્રતા રાખતી હતી. તેના કામકાજથી અને સુશીલ સ્વભાવથી ઘરનાં લોકો તો સંતુષ્ટ રહેતાં જ હતાં, મહોલ્લાનાં અન્ય સ્ત્રીપુરુષો પણ તેના ગુણોથી પ્રભાવિત થઈને હંમેશાં તેની પ્રશંસા કરતાં હતાં. સુશીલા જોકે નાની ઉંમરની અને નવોઢા હતી, પણ તેના ગુણોની એટલી ખ્યાતિ થઈ ગઈ કે ઘણે દૂરથી સ્ત્રીઓ તેની સલાહ અને શિખામણ લેવા આવતી હતી.

પંડિત દેવદત્તજી હંમેશાં નિયમિતપણે સંધ્યા, ગાયત્રી, પૂજા-પાઠ અને જપ-ધ્યાન કરતા હતા. તેઓ ઉપદેશ, વ્યાખ્યાન અને ગોરપદાથી પોતાના પરિવારનું ગુજરાન ચલાવતા હતા. તેમના બંને મોટા દીકરા શહેરમાં જ વેપારધંધો કરતા હતા

અને તેમાંથી જે કંઈ કમાણી થતી હતી તે પિતાજીને સોંપી દેતા હતા. નાનો દીકરો મોહનલાલ કૉલેજમાં ભણતો હતો. ઘરમાં જે કંઈ પણ ભોજનખર્ચ થતો તે માટે પંડિતજી પોતાની પત્નીને દર મહિને કેટલાક રૂપિયા આપતા રહેતા હતા, જેનાથી તે પોતાના રસોઈયા અથવા નોકર મારફતે બજારમાંથી જરૂરી સાધન-સામગ્રી મંગાવી લેતી હતી. ગૌતમીને અત્યંત ભોળી જાણીને રસોઈયો અને નોકર, બંનેય જણ બેઈમાની અને ચોરી કરતા હતા. તેઓ જે ચીજનો જે ભાવ બતાવતા, ગૌતમી તેમને તેટલી જ રકમ આપી દેતી હતી. વળી, રૂપિયા-પૈસા પણ તે બંને જ ગણતા હતા, કારણ કે ગૌતમીને તો ગણવાનું આવડતું જ ન હતું. તેઓ માગીને રૂપિયા લઈ જતા અને થોડીક ચીજો લાવીને કહી દેતા કે બધા રૂપિયા પૂરા થઈ ગયા. કોઈ વાર મોટો-મોટો હિસાબ બતાવતા, તો કોઈ વાર બતાવતા પણ નહિ. બતાવતા તોપણ ગૌતમીને તો કશી સમજણ પડતી નહિ.

બુદ્ધિશાળી સુશીલાને તેમની ચોરી-ચાલાકી સમજતાં વાર લાગી નહિ. તેણે વિચાર્યું - સાસુજી સ્વભાવે સરળ અને ભોળાં હોવાના કારણે આ લોકો અમારા ઘરનું ધન લૂંટી રહ્યા છે, આનો કોઈ ઉપાય કરવો જોઈએ. આખરે એક દિવસ તેણે રસોઈયાને કહ્યું – ‘મહારાજ! તમે બજારમાંથી ઘઉં, ચોખા, દાળ, શાક, ઘી તેલ, મસાલા વગેરે જે સામાન લાવો છો તે બધાનો પૂરો હિસાબ રાખવો જોઈએ.’ રસોઈયાએ ગુસ્સે થઈને કહ્યું – ‘વાહ! તું મોટી હિસાબ લેનારી આવી! અમારે ત્યાં તો બધું કામ એમ જ વિશ્વાસ ઉપર ચાલે છે. તારી સાસુ આટલી મોટી થઈ છતાં તે બિચારીએ કદી પણ કોઈ હિસાબ માગ્યો નથી અને તું કાલની આવેલી ઘરનાં અમારા બધાં પાસેથી હિસાબ માગવા માંડી? લાગે છે કે હવે તું જ ઘરની માલિકણ બની ગઈ છે!’ પુત્રવધૂ પ્રત્યેના રસોઈયાના તિરસ્કારસૂચક ગુસ્સાભર્યા શબ્દો બાજુના ઓરડામાં બેઠેલા પંડિત દેવદત્તજીના કાને પડ્યા. તેમણે સ્વાભાવિક જ ઘણી ધીરજથી રસોઈયાને ઉદ્દેશીને કહ્યું – ‘ભાઈ! વહુ તો યોગ્ય જ કહે છે, તેની સીધી વાત ઉપર આમ ગુસ્સે થવું અને તેને ધમકાવવી એ કંઈ વાજબી નથી. તમે જે હિસાબ નથી આપતા તે થોડી જ સારી વાત છે? પૈસાનો હિસાબ તો પાઈ-પાઈનો થવો જોઈએ. જે કંઈ હોય તે, હવેથી તમે આ નાની વહુને બધો હિસાબ આપતા રહેજો. તે ભણેલી છે, બધો હિસાબ લખતી રહેશે.’ પછી તેમણે વહુને કહ્યું – ‘બેટી! તારી સાસુ તો ભોળી છે. હવે તું જ ઘરનો હિસાબ રાખજે.’ સુશીલા તો આ ઈચ્છતી જ હતી. તે લેવડ-દેવડનો પૂરેપૂરો હિસાબ રાખવા લાગી. રસોઈયો અને નોકર એ બંનેય પાસે બજારમાંથી જે કંઈ ચીજવસ્તુ મંગાવવામાં આવતી તેનો બધો હિસાબ તેમને પૂછીને લખી લેતી હતી.

તેની સેવા તથા તેના સ્વભાવ અને ગુણોના કારણે આખા ઘરનાં બધાં સ્ત્રી-પુરુષો ઘણાં મુગ્ધ હતાં, પરંતુ સ્વાર્થી રસોઈયો અને નોકર તેને પોતાના રસ્તાનું રોડું સમજીને તેની ઈર્ષ્યા કરવા લાગ્યા. તેઓ દરેક વાતે તેની ભૂલ ખોળ્યા કરતા અને ઘરની અન્ય સ્ત્રીઓનાં મન દૂષિત કરતા રહેતા હતા. ક્યારેક ક્યારેક તેઓ ટોણો પણ મારતા કે ‘આ સુશીલા તો તમારા સહુની માલિકણ છે. જુઓ ને, તે આવી છે તમારી સામે અને હવે તમારા ઉપર હુકમ ચલાવવા માંડી છે!’ પરંતુ તેઓ કહેતી – ‘એ બિચારી

તો અમારા સહુના હુકમ પ્રમાણે ચાલે છે અને તે છે પણ ઘણી સુશીલ. તમે નકામું આવું બધું શા માટે કહ્યા કરો છો?' પણ નોકરો તો તેની પાછળ પડી ગયા હતા. જ્યારે તક મળતી ત્યારે તેના પર ખોટો દોષ મૂકીને ઘરનાંઓને ભંભેરતા રહેતા હતા. આવું થતું રહેવા છતાં પણ સુશીલાના ચિત્તમાં કદી પણ વિક્ષેપ કે અશાંતિ જોવામાં આવતી ન હતી. તે તો હરહંમેશ પ્રસન્નચિત્ત રહ્યા કરતી. પરંતુ બીજી સ્ત્રીઓ મૂર્ખ હતી, તેથી વારંવાર પેલાઓની વાતો સાંભળવાથી તેની અસર તે સ્ત્રીઓ પર થવા લાગી. રસોઈયા અને નોકરની વાતો સાચી માનીને તે સ્ત્રીઓ ઘરના પુરુષોને પણ સુશીલાની વિરુદ્ધમાં અનેક પ્રકારની વાતો કહેવા લાગી; પરંતુ સુશીલાના ગુણોથી પ્રભાવિત હોવાના કારણે પુરુષો પર તેમની વાતોની કંઈ પણ અસર થઈ નહિ.

થોડાક સમય પછી સુશીલાને એક દીકરી જન્મી. તેનું નામ રાખવામાં આવ્યું ઈન્દ્રસેની. તેના બે વર્ષ પછી એક દીકરો જન્મ્યો, જેનું નામ પંડિતજીએ ઈન્દ્રસેન રાખ્યું. દીકરાનો જન્મ થયા પછી થોડાક દિવસો બાદ સોમદત્ત વગેરેએ અનેક સગાંસંબંધીઓ અને મિત્રોને બોલાવીને, બજારુ મીઠાઈ, પાન, બીડી, સિગારેટ વગેરેથી તેમની આગતાસ્વાગતા કરી અને તે બધા ચોપાટ-બાજીપત્તાં રમવા લાગ્યા, ઠઠ્ઠા-મશ્કરી કરવા લાગ્યા અને ધાંધલધમાલ કરવા લાગ્યા. ઘરમાં તોફાન મચી ગયું. આ બધું જોઈને સુશીલાએ વિનયપૂર્વક વિનંતી કરી – 'આ બધું શા માટે થઈ રહ્યું છે?' પરિવારજનોએ કહ્યું – 'આ તો આપણો રિવાજ છે. દીકરાની રક્ષા માટે ઉત્સવ મનાવાઈ રહ્યો છે.' વહુએ હાથ જોડીને વિનયપૂર્વક કહ્યું – 'આનાથી તો ખરાબ સંસ્કારો પડે છે, પૈસા પણ નકામા વેડફાય છે અને ધાંધલધમાલ થવાથી મને ઊંઘ પણ ઓછી આવે છે. આથી, મને તો આમાં હાનિ સિવાય કોઈ જ લાભ દેખાતો નથી. મારા પિયરમાં તો ઘણો સારો રિવાજ છે. ત્યાં તો બાળકનો નામકરણ-સંસ્કાર થયા પછી વેદ અને ગીતાનો પાઠ, કથા-કીર્તન વગેરે થાય છે. ધર્માત્મા, ભક્ત, દાની, પરોપકારી અને શૂરવીર પુરુષોની કથાઓ સંભળાવવામાં આવે છે, જેમાંથી ઘણો જ સારો બોધ મળે છે. તેથી મારી તો એ જ વિનંતી છે કે આ પ્રમાદનાં કાર્યો બંધ કરાવવામાં આવે.' સુશીલાનાં આ વિનયયુક્ત વાક્યોની તેમના પર સારી અસર થઈ. તેમણે તરત જ તે બધું બંધ કરાવ્યું અને સુશીલાના કહ્યા મુજબ બધી વ્યવસ્થા કરી દીધી.

ઘરમાં બીજો કોઈ છોકરો નહિ હોવાના કારણે ગૌતમી તે છોકરાને વિશેષ પ્રેમ કરતી હતી. તેણે છોકરાના હાથ અને પગમાં કાળા દોરા બાંધી દીધા અને ગળામાં એક માદળિયું પહેરાવ્યું, જેમાં વાઘનખ, લાખ અને લોઢાની વીંટી, તાવીજ, જરખનો નખ વગેરે પરોવેલાં હતાં. થોડા સમય પછી તે દોરા છોકરાના હાથ-પગનાં કાંડાં અને સ્નાયુઓમાં થોડાક દબાઈને એવા બેસી ગયા કે જેથી ત્યાં નિશાન પડ્યાં તથા તે માદળિયાને લીધે છાતી અને પીઠ ઉપર ઘણી જગ્યાએ નિશાન પડ્યાં. આ જોઈને સુશીલાએ સાસુને કહ્યું – 'માતાજી! બાળકના હાથે-પગે આ દોરા શા માટે બાંધ્યા છે? આનાથી તો તેના હાથ-પગ નબળા રહી જશે અને તેમાં નિશાન તો પડી જ ગયાં છે. આ માદળિયું રાત્રે તેના શરીરમાં ઘૂસી જાય છે તેથી પણ કેટલીક જગ્યાએ નિશાન પડી ગયાં છે. આ બધું બાંધવાથી શો લાભ?'

ગૌતમી બોલી – 'ડાકણ, પૂતના વગેરેની

નજરના દોષમાંથી બચાવવા માટે, છોકરાની રક્ષાના હેતુસર આ બાંધવામાં આવે છે.' આ સાંભળીને સુશીલાએ પૂછ્યું – 'ઈન્દ્રસેનીને તો તમે આ બધું ક્યારેય બાંધ્યું નથી, એમ કેમ?'

ગૌતમીએ જવાબ આપ્યો – 'છોકરીઓની રક્ષા તો ભગવાન કરે જ છે, તેથી તેમને આ બધું બાંધવાની જરૂર નથી.' સુશીલાએ હાથ જોડીને ઘણા જ વિનય સાથે કહ્યું – 'માતાજી! ભગવાન તો બધાંયની રક્ષા કરે છે, તો તેઓ જ આની પણ રક્ષા કરશે. એ માટે આપણે આટલી બધી ચિંતા શા માટે કરવી જોઈએ? આ બધું કરવાથી તો ઊલટાનું ભગવાનમાં અવિશ્વાસ જ પ્રગટ થાય છે તથા તેથી કોઈ લાભ પણ જણાતો નથી.'

સુશીલાની આ યુક્તિસંગત વાતો ગૌતમીને પસંદ પડી ગઈ અને તેણે બાળકના ગળામાંથી માદળિયું અને હાથે-પગે બાંધેલા દોરા તે જ દિવસે કાઢી નાખ્યા.

**(૨)**

થોડાક દિવસો પછી હરદ્વારમાં કુંભનો મેળો ભરાયો. બધા દીકરાઓએ મળીને પંડિતજી આગળ પ્રસ્તાવ મૂક્યો કે તમો રજા આપો તો આપણે બધાં કુંભનો મેળો માણવા હરદ્વાર જઈએ. આ સાંભળીને પંડિતજીએ કહ્યું – 'ઘણી સારી વાત છે. હું પણ આવીશ.' પછી તો વાર શી? તરત જ તૈયારી થઈ ગઈ અને ઘરની વ્યવસ્થા કરી લઈને તેઓ સમસ્ત પરિવાર સાથે ચાલી નીકળ્યા. ચાલતી વખતે સુશીલાએ બધાંને વિનંતી કરી – 'મેળામાં ધુતારા, ચોર, જાદુ-ટોણા કરનારા અને લુટારાઓ પણ આવતા હોય છે. તે બધાંથી બહુ સાવચેત રહેવું. કોઈ પણ અજાણ્યાં સ્ત્રી-પુરુષ સાથે કદી પણ સંબંધ બાંધવો નહિ. કોઈએ આપેલી વસ્તુ સ્વીકારવી નહિ અને કોઈ અપરિચિત વ્યક્તિમાં વિશ્વાસ પણ કરવો નહિ જોઈએ. યાત્રા દરમિયાન ખાવા-પીવામાં સંયમ રાખવો અને હંમેશાં ધૈર્ય અને વિવેકથી કામ લેવું એ યોગ્ય છે. કોઈની પણ આગળ કમજોર અને ડરપોક નહિ બનવું જોઈએ, બલકે ધૈર્યપૂર્વક ઉત્સાહ અને હિંમતથી કામ પાર પાડવું.'

રસ્તામાં બધાંએ અયોધ્યામાં ઉતારો કરીને સ્નાન-દર્શન કરવાનું વિચાર્યું અને તેમણે ત્યાં જઈને એક ધર્મશાળામાં મુકામ કર્યો. બધાંએ સરયૂમાં સ્નાન કરીને મંદિરોમાં જઈને ભગવાનનાં દર્શન કર્યાં અને ધર્મશાળામાં પાછાં આવી ગયાં. રસોઈયો ધર્મશાળાની બહાર ચોતરા પર બેઠો હતો. ત્યાં એક ઠગ આવ્યો અને તેણે કહ્યું – 'હું તમને એક મસાલો આપું છું. તેને તમે દાળમાં નાખશો તો દાળ ઘણી સારી બનશે અને તે ખાવાથી બધાં ઘરનાં માણસો તમને વશ થઈ જશે.' રસોઈયો મૂર્ખ તો હતો જ. તેણે તેની પાસેથી તે મસાલો લઈ લીધો અને થોડોક દાળમાં નાખ્યો તથા બાકી વધેલો મસાલો પડીકામાં બાંધીને અલગ મૂકી રાખ્યો. રસોઈ તૈયાર થઈ જતાં સોમદત્ત અને રામદત્ત - બંને ભાઈઓ, ઈન્દ્રસેન, ઈન્દ્રસેની અને બહેન રોહિણીએ ભોજન કર્યું. તે બધાંય ભોજન કરતાં જ બેહોશ થઈ ગયાં. આ જોઈને સુશીલાએ નક્કી કર્યું કે જરૂરે ભોજનમાં જ કંઈક ગરબડ છે, નહિતર આ બધાં બેહોશ કેમ થાય?

તે તત્કાળ રસોડામાં ગઈ અને તેણે ત્યાં જોયું કે કાગળના એક પડીકામાં ધતૂરાનાં બીજ મૂકી રાખેલાં છે. તેણે રસોઈયાને પૂછ્યું – 'આજે એવું શું ખવડાવી દીધું છે કે જેથી ખાનારાં બધાં બેહોશ થઈ ગયાં?' રસોઈયાએ કહ્યું – 'કંઈ નહીં.' સુશીલા બોલી – 'કંઈ નથી ખવડાવ્યું

તો આ બધાં બેહોશ કેમ થઈ ગયાં? તમે સાચી વાત કહી દો, નહિતર તમારી ઉપર કાનૂની કાર્યવાહી કરવામાં આવશે.' આમ કહીને સુશીલાએ તેને ધતૂરાનાં બીજ દેખાડ્યાં અને પૂછ્યું – 'આ બીજ શા માટે લાવવામાં આવ્યાં છે?' રસોઈયો બોલ્યો – 'એક સજ્જન આવ્યા હતા. તેઓ મને વીસ રૂપિયા તો દાનસ્વરૂપે ભેટ આપી ગયા છે અને આ મસાલો પણ એવું કહીને આપી ગયા છે કે તેને દાળમાં નાખવાથી દાળ સારી બનશે અને તે ખાઈને બધાં ખુશ થઈ જશે. મેં મસાલો જોયો નહિ, થોડો દાળમાં નાખ્યો અને વધેલો પડીકામાં મૂકી રાખ્યો.'

સુશીલાએ બધી વાત તરત જ પોતાના પતિને કહી અને સત્વરે ઉપચાર કરવા જણાવ્યું. મોહનલાલે પંડિતજીને કહ્યું. આ બધું સાંભળીને પંડિતજીને ઘણું દુ:ખ અને આશ્ચર્ય થયું. તેમણે ઔષધ-ઉપચાર માટે તે જ ક્ષણે સારા વૈદ્યોને બોલાવી લાવવા કહ્યું અને પછી રસોઈયાને બોલાવીને તેને ધમકાવ્યો – 'તેં અમને બધાંને મારી નાખવા વિચાર્યું હતું. તને પોલીસમાં સોંપી દેવો જોઈએ.' આથી, રસોઈયાએ પોતાને માફ કરવા તેમને વિનંતી કરી, ત્યારે પંડિતજીએ માફ કરતાં કહ્યું – 'ભવિષ્યમાં કોઈની સાથે આવું કામ કદી પણ કરતો નહીં.' એટલામાં વૈદ્ય આવી પહોંચ્યા અને તત્કાળ અનુકૂળ ઔષધ-ઉપચાર થવાથી બધાં બચી ગયાં. બધાંએ સુશીલાનાં વખાણ કર્યાં.

બીજા દિવસે તેઓ ત્યાંથી ચાલી નીકળ્યાં. ગાડી જ્વાલાપુર પહોંચી. બાળકો તરસ્યાં થયાં હતાં, તેથી સુશીલા તેમને સાથે લઈને પાણી પિવડાવવા માટે નીચે ઊતરી. એટલામાં ગાડી ઊપડી અને તે સ્ટેશન પર રહી ગઈ. ઘરનાં માણસોએ સાંકળ ખેંચી, પણ તે બગડેલી હોવાથી ગાડી રોકાઈ નહિ. પંડિત દેવદત્તજી અને અન્ય બધાં હરદ્વાર પહોંચ્યાં. શહેરમાં બધી જગ્યાઓ રોકી લેવાયેલી હતી, તેથી તેમણે ગંગાજીના કિનારે તંબૂ બનાવીને તેમાં મુકામ કર્યો. પરંતુ બાળકો સાથે સુશીલાના છૂટા પડી જવાથી તેઓ ઊંડી ચિંતામાં પડી ગયેલાં હતાં અને તેથી તેની શોધ કરવા લાગ્યાં.

આ બાજુ, સુશીલા ગભરાયા વિના બાળકોને તેડીને પગપાળા ચાલતી ચાલતી જ્વાલાપુરથી હરદ્વાર આવી ગઈ અને એક મંદિરમાં જઈને ઉતારો કર્યો. તેણે ત્યાંના વિદ્વાન પુજારીજીને પોતાનો બધો હાલ સંસ્કૃતમાં કહી સંભળાવ્યો. તેની વિદ્વત્તાનો પુજારીજી ઉપર મોટો પ્રભાવ પડ્યો. તેમણે તેને ત્યાં ઉતારો કરવા માટે જગ્યા આપી. હવે તેણે ઘણાબધા કાગળ મંગાવીને તેમાં પોતે જ્વાલાપુરથી અહીં આવી જઈને મંદિરમાં ઉતારો કર્યો છે એ વાત લખી અને મંદિરનું સરનામું વગેરે વિગતો લખી. પુજારીજીની મદદથી પરોપકારી સ્વયંસેવકો મારફતે તે જાહેરાતના કાગળો શહેરનાં મુખ્ય-મુખ્ય સ્થળોએ ચોંટાડવામાં આવ્યા અને પોલીસને પણ જાણ કરવામાં આવી. તેથી આ સમાચાર તરત જ બધી જગ્યાએ ફેલાઈ ગયા. ઘરનાં માણસો તો શોધખોળ કરી જ રહ્યાં હતાં. તેમને ખબર પડતાં જ તેઓ મંદિરમાં જઈને બાળકો સહિત સુશીલાને લઈ આવ્યાં. તેની આ અદ્ભુત કાર્યકુશળતા અને ધૈર્ય જોઈને ઘરનાં માણસો ઘણાં ખુશ થયાં.

ત્યાં મેળાની ભીડને કારણે તેમને ચોખ્ખું દૂધ મળતું ન હતું અને તેમણે થોડાક દિવસો ત્યાં રહેવાનું હતું. તેથી બસો રૂપિયામાં એક ગાય ખરીદી લીધી અને તેઓ ત્યાં સુખેથી રહેવા લાગ્યાં. તેઓ રાત્રે વારાફરતાં જાગીને ચોકી

કરતાં હતાં. એક દિવસની વાત છે - સુશીલા પહેરો ભરતી હતી, રાતના ચાર વાગ્યા હતા, તે સમયે ચોર આવ્યો અને તે ગાયને ખીલેથી છોડીને લઈ ચાલ્યો. સુશીલા ઘણી દૂરંદેશી હતી, તેણે પહેલાંથી જ તંબૂમાં એક ઘંટ મંગાવીને રાખી મૂક્યો હતો અને ઘરનાં માણસોને કહી રાખ્યું હતું કે 'કોઈ ચોર વગેરે આવશે અથવા કોઈ આફત આવશે તો હું જોરથી ઘંટ વગાડીશ.' મોટેથી બૂમો પાડવામાં સંકોચ થાય છે અને જાણ નહિ કરવાથી આફત ટળતી નથી, ચોર ધન લઈ જાય છે, તેથી સુશીલાએ અગમચેતી દાખવીને આવી વ્યવસ્થા કરી હતી. તેણે ચોરને જોઈ લીધો અને તે ઘણા જોરથી ઘંટ વગાડવા લાગી. ઘંટનો અવાજ સાંભળતાં જ બધાં જાગી ગયાં અને બધાંએ એકસાથે હલ્લો કર્યો – 'શું છે? શું છે?' એટલામાં ચોર નાસી ગયો. વહુની આ બુદ્ધિમત્તાથી બધાં ઘણાં ખુશ થયાં.

જ્યારે કુંભનું પર્વ આવ્યું ત્યારે તે બધાં હરકી-પૈડીમાં સ્નાન કરવા નીકળ્યાં. અત્યંત ભીડ હોવાના કારણે કેટલાંક યાત્રી રસ્તામાં દબાઈ-કચડાઈને મરી ગયાં, પરંતુ બુદ્ધિશાળી સુશીલા ઘરનાં માણસોને ઘણી ચતુરાઈથી ભીડમાંથી બહાર કાઢતી, સડકના કિનારે કિનારે ચલાવીને ઘાટ ઉપર લઈ ગઈ. ગંગાસ્નાન કરીને બધાં મુકામ પર પાછાં આવી ગયાં. પછી એક-બે દિવસ બાદ તે બધાં પ્રયાગમાં પાછાં આવી ગયાં અને પોતાના ઘરમાં પહેલાંની જેમ રહેવા લાગ્યાં.

## (૩)

એક વાર ઉનાળાની પૂર્ણિમાનો દિવસ હતો. સુશીલા પોતાના ઘરની અગાશીમાં ટહેલતી હતી. પાડોશના ઘરની માલિકણ પણ પોતાના ઘરની અગાશીમાં આવેલી હતી. તે સંપન્ન પરિવારની વિધવા બ્રાહ્મણી હતી. તેને બે દીકરા હતા, એક સોળ વર્ષનો અને બીજો ત્રણ વર્ષનો. બંને ઘરોની અગાશીઓ સમતળ હોવાથી સામે જઈને સુશીલાએ તેને નમસ્કાર કર્યા. બ્રાહ્મણી ઘણી કંકાસણી હતી. તે બોલી – 'કેમ 'લી! તું ચાર ચોપડી ભણી છે, તેથી અભિમાનમાં મને ચીડવે છે?' સુશીલા બોલી – 'ના જી! હું તો તમને પોતાની માતા અને સાસુ જેવાં માનીને નમસ્કાર કરું છું.' બ્રાહ્મણી બોલી – 'ઠીક, ત્યારે તો તું મને ચતુરાઈથી તારા બાપની અને સસરાની બૈરી બનાવવા માગે છે! તારા એ નપાવટ બાપ અને સસરાની દાઢી બાળું, જે મને પોતાની બૈરી બનાવવા માગે છે!' તે આ રીતે ગાળો ભાંડવા લાગી અને પછી નીચે ઊતરીને ઘરની બહાર નીકળીને રસ્તા ઉપર તેણે ધાંધલ મચાવી મૂકી. જ્યારે રસ્તે જતાં અને આડોશપાડોશનાં ઘણાં લોકો એકઠાં થઈ ગયાં ત્યારે તે તેમને કહેવા લાગી – 'આ છોકરી સુશીલાનો ઘમંડ તો જુઓ, મને તે પોતાના બાપની અને સસરાની બૈરી બનાવે છે!'

જે લોકો સુશીલાનાં હિતેચ્છુ હતાં તેઓ તે બ્રાહ્મણીની જાતજાતની ગાળો સાંભળીને સુશીલા પાસે જઈને કહેવા લાગ્યાં કે, 'તું પોતાના પતિને કહીને પોલીસમાં આની વિરુદ્ધ ફરિયાદ માંડ. અદાલત આને સજા કરશે. કોઈ પણ વ્યક્તિ કોઈને અનુચિત ગાળો દઈ શકે નહિ.' આ સાંભળીને સુશીલાએ હાથ જોડીને ઘણા વિનય સાથે પ્રેમપૂર્વક તે બધાંને સમજાવ્યાં – 'પોલીસમાં ફરિયાદ કરવી એ ભલાં માણસોનું કામ નથી. તમે જોજો, ભગવાનની ઇચ્છા હશે તો થોડા જ સમયમાં હું તેમને પ્રેમથી પોતાનાં બનાવી લઈશ.' તેનો આ નિખાલસ, દ્રોહરહિત હિતેચ્છુભાવ-ભર્યો અને વેરભાવરહિત વ્યવહાર

જોઈને તે બધાં ખુશ થઈને ચાલ્યાં ગયાં.

એક દિવસની વાત છે - પેલી કંકાસણી બ્રાહ્મણીનો ત્રણ વર્ષનો બાળક ઘરની બહાર રસ્તા ઉપર રમી રહ્યો હતો. તે સમયે બે સાંઢ લડતા લડતા તે બાળકની નજીક આવી પહોંચ્યા. સુશીલાએ આ જોયું. તરત જ તે દોડી જઈને તે બાળકને ઊંચકીને લઈ આવી અને પેલી પાડોશણ પાસે જઈને તેણે કહ્યું – 'બાળકને રસ્તા પર એકલો નહિ છોડવો જોઈએ. બે સાંઢ લડતા લડતા આવી રહ્યા હતા. છોકરાને ઘાયલ ન કરી બેસે માટે હું તેને ઊંચકીને લઈ આવી છું.' આ સાંભળી તે કંકાસણી બોલી – 'જા રે, જા! આને તું કેમ ઊંચકી લાવી? હું પોતે જ લઈ આવત.' સુશીલાએ કહ્યું – 'હું આને લઈ આવી તો એમાં મારું શું અહિત થયું?' આમ કહીને છોકરાને તેની પાસે બેસાડીને તે પોતાના ઘરે પાછી આવી.

સુશીલાના પિયરમાં એક ધનિક બ્રાહ્મણ હતો, તેને સુશીલા પર ઘણી શ્રદ્ધા હતી. તેણે પોતાની દીકરીની સગાઈ માટે સુશીલા પાસે એક માણસ મોકલ્યો. તે છોકરીની સગાઈની વાતચીત પેલી કંકાસણી બ્રાહ્મણીના મોટા દીકરા સાથે ચાલી રહી હતી. શહેરના એક માણસે પેલી કંકાસણીને કહ્યું – 'તમારા દીકરાની સગાઈ બાબતમાં તપાસ કરવા માટે સુશીલાના પિયરનો બ્રાહ્મણ તેની પાસે આવ્યો છે.' આ સાંભળીને કંકાસણી ચમકી ગઈ અને બોલી – 'તે તો મારી સાથે ઝઘડેલી છે અને હંમેશાં મારી સાથે દુશ્મની રાખે છે.' આમ કહીને તે સુશીલાના ઘરે ગઈ, બારણા પાછળ સંતાઈને ઊભી રહી અને સુશીલા તથા તે બ્રાહ્મણની પરસ્પરની વાતચીત છાનીમાની સાંભળવા લાગી.

બ્રાહ્મણે સુશીલાને કહ્યું – 'તમારા ભાઈના મિત્રે તમારા પર વિશ્વાસ મૂકીને મને અહીં મોકલ્યો છે. તમારા પાડોશની વિધવા બ્રાહ્મણીનો એક છોકરો છે, તેની સાથે તેમની દીકરીની સગાઈ કરવા બાબતમાં તમારો શો અભિપ્રાય છે?' સુશીલા બધો હાલ જાણતી હતી. તેણે વિચાર્યું - બંનેય ધનિક છે, બંને પક્ષની સ્ત્રીઓ કંકાસણી અને કલહપ્રિય છે. આવું વિચારીને તેણે બ્રાહ્મણને કહ્યું – 'તેમના માટે આ સગાઈ બધી રીતે સારી છે.' બ્રાહ્મણે કહ્યું – 'છોકરાની માને તો લોકો કંકાસણી જણાવે છે.' સુશીલા બોલી – 'આજકાલના સમયમાં સ્ત્રીઓમાં બુદ્ધિ ઓછી હોવાના કારણે બધાં ઘરોમાં રાગ-દ્વેષ અને કંકાસ રહે છે, તેથી એકબીજાની નિંદા કરવાનો સ્વભાવ પડી ગયો છે. મારી સમજ મુજબ તો તેમના માટે આ સગાઈ કરી લેવી ઘણી સારી વાત છે.' આ અભિપ્રાય લઈને બ્રાહ્મણે ત્યાંથી વિદાય લીધી.

કંકાસણી બ્રાહ્મણી શરૂથી અંત સુધીની બધી વાત સાંભળી રહી હતી. તેના મન ઉપર સુશીલાના આ વર્તનનો ઘણો સારો પ્રભાવ[૨૧] પડ્યો. તે ઘરમાં પ્રવેશીને સુશીલા પાસે ગઈ અને વિનયપૂર્વક કહેવા લાગી – 'સુશીલા! તું ધન્ય છે. મેં તો તારી સાથે ઘણું જ ખરાબ વર્તન કર્યું છે અને તેમ છતાં તું તો મારું હિત જ કરતી રહી છે. બહેન! હું તારું આવું વર્તન જોઈને મુગ્ધ થઈ ગઈ છું. તું આવી વિદ્યા ક્યાંથી શીખી છે? શું મારો સ્વભાવ પણ તારા જેવો થઈ શકે? હું તારી સોબત રાખવા ઇચ્છું છું. શું હું અવારનવાર તારે ત્યાં આવી શકું?' સુશીલાએ જવાબ આપ્યો – 'અરે, કેમ નહિ? આ તો તમારું જ ઘર છે. તમે અહીં આવો એ તો મારા માટે મોટા સદ્ભાગ્યની વાત છે. મારા ઉપર તમારી ઘણી દયા અને પ્રેમ છે.'

બ્રાહ્મણી ઘણી ખુશ થઈ; અને અવારનવાર સુશીલાના ઘરે જવા લાગી. સુશીલાની સોબતથી તેના પર સારી અસર થવા લાગી અને ઘણા થોડા સમયમાં તે પણ સુશીલાના જેવા સુંદર સ્વભાવની બની ગઈ.

કંકાસણી પાડોશણમાં આવું અદ્‌ભુત પરિવર્તન જોઈને સુશીલાનાં તે હિતેચ્છુઓ પર પણ ઘણી સારી અસર પડી. પહેલાં જેઓ પોલીસમાં બ્રાહ્મણી વિરુદ્ધ ફરિયાદ કરવા સુશીલાને આગ્રહ કરતાં હતાં તેઓ હવે સુશીલા પાસે આવીને કહેવા લાગ્યાં – 'સુશીલા! ભારે આશ્ચર્યની વાત છે, તેં તો તેને તારા જેવી જ બનાવી દીધી!' સુશીલા બોલી – 'આ બધી ઈશ્વરની કૃપા છે.' તે હિતેચ્છુઓએ પછી કહ્યું – 'ધન્ય છે તને! અમે આ કંકાસણી સ્ત્રીની વિરુદ્ધ પોલીસમાં ફરિયાદ કરવાનું તને જે કહેતા હતા તે અમારી ભૂલ હતી.'

થોડાક દિવસો પછી તે બ્રાહ્મણીના દીકરાનાં લગ્ન નક્કી થયાં ત્યારે તે સુશીલાના ઘરના બધા પુરુષોને આગ્રહ કરીને લગ્નમાં લઈ ગઈ. ઘરના બધા જ પુરુષો જાનમાં ગયા. એ દરમિયાન તે મહોલ્લામાં એક વાણિયાને ત્યાં ચોરી થઈ. તેથી તે વાણિયાને સાથે લઈને કોટવાલ પંડિતજીના ઘરમાં આવી ઘૂસ્યો અને બોલ્યો કે 'અમે તમારા ઘરની જડતી લેવા આવ્યા છીએ.' આ સાંભળીને ઘરની બધી સ્ત્રીઓ ગભરાઈ ગઈ, ત્યારે ગૌતમીએ સુશીલાને કહ્યું – 'વહુ! પોલીસવાળા આવ્યા છે. તેમનું આવવું સારું ન ગણાય. માટે એ લોકોને થોડા રૂપિયા-પૈસા આપીને અહીંથી વિદાય કર.' સુશીલાએ કહ્યું – 'તમે ચિંતા ન કરો. હું પોતે બધું જ ઠીક કરી લઈશ.' એ પછી સુશીલા પેલા વાણિયાને કહેવા લાગી – 'કેમ ભાઈ! અમારા ઘરમાં પુરુષોની ગેરહાજરીમાં જડતી કરાવીને શું તમે અમારી બેઈજ્જતી કરવા ઈચ્છો છો? શું તમને પોતાનો ચોરાયેલો માલ અમારા ઘરમાં હોવાની શંકા છે?' વાણિયાએ કહ્યું – 'ના બહેનજી! હું તો એવું ઈચ્છતો નથી. મને તો આ પોલીસવાળા જ અહીં લઈ આવ્યા છે.' પછી સુશીલાએ નિર્ભય રીતે કોટવાલને પૂછ્યું – 'કેમ કોટવાલજી! શું તમે અમારા ઘરની જડતી લેવા આવ્યા છો?' કોટવાલ બોલ્યો – 'કાલે રાત્રે આ વાણિયાને ત્યાં ચોરી થઈ છે, તેથી અમે જડતી લેવા અહીં આવ્યા છીએ.' સુશીલાએ નિર્ભયતાથી કહ્યું – 'ઘણું સારું! તમે મને એવું લખી આપો કે 'હું પોતાની મરજીથી તમારા ઘરની જડતી લઈ રહ્યો છું' અને એ પણ બતાવો કે જડતી લેવા છતાં કંઈ મળી નહિ આવે તો અમારે પોતાની આ બેઈજ્જતીનો દાવો કોના પર માંડવો? એ માટે જવાબદાર કોણ હશે?' આ સાંભળીને કોટવાલ ગભરાયો અને બોલ્યો – 'આ વાણિયો જ મને અહીં લઈ આવ્યો છે અને અહીં આવ્યા પછી એ વાત કબૂલતો નથી.' આ રીતે ફેરવી તોળીને તે બધા ત્યાંથી ચાલ્યા ગયા. ઘરના પુરુષો લગ્નમાંથી જ્યારે પાછા આવી ગયા ત્યારે આ ઘટના સાંભળીને ઘણા ખુશ થયા અને સુશીલાનું અત્યધિક આદર-સમ્માન કરવા લાગ્યા.

**(૪)**

આ રીતે ઘરના પુરુષો દ્વારા સુશીલાનું અત્યંત આદર-સમ્માન થવા લાગ્યું. સુશીલા પ્રત્યેના વધતા જતા આ આદર-સમ્માને ઘરની અન્ય સ્ત્રીઓના મનમાં ઈર્ષ્યાની આગ સળગાવી. તે બધી સ્ત્રીઓ સુશીલાથી મનમાં ને મનમાં બળવા લાગી અને તેને નીચું જોવડાવવા માટે તેનામાં છિદ્રાન્વેષણ કરવા લાગી; પરંતુ સુશીલામાં તો કોઈ દોષ હતો જ નહિ. તે તો બધાંની

સેવા કરતી હતી અને બધાંના ગુણોનાં વખાણ કરતી રહેતી હતી, કોઈના અવગુણો સામે તો તે કદી જોતી જ ન હતી. તેથી તે સ્ત્રીઓને કોઈ માર્ગ સૂઝતો ન હતો. ઘરની સ્ત્રીઓની આવી મનોવૃત્તિ જોઈને નોકર અને રસોઈયાએ આ પરિસ્થિતિનો લાભ ઉઠાવવાનું વિચાર્યું.

એક દિવસ ઘરની બધી સ્ત્રીઓએ રસોઈયા અને નોકરની સાથે મળી જઈને સુશીલાને પછાડવા માટે ષડ્યંત્ર ગોઠવ્યું. એક યોજના બનાવવામાં આવી અને તે મુજબ જેઠાણી રામદેવીએ એવી જૂઠી વાત ફેલાવી કે, 'મારું સોનાનું કડું ચોરાઈ ગયું છે અને એ માટે મને સુશીલા પર શંકા જાય છે.' ઘરના પુરુષોને આ વાતમાં વિશ્વાસ બેઠો નહિ. થોડા દિવસો વીત્યા પછી બહેન રોહિણીએ એવો જૂઠો પ્રચાર કર્યો કે, 'મારો ચણિયો અને એક સાડી કાલથી ગાયબ થયાં છે.' હવે પુરુષોને થોડું આશ્ચર્ય થયું કે રોજ-રોજ ઘરમાં આ ચોરી કેમ થવા લાગી! શોધખોળ કરવામાં આવી, પણ કશો પત્તો લાગ્યો નહિ. ફરી પાછું બે-ચાર દિવસો બાદ ભગવાનદેવીએ કહ્યું કે, 'મારો સોનાનો હાર કાલ રાતથી જડતો નથી.' ઘરનાં માણસોએ ઘણી તપાસ કરી, પરંતુ કશું પણ જાણવા મળ્યું નહિ. મળે પણ કેવી રીતે? જેની જે ચીજ હતી તે જ તેણે સંતાડી રાખતી હતી. ઘરની બધી સ્ત્રીઓએ પોતપોતાની ખોવાયેલી ચીજો માટે સુશીલા ઉપર જ શંકા વ્યક્ત કરી.

ત્યાં તે મહોલ્લામાં ભક્તિદેવી નામની એક વૃદ્ધ સ્ત્રી રહેતી હતી. તેનું પિયર સુશીલાના પિતાની પાડોશમાં જ હતું અને સુશીલાની માતા સાથે તેને ઘણો પ્રેમ હતો.

નોકર પાસેથી એવું જાણવા મળ્યું કે ભક્તિદેવી કાલે પોતાના પિયરમાં જવાની છે. આ જાણીને નોકર, રસોઈયો અને ઘરની સ્ત્રીઓ - એ બધાંએ મળી જઈને એક કાવતરું ઘડ્યું. જે ચાર ચીજો ખોવાયાની વાત ફેલાવવામાં આવી હતી તે ચારેય ચીજોને રોહિણીએ એક થેલીમાં ભરીને તેને સીવી દીધી અને પેલી વૃદ્ધ ભક્તિદેવીને ત્યાં રસોઈયા મારફતે મોકલાવી તથા તે સાથે એક ચિઠ્ઠી લખી આપી. તે ચિઠ્ઠીમાં લખ્યું હતું કે, 'માતાજીને સુશીલાના નમસ્કાર. આ ભક્તિદેવી મારફતે આ થેલી મોકલાવી છે. આ વાતની કોઈને જાણ થવી જોઈએ નહિ.' રસોઈયાએ ભક્તિદેવી પાસે જઈને કહ્યું – 'લો, સુશીલાએ આ થેલી પોતાની માને પહોંચાડવા મોકલી છે અને કહ્યું છે કે મારી માને જ આપવાની છે, બીજા કોઈનેય નહિ.' આમ કહીને રસોઈયો પાછો ઘરે આવી ગયો.

તે રાત્રે રોહિણીએ સુશીલાને બાકાત રાખીને ઘરની બધી સ્ત્રીઓ અને પુરુષોને એકઠાં કરીને એવી વાત કરી કે, 'કેટલાક દિવસોથી આપણા ઘરની જે ચીજો ચોરાઈ રહી છે તે ચીજો માટે અમારી સુશીલા ઉપર જ શંકા છે. આપણા મહોલ્લામાં રહેતી વૃદ્ધ ભક્તિદેવી સુશીલાની મા સાથે ઘણો પ્રેમ રાખે છે, કાલે તે પોતાના પિયરમાં જવાની છે. તેની સાથે સુશીલાએ પોતાની માને પહોંચાડવા કદાચ કશુંક મોકલ્યું છે. કાલે સવારે જ ભક્તિદેવી જવા નીકળશે અને તેનો જવાનો રસ્તો આપણા ઘર આગળ જ છે. તો તેને રોકીને પૂછવું જોઈએ અને બધી ચીજો જોવી જોઈએ કે સુશીલાએ કઈ કઈ ચીજો મોકલાવી છે.'

બીજે દિવસે વહેલી સવારથી જ સુશીલાનો પતિ મોહનલાલ પોતાના ઘરના દરવાજા આગળ બેસી ગયો અને ભક્તિદેવીની વાટ જોતો રહ્યો. જ્યારે ભક્તિદેવી થેલી લઈને ત્યાંથી પસાર થઈ

ત્યારે મોહનલાલે તેને રોકી અને પૂછ્યું – 'ડોશીમા! શું લઈને જાઓ છો?' ભક્તિદેવીએ કહ્યું – 'સુશીલાએ પોતાની માને એક ચિઠ્ઠી અને એક થેલી મોકલાવી છે.' મોહનલાલ બોલ્યો – 'એ મોકલવાનાં નથી, પાછાં આપી દો.' આમ કહીને તેણે તે વૃદ્ધા પાસેથી તે થેલી અને ચિઠ્ઠી લઈ લીધી અને કહ્યું – 'હવે તમે જાઓ.'

એ પછી મોહનલાલે જ્યાં ઘરના બધા પુરુષો હતા ત્યાં તે થેલી અને ચિઠ્ઠી લઈ જઈને મૂકી અને વૃદ્ધ સ્ત્રીએ જે વાત કહી હતી તે બધી વાત પણ કહી. થેલી ખોલીને જોયું તો જે ચાર ચીજો ચોરાઈ હતી તે જ તેમાંથી મળી આવી. પછી ચિઠ્ઠી ખોલીને વાંચવામાં આવી, ત્યારે તો બધાં ગુસ્સાથી કાળઝાળ થઈ ગયાં. મોહનલાલ ક્રોધે ભરાઈને ઘરમાં ગયો અને સુશીલાને ઘણી ખરાબ ભાષામાં ધમકાવવા લાગ્યો – 'બદમાશ! નીકળી જા અમારા ઘરની બહાર. તેં જ ઘરની બધી વસ્તુઓ ચોરી છે. તેં જે થેલી અને ચિઠ્ઠી ભક્તિદેવી મારફત પોતાની માને મોકલવાની ગોઠવણ કરી હતી તે બધી પકડાઈ ગઈ છે. અમે કોઈ પણ સંજોગે તારા જેવી ચોરટીને ઘરમાં રાખવા નથી માગતા. જ્યાં તારી ઈચ્છા થાય ત્યાં ચાલી જા.' સર્વથા ખોટો અને અપ્રત્યાશિત આરોપ સાંભળીને સુશીલા કંપી ઊઠી, તેની આંખોમાંથી આંસુ વહેવા લાગ્યાં. તેણે ખૂબ જ કરુણ સ્વરમાં કહ્યું – 'સ્વામી! તમે વિશ્વાસ કરો, મેં આ કામ નથી કર્યું. ભગવાન સાક્ષી છે. તમે શાંત થઈને બધી વાત વિચારો. જરા તે વૃદ્ધાને પૂછી તો જુઓ કે તેને થેલી અને ચિઠ્ઠી કોણ આપી ગયું હતું. નથી તો મેં કોઈ ચિઠ્ઠી લખી કે નથી તો મેં કોઈ થેલી પણ ભક્તિદેવીને આપી. તમે તે ચિઠ્ઠીના અક્ષરો તો જુઓ કે તે કોના છે. તમારે આની પૂરેપૂરી તપાસ કરવી જોઈએ.' પણ મોહનલાલ તો તે સમયે ક્રોધાંધ બનેલો હતો. 'મારી પત્ની આવું કુકર્મ કરે?' - એવા વિચારથી જ તેના મનમાં ખળભળાટ મચી ગયો હતો. ક્રોધથી વિવેકનો નાશ થઈ જ જાય છે. સાચા-ખોટાની તપાસ કોણ કરે? સાબિતી સામે જ છે. તેણે ધૂંધવાઈને કહ્યું – 'તને બચાવ કરતાં શરમ નથી આવતી? તેં તો મારા ઉપર અમિટ કલંક લગાડ્યું, મારા મોઢા પર કાલિમા લીંપી દીધી, જે કદીય ધોઈ શકાશે નહિ. હું તારું મોઢું જોવા માગતો નથી. જા, અત્યારે જ નીકળી જા અહીંથી.' સુશીલાએ રોતાં-કકળતાં ઘણુંય કહ્યું પણ તેણે કશું જ સાંભળ્યું નહિ અને તેને ઘરની બહાર કાઢી મૂકી. ઈન્દ્રસેન અત્યારે ચાર વર્ષનો હતો અને ઈન્દ્રસેની છ વર્ષની હતી. તેમને દાદીએ પોતાની પાસે રાખી લીધાં. કાવતરાખોર રસોઈયો, નોકર અને ઘરની સ્ત્રીઓ - એ બધાંને પોતાની સફળતાનો આનંદ હતો. તેઓ હસી રહ્યાં હતાં અને કૂદી-કૂદીને કહી રહ્યાં હતાં – 'અમે તો પહેલાંથી જ જાણતાં હતાં કે આ આટલી મોટી મોટી વાતોનો ડોળ કરનારી ચોક્કસ જ નીચ છે; પણ એણે તો બધાં પર જાદૂ જ કર્યો હતો, આજે બધું જ પોલ ખૂલી ગયું.'

આવો અનુચિત વ્યવહાર જોઈને પણ સુશીલાના હૃદયમાં કોઈ ક્રોધ થયો નહિ અને કોઈ પ્રતિહિંસાનો ભાવ પણ ઉત્પન્ન થયો નહિ. તે કોઈને પણ દોષિત નહિ ગણતાં પોતાના પ્રારબ્ધને દોષ આપવા લાગી. તેણે વિચાર્યું – 'જો નિરપરાધ મારા ઉપર કલંક લગાડીને મારા પતિદેવ જ મને ત્યજી રહ્યા છે તો આવી સ્થિતિમાં મારા જીવવાનું શું પ્રયોજન છે?' પરંતુ શાસ્ત્રોએ બતાવ્યું છે કે સ્ત્રી માટે પતિ જ તીર્થ છે, પતિ જ વ્રત છે અને પતિ જ સર્વ કાંઈ છે - આમ સમજીને તેણે વિચાર્યું – મારે તેમના

વિધાનમાં જ સંતુષ્ટ રહેવું જોઈએ અને હર સમયે ધીરજ રાખવી જોઈએ. વિપત્તિ તો બધા મનુષ્યો પર આવતી હોય છે. સમજુ મનુષ્યે પોતાના ધૈર્ય અને ધર્મનો કદી પણ કોઈ પણ સ્થિતિમાં ત્યાગ કરવો જોઈએ નહિ. ભગવાન શ્રીકૃષ્ણે ગીતામાં કહ્યું છે –

**દુઃખેષ્વનુદ્વિગ્નમનાઃ સુખેષુ વિગતસ્પૃહઃ ।**
**વીતરાગભયક્રોધઃ સ્થિતધીર્મુનિરુચ્યતે ॥**

(શ્રીમદ્‌ભગવદ્‌ગીતા - ૨/૫૬)

'દુઃખોની પ્રાપ્તિ થતાં જેના મનમાં ઉદ્વેગ નથી થતો, સુખો મળતાં જે સંપૂર્ણપણે નિઃસ્પૃહ હોય છે તથા જેના રાગ, ભય અને ક્રોધ નાશ પામ્યા છે, એવો મુનિ સ્થિરબુદ્ધિ કહેવાય છે.'

શ્રીતુલસીદાસજીએ કહ્યું છે –

**ધીરજ ધર્મ મિત્ર અરુ નારી ।**
**આપદ કાલ પરિખિઅહિં ચારી ॥**

આમ, દુઃખના સમયે આવેશમાં આવી જઈને જીવનનો અંત આણવો એમાં કોઈ ડહાપણ નથી. તેમ કરવાથી આ લોકમાં અને પરલોકમાં પણ સુખ મળતું નથી; બલકે ઘરમાંથી કાઢી મુકાયાનું મને અત્યારે જે દુઃખ છે તેનાથી પણ અધિક દુઃખ આત્મહત્યા કરતી વખતે થશે. જે મનુષ્ય મરવા માટે નદીમાં પ્રવેશે છે તેને તે સમયે એટલું તો અધિક દુઃખ પડે છે કે તે ફરીથી જીવવા માટે બહાર નીકળવાનો પ્રયત્ન કરે છે. એ જ રીતે મરવા માટે ઝેર ખાનાર મનુષ્ય પણ ફરીથી જીવવા માટે ઝેર ઉતારવાનો પ્રયત્ન કરે છે; અને શરીર પર કેરોસીન છાંટીને બળી મરનાર વ્યક્તિ ચીસો પાડીને હીબકાં ભરી-ભરીને મરે છે. આત્મહત્યા કરનારને આ લોકમાં જ દુઃખ થાય છે એટલું જ નહિ, મર્યા પછી પણ તે અંધકારપૂર્ણ નરકોમાં જઈને અહીંના કરતાં પણ વધુ ભયંકર કષ્ટ અને દુર્ગતિ પામે છે.

**અસુર્યા નામ તે લોકા અન્ધેન તમસાઽઽવૃતાઃ ।**
**તાઁસ્તે પ્રેત્યાભિગચ્છન્તિ યે કે ચાત્મહનો જનાઃ ॥**

(ઈશાવાસ્યોપનિષદ્ - ૩)

'અજ્ઞાન અને દુઃખ-કલેશના મહા-અંધકારથી છવાયેલ જે અસુરોની વિભિન્ન પ્રસિદ્ધ આસુરી યોનિઓ અને નરકલોક છે, આત્મહત્યા કરનાર કોઈ પણ મનુષ્યો મરીને તે જ લોકોમાં વારંવાર જાય છે.'

એટલું જ નહિ, આત્મહત્યા કરનારી સ્ત્રીનાં પિયર અને સાસરું - એ બંને કુળોને હંમેશ માટે ઘોર કલંક લાગી જાય છે. આ મારા માટે ઘણી જ શરમની વાત છે. ઉત્તમ સ્ત્રીઓ માટે તો આત્મહત્યાનો વિચાર થવો એ પણ કલંક છે. તેથી હું પોતાના જીવનનો અંત આણીશ નહિ. ઈશ્વરને ત્યાં ન્યાય છે અને હું સાચી છું. હું જીવતી રહીશ તો એક દિવસ એવો આવશે કે મારા પરનું આ બધું કલંક આપોઆપ દૂર થઈ જશે. જૂઠી વાત ક્યાં સુધી ટકશે? મારી તો વાત જ શી છે, ભગવાન શ્રીકૃષ્ણ ઉપર પણ મણિની ચોરીના જૂઠા આળનું કલંક લાગ્યું હતું, પણ તે કાયમ રહ્યું ન હતું.

આવું વિચારીને સુશીલાએ પોતાના હૃદયમાં ધૈર્ય ધારણ કર્યું અને તે પોતે આવી મળેલા કષ્ટને સહન કરી લઈને સ્વધર્મ-પાલનરૂપી તપસ્યામાં સંલગ્ન થઈ ગઈ અને પોતાના શરીરનિર્વાહ માટે ન્યાયયુક્ત ઉપાય વિચારવા લાગી.

**(૫)**

સાંજ પડતાં તે એક ધર્મશાળામાં રોકાઈ ગઈ. તે નિત્ય નિરંતર નિયમ-પૂર્વક પરમાત્માનું ધ્યાન કરતી હતી, તેના પ્રભાવથી તેનું અંતઃકરણ પવિત્ર થતું ગયું. તે મન અને ઇન્દ્રિયોનો સંયમ કરીને નિત્ય ગીતા-રામાયણ વગેરેનો સ્વાધ્યાય

અને ભગવાનનાં પવિત્ર નામોનો જપ કરતી હતી તથા કોઈ પણ દ્રોહ-દ્વેષ રાખ્યા વિના તે પોતાના પતિદેવના વિચારો શુદ્ધ થાય તે માટે મનોમન કરુણાર્દ્ર પ્રાર્થના કરતી રહેતી હતી.

તેના ગજવામાં ઘરની રોકડના હિસાબના સો રૂપિયા પડ્યા હતા, તેના આધારે તેણે પોતાના ભાવિ જીવનનો કાર્યક્રમ વિચાર્યો. બીજા દિવસે તે ચાર રૂપિયાનો સોયો, વીસ રૂપિયાનું રંગીન સૂતર, વીસ રૂપિયાનાં પોતાના માટે આટો-દાળ અને મસાલો, છ રૂપિયાના પડિયો-પતરાળું તથા પચાસ રૂપિયાનાં જરૂર પૂરતાં બાલદી અને તાંસળું ખરીદી લાવી. તેણે તાંસળામાં આટો મસળ્યો અને તેને પતરાળામાં મૂક્યો. પછી તાંસળું ઊંધું પાડીને તેના પર રોટલો શેકી લીધો. રોટલો પતરાળામાં મૂકીને, તાંસળું ધોઈને તેમાં દાળ બનાવી. આ રીતે પોતાનું ભોજન તૈયાર કરી લીધું. ભોજન જમી લીધા પછી દિવસભરમાં તેણે સૂતરનાં ગંજી અને મોજાં બનાવી લીધાં, જે બજારમાં વેચીને ત્રીસ રૂપિયા મેળવ્યા. તે આ રીતે દરરોજ પાંચ-દસ રૂપિયા કમાવા લાગી, જેમાંથી પાંચ રૂપિયાની પોતાના બે ટંકના ભોજનની સામગ્રી લઈ આવતી અને પાંચ રૂપિયા જમા રાખી લેતી. પંદર દિવસે પંચોતેર રૂપિયા જમા થતાં તેણે વીસ રૂપિયાના માસિક ભાડાનું એક ઘર લીધું, પાંચ રૂપિયાનાં રસોઈનાં વાસણ ખરીદ્યાં અને પાંચ રૂપિયાનું વધારાનું સૂતર લાવી.

ત્યારબાદ સુશીલાએ શહેરમાં જાણ કરી દીધી કે, સાડી, ચણિયો, ઓઢણી, ચાદર, દુપટ્ટો વગેરે ઉપર કોઈએ ભરતકામ કરાવવું હોય, દોહા-ચોપાઈ-શ્લોક વગેરે લખાવવાં હોય તો તેને મારા ઘરે મોકલવો. લોકો એવા જરૂરતમંદોને સુશીલાના ઘરે મોકલવા લાગ્યા. દોહા-ચોપાઈ-શ્લોક વગેરેનું સુશીલાનું ઘણું જ સુંદર અને આકર્ષક લખાણ અને તેનું કપડાં પરનું વેલ-ફૂલનું ભરતકામ જોઈને લોકો તેના શિક્ષણ અને તેની કલા-કારીગરી પર મુગ્ધ થઈ ગયા. સુશીલાને આ કામમાંથી મહિને હજાર-પંદરસો રૂપિયાની આવક થવા લાગી. એક વર્ષ પછી તેણે એક મોટું મકાન ભાડે લઈને તેમાં કન્યા-પાઠશાળા ખોલી, જેમાં ઘણીબધી છોકરીઓને ફી લીધા વિના જ તે વ્યાકરણ, ગીતા, રામાયણ વગેરે ગુજરાતી-સંસ્કૃતના ગ્રંથો ભણાવવા લાગી. છોકરીઓને તે વિદ્યાભ્યાસની સાથે સાથે કલાકારીગરીનાં કામ પણ શીખવતી હતી. છોકરીઓ તેને ત્યાં જે ચીજો તૈયાર કરતી હતી તે ચીજોને તે બજારમાં વેચતી હતી અને એમાંથી તેને માસિક બે હજાર રૂપિયાની બચત થવા લાગી. આ રીતે વર્ષમાં તેનો બધો ખર્ચ કાઢતાં તેની પાસે પચ્ચીસ હજાર રૂપિયાની બચત જમા થઈ.

ત્યારબાદ તેણે થોડી જમીન ખરીદીને એક કાચું ઘર બનાવી લીધું અને એક ગાય ખરીદી લીધી તથા એક નોકર પણ રાખી લીધો, જે ગાયનું અને ઘરનું બધું કામકાજ કરતો હતો. આમ કરતાં કરતાં બીજે વર્ષે તેની પાસે પચાસ હજાર રૂપિયાની બચત થઈ.

ત્રીજા વર્ષે તે પોતાનાં ફેન્સી યાર્ન, સૂતર અને કપડાં ખરીદીને તેમના પર ગીતા-રામાયણના શ્લોકો, દોહા, ચોપાઈ લખીને તથા સુંદર સુંદર વેલ-ફૂલનું ભરતકામ કરીને તેમનું સત્યતા અને ન્યાયપૂર્ણ વેચાણ પણ કરવા લાગી. સાથે સાથે જે લોકો પોતાનાં કપડાં ઉપર ભરતકામ કરાવવા તથા દોહા-ચોપાઈ લખાવવા આવતા તેમનું કામ પણ તે કરી આપતી હતી. તેના સાચા, ન્યાયી, વિનયી અને પ્રેમાળ વ્યવહારની જનતા ઉપર ઘણી સારી અસર પડવા લાગી. આ રીતે વેપાર

કરતાં કરતાં તેની પાસે બે લાખ રૂપિયાની મૂડી થઈ અને તેના બધા જ ખર્ચા બાદ કરતાં દર મહિને લગભગ દસ હજાર રૂપિયા ચોખ્ખા બચવા લાગ્યા. આ રીતે રૂપિયા વધી જતાં શહેરમાં તેની ઘણી જ પ્રતિષ્ઠા જામી ગઈ. પછી તો તે એક ધનિક વ્યક્તિની જેમ ઘણી જ ઈજ્જત સાથે રહેવા લાગી. તેણે પોતાની જમીનમાં એક પાકું મકાન પણ બનાવી લીધું, કેટલાક માણસોને નોકરી પર રાખ્યા અને એમ તેનો વેપાર ધમધોકાર ચાલવા માંડ્યો. તેનું ચારિત્ર્ય અને ગુણો તો સર્વથા શુદ્ધ, સાત્ત્વિક અને આદરણીય હતા જ, હવે તેના કાર્ય અને વ્યવહારથી પણ ખ્યાતિ ફેલાઈ ગઈ. તેના હૃદયમાં દીન, દુઃખી, અનાથ, ગરીબ અને અપંગ લોકો પ્રત્યે ઘણી જ દયા હતી અને તેથી તે તેમને જરૂરિયાત મુજબ અન્ન-વસ્ત્ર વગેરેનું નિષ્કામભાવે દાન કરવા લાગી. તે નિત્ય રસોઈ બનાવીને ભગવાનને ભોગ ધરાવ્યા પછી મંત્રોચ્ચાર વિના જ બલિવૈશ્વદેવ કરતી અને પછી પહેલાં અતિથિઓને ભોજન કરાવીને ત્યારબાદ જ પોતે ભોજન કરતી.

## (૬)

આ બાજુ, સાધ્વી સુશીલાને ઘરમાંથી કાઢી મૂકવાના કારણે તેનાં સાસુ-સસરા, જેઠ-જેઠાણીઓ વગેરે બધાં જ લોકોની શહેરમાં ટીકા થવા લાગી તથા ઘરમાં પરસ્પરના અણબનાવોને લીધે અને વિવેકની ઊણપના કારણે ઘરની સંપત્તિ ધીરે ધીરે નષ્ટ થવા લાગી.

એક દિવસની વાત છે – બહેન રોહિણી પાસે તે જ મહોલ્લાની એક સ્ત્રી આવી અને તેણે કહ્યું કે, 'આજે મારે પાંચસો રૂપિયાની ખૂબ જ જરૂર છે. જો તમે રૂપિયા આપશો તો હું તમને તેના પર મહિને પાંચ ટકા વ્યાજ આપીશ.' તેને સારા ઘરની સ્ત્રી સમજીને રોહિણીએ પાંચસો રૂપિયા આપ્યા. તે સ્ત્રી રૂપિયા લઈને પોતાના ઘરે ગઈ. થોડી વાર પછી તે પાછી આવી અને રોહિણીને પચાસ રૂપિયા આપતાં તેણે કહ્યું – 'તમે મને પાંચસો રૂપિયાને બદલે પાંચસો પચાસ રૂપિયા ગણી આપ્યા છે, તેથી હું પાછી આવી છું. આ તમારા પચાસ રૂપિયા લઈ લો.' આની રોહિણી પર સારી અસર પડી. તેણે રૂપિયો લઈ લીધો અને વિચાર્યું કે આ મોટા ખાનદાનની સ્ત્રી છે. પંદર દિવસ જ વીત્યા હતા અને તે સ્ત્રીએ પેલા પાંચસો રૂપિયા અને તે પરના પૂરા એક મહિનાના વ્યાજના પચ્ચીસ રૂપિયા, કુલ પાંચસો પચ્ચીસ રૂપિયા રોહિણીને ચૂકવી દીધા. ત્યારે રોહિણીએ કહ્યું – 'તમે આ રૂપિયા થોડા વધુ સમય માટે રાખી શકો છો.' તે સ્ત્રી બોલી – 'મારે જરૂર પડશે ત્યારે લઈ જઈશ, અત્યારે જરૂર નથી.' આમ કહીને તે ચાલી ગઈ.

થોડાક દિવસો પછી તે ફરીથી આવી અને બોલી – 'આજે મારે બે હજાર રૂપિયાની જરૂર છે, શું તમે વ્યાજે આપી શકો?' રોહિણીએ તરત જ રૂપિયા કાઢીને આપી દીધા. દશ જ દિવસ પછી તે સ્ત્રીએ બે હજાર રૂપિયા અને તે પરના એક મહિનાના વ્યાજના સો રૂપિયા એમ કુલ બે હજાર એકસો રૂપિયા પાછા આપી દીધા, જેનાથી રોહિણીના મનમાં અત્યંત વિશ્વાસ બેસી ગયો.

કેટલાક દિવસો પછી તે ફરીથી એક દિવસે આવી અને રડવા લાગી. રોહિણીના પૂછવાથી તેણે કહ્યું – 'અમારા કુટુંબમાં લગ્ન છે. શું કરું? મારાં બધાં ઘરેણાં અમારા ઘરનાંએ ગીરવી મૂક્યાં છે અને ઘરેણાં વિના લગ્નમાં જવાથી બેઈજ્જતી થાય છે. તેથી તમે ત્રણ દિવસ

લગ્નપ્રસંગે પહેરવા માટે કૃપા કરીને મને તમારાં ઘરેણાં આપો તો અમારી ઈજ્જત બચી જાય.' રોહિણીને તેનામાં વિશ્વાસ હતો જ, તેણે પોતાનાં બધાં ઘરેણાં કાઢીને આપી દીધાં. તે સ્ત્રી ઘરેણાં લઈને પોતાના ઘરે ચાલી ગઈ. પરંતુ પાંચ દિવસ વીતી જવા છતાં પણ તે પાછી આવી નહિ તેથી રોહિણી તેના ઘરે ગઈ અને તેને પૂછ્યું – 'બહેન! શું તમારું લગ્નનું કામ પતી ગયું ને?' તે સ્ત્રીએ કહ્યું – 'અમારે ત્યાં તો કોઈનું લગ્ન હતું જ નહિ.' રોહિણી બોલી – 'તમારા કુટુંબમાં લગ્ન હતું, તે માટે તમે મારી પાસે ઘરેણાં લેવા આવ્યાં હતાં ને!' તેણે જવાબ આપ્યો – 'અમારે ત્યાં નહોતું કોઈ લગ્ન અને નહોતી કોઈ ઘરેણાંની જરૂર પણ. અમારે તો અમારી પાસે જ ઢગલો ઘરેણાં છે. હું તારી પાસે ઘરેણાં લેવા શા માટે આવી હોઉં!' રોહિણી બોલી – 'તમે મારી પાસે ઘણીવાર આવ્યાં છો. આપણી વચ્ચે રૂપિયા-પૈસાની પણ ઘણીવાર લેવડદેવડ થઈ છે, છતાં તમે આજે આ રીતે મારી આગળ જૂઠી વાતો કરી રહ્યાં છો!' તે બોલી – 'વાહ રે વાહ! જૂઠી વાતો હું કરી રહી છું કે તું? અમે પોતે જ તો રૂપિયા વ્યાજે ધીરીએ છીએ, અમારે તો રૂપિયા-પૈસાની કોઈ ખોટ નથી. હું શા માટે આવી હોઉં તારી પાસે રૂપિયા લેવા? અમારે ત્યાં તો રૂપિયા-પૈસાનું કામ પડે છે તો પુરુષો જ એનો વ્યવહાર કરતા હોય છે. અમારા ઘરના પુરુષો જો આ વાતો સાંભળી લેશે તો તારી બેઈજ્જતી કરશે.'

તેની વાતો સાંભળીને રોહિણીને ભારે આશ્ચર્ય થયું. તે પોતાના ઘરે પાછી આવી અને દુઃખી હૈયે પોતાના પિતા અને ભાઈઓ આગળ રડવા જ લાગી. તેની વાત સાંભળ્યા પછી તેના પિતા અને ભાઈઓએ પૂછ્યું – 'તે સ્ત્રીને તેં જે ઘરેણાં આપ્યાં છે તેનું લખાણ-ચિઠ્ઠી કાંઈ કર્યું છે? એ વખતે કોઈ હાજર હતું ખરું?' રોહિણી બોલી – 'મેં તો તેનામાં વિશ્વાસ રાખીને ઘરેણાં આપ્યાં છે, કશું લખાણ-ચિઠ્ઠી કર્યું નથી અને તે સમયે ત્યાં બીજું કોઈ હતું પણ નહિ.' પિતા અને ભાઈઓએ કહ્યું – 'જો આ બાબતનું કોઈ લખાણ-ચિઠ્ઠી કર્યું નથી અને કોઈ સાક્ષી નથી તો તો આનો કોઈ ઉપાય નથી. આવું કામ અમને પૂછ્યા વગર કરવું જોઈતું નહોતું.' તે બધાંયે હાથ ઘસતાં રહી ગયાં.

એક દિવસની વાત છે – પંડિત દેવદત્તજી પાસે એક ધુતારો સાધુવેશમાં આવ્યો. પંડિતજીએ તેની ઘણી સેવા-શુશ્રૂષા કરી. સાધુએ પંડિતજીને પૂછ્યું – 'તમારું બધું બરાબર હેમખેમ ચાલે છે ને?' પંડિતજી બોલ્યા – 'જ્યારથી નાની વહુ ઘરમાંથી ચાલી ગઈ છે ત્યારથી ઘરમાં કજિયા-કંકાસ થયા જ કરે છે. સમાજમાં અમારી આબરૂ ઓછી થવાથી અમારી કમાણી પણ લગભગ નષ્ટ થઈ ગઈ છે અને સટ્ટા-ફાટકમાં નુકસાન જવાના કારણે છોકરાઓનો વેપારધંધો પણ બંધ થઈ ગયો છે. મોહનલાલના ધંધાનું કોઈ ઠેકાણું પડતું નથી.' સાધુએ કહ્યું – 'હું તમને એક રાસાયણવિદ્યા શીખવી દઉં છું, જેનાથી તમે દરરોજ બે ગ્રામ સોનું બનાવતા રહેજો. એનાથી વધુ લોભ કરતા નહિ.' સાધુવેશધારીએ આગળ કહ્યું – 'જુઓ, તમે બજારમાંથી દસ રૂપિયાનાં શંખજીરુ, ગંધક, પારો, એક સગડી અને થોડા કોલસા લઈ આવો.' તેઓ તરત જ બધું લઈ આવ્યા. તે ધુતારાએ પોતાની ઝોળીમાંથી ચોળાઈનાં પાન કાઢીને તેના રસનો શંખજીરુ, ગંધક અને પારો - એ ત્રણેયને પટ આપીને તે બધું પંડિતજીના હાથે સગડીમાં મુકાવ્યું અને સગડીમાં કોલસા ભરીને ચકમકથી આગ પેટાવી,

જેથી કોલસા બળવા લાગ્યા. જેમ જેમ કોલસા બળતા ગયા તેમ તેમ પંડિતજી તેમાં બીજા કોલસા નાખતા ગયા. જે કોલસા નાખવામાં આવતા હતા તેમાંના એક કોલસામાં, તે ધુતારાએ પંડિતજીની નજર ચુકાવીને કાણું પાડીને બે ગ્રામ સોનું પહેલાંથી જ ભરી દીધેલું હતું. કોલસા નાખતાં નાખતાં પેલો સોનાવાળો કોલસો સગડીમાં નંખાઈ ગયો ત્યારે તેણે બીજા કોલસા નાખવાનું બંધ કરાવ્યું. શંખજીરુ, ગંધક અને પારો તો ઊડી ગયાં અને કોલસા પણ બળી ગયા, માત્ર જે બે ગ્રામ સોનું હતું તે સગડીમાં રહ્યું.

સોનું જોઈને પંડિતજીની ખુશીનો પાર રહ્યો નહિ. સાધુવેશધારી ધુતારો ચાલ્યો ગયો. તેના ગયા પછી પંડિતજીએ શંખજીરુ, પારો, ગંધક વગેરેનો ઘણો જથ્થો ખરીદી લીધો અને દરરોજ પેલા સાધુરૂપધારી અ-સાધુના કહ્યા મુજબ કરવા લાગ્યા, પણ બનતું કશું નહોતું. એક દિવસ પેલા સાધુને ઘર આગળથી પસાર થતો જોઈને પંડિતજી તેના પગોમાં પડી ગયા અને તેને ઘરમાં લાવીને ઘણી સેવા કરી. સાધુવેશધારીએ પૂછ્યું – 'બધું બરાબર હેમખેમ ચાલે છે ને?' પંડિતજીએ કહ્યું – 'ના! તમે તો મારાથી કશું છાનું રાખ્યું નથી, પરંતુ મારાં નસીબ ફૂટેલાં છે કે દરરોજ શંખજીરુ, પારો અને ગંધક ફૂંકી મારું છું, પણ બનતું કશું નથી.' સાધુવેશધારી બોલ્યો – 'સારું! આજે અમારી સામે તમે તમારી જાતે જ બધી વિધિ કરો; કોઈ ગરબડ થશે તો અમે તમને બતાવીશું.' જ્યારે પંડિતજી બધી સામગ્રી લાવવા અંદર ગયા ત્યારે બાબાજીએ એક કોલસામાં કાણું પાડીને તેમાં બે ગ્રામ સોનું મૂકી દીધું. સામગ્રી તો બધીય પંડિતજી પાસે હતી જ, જલદી લઈને આવી ગયા. તેમણે ગંધક, પારો અને શંખજીરુ એ ત્રણેયને ચોળાઈના રસનો પટ આપીને સગડીમાં મૂક્યાં અને થોડા કોલસા નાખ્યા. જેમ જેમ કોલસા બળતા જતા હતા તેમ તેમ પંડિતજી ચીપિયાથી બીજા કોલસા ઉઠાવી-ઉઠાવીને નાખતા જતા હતા. પેલો ધુતારો દૂર અળગો બેસીને જોઈ રહ્યો હતો. તેણે જ્યારે જોયું કે સોનું ભરેલો કોલસો પણ સગડીમાં સમાઈ ગયો છે ત્યારે તેણે કહ્યું – 'પૂરો એક કલાક થઈ ગયો છે, હવે સોનું બની ગયું હોવું જોઈએ. તમે ઊઠીને જુઓ, હવે વધુ કોલસા નાખો નહિ.' થોડી વારમાં બધા કોલસા બળી ગયા. શંખજીરુ, પારો, ગંધક બધું ઊડી ગયું, માત્ર બે ગ્રામ સોનું સગડીમાં રહ્યું. પંડિતજી સોનું જોઈને ઘણા ખુશ થયા. તેમણે કહ્યું – 'મહારાજ! આજે તો મને તદ્દન આવડી ગયું.' તે પછી તે ધુતારો ત્યાંથી ચાલ્યો ગયો.

પંડિતજી દરરોજ શંખજીરુ, પારો અને ગંધક ફૂંકી બાળતા રહ્યા, પણ બનતું કશું નહોતું. ફરી પાછો પાંચ-સાત દિવસ પછી પેલો સાધુ બારણા આગળની સડક ઉપર આવતો દેખાયો. પંડિતજી દોટ મૂકીને તેના પગોમાં પડી ગયા. તેણે પૂછ્યું – 'હવે તો ગૃહસ્થીનું કામ બરાબર ચાલે છે ને?' પંડિતજીએ કહ્યું – 'જરાયે નહિ! તમે તો બધી વિધિ બતાવી દીધી, મારા હાથે જ વિધિ કરાવીને શીખવ્યું, પણ થતું કશું નથી. કોણ જાણે શી વાત છે? તમારી સમક્ષ તો તમારા પ્રભાવથી થઈ જાય છે, તમે નથી હોતા તો નથી થતું.' તે બોલ્યો – 'અમે દરરોજ તો આવી શકીએ નહિ. લો, અમે તમારા માટે એકસાથે જ એટલું સોનું બનાવી આપીએ છીએ કે જે તમને જીવનપર્યંત કામ આવે. તમારા ઘરમાં જેટલું સોનું છે તે બધું લઈ આવો. બધું સોનું એક હાંડલીમાં મૂકીને તેને આગ ઉપર ચઢાવી

દો તથા તે હાંડલી પાણીથી ભરી દો અને તમારા પાસે જેટલાં પણ ગંધક, પારો અને શંખજીરુ છે તે બધું તેમાં નાખી દો અને તેના પર માટીનું ઢાંકણ કરી દો. પછી તે હાંડલી ઉપર બીજી એક હાંડલી પાણીથી ભરીને મૂકો. આઠ પહોર સુધી તેની નીચે આગ લગાડતા રહો. ત્યારબાદ ખોલીને જોશો તો બમણું સોનું મળી આવશે.'

પંડિતજીએ મનમાં ખુશખુશાલ થઈને પોતાની પત્નીનાં તમામ ઘરેણાં હાંડલીમાં ભર્યાં અને જેવી વિધિ તેણે બતાવી હતી તેવી જ બધી ક્રિયા કરી; પરંતુ ઉપરની હાંડલીમાં પાણી ઓછું પડ્યું તેથી તેઓ પાણી લેવા અંદર ગયા. પાછળથી બાબાજીએ ઝટપટ હાંડલીમાંથી બધાં ઘરેણાં કાઢી લઈને પોતાની ઝોળીમાં મૂકી દીધાં અને તે હાંડલીમાં તેટલા જ વજનના કાંકરા-પથરા ભરી દીધા તથા હાંડલીને પહેલાંની જેમ જ માટીનું ઢાંકણ કરી દીધું. એટલામાં જ પંડિતજી પાણી લઈને આવ્યા અને ઉપર રાખેલી હાંડલીમાં પાણી ભરી દીધું. હાંડલી સહેજ વાંકી થયેલી હતી, તેથી પંડિતજીએ તેને ઉપાડીને સીધી કરી દીધી. ઉપાડતી વખતે તેમને હાંડલી પહેલાંના જેવી જ ભારે જણાઈ.

બાબાજી બે-ત્રણ કલાક તો બેસી રહ્યા, પણ પછી કહેવા લાગ્યા કે, 'હું કાલે આ સમયે આવીને હાંડલીનું ઢાંકણ ખોલીશ, ત્યારે બમણું સોનું મળી જશે.' આમ કહીને તેઓ ચાલી નીકળ્યા. બીજા દિવસે સમય થતાં પંડિતજી બાબાજીની પ્રતીક્ષા કરતા રહ્યા, પરંતુ બાબાજી દિવસ વીત્યો છતાં આવ્યા નહિ. આવે પણ ક્યાંથી? તેઓ તો પોતાનું કામ સાધીને પલાયન થઈ ગયા હતા. હવે ત્રીજા દિવસે પંડિતજીએ પોતે જ ઢાંકણું ખોલ્યું, તો તેમાં બધા કાંકરા-પથરા જ નીકળ્યા. પંડિતજીને ભારે દુઃખ થયું. તેમણે બધો હાલ પોતાનાં ઘરનાં માણસોને કહ્યો. બધાં આ સાંભળીને દુઃખી થયાં. સાધુની ખૂબ જ શોધખોળ કરી, પરંતુ તેમનો કશો પણ પત્તો લાગ્યો નહિ. તે સાધુ થોડો જ હતો? તે તો સમાજમાં સાચા સાધુ-સંન્યાસીઓ ઉપર પણ શંકા ઉત્પન્ન કરાવી દેનારો ધૂર્તશિરોમણિ ચોર હતો.

એક દિવસની વાત છે - તેમના મહોલ્લામાં લાલ કપડાંવાળી એક ઠગારી સ્ત્રી આવી અને ત્યાં તેણે એક મકાન ભાડે રાખીને પોતાનો અડ્ડો જમાવ્યો. તેણે પોતાને તંત્ર-મંત્રમાં સિદ્ધ યોગિની તરીકે ઓળખાવી. તેની પાસે કોઈ સ્ત્રી રોગ મટાડવા માટે, કોઈ પુત્રપ્રાપ્તિ માટે, કોઈ પોતાનાં દીકરા-દીકરીઓનાં સગપણ-લગ્ન માટે - એમ અનેક કામનાઓ લઈને સ્ત્રીઓ આવવા લાગી. તે યોગિની કોઈને દોરો-ધાગો બાંધી દેતી, યંત્ર-મંત્ર-તંત્ર આપતી, તો કોઈની પાસે ટાળો કરાવતી હતી. આવી વિધિ કે ઉપચાર કરાવીને તે પેલી સ્ત્રીઓને તેમની કાર્યસિદ્ધિ માટે કોઈ સ્ત્રીને વર્ષની, કોઈને છ મહિનાની, તો કોઈને બે મહિનાની મુદત આપતી. આ પ્રકારની ઠગાઈથી તે ભલીભોળી સ્ત્રીઓ પાસેથી ઘરેણાં, કપડાં અને પૈસા લૂંટવા લાગી.

એક દિવસ રામદત્તની પત્ની ભગવાનદેવી પણ તે યોગિનીની પ્રશંસા સાંભળીને તેની પાસે પહોંચી ગઈ અને કહેવા લાગી – 'માતાજી! મારે કોઈ દીકરો નથી, તેથી કોઈ એવો ઉપાય બતાવો કે જેથી મને એક વરસમાં દીકરો જન્મે.' યોગિનીએ કહ્યું – 'એક મહિનામાં જ તને ગર્ભ રહેશે. આવતા શનિવારની રાત્રે હું તારી પાસે એક ટાળો કરાવીશ. તું તે રાત્રે દશ વાગ્યે અહીં આવજે. ટાળો કરવા માટેની બધી સામગ્રી તો અમારી પાસેથી મળી રહેશે, તારે તો ફક્ત

કપડાં-ઘરેણાં પહેરીને સોળે શણગાર સજીને શનિવારની રાત્રે મારી પાસે ચાલ્યા આવવાનું છે.' ભગવાનદેવીએ એવું જ કર્યું. શનિવારની રાત્રે તે બની-ઠનીને તેની પાસે ગઈ. યોગિનીએ તેનાં બધાં કપડાં-ઘરેણાં ઉતરાવીને એક ઓરડીમાં મુકાવી દીધાં અને ઓરડીને બંધ કરી તાળું મારીને ચાવી ભગવાનદેવીને સોંપી દીધી. જ્યારે રાત્રિના બરાબર બાર વાગ્યા ત્યારે તે યોગિની સિંદૂર, તેલ, માટીની કુલડી અને કોડિયું લઈને ભગવાનદેવીની સાથે ચકલામાં ગઈ. ચકલામાં જઈને તેણે કોડિયા ઉપર કુલડી ગોઠવીને તેમાં તેલ અને સિંદૂર નાખ્યાં તથા ભગવાનદેવીને એક મંત્ર બતાવીને કહ્યું – 'તું અહીં એક કલાક સુધી આ મંત્રનો જપ કરતી રહે. રાતનો સમય છે, ઘર સૂનું છે, હું ઘર સાચવવા જાઉં છું. એક કલાક પછી આ કુલડી લઈને મારી પાસે આવી જજે.'

યોગિની મકાન પર પહોંચી અને ઓરડીના તાળામાં બીજી ચાવી નાખીને ઓરડી ખોલીને તેમાં જે કપડાં-ઘરેણાં મૂક્યાં હતાં તે બધાં લઈને ત્યાંથી ચાલી નીકળી. એક કલાક પછી તેના ઘરે જ્યારે ભગવાનદેવી આવી ત્યારે તેણે જોયું કે ત્યાં યોગિની ન હતી અને ઓરડી ખુલ્લી છે, ઓરડીમાં કપડાં-ઘરેણાં કશું જ નથી. આ જોઈને તે રડવા લાગી. તે દુઃખી હૈયે ખસિયાણી પડીને પોતાના ઘરે પાછી આવી અને ઘરનાં બધાંને પોતાની બધી દુઃખદ કથની કહી. ઘરનાં માણસોએ તેને ધિક્કારભર્યો ઠપકો આપ્યો. ત્યારબાદ તેમણે યોગિનીની ઘણી શોધ કરી, પણ કશો પત્તો લાગ્યો નહિ. મકાનમાલિકને તેનું સરનામું પૂછ્યું ત્યારે મકાનમાલિકે કહ્યું – 'અમને તો તેણે એક મહિનાનું ભાડું આગોતરું આપી દીધું હતું અને અમારા મકાનમાં તો આવાં મુસાફરો રોજેરોજ આવતાં ને જતાં હોય છે. અમને શી ખબર કે તે યોગિની કોણ હતી ને ક્યાં ગઈ?'

આ બધા બનાવો જોઈ-સાંભળીને સોમદત્તની પત્ની રામદેવીએ વિચાર્યું – 'નણંદ રોહિણીનાં, સાસુજીનાં, જેઠાણીનાં બધાં જ ઘરેણાં ગયાં, ફક્ત મારાં જ ઘરેણાં બાકી બચ્યાં છે. નાની વહુના ગયા પછી ધંધો-કમાણી બંધ થઈ ગયાં છે. હવે ઘરવાળાં મારાં ઘરેણાં વેચીને જ ગુજારો કરશે, બીજો કોઈ ઉપાય દેખાતો નથી.' આવું વિચારીને તે પોતાનાં બધાં ઘરેણાં પોતાના નાના ભાઈ પાસે પિયરમાં મૂકી આવી. તેનું પિયર આ જ શહેરમાં બીજા મહોલ્લામાં હતું. તેનો ભાઈ ઘણો બદમાશ અને બેઈમાન હતો. તેની દાનત પહેલાંથી જ ખોટી હતી. તેણે રામદેવીનાં બધાં ઘરેણાં વેચી માર્યાં અને તે રૂપિયા પોતાના વેપારધંધામાં નાખ્યા. થોડા દિવસો પછી તેણે એવો જૂઠો હોબાળો ફેલાવ્યો કે રાત્રે ચોરો આવ્યા અને તાળું તોડીને બધો દરદાગીનો લૂંટી ગયા. સવાર થતાં જ તે રડવા લાગ્યો. લોકો ટોળે વળ્યાં. પોલીસ પણ આવી પહોંચી. આખા શહેરમાં વાત ફેલાઈ ગઈ અને ત્યારે રામદેવીને પણ ખબર પડી કે પોતાના ભાઈના ઘરમાં ચોરી થઈ છે. તે તાબડતોબ દોડતી આવી અને તેણે પોતાના ભાઈને પૂછ્યું – 'ભાઈ! મારાં ઘરેણાં તો બચી ગયાં છે ને?' ભાઈએ ધૂંધવાઈને કહ્યું – 'તારાં ઘરેણાંના કારણે તો અમારા ઘરમાં આ ઘટના ઘટી. બાકી, અમારી પાસે તો શું ભર્યું પડ્યું હતું કે ઘરમાં ચોર પડે? અમારું જે થોડુંઘણું હતું તેને પણ એ લોકો તારાં ઘરેણાંની જ સાથે જ ચોરી ગયા.' ફરી રામદેવી બોલી – 'ભાઈ! મારાં ઘરેણાં તો મને મળવાં જ જોઈએ.' ભાઈ ગુસ્સે થઈને કહેવા લાગ્યો – 'નીકળ અહીંથી!

ફરી કદી મોઢું બતાવતી નહિ. તારા કારણે જ હું બરબાદ થઈ ગયો.' તે બિચારી હતાશ થઈને પાછી આવી અને બધી હકીકત પોતાનાં સાસરિયાંને કહી. એ લોકોએ તેને ધમકાવી-ધુત્કારી, પણ હવે શું થઈ શકે એમ હતું!

ત્યારબાદ બધાંએ મળીને એવું નક્કી કર્યું કે દરેકે પોતાનો ખર્ચ પોતાની કમાણીમાંથી કરવો. પરિણામે સોમદત્ત અને રામદત્ત પોતપોતાની પત્ની સાથે અલગ રહેવા લાગ્યા અને બાકીનાં બધાં સાથે રહેવા લાગ્યાં.

(૭)

એક દિવસ ઘરનાં બધાં એકઠાં મળીને બેઠાં હતાં, ત્યારે પંડિત દેવદત્તજીએ નિખાલસભાવે કહ્યું – 'આપણે નાના-સરખા અપરાધના કારણે નાની વહુને ઘરમાંથી કાઢી મૂકી એ આપણે ઘણો ભારે અપરાધ કર્યો છે અને એ કારણે જ આપણી આ દુર્દશા થઈ છે. તે ઘણી ભાગ્યશાળી, બુદ્ધિશાળી અને ઊંચા વિચારોની સ્ત્રી હતી. તે જો આપણા ઘરમાં રહેતી હોત તો આપણા ઉપર આ બધી આફતો ક્યારેય ન આવત.' અંતે બધાંએ એવું વિચાર્યું કે આપણે તેની પાસે જવું જોઈએ. પણ શરમસંકોચના કારણે કોઈની પણ ત્યાં જવાની હિંમત થતી ન હતી. કોઈ ને કોઈ રીતે ઘરની આ અંદરની વાત સુશીલાને જાણવા મળી. સુશીલાએ વિચાર્યું – 'મારા ઘરનાં મારી પાસે આવવા માગે છે, પણ એમ થાય એ મને શોભતું નથી, તેથી મારે જ તેમની પાસે જવું જોઈએ.' આવું વિચારીને બીજા દિવસે તે પોતે જ સાસરીમાં જઈ પહોંચી અને શ્રદ્ધા, પ્રેમ, વિનય તથા નિખાલસતાપૂર્વક ઋજુભાવે બધાંને પગે પડીને નમસ્કાર કર્યા. તેને જોઈને બધાં ખુશ થયાં, પણ તે સાથે પોતાની કરણી જોઈને લજવાયાં અને દુઃખી થયાં. સુશીલાએ કહ્યું – 'મેં જાણ્યું કે તમે બધાં મારી પાસે આવવાનું વિચારી રહ્યાં છો, એ જાણીને હું જ તમારી પાસે આવી છું; કારણ કે હું બધાંથી નાની છું તેથી હું જ તમારી પાસે આવું એ વાજબી ગણાય. ક્યારેક ક્યારેક મારા મનમાં તમારી સેવામાં હાજર થવાના વિચારો આવતા હતા પણ તમે મને કાઢી મૂકી હોવાના કારણે મારી અહીં આવવાની હિંમત થતી ન હતી. તો તમે મારો તે અપરાધ માફ કરો.'

પંડિતજીએ કહ્યું – 'બેટી! તારો અપરાધ તો સાવ મામૂલી હતો, પણ અમે લોકોએ ઘણો મોટો અપરાધ કરી મૂક્યો.' બિચારા પંડિતજીને ક્યાંથી ખબર હોય કે વહુનો કોઈ અપરાધ હતો જ નહિ અને જે બન્યું હતું એ તો એક કાવતરું હતું. ઘરની ભૂંડી દશા થવાથી તથા બધાં પર આફતો આવી પડવાથી કાવતરું કરનારી સ્ત્રીઓનું પાપ કંપી ઊઠ્યું, તેમના મનમાં ઈર્ષ્યાને બદલે પશ્ચાત્તાપની આગ સળગી ઊઠી. તે બધી દુઃખીદુઃખી થઈ ગઈ અને તેમના મનમાં નક્કી થઈ ગયું કે 'અમારી દુર્દશાનું સાચું કારણ અમે નિર્દોષ સુશીલા ઉપર અત્યાચાર ગુજાર્યો એ જ છે.' તેમના દુઃખી હૃદયનાં બળતાં આંસુ તેમની આંખોમાંથી વહેવા લાગ્યાં. છેવટે, રામદત્તની અને સોમદત્તની પત્નીઓએ હાથ જોડીને કંપતા સ્વરે પોતાની સાસુને કહ્યું – 'નાની વહુનો કશો જ અપરાધ ન હતો, અમે લોકોએ ઈર્ષ્યાને લીધે તેના માથે ખોટું આળ ઓઢાડ્યું હતું અને એનું જ અમને આ ફળ મળ્યું છે.' હવે રોહિણી દુઃખી હૈયે કહેવા લાગી – 'નાની ભાભીનો તો કોઈ કહેતાં કોઈ જ અપરાધ નથી અને મોટી ભાભીઓનો પણ કોઈ ઝાઝો અપરાધ નથી, બધું કાવતરું રચનારી, ઘોર અપરાધ કરનારી દુષ્ટ તો હું જ છું. મેં જ ભાભીઓનાં કડું અને હાર

તથા મારાં સાડી અને ચણિયો એક થેલીમાં ભરી તેને સીવી લઈને રસોઈયા મારફત પેલી ડોશી પાસે મોકલાવ્યાં હતાં, પેલી ચિઠ્ઠી પણ મેં જ લખી હતી અને પિતાજી આગળ જૂઠી ફરિયાદ પણ મેં જ કરી હતી. આ બધા પાપનું મૂળ હું છું. આજે હું પશ્ચાત્તાપની આગમાં બળી રહી છું. પૃથ્વી ફાટી પડે તો હું એમાં સમાઈ જાઉં; આ નિર્દોષ અને પવિત્ર હૃદયની ભાભીની માફી પણ હું કયા મોઢે માગું?'

આ બધી સાચી હકીકત સાંભળીને સુશીલાનું હૈયું પીગળી ગયું અને તેણે હાથ જોડીને વિનયપૂર્વક બધાંને કહ્યું – 'જે થયું તે થયું, હવે તમે એ વાતોને મનથી ભૂલી જાઓ. હું તો તમારા કૃત્યને કોઈ અપરાધ જ માનતી નથી, તો પછી ક્ષમા કરવાની વાત જ શી છે?' આ બધું સાંભળીને સુશીલાનો પતિ મોહનલાલ ડૂસકાં ભરીભરીને રડવા લાગ્યો અને પોતાના કર્યા ઉપર વારંવાર પશ્ચાત્તાપ કરતો કહેવા લાગ્યો – 'હું છેતરાયો, વગર વાંકે મર્યો, હવે હું એનું પ્રાયશ્ચિત્ત પણ શું કરું?' સુશીલાએ કહ્યું – 'સ્વામી! તમે કોઈ વાત મનમાં લાવશો નહિ. તમારામાંથી કોઈનો પણ કોઈ વાંક નથી. આ તો મારાં પૂર્વે કરેલાં પાપોનું ફળ છે. હવે તમે બધાં આ વાતો જ ભૂલી જાઓ અને મને પહેલાંની જેમ જ તમારી દાસી માનો. મારી પાસે જે કંઈ પણ સંપત્તિ છે તે તમારી જ છે. તમે તે સંપત્તિ અહીં મંગાવી લો.'

આ સાંભળીને બધાં શરમથી ઝૂકી ગયાં અને કહેવા લાગ્યાં – 'તારી એ બધી સંપત્તિ અમે કેવી રીતે મંગાવી શકીએ?' સુશીલાએ કહ્યું – 'તે બધી સંપત્તિ તમારી જ છે, હું પણ તમારી જ છું. આ બધું ઈશ્વરે આપણા ભલા માટે જ કર્યું છે; કારણ કે જો ભગવાને આવું ન કર્યું હોત તો આજે આ સંપત્તિનો અને માસિક દસ હજાર રૂપિયાની સ્થાયી આવકનો મેળ કેમ પડત?' આમ કહીને, સુશીલાએ પોતાની બધી જ જંગમ મિલકત પોતાના માણસો મારફતે અહીં મંગાવી લીધી અને નિઃસ્વાર્થભાવે પોતાના સસરાના ચરણોમાં અર્પણ કરી દીધી. તેનાં અન્ય તમામ કામ પણ સાસરિયાંની દેખભાળમાં એ જ રીતે ચાલતાં રહ્યાં અને તે હવે સાસરામાં જ રહેવા લાગી. સુશીલાનો આવો પવિત્ર વ્યવહાર જોઈને બધાં મુગ્ધ થઈ ગયાં.

રમવા ગયેલાં ઈન્દ્રસેન અને ઈન્દ્રસેની જ્યારે આવી ગયાં ત્યારે ઘણા સમય પછી પોતાની માને જોતાં તરત જ તેના પગે પડ્યાં. માએ તેમને પ્રેમથી ખોળામાં બેસાડીને તેમનું મસ્તક સૂંઘ્યું. રસોઈયો અને નોકર તો પોતાના ઘોર અપરાધને લીધે થરથર કંપી રહ્યા હતા અને જાણે કે ધરતીમાં ખૂંપી રહ્યા હતા. તેમના શરીર પરથી પરસેવો નીતરી રહ્યો હતો અને આંખોમાંથી પશ્ચાત્તાપનાં ઊનાં-ઊનાં આંસુ વહી રહ્યાં હતાં. તેમનો મૂંગો પશ્ચાત્તાપ જોઈને સુશીલાએ તેમને હૈયાધારણ આપીને શાંત કર્યા. આજે તે બંનેયનું જીવન પણ બદલાઈ ગયું.

પછી સુશીલાએ કહ્યું – 'મેં સાંભળ્યું છે કે મારાં બંને જેઠ-જેઠાણીઓ જુદાં થઈને રહે છે. તેમનું જુદાં રહેવાનું મારાથી સહેવાતું નથી. તેમણે અહીં આવીને પહેલાંની જેમ જ સાથે રહેવાની કૃપા કરવી જોઈએ.' તે જેઠ-જેઠાણીઓ સુશીલાનો આવો વ્યવહાર જોઈને મુગ્ધ થઈ ગયાં અને 'ના' પાડી શક્યાં નહિ. ત્યારબાદ બધાં સાથે મળીને રહેવા લાગ્યાં. સુશીલાના પ્રભાવથી બધાં સદાચારી અને ચારિત્ર્યવાન બની ગયાં. તેમના વિશે જે કંઈ બદનામી ફેલાયેલી હતી તે બધી થાળે પડી ગઈ અને તેમનો

પરિવાર બીજાં બધાં લોકો માટે એક આદર્શ પરિવાર બની રહ્યો.

(૮)

સુશીલા બધાંની સાથે સમતા રાખતી હતી, સરખો વ્યવહાર કરતી હતી. જે કંઈ પોતે ખાતી-પહેરતી તે બધાંને સમાનભાવે આપીને ખાતી-પહેરતી હતી. તેનો ખાવા-પીવામાં, પહેરવા-ઓઢવામાં બીજાંઓથી કોઈ ભેદ ન હતો. જે વસ્તુ તે પોતાના પતિ અને બાળકોને ખવડાવતી-પહેરાવતી તે વસ્તુ પોતાનાં જેઠ-જેઠાણીઓ, સાસુ-સસરા અને નણંદને પણ આપતી હતી.

એક દિવસની વાત છે – તે પોતાનાં દીકરા-દીકરીને દ્રાક્ષ, અખરોટ, બદામ, કાજુ, પિસ્તા વગેરે મેવા આપતી હતી તે દરમિયાન તે બંને બાળકોની સાથે રમનારાં થોડાંક પાડોશનાં બાળકો આવી ચઢ્યાં. સુશીલાએ મેવા પોતાનાં બાળકોને નહિ આપતાં પહેલાં તે બાળકોને આપ્યાં. જેટલાં પોતાનાં બાળકોને આપ્યાં તેટલાં જ તે બાળકોને આપ્યાં, બલકે જે વસ્તુ વધુ સારી હતી તે પેલાં પાડોશનાં બાળકોને આપી અને જે થોડીક ઊતરતી કક્ષાની હતી તે પોતાનાં બાળકોને આપી. સુશીલાના આ વર્તનની તેનાં બાળકો પર પણ ઘણી સારી અસર પડી. તેનાં દીકરો-દીકરી પણ ઘણાં સંસ્કારી હતાં, તેમણે પણ પોતાના હિસ્સામાંથી અડધો ભાગ પેલાં પાડોશનાં બાળકોને આપ્યો. સાચી સુશીલા માતાનાં સંતાન આવાં કેમ ન હોય?

સુશીલા પોતાના પતિની વિશેષ સેવા કરતી હતી અને ક્યારેક ક્યારેક પોતાના પતિ સાથે કથા કે વ્યાખ્યાન સાંભળવા જતી હતી તો ત્યારે તેનાં દીકરો-દીકરી પણ તેની સાથે જતાં હતાં. બાળકોમાં ચંચળતા સ્વાભાવિક હોય છે, પણ સુશીલાનાં બાળકો શાંત સ્વભાવનાં હતાં, કારણ કે સુશીલાનો સ્વભાવ સ્વાભાવિક જ ચંચળતારહિત હતો. તે બાળકો ત્યાં ચૂપચાપ શાંતિપૂર્વક બેસીને ખૂબ ધ્યાન દઈને વ્યાખ્યાન સાંભળતાં. સુશીલા બાળકોને હંમેશાં નિયમિત સારું શિક્ષણ આપતી રહેતી હતી. તે કહેતી રહેતી – 'સૂર્યોદય થયા પહેલાં જાગી જવું; દરરોજ વડીલોને પ્રણામ કરવા; જૂઠ, કપટ, ખોટો બચાવ, મારા-મારી વગેરે દુરાચરણ કદી પણ નહિ કરવાં; હંમેશાં સાચું બોલવું; કોઈને અપશબ્દ કહેવો નહિ; અંદરોઅંદર ઝઘડો, મારપીટ, ગાળાગાળી કરવાં નહિ; સૂર્યનારાયણને રોજ સવારે અર્ઘ્ય આપવો; કોઈ પણ ચીજ ભગવાનને અર્પણ કર્યા વિના ખાવી નહિ; બધાંની સેવા કરવી; બજારમાં તૈયાર મળતી ચીજો ખાવી નહિ; બીડી, સિગારેટ, તમાકુ તેમ જ ભાંગ, ગાંજો વગેરે માદક વસ્તુઓનું સેવન કરવું નહિ; ક્લબ, નાટક, સિનેમા વગેરેમાં કદી જવું નહિ; કથા, કીર્તન, સત્સંગમાં જવું અને શાંતિપૂર્વક શ્રવણ કરવું; કોઈ પણ ચીજ મળે તો તેને હાજર હોય તે મિત્રોને આપતાં વધે તે ખાવી; વડીલોની આજ્ઞાનું પાલન કરવું અને હંમેશાં કર્તવ્યપરાયણ રહેવું. ક્યાંક કોઈ બીજાના ઘરે ગયા હોઈએ તો ત્યાં કોઈ વસ્તુ માગવાની તો હોય જ નહિ, બલકે તેના આપવા છતાં લેવી નહિ જોઈએ. બસ, આપણાથી જે કંઈ થઈ શકે તે બીજાંઓની સેવા કરવી જોઈએ, કદી પણ બીજાઓની સેવાને પાત્ર બનવું જોઈએ નહિ.' – બાળકો માટે કેવી સુંદર કેળવણી!

આ રીતે સુશીલાના ઘરમાં નિત્ય-નિયમપૂર્વક ઉપદેશની વાતો અને કથાકીર્તન થયા કરતાં હતાં. તેની બાળકો તથા ઘરનાં બધાં લોકો પર સારી અસર પડવા લાગી અને તે બધાં સુશિક્ષિત-સંસ્કારી બની ગયાં.

(૯)

એક દિવસ સુશીલાના પિતા પંડિત ગોવિંદરામે સુશીલાને બોલાવવા માટે તેના સસરા પાસે એક માણસ મોકલીને કહેવડાવ્યું – 'અમારી તમને એક વિનંતી છે - સુશીલાને અમારે ત્યાં આવ્યાને ઘણો સમય થઈ ગયો છે, તેથી બાળકો સાથે તેને અમારા ઘરે મોકલો.' કહેણ આવવાથી સુશીલાએ પણ સરળતાપૂર્વક રજૂઆત કરી કે 'મને પોતાનાં માતાપિતાને મળ્યાને ઘણો સમય થઈ ગયો છે, તેથી જો તમારી આજ્ઞા હોય તો હું મારા પિયર જઈને તેમનાં દર્શન કરી આવું અને તમારી અનુમતિ હોય તો હું ત્યાં થોડા દિવસ રોકાઈ જાઉં.' સાસુ અને સસરાએ ઘણી ખુશીથી કહ્યું – 'ખુશીથી જા; પણ પાછા આવવામાં બહુ વાર કરતી નહિ, કારણ કે તારા વિના અમારા દિવસો કેમ જશે?' આ રીતે કહીને વિશ્વાસુ માણસનો સંગાથ કરી આપીને તેને પિયર મોકલી.

સુશીલા બાળકો સાથે પિયર પહોંચી, માતાપિતાનાં ચરણોમાં પ્રણામ કર્યા. માતાપિતાએ પૂછ્યું – 'તારા ઘરમાં બધાં ખુશીમજામાં તો છેને?' સુશીલા બોલી – 'હા, ઈશ્વરકૃપાએ બધાં કુશળ છે. પણ અહીંયાં મને મારા ભાઈ રામલાલ અને ભાભી દેખાતાં નથી, તો વાત શી છે?' પંડિત ગોવિંદરામે કહ્યું – 'તે ઘણા સમયથી મકાન ભાડે રાખીને અમારાથી જુદો રહે છે; અને જે કંઈ કમાય છે તે પોતાના ખાવા-પીવામાં અને મિત્રોને ખુશ રાખવામાં ખર્ચી નાખે છે. અમે તો હવે ઘરડાં થયાં, કમાવાની શક્તિ રહી નથી, પહેલાંની જે મિલકત છે તે વેચીને અમારો ગુજારો કરીએ છીએ.' સુશીલાએ પૂછ્યું – 'શું ભાભીના કહેવાથી જ ભાઈ અલગ થઈ ગયા કે પછી કોઈ બીજું કારણ છે?' માતાએ કહ્યું – 'ના બેટી! તારી ભાભી તો ઘણા ભલા ઘરની દીકરી છે. હું ક્યારેક તેને કંઈક કહી બેસતી તોપણ તે નારાજ થતી ન હતી અને કદીય રિસાતી ન હતી. તે તો ઘણા સુશીલ સ્વભાવની છે, ઝઘડવાનું તો તે જાણતી જ નથી. કોઈ તેને સાચું-ખોટું સંભળાવી દે તોપણ તે હસીને વાત ટાળી દેતી હતી. અત્યારે પણ તે અમારી તરફેણમાં અવારનવાર રામલાલને સમજાવતી રહે છે. તેના સ્વભાવ તથા તેની સેવાને અને તેના વિજોગને યાદ કરી-કરીને હું રડ્યા કરું છું. રામલાલ પણ ઘણો ભલો હતો; પણ આજકાલના ઉદ્દંડ છોકરાઓની સોબતના પ્રભાવથી તે અમારાથી અલગ થઈ ગયો છે.'

સુશીલા બોલી – 'મા! હું ભાઈ-ભાભીને સમજાવીને અહીં લઈ આવું તો એમાં તમારું શું કહેવું છે?' માતાએ કહ્યું – 'એવું થાય તો, બેટી! અમારું મોટું સદ્ભાગ્ય!'

ભાઈ રામલાલ પ્રયાગમાં જ થોડાક દૂરના બીજા મહોલ્લામાં રહેતો હતો. સુશીલા પોતાના કુટુંબના એક માણસને લઈને પોતાનાં બાળકો સાથે ભાઈને ત્યાં ગઈ. રામલાલ તો ઘરમાં હતો નહિ, ભાભી બેઠેલી હતી. સુશીલાને આવતી જોઈને તે ઊભી થઈ અને તેણે અત્યંત આદર અને પ્રેમ-ભર્યું વર્તન કર્યું. બાળકો સહિત સુશીલાએ પણ તેના ચરણોમાં પ્રણામ કર્યા. ભાભી થોડોક સંકોચ કરવા લાગી તો સુશીલાએ કહ્યું – 'તમે મોટાં હોવાના કારણે મારે માટે તો મા સમાન છો. આમાં સંકોચ કરવાની વાત જ શી છે? વડીલોના ચરણોમાં પ્રણામ કરવા એ તો નાનેરાંઓનું કર્તવ્ય છે.' ભાભી શરમાઈને બોલી – 'બહેનબા! તમે માતાજી પાસે આવ્યાં છો એ વાતની મને જાણ થઈ ગઈ હતી, પરંતુ દુ:ખની વાત છે કે હું તમારા ભાઈની બીકે ત્યાં

આવી શકી નહિ.' સુશીલાએ કહ્યું – 'એ માટે તમારે મનમાં કોઈ વિચાર લાવવો જોઈએ નહિ. મા તો તમારા સ્વભાવ અને તમારી સેવાને યાદ કરી-કરીને તમારાં ભારોભાર વખાણ કરતી તમારા વિજોગમાં રડતી રહે છે.'

એટલામાં જ ભાઈ રામલાલ આવી ગયા. રામલાલે પણ સુશીલા સાથે ઘણો આદરભર્યો વ્યવહાર કર્યો. ખબર-અંતર પૂછ્યા પછી સુશીલા બોલી – 'ભાઈ! તમને માતા-પિતાથી અલગ થયેલા જોઈને આજે મને ઘણું જ દુઃખ થઈ રહ્યું છે.' રામલાલે કહ્યું – 'બહેન! તારા આવ્યાની મને ખબર મળી ગઈ હતી. તને મળવાની મને ઘણી ઈચ્છા પણ હતી, પરંતુ મારા મનમાં એવો ભાવ થઈ આવ્યો કે જો હું ત્યાં ઘરે આવું તો ક્યાંક માતાપિતા મારું અપમાન કરશે અને તને અહીં ઘરે પણ એટલા માટે નહિ બોલાવી કે તેઓ કદાચ તને અહીં નહિ મોકલે.' સુશીલા બોલી – 'ભાઈ! આમાં તમારો કોઈ દોષ નથી. દોષ તો મારો છે કે હું કાલે જ તમારાં દર્શન કરી શકી નહિ. પરંતુ ભાઈ! હું જ્યારે સાસરીમાં ગઈ ત્યારે તો તમે બંનેય માતા-પિતાની ખૂબ સારી સેવા અને આજ્ઞાપાલન કરતાં હતાં. તમારા તે સદ્‌ગુણોને યાદ કરું છું તો મને આશ્ચર્ય થાય છે કે તમે તેમનાથી અલગ થઈને કેમ રહેવા લાગ્યા! મારા વર્તનમાં તમને ક્યાંક ખામી દેખાતી તો તમે મને શિખામણ આપતા હતા. એ વાતો મને યાદ આવે છે.'

રામલાલે કહ્યું – 'બહેન! તારી વાત સાંભળીને હું શરમ અનુભવું છું. મારા અલગ થવાનું કારણ એવું બન્યું કે મારા મિત્રો મારી પાસે આવતા-જતા હતા તે માતાજી અને પિતાજીને ખરાબ લાગતું હતું, એ જોઈને મારા મિત્રોને ઘણું દુઃખ થવા લાગ્યું અને તેમણે મને એવી સલાહ આપી કે 'તારે બધું જ માતા-પિતા પાસે છોડીને અલગ થઈ જવું જોઈએ. એમ કરવાથી તારી કોઈ ટીકા થશે નહિ. તું વિદ્વાન છે, લાયક છે; તારે પોતાની કમાણીથી ગુજરાન ચલાવવું જોઈએ. માતાપિતાની સંપત્તિનો આશરો શા માટે લેવો જોઈએ?' તેમની આવી વાતોથી પ્રભાવિત થઈને હું માતાપિતાથી અલગ થઈ ગયો. બહેન! તું તો સમજુ છે, જેવું તારું નામ છે તેવી જ તું સુશીલ છે. તેથી મને તારી સલાહ આપ કે મારે હવે શું કરવું જોઈએ?'

આ સાંભળીને સુશીલાએ અત્યંત કોમળ અને મૃદુલ શબ્દોમાં કહ્યું – 'મોટાભાઈ! તમને હું શી સલાહ આપું? મારામાં જે કંઈ સારા ગુણ દેખાય છે તે તો તમે આપેલી કેળવણીનો જ પ્રતાપ છે. હું કંઈક કહીશ તો તે તમારી પાસેથી શીખી છું એ જ કહેવાનીને! હું જ્યારે નાની હતી ત્યારે તમે મને એવી જ શિખામણ આપતા હતા કે સેંકડો વર્ષો સુધી માતાપિતાની સેવા કરતો રહે તોપણ મનુષ્ય તેમનું ઋણ ચૂકવી શકતો નથી. માતાપિતાની સેવા જ પરમધર્મ છે, બીજા બધા ઉપધર્મો છે. આજે તમને માતાપિતાથી અલગ જોઈને મને ઘણું આશ્ચર્ય થાય છે. વળી, તમારા મિત્રો વિશે તો માતાપિતાએ જે કંઈ કહ્યું હશે તે તમારા ભલા માટે જ કહ્યું હશે. જે મિત્રો આપણને માતાપિતાથી દૂર કરી મૂકે તેમનો સંગ શા કામનો? તમારા તે મિત્રો જો સમજુ હોત તો, અત્યંત સરળતાથી મુક્તિ અપાવનાર ઉપાયરૂપી પરમ કલ્યાણકારી માતાપિતાની સેવાના કર્તવ્યથી તમને વંચિત કેમ કરત? તેથી તમારે વિચારવું જોઈતું હતું કે તે મિત્રો આમ કરીને પોતાનો સ્વાર્થ સાધવા માગતા હતા કે તમારું હિત કરવા માગતા હતા. મોટાભાઈ! માતાપિતા તો તમારા વિયોગમાં

તમારા ગુણો અને તમારી સેવાને યાદ કરીને રડ્યા કરે છે. સમાજમાં તમારા ગુણો અને આચરણોની ખ્યાતિ છે અને સારા-સારા મનુષ્યોના હૃદયમાં તમારો સારો પ્રભાવ પડેલો છે. તમે માતાપિતાથી અલગ થઈને રહો છો તેનાથી તે સજ્જનો ઉપર હવે કેવી ખરાબ અસર પડશે; અને જ્યારે તેઓ તમારી ટીકા અને વગોવણી કરશે ત્યારે તમે તે કેવી રીતે સહી શકશો? માતા-પિતાની સંપત્તિથી તમને ઘૃણા અને સંકોચ કેમ થવાં જોઈએ? માતાપિતાથી આપણે કેવી રીતે છૂટાં પડી શકવાનાં છીએ? આપણા શરીરમાં પણ જે કંઈ છે તે બધું માતાપિતાનું જ છે. મારું મંતવ્ય તો એવું છે કે તેમના ચરણોમાં જઈને ક્ષમા કરવા માટે તેમને પ્રાર્થના કરવી જોઈએ. આમાં વિલંબ કરવાનું યોગ્ય નથી. કદાચ માતાપિતાની કોઈ ભૂલ થઈ હોય તોપણ વડીલોની ભૂલને કદી ભૂલ જ ન માનવી જોઈએ.'

એટલામાં ભાભી બોલી ઊઠી – 'નણંદબા! મને તો સાસુ-સસરાથી જુદા રહેવામાં નથી તો કોઈ સુખ કે નથી તો મને ચેન પડતું. હું તો અવારનવાર આમને વિનંતી પણ કરું છું; પણ ખબર નહિ, વિધાતાએ મને તેમની સેવાથી શા માટે વંચિત કરી મૂકી છે?' રામલાલે કહ્યું – 'બહેન! માતાપિતાના બોલાવ્યા વિના અને તેમની સંમતિ લીધા વિના જવામાં સંકોચ થાય છે. એમ થાય છે કે તેઓ ક્યાંક મારું અપમાન તો નહિ કરી બેસે?' સુશીલાએ કહ્યું – 'ભાઈ! તેમની તો સંમતિ જ છે. તેઓ તો તમારા વિયોગમાં આંસુ સારે છે; અને તેમની પાસે જવામાં સંકોચ શી વાતનો? હું તો સમજું છું કે તમારા ત્યાં જવાથી તો તેઓ ઘણાં ખુશ થશે; અને માતાપિતાની પાસે જવામાં અપમાનની વાત જ વળી કેવી? તેમના વડે થતું અપમાન તો માન કરતાં પણ શ્રેષ્ઠ છે.'

સુશીલાની ઉપર્યુક્ત હિતકારી વાતો સાંભળીને રામલાલ અને તેની પત્ની - બંને સુશીલાની સાથે માતાપિતા પાસે ઘરે આવી ગયાં અને બંને પોતાના કૃત્યનો પશ્ચાત્તાપ કરતાં તેમના ચરણે પડીને રડવા લાગ્યાં.

માતાપિતાએ કહ્યું – 'બેટા! આજે મોટા સદ્‌ભાગ્યની વાત બની છે, આજનો આપણો દિવસ ઘણો જ શુભ છે.' પછી તેમણે સુશીલાને કહ્યું – 'બેટી સુશીલા! તેં આજે જે મોટું કામ કર્યું છે તેને અમે જીવનપર્યંત કદી પણ ભૂલીશું નહિ.' સુશીલા બોલી – 'બા! તું શું કહી રહી છે? આનું જે કંઈ શ્રેય છે તે તો તારે, પિતાજીને અને ભાઈ તથા ભાભીને ફાળે જાય છે, હું તો માત્ર નિમિત્ત જ છું. મારામાં જે કંઈ ભલાઈ તું જુએ છે તે બધી તમારી જ કૃપાનું ફળ છે.'

સુશીલાનો આ પ્રકારનો અભિમાનરહિત વ્યવહાર જોઈને બધાં મુગ્ધ થઈ ગયાં. સુશીલા પાસે **બે વશીકરણ મંત્રો** હતા, જેમના વડે તે, કોઈ પણ કેમ ન હોય તેને પોતાને અનુકૂળ બનાવી લેતી હતી. તે મંત્રો આ હતા : **(૧) પોતાના સ્વાર્થનો ત્યાગ કરીને નિષ્કામભાવે દરેક પ્રકારે તે વ્યક્તિના હિતમાં પ્રયત્ન કરવો; અને (૨) તે વ્યક્તિના અવગુણોને ભૂલી જઈને તેના ગુણોનું વર્ણન કરવું.** આ મંત્રોથી જ આજે સુશીલાએ પોતાના ભાઈનો પણ હૃદયપલટો કર્યો.

એ પછી રામલાલે પોતાના મિત્રોને પ્રેમ અને વિનયપૂર્વક વિનંતી કરી કે 'મને જ્યારે પણ ફુરસદ મળશે ત્યારે હું જ તમારા ઘરે આવીને મળતો રહીશ, માતાપિતા પાસે રહીને હું તમારો યથાયોગ્ય સત્કાર કરવામાં લાચાર છું.'

સુશીલા પિતાજીના ઘરમાં કેટલાક દિવસ રહી, પરંતુ સાસરીમાં પોતાના પ્રત્યે થયેલા અત્યાચાર વિશે કોઈની પણ કદીયે જરા પણ ટીકા-નિંદા કરી નહિ. માતા-પિતા અને ભાઈ-ભાભી તેને ખાવા-પીવા-પહેરવા માટે અનેક ચીજો આપતાં હતાં અને તે લેવા આગ્રહ કરતાં હતાં તોપણ તે લેતી ન હતી; જો તેમના સંતોષ ખાતર ક્યારેક થોડુંક લેતી હતી તો તે અનાસક્તિભાવે જ લેતી હતી, તેની તે પદાર્થો પ્રત્યે સહેજ પણ આસક્તિ અથવા લોલુપતા રહેતી ન હતી. તેનો વ્યવહાર પણ ઘણો ત્યાગપૂર્ણ અને પ્રશંસનીય હતો.

ત્યારબાદ સાસરીમાંથી આગ્રહપૂર્વકનું કહેણ આવવાથી માતાને વિનય અને પ્રેમથી સમજાવીને, વિયોગનું દુઃખ વ્યક્ત કરતી સુશીલા વિશ્વાસુ માણસની સંગાથે પોતાની સાસરીમાં પહોંચી ગઈ. સુશીલાને ઘરમાં આવેલી જોઈને સાસરીનાં બધાં લોકો ઘણો આનંદ પામ્યાં.

**(૧૦)**

આ બાજુ, સુશીલાની દીકરી ઈન્દ્રસેનીને લગ્નને લાયક ઉંમરની થયેલી જોઈને સુશીલાનાં સાસુ-સસરાને ઘણી ચિંતા થતી હતી. તેથી એક દિવસ તેમણે નાની વહુને કહ્યું – 'ઈન્દ્રસેની લગ્નને લાયક થઈ ગઈ છે. તારા પ્રભાવને લીધે કેટલાક લોકો આપણી સાથે સંબંધ જોડવા ઈચ્છે છે. તારા અભિપ્રાયમાં કોની સાથે સંબંધ કરવો યોગ્ય છે?' સુશીલાએ પોતાની સાસુને કહ્યું – 'આમાં મારો અભિપ્રાય શો લેવાનો હોય? તમે જેની સાથે સંબંધ કરવાનું યોગ્ય સમજો તેમાં અમારે બધાંએ પ્રસન્ન રહેવું જોઈએ. મેં તો તમારા બધાંના મુખે જ સાંભળ્યું છે કે છોકરો ભલે ગરીબ હોય, પણ તેનાં બળ, વિદ્યા, બુદ્ધિ, યોગ્યતા, આચરણ, સ્વભાવ, ચારિત્ર્ય વગેરે ગુણલક્ષણો જોવાં જોઈએ. છોકરાનાં પરિવારજનો તથા ખાસ કરીને તેનાં માતા-પિતાનો સ્વભાવ અને તેમનાં આચરણ સારાં હોવાં જોઈએ.' આ સાંભળીને બધાં ઘણાં પ્રસન્ન થયાં.

ઈન્દ્રસેનીના પ્રારબ્ધથી અને માતા સુશીલાના પ્રભાવના કારણે સુશીલાની ઈચ્છાને અનુકૂળ જ ઘર અને વરનો આપોઆપ સંજોગ બેસી ગયો. પંડિત દામોદર શાસ્ત્રીના સુપુત્ર શિવકુમારની સાથે ઈન્દ્રસેનીનું વાગ્દાન (વેવિશાળ) કરવામાં આવ્યું. પંડિત દામોદરજીને સુશીલા પર અત્યંત શ્રદ્ધા હતી, તેથી તેમણે પોતાની પત્નીને લગ્ન બાબતમાં સલાહ લેવા સુશીલાની પાસે મોકલી. ઘરે જઈ પહોંચતાં જ સુશીલાએ તેમનો યથાયોગ્ય સત્કાર કર્યો. ત્યારબાદ દામોદરજીની પત્નીએ કહ્યું – 'તમારી સાથે સંબંધ જોડાયો છે તો લગ્ન આદર્શ થવાં જોઈએ. તમારા ઘરમાં તો કુરિવાજો અને ઉડાઉખર્ચા હશે જ નહિ; અમે લોકો પણ પોતાનો સુધારો કરવા તમારી સલાહ મુજબ જ કરવા માગીએ છીએ.' આ રીતે વિશેષ અને શ્રદ્ધાપૂર્વક પૂછવાથી સુશીલાએ કહ્યું – 'દારૂખાનું, નાચગાન, સિનેમા, નાટક, ઉછામણી, અધિક રોશની વગેરે પાછળ નકામો ખર્ચ નહિ કરવો જોઈએ. લગ્નટાણે ગાળાગાળી કરવી, ફટાણાં ગાવાં, ચોપાટ-પત્તાંબાજી રમવાં, ઘણાં વાજાં વગાડવાં વગેરે પણ નહિ કરવું જોઈએ. લગ્ન તો સારા-સારા વિદ્વાનોને બોલાવીને શાસ્ત્રવિધિ અનુસાર સારી રીતે થવાં જોઈએ. લગ્નમાં વધુ ભીડ-ધમાલ નહિ થવી જોઈએ. હવે, અમારા પક્ષે શું કરવું જોઈએ તે કૃપા કરીને તમે સૂચવો.'

પંડિત દામોદરજીની પત્ની બોલી – 'અમે તમને શું સૂચવવાનાં હતાં? અમે તો તમારી જ શિખામણ મુજબ કરવા માગીએ છીએ. હા, એ બાબતમાં તમે કેવું વિચાર્યું છે તે સાંભળવા

અમે ઉત્સુક છીએ. તમને જો યોગ્ય જણાય તો તમે બતાવવાની કૃપા કરો.'

આથી, સુશીલાએ કહ્યું – 'ઠઠ્ઠા-મશ્કરી, નાચગાન અને ફટાણાં ગાવાં એ તો અમારે ત્યાં પહેલાંથી જ બંધ છે. ભાંગ, તમાકુ, અફીણ, ગાંજો વગેરે માદક વસ્તુઓ, સોડા-બરફ, લેમોનેડ આપવું, હોટલમાં ભોજન, પાર્ટી આપવી, અત્તર-ગુલાબ વગેરેથી આગતાસ્વાગતા કરવી એ શાસ્ત્રવિરુદ્ધ તો છે જ, બલકે આગતાસ્વાગતાના નામે તેમનું અપમાન કરવાનું જ ગણાય. શાસ્ત્ર પ્રમાણે હલદ્ધાત વગેરે કર્યા પછી દેવતાઓની વિધિવત્ પૂજા કરાવીને સારાસારા વિદ્વાનોની સંમતિ અનુસાર કન્યાદાન કરવાનો વિચાર છે. તમારા બધાંની સાચી આગતાસ્વાગતા તો શ્રદ્ધા અને પ્રેમભર્યા વ્યવહારથી જ થઈ શકે; એની તો અમારામાં ઊણપ છે. ભોજન તથા પાન-સોપારી, લવિંગ, એલચીની વ્યવસ્થા સામાન્ય ધોરણે કરેલી છે. દહેજનું ધન આપવા માટે તો અમારી પાસે છે પણ શું? અમે તો એક અબૂધ કન્યા તમારી સેવામાં અર્પણ કરીને અમને પોતાને પાવન કરવા ઇચ્છીએ છીએ. તમારાં જેવાં નિખાલસ અને ત્યાગી મનુષ્યો સાથે અમારો સંબંધ અમારા સદ્નસીબે થયો છે. તમારો વ્યવહાર જોઈને અમે બધાં મુગ્ધ થઈ રહ્યાં છીએ.'

એ પછી યોગ્ય સમયે બંને પક્ષે શ્રદ્ધા, વિનય અને પ્રેમના વ્યવહાર થતા રહીને ઉપર્યુક્ત પદ્ધતિ અનુસાર ઘણાં પ્રશંસનીય, સાત્ત્વિક અને આદર્શ લગ્ન સંપન્ન થયાં. પરસ્પર નમસ્કાર કર્યા પછી જાન વળાવવામાં આવી.

સોમદત્ત, રામદત્ત અને મોહનલાલ એ ત્રણે ભાઈઓ સુશીલા જે વેપાર-ધંધો ચલાવતી તેને હવે પોતે જ કરતા હતા અને બધાંનું પરસ્પરનું વર્તન ઘણું જ સારું અને પ્રેમભર્યું થતું હતું. ઘરમાં સ્ત્રીઓનો વ્યવહાર પણ સુશીલાના સંપર્કને લીધે ઘણો જ સુંદર રહેતો હતો. આ રીતે થોડો સમય વીત્યા પછી સુશીલાનો દીકરો ઈન્દ્રસેન જ્યારે મોટો થયો ત્યારે તેનું લગ્ન પણ પંડિત રઘુનાથ આચાર્યની પુત્રી ગાયત્રી સાથે કરવામાં આવ્યું. તે લગ્ન પણ પહેલાની જેમ જ ઘણું જ સાત્ત્વિક, આદર્શ અને પ્રશંસનીય થયું. તેમાં પણ નાચગાન, કુરૂઢિઓ, ઉડાઉખર્ચા બિલકુલ થયાં નહિ તથા આ લોકો તરફથી પણ ત્યાગનો વ્યવહાર રહ્યો. જોકે શ્રીરઘુનાથ આચાર્યનો વિશેષ આગ્રહ હોવાથી તેમના સંતોષ ખાતર કહેવા પૂરતું દહેજ લેવું પડ્યું.

આ રીતે દીકરી અને દીકરાનાં લગ્નો થઈ જતાં ઘરનાં બધાં માણસો નિશ્ચિંત થઈને સુખપૂર્વક પોતાના ઘરમાં રહેતાં હતાં અને પરસ્પર ઘણા ત્યાગ અને પ્રેમનો વર્તાવ કરતાં હતાં.

**(૧૧)**

કેટલાક દિવસો પછી, દમના રોગના કારણે શરીર નબળું પડી જતાં પંડિત દેવદત્તજીને તાવ ચડી આવ્યો. આયુર્વેદિક ઔષધોથી અનેક ઉપચાર કરવામાં આવ્યા, પરંતુ કોઈ પણ ઉપચાર કામિયાબ નીવડ્યો નહિ. સુશીલાએ રાતદિવસ વિનય અને પ્રેમપૂર્વક તેમની સેવા કરી. તેની સેવાથી દેવદત્તજી મુગ્ધ થઈ ગયા અને બોલ્યા – 'બેટી! તું સર્વથા નિર્દોષ હતી, છતાં મેં તને ઘરમાંથી કાઢી મુકાવી હતી તેનું દુઃખ મારા હૃદયમાં શૂળની માફક ભોંકાયા કરે છે.' સુશીલાએ નણંદ રોહિણી મારફતે કહાવ્યું – 'બાપુજી! તમારી તો કોઈ જ ભૂલ ન હતી. તે બધી ઘટના તો ગેરસમજને લીધે બની હતી. તેનો તમારે કોઈ પણ વિચાર મનમાં લાવવો

જોઈએ નહિ. હું તમારાથી ઘણો લાંબો સમય અલગ રહી તેને હું પોતાનું દુર્ભાગ્ય માનું છું. અત્યારે એ બાબતમાં તમે પોતાને કારણરૂપ માનીને દુઃખ લગાડશો તો તેથી મારા મન પર એ વિચારોની અવળી અસર થશે.' આ સાંભળીને પંડિતજીએ કહ્યું – 'બેટી! તું કશો વિચાર કરીશ નહિ. તારી લાગણી હું હવે સમજી ગયો છું અને તેથી મારા મનમાં કોઈ દુઃખ રહ્યું નથી.'

એ પછી તો પંડિતજીની તબિયત વધુ લથડી. એ જોઈને ઘરનાં બધાંએ સ્થાન વાળીને, સાફ કરીને સ્વચ્છ બનાવ્યું. તે સ્થાન પવિત્ર જળથી ધોયું અને ત્યાં ગાયના છાણ અને ગંગાજળથી ચોકો કર્યો. તેના પર તલ અને સરસવ વિખેરીને ભગવાનનું નામ લખ્યું. પછી તે ચોકા પર પવિત્ર રેતી પાથરીને પથારી બનાવી અને ગંગાજીનો વેળુ (વેકરો, રેતી) વેર્યો. તેમાં રામનામ લખ્યું અને મંત્રોચ્ચાર સાથે ગંગાજળ છાંટીને તેનું માર્જન કર્યું. રેતીની તે શય્યા પર દર્ભ પાથર્યો અને પછી તેની ઉપર હાથે વણેલું સ્વચ્છ સફેદ વસ્ત્ર પાથર્યું. ત્યારપછી પંડિતજીનો સંકેત મળતાં સોમદત્તે તેમને પવિત્ર જળથી સ્નાન કરાવ્યું અને નવાં સ્વચ્છ અંગરખું અને ધોતિયું પહેરાવ્યાં તથા તેમની જનોઈ બદલી નાખી. એ પછી તેમને રેતીની પથારીમાં સુવાડ્યા અને હાથે બનાવેલી એક નવી, સ્વચ્છ, સફેદ ચાદર ઓઢાડી દીધી. તેમની પાસે એક નવું તુલસીછોડનું કૂંડું મુક્યું, ગળામાં તુલસીમાળા પહેરાવી, મસ્તકે ચંદનનું તિલક કર્યું. માથા નીચે કોમળ અને હળવા વજનની ગીતાની પોથી મૂકી. પંડિતજી ભગવાનના શ્રીવિષ્ણુ-રૂપના ઉપાસક હતા, તેથી શાલગ્રામજીની એક નાની મૂર્તિ તેમના વક્ષઃસ્થળ ઉપર મૂકી. પછી પત્ર-પુષ્પ, ધૂપ-દીપ વગેરે ષોડશોપચારથી ભગવાનની પૂજા કરવામાં આવી તથા આરતી ઉતારવામાં આવી. એ પછી સોમદત્તે પંડિતજીના મુખમાં તુલસીપત્ર મૂક્યું અને ગંગાજળ પિવડાવ્યું તથા ગીતાનો આઠમા અધ્યાયનો અર્થસહિત પાઠ સંભળાવ્યો. ત્યારબાદ બધાં સાથે મળીને, શ્રદ્ધા-પ્રેમથી વિભોર થઈને એકતાલમાં અને એકસૂરમાં ભગવાનનું નામકીર્તન કરવા લાગ્યાં. પંડિતજીની સામે દીવાલમાં શ્રીવિષ્ણુની સુંદર છબી ટાંગેલી હતી, તે વિષ્ણુનાં દર્શન કરતાં કરતાં, ભગવાનનાં નામ, રૂપ, ગુણ, પ્રભાવનું સ્મરણ કરતાં કરતાં તથા ભગવાનનું નામ-કીર્તન સાંભળતાં સાંભળતાં પંડિતજી શ્રીભગવાનના પરમધામમાં સિધાવી ગયા.

* * *

આ વાર્તામાંથી ખાસ કરીને માતાઓ અને બહેનોએ એ બોધ લેવો જોઈએ કે તેઓ સુશીલાને આદર્શ માનીને તેનું અનુકરણ કરે અર્થાત્ પોતાનું ભૂંડું કરનારનું પણ પોતે ભલું કરે; બાળકો સાથે વાત્સલ્યભાવ, સમવયસ્કો સાથે મૈત્રીભાવ અને ગુરુજનો-વડીલો સાથે શ્રદ્ધા-ભક્તિયુક્ત વિનયભાવ દાખવે અને તેમની સેવા કરે; નિઃસ્વાર્થભાવે ઉત્તમ કર્મો કરીને, માન-મોટાઈથી રહિત થઈને, પોતાનું શ્રેય બીજાંઓને આપીને સત્યની રક્ષા કરતાં રહીને કર્તવ્યકર્મો કરે; ભયાનક આફત આવી પડે તોપણ કામ, ક્રોધ, લોભ, લજ્જા, ભય વગેરેને વશ ન થાય અને ધૈર્ય, ધર્મ, ઈશ્વરભક્તિ ન છોડે તથા જાણી-જોઈને પ્રાણત્યાગ કરવાનો અર્થાત્ આત્મહત્યા કરવાનો તો ક્યારેય વિચાર પણ ન કરે; સાસુ-સસરા, માતા-પિતા, પતિ વગેરે ગુરુજનોની તન-મન-ધનથી, પોતાનું કર્તવ્ય સમજીને નિઃસ્વાર્થભાવે અને વિનય-પ્રેમપૂર્વક સેવા કરે; બાળકોને પોતાની વાણી અને પોતાનાં આચરણો દ્વારા સારું શિક્ષણ આપે; દીકરા-

દીકરીઓના લગ્નમાં કુરૂઢિઓ અને ઉડાઉખર્ચાઓનો સર્વથા ત્યાગ કરે; ચોર, બદમાશ, ઠગ, લુચ્ચાલફંગા, ધુતારા વગેરેથી બચવા બુદ્ધિ-વિવેકપૂર્વક હોંશિયારી દાખવે; બીમારીયુક્ત, મરણાસન્ન અને આપત્તિગ્રસ્ત મનુષ્યોના હિત માટે તેમની નિઃસ્વાર્થભાવે સેવા કરે; વિદ્યા, બુદ્ધિ, બળ, તેજ ઉપરાંત કલાકૌશલની વૃદ્ધિ માટે તત્પરતાપૂર્વક યથાયોગ્ય પ્રયત્ન કરે; બધાંને અનુકૂળ બનાવવા માટે તેમના અવગુણોને લક્ષમાં ન લેતાં તેમના સદ્‌ગુણોની પ્રશંસા કરીને તેમના પરમ હિત માટે પ્રયત્ન કરે; તેમ જ ક્ષમા, દયા, શાંતિ, સમતા, સંતોષ, સરળતા, શ્રદ્ધા, પ્રેમ વગેરે સદ્‌ગુણો ધારણ કરે તથા સત્સંગ, સ્વાધ્યાય, કથા-કીર્તન, તીર્થ, સેવા, તપ, દાન વગેરે સદાચારોને અમૃતતુલ્ય માનીને તે સદાચારોને કર્તવ્યબુદ્ધિથી અને નિષ્કામભાવથી શ્રદ્ધા-ભક્તિપૂર્વક આત્મસાત્‌ કરે.

**નારાયણ ! નારાયણ !! નારાયણ !!!**



॥ ॐ શ્રીપરમાત્મને નમઃ ॥

# તત્ત્વચિન્તામણિ-૨

## આપણું કર્તવ્ય

આપણા કર્તવ્ય પ્રત્યે લક્ષ આપીએ છીએ ત્યારે મહદંશે એવું જ અનુમાન થાય છે કે આજકાલ આપણે કર્તવ્યપાલનમાં મોટે ભાગે તત્પર નથી. ધ્યાનપૂર્વક વિચાર કરવાથી ડગલે ને પગલે ત્રુટિઓ જોવા મળે છે. જોકે બધા લોકો પોતાની ઉન્નતિ ઇચ્છે છે અને યથાશક્તિ પ્રયત્ન કરવાનું પણ ઉત્તમ માને છે, તેમ છતાં વિચાર કરતાં એવા અનેક હેતુ નજરે પડે છે કે જેમના કારણે તે લોકો જોઈએ એવો પ્રયત્ન કરી શકતા નથી, બલકે કિંકર્તવ્યમૂઢ થઈને ઉન્નતિના મૂળ માર્ગમાંથી અધઃપતન પામે છે.

તેથી, સૌપ્રથમ આ બાબત વિચારણીય છે - મનુષ્યનું શું કર્તવ્ય છે, એ કર્તવ્યના પાલન માટે મનુષ્યે કેવી રીતે પ્રયત્ન કરવો જોઈએ અને ઇચ્છાં હોવા છતાં પણ મનુષ્ય કયા અવરોધોના કારણે જોઈએ તેટલો પ્રયત્ન નથી કરી શકતો?

મનુષ્યનું મુખ્ય કર્તવ્ય છે પોતાના આત્માની ઉન્નતિ કરવી. ભગવાન કહે છે -

**ઉદ્ધરેદાત્મનાત્માનં નાત્માનમવસાદયેત્ ॥**

(શ્રીમદ્‌ભગવદ્‌ગીતા - ૬/૫ : પૂર્વાર્ધ)

મનુષ્ય પોતાનો ઉદ્ધાર પોતે જ કરે અને પોતાના આત્માની અધોગતિ ન કરે. હવે આપણે સમજવાનું એ છે કે આત્માની ઉન્નતિ શું છે અને આત્માનું અધઃપતન શામાં છે?

''પોતાની અંદર (અધ્યાત્મ) જ્ઞાન, (પરમ) સુખ, (અખંડ) શાંતિ અને ન્યાયની હાલમાં અને પરિણામે ઉત્તરોત્તર વૃદ્ધિ કરવી એ આત્માની ઉન્નતિ છે; અને તેનાથી અવળું દુઃખનાં કારણરૂપ અજ્ઞાન, પ્રમાદ, અશાંતિ અને અન્યાય તરફ વળવું તથા તેમની વૃદ્ધિમાં કારણભૂત બનવું એ જ અધઃપતન છે.''

મનુષ્યે નિરંતર આત્મનિરીક્ષણ કરીને આત્માની ઉન્નતિ માટે પ્રયત્ન કરતા રહેવું અને અધઃપતનના પ્રયત્નો છોડી દેવાં જોઈએ. સંસારમાં સંગ જ ઉન્નતિ કે અવનતિનું મુખ્ય કારણ છે. જે મનુષ્યો પોતાની ઉન્નતિ કરી ચૂક્યા છે અથવા ઉન્નતિના માર્ગે જઈ રહ્યા છે તેમનો સંગ આત્માની ઉન્નતિમાં સહાયક થાય છે; જ્યારે જેમનું પતન થયેલું છે અથવા ઉત્તરોત્તર પતન પામી રહ્યા છે તેમનો સંગ આત્માની અવનતિમાં સહાયક થાય છે. તેથી હરહંમેશ શ્રેષ્ઠ મનુષ્યોનો સંગ કરવો એ જ યોગ્ય છે.

શ્રેષ્ઠ પુરુષો તેમને માનવા જોઈએ કે જેમનામાં સ્વાર્થ, અહંકાર, દંભ અને ક્રોધ નથી; જેઓ માન-મોટાઈ અથવા સેવા-પૂજા નથી ઇચ્છતા; જેમનાં આચરણ પરમ પવિત્ર છે; જેમને જોવાથી તથા જેમની વાણી સાંભળવાથી પરમાત્મામાં પ્રેમ અને શ્રદ્ધાની વૃદ્ધિ થાય છે, હૃદયમાં શાંતિનો પ્રાદુર્ભાવ થાય છે અને પરમેશ્વર, પરલોક તથા સત્-શાસ્ત્રોમાં શ્રદ્ધા ઉત્પન્ન થઈને કલ્યાણની દિશા ભણી વળી જવાય છે. આવા પરલોકમાં ગયેલા અને હાલમાં વિદ્યમાન સત્પુરુષોનાં ઉત્તમ આચરણોને આદર્શ માનીને તેમનું અનુકરણ કરવું તથા તેમની આજ્ઞા અનુસાર વર્તવું તેમ જ પોતાની બુદ્ધિમાં જે કાર્ય કલ્યાણકારી, શાંતિપ્રદ અને શ્રેષ્ઠ જણાય તે જ આચરણમાં મૂકવું. મનુ મહારાજ પણ કહે છે -

**વેદઃ સ્મૃતિઃ સદાચારઃ સ્વસ્ય ચ પ્રિયમાત્મનઃ ।**
**એતચ્ચતુર્વિધં પ્રાહુઃ સાક્ષાદ્ધર્મસ્ય લક્ષણમ્ ॥**
(મનુસ્મૃતિ - ૨/૧૨)

'વેદ, સ્મૃતિ, સદાચાર અર્થાત્ સત્પુરુષોનાં આચરણ અને જેના આચરવાથી પોતાના અંતઃકરણમાં પ્રસન્નતા થાય તેવું કાર્ય - આ ચાર ધર્મનાં સાક્ષાત્ લક્ષણો કહેવાયાં છે.'

હવે અહીં એક પ્રશ્ન થાય છે કે, જે લોકો આપણાં શ્રુતિ-સ્મૃતિશાસ્ત્રોને નથી માનતા તેમના માટે શું કોઈ જ ઉપાય નથી? બધાંએ શ્રુતિ-સ્મૃતિશાસ્ત્રોને માનવાં જરૂરી છે? હિંદુ હોવાના નાતે મને શ્રુતિ-સ્મૃતિ અત્યંત પ્રિય છે અને હું તેમનો પક્ષપાત કરું છું એ ખરું, તેમ છતાં મારું એવું કહેવું ક્યારેય તર્કસંગત ન હોઈ શકે કે સદાચરણ માટે શ્રુતિ-સ્મૃતિઓને માનવા સિવાય અન્ય કોઈ ઉપાય છે જ નહિ. નિરપેક્ષભાવે મનુષ્યમાત્રના કર્તવ્યને ખ્યાલમાં રાખીને વિચાર કરવાથી એવો ભાવ જન્મે છે કે સમગ્ર સંસારના સ્વામી અને નિયંતા એક જ ઈશ્વર છે. જગતના મોટા ભાગના સંપ્રદાયો અને મત-મતાંતરો કોઈ ને કોઈ સ્વરૂપમાં ઈશ્વરને જ માને છે અને પોતાના અનુયાયીઓને ઈશ્વર તરફ લઈ જવા ઇચ્છે છે. માટે જ તો તે બધા સંપ્રદાયો અને મતમતાંતરોમાં માનનારા મનુષ્યો જે જે ગ્રંથોને પોતાનાં શાસ્ત્રો અને ધર્મગ્રંથો માને છે તેમના માટે તે જ શાસ્ત્રો અને ધર્મગ્રંથો છે. જે વ્યક્તિ જે ધર્મને માને છે તેને પોતાનાં ધર્મશાસ્ત્રો અનુસાર પોતાના સદાચારી શ્રેષ્ઠ પૂર્વજો વડે આચરણમાં મુકાયેલાં અને તેમના વડે ઉપદેશ કરાયેલાં ઉત્તમ સાધનોમાંથી જે સાધનો પોતાની સમજમાં આત્માનું કલ્યાણ કરનારાં અને પ્રિય જણાય તે સાધનો અપનાવવાં એ જ તેનું શાસ્ત્રો અનુસાર વર્તવું ગણાય. શાસ્ત્રોની તે જ વાતોનું અનુકરણ કરવું કે જેમના પર વિચાર કર્યા પછી પોતાની બુદ્ધિને પણ કલ્યાણકારી જણાતી હોય. જેમને આપણે શ્રેષ્ઠ મનુષ્યો માનતા હોઈએ તેમનાં પણ એવા આચરણોનું અનુકરણ કરવાનું આપણા માટે યોગ્ય ગણાય કે જે આચરણો આપણી બુદ્ધિને ઉત્તમમાં ઉત્તમ જણાતાં હોય. તેમનાં જે આચરણો આપણી દૃષ્ટિમાં અશ્રેયસ્કર, અનુચિત અને શંકાસ્પદ જણાતાં હોય તેમને અપનાવવાં ન જોઈએ.

જેમનું કલ્યાણ થઈ ચૂક્યું છે અથવા જેઓ કલ્યાણના માર્ગે થોડા ઘણા આગળ વધી ચૂક્યા છે તેવા મનુષ્યોનો સંગ મળે નહિ અથવા કોઈનામાં પણ તે એવા છે એવો વિશ્વાસ બેસે નહિ તો તેવા સત્પુરુષને મેળવવા માટે આપણે પરમેશ્વરને એવા ભાવથી પ્રાર્થના કરવી કે 'હે પ્રભુ! હે પરમાત્મા! હે નાથ! તમારામાં મારો અનન્ય પ્રેમ થાય; એ માટે તમે કૃપા કરીને મને તેવા મહાપુરુષોનો સંગ આપો કે જેઓ સાચા મનથી અને પરમ શ્રદ્ધાપૂર્વક તમારા પ્રેમમાં તરબોળ રહે છે.' વારંવાર ઈશ્વરને વિનંતી કરવાથી, તેમની કૃપાથી સાધકને તેની ઇચ્છાને અનુકૂળ સત્પુરુષની પ્રાપ્તિ થઈ જ જાય છે.

અહીં એક પ્રશ્ન એ થાય છે કે જેમને ઈશ્વરમાં વિશ્વાસ છે તેઓ તો ઈશ્વરને પ્રાર્થના કરી શકે છે, ઈશ્વરમાં વિશ્વાસ ધરાવનારાઓને સંતો અને શાસ્ત્રોમાં વિશ્વાસ હોય એ પણ શક્ય છે; પરંતુ ઈશ્વર, પરલોક, શાસ્ત્રો અને સંતોમાં જેમને વિશ્વાસ જ નથી તેમના માટે શું કર્તવ્ય છે? એનો ઉત્તર એ છે કે, જોકે આવા લોકોની સ્થિતિ અત્યંત દયાપાત્ર છે તેમ છતાં તેઓ પણ પોતાની બુદ્ધિ પ્રમાણે પોતાના આત્માની ઉન્નતિનો ઉપાય કરી શકે છે. આવા

લોકોએ પોતાની બુદ્ધિમાં જે મનુષ્ય પોતાના કરતાં શ્રેષ્ઠ જણાય તેનો સંગ કરવો. સંસારમાં મૂર્ખમાં મૂર્ખ માણસ અને બુદ્ધિશાળીમાં બુદ્ધિશાળી મનુષ્ય - લગભગ તમામ લોકો એ વાત તો માને જ છે કે જગતમાં આપણા કરતાં સારા મનુષ્યો પણ છે અને ખરાબ મનુષ્યો પણ છે. તેથી, પોતાની બુદ્ધિને પોતાના કરતાં જે ઉત્તમ, ઉન્નત, વિચારશીલ, સાધુહૃદય, સદાચારી અને વિદ્વાન હોવાની પ્રતીતિ થાય તેને આદર્શ સમજીને તેનાં સદાચરણોનું, સ્વાર્થરહિત થઈને અનુકરણ કરવું. જો મૂર્ખતા, અભિમાન અથવા અન્ય કોઈ પણ કારણને લીધે કોઈનામાંય પોતાના કરતાં સારો છે એવો વિશ્વાસ ન બેસે તો પોતાની બુદ્ધિમાં, યોગ્ય રીતે સમજી-વિચારી લીધા પછી જે વાતો પરિણામમાં કલ્યાણકારી, શાંતિપ્રદ, સુખકારક, લોકહિતકારી, ન્યાયયુક્ત અને ધર્મસંગત જણાય તે વાતો માની લેવી અને તદનુસાર, સ્વાર્થરહિત થઈને કર્માચરણ કરવું.

બધા મનુષ્યોમાં મુખ્યત્વે બે પ્રકારની વૃત્તિઓ હોય છે - એક, ઊર્ધ્વગતિ કરાવનારી એટલે કે આત્માને ઉન્નત બનાવનારી અને બીજી, અધોગતિએ લઈ જનારી એટલે કે આત્માનું અધઃપતન કરાવનારી. આ બંને પૈકીની જે વિવેક-વૃત્તિ કલ્યાણપ્રાપ્તિ માટે સહાયક થઈને મનુષ્યને ઉત્તમ આચરણોમાં પ્રવૃત્ત કરે છે તે ઊંચે લઈ જનારી છે; જ્યારે જે અવિવેક-વૃત્તિ મનુષ્યને રાગ-દ્વેષપૂર્ણ અહંકાર વગેરે દ્વારા અધમ આચરણોમાં પ્રવૃત્ત કરે છે તે નીચે પછાડનારી છે. મનુષ્ય વિવેક-વૃત્તિ દ્વારા પોતાની ઉન્નતિ કરવા ઝંખે છે, પરંતુ અવિવેક-વૃત્તિ તેને બળજબરીથી સન્માર્ગેથી ભ્રષ્ટ કરીને અન્યાયના માર્ગ ઉપર ધકેલી દે છે. તેથી જ તો અર્જુને ભગવાનને પૂછ્યું હતું -

**અથ કેન પ્રયુક્તોઽયં પાપં ચરતિ પૂરુષઃ।**
**અનિચ્છન્નપિ વાર્ષ્ણેય બલાદિવ નિયોજિતઃ॥**

(ગીતા - ૩/૩૬)

'હે કૃષ્ણ! તો પછી આ માણસ પોતે ન ઈચ્છતો હોવા છતાં પણ પરાણે જોડ્યો હોય એમ કોનાથી પ્રેરાઈને પાપનું આચરણ કરે છે?

ભગવાને જવાબ આપ્યો છે -

**કામ એષ ક્રોધ એષ રજોગુણસમુદ્ભવઃ।**
**મહાશનો મહાપાપ્મા વિદ્ધ્યેનમિહ વૈરિણમ્॥**

(ગીતા - ૩/૩૭)

'રજોગુણથી ઉત્પન્ન થયેલો આ કામ જ ક્રોધ છે. આ બહુ જ ખાનારો છે અર્થાત્ અગ્નિની જેમ ભોગોથી કદીય ન ધરાતો અને મહાપાપી છે, આ બાબતમાં તું કામને જ પોતાનો શત્રુ જાણ.'

આગળ જતાં ભગવાને જણાવ્યું છે કે રાગરૂપી આસક્તિથી ઉત્પન્ન થનારા આ કામ વગેરે શત્રુઓએ જ મનુષ્યની ઈન્દ્રિયો અને તેના મન પર અધિકાર જમાવી રાખ્યો છે, માટે પહેલાં તો ઈન્દ્રિયો અને મનને આધીનપણામાંથી અર્થાત્ ગુલામીમાંથી છોડાવીને તે કામ વગેરે દુર્વૃત્તિઓનો નાશ કરવો જોઈએ. સાધક એમ કરવાને સમર્થ છે. ભગવાને કહ્યું છે -

**ઈન્દ્રિયાણિ પરાણ્યાહુરિન્દ્રિયેભ્યઃ પરં મનઃ।**
**મનસસ્તુ પરા બુદ્ધિર્યો બુદ્ધેઃ પરતસ્તુ સઃ॥**
**એવં બુદ્ધેઃ પરં બુદ્ધ્વા સંસ્તભ્યાત્માનમાત્મના।**
**જહિ શત્રું મહાબાહો કામરૂપં દુરાસદમ્॥**

(ગીતા - ૩/૪૨-૪૩)

'ઈન્દ્રિયોને સ્થૂળ શરીર કરતાં પર અર્થાત્ શ્રેષ્ઠ, બળવાન તેમ જ સૂક્ષ્મ કહે છે; આ ઈન્દ્રિયો કરતાં પર મન છે, મન કરતાંય બુદ્ધિ પર છે અને જે બુદ્ધિ કરતાં પણ સાવ પર છે,

તે આત્મા છે. આ પ્રમાણે બુદ્ધિ કરતાં પર એટલે કે સૂક્ષ્મ, બળવાન અને ઘણા શ્રેષ્ઠ આત્માને ઓળખીને અને બુદ્ધિ વડે મનને વશ કરીને હે મહાબાહો! તું આ કામરૂપી દુર્જય શત્રુને હણ.'

ભગવાનનાં આ વચનો અનુસાર મનુષ્યે પોતાના આત્માના ઉદ્ધાર માટે ઉત્તરોત્તર અધિક ઉત્સાહથી પ્રયત્ન કરવો જોઈએ. રાગ-દ્વેષપૂર્ણ અહંકાર વગેરેથી સંલગ્ન અવિવેક-વૃત્તિનું દમન કરીને, વિવેક-વૃત્તિને જાગ્રત કરવાથી જ બધું બરાબર થઈ શકે છે. આ જ કર્તવ્યનું પાલન છે.

હવે એ વાત વિચારવા જેવી છે કે લગભગ તમામ મનુષ્યો પોતાની બુદ્ધિ અનુસાર આત્માની ઉન્નતિ માટે પ્રયત્ન તો કરે જ છે, પરંતુ તેમને સફળતા નથી મળતી. તો, એવા કયા-કયા મુખ્ય અવરોધો છે કે જે મનુષ્યને ઉન્નતિના માર્ગે આગળ વધતાં હંમેશાં રોકી રાખે છે? આનો ઉત્તર એ છે કે કુસંગ અને અસદ્-અભ્યાસથી આપણે એવા અનેક અવરોધો ઊભા કરી રાખ્યા છે કે જેમના કારણે આપણે ખરી ઉન્નતિના માર્ગે ચઢી શકતા નથી. તે અવરોધો પૈકીના મુખ્ય આ છે -

**૧. આસક્તિ :** ખાવા-પહેરવામાં, વિલાસ માણવામાં, સાંસારિક વિષયોનો રસ-બુદ્ધિપૂર્વક ઉપભોગ કરવામાં પ્રવૃત્ત કરાવનારી વૃત્તિનું નામ આસક્તિ છે. મનુષ્ય વિચારથી તો સમજે જ છે કે વ્યભિચાર કરવો એ ઘણું ખરાબ છે, પાપ છે; અમુક વસ્તુ ખાવી એ શરીર અને બુદ્ધિ માટે હાનિકારક છે - પરંતુ વિષય-લાલસારૂપી કામવૃત્તિ વિવેકને દાબી દઈને તેને તે જ વિષયોમાં દોરે છે. આ આસક્તિને વશ થઈને જ ઈન્દ્રિયો મનને બળજબરીથી ખેંચીને વિષયના સાગરમાં ડુબાડી દે છે.* આ કામવૃત્તિનો અવશ્યપણે નાશ કરવો જોઈએ. જે વસ્તુઓ તરફ મન આકર્ષાય તેમના ગુણદોષોનો આપણે વિચાર કરીને જે વસ્તુમાં દોષ દેખાય તથા પરિણામમાં દુઃખ જણાય તેનો હઠપૂર્વક અથવા વિવેકપૂર્વક વિરોધ કરવો અથવા તેને ત્યજી દેવી અને જે વસ્તુમાં દોષ અને દુઃખ ન જણાય તેને અપનાવવી.

**૨. દ્વેષ :** દ્વેષ એ છે કે જે ક્રોધના રૂપમાં પરિણમીને ન્યાય-અન્યાયના વિચારનો નાશ કરી નાખે છે અને ગમે તેવું અન્યાયપૂર્ણ કર્મ કરવામાં પ્રવૃત્ત કરી દે છે. જેમ કામવૃત્તિ જાગૃત થવાથી મનુષ્ય ગમે તેવું પાપ કરી બેસે છે તેવી જ રીતે ક્રોધવૃત્તિને લીધે પણ તે મોટામાં મોટો અન્યાય કરતાં નથી ખચકાતો. તેથી દ્વેષને કદી પણ હૃદયમાં ન ટકવા દેવો જોઈએ. જ્યારે કોઈના ઉપર ક્રોધ આવે ત્યારે તે જ સમયે સાવધાન થઈને વિવેકબુદ્ધિથી કામ લેવું. ક્રોધવશ થઈને કંઈ કરી બેસવું એ ભવિષ્યમાં અત્યંત દુઃખદાયી બની જતું હોય છે.

**૩. લોભ :** વિચારશીલ મનુષ્યોએ લોભને પાપનો જન્મદાતા કહ્યો છે. લોભવૃત્તિ જાગ્રત થવાથી ન્યાય-અન્યાય અને સત્ય-અસત્યનો ખ્યાલ નથી રહેતો. બીજાંઓને દગો દેવો, છેતરવાં, ધન મેળવવા નીચમાં નીચ કર્મ કરવું - આ બધું લોભી મનુષ્યનો સ્વભાવ બની જાય છે. ધનના સંગ્રહને જ જીવનનું ધ્યેય માનનારા લોભી મનુષ્ય વડે ધર્મ-સંગ્રહ થવો ઘણો મુશ્કેલ છે. તેથી ઈશ્વર અને પ્રારબ્ધ ઉપર ભરોસો રાખીને લોભનો ત્યાગ કરવો. શ્રીમદ્‌ભગવદ્‌ગીતામાં કામ, ક્રોધ અને લોભ - આ ત્રણને આત્મનાશક નરકના

* જુઓ, શ્રીમદ્‌ભગવદ્‌ગીતા - ૨/૬૦.

દ્વાર કહ્યા છે.★

**૪. ભય :** ભય ઉત્પન્ન થવાથી મનુષ્ય ધૈર્ય છોડીને તરત પાપ કરવા પ્રવૃત્ત થાય છે. જે મનુષ્ય નિર્ભય થઈને ન્યાયના માર્ગે ચાલે છે, મોટામાં મોટા સંકટમાં પણ ધૈર્ય નથી છોડતો તેનું અહીં-તહીં અર્થાત્ ક્યાંય પણ પતન નથી થતું. સર્વત્ર પરમાત્માનાં દર્શન કરવાથી તો ભય ક્યાંય પણ રહેતો નથી, પરંતુ હૃદયમાં ધૈર્ય ધારણ કરીને વિચાર કરવાથી તથા શૂરતા-વીરતાનો આધાર લેવાથી પણ મનુષ્ય નિર્ભય થઈ શકે છે. આ વાત સમજીને હંમેશાં નિર્ભય રહેવાનો પ્રયત્ન કરવો. ભયમાં પડીને, ભયવિહ્વળ બની જઈને અધીરતાથી અન્યાયનો કદી પણ સ્વીકાર ન કરવો.

**૫. દંભ :** પોતાના ખરાબ ભાવોને સંતાડી રાખીને લોભ, ભય અથવા અજ્ઞાનવશ ધન, માન, મોટાઈ વગેરે મેળવવા માટે, પોતાનામાં હોય નહિ તેવા સારા ભાવો હોવાનો દેખાડો કરવો અથવા પોતાના થોડાક સારા ભાવોને વધારે પડતા દેખાડવા એ દંભ કહેવાય છે. આ દોષ કલ્યાણપ્રાપ્તિના માર્ગમાં ઘણો મોટો અવરોધ કરનારો છે. સાધકનું અધઃપતન થવા પાછળનાં જે મુખ્ય કારણો છે તેમાંનું આ પ્રમુખ કારણ છે. અસત્ય, છળકપટ, અન્યાય વગેરે દોષો દંભના ગર્ભમાં સ્વાભાવિક જ સંતાયેલા રહે છે. દંભી મનુષ્ય સમજે છે કે હું બીજાંને છેતરું છું, પરંતુ હકીકતમાં તો તે પોતે જ છેતરાઈ જાય છે. દંભથી કરેલાં યજ્ઞ, દાન વગેરે સત્કાર્યો પણ ક્ષય પામે છે, બલકે ક્યાંક ક્યાંક તો કર્તાને મળવાપાત્ર પુણ્યને બદલે તે પાપનો ભોક્તા બની જતો હોય છે. તેથી વિચારશીલ મનુષ્યે આ દંભના દોષથી તો ખાસ બચવું. આજકાલની દુનિયામાં આ દોષ ખૂબ જ વ્યાપી ગયો છે, હજારોમાં પણ એક મનુષ્ય એવો મળવો મુશ્કેલ છે કે જેનામાં દંભનો અંશ પણ ન હોય.

ઉપર્યુક્ત પાંચ દોષો તો મુખ્ય છે. તે સિવાય, આપણે ઘણીબધી એવી આદતો પાડી છે કે જેમનાથી વિવશ થઈને આપણે કલ્યાણમાર્ગ પરથી નીચે પટકાવું પડે છે. વિચારવાથી અને જોવાથી પ્રત્યક્ષ અધઃપતન કરનારી દેખાતી હોવા છતાં પણ મોહના કારણે આરંભમાં સુખદાયી લાગવાથી આપણે તે આદતો છોડવા નથી ઇચ્છતા. જેવી કે –

**(ક) બીજાના આશ્રયે નિર્ભર રહીને પરાધીનતામાં જીવન વિતાવવું :** જેઓ સ્વાવલંબી નથી હોતા, જેમનો જીવનનિર્વાહ બીજાંઓની કમાણીથી થાય છે, જેઓ બીજાંઓથી રક્ષિત રહીને જીવન જીવે છે તેઓ પોતાના વિચારોની ઉન્નતિ નથી કરી શકતા, તેમણે પોતાના આશ્રયદાતાના વિચારો આગળ દબાયેલા રહેવું પડે છે; ક્યારેક ક્યારેક તો પોતાના સદ્‌વિચારોની હત્યા સુદ્ધાં કરવી પડે છે. વિચારો દબાતા રહેવાથી નવા સદ્‌વિચારોનું સર્જન અટકી જાય છે અને શરીરની જેમ જ તેમની બુદ્ધિ અને વિવેકભાન પણ પરાવલંબી બની જાય છે. તેથી શક્ય હોય ત્યાં સુધી સ્વાવલંબી બનવાનો પ્રયત્ન કરવો.

**(ખ) શરીરના આરામ માટે અથવા ભોગો માટે બીજાંઓ પર હુકમ ચલાવવો અથવા તેમની પાસે સેવા કરાવવી :** આ આદતે આપણને અકર્મણ્ય અને અભિમાની બનાવી દીધા છે, સમતાનો ગુણ લગભગ નષ્ટ કરી દીધો છે; તેથી બને ત્યાં સુધી બીજાંઓ પાસે પોતાની સુવિધા-સગવડ માટે કદી પણ સેવા ન કરાવવી.

★ જુઓ, શ્રીમદ્‌ભગવદ્‌ગીતા - ૧૬/૨૧.

**(ગ) પોતાના આરામ, ઉપભોગ કે નામના માટે ધનનો વધુ પડતો ખર્ચ કરવો :** આ એક એવી ખરાબ આદત છે કે જેના કારણે મનુષ્ય અન્યાયી માર્ગે ધન કમાવવાનો પ્રયત્ન કરે છે અને બધી રીતે પતિત થઈ જાય છે. ધનનો ગુલામ કયા કયા અન્યાયો નથી કરતો? આપણે બધાંએ પોતાનાથી વધુ ધનવાનોની દેખાદેખીથી પોતાનો રોજિંદો ખર્ચ, ખાવા-પહેરવાનો ખર્ચ, લગ્ન-વિવાહનો ખર્ચ વગેરે એટલાં વધારી મૂક્યાં છે કે જેના કારણે આજે આપણું જીવન અત્યંત દુઃખી અને અજંપાભર્યું બની ગયું છે; અને તેથી આજે આપણે ધન કમાવવા માટે કોઈ પણ સાધનને અનુચિત નથી સમજતા. ભલેને જે થવું હોય તે થાય - ધર્મ જાય, ન્યાયનો નાશ થાય, જ્ઞાતિજનો કે પાડોશી ભાઈ-બહેનોનું દુઃખ વધી જાય, પણ આપણને ધન મળવું જોઈએ! આ ન્યાય-અન્યાયના વિચાર વિનાની ધન-લોલુપતા આટલી બધી વધી જવા પાછળનું એક મુખ્ય કારણ બિનજરૂરી ખર્ચ છે. ધન-લોલુપ લોકો પરમાર્થના સાધનમાં અથવા આત્માની ઉન્નતિના કાર્યમાં સ્વાભાવિક પણે નથી જોડાઈ શકતા. તેથી મનુષ્ય માટે એ જરૂરી છે કે તે પોતાની જરૂરિયાતોને બની શકે તેટલી ઓછી કરે; જેટલા ઓછા ખર્ચથી જીવનનિર્વાહ થાય તેટલો જ ઓછો ખર્ચ કરે; પોતાની પાસે વધારે ધન હોય તો તેનો ઉપયોગ ગરીબ, નિર્ધન, અપંગ ભાઈ-બહેનોની સેવામાં કરે.

**(ઘ) દીર્ઘસૂત્રતા, અકર્મણ્યતા અથવા હરામીપણું :** આજના કામને કાલ ઉપર છોડવું, કામ કરવામાં મન ન પરોવવું - આ ઘણી ખરાબ આદત છે. આ આદતને વશ થઈને રહેનારા મનુષ્ય માટે આ લોકમાં અથવા પરલોકમાં ઉન્નતિ કરવાનું અત્યંત મુશ્કેલ છે. સમય ઘણો થોડો છે અને માર્ગ લાંબો છે. મૃત્યુ આવે અને શરીર પર રોગોનો હુમલો થાય તે પહેલાં જ તત્પર થઈને કર્તવ્ય-પાલનમાં લાગી જવું. પ્રત્યેક સત્કાર્ય કરવાની તક મળતાં જ ઉત્સાહપૂર્વક તેને તે જ વખતે સંપન્ન કરવા માટે તૈયાર થઈ જવુ.

**(ઙ) માતા-પિતા વગેરે વડીલોની આજ્ઞાની અવગણના :** આ આદત આજકાલ ઘણી વધતી જાય છે, ખાસ કરીને શિક્ષિત લોકોમાં. ઘરડાં-મોટેરાં અનુભવી વડીલોની સ્નેહપૂર્ણ આજ્ઞાની અવગણના કરતા રહેવાથી સન્માર્ગે પ્રવૃત્ત થવામાં મોટો અવરોધ આવે છે. વડીલોના આશીર્વાદથી આયુ, વિદ્યા, યશ અને બળની વૃદ્ધિ થાય છે. તેમનાં અનુભવપૂર્ણ વાક્યોથી આપણને જીવનનિર્વાહનો માર્ગ સૂઝે છે. માટે વડીલોની આજ્ઞાનું બની શકે તેટલું પાલન કરવા તત્પર થવું.

**(ચ) બીજાંઓની સ્તુતિ-નિંદા અથવા વ્યર્થ ચર્ચા :** પારકાની નિંદા, સ્તુતિ અથવા વ્યર્થ ચર્ચા કરવાનું મનુષ્યને ખૂબ ગમે છે અને તેમાંય પારકાની નિંદા કરવાનું અને પારકાની ચર્ચા કરવાનું તો સૌથી વધુ ગમે છે. નિંદા, સ્તુતિ અને પર-ચર્ચામાં અસત્ય, દ્વેષ અને દંભ જેવા દોષો થવાની ઘણી શક્યતા રહે છે, તેથી નિંદા અથવા વ્યર્થ પર-ચર્ચા તો કદી પણ ન કરવી. સ્વાર્થ સાધવા માટે પારકાનાં વખાણ કરવાં એ પણ ઘણું ખરાબ છે. સ્વાર્થવશાત્ કોઈનામાં ન જ હોય તેવા ગુણોનાં વખાણ કરવાં એ તો તેને છેતરવા બરાબર ગણાય. યોગ્યતા પ્રાપ્ત થયા પછી કોઈની યથાર્થ શબ્દોમાં સ્તુતિ કરવામાં સ્તુતિ કરનારને કોઈ નુકસાન નથી.

**(છ) માન-મોટાઈ અથવા પ્રતિષ્ઠાની ઈચ્છા અને તે મળવાથી તેનો સ્વીકાર કરતા રહેવું :** આ આદત ખરજવાની ખુજલીની જેમ ઘણો

મનભાવન રોગ છે, કે જે શરૂઆતમાં સુખદાયી લાગે છે પરંતુ અંતે ઘણો દુઃખદાયી થઈ પડે છે. આજકાલ તો જાણે માન-મોટાઈના મામૂલી મૂલ્યમાં આપણાં મહાન ધર્મ-કર્મ – બધું જ વેચાઈ ગયું છે; મનુષ્ય જે કંઈ સારાં કર્મ કરે છે તે બધાંને તે માન-મોટાઈના પ્રવાહમાં વહાવી દે છે. જોકે પ્રમાદી અને વિષયાસક્ત મનુષ્યોની તુલનામાં માન-મોટાઈ-પ્રતિષ્ઠા માટે પણ સારાં કર્મ કરનારા મનુષ્યો ઉત્તમ છે, તેમ છતાં આત્માનું કલ્યાણ કરવા માગતા મનુષ્યોને તો માન-મોટાઈથી મોટું નુકસાન થાય છે. જે સાધનથી અણમોલ ખજાનાની પ્રાપ્તિ - ભગવત્પ્રાતિ થઈ શકે છે, તેમનું તે સાધન માન-મોટાઈની પાછળ ખર્ચાઈ જાય છે. આ ઘણો ભયાનક, ગંભીર અને ચેપી રોગ છે અને હૃદયના અંતઃસ્થળમાં છુપાયેલો રહે છે. પત્ની-પુત્ર અને ધન-સમૃદ્ધિનો ત્યાગ કરનારાઓમાં પણ ઘણુંખરું માન-મોટાઈનો રોગ જોવા મળે છે. આ ખરાબ આદત છે એવું વિચાર અને બુદ્ધિથી સમજતો હોવા છતાં પણ તે સહેલાઈથી તેમાંથી નથી છૂટી શકતો. તેના પરમાણુ જગતભરમાં ફેલાયેલા છે. કરોડોમાંથી કોઈ એક જ જણ કદાચ આ ચેપી રોગથી બચ્યો હશે. તેનો સંપૂર્ણ નાશ તો પરમાત્માના તત્ત્વને જાણવાથી જ થાય છે, પરંતુ એ માટે પ્રયત્ન કરતાં અગાઉ પણ તેનું ઠીક-ઠીક દમન થઈ શકે છે. માટે તેના નાશ માટે હંમેશાં પ્રયત્નશીલ રહેવું. આવા પ્રયત્નમાં એ સાવધાની અવશ્ય રાખવી કે એના બદલે ક્યાંક અનુચિત હઠ અથવા દંભ ન જન્મી જાય.

ઉપર્યુક્ત મુખ્ય અવરોધોથી બચીને આત્માની ઉન્નતિ માટે પ્રયત્ન કરનારો મનુષ્ય અંતમાં સફળ થઈ શકે છે. હવે અહીં સંક્ષેપમાં તે મુખ્ય-મુખ્ય સાધનો પણ જાણી લેવાં જોઈએ કે જેમનાથી આત્માની ઉન્નતિ સાધવામાં ઘણી સહાય મળે છે અને કર્તવ્યનાં જે પ્રધાન અંગો છે -

(૧) સત્પુરુષોનો સંગ અને સત્-શાસ્ત્રોનું અધ્યયન કરીને તેમનાં ઉત્તમ સદાચરણો અને ઉપદેશોનું અનુકરણ અને ગ્રહણ કરવું.

(૨) ઈશ્વરની સત્તામાં વિશ્વાસ રાખવો. પરમાત્મા માટેનો વિશ્વાસ જેમ જેમ વધતો જશે તેમ તેમ બધા દોષો આપમેળે નાશ પામતા જશે. સર્વવ્યાપી પરમેશ્વરમાં જેટલો વધુ વિશ્વાસ હશે, આત્મા તેટલો જ વધુ ઉન્નત થશે. જેમ સૂર્યના ઉદય પહેલાં તેના તેજથી જ અંધકાર દૂર થાય છે તેવી જ રીતે પરમાત્માની શરણાગતિ સ્વીકારતાં પહેલાં જ, તેમના પર વિશ્વાસ બેસતાં જ પાપ નાશ પામે છે. સઘળે સમયે સઘળે સ્થળે પરમાત્મા રહેલા છે એવો વિશ્વાસ થઈ જવાથી મનુષ્ય દ્વારા ક્યારેય ક્યાંય પણ પાપ નથી થઈ શકતું.

(૩) ઈશ્વરના શરણાગત થઈને નિષ્કામભાવે અને પ્રેમપૂર્વક તેમના નામના જપનો અવિરત અભ્યાસ કરવો. જેમનો જે નામ સાથે પ્રેમ હોય તેમના માટે તે જ નામ વિશેષ લાભદાયી છે. જે મનુષ્યને પરમાત્માના જે નામથી લાભ થયો છે તેણે તે જ નામનો વિશેષ મહિમા ગાયો છે. તેનાથી એવા ભ્રમમાં ન પડવું કે અમુક નામ મોટું છે અને અમુક નામ નાનું છે. ન્યાયદૃષ્ટિએ જોતાં પરમાત્માનાં બધાં નામ સરખાં પ્રભાવશાળી જણાય છે. જેને જે નામ ઈષ્ટ હોય, પ્રિય હોય તેના માટે તે જ નામ શ્રેષ્ઠ છે. પોતપોતાની કલ્પનામાં સંપ્રદાય અનુસાર તાત્પર્યભેદ છે, વાસ્તવમાં નથી. જેઓ નામ-જપ કરતા નથી તેમણે પોતાને જે સારું લાગે

તે નામનો જપ કરવો જોઈએ અને જેઓ જે નામનો જપ કરે છે તેમણે તેમાં ફેરફાર નહિ કરતાં તેને જ આદર અને પ્રેમપૂર્વક વધારવો.

(૪) પરમેશ્વરના સ્વરૂપનું ચિંતન-મનન કરવું. જેને જે ઈષ્ટ હોય, પોતાની કલ્પનામાં ઈશ્વરને જે જેવા સમજતો હોય તેણે તેવા જ સ્વરૂપ અથવા ભાવનું અવિરત ચિંતન કરવું. ઈશ્વરની બાબતમાં એટલી વાતો તો અવશ્યપણે અંતઃકરણમાં દઢતાપૂર્વક ધારણ કરી લેવી કે ઈશ્વર છે, તે સઘળે ઠેકાણે છે, સર્વાન્તર્યામી છે, સર્વશક્તિમાન છે, સર્વ વ્યાપી છે, સર્વ-દિવ્યગુણસંપન્ન છે, સર્વજ્ઞ છે, સનાતન છે, નિત્ય છે, પરમ પ્રેમી છે, પરમ સુહૃદ છે, પરમ આત્મીય છે અને પરમ ગુરુ છે. આ બધા ગુણોમાં તેમનાથી અધિક અથવા તેમની સમકક્ષ આ જગતમાં નથી કોઈ થયું, ન છે અને ન થઈ શકે છે.

(૫) મન, વાણી અને શરીર દ્વારા સ્વાર્થરહિત બનીને એવો જ પ્રયત્ન હરહંમેશ કરતા રહેવું કે જે પોતાની બુદ્ધિને આત્મકલ્યાણ માટે અત્યંત શ્રેયસ્કર લાગતો હોય.

(૬) જેને પોતાનું કર્તવ્ય સમજી લીધું હોય તેનું પાલન કરવામાં મક્કમ રહેવું. લોભ, ભય, સ્વાર્થ કે અજ્ઞાન - એવા કોઈ પણ કારણથી કર્તવ્યચ્યુત ન થવું.

ઉપર્યુક્ત છ વાતો વિશેષરૂપમાં કર્તવ્ય માનવા યોગ્ય છે. આ બધું મેં અહીં મારી સાધારણ બુદ્ધિ મુજબ સંક્ષેપમાં લખ્યું છે; એવું બની શકે કે આ વાતો ઠીક ન લાગે અથવા આનાથી ઉત્તમ બીજી કોઈ વાતો હોય. બધાંએ પોતપોતાની બુદ્ધિ મુજબ પોત-પોતાના લાભની વાતો વિચારીને તેમને અનુકૂળ થઈને વર્તવું. આ સિવાય, મનુષ્ય બીજું કરી પણ શું શકે? પોતાની વિવેકબુદ્ધિના સહારે જે મનુષ્ય આત્માની ઉન્નતિ કરવા પ્રયત્ન કરે છે તે લગભગ સફળ જ થાય છે અને જે મનુષ્ય પરમાત્માનો આશ્રય લઈને પરમાત્માની ખોજ માટે પોતાની બુદ્ધિ અનુસાર પરમાત્માની પ્રેરણા સમજીને સાધન કરે છે તેની સફળતામાં તો કોઈ શંકા જ ન કરવી જોઈએ. સાધારણ રીતે પ્રત્યેક મનુષ્યે દિવસના ચોવીસ કલાકમાંથી છ કલાક કર્તવ્યકર્મના પાલનરૂપે યોગ-સાધનમાં, છ કલાક ન્યાયયુક્ત તથા ધર્મસંગત આજીવિકાનાં કાર્યોમાં, છ કલાક શૌચ, સ્નાન, આહાર ઈત્યાદિ શરીર-સંબંધી કાર્યોમાં અને છ કલાક ઊંઘવામાં વિતાવવા જોઈએ.

—★—

## સન્ધ્યોપાસનની આવશ્યકતા

### અનુરોધ★

યજ્ઞોપવીત ધારણ કરનારા સજ્જનોમાંથી જે સજ્જનો સંધ્યા બિલકુલ નથી કરતા કે કેવળ એક જ વેળાએ કરે છે એ સૌને મારી પ્રાર્થના છે કે તેઓ જો યોગ્ય સમજે તો આ અનુરોધ વાંચવાના દિવસથી જ ઓછામાં ઓછી પ્રાતઃકાળ અને સાયંકાળની એમ બેય સમયની સંધ્યા અને બેય સમય ગાયત્રીનો જપ (ઓછામાં ઓછી એક એક

★ ઉપર કહેલ અનુરોધ મુજબ દરેક દ્વિજે બેય સમયની સંધ્યા કરવી ઉચિત છે. ભગવાન સૂર્યનારાયણના ઉદય થતાં પહેલાં જ મનુષ્ય માટે પથારીમાંથી ઊઠી જવાની વિધિ છે. **'બ્રાહ્મે મુહૂર્તે બુધ્યેત ।'** (મનુસ્મૃતિ - ૪/૯૨) બ્રાહ્મમુહૂર્તમાં ઊઠવું જોઈએ. એ સમયે ઊઠવાથી શારીરિક, માનસિક અને આધ્યાત્મિક બધી બાજુનો લાભ થાય છે. એ પછી યથાવિધિ શૌચ-સ્નાન કરીને સંધ્યોપાસન કરવું. વેદનાં વચન છે–

માળા એકસો આઠ મંત્રોની) અવશ્ય શરૂ કરી દે. જે ભાઈઓ મારી આ પ્રાર્થના પર ધ્યાન આપીને આ કાર્યની શરૂઆત કરી દેશે એમનો હું કૃતજ્ઞ થઈશ અને મને આશા છે કે એમના આ કાર્યથી સનાતન ધર્મની વૃદ્ધિ અને પરમેશ્વરની પ્રસન્નતા મળશે તથા એમને પોતાના આત્મ-કલ્યાણમાં સહાયતા મળશે.

જે સજ્જનો અસ્વસ્થતા, અભ્યાસ ન હોવાને લીધે કે બીજા કોઈ કારણથી સાયંકાળે સ્નાન ન કરી શકે તેઓ હાથ, પગ અને મોઢું ધોઈને જ સંધ્યા અને જપ કરી શકે છે.



**ઉદ્યન્તમસ્તયન્તમાદિત્યમભિધ્યાયન્ । બ્રાહ્મણો વિદ્વાન્ સકલં ભદ્રમશ્નુતે ॥**

'સૂર્યના ઉદય અને અસ્તસમયે સદા સંધ્યા કરનાર વિદ્વાન સૌ કલ્યાણને પામે છે.'

સ્મૃતિમાં કહ્યું છે –

**સન્ધ્યામુપાસતે યે તુ સતતં શંસિતવ્રતાઃ । વિધૂતપાપાસ્તે યાન્તિ બ્રહ્મલોકં સનાતનમ્ ॥**

'જે દ્વિજો નિત્ય સદાચારપરાયણ રહીને સંધ્યોપાસના કરે છે એ પાપોથી મુક્ત થઈને સનાતન બ્રહ્મલોકને પામે છે.'

**નિશાયાં વા દિવા વાપિ યદજ્ઞાનકૃતં ભવેત્ । ત્રિકાલસન્ધ્યાકરણાત્ તત્સર્વં હિ પ્રણશ્યતિ ॥**

(યાજ્ઞવલ્ક્યસ્મૃતિ ૩/૩૦૮)

'રાત્રે અને દિવસે અજાણતાં જે પાપ થઈ ગયાં હોય, એ બધાં ત્રિકાળસંધ્યા કરવાથી નષ્ટ થઈ જાય છે.'

સંધ્યાના મંત્રો ઘણા જ સુંદર છે. એમાં અગ્નિ અને સૂર્યરૂપે પરમાત્માની પ્રાર્થના કરવામાં આવી છે. ભગવત્કૃપાથી સંધ્યા કરનારનાં પાપોનો ક્ષય થઈને એના હૃદયમાં મહાન સાત્ત્વિક ભાવોનો વિકાસ થઈ શકે છે. આટલું થવા છતાં પણ જે લોકો સંધ્યા નથી કરતા એ લોકો મોટી ભૂલ કરે છે. કહ્યું છે–

**સન્ધ્યા યેન ન વિજ્ઞાતા સન્ધ્યા યેનાનુવાસિતા । જીવન્નેવ ભવેચ્છૂદ્રો મૃતઃ શ્વા ચાભિજાયતે ॥**

'જે દ્વિજ સંધ્યા નથી જાણતો અને સંધ્યા નથી કરતો એ જીવતો જ શૂદ્ર થઈ જાય છે અને મર્યા પછી કૂતરાની યોનિને પામે છે.'

**સન્ધ્યાહીનોઽશુચિર્નિત્યમનર્હઃ સર્વકર્મસુ । યદન્યત્ કુરુતે કર્મ ન તસ્ય ફલભાગ્ભવેત્ ॥**

(દક્ષસ્મૃતિ ૨/૨૨)

'સંધ્યાહીન દ્વિજ સદાય અપવિત્ર છે અને સઘળાં ધર્મકાર્ય કરવામાં અયોગ્ય છે. એ જે કંઈ બીજું કર્મ કરે છે એનું આખું ફળ એને નથી મળતું.'

મનુ મહારાજ કહે છે –

**ન તિષ્ઠતિ તુ યઃ પૂર્વાં નોપાસ્તે યશ્ચ પશ્ચિમામ્ । સ શૂદ્રવદ્બહિષ્કાર્યઃ સર્વસ્માદ્ દ્વિજકર્મણઃ ॥** (૨/૧૦૩)

'જે દ્વિજ પ્રાતઃકાળ અને સાયંકાળનું સંધ્યાવંદન નથી કરતો એને દ્વિજ જાતિનાં સઘળાં કર્મોથી શૂદ્રની જેમ દૂર કરી દેવો જોઈએ.'

આ વિષયમાં શાસ્ત્રોનાં અનેક પ્રમાણો આપી શકાય એમ છે, પણ વધુની જરૂર નથી. દ્વિજ મહાનુભાવો યથાસમયે ઓછામાં ઓછું પ્રાતઃકાળ અને સાયંકાળ બેય સમયે સંધ્યા જરૂર કરે. જે દ્વિજોને યજ્ઞોપવીત ન હોય એ યજ્ઞોપવીત-સંસ્કાર કરાવે. જેઓ એક સમયે સંધ્યા કરતા હોય તેઓ બેય સમયે કરવાનું શરૂ કરી દે. દરેક સંધ્યાની સાથે પ્રણવસહિત ગાયત્રીના ઓછામાં ઓછા ૧૦૮ મંત્રોનો જપ જરૂર કરે. પ્રણવ અને ગાયત્રીનો મહિમા ઘણો મોટો છે.

મનુ મહારાજ કહે છે -

**એતદક્ષરમેતાં ચ જપન્વ્યાહૃતિપૂર્વિકામ્ । સન્ધ્યયોર્વેદવિદ્વિપ્રો વેદપુણ્યેન યુજ્યતે ॥** (૨/૭૮)

'જે વેદવેત્તા વિપ્ર પ્રાતઃકાળે અને સાયંકાળે ૐકારનો તથા **ભૂઃ, ભુવઃ** અને **સ્વઃ** વ્યાહૃતિપૂર્વક ગાયત્રીનો જપ કરે છે એને વેદાધ્યયનનું ફળ મળે છે.'

**યોઽધીતેઽહન્યહન્યેતાં ત્રીણિ વર્ષાણ્યતન્દ્રિતઃ । સ બ્રહ્મ પરમભ્યેતિ વાયુભૂતઃ ખમૂર્તિમાન્ ॥** (૨/૮૨)

'જે પુરુષ દરરોજ આળસ છોડીને ત્રણ વર્ષ સુધી ગાયત્રીનો જપ કરે છે એ મૃત્યુ પછી વાયુરૂપ થાય છે અને એ પછી આકાશની જેમ વ્યાપક થઈને પરબ્રહ્મને પામે છે.'

માટે -

**પૂર્વાં સન્ધ્યાં જપંસ્તિષ્ઠેત્ સાવિત્રીમર્કદર્શનાત્ । પશ્ચિમાં તુ સમાસીનઃ સમ્યગૃક્ષવિભાવનાત્ ॥** (૨/૧૦૧)

'પ્રાતઃકાળની સંધ્યા વખતે સૂર્યનાં દર્શન થાય ત્યાં સુધી ઊભા રહીને ગાયત્રીનો જપ કરતા રહેવું અને સાયંકાળની સંધ્યા વખતે તારાઓ ન દેખાય ત્યાં સુધી બેઠા બેઠા ગાયત્રીજપ કરવો.'

સંધ્યાનું વિધાન પ્રાતઃકાળે સૂર્યોદયની પહેલાં અને સાયંકાળે સૂર્યાસ્તના સમયનું છે, પણ જો કામકાજને લીધે સમય ન સાધી શકાય તો કર્મ તો જરૂર થવું જોઈએ. કામકાજને કારણે કાળલોપ ભલે થાય, પણ કર્મલોપ ન થાય.

– સંપાદક

# બલિવૈશ્વદેવ

## આવશ્યક સૂચના

**યજ્ઞશિષ્ટાશિનઃ સન્તો મુચ્યન્તે સર્વકિલ્બિષૈઃ ।**
**ભુઞ્જતે તે ત્વઘં પાપા યે પચન્ત્યાત્મકારણાત્ ॥**
(ગીતા ૩/૧૩)

'યજ્ઞમાંથી વધેલા અન્નને આરોગનારા શ્રેષ્ઠ પુરુષો સર્વ પાપોથી મુક્ત થઈ જાય છે અને જે પાપીઓ પોતાના શરીરના પોષણ માટે જ અન્ન રાંધે છે, તેઓ તો પાપને જ ખાય છે.'

ગૃહસ્થના ઘરે જે નિત્ય પાંચ જાતનાં પાપ થાય છે, એમના પ્રાયશ્ચિત્ત માટે તત્ત્વજ્ઞાની ઋષિઓએ પંચમહાયજ્ઞની વ્યવસ્થા કરી હતી. ખેદનો વિષય છે કે એ નિત્ય કર્મ હાલમાં ઘણું કરીને લુપ્ત જેવું થઈ ગયું છે. જે ગૃહસ્થને ત્યાં એ પાંચેય મહાયજ્ઞો સારી પેઠે થાય છે એ બધી રીતે ધન્યવાદને પાત્ર છે. બલિવૈશ્વદેવ આ પાંચમાંથી એક મહાયજ્ઞ છે. આમાં સંક્ષેપમાં પાંચેય મહાયજ્ઞ આવી જાય છે. બલિવૈશ્વદેવ કરવામાં લગભગ ત્રણ મિનિટનો સમય લાગે છે. આનાથી અન્નની શુદ્ધિ થાય છે, પાપોનું પ્રાયશ્ચિત્ત થાય છે, નિષ્કામભાવે કરવાથી અંતઃકરણની શુદ્ધિ થાય છે. બલિવૈશ્વદેવ કર્યા વિના ભોજન કરવાનું શાસ્ત્રોમાં નિન્દિત છે અને બલિવૈશ્વદેવ કરી ચૂક્યા પછીનું જે અન્ન બચે છે એ અમૃત જણાવ્યું છે. કામ નાનકડું છે, પણ ભાવના ઘણી ઊંચી છે. જગતના સઘળાં પ્રાણીઓ નિમિત્તે પોતાના ભોજનમાંથી થોડો ભાગ આપીને બાકીનું બચેલું અન્ન ખાવાનું કેટલી ઉદારતા અને સમતાનું સૂચક છે! દેવતા, ઋષિ તો ભાવનાથી તૃપ્ત થઈ જાય છે અને અતિથિ વગેરેની પ્રત્યક્ષપણે તૃપ્તિ થઈ જાય છે. થોડાક પ્રયાસથી મહાન ફળ મળે છે. આને વાંચીને જે ભાઈઓ બલિવૈશ્વદેવનો આરંભ કરી દેશે, હું એમનો કૃતજ્ઞ થઈશ અને મને આશા છે કે એમના આ કાર્યથી સનાતનધર્મની વૃદ્ધિ થશે અને પરમેશ્વરની પ્રસન્નતા મળશે, તેમ જ એમને પોતાના આત્માના કલ્યાણમાં સહાયતા મળશે. વિધિ આ મુજબ છે –

## બલિવૈશ્વદેવવિધિ

| | |
|---|---|
| ૧ | ૨ |
| ૫ | અગ્નિ |
| ૪ | ૩ |

પૂર્વ
૭
૨ ૩ ૧

૨૦
૧૩
૧૦ ૧૭ ૧૫ ૧૨
ઉત્તર ૧૮ ૮ દક્ષિણ
૬ ૧૬ ૧૪ ૧૧ ૪
૯
૧૯ ૫
પશ્ચિમ

### (૧) દેવયજ્ઞ★

૧. ૐ બ્રહ્મણે સ્વાહા ઈદં બ્રહ્મણે ન મમ ।

૨. ૐ પ્રજાપતયે સ્વાહા ઈદં પ્રજાપતયે ન મમ ।

૩. ૐ ગૃહ્યાભ્યઃ સ્વાહા ઈદં ગૃહ્યાભ્યો ન મમ ।

૪. ૐ કશ્યપાય સ્વાહા ઈદં કશ્યપાય ન મમ ।

૫. ૐ અનુમતયે સ્વાહા ઈદમનુમતયે ન મમ ।

### (૨) ભૂતયજ્ઞ*

૧. ૐ ધાત્રે નમઃ ઈદં ધાત્રે ન મમ ।

૨. ૐ વિધાત્રે નમઃ ઈદં વિધાત્રે ન મમ ।

૩. ૐ વાયવે નમઃ ઈદં વાયવે ન મમ ।

૪. ૐ વાયવે નમઃ ઈદં વાયવે ન મમ ।

૫. ૐ વાયવે નમઃ ઈદં વાયવે ન મમ ।

૬. ૐ વાયવે નમઃ ઈદં વાયવે ન મમ ।

૭. ૐ પ્રાચ્યૈ નમઃ ઈદં પ્રાચ્યૈ ન મમ ।

૮. ૐ અવાચ્યૈ નમઃ ઈદમવાચ્યૈ ન મમ ।

૯. ૐ પ્રતીચ્યૈ નમઃ ઈદં પ્રતીચ્યૈ ન મમ ।

૧૦. ૐ ઉદીચ્યૈ નમઃ ઈદમુદીચ્યૈ ન મમ ।

૧૧. ૐ બ્રહ્મણે નમઃ ઈદં બ્રહ્મણે ન મમ ।

૧૨. ૐ અન્તરિક્ષાય નમઃ ઈદમન્તરિક્ષાય ન મમ ।

૧૩. ૐ સૂર્યાય નમઃ ઈદં સૂર્યાય ન મમ ।

૧૪. ૐ વિશ્વેભ્યો દેવેભ્યો નમઃ ઈદં વિશ્વેભ્યો દેવેભ્યો ન મમ ।

૧૫. ૐ વિશ્વેભ્યો ભૂતેભ્યો નમઃ ઈદં વિશ્વેભ્યો ભૂતેભ્યો ન મમ ।

૧૬. ૐ ઉષસે નમઃ ઈદમુષસે ન મમ ।

૧૭. ૐ ભૂતાનાં પતયે નમઃ ઈદં ભૂતાનાં પતયે ન મમ ।

### (૩) પિતૃયજ્ઞ[1]

૧૮. ૐ પિતૃભ્યઃ સ્વધા નમઃ ઈદં પિતૃભ્યઃ સ્વધા ન મમ ।

### નિર્ણેજનમ્[2]

૧૯. ૐ યક્ષ્મૈતત્તે નિર્ણેજનં નમઃ ઈદં યક્ષ્મણે ન મમ ।

### (૪) મનુષ્યયજ્ઞ[3]

૨૦. ૐ હન્ત તે સનકાદિમનુષ્યેભ્યો નમઃ ઈદં હન્ત તે સનકાદિમનુષ્યેભ્યો ન મમ ।



## મહાપુરુષોનો મહિમા

સંસારમાં સૌથી વધુ સંખ્યા તો સાંસારિક ભોગોમાં આસક્ત મનુષ્યોની જ છે. ભગવત્પ્રાપ્તિના સાધનમાં પરોવાયેલા ભલા માણસોની સંખ્યા પણ કંઈક અંશે જોવા મળે છે, પણ મહાપુરુષો તો વિરલા જ છે અને જે છે એમનો લોકો પૂરો લાભ નથી લઈ રહ્યા. આનાં મુખ્ય કારણ બે છે - (૧) અશ્રદ્ધા અને (૨) ઓળખવાની યોગ્યતાનો અભાવ. શ્રદ્ધા કાં તો શ્રદ્ધાવાન પુરુષોના સંગથી થાય છે અથવા તો અંતઃકરણની શુદ્ધિથી. પણ શ્રદ્ધાળુઓની સંખ્યા

★ યજ્ઞોપવીતને સવ્ય કરીને જમણા ઢીંચણને પૃથ્વી પર ટેકવીને મીઠા વિનાના રાંધેલા અન્નની પાંચ આહુતિઓ નીચે લખેલા મંત્રો દ્વારા ક્રમાનુસાર અગ્નિમાં આપવી.

* યજ્ઞોપવીતને સવ્ય કરીને રાંધેલા અન્નના ૧૭ કોળિયા અંકિત કરેલા મંડલમાં યથાયોગ્ય સ્થાન પર નીચે લખેલા મંત્રો દ્વારા ક્રમાનુસાર આપવા.

૧. યજ્ઞોપવીતને અપસવ્ય કરીને ડાબા ઢીંચણને પૃથ્વી પર ટેકવીને દક્ષિણ તરફ મુખ રાખીને બની શકે તો સાથે તલ લઈને રાંધેલું અન્ન અંકિત કરેલા મંડલમાં યોગ્ય સ્થાન પર નીચે લખેલા મંત્રો દ્વારા આપવું.

૨. યજ્ઞોપવીતને સવ્ય કરીને અન્નના પાત્રને ધોઈને એ જળ અંકિત કરેલા મંડળમાં યોગ્ય સ્થાન પર નીચે લખેલા મંત્ર દ્વારા આપવું.

૩. યજ્ઞોપવીતની કંઠી બનાવીને, ઉત્તર દિશા તરફ મુખ રાખીને રાંધેલું અન્ન અંકિત મડંલમાં યોગ્ય સ્થાન પર નીચે લખેલા મંત્ર દ્વારા આપવું.

પણ ઘણી ઓછી છે અને જેઓ છે એમનામાં આપણી શ્રદ્ધા નથી. મહાપુરુષોને ન ઓળખવાનું કારણ પણ અશ્રદ્ધા જ છે.

મનુષ્યોની દૃષ્ટિ સ્વાભાવિક રીતે દોષ-દર્શન તરફ જ વધુ રહેતી હોય છે, જેના લીધે શ્રદ્ધા પહેલાં તો કઠણાઈથી જન્મે છે અને જન્મે છે તો એનું સ્થિર રહેવું ઘણું જ કાઠું હોય છે. ભલા માણસોમાંય લોકો દોષ-બુદ્ધિ કરી જ લે છે. સાક્ષાત્ ભગવાન શ્રીરામ અને ભગવાન શ્રીકૃષ્ણ આપણી વિશેષ શ્રદ્ધાનાં પાત્રો છે, પણ દોષ-દૃષ્ટિવાળાઓને એમનાં ચરિત્રનું વર્ણન કરતાં એમનામાંય દોષ મળી જ જાય છે. વાલ્મીકીય રામાયણમાં તો શ્રીરામચંદ્રજીના ચરિત્રમાં અનેક દોષ અને સંદેહજનક સ્થળ મળી જ શકે છે, પણ જે ગોસ્વામી તુલસીદાસજીએ દોષોનો ઘણો ખરો પરિહાર કરવાનો પ્રયાસ કર્યો છે, એમના 'માનસ'માં પણ અજ્ઞ અને અશ્રદ્ધાળુ લોકો બે-ત્રણ સ્થળો પર સંદેહ, તર્ક અને અશ્રદ્ધા કરી બેસે છે. એમનું કહેવું છે કે રામે બાલિને છુપાઈને બાણથી માર્યો, શૂર્પણખા સાથે મજાક કરી અને અગ્નિ-પરીક્ષામાં ઉત્તીર્ણ થઈ જવા છતાં પણ નિરપરાધ એવી સીતાનો પરિત્યાગ કરીને લોકનિંદાને વધુ મહત્ત્વ આપીને ન્યાય અને આત્મબળની ઓછપ દર્શાવી. આ સિવાય શ્રીરામ સાધારણ મનુષ્યોની જેમ સીતા માટે વિલાપ કરવા અને જોરજોરથી રોવા માંડ્યા. આ જ રીતે શ્રીકૃષ્ણની બાળલીલામાં તેઓ ચોરી, વ્યભિચાર અને જૂઠ વગેરે દોષ બતાવે છે. એમની પ્રૌઢાવસ્થાનાં કાર્યોમાં પણ અનેક દોષોની કલ્પના કરતા રહે છે - જેમકે યુધિષ્ઠિરને મિથ્યાભાષણ માટે પ્રેરિત કરવા, યુદ્ધક્ષેત્રમાં શસ્ત્રધારણ ન કરવાની પ્રતિજ્ઞાને તોડીને આવેશ અને ક્રોધમાં આવીને ઉન્મત્તની જેમ ભીષ્મની સામે દોડવું. આ સ્થળોએ એમને શ્રીકૃષ્ણમાં મિથ્યાભાષણ, પ્રતિજ્ઞાભંગ અને અનુચિત વ્યવહારના દોષ પ્રત્યક્ષ દૃષ્ટિગોચર થાય છે.

કહેવાનું તાત્પર્ય એ છે કે દોષ જોનારને તો નિર્વિકાર અવતારોમાં પણ દોષ મળી જ જાય છે, તો બીજાઓની તો વાત જ શું? પણ વાત તો એ છે કે આપણે વિષય-વિમૂઢ જીવો ભગવાનની લીલા અને એમનાં કાર્યોને શું સમજવાના? એમના પર કોઈ કાયદો તો લાગુ છે નહીં અને કદાચ હોય તો પણ આપણે એને સમજી જ કેવી રીતે શકવાના? જ્યારે જ્ઞાનીની ક્રિયાઓને સમજવામાં જ આપણી બુદ્ધિ થાપ ખાઈ જાય છે તો પછી સાક્ષાત્ માયાપતિ ઈશ્વરનાં કાર્યોને વિચારવાની અને સમજવાની આપણામાં યોગ્યતા જ શું છે? જો આપણે સ્વભાવદોષથી એમને તર્કની કસોટી પર કસવાનો નિંદનીય પ્રયાસ કરીએ તો એ આપણી યુક્તિ અને તર્કના આધાર પર જ ઈશ્વરની સિદ્ધિ થઈ. પછી ઈશ્વરમાં ઈશ્વરત્વ જ શું રહ્યું? આવી દશામાં તો કોઈ પણ વ્યક્તિ શ્રદ્ધાને યોગ્ય પ્રમાણિત ન થાય—કોઈના પણ ઉપર શ્રદ્ધા ન કરી શકાય.

પણ, આપણે એ વાત સારી પેઠે સમજી લેવી જોઈએ કે ઉત્તમ ક્રિયાશીલ જ્ઞાનીની સઘળી ક્રિયાઓને આપણે સમજી નથી શકતા. માટે એમનામાં શંકા કરવી કોઈ રીતે પણ ઉચિત નથી. જો શ્રદ્ધાની ઊણપને લીધે એમનામાં કોઈ દોષ દેખાઈ પણ જાય તો વિચાર દ્વારા મનમાં સમાધાન કરવાનો પ્રયાસ કરવો. આટલું કરવા છતાં પણ જો સંતોષ ન થાય તો શ્રદ્ધા અને વિનયપૂર્વક એમને પૂછીને પણ સંદેહ નિવૃત્ત કરી શકાય છે. મહાત્માઓને ન ઓળખવામાં મુખ્ય હેતુ અંતઃકરણની મલિનતામાંથી ઉપજેલી અશ્રદ્ધા જ છે. જ્યારે આપણે કોઈ મહાપુરુષની પાસે

આવીએ છીએ તો અશ્રદ્ધાને ઘણું કરીને સાથે જ લઈને આવીએ છીએ. આપણે એ જ વાતની પરીક્ષા કરતા ફરીએ છીએ કે કયા મહાત્મામાં કેટલું પાણી છે. દુઃખની વાત તો એ છે કે આપણે એક સાધારણ વૈદ્યની પણ આટલી પરીક્ષા નથી કરતા. એ ભલે એકદમ અજ્ઞ જ હોય, પણ છતાંય આપણે આપણું જીવન બધી રીતે એને સમર્પી દઈએ છીએ. જો એ વિષ પિવડાવી દે તો પણ આપણે એને પીવામાં નથી ખચકાતા. મારો કહેવાનો એ અભિપ્રાય નથી કે કોઈ ઢોંગી માણસ મહાત્મા બની બેઠો હોય તો એનામાં જ આંધળા થઈને શ્રદ્ધા કરી લેવી. શ્રદ્ધા કરવાની જરૂર છે સાચા મહાપુરુષોમાં, પણ જ્યાં સુધી આવા પૂર્ણ મહાત્મા ન મળે ત્યાં સુધી આપણે જેમને પોતાની બુદ્ધિથી ભલો માણસ સમજીએ એમના જ સદ્‌ગુણોને લેવા. દુર્ગુણ તો કોઈનાય ન લેવા. ઉપનિષદ્‌માં કહ્યું છે –

**યાન્યનવદ્યાનિ કર્માણિ। તાનિ સેવિતવ્યાનિ। નો ઈતરાણિ। યાન્યસ્માકꣳસુચરિતાનિ। તાનિ ત્વયોપાસ્યાનિ। નો ઈતરાણિ।**

(તૈત્તિ૰ ૧/૧૧/૨)

ગુરુ કહે છે - 'હે શિષ્ય! જે શાસ્ત્રોક્ત કર્મ છે એમનું જ તારે આચરણ કરવું, શાસ્ત્રવિરુદ્ધનું નહીં; અમારાં પણ જે સારાં કર્મ છે કેવળ એમનું જ તારે અનુકરણ કરવું ઉચિત છે, બીજાં (નિંદનીય) કર્મોનું નહીં.'

પૂર્ણ મહાત્માઓનાં દર્શન થઈ જાય તો તો કહેવું જ શું, કેમકે એમના મુખેથી જે શબ્દો નીકળે છે એ પૂરેપૂરા તોલેલા હોય છે. જેમ એક વેપારી પોતાની દુકાનનો માલ તોલી તોલીને ગ્રાહકોને આપે છે–અંદાજાથી નહીં. એ જ રીતે મહાપુરુષની વાણીનો દરેક શબ્દ એના હૃદયરૂપી ત્રાજવા પર તોળાઈ તોળાઈને આવે છે. એમનાં વાક્યો અમૂલ્ય હોય છે, એમની ક્રિયાઓ અમૂલ્ય હોય છે અને એમનું ભજન અમૂલ્ય હોય છે. એમનાં મન, વાણી અને શરીરનું દરેક કાર્ય મહત્ત્વપૂર્ણ અને તાત્ત્વિક હોય છે. એમની મૌન–અક્રિય–અવસ્થામાં પણ વિશ્વકલ્યાણનો ઉપદેશ ભરેલો રહે છે. માટે એમનું ભાષણ, સ્પર્શ, દર્શન, કર્મ, ધ્યાન અને ત્યાં સુધી કે એમની અડેલી વસ્તુ પણ પવિત્ર સમજવામાં આવે છે. ભગવાને આવા જ મહાપુરુષોનું અનુકરણ કરવાનું જણાવ્યું છે.

**યદ્યદાચરતિ શ્રેષ્ઠસ્તત્તદેવેતરો જનઃ।**
**સ યત્પ્રમાણં કુરુતે લોકસ્તદનુવર્તતે॥**

(ગીતા ૩/૨૧)

તેઓ જે કંઈ પ્રમાણિત કરી દે છે (પોતે ભલે ન કરે અને કેવળ કહી દે કે હું અમુક કાર્યને સારું માનું છું) લોકો એને જ પ્રામાણિક માનવા માંડે છે. એમનો ઉપદેશ, એમને કરેલા નમસ્કાર, એમની સાથે કરેલું સંભાષણ – સર્વ કાંઈ કલ્યાણકર હોય છે. જ્ઞાનપ્રાપ્તિ દ્વારા આત્મોદ્ધાર કાજે એ પુરુષોનું શરણ લેવું.

ભગવાન શ્રીકૃષ્ણે કહ્યું છે –

**તદ્વિદ્ધિ પ્રણિપાતેન પરિપ્રશ્નેન સેવયા।**
**ઉપદેક્ષ્યન્તિ તે જ્ઞાનં જ્ઞાનિનસ્તત્ત્વદર્શિનઃ॥**

(ગીતા ૪/૩૪)

'એ જ્ઞાનને તું તત્ત્વદર્શી જ્ઞાનીજનો પાસે જઈને જાણી લે; એમને યોગ્ય રીતે દંડવત્‌ પ્રણામ કરવાથી, એમની સેવા કરવાથી તેમજ કપટ છોડીને સરળ ભાવે પ્રશ્ન પૂછવાથી પરમાત્મતત્ત્વને બરાબર ઓળખનારા એ જ્ઞાની મહાત્માજનો તને એ તત્ત્વજ્ઞાનનો ઉપદેશ આપશે.'

આ પ્રકારના પુરુષો જો આપણને મળી જાય અને પછી આપણે એમને ઓળખીને એમનો અમોઘ સંગ કરીએ તેમ જ એમની વાતોને બ્રહ્મવાક્ય - ઈશ્વરની આજ્ઞાની તોલે માનીને

કામમાં લાવીએ તો આપણે પોતાનું તો શું, બીજાનું પણ કલ્યાણ કરવામાં સમર્થ થઈ શકીએ છીએ. ગંગાના સ્નાન-પાનથી જે રીતે બહાર-ભીતરની પવિત્રતા થાય છે, એનાથીય વધીને મહાત્માઓનો સંગ પાવન કરનારો હોય છે. દુર્ભાગ્યવશ જો આવા સિદ્ધ ભક્તોની પ્રાપ્તિ ન થાય અથવા થવા છતાં જો આપણે એમને ઓળખી ન શકીએ તો બીજા ઉપાયે શાસ્ત્રો અને દૈવી સંપદાવાળા સાધકોને આધાર બનાવવા. શાસ્ત્રોની અધિકતા અને એમાં પ્રતિપાદિત વિષયોની ગૂઢતાને ન સમજી શકવાને લીધે કેવળ ગીતા જ આપણા માટે પૂરતી થઈ શકે છે, કેમકે ભગવાને આમાં સઘળાં શાસ્ત્રોનો સાર ભરી દીધો છે. માટે સર્વસ્વનો નાશ થવા છતાંય ગીતા અને મહાત્મા પુરુષોની વાતને ન ટાળવી. આટલી શ્રદ્ધા થઈ જતાં પછી કલ્યાણ થવામાં મોડું થવાનું નથી. જે માતાના ગર્ભથી આવો સુપુત્ર ઉત્પન્ન થાય, એ નિસ્સંદેહપણે પુણ્યવતી અને સૌભાગ્યશાલિની છે.

**પુત્રવતી જુબતી જગ સોઈ ।**
**રઘુપતિ ભગતુ જાસુ સુતુ હોઈ ॥**
**સો કુલ ધન્ય ઉમા સુનુ જગત પૂજ્ય સુપુનીત ।**
**શ્રીરઘુબીર પરાયન જેહિં નર ઉપજ બિનીત ॥**

આવા મહાપુરુષો ભાગીરથીની જેમ પોતે પવિત્ર હોય છે અને બીજાને પણ પવિત્ર કરનારા હોય છે. શાસ્ત્રકારોએ તો મહાત્માઓનો મહિમા ગંગાથીય ચઢિયાતો માન્યો છે. આ બાબતની નિમ્નલિખિત કથા પ્રસિદ્ધ છે.

એક વાર ગંગાજીએ બ્રહ્માજીની પાસે જઈને એવી પ્રાર્થના કરી કે 'મહારાજ! અસંખ્ય પાપીઓનાં દળ મારામાં સ્નાન કરીને પોતાનાં અનંત જન્મોનાં પાપ ધોઈ નાખે છે, પછી મારા માટે પણ તો કોઈ એવો ઉપાય હોવો જોઈએ કે જેથી હું પણ પાપમુક્ત અને પવિત્ર બની શકું.'

આના જવાબમાં બ્રહ્માજી બોલ્યા - 'ગંગે! સંતોના હોતાં તારે ચિંતા શી વાતની છે? એમના ચરણ-સ્પર્શમાત્રથી તારાં સઘળાં પાપો તત્કાળ નાશ પામશે.' વાસ્તવમાં સંતોની ચરણરજમાં એવી અદ્‌ભુત શક્તિ છે કે એને મસ્તક પર ચઢાવતાં જ મનુષ્ય પવિત્ર થઈ જાય છે. આવા ભગવદ્‌ભક્ત પવિત્રનેય પવિત્ર કરનારા હોય છે. **'તીર્થીકુર્વન્તિ તીર્થાનિ ।'** (નારદસૂત્ર ૬૯) તેઓ જ્યાં તપ કરે છે એ જ ભૂમિ તીર્થ બની જાય છે. તીર્થોનું તીર્થત્વ સંતો અને પ્રભુના સંગને લીધે જ માનવામાં આવે છે. જ્યાં ભગવાને વાસ કર્યો અથવા મહાપુરુષોએ તપસ્યા કરી એ જ સ્થાન તીર્થ બની ગયું સમજવું. કપિલાયતન અને ભારદ્વાજ-આશ્રમનાં દર્શન કાજે લોકો એટલા જ માટે જાય છે કે ત્યાં કપિલ અને ભારદ્વાજ મુનિઓએ તપસ્યા કરી હતી. પંચવટી અને ચિત્રકૂટની પવિત્રતા ભગવાન શ્રીરામચંદ્રના ત્યાં નિવાસ કરવાને લીધે જ માનવામાં આવે છે. નર-નારાયણની તપોભૂમિ હોવાને લીધે જ બદરિકાશ્રમનાં દર્શન કાજે લોકો આકરું કષ્ટ સહન કરીનેય જાય છે. પુલને વાનરસેનાએ જ બનાવ્યો હતો, માટે જ આજે સેતુબંધ-રામેશ્વરના પાષાણખંડોને લોકો પૂજ્ય માને છે. ભક્તો જે ક્રિયા કરી જાય છે, એ લાખો વર્ષો પછીય પૂજાય છે. નૈમિષારણ્યમાં સંતો એકત્ર થઈને હરિચર્ચા કર્યા કરતા હતા, માટે જ એ સ્થાન તીર્થ માનવામાં આવે છે. અવધ અને સરયૂના મહિમાનું મુખ્ય કારણ શ્રીરામાવતાર જ છે. મથુરા, ગોકુલ અને વૃંદાવન વગેરે તીર્થ શ્રીકૃષ્ણાવતારને લીધે જ આટલાં વધુ માન્ય છે અને પૂજાય છે. સંસારમાં જેટલાં પણ તીર્થો અને દેવસ્થાનો છે એ સૌના મહિમાનું મુખ્ય કારણ ભગવાન અને એમના

ભક્તો જ છે. પરમપાવની ભાગીરથી પ્રભુચરણોના પ્રભાવથી જ સર્વશ્રેષ્ઠ માનવામાં આવે છે.

**સ્રોતસામસ્મિ જાહ્નવી** (ગીતા ૧૦/૩૧)

ક્યાંક ક્યાંક તો ભક્તોનો મહિમા ભગવાનથી પણ અધિક જણાવવામાં આવ્યો છે. જેમકે –

**મોરેં મન પ્રભુ અસ બિસ્વાસા ।**
**રામ તે અધિક રામ કર દાસા ॥**
**રામ સિંધુ ઘન સજ્જન ધીરા ।**
**ચંદન તરુ હરિ સંત સમીરા ॥**

(ઉ૦ ૧૧૯માં દોહા પછી ૮, ૯મી ચોપાઈ)

આ ચોપાઈઓમાં શ્રીરામની નિંદા ન સમજવી જોઈએ, આનાથી એમનો મહિમા હજીય વધે છે. જોકે પ્રત્યક્ષપણે આપના ભક્તોનો મહિમા જ પ્રગટ થાય છે, પણ વાસ્તવમાં આ મહિમા ભગવાનનો છે, કેમકે મહામહિમાથી જ ભક્તો મહિમાન્વિત થાય છે. આવા મહાપુરુષોનો સંગ મળવો ઘણો દુષ્કર છે, પુણ્યના પ્રભાવથી જ એમની પ્રાપ્તિ થાય છે–

**પુન્ય પુંજ બિનુ મિલહિં ન સંતા ।**
**સતસંગતિ સંસૃતિકર અંતા ॥**

(ઉ૦ ૪૪મા દોહા પછી ૩જી ચોપાઈની અંતિમ પંક્તિ)

ભગવાન શ્રીકૃષ્ણે પણ કહ્યું છે–

**અન્યે ત્વેવમજાનન્તઃ શ્રુત્વાન્યેભ્ય ઉપાસતે ।**
**તેઽપિ ચાતિતરન્ત્યેવ મૃત્યું શ્રુતિપરાયણાઃ ॥**

(ગીતા ૧૩/૨૫)

'અન્ય પ્રકારના અર્થાત્ બંદબુદ્ધિના માણસો, આ પ્રમાણે ન જાણતા હોવાને લીધે બીજા માણસો પાસેથી એટલે કે તત્ત્વજ્ઞાનીઓ પાસેથી સાંભળીને એ મુજબ ઉપાસના કરે છે અને એ શ્રવણપરાયણ પુરુષો પણ મૃત્યુરૂપી સંસારસાગરને નિઃસંદેહ તરી જાય છે.'

વેદ, ઉપનિષદ્, ઇતિહાસ, પુરાણ સઘળાં શાસ્ત્રોમાં સ્થળે સ્થળે મહાપુરુષોના મહિમાનું સમાન સ્વરે ગાન કરવામાં આવ્યું છે. પછી પરમાત્માની ગુણગરિમાની તો વાત જ શી? એમના મહિમાનું જેટલું પણ ગાન કરવામાં આવે એ થોડું છે. મહાત્માઓનો અથવા વૈભવસંપન્ન સાંસારિક લોકોનો જે કંઈ પણ મોટામાં મોટો મહિમા આપણા જોવા-સાંભળવામાં આવે છે એ બધો વાસ્તવમાં ભગવાનનો જ મહિમા છે.

ભગવાને કહ્યું છે –

**યદ્યદ્વિભૂતિમત્સત્ત્વં શ્રીમદૂર્જિતમેવ વા ।**
**તત્તદેવાવગચ્છ ત્વં મમ તેજોંઽશસમ્ભવમ્ ॥**

(ગીતા ૧૦/૪૧)

'જે-જે પણ વિભૂતિયુક્ત એટલે કે ઐશ્વર્યસંપન્ન, શોભાયુક્ત અને શક્તિયુક્ત પદાર્થ છે, એને-એને તું મારા તેજના અંશની જ અભિવ્યક્તિ સમજ.'

આવા મહામહિમ પ્રભુના કે પ્રેમી ભક્તોના સંગ દ્વારા જે મનુષ્યો લાભ નથી લઈ શકતા એ લોકો માટે પણ ભગવાન શ્રીરામચંદ્રજીએ યોગ્ય જ કહ્યું છે –

**જો ન તરૈ ભવ સાગર નર સમાજ અસ પાઇ ।**
**સો કૃત નિંદક મંદમતિ આત્માહન ગતિ જાઇ ॥**

સંતશિરોમણિ તુલસીદાસજીએ તો સાધુ-સંગના સુખને મુક્તિના સુખથી પણ વધુ આદર આપ્યો છે-

**તાત સ્વર્ગ અપબર્ગ સુખ ધરિઅ તુલા એક અંગ ।**
**તૂલ ન તાહિ સકલ મિલિ જો સુખ લવ સતસંગ ॥**

એમણે તો ત્યાં સુધી કહી દીધું છે કે સત્સંગ વિના મનુષ્યનો ઉદ્ધાર થઈ જ નથી શકતો–

**બિનુ સતસંગ ન હરિકથા તેહિ બિનુ મોહ ન ભાગ ।**
**મોહ ગએઁ બિનુ રામ પદ હોઇ ન દૃઢ અનુરાગ ॥**

(ઉત્તરકાંડ દોહા - ૬૧)

આ રીતે મહાત્માઓના અમોઘ સંગ અને

મહાન કૃપાથી જે વ્યક્તિ પરમાત્માના રહસ્ય સહિત પ્રભાવને તત્ત્વથી જાણી જાય છે એ સ્વયં પવિત્ર થઈને આ અપાર સંસાર-સાગરને તરીને બીજાને પણ તારનારો બની શકે છે.

—★—

## જન્મ કર્મ ચ મે દિવ્યમ્

ભગવાનના જન્મ-કર્મની દિવ્યતા એક અલૌકિક અને રહસ્યભરેલી વાત છે, તેના તત્ત્વને ખરેખર તો ભગવાન પોતે જ જાણે છે. અથવા તો ઓછાવત્તા પ્રમાણમાં તેમના એ ભક્તો જાણતા હોય છે કે, જેમને તેમની દિવ્યમૂર્તિનાં પ્રત્યક્ષ દર્શન થતાં હોય; પરંતુ તેઓ પણ જેવું જાણે છે તેવું કદાચ વર્ણવી શકતા નથી. જ્યારે એક સામાન્ય વિષયને પણ મનુષ્ય જે પ્રકારે અનુભવે છે તે રીતે કહી શકતો નથી, તો પછી આવા અલૌકિક વિષયને તો કોઈ કેવી રીતે કહી શકે? આ વિષયમાં વિસ્તારપૂર્વક સૂક્ષ્મવિવેચનરૂપે શાસ્ત્રોમાં ખાસ કોઈ ઉલ્લેખ પણ આવતો નથી, કે જેના આધારે માણસ તે વિષયમાં કંઈક વધારે સમજાવી શકે. આ પરિસ્થિતિમાં જો કે આ વિષય ઉપર લખવા માટે હું મારી જાતને સમર્થ ગણતો નથી, તો પણ મારા પોતાના મનના સંતોષ અર્થે મારા મનના કંઈક ભાવ યથાશક્તિ પ્રગટ કરી રહ્યો છું.

ભગવાનનો જન્મ દિવ્ય છે, અલૌકિક છે, અદ્ભુત છે. તેની દિવ્યતાને જાણવાવાળા કરોડો મનુષ્યોમાંથી કદાચ જ કોઈ એકાદ હશે. જે તેની દિવ્યતાને જાણી જાય છે તે મુક્ત થઈ જાય છે. સ્વયં ભગવાને ગીતામાં આમ કહ્યું છે -

**જન્મ કર્મ ચ મે દિવ્યમેવં યો વેત્તિ તત્ત્વતઃ ।**
**ત્યક્ત્વા દેહં પુનર્જન્મ નૈતિ મામેતિ સોઽર્જુન ॥**
(ગીતા ૪/૯)

'હે અર્જુન! મારા જન્મ અને કર્મ દિવ્ય અર્થાત્ નિર્મળ અને અલૌકિક છે - એમ જે માણસ તત્ત્વથી જાણી લે છે, તે દેહ છોડીને પુનર્જન્મ નથી પામતો, પણ મને જ પામે છે.'

આ રહસ્યને ન જાણનારા લોકો કહેતા હોય છે કે નિરાકાર સચ્ચિદાનંદઘન પરમાત્માનું સાકારરૂપે પ્રકટ થવું નથી તો સંભવિત કે નથી યુક્તિસંગત. તેઓ તો એવી શંકા પણ કરતા હોય છે કે સર્વવ્યાપક, સર્વત્ર સમભાવે વસેલા, સર્વશક્તિમાન ભગવાન પૂર્ણરૂપે એક જ દેશમાં કેવી રીતે પ્રગટ થઈ શકવાના હતા? બીજી પણ અનેક જાતની શંકાઓ ઉઠાવાય છે. ખરેખર તો આવી શંકાઓ ઊઠે એમાં કોઈ આશ્ચર્યની વાત તો નથી જ. જ્યારે મનુષ્ય-જીવનમાં આ લોકની કોઈ અદ્ભુત વાતને વિષે પણ પ્રત્યક્ષ જ્ઞાન હોવા છતાં પણ તેના ઉપર પૂરો વિશ્વાસ બેસતો નથી, તો પછી ભગવાનના વિષે તો તેને વિશ્વાસ ન બેસે એમાં કોઈ આશ્ચર્યની વાત નથી અને તે અસંભવ પણ ન કહી શકાય. ભૌતિક વિષયને તો તે ક્રિયા-સાધ્ય હોવાને કારણે વિજ્ઞાનના જાણકાર કોઈ પણ સમયે પ્રકટ કરીને તેના વિષેનો વિશ્વાસ જન્માવી શકવા સમર્થ છે, પરંતુ પરમાત્મા સંબંધી વિષય ઘણો જ વિલક્ષણ છે. પ્રેમ અને શ્રદ્ધાથી સ્વયમેવ નિરંતર ઉપાસના કરીને જ માણસ આ તત્ત્વને પામી શકે છે, પ્રત્યક્ષ અનુભવી શકે છે. કોઈ પણ બીજો માણસ પોતાની માનવશક્તિથી તેને પ્રકટ કરીને દેખાડી શકવા સમર્થ નથી. ભગવાને કહ્યું છે—

**ભક્ત્યા ત્વનન્યયા શક્ય અહમેવંવિધોઽર્જુન ।**
**જ્ઞાતું દ્રષ્ટું ચ તત્ત્વેન પ્રવેષ્ટું ચ પરન્તપ ॥**
(ગીતા ૧૧/૫૪)

'પરંતુ હે પરન્તપ અર્જુન! અનન્ય ભક્તિ

દ્વારા આવો ચતુર્ભુજરૂપધારી હું પ્રત્યક્ષ દેખાવા માટે, તત્ત્વથી જાણવા માટે તથા પ્રવેશ કરવા એટલે કે એકાત્મભાવે પ્રાપ્ત થવા માટે પણ શક્ય છું.'

વિચાર કરતાં એમ લાગશે કે એમ હોવું એ યુક્તિસંગત તો ખરું. પ્રહ્લાદને ભગવાને સ્તંભમાંથી પ્રકટ થઈને દર્શન આપ્યાં હતાં. આવી રીતે ભગવાનના પ્રકટ થયાનાં અનેક દૃષ્ટાંત શાસ્ત્રોમાં અનેક ઠેકાણે જોવા મળે છે. સર્વશક્તિમાન પરમાત્મા તો અસંભવને સંભવ કરી દેતા હોય છે. પછી આ તો સર્વથા યુક્તિસંગત છે જ. ભગવાન જ્યારે સર્વત્ર વિદ્યમાન છે તો તેમનું સ્તંભમાંથી પ્રકટવું ક્યાં આશ્ચર્યની વાત ગણાય? જો એમ કહેવામાં આવે કે નિરાકાર અને સર્વવ્યાપક પરમાત્મા એક દેશમાં પૂર્ણરૂપે કેવી રીતે પ્રકટે છે તો તે વાત સમજાવવાને માટે આપણે અગ્નિનું દૃષ્ટાંત સામે રજૂ કરી શકીએ છીએ. જો કે સંપૂર્ણરૂપે તે પર્યાપ્ત તો નથી જ, કારણ કે પરમાત્માના જેવી વ્યાપક વસ્તુ બીજી કોઈ છે જ નહિ, કે જેની સાથે પરમાત્માની તુલના કરી શકાય.

અગ્નિતત્ત્વ કારણરૂપે એટલે કે પરમાણુરૂપે નિરાકાર છે અને લોકમાં સ્વભાવે સર્વે સ્થળોએ અપ્રકટરૂપે વ્યાપી રહે છે. લાકડાંના ઘર્ષણથી અથવા તો બીજા સાધન દ્વારા પ્રયાસ કરવાથી તે એક જગ્યાએ અથવા એક જ સમયે ઘણી બધી જગ્યાએ પ્રકટ કરી શકાય છે. અને જે સ્થળે અગ્નિ પ્રકટે છે, તે સ્થળે પોતાની પૂર્ણ શક્તિથી જ પ્રકટે છે. અગ્નિની નાની અમથી શિખાને જોઈ કોઈ એમ કહે કે અહીંયા અગ્નિ પૂર્ણ સ્વરૂપે નથી પ્રકટ્યો તો એ તેની ભૂલ છે. જ્યાં પણ અગ્નિ પ્રકટે છે ત્યારે પોતાની દાહક તથા પ્રકાશક શક્તિ દ્વારા પૂર્ણરૂપે પ્રકટે છે અને જરૂર પડતાં તે પૂરા જોરથી પ્રજ્વલિત થાય છે અને આખા બ્રહ્માંડને ભસ્મ કરી દેવાનું સામર્થ્ય રાખે છે. આ રીતે પૂર્ણશક્તિસંપન્ન બનીને તે પોતાનું સ્વરૂપ બતાવે છે, સાથોસાથ તે અગ્નિ અવ્યક્ત-નિરાકારરૂપે સર્વત્ર વ્યાપી રહે છે. આ પ્રમાણે જ નિરાકાર સર્વવ્યાપી વિજ્ઞાનાનંદઘન અક્રિયરૂપે પરમાત્મારૂપે બધી જગ્યાએ વ્યાપ્ત થતાં પણ સંપૂર્ણ ગુણોથી સંપન્ન પોતાના પૂર્ણ પ્રભાવ સાથે એક જ જગ્યાએ અથવા એક જ કાળમાં અનેક જગ્યાએ પ્રકટ થઈ શકે છે, એમાં આશ્ચર્યની શું વાત છે? આ રીતે ભગવાનનું પ્રકટ થવું એ તો સર્વ પ્રકારે યુક્તિસંગત જ છે.

કોઈ કોઈ પુરુષ એવી શંકા કરતા હોય છે કે ભગવાન સર્વશક્તિમાન છે, તેઓ પોતાના સંકલ્પમાત્રથી જ રાવણ અને કંસ વગેરેને દંડ આપી શકે છે, પછી તેમને શ્રીરામ અને શ્રીકૃષ્ણના રૂપે અવતરવાની શું જરૂર હતી? આ શંકા પણ સંપૂર્ણરૂપે યોગ્ય નથી. ઈશ્વરના કર્તવ્યના વિષયમાં આ પ્રકારે શંકા કરવાનો મનુષ્યને કોઈ જ અધિકાર નથી. તોપણ એનું ચિત્ત અજ્ઞાનથી મોહવશ હોય છે, તેમના મનમાં એવી શંકા થયા કરતી હોય છે કે ભગવાનના અવતરણમાં ઘણાં બધાં કારણ હોઈ શકે છે. જેને વસ્તુતઃ તેઓ જ જાણી શકે છે. તોપણ મારી સાધારણ બુદ્ધિ પ્રમાણે ઘણાં બધાં કારણોમાંથી એક આ જ કારણ સમજાય છે કે તેઓ સંસારી જીવો ઉપર દયા કરીને સગુણરૂપે પ્રકટ થઈને એક એવો ઊંચો આદર્શ રાખતા હોય છે - સંસારને એવો સુલભ અને સુખકર મુક્તિમાર્ગ બતાવી જાય છે કે જેમાંથી વર્તમાન અને ભવિષ્યના સંસારના અસંખ્ય જીવો પરમેશ્વરનો ઉપદેશ અને આચરણને લક્ષમાં રાખીને તેનું અનુકરણ કરી કૃતાર્થ થતા રહેતા હોય છે.

ભગવાનનો જન્મ અને વિગ્રહ દિવ્યતાથી

ભરેલા હોય છે, આ વાત ઘણી જ રહસ્યથી ભરેલી છે. ભગવાનનો જન્મ સામાન્ય મનુષ્યની જેમ થતો હોતો નથી. ભગવાન શ્રીકૃષ્ણ જ્યારે કારાવાસમાં વસુદેવ-દેવકી સમક્ષ પ્રકટ્યા, તે વખતનો શ્રીમદ્ભાગવતનો પ્રસંગ જોવા જેવો છે. અને વિચાર કરતાં માણસ સમજી શકે છે કે તેમનો જન્મ સામાન્ય મનુષ્યોની જેમ નથી થયો. અવ્યક્ત સચ્ચિદાનંદઘન પરમાત્મા પોતાની લીલાથી જ શંખ, ચક્ર, ગદા, પદ્મ સહિત વિષ્ણુ સ્વરૂપે પ્રકટ થયા. તેમનું પ્રકટ થવું અને પુનઃ અંતર્ધાન થઈ જવું એ એમની સ્વતંત્ર લીલા છે, તે આપણી જેમ ઉત્પત્તિ તથા વિનાશના જેવી નથી. ભગવાનની તો વાત જ નિરાળી છે. એક યોગી પણ પોતાના આત્મબળથી અંતર્ધાન થઈ જાય છે અને પુનઃ એ જ સ્વરૂપમાં પ્રકટ થઈને દર્શન આપે છે; પરંતુ તેની અંતર્ધાનની અવસ્થામાં તેને કોઈ મરેલો સમજતું નથી. જ્યારે મહર્ષિ પતંજલિ વગેરે જેવા યોગના જાણકાર જ્ઞાતાઓ એક યોગીની આવી શક્તિ બતાવતા હોય તો પરમાત્મા ઈશ્વરને માટે પોતાના પહેલા સ્વરૂપને છુપાવી દઈ બીજા રૂપમાં પ્રગટ થવું વગેરે કાર્યો પાર પાડવા એમાં શું મોટી વાત છે? જરૂર, ભગવાન શ્રીકૃષ્ણનું અવતરણ સામાન્ય લોકદૃષ્ટિમાં તેમનો જન્મ લેવો બરાબર કહેવાય, પરંતુ વાસ્તવમાં તો તે જન્મ હતો નહિ, તે તો તેમનું માત્ર પ્રકટ થવું હતું. શ્રીમદ્ભાગવતમાં શ્રીશુકદેવજી આ પ્રમાણે કહે છે–

**કૃષ્ણમેનમવેહિ ત્વમાત્માનમખિલાત્મનામ્ ।**
**જગદ્ધિતાય સોઽપ્યત્ર દેહીવાભાતિ માયયા ॥**

(૧૦/૧૪/૫૫)

'આ શ્રીકૃષ્ણને જ તમે બધા આત્માઓના આત્મા સમજો. સંસારના કલ્યાણ માટે જ યોગમાયાનો આશ્રય લઈને તેઓ અહીં શરીરધારી જેવા લાગે છે.'

જ્યારે ભગવાન દિવ્યરૂપે પ્રકટ થાય છે ત્યારે માતા દેવકીજી તેમની અનેક રીતે સ્તુતિ કરે છે-

**ઉપસંહર વિશ્વાત્મન્નદો રૂપમલૌકિકમ્ ।**
**શંખચક્રગદાપદ્મશ્રિયા જુષ્ટં ચતુર્ભુજમ્ ॥**

(શ્રીમદ્ભાગવત ૧૦/૩/૩૦)

'હે વિશ્વાત્મન્! આપનું આ રૂપ અલૌકિક છે. આપ શંખ, ચક્ર, ગદા અને પદ્મની શોભાથી યુક્ત આપનું આ ચતુર્ભુજરૂપ સમેટી લો.'

**ઈત્યુક્ત્વાઽઽસીદ્ધરિસ્તૂષ્ણીં ભગવાનાત્મમાયયા ।**
**પિત્રોઃ સમ્પશ્યતોઃ સદ્યો બભૂવ પ્રાકૃતઃ શિશુઃ ॥**

(શ્રીમદ્ભાવત ૧૦/૩/૪૬)

'આટલું કહીને હરિ મૌન થઈ ગયા. હવે તેમણે પોતાની યોગમાયાથી પિતા-માતાની સામે જ તુરંત એક સાધારણ બાળકનું રૂપ ધારણ કરી લીધું.'

એનાથી એમનું પ્રકટ થવું એ સ્પષ્ટરૂપે સિદ્ધ થાય છે. ગીતામાં પણ ભગવાન શ્રીકૃષ્ણે અર્જુનને પ્રાર્થના કરવાથી પહેલાં તો પોતાનું વિશ્વરૂપ દેખાડ્યું. પછી તેની જ પ્રાર્થનાથી ચતુર્ભુજ સ્વરૂપ ધારણ કરી લીધું અને છેવટે પાછું ફરી પોતાનું દ્વિભુજ સ્વરૂપ લઈને દર્શન આપ્યાં. આનાથી સ્પષ્ટ થાય છે કે ભગવાન પોતાના ભક્તોની ઈચ્છાથી જ તેમને દર્શન આપીને અંતર્ધાન થઈ જતા હોય છે. આ પ્રમાણે ભગવાનનાં પ્રકટ થવા અને અંતર્ધાન થવાને જે લોકો મનુષ્યોના જન્મ અને મરણના જેવાં સમજતા હોય તે ભગવાનના તત્ત્વને સમજતા નથી એમ ગણાય. પોતાના જન્મની દિવ્યતાને દેખાડતાં પ્રભુ ગીતામાં અર્જુનને આ પ્રમાણે કહે છે -

**અજોऽપિ સન્નવ્યયાત્મા ભૂતાનામીશ્વરોऽપિ સન્ ।**
**પ્રકૃતિં સ્વામધિષ્ઠાય સંભવામ્યાત્મમાયયા ॥**
(ગીતા ૪/૬)

'હું અજન્મા અને અવિનાશીસ્વરૂપ હોવા છતાં પણ, તેમજ બધાંય પ્રાણીઓનો ઈશ્વર હોવા છતાંય પોતાની પ્રકૃતિને આધીન કરીને પોતાની યોગમાયાથી પ્રગટ થાઉં છું.'

આ શ્લોકમાં 'અપિ' અને 'સન્' શબ્દોથી ભગવાનનું આ કથન સ્પષ્ટ છે કે મારા પ્રગટ થવાના તત્ત્વને નહિ જાણનારા મૂર્ખાઓને હું અજન્મા હોવા છતાં પણ જન્મ ધારણ કરતો માલૂમ પડું છું. જ્યારે પણ હું સગુણરૂપે અંતર્ધાન થાઉં છું ત્યારે મારા આ છુપાઈ જવાના રહસ્યને નહિ જાણનાર મૂર્ખાઓની દૃષ્ટિએ હું અવિનાશી, વિનાશભાવને પ્રાપ્ત થતો માલૂમ પડું છું. જ્યારે હું લીલાથી સાધારણ સ્વરૂપે પ્રગટ થાઉં છું ત્યારે તેનો યથાર્થ મર્મ ન જાણનારાઓ મૂઢ લોકોની દૃષ્ટિએ હું સર્વવ્યાપી સચ્ચિદાનંદઘન પરમાત્મા બધાં ભૂત-પ્રાણીઓનો ઈશ્વર હોવા છતાં પણ સાધારણ માણસ જેવો માલૂમ પડતો હોઉં છું.

ઉપરોક્ત વર્ણનથી એ વાત સિદ્ધ થઈ જાય છે કે ભગવાનનું પ્રગટ થવું અને અંતર્ધાન થવું મનુષ્યોની ઉત્પત્તિ અને વિનાશની જેમ નથી બનતું. તેમનો જન્મ મનુષ્યોના જન્મની જેમ જ જો થતો હોય તો એક ક્ષણની અંદર એક શરીરથી બીજા શરીરમાં પરિવર્તન કરવાનું, જેવી રીતે તેમણે દેવકી અને અર્જુનને દર્શન આપ્યાં હતાં; ક્યારેય ન બની શકત.

મનુષ્યોના શરીરના વિનાશની જેમ ભગવાનના દિવ્ય વપુનો વિનાશ પણ ન સમજવો જોઈએ. જે શરીરનો વિનાશ થાય છે તે તો અહીં જ પડ્યું રહે છે; પરંતુ દેવકીના સામે ચતુર્ભુજરૂપ અને અર્જુનની સામે વિશ્વરૂપ અને ચતુર્ભુજરૂપ અદૃશ્ય થઈ જતાં તે દેહોની ત્યાં ઉપલબ્ધિ નહોતી; એટલું જ નહિ પણ ભગવાન શ્રીકૃષ્ણચંદ્રજીએ જે દેહથી એકસો પચીસ વર્ષ સુધી લોકહિતનાં વિવિધ કાર્યો અને લીલાઓ કરી હતી, તે દેહ પણ છેવટે તો નહોતો મળ્યો. તે એક જ લીલામય દેહથી જ પરમધામમાં પધાર્યા હતા. તે પછી પણ જ્યારે જ્યારે ભક્તોએ ઈચ્છા કરી, ત્યારે ત્યારે તે જ શ્યામસુંદર શરીરથી પુનઃ પ્રકટ થઈને તેમને દર્શન આપીને કૃતાર્થ કર્યા. જો તેમના દેહનો વિનાશ થઈ ગયો હોત તો પરમધામ પધાર્યા પછી પણ આ રીતે પુનઃ પ્રકટ થવાનું કેવી રીતે શક્ય બન્યું હોત?

આથી એક વાત સિદ્ધ થઈ કે ભગવાનનું અંતર્ધાન થવું એ જ પોતાના પરમધામમાં સિધાવું એમ કહેવાય, નહિ કે મનુષ્ય-દેહની જેમ વિનાશ થવાનું. શ્રીમદ્ભાગવતમાં પણ લખ્યું છે–

**લોકાભિરામાં સ્વતનું ધારણાધ્યાનમંગલમ્ ।**
**યોગધારણયાऽऽગ્નેય્યાદગ્ધ્વા ધામાવિશત્સ્વકમ્ ॥**
(શ્રીમદ્ભાગવત ૧૧/૩૧/૬)

'ભગવાનનો મંગળમય વિગ્રહ ઉપાસકો માટે ધારણા અને ધ્યાનનો પરમમંગળકારી આશ્રય છે, સમસ્ત લોકોનો પણ આશ્રય છે અને બધાંને આનંદ પ્રદાન કરનાર છે. આ માટે ભગવાન પોતાના મંગળમય વિગ્રહને યોગધારણાના અગ્નિથી દગ્ધ કર્યા વિના જ સશરીર પોતાના ધામમાં ચાલ્યા ગયા.'

ભગવાનનું પ્રાકટ્ય ભૂત-પ્રાણીઓની ઉત્પત્તિ કરતાં અને યોગીઓના પ્રકટ થવા કરતાં પણ ઘણું વિલક્ષણ છે. તે જન્મ દિવ્ય છે, અલૌકિક છે, અદ્ભુત છે. ભગવાન મૂળ પ્રકૃતિને પોતાના આધીન કરીને જ પોતાની યોગમાયાથી પ્રગટ થાય છે. જગતના નાના-મોટા બધા જ ચરાચર જીવો પ્રકૃતિના તથા પોતાના ગુણો, કર્મ,

સ્વભાવને વશ થઈ પ્રારબ્ધ મુજબ સુખ-દુઃખ વગેરે ભોગ ભોગવતા હોય છે. જોકે યોગીજનો સામાન્ય માણસોની જેમ ઈશ્વરની માયાથી અને પોતાના સ્વભાવથી પરાધીન તો નથી જ, તોપણ તેમનો જન્મ મૂળ પ્રકૃતિને વશમાં કરીને ઈશ્વરની જેમ જ લીલામાત્ર નથી હોતો; પરંતુ પરમાત્મા કોઈને વશ થઈને પ્રકટ થતા નથી. તેઓ તો પોતાની ઈચ્છાથી કેવળ કારુણ્યતાવશ જ અવતરિત થાય છે, એટલે જ ભગવાને ગીતામાં કહ્યું છે –

**પ્રકૃતિં સ્વામધિષ્ઠાય સંભવામ્યાત્મમાયયા ॥**
(૪/૬)

ઈશ્વરનું પ્રકટ થવું એ તેની લીલા છે અને જીવોનું જન્મવું એ દુઃખમય છે. ઈશ્વર પ્રકટ થવામાં સંપૂર્ણ સ્વતંત્ર છે અને જીવ જન્મ લેવામાં સંપૂર્ણ રીતે પરતંત્ર છે. ઈશ્વરના જન્મવામાં હેતુ છે, જીવો ઉપર તેમની અહૈતુકી દયા અને જીવોના જન્મમાં હેતુ છે, તેમના પૂર્વનાં કરેલાં શુભ કે અશુભ કર્મો. જીવોનું શરીર અનિત્ય, પાપમય, રોગગ્રસ્ત, લૌકિક અને પાંચભૌતિક હોય છે તથા ઈશ્વરનું શરીર તો પરમ દિવ્ય અપ્રાકૃત હોય છે. તે પાંચભૌતિક હોતું નથી. શ્રીમદ્‌ભાગવતમાં બ્રહ્માજી કહે છે-

**અસ્યાપિ દેવ વપુષો મદનુગ્રહસ્ય**
**સ્વેચ્છામયસ્ય ન તુ ભૂતમયસ્ય કોઽપિ ।**
**નેશે મહિ ત્વવસિતું મનસાઽઽન્તરેણ**
**સાક્ષાત્તવૈવ કિમુતાત્મસુખાનુભૂતેઃ ॥**
(૧૦/૧૪/૨)

'હે સ્વપ્રકાશ પરમાત્મા! આપનો આ શ્રીવિગ્રહ ભક્તજનોની અભિલાષા પૂરી કરનારો છે. આ આપની દિવ્ય ઇચ્છાનું મૂર્તિમાન સ્વરૂપ મને અનુગૃહીત કરવા માટે જ પ્રગટ કર્યું છે. કોણ કહે છે કે આ (સ્વરૂપ) પંચમહાભૂતોની રચના છે? પ્રભુ! આ તો અપ્રાકૃત શુદ્ધ સત્ત્વમય છે. હું અથવા બીજું કોઈ સમાધિ દ્વારા પણ આપના આ સચ્ચિદાનંદસ્વરૂપનો મહિમા જાણી શકે એમ નથી, તો પછી આત્મસુખનો અનુભવ કરનારા નિર્ગુણરૂપનો મહિમા તો કોઈ જાણી જ કઈ રીતે શકે?'

આથી પણ આ વાત સમજમાં આવે છે કે ભગવાનનું શરીર લૌકિક પંચભૂતોથી બનેલું નહોતું. એ તો તેમનો ખાસ સંકલ્પ છે. દિવ્ય પ્રકૃતિથી બનેલ છે. પાપ-પુણ્યથી રહિત હોવાને લીધે અનામય અર્થાત્ રોગથી રહિત તથા વિશુદ્ધ છે. વિજ્ઞાનાનંદઘન પરમાત્મા સગુણરૂપમાં પ્રકટ હોવાને કારણે જ એ રૂપને આનંદમય કહ્યું છે. સમજો કે સંપૂર્ણ અનંત આનંદ જ મૂર્તિમંત બનીને પ્રકટ થઈ ગયો છે અથવા એમ સમજી લો કે સાક્ષાત્ પ્રેમ જ દિવ્ય મૂર્તિ ધારણ કરી પ્રકટ થઈ ગયો છે. આનાથી જે એ આનંદ અને પ્રેમાર્ણવ શ્યામસુંદર દિવ્ય શરીરના તત્ત્વને જાણી લે છે તે પ્રેમમાં મુગ્ધ થઈ જાય છે; આનંદમય બની જાય છે. પ્રેમ તથા આનંદ વાસ્તવમાં એક જ ચીજ છે; કારણ કે પ્રેમથી જ આનંદ મળે છે. પ્રકૃતિથી સંબંધ બાંધ્યા સિવાય માત્ર મનુષ્યની ચર્મદૃષ્ટિથી તે દૃષ્ટિગોચર થઈ ન શકે. એટલા જ માટે પરમેશ્વર પોતાની પ્રકૃતિના શુદ્ધ સત્ત્વને સાથે લઈને જ પ્રકટ થાય છે, એટલે કે જે દિવ્ય શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધ વગેરેનો યોગીઓને અનુભવ થતો હોય છે, તેવા જ દિવ્ય ધાતુઓથી સંબંધ બાંધીને ભગવાન પ્રકટ થાય છે, ભક્તો ઉપર અનુગ્રહ કરીને તે વિજ્ઞાનાનંદઘન પરમાત્મા જ્યારે પોતાના ભક્તોને દર્શન આપી તેમની સાથે વાર્તાલાપ કરે છે, ત્યારે પોતાની લીલાથી ઉપરની દિવ્ય તન્માત્રાઓને સ્વાધીન થઈને જ તેઓ પ્રકટ થતા હોય છે. કારણ કે નેત્ર રૂપને જોઈ શકે છે, એથી ભગવાને

રૂપવાળા બનવું પડે છે. ત્વચા સ્પર્શને વિષય કરે છે એટલે ભગવાને સ્પર્શવાળા બનવું પડે છે; નાસિકા ગંધને વિષય કરે છે, તેથી ભગવાને પણ દિવ્ય ગંધમય શરીર ધારણ કરવું પડતું હોય છે. આ પ્રમાણે મન અને બુદ્ધિ માયાનું કાર્ય હોવાથી માયાથી સંમિલિત વસ્તુનું જ ચિંતન કરવા અને સમજવામાં સમર્થ છે. એટલા જ માટે નિરાકાર સર્વવ્યાપી વિજ્ઞાનાનંદઘન પરમાત્મા પ્રકૃતિના ગુણો સહિત પોતાનાં ભક્તોને વિશેષ જ્ઞાન કરાવવાને માટે સાકાર બનીને પ્રકટે છે. પ્રકૃતિ સાથે એ શુદ્ધ સચ્ચિદાનંદઘન પરમાત્માના પ્રગટવાનું તત્ત્વ સૌ કોઈની સમજમાં આવતું નથી. એટલે જ ભગવાને કહ્યું છે -

**નાહં પ્રકાશઃ સર્વસ્ય યોગમાયાસમાવૃતઃ ।**
**મૂઢોઽયં નાભિજાનાતિ લોકો મામજમવ્યયમ્ ॥**
(ગીતા ૭/૨૫)

'પોતાની યોગમાયા વડે ઢંકાયેલો હું સૌને પ્રત્યક્ષ નથી થતો, માટે આ અજ્ઞાની જનસમુદાય મુજ અજન્મા અવિનાશી પરમેશ્વરને નથી ઓળખી શકતો એટલે કે મને જન્મ-મરણશીલ સમજે છે.'

તત્ત્વને ન જાણવાને લીધે જ લોકો ભગવાનનું અપમાન પણ કરતા હોય છે; અને ભગવાનની શક્તિ તથા સામર્થ્યની મર્યાદા આંકતા કહી દે છે કે વિજ્ઞાનાનંદઘન નિરાકાર પરમાત્મા સાકારરૂપે પ્રકટ થઈ જ ન શકે. તેઓ સાક્ષાત્ પરમાત્મા ભગવાન શ્રીકૃષ્ણને પરમેશ્વર ન માનતાં એક મનુષ્યવિશેષ માને છે. ભગવાનના સંબંધે આ પ્રમાણેની ધારણા કરી લેવી એ કોઈ ચક્રવર્તી વિશ્વસમ્રાટને એક સામાન્ય તાલુકેદાર સમજીને તેનું અપમાન કરવા જેવું છે. એ તો ઈશ્વરની અવજ્ઞા કે તેમનું અપમાન કરવા બરાબર છે. ભગવાને ગીતામાં કહ્યું પણ છે–

**અવજાનન્તિ માં મૂઢા માનુષીં તનુમાશ્રિતમ્ ।**
**પરં ભાવમજાનન્તો મમ ભૂતમહેશ્વરમ્ ॥**
(૯/૧૧)

'મારા પરમ ભાવને નહિ જાણનારા મૂઢ માણસો, મનુષ્યનું શરીર ધારણ કરનાર મુજ સઘળા ભૂતોના મહાન ઈશ્વરને અવગણે છે એટલે કે પોતાની યોગમાયાથી સંસારના ઉદ્ધારને અર્થે મનુષ્યસ્વરૂપે વિચરતા મુજ પરમેશ્વરને સામાન્ય માણસ ગણે છે.'

આનાથી એક વાત સિદ્ધ થઈ ગઈ કે નિરાકાર સર્વવ્યાપી ભગવાન જીવોના ઉપર દયા વરસાવી ધર્મની સંસ્થાપનાને માટે દિવ્ય સાકાર સ્વરૂપથી સમયે સમયે અવતાર લે છે. આ પ્રમાણે શુદ્ધ સચ્ચિદાનંદઘન નિરાકાર પરમાત્માના દિવ્ય ગુણો સાથે પ્રકટ થવાના તત્ત્વને જે જાણે છે, તે જ પુણ્યાત્મા તે પરમાત્માની દયાથી પરમ ગતિને પામે છે.

જે રીતે ભગવાનના જન્મની અલૌકિકતા છે, તે પ્રમાણે ભગવાનનાં કર્મોની પણ અલૌકિકતા છે. એટલા જ માટે ભગવાનનાં કર્મોની દિવ્યતા જાણવાથી પુરુષ પરમ પદને પ્રાપ્ત થઈ જાય છે. ભગવાનનાં કર્મોમાં શું દિવ્યતા છે, તે જાણવી એટલે શું અને જાણવાથી મુક્તિ કેવી રીતે મળે છે, આ વિષયે કંઈક લખવામાં આવે છે. ભગવાનનાં કર્મોમાં અહેતુકી દયા, સમતા, સ્વતંત્રતા, ઉદારતા, દક્ષતા અને પ્રેમ વગેરે જેવા ગુણો હોવાને કારણે મનુષ્યની તો વાત જ શું, સિદ્ધ યોગીઓ કરતાં પણ તેમનાં કર્મોમાં અતિ વિલક્ષણતા હોય છે. તે સર્વશક્તિમાન, સર્વસામર્થ્યવાન, અસંભવને પણ સંભવિત કરનાર હોવા છતાં પણ ન્યાયથી વિરુદ્ધનું કોઈ જ કાર્ય કરતા હોતા નથી. તે વિજ્ઞાનાનંદઘન ભગવાન શ્રીકૃષ્ણે સર્વ ભૂત-પ્રાણીઓ ઉપર પરમ દયા

કરીને ધર્મની સ્થાપના અને જીવોનું કલ્યાણ કર્યું. તેમની પ્રત્યેક ક્રિયામાં પ્રેમ તથા દક્ષતા, નિષ્કામતા અને દયા પરિપૂર્ણ છે. જ્યારે ભગવાન વૃંદાવનમાં હતા, ત્યારે તેમની બાળલીલાની પ્રત્યેક પ્રેમભરી ક્રિયાઓને જોઈને ગોપ અને ગોપીઓ મુગ્ધ થઈ જતાં હતાં. ભગવાન શ્રીકૃષ્ણના તત્ત્વને જાણનાર જેટલાં સ્ત્રી-પુરુષો હતાં, તેમાં તો એક પણ એવું નહોતું કે જે તેમની પ્રેમભરી લીલા જોઈને મુગ્ધ ન બન્યા હોય! તેમની મોરલીની તાન સાંભળીને મનુષ્ય તો શું પશુ-પક્ષી સુદ્ધાં પણ મુગ્ધ થઈ જતાં હતાં. તેમનાં શરીર અને વાણીની ચેષ્ટાઓ એવી અદ્ભુત હતી, કે જેવી કોઈ મનુષ્યમાં હોવાનું અસંભવ છે. પ્રૌઢાવસ્થામાં પણ તેમનાં કર્મોની વિલક્ષણતાને જોઈને તેમનાં તત્ત્વોને જાણનારા પ્રેમીભક્તો ડગલે ને પગલે મુગ્ધ થઈ જતા હતા. અર્જુન તો તેમનાં કર્મો અને આચરણો તેમજ હાવ-ભાવ-ચેષ્ટાઓ જોઈને એટલો બધો મુગ્ધ થઈ ગયો હતો કે તે સદાય તેમના ઈશારે કઠપૂતળીની જેમ કર્મ કરવાને માટે તૈયાર રહેતો હતો.

ભગવાનને માટે કોઈ કર્તવ્ય ન હોવા છતાં પણ તેઓ કેવળ જીવોને સન્માર્ગે લઈ જવા માટે જ કર્મ કરતા હતા. ગીતામાં તો ભગવાને પોતે જ કહ્યું છે–

**ન મે પાર્થાસ્તિ કર્તવ્યં ત્રિષુ લોકેષુ કિઞ્ચન ।**
**નાનવાપ્તમવાપ્તવ્યં વર્ત એવ ચ કર્મણિ ॥**
(૩/૨૨)

'હે પાર્થ! મારે આ ત્રણેય લોકોમાં ન તો કશું કર્તવ્ય છે કે ન કશીયે પ્રાપ્ત કરવા જેવી વસ્તુ અપ્રાપ્ત છે, છતાંય હું કર્મમાં જ વર્તું છું.'

ભગવાનને સમતા પણ ઘણી વહાલી છે. એટલા જ માટે ગીતામાં પણ તેમણે સમતાનું વર્ણન કરેલું છે.

**સુહૃન્મિત્રાર્યુદાસીનમધ્યસ્થદ્વેષ્યબન્ધુષુ ।**
**સાધુષ્વપિ ચ પાપેષુ સમબુદ્ધિર્વિશિષ્યતે ।**
(૬/૯)

'સુહૃદ્, મિત્ર, શત્રુ, ઉદાસીન, મધ્યસ્થ, દ્વેષ્ય તેમજ બંધુગણોમાં, ધર્માત્માઓમાં અને પાપીઓમાં પણ સમાન ભાવ રાખનાર ઘણો શ્રેષ્ઠ છે.'

ગીતામાં કેવળ કહ્યું જ નથી, પરંતુ કામ આવી પડતાં ભગવાને પોતાના મિત્ર અને શત્રુઓની સાથે વર્તન પણ સમતાનું જ કર્યું છે. મહાભારત યુદ્ધના પ્રારંભમાં દુર્યોધન અને અર્જુન યુદ્ધના માટે મદદ માગવા દ્વારિકા ગયા અને બેય જણે ભગવાન પાસે યુદ્ધમાં મદદ માટેની પ્રાર્થના કરી. ભગવાન શ્રીકૃષ્ણજીએ કહ્યું કે, "એક તરફ મારી એક અક્ષૌહિણી નારાયણી સેના છે અને બીજી તરફ હું માત્ર એકલો જ છું; પરંતુ હું યુદ્ધમાં હથિયાર નહિ ઉપાડું." એથી એ વાત સિદ્ધ થાય છે કે ભગવાન શ્રીકૃષ્ણે અર્જુન અને દુર્યોધન બેયની સાથે સમાન વ્યવહાર કર્યો. અહીં એ વિષય વિચારણીય છે કે ભગવાન શ્રીકૃષ્ણને અર્જુન કેટલા અધિક પ્રિય હતા, ફક્ત કહેવાને માટે જ બે શરીર દ્વારા જુદા હતા, પરંતુ વાસ્તવમાં બેય એક હતા. મહાભારતના મૌસલપર્વમાં વસુદેવજી અર્જુનને કહેવા લાગ્યા–

**યોઽહં તમર્જુનં વિદ્ધિ યોઽર્જુનઃ સોઽહમેવ તુ ।**
**યદ્બ્રૂયાત્તત્તથા કાર્યમિતિ બુધ્યસ્વ ભારત ॥**
(૬/૨૧-૨૨)

'હે અર્જુન! તું સમજ, શ્રીકૃષ્ણે મને કહ્યું - 'જે હું છું તે જ અર્જુન છે અને જે અર્જુન છે તે જ હું છું.' તે જેમ કહે, આપ એ પ્રમાણે જ કરો.'

તથા શ્રીમદ્ભગવદ્ગીતામાં પણ ભગવાને કહ્યું છે–

**ભક્તોઽસિ મે સખા ચેતિ રહસ્યં હ્યેતદુત્તમમ્ ॥**
(૪/૩)

આટલું હોવા છતાં પણ તેઓ પોતાના પ્રિય સખા અર્જુનના વિરુદ્ધપક્ષે લડનારા તેમના શત્રુઓ દુર્યોધન વગેરેને પણ સમાનભાવે મદદ આપવા માટે તૈયાર થઈ ગયા. જે પોતાના મિત્રનો શત્રુ હોય છે, તે આપણો પણ શત્રુ મનાય છે એવો વ્યવહાર છે. મહાભારતના ઉદ્યોગપર્વમાં ભગવાન શ્રીકૃષ્ણ જ્યારે સંધિ કરાવવા માટે ગયા હતા ત્યારે તેમણે પોતે આ પ્રમાણે કહ્યું પણ હતું–

**યસ્તાન્દ્વેષ્ટિ સ માં દ્વેષ્ટિ યસ્તાનનુ સ મામનુ ।**
**ઐકાત્મ્યં માં ગતં વિદ્ધિ પાણ્ડવૈર્ધર્મચારિભિઃ ॥**

(૯૧-૨૮)

'જે પાંડવોનો વેરી છે, તે મારો પણ વેરી છે અને જે તેમને અનુકૂળ છે, તે મારા માટે પણ અનુકૂળ છે. હું ધર્માત્મા પાંડવોથી અલગ નથી. આમ હોવા છતાં પણ ભગવાને દુર્યોધનને સૈન્યબળથી મદદ કરી. સંસારમાં એવો કોણ પુરુષ હશે જે પોતાના પ્રિય મિત્રના શત્રુને તેની સામે જ યુદ્ધ કરવાને માટે તેના કાર્યમાં મદદ પહોંચાડે? પરંતુ ભગવાનના સમત્વનું કાર્ય વિલક્ષણ હતું. એ મદદ મેળવીને દુર્યોધન પણ પોતાની જાતને ધન્ય ધન્ય માનવા લાગ્યો. ઉપરથી એ તો એમ માનવા લાગ્યો કે મેં શ્રીકૃષ્ણને ઠગી લીધા.

**કૃષ્ણં ચાપહૃતં જ્ઞાત્વા સમ્પ્રાપ પરમાં મુદમ્ ।**
**દુર્યોધનસ્તુ તત્સૈન્યં સર્વમાદાય પાર્થિવઃ ॥**

(ઉદ્યોગપર્વ ૭/૨૪)

ભગવાન શ્રીકૃષ્ણના પ્રભાવને દુર્યોધન જાણતો જ નહોતો. તેથી તેણે એમાં તેમની ઉદારતા અને સમતા તથા મહત્તાના તત્ત્વને ન જાણીને તેને એમની મૂર્ખામી સમજી લીધી. જે લોકો મહાન પુરુષોના પ્રભાવને નથી જાણતા, તેમને મહાપુરુષોની પ્રત્યેક ક્રિયામાં રહેલા દયા, સમતા કે ઉદારતા જેવા મહાન ગુણો નજરે પડતા નથી. દુર્યોધનના ઉદાહરણથી આ વાત પ્રત્યક્ષરૂપે પ્રમાણિત થાય છે.

ભગવાન શ્રીકૃષ્ણ જે કંઈ પણ કરતા હતા તે બધામાં સમતા, નિઃસ્વાર્થતા, અનાસક્તતા વગેરે જેવા ભાવો સદાય પૂર્ણરૂપે રહેતા હતા. તેના જ કારણે તેઓ કર્મોથી ક્યારેય બંધાતા નહોતા. ગીતામાં તેમણે કહ્યું પણ છે–

**ચાતુર્વર્ણ્યં મયા સૃષ્ટં ગુણકર્મવિભાગશઃ ।**
**તસ્ય કર્તારમપિ માં વિદ્ધ્યકર્તારમવ્યયમ્ ॥**
**ન માં કર્માણિ લિમ્પન્તિ ન મે કર્મફલે સ્પૃહા ।**
**ઇતિ માં યોઽભિજાનાતિ કર્મભિર્ન સ બધ્યતે ॥**

(૪ / ૧૩-૧૪)

'બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર - આ ચાર વર્ણોનો સમૂહ ગુણ અને કર્મોના વિભાગ પ્રમાણે મારા દ્વારા સર્જાયેલો છે; આ પ્રમાણે એ સૃષ્ટિરચના વગેરે કર્મનો કર્તા હોવા છતાં પણ મુજ અવિનાશી પરમેશ્વરને તું વાસ્તવમાં અકર્તા જ જાણ. કર્મોના ફળમાં મારી સ્પૃહા નથી, માટે મને કર્મો લિપ્ત નથી કરતાં - આ પ્રમાણે જે મને તત્ત્વથી જાણી લે છે, તે પણ કર્મોથી નથી બંધાતો.'

તથા–

**ન ચ માં તાનિ કર્માણિ નિબધ્નન્તિ ધનઞ્જય ।**
**ઉદાસીનવદાસીનમસક્તં તેષુ કર્મસુ ॥**

(૯/૯)

'હે ધનંજય! એ કર્મોમાં આસક્તિ વિનાના અને ઉદાસીનની જેમ સ્થિત મુજ પરમાત્માને એ કર્મો નથી બાંધતાં.'

ભગવાનની તો વાત જ શું કરીશું. તત્ત્વને જાણનાર પુરુષ પણ કર્મોથી બંધાતો નથી હોતો. હવે એ વાત સમજવાની છે કે ઉપર જણાવેલા શ્લોકોના તત્ત્વને સમજવું એટલે શું? એટલે એમ કે ભગવાન શ્રીકૃષ્ણને કર્મોમાં આસક્તિ, વિષમતા અને ફળની ઇચ્છા રહેતી ન હતી. જે માણસ

કર્મોમાં આસક્તિ, ફળની ઇચ્છા તેમજ વિષમતા એ જ બંધનનો હેતુ છે એમ સમજીને આ દોષોને ત્યાગી દઈ અહંકારથી મુક્ત થઈને કર્મ કરે છે, તે જ કર્મોનાં તત્ત્વોને જાણીને કર્મ કરે છે. આ પ્રમાણે કર્મના તત્ત્વને જાણીને કર્મ કરનાર કર્મ દ્વારા બંધાતો નથી. આમ સમજીને જે પોતે આ દોષોને છોડી કર્મ કરે છે, તે જ આ તત્ત્વને સમજે છે. જેવી રીતે સોમલની ભસ્મ કે પારો વગેરેના દોષોને મારી તેનું સેવન કરવાથી તેનું સેવન કરનારને હાનિને બદલે ઘણો જ ફાયદો થાય છે, એ જ રીતે વિષમતા, અભિમાન, ફળની ઇચ્છા અને આસક્તિનો ત્યાગ કરીને કર્મોનું સેવન કરનાર મનુષ્ય તેનાથી બંધાતો નથી, પણ મુક્તિને પ્રાપ્ત કરે છે.

દૂધમાં ઝેર મેળવેલું છે, એ જાણીને તો કોઈ પણ માણસ તે દૂધનું પાન કરશે નહિ, પણ જો કરે તો તેને મહામૂર્ખ સમજવો જોઈએ. આ પ્રમાણે જ કર્મોમાં આસક્તિ, કર્તૃત્વનું અભિમાન, ફળની ઇચ્છા અને વિષમતા વગેરે જેવા દોષો ઝેરથી પણ વધારે ઝેરરૂપ બનીને માણસને વારંવાર મૃત્યુના ચક્કરમાં ફસાવે છે. જે માણસ આ વાતને બરાબર સમજે છે તે માણસ ઉપર જણાવેલા દોષોમાં ફસાઈને ક્યારેય કર્મ કરશે નહિ.

ભગવાન શ્રીકૃષ્ણનાં કર્મોમાં બીજી પણ ઘણી વિચિત્રતાઓ છે, જેને આપણે જાણી શકતા નથી અને જે ઓછાવત્તા પ્રમાણમાં જાણીએ છીએ તેને પણ સમજવી ઘણી જ અઘરી છે. આપણી તો હેસિયત જ શું? ભગવાનની લીલાઓને જોઈને તો ઋષિ, મુનિ અને દેવતાગણ પણ મોહિત થઈ જતા હતા. શ્રીમદ્‌ભાગવતમાં લખ્યું છે કે એક વખત શ્રીકૃષ્ણચંદ્રજીની લીલાઓ જોઈને બ્રહ્માજીને પણ મોહ થઈ ગયો હતો. તેમણે ગોવાળોનાં બાળકો સાથે વાછરડાંને લઈ જઈને એક કંદરામાં મૂકી દીધાં; અહીં મહારાજ શ્રીકૃષ્ણચંદ્રજીએ આ વાત જાણી લીધી. તેમણે લીલા કરી તરત જ બીજાં ગોવાળોનાં બાળકો તથા વાછરડાં નિર્માણ કરી લીધા અને ગાયો તથા ગોપીઓ કોઈને પણ એ વાતની જાણ ન થાય એમ મૂકી દીધાં. કોઈનેય એ વાતની જાણ ન થઈ કે આ બાળકો તથા વાછરડાં બીજાં જ છે.

ખરેખર તો બ્રહ્માજી સરખા મોટા દેવ ઈશ્વરને વિષે મોહ પામે, એ વાત મનમાં બેસતી તો નથી, પરંતુ ઈશ્વરને માટે કોઈ વાત અસંભવ તો નથી જ. તેઓ અસંભવિતને પણ સંભવિત કરી દેખાડે તેવા છે. વિચારવા જેવી વાત છે કે આ પ્રકારના અલૌકિક તથા અદ્‌ભુત કર્મ સાધારણ મનુષ્યની વાત છોડો, પણ યોગી લોકો પણ કરી શકે તેમ નથી.

પરમાત્માના જન્મ અને કર્મની દિવ્યતાનો વિષય ઘણો જ અલૌકિક અને રહસ્યથી ભરેલો છે. અર્જુન તો ભગવાનનો ઘણો જ પ્રિય મિત્ર હતો, એટલા માટે ભગવાને આ અત્યંત ગોપનીય રહસ્યો અર્જુનને કહ્યાં હતાં.

આ પ્રમાણે ભગવાનની જન્મ અને કર્મની દિવ્યતાને જે તત્ત્વથી જાણે છે તે જ ભગવાનને પણ તત્ત્વથી જાણી શકે છે. એથી જ આપણે બધાએ એના તત્ત્વને સમજવાનો પ્રયત્ન કરવો જોઈએ. જે માણસ આ તત્ત્વને જાણશે, બલકે વધારેમાં વધારે સમજશે, તે એટલો જ આનંદમાં મુગ્ધ થતો થતો પરમાત્માની નજીક પહોંચશે. તેનાં કર્મોમાં પણ અલૌકિકપણું ભાસશે અને તે ભગવાનનો પ્રભાવ સમજીને પ્રેમમાં મુગ્ધ થઈ શીઘ્ર પરમગતિને પ્રાપ્ત થઈ જશે.

—★—

# ભગવાન શ્રીકૃષ્ણનો પ્રભાવ

ભગવાન શ્રીકૃષ્ણ સાક્ષાત્ પૂર્ણબ્રહ્મના અવતાર હતા અથવા એમ જ કહોને કે સાક્ષાત્ પૂર્ણબ્રહ્મ જ શ્રીકૃષ્ણરૂપે પ્રગટ થયા છે. તેમના દિવ્ય ગુણો, પ્રભાવ અને આશ્ચર્યસભર ઉપદેશપ્રદ મધુર લીલાઓ(ના વર્ણન)થી આપણા પુરાણા ગ્રંથો ભરેલા પડેલા છે. શ્રીમદ્ભાગવત, મહાભારત, જૈમિનીય અશ્વમેધ અને અન્ય બીજાં પુરાણો વગેરેમાં ભગવાનના પ્રેમ, પ્રભાવ અને ઐશ્વર્યની અલૌકિક કથાઓ ઠેર-ઠેર પ્રસિદ્ધ છે. જન્મતાં જ ચતુર્ભુજરૂપે પ્રગટ થવું અને પછી નાના બાળક બની જવું, યશોદા માતાને મુખમાં બ્રહ્માંડ દેખાડવું, ગોપબાળકો અને વાછરડાંઓની નવી સૃષ્ટિ રચવી, અક્રૂરજીને માર્ગમાં અને પાણીની ભીતરમાં એકસાથે જ બંને જગ્યાએ એક રૂપમાં દર્શન આપવું, કંસ વગેરે મહાન અસુરોનો લીલામાત્ર થકી વિનાશ કરી દેવો, ગુરુ, બ્રાહ્મણ અને દેવકીજીના મૃતપુત્રોને લાવી આપવા, વિવિધરૂપે એકીસાથે જ સઘળી રાણીઓના મહેલોમાં નિવાસ કરવો, દ્રૌપદીના સ્મરણ કરતાં જ તેનાં ચીર વધારી દેવાં, દુર્વાસાજીના આતિથ્યના સમયે સંકટમાં સપડાયેલી દ્રૌપદીના સ્મરણ કરતાં જ અચાનક ત્યાં પ્રગટ થઈ જવું, કૌરવોની સભામાં વિરાટરૂપ દેખાડવું, પ્રિય ભક્ત અર્જુનને ભક્તિ અને જ્ઞાનનું રહસ્ય સમજાવતાં-સમજાવતાં તેને વિશ્વરૂપ અને ચતુર્ભુજરૂપનાં દર્શન આપવાં, અર્જુનના રક્ષણ માટે જયદ્રથ-વધના સમયે સૂર્યને આથમી ગયેલો બતાવીને ફરી સૂર્યને પ્રગટ કરી દેવો, યુદ્ધના અંતે પહેલાં અર્જુનને રથ પરથી નીચે ઉતારીને, પછી સ્વયં ઊતરી જતાં જ રથ બળીને ભસ્મ થતો બતાવવો અને આ રથ તો ભીષ્મ, દ્રોણ વગેરેનાં બાણોથી પહેલાંથી જ બળી ચૂક્યો હતો પણ મેં પોતાના સંકલ્પથી તેને ટકાવી રાખ્યો હતો એમ કહેવું, બાણશય્યા પર પડેલા ભીષ્મની સઘળી પીડાઓને હરી લઈને તેમને અતુલ બળ, તેજ અને જ્ઞાનનું પ્રદાન કરવું, ઉત્તંક ઋષિને પોતાનો અલૌકિક પ્રભાવ અને ઐશ્વર્યપૂર્ણ રૂપનું દર્શન કરાવવું, મરેલા પરીક્ષિતને જીવતો કરવો, અશ્વમેધ યજ્ઞ વેળાએ પાંડવોના યાદ કરતાં જ દ્વારકામાંથી અચાનક જ રાતના સમયે આવી પહોંચવું, સુધન્વા સાથે યુદ્ધ કરતા અર્જુન વડે યાદ કરાતાં જ તરત હાજર થઈને રથની લગામ હાથમાં લઈ લેવી, સદેહે પરમધામમાં પધારી જવું – વગેરે અનેક અદ્ભુત કાર્યોની કથાઓ વાંચવાથી એ સ્પષ્ટ સિદ્ધ થઈ જાય છે કે આવાં કાર્યો કરવાનું મનુષ્ય માટે તો અસંભવ જ છે, દેવતાઓ અને યોગીઓની પણ શક્તિ બહારનાં છે. આ નાનકડા લેખમાં અતિ ટૂંકાણમાં ભગવાનનાં થોડાંક અદ્ભુત કાર્યોનું દિગ્દર્શન કરાવવામાં આવે છે.

ભગવાન શ્રીકૃષ્ણચંદ્રજી પ્રેમ અને આનંદની મૂર્તિ તો હતા જ; તેમનો અવતાર પ્રેમ અને ધર્મની સંસ્થાપના અને પ્રચાર માટે જ થયો હતો. ભગવાને વિશુદ્ધ પ્રેમનો જે વિશાળ પ્રવાહ વહેવડાવ્યો તેને એક વાર સમજી લીધા પછી એવું કોણ હોય કે જેનું હૃદય દ્રવિત અને આનંદથી પુલકિત ન થઈ જાય? પરંતુ તેમની પ્રેમસભર લીલાના અને તેમના ગહન પ્રેમના તત્ત્વનું જ્ઞાન તેમના અનુગ્રહ – તેમની કૃપાથી જ થઈ શકે છે. શ્રીમદ્ભાગવત વગેરે પુરાણગ્રંથોમાં ગોપીઓ સાથેના ભગવાનના પ્રેમના વ્યવહારનું જે વર્ણન થયેલું છે તે વાંચવાથી મનુષ્યના

હૃદયમાં અનેક પ્રકારની શંકાઓ પેદા થાય છે. અક્ષરશઃ અર્થ લેવાથી તો તે પ્રેમમાં વિષય-વિકાર જ ટપકતો જણાય છે; પરંતુ આ પ્રસંગ વિચારવા યોગ્ય છે. જો ગોપીઓ સાથેનો ભગવાનનો પ્રેમ વિષયજન્ય અને અનુચિત હોત તો ઉદ્ધવ જેવા મહાત્માઓએ અને ગૌરાંગ મહાપ્રભુ જેવા યોગી ભક્તજનો તથા સંતજનોએ તેમની ક્યારેય પ્રશંસા ન કરી હોત. ગોપીઓનો પ્રેમ મૂર્ખામીભર્યો ન હતો, તેઓ શ્રીકૃષ્ણને સાક્ષાત્ ભગવાન સમજતી હતી. ખુદ ગોપીઓએ કહ્યું છે –

**ન ખલુ ગોપિકાનન્દનો ભવાનખિલદેહિનામન્તરાત્મદૃક્ ।**
**વિખનસાર્થિતો વિશ્વગુપ્તયે સખ ઉદેયિવાન્ સાત્વતાં કુલે ॥**

(શ્રીમદ્ભા૦ ૧૦-૩૧-૪)

'તમે માત્ર યશોદાનંદન જ નથી, સમસ્ત શરીરધારીઓના હૃદયમાં રહેનારા તેમના સાક્ષી છો, અંતર્યામી છો. સખા! બ્રહ્માજીની પ્રાર્થનાથી વિશ્વની રક્ષા કરવા માટે તમે યદુવંશમાં અવતાર લીધો છે.'

આનાથી એ સિદ્ધ થાય છે કે તેમનો પ્રેમ વિશુદ્ધ અને જ્ઞાનસભર હતો. તેમના પ્રેમની બધા જ સંત-મહાત્માઓએ પ્રશંસા કરી છે. એટલું જ નહીં, સ્વયં ભગવાને પણ તેમના પ્રેમનો મહિમા ગાયો છે અને અર્જુનને કહ્યું છે કે –

**નિજાઙ્ગમપિ યા ગોપ્યો મમેતિ સમુપાસતે ।**
**તાભ્યઃ પરં ન મે પાર્થ નિગૂઢપ્રેમભાજનમ્ ॥**

(આદિપુરાણ)

'હે પાર્થ! જે ગોપીઓ પોતાના શરીરની 'મારું (કૃષ્ણનું) છે' એમ સમજીને જ કાળજી રાખે છે તે ગોપીઓ કરતાં અધિક મારા ગહન પ્રેમને લાયક અન્ય કોઈ નથી.'

આ ઉપરાંત, ભગવાન સ્વયં જ્ઞાનસ્વરૂપ છે. તેમનામાં વિષય-વિકાર હોવાની તો આશંકા પણ કરી શકાય નહીં. કોઈ એમ પૂછે કે '(એવું છે) તો પછી પછી ભાગવત વગેરે પુરાણગ્રંથોમાં વર્ણવાયેલા વિષય-સંબંધિત પ્રસંગોનો શો મતલબ સમજવો?' મારી સાધારણ બુદ્ધિ પ્રમાણે તો, એ પ્રશ્નનો ઉત્તર એ જ છે કે તે શબ્દોનો મતલબ સમજવાની કોઈ જરૂર જ નથી; ઇતિહાસ, સ્મૃતિઓ, પુરાણો વગેરે ગ્રંથોમાં જ્યાં ક્યાંય પણ ઈશ્વર ઉપર જૂઠ, કપટ, વ્યભિચાર વગેરે દોષોનું આરોપણ થતું જણાય અને મદિરા, માંસ વગેરેનું સેવન તથા અસત્ય, દંભ, વ્યભિચાર વગેરે દોષો જોવા મળે તેવી પંક્તિઓ-વિગતોને છોડી દઈને બાકીનો સદ્દુપદેશ જ ગ્રહણ કરવો જોઈએ અને તે અનુસાર આચરણ કરવું જોઈએ.

સંસાર પરિવર્તનશીલ છે. દેશ, કાળ, પદાર્થ વગેરેનું પ્રતિક્ષણ પરિવર્તન થતું રહે છે. જૂની ઘટનાઓમાં સમયનો મોટો અંતરાય આવી જવાને કારણે, સમયના પરિવર્તનને લીધે શાસ્ત્રોમાંનાં વર્ણનોની બધી જ વાતોનો સંપૂર્ણ મતલબ બરાબર સમજાતો નથી. આ સિવાય, દીર્ઘકાળ સુધી દેશ ઉપર વિધર્મીઓનું શાસન રહેવાને કારણે આપણાં શાસ્ત્રોમાં ધર્મના વિરોધી જૂઠ, કપટ, ચોરી વગેરે કુત્સિત ભાવો ઘુસાડી દેવામાં આવ્યા હોય તોપણ કોઈ નવાઈ નહીં! તેથી પુરાણગ્રંથોની બધી જ વાતોને અક્ષરશઃ સમજાવવાની અને તેમની પૂર્વાપર સંપૂર્ણ પરંપરાનો મેળ બેસાડીને તેમને અસત્ય કે સત્ય સિદ્ધ કરવાની જવાબદારી આપણે સાધારણ લોકોએ આપણે માથે લેવી નહીં જોઈએ; કારણ કે આપણે સર્વજ્ઞ નથી. આ ઉપરાંત, ભગવાન સંસારમાં અવતાર લઈને જે લીલા કરે છે તેમાં ક્યાંય શાસ્ત્રની મર્યાદાથી વિપરીત દોષોનો આભાસ જોવા મળે તો એ બાબતમાં મનમાં એવો જ નિશ્ચય (વિશ્વાસ) રાખવો જોઈએ કે

ભગવાનમાં કોઈ દોષ ક્યારેય હોઈ શકે નહીં. ભગવાન અને તેમનાં કર્મ સર્વથા દિવ્ય છે; સાથે જ પુરાણો-ઈતિહાસ વગેરેને પણ અસત્ય કહી શકાય નહીં.

ભગવાનનાં લીલાસભર દિવ્ય જન્મ-કર્મોના રહસ્યને સંપૂર્ણપણે તો દેવતાઓ અને મહર્ષિઓ પણ સમજી શકતા નથી. સ્વયં ભગવાને પણ કહ્યું છે –

**ન મે વિદુઃ સુરગણાઃ પ્રભવં ન મહર્ષયઃ।**
**અહમાદિર્હિ દેવાનાં મહર્ષીણાં ચ સર્વશઃ॥**

(ગીતા - ૧૦/૨)

'મારી ઉત્પત્તિને એટલે કે અવતાર ધારણ કરવાની અલૌકિક લીલાને નથી દેવતાઓ જાણતા કે નથી તો મહર્ષિઓ જાણતા; કેમકે હું સર્વ રીતે દેવતાઓનું અને મહર્ષિઓનું પણ આદિ કારણ છું.'

જોકે ઈતિહાસ-પુરાણો અને શાસ્ત્રોના રચનારા ઋષિઓ (ભગવાનના) જાણકાર સિદ્ધ મહાપુરુષો અને યોગીઓ હતા, તેમ છતાં પણ ભગવાન શ્રીરામ અને શ્રીકૃષ્ણની લીલાનું અને તેમના પ્રભાવનું સંપૂર્ણપણે વર્ણન કરવામાં અસમર્થ હતા. આમ છતાં તે મહાત્માઓએ કૃપા-પરવશ થઈને જે કંઈ લખ્યું છે તે સત્ય જ છે. આપણે અલ્પબુદ્ધિ છીએ તે કારણે આપણે તેમના ભાવોને બરાબર યોગ્ય રીતે સમજી શકતા નથી અને પોતાની અલ્પજ્ઞતાનો દોષ મહાત્માઓના માથે ઓઢાડીએ છીએ.

મહાભારત વગેરે ગ્રંથોને આધારે એ સ્પષ્ટ સિદ્ધ થાય છે કે અવતારરૂપે પ્રગટ થયેલા ભગવાનને બધા ઋષિઓ ઓળખી શકતા ન હતા. એમાંના કેટલાક જ મહાત્મા મહર્ષિઓ ભગવાનની કૃપાથી તેમને ઓળખતા હતા. શ્રીરામચરિતમાનસમાં પણ આ હકીકત કહેવામાં આવી છે –

**તુમ્હરિહિ કૃપાઁ તુમ્હહિ રઘુનંદન ।**
**જાનહિં ભગત ભગત ઉર ચંદન ॥**

(રામચરિતમાનસ, અયોધ્યાકાંડ - ૧૨૭/૨)

કારણ કે ભગવાન જે શરીરમાં જન્મ ધારણ કરે છે તે જ શરીરના જેવી બધી ચેષ્ટાઓ કરે છે. જ્યારે ભગવાન મનુષ્યશરીરમાં અવતાર લે છે ત્યારે મનુષ્યની ચેષ્ટાઓ પ્રમાણે ચેષ્ટાઓ કરે છે. તે સમયે તેમનાં મનુષ્યોચિત કાર્યો જોઈને મુનિઓને પણ ભ્રમ થઈ જાય છે, પછી મનુષ્યોની તો વાત જ શી કરવી? શ્રીવસિષ્ઠજીએ કહ્યું છે –

**દેખિ દેખિ આચરન તુમ્હારા ।**
**હોત મોહ મમ હૃદયઁ અપારા ॥**

(રામચરિતમાનસ, ઉત્તરકાંડ - ૪૮/૨)

મહાભારતના અશ્વમેધપર્વના તેપનમા અધ્યાયમાં કથા છે – કૌરવ-પાંડવોના યુદ્ધની સમાપ્તિ પછી યુધિષ્ઠિર મહારાજની આજ્ઞા લઈને ભગવાન શ્રીકૃષ્ણ હસ્તિનાપુરમાંથી નીકળીને જઈ રહ્યા હતા. માર્ગમાં રણભૂમિમાં નિવાસ કરનાર ગુરુભક્ત તપસ્વી ઋષિ ઉત્તંકનો તેમને ભેટો થયો. પાંચ પાંડવો સિવાય અન્ય તમામ કૌરવોનો વિનાશ થયાની વાત ભગવાન શ્રીકૃષ્ણના મુખેથી સાંભળીને ઉત્તંકને ઘણો ક્રોધ થઈ આવ્યો અને તેમણે શ્રીકૃષ્ણને કહ્યું કે 'તમે પોતે તમામ પ્રકારે શક્તિસંપન્ન હોવા છતાં પણ યુદ્ધનું નિવારણ કર્યું નહીં, તેથી હું તમને શાપ આપીશ.' ભગવાન ઘણા દયાળુ હતા, તેમણે મુનિને શાપ આપતા અટકાવીને કહ્યું કે 'હે તપસ્વીશ્રેષ્ઠ! તમે પોતાના ગુરુને સેવા કરીને પ્રસન્ન કર્યા છે, જેના લીધે તમારા તપનું મહાન તેજ છે; હું તે તપનો નાશ થાય એમ ઈચ્છતો નથી. મારા પર તમારા શાપની કોઈ અસર થશે

નહીં. શાપ આપવાથી તમારા તપનો નાશ થશે. તેથી તમે મારા અધ્યાત્મવિષયક આત્મતત્ત્વની તથા પ્રભાવની વાતો સાંભળો.' ત્યારપછી ચોપનમા અધ્યાયમાં ઉત્તંક ઋષિના પૂછવાથી ભગવાને પોતાના અવતાર લેવાના કારણનું તથા પોતાના પ્રભાવ અને સ્વરૂપનું વર્ણન કર્યું –

**બહ્વીઃ સંસરમાણો વૈ યોનીર્વર્તામિ સત્તમ ।**
**ધર્મસંરક્ષણાર્થાય ધર્મસંસ્થાપનાય ચ ॥**
**તૈસ્તૈર્વેષૈશ્ચ રૂપૈશ્ચ ત્રિષુ લોકેષુ ભાર્ગવ ।**
**અહં વિષ્ણુરહં બ્રહ્મા શક્રોઽથ પ્રભવાપ્યયઃ ॥**
**ભૂતગ્રામસ્ય સર્વસ્ય સ્રષ્ટા સંહાર એવ ચ ।**
**અધર્મે વર્તમાનાનાં સર્વેષામહમચ્યુતઃ ॥**
**ધર્મસ્ય સેતું બધ્નામિ ચલિતે ચલિતે યુગે ।**
**તાસ્તા યોનીઃ પ્રવિશ્યાહં પ્રજાનાં હિતકામ્યયા ॥**

(મહાભારત, અશ્વમેધપર્વ - ૫૪/૧૩-૧૬)

'હે બ્રાહ્મણશ્રેષ્ઠ, ભાર્ગવ! હું ધર્મની સ્થાપના અને તેનું રક્ષણ કરવા માટે ઘણીબધી યોનિઓમાં તે તે યોનિઓના વેશ અને રૂપોથી યુક્ત થયેલો ત્રણે લોકોમાં અવતાર ધારણ કરું છું. હું જ વિષ્ણુ, બ્રહ્મા અને ઈન્દ્ર છું. હું જ ઉત્પત્તિરૂપ અને પ્રલયરૂપ છું તથા સમસ્ત ભૂતસમુદાયનું સર્જન અને તેમનો સંહાર કરનારો પણ હું જ છું. હું અચ્યુત પરમાત્મા પરિવર્તનશીલ યુગોમાં પ્રજાના હિતની કામનાથી ભિન્ન-ભિન્ન યોનિઓમાં પ્રવેશીને અધર્મમાં વર્તનારાં સમસ્ત પ્રાણીઓ માટે ધર્મની મર્યાદાને દૃઢ કરું છું.'

**યદા ત્વહં દેવયોનૌ વર્તામિ ભૃગુનન્દન ।**
**તદાહં દેવવત્સર્વમાચરામિ ન સંશયઃ ॥**
**યદા ગન્ધર્વયોનૌ વા વર્તામિ ભૃગુનન્દન ।**
**તદા ગન્ધર્વવત્સર્વમાચરામિ ન સંશયઃ ॥**
**નાગયોનૌ યદા ચૈવ તદા વર્તામિ નાગવત્ ।**
**યક્ષરાક્ષસયોન્યોસ્તુ યથાવદ્વિચરામ્યહમ્ ॥**
**માનુષ્યે વર્તમાને તુ કૃપણં યાચિતા મયા ।**
**ન ચ તે જાતસમ્મોહા વચોઽગૃહ્ણન્ત મે હિતમ્ ॥**

(મહાભારત, અશ્વમેધપર્વ - ૫૪/૧૭-૨૦)

'હે ભૃગુનંદન! જ્યારે હું દેવયોનિમાં પ્રગટ થાઉં છું ત્યારે નિઃસંદેહ દેવતાઓના જેવાં જ સમસ્ત આચરણ કરું છું.'

'હે ભાર્ગવ! જ્યારે હું ગંધર્વયોનિમાં પ્રગટ થાઉં છું ત્યારે નિઃસંદેહ ગંધર્વોના જેવાં જ સમસ્ત આચરણ કરું છું.'

'જ્યારે હું નાગયોનિમાં ઉત્પન્ન થાઉં છું ત્યારે નાગોના જેવા જ વ્યવહાર કરું છું અને યક્ષ-રાક્ષસોની યોનિઓમાં પ્રગટ થાઉં છું ત્યારે તેમને જ અનુરૂપ આચરણ કરું છું.'

'આ સમયે મનુષ્યયોનિમાં ઉત્પન્ન થઈને મનુષ્યના જેવાં આચરણ કરતા રહીને મેં કૌરવોને સંધિ કરવા માટે દીનતાપૂર્વક પ્રાર્થના કરી; પરંતુ મોહગ્રસ્ત હોવાને કારણે તેમણે મારી હિતકારક વાત માની નહીં.'

આ પ્રમાણે ભગવાનના પ્રભાવ અને સ્વરૂપની વાતો સાંભળીને ઋષિને 'શ્રીકૃષ્ણ સાક્ષાત્ પરમાત્મા જ છે' એવો પૂર્ણ વિશ્વાસ થઈ ગયો અને ઋષિએ વિનમ્રભાવે ભગવાનને વિશ્વરૂપનું દર્શન કરાવવા માટે પ્રાર્થના કરી. ઋષિના પ્રાર્થના કરવાથી ભગવાને અનુગ્રહ કરીને તેમને પોતાના વિશ્વરૂપનું દર્શન કરાવ્યું, જે દર્શન કરીને ઉત્તંક ઋષિ ભગવાનની સ્તુતિ કરવા લાગ્યા. ત્યારપછી ઋષિને વરદાન આપીને ભગવાન દ્વારકાપુરી ભણી પ્રયાણ કરી ગયા.

ઉત્તંક ઋષિના આ દૃષ્ટાંતથી એ સિદ્ધ થાય છે કે ભગવાનની કૃપા વિના યજ્ઞ, દાન, તપ, ગુરુસેવા વગેરે કરનારા તપસ્વી ઋષિઓ પણ ભગવાનના અવતાર-વિગ્રહને ઓળખી શકતા નથી. ભગવાન દયા કરીને જેમને પોતાની

ઓળખ આપે છે તેઓ જ તેમને ઓળખી શકે છે અને પછી તેમની કૃપાથી તેમનામાં તદ્રૂપ થઈ જાય છે.

**સોઈ જાનઈ જેહિ દેહુ જનાઈ।**
**જાનત તુમ્હહિ તુમ્હઈ હોઈ જાઈ॥**
(રામચરિતમાનસ, અયોધ્યાકાંડ - ૧૨૭/૨)

'જ્યાં સુધી ભગવાન પોતે દયા કરીને પોતાને ઓળખાવતા નથી ત્યાં સુધી બીજા વડે ઓળખાવવામાં આવવા છતાં પણ ભગવાનને ઓળખી શકાતા નથી. સંજય વડે ઘણુંબધું સમજાવાયા તથા ભગવાનનો પ્રભાવ બતાવવામાં આવ્યો છતાં પણ ધૃતરાષ્ટ્ર ભગવાનને ઓળખી શક્યા નહીં. મહાભારતના ઉદ્યોગપર્વના અડસઠમા અધ્યાયમાં કથા છે – સંજય દૂત બનીને પાંડવો પાસે જાય છે અને ત્યાંથી પાછો ફરીને ભગવાન વેદવ્યાસની આજ્ઞાથી શ્રીકૃષ્ણના પ્રભાવનું અને ઈશ્વરવિષયક તત્ત્વનું વર્ણન કરે છે –

**યતઃ સત્યં યતો ધર્મો યતો હ્રીરાર્જવં યતઃ।**
**તતો ભવતિ ગોવિન્દો યતઃ કૃષ્ણસ્તતો જયઃ॥**
**પૃથિવીં ચાન્તરિક્ષં ચ દિવં ચ પુરુષોત્તમઃ।**
**વિચેષ્ટયતિ ભૂતાત્મા ક્રીડન્નિવ જનાર્દનઃ॥**
**સ કૃત્વા પાણ્ડવાન્સત્રં લોકં સમ્મોહયન્નિવ।**
**અધર્મનિરતાન્મૂઢાન્દગ્ધુમિચ્છતિ તે સુતાન્॥**
**કાલચક્રં જગચ્ચક્રં યુગચક્રં ચ કેશવઃ।**
**આત્મયોગેન ભગવાન્ પરિવર્તયતેઽનિશમ્॥**
**કાલસ્ય ચ હિ મૃત્યોશ્ચ જઙ્ગમસ્થાવરસ્ય ચ।**
**ઈશતે ભગવાનેકઃ સત્યમેતદ્બ્રવીમિ તે॥**
**ઈશન્નપિ મહાયોગી સર્વસ્ય જગતો હરિઃ।**
**કર્માણ્યારભતે કર્તું કીનાશ ઈવ વર્ધનઃ॥**
**તેન વઞ્ચયતે લોકાન્માયાયોગેન કેશવઃ।**
**યે તમેવ પ્રપદ્યન્તે ન તે મુહ્યન્તિ માનવાઃ॥**
(મહાભારત, ઉદ્યોગપર્વ - ૬૮/૯-૧૫)

'જ્યાં સત્ય છે, જ્યાં ધર્મ છે, જ્યાં લજ્જા છે, જ્યાં સરળતા છે ત્યાં જ શ્રીકૃષ્ણ છે અને જ્યાં શ્રીકૃષ્ણ છે ત્યાં જ વિજય છે.'

'બધાં પ્રાણીઓના આત્મસ્વરૂપ પુરુષોત્તમ ભગવાન શ્રીકૃષ્ણ જાણે ક્રીડા કરતા હોય તેમ પૃથ્વી, અંતરિક્ષ અને દેવલોકને પણ ચેષ્ટાયુક્ત (અર્થાત્ પ્રવૃત્તિ-રત) કરી રહ્યા છે.'

'તે જ ભગવાન લોકોને જાણે મોહિત કરતા હોય તેમ પાંડવોને નિમિત્ત બનાવીને (હે ધૃતરાષ્ટ્ર!) તમારા અધર્મમાં રમમાણ મૂર્ખ પુત્રોને ભસ્મ કરી દેવા ઈચ્છે છે.'

'ભગવાન કેશવ પોતાની યોગશક્તિ થકી કાળચક્રને, સંસારચક્રને અને યુગચક્રને નિરંતર ઘુમાવ્યા કરે છે.'

'હું તમને આ સત્ય જ કહું છું કે તે ભગવાન શ્રીકૃષ્ણ એકલા જ કાળ, મૃત્યુ અને ચર-અચર સમસ્ત જગતનું શાસન કરે છે.'

'મહાયોગી શ્રીકૃષ્ણ સમસ્ત જગતનું શાસન કરતા રહીને જ ધન-ધાન્ય વગેરેની વૃદ્ધિ કરનાર કૃષિકાર (ખેડૂત)ની જેમ કર્મોનો આરંભ કરે છે (અર્થાત્ કર્મો કરતા રહે છે).'

'ભગવાન કેશવ પોતાની તે યોગમાયાથી મનુષ્યોને મોહિત કરતા રહીને છેતરે છે. જે મનુષ્યો કેવળ તેમના જ શરણમાં ચાલ્યાં જાય છે તેઓ તેમની માયાથી મોહિત થતા નથી (અને છેતરાતા નથી, અર્થાત્ ભગવાનને ઓળખી લે છે).'

આ સાંભળીને ધૃતરાષ્ટ્ર સંજયને પૂછે છે – 'માધવ શ્રીકૃષ્ણ બધા લોક (ભુવનો)ના મહાન ઈશ્વર છે એ વાત તું કેવી રીતે જાણે છે અને હું તેમને શા માટે ઓળખી શકતો નથી?' સંજય કહે છે – 'હે રાજન્! જેમનું જ્ઞાન અજ્ઞાન વડે ઢંકાયેલું છે તેઓ ભગવાન શ્રીકૃષ્ણને ઓળખી

શકતા નથી. તમારામાં તે જ્ઞાન (ભગવાનના તત્ત્વનું જ્ઞાન) નથી, તેથી તમે તેમને ઓળખતા નથી; હું ઓળખું છું.' ત્યારપછી ઉદ્યોગપર્વના સિત્તેરમા અધ્યાયમાં ધૃતરાષ્ટ્રે ફરી સંજયને પૂછ્યું કે 'હે સંજય! શ્રીકૃષ્ણ વિષે હું તને પૂછું છું, તું મને કમલનયન શ્રીકૃષ્ણની કથા સંભળાવ, કે જેનાથી હું શ્રીકૃષ્ણનાં નામ અને ચરિત્રોને જાણીને પુરુષોત્તમ ભગવાન શ્રીકૃષ્ણને પામી લઉં.' ત્યારબાદ સંજયે શ્રીકૃષ્ણનાં નામ, ગુણ અને પ્રભાવનું અનેક શ્લોકોમાં વર્ણન કર્યું, તોપણ ધૃતરાષ્ટ્ર ભગવાન શ્રીકૃષ્ણને સારી પેઠે (સમ્યક્પણે) ઓળખી શક્યા નહીં. આ કથાથી એ વાત સિદ્ધ થાય છે કે જેના પર ભગવાનની દયા થાય છે તે જ ભગવાનને ઓળખી શકે છે.

ભગવાનની પ્રત્યેક ક્રિયામાં વિલક્ષણ ભાવ ભરેલા છે. તેઓ સર્વશક્તિસંપન્ન, બુદ્ધિના સાગર અને ઘણા જ ચતુર હતા. તેમની કોઈ પણ ક્રિયા અથવા તેમનો એક પણ સંકલ્પ ક્યારેય નિષ્ફળ થતાં ન હતાં. ક્યાંક તેમની કોઈ ચેષ્ટા નિષ્ફળ થઈ છે તો ત્યાં તે તેમની ઇચ્છાથી જ નિષ્ફળ થઈ છે. આવી નિષ્ફળતામાં મોટું રહસ્ય ભરેલું હોય છે. ભગવાન પાંડવોના દૂત બનીને હસ્તિનાપુર ગયા અને તેમના સંધિ-કાર્યની સિદ્ધિ ન થઈ; એમાં કારણ એ જ છે કે સંધિ કરાવવાની તેમની ઇચ્છા જ ન હતી. આ વાત, દૂત બનીને જતી વખતે દ્રૌપદી સાથે તેમની જે વાતચીત થઈ છે એનાથી સ્પષ્ટ સિદ્ધ થાય છે. દ્રૌપદી તે સમયે અનેકવિધ વિલાપ કરતી ભગવાનને પ્રાર્થના કરે છે –

**સુતા દ્રુપદરાજસ્ય વેદિમધ્યાત્ સમુત્થિતા ।**
**ધૃષ્ટદ્યુમ્નસ્ય ભગિની તવ કૃષ્ણ પ્રિયા સખી ॥**
**આજમીઢકુલં પ્રાપ્તા સ્નુષા પાણ્ડોર્મહાત્મનઃ ।**
**મહિષી પાણ્ડુપુત્રાણાં પઞ્ચેન્દ્રસમવર્ચસામ્ ॥**
**સુતા મે પઞ્ચભિર્વીરૈઃ પઞ્ચ જાતા મહારથાઃ ।**
**અભિમન્યુર્યથા કૃષ્ણ તથા તે તવ ધર્મતઃ ॥**
**સાહં કેશગ્રહં પ્રાપ્તા પરિક્લિષ્ટા સભાં ગતા ।**
**પશ્યતાં પાણ્ડુપુત્રાણાં ત્વયિ જીવતિ કેશવ ॥**

(મહાભારત, ઉદ્યોગપર્વ - ૮૨/૨૧-૨૪)

'હે કૃષ્ણ! યજ્ઞની વેદીમાં પ્રગટ થયેલી રાજા દ્રુપદની પુત્રી, ધૃષ્ટદ્યુમ્નની બહેન, તમારી પ્રિય સખી, આજમીઢ-કુળમાં પરણાવેલી મહાત્મા પાંડુની પુત્રવધૂ, ઇન્દ્રતુલ્ય તેજસ્વી પાંચ પાંડુપુત્રો (પાંડવો)ની મહારાણી, તે પાંચ વીરોથી ઉત્પન્ન થયેલા પાંચ મહારથી પુત્રો (કે જેઓ ધર્મના સંબંધે અભિમન્યુની જેમ જ તમને પ્રિય છે)ની માતા એવી મને પાંડુપુત્રોના દેખતાં જ અને હે કેશવ! તમે જીવિત હોવા છતાં પણ, કેશ ઝાલીને સભામાં લાવવામાં આવી અને દુઃખી કરવામાં આવી હતી.'

**જીવત્સુ પાણ્ડુપુત્રેષુ પાઞ્ચાલેષ્વથ વૃષ્ણિષુ ।**
**દાસીભૂતાસ્મિ પાપાનાં સભામધ્યે વ્યવસ્થિતા ॥**
**નિરમર્ષેષ્વચેષ્ટેષુ પ્રેક્ષમાણેષુ પાણ્ડુષુ ।**
**પાહિ મામિતિ ગોવિન્દ મનસા ચિન્તિતોઽસિ મે ॥**

(મહાભારત, ઉદ્યોગપર્વ - ૮૨/૨૫-૨૬)

'પાંડુપુત્રોના, પાંચાલોના અને વૃષ્ણિવંશી યાદવોના જીવિત હોવા છતાં પણ પાપીઓની સભામાં લઈ જઈને મને દાસી બનાવી લેવામાં આવી હતી.'

'આ બધું જોવા છતાં પણ પાંડવો જ્યારે ક્રોધ વિનાના અને નિશ્ચેષ્ટ (નિષ્ક્રિય) જ બની રહ્યા ત્યારે 'હે ગોવિંદ! મારું રક્ષણ કરો!' – એવું મેં મનથી ચિંતન કર્યું હતું.'

**અયં તે પુણ્ડરીકાક્ષ દુઃશાસનકરોદ્ધૃતઃ ।**
**સ્મર્તવ્યઃ સર્વકાર્યેષુ પરેષાં સન્ધિમિચ્છતા ॥**

(મહાભારત, ઉદ્યોગપર્વ - ૮૨/૩૬)

'હે પુંડરીકાક્ષ! શત્રુઓની સાથે સંધિ કરતી

વખતે સઘળાં કૃત્યોમાં દુ:શાસનના હાથે ખેંચાયેલી મારી આ વેણી (ખુલ્લો ચોટલો) તમને યાદ રહેવી જોઈએ.'

**દુ:શાસનભુજં શ્યામં સચ્છિન્નં પાંસુગુણ્ઠિતમ્ ।**
**યદ્યહં તુ ન પશ્યામિ કા શાન્તિર્હૃદયસ્ય મે ॥**

(મહાભારત, ઉદ્યોગપર્વ - ૮૨/૩૯)

'જો હું દુ:શાસનની કાળી ભુજાને કપાયેલી અને ધૂળમાં રગદોળાયેલી નહીં જોઈશ તો મારા હૃદયને કેવી રીતે શાંતિ મળશે?'

**ઇત્યુક્ત્વા બાષ્પરુદ્ધેન કણ્ઠેનાયતલોચના ।**
**રુરોદ કૃષ્ણા સોત્કમ્પં સસ્વરં બાષ્પગદ્ગદમ્ ॥**

(મહાભારત, ઉદ્યોગપર્વ - ૮૨/૪૨)

'શોકથી રુંધાયેલા કંઠે આ પ્રમાણે વિલાપ કરીને વિશાલાક્ષી દ્રૌપદી કંપતી-કંપતી ગદ્‌ગદ થઈને ઊંચા સ્વરે આક્રંદ કરવા લાગી.'

દ્રૌપદીનાં વચન સાંભળીને, ભગવાન દયા કરીને, કૌરવોનો નાશ કરવાની ભયંકર પ્રતિજ્ઞા કરતાં કહે છે –

**ચલેદ્ધિ હિમવાઞ્છૈલો મેદિની શતધા ફલેત્ ।**
**દ્યૌઃ પતેચ્ચ સનક્ષત્રા ન મે મોઘં વચો ભવેત્ ॥**
**સત્યં તે પ્રતિજાનામિ કૃષ્ણે બાષ્પો નિગૃહ્યતામ્ ।**
**હતામિત્રાઞ્શ્રિયા યુક્તાનચિરાદ્ દ્રક્ષ્યસે પતીન્ ॥**

(મહાભારત, ઉદ્યોગપર્વ - ૮૨/૪૮-૪૯)

'ભલેને હિમાલય પર્વત વિચલિત થઈ જાય, પૃથ્વીના સેંકડો ટુકડા થઈ જાય, તારાઓ સમેત સ્વર્ગ હેઠું પડે પણ મારાં વચન વ્યર્થ થઈ શકતાં નથી.'

'હે દ્રૌપદી! આંસુઓને વહેતાં ખાળ. તારી આગળ સત્ય પ્રતિજ્ઞા કરું છું કે તું પોતાના પતિઓને સત્વરે જ રાજ્યશ્રીથી યુક્ત અને નિહતશત્રુ (અર્થાત્ શત્રુ મરી ચૂક્યા છે તેવા) જોઈશ.'

આ પ્રસંગથી સિદ્ધ થાય છે કે ભગવાને યુદ્ધ અવશ્ય જ કરાવવું હતું, (આ તો) કેવળ સંસારની મર્યાદા જાળવવા માટે જ તથા પ્રિય પાંડવોનું કલંક દૂર કરવા માટે જ તેમણે હસ્તિનાપુર જઈને સંધિ માટે ચેષ્ટા કરી હતી એમ સમજી શકાય છે.

યુદ્ધમાં અસ્ત્ર ગ્રહણ નહીં કરવાની પ્રતિજ્ઞા કરીને, પ્રિય ભક્ત ભીષ્મ માટે પોતે ચક્ર ગ્રહણ કર્યું હતું એમાં પણ તેમની ઇચ્છા જ કારણભૂત હતી. ભીષ્મપર્વનો આ પ્રસંગ જોવા-સમજવાથી માલૂમ પડે છે કે આ ઘણી જ રહસ્યપૂર્ણ અને વીરરસ-સભર પ્રેમમયી લીલા છે. ભીષ્મ પિતામહ ઘણા મોટા ભક્ત અને શ્રદ્ધાવાન હતા. તેમની પ્રસન્નતા ખાતર જ ભગવાને આ વિલક્ષણ કાર્ય કર્યું હતું. વાસ્તવમાં ભગવાનની તમામ ક્રિયાઓ નિર્દોષ અને દિવ્ય (અલૌકિક) છે. તેમની દિવ્યતા જાણવી-ઓળખવી એ કોઈ સાધારણ વાત નથી.

ભગવાનના અનંત દિવ્ય ગુણોનો મહિમા કોણ ગાઈ શકે? સંસારમાં ક્ષમા, દયા, શાન્તિ વગેરે જેટલા પણ ગુણો દેખાય છે, તેજ, ઐશ્વર્ય વગેરે જેટલી પણ વિભૂતિઓ પ્રતીત થાય છે, શક્ત, પ્રતાપ વગેરે જેટલા પણ ઊંચા ભાવો છે તે બધાને ભગવાન શ્રીકૃષ્ણના તેજના એક અંશનો જ વિસ્તાર સમજવો જોઈએ. ભગવાન સ્વયં કહે છે –

**યદ્યદ્વિભૂતિમત્સત્ત્વં શ્રીમદૂર્જિતમેવ વા ।**
**તત્તદેવાવગચ્છ ત્વં મમ તેજોંઽશસમ્ભવમ્ ॥**
**અથવા બહુનૈતેન કિં જ્ઞાતેન તવાર્જુન ।**
**વિષ્ટભ્યાહમિદં કૃત્સ્નમેકાંશેન સ્થિતો જગત્ ॥**

(ગીતા - ૧૦/૪૧-૪૨)

'જે-જે પણ વિભૂતિયુક્ત એટલે કે ઐશ્વર્યસંપન્ન, શોભાયુક્ત અને શક્તિયુક્ત પદાર્થ છે, એને-એને તું મારા તેજના અંશની જ અભિવ્યક્તિ સમજ.'

'અથવા હે અર્જુન! આ વધારે જાણીને તારે શું કરવું છે? સારરૂપે સમજી લે કે હું આ આખાય બ્રહ્માંડને પોતાની યોગ-શક્તિના એક અંશમાત્રથી ધારણ કરીને સ્થિત છું.'

—★—

# ઈશ્વર દયાળુ અને ન્યાયકર્તા છે

સચ્ચિદાનંદઘન, અખિલ-વિશ્વેશ્વર, પરમ દયાળુ પરમેશ્વરની સત્તાનો સ્વીકાર કરનારા લગભગ બધા જ મતોના અર્થાત્ સંપ્રદાયોના લોકો એ વાતનો સ્વીકાર કરે છે કે ઈશ્વર દયાળુ અને ન્યાયકર્તા છે. ઈશ્વરમાં માત્ર દયાળુતા અથવા માત્ર ન્યાયકારિપણાનો એકાંગી ભાવ નથી, તેમનામાં આ બંનેય ગુણ એક જ સમયે એકસાથે પૂર્ણપણે રહે છે અને તેઓ જીવો પ્રત્યેનો વ્યવહાર કરવામાં બંનેય ભાવો પાસેથી એકસાથે જ કામ લે છે. આ બાબતમાં કેટલાક લોકો એવી શંકા કર્યા કરે છે કે, 'ન્યાય અને દયા એ બંને ગુણ એકીસાથે કેવી રીતે રહી શકે? અદાલતમાં ન્યાયાસન પર બેઠેલા ન્યાયાધીશ જો દયાવશ થઈને, સજાને પાત્ર ખરેખરી અપરાધી વ્યક્તિને બિલકુલ સજા ન કરે અથવા કરવા-પાત્ર સજા કરતાં ઓછી સજા કરે તો શું તેમના ન્યાયમાં કોઈ ઊણપ નહિ આવે? અથવા જો તેઓ અપરાધીને પૂરી સજા કરે તો શું ત્યાં તેમની દયા બિલકુલ બેકાર નથી થઈ જતી? આ જ રીતે ઈશ્વર વિશે પણ કેમ નહિ સમજવું?'

આ શંકાનો ઉત્તર આપવો એ સહેલું કામ નથી. પરમાત્માના ગુણોનું વિવેચન કરવું અને તેમના વિશે ટીકા-ટિપ્પણી કરવી એ મારા જેવા મનુષ્ય માટે તો બાલિશતા જ છે, છતાં પોતાના ચિત્તવિનોદ માટે પરમાત્માનાં ગુણગાન કરવાની ભાવનાથી યત્કિંચિત્ પ્રયત્ન કરવામાં આવે છે.

ખરેખર તો મનુષ્યે ઘડેલા કાયદા-કાનૂનની સાથે ઈશ્વરના કાયદા-કાનૂનની સરખામણી કદાપિ કરી શકાય નહિ. મનુષ્ય જો સ્વાર્થવશ કાનૂન બનાવતો નથી તો પણ તેના પર વાતાવરણ અને પરિસ્થિતિ અર્થાત્ સંજોગનો પ્રભાવ જરૂર પડે છે. ભવિષ્યના વિવેચનમાં પણ માણસના કાયદાને નિર્દોષ માની શકાય નહિ. આસક્તિના કારણે અથવા કોઈ અન્ય કારણસર મનુષ્યે ઘડેલા કાનૂનમાં અન્ય અનેક પ્રકારે પણ ભૂલ રહી જવાની ગુંજાશ છે; પરંતુ ઈશ્વરના કાનૂનમાં ભૂલ રહી જવાની લેશમાત્ર ગુંજાશ નથી. આ સિવાય, ઈશ્વર દયા, ન્યાય અને ઉદારતાના અનંત ભંડાર હોવાના કારણે તેમના કાનૂનમાં પણ દયા, ન્યાય અને ઉદારતાની વિપુલતા હોય છે. સાચી વાત તો એ છે કે જગતને સત્ય સમજનારો મનુષ્ય પોતે સ્વાર્થહીન ન હોવાના કારણે દયા, ન્યાય અને ઉદારતાયુક્ત કાનૂન બનાવી જ શકે નહિ. સર્વથા સ્વાર્થરહિત, સૌના સુહૃદ, દયાસાગર મહાપુરુષો કે જેમના દયા, પ્રેમ, વાત્સલ્ય, સુહૃદતા વગેરે ગુણોનો તાગ મેળવી શકાતો નથી તેઓ ભલે દયા વગેરેથી યુક્ત નિયમ બનાવી શકે, બાકી સાધારણ મનુષ્યોનું તો તે કામ જ નથી. તેથી, જોકે માનવીય કાનૂનની સાથે ઈશ્વરીય કાનૂનની તુલના તો ન જ થઈ શકે તોપણ વિચાર કરવાથી મનુષ્યમાં પણ દયા અને ન્યાય - બંનેનું એકસાથે રહેવાનું સિદ્ધ થઈ શકે છે. આ વાતના પ્રતિપાદન માટે થોડાંક કલ્પિત દૃષ્ટાંતો અહીં આપવામાં આવે છે.

રામલાલ નામના એક વેપારીના બે હજાર

રૂપિયા નારાયણપ્રસાદ નામના કાયસ્થ પાસે લેણા હતા. નારાયણપ્રસાદ સાચો અને પ્રામાણિક માણસ હતો, પરંતુ ઘણા પ્રકારની આફતો આવી જવાના કારણે તેનો બધો ધંધો-રોજગાર પડી ભાંગ્યો, ઘરની બધી સંપત્તિ ફના થઈ ગઈ - ત્યાં સુધી કે તેની પત્નીનાં સૌભાગ્યનાં ઘરેણાં પણ વેચાઈ ગયાં અને તે માસિક ચાલીસ રૂપિયાના પગારથી એક જગ્યાએ નોકરી કરવા લાગ્યો. આટલી ટૂંકી આવકમાં તેના મોટા કુટુંબના પેટને મહામુસીબતે ધાન પૂરું પડતું હતું, પરંતુ ચારે તરફ ફેલાયેલી બેકારીને લીધે વધુ આવક મેળવવાની ક્યાંય કશી ગુંજાશ જ ન હતી. રામલાલે લેણા પૈસાની ચાંપતી ઉઘરાણી શરૂ કરી, પરંતુ નારાયણપ્રસાદ કોઈ રીતે પૈસા ચૂકવી શક્યો નહિ. રામલાલે અદાલતમાં દાવો મૂક્યો. જે ન્યાયાધીશ આગળ આ દાવો મુકાયો તેઓ ઘણા જ ઈમાનદાર, કાનૂનના જાણકાર, ન્યાયકારી અને દયાળુ હતા. નારાયણપ્રસાદે ન્યાયાધીશ સમક્ષ હાજર થઈને કહ્યું કે, 'સાહેબ! શેઠ રામલાલના બે હજાર રૂપિયા મારી પાસે લેણા છે એ સાચું છે અને એ મારી છેલ્લી ઘડી સુધીમાં પણ તેમને ચૂકવી દઈશ, પરંતુ અત્યારે તો મારી ખૂબ કફોડી હાલત છે. મારા ઘરમાં એક પૈસો પણ નથી અને નથી તો મારી પાસે કોઈ મિલકત. તમે સારી રીતે તપાસ કરી જુઓ. હું એક જગ્યાએ મહિનાના ચાલીસ રૂપિયાના પગારથી નોકરી કરું છું. ઘરમાં બાળ-બચ્ચાં મળીને કુલ આઠ જણ છે. તેમનો ગુજારો મહામુસીબતે થાય છે, તોપણ હું તકલીફ વેઠીને પણ કોઈ પણ રીતે વાર્ષિક બસો રૂપિયાનો હપ્તો રામલાલજીને ચૂકવતો રહીશ. આટલું કરવા છતાં પણ રામલાલજી મને વિવશ કરશે અને તમે મને જેલમાં મોકલશો તો હું જેલમાં જઈશ પણ નાદાર (દેવાળિયો) તો નહિ જ થાઉં. પણ એવી હાલતમાં મારાં બાળબચ્ચાં પર આફતનો પહાડ તૂટી પડશે. હવે સાહેબ, તમને જેમ યોગ્ય લાગે તેમ કરો.'

નારાયણપ્રસાદની સાચી વાતો સાંભળીને ન્યાયાધીશ ખુશ થયા. તેમણે કહ્યું કે, 'ભાઈ! તું તારા લેણિયાત શેઠને સમજાવી-મનાવીને ઉકેલ લાવ. તારી આવી હાલતમાં તેણે જરૂર તારી શરત સ્વીકારી લેવી જોઈએ.' નારાયણપ્રસાદે રામલાલને ઘણો સમજાવ્યો, કાલાવાલા કર્યા, પરંતુ રામલાલે તો કહી જ દીધું કે, 'હું કોઈ રીતે માનીશ નહિ.' મામલો અદાલતમાં રજૂ થયો અને રામલાલના બે હજાર રૂપિયા નારાયણપ્રસાદે આપવાના છે તે સાબિત થઈ ગયું. ન્યાયાધીશે તપાસ કરીને એ વાતની જાણકારી મેળવી લીધી કે નારાયણપ્રસાદે પોતાની જે હાલત કહી હતી તે અક્ષરશઃ સાચી છે. રામલાલે પોતે પણ એ વાત કબૂલી. તેથી, જોકે રામલાલ સંમત ન હતો તોપણ ન્યાયાધીશે નારાયણપ્રસાદના કહ્યા મુજબ વાર્ષિક બસો રૂપિયાનો હપ્તો બાંધી આપીને તે પ્રમાણે બે હજાર રૂપિયા ચૂકવવાનો હુકમ કર્યો. ન્યાયાધીશનો દયાભાવ જોઈને નારાયણપ્રસાદ ગદ્ગદ થઈ ગયો.

આ ચુકાદામાં શું ન્યાયાધીશને અન્યાયી સમજી શકાશે? શું તેમનું આ કામ રુશવતખોરીનું માની શકાશે? શું તેમાં દયાભાવ છે એવું નહિ માની શકાય? વાસ્તવમાં તેમાં દયા અને ન્યાય - બંનેય છે. જ્યારે અહીંના કાનૂનમાં આવું બની શકે છે ત્યારે શ્રીભગવાન પોતાના ભક્તની ઇચ્છા મુજબ જો ચુકાદો આપે તો તેથી તેમાં તેમના દયાળુપણામાં અને ન્યાયમાં શું કોઈ દોષ આવે ખરો?

હવે, ફોજદારી કાયદાનાં બે ઉદાહરણો જોઈએ -

ગોવિંદરામ અને રામપ્રસાદ એક જ મહોલ્લામાં રહેતા હતા. તેઓ હંમેશાં પરસ્પર વાદ-વિવાદ કર્યા કરતા હતા. વાદવિવાદમાં ઝઘડો થવાનો ભય હોય જ છે. એક દિવસ પરસ્પર શાસ્ત્રાર્થની ચર્ચામાં રામપ્રસાદને પોતાનાથી વિરુદ્ધનો સિદ્ધાંત સાંભળીને ગુસ્સો આવી ગયો. ક્રોધમાં મનુષ્યની બુદ્ધિ બહેર મારી જાય છે. તેથી તેણે ગોવિંદરામને જોરથી બે-ચાર લપડાક મારી દીધી. ગોવિંદરામે તેના પર ફોજદારી દાવો કર્યો. રામપ્રસાદને આ વાતની જાણ થતાં જ તેણે મેજિસ્ટ્રેટ સમક્ષ રૂબરૂ જઈને બધી વાત સાચેસાચી કહી દીધી. તેણે કહ્યું - 'અમે બંને ધર્મ સંબંધી અંદરોઅંદર ચર્ચા કરી રહ્યા હતા. ગોવિંદરામે ન્યાયી રીતે જ મારા મતનું ખંડન કર્યું હતું, પણ તેનો મત મારા વિચારથી ઘણો અવળો હતો તેથી મને ગુસ્સો થઈ જ આવ્યો, જેના કારણે મારાથી આ અપરાધ થઈ ગયો. જે કંઈ વાંક છે તે ખરેખર મારો જ છે; અને મેં જે કર્યું તેનો મને ઘણો જ પસ્તાવો થાય છે. હવે, તમે જે કંઈ હુકમ કરો તે પ્રમાણે કરવા હું તૈયાર છું.' મેજિસ્ટ્રેટે કહ્યું - 'ભાઈ! આમાં હું કંઈ પણ કરી શકું નહિ. તું ગોવિંદરામ પાસે જા અને તેની વિનંતીપૂર્વક માફી માગ. તારા માટે આ જ સૌથી સહેલો ઉપાય છે.' મેજિસ્ટ્રેટની વાત સાંભળીને રામપ્રસાદ ગોવિંદરામના ઘરે ગયો અને તેના પગમાં પડીને, પોતાનો વાંક કબૂલ કરીને તેણે વિનંતીપૂર્વક ક્ષમા માગતાં કહ્યું કે, 'અત્યારે હું તમારા ચરણોમાં, તમારા શરણે આવ્યો છું. હું જરૂર અપરાધી છું, પણ તમારે મને છોડવો પડશે.' તેના કાલાવાલા સાંભળીને તથા તેનો હૃદયનો સાચો પશ્ચાત્તાપ જોઈને ગોવિંદરામ માની ગયો અને તેણે કેસ પાછો ખેંચવા અદાલતમાં દરખાસ્ત કરી. મેજિસ્ટ્રેટે દરખાસ્ત મંજૂર કરી અને રામપ્રસાદને નિર્દોષ છોડી મૂક્યો.

આ ઘટનામાં શું કોઈ એવું કહી શકશે કે ગોવિંદરામે અથવા મેજિસ્ટ્રેટે કોઈ અન્યાય કર્યો છે? અથવા તેમણે દયા દાખવી નથી? એક વાર ભક્ત અંબરીષનો અપરાધ કરવાથી દુર્વાસા મુનિને શ્રીવિષ્ણુ ભગવાને તેના શરણે મોકલ્યા હતા અને અંબરીષે શરણે આવેલા દુર્વાસાના પ્રાણ સુદર્શન ચક્રને વિનંતી કરીને બચાવ્યા હતા. આ ઘટનામાં એ રીતે દયા અને ન્યાય - બંનેય એકસાથે સંપન્ન થયાં હતાં.

શિવરામ નામનો સરળ સ્વભાવનો એક સદાચારી માણસ એક ગામમાં રહેતો હતો. તે ગામમાં એક લુટારાનું ઘર હતું. શિવરામ કોઈ કોઈ વાર તેની પાસેથી લૂંટફાટની ઘટનાઓ સાંભળતો હતો. કુસંગનું ફળ ઘણું ખરાબ આવે છે. શિવરામનું મન એક દિવસ લલચાયું, લોભે તેની બુદ્ધિ બગાડી, પરિણામ શું આવશે એનો બિલકુલ વિચાર નહિ કરતાં તેણે નંદરામ નામના ગૃહસ્થના ઘરમાં લૂંટ ચલાવી અને ત્રણ હજાર રૂપિયા રોકડા તથા કેટલાંક ઘરેણાં પણ લૂંટ્યાં. પોતાના બચાવ ખાતર તેણે તેને રોકનારાઓ ઉપર બે-ચાર લાકડીઓ પણ ફટકારી દીધી.

ધન લઈને તે ઘરે ગયો અને પોતાની પત્નીને બધો વૃત્તાંત કહ્યો. શિવરામની પત્ની ઘણી વિવેકી સન્નારી હતી. તેને પોતાના પતિનું આ ખરાબ કૃત્ય સાંભળીને ઘણું દુઃખ થયું. તેણે ચરણોમાં માથું ટેકવીને પોતાના પતિને ધર્મનું ભાન કરાવ્યું અને વિનંતી કરી કે આ ધન તમે

અત્યારે જ પાછું આપી આવો. શિવરામ ખરેખર તો સારો માણસ હતો, તે કોઈ ધંધાદારી લુટારો તો હતો જ નહિ, કુસંગને લીધે તેની બુદ્ધિ નષ્ટ થઈ ગઈ હતી. પત્નીના સમજાવવાથી તેને પોતાનો અપરાધ દીવાની જેમ સ્પષ્ટ દેખાવા લાગ્યો. પત્નીની સલાહથી તે તરત જ પેલું ધન લઈને કલેક્ટર સાહેબના બંગલે ગયો અને રૂપિયા તથા ઘરેણાં તેમની આગળ મૂકીને, આત્મસમર્પણ કરીને તેણે કરગરતાં કહ્યું - 'મારાથી મોટો અપરાધ થઈ ગયો છે. કુસંગના કારણે મારા મનમાં લોભ જાગ્યો હતો. અને તેથી મારી બુદ્ધિ બહેર મારી ગઈ હતી. મેં બિચારા નંદરામને અન્યાયપૂર્વક સતાવ્યો અને એવું કુકર્મ કર્યું કે જે મારા બાપદાદાઓમાં કોઈએ પણ કર્યું નથી. મારો અપરાધ કોઈ રીતે માફ કરી શકાય તેવો નથી જ, પરંતુ હું તમારા શરણે આવ્યો છું. તમે મને બચાવી લો. ભવિષ્યમાં કદી પણ હું આવું કુકર્મ નહિ કરું.' કલેક્ટરને તેની વાતમાં વિશ્વાસ બેઠો. તેમણે વિચાર્યું કે જો આની દાનત ખરાબ જ હોત તો માલ લઈને હાજર જ શા માટે થાત? કલેક્ટરે તેને ત્યાં રોકી લીધો અને પોલીસ મોકલીને નંદરામને બોલાવ્યો. નંદરામ તે વખતે પોલીસમાં ફરિયાદ કરવા જ જઈ રહ્યો હતો અને ત્યારે જ એક પોલીસ કૉન્સ્ટેબલે આવીને કહ્યું - 'તમારા ઘરમાં જેણે લૂંટ ચલાવી છે તે માણસ માલ સાથે કલેક્ટર સાહેબના બંગલે હાજર છે, સાહેબે તમને અત્યારે જ બોલાવ્યા છે.' માલ મળી આવ્યાની વાત સાંભળતાં જ નંદરામ ઘણો ખુશ થયો અને તે તરત જ પોલીસની સાથે સાહેબના બંગલે ગયો. તેને જોઈને શિવરામે તેના પગ પકડી લીધા અને પોતાનો અપરાધ માફ કરવા રડી-રડીને વિનંતી કરવા લાગ્યો. નંદરામે તેની કોઈ વાત સાંભળી નહિ અને કહ્યું કે, 'તને હું છોડવાનો નથી, તને જેલમાં મોકલાવીને જ જંપીશ.' મામલો કૉર્ટમાં ગયો. કલેક્ટર સાહેબના પૂછવાથી શિવરામે તે જ વાતો સાચેસાચી ફરીથી કહી સંભળાવી કે જે વાતો તેણે સાહેબના બંગલે કહી હતી. એ સાંભળીને સાહેબે નંદરામને પૂછ્યું - 'તમે જણાવો કે આની ચાલ-ચલગત વિશે તમારો શો ખ્યાલ છે?' નંદરામે કબૂલ કરવું પડ્યું કે, 'હું આને ઓળખું છું. આ ખાનદાન ઘરનો યુવાન છે. લુટારાઓની સોબતથી જ તેનામાં કુબુદ્ધિ જન્મી હશે. પરંતુ તેને સજા તો જરૂર થવી જોઈએ, નહિતર આ ફરી પાછો આવું જ કામ કરશે.' કલેક્ટર દયાળુ હતા. તેઓ શિવરામની નિખાલસતા અને સચ્ચાઈ પર મુગ્ધ થઈ ગયા અને તેમણે ભવિષ્યમાં સાવધાન રહેવા ચેતવણી આપીને શિવરામને છોડી મૂક્યો. આ રીતે દયા કરનારા કલેક્ટરને શું અન્યાયી માની શકાય? બસ, આ જ રીતે ભગવાન પણ નિખાલસ અને સાચા હૃદયથી તેમના શરણે થનારને મુક્ત કરી દે છે.

અહીં એવો પ્રશ્ન ઊઠી શકે કે, 'આ બધાં ઉદાહરણો તો સાધારણ અપરાધોનાં છે. ખૂન વગેરેના ગંભીર બનાવમાં પ્રતિપક્ષના લોકો ખુશીથી ચુકાદો માની લે તોપણ ન્યાયકર્તા ન્યાયાધીશ અપરાધીને છોડી શકતા નથી; અને જો છોડી મૂકે છે તો તેમને જરૂર અન્યાયી માનવામાં આવે છે.'

આ સવાલનો જવાબ મેળવતાં પહેલાં એ સમજવું જરૂરી છે કે ખૂન અથવા મનુષ્ય-હત્યા ત્રણ પ્રકારે કરવામાં આવે છે - ન્યાય કરવાના ખ્યાલથી, ભૂલથી અને જાણીજોઈને અન્યાયથી.

(૧) ન્યાય કરવા માટે કરાનારો મનુષ્યવધ

તો ખૂનનો અપરાધ જ ગણાતો નથી. ધર્મનું રક્ષણ કરવા માટે, લોકહિત સાધવા માટે, ન્યાયનું રક્ષણ કરવા માટે અથવા આત્મરક્ષા માટે નિઃસ્વાર્થભાવે જે મનુષ્યવધ થાય છે તેવી હત્યાઓમાં વધ કરનારો દંડને પાત્ર બનતો નથી. અપરાધીને ન્યાયપૂર્વક ફાંસીની સજા આપનારા ન્યાયાધીશને અથવા ફાંસીની સજા મેળવનારા મનુષ્યને ફાંસી પર લટકાવનારા જલ્લાદને કોઈ અપરાધી નથી માનતું. ડાકૂલુટારાઓથી ધન અને પ્રાણ બચાવવા માટે તેમના પર શસ્ત્રપ્રહાર કરનારાને તો પુરસ્કારપાત્ર ગણવામાં આવે છે. તાજેતરમાં એક બંગાળી યુવતીએ બદઈરાદાથી ઘરમાં ઘૂસી આવેલા એક નવયુવાનને હણી નાખ્યો હતો, તે પકડાઈ ગઈ, પરંતુ અદાલતે તેના કૃત્યની પ્રશંસા કરી અને તેને નિર્દોષ છોડી મૂકી હતી. એ ખરું કે, મનુષ્યકૃત ન્યાયમાં એવી ભૂલ થવાની સંભાવના રહી શકે છે કે તે મનુષ્ય કોઈ કિસ્સામાં ન્યાયસંગત કર્મ કરનારને પણ સજાપાત્ર માની બેસે છે; પરંતુ અંતર્યામી, સર્વતશ્ચક્ષુ (અર્થાત્ બધી જ બાજુએ દૃષ્ટિ ધરાવનારા) પરમાત્માના ન્યાયમાં તો આવી ભૂલ થવાની કોઈ સંભાવના જ નથી.

(૨) બીજા પ્રકારનું ખૂન ભૂલથી અર્થાત્ અજાણતાં અથવા ગેરસમજથી થતું હોય છે. આવું ખૂન કરનારા અપરાધીને દોષિત તો માનવામાં આવે જ છે, કારણ કે તેની અસાવધાનીથી જ મનુષ્યવધ થયો હોય છે; પરંતુ તેનો ગુનો સાપેક્ષ રીતે ઘણો હળવો માનવામાં આવે છે. આવો અપરાધી પ્રયત્ન કરવાથી છૂટી પણ જાય છે અથવા પ્રયત્નના અભાવ કે ઊણપને લીધે તેને થોડી સજા પણ થઈ શકે છે.

(૩) ત્રીજા પ્રકારનું ખૂન ક્રોધ, લોભ, વેરભાવ વગેરેના કારણે જાણી-જોઈને કરવામાં આવતું હોય છે. આવું ખૂન કરનારો અપરાધી તેનો ગુનો સાબિત થવાથી અહીંના કાનૂન પ્રમાણે ન્યાયાલયના ચુકાદામાંથી છૂટી શકતો નથી.

ઉપર્યુક્ત પૈકીના પ્રથમ પ્રકારના અપરાધનાં ઉદાહરણો તો અપાઈ ગયાં છે અને એવાં બીજાં પણ અનેક ઉદાહરણો મળી શકે છે. શ્રીખડ્ગબહાદુર નામના એક નેપાળી યુવાને અત્યાચારી હીરાલાલ અગ્રવાલની હત્યા કરી હતી, તેને હળવી સજા પણ આપવામાં આવી હતી, પરંતુ લોકમતને માન આપીને વાઇસરૉયે તેને છોડી મૂક્યો હતો.

બીજા પ્રકારના ખૂનના અપરાધ માટે નિમ્નલિખિત ઉદાહરણ આપવામાં આવે છે - રાજપૂતાનાના એક ગામનો રામસિંહ નામનો એક રાજપૂત નવયુવક જંગલમાં પર્વતની તળેટીમાં નિશાન તાકવાનું શીખી રહ્યો હતો. નિશાન પર ગોળી મારવા માટે તે બંદૂકનો ઘોડો દબાવવા જતો હતો ત્યારે જ સામેથી એક માણસ પસાર થતો દેખાયો અને તેને બચાવી લેવા માટે તેણે પોતાનો હાથ ઘુમાવ્યો, ઘોડો દબાઈ ગયો અને છૂટેલી ગોળી બાજુમાં ઊભેલા સજનસિંહનું હૃદય ચીરીને આરપાર નીકળી ગઈ અને તે ધડામ દઈને ઢળી પડ્યો. રામસિંહના હોશકોશ ઊડી ગયા. પોલીસ આવી પહોંચી. રામસિંહને ખૂનનો અપરાધ કરવા બદલ પકડવામાં આવ્યો. એક તરફ તેને પોતાના હાથે મિત્ર મરાયો તેનું દુઃખ હતું, તો બીજી તરફ રાજસંકટ! બિચારાની ઘણી ભૂંડી દુર્દશા હતી. મામલો કૉર્ટમાં રજૂ થયો. રામસિંહે બનેલી આખીયે ઘટના સાચેસાચી કહી, દુઃખ વ્યક્ત કર્યું અને માફી માગી. કૉર્ટે નીમેલા અધિકારી સાહેબે સજનસિંહના ઘરનાં માણસોને પૂછ્યું કે, 'તમે લોકો સાચેસાચું કહો કે

રામસિંહની દાનતમાં કોઈ દોષ હતો કે નહિ? તે પોતાની જે ભૂલ બતાવી રહ્યો છે તે બાબતમાં તમારી શી ધારણા છે?' તે લોકોએ કહ્યું - 'અમે પણ એ વાત પર તો વિશ્વાસ કરીએ જ છીએ કે તેનો ઈરાદો સજનસિંહને મારવાનો ન હતો. એ તો તેનો મિત્ર હતો, અમે પણ તે સમયે ત્યાં હાજર હતા. પરંતુ તેની અસાવધાનીથી સજનસિંહ માર્યો ગયો છે, તેથી તેને સજા તો અવશ્ય મળવી જોઈએ.' અધિકારી સાહેબે રામસિંહની દાનત અને સચ્ચાઈ પર વિશ્વાસ કરીને, ભવિષ્યમાં સાવધ રહેવા તાકીદ કરીને તેને નિર્દોષ છોડી મૂક્યો. શું આ રીતે દયા દાખવનારા અધિકારીને કોઈ અન્યાયી કહી શકશે? જો મનુષ્ય પણ આ રીતે દયા અને ન્યાયનો વર્તાવ એકસાથે કરી શકે છે તો પછી શરણે જવાથી ન્યાયનું રક્ષણ કરતા રહીને જ પરમાત્મા તે શરણાગતના અપરાધોને માફ કરી દે તો એમાં શું આશ્ચર્ય છે?

આ ઉદાહરણ પરથી એક પ્રાચીન કથાનું સ્મરણ થઈ આવે છે, જેમાં ભૂલની સજા અપરાધ કરનારા પરમ ધાર્મિક પુરુષે પણ ભોગવવી પડી હતી. ઈતિહાસ મહારાજ દશરથનો છે, કે જેમના હાથે માતાપિતાનો ભક્ત શ્રવણકુમાર માર્યો ગયો હતો. આ ઈતિહાસનો આધાર લઈને લોકો એવો પ્રશ્ન કરતા રહે છે કે, 'જો મહારાજ દશરથનો ભૂલથી થયેલો અપરાધ માફ નથી થયો, તો એમ કેમ માની શકાય કે અપરાધીનો ભૂલથી થયેલો અપરાધ માફ થઈ જાય છે?' આ શંકાનો ઉત્તર ઈતિહાસ સહિત આ પ્રકારે છે -

મહારાજ દશરથ એક વાર રાતના સમયે વનમાં હિંસક પશુઓના શિકાર માટે ગયા હતા. એક સ્થળે તેમણે નદીમાં હાથીની ગર્જના જેવો અવાજ સાંભળીને તીક્ષ્ણ શબ્દવેધી બાણ માર્યું અને તે જ ક્ષણે કોઈના કણસવાનો અવાજ આવ્યો અને આ શબ્દો સંભળાયા - 'અરે, મુજ - નિર્દોષ તપસ્વીને વિના-અપરાધે કોણે માર્યો? મેં કોઈનું શું બગાડ્યું હતું કે આમ મને મારી નાખ્યો? હવે મારાં ઘરડાં મા-બાપની સેવા કોણ કરશે? તેમને કોણ ખવડાવશે-પિવડાવશે?' આ દયાપાત્ર શબ્દો સાંભળીને દશરથના હૃદયમાં ભારે વેદના થઈ આવી. ગભરાયેલા તેઓ દોડ્યા અને નદીકિનારે આવીને જોયું તો એક જટાધારી તપસ્વી ઋષિ લોહીથી લથપથ પડેલા છે. દશરથે પોતાને ક્ષમા આપવા વિનંતી કરી ત્યારે ઋષિએ કહ્યું - 'મારાં આંધળાં મા-બાપ તરસ્યાં થયાં હતાં. હું તેમના માટે પાણી ભરવા અહીં આવ્યો હતો. ઘડો ભરતાં જે અવાજ થયો તેના પર તમે બાણ મારી દીધું. મારાં માતા-પિતા મારી વાટ જોતાં હશે. તમે ત્યાં જઈને આ બનાવની વાત કહો, તેમને પ્રસન્ન કરો, કે જેથી તેઓ તમને શાપ ન આપી દે. મારા શરીરમાંથી બાણ કાઢી નાખો, મને ખૂબ વેદના થઈ રહી છે. તમને બ્રહ્મહત્યાનું પાપ લાગશે નહિ, કારણ કે હું શ્રવણકુમાર નામનો વૈશ્ય છું.' આ સાંભળીને દશરથે શ્રવણના શરીરમાંથી બાણ ખેંચી કાઢ્યું અને બાણ નીકળતાં જ શ્રવણના પ્રાણ નીકળી ગયા. રાજા દશરથ પાણી લઈને શ્રવણનાં માતાપિતા પાસે ગયા. તેઓ પુત્રની વાટ જોઈ રહ્યાં હતાં. પગલાંનો અવાજ સાંભળીને તેમણે આવવામાં મોડું થવાનું કારણ પૂછ્યું. દશરથે પોતાનું નામ-ઠામ બતાવીને અત્યંત વિનયપૂર્વક બધી વીતકકથા કહી સંભળાવી અને પાણી પીવા માટે વિનંતી કરી. વૃદ્ધ પતિ-પત્ની એક વાર તો બેહોશ થઈ ગયાં, પણ પછી હોશમાં આવતાં કહેવા લાગ્યાં - 'હે રાજન્! પોતાનું આ અધમ કૃત્ય તમે સ્વયં આવીને અમને ન કહ્યું હોત

તો તમારા માથાના સેંકડો ટુકડા થઈ ગયા હોત. તમેં ભૂલથી આ કૃત્ય કર્યું છે, પણ કદાચ જાણીજોઈને કર્યું હોત તો સમસ્ત રઘુકુળનો જ વિનાશ થઈ જાત. હવે અમને બંનેને પણ ત્યાં લઈ ચાલો.' દશરથ તે બંનેને ત્યાં લઈ ગયા. તેઓ બંને પુત્રના શરીરને સ્પર્શ કરીને ત્યાં ઢળી પડ્યાં અને અનેક પ્રકારે વિલાપ કરવા લાગ્યાં. દુઃખી ઋષિએ મરતી વેળાએ કહ્યું - 'હે દશરથ! જેવી રીતે આજે હું પુત્ર - વિયોગના દુઃખથી મૃત્યુ પામી રહ્યો છું તેવી જ રીતે તમારું મૃત્યુ પણ પુત્રવિયોગના શોકથી જ થશે.' આટલું કહ્યા પછી તે બંનેય પરલોક સિધાવી ગયાં.

ત્યારબાદ રાજા દશરથે યજ્ઞ કર્યો, જેના ફળસ્વરૂપ તેમને શ્રીરામ, લક્ષ્મણ, ભરત, શત્રુઘ્ન - એ ચાર પુત્રો થયા. શ્રીરામને વનવાસ અપાયો અને એ પુત્રવિયોગના કારણે જ રાજા દશરથનું મૃત્યુ થયું.

આ ઇતિહાસ વાલ્મીકિ રામાયણમાં (૨/૬૩) છે. આ અપરાધની દશરથને સજા જરૂર મળી, પણ તે સજા વાસ્તવમાં ઘણી જ અલ્પ હતી. પુત્રનો વનવાસ થતાં જ તેમને પુત્રનો શ્રવણની જેમ ચિરવિયોગ થયો હતો. અમારી સમજ પ્રમાણે, જો રાજા દશરથે વિશેષ પ્રયત્ન કર્યો હોત તો સંભવતઃ આ સજા પણ માફ થઈ શકત. રાજા દશરથની વ્યાકુળ દશા જોઈને શ્રવણે તો પોતાના તરફથી તેમને માફ કરી જ દીધા હતા અને પોતાનાં માતા-પિતાને સમજાવવા મોકલ્યા હતા. એવી જ રીતે શ્રવણનાં માતાપિતાની જો વિશેષ દયા થઈ હોત તો ત્યાંથી પણ દશરથ નિર્દોષ છૂટી શક્યા હોત. તેમણે જેટલો પ્રયત્ન કર્યો તેટલું જ કામ પણ થયું. પ્રયત્ન કરવો એ પણ પ્રાયશ્ચિત્ત જ છે. સંભવ છે કે તે સમયે મહારાજ દશરથે ભગવાનને વિશેષ પ્રાર્થના કરી હોત અને ઈશ્વરે ઈચ્છ્યું હોત તો શ્રવણકુમારના પિતાની બુદ્ધિમાં પવિત્રતા અને દયાનો સંચાર કરીને તેમના દ્વારા દશરથને માફ કરાવી દેત. જો એમ થયું હોત તો ઈશ્વરના ન્યાયમાં કોઈ પણ દોષ માની શકાત નહિ.

ખરી વાત તો એ છે કે મનુષ્ય વડે કોઈ પણ પ્રકારનો અપરાધ કેમ ન થઈ જાય, પણ ઈશ્વરના શરણે થઈને અપરાધને અનુરૂપ પ્રાયશ્ચિત્ત વગેરે ઉપાય કરવાથી, અપરાધનું ફળ ભોગવ્યા વિના જ તેનાં પાપ માફ થઈ શકે છે. પ્રાયશ્ચિત્ત વગેરે ઉપાયોથી પણ ફળભોગના નાશની જેમ જ પાપોનો નાશ થઈ જાય છે, કારણ કે પ્રાયશ્ચિત્ત પણ એક પ્રકારનો કર્મફળ-ભોગ જ છે.

એ વાત જરૂર સાચી છે કે વર્તમાન સમયના કાયદામાં ઉપર્યુક્ત ત્રીજા પ્રકારના, જાણીજોઈને બદઈરાદાથી કરેલા ખૂન માટે દયાનો એવો કોઈ વિનિયોગ થયો હોવાનું ઉદાહરણ મળી શકતું નથી કે જેનો ઉલ્લેખ કરીને ઈશ્વરની દયાને સમજાવી શકાય; પરંતુ એટલું તો બધાંએ માનવું જ પડશે કે સાચા, ન્યાયી, પ્રજાકલ્યાણવાંછુ રાજાનો સજાનો કાનૂન બનાવવા પાછળનો તથા તદનુસાર સજા કરવા પાછળનો ઉદ્દેશ્ય પણ અપરાધી ઉપર દયા કરવાનો જ હોય છે. ન્યાયી રાજા અપરાધીને સજા કરીને તેને બોધ આપવા અને તેનો સુધાર કરવા ઈચ્છતો હોય છે અને દ્વેષપૂર્વક તેને દુઃખ પહોંચાડવા તથા અકારણ જ તેની હત્યા કરવા ઈચ્છતો હોતો નથી. હત્યાનો ઉદ્દેશ્ય તો દ્વેષપૂર્ણ અને પ્રતિહિંસાની વૃત્તિ રાખનારા મનુષ્યનો જ હોઈ શકે છે. આટલું હોવા છતાં પણ ન્યાય-પરાયણ રાજાની સરખામણી ઈશ્વરની સાથે તો

કદી પણ કરી શકાય તેમ નથી. ઈશ્વરનો કાયદો દયા, સુહૃદતા અને જીવોના કલ્યાણના ભાવથી પરિપૂર્ણ હોય છે, આપણે તો એની કલ્પના સુદ્ધાં પણ ન કરી શકીએ.

ઈશ્વરે કરેલી સજા પણ તેમના વરદાન જેવી હોય છે. ઈશ્વરના ન્યાયથી ફરિયાદી અને આરોપી – બંનેયનું પરિણામે હિત થાય છે, બંનેનો ઉદ્ધાર થાય છે. આ જ તો તેમના ન્યાયની વિશેષતા છે. પરમ દયાળુ પરમાત્માના કાયદા પ્રમાણે, જે અપરાધી પોતાની ભૂલનો સાચા દિલથી એકરાર કરી લઈને, ભવિષ્યમાં ફરી અપરાધ નહિ કરવાની પ્રતિજ્ઞા કરે છે અને સાચા અંતઃકરણથી ભગવાનના શરણે થઈને સર્વસ્વ-સહિત પોતાની જાતને તેમના ચરણોમાં સમર્પિત કરી દે છે, તેમ જ ઈશ્વરની કઠોરમાં કઠોર આજ્ઞાનો - તેમના ભયંકરમાં ભયંકર વિધાનનો - તેમના પ્રત્યેક ન્યાયનો સહર્ષ સ્વીકાર કરે છે તથા તેને ઈશ્વરનો પુરસ્કાર માને છે અને એ સાથે જ પોતે કરેલા અપરાધોની માફી નહિ માગતાં તેની સજા ભોગવવામાં ખુશ થાય છે તેવા નિખાલસભાવે સર્વસ્વ અર્પણ કરી દેનારા શરણાગત ભક્તને ભગવાન અપરાધોમાંથી મુક્ત કરીને તેને નિર્ભય કરી દે છે. આમાં દયાળુ ઈશ્વરનો ન્યાય જ સિદ્ધ થાય છે. નિખાલસભાવના ભક્તને સજામાંથી મુક્ત કરવો એ જ પરમાત્માના શાસનનો, દયાસભર અને ન્યાયપૂર્ણ કાયદો છે; અને તેથી ભગવાનમાં દયા અને ન્યાય - બંને એકસાથે જ રહે છે.

શ્રીગીતાજીમાં ભગવાન સ્પષ્ટ કહે છે -

**અપિ ચેત્સુદુરાચારો ભજતે મામનન્યભાક્ ।**<br>
**સાધુરેવ સ મન્તવ્યઃ સમ્યગ્વ્યવસિતો હિ સઃ ॥**<br>
**ક્ષિપ્રં ભવતિ ધર્માત્મા શશ્વચ્છાન્તિં નિગચ્છતિ ।**<br>
**કૌન્તેય પ્રતિ જાનીહિ ન મે ભક્તઃ પ્રણશ્યતિ ॥**<br>
**સર્વધર્માન્પરિત્યજ્ય મામેકં શરણં વ્રજ ।**<br>
**અહં ત્વા સર્વપાપેભ્યો મોક્ષયિષ્યામિ મા શુચઃ ॥**

(શ્રીમદ્ભગવદ્ગીતા - ૯/૩૦-૩૧; ૧૮/૬૬)

'જો કોઈ ઘણો દુરાચારી પણ અનન્યભાવે મારો ભક્ત બનીને મને ભજે છે, તો એ સાધુ જ માનવા યોગ્ય છે; કેમકે એ ખરો નિશ્ચય કરનારો છે એટલે કે એણે દઢતાથી નિશ્ચય કરી લીધો છે કે પરમેશ્વરના ભજન જેવું બીજું કશુંય નથી. એ સત્વરે ધર્માત્મા થઈ જાય છે અને સદા રહેનારી પરમશાન્તિને પામે છે; હે કૌન્તેય! તું નિશ્ચયપૂર્વક સત્ય જાણ કે મારો ભક્ત નાશ નથી પામતો.... સઘળાય ધર્મોને એટલે કે સઘળાંય કર્તવ્ય-કર્મોને મારામાં ત્યજીને, તું કેવળ એકમાત્ર મુજ સર્વ- શક્તિમાન સર્વાધાર પરમેશ્વરના જ શરણે આવી જા; હું તને બધાય પાપોથી મુક્ત કરી દઈશ, તું શોક કર મા.'



## ભગવાનની દયા

કેટલાક મિત્રો મને ઈશ્વરના સદ્ગુણો વિશે લખવાનું કહે છે, પરંતુ હું આ વિષયમાં પોતાને અસમર્થ સમજું છું; કારણ કે ઈશ્વરના સદ્ગુણોનો કોઈ પાર નથી. સંસારમાં જેટલા ઉત્તમ ગુણો જોવા, સાંભળવા અને વાંચવામાં આવે છે તે બધા પરિમિત છે, મર્યાદિત છે અને તે અપ્રમેય, અસીમ પરમાત્માના એક અંશ દ્વારા થઈ રહ્યા છે. ગીતામાં ભગવાને કહ્યું છે - **એકાંશેન સ્થિતો જગત્** ॥ (શ્રીમદ્ભગવદ્ગીતા - ૧૦/૪૨ : અંતિમ ચરણ) પરમાત્માના ગુણોનું સમુચિત

વર્ણન કોઈ પણ કરી શકતું નથી. વેદશાસ્ત્રોમાં જે કંઈ કહેવામાં આવ્યું છે તે સર્વથા અતિ-અલ્પ છે. અન્ય ગુણોની વાત તો બાજુએ રહી, પણ તે દયામય પરમેશ્વરની કેવળ એક દયા વિશે જ વિચાર કરવામાં આવે તોપણ મુગ્ધ થઈ જવાય છે. અહા! તેમની અસીમ દયાનો તાગ કોણ મેળવી શકે છે? જ્યારે એક દયાનું જ વર્ણન કરવાનું મનુષ્ય માટે અશક્ય છે ત્યારે સમસ્ત સદ્દ્ગુણોનું વર્ણન કરવાનું તો અસંભવ જ છે. લોકો તેમને દયાસિંધુ કહે છે, વેદ-શાસ્ત્રોએ પણ તેમને દયાના સાગર કહ્યા છે, પરંતુ વિચાર કરતાં જણાય છે કે આ ઉપમા ઉપયુક્ત નથી, આ તો તેમની અપરિમિત દયાના એક અંશમાત્રનો પરિચય છે; કારણ કે સમુદ્ર પરિમિત છે અને ચારે બાજુથી સીમાબદ્ધ છે, જ્યારે અપરિમેય પરમાત્માની દયા તો અપાર છે. તેની સાથે અનંત સમુદ્રોની પણ તુલના કરી શકાતી નથી. અવશ્યપણે, જેઓ તેમને દયાસિંધુ અને દયાસાગર કહે છે તેમની હું નિંદા કરતો નથી. કારણ, સંસારમાં જે મોટામાં મોટી ચીજ પ્રત્યક્ષ જોવામાં આવે છે, મોટાઓની સાથે તેની તુલના કરીને લોકો સમજાવતા હોય છે.

જ્યાં મન અને બુદ્ધિની પહોંચ નથી ત્યાં એક જ વારમાં ભગવાનની દયાનું વર્ણન થઈ જ કેવી રીતે શકે? તેમ છતાં જે કંઈ વર્ણન કરવામાં આવે છે તે વાણીથી જ કરવામાં આવે છે; ભલેને તે કેટલુંય કેમ ન હોય. તેથી ભગવાનની દયાનું જે વર્ણન વાણીથી કરવામાં આવ્યું છે તે પર્યાપ્ત નથી. ઈશ્વરની દયા તેનાથી ઘણી જ અપાર છે. પરમાત્માની દયા સમસ્ત જીવો પર એટલી અપાર છે કે જે મનુષ્ય તેના તત્ત્વ-રહસ્યને સમજી લે છે તે પણ નિર્ભય થઈ જાય છે, શોક-મોહને તરી જાય છે, અપાર શાંતિ પ્રાપ્ત કરે છે અને તે સ્વયં દયામય જ બની જાય છે. આવા મનુષ્યની સઘળી ક્રિયાઓમાં પણ દયા ભરેલી રહે છે. તેનાથી કોઈની પણ હિંસા તો થઈ જ નથી શકતી.

દયામય પરમાત્માની બધા જીવો પર એટલી દયા છે કે મનુષ્ય તે દયાને સંપૂર્ણપણે તો સમજી જ શકતો નથી. તે પોતાની સમજ પ્રમાણે પોતાની ઉપર જેટલી વધુમાં વધુ દયા સમજે છે તે પણ તદ્દન અલ્પ જ હોય છે. મનુષ્ય ઈશ્વરની દયાની ખરી કલ્પના જ કરી શકતો નથી. ભગવાનની તે અનંત દયા બધાંની ઉપર સમભાવપૂર્વક, ગંગાના પ્રવાહની જેમ નિત્ય-નિરંતર ચારે બાજુએ વહી રહી છે. તે દયામાંથી જે મનુષ્ય જેટલો લાભ લેવા માગે છે તેટલો તે લઈ શકે છે. પરંતુ દુ:ખની વાત છે કે લોકો આ રહસ્યને નહિ જાણવાના કારણે જ દુ:ખી થઈ રહ્યા છે. આ તેમની મૂર્ખતા છે. આ લોકોની આવી દશાને એવા મૂર્ખ તરસ્યા મનુષ્ય જેવી સમજવી જોઈએ કે જે નિત્ય-નિરંતર શીતળ સુમધુર જળ વહેનારી ભગવતી ગંગાના કિનારે પડેલો છે, પણ જ્ઞાન નહિ હોવાના કારણે જળનું ગ્રહણ નહિ કરીને તરસનો માર્યો તરફડી રહ્યો છે.

ઈશ્વરની દયા અપાર છે, પરંતુ જે જેટલી માને છે તેને તેટલી જ દયા ફળે છે; માટે ઈશ્વરની જેટલી વધુમાં વધુ દયા તમારા ઉપર સમજી શકો તેટલી સમજવી જોઈએ. તમારી કલ્પના જેટલી વધુ હશે તેટલો જ વધુ લાભ તમને થશે. જોકે ભગવાનની દયાનો તાગ કોઈને મળી શકતો નથી, જેવી રીતે વિમાનમાં બેસીને આકાશમાં ઊડનારા મનુષ્યને આકાશનો તાગ

મળતો નથી. પરંતુ આ દયાનું થોડું-સરખું રહસ્ય જાણવાથી પણ મનુષ્ય કૃતકૃત્ય થઈ જાય છે. જેમ ગંગાના અગાધ જળપ્રવાહમાંથી મનુષ્યની તરસ છિપાવવા માટે એક લોટો ગંગાજળ પણ પૂરતું છે તેવી જ રીતે તે અપાર, અપરિમિત દયાસાગરની દયાના એક બિંદુથી પણ મનુષ્યનો અનંત જન્મોનો શોકાગ્નિ હંમેશ માટે શાંત થઈ જાય છે. જોકે આ ઉપમા પણ પર્યાપ્ત નથી; કારણ કે સાધારણ જળ-બુદ્ધિથી પીધેલા ગંગાના એક લોટા જળથી તો મનુષ્યની તરસ થોડા સમય માટે શાંત થાય છે, પરંતુ ઈશ્વરની દયાના એક બુંદથી તો ભય, શોક અને દુઃખોની નિવૃત્તિ તથા શાંતિ અને પરમાનંદની પ્રાપ્તિ હંમેશ માટે થઈ જાય છે. આથી, બધાંએ તે પરમેશ્વરના શરણે થઈને તેમની દયાની શોધ કરવી જોઈએ.

ભગવાનની દયા સર્વથા, સર્વદા અને સર્વત્ર વ્યાપ્ત છે. સુખ કે દુઃખ, જય કે પરાજય જે કંઈ પણ પ્રાપ્ત થાય છે તે ઈશ્વરની દયાથી પૂર્ણ છે અને તે સ્વયં ઈશ્વરે જ કરેલું વિધાન છે. તેની દયા તે સ્વરૂપે પ્રગટ થઈ છે. આ રહસ્યને જ્યારે મનુષ્ય જાણી લે છે ત્યારે તેને સુખ અને વિજય પ્રાપ્ત થવાથી જે આનંદ થાય છે તેવો જ આનંદ તેને દુઃખ અને પરાજયમાં પણ થાય છે. જ્યાં સુધી ઈશ્વરના વિધાનમાં સંતોષ નથી હોતો અને સાંસારિક સુખ-દુઃખ વગેરેની પ્રાપ્તિમાં હર્ષ-શોક થાય છે ત્યાં સુધી મનુષ્ય ભગવાનની દયાના તત્ત્વ-રહસ્યને વાસ્તવમાં સમજ્યો જ નથી. જ્યારે ઈશ્વરને કર્મો અનુસાર ફળ આપનારા, ન્યાયકર્તા, પરમ પ્રેમી, પરમ હિતેચ્છુ, પરમ દયાળુ અને પરમ સુહૃદ માની લેવામાં આવશે ત્યારે તેમણે કરેલાં તમામ વિધાનોમાં આનંદનો પાર રહેશે નહિ. વિષયી અને પામર મનુષ્યોના હૃદયમાં તો પત્ની-પુત્ર, ધન-સંપત્તિની પ્રાપ્તિથી ક્ષણિક આનંદ થાય છે, પરંતુ દયાના તત્ત્વરહસ્યને જાણનારા મનુષ્યને તો પુત્રના જન્મ અને મૃત્યુમાં, ધનના લાભ અને નુકસાનમાં, શરીરની તંદુરસ્તી અને બીમારીમાં તથા જે તે સઘળા પદાર્થોની પ્રાપ્તિ અને વિનાશમાં, જેમ જેમ તે ભગવાનની દયાના પ્રભાવને સમજતો જશે તેમ તેમ ઉત્તરોત્તર નિત્ય-નિરંતર વધુ ને વધુ વિલક્ષણ આનંદ, શાંતિ અને સમતાની વૃદ્ધિ થતી જશે.

જે મનુષ્ય ભગવાનની દયાના ખરા પ્રભાવને જાણી લે છે તેના ઉદ્ધાર વિશે તો કહેવાનું જ શું હોય? તે તો બીજાંઓ માટે પણ મુક્તિદાતા બની જાય છે, કારણ કે ભગવત્કૃપા વસ્તુ જ એવી છે. તે ભગવત્કૃપા મૂંગાને બોલતો બનાવે છે અને પાંગળાને પર્વત ઓળંગવાની શક્તિ આપે છે. સંસારમાં નહિ થનારાં કામ તે દયા કરાવી આપે છે. પરમાત્મા સર્વ-સમર્થ છે, તેમના માટે કોઈ પણ કામ અશક્ય નથી. જીવ દરેક પ્રકારે અસમર્થ છે, પરંતુ પરમેશ્વરની દયા અને આજ્ઞાથી તે પણ જે ઇચ્છે તે કરી શકે છે. મચ્છર બ્રહ્મા બની શકે છે. હવે પ્રશ્ન એ ઉદ્ભવે છે કે જો બધા જીવો ઉપર ભગવાનની દયા સર્વથા અપાર અને સમ છે તો પછી તેમની દુર્દશા કેમ થઈ રહી છે? આનો ઉત્તર એ છે કે લોકો ભગવાનની દયાના પ્રભાવને જાણતા નથી. જેમ કે, એક દરિદ્રના ઘરમાં પારસમણિ છે, પરંતુ પારસમણિનું તેને જ્ઞાન નહિ હોવાના કારણે દરિદ્રતાના દુઃખથી દુઃખી થઈને તે લાચારીપૂર્વક ભીખ માગતો ભટકે છે, તેવી જ રીતે ભગવાનની દયાના તત્ત્વને નહિ સમજવાના કારણે બધા જીવ દુઃખી થઈ રહ્યા છે. લોકોએ દયાના તત્ત્વને

જાણવા માટે તત્પર બનીને પ્રયત્ન કરવો જોઈએ. પરમાત્માની દયાને જાણવા માટે મનુષ્યોએ નિત્ય ગદ્ગદ વાણીથી પરમેશ્વરને વિનયપૂર્ણ પ્રાર્થના કરવી જોઈએ. પ્રાર્થનાથી, ભજન-ધ્યાનથી, ભગવાનની દયાના મહિમાને થોડોઘણો પણ જાણનારા મનુષ્યોનો સંગ કરવાથી, સત્શાસ્ત્રોના મનનથી અને પરમેશ્વરે કરેલાં સમસ્ત વિધાનોમાં દયાને શોધવાથી મનુષ્ય દયાના તત્ત્વને જાણી શકે છે.

જોકે, ભગવાનની દયાના તત્ત્વને બતાવનારા મહાત્માઓ મળવા ઘણા મુશ્કેલ છે, તોપણ પ્રયત્ન તો કરવો જ જોઈએ. જે મહાત્માઓ દયાનો જે કંઈ મહિમા જાણે છે તેઓ પણ જે કંઈ જાણે છે તેનું વાણીથી વર્ણન કરી શકતા નથી; કારણ કે ભગવાનની દયા એટલી બધી છે કે સમસ્ત સંસારની દયા એકઠી કરવામાં આવે તોપણ તે દયાસાગર પરમાત્માની દયાના એક બુંદ જેટલી પણ થઈ શકતી નથી.

જેના ઘરમાં પારસમણિ છે તેની દરિદ્રતાનો નાશ, જેમ પારસમણિના પ્રભાવને જાણતાં જ થઈ જાય છે, તેવી જ રીતે ભગવાનની દયાનો પ્રભાવ સમજાઈ જતાં માણસનાં તમામ પ્રકારનાં દુઃખોનો સર્વથા નાશ થઈ જાય છે. જે મનુષ્ય ભગવાનની દયાના પ્રભાવને જાણી લે છે તે ડગલે ને પગલે તે પરમ દયાળુનું સ્મરણ કરીને નિત્ય-નિરંતર આનંદમાં મગ્ન રહે છે. પોતાના આવા પ્રિયતમ સુહૃદને કોઈ કેવી રીતે ભૂલી શકે? તે જે કંઈ ક્રિયા કરે છે તે બધી તે પરમ દયાળુ પરમેશ્વરની આજ્ઞાનુસાર જ કરે છે. તેની કોઈ પણ ક્રિયા પરમાત્માની ઇચ્છાથી વિપરીત થઈ શકતી નથી. જો સાધારણ સજ્જન પણ પોતાના ઉપર ઉપકાર કરનારા અને દયા દાખવનારાને વીસરી જઈને તેની ઇચ્છાથી વિપરીત કોઈ ક્રિયા કરતો નથી, તો પછી પરમાત્માની દયાના પ્રભાવને જાણનારા મહાત્મા પુરુષો પરમાત્માને કેમ ભૂલી શકે અને તેમની ઇચ્છાથી વિપરીત કોઈ ક્રિયા કેમ કરી શકે? આવા મહાત્મા પુરુષો થકી થયેલું આચરણ જ 'સદાચાર' કહેવાય છે અને લોકો તેને પ્રમાણ માનીને તદનુસાર વર્તન કરે છે.

**યદ્યદાચરતિ શ્રેષ્ઠસ્તત્તદેવેતરો જનઃ ।**
**સ યત્પ્રમાણં કુરુતે લોકસ્તદનુવર્તતે ॥**
(ગીતા - ૩/૨૧)

'શ્રેષ્ઠ પુરુષ જે જે આચરે છે, અન્ય માણસો પણ તેને તેને જ આચરે છે; તે જે કંઈ પ્રમાણ કરી આપે છે, સકળ માનવ-સમૂહ તે પ્રમાણે વર્તવા લાગે છે.'

હવે એ સમજવું જોઈએ કે દયા કોને કહે છે. કોઈ પણ દુઃખી, કરુણાર્દ્ર પ્રાણીને જોઈને તેના દુઃખનું તથા કરુણતાનું નિવારણ કરવા માટે અંતઃકરણમાં જે આર્દ્રતાયુક્ત ભાવ ઉત્પન્ન થાય છે તેનું નામ 'દયા' છે. પરમેશ્વરની આ દયા બધા જીવો ઉપર સમાનભાવે હરહંમેશ અપાર છે. જીવ ગમે તેટલું પરમેશ્વરથી અવળું આચરણ કરે, પણ પરમેશ્વર તેને હંમેશાં દયાની દૃષ્ટિથી જુએ છે. આને સમજાવી શકે એવું કોઈ જ ઉદાહરણ આ સંસારમાં મળતું નથી. માતાનું ઉદાહરણ આપવામાં આવે છે, જે કેટલેક અંશે વાજબી પણ છે. બાળક ઘણું જ કુપાત્ર અને હલકટ વૃત્તિનું હોય, પોતાની માતાને હંમેશાં સતાવતું હોય, ગાળો આપતું હોય - આમ હોવા છતાં પણ માતા બાળકના મંગળની જ કામના કરે છે, તેનું પતન કે નાશ કદી પણ ઇચ્છતી નથી. આ તેની દયા છે. પરંતુ ભગવાનની દયાને સમજવા માટે આ દૃષ્ટાંત સર્વથા અપર્યાપ્ત છે. એવું પણ જોવામાં આવે છે કે બાળક દ્વારા

વિશેષ પરેશાન થવાથી, દુઃખ સહન કરવામાં અસમર્થ હોવાના કારણે માતા પણ સ્વાર્થવશ બાળકને ત્યજી દે છે અને કોઈ-કોઈ વાર તેના અનિષ્ટની ઇચ્છા પણ કરી શકે છે; પરંતુ પરમપિતા પરમેશ્વરની વિરુદ્ધમાં કોઈ કેટલુંય આચરણ કેમ ન કરે, તેઓ નથી તો કદી તેનો ત્યાગ કરતા કે નથી તો તેનું અનિષ્ટ ઇચ્છતા. આ તેમના પરમ દયાળુપણાનું નિદર્શન છે. અવળું આચરણ કરનારાને ભગવાન જે શિક્ષા કે દંડ કરે છે તે પણ તેમની પરમ દયા છે. બાળક જ્યારે અનુચિત આચરણ કરે છે ત્યારે ગુરુ તેના હિત માટે તથા તેને દુરાચારમાંથી દૂર કરવા માટે જે શિક્ષા કરે છે અથવા ન્યાયકારી રાજા ચોરી કરનારી અને લૂંટફાટ કરનારી પ્રજાને જે ઉચિત દંડ આપે છે તેને ગુરુ અથવા રાજાની દયા જ સમજવામાં આવે છે, તેવી જ રીતે પરમાત્મારૂપ ગુરુએ કરેલા દંડના વિધાનને પણ પરમ દયા જ સમજવી જોઈએ. આ ઉદાહરણ પણ પર્યાપ્ત નથી. ગુરુ કે રાજાથી ભૂલ પણ થઈ શકે છે, તેઓ કોઈ અન્ય કારણથી પણ પ્રમાદવશ બનીને દંડ આપી બેસે છે; પરંતુ પરમેશ્વરનું દંડ-વિધાન તો કેવળ દયાના કારણે જ હોય છે. આપણે જ્યારે પરમાત્માની દયા વિશે વિચાર કરીએ છીએ ત્યારે તો આપણને ડગલે ને પગલે પરમાત્માની દયાનાં દર્શન થાય છે.

સૌપ્રથમ પરમેશ્વરના નિયમો તરફ નજર નાખીએ. તેઓ કેટલા દયા-સભર છે! કોઈ જીવ કેવોય પાપી કેમ ન હોય, અનેક તિર્યક્ યોનિઓને ભોગવ્યા પછી તેને પણ પરમાત્મા અંતે મનુષ્ય-શરીર આપે જ છે. જો તેનાં પાપોને લક્ષમાં લેવામાં આવે તો તેને મનુષ્ય-શરીર મળવાની અત્યંત અલ્પ ગુંજાશ રહી જાય છે. પરંતુ તે પરમાત્માની નિર્હેતુક પરમ દયાનું જ એ કામ છે કે તેઓ તેને ફરીથી મનુષ્ય-શરીર આપીને સુધરવાની તક આપે છે. ગોસ્વામી તુલસીદાસજી કહે છે -

**આકર ચારિ લચ્છ ચૌરાસી।**
**જોનિ ભ્રમત યહ જિવ અબિનાસી॥**
**કબહુઁક કરિ કરુના નર દેહી।**
**દેત ઈસ બિનુ હેતુ સનેહી॥**

(રા.ચ.મા. ઉત્તર૦ ૪૩/૪ અને ૬)

બીજો નિયમ છે - કોઈ મનુષ્ય કેટલોય પાપી કેમ ન હોય, પણ તે જ્યારે ભગવાનના શરણે થઈ જાય છે અર્થાત્ જ્યારે સઘળાં પાપો છોડી દઈને ભગવાનને અનુકૂળ બની જાય છે ત્યારે તો ભગવાન તેનાં અગાઉનાં તમામ પાપોને નષ્ટ કરીને તેને તત્કાળ મુક્તિપદ આપે છે. ભગવાન શ્રીરામ કહે છે -

**સકૃદેવ પ્રપન્નાય તવાસ્મીતિ ચ યાચતે।**
**અભયં સર્વભૂતેભ્યો દદામ્યેતદ્વ્રતં મમ॥**

(વા૦ રા૦ - ૬/૧૮/૩૩)

ત્રીજો નિયમ છે - એકદમ સાધારણ મનુષ્ય પણ પરમાત્માને પ્રેમપૂર્વક ભજે છે તો પરમેશ્વર પણ તેને તે જ પ્રકારે ભજે છે. **'યે યથા માં પ્રપદ્યન્તે તાંસ્તથૈવ ભજામ્યહમ્।'** (ગીતા - ૪/૧૧) એટલું જ નહિ, પરમેશ્વરને ભજવાના પ્રતાપે તેનાં પહેલાં કરેલાં બધાં પાપોનો નાશ થઈ જાય છે અને તે સત્વરે પરમ ધર્માત્મા બનીને દુર્લભ પરમગતિને પ્રાપ્ત કરે છે. ભગવાન શ્રીકૃષ્ણનાં વચન છે -

**અપિ ચેત્સુદુરાચારો ભજતે મામનન્યભાક્।**
**સાધુરેવ સ મન્તવ્યઃ સમ્યગ્વ્યવસિતો હિ સઃ॥**
**ક્ષિપ્રં ભવતિ ધર્માત્મા શશ્વચ્છાન્તિં નિગચ્છતિ।**
**કૌન્તેય પ્રતિ જાનીહિ ન મે ભક્તઃ પ્રણશ્યતિ॥**

(ગીતા - ૯/૩૦-૩૧)

જે મનુષ્ય પરમેશ્વરની ભક્તિ કરે છે તેની તેઓ તમામ પ્રકારે રક્ષા અને સહાય કરે છે તેમ જ યોગ્ય બુદ્ધિ આપીને આ અસાર સંસારમાંથી તેનો ઉદ્ધાર કરી દે છે.

તમે વિચાર કરો કે આ નિયમોમાં પરમાત્માની કેટલી ભારે દયા ભરેલી છે. માત્ર આ જ નહિ, ભગવાનના બધા નિયમો આ જ રીતે દયાસભર છે, જે વિસ્તારભયના કારણે અહીં લખ્યા નથી. આવા દયાસભર નિયમો સંસારમાં માતા, પિતા, ગુરુ, રાજા વગેરે કોઈનાય ત્યાં નથી.

હવે બીજી તરફ ધ્યાન આપીએ. પરમેશ્વરે આપણી સુવિધા માટે સંસારમાં પૃથ્વી, જળ, અગ્નિ, વાયુ, આકાશ, સૂર્ય, ચંદ્ર વગેરે એવા-એવા અદ્‌ભુત પદાર્થો બનાવ્યા છે કે જેમના લીધે આપણે આરામથી જીવન જીવીએ છીએ અને સુખેથી હરીએ-ફરીએ છીએ. આ બધી ચીજો બધાંને વિનામૂલ્ય, કોઈ અવરોધ વગર, પૂરતા પ્રમાણમાં, સમાન ધોરણે સહજપણે મળેલી છે. કોઈ કેટલોય મહાપાપી કેમ ન હોય, ભગવાનના આ દાનથી તે વંચિત રહેતો નથી. સંસારના વિષયોની પણ રચના પરમેશ્વરે એવા પ્રકારે કરી છે કે તે વિષયોની સ્થિતિ ઉપર વિચાર કરવાથી પણ ઘણો ઉપદેશ મળે છે. આપણે જે કોઈ પણ પદાર્થ તરફ આંખ ખોલીને જોઈએ છીએ તે ક્ષય પામતો અને નાશ પામતો અનુભવાય છે. આ પણ દયાનું જ એક નિદર્શન છે. સંસારના આ બધા પદાર્થોને જોવાથી આપણને ઉપદેશ મળે છે કે પત્ની, પુત્ર, ધન વગેરે સંસારનાં તમામ પ્રાણીઓ અને પદાર્થો તથા આપણું શરીર પણ ક્ષણભંગુર અને નાશવંત છે, તેથી આપણા માટે એ જ યોગ્ય છે કે પોતાનો અમૂલ્ય સમય આ વિષયોને ભોગવવામાં વ્યર્થ વિતાવીએ નહિ.

પરમાત્માની દયા તો બધાં ઉપર સમાનભાવે અને સદા માટે છે જ, પરંતુ મનુષ્ય જ્યારે પરમાત્માના શરણે થઈ જાય છે ત્યારે પરમેશ્વર તેના ઉપર વિશેષ દયા કરે છે. જેમ સોની સોનાને આગમાં તપાવીને શુદ્ધ બનાવે છે તેવી જ રીતે પરમાત્મા પોતાના ભક્તને અનેક પ્રકારની વિપત્તિઓ રૂપી આગમાં તપાવીને પવિત્ર બનાવે છે. જ્યારે ભક્ત પ્રહ્લાદે ભગવાનનું શરણ લીધું ત્યારે પહેલાં તો તેના ઉપર કેવી-કેવી વિપત્તિઓ આવી? તેને અગ્નિમાં બાળવામાં આવ્યો, પાણીમાં ડુબાડવામાં આવ્યો, તેને ઝેર પાવામાં આવ્યું, તેની શસ્ત્રોથી કતલ કરાવવામાં આવી; પરંતુ જેમ જેમ તે વધુ ને વધુ સંકટોમાં મુકાતો ગયો તેમ તેમ તેને વધુ ને વધુ દયાનો અનુભવ થતો ગયો અને તે કારણે પરમપવિત્ર થઈને તે અંતે પરમાત્માને પામી ગયો. લોકોની દૃષ્ટિએ તો વાત એવી છે કે પ્રહ્લાદે ઘણું દુઃખ વેઠવું પડ્યું, તેના ઉપર અનેક અત્યાચારો થયા, તેણે મોટી-મોટી વિપત્તિઓનો સામનો કરવો પડ્યો. કોઈ-કોઈ ભલાભોળા ભાઈઓ તો એટલે સુધી પણ કહે છે કે ભગવાન તેમની ભક્તિ કરનારાઓને ઉત્તરોત્તર વધુ વિપત્તિઓ આપે છે, પરંતુ તેઓ બિચારા એ વાત સમજતા નથી કે ભગવાનના વિધાનરૂપ આ વિપત્તિઓમાં કેટલી મોટી સંપત્તિ છુપાયેલી રહે છે.

પ્રહ્લાદ આ તત્ત્વરહસ્યને સમજતો હતો, તેથી તેને તે વિપત્તિઓમાં ભગવાનની દયારૂપી સંપત્તિનાં પ્રત્યક્ષ દર્શન થતાં હતાં. જે મનુષ્ય ભક્ત પ્રહ્લાદની જેમ, પ્રાપ્ત થયેલી વિપત્તિઓમાં પરમાત્માની દયા જુએ છે તેના માટે તે તમામ વિપત્તિઓ તત્કાળ જ સંપત્તિના રૂપમાં પરિણમે છે.

તમે પ્રહ્લાદનું ચરિત્ર વાંચો, તેની વાણીમાં ડગલે ને પગલે કેટલું ધૈર્ય, કેટલી નિર્ભયતા, શાંતિ, નિઃસ્પૃહતા, નિષ્કામતા અને કેટલો આનંદ ચમકે છે! અગ્નિમાં નહિ બળવાથી પ્રહ્લાદ કહે છે -

**તાતૈષ વહ્નિઃ પવનેરિતોઽપિ**
**ન માં દહત્યત્ર સમન્તતોઽહમ્ ।**
**પશ્યામિ પદ્માસ્તરણાસ્તૃતાનિ**
**શીતાનિ સર્વાણિ દિશામ્મુખાનિ ॥**
(વિષ્ણુ૦ - ૧/૧૭/૪૭)

'હે પિતા! પવનથી પ્રેરિત ભડભડતી આ પ્રચંડ આગ પણ મને નથી બાળતી (એમાં તમે નવાઈ પામશો નહિ), કારણ કે હું આ અગ્નિમાં અને પોતાનામાં સમભાવપૂર્વક તે એકમાત્ર સર્વવ્યાપી ભગવાન વિષ્ણુને જ જોઉં છું અને તેથી આગની આ જ્વાળાઓ મને ચારે તરફથી શીતળ કમળપત્રોની શય્યા જેવી સુખમય લાગે છે.'

જ્યારે ગુરુપુત્ર શંડામર્ક દ્વારા ઉત્પન્ન કરવામાં આવેલી કૃત્યાએ પ્રહ્લાદને હણવામાં અસમર્થ બની શંડામર્કને જ મારી નાખ્યા ત્યારે દયામય પ્રહ્લાદે શ્રીભગવાનને કહ્યું -

**યથા સર્વગતં વિષ્ણું મન્યમાનોઽનપાયિનમ્ ।**
**ચિન્તયામ્યરિપક્ષેઽપિ જીવન્ત્વેતે પુરોહિતાઃ ॥**
**યે હન્તુમાગતા દત્તં યૈર્વિષં યૈર્હુતાશનઃ ।**
**યૈર્દિગ્ગજૈરહં ક્ષુણ્ણો દષ્ટઃ સર્પૈશ્ચ યૈરપિ ॥**
**તેષ્વહં મિત્રભાવેન સમઃ પાપોઽસ્મિ ન ક્વચિત્ ।**
**તથા તેનાદ્ય સત્યેન જીવન્ત્વસુરયાજકાઃ ॥**
(વિષ્ણુ૦ - ૧/૧૮/૪૧-૪૩)

'જો હું સર્વવ્યાપી અને અવિનાશી શ્રીવિષ્ણુને શત્રુપક્ષમાં પણ જોઉં છું તો આ પુરોહિત જીવતા થાય. જેઓ મને હણવા આવ્યા, જેમણે ઝેર આપ્યું, જેમણે આગ લગાડી, જે દિગ્ગજોએ મને કચડ્યો, જે સાપ કરડ્યા તે બધામાં જો હું મિત્રભાવે સમ છું તથા કશામાં મારી પાપબુદ્ધિ નથી તો તે સત્યના પ્રભાવથી આ જ સમયે આ પુરોહિત જીવતા થાય.' એ પછી જ પુરોહિત જીવતા થયા.

સાધન-કાળમાં ભગવાન પોતાના ભક્તો ઉપર જે વિપત્તિઓ નાખતા હોય એવું દેખાય છે અને કોઈ-કોઈનાં માન, મોટાઈ, પ્રતિષ્ઠા અને સંપત્તિ પણ હરી લે છે તે શા માટે? ભક્તોને અજ્ઞાનરૂપી નિદ્રામાંથી જગાડવા માટે, સાધનનાં વિઘ્નોથી દૂર કરવા માટે, પાપોથી પવિત્ર કરવા માટે, કાયરતાનો નાશ કરીને તેમને વીર અને ધીર બનાવવા માટે, સાચી ભક્તિ વધારવા માટે અને લોકો જેને ગાઈ-ગાઈને પવિત્ર થાય તેવી તેમની વિશુદ્ધ કીર્તિ ફેલાવવા માટે જ. કારણ કે, વિપત્તિકાળે ભગવાન જેટલા યાદ આવે છે તેટલા સંપત્તિકાળમાં યાદ આવતા નથી. તેથી જ તો કુન્તીદેવીએ ભગવાન પાસેથી વિપત્તિનું વરદાન માગ્યું હતું -

**વિપદઃ સન્તુ નઃ શશ્વત્તત્ર તત્ર જગદ્ગુરો ।**
**ભવતો દર્શનં યત્સ્યાદપુનર્ભવદર્શનમ્ ॥**
(શ્રીમદ્ભા૦ - ૧/૮/૨૫)

'હે જગદ્ગુરુ! અમારા જીવનમાં હંમેશાં ડગલે-પગલે વિપત્તિઓ આવતી રહો, કારણ કે વિપત્તિઓમાં જ નિશ્ચિતપણે આપનાં દર્શન થતાં રહે છે અને આપનાં દર્શન થવાથી, પછી જન્મ-મૃત્યુના ચકરાવામાં આવવું પડતું નથી.'

પરંતુ એવો કોઈ નિયમ નથી કે ભગવાન ભક્તિ કરનારને અચૂકપણે વિપત્તિ આપે જ છે. જેની જેવી પાત્રતા હોય છે તેના માટે તેવી વ્યવસ્થા થતી હોય છે.

જો તમે વિચાર કરી જોશો તો તમને સ્પષ્ટ દેખાશે કે પરમાત્માની દયાની નિરંતર અવિરત

વૃષ્ટિ થઈ રહી છે. આ વર્ષાની શીતળ અમીધારાનો આનંદ તેમને જ મળે છે કે જેઓ ભગવાનના શરણે થઈને તેમની દયા તરફ લક્ષ આપે છે. દયાની આવી અવિરત વૃષ્ટિ થતી રહેતી હોવા છતાં પણ પરમાત્માની દયાનો પ્રભાવ નહિ જાણવાના કારણે લોકો લાભ નથી ઉઠાવી શકતા. કેટલાક જણ તો મૂર્ખતાવશ છત્રી ઓઢી લે છે, તો કેટલાક ઘરમાં ભરાઈ જાય છે. કોઈ-કોઈ વાર પરમાત્માની વિશેષ દયાથી પૂર્વેનાં પુણ્યોના સંચયના કારણે તેમના પ્રેમ, પ્રભાવ, ગુણ અને રહસ્યની અમૃતરૂપ કથા વણમાગ્યે અને વિના-પ્રયત્ને આપમેળે જ આવી મળે છે, પરંતુ તેના તત્ત્વ-રહસ્યને નહિ સમજવાના કારણે તેને અવગણીને જે મનુષ્ય ચાલતો થાય છે તેનું તે આચરણ એ અમૃતરૂપી વર્ષાથી બચીને ઘરમાં ભરાઈ જવું ગણાય; અને કથામાં હાજર રહીને જે આળસ કરે છે અને ઊંઘ લે છે એ પોતાના ઉપર છત્રી ઓઢી લે છે એમ ગણાય.

પરમેશ્વરની દયા માટે તો શું કહેવું? સમસ્ત જીવોના માથા ઉપર નિરંતર તેમનો હાથ છે, પરંતુ અભાગિયા જીવ તે હાથને ત્યાંથી હટાવીને અળગો કરી દે છે.

જ્યારે આ જીવ કોઈ ભૂંડું કામ કરવા માટે તૈયાર થાય છે ત્યારે ઘણું કરીને તો તેના હૃદયમાંથી એવો અવાજ આવે છે કે 'આ ભૂંડું કામ છે.' આ પ્રકારની જે ચેતવણી મળે છે - એ ઈશ્વરનો માથા ઉપર હાથ છે. ઈશ્વર તેને સમયસર ચેતવી દે છે. એવું જણાય છે કે જાણે હૃદયમાં રહેલો કોઈ પુરુષ મનાઈ કરે છે કે 'આ કાર્ય ભૂંડું છે', પરંતુ કામ અને લોભને વશ થઈને ઈશ્વરની આજ્ઞાનો અનાદર કરીને તે ભૂંડા કામમાં પ્રવૃત્ત થઈ જ જાય છે - આ જ કૃપાસિંધુની કૃપાનો અનાદર છે, અર્થાત્ આપણા માથા ઉપર તેમનો જે હાથ છે તેને દૂર કરવો ગણાય.

પરમેશ્વર ઉત્તમ કાર્ય કરવા માટે પણ અવારનવાર આપણા હૃદયમાં પ્રેરણા કરે છે, તેથી ભજન-ધ્યાન, સેવા-સત્સંગ વગેરે કરવાની સ્ફુરણા થાય છે; પરંતુ આ જીવ તેની અવગણના કરીને સંસારના વિષયભોગોમાં અને પ્રમાદમાં જ જોડાઈ જાય છે - આ પણ દયામય પરમેશ્વરનો આપણા માથા ઉપર જે હાથ છે તેને દૂર કરવો ગણાય.

આ સિવાય, જ્યારે સંસારનાં ઐશ્વર્યો અર્થાત્ પત્ની, પુત્ર, ધન વગેરે આવી મળે છે કે જેને આપણે સુખ અને સંપત્તિનું નામ આપીએ છીએ તેમનામાં પણ અવારનવાર ક્ષય અને નાશનો ભાવ ઉત્પન્ન થાય છે અને તે પણ સ્વાભાવિક રીતે જ આપણને ક્ષણભંગુર અને નાશવંત પ્રતીત થાય છે. આવી પ્રતીતિ થવા છતાં પણ આપણે તેનો ત્યાગ કે સદુપયોગ કરતા નથી – એ પણ દયામય ઈશ્વરના હાથને આપણા માથા ઉપરથી દૂર કરવો ગણાય.

ઈશ્વરની પ્રાપ્તિના સાધનમાં અવરોધક એવાં સંસારનાં ધન-જન-માન-ઐશ્વર્ય વગેરેનો નાશ થયા પછી ફરીથી તે ક્ષણભંગુર, નાશવંત, દુઃખમય પદાર્થોની પ્રાપ્તિની ઈચ્છા કરવી - એ પણ દયામય ઈશ્વરનો હાથ આપણા માથા ઉપરથી દૂર કરવો ગણાય.

જ્યારે ભગવાનનાં નામ, રૂપ, ગુણ અને પ્રભાવની આપમેળે જ સ્ફુરણા થાય છે ત્યારે તો ખરેખર એમ સમજવું જોઈએ કે આ તેમની સૌથી વિશેષ દયા છે. આમ છતાં પણ આપણે તેમને ભૂલી જઈએ છીએ અને યાદ રાખવાનો

પ્રયત્ન નથી કરતા – એ પણ દયામય પરમેશ્વરની દયાનો હાથ આપણા માથા ઉપરથી દૂર કરવો ગણાય.

માટે, આપણે ભગવાનની દયાને ઓળખીએ અને સર્વ રીતે તેમના સંરક્ષણમાં રહીને હંમેશાં નિર્ભય અને પરમ સુખી થઈ જઈએ.



# ઈશ્વર સહાયક છે

ભગવદ્‌ભક્તિના પથ પર ચાલનારા પુરુષોએ પોતાના મનમાં ઘણો ઉત્સાહ રાખવો. એ વાતનું સદા સ્મરણ રાખવું કે સઘળાં વિઘ્નોનો નાશ કરનારા અને સાધનમાં નિરંતર સહાયતા કરનારા ભગવાન આપણી પાછળ ઊભા રહીને સદા આપણી રક્ષા કરે છે. રણભૂમિના સંગ્રામમાં પ્રવૃત્ત યોદ્ધાના મનમાં એ સ્મૃતિથી મહાન ઉત્સાહ ટકી રહેતો હોય છે કે મારી પાછળ વિશાળ સૈન્યને સાથે લઈને સેનાપતિ ઊભો છે. ભક્તને તો આનાથીયે અનંતગણો વધુ ઉત્સાહ હોવો જોઈએ. કેમકે એની પાછળ અનંત--શક્તિ-સંપન્ન ભગવાનનું બળ છે. શક્તિશાળી સૈન્યનો સહારો પામીને જો નિર્બળ પણ બળવાન બની જાય છે, જો કાયર પણ શૂરવીર જેવું કામ કરી બતાવે છે. નિર્બળ, નિરુત્સાહી મનુષ્ય એ વાતને સારી પેઠે સમજીને કે મારામાં ઘણી મોટી શત્રુ-સેનાનો સામનો કરવાની શક્તિ નથી, પણ શત્રુ-સેના કરતાં પોતાની સેનાને વધુ બળવાન જોઈને એના ભરોસે એ લડવાને તૈયાર થઈ જાય છે. તો પછી જેના ભગવાન સહાયક હોય એણે તો ભીષણ વિષય-સૈન્યને તુચ્છ સમજીને એના નાશ માટે સાવધ જ થઈ જવું જોઈએ. પરમાત્મા શ્રીકૃષ્ણ પોતાના પ્રેમી ભક્તોને આશ્વાસન આપતા આપતા ઘોષણા કરે છે–

**અનન્યાશ્ચિન્તયન્તો માં યે જનાઃ પર્યુપાસતે ।**
**તેષાં નિત્યાભિયુક્તાનાં યોગક્ષેમં વહામ્યહમ્ ॥**
(ગીતા ૯/૨૨)

'જે અનન્ય પ્રેમી ભક્તજનો મુજ પરમેશ્વરને નિરંતર ચિંતન કરતાં નિષ્કામભાવે ભજે છે, એ નિત્ય-નિરંતર મારું ચિંતન કરનારા ભક્તોના યોગક્ષેમનું હું પોતે વહન કરું છું.'

ભગવાનની આ ઘોષણા પર વિશ્વાસ કરીને અઘરામાં અઘરા માર્ગ પર અગ્રસર થવામાં પણ સંકોચ ન કરવો. શંખ, ચક્ર, ગદા વગેરે ધારણ કરનારા ભગવાન જ્યારે આપણા પ્રાપ્ત સાધનોની રક્ષા અને અપ્રાપ્તની પ્રાપ્તિ કરાવવાની પોતે જવાબદારી લઈ રહ્યા છે, જ્યારે ડગલે ને પગલે આપણને બચાવવા કાજે તૈયાર છે, ત્યારે આ ઘોર અંધકારમય સંસાર-અરણ્યમાંથી બહાર નીકળવા માટે આપણે જે સાધનામય પથનું અવલંબન કર્યું છે એમાં વિઘ્ન નાખનારા કામ-ક્રોધરૂપી સિંહ-વાઘ વગેરેથી પણ ડરવાની શી જરૂર છે? જ્યારે ભગવાન સદા-સર્વદા આપણી સાથે છે ત્યારે ડર શી વાતનો? જેમ નાનું બાળક માતાના ખોળામાં આવતાં જ પોતાને નિર્ભય અને નિશ્ચિંત માને છે, એ જ રીતે આપણે પણ પોતાને પરમ પિતા પરમાત્માના ખોળામાં રહેલા સમજીને નિર્ભય અને નિશ્ચિંત રહેવું. ભગવાન તો બળ, પ્રેમ, સુહૃદતા વગેરેમાં બધી રીતે સૌથી ચઢિયાતા છે. કેમકે, આ સઘળા સદ્‌ગુણો એ જ ગુણસાગરના તો ગુણ-કણ છે, માટે સઘળી જાતના શોક, ભય વગેરેને ત્યજીને ઘણા ઉત્સાહ અને ઉમંગ સાથે એક વીરની જેમ પોતાના અભીષ્ટ માર્ગ પર ઝડપથી અગ્રસર થવું. એ

સદા સ્મરણમાં રાખવું કે જે રીતે ભક્તપ્રવર અર્જુને ભગવાનની સહાયતાથી ભીષ્મ, દ્રોણ, કર્ણ વગેરે દ્વારા સુરક્ષિત અગિયાર અક્ષૌહિણી કૌરવ-સેનાનો વિધ્વંસ કરીને વિજય મેળવ્યો, એ જ રીતે એમની સહાયતાથી આપણે પણ કામ, ક્રોધ વગેરે રૂપી કૌરવસેનાનો સહજપણે જ વિનાશ કરીને પરમાત્માની પ્રાપ્તિરૂપી સાચા સ્વરાજને પામી શકીએ છીએ. બસ, ભગવાનને આપણું સાચું અવલંબન બનાવીને ભીમાર્જુનની જેમ પ્રાણ જતાં કરવા સુધીનું પ્રણ કરીને ભગવાનની આજ્ઞા મુજબ કાર્યક્ષેત્રમાં ઝંપલાવવા જેટલી જ વાર છે.



## પ્રેમથી જ પરમાત્માને મેળવી શકાય છે

મનુષ્ય પોતાના સ્વભાવથી જ દુઃખો તરફ વૈરાગ્ય અને આનંદ તરફ પ્રેમનો ભાવ રાખતો આવ્યો છે. આ જગતમાં કોઈ પણ માણસ એવી તો ઇચ્છા નહિ જ કરે કે મને દુઃખ મળે અને સુખ મળે જ નહિ. પરંતુ ભૂલથી તે દુઃખોથી ભરેલી ચીજોમાં સુખ માની લઈને તેમાં ફસાઈ જતો હોય છે. પારધી પંખીને પકડવાને માટે દાણા વિખેરે છે. મૂર્ખ પક્ષી એમને ફસવાનું સાધન ન સમજીને એમને સુખ માની લે છે. અગ્નિને રમણીય અને સુખરૂપ માનીને પતંગિયું એમાં પડી બળીને મરી જાય છે, એ જ રીતે આપણે લોકો પણ પ્રકૃતિએ ફેલાવેલ આ જાળને સુખરૂપ સમજીને ફસાઈ જઈએ છીએ. જેમ કે કોઈ સમજુ પંખી બીજા પંખીને ફસાયેલા સમજીને દાણાના મોહવશ થઈ જાળમાં ફસાતું નથી. એ જ રીતે જ્ઞાની પુરુષોનું પણ એવું જ છે, તેઓ એ રીતે ભોગોમાં ફસાતા નથી હોતા; પરંતુ અજ્ઞાનીઓ ફસાઈ જાય છે અને વારંવાર દુઃખો ભોગવે છે. સિંહ, વાઘ વગેરે પશુઓ એટલા બધા દુઃખ આપનારાં નથી કે જેટલું દુઃખ સ્ત્રી, પુત્ર, ધન, માન, શરીર વગેરે વિષયો તરફની આસક્તિ આપે છે. તેઓ બધાં જ મોહને કારણે લાગે છે તો રમણીય, પણ પરિણામે તો દુઃખથી ભરેલાં જ છે.

આ બધા પદાર્થોમાં પણ કોઈ કાયમનું તો છે નહિ. જે સ્થાયી નથી, તે છેવટે તો જુદાં પડતાં દુઃખ ઉપજાવનારું જ હોય છે. તેમના સેવનમાં પણ સુખ નથી. એક વાર ગળ્યું સારું જ લાગે છે, પણ વધારે ખાવાથી અરુચિ પેદા થઈ જાય છે. એ પ્રમાણે જ સ્ત્રી વગેરે પદાર્થો પણ ધીરે ધીરે અરુચિકર માલૂમ પડતા જાય છે. ધનમાં પણ સુખ નથી. માની લો કે એક માણસ પાસે લાખો રૂપિયા થઈ ગયા છે. તેણે મકાન, મોટર વગેરે ખરીદીને ઘણી મોજમજા ઉડાડી. ભાગ્ય રૂઠ્યું અને બધું ધન નાશ પામ્યું. મજાનો બધો સમાન ચાલ્યો ગયો; અને તેને હવે પેલી જૂની વાતો યાદ આવતાં જ દારુણ દુઃખ ઊપજે છે. બીજા ધનવાનોને મોજ-મજા કરતા અને આવતા-જતા આનંદ કરતા જોઈને તેનું ચિત્ત બળવા લાગે છે. એ પ્રમાણે જ સ્ત્રી-સંભોગ વગેરેથી ધાતુક્ષીણ જેવી બીમારીઓ આવતાં ભયંકર ક્લેશ ઊપજે છે. વિચાર કરે છે, આ બીમારીમાંથી સારો થઈ જાઉં પછી આવું નહિ કરું, પરંતુ મોહથી વશ થયેલો તો પાછો એ જ રીતે આગળ વધે છે. આ રીતે પરલોકના ભોગ પણ દુઃખરૂપ જ છે. ધન કમાવા માટે, તેની રક્ષા કરવા માટે, લગાડવામાં, લાગી જવામાં અને જુદાં પડતાં ક્લેશ જ થાય

છે. ધન પેદા કરવામાં ઘણો અન્યાય કરવો પડે છે. મન તો ઘણી વાર રોકતું હોય છે, પણ લોભવૃત્તિ એટલી પ્રબળ હોય છે કે તે દબાણ કરે છે અને કહે છે કે તું એકવાર આમ કરી લે, પછીથી નહિ કરીએ. એક પ્રકારની દુવિધા જન્મે છે, હૃદયમાં યુદ્ધ જામી જાય છે. સાત્ત્વિક તથા તામસી વૃત્તિઓ અંદરો અંદર લડવા લાગે છે. ઘણી ખરાબ સ્થિતિ ઊભી થાય છે. છેવટે તો જેમ બિલાડી કબૂતરને દબાવી લે છે તેમ તામસી વૃત્તિ તેને દબાવી લે છે. ઘણા ઓછા પુરુષો જ એનાથી બચી જાય છે. ધન એકઠું કરી લીધા પછી તેનું રક્ષણ કરવામાં ઘણો પરિશ્રમ પડે છે. હાથથી તો કોઈનેય આપી શકાતું નથી. એમ કરતાં કરતાં છેવટે મરણ નજીક આવી જાય છે ત્યારે વિચારવા લાગે છે કે 'અરે! મેં આ શું કર્યું? નકામું ધન કમાયો, હવે તે છોડીને જવું પડશે. આ પ્રમાણે દુઃખના સાગરમાં ગોથાં-ખાતાં-ખાતાં છેવટે તે મરી જાય છે. મતલબ કે આ સંસારના બધા ભોગો મધ ચોપડેલા ઝેર સરખા છે. એ બધા માત્ર જોવા પૂરતા જ સારા છે તથા તેમાં સમજવા પૂરતું જ સુખ છે. આ તો છે માત્ર મૃગતૃષ્ણા, તેમાં ક્યાંય પણ આનંદનો અંશમાત્ર પણ નથી. તો પછી તેમાં આસક્તિ રાખી પ્રેમ કેળવવો તે માત્ર મૂર્ખામી નથી તો બીજું છે શું? સાચું સુખ તો છે માત્ર એક પરમાત્મામાં જ. તે જ પરમ આનંદસ્વરૂપ છે - એ જ સંત, મહાત્મા અને શાસ્ત્રોનું કથન પણ છે. આ સુખની સામે ત્રૈલોક્યનું રાજ્ય પણ તુચ્છ છે. શ્રીમદ્ભગવદ્ગીતામાં કહ્યું છે—

**યં લબ્ધ્વા ચાપરં લાભં મન્યતે નાધિકં તતઃ ।**
**યસ્મિન્ સ્થિતો ન દુઃખેન ગુરુણાપિ વિચાલ્યતે ॥**
(૬/૨૨)

'પરમાત્માની પ્રાપ્તિરૂપી જે લાભને પામીને એનાથી વધુ બીજા કશા લાભને નથી માનતો અને પરમાત્મપ્રાપ્તિસ્વરૂપ જે અવસ્થામાં રહેલો યોગી ઘણા ભારે દુઃખથી પણ વિચલિત નથી થતો.'

આ આનંદ પ્રાપ્ત થતાં જો શરીરના ટુકડે ટુકડા પણ કરી નાખવામાં આવે તોપણ એ વિચલિત થતો નથી. ઘરબાર વગેરે સર્વનો સર્વનાશ થઈ જાય તોપણ તેના આનંદમાં કોઈ પણ જાતની ઓછપ થતી નથી. તે તો એ પરમાત્માને પામીને પોતે જ પરમાનંદરૂપ બની જાય છે. તેને પછી કોઈ જ વસ્તુની થોડી અમથી પણ જરૂરિયાત રહેતી નથી.

**યાવાનર્થ ઉદપાને સર્વતઃ સંપ્લુતોદકે ।**
(ગીતા ૨/૪૬)

જે રીતે બધી તરફથી જળ પ્રાપ્ત થાય, પછી કૂવાની જરૂર રહેતી નથી, તે જ પ્રમાણે એ બ્રહ્માનંદની પ્રાપ્તિ થઈ જતાં બીજી કોઈ વસ્તુની જરૂર રહેતી નથી. આ પ્રમાણે તો અતુલ આનંદ પ્રેમથી જ મળી શકે છે. અને તેથી જ સ્ત્રી, પુત્ર, ધન, માન વગેરે અનર્થકારી અને દુઃખદાયી પદાર્થોમાંથી આસક્તિ છોડી દઈને તે આનંદમય સાથે પ્રેમ વધારવો જોઈએ, જેથી તે અખંડ, એકરસ, પરમાનંદની પ્રાપ્તિ થઈ શકે. આ વિવેચનથી એ વાત સિદ્ધ થાય છે કે સંસારમાં વૈરાગ્ય અને પરમાત્માને પ્રેમ કરીશું તો જ કલ્યાણ સંભવ છે.

## પ્રેમનું સ્વરૂપ શું છે?

ખરેખર તો પ્રેમનું સ્વરૂપ અનિર્વચનીય છે. કંઈ કહી શકાય તેમ નથી, પરંતુ તેનું થોડું અનુમાન જરૂર થઈ શકે તેમ છે. પ્રેમ થતાં પ્રેમ કરવાને માટે કહેવામાં આવતું નથી. લોભીને એવું તો કહેવાની જરૂર નથી પડતી

કે તમે રૂપિયાને પ્રેમ કરો. ક્યારેય બાપ-દાદાએ પારસ નજરે જોયું ન હોય તોપણ લોભીને પારસ માટે પ્રેમ હોય છે. તેનું નામ સાંભળતાંની સાથે જ તેનું મોં ખીલી ઊઠે છે. એ જ રીતે લોભીને ધનની અને કામી પુરુષને સુંદર સ્ત્રીઓની વાતો સાંભળવી ગમે છે, તે જ રીતે ભગવત્પ્રેમીજનને ભગવાનની વાતો સાંભળવી ઘણી જ વહાલી લાગે છે. જેવી રીતે આપણા કોઈ પ્યારા મિત્રનું નામ સાંભળીને તરત જ મન તે તરફ દોડી જાય છે અને તેની વાતો સાંભળવી ખૂબ ગમતી હોય છે, આપણે એ રીતે ભગવત્પ્રેમીને પણ ભગવાનની વાતો સાંભળવી સારી લાગે છે. પ્રેમ અને મોહમાં ઘણું મોટું અંતર છે. પ્રેમ વિશુદ્ધ છે, મોહ કામનાથી કલંકિત છે. મોહમાં સ્વાર્થ છે, તે છૂટી જાય છે. પ્રેમ સ્વાર્થ વગરનો હોવાથી તે નિત્ય છે. બાળકને માતામાં એક પ્રકારનો મોહ હોય છે. તે કારણે જ તે માતા પાસે રહેવાની ઇચ્છા રાખતું હોય છે; પરંતુ સાથોસાથ તેની આજ્ઞા મુજબ કામ કરવા માટે પણ સદાય તત્પર રહે છે. પ્રેમમાં આવું નથી થતું. ત્યાં તો પોતાના પ્રેમાસ્પદને કેવી રીતે સુખ પહોંચે, કેવી રીતે તેનું કોઈ કાર્ય હું જ કરી આપું, એવી વાતની ખોજમાં પ્રેમી રહેતો હોય છે. પરંતુ એવા તો ઘણા જ ઓછા લોકો હોવાના. ભગવાન અને તેમના ભક્તોમાં જ આવા ભાવ ઘણુંખરું જોવા મળે છે.

**હેતુ રહિત જગ જુગ ઉપકારી।**
**તુમ્હ તુમ્હાર સેવક અસુરારી॥**
**ઉમા રામ સમ હિત જગ માહીં।**
**ગુરુ પિતુ માતુ બંધુ પ્રભુ નાહીં॥**
**સુર નર મુનિ સબ કૈ યહ રીતી।**
**સ્વારથ લાગિ કરહિં સબ પ્રીતી॥**

ભગવાન રામ મિત્રતાનાં લક્ષણ બતાવતાં સુગ્રીવને આ પ્રમાણે કહે છે—

**જે ન મિત્ર દુખ હોહિં દુખારી।**
**તિન્હહિ બિલોકત પાતક ભારી॥**
**નિજ દુખ ગિરિ સમ રજ કરિ જાના।**
**મિત્રક દુખ રજ મેરુ સમાના॥**
**જિન્હ કેં અસિ મતિ સહજ ન આઈ।**
**તે સઠ કત હઠિ કરત મિતાઈ॥**
**કુપથ નિવારિ સુપંથ ચલાવા।**
**ગુન પ્રગટૈ અવગુનન્હિ દુરાવા॥**
**દેત લેત મન સંક ન ધરઈ।**
**બલ અનુમાન સદા હિત કરઈ॥**
**બિપતિ કાલ કર સતગુન નેહા।**
**શ્રુતિ કહ સંત મિત્ર ગુન એહા॥**
**સખા સોચ ત્યાગહુ બલ મોરેં।**
**સબ બિધિ ઘટબ કાજ મૈં તોરેં॥**

ભગવાને એને આ રીતે જ નભાવ્યો. સીતાજીના વિરહ-દુઃખને સહન કરીને પહેલાં તેમણે સુગ્રીવના દારુણ દુઃખને દૂર કર્યું.

શુદ્ધ પ્રેમ કેવળ સજ્જનોમાં જ જોવા મળે છે, સંસારમાં મોહ અને કામ જ વિશેષ છે. ભાઈ અને પત્ની ઘણો પ્રેમ કરતાં હોય છે, એમ આપણને લાગે છે, તેમાં પણ મોહ જ રહેલો છે. જો એમ ન હોત તો તેના મન પ્રમાણે જ તેમનાં આચરણ પણ હોત. જે વાતે તે સુખી થાય છે, એ વાતને જ તેઓ માનતા હોત અને તે પ્રમાણે જ કરતાં હોત, તે ખાદી પહેરે છે અને તેને સારી કહે છે, તો તેનો પુત્ર, ભાઈ કે તેની સ્ત્રી પણ ખાદી જ પહેરતાં હોત. પણ એવું બને છે ઘણું જ ઓછું. કારણ એ છે કે પ્રેમ ઓછો છે, મોહ અથવા કામ વિશેષ છે. એનાથી તેનાં આચરણ પોતાની ઇચ્છા પ્રમાણેનાં થાય છે. આવી સ્ત્રી પતિને પોતાના સુખની

પ્રાપ્તિને માટે જ પ્રેમ કરે છે, પતિના સુખને માટે નહિ. તેનું નામ પ્રેમ નથી. ભગવાન માટે આવો મોહ ઉત્પન્ન થવો એ પણ ઉત્તમ તો છે, પરંતુ પ્રેમ એ તો કોઈ જુદી જ વસ્તુ છે. પ્રેમમાં પણ જો વિશુદ્ધ ભાવ હોય તો તેનું તો શું કહેવું? વાસ્તવમાં સાધકને માટે આવો પ્રેમ સુગમ છે. રૂપિયાના પ્રેમ કરતાં એમાં ઓછો પરિશ્રમ છે. કારણ કે રૂપિયાના પ્રેમમાં તો કેવળ આપણે જ પ્રેમ કરીએ છીએ. રૂપિયો તો જડ વસ્તુ છે અને તેથી તે આપણને પ્રેમ નથી કરી શકતો. પરંતુ ભગવાન તો જડ વસ્તુ નથી, પરમ પ્રેમી છે. આપણે જેટલો પ્રેમ કરતા હોઈએ છીએ તેનાથી ઘણો બધો વધારે તે આપણને કરતા હોય છે. આથી તેમાં શીઘ્રતાથી સિદ્ધિ પ્રાપ્ત થાય છે, એ પ્રમાણે જ મહાત્માઓનો પ્રેમ પણ આપણા જ હિતને માટે હોય છે. આપણે જો એક વાર પ્રેમ કરવા ઇચ્છીએ છીએ તો તેઓ ચાર વાર કરતા હોય છે. તેમાં એમનો કોઈ જ સ્વાર્થ હોતો નથી.

માતાના પ્રેમમાં પણ મોહ તથા કામ રહેલાં છે. શ્રાદ્ધપિંડ અને સેવા વગેરેનો સ્વાર્થ રહેલો હોય છે. કેટલાકમાં કેવળ માત્ર મોહ જ હોય છે. જેમ કે એક ઘરડાં માજી છે. તેનો એક પૌત્ર છે. તે એના ઉપર અપાર સ્નેહ રાખે છે, તેને કોઈ ફળની આશા નથી જ; કારણ તે જાણે છે કે તેના મોટાં થતાં સુધીમાં તો તે આ સંસાર છોડી જવાની છે, એ વાત તે બરાબર જાણે છે. એ પ્રમાણે જ બીજી એક માતા છે કે જેને દુરાચારી, કુટિલ, માતા-પિતા અને પરિવારને હેરાન કરનારો કુપુત્ર છે. તેણે ચોરી કરી, તે જેલ ગયો. માતા તેના માટે રુદન કરે છે જેની પાસેથી કોઈ પણ પ્રકારનાં સુખની સહેજ પણ આશા નથી. આમ હોવા છતાં પણ તેને મુક્ત કરાવવા માટે પૂરતો પ્રયત્ન કરે છે; કારણ એટલું જ છે કે પુત્રમાં તેનો મોહ છે. પ્રેમ એથી વિલક્ષણ છે. પરમાત્મામાં સ્વાર્થ વગરનો અનન્ય પ્રેમ હોવાથી જ પરમ લાભ થતો હોય છે. પ્રેમ છે, પણ નિષ્કામ. પરંતુ થોડો છે તો તેનાથી ભગવત્-પ્રાપ્તિ જલદીથી ન થાય. વિશુદ્ધ તેમજ અનન્ય પ્રેમ જ ભગવત્પ્રાપ્તિનું મૂલ્ય છે. સ્ત્રી-પુત્ર વગેરે ભોગ-પદાર્થો તેમજ સ્વર્ગ-સુખને માટે જ પ્રેમ છે. તે પ્રેમ ભગવાન સાથે નથી, પણ ભોગોને માટે છે. જોકે મુક્તિને માટે પ્રેમ હોવો સારો ગણાય, પરંતુ સર્વોચ્ચ પ્રેમ તો એને જ કહેવાય છે, જે કેવળ પ્રેમને માટે જ હોય છે અને તેનું જ નામ વિશુદ્ધ પ્રેમ છે. કોઈ સંત કે સત્સંગીઓનો પ્રેમ પણ જે પરસ્પરનો હોય છે, તેને પણ બિલકુલ નિઃસ્વાર્થ તો નહિ કહી શકીએ. નિઃસ્વાર્થ હોત તો સંત એમ શા માટે કહેત કે સત્સંગમાં વધારે માણસો આવે અને બરાબર સમયસર આવે. એનાથી સમજી શકાય છે કે કંઈક સ્વાર્થ હોય છે. કોઈ આવે છે ધનને માટે, કોઈ આવે છે ભજન-ધ્યાન વધારવાના આશયથી, કોઈ આવે છે માન-મોટાઈને માટે, તો વળી કોઈ એમ સમજતા હોય છે કે કંઈક ને કંઈક લાભ તો જરૂર થવાનો જ છે. આ પ્રમાણે સ્વાર્થ રહેતો હોય છે. જો સત્સંગીઓની વિરુદ્ધમાં કંઈક કહેવામાં પણ આવે તો તેઓ સાંભળતાં જ હોતા નથી, બિલકુલ બેપરવાહીથી વર્તે છે. જો સંત કોઈ ઉદ્દેશથી પોતાના સ્વાર્થની વાત કરે તો લોકો સાંભળી લેતા હોય છે. પણ છેવટે તો ઘૃણા જ થઈ જાય છે. ભક્તિના પ્રચારમાં પણ જો પ્રચારનો સ્વાર્થ નજરે પડે તો લોકો તરત જ તેને છોડી દે છે. સંત દ્વારા અચાનક લેવામાં આવેલી પરીક્ષામાં તો કદાચ જ કોઈ ઉત્તીર્ણ થાય છે. કદાચ લોકો તેને પાગલ

સમજી લે અથવા સ્વાર્થી, અને છેવટે તેને છોડી પણ દે. એક દૃષ્ટાંત છે–

કોઈ એક ગામમાં બે સાધક રહેતા હતા. તેઓ રોજ ગામમાંથી રોટલા માંગી લાવતા હતા અને ગામથી બહાર કોઈ વૃક્ષ નીચે બેસીને તેઓ એક વખત ખાઈ લેતા. અને પછી ત્યાં જ રાત-દિવસ ભજન-ધ્યાનમાં મસ્ત રહેતા હતા. તેમના ભજનની મસ્તી જોઈને લોકો તેમની પાસે આવવા-જવા લાગ્યા. ગામમાં તેમની કીર્તિ બરાબર ફેલાઈ ગઈ. રાજાના કાને વાત પહોંચી ગઈ. રાજા પણ દર્શન કરવાનો વિચાર કરવા લાગ્યો. લોકોએ આવીને એ બેને જણાવ્યું કે, આજે તો આપનાં દર્શન કરવા મહારાજા પોતે જ પધારી રહ્યા છે.' એ બેય જણે વિચાર્યું કે આ તો મોટી આફત આવી. સાધકો ક્યાંયથી પણ જો માન-મોટાઈ પામવા લાગશે અને જો તેમાં તેમનું મન ચોંટશે તો તેમના પતનમાં જરાય વાર નથી લાગતી. આવો વિચાર કરીને તે લોકોએ રાજાની સવારી દૂરથી જોતાં જ રોટલાની બાબતમાં અંદરોઅંદર ઝઘડવાનું શરૂ કરી દીધું. એટલામાં તો રાજાની સવારી ત્યાં સુધી આવી પહોંચી. તે લોકોને પાતળી કે જાડી, અથવા તો એક-એક કે અડધી-અડધી રોટલીને માટે લડતા જોઈને રાજાએ પોતાના મનમાં જ સમજી લીધું કે અહીં કોઈ સાર છે જ નહિ. રાજા ત્યાંથી પાછો વળી ગયો. સ્વાર્થના બનાવટી દૃશ્યથી પણ જ્યારે પ્રેમ દૂર ભાગે છે ત્યારે અસલી સ્વાર્થમાં તો પ્રેમ રહી જ કેવી રીતે શકે? બિલકુલ અસંભવિત છે. એટલા માટે પરમાત્મા સાથે તો સ્વાર્થરહિત પ્રેમ જ કરવો જોઈએ. સાચા અને અનન્ય એવા વિશુદ્ધ પ્રેમના જેવી બીજી કોઈ જ વસ્તુ જગતમાં નથી. પરમાત્મા તેનાથી જ મળે છે. તે જ એની કિંમત છે. જ્યારે એ પ્રેમ જાગૃત થાય છે, ત્યાર પછી તો એક ઈશ્વર સિવાય બીજી કોઈ જ વસ્તુ તેને સારી લાગતી જ નથી હોતી. આપણે લોકો ભગવાનની પૂજા કરીએ છીએ, તેઓ ગ્રહણ નથી કરતા. શું કારણ હોઈ શકે? પ્રેમ નથી. જો પ્રેમ હોય તો તેઓ અવશ્ય ગ્રહણ કરે જ. ગીતામાં ભગવાને પોતાના જ શ્રીમુખે આમ કહ્યું છે–

**પત્રં પુષ્પં ફલં તોયં યો મે ભક્ત્યા પ્રયચ્છતિ ।**
**તદહં ભક્ત્યુપહૃતમશ્નામિ પ્રયતાત્મનઃ ॥**
(૯/૨૬)

ભગવાન આપણાં ફળ-ફૂલ અને પાંદડાના ભૂખ્યા નથી જ, તે તો ભૂખ્યા છે પ્રેમના. તેઓ શોધે છે દુનિયામાં કોઈ સાચા પ્રેમીને. સાચો પ્રેમી તો એ છે જે ભગવાનને માટે પોતાની ખાલ ઉધેડતા એના રોમ-રોમથી સ્વાભાવિક પ્રસન્નતા ઝળહળતી હોય, જે વસ્તુઓને તે પોતાની માને છે, તેને પ્રભુ સ્વીકારી લે છે, તેથી તેને ઘણી જ પ્રસન્નતા થાય છે. તે એમ માને છે કે તેનાથી તેનો અહંકાર ચાલ્યો ગયો. વાત પણ સાચી છે. જે વસ્તુને માણસ પોતાની ગણે છે તેને કોઈ-કોઈ શ્રેષ્ઠ પુરુષો પણ સ્વીકારતા નથી હોતા, તો ભગવાન તો કેવી રીતે તેનો સ્વીકાર કરી લેશે? જો ભગવાને આપણી આપેલી વસ્તુ સ્વીકારી લીધી તો આપણો અહંકાર જરૂર ગયો. ખરેખર તો બધું ભગવાનનું જ છે. આપણે ભૂલથી તે બધું આપણું ગણતા હોઈએ છીએ. આ ભાવને દૂર કરવાની જરૂર છે. જે દિવસે વસ્તુઓ સાથે આપણને પણ ભગવાને અપનાવી લીધા, સમજી લેજો કે તે દિવસે ભગવાન આપણા થઈ ગયા.

જ્યારે ભગવાનમાં વિશુદ્ધ પ્રેમ જન્મે છે ત્યાર પછી તો સંસારમાં કોઈનાય તરફ વિશેષ

પ્રેમ કે ભય નથી રહેતા અને કોઈ પણ જાતના અપમાનની પણ પરવા તેને રહેતી નથી. જેવી રીતે મહાભયંકર પૂરમાં ગંગાકિનારે બધાં જ વૃક્ષો તણાઈ જાય છે, એવી જ રીતે પ્રેમની પ્રબળ ધારામાં માન, અપમાન વગેરે બધું જ વહી જાય છે, જેવી રીતે ધ્યાનમાં બેઠેલા યોગીની વૃત્તિ ભગવાનની સામે જ વહે છે. એ જ રીતે પ્રેમધારા પણ ભગવાનની અભિમુખ થઈને વહ્યા કરે છે. આ અવસ્થાનો આનંદ વર્ણનાતીત છે. તેમાં અહંકારથી ઉત્પન્ન થનાર લાજ, ભય, માન વગેરે જાતના બધા જ દોષ ચાલ્યા જાય છે, બધાં જ દ્વન્દ્વ મટી જાય છે. પ્રેમી માત્ર એક શબના જેવો થઈ જાય છે. ભગવાન પણ સદાય આવા પ્રેમીના આધીન રહેતા હોય છે, જે પ્રભુને પોતાનું સર્વસ્વ અર્પણ કરી દેતો હોય છે, ભગવાન પણ તેને પોતાનું સર્વસ્વ સોંપી દે છે. પ્રેમ વધતાં શરીરમાં રોમાંચ થાય છે, જેમ પૂર્ણિમાના ચંદ્રને જોઈ સમુદ્રમાં ભરતી આવે છે. તે જ પ્રમાણે ભગવાનના મોહન-મુખકમળને જોઈ પ્રેમીભક્તના હૃદયમાં પણ આનંદની લહેરો ઊછળવા લાગે છે. તેના હૃદયમાં પ્રેમનો સાગર ઊભરાય છે, અને તેમાં સમાતો નથી. કંઠાવરોધ થઈ જાય છે, અને છેવટે ભ્રૂકુટિ તથા બ્રહ્માંડ સુધી પહોંચીને તે પ્રેમીને બેહોશ બનાવી દે છે. તેની સ્થિતિ અચળ પ્રતિમાના જેવી થઈ જાય છે.

જ્યારે ભગવાનને માટે વ્યાકુળતા થઈ આવે છે ત્યારે ભગવાન પણ ભક્તને માટે વ્યાકુળ થઈ જાય છે. સીતા અશોકવાટિકામાં રામને માટે વિલાપ કરી રહ્યાં છે, તો રામજી પણ સીતાજી માટે વ્યાકુળ થઈને તેને વન-વનમાં ખોળતા ભમી રહ્યા છે.

જો આજે આપણે ભગવતી રુક્મિણી અથવા તો દ્રૌપદીની જેમ વ્યાકુળ થઈએ તો ભગવાન પણ એ પ્રમાણે જ વ્યાકુળ થઈને આપણને દર્શન આપવા માટે જરૂર પધારશે. ભગવાન વિધિથી પ્રસન્ન થતા નથી, તેમને તો સાચો પ્રેમ જોઈએ છે. પ્રેમમાં કોઈ જ નિયમની જરૂર નથી જ. જે નિયમોથી જકડાયો છે તે ઉચ્ચ પ્રેમ નથી. પ્રેમમાં નીતિ, માન વગેરેનો સંપૂર્ણપણે સ્વાભાવિક રીતે જ અભાવ હોય છે. નિયમ તોડવા પડતા નથી, આપમેળે તૂટી જતા હોય છે. આવી સ્થિતિમાં સાચો પ્રેમ ખીલી ઊઠે છે. અહીં કોઈ પણ જાતના બનાવટી શણગાર નથી થતા. ભક્ત પ્રેમરૂપ બનીને ભગવાનમાં એકરૂપ થઈ જાય છે. આ જ વિશુદ્ધ પ્રેમ છે. ભગવાનનું આ જ સાચું સ્વરૂપ છે. ભાગ્યવતી ગોપીઓમાં પણ આવો જ સાચો પ્રેમ હતો. તેમના પ્રેમને જોઈને તો જડ જીવો પણ પીગળી જતા હતા, તો પછી માણસની તો વાત જ શું કરીએ? તે પ્રેમ-વિહ્વળતાથી ઓતપ્રોત થયેલી હવા પણ પ્રેમનો પ્રવાહ વહેવડાવે છે. જે જગ્યાએ પ્રેમી વિચરણ કરે છે, ત્યાંની બધી જ વસ્તુઓ પ્રેમમય બની જતી હોય છે. પ્રેમે જેને સ્પર્શ કર્યો હોય છે તે જગ્યા તેમજ તેના ચરણોને અડી છે તે ધૂળ પણ પ્રેમસ્વરૂપ બની જાય છે. આ રહસ્યને સાચા ભગવત્પ્રેમી હોય તે જ જાણી શકે છે. આવો પ્રેમ એક ભગવાન સિવાય બીજા કોઈનામાં હોતો નથી. જે પ્રેમને સાંભળી ઉદ્ધવજી પ્રેમના પ્રવાહમાં વહેવા લાગ્યા હતા, જો આપણે પણ તે બરાબર સાંભળીએ તો આપણી પણ એવી જ સ્થિતિ થઈ જાય. પણ તે ક્યાં સાંભળવા મળે? બનાવટી વેશ ધરવામાં આ વાત નથી બની શકતી. સાચેસાચ વાસ્તવિક બને તો જ થઈ શકે છે.

સુંદરીના કામ-કટાક્ષોથી ઘાયલ થયેલો માણસ હોય, તો તેને બધે જ જગતભરમાં સ્ત્રી

અને સ્ત્રી જ દેખાવા લાગે છે અને તે એમાં જ ખરો આનંદ માનતો માનતો પાગલની જેમ ફર્યા કરે છે, જે ખરેખર એક નકામી એવી તુચ્છ વાત ગણાય. હવે જુઓ, જેને તે પરમાનંદસ્વરૂપ પરમાત્મા એવા શ્યામસુંદરનાં કટાક્ષબાણ વાગ્યાં હોય, તેની ભલા કેવી સ્થિતિ થશે? તે કેવા આનંદમાં મતવાલો થશે? તેને જગતમાં શું દેખાતું હશે? આ વાત નથી આવતી કલ્પનામાં કે નથી કોઈ એવી ચીજ મળતી કે જેની સાથે તેની તુલના કરી શકાય. જો આને ધૂળનો કણ અને તેને પૃથ્વી અથવા આને દર્પણમાંનો સૂર્ય અને તેને સાચો સૂર્ય કહીએ તોપણ તે ઉચિત સરખામણી નહીં બને. આમ પણ તે આનંદનું અનુમાન પણ લગાવી નહિ શકીએ. ખરેખર તો એ ભગવત્પ્રેમી બરફની પૂતળીની માફક ભગવત્-સ્વરૂપ જ બની જાય છે. તેનાથી ભગવાનના સ્વરૂપનું વર્ણન કરવાની આશા રાખી શકાતી નથી, કારણ કે તે ભગવાનથી અલગ રહેતો જ નથી અને બીજું કોઈ બતાવવા સમર્થ નથી. જોકે પરમેશ્વરની પ્રાપ્તિ પછી પણ પ્રેમીનો પૂર્વદેહ આપણને દૃષ્ટિગોચર તો થાય છે, પરંતુ તે તો પ્રેમસ્વરૂપ છે, તે જે તરફ જાય છે, ત્યાં જ પ્રેમ વર્ષા કરે છે. વર્ષાની જેમ તેની દૃષ્ટિ જ લોકોને પ્રેમસુધાથી ભીંજવી દે છે. આવા પુરુષોનાં દર્શન પણ મુશ્કેલ છે, પછી ભગવાનનાં દર્શનનું તો શું કહેવું? પરંતુ પ્રેમ હોવાથી તેનું પ્રાપ્ત થવું એ પણ સહજ છે. ભગવાન તો દયામય છે. જો તેઓ આપણાં કર્મો પ્રત્યે ધ્યાન આપે તો આપણો ઉદ્ધાર મુશ્કેલ છે. પણ તેઓ આમ કરતા હોતા નથી. તેઓ તો પ્રેમના બદલામાં પોતાની જાતને વેચી દે છે. આ વાત જે જાણી લે છે, તે તો તેમના શરણે જઈને તેમને પ્રાપ્ત કરી જ લે છે.

ભગવાન શ્રીરામજીના પ્રેમમાં મત્ત ભાઈ ભરત જ્યારે ચિત્રકૂટ તરફ જઈ રહ્યો હતો, ત્યારે તેના પ્રેમને જોઈને જડ ચેતનરૂપ અને ચેતન જડરૂપ બની ગયા હતા. જ્યારે ભરતનાં દર્શનમાત્રથી જડ ચેતન અને ચેતન જડ બની જાય, તો પછી સ્વયં ભરતની તો કેવી સ્થિતિ થઈ હશે તે તો ભરત જ જાણે ને! આ પ્રમાણેનો સ્વાર્થ વગરનો પ્રેમ જ શુદ્ધ, અલૌકિક અને ઉજ્જ્વળ પ્રેમ કહેવાય છે. તેમાં નથી તો કોઈ પણ જાતની મલિનતા કે નથી કોઈ પણ જાતનો વ્યભિચાર. એ તો છે દેદીપ્યમાન પ્રકાશ, સૂર્યના જેવો નહિ, પરંતુ પરમ જ્ઞાનમય નિર્મળ જ્યોતિથી યુક્ત, અમૃત કરતાંય વિશેષ અમર કરનારો તથા સ્વાદિષ્ટ છે. આ જ સાચા આનંદના સત્ય સ્વરૂપને માટે આપણે પ્રયત્ન કરવાનો છે. ક્ષણિક સુખ આપનાર ભોગોથી તો ખરેખર દુઃખ જ મળે છે, વૈરાગ્ય જગવીને અને એ પ્રેમમય પરમાત્મામાં મન પરોવી તેમને જ પ્રેમ કરવો જોઈએ. જે દિવસે આપણા પ્રેમનું અવિચ્છિન્ન સ્વરૂપ થશે તે જ દિવસે પરમાત્માની પ્રાપ્તિ અવશ્ય થઈ જશે જ. આથી જો પાઠક-પાઠિકાગણ આ વાત ઉપર સંપૂર્ણ વિશ્વાસ ધરાવતા હોય અને તેમને પરમેશ્વર-પ્રાપ્તિની સાધનામાં તત્પર હોવાથી પરમેશ્વર પ્રાપ્ત થવાની સંપૂર્ણ આશા હોય તો સાચા દિલથી આ અનિત્ય, દુઃખરૂપ ભ્રાન્તિમાત્રથી જોવામાં આવી રહેલા સાંસારિક ભોગોને મનથી ત્યજી દઈ તે બધામાંથી સંપૂર્ણ વૃત્તિઓને ખેંચી લઈ પેલા શુદ્ધ સચ્ચિદાનંદઘન પરમાત્મામાં જ મનને અનન્ય પ્રેમભાવથી પરોવવામાં સુસજ્જ થઈ જવું જોઈએ. પરમાત્માને મેળવવા માટે પ્રેમ એ જ એક મુખ્ય ઉપાય છે.

—★—

# પ્રેમનું સાચું સ્વરૂપ

પરમ દયાળુ પરમાત્માની કૃપાથી આજે 'પ્રેમ' વિશે કંઈક લખવાનું સાહસ કરી રહ્યો છું. જોકે આ વિષયમાં હું પોતાને અસમર્થ માનું છું, કારણ કે પ્રેમના ખરેખરા મહિમા વિશે તો તે જ મહાનુભાવ કંઈક લખી શકે કે જેઓ ભગવાનના પવિત્રતમ પ્રેમના રસસમુદ્રમાં નિમગ્ન થઈ ચૂક્યા હોય. પ્રેમનો વિષય એટલો ગહન અને કલ્પનાતીત છે કે જેના મર્મને વિદ્વાનો અને જ્ઞાનીઓ પણ નથી પામી શકતા તો પછી વાણી અને કલમની તો શી વિસાત? શેષ, મહેશ, ગણેશ તથા શુકદેવ, નારદ વગેરે કે જેમને ભગવાનના પ્રેમીઓમાં સર્વશિરોમણિ માનવામાં આવે છે તેઓ પણ પ્રેમતત્ત્વનું સમુચિત અને સંપૂર્ણ વર્ણન કરવામાં જો પોતાને અસમર્થ અનુભવતા હોય તો પછી મારા જેવા સાધારણ મનુષ્યની તો શી ગણતરી? અંતઃકરણમાં જ્યારે પ્રેમ-રસનું પૂર આવે છે ત્યારે મનુષ્યનાં તમામ અંગો ખીલી ઊઠે છે, હૃદય પ્રફુલ્લિત થઈ જાય છે, વાણી બંધ પડી જાય છે અને આંખોમાંથી આંસુઓનો અસ્ખલિત પ્રવાહ વહેવા લાગે છે. શાસ્ત્રોનાં આવાં જ કથન છે અને પ્રેમી મહાત્માઓના આવા જ અનુભવો છે. પરંતુ આ બધાં તો પ્રેમનાં બાહ્ય લક્ષણો છે અને તેથી જ તો તેમનું વર્ણન કરી શકાય છે. હૃદયમાં પ્રેમનો સમુદ્ર ઊમટી આવવાથી જ્યારે પ્રેમી તેમાં ડૂબી જાય છે ત્યારવેળાની તેની તે અવસ્થાનું વર્ણન તો તે પોતે પણ નથી કરી શકતો; તો પછી બીજાનું તો શું સામર્થ્ય? શ્રીરામ અને ભરતના પ્રેમમિલનના પ્રસંગે પોતાની અસમર્થતા પ્રગટ કરતાં ગોસાઈજી મહારાજ લખે છે –

**કહહુ સુપેમ પ્રગટ કો કરઈ।**
**કેહિ છાયા કબિ મતિ અનુસરઈ॥**
**કબિહિ અરથ આખર બલુ સાઁચા।**
**અનુહરિ તાલ ગતિહિ નટુ નાચા॥**
**અગમ સનેહ ભરત રઘુબર કો।**
**જહઁ ન જાઇ મનુ બિધિ હરિ હર કો॥**
**સો મૈં કુમતિ કહૌં કેહિ ભાઁતી।**
**બાજ સુરાગ કિ ગાઁડર તાઁતી॥**

(રા.ચ.મા. ૨/૨૪૦/૩-૬)

આવી સ્થિતિમાં તો હું અહીં જે કંઈ લખી રહ્યો છું તે માત્ર પોતાના મનના આનંદ માટે છે એમ સમજવું. એમાં ભૂલો જણાય તો પ્રેમી સજ્જનો ક્ષમા કરે.

પ્રેમનું તત્ત્વ અત્યંત રહસ્યપૂર્ણ છે. જેણે આ તત્ત્વને ઓળખી લીધું છે તે તો પ્રેમમય જ બની ગયો. પ્રેમના યથાર્થ રહસ્યને તો સંપૂર્ણરૂપે કેવળ પૂર્ણપુરુષોત્તમ ભગવાન શ્રીકૃષ્ણ જ જાણે છે અથવા તેનું કંઈક થોડું-ઘણું જ્ઞાન તેમના પ્રેમી ભક્તોને છે. તેથી જ નિષ્કામ પ્રેમના તત્ત્વને જાણનારા તે જ્ઞાની ભક્તોની ભગવાને સ્વયં ગીતામાં પોતાના શ્રીમુખેથી પ્રશંસા કરી છે –

**તેષાં જ્ઞાની નિત્યયુક્ત એકભક્તિર્વિશિષ્યતે।**
**પ્રિયો હિ જ્ઞાનિનોઽત્યર્થમહં સ ચ મમ પ્રિયઃ॥**

(૭/૧૭)

'તે (ચાર પ્રકારના ભક્તો)માંથી હંમેશાં મારામાં એકાત્મભાવે સ્થિત, અનન્ય પ્રેમભક્તિ રાખનાર જ્ઞાની ભક્ત ઘણો શ્રેષ્ઠ છે; કેમકે મને તત્ત્વથી ઓળખનાર જ્ઞાનીને હું અત્યંત પ્રિય છું અને એ જ્ઞાની મને અત્યંત પ્રિય છે.'

વાસ્તવમાં પ્રેમ ભગવાનનું સાક્ષાત્ સ્વરૂપ જ છે. વિશુદ્ધ સાચા પ્રેમની જેને પ્રાપ્તિ થઈ ગઈ,

તે ભગવાનને પ્રાપ્ત કરી ચૂક્યો. ભગવાન પ્રેમમય છે અને ભગવાન જ પ્રેમ કરવાને લાયક છે; તેથી ભલે ગમે તે થાય, પણ આપણે બધી રીતે ભગવાનમાં અનન્ય અને વિશુદ્ધ પ્રેમ કરવાનો પ્રયત્ન કરવો જોઈએ. અહીં કેટલાક પ્રશ્નો ઊભા થાય છે – ભગવાન કેવા છે? તેમનું સ્વરૂપ શું છે? તેમને કઈ રીતે પ્રેમ કરી શકાય? – આ પ્રશ્નોના ઉત્તર સંક્ષેપમાં એમ સમજવા જોઈએ કે તે સર્વવ્યાપી ભગવાન અમૃતમય છે, સુખસ્વરૂપ છે અને નિત્ય, સત્ય, વિજ્ઞાન-આનંદ-ઘન છે. ભગવાને પોતે જ કહ્યું છે –

**બ્રહ્મણો હિ પ્રતિષ્ઠાહમમૃતસ્યાવ્યયસ્ય ચ ।**
**શાશ્વતસ્ય ચ ધર્મસ્ય સુખસ્યૈકાન્તિકસ્ય ચ ॥**

(ગીતા - ૧૪/૨૭)

'અવિનાશી પરબ્રહ્મનું, અમૃતનું, શાશ્વત ધર્મનું તેમજ અખંડ એકરસ આનંદનું રહેઠાણ હું છું – અર્થાત્ બ્રહ્મ, અમૃત, અવ્યય, શાશ્વત ધર્મ અને ઐકાન્તિક સુખ – એ તમામ મારાં જ નામ છે.'

આવા પરમાત્મા સમસ્ત ભૂત-પ્રાણીઓના હૃદયમાં આત્મસ્વરૂપે નિવાસ કરે છે. તેઓ કહે છે –

**અહમાત્મા ગુડાકેશ સર્વભૂતાશયસ્થિતઃ ।**
**અહમાદિશ્ચ મધ્યં ચ ભૂતાનામન્ત એવ ચ ॥**

(ગીતા - ૧૦/૨૦)

'હે નિન્દ્રાને જીતનારા અર્જુન! હું સઘળાં ભૂતોનાં હૃદયમાં રહેલો સૌનો આત્મા છું તથા સર્વ ભૂતોનો આદિ, મધ્ય અને અંત પણ હું જ છું.'

આ રીતે પરમાત્માના સ્વરૂપને સમજીને સર્વ પ્રાણીઓમાં રહેલા પરમાત્મામાં વિશુદ્ધ પ્રેમ કરવો એ જ પ્રેમ કરવો ગણાય. સંસારના તમામ જીવો પરમાત્માનાં નિવાસ-સ્થાન છે, એનો અનુભવ કરીને બધાંની સાથે વિશુદ્ધ પ્રેમ કરવાનો વિશેષ પ્રયત્ન કરવો. જે મનુષ્ય ભગવાન સાથેના પ્રેમનું આ રહસ્ય સારી પેઠે જાણી લે છે તેનો બધાં જીવો સાથે પોતાના આત્મા સાથેના પ્રેમ જેવો પ્રેમ થઈ જાય છે. આવા પ્રેમીની પ્રશંસા કરતાં ભગવાને કહ્યું છે –

**આત્મૌપમ્યેન સર્વત્ર સમં પશ્યતિ યોઽર્જુન ।**
**સુખં વા યદિ વા દુઃખં સ યોગી પરમો મતઃ ॥**

(ગીતા - ૬/૩૨)

'હે અર્જુન! જે યોગી પોતાની જેમ સઘળાં ભૂતોમાં સમ જુએ છે, તેમજ સુખ અથવા દુઃખનેય બધામાં સમ જુએ છે એ યોગી પરમ શ્રેષ્ઠ મનાયો છે.' આત્મ-સાદૃશ્યથી સમ જોવું એનો અભિપ્રાય એવો છે કે જેમ મનુષ્ય પોતાનાં મસ્તક, હાથ, પગ, ગુદા વગેરે અંગો સાથે બ્રાહ્મણ, ક્ષત્રિય, શૂદ્ર, મ્લેચ્છ વગેરેના જેવું વર્તન કરતો હોવા છતાં તે સર્વ અંગોમાં સમાનરૂપે આત્મભાવ રાખે છે અર્થાત્ તે બધાં અંગોમાં પોતીકાપણું સમાન હોવાથી સુખ અને દુઃખને સમાન જ જુએ છે; તેવી જ રીતે સમસ્ત પ્રાણીઓમાં સમાનભાવે જોવું જોઈએ. આ પ્રકારનો સમત્વ-ભાવ પ્રાપ્ત કરી લેનાર ભક્તનું હૃદય પ્રેમથી તરબોળ રહે છે. તે બધાં પ્રત્યે કેવળ પ્રેમની જ દૃષ્ટિથી જોવાનું શીખી લે છે, તેના હૃદયમાં કોઈના પણ પ્રત્યે ઘૃણા કે દ્વેષનો અંશ પણ નથી રહેતો. શ્રુતિ કહે છે –

**યસ્તુ સર્વાણિ ભૂતાન્યાત્મન્યેવાનુપશ્યતિ ।**
**સર્વભૂતેષુ ચાત્માનં તતો ન વિજુગુપ્સતે ॥**

(ઈશાવાસ્યોપનિષદ્ - ૬)

'જે જ્ઞાની બધાં પ્રાણીઓને પોતાના આત્મામાં ભેદરહિત જુએ છે અને પોતાના આત્માને બધાં પ્રાણીઓમાં જુએ છે તે કોઈની પણ નિંદા નથી કરતો.'

કોઈ બીજું હોય તો નિંદા કરે ને! તેની દૃષ્ટિમાં તો સમસ્ત સંસાર એક શ્રીકૃષ્ણસ્વરૂપ જ થઈ જાય છે. આ પરમ તત્ત્વ-રહસ્યને નહિ જાણવાના કારણે જ ઘણું-ખરું મનુષ્ય પરમાત્માને છોડીને સંસારના તુચ્છ વિષયભોગો તરફ દોડે છે અને વારંવાર દુઃખ પામે છે. જે મનુષ્યો પત્ની, પુત્ર, ધન વગેરે જે જે પદાર્થોમાં સુખ માનીને તેમનામાં પ્રેમ કરે છે તેમને તે આપાત-રમણીય વિષયોમાં જે સુખની પ્રતીતિ થાય છે તે તો કેવળ ભ્રાંતિના કારણે થાય છે. વાસ્તવમાં વિષયોમાં સુખ છે જ નહીં. પરંતુ જેમ રણપ્રદેશમાં પાણી હોતું જ નથી છતાં સૂર્યનાં કિરણોને લીધે ત્યાં પાણીની પ્રતીતિ થાય છે અને તરસ્યાં હરણ ભ્રાન્તિથી તે તરફ દોડે છે અને અંતે નિરાશ થઈને મરી જાય છે. બરાબર તેવી જ રીતે સાંસારિક મનુષ્યો સંસારના પદાર્થો પાછળ સુખની આશાથી ભટકતા રહીને જીવનના અમૂલ્ય સમયને વ્યર્થ જ વિતાવી દે છે અને અસલ શાશ્વત પરમાત્મ-સુખથી વંચિત રહી જાય છે.

પત્ની-પુત્ર-ધન વગેરે પદાર્થો કરતાં મનુષ્યને પોતાનું જીવન વધુ પ્રિય છે, કારણ કે મનુષ્ય પોતાના જીવનના રક્ષણ માટે પત્ની-પુત્ર-ધન વગેરે તમામ પદાર્થોને ત્યજી શકે છે. મનુષ્યને પોતાના આ જીવન કરતાં પણ આત્મા વધુ પ્રિય છે, કારણ કે મનુષ્ય પોતાના આત્મા માટે જીવનને ત્યજવાની પણ ઇચ્છા સેવે છે. વિશેષ પ્રકારનું કષ્ટ આવી મળતાં જ્યારે જીવન દુઃખપૂર્ણ બની જાય છે ત્યારે મનુષ્ય મૂર્ખતાપૂર્વક આત્મહત્યા કરવાના અનેક પ્રકારના પ્રયત્નો કરે છે તથા આત્માના યથાર્થ તત્ત્વને નહિ જાણવાના કારણે, દુઃખના નાશનો ખરેખરો ઉપાય નહિ કરતાં, આત્મ-સુખની ઇચ્છાથી આત્મઘાત કરી બેસે છે અને તેના ફળસ્વરૂપ ઘોર નરકોને પામીને દુઃખ ભોગવે છે. મનુષ્ય-શરીર પામીને આત્મતત્ત્વને જાણ્યા વગર જ શરીર છોડી જવું એ પણ એક પ્રકારનો આત્મઘાત જ છે. આત્મઘાતીની શી ગતિ થાય છે તેનું વર્ણન કરતાં શ્રુતિ કહે છે –

**અસુર્યા નામ તે લોકા અન્ધેન તમસાવૃતાઃ ।**
**તાँस्ते પ્રેત્યાભિગચ્છન્તિ યે કે ચાત્મહનો જનાઃ ॥**

(ઈશાવાસ્યોપનિષદ્ - ૩)

‘જે મનુષ્યો આત્માની હત્યા કરનારા છે તેઓ મર્યા પછી ઘોર અંધકારથી છવાયેલી આસુરી યોનિઓને પ્રાપ્ત કરે છે.’ આ તત્ત્વ-રહસ્ય સમજીને મનુષ્યે આ અજ્ઞાનવશ થતા આત્મઘાતથી બચવું જોઈએ અને આત્માની ઉન્નતિ તથા મુક્તિ માટે તે પરમપિતા પરમેશ્વર સાથે પ્રેમ કરવો જોઈએ કે જેઓ બધાંના આત્મા છે. પરમેશ્વરમાં પ્રેમ થવો તેને જ સંસારમાં પ્રેમ થવો ગણાય અને સંસારનાં સઘળાં પ્રાણીઓમાં પ્રેમ હોવો એને જ ભગવાનમાં પ્રેમ હોવો કહેવાય; કારણ કે સ્વયં પરમાત્મા જ બધાંના આત્મારૂપે વિરાજમાન છે.

બધાં સાથે પ્રેમ કરવાનો સરળ ઉપાય છે - સ્વાર્થનો ત્યાગ કરીને સેવા કરવી. ‘સ્વાર્થ’ શબ્દથી માત્ર પત્ની-પુત્ર-ધન વગેરેને જ સમજવાનાં નથી; માન, મોટાઈ, પ્રતિષ્ઠા, કીર્તિ, સુંદર લોકની પ્રાપ્તિ વગેરે સર્વ કાંઈ સ્વાર્થનાં અંતર્ગત છે પ્રેમમૂર્તિ પરમાત્મા સાથે કેવળ પ્રેમ ખાતર જ પ્રેમ કરવો જોઈએ, તેમની સેવા કરવી જોઈએ. જે મનુષ્યો પરમાત્મા સાથે પ્રેમ કરવાનો પ્રયત્ન કરે છે તે પ્રેમી મનુષ્યોની અત્યંત નજીકમાં જ પ્રેમસ્વરૂપ પરમાત્મા છે. વિશુદ્ધ પ્રેમમાં આકર્ષણ કરવાની જેટલી શક્તિ છે તેટલી ચુંબક વગેરે કોઈ પણ પદાર્થમાં નથી. ચુંબક

વગેરે પદાર્થો તો માત્ર જડ વસ્તુને જ ખેંચે છે, તે પદાર્થો ચેતનને ખેંચી શકતા નથી; પરંતુ પ્રેમ એ એક એવું વિલક્ષણ ચુંબક છે કે જે સાક્ષાત્ ચેતનસ્વરૂપ પરમેશ્વરને પણ ખેંચી લેવાનું સામર્થ્ય ધરાવે છે. મિત્રો! ભગવાન તો અમૂલ્ય વસ્તુ છે. જોકે તેમની પ્રાપ્તિની ખરેખરી પૂરી કિંમત આંકી જ ન શકાય, તેમ છતાં પ્રેમીને તેઓ ખૂબ જ સસ્તા ભાવે મળી જાય છે. મનુષ્ય જ્યારે ભગવાનના પ્રેમમાં મસ્ત થઈને પોતાની જાતને શ્રીભગવાનના પાવન ચરણો પર ન્યોછાવર કરી દે છે – ભગવાનનો પ્રેમ પામવા સ્વાભાવિક રીતે જ અત્યંત ઉત્સાહપૂર્વક પોતાના પ્રાણ છોડવા તૈયાર થઈ જાય છે ત્યારે ભગવાન તેના પ્રેમથી આકર્ષાઈને પ્રત્યક્ષ પ્રગટ થાય છે. પ્રહ્લાદ માટે થાંભલામાંથી અને ગોપીઓ માટે વાંસળીવનમાં ભગવાનના પ્રગટ થવાની કથાઓ પ્રસિદ્ધ છે. શું આ રીતે ભગવાનની પ્રાપ્તિ થવી એ સસ્તો સોદો નથી? ક્યાં આપણે અને ક્યાં શુદ્ધ સચ્ચિદાનંદઘન પરમાત્મા! અરે, તુચ્છ પ્રાણના બદલામાં પરમાત્મા પ્રાપ્ત થઈ જાય તો બીજું શું જોઈએ? કોઈ કવિએ કહ્યું છે –

**જો સિર સાટે હરિ મિલે, તો તેહિ લીજૈ દૌર ।**
**ના જાનૌં યા દેરમેં, ગાઁહક આવૈ ઔર ॥**
**સિર દીન્હે જો પાઈયે, દેત ન કીજૈ કાનિ ।**
**સિર સાટે હરિ મિલૈ તો, લીજૈ સસ્તા જાનિ ॥**
**સબૈ રસાયન હમ કિયે, હરિ-રસ સમ નહિં કોય ।**
**રંચક ઘટમેં સંચરે, (તો) સબ તન કંચન હોય ॥**

પ્રેમને ઓળખનારા પ્રભુ તો માત્ર પ્રેમને જ જુએ છે. જ્યારે મનુષ્યનો પ્રેમ પોતાના આત્મા કરતાં ક્યાંય અધિક ભગવાનમાં થઈ જાય છે - જ્યારે મનુષ્ય પ્રાણ સહિત પોતાના તમામ પોતીકાપણાને અને લોક-પરલોકને પણ ભગવાનને અર્પણ કરવા તૈયાર થઈ જાય છે ત્યારે ભગવાન તેને મળ્યા વગર રહી જ શકતા નથી. પણ હા, પ્રેમ સાચો હોવો જોઈએ. જૂઠા પ્રેમથી તેમને કોઈ રીઝવી શકતું નથી.

**કૃષ્ણ કૃષ્ણ સબ હી કહૈ, ઠગ ઠાકુર અરુ ચોર ।**
**બિના પ્રેમ રીઝેં નહીં, પ્રેમી નન્દકિસોર ॥**

સાચા પ્રેમીના હાથે તો ભગવાન વેચાઈ જાય છે. પ્રેમ જ ભગવાનની કિંમત છે. પ્રેમના રહસ્યને જાણનારો મનુષ્ય ભગવાનને મેળવ્યા વિના કેવી રીતે રહી શકે? કારણ કે ભગવાન વિના તે પોતાના જીવનને વ્યર્થ સમજે છે. વળી, તુચ્છ જીવનની કિંમતમાં જ જ્યારે ભગવાન મળવા માટે વિવશ છે, તો પછી તે વાર શા માટે લગાડે? ભગવાન જેવી અણમોલ ચીજ આટલી મામૂલી કિંમતે મળતી હોય તો તેને જતી કેમ કરે? જેઓ ભગવાનના પ્રેમના આ તત્ત્વને નથી જાણતા તેઓ મનુષ્યના રૂપમાં પણ પશુ જેવા જ છે. આવા પશુધર્મી મનુષ્યો સાંસારિક સુખવિલાસ તથા વિષયભોગો માટે જીવન ધારણ કરીને મનુષ્ય-શરીરને કલંકિત કરે છે અને વ્યર્થ પોતાના જીવનને નષ્ટ કરે છે. જે ભાગ્યશાળી મનુષ્યો ભગવાનના પ્રેમમાં વિહ્વળ થઈને પ્રાણનો ત્યાગ કરે છે તેમને એ પ્રાણત્યાગ કરવામાં કશો પણ ક્લેશ નથી થતો; તેઓ અત્યંત પ્રસન્નતા અને અપાર આનંદ સાથે પ્રભુના ચરણોમાં પોતાનું શરીર અર્પણ કરી દે છે. તે સમયે તેમના અંતઃકરણમાં આનંદનો જે દિવ્ય સમુદ્ર ઊમટે છે તેના અતળ તળમાં તેમનાં તમામ પાપ-તાપ, દુઃખ-કષ્ટ હંમેશ માટે ડૂબી જાય છે. હિરણ્યકશિપુએ પ્રહ્લાદને વારંવાર મૃત્યુના મુખમાં ધકેલીને અપાર કષ્ટ આપ્યાં, પરંતુ તે કષ્ટોથી તેને તલભાર પણ ક્લેશ થયો નહીં. ભગવાનના પ્રેમના કારણે તે પરમ-આનંદમાં મગ્ન થઈને હંમેશાં નિર્ભય બની રહ્યો.

તેના આનંદ અને અભયની સ્થિતિનું વર્ણન કરવું અશક્ય છે. પ્રહ્લાદની એ સ્થિતિ તો પ્રહ્લાદ જ જાણે છે, પણ પ્રહ્લાદનું જીવનચરિત્ર વાંચનારા મનુષ્યોમાં પણ તેથી આનંદ, નિર્ભયતા, ભગવત્પ્રેમ તથા શ્રદ્ધાની વૃદ્ધિ થાય છે; તો પછી સ્વયં પ્રહ્લાદની શ્રદ્ધા, નિર્ભયતા, શાંતિ, ભગવત્પ્રીતિ વગેરેનું વર્ણન તો કોઈ કરી જ કેમ શકે?

ભગવાનનો સાચો પ્રેમી ભગવાન સિવાય બીજી કોઈ પણ વસ્તુનું ચિંતન નથી કરતો. ભગવાનનું ચિંતન પણ તે ભગવાનના પ્રેમ માટે જ કરે છે. પ્રેમ સિવાય ન તો તે ભગવાન પાસેથી કશું માગે છે, કે નતો ભગવાનના કોઈ પ્રેમી ભક્ત પાસેથી ભગવાનના પ્રેમી ભક્તોને તે જ્યારે પણ મળે છે ત્યારે તે પ્રેમમાં મગ્ન થઈ જાય છે અને ભગવાનના પ્રેમ-રસની પ્રાપ્તિ માટે પ્રેમી ભક્તો પાસેથી તે એમ જ આકાંક્ષા કરે છે કે જેમ ચાતક વાદળાંને જોઈને સ્વાતિના બુંદની પ્રાપ્તિની આકાંક્ષાથી, પોતાની ટેકમાં મક્કમ રહીને, વાંદળાંને 'પીવ પીવ'-ના મધુર સ્વરે પોકારે છે. ભગવાનના પ્રેમનો તરસ્યો સંત પણ મહાત્મારૂપી વાદળાં પાસેથી પ્રેમરૂપી સ્વાતિબિંદુ માટે મધુર સ્વરે વિનય કરે છે. ચાતકની એવી દૃઢ ટેક છે કે તે સ્વાતિના બુંદ સિવાય, ધરતી પર પડેલા કોઈ પણ જળની – ભલે ને તે પવિત્ર ગંગાજળ હોય, કદી પણ ઈચ્છા નથી કરતું. ભગવત્પ્રેમના તૃષાતુર પ્રેમીની વાત પણ આવી જ છે. ગોસાઈજી કહે છે –

**તુલસી ચાતક દેત સિખ, સુતહિં બારહી બાર ।**
**તાત ન તર્પન કીજિયો, બિના બારિધર-ધાર ॥**
**જિયત ન નાઈ નારિ, ચાતક ઘન તજિ દૂસરહિં ।**
**સુરસરિહૂકો બારિ, મરત ન માઁગેઉ અરઘ જલ ॥**
**સુનિ રે તુલસીદાસ, પ્યાસ પપીહહિં પ્રેમકી ।**
**પરિહરિ ચારિઉ માસ, જો અઁચવૈ જલ સ્વાતિકો ॥**

– બસ, આ જ રીતે ભગવત્પ્રેમી મનુષ્ય પણ પ્રેમ સિવાય તુચ્છ સાંસારિક પદાર્થોના ભોગોની કદી પણ ઈચ્છા નથી કરતો. આ તેની ટેક છે, દૃઢ નિયમ છે - સહજ સ્વભાવ છે.

સર્વત્ર ભગવાનના સ્વરૂપનું ચિંતન કરનારા મનુષ્યનો ભગવાનમાં એટલો પ્રેમ થઈ જાય છે કે તે પળવાર માટે પણ ભગવાનનું ચિંતન ભૂલી નથી શકતો. જો કોઈ કારણને લીધે ભગવાનનું ચિંતન તે ચૂકી જાય છે તો તેને એટલી વ્યાકુળતા થાય છે કે જેટલી પાણી વિના માછલીને.

**તદર્પિતાઽખિલાચારિતા તદ્વિસ્મરણે પરમવ્યાકુલતા ।**
(નારદભક્તિસૂત્ર - ૧૯)

દેવર્ષિ નારદજી આને જ પ્રેમ-ભક્તિ કહે છે. ભગવાનના પ્રેમમાં મત્ત બનેલો મનુષ્ય જ્યારે પ્રેમમગ્ન બનીને ફરે છે ત્યારે તેની કંઈક વિચિત્ર દશા થઈ જાય છે. પોતાના પ્રેમાસ્પદ શ્રીપ્રભુનાં નામ, ગુણ અને રૂપનો મહિમા સાંભળીને પ્રેમની વિહ્વળતાના કારણે તે પોતાની સુધબુધ ભૂલી જાય છે.

**પ્રેમ-પિયાલા જિન્હ પિયા,**
**ઝૂમત તિન્હકે નૈન ।**
**નારાયણ વે રૂપ-મદ,**
**છકે રહેં દિન રૈન ॥**
**પ્રેમ અધીન્યો છાક્યો ડોલૈ,**
**ક્યોંકિ ક્યોંહી બાણી બોલૈ ।**
**જૈસે ગોપી ભૂલી દેહા,**
**તૈસો ચાહે જાસોં નેહા ॥**
**પ્રીતિ રીતિ કછૂ નહિં રાખત,**
**જાતિ ન પાઁતિ, નહીં કુલગારો ।**
**પ્રેમકો નેમ કહૂઁ નહિં દીસત,**
**લાજ ન કાન લગ્યો સબ ખારો ॥**
**લીન ભયો હરિસૂઁ અભિઅન્તર,**
**આઠહુઁ જામ રહૈ મતવારો ।**

**સુન્દર કોઉક જાનિ સકૈ યહ,**
**ગોકુલ ગાઁવકો પૈંડોહિ ન્યારો ॥**

કહેવાય છે કે, એક વાર કોઈ પ્રેમમાં ઘેલી બની ગયેલી ગોપીને એવો વહેમ પડ્યો કે 'શ્રીકૃષ્ણનું હું જે આટલું ચિંતન, ધ્યાન કરું છું તો ક્યાંક ધ્યાન કરતાં કરતાં પોતે જ શ્રીકૃષ્ણ બની ન જાઉં!' કારણ કે 'ભ્રમર-કીટ' ન્યાય* મુજબ, ધ્યાતા અર્થાત્ ધ્યાન કરનાર પોતાના ધ્યેયના રૂપમાં પરિણમે છે. ગોપી વિચારે છે - 'જો આવું થયું અને હું શ્રીકૃષ્ણ બની ગઈ તો પછી મને પોતાના પ્રેમાસ્પદ શ્રીકૃષ્ણ સાથેના પ્રેમવિલાસનો આનંદ કેમ મળશે?' એક બીજી ગોપીએ તેને કહ્યું - 'આ માટે તું ચિંતા ન કર. શ્રીકૃષ્ણના ધ્યાનથી જો તું શ્રીકૃષ્ણ બની જઈશ, તો શ્રીકૃષ્ણ તારા ધ્યાનથી ગોપી બની જશે; પ્રેમી અને પ્રેમાસ્પદનો આનંદ જેમનો તેમ કાયમ રહેશે! માટે તું શ્રીકૃષ્ણના ધ્યાનમાં જ નિમગ્ન રહે.'

પ્રેમની દશાનું તો શું વર્ણન કરીએ? પ્રેમી પોતાના પ્રેમાસ્પદનાં નામ, ગુણ, રૂપ વગેરેના સંકેતમાત્રથી પણ એટલો વિહ્વળ થઈ જાય છે કે જેનું વર્ણન થઈ શકતું નથી. 'શ્યામ' રંગમાં રંગાયેલી ગોપીઓ કાળા રંગના - કાગડો, કોયલ, કાજળ, કોલસો વગેરે પદાર્થોને જોતાં જ અથવા શ્રીકૃષ્ણના નામને મળતાં આવતાં નામ સાંભળતાં જ પ્રેમમાં અત્યંત વિહ્વળ થઈ જતી હતી. પ્રેમ-રસથી ઉન્મત્ત બનેલા મહાપ્રભુ શ્રીચૈતન્યદેવ પુરીમાં સમુદ્રની શ્યામતા જોઈને તેને શ્યામસુંદર સમજીને પાગલ થઈ ગયા હતા અને તન-મનનું ભાન ભૂલીને તેમાં કૂદી પડ્યા હતા. તલ્લીનતામાં આવા જ હાલ થતા હોય છે.

ભયબુદ્ધિથી ભજનારા મારીચે કહ્યું હતું કે, મને શ્રીરામની એટલી બીક લાગે છે કે જે શબ્દોના આરંભમાં 'ર'કાર હોય તેવા શબ્દો સાંભળવા માત્રથી શ્રીરામ મને પોતાની સામે ઊભેલા દેખાય છે.

**રામમેવ સતતં વિભાવયે**
**ભીતભીત ઈવ ભોગરાશિતઃ।**
**રાજરત્નરમણીરથાદિકં**
**શ્રોત્રયોર્યદિ ગતં ભયં ભવેત્ ॥**

('અધ્યાત્મરામાયણ' - ૩/૬/૨૨)

'રાજ, રત્ન, રમણી, રથ વગેરે શબ્દો મારા કાને પડી જાય છે તો મને ભય લાગે છે, તેથી ભોગ-રાશિથી ભયભીત જેવો હું અવિરત રામનું જ ચિંતન કરું છું.'

**રામ આગત ઈહેતિ શઙ્કયા**
**બાહ્યકાર્યમપિ સર્વમત્યજમ્।**
**નિદ્રયા પરિવૃતો યદા સ્વપે**
**રામમેવ મનસાઽનુચિન્તયન્ ॥**

('અધ્યાત્મરામાયણ' - ૩/૬/૨૩)

'રામ અહીં આવી ગયા છે - એવી શંકાથી હું બહારનાં કામ છોડી દઉં છું. જ્યારે નિદ્રાથી ઘેરાયેલો ઊંઘી જાઉં છું ત્યારે પણ શ્રીરામનું જ ચિંતન કરું છું.'

**સ્વપ્નદૃષ્ટિગતરાઘવં તદા**
**બોધિતો વિગતનિદ્ર આસ્થિતઃ।**
**તદ્ભવાનપિ વિમુચ્ય ચાગ્રહં**
**રાઘવં પ્રતિ ગૃહં પ્રયાહિ ભોઃ॥**

('અધ્યાત્મરામાયણ' - ૩/૬/૨૪)

'હું જ્યારે સ્વપ્નમાં રાઘવને જોઉં છું ત્યારે જાગીને નિદ્રારહિત થઈ જાઉં છું, તેથી હે રાવણ!

* ભ્રમર-કીટ ન્યાય = ભમરાના ઘરમાં રહેલો કીડો (કીટ, ઈયળ) 'હમણાં ભમરો ડંખ મારશે' એવા ભયથી અવિરત ભમરાનું જ ચિંતન કરે છે અને પરિણામે તે સ્વયં ભમરો બની જાય છે. આ ઘટના જેવી અન્ય ઘટના માટે અપાતું દૃષ્ટાંત.

તમે પણ રાઘવ પ્રતિ (મને મોકલવાનો) આગ્રહ છોડી દઈને ઘરે જાઓ.'

જો ભયની પ્રેરણાથી આવા હાલ થઈ શકે છે, તો વિશુદ્ધ પ્રેમની પ્રેરણાથી પ્રેમાસ્પદ માટે પ્રેમીના તેવા હાલ થઈ જાય એમાં શી નવાઈ? અવશ્ય પ્રેમનો માર્ગ છે - ઘણો જ ગહન, ઘણો જ દુર્ગમ - તલવારની તીક્ષ્ણ ધાર જેવો! માત્ર બહાનાં કાઢવાથી તેની પ્રાપ્તિ નથી થતી. બાહ્યાડંબર અથવા બાહ્ય લક્ષણોનું નામ પ્રેમ નથી જ.

**પન્નગારિ સુનુ પ્રેમ સમ ભજન ન દૂસર આન ।**
**યહ બિચારિ મુનિ પુનિ પુનિ કરત રામ ગુન ગાન ॥**
**પ્રેમ પ્રેમ સબ કોઈ કહે, પ્રેમ ન ચીન્હે કોય ।**
**જેહિ પ્રેમહિં સાહિબ મિલે, પ્રેમ કહાવે સોય ॥**

સાચો પ્રેમ તે છે જ કે જેનાથી સ્વામી શ્રીરામનો મેળાપ થઈ જાય. તે શ્રીરામ મળે છે પ્રેમસભર વિરહની વ્યાકુળતાથી, કરુણાપૂર્ણ અંતઃકરણના સાચા પોકારથી, સાચી શ્રદ્ધા તથા ભક્તિથી અને સાચા હૃદયની ઉત્કટ ઇચ્છાથી! આ બધા પ્રેમના જ પર્યાયો છે. મળવાની ઉત્કટ ઇચ્છા થવાથી ભગવાનના વિરહમાં વ્યાકુળ પ્રેમીની, પોતાના પ્રેમાસ્પદ ભગવાનનો મળવાનો સંદેશો મળતાં જ અત્યંત મધુર સ્થિતિ થઈ જાય છે. શ્રીતુલસીદાસજીએ 'રામચરિતમાનસ'માં સુતીક્ષ્ણજીના પ્રેમનો મહિમા બતાવતાં કહ્યું છે –

**હોઇહૈં સુફલ આજુ મમ લોચન ।**
**દેખિ બદન પંકજ ભવ મોચન ॥**
**નિર્ભર પ્રેમ મગન મુનિ ગ્યાની ।**
**કહિ ન જાઇ સો દસા ભવાની ॥**
**દિસિ અરુ બિદિસિ પંથ નહિં સૂઝા ।**
**કો મૈં ચલેઉँ કહાँ નહિં બૂઝા ॥**
**કબહુँક ફિરિ પાછેં પુનિ જાઈ ।**
**કબહુँક નૃત્ય કરઇ ગુન ગાઈ ॥**
**અબિરલ પ્રેમ ભગતિ મુનિ પાઈ ।**
**પ્રભુ દેખૈં તરુ ઓટ લુકાઈ ॥**
(રા.ચ.મા. અરણ્ય૦ ૯/૯-૧૩)

અહો! કેવું તો અનોખા આનંદનું દૃશ્ય છે!

પ્રેમી જ્યારે પોતાના પ્રેમાસ્પદના વિરહમાં વ્યાકુળ રહે છે અને પ્રેમીના મિલનની ઉત્કંઠાથી તેના આગમનની પ્રતીક્ષા કરે છે ત્યારે તેને પળે-પળે પોતાના પ્રેમાસ્પદનો પગરવ જ સંભળાતો રહે છે. કોઈ પણ આવે છે તો તેને એવું જ લાગે છે કે જાણે મારો પ્રેમી જ આવી રહ્યો છે. ગોપીઓની પાસે જ્યારે ઉદ્ધવજી આવ્યા ત્યારે ગોપીઓ એવું જ સમજી કે વહાલા શ્રીકૃષ્ણ જ પધાર્યા છે. ઘણા નજીક આવી પહોંચ્યા ત્યારે જ એ જાણી શકી કે આ તો શ્રીકૃષ્ણ નથી, ઉદ્ધવ છે; પરંતુ શ્રીકૃષ્ણ નથી તો શું થયું, તેઓ પ્રાણપ્યારા શ્રીકૃષ્ણનો સંદેશો લઈને તો આવ્યા છે ને! તેથી તેઓ પણ શ્રીકૃષ્ણના જેટલા જ વહાલા છે. 'શ્રીમદ્ભાગવત'ના દશમ સ્કંધમાં ગોપીઓની આ સમયની વિચિત્ર દશાનું ઘણું જ માર્મિક વર્ણન છે.

શ્રીકૃષ્ણનાં પ્રિયતમા રુક્મિણીજી ભગવાનના વિરહમાં જેવાં વ્યાકુળ થયાં હતાં તથા ભગવાનના આવી પહોંચવામાં વિલંબ થતાં શ્રીરુક્મિણીજીની જે કરુણાજનક દશા થઈ હતી તે પણ અત્યંત રોમાંચક છે. આ પ્રસંગ પ્રેમીઓએ 'શ્રીમદ્ભાગવત'માં જોવો જોઈએ.

ભરતની વિરહ દશા રામાયણના, શ્રીતુલસીકૃત 'રામચરિતમાનસ'ના વાચકોથી અજાણી નથી. જ્યારે શ્રીહનુમાનજી પ્રભુ શ્રીરામજીનો સંદેશો લઈને આવે છે ત્યારે ભરતની આશ્ચર્યપૂર્ણ દશા જોઈને તેઓ પણ પ્રેમનિમગ્ન થઈ જાય છે. તે પ્રસંગનું વર્ણન વાંચો –

કો તુમ્હ તાત કહાઁ તે આએ ।
મોહિ પરમ પ્રિય બચન સુનાએ ॥
દીનબંધુ રઘુપતિ કર કિંકર ।
સુનત ભરત ભેંટેઉ ઉઠિ સાદર ॥
મિલત પ્રેમ નહિં હૃદયઁ સમાતા ।
નયન સ્રવત જલ પુલકિત ગાતા ॥
કપિ તવ દરસ સકલ દુખ બીતે ।
મિલે આજુ મોહિ રામ પિરીતે ॥
એહિ સંદેસ સરિસ જગ માહીં ।
કરિ બિચાર દેખેઉઁ કછુ નાહીં ॥
નાહિન તાત ઉરિન મૈં તોહી ।
અબ પ્રભુ ચરિત સુનાવહુ મોહી ॥
(રા.ચ.મા. ઉત્તર૰ ૧/૭,૯-૧૧, ૧૩-૧૪)

નિજ દાસ જ્યોં રઘુબંસભૂષન કબહુઁ મમ સુમિરન કર્‌યો ।
સુનિ ભરત બચન બિનીત અતિ કપિ પુલકિ તન ચરનન્હિ પર્‌યો ॥
રઘુબીર નિજ મુખ જાસુ ગુન ગન કહત અગ જગ નાથ જો ।
કાહે ન હોઇ બિનીત પરમ પુનીત સદગુન સિંધુ સો ॥
(રા.ચ.મા. ઉત્તર૦ ૧/૧ છંદ)

રામ પ્રાન પ્રિય નાથ તુમ્હ સત્ય બચન મમ તાત ।
પુનિ પુનિ મિલત ભરત સુનિ હરષ ન હૃદયઁ સમાત ॥

પોતાના પ્રેમાસ્પદે પાઠવેલો સંદેશો મળતાં અથવા તો પ્રેમીના કોઈ પણ સમાચાર મળતાં જ્યારે ગોપીઓ, રુક્મિણીજી અને ભરતના જેવી દશા થવા પામે ત્યારે સમજવું જોઈએ કે સાચા વિરહની ઉત્પત્તિ થઈ છે.

અહો! કૃષ્ણપ્રાણ મીરાંની દશા તો જુઓ. શ્રીકૃષ્ણનામમાં રત, શ્રીહરિના પ્રેમસમુદ્રમાં ડૂબેલી, મતવાલી પ્રેમઘેલી મીરાં ગાય છે –

**નાતો નામકો જી મ્હાઁસ્યૂં,**
**તનક ન તોડ્યો જાય ॥**
**પાના જ્યૂઁ પીલી પડ઼ી રે,**
લોગ કહે પિંડ રોગ ॥
છાને લાઁઘણ મૈં કિયા રે,
રામ મિલણકે જોગ ॥
બાબલ બૈદ બુલાઇયા રે,
પકડ઼ દિખાઈ મ્હારી બાઁહ ।
મૂરખ બૈદ મરમ નહિં જાણૈ,
કસક કલેજે માઁહ ॥
જાઓ બૈદ ઘર આપણે રે,
મ્હારો નામ ન લેય ।
મૈં તો દાઝી બિરહકી રે,
કાહે કૂઁ ઔષધ દેય ॥
માંસ ગલ ગલ છીજિયો રે,
કરક રહ્યા ગલ આય ।
આઁગલિયાઁરી મૂઁદડ઼ી, મ્હારે,
આવણ લાગી બાઁહ ॥
રહ રહ પાપી પપીહરા રે,
પિવકો નામ ન લેય ।
જે કોઈ બિરહણ સાઁભલે તો,
પિવ કારણ જિવ દેય ॥
છિન મન્દિર છિન આઁગણે રે,
છિન છિન ઠાઢ઼ી હોય ।
ઘાયલ-સી ઝૂમૂઁ ખડી, મ્હારી,
બ્યથા ન બૂઝે કોય ॥
કાઢ઼ કલેજો મૈં ધરૂઁ રે,
કૌઆ તૂ લે જાય ।
જ્યાઁ દેશાઁ મ્હારો હરિ બસૈ,
રે, વાઁ દેખત તૂ ખાય ॥
**મ્હારે નાતો રામકો રે,**
**ઔર ન નાતો કોય ।**
**મીરા વ્યાકુલ બિરહણી રે,**
**(હરિ) દર્શન દીજ્યો મોય ॥**

બસ, આવો વિશુદ્ધ પ્રેમ જ શ્રીપરમાત્માનું મૂલ્ય છે અથવા એમ સમજો કે પરમાત્માનું આ જ સ્વરૂપ છે. આવા વિશુદ્ધ પ્રેમનો જેટલો વધુ

વિકાસ થાય છે તેટલો જ મનુષ્ય પરમાત્માની વધુ નજીક પહોંચે છે. જેમ સૂર્ય પ્રકાશનો સમૂહ છે તેવી જ રીતે પરમેશ્વર પ્રેમના સમૂહ છે. મનુષ્ય જેમ જેમ સૂર્યની વધુ નજીક જાય છે તેમ તેમ ઉત્તરોત્તર પ્રકાશની વૃદ્ધિ થતી જાય છે; તે જ રીતે મનુષ્ય જેટલો પણ પ્રેમમય ભગવાનની નજીક પહોંચે છે તેટલી જ તેનામાં પ્રેમની વૃદ્ધિ થાય છે; અથવા તો એમ સમજો કે જેમ જેમ પ્રેમની વૃદ્ધિ થતી જાય છે તેમ તેમ તે પરમાત્માની નજીક પહોંચતો જાય છે. જેમ સૂર્ય અને પ્રકાશ બે વસ્તુઓ નથી, પ્રકાશ સૂર્યનું સ્વરૂપ જ છે; તેવી જ રીતે પ્રેમ અને ભગવાન પણ બે વસ્તુઓ નથી, પ્રેમ ભગવાનનું સાક્ષાત્ સ્વરૂપ જ છે.

મનુષ્ય જ્યારે ભગવાનના પ્રેમના રંગમાં રંગાઈ જાય છે ત્યારે તે પ્રેમમય થઈ જાય છે અને તે સમયે પ્રેમ (ભક્તિ), પ્રેમી (ભક્ત) અને પ્રેમાસ્પદ (ભગવાન) એ ત્રણેય એક જ રૂપમાં પરિણમીને એક જ વસ્તુ બની જાય છે. પ્રેમી, પ્રેમાસ્પદ અને પ્રેમ કહેવામાં તો ત્રણ છે, પણ ખરેખર તો તે એક જ વસ્તુ જાણે ત્રણ રૂપોમાં પ્રગટ થઈ રહી છે. ભગવાનના પ્રેમી અને જ્ઞાની ભક્ત પણ આ જ વાત કહે છે. મનુષ્ય જ્યારે ભગવાન શ્રીકૃષ્ણના પ્રેમમાં આત્યંતિકપણે નિમગ્ન થઈ જાય છે ત્યારે તેને ડગલે ને પગલે - સર્વદા, સર્વત્ર અને સર્વથા ભગવાન શ્રીકૃષ્ણ જ શ્રીકૃષ્ણ દેખાય છે. ભગવાને ગીતામાં કહ્યું છે –

**બહૂનાં જન્મનામન્તે જ્ઞાનવાન્માં પ્રપદ્યતે ।**
**વાસુદેવઃ સર્વમિતિ સ મહાત્મા સુદુર્લભઃ ॥**
(૭/૧૯)

‘ઘણા જન્મો પછીના અંતિમ જન્મમાં તત્ત્વજ્ઞાન પામેલો માણસ ‘સર્વ કાંઈ વાસુદેવ જ છે અર્થાત્ તેમના સિવાય કંઈ છે જ નહિ’ એવા ભાવે મને ભજે છે; એ મહાત્મા ઘણો દુર્લભ છે.’

આ જ પ્રેમનું સાચું સ્વરૂપ છે.



## આત્મનિવેદન

આત્મનિવેદન વિષે સૂક્ષ્મ વિચાર કરવો જોઈએ. આમાં ‘આત્મા’ શબ્દ આત્મા સાથે ત્રણેય શરીરોનો વાચક છે અને નિવેદનનો અર્થ અર્પણ એવો થાય છે. જે વસ્તુઓ ઉપર આપણે આપણો અધિકાર જમાવી રાખ્યો હોય, તેને ભગવાનને સમર્પિત કરી દેવી, એનું જ નામ આત્મનિવેદન છે. આને શરણાગતિનું એક મુખ્ય અંગ માનવામાં આવ્યું છે; અથવા તેને ભક્તિનું પણ એક પ્રમુખ અંગ કહી શકાય. શરણાગતિના ચાર ભેદ છે : શરણાગતિનું પહેલું અંગ છે ભગવાનના નામ અથવા તો સ્વરૂપને પકડવું તે. બીજું અંગ છે ભગવાનના આધીન થઈ જવું એટલે કે તેમને અનુકૂળ થઈ જવું. તેઓ જે પ્રમાણે ચલાવે તેમ ચાલવું. ત્રીજું અંગ છે ભગવાન જે કંઈ પણ વિધાન કરે તેમાં જ રાજી રહેવું અને ચોથું અંગ છે ભગવત્પરાયણ બની જવું, તેમના જ ખોળામાં જઈને બેસી જવું અને પોતાને ભગવાનને અર્પણ કરી દેવા. જ્યારે હું પોતે જ ભગવાનને અર્પણ થઈ ગયો હોઉં તો પછી મારી બધી જ ચીજો આપોઆપ તેમને અર્પણ થઈ જ ગઈ.

આત્મસમર્પણ નવધાભક્તિનું અંતિમ અંગ છે. જો કોઈ એમ પૂછે કે સેવ્ય અને સેવક ભાવ તથા આત્મનિવેદનમાં અંતર શું છે? તો એમ

કહી શકાય કે આમ તો કોઈ જ ફરક નથી, કારણ કે આગળ જતાં તે દાસ્યભાવવાળો પણ આત્મસમર્પણ કરશે અને જેણે આત્મનિવેદન કરી દીધું છે તે પણ દાસ જ છે; પરંતુ દૃષ્ટાંતથી તેનું અંતર આ રીતે સમજી શકાય છે. એક દુકાન ઉપર બે મુનીમ કામ કરી રહ્યા છે. તેમની જે કંઈ લેવડ-દેવડ, માલ-ખજાનો છે તે બધું જ તે માલિકનું છે એમ માનીને કામ કરે છે. પરંતુ તેમનામાં એક તો શરીર-નિર્વાહને માટે અન્ન-વસ્ત્ર માત્ર જ લેતો હોય છે અને બીજો વેતન પણ લે છે. આમાં પહેલાનો નિષ્કામભાવ છે જ્યારે બીજાનો સકામભાવ. નિષ્કામભાવવાળાનું સ્થાન, દરજ્જો ઊંચો છે. બેયનો ભાવ તો સેવક-સેવ્યનો જ છે; પરંતુ આમાં પહેલા દરજ્જાવાળા ભક્તે તો આત્મસમર્પણ કર્યું, બીજાએ ન કર્યું.

પ્રાચીનકાળમાં એક બીજા પ્રકારના દાસ પણ હતા. તેઓ દાસ તરીકે જ જન્મ ધરતા અને મરતાં પણ દાસ તરીકે જ. તેમને કોઈ પણ જાતનું વેતન વગેરે મળતું નહોતું અને તેઓ દહેજ વગેરેમાં પણ આપી શકાતા હતા. રાજાઓમાં ઘણી જગ્યાએ તો આ પ્રથા આજે પણ છે. આત્મસમર્પણનો દરજ્જો આ દાસ-દાસીઓના કરતાં પણ ઊંચો છે. જેમ બે સૈન્ય લડતાં હોય, તેમાં એક રાજાની હાર થઈ ગઈ, તે બીજાની સમક્ષ આત્મસમર્પણ કરી દેતો હોય છે. કહે છે, ઈચ્છો તો મારો, ઈચ્છો તો છોડો અથવા રાજ્ય પાછું આપો, તમને પૂરો અધિકાર છે. પરંતુ આ તો થયું ભયથી આત્મસમર્પણ, ભક્તિ કે શ્રદ્ધાથી નહિ. આ પ્રમાણે આત્મસમર્પણ કરનારાને જો વિપક્ષી રાજા મારે તો તેને દુઃખ પણ થઈ શકે છે, કારણ કે તેણે તો લાચાર થઈને શરણ ગ્રહ્યું છે. પરંતુ જે પુરુષ શ્રદ્ધા, ભક્તિ અને પ્રેમથી આત્મસમર્પણ કરે છે તેને તો મારવા-કાપવાથી પણ આનંદ જ થાય છે. દાસદાસીઓને પણ મારવાથી દુઃખ થાય છે, કારણ કે તેમનું આત્મસમર્પણ શ્રદ્ધા અને ભક્તિરહિત છે. જે પ્રેમ, ભક્તિ અને શ્રદ્ધાથી આત્મસમર્પણ કરે છે તેનું કંઈ પણ કરો, તેને દુઃખ લાગશે નહિ. જેવી રીતે રાજા બલિનું આત્મસમર્પણ પ્રેમ અને શ્રદ્ધાપૂર્વકનું હતું, ભય કે લાચારીથી નહોતું. તેને તો ગુરુ શુક્રે બતાવી દીધું જ હતું કે આ સામાન્ય બ્રાહ્મણ નથી, તારું બધું જ છીનવી લેશે, તોપણ તેણે તો જાણી - સમજીને પ્રેમ અને ભક્તિથી પોતાનું સર્વસ્વ ભગવાનને અર્પણ કરી દીધું અને કહ્યું કે, 'જો ભગવાન પોતે જ આ રીતે મારા સર્વસ્વને લે છે તો મારે માટે એથી વિશેષ બીજો આનંદ હોઈ પણ શું શકે?' જે આ રીતે ભગવાનને આત્મસમર્પણ કરી દે છે, તેના મન, બુદ્ધિ અને શરીર વગેરે બધું જ ભગવાનનું જ બની જાય છે. તેનો એના ઉપર કોઈ જ અધિકાર રહેતો નથી. જડ વસ્તુઓમાં આનું ઉદાહરણ કઠપૂતળીને ગણાવી શકાય છે. કઠપૂતળીએ નટને પોતાનું આત્મસમર્પણ કરી દીધું હોય છે. નટ તેનું ઈચ્છે તે કરે! તે એને કપડું પહેરાવે કે કંઈ જ ના કરે, તે પોતાના તરફથી કંઈ જ કહેતી નથી. પરંતુ કઠપૂતળીમાં તો ચેતનશક્તિનો અભાવ છે, તે જડ છે. જે પુરુષ ચેતનશક્તિ રહેતાં પણ પોતાની જાતને આ કઠપૂતળીની જેમ ભગવાનને અર્પણ કરી દે છે, તેમાં શરણાગતિનાં બીજા અંગો પણ આવી જાય છે. શરણાગતિ માટેનું આટલું બધું અનુકૂળ એવું બીજું ઉદાહરણ નજરે પડતું નથી. જો બાજીગરના વાંદરાનું આપીશું તો તે પણ માલિકની આજ્ઞા પ્રમાણે ચાલતો હોય છે. જો કે તે પણ છે તો શરણાગતિનું

જ એક અંગ, પરંતુ મુખ્ય વાત તો એ છે કે પોતાની જાતને સંપૂર્ણપણે સમર્પિત કરી દેવી. જેવી રીતે આપણે એક ગાય બ્રાહ્મણને અર્પણ કરીએ છીએ. પછી એ ગાય ઉપર તે બ્રાહ્મણનો જ અધિકાર થઈ જતો હોય છે. એ પ્રમાણે જ ભગવાનને આપણી જાત સમર્પિત કરી દીધા પછી આપણો કોઈ અધિકાર રહેતો જ નથી. જો સૂક્ષ્મ રીતે વિચારીએ તો પહેલેથી જ બધી ચીજો છે તો પરમાત્માની જ. આપણે તેના ઉપર આપણો અધિકાર જમાવી દીધો છે, તે લઈ લેવામાં આવે. જે આ પ્રમાણે સમજી લે છે, તેને લોકદષ્ટિમાં જોવામાં આવતાં ભલેને ગમે તેવાં સુખ-દુઃખ આવીને હેરાન કરે, ભગવાન તેનું ગમે તે કરે, તેને કોઈ પણ પ્રકારનો વિકાર ઊપજતો નથી. એટલું જ નહિ, પણ તે તો આનંદમગ્ન થઈ જતો હોય છે. તેને તો માલિકના સુખથી જ સુખ મળે છે. અને માલિક તો દુઃખી ક્યારેય નથી થતો. એટલે તે પણ સદાય સુખી જ રહે છે. ઉપરાંત તેના થકી જે નવાં નવાં કર્મ થતાં રહે છે, તે પણ માલિકને અનુકૂળ તેમની જ આજ્ઞા મુજબ થાય છે. કારણ કે તેનું મન, બુદ્ધિ અને શરીર પ્રભુને અર્પણ થઈ ચૂક્યાં છે. બધી જ ચીજો તો માલિકની જ છે. તેના ઉપર તે પોતાની આજ્ઞા ચલાવતો નથી. ભક્તિપૂર્વક આત્મસમર્પણ કરવાને લીધે તે ભગવાનને શરણે થઈ જાય છે અને પછી પરમાત્માને ક્યારેય ભૂલતો નથી, સદાય તેનું જ ચિંતન કરતો રહે છે.

શરણે આવેલો ભક્ત પરમાત્માને પ્રાપ્ત થાય છે. તે ભલેને એ મહાપ્રભુથી જુદો રહીને ચિંતન કરતો હોય, ભલેને તેની સાથે મળીને કરતો હોય. ભલેને તદ્રૂપ થઈને રહે કે ભલેને જુદી સત્તાથી રહે. પરંતુ આ વિષયમાં તેનો કોઈ જાતનો સંકલ્પ હોતો નથી. તેનો માલિક જે ઈચ્છે તે કરાવે, તે તો પોતાનું બધું જ સ્વત્વ તેને જ સોંપી દે છે. શરણાગત ભક્તની પોતાની તો કોઈ ઈચ્છા જ ન હોવી જોઈએ. જો તેને કોઈ પણ ઈચ્છા થઈ આવે તો સમજવું કે તેના આત્મસમર્પણમાં કંઈક ખામી રહી ગઈ છે. જો કે આ કંઈ એવડો મોટો દોષ તો ન ગણાય. રાજા બલિએ પણ પાતાળમાં રહેવાનું માગ્યું હતું. તે પોતાના તરફથી તો કંઈ જ નથી કહેતો, પરંતુ સ્વામીના પૂછવાથી પોતાની ઈચ્છા બતાવી દેવી એ પણ કોઈ દોષ તો નથી જ. સ્વામી આપવા ઈચ્છે ત્યારે પણ કંઈ ન લેવું એ ઉત્તમ જ ગણાય. તે બલિના આત્મસમર્પણ કરતાંય ઊંચી વાત છે. વરદાન આપવાની વાત કહેતાં સાચો આત્મસમર્પણ કરનારો ભક્ત આમ કહે છે - હે પ્રભુ! કોને વરદાન આપો છો? હું તો આપની જ ચીજ છું. કંઈક આપીને લઈને મને શા માટે જુદો પાડો છો? જો આવી જ ઈચ્છા તમારી હોય તો એમ કરો. કારણ કે બધું તમારી ઈચ્છા ઉપર જ અવલંબે છે. પિતાની ઈચ્છા છે. તેઓ પુત્રને એમ જ કંઈ પણ આપ્યા સિવાય જ ઘરમાંથી બહાર કાઢી મૂકે. હજાર-બેહજાર રૂપિયા આપીને ઘરમાંથી બહાર કાઢી દે. અથવા બધી જ સંપત્તિ પણ આપી દે. પિતા એ ચોકસાઈ કરી લે છે કે પુત્રની કંઈક ઈચ્છા છે. તેથી તો તેઓ અલગ કરતા હોય છે ને! નહિ તો શા માટે કરે? તેથી હે પ્રભુ! આપ જો વરદાન આપવાની વાત કરો છો તો અવશ્ય મારા મનમાં જુદા રહેવાનો ભાવ હશે, નહિ તો આપ આવું કહો જ શા માટે? નાથ! જરૂર મારાથી કોઈ નાલાયકી થઈ જ છે. હું આપની ક્ષમા માગું છું. જે કંઈ છે તે તો આપનું જ છે. વરદાન મેળવીને પણ તેને જુદું રાખું ક્યાં?

આ પ્રમાણેનો આત્મસમર્પણ સખ્યભાવ અને દાસભાવ રાખનાર પણ કરી શકતો હોય છે. આમ આત્મસમર્પણ ભક્તિનું એક પૃથક્ અંગ છે. સખ્ય અને દાસભાવ રાખનાર એવું કરી પણ શકે છે અને ના પણ કરે તોય કોઈ વાંધો નથી. જો એમ કહેવામાં આવે કે મિત્રતા તો ત્યારે જ પૂર્ણ થાય જ્યારે આત્મસમર્પણ કરી દીધું હોય, એ તો ઠીક છે, પણ મિત્ર તો એ સિવાય પણ થઈ શકે છે ને! વિભીષણના આત્મસમર્પણમાં એટલો બધો મહિમા લાગતો નથી. શ્રીકૃષ્ણને સખાભાવે આત્મસમર્પણ તો ગોપીઓએ જ કર્યું હતું. તેઓ પોતાની જાત ઉપરનો પોતાનો કોઈ જ અધિકાર માનતી જ નહોતી. તેઓ તો એકમાત્ર શ્રીકૃષ્ણનો જ અધિકાર માનતી હતી. એક પુરુષમાં નવધાભક્તિના બધા જ ભેદ જોવા મળે છે. અને બે-ચાર અંગ પણ જોવા મળી શકે છે. ભજન, ધ્યાન, સેવા, નમસ્કાર કરતાં કરતાં પણ આત્મસમર્પણ ન પણ થઈ શકે. હા, બીજી બધી જ ભક્તિઓ આવવા છતાં પણ જો આત્મસમર્પણ ન થાય તો એટલી ખામી જરૂર છે જ. જેનામાં આત્મસમર્પણ નથી તે પણ ભક્ત તો છે જ અને કહેવાય છે પણ ભક્ત જ. પરંતુ આત્મસમર્પણ કરી દેનારા ભક્તનો મહિમા અલગ જ છે. એટલે જ નવધાભક્તિમાં આ અંગને છેલ્લું મૂકવામાં આવ્યું છે. આ જ સૌથી ઊંચો ભાવ છે.

ભક્તિનું સૌથી પહેલું અંગ છે શ્રવણ, એટલે તેને સૌ પહેલી ભક્તિ કહેવામાં આવે છે. શ્રવણ સિવાય તો ભક્તિ થઈ જ કેવી રીતે શકે? જો કોઈ એવું ઉદાહરણ મળે તો તેમાં પણ પૂર્વસંસ્કાર તો મળવાના જ. જેનાથી આ વાત સાબિત થાય છે કે આ વ્યક્તિએ તો પૂર્વજન્મમાં જ બધું શ્રવણ કરી લીધું હશે જ. શ્રવણ એ આદિભક્તિ છે. પહેલાં સાંભળે છે ત્યારે જ તો તેની રુચિ થાય છે અને તે આ બાજુ જોડાય છે. આત્મનિવેદન થઈ જતાં તેની અનન્ય ભક્તિ થઈ જાય છે. શરણાગતિના જેટલા ભાવ છે તે બધા જ પોતે આવી જતા હોય છે. પતંજલિ મુનિએ જેને 'ઈશ્વરપ્રણિધાન' કહ્યું છે, તે પણ આ પુરુષમાં આવી જાય છે. તથા તેનું ફળ સમાધિસિદ્ધિ પણ તેને મળી જાય છે. પછી ઉદ્ધારની તો તેને કોઈ જ ચિંતા રહેતી નથી, તેનો તો ઉદ્ધાર થઈ જ ગયો.

આત્મસમર્પણ કરીને ભક્ત સંપૂર્ણપણે નિશ્ચિંત બની જતો હોય છે તેને પોતાના લૌકિક કે પારલૌકિક એવા કોઈ પણ જાતનાં ભય અથવા ચિંતા સતાવતાં નથી. એક માણસ પાઠશાળા ચલાવે છે, રાત-દિવસ તેની જ ચિંતામાં લાગેલો રહે છે. જો કોઈ યોગ્ય સંપત્તિવાળો સજ્જન એ કામને સંભાળી લે તો પછીથી તે નિશ્ચિંત થઈ જાય છે. પછી તો કોઈક કોઈકવાર તે તેનું કામ કરશે, પણ તેની તેને કોઈ ચિંતા-ફિકર નહિ રહે. એ જ પ્રમાણે જેમ કોઈ માણસ પોતાનું કામ કોઈ યોગ્ય વ્યક્તિને સોંપીને પરદેશ જાય છે તો પછી તેને પાછળ કામ અંગેની કોઈ ફિકર રહેશે નહિ. એ પ્રમાણે જ જે પોતે પોતાને ભગવાનને અર્પણ કરી દે છે, તેના માટે ભય અને ચિંતાને માટે કોઈ સ્થાન જ રહેતું નથી. તેના આનંદનો કોઈ પાર જ રહેતો નથી. જેમ કોઈ કંગાળ એવા છોકરાને કોઈ કરોડપતિ દત્તક (ખોળે) તરીકે બેસાડે તો તે ઘણી પ્રસન્નતાપૂર્વક તે પિતાના ખોળામાં જઈને બેસી જાય છે, અને ચિંતાવિહીન થઈ જાય છે. તું જાણે છે કે તારી પાસે પાંચ પૈસા પણ નહોતા અને હવે તું કરોડપતિ. એટલી બધી

સંપત્તિનો માલિક થઈ ગયો. એટલે કે હવે તેને પિતાના ખોળામાં બેસીને ઘણો જ આનંદ ઊપજે છે. કારણ કે એનાથી તેની અન્ન-વસ્ત્રની ચિંતા તો સદાયને માટે દૂર થઈ જાય છે. આ તો એક માણસના ખોળે બેસવાની વાત થઈ, પણ જે પેલા પરમાત્માને ખોળે બેસી પોતાને આત્મસમર્પણ કરી દે છે, તેના આનંદનું તો પૂછવું જ શું? તેની કોઈ હદ નથી રહેતી. ત્યાં તો ભયની વાત જ વળી કેવી? સાધારણ એવા લક્ષ્મીનંદનને ખોળે બેસનારાને પણ ભય જેવું કંઈ જ નથી રહેતું. પછી પરમાત્મા તો સર્વ સામર્થ્યવાળો છે. તેના ખોળે ભય કેવો? ત્યાં પહોંચ્યા પછી તો શાંતિનો પાર જ રહેતો નથી. ધનવાનને ખોળે બેસનારો તો ધનના સ્વાર્થને લઈ તેમાં કંઈક તકલીફ આવી પડતાં તેના વિષે જ ખોટું વિચારવા લાગે છે. જો કે આ તો વાત થઈ તેની નીચતાની અને નગુણાપણાની, પરંતુ પરમાત્માના ખોળે આવા કોઈ જ સ્વાર્થથી પ્રેરાઈને નથી બેસતું. તેને તો આ એક જ વાતમાં સંપૂર્ણ આનંદ હોય છે, પ્રભુએ મને અપનાવી લીધો. આપણે લોકો તેના એ આનંદને નહિ સમજી શકીએ. ઘણી જ વિલક્ષણ એવી આ વાત છે.

એક કરોડપતિ માણસ વાઈસરોયને મળવા જાય છે. તેની સાથે બીજા બે-ચાર માણસો પણ છે. અને પેલો છોકરો પણ છે કે જેને તે માણસ ખોળે બેસાડવા વિચારે છે. વાઈસરોય પૂછે છે કે, 'આ છોકરો કોનો છે?' તે બાળક જવાબ આપે છે કે, 'હું આમનો પુત્ર છું.' પરંતુ જ્યાં સુધી પેલો કરોડપતિ પોતાના સ્વમુખેથી એમ ન કહે કે 'આ મારો પુત્ર છે', એ વાતનો સ્વીકાર ન કરે ત્યાં સુધી વાઈસરોય તેની વાત નહિ માને. જો ફરીવાર તે બાળક એકલો જાય છે તો વાઈસરોય તેનું બિલકુલ સ્વાગત નહિ કરે. તેઓ કહેશે કે, શેઠનો પત્ર લાવો. તું તો એમ કહે છે કે, હું તેમનો છું. તેમણે ક્યાં સ્વીકાર્યું છે? આ પ્રમાણે કહેવાનો કે તે છોકરાની વાતનો કોઈ અર્થ થતો નથી. તે છોકરો પોતાના મુખેથી એમ કહે છે કે, હું તેમનો છું, તેમાં એને એ આનંદ નથી મળી શકતો કે જેવો આનંદ પેલા ધનવાન શેઠના એમ કહેવાથી મળે કે, આ મારો પુત્ર છે. આ પ્રમાણે જ હમણાં તો આપણે પણ એમ જ કહી રહ્યાં છીએ કે, અમે આપનાં જ છીએ. જે દિવસે પ્રભુ આપણો સ્વીકાર કરી લેશે અને એમ કહેશે કે તું મારો છે તે દિવસે જ આપણે ખરેખર તેના બનીશું. જેને પરમાત્મા અપનાવી લે છે તેના આનંદને તો લોકો શું કહેવાના હતા? તેમાં સ્વાર્થ નથી, પ્રેમ છે. દત્તક બેઠેલા છોકરાને જો પિતા કષ્ટ આપે છે તો તે વિરુદ્ધ પણ થઈ જાય. કારણ કે તે તો ગયો છે ધનના લોભે, પરંતુ જે નિષ્કામપ્રેમભાવથી જ પોતાની જાતે જ ભગવાનને સમર્પિત થઈ જાય છે. તેના શરીરના જો ટુકડે ટુકડા પણ કરી નાખવામાં આવે તોપણ તે પોતાનું અહોભાગ્ય જ સમજે છે. તેને લાયક તો કોઈ ઉદાહરણ મળતું જ નથી. કોઈ માણસ જો કોઈ મહાત્મા પાસે જાય છે અને તેમને એક વસ્ત્ર સ્વીકારવા માટે પ્રાર્થના કરે છે. મહાત્મા તો તેનો અસ્વીકાર કરી દે છે. તે તો અર્પણ કરે છે, પરંતુ જ્યાં સુધી મહાત્મા સ્વીકાર નથી કરતા ત્યાં સુધી અર્પણ નથી થતું. જ્યારે વિશેષ આગ્રહ થાય છે ત્યારે મહાત્મા સ્વીકારી લે છે. ત્યારે જ અર્પણ થઈ જાય છે. તે કહે છે - 'અહો! મારું અહોભાગ્ય છે કે મારું વસ્ત્ર મહાત્માજીએ સ્વીકારી લીધું.' પછી જ્યારે મહાત્મા એ વસ્ત્રને પોતાના સેવકોને ન આપતાં પોતે જ પોતાના

ઉપયોગમાં લે છે, તે વખતે તેને કેટલો બધો આનંદ થાય છે. મહારાજની સેવામાં એક પંખો ધરવામાં આવે છે. ગરમી ઘણી પડી રહી છે, એ જ પંખાથી પોતાને જ હાથે હવા નાખવાનો વિશેષ આગ્રહ કરવાથી જો તેઓ સ્વીકારી લે છે તો કેટલો આનંદ થાય છે? મહારાજ ઊંઘવા ઇચ્છે છે, એમને પ્રાર્થના કરવામાં આવે છે કે મહારાજ! મારા ખોળમાં ઊંઘવાની કૃપા કરશો! વિશેષ આગ્રહથી જો તેઓ સ્વીકારી લે તો કેટલો આનંદ થાય છે? હવે અહીં જો એમ જોવામાં આવે કે એ મહાત્મા છે કે નહિ, તેની તો જાણ નથી. આપણી ભાવનાથી જ આપણને એટલો બધો આનંદ થાય છે. એમ એ પરમાત્મા કે જેમને ઘણા બધા મહાત્મા મળ્યા છે, જો આપણા શરીરને પોતાના ઉપયોગમાં લે છે અથવા કાપે પણ છે, તો કેટલો બધો આનંદ થવો જોઈએ. એ વખતે આપણો રોમેરોમ પુલકિત થઈ જવો જોઈએ. જો આપણા શરીરની ચામડીના જોડા બનાવીને તે પહેરશે, તો આપણે કૃતકૃત્ય થઈ જઈશું. અહો! આપણા આ શરીરનો જ ઉપયોગ થઈ રહ્યો છે. કેટલી બધી દયા છે. આપણી વસ્તુને પ્રભુ ઉપયોગમાં લઈ રહ્યા છે.

એક પતિવ્રતા પતિના સુખેથી સુખી થાય છે જ્યારે પતિદેવ તેનું તન-મન પોતાના ઉપયોગમાં લેતા હોય ત્યારે તે ઘણા જ આનંદથી પુલકિત થઈ જાય છે. જોકે તે પતિવ્રતા પોતાના પતિદેવમાં ઈશ્વર-ભાવ રાખતી હોય, પરંતુ તો પણ એમ તો સમજતી હોય છે જ કે તે મારે માટે નારાયણ છે. બે ખાસ મિત્રોમાંથી જો એક બીજાની વસ્તુને પૂછ્યા વગર જ પોતાના ઉપયોગમાં લઈ લે છે તો એ વસ્તુના સ્વામીને આનંદ જ થાય છે. એમ સમજીને તો વધારે ને વધારે આનંદ થાય છે કે મારા મિત્રે મારી વસ્તુને સ્વીકારી લીધી છે. આ બધી તો લૌકિક વાતો છે. એ રીતે જો સાક્ષાત્ પરમાત્મા આપણી વસ્તુને અને આપણા શરીર વગેરેનો પોતાના કામમાં ઉપયોગ કરે છે ત્યારે તેનાથી વિશેષ આપણે માટે બીજી આનંદની વાત કઈ હોઈ શકે? આ પ્રમાણે જે પ્રભુને આત્મસમર્પણ કરી દે છે, તેના આનંદનો કોઈ પાર રહેતો નથી.

જ્યારે ભગવાન શ્રીકૃષ્ણ અર્જુન સાથે સાધુવેશે સિંહને સાથે લઈ રાજા મયૂરધ્વજના દરબારમાં પહોંચ્યા. તે વખતે તેમણે રાજાના કુમાર રત્નકુમારનું અડધું શરીર પોતાના સિંહના માટે માગી લીધું. રાજાએ કહ્યું – મહારાજ! મને તો કોઈ જ વાંધો નથી પણ રાણીને પૂછવું જરૂરી છે. રાણીના સ્વીકાર કર્યા પછી રાજા-રાણી બેય જણ રાજકુમારને પૂછે છે, ત્યારે પુત્ર બોલ્યો – 'આવો અવસર ફરી વાર મળશે ક્યાંથી? આ તો પ્રભુ પોતે જ સાક્ષાત્ પધાર્યા છે.' રાજા અને રાણી બેય જણ મળીને પુત્રને ચીરવા લાગ્યા. પુત્ર હસે છે, ખીલે છે; એને એ વાતનો ખ્યાલ આવી જ ગયો છે કે આ તો પરમકૃપાળુ પુરુષોત્તમ ભગવાન પોતે જ છે. તેને પૂરી શ્રદ્ધા છે, પ્રેમ છે અને પ્રસન્નતા પણ છે જ. રાજા અને રાણીએ તો પોતાની વહાલામાં વહાલી વસ્તુ જ પ્રભુને અર્પણ કરી દીધી. પરંતુ રત્નકુમારે તો સ્વયં પોતે પોતાની જાતને જ અર્પણ કરી દીધી. રાજા-રાણીને તેના જેટલો આનંદ તો કેવી રીતે પ્રાપ્ત થવાનો હતો? તે વખતે રાણીની આંખેથી આંસુ ખરતાં જોઈને સાધુ બોલ્યા – 'અમે નહિ જમીએ.' રાણી કહે છે – 'હે મહારાજ! હું પુત્રના મૃત્યુશોકને લીધે નથી રોતી, પણ મને દુઃખ એ વાતનું છે કે પુત્રનું અડધું જ શરીર કામમાં આવ્યું. અડધાએ

ખબર નહીં કે શું પાપ કર્યું હશે?' ભગવાન તરત જ પ્રકટ થયા, તે તો પ્રકટ થવાના જ હતા. જો આપણો ભાવ એવો હોય તો આપણી બધી જ વસ્તુઓ ભગવાનને અર્પણ જ છે, એ ત્રણેયમાંથી કોઈને પણ દુઃખ થયું હોત તો ભગવાન સ્વીકાર જ ન કરત. આનંદપૂર્વક અર્પણ કરવું જોઈએ. રાજા મયૂરધ્વજ, રાણી અને રાજકુમારના જેવો ભાવ જો હોય તો ભગવાન તરત પ્રકટ થઈ જાય જ. જે આવી પ્રસન્નતાથી પોતાની જાતને ભગવદ્-અર્પણ કરે છે, તેનો જ ભગવાન સ્વીકાર કરે છે. આવી પ્રેમપૂર્વક આપેલી વસ્તુનો ભગવાન ત્યાગ નથી કરતા. મહાત્માઓ પણ પ્રેમપૂર્વક આપેલી વસ્તુની જરૂરિયાત ઊભી થતાં લેતા હોય છે; તેઓ સમજે છે કે ન લેવાથી આ બિચારાને દુઃખ થશે. પરમાત્માની તો સાફ સાફ આજ્ઞા થયેલી જ છે–

**સકૃદેવ પ્રપન્નાય તવાસ્મીતિ ચ યાચતે।**
**અભયં સર્વભૂતેભ્યો દદામ્યેતદ્વ્રતં મમ॥**

(વા. રા. ૬-૧૮-૩૩)

જે એક વાર પણ સાચા હૃદયથી તેના શરણે થઈ જાય છે તેને તેઓ ક્યારેય ત્યાગતા નથી.

જેમ કોઈની પાસે એક વસ્ત્ર છે, તે વસ્ત્ર એણે પોતાના સ્વામીને આત્મસમર્પણ કરી દીધું છે. તે તેને ફાડે, ફેંકી દે, બાળી મૂકે, પાથરે, ઓઢે કે કોઈને આપી દે છે. તે કંઈ જ પ્રત્યુત્તર આપતું નથી. તે તેનો ઈચ્છે તે ઉપયોગ ભલે ને કરે. વસ્ત્રને કોઈ જ વાંધો હોતો નથી. આ રીતે જે એ પ્રભુને આત્મસમર્પણ કરી દે છે તેઓનું ગમે તે કરે, તેને કંઈ જ વાંધો નથી. આવો પુરુષ જીવતાં જીવ મુક્ત થઈ જતો હોય છે. તે જીવતાં જીવ જ મડદાની જેમ પ્રભુને સમર્પિત થઈ જતો હોય છે. મડદું જો કોઈ તકલીફ ઊભી કરી શકતું હોય તો એ પણ કરે. આ પ્રમાણે જે જીવતાં જ મડદાનો સાચો સ્વાંગ ધારણ કરી દેખાડે તે જ જીવન્મુક્ત છે.

આવો જીવન્મુક્ત મહાત્મા નિર્ભય થઈ જાય છે. તે શોકથી તરી જાય છે તથા અટલ અને નિત્ય શાંતિને પામે છે. તે જીવન્મુક્તનું સંસારમાં વિચરવું એ આપણા કલ્યાણના માટે જ હોય છે. તેને પોતાને માટે કંઈ જ કર્તવ્ય કરવાનું રહેતું નથી.

**યસ્ત્વાત્મરતિરેવ સ્યાદાત્મતૃપ્તશ્ચ માનવઃ।**
**આત્મન્યેવ ચ સંતુષ્ટસ્તસ્ય કાર્યં ન વિદ્યતે॥**

(ગીતા ૩/૧૭)

જે પુરુષ આ પ્રમાણે ભગવત્-શરણે થઈ જાય છે, તેનું જીવન કેવળ લોકોના કલ્યાણને માટે જ હોય છે. જેવી રીતે પંચાયતી સામાનનો ઉપયોગ જે કોઈ કરવા ઈચ્છે તે કરી શકે છે, એ જ પ્રમાણે એ પુરુષ પાસે પણ સૌ કોઈને પોતાના કામ કરાવી લેવાનો અધિકાર બની જતો હોય છે. આવા વિરક્ત પુરુષોનું જીવન જ સંસારના ઉપકારને માટે જ જાણે બની જાય છે. જો કે તેમનામાં એવો ભાવ લેશમાત્ર પણ હોતો નથી કે હું સંસારના ભલા માટે વિહાર કરું છું, વિચરું છું. આવું કહેનારો તો અભિમાની ગણાય, તે ક્યારેય જીવન્મુક્ત તો ન જ કહેવાય. નિરભિમાનીપણાનો ગુણ તો તેમનામાં પહેલાથી જ આવી જતો હોય છે.

આવા પુરુષોનાં દર્શનથી નેત્ર, ભાષણથી વાણી અને ચિંતનથી મન પવિત્ર થઈ જતાં હોય છે. આવા પુરુષો આ જગત ઉપર હજારો-લાખોની સંખ્યામાં થઈ ગયા છે. ઉત્તરાખંડની તપોભૂમિમાં તો આવા ઘણા બધા ઋષિઓએ તપસ્યા કરેલી છે. એ પવિત્ર ભૂમિ સ્વાભાવિકપણે

જ વૈરાગ્યવાળી છે. એ ભૂમિમાં રહેનારા મહાત્મા પુરુષોનો મહિમા કેટલો વખાણીએ? ભગવાન પાસેથી જો કંઈ પણ માગવાનું થાય તો આટલું જ માગીએ કે હે પ્રભુ! જે મહાત્માઓનો મહિમા આપ ગાઓ છો, અમને પણ એમનાં જ ચરણચિહ્નોના અનુગામી બનાવો. અને માગવાની પણ શું જરૂર છે? જે પુરુષ ભગવાનના શરણે થઈ જશે અને જેને ભગવાન અપનાવી લેશે તેના ઉદ્ધારની તો વાત જ શું કરવી? તે તો બીજાઓનો પણ ઉદ્ધાર કરી શકે તેમ છે, એવા મહાત્માઓમાં એવાં લક્ષણ સહેજે આવી જતાં હોય છે. ભગવાન કહે છે –

**સમઃ શત્રૌ ચ મિત્રે ચ તથા માનાપમાનયોઃ।**
**શીતોષ્ણસુખદુઃખેષુ સમઃ સઙ્ગવિવર્જિતઃ॥**
**તુલ્યનિન્દાસ્તુતિર્મૌની સન્તુષ્ટો યેન કેનચિત્।**
**અનિકેતઃ સ્થિરમતિર્ભક્તિમાન્મે પ્રિયો નરઃ॥**

(ગીતા ૧૨/૧૮-૧૯)

'જે શત્રુ કે મિત્રમાં અને માન કે અપમાનમાં સમ છે તથા ઠંડી, ગરમી અને સુખ-દુઃખ આદિ દ્વંદ્વોમાં સમ છે અને આસક્તિ વિનાનો છે, જે નિંદા-સ્તુતિને સમાન સમજનાર, મનનશીલ અને ગમે તે પ્રકારે પણ શરીરનો નિર્વાહ થતાં સદા સંતુષ્ટ છે તથા રહેવાના સ્થાનમાં મમતા અને આસક્તિ વિનાનો છે - એ સ્થિરબુદ્ધિનો ભક્તિમાન માણસ મને પ્રિય છે.'



## ધ્યાનની આવશ્યકતા

મનુષ્ય-જીવનનું ઉદ્દેશ્ય ભગવાનને મેળવવાનું છે. એ માટેનાં મુખ્ય સાધન બે પ્રકારનાં છે - ભેદ માનીને અને અભેદ માનીને. બેય બે પ્રકારના અધિકારીઓ માટે છે, ફળ બન્નેનું એક જ છે. માટે એવી વાત નથી કે અમુક જ કરવું. મોટે ભાગે ભેદનું સાધન જ સૌને માટે ઉત્તમ અને સુગમ સમજવામાં આવે છે. અભેદમાં પણ બે પ્રકાર છે : એક **'અહં બ્રહ્માસ્મિ'** (બૃ. ૧/૪/૧૦)– હું બ્રહ્મ છું અને બીજું **'વાસુદેવઃ સર્વમિતિ'** (ગીતા ૭/૧૯)– સર્વ કાંઈ વાસુદેવ જ છે. આમાં બીજો પ્રકાર શ્રેષ્ઠ છે. પોતાનામાં બ્રહ્મનો સમાવેશ ન કરતાં ભગવાનમાં જ સૌનો અને પોતાનો સમાવેશ કરી દેવો.

ભેદ અને અભેદ બેય સાધનોમાં ધ્યાનની સૌથી વધુ આવશ્યક્તા છે. ગીતા, યોગશાસ્ત્ર વગેરે સઘળા ગ્રંથો ધ્યાનની ઉપાદેયતાનું વર્ણન કરે છે. ગીતામાં તો ભગવાને **'ન કિઞ્ચિદપિ ચિન્તયેત્'** (૬/૨૫) કહીને કેવળ ભગવચ્ચિંતનનો જ ઉપદેશ આપ્યો છે. પણ મોટા ભાગના લોકો અઘરું સમજીને કે આળસને વશ થઈ આ સ્થિતિ પર પહોંચવા માટેનો પ્રયત્ન જ નથી કરતા. ધ્યાન ઘણું જ ઓછું કરવામાં આવે છે અને આ વિષયમાં લોકો નિરુત્સાહ જેવા થઈ રહ્યાં છે. આ સ્થિતિ ઘણી શોચનીય છે. મનુષ્યે એ વાત દૃઢ નિશ્ચયપૂર્વક માની લેવી કે અભ્યાસ કરવાથી 'અચિંત્ય-અવસ્થા' જરૂર થાય છે. જેમ લોકો ભ્રમવશ નિષ્કામ કર્મને અસંભવ માનીને કહી દે છે કે સ્વાર્થ વિનાનું કર્મ કદી થઈ જ ન શકે, તેઓ એ વાતને નથી વિચારતા કે જ્યારે પ્રયાસ અને અભ્યાસ કરવાથી સ્વાર્થ કે કામના ઓછી થાય છે ત્યારે કોઈ સમયે એનો નાશ પણ જરૂર થઈ શકે છે. જે વસ્તુ ઘટે છે એ નષ્ટ પણ થાય છે, તો પછી નિષ્કામ કે નિઃસ્વાર્થ કર્મો કેમ ન થઈ શકે? એ જ રીતે જ્યારે એક-

બે ક્ષણ મન અચિંત્ય-દશાને પ્રાપ્ત થાય છે તો સદાને માટે પણ એ થઈ જ શકે છે. જરૂર છે અભ્યાસ કરવાની.

અભ્યાસ પણ ઘણા ઉત્સાહ અને લગની સાથે કરવો. પળ બે પળ માટે સંસાર તરફ મન ઓછું જાય એટલામાં જ સંતોષ ન માનવો. મનને પરમાત્મામાં સંપૂર્ણ એકાગ્ર કરવું. જ્યાં સુધી ઓછામાં ઓછું મિનિટ-બે-મિનિટ પણ મન સંસારને સર્વથા છોડીને પરમાત્મામાં પૂર્ણરૂપે ન લાગે ત્યાં સુધી ધ્યાનનો અભ્યાસ છોડીને આસન પરથી ન ઊઠવું. જો દૃઢ નિશ્ચય સાથે ધ્યાનનો અભ્યાસ કરવામાં આવશે તો જરૂર ઉન્નતિ થશે. સંસારનું ચિત્ર મનમાંથી બિલકુલ દૂર કરવાનો પ્રયાસ કરતાં કરતાં એવો સ્વાભાવિક અભ્યાસ બની શકે છે કે પછી જ્યારે તમે ઇચ્છશો તે જ વખતે આપના મનમાં સંસારનો અભાવ થઈ જશે. પરમાત્મા સિવાયના સઘળા સંસારનો અભાવ થઈ જવો જ અચિંત્ય અવસ્થા છે. આ અવસ્થામાં જ્ઞાનની જાગૃતિ રહે છે, માટે લય-અવસ્થા નથી થતી. બધાને ભૂલીને પરમાત્મામાં મન ન રહેવાથી જ લય-અવસ્થા સમજવામાં આવે છે. ગીતામાં એ વિજ્ઞાનાનંદઘન પરમાત્માને સર્વજ્ઞ, અનાદિ, સર્વનો નિયંતા, સૂક્ષ્મથીય સૂક્ષ્મ, સૌનું ધારણ-પોષણ કરનાર, અચિંત્ય-સ્વરૂપ, પ્રકાશરૂપ, અવિદ્યાથી પર, શુદ્ધ સચ્ચિદાનંદઘન, જ્ઞાનસ્વરૂપ જણાવ્યા છે. આ રીતે જેવું સ્વરૂપ સમજમાં આવે એ જ સ્વરૂપને પકડીને એનું ધ્યાન કરવું. પરમાત્માનું યથાર્થ સ્વરૂપ તો આનું ફળ છે. એનું વર્ણન થઈ ન શકે. એ જ્ઞાનસ્વરૂપ પરમાત્માને ગ્રહણ કરીને સર્વને ભૂલી જવું.

જો આવું ધ્યાન સમજમાં ન આવે તો સૂર્ય જેવા પ્રકાશસ્વરૂપનું ધ્યાન કરવું, સૂર્યની સામે આંખો બીડતાં સામાન્યરૂપે જે પ્રકાશનો પુંજ જણાય એને જ જોતાં રહેવું અને બધું જ ભૂલી જવું. આ બ્રહ્મના તેજસ્વરૂપનું ધ્યાન છે.

આ રીતે ન કરવું હોય તો ભગવાનના જે સગુણ સ્વરૂપમાં ભક્તિ હોય એ જ સ્વરૂપની મૂર્તિ મન વડે નક્કી કરીને મનની અંદર તેનો સારી પેઠે પ્રવેશ કરાવવો. એ ભગવાન સિવાયનું સંસારનું અને પોતાનું કશુંય જ્ઞાન ન રહે. જ્યાં સુધી ધ્યાનની આવી અનન્ય સ્થિતિ ન થાય (થાય ભલે શરૂઆતમાં એક-બે મિનિટ જ) ત્યાં સુધી આસન પરથી ન ઊઠવું. જ્યારે આવી સ્થિતિ થઈ જશે, ત્યારે ચિત્તમાં એક અપૂર્વ શાંતિ અને પ્રફુલ્લતા આવશે જેથી ધ્યાનમાં આપમેળે રુચિ વધી જશે. નિરાકાર કે સાકારનું - કોઈનું પણ ધ્યાન હોય - થવું જોઈએ એ રીતનું કે જેમાં સંસારની અને પોતાની બિલકુલ ખબર જ ન રહે. એક ઇષ્ટ સિવાય સર્વનો અત્યંત અભાવ થઈ જાય. ધ્યાનની આ જ સ્થિતિ માટે સૌ પ્રકારનાં સાધનો કરવામાં આવે છે. સેવા, ભજન વગેરે જે કંઈ પણ કરવામાં આવે, ધ્યાનની પ્રગાઢ સ્થિતિ કરતાં બધું જ નીચે છે. પરમાત્મામાં અચળ-અટલ વૃત્તિ સ્થિર થઈ જવી એ જ સૌથી મોટો લાભ છે. આ પ્રકારના ધ્યાનની ઇચ્છા રાખવામાં પણ કશો વાંધો નથી. મુક્તિની કામના ન કરતાં આવા અવિચળ ધ્યાનની કામના કરવી સારી છે. જેની આવી નિત્ય સ્થિતિ થઈ જાય છે એ બીજાને પણ ધ્યાનની યુક્તિ બતાવી શકે છે.

ચેતન જ્ઞાનસ્વરૂપમાં મનનો લય થઈ જતાં એની કેવી સ્થિતિ થાય છે એ જણાવી શકાતું નથી. જેમ આજન્મ બ્રહ્મચારી સ્ત્રી-સંગની અવસ્થાને નથી સમજતો. જ્યારે નાશવાન

ભોગની એક અવસ્થા નથી સમજાવી શકાતી ત્યારે બ્રાહ્મી સ્થિતિને તો વાણીથી કોઈ કેવી રીતે સમજાવી શકે? એ અવસ્થાને સમજવા માટે એવી અવસ્થા બનાવવાનો પ્રયાસ કરવો. સૌને ભૂલ્યા પછી જે કંઈ બાકી રહે એને પોતાનું ઈષ્ટ ધ્યેય બનાવીને એનું ધ્યાન કરવું. આવા ધ્યાનમાં ઊંચામાં ઊંચો આનંદ પામી શકાય છે.

આપણા ઘણા લોકોનો ભક્તિનો માર્ગ છે અને ભક્તિના માર્ગમાં ધ્યાન મુખ્ય છે. ભગવાને જ્યાં-જ્યાં ગીતામાં ભક્તિનો મહિમા ગાયો છે ત્યાં ધ્યાનનું ઘણું મહત્ત્વ જણાવ્યું છે. કોઈ પણ રીતે ભગવાનમાં મનનો પ્રવેશ કરાવી દેવો. ભગવાને એ જ ઉત્તમ જણાવ્યું છે. ભગવાન કહે છે –

**યોગિનામપિ સર્વેષાં મદ્ગતેનાન્તરાત્મના ।**
**શ્રદ્ધાવાન્ ભજતે યો માં સ મે યુક્તતમો મતઃ ॥**
(ગીતા - ૬/૪૭)

**મય્યાવેશ્ય મનો યે માં નિત્યયુક્તા ઉપાસતે ।**
**શ્રદ્ધયા પરયોપેતાસ્તે મે યુક્તતમા મતાઃ ॥**
(ગીતા - ૧૨/૨)

**મય્યેવ મન આધત્સ્વ મયિ બુદ્ધિં નિવેશય ।**
**નિવસિષ્યસિ મય્યેવ અત ઊર્ધ્વં ન સંશયઃ ॥**
(ગીતા - ૧૨/૮)

'સઘળા યોગીઓમાં પણ જે શ્રદ્ધાવાન યોગી મારામાં જોડાયેલા અંતરાત્માથી મને નિરંતર ભજે છે, એ યોગી મને સૌથી શ્રેષ્ઠ માન્ય છે.' 'મારામાં મનને પરોવીને નિરંતર મારા ભજન-ધ્યાનમાં રચ્યા-પચ્યા રહેનારા જે ભક્તજનો, અત્યંત અડગ શ્રદ્ધાભાવથી યુક્ત થઈને, મુજ સગુણ-સ્વરૂપ પરમેશ્વરને ભજે છે, તેઓ મને યોગીઓમાં વધુ ચઢિયાતા યોગીરૂપે માન્ય છે.' 'મારામાં મનને પરોવ અને મારામાં જ બુદ્ધિને જોડ; એ પછી તું મારામાં જ નિવાસ કરીશ, એમાં લેશમાત્ર સંશય નથી.'

—★—

## ભક્તરાજ પ્રહ્લાદ અને ધ્રુવ

વિશ્વના ભક્તોમાં ભક્તપ્રવર શ્રીપ્રહ્લાદ અને ધ્રુવની ભક્તિ ઘણી જ અલૌકિક હતી. બેય પ્રાતઃસ્મરણીય ભક્તો શ્રીભગવાનના વિલક્ષણ પ્રેમી હતા. પ્રહ્લાદજીના નિષ્કામ ભાવનો મહિમા કહી શકાય જ નહીં. શરૂઆતથી જ એમનામાં પૂર્ણ નિષ્કામભાવ હતો. જ્યારે ભગવાન નરસિંહે એમને વરદાન માગવા કહ્યું ત્યારે એમણે જવાબ આપ્યો કે, 'નાથ! હું શું લેવડ-દેવડ કરનારો વેપારી છું? હું તો આપનો સેવક છું, સેવકનું કામ માગવાનું નથી અને સ્વામીનું કામ કંઈક આપી-અપાવીને સેવકને ટાળવાનું નથી.' પણ જ્યારે ભગવાને ફરી આગ્રહ કર્યો તો પ્રહ્લાદે એક વરદાન તો એ માંગ્યું કે 'મારા પિતાએ આપનો દ્વેષ કરીને આપની ભક્તિમાં બાધા પહોંચાડવા માટે મારા પર જે અત્યાચાર કર્યા, હે પ્રભો! આપની કૃપાથી મારા પિતા તેમના દુષ્કર્મ દ્વારા ઉત્પન્ન થયેલા એ પાપમાંથી હાલ જ છૂટી જાય.' **'ત્વત્પ્રસાદાત્પ્રભો સદ્યસ્તેન મુચ્યેત મે પિતા ।'** (વિષ્ણુપુરાણ ૧/૨૦/૨૪) કેટલી મહાનતા છે! બીજું વરદાન એ માગ્યું કે 'પ્રભો! જો આપ મને વરદાન આપવા જ માંગો છો તો એ આપો કે મારા મનમાં કદી કશું માંગવાની અભિલાષા ન થાય.'

કેટલી અદ્ભુત નિષ્કામતા અને દૃઢતા છે. પિતાએ કેટલું કષ્ટ આપ્યું, પણ પ્રહ્લાદજી સઘળાં કષ્ટોને સુખપૂર્વક સહેતા રહ્યા, પિતાનો કદી દ્વેષ

ન કર્યો અને છેવટે મહાન નિષ્કામી થવા છતાં પણ પિતાના અપરાધને ક્ષમા કરવા માટે ભગવાનને પ્રાર્થના કરી!

ભક્તવર ધ્રુવજીમાં એક વાતની વધુ વિશેષતા છે. એમણે પોતાની સાવકી માતા સુરુચિ માટે ભગવાનને એમ કહ્યું કે નાથ! મારી માતાએ જો મારો તિરસ્કાર ન કર્યો હોત તો આજે આપનાં દુર્લભ દર્શનનો અલભ્ય લાભ મને શી રીતે મળત? માતાએ ઘણો જ ઉપકાર કર્યો છે.' આ રીતે દોષમાં અવળા ગુણનો આરોપ કરીને એમણે ભગવાન પાસેથી સાવકી માતા માટે મુક્તિનું વરદાન માંગ્યું. કેટલા મહત્ત્વની વાત છે!

પણ એનાથી એમ ન સમજવું કે ભક્તવર પ્રહ્લાદજીએ પિતામાં દોષારોપણ કરીને ભગવાનની સામે એને અપરાધી ઠેરવ્યો, માટે એમનો ભાવ ઊતરતો છે. ધ્રુવજીની સાવકી માતાએ ધ્રુવનો દ્વેષ કર્યો હતો, એમના ઈષ્ટદેવ એવા ભગવાનનો નહીં, પણ પ્રહ્લાદજીના પિતા હિરણ્યકશિપુએ તો પ્રહ્લાદના ઈષ્ટદેવ એવા ભગવાનનો દ્વેષ કર્યો હતો. પોતાના પર કરેલો દોષ તો ભક્તો ગણતા જ નથી, વળી માતા-પિતા દ્વારા કરવામાં આવેલ તિરસ્કાર તો ઉત્તમ ફળનું કારણ હોય છે. માટે ધ્રુવજીનું માતામાં ગુણનો આરોપ કરવાનું યોગ્ય જ હતું. પણ પ્રહ્લાદજી માટે તો ઈષ્ટદેવનો તિરસ્કાર હતો. પ્રહ્લાદજીએ પોતાને કષ્ટ આપનાર જાણીને પિતાને દોષી ન ઠેરવ્યા, એમણે ભગવાનની એમનો અપરાધ કરવાને કારણે ક્ષમા યાચીને પિતાનો ઉદ્ધાર ઈચ્છ્યો.

વાસ્તવમાં બેય વિલક્ષણ ભક્તો હતા. ભગવાનનાં દર્શન કરવા માટે બેયની પ્રતિજ્ઞા અટલ હતી, બેય જણે એને ઘણી દઢતા અને તત્પરતાથી પૂર્ણ કરી. પ્રહ્લાદજીએ ઘરમાં પિતાજીએ આપેલાં કષ્ટો પ્રસન્ન મનથી સહ્યાં, તો ધ્રુવજીએ વનમાં અનેક કષ્ટોને સાનંદ સહન કર્યાં. નિયમોમાંથી કોઈ કેમે કરીને ન હટ્યા, પોતાના સિદ્ધાંત પર દઢતાપૂર્વક અચળ રહ્યા, કોઈ પણ ભય કે પ્રલોભન એમને જરા જેટલા ય નમાવી ન શક્યાં.

ઘણી બધી વાતોમાં એક જેવા હોવા છતાંય પ્રહ્લાદજીમાં નિષ્કામભાવની વિશેષતા હતી અને ધ્રુવજીમાં સાવકી માતા પ્રત્યે ગુણોનું આરોપણ કરી એના માટે મુક્તિ માંગવાની!

વાસ્તવમાં બેય પરમ આદર્શ અને વંદનીય છે, આપણે બેયના જીવનમાંથી કેળવણી લેવી જોઈએ.



## ભાવના અનુસાર ફળ

**સબ જગ ઈશ્વરરૂપ હૈ, ભલો બુરો નહિં કોય ।**
**જૈસી જાકી ભાવના, તૈસો હી ફલ હોય ॥**

આખો સંસાર ઈશ્વરરૂપ છે, જેની જેવી ભાવના હોય છે એને એના જ અનુરૂપ ફળ પણ મળે છે. માણસ જ્યારે બીમાર હોય છે ત્યારે એ ઘણો જ વ્યાકુળ હોય છે. એની વ્યાકુળતાનો મુખ્ય હેતુ એ જ છે કે એ પેલા રોગમાં દુઃખની ભાવના કરે છે. વેદનાનો અનુભવ થવો અલગ વાત છે અને એનાથી દુઃખી થવું અલગ વાત છે. જો રોગમાં દુઃખની જગ્યાએ તપની ભાવના કરવામાં આવે તો માણસ રોગજન્ય દુઃખમાંથી અનાયાસે જ બચી શકે છે. એ માત્ર દુઃખમાંથી જ નથી બચી જતો, તપની ભાવનાથી એના માટે એ રોગ જ તપ

જેવું ફળ આપનારો પણ થઈ જાય છે. આ રહસ્યને સમજી લેવાથી તાવ વગેરે રોગોમાં મનુષ્યને સ્હેજેય શોક નથી થતો. જેમ તપસ્વી પુરુષને તપ કરવામાં મોટો પરિશ્રમ અને ઘણું શારીરિક કષ્ટ વેઠવું પડે છે, પણ એ કષ્ટ એના માટે શોકપ્રદ ન થતાં શોકનાશક અને શાંતિપ્રદ બને છે; એ જ રીતે રોગમાં તપની ભાવના કરનારા રોગીને પણ એની દૃઢ સદ્ભાવનાના પ્રભાવથી એ રોગ શોકપ્રદ ન જણાઈને ખુશી અને શાંતિ જન્માવનાર નીવડે છે. ભાવના અનુસાર જ ફળ હોય છે, માટે રોગથી પીડાતા માણસોએ રોગમાં તપની જ નહીં, બલકે એવી ભાવના કરવી કે આ રોગ દયામય ભગવાને આપેલો પુરસ્કારરૂપ પ્રસાદ છે, માટે ‘પરમ તપ’ છે. જો રોગ વગેરેમાં આ પ્રકારની પરમ તપની ભાવના સુદૃઢ થઈ જાય તો જરૂરથી એ રોગો પરમ તપનું ફળ આપનારા બની જાય છે. પરમ તપ ઇહલૌકિક કષ્ટોમાંથી છોડાવીને જીવને સ્વર્ગ વગેરેથી માંડીને બ્રહ્મલોક સુધી પહોંચાડી શકે છે અને જો ફળની આસક્તિને જતી કરીને કર્તવ્યબુદ્ધિથી આવા પરમ તપનું સાધન કરવામાં આવે તો એ આ લોક અને પરલોકમાં મુક્તિરૂપી પરમ શાંતિની પ્રાપ્તિ કરાવનારું નીવડતું હોય છે. તપથી જેમ પૂર્વકૃત પાપોનો ક્ષય થાય છે, તેમ જ રોગ-પીડા વગેરેમાં પરમ તપની દૃઢ ભાવનાથી જીવનાં સઘળાં પાપોનો ક્ષય થઈ જાય છે અને એને પરમ પદની પ્રાપ્તિ થઈ જાય છે. જ્યાં સુધી માણસ રોગને કષ્ટદાયક સમજે છે, ત્યાં સુધી જ એ એનો દ્વેષ કરે છે, પણ એ જ રોગ જ્યારે તપના રૂપે - ઉપાસનાના રૂપે પરિણમે છે ત્યારે એ એનો તપશીલ તપસ્વીની જેમ ન તો દ્વેષ કરે છે, ન એમાં કષ્ટ માને છે કે ન એની નિંદા કરે છે. એ તો તપસ્વીની જેમ એની પ્રશંસા કરતો કોઈ પણ કષ્ટની જરાય પરવા નહીં કરીને પરમ પ્રસન્ન રહે છે. આ જ અવસ્થામાં એના રોગને ‘પરમ તપ’ સમજી શકાય છે.

ખૂબ રોગ-પીડિત થતાં જ્યારે મનુષ્યની સામે મૃત્યુનો મહાન ભય ઉપસ્થિત થાય છે, એ વખતે મૃત્યુમાં ‘પરમ તપ’ની ભાવના કરવાથી એ પણ મુક્તિનું કારણ બની જાય છે, જોકે મૃત્યુવેળાએ વિદ્વાનોને પણ ભય લાગે છે ત્યારે રોગગ્રસ્ત વિષયી માણસોની તો વાત જ શી! છતાં મૃત્યુની નજીક પહોંચેલા રોગગ્રસ્ત માણસે મુક્તિ માટેની આ જાતની ભાવના કરવાનો યથાસાધ્ય પ્રયત્ન તો જરૂર કરવો કે ‘તપની ઇચ્છાથી વનમાં જઈ રહેલા તપસ્વીને જેમ એના મિત્રો, બંધુઓ વનમાં જવા માટે વિદાય આપે છે, એ જ રીતે મૃત્યુ પછી મને પણ મારા મિત્રો, બંધુઓ વનમાં પહોંચાડી દેશે. એ જ મારે માટે પરમ તપ હશે. એ જ રીતે જેમ તપસ્વી વનમાં જઈને પંચાગ્નિ વગેરેથી પોતાના શરીરને તપાવે છે, એ જ રીતે મારા બંધુ-બાંધવો મને અગ્નિમાં બાળીને તપાવશે જે મારે માટે પરમ તપ હશે.’

આ રીતે મૃત્યુરૂપી મહાન કષ્ટને પરમ તપ સમજનારને માટે શોક અને મૃત્યુનો ભય નથી હોતો. એને મૃત્યુમાં પણ પરમ પ્રસન્નતા થાય છે. જેમ તપ કરવા માટે વનમાં જનારા તપસ્વીને વનમાં જવામાં ભય અને બંધુબાંધવ તથા કુટુંબીઓના વિયોગનું દુઃખ ન થતાં પ્રસન્નતા થાય છે અને જેમ વનમાં ચાલ્યા ગયા પછી પાપોના નાશ અને આત્માની પવિત્રતા માટે કરવામાં આવતા પંચાગ્નિ-તાપમાં શારીરિક કષ્ટ શોકપ્રદ ન થતાં ઉત્સાહ વધારનાર, શાંતિદાયક અને આનંદપ્રદ હોય છે, એ જ રીતે પોતાની

સુદૃઢ ભાવનાથી મૃત્યુને 'પરમ-તપ'ના રૂપમાં પરિણત કરી દેનાર પુરુષને પણ મૃત્યુનો ભય અને શોક નથી થતો. આવી અવસ્થા થાય ત્યારે જ સમજવું કે એનું મૃત્યુને પરમ તપના રૂપે સમજવું ખરું છે.

શ્રુતિ કહે છે –

**'એતદ્વૈ પરમં તપો યદ્વ્યાહિતસ્તપ્યતે પરમꣳહૈવ લોકં જયતિ ય એવં વેદૈતદ્વૈ પરમં તપો યં પ્રેતમરણ્યꣳ હરન્તિ પરમꣳહૈવ લોકં જયતિ ય એવં વેદૈતદ્વૈ પરમં તપો યં પ્રેતમગ્નાવભ્યાદધતિ પરમꣳહૈવ લોકં જયતિ ય એવં વેદ ।'**

(બૃહદા૦ ૫/૧૧/૧)

'તાવ વગેરે વ્યાધિઓથી પીડાતો રોગી જે એ વ્યાધિથી તપાય છે, એ કષ્ટને એ એવું સમજે કે આ 'પરમ તપ' છે. આ રીતે એ વ્યાધિની નિંદા નહીં કરીને અને એનાથી દુઃખી ન થઈને એને 'પરમ તપ' માનનારા વિવેકી પુરુષનું એ રોગરૂપી તપ કર્મોનો નાશ કરનાર થાય છે અને એ વિજ્ઞાનથી એનાં સઘળાં પાપ નષ્ટ થઈ જાય છે, એ પરમ લોકને જીતી લે છે એટલે કે મુક્તિને પામી જાય છે. આ રીતે મુક્તિની નજીક પહોંચેલો માણસ મૃત્યુને પામતાં પહેલાં આ પ્રકારનું ચિંતન કરે કે મર્યા પછી મને અંત્યેષ્ટિ માટે લોકો ગામમાંથી બહાર વનમાં લઈ જશે, એ મારે માટે 'પરમ તપ' હશે. (કેમ કે ગામમાંથી વનમાં જવું એ 'પરમ તપ' છે એવું લોકમાં પ્રસિદ્ધ છે.) જે ઉપાસક આવું સમજે છે એ પરમ લોકને જીતી લે છે એટલે કે મુક્ત થઈ જાય છે.'

ઉપર કહેલી શ્રુતિ દ્વારા ઉપદેશાયેલા વિવેચન અનુસાર દરેક માણસે રોગ અને મૃત્યુમાં પરમ તપની ભાવના કરીને પરમ પદની પ્રાપ્તિ માટે પૂરો પ્રયત્ન કરવો.



## સત્યના શરણ દ્વારા મુક્તિ

'સત્' - આ શબ્દ વ્યાપક છે. હકીકતમાં તો 'સત્' શબ્દનો વિચાર કરતાં એવું જ સમજાય છે કે તે પરમાત્માનું જ સ્વરૂપ છે, તેમનું જ નામ છે. જે પુરુષ સત્-તત્ત્વને જાણે છે તે પરમાત્માને જાણે છે. જે સત્ છે તે જ નિત્ય છે, અમૃત છે. સત્નું તત્ત્વ જાણનારો મનુષ્ય મૃત્યુને જીતી લે છે, શોક અને મોહને ઓળંગીને નિર્ભયપણે શાશ્વત પરમ ધામમાં જઈ પહોંચે છે. તે હંમેશ માટે અભય અમરપદને પ્રાપ્ત કરી લે છે. તેને જ લોકો સંસારમાં જીવન્મુક્ત, જ્ઞાની, મહાત્મા વગેરે નામે ઓળખાવે છે. તેની બધાંમાં સમબુદ્ધિ થઈ જાય છે; કારણ કે સત્ પરમાત્મા બધાંમાં સમ છે અને તે જ્ઞાની સત્માં સ્થિત છે; તેથી તેનામાં વિષમતાનો દોષ નથી રહી શકતો. તે કદી પણ અસત્ય બોલતો નથી. તેનાં મન, વાણી અને શરીરથી થતાં બધાં કર્મ સત્ય હોય છે. તેનું કોઈ પણ કાર્ય અસત્ય નહિ હોવાથી તેના થકી થયેલું પ્રત્યેક આચરણ સત્ય માનવામાં આવે છે. તે જે આચરણ કરે છે અથવા સૂચવે છે તે જ સંસારમાં પ્રમાણિત મનાય છે –

**યદ્યદાચરતિ શ્રેષ્ઠસ્તત્તદેવેતરો જનઃ ।**
**સ યત્પ્રમાણં કુરુતે લોકસ્તદનુવર્તતે ॥**

(ગીતા - ૩/૨૧)

આવા મનુષ્યનું અંતઃકરણ, શરીર અને તેની ઇન્દ્રિયો સત્યથી પૂર્ણ થઈ જાય છે. તેના

આહાર-વિહારમાં અને તેનાં કાર્યોમાં સત્ય સાક્ષાત્ મૂર્તિ ધારણ કરીને વિરાજે છે. સંસારમાં આવા નર-રત્નોનો જન્મ ધન્ય છે. તેથી આપણે આ પ્રમાણે સમજીને સત્યનું શરણ લેવું જોઈએ; અર્થાત્ સત્યને દૃઢતાપૂર્વક સારી પેઠે ધારણ કરવું જોઈએ.

## સત્યનું સ્વરૂપ

સત્ય એનું નામ છે કે જેનો કોઈ કાળમાં બાધ નથી થતો; જે નિત્ય એકરસ, હરહંમેશ સઘળે સ્થળે સમભાવથી સ્થિત છે અને જે સ્વતઃ પ્રમાણ છે.

**નાસતો વિદ્યતે ભાવો નાભાવો વિદ્યતે સતઃ ।**

(ગીતા - ૨/૧૬)

આવું 'સત્ય' એક વિજ્ઞાનાનંદઘન ચેતન પરમાત્મા જ છે. શ્રુતિ કહે છે –

**સત્યં જ્ઞાનમનન્તં બ્રહ્મ ।**

(તૈત્તિરીયોપનિષદ્ - ૨/૧)

જીવાત્મા પણ સત્ છે. પરમેશ્વરનો અંશ હોવાના સંબંધે તેને પણ સનાતન-શાશ્વત કહ્યો છે –

**મમૈવાંશો જીવલોકે જીવભૂતઃ સનાતનઃ ॥**

(ગીતા - ૧૫/૭)

ગીતાના બીજા અધ્યાયના શ્લોક ૧૭થી ૨૧મા અને શ્લોક ૨૩થી ૨૫મા આ વિષયનું વર્ણન કરેલું છે. તદનુસાર તે સનાતન, અવ્યક્ત, સત્યસ્વરૂપ પરમાત્માનું શરણ લેવાથી આ જીવ માયાને ઓળંગી જઈને સત્યસ્વરૂપ પરમાત્માને પ્રાપ્ત થઈ જાય છે. વિજ્ઞાનાનંદઘન પરમાત્મા સત્ય છે, તેથી તેમનું નામ પણ સત્ કહેવાયું છે; કારણ કે રૂપ પ્રમાણે જ નામ હોય છે, એ વાત જગજાણીતી છે –

**ૐતત્સદિતિ નિર્દેશો બ્રહ્મણસ્ત્રિવિધઃ સ્મૃતઃ ।**

(ગીતા - ૧૭/૨૩)

ૐ તત્ સત્ – બ્રહ્મનાં આ ત્રણ નામ બતાવવામાં આવ્યાં છે. 'સત્' શબ્દ 'ભાવ'નો અર્થાત્ અસ્તિત્વનો વાચક છે. સંસારમાં જે કંઈ પણ સિદ્ધ થાય છે તે 'સત્'ના આધારે જ થાય છે. માટે, સમસ્ત સંસારનો આધાર સત્ય જ છે. સૂર્ય, ચંદ્ર, વાયુ, પૃથ્વી વગેરે તમામ સત્યમાં જ પ્રતિષ્ઠિત છે. સત્યની જ પ્રતિષ્ઠાથી સૂર્ય તપે છે અને વાયુ વહે છે. સત્ય વિના કોઈ પણ પદાર્થની સિદ્ધિ નથી થતી. સત્ય પરમાત્માનું સ્વરૂપ છે અને પરમાત્મા સૌથી ઉત્તમ અર્થાત્ શ્રેષ્ઠ છે. તેથી શ્રેષ્ઠ ગુણ, શ્રેષ્ઠ કર્મ અને સાધુભાવમાં 'સત્' શબ્દનો પ્રયોગ થયેલો છે; અર્થાત્ જે કંઈ પણ શ્રેષ્ઠ ગુણ, શ્રેષ્ઠ કર્મ અને સાધુભાવ હોય છે તે 'સદ્ગુણ', 'સત્કર્મ' અને 'સદ્ભાવ'ના નામે જ લોકમાં અને શાસ્ત્રોમાં વિખ્યાત છે.

**સદ્ભાવે સાધુભાવે ચ સદિત્યેતત્પ્રયુજ્યતે ।**
**પ્રશસ્તે કર્મણિ તથા સચ્છબ્દઃ પાર્થ યુજ્યતે ॥**

(ગીતા - ૧૭/૨૬)

શ્રેષ્ઠ કર્મ હોવાના કારણે યજ્ઞ, દાન અને તપ પણ 'સત્કર્મ'ના નામે પ્રસિદ્ધ છે અને તેમનામાં જે નિષ્ઠા તથા સ્થિતિ છે તેને પણ 'સત્' કહે છે. સ્વાર્થનો ત્યાગ કરીને સત્યસ્વરૂપ ભગવાનના કાજે કરેલું પ્રત્યેક કર્મ લોકમાં અને શાસ્ત્રોમાં સત્કર્મના નામે જ વિખ્યાત છે.

**યજ્ઞે તપસિ દાને ચ સ્થિતિઃ સદિતિ ચોચ્યતે ।**
**કર્મ ચૈવ તદર્થીયં સદિત્યેવાભિધીયતે ॥**

(ગીતા - ૧૭/૨૭)

વિચાર કરતાં એ વાત યુક્તિયુક્ત પણ જણાય છે કે સત્યના માટે જે પણ કાર્ય કરવામાં આવે છે તેને સત્ય જ સમજવામાં આવે છે. તેથી સત્યના નિમિત્તે કર્મ કરનારાની કાયિક, માનસિક અને વાચિક તમામ ક્રિયાઓ સત્ય જ

હોય છે - એટલે કે તે બધી ક્રિયાઓ સંસારમાં સત્ય-પ્રમાણિત હોય છે.

**સત્ય–ભાષણ**

કપટ, શબ્દચાતુર્ય અને કૂટનીતિનો ત્યાગ કરીને હિંસારહિત નિખાલસપણે, જે જેવું જોયું-સાંભળ્યું-સમજાયું હોય તેને તેવું ને તેવું જ - નહિ ઓછું, નહિ વધારે - કહેવું એ સત્ય - ભાષણ છે. સત્ય - ભાષણની ઇચ્છા કરનારા અર્થાત્ સત્ય બોલવા માગતા મનુષ્યે નિમ્નલિખિત વાતો પર વિશેષ ધ્યાન આપવું –

(૧) પોતે પણ કદી જૂઠું બોલવું જોઈએ નહિ અને બીજા કોઈને પણ જૂઠું બોલવા પ્રેરણા આપવી જોઈએ નહિ. બીજાને પ્રેરણા આપીને અથવા તેના પર દબાણ કરીને તેની પાસે જે મનુષ્ય જૂઠું બોલાવે છે તે પોતે જૂઠું બોલે તેના કરતાં અધિકતર જૂઠું બોલે છે; કારણ કે તેથી જૂઠનો પ્રચાર વધુ થાય છે. કોઈ જૂઠું બોલનારાની સાથે સહમત પણ ન થવું. તે સમયે ચૂપ રહેવું એ પણ એક પ્રકારનું જૂઠ જ મનાય છે. તાત્પર્ય એ છે કે કૃત, કારિત અને અનુમોદિત (અર્થાત્ જાતે બોલવું, કોઈ પાસે બોલાવવું અને કોઈનું બોલવું સમર્થિત કરવું) -આ ત્રણમાંથી કોઈ પણ પ્રકારનું મિથ્યા-ભાષણ ન કરવું.

(૨) બની શકે ત્યાં સુધી કોઈની નિંદા-સ્તુતિ કરવી નહિ. નિંદા કે સ્તુતિ કરનારી વ્યક્તિ સ્વાર્થ, કામ, ક્રોધ, લોભ, મોહ, ભય, ઉદ્વેગ વગેરેને વશ થઈને જુસ્સામાં આવી જઈને વધારે કે ઓછી નિંદા કે સ્તુતિ કરવા લાગે છે. આમાં પણ નિંદા કરવાનું તો સર્વથા અનુચિત જ છે. વિશેષ યોગ્યતા પ્રાપ્ત થતાં કોઈની ક્યાંક પ્રશંસા કરવી પડે તો તેમાં પણ પૂરી સાવધાનીથી તેમ કરવું જોઈએ.

જે અધિક પ્રશંસાને પાત્ર હોય તેની જો ઓછી પ્રશંસા કરવામાં આવે તો તે પ્રશંસા બીજા અર્થમાં નિંદા સમાન જ બની રહે છે. જે ઓછી પ્રશંસાને પાત્ર હોય તેની વધુ પ્રશંસા કરવામાં આવે તો તેથી લોકોમાં ભ્રમ ફેલાય છે અને લાભના બદલે નુકસાન થવાની સંભાવના રહે છે. આ પ્રકારની જૂઠી પ્રશંસા કરવાથી ખુદ પોતાનું અને જેની પ્રશંસા કરવામાં આવી હોય તેનું લાભના બદલે નુકસાન જ થાય છે. અલબત્ત, કોઈ વાતનો નિર્ણય કરવા માટે સરકારમાં કે પંચાયતમાં જો યથાર્થ વાત કહેવામાં આવે તો તે નિંદા કે સ્તુતિ ગણાતી નથી. તેમાં કોઈની નિંદા કે પ્રશંસાનાં વાક્યો જો કહેવાં પડે તોપણ તે વાક્યોને ખરેખર તો, કહેનારની દાનત શુદ્ધ હોવાથી, નિંદા કે સ્તુતિમાં ન ગણવાં જોઈએ.

કોઈ વ્યક્તિ પૂછીને જો પોતાના દોષ જાણવા માટે આગ્રહ રાખે તો તેને શાંતિથી અને પ્રેમપૂર્વક તેના યથાર્થ દોષ કહી જણાવવા એ પણ નિંદા ન ગણાય.

(૩) બને ત્યાં સુધી ભવિષ્યનાં કાર્યો વિશે વાણીપ્રયોગ કરવો નહિ. એવાં કાર્યો વિશે વધુ બોલવાથી તે કથનનું સર્વથા પાલન થવું મુશ્કેલ બને છે અને તેથી તેના મિથ્યા થવાની સંભાવના ડગલે ને પગલે ઊભી થાય છે. જેમ કે, કોઈને કહ્યું કે, 'હું તમને કાલે અવશ્ય મળીશ', પરંતુ પછી કોઈ કારણસર ત્યાં જવાનું બની શક્યું નહિ, તો તે તેનો વચનભંગ થયો મનાય છે. તેથી આવા પ્રસંગે એવું જ કહેવું ઉચિત ગણાય કે 'મારો કાલે તમારા ઘરે આવવાનો વિચાર છે અથવા ઇરાદો છે.'

(૪) કોઈને શાપ અથવા વરદાન ન આપવાં. તેનાથી તપને હાનિ થાય છે. શાપ આપવાથી તો પાપના ભોક્તા બનવાનો પણ સંભવ છે. આ પ્રકારની ખરાબ ટેવથી સ્વભાવ

બગડતાં સત્યને હાનિ પહોંચે છે તથા આત્માનું પતન થાય છે.

(૫) કોઈની સાથે ઠઠ્ઠા-મશ્કરી કરવી નહિ. તેમાં ઘણુંખરું વિનોદ-બુદ્ધિને લીધે અસત્ય શબ્દોનો પ્રયોગ થઈ જ જતો હોય છે. જેની આપણે મજાક કરીએ છીએ તે વાત તેના મનને પ્રતિકૂળ લાગતાં તેને આઘાત લાગી શકે છે, જેનાથી હિંસા વગેરે દોષો થઈ જવાની પણ સંભાવના છે.

(૬) વ્યંગ્યવાણી અને કટાક્ષવચન પણ બોલવાં નહિ; કારણ કે એમાં પણ જૂઠ, કપટ, હિંસા વગેરે દોષો થઈ શકે છે.

(૭) શબ્દચાતુર્યવાળી વાણી વાપરવી નહિ; કેમ કે તે રીતે કહેવાતી વાત શબ્દોમાં તો સાચી હોય છે, પણ તેનો આંતરિક અર્થ તેનાથી અવળો હોય છે. રાજા યુધિષ્ઠિરે પોતાના ગુરુપુત્ર અશ્વત્થામાના મૃત્યુ બાબતે અશ્વત્થામા નામના હાથીનો આશરો લઈને શબ્દચાતુર્યનો પ્રયોગ કર્યો હતો, જે અસત્ય વાણી જ મનાઈ.

(૮) મિતભાષી બનવું અર્થાત્ ગંભીરતાપૂર્વક વિચાર કરીને, બની શકે તેટલું ઓછું બોલવું; કારણ કે વધુ પડતું બોલવાથી, વધુ વિચારવાનો સમય નહિ મળવાના કારણે અજાણતાં અથવા ભૂલથી અસત્ય શબ્દો બોલી જવાય છે.

સત્યનું પાલન કરનારા મનુષ્યે કામ, ક્રોધ, લોભ, મોહ, ભય, દ્વેષ, ઈર્ષ્યા તેમ જ સ્નેહ-મમતા વગેરે દોષોથી બચીને બોલવું જોઈએ. જે સમયે સત્યની પ્રતિષ્ઠા થઈ જાય છે તે સમયે ઉપર્યુક્ત દોષો લગભગ નષ્ટ થઈ જાય છે. ઉપર્યુક્ત દોષો પૈકીના કોઈ એક દોષના કારણે પણ જો મનુષ્ય સત્યમાંથી વિચલિત થઈ જાય છે, તો પછી અધિક દોષોને વશ થઈને તે અસત્ય બોલે – એમાં તો નવાઈ જ શી?

સત્ય બોલનારા મનુષ્યે હિંસા અને કપટ બાબતે ખૂબ સાવચેતી રાખવી. જે સત્ય બોલવાથી કોઈની હિંસા થવા પામે છે તે સત્ય સત્ય નથી. આ સંબંધે મહાભારતમાં કર્ણપર્વના ૬૯મા અધ્યાયમાં આવેલી કૌશિક બ્રાહ્મણની કથા જાણીતી છે. એવા પ્રસંગે સત્ય બોલવા કરતાં મૌન રહેવું અથવા કશું ન જણાવવું એ જ સત્ય છે. હા, પોતાનો કે બીજાનો પ્રાણ બચાવવા માટે જૂઠું બોલવું પડે તો તેને સત્ય તો ન માની શકાય, પણ એમાં પાપ પણ ન માની શકાય.

જે સત્ય - કથનમાં કપટ હોય છે તે સત્ય સત્ય મનાતું નથી. સત્ય બોલનારો મનુષ્ય જાણીજોઈને સત્યનો જેટલો અંશ શબ્દોથી અથવા ભાવથી છુપાવે છે તે તેટલા અંશની ચોરી કરે છે. હિંસા અને કપટ - એ બંનેય સત્યને કલંક લગાડનારાં છે. તેથી જે સત્ય-કથનમાં હિંસા અને કપટનો થોડો પણ અંશ હોય છે તે સત્ય શબ્દોમાં સત્ય હોવા છતાં પણ જૂઠ જ માનવામાં આવે છે.

જે મનુષ્યો વિષયી અને પામર છે તેઓ તો કારણ વગર જ પ્રમાદવશ જૂઠું બોલી દેતા હોય છે; કારણ કે તેઓ સત્ય બોલવાના મહત્ત્વ અને રહસ્યથી સર્વથા અજાણ હોય છે. પરિણામસ્વરૂપ તેમનું પતન થવું સ્વાભાવિક જ છે. આમ છતાં જે સમજદાર મનુષ્યો છે તેઓ સત્યને શ્રેષ્ઠ સમજીને તેના પાલનની ઇચ્છા તો રાખે છે, પરંતુ તેમનાથી પણ સત્યનું સર્વથા પાલન થવું મુશ્કેલ છે. અનંત જન્મોથી અસત્ય બોલવાનો મહાવરો હોવાના કારણે તેમના માટે પણ સત્યની સિદ્ધિ દુષ્કર છે. પરંતુ વિવેકબુદ્ધિ દ્વારા સ્વાર્થ છોડીને જેઓ સત્ય-પાલન માટે વિશેષ પ્રયત્ન કરે છે તેમના માટે સત્યનું પાલન થવું - સત્યની પ્રતિષ્ઠા થવી શક્ય છે અને તે અસાધ્ય નથી. જે

મનુષ્ય સત્યનો સારી રીતે અભ્યાસ કરી લે છે અર્થાત્ સત્યમાં જેની સર્વાંગીણ પ્રતિષ્ઠા થઈ જાય છે તેની વાણી સત્ય થઈ જાય છે અર્થાત્ તે જે કંઈ કહે છે એ સત્ય થઈ જાય છે. મહર્ષિ પતંજલિ પણ કહે છે –

**સત્યપ્રતિષ્ઠાયાં ક્રિયાફલાશ્રયત્વમ્ ।**

(યોગદર્શન ૨/૩૬)

અગસ્ત્યનાં વચનોથી નહુષનું પતન થવું વગેરે અનેક કથાઓ શાસ્ત્રોમાં પ્રસિદ્ધ જ છે.

સત્યવક્તા મનુષ્ય નિર્ભય થઈ જાય છે, કારણ કે જ્યાં સુધી ભય રહે છે ત્યાં સુધી મનુષ્ય યથાર્થ-ભાષી નથી હોતો– ભયના કારણે ક્યાંક ને ક્યાંક અસત્ય કથન થઈ જ જાય છે. જે મનુષ્ય સત્યને સર્વથા જીતી લે છે તે ક્ષમાશીલ હોય છે અને તે ક્રોધને વશ નથી થતો. ક્રોધી મનુષ્ય સત્યપાલન કરવામાં સર્વથા અસમર્થ રહે છે. ક્રોધના ઉન્માદમાં તે શું શું નથી બકી બેસતો?

સત્યપાલનના પ્રભાવથી મનુષ્યમાં નિરભિમાનીપણું આવે છે. માન-પ્રતિષ્ઠાની જ્યાં ઇચ્છા હોય છે ત્યાં દંભ અને કપટને આશ્રય મળી જાય છે અને બસ, જ્યાં તેમણે પ્રવેશ કર્યો ત્યાંથી સત્ય તત્કાળ જ પલાયન થઈ જાય છે. કપટી અને દંભી મનુષ્યનું સત્યમાંથી પતન થવું અનિવાર્ય છે.

જ્યારે સત્યની સર્વથા પ્રતિષ્ઠા થઈ જાય છે ત્યારે સત્યવાદીની કોઈ પણ પ્રકારની ઇચ્છા અથવા કામના નથી રહેતી. ભોગોની ઇચ્છાવાળો મનુષ્ય શા શા અનર્થો નથી કરતો? કારણ કે કામ જ પાપોનું મૂળ છે. તેથી કામને વશ થયેલો કામી મનુષ્ય જૂઠ, કપટ, છળ વગેરે દોષોની ખાણ બની જાય છે. સત્યના સુયોગ્ય પાલનથી કામ, ક્રોધ, લોભ, મોહ, ઈર્ષ્યા, અહંકાર વગેરે દોષોનો નાશ થઈ જાય છે અને તે મનુષ્ય એકમાત્ર સત્યપાલનથી જ દયા, શાંતિ, ક્ષમા, સમતા, નિર્ભયતા વગેરે તમામ ગુણોનો ભંડાર બની જાય છે. તેથી મનુષ્યે સત્ય બોલવા માટે કટિબદ્ધ થઈને વિશેષપણે પ્રયત્ન કરવો.

## સત્ય–આહાર

બ્રાહ્મણ, ક્ષત્રિય વૈશ્ય અને શૂદ્ર - કોઈ પણ કેમ ન હોય, શાસ્ત્રોક્ત વિધિ અનુસાર ન્યાયૂપર્વક, પોતાના પરિશ્રમથી ઉપાર્જિત કરેલા ધનથી જે સાત્ત્વિક* ખોરાક લે છે તેનું નામ સત્ય-આહાર છે. જોકે બ્રાહ્મણ માટે દાન મેળવીને પણ જીવનનિર્વાહ કરવાનું શાસ્ત્રસંમત છે, તોપણ દાન કરનારનું હિત કર્યા વિના માત્ર યાચનાવૃત્તિથી જ, પોતાનો ધર્મ છે એવું સમજીને આજીવિકા રળે છે તે નિંદનીય બ્રાહ્મણ મનાય છે. તેનાથી તપનો નાશ, પ્રમાદ, અકર્મણ્યતા વગેરેની વૃદ્ધિ થાય છે. તેથી શાસ્ત્રસંમત હોવા છતાં પણ આ પ્રકારની આજીવિકાથી કરેલો સત્ય-આહાર આહાર નથી. તેથી બ્રાહ્મણે દાતાનો વળતો ઉપકાર કરીને અથવા શિલોઞ્છવૃત્તિથી જીવનનિર્વાહ કરવો. આ જ રીતે ક્ષત્રિયે પણ સ્વધર્મ અનુસાર સત્ય અને ન્યાયપૂર્વક ઉપાર્જિત કરેલા શુદ્ધ ધનથી જીવનનિર્વાહ કરવો.

જોકે વૈશ્ય માટે વ્યાજ કમાઈને જીવનનિર્વાહ કરવાનું ધર્મસંગત અને શાસ્ત્રાનુકૂળ છે, તોપણ ખરીદ-વેચાણના વેપાર વિના માત્ર વ્યાજ કમાવાની વૃત્તિને શાસ્ત્રકારોએ નિંદનીય ગણી છે. તેથી ભગવાને ગીતામાં આ અંગેનો કોઈ જ ઉલ્લેખ નથી કર્યો. વ્યાજવૃત્તિથી પ્રમાદ અને

* **આયુઃસત્ત્વબલારોગ્યસુખપ્રીતિવિવર્ધનાઃ । રસ્યાઃ સ્નિગ્ધાઃ સ્થિરા હૃદ્યા આહારા સાત્ત્વિકપ્રિયાઃ ॥**

(ગીતા - ૧૭/૮)

ઉદ્યમહીનતાની વૃદ્ધિ થાય છે. ગિરવી મૂકેલાં ઘરેણાં, જમીન વગેરેની કિંમત કરતાં પણ મુદ્દલ સાથે વ્યાજની રકમ જ્યારે વધી જાય છે ત્યારે કરજદાર તે ચીજો છોડાવીને પાછી નથી મેળવી શકતો, એનાથી તેના આત્માને ઘણું દુઃખ થાય છે. આથી કેવળ વ્યાજથી થતું ગુજરાન નિંદનીય છે. જે વૈશ્ય આ પ્રકારની આજીવિકાથી આહાર કરે છે તે આહાર પણ સત્ય-આહાર નથી. આ જ વાત ક્ષત્રિય વગેરેને પણ લાગુ પડે છે.

જે પુરુષ શાસ્ત્રવિહિત પોતાના વર્ણાશ્રમધર્મને અનુકૂળ પરિશ્રમ કરીને ન્યાયપૂર્વક મેળવેલા સાત્ત્વિક ધનથી આહાર કરે છે તેનો તે આહાર સત્ય-આહાર કહેવાય છે. જેમ કે, કોઈ વૈશ્ય જૂઠ અને કપટનો ત્યાગ કરીને ઈશ્વરની આજ્ઞાથી પોતાનો ધર્મ સમજીને વેપાર વગેરેથી થતી ન્યાયયુક્ત કમાણી દ્વારા મળેલા સાત્ત્વિક પદાર્થોનું સેવન કરે છે તો તેનો તે આહાર સત્ય-આહાર છે. વેપાર કરનારા વૈશ્ય માટે તે ઉચિત ગણાય કે બને ત્યાં સુધી ઓછામાં ઓછો નફો લઈને માલનું વેચાણ કરે; નંગ, માપ અને વજનમાં ન ઓછું આપે અને ન વધુ લે; વ્યાજ, નફો, આડત અને દલાલી નક્કી થયા પછી ન કોઈને ઓછાં આપે અને ન વધારે લે; ખરીદ-વેચાણની બાબતમાં જેવો સોદો હોશિયાર અને સમજુ માણસ સાથે કરવામાં આવે તેવા જ ધોરણે અબૂધ, ભોળા અને સાદાસીધા માણસ સાથે કરે અર્થાત્ બધાંની સાથે સમાન વર્તાવ કરે; જે કંઈ સંપત્તિ હોય તેને ઈશ્વરની સમજીને લાભ અને નુકસાનમાં સમ રહીને કુશળતાપૂર્વક વેપાર કરે અને એવો પ્રયત્ન કરતો રહે કે જેથી મૂળ મૂડીનો નાશ ન થાય; બને ત્યાં સુધી કોઈની આજીવિકાને હાનિ નહિ પહોંચાડતાં, હિંસા ન થાય એની વિશેષ તકેદારી રાખતા રહીને ન્યાયૂપર્વક ધનની કમાણી કરે અને સાદગીથી જીવન જીવે; લઘુતમ જરૂરિયાત રાખીને પોતાનો અને પોતાના કુટુંબનો ગુજારો થાય એવો પ્રયત્ન કરે; વૃદ્ધિ પામેલા ધનમાં પણ પોતાપણાનો ભાવ નહિ રાખીને, સંસારનું હિતચિંતન કરતા રહીને તે ધન લોકોપકાર માટે જ ખર્ચે – આ જ સાચો વેપાર છે. આ પ્રકારના વેપાર દ્વારા કમાયેલા ધનથી સાત્ત્વિક અન્ન વગેરેનો જે આહાર કરવામાં આવે છે તે વૈશ્ય માટે સત્ય-આહાર છે. આ જ વાત અન્ય તમામને લાગુ પડે છે.

### સદ્ભાવ અને સદ્વ્યવહાર

ઉપર લખવામાં આવ્યું જ છે કે 'સત્' એ પરમેશ્વરનું નામ છે. તેથી, પરમેશ્વરની પ્રાપ્તિ કરાવનારા ભાવ અને વ્યવહાર જ સદ્ભાવ અને સદ્વ્યવહાર છે; અને તેમને જ સાધુભાવ કહેવામાં આવ્યો છે. આ ભાવો ગીતાના તેરમા અધ્યાયમાં 'જ્ઞાન'ના નામે તથા સોળમા અધ્યાયમાં 'દૈવી સંપદા'ના નામે વર્ણવાયા છે. ત્યાં જે 'ભાવ'વાચક શબ્દો આવેલા છે તે બધા સાધુભાવો સમજવાના છે. જે મનુષ્યોમાં આવા શ્રેષ્ઠ ભાવો રહેલા હોય છે તેઓ પરમાત્માની પ્રાપ્તિના પાત્રો મનાય છે. આમ, પરમાત્મપ્રાપ્તિમાં હેતુરૂપ હોવાથી આ ભાવોને સદ્ભાવો કહેવામાં આવ્યા છે.

અમાનિત્વ (માનની અનિચ્છા), ક્ષમા (પોતાની સાથે થયેલા અત્યાચારોનો બદલો ન લેવો), ઋજુતા, સરળતા, પવિત્રતા, શાંતિ, શીતળતા, સમતા, વૈરાગ્ય, શ્રદ્ધા, દયા, ઉદારતા, સુહૃદતા ઇત્યાદિ ભાવો સાકાર પરમેશ્વરમાં તો સ્વાભાવિક હોય છે, તેમ જ ભગવાનના શરણે થઈને તેમની ઉપાસના કરનારા ભક્તોમાં પણ ભગવાનની દયાથી તે ભાવો વિકસિત થઈ જાય છે. આવા સદ્ભાવો જેમનામાં છે તે ભક્તો

પરમાત્માના દર્શનના અધિકારી હોય છે. તેથી આપણે આવા ભાવો પ્રાપ્ત કરવા માટે તમામ રીતે ભગવાનનું શરણ લેવું જોઈએ. ભગવાનની દયાથી જે મનુષ્યમાં ઉપર્યુક્ત સદ્‌ભાવો આવી જાય છે તેમનાં આચરણ પણ સત્ય જ હોય છે, કારણ કે સદાચારમાં સદ્‌ભાવોને જ હેતુ જણાવવામાં આવ્યા છે. જેવો આંતરિક ભાવ હોય છે તેવી જ બાહ્ય ક્રિયા થતી હોય છે. તેથી સદ્‌ભાવથી મુક્તિ અને અસદ્‌ભાવથી પતન થાય છે એમ સમજવું જોઈએ. ઉપર્યુક્ત સદ્‌ગુણોથી સંપન્ન મનુષ્ય, બને ત્યાં સુધી તેવી જગ્યાએ નથી જતો કે જ્યાં માન-મોટાઈ અને પૂજા મળવાની સંભાવના હોય. જો કોઈ વ્યક્તિ તેનું અનિષ્ટ કરે છે તો તે એવું જ સમજે છે કે જે થયું તે મારાં પૂર્વે કરેલાં કર્મોનું ફળ છે અને આ વ્યક્તિ તો નિમિત્તમાત્ર છે; અને આવું માનીને તે કોઈનાથી દ્વેષ અથવા ઘૃણા નથી કરતો, બલકે મોકો મળતાં તે વ્યક્તિના હૃદયમાંથી ક્ષોભ, ગ્લાનિ, ભય અને દ્વેષને દૂર કરવાનો પ્રયત્ન કરે છે.

જો તેની સાથે કોઈ વ્યક્તિ અસદ્‌વ્યવહાર કરે છે અથવા નિષ્ઠુર અને વ્યંગ્ય વાક્યોનો પ્રયોગ કરે છે તોપણ તે વિનય અને સરળતા ભરેલી મધુર વાણીથી એવો શાંતિથી ઉત્તર આપે છે કે જેવો શ્રીરામચંદ્રજીએ કૈકેયીને આપ્યો હતો –

**સુનુ જનની સોઈ સુતુ બડ઼ભાગી ।**
**જો પિતુ માતુ બચન અનુરાગી ॥**
**તનય માતુ પિતુ તોષનિહારા ।**
**દુર્લભ જનનિ સકલ સંસારા ॥**
**મુનિગન મિલનુ બિસેષિ બન સબહિ ભાઁતિ હિત મોર ।**
**તેહિ મહઁ પિતુ આયસુ બહુરિ સંમત જનની તોર ॥**
**ભરતુ પ્રાનપ્રિય પાવહિં રાજૂ ।**
**બિધિ સબ બિધિ મોહિં સનમુખ આજૂ ॥**
**જૌં ન જાઉઁ બન ઐસેહુ કાજા ।**
**પ્રથમ ગનિઅ મોહિ મૂઢ઼ સમાજા ॥**

(રા.ચ.મા. અયોધ્યા૦ ૪૦/૭-૪૧/૨)

વાસ્તવમાં સદ્‌ભાવોથી સંપન્ન મનુષ્ય સમસ્ત સંસારમાં પોતાના પરમ પ્રિય સ્વામી પરમાત્માનું સ્વરૂપ જુએ છે અને મનોમન બધાંને પ્રણામ કરતો રહીને સૌની સાથે સદ્‌વ્યવહાર કરે છે.

**સીય રામમય સબ જગ જાની ।**
**કરઉઁ પ્રનામ જોરિ જુગ પાની ॥**

(રા.ચ.મા. બાલ૦ ૭/૨)

આવા મનુષ્યોનો દુશ્મન અને મિત્રમાં સમભાવ રહે છે; અને પ્રસંગ આવી પડતાં તેઓ તેવો જ વ્યવહાર કરે છે કે જેવો શ્રીકૃષ્ણે અર્જુન અને દુર્યોધન સાથે કર્યો હતો. મહાભારતનું યુદ્ધ શરૂ થયા પહેલાં તે બંને જ્યારે શ્રીકૃષ્ણ પાસે ગયા ત્યારે તેમણે એમ જ કહ્યું કે 'મારા માટે તમે બંને સરખા જ છો. મારી પાસે જે કંઈ છે તેને તમે બંને તમારી ઈચ્છા પ્રમાણે વહેંચી લઈ શકો છો. એક બાજુ મારું એક અક્ષૌહિણી સૈન્ય છે અને બીજી બાજુ નિઃશસ્ત્ર હું પોતે છું અને તમારા પરસ્પરના યુદ્ધમાં હું શસ્ત્ર ધારણ કરીશ નહિ. આ બંનેમાંથી જેને જે પસંદ પડે તે તેને લઈ શકે છે.' આ સાંભળીને દુર્યોધને સૈન્ય લીધું અને અર્જુને પસંદ કર્યા ભગવાન શ્રીકૃષ્ણને.

વળી, આવા મનુષ્યોને મોટા મોટા વિષયભોગો પણ એ જ રીતે વિચલિત નથી કરી શકતા કે જેમ યમરાજે આપેલાં પ્રલોભનો નચિકેતાને વિચલિત કરી શક્યાં ન હતાં. નચિકેતાએ રથ, ઘોડા, સ્વર્ગ વગેરે મોટામાં મોટા ભોગોને તેજ ક્ષણે ઠુકરાવી દઈને પરમાત્મારૂપી

ધન જ પસંદ કર્યું.

ન વિત્તેન તર્પણીયો મનુષ્યો લપ્સ્યામહે વિત્તમદ્રાક્ષ્મ ચેત્ત્વા ।
જીવિષ્યામો યાવદીશિષ્યસિ ત્વં વરસ્તુ મે વરણીયઃ સ એવ ॥
અજીર્યતામમૃતાનામુપેત્ય જીર્યન્મર્ત્યઃ ક્વધઃસ્થઃ પ્રજાનન્ ।
અભિધ્યાયન્વર્ણરતિપ્રમોદાનતિદીર્ઘે જીવિતે કો રમેત ॥
યસ્મિન્નિદં વિચિકિત્સન્તિ મૃત્યો યત્સામ્પરાયે મહતિ બ્રૂહિ નસ્તત્ ।
યોઽયં વરો ગૂઢમનુપ્રવિષ્ટો નાન્યં તસ્માન્નચિકેતા વૃણીતે ॥
(કઠોપનિષદ્ - ૧/૧/૨૭-૨૯)

'મનુષ્ય ધનથી તૃપ્ત નથી થતો. ધન તો તમારા દર્શનથી મળી જ જશે. જ્યાં સુધી તમે કૃપાપૂર્વક જીવો ઉપર શાસન કરો છો ત્યાં સુધી હું જીવતો પણ રહી શકીશ; પરંતુ હું તો એ જ વરદાન માગું છું કે જે મેં માગ્યું છે. જરારહિત, અમૃતરૂપ (અર્થાત્ જેમને વૃદ્ધત્વ અને મૃત્યુ નથી તેવા) દેવો પાસે જઈને જરા-મૃત્યુયુક્ત અને પૃથ્વીરૂપ અધઃસ્થાનમાં સ્થિત એવો કયો મનુષ્ય અનિત્ય વસ્તુ માગે? રૂપ, ક્રીડા અને તેનાથી ઉત્પન્ન થનારા સુખને અનિત્ય જાણ્યા પછી કયો મનુષ્ય દીર્ઘાયુષ્યથી સંતુષ્ટ થશે? હે મૃત્યુદેવ! પરલોક સંબંધિત આત્મતત્ત્વમાં જે શંકા કરવામાં આવે છે તે આત્મવિજ્ઞાન જ મને કહી જણાવો. આ અત્યંત ગૂઢ વરદાન સિવાય નચિકેતા બીજું કશું નથી માગતો.'

અને આવા મનુષ્યોને વેદ, શાસ્ત્રો અને મહાપુરુષોનાં વચનોમાં પણ પ્રત્યક્ષ જેવો જ વિશ્વાસ હોય છે, જેવો કે કલ્યાણવાંછુ સત્યકામને ગુરુનાં વચનોમાં ઘણો ભારે વિશ્વાસ હતો. સત્યકામ ઉદ્દાલકની સેવામાં બ્રહ્મજ્ઞાનનો ઉપદેશ મેળવવા ઉપસ્થિત થાય છે. ગુરુ તેને તત્કાળ આજ્ઞા કરે છે કે 'આ ચારસો ગાયો લઈને વનમાં જા, પૂરી એક હજાર ગાયો થાય એ પછી પાછો આવજે.'* કહેવાની જરૂર નથી કે પોતાની નિશ્ચળ શ્રદ્ધા અને ગુરુકૃપાના કારણે સત્યકામ વનમાં જ આત્મજ્ઞાન પ્રાપ્ત કરીને કૃતકૃત્ય થઈ ગયો.

અત્યંત નિષ્ઠુરતા અને નિર્દયતાભર્યો વ્યવહાર કરનારાની સાથે પણ શ્રેષ્ઠ મનુષ્ય ઉદારતા, દયા અને સુહૃદતાપૂર્વક જ વર્તે છે. આ બાબતમાં ભક્તકવિ જયદેવનું ચરિત્ર ઘણું મહત્ત્વનું છે –

એક વખત ભક્તશિરોમણિ અયાચક જયદેવને કોઈ એક રાજાએ અનેક રીતે પ્રાર્થના-વિનંતી કરીને બહુમૂલ્ય રત્નો આપ્યાં. તે અઢળક ધનભંડાર લઈને જ્યારે તેઓ પોતાના ઘર ભણી જઈ રહ્યા હતા ત્યારે રસ્તામાં લુટારાઓ ભેટી ગયા. લોભ કોની પાસે શું શું નથી કરાવતો? લુટારાઓએ રત્નો પડાવી લીધાં અને બિચારા નિઃસ્પૃહી ભક્ત જયદેવના હાથ કાપી નાખ્યા. ધનની લાલચની સમાપ્તિ આટલાથી જ ન થઈ; તેમણે તે ભક્તને નિર્દયતાપૂર્વક પાસેના એક પાણી વિનાના સૂકા કૂવામાં નાખી દઈને વળી વધુ પાપની પોટલી બાંધી! નસીબજોગે તરસને લીધે વ્યાકુળ થયેલો રાજા તે કૂવા પર આવી પહોંચ્યો. તેણે પાણી ખેંચવા માટે દોરડું જેવું કૂવામાં લટકાવ્યું ત્યાં જ પરિચિત લાગતો અવાજ સંભળાયો. પૂછ્યું તો ખબર પડી કે સંકટમાં સપડાયેલી વ્યક્તિ બીજું કોઈ નહિ, પણ જયદેવ હતા. રાજાએ તેમને બહાર કઢાવ્યા અને દુઃખભર્યા આશ્ચર્યભાવથી પૂછ્યું – 'આ શું થયું, જયદેવ? કયા નિષ્ઠુર માણસે તમારી સાથે આવો દુર્વ્યવહાર કરીને પોતાના મોતને નોતર્યું છે?

* જુઓ, છાંદોગ્યોપનિષદ્ - ૪/૪/૫.

ભક્ત જયદેવ ચૂપ રહ્યા, અનેક વાર આગ્રહપૂર્વક વિનંતી કરવા છતાં પણ કશું ન બોલ્યા. રાજાનો કોઈ ઉપાય ચાલ્યો નહિ. તે તેમને પોતાના રાજમહેલમાં લઈ ગયો અને રાતદિવસ તેમની સેવાચાકરીમાં તત્પર રહેવા લાગ્યો. સંયોગવશાત્ તે જ લુટારાઓ રાજમહેલ તરફ આવતા દેખાયા. આનંદ-ઉલ્લાસપૂર્ણ સ્વરે જયદેવ બોલી ઊઠ્યા – 'હે રાજન્! તમે મને ધન લેવા માટે અનેકવાર પ્રાર્થના-વિનંતી કર્યા કરો છો ને? તો આજે આપ પોતાની મરજી મુજબ ખુલ્લા દિલથી મારા આ મિત્રોને ધનનું દાન કરી શકો છો.' કહેવાની જ વાર હતી. રાજાએ ભયથી ધ્રૂજતા પેલા લુટારાઓને પોતાની પાસે બોલાવ્યા. અપરાધી લુટારાઓનો જીવ તાળવે ચોંટ્યો, પગ એકબીજાની સાથે ટકરાવા લાગ્યા. ઘણીવાર સુધી આશ્વાસન મળ્યા પછી તેમનું ધડકતું હૈયું શાંત પડ્યું. હિંમત કરીને જે મનમાં આવ્યું તે માગ્યું. પોતાનાં દુષ્કૃત્યોનું વિપરીત ફળ મેળવીને તેઓ ચકિત અને આનંદિત થયા. સાથે જવા કોટવાલની નિયુક્તિ કરીને તેમને આદરપૂર્વક વિદાય આપવામાં આવી. કોટવાળે આ અદ્ભુત રહસ્યને જાણવા માટે ઔત્સુક્યપૂર્ણ ભાવે પૂછ્યું – 'કેમ ભાઈ! ભક્ત જયદેવજી સાથે તમારો શો સંબંધ છે? તેમણે તમને આટલી અઢળક સંપત્તિ અપાવીને તમારા કયા ઉપકારનો બદલો વાળ્યો છે?'

લુટારાઓએ છળપૂર્ણ સ્મિત સાથે કહ્યું – 'કોટવાળ સાહેબ! અમે લોકોએ આ જયદવને એક વાર મોતના મોંમાંથી બચાવ્યો હતો, અત્યારે આ તે જ પ્રાણદાનનો બદલો ચૂકવી રહ્યો છે.' અંતિમ શબ્દો ઉચ્ચારાતાં જ તેમની આગળની ધરતી તત્કાળ ફાટી પડી અને તેણે તે પતિતોને પોતાનામાં હંમેશ માટે સમાવી લીધા. કોટવાળે રાજદરબારમાં હાજર થઈને બંને સમક્ષ બધો વૃત્તાંત કહી સંભળાવ્યો. એ સાંભળતાં જ જયદેવની આંખોમાંથી આંસુ વહેવા લાગ્યાં. આંસુ લૂછતાં તેમના બંને હાથ ફૂટી નીકળ્યા. રાજાને વિસ્મય થયું અને તેના વારંવાર પૂછવાથી પરમ ભગવદ્ભક્ત જયદેવે બધી ઘટના કહી સંભળાવી. રાજાનું આશ્ચર્ય ઓછું થવાને બદલે ઊલટાનું વધી ગયું. તેણે તત્કાળ પૂછ્યું – 'જો તમારા હાથ એ લોકોએ કાપી નાખ્યા હતા તો પછી તેઓ તમારા મિત્ર કેવી રીતે?'

જયદેવ – 'મેં દાન નહિ સ્વીકારવાનું જે (અયાચક) વ્રત લીધું હતું તેનો તમારા આગ્રહને વશ થઈને મારે ભંગ કરવો પડ્યો. એ વ્રતભંગની સજારૂપે મારા હાથ કાપીને એ લોકોએ મને ઉપદેશ આપ્યો. આ પ્રકારના ક્રિયાત્મક ઉપદેશ દ્વારા કલ્યાણ માટે સાધન કરનારા લોકો મિત્ર નથી તો શું છે?'

રાજા – 'તમે તેમને ધન કેમ અપાવ્યું?'

જયદેવ – 'ક્યાંક ધનની લાલસા રહેવાથી તેઓ ફરીથી પણ ક્યારેક અવસર મળતાં કોઈ નિર્દોષનું ખૂન કરે - એવો વિચાર કરીને તેમની ઈચ્છાપૂર્તિ અને તેમના સંતોષ માટે મેં તમારી પાસેથી ધન અપાવ્યું. મિત્રતાના સંબંધે પણ તેમને ધન અપાવવું ન્યાયસંગત જ હતું.'

રાજા – 'તેમના મૃત્યુથી તમે રોવા કેમ લાગ્યા?'

જયદેવ – 'મારા નિમિત્તથી તેમણે પ્રાણ ગુમાવવા પડ્યા. મને લોકો શ્રેષ્ઠ કહે છે; શ્રેષ્ઠ વ્યક્તિના સંગનું ફળ શ્રેષ્ઠ હોવું જોઈએ, પણ બન્યું તેનાથી અવળું. તેથી હું રડું છું કે – હે પ્રભુ! મેં એવો તો કયો અપરાધ કર્યો હતો કે જેના કારણે આ લોકોએ મારા સંગનું આવું દુષ્પરિણામ ભોગવવું પડ્યું?'

રાજા – 'એ પછી તમારા હાથ પાછા કેમ આવી ગયા?'

જયદેવ – 'એ ઈશ્વરની દયા છે. તેઓ પોતાના સેવકના અપરાધોને લક્ષમાં નહિ લેતાં, પોતાના વિરદ - પોતાના દયાપૂર્ણ સ્વભાવ તરફ જ લક્ષ રાખે છે.'

ભક્તશિરોમણિ જયદેવનાં આ વચનો સાંભળીને રાજા પુલકિત થઈ ઊઠ્યો, આનંદથી ગદ્ગદ થઈ ગયો. આનું જ નામ - સત્યનું પાલન કરનારાનો સદ્ભાવ અને તેની સહૃદયતા.

**સત્કર્મ**

પરમપિતા પરમેશ્વર સત્ છે, તેથી તેમના નિમિત્તે કરવામાં આવતાં કર્મો પણ સત્કર્મ છે.

**કર્મ ચૈવ તદર્થીયં સદિત્યેવાભિધીયતે ॥**

(ગીતા - ૧૭/૨૭)

તેથી જ મોક્ષની ઈચ્છા રાખનારા મનુષ્ય વડે જે કંઈ પણ કર્મ કરવામાં આવે છે તે ભગવાન માટે હોય છે.

**તદિત્યનભિસન્ધાય ફલં યજ્ઞતપઃક્રિયાઃ ।**
**દાનક્રિયાશ્ચ વિવિધાઃ ક્રિયન્તે મોક્ષકાઙ્ક્ષિભિઃ ॥**

(ગીતા - ૧૭/૨૫)

આ રીતે ભગવાન માટે અને ભગવાનને અર્પણ કરાયેલાં કર્મ કરવાથી મનુષ્ય પુણ્યો અને પાપોથી મુક્ત થઈને સત્-સ્વરૂપ પરમેશ્વરને પ્રાપ્ત થઈ જાય છે. ઈશ્વરાર્થ અને ઈશ્વરાર્પણ બંનેય પ્રકારનાં કર્મ મુક્તિ આપનારાં છે. ભગવાન શ્રીકૃષ્ણે ઠેક-ઠેકાણે આ પ્રકારનાં કર્મો કરવાની આજ્ઞા અર્જુનને આપી છે.*

તેથી યજ્ઞ, દાન, તપ, સેવા, પૂજા અથવા આજીવિકા અંગેનાં કર્મ - એ તમામ કર્મો ભગવાન માટે જ કરવાં જોઈએ. જેમ સાચો સેવક (મુનીમ, ગુમાસ્તો) પ્રત્યેક કાર્ય માલિકના નામે, માલિક માટે, માલિકની ઈચ્છા મુજબ કરતો રહીને કોઈ કર્મ અથવા ધન પર પોતાનો અધિકાર નથી એવું સમજે છે અને સ્વપ્નમાં પણ તેના અંતઃકરણમાં કોઈ પણ વસ્તુ પર મમત્વનો ભાવ નહિ આવવાથી તે ન્યાયયુક્ત કરવામાં આવેલા પ્રત્યેક કાર્યમાં હર્ષ-શોકથી મુક્ત રહે છે; તેવી જ રીતે ભગવાનના ભક્ત માટે એ યોગ્ય છે કે તે પોતાના હકનાં ધન, પરિવાર વગેરેને ભગવાનનાં જ સમજીને, ભગવાનની આજ્ઞા અનુસાર ભગવાનના કામમાં યોજવાનો ન્યાયયુક્ત પ્રયત્ન કરે અને તે જે પણ નવું કર્મ અથવા કાર્ય કરે તેને તેમની પ્રસન્નતા અને આજ્ઞા પ્રમાણે બરાબર એ જ રીતે કરે કે જે રીતે વાંદરો નટની ઈચ્છા અને આજ્ઞા મુજબ કરે છે.

અહીં એવો પ્રશ્ન ઊભો થઈ શકે છે કે ઈશ્વરની ઈચ્છાની ખબર કેવી રીતે પડે? આના ઉત્તરમાં એમ કહી શકાય કે તમે એ વિશે ઈશ્વરને પૂછી શકો છો. તેઓ તમારા હૃદયમાં બિરાજમાન છે –

**સર્વસ્ય ચાહં હૃદિ સન્નિવિષ્ટો**
**મત્તઃ સ્મૃતિર્જ્ઞાનમપોહનં ચ ॥**

(ગીતા - ૧૫/૧૫)

આપણે શું કરવું યોગ્ય છે અને શું કરવું અયોગ્ય છે એ વાત તમે પોતાના હૃદયમાં રહેલા પરમાત્મા પાસેથી જો જાણવા માગશો તો તે ન્યાયી પ્રભુ તમારા અંતઃકરણમાં સત્પ્રેરણા જ કરશે. જો કોઈ વ્યક્તિ સદ્ભાવપૂર્વક અંતરાત્મા પાસેથી સલાહ-માર્ગદર્શન લે છે તો તેને પવિત્ર આત્મા દ્વારા સત્પરામર્શ જ પ્રાપ્ત થાય છે.

* જુઓ, શ્રીમદ્ભગવદ્ગીતા - ૩/૯; ૯/૨૭; ૧૨/૧૦-૧૧ વગેરે.

સાધારણ રીતે જેમ કોઈ પોતાના આત્માને પૂછે છે કે 'ચોરી, વ્યભિચાર, જૂઠ, કપટ વગેરે કર્મ કેવાં છે?' તો ઉત્તર મળે છે કે 'ત્યાજ્ય છે, નિષિદ્ધ છે.' એ જ રીતે બ્રહ્મચર્ય, અહિંસા, સત્ય વગેરે વિશે સંમતિ માગવાથી એવો જ ઉત્તર મળે છે કે 'અવશ્ય પાલન કરવા યોગ્ય છે.' અજ્ઞાન, રાગ, દ્વેષ, સંશય વગેરે દોષોથી હૃદય છવાઈ ગયેલું હોય તો કોઈ - કોઈ વિષયનો ચોક્કસ ઉત્તર નથી મળતો; તેથી એવા સમયે પોતાની દૃષ્ટિએ જેઓ ભગવાનના તત્ત્વને જાણનારા મહાપુરુષ હોય તેમણે બતાવેલાં વિધિ-વિધાનને ઈશ્વરની આજ્ઞા માનીને, તેમને અનુકૂળ રહીને આચરણ કરવું જોઈએ.

સત્-સ્વરૂપ પરમાત્માની પ્રાપ્તિ કરાવનારા વ્યવહારનું નામ જ સદ્વ્યવહાર છે. આને જ સદાચાર કહે છે. પોતાનું કલ્યાણ કરવા ઇચ્છતા સાધકો સદ્વ્યવહારના પાલન પ્રત્યે વિશેષ પ્રયત્નશીલ રહે એ ઉચિત છે. ભગવાનને પ્રાપ્ત કરી ચૂકેલા મનુષ્યોમાં તો સત્યનું આચરણ (અર્થાત્ સદાચાર) સ્વાભાવિક જ હોય છે.

સંસારમાં કોઈ પણ જીવને કદી પણ કોઈ પણ પ્રકારે દુઃખ, ભય અને ક્લેશ ન આપવાં અને આપવાની ઇચ્છા અથવા પ્રેરણા પણ ન કરવી. કોઈ વ્યક્તિ જો કોઈને કષ્ટ આપતી હોય તો તે વ્યક્તિને કોઈ પણ પ્રકારે ન તો મદદ કરવી કે ન તો તેનું સમર્થન કરવું. એટલું જ નહિ, પરંતુ મનમાં પ્રસન્ન પણ ન થવું.

અજ્ઞાન અને રાગ-દ્વેષ સદાચાર માટે અત્યંત વિઘાતક છે. તેથી સાધકે તેમનાથી ખૂબ જ સંભાળી-સાચવીને રહેવું. ભ્રમ અને મૂર્ખતાના કારણે મનુષ્ય કોઈ પણ પ્રકારના દુરાચરણમાં પ્રવૃત્ત થઈ જતો હોય છે, તેથી સદાચારી મનુષ્યે સત્ય અને અહિંસા વિશે, શાસ્ત્રો અને સાધુપુરુષોની સહાય લઈ, પોતાની બુદ્ધિથી નિર્ણય કરીને સત્યનું આચરણ કરવું; અન્યથા તે અસત્યને સત્યનું અને દુરાચારને સદાચારનું રૂપ આપીને દુરાચરણમાં પ્રવૃત્ત થઈ જાય છે, કે જેથી તેનું પરમાર્થથી ભ્રષ્ટ થઈ જવું સ્વાભાવિક છે.

### રાગ

રાગ સાધકનો ઘણો મોટો શત્રુ છે. રાગ જ કામ અને લોભના રૂપમાં પરિણમે છે અને તમામ અનર્થોનું મૂળ બની જાય છે. એના જ કારણે તે વિષયોનો દાસ થઈને અર્થની કામના માટે સંસારમાં ભટકતો ફરે છે. આત્મ-સુધારણાની કામના રાખનારા મનુષ્યે એ વાતનું ડગલે ને પગલે ધ્યાન રાખવું જોઈએ કે ક્યાંક હું સ્વાર્થના ફંદામાં ફસાઈને આચરણ-ભ્રષ્ટ ન બની જાઉં! જ્યારે મનુષ્ય કોઈ કાર્યનો આરંભ કરે છે ત્યારે આસક્તિના સ્વાભાવિક દોષના કારણે તે કાર્યની સફળતા-નિષ્ફળતામાં અંગત સ્વાર્થ શોધવા લાગે છે અને વિચારે છે કે તે કાર્ય કરવામાં મને શો લાભ થશે. આ પ્રકારની અર્થની કામના તેને બધા વિષયોનો દાસ બનાવે છે અને શ્રેયના માર્ગમાંથી તત્કાળ ભ્રષ્ટ કરે છે. તેથી કલ્યાણવાંછુ સાધક માટે જરૂરી છે કે પોતે કાર્યનો આરંભ કરે તેની પહેલાં જ સાવધાન થઈ જાય કે જેથી સ્વાર્થને ઘર કરી લેવાની તક મળે નહિ. મનમાં સ્વાર્થ દાખલ થવાથી સદાચાર દુરાચારમાં ફેરવાઈ જાય છે. સદાચારનું પાલન કરવામાં જો ભૂલથી કોઈ ઊણપ આવી જાય અથવા ક્યાંક કેટલાક ભાગે સદાચારનું પાલન શક્ય ન બને તો તેથી નિઃસ્વાર્થી મનુષ્ય દોષિત નથી મનાતો. બધો દોષ તો સ્વાર્થના કારણે આવે છે. સ્વાર્થ ઘણો જ શક્તિશાળી છે અને તેનો એવો વિસ્તાર અને ફેલાવો છે કે તે પ્રત્યેક સ્થળે વ્યાપ્ત છે; તેથી સાવધાન રહેવા છતાં પણ થાપ ખાઈ

જવાય છે. સ્વાર્થે સંસારનાં તમામ કર્મોમાં અને સઘળા પદાર્થોમાં પોતાનું સ્થાન જમાવેલું છે. મોટા મોટા વિદ્વાનો અને બુદ્ધિમાન મનુષ્યો પણ તેના ચક્કરમાં પડીને કર્તવ્યને ભૂલી જાય છે. સ્વાર્થથી પોતાને બચાવવા અને સ્વાર્થનો સમૂળો નાશ કરવા માટે મનુષ્યે સતત સાવધાનીપૂર્વક પ્રયત્ન કરતા રહેવું જોઈએ અને વારંવાર અંતર્મુખ બનીને આત્મનિરીક્ષણ કરવું જોઈએ. સ્વાર્થ ઉપર જે મનુષ્ય વિજય મેળવી લે છે, બધા પ્રકારની કામના અને સ્પૃહાનો ત્યાગ કરીને વિચરણ કરે છે તે જ પરમશાંતિને પ્રાપ્ત કરે છે. વિષયલોલુપ મનુષ્યોની નથી તો આચરણોમાં સમુચિત સુધારણા થતી કે નથી તો તેમને કદીય ક્યાંય શાંતિ પણ મળતી.

### દ્વેષ

રાગની જેમ દ્વેષ પણ મનુષ્યનો મહાન શત્રુ છે. દ્વેષના કારણે તે ક્રોધને વશ થઈને કર્તવ્યભાન ગુમાવે છે અને અવળું આચરણ કરવા લાગે છે, જેનાથી તેનો સર્વનાશ થાય છે. પરંતુ એ યાદ રાખવું જોઈએ કે દ્વેષનું મૂળ કારણ ખરેખર તો રાગ અથવા આસક્તિ જ છે. આ રાગ અથવા આસક્તિથી કામ, ક્રોધ, લોભ, મોહ વગેરે ભયાનક શત્રુઓનું સૈન્ય પેદા થઈને મનુષ્યનું સદાચાર-માર્ગ પરથી પતન કરે છે અને તેની બુદ્ધિને ભ્રષ્ટ કરી દે છે, પરિણામે તે મનુષ્ય પરમાર્થ-ભ્રષ્ટ બની જાય છે. તેથી આસક્તિનો ત્યાગ કરવામાં વિશેષ લક્ષ આપવું જોઈએ.

આસક્તિ - રહિત મનુષ્યનું પ્રત્યેક કાર્ય નિઃસ્વાર્થ હોય છે, તેથી તેના હર કોઈ આચરણમાં પ્રેમ અને દયાભાવ વિકસેલો રહેતો હોય છે. કોઈ પણ પદાર્થમાં રાગ નહિ રહેવાના કારણે, સંસારના જેટલા પણ ભોગ્ય પદાર્થો છે તે બધા તેને આધીન હોય છે અને તે બધાનો તે ઉદારચિત્તે દેશ-કાળ-પાત્ર અનુસાર લોકહિત માટે સદ્વ્યય કરવા પ્રયત્નશીલ રહે છે. આવા સત્પુરુષોનાં જે તે કાર્યોને મૂર્ખ અને અજ્ઞાનીઓ સમજી નથી શકતા અને તેઓ પોતાનાં અજ્ઞાનગ્રસ્ત કાર્યોની સાથે તે સત્પુરુષોનાં કાર્યોને સરખાવીને તેમનામાં છિદ્રો જ શોધ્યા કરે છે. પરંતુ ખરેખર તો આવા મહાત્માઓનાં નિઃસ્વાર્થ કાર્યોમાં દોષનો લેશમાત્ર પ્રવેશ થઈ શકતો નથી. આ લોક અથવા પરલોકની કોઈ પણ કામના અથવા સ્વાર્થ ન રહેવાના કારણે આવા મહાપુરુષોનાં આચરણો અજ્ઞાની મનુષ્યોની દૃષ્ટિમાં દોષયુક્ત હોવા છતાં પણ સર્વથા પવિત્ર હોય છે. માન, મોટાઈ, પ્રતિષ્ઠા અને સંસારના કોઈ પણ પદ કે સ્થાનનો લોભ અથવા લાલચ ન હોવાના કારણે સંસારનો કોઈ પણ પદાર્થ તેમને પોતાની તરફ નથી ખેંચી શકતો; તેઓ હંમેશાં નિર્ભય-પદમાં સ્થિર રહે છે - કોઈથી ડરતા પણ નથી અને કોઈની સાથે નિષ્ઠુર વર્તાવ પણ કરતા નથી. વિનય, ઋજુતા, સત્ય અને શાંતિની તો તેઓ સાક્ષાત્ મૂર્તિ હોય છે. ક્ષમા તેમનો સ્વભાવ બની જાય છે અને તેથી તેમનામાં કદી પણ ક્રોધ ઉત્પન્ન થતો નથી. ક્યારેક યોગ્ય અવસર આવી મળતાં તેમનામાં બાહ્ય દૃષ્ટિએ, ક્રોધયુક્ત કાર્યના જેવું કોઈ કાર્ય જોવા મળે છે, પરંતુ હકીકતમાં તેમનામાં ક્રોધ આવતો નથી. સર્વત્ર સર્વમાં સમબુદ્ધિ હોવાના કારણે તેઓ કોઈની પણ અનુચિત નિંદા કે પ્રશંસા નથી કરતા. તેમનામાં જૂઠ-કપટનો સર્વથા અભાવ હોય છે. જ્યાં, જે વાત પ્રગટ થઈ જવાથી કોઈને હાનિ થતી હોય અથવા પોતાની પ્રશંસા થતી હોય ત્યાં તે વાતને તેઓ જો છુપાવી રાખે છે– પ્રગટ કરતા નથી - તો તેમનું તેવું આચરણ કપટ, અસત્ય અથવા ચોરી નથી ગણાતું.

## ઉપસંહાર

સત્યનો વિષય ઘણો વ્યાપક છે. તે વિશે ઘણું વધુ લખવામાં આવ્યું છે, તોપણ તેમાં મનના બધા ભાવો વ્યક્ત થવા પામ્યા નથી. આની વિશદપણે છણાવટ થાય એ જરૂરી છે, પરંતુ લેખ મોટો થઈ જવાના ક્ષોભથી, બન્યું ત્યાં સુધી, સંક્ષેપમાં જ સમાપ્ત કરવાનો પ્રયાસ કર્યો છે.

સત્ય એક એવી વસ્તુ છે કે જેનો આશ્રય લેવાથી તમામ શ્રેષ્ઠ ગુણોની પ્રાપ્તિ આપમેળે થઈ જાય છે. સત્યાશ્રયી સત્પુરુષ સદ્‌ગુણોનો સાગર અને જ્ઞાનનો ભંડાર બની જાય છે. જોકે સત્યપાલનમાં શરૂઆતમાં સાધકે અનેક પ્રકારની મુશ્કેલીઓ અને ક્લેશોનો સામનો કરવો પડે છે, પરંતુ સત્યની સિદ્ધિ થઈ જવાથી તેના શોક અને મોહનો સદંતર અભાવ થઈ જાય છે. તેથી સત્યપાલન કરનારા મનુષ્યે પોતાના ધ્યેયને નિર્ભયતાપૂર્વક વળગી રહેવું જોઈએ. એક તરફ સત્યનો ત્યાગ અને બીજી તરફ પ્રાણનો ત્યાગ – આ બંનેને તોલવાથી સત્યનું પલ્લું ભારે માલૂમ પડે છે. તેથી મનુષ્ય જો પ્રાણની પણ પરવા ન કરીને સત્યને વળગી રહેશે તો બધી જ આપત્તિઓ જોતજોતામાં આપોઆપ નાશ પામશે અને અંતે સત્યનો જ વિજય થશે. ઉદાહરણ માટે પ્રહ્લાદનો ઇતિહાસ જાણીતો છે. સત્ય માટે પ્રમાણો અપેક્ષિત નથી, સત્ય તો સ્વયં પોતે જ પ્રમાણ છે. અન્ય સઘળાં પ્રમાણોની સિદ્ધિ સત્ય પર જ આધારિત છે. સત્યનો વિરોધી સત્યનો નાશ કરવા માટે ગમે તેટલા ધમપછાડા કરે, પણ સત્યને જરા પણ આંચ નથી આવતી, બલકે તેને જેટલું કસોટી પર કસવામાં આવે છે, જેટલું તપાવવામાં આવે છે તેટલું જ તે ઉજ્જ્વળ રૂપ ધારણ કરતું રહે છે. જે કષ્ટથી, તાપથી નાશ પામે તે સત્ય જ નથી. જે મનુષ્ય સત્યપાલનનો થોડો પણ મહિમા સમજી ચૂક્યો છે તેના વડે સત્યનો ત્યાગ થવો મુશ્કેલ છે, તો પછી જેમણે સત્યના તત્ત્વનું સમુચિત પૂર્ણજ્ઞાન મેળવી લીધું છે તેઓ તો વિચલિત થઈ જ કેમ શકે? માત્ર એક સત્યનું તત્ત્વ જાણી લેવાથી મનુષ્ય બધાં તત્ત્વોનો જ્ઞાતા બની જાય છે; કારણ કે સત્ય પરમાત્માનું સ્વરૂપ છે અને પરમાત્માનું જ્ઞાન થવાથી બધાંનું જ્ઞાન થઈ જાય છે એ પ્રસિદ્ધ વાત છે. તેથી મન, વાણી અને ઇન્દ્રિયો દ્વારા સત્યનું શરણ લેવું જોઈએ. સત્ય સમસ્ત સંસારમાં વ્યાપ્ત છે. શોધખોળ કરવાથી સર્વત્ર સત્યની પ્રતીતિ અને અનુભૂતિ થવા લાગશે. જે પણ કંઈ પ્રતીત થાય છે તેનું વિચારપૂર્વક પરીક્ષણ કરવાથી બધાનો બાધ થાય છે અને માત્ર એક સત્ય જ શેષ રહે છે. સમસ્ત સંસારનું અસ્તિત્વ સત્ય ઉપર ટકેલું છે. તેના વગર કોઈ પણ પદાર્થની સિદ્ધિ નથી થઈ શકતી. જો કોઈ વ્યક્તિ ભ્રમવશાત્ આનાથી અવળું માની લે છે તો તે અવળાપણું ટકી શકતું નથી. જેમ રેતીની દીવાલ વરસાદ વરસતાં ઝાઝો સમય નથી ટકી શકતી તેવી જ રીતે વિચાર-બુદ્ધિપૂર્વક અન્વેષણ કરવાથી અસત્યના અસ્તિત્વનો તરત જ લોપ થઈ જાય છે. રેતીની દીવાલ નષ્ટ થવા છતાં રેતીના કણ તો રહે પણ છે, પરંતુ આ અસત્યનું તો નામ-નિશાન પણ મટી જાય છે. જે અસત્ય છે તેને ભલેને કંઈ કેટલાંયે સાધનોથી સત્ય પ્રમાણિત કરવાનો પ્રયત્ન કરવામાં આવે પણ અંતે તો તે અસત્ય જ રહેશે - અસ્તિત્વહીન રહેશે અને સત્યને નિર્મૂળ કરવાના તમામ પ્રયત્નો નિષ્ફળ થશે. સત્યનો આવો મહિમા હોવા છતાં પણ જે મૂર્ખાઓ સત્યને છોડીને અસત્યનો આશ્રય લે

છે તેઓ. નિઃસંદેહ દયાપાત્ર છે. આથી જ કલ્યાણવાંછુ મનુષ્યોએ સત્યનો પ્રાણથી પણ અધિક આદર કરવો જોઈએ અને સત્યપાલન માટે કટિબદ્ધ થઈને પ્રયત્નો કરવા જોઈએ.

—★—

## જીવાત્મા

એક સજ્જને પૂછ્યું છે – જીવ શું છે, જીવનું આવવું-જવું શી રીતે થાય છે અને જો જીવ અને આત્મા એક છે તથા આત્મા અસંગ અને અચળ છે તો પછી એનું આવવું-જવું શી રીતે સંભવે છે?

પોતાની સામાન્ય બુદ્ધિ અનુસાર આ પ્રશ્નોનો ઉત્તર આપવાનો પ્રયાસ કરવામાં આવે છે.

જે સમષ્ટિ-ચેતન પરબ્રહ્મ પરમાત્માનો શુદ્ધ અંશ છે એને આત્મા કહેવાય છે. માયા અને માયાનાં કાર્યોની સાથે સંબંધિત થઈ જતાં આ જ આત્માની જીવ-સંજ્ઞા સમજવામાં આવે છે. પ્રકૃતિ અને પ્રકૃતિનાં સત્તર કાર્યો સાથે રહેવાને લીધે જ આત્મા જીવ કહેવાય છે, સત્તર કાર્યોમાં પંચ પ્રાણ, દસ ઇન્દ્રિયો અને બે મન–બુદ્ધિ સમજવાં. પરમાત્માનો જે વિશુદ્ધ અંશ છે એમાં તો આવવા-જવાની કલ્પના જ નથી કરી શકાતી, એ તો આકાશની જ પેઠે નિર્લેપ અને સમભાવે સદા સ્થિત છે. શરીરોની સાથે સંબંધ થવાને લીધે એનું આવવા-જવા જેવું જણાય છે. સ્થૂલ શરીરના સંસારમાં ઉત્પન્ન અને નાશ થવાને આત્મા પર આરોપિત કરીને લોકો આત્માના આવવા-જવાની કલ્પના કરે છે, આ જેમ આત્મામાં ઔપચારિક છે એ જ રીતે સ્થૂળ શરીરનો નાશ થતાં સૂક્ષ્મનું આવાગમન પણ - જેને લોકો મૃત્યુ કહે છે - વાસ્તવમાં ઔપચારિક જ છે. આત્મા અચળ હોવાને લીધે સ્થૂળ કે સૂક્ષ્મ - કોઈ પણ શરીરની સ્થિતિમાં એનું ગમન-આગમન એ જ રીતે નથી થતું જે રીતે કોઈ ઘટને લાવવા-લઈ જવાથી ઘટાકાશનું નથી થતું હોતું. જોકે આકાશનું દૃષ્ટાંત આત્માને માટે બધા દેશોમાં સંપૂર્ણપણે નથી ઘટતું, પણ બીજા કોઈ દૃષ્ટાંતના અભાવમાં સમજાવવા માટે આનો જ ઉલ્લેખ કરવામાં આવે છે.

આ સિદ્ધાંતથી કોઈ જો એમ કહે કે જો આત્માનું ગમનાગમન વાસ્તવમાં થતું જ નથી, ઉપચારથી કે ગૌણરૂપે જણાય છે તો પછી આવાગમનમાંથી છૂટવા માટે કેમ પ્રયાસ કરવામાં આવે છે અને કેમ શાસ્ત્રકારો તથા સંત-મહાત્માઓ આવો ઉપદેશ કરે છે તેમ જ આના ઔપચારિક આવાગમનમાં સુખ-દુઃખ પણ કોને થાય છે? આનો ઉત્તર એ છે કે શુદ્ધ આત્મામાં વાસ્તવમાં ગમન-આગમનની ક્રિયા ન થવા છતાં પણ સુખ-દુઃખ જીવાત્માને જ થાય છે અને માટે જ એમાંથી મુક્ત થવાનું કહેવામાં આવે છે, ગમન-આગમનના વાસ્તવિક સ્વરૂપને તત્ત્વથી ન જાણવાને લીધે શરીરની સાથે સંબંધિત જીવાત્મા સુખ-દુઃખનો ભોક્તા માનવામાં આવ્યો છે.

**પુરુષઃ પ્રકૃતિસ્થો હિ ભુઙ્ક્તે પ્રકૃતિજાન્ગુણાન્ ।**
**કારણં ગુણસઙ્ગોઽસ્ય સદસદ્યોનિજન્મસુ ॥**

(ગીતા ૧૩/૨૧)

'પ્રકૃતિ (ભગવાનની ત્રિગુણમયી માયા)માં રહીને જ પુરુષ પ્રકૃતિમાંથી જન્મેલા ત્રિગુણાત્મક પદાર્થોને અનુભવે છે અને આ ગુણોનો સંગ જ આ જીવાત્માના સારી-નરસી યોનિઓમાં જન્મ થવામાં કારણ બને છે.' એ વાત ધ્યાનમાં

રાખવાની છે કે સુખ-દુઃખ એ ન તો પ્રકૃતિ અને એનાં કાર્યોથી મુક્ત થતાં શુદ્ધ આત્માને થઈ શકે છે કે ન જડ હોવાને કારણે અંતઃકરણને. આ એ જ અવસ્થામાં થતાં હોય છે જ્યારે આ પુરુષ - જીવાત્મા પ્રકૃતિમાં સ્થિત હોય છે.

અમુક લોકોનું કહેવું છે કે સુખ-દુઃખ વગેરે અંતઃકરણના ધર્મો છે, એ આમાં રહેતા આવ્યા છે અને રહેશે, પણ એ વાત યોગ્ય નથી. એ અંતઃકરણના ધર્મો નહીં, વિકાર છે અને સાધનથી ઓછા-વધતા થઈ શકે છે તથા એમનો નાશ પણ થઈ શકે છે. વિકારોને જ કોઈ ધર્મના નામે કહે તો કશો વાંધો નથી, પણ એમ ન સમજવું કે સુખ-દુઃખ, હરખ-શોક વગેરેનો ભોક્તા અંતઃકરણ છે. મન, બુદ્ધિ, ચિત્ત, અહંકાર વગેરે જડ હોવાને કારણે એ કર્તા-ભોક્તા નથી થઈ શકતાં. એ માયાનાં વિકાર છે અને અંતઃકરણ એમના રહેવાનું આધારસ્થાન છે. માટે માયાથી સંબંધિત પુરુષ જ ભોક્તા છે.

આ સુખ-દુઃખની નિવૃત્તિ ત્યાં સુધી નથી થઈ શકતી જ્યાં સુધી આ ચેતન આત્માનો શરીરો સાથેનો અજ્ઞાનમાંથી ઉપજેલો સંબંધ છૂટી જતો નથી. પ્રકૃતિ સાથેનો સંબંધ છૂટીને 'સ્વ-સ્થ' એટલે કે સ્વ-સ્વરૂપમાં સ્થિત થાય ત્યારે જ આત્મા કૃતકૃત્ય અને મુક્ત થઈ શકે છે. મહર્ષિ પતંજલિએ પણ યોગદર્શનમાં આ જ વાત કહી છે.

હવે એ વિચારવાનું છે કે પ્રકૃતિ સાથે આત્માનો સંયોગ થવામાં હેતુ શું છે? એ હેતુ અવિદ્યા છે–

**'તસ્ય હેતુરવિદ્યા'** (યોગસૂત્ર ૨/૨૪)

આ અવિદ્યાનો નાશ થતાં પ્રકૃતિમાંથી છૂટીને આત્માની સ્વસ્વરૂપમાં સ્થિતિ થાય છે, ત્યારે જ એ સુખ-દુઃખમાંથી મુક્ત થાય છે. અવિદ્યાનો નાશ તત્ત્વજ્ઞાનથી થાય છે. ઈશ્વર, માયા અને માયાના કાર્યનું ખરું જ્ઞાન જ સંક્ષેપમાં તત્ત્વજ્ઞાન છે. ભગવાન કહે છે –

**ઈદં શરીરં કૌન્તેય ક્ષેત્રમિત્યભિધીયતે।**
**એતદ્યો વેત્તિ તં પ્રાહુઃ ક્ષેત્રજ્ઞ ઈતિ તદ્વિદઃ॥**
**ક્ષેત્રજ્ઞં ચાપિ માં વિદ્ધિ સર્વક્ષેત્રેષુ ભારત।**
**ક્ષેત્રક્ષેત્રજ્ઞયોર્જ્ઞાનં યત્તજ્જ્ઞાનં મતં મમ॥**

(ગીતા ૧૩/૧-૨)

**ક્ષેત્રક્ષેત્રજ્ઞયોરેવમન્તરં જ્ઞાનચક્ષુષા।**
**ભૂતપ્રકૃતિમોક્ષં ચ યે વિદુર્યાન્તિ તે પરમ્॥**

(ગીતા ૧૩/૩૪)

'હે કૌન્તેય! આ શરીર 'ક્ષેત્ર' કહેવાય છે અને એને જે જાણે છે તે 'ક્ષેત્રજ્ઞ (જીવાત્મા) નામથી ઓળખાય છે; આવું આ બન્નેના તત્ત્વને જાણનારા જ્ઞાનીજનોએ કહ્યું છે. હે ભારત! બધાં ક્ષેત્રોમાં ક્ષેત્રજ્ઞ પણ તું મને જ જાણ; અને ક્ષેત્ર અર્થાત્ વિકાર સહિતની પ્રકૃતિ તથા ક્ષેત્રજ્ઞ અર્થાત્ પુરુષના વિષયનું જે તત્ત્વસહિત જ્ઞાન છે, એ જ ખરું જ્ઞાન છે - એવો મારો મત છે. આ પ્રમાણે ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞના ભેદને તથા કાર્યસહિત પ્રકૃતિથી મુક્ત થવાને જે માણસો જ્ઞાનચક્ષુ દ્વારા તત્ત્વથી જાણી લે છે, એ મહાત્માજનો પરમ બ્રહ્મ પરમાત્માને પ્રાપ્ત થઈ જાય છે.'

ઉપર કહેલા વિવેચનથી એ સમજી શકાય એમ છે કે પ્રકૃતિ અને એનાં કાર્યોમાં સંબંધ ધરાવતો આત્મા જ જીવાત્મા છે અને આ જ સંબંધને કારણે એ જાણે આવતો-જતો હોય એવું જણાય છે. જીવ કેવી રીતે ભિન્ન-ભિન્ન યોનિઓમાં કર્મવશ આવાગમન કરે છે એ જુદો વિષય છે અને આનું વિસ્તારપૂર્વક વર્ણન

'કલ્યાણ પ્રાપ્તિના ઉપાયો'માં 'કર્મનું રહસ્ય'* નામના લેખમાં આવી ચૂક્યું છે, માટે એને અહીં નથી લખ્યું. ઉપર એ કહી દેવામાં આવ્યું છે કે તત્ત્વજ્ઞાન થકી જ માયાનો સંબંધ છૂટે છે અને એ તત્ત્વ-જ્ઞાનનું સ્વરૂપ પણ જણાવી દેવામાં આવ્યું છે. હવે એવી જિજ્ઞાસા જન્મે છે કે આ તત્ત્વજ્ઞાનની પ્રાપ્તિ કેમ કરીને થાય? શ્રીમદ્‌ભગવદ્‌ગીતામાં આની પ્રાપ્તિના મુખ્યપણે ત્રણ ઉપાયો જણાવવામાં આવ્યા છે - જ્ઞાનયોગ, કર્મયોગ અને ભક્તિયોગ. જ્ઞાનયોગની વ્યાખ્યા શ્રીમદ્‌ભગવદ્‌ગીતાના અધ્યાય ૧૮ શ્લોક ૪૯થી ૫૫ સુધી, કર્મયોગની વ્યાખ્યા અધ્યાય ૨ શ્લોક ૩૯થી ૫૩ સુધી અને ભક્તિયોગની વ્યાખ્યા અધ્યાય ૧૨ શ્લોક ૨થી ૨૦ સુધી કરવામાં આવી છે. આ વ્યાખ્યાઓને ધ્યાનપૂર્વક વાંચવી. સમષ્ટિ-ચેતન પરબ્રહ્મ પરમેશ્વરની ઉપાસના અને એના સ્વરૂપના તાત્ત્વિક વિવેકની જરૂર તો ત્રણેયમાં છે. પ્રકારોમાં જરૂરથી ભેદ છે. જ્ઞાનના સિદ્ધાંતથી અભેદોપાસના તથા કર્મ અને ભક્તિયોગથી મુખ્યપણે ભેદરૂપે ઉપાસના કરવામાં આવે છે. આ બેયમાં ભક્તિયોગમાં ભક્તિની મુખ્યતા અને કર્મની ગૌણતા છે તથા કર્મયોગમાં કર્મની મુખ્યતા અને ભક્તિની ગૌણતા છે.

જન્મ-મરણના ચકરાવામાંથી છોડાવનારા તત્ત્વજ્ઞાનની પ્રાપ્તિ માટે આ ત્રણેય ઉપાયોમાંથી પોતાની રુચિ અને અધિકાર મુજબ કોઈ એક ઉપાયનું ગ્રહણ કરવું મનુષ્યમાત્ર માટે પરમ કર્તવ્ય છે.



## તત્ત્વ-વિચાર

દરેક મનુષ્યે આ પ્રશ્નો પર વિચાર કરવો જોઈએ કે 'પ્રકૃતિ શું છે? પુરુષ કોને કહે છે? સંસાર શું છે? આપણે કોણ છીએ? કામ-ક્રોધ વગેરે જીવના અંતઃકરણમાં રહે જ છે કે એમનો સમૂળો નાશ પણ થઈ શકે છે? સંસારમાં આપણું શું કર્તવ્ય છે? પરમાત્મા, જીવ, પ્રકૃતિ અને સંસાર – એ સૌ અનાદિ છે કે આદિ? એમનો પરસ્પર શો સંબંધ છે તથા બંધન અને મોક્ષ શું છે? – આ પ્રશ્નો પર ઊંડો વિચાર કરવાથી જ્ઞાનની વૃદ્ધિ થાય છે અને ઉત્તરોત્તર જ્ઞાન વધવાથી આત્મામાં આ સૌનો ખરો બોધ થઈ જાય છે - જીવન કૃતકૃત્ય થઈ જાય છે. ઓછા શબ્દોમાં એમ કહી શકાય કે મનુષ્ય-જીવનનું પરમ ઉદ્દેશ્ય સિદ્ધ થઈ જાય છે. જોકે આ પ્રશ્નોનો વિષય ઘણો ઊંડો છે અને બધા પ્રશ્નો ઘણા મહત્ત્વના છે, આ બધાનું વિશ્લેષણ કરવું સાધારણ વાત નથી; વાસ્તવમાં એમનું તત્ત્વ મહાત્મા પુરુષો જ જાણે છે, છતાં હું પોતાના વિનોદ ખાતર મારી સામાન્ય બુદ્ધિ મુજબ આ પ્રશ્નો પર પોતાના મનના વિચારો સંક્ષેપમાં વાચકો સામે રજૂ કરી રહ્યો છું અને વિનય કરું છું કે આપ સૌ જો ઉચિત સમજો તો આ વિષય પર વિચાર કરશો.

### પ્રકૃતિ, પુરુષ અને સંસાર

પ્રકૃતિ અને પુરુષ બેય અનાદિ છે. ભગવાન ગીતામાં કહે છે –

**પ્રકૃતિં પુરુષં ચૈવ વિદ્ધ્યનાદી ઉભાવપિ ॥**

(ગીતા ૧૩/૧૯)

* 'કર્મનું રહસ્ય' લેખ આ જ ગ્રંથના પહેલા ભાગના અંતમાં છપાયેલ છે.

'(હે અર્જુન)! મૂળ પ્રકૃતિ અને પુરુષ - એ બેયને તું અનાદિ જાણ.' આ બેમાં પુરુષ તો અનાદિ અને અનન્ત છે, જ્યારે પ્રકૃતિ અનાદિ તેમજ સાન્ત છે. પુરુષ સર્વવ્યાપી, નિત્ય, ચેતન તેમ જ આનંદરૂપ છે અને પ્રકૃતિ વિકાર સહિતની હોવાને લીધે જડ, અનિત્ય અને દુઃખરૂપ છે. આ સઘળો જડવર્ગ – સંસાર પ્રકૃતિનો જ વિકાર છે. પ્રકૃતિ જ્યારે અક્રિયરૂપ થઈ જાય છે, ત્યારે પ્રકૃતિના વિકારરૂપ આ જડવર્ગ - સંસાર પ્રકૃતિમાં લીન થઈ જાય છે, આને જ મહાપ્રલય કહે છે અને જ્યારે આ પ્રકૃતિ પુરુષની પાસે હોવાને લીધે સક્રિય થાય છે ત્યારે સર્ગના આદિમાં એનાથી આ જડવર્ગ – સંસારનો વિસ્તાર થાય છે. માટે જ કાર્ય અને કરણ*ના વિસ્તારમાં પ્રકૃતિને જ હેતુ જણાવવામાં આવી છે –

**કાર્યકરણકર્તૃત્વે હેતુઃ પ્રકૃતિરુચ્યતે ।**

(ગીતા ૧૩/૨૦)

સૌ પ્રથમ પ્રકૃતિમાંથી મહત્તત્ત્વની ઉત્પત્તિ થાય છે, આ મહત્તત્ત્વને જ સમષ્ટિ-બુદ્ધિ કહે છે. સઘળા જીવોની વ્યષ્ટિ-બુદ્ધિઓ આ સમષ્ટિ-બુદ્ધિનો જ વિસ્તાર છે. એ પછી આ મહત્તત્ત્વમાંથી સમષ્ટિ-અહંકાર ઉત્પન્ન થાય છે, સમષ્ટિ-અહંકારમાંથી સંકલ્પાત્મક સમષ્ટિ-મનની ઉત્પત્તિ થાય છે અને એ જ અહંકારમાંથી આકાશ, આકાશમાંથી વાયુ, વાયુમાંથી અગ્નિ, અગ્નિમાંથી જળ અને જળમાંથી પૃથ્વી - એ રીતે ક્રમાનુસાર પાંચ સૂક્ષ્મ મહાભૂતોની ઉત્પત્તિ થાય છે, આ પાંચ જ આ જડવર્ગ—સંસારનાં કારણ છે. કોઈ કોઈ મહર્ષિ એમને સૂક્ષ્મ તન્માત્રાઓ અને ઈન્દ્રિયોના કારણભૂત અર્થો પણ કહે છે. મહર્ષિ પતંજલિ આ સૂક્ષ્મ તન્માત્રાઓની ઉત્પત્તિ અહંકારમાંથી થયેલી જણાવે છે અને ભગવાન કપિલ મહત્તત્ત્વમાંથી. વાસ્તવમાં એમાં કોઈ ખાસ ફેર નથી, કેમકે સમષ્ટિ-બુદ્ધિ, સમષ્ટિ-અહંકાર અને સમષ્ટિ-મન - આ ત્રણે અંતઃકરણનાં જ અવસ્થાભેદે ત્રણ જુદાં જુદાં નામો છે. એ પછી આ સૂક્ષ્મ ભૂતોમાંથી કે કારણરૂપ તન્માત્રાઓમાંથી પાંચ જ્ઞાનેન્દ્રિયો, પાંચ કર્મેન્દ્રિયો અને ઈન્દ્રિયોના પાંચ વિષયોની ઉત્પત્તિ અથવા વિસ્તાર થાય છે. અથવા તો એમ કહીએ કે આ જડવર્ગ - સંસાર એ પાંચ સૂક્ષ્મ ભૂતોનો જ વિસ્તાર કે કાર્ય છે.

**પુરુષના પણ બે ભેદ છે** – પરમાત્મા અને જીવાત્મા. પરમાત્મા એક છે, પણ જીવાત્મા અસંખ્ય છે. પરમાત્માનાં બે સ્વરૂપો છે - એક ગુણાતીત કે જેને સચ્ચિદાનંદ કહે છે, જે સદાય માયા અને માયાના કાર્ય એવા સંસારથી પર છે તેમ જ જે અનાદિ અને અનંત છે. **'સત્યં જ્ઞાનમનન્તં બ્રહ્મ'** (તૈ. ૨/૧) **'વિજ્ઞાનમાનન્દં બ્રહ્મ'** (બૃહ. ૩/૯/૨૮) **'આનન્દો બ્રહ્મેતિ'** (તૈ. ૩/૬) **'રસો વૈ સઃ'** (તૈ. ૨/૭) **'એકમેવાદ્વિતીયમ્'** (છા. ૬/૨/૧) **'એષાસ્ય પરમા ગતિરેષાસ્ય પરમા સમ્પત્... એષોઽસ્ય પરમ આનન્દ...'** (બૃહ. ૪/૩/૩૨) વગેરે વિશેષણો દ્વારા શ્રુતિઓ જેનું વર્ણન કરે છે. બીજું સ્વરૂપ સગુણ બ્રહ્મ છે, કે જે માયાવિશિષ્ટ ઈશ્વર, મહેશ્વર, સૃષ્ટિકર્તા, પરમેશ્વર વગેરે

* આકાશ, વાયુ, અગ્નિ, જળ અને પૃથ્વી - એ પાંચેય સૂક્ષ્મ મહાભૂતો તથા શબ્દ, સ્પર્શ, રૂપ રસ, અને ગંધ - જ્ઞાનેન્દ્રિયોના આ પાંચ વિષયો - આ દસનું નામ 'કાર્ય' છે. બુદ્ધિ, અહંકાર અને મન - એ ત્રણ અંતઃકરણો, શ્રોત્ર, ત્વચા, રસના, નેત્ર અને ઘ્રાણ - એ પાંચ જ્ઞાનેન્દ્રિયો, તેમ જ વાક્, હસ્ત, પાદ, ઉપસ્થ અને ગુદા - એ પાંચ કર્મેન્દ્રિયો – આમ આ તેરનું નામ 'કરણ' છે.

અનેક નામો દ્વારા શ્રુતિ-સ્મૃતિઓમાં વર્ણવાયેલ છે. વાસ્તવમાં વિજ્ઞાનાનંદઘન નિરાકાર બ્રહ્મ અને મહેશ્વર સગુણ બ્રહ્મ સાવ અભિન્ન છે, બે નથી. પરમાત્માના જે અંશમાં સત્ત્વ-રજસ્-તમસ્ ત્રિગુણમય સંસાર છે, શ્રુતિ-સ્મૃતિઓએ એનું સગુણ બ્રહ્મના નામે અને જ્યાં ત્રિગુણમયી પ્રકૃતિ અને સંસારનો સાવ અભાવ છે એનું ગુણાતીત વિજ્ઞાનાનંદઘનના નામે વર્ણન કર્યું છે. વાસ્તવમાં 'પરમાત્મા' શબ્દ દ્વારા સગુણ-નિર્ગુણ બે મળીને સમગ્ર બ્રહ્મ જ સમજવું જોઈએ. આમ તો સગુણ બ્રહ્મની બાબતમાં પણ બે ભેદોની કલ્પના કરવામાં આવી છે. એક નિરાકાર સર્વવ્યાપી સૃષ્ટિકર્તા ઈશ્વર અને બીજો સાકાર બ્રહ્મ - બ્રહ્મનો અવતાર, જેમકે ભગવાન શ્રીરામચંદ્ર અને ભગવાન શ્રીકૃષ્ણચંદ્ર વગેરે. અહીં સર્વવ્યાપી નિરાકાર સગુણ બ્રહ્મમાં અને પોતાની લીલાથી સાકારરૂપે પ્રગટ થનારા શ્રીરામ-કૃષ્ણ વગેરે અવતારરૂપી ભગવાનમાં કશો ફેર કે ભેદ નથી. અમુક લોકો જાણ્યા-સમજ્યા વિના કહી દેતા હોય છે કે સર્વવ્યાપી નિરાકાર બ્રહ્મ સાકાર ન હોઈ શકે. આ લોકોની બાબતમાં એવું કહેવાનો તો મને અધિકાર નથી કે 'આમ કહેવું એમની ભૂલ છે', હા, એટલું જરૂર કહેવામાં આવે છે કે એમણે પોતાના આ સિદ્ધાંત પર ફરી વિચાર જરૂર કરવો જોઈએ. જે રીતે વ્યાપક નિરાકાર અવ્યક્ત અગ્નિ તથા કોઈ ખાસ જગ્યાએ પ્રજ્વલિત વ્યક્ત અગ્નિમાં વાસ્તવમાં કશો ભેદ નથી, એક જ અગ્નિનાં બે રૂપ છે, એ જ રીતે નિરાકાર અને સાકાર પરમાત્માને પણ સમજવા. સાધનો દ્વારા સર્વવ્યાપી પરમાત્માનું બધે સ્થળે વ્યાપ્ત રહીને જ પ્રજ્વલિત અગ્નિની જેમ પ્રગટ થઈ જવું શાસ્ત્રસંમત અને યુક્તિયુક્ત જ છે. ભગવાને પોતે શ્રીમુખેથી કહ્યું છે –

**અજોऽપિ સન્નવ્યયાત્મા ભૂતાનામીશ્વરોऽપિ સન્ ।**
**પ્રકૃતિં સ્વામધિષ્ઠાય સંભવામ્યાત્મમાયયા ॥**
(ગીતા ૪/૬)

'હું અજન્મા અને અવિનાશીસ્વરૂપ હોવા છતાં પણ, તેમજ બધાંય પ્રાણીઓનો ઈશ્વર હોવા છતાંય પોતાની પ્રકૃતિને આધીન કરીને પોતાની યોગમાયાથી પ્રગટ થાઉં છું.'

આ સિવાય કેન ઉપનિષદ્‌માં ઈન્દ્ર, અગ્નિ વગેરે દેવો સામે બ્રહ્મનું યક્ષના રૂપમાં પ્રગટ થવું પ્રસિદ્ધ છે. કોઈ કોઈનું કહેવું છે કે જ્યારે ભગવાન આ રીતે એક સ્થળે પ્રગટ થઈ જાય છે તો બીજાં બધાં સ્થળોએ તો એમનો અભાવ થઈ જવો જોઈએ. પણ આવું કથન ભગવાનના તત્ત્વને ન જાણવાને કારણે જ થાય છે. આપણે જોઈએ છીએ કે આ વાત તો અગ્નિમાં પણ ચરિતાર્થ નથી થતી. જ્યારે પથ્થર કે દીવાસળીના ઘસાવાથી અગ્નિ પ્રગટ થાય છે - નિરાકારમાંથી સાકાર રૂપે પરિણમે છે - ત્યારે શું બીજે બધે ઠેકાણે એનું અસ્તિત્વ નાશ પામે છે? પછી ભગવાનની તો વાત જ શું? ભગવાન તો એવા સર્વવ્યાપી છે કે અગ્નિ વગેરે પંચભૂતોની કારણરૂપા પ્રકૃતિ પણ એમના અમુક અંશમાં એમના સંકલ્પના આધારે રહેલી છે. આવા પરમેશ્વરની બાબતમાં આ પ્રકારનો કુતર્ક કરવો પોતાની બુદ્ધિનું જ પ્રદર્શન કરવા બરાબર છે.

હવે રહી જીવાત્માની વાત. સારી પેઠે વિચારીને જોતાં તો એ જ સિદ્ધ થાય છે કે જીવાત્મા પરમાત્માથી જુદો નથી, કેમકે શ્રુતિસ્મૃતિઓમાં જીવાત્માને પરમાત્માનો અંશ જણાવ્યો છે. ભગવાન કહે છે –

**મમૈવાંશો જીવલોકે જીવભૂતઃ સનાતનઃ ।**
(ગીતા - ૧૫/૭)

'આ દેહમાં રહેલો સનાતન જીવાત્મા મારો જ અંશ છે.'

ગોસાઈં તુલસીદાસજી પણ **'ઈસ્વર અંસ જીવ અબિનાસી'** કહીને આ જ સિદ્ધાંતની પુષ્ટિ કરે છે. અંશ અંશીથી એ જ રીતે જુદો નથી હોતો જે રીતે તરંગો સમુદ્રથી જુદા દેખાતા હોઈને પણ વાસ્તવમાં એનાથી જુદા નથી.

જીવના પણ બે ભેદ છે - એક બદ્ધ, બીજો મુક્ત. બદ્ધ એ છે કે જે શરીરની ઉત્પત્તિ અને વિનાશમાં અજ્ઞાનને કારણે આત્માનું જન્મવું - મરવું માને છે અને મુક્ત એને કહે છે કે જેના અજ્ઞાનનો નાશ થઈ ગયો હોય અને જે ભાવી આવાગમનના ચક્રમાંથી બધી રીતે છૂટી ચૂક્યો હોય. વાસ્તવમાં તો આવા પુરુષની જીવ-સંજ્ઞા જ નથી. આ ભેદ તો કેવળ સમજાવવા પૂરતો કરવામાં આવ્યો છે. એની સ્થિતિ તો અનિર્વચનીય જ હોય છે.

મુક્તિ પણ બે પ્રકારની છે - એક નિરાકાર સચ્ચિદાનંદઘન બ્રહ્મમાં અભેદરૂપે ભળી જવું અને બીજી સાકાર સગુણ બ્રહ્મના પરમધામમાં (જેનો સત્યલોક વગેરે નામોથી શાસ્ત્રોએ નિર્દેશ કર્યો છે) જઈને સગુણ પુરુષોત્તમ ભગવાનની સંનિધિમાં નિવાસ કરવો. આ બીજા પ્રકારની મુક્તિના પણ ચાર ભેદ છે – સાલોક્ય, સામીપ્ય, સારૂપ્ય અને સાયુજ્ય. કોઈ કોઈ મહાનુભાવ 'સાર્ષ્ટિ' નામની એક પ્રકારની મુક્તિ વધુ જણાવીને આના પાંચ ભેદો પાડે છે, પણ 'સાર્ષ્ટિ' મુક્તિ 'સારૂપ્ય'ની અંદર આવી જાય છે.

જ્યાં સુધી જીવને અજ્ઞાન રહે છે, ત્યાં સુધી જ એની 'બદ્ધ' સંજ્ઞા છે. જ્યારે એને પરમાત્માના તત્ત્વનું ખરું જ્ઞાન થઈ જાય છે ત્યારે એની 'મુક્ત' સંજ્ઞા થઈ જાય છે. પરમાત્માના ચેતન અંશની આ જીવસંજ્ઞા અનાદિ અને અંતવાળી છે એટલે કે એ છે તો અનાદિકાળથી, પણ નાશ પામી શકે છે. જ્યારે આ જીવ સ્થૂળ શરીરમાં આવે છે અને જાગ્રત્-અવસ્થામાં રહે છે એ વખતે આનો ચોવીસ+ તત્ત્વોવાળા ત્રણે (સ્થૂળ, સૂક્ષ્મ અને કારણ) શરીર અને પાંચેય✤ કોશો સાથે સંબંધ રહે છે. જ્યારે એ પ્રલય કે સ્વપ્નાવસ્થાને પ્રાપ્ત થાય છે ત્યારે એનો પ્રકૃતિ સહિત સત્તર✣ તત્ત્વોના સૂક્ષ્મ શરીર સાથે સંબંધ રહે છે. જ્યારે આ બ્રહ્માજીના શાંત થતાં મહાપ્રલયમાં કે સુષુપ્તિ-અવસ્થામાં રહે છે ત્યારે આનો કેવળ પ્રકૃતિ સાથે સંબંધ રહે છે. આને જ કારણ-શરીર કહે છે, જે મૂળપ્રકૃતિનો એક અંશ છે. સર્ગના અંતમાં ગુણ અને કર્મોના સંસ્કારોનો સમૂહ કારણરૂપા પ્રકૃતિમાં લય પામે છે અને સર્ગના આદિમાં ફરી એમાંથી પ્રગટ થઈ જાય છે અને એ જ ગુણ-કર્મ-સમુદાય મુજબ જ પરમેશ્વર સઘળા ભૂત-પ્રાણીઓને સંસારમાં રચે છે. ભગવાને કહ્યું છે –

**સર્વભૂતાનિ કૌન્તેય પ્રકૃતિં યાન્તિ મામિકામ્ ।**
**કલ્પક્ષયે પુનસ્તાનિ કલ્પાદૌ વિસૃજામ્યહમ્ ॥**

(ગીતા ૯/૭)

---

\+ ચોવીસ તત્ત્વો આ પ્રમાણે છે – પંચમહાભૂત, અહંકાર, બુદ્ધિ, મૂળપ્રકૃતિ, દસ ઇન્દ્રિયો, મન અને પાંચ તન્માત્રાઓ. (ગીતા ૧૩/૫)

✤ પાંચ કોશો આ પ્રમાણે છે - અન્નમય, પ્રાણમય, મનોમય, વિજ્ઞાનમય અને આનંદમય. સ્થૂળમાં ત્રણે શરીર અને પાંચેય કોશો છે. સૂક્ષ્મમાં બે શરીર 'અન્નમય'ને છોડીને બાકીના ચાર કોશો છે તથા કારણ-શરીરમાં માત્ર આનંદમય કોશ છે.

✣ મન, બુદ્ધિ, દસ ઇન્દ્રિયો તથા પાંચ તન્માત્રા - આ સત્તર તત્ત્વો છે. અહંકાર બુદ્ધિની અંતર્ગત આવી જાય છે અને પ્રકૃતિ સૌમાં વ્યાપક છે જ. પાંચ પ્રાણ સૂક્ષ્મ વાયુની અંતર્ગત હોવાથી એમને તન્માત્રાઓની અંતર્ગત સમજી લેવા જોઈએ.

'હે કૌન્તેય! કલ્પોના અન્તે બધાં ભૂતો મારી મૂળ પ્રકૃતિને પામે છે એટલે કે પ્રકૃતિમાં લય પામે છે અને કલ્પોના આરંભે એમને હું ફરી સર્જું છું.'

જીવમાં જે ચેતનતા છે એ પરમાત્માનો અંશ હોવાથી વાસ્તવમાં પરમાત્મસ્વરૂપ જ છે, માટે એ ચેતનતાને અનાદિ અને અનંત જ માનવી જોઈએ. પણ જીવની સાથે જે પ્રકૃતિનો સંબંધ છે એ અનાદિ અને સાંત છે, કેમકે પ્રકૃતિ પોતે જ અનાદિ તેમજ સાંત છે.

પ્રકૃતિના બે ભેદ છે – એક વિદ્યા અને બીજો અવિદ્યા. વિદ્યા દ્વારા પરમાત્મા સંસારની રચના કરે છે અને અવિદ્યા દ્વારા જીવ મોહિત થઈ રહ્યા છે. જ્યારે જીવ અવિદ્યાજનિત રજસ અને તમસને ઓળંગીને કેવળ સત્ત્વમાં સ્થિત થઈ જાય છે. પછી એ જ્ઞાન દ્વારા અજ્ઞાનનો નાશ થતાં એ જ્ઞાન પણ આપમેળે શાંત થઈ જાય છે. જેમ લાકડામાંથી પ્રગટેલો અગ્નિ લાકડાને બાળીને પોતે પણ શાંત થઈ જાય છે, એ જ રીતે શુદ્ધ અંતઃકરણમાં ઉપજેલું જ્ઞાન, અજ્ઞાનનો નાશ કરીને પોતે પણ નાશ પામે છે. એ વખતે આ જીવ વિદ્યા અને અવિદ્યા ઉભયરૂપા પ્રકૃતિથી સર્વ રીતે મુક્ત થઈને સચ્ચિદાનંદઘન પરમાત્માના સ્વરૂપને અભિન્નરૂપે પામી જાય છે. આને જ અભેદમુક્તિ કહે છે. પછી એની દૃષ્ટિમાં ન જ્ઞાન છે કે ન અજ્ઞાન. એ સઘળી ઉપાધિઓથી રહિત કેવળ શુદ્ધ ચેતનસ્વરૂપ છે. એના સ્વરૂપનું વર્ણન થઈ જ નથી શકતું, કેમકે એ વાણીથી અતીત છે. વર્ણનની વાત તો બાજુ પર રહી, એની સ્થિતિને મન, બુદ્ધિથી સમજી લેવી એ પણ ઘણું દુર્ગમ છે, કેમકે એ મન-બુદ્ધિથી પર છે, એના વિશે જે કંઈ પણ વર્ણન, મનન કે નિશ્ચય કરવામાં આવે છે, વાસ્તવમાં એ જીવ આ બધાથી અત્યંત વિલક્ષણ છે. એની આ વિલક્ષણતાને સમજી લેવી મનુષ્યની બુદ્ધિ બહારની વાત છે. જેને એ સ્થિતિ મળેલી છે એ જ આ વાતને સમજે છે. વાસ્તવમાં આમ કહેવું એ પણ માત્ર સમજાવવા ખાતર જ છે.

એક જ નિરાકાર આકાશ જે રીતે અનેક જુદા જુદા ઘડાઓના સંબંધને લીધે એમનામાં જુદા જુદા રૂપે પ્રતીત થાય છે અને જે રીતે એક જ જળ વધુ ઠંડીને લીધે કરાના રૂપે પરિણમીને અનેક રૂપોમાં ભાસે છે, એ જ રીતે એક જ ચેતન પ્રકૃતિના સંબંધને લીધે અનેક જુદાં જુદાં રૂપોમાં પ્રતીત થઈ રહ્યું છે. જોકે ઘટાકાશ અને મહાકાશમાં કશું જુદાપણું નથી, છતાં પણ ઉપાધિભેદથી એ આકાશ જુદાં જુદાં અનેક રૂપોમાં દેખાય છે. પણ જે રીતે ઘટાકાશ મહાકાશનો અંશ છે, બરાબર એ જ રીતે જીવ પરમાત્માનો અંશ નથી, કેમકે આકાશ નિરાકાર, નિરવયવ તો છે, પણ જડ હોવાને લીધે એમાં આકાશની જેમ અંશાંશીભાવની કલ્પના નથી કરી શકાતી. વાસ્તવમાં પરમાત્માના અંશાંશીભાવની કલ્પનાને જણાવનારું સંસારમાં કોઈ બીજું ઉદાહરણ છે જ નહીં. બીજું સ્વપ્નનું ઉદાહરણ પણ આપવામાં આવે છે કે 'જેમ એક જ જીવ સ્વપ્નાવસ્થામાં મનઃકલ્પિત સૃષ્ટિ રચીને પોતે જ પોતાનાં અનેક રૂપોની કલ્પના કરીને સુખ-દુઃખને પામે છે, પણ સ્વપ્નની સૃષ્ટિમાં પ્રતીત થનારા એ અનેક પદાર્થો એની જ પોતાની કલ્પના હોવાને લીધે એનાથી જુદા નથી, એ જ રીતે સંસારના સઘળા જીવો પણ ઈશ્વરના જ અંશ છે.' પણ આ ઉદાહરણ પણ યથાર્થ નથી, કેમકે જીવ અજ્ઞાનને કારણે નિદ્રાને વશીભૂત થઈ સ્વપ્નમાં કલ્પિત સૃષ્ટિનો અનુભવ

કરે છે, પણ સચ્ચિદાનંદઘન પરમાત્મામાં આવી વાત નથી. પરમાત્માના અસલ અંશાંશીભાવની સ્થિતિ તો પરમાત્માના તત્ત્વનું ખરું જ્ઞાન થવાથી જ સમજમાં આવી શકે એમ છે. ઉદાહરણો અને શાસ્ત્રોથી જે વાતો જાણવામાં આવે છે, એ તો કેવળ શાખા-ચંદ્રન્યાયથી તત્ત્વ તરફ લક્ષ જાય એ હેતુથી જ છે. વાસ્તવિક સ્વરૂપ તો અત્યંત વિલક્ષણ જ છે.

પ્રકૃતિ, પ્રકૃતિના વિકાર એવા સંસાર અને પુરુષ એટલે કે જીવાત્મા તેમ જ પરમાત્માનું વર્ણન સંક્ષેપમાં કરવામાં આવ્યું. હવે બાકીના પ્રશ્નો પર વિચાર કરીએ.

### આપણે કોણ છીએ?

જીવાત્મા જ આ મનુષ્ય-શરીરમાં **'અહં'** એટલે કે **'હું'** શબ્દનો વાચ્ય છે. એ વાસ્તવમાં નિત્ય, ચેતન અને આનંદરૂપ છે તથા ચોવીસ તત્ત્વોના જડ તેમજ દશ્ય શરીરથી સાવ વિલક્ષણ છે. શરીર અનિત્ય, ક્ષણભંગુર અને નાશવાન છે, અજ્ઞાનથી આની સ્થિતિ અને જ્ઞાનથી જ આનો અંત છે. માટે ભગવાને સઘળાં શરીરોને અંતવાળાં જણાવ્યાં છે.

**અન્તવન્ત ઈમે દેહાઃ'** (ગીતા ૨/૧૮)

પણ માયાના કાર્ય એવા શરીર સાથે સંબંધ હોવાને લીધે અવિનાશી, અપ્રમેય, નિત્ય-ચેતન જીવાત્મા સુખ-દુઃખનો ભોક્તા અને અનેક જાતની યોનિઓમાં ગમન-આગમન કરનારો કહેવામાં આવ્યો છે. જેમકે –

**પુરુષઃ પ્રકૃતિસ્થો હિ ભુઙ્ક્તે પ્રકૃતિજાન્ગુણાન્ ।**
**કારણં ગુણસઙ્ગોઽસ્ય સદસદ્યોનિજન્મસુ ॥**
(ગીતા ૧૩/૨૧)

'પ્રકૃતિમાં રહીને જ પુરુષ પ્રકૃતિ (ત્રિગુણમયી માયા)માંથી જન્મેલા ત્રિગુણાત્મક પદાર્થોને અનુભવે છે અને આ ગુણોનો સંગ જ આ જીવાત્માના સારી-નરસી યોનિઓમાં જન્મ થવામાં કારણ બને છે.'

જ્યાં સુધી આ જીવાત્માને પરમાત્માના તત્ત્વની ઉપલબ્ધિ નથી થઈ જતી ત્યાં સુધી જેનો અંત જ નથી એવા કરોડો જન્મો વીતી જવા છતાં પણ આવાગમનરૂપી દુઃખમાંથી છુટકારો નથી થતો. જ્ઞાન દ્વારા જેના અજ્ઞાનનો સર્વ રીતે નાશ થઈ ગયો છે એ પુરુષ આ દેહની ભીતર જીવતો છતાં મુક્ત છે.

### રાગ-દ્વેષ વગેરેનો નાશ થઈ જાય છે

મુક્ત પુરુષના હૃદયમાં રાગ-દ્વેષ, હરખ-શોક અને કામ-ક્રોધ વગેરે વિકારોનો સાવ અભાવ થઈ જાય છે. કોઈ કોઈનું એમ કહેવું છે કે જ્ઞાન થયા પછી પણ જ્ઞાનીના હૃદયમાં રાગ-દ્વેષ, હરખ-શોક, કામ-ક્રોધ અને સુખ-દુઃખ વગેરે થાય છે તેમજ કોઈ કોઈએ તો એટલે સુધી કહી દીધું છે કે પ્રારબ્ધને કારણે જ્ઞાનીમાં જૂઠ, કપટ, ચોરી અને વ્યભિચાર વગેરે દુરાચાર પણ રહી શકે છે. પણ મારી સામાન્ય સમજણ મુજબ આમ કહેવું એ મુનિ-પ્રણીત આર્ષ ગ્રંથો તેમજ યુક્તિઓની સાવ વિરુદ્ધ છે. શ્રુતિ-સ્મૃતિ વગેરે પ્રામાણિક પ્રાચીન ગ્રંથોના પ્રમાણથી વિધિ-વાક્યો દ્વારા જીવન્મુક્તના અંતઃકરણમાં એટલે કે જ્ઞાનોત્તરકાળમાં દુરાચારોનું હોવું કોઈ મહાશયની જાણમાં હોય તો તેઓ કૃપાપૂર્વક મને જરૂર જાણ કરે. હા, એમના વિરુદ્ધ તો શ્રુતિ-સ્મૃતિઓમાં પ્રચુર પ્રમાણ મળે છે; એમાંથી કંઈક અહીં ઉદ્ધૃત કરવામાં આવે છે.

**હર્ષશોકૌ જહાતિ ।** (કઠ૦ ૨/૧૨)
**તરતિ શોકમાત્મવિત્ ।** (છા૦ ૭/૧/૩)
**તત્ર કો મોહઃ કઃ શોક એકત્વમનુપશ્યતઃ ।**
(ઈશ૦ ૭)

'હરખ-શોકનો ત્યાગ કરે છે.' 'આત્મજ્ઞાની

શોકને તરી જાય છે', 'જ્યારે બધે આત્માની એકતાનો નિશ્ચય કરી લે છે ત્યારે શોક-મોહ જરા પણ નથી રહેતા.'

ગીતામાં કહ્યું છે–

**કામક્રોધવિયુક્તાનાં યતીનાં યતચેતસામ્ ।**
**અભિતો બ્રહ્મનિર્વાણં વર્તતે વિદિતાત્મનામ્ ॥**

(૫/૨૬)

'કામ-ક્રોધ વિનાના, જીતેલા ચિત્તવાળા, પરબ્રહ્મ પરમાત્માનો સાક્ષાત્કાર કરી ચૂકેલા જ્ઞાનીજનો માટે ચારેકોર શાન્ત પરબ્રહ્મ પરમાત્મા જ પરિપૂર્ણ છે.'

**યો ન હૃષ્યતિ ન દ્વેષ્ટિ ન શોચતિ ન કાઙ્ક્ષતિ ।**

(ગીતા ૧૨/૧૭)

'જે ન તો કદી હર્ષ પામે છે, ન દ્વેષ કરે છે, ન શોક કરે છે, ન કશાયની કામના કરે છે.'

બલકે કામ-ક્રોધાદિને તો ભગવાને સાક્ષાત્ નરકનાં દ્વાર અને આત્માનો નાશ કરનારાં સુધી જણાવ્યા છે, તેમજ એમનો સાવ અભાવ થતાં જ આત્માના કલ્યાણ માટે સાધન કરવાથી મુક્તિ જણાવી છે.

**ત્રિવિધં નરકસ્યેદં દ્વારં નાશનમાત્મનઃ ।**
**કામઃ ક્રોધસ્તથા લોભસ્તસ્માદેતત્ત્રયં ત્યજેત્ ॥**
**એતૈર્વિમુક્તઃ કૌન્તેય તમોદ્વારૈસ્ત્રિભિર્નરઃ ।**
**આચરત્યાત્મનઃ શ્રેયસ્તતો યાતિ પરાં ગતિમ્ ॥**

(ગીતા ૧૬/૨૧-૨૨)

'કામ, ક્રોધ તથા લોભ - આ ત્રણ જાતનાં નરકનાં દ્વાર આત્માનો નાશ કરનારાં એટલે કે એને અધોગતિએ લઈ જનારાં છે, માટે આ ત્રણેયને ત્યજી દેવાં જોઈએ. કેમકે, હે કુન્તીપુત્ર! આ ત્રણેય નરકનાં દ્વારોથી છૂટેલો માણસ પોતાનું કલ્યાણ આચરે છે, માટે એ પરમ ગતિને એટલે કે મને પામી જાય છે.'

ઉપર્યુક્ત બાવીસમા શ્લોકમાં **'વિમુક્તઃ'** (છૂટેલો) શબ્દ આપ્યો છે જે કામ, ક્રોધ, લોભના આત્યન્તિક અભાવનો દ્યોતક છે; એટલે કે પરમગતિ ઈચ્છનારામાં કામ, ક્રોધ વગેરેની ગંધ પણ ન હોવી જોઈએ. કામ, ક્રોધ વગેરેનું કારણ છે આસક્તિ. આસક્તિનું નામ જ રસ કે રાગ છે, આને જ સંગ પણ કહે છે. ભગવાને સ્પષ્ટ કહ્યું છે કે 'સંગ'માંથી જ 'કામ'ની ઉત્પત્તિ થાય છે અને ક્રોધ કામનામાંથી ઉત્પન્ન થાય છે.

**સઙ્ગાત્સઞ્જાયતે કામઃ કામાત્ક્રોધોઽભિજાયતે ॥**

(ગીતા ૨/૬૨)

'સંગ અર્થાત્ આસક્તિથી તે વિષયોની કામના ઉત્પન્ન થાય છે અને કામનામાં વિઘ્ન આવવાથી ક્રોધ જન્મે છે.'

**– રસોઽપ્યસ્ય પરં દૃષ્ટ્વા નિવર્તતે ॥**

(ગીતા ૨/૫૯)

'કામ-ક્રોધાદિના કારણ એવી આસક્તિ પણ પરમાત્માનો સાક્ષાત્કાર કરીને નિવૃત્ત થઈ જાય છે.'

જ્યારે કારણનો સાવ અભાવ થઈ જાય છે, ત્યારે એના કાર્ય એવા કામ-ક્રોધાદિનું અસ્તિત્વ માનવું ઘણા ભોળપણ સિવાય બીજું શું છે? જે કામરૂપી કારણનું કાર્ય ક્રોધ છે એ કામને શ્રીમદ્ભગવદ્ગીતામાં ભગવાને સઘળાય અનર્થોનું કારણ અને સાધક માટે મહાન શત્રુ જણાવ્યો છે અને એને મારવાની સ્પષ્ટ આજ્ઞા આપી છે.

**કામ એષ ક્રોધ એષ રજોગુણસમુદ્ભવઃ ।**
**મહાશનો મહાપાપ્મા વિદ્ધ્યેનમિહ વૈરિણમ્ ॥**

(ગીતા ૩/૩૭)

'રજોગુણમાંથી ઉદ્ભવેલો આ કામ જ ક્રોધ છે, આ ઘણું ખાનારો એટલે કે ભોગોથી કદી ન ધરાતો અને મહાપાપી છે, આને જ તું આ બાબતમાં વેરી જાણ.'

**ઇન્દ્રિયાણિ પરાણ્યાહુરિન્દ્રિયેભ્યઃ પરં મનઃ ।**
**મનસસ્તુ પરા બુદ્ધિર્યો બુદ્ધેઃ પરતસ્તુ સઃ ॥**
**એવં બુદ્ધેઃ પરં બુદ્‌ધ્વા સંસ્તભ્યાત્માનમાત્મના ।**
**જહિ શત્રું મહાબાહો કામરૂપં દુરાસદમ્‌ ॥**
(ગીતા ૩/૪૨-૪૩)

'ઇન્દ્રિયોને સ્થૂળ શરીર કરતાં પર અર્થાત્‌ શ્રેષ્ઠ, બળવાન તેમજ સૂક્ષ્મ કહે છે; આ ઇન્દ્રિયો કરતાં મન પર છે, મન કરતાંય બુદ્ધિ પર છે અને જે બુદ્ધિ કરતાં પણ સાવ પર છે, તે આત્મા છે. આ પ્રમાણે બુદ્ધિ કરતાં પર એટલે કે સૂક્ષ્મ, બળવાન અને ઘણા શ્રેષ્ઠ આત્માને ઓળખીને અને બુદ્ધિ વડે મનને વશ કરીને હે મહાબાહો! તું આ કામરૂપી દુર્જય શત્રુને હણ.'

અસ્મિતા, રાગ, દ્વેષ અને ભય – આ ચારેયનું કારણ અવિદ્યા છે. અવિદ્યા જ જીવના સુખ-દુઃખમાં હેતુ છે અને એ અવિદ્યાનો અભાવ થવાથી જ જીવની મુક્તિ થાય છે. અવિદ્યારૂપી કારણના અભાવથી એનાં ચારેય કાર્યોનો આપમેળે જ અભાવ થઈ જાય છે. યોગદર્શનમાં છે –

**'તસ્ય હેતુરવિદ્યા', 'તદભાવાત્‌સંયોગાભાવો હાનં તદ્દૃશેઃ કૈવલ્યમ્‌ ।'** (૨/૨૪-૨૫)

'એ સંયોગનો હેતુ અવિદ્યા છે.' 'એ અવિદ્યાના અભાવથી સંયોગનો અભાવ થઈ જાય છે. એનું નામ હાન છે. એ જ દ્રષ્ટાનું કૈવલ્ય એટલે કે મુક્ત-અવસ્થા છે.'

આ અવસ્થામાં સુખ-દુઃખ, હરખ-શોક, કામ-ક્રોધ, ભય વગેરે વિકારો રહી જ કેવી રીતે શકે?

અમુક લોકો આ રાગ-દ્વેષ, સુખ-દુઃખ, હરખ-શોક વગેરેને અંતઃકરણનો ધર્મ માને છે અને શરીરના રહેતાં એમનો સર્વ રીતે નાશ થવો અસંભવ જણાવે છે. પણ આવું માનવું યુક્તિયુક્ત નથી, બલકે શ્રુતિ-સ્મૃતિ શાસ્ત્રનાં પ્રમાણોથી તો શરીરના રહેતાં જ એમનો અભાવ થવો સિદ્ધ છે. ઉપર્યુક્ત વિવેચનમાં આ વાત જણાવાઈ ચૂકી છે. હવે એ જણાવવાનું છે કે આ બધા અંતઃકરણના સ્વાભાવિક ધર્મો નથી, પણ વિકારો છે. ક્ષેત્રના વર્ણનના પ્રસંગમાં ભગવાન કહે છે–

**ઇચ્છા દ્વેષઃ સુખં દુઃખં સઙ્ઘાતશ્ચેતના ધૃતિઃ ।**
**એતત્ક્ષેત્રં સમાસેન સવિકારમુદાહૃતમ્‌ ॥**
(ગીતા ૧૩/૬)

'ઇચ્છા, દ્વેષ, સુખ, દુઃખ, સ્થૂળ શરીર, ચેતના અને ધૃતિ - આટલા વિકારો સહિતનું આ ક્ષેત્ર ટૂંકમાં કહેવાયું છે.'

આથી આ બધાનું વિકાર હોવું સિદ્ધ છે અને આ વિકારોથી આત્યંતિક મુક્તિનું નામ જ મોક્ષ છે. શાસ્ત્ર-પ્રમાણો સિવાય યુક્તિથી પણ આ જ વાત સિદ્ધ છે. ભલા જો રાગ-દ્વેષ, હરખ-શોક, સુખ-દુઃખ વગેરે વિકારો જ ન છૂટે તો મુક્તિ કયા બંધનથી થઈ કહેવાય અને આવી મુક્તિનું મૂલ્ય પણ શું? જો સુખ-દુઃખ, હરખ-શોક, કામ-ક્રોધ વગેરે સ્વાભાવિક ધર્મો હોત તો એ ધર્મીથી કદીય જુદા ન હોઈ શકત અને ધર્મીનો નાશ થવાથી જ એમનો નાશ થાત, પણ એમ ન થતાં અંતઃકરણરૂપી ધર્મીના રહેતાં જ આમની વધ-ઘટ અને નાશ જોવા મળે છે. આથી આ બધા ધર્મ નહીં, પણ વિકાર જ સિદ્ધ થાય છે. જ્ઞાનીમાં તો આ રહેતા જ નથી, પણ અજ્ઞાનીની ભીતર પણ આ વધતા-ઘટતા જોવા મળે છે, અને એમના વધવા-ઘટવા સાથે અંતઃકરણની વધ-ઘટ નથી જોવા મળતી. વાસ્તવમાં આ ધર્મો નથી, પણ અવિદ્યાજનિત વિકારો છે અને વિવેક દ્વારા એમનું શમન થાય છે. જ્યારે વિવેકથી જ આવું થાય છે ત્યારે પૂર્ણ જ્ઞાનથી તો એમનો નાશ થવો સાવ યુક્તિયુક્ત

છે. અમુક લોકો ચોરી, જૂઠ, કપટ અને વ્યભિચાર વગેરે પાપોની ઉત્પત્તિ પણ જ્ઞાનીના પ્રારબ્ધને લીધે માને છે અને આવા પ્રારબ્ધનો આરોપ કરીને જ્ઞાનીના માથે પણ આ પાપો ઓઢાડે છે. મારી સામાન્ય બુદ્ધિથી આવું માનવું એ જ્ઞાનીના માથે કલંક લગાડવા જેવું છે. જ્ઞાનીની તો વાત જવા દો, કોઈ પણ માણસ માટે દુરાચારોની ઉત્પત્તિમાં પ્રારબ્ધને હેતુ માનવાથી શાસ્ત્ર અને યુક્તિઓ સાથે ઘણો વિરોધ ઉપસ્થિત થાય છે. જેમકે –

(૧) **'સત્યં વદ । ધર્મં ચર । સ્વાધ્યાયાન્મા પ્રમદઃ । ધર્માન્ન પ્રમદિતવ્યમ્ ।'**

(તૈત્તિરીય ઉપનિષદ્ ૧/૧૧/૧)

–વગેરે શ્રુતિના વિધિવાક્યોનું તેમ જ **'સુરાં ન પિબેત્'** વગેરે નિષેધ-વાક્યોનું કશું મૂલ્ય જ નહીં રહે અને સઘળાં વિધિ-નિષેધાત્મક શાસ્ત્રો સાવ વ્યર્થ જશે.

(૨) જૂઠ, કપટ, ચોરી, વ્યભિચાર વગેરે પાપ જો અગાઉ કરેલાં પાપોના ફળરૂપે પ્રારબ્ધ છે તો પછી એમનો કદી નાશ થવો સંભવ જ નથી, કેમકે પાપનું ફળ પાપ, ફરી એ પાપનું ફળ પાપ, એ રીતે પાપોની શૃંખલા કદી તૂટી જ નહીં શકે એટલે કે અનવસ્થા-દોષ આવશે.

(૩) પાપો થવાનું પ્રારબ્ધને લીધે માની લેતાં એમના માટે કોઈને કશો દંડ ન મળવો જોઈએ. કેમકે પાપ કરનાર તો બિચારો પ્રારબ્ધવશ બાધ્ય થઈને પાપ કરે છે, પછી એ દંડને પાત્ર કેમ સમજી શકાય. જે ઈશ્વરે આ રીતે પ્રારબ્ધની રચના કરી છે, અસલમાં એના પર આ દોષ પણ આવવો જોઈએ.

(૪) કામ-ક્રોધ વગેરે પાપોના ફળસ્વરૂપે દંડનું વિધાન યુક્તિસંગત છે, નહીં કે ફરી પાપ કરવાનું. દુનિયામાં આપણે જોઈએ છીએ કે ચોરી, વ્યભિચાર વગેરે કરનારા અપરાધીઓને જેલ વગેરેની સજા થાય છે, નહીં કે ફરી એવાં જ પાપ કરવા માટે એમને ઉત્સાહ આપવામાં આવે છે. જ્યારે જગતના ન્યાયમાં પણ આવું નથી થતું ત્યારે પરમ દયાળુ, પરમ ન્યાયકારી ઈશ્વર પાપ-કર્મોનું ફળ ચોરી, જૂઠ, કપટ, વ્યભિચાર વગેરે કેવી રીતે રચી શકે છે?

(૫) પ્રારબ્ધ એ જ કર્મનું નામ છે જે પૂર્વે કરેલાં કર્મોના ફળનો ભોગ કરાવે છે. નવા ક્રિયમાણ કર્મની ઉત્પત્તિનું નામ પ્રારબ્ધ નથી. નવું ક્રિયમાણ કર્મ તો પ્રારબ્ધથી સાવ જુદું છે. જ્યાં કર્મોની ત્રણ સંજ્ઞાઓ જણાવવામાં આવી છે ત્યાં પુણ્ય-પાપ વગેરે નવાં કર્મોને ક્રિયમાણ, સુખ-દુખ વગેરે ભોગોને પ્રારબ્ધ અને પૂર્વે કરેલાં નહીં ભોગવેલાં કર્મોને સંચિત કહ્યાં છે. જે લોકોને ઉપર કહેલાં ત્રણે કર્મોના તત્ત્વનું જ્ઞાન હશે, તેઓ પાપ-પુણ્ય વગેરે ક્રિયમાણ કર્મોને પ્રારબ્ધ કેવી રીતે જણાવી શકે છે? માટે એ સિદ્ધ થઈ ગયું કે રાગ-દ્વેષ, કામ-ક્રોધ વગેરે અજ્ઞાનમાંથી ઉપજેલા વિકારો જ્ઞાન ન થાય ત્યાં સુધી જીવના અંતઃકરણમાં ઓછા-વધતા રૂપે રહે છે અને જ્ઞાન થતાં જ એમનો સમૂળો નાશ થઈ જાય છે.

## આપણું શું કર્તવ્ય છે?

ચોર્યાસી લાખ યોનિઓમાં મનુષ્ય એક જ કર્મયોનિ છે. એટલે કે આ મનુષ્ય-શરીરમાં કરેલાં કર્મોનું ફળ જ જીવને બીજી સઘળી યોનિઓમાં ભોગવવું પડે છે. મનુષ્ય, પિતૃ અને દેવ - આ ત્રણ ઉત્તમ યોનિઓ માનવામાં આવી છે. આ સિવાયની બાકીની બધી પાપ-યોનિઓ છે. આ ત્રણેમાં પણ મુક્તિની બાબતમાં તો મનુષ્યની જ પ્રધાનતા છે. જોકે મનુષ્ય કરતાં દેવ અને પિતૃ વધુ પુણ્ય-યોનિઓ છે અને

એમનામાં બુદ્ધિ અને સામર્થ્યની પણ વિશેષતા છે, પણ ભોગોની બહુલતાને કારણે દેવ અને પિતૃયોનિના જીવો મુક્તિના માર્ગે આરૂઢ થવામાં લગભગ અસમર્થ જ રહે છે. જ્યારે આ લોકમાં પણ વિશેષ સમૃદ્ધિશાળી મનુષ્ય ભોગ-વિલાસમાં ફસાયેલા રહેવાને લીધે મુક્તિના માર્ગે નથી આવતા, તો સ્વર્ગ વગેરે લોકોમાં અનેક સિદ્ધિઓને પામેલા અને ભોગ-સામગ્રીમાં અનુરક્ત લોકો મુક્તિ-માર્ગમાં કેવી રીતે જોડાઈ શકે છે? માટે ઘણાં સુકૃતોના સંગ્રહને પરિણામે ભગવત્કૃપાથી આ પરમ દુર્લભ અને મુક્તિનું સાધન એવું મનુષ્ય-શરીર મળે છે. ભગવાન દયા કરીને જીવને મુક્ત થવાનો આ એક સુઅવસર આપે છે –

**આકર ચારિ લચ્છ ચૌરાસી ।**
**જોનિ ભ્રમત યહ જિવ અબિનાસી ॥**
**ફિરત સદા માયા કર પ્રેરા ।**
**કાલ કર્મ સુભાવ ગુન ઘેરા ॥**
**કબહુઁક કરિ કરુના નર દેહી ।**
**દેત ઈસ બિનુ હેતુ સનેહી ॥**

(ઉ૦ દોહા-૪૩ પછીની ૪-૫-૬ ચોપાઈ)

આવા અમૂલ્ય શરીરને પામીને આપણે સૌએ એ પરમ દયાળુ પરમાત્માને તત્ત્વથી જાણવા માટે પરમાત્માના ભજનને નિમિત્તે પ્રાણ છૂટે ત્યાં સુધી પ્રયાસ કરવો જોઈએ. ભગવાને શ્રીગીતામાં કહ્યું છે–

**અનિત્યમસુખં લોકમિમં પ્રાપ્ય ભજસ્વ મામ્ ॥**

(ગીતા ૯/૩૩)

‘તું સુખ વિનાનું અને ક્ષણભંગુર આ મનુષ્ય-શરીર પામીને નિરંતર મને જ ભજ.’

કેમકે આ શરીર પરમ દુર્લભ અને પુણ્યથી મળનારું હોવા છતાં પણ વિનાશી અને ક્ષણે ક્ષણે ક્ષય પામનારું છે. જો આ અવસરને આપણે હાથમાંથી જવા દઈશું તો પછી આપણા પસ્તાવાનો પાર નહીં રહે. આ શરીર ન તો ભોગો માટે છે કે ન સ્વર્ગની પ્રાપ્તિ માટે છે. જેઓ આ મનુષ્ય-શરીરને પામીને આને કેવળ વિષય-ભોગોમાં જોડી દે છે એમની મહાત્માઓએ ઘણી નિંદા કરી છે. ગોસ્વામીજી કહે છે–

**એહિ તન કર ફલ બિષય ન ભાઈ ।**
**સ્વર્ગઉ સ્વલ્પ અંત દુખદાઈ ॥**
**નર તનુ પાઈ બિષયઁ મન દેહીં ।**
**પલટિ સુધા તે સઠ બિષ લેહીં ॥**
**તાહિ કબહુઁ ભલ કહઇ ન કોઈ ।**
**ગુંજા ગ્રહઇ પરસ મનિ ખોઈ ॥**

(ઉ૦ દોહા-૪૩ પછીની ૧-૨-૩ ચોપાઈ)

શ્રીમદ્ભાગવતમાં કહ્યું છે–

**નૃદેહમાદ્યં સુલભં સુદુર્લભં**
**પ્લવં સુકલ્પં ગુરુકર્ણધારમ્ ।**
**મયાઽનુકૂલેન નભસ્વતેરિતં**
**પુમાન્ ભવાબ્ધિં ન તરેત્ સ આત્મહા ॥**

(૧૧/૨૦/૧૭)

‘સર્વ પ્રથમ વાત તો એ છે કે આ મનુષ્ય-શરીર અત્યંત દુર્લભ છે તેમ છતાં મારી અપાર કૃપાથી તે સુલભ થઈ ગયું છે. સંસાર-સાગરથી પાર ઊતરવા માટે મનુષ્ય-શરીર જ એક દૃઢ નૌકા છે. ગુરુદેવ તે નૌકાના કર્ણધાર છે. અનુકૂળ વાયુ બનીને તેને હું ચલાવું છું. મારી આટલી કૃપા હોવા છતાં પણ જે આ સંસાર-સાગરથી પાર ન ઊતરે તો એવું જ માનવું જોઈએ કે, તે સ્વયં જ પોતાના આત્માની હત્યા કરી રહ્યો છે.’

**જો ન તરૈ ભવ સાગર નર સમાજ અસ પાઇ ।**
**સો કૃત નિંદક મંદમતિ આત્માહન ગતિ જાઇ ॥**

(ઉત્તરકાંડ દોહા-૪૪)

આ શરીર તો આત્માના કલ્યાણ અર્થે છે.

શાસ્ત્રોમાં આત્મકલ્યાણના અનેક ઉપાયો અને યુક્તિઓ જણાવવામાં આવી છે. ગીતાના ચોથા અધ્યાયમાં જાતજાતના યજ્ઞોના નામે, પાતંજલ યોગદર્શનમાં ચિત્તનિરોધના નામે, ઉપનિષદ્ આદિમાં જ્ઞાનના નામે અને શાંડિલ્ય, નારદ અને વ્યાસ વગેરેએ ભક્તિના નામે પરમાત્માનું તત્ત્વ જાણવા માટે અનેક ઉપાયો જણાવ્યા છે. પરંતુ આ સઘળા ઉપાયોમાં સર્વોત્તમ ઉપાય પરમાત્માની અનન્ય ભક્તિ કે અનન્ય શરણ જ સમજવું.

**ઈશ્વરપ્રણિધાનાદ્ વા ।** (યોગદર્શન ૧/૨૩)

'ઈશ્વર-શરણાગતિથી ચિત્ત ઈશ્વરમાં નિરુદ્ધ થઈ શકે છે.'

**સા પરાનુરક્તિરીશ્વરે ।** (શાણ્ડિલ્યસૂત્ર ૨)

'ઈશ્વરમાં પરમ અનુરક્તિ જ ભક્તિ છે.'

**તદર્પિતાખિલાચારિતા તદ્વિસ્મરણે પરમવ્યાકુલતેતિ ।**
(નારદભક્તિસૂત્ર ૧૯)

'સમસ્ત આચાર ભગવાનને અર્પીને ભગવાનનું જ સ્મરણ કરતા રહેવુ અને વિસ્મરણ થતાં જ પરમ વ્યાકુળ થઈ જવું.'

**ન સાધયતિ માં યોગો ન સાઙ્ખ્યં ધર્મ ઉદ્ધવ ।**
**ન સ્વાધ્યાયસ્તપસ્ત્યાગો યથા ભક્તિર્મમોર્જિતા ॥**
**ભક્ત્યાહમેકયા ગ્રાહ્યઃ શ્રદ્ધયાઽઽત્મા પ્રિયઃ સતામ્ ।**
**ભક્તિઃ પુનાતિ મન્નિષ્ઠા શ્વપાકાનપિ સમ્ભવાત્ ॥**
**ધર્મઃ સત્યદયોપેતો વિદ્યા વા તપસાઽન્વિતા ।**
**મદ્ભક્ત્યાપેતમાત્માનં ન સમ્યક્ પ્રપુનાતિ હિ ॥**
(શ્રીમદ્ભા૦ ૧૧/૧૪/૨૦-૨૨)

'હે ઉદ્ધવ! મારા સ્વરૂપમાં વિકસેલી મારી ભક્તિ મને જેટલા પ્રમાણમાં પોતાનો બનાવે છે તેટલા પ્રમાણમાં યોગશક્તિ, સાંખ્ય, તત્ત્વજ્ઞાન, વૈદિકધર્મ, વેદાભ્યાસ, તપસ્યા કે ત્યાગ મને પોતાનો બનાવી શકતાં નથી.'

'હું સંતોનો પ્રિય છું, તેમનો આત્મા છું, એકમાત્ર શ્રદ્ધા-ભક્તિથી જ હું તેમને પ્રાપ્ત થાઉં છું. જો કોઈ જન્મથી જ ચાંડાળ હોય તો પણ મારી ભક્તિથી તે શુદ્ધ-પવિત્ર થઈ જાય છે.'

'જો કોઈએ સત્ય અને દયાપૂર્વક ધર્મનું પાલન કર્યું, અથવા કોઈએ તપસ્યાપૂર્ણ વિદ્યાભ્યાસ કર્યો, પરંતુ તે જો મારી ભક્તિથી રહિત છે તો આવો ધર્મ અને અભ્યાસ તેને પવિત્ર કરી શકતા નથી.'

ગીતામાં પણ ભગવાન કહે છે –

**નાહં વેદૈર્ન તપસા ન દાનેન ન ચેજ્યયા ।**
**શક્ય એવંવિધો દ્રષ્ટું દૃષ્ટવાનસિ માં યથા ॥**
(ગીતા ૧૧/૫૩)

'જેવો તેં મને જોયો છે એવો ચતુર્ભુજરૂપધારી હું ન તો વેદોથી જોઈ શકાઉં છું, ન તપથી જોઈ શકાઉં છું, ન દાનથી જોઈ શકાઉં છું કે ન યજ્ઞથીયે જોઈ શકાઉં છું.'

**મન્મના ભવ મદ્ભક્તો મદ્યાજી માં નમસ્કુરુ ।**
**મામેવૈષ્યસિ સત્યં તે પ્રતિજાને પ્રિયોઽસિ મે ॥**
**સર્વધર્માન્પરિત્યજ્ય મામેકં શરણં વ્રજ ।**
**અહં ત્વા સર્વપાપેભ્યો મોક્ષયિષ્યામિ મા શુચઃ ॥**
(ગીતા ૧૮/૬૫-૬૬)

(માટે) 'તું કેવળ મુજ સચ્ચિદાનંદઘન વાસુદેવ પરમાત્મામાં જ અનન્ય પ્રેમથી નિત્ય-નિરંતર અચળ મનવાળો થા અને મુજ પરમેશ્વરને જ ઘણી શ્રદ્ધા, ભક્તિસહિત નિષ્કામભાવે નામ, ગુણ અને પ્રભાવના શ્રવણ, કીર્તન, મનન અને પઠન-પાઠન દ્વારા નિરંતર ભજનારો થા તથા મારું (શંખ, ચક્ર, ગદા, પદ્મ અને કિરીટ, કુંડળ વગેરે આભૂષણોથી યુક્ત પીતાંબર, વનમાળા અને કૌસ્તુભમણિધારી, વિષ્ણુનું) મન, વાણી અને શરીર દ્વારા સર્વસ્વ અર્પીને ઘણા શ્રદ્ધા, ભક્તિ અને પ્રેમથી વિહ્વળતાપૂર્વક પૂજન કરનારો થા અને મુજ સર્વશક્તિમાન, વિભૂતિ,

બળ, ઐશ્વર્ય, માધુર્ય, ગંભીરતા, ઉદારતા, વાત્સલ્ય અને સુહૃદતા વગેરે ગુણોથી સંપન્ન એવા સર્વના આશ્રયરૂપ વાસુદેવને વિનયભાવપૂર્વક ભક્તિસહિત સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર, આમ કરવાથી તું મને જ પામીશ. આ હું તારે માટે સત્ય પ્રતિજ્ઞા કરું છું, કેમકે તું મારો ઘણો પ્રિય સખા છે. માટે સઘળા ધર્મોને એટલે કે સઘળાં કર્મોના આશ્રયને ત્યજીને કેવળ એક મુજ સચ્ચિદાનંદઘન વાસુદેવ પરમાત્માના જ અનન્ય શરણને પામી જા, હું તને સઘળાં પાપોમાંથી છોડાવીશ, તું શોક ન કર.'

માટે મનુષ્ય-શરીર મેળવીને ઋષિઓ તેમ જ સાક્ષાત્ ભગવાનનાં વચનોમાં વિશ્વાસ કરીને આપણે ભગવાનના ભજન, ધ્યાનમાં તત્પર થઈને પરોવાઈ જવું.

## પરમાત્મા, જીવાત્મા, સંસાર અને પ્રકૃતિનો વિષય

પરમાત્મા, જીવાત્મા તથા સંસારસહિત પ્રકૃતિ અને એમનો પરસ્પર સંબંધ એટલે કે જીવ અને પરમાત્માનો સંબંધ, એકબીજા સાથેનો ભેદ અને કર્મ - આ છ અનાદિ છે. આમાં સચ્ચિદાનંદઘન પરમાત્મા પોતાના ચેતન અંશસહિત અનાદિ અને અનંત છે. બાકીના સઘળા અનાદિ અને સાંત છે. જીવ અને પરમાત્માનો અંશાંશી-સંબંધ છે. આ અંશાંશી-સંબંધ અનેક ભાવોથી માનવામાં આવે છે. જેમકે દાસ્યભાવ, સખ્યભાવ અને માધુર્યભાવ વગેરે. આ સંબંધની અવધિ જીવની ઇચ્છા પર નિર્ભર છે. જીવ અને પ્રકૃતિમાં ભોક્તા અને ભોગ્યનો સંબંધ છે. જીવ ચેતન હોવાને લીધે ભોક્તા છે અને પ્રકૃતિ જડ હોવાથી ભોગ્ય.

**પુરુષઃ સુખદુઃખાનાં ભોક્તૃત્વે હેતુરુચ્યતે ॥**

(ગીતા ૧૩/૨૦)

'સુખ-દુઃખોનો અનુભવ થવામાં જીવાત્મા કારણ કહેવાય છે.'

જોકે કોઈ કોઈ અંતઃકરણને ભોક્તા માને છે, પણ એમનું માનવું યુક્તિયુક્ત નથી. કેમકે અંતઃકરણ જડ હોવાથી એમાં ભોક્તૃત્વ સંભવતું નથી. શુદ્ધ આત્મા પણ ભોક્તા નથી. જે કેવળ શુદ્ધ આત્માને ભોક્તા માને છે એને ભગવાને મૂઢ કહ્યો છે. માટે 'પ્રકૃતિસ્થ પુરુષ' જ ભોક્તા છે.

પ્રકૃતિ અને પરમાત્માનો સંબંધ શક્તિ અને શક્તિમાન જેવો છે. આખા સંસારની ઉત્પત્તિ મહાસર્ગની આદિમાં પ્રકૃતિ અને પરમેશ્વરના સંબંધથી જ થાય છે. શાસ્ત્રોમાં જ્યાં જ્યાં પ્રકૃતિમાંથી સંસારની ઉત્પત્તિ જણાવી છે, ત્યાં ત્યાં ભગવાનની અધ્યક્ષતામાં જ જણાવી છે.

**મયાધ્યક્ષેણ પ્રકૃતિઃ સૂયતે સચરાચરમ્ ।**

(ગીતા ૯/૧૦)

'મુજ અધિષ્ઠાતાના પ્રભાવથી જ પ્રકૃતિ ચરાચરસહિત આખા જગતને સર્જે છે.'

જ્યાં પરમેશ્વર દ્વારા સંસારની ઉત્પત્તિ જણાવી છે, ત્યાં ક્યાંક પ્રકૃતિને દ્વાર કહી છે તો ક્યાંક યોનિ.

**મમ યોનિર્મહદ્બ્રહ્મ તસ્મિન્ગર્ભં દધામ્યહમ્ ।**

(ગીતા ૧૪/૩)

'મારી મહદ્-બ્રહ્મસ્વરૂપ મૂળ પ્રકૃતિ સકળ ભૂતોની યોનિ છે, અર્થાત્ ગર્ભાધાનનો આધાર છે અને હું એ યોનિમાં ચેતન(જીવ)સમુદાયરૂપી ગર્ભને સ્થાપું છું.'

યોનિ કારણનું નામ છે. ત્યાં એ શરીરોના જડસમુદાયનું કારણ છે. ચેતન-અંશનું કારણ તો સ્વયં પરમાત્મા છે.

## બંધન અને મુક્તિ

પ્રકૃતિ કે વૈષ્ણવી માયાનો વિકાર એવું જે અજ્ઞાન છે, એ અજ્ઞાનસહિતની પ્રકૃતિ સાથે

જીવનો અનાદિ કાળથી સંબંધ છે. આનું નામ બંધન છે અને આ જ કારણે ઈશ્વરનો ચેતનાંશ એવો જીવાત્મા અહંતા-મમતા, રાગ-દ્વેષ, હરખ-શોક અને કામ-ક્રોધ વગેરે પ્રકૃતિના વિકારોથી બંધાયેલો પ્રાપ્ત થાય છે. જ્ઞાન દ્વારા પ્રકૃતિનો સંબંધ-વિચ્છેદ થઈ જવો એ જ મુક્તિ છે અને અહંતા-મમતા, રાગ-દ્વેષ, હરખ-શોક તથા કામ-ક્રોધ વગેરે વિકારોનો અંતઃકરણમાંથી સમૂળો નાશ થઈ જવો એ જ અજ્ઞાનના નાશનું લક્ષણ છે. કેમકે, જીવન્મુક્ત પુરુષોમાં ઉપનિષદ્, ગીતા વગેરે આર્ષ શાસ્ત્રો દ્વારા આ વિકારોનો સાવ અભાવ જ પ્રતિપાદિત થયો છે. માટે અવિદ્યાના અત્યંત અભાવનું નામ જ મુક્તિ છે. અવિદ્યાનો અભાવ થતાં એનાં કાર્યો એવા આ વિકારોનો નાશ સ્વાભાવિકપણે જ થઈ જાય છે. કેમકે, કારણ સાથે જ કાર્યનો અભાવ સર્વ રીતે સિદ્ધ છે.

—★—

## અનન્ય શરણાગતિ

**તમેવ શરણં ગચ્છ સર્વભાવેન ભારત ।**
**તત્પ્રસાદાત્પરાં શાન્તિં સ્થાનં પ્રાપ્સ્યસિ શાશ્વતમ્ ॥**
**સર્વધર્માન્પરિત્યજ્ય મામેકં શરણં વ્રજ ।**
**અહં ત્વા સર્વપાપેભ્યો મોક્ષયિષ્યામિ મા શુચઃ ॥**

(ગીતા ૧૮/૬૨, ૬૬)

ભગવાન શ્રીકૃષ્ણે કહ્યું - 'હે ભારત! તું સર્વ રીતે એ પરમેશ્વરના જ શરણે જા; એ પરમાત્માની કૃપાથી જ તું પરમ શાંતિને તથા શાશ્વત પરમ ધામને પામીશ. (એ પરમાત્મા હું જ છું, માટે) સઘળાય ધર્મોને એટલે કે સઘળાંય કર્તવ્ય-કર્મોને મારામાં ત્યજીને, તું કેવળ એકમાત્ર મુજ સર્વ- શક્તિમાન સર્વાધાર પરમેશ્વરના જ શરણે આવી જા; હું તને બધાંય પાપોથી મુક્ત કરી દઈશ, તું શોક કર મા.'

ભગવાનની ઉપર કહેલી આજ્ઞા મુજબ આપણે સૌએ એમના શરણે થવું. લજ્જા, ભય, માન, મોટાઈ અને આસક્તિને છોડીને શરીર અને સંસાર પ્રત્યે અહંતા-મમતાથી રહિત થઈને કેવળ એક પરમાત્માને જ પરમ આશ્રય, પરમ ગતિ અને સર્વસ્વ સમજવા તથા અનન્ય ભાવથી ઘણા શ્રદ્ધા, ભક્તિ અને પ્રેમભાવે નિરંતર ભગવાનનાં નામ, ગુણ, પ્રભાવ અને સ્વરૂપનું ચિંતન કરતા રહેવું, તેમ જ ભગવાનનું ભજન-સ્મરણ રાખીને જ એમની આજ્ઞા અનુસાર કર્તવ્યકર્મોનું નિઃસ્વાર્થભાવે કેવળ પરમેશ્વર કાજે આચરણ કરવું તથા સુખ-દુઃખની પ્રાપ્તિને ભગવાનનો મોકલેલો પુરસ્કાર સમજીને એમાં સમચિત્ત રહેવું - સંક્ષેપમાં આનું જ નામ અનન્ય-શરણ છે.

ચિત્તથી ભગવાન સચ્ચિદાનંદના સ્વરૂપનું ચિંતન, બુદ્ધિથી 'સર્વ કાંઈ એક નારાયણ જ છે' એવો નિશ્ચય, પ્રાણોથી (શ્વાસ દ્વારા ભગવાનના નામનો જપ, કાનથી ભગવાનના ગુણ, પ્રભાવ અને સ્વરૂપના મહિમાનું ભક્તિપૂર્વક શ્રવણ, આંખોથી ભગવાનની મૂર્તિ અને ભગવદ્ભક્તોનાં દર્શન, વાણીથી ભગવાનના ગુણ, પ્રભાવ અને પવિત્ર નામનું કીર્તન તેમજ શરીર દ્વારા ભગવાન અને એમના ભક્તોની નિષ્કામ સેવા - આ સઘળાં કામો શરણાગતિની અંદર આવી જાય છે. આ રીતે ભગવત્સેવા-પરાયણ થવાથી ભગવાન પ્રત્યે પ્રેમ થાય છે.

સંસારમાં જે વસ્તુઓને મનુષ્ય 'મારી' કહે છે, એ બધી ભગવાનની છે. મનુષ્ય મૂર્ખતાથી એમના પર અધિકારનું આરોપણ કરીને સુખી-

દુઃખી થાય છે. ભગવાનની બધી વસ્તુઓ ભગવાનના જ કામમાં આવવી જોઈએ. ભગવાનના કાર્ય માટે જો સંસારની સઘળી વસ્તુઓ માટી ભેગી થઈ જાય તો પણ ઘણા આનંદની વાત છે અને એમના કાર્ય માટે બાકી રહે તો પણ ઘણા આનંદની વાત છે. એ વસ્તુઓને ન તો પોતાની સંપત્તિ સમજવી કે ન એમને પોતાના ભોગની સામગ્રી માનવી. કેમકે વાસ્તવમાં તો સર્વ કાંઈ નારાયણનું જ છે, માટે નારાયણની બધી વસ્તુઓ નારાયણને અર્પણ કરવામાં આવે છે. આમ સમજીને સંસારમાં જે કામ કરવામાં આવે છે, એ જ ભગવાન પ્રત્યેના પ્રેમરૂપી શરણની પ્રાપ્તિનું સાધન છે.

ઉપર કહ્યું છે એ રીતે જે કંઈ પણ કર્મ કરવામાં આવે એ સઘળું ભગવાન કાજે કરવું. આનું જ નામ અર્પણ છે. જે કંઈ પણ થઈ રહ્યું છે, બધું ભગવાનની ઈચ્છાથી થઈ રહ્યું છે, લીલામયની ઈચ્છાથી થઈ રહ્યું છે. એમાં ફોગટનું બુદ્ધિવાદનું બખડજંતર ઊભું ન કરવું. પોતાની સઘળી ઈચ્છાઓ ભગવાનની ઈચ્છામાં ભેળવીને પોતાનું જીવન બધી રીતે ભગવાનને સોંપી દેવું. જ્યારે આ રીતે જીવન સમર્પણ થઈને દરેક કર્મ કેવળ ભગવાન કાજે જ થવા માંડશે ત્યારે જ આપણને ભગવાનના પ્રેમની કંઈક પ્રાપ્તિ થઈ છે - આપણે ભગવાનને શરણે થવા માંડ્યા છીએ, એમ સમજવામાં આવશે.

સચ્ચિદાનંદઘન પરમાત્માના પૂર્ણ શરણે થઈ જતાં એક સચ્ચિદાનંદઘન સિવાય બીજું કશુંય રહી નથી જતું. એ અપાર, અચિંત્ય, પૂર્ણ, સર્વવ્યાપક એક પરમાત્મા જ અચળ અનંત આનંદરૂપે બધી જગ્યાએ પરિપૂર્ણ છે. એ આનંદને કદી ન ભૂલવો. આનંદઘનની સાથે મળીને આનંદઘન જ બની જવું. જે કંઈ ભાસે છે, જેમાં ભાસે છે અને જેને ભાસે છે એ બધું એક આનંદઘન પરમાત્મા જ પરિપૂર્ણ છે. એ પૂર્ણ આનંદઘનનું જ્ઞાન પણ એ આનંદઘનને જ છે. વાસ્તવમાં આ જ અનન્ય શરણાગતિ છે.



## ગીતાનો ઉપદેશ

એક સજ્જને અમુક પ્રશ્નો કર્યા છે. પ્રશ્નોનું સુધારેલું સ્વરૂપ આ મુજબ છે –

(૧) ભગવાન શ્રીકૃષ્ણ પૂર્ણ બ્રહ્મ છે, એમના માટે **'કૃષ્ણસ્તુ ભગવાન્ સ્વયમ્'** કહેવામાં આવ્યું છે. આ સાક્ષાત્ જ્ઞાનસ્વરૂપ પરમાત્માએ ઉપનિષદ્‌રૂપી ગાયોમાંથી તત્ત્વરૂપી દૂધ કેમ દોહ્યું? અને કેમ એનો આશરો લીધો?

(૨) શું હાલના ગીતાભક્તોની માફક અર્જુન શ્રદ્ધાસંપન્ન ન હતા? જો શ્રદ્ધાળુ હતા તો શ્રીભગવાનને એમને સમજાવવા માટે શબ્દ-પ્રમાણનો કેમ પ્રયોગ કરવો પડ્યો અને છેવટે કેમ વિશ્વરૂપ દેખાડવાની જરૂર જણાઈ?

(૩) અર્જુનને 'ગીતાનું જ્ઞાન થઈ ગયું હતું.' તો પછી આગળ જતાં એમણે એમ કેમ કહ્યું કે 'હે ભગવન્! આપે સખ્ય ભાવે મને જે કંઈ કહ્યું હતું એને હું ભૂલી ગયો?' તો શું અર્જુન પ્રાપ્ત કરેલા જ્ઞાનને ભૂલી ગયા હતા?

(૪) ભગવાન શ્રીકૃષ્ણે એના ઉત્તરમાં કહ્યું કે 'હે ધનંજય! મેં એ વખતે યોગયુક્ત થઈને તને એ જ્ઞાન કહ્યું હતું, હવે ફરી હું એને કહેવા અસમર્થ છું. તો શું સર્વજ્ઞ ભગવાન પણ આત્મવિસ્મૃત થઈ ગયા હતા, કે જેથી એમણે

ફરી એ જ્ઞાન કહેવા માટે પોતાની અસમર્થતા પ્રગટ કરી. અને યોગયુક્ત થવાનો શું અર્થ છે?

(૫) જો એમ માની લઈએ કે ભગવાન ગીતાજ્ઞાન અર્જુનને ફરીથી ન સંભળાવી શક્યા, તો પછી વ્યાસજીએ અનેક દિવસો પછી એને કેમ કરીને દોહરાવી દીધું?

(૬) જો ગીતા ભગવાન શ્રીકૃષ્ણના શ્રીમુખની વાણી છે તો ભગવાન વ્યાસના આ શબ્દોનો શો અર્થ છે કે જે એમણે શ્રીગણેશજીને કહ્યા છે –

**લેખકો ભારતસ્યાસ્ય ભવ ત્વં ગણનાયક।**
**મયૈવ પ્રોચ્યમાનસ્ય મનસા કલ્પિતસ્ય ચ॥**

(મહા૦ આદિ૦ ૧/૭૭)

'હે ગણનાયક! તમે મારા મનઃકલ્પિત અને વક્તવ્ય એવા આ ભારતના લેખક બનો.' ગીતા મહાભારતની અંતર્ગત છે, એથી એ પણ શું વ્યાસજીની મનઃકલ્પના છે અને શું સઘળા શ્લોકો એમના જ રચેલા છે?

ઉપર કહેલા પ્રશ્નોના ક્રમશઃ ઉત્તરો આ મુજબ છે -

(૧) ભગવાનના નિઃશ્વાસરૂપ વેદનું અંગ હોવાથી ઉપનિષદો પણ ભગવાનના જ અનાદિ અને નિત્ય ઉપદેશ માનવામાં આવ્યા છે. એમના આશરાની કશી વાત નથી, ભગવાને સંસારમાં એમનો વિશેષ મહિમા વધારવા માટે જ એમનો પ્રયોગ કર્યો. આ સિવાય ઉપનિષદ્‌ની ભાષા અને વર્ણનશૈલી જટિલ હોવાથી એમને ઘણા ખરા લોકો સમજવામાં ય અસમર્થ છે, માટે લોકકલ્યાણ કાજે ભગવાને ઉપનિષદોનો સાર કાઢીને ગીતારૂપી અમૃતનું દોહન કર્યું. વાસ્તવમાં ઉપનિષદ્ અને ગીતા એક જ વસ્તુ છે.

(૨) આજકાલના લોકો સાથે અર્જુનની તુલના ન કરી શકાય. અર્જુન તો મહાન શ્રદ્ધાસંપન્ન, પરમ વિશ્વાસુ પ્રિય ભક્ત હતા. ભગવાને પોતે શ્રીમુખેથી સ્વીકાર્યું છે–

**'ભક્તોઽસિ મે સખા ચેતિ'** (ગીતા ૪/૩)
**'ઈષ્ટોઽસિ મે દૃઢમિતિ'** (ગીતા ૧૮/૬૪)
**'પ્રિયોઽસિ મે'** (ગીતા ૧૮/૬૫)

'તું મારો ભક્ત છે, મિત્ર છે, દૃઢ ઈષ્ટ છે, પ્રિય છે' વગેરે. આવા પોતાના પ્રિય સખા એવા અર્જુનના પ્રેમને કારણે જ ભગવાન સદા એની સાથે રહ્યા, ત્યાં સુધી કે એના રથના ઘોડા જાતે હાંક્યા. આજના ભક્તોના પોકારથી તો ભગવાન પૂજામાં નથી આવતા. માટે એમ ન માનવું કે અર્જુન શ્રદ્ધાળુ ન હતો. ભગવાને શબ્દ-પ્રમાણ તો વેદોની સાર્થકતા અને એમનો આદર વધારવા માટે આપ્યું. વિશ્વરૂપ-દર્શન કરાવવામાં તો અર્જુનની શ્રદ્ધા મુખ્ય છે જ. ગીતાના દસમા અધ્યાયમાં અર્જુને જે કંઈ કહ્યું છે એ જ એની શ્રદ્ધાનું પૂરતું પ્રમાણ છે. અર્જુન કહે છે –

**પરં બ્રહ્મ પરં ધામ પવિત્રં પરમં ભવાન્।**
**પુરુષં શાશ્વતં દિવ્યમાદિદેવમજં વિભુમ્॥૧૨॥**
**સર્વમેતદૃતં મન્યે યન્માં વદસિ કેશવ।**
**ન હિ તે ભગવન્વ્યક્તિં વિદુર્દેવા ન દાનવાઃ॥૧૪॥**
**સ્વયમેવાત્મનાત્માનં વેત્થ ત્વં પુરુષોત્તમ।**
**ભૂતભાવન ભૂતેશ દેવદેવ જગત્પતે॥૧૫॥**

'આપ પરમ બ્રહ્મ, પરમ ધામ અને પરમ પવિત્ર છો; સનાતન, દિવ્ય પુરુષ, દેવોના પણ આદિદેવ, અજન્મા અને સર્વવ્યાપી છો, હે કેશવ! જે કંઈ પણ મને આપ કહી રહ્યા છો, એ સઘળું હું સત્ય માનું છું; હે ભગવન્! આપના લીલામય સ્વરૂપને નથી તો દાનવો જાણતા કે નથી દેવતા પણ જાણતા. હે સઘળા ભૂતોના સર્જનહાર! હે સઘળા ભૂતોના ઈશ્વર! હે દેવોના દેવ! હે જગતના સ્વામી! હે પુરુષોત્તમ! આપ

પોતે જ પોતાના વડે પોતાને જાણો છો.'

આ શબ્દોમાં અર્જુનની શ્રદ્ધા છલકાઈ પડે છે. આ રીતે ભગવાનના મહિમાને જાણનાર તેમ જ વખાણનાર અર્જુન જ્યારે (અગિયારમા અધ્યાયમાં) એવી પ્રાર્થના કરે છે કે 'હે પરમેશ્વર! આપ પોતાને જેવા કહો છો (એટલે કે દસમા અધ્યાયમાં જેવા કહી આવ્યા છો) એ ખરેખર એમ જ છે, છતાં પણ હે પુરુષોત્તમ! આપના જ્ઞાન, ઐશ્વર્ય, શક્તિ, બળ, વીર્ય અને તેજથી યુક્ત ઈશ્વરીય રૂપને હું પ્રત્યક્ષ જોવા માગું છું - **'દ્રષ્ટુમિચ્છામિ તે રૂપમ્ ।'** અર્જુન પરમ વિશ્વાસુ હતો, ભગવાનના પ્રભાવને જાણતો અને માનતો હતો. માટે જ ભગવાનની પરમ દયાથી એમના દિવ્ય વિરાટ રૂપનાં દર્શન કરવા માગે છે, ભક્તની ઇચ્છાને પૂરી કરવી એ ભગવાનની ટેક છે. માટે ભગવાને કૃપા કરીને એને વિશ્વરૂપ દેખાડ્યું. આ વિશ્વરૂપ શ્રદ્ધાથી જ દેખાડવામાં આવ્યું છે, શ્રદ્ધા કે વિશ્વાસ બેસાડવાના હેતુથી નહીં. ભગવાને પોતે જ કહ્યું છે કે 'અનન્ય ભક્ત સિવાય કોઈ બીજાને આ રૂપ હું નથી દેખાડી શકતો. મારું આ સ્વરૂપ વેદાધ્યયન, યજ્ઞ, દાન, ક્રિયા અને ઉગ્ર તપોથી નથી જોઈ શકાતું.' આથી એ સિદ્ધ છે કે અર્જુન પરમ શ્રદ્ધાળુ, ભગવત્પરાયણ અને મહાન ભક્ત હતો. ભગવાને અનન્ય ભક્તિનું સ્વરૂપ અને ફળ આવું જણાવ્યું છે –

**મત્કર્મકૃન્મત્પરમો મદ્ભક્તઃ સઙ્ગવર્જિતઃ ।**
**નિર્વૈરઃ સર્વભૂતેષુ યઃ સ મામેતિ પાણ્ડવ ॥**
(ગીતા ૧૧/૫૫)

'હે પાંડુપુત્ર! જે પુરુષ કેવળ મારે જ ખાતર, સર્વ કાંઈ મારું સમજતો – યજ્ઞ, દાન અને તપ વગેરે સઘળાં કર્તવ્યકર્મોને કરનારો છે અને મારે પરાયણ છે એટલે કે મને પરમ આશ્રય અને પરમ ગતિ માનીને મારી પ્રાપ્તિ કાજે તત્પર છે તથા મારો ભક્ત છે એટલે કે પઠન-પાઠનનો પ્રેમસહિત નિષ્કામભાવે નિરંતર અભ્યાસ કરનારો છે અને આસક્તિ વિનાનો છે એટલે કે સ્ત્રી, પુત્ર અને ધન વગેરે સઘળા સાંસારિક પદાર્થોમાં સ્નેહ વિનાનો છે અને સર્વ પ્રાણીઓ પ્રત્યે વેરભાવથી રહિત છે, એ અનન્યભક્તિયુક્ત માણસ મને જ પામે છે.'

(૩) અર્જુને 'નિષ્કામ કર્મયોગસહિત શરણાગતિરૂપ ભક્તિ'ને જ પોતાના માટે મુખ્ય ઉપદેશ સમજીને એને મુખ્યરૂપે સ્મરણમાં રાખ્યો હતો. ભગવાનના કથન મુજબ આને જ 'સર્વગુહ્યતમ' માન્યો હતો. જ્ઞાનના ઉપદેશને શરણાગતિની અપેક્ષાએ ગૌણ સમજીને એની એટલી પરવા કરી ન હતી. આ પ્રસંગમાં પણ અર્જુન એ 'સર્વગુહ્યતમ' શરણાગતિ માટે કશું નથી પૂછતો. આ ભક્તિસહિતના તત્ત્વજ્ઞાનનું તો એને સ્મરણ છે. માટે જ ભગવાને પણ એને કહ્યું કે મેં એ વખતે તને 'ગુહ્ય' સનાતન જ્ઞાન સંભળાવ્યું હતું–

**શ્રાવિતસ્ત્વં મયા ગુહ્યં જ્ઞાપિતશ્ચ સનાતનમ્ ।**
(મહા૦ અશ્વ૦ ૧૬/૯)

આ **'ગુહ્ય'** શબ્દથી પણ એ જ સિદ્ધ થાય છે. ઠપકો આપ્યા પછી ભગવાને અર્જુનને જે કંઈ સંભળાવ્યું એમાં પણ ગીતાની માફક નિષ્કામ કર્મયોગ અને શરણાગતિ વિશે કશું ન કહ્યું. કેવળ એ જ જ્ઞાનભાગ સંભળાવ્યો કે જેને અર્જુન ભૂલી ગયો હતો.

(૪) ભગવાને પોતાને અસમર્થ જણાવ્યા એનો એ અર્થ નથી કે એ જ્ઞાનને તેઓ ફરી સંભળાવી શકતા ન હતા કે તેઓ એને ભૂલી ગયા હતા. સચ્ચિદાનંદઘન ભગવાન માટે આવી કલ્પના કરવી બિલકુલ અનુચિત છે. ભગવાનનો

કહેવાનો અભિપ્રાય જ્ઞાનયોગનું સમ્માન વધારવાનું છે. ગુરુ પોતાના શિષ્યને કહે છે કે 'તને મેં ઘણો ઊંચો ઉપદેશ આપ્યો હતો, એને તેં સ્મરણમાં ન રાખ્યો. આત્મજ્ઞાનનો ઉપદેશ કંઈ બજારૂ વાત નથી કે જે જ્યારે ઇચ્છે ત્યારે કહી દેવામાં આવે.' આ રીતે અહીં 'અસમર્થતા'નો અર્થ એ જ છે કે હું આટલી ઊંચી વાત આ રીતે બેપરવાઈ રાખનારાને **ન કરી શકું.** ઉદ્દાલક, દધીચિ, સત્યકામ વગેરે ઋષિઓનું બ્રહ્મવિદ્યા વિશે એક જ વાર કહેવાનું સ્વીકારાયું છે. બ્રહ્મવિદ્યા એક એવી વસ્તુ છે જે એક જ વાર પાત્રને કહેવાની હોય છે, બીજી વાર નહીં. માટે જ ભગવાન કહે છે કે 'બ્રહ્મવિદ્યાનો ઉપદેશ તું ભૂલી ગયો એ મોટી ભૂલ કરી.' આ પછી અર્જુનની તીવ્ર ઇચ્છા જોઈને ભગવાને ફરી બ્રહ્મવિદ્યાનો ઉપદેશ આપ્યો. ભગવાન જાણતા ન હોત તો ઉપદેશ કેમ કરીને આપત?

'યોગયુક્ત'નો અર્થ એ જ છે કે 'એ વખતે મેં ઘણું મન પરોવીને તને આ જ્ઞાન સંભળાવ્યું હતું.' આથી અર્જુનને એક પ્રકારની ધમકી પણ આપવામાં આવી કે 'હું વારંવાર એવું મન પરોવીને તને ન કહી શકું, એવો નકામો નથી બેઠો કે હું તને વારંવાર કહું અને તું એને ફરીથી ભૂલી જાય. તારા જેવા પુરુષ માટે આવું ઉચિત નથી, કેમકે એમ કરવું એ પવિત્ર બ્રહ્મવિદ્યાનો તિરસ્કાર કરવા બરાબર છે.' અહીં ભગવાને અર્જુનને બહાને સૌને શીખ આપી છે કે બ્રહ્મવિદ્યાને ઘણા ધ્યાનથી સાંભળવી અને સમય આવ્યે એવા અધિકારી પુરુષ પ્રત્યે કહેવી કે જે સાંભળતાંવેંત એને ધારણ કરી લે.

જોકે અર્જુન બ્રહ્મવિદ્યાનો અધિકારી ન હતો, નિષ્કામ કર્મયોગયુક્ત શરણાગતિનો અધિકારી હતો, માટે જ એને 'સર્વગુહ્યતમ' શરણાગતિનો જ છેવટનો ઉપદેશ આપવામાં આવ્યો હતો, છતાં પણ ભગવાનનો એ ઠપકો આપવો તો સાર્થક જ હતો કે તું મારી કહેલી વાતોને કેમ ભૂલી ગયો. શરણાગતે પોતાના ઇષ્ટની વાત કદી ભૂલવી નહીં. પણ એમ ન સમજવું કે જ્ઞાનનો અધિકાર ઊંચા સ્તરનો છે અને નિષ્કામ કર્મયોગયુક્ત શરણાગતિ ભક્તિનો નીચલા સ્તરનો. જ્યારે બેયનું ફળ એક છે ત્યારે એમાં કોઈ નાનો-મોટો નથી. અર્જુન કર્મી અને ભક્ત હતો, માટે એના માટે એ જ માર્ગ ઉપયુક્ત હતો.

(૫) ભગવાન બધું સંભળાવી શકતા હતા એ વાત તો ઉપરના વિવેચનથી સિદ્ધ છે. ભગવાન વ્યાસ મહાન યોગી હતા, એમણે યોગબળથી સઘળી વાતો જાણીને સંભળાવી દીધી. જેમની યોગશક્તિથી સંજય દિવ્ય દૃષ્ટિ પામવામાં સમર્થ થઈ ગયો, એમના માટે આ કઈ મોટી વાત હતી?

(૬) વ્યાસજીના કહેવાનો અર્થ એ છે કે એમણે અમુક સંવાદ તો જેમના તેમ રાખી દીધા, અમુક સંવાદોનો સંગ્રહ કરીને એમને સજાવી દીધા. ભગવાને અર્જુનને જે ઉપદેશ આપ્યો હતો એમાંથી ઘણાખરા શ્લોકો તો જેમના તેમ રાખવામાં આવ્યા, અમુક ગદ્ય ભાગના પદ્ય બનાવ્યાં અને અમુક ઇતિહાસ કહ્યો. દુર્યોધન, સંજય, અર્જુન અને ધૃતરાષ્ટ્ર વગેરેની દશાનું વર્ણન વ્યાસજીની રચના છે. આથી એમ ન માનવું કે આ મનઃકલ્પિત કથામાત્ર છે. વાસ્તવમાં વ્યાસજીએ પોતાના યોગબળથી બધી વાતો જાણીને જ ખરો ઇતિહાસ લખ્યો છે.

—★—

# ગીતા મુજબ જીવન્મુક્તનું લક્ષણ

**આત્મૌપમ્યેન સર્વત્ર સમં પશ્યતિ યોऽર્જુન ।**
**સુખં વા યદિ વા દુ:ખં સ યોગી પરમો મતઃ ॥**
(ગીતા ૬/૩૨)

'હે અર્જુન! જે યોગી પોતાની જેમ સઘળાં ભૂતોમાં સમ જુએ છે, તેમજ સુખ અથવા દુ:ખનેય બધામાં સમ જુએ છે, એ યોગી પરમ શ્રેષ્ઠ મનાયો છે.'

ગીતા મુજબ જીવન્મુક્ત એ જ છે કે જેનો સદા સર્વ રીતે સર્વ જગ્યાએ સમભાવ છે. જ્યાં જ્યાં મુક્ત પુરુષનું ગીતામાં વર્ણન છે, ત્યાં ત્યાં સમતાનો જ ઉલ્લેખ મળી આવે છે. ગીતા મુજબ જેમાં સમતા છે એ જ સ્થિતપ્રજ્ઞ જ્ઞાની, ગુણાતીત, ભક્ત અને જીવન્મુક્ત છે. આવા જીવન્મુક્તમાં રાગ-દ્વેષરૂપી વિકારોનો સાવ અભાવ હોય છે; માન-અપમાન, હાનિ-લાભ, જય-પરાજય, શત્રુ-મિત્ર, નિંદા-સ્તુતિ વગેરે સઘળા દ્વંદ્વોમાં એ સમતાયુક્ત રહે છે. અનુકૂળ કે પ્રતિકૂળ પરિસ્થિતિ એના હૃદયમાં કોઈ પણ જાતનો વિકાર જન્માવી નથી શકતી. કોઈ પણ કાળમાં કોઈનીય સાથે કોઈ રીતે પણ એની સામ્ય-સ્થિતિમાં પરિવર્તન નથી થતું. નિંદા કરનાર પ્રત્યે એની દ્વેષ કે વેરબુદ્ધિ અને સ્તુતિ કરનાર પ્રત્યે રાગ કે પ્રેમબુદ્ધિ નથી થતી. બેયમાં સમાન વૃત્તિ રહે છે. મૂઢ અજ્ઞાની માણસો જ નિંદા સાંભળીને દુ:ખી અને સ્તુતિ સાંભળીને સુખી થતા હોય છે. સાત્ત્વિક પુરુષ નિંદા સાંભળીને સાવધાન અને સ્તુતિ સાંભળીને લજવાય છે. પણ જીવન્મુક્તનું અંતઃકરણ આ બેય ભાવોથી શૂન્ય રહે છે, કેમકે એની દૃષ્ટિમાં એક સચ્ચિદાનંદઘન પરમાત્મા સિવાય પોતાની પણ જુદી સત્તા નથી રહેતી, તો પછી નિંદા-સ્તુતિમાં એની ભેદબુદ્ધિ કેમ કરીને થઈ શકે? એ તો સૌને એક પરમાત્માનું જ સ્વરૂપ સમજે છે–

**યદા ભૂતપૃથગ્ભાવમેકસ્થમનુપશ્યતિ ।**
**તત એવ ચ વિસ્તારં બ્રહ્મ સમ્પદ્યતે તદા ॥**
(ગીતા ૧૩/૩૦)

'જે ક્ષણે, આ માણસ પ્રાણીઓનાં જાતજાતનાં સ્વરૂપોને એક પરમાત્મામાં જ રહેલાં તથા એ પરમાત્માથી જ સઘળાં પ્રાણીઓનો વિસ્તાર જુએ છે, એ જ ક્ષણે એ સચ્ચિદાનંદઘન બ્રહ્મને પામી જાય છે.' માટે એની બુદ્ધિમાં એક પરમાત્મા સિવાય બીજું કશું રહી જ જતું નથી. લોકસંગ્રહ અને શાસ્ત્રમર્યાદા માટે બધા સાથે યથાયોગ્ય વર્તાવ કરતી વેળાએ પણ, વ્યવહારમાં ઘણી વિષમતા જણાતી હોવા છતાંય એની સમબુદ્ધિમાં કશો ફેર નથી પડતો. માટે જ ભગવાને કહ્યું છે–

**વિદ્યાવિનયસંપન્ને બ્રાહ્મણે ગવિ હસ્તિનિ ।**
**શુનિ ચૈવ શ્વપાકે ચ પણ્ડિતાઃ સમદર્શિનઃ ॥**
(ગીતા ૫/૧૮)

'એવા જ્ઞાનીજનો વિદ્યા અને વિનયશીલ બ્રાહ્મણમાં તથા ગાય, હાથી, કૂતરા અને ચાંડાળમાંયે સમાન દૃષ્ટિવાળા જ હોય છે.'

આ શ્લોકથી વ્યવહારનો ભેદ સ્પષ્ટ છે. જો કેવળ માણસોની જ વાત હોત તો વ્યવહાર-ભેદનું ખંડન પણ કોઈક રીતે ખેંચીતાણીને કરી શકાત, પણ આમાં તો બ્રાહ્મણ વગેરે સાથે કૂતરા વગેરે પશુઓનો પણ સમાવેશ છે. કોઈ પણ વિવેકસંપન્ન પુરુષ આ શ્લોકમાં કહેલા પાંચેય પ્રાણીઓ સાથે વ્યવહારમાં સમતાનું પ્રતિપાદન ન કરી શકે. માણસ અને પશુની તો વાત જુદી છે, આ ત્રણે પશુઓમાં પણ વ્યવહારનો ઘણો

મોટો ભેદ છે. હાથીનું કામ કૂતરાથી નથી થતું, ગાયની જગ્યાએ કૂતરી નથી રાખી શકાતી. જે લોકો આ શ્લોકથી વ્યવહારમાં અભેદ સિદ્ધ કરવા માગે છે, એ વાસ્તવમાં આનો મર્મ નથી સમજતા. આ શ્લોકમાં તો સમદર્શી જીવન્મુક્તની આધ્યાત્મિક સ્થિતિ જણાવવા માટે આવા પાંચ જીવોનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે, જેમના વ્યવહારમાં ઘણો મોટો ભેદ છે અને આ ભેદ રહેવા છતાં જ્ઞાની સૌમાં ઉપાધિઓના દોષ વિનાના બ્રહ્મને સમ જુએ છે. જોકે એની દૃષ્ટિમાં કોઈ દેશ, કાળ, પાત્ર કે પદાર્થમાં કશી ભેદબુદ્ધિ નથી હોતી, છતાં પણ એ વ્યવહારમાં શાસ્ત્રની મર્યાદા મુજબ ભેદ-બુદ્ધિ રાખનારાઓને અવળા માર્ગેથી બચાવવા માટે આસક્તિ વિનાનો થઈને એમની જ જેમ ન્યાયયુક્ત વ્યવહાર કરે છે (ગીતા ૩/૨૫-૨૬), કેમકે શ્રેષ્ઠ પુરુષોના આદર્શને સામે રાખીને જ બીજા લોકો વ્યવહાર કરતા હોય છે–

**યદ્યદાચરતિ શ્રેષ્ઠસ્તત્તદેવેતરો જનઃ ।**
**સ યત્પ્રમાણં કુરુતે લોકસ્તદનુવર્તતે ॥**

(ગીતા ૩/૨૧)

'શ્રેષ્ઠ પુરુષ જે જે આચરે છે, અન્ય માણસો પણ તેને તેને જ આચરે છે; તે જે કંઈ પ્રમાણ કરી આપે છે, સકળ માનવ-સમૂહ તે પ્રમાણે વર્તવા લાગે છે.'

વાસ્તવમાં જીવન્મુક્ત પુરુષ માટે કોઈ કર્તવ્યાકર્તવ્ય કે વિધિ-નિષેધ નથી, છતાં પણ લોકસંગ્રહ કાજે, મુક્તિકામી પુરુષોને અસત્-માર્ગમાંથી બચાવવા માટે જીવન્મુક્તના અંતઃકરણ દ્વારા કર્મોની સ્વાભાવિક ક્રિયા થયા કરે છે. એનો સૌ પ્રત્યે સમાન સહજ પ્રેમ રહે છે. સૌમાં સમાન આત્મબુદ્ધિ રહે છે. આ પ્રકારના સમતામાં સ્થિત થયેલા પુરુષ જીવતા જ મુક્ત છે. એમની સ્થિતિ જણાવતાં ભગવાન કહે છે –

**ન પ્રહૃષ્યેત્પ્રિયં પ્રાપ્ય નોદ્વિજેત્પ્રાપ્ય ચાપ્રિયમ્ ।**
**સ્થિરબુદ્ધિરસમ્મૂઢો બ્રહ્મવિદ્ બ્રહ્મણિ સ્થિતઃ ॥**

(ગીતા ૫/૨૦)

'જે માણસ પ્રિયને પામીને હરખાય નહીં તેમજ અપ્રિયને પામીને અકળાય નહીં, એ સ્થિરબુદ્ધિનો અને સંશય વિનાનો બ્રહ્મવેત્તા મનુષ્ય સચ્ચિદાનંદઘન પરબ્રહ્મ પરમાત્મામાં એકાત્મભાવે કાયમ સ્થિત છે.'

સુખ-દુઃખ, અહંતા-મમતા વગેરેના સંબંધે પણ એ સૌમાં સમબુદ્ધિનો રહે છે. અજ્ઞાનીનો જેમ વ્યષ્ટિશરીરમાં આત્મભાવ છે, એ જ રીતે જ્ઞાનીનો સમષ્ટિરૂપ સઘળા સંસારમાં છે. આનો એ અર્થ નથી કે એને બીજાની પીડાનો પીડારૂપે જ અનુભવ થાય છે. એક આંગળી કપાયાનો અનુભવ બીજી આંગળીને નથી થઈ શકતો, પણ જેમ બેયનો અનુભવ આત્માને થાય છે, એ જ રીતે જ્ઞાનીનો આત્મરૂપે સૌમાં સમભાવ છે. જો બ્રાહ્મણ, ચાંડાળ અને ગાય, હાથીના બાહ્ય શારીરિક ખાવા-પીવા વગેરેમાં સમાન વ્યવહાર કરવાને જ સમતાનો આદર્શ સમજવામાં આવે તો આ આદર્શ તો બહુ સરળતાથી જ થઈ શકે એમ છે, તો પછી ભેદાભેદરહિત આચરણ કરનાર પશુમાત્રને જ જીવન્મુક્ત સમજવા જોઈએ. આચરણ વિનાનો મનુષ્ય અને પશુ તો સૌની સાથે સ્વાભાવિકપણે જ આવો વ્યવહાર કરે છે અને કરવા માગે છે, જો અટકે છે તો ભયના માર્યા અટકે છે. પણ આ સમાન વર્તનનું નામ જ્ઞાન નથી. આજકાલ અમુક લોકો સિદ્ધાંતની દૃષ્ટિએ પણ સમવર્તનના વ્યવહારનો ફોગટ પ્રયાસ કરે છે, પણ એમનામાં જીવન્મુક્તિનાં કોઈ લક્ષણો નથી જોવા મળતાં. માટે ગીતાના સમદર્શનને સૌની સાથે સમાન

વર્તન કરવું એવો અભિપ્રાય સમજવો અર્થનો અનર્થ કરવા બરાબર છે. એવી જીવન્મુક્તિ તો દરેક માણસ સરળતાથી પ્રાપ્ત કરી શકે છે. જે જીવન્મુક્તિનો શાસ્ત્રોમાં આટલો મહિમા ગવાયો છે અને જે સ્થિતિને પામવી ઘણી આકરી માનવામાં આવે છે, એ શું આટલા જ ઉચ્છૃંખલ સમવર્તનથી જ પ્રાપ્ત થઈ જાય છે? વાસ્તવમાં સમદર્શન જ ખરું જ્ઞાન છે. સમવર્તનનું કશું મહત્ત્વ નથી. આ તો મામૂલી ક્રિયાસાધ્ય વાત છે, જે જંગલી મનુષ્યો અને પશુઓમાં ઘણું કરીને મળી આવે છે.

ગીતાના સમદર્શનનો આ અભિપ્રાય જરા પણ નથી. શત્રુ-મિત્ર, માન-અપમાન, જય-પરાજય, નિંદા-સ્તુતિ વગેરેમાં સમદર્શન કરવું જ ખરી સમતા છે.

આ સમતા જ એકતા છે. આ જ પરમેશ્વરનું સ્વરૂપ છે. એમાં સ્થિત થઈ જવાનું નામ જ બ્રાહ્મી સ્થિતિ છે. જેની આમાં ગાઢ સ્થિતિ થાય છે એના હૃદયમાં સાત્ત્વિક, રાજસ કે તામસ કોઈ પણ કાર્યના આવવા-જવાને લીધે કોઈ કાળેય કદી હર્ષ-શોક અને રાગ-દ્વેષનો વિકાર નથી થતો. આ સમબુદ્ધિને કારણે એ પોતાની સ્થિતિથી કદી વિચલિત નથી થતો. માટે જ એ ધીર પુરુષને સ્થિતપ્રજ્ઞ કહે છે. કોઈ પણ ગુણના કાર્યથી એ વિકારને પ્રાપ્ત નથી થતો, માટે જ એ ગુણાતીત છે. એક જ્ઞાનસ્વરૂપ પરમાત્મામાં નિત્ય સ્થિત છે, માટે જ એ જ્ઞાની છે. પરમાત્મા વાસુદેવ સિવાય ક્યાંય કશું પણ નથી જોતો, માટે જ એ ભક્ત છે. એને કોઈ કર્મ કદી બાંધી નથી શકતું, માટે જ એ જીવન્મુક્ત છે. ઇચ્છા, ભય અને ક્રોધનો એનામાં સાવ અભાવ થઈ જાય છે. એ મુક્ત પુરુષ લોકદૃષ્ટિએ સર્વ પ્રકારનું યોગ્ય આચરણ કરતો જણાતો હોવા છતાં પણ, એનાં કાર્યોમાં અજ્ઞાની મનુષ્યોને ભેદની પ્રતીતિ થવા છતાં પણ, એ વિજ્ઞાનાનંદઘન પરમાત્મામાં તદ્રૂપ થયેલો એમાં જ એકાત્મભાવે સદા-સર્વદા સ્થિત રહે છે. એનો એ આનંદ નિત્ય શુદ્ધ અને બોધસ્વરૂપ છે, સર્વથી વિલક્ષણ છે. લૌકિક બુદ્ધિથી એનું અનુમાન પણ નથી કરી શકાતું.

—★—

# ગીતા મુજબ જીવ, ઈશ્વર અને બ્રહ્મનું વિવેચન

**ઉપદ્રષ્ટાનુમન્તા ચ ભર્તા ભોક્તા મહેશ્વરઃ।**
**પરમાત્મેતિ ચાપ્યુક્તો દેહેઽસ્મિન્પુરુષઃ પરઃ॥**
(ગીતા ૧૩/૨૨)

'આ દેહમાં રહેલો હોવા છતાં, આ જીવાત્મા વાસ્તવમાં પરમાત્મા જ છે; એ જ સાક્ષી હોવાને લીધે ઉપદ્રષ્ટા અને ખરી સંમતિ આપનારો હોવાને લીધે અનુમંતા, સૌનું ધારણ-પોષણ કરનારો હોવાને લીધે ભર્તા, જીવરૂપે ભોક્તા, બ્રહ્મા આદિનો પણ સ્વામી હોવાને લીધે મહેશ્વર અને શુદ્ધ સચ્ચિદાનંદઘન હોવાથી પરમાત્મા - એમ કહેવાયો છે.'

પંડિતો પણ કહે છે કે ગીતાના સિદ્ધાંત મુજબ બ્રહ્મ, ઈશ્વર અને જીવમાં કશો ભેદ નથી. ઉપરના શ્લોકથી એ સ્પષ્ટ છે કે આ પરમપુરુષ પરમાત્મા જ ભોગકાળે જીવ, સૃષ્ટિની ઉત્પત્તિ, પાલન અને સંહારના કાળે ઈશ્વર અને નિર્વિકાર-અવસ્થામાં બ્રહ્મ કહેવાય છે. આ શ્લોકમાં ભોક્તા શબ્દ જીવનો; ઉપદ્રષ્ટા, અનુમંતા, ભર્તા અને મહેશ્વર શબ્દો ઈશ્વરના અને પરમાત્મા શબ્દ શુદ્ધ બ્રહ્મનો વાચક છે. પરમ પુરુષનાં

વિશેષણો હોવાથી બધાં એનાં રૂપો છે. આ જ ત્રણે રૂપોનું વર્ણન આઠમા અધ્યાયના આરંભમાં અર્જુનના સાત પ્રશ્નોમાંથી ત્રણ પ્રશ્નોના ઉત્તરમાં આવ્યું છે. અર્જુનનો પ્રશ્ન હતો કે **'કિં તદ્બ્રહ્મ'** – 'એ બ્રહ્મ શું છે?' એના ઉત્તરમાં ભગવાને કહ્યું, **'અક્ષરં બ્રહ્મ પરમમ્'** 'પરમ અવિનાશી સચ્ચિદાનંદઘન પરમાત્મા બ્રહ્મ છે.' **'કિં અધ્યાત્મમ્'** 'અધ્યાત્મ શું છે?' ના ઉત્તરમાં **'સ્વભાવોઽધ્યાત્મમુચ્યતે'** 'પોતાનું સ્વરૂપ અર્થાત્ જીવાત્મા છે' અને **'કઃ અધિયજ્ઞઃ'** 'અધિયજ્ઞ કોણ છે?'ના ઉત્તરમાં **'અધિયજ્ઞોઽહમેવાત્ર'** 'હું ઈશ્વર આ શરીરમાં અધિયજ્ઞ છું' એમ કહ્યું છે. આ જ વાત અવતારનું કારણ જણાવતા શ્લોકની પૂર્વેના શ્લોકમાં ભગવાને કહી છે–

**અજોઽપિ સન્નવ્યયાત્મા ભૂતાનામીશ્વરોઽપિ સન્ ।**
**પ્રકૃતિં સ્વામધિષ્ઠાય સંભવામ્યાત્મમાયયા ॥**
(૪/૬)

'હું અજન્મા અને અવિનાશીસ્વરૂપ હોવા છતાં પણ, તેમજ બધાંય પ્રાણીઓનો ઈશ્વર હોવા છતાંય પોતાની પ્રકૃતિને આધીન કરીને પોતાની યોગમાયાથી પ્રગટ થાઉં છું.'

આગળ જતાં ભગવાને સ્પષ્ટ કહ્યું છે કે હું જે શ્રીકૃષ્ણના રૂપમાં સામાન્ય માણસ જેવો દેખાઉં છું એ હું એવો નથી, પણ અસામાન્ય ઈશ્વર છું. સઘળાં ભૂતોના મહાન ઈશ્વર એવા મારા પરમ ભાવને નહિ જાણનારા મૂઢ માણસો, મનુષ્યનું શરીર ધારણ કરનાર મુજ સઘળાં ભૂતોના મહાન ઈશ્વરને અવગણે છે એટલે કે પોતાની યોગમાયાથી સંસારના ઉદ્ધારને અર્થે મનુષ્યસ્વરૂપે વિચરતા મુજ પરમેશ્વરને સામાન્ય માણસ ગણે છે. (૯/૧૧) ભગવાન શ્રીકૃષ્ણે ઈશ્વર અને બ્રહ્મનો અભેદ ગીતામાં ઘણી જગ્યાએ જણાવ્યો છે.

**બ્રહ્મણો હિ પ્રતિષ્ઠાહમમૃતસ્યાવ્યયસ્ય ચ ।**
**શાશ્વતસ્ય ચ ધર્મસ્ય સુખસ્યૈકાન્તિકસ્ય ચ ॥**
(૧૪/૨૭)

'એ અવિનાશી પરબ્રહ્મનું, અમૃતનું, શાશ્વત ધર્મનું તેમજ અખંડ એકરસ આનંદનું રહેઠાણ હું છું.' એટલે કે બ્રહ્મ, અમૃત, અવ્યય અને શાશ્વત-ધર્મ તથા ઐકાન્તિક સુખ – આ બધાં મારાં જ નામ છે, માટે હું એમનું પરમ રહેઠાણ છું.

ગીતાના અમુક શ્લોકોથી એ સિદ્ધ થાય છે કે જીવ ઈશ્વરથી જુદો નથી. જેમકે–

**અહમાત્મા ગુડાકેશ સર્વભૂતાશયસ્થિતઃ ।**
**અહમાદિશ્ચ મધ્યં ચ ભૂતાનામન્ત એવ ચ ॥**
(૧૦/૨૦)

**ક્ષેત્રજ્ઞં ચાપિ માં વિદ્ધિ સર્વક્ષેત્રેષુ ભારત ॥**
(૧૩/૨)

'હે નિદ્રાને જીતનારા અર્જુન! હું સઘળાં ભૂતોનાં હૃદયમાં રહેલો સૌનો આત્મા છું તથા સર્વ ભૂતોનો આદિ, મધ્ય અને અન્ત પણ હું જ છું.' 'હે ભારત! બધાં (શરીરરૂપી) ક્ષેત્રોમાં ક્ષેત્રજ્ઞ એટલે કે જીવાત્મા પણ મને જ જાણ.' વગેરે

આ સિવાય એવું જણાવતા શબ્દો પણ છે કે એક સચ્ચિદાનંદઘન પરમાત્મા સિવાય બીજું કશું નથી. જેમકે –

**મત્તઃ પરતરં નાન્યત્કિઞ્ચિદસ્તિ ધનઞ્જય ।**
**મયિ સર્વમિદં પ્રોતં સૂત્રે મણિગણા ઈવ ॥**
(૭/૭)

**તપામ્યહમહં વર્ષં નિગૃહ્ણામ્યુત્સૃજામિ ચ ।**
**અમૃતં ચૈવ મૃત્યુશ્ચ સદસચ્ચાહમર્જુન ॥**
(૯/૧૯)

**વાસુદેવઃ સર્વમિતિ......................... ॥**
(૭/૧૯)

'હે ધનંજય! મારા સિવાય બીજું કોઈ પણ પરમ કારણ નથી; આ આખું જગત દોરામાં પરોવાયેલા મણિઓની પેઠે મારામાં ગૂંથાયેલું છે.'

'હું જ સૂર્યરૂપે તપું છું, વર્ષાને સમુદ્ર વગેરે સ્થાનોમાંથી ખેંચું છું અને એને વરસાવું છું; હે અર્જુન! હું જ અમૃત અને મૃત્યુ છું તથા સત્-અસત્ પણ હું જ છું.' 'સર્વ કાંઈ વાસુદેવ જ છે.' આ રીતે ગીતા દ્વારા જીવ, ઈશ્વર અને બ્રહ્મનો અભેદ સિદ્ધ થાય છે.

આ અભેદનું સ્વરૂપ જણાવતાં પંડિતો જીવાત્માને ઘટાકાશ, ઈશ્વરને મેઘાકાશ અને બ્રહ્મને મહાકાશના દૃષ્ટાંતથી સમજાવતા હોય છે. જેમ એક જ આકાશ ઉપાધિભેદે ત્રણ પ્રકારનું જણાય છે એ જ રીતે એક બ્રહ્મમાં જ ત્રણ પ્રકારની કલ્પના છે. આ વ્યાખ્યા આંશિકરૂપે માન્ય અને લાભદાયક પણ છે, પણ વાસ્તવમાં બ્રહ્મમાં એવો વિભાગ ન સમજી લેવો જોઈએ. આકાશ વિકારી છે, એમાં વિકારથી ભેદ સંભવ છે, પણ બ્રહ્મ નિર્વિકાર શુદ્ધ બોધસ્વરૂપ અટલ છે, માટે એમાં આકાશની માફક વિકાર સંભવતો નથી. વાસ્તવમાં આ ઘણો જ ગહન વિષય છે. ભગવાને પણ સમજાવવા માટે કહ્યું છે, **'મમૈવાંશો જીવલોકે'** જીવાત્મા મારો જ અંશ છે, પણ એ કેવા પ્રકારનો અંશ છે એ સમજવું અઘરું છે. અમુક વિદ્વાનો એના માટે સ્વપ્નનું દૃષ્ટાંત આપે છે. જેમ સ્વપ્નકાળમાં પુરુષ પોતાની જ અંદર અનેક પ્રકારના પદાર્થો અને વ્યક્તિઓને જુએ તથા વ્યવહાર કરે છે, પણ જાગ્યા પછી પોતાના સિવાયના સપનામાં જોયેલા પદાર્થોનો અત્યંત અભાવ સમજે છે, સ્વપ્નમાં દેખાતા સઘળા પદાર્થ એના કલ્પેલા અંશ હતા, એ જ રીતે આ સમસ્ત જીવ પરમાત્માના અંશ છે. જોકે આ દૃષ્ટાંત ઘણું ઉપાદેય અને આદર્શ છે છતાં આનાથી ખરી વસ્તુસ્થિતિની સમ્યક્ ઉપલબ્ધિ નથી થઈ શકતી. કેમકે નિત્ય ચેતન, નિર્ભ્રાન્ત, જ્ઞાનઘન પરમાત્મામાં નિદ્રા, ભ્રાન્તિ અને મોહનો આરોપ કોઈ પણ કાળે ન કરી શકાય. માટે ઉદાહરણ-યુક્તિઓના બળે આ રહસ્યને સમજવું-સમજાવવું અસંભવ જેવું છે. ગીતામાં કહેલાં સાધનો દ્વારા પરમાત્માની અને મહાન પુરુષોની દયાથી જ આનું તત્ત્વ જાણી શકાય છે. માટે જ યમરાજે નચિકેતાને કહ્યું છે–

**ઉત્તિષ્ઠત જાગ્રત પ્રાપ્ય વરાન્નિબોધત ।**

(કઠ૦ ૩/૧૪)

'ઊઠ, જાગ અને શ્રેષ્ઠ પુરુષો પાસે જઈને જ્ઞાન મેળવ.' ભગવાને પણ કહ્યું છે –

**તદ્વિદ્ધિ પ્રણિપાતેન પરિપ્રશ્નેન સેવયા ।**
**ઉપદેક્ષ્યન્તિ તે જ્ઞાનં જ્ઞાનિનસ્તત્ત્વદર્શિનઃ ॥**

(ગીતા ૪/૩૪)

'એ જ્ઞાનને તું તત્ત્વદર્શી જ્ઞાનીજનો પાસે જઈને જાણી લે; એમને યોગ્ય રીતે દંડવત્ પ્રણામ કરવાથી, એમની સેવા કરવાથી તેમજ કપટ છોડીને સરળ ભાવે પ્રશ્ન પૂછવાથી પરમાત્મતત્ત્વને બરાબર ઓળખનારા એ જ્ઞાની મહાત્માજનો તને એ તત્ત્વજ્ઞાનનો ઉપદેશ આપશે.'

પણ આનાથી એમ જ ન માની લેવું કે ગીતામાં ભેદના પ્રતિપાદક શબ્દો જ નથી. એવાં ઘણાં સ્થળો છે જ્યાં ભેદમૂલક શબ્દો પણ મળી આવે છે. જુદાં જુદાં લક્ષણોથી ત્રણેનું જુદું જુદું વર્ણન છે. શુદ્ધ બ્રહ્મને માયાથી અતીત, ગુણોથી અતીત, અનાદિ, શુદ્ધ, બોધજ્ઞાન-આનંદસ્વરૂપ અવિનાશી વગેરે જણાવેલ છે. જેમકે–

**જ્ઞેયં યત્તત્પ્રવક્ષ્યામિ યજ્જ્ઞાત્વામૃતમશ્નુતે ।**
**અનાદિમત્પરં બ્રહ્મ ન સત્તન્નાસદુચ્યતે ॥**

(ગીતા ૧૩/૧૨)

'જે જાણવાયોગ્ય તત્ત્વ છે તથા જેને જાણીને માણસ પરમાનંદને પ્રાપ્ત થાય છે, એને સમ્યક્ રીતે કહું છું; પ્રકૃતિ અને જીવાત્મા - એ બે અનાદિઓનો સ્વામી પરમ બ્રહ્મ નથી સત્ કહેવાતો કે નથી અસત્, એ બેયથી અતીત છે.' **'અક્ષરં બ્રહ્મ પરમમ્,' 'અચિન્ત્યમ્, સર્વત્રગમ્, અનિર્દેશ્યમ્, કૂટસ્થમ્, ધ્રુવમ્, અવ્યક્તમ્, અક્ષરમ્'** વગેરે નામોથી એનું વર્ણન કરવામાં આવ્યું છે, શ્રુતિઓ પણ **'સત્યં જ્ઞાનમનન્તં બ્રહ્મ'** (તૈ૦ ૨/૧) **'પ્રજ્ઞાનં બ્રહ્મ'** (ઐત૦ ૩/૩) વગેરે કહે છે.

ઈશ્વરનું વર્ણન સૃષ્ટિના ઉત્પત્તિ-પાલન-સંહારકર્તા અને શાસનકર્તા વગેરેના રૂપે કરવામાં આવ્યું છે. જેમકે–

**મયાધ્યક્ષેણ પ્રકૃતિઃ સૂયતે સચરાચરમ્ ।**
**હેતુનાનેન કૌન્તેય જગદ્વિપરિવર્તતે ॥**
(ગીતા ૯/૧૦)

**મહર્ષયઃ સપ્ત પૂર્વે ચત્વારો મનવસ્તથા ।**
**મદ્ભાવા માનસા જાતા યેષાં લોક ઈમાઃ પ્રજાઃ ॥**
(ગીતા ૧૦/૬)

**ઈશ્વરઃ સર્વભૂતાનાં હૃદ્દેશેઽર્જુન તિષ્ઠતિ ।**
**ભ્રામયન્સર્વભૂતાનિ યન્ત્રારૂઢાનિ માયયા ॥**
(ગીતા ૧૮/૬૧)

'હે કુન્તીપુત્ર! મુજ અધિષ્ઠાતાના પ્રભાવથી જ પ્રકૃતિ ચરાચરસહિત આખા જગતને સર્જે છે અને આ હેતુના લીધે જ આ સંસાર-ચક્ર ફરી રહ્યું છે.' 'સાત મહર્ષિજનો, ચાર એમની પણ પૂર્વે થયેલા સનક આદિ તથા સ્વાયંભુવ આદિ ચૌદ મનુઓ–મારામાં ભાવ રાખનારા આ બધાય મારા સંકલ્પથી જન્મેલા છે, જેમની સંસારમાં આ સઘળી પ્રજા છે.' 'હે અર્જુન! શરીરરૂપી યંત્ર પર આરૂઢ થયેલાં સઘળાંય પ્રાણીઓને, પોતાની માયાથી એમનાં કર્મો પ્રમાણે ભમાવતો અન્તર્યામી પરમેશ્વર સર્વ પ્રાણીઓનાં હૃદયમાં રહેલો છે.'

એ જ રીતે અ૦ ૪/૧૩માં 'ચાતુર્વર્ણ્યના કર્તા;' અ૦ ૫/૨૯માં 'સર્વલોકમહેશ્વરઃ', અ૦ ૭/૬માં 'આખાય જગતના પ્રભવ-પ્રલયરૂપ'; અ૦ ૧૧/૩૨માં 'લોકસંહારમાં પ્રવૃત્ત મહાકાળ' વગેરે રૂપોમાં વર્ણન છે.

જીવાત્માનું ભોક્તા, કર્તા, જ્ઞાતા, અંશ, અવિનાશી નિત્ય વગેરે લક્ષણોથી નિરૂપણ કરવામાં આવ્યું છે. જેમકે અ૦ ૨/૧૮માં 'નિત્ય, નાશરહિત, અપ્રમેય', 'અ૦ ૧૩/૨૧માં 'પ્રકૃતિમાં સ્થિત ગુણોના ભોક્તા અને ગુણોના સંગથી સારી-નરસી યોનિઓમાં જન્મ લેનાર', અ૦ ૧૫/૭માં 'સનાતન અંશ'; અ૦ ૧૫/૧૬માં 'અક્ષર કૂટસ્થ' વગેરે લક્ષણોથી વર્ણન છે.

આ રીતે ગીતામાં અભેદ-ભેદ બેય પ્રકારનાં વર્ણનો મળી આવે છે. એક તરફ જ્યાં અભેદની ઘણી પ્રશંસા છે, ત્યાં બીજી તરફ (અધ્યાય ૧૨/૨)માં સગુણ-ઉપાસકની પ્રશંસા કરીને ભેદનો મહિમા વધાર્યો છે. આથી સ્વાભાવિક રીતે જ એવી શંકા થાય છે કે ગીતામાં ભેદનું પ્રતિપાદન છે કે અભેદનું? જ્યારે ભેદ અને અભેદ એમ બેયનું સ્પષ્ટ વર્ણન મળે છે ત્યારે એમાંથી કોઈ એકને ખોટું ન કહી શકાય. પણ સત્ય કદી બે ન હોઈ શકે, એ તો એક જ હોય છે. માટે આ વિષય પર વિચાર કરવાથી એવું જ અનુમાન તારવવામાં આવે છે કે વાસ્તવમાં જે વસ્તુતત્ત્વ છે એને ન ભેદ કહી શકાય છે કે ન અભેદ. એ સૌથી વિલક્ષણ છે, મન-વાણીથી પર છે, એ વસ્તુસ્થિતિ વાણી કે તર્ક-યુક્તિઓથી સમજી કે સમજાવી નથી શકાતી, જે જાણે છે એ જ જાણે છે. જાણનારા પણ એનું વાણીથી વર્ણન નથી કરી શકતા. શ્રુતિ કહે છે –

**નાહં મન્યે સુવેદેતિ નો ન વેદેતિ વેદ ચ ।**
**યો નસ્તદ્વેદ તદ્વેદ નો ન વેદેતિ વેદ ચ ॥**
(કેન૦ ૨/૨)

'હું બ્રહ્મને સારી પેઠે જાણું છું એમ નથી માનતો અને એમ પણ નથી માનતો કે હું નથી જાણતો; કેમકે જાણું પણ છું. આપણામાંથી જે કોઈ એ બ્રહ્મને જાણે છે એ પણ એ વાતને જાણે છે કે હું નથી જાણતો, એમ નથી માનતો, કેમકે જાણું પણ છું.'

જ્યાં સુધી વાસ્તવિક તત્ત્વને માણસ નથી સમજી લેતો, ત્યાં સુધી એમનો ભેદ માનીને સાધન કરવું વધુ સુરક્ષિત છે અને લાભદાયક છે, ગીતામાં બેય પ્રકારના વર્ણનોથી એવું જણાઈ આવે છે કે દયામય ભગવાને બે પ્રકારના અધિકારીઓ માટે બે અવસ્થાઓનું વર્ણન કર્યું છે. વાસ્તવિક સ્વરૂપ અનિર્વચનીય છે. એ અતર્ક્ય વિષય પરમાત્માની કૃપાથી જ જાણમાં આવી શકે છે. એ તત્ત્વને ખરા અર્થમાં જાણવાનો સરળ ઉપાય એ પરમાત્માની શરણાગતિ છે. એમાં સૌનો અધિકાર છે. ભગવાને કહ્યું છે –

**માં હિ પાર્થ વ્યપાશ્રિત્ય યેઽપિ સ્યુઃ પાપયોનયઃ ।**
**સ્ત્રિયો વૈશ્યાસ્તથા શૂદ્રાસ્તેઽપિ યાન્તિ પરાં ગતિમ્ ॥**
(ગીતા ૯/૩૨)

'હે પાર્થ! સ્ત્રીઓ, વૈશ્યો, શૂદ્રો તથા પાપયોનિ - ચાંડાલ આદિ જે કોઈ પણ હોય, તેઓ પણ મારે શરણે જઈને પરમ ગતિને જ પામે છે.'

આગળ જતાં ભગવાને સ્પષ્ટ કહી દીધું છે કે –

**તમેવ શરણં ગચ્છ સર્વભાવેન ભારત ।**
**તત્પ્રસાદાત્પરાં શાન્તિં સ્થાનં પ્રાપ્સ્યસિ શાશ્વતમ્ ॥**
(ગીતા ૧૮/૬૨)

'હે ભારત! તું સર્વ રીતે એ પરમેશ્વરના જ શરણે જા; એ પરમાત્માની કૃપાથી જ તું પરમ શાંતિને તથા શાશ્વત પરમ ધામને પામીશ.'

એ પરમેશ્વર શ્રીકૃષ્ણ જ છે, માટે છેવટે એમણે કહ્યું છે –

**સર્વધર્માન્પરિત્યજ્ય મામેકં શરણં વ્રજ ।**
**અહં ત્વા સર્વપાપેભ્યો મોક્ષયિષ્યામિ મા શુચઃ ॥**
(ગીતા ૧૮/૬૬)

'સઘળાય ધર્મોને એટલે કે સઘળાંય કર્તવ્ય-કર્મોને મારામાં ત્યજીને, તું કેવળ એકમાત્ર મુજ સર્વ-શક્તિમાન સર્વાધાર પરમેશ્વરના જ શરણે આવી જા; હું તને બધાંય પાપોથી મુક્ત કરી દઈશ, તું શોક કર મા.'*

—★—

## ગીતા મુજબ કર્મ, વિકર્મ અને અકર્મનું સ્વરૂપ

**કર્મણો હ્યપિ બોદ્ધવ્યં બોદ્ધવ્યં ચ વિકર્મણઃ ।**
**અકર્મણશ્ચ બોદ્ધવ્યં ગહના કર્મણો ગતિઃ ॥**
(ગીતા ૪/૧૭)

કર્મની ગતિ ઘણી ગહન છે, માટે જ ભગવાન ઘણું જોર આપીને એને સમજવા માટે કહે છે અને સમજાવે છે. અહીં કર્મની ત્રણ સંજ્ઞાઓ આપવામાં આવી છે. જોકે એ વાતનો નિર્ણય કરવો ઘણો અઘરો છે કે ભગવાનનો અભિપ્રાય વાસ્તવમાં શું છે, પણ વિચાર કરતાં જે કંઈ સમજમાં આવે છે એ જ લખવામાં આવે છે. સામાન્ય રીતે વિદ્વાનો આનું સ્વરૂપ એ જ સમજે છે કે (૧) આ લોક કે પરલોકમાં જેનું

* શરણાગતિના વિષયમાં સવિસ્તર જોવું હોય તો 'કલ્યાણ-પ્રાપ્તિના ઉપાય'માં 'શરણાગતિ' શીર્ષકનો લેખ જોવો.

ફળ સુખદાયી હોય એ ઉત્તમ ક્રિયાનું નામ કર્મ છે. (૨) જેનું ફળ આ લોક અને પરલોકમાં દુઃખદાયી હોય એનું નામ વિકર્મ છે અને (૩) જે કર્મ કે કર્મનો ત્યાગ કોઈ ફળની ઉત્પત્તિનું કારણ નથી હોતો એનું નામ અકર્મ છે. આ ત્રણેના રહસ્યને સમજવું એટલા માટે પણ ઘણું અઘરું જણાઈ રહ્યું છે કે આપણે મન, વાણી, શરીરથી થનારી સઘળી ક્રિયાઓનું જ કર્મ નામ આપી રાખ્યું છે, પણ ખરેખર એવી વાત નથી. જો એવી જ વાત હોય તો પછી એવું કયું રહસ્ય હતું કે જે આમ જનતાની સમજમાં ન આવત? ભગવાન પણ કેમ કહેત કે કર્મ અને અકર્મ શું છે એ વિષયમાં બુદ્ધિશાળી પુરુષો પણ મોહિત થઈ જાય છે–

**'કિં કર્મ કિમકર્મેતિ કવયોऽપ્યત્ર મોહિતાઃ ।'**

(ગીતા ૪/૧૬)

–અને કેમ આને ગહન જણાવત?

આથી એ સિદ્ધ થાય છે કે મન, વાણી, શરીરની સ્થૂળ ક્રિયા કે અક્રિયાનું નામ જ કર્મ, વિકર્મ કે અકર્મ નથી. કર્તાના ભાવ મુજબ કોઈ પણ ક્રિયા કર્મ, વિકર્મ અને અકર્મરૂપે પરિણત થઈ શકે છે. સામાન્ય રીતે ત્રણેનો ભેદ આ પ્રમાણે સમજવો.

## કર્મ

મન, વાણી, શરીરથી થનારી વિધિસંગત ઉત્તમ ક્રિયાને જ કર્મ માનવામાં આવે છે, પણ આવી વિધિરૂપ ક્રિયા પણ કર્તાના ભાવોની વિભિન્નતાને લીધે કર્મ, વિકર્મ કે અકર્મ બની જાય છે. એમાં ભાવ જ મુખ્ય છે, જેમકે–

(૧) ફળની ઇચ્છાથી શુદ્ધ ભાવનાપૂર્વક જે વિધિસંગત ઉત્તમ કર્મ કરવામાં આવે છે એનું નામ કર્મ છે.

(૨) ફળની ઇચ્છાથી બૂરી દાનતથી જે યજ્ઞ, તપ, દાન, સેવા વગેરે વિધેય કર્મ પણ કરવામાં આવે છે તો એ કર્મ તમોગુણપ્રધાન હોવાથી વિકર્મ એટલે કે પાપકર્મ થઈ જાય છે. જેમકે-

**મૂઢગ્રાહેણાત્મનો યત્પીડયા ક્રિયતે તપઃ ।**
**પરસ્યોત્સાદનાર્થં વા તત્તામસમુદાહૃતમ્ ॥**

(ગીતા ૧૭/૧૯)

'જે તપ મૂર્ખતાપૂર્વક હઠથી, મન, વાણી અને શરીરની પીડાસહિત અથવા બીજાનું અનિષ્ટ કરવા માટે આચરવામાં આવે છે, એ તપ તામસ કહેવાયું છે.'

(૩) ક – ફલાસક્તિરહિત થઈ ભગવાન કાજે કે ભગવદર્પણબુદ્ધિથી પોતાનું કર્તવ્ય સમજીને જે કર્મ કરવામાં આવે છે (ગીતા ૯/૨૭-૨૮, ૧૨/૧૦-૧૧) મુક્તિ સિવાયના અન્ય ફળને ઉપજાવનારું ન હોવાને કારણે એ કર્મનું નામ અકર્મ છે.

અથવા–

ખ - પરમાત્મામાં અભિન્નભાવે સ્થિત થઈને કર્તાપણાના અભિમાનથી રહિત પુરુષ દ્વારા જે કર્મ કરવામાં આવે છે એ પણ મુક્તિ સિવાયનું અન્ય ફળ ન ઉપજાવતું હોવાથી અકર્મ જ છે. (ગીતા ૩/૨૮; ૫/૮-૯; ૧૪/૧૯)

## વિકર્મ

સામાન્ય રીતે મન, વાણી, શરીરથી થનારાં હિંસા, અસત્ય, ચોરી વગેરે નિષિદ્ધ કર્મમાત્ર વિકર્મ સમજવામાં આવે છે, પણ એ પણ કર્તાના ભાવ મુજબ કર્મ, વિકર્મ કે અકર્મના રૂપમાં બદલાઈ જાય છે. એ કર્મોમાં પણ ભાવ જ મુખ્ય છે –

(૧) ઇહલૌકિક કે પારલૌકિક ફલેચ્છાપૂર્વક શુદ્ધ દાનતથી કરવામાં આવતાં હિંસા વગેરે કર્મો (જે દેખાવમાં વિકર્મ જેવાં જણાય છે) કર્મ

સમજવામાં આવે છે. (ગીતા ૨/૩૭)

(૨) બૂરી દાનતથી કરવામાં આવતાં નિષિદ્ધ કર્મો તો બધાંય વિકર્મ છે.

(૩) આસક્તિ અને અહંકારથી રહિત થઈ શુદ્ધ દાનતથી કર્તવ્ય પ્રાપ્ત થતાં કરવામાં આવતાં હિંસા વગેરે કર્મ (જે દેખાવમાં વિકર્મ એટલે કે નિષિદ્ધ કર્મ જેવાં જણાય છે) પણ ફળ ઉપજાવનારાં ન હોવાને લીધે અકર્મ સમજવામાં આવે છે. (ગીતા ૨/૩૮; ૧૮/૧૭)

**અકર્મ**

મન, વાણી, શરીરની ક્રિયાના અભાવનું નામ જ અકર્મ નથી. ક્રિયા ન કરનારા પુરુષોના ભાવો મુજબ એમનું ક્રિયાના ત્યાગરૂપી અકર્મ પણ કર્મ, વિકર્મ અને અકર્મ બની શકે છે. આમાં પણ ભાવ જ મુખ્ય છે.

(૧) મન, વાણી, શરીરની સઘળી ક્રિયાઓને ત્યજીને એકાંતમાં બેઠેલો ક્રિયાવિહોણો સાધક પુરુષ જે પોતાને સઘળી ક્રિયાઓનો ત્યાગી સમજે છે, એના દ્વારા સ્વરૂપથી કોઈ કામ થતું ન દેખાવા છતાં પણ ત્યાગનું અભિમાન રહેવાને કારણે એનાથી એ 'ત્યાગ'રૂપી કર્મ થાય છે. એટલે કે એનું એ ત્યાગરૂપી અકર્મ પણ કર્મ બની જાય છે.

(૨) કર્તવ્ય પ્રાપ્ત થતાં ભય કે સ્વાર્થને લીધે કર્તવ્યકર્મથી મોઢું ફેરવી લીધું, વિહિત કર્મો ન કરવાં અને બૂરી દાનતથી લોકોને ઠગવા માટે કર્મોનો ત્યાગ કરવો વગેરેમાં સ્વરૂપથી કર્મ નથી થતાં, પણ આ કર્મ દુ:ખરૂપી ફળ ઉપજાવે છે, માટે આને વિકર્મ કે પાપકર્મ સમજવું. (૩/૬; ૧૮/૭)

(૩) પરમાત્માની સાથે અભિન્ન ભાવને પામેલા જે પુરુષનું કર્તૃત્વ-અભિમાન સાવ નષ્ટ થઈ ચૂક્યું છે, એવા સ્થિતપ્રજ્ઞ પુરુષની અંદર સમાધિકાળમાં જે ક્રિયાનો આત્યન્તિક અભાવ છે, એ અકર્મ ખરું અકર્મ છે. (૨/૫૫, ૫૮; ૬/૧૯,૨૫)

ઉપરના વિવેચનથી એ સિદ્ધ થાય છે કે કર્મ, વિકર્મ, અને અકર્મનો નિર્ણય કેવળ ક્રિયાશીલતા અને નિષ્ક્રિયતાથી જ નથી થતો, ભાવો મુજબ જ કર્મમાં અકર્મ અને અકર્મમાં કર્મ વગેરે થઈ જાય છે. આ રહસ્યને તત્ત્વથી જાણનાર જ ગીતાના મતે મનુષ્યોમાં બુદ્ધિશાળી, યોગી અને સઘળાં કર્મો કરનાર છે.

**સ બુદ્ધિમાન્મનુષ્યેષુ સ યુક્તઃ કૃત્સ્નકર્મકૃત્ ।** (૪/૧૮)

અને એ જ સંસાર-બંધનમાંથી સર્વ રીતે છૂટે છે–

**'યજ્જ્ઞાત્વા મોક્ષ્યસેઽશુભાત્'** (૪/૧૬)



# ગીતામાં કહેલ ક્ષર, અક્ષર અને પુરુષોત્તમ

સાતમા અધ્યાયના ચોથા, પાંચમા અને છઠ્ઠા શ્લોકમાં 'અપરા', 'પરા' અને 'અહમ્'ના રૂપમાં જે તત્ત્વનું વર્ણન છે, એનું જ તેરમા અધ્યાયના પહેલા અને બીજા શ્લોકમાં 'ક્ષેત્ર', 'ક્ષેત્રજ્ઞ' અને 'મામ્'ના નામે તેમ જ પંદરમા અધ્યાયના સોળમા અને સત્તરમા શ્લોકમાં 'ક્ષર', 'અક્ષર' અને 'પુરુષોત્તમ'ના નામે વર્ણન છે. આ ત્રણેયમાં 'અપરા', 'ક્ષેત્ર' અને 'ક્ષર' એ પ્રકૃતિસહિત આ જડ જગતના વાચક છે, 'પરા', 'ક્ષેત્રજ્ઞ' અને 'અક્ષર' જીવના વાચક છે તથા 'અહમ્', 'મામ્' અને 'પુરુષોત્તમ' પરમેશ્વરના વાચક છે.

**ક્ષર** – પ્રકૃતિ સહિત વિનાશી જડ તત્ત્વોનો વિસ્તાર તેરમા અધ્યાયના પાંચમા શ્લોકમાં છે–

**મહાભૂતાન્યહઙ્કારો બુદ્ધિરવ્યક્તમેવ ચ ।**
**ઈન્દ્રિયાણિ દશૈકં ચ પઞ્ચ ચેન્દ્રિયગોચરાઃ ॥**

આકાશ, વાયુ, અગ્નિ, જળ અને પૃથ્વીના સૂક્ષ્મ ભાવરૂપ પાંચ મહાભૂત, અહંકાર, બુદ્ધિ, મૂલપ્રકૃતિ અર્થાત્ ત્રિગુણમયી માયા, (શ્રોત્ર, ત્વચા, નેત્ર, રસના (જીભ), ઘ્રાણ, વાણી, હસ્ત, પાદ, ઉપસ્થ અને ગુદા) દસ ઈન્દ્રિયો, એક મન અને પાંચ જ્ઞાનેન્દ્રિયોના (શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગન્ધ) પાંચ વિષયો - આ રીતે ચોવીસ ક્ષર તત્ત્વો છે. સાતમા અધ્યાયના ચોથા શ્લોકમાં એમનો જ સંક્ષેપ આઠ પ્રકારે વિભાગ પામેલી પ્રકૃતિના રૂપમાં કરવામાં આવ્યો છે –

**ભૂમિરાપોઽનલો વાયુઃ ખં મનો બુદ્ધિરેવ ચ ।**
**અહઙ્કાર ઈતીયં મે ભિન્ના પ્રકૃતિરષ્ટધા ॥**

અને ભૂતસહિત આ જ પ્રકૃતિનું હજીય સંક્ષેપ રૂપ પંદરમા અધ્યાયના સોળમા શ્લોકમાં **'ક્ષરઃ સર્વાણિ ભૂતાનિ'** છે. અથવા એમ સમજવું કે **'ક્ષરઃ સર્વાણિ ભૂતાનિ'**નો વિસ્તાર અષ્ટધા પ્રકૃતિ અને એનો વિસ્તાર ચોવીસ તત્ત્વો છે. વાસ્તવમાં ત્રણે એક જ વસ્તુ છે. સાતમા અધ્યાયના ત્રીસમા અને આઠમા અધ્યાયના પહેલા તથા ચોથા શ્લોકમાં 'અધિભૂત'ના નામે, તેરમા અધ્યાયના વીસમા શ્લોકમાં પૂર્વાર્ધમાં (દસ) કાર્ય, (તેર) કરણ અને (એક) પ્રકૃતિના નામે (**કાર્યકારણકર્તૃત્વે હેતુઃ પ્રકૃતિરુચ્યતે**) તેમ જ ચૌદમા અધ્યાયના ત્રીજા અને ચોથા શ્લોકમાં **'મહદ્બ્રહ્મ'** અને **'મૂર્તયઃ'** શબ્દોથી પણ આ જ પ્રકૃતિસહિત વિનાશી જગતનું વર્ણન કરવામાં આવ્યું છે.

**અક્ષર** – સાતમા અધ્યાયના પાંચમા શ્લોકમાં 'પરા પ્રકૃતિ'ના નામે, તેરમા અધ્યાયના બીજા શ્લોકમાં 'ક્ષેત્રજ્ઞ'ના નામે અને પંદરમા અધ્યાયના સોળમા શ્લોકમાં 'કૂટસ્થ' અને 'અક્ષર'ના નામે જીવનું વર્ણન છે. આ જીવાત્મા પ્રકૃતિ કરતાં શ્રેષ્ઠ છે, ચેતન છે તેમજ અક્ષર હોવાથી નિત્ય છે. પંદરમા અધ્યાયના સોળમા શ્લોકમાં **'કૂટસ્થોઽક્ષર ઉચ્યતે'** મુજબ જીવનું વિશેષણ 'કૂટસ્થ' હોવાને લીધે અમુક સજ્જનોએ એનો અર્થ પ્રકૃતિ કે ભગવાનની માયાશક્તિ કર્યો છે, પણ ગીતામાં 'અક્ષર' અને 'કૂટસ્થ' શબ્દોનો ક્યાંયે પ્રકૃતિના અર્થમાં વ્યવહાર નથી થયો, બલકે એ બેય સ્થળે જીવાત્મા અને પરમાત્માના વાચકરૂપે આવ્યા છે. જેમકે –

**જ્ઞાનવિજ્ઞાનતૃપ્તાત્મા કૂટસ્થો વિજિતેન્દ્રિયઃ ।**
**યુક્ત ઈત્યુચ્યતે યોગી સમલોષ્ટાશ્મકાઞ્ચનઃ ॥**
(૬/૮)

**યે ત્વક્ષરમનિર્દેશ્યમવ્યક્તં પર્યુપાસતે ।**
**સર્વત્રગમચિન્ત્યં ચ કૂટસ્થમચલં ધ્રુવમ્ ॥**
(૧૨/૩)

**અવ્યક્તોઽક્ષર ઈત્યુક્તસ્તમાહુઃ પરમાં ગતિમ્ ।**
(૮/૨૧)

**કર્મ બ્રહ્મોદ્ભવં વિદ્ધિ બ્રહ્માક્ષરસમુદ્ભવમ્ ।**
(૩/૧૫)

બીજી વાત એ વિચારવા યોગ્ય છે કે આગળ જતાં પંદરમા અધ્યાયના અઢારમા શ્લોકમાં ભગવાન કહે છે કે હું 'ક્ષર'થી અતીત છું અને 'અક્ષર'થી પણ ઉત્તમ છું. જો 'અક્ષર' પ્રકૃતિનો વાચક હોત તો 'ક્ષર'ની જેમ એનાથી પણ ભગવાન અતીત હોત, કેમકે પ્રકૃતિથી પરમાત્મા અતીત છે. ભગવાને કહ્યું છે –

**ત્રિભિર્ગુણમયૈર્ભાવૈરેભિઃ સર્વમિદં જગત્ ।**
**મોહિતં નાભિજાનાતિ મામેભ્યઃ પરમવ્યયમ્ ॥**
**દૈવી હ્યેષા ગુણમયી મમ માયા દુરત્યયા ।**
(૭/૧૩-૧૪)

'ગુણોનાં કાર્યરૂપ સાત્ત્વિક, રાજસ અને તામસ એવા આ ત્રણેય પ્રકારના ભાવોથી આ આખો પ્રાણીસમુદાય મોહ પામી રહ્યો છે, માટે જ આ ત્રણેય ગુણોથી પર એવા મુજ અવિનાશીને નથી ઓળખતો કેમકે આ અલૌકિક અર્થાત્ ઘણી અદ્‌ભુત ત્રિગુણમયી મારી માયા પાર કરવી ઘણી કઠિન છે.'

આ શ્લોકોથી સિદ્ધ છે કે પ્રકૃતિ ગુણમયી છે અને ભગવાન ગુણોથી અતીત છે. ક્યાંયે એવું વચન નથી મળતું કે જ્યાં ઈશ્વરને પ્રકૃતિથી ઉત્તમ જણાવવામાં આવ્યા હોય. આથી એ જ સમજમાં આવે છે કે અહીં 'અક્ષર' શબ્દ જીવનો વાચક છે. માયાબદ્ધ ચેતન જીવથી શુદ્ધ નિર્વિકાર પરમાત્મા ઉત્તમ હોઈ શકે છે, અતીત ન હોઈ શકે. માટે અહીં 'અક્ષર'નો અર્થ પ્રકૃતિ ન માનતાં જીવ માનવો જ ઉત્તમ અને યુક્તિયુક્ત છે. શ્રીધર સ્વામીએ પણ આમ જ માન્યું છે.

આ જ જીવાત્માનું વર્ણન સાતમા અધ્યાયના ઓગણત્રીસમા શ્લોકમાં અને આઠમા અધ્યાયના પહેલા તેમજ ત્રીજા શ્લોકમાં 'અધ્યાત્મ'ના નામે તથા તેરમા અધ્યાયના શ્લોક ૧૯, ૨૦, ૨૧માં 'પુરુષ' શબ્દથી કરવામાં આવ્યું છે. ત્યાં સુખ-દુઃખોના ભોક્તાને પ્રકૃતિમાં સ્થિત અને સદ્-અસદ્ યોનિમાં જન્મ લેનારો જણાવવાને કારણે 'પુરુષ' શબ્દથી 'જીવાત્મા' સિદ્ધ છે. પંદરમા અધ્યાયના સાતમા શ્લોકમાં 'જીવભૂત' નામથી અને આઠમામાં 'ઈશ્વર' નામથી, ચૌદમા અધ્યાયના ત્રીજા શ્લોકમાં 'ગર્ભ' અને 'બીજ'ના નામથી પણ જીવાત્માનું જ કથન છે. જીવાત્મા ચેતન છે, અચળ છે, ધ્રુવ છે, નિત્ય છે, ભોક્તા છે - આ બધા ભાવોને સમજાવવા માટે જ ભગવાને જુદાં જુદાં નામ અને ભાવોથી વર્ણન કર્યું છે.

**પુરુષોત્તમ** – આ તત્ત્વ પરમ દુર્વિજ્ઞેય છે, માટે જ ભગવાને ઘણા ભાવોથી આનું વર્ણન કર્યું છે. ક્યાંક સૃષ્ટિપાલન અને સંહારકર્તારૂપે, ક્યાંક શાસકરૂપે, ક્યાંક ધારણકર્તા અને પોષણકર્તાના ભાવે, ક્યાંક પુરુષોત્તમ, પરમેશ્વર, પરમાત્મા, અવ્યય અને ઈશ્વર વગેરે અનેક નામોથી વર્ણન છે. **'અહમ્', 'મામ્'** વગેરે શબ્દોથી જ્યાં-ત્યાં એ જ પરમ અવ્યક્ત, પર, અવિનાશી, નિત્ય, ચેતન, આનંદ, બોધસ્વરૂપનું વર્ણન કરવામાં આવ્યું છે. જેમકે–

**અહં કૃત્સ્નસ્ય જગતઃ પ્રભવઃ પ્રલયસ્તથા ॥** (૭/૬)

**ઉત્તમઃ પુરુષસ્ત્વન્યઃ પરમાત્મેત્યુદાહૃતઃ ।**
**યો લોકત્રયમાવિશ્ય બિભર્ત્યવ્યય ઈશ્વરઃ ॥** (૧૫/૧૭)

**અતોઽસ્મિ લોકે વેદે ચ પ્રથિતઃ પુરુષોત્તમઃ ।** (૧૫/૧૮)

**વેદાન્તકૃદ્વેદવિદેવ ચાહમ્ ।** (૧૫/૧૫)

**સમં સર્વેષુ ભૂતેષુ તિષ્ઠન્તં પરમેશ્વરમ્ ।** (૧૩/૨૭)

ઉપર કહેલ ક્ષર, અક્ષર અને પુરુષોત્તમના વર્ણનમાં ક્ષર પ્રકૃતિ તો જડ અને વિનાશશીલ છે. અક્ષર જીવાત્મા નિત્ય, ચેતન, આનંદરૂપ, પ્રકૃતિથી અતીત અને પરમાત્માનો અંશ હોવાને લીધે પરમાત્માથી અભિન્ન હોવા છતાં પણ અવિદ્યાથી સંબંધ હોવાને લીધે જુદા જેવો જણાય છે. જ્ઞાન દ્વારા અવિદ્યાના સંબંધનો નાશ થઈ જતાં જ્યારે એ પરમાત્માની સાથે એકાત્મભાવને પામી જાય છે, ત્યારે એને પરમાત્માથી જુદો નથી કહેવામાં આવતો, માટે વાસ્તવમાં એ પરમાત્માથી જુદો નથી. પુરુષોત્તમ પરમાત્મા નિત્યમુક્ત, પ્રકૃતિથી સદા અતીત, સૌનું મહાકારણ, અજ, અવિનાશી છે. પ્રકૃતિના

સંબંધથી એને ભર્તા, ભોક્તા, મહેશ્વર વગેરે નામોથી કહેવામાં આવે છે. પ્રકૃતિ અને એનું સઘળું કાર્ય પરમાત્મામાં કેવળ અધ્યારોપિત છે. વાસ્તવમાં પરમાત્મા સિવાય બીજી કોઈ વસ્તુ છે જ નહીં. આ રહસ્યનું તત્ત્વ જાણવાને જ પરમ પદની પ્રાપ્તિ અને મુક્તિ કહેવામાં આવે છે. માટે આને જાણવા માટે ખાસ પ્રયાસ કરવો. ભગવાન કહે છે –

**તં વિદ્યાદ્ દુઃખસંયોગવિયોગં યોગસંજ્ઞિતમ્ ।**
**સ નિશ્ચયેન યોક્તવ્યો યોગોઽનિર્વિણ્ણચેતસા ॥**
(૬/૨૩)

'જન્મ-મરણના દુઃખરૂપ સંસાર સાથેના સંયોગથી જે રહિત છે, તથા જેનું નામ યોગ છે, એને જાણવો જોઈએ; એ યોગ નહીં કંટાળેલા અર્થાત્ ધૈર્યશીલ અને ઉત્સાહી ચિત્તથી નિશ્ચયપૂર્વક કરવો જોઈએ.'



## તેર આવશ્યક વાતો

(૧) દરેક યજ્ઞોપવીતધારી દ્વિજે ઓછામાં ઓછી બેય સમયની સંધ્યા સમયસર કરવી, સમયસર કરવામાં આવેલી સંધ્યા ઘણી લાભદાયક હોય છે. સ્મરણ રાખવું કે સમયસર વાવેલાં બીજ જ ઉત્તમ ફળદાયક થતાં હોય છે. સમયસર સંધ્યા કરનાર માણસના ધર્મતેજની વૃદ્ધિ મહર્ષિ જરત્કારુ જેવી થઈ શકે છે.

(૨) વેદ અને શાસ્ત્રમાં ગાયત્રી-મંત્ર જેવા બીજા કોઈ પણ મંત્રનું મહત્ત્વ નથી જણાવવામાં આવ્યું, માટે શુદ્ધ થઈ પવિત્ર સ્થાનમાં અવકાશના સમય મુજબ વધુમાં વધુ ગાયત્રીમંત્રનો જપ કરવો. ઓછામાં ઓછું પ્રાતઃકાળે અને સંધ્યાસમયે ૧૦૮ મંત્રોની એક એક માળાનો જપ તો અવશ્ય કરવો.

(૩) **હરે રામ હરે રામ રામ રામ હરે હરે ।**
**હરે કૃષ્ણ હરે કૃષ્ણ કૃષ્ણ કૃષ્ણ હરે હરે ॥**

આ સોળ નામના મંત્રનો જપ બધી જાતિઓના સ્ત્રી-પુરુષો બધો સમય કરી શકે છે. આ ઘણો ઉપયોગી મંત્ર છે. 'કલિ-સંતરણ-ઉપનિષદ્'માં આ મંત્રનું ઘણું માહાત્મ્ય જણાવવામાં આવ્યું છે.

(૪) શ્રીમદ્ભગવદ્ગીતાનું પઠન અને અધ્યયન સૌએ કરવું. અર્થ સમજ્યા વિના પણ ગીતાનો પાઠ ઘણો લાભકારી છે, પણ વાસ્તવમાં અર્થ સમજ્યા વિના કરવામાં આવેલા અઢારેય અધ્યાયના મૂળ પાઠ કરતાં એક અધ્યાયનો પણ અર્થ સમજીને પાઠ કરવો શ્રેષ્ઠ છે. માટે દરેક માણસે યથાસાધ્ય ગીતાના એક અધ્યાયનો અર્થ-સહિત પાઠ તો અવશ્ય કરવો જ.

(૫) દરેક માણસે પોતાના ઘરમાં પોતાની ભાવના મુજબની ભગવાનની મૂર્તિ રાખીને પ્રેમ સાથે દરરોજ એની પૂજા કરવી. એનાથી ભગવાનમાં શ્રદ્ધા અને પ્રેમની વૃદ્ધિ થાય છે, શુભ સંસ્કારોનો સંચય થાય છે અને સમયનો સદુપયોગ થાય છે.

(૬) મનુષ્યે દરરોજ (ગીતાના અધ્યાય ૬ શ્લોક ૧૦થી ૧૩ મુજબ) એકાંતમાં બેસીને ઓછામાં ઓછો એક કલાક પોતાની રુચિ મુજબ સાકાર કે નિરાકાર ભગવાનનું ધ્યાન કરવાનો પ્રયાસ કરવો. એનાથી પાપ અને વિક્ષેપોનો સમૂળો નાશ થાય છે અને કલ્યાણમાર્ગમાં ઘણી ઉન્નતિ થાય છે.

(૭) દરેક ગૃહસ્થે દરરોજ બલિવૈશ્વદેવ કરીને ભોજન કરવું, કેમકે ગૃહસ્થાશ્રમમાં નિત્ય થનારાં પાપોના નાશ માટે જે પંચમહાયજ્ઞોનું

વિધાન છે એ આના અંતર્ગત આવી જાય છે.

(૮) મનુષ્યે બધો વખત ભગવાનના નામ અને સ્વરૂપનું સ્મરણ કરતાં કરતાં જ પોતાના ધર્મ મુજબ શરીર-નિર્વાહ અને બીજી જાતની ક્રિયાઓ કરવી. (ગીતા ૮/૭)

(૯) પરમાત્મા આખા વિશ્વમાં વ્યાપ્ત છે, માટે સૌની સેવા જ પરમાત્માની સેવા છે; માટે મનુષ્યે પરમ સિદ્ધિની પ્રાપ્તિ અર્થે સઘળા જીવોને એમને ઈશ્વરનું રૂપ સમજીને પોતાના ન્યાયયુક્ત કર્તવ્ય-કર્મ દ્વારા સુખ પહોંચાડવાનો ખાસ પ્રયત્ન કરવો. (ગીતા ૧૮/૪૬)

(૧૦) પોતાના દ્વાર પર આવેલા યાચકને કશુંક આપવાની શક્તિ કે કોઈ કારણવશ ઈચ્છા ન હોવા છતાં પણ એની સાથે વિનય, સત્કાર અને પ્રેમનો વર્તાવ કરવો.

(૧૧) સઘળા જીવ પરમાત્માનો અંશ હોવાને લીધે પરમાત્માનાં જ સ્વરૂપો છે, માટે નિંદા, ઘૃણા, દ્વેષ અને હિંસાને છોડીને સૌની સાથે નિઃસ્વાર્થભાવે વિશુદ્ધ પ્રેમ વધારવાનો પ્રયાસ કરવો.

(૧૨) ધર્મ અને ઈશ્વરમાં શ્રદ્ધા તથા પ્રેમ રાખનારા સ્વાર્થ-ત્યાગી, સદાચારી સત્પુરુષોનો સંગ કરીને એમની આજ્ઞા તથા અનુકૂળતા મુજબ આચરણ કરતાં કરતાં સંગનો વિશેષ લાભ લેવો.

(૧૩) ભક્તિ, જ્ઞાન, વૈરાગ્ય અને ધર્મની વૃદ્ધિ માટે શ્રુતિ, સ્મૃતિ વગેરે ગ્રંથોના પઠન-પાઠન અને શ્રવણ-મનન દ્વારા એમનું તત્ત્વ સમજીને પોતાના આત્માને ઉન્નત બનાવવો.



## મનન કરવા યોગ્ય

ખાસ મહત્ત્વની ભક્તિ એ છે કે જેમાં આ છ વાતો હોય છે :

(૧) જે મંત્ર કે નામનો જપ હોય એના અર્થને પણ સમજતા જવું.

(૨) ભક્તિના બદલામાં મનમાં કોઈ પ્રકારની પણ લૌકિક-પારલૌકિક કામના ન રાખવી.

(૩) મંત્ર-જપ કે ભજન કરતી વેળાએ વારંવાર શરીરનું રોમાંચિત થવું, મનમાં આનંદ ઉત્પન્ન થવો. આનંદ ન થાય તો આનંદનો સંકલ્પ કે ભાવના કરવી.

(૪) બને એટલું ભજન નિરંતર કરવું.

(૫) ભક્તિમાં શ્રદ્ધા રાખવી અને એને આદરબુદ્ધિથી કરવી.

(૬) બને એટલી ભક્તિ ગુપ્ત રાખવી.

### ધ્યાન સંબંધે

(૧) એકાંત સ્થળે એકલા ધ્યાન કરતી વેળાએ મન પોતાના ધ્યેયમાં પ્રસન્નતા સાથે વધુમાં વધુ સમય સુધી સ્વાભાવિકપણે જ તલ્લીન રહે તો જ ધ્યાન સારું થાય છે. આ પ્રકારની સ્થિતિ માટે અભ્યાસની જરૂર છે. અભ્યાસમાં નીચે લખેલાં સાધનોથી સહાયતા મળી શકે છે –

(ક) શ્વાસ દ્વારા જપ

(ખ) અર્થસહિત જપ

(ગ) ભગવાનના પ્રેમ, જ્ઞાન, ભક્તિ અને વૈરાગ્યસંબંધી વાતો વાંચવી કે સાંભળવી.

(૨) એકાંતમાં ધ્યાન કરતી વેળાએ કોઈ પણ સાંસારિક વિષય પ્રત્યે મનને ન જવા દેવું. એ વખતે તો એકમાત્ર ધ્યેયનું જ લક્ષ રાખવું. બીજી મોટામાં મોટી વાતનો પણ મનમાંથી તિરસ્કાર કરવાનું લાભદાયક છે.

(૩) સર્વવ્યાપી સચ્ચિદાનંદઘનમાં સ્થિત

થઈ જ્ઞાનનેત્રો દ્વારા એવી રીતે જોવું કે જાણે સર્વ કાંઈ મારા જ સંકલ્પના આધાર પર રહેલું છે. સંકલ્પ કરવાથી જ સૌની ઉત્પત્તિ છે અને સંકલ્પના અભાવથી જ એમનો અભાવ છે. આમ સમજીને ફરી સંકલ્પ પણ છોડી દેવો. સંકલ્પત્યાગ પછી જે કંઈ બચે છે એ અમૃત છે, એ જ સત્ય છે, એ જ આનંદઘન છે. આ રીતે અચિંત્યના ધ્યાનનો તીવ્ર અભ્યાસ એકાંતમાં કરવો.

### સાધકો માટે આવશ્યક વાતો

(૧) રૂપિયાની કામનાથી સંસારનું કામ કરવાથી મન સંસારમાં રમવા માંડે છે. માટે સંસારનાં કામો ઘણી જ સાવધાનીપૂર્વક કેવળ ભગવાનની પ્રાપ્તિના ઉદ્દેશ્યથી કરવાં.

(૨) સંસારના પદાર્થો અને સાંસારિક વિષયી મનુષ્યોનો સંગ બની શકે એટલો ઓછો કરવો. સાંસારિક વિષયોની વાતો પણ યથાસાધ્ય ઓછી જ કરવી.

(૩) કોઈ બીજાના દોષ ન જોવા, સ્વભાવવશ દેખાઈ જાય તો પૂછ્યા વિના જણાવવા નહીં.

(૪) સૌમાં નિષ્કામ અને સમભાવથી પ્રેમ રાખવાનો અભ્યાસ કરવો.

(૫) નિરંતર નામ-જપના અભ્યાસને કદી છોડવો નહીં. એમાં જે કાર્યને લીધે બાધા આવતી હોય એને જ છોડી દેવું ઉચિત છે. પરમ હર્ષ અને પ્રેમથી નિત્ય-નિરંતર ભક્તિ થતી રહે તો પછી ભગવદ્દર્શનની પણ આવશ્યકતા નથી. ભક્તિનો પ્રેમ એવો વધી જવો જોઈએ કે જેમાં શરીરનું પણ ભાન ન રહે. ભગવાન જાતે પધારીને જગાડે તો પણ સુતીક્ષ્ણની જેમ પ્રેમ-સમાધિ ન તૂટે.

(૬) આ બધાં સાધનોની શીઘ્ર સિદ્ધિ માટે ઇન્દ્રિયોનો સંયમ કરીને તત્પરતાપૂર્વક અભ્યાસ કરવો. એના માટે કોઈ વાતની પણ પરવા ન કરવી, શરીરની પણ નહીં.

(૭) શરીરમાં અહંકાર હોવાથી જ શરીરના નિર્વાહની ચિંતા થાય છે. માટે યથાસાધ્ય શરીરરૂપી જેલમાં જાણી જોઈને કદી પ્રવેશ ન કરવો.

—★—

## સાર વાતો

★ સત્સંગની વાતો સાંભળવાથી જે અસર થાય છે એ પાંચ મિનિટના કુસંગથી ઘટી જાય છે, કેમકે કુસંગ મળતાં જ અગાઉના કુવિચારો જાગી ઊઠે છે, માટે કુસંગનો સર્વ રીતે ત્યાગ કરશો.

★ ખોટાં કર્મ કરનારાઓની દુર્ગતિ થવામાં તો નવાઈ જ શું છે, ખોટાં કર્મ કરનારાઓનું જેઓ ચિંતન કરે છે, એમની પણ હાનિ થાય છે. વ્યભિચારીને યાદ કરવાથી કામની જાગૃતિ થાય છે.

★ ભગવાનની ભક્તિ ગુપ્તપણે કરવી, નહીં તો કપૂરની જેમ માન-મોટાઈમાં ઊડી જાય છે.

★ સ્વાર્થ છોડીને બીજાના હિત માટે પ્રયાસ કરવો, એ જ એને પ્રેમમાં બાંધવાનો ઉપાય છે.

★ બીજાને સુખ પહોંચાડવું એ જ એને પોતાનો કરી લેવો છે. પોતાનું તન, મન, ધન જે કંઈ બીજાના કામમાં લાગી જાય એ જ સાર્થક છે, બાકી તો બધું ફોગટ

જાય છે. જે આ વાતને ધ્યાનમાં રાખીને ચાલે છે એને કદી પસ્તાવું નથી પડતું.

★ ભગવાનને બોલાવવા હોય તો અનન્ય પ્રેમ કરવો. વહાલા મનમોહનની માધુરી મૂર્તિને મનથી કદી ન ભૂલવી. આર્તભાવે ભગવાન કાજે રડવું. ભગવાન પોતાના પ્રેમી ભક્તની સાથે રહે છે. તમે અનન્ય પ્રેમ કરશો તો તમને ભગવાનની પ્રાપ્તિ ચોક્કસ થશે.

★ ભલે આખી દુનિયાથી નાતો તૂટી જાય અને પ્રાણ હાલ જ ચાલ્યા જાય, પણ ભગવાનના પ્રેમમાં જરાક પણ કલંક ન લાગવા દેવો.

★ જેમ વિષનાશિની વિદ્યા જાણ્યા વિના સાપને પકડી રાખવાથી એ ડંખ દે છે, પછી વિષ ચઢવાથી માણસ મરણ પામે છે, એ જ રીતે મૂર્ખ માણસ વિષયોને પકડીને છેવટે એમનામાં ગાંડો બનીને મૃત્યુને પામે છે.

★ જ્ઞાની પુરુષોની વાણીમાંથી નીકળેલા જ્ઞાનરૂપી તણખાઓ જેના કાનમાં થઈને અંતઃકરણ સુધી પહોંચી જાય છે, એનાં સઘળાં પાપ બળીને ભસ્મ થઈ જાય છે.

★ કામ, ક્રોધ ત્યાં સુધી જ રહે છે જ્યાં સુધી અજ્ઞાન છે. અજ્ઞાનરૂપી કારણનો નાશ થઈ જતાં કામ વગેરે કાર્ય રહી શકતાં નથી.

★ ભગવાનનું ભજન અમૃતથીય વધીને છે, આ વાત કહેવાથી સમજમાં નથી આવી શકતી. જેમનો ભજનમાં પ્રેમ હોય છે તેઓ આ વાતનો અનુભવ કરે છે.

★ જે માણસની ભગવાન કે કોઈ મહાત્મામાં પૂર્ણ શ્રદ્ધા થઈ જાય છે એ તો એમને પરાયણ જ થઈ જાય છે. પરાયણતામાં જેટલી ઊણપ છે, એટલી જ ઊણપ વિશ્વાસમાં પણ સમજવી.

★ મહાપુરુષો દ્વારા કરવામાં આવેલા ઉત્તમ વર્તાવને ભગવાનનો વર્તાવ જ સમજવો. કેમકે મહાપુરુષની અંદરથી ભગવાન જ સર્વ કાંઈ કરે-કરાવે છે.

★ એક શ્રીસચ્ચિદાનંદઘન પરમાત્મા જ સઘળી જગ્યાએ પરિપૂર્ણ છે. જેમ સમુદ્રમાં બધી બાજુઓ જળથી વ્યાપ્ત છે એ જ રીતે આ સંસાર પરમાત્માથી વ્યાપ્ત છે.

★ ભગવાનના પ્રેમી ભક્તો દ્વારા ભગવાનના પ્રભાવ અને પ્રેમરહસ્યની વાતો સાંભળવી અને એમના મુજબ જ સાધન કરવું. આમ કરવાથી ઉદ્ધારમાં કશી શંકા નથી.

★ સમય વીતી રહ્યો છે, ઘણું સમજી-વિચારીને આને કીમતી કામમાં લગાવવો જોઈએ. એ કીમતી કામ ભગવાનનું ભજન અને સંતોનો સંગ જ છે.

★ ભગવાનને સર્વોત્તમ સમજ્યા પછી એક ક્ષણ માટે પણ ભગવાનનું ધ્યાન તૂટી નથી શકતું. જ્યાં સુધી સાધકને ભગવાનના ધ્યાનનો આનંદ-રસ નથી મળતો, ત્યાં સુધી એ સંસારના વિષયોની ધૂળ ચાટે છે.

★ જે માણસ સંસારના ક્ષણભંગુર નાશવાન પદાર્થોને સાચા અને સુખદાયી સમજીને એમનું ચિંતન કરે છે, એમને પ્રેમ કરે છે અને અજ્ઞાનથી એમનામાં પોતાનું જીવન વિતાવે છે એ મહામૂર્ખ છે.

★ શ્રીનારાયણદેવ સમાન પોતાનો પરમ સુહૃદ્, દયાળુ, નિઃસ્વાર્થ પ્રેમી બીજો કોઈ પણ નથી, આટલું હોવા છતાં પણ અજ્ઞાની જીવ એમને ભૂલીને ક્ષણમાં વિનાશ પામનારા વિષય-ભોગોમાં રચ્યો રહ્યો છે, પોતાના અણમોલ જીવનને ધૂળમાં મેળવી રહ્યો છે. અજ્ઞાનનો આ જ મહિમા છે.

★ માન, મોટાઈ, સ્વાદ, શોખીનપણું, સુખ-

ભોગ, આળસ-પ્રમાદ – આ બધાંને છોડીને શ્રી પરમાત્માને શરણે થવું. ભગવાનની શરણાગતિ વિના કલ્યાણ થવું અશક્ય છે.

★ ભગવાનનું નિરંતર ચિંતન, ભગવાનના દરેક વિધાનમાં સંતુષ્ટ રહેવું, ભગવાનની આજ્ઞાનું પાલન કરવું અને નિષ્કામભાવ રાખવો - આ જ ભગવાનની શરણાગતિ છે.

★ ધ્યાન માટે વૈરાગ્ય અને ઉપરામતા જ મુખ્ય સાધન છે. આનંદની નદી વહી રહી છે. માયાનો બંધ તોડી નાખો, પછી તમારું અંતઃકરણરૂપી ખેતર આપમેળે જ આનંદથી ભરાઈ જશે, તમે આનંદસ્વરૂપ થઈ જશો.

★ માણસે પોતાના દોષો પર વિચાર કરવો. દોષો પર ધ્યાન આપવાથી એમના નાશ માટે આપમેળે જ પ્રયાસ થઈ શકે છે.

★ જ્યાં મન જાય ત્યાં કાં તો પરમેશ્વરનું ચિંતન કરવું કાં તો એને ત્યાંથી દૂર કરીને ફરી જોરથી ભગવાનમાં પરોવવું. નામ-જપ કરતા રહેવાથી મન પરોવવામાં ઘણી સહાયતા મળે છે.

★ નિષ્કામ-ભાવથી જીવોની સેવા કરવાથી અને કોઈનાય આત્માને કષ્ટ ન પહોંચાડવાથી ભગવાનમાં પ્રેમ થઈ શકે છે.

★ જે માણસ ભગવાનની સદાની સમાન દયાનો પ્રભાવ જાણી લે છે, એ ભગવદ્ભજન સિવાય બીજું કશું નથી કરી શકતો.

★ વિષયોમાં ફસાયેલા માણસોને પ્રેમપૂર્વક સત્સંગમાં લગાડવા. જીવોને શ્રીનારાયણને શરણે કરવા જેવી એમની બીજી કોઈ પણ સેવા નથી; આ સેવા ખરા પ્રેમીઓએ જરૂર કરવી.

★ મનથી નિરંતર શ્રીભગવાનનું ધ્યાન કરવું અને એમને પામવાની તીવ્ર ઈચ્છા કરવી. વાણીથી શ્રીભગવાનના નામ અને ગુણોનું કીર્તન સદા સદાને માટે કરવું. પ્રાણીમાત્રને ભગવાનનું સ્વરૂપ સમજીને નિષ્કામભાવથી એમની યથાયોગ્ય સેવા કરવી.

★ મન ઘણું જ તોફાની અને હરામી છે, એનાથી દબાવું નહીં. સંસારના સુખોમાંથી હટાવીને આને પ્રયત્નપૂર્વક શ્રીહરિના ભજન-ધ્યાનમાં પરોવવું.

★ સંસારના અનિત્ય પદાર્થોમાં પ્રેમ કરીને અણમોલ જીવનને ફોગટ ન વિતાવવું. સાચા, દયાળુ અને પરમધન એવા પરમાત્માને પ્રેમ કરવો અને એમને શરણે થઈને એમનું દયાળુપણું અને પ્રેમનો આનંદ લૂંટવો.

★ શ્રીભગવાનમાં અનન્ય પ્રેમ હોવો જોઈએ, નિરંતર વિશુદ્ધ પ્રેમથી એ સ્મરણ થવું જોઈએ. દર્શન ન થાય તો કશી પરવા નહીં, પ્રેમને છોડીને દર્શનની અભિલાષા પણ ન કરવી. સાચા પ્રેમી ભક્તો દર્શનના ભૂખ્યા નથી હોતા, પ્રેમના પિપાસુ હોય છે. પ્રેમની સામે મુક્તિ પણ કોઈ વસ્તુ નથી.

★ પ્રભુ મળવામાં એટલા માટે વિલંબ થાય છે કે સાધક ભક્ત એ વિલંબને સહી રહ્યો છે, જે ક્ષણે એના માટે પ્રભુનો વિયોગ અસહ્ય થઈ જશે, પ્રભુ વિના એના પ્રાણ જવા માંડશે, એ જ ક્ષણે ભગવાનનું મિલન થશે. જ્યાં સુધી ભગવાન વિના એનું કામ ચાલી રહ્યું છે, ત્યાં સુધી ભગવાન પણ જુએ છે કે આનું મારા વિના કામ તો ચાલી જ રહ્યું છે, પછી મારે પણ એટલી ઉતાવળ શી છે?

★ જે માયાના વશમાં છે, માયા એમના જ માટે પ્રબળ છે. પરમાત્મા અને એમના પ્રભાવને જાણનારા ભક્તોની સામે માયાની શક્તિ કંઈ પણ નથી. જો માણસ પરમાત્માને શરણે થઈને એમના રહસ્ય અને સ્વરૂપને જાણી લે તો માયાની શક્તિ નિષ્ક્રિય બની જાય છે. જીવ પરમાત્માનો સનાતન અંશ છે, પોતાની શક્તિને ભૂલી રહ્યો છે, માટે જ એને માયા પ્રબળ જણાય છે, જો ભગવત્કૃપાથી પોતાની શક્તિને એ જાગૃત કરી લે તો માયાની શક્તિ સહજપણે જ પરાસ્ત થઈ જાય.

★ ગુણાતીતની વાસ્તવિક સ્થિતિને બીજું કોઈ પણ જાણી નથી શકતું. એ સ્વસંવેદ્ય અવસ્થા છે. પણ જે પોતાનામાં જ્ઞાનીનાં લક્ષણો છે કે નહીં, એ વાતની પરીક્ષા કરે છે એને જ્ઞાની ન સમજવો. કેમકે લક્ષણો શોધવાને કારણે એની સ્થિતિ શરીરમાં છે એમ સિદ્ધ થાય છે. જ્ઞાનીની સત્તા બ્રહ્મથી જુદી છે નહીં, પછી શોધનાર કોણ?

★ જે દ્રવ્ય પરોપકાર એટલે કે લોક-સેવામાં ખરચ કરવામાં આવે છે એ આ લોક અને પરલોકમાં સુખ આપનારું થાય છે. જો નિષ્કામભાવે ખરચ કરવામાં આવે તો એ જ મુક્તિદાયક બની જાય છે, આ વાત યુક્તિ અને શાસ્ત્ર બેય પ્રમાણોથી સિદ્ધ છે.

★ શ્રીભગવાનના નામ-જપથી મનની સ્ફુરણાઓ અટકે છે, પાપોનો નાશ થાય છે, માણસ અધોગતિથી બચે છે, એને શાંતિ મળે છે. નામ-જપ ઈશ્વર-પ્રાપ્તિમાં સર્વશ્રેષ્ઠ સાધન છે. યજ્ઞ, દાન, તપ, સેવા વગેરે કંઈ પણ ન થઈ શકે તો કેવળ નામ-જપથી જ ભગવાનની સ્મૃતિ રહી શકે છે. નામ-મહિમા સર્વશાસ્ત્ર-સંમત છે અને યુક્તિ તેમજ અનુભવથી સિદ્ધ છે, માટે નિરંતર નિષ્કામ-ભાવથી નામ-જપનો પ્રયાસ કરવો.

॥ ॐ શ્રીપરમાત્મને નમઃ ॥

# તત્ત્વચિન્તામણિ-૩

## ધર્મથી લાભ અને અધર્મથી હાનિ

યુગના પ્રભાવ અને જડ ભોગમયી સભ્યતાના વિસ્તારને કારણે આજે જગતમાં ધર્મની બાબતમાં ઘણી જ કુરુચિ ઉપજી રહી છે. જ્યાં જીવતર જતું કરીને પણ ધર્મના પાલનને કર્તવ્ય સમજવામાં આવતું હતું, ત્યાં આજે ધર્મને જ જીવ લેનાર શત્રુ માનીને એના વિનાશનો પ્રયત્ન થઈ રહ્યો છે. ધર્મ શું વસ્તુ છે એને જાણવાનો પ્રયાસ જરા પણ નહીં કરીને આજે ઉપરથી ધર્મનું નામ-નિશાન મિટાવવામાં જ બહાદુરી સમજવામાં આવે છે અને આવેશમાં આવેલા ધર્મજ્ઞાનવિહોણા મનુષ્યો ઉચ્છૃંખલતારૂપી સ્વતંત્રતાના ઉન્માદથી છકી જઈને ઈશ્વર અને ધર્મના અસ્તિત્વનો નાશ કરવામાં મંડ્યા છે અને મોટા ઉપાડે ઈશ્વર અને ધર્મને અપરાધી ઠેરવીને પોકારી રહ્યા છે કે 'આ ધર્મ અને ઈશ્વરે જ જગતનું સત્યાનાશ વાળ્યું છે. ધર્મ અને ઈશ્વરને કારણે જ સંસારમાં ગરીબો અને દુર્બળો પર અત્યાચાર થયા અને થઈ રહ્યા છે. ધર્મ અને ઈશ્વરની ગુલામીએ મનુષ્યને ગુલામ બનવાની ટેવ પાડી દીધી અને આ ધર્મ અને ઈશ્વરની માન્યતાથી જ ભલા-ભોળા લોકોને લૂંટવામાં આવ્યા અને હજી લૂંટવામાં આવી રહ્યા છે.'

એમાં કોઈ શંકા નથી કે સ્વાર્થી, કામભોગલોલુપ, દંભી, પાખંડી લોકોએ કામિની, કાંચન અને માન-મોટાઈની કામનાથી કામ, ક્રોધ અને લોભને વશ થઈને ધર્મના નામે અનાચાર કર્યા અને કરી રહ્યા છે. એ પણ સાચું છે કે ઈશ્વરના પૂજક કહેવાતા પૂજારી અને યાજકોમાં પણ અનેક પાખંડી અને દુરાચારીઓએ લોકોને ઠગવા માટે નવા નવા સ્વાંગ સજ્યા અને આજે પણ એવા લોકો ઓછા નથી. માન, મોટાઈ, પ્રતિષ્ઠા અને ધનના મદમાં આંધળા બનેલા સ્વાર્થપરાયણ, ધર્મજ્ઞાનવિહોણા, વિષયલોલુપ મનુષ્યો સાચે જ બિચારા ગરીબ, દુઃખી ખેડૂતો, મજૂરો, ગામડિયા, ભલા-ભોળા લોકો પાસેથી પશુઓની જેમ કામ લે છે, એમના પર અત્યાચાર કરે છે અને એમનો હક છિનવી લે છે; પણ એનાથી એવું સિદ્ધ નથી થતું કે એમાં ધર્મ અને ઈશ્વરનો દોષ છે. અને તેથી ધર્મ અને ઈશ્વરને ન માનવા જોઈએ. બલકે એમ કહેવું જોઈએ કે લોકોમાં ધર્મબુદ્ધિ અને ઈશ્વરમાં આસ્થા ન હોવાને લીધે જ આ પાખંડ અને અનાચાર ફેલાયો છે. જો ખરેખર લોકોની ધર્મમાં પ્રવૃત્તિ હોત અને સર્વવ્યાપી, સર્વદર્શી, ન્યાયકારી, દયાળુ ઈશ્વરની સત્તામાં વિશ્વાસ હોત તો આ જાતનો અનાચાર કદી ન ફેલાત. અનાચાર, અત્યાચાર, પાખંડ અને ગરીબોને સતાવવામાં ધર્મનો હ્રાસ જ મુખ્ય કારણ છે.

આજે તીર્થોમાં જે કામ અને લોભને થયેલા અમુક દંભી પુરુષો કોઈ રીતે પ્રવેશ પામીને શ્રદ્ધાળુ યાત્રીઓની શ્રદ્ધાનો અનુચિત લાભ લઈ રહ્યા છે, અથવા આજે જે કામભોગપરાયણ નીચ વૃત્તિના મનુષ્યો ભક્તિનાં ઉત્તમ ચિહ્નોને ધારણ કરીને ધન અને સ્ત્રીઓના સતીત્વનું હરણ કરી રહ્યા છે, એ સાચે જ મોટા અપરાધી છે. ધર્મ-સ્થાનોને દૂષિત કરનારા, કામ અને લોભવશ જનતાને ઠગનારા, પોતાનાં કુકર્મો અને દુરાચારોથી ધર્માત્મા, સાધુ-સંતો અને ભક્તોના નામ પર કલંક લગાડનારા આવા સ્વાર્થી, દંભી અને પાખંડીઓને ધર્માત્મા, ભક્ત કે ઈશ્વરવાદી.

ઠેરવીને, એમનું ઉદાહરણ રજૂ કરીને અવિવેકવશ તીર્થ, મંદિર, ધર્મ કે ઈશ્વરની નિંદા કરવી - ધર્મ અને ઈશ્વર પર અશ્રદ્ધા ઊભી કરવાનો પ્રયાસ કરવો એ એક રીતે ધર્મ પર અત્યાચાર કરવા અને જાણી જોઈને ઘોર અપરાધ કરવા બરાબર છે. જગતમાં ઓછા-વધતા રૂપે દંભી, પાખંડી મનુષ્યો સદાય રહ્યા છે અને આ ઘોર કળિકાળમાં તો એમની સંખ્યા વિશેષ છે જ. જ્યાં જેવો વેશ ધારણ કરવાથી અને જે જાતનું કામ કરવાથી એમનો સ્વાર્થ સધાય છે તેઓ તરત દંભપૂર્વક એ જ વેશને ધારણ કરીને એવું જ કર્મ પોતાનો હલકો મનોરથ સિદ્ધ કરવા માટે કરવા માંડે છે. અગાઉના દિવસોમાં જ્યારે ખાદીનો ઘણો વધારે આદર હતો ત્યારે એવું જોવા મળ્યું હતું કે કેટલાય મનુષ્યો સ્વાર્થ સાધવા માટે જ ખાદીમાં શ્રદ્ધા ન રહેવા છતાં પણ ખાદી પહેરવા માંડ્યા હતા. પણ એના લીધે ખાદીને બદનામ ન કરી શકાય. આજે પણ જો સાચા દેશસેવકોમાં કોઈ દેશદ્રોહી મળી જાય અને દેશસેવકનો સ્વાંગ સજીને દેશનું અહિત કરવા માંડે તો એનાથી ન તો દેશસેવા ખોટી વાત છે એવું ઠરે છે કે ન તો સાચા દેશસેવકો પર ન્યાય પ્રમાણે કોઈ અભિયોગ (આરોપ) લાગી શકે છે. આ જ સિદ્ધાંત ધર્મને પણ લાગુ પડે છે. પણ આજે તો જાણે ધર્મ અને ઈશ્વર પ્રત્યે લોકોને કંઈક દ્વેષ જેવું થઈ ગયું છે. ન્યાય-અન્યાયનો વિચાર છોડી દઈને કોઈ પણ બહાને ધર્મની અને ઈશ્વરની અકારણ નિંદા કરવી એને જ અમુક લોકોએ પોતાનું કર્તવ્ય માની લીધું છે.

ખેદની વાત છે કે ધર્મપ્રાણ એવી ભારતની આર્ય જાતિમાં ઉત્પન્ન થયેલા પુરુષોમાં પણ આજે આવા લોકો થઈ ગયા છે; આનું એક મોટું કારણ છે ભોગમયી પાશ્ચાત્ય સંસ્કૃતિથી પ્રભાવિત થયેલી આજકાલની દૂષિત ધર્મહીન કેળવણી. બાળપણથી બાળકોને એવી કેળવણી આપવામાં આવે છે જેમાં ધર્મનું જ્ઞાન તો હોતું જ નથી, બલકે ઉપરથી ધીમે ધીમે ધર્મમાં અરુચિ વધવા માંડે છે. એ જ કારણ છે કે જેમના પિતા-પિતામહ સંસ્કૃતના બહુ સાચા વિદ્વાન, ધર્મના જ્ઞાતા અને ધર્મપથ પર દૃઢતાથી આરૂઢ હતા, આજે એમના જ પુત્ર-પૌત્રોને એ પણ ખબર નથી કે ઋષિઓએ સેવેલો સનાતન ધર્મ કોને કહેવાય છે? મોટે ભાગે તો આવા જ લોકો ધર્મ અને ઈશ્વરના વિરોધી બને છે. જેમ આજે જંગલોમાં રહેનારી પહાડી જાતિઓમાં ધર્મનું જ્ઞાન નથી રહ્યું, લગભગ એ જ જાતની સ્થિતિ મોટા ભાગના પાશ્ચાત્ય કેળવણી પામેલા લોકોની છે. એક ખાસિયત બીજી પણ છે. પહાડી જાતિના ભલા-ભોળા ભાઈઓને સમજાવીને ધર્મના માર્ગે વાળવા સહજ છે, પણ જે ભાઈઓને વિદ્યા, બુદ્ધિ અને નવી સંસ્કૃતિનું અભિમાન છે અને જે એને જ ઉન્નતિ માની બેઠા છે એમનું ધર્મપથ પર વળવું ઘણું જ અઘરું છે. ઈશ્વરની દયાની સામે તો કશું જ અઘરું નથી; ઈશ્વર સર્વશક્તિમાન છે, એ જે ઇચ્છે એમ કરી શકે છે. થોડા સમય પહેલાં ભારતવર્ષમાં કોઈ પણ ભાઈ આ રીતે ધર્મ અને ઈશ્વરની વિરુદ્ધમાં ખુલ્લેઆમ કશું પણ કહેવાનું સાહસ નહોતો કરી શકતો, જેવો આજકાલ લોકો પ્રચાર-માધ્યમો અને સભાઓમાં નિરંકુશ વાણીમાં ઈશ્વર અને ધર્મને નામશેષ કરવાના ઉદ્દેશ્યથી ધર્મ અને ઈશ્વર પર ગંદામાં ગંદો આક્ષેપ કરે છે. એ ઈશ્વરના અને ધર્મના વિરોધી ભાઈઓને મારું નમ્ર નિવેદન છે કે તમે લોકો આવેશમાં ન આવીને ગંભીર વિચાર કરશો. ઉન્નતિ અને ઉદ્ધારના નામે ઈશ્વર અને ધર્મની વિરુદ્ધ આંદોલન કરીને આ પવિત્ર એવી

આર્યભૂમિને મોટા સંકટમાં નાખવાનો પ્રયાસ ન કરશો. પ્રાચીન કાળના ધર્મપ્રચારક અને ધર્મસેવી મહર્ષિઓના ત્યાગપૂર્ણ જીવન તરફ મીટ માંડશો. તેઓ કેટલા ત્યાગી અને વિરક્ત હતા. ધર્મને માટે એમણે કેવાં કેવાં સંકટ સહ્યાં હતા. દેશ અને ધર્મની રક્ષા કાજે એમણે કેવી રીતે પોતાનાં જીવન અર્પણ કરી દીધાં હતાં. વૃત્રાસુરના ઉપદ્રવથી દુનિયાને બચાવવા માટે મહર્ષિ દધીચિએ પોતાનાં અસ્થિઓ સુદ્ધાં આપી દીધાં હતાં. આવાં ઘણાં બધાં ઉદાહરણો પ્રાચીન ઈતિહાસોમાં મળશે. તમે લોકો વિચારો કે ધર્મનો હ્રાસ થતાં દેશ અને આર્યજાતિની શું દશા થશે. ઈશ્વરનો આશ્રય અને ધર્મમાં પ્રવૃત્તિ - આ જ બે એવી વસ્તુઓ છે, જેના લીધે આપણે દુઃખોથી છૂટીને પરમ સુખના અધિકારી બની શકીએ છીએ. ઈશ્વરમાં અવિશ્વાસ અને ધર્મનો લોપ થતાં આપણું જીવન પશુઓથીય વધુ બદતર થઈ જશે.

ઈશ્વરની સત્તા ન માનવાથી અને ધર્મનો વિરોધ કરવાથી અધર્મની વૃદ્ધિ થશે. અધર્મના ફેલાવાથી સંસાર નષ્ટ-ભ્રષ્ટ થવા માંડશે. આચારની મર્યાદા નષ્ટ થઈ જશે. પરધન, પર-સ્ત્રીનો વિચાર જતો રહેશે. આગળ જતાં અધર્મીઓ બહેનો અને કન્યાઓ સાથે વ્યભિચારરૂપી ઘોર પાપ કરવા માંડશે. આ વાતનો સંકેત અત્યારથી જ લોકોના લેખોમાં થવા માંડ્યો છે. આ એટલું મોટું પાપ છે કે ભગવાન શ્રીરામચંદ્રજીએ એને મોટું ઘૃણાસ્પદ કાર્ય જણાવીને આવું કરનારા નીચ મનુષ્યોને મારી નાખવા સુધીની પ્રેરણા કરી છે.

**અનુજ બધૂ ભગિની સુત નારી।**
**સુનુ સઠ કન્યા સમ એ ચારી॥**
**ઈન્હહિ કુદૃષ્ટિ બિલોકઇ જોઈ।**
**તાહિ બધેં કછુ પાપ ન હોઈ॥**

(રા.ચ.મા. કિષ્કિંધાકાંડ દોહા ૮ પછીની ૭-૮ ચોપાઈઓ)

જ્યારે ધર્મની મર્યાદા નહીં રહે, પશુધર્મ ફેલાઈ જશે ત્યારે આવા ઘોર પાશવિક કર્મથી કોણ કોને રોકશે? માતા-પિતા, ગુરુજનોની સેવા તો દૂર રહી, એમની અવહેલના અને અપમાન થવા માંડશે. જેના મનમાં જે વાત સારી લાગશે, એને જ સિદ્ધાંત તરીકે જણાવવામાં આવશે, જેનું ફળ આ લોક કે પરલોકમાં ક્યાંય પણ લાભપ્રદ નહીં આવે. શ્રીભગવાને કહ્યું છે–

**યઃ શાસ્ત્રવિધિમુત્સૃજ્ય વર્તતે કામકારતઃ।**
**ન સ સિદ્ધિમવાપ્નોતિ ન સુખં ન પરાં ગતિમ્॥**

(ગીતા ૧૬/૨૩)

'જે માણસ શાસ્ત્રવિધિને છોડીને પોતાની ઈચ્છા પ્રમાણે મનમાન્યું આચરણ કરે છે, એ ન તો સિદ્ધિને પામે છે, ન પરમ ગતિને કે ન સુખને.'

ઈશ્વર અને ધર્મનું શાસન ન રહેવાને લીધે અધર્મી લોકો પોતાની સ્વાર્થસિદ્ધિ કાજે પાખંડ રચીને દુનિયાને છેતરશે. બળવાન અને અધિકારસંપન્ન લોકો ક્રોધ અને મોહને વશ થઈ નબળા અને ગરીબ લોકો પર એ જ રીતે અત્યાચાર કરશે જેમ વનનાં બળવાન પશુ નિર્બળ, નિરપરાધી પશુઓને પીંખી નાખે છે. ક્રૂરતા વધતાં વધતાં ઘોર આસુરીવૃત્તિ આવી જશે અને નિરપરાધ પશુ-પક્ષીઓની તો વાત જવા દો, સ્વાર્થને વશ થયેલા મનુષ્યો જ મનુષ્યોને ખાવા માંડશે. માન, મોહ અને મદમાં છકેલા અધર્મી લોકો સ્વાર્થસિદ્ધિ કાજે મનમાન્યું આચરણ કરશે. બળવાન, ધનવાન અને શિક્ષિત કહેવાતા મનુષ્યો જ ઈશ્વર, મહાત્મા, યોગી તરીકે પંકાશે. આવી અવસ્થામાં જગત દુઃખમય થઈ જશે. અધર્મને કારણે જ આજે પુણ્યભૂમિ એવું ભારત-વર્ષ પરાધીન, દુઃખી, દીન થઈ રહ્યું છે. અધર્મની વૃદ્ધિનું જ આ પરિણામ છે જે આજે ભારતવર્ષમાં

નિતનવા રોગચાળા વધી રહ્યા છે, મનુષ્યોનું આયુષ્ય ઓછું થઈ ગયું છે, પશુધન નષ્ટ થઈ રહ્યું છે. ભૂકંપ અને પૂર વગેરે દૈવી પ્રકોપોથી પ્રાણીઓ દુઃખી થઈ રહ્યા છે અને અન્ન-વસ્ત્ર વિના પ્રાણ ખોઈ રહ્યા છે. પછી અધર્મની વધુ વૃદ્ધિ થવાથી તો દુઃખ એથીય વધુ વધી જશે. અધર્મનું ફળ સાચે જ દુઃખ છે. પરંતુ ધર્મનું ફળ દુઃખ કદીય ન હોઈ શકે. સંસારનો ઈતિહાસ જોવાથી સમજાય છે કે ધર્મનો સદા જય થયો છે. કેમકે જ્યાં ધર્મ હોય છે ત્યાં જ ઈશ્વરની સહાયતા મળે છે. મહાભારતમાં ગુરુ દ્રોણાચાર્ય ધર્મરાજ યુધિષ્ઠિરને વિજયનું આશ્વાસન આપતાં કહે છે –

**યતો ધર્મસ્તતઃ કૃષ્ણો યતઃ કૃષ્ણસ્તતો જયઃ ।**

(ભીષ્મપર્વ)

'જ્યાં ધર્મ છે, ત્યાં જ ઈશ્વર (કૃષ્ણ) છે અને જ્યાં ઈશ્વર છે, ત્યાં જ જય છે.'

અધર્મ કરનારા બધી રીતે ધન, જન, શક્તિ અને સત્તાથી સંપન્ન મોટામાં મોટા બળવાન લોકો પણ ધર્માત્માઓ દ્વારા પરાજિત થયા છે. એ વાત પ્રસિદ્ધ છે કે રાવણ, કુંભકર્ણ, મેઘનાદ વગેરે અસુરો પુષ્કળ ધન-જનથી સંપન્ન હતા, એમની પાસે યુદ્ધનાં અસાધારણ ઉપકરણો હતાં, પણ પાપને લીધે તેઓને ભગવાનની દયા પામેલા સાધારણ એવા વાનરો દ્વારા જ પરાસ્ત કરવામાં આવ્યા. એ વાત ન્યાયયુક્ત અને સિદ્ધ છે કે જે મનુષ્ય દુઃખી, અનાથ અને નિર્બળો પર અત્યાચાર કરે છે એ પોતાની અત્યાચારમયી અનીતિ દ્વારા પોતે જ મરાઈ જાય છે. એનું જ પાપ એને ખાઈ જાય છે. પાપનું પરિણામ જરૂર ભોગવવું પડશે, કોઈ કારણવશ થોડું મોડું ભલે થાય. દીર્ઘકાળ પછી મળનારા ફળને દીર્ઘદષ્ટિ ન હોવાને લીધે આપણે પ્રત્યક્ષ નથી જોઈ શકતા; તેથી જ આપણને ભ્રમ થઈ જાય છે કે પાપી લોકો ફૂલ્યા-ફાલ્યા કરે છે અને સંસારમાં પાપનું ફળ નથી મળતું. માટે જ લોકો ધર્મની અવહેલના કરીને અધર્મમાં પ્રવૃત્ત થાય છે. પણ એ વિચારવું જોઈએ કે સઘળાં કુપથ્યોનું ફળ તત્કાળ નથી આવતું. કોઈનું જલદી આવે છે તો કોઈનું ફળ દસકાઓ પછી સામે આવે છે. નિપુણ વૈદ્ય-ડૉક્ટરોને પણ ખબર નથી પડતી કે એ કોનું પરિણામ છે. પણ છે એ ખરેખર કોઈક સમયે કરેલા કોઈ પાપ કે કુપથ્યનું પરિણામ. કોઈ બીજ જમીનમાં તરત જ ફળે છે, તો કોઈનું મહીનાઓ પછી ફળે છે. કોઈ ઝાડ પર તરત જ ફળ આવતાં હોય છે તો કોઈ ઝાડ દસકાઓ પછી ફળ આપે છે. એ નિશ્ચય રાખવો કે બીજ અનુસાર ફળ ચોક્કસ આવશે. એ જ રીતે આપણાં કરેલાં કર્મોનું ફળ પણ નિઃસંદેહ આપણે ભોગવવું પડશે. માટે અધર્મથી સદા બચવું અને ધર્મપાલનમાં તત્પર થવું.

ધર્મના આચરણથી મનુષ્યમાં સમતા, શાંતિ, દયા, સંતોષ, સરળતા, સાહસ, નિર્ભયતા, વીરતા, ધીરતા, ગંભીરતા, ક્ષમા વગેરે ગુણોનો સ્વાભાવિકપણે જ વિકાસ થાય છે. ધર્મરૂપી તપના આચરણ દ્વારા અગ્નિથી ઈંધણાંની પેઠે સઘળાં પાપ અને અવગુણો બળી જાય છે, જેનાથી સઘળા સદ્ગુણ એનામાં આપમેળે જ પ્રગટ થઈ જાય છે. આવો ધર્માત્મા પુરુષ કોઈ પણ પ્રાણીને જરા જેટલું પણ દુઃખ નથી દઈ શકતો. એ સૌમાં ઈશ્વરનું કે પોતાના આત્માનું દર્શન કરે છે. બધે ઈશ્વર કે આત્માનું દર્શન કરનારો પુરુષ કેવી રીતે કોઈને દુઃખ દઈ શકે છે? જેમ અજ્ઞાની પુરુષ પોતાના સ્વાર્થમાં રત રહે છે, એ જ રીતે આવો ધર્માત્મા પુરુષ કીડીથી

માંડીને ઈન્દ્ર સુધી સઘળા જીવોના હિતમાં રત રહે છે. એના પરિણામે એ પુરુષ પરમાત્માને પામે છે –

**તે પ્રાપ્નુવન્તિ મામેવ સર્વભૂતહિતે રતાઃ।**

(ગીતા ૧૨/૪)

ધર્મને જાણનારા પુરુષો દ્વારા નિર્બળ ગરીબો પર અત્યાચાર થવો તથા એમના દ્વારા કોઈનું ધન હરણ થવું તેમ જ સતાવવામાં આવવું તો બાજુ પર રહ્યું, તેઓ સમજી-વિચારીને એક નાનકડી કીડીને પણ પીડા નથી આપી શકતા. જેઓ જાણીજોઈને કોઈ પણ જીવને જરા પણ પીડા આપે છે, એના માટે ધર્મના તત્ત્વની વાત તો દૂર રહી, એણે ધર્મનું તત્ત્વ જાણનારા પુરુષો પાસેથી કેળવણી પણ નથી મેળવી. કેમકે, શાસ્ત્રોમાં અહિંસાને જ પરમ ધર્મ જણાવ્યો છે.

**અહિંસા પરમો ધર્મઃ।**

(મહાભારત અનુશાસનપર્વ ૧૧૫/૨૩)

ગોસ્વામીજી કહે છે –

**પર હિત સરિસ ધર્મ નહિં ભાઈ।**
**પર પીડ઼ા સમ નહિં અધમાઈ॥**

(રા.ચ.મા. ઉત્તરકાંડ દોહા ૪૦ પછીની ચોપાઈ)

આપણે શમ, દમ, યમ, નિયમ વગેરે ઉત્તમ ધર્મોનું પાલન કરીને પોતાના માર્ગ ભૂલેલા ભાઈઓને માર્ગ દેખાડવો, કે જેથી સૌ ધર્મ-પંથે વળે અને દેશ સુખી થઈ જાય. જે દેશમાં ભગવાન શ્રીરામ અને શ્રીકૃષ્ણે અવતાર લીધો અને જ્યાં સાક્ષાત્ શ્રીભગવાનના મુખકમળમાંથી નીસરેલો ગીતા જેવો સાચા ધર્મને જણાવનારો ગ્રંથ હોય એ દેશની પ્રજા અશાંતિ અને દુઃખ ભોગવે એ ઘણી શરમજનક વાત છે. ગીતામાં જણાવેલા ધર્મનું પાલન કરવાથી આપણે પોતે શાંત અને સુખી થઈને આખા ભારતને સુખી અને સ્વાવલંબી બનાવી શકીએ છીએ. આખી ગીતાની તો વાત દૂર રહી, કેવળ સોળમા અધ્યાયમાં જણાવેલા દૈવી સંપદારૂપી ધર્મનું પાલન અને આસુરી સંપદારૂપી અધર્મનો ત્યાગ કરવાથી જ મનુષ્ય સદાને માટે પરમ શાંતિ અને પરમાનંદને પામી શકે છે. એ પોતે જ સુખી થાય છે એવી વાત નથી, એ જે ગામ, જે નગરમાં રહે છે, એમાં જેટલા લોકો રહે છે, લગભગ બધાને પોતાના ધર્મબળથી સુખી બનાવી શકે છે. જ્યાં ખરો ધર્માત્મા પુરુષ રહે છે ત્યાં એના ધર્મના પ્રતાપથી ભૂકંપ, મહામારી (કૉલેરા જેવો રોગચાળો) દુકાળ વગેરે દૈવી કોપથી પ્રજા પીડાઈ શકતી નથી. દૈવયોગે કદાચ એવી કોઈ વિપત્તિ આવી જાય તો એના પ્રતાપથી એટલે કે એમની પરોપકારવૃત્તિથી લોકો એ વિપત્તિમાંથી સરળતાથી ઊગરી જાય છે. મહારાજ ધર્મરાજ યુધિષ્ઠિર જ્યારે પોતાના ચારેય ભાઈઓ અને રાણી દ્રૌપદીની સાથે વિરાટનગરમાં છુપાયેલા હતા, એ વખતે એમની ભાળ કાઢવા માટે વ્યગ્ર દુર્યોધનને પિતામહ ભીષ્મ એમની ઓળખ આપતાં કહે છે –

**પુરે જનપદે ચાપિ યત્ર રાજા યુધિષ્ઠિરઃ॥**
**દાનશીલો વદાન્યશ્ચ નિભૃતો હ્રીનિષેવકઃ।**
**જનો જનપદે ભાવ્યો યત્ર રાજા યુધિષ્ઠિરઃ॥**
**પ્રિયવાદી સદા દાન્તો <u>ભવ્યઃ</u> સત્યપરો જનઃ।**
**હૃષ્ટઃ પુષ્ટઃ શુચિર્દક્ષો યત્ર રાજા યુધિષ્ઠિરઃ॥**
**નાસૂયકો ન ચાપીર્ષુર્નાભિમાની ન મત્સરી।**
**ભવિષ્યતિ જનસ્તત્ર સ્વયં ધર્મમનુવ્રતઃ॥**
**બ્રહ્મઘોષાશ્ચ ભૂયાંસઃ પૂર્ણાહુત્યસ્તથૈવ ચ।**
**ક્રતવશ્ચ ભવિષ્યન્તિ ભૂયાંસો ભૂરિદક્ષિણાઃ॥**
**સદા ચ તત્ર પર્જન્યઃ સમ્યગ્વર્ષી ન સંશયઃ।**
**સમ્પન્નસસ્યા ચ મહી નિરાતઙ્કા ભવિષ્યતિ॥**
**ગુણવન્તિ ચ ધાન્યાનિ રસવન્તિ ફલાનિ ચ।**
**ગન્ધવન્તિ ચ માલ્યાનિ શુભશબ્દા ચ ભારતી॥**

વાયુશ્ચ સુખસંસ્પર્શો નિષ્પ્રતીપં ચ દર્શનમ્ ।
ન ભયં ત્વાવિશેત્તત્ર યત્ર રાજા યુધિષ્ઠિરઃ ॥
ગાવશ્ચ બહુલાસ્તત્ર ન કૃશા ન ચ દુર્બલાઃ ।
પયાંસિ દધિસર્પીંષિ રસવન્તિ હિતાનિ ચ ॥
ગુણવન્તિ ચ પેયાનિ ભોજ્યાનિ રસવન્તિ ચ ।
તત્ર દેશે ભવિષ્યન્તિ યત્ર રાજા યુધિષ્ઠિરઃ ॥
રસાઃસ્પર્શાશ્ચ ગન્ધાશ્ચ શબ્દાશ્ચાપિ ગુણાન્વિતાઃ ।
દૃશ્યાનિ ચ પ્રસન્નાનિ યત્ર રાજા યુધિષ્ઠિરઃ ॥
ધર્માશ્ચ તત્ર સર્વૈસ્તુ સેવિતાશ્ચ દ્વિજાતિભિઃ ।
સ્વૈઃ સ્વૈર્ગુણૈશ્ચ સંયુક્તા અસ્મિન્ વર્ષે ત્રયોદશે ॥
દેશે તસ્મિન્ભવિષ્યન્તિ તાત પાણ્ડવસંયુતે ।
સમ્પ્રીતિમાન્ જનસ્તત્ર સન્તુષ્ટઃ શુચિરવ્યયઃ ॥
દેવતાતિથિપૂજાસુ સર્વભાવાનુરાગવાન્ ।
ઈષ્ટે દાને મહોત્સાહઃ સ્વસ્વધર્મપરાયણઃ ॥
અશુભાદ્ધિ શુભપ્રેપ્સુરિષ્ટયજ્ઞાઃ શુચિવ્રતઃ ।
ભવિષ્યતિ જનસ્તત્ર યત્ર રાજા યુધિષ્ઠિરઃ ॥
ત્યક્તવાક્યાનૃતસ્તાત શુભકલ્યાણમઙ્ગલઃ ।
શુભાર્થેપ્સુઃ શુભમતિર્યત્ર રાજા યુધિષ્ઠિરઃ ॥
ભવિષ્યતિ જનસ્તત્ર નિત્યં ચેષ્ટપ્રિયવ્રતઃ ।
ધર્માત્મા શક્યતે જ્ઞાતું નાપિ તાત દ્વિજાતિભિઃ ॥
કિં પુનઃ પ્રાકૃતૈસ્તાત પાર્થો વિજ્ઞાયતે ક્વચિત્ ।
યસ્મિન્સત્યં ધૃતિર્દાનં પરા શાન્તિર્ધ્રુવા ક્ષમા ॥
હ્રીઃ શ્રીઃ કીર્તિઃ પરં તેજ આનૃશંસ્યમથાર્જવમ્ ।
(મહા૰ વિરાટપર્વ ૨૮/૧૪-૩૨)

'જે નગર અને ગામમાં રાજા યુધિષ્ઠિર રહેતા હશે એ દેશના મનુષ્યો દાનશીલ, ઉદાર, જિતેન્દ્રિય તથા ખોટાં કામો કરવામાં શરમ અનુભવનારા હોવા જોઈએ. રાજા યુધિષ્ઠિર જ્યાં રહેતા હશે ત્યાંના મનુષ્યો પ્રિય બોલનારા, સદા ઇન્દ્રિયોને જીતેલા, શ્રીસમ્પન્ન, સત્યપરાયણ હૃષ્ટ-પુષ્ટ, પવિત્ર તથા ચતુર હોવા જોઈએ. જ્યાં રાજા યુધિષ્ઠિર રહેતા હશે ત્યાંના લોકો બીજાના ગુણોમાં દોષારોપણ કરનારા, ઈર્ષાળુ, અભિમાની, ઝેરીલા ન હોઈને સઘળા ધર્મોનું અનુસરણ કરનારા હશે. ત્યાં વધુ પ્રમાણમાં વેદધ્વનિ, યજ્ઞોની પૂર્ણાહુતિ અને મોટી-મોટી દક્ષિણાવાળા ઘણા-બધા યજ્ઞો થતા રહેશે. ત્યાં મેઘ આવશ્યકતા મુજબ સદા વરસતા હશે, એમાં કોઈ સંદેહ નથી. અને પૃથ્વી પીડારહિત તથા ઘણું અન્ન ઉપજાવનારી હશે. ત્યાં ગુણકારી અન્ન, રસાળ ફળો, સુગંધી પુષ્પો અને શુભ શબ્દો ભરેલી વાણી હશે. જ્યાં યુધિષ્ઠિર રહેતા હશે ત્યાં સ્પર્શ કરવાથી સુખ ઉપજે એવો પવન વહેતો હશે. ત્યાંના મનુષ્યોનો ધર્મ અને બ્રહ્મવિષયક જ્ઞાન પાખંડ વિનાનાં હશે તથા ભયને ક્યાંય પ્રવેશવાની જગ્યા નહીં મળે. ત્યાં ઘણી બધી ગાયો હશે. અને એ નિર્બળ તેમજ દૂબળી-પાતળી નહીં હોય. ત્યાં દૂધ, દહીં અને ઘી રસથી યુક્ત તેમજ હિતકારક હશે. ત્યાં ખાવા-પીવાના પદાર્થો રસભર્યા અને ગુણકારી હશે. જ્યાં રાજા યુધિષ્ઠિર રહેતા હશે એ દેશમાં રસ, ગંધ, શબ્દ અને સ્પર્શ ગુણોથી ભરેલા હશે તેમજ રૂપ (દૃશ્ય) પણ રમણીય દેખાશે. આ તેરમા વર્ષમાં રાજા યુધિષ્ઠિર જ્યાં રહેતા હશે ત્યાંના સૌ દ્વિજો (બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય) ધર્મનું પાલન કરતા હશે અને ધર્મ પોતે પોતાના ગુણોથી સંપન્ન હશે. હે તાત! જે દેશમાં પાંડવ રહેતા હશે ત્યાં બધા લોકો પરસ્પર પ્રેમ કરનારા, સંતોષી, પવિત્ર અને અકાળ મૃત્યુ વિનાના હશે. ત્યાંના લોકો દેવતા અને અતિથિની પૂજામાં સર્વાત્મભાવે પ્રીતિ રાખનારા, ઈષ્ટ અને દાનમાં ઘણો ઉત્સાહ રાખનારા અને પોતપોતાના ધર્મમાં તત્પર હશે. જ્યાં રાજા યુધિષ્ઠિર રહેતા હશે ત્યાંના મનુષ્યો અશુભનો ત્યાગ કરીને શુભની ખેવના રાખનારા, યજ્ઞમાં પ્રીતિ રાખનારા અને શુભ વ્રતોને ધારણ કરનારા હશે. હે તાત! જ્યાં યુધિષ્ઠિર રહેતા હશે ત્યાંના મનુષ્યો અસત્ય

વચનોનો ત્યાગ કરનારા, શુભ કલ્યાણ તથા મંગળથી યુક્ત, કલ્યાણની ઈચ્છા ધરાવતા અને શુભ બુદ્ધિના હશે. એ સદા પરમસુખ આપનારાં શુભ કાર્યોમાં તત્પર હશે. હે તાત! આવા જે ધર્માત્મા યુધિષ્ઠિરમાં સત્ય, ધૈર્ય, દાન, પરાશાંતિ, અવિચળ ક્ષમા, લજ્જા, શ્રી, કીર્તિ, મહાન તેજ, દયાળુપણું, સરળતા વગેરે ગુણો સદા નિવાસ કરે છે, એ ધર્મરાજને બ્રાહ્મણ પણ નથી ઓળખી શકતા, પછી સામાન્ય માણસો તો ઓળખવાના જ કેવી રીતે?'

માટે સૌએ ધર્મપરાયણ થવું. ખાસ કરીને ધર્માચાર્ય અને ધર્મપ્રેમી કહેવડાવનાર પુરુષોએ (જેમાંથી આજે થોડાક મહાત્માઓને છોડીને મોટાભાગના લોકો સ્વાર્થમાં રત થઈ રહ્યા છે) અજ્ઞાનનિદ્રામાંથી જાગી જઈને ધર્મ-પાલન માટે કટિબદ્ધ થઈ જવું અને પાશ્ચાત્ય ભોગમયી સભ્યતાની ચમક-દમકથી અંજાઈને પથચ્યુત થયેલા ભાઈઓને ઘણા પ્રેમ, વિનય અને નમ્રતા સાથે ધર્મનો મર્મ સમજાવીને ધર્મના માર્ગે વાળવાનો પ્રયાસ કરવો.



## પ્રતિકૂળતાનો નાશ

પ્રતિકૂળતામાં જ દુઃખ છે, માટે દુઃખોના આત્યંતિક અભાવ માટે પ્રતિકૂળતાનો ત્યાગ કરવો. એ માટે ભક્તિ અને જ્ઞાન - આ બે ઉપાયો છે અને બેય ઉત્તમ છે. અધિકારી-ભેદે જ્ઞાનીઓ માટે જ્ઞાનયોગ અને ભક્તો માટે કર્મયોગ ભગવાને (ગીતા અધ્યાય ૩ શ્લોક ૩માં) જણાવ્યો છે. છતાં પણ જ્ઞાન કરતાં સૌ કોઈ માટે ભક્તિનો ઉપાય જ સુગમ છે. ઈશ્વર-ભક્તિના પ્રતાપે સઘળાં દુઃખોનું મૂળ એવી પ્રતિકૂળતાનો અત્યંત અભાવ થઈ જાય છે. ઈશ્વર-ભક્તની કોઈ પણ જીવમાં અને કોઈ પણ પદાર્થમાં પ્રતિકૂળતા નથી રહેતી; કેમકે, એ સમજે છે કે ઈશ્વર જ સઘળાં ભૂત-પ્રાણીઓના હૃદયમાં આત્મારૂપે વિરાજમાન થઈ રહ્યા છે, માટે કોઈનો પણ દ્વેષ કરવો એ પરમેશ્વરનો જ દ્વેષ કરવા બરાબર છે. આ સિવાય ભક્ત સઘળા પદાર્થોની ઉત્પત્તિ અને વિનાશમાં પણ ઈશ્વરની અનુકૂળતાનાં જ દર્શન કરે છે. આ સ્થિતિમાં એ કોનો શી રીતે દ્વેષ કરે? જીવોનાં કર્મો અનુસાર જ એમના સુખ-દુઃખ-ભોગ માટે પરમેશ્વર સઘળા પદાર્થોને સર્જે છે. જે પુરુષ આવું સમજે છે એ ઈશ્વરના દરેક વિધાનમાં એ જ રીતે પ્રસન્નચિત્ત રહે છે જે રીતે મિત્રના વિધાનમાં મિત્ર અને પતિના વિધાનમાં ઉત્તમ સ્ત્રી રહે છે. ઉત્તમ પતિવ્રતા સ્ત્રી પતિની અનુકૂળતામાં જ પોતાની અનુકૂળતા માને છે. એટલે કે પતિની અનુકૂળતા જ એના માટે પોતાની અનુકૂળતા છે. પતિ જે કોઈ પણ પ્રિય-અપ્રિય વસ્તુ લાવે છે અથવા જે કંઈ પણ ક્રિયા કરે છે એમાં જ એ પ્રસન્ન રહે છે, એ જ રીતે ભગવાનનો ભક્ત પણ ભગવાન જે કંઈ પણ કરે છે એ આપણા સારા માટે કરે છે, એમ સમજીને એમની કરેલી દરેક ક્રિયામાં તેમ જ પદાર્થોની ઉત્પત્તિ અને વિનાશમાં સદા પ્રસન્નચિત્ત રહે છે; એટલે કે બીજાની ઈચ્છા કે પોતાની અનિચ્છાથી જે પણ કાંઈ સારા-ખોટા પદાર્થોની તેમ જ સુખ-દુઃખોની પ્રાપ્તિ થાય છે એ બધાં ઈશ્વરની ઈચ્છાથી થવાને કારણે ઈશ્વરની લીલા છે, એમ સમજીને એ દરેક સમયે આનંદમાં મગ્ન રહે છે. વાસ્તવમાં પતિવ્રતા

સ્ત્રીનું ઉદાહરણ પણ ઈશ્વર પર લાગુ નથી થઈ શકતું; કેમકે, મનુષ્યમાં સ્વાર્થ રહેલો હોય છે, તેમ જ જ્ઞાનની ઊણપ હોવાને કારણે એનાથી ભૂલ પણ થઈ શકે છે, પણ ઈશ્વર નિર્ભ્રાન્ત છે, એટલે એમની લીલા ન્યાય અને જ્ઞાનથી પૂર્ણ છે, અને એમાં જીવોનું હિત રહેલું છે.

વૈચારિક દૃષ્ટિએ જોવામાં આવે તો સાંસારિક પદાર્થોમાં અનુભવાતી અનુકૂળતા પણ ત્યાજ્ય છે; કેમકે, સાંસારિક સુખ ક્ષણિક, નાશવંત તેમ જ પરિણામેં દુ:ખરૂપ હોવાને લીધે સાંસારિક અનુકૂળતામાં અનુભવાતું સુખ પણ વાસ્તવમાં દુ:ખ જ છે. જ્યાં સંસારના પદાર્થોમાં અનુકૂળતા અનુભવાય છે, ત્યાં એમના પ્રતિપક્ષમાં પ્રતિકૂળતા રહે છે; અને જ્યાં અનુકૂળતા-પ્રતિકૂળતાઓ છે ત્યાં જ રાગ-દ્વેષ ઉત્પન્ન થાય છે. રાગ-દ્વેષથી કામ-ક્રોધ વગેરે અનેક જાતના વિકારો ઉત્પન્ન થઈને મોટાં દુ:ખોની ઉત્પત્તિ થાય છે, માટે સાંસારિક અનુકૂળતા અને પ્રતિકૂળતા બેયને અનંત દુ:ખોનું કારણ સમજીને છોડી દેવી. માટે જ ભગવાને ગીતા અધ્યાય ૧૩ શ્લોક ૯માં કહ્યું છે કે ઇષ્ટ અને અનિષ્ટની પ્રાપ્તિમાં સદા સમચિત્ત રહેવું.

આવી સમતા ઈશ્વરને શરણે થવાથી અનાયાસે જ પ્રાપ્ત થઈ જાય છે. ઈશ્વર સુહૃદ છે, દયાળુ છે, પ્રેમી છે અને જ્ઞાનસ્વરૂપ છે, આવું સમજનાર પુરુષ ઈશ્વરને કદી નથી ભૂલતો તેમ જ પોતાની ઇચ્છાનો સર્વ રીતે ત્યાગ કરીને કેવળ એક ઈશ્વરની ઇચ્છાને પરાયણ થઈ જાય છે. એ પોતાનાં મન, બુદ્ધિ અને ઇન્દ્રિયોને ઈશ્વરને અર્પી દે છે, ઈશ્વરની કઠપુતળી બની જાય છે. ઈશ્વર જેમ કરાવે છે એમ જ કરે છે, પોતાની ઇચ્છાથી કશું પણ નથી કરતો તેમ જ ઈશ્વરના કરેલા વિધાનમાં સદા પ્રસન્નચિત્ત રહે છે. આનું જ નામ શરણાગતિ છે.

સુખકારક પદાર્થમાં અનુકૂળતા અને દુ:ખદાયક પદાર્થમાં પ્રતિકૂળતા સ્વભાવસિદ્ધ છે. વિચાર કરવાથી સંસારનો કોઈ પણ પદાર્થ વાસ્તવમાં સુખકારક નથી. પરમ આનંદસ્વરૂપ તેમજ પરમ આનંદદાયક પરમ હિતકારી કેવળ એક પરમાત્મા જ છે; માટે વાસ્તવમાં પરમાત્મામાં જ અનુકૂળતા હોવી જોઈએ. જે આ રહસ્યને સમજે છે, એ પરમાત્માને અનુકૂળ બની જાય છે અને એની સર્વ ક્રિયાઓ પરમાત્માને અનુકૂળ થઈ જાય છે. તે એ લીલામયની દરેક લીલામાં એ લીલામયનાં દર્શન કરતો રહે છે; એનાથી એના માટે પ્રતિકૂળતાનો તેમજ સઘળાં દુ:ખોનો અત્યંત અભાવ થઈ જાય છે. તે એ લીલામયની લીલાને અને પ્રેમાસ્પદ પરમાત્માને પોતાના અનુકૂળ જોઈને દરેક ક્ષણે મુગ્ધ થતો રહે છે.

જ્ઞાનની દૃષ્ટિએ વિચારવામાં આવે તો સાંસારિક અનુકૂળતા અને પ્રતિકૂળતા વાસ્તવમાં કોઈ વસ્તુ ઠરતી નથી; કેમકે, સંસાર સ્વપ્નવત્ છે અને સ્વપ્નના પદાર્થો બધા માયામય છે, માટે એનાથી ઉત્પન્ન થનારી અનુકૂળતા અને પ્રતિકૂળતા પણ માયામયી જ છે. જ્યારે મનુષ્ય સ્વપ્નમાંથી જાગે છે ત્યારે સ્વપ્નના કોઈ પણ પદાર્થને નથી જોતો અને સ્વપ્નમાં પ્રતીત થનારા પદાર્થોને માયામય સમજે છે, એ જ રીતે તત્ત્વજ્ઞાની પુરુષ સંસારના સઘળા પદાર્થોને માયામય સમજે છે. આ રીતે જ્યારે મનુષ્ય સઘળા પદાર્થોને સ્વપ્ન સમાન માયામય સમજી લે છે ત્યારે અનુકૂળતા અને પ્રતિકૂળતાની કંઈ પણ સત્તા નથી રહી જતી. પછી એક ચેતન વિજ્ઞાનાનંદઘન પરમાત્મા સિવાય કોઈ પણ વસ્તુ એને પ્રતીત નથી થતી. એની દૃષ્ટિમાં એક સર્વવ્યાપી નિત્ય વિજ્ઞાનાનંદઘન પરમાત્મા જ રહે છે અને એ વિજ્ઞાનાનંદઘન પરમાત્મા

નિર્દોષ અને સમ છે. માટે જેની સ્થિતિ એ વિજ્ઞાનાનંદઘન પરમાત્માના સ્વરૂપમાં એકાત્મભાવે થઈ જાય છે, એની દૃષ્ટિ પણ આખા સંસારમાં સમ થઈ જાય છે અને સાંસારિક અનુકૂળતા અને પ્રતિકૂળતાની દૃષ્ટિનો અત્યંત અભાવ થઈ જાય છે. જ્યારે અનુકૂળતા અને પ્રતિકૂળતાની દૃષ્ટિનો સાવ અભાવ થઈ જાય છે ત્યારે રાગ-દ્વેષ વગેરે સઘળા અનર્થોનો તેમજ સઘળાં દુઃખોનો પણ અત્યંત અભાવ થઈ જાય છે તેમજ એને પરમ શાંતિ અને પરમ આનંદની પ્રાપ્તિ થઈ જાય છે. વાસ્તવમાં એ પરમ આનંદ બ્રહ્મ જ પરમ અનુકૂળ છે તેમ જ એ જ સૌનો આત્મા હોવાથી પોતાનો આત્મા છે. જ્યારે આવું જ્ઞાન થઈ જાય છે ત્યારે ફરી એની વિપરીત બુદ્ધિ ક્યાંય નથી થઈ શકતી; કેમકે, પોતાનામાં જ પ્રતિકૂળતા નથી હોતી. આ જાતના જ્ઞાન દ્વારા કે ઉપર કહેલી ઈશ્વર-ભક્તિ દ્વારા સઘળાં દુઃખોનું મૂળ એવી પ્રતિકૂળતાનો સદા નાશ કરવો.



## માંસાહાર-નિષેધ

**ય ઈચ્છેત્ પુરુષોઽત્યન્તમાત્માનં નિરુપદ્રવમ્ ।**
**સ વર્જયેત માંસાનિ પ્રાણિનામિહ સર્વશઃ ॥**

(મહા૦ અનુ૦ ૧૧૫/૪૮)

'જે પુરુષ પોતાને માટે આત્યન્તિક શાંતિ મેળવવા માંગતો હોય, એણે જગતમાં કોઈ પણ પ્રાણીનું માંસ કોઈ પણ નિમિત્તે ન ખાવું.'

જો કે જગતમાં ઘણા લોકો માંસ ખાય છે, પણ વિચાર કરતાં એ જ સિદ્ધ થાય છે કે માંસ-ભક્ષણ સર્વ રીતે હાનિકારક છે. એનાથી લોક-પરલોક બેય બગડે છે. ઘણા લોકો તો એવા છે કે જેઓ માંસ-ભક્ષણને હાનિકારક સમજવા છતાં પણ ખરાબ આદતને વશ હોવાને કારણે નથી છોડી શકતા. અમુક એવા છે કે જેઓ આરામ અને ભોગાસક્તિને વશ હોઈને માંસ-ભક્ષણનું સમર્થન કરે છે; પણ એ લોકોને પણ વિવેકી પુરુષોના સમુદાયમાં નીચું જોવું પડે છે. માંસ-ભક્ષણથી ઉપજતા દોષોનો પાર નથી. એમાંથી અહીં સંક્ષેપમાં થોડુંક જણાવવામાં આવે છે. નિવેદન એ જ છે કે વાંચનારાઓ આ લેખને ધ્યાનપૂર્વક વાંચે અને એમનામાંથી જેઓ માંસ ખાતા હોય તેઓ કૃપાપૂર્વક માંસ ખાવાનું છોડી દે.

૧. માંસ-ભક્ષણ ભગવત્પ્રાપ્તિમાં બાધક છે.
૨. માંસ-ભક્ષણથી ઈશ્વરની અપ્રસન્નતા પ્રાપ્ત થાય છે.
૩. માંસ-ભક્ષણ મહાપાપ છે.
૪. માંસ-ભક્ષણથી પરલોકમાં દુઃખ પ્રાપ્ત થાય છે.
૫. માંસ-ભક્ષણ મનુષ્યને માટે પ્રકૃતિ-વિરુદ્ધ છે.
૬. માંસ-ભક્ષણથી મનુષ્ય પશુતાને પામે છે.
૭. માંસ-ભક્ષણ મનુષ્યની અનધિકાર ક્રિયા છે.
૮. માંસ-ભક્ષણ ઘોર નિર્દયતા છે.
૯. માંસ-ભક્ષણથી સ્વાસ્થ્યની હાનિ થાય છે.
૧૦. માંસ-ભક્ષણ શાસ્ત્રનિંદિત છે.

હવે ઉપર કહેલા વિષયો પર સંક્ષેપમાં અલગ અલગ વિચાર કરીએ.

(૧) સંપૂર્ણપણે અભયપદની પ્રાપ્તિને જ મુક્તિ - પરમપદની પ્રાપ્તિ કે ભગવત્પ્રાપ્તિ કહે છે. આ અભયપદની પ્રાપ્તિ એને જ થાય છે કે જે બીજાઓને અભય આપે છે. જે પોતાના ઉદરપોષણ કે જીભના સ્વાદ ખાતર કઠોર હૃદયનો થઈને પ્રાણીઓની હિંસા કરે કરાવે છે, એ પ્રાણીઓને ભય આપનારો અને એમનું અનિષ્ટ કરનારો મનુષ્ય અભયપદને શી રીતે

પામી શકે? શ્રીભગવાને નિરાકાર ઉપાસનામાં પરોવાયેલા સાધક માટે **'સર્વભૂતહિતે રતાઃ'** અને ભક્ત માટે **'અદ્વેષ્ટા સર્વભૂતાનાં મૈત્રઃ કરુણ એવ ચ'** કહીને સર્વભૂતોનું હિત અને પ્રાણીમાત્ર પ્રત્યે મૈત્રી અને દયા કરવાનું વિધાન કર્યું છે. ભૂતહિત અને ભૂતદયા વિના પરમપદની પ્રાપ્તિ ઘણી દુષ્કર છે. માટે આત્માના ઉદ્ધારની ઈચ્છા રાખનારા પુરુષનું કર્તવ્ય છે કે એ કોઈ પણ જીવને કદી પણ કોઈ પણ જાતનું જરા પણ કષ્ટ ન આપે. ભગવત્પ્રાપ્તિની તો વાત દૂર રહી, માંસ ખાનારને તો સ્વર્ગની પ્રાપ્તિ પણ નથી થતી. મનુ મહારાજ કહે છે –

**નાકૃત્વા પ્રાણિનાં હિંસાં માંસમુત્પદ્યતે ક્વચિત્ ।**
**ન ચ પ્રાણિવધઃ સ્વર્ગ્યસ્તસ્માન્માંસં વિવર્જયેત્ ॥**
(૫/૪૮)

'પ્રાણીઓની હિંસા કર્યા વિના માંસ ઉત્પન્ન થતું નથી. અને પ્રાણીવધ કરવાથી સ્વર્ગ નથી મળતું, માટે માંસનો ત્યાગ કરવો.'

(૨) આખા ચરાચર જગતના રચયિતા પરમ પિતા પરમાત્માની દૃષ્ટિમાં સઘળા જીવ સરખા છે, કે પછી એમ કહેવું જોઈએ કે એમના દ્વારા સર્જાયેલા હોવાથી સૌ એમનાં જ સંતાનો છે. માટે ભક્તની દૃષ્ટિમાં સઘળા જીવો આપણા ભાઈઓ જેવા હોય છે, આ રહસ્યને જાણનારા ઈશ્વર-ભક્તને માટે પરમ પિતા પરમાત્માના સંતાન પોતાના ભાઈ એવા કોઈ પણ જીવને મારવું તો દૂર રહ્યું, એ કોઈને જરાક કષ્ટ પણ નથી આપી શકતો. જે લોકો આ વાતને નહીં સમજીને સ્વાર્થવશ બીજા જીવોની હિંસા કરે છે, અને હિંસા કરતાં કરતાં જ પોતાના પર ઈશ્વરની દયા ઇચ્છે છે તેમ જ ઈશ્વર-પ્રાપ્તિની કામના કરે છે એ મોટા ભ્રમમાં છે. પ્રાણીવધ કરનાર ક્રૂરકર્મી મનુષ્યો પર ઈશ્વર કેમ કરીને પ્રસન્ન થઈ શકે? કોઈ પિતાનો એક પુત્ર લોભવશ પોતાના બીજા નિર્દોષ ભાઈઓને સતાવીને કે મારીને જેમ પિતાના ક્રોધનો પાત્ર બને છે એ જ રીતે પ્રાણીઓને પીડા આપનારા લોકો ઈશ્વરની અપ્રસન્નતા અને કોપના પાત્ર બને છે.

(૩) ધર્મમાં સૌ પહેલું સ્થાન અહિંસાને આપવામાં આવ્યું છે, બીજાં બધાં તો ધર્મનાં અંગો છે, જ્યારે અહિંસા પરમ ધર્મ છે – **'અહિંસા પરમો ધર્મઃ ।'** (મહાભારત અનુશાસનપર્વ ૧૧૫/૨૩) ધર્મનું તાત્પર્ય અહિંસામાં છે. ધર્મને માનનારા સૌ કોઈ અહિંસા અને ત્યાગની પ્રશંસા કરે છે. જે ધર્મ મનુષ્યની વૃત્તિઓને અહિંસા, ત્યાગ, નિવૃત્તિ અને સંયમ તરફ લઈ જાય છે એ જ ખરો ધર્મ છે. જે ધર્મમાં આ બાબતોની ઊણપ છે એ અધૂરો છે. માંસ-ભક્ષણ કરનારા અહિંસા-ધર્મનું હનન કરે છે, ધર્મનું હનન જ પાપ છે. કોઈ એમ કહે કે અમે પોતે જાનવરોને ન તો મારીએ છીએ કે ન મરાવીએ છીએ, બીજાઓએ મારેલાં પશુ-પક્ષીઓનું માંસ ખરીદીને ખાઈએ છીએ, માટે અમે પ્રાણીહિંસાના પાપી શી રીતે ગણાઈએ? આનો ઉત્તર સ્પષ્ટ છે. હિંસા માંસાહારીઓ માટે જ કરવામાં આવે છે. કસાઈખાનાં માંસ ખાનારાઓ માટે જ બન્યાં છે. જો માંસાહારી લોકો માંસ ખાવાનું છોડી દે તો પ્રાણીવધ કોઈ શા માટે કરે? વળી એ પણ સમજવાની વાત છે કે કેવળ પોતાના હાથે કોઈને મારવાનું નામ જ હિંસા નથી. મહર્ષિ પતંજલિએ અહિંસાના મુખ્યપણે સત્તાવીસ ભેદો જણાવ્યા છે. જેમકે–

**વિતર્કા હિંસાદયઃ કૃતકારિતાનુમોદિતા લોભક્રોધમોહપૂર્વકા મૃદુમધ્યાધિમાત્રા દુઃખાજ્ઞાનાનન્તફલા ઈતિ પ્રતિપક્ષભાવનમ્ ।**
(યોગસૂત્ર ૨/૩૪)

એટલે કે 'પોતે હિંસા કરવી, બીજા પાસે કરાવવી અને હિંસાનું સમર્થન કરવું - આ ત્રણ પ્રકારની હિંસા છે. આ ત્રણ પ્રકારની હિંસા લોભ, ક્રોધ અને અજ્ઞાનના હેતુઓને લીધે થવાને કારણે (૩×૩=૯) નવ પ્રકારની થઈ જાય છે અને નવ પ્રકારની હિંસા મૃદુ, મધ્ય અને અધિમાત્રપૂર્વક થવાથી (૯×૩=૨૭) સત્તાવીસ પ્રકારની થઈ જાય છે. એ જ રીતે મિથ્યાભાષણ વગેરેનો પણ ભેદ સમજી લેવો. આ હિંસા વગેરે સઘળા દોષો કદી નષ્ટ ન થનારા અને અજ્ઞાનરૂપી ફળ આપનારા છે એવો વિચાર કરવો જ પ્રતિપક્ષ-ભાવના છે. આ જ ૨૭ પ્રકારની હિંસા શરીર, મન અને વાણી દ્વારા થવાને લીધે એક્યાસી ભેદોવાળી બની જાય છે. માટે પોતે નહીં મારીને બીજાઓએ મારેલાં પશુઓનું માંસ ખાનારો પણ વાસ્તવમાં પ્રાણીહિંસક જ છે. મનુ મહારાજ કહે છે –

**અનુમન્તા વિશસિતા નિહન્તા ક્રયવિક્રયી ।**
**સંસ્કર્તા ચોપહર્તા ચ ખાદકશ્ચેતિ ઘાતકાઃ ॥**
(૫/૫૧)

'સલાહ કે આજ્ઞા આપનાર, અંગ કાપનાર, મારનાર, માંસ ખરીદનાર, વેચનાર, રાંધનાર, પીરસનાર અને ખાનાર - આ સૌ ઘાતક કહેવાય છે.'

એ જ રીતે મહાભારતમાં કહ્યું છે –

**ધનેન ક્રયિકો હન્તિ ખાદકશ્ચોપભોગતઃ ।**
**ઘાતકો વધબન્ધાભ્યામિત્યેષ ત્રિવિધો વધઃ ॥**
**આહર્તા ચાનુમન્તા ચ વિશસ્તા ક્રયવિક્રયી ।**
**સંસ્કર્તા ચોપભોક્તા ચ ખાદકાઃ સર્વ એવ તે ॥**
(મહા૦ અનુ૦ ૧૧૫/૪૦, ૪૯)

'માંસ ખરીદનાર ધનથી પ્રાણીની હિંસા કરે છે, ખાનાર ઉપભોગથી કરે છે અને મારનાર મારીને અને બાંધીને હિંસા કરે છે, આ રીતે ત્રણ રીતે વધ થાય છે. જે માણસ માંસ લાવે છે, જે મંગાવે છે, જે પશુનું અંગ કાપે છે, જે ખરીદે છે, જે વેચે છે, જે રાંધે છે અને જે ખાય છે, એ સૌ માંસ ખાનારા (ઘાતકી) છે.'

માટે માંસ-ભક્ષણ ધર્મનું હનન કરનારું હોવાથી સર્વ રીતે મહાપાપ છે. ધર્મનું પાલન કરાવવા માટે હિંસાનો ત્યાગ એ પહેલું પગથિયું છે. જેના હૃદયમાં અહિંસાનો ભાવ નથી ત્યાં ધર્મને સ્થાન જ ક્યાં છે?

(૪) ભીષ્મ પિતામહ રાજા યુધિષ્ઠિરને કહે છે–

**માં સ ભક્ષયતે યસ્માદ્ભક્ષયિષ્યે તમપ્યહમ્ ।**
**એતન્માંસસ્ય માંસત્વમનુબુદ્ધ્યસ્વ ભારત ॥**
(મહા૦ અનુ૦ ૧૧૬/૩૫)

'હે ભરતવંશી યુધિષ્ઠિર! 'એ મને ખાય છે માટે હું પણ એને ખાઈશ' આ વિચાર માંસ શબ્દનું માંસપણું છે એમ સમજ.'

આ જ પ્રકારની વાત મનુ મહારાજે કહી છે–

**માં સ ભક્ષયિતામુત્ર યસ્ય માંસમિહાદ્મ્યહમ્ ।**
**એતન્માંસસ્ય માંસત્વં પ્રવદન્તિ મનીષિણઃ ॥**
(૫/૫૫)

'હું અહીં જેનું માંસ ખાઉં છું એ પરલોકમાં મને (મારું માંસ) ખાશે.' માંસ શબ્દનો આવો અર્થ વિદ્વાનો કરે છે.'

આજે અહીં જે કોઈ પણ માણસ જે જીવનું માંસ ખાશે, કોઈક સમયે એ જ જીવ એનો બદલો લેવા માટે એના માંસને ખાનારો બનશે. જે માણસ જેને જેટલું કષ્ટ આપે છે સમય જતાં એણે પોતાના કરેલા કર્મના ફળસ્વરૂપે એ કષ્ટ એથીય વધુ માત્રામાં ચક્રવૃદ્ધિ વ્યાજના હિસાબે ભોગવવું પડે છે. આ સિવાય એ પણ યુક્તિસંગત વાત છે કે જેમ આપણને બીજા કોઈના દ્વારા

સતાવવાના કે મારવાના સમયે કષ્ટ થાય છે એવું જ સૌને થાય છે. પરપીડા મહાપાતક છે, પાપનું ફળ સુખ શી રીતે હોય? માટે ભીષ્મપિતામહ કહે છે–

**કુમ્ભીપાકે ચ પચ્યન્તે તાં તાં યોનિમુપાગતાઃ ।**
**આક્રમ્ય માર્યમાણાશ્ચ ભ્રામ્યન્તે વૈ પુનઃ પુનઃ ॥**

(મહા૦ અનુ૦ ૧૧૬/૨૧)

'માંસાહારી જીવો અનેક યોનિઓમાં જન્મ લેતાં લેતાં છેવટે કુમ્ભીપાક નામના નરકમાં યાતનાઓ ભોગવે છે અને અન્ય લોકો એમને બળજબરીથી ક્રૂર રીતે મારી નાખે છે અને આ રીતે તેઓ વારંવાર જુદી જુદી યોનિઓમાં ભટકતા રહે છે.'

(૫) ભગવાને સૃષ્ટિમાં જેવા જીવ બનાવ્યા છે એમના માટે એવા જ આહારની રચના કરી છે. માંસાહારી સિંહ, કૂતરા, વરુ વગેરેની આકૃતિ, એમના દાંત, પેઢાં, પંજા, નખ અને હાડકાં વગેરેની સાથે માણસની આકૃતિ અને એનાં દાંત, પેઢાં, પંજા, નખ અને હાડકાંની સરખામણી કરતાં એ સ્પષ્ટપણે જણાય છે કે માણસ માટે ખાવાલાયક અન્ન, દૂધ અને ફળો જ છે. જળચિકિત્સાનો પ્રસિદ્ધ આવિષ્કાર કરનાર લૂઈકૂને મહોદયે પણ કહ્યું છે કે 'માણસ માંસાહારી પ્રાણી નથી. એ તો માંસાહાર કરીને માણસની પ્રકૃતિના વિરુદ્ધ કાર્ય કરીને અનેક પ્રકારની વિપત્તિઓને નિમંત્રે છે.' માણસની પ્રકૃતિ સ્વાભાવિક રીતે જ સૌમ્ય છે, સૌમ્ય પ્રકૃતિના જીવો માટે અન્ન, દૂધ, ફળ વગેરે સૌમ્ય પદાર્થો જ સ્વાભાવિકપણે ખાવાલાયક પદાર્થો છે. ગાય, બકરી, કબૂતર વગેરે સૌમ્ય પ્રકૃતિનાં પશુ-પક્ષીઓ પણ માંસ ન ખાતાં ઘાસ, ચારો, દાણા વગેરે જ ખાય છે. માંસાહારી પશુ-પક્ષીઓની આકૃતિ સ્વાભાવિકપણે જ ક્રૂર અને ભયાનક હોય છે. સિંહ, વાઘ, બિલાડી, કૂતરા વગેરેને જોતાં જ આ તફાવત સ્પષ્ટ થઈ જાય છે. મહાભારતમાં કહ્યું છે –

**ઈમે વૈ માનવા લોકે નૃશંસા માંસગૃદ્ધિનઃ ।**
**વિસૃજ્ય વિવિધાન્ ભક્ષ્યાન્ મહારક્ષોગણા ઈવ ॥**
**અપૂપાન્ વિવિધાકારાન્ શાકાનિ વિવિધાનિ ચ ।**
**ખાણ્ડવાન્ રસયોગાન્ન તથેચ્છન્તિ યથામિષમ્ ॥**

(મહા૦ અનુ૦ ૧૧૬/૧-૨)

'ખેદની વાત છે કે જગતમાં ક્રૂર માણસો અનેક પ્રકારના પવિત્ર ખાવાલાયક પદાર્થોને છોડીને મોટા રાક્ષસોની જેમ માંસ માટે લોલુપ રહે છે, તેમજ જાતજાતની મીઠાઈઓ, ભાતભાતનાં શાક, ખાંડની બનેલી અને રસાળ વાનગીઓને પણ એટલી પસંદ નથી કરતા જેટલું માંસને પસંદ કરે છે.'

આથી એવું સિદ્ધ થઈ ગયું કે માંસ માણસનો આહાર છે જ નહિ.

(૬) ભોજનથી જ મન બને છે, 'જેવું ખાઈએ અન્ન એવું થાયે મન' એવી કહેવત પ્રસિદ્ધ છે. માણસ જેવા પશુ-પક્ષીઓનું માંસ ખાય છે એ જ પશુ-પક્ષીઓ જેવા ગુણો, આચરણ વગેરે એનામાં ઉપજે છે, એની આકૃતિ પણ એવી જ બની જાય છે. એનાથી એ આ જ જન્મે મનુષ્યને લાયક સ્વભાવથી ઘણું કરીને પતિત થઈને પશુસ્વભાવનો, ક્રૂર અને અમર્યાદિત જીવન જીવનારો બની જાય છે તથા મર્યા પછી એવી જ ભાવનાને લીધે તેમ જ પોતાનાં કર્મોનો બદલો ભોગવવા માટે એ જ પશુ-પક્ષીઓની યોનિઓને પામીને મોટું દુઃખ ભોગવે છે. ભીષ્મપિતામહ કહે છે–

**યેન યેન શરીરેણ યદ્યત્કર્મ કરોતિ યઃ ।**
**તેન તેન શરીરેણ તત્તત્ફલમુપાશ્નુતે ॥**

(મહા૦ અનુ૦ ૧૧૬/૨૭)

'પ્રાણી જે જે શરીરથી જે જે કર્મ કરે છે એ એ શરીરથી એવું જ ફળ પામે છે.'

આનાથી એ સિદ્ધ થાય છે કે માંસાહારી માણસ જે પશુ-પક્ષીઓનું માંસ ખાય છે, એવા જ પશુ-પક્ષી જેવો આગળ જતાં એ પોતે બની જાય છે.

(૭) જો આપણે કોઈ જીવના પ્રાણોને બચાવવાની શક્તિ નથી કેળવી શકતા, તો આપણને એમના પ્રાણ લેવાનો ખરેખર કોઈ અધિકાર નથી. જો પ્રાણ લઈએ છીએ તો તે એક રીતે મોટો અત્યાચાર અને પાપ છે. માંસાહારી ઉપર લખ્યા પ્રમાણે પોતે પ્રાણીવધ ન કરનારો હોય તો પણ પ્રાણીવધનો દોષી તો છે જ, કેમકે બીજી રીતે એ પોતે જ તો પ્રાણીહિંસામાં નિમિત્ત બને છે.

(૮) માંસાહારી માણસ નિર્દય થઈ જ જાય છે અને જેનામાં દયા નથી એના અધર્મી હોવામાં શું શંકા? માંસાહારી માણસ એ વાતને ભૂલી જાય છે કે 'માંસ ખાઈને હું કેટલું મોટું દયાવિહોણું કાર્ય કરી રહ્યો છું. મારી તો થોડી વાર માટે માત્ર ભૂખ મટે છે, પણ બિચારા પશુ-પક્ષીના પ્રાણ સદાને માટે ચાલ્યા જાય છે.' પ્રાણનાશ જેવું બીજું કયું દુઃખ છે? સંસારમાં સૌ પ્રાણીઓ પ્રાણનાશથી બીએ છે.

**અનિષ્ટં સર્વભૂતાનાં મરણં નામ ભારત ।**
**મૃત્યુકાલે હિ ભૂતાનાં સદ્યો જાયેત વેપથુઃ ॥**

(મહા૦ અનુ૦ ૧૧૬/૧૭)

'હે ભરતવંશી! મરણ સૌ જીવો માટે અનિષ્ટ છે, મરણ સમયે સૌ જીવો ઓચિંતાંનાં થથરી ઊઠે છે.'

જે માણસના હૃદયમાં દયા હોય છે, એ તો બીજાના દુઃખને જોઈ-સાંભળીને જ કંપી ઊઠે છે અને એનું દુઃખ દૂર કરવામાં પરોવાઈ જાય છે. પણ જે ક્રૂર હૃદયના માનવીઓ પાળી પેટને ભરવા તેમ જ જીભડીને સ્વાદ ચખાડવા માટે પ્રાણીઓનો વધ કરે છે એ તો સ્વાભાવિકપણે જ નિર્દયી છે. નિર્દયી માણસ ભગવાન પાસે કે બીજા બધા જીવો પાસે કદી દયાની માંગ કરી શકે નહીં.

દયાળુ માણસ જ સંકટના સમયે ઈશ્વરની તેમજ બીજા બધા જીવોની દયાનો પાત્ર હોય છે. ઘણા ખેદની વાત છે કે માણસો પોતે તો બીજાના દ્વારા જરાક જેટલું કષ્ટ પામતાં જ ગભરાઈ જતા હોય છે અને બૂમરાણ મચાવે છે, પણ નિર્દોષ મૂંગા જીવોને, ઈન્દ્રિયલોલુપતા, કુટેવ અને પ્રમાદવશ મારી કે મરાવીને ખાતાં ખમચાતા પણ નથી.

મનુષ્ય સૌ જીવોમાં બુદ્ધિમાન અને સ્વભાવે જ સૌનો ઉપકારી જીવ માનવામાં આવ્યો છે. જો એ પોતાના સ્વભાવને ભૂલીને નિર્દયતાપૂર્વક પશુ-પક્ષીઓની હિંસામાં આ રીતે મંડ્યો રહેશે તો બિચારા પશુ-પક્ષીઓનો સંસારમાં નિર્વાહ જ અઘરો થઈ જશે, માટે મનુષ્યે દયાળુ થવું.

**ન હિ પ્રાણાત્ પ્રિયતરં લોકે કિઞ્ચન વિદ્યતે ।**
**તસ્માદ્દયાં નરઃ કુર્યાદ્ યથાઽઽત્મનિ તથા પરે ॥**

(મહા૦ અનુ૦ ૧૧૬/૮)

'આ સંસારમાં પ્રાણ જેવી પ્રિય કોઈ બીજી વસ્તુ નથી, માટે માણસ જેમ પોતાના પર દયા કરે છે એ જ રીતે બીજાના પર પણ કરે.'

(૯) માંસાહાર સ્વાભાવિકપણે જ સ્વાસ્થ્યની હાનિ કરનાર છે, આ વાતને હવે તો યૂરોપના પણ ઘણાય વિદ્વાનો અને ડૉક્ટરો સ્વીકારવા માંડ્યા છે. આ સિવાય એક વાત એ પણ છે કે જે પશુ-પક્ષીઓનું માંસ માણસ ખાય છે, એમાંનાં જે પશુ-પક્ષીઓ રોગી હોય છે, એમના રોગના જીવાણુ માંસની સાથે જ માણસના

શરીરમાં પ્રવેશીને એને પણ રોગી બનાવી નાખે છે. ઇંગ્લેન્ડના એક પ્રસિદ્ધ ડૉક્ટરે લખ્યું હતું કે 'ઇંગ્લેન્ડમાં કેન્સરના રોગીઓ દિવસે-દિવસે વધી રહ્યા છે. માત્ર ઇંગ્લેંડમાં જ આ ભયાનક રોગથી ત્રીસ હજાર માણસો દર વર્ષે મરે છે. આ રોગ માંસાહારથી થાય છે. જો માંસાહાર આ જ ગતિએ વધતો રહ્યો તો એ વાતનો ડર છે કે ભવિષ્યનાં સંતાનોમાં અઢી કરોડ માણસો આ રોગના શિકાર હશે.'

માંસને પચવામાં ઘણીવાર લાગે છે, એટલે માંસાહારી માણસો ઘણું કરીને પેટની બીમારીઓથી પીડાતા રહે છે. આ સિવાય બીજા પણ ઘણી જાતના રોગ માંસાહારથી થાય છે. શાસ્ત્રોમાં પણ કહ્યું છે કે માંસાહારીઓનું આયુષ્ય ઘટી જાય છે.

**યસ્માદ્ ગ્રસતિ ચૈવાયુર્હિંસકાનાં મહાદ્યુતે ।**
**તસ્માદ્વિવર્જયેન્માંસં ય ઇચ્છેદ્ ભૂતિમાત્મનઃ ॥**

(મહા૦ અનુ૦ ૧૧૫/૩૩)

'હિંસાજનિત પાપ હિંસા કરનારાઓના આયુષ્યને નષ્ટ કરી નાખે છે, માટે પોતાનું કલ્યાણ ઇચ્છતા લોકોએ માંસાહાર ન કરવો.'

(૧૦) જોકે શાસ્ત્રોમાં ક્યાંક-ક્યાંક માંસનું વર્ણન આવે છે, પણ એમાં માંસ છોડવા વિશેનાં ઘણાં અસરકારક વાક્યો છે. લગભગ સઘળાં શાસ્ત્રોએ માંસાહારની નિંદા કરીને માંસ છોડવાને ઘણું ઉત્તમ જણાવ્યું છે. આવાં હજારો વચનો છે, એમાંનાં થોડાંક અહીં આપવામાં આવે છે–

મનુસ્મૃતિ–

**યોઽહિંસકાનિ ભૂતાનિ હિનસ્ત્યાત્મસુખેચ્છયા ।**
**સ જીવંશ્ચ મૃતશ્ચૈવ ન ક્વચિત્સુખમેધતે ॥**
**સમુત્પત્તિં ચ માંસસ્ય વધબન્ધૌ ચ દેહિનામ્ ।**
**પ્રસમીક્ષ્ય નિવર્તેત સર્વમાંસસ્ય ભક્ષણાત્ ॥**

(૫/૪૫, ૪૯)

'જે નિરપરાધી જીવોની પોતાના સુખની ઇચ્છાથી હિંસા કરે છે એ જીવતો કે મર્યા પછી પણ (ઇહલોક કે પરલોકમાં) ક્યાંય સુખ નથી પામતો. માંસની ઉત્પત્તિનો વિચાર કરીને પ્રાણીઓની હિંસા અને બંધન વગેરેના દુઃખને જોઈને મનુષ્યે બધી જાતના માંસાહારને છોડી દેવો.'

યમસ્મૃતિ –

**સર્વેષામેવ માંસાનાં મહાન્ દોષસ્તુ ભક્ષણે ।**
**નિવર્તને મહત્પુણ્યમિતિ પ્રાહ પ્રજાપતિઃ ॥**

'પ્રજાપતિનું કથન છે કે બધી જાતના માંસાહારમાં મોટો દોષ છે અને એનાથી બચવામાં મોટું પુણ્ય છે.'

મહાભારત અનુશાસનપર્વ –

**લોભાદ્વા બુદ્ધિમોહાદ્વા બલવીર્યાર્થમેવ ચ ।**
**સંસર્ગાદથ પાપાનામધર્મરુચિતા નૃણામ્ ॥**
**સ્વમાંસં પરમાંસેન યો વર્ધયિતુમિચ્છતિ ।**
**ઉદ્વિગ્નવાસો વસતિ યત્ર યત્રાભિજાયતે ॥**
**ઇજ્યાયજ્ઞશ્રુતિકૃતૈર્યો માર્ગૈરબુધોઽધમઃ ।**
**હન્યાજ્જન્તૂન્ માંસગૃધ્નુઃ સ વૈ નરકભાઙ્નરઃ ॥**

(૧૧૫/૩૫-૩૬, ૪૭)

**સ્વમાંસં પરમાંસેન યો વર્ધયિતુમિચ્છતિ ।**
**નાસ્તિ ક્ષુદ્રતરસ્તસ્માત્સ નૃશંસતરો નરઃ ॥**

(૧૧૬/૭)

**શુક્રાચ્ચ તાત સમ્ભૂતિર્માંસસ્યેહ ન સંશયઃ ।**
**ભક્ષણે તુ મહાન્ દોષો નિવૃત્ત્યા પુણ્યમુચ્યતે ॥**

(૧૧૬/૯)

'લોભથી, બુદ્ધિ મોહિત થઈ જવાથી અથવા પાપીઓનો સંસર્ગ કરવાથી બળ અને પરાક્રમની પ્રાપ્તિ માટે મનુષ્યોની (હિંસારૂપી) અધર્મમાં રુચિ થાય છે.'

'જે મનુષ્ય પોતાના માંસને બીજાના માંસથી વધારવા માંગે છે, એ જે યોનિમાં જન્મ ગ્રહણ

કરે છે ત્યાં દુ:ખી થઈને જ રહે છે.'

'જે અજ્ઞાની અને અધમ પુરુષ દેવપૂજા, યજ્ઞ તથા વેદોક્ત માર્ગનો આશરો લઈને માંસના લોભે જીવોની હિંસા કરે છે એ નરકોને પામે છે.'

'જે માણસ બીજા લોકોના માંસથી પોતાના માંસને વધારવા માંગે છે એનાથી વધીને કોઈ નીચ નથી, એ ઘણો નિર્દયી છે.'

'હે તાત! વીર્યથી માંસની ઉત્પત્તિ થાય છે એમાં કોઈ સંદેહ નથી (માટે આ ઘણો ઘૃણાસ્પદ પદાર્થ છે). એના આહારમાં મોટો દોષ છે અને એના ત્યાગથી પુણ્ય થાય છે.'

## માંસ ન ખાવાનું ફળ

મનુસ્મૃતિ–

**વર્ષે વર્ષેઽશ્વમેધેન યો યજેત શતં સમાઃ ।**
**માંસાનિ ચ ન ખાદેદ્ યસ્તયોઃ પુણ્યફલં સમમ્ ॥**
(૫/૫૩)

'જે સો વર્ષો સુધી દર વર્ષે અશ્વમેધ યજ્ઞ કરે છે અને જે કોઈ પણ જાતનું માંસ નથી ખાતો એ બેયને સરખું પુણ્ય મળે છે.'

મહાભારત અનુશાસનપર્વ –

**શરણ્યઃ સર્વભૂતાનાં વિશ્વાસ્યઃ સર્વજન્તુષુ ।**
**અનુદ્વેગકરો લોકે ન ચાપ્યુદ્વિજતે સદા ॥**
(૧૧૫/૨૮)

**અધૃષ્યઃ સર્વભૂતાનામાયુષ્માન્નીરુજઃ સદા ।**
**ભવત્યભક્ષયન્ માંસં દયાવાન્ પ્રાણિનામિહ ॥**
**હિરણ્યદાનૈર્ગોદાનૈર્ભૂમિદાનૈશ્ચ સર્વશઃ ।**
**માંસસ્યાભક્ષણે ધર્મો વિશિષ્ટ ઈતિ નઃ શ્રુતિઃ ॥**
(૧૧૫/૪૨-૪૩)

'માંસ ન ખાનાર અને પ્રાણીઓ પર દયા કરનાર મનુષ્ય સઘળા જીવોનું આશ્રયસ્થાન અને વિશ્વાસપાત્ર બની જાય છે; એનાથી સંસારમાં કોઈને ઉદ્વેગ નથી થતો કે ન એને કોઈનાથી ઉદ્વેગ થાય છે. એને કોઈ પણ ભય નથી ઉપજાવી શકતું, એ દીર્ઘાયુ હોય છે અને સદા નીરોગી રહે છે. માંસ ન ખાવાથી જે પુણ્ય થાય છે એના જેવું પુણ્ય ન તો સુવર્ણદાનથી થાય છે, ન ગોદાનથી કે ન ભૂમિદાનથી.'

ઉપરના વિશ્લેષણથી એ સિદ્ધ થઈ જાય છે કે માંસાહાર બધી રીતે ત્યજવા યોગ્ય છે. મારું નમ્ર નિવેદન છે કે જે ભાઈઓ પ્રમાદવશ માંસ ખાતા હોય એ આના પર સારી પેઠે વિચાર કરીને મનુષ્યત્વને નાતે, દયા અને ન્યાયને નાતે, શરીરના સ્વાસ્થ્ય અને ધર્મની રક્ષા કાજે તેમ જ ભગવાનની પ્રસન્નતા પામવા ખાતર, ઈન્દ્રિય-સંયમ કરીને માંસાહાર સર્વ રીતે છોડીને, સૌ જીવોને અભયદાન આપીને પોતે અભયપદ પામવાની યોગ્યતાનો લાભ મેળવે. જે ભાઈઓ મારી પ્રાર્થના પર ધ્યાન આપીને માંસાહારનો ત્યાગ કરશે એમનો હું આભારી રહીશ અને એમની ઘણી દયા માનીશ. મહાત્મા તુલાધાર શ્રીજાજલિમુનિને કહે છે–

**યસ્માન્નોદ્વિજતે ભૂતં જાતુ કિઞ્ચિત્ કથઞ્ચન ।**
**અભયં સર્વભૂતેભ્યઃ સ પ્રાપ્નોતિ સદા મુને ॥**
**યસ્માદુદ્વિજતે વિદ્વન્ સર્વલોકો વૃકાદિવ ।**
**ક્રોશતસ્તીરમાસાદ્ય યથા સર્વે જલેચરાઃ ॥**
**તપોભિર્યજ્ઞદાનૈશ્ચ વાક્યૈઃ પ્રજ્ઞાશ્રિતૈસ્તથા ।**
**પ્રાપ્નોત્યભયદાનસ્ય યદ્યત્ફલમિહાશ્નુતે ॥**
**લોકે યઃ સર્વભૂતેભ્યો દદાત્યભયદક્ષિણામ્ ।**
**સ સર્વયજ્ઞૈરીજાનઃ પ્રાપ્નોત્યભયદક્ષિણામ્ ।**
**ન ભૂતાનામહિંસાયા જ્યાયાન્ ધર્મોઽસ્તિ કશ્ચન ॥**
(મહા૰ અનુ૰ ૨૬૨/૨૪, ૨૫, ૨૮, ૨૯, ૩૦)

'હે મુનિવર! જે મનુષ્યથી કોઈ પણ પ્રાણીને કોઈ જાતનું કષ્ટ નથી પહોંચતું એને કોઈ પણ પ્રાણીનો ભય નથી રહેતો. જે રીતે વડવાનલથી ભયભીત થઈને સઘળા જળચર જીવો સમુદ્રના કિનારે એકઠા થઈ જાય છે એ

જ રીતે હે વિદ્વદ્વર! જે મનુષ્યથી વરુની માફક લોકો બીએ છે એ પોતે ભયને પામે છે.'

'અનેક જાતનાં તપ, યજ્ઞ અને દાનથી તેમ જ પ્રજ્ઞાયુક્ત ઉપદેશથી જે ફળ મળે છે એ જ ફળ જીવોને અભયદાન આપવાથી મળે છે.'

'જે મનુષ્ય આ સંસારના સઘળા પ્રાણીઓને અભયદાન આપે છે, એ સઘળા યજ્ઞોનું અનુષ્ઠાન કરી ચૂકે છે અને બદલામાં એને સૌ પાસેથી અભય મળે છે, માટે પ્રાણીઓને કષ્ટ ન આપવાથી વધીને કોઈ બીજો ધર્મ જ નથી.'

—★—

## ચિત્ત-નિરોધના ઉપાયો

એક ભાઈનો પ્રશ્ન છે, 'ચિત્ત ઘણું ચંચળ તેમ જ પ્રમાદી છે. એને કાબૂમાં રાખવું ઘણું કાઠું છે, જોકે શાસ્ત્રકારોએ એના નિરોધના અનેક ઉપાયો જણાવ્યા છે. એ ઉપાયોને વાંચવાનો, સાંભળવાનો અને સમજવાનો પ્રયત્ન પણ કરવામાં આવે છે તેમ જ એમાં જણાવેલા માર્ગ મુજબ સાધન કરવાનો થોડો-ઘણો પ્રયત્ન પણ કરવામાં આવે છે; પણ છતાંય મન સ્થિર નથી થતું, માટે એના નિરોધનો સુગમ ઉપાય શું છે?'

દુ:ખોની આત્યન્તિક નિવૃત્તિ તેમજ પરમાનંદની પ્રાપ્તિ માટે ચિત્તનો નિરોધ કરવો આવશ્યક છે. શ્રુતિ, સ્મૃતિ તથા શાસ્ત્રોમાં જણાવ્યા મુજબનાં સાધનો પ્રમાણે તત્પર થઈને પ્રયાસ કરવાથી એનો નિરોંધ થઈ શકે છે, પણ અસલ વાત તો એ છે કે સાધકગણ એ માટે જોઈએ તેટલો પ્રયત્ન તો કરતા નથી, માત્ર 'સુગમ ઉપાય' જ પૂછતા રહે છે. માટે જ ઘણા માણસોની લગભગ એ જ ફરિયાદ રહે છે કે મન સ્થિર નથી થતું. શાસ્ત્રકારોએ ચિત્ત-નિરોધના અનેક ઉપાયો જણાવ્યા છે. એમાંથી અમુકના માટે અમુક ઉપાય સુગમ હોય છે તો અમુકના માટે બીજો કોઈ. સ્વભાવની વિભિન્નતાને કારણે મહર્ષિઓએ અધિકારી-ભેદે અનેક જાતનાં સાધનોનો ઉલ્લેખ કર્યો છે. એમાંથી મને પોતાની સામાન્ય બુદ્ધિ અનુસાર જે જે સાધનો સુગમ જણાય છે, એમને જણાવવાનો પ્રયત્ન કરું છું.

સૌ પહેલાં તો એ વાતને ધ્યાનમાં રાખવાની જરૂર છે કે મન વશ થયા વિના એનો નિરોધ થવો કઠિન છે અને પવિત્ર થયા વિના મન વશ થવું કઠિન છે. માટે સૌ પહેલાં મનને શુદ્ધ બનાવવું. એની શુદ્ધિ માટે મહાત્માઓએ તેમ જ સ્વયં ભગવાને અનેક સાધનો જણાવ્યાં છે. મહર્ષિ પતંજલિએ સુખી પુરુષો સાથે મિત્રતા, દુ:ખીજનો પર દયા, પુણ્યાત્માઓને જોઈને પ્રસન્નતા અને પાપીઓ પ્રત્યે ઉદાસીનતા રાખવાને ચિત્ત-શુદ્ધિનું સાધન જણાવ્યું છે અને ચિત્ત શુદ્ધ થવાથી જ પ્રસન્નતા થાય છે. ત્યાર પછી ચિત્ત-નિરોધ.

**મૈત્રીકરુણામુદિતોપેક્ષાણાં સુખદુ:ખપુણ્યાપુણ્ય-વિષયાણાં ભાવનાતશ્ચિત્તપ્રસાદનમ્ ।**

(યોગસૂત્ર ૧/૩૩)

ભગવાન શ્રીકૃષ્ણે ગીતાના અધ્યાય ૫, શ્લોક ૧૧માં મનની શુદ્ધિ માટે આસક્તિ ત્યજીને કર્મ કરવાની આજ્ઞા આપી છે. બીજા સૌ સાધુ-મહાત્માઓએ પણ લગભગ આ જ પ્રમાણે કહ્યું છે.

આ બધાનું તારણ એ જ નીકળે છે કે સર્વ જીવોના હિતમાં રત રહીને નિરભિમાન તેમજ નિ:સ્વાર્થભાવે સૌના આત્માને સુખ પહોંચાડવું એ

જ અંતઃકરણની શુદ્ધિનો ઉત્તમ ઉપાય છે, પણ એનાથીય વધીને એક બીજો ઉપાય છે અને એ છે હરિનાં નામ-ગુણોનું કીર્તન.

**હરિર્હરતિ પાપાનિ દુષ્ટચિત્તૈરપિ સ્મૃતઃ।**
**અનિચ્છયાપિ સંસ્પૃષ્ટો દહત્યેવ હિ પાવકઃ॥**

(બૃ૦ નારદ૦ ૧/૧૧/૧૦૦)

'આપણી ઇચ્છા ન હોવા છતાં સ્પર્શ કરવાથી જે રીતે અગ્નિ ચોક્કસપણે દઝાડે છે, એ જ રીતે દુષ્ટચિત્તના મનુષ્યો દ્વારા પણ કરાયેલું હરિસ્મરણ પાપોને હરી લે છે.'

**અપિ ચેત્સુદુરાચારો ભજતે મામનન્યભાક્ ।**
**સાધુરેવ સ મન્તવ્યઃ સમ્યગ્વ્યવસિતો હિ સઃ ॥**
**ક્ષિપ્રં ભવતિ ધર્માત્મા શશ્વચ્છાન્તિં નિગચ્છતિ ।**
**કૌન્તેય પ્રતિ જાનીહિ ન મે ભક્તઃ પ્રણશ્યતિ ॥**

(ગીતા ૯/૩૦-૩૧)

'જો કોઈ ઘણો દુરાચારી પણ અનન્યભાવે મારો ભક્ત બનીને મને ભજે છે, તો એ સાધુ જ માનવા યોગ્ય છે; કેમકે એ ખરો નિશ્ચય કરનારો છે એટલે કે એણે દૃઢતાથી નિશ્ચય કરી લીધો છે કે પરમેશ્વરના ભજન જેવું બીજું કશુંય નથી. એ સત્વરે ધર્માત્મા થઈ જાય છે અને સદા રહેનારી પરમ શાન્તિને પામે છે; હે કૌન્તેય! તું નિશ્ચયપૂર્વક સત્ય જાણ કે મારો ભક્ત નાશ નથી પામતો.'

ઉપર કહેલાં સાધનોથી પાપોનો નાશ થઈ જતાં મન શુદ્ધ અને સ્વાધીન થઈ જાય છે. પછી એકાગ્ર અને નિરુદ્ધ થઈ જવું તો ઘણું જ સહજ છે. આ રીતે શુદ્ધ અને સ્વાધીન થયેલું મન પરમાનંદની પ્રાપ્તિને યોગ્ય બની જાય છે.

પહેલાં એ સમજી લેવાની જરૂર છે કે મનનું સ્વરૂપ શું છે? આ વિશે શાસ્ત્રકારોએ અનેક વાતો જણાવી છે.

મહર્ષિ પતંજલિએ પણ –

**પ્રમાણવિપર્યયવિકલ્પનિદ્રાસ્મૃતયઃ।**

(યોગસૂત્ર ૧/૬)

'પ્રમાણ, વિપર્યય (મિથ્યાજ્ઞાન), વિકલ્પ (કલ્પના), નિદ્રા અને સ્મૃતિ – ચિત્ત (મન)ની આ પાંચ વૃત્તિઓ જણાવી છે' એમના નિરોધનું નામ જ યોગ છે.

**યોગશ્ચિત્તવૃત્તિનિરોધઃ।** (યોગસૂત્ર ૧/૨)

કોઈ મહાત્માએ ચિત્તની ક્ષિપ્ત, વિક્ષિપ્ત, મૂઢ, એકાગ્ર અને નિરુદ્ધ – આ પાંચ અવસ્થાઓ જણાવી છે, જ્યારે કોઈકે કેવળ સંકલ્પને જ આનું સ્વરૂપ કહ્યું છે. પોતપોતાના સિદ્ધાંતો મુજબ સૌની માન્યતા બરાબર છે. માટે સારરૂપે એવું કહી શકાય કે સંકલ્પોનો આધાર એટલે કે સંકલ્પો જેમાં ઊભા થાય છે એનું નામ મન છે. સંકલ્પોનો આધાર હોવાને લીધે મનને સંકલ્પરૂપે પણ કહી શકાય. હવે વિચારણીય વિષય એ છે કે સંકલ્પોનો નિરોધ કયા સહજ અને સુગમ ઉપાયથી થઈ શકે છે. પણ એથીય પહેલાં એ જાણી લેવાની જરૂર છે કે સંકલ્પોના વારંવાર ઉત્પન્ન થવામાં તેમજ સાધન માટેની રુચિ ન થવામાં મુખ્ય હેતુ કયા છે? સાથે સાથે સાધનકાળમાં ઉપસ્થિત થનારાં વિઘ્નોને પણ સમજી લેવાં ઘણું જરૂરી છે.

આ વિઘ્નોના વિષયમાં મહર્ષિ પતંજલિ પોતાના યોગદર્શનમાં આ પ્રમાણે લખે છે–

**વ્યાધિસ્ત્યાનસંશયપ્રમાદાલસ્યાવિરતિભ્રાન્તિદર્શનાલબ્ધ-ભૂમિકત્વાનવસ્થિતત્વાનિ ચિત્તવિક્ષેપાસ્તેઽન્તરાયાઃ।**
**દુઃખદૌર્મનસ્યાઙ્ગમેજયત્વશ્વાસપ્રશ્વાસા વિક્ષેપસહભુવઃ।**

(યોગસૂત્ર ૧/૩૦-૩૧)

'રોગ, અકર્મણ્યતા, સંશય, પ્રમાદ (વ્યર્થ ક્રિયા), આળસ, વૈરાગ્યનો અભાવ, ભ્રમ, ચિત્તભૂમિની અપ્રાપ્તિ, ચિત્તનું અમુક ખાસ સમય સુધી સ્થિર ન રહેવું - આ નવ ચિત્તના

વિક્ષેપો છે કે જેમને અંતરાયો કહેવાય છે.'

'દુઃખ, ક્ષોભ, અંગોનું ફરકવું અને શ્વાસોનું આવવું-જવું - આ બધા ઉપર કહેલા નવ વિક્ષેપોની સાથે રહેનારા છે.' અન્ય શાસ્ત્રકારોનું પણ મહદ્અંશે લગભગ આવું જ કહેવું છે. આ બધાં વિઘ્નોમાં વ્યાધિ, અકર્મણ્યતા, પ્રમાદ, આલસ્ય, આસક્તિ અને સ્ફુરણા - આ છ મુખ્ય છે અને એમાં પણ આલસ્ય અને સ્ફુરણા ખાસ બાધક છે.'

અંતઃકરણમાં અનેક સંકલ્પોના ઉત્પન્ન થવામાં પૂર્વાર્જિત સંચિત તેમ જ પ્રારબ્ધ કર્મોના સંસ્કાર તથા કુટેવ અને વિષયોની આસક્તિ તથા સાધન પ્રત્યે રુચિ ન થવામાં પૂર્વકૃત પાપ-કર્મોનો સમુદાય તેમ જ સંશય, ભ્રમ અને અશ્રદ્ધા જ મુખ્ય હેતુ છે.

આસક્તિના નાશ માટે આ સંસારના અનિત્ય એવા નાશવંત અને ક્ષણભંગુર સઘળા પદાર્થો અને વિષયભોગોમાં દોષ તેમ જ દુઃખોને વારંવાર વિચારીને એમાં વૈરાગ્ય તેમ જ એમનો સારી પેઠે ત્યાગ કરવો.

પ્રારબ્ધ કર્મનો ક્ષય તો ઘણું કરીને ભોગથી જ થાય છે અને સંચિત કર્મોનો એટલે કે સઘળાં પાપોનો નાશ નિષ્કામભાવે દુઃખી માણસોની સેવા તથા ઈશ્વરના નામ-જપથી થાય છે.

કુટેવ, સંશય, ભ્રમ અને અશ્રદ્ધાના નાશ માટે સત્પુરુષોનો સંગ અને સત્-શાસ્ત્રોના વાંચન તેમ જ વિચારો જ ખાસ લાભજનક છે.

ચિત્તનિરોધના વિષયમાં ગીતા ૬/૩૪માં અર્જુને ભગવાન શ્રીકૃષ્ણને પૂછ્યું હતું. અર્જુનની શંકાનો સ્વીકાર કરીને એમણે એ જ ઉપદેશ આપ્યો કે જોકે મન ચંચળ અને અસ્થિર છે, છતાં અભ્યાસ અને વૈરાગ્યથી એ સ્થિર થઈ શકે છે.

**અસંશયં મહાબાહો મનો દુર્નિગ્રહં ચલમ્ ।**
**અભ્યાસેન તુ કૌન્તેય વૈરાગ્યેણ ચ ગૃહ્યતે ॥**

(ગીતા ૬/૩૫)

'હે મહાબાહો! નિઃસંદેહ મન ચંચળ તેમજ મુશ્કેલીથી વશ થનારું છે, છતાં પણ હે કુન્તીપુત્ર! એ અભ્યાસ અને વૈરાગ્ય વડે વશમાં થાય છે.' પછી સહજ રીતે જ એનો નિરોધ થઈ જાય છે.

મહર્ષિ પતંજલિનું પણ આ જ કથન છે—

**અભ્યાસવૈરાગ્યાભ્યાં તન્નિરોધઃ ।**

(યોગસૂત્ર ૧/૧૨)

'અભ્યાસ અને વૈરાગ્ય દ્વારા એનો નિરોધ થાય છે.'

સાંખ્યના રચયિતા ભગવાન કપિલે પણ અભ્યાસ અને વૈરાગ્યને ચિત્તનિરોધનું સાધન જણાવ્યું છે – **વૈરાગ્યાદભ્યાસાચ્ચ ।** (સાંખ્યસૂત્ર ૩/૩૬) બીજા સઘળા શાસ્ત્રકારોનો પણ આ વિષયમાં લગભગ આ જ મત છે. કોઈ ભક્તનું કહેવું છે –

**મન ફુરના સે રહિત કર, જૌને વિધિ સે હોય ।**
**ચહૈ ભક્તિ ચહૈ યોગ સે, ચહૈ જ્ઞાન સે હોય ॥**

'મનને સ્ફુરણા (ચાંચલ્ય) વિનાનું કર, ભલે જે પદ્ધતિથી થાય; ભલે જે એ ભક્તિથી, ભલે યોગથી કે ભલે જ્ઞાનથી થાય.'

ઉપર કહેલ વિશ્લેષણથી એ જ સિદ્ધ થાય છે કે અભ્યાસ અને વૈરાગ્ય એ જ ચિત્તનિરોધના ઉત્તમ ઉપાયો છે. માટે વિષયોમાં વૈરાગ્ય કરીને મનના નિરોધ માટે કટિબદ્ધ થઈને અભ્યાસ કરવો.

આ પ્રસંગે અભ્યાસ અને વૈરાગ્યનું સ્વરૂપ સમજી લેવાની જરૂર છે. ત્રિગુણાત્મક સંસારના વિષયભોગો અને સઘળા પદાર્થોમાં તૃષ્ણા અને આસક્તિના આત્યન્તિક અભાવનું નામ વૈરાગ્ય

છે. આ વિશે અન્ય શાસ્ત્રોની પણ લગભગ આ જ માન્યતા છે. અભ્યાસ એક વ્યાપક શબ્દ છે. એની વ્યાખ્યા વિસ્તૃત છે; પણ વિસ્તાર ન કરતાં કેવળ સાર વાતો જ જણાવવામાં આવે છે. આ બાબતમાં મહર્ષિ પતંજલિનું કહેવું છે – **તત્ર સ્થિતૌ યત્નોઽભ્યાસઃ।** (યોગસૂત્ર ૧/૧૩)

એટલે કે 'પરમાત્મા'માં સ્થિતિ માટેનો પ્રયત્ન કરવાનું નામ અભ્યાસ છે.

**સ તુ દીર્ઘકાલનૈરન્તર્યસત્કારાસેવિતો દૃઢભૂમિઃ।**
(યોગસૂત્ર ૧/૧૪)

'એ અભ્યાસ નિરંતર દીર્ઘકાળ સુધી આદરપૂર્વક કરાયેલો દૃઢભૂમિ (સ્થિતિ)નો થાય છે.' ભગવાન શ્રીકૃષ્ણે પણ લગભગ આવું જ કહ્યું છે–

**યતો યતો નિશ્ચરતિ મનશ્ચઞ્ચલમસ્થિરમ્।**
**તતસ્તતો નિયમ્યૈતદાત્મન્યેવ વશં નયેત્॥**
(ગીતા ૬/૨૬)

'આ સ્થિર ન રહેનારું અને ચંચળ મન જે-જે શબ્દાદિ વિષયના નિમિત્તે સંસારમાં વિચરે છે, તે-તે વિષયમાંથી રોકીને એને વારંવાર પરમાત્મામાં જ નિરુદ્ધ કરવું.' સઘળાં વિઘ્નોના નાશ અને મનની સ્થિરતા માટેનો સૌથી ઉત્તમ અને સહજ ઉપાય ઈશ્વરના નામનો જપ અને એમના સ્વરૂપનું ચિંતન જ છે. મહર્ષિ પતંજલિનું પણ આ જ કથન છે–

**ઈશ્વરપ્રણિધાનાદ્ વા।** (યોગસૂત્ર ૧/૨૩)

'ઈશ્વરની ભક્તિથી ચિત્તની વૃત્તિનો નિરોધ થાય છે.'

**તસ્ય વાચકઃ પ્રણવઃ।**
**તજ્જપસ્તદર્થભાવનમ્।**
**તતઃ પ્રત્યકચેતનાધિગમોઽપ્યન્તરાયાભાવશ્ચ।**
(યોગસૂત્ર ૧/૨૭-૨૯)

એટલે કે 'એ ઈશ્વરનું નામ ૐકાર છે. એ ઈશ્વરના નામનો જપ અને એમના સ્વરૂપનું ચિંતન કરવું. એનાથી સઘળાં વિઘ્નોનો અભાવ અને આત્માનો સાક્ષાત્કાર પણ થઈ જાય છે.'

**અનન્યચેતાઃ સતતં યો માં સ્મરતિ નિત્યશઃ।**
**તસ્યાહં સુલભઃ પાર્થ નિત્યયુક્તસ્ય યોગિનઃ॥**
(ગીતા ૮/૧૪)

એટલે કે 'હે પૃથાપુત્ર! જે માણસ મારામાં અનન્ય-ચિત્ત થઈને સદાય નિરંતર મુજ પુરુષોત્તમને સ્મરે છે, એ નિત્ય-નિરંતર મારામાં જોડાયેલા યોગીને માટે હું સુલભ છું એટલે કે એને સહજ રીતે મળી જાઉં છું.'

માટે ઈશ્વરના નામની જપ અને સ્વરૂપનું ચિંતન નિષ્કામભાવે નિત્ય-નિરંતર કરવું.

અભ્યાસની બાબતમાં બીજી પણ અનેક યુક્તિઓ શાસ્ત્રોમાં મળે છે. એમાંથી કોઈ એકને અનુસરીને સાધન કરવાથી મનનું સ્થિર થવું સંભવ છે. એમાંની કેટલીક મુખ્ય યુક્તિઓ આ મુજબ છે–

(૧) મન જ્યાં જાય ત્યાંથી પાછું વાળીને એને પોતાને અધીન કરીને પરમાત્મામાં પરોવવા કરતાં, મન જ્યાં જ્યાં જાય ત્યાં જ પરમાત્માના સ્વરૂપનું ચિંતન કરવું એથીય વધુ સહજ અને સુગમ ઉપાય છે. માટે ચિત્તની વૃત્તિઓનો નિરોધ કરવા માટે આ યુક્તિને કામે લગાડવાનો પ્રયાસ કરવો. ઈશ્વર બધી જગ્યાએ વ્યાપક છે જ, પોતાની સમજ અનુસાર શ્રદ્ધા અને પ્રેમથી એ પરમેશ્વરનું સઘળે ચિંતન કરવાથી ચિત્તની વૃત્તિઓનો નિરોધ થઈ જાય છે.

(૨) ભગવાન શિવ કે વિષ્ણુની અથવા તો પોતાને જે દેવ ઇષ્ટ જણાતા હોય એમની મૂર્તિ કે ચિત્રને સમ્મુખ રાખીને શ્રદ્ધા અને પ્રેમથી એ ભગવાનના મુખારવિંદ પર નેત્રોની વૃત્તિને સ્થિરપણે સ્થાપીને પોતાના પર ભગવાનની

અપાર દયા અને પ્રેમનો અનુભવ કરતો એ આનંદમય પરમેશ્વરના મુખકમળ પર મનરૂપી ભમરાને સ્થિરપણે સ્થાપવાથી પણ ચિત્તની વૃત્તિઓ એકાગ્ર થઈ નિરુદ્ધ થઈ શકે છે.

(૩) પ્રાતઃકાળે સૂર્યની સમ્મુખ ઊભા રહીને આંખો બીડીને સૂર્ય તરફ જોવાથી એક મોટો પ્રકાશનો પુંજ સર્વ તરફ સમભાવે જણાઈ આવે છે, એને ધ્યાનમાં રાખીને, એનાથી હજારો ગણો વધુ એક પ્રકાશનો પુંજ આકાશની જેમ સર્વ તરફ સમાનભાવે પરિપૂર્ણ થઈ રહ્યો છે, એ સિવાયનું બીજું કશું જ નથી, એ જ પરમાત્માનું તેજોમય સ્વરૂપ છે, આ રીતે સમજીને આખા સંસારને ભૂલીને એ તેજોમય પરમાત્માના સ્વરૂપમાં ચિત્તની વૃત્તિઓને પરોવવાથી પણ ચિત્ત સ્થિર થઈ શકે છે.

(૪) દધીચિ, ઋષભદેવ, જડભરત, શુકદેવજી વગેરે વિરક્ત મુનિઓના ચરિત્ર પ્રત્યે ધ્યાન જવાથી સ્વાભાવિકપણે જ વૈરાગ્યની પ્રાપ્તિ થાય છે. માટે જે વીતરાગ મુનિઓ છે, સંસારમાં જેમની આસક્તિ જરા પણ નથી, એવા જ્ઞાની મહાત્માઓનું ધ્યાન કરવાથી પણ ચિત્તમાં વૈરાગ્ય થઈને ચિત્તની વૃત્તિઓનો નિરોધ થઈ શકે છે. ચિત્તની વૃત્તિઓનો નિરોધ કરવાનો આ પણ એક સરળ ઉપાય છે. મહર્ષિ પતંજલિએ પણ કહ્યું છે –

**વીતરાગવિષયં વા ચિત્તમ્ ।** (યોગ૦ ૧/૩૭)

'અથવા વીતરાગ પુરુષોના ચિંતનથી ચિત્ત સ્થિર થાય છે.'

(૫) હૃદયદેશમાં એક સુષુમ્ણા નામની નાડી છે, એ જ નાડીમાં પરમાનંદ વિરાજમાન છે. ગીતામાં લખ્યું છે – **'સર્વસ્ય ચાહં હૃદિ સંનિવિષ્ટઃ'** 'હું સૌના હૃદયમાં રહેલો છું.' પરમાત્મા વિજ્ઞાનાનંદરૂપ છે, માટે એ નાડીમાં ચેતન અને આનંદની ભાવના કરવી. એ નાડીનો શરીરની સઘળી નાડીઓ સાથે સંબંધ છે. માટે એના બંધ થઈ જવાથી બધી નાડીઓ બંધ થઈ જાય છે. એ નાડીના ધબકારા સામાન્ય રીતે એક મિનિટમાં ૭૫થી ૮૦ માનવામાં આવ્યા છે. એ જ નાડીના ધબકારા પર આપણા હાથ અને મસ્તકની નાડીઓ ટકરાય છે. એના દરેક ધબકારા સાથે ૐનો જપ કરતાં કરતાં વિજ્ઞાનાનંદઘન પરમાત્માની ભાવના એ નાડીમાં કરવામાં આવે તો ચિત્તની વૃત્તિઓ સ્થિર થઈ પરમાત્માની પ્રાપ્તિ થઈ શકે છે. આ સાધન કંઈક આકરું જરૂર છે, પણ અવાજ વિનાના – જ્યાં બાધા જન્માવનારા અવાજો ન સંભળાય એવા – સ્થાનમાં એકાકી રહીને પ્રયત્ન કરવામાં આવે તો સિદ્ધ થઈ શકે છે. મહર્ષિ પતંજલિએ પણ લખ્યું છે–

**વિશોકા વા જ્યોતિષ્મતી ।** (યોગ૦ ૧/૩૬)

'અથવા શોકરહિત પ્રકાશમય ચિત્તની ખાસ અવસ્થા પણ મનને સ્થિર કરનારી હોય છે.' આ અવસ્થા ઉપર કહ્યા મુજબ સુષુમ્ણા નાડીમાં ધ્યાન કરવાથી પ્રાપ્ત થાય છે.'

(૬) જ્યાં બાધા ઉપજાવનારો બહારનો મોટો અવાજ ન સંભળાય એવા એકાંત અને પવિત્ર સ્થાનમાં સ્વસ્તિક વગેરે કોઈક આસનમાં એકલા સુખપૂર્વક બેસીને બેય આંગળીઓથી કાનોના બેય છિદ્રો બંધ કરીને પોતાની ભીતર આપમેળે થતા અનાહત નાદ સાંભળવામાં મન પરોવવું. પહેલાં તો એને અનેક પ્રકારના અવાજો સંભળાશે. આગળ જતાં ખિસ્સા-ઘડિયાળની ટક-ટક જેવો સૂક્ષ્મ અવાજ સંભળાશે, એની સંખ્યા એક મિનિટમાં લગભગ ૭૫થી ૮૦ જેટલી હોઈ શકે છે. એ નાદમાં 'રામ', 'શિવ' કે 'ૐ'ની ભાવના કરવાથી ભાવના મુજબ જ અવાજ

સંભળાવા માંડશે. એ નાદમાં બ્રહ્મની ભાવના કરવાથી ચિત્તની વૃત્તિઓનો નિરોધ થઈને મનુષ્યને વિજ્ઞાનાનંદઘન પરમાત્માની પ્રાપ્તિ થઈ જાય છે. આ સાધન દેખાવમાં કંઈક અઘરા જેવું જણાય છે, પણ રાત્રિના મધ્યભાગે કે વહેલી પહોરે તત્પર થઈને સાધન કરવાથી કંઈ ખાસ અઘરું નથી.

(૭) ભમરાના ગુંજારવની જેમ એકતાન ૐકારનો ધ્વનિ કરતાં કરતાં એમાં પરમેશ્વરના સ્વરૂપની ભાવના કરવાથી ચિત્તની વૃત્તિઓ પરમાત્મામાં સ્થિર થઈ શકે છે.

(૮) જે સ્વરૂપમાં પોતાની શ્રદ્ધા અને પ્રેમ હોય એનું ધ્યાન કરવાથી પણ ચિત્તની વૃત્તિઓ અટકી જાય છે. મહર્ષિ પતંજલિએ પણ કહ્યું છે–

**યથાભિમતધ્યાનાદ્ વા ।** (યોગ૦ ૧/૩૯)

'જેનું જે અભીષ્ટ હોય એમાં જ ધ્યાન કરવાથી પણ ચિત્તની એકાગ્રતા થઈને વૃત્તિઓનો નિરોધ થઈ શકે છે.'

(૯) ૐકારનું સ્મરણ કરતાં કરતાં શ્વાસને બહાર કાઢીને એને યથાશક્તિ સુખપૂર્વક બહાર જ વારંવાર સ્થિર કરવાથી અને એમાં પરમેશ્વરની ભાવના કરવાથી ચિત્તની વૃત્તિઓનો નિરોધ થાય છે. મહર્ષિ પતંજલિએ કહ્યું છે –

**પ્રચ્છર્દનવિધારણાભ્યાં વા પ્રાણસ્ય ।**

(યોગ૦ ૧/૨૪)

'અથવા પ્રાણોને બહાર કાઢવાથી અને રોકી રાખવાથી ચિત્તની વૃત્તિઓનો નિરોધ થાય છે.'

(૧૦) પવિત્ર એકાંત સ્થાનમાં સુખપૂર્વક આસનમાં બેસીને, નેત્રોને બંધ કરી અને બધી ઇન્દ્રિયોની વૃત્તિઓને વિષયોમાંથી વાળી લઈને, સઘળી કામનાઓ અને સંકલ્પોનો ત્યાગ કરીને વિજ્ઞાનાનંદઘન પરમાત્માનું ચિંતન કરવું. કોઈ સ્ફુરણા ચિત્તમાં થાય તો એ જ વખતે એને ત્યજી દેવી એટલે કે વૈરાગ્યયુક્ત ચિત્તથી સંસાર અને શરીરનું એ રીતે વિસ્મરણ કરી દેવું કે જાણે એ છે જ નહીં. આ રીતે કરવું જ વૈરાગ્યરૂપી શસ્ત્ર દ્વારા સંસારવૃક્ષને કાપવું છે. પણ ધ્યાન રાખવું કે શરીર અને સંસારનું વિસ્મરણ કરનારની વૃત્તિઓ પ્રકૃતિમાં લીન થઈને એને ઊંઘ આવવાનો ડર રહે છે. માટે શરીર અને સંસારનું વિસ્મરણ કરવાની સાથે સાથે વિજ્ઞાનાનંદઘન પરમાત્માનું ધ્યાન કરવું અને દૃઢતા સાથે એમાં સ્થિત રહેવું. આ જ એ પરમાત્માના સ્વરૂપનું શરણ છે. આ રીતે અભ્યાસ કરવાથી પરમાત્માના સ્વરૂપમાં ચિત્તની અચળ સ્થિતિ થઈ જાય છે.

(૧૧) વિવેક-બુદ્ધિ દ્વારા સામ, દામ, દંડ અને ભેદની નીતિથી મનને સમજાવવાથી પણ પરમાત્મામાં ચિત્તની એકાગ્રતા અને અચળ સ્થિતિ થઈને પરમાત્માની પ્રાપ્તિ થઈ શકે છે. આ પણ પરમાત્માની પ્રાપ્તિનો ઘણો ઉત્તમ ઉપાય છે.

(ક) મનને મિત્ર માનીને પ્રેમથી સમજાવવાનું નામ સામ-નીતિ છે. જેમ કોઈ સમજુ માણસ પોતાના ભોળા મિત્રને સમજાવે છે એ જ રીતે મનને પણ સમજાવવું કે વહાલા મિત્ર! તારો સ્વભાવ ચંચળ છે, તું વગર વિચાર્યે દરેક કામ કરે છે અને ફસાઈ જાય છે, એટલે ઘણું હેરાન થવું પડે છે. માટે તું મારી સલાહ વિના કોઈ કામ ન કર. વિચારી જો, જ્યારે જ્યારે તું મારી સમ્મતિ વિના ગયું છે ત્યારે મોટી વિપત્તિઓનો સામનો કરવો પડ્યો છે અને હજી કરવો પડે છે. માટે તારે પોતાની આ મૂઢતા અને ચંચળ સ્વભાવને છોડી દેવો. હે મન! જે સંસારના વિષયોને તું સુખસ્વરૂપ માનીને ચિંતન કરે છે, વાસ્તવમાં એમાં સુખનો છાંટોય નથી, ભ્રાન્તિને

કારણે જ તને એમાં સુખ જણાય છે. માટે તારે વિચારવું જોઈએ, નહીં તો આગળ જતાં ઘણો બધો પશ્ચાત્તાપ કરવો પડશે.

(ખ) મનને લોભ આપીને સમજાવવાનું કામ દામ-નીતિ છે. જેમકે - હે મન! વિષયોમાં જે સુખ છે એ દેશ અને કાળ દ્વારા પરિમિત હોવાને કારણે અનિત્ય અને ક્ષણભંગુર છે. જેમકે, સ્વાદિષ્ટ ભોજન જીભને ભાવે છે, કાન કે ચામડીને નહીં, અને તેય થોડાક સમય માટે, હંમેશાં નહીં. એ જ રીતે મનગમતા સંગીતથી કાનને તૃપ્તિ થાય છે; પણ જીભ કે નાક વગેરેને નહીં, અને તેય થોડાક સમય માટે જ. આથી એ સમજી લેવું કે દરેક સાંસારિક સુખ દેશ અને કાળ દ્વારા પરિમિત હોવાને લીધે નાશવંત અને ક્ષણભંગુર છે.

પરમાનંદ પરમાત્માની પ્રાપ્તિની સામે તો આ સાંસારિક સુખ સૂર્યની સામે આગિયા જેટલું પણ નથી. વિષયોમાં જે સાંસારિક સુખોની પ્રતીતિ થાય છે એ વાસ્તવમાં સુખ નથી, સુખનો આભાસ છે. કારણ કે, જ્યારે અસલ સુખ આવી મળે છે ત્યારે આ સાંસારિક સુખો, સૂર્યોદય થતાં તારાઓની માફક છુપાઈ જાય છે. આવા નાશવંત, ક્ષણભંગુર, સાંસારિક સુખો તરફથી વૃત્તિઓને વાળી લઈને નિત્ય શાંતિમય અને પરમાનંદમય સુખ માટે જ પ્રયાસ કરવો.

સાંસારિક સુખોની પ્રાપ્તિમાં જેટલો પરિશ્રમ થાય છે, પરમાનંદની પ્રાપ્તિમાં એટલો પરિશ્રમ પણ નથી. જેમ જેમ આનું રહસ્ય સમજમાં આવે છે તેમ તેમ સાધનકાળમાં પણ ઉત્તરોત્તર સાત્ત્વિક સુખની વૃદ્ધિ થતી જાય છે. માટે આ સાંસારિક ભોગો તરફથી પાછા વળીને તારે એ સાચા સુખની પ્રાપ્તિ માટે કટિબદ્ધ થઈને પરમાત્મામાં જ પોતાને જોડવું.

(ગ) જો મન સામ કે દામ-નીતિથી ન માને તો પછી એને દંડ-નીતિથી રોકવાનો પ્રયાસ કરવો. ભય દેખાડીને વશમાં કરવાનું નામ દંડ-નીતિ છે. જેવી રીતે રાજા શત્રુને ભય દેખાડીને એને પોતાને અધીન કરી લે છે, એ જ રીતે મનને પોતાને અધીન કરવું. જેમકે–

હે મન! જો તું સંસાર અને વિષયોનું ચિંતન કરીશ તો હું સઘળા ભોગો ત્યજીને વનમાં કે ગિરિ-ગુફામાં જઈને વ્રત-ઉપવાસ વગેરે તપથી વૃત્તિઓનું શમન કરીશ. ભૂખને લીધે મારા પ્રાણ ભલે જાય, એની પરવા નથી, પણ તારા મૂળને જરૂર ઉખાડીશ. સંસારના ચિંતનથી તારી અને મારી આટલી ભયંકર દુર્દશા થઈ છે અને થઈ રહી છે. મૂર્ખતા અને ચપળતાને કારણે તું આ વાતને સમજતું નથી. માટે યમ, નિયમ વગેરે સાધનો દ્વારા ભલે, ગમે તે રીતે તારા નાશ માટેનો ઉપાય કરવામાં આવશે. કેમકે જ્યારે હું ઈશ્વરનું ધ્યાન કરવા બેસું છું ત્યારે જ તું અનેક પ્રકારનાં સાંસારિક ચિત્રોને લાવીને ઉચાટ ઊભો કરીને મને ઈશ્વર-ચિંતનથી વંચિત કરી નાખે છે અને જ્યારે હું જપ કે પાઠ કરું છું ત્યારે તું એમાં સંસારના મિથ્યા કામોની આવશ્યકતા દેખાડીને જપ અને પાઠમાં ઉતાવળ કરાવે છે; જેમાં હું કૃતકાર્ય નથી થઈ શકતો. જ્યારે હું નિત્યકર્મ અને ઈશ્વરની ભક્તિને ધીરજ સાથે કરવા માંગું છું ત્યારે તું નિદ્રાનો આશરો લઈને મને મોહિત કરી નાખે છે. વિચારવાથી એવું લાગે છે કે તું જ મારો મોટો શત્રુ છે. માટે ભલે ગમે તે રીતે પણ તને વશ કરવું જરૂરી છે. કશું નહીં તો છેવટે આ દુઃખમય સંસારનું ચિંતન છોડીને જલદીથી અમૃતમય પરમાત્માનું ચિંતન કર, જેથી તારું-મારું બેયનું કલ્યાણ થાય.

(ઘ) પોતાના ઉદ્દેશ્યને સિદ્ધ કરવા માટે બે મિત્રો કે સંબંધીઓમાં પરસ્પર દોષ દેખાડીને એમનામાં ખટરાગ ઊભો કરાવવાનું નામ ભેદ-નીતિ છે. વિષય-ભોગોને કારણે મન અને ઇન્દ્રિયોની જે આપસની પ્રીતિ છે એને તોડવા માટે આ ભેદ-નીતિથી પણ કામ લેવું.

પહેલાં ઇન્દ્રિયોને સમજાવવી.

**મન લોભી મન લાલચી, મન ચંચલ મન ચોર ।**
**મન કે મતે ન ચાલિયે, પલક-પલક મન ઔર ॥**

હે ઇન્દ્રિયો! આ મન ઘણું ચંચળ, લોભી તેમ જ મૂર્ખ છે, મનની વાત સાંભળીને વિચાર્યા વિના હઠપૂર્વક કોઈ કામમાં ન લાગી જવું. જો કામ, ક્રોધ અને લોભના પંજામાં ફસાયેલા મનની વાત સાંભળીને જૂઠ, કપટ, ચોરી, વ્યભિચાર અને હિંસા વગેરે કર્મ કરવામાં આવશે તો આ લોક અને પરલોકનાં મોટાં દુઃખોનો સામનો કરવો પડશે. જેમકે જૂઠ, કપટ કરવાથી રાજદંડ, બેઇજ્જતી તેમ જ નરકની પ્રાપ્તિ થાય છે. એ જ રીતે ચોરી અને વ્યભિચાર વગેરે કરવાથી પણ ગાળ, માર, અપકીર્તિ અને રાજદંડ થાય છે અને પછી ઘોર નરકોની પ્રાપ્તિ થાય છે. માટે તમે જો પોતાનું હિત ચાહતા હો તો પાપાચાર અને વિષયોના સેવનનો ત્યાગ કરો તેમજ બુદ્ધિનો આશરો લઈને પોતાના કલ્યાણ માટે સદાચાર અને પરમેશ્વરની સેવા-પૂજા વગેરે કાર્યમાં જોડાઈ જાઓ.

મનને સમજાવવું કે આ ઇન્દ્રિયો પોતાનો સ્વાર્થ સાધવા તારી સહાયથી વિષયોનું સેવન કરે છે અને પોતાનો સ્વાર્થ સાધીને તને ઘણા મોટા દુઃખના ખાડામાં નાખી દે છે. જેમ જિહ્વા-ઇન્દ્રિયની પ્રેરણાથી કુપથ્યને પથ્ય માનીને એને ખાવામાં અને સ્પર્શેન્દ્રિયની પ્રેરણાથી સ્ત્રી-સહવાસના સમયે ક્ષણિક તેમજ નાશવંત વિષયસુખમાં આનંદનો અનુભવ થાય છે. પણ પરિણામે ઘણી જાતના રોગો વધીને અનેક પ્રકારની પીડા અને મોટા દુઃખોનો સામનો તેમજ સદાને માટે પશ્ચાત્તાપ કરવો પડે છે, તથા બળ, વીર્ય, તેજ, કીર્તિ, પુણ્ય અને આયુષ્યનો નાશ થઈ જાય છે. આવું જ બીજી બધી ઇન્દ્રિયોની બાબતમાં પણ સમજવું. કહેવાનું તાત્પર્ય એ છે કે ઇન્દ્રિયોને વશ થયેલો તું અનેક પ્રકારનાં પાપ કરીને નરકની ઘોર યાતનાનો પાત્ર બની જાય છે. માટે હે મન! તું જો અસાવધાનીને કારણે પોતાને નહીં સંભાળે તો કરોડો જીવોની જે દશા થાય છે એ જ દશા પોતાની થશે. આજે પશુ, પક્ષી, જંતુ વગેરે જીવો જે ઘોર કષ્ટ પામી રહ્યાં છે એ એમના મનુષ્ય-જન્મમાં સમજીને નહીં વર્તવાનું જ તો પરિણામ છે. માટે આ વખતે તું જો ચેતી જઈશ તો ઘણું ઉત્તમ, નહીં તો મોટું નુકસાન થશે. માટે તું સાવધાન થા. તેમજ મનુષ્યના અણમોલ જીવનની એક ક્ષણ પણ ફોગટ ન વિતાવ. મનુષ્ય-જીવનની એક પળ પણ ઈશ્વર-ચિંતન વિના વિતાવવી પોતાની જાતને મોતના મુખમાં ધકેલવા બરાબર છે. કેમકે, અંતકાળે માણસ જેનું ચિંતન કરતો કરતો જાય છે એને જ પામે છે. અને સદા જેનો અભ્યાસ કરે છે, ઘણું કરીને એનું જ અંતકાળે ચિંતન થાય છે. આથી એ સિદ્ધ થાય છે કે આ નાશવંત સંસારનું ચિંતન કરવું જ ફરી ફરીને મોતના મુખમાં પડવા બરાબર છે. માટે સંસારના ચિંતનને મૃત્યુ સમાન સમજીને એનાથી દૂર ખસી જઈને બધો વખત ઈશ્વરનું ચિંતન કરવું. વ્યવહાર-કાળમાં પણ જ્યારે સઘળી વૃત્તિઓ સંસારના પદાર્થો પ્રત્યે જાય, ત્યારે બધે ઈશ્વરનું જ ચિંતન કરવું. ગીતામાં કહ્યું છે–

**યો માં પશ્યતિ સર્વત્ર સર્વં ચ મયિ પશ્યતિ ।**
**તસ્યાહં ન પ્રણશ્યામિ સ ચ મે ન પ્રણશ્યતિ ॥**
(૬/૩૦)

'જે માણસ સઘળાં ભૂતોમાં સહુના આત્મારૂપ મુજ વાસુદેવને જ વ્યાપેલ જુએ છે અને સઘળાં ભૂતોને મુજ વાસુદેવની અન્તર્ગત જુએ છે, એને માટે હું અદશ્ય નથી હોતો અને એ મારે માટે અદશ્ય નથી હોતો.'

આ રીતે મનને સમજાવીને નિરંતર ભગવાનના ચિંતનમાં પરોવવાથી એ સ્થિર થઈ જાય છે અને સાધકને પરમાત્માની પ્રાપ્તિ થઈ જાય છે.



# મનુષ્ય-જીવનનો અમૂલ્ય સમય

મનુષ્ય-જીવનનો સમય અમૂલ્ય છે. સમયની કિંમત ન જાણવાને કારણે જ લોકોનો ઘણો-બધો વખત ફોગટ જ ચાલ્યો જાય છે, માટે જ આત્મકલ્યાણમાં વિલંબ થઈ રહ્યો છે. એવું કહી શકો છો કે કાયદાનો ધંધો કરનારા વકીલ-બેરિસ્ટર વગેરે તો સમયનો સદુપયોગ કરે જ છે, કેમકે તેઓ પોતાના સમયની દરેક મિનિટના પૈસા લે છે, પણ પૈસાથી મનુષ્ય-જીવનનું વાસ્તવિક ધ્યેય સિદ્ધ નથી થતું. જે માણસો પોતાના અણમોલ સમયને પૈસાની બદલીમાં વેચી મારે છે, પૈસાથી થનારા ભાવી દુષ્પરિણામને ન સમજવાને લીધે પૈસા ભેગા કરતા જાય છે અને જીવતાં સુધી એમાંથી કંઈક ભૌતિક સુખની પ્રાપ્તિ કરે છે, તેઓ વાસ્તવમાં કલ્યાણના માર્ગે જરાય અગ્રેસર નથી થતા.

મર્યા પછી એમણે ભેગું કરેલું ધન અહીં જ છોડી જવું પડે છે, એનાથી પણ એમને કશો લાભ નથી થતો; ઉપરથી એ શોક અને ચિંતાને વધારનારું જ હોય છે. માટે જેઓ ધન, માન વગેરેના મોલે પોતાના અમૂલ્ય સમયને વેચી નાખે છે તેઓ પોતાની સમજ પ્રમાણે બુદ્ધિમાન હોવા છતાં વાસ્તવમાં બુદ્ધિમાન નથી. બુદ્ધિમાન તો તેમને જ કહી શકાય કે જેઓ જીવનના અણમોલ સમયને અણમોલ કામોમાં ફાળવે છે, અને અણમોલ કામ પણ એને જ જાણવું કે જેનાથી અણમોલ વસ્તુની પ્રાપ્તિ થાય. એ અણમોલ વસ્તુ છે—પરમાત્માના તત્ત્વજ્ઞાનથી થનારી આત્મોન્નતિની ચરમ સીમા - પરમેશ્વરના સ્વરૂપની પ્રાપ્તિ; આને જ બીજા શબ્દોમાં પરમ પદની પ્રાપ્તિ અથવા મુક્તિ પણ કહે છે.

દુઃખની વાત છે કે ઘણા ભાઈઓ તો એવા છે કે જેઓ પોતાના સમયને ચોપાટ, પત્તાં, શેતરંજ વગેરે રમવામાં, સાંસારિક ભોગોમાં તેમજ ઊંઘ, આળસ અને પ્રમાદમાં ફોગટ જ વિતાવી નાખે છે. ઘણા એવા મૂઢ છે જેઓ જીવનના અણમોલ સમયને ચોરી, વ્યભિચાર, જૂઠ, કપટ વગેરે કુકર્મોમાં વિતાવીને આ લોક અને પરલોક બેથીય ભ્રષ્ટ થઈને દુઃખ વેઠે છે; અને ઘણા એવા છે જેઓ સુલ્ફો (કોરી તમાકુ ભરેલી ચલમ), ગાંજો, કોકિન અને મદિરા વગેરે માદક દ્રવ્યોના સેવનમાં સમય વેડફીને નરક ભોગવે છે. આ સમયનો ઘણો દુરુપયોગ છે.

ઉચિત તો એ છે કે આપણો દરેક શ્વાસ શ્રીભગવાનના સ્મરણમાં જ વીતે. એક ક્ષણ પણ ફોગટ ન જાય. એટલે એને પાપ અને પ્રમાદમાં વિતાવવી તો ઘણી જ મૂર્ખતા છે. અસલમાં વાત એમ છે કે સમયની ઉપયોગિતા આપણે લોકો હજી સમજ્યા નથી. જેમ પૈસાની ઉપયોગિતા

સમજી છે, એમ જ જો સમયની ઉપયોગિતા સમજી હોત તો ભૂલથીય આપણો એક ક્ષણનો સમય ઈશ્વર-સ્મરણ વિના ન વીતત. આપણે ભાડાની મોટરમાં બેસીને ક્યાંક જઈએ છીએ અને રસ્તામાં કોઈ સજ્જન સાથે વાતો કરવા માટે મોટરને રોકવી પડે છે તો એ વખતે આપણે એમની સાથે સારી રીતે વાત કરવા નથી માંગતા, કેમકે, આપણી નજર તો દર મિનિટે વધતા જતા ચાર્જ કરનારા મોટરના મીટર પર મંડાયેલી હોય છે. આ પૈસાની ઉપયોગિતા સમજવા માટેનો દાખલો છે. દર મિનિટે ઉમેરાતા ચાર્જથી પણ આપણે સમયની ઉપયોગિતાને વધારે નથી સમજતા. આપણા માટે ઉચિત તો એ છે કે જેમ મોટરમાં બેસીને કોઈની સાથે વાત કરતી વખતે આપણું મન પૈસામાં લાગેલું રહે છે, એ જ રીતે સંસારનું દરેક કાર્ય કરતી વેળાએ અમૂલ્ય જીવનની એક એક ક્ષણ મુખ્યપણે શ્રદ્ધા અને પ્રેમ સાથે પરમ પ્રેમાસ્પદ પરમાત્માના ચિંતનમાં જ જોડી દેવી જોઈએ.

આ રીતે ચિંતન કરતાં-કરતાં ભગવાનની દયાથી કોઈ પણ ક્ષણે આપણને ભગવત્પ્રાપ્તિ થઈ શકે છે. જે ક્ષણે ભગવત્પ્રાપ્તિ થાય છે, એ જ ક્ષણનું જીવન અત્યંત અમૂલ્ય છે. એ વખતની તુલના કશાની સાથે ય કરી શકાય નહીં. પણ એવો વખત શ્રદ્ધા અને પ્રેમપૂર્વક ચિંતન કરવાથી જ પ્રાપ્ત થાય છે. માટે આપણે શ્રદ્ધા અને પ્રેમપૂર્વક સર્વવ્યાપી સર્વશક્તિમાન પરમેશ્વરના સ્વરૂપનું સદા સદાય ચિંતન કરવાનો અભ્યાસ કરવો. આમ કરવાથી આપણો બધો સમય અમૂલ્ય બની જશે. જો પ્રેમ અને શ્રદ્ધાની ઊણપને કારણે જીવનભરમાં ભગવત્પ્રાપ્તિ ન પણ થઈ, તો પણ કશી ચિંતા નથી, કેમકે અભ્યાસના બળે અંતકાળે તો ભગવાનના સ્વરૂપનું ચિંતન જરૂર થશે જ, અને ગીતામાં ભગવાન સ્વયં કહે છે કે જે અંતકાળે મારું ચિંતન કરતો કરતો શરીર છોડે છે એ જરૂર મને પામે છે, એમાં કોઈ સંશય નથી.

**અન્તકાલે ચ મામેવ સ્મરન્મુક્ત્વા કલેવરમ્ ।**
**યઃ પ્રયાતિ સ મદ્ભાવં યાતિ નાસ્ત્યત્ર સંશયઃ ॥**
(૮/૫)

'જે માણસ અંતકાળેય મને જ સ્મરતો-સ્મરતો શરીર છોડીને જાય છે. એ મારા સાક્ષાત્ સ્વરૂપને પામે છે, એમાં સહેજ પણ સંશય નથી.'

પણ ખેદની વાત છે કે આપણે ઈશ્વરના ભજનની કિંમત કોડી જેટલી પણ નથી ગણતા. માનો કે એક માણસ આખા વર્ષમાં આઠ હજાર એકસો રૂપિયા કમાય છે, એ જો રોજગાર છોડીને* ભજન કરે તો એનું પણ એ ભજન કોડીઓ કરતાં સસ્તું પડે છે.

વાર્ષિક ૮૧૦૦/- રૂપિયાના હિસાબે એક મહિનાના ૬૭૫/- રૂપિયા, એક દિવસના ૨૨-૫૦/-, એક કલાકના પોણા ચોરાણુ પૈસા અને એક મિનિટનો દોઢ પૈસો થાય છે. એક પૈસાની વધુમાં વધુ સાઠ કોડી માનીએ. ઈશ્વરનું નામ-સ્મરણ એક મિનિટમાં ઓછામાં ઓછું એકસો વીસ વાર કરવામાં આવે એટલે કે એક સેકંડમાં બે નામ લેવામાં આવે તો પણ એ કોડીઓ કરતાં મંદું પડે છે. જ્યારે ૮૧૦૦/- વાર્ષિક કમાનાર કરતાં ભજનની કિંમત કોડીઓથી મંદી પડે છે, તો પછી હજાર-પાંચસો રૂપિયા વાર્ષિક કમાનારની ગણતરી જ શું કરવાની?

કંચન, કામિની, માન, મોટાઈ અને

* વાસ્તવમાં રોજગારને સાવ છોડાવવાનો અમારો અભિપ્રાય નથી, કેવળ ભજનનો મહિમા બતાવવા માટે લખવામાં આવ્યું છે. ઉત્તમ વાત તો એ છે કે મુખ્ય વૃત્તિથી પરમાત્માને સ્મરણમાં રાખતો ગૌણી વૃત્તિથી વ્યવહાર કરે.

પ્રતિષ્ઠાની આસક્તિમાં ફસાઈને જેઓ પોતાનો અમૂલ્ય સમય વિતાવે છે, એમનો એ સમય અને પરિશ્રમ તો ફોગટ જાય જ છે, એ સિવાય એમના આત્માનું પણ પતન થાય છે.

ધનની આસક્તિમાં ફસાયેલો લોભી માણસ અનેક પ્રકારના અનર્થ કરીને ધન કમાય છે. ધન કમાવવામાં અને એનું રક્ષણ કરવામાં ઘણો ક્લેશ અને પરિશ્રમ પહોંચે છે. એને ખરચવામાં પણ ઓછું દુઃખ નથી થતું અને વળી ધનને ત્યજીને જતી વેળાએ તો ધનાસક્ત જીવને દેહ ત્યાગવા કરતાંયે વધુ દુઃખ થાય છે. જેમ નિર્ધન માણસ ધન-ઉપાર્જનની ચિંતા કરે છે અને ઋણી ઋણ ચૂકવવા માટે વ્યાકુળ રહે છે એ જ રીતે ધનવાન માણસ ધનની રક્ષા માટે વ્યાકુળ રહે છે.

વાસ્તવમાં ધન કમાવવાની લાલસા આત્માનું પતન કરનારી છે, એ જ રીતે સ્ત્રી-સંગની ઇચ્છા એનાથીય વધુ આત્માનું પતન કરે છે. પરસ્ત્રી-ગમનની તો વાત જ શું કરવી, એ તો ઘણું જ નિંદનીય અને ઘોર નરકમાં લઈ જનારું કર્મ છે, પણ પોતાની સાથે પરણેલી સ્ત્રીનો સહવાસ પણ શાસ્ત્ર-વિપરીત હોય તો ઓછો નુકસાનકારક નથી નીવડતો. આસક્તિને લીધે શાસ્ત્ર-વિપરીત થવું મામૂલી વાત છે. જ્યારે સાધન કરનારા બુદ્ધિશાળી પુરુષની ઇન્દ્રિયો પણ બળપૂર્વક મનને વિષયોમાં જોડી દે છે તો પછી સાધન-રહિત વિષયાસક્ત પામર મૂર્ખાઓનું તો પતન થવું કઈ મોટી વાત છે?

જેમ મૂર્ખ રોગી સ્વાદને વશ થયેલો કુપથ્ય કરીને મરી જાય છે, એ જ રીતે કામી પુરુષ સ્ત્રીનું અનુચિત સેવન કરીને પોતાનો વિનાશ કરી નાખે છે. વિલાસિતાની બુદ્ધિ રાખીને સ્ત્રીનું સેવન કરવાથી કામોદ્દીપન થાય છે અને કામનો વેગ વધવાથી બુદ્ધિનો નાશ થઈ જાય છે, કામથી મોહિત થયેલો નષ્ટબુદ્ધિનો માણસ ગમે તેવું વિપરીત આચરણ કરી નાખે છે, જેથી એનું બધી રીતે પતન થઈ જાય છે. સ્ત્રીના સેવનથી બળ, વીર્ય, બુદ્ધિ, તેજ, ઉત્સાહ, સ્મૃતિ અને સદ્ગુણોનો નાશ થઈ જાય છે તેમજ શરીરમાં ઘણી જાતના રોગો વધીને માણસ મરણની નજીક પહોંચી જાય છે; તથા આ લોકમાં સુખ, કીર્તિ અને ધર્મ ખોઈને નરકમાં જઈ પડે છે. આ જ આત્માનું પતન છે, માટે જ સાધુઓ કંચન અને કામિનીનો ભીતર તેમજ બહારથી બધી રીતે ત્યાગ કરી દે છે. વાસ્તવમાં ભીતરનો ત્યાગ જ અસલ ત્યાગ છે, કેમકે, મમતા, અભિમાન અને આસક્તિ વિનાનો ગૃહસ્થ માણસ ન્યાયુક્ત કંચન અને કામિનીની સાથે સંબંધ રાખવા છતાં પણ ત્યાગી જ માનવામાં આવ્યો છે.

માન, મોટાઈ અને પ્રતિષ્ઠાની જાળમાં તો અચ્છા-અચ્છા સાધક પણ ફસાઈ જાય છે. માન-મોટાઈ-પ્રતિષ્ઠાની ઇચ્છા સાધનપથમાં પણ દૂર સુધી મનુષ્યનો કેડો નથી મૂકતી. શરૂઆતમાં તો એ અમૃત જેવી જણાય છે, પણ પરિણામે વિષથી પણ વધારે છે. અજ્ઞાનને લીધે એ ઘણા બધા સારા-સારા પુરુષોના ચિત્તને ડામાડોળ કરી મૂકે છે.

સાધક પુરુષો પણ મોહને લીધે એવું માની બેસે છે કે મારી પૂજા અને પ્રતિષ્ઠા કરનારા પવિત્ર થાય છે, એનાથી મને કશું નુકસાન નથી. પણ આવું માનનારાઓની બુદ્ધિ એમને દગો દે છે અને તેઓ મોહ-જાળમાં ફસાઈને સાધનપથથી પડે છે. ઘણા લોકો તો માન-મોટાઈ-પ્રતિષ્ઠાની ઇચ્છા માટે જ ઈશ્વરભક્તિ, સદાચાર અને લોક-સેવા વગેરે ઉત્તમ કર્મમાં પ્રવૃત્ત થાય છે.

બીજા કે જેઓ જિજ્ઞાસુ છે એટલે કે

પોતાના આત્માના કલ્યાણના ઉદ્દેશ્યથી ભક્તિ, સદાચાર અને લોક-સેવા વગેરે ઉત્તમ કર્મ કરે છે તેઓ પણ માન-મોટાઈ-પ્રતિષ્ઠા પામીને લપસી જાય છે અને એમના ધ્યેયનું પરિવર્તન થઈ જાય છે. ધ્યેય બદલાઈ જવાથી માન-મોટાઈ-પ્રતિષ્ઠા માટે જ એમનાં સૌ કામ થવા માંડે છે અને જૂઠ, કપટ, દંભ અને ઘમંડને એમના હૃદયમાં સ્થાન મળી જાય છે, એના લીધે એમનું પણ પતન થઈ જાય છે.

અમુક જે સારા સાધકો હોય છે એમનું ધ્યેય તો નથી બદલાતું, પણ સ્વાભાવિક રીતે જ મનને ગમતું હોવાને લીધે માન, મોટાઈ અને પ્રતિષ્ઠાની જાળમાં ફસાઈને તેઓ પણ ઉત્તમ માર્ગે જતાં અટકી જાય છે. આજકાલ જેઓ સાધુ, મહાત્મા, ભક્ત અને જ્ઞાની માનવામાં આવે છે, એમાંના અમુક જ એવા વિરલા હશે જે આવી જાળમાં ન ફસાયા હોય.

પામર અને વિષયાસક્ત પુરુષોને તો આ માન, મોટાઈ અને પ્રતિષ્ઠા અમૃત સમાન દેખાય જ છે; પણ બુદ્ધિશાળી સાધક પુરુષને પણ એ દેખાવમાં અમૃત સમાન જણાય છે. પણ બુદ્ધિશાળી સાધક તત્ત્વજ્ઞાની અને વિરક્ત પુરુષોના સંગને પ્રતાપે વિચાર-બુદ્ધિ દ્વારા પરિણામે વિષ જેવું સમજીને એમને નથી ચાહતા.

આમાંથી પણ જેઓ મલાજો જાળવવાને લીધે ફસાઈને કે મનના ફોસલાવવાના કારણે માન, મોટાઈ અને પ્રતિષ્ઠાને સ્વીકારી લે છે, તેઓ પણ ઘણું કરીને પતન પામે છે.

જેઓ ઉચ્ચ શ્રેણીના સાધકો છે અને જેમને આ બધામાં ખરો વૈરાગ્ય ઉત્પન્ન થઈ ચૂક્યો છે, એવા વિરક્ત પુરુષોની આ બધામાં પ્રત્યક્ષ ઘૃણા થઈ જાય છે. માટે એ લોકો આ બધાથી ઉપરામ થઈ જાય છે. જેમ મદિરા અને માંસનું સેવન ન કરનારના ચિત્તની વૃત્તિઓ તે તરફ સ્વાભાવિકપણે જ નથી જતી, એ જ રીતે એ વિરક્ત પુરુષોના ચિત્તની વૃત્તિઓ માન, મોટાઈ, પ્રતિષ્ઠા તરફ નથી જતી. બુદ્ધિશાળી રોગી જેમ કુપથ્યથી ડરે છે એ જ રીતે વિરક્ત પુરુષો એમના સંસર્ગ અને સેવનથી (મરણની જેમ) ડરે છે. જ્યાં માન, મોટાઈ, પ્રતિષ્ઠા હોય છે ત્યાં પહેલાં તો લગભગ એ લોકો જતા જ નથી, અને જો જાય છે તો એ બધાને સ્વીકારતા નથી. કોઈ પરાણે માન, મોટાઈ, પ્રતિષ્ઠા આપી દે છે તો એમના હૃદયમાં એ બધાં ખટકે છે.

જેઓ જ્ઞાની છે એટલે કે ઈશ્વરના તત્ત્વજ્ઞાનથી જેમને પરમ વૈરાગ્ય અને પરમ ઉપરામતા મળી ચૂકી છે, એમની બાબતમાં તો કશું લખવાનું રહેતું જ નથી. એ તો સમુદ્રની જેમ ગંભીર, નિર્ભય અને ધીર હોય છે. માન, મોટાઈ, પ્રતિષ્ઠાને તો તેઓ ઇચ્છતા જ નથી, જો પરાણે કોઈ આપી દે છે તો તેઓ એટલા ઉપરામ હોય છે કે શ્રીશુકદેવજીની જેમ તેઓ એમની પરવા જ નથી કરતા.

જ્યારે એમની દૃષ્ટિમાં પરમાત્મા સિવાય સંસાર જ નથી તો પછી રાગ, વૈરાગ્ય, માન, અપમાન, નિંદા, સ્તુતિને સ્થાન જ ક્યાં છે! એ પુરુષોને છોડીને કોઈક વિરલો પુરુષ જ હશે માન, મોટાઈ, પ્રતિષ્ઠાને પામીને ચ્યુત થતો નથી.

માટે કંચન, કામિની, માન, મોટાઈ અને પ્રતિષ્ઠાના મોહમાં ફસાઈને પોતાના મનુષ્ય-જીવનના અમૂલ્ય સમયને ફોગટ ખોઈને આત્માનું પતન ન કરવું.

મનુષ્ય-જીવનનો એક એક શ્વાસ એવો અણમોલ છે કે જેની પ્રશંસા ન થઈ શકે, કેમકે,

ઈશ્વરકૃપાના પ્રભાવથી ઉત્તમ દેશ, કાળ અને સત્સંગને પામીને એક ક્ષણમાં પણ પરમપદને પામી શકે છે. કોઈ કવિએ પણ કહ્યું છે -

**ઐસે મહઁગે મોલ કા એક સ્વાસ જો જાય ।**
**તીન લોક નહિં પટતરે કાહે ધૂરિ મિલાય ॥**

મનુષ્યના જીવનનો સમય ઘણો અમૂલ્ય છે. એક એક શ્વાસ પર હજારો રૂપિયા ખર્ચ કરવાથી પણ એક શ્વાસનો સમય નથી વધી શકતો. રૂપિયા ખર્ચ કરવાથી સમય મળી શકતો હોત તો રાજા-મહારાજા કોઈ ન મરત.

પૈસાથી જ નહીં, રત્નોના મોલે પણ મનુષ્ય-જીવનનો સમય આપણને નથી મળી શકતો. માટે આવા અમૂલ્ય સમયને જે ફોગટ ખોઈ નાખશે એણે જરૂર પશ્ચાત્તાપ કરવો પડશે. આ ક્ષણભંગુર પરિવર્તનશીલ સંસારના સઘળા પદાર્થો જીર્ણતા અને નાશને પ્રાપ્ત થતા થતા ક્ષણે ક્ષણે આપણને ચેતવણી આપી રહ્યા છે, પણ આપણે નથી ચેતતા.

દર સેકંડે ટિક ટિક કરતી ઘડિયાળ આપણને સમય બતાવે છે, પણ આપણે ધ્યાન નથી આપતા. આપણા શરીરનાં નખ, રૂંવાટાં અને અવસ્થાઓનું પરિવર્તન, ઇન્દ્રિયોનો હ્રાસ તેમજ બીમારીઓની ઉત્પત્તિ આપણને સમયે સમયે મૃત્યુનું સ્મરણ કરાવે છે તો પણ આપણે સાવધાન નથી થતા. આનાથી મોટું બીજું કયું આશ્ચર્ય હશે?

આપણે માયારૂપી મદિરા પીને એવા મોહિત થઈ ગયા છીએ કે એનો નશો કદી ઊતરતો જ નથી. સંત કવિઓએ પણ આપણને ઓછી ચેતવણી નથી આપી, પણ આપણે કોઈની પરવા જ નથી કરતા, પણ આપણે કોઈની પરવા જ નથી કરતા, પછી આપણું કલ્યાણ કેમ કરીને થાય?

નારાયણ સ્વામી કહે છે -

**દો બાતન કો ભૂલ મત જો ચાહત કલ્યાન ।**
**નારાયણ ઈક મૌત કો દૂજે શ્રીભગવાન ॥**

શ્રી કબીરદાસનાં વચનો તો ચેતવણીથી ભર્યાં પડ્યાં છે –

**કબીર નૌબત આપની દિન દસ લેહુ બજાય ।**
**યહ પુર પટ્ટન યહ ગલી બહુરિ ન દેખો આય ॥**
**આજકલ કી પાઁચ દિન જંગલ હોગા બાસ ।**
**ઊપર ઊપર હલ ફિરૈં ઢોર ચરૈંગે ઘાસ ॥**
**મરહુગે મરિ જાઓગે કોઈ ન લેગા નામ ।**
**ઊજડ઼ જાય બસાઓગે છાઁડિ બસંતા ગામ ॥**
**હાડ઼ જલૈ જ્યોં લાકડ઼ી કેસ જલૈ જ્યોં ઘાસ ।**
**સબ જગ જલતા દેખકર ભયા કબીર ઉદાસ ॥**
**કબિરા સૂતા ક્યા કરૈ જાગો જપો મુરારિ ।**
**એક દિના હૈ સોવના લંબે પાઁવ પસારિ ॥**

જ્યારે કબીર જેવા સંતની ચેતવણી સાંભળીને પણ આપણી અજ્ઞાન-નિદ્રા ભાંગતી નથી તો બીજાઓની તો આપણે સાંભળીએ જ શું?

કર્તવ્યને ભૂલીને ભોગ, પ્રમાદ, આળસ અને સાંસારિક સ્વાર્થસિદ્ધિમાં મોહિત થઈને તલ્લીન થઈ જવું જ નિદ્રા છે.

ચરાચર જીવો ઈશ્વરનો અંશ હોવાને લીધે તેઓ ઈશ્વરનું સ્વરૂપ જ છે. આ રીતે સમજીને એમના હિતમાં રત થઈને એમની સેવા કરવી અને સર્વવ્યાપી વિજ્ઞાનાનંદઘન પરમાત્માના તત્ત્વને જાણીને એમને કદી ન ભૂલવા એ જ જાગવું છે.

શ્રુતિ પણ આ જ વાતનું ધ્યાન દોરતી ડંકો વગાડીને આપણને જગાડી રહી છે –

**ઇહ ચેદવેદીદથ સત્યમસ્તિ**
**ન ચેદિહાવેદીન્મહતી વિનષ્ટિઃ ।**
**ભૂતેષુ ભૂતેષુ વિચિત્ય ધીરાઃ**
**પ્રેત્યાસ્માલ્લોકાદમૃતા ભવન્તિ ॥**

(કેન ઉપનિષદ્ ૨/૫)

જો આ મનુષ્ય-શરીરમાં જ એ પરમાત્મ-તત્ત્વને જાણી લીધું તો એ સત્ય એટલે કે ઉત્તમ છે, જો આ જન્મે એને ન જાણ્યું તો મોટી હાનિ છે. ધીર પુરુષો સઘળા ભૂતોમાં પરમાત્માનું ચિંતન કરીને પરમાત્માને સમજીને આ દેહને છોડીને અમૃતને પામે છે એટલે કે આ દેહમાંથી પ્રાણ નીકળી જતાં તેઓ અમૃતસ્વરૂપ પરમાત્માને પામી જાય છે.

**ઉત્તિષ્ઠત જાગ્રત પ્રાપ્ય વરાન્નિબોધત ।**

(કઠોપનિષદ ૧/૩/૧૪)

ઊઠો, જાગો અને મહાપુરુષોની પાસે જઈને તત્ત્વજ્ઞાનના રહસ્યને સમજો.

આ રીતે ચેતવવા છતાં પણ આપણે નહીં ચેતીએ તો પછી આપણી એવી દશા થવી અનિવાર્ય છે જેવી તુલસીદાસજીએ કહી છે –

**જો ન તરૈ ભવસાગર નર સમાજ અસ પાઈ ।**
**સો કૃત નિંદક મંદમતિ આત્માહન ગતિ જાઈ ॥**

(રા.ચ.મા. ઉત્તરકાંડ દોહો-૪૪)



## સમયનો સદુપયોગ

સમયની અમૂલ્યતાના રહસ્યને સમજીને મનુષ્યે પોતાનો બધો સમય ભગવાનના પ્રભાવ અને રહસ્યને સમજતાં સમજતાં તેમ જ પ્રેમપૂર્વક નિરંતર કેવળ ઈશ્વરના ચિંતનમાં જ આપવો. જો મનુષ્ય ભગવચ્ચિંતનનો આવો અભ્યાસ કરે તો એને ઘણા ઓછા સમયમાં જ પરમાત્માની પ્રાપ્તિ થઈ શકે છે. આ જાતના અભ્યાસથી સઘળા દુર્ગુણો, દુરાચારો અને દુઃખોનો સાવ અભાવ થઈ જાય છે અને મનુષ્ય અનાયાસે જ સદાચાર અને સદ્‌ગુણોથી સંપન્ન થઈને પરમ શાંતિ અને પરમ આનંદને પામે છે.

સંસારમાં ચોર્યાસી લાખ જાતિના અનંત જીવો શાસ્ત્રોમાં જણાવવામાં આવ્યા છે. આ સૌમાં પરમાત્માની પ્રાપ્તિનો અધિકારી કેવળ મનુષ્યને જ માનવામાં આવ્યો છે. પરમાત્માની અસીમ દયાના પ્રભાવથી તો અનધિકારી પશુ-પક્ષીઓ એવા તિર્યક્ યોનિના જીવોને પણ પરમાત્માની પ્રાપ્તિ થઈ જાય છે. આ જાતની વાતો ઈતિહાસોમાં મળી આવે છે. પણ એ અપવાદરૂપે છે, નિયમ નથી. આખી સૃષ્ટિના જીવોની સંખ્યાનું અનુમાન કરવું એ તો ખરેખર છોકરમત છે, પણ મનુષ્યની સામાન્ય બુદ્ધિથી એટલું કહી શકાય છે કે આખી સૃષ્ટિના અનંતકોટિ જીવોમાં મનુષ્યની સંખ્યા અપાર સમુદ્રમાં એ નાનકડા તરંગ જેટલી જ છે. જો દરેક યોનિ ભોગવતાં ભોગવતાં બરાબર ક્રમ મુજબ જીવને મનુષ્ય-શરીર મળે તો તો કેટલાય યુગો પછી એ મળવું સંભવ બને. આચરણો તરફ દૃષ્ટિપાત કરવાથી પણ નિરાશા જ થાય છે, આચરણ તો એવાં છે કે એમનાથી શીઘ્ર મનુષ્ય-શરીર મળવાની આશા જ ન કરી શકાય. જેને મનુષ્ય-શરીર મળે છે એના પર ઈશ્વરની મોટી દયા છે એમ સમજવું. માટે જ શ્રીરામચરિતમાનસમાં કહેવામાં આવ્યું છે –

**આકર ચારિ લચ્છ ચૌરાસી ।**
**જોનિ ભ્રમત યહ જિવ અબિનાસી ॥**
**ફિરત સદા માયા કર પ્રેરા ।**
**કાલ કર્મ સુભાવ ગુન ઘેરા ॥**
**કબહુઁક કરિ કરુના નર દેહી ।**
**દેત ઈસ બિનુ હેતુ સનેહી ॥**

(ઉ૦ દોહા-૪૩ પછીની ૪,૫,૬ ચોપાઈ)

માટે બુદ્ધિશાળી પુરુષોએ એવું સમજી

રાખવું કે અનંત યુગોથી ભટકતા અનંતકોટિ જીવોમાં જે ઘણા ભાગ્યશાળી અને મુક્તિના અધિકારી માનવા યોગ્ય જીવો હોય છે એમને જ ઈશ્વર આ દુર્લભ એવું મુક્તિદાયક મનુષ્ય-શરીર પ્રદાન કરે છે. આવું દુર્લભ અને ક્ષણભંગુર અનિત્ય મનુષ્ય-શરીર પામીને જે જીવ જલદીમાં જલદી પોતાના આત્માના કલ્યાણ માટે તત્પર નથી બનતો એના જેવો મૂર્ખ બીજો કોઈ પણ નથી. જ્યારે મનુષ્યનું શરીર મળ્યું છે તો એટલું સમજી લેવું જોઈએ કે સામાન્ય રીતે મુક્તિના અધિકારી તો આપણે છીએ જ. એમ ન હોત તો મનુષ્ય-શરીર જ આપણને કેમ આપવામાં આવત? દયા કરનારની અપાર દયા છે કે જેણે આપણને મુક્તિના અધિકારી બનાવ્યા. આ અધિકાર મેળવીને પણ જો આપણે એ દયામયની દયાની અવહેલના કરી પોતાના સમયને ફોગટના ભોગ, પ્રમાદ, પાપ અને આળસમાં વિતાવીએ તો એને મૂર્ખતા સિવાય બીજું શું કહી શકાય? આહાર, નિદ્રા અને મૈથુન વગેરે તો લગભગ બધી યોનિઓમાં પ્રાપ્ત થતા જ રહે છે, પછી મનુષ્યના શરીરને પામીને પણ જો જીવ એ જ વિષયોમાં પોતાનું જીવન વિતાવતો રહે તો એ મનુષ્ય અને પશુમાં ફેર શું રહ્યો? કૂતરીની સાથે કૂતરાને જે સુખ મળે છે એ જ સુખ રાજાને રાણી સાથે અને ઈન્દ્રને ઈન્દ્રાણી સાથે મળે છે. ફૂલોની સુકોમળ પથારી પર સૂવામાં જે સુખ વિલાસી મનુષ્યને મળે છે એ જ સુખ ગધેડાને ઉકરડાની રાખ પર આળોટવામાં મળે છે. અનેક જાતના મેવા-મિષ્ટાન્ન ખાવામાં મનુષ્યને જ આનંદ મળે છે એ જ આનંદ કૂતરા, કાગડા વગેરે પશુ-પક્ષીઓને પોતપોતાના આહારમાં મળે છે. ઈશ્વરની દયાને લીધે દુર્લભ એવું મનુષ્ય-શરીર અને આવી માનવીય બુદ્ધિ પામીને પણ જો આપણે આ પશુ-પક્ષીઓની જેમ આહાર, નિદ્રા અને મૈથુન વગેરેને જ સર્વોત્તમ સુખ સમજીને એમાં જ પોતાનો સમય વિતાવીએ તો ખરેખર આપણો દરજ્જો આ પશુ-પક્ષીઓથી પણ ઘણો નિમ્નકોટિનો થઈ જાય છે. કેમકે, એ બિચારાઓમાં તો આવું સમજવાની કે વિચારવાની બુદ્ધિ નથી. માટે તેઓ એટલા દોષી નથી, પણ મનુષ્યત્વનું અભિમાન રાખનારું પ્રાણી જો એમના જ જેવું આચરણ કરે છે તો એના માટે એ ઘણી શોકજનક અને શરમજનક વાત છે.

યાદ રાખવું કે મનુષ્યનું આયુષ્ય સીમિત છે અને એ પણ ઘણું જ ઓછું છે. વધુમાં વધુ હાલમાં સો વર્ષનું આયુષ્ય માનવામાં આવ્યું છે. એટલું પણ આજકાલ તો સોએ પાંચ જણને પણ મળતું નથી. આ આયુષ્યનો કેટલોક અંશ તો છોકરમતમાં જ વીતી જાય છે. વૃદ્ધાવસ્થામાં સાધન ઘણું કરીને થઈ જ શકતું નથી. જે લોકો એમ માને છે કે આપણે વૃદ્ધાવસ્થામાં સાધન કરી લઈશું એ લોકો મોટી ભૂલ કરે છે. બચેલો સમય પણ અનેક જાતની વિઘ્ન-બાધાઓથી ભરેલો છે. આપણાં પૂર્વસંચિત પાપ, હાલની કુસંગતિ અને વિષયાસક્તિને કારણે વિઘ્ન-બાધાઓ આવતી જ રહે છે. શરીર પણ સદા નીરોગી નથી રહેતું. મનુષ્યની બુદ્ધિ અને વિચારો પણ સદા એક જેવાં નથી રહેતાં. કુસંગમાં બુદ્ધિ બગડે જ છે અને જગતમાં ઘણું કરીને કુસંગ જ વધુ હોય છે. આળસુ, ભોગી, પ્રમાદી, દુરાચારી, અહંકારી અને નાસ્તિક મનુષ્યોનો સંગ જ કુસંગ છે. વળી ખબર નહીં, મોત કઈ ક્ષણે આવી જાય. આવાં ઘોર વિઘ્નોથી બચીને આટલા ઓછા સમયમાં પોતાના ધ્યેયની સિદ્ધિ એ જ બુદ્ધિશાળી પુરુષ કરી શકે છે જે

બધી બાજુથી મન વાળીને ઘણી તત્પરતાપૂર્વક સંપૂર્ણપણે ધ્યેયની સિદ્ધિના પ્રયત્નમાં જ જોડાઈ જાય. ખરો બુદ્ધિશાળી એ જ છે કે જે આવા અમૂલ્ય સમયની એક ક્ષણ પણ આળસ અને પ્રમાદમાં ન વિતાવતાં દરેક ક્ષણે પોતાના લક્ષ્ય તરફ મંડ્યો રહે. મનુષ્યે પોતાના આયુષ્યની એક એક ક્ષણ ઘણી સાવધાની સાથે એ જ રીતે પરમ આવશ્યક સાધનમાં જોડવી જે રીતે કોઈ ગરીબ અને આજીવિકાવિહોણો કંજૂસ માણસ પોતાના થોડાક પૈસાને ઘણા આવશ્યક કાર્યમાં વાપરે છે. સમયની અમૂલ્યતાના રહસ્યને જાણનારા પુરુષો કદી પણ સમયનો ફોગટ વ્યય નથી કરતા. માટે આપણે મૃત્યુ નજીક પહોંચ્યા પહેલાં તેમજ વૃદ્ધાવસ્થા આવે તે પહેલાં જ તત્પરતાપૂર્વક પ્રયત્ન કરીને પોતાના ધ્યેયની સિદ્ધિ કરી લેવી. નહીં તો પછી ઘણો મોટો પશ્ચાત્તાપ કરવો પડશે.

**સો પરત્ર દુખ પાવઈ સિર ધુનિ ધુનિ પછિતાઈ ।**
**કાલહિ કર્મહિ ઈસ્વરહિ મિથ્યા દોસ લગાઈ ॥**

(રા.ચ.મા. ઉત્તરકાંડ, દોહો-૪૩)

હાલ ઘણો સારો મોકો છે. કેમકે, આ ઘોર કળિકાળમાં નિષ્કામભાવે કરવામાં આવેલું થોડુંક પણ ભગવદ્‌ભજનરૂપી સાધન કલ્યાણકારી માનવામાં આવ્યું છે. અને ઈશ્વરની દયાનો તો પાર જ નથી. તેમ છતાં પણ જો આપણે એની દયા, પ્રેમ અને પ્રભાવના રહસ્યને સમજીને એને ભજવા માટે કટિબદ્ધ ન થઈએ તો પછી કર્મો અને સમયને માથે દોષનો ટોપલો ઢોળવો સાવ અસંગત છે. માટે ઊઠો, સાવધાન થાઓ અને મહર્ષિઓ દ્વારા જણાવેલા પોતાના પરમ ધ્યેયની સિદ્ધિ માટે કમર કસીને પ્રયત્ન કરવા માંડો.

આજથી કાલ અને કાલથી પરમ દિવસ- એમ ઉત્તરોત્તર જેઓ આત્મોન્નતિના પથ પર આગળ વધે છે તેઓ બુદ્ધિશાળી છે. શ્રુતિ, સ્મૃતિ, ઈતિહાસ અને પુરાણ વગેરે શાસ્ત્રોમાં જણાવેલી વાતોમાં જે સર્વોત્તમ જણાય એમના જ આચરણમાં પોતાનો સમય આપવો. સાથે સાથે પોતાની દૃષ્ટિમાં જે શાસ્ત્રાનુમોદિત લક્ષણો ધરાવનાર મહાપુરુષો હોય એમના જણાવેલા પથ પર ચાલવું. એવા મહાપુરુષોના ઉત્તમ ગુણો અને ઉત્તમ આચરણોનું અનુકરણ કરવું. જો ઉત્તમ પુરુષોનો સમાગમ ન મળે તો અગાઉ થઈ ગયેલા શ્રેષ્ઠ પુરષોના જીવન-ચરિત્રો વાંચીને એમના ગુણો અને આચરણોને આદર્શ માનીને એ મુજબ પોતાના જીવનને ઉત્તરોત્તર સર્વોત્કૃષ્ટ બનાવવું. જ્યાં સુધી જીવન રહે ત્યાં સુધી આગળ વધતો જ રહે. ક્યાંય પણ એવું ન માની બેસે કે મારી સર્વોપરિ ઉન્નતિ થઈ ગઈ, હવે આગળ ઉન્નતિનો કશો સંભવ નથી. આવું માનવું ઉન્નતિના માર્ગને રોકી દેવો છે. રોકી દેવો જ નહીં, આવું માની બેસનારા ઘણા મનુષ્યો તો પોતાની સ્થિતિથી જ ચ્યુત થઈ જાય છે.

માનવીના બુદ્ધિરૂપી ગજથી વાસ્તવિક ઉન્નતિનું માપ નીકળી જ નથી શકતું. એ ગજ એની સીમા સુધી નથી પહોંચી શકતો. જ્યાં સીમા શેષ થઈ જાય છે, દેહાભિમાનનો સર્વ રીતે નાશ થઈ જાય છે ત્યાં તો આ વાતને માનનાર કે કહેનાર કોઈ ધર્મી રહી નથી જતો કે મારે માટે કશું કર્તવ્ય નથી. અને જ્યાં સુધી દેહાભિમાન છે એટલે કે જ્યાં સુધી દેહને આત્મા માનનાર કે દેહનો સ્વામી બનેલ કોઈ ધર્મી છે ત્યાં સુધી કર્તવ્યનો અંત માની લેવો ઘણી મોટી ભૂલ છે. જ્યાં સુધી દેહમાં કોઈ પણ રૂપે પોતાની વ્યવસ્થા કરનાર, પોતાની સ્થિતિ સમજનાર કોઈ ધર્મી છે ત્યાં સુધી એણે ઉત્તરોત્તર ઉન્નતિના પ્રયત્નમાં પરોવાયેલા રહેવું. જે પુરુષ પરમાત્માને તત્ત્વથી જાણીને એને પામી જાય છે, જોકે એના માટે

કોઈ કર્તવ્ય શેષ નથી રહેતું, છતાં લોક-ઉદ્ધાર કાજે એના થકી પણ કર્મ થતાં રહે છે. જરૂર, એનાં કર્મો અકર્મો જ જણાવવામાં આવ્યાં છે.

ઉન્નતિ ઇચ્છનાર પુરુષ માટે કર્તવ્યની સમાપ્તિ કદી થતી જ નથી. સંસારમાં નિષિદ્ધ કર્મ કરનારાઓ કરતાં નિષિદ્ધ કર્મ ન કરનારાં ઉત્તમ છે, એમના કરતાં એ લોકો ઉત્તમ છે જેઓ ધન, પુત્ર, સ્ત્રી, માન, મોટાઈ કે સ્વર્ગ આદિની કામનાથી ઉત્તમ આચરણ અને ઈશ્વરની ભક્તિ કરે છે. એમના કરતાં શ્રેષ્ઠ એ લોકો છે જેઓ સદાચારપાલન અને ઈશ્વરની ભક્તિ કરતી વેળાએ તો ભગવાન પાસેથી કશું પણ નથી માંગતા, પણ પાછળથી કોઈ સંકટમાં આવી પડતાં એ સંકટની નિવૃત્તિ માટે ઈશ્વરને યાચના કરે છે. એમના કરતાં પણ એ લોકો શ્રેષ્ઠ છે જેઓ આત્મોદ્ધાર સિવાયની બીજી કશી પણ વાત માટે કદી ઇચ્છા નથી રાખતા. એ લોકો તો અતિ શ્રેષ્ઠ છે જેઓ ઈશ્વરના તત્ત્વને જાણીને કશા પણ હેતુ વિના સ્વાભાવિકપણે જ ઈશ્વરની ભક્તિ અને સદાચારનું પ્રેમપૂર્વક પાલન કરે છે અને એ મહાપુરુષો માટે તો કશું કહેવાય એમ જ નથી જેઓ ઈશ્વરને પામી ચૂક્યા છે. ઈશ્વરપ્રાપ્ત પુરુષોમાં પણ એવા લોકો સર્વોત્તમ છે જેમને ઈશ્વર તરફથી સંસારમાં સદાચાર અને ભક્તિના પ્રચાર કાજે આદેશ કે અધિકાર મળેલ છે. ઈશ્વરને ત્યાંથી જેઓ આ બાબતનો અધિકાર લઈને આવે છે એમને જ કારકપુરુષ કે અંશાવતાર પણ કહે છે. અને દયામય ભગવાન તો સૌથી ઉત્તમ અને સઘળી ઉત્તમતાના આધાર જ છે, જેઓ જીવોના ઉદ્ધાર કાજે સ્વયં સમયે સમયે અવતીર્ણ થઈને સનાતન ધર્મ અને પરમપાવની ભક્તિનો પ્રચાર કરે છે. માટે મનુષ્ય પોતે સર્વોત્તમ પુરુષનો પોતાનો આદર્શ અને ધ્યેય માનીને એમના આચરણ અને ગુણોનું અનુકરણ તથા એમની આજ્ઞાનું પાલન કરતાં કરતાં પોતાના જીવનને ઉત્તરોત્તર ઉન્નત બનાવવામાં જ પોતાનો સમય આપે. એમાં જ તેની બુદ્ધિમત્તા છે.

આ પ્રકારની સર્વોત્તમ ઉન્નતિ માટે એટલે કે પરમેશ્વરની પ્રાપ્તિ કાજે શ્રદ્ધા અને પ્રેમની સૌ કરતાં વધુ જરૂર છે. શ્રદ્ધા પહેલાં હોય છે, તો જ પ્રેમ થાય છે. સૌથી વધુ ઉત્તમ શ્રદ્ધાના પાત્ર તો પરમેશ્વર જ છે! બીજા એ પણ શ્રદ્ધાના પાત્ર છે જેમના સંગથી આપણી પરમેશ્વરમાં શ્રદ્ધા થાય છે, જેમને પરમેશ્વરની પ્રાપ્તિ થઈ ચૂકી છે અથવા જેઓ પરમેશ્વરની પ્રાપ્તિ માટે પ્રયત્ન કરી રહ્યા છે. પરમેશ્વર, સાધુ-મહાત્મા અને એમનાં વચન, આચરણ અને ગુણોમાં જે પ્રત્યક્ષ જેવો વિશ્વાસ અને ઉચ્ચભાવ છે, એનું જ નામ શ્રદ્ધા છે. જેમકે એક પથ્થર છે અને કોઈ મહાપુરુષે એને પારસ કહી દીધો તો આવી સ્થિતિમાં મહાપુરુષમાં શ્રદ્ધાળુ મનુષ્યને એ પથ્થર એ જ ક્ષણે પારસ જ દેખાવા માંડે છે. મતલબ કે આપણે એક વસ્તુને જોઈ છે, સાંભળી છે અને સમજી છે, એ જ વસ્તુને જો મહાપુરુષ બીજી વસ્તુ (આપણા પ્રત્યક્ષ અનુભવથી અવળી) કહે, અને એમના એમ કહેતાં જ આપણા મનમાં અને આપણી દૃષ્ટિમાં આપણી સમજમાં આવેલી વસ્તુ ન રહેતાં મહાપુરુષની કહેલી વસ્તુ જ પ્રત્યક્ષ થઈ જાય. આ સર્વોત્તમ શ્રદ્ધા છે. વસ્તુ એવી દેખાય તો નહીં, પણ શ્રદ્ધાને કારણે વિશ્વાસ કરી લેવામાં આવે એ મધ્યમ શ્રદ્ધા છે. અને મહાપુરુષ દ્વારા કહેલી વાતમાં વિશ્વાસ કરવાનો પ્રયત્ન કરવો એ કનિષ્ઠ શ્રદ્ધા છે. આપણે મહાપુરુષોમાં શ્રદ્ધા રાખવી જોઈએ. પણ આજકાલ પહેલાં તો સંસારમાં પરમેશ્વરની

પ્રાપ્તિ થઈ હોય એવા મહાપુરુષો છે જ ઘણા ઓછા. જો કોઈ છે તો એ મળવા અઘરા છે અને જો મળી પણ જાય તો એમને ઓળખવા એ ઘણું દુર્ગમ છે. જો દૈવયોગે આપણને મહાપુરુષ મળી જાય તો ઈશ્વરની ઘણી કૃપા સમજવી. ન મળે તો એમના આપેલા સદ્દુપદેશ અને એમના જીવનનાં શુદ્ધ આચરણોને આદર્શ માનીને એમનામાં શ્રદ્ધા રાખવી. આ માર્ગે ચાલનારા સાધકોનો સંગ પણ ઘણો સહાયક હોય છે. એ લોકોમાં પણ યથાયોગ્ય શ્રદ્ધા રાખવી.

શ્રદ્ધાથી પ્રેમ તો આપોઆપ જ થઈ જાય છે. ઈશ્વર પ્રત્યે રાખવામાં આવેલો પ્રેમ તો ઈશ્વરમાં છે જ; પણ ઈશ્વરની પ્રાપ્તિના ઉદ્દેશ્યથી ઈશ્વરપ્રાપ્ત પુરુષોમાં, સાધકોમાં અને શાસ્ત્રોમાં જે પ્રેમ રાખવામાં આવે છે એ પણ બીજી રીતે જોતાં ઈશ્વરમાં જ છે. પ્રેમ સ્વાર્થરહિત હોવો જરૂરી છે. સ્વાર્થરહિત પ્રેમથી જ પરમાત્માની શીઘ્ર પ્રાપ્તિ થાય છે. પોતાના પ્રેમાસ્પદના ગુણ, સ્વભાવ, આચરણ, નામ અને સ્વરૂપનું શ્રવણ, પઠન અને ચિંતન થતાંવેંત શરીરમાં રોમાંચ, અશ્રુપાત, કંપન, કંઠ રુંધાવો, પ્રફુલ્લતા વગેરે લક્ષણો પ્રગટ થઈ જતાં એ પ્રેમનાં બાહ્ય ચિહ્નો છે. સંયોગમાં પરમ પ્રસન્નતા, પરમ શાંતિ અને આત્મવિસ્મૃતિ વગેરે થવાં તથા વિયોગમાં પરમ વ્યાકુળતા, બિલકુલ અસહનશીલતા અને નિરંતર ચિંતન વગેરે થવાં પ્રેમની ભીતરનાં ચિહ્નો છે. પ્રેમાસ્પદના ધ્યાનમાં પરમ શાંતિ અને આનંદ તથા વ્યવહારકાળમાં એનાં નામ, રૂપ, ગુણ અને આચરણોનું સતત સ્મરણ તેમ જ એને અનુકૂળ આચરણ વગેરે પ્રેમને પુષ્ટ કરનારાં છે. આ બધાંના મૂળમાં શ્રદ્ધા રહે છે. આ શ્રદ્ધા અને પ્રેમ પરમેશ્વરનાં તત્ત્વ, રહસ્ય, પ્રભાવ અને ગુણોને સમજવાથી થાય છે. માટે હવે આપણે તત્ત્વ, રહસ્ય, પ્રભાવ અને ગુણોની બાબતમાં કંઈક વિચાર કરીએ. પરમાત્માનાં તત્ત્વ, રહસ્ય, પ્રભાવ અને ગુણોનો વિસ્તાર અનંત છે અને એ ઘણો નિગૂઢ વિષય છે. માટે એનો સૂક્ષ્મ બુદ્ધિથી વિચાર કરીએ.

### તત્ત્વ

જેમ જળના પરમાણુ, વાદળ, જળ અને બરફ - આ બધાં તત્ત્વથી એક જળ જ છે, એ જ રીતે અનિર્વચનીય, જ્ઞાનસ્વરૂપ, પ્રકાશસ્વરૂપ અને મનોહર સાકાર વિગ્રહ - આ બધાં એક ભગવાન જ છે. આકાશ શુદ્ધ નિર્મળ છે, એમાં પરમાણુરૂપે જળ છે, પણ એ ન તો નેત્રો દ્વારા દેખાય છે કે ન કોઈ યંત્ર દ્વારા દેખાય છે, છતાં પણ એનું હોવું વિજ્ઞાનસિદ્ધ છે. એ જ જળ જ્યારે વાદળના રૂપે આવે ત્યારે પણ જળ તો નથી દેખાતું, પણ વિચાર કરવાથી એ વાત સમજમાં આવી જાય છે કે વાદળમાં જળ છે, પછી હવાના સંસર્ગથી એ વરસવા માંડે છે. અને એ જ જળ ઠંડક મેળવીને બરફના રૂપે આવી જાય છે. એ જ રીતે બ્રહ્મ અનિર્વચનીય, અલક્ષ્ય, અચિંત્ય અને ગુણાતીત છે, એના કોઈ એક અંશમાં ગુણના સંબંધ જેવું જણાય છે. એટલે કે અનંત બ્રહ્મના કોઈ એક અંશમાં સત્ત્વ-રજ-તમ ત્રિગુણમયી પ્રકૃતિ (અવ્યાકૃત માયા) સ્થિત છે. એ જ બ્રહ્મના અંશને સગુણ બ્રહ્મ કહેવામાં આવે છે. આ માયાવિશિષ્ટ બ્રહ્મને જ સગુણ નિરાકાર બ્રહ્મ સમજવું. અવ્યાકૃત માયા નિરાકાર છે, પણ એ છે ગુણમયી, માટે જ એની સાથે સંબંધ રાખનાર બ્રહ્મ સગુણ નિરાકાર માનવામાં આવ્યું છે. સત્-ચિત્-આનંદસ્વરૂપે આ જ નિરાકાર બ્રહ્મની ઉપાસના કરવામાં આવે છે. ગુણાતીતની ઉપાસના શક્ય નથી, કેમકે, ગુણોથી અતીત વસ્તુ કોઈનો વિષય ન હોઈ શકે. પરંતુ

ગુણાતીતના ભાવને લક્ષમાં રાખીને સગુણ નિરાકારની ઉપાસના કરવામાં આવે છે. એનું જ ફળ ગુણાતીત શુદ્ધ બ્રહ્મની પ્રાપ્તિ જણાવવામાં આવ્યું છે. એ વિજ્ઞાનાનંદઘન સર્વવ્યાપી નિરાકાર બ્રહ્મ જ પોતાની ઈચ્છાથી તેજોમય પ્રકાશસ્વરૂપમાં આવે છે. એને જ્યોતિર્મય પણ કહે છે. સૂર્ય, ચંદ્ર વગેરે સઘળી જ્યોતિઓનો પ્રકાશક હોવાને લીધે એને જ્યોતિઓની પણ જ્યોતિ કહેવામાં આવ્યું છે. એ જ જ્યોતિર્મય બ્રહ્મ ચતુર્ભુજરૂપે મહાવિષ્ણુના આકારમાં દિવ્ય વિગ્રહ ધારણ કરે છે. એ જ ચતુર્ભુજ મહાવિષ્ણુને સગુણ-સાકાર બ્રહ્મ કહે છે. એ જ મહાવિષ્ણુ બ્રહ્મા, વિષ્ણુ અને મહેશરૂપે ઉત્પત્તિ, પાલન અને સંહારનું કાર્ય કરે છે. જેમ પરમાણુ, વાદળ, જળ અને બરફ તત્ત્વથી વિચાર કરતાં એક જળ જ છે. આ બધાંને લઈને જ જળનું એક સમગ્ર રૂપ છે. એ જ રીતે ગુણાતીત, સગુણ-નિરાકાર જ્યોતિર્મય અને સગુણ-સાકાર બધું મળીને જ એક સમગ્ર બ્રહ્મ છે. આ સમગ્રને ઉપર્યુક્તરૂપે જાણવું જ ભગવાનને તત્ત્વથી જાણવા છે. પણ એ વાત ધ્યાનમાં રહે કે જળ જેમ જડ, વિકારી અને અનિત્ય છે, એમ ભગવાન જડ, વિકારી અને અનિત્ય નથી. સંસારમાં બીજું કોઈ એની તોલે આવે એવું ઉદાહરણ નથી, માટે જ જળનું ઉદાહરણ સમજાવવા માટે આપવામાં આવ્યું છે.

મનુષ્ય, પશુ, પક્ષી, કીટ, પતંગ વગેરેનાં શરીર, વૃક્ષ, પહાડ, વનસ્પતિ તેમજ સોનું, ચાંદી વગેરે ધાતુઓ અને ઘટ-પટ વગેરે સઘળા પાર્થિવ પદાર્થો એક પૃથ્વીનાં જ રૂપાંતર છે, આ બધાંની ઉત્પત્તિ માટીમાંથી થાય છે અને અંતે આ બધાં માટીમાં જ જઈને શેષ થઈ જાય છે. વિજ્ઞાન દ્વારા વિચાર કરીને જોવાથી હાલમાં પણ બધાં માટી જ સિદ્ધ થાય છે. આ સમગ્રનું નામ જેમ પૃથ્વી છે એ જ રીતે નિર્ગુણ, સગુણ, સાકાર વગેરે સમગ્રનું નામ જ પરમેશ્વર છે. જે સાકાર સગુણ બ્રહ્મની ઉપાસના કરનારા લોકો બ્રહ્મને એકદેશમાત્રમાં માનીને નિર્ગુણ-નિરાકાર અને સગુણ-નિરાકારની નિંદા કરે છે તેઓ બ્રહ્મની જ નિંદા કરે છે. આ જ રીતે જેઓ નિર્ગુણ-નિરાકારના ઉપાસક નિર્ગુણ સિવાય નિરાકાર અને સાકારરૂપ સગુણ બ્રહ્મની એનાથી ભિન્ન સમજીને નિંદા કરે છે તેઓ પણ એ જ બ્રહ્મની નિંદા કરે છે. માટે એ બેય પ્રકારના લોકો બ્રહ્મના તત્ત્વને નથી જાણતા. ભગવાન તો કહે છે કે સર્વ કાંઈ વાસુદેવ જ છે. **'વાસુદેવઃ સર્વમિતિ'** (ગીતા ૭/૧૯) ભગવાનનું શરણું લઈને કોઈ પણ રૂપની ઉપાસના કરનારા શ્રદ્ધાળુ પુરુષો એ સમગ્ર બ્રહ્મને જાણીને એને પ્રાપ્ત થઈ જાય છે. ભગવાન કહે છે –

**જરામરણમોક્ષાય મામાશ્રિત્ય યતન્તિ યે ।**
**તે બ્રહ્મ તદ્વિદુઃ કૃત્સ્નમધ્યાત્મં કર્મ ચાખિલમ્ ॥**
**સાધિભૂતાધિદૈવં માં સાધિયજ્ઞં ચ યે વિદુઃ ।**
**પ્રયાણકાલેઽપિ ચ માં તે વિદુર્યુક્તચેતસઃ ॥**

(ગીતા ૭/૨૯-૩૦)

'જેઓ મારે શરણે થઈને જરા અને મરણમાંથી છૂટવા માટે પ્રયત્ન કરે છે, એ માણસો એ બ્રહ્મને, સમગ્ર અધ્યાત્મને તેમજ સંપૂર્ણ કર્મને ઓળખી લે છે. જે માણસો અધિભૂત અને અધિદૈવ સહિત તેમજ અધિયજ્ઞ સહિત સૌના આત્માસ્વરૂપ મને અંતકાળેય ઓળખી લે છે, એ મારામાં ચિત્ત પરોવેલા માણસો મને જ ઓળખી લે છે એટલે કે પામી જાય છે.'

**રહસ્ય**

ઈશ્વરનું રહસ્ય અદ્દ્ભુત અને અલૌકિક છે. એ ઈશ્વરકૃપાથી જ થોડું-ઘણું જાણી શકાય એમ છે. 'રહસ્ય' છુપાયેલા તત્ત્વને કહે છે. રહસ્ય

(મર્મ) સૌ કોઈને નથી જણાવવામાં આવતું. કોઈ પણ માણસ પોતાની પૂંજીનું રહસ્ય પૂછવા છતાં પણ પોતાના પરમ વિશ્વાસુ અને અંતરંગ પ્રેમી સિવાય બીજા કોઈને નથી જણાવતો. સાધુ-મહાત્માઓ પણ પોતાની સ્થિતિની દશા અધિકારી વિના નથી કહેતા. ભગવાન પણ પોતાના અધિકારી પ્રિય ભક્તને જ પોતાનું રહસ્ય જણાવે છે. ભગવાને ગીતામાં જ્યાં જ્યાં એમ કહ્યું છે કે 'આ રહસ્યનો વિષય છે', 'આ ગોપનીય છે', 'આ ગુહ્યતમ છે' કે 'સર્વગુહ્યતમ' છે', ત્યાં ત્યાં એ જ તત્ત્વ જણાવ્યું છે કે 'હું જ પરમાત્મા છું, હું જ સર્વશ્રેષ્ઠ છું, તું મારી જ ભક્તિ કર, મારે જ શરણે થા.' વગેરે. આ રીતે પોતાની વાસ્તવિક સ્થિતિ પોતાના પ્રિય પ્રેમીને જણાવી દેવી જ અસલ રહસ્યને ખોલી નાખવું છે. જેમકે, ગીતા અધ્યાય ૪ શ્લોક ૧થી ૧૪ સુધી ભગવાને એ રહસ્ય સમજાવ્યું છે કે 'હું સાક્ષાત્ પરમાત્મા પૃથ્વીનો ભાર હરવા, સાધુઓનું પરિત્રાણ કરવા અને ધર્મની સંસ્થાપના કરવા માટે લીલાથી પ્રગટ થાઉં છું.' ગીતા અધ્યાય ૧૮/૬૪માં 'હું તને સર્વગુહ્યતમ રહસ્ય કહું છું.' એમ કહીને પછીના શ્લોકો ૬૫-૬૬માં સ્પષ્ટ કહી દીધું છે કે 'હું' જ ઈશ્વર છું, તું એકમાત્ર મારે જ શરણે આવી જા.'

એ જ રીતે ઉત્તંક મુનિએ જ્યારે ભગવાન શ્રીકૃષ્ણને શાપ આપવા ઈચ્છ્યું ત્યારે આપે એમને પોતાનું રહસ્ય જણાવીને શાંત કર્યા. ત્યાં એમ કહ્યું કે 'સમય સમય પર અવતારરૂપે હું જ પ્રગટ થાઉં છું. હું જ સાક્ષાત્ પરમાત્મા આ સમયે મનુષ્યરૂપે શ્રીકૃષ્ણ નામે પ્રગટ છું. આપ મને નથી જાણતા, માટે જ શાપ આપવાની વાત કરો છો. આપ મને શાપ ન આપશો. મારા પર આપના શાપની કશી અસર નહીં થાય અને આપ તપોભ્રષ્ટ થઈ જશો.' પછી ઉત્તંકે પ્રાર્થના કરતાં એમને પોતાનું વિશ્વરૂપ દેખાડીને આશ્વાસન આપ્યું. (મહાભારત અશ્વમેધપર્વ અધ્યાય ૫૩-૫૪)

આ જ રીતે બીજા ભક્તોને પણ ભગવાને સમયે સમયે પોતાનું રહસ્ય જણાવ્યું છે. જે માણસ ગુરુ, શાસ્ત્ર, સંત કે સત્સંગ વગેરે કોઈ પણ સાધનથી ઈશ્વરના રહસ્યને એટલે કે છુપાયેલા પરમ તત્ત્વને સમજી જાય છે એ પછી એક ક્ષણ માટે પણ ઈશ્વરને નથી ભૂલી શકતો. એ નિત્ય-નિરંતર ઈશ્વરને જ ભજે છે. એ જાણી જાય છે કે ઈશ્વર જ સર્વોત્કૃષ્ટ છે. સર્વોત્કૃષ્ટને છોડીને નિકૃષ્ટને કયો બુદ્ધિશાળી ભજે? એક ખાણ છે, એમાં સોનું, ચાંદી, તાંબું, લોઢું, પથ્થર, કોલસો વગેરે ઘણી વસ્તુઓ છે. જેને જે વસ્તુની ઈચ્છા હોય તે એમાંથી એ જ વસ્તુ કાઢી લઈ શકે છે. ખોદવા વગેરેનો પરિશ્રમ એક જેવો જ છે. અને સમય પણ એકસરખો જ લાગે છે. આવી સ્થિતિમાં કોઈ મૂરખ માણસ ભલે સોનું છોડીને પથ્થર અને કોલસો વગેરે કાઢવા માંડે. સોનાના તત્ત્વને જાણનાર બુદ્ધિશાળી પુરુષ તો એક મિનિટ માટે પણ બીજી ક્રિયાઓ કર્યા વિના સોનું કાઢવામાં જ પરોવાઈ જશે. એ જ રીતે ઈશ્વરના તત્ત્વ-રહસ્યને જાણનાર પુરુષ એ સમજી જાય છે કે ઈશ્વરથી વધીને બીજી કોઈ પણ વસ્તુ નથી. માટે એ બધાથી મોઢું ફેરવીને કેવળ ઈશ્વરને ભજવામાં જ પરોવાઈ જાય છે. ભગવાન સ્વયં કહે છે –

**યો મામેવમસમ્મૂઢો જાનાતિ પુરુષોત્તમમ્ ।**
**સ સર્વવિદ્ભજતિ માં સર્વભાવેન ભારત ॥**

(ગીતા ૧૫/૧૯)

'હે ભરતવંશી! જે જ્ઞાની માણસ મને આ રીતે તત્ત્વથી પુરુષોત્તમસ્વરૂપે જાણે છે, એ સર્વજ્ઞ માણસ સર્વ રીતે નિરંતર મુજ વાસુદેવ પરમેશ્વરને જ ભજે છે.'

વાસ્તવમાં આખું વિશ્વ પરમેશ્વરનું જ સ્વરૂપ છે. પણ આ રહસ્યને લોકો જાણતા નથી, માટે જ સંસારનાં વિવિધ રૂપોને જોઈ જોઈને સુખી-દુઃખી થાય છે. એક બહુરૂપી હતો, એ પોલીસના કોઈ મોટા અફસરનો સ્વાંગ સજીને બજારમાં પહોંચ્યો. એક દુકાનદારનો માલ રસ્તા પર પડ્યો હતો, બહુરૂપીએ ત્યાં જઈને દુકાનદારને ધમકાવવો શરૂ કરી દીધો કે તેં રસ્તો રોકી રાખ્યો છે, માટે તારા પર મુકદમો ચલાવવામાં આવશે. દુકાનદાર બીને કાંપતો કાંપતો ખુશામત કરવા માંડ્યો. બહુરૂપીનો સ્વાંગ સફળ થઈ ગયો. ત્યારે એણે પોતાનો ખરો પરિચય આપીને દુકાનદાર પાસેથી ઈનામ માંગ્યું. બસ, બહુરૂપીનો પરિચય મળતાં જ દુકાનદાર નિર્ભય થઈને હસવા માંડ્યો. એની બધી દુર્બળતા ક્ષણવારમાં હસવાના રૂપમાં બદલાઈ ગઈ. બહુરૂપી હજી પણ અફસરના વેષમાં જ છે, એ જ રૂપ દુકાનદારને દેખાઈ રહ્યું છે. પણ રહસ્ય ખૂલી જવાથી ભાવમાં મોટો ફેર પડી ગયો. આ જ રીતે પરમેશ્વર પોતાની યોગમાયાથી વિશ્વરૂપ બનેલા ક્ષણે ક્ષણે સ્વાંગ બદલી રહ્યા છે. અને લોકો એમનું રહસ્ય ન જાણવાને કારણે ભય અને વ્યાકુળતા પામે છે. જો આપણે દરેક રૂપમાં ભગવાનને ઓળખી લઈએ, ભગવાનનું આ રહસ્ય આપણા માટે ખૂલી જાય તો પછી કશો પણ ભય કે વ્યાકુળતા નથી રહી શકતાં. જેમ બહુરૂપી પોતાનો ભેદ ખુલ્લો કરી દે છે એ જ રીતે ભગવાન પણ જ્યારે દયા કરીને પોતાનું રહસ્ય ઉઘાડું કરી દે છે ત્યારે ભક્ત એ જ ક્ષણે નિર્ભય અને સુખમય બની જાય છે, કેમકે એ પછી બધે બધો વખત કેવળ એક આનંદરૂપ ભગવાનને જ જુએ છે.

## પ્રભાવ

સામર્થ્ય, ખાસ પ્રકારની શક્તિ કે તેજને પ્રભાવ કહે છે. ઈશ્વરનો પ્રભાવ અપરિમેય છે. માટે જ કહેવાય છે કે ઈશ્વર અસંભવને સંભવ કરી શકે છે. આખા સંસારનો ઉદ્ધાર થવો અસંભવ છે; પણ ઈશ્વર ઇચ્છે તો એક જ ક્ષણમાં કરી શકે છે. કેમકે તેઓ અપરિમિત પ્રભાવશાળી અને સર્વશક્તિમાન છે. એમના પૂર્ણ પ્રભાવને દેવ, દાનવ અને મહર્ષિઓ પણ નથી જાણતા. તેઓ સ્વયં જ પોતાની જાતને જાણે છે. એક ક્ષણમાં તેઓ આખા સંસારનું સર્જન અને સંહાર કરી શકે છે. શ્રુતિ, સ્મૃતિ, ગીતા વગેરે ગ્રંથોમાં એમના પ્રભાવનું વર્ણન ઘણુંય કરવામાં આવેલું છે. બધી શક્તિઓ એમની જ શક્તિનો એક અંશ છે. ગીતામાં ભગવાન કહે છે –

**યદ્યદ્વિભૂતિમત્સત્ત્વં શ્રીમદૂર્જિતમેવ વા ।**
**તત્તદેવાવગચ્છ ત્વં મમ તેજોંડશસમ્ભવમ્ ॥**
**અથવા બહુનૈતેન કિં જ્ઞાતેન તવાર્જુન ।**
**વિષ્ટભ્યાહમિદં કૃત્સ્નમેકાંશેન સ્થિતો જગત્ ॥**

(ગીતા ૧૦/૪૧-૪૨)

'જે-જે પણ વિભૂતિયુક્ત એટલે કે ઐશ્વર્યસંપન્ન, શોભાયુક્ત અને શક્તિયુક્ત પદાર્થ છે, એને-એને તું મારા તેજના અંશની જ અભિવ્યક્તિ સમજ. અથવા હે અર્જુન! આ વધારે જાણીને તારે શું કરવું છે? સારરૂપે સમજી લે કે હું આ આખાય બ્રહ્માંડને પોતાની યોગ-શક્તિના એક અંશમાત્રથી ધારણ કરીને સ્થિત છું.'

જે મૂઢતાવશ કોઈ પણ એક ખાસ શક્તિને પોતાની માની બેસે છે એનું પતન થઈ જાય છે. એકવાર ઈન્દ્ર, અગ્નિ અને વાયુ દેવતાઓએ અસુરો પર વિજય પ્રાપ્ત કરીને પોતાની શક્તિનો ગર્વ કર્યો હતો. માટે એમણે યક્ષના

રૂપમાં આવેલા બ્રહ્મની સામે નીચું જોવું પડ્યું. આ કથા કેન ઉપનિષદ્‌માં છે.

ભગવાનનો વાસ્તવિક પ્રભાવ ભગવાનનું શરણ લેવાથી ભગવાનની કૃપા દ્વારા જ જાણી શકાય છે, માટે આપણે સૌએ ભગવાનને શરણે થવું.

### ગુણ

પરમેશ્વર ગુણાતીત છે, અને સર્વસદ્‌ગુણોથી પૂર્ણ છે. એમના ગુણો અનંત છે, અસીમ છે, શેષનાગ-શારદા વગેરે પણ એમના ગુણોનું વર્ણન કરવામાં અસમર્થ છે. મારા જેવો સામાન્ય માણસ શું વર્ણન કરે? એમના ગુણોનું વાણીથી વર્ણન કરવું એ અનંત ધનરાશિના સ્વામીને લખપતિ કહેવા બરાબર અથવા સૂર્યને આગિયાઓના સમુદાયની ઉપમા દેવા બરાબર છે. એ અનંત ગુણસાગર પ્રભુનો એક ગુણ પણ સારી પેઠે સમજવો અને સમજાવવો ઘણું અઘરું છે, તો સર્વ ગુણોનું વર્ણન તો થઈ જ કેવી રીતે શકે? છતાં પણ શાસ્ત્રોના આધાર પર કંઈક લખવામાં આવે છે.

ભગવાન પરમ પ્રેમમય છે. આખા સંસારનો પ્રેમ એક જગ્યાએ ભેગો કરવામાં આવે તો એ પણ પ્રેમમય પ્રભુના પ્રેમસાગરના એક બુંદ બરાબર પણ કદાચ જ હોય.

ભગવાનનો પ્રકાશ અલૌકિક છે. કરોડો સૂર્યોનો એકત્રિત પ્રકાશ પણ કદાચ એમના પ્રકાશ જેવો હોય. આખા સંસારને એક સૂર્ય પ્રકાશિત કરે છે. આવાં અનંત કોટિ બ્રહ્માંડોના અનંત કોટિ સૂર્યોને પ્રકાશ દેનારા પરમેશ્વરના પ્રકાશને સમજાવવાનો પ્રયાસ કરવો અગિયાના સમૂહના પ્રકાશ વડે સૂર્યના પ્રકાશને સમજાવવાના પ્રયાસ બરાબર જ છે.

સર્વજ્ઞ પરમાત્માના જ્ઞાનની તો વાત જ વિલક્ષણ છે. એ જ્ઞાનરૂપ જ છે. સંસારના સમષ્ટિ જીવોના જ્ઞાનને પણ પરમાત્માના જ્ઞાનના એક નાનકડા પરમાણુનો આભાસ કહેવો અત્યુક્તિ નહીં લેખાય.

ભગવાનની ઉદારતાનું તો કહેવું જ શું! વિષ આપનારી પૂતનાને પણ જેણે પરમગતિ આપી, એની ઉદારતાનો અંદાજ શી રીતે કાઢી શકાય?

અભય તો ભગવાનનું સ્વરૂપ જ છે. જે પ્રભુના રહસ્ય અને પ્રભાવને જાણી લેવા માત્રથી અથવા જેના નામ-સ્મરણથી જ માણસ સદાને માટે અભય થઈ જાય છે, એ અભયસ્વરૂપ ભગવાનના અભય-ગુણોને કેમ કરીને સમજાવી શકાય?

દયાના તો આપ સાગર જ છો. પાપીમાં પાપી જીવ પણ જો એમને શરણે ચાલ્યો જાય તો એને સદાને માટે પાપમુક્ત કરીને પોતાનું અભયપદ આપી દે છે. જેને કોઈ નથી અપનાવતું, એને પણ શરણાગત થવાથી પ્રભુ અપનાવી લે છે.

ભગવાનની પવિત્રતાનું અનુમાન કોણ કરે? જેમનાં નામ, જપ, ગુણગાન અને સ્વરૂપ-ચિંતનથી મહાપાપી માણસ પણ પરમ પવિત્ર બની જાય છે, માટે જ પિતામહ ભીષ્મે **'પવિત્રાણાં પવિત્રં યો મઙ્ગલાનાં ચ મઙ્ગલમ્ ।'** કહ્યું હતું. એ ભગવાનની પવિત્રતાનું સ્વરૂપ કેવી રીતે જણાવી શકાય?

ભગવાન મહાન બ્રહ્મચારી છે. કામદેવ તો એમનું ચિંતન કરનારા ભક્તોની પાસે પણ નથી આવી શકતો. ભગવાને શ્રીકૃષ્ણરૂપે પ્રગટ થઈને ગોપિકાઓ સાથે નિર્દોષ કામ-ગંધ-શૂન્ય રાસક્રીડા કરતાં કરતાં ગોપિકાઓ દ્વારા કામનો મદ ચૂર્ણ કરાવડાવ્યો હતો. જેના ધ્યાન અને ચિંતનથી જ

મનુષ્ય બ્રહ્મચારી બની જાય છે, એ મહાન બ્રહ્મચારીના બ્રહ્મચર્યનો મહિમા કોણ ગાઈ શકે?

ભગવાન ક્ષમાની તો મૂર્તિ જ છે. વિના કારણે ભૃગુજીએ આપના વક્ષઃસ્થળ પર લાત મારી દીધી એ તરફ કશું પણ લક્ષ ન આપતાં આપે એમના પગ પંપાળતાં ઉપરથી એમ કહ્યું કે 'મારી છાતી કઠોર છે, ક્યાંક આપને વાગ્યું તો નથી ને!' અને એ લાતના ચિહ્નને સદાને માટે ભૂષણરૂપે આપે ધારણ કરી લીધું. ભરી સભામાં ગાળો આપનારા શિશુપાલના સેંકડો અપરાધોને ક્ષમા આપીને એને આપે મુક્તિ આપી દીધી.

અદ્વેષ્ટા તો આપનો સ્વભાવ જ છે. દ્વેષની આપનામાં ગંધ સુદ્ધાં નથી. દ્વેષ કરનારાઓનો પણ આપ દંડ આપીને ઉદ્ધાર કરો છો. ભગવાનની તો વાત શું, ભગવાનના ભક્તોનો પણ સ્વાભાવિક ધર્મ અપકાર કરનારાઓ પ્રત્યે ઉપકાર કરવાનો હોય છે.

સત્ય તો ભગવાનનું સ્વરૂપ જ છે. આખા સંસારમાં જે સત્તા જણાઈ આવે છે, એના એ જ અધિષ્ઠાન છે. સૂર્ય, ચંદ્ર, સમુદ્ર પૃથ્વી વગેરે સઘળાં જે સત્યના આધાર પર સ્થિત છે એ સત્ય એ ભગવાનનું જ સ્વરૂપ છે. આખો સંસાર એ સત્યસ્વરૂપ પરમાત્માના સત્યના આધાર પર જ ઊભો છે.

ભગવાન પરમ વૈરાગ્યવાન છે. ગુણમય આખા સંસારને ધારણ કરીને ય આપ ગુણોથી અતીત છો. આખો સંસાર જેમનું કુટુંબ છે એવા સૌનું ભરણ-પોષણ કરનારા બહુકુટુંબી હોવા છતાં આપ કોઈનામાં આસક્ત નથી. સદા સૌથી નિર્લેપ રહો છો.

ભગવાન મોટા અમાની છે. બધા લોકના પરમ માનનીય હોવા છતાં પણ સ્વયં સાવ અમાની છે અને સૌને માન આપે છે. માટે જ આપનાં નામો છે – **'અમાની માનદઃ ।'**

દાનશીલતા તો આપની અનોખી જ છે. કલ્પ-વૃક્ષ સાથે પણ એની ઉપમા ન આપી શકાય. કેમકે, કલ્પવૃક્ષ તો મોઢેમાંગ્યું સારું-ખોટું આપી દે છે, એ હિતાહિત નથી જોતું. પણ આપ તો એવા છો કે બૂરી વસ્તુ તો માંગવા છતાં પણ નથી આપતા. નારદજીને વિવાહ ન કરવા દીધા. અને ઉચિત સમજતાં, ઓછું માંગનારાને પણ ઘણું આપી દો છો. જેમકે ધ્રુવને રાજ્ય માંગતાં આપે મુક્તિ પણ આપી દીધી.

શાંતિ અને આનંદ તો ભગવાનનું સ્વરૂપ જ છે, જેમને શરણે થવાથી મનુષ્ય પરમ શાંતિ અને પરમ આનંદને પામે છે એમનાં શાંતિ અને આનંદની ઉપમા કોની સાથે આપી શકાય?

ભગવાનના અનંત અને અપરિમેય ગુણો છે, શ્રી પુષ્પદંતાચાર્ય કહે છે–

**અસિતગિરિસમં સ્યાત્ કજ્જલં સિન્ધુપાત્રે**
**સુરતરુવરશાખા લેખની પત્રમુર્વી ।**
**લિખતિ યદિ ગૃહીત્વા શારદા સર્વકાલં**
**તદપિ તવ ગુણાનામીશ પારં ન યાતિ ॥**

'હે પરમેશ્વર! જો સમુદ્રરૂપી પાત્ર બનાવીને એમાં કાજળના પર્વતની સહી બનાવવામાં આવે અને કલ્પવૃક્ષની શાખાને કલમ બનાવીને એનાથી પૃથ્વીરૂપી કાગળ પર સ્વયં સરસ્વતી દેવી સદાય આપના ગુણોને લખતી રહે તો પણ આપના ગુણોનો પાર ન પામી શકે.'

ઉપર કહેલી બધી વાતોને સમજીને મનુષ્ય માટે એ ઉચિત છે કે નિત્ય-નિરંતર બધી રીતે શ્રીપરમાત્માના શરણે થવામાં જ પોતાનો અમૂલ્ય સમય આપે. જીવનની એક ક્ષણ પણ ફોગટ ન વિતાવે. બસ, આ જ સમયનો સદુપયોગ છે.

—★—

# વિષયસુખની અસારતા

એ વાત ઘણું કરીને જોવા મળે છે કે ભગવદ્ભજનની આવશ્યકતાને સમજી લેવા છતાં પણ એ તરફ એવી પ્રગતિ નથી થતી–બધી વાતોને જાણી-સમજીને પણ ચિત્ત ઘણું કરીને ભગવાનથી દૂર રહે છે–આનું શું કારણ છે? એ વિચારવું જોઈએ. મારા વિચાર મુજબ એમાં મુખ્ય હેતુ શ્રદ્ધા-વિશ્વાસની ઊણપ છે, કેમકે, પૂર્વસંચિત પાપ અને અજ્ઞાનને કારણે લોકો વિષયોમાં આસક્ત થઈ રહ્યા છે–પ્રભુમાં પૂર્ણ શ્રદ્ધા અને એમના દયાળુપણામાં પૂરો વિશ્વાસ નથી રાખતા. માટે જ લોકો ઘણું કરીને પ્રભુથી દૂર જ રહે છે. અજ્ઞાનવશ જ વિષયી પુરુષોને ક્ષણે ક્ષણે બદલાઈ જનારા, દેશ-કાળ વડે સીમિત, અનિત્ય, વિનાશી અને દુઃખરૂપ તથા દુઃખના હેતુ એવા આ વિષયોમાં સુખ જણાય છે, તેથી જ તેઓ આ વિષયોમાં આસક્ત રહે છે. પણ જે બુદ્ધિશાળી પુરુષો વિષયોના ખરા સ્વરૂપને જાણી લે છે તેઓ કદીય એમાં આસક્ત નથી થતા. માટે જ શ્રીભગવાન કહે છે–

**યે હિ સંસ્પર્શજા ભોગા દુઃખયોનય એવ તે ।**
**આદ્યન્તવન્તઃ કૌન્તેય ન તેષુ રમતે બુધઃ ॥**

(ગીતા ૫/૨૨)

'જે આ ઈન્દ્રિય અને વિષયોના સંયોગથી ઉત્પન્ન થતા સર્વ ભોગો છે, તે બધા - જો કે વિષયી માણસોને સુખસ્વરૂપ ભાસે છે, તો પણ - નિઃશંકપણે દુઃખના જ હેતુ છે; વળી આદિ-અન્તવાળા એટલે કે અનિત્ય છે, માટે હે કૌન્તેય! ડાહ્યો અને વિવેકી માણસ એમનામાં આસક્ત રહેતો નથી.

માટે વિષયોના સ્વરૂપને સમજીને એમની આસક્તિમાંથી છૂટવા માટે આપણે એ વિચાર કરવો કે જે સુખથી આકર્ષાઈને લોકો વિષયોમાં ફસાય છે, શું વાસ્તવમાં એ સુખ વિષયોમાં છે ખરું? જો વિષયો જ સુખસ્વરૂપ હોત તો એમની નિકટતામાં સદાય સુખ થવું જોઈતું હતું. પણ એ વાત જોવા નથી મળતી. એમનામાં સુખની તો કેવળ ક્ષણિક પ્રતીતિમાત્ર જ થાય છે. વાસ્તવમાં તો તે વિષયો ક્ષણભંગુર અને દુઃખરૂપ જ છે. રસનેન્દ્રિયના વિષયને જ લો. આપણને લાડવા બહુ પ્રિય છે. પણ એનું પ્રિયપણું જેવું ભૂખના વખતે જણાય છે એટલું તૃપ્તિ થઈ જતાં નથી રહેતું; એટલું જ નહીં, પૂર્ણ તૃપ્તિ થઈ જતાં તો એ આપણને અરુચિકર થઈ પડે છે અને એને ખવડાવવાનો આગ્રહ પણ અનુચિત જણાઈ આવે છે. એ જ રીતે ભોગ સિવાયની ક્ષણોમાં સ્ત્રી વગેરે જે અન્ય ઈન્દ્રિયોના વિષયો છે એ પણ નીરસ થઈ પડે છે.

માટે હવે એ વિચારવું જોઈએ કે વાસ્તવમાં સુખ ક્યાં છે? વિચારપૂર્વક જોતાં એ જ નિશ્ચય થાય છે કે સઘળાં સુખોનો સ્રોત એકમાત્ર વિજ્ઞાનાનંદઘન પરમાત્મા જ છે; જ્યાં જ્યાં પણ સુખની અનુભૂતિ થાય છે, એની જ સત્તાથી થાય છે–સઘળા પ્રિય પદાર્થોમાં એનું જ સુખ પ્રતિબિંબિત થઈ રહ્યું છે.

એક માણસ સમુદ્રતટ પર ઊભો છે. એની સામે અપાર અને અગાધ જળભંડાર ઊંચા તરંગોમાં ઊછળ-કૂદ કરી રહ્યો છે. એટલામાં જ એની દૃષ્ટિ સમુદ્રજળમાં ટમટમતા એક મણિ પર જાય છે. જળ કિનારા પર પણ ઘણું ઊંડું છે, પણ મણિ-પ્રાપ્તિનું પ્રલોભન એને અધીર કરી નાખે છે. એ કપડાં ઉતારીને સાગરમાં ડૂબકી

મારે છે; પણ વારંવાર ઘણા ઊંડા પાણીમાં જવા છતાં પણ મણિ એના હાથમાં નથી આવતો; એ વિફળ-મનોરથ જ રહે છે. પણ મણિનો ઝગારા મારતો ચળકાટ એને બેચેન બનાવી રહ્યો છે; માટે એ ઘણો થાકી જવા છતાં તેમ જ દુઃખી થઈ જવા છતાં પણ વારંવાર ડૂબકી મારવામાંથી પાછો નથી પડતો. આ રીતે એને ડૂબવામાં – બહાર આવવામાં ઘણો સમય વીતી ગયો.

એટલામાં ત્યાં કોઈ અનુભવી મહાત્મા સ્નાન કરવા માટે આવે છે. તેઓ જુએ છે કે એક માણસ વારંવાર ડૂબકીઓ મારે છે અને હતાશ ચિત્તે બહાર નીકળે છે. એની મુખાકૃતિ પરથી એ ઘણો જ ઉદ્વિગ્ન અને દુઃખી જણાય છે, જાણે કોઈ વસ્તુ મેળવવા માટે ઘણો વ્યગ્ર છે અને એ એને મળી નથી રહી. એમણે એની પાસે જઈને પૂછ્યું–'કેમ ભાઈ! તું કેમ આટલો વ્યગ્ર થઈ રહ્યો છે અને કેમ વારંવાર સમુદ્રમાં ડૂબકી મારે છે?' પણ એ માણસ પોતાના મનની વાત નથી કહેવા માંગતો, કેમકે, એને એ આશંકા છે કે ક્યાંક સાધુ જ એ મણિને કાઢીને લઈ ન જાય. માટે એ વાતને ટાળી દે છે.

પણ એટલામાં જ મહાત્માજીની દૃષ્ટિ પણ એ મણિ પર પડી જાય છે. એને જોઈને તેઓ એની વ્યગ્રતાનો મર્મ સમજી ગયા અને એને કહ્યું–'કેમ ભાઈ! તું આ મણિ લેવા માટે જ વારંવાર ડૂબકીઓ મારે છે ને?' હવે મનની વાત ખુલ્લી પડી ગઈ છે એમ જાણીને એને પણ સ્વીકારવું પડ્યું. મહાત્માએ કહ્યું–'તને આ રીતે ડૂબકીઓ મારતાં કેટલો સમય થયો.'

*એણે કહ્યું*–ઘણો સમય થઈ ગયો.

*મહાત્મા*–તેં કેટલી ડૂબકીઓ મારી હશે?

*માણસ*–એની ગણતરી થાય એમ જ નથી, હું તો આવ્યો ત્યારનો ડૂબકીઓ માર્યા જ કરું છું.

*મહાત્મા*–કંઈ હાથમાં આવ્યું ખરું?

*માણસ*–કશું નહીં.

*મહાત્મા*–તો પછી કેમ ડૂબકીઓ મારી રહ્યો છે?

*માણસ*–એટલા માટે કે ડૂબકીઓ મારતાં મારતાં ક્યારેક તો મણિ મળી જ જશે.

*મહાત્મા*–ભાઈ! આ રીતે તું આખું આયખું ડૂબકીઓ મારતો રહીશ તો પણ તને આ મણિ નહીં મળી શકે.

*માણસ*–કેમ?

*મહાત્મા*–તને જે મણિ દેખાઈ રહ્યો છે એ વાસ્તવમાં ત્યાં છે જ નહીં.

*માણસ*–આ આપ કેવી વાતો કરી રહ્યા છો, એ તો પ્રત્યક્ષ દેખાઈ રહ્યો છે.

*મહાત્મા*–(હસીને) સારું, થોડી વાર થોભ, તને હમણાં આખું રહસ્ય જણાઈ જશે.

એટલે એ માણસ થોભી ગયો. થોડી વારમાં જ્યારે પાણી બેસી ગયું ત્યારે મહાત્માએ કહ્યું–'કેમ ભાઈ! જ્યાં તને મણિ દેખાય છે ત્યાં કશું બીજું પણ છે શું?'

*માણસ*–હા, એક વૃક્ષ તો દેખાય છે.

મહાત્મા–તો શું વાસ્તવમાં એ ત્યાં છે ખરું? અને છે તો આટલી વાર ડૂબકીઓ મારવા છતાં શું તારા હાથમાં એની કોઈ ડાળી પણ આવી ખરી?

*માણસ*–ના, ડાળી કે પાંદડાં વગેરે તો કશું હાથમાં ન આવ્યું, પણ જો એ ત્યાં નથી તો પછી ક્યાં છે?

*મહાત્મા*–અરે, જો ત્યાં વૃક્ષ હોત તો તારા હાથમાં જરૂર એનું કોઈ પાંદડું આવત જ. વાસ્તવમાં ત્યાં કોઈ વૃક્ષ છે નહીં. જો, આ

કિનારાનું વૃક્ષ. આ જ જળમાં પ્રતિબિંબિત થઈ રહ્યું છે.

આમ કહીને મહાત્માએ કિનારાના એ વૃક્ષની એક ડાળી હલાવી. એના હાલવાથી જળમાં પ્રતિબિંબિત વૃક્ષની ડાળી પણ હાલતી જોઈને એ માણસ છોભીલો પડી ગયો. અને એણે મહાત્માજીને કહ્યું—આપનું કહેવું સાચું છે, વાસ્તવમાં આ પેલા વૃક્ષનો પડછાયો છે. કૃપા કરીને હવે આ મણિ પામવાનો ઉપાય પણ જણાવો.

*મહાત્મા*—જો તારે આ મણિ મેળવવો હોય તો તું આ વૃક્ષ પર ચઢીને જો. પ્રતિબિંબમાં જ્યાં મણિની પ્રતીતિ થાય છે એની જ મૂળબિંબ એવી ડાળી પર તને આ રત્ન મળી શકે એમ છે.

ત્યારે એ માણસે વૃક્ષ પર ચઢીને જોયું તો એને એ અનુપમ લાલ મણિ એની સૌથી ઊંચી ડાળ પર પડેલો મળ્યો. એ લાલ મણિ મેળવીને ન્યાલ થઈ ગયો અને તેણે મહાત્માજી પ્રત્યે કૃતજ્ઞતા દર્શાવી.

આ સંસાર જ સમુદ્ર છે, વિષયો જ એમાંનું જળ છે, વિષય-સુખ જ મણિનો પડછાયો છે, જીવ જ ડૂબકી મારનાર માણસ છે, વારંવાર જન્મવું-મરવું જ ડૂબકીઓ મારવી છે, સદ્‌ગુરુ જ મહાત્મા છે, દૃઢ વૈરાગ્ય જ કિનારા પરનું વૃક્ષ છે, વૃક્ષ પર ચઢવું એ સાધન છે અને પરમાનંદ એવા પરમાત્માનું સ્વરૂપ જ એના પર રહેલો સાચો મણિ છે.

આ રીતે જલમાં મણિના પડછાયાની જેમ તને અહીં વિષયોમાં જે આનંદ જણાય છે, એ વિજ્ઞાનાનંદઘન પરમાત્માનું જ પ્રતિબિંબ છે. જો એને મેળવવાની ઇચ્છા હોય તો આ સંસાર-સમુદ્રમાં જણાતા વિષયોની ક્ષુલ્લક રમણીયતાથી આકર્ષાયા વિના કોઈ સદ્‌ગુરુના જણાવેલા દૃઢ વૈરાગ્યરૂપી વૃક્ષ પર ચઢીને એને શોધ. ત્યારે તને આ વિશુદ્ધ પરમાનંદની પ્રાપ્તિ થઈ શકે એમ છે.

એક માણસ કોઈ કુટિરમાં બેઠેલો છે. પ્રાતઃકાળનો સમય છે. એ ઓરડાની બહાર એ જુએ છે કે પ્રાતઃકાળનો કૂણો કૂણો તડકો ફેલાયો છે. એનાથી એ નક્કી કરી લે છે કે સૂર્યોદય થઈ ગયો. જોકે એ વખતે સૂર્ય એની સામે નથી, તો પણ એ તડકાથી જ એની સત્તાનો નિશ્ચય થઈ જવામાં કશી ભૂલ નથી રહેતી. પ્રકાશ તો એની કુટિરમાં પણ છે, પણ એ સૂર્યથી સીધો ન આવતાં એ તડકાથી જ પ્રતિફલિત થઈ રહ્યો છે. આ રીતે સૂર્ય ન દેખાવા છતાં પણ એ એના જ પ્રકાશથી પ્રકાશિત થઈ રહ્યો છે. જો કોઈક રીતે એ કુટિરના છાપરાને દૂર કરવામાં આવે તો એ ત્યાં બેઠાં બેઠાં જ સૂર્યનાં દર્શન કરી શકે છે. આ જ રીતે પરમાત્મા પણ અવિદ્યાને કારણે આપણાથી છુપાયેલો છે. એ પરમાનંદના પ્રકાશરૂપી જે સાત્ત્વિક આનંદ છે એની જ આભા આ વિષયોમાં પડેલી છે અને એના જ કારણે એ વિષયો સુખમય જણાય છે. જો કોઈક રીતે એ અવિદ્યાનો પડદો દૂર કરવામાં આવે તો આપણને એ આનંદઘનનો સ્ફુટ સાક્ષાત્કાર થઈ શકે છે. પણ આ વિષયાનંદથી પણ તો એ પરમાનંદઘનનો નિશ્ચય થઈ જવામાં કશી બાધા ન રહેવી જોઈએ. જ્યારે આપણે સ્પષ્ટપણે બધેય આછા સુખનો અનુભવ કરીએ છીએ તો એના અધિષ્ઠાન એવા પૂર્ણાનંદઘન પરમાત્માની સત્તા જરૂર સિદ્ધ થાય છે. એમાં અવિશ્વાસ કે અશ્રદ્ધાને માટે જરાય જગ્યા નથી.

પણ આ વિષયાનંદની અપેક્ષાએ ભગવાનમાં કેટલો વધુ આનંદ છે, એનો પરિચય એ જ રીતે ન કરાવી શકાય, જે રીતે આગિયાઓના સમૂહથી સૂર્યનો. માનવબુદ્ધિ એનો અંદાજ

કાઢવા સમર્થ નથી. ભગવદાનંદની વાત તો દૂર રહી, વિષયાસક્ત પુરુષો માટે તો શુદ્ધ સાત્ત્વિક આનંદ પણ ઘણો દુર્લભ છે. પ્રભુના પરમાનંદને સમજવા માટે એક દૃષ્ટાંત પર ધ્યાન આપશો. એક દર્પણ છે. એમાં સૂર્યનું પ્રતિબિંબ દેખાય છે અને એ સૂર્યનું પ્રતિબિંબ ધરાવતા દર્પણનું પ્રતિફલિત સૂર્યપ્રકાશનું ધાબું દીવાલ પર પડી રહ્યું છે, તથા એ ધાબાની આભાથી જ એ દીવાલ પણ પ્રકાશિત થઈ રહી છે. આ રીતે દીવાલ પરનો જે સામાન્ય પ્રકાશ છે એ સૂર્યપ્રકાશના પ્રતિબિંબના પ્રકાશનો પણ આભાસ છે. આ જ રીતે વિષયાનંદ પણ ભગવાનના પરમાનંદના પ્રતિબિંબના પ્રકાશની કેવળ આભામાત્ર જ છે. વિષયાનંદ દીવાલ પર પડેલા સામાન્ય પ્રકાશ જેવો છે, દીવાલ પર પડેલું ધાબું સાત્ત્વિક આનંદ છે. દર્પણમાં પ્રતિબિંબિત સૂર્ય અથવા તડકો જાણે સાત્ત્વિક આનંદનો પુંજ છે અને ભગવાન સાક્ષાત્ સૂર્યદેવ છે. આ રીતે આપણે જોઈએ છીએ કે વિષયાનંદની અપેક્ષાએ પ્રભુનો પરમાનંદ અસંખ્ય કરોડો ગણો વધુ જણાવવામાં આવે તો પણ એની ઉપમા નથી થતી.

થોડીક વિચાર-દૃષ્ટિએ જોવામાં આવે તો વિષયોની અસારતા, અસ્થિરતા અને તુચ્છતા સ્પષ્ટ જણાઈ આવે છે. જુઓ, આકાશમાં ઊડનારું વિમાન જ્યારે પૃથ્વી પર હોય છે તો પચીસ-ત્રીસ ફૂટ લાંબું હોય છે. આકાશમાં ઊડતી વખતે એ લગભગ ચાર-પાંચ ફૂટનું દેખાય છે, એથી પણ વધુ ઊંચે જતાં માત્ર એક પક્ષી જેટલું દેખાય છે, જો હજી દૂર ચાલ્યું જાય તો દેખાશે પણ નહીં. આ જ રીતે એવું જોવા મળે છે કે સંસારમાં દરેક વસ્તુ અવસ્થાભેદે જુદા જુદા રૂપે દેખાતી હોય છે, અને અવસ્થા ક્ષણિક છે. ક્ષણે ક્ષણે દરેક પદાર્થનો પણ ક્ષય થઈ રહ્યો છે. હાલ એક સુગંધિત પુષ્પ તોડવામાં આવ્યું એમ માનો. એ ઘ્રાણેન્દ્રિયને ઘણું જ પ્રિય જણાય છે, પણ બે-ચાર વાર સૂંઘતાં એ ઉત્તરોત્તર અપ્રિય થતું જાય છે. પછી એ સુકાઈને કશા કામનું નથી રહેતું અને છેવટે નષ્ટ થઈ જાય છે. આ રીતે જ્યારે દેશ અને કાળના ભેદને લીધે દરેક પદાર્થ જુદા જુદા પ્રકારનાં જણાય છે અને દરેક ક્ષણે ક્ષય થાય છે તો એને સત્ય કેમ કરીને માની શકાય? સત્ય તો એ જ વસ્તુ માની શકાય છે કે જે સદા એકરસ રહે અને જેમાં કદી કોઈ વિકાર-વ્યભિચાર ન થતો હોય. સ્થાનભેદ અથવા કાળભેદને કારણે કંઈકની કંઈક જણાઈ આવતી વસ્તુઓ સત્ય ન માની શકાય. જે સત્ય છે એનો કદી અભાવ નથી થતો. અને જેનો અભાવ કે ક્ષય થાય છે, એ સત્ય ન હોઈ શકે. ભગવાને પણ કહ્યું છે—

**નાસતો વિદ્યતે ભાવો નાભાવો વિદ્યતે સતઃ ।**
**ઉભયોરપિ દૃષ્ટોઽન્તસ્ત્વનયોસ્તત્ત્વદર્શિભિઃ ॥**

(ગીતા ૨/૧૬)

'અસત્ પદાર્થની સત્તા નથી અને સત્‌નો અભાવ નથી; આ બન્નેનું તત્ત્વ તત્ત્વજ્ઞાની પુરુષોએ જોયું છે.'

કોઈ ન્યાયાધીશની અદાલતમાં એક દાવો ઉપસ્થિત થાય છે. એની પુષ્ટિ માટે વાદી પાંચ સાક્ષીઓ ઉપસ્થિત કરે છે. એનો દાવો છે કે અમુક વ્યક્તિને મેં દસ લાખ રૂપિયા આપ્યા હતા, જેમને પેલો અન્યાયપૂર્વક દબાવવા માંગે છે. ન્યાયાધીશ પૂછે છે—આમાં કોઈ સાક્ષી પણ છે?

*વાદી*—હાજી, અમુક-અમુક પાંચ વ્યક્તિઓ સાક્ષી છે, મેં એમની ઉપસ્થિતિમાં એને દસ લાખ રૂપિયા આપ્યા હતા. એમાંથી એક તો મારા ગણેલા રૂપિયાને ફરીથી ગણી ગણીને એને આપી રહ્યો હતો.

*ન્યાયાધીશ*–તેં રૂપિયા આપ્યા હતા કે નોટ?

*વાદી*–રૂપિયા.

*ન્યાયાધીશ*–ક્યાં આપ્યા હતા?

*વાદી*–જમરૂખ અને ફૂલોના બગીચામાં.

*ન્યાયાધીશ*–કયે વખતે આપ્યા હતા?

*વાદી*–બપોરના સમયે.

એ પછી એને જવા દઈને ન્યાયાધીશ એક એક સાક્ષીને બોલાવીને પૂછવા માંડ્યા. એમણે પહેલા સાક્ષીને પૂછ્યું–શું આ માણસે તારી સામે અમુક માણસને કેટલાક રૂપિયા આપ્યા હતા?

પહેલો સાક્ષી–હાજી, આઠ લાખ રૂપિયા આપ્યા હતા.

*ન્યાયાધીશ*–એ વખતે બીજું પણ કોઈ હતું ખરું?

*પહેલો સાક્ષી*–હાજી, ત્રણ માણસો બીજા હતા.

*ન્યાયાધીશ*–એ દિવસનો કયો સમય હતો?

પહેલો સાક્ષી–પ્રાતઃકાળ હતો.

*ન્યાયાધીશ*–સારું, જા.

પછી બીજા સાક્ષીને બોલાવીને પૂછ્યું–આ માણસે અમુક માણસને કેટલા રૂપિયા આપ્યા હતા?

*બીજો સાક્ષી*– દસ લાખ.

*ન્યાયાધીશ*–એ દિવસનો કયો સમય હતો?

*બીજો સાક્ષી*–સાંજની વેળા સાંભળી હતી.

*ન્યાયાધીશ*–અચ્છા, જા.

પછી ત્રીજા સાક્ષીને પૂછ્યું.

*ન્યાયાધીશ*–આ માણસે અમુક માણસને કેટલા રૂપિયા આપ્યા હતા?

*ત્રીજો સાક્ષી*–બાર લાખ.

*ન્યાયાધીશ*–તેં જાતે જોયું હતું?

*ત્રીજો સાક્ષી*–જોયું શું! મેં ફરીથી ગણી ગણીને આપ્યા હતા.

*ન્યાયાધીશ*–એ કયો સમય હતો?

*ત્રીજો સાક્ષી*–રાત્રે ભોજન પછી.

*ન્યાયાધીશ*–સારું, જા.

આ જ રીતે ચોથા અને પાંચમા સાક્ષીને પણ બોલાવીને પૂછવામાં આવ્યું. એકે કહ્યું–હું બગીચામાં વહેલી પરોઢે ફૂલો લેવા જાઉં છું, મેં રૂપિયા આપતા કોઈને જોયો નથી. બીજાએ કહ્યું–હું તો ત્યાં જઈને જમરૂખ ખાતો હોઉં છું, રૂપિયાની વાત હું નથી જાણતો. આ રીતે સૌની અવ્યવસ્થિત અને અવળી વાતો સાંભળીને ન્યાયાધીશે દાવાને ખોટો ઠેરવીને રદ કરી નાખ્યો. જ્યારે વાદીએ આવીને આજીજી કરી અને દાવો રદ કરવાનું કારણ પૂછ્યું તો ન્યાયાધીશે કહ્યું–તારો એક સાક્ષી કહે છે કે આઠ લાખ રૂપિયા આપવામાં આવ્યા હતા.

*વાદી*–હાજી, આઠ લાખ જ હતા, મેં ભૂલથી દસ લાખનો દાવો કર્યો હતો.

*ન્યાયાધીશ*–બીજો બાર લાખ કહે છે.

*વાદી*–હજૂર! એને યાદ નહીં રહ્યું હોય.

*ન્યાયાધીશ*–સાક્ષીઓ કહે છે કે રૂપિયા નહીં, નોટ આપવામાં આવી હતી.

*વાદી*–હાજી, નોટ જ આપવામાં આવી હતી.

*ન્યાયાધીશ*–સાક્ષી કહે છે કે એ વખતે અમે બે જ જણ હતા.

*વાદી*–જી!

*ન્યાયાધીશ*–એ પ્રાતઃકાળનો સમય જણાવવામાં આવે છે.

*વાદી*–જી હજૂર, પ્રાતઃકાળ જ હતો. મારી કહેવામાં ભૂલ થઈ.

આ રીતે પોતાની વાતોનું જ ખંડન કરતો જોઈને ન્યાયાધીશને નિશ્ચય થઈ ગયો કે આ માણસ ખોટો છે અને આનો દાવો એક જાળ જ છે.

આ રીતે આ વિષયોને ગ્રહણ કરનારી– એમના સાક્ષીઓ તરીકે આપણી પાસે પાંચ જ્ઞાનેન્દ્રિયો છે. એમાંથી કોઈ પણ એકનો અનુભવ બીજી ઈન્દ્રિય સાથે નથી મળતો. કર્ણ કેવળ શબ્દ જ ગ્રહણ કરે છે, ઘ્રાણેન્દ્રિય કેવળ ગંધની સાક્ષી છે, જીભ કેવળ રસ જણાવી શકે છે, ત્વચા કેવળ સ્પર્શને જ જાણી શકે છે અને નેત્રોથી માત્ર રૂપનું જ જ્ઞાન થાય છે. આ રીતે જ્યારે બધા સાક્ષીઓનો અનુભવ એકબીજાથી સાવ જુદો છે, તો એમાંથી કોઈની પણ વાતને પ્રામાણિક શાથી માની શકીએ?

આ રીતે જે વિષયો ન સૌને એક જેવા દેખાય છે, ન તો સૌને એમાં એક જેવું સુખ-દુઃખ થાય છે, જે પળેપળ બદલાતા રહે છે, હાલ છે, બીજી જ ક્ષણે નષ્ટ થઈ જાય છે, આવા વિષયોને સત્ માનીને એમનામાં આસક્ત થવું મૂર્ખતા સિવાય બીજું શું છે?

માટે વિષયોની અસારતા, અસ્થિરતા અને દુઃખરૂપતા દ્વારા એમની અસત્તાનો નિશ્ચય કરીને એકમાત્ર પરમાત્માને જ સર્વાધિષ્ઠાન, પૂર્ણાનંદઘન અને સત્પદાર્થ સમજીને શ્રદ્ધા, ભક્તિ અને વૈરાગ્યપૂર્વક નિરંતર એમનું જ ભજન-ચિંતન કરવું, એમના જ ભક્તોનો સહવાસ કરવો અને એકમાત્ર એમની જ કૃપામાં દૃઢ વિશ્વાસ રાખવો. આમ કરવાથી અવિદ્યા, આસક્તિ વગેરે બધા પ્રકારના ક્લેશોનો તેમ જ પાપ અને સઘળાં દુઃખોનો સાવ અભાવ થઈને સદાને માટે પરમ શાંતિ તેમ જ પરમાનંદની પ્રાપ્તિ થઈ શકે છે.



## કર્મયોગનું રહસ્ય

કર્મયોગનું રહસ્ય ઘણું જ ગહન છે. એનું વાસ્તવિક તત્ત્વ કાં તો શ્રીપરમેશ્વર જાણે છે અથવા તો તે મહાપુરુષો જાણે છે કે જેમણે કર્મયોગ દ્વારા પરમેશ્વર (પરમાત્મા)ને પ્રાપ્ત કરી લીધા છે. મારા જેવા વ્યક્તિ માટે તો આ રહસ્યને વ્યક્ત કરવું અત્યંત મુશ્કેલ છે, કેમ કે હું કર્મયોગના રહસ્યને વાસ્તવમાં સારી રીતે જાણતો નથી. આ સિવાય, જે યત્કિંચિત્ – જે કેટલુંક જાણું છું તેટલું કહી શકતો નથી અને જેટલું કહું છું તેટલું સ્વયં કાર્યાન્વિત કરી શકતો નથી; તેમ છતાં મારી સાધારણ બુદ્ધિ અનુસાર કર્મયોગના રહસ્યનો થોડો અંશ પ્રશ્નોત્તરના રૂપમાં વ્યક્ત કરવાનો પ્રયત્ન કરું છું. શ્રીભગવાન કહે છે –

**નેહાભિક્રમનાશોऽસ્તિ પ્રત્યવાયો ન વિદ્યતે ।**
**સ્વલ્પમપ્યસ્ય ધર્મસ્ય ત્રાયતે મહતો ભયાત્ ॥**
(ગીતા - ૨/૪૦)

'આ કર્મયોગમાં આરંભનો અર્થાત્ બીજનો નાશ નથી અને પ્રત્યવાય દોષ અર્થાત્ અવળા ફળરૂપી દોષ પણ નથી; બલકે આ કર્મયોગરૂપી ધર્મનું થોડું પણ આચરણ જન્મ-મૃત્યુરૂપી મહાન ભયમાંથી ઉગારે છે.'

**પ્રશ્ન :** નિષ્કામ કર્મયોગના આરંભનો નાશ થતો નથી, એનો શો અભિપ્રાય છે? શું એક વાર પ્રારંભ થયા પછી એ ચાલુ જ રહે છે? અથવા જેટલું બની ગયું તેનો નાશ થતો નથી?

**ઉત્તર :** પૂર્વસંચિત પાપો, અહંતા, મમતા, આસક્તિ વગેરે અવગુણોને કારણે તથા વિષયભોગોનો અને પ્રમાદી-વિષયી પુરુષોનો સંગ થવાથી માર્ગમાં અડચણ તો આવી જાય છે, પરંતુ નિષ્કામ કર્મયોગરૂપ ધર્મનું જેટલું પાલન થઈ જાય છે તેનો નાશ થતો નથી; કારણ કે ફળ અને આસક્તિને ત્યજીને

ભગવાનની આજ્ઞા અનુસાર સમભાવથી કરેલા સાધનનો નાશ થવાનું કોઈ પણ કારણ નથી. ફળની ઈચ્છાથી કરેલું કર્મ જ ફળ આપીને સમાપ્ત થાય છે.

**પ્રશ્ન** : પ્રત્યવાય એટલે કે અવળા ફળરૂપી દોષનો ભાગી થતો નથી – આનો શો અભિપ્રાય છે?

**ઉત્તર** : મનુષ્ય જેમ પોતાનો ઉપકાર કરનારાની સેવા નહીં કરવાથી દોષનો ભાગી થાય છે તથા જેમ દેવો, પિતૃઓ, રાજા, મનુષ્યો વગેરેની સેવામાં કોઈ કારણવશ ત્રુટિ થઈ જવાથી તેમનો રોષ થવાથી પણ તેનું અનિષ્ટ થઈ શકે છે; પરંતુ નિષ્કામ કર્મયોગના પાલનમાં ત્રુટિ રહેવા છતાં પણ તેનું ઊલટું ફળ એટલે કે કર્તાનું અનિષ્ટ થતું નથી તથા પાલન નહીં કરવાથી તે દોષનો ભાગી પણ થતો નથી.

**પ્રશ્ન** : કેટલાક લોકો પ્રત્યવાય શબ્દનો અર્થ 'વિઘ્ન' કરે છે, શું એમ પણ બની શકે ખરું?

**ઉત્તર** : 'વિઘ્ન' અર્થ યુક્તિસંગત નથી. નિષ્કામ કર્મયોગરૂપ ધર્મના પાલનમાં વિઘ્ન – બાધા તો આવી શકે છે, પરંતુ તેનું પરિણામ ખરાબ હોતું નથી, સારું જ હોય છે. (ગીતા - ૬/૪૦-૪૨)

**પ્રશ્ન** : અહીં 'અપિ' શબ્દ કઈ વાતનો દ્યોતક છે?

**ઉત્તર** : જ્યારે આ નિષ્કામ કર્મયોગનું થોડું સાધન પણ મહાન ભયમાંથી ઉદ્ધાર કરનારું છે, ત્યારે તેનું પૂર્ણ સાધન મહાન ભયમાંથી મુક્ત કરી દે છે, એમાં તો કહેવાનું જ શું છે?

**પ્રશ્ન** : આ નિષ્કામ કર્મયોગરૂપ ધર્મનું થોડું પણ પાલન મહાન ભયમાંથી કેવી રીતે ઉદ્ધાર કરે છે?

**ઉત્તર** : નિષ્કામ કર્મયોગરૂપ ધર્મનું થોડું પણ પાલન સંસ્કારના બળથી ક્રમશઃ વૃદ્ધિ પામીને અંતમાં સાધકને મુક્ત કરી દે છે.

**પ્રશ્ન** : જ્યારે આ નિષ્કામ કર્મયોગનું થોડું સાધન વૃદ્ધિ પામીને જ મહાન ભયમાંથી ઉદ્ધાર કરે છે તો પછી બાકીના સાધનનું શું મહત્ત્વ રહ્યું?

**ઉત્તર** : નિષ્કામભાવનું પરિણામ સંસારમાંથી ઉદ્ધાર થવો એ છે, તેથી તે પોતાના પરિણામને સિદ્ધ કર્યા વગર ન તો નષ્ટ થાય છે અને ન તો એનું કોઈ બીજું ફળ હોઈ શકે છે. અંતમાં સાધકને પૂર્ણ નિષ્કામી બનાવીને તેનો ઉદ્ધાર કરી જ દે છે, એ જ એનું મહત્ત્વ છે.

**પ્રશ્ન** : જે લોકો ધાર્મિક સંસ્થાઓમાં સ્વાર્થ ત્યજીને વેતન લીધા વગર અથવા અત્યંત અલ્પ વેતન લઈને તન-મનથી કામ કરનારા છે તેમનું કર્મ સ્વાર્થરહિત હોવાને કારણે તેને તો નિષ્કામ કર્મયોગ જ માનવો જોઈએ; પરંતુ નિષ્કામ કર્મયોગનું પાલન કરવાથી જેટલો લાભ બતાવવામાં આવે છે તેટલો લાભ જોવામાં આવતો નથી. આનું શું કારણ છે?

**ઉત્તર** : નિષ્કામ કર્મયોગથી જેટલો લાભ થવો જોઈએ તેટલો લાભ પોતાના સાધનથી થતો દેખાતો નથી, આ પ્રમાણે સેવા કરનારા તે ભાઈઓ પણ કહે છે. તેથી સંભવ છે કે નિષ્કામ કર્મયોગના રહસ્યને નહીં જાણવાને કારણે તેમનામાં વાસ્તવિક ત્યાગની ઊણપ છે; તેથી તેઓ પૂરો લાભ લઈ શકતા નથી, નહીંતર તે લોકોને નિષ્કામ કર્મયોગના સાધનનો જેટલો લાભ ગીતા વગેરે શાસ્ત્રોમાં બતાવવામાં આવ્યો છે, તે અનુસાર લાભ અવશ્ય મળ્યો હોત. કેવળ કંચન-કામિનીના બાહ્ય ત્યાગથી મનુષ્ય સર્વ-ત્યાગી બનતો નથી. વાસ્તવમાં કંચન-કામિનીનો બાહ્ય ત્યાગ નિષ્કામ કર્મયોગના સાધનમાં એટલો આવશ્યક પણ નથી; એમાં તો ભાવનું

જ પ્રાધાન્ય છે. તેથી આમાં પત્ની, પુત્ર, ધન વગેરેથી મળતા વિષયભોગરૂપ સુખના ત્યાગની સાથેસાથે માન-મોટાઈ, પ્રતિષ્ઠા તેમ જ રાગ-દ્વેષ, અહંતા, મમતા વગેરેના ત્યાગની પણ ઘણી આવશ્યકતા છે. જ્યાં સુધી આ બધાનો ત્યાગ થતો નથી ત્યાં સુધી સાધકને પૂરો લાભ મળી શકતો નથી.

**પ્રશ્ન :** નિષ્કામ કર્મયોગ અનુસાર શું આ લોકો વડે થોડું પણ સાધન નથી થતું?

**ઉત્તર :** જે જેટલો ત્યાગ કરે છે તેટલા અંશે તેના વડે સાધન અવશ્ય થાય છે તથા લાભ પણ તે અનુસાર તેને અવશ્ય મળવો જોઈએ.

**પ્રશ્ન :** જ્યારે કર્મયોગનું થોડું પણ સાધન મહાન ભયમાંથી તારી દે છે, તો પછી અધિક સાધન ન પણ હોય તો શો વાંધો છે? કારણ કે ઉદ્ધાર તો તેનો થઈ જ જશે.

**ઉત્તર :** ઉદ્ધાર તો થશે, પરંતુ સમયનો નિયમ નથી. શી ખબર, આ જન્મમાં થાય કે પછી બીજા જન્મમાં? કારણ કે તે થોડુંક સાધન ક્રમશઃ વૃદ્ધિ પામીને જ ઉદ્ધાર કરશે. તેથી સાધનની ઊણપને મિટાવવા માટે તત્કાળ કલ્યાણ ઇચ્છનારા મનુષ્યે તો તત્પર થઈને જ, પ્રાણ રહે ત્યાં સુધી પ્રયત્ન કરવો જોઈએ.

**પ્રશ્ન :** 'કર્મયોગના થોડા સાધનથી–' અહીં આનો શો અભિપ્રાય છે?

**ઉત્તર :** પહેલાં તો કર્મયોગનું સ્વરૂપ સમજવું જોઈએ. શાસ્ત્રવિહિત ઉત્તમ ક્રિયાનું નામ કર્મ છે, તેમાં આસક્તિ અને સ્વાર્થના સર્વથા ત્યાગપૂર્વકના સમત્વભાવનું એટલે કે નિષ્કામભાવનું નામ યોગ છે. આ નિષ્કામભાવ જ આનું સ્વરૂપ, પ્રાણ અને રહસ્ય છે. તેથી જે કર્મમાં નિષ્કામભાવ છે તેની જ 'કર્મયોગ' સંજ્ઞા છે. જે શાસ્ત્રોક્ત ઉત્તમ ક્રિયાઓમાં નિષ્કામભાવ નથી તેમની સંજ્ઞા 'કર્મ' છે, પણ 'કર્મયોગ' નહીં. તેથી સકામભાવથી આજીવન કરેલાં યજ્ઞ, દાન, તપ વગેરે ઉત્તમોત્તમ અનેક કર્મો પણ ક્ષણભંગુર ફળ આપનારાં હોવાને કારણે મહત્વનાં નથી; પરંતુ નિષ્કામભાવથી અલ્પમાત્રામાં કરેલાં શાસ્ત્રવિહિત કૃષિ, વાણિજ્ય, નોકરી, શિલ્પક્રિયા વગેરે સાધારણ કર્મો પણ પરમ કલ્યાણદાયક હોવાને કારણે મહાન છે. તેથી, જેનું નામ નિષ્કામ કર્મયોગ છે તેનું થોડું પણ પાલન એટલે કે અલ્પ માત્રામાં પણ કરેલું તે સાધન ક્રમશઃ વૃદ્ધિ પામીને મહાન ભયમાંથી મુક્ત કરી દે છે; પરંતુ સકામભાવથી કરેલાં શાસ્ત્રવિહિત ઘણાંબધાં કર્મો પણ જન્મ-મરણરૂપ મહાન ભયમાંથી મુક્ત કરી શકતાં નથી.

**પ્રશ્ન :** નિષ્કામ કર્મયોગનું સ્વરૂપ વિસ્તારપૂર્વક બતાવશો?

**ઉત્તર :** શાસ્ત્રવિહિત કર્તવ્યકર્મોમાં ફળ અને આસક્તિને ત્યજીને ભગવાનની આજ્ઞા અનુસાર સમત્વબુદ્ધિથી કેવળ 'ભગવદ્-અર્થ' અથવા 'ભગવદ્-અર્પણ' કર્મ કરવાનું નામ નિષ્કામ કર્મયોગ છે. આને જ ગીતામાં સમત્વયોગ, બુદ્ધિયોગ, કર્મયોગ, તદર્થકર્મ, મત્કર્મ વગેરે સંજ્ઞાઓથી વર્ણવવામાં આવ્યો છે.

**પ્રશ્ન :** કર્મોમાં ફળના ત્યાગનું શું સ્વરૂપ છે?

**ઉત્તર :** પત્ની, પુત્ર, ધન, ઐશ્વર્ય, માન, મોટાઈ, પ્રતિષ્ઠા અને સ્વર્ગ વગેરે સાંસારિક સુખદાયક સઘળા પદાર્થોની ઇચ્છા કે કામનાનો સર્વથા ત્યાગ એ જ કર્મોના ફળનો ત્યાગ છે.

**પ્રશ્ન :** આસક્તિનો ત્યાગ કોને કહે છે?

**ઉત્તર :** મન અને ઇન્દ્રિયોને અનુકૂળ સાંસારિક સુખદાયક પ્રાણીઓ, પદાર્થો અને કર્મોમાં ચિત્તને આકર્ષનારી જે સ્નેહરૂપી વૃત્તિ છે; 'રાગ', 'રસ', 'સંગ' વગેરે જેનાં નામ છે

તેના સર્વથા ત્યાગનું નામ આસક્તિનો ત્યાગ છે.

**પ્રશ્ન** : 'ભગવાનની આજ્ઞાથી' આનો અહીં શો અભિપ્રાય છે?

**ઉત્તર** : શ્રુતિ, સ્મૃતિ, ગીતા વગેરે સત્-શાસ્ત્રો તથા મહાપુરુષોની આજ્ઞા એ ભગવાનની આજ્ઞા છે.

**પ્રશ્ન** : સમત્વબુદ્ધિ કોને કહે છે?

**ઉત્તર** : સુખ-દુઃખ, લાભ-હાનિ, જય-પરાજય, યશ-અપયશ, જીવન-મરણ વગેરે ઈષ્ટ-અનિષ્ટની પ્રાપ્તિમાં સદા-સર્વદા સમ રહેવું એ સમત્વબુદ્ધિ છે.

**પ્રશ્ન** : ભગવાન માટે કર્મ અને ભગવાનને અર્પણ કરેલું કર્મ – એમાં શો ભેદ છે?

**ઉત્તર** : ફળમાં કોઈ ભેદ નથી. ફળ તો બધાંનું જ એક - પરમ શ્રેય છે; એટલે કે પરમેશ્વરની પ્રાપ્તિ છે. સાધનની પ્રણાલીમાં થોડો ભેદ છે.

### (ક) ભગવદ્-અર્થ કર્મ

સ્વયં ભગવાનની પૂજા-સેવારૂપ કર્મોને અથવા ભગવાનની આજ્ઞા અનુસારનાં શાસ્ત્રવિહિત કર્તવ્યકર્મોને ભગવાનના પ્રેમ, પ્રસન્નતા અથવા પ્રાપ્તિ માટે કર્તવ્ય સમજીને કેવળ ભગવાનની આજ્ઞાના પાલન માટે કરવાં એટલે કે કર્મ કરતા પહેલાં જ આ બધા ઉદ્દેશ્યોને અથવા આમાંના કોઈ પણ ઉદ્દેશ્યને લક્ષમાં રાખીને કર્મ કરવાં એ ભગવદ્-અર્થ કર્મ છે. (ગીતા - ૧૩/૧૦)

### (ખ) ભગવદ્-અર્પણ કર્મ

શાસ્ત્રવિહિત કર્તવ્યકર્મોને તથા મન, વાણી, શરીરસહિત પોતાની જાતને પ્રભુની વસ્તુ સમજીને પ્રભુને સમર્પણ કરી દેવાં એટલે કે કર્મો કરવામાં પોતાની જાતને સર્વથા ભગવાનને આધીન સમજીને કઠપૂતળીની જેમ સ્વામીના હાથમાં સોંપી દેવી. કઠપૂતળીઓએ તો જડ હોવાને કારણે સ્વયં નટને આધીન થઈને રહેવાનું નથી, નટ જ તેમને પોતાને આધીન રાખે છે, પરંતુ આણે તો સ્વયં સ્વામીને આધીન થઈને રહેવાનું છે. તેથી આમાં આ અધિક વિશેષતા છે. આ સિવાય, ડગલે ને પગલે સ્વામીના સ્વરૂપનું અને દયાનું દર્શન કરતા રહીને ક્ષણે-ક્ષણ મુગ્ધ થતા રહેવું અને સર્વસ્વ સ્વામીનું જ સમજતા રહીને અભિમાનથી રહિત થઈને નિમિત્તમાત્ર બનીને પ્રભુની આજ્ઞા અનુસાર કર્મ કરવાં એ સર્વોત્તમ ભગવદ્-અર્પણ કર્મ છે. (ગીતા - ૯/૨૭-૨૮)

**પ્રશ્ન** : શું નિષ્કામ કર્મયોગનું આ સાધન કષ્ટસાધ્ય છે?

**ઉત્તર** : વાસ્તવમાં કષ્ટસાધ્ય નથી. હા, જેઓ કષ્ટસાધ્ય માને છે તેમના માટે કષ્ટસાધ્ય છે અને જેઓ સુખસાધ્ય માને છે તેમના માટે સુખસાધ્ય છે.

**પ્રશ્ન** : જો એમ છે તો સાધકે સુખ-સાધ્ય જ માનવું જોઈએ; પરંતુ જેઓ કંચન, કામિની, કુટુંબ અને શરીરના સુખને છોડીને સાધન કરે છે તેમને પણ એ કષ્ટસાધ્ય કેમ પ્રતીત થાય છે?

**ઉત્તર** : મનની ચંચળતા તથા માન, મોટાઈ, પ્રતિષ્ઠા વગેરેની ઈચ્છા તેમ જ રાગ, દ્વેષ, મમતા, અહંકાર અને અજ્ઞાન વગેરે દોષોને કારણે તથા શ્રદ્ધા અને પ્રેમની ઊણપ તેમ જ એનું રહસ્ય અને પ્રભાવને નહીં જાણવાને કારણે એ કષ્ટસાધ્ય પ્રતીત થઈ શકે છે.

**પ્રશ્ન** : આ સાધનમાં અડચણ ઊભી કરનારા દોષોમાં પણ વિશેષ દોષો કયા કયા છે?

**ઉત્તર** : શ્રદ્ધા અને પ્રેમની ઊણપ, માન અને મોટાઈની ઈચ્છા, મનની ચંચળતા, પ્રમાદ, આળસ, અજ્ઞાન, આસક્તિ, અહંકાર વગેરે વિશેષ દોષો છે.

**પ્રશ્ન** : આ બધાના નાશ માટે સાધકે શું કરવું જોઈએ?

**ઉત્તર** : વિવેક અને વૈરાગ્ય વડે તમામ વિષયભોગોમાંથી મનને મુક્ત કરીને ભગવાનના શરણમાં રહીને શ્રદ્ધા અને પ્રેમપૂર્વક નિષ્કામ કર્મયોગના સાધન માટે પ્રાણપર્યન્ત કોશિશ કરવી જોઈએ. આ પ્રમાણે કોશિશ કરવાથી સમસ્ત દુઃખો અને દોષોનો નાશ થાય છે અને પરમ આનંદ તથા પરમ શાંતિની પ્રાપ્તિ જલદી થઈ શકે છે.

**પ્રશ્ન** : 'પ્રાણપર્યન્ત કોશિશ કરવી' કોને કહેવાય?

**ઉત્તર** : કંચન, કામિની, ભોગ અને સુખની તો વાત જ શી કરવી? નિષ્કામ કર્મયોગરૂપ ધર્મના થોડાક પણ પાલનની તુલનામાં માન, મોટાઈ પ્રતિષ્ઠા અને પોતાના પ્રાણોને પણ તુચ્છ સમજવાં તેમ જ અત્યંત તત્પર થઈને તેના પાલન માટે સદા-સર્વદા પ્રયત્નશીલ રહેવું – એને પ્રાણપર્યન્ત કોશિશ કરવી કહેવાય.

**પ્રશ્ન** : આ પ્રકારની કોશિશ તત્પરતાથી નહીં થવાનું શું કારણ છે?

**ઉત્તર** : એના પ્રભાવ અને રહસ્યને તત્ત્વથી નહીં સમજવાં તે.

**પ્રશ્ન** : પ્રભાવ અને રહસ્યને તત્ત્વથી જાણવા માટે શું કરવું જોઈએ?

**ઉત્તર** : એના પ્રભાવ અને રહસ્યને સમજાવનારાં ગીતા વગેરે શાસ્ત્રોનું મનન તેમ જ એના તત્ત્વને જાણનારા મહાપુરુષોનો સંગ કરીને એમણે બતાવેલા માર્ગ અનુસાર કટિબદ્ધ થઈને કોશિશ કરવાથી એના પ્રભાવ અને રહસ્યને મનુષ્ય તત્ત્વથી જાણી શકે છે. જે મનુષ્ય આ નિષ્કામ કર્મયોગના રહસ્યને અને પ્રભાવને તત્ત્વથી જાણી લે છે તે પછી એને છોડી શકતો નથી તથા સાધન કરતાં કરતાં અહંતા, મમતા, આસક્તિ વગેરે તમામ દોષોથી મુક્ત થઈ જાય છે અને તેનો સમગ્ર સંસારમાં પણ સદા-સર્વદા સમભાવ થઈ જાય છે. આ પ્રમાણે જેની સમતામાં નિશ્ચળ-સ્થિર સ્થિતિ છે તેની પરમાત્મામાં જ .સ્થિતિ છે; કેમ કે પરમાત્મા સમ છે. (ગીતા - ૫/૧૯) તેથી તે બધાંય દુઃખો, પાપો અને ક્લેશોથી છુટકારો પામીને પરમ આનંદ અને પરમ શાંતિ-સ્વરૂપ પરમાત્માને પ્રાપ્ત કરી લે છે. જેની આવી સ્થિતિ અંતકાળે પણ થઈ જાય છે તે પણ જન્મ-મૃત્યુના મહાન ભયમાંથી છૂટીને વિજ્ઞાનાનંદઘન પરમાત્માને પ્રાપ્ત કરી લે છે. (ગીતા - ૨/૭૨)

—★—

# ધ્યાનસહિત નામ-જપનો મહિમા

આજે એ પરમ દયાળુ પરમાત્માની કૃપાથી ધ્યાનસહિત નામ-જપ ઉપર કંઈક લખવાનો સુઅવસર પ્રાપ્ત થયો છે. વાસ્તવમાં તો આ વિષય પર એ પુરુષો જ લખી શકે છે જેઓ ભગવાનના ભજન અને ધ્યાનના તત્ત્વને જાણનારા છે અને નિરંતર ભગવાનના પ્રેમમાં મુગ્ધ રહે છે તેમ જ ભગવાનની સ્મૃતિથી જેમના શરીરમાં રોમાંચ અને નેત્રોમાં અશ્રુપાત થતા રહે છે. જળના વિયોગમાં માછલીની જેમ ભગવાનની વિસ્મૃતિથી આર્ત બની જાય છે અને ભગવાનનું ભજન-ધ્યાન જેમને પ્રાણોથી પણ વધુ પ્રિય છે એવા મહાપુરુષોનો જ આ વિષયમાં લખવાનો અધિકાર છે. એમના જ લેખોથી સંસારને લાભ મળી શકે છે.

મારા જેવા પુરુષનું આ વિષય પર લખવું અનધિકાર ચેષ્ટા કરવા બરાબર છે; પણ પ્રેમી સજ્જનોની પ્રેરણાથી, પોતાની સામાન્ય બુદ્ધિ પ્રમાણે વાચકોની સેવામાં કશુંક લખવાનો પ્રયાસ કરી રહ્યો છું. ત્રુટિઓ બદલ સુજ્ઞજનો ક્ષમા કરશે.

જે લોકો ભગવાનના ભજન-ધ્યાનરૂપી સાધનના રહસ્યને નથી જાણતા, એ લોકો થોડાક જ દિવસોમાં સાધનથી ઉબાઈ જાય છે અને અમુક તો સાધનને છોડી પણ દે છે. જેમ કોઈ વિદ્યા ભણનાર બાળક ખેલ-તમાશામાં આસક્ત કે પરીક્ષામાં નાપાસ થવાને કારણે અથવા બીજા કોઈ કારણસર કંટાળીને વિદ્યાભ્યાસ છોડી દેવાથી વિચારરૂપી ધનથી વંચિત રહી જાય છે, એ જ રીતે તેઓ ભગવત્પ્રાપ્તિરૂપી અમૂલ્ય નિધિથી વંચિત રહી જાય છે.

અમુક અમુક લોકો હળવું સાધન કરતા પણ રહે છે અને પૂછવાથી તેઓ એમ કહ્યા કરે છે કે જ્યારે અમે ભજન-ધ્યાન કરવા માટે બેસીએ છીએ ત્યારે સંસારના સંકલ્પ, નિદ્રા અને આળસ વગેરે આવીને ઘેરી વળે છે, માટે ખાસ આનંદ નથી આવતો. માટે એમાંથી રુચિ જતી રહેવાને લીધે અમારી સાધના મંદ પડી ગઈ. એ લોકો ભજન-ધ્યાન દ્વારા શરૂઆતમાં જ સંપૂર્ણ આનંદનો અનુભવ કરવા માંગે છે. આ મોટી ભૂલ છે. હજી તો ભજન-ધ્યાનનું જેવું સાધન હોવું જોઈએ એવું સાધન જ નથી થયું, પછી આનંદ કેવો?

હાથથી માળા ફેરવે છે, મોઢેથી રામ-રામ બોલે છે અને મનથી સંસારના વિષયોનું ચિંતન કરે છે, આ તો સંસારનું ભજન છે, રામનું નહીં.

**કર મેં તો માલા ફિરે, જીભ ફિરે મુખ માયઁ।**
**મનુવા તો ચહુઁદિસિ ફિરે, યહ તો સુમિરન નાયઁ॥**

અમુક અમુક લોકોના હાથમાંથી માળા પડી જાય છે અને નિદ્રાને વશીભૂત થઈને તેઓ આસન પર જ ઊંઘતા રહે છે. તેઓ ભગવાનના ઉપાસકો નથી, નિદ્રાદેવીના ઉપાસક છે. આવા લોકો અસલ આનંદથી ઘણા છેટા છે. એમનું મન જ એમને દગો દઈ રહ્યું છે. વાસ્તવમાં ભજન-ધ્યાનના પ્રભાવ અને રહસ્યને એ લોકો નથી સમજ્યા.

ભજન-ધ્યાનના પ્રભાવ અને રહસ્યને સમજી લીધા પછી નિદ્રા, આળસ અને સંસારની સ્ફુરણાની તો વાત જ શું, ખાન-પાનની પણ ચિંતા નથી રહી શકતી. રાત-દિવસ ભજન-ધ્યાનની જ ધૂન ચઢેલી રહે છે. જેમ રૂપિયાના પ્રભાવથી મોહિત થયેલા વેપારી, વૈદ્ય, ડૉક્ટર, વકીલ-બેરિસ્ટર વગેરે સૌ કોઈ વિષય-સંપત્તિને મુખ્ય સમજનાર સમયને ધન કમાવવામાં જ વેડફી નાખે છે; આ સિવાય એમને બીજી વાત રુચતી નથી, એ જ રીતે એમને પણ ભગવદ્ભજન સિવાય બીજી કોઈ વસ્તુ સારી નથી લાગતી. એમને તો મધુરથીય મધુર અને પવિત્રથીય પવિત્ર ધ્યાનસહિત હરિનું નામ જ મંગલમય જણાય છે.

આ ઘોર કળિકાળમાં સુખેથી સાધી શકાય એવું અને સર્વોત્તમ સાધન ધ્યાનસહિત ભગવાનનું ભજન જ છે. બ્રહ્મથી માંડીને તણખલા સુધીનો આખો સંસાર ક્ષણભંગુર અને નાશવંત છે. કેવળ એક વિજ્ઞાનાનંદઘન પરમાત્મા જ સત્ વસ્તુ છે. માટે જે સદાય આપણને ભગવાનનું ભજન, ધ્યાન કરવાનું જ શિખવાડે છે, એ જ માતા, પિતા, ગુરુ તેમ જ આપણો સાચો બંધુ છે. સંસારમાં એનાથી વધીને આપણા માટે બીજું કોઈ પણ આવશ્યક કાર્ય નથી. શ્વાસનો કશો વિશ્વાસ નથી. માટે જ્યાં સુધી સ્વાસ્થ્ય સારું છે, વૃદ્ધ-અવસ્થા અને મરણ

દૂર છે ત્યાં સુધી જ જે કંઈ કરવાનું હોય એ ઘણી જલદીથી કરી લેવું.

અહો! ભયંકર કષ્ટ છે, મોટી આપત્તિ છે કે, વિષયરૂપી કાચ માટે થઈને ભજન-ધ્યાનરૂપી અણમોલ રત્નને લોકો વિસારે પાડે છે.

પ્રિય વાચકો! ઊઠો, જાગો, સાવધ થાઓ અને અમૃતમય હરિના નામ અને ગુણોને કાન દ્વારા સાંભળો તથા વાણી દ્વારા કીર્તન કરો અને મનથી એમના સ્વરૂપનું ધ્યાન ધરો. આખા સંસારના ભોગોને તણખલાની જેમ ત્યાગીને શરીરથી ભગવાનની સેવા કરો અને પોતાના આ અણમોલ સમયનો અમૂલ્ય કાર્યમાં જ ઉપયોગ કરો.

કર્મોનું અનુષ્ઠાન કરતી વેળાએ પણ ચિત્તથી ભગવાનને ન ભૂલશો. પાપ, પ્રમાદ અને આળસમાં દુ:ખ અને દોષોને જોઈને એમનાથી અળગા થાઓ. વિષયાસક્ત, નાસ્તિક અને પ્રમાદી પુરુષોની નજીક ફરકશો પણ નહિ તેમ જ દીન-દુ:ખી માણસોની સેવા કરો.

માન, પ્રતિષ્ઠા, કીર્તિને કલંક સમાન માનો. શમ, દમ, તિતિક્ષા વગેરે અમૃતમય સાધનોનું સેવન કરો. કામ, ક્રોધ, લોભ, મોહ વગેરે કચરાને કાઢીને હૃદયરૂપી ઘરને પવિત્ર બનાવો.

ઠંડી-ગરમી, સુખ-દુ:ખ વગેરે તો ક્ષણિક અને નાશવંત છે, માટે એમનાથી વ્યથિત ન થતાં સદા સમચિત્ત રહો અથવા તો પૂર્વકૃત કર્મો અનુસાર એમને ઈશ્વરનું વિધાન માનીને એમનો સહર્ષ સ્વીકાર કરો.

શીલ, વિદ્યા, ગુણ, ત્યાગ અને તેજ વગેરેમાં જેઓ વૃદ્ધ છે એવા સદાચારી સજ્જન મહાત્માઓના ચરણોની સેવા કરો. આવા પુરુષોનો સંગ તીર્થસેવનથીય શ્રેષ્ઠ છે. માટે કુતર્કને છોડીને એમના આપેલા ઉપદેશનો ભગવાનનાં વાક્યો જેટલો આદર કરો. અથવા નિર્જન પવિત્ર એકાંત સ્થાનમાં બેસીને ધ્યાનસહિત ભગવાનના નામનો જપ તથા ભગવત્-તત્ત્વનો વિચાર કરો.

ઉપર જણાવેલા સાધનો અનુસાર ચાલનાર પુરુષ ભગવાનની દયાથી ભગવાનના પ્રભાવને જાણીને જલદીમાં જલદી પરમપદને પામી જાય છે.

પ્રશ્ન—કયા પ્રકારનો નામ-જપ કરવો ઉત્તમ તેમ જ લાભજનક છે. વાચિક, ઉપાંશુ કે માનસિક?

ઉત્તર—વાચિક જપથી ઉપાંશુ દસ ગણો વધુ છે અને ઉપાંશુથી માનસિક દસ ગણો વધુ ફળદાયક છે—

**વિધિયજ્ઞાજ્જપયજ્ઞો વિશિષ્ટો દશભિર્ગુણૈઃ ।**
**ઉપાંશુઃ સ્યાચ્છતગુણઃ સાહસ્રો માનસઃ સ્મૃતઃ ॥**

(મનુસ્મૃતિ ૨/૮૫)

'અગ્નિહોત્ર વગેરે ક્રિયાયજ્ઞ કરતાં જપયજ્ઞ દસ ગણો વધુ શ્રેષ્ઠ છે, ઉપાંશુ જપ સો ગણો શ્રેષ્ઠ છે અને માનસિક જપ હજાર ગણો શ્રેષ્ઠ છે.'

માટે માનસિક જપ જ સૌથી શ્રેષ્ઠ છે. માનસિક જપ શ્રદ્ધાપૂર્વક નિત્ય-નિરંતર કરવામાં આવે તો એ એથીય વધુ લાભદાયક થઈ જાય છે. એ જ જપ નિષ્કામ પ્રેમભાવથી કરવામાં આવે તો તો એના મહિમાનું કોઈ વર્ણન જ નથી કરી શકતું.

પ્રશ્ન—(ક) શું કેવળ નામ-જપથી જ ઇષ્ટદેવના સ્વરૂપનાં દર્શન થઈ શકે ખરાં કે -

(ખ) જપની સાથે સાથે ઇષ્ટદેવના સ્વરૂપનું ચિંતન પણ કરવું જરૂરી છે?

ઉત્તર—(ક) શ્રદ્ધાપૂર્વક પ્રેમથી કરાયેલા કેવળ જપથી પણ ઇષ્ટદેવનાં દર્શન થઈ શકે છે.

મહર્ષિ પતંજલિએ કહ્યું છે–
**સ્વાધ્યાયાદિષ્ટદેવતાસમ્પ્રયોગઃ।**
(યોગસૂત્ર ૨/૪૪)

ઈષ્ટદેવના નામ-જપથી ઈષ્ટદેવનાં સાક્ષાત્ દર્શન થાય છે. જો ઈષ્ટદેવનું નિરંતર ચિંતન કરતાં કરતાં ઉપર કહેલી રીતે જપ કરવામાં આવે તો એની પ્રાપ્તિ એથીય વધુ જલદી થઈ જાય છે. માટે

(ખ) જપની સાથે સાથે ઈશ્વરના સ્વરૂપનું ચિંતન જરૂર કરવું. મહર્ષિ પતંજલિએ કહ્યું છે–
**તજ્જપસ્તદર્થભાવનમ્।** (યોગસૂત્ર ૧/૨૮)

એ પરમેશ્વરના નામનો જપ અને એના અર્થનું એટલે કે સ્વરૂપનું ચિંતન કરવું–એનું જ નામ ઈશ્વર-પ્રણિધાન તેમ જ ઈશ્વરનું શરણ સમજવું.

આનાથી સઘળાં વિઘ્નોનો નાશ તેમજ પરમાત્માના સ્વરૂપની પ્રાપ્તિ પણ થઈ જાય છે.

પ્રશ્ન–જપના સાત્ત્વિક, રાજસ અને તામસ–ત્રણ ભેદ શા કારણથી પડે છે?

ઉત્તર–જપના સાત્ત્વિક, રાજસ અને તામસ ભેદ પડવામાં ભાવ જ મુખ્ય કારણ છે. શ્રદ્ધા, પ્રેમ તથા નિષ્કામભાવે ભગવત્પ્રીત્યર્થ કરવામાં આવેલો જપ સાત્ત્વિક સમજવામાં આવે છે.

આ લોક અને પરલોકના ભોગો માટે થઈને તેમ જ માન, મોટાઈ, પ્રતિષ્ઠા માટે કરવામાં આવેલો જપ રાજસિક સમજવામાં આવે છે.

બીજાના અનિષ્ટ માટે (અજ્ઞાનતાપૂર્વક) કરવામાં આવેલો જપ તામસી સમજવામાં આવે છે.

પ્રશ્ન–કયા નામનો જપ ખાસ લાભદાયક છે. 'રામ-રામ' કે 'ૐ-ૐ' કે 'શિવ-શિવ' કે 'નારાયણ-નારાયણ' વગેરે વગેરે?

ઉત્તર–ઈશ્વરનાં સઘળાં નામો એકસમાન છે. માટે જેને જે નામમાં પ્રેમ હોય એના માટે એ જ નામ વિશેષ લાભદાયક છે.

પ્રશ્ન–જપની સાથે ધ્યાન ભગવાનના નિરાકાર સ્વરૂપનું કરવું કે સાકાર સ્વરૂપનું?

ઉત્તર–એમાં પણ સાધકની રુચિ જ મુખ્ય છે. જેની નિરાકાર સ્વરૂપમાં રુચિ હોય એના માટે નિરાકારનું ધ્યાન અને જેની સાકારમાં રુચિ હોય એના માટે સાકારનું ધ્યાન લાભદાયક છે. નિરાકાર અને સાકારને વ્યાપક અગ્નિ અને પ્રજ્વલિત અગ્નિની જેમ અભિન્નરૂપે સમજીને એના રહસ્ય અને પ્રભાવને જાણીને જે નિરાકાર સહિત સાકારનું ધ્યાન કરે છે એ સર્વોત્તમ છે.

પ્રશ્ન–કેટલી સંખ્યામાં જપ કરવાથી ઈષ્ટદેવનાં સાક્ષાત્ દર્શન થઈ શકે છે? અને શાસ્ત્રોમાં કયા નામ-જપનો ખાસ મહિમા લખ્યો છે?

ઉત્તર–સંખ્યાની બાબતમાં બધી જગ્યાએ એક નિયમ નથી જોવા મળતો; પણ ભગવાનના નામ-જપનો મહિમા મોટે ભાગે બધાં શાસ્ત્રોમાં જોવા મળે છે. કલિસન્તરણોપનિષદમાં લખ્યું છે કે–

**હરે રામ હરે રામ રામ રામ હરે હરે।**
**હરે કૃષ્ણ હરે કૃષ્ણ કૃષ્ણ કૃષ્ણ હરે હરે॥**

આ ષોડશ નામ ધરાવતા મંત્રના સાડા ત્રણ કરોડ જપ કરવાથી સઘળાં પાપોનો નાશ થઈને પરમાત્માની પ્રાપ્તિ થઈ જાય છે. રામાયણમાં શ્રીરામનામનો, શ્રીમદ્ભાગવતમાં શ્રીકૃષ્ણ વગેરે નામનો તેમજ મહાભારતમાં ગોવિંદ, હરિ, નારાયણ, વાસુદેવ વગેરે ઘણાં નામોનો તથા શ્રુતિ-સ્મૃતિઓમાં ૐ, તત્, સત્ વગેરે નામોના જપનો ખાસ મહિમા લખ્યો છે. એ જ રીતે લગભગ બધાં નામોનો શાસ્ત્રોમાં સ્થળે સ્થળે ઘણો મહિમા ગાયો છે.

**કલિકલ્મષમત્યુગ્રં નરકાર્તિપ્રદં નૃણામ્ ।**
**પ્રયાતિ વિલયં સદ્યઃ સકૃત્કૃષ્ણસ્ય સંસ્મૃતેઃ ॥**
(વિષ્ણુપુરાણ ૬/૮/૨૧)

'કલિનાં અત્યંત ઉગ્ર પાપ કે જે મનુષ્યોને નરકની પીડા આપનારાં છે, શ્રીકૃષ્ણનું એક વાર પણ સારી પેઠે સ્મરણ કરવાથી તરત વિલીન થઈ જાય છે.'

**સકૃત્સ્મૃતોઽપિ ગોવિન્દો નૃણાં જન્મશતૈઃ કૃતમ્ ।**
**પાપરાશિં દહત્યાશુ તૂલરાશિમિવાનલઃ ॥**

'શ્રીગોવિંદ'નું એક વાર પણ સ્મરણ કરવામાં આવતાં તેઓ મનુષ્યોનાં સેંકડો જન્મોમાં કરવામાં આવેલાં પાપોના સમૂહને એ જ રીતે શીઘ્ર ભસ્મ કરી દે છે જેમ રૂના ઢગલાને અગ્નિ.'

**હરિર્હરતિ પાપાનિ દુષ્ટચિત્તૈરપિ સ્મૃતઃ ।**
**અનિચ્છયાપિ સંસ્પૃષ્ટો દહત્યેવ હિ પાવકઃ ॥**
(બૃ૦ નારદ૦ ૧/૧૧/૧૦૦)

'દુષ્ટચિત્તના પુરુષો દ્વારા પણ સ્મરણ કરવામાં આવતાં ભગવાન શ્રીહરિ એમનાં સઘળાંય પાપોને હરી લે છે. જેમ અગ્નિ અનિચ્છાએ સ્પર્શ કરવા છતાં પણ બાળે જ છે.'

**ન તાવત્પાપમસ્તીહ યાવન્નામાહતં હરેઃ ।**
**અતિરેકભયાદાહુઃ પ્રાયશ્ચિત્તાન્તરં વૃથા ॥**

'હરિના નામનો જપ કરવાથી જેટલાં પાપ નષ્ટ થઈ શકે છે એટલાં પાપ સંસારમાં છે જ નહીં, માટે વધુ પાપોના ભયથી અન્ય પ્રાયશ્ચિત્તો કરવાનું વ્યર્થ જણાવ્યું છે.'

**આચારહીનોઽપિ મુનિપ્રવીર**
**ભક્ત્યા વિહીનોઽપિ વિનિન્દિતોઽપિ ।**
**કિં તસ્ય નારાયણશબ્દમાત્રતો**
**વિમુક્તપાપો વિશતેઽચ્યુતાં ગતિમ્ ॥**

'હે મુનિશ્રેષ્ઠ! ભગવાનના નામનો જપ કરનારો મનુષ્ય જો આચારહીન, ભક્તિહીન તથા નિંદનીય પણ હોય, તો પણ એને શો ભય છે? કેમકે, 'નારાયણ' શબ્દના ઉચ્ચારણમાત્રથી એ પાપરહિત થઈને પરમ અવિનાશી ગતિ પામે છે.'

**જ્ઞાનતોઽજ્ઞાનતો વાપિ વાસુદેવસ્ય કીર્તનાત્ ।**
**તત્સર્વં વિલયં યાતિ તોયસ્થં લવણં યથા ॥**

'જાણતાં કે અજાણતાં પણ વાસુદેવનું કીર્તન કરવાથી સઘળાં પાપ, પાણીમાં પડેલા મીઠાની જેમ લીન થઈ જાય છે.'

**ઓમિત્યેકાક્ષરં બ્રહ્મ વ્યાહરન્મામનુસ્મરન્ ।**
**યઃ પ્રયાતિ ત્યજન્દેહં સ યાતિ પરમાં ગતિમ્ ॥**
(ગીતા ૮/૧૩)

'જે માણસ 'ૐ' એ એક-અક્ષરસ્વરૂપ બ્રહ્મને ઉચ્ચારતો અને એના અર્થસ્વરૂપ મુજ નિર્ગુણ બ્રહ્મનું ચિંતન કરતો શરીરને છોડીને જાય છે, એ માણસ પરમ ગતિને પામે છે.'

**અવશેનાપિ યન્નામ્નિ કીર્તિતે સર્વપાતકૈઃ ।**
**પુમાન્ વિમુચ્યતે સદ્યઃ સિંહત્રસ્તૈર્વૃકૈરિવ ॥**
(વિષ્ણુપુરાણ ૬/૮/૧૯)

'જેના નામનું વિવશ થઈને પણ કીર્તન કરવાથી પુરુષ, સિંહથી ગભરાયેલાં વરુઓની જેમ સઘળાંય પાપોથી તરત મુક્ત થઈ જાય છે.'

ત્યાં સુધી પણ લખ્યું છે કે એક હરિના નામના જપથી જ સઘળાં પાપોનો નાશ થઈ જાય છે—

**સકૃદુચ્ચરિતં યેન હરિરિત્યક્ષરદ્વયમ્ ।**
**બદ્ધઃ પરિકરસ્તેન મોક્ષાય ગમનં પ્રતિ ॥**
(પદ્મપુરાણ ૬/૮૦/૧૬૧)

'જેણે એક વાર પણ 'હરિ' એ બે અક્ષરોનું ઉચ્ચારણ કર્યું છે, એણે સમજો કે મોક્ષ તરફ જવા માટે કમર કસી લીધી છે.'

આ રીતે નામના જપનો મહિમા શાસ્ત્રોમાં સ્થળે સ્થળે ભરેલો પડ્યો છે. લેખનો વિસ્તાર વધી જશે એવા સંકોચને કારણે શાસ્ત્રોનાં

વાક્યોનો સંક્ષેપમાં ઉલ્લેખ કરવામાં આવ્યો છે.

હરિના નામના મહિમાને અર્થવાદ ન સમજવો. જે કંઈ મહિમા શાસ્ત્રોમાં લખ્યો છે એ ધ્રુવ સત્ય છે. પણ શ્રદ્ધા અને પ્રેમની ઊણપને કારણે નામનો પ્રભાવ સમજમાં નથી આવતો તથા ફળ પણ પૂરેપૂરું નથી મળતું.

ઈશ્વરની પ્રાપ્તિની બાબતમાં સંખ્યાનો નિયમ બધી જગ્યાએ બરાબર લાગુ નથી પડતો. પ્રેમ અને શ્રદ્ધા જેનામાં જેટલાં વધુ હોય છે, એને એટલી જ જલદી ભગવત્પ્રાપ્તિ થાય છે.

જો કહો કે, 'તો પછી સંખ્યાની શી જરૂર છે?' તો એ પણ ઠીક છે, પણ એમાં શાસ્ત્રનું વિધાન છે તેમજ જપ પણ વધુ થઈ જાય છે, માટે પણ સંખ્યા બધી રીતે લાભદાયક છે.

પણ ભગવાનની પ્રાપ્તિ માટે સંખ્યાને પકડીને બેસી ન રહેવું. સંખ્યા પકડીને બેસી રહેનાર ખરો ભક્ત નથી. જે ભગવાનની પ્રાપ્તિથી પણ વધીને ભગવાનના પ્રેમને તેમજ ભજનને સમજે છે, એ જ ભગવાનના નામના પ્રભાવને જાણનારો ખરો ભક્ત છે. કેમકે, પ્રેમ અને શ્રદ્ધાપૂર્વક નિષ્કામભાવે કરવામાં આવેલું ભગવાનનું ભજન ભગવાનથીયે વિશેષ છે. માટે ભગવાનને મળવા માટે ભગવાનના નામ-જપની સંખ્યાને પકડીને બેસી રહેવું એ મોટી ભૂલ નથી તો બીજું શું છે?

રાગ, દ્વેષ, મમતા અને અભિમાનને છોડીને નિંદા-સ્તુતિ, માન-અપમાનને સમાન સમજતો જે પુરુષ પરવા છોડીને ભગવાનના ભજન-ધ્યાનમાં મસ્ત થયેલો વિચરે છે એ જ પુરુષ મુક્ત છે.

પ્રશ્ન—ભગવત્પ્રાપ્તિને કોઈ કોઈ તો ઘણી જ કષ્ટસાધ્ય જણાવે છે?

ઉત્તર—ભગવત્પ્રાપ્તિ કષ્ટસાધ્ય પણ છે અને સુખસાધ્ય પણ. જેઓ કષ્ટસાધ્ય માને છે એમને માટે કષ્ટસાધ્ય છે અને જેઓ સુખસાધ્ય માને છે એમને માટે સુખસાધ્ય. ભગવાનમાં જેમની શ્રદ્ધા અને પ્રેમ ઓછાં છે એમને માટે ભગવત્પ્રાપ્તિ કષ્ટસાધ્ય છે અને જેમના ભગવાનમાં પ્રેમ અને વિશ્વાસ છે એમને માટે ભગવાનની પ્રાપ્તિ સુલભ છે.

ભગવત્પ્રાપ્તિમાં શ્રદ્ધા અને પ્રેમ જ મુખ્ય છે. નિત્ય નિરંતર ચિંતન કરનારા ભક્તો માટે તો ભગવાનની પ્રાપ્તિ સુલભ તેમ જ સુખસાધ્ય જ છે; કેમકે, ભગવાને સ્વયં ગીતામાં કહ્યું છે—

**અનન્યચેતાઃ સતતં યો માં સ્મરતિ નિત્યશઃ।**
**તસ્યાહં સુલભઃ પાર્થ નિત્યયુક્તસ્ય યોગિનઃ॥**

(ગીતા ૮/૧૪)

'હે પૃથાપુત્ર! જે માણસ મારામાં અનન્ય-ચિત્ત થઈને સદાય નિરંતર મુજ પુરુષોત્તમને સ્મરે છે, એ નિત્ય-નિરંતર મારામાં જોડાયેલા યોગીને માટે હું સુલભ છું એટલે કે એને સહજ રીતે મળી જાઉં છું.'

બીજું પણ કહ્યું છે—

**રાજવિદ્યા રાજગુહ્યં પવિત્રમિદમુત્તમમ્।**
**પ્રત્યક્ષાવગમં ધર્મ્યં સુસુખં કર્તુમવ્યયમ્॥**

(ગીતા ૯/૨)

'આ વિજ્ઞાનસહિત જ્ઞાન સઘળી વિદ્યાઓનો રાજા, સઘળા ગોપનીયોનો રાજા, અતિ પવિત્ર, ઘણું ઉત્તમ, પ્રત્યક્ષ ફળ અનુભવી શકાય એવું, ધર્મયુક્ત, સાધન કરવામાં સાવ સહેલું અને અવિનાશી છે.'

ભગવાનનાં આ વચનોથી તેમજ યુક્તિઓથી પણ ભગવાનની પ્રાપ્તિ કષ્ટસાધ્ય નથી જણાતી.

ભગવાને પોતાની પ્રાપ્તિનો સુલભ ઉપાય પોતાનું નિરંતર ચિંતન કરવું જ જણાવ્યો છે.

ભલા જણાવો તો ખરા, ભગવાનનું નિરંતર

ચિંતન કરવામાં પણ શું કોઈ કષ્ટ છે? જો એમાં પણ કષ્ટ છે તો પછી સુખ શેમાં છે? ભગવાનનું ચિંતન કરવાથી તો સઘળાં પાપોનો, દુર્ગુણોનો અને દુઃખોનો નાશ થઈને ઉત્તરોત્તર પરમાનંદ તેમજ પરમ શાંતિની વૃદ્ધિ થતી જાય છે. શરૂઆતથી લઈને અંત સુધી સાધન અને સિદ્ધિમાં આનંદ જ આનંદ છે. માટે એ આનંદસ્વરૂપ સાધ્યદેવે આનાથી વધીને બીજો કોઈ સુલભ ઉપાય નથી જણાવ્યો. તો પછી કષ્ટસાધ્ય શી રીતે? બલકે, સુલભ અને સુખસાધ્ય જ કહેવો યુક્તિયુક્ત છે.

**પ્રશ્ન**—ભગવાનના ભજન, ધ્યાનને શરૂઆતથી લઈને છેવટ સુધી આનંદદાયક સમજીને સાધક નિરંતર ભજન, ધ્યાન કરવા ઈચ્છે છે અને પોતાની શક્તિ મુજબ પ્રયાસ પણ કરે છે, પણ છતાંય તે થતું નથી, એમાં શું કારણ છે?

**ઉત્તર**—શ્રદ્ધા અને પ્રેમની ઊણપ હોવાને લીધે જરૂરી પ્રયાસ નથી કરવામાં આવતો. માટે ભજન, ધ્યાન નિરંતર નથી થતું.

**પ્રશ્ન**—ભગવાનમાં અતિશય પ્રેમ અને શ્રદ્ધા ઉપજે એ માટે સાધકે શું કરવું?

**ઉત્તર**—ભગવાનના ગુણ અને પ્રભાવનું તત્ત્વ જાણવાથી શ્રદ્ધા ઉપજે છે અને શ્રદ્ધાથી પ્રેમ ઉપજે છે. ભગવાનના પ્રેમ, પ્રભાવ, ગુણ અને રહસ્યની અમૃતમયી કથાઓનું એમના પ્રેમી ભક્તો દ્વારા તેમજ શાસ્ત્રો દ્વારા શ્રવણ, પઠન અને મનન કરીને એ મુજબ ચાલવાથી ભગવાનના ગુણ, પ્રભાવનું રહસ્ય સમજમાં આવી જાય છે. એનાથી એમાં પૂરી શ્રદ્ધા અને અનન્ય પ્રેમ ઉપજી શકે છે.

કોઈનામાં પણ કેમ ન હોય, જેટલો જેટલો એનો પ્રભાવ સમજમાં આવે છે એટલી એટલી શ્રદ્ધા વધતી ચાલી જાય છે. જેટલી શ્રદ્ધા ઉપજે છે એટલો જ પ્રેમ ઉપજતો જાય છે. શ્રદ્ધા-પ્રેમ અનુસાર જ ભજન-ધ્યાનનું સાધન ઝડપી થતું જાય છે. માટે ભગવાનમાં પૂરી શ્રદ્ધા અને અનન્ય પ્રેમ ઉપજે એ માટે એવા મહાપુરુષોનો સંગ કરવો કે જેમને ભગવાનમાં અનન્ય પ્રેમ અને અતિશય શ્રદ્ધા છે, જેઓ નિત્ય-નિરંતર નિષ્કામ પ્રેમભાવે ભગવાનને ભજે છે, આવા મહાપુરુષોના સંગથી જ ભગવાનમાં પૂરી શ્રદ્ધા અને અનન્ય પ્રેમ ઉપજે છે. આવા પુરુષોનો સંગ ન મળે તો શ્રદ્ધાળુ એવા ઉત્તમ જિજ્ઞાસુ પુરુષોનો સંગ અને સત્-શાસ્ત્રોનો શ્રદ્ધાપૂર્વક વિચાર કરવો.

સારાંશ એટલો કે સંસારમાં નિષ્કામભાવે કરવામાં આવેલા ભજન-ધ્યાન જેવો ભગવત્પ્રાપ્તિનો બીજો કોઈ પણ સહજ અને સુગમ ઉપાય નથી. એ થાય છે સત્પુરુષોના સંગ અને સત્-શાસ્ત્રોનો વિચાર કરવાથી. માટે નિષ્કામ પ્રેમભાવે નિરંતર ભજન, ધ્યાન થવા માટે સત્પુરુષોનો સંગ તેમજ સત્-શાસ્ત્રોનો વિચાર તત્પર થઈને કરવો.



## પ્રેમ અને શરણાગતિ

પ્રેમનું વાસ્તવિક વર્ણન થઈ નથી શકતું. પ્રેમ જીવનને પ્રેમમય બનાવી દે છે. પ્રેમ મૂંગાનો ગોળ છે. પ્રેમનો આનંદ અવર્ણનીય હોય છે. રોમાંચ, અશ્રુપાત, પ્રકંપ વગેરે તો એનાં બાહ્ય લક્ષણ છે, ભીતરના રસપ્રવાહને કોઈ કહે તો પણ કેવી રીતે? એ ધારાનું તો પૂર આવે છે

અને હૃદયને ભીંજવી નાખે છે. પુસ્તકોમાં પ્રેમીઓની કથા વાંચીએ છીએ, પણ ખરા પ્રેમીનાં દર્શન તો આજે દુર્લભ જ છે. પરમાત્માનો ખરો પ્રેમી એવો એક જ વ્યક્તિ કરોડો જીવોને પવિત્ર કરી શકે છે.

વરસતા મેઘો જ્યાંથી પસાર થાય છે ત્યાંની ધરાને પલાળી દે છે. એ જ રીતે પ્રેમી પણ પ્રેમની વર્ષાથી સઘળાય ચરાચરને ભીંજવી દે છે. પ્રેમીનાં દર્શનમાત્રથી જ હૃદય પલળી જાય છે અને ખીલી ઊઠે છે. તુલસીદાસજી મહારાજે કહ્યું છે–

**મોરેં મન પ્રભુ અસ બિસ્વાસા।**
**રામ તે અધિક રામ કર દાસા॥**
**રામ સિંધુ ઘન સજ્જન ધીરા।**
**ચંદન તરુ હરિ સંત સમીરા॥**

(ઉ. કા. દોહા ૧૨૦ (ક) ૮-૯)

સમુદ્રમાંથી જળ લઈને મેઘ એને વરસાવે છે. અને એ જળ ઘણું જ ઉપકારી હોય છે. ભગવાન સમુદ્ર છે અને સંત મેઘ. ભગવાન પાસેથી જ પ્રેમ લઈને સંત સંસાર પર પ્રેમ વરસાવે છે. અને જેમ મેઘનું જળ નદીઓ નાળામાંથી થઈને પૃથ્વીને ફળદ્રુપ બનાવતાં બનાવતાં સમુદ્રમાં પ્રવેશી જાય છે, બરાબર એ જ રીતે સંતો પણ પ્રેમની વર્ષા કરીને છેવટે પ્રભુના પ્રેમને પ્રભુમાં જ સમર્પી દે છે.

પ્રભુ ચંદનનું વૃક્ષ છે અને સંત પવન. જેમ પવન ચંદનની સુગંધને દિગ્દિગંતોમાં ફેલાવી દે છે એ જ રીતે સંત પણ પ્રભુની દિવ્ય ગંધને પ્રસરાવતા રહે છે. સંતને જોઈને પ્રભુનું સ્મરણ થાય છે. માટે સંત પ્રભુનું સ્વરૂપ છે. જેમ ચાતક અને ખેડૂત તો કેવળ મેઘના જ આશ્રિત છે એ જ રીતે શ્રદ્ધાળુ પુરુષો પણ કેવળ સંતોને જ આશ્રયે રહે છે.

પ્રેમીનાં વાણી અને નેત્ર વગેરેમાંથી પ્રેમની વર્ષા થતી રહે છે. એનો માર્ગ પ્રેમથી પૂર્ણ હોય છે. એ જ્યાં જાય છે ત્યાંના કણે કણમાં, હવામાં, ધૂળમાં એના સ્પર્શને કારણે પ્રેમ ને માત્ર પ્રેમ જ દૃષ્ટિગોચર થાય છે. એનો સ્પર્શ જ પ્રેમમય હોય છે, સ્નેહથી ઓતપ્રોત હોય છે.

હવે પ્રશ્ન એ ઉપસ્થિત થાય છે કે આ પ્રેમ શી રીતે પ્રાપ્ત થાય? આ વિશે ગોસ્વામીજીએ કહ્યું છે–

**બિનુ સતસંગ ન હરિ કથા તેહિ બિનુ મોહ ન ભાગ।**
**મોહ ગએँ બિનુ રામ પદ હોઈ ન દૃઢ઼ અનુરાગ॥**

(ઉત્તરકાંડ દોહા-૬૧)

પણ ખેદ છે કે, આપણો પ્રેમ તો કાંચન-કામિની, માન-પ્રતિષ્ઠામાં થઈ રહ્યો છે. આપણે તો ખરા પ્રેમ માટે હૃદયમાં કદી કામના જ નથી કરતા. જ્યાં સુધી પ્રેમ માટે હૃદય તરસ્યું નથી થતું, વ્યાકુળ નથી થતું, ત્યાં સુધી પ્રેમની પ્રાપ્તિ થઈ પણ કેવી રીતે શકે? હજી તો આપણું કામી મન નારી-પ્રેમમાં જ આનંદની ઉપલબ્ધિ કરી રહ્યું છે. હજી તો આપણું લોભી ચિત્ત કાંચનની પ્રાપ્તિમાં જ પાગલ છે. હજી તો આપણું ચંચળ ચિત્ત માન-મોટાઈ પાછળ ઘેલું થઈને ફરે છે. જ્યાં સુધી આપણો આ કામ અને લોભ બધી બાજુથી સમેટાઈને એકમાત્ર પ્રભુ તરફ ન થાય ત્યાં સુધી આપણે પ્રભુના પ્રેમને પામી પણ શી રીતે શકીએ?

પ્રેમી મૂક રહેવા છતાં પણ ભાષણ આપે છે. જાણે એનું અંગ અંગ બોલે છે. એના સઘળા અવયવોમાંથી જાણે એક શુદ્ધ સંકેત, એક નિર્મળ ધ્વનિ નીકળે છે. પ્રેમી ઉપદેશ આપવા નથી જતો, એ શું બોલે, શી રીતે બોલે? ગોપીઓએ પ્રેમનું શિક્ષણ કોને અને ક્યારે આપ્યું હતું? ભરતજીએ ભક્તિનો ઉપદેશ ક્યારે અને કોને

આપ્યો? એમનાં ચરિત્રો ઉપદેશ આપતાં રહ્યાં અને આપતાં રહેશે. પ્રેમમાં જે અનન્યતા અને આત્મસમર્પણને પ્રશંસવામાં આવ્યાં છે એની સજીવ મૂર્તિ ગોપીઓ છે. એ જ રીતે રામાયણમાં એના પ્રાણસ્વરૂપ પ્રેમ-મૂર્તિ શ્રીભરતજી છે.

આ આપણું શરીર જ ક્ષેત્ર છે. આ ખેતરમાં કર્મરૂપી જેવું બીજ વાવવામાં આવશે એવું જ ફળ ઉપજશે. બીજ તો પરમાત્માનો પ્રેમપૂર્વક ધ્યાનસહિત જપ છે. પણ જળ વિના આ બીજ ઊગી નથી શકતું. એ જળ છે હરિકથા અને હરિકૃપા. ખેતરમાં ઘઉં વાવવાથી ઘઉં, કેરી વાવવાથી કેરી અને રામ વાવવાથી રામ જ ઉપજશે. આપણે પ્રેમપૂર્વક ભગવાનના ધ્યાન અને જપનું બીજ વાવીશું તો ફળરૂપે આપણને પ્રેમમય ભગવાન જ મળશે. પ્રેમમય ભગવાનનો સાક્ષાત્કાર જ આ બીજનું ફળ છે. સામાન્ય બીજ તો ધૂળમાં પડીને નષ્ટ પણ થઈ જાય છે, પણ નિષ્કામ રામ-નામનું એ બીજ કદી નષ્ટ નથી થતું. જળ છે હરિ-કથા અને હરિ-કૃપા, જે સંતોના સંગથી પ્રાપ્ત થાય છે. એ હરિ-કથા અને હરિ-કૃપાથી જ હરિમાં વિશુદ્ધ પ્રેમ થાય છે. માટે પ્રેમની પ્રાપ્તિનો ઉપાય સત્સંગ જ છે.

પ્રભુમાં આપણો પ્રેમ કેવો હોય? શ્રીરામનું ઉદાહરણ લઈએ. ભગવાન શ્રીરામ લતા અને વૃક્ષોને પૂછે છે - 'તમે મારી સીતાને જોઈ છે?' ગોપીઓને જુઓ, તેઓ વન-વન 'કૃષ્ણ', 'કૃષ્ણ' પોકારી પોકારીને પોતાના હૃદય-ધનને શોધી રહી છે; જેટલી વધુ તીવ્ર ઉત્કંઠા પ્રેમમાં હોય છે એટલા જ સત્વરે પ્રેમમય ઈશ્વર મળે છે.

ભગવાન જલદીમાં જલદી શી રીતે મળે - આવો ભાવ જાગ્રત રહેવાથી જ ભગવાન મળે છે. આ લાલસા ઉત્તરોત્તર વધતી ચાલે. આવી ઉત્કટ ઇચ્છા જ પ્રિયતમના મળવાનું કારણ છે અને પ્રેમથી જ પ્રભુ મળે છે. પ્રભુનું રહસ્ય અને પ્રભાવ જાણવાથી જ પ્રેમ થાય છે. થોડુંક પણ પ્રભુનું રહસ્ય જાણવાથી આપણે એના વિના એક ક્ષણ પણ નથી રહી શકતા.

ચાતક મેઘને જોઈને આતુર થઈ વિહ્‌વળ થઈ ઊઠે છે. બરાબર એ જ રીતે આપણે પ્રભુ માંટે પાગલ થઈ જવું. આપણી એક એક ક્ષણ એના વિના અસહ્ય થઈ જાય.

માછલીનો જળમાં, ચાતકનો મેઘમાં, ચકોરનો ચંદ્રમામાં જેવો પ્રેમ છે એવો જ આપણો પ્રેમ પ્રભુમાં થાય. એક પળ પણ એના વિના ચેન ન મળે, શાંતિ ન મળે. આવો પ્રેમ પ્રેમમય સંતોની કૃપાથી જ પ્રાપ્ત થાય છે. ચંદનના વૃક્ષની ગંધને લઈને વાયુ સઘળાં વૃક્ષોને ચંદનમય બનાવી દે છે. બનાવનારી તો ગંધ જ છે, પણ વાયુ વિના એની પ્રાપ્તિ નથી થઈ શકતી. એ જ રીતે સંતો આનંદમયના આનંદની વર્ષા કરીને વિશ્વને આનંદમય બનાવી દે છે, પ્રેમ અને આનંદના સમુદ્રને છલકાવી દે છે. ગૌરાંગ મહાપ્રભુ જે પથે થઈને નીકળતા હતા, પ્રેમનો પ્રવાહ વહાવી દેતા હતા. ગોસ્વામીજીની લેખનીમાં કેટલું અમૃત ભર્યું પડ્યું છે! પણ આવા પ્રેમી સંતોનાં દર્શન પણ પ્રભુની પૂર્ણ કૃપાથી જ થાય છે. પ્રભુની કૃપા તો બધા પર પૂર્ણ છે જ, પણ પાત્ર વિના એ કૃપા ફળતી નથી. શરણાગત ભક્ત જ પ્રભુની આવી કૃપાના પાત્ર છે. માટે આપણે બધી રીતે ભગવાનને શરણે થવું. બધી રીતે એમના આશ્રિત બનીને રહેવું. સર્વ રીતે એમના ચરણોમાં પોતે ન્યોછાવર થઈ જવું. કહ્યું પણ છે –

**તમેવ શરણં ગચ્છ સર્વભાવેન ભારત ।**
**તત્પ્રસાદાત્પરાં શાન્તિં સ્થાનં પ્રાપ્સ્યસિ શાશ્વતમ્ ॥**

(ગીતા ૧૮/૬૨)

'હે ભારત! તું સર્વ રીતે એ પરમેશ્વરના જ શરણે જા; એ પરમાત્માની કૃપાથી જ તું પરમ શાંતિને તથા શાશ્વત પરમ ધામને પામીશ.'

મન, વાણી અને કર્મથી શરણે થવાથી જ સમર્પણ થાય છે એટલે કે પરમેશ્વરને મનથી પણ પકડવા, વાણીથી પણ પકડવા અને કર્મથી પણ પકડવા.

એમનાં કરેલાં વિધાનોમાં પ્રસન્ન રહેવું, એમનાં નામ, રૂપ, ગુણ અને લીલાઓનું ચિંતન કરવું એ એમને મનથી પકડવા છે. નામોચ્ચારણ કરવું, ગુણગાન કરવું એ વાણીથી પકડવા છે અને એમની આજ્ઞા અનુસાર ચાલવું એ કર્મથી એટલે કે ક્રિયાઓથી પકડવા છે.

## મનથી પ્રભુને પકડવા

(૧) ખરો ભક્ત પ્રભુના દરેક વિધાનમાં દયાનાં દર્શન કરતો રહે છે, પ્રભુ તો દયા અને ન્યાયના સમુદ્ર છે. પરમ પ્રેમી અને ખરા સુહૃદ તો કેવળ એ જ છે. એમની દયામાં ન્યાય અને ન્યાયમાં દયા ઓતપ્રોત છે. સર્વ કાંઈ પ્રભુનો પુરસ્કાર જ છે. મૃત્યુ પણ એમની દયાનું જ ચિહ્ન છે. મયૂરધ્વજનો પુત્ર કેટલો પ્રસન્ન થયો જ્યારે એણે એવું જાણ્યું કે એને ચીરીને એનું માંસ શ્રીકૃષ્ણના સિંહને પીરસવામાં આવશે. ભક્ત તો મૃત્યુને પણ પ્રભુનો પ્રસાદ જાણીને પ્રેમથી ભેટે છે. એ એને ઈશ્વરનો મોકલેલો પુરસ્કાર સમજીને એમાં જ આનંદ અને કલ્યાણ માને છે. પ્રભુ તો બહુરૂપીના વેશમાં બધેય સદા આપણી આસપાસ, ભીતર-બહાર ગુપ્તરૂપે વિચરે છે. જે પ્રભુના તત્ત્વને જાણી જાય છે એ બધે પ્રભુની દયાનાં જ સર્વત્ર દર્શન કરે છે.

આ રીતે શરણાગતિથી સઘળાં વિધાનોમાં આનંદ જ આનંદ મળવા લાગે છે. પ્રાણાધારની લાત ખાવામાં પણ એક અપૂર્વ મીઠાશ છે. એમાં પ્રેમથીય વધુ મીઠાશ છે, પ્રેમીના જૂતામાં પણ એક અપૂર્વ રસ છે.

(૨) દીવાલ પર કે હૃદય પર કે પ્રભુની મૂર્તિ પર મનથી પ્રભુના નામને લખીને ચિંતન કરવું કે મનથી જપ કરવો એ પ્રભુના નામનું ચિંતન છે.

(૩) સચ્ચિદાનંદરૂપે પરમેશ્વરનું બધે આકાશની જેમ નિત્ય-નિરંતર ચિંતન કરવું એને નિરાકાર સ્વરૂપનું ચિંતન કહે છે. એ વિજ્ઞાનાનંદઘન પરમાત્મા જ પોતાની યોગમાયાથી તેજોમય દિવ્ય વિગ્રહને દેવતા-મનુષ્ય વગેરેની આકૃતિમાં ધારણ કરે છે - આમ સમજીને એમની દિવ્ય માધુરી મૂર્તિનું ચિંતન કરવું એને પ્રભુના સાકાર સ્વરૂપનું ચિંતન કહે છે. જેમ નિર્મળ આકાશમાં પરમાણુરૂપે તેમ જ વાદળ, ટીપા અને કરાના રૂપે રહેનારા જળને જે જળ સમજે છે એ જ જળના આખા તત્ત્વને જાણનારો છે. એ જ રીતે નિરાકાર અને સાકાર મળીને જ પ્રભુનું સમગ્ર રૂપ બને છે. આ જ તત્ત્વને ભગવાને ગીતાના ૭મા અધ્યાયમાં વિસ્તારથી જણાવ્યું છે. આ રહસ્યને સમજીને જ પ્રભુનું ચિંતન કરવું એ જ અસલ ચિંતન કરવું છે.

(૪) પ્રભુ સઘળા સાત્ત્વિક ગુણોના સમુદ્ર છે. એમનામાં ક્ષમા, દયા, શાંતિ, સમતા, સરળતા, ઉદારતા, પવિત્રતા અપરિમિત છે. તેઓ જ્ઞાન, વૈરાગ્ય, તેજ અને ઐશ્વર્યથી પૂર્ણ છે. આખા સંસારના જીવોમાં જે દયા અને પ્રેમ દેખાય છે. એ બધું મળીને પ્રેમમય દયાસાગરની દયા અને પ્રેમના એક ટીપા બરાબર નથી.

આખા સંસારનું તેજ અને જ્ઞાન એકઠું કરવામાં આવે તો પણ એ તેજોમય જ્ઞાનસ્વરૂપ પરમાત્માના તેજના એક અંશ બરાબર પણ

ન થઈ શકે. આ જ રીતે એમના સઘળા ગુણોનું વિશ્લેષણ કરવું એ એમના ગુણોનું ચિંતન કરવું છે.

(૫) પ્રભુએ દશરથને ત્યાં મનુષ્યરૂપે પ્રગટ થઈને ભાઈઓ સાથે નીતિ અને પ્રેમનો વ્યવહાર કરીને નીતિ અને પ્રેમનું શિક્ષણ આપ્યું. માતા-પિતાની આજ્ઞાનું પાલન કરીને સેવાભાવ શિખવાડ્યો. દુષ્ટોને દંડ આપ્યો તથા ઋષિ, મુનિ અને સાધુઓનો ઉદ્ધાર કર્યો. ઘણા ત્યાગ અને સુહૃદતા સાથે પ્રજાનું પાલન કર્યું. યજ્ઞ, દાન, તપ, સેવા, વ્રત, સત્ય, બ્રહ્મચર્ય વગેરે સદાચારોને ચરિતાર્થ કરીને આપણને દેખાડ્યા. આ રીતે એમનાં પવિત્ર ચરિત્રોનું અવલોકન કરવું એ એમની લીલાઓનું ચિંતન કરવું છે.

## વાણીથી પ્રભુને પકડવા

પ્રભુના નામ તેમ જ મંત્રનો જાપ, પ્રભુના ગુણ તેમ જ સ્તોત્રોના પઠન-પાઠન, એમના નામ અને ગુણોનું કીર્તન, પ્રભુના નામ, રૂપ, ગુણ, પ્રેમ અને પ્રભાવનું વિસ્તારપૂર્વક એમના ભક્તોમાં વર્ણન કરવું, પરસ્પર ભગવદ્-વિષયક જ ચર્ચા કરવી, વિનયપૂર્વક સત્ય અને પ્રિય વચન બોલવાં વગેરે જે પ્રભુને અનુકૂળ વાણીનો વ્યવહાર કરવો છે એ વાણી દ્વારા પ્રભુને પકડવા છે.

## કર્મથી પ્રભુને પકડવા

પ્રભુની ઈચ્છા તેમજ આજ્ઞા અનુસાર નિ:સ્વાર્થભાવે કેવળ પ્રભુ કાજે જ કર્તવ્યકર્મોનું આચરણ કરવું. જેમ પતિવ્રતા સ્ત્રી પતિ માટે જ પતિની આજ્ઞા અનુસાર જ કામ કરે છે તેમજ પ્રભુની આજ્ઞા અનુસાર ચાલવું.

વાંદરો પોતાના માલિકને પ્રસન્ન કરવા માટે જેવો નાચ નચાવે એમ જ એ નાચે છે. મદારીને ખુશ કરવા માટે જ વાંદરો નાચે છે, કૂદે છે, રમે છે અને કુતૂહલ કરે છે. આપણે પણ તો આપણા 'મદારી'ના હાથના વાંદરા જ છીએ, તો એ જે રીતે પ્રસન્ન થાય એવો જ નાચ આપણને પ્રિય હોવો જોઈએ. ફૂલ તો એ જ કે જે ચતુર-ચિંતામણિના ચરણો પર ચઢે, જીવન તો એ જ કે જે પ્રભુના ચરણોમાં સમર્પિત થઈ જાય.

કપડાની ચાદર જેવી રીતે માલિક ભલે ઓઢે, ભલે બિછાવે, ભલે ફાડી નાખે, ભલે સળગાવી દે, ચાદર દરેક રીતે તૈયાર છે. બરાબર એ જ રીતે ભક્તે પણ થવું. ભલે પ્રભુ ભક્તને તારે, ભલે મારે; એ જેમ ઈચ્છે તેમ રાખે. ફાડી દે કે સળગાવી દે– જેમ ઇચ્છે એમ રાખે, ભક્તે તો દરેક ક્રિયામાં માલિકનો પ્રિય હાથ જોઈને સદા હર્ષપૂર્ણ જ રહેવું.

આપણે તો પ્રભુના હાથની કેવળ કઠપૂતળી થઈએ. એ ઈચ્છે એમ નાચ નચાવે. માલિકની ઈચ્છામાં જ પ્રસન્ન રહેવું આપણો પરમ ધર્મ છે.

સર્વત્ર ઈશ્વરનાં દર્શન કરતાં કરતાં યજ્ઞ, દાન, તપ, બ્રહ્મચર્ય વગેરે ઉત્તમ કર્મોનું આચરણ કરવું તેમજ સઘળા ભૂતોના હિતમાં રત થઈને સૌની સાથે વિનય અને પ્રેમપૂર્વક વ્યવહાર કરવો એ કર્મો દ્વારા પ્રભુને પકડવા છે.

યાદ રાખશો, એને શરણે ચાલ્યા જવાથી અહિત પણ 'હિત' બની જાય છે.

**ગરલ સુધા સમ અરિ હિત હોઈ ।**

(ઉ.કાં. ૧૨૦/૪)

શરણે જઈને જો મરી જાય તો એ મરણ પણ મુક્તિથી ચઢિયાતું છે. પ્રભુ કહે છે-

**જે કરે આમાર આસ, તાઁર કરિ સર્વનાસ ।**
**તબુ જે છાઁડે ના આસ, તાઁરે હઈ દાસેર દાસ ॥**

એટલે કે 'જે મારી આશા કરે છે હું એનો સર્વનાશ કરી દઉં છું, છતાં પણ જે મારી આશા

નથી છોડતો એનો હું દાસાનુદાસ બની જાઉં છું.'

ઉપર કહ્યા મુજબ શરણે થવાથી એ પ્રભુની કૃપાનો ખરો પાત્ર બની જાય છે અને પ્રભુની કૃપાથી જ એને વિશુદ્ધ પ્રેમની પ્રાપ્તિ થઈ જાય છે તથા એને પરમાત્માનાં સાક્ષાત્ દર્શન થઈને પરમાનંદ તેમજ પરમ શાંતિની પ્રાપ્તિ થઈ જાય છે.

માટે આપણે સૌએ સંસારના સઘળા પદાર્થોને ઠુકરાવીને પ્રભુને શરણે જવું. રિદ્ધિ-સિદ્ધિ, માન-મોટાઈ અને પ્રતિષ્ઠા વગેરેમાંથી પણ વૃત્તિઓને વાળી લેવી. આ અપાર સંસાર એક અતાગ સાગર છે. એની પાર જવાનાં બે જ સાધનો છે– નાવડી દ્વારા જવું કે પછી તરીને જવું. નાવડી પ્રભુનો પ્રેમ છે. અને તરવું છે સાંખ્યયોગ એટલે કે જ્ઞાન. કહેવાની જરૂર નથી કે તરવા કરતાં નાવડીમાં જવું સુગમ, નિશ્ચિત અને સુરક્ષિત છે.

પ્રેમરૂપી નાવડીની પ્રાપ્તિ માટે પ્રભુને શરણે જવું. તરવા માટે તો હિંમત અને ત્યાગની જરૂર છે. તરવામાં હાથ અને પગથી લહેરો ચીરતાં ચીરતાં આગળ જવાય છે. સંસાર-સાગરમાં વિષયરૂપી જળને હાથ અને પગથી હટાવતા આપણે તરી જઈ શકીએ છીએ. પેલે પાર જવાનું લક્ષ્ય ન ભૂલીએ અને લહેરોમાં હાથ-પગ ન લપેટીએ. તરતી વેળાએ શરીર પર કોઈ પણ બોજો ન જોઈએ. એ જ રીતે વિષયોની લહેરોને ચીરીને આગળ વધવા માટે આપણી ભીતર તીવ્ર અને દૃઢ વૈરાગ્યરૂપી ઉત્સાહ હોવો જરૂરી છે. એ વિના તો એક હાથ પણ વધવું અસંભવ છે. હાથોથી લહેરો ચીરતો જાય, પગોથી જળ ફેંકતો જાય.

ખરા આત્મસમર્પણમાં તો વિષયાસક્તિનો ત્યાગ અનિવાર્ય છે જ. વિષયોમાં પ્રેમ પણ હોય અને સમર્પણ પણ હોય એ સંભવ નથી.

કાંચન-કામિની કરતાં પણ વધુ મીઠડી છરી માન-મોટાઈ છે. આણે તો ઘણાય મોટા મોટા સાધકોને ફસાવી દીધા, રોકી દીધા અને છેવટે ડુબાડ્યા. આનાથી સદા બચીને રહેવું.

એમાં જરાય સંદેહ નથી કે જ્ઞાનથી તરવા કરતાં પ્રેમમયી નિત્ય-નવીન નાવડીમાં જવું સુખપ્રદ, સહજ અને આનંદદાયક છે.

એ વિશુદ્ધ પ્રેમ પ્રભુને અનન્ય શરણે થવાથી જ પ્રાપ્ત થાય છે, માટે અનન્ય શરણે થઈને જવું જ નાવડીથી જવું છે. સંસાર-સાગરને તો દરેક સ્થિતિમાં ઓળંગવો જ પડશે. 'પેલે પાર' ગયા વિના તો પ્રાણવલ્લભની ઝાંખી થવાની નથી. તો એને શરણે જઈને એના જ હાથનો સહારો લઈને કેમ ન ચાલીએ! ભગવાને સ્વયં પ્રતિજ્ઞા પણ કરી છે–

**યે તુ સર્વાણિ કર્માણિ મયિ સંન્યસ્ય મત્પરાઃ ।**
**અનન્યેનૈવ યોગેન માં ધ્યાયન્ત ઉપાસતે ॥**
**તેષામહં સમુદ્ધર્તા મૃત્યુસંસારસાગરાત્ ।**
**ભવામિ નચિરાત્પાર્થ મય્યાવેશિતચેતસામ્ ॥**

(ગીતા ૧૨/૬-૭)

'હે પાર્થ! મારે પરાયણ રહેનારા જે ભક્તજનો, સર્વ કર્મોને મારામાં અર્પણ કરીને, મુજ સગુણસ્વરૂપ પરમેશ્વરને જ અનન્ય ભક્તિયોગથી નિરંતર ચિંતન કરતાં ભજે છે, મારામાં ચિત્ત પરોવનારા એ પ્રેમી ભક્તોનો હું સત્વરે મૃત્યુરૂપી સંસાર-સાગરમાંથી ઉદ્ધાર કરી દઉં છું.'

આ સંસાર-સમુદ્ર ઘણો દુસ્તર છે, માટે તરવાનો સહજ ઉપાય ભગવાનનું શરણું છે. ભગવાને કહ્યું છે કે–

**દૈવી હ્યેષા ગુણમયી મમ માયા દુરત્યયા ।**
**મામેવ યે પ્રપદ્યન્તે માયામેતાં તરન્તિ તે ॥**

(ગીતા ૭/૧૪)

'આ અલૌકિક અર્થાત્ ઘણી અદ્ભુત ત્રિગુણમયી મારી માયા પાર કરવી ઘણી કઠિન છે, પરંતુ જે માણસો માત્ર મને જ નિરંતર ભજે છે, તેઓ આ માયાને પાર કરી જાય છે એટલે કે સંસાર-સાગરને તરી જાય છે.

માટે આપણે સૌએ પ્રેમ અને પ્રેમમય ભગવાનની પ્રાપ્તિ માટે મનસા, વાચા, કર્મણા સર્વ રીતે ભગવાનને અનન્યશરણે★ થવું.



## ભાવનાશક્તિ

ભાવના અંતઃકરણની એક વૃત્તિ છે. સંકલ્પ, નિશ્ચય, ચિંતન, મનન વગેરે આનાં જ નામ છે. ભાવના ત્રણ પ્રકારની હોય છે – સાત્ત્વિકી, રાજસી અને તામસી. આત્માનું કલ્યાણ કરનારી જે ઈશ્વર-વિષયક ભાવના છે એ સાત્ત્વિકી છે. સાંસારિક વિષયભોગોની રાજસી તેમજ અજ્ઞાનથી ભરેલી હિંસાત્મક ભાવના તામસી છે. સંસારના બંધનને છોડાવનારી હોવાને લીધે સાત્ત્વિકી ભાવના ઉત્તમ અને ગ્રાહ્ય છે તેમ જ રાજસી-તામસી ભાવના અજ્ઞાન અને દુઃખો દ્વારા બાંધનારી હોવાને લીધે નિકૃષ્ટ તેમજ ત્યાગ કરવા યોગ્ય છે.

સ્વભાવ અનુસાર ભાવના, ભાવના અનુસાર ઈચ્છા, ઈચ્છા અનુસાર કર્મ, કર્મોના સંસ્કાર અનુસાર સ્વભાવ તેમજ સ્વભાવ અનુસાર ફરી ભાવના થાય છે. આમ આ ચક્ર ચાલતું રહે છે. ઉત્તમ કર્મ તેમજ ઉત્તમ ભાવના❖થી ખરાબ કર્મો તેમજ ખરાબ ભાવના✡ નો નાશ થઈ જાય છે. પછી અંતઃકરણ પવિત્ર થતાં પરમાત્માની પ્રાપ્તિ થઈ જાય છે.

માટે આપણે ઉત્તમ કર્મો તેમ જ ઉત્તમ ભાવનાની વૃદ્ધિ માટે સદા સત્પુરુષોનો સંગ✣ કરવો; કેમકે, મનુષ્ય પર સંગનો ઘણો મોટો પ્રભાવ પડે છે. સત્સંગના પ્રભાવથી દુષ્ટ મનુષ્ય પણ ઉત્તમ, તેમજ કુસંગના પ્રભાવથી સારો સાધક પુરુષ પણ ખરાબ બની જાય છે. માટે કલ્યાણ ઈચ્છનારા પુરુષે દુરાચારી, નાસ્તિક દુષ્ટ સ્વભાવ ધરાવતા નીચ પુરુષોનાં સંગથી સદા બચીને રહેવું, એટલે કે એમની ઉપેક્ષા કરવી. પણ એમની ઘૃણા કે દ્વેષબુદ્ધિ કદી ન કરવી. ઘૃણા અને દ્વેષ કરવો માનસિક પાપ છે, એનાથી અંતઃકરણ દૂષિત થાય છે અને એનાથી ખરાબ સંકલ્પ ઉત્પન્ન થઈને મનુષ્યનું પતન થઈ જાય છે.

યાદ રાખવા જેવી વાત છે કે ખરાબ સંગનો પ્રભાવ તરત થાય છે તેમજ સારા સંગનો પ્રભાવ કંઈક વિલંબથી થાય છે. આ સિવાય ઉત્તમ પુરુષો સંસારમાં છેય ઘણા ઓછા. વળી એ મળવા પણ દુર્લભ છે તથા મળવા છતાં એમનામાં પ્રેમ અને શ્રદ્ધા થવાં અઘરાં છે. શ્રદ્ધા અને બુદ્ધિની ઊણપ, વિષયોની આસક્તિ,

★ અનન્યયોગે ઉપાસના, અવ્યભિચારિણી ભક્તિ તથા અનન્યશરણ આ ત્રણે એક જ છે.

❖ શાસ્ત્રાનુકૂળ યજ્ઞ, દાન, તપ, સેવા અને ભક્તિ વગેરે ઉત્તમ કર્મ તેમ જ ભગવાનનાં નામ, રૂપ અને ગુણોનું ચિંતન કરવું વગેરે ઉત્તમ ભાવના છે.

✡ જૂઠ, કપટ, ચોરી, વ્યભિચાર, હિંસા વગેરે ખરાબ કર્મો તેમ જ અજ્ઞાન અને આસક્તિથી વિષયોનું ચિંતન કરવું તથા દ્વેષબુદ્ધિથી જીવોનું અહિત વિચારવું વગેરે ખરાબ ભાવના છે.

✣ સત્પુરુષોનાં ગુણ, આચરણ અને એમના દ્વારા આપેલી શિક્ષા વિચારવી તથા સત્-શાસ્ત્રોનો અભ્યાસ કરવો એ પણ સત્સંગ સમાન જ છે.

હૃદયની મલિનતા, ચિત્તની ચંચળતા, સાધનોનું અધરાપણું, આળસ તથા અકર્મણ્યતા અને સ્વભાવને પ્રતિકૂળ હોવાને લીધે સત્પુરુષોના ઉપદેશોનો પ્રભાવ વિલંબથી પડે છે.

ઉપર કહેલા દોષો સિવાય સાધનમાં સુગમતા, સુખની પ્રતીતિ, મન, ઈન્દ્રિય અને સ્વભાવને અનુકૂળ હોવાને લીધે સંસારી પુરુષો પર કુસંગની અસર તરત થાય છે. પણ આવું સમજીને આપણે નિરાશ ન થવું જોઈએ; કેમકે, ઈશ્વરની પ્રાપ્તિ અસાધ્ય નથી. ગુણાતીત અવ્યક્તના ઉપાસકો માટે એ કષ્ટસાધ્ય (ગીતા ૧૨/૫) અને સગુણના ઉપાસકો માટે સુખસાધ્ય (ગીતા ૧૨/૭) જણાવવામાં આવી છે.

જે માણસો કોઈ પણ કાર્યને અસંભવ નથી માનતા, એમના માટે કષ્ટસાધ્ય કાર્યો પણ સુખસાધ્ય બની જાય છે. યુરોપમાં નેપોલિયન બોનાપાર્ટે એ વાત પ્રત્યક્ષ કરીને દેખાડી દીધી હતી કે સંસારમાં ઉત્સાહ એક એવી વસ્તુ છે, જે ઓછું બળ ધરાવનારને પણ મોટો વીર અને ધીર બનાવી દે છે. ક્યાં યુરોપના મોટા મોટા રાજાઓની ઘણી મોટી સેના અને ક્યાં એકલા નેપોલિયનના ગણ્યા-ગાંઠ્યા માણસોનું નાનકડું દળ! કેવળ ઉત્સાહને બળે એણે આખા યુરોપને ઘમરોળી નાખ્યું હતું. નેપોલિયનનો એ સિદ્ધાંત હતો કે પુરુષપ્રયત્નસાધ્ય કોઈ કેવુંય અઘરું કામ કેમ ન હોય. એને અસાધ્ય માનીને છોડી દેવું પોતાની કાયરતા અને મૂર્ખતાનો પરિચય આપવા બરાબર છે. નેપોલિયનના હૃદયરૂપી કોશમાં અસંભવ શબ્દને ક્યાંય સ્થાન જ ન હતું. નેપોલિયને જેમ સાંસારિક વિજય માટે પ્રયાસ કર્યો હતો. એમ જ કલ્યાણની ઈચ્છા ધરાવતા સાધકોએ ઘણા ઉત્સાહ સાથે ભગવત્પ્રાપ્તિ માટે તત્પર થઈ સાધનનો પ્રયાસ કરવો. કેમકે, મનુષ્ય-શરીર ઘણું દુર્લભ છે અને એ ભગવાનની ઘણી મોટી દયાથી જ મળે છે.

કરોડો જીવોમાં મનુષ્ય-સંખ્યા સીમિત છે, એનાથી સિદ્ધ છે કે મનુષ્યનું શરીર મળવું ઘણું અઘરું છે. મનુષ્યોમાં પણ ઘણા નાસ્તિક થઈ જાય છે, કે જેઓ ઈશ્વરને પણ નથી માનતા અને માનનારાઓમાં પણ કેટલાય ઈશ્વરની પ્રાપ્તિને ભૂલથી અસંભવ સમજીને એનાથી અળગા રહે છે. કેટલાય લોકો કષ્ટસાધ્ય સમજે છે, માટે ઉત્સાહ સાથે સાધન ન કરવાને કારણે ઈશ્વરની પ્રાપ્તિથી વંચિત રહી જાય છે. જેઓ સુગમ સમજે છે તેઓ પરમાત્માની કૃપાથી પરમાત્માને સરળતાથી પ્રાપ્ત કરી શકે છે.

જોકે આપણે અધિકારી નથી, પણ ભગવાને જ્યારે આપણને મનુષ્ય-શરીર આપી દીધું તો પછી આપણે પોતાને અનધિકારી પણ કેમ સમજીએ? પ્રભુ ઘણા દયાળુ છે, મહાપાપી પુરુષોને પણ તેઓ આત્મોદ્ધાર માટે મનુષ્યનું શરીર આપીને તક આપે છે.

**કબહુઁક કરિ કરુના નર દેહી।**
**દેત ઈસ બિનુ હેતુ સનેહી॥**
(ઉ. કાં. ૪૪/૩)

એટલું જ નહીં, જેઓ પ્રેમપૂર્વક અનન્યભાવે ભજે છે એમને પોતાની પ્રાપ્તિ માટે તેઓ બધી રીતે સહાયતા પણ કરે છે. (જુઓ ગીતા અધ્યાય ૧૦/૧૦ તેમ જ ૯/૨૨) સાધનમાં પરોવવા માટે ભગવાન ઉત્સાહ પણ અપાવે છે.

**ક્લૈબ્યં મા સ્મ ગમઃ પાર્થ નૈતત્ત્વય્યુપપદ્યતે।**
**ક્ષુદ્રં હૃદયદૌર્બલ્યં ત્યક્ત્વોત્તિષ્ઠ પરન્તપ॥**
(ગીતા ૨/૩)

'આથી હે પાર્થ! નપુંસકતાને વશ ન થા, તને એ શોભતી નથી; હે શત્રુઓને તપાવનાર! હૃદયની આ તુચ્છ દુર્બળતાને ત્યજીને યુદ્ધ માટે

ઊભો થઈ જા.'

માટે આપણે પણ હૃદયની કાયરતા (કમજોરી)ને છોડી દઈને અર્જુનની જેમ ભગવાનનાં વચનોમાં વિશ્વાસ મૂકીને શ્રદ્ધા અને પ્રેમપૂર્વક ભગવાનની પ્રાપ્તિ કાજે કટિબદ્ધ થઈને પ્રયાસ કરવો. ભગવાનના અંશ હોવાને સંબંધે પણ આપણે પોતાની કમજોરી ન માનવી. અગ્નિના તણખાની જેમ જીવાત્મા પરમાત્માનો જ અંશ છે. (ગીતા ૧૫/૭) જેમ અગ્નિનો નાનકડો પણ તણખો પવનના બળે આખા બ્રહ્માંડને બાળી શકે છે એ જ રીતે આ જીવાત્મા સત્સંગરૂપી પવનના બળે સમસ્ત પાપોને બાળીને સંસારસમુદ્રને ગોપદની જેમ ઓળંગી શકે છે. સમુદ્ર ઓળંગતી વેળાએ હનુમાન જે રીતે પોતાની શક્તિને ભૂલેલા હતા, એ જ રીતે આપણે પોતાની શક્તિને ભૂલેલા છીએ. અને જાંબવંતે યાદ અપાવવાથી જેમ હનુમાન તરત સમુદ્રને ઓળંગી ગયા, એ જ રીતે આપણે પણ મહાત્મા પુરુષોનાં વચનો સાંભળીને સંસાર-સમુદ્રને ગોપદની જેમ ઓળંગવા માટે પ્રયાસ કરવો. બધા વાનરોમાં સમુદ્ર ઓળંગવાની શક્તિ માત્ર હનુમાનમાં જ હતી. એ જ રીતે બધા જીવોમાં સંસાર-સમુદ્ર ઓળંગવાની શક્તિ કેવળ મનુષ્યમાં જ જણાવવામાં આવી છે. જેમ શ્રીરામચંદ્રજીએ હનુમાનને જ પાત્ર સમજીને પોતાની વીંટી આપી હતી, એ જ રીતે ભગવાને મનુષ્યને જ આત્મોદ્ધારનો અધિકાર આપ્યો છે.

આવા પરમ દુર્લભ મનુષ્ય-શરીરને પામીને આત્મોદ્ધાર માટે તન્મય થઈને એ જ રીતે પ્રયાસ કરવો જે રીતે સંસારી માણસ અર્થ અને કામ માટે તન્મય થઈને ક્રિયાઓ કરે છે.

સંસારના અર્થ અને ભોગોમાં જેમની પ્રીતિ છે તેઓ રાત-દિવસ અર્થ અને ભોગોનું જ ચિંતન કરતા રહે છે. એમની અર્થ અને ભોગોમાં જ દૃઢ ભાવના થઈ રહી છે. કામી પુરુષોને આખો સંસાર મોટે ભાગે સ્ત્રીમય જ દેખાય છે, એટલે કે એમના મનમાં લગભગ સ્ત્રીનું જ ચિંતન થતું રહે છે. લોભી પુરુષોની વૃત્તિ અર્થમયી બની જાય છે, તેઓ જે કંઈ પણ કાર્ય કરે છે, એમાં રૂપિયાના નફા-નુકસાનને જ પ્રાધાન્ય આપે છે. રૂપિયાનો નફો જ એમની દૃષ્ટિમાં લાભ છે અને રૂપિયાનું નુકસાન જ એમની દૃષ્ટિમાં હાનિ છે, કેમકે તેઓ અર્થના દાસ છે. જ્યારે તેઓ કોઈ કાર્ય કરવા ઈચ્છે છે તો એની પહેલાં જ એમના હૃદયમાં એ ભાવ ઉપજે છે કે આ કામ કરવામાં આપણને શું નફો થશે? નફા-નુકસાનનો નિશ્ચય કરીને જ તેઓ એ કાર્યમાં પ્રવૃત્ત થાય છે, નહીં તો નહીં. પ્રભુના ભક્તોએ આ અર્થી પુરુષો પાસેથી પણ શિક્ષણ લેવું. અર્થી પુરુષો જે રીતે અર્થ માટે કાર્યમાં પ્રવૃત્ત થાય છે એ જ રીતે પ્રભુના ભક્તોએ પ્રભુ માટે પ્રવૃત્ત થવું. શ્રી તુલસીદાસજીએ પણ કહ્યું છે –

**કામિહિ નારિ પિઆરિ જિમિ**
**લોભિહિ પ્રિય જિમિ દામ ।**
**તિમિ રઘુનાથ નિરંતર**
**પ્રિય લાગહુ મોહિ રામ ॥**

[ઉત્તરકાંડ દોહા-૧૩૦ (ખ)]

આ સંસાર ભગવાનમય છે; પણ મનુષ્યને ભ્રમથી પોતપોતાની ભાવના અનુસાર અનેકરૂપે દેખાય છે. જેમ કોઈ એક મહાન પુરુષ છે, એ કોઈની દૃષ્ટિએ મહાત્મા, કોઈની દૃષ્ટિએ અભિમાની, કોઈની દૃષ્ટિએ લોભી, કોઈની દૃષ્ટિએ પાખંડી અને કોઈની દૃષ્ટિએ ભોગી દેખાય છે. પોતપોતાના ભાવો અનુસાર જ લોકોને અનેક રીતે પ્રતીતિ થાય છે.

સાક્ષાત્ ભગવાન શ્રીરામ અને શ્રીકૃષ્ણ ભક્તોને ઈશ્વર, સ્ત્રીઓને કામદેવ, દુષ્ટોને કાળ, રાજાઓને વીર, માતા-પિતાઓને બાળક અને યોગીઓને બ્રહ્મ વગેરે રૂપે દેખાતા હતા—

**જિન્હ કેં રહી ભાવના જૈસી।**
**પ્રભુ મૂરતિ તિન્હ દેખી તૈસી॥**
**દેખહિં રૂપ મહા રનધીરા।**
**મનહુઁ બીર રસુ ધરેં સરીરા॥**
**રહે અસુર છલ છોનિપ બેષા।**
**તિન્હ પ્રભુ પ્રગટ કાલસમ દેખા॥**
(બાલકાંડ ૨૪૧/૨-૩-૪)

**હરિભગતન્હ દેખે દોઉ ભ્રાતા।**
**ઈષ્ટદેવ ઈવ સબ સુખ દાતા॥**
(બાલકાંડ ૨૪૨/૩)

**મલ્લાનામશનિર્નૃણાં નરવરઃ**
**સ્ત્રીણાં સ્મરો મૂર્તિમાન્**
**ગોપાનાં સ્વજનોઽસતાં ક્ષિતિભુજાં**
**શાસ્તા સ્વપિત્રોઃ શિશુઃ।**
**મૃત્યુર્ભોજપતેર્વિરાડવિદુષાં**
**તત્ત્વં પરં યોગિનાં**
**વૃષ્ણીનાં પરદેવતેતિ વિદિતો**
**રઙ્ગં ગતઃ સાગ્રજઃ॥**
(શ્રીમદ્‌ભાગવત ૧૦/૪૩/૧૭)

'જે વખતે ભગવાન શ્રીકૃષ્ણ બલરામજીની સાથે રંગભૂમિમાં પધાર્યા, ત્યારે તેઓ પહેલવાનોને વજ્ર જેવા, જનસમુદાયને નરરત્ન જેવા, સ્ત્રીઓને મૂર્તિમાન કામદેવ જેવા, ગોપોને પોતાના સ્વજન, દુષ્ટ રાજાઓને દંડ આપનારા શાસક, માતા-પિતા સમાન વડીલો-વૃદ્ધોને બાળક જેવા, કંસને કાળ જેવા, અજ્ઞાનીઓને વિરાટ પુરુષ જેવા, યોગીઓને પરમતત્ત્વરૂપે અને પરમ ભક્ત યાદવોને પોતાના ઈષ્ટદેવ દેખાયા. (બધાએ પોત-પોતાના ભાવ પ્રમાણે ક્રમશઃ રૌદ્ર, અદ્‌ભુત, શૃંગાર, હાસ્ય, વીર, વાત્સલ્ય, ભયાનક, બીભત્સ, શાંત અને પ્રેમભક્તિરસનો અનુભવ કર્યો.)'

એક યુવતી સુંદર સ્ત્રી સિંહની ભાવનામાં એનો ખાદ્ય પદાર્થ છે, એ એને ખાવાની દૃષ્ટિએ જુએ છે, ત્યાં રૂપ, રંગ અને રમણીયતાનું કશું મૂલ્ય નથી; પણ કામી પુરુષને એ જ રમણીય અને સુંદર દેખાય છે, એ એના રૂપ-લાવણ્યને જોઈને મુગ્ધ થઈ જાય છે. એ જ સ્ત્રી પુત્રને માતારૂપે દૂધ પાનારી, શરીરનું પોષણ કરનારી અને જીવનનો આધાર દેખાય છે; તથા વૈરાગ્યવાન વિરક્ત પુરુષને એ જ ત્યજવા યોગ્ય અને જ્ઞાનીને પરમાત્માના રૂપમાં જણાય છે. વસ્તુ એક હોવા છતાં પણ પોતપોતાની ભાવના અનુસાર એ ભિન્ન-ભિન્નરૂપે જણાઈ આવે છે.

એ જ રીતે આ આખો સંસાર વાસ્તવમાં એક પરમાત્માનું સ્વરૂપ હોવા છતાં પણ ભ્રમથી પોતપોતાની ભાવના અનુસાર ભિન્ન-ભિન્ન રૂપે જણાઈ આવે છે. જેની જેવી ભાવના હોય છે એને આ એવો જ દેખાય છે. કોઈને સત્ દેખાય છે તો કોઈને અસત્ તથા કોઈ કોઈને પરમાત્મામય દેખાય છે. પરિણામ પણ ઘણું કરીને ભાવના અનુસાર જ જોવા મળે છે.

ભૂત, ભવિષ્ય, વર્તમાન કાળનાં દુઃખોનું ચિંતન કરવાથી માણસ તત્કાળ જ દુઃખી જેવો થઈ જાય છે. સુખોનું સ્મરણ કરવાથી સુખી જેવો થઈ જાય છે.

નિત્ય, ચેતન, આનંદસ્વરૂપ આ જીવાત્મા પણ પરમાત્માનો અંશ* હોવાને લીધે પરમાત્માનું જ સ્વરૂપ છે, પણ એ ભૂલથી પોતાને દેહસ્વરૂપ

* ઈસ્વર અંસ જીવ અબિનાસી। ચેતન અમલ સહજ સુખરાસી॥ (ઉ. કા. ૧૧૭/૧)
મમૈવાંશો જીવલોકે જીવભૂતઃ સનાતનઃ। (ગીતા ૧૫/૭)

માનવા માંડ્યો છે.

**આપને ભાવતે ભૂલિ ગયો ભ્રમ**
**દેહ સ્વરૂપ ભયો અભિમાની।**
**આપને ભાવતે ચંચલતા અતિ,**
**આપને ભાવતે બુદ્ધિ બિરાની॥**
**આપને ભાવતે આપ બિસારત,**
**આપને ભાવતે આતમજ્ઞાની।**
**સુન્દર જૈસો હી ભાવ હૈ આપનો,**
**તૈસો હિ હોઈ ગયો યહ પ્રાની॥**
(સુંદરવિલાસ)

આ ભૂલને સુધારવા માટેનો સૌથી ઉત્તમ ઉપાય ભગવાનની અનન્ય ભક્તિ છે. સર્વશક્તિમાન વાસુદેવને જ પોતાના સ્વામી માનીને, સ્વાર્થ અને અભિમાનને છોડીને શ્રદ્ધા અને પ્રેમભાવે નિરંતર એનું સર્વત્ર ચિંતન કરવું અનન્ય ભક્તિ છે. ભગવાનની ભક્તિના પ્રભાવે સઘળાં દુઃખો, અવગુણો અને પાપોનો સાવ અભાવ થઈ જાય છે, પછી મનુષ્યનું અંતઃકરણ પવિત્ર થઈ જાય છે, એની સઘળી ભૂલો તેમ જ સંશયો દૂર થઈ જાય છે, એને આખો સંસાર ભગવદ્-રૂપ દેખાવા માંડે છે. એની વાણી અને સંકલ્પો સત્ય થઈ જાય છે, ભગવાનની ભક્તિના પ્રતાપે એના માટે વિષ પણ અમૃત બની જાય છે.

**ગરલ સુધા સમ અરિ હિત હોઈ।**
(ઉ. કાં. ૧૨૦/૪)

ભક્ત પ્રહ્લાદે એ વાત પ્રત્યક્ષ બતાવી દીધી કે વિષ પણ એમના માટે અમૃત થઈ ગયું, અગ્નિ ટાઢો પડી ગયો, અસ્ત્ર-શસ્ત્રો નિરર્થક થઈ ગયાં, સર્પોના વિષની કશીય અસર ન થઈ; ક્યાં સુધી કહેવું, જડ થાંભલામાં પણ ચેતનમય, સર્વશક્તિમાન ભગવાન નરસિંહના રૂપે પ્રત્યક્ષ પ્રગટ થઈ ગયા. પ્રહ્લાદ ભગવાનના ભક્ત હતા. એમનો સંકલ્પ સત્ય અને અંતઃકરણ પવિત્ર હતું. માટે જ આવું બન્યું. આ બધું ઉત્તમ ભાવનાનું ફળ છે. માટે માણસે પોતાની ઉત્તમથીયે ઉત્તમ ભાવના બનાવવા માટે પ્રયાસ કરતા રહેવું. વિજ્ઞાનાનંદઘન પરમાત્માને સર્વજ્ઞ, સર્વશક્તિમાન અને સર્વવ્યાપી સમજીને પ્રભાવ-સહિત એનાં નામ, રૂપ અને ગુણોનું નિષ્કામભાવે ચિંતન કરવું. અથવા સંપૂર્ણ સંસારને પ્રભુના અંતર્ગત જોવો તેમજ સંપૂર્ણ સંસારને પ્રભુમય જોવો અથવા જ્યાં દૃષ્ટિ તેમજ મન જાય ત્યાં પ્રભુનું ચિંતન કરવું એ સૌથી ઉત્તમ ભાવના છે. માટે દરેક સમયે આપણે પ્રભુનું જ ચિંતન કરતાં રહેવું. આ રીતે નિરંતર ચિંતન કરતાં રહેવાથી આ આખું જગત આનંદમય પ્રભુના રૂપમાં જણાવા લાગશે. કેમકે વાસ્તવમાં આ પ્રભુનું જ સ્વરૂપ છે. ભગવાને પણ કહ્યું છે–**'સદસચ્ચાહમર્જુન'** (ગીતા ૯/૧૯), માટે આ રીતનો અભ્યાસ કરવાથી પ્રભુની પ્રાપ્તિ અહીં જ થઈ શકે છે. જો અભ્યાસની ઊણપને કારણે પ્રભુની પ્રાપ્તિ અહીં ન થઈ તો પછી થઈ શકે છે, કેમકે આ માણસ જેવો સંકલ્પ કરતો જાય છે, આગળ જતાં એ એને જ પ્રાપ્ત થાય છે. કહ્યું પણ છે–

**સર્વં ખલ્વિદં બ્રહ્મ તજ્જલાનિતિ શાન્ત ઉપાસીત અથ ખલુ ક્રતુમયઃ પુરુષો યથાક્રતુરસ્મિઁલ્લોકે પુરુષો ભવતિ તથેતઃ પ્રેત્ય ભવતિ સ ક્રતું કુર્વીત॥**
(છાન્દોગ્ય ઉપનિષદ્ ૩/૧૪/૧)

'આ આખું જગત બ્રહ્મનું જ સ્વરૂપ છે; કેમકે બ્રહ્મમાંથી ઉપજ્યું છે, બ્રહ્મમાં જ રહ્યું છે તથા બ્રહ્મમાં જ લીન થાય છે. આ રીતે શાંતભાવે ઉપાસના કરવી. એટલે કે શાંતચિત્તે સંસારમાં બ્રહ્મની ભાવના કરવી. આ પુરુષ

ચોક્કસ સંકલ્પમય છે. માટે આ લોકમાં મનુષ્ય જેવા સંકલ્પવાળો થાય છે એટલે કે જેવો સંકલ્પ કરે છે, મરીને એ આગળ જઈને એવો જ બની જાય છે. (પછી ત્યાં જઈને ફરી) એ એવો જ સંકલ્પ કરે છે.'

કેમકે એ નિયમ છે કે મનુષ્ય સદા જેનું ચિંતન કરે છે, અંતકાળે ઘણું કરીને એનું જ ચિંતન થાય છે અને અંતકાળે જે વસ્તુનું ચિંતન કરતો શરીર છોડીને જાય છે, એને જ એ પામે છે.

ભગવાને કહ્યું છે –

**યં યં વાપિ સ્મરન્ભાવં ત્યજત્યન્તે કલેવરમ્ ।**
**તં તમેવૈતિ કૌન્તેય સદા તદ્ભાવભાવિતઃ ॥**

(ગીતા ૮/૬)

માટે પણ મનુષ્યે નિત્ય-નિરંતર પરમાત્માનું જ ચિંતન કરવું. નિત્ય-નિરંતર પરમાત્માનું ચિંતન કરવાથી પરમાત્માની પ્રાપ્તિ સુલભતાથી થાય છે. પરમાત્મા સર્વવ્યાપી હોવાને કારણે એમનું નિત્ય-નિરંતર ચિંતન થવું અઘરું પણ નથી. સર્વત્ર પરમેશ્વરબુદ્ધિ કરવી જ સૌથી ઉત્તમ અને સદ્ભાવના છે, માટે જેની બધેય પરમેશ્વરબુદ્ધિ થઈ જાય છે, એની જ ખાસ પ્રશંસા કરવામાં આવી છે.

**બહૂનાં જન્મનામન્તે જ્ઞાનવાન્માં પ્રપદ્યતે ।**
**વાસુદેવઃ સર્વમિતિ સ મહાત્મા સુદુર્લભઃ ॥**

(ગીતા ૭/૧૯)

'ઘણા જન્મો પછીના અંતિમ જન્મમાં તત્ત્વજ્ઞાન પામેલો માણસ 'સર્વ કાંઈ વાસુદેવ જ છે' એટલે કે વાસુદેવ સિવાય બીજું કશું છે જ નહીં, એવા ભાવે મને ભજે છે; એ મહાત્મા ઘણો દુર્લભ છે.'

માટે આપણે સૌએ બધેય ભગવદ્બુદ્ધિ કરવા માટે પ્રાણપર્યન્ત પ્રયાસ કરવો, એનાથી વધીને બીજું કોઈ પણ કર્તવ્ય નથી.



## ભગવત્પ્રાપ્તિના ઉપાયો

સંસારમાં સૌથી વધીને અને સૌથી ઉત્તમ પ્રાપ્ત કરવા યોગ્ય વસ્તુ છે પરમાનંદ તેમ જ પરમ પ્રેમમય પરમાત્માના સ્વરૂપની પ્રાપ્તિ. પણ એ થાય છે આખા સંસારમાં અત્યન્ત વૈરાગ્ય થઈને ભગવાનમાં અનન્ય તેમજ વિશુદ્ધ પ્રેમ થવાથી. ભગવાનનું તત્ત્વ જાણવાથી જ ભગવાનમાં અનન્ય પ્રેમ થાય છે, જે ભગવાનને તત્ત્વથી જાણી લે છે એ પછી એક ક્ષણ પણ ભગવાનથી અળગો નથી રહી શકતો. એને સદા સર્વદા બધે ભગવાનનાં દર્શન થતાં રહે છે. ગીતામાં પણ ભગવાને કહ્યું છે–

**યો માં પશ્યતિ સર્વત્ર સર્વં ચ મયિ પશ્યતિ ।**
**તસ્યાહં ન પ્રણશ્યામિ સ ચ મે ન પ્રણશ્યતિ ॥**

(ગીતા ૬/૩૦)

'જે માણસ સઘળાં ભૂતોમાં સહુના આત્મારૂપ મુજ વાસુદેવને જ વ્યાપેલ જુએ છે અને સઘળાં ભૂતોને મુજ વાસુદેવની અન્તર્ગત જુએ છે, એને માટે હું અદૃશ્ય નથી હોતો અને એ મારે માટે અદૃશ્ય નથી હોતો.' કેમકે, એ મારામાં એકાત્મભાવે રહેલો છે. આ જ પરમાત્માનું રહસ્ય છે, આને જ ગીતામાં ભગવાને ગુહ્યતમ જણાવ્યું છે –

**ઇદં તુ તે ગુહ્યતમં પ્રવક્ષ્યામ્યનસૂયવે ।**
**જ્ઞાનં વિજ્ઞાનસહિતં યજ્જ્ઞાત્વા મોક્ષ્યસેऽશુભાત્ ॥**

(ગીતા ૯/૧)

'તારા જેવા શુદ્ધહૃદયના ભક્ત માટે આ પરમ ગોપનીય વિજ્ઞાનસહિત જ્ઞાનને ફરીથી

સમ્યક્ રીતે કહું છું કે જેને જાણીને તું દુઃખરૂપ સંસારથી છૂટી જઈશ.'

માટે આ અતિદુર્લભ મનુષ્યનું શરીર પામીને તો ભગવાનના પ્રભાવ અને રહસ્યને જાણીને વિશુદ્ધ પ્રેમ દ્વારા કેવળ એની પ્રાપ્તિ કાજે જ તત્પર થઈને પ્રયાસ કરવો.

પ્રશ્ન–મનુષ્યનું શરીર શી રીતે મળે છે?

ઉત્તર–ઈશ્વરની અહેતુકી દયાથી.

**કબહુઁક કરિ કરુના નર દેહી।**
**દેત ઈસ બિનુ હેતુ સનેહી॥**

કેવોય દુરાચારી કે નાસ્તિક કેમ ન હોય, મુક્તિ માટે ભગવાન એને પણ અવસર આપે છે.

પ્રશ્ન–શું આ ઘોર કળિયુગમાં પણ ભગવાનની પ્રાપ્તિ થઈ શકે છે?

ઉત્તર–બિલકુલ થઈ શકે છે, બલકે બીજા યુગો કરતાં પણ વધુ સુગમતાથી.

**કલિજુગ સમ જુગ આન નહિં જૌં નર કર બિસ્વાસ।**
**ગાઈ રામ ગુન ગન બિમલ ભવ તર બિનહિં પ્રયાસ॥**

(ઉ. કાં. દોહા ૧૦૩-ક)

× × ×

**સુમિરિ સુમિરિ ભવ ઉતરહુ પારા॥**

(તુલસીદાસજી)

**ધ્યાયન્ કૃતે યજન્ યજ્ઞૈસ્ત્રેતાયાં દ્વાપરેઽર્ચયન્।**
**યદાપ્નોતિ તદાપ્નોતિ કલૌ સઙ્કીર્ત્ય કેશવમ્॥**

(વિષ્ણુપુરાણ ૬/૨/૧૭)

'સત્યયુગમાં ધ્યાનથી, ત્રેતામાં યજ્ઞાનુષ્ઠાનથી અને દ્વાપરમાં ભગવાનના પૂજનથી મનુષ્ય જે ગતિ પામે છે એ જ કળિયુગમાં શ્રીકેશવનું નામ-સંકીર્તન કરવાથી પામી જાય છે.'

**શમાયાલં જલં વહ્નેસ્તમસો ભાસ્કરોદયઃ।**
**શાન્તિઃ કલૌ હ્યઘૌઘસ્ય નામસઙ્કીર્તનં હરેઃ॥**

'અગ્નિને શાંત કરવામાં જળ અને અંધકારને દૂર કરવામાં સૂર્ય સમર્થ છે, તથા કળિયુગમાં પાપસમૂહની શાંતિનો ઉપાય શ્રીહરિનું નામ-સંકીર્તન છે.'

**હરેર્નામૈવ નામૈવ નામૈવ મમ જીવનમ્।**
**કલૌ નાસ્ત્યેવ નાસ્ત્યેવ નાસ્ત્યેવ ગતિરન્યથા॥**

(બૃહદ્નારદ પુરાણ ૧/૪૧/૧૫)

'કેવળ શ્રીહરિનું નામ જ મારું જીવન છે, એ સિવાય કળિયુગમાં બીજો કોઈ ઉપાય છે જ નહીં.'

પ્રશ્ન–ભગવાનની પ્રાપ્તિરૂપ મુક્તિ પ્રારબ્ધથી મળે છે કે પુરુષાર્થથી? જો પ્રારબ્ધથી મળે છે તો એ માટે પરિશ્રમ કરવો ફોગટ છે અને જો પુરુષાર્થથી મળે છે તો એ પુરુષાર્થનું સ્વરૂપ શું છે?

ઉત્તર–પરમાનંદમય પરમાત્માની પ્રાપ્તિ-સ્વરૂપ મુક્તિ ન પ્રારબ્ધથી મળે છે કે ન કેવળ પુરુષાર્થથી. મળે છે મહાપુરુષોની દયાથી. જેના પર ભગવાનની દયા હોય છે એના પર જ મહાપુરુષોની દયા હોય છે.

**જાપર કૃપા રામ કર હોઈ।**
**તાપર કૃપા કરૈ સબ કોઈ॥**

માટે ભગવાનની પ્રાપ્તિ ભગવાનની જ દયાથી થાય છે. જે પુરુષ ઈશ્વરની પ્રાપ્તિને પ્રારબ્ધથી થતી માને છે એ અકર્મણ્ય તેમ જ આળસુ છે. આવા પ્રારબ્ધને ભરોસે રહેનારા ઉદ્યમવિહોણા મૂઢનાં સઘળાં કર્મો જઘન્ય (ઘૃણિત) થઈને એનું પતન થઈ જાય છે.

જે પુરુષ પરમાત્માની પ્રાપ્તિને કેવળ પોતાના પુરુષાર્થના બળે જ થતી માને છે એ પણ અભિમાનના ફંદામાં ફસાઈને પતન પામે છે, પણ જે ઈશ્વરને શરણે થયેલો પોતાને નિમિત્ત બનાવીને ઉત્સાહ સાથે પ્રસન્નચિત્તે, કંટાળ્યા વિના કટિબદ્ધ રહીને, ઈશ્વરના બળ અને ભરોસે પ્રયાસ કરે છે એનો જ પુરુષાર્થ ઈશ્વરની દયાથી

સિદ્ધ થાય છે.

**પ્રશ્ન**—ભગવાનની દયા તો બધા પર એકસરખી છે, તો પછી બધાને ભગવાનની પ્રાપ્તિ કેમ નથી થતી?

**ઉત્તર**—ભગવાનની પૂર્ણ દયા બધા પર એકસરખી છે, એમાં કશો સંશય નથી. પણ જેમ કોઈ ગરીબ માણસ પોતાના ઘરમાં દાટેલા ધનને ન જાણવાને કારણે તથા પોતાની પાસે પડેલા પારસને ન જાણવાને કારણે લાભ નથી લઈ શકતો, એ જ રીતે મૂર્ખ લોકો ભગવાનને તેમ જ ભગવાનની દયાના રહસ્યને ન સમજવાથી જ લાભ નથી લઈ શકતા. ભગવાનની દયાના રહસ્યને સમજવાથી શોક, ભયનો સાવ અભાવ થઈને સદાને માટે પરમ શાંતિ તેમજ પરમાનંદની પ્રાપ્તિ થઈ જાય છે, જેમ કોઈ ભયાતુર માણસ રાજાની દયાનો સહારો મેળવીને નિર્ભય અને સુખી થઈ જાય છે. ભીષ્મ, યુધિષ્ઠિર, અર્જુન વગેરે ભગવાનની દયાના રહસ્યને જાણતા હતા, માટે તેઓ કૃતકૃત્ય થઈ ગયા; પણ અજ્ઞાનને કારણે દુર્યોધન વગેરે ન થઈ શક્યા.

**પ્રશ્ન**—પ્રભાવસહિત ભગવાનને તેમ જ ભગવાનની દયાના રહસ્યને જાણવા માટે સરળ ઉપાય શું છે?

**ઉત્તર**—ભગવાનનું અનન્ય-શરણ.

**પ્રશ્ન**—અનન્ય-શરણ કોને કહે છે?

**ઉત્તર**—ભગવાનના કરેલા દરેક વિધાનમાં પ્રસન્નચિત્ત રહેવું, નિષ્કામ પ્રેમભાવે નિત્ય-નિરંતર એના સ્વરૂપનું ચિંતન કરતાં કરતાં એના નામનો જાપ કરવો તેમજ એની આજ્ઞાનું પાલન કરવું, આ જ ભગવાનનું અનન્ય શરણ છે.

**પ્રશ્ન**—અનન્ય-શરણ થવા માટે માણસે શું કરવું?

**ઉત્તર**—જે પુરુષો ભગવાનના પ્રભાવ અને તત્ત્વને જાણનારા છે તથા જેઓ ભગવાનના અનન્ય-શરણે થઈ ચૂક્યા છે એવા પ્રેમી ભક્તોનો સંગ કરીને, એમના જણાવેલા માર્ગ અનુસાર ચાલવાથી જ, માણસ ભગવાનને અનન્ય-શરણે થઈ શકે છે.

**પ્રશ્ન**—પહેલાં તો આવા ભક્તો જ સંસારમાં ઓછા છે, માટે એમનું મળવું પણ દુર્લભ છે. જો મળી પણ જાય તો એમને ઓળખી નથી શકાતા, આવી સ્થિતિમાં માણસે શું કરવું?

**ઉત્તર**—જોકે આવા પુરુષો સંસારમાં ઓછા છે, પણ શ્રદ્ધા અને પ્રેમથી મળવાની ઉત્કટ ઈચ્છા ઉત્પન્ન થતાં તે મળી શકે છે અને ઓળખાઈ પણ શકાય છે. જો ભગવાનની પ્રાપ્તિ થયેલા માણસો ન મળે, તો જેમના હૃદયમાં ભગવાનને મળવાની અત્યંત ઉત્કટ ઈચ્છા જાગ્રત થઈ ગઈ છે અને જેઓ ભગવાનને જ સર્વોત્તમ માનીને એમનું જ ભજન-ધ્યાન કરે છે, જેમ ઘણો લોભી ધનની પ્રાપ્તિ માટે તત્પર થઈને પ્રયાસો કરે છે તે જ રીતે જેઓ ભગવાનની પ્રાપ્તિ માટે તત્પર થઈને પ્રયાસો કરે છે તથા કેવળ ભગવાન જ જેમને ઘણા પ્રિય છે એવા જિજ્ઞાસુ પુરુષોનો સંગ કરવો. તથા ભગવાન અને ભગવાનના ભક્તો દ્વારા બોલાયેલાં સત્-શાસ્ત્રોનું અધ્યયન તેમજ મનન કરીને એ મુજબ પોતાનું જીવન બનાવવું.

**પ્રશ્ન**—ભગવાન તેમજ ભગવાનના ભક્તો દ્વારા બોલાયેલાં સત્-શાસ્ત્રો કયાં છે?

**ઉત્તર**—સામાન્યરૂપે સઘળાં આર્ષ-ગ્રંથો સત્-શાસ્ત્રો છે. વેદ, ઉપનિષદ્ ભગવાનની વાણી હોવાને કારણે આ બધા તો ભગવાન-કથિત જ ગ્રંથો છે જ. એ સિવાય સ્મૃતિઓ, દર્શનશાસ્ત્ર, રામાયણ, ઈતિહાસ, પુરાણ વગેરે મહાત્મા તેમ જ મહર્ષિઓ દ્વારા રચાયેલાં છે. માટે આ બધા

ભગવાનના ભક્તો દ્વારા બોલાયેલા ગ્રંથો છે. માટે બધાંય સત્‌-શાસ્ત્રો છે.

**પ્રશ્ન**—વિસ્તાર તેમ જ દુર્ગમ હોવાને કારણે આ બધાં સત્‌-શાસ્ત્રોનો અભ્યાસ બધા માણસો નથી કરી શકતા, માટે આ બધામાં સર્વોત્તમ કલ્યાણકારક તેમ જ બધા માટે સુગમ કયું શાસ્ત્ર છે?

**ઉત્તર**—શાસ્ત્રો બધાંય કલ્યાણકારક છે, માટે શાસ્ત્રોનો જેટલો વધુ અભ્યાસ કરવામાં આવે એટલો ઉત્તમ છે, પણ આત્માના કલ્યાણ માટે તો કેવળ એક ગીતાશાસ્ત્ર જ પર્યાપ્ત છે. આખી ગીતાની તો વાત જવા દઈએ, એમાં સેંકડો શ્લોકો તો એવા છે કે જેમાંથી એક શ્લોક અનુસાર જીવન બનાવી લેવામાં આવે તો પણ કલ્યાણ થઈ શકે છે. જેમકે—

**મત્કર્મકૃન્મત્પરમો મદ્ભક્તઃ સઙ્ગવર્જિતઃ ।**
**નિર્વૈરઃ સર્વભૂતેષુ યઃ સ મામેતિ પાણ્ડવ ॥**

(ગીતા ૧૧/૫૫)

'હે પાંડુપુત્ર! જે કેવળ મારે જ ખાતર, સર્વ કાંઈ મારું સમજતો, યજ્ઞ, દાન અને તપ વગેરે સઘળાં કર્તવ્ય-કર્મોને કરનારો છે, મારે પરાયણ છે, અર્થાત્‌ મને પરમ આશ્રય અને પરમગતિ માનીને, મારી પ્રાપ્તિ માટે તત્પર છે તથા મારો ભક્ત છે અર્થાત્‌ મારા નામ, ગુણ, પ્રભાવ અને રહસ્યનાં શ્રવણ, કીર્તન, મનન, ધ્યાન અને પઠન-પાઠનનો પ્રેમપૂર્વક, નિષ્કામભાવે, નિરંતર અભ્યાસ કરનારો છે અને આસક્તિ વિનાનો છે અર્થાત્‌ સ્ત્રી, પુત્ર અને ધન વગેરે સઘળા સાંસારિક પદાર્થોમાં સ્નેહ વિનાનો છે અને સર્વ ભૂતપ્રાણીઓ, પ્રત્યે વેરભાવથી રહિત★ છે એવો અનન્ય ભક્તિયુક્ત માણસ મને જ પામે છે.'

આ ગીતા સ્વયં ભગવાનના મુખેથી નીસરેલી છે તથા શાસ્ત્રોનો સાર આમાં ભરેલો છે. માટે આ ગીતાશાસ્ત્રને સર્વોત્તમ કહેવામાં આવે તો પણ અત્યુક્તિ નહીં ગણાય. મહાભારતમાં કહ્યું પણ છે—

**ગીતા સુગીતા કર્તવ્યા કિમન્યૈઃ શાસ્ત્રવિસ્તરૈઃ ।**
**યા સ્વયં પદ્મનાભસ્ય મુખપદ્માદ્વિનિઃસૃતા ॥**

(ભીષ્મપર્વ ૪૩/૧)

'ગીતા સુગીતા કરવા યોગ્ય છે એટલે કે શ્રીગીતાજીને સારી પેઠે વાંચીને અર્થ અને ભાવસમેત અંતઃકરણમાં ધારણ કરવી જોઈએ, કે જે સ્વયં પદ્મનાભ ભગવાન શ્રીવિષ્ણુના મુખકમળમાંથી નીસરી છે; બીજાં બધાં શાસ્ત્રોના વિસ્તારથી શો હેતુ સરવાનો?'

આનું સંસ્કૃત પણ ઘણું મધુર અને સરળ છે. માટે જેમને થોડું પણ સંસ્કૃતનું જ્ઞાન છે તેઓ પણ અભ્યાસ કરવાથી આને સમજી શકે છે. આનો અર્થ સામાન્ય ભાષાટીકામાં પણ લખવામાં આવ્યો છે, માટે હિંદી જાણનારાઓ માટે પણ સુગમ છે તથા આનો અનુવાદ ઘણું કરીને બધી ભાષાઓમાં થઈ ગયો છે. માટે સૌ કોઈ માટે સુગમ અને સુલભ છે.

**પ્રશ્ન**—સત્સંગ કરતી વેળાએ મનુષ્યની જેવી સાત્ત્વિક વૃત્તિઓ રહે છે એવી વૃત્તિઓ નિરંતર નથી રહેતી, આનું શું કારણ છે?

**ઉત્તર**—સત્‌-શાસ્ત્ર અને સત્પુરુષોના સંગના સાધનની ઊણપ તેમ જ વિષયાસક્તિ અને સંચિત પાપોનો સમૂહ તથા કુસંગ જ આમાં

★ સર્વત્ર ભગવદ્‌બુદ્ધિ થઈ જવાને લીધે એ માણસનો અતિ અપરાધ કરનારાઓમાં પણ વેરભાવ નથી હોતો, પછી બીજામાં તો કહેવાનું જ શું હોય!

મુખ્ય કારણ છે. જેમ અમાસની રાતે જંગલમાં પડેલા માણસ માટે પ્રજળેલા દીવો, વીજળી તેમ જ અગ્નિ વગેરેના તેજથી જંગલમાં પણ મંગલ (ઉજાસ) થઈ જાય છે અને એમના અભાવમાં ફરી અંધકાર છવાઈ જાય છે, એ જ રીતે રજોગુણ, તમોગુણરૂપી રાતમાં પડેલા માણસ માટે સત્સંગ જ મહાપ્રકાશ છે. એની પ્રાપ્તિ થતાં હૃદયમાં ઉજાસ થઈ જાય છે, દૂર થવાથી ફરી અંધકાર છવાઈ જાય છે. વિષયોનો તેમજ નીચ પુરુષોનો સંગ પામીને એ રજોગુણ-તમોગુણમયી રાત્રિ, અમાસની રાતે આંધી આવવાની જેમ વધુ અંધકારમય બની જાય છે. માટે વિષયોમાં આસક્તિ તેમજ કુસંગનો ત્યાગ કરીને સત્પુરુષ અને સત્-શાસ્ત્રોનો સંગ નિરંતર કરવા માટે પ્રયાસ કરવો જોઈએ તેમ જ એમના જણાવેલા માર્ગ મુજબ ચાલવાનો પ્રયાસ કરવો.

**પ્રશ્ન**–સત્-શાસ્ત્ર અને સત્પુરુષોના જણાવેલા માર્ગ મુજબ ચાલવાની ઈચ્છા હોવા છતાં પણ જરાય ચાલી નથી શકાતું. આનું શું કારણ છે?

**ઉત્તર**–વિષયોમાં આસક્તિ તેમજ શ્રદ્ધા-પ્રેમની ઊણપ જ મુખ્ય કારણ છે. કેમકે, શારીરિક આરામની ખોટી આદત પડેલી છે, માટે ભોગ, આળસ અને પ્રમાદથી ઉપજેલું સાંસારિક સુખ પ્રત્યક્ષ દેખાય છે. પરિણામ ભલે એનું કેવુંય ખરાબ કેમ ન હોય, છતાં મૂર્ખતાને વશ થઈ માણસ એનું સેવન કરી લે છે. જેમ વૈદ્યના જણાવેલા પથ્યને હિતકર સમજતો હોવા છતાં પણ મૂર્ખ રોગી આસક્તિવશ કુપથ્ય કરી લે છે. શાસ્ત્ર અને મહાપુરુષના જણાવેલા માર્ગ મુજબ ચાલવામાં શરૂઆતમાં મહેનત જેવું જણાઈ આવે છે, જોકે પરિણામ એનું ઘણું જ ઉત્તમ છે. પણ સંપૂર્ણ વિશ્વાસ ન હોવાને કારણે એમાં શ્રદ્ધા અને પ્રેમની ઊણપ જણાઈ રહી છે. માટે ઈચ્છા હોવા છતાં પણ એમના કહ્યા પ્રમાણે નથી ચાલી શકાતું.

**પ્રશ્ન**–વિષયોમાં આસક્તિનો નાશ થઈને ભગવાનમાં અતિશય શ્રદ્ધા અને અનન્ય પ્રેમ થાય તે માટે સાધકે શું કરવું?

**ઉત્તર**–ભગવાનના ગુણ અને પ્રભાવનું તત્ત્વ જાણવાથી ભગવાનમાં ઘણી શ્રદ્ધા બેસે છે તથા ઘણી શ્રદ્ધાથી અનન્ય પ્રેમ થાય છે. અને ભગવાનમાં અનન્ય પ્રેમ થવાથી સંસારના વિષયભોગોમાં આસક્તિનો સાવ અભાવ થઈ જાય છે. માટે ભગવાનના ગુણ અને પ્રભાવનું તત્ત્વ જાણવા માટે ભગવાનનાં પ્રેમ, પ્રભાવ અને રહસ્યની અમૃતમયી કથાઓનું એમના પ્રેમી ભક્તો દ્વારા તેમ જ શાસ્ત્રો દ્વારા શ્રવણ, પઠન અને મનન કરીને એમના કથન મુજબ પોતાનું જીવન બનાવવાનો વિશેષ પ્રયાસ કરવો. આ રીતે સાધન કરવાથી અંતઃકરણ પવિત્ર થઈને ભગવાનના ગુણ અને પ્રભાવનું તત્ત્વ સહજ રીતે જાણી શકાય છે.



## હું કોણ છું અને મારું શું કર્તવ્ય છે?

દરેક માણસે વિચાર કરવો કે 'હું કોણ છું' અને 'મારું શું કર્તવ્ય છે?' હું નામ, રૂપ - દેહ, ઈન્દ્રિય, મન કે બુદ્ધિ છું કે આમનાથી કોઈ ભિન્ન વસ્તુ છું? વિચારપૂર્વક નિર્ણય કરવાથી એ જ વાત ઠરે છે કે હું નામ નથી, મને આજે જયદયાલ કહે છે પણ જ્યારે પ્રસવ થયો હતો ત્યારે આનું નામ જયદયાલ ન હતું. જોકે હું હયાત હતો. ઘરવાળાઓએ અમુક

દિવસો પછી નામકરણ કર્યું. એમણે એ વખતે જયદયાલ નામ નહીં રાખીને મહાદયાલ રાખ્યું હોત તો આજે હું મહાદયાલ કહેવાત. અને પોતાને મહાદયાલ જ સમજત! હું ન પૂર્વજન્મમાં જયદયાલ હતો, ન ગર્ભમાં જયદયાલ હતો કે ન શરીરનાશ પછી જયદયાલ રહીશ. આ તો ખાલી ઘરવાળાઓનું નિર્દેશ કરવામાં આવેલું સાંકેતિક નામ છે. આ નામ એક એવું કલ્પિત છે કે જ્યારે ઈચ્છીએ ત્યારે બદલી શકાય એમ છે. અને એમાં જ એનું અભિમાન થઈ જાય છે. જે વિવેકી પુરુષ એ રહસ્યને સમજી લે છે કે હું નામ નથી, એ નામની નિંદા-સ્તુતિથી કદી પણ સુખી-દુઃખી નથી થતો. જ્યારે એ માણસ 'નામ'ની નિંદા-સ્તુતિમાં સમ નથી, નિંદા-સ્તુતિથી સુખી-દુઃખી થાય છે ત્યારે એ નામ ન હોવા છતાં પણ 'નામ' હાજરાહજૂર છે, જે એકદમ ભ્રમપૂર્ણ છે. જે આ રહસ્યને જાણી લે છે એમાં આ ભ્રમની ગંધમાત્ર પણ નથી રહેતી. માટે જ શ્રીભગવાને તત્ત્વવેત્તા પુરુષોનાં લક્ષણોને જણાવતાં એમને નિંદા તેમજ સ્તુતિમાં સમ જણાવ્યા છે–

**'તુલ્યનિન્દાસ્તુતિર્મૌની'** (ગીતા ૧૨/૧૯)
**'તુલ્યનિન્દાત્મસંસ્તુતિઃ'** (ગીતા ૧૪/૨૪)

વળી એ પ્રસિદ્ધ પણ છે કે જયદયાલ 'મારું' નામ છે, 'હું' જયદયાલ નથી. આથી એ સિદ્ધ થયું કે નામ 'હું' નથી.

એ જ રીતે રૂપ–દેહ પણ હું નથી, કેમકે દેહ જડ છે અને હું ચેતન છું, દેહ ક્ષય, વૃદ્ધિ, ઉત્પત્તિ અને વિનાશધર્મવાળો છે, હું આ બધાથી સાવ રહિત છું. બાળપણમાં દેહનું જુદું જ સ્વરૂપ હતું, યુવાનીમાં જુદું હતું અને હવે કંઈક જુદું જ છે, પણ હું ત્રણે અવસ્થાઓને જાણનારો ત્રણેમાં એક જ છું. કોઈ પુરુષે મને બાળપણમાં જોયો હતો, હવે એ મને મળે છે તો મને ઓળખી નથી શકતો. દેહનું રૂપ બદલાઈ ગયું. શરીર વધી ગયું, મૂછો આવી ગઈ. આથી એ નથી ઓળખતો. પણ હું ઓળખું છું, હું એને કહું છું, આપનું શરીર યુવાવસ્થામાંથી વૃદ્ધ થવાને લીધે એમાં ઓછો ફેર પડ્યો છે, આથી હું આપને ઓળખું છું. મેં આપને અમુક જગ્યાએ જોયા હતા. એ વખતે હું બાળક હતો, હવે મારા શરીરમાં ઘણું પરિવર્તન આવી ગયું, માટે આપ મને ન ઓળખી શક્યા. આથી એ સિદ્ધ થાય છે કે શરીર 'હું' નથી. પણ 'શરીર હું છું' એવું અભિમાન પણ ઉપર કહેલ નામની જેમ જ સાવ ભ્રમપૂર્ણ છે. જે પુરુષો આ રહસ્યને જાણે છે તેઓ શરીરના માન-અપમાન અને સુખ-દુઃખમાં સાવ સમ રહે છે. કેમકે, તેઓ એ વાતને સમજી જાય છે કે હું શરીરથી સાવ અળગો છું. માટે જ તત્ત્વવેત્તાઓનાં લક્ષણોમાં ભગવાન કહે છે–

**સમઃ શત્રૌ ચ મિત્રે ચ તથા માનાપમાનયોઃ ।**
(ગીતા ૧૨/૧૮)
**'માનાપમાનયોસ્તુલ્યઃ'** (ગીતા ૧૪/૨૫)
**'સમદુઃખસુખઃ સ્વસ્થઃ'** (ગીતા ૧૪/૨૪)

માટે વિચાર કરવાથી એ પ્રત્યક્ષ સિદ્ધ થાય છે કે આ જડ શરીર પણ હું નથી, હું આ શરીરનો જ્ઞાતા છું; અને પ્રસિદ્ધિ પણ એ જ છે કે શરીર 'મારું' છે. માણસ ભ્રમથી જ શરીરમાં આત્માભિમાન કરીને આના માનાપમાન અને સુખ-દુઃખથી સુખી-દુઃખી થાય છે.

એ જ રીતે ઈન્દ્રિયો પણ હું નથી. હાથ-પગ કપાઈ જતાં, આંખો નષ્ટ થઈ જતાં અને કાન બહેરા થઈ જતાં પણ હું એવો ને એવો પહેલા જેવો રહું છું, મરતો નથી. જો હું ઈન્દ્રિય હોત તો એમના વિનાશમાં મારો વિનાશ થવો સંભવ હતો. માટે થોડો ઘણો પણ વિચાર કરવાથી એ

પ્રત્યક્ષ જણાઈ આવે છે કે હું જડ ઇન્દ્રિય નથી, બલકે ઇન્દ્રિયોનો દ્રષ્ટા કે જ્ઞાતા છું.

એ જ રીતે હું મન પણ નથી. સુષુપ્તિકાળમાં મન નથી રહેતું, પણ હું રહું છું. માટે જ જાગ્યા પછી મને એ વાતનું જ્ઞાન હોય છે કે હું સુખેથી ઊંઘ્યો હતો. હું મનનો જ્ઞાતા છું. બીજાની દૃષ્ટિએ પણ મનની અનુપસ્થિતિના સમયે (સુષુપ્તિ કે મૂર્છિત અવસ્થામાં) મારી જીવિત સત્તા પ્રસિદ્ધ છે. મન વિકારી છે, એમાં જાતજાતના સંકલ્પ-વિકલ્પ થતા રહે છે. મનમાં થનારા આ સઘળા સંકલ્પ-વિકલ્પોનો હું જ્ઞાતા છું. ખાન, પાન, સ્નાન વગેરે કરતી વેળાએ જો મન બીજી બાજુ જતું રહે છે તો એ કર્મોમાં કંઈક ભૂલ થઈ જાય છે, પછી સભાન થતાં હું કહું છું કે મારું મન બીજી તરફ ચાલ્યું ગયું હતું. માટે મારાથી ભૂલ થઈ ગઈ. કેમકે મન વિના કેવળ શરીર અને ઇન્દ્રિયોથી સાવધાનીપૂર્વક કામ નથી થઈ શકતું. માટે મન ચંચળ અને ચળ છે, પણ હું સ્થિર અને અચળ છું. મન ક્યાંય પણ રહે, કોઈ પણ સંકલ્પ-વિકલ્પ કરતું રહે, હું એને જાણતો રહું છું. માટે હું મનનો જ્ઞાતા છું, હું પોતે મન નથી.

એ જ રીતે હું બુદ્ધિ પણ નથી, કેમકે બુદ્ધિ પણ ક્ષય અને વૃદ્ધિ-સ્વભાવ ધરાવનારી છે. હું ક્ષય-વૃદ્ધિથી સાવ રહિત છું. બુદ્ધિમાં મંદતા, તીવ્રતા, પવિત્રતા, મલિનતા વગેરે વિકારો હોય છે, પણ હું આ બધાથી રહિત અને આ બધી સ્થિતિઓને જાણનારો છું. હું કહું છું કે એ વખતે મારી બુદ્ધિ બરાબર ન હતી, હવે બરાબર છે. બુદ્ધિ ક્યારે શું વિચારી રહી છે અને કયો નિર્ણય કરી રહી છે એને હું જાણું છું. બુદ્ધિ દૃશ્ય છે, હું એનો દ્રષ્ટા છું. માટે બુદ્ધિનું મારાથી અળગાપણું સિદ્ધ છે, હું બુદ્ધિ નથી.

આ રીતે હું નામ, રૂપ – દેહ, ઇન્દ્રિય, મન, બુદ્ધિ વગેરે નથી. હું આ બધાથી સાવ અતીત, આમનાથી સાવ અળગો, ચેતન, સાક્ષી, સૌનો જ્ઞાતા, સત્, નિત્ય, અવિનાશી, અવિકારી, અક્રિય, સનાતન, અચળ અને સમસ્ત સુખ-દુઃખોથી રહિત કેવળ શુદ્ધ આનંદમય આત્મા છું. આ જ હું છું. આ જ મારું ખરું સ્વરૂપ છે. ક્લેશ*, કર્મ અને સઘળાં દુઃખોથી વિમુક્ત થઈને પરમ શાંતિ અને પરમાનંદની પ્રાપ્તિ કાજે જ મનુષ્ય-શરીરની પ્રાપ્તિ થઈ છે. આ પરમ શાંતિ અને પરમાનંદને પ્રાપ્ત કરવો એ જ મનુષ્યનું એકમાત્ર કર્તવ્ય છે. મનુષ્ય-શરીર વિના બીજા કોઈ પણ દેહમાં આની પ્રાપ્તિ સંભવ નથી. આ સ્થિતિની પ્રાપ્તિ તત્ત્વજ્ઞાનથી થાય છે, અને એ તત્ત્વજ્ઞાન, વિવેક વૈરાગ્ય, વિચાર, સદાચાર અને સદ્‌ગુણ વગેરેના સેવનથી થાય છે. અને આ બધાનું હોવું આ ઘોર કળિકાળમાં ઈશ્વરની દયા વિના સંભવ નથી. જોકે ઈશ્વરની દયા સઘળા જીવો પર પૂર્ણરૂપે સદા-સર્વદા છે; પણ એમને શરણે થયા વિના એ દયાના રહસ્યને મનુષ્ય સમજી નથી શકતો. તેમ જ દયાના તત્ત્વને સમજ્યા વિના દયા દ્વારા થનારા લાભને એ મેળવી નથી શકતો. માટે તત્ત્વજ્ઞાનની પ્રાપ્તિ કાજે સર્વ રીતે ઈશ્વરને શરણે થઈને એમની દયાના રહસ્યને સમજીને એનો પૂર્ણ લાભ લેવો. ઈશ્વરના શરણથી જ આપણને પરમ શાંતિ મળી શકે છે. શ્રીભગવાન કહે છે–

**તમેવ શરણં ગચ્છ સર્વભાવેન ભારત ।**
**તત્પ્રસાદાત્પરાં શાન્તિં સ્થાનં પ્રાપ્સ્યસિ શાશ્વતમ્ ॥**

(ગીતા ૧૮/૬૨)

* અવિદ્યાસ્મિતારાગદ્વેષાભિનિવેશાઃ પઞ્ચ ક્લેશાઃ । (યોગસૂત્ર ૨/૩) અજ્ઞાન, ચિજ્જડ ગ્રંથિ, રાગ, દ્વેષ અને મરણભય- આ પાંચ ક્લેશ છે.

'હે ભારત! તું સર્વ રીતે એ પરમેશ્વરના જ શરણે જા; એ પરમાત્માની કૃપાથી જ તું પરમ શાંતિને તથા શાશ્વત પરમ ધામને પામીશ.'

જ્યારે આ મનુષ્ય પરમેશ્વરને શરણે• થઈને પરમેશ્વરના તત્ત્વને જાણી જાય છે; ત્યારે પરમેશ્વરની કૃપાથી અજ્ઞાનનો નાશ થઈને એ પરમેશ્વરને પામી જાય છે. જેમ નિદ્રાના નાશથી મનુષ્ય જાગ્રતને, દર્પણના નાશથી પ્રતિબિંબ બિંબને તથા ઘડાના ફૂટવાથી ઘટાકાશ મહાકાશને પામે છે, એ જ રીતે અજ્ઞાનના નાશથી આ જીવાત્મા વિજ્ઞાનાનંદઘન પરમાત્માને પામી જાય છે. જ્યારે આ સાધક નામ, રૂપ - દેહ, ઇન્દ્રિય, મન, બુદ્ધિ વગેરેથી પોતાને સાવ અળગો સમજી લે છે, ત્યારે એ ઈશ્વરના શરણ અને કૃપાથી, દેહાદિ સંબંધથી થનારા સઘળા ક્લેશો અને પાપોથી સદાને માટે સાવ મુક્ત થઈ જાય છે, તેમ જ વિજ્ઞાનાનંદઘન પરમાત્માનો સનાતન અંશ હોવાને કારણે સદાને માટે એ વિજ્ઞાનાનંદઘન પ્રભુને પામી જાય છે. પ્રભુને પામવા માટે અનન્યભાવે આ રીતે પ્રયત્ન કરવો અને પ્રભુને પામવા એ જ મનુષ્યનું પરમ કર્તવ્ય છે.



## સાંખ્યયોગ અને કર્મયોગ

ગીતાના પાંચમા અધ્યાયના ૫મા શ્લોકમાં ભગવાન કહે છે –

**યત્સાઙ્ખ્યૈઃ પ્રાપ્યતે સ્થાનં તદ્યોગૈરપિ ગમ્યતે ।**
**એકં સાઙ્ખ્યં ચ યોગં ચ યઃ પશ્યતિ સ પશ્યતિ ॥**

(ગીતા - ૫/૫)

'જ્ઞાનયોગીઓ વડે જે પરમધામ પ્રાપ્ત કરાય છે, કર્મયોગીઓ વડે પણ એ જ પ્રાપ્ત કરવામાં આવે છે; આથી જે માણસ જ્ઞાનયોગ અને કર્મયોગને ફળરૂપે એક જુએ છે, તે જ યથાર્થ જુએ છે.'

પરંતુ આ વિષયમાં એવી શંકા થાય છે કે અહીં ભગવાન સાંખ્ય અને યોગના ફળને એક કહે છે કે પછી બંનેનો સિદ્ધાંત જ એક બતાવે છે. જો ફળ એક કહે છે તો સિદ્ધાંત ભિન્ન ભિન્ન હોવા છતાં ફળ એક કેવી રીતે હોઈ શકે? અને જો બંનેનો સિદ્ધાંત જ એક કહેવામાં આવે તો તે ઉચિત લાગતું નથી, કેમ કે યોગ અને સાંખ્યના સિદ્ધાંતમાં પરસ્પર મોટું અંતર છે.

યોગના સિદ્ધાંત પ્રમાણે, મનુષ્ય ફળની આસક્તિ ત્યજીને ઈશ્વર માટે કર્મ કરે છે તોપણ તેનામાં કર્તાપણાનું અભિમાન રહે છે.

સાંખ્યના સિદ્ધાંત પ્રમાણે, કર્મનો કર્તા મનુષ્ય નથી, તેના વડે કર્મો થાય છે તોપણ તે કર્મોમાં તે મનુષ્યનું અભિમાન રહેતું નથી; તે તો કેવળ સાક્ષીમાત્ર જ રહે છે.

કર્મયોગી પોતાને, ઈશ્વરને તથા કર્મસહિત પ્રકૃતિને, અલગ-અલગ ત્રણ સત્ય પદાર્થો માને છે, પરંતુ સાંખ્યયોગી ઈશ્વરની સત્તાને (હોવાપણાને) પોતાનાથી અલગ માનતો નથી; કેવળ એકમાત્ર આત્મસત્તા જ છે એવું માને છે તથા વિકાર સહિત પ્રકૃતિને અંતવાળી એટલે કે નાશવંત માને છે. તેથી બંનેના સિદ્ધાંત ભિન્ન ભિન્ન પ્રતીત થાય છે, તો પછી સાંખ્ય અને

• શરણનો સાર અર્થ છે : શ્રદ્ધા અને પ્રેમપૂર્વક નિષ્કામભાવે પ્રભુની આજ્ઞાનું પાલન કરવું, ગુણ અને પ્રભાવસહિત એના સ્વરૂપનું ચિંતન કરવું, તેમજ આપણાં કર્મો અનુસાર પરમેશ્વરકૃત સુખ-દુઃખ વગેરે વિધાનમાં સાવ સમચિત્ત રહેવું.

યોગને અહીં કઈ બાબતમાં એક બતાવવામાં આવ્યા છે?

ઉપર્યુક્ત શંકાનો ઉત્તર (સમાધાન) આ છે–

**એકમપ્યાસ્થિતઃ સમ્યગુભયોર્વિન્દતે ફલમ્ ॥**

(ગીતા - ૫/૪નો પૂર્વાર્ધ)

'સંન્યાસ અને કર્મયોગ - એ બન્નેમાંથી એકમાં પણ સમ્યક્ રીતે સ્થિત માણસ બેયના ફળસ્વરૂપ પરમાત્માને પામે છે.'

પરમાત્માની પ્રાપ્તિરૂપી ફળ બંનેનું એક જ છે. પરમધામ, પરમપદ અને પરમગતિની પ્રાપ્તિ પણ આને જ કહે છે.

આનાથી એ વાત સિદ્ધ થઈ કે સાંખ્ય અને યોગ એ બંને સાધનોનું ફળ એક હોવાને કારણે તેમને એક કહ્યા છે. ફળ એક હોવાથી સિદ્ધાંત પણ એક જ હોવો જોઈએ, એ બરાબર છે, પરંતુ આ કોઈ નિયમ નથી. માર્ગ (સાધન) અને લક્ષ્ય ભિન્ન ભિન્ન પણ હોઈ શકે છે.

એક જ ગામમાં જવા માટે અનેક રસ્તાઓ હોય છે, કોઈ પણ રસ્તે જાઓ, પરિણામ બધાનું એક જ આવે છે. જેમ કે કોઈ દેશ (અમેરિકા)માં જનારાઓમાંનો એક તો પોતાની દિશા (ભારતવર્ષ)થી પશ્ચિમ ને પશ્ચિમમાં જ જાય છે અને બીજો પૂર્વ ને પૂર્વમાં જ જાય છે, પરંતુ ચાલતાં ચાલતાં અંતે બંનેય ત્યાં જ પહોંચી જાય છે. રસ્તા જુદા જુદા હોવાને કારણે પરસ્પર એકથી બીજાનું અંતર ઘણું જ જણાય છે, પરંતુ તે દેશમાં પહોંચી ગયા પછી તે અંતર રહેતું નથી.

આ પ્રમાણે એક ગામમાં જવા માટે જેમ અનેક માર્ગો હોય છે તેવી જ રીતે એક કાર્યની સિદ્ધિ માટે સાધન પણ અનેક હોઈ શકે છે. જેમ કે, સૂર્યગ્રહણ અને ચંદ્રગ્રહણ સિદ્ધ કરનારા મનુષ્યોમાંનો એક પક્ષ તો કહે છે કે પૃથ્વી સ્થિર છે, સૂર્ય અને ચંદ્રમા ચાલે છે; અને બીજો કહે છે કે પૃથ્વી પણ ચાલે છે. બંનેના મત ભિન્ન ભિન્ન હોવાને કારણે એકથી બીજાનું ઘણું અંતર છે, પરંતુ ફળ બંનેયનું એક હોય છે.

તેથી સાધન અને મતની અત્યંત ભિન્નતા હોવા છતાં પણ બંનેનો ઉદ્દેશ અને બંનેનું પરિણામ એક ઈશ્વરની પ્રાપ્તિ હોવાને કારણે તે બંને એક જ છે.

હવે સાંખ્ય★ અને કર્મયોગ*ની એકતા વિષે લખવામાં આવે છે. ઉપાસના બંનેય સાધનોમાં હોય છે. ઉપાસના વિનાનું જ્ઞાન અને કર્મયોગ એવાં જ શુષ્ક છે, જેમ પાણી વિનાની નદી.

ગીતા અનુસાર સાંખ્યયોગીની નિષ્ઠા પ્રમાણે, વિજ્ઞાનાનનંદઘન કેવળ એક પરમાત્મ-તત્ત્વ જ અનાદિ, નિત્ય અને સત્ય છે. તે વિજ્ઞાનાનંદઘનના સંકલ્પના આધારે એક અંશમાં સંસારની પ્રતીતિ થાય છે; જેમ કે નિર્મળ આકાશના કોઈ એક અંશમાં વાદળની પ્રતીતિ થાય છે. તેથી સાંખ્યયોગી વિશુદ્ધબુદ્ધિથી યુક્ત થઈને શોક, ભય, રાગ, દ્વેષ, મમતા, અહંકાર અને પરિગ્રહથી રહિત થઈને પવિત્ર અને એકાંત સ્થળનું સેવન કરે છે તેમ જ મન, વાણી તથા શરીરને વશ કરીને, સમસ્ત ભૂતપ્રાણીઓમાં સમભાવ ધારણ કરીને આત્મતત્ત્વનું વિવેચન કરતો રહીને પ્રશાંતચિત્તે પરમાત્માના સ્વરૂપનું એકીભાવથી એવી રીતે ધ્યાન કરે છે કે એક આનંદઘન વિજ્ઞાનસ્વરૂપ પૂર્ણબ્રહ્મ પરમાત્મા જ પરિપૂર્ણ છે; તેમના સિવાય બીજું કાંઈ જ નથી. તે બ્રહ્મનું જ્ઞાન પણ તે બ્રહ્મને જ છે. તેઓ સ્વયં

★ * ગીતા-કથિત સાંખ્ય અને કર્મયોગને મહર્ષિ કપિલ-પ્રણીત સાંખ્યદર્શનથી તથા મહર્ષિ પતંજલિ-પ્રણીત યોગદર્શનથી ભિન્ન સમજવો જોઈએ.

જ્ઞાનસ્વરૂપ છે, તેમનો ક્યારેય અભાવ હોતો નથી. તેથી તે બ્રહ્મને સત્ય, સનાતન અને નિત્ય કહે છે. તે નિઃસીમ, અપાર અને અનંત છે. મન, બુદ્ધિ, ચિત્ત, અહંકાર, દ્રષ્ટા, દૃશ્ય, દર્શન વગેરે જે કંઈ પણ છે તે બધું બ્રહ્મસ્વરૂપ જ છે. વાસ્તવમાં એક પૂર્ણબ્રહ્મ પરમાત્મા સિવાય અન્ય કોઈ પણ વસ્તુ નથી.

તે વિજ્ઞાનાનંદઘન પરમાત્મા 'પૂર્ણ-આનંદ', 'અપાર આનંદ', 'શાંત આનંદ', 'ઘન-આનંદ', 'બોધસ્વરૂપ આનંદ', 'જ્ઞાનસ્વરૂપ આનંદ', 'પરમ આનંદ' 'નિત્ય-આનંદ', 'સત્-આનંદ', 'ચેતન આનંદ', 'આનંદ જ આનંદ' છે. એક 'આનંદ' સિવાય અન્ય કશું જ નથી. આ પ્રમાણે મનન કરતાં કરતાં જ્યારે મનના સમસ્ત સંકલ્પો તે પરમાત્મામાં વિલીન થઈ જાય છે, જ્યારે એક બોધસ્વરૂપ, આનંદઘન પરમાત્મા સિવાય અન્ય કોઈના પણ અસ્તિત્વનો સંકલ્પ જ રહેતો નથી, ત્યારે તેની સ્થિતિ તે આનંદમય અચિન્ત્ય પરમાત્મામાં નિશ્ચળ થઈ જાય છે. આ પ્રમાણે ધ્યાનનો નિત્ય નિયમપૂર્વક અભ્યાસ કરતાં કરતાં સાધન પરિપક્વ થવાથી જ્યારે સાધકના જ્ઞાનમાં તેની પોતાની તથા આ સંસારની સત્તા બ્રહ્મથી ભિન્ન રહેવા પામતી નથી; જ્ઞાતા, જ્ઞાન અને જ્ઞેય–સર્વ કાંઈ એક વિજ્ઞાનાનંદઘન બ્રહ્મસ્વરૂપ બની જાય છે ત્યારે તે કૃતાર્થ થઈ જાય છે.

સાંખ્યયોગી વ્યવહારકાળમાં ચોવીસ તત્ત્વોવાળા• ક્ષેત્રને જડ, વિકારી, નાશવંત અને અનિત્ય સમજે છે અને સમસ્ત ક્રિયા-કર્મોને પ્રકૃતિના કાર્યરૂપ તે ક્ષેત્રથી જ કરાયેલાં સમજે છે અર્થાત્ ઇન્દ્રિયો પોતપોતાના અર્થોમાં વર્તી રહી છે એ પ્રમાણે સમજે છે તેમ જ નિત્ય, ચેતન, અવિનાશી આત્માને નિર્વિકાર, અકર્તા તથા શરીરથી વિલક્ષણ સમજે છે. આમ સમજીને તે સાંખ્યયોગી મન, ઇન્દ્રિયો અને શરીર વડે થતાં સમસ્ત કર્મોમાં કર્તાપણાના અભિમાનથી રહિત થઈને કર્મ કરતો રહેવા છતાં પણ કર્મો વડે બંધાતો નથી.

તે સમસ્ત ભૂતપ્રાણીઓના અલગ-અલગ ભાવને કેવળ એક પરમાત્માના સંકલ્પના આધારે સ્થિત જુએ છે અને તે પરમાત્માના સંકલ્પથી સમસ્ત ભૂતપ્રાણીઓની ઉત્પત્તિના વિસ્તારને જુએ છે. આ પ્રમાણે અભ્યાસ કરતાં કરતાં અભ્યાસ પરિપક્વ થવાથી તે બ્રહ્મને એકીભાવથી પ્રાપ્ત કરી લે છે, એટલે કે તે એ બ્રહ્મને તદ્રૂપતાપૂર્વક પ્રાપ્ત કરી લે છે. જેમ કે, ગીતામાં ભગવાને કહ્યું છે –

**તદ્બુદ્ધયસ્તદાત્માનસ્તન્નિષ્ઠાસ્તત્પરાયણાઃ ।**
**ગચ્છન્ત્યપુનરાવૃત્તિં જ્ઞાનનિર્ધૂતકલ્મષાઃ ॥**

(ગીતા - ૫/૧૭)

'હે અર્જુન! પરમાત્મામાં જેમનું મન તદ્રૂપ થઈ રહ્યું છે, પરમાત્મામાં જેમની બુદ્ધિ તદ્રૂપ થઈ રહી છે અને સચ્ચિદાનંદઘન પરમાત્મામાં જ જેમની નિરંતર એકાત્મભાવે સ્થિતિ છે એવા પરમાત્મપરાયણ મનુષ્યો જ્ઞાન દ્વારા પાપરહિત થઈને અપુનરાવૃત્તિને એટલે કે પરમગતિને પામે છે.'

---

• **મહાભૂતાન્યહઙ્કારો બુદ્ધિરવ્યક્તમેવ ચ । ઇન્દ્રિયાણિ દશૈકં ચ પઞ્ચ ચેન્દ્રિયગોચરાઃ ॥**

(ગીતા - ૧૩/૫)

'પાંચ મહાભૂતો – અર્થાત્ આકાશ, વાયુ, અગ્નિ, જળ અને પૃથ્વીનો સૂક્ષ્મભાવ; અહંકાર, બુદ્ધિ અને મૂળ પ્રકૃતિ અર્થાત્ ત્રિગુણમયી માયા પણ, તથા દસ ઇન્દ્રિયો અર્થાત્ શ્રોત્ર, ત્વચા, નેત્ર, રસના અને ઘ્રાણ તથા વાક્, હસ્ત, પાદ, ઉપસ્થ અને ગુદા, એક મન અને ઇન્દ્રિયોના પાંચ વિષયો અર્થાત્ શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગન્ધ.'

બ્રહ્મને પ્રાપ્ત થયા પછી પુરુષની જે સ્થિતિ થાય છે, એના વિષે કાંઈ પણ લખવું ખરેખર ઘણું જ મુશ્કેલ છે. તેમ છતાં સાધુ મહાત્માઓ અને શાસ્ત્રો દ્વારા થોડુંક પણ જે કાંઈ સમજમાં આવ્યું છે તે વાચકોની જાણકારી માટે અહીં લખવામાં આવે છે. ત્રુટિઓ માટે વિજ્ઞજનો ક્ષમા કરે.

જેમ મનુષ્ય વાદળોના અલગ-અલગ વિકારોને કારણે પ્રતીત થતા આકાશના અલગ-અલગ ખંડોને વાદળોના નષ્ટ થઈ ગયા પછી તે એક અત્યંત નિર્મળ મહાકાશની અંતર્ગત જ જુએ છે, અર્થાત્ કેવળ એક અનંત નિર્મળ આકાશ સિવાય કાંઈ પણ દેખાતું નથી, એવી જ રીતે જ્ઞાની મહાત્મા માયાથી ઉત્પન્ન થયેલાં શરીરોના અલગ-અલગ વિકારોને કારણે (અજ્ઞાનથી) પ્રતીત થતા ભૂતપ્રાણીઓ (જીવો)ના અલગ-અલગ ભાવોને, તે જીવોની વિભિન્ન સત્તાને અજ્ઞાનનો નાશ થઈ જવાથી કેવળ તે એક અનંત નિત્ય વિજ્ઞાનાનંદઘન પરમાત્માની અંતર્ગત જ જુએ છે અર્થાત્ તે કેવળ એક વિશુદ્ધ, નિત્ય, વિજ્ઞાનાનંદઘન બ્રહ્મ સિવાય બીજું કાંઈ પણ જોતો નથી. જોકે તે જ્ઞાની માટે સંસારનો અત્યંત અભાવ થઈ જાય છે તોપણ પ્રારબ્ધને કારણે તેના અંતઃકરણમાં સંસારની પ્રતીતિમાત્ર થાય છે.

જેમ સ્વપ્નમાંથી જાગેલો મનુષ્ય સ્વપ્નની સૃષ્ટિના ઉપાદનકારણ અને નિમિત્તકારણ તરીકે સ્વયં પોતાને જ જુએ છે, તેવી જ રીતે તે સમસ્ત ચરાચર ભૂતપ્રાણીઓના ઉપાદાનકારણ■ અને નિમિત્તકારણ● તરીકે કેવળ વિજ્ઞાનાનંદઘન બ્રહ્મને જ જુએ છે; કેમ કે જ્યારે એક વિજ્ઞાનાનંદનઘન બ્રહ્મ સિવાય કોઈ વસ્તુ જ રહેતી નથી ત્યારે તે બ્રહ્મથી ભિન્ન કોઈને કેવી રીતે જુએ? આ જ તે પરમાત્માના સ્વરૂપની પ્રાપ્તિ છે. આને જ પરમપદની, પરમધામની અને પરમગતિની પ્રાપ્તિ પણ કહે છે.

ગીતા અનુસાર, કર્મયોગની નિષ્ઠામાં પ્રકૃતિને એટલે કે માયા, જીવાત્મા અને પરમેશ્વર – આ ત્રણ પદાર્થોને માનવામાં આવ્યા છે. સાતમા અધ્યાયમાં ભગવાને માયાના વિસ્તારનું અપરા પ્રકૃતિના નામે, જીવાત્માનું પરા પ્રકૃતિના નામે અને પરમેશ્વરનું અહંના નામે વર્ણન કર્યું છે. પંદરમા અધ્યાયમાં આ જ ત્રણે પદાર્થોને ક્ષર, અક્ષર અને પુરુષોત્તમના નામે વર્ણવ્યા છે. તે સર્વ- શક્તિમાન, બધાના કર્તાહર્તા, સર્વાન્તર્યામી, સર્વવ્યાપી પરમેશ્વર તે નિત્ય નિરંતર વિજ્ઞાનાનંદનઘન બ્રહ્મની પ્રતિષ્ઠા છે.★ એટલે કે વિજ્ઞાનાનંદઘન બ્રહ્મ પણ તે જ છે. તેમણે જ પોતાની યોગમાયાના એક અંશથી સમસ્ત સંસારને પોતાનામાં ધારણ કરી રાખ્યો છે.✱ માયા ઈશ્વરની શક્તિ છે તથા તે જડ, અનિત્ય અને વિકારી છે તેમ જ ઈશ્વરને આધીન છે તથા જીવાત્મા પણ ઈશ્વરનો અંશ

■ ઉપાદાનકારણ તેને કહે છે, જેનાથી કાર્યની ઉત્પત્તિ થાય છે. જેમ કે ઘડાનું ઉપાદાન કારણ માટી છે અને ઘરેણાંનું સોનું છે.

● નિમિત્તકારણ તેને કહે છે, જેના વડે વસ્તુનું નિર્માણ થાય છે. જેમ કે ઘડાનું નિમિત્ત કારણ કુંભાર છે અને ઘરેણાંનું સોની છે.

★ બ્રહ્મણો હિ પ્રતિષ્ઠાહમમૃતસ્યાવ્યયસ્ય ચ । શાશ્વતસ્ય ચ ધર્મસ્ય સુખસ્યૈકાન્તિકસ્ય ચ ॥ (ગીતા - ૧૪/૨૭)

✱ વિષ્ટભ્યાહમિદં કૃત્સ્નમેકાંશેન સ્થિતો જગત્ । (ગીતા - ૧૦/૪૨)

હોવાને કારણે નિત્ય વિજ્ઞાનાનંદઘનસ્વરૂપ છે.✧ પરંતુ માયામાં સ્થિત હોવાને કારણે પરવશ થયેલો તે ગુણો અને કર્મો અનુસાર સુખ-દુઃખ વગેરે ભોગવે છે અને જન્મ-મૃત્યુ પામે છે. પરંતુ પરમાત્માના શરણે થવાથી તે માયાથી છુટકારો મેળવીને પરમપદને પ્રાપ્ત કરી શકે છે. ગીતાના સાતમા અધ્યાયના ૧૪મા શ્લોકમાં કહ્યું છે –

**દૈવી હ્યેષા ગુણમયી મમ માયા દુરત્યયા ।**
**મામેવ યે પ્રપદ્યન્તે માયામેતાં તરન્તિ તે ॥**

(ગીતા - ૭/૧૪)

'કેમ કે આ અલૌકિક અર્થાત્ ઘણી અદ્ભુત ત્રિગુણમયી મારી માયા પાર કરવી ઘણી કઠિન છે, પરંતુ જે માણસો માત્ર મને જ નિરંતર ભજે છે, એટલે કે મારા શરણે આવી જાય છે તેઓ આ માયાને પાર કરી જાય છે, એટલે કે સંસાર-સાગરને તરી જાય છે.'

તેથી જે કર્મયોગી પવિત્ર અને એકાંત સ્થાનમાં સ્થિત થઈને પણ માત્ર શરીર, ઈન્દ્રિયો અને મનને સ્વાધીન કરીને, પરમાત્માના શરણે થઈને પ્રશાંત અને એકાગ્ર મનથી શ્રદ્ધા અને પ્રેમપૂર્વક પરમાત્માનું ધ્યાન કરે છે એવા યોગીની ભગવાને સ્વયં પ્રશંસા કરી છે –

**યોગિનામપિ સર્વેષાં મદ્ગતેનાન્તરાત્મના ।**
**શ્રદ્ધાવાન્ભજતે યો માં સ મે યુક્તતમો મતઃ ॥**

(ગીતા - ૬/૪૭)

'સઘળા યોગીઓમાં પણ જે શ્રદ્ધાવાન યોગી મારામાં જોડાયેલા અન્તરાત્માથી મને નિરંતર ભજે છે તે યોગી મને સૌથી શ્રેષ્ઠ માન્ય છે.'

વ્યવહારકાળમાં કર્મયોગી કર્મોનાં ફળ અને આસક્તિને ત્યજીને સમત્વબુદ્ધિથી ભગવાનની આજ્ઞા અનુસાર ભગવાનને માટે કર્મ કરે છે, તેથી તેને કર્મો બાંધી શકતાં નથી; કારણ કે રાગ-દ્વેષ જ બંધનકર્તા છે. સમત્વબુદ્ધિ થવાથી રાગ-દ્વેષનો નાશ થઈ જાય છે, તેથી તેને કર્મો બાંધી શકતાં નથી. એવા યોગીની પ્રશંસા કરતાં સ્વયં ભગવાન કહે છે કે 'તેને નિત્ય સંન્યાસી જાણવો જોઈએ.'

**જ્ઞેયઃ સ નિત્યસંન્યાસી યો ન દ્વેષ્ટિ ન કાઙ્ક્ષતિ ।**
**નિર્દ્વન્દ્વો હિ મહાબાહો સુખં બન્ધાત્પ્રમુચ્યતે ॥**

(ગીતા - ૫/૩)

'હે મહાબાહો! જે માણસ ન તો કોઈનોય દ્વેષ કરે છે કે ન તો કશાયની આકાંક્ષા કરે છે, તે કર્મયોગી સદા સંન્યાસી જ સમજવા યોગ્ય છે; કેમ કે રાગ-દ્વેષ વગેરે દ્વન્દ્વો વિનાનો માણસ સુખપૂર્વક સંસારના બંધનમાંથી મુક્ત થઈ જાય છે.'

કર્મો ભગવાનની આજ્ઞાથી ભગવાન માટે કરવામાં આવતાં હોવાને કારણે તેમાં કર્તાપણાનું અભિમાન પણ નિરભિમાન સમાન જ છે. તેથી તે નિષ્કામ કર્મયોગી વ્યવહારકાળમાં ભગવાનના શરણે થઈને નિરંતર ભગવાનને યાદ રાખતો રહીને ભગવાનની આજ્ઞા અનુસાર સઘળાં કર્મો ભગવાનની પ્રસન્નતા માટે જ કરે છે. જેમ કે ગીતાના અઢારમા અધ્યાયના ૫૬-૫૭મા શ્લોકોમાં ભગવાને કહ્યું છે –

**સર્વકર્માણ્યપિ સદા કુર્વાણો મદ્વ્યપાશ્રયઃ ।**
**મત્પ્રસાદાદવાપ્નોતિ શાશ્વતં પદમવ્યયમ્ ॥**

(ગીતા - ૧૮/૫૬)

✧ મમૈવાંશો જીવલોકે જીવભૂતઃ સનાતનઃ । (ગીતા - ૧૫/૭)
'આ દેહમાં જીવાત્મા મારો જ સનાતન અંશ છે.'
ઈસ્વર અંસ જીવ અબિનાસી । ચેતન અમલ સહજ સુખરાસી ॥ (રામચરિતમાનસ, ઉત્તરકાંડ - ૧૧૭/૧)

'મારે પરાયણ થયેલો કર્મયોગી સઘળાં કર્મોને સદા કરતો હોવા છતાંય મારી કૃપાથી શાશ્વત અવિનાશી પરમપદને પામી જાય છે.'

**ચેતસા સર્વકર્માણિ મયિ સંન્યસ્ય મત્પરઃ ।**
**બુદ્ધિયોગમુપાશ્રિત્ય મચ્ચિત્તઃ સતતં ભવ ॥**

(ગીતા - ૧૮/૫૭)

'માટે હે અર્જુન! સઘળાં કર્મોને મનથી મારામાં અર્પીને તેમજ સમબુદ્ધિરૂપી યોગને આશ્રયે રહીને, તું મારે પરાયણ અને નિરંતર મારામાં ચિત્ત પરોવનાર થા.'

આ પ્રમાણે અભ્યાસ કરતાં કરતાં જ્યારે ભગવાનની કૃપાથી તેમના પ્રભાવને સમજી જાય છે ત્યારે તે બધા પ્રકારે નિત્ય-નિરંતર ભગવાન વાસુદેવને જ ભજે છે. જેમ કે ગીતામાં કહ્યું છે—

**યો મામેવમસમ્મૂઢો જાનાતિ પુરુષોત્તમમ્ ।**
**સ સર્વવિદ્ભજતિ માં સર્વભાવેન ભારત ॥**

(ગીતા - ૧૫/૧૯)

'હે ભરતવંશી! જે જ્ઞાની માણસ મને આ રીતે તત્ત્વથી પુરુષોત્તમસ્વરૂપે જાણે છે એ સર્વજ્ઞ માણસ સર્વ રીતે નિરંતર મુજ વાસુદેવ પરમેશ્વરને જ ભજે છે.'

પછી તો તેને ભજનના પ્રભાવથી બધે જ એક વાસુદેવ જ દેખાય છે. તેથી તે વાસુદેવથી ક્યારેય અલગ થઈ શકતો નથી.

**યો માં પશ્યતિ સર્વત્ર સર્વં ચ મયિ પશ્યતિ ।**
**તસ્યાહં ન પ્રણશ્યામિ સ ચ મે ન પ્રણશ્યતિ ॥**

(ગીતા - ૬/૩૦)

'જે માણસ સઘળાં ભૂતોમાં સહુના આત્મારૂપ મુજ વાસુદેવને જ વ્યાપેલ જુએ છે અને સઘળાં ભૂતોને મુજ વાસુદેવની અન્તર્ગત જુએ છે એને માટે હું અદૃશ્ય નથી હોતો અને તે મારે માટે અદૃશ્ય નથી હોતો.'

આનાથી તે ભગવાન વાસુદેવને જ પ્રાપ્ત કરી લે છે અને તેના માટે આ સમસ્ત સંસાર પણ વાસુદેવના રૂપમાં પરિણત થઈ જાય છે; એક વાસુદેવ સિવાય કાંઈ પણ વસ્તુ રહેતી નથી, ત્યાં માયાનો અત્યંત અભાવ થઈ જાય છે.

ભક્તિ, ભક્ત, ભગવાન - બધાં એક જ રૂપમાં પરિણત થઈ જાય છે; તેથી તે ભક્તની ભગવાનથી કોઈ અલગ સત્તા રહેતી નથી. તદ્રૂપતાથી તે પરમાત્માના સ્વરૂપની પ્રાપ્તિ થઈ જાય છે.

**યત્સાઙ્ખ્યૈઃ પ્રાપ્યતે સ્થાનં તદ્યોગૈરપિ ગમ્યતે ।**

(ગીતા - ૫/૫ પૂર્વાર્ધ)

'જ્ઞાનયોગીઓ વડે જે પરમધામ પ્રાપ્ત કરાય છે તે જ કર્મયોગીઓ વડે પણ પ્રાપ્ત કરવામાં આવે છે.' - આ શબ્દોથી સાંખ્યયોગ વડે સાધન કરનારા જ્ઞાનીને પ્રાપ્ત થવા યોગ્ય જે પરમધામ બતાવવામાં આવ્યું છે તે જ પરમધામ ભગવાનની કૃપાથી નિષ્કામ કર્મયોગનું સાધન કરનારા ભક્તને પ્રાપ્ત થાય છે.

એ જ મહાત્માની પ્રશંસા કરતાં ભગવાન કહે છે —

**બહૂનાં જન્મનામન્તે જ્ઞાનવાન્માં પ્રપદ્યતે ।**
**વાસુદેવઃ સર્વમિતિ સ મહાત્મા સુદુર્લભઃ ॥**

(ગીતા - ૭/૧૯)

'ઘણા જન્મો પછીના અંતિમ જન્મમાં તત્ત્વજ્ઞાન પામેલો માણસ 'સર્વ કાંઈ વાસુદેવ જ છે' એવા ભાવે મને ભજે છે; એ મહાત્મા ઘણો દુર્લભ છે.'

પરંતુ કોઈ-કોઈ ભક્ત અવિદ્યાનો નાશ થયા પછી પણ ભગવાનના રહસ્યને જાણવા છતાં પ્રેમની સામે મુક્તિને તુચ્છ સમજે છે અને તે ભગવાનને સેવ્ય અને પોતાને સેવક અથવા સખા સમજીને ભગવાનના પ્રેમરસનું પાન કરે છે, તેના માટે ભગવાનની માયા લીલાના રૂપમાં પરિણત

થઈ જાય છે. તેથી તે મનુષ્ય ભગવાનમાં તદ્રૂપતાને પામતો નથી અને ભગવાનની કૃપાથી દિવ્ય દેહ ધારણ કરીને અર્ચિમાર્ગ વડે સ્થાન-વિશેષ એવા ભગવાનના પરમ દિવ્ય નિત્યધામને પ્રાપ્ત કરે છે; ત્યાં તે લીલામય ભગવાનની સાથે લીલા કરતો રહીને નિત્ય પ્રેમમય અમૃતનું પાન કરે છે; અને પછી દુઃખના નિવાસરૂપ આ અનિત્ય પુનર્જન્મને તે પામતો નથી.

સાધનની પરિપક્વ અવસ્થા થઈ જવાથી બંનેયના રાગ-દ્વેષ, અહંતા-મમતા, ભય તેમ જ અજ્ઞાન વગેરે વિકારોનો નાશ થઈ જાય છે અને તેઓ તેજ, ક્ષમા, ધૃતિ, શૌચ, સંતોષ, સમતા, શાંતિ, સત્યતા, દયા વગેરે ગુણોથી સંપન્ન થઈ જાય છે.

સાંખ્યયોગીનું કર્મોમાં કર્તૃત્વનું અભિમાન નહીં રહેવાને કારણે તેનો કર્મો સાથે સંબંધ રહેતો નથી અને કર્મયોગી ફળાસક્તિ ત્યજીને કર્મો ઈશ્વરને અર્પણ કરી દે છે તેથી તેનો કર્મો સાથે સંબંધ રહેતો નથી. સાંખ્યયોગી સંસારનો બાધ કરીને વિજ્ઞાનાનંદઘન પરમાત્માના સ્વરૂપની સ્થાપના કરે છે અને નિષ્કામ કર્મયોગી પ્રકૃતિસહિત સંસારને તથા સ્વયં પોતાને પણ પરમાત્માના સ્વરૂપમાં પરિણત કરી દે છે. ફળસ્વરૂપે વાત એક જ છે. તેથી ભગવાને સાંખ્ય અને યોગને તેમનાં ફળોમાં એકતા હોવાને કારણે એક કહ્યા છે.

## ઉપસંહાર

પરમાત્માની પ્રાપ્તિનો આ વિષય એટલો ગહન છે કે તેને લખીને સમજાવવો અસંભવ છે, કેમ કે આ વાણીનો વિષય જ નથી. આ પરમ ગોપનીય રહસ્ય છે અને સમસ્ત સાધનોનું ફળ છે. જે આને પામી લે છે તે જ આને જાણે છે. પરંતુ આ પ્રમાણે કહેવું એ પણ શક્ય નથી. જે પણ કાંઈ કહેવામાં આવે છે અથવા તો સમજવામાં આવે છે તેનાથી એ વિલક્ષણ જ રહી જાય છે. જાણનારા જ એને જાણે છે અને જાણનારાઓથી જ જાણી શકાય છે. તેથી જાણનારાઓ પાસેથી જાણવું જોઈએ. શ્રુતિ કહે છે –

**ઉત્તિષ્ઠત જાગ્રત પ્રાપ્ય વરાન્નિબોધત ।**
**ક્ષુરસ્ય ધારા નિશિતા દુરત્યયા**
**દુર્ગં પથસ્તત્કવયો વદન્તિ ॥**

(કઠોપનિષદ - ૧/૩/૧૪)

'ઊઠો, જાગો અને મહાપુરુષોની સમીપ જઈને તેમના દ્વારા તત્ત્વજ્ઞાનના રહસ્યને સમજો. કવિજનો આને અસ્ત્રાની તીક્ષ્ણ ધાર જેવો અત્યંત કપરો માર્ગ બતાવે છે.' પરંતુ કપરો માનીને હતાશ થવાની કોઈ જરૂર નથી; કેમ કે ભગવાનમાં ચિત્ત જોડવાથી મનુષ્ય બધી જ મુશ્કેલીઓમાંથી અનાયાસે જ તરી જાય છે. ગીતામાં ભગવાને કહ્યું છે –

**અનન્યચેતાઃ સતતં યો માં સ્મરતિ નિત્યશઃ ।**
**તસ્યાહં સુલભઃ પાર્થ નિત્યયુક્તસ્ય યોગિનઃ ॥**

(ગીતા - ૮/૧૪)

'હે પૃથાપુત્ર! જે માણસ મારામાં અનન્ય-ચિત્ત થઈને સદાય નિરંતર મુજ પુરુષોત્તમને સ્મરે છે, એ નિત્ય-નિરંતર મારામાં જોડાયેલા યોગીને માટે હું સુલભ છું એટલે કે એને સહજ રીતે મળી જાઉં છું.'

તેથી મહાન પુરુષોનો સંગ★ કરીને પરમેશ્વરમાં શ્રદ્ધા અને પ્રેમ વધારવાં જોઈએ. જેમની પરમેશ્વરમાં શ્રદ્ધા અને પ્રીતિ નથી તેમના માટે જ બધી મુશ્કેલીઓ છે.



★ સંસારમાં જેઓ સૌથી ઉત્તમ સદાચારી, ત્યાગી, જ્ઞાની, મહાત્મા દેખાય તેમની પાસે જઈને, તેમની આજ્ઞા અનુસાર સાધનમાં તત્પરતાથી રત રહેવું એને 'સંગ' કહેવાય.

# શિવ-તત્ત્વ

**શાન્તં પદ્માસનસ્થં શશધરમુકુટં પઞ્ચવક્ત્રં ત્રિનેત્રં શૂલં વજ્રં ચ ખડ્ગં પરશુમભયદં દક્ષભાગે વહન્તમ્ । નાગં પાશં ચ ઘણ્ટાં પ્રલયહુતવહં સાઙ્કુશં વામભાગે નાનાલઙ્કારયુક્તં સ્ફટિકમણિનિભં પાર્વતીશં નમામિ ॥**

'જેઓ શાંતસ્વરૂપના છે, કમળના આસન પર વિરાજમાન છે, મસ્તક પર ચંદ્રમાનો મુગટ ધારણ કરનારા છે, જેમનાં પાંચ મુખો છે, ત્રણ નેત્રો છે, જેઓ પોતાની જમણી બાજુની ભુજાઓમાં શૂળ, વજ્ર, ખડ્ગ, પરશુ અને અભયમુદ્રા ધારણ કરે છે તથા ડાબી બાજુની ભુજાઓમાં સર્પ, પાશ, ઘંટ, પ્રલયાગ્નિ અને અંકુશ ધારણ કરી રાખે છે, એ અનેક જાતના અલંકારોથી યુક્ત તથા સ્ફટિકમણિ જેવા શ્વેતવર્ણના ભગવાન પાર્વતીપતિને હું નમસ્કાર કરું છું.'

શિવ-તત્ત્વ ઘણું ગહન છે. મારા જેવા સાધારણ વ્યક્તિનું આ તત્ત્વ પર કંઈ લખવું એક રીતે બાલિશતા સમાન છે. પણ એ બહાને એ વિજ્ઞાનાનંદઘન મહેશ્વરની ચર્ચા થઈ જશે, એમ સમજીને પોતાના નિજાનંદ ખાતર કંઈક લખી રહ્યો છું. વિદ્વાન મહાનુભાવો ક્ષમા કરે.

શ્રુતિ, સ્મૃતિ, પુરાણ, ઈતિહાસ વગેરેમાં સૃષ્ટિની ઉત્પત્તિનું જુદા જુદા પ્રકારે વર્ણન મળે છે. આ બાબતે તો એવું કહી શકાય છે કે જુદા જુદા ઋષિઓના અલગ અલગ મત હોવાને કારણે એમનાં વર્ણનોમાં ભેદ હોવાનો સંભવ છે, પણ પુરાણો તો અઢારેય એક જ મહર્ષિ વેદવ્યાસના રચેલાં માનવામાં આવે છે, એમાં પણ સૃષ્ટિની ઉત્પત્તિના વર્ણનમાં વિભિન્નતા જ જોવા મળે છે. શૈવપુરાણોમાં શિવમાંથી, વૈષ્ણવપુરાણોમાં વિષ્ણુ, કૃષ્ણ કે રામમાંથી અને શાક્તપુરાણોમાં દેવીમાંથી સૃષ્ટિની ઉત્પત્તિ જણાવવામાં આવી છે, આનું શું કારણ છે? એક જ પુરુષ દ્વારા રચાયેલાં જુદાં જુદાં પુરાણોમાં એક જ ખાસ વિષયમાં આટલો ભેદ કેમ? સૃષ્ટિના વિષયમાં જ નહીં, ઈતિહાસો અને કથાઓનો પણ પુરાણોમાં ક્યાંક ક્યાંક સાવ ભેદ જોવા મળે છે. આનું શું કારણ છે?

આ પ્રશ્ન પર મૂળ તત્ત્વ તરફ લક્ષ રાખીને ગંભીરતાપૂર્વક વિચાર કરતાં એ સ્પષ્ટ જણાઈ આવે છે કે સૃષ્ટિની ઉત્પત્તિના ક્રમમાં ભિન્ન ભિન્ન શ્રુતિ, સ્મૃતિ અને ઈતિહાસ-પુરાણોનાં વર્ણનોમાં તેમ જ યોગ, સાંખ્ય, વેદાંત વગેરે શાસ્ત્રોના રચયિતા ઋષિઓનાં કથનોમાં ભેદ રહેવા છતાં પણ વાસ્તવમાં મૂળ સિદ્ધાંતમાં કશો ખાસ ભેદ નથી. કેમકે, લગભગ સૌ કોઈ નામ-રૂપ બદલીને આદિમાં પ્રકૃતિ-પુરુષથી જ સૃષ્ટિની ઉત્પત્તિ જણાવે છે. વર્ણનમાં ભેદ હોવાનાં અથવા ભેદ જણાવાનાં નીચે લખેલાં ઘણાં કારણો છે-

(૧) મૂળ-તત્ત્વ એક હોવા છતાં પણ દરેક મહાસર્ગના આદિમાં સૃષ્ટિની ઉત્પત્તિનો ક્રમ સદા એક જેવો નથી રહેતો; કેમકે, વેદ, શાસ્ત્રો અને પુરાણોમાં જુદા જુદા સર્ગ અને મહાસર્ગોનું વર્ણન છે, એટલે વર્ણનમાં ભેદ હોવો સ્વાભાવિક છે.

(૨) મહાસર્ગ અને સર્ગના આદિમાં પણ ઉત્પત્તિ-ક્રમમાં ભેદ રહે છે. ગ્રંથોમાં ક્યાંક મહાસર્ગનું વર્ણન છે તો ક્યાંક સર્ગનું, એ કારણે પણ ભેદ થઈ જાય છે.

(૩) દરેક સર્ગના આદિમાં પણ સૃષ્ટિની ઉત્પત્તિનો ક્રમ સદા એક જેવો નથી રહેતો, એ પણ ભેદ હોવાનું એક કારણ છે.

(૪) સૃષ્ટિની ઉત્પત્તિ, પાલન અને સંહારના

ક્રમનું રહસ્ય ઘણું સૂક્ષ્મ અને જાણવું અઘરું છે, એને સમજાવવા માટે અનેક પ્રકારનાં રૂપકોથી ઉદાહરણ વાક્યો દ્વારા નામરૂપ બદલીને જુદી જુદી રીતે સૃષ્ટિની ઉત્પત્તિ વગેરેનું રહસ્ય જણાવવાનો પ્રયાસ કરવામાં આવ્યો છે. આ તાત્પર્યને ન સમજવાને કારણે પણ એક કરતાં બીજા ગ્રંથના વર્ણનમાં ખાસ ભેદ જણાઈ આવે છે.

આ તો સૃષ્ટિની ઉત્પત્તિ વગેરેની બાબતમાં વેદ-શાસ્ત્રોમાં ભેદ હોવાનાં કારણો છે. હવે પુરાણોની બાબતમાં વિચાર કરવાનો છે. પુરાણોની રચના મહર્ષિ વેદવ્યાસજીએ કરી. વેદવ્યાસજી ઘણા મોટા તત્ત્વદર્શી વિદ્વાન અને સૃષ્ટિનાં સઘળાં રહસ્યોને જાણનારા મહાપુરુષ હતા. એમણે જોયું કે વેદ-શાસ્ત્રોમાં બ્રહ્મા, વિષ્ણુ, મહેશ, શક્તિ વગેરે બ્રહ્મનાં અનેક નામોનું વર્ણન હોવાથી વાસ્તવિક રહસ્યને નહીં સમજીને પોતપોતાની રુચિ અને બુદ્ધિની વિચિત્રતાને કારણે માણસો આ જુદાં જુદાં નામ-રૂપ ધરાવતા એક જ પરમાત્માને અનેક માનવા માંડ્યા છે અને અનેક મત-મતાંતરોનો વિસ્તાર હોવાથી અસલ તત્ત્વનું લક્ષ્ય જતું રહ્યું છે. આ સ્થિતિમાં એમણે સૌને એક જ પરમ લક્ષ્ય તરફ વાળીને સર્વોત્તમ માર્ગ પર લાવવા માટે તેમજ શ્રુતિ, સ્મૃતિ વગેરેનું રહસ્ય સ્ત્રી, શૂદ્ર વગેરે અલ્પબુદ્ધિના માણસોને સમજાવવા માટે એ સૌના હિતના ઉદ્દેશ્યથી પુરાણોની રચના કરી. પુરાણોની રચનાશૈલી જોવાથી જણાય છે કે મહર્ષિ વેદવ્યાસજીએ એમાં એ જાતનાં વર્ણન, ઉપદેશ અને આદેશ કર્યાં છે કે જેમના પ્રભાવથી પરમેશ્વરનાં અનેક પ્રકારનાં નામ અને રૂપોને જોઈને પણ માણસ પ્રમાદ, લોભ અને મોહને વશીભૂત થઈ સન્માર્ગનો ત્યાગ કરીને અવળા માર્ગે ન જઈ શકે. તેઓ કોઈ પણ નામરૂપે પરમેશ્વરની ઉપાસના કરતાં કરતાં પણ સન્માર્ગે ટકી રહી શકે છે. બુદ્ધિ અને રુચિ-વૈચિત્ર્યને કારણે સંસારમાં જાત-જાતના દેવતાઓની ઉપાસના કરનારા જનસમુદાયને એક જ તાંતણે બાંધીને એમને સન્માર્ગે વાળી દેવાના ઉદ્દેશ્યથી જ શાસ્ત્ર અને વેદોક્ત દેવતાઓને ઈશ્વરત્વ આપીને જુદાં જુદાં પુરાણોમાં જુદા જુદા દેવતાઓ દ્વારા જુદી જુદી રીતે સૃષ્ટિની ઉત્પત્તિ, સ્થિતિ અને લયનો ક્રમ જણાવવામાં આવ્યો છે. આમાં પણ જીવો પર મહર્ષિ વેદવ્યાસજીની પરમ કૃપા છે. એમણે સૌને માટે પરમધામ પહોંચવાનો માર્ગ સરળ કરી દીધો. પુરાણોમાં એ સિદ્ધ કરી દીધું છે કે જે માણસ ભગવાનના જે નામ-રૂપનો ઉપાસક હોય એ એને જ સર્વોપરિ, સર્વજ્ઞ, સર્વશક્તિમાન, સર્વવ્યાપી, સંપૂર્ણ ગુણાધાર, વિજ્ઞાનાનંદઘન પરમાત્મા માને અને એને જ સૃષ્ટિની ઉત્પત્તિ, પાલન અને સંહાર કરનારા બ્રહ્મા, વિષ્ણુ, મહેશના રૂપે પ્રગટ થઈને ક્રિયા કરનાર સમજે. ઉપાસક માટે આવું જ સમજવું પરમ લાભદાયક અને સર્વોત્તમ છે કે મારા ઉપાસ્ય દેવથી વધીને બીજું કોઈ છે જ નહીં. સર્વ કાંઈ એનો જ લીલા-વિસ્તાર કે વિભૂતિ છે.

વાસ્તવમાં વાત પણ આ જ છે. એક નિર્વિકાર, નિત્ય, વિજ્ઞાનાનંદઘન પરબ્રહ્મ પરમાત્મા જ છે. એમના જ કોઈ અંશમાં પ્રકૃતિ છે. એ પ્રકૃતિને જ લોકો માયા, શક્તિ વગેરે નામોથી ઓળખે છે. એ માયા ઘણી વિચિત્ર છે. એને કોઈ અનાદિ, અનંત કહે છે તો કોઈ અનાદિ, સાંત માને છે; કોઈ એ બ્રહ્મની શક્તિને બ્રહ્મથી અભિન્ન માને છે તો કોઈ ભિન્ન જણાવે છે, કોઈ સત્ કહે છે તો કોઈ અસત્ પ્રતિપાદન કરે છે. વાસ્તવમાં માયા વિશે જે કંઈ પણ કહેવામાં આવે છે, માયા એનાથી વિલક્ષણ છે.

કેમકે એને ન તો અસત્ કહી શકાય એમ છે કે ન સત્. અસત્ એટલા માટે નથી કહી શકતા કે એનું વિકૃત રૂપ એવો આ સંસાર (ભલે એ ગમે તે રૂપે કેમ ન હોય) પ્રત્યક્ષ જણાઈ આવે છે અને સત્ એટલા માટે નથી કહી શકતા કે જડ દૃશ્ય સાવ પરિવર્તનશીલ હોવાને લીધે એની નિત્ય સમ સ્થિતિ નથી જોવા મળતી તેમ જ જ્ઞાન થયા પછીના સમયમાં એનો કે એના સંબંધનો સાવ અભાવ પણ જણાવવામાં આવ્યો છે અને જ્ઞાનીનો ભાવ જ અસલ ભાવ છે. માટે એને અનિર્વચનીય સમજવી.

વિજ્ઞાનાનંદઘન પરમાત્માનાં વેદોમાં બે સ્વરૂપ માનવામાં આવ્યાં છે. પ્રકૃતિરહિત બ્રહ્મને નિર્ગુણ બ્રહ્મ કહેવામાં આવ્યું છે અને જે અંશમાં પ્રકૃતિ કે ત્રિગુણમયી માયા છે એ પ્રકૃતિસહિત બ્રહ્મના અંશને સગુણ કહે છે. સગુણ બ્રહ્મના પણ બે ભેદો માનવામાં આવ્યા છે - એક નિરાકાર, બીજો સાકાર. એ નિરાકાર, સગુણ બ્રહ્મને જ મહેશ્વર, પરમેશ્વર વગેરે નામોથી પોકારવામાં આવે છે. એ જ સર્વવ્યાપી, નિરાકાર, સૃષ્ટિકર્તા પરમેશ્વર સ્વયં બ્રહ્મા, વિષ્ણુ, મહેશ - એ ત્રણે રૂપોમાં પ્રગટ થઈને સૃષ્ટિની ઉત્પત્તિ, પાલન અને સંહાર કર્યા કરે છે. આ રીતે પાંચ રૂપોમાં વિભક્ત જેવા થયેલા પરાત્પર, પરબ્રહ્મ પરમાત્માને જ શિવના ઉપાસકો સદાશિવ, વિષ્ણુના ઉપાસકો મહાવિષ્ણુ અને શક્તિના ઉપાસકો મહાશક્તિ વગેરે નામોથી પોકારે છે. શ્રીશિવ, વિષ્ણુ, બ્રહ્મા, શક્તિ, રામ, કૃષ્ણ વગેરે સૌના વિશે આવાં પ્રમાણો મળે છે. શિવના ઉપાસકો નિત્ય વિજ્ઞાનાનંદઘન નિર્ગુણ બ્રહ્મને સદાશિવ, સર્વવ્યાપી, નિરાકાર; સગુણ બ્રહ્મને મહેશ્વર; સૃષ્ટિને ઉત્પન્ન કરનારને બ્રહ્મા; પાલનકર્તાને વિષ્ણુ અને સંહારકર્તાને રુદ્ર કહે છે અને આ પાંચેય શિવનું રૂપ છે એમ જણાવે છે. ભગવાન વિષ્ણુ પ્રત્યે ભગવાન મહેશ્વર કહે છે–

**ત્રિધા ભિન્નો હ્યહં વિષ્ણો બ્રહ્મવિષ્ણુહરાખ્યયા ।**
**સર્ગરક્ષાલયગુણૈર્નિષ્કલોઽપિ સદા હરે ॥**
**યથા ચ જ્યોતિષઃ સઙ્ગાજ્જલાદેઃ સ્પર્શતા ન વૈ ।**
**તથા મમાગુણસ્યાપિ સંયોગાદ્બન્ધનં ન હિ ॥**
**યથૈકસ્યા મૃદો ભેદો નામ્નિ પાત્રે ન વસ્તુતઃ ।**
**યથૈકસ્ય સમુદ્રસ્ય વિકારો નૈવ વસ્તુતઃ ॥**
**એવં જ્ઞાત્વા ભવદ્ભ્યાં ચ ન દૃશ્યં ભેદકારણમ્ ।**
**વસ્તુતઃ સર્વદૃશ્યં ચ શિવરૂપં મતં મમ ॥**
**અહં ભવાનયં ચૈવ રુદ્રોઽયં યો ભવિષ્યતિ ।**
**એકં રૂપં ન ભેદોઽસ્તિ ભેદે ચ બન્ધનં ભવેત્ ॥**
**તથાપીહ મદીયં વૈ શિવરૂપં સનાતનમ્ ।**
**મૂલભૂતં સદા પ્રોક્તં સત્યં જ્ઞાનમનન્તકમ્ ॥**
(શિવપુરાણ જ્ઞાન૦ ૪/૪૧, ૪૪, ૪૮-૫૧)

'હે વિષ્ણો! હે હરે!! હું સ્વભાવે નિર્ગુણ હોવા છતાં પણ સંસારની ઉત્પત્તિ, સ્થિતિ તેમજ પ્રલય માટે રજ, સત્ત્વ વગેરે ગુણોથી ક્રમશઃ બ્રહ્મા, વિષ્ણુ અને રુદ્ર - એ નામો દ્વારા ત્રણ રૂપોમાં વિભક્ત થઈ રહ્યો છું. જે રીતે જળ વગેરેના સંસર્ગથી એટલે કે એમાં પ્રતિબિંબ પડવાથી સૂર્ય વગેરે જ્યોતિઓમાં એનો સંપર્ક નથી હોતો, એ જ રીતે મુજ નિર્ગુણનું પણ ગુણોના સંયોગથી બંધન નથી થતું. માટીનાં અનેક જાતનાં પાત્રોમાં કેવળ નામ અને આકારનો જ ભેદ છે, વાસ્તવિક ભેદ નથી - એકમાત્ર માટી જ છે. સમુદ્રના પણ ફીણ, પરપોટા, તરંગો વગેરે વિકાર લક્ષિત થાય છે, વાસ્તવમાં સમુદ્ર એક જ છે. એમ સમજીને આપ સૌએ ભેદનું કોઈ કારણ ન જોવું જોઈએ. વાસ્તવમાં સઘળા દૃશ્ય પદાર્થો શિવરૂપ જ છે, આવો મારો મત છે. હું, આપ, આ બ્રહ્માજી અને આગળ જતાં મારી જે રુદ્રમૂર્તિ ઉત્પન્ન

થશે આ બધાં એકરૂપ જ છે, એમનામાં કશો ભેદ નથી. ભેદ જ બંધનનું કારણ છે. છતાં પણ અહીં મારું આ શિવરૂપ નિત્ય, સનાતન તેમજ સૌનું મૂળસ્વરૂપ કહેવાયું છે. આ જ સત્ય, જ્ઞાન તેમજ અનંતરૂપ ગુણાતીત પરબ્રહ્મ છે.'

સાક્ષાત્ મહેશ્વરનાં આ વચનોથી એમનાં **'સત્યં જ્ઞાનમનન્તં બ્રહ્મ'** - નિત્ય વિજ્ઞાનાનંદઘન નિર્ગુણરૂપ, સર્વવ્યાપી, સગુણ, નિરાકારરૂપ અને બ્રહ્મા, વિષ્ણુ, રુદ્રરૂપ - આ પાંચેય સિદ્ધ થાય છે. આ જ સદાશિવ પંચવક્ત્ર છે.

આ જ રીતે શ્રીવિષ્ણુના ઉપાસકો નિર્ગુણ પરાત્પર બ્રહ્મને મહાવિષ્ણુ, સર્વવ્યાપી, નિરાકાર; સગુણ બ્રહ્મને વાસુદેવ તથા સૃષ્ટિ, પાલન અને સંહાર કરનારાં રૂપોને ક્રમશઃ બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ કહે છે. મહર્ષિ પરાશર ભગવાન વિષ્ણુની સ્તુતિ કરતાં કહે છે–

**અવિકારાય શુદ્ધાય નિત્યાય પરમાત્મને ।**
**સદૈકરૂપરૂપાય વિષ્ણવે સર્વજિષ્ણવે ॥**
**નમો હિરણ્યગર્ભાય હરયે શઙ્કરાય ચ ।**
**વાસુદેવાય તારાય સર્ગસ્થિત્યન્તકારિણે ॥**
**એકાનેકસ્વરૂપાય સ્થૂલસૂક્ષ્માત્મને નમઃ ।**
**અવ્યક્તવ્યક્તરૂપાય વિષ્ણવે મુક્તિહેતવે ॥**
**સર્ગસ્થિતિવિનાશાનાં જગતોઽસ્ય જગન્મયઃ ।**
**મૂલભૂતો નમસ્તસ્મૈ વિષ્ણવે પરમાત્મને ॥**
**આધારભૂતં વિશ્વસ્યાપ્યણીયાંસમણીયસામ્ ।**
**પ્રણમ્ય સર્વભૂતસ્થમચ્યુતં પુરુષોત્તમમ્ ॥**

(વિષ્ણુપુરાણ ૧/૨/૧-૫)

'નિર્વિકાર, શુદ્ધ, નિત્ય, પરમાત્મા, સર્વદા એકરૂપ, સર્વવિજયી હરિ, હિરણ્યગર્ભ શંકર, વાસુદેવ વગેરે નામોથી પ્રસિદ્ધ સંસાર-તારક, વિશ્વની ઉત્પત્તિ, સ્થિતિ તથા લયને કારણે, એક અને અનેક સ્વરૂપ ધરાવતા, સ્થૂળ, સૂક્ષ્મ - ઉભયાત્મક વ્યક્તાવ્યક્તસ્વરૂપ તેમ જ મુક્તિદાતા ભગવાન વિષ્ણુને મારા વારંવાર નમસ્કાર છે. જે જગન્મય ભગવાન આ સંસારની ઉત્પત્તિ, પાલન અને વિનાશનું મૂળ કારણ છે, એ સર્વવ્યાપી ભગવાન વાસુદેવ પરમાત્માને મારાં નમસ્કાર છે. વિશ્વાધાર, અત્યંત સૂક્ષ્મથીય સૂક્ષ્મ, સઘળાં ભૂતોની ભીતર રહેનારા, અચ્યુત પુરુષોત્તમ ભગવાનને મારા પ્રણામ છે.'

અહીં અવ્યક્તથી નિર્વિકાર, નિત્ય શુદ્ધ પરમાત્માનું નિર્ગુણ સ્વરૂપ સમજવું. વ્યક્તથી સગુણ સ્વરૂપ સમજવું. એ સગુણનાં પણ સ્થૂળ અને સૂક્ષ્મ - બે સ્વરૂપો જણાવવામાં આવ્યાં છે. અહીં સૂક્ષ્મથી સર્વવ્યાપી ભગવાન વાસુદેવને સમજવા, કે જે બ્રહ્મા, વિષ્ણુ અને મહેશના પણ મૂળ કારણ છે તેમ જ સૂક્ષ્મથીય અતિ સૂક્ષ્મ પુરુષોત્તમ નામે જણાવવામાં આવ્યા છે તથા સ્થૂળ સ્વરૂપ અહીં સંસારની ઉત્પત્તિ, સ્થિતિ અને લય કરનારા બ્રહ્મા, વિષ્ણુ અને મહેશના વાચક છે કે જે હિરણ્યગર્ભ હરિ અને શંકરના નામે કહેવાયા છે. આ જ બધાં વચનોથી શ્રીવિષ્ણુ ભગવાનનાં ઉપર કહેલાં પાંચેય રૂપો સિદ્ધ થાય છે.

એ જ રીતે ભગવતી મહાશક્તિની સ્તુતિ કરતાં દેવગણો કહે છે –

**સૃષ્ટિસ્થિતિવિનાશાનાં શક્તિભૂતે સનાતનિ ।**
**ગુણાશ્રયે ગુણમયિ નારાયણિ નમોઽસ્તુ તે ॥**

(માર્કણ્ડેયપુરાણ ૯૧/૧૦)

'બ્રહ્મા, વિષ્ણુ અને મહેશના રૂપે સૃષ્ટિની ઉત્પત્તિ, પાલન અને વિનાશ કરનારી હે સનાતની શક્તિ! હે ગુણાશ્રયે! હે ગુણમયી નારાયણી દેવી! તમને નમસ્કાર હો.'

સ્વયં ભગવાન શ્રીકૃષ્ણ કહે છે–

**ત્વમેવ સર્વજનની મૂલપ્રકૃતિરીશ્વરી ।**
**ત્વમેવાદ્યા સૃષ્ટિવિધૌ સ્વેચ્છયા ત્રિગુણાત્મિકા ॥**

**કાર્યાર્થે સગુણા ત્વં ચ વસ્તુતો નિર્ગુણા સ્વયમ્ ।**
**પરબ્રહ્મસ્વરૂપા ત્વં સત્યા નિત્યા સનાતની ॥**
**તેજસ્સ્વરૂપા પરમા ભક્તાનુગ્રહવિગ્રહા ।**
**સર્વસ્વરૂપા સર્વેશા સર્વાધારા પરાત્પરા ॥**
**સર્વબીજસ્વરૂપા ચ સર્વપૂજ્યા નિરાશ્રયા ।**
**સર્વજ્ઞા સર્વતોભદ્રા સર્વમઙ્ગલમઙ્ગલા ॥**

(બ્રહ્મવૈવર્તપુરાણ, પ્રકૃતિ૦ ૨/૬૬/૭-૧૧)

'તું જ વિશ્વજનની, મૂળ પ્રકૃતિ ઈશ્વરી છે, તું જ સૃષ્ટિની ઉત્પત્તિવેળાએ આદ્યાશક્તિના રૂપે વિરાજમાન રહે છે અને સ્વેચ્છાથી ત્રિગુણાત્મિકા બની જાય છે. જોકે વાસ્તવમાં તું સ્વયં નિર્ગુણ છે, છતાં પ્રયોજનવશ સગુણ થઈ જાય છે. તું પરબ્રહ્મસ્વરૂપ, સત્ય, નિત્ય તેમજ સનાતની છે; પરમતેજઃસ્વરૂપ અને ભક્તો પર અનુગ્રહ કરવાના હેતુથી શરીર ધારણ કરનારી છે; તું સર્વસ્વરૂપા, સર્વેશ્વરી, સર્વાધાર તેમજ પરાત્પર છે. તું સર્વબીજસ્વરૂપ, સર્વપૂજ્યા તેમજ આશ્રયરહિત છે. તું સર્વજ્ઞ, સર્વ રીતે મંગળ કરનારી તેમજ સર્વમંગળોનું ય મંગળ છે.'

ઉપરના ઉદ્ધરણથી મહાશક્તિનું વિજ્ઞાનાનંદઘન સ્વરૂપની સાથે જ સર્વવ્યાપી સગુણ બ્રહ્મ તેમ જ સૃષ્ટિની ઉત્પત્તિ, પાલન અને વિનાશ માટે બ્રહ્મા, વિષ્ણુ અને શિવરૂપે હોવું સિદ્ધ છે.

એ જ રીતે બ્રહ્માજી વિશે કહેવાયું છે—

**જય દેવાધિદેવાય ત્રિગુણાય સુમેધસે ।**
**અવ્યક્તજન્મરૂપાય કારણાય મહાત્મને ॥**
**એતત્ત્રિભાવભાવાય ઉત્પત્તિસ્થિતિકારક ।**
**રજોગુણગુણાવિષ્ટ સૃજસીદં ચરાચરમ્ ॥**
**સત્ત્વપાલ મહાભાગ તમઃ સંહરસેઽખિલમ્ ।**

(દેવીપુરાણ ૮૩/૧૩-૧૬)

'આપનો જય હો. ઉત્તમ બુદ્ધિ ધરાવતા, અવ્યક્ત-વ્યક્તરૂપ ત્રિગુણમય, સૌના કારણ, વિશ્વની ઉત્પત્તિ, પાલન તેમજ સંહાર કરનાર બ્રહ્મા, વિષ્ણુ અને મહેશરૂપી ત્રણે ભાવોથી ભાવિત થનારા મહાત્મા દેવાધિદેવ બ્રહ્મદેવને નમસ્કાર છે. હે મહાભાગ! આપ રજોગુણથી ઘેરાઈને હિરણ્યગર્ભરૂપે ચરાચર સંસારને ઉત્પન્ન કરો છો તથા સત્ત્વગુણયુક્ત થઈને વિષ્ણુરૂપે પાલન કરો છો તેમ જ તમોમૂર્તિ ધારણ કરીને રુદ્રરૂપે આખા સંસારનો સંહાર કરો છો.'

એ જ રીતે ભગવાન શ્રીરામ પ્રત્યે ભગવાન શિવનાં વાક્યો છે—

**એકસ્ત્વં પુરુષઃ સાક્ષાત્ પ્રકૃતેઃ પર ઈર્યસે ।**
**યઃ સ્વાંશકલયા વિશ્વં સૃજત્યવતિ હન્તિ ચ ॥**
**અરૂપસ્ત્વમશેષસ્ય જગતઃ કારણં પરમ્ ।**
**એક એવ ત્રિધા રૂપ ગૃહ્ણાસિ કુહકાન્વિતઃ ॥**
**સૃષ્ટૌ વિધાતૃરૂપસ્ત્વં પાલને સ્વપ્રભામયઃ ।**
**પ્રલયે જગતઃ સાક્ષાદહં શર્વાખ્યતાં ગતઃ ॥**

(પદ્મપુરાણ, પાતાલખંડ, ૪૬/૬-૮)

'આપ પ્રકૃતિથી અતીત સાક્ષાત્ અદ્વિતીય પુરુષ કહેવાઓ છો, જેઓ પોતાની અંશકળા દ્વારા બ્રહ્મા, વિષ્ણુ, રુદ્રરૂપે વિશ્વની ઉત્પત્તિ, પાલન તેમજ સંહાર કરો છો. આપ અરૂપ હોવા છતાં પણ અખિલ વિશ્વના પરમ કારણ છો. આપ એક હોવા છતાં પણ માયાનો સ્વીકાર કરીને ત્રિવિધ રૂપો ધારણ કરો છો. સંસારની સૃષ્ટિના સમયે આપ બ્રહ્મારૂપે પ્રગટ થાઓ છો, પાલનના સમયે સ્વપ્રભામય વિષ્ણુરૂપે વ્યક્ત થાઓ છો અને પ્રલયવેળાએ મુજ શર્વ (રુદ્ર)નું રૂપ ધારણ કરી લો છો.'

શ્રીરામચરિતમાનસમાં પણ ભગવાન શંકરે પાર્વતીજીને ભગવાન શ્રીરામ વિશે કહ્યું છે—

**અગુન અરૂપ અલખ અજ જોઈ ।**
**ભગત પ્રેમ બસ સગુન સો હોઈ ॥**
**જો ગુન રહિત સગુન સોઈ કૈસેં ।**
**જલુ હિમ ઉપલ બિલગ નહિં જૈસેં ॥**

**રામ સચ્ચિદાનંદ દિનેસા ।**
**નહિં તહઁ મોહ નિસા લવલેસા ॥**
**રામ બ્રહ્મ બ્યાપક જગ જાના ।**
**પરમાનંદ પરેસ પુરાના ॥**
(બાલકાંડ દો. ૧૧૬/૧-૨-૩-૪)

એ જ રીતે ભગવાન શ્રીકૃષ્ણના પરબ્રહ્મ પરમાત્મા હોવાનો વિવિધ ગ્રંથોમાં ઉલ્લેખ છે. બ્રહ્મવૈવર્તપુરાણમાં કથા છે કે એક મહાસર્ગના આદિમાં ભગવાન શ્રીકૃષ્ણનાં દિવ્ય અંગોમાંથી ભગવાન નારાયણ અને ભગવાન શિવ તથા બીજા સૌ દેવીદેવતા પ્રાદુર્ભૂત થયા. ત્યાં શ્રીશિવજીએ ભગવાન શ્રીકૃષ્ણની સ્તુતિ કરતાં કહ્યું છે—

**વિશ્વં વિશ્વેશ્વરેશં ચ વિશ્વેશં વિશ્વકારણમ્ ।**
**વિશ્વાધારં ચ વિશ્વસ્તં વિશ્વકારણકારણમ્ ॥**
**વિશ્વરક્ષાકારણં ચ વિશ્વઘ્નં વિશ્વજં પરમ્ ।**
**ફલબીજં ફલાધારં ફલં ચ તત્ફલપ્રદમ્ ॥**
(બ્રહ્મવૈવર્તપુરાણ ૧/૩/૨૫-૨૬)

'આપ વિશ્વરૂપ છો, વિશ્વના સ્વામી છો, વિશ્વના સ્વામીઓના પણ સ્વામી છો, વિશ્વનું કારણ છો, વિશ્વનો આધાર છો, વિશ્વસ્ત છો, વિશ્વના કારણનું પણ કારણ છો, વિશ્વરક્ષક છો, વિશ્વનો સંહાર કરનારા છો અને અનેક રૂપોથી વિશ્વમાં આવિર્ભૂત થાઓ છો. આપ ફળોનાં બીજ છો, ફળોના આધાર છો, ફળસ્વરૂપ છો અને ફળદાતા છો.'

ગીતામાં ભગવાન શ્રીકૃષ્ણે સ્વયં પણ પોતાના માટે શ્રીમુખેથી કહ્યું છે –

**બ્રહ્મણો હિ પ્રતિષ્ઠાહમમૃતસ્યાવ્યયસ્ય ચ ।**
**શાશ્વતસ્ય ચ ધર્મસ્ય સુખસ્યૈકાન્તિકસ્ય ચ ॥**
(ગીતા ૧૪/૨૭)

**ગતિર્ભર્તા પ્રભુઃ સાક્ષી નિવાસઃ શરણં સુહૃત્ ।**
**પ્રભવઃ પ્રલયઃ સ્થાનં નિધાનં બીજમવ્યયમ્ ॥**
**તપામ્યહમહં વર્ષં નિગૃહ્ણામ્યુત્સૃજામિ ચ ।**
**અમૃતં ચૈવ મૃત્યુશ્ચ સદસચ્ચાહમર્જુન ॥**
(ગીતા ૯/૧૮-૧૯)

**મત્તઃ પરતરં નાન્યત્કિઞ્ચિદસ્તિ ધનઞ્જય ।**
**મયિ સર્વમિદં પ્રોતં સૂત્રે મણિગણા ઈવ ॥**
(ગીતા ૭/૭)

**યો મામજમનાદિં ચ વેત્તિ લોકમહેશ્વરમ્ ।**
**અસમ્મૂઢઃ સ મર્ત્યેષુ સર્વપાપૈઃ પ્રમુચ્યતે ॥**
(ગીતા ૧૦/૩)

'હે અર્જુન! એ અવિનાશી પરબ્રહ્મનું, અમૃતનું, શાશ્વત ધર્મનું તેમજ અખંડ એકરસ આનંદનું રહેઠાણ હું છું. એટલે કે ઉપર્યુક્ત બ્રહ્મ, અમૃત, અવ્યય અને શાશ્વત ધર્મ તથા ઐકાન્તિક સુખ – આ બધું હું જ છું તથા પરમપદસ્વરૂપ પરમ ગતિ, ભરણ-પોષણ કરનાર, સૌનો સ્વામી, શુભ-અશુભને જોનાર, સૌનું રહેઠાણ, શરણ લેવા યોગ્ય, પ્રત્યુપકાર ઈચ્છ્યા વિના હિત કરનાર, સૌની ઉત્પત્તિ-પ્રલયનો હેતુ, સ્થિતિનો આધાર, નિધાન★ અને અવિનાશી કારણ પણ હું જ છું. હું જ સૂર્યરૂપે તપું છું, વર્ષાને સમુદ્ર વગેરે સ્થાનોમાંથી ખેંચું છું અને એને વરસાવું છું; હે અર્જુન! હું જ અમૃત અને મૃત્યુ છું તથા સત્-અસત્ પણ હું જ છું.'

'હે ધનંજય! મારા સિવાય બીજું કોઈ પણ પરમ કારણ નથી; આ આખું જગત દોરામાં પરોવાયેલા મણિઓની પેઠે મારામાં ગૂંથાયેલું છે. જે મને અજન્મા એટલે કે વાસ્તવમાં જન્મ વિનાનો, અનાદિ* અને સર્વ લોકોનો મહાન ઈશ્વર તત્ત્વથી જાણે છે, બધા માણસોમાં એ

★ પ્રલયકાળે સમસ્ત ભૂતો સૂક્ષ્મરૂપે જેનામાં લય પામે છે, એનું નામ 'નિધાન' છે.
* અનાદિ એને કહેવાય જે આદિ એટલે કે કારણ વિનાનો હોય અને સૌનું કારણ હોય.

શ્રીરામચરિતમાનસમાં ભગવાન શ્રીરામે કહ્યું છે–

**સંકર પ્રિય મમ દ્રોહી સિવ દ્રોહી મમ દાસ ।**
**તે નર કરહિં કલપ ભરિ ઘોર નરક મહુઁ બાસ ॥**
(લંકાકાંડ દોહા-૨)

**ઔરઉ એક ગુપુત મત સબહિ કહઉઁ કર જોરિ ।**
**સંકર ભજન બિના નર ભગતિ ન પાવઇ મોરિ ॥**
(ઉત્તરકાંડ દોહા-૪૫)

આવી સ્થિતિમાં જે માણસ બીજાના ઈષ્ટદેવની નિંદા કે અપમાન કરે છે, એ વાસ્તવમાં પોતાના જ ઈષ્ટદેવનું અપમાન કે નિંદા કરે છે. પરમાત્માની પ્રાપ્તિ થયા પહેલાં પરમાત્માનું યથાર્થ રૂપ ન જાણવાને લીધે ભક્ત પોતાની સમજ પ્રમાણે પોતાના ઉપાસ્ય દેવનું જે સ્વરૂપ કલ્પે છે, વાસ્તવમાં ઉપાસ્ય દેવનું સ્વરૂપ એનાથી ઘણું વિલક્ષણ છે; છતાં એની પોતાની બુદ્ધિ, ભાવના તથા રુચિ અનુસાર કરેલી સાચી અને શ્રદ્ધાયુક્ત ઉપાસનાને પરમાત્મા ખરેખર આખેઆખી સ્વીકારે છે. કેમકે, ઈશ્વર-પ્રાપ્તિ પહેલાં ઈશ્વરનું ખરું સ્વરૂપ કોઈનાય ચિંતનમાં નથી આવી શકતું. માટે ઈશ્વરના કોઈ પણ નામ-રૂપની નિષ્કામભાવે ઉપાસના કરનાર પુરુષ સત્વરે એ નિત્ય વિજ્ઞાનાનંદઘન પરમાત્માને પામી જાય છે. હા, સકામ-ભાવે ઉપાસના કરનારને વિલંબ થઈ શકે છે. છતાં પણ સકામ-ભાવે ઉપાસના કરનાર પણ શ્રેષ્ઠ અને ઉદાર જ માનવામાં આવ્યો છે (ગીતા ૭/૧૮), કેમકે અંતે એ પણ ઈશ્વરને જ પામે છે.

**'મદ્‌ભક્તા યાન્તિ મામપિ'** (ગીતા ૭/૨૩)

'શિવ' શબ્દ નિત્ય, વિજ્ઞાનાનંદઘન પરમાત્માનો વાચક છે. એ ઉચ્ચારણમાં ઘણો સરળ, અત્યંત મધુર અને સ્વાભાવિક રીતે જ શાંતિપ્રદ છે. 'શિવ' શબ્દની ઉત્પત્તિ **'વશ કાન્તૌ'** ધાતુમાંથી થઈ છે, જેનું તાત્પર્ય એ છે કે જેને સૌ ચાહે છે એનું નામ 'શિવ' છે. સૌ ચાહે છે અખંડ આનંદને, માટે 'શિવ' શબ્દનો અર્થ આનંદ થયો. જ્યાં આનંદ છે ત્યાં જ શાંતિ છે અને પરમ આનંદને જ પરમ મંગલ અને પરમ કલ્યાણ કહે છે, માટે 'શિવ' શબ્દનો અર્થ પરમ મંગળ, પરમ કલ્યાણ સમજવો. આ આનંદદાતા, પરમ કલ્યાણરૂપ શિવને જ શંકર કહે છે. **'શં'** આનંદને કહે છે અને **'કર'**થી 'કરનાર' સમજવામાં આવે છે, માટે જે આનંદ કરે છે એ જ 'શંકર' છે. આ બધાં લક્ષણો એ નિત્ય, વિજ્ઞાનાનંદઘન પરમ બ્રહ્મનાં જ છે.

આ રીતે રહસ્ય સમજીને શિવની શ્રદ્ધા-ભક્તિપૂર્વક ઉપાસના કરવાથી એમની કૃપાથી એમનું તત્ત્વ સમજમાં આવી જાય છે. જે પુરુષ શિવ-તત્ત્વને જાણી લે છે એના માટે પછી કશુંય જાણવાનું શેષ નથી રહી જતું. શિવ-તત્ત્વને હિમાલયપુત્રી ભગવતી પાર્વતી યથાર્થરૂપે જાણતાં હતાં, માટે જ છદ્મવેષી સ્વયં શિવના ચઢાવવાથી પણ તેઓ પોતાના સિદ્ધાંતથી તલમાત્ર પણ ન ચળ્યાં. ઉમાશિવનો આ સંવાદ ઘણો જ ઉપદેશપ્રદ અને રોચક છે.

શિવતત્ત્વમાં એકનિષ્ઠ પાર્વતી શિવપ્રાપ્તિ માટે ઘોર તપ કરવા માંડ્યાં. માતા મેનકાએ સ્નેહથી શોકાતુર થઈને ઉ (દીકરી!) **મા** (આવું તપ ન કરીશ) કહ્યું, એથી એમનું નામ 'ઉમા' પડ્યું. એમણે સૂકાં પાંદડાં પણ ખાવાનાં છોડી દીધાં, ત્યારે એમનું 'અપર્ણા' નામ પડ્યું. એમની કઠોર તપસ્યાને જોઈ સાંભળીને પરમ આશ્ચર્યાન્વિત થઈ ઋષિઓ પણ કહેવા માંડ્યા કે અહો! આને ધન્ય છે, આની તપસ્યા સામે બીજા લોકોની તપસ્યા કંઈ જ નથી.' પાર્વતીની આ તપસ્યાને જોવા માટે એક વખતે સ્વયં

ભગવાન શિવ જટાધારી વૃદ્ધ બ્રાહ્મણના વેશમાં તપોભૂમિમાં આવ્યા અને પાર્વતી દ્વારા ફળ-પુષ્પ વગેરેથી પૂજિત થઈને એના તપનું ઉદ્દેશ્ય શિવ સાથે વિવાહ કરવાનું છે એમ જાણીને કહેવા માંડ્યા.

'હે દેવિ! આટલો સમય વાતચીત કરવાથી તારી સાથે મારી મિત્રતા થઈ ગઈ છે. મિત્રતાને સંબંધે હું તને કહું છું, તેં મોટી ભૂલ કરી છે. તારો શિવ સાથે વિવાહ કરવાનો સંકલ્પ સાવ અનુચિત છે. તું સોનું છોડીને કથીરની ઇચ્છા રાખે છે, ચંદન છોડીને કીચડ લેપવા માંગે છે. હાથી જતો કરીને બળદ પર મીટ માંડે છે. ગંગાજળનો ત્યાગ કરીને કૂવાનું જળ પીવાની ઇચ્છા કરે છે. સૂર્યનો પ્રકાશ જવા દઈને આગિયાને અને રેશમી વસ્ત્ર જવા દઈને ચામડું પહેરવા માગે છે. તારું આ કાર્ય તો દેવતાઓની સન્નિધિ છોડી અસુરોનો સંગાથ કરવા સમાન છે. ઉત્તમોત્તમ દેવો જતા કરીને શંકર પર અનુરાગ કરવો સાવ લોકવિરુદ્ધ છે.

જરા વિચાર તો કર, ક્યાં તારું ફૂલ જેવું કોમળ શરીર તથા ત્રિભુવનકમનીય સૌન્દર્ય અને ક્યાં જટાધારી, ચિતાભસ્મનું લેપન કરનાર, સ્મશાન-વિહારી, ત્રિનેત્ર, ભૂતપતિ મહાદેવ! ક્યાં તારા ઘરના દેવતાઓ અને ક્યાં શિવના પાર્ષદ એવા ભૂતપ્રેત! ક્યાં તારા પિતાના ઘરનાં વાગતાં સુંદર વાજાંઓનો ધ્વનિ અને ક્યાં એ મહાદેવના ડમરૂ, શિંગડી (ગાય-ભેંસના શિંગડાને પોલાં કરીને બનાવાતું એક વાદ્ય) અને ગાલ વગાડવાનો ધ્વનિ! ન તો મહાદેવના મા-બાપનો પત્તો છે, ન જાતિનો. દરિદ્રતા એટલી છે કે પહેરવા કપડાં સુદ્ધાં નથી! દિગંબર રહે છે, બળદની સવારી કરે છે અને વાઘનું ચામડું ઓઢીને ફરે છે! ન એમનામાં વિદ્યા છે કે ન શૌચાચાર. સદા એકલા રહેનારા, ઉત્કટ વિરાગી, મુંડમાલાધારી મહાદેવની સાથે રહીને તું કયું સુખ પામીશ?'

પાર્વતી વધુ શિવ-નિંદા ન સહી શક્યાં. એ રોષપૂર્વક બોલ્યાં – 'બસ, બસ, બસ રહેવા દો, હું વધુ સાંભળવા નથી માંગતી. લાગે છે કે તમે શિવ વિશે કશું નથી જાણતા. એટલે જ આમ મિથ્યા પ્રલાપ કરી રહ્યા છો. તમે કોઈ ધૂર્ત બ્રહ્મચારીના રૂપે અહીં આવ્યા છો. શિવ વાસ્તવમાં નિર્ગુણ છે, કરુણાવશ જ એ સગુણ થાય છે. એ સગુણ અને નિર્ગુણ - ઉભયાત્મક શિવની જાતિ ક્યાંથી હોય? જે સૌના આદિ છે, એમના માતા-પિતા કોણ હશે અને એમના આયુષ્યની પણ શું સીમા બાંધી શકાય એમ છે? સૃષ્ટિ એમનાથી ઉત્પન્ન થાય છે, માટે એમની શક્તિનો પત્તો કોણ લગાવી શકે છે? એ જ અનાદિ, અનંત, નિત્ય, નિર્વિકાર, અજ, અવિનાશી, સર્વશક્તિમાન, સર્વગુણાધાર, સર્વજ્ઞ, સર્વોપરિ સનાતન દેવ છે. તમે કહો છો કે મહાદેવ વિદ્યાહીન છે. અરે, આ બધી વિદ્યાઓ આવી ક્યાંથી? વેદ જેમના નિઃશ્વાસ છે એમને તમે વિદ્યાહીન કહો છો? તમે મને શિવને છોડીને કોઈ બીજા દેવતાનું વરણ કરવાનું કહો છો. અરે, આ દેવતાઓ કે જેમને તમે મોટા સમજો છો, એમાં દેવત્વ પ્રાપ્ત ક્યાંથી થયું? એ આ ભોળાનાથની જ કૃપાનું તો ફળ છે. ઇન્દ્ર વગેરે દેવગણો તો એમના દરવાજા પર જ સ્તુતિ-પ્રાર્થના કરતા રહે છે અને એમના ગણોની આજ્ઞા વિના અંદર ઘૂસવાનું સાહસ નથી કરી શકતા. તમે એમને અમંગળ વેષધારી કહો છો? અરે, એમનું 'શિવ'- એ મંગળમય નામ જેમના મુખે નિરંતર રહે છે, એમના દર્શનમાત્રથી સઘળી અપવિત્ર વસ્તુઓ પણ પવિત્ર થઈ જાય

છે, પછી એમની પોતાની તો વાત જ શું? જે ચિતાભસ્મની તમે નિંદા કરો છો, તાંડવ નૃત્યના અંતે જ્યારે એ એમનાં અંગો પરથી ખરે છે એ વખતે દેવતાગણ એને પોતાના મસ્તક પર ધારણ કરવા માટે પડાપડી કરતા હોય છે. બસ, મેં જાણી લીધું, તમે એમનાં તત્ત્વને બિલકુલ નથી જાણતા. જે માણસો આ રીતે એમના દુર્ગમ તત્ત્વને જાણ્યા વિના એમની નિંદા કરે છે, એમનાં જન્મ-જન્માન્તરોનાં સંચિત પુણ્યો વિલીન થઈ જાય છે. તારા જેવા શિવ-નિંદકનો સત્કાર કરવાથી પણ પાપ લાગે છે. શિવ-નિંદકને જોઈને પણ માણસે વસ્ત્રસમેત સ્નાન કરવું, ત્યારે જ એ શુદ્ધ થાય છે. બસ, હવે હું અહીંથી જાઉં છું. ક્યાંક એવું ન થાય કે તું દુષ્ટ ફરી શિવની નિંદા શરૂ કરીને મારા કાનોને અપવિત્ર કરે. શિવની નિંદા કરનારને તો પાપ લાગે જ છે, એને સાંભળનાર પણ પાપનો ભાગીદાર થાય છે.' આમ કહીને ઉમા ત્યાંથી ચાલવા માંડ્યાં. જેવા એ ત્યાંથી ચાલવા માંડ્યાં, બટુક વેષધારી શંકરે એમને રોકી લીધાં. તેઓ વધુ વાર સુધી પાર્વતીજીથી છૂપા ન રહી શક્યા. પાર્વતી જે રૂપનું ધ્યાન ધરતાં હતાં એ જ રૂપમાં એમની સામે પ્રગટ થઈ ગયા અને બોલ્યા – 'હું તારા પર પ્રસન્ન છું, વરદાન માંગ.'

પાર્વતીની ઇચ્છા પૂર્ણ થઈ, એમને સાક્ષાત્ શિવનાં દર્શન થયાં. દર્શન જ નહીં, થોડા સમયમાં શિવે પાર્વતીનું પાણિગ્રહણ કરી લીધું.

જે પુરુષ એ ત્રિનેત્ર, વ્યાઘ્રામ્બરધારી, સદાશિવ પરમાત્માને નિર્ગુણ, નિરાકાર તેમજ સગુણ, નિરાકાર સમજીને એમની સગુણ, સાકાર દિવ્ય મૂર્તિની ઉપાસના કરે છે એની જ ઉપાસના ખરી અને સર્વાંગસંપૂર્ણ છે. આ સમગ્રતામાં જેટલો અંશ ઓછો હોય છે, એટલી જ ઉપાસનાની સર્વાંગસંપૂર્ણતામાં ઊણપ છે અને એટલો જ એ શિવ-તત્ત્વથી અજાણ છે.

મહેશ્વરની લીલાઓ અપરંપાર છે. તેઓ દયા કરીને જેમને પોતાની લીલાઓ અને લીલાઓનું રહસ્ય જણાવે છે, એ જ જાણી શકે છે. એમની કૃપા વિના તો એમની વિચિત્ર લીલાઓ જોઈ-સાંભળીને દેવી, દેવતા તેમજ મુનિઓને પણ ભ્રમ થઈ જતો હોય છે, પછી સામાન્ય માણસોની તો વાત જ શી? પણ વાસ્તવમાં શિવજી છે ઘણા આશુતોષ! ઉપાસના કરનારાઓ પર ઘણી સત્વરે પ્રસન્ન થઈ જાય છે. રહસ્યને જાણીને નિષ્કામ-પ્રેમભાવથી ભજનારાઓ પર પ્રસન્ન થાય છે, એમાં તો કહેવું જ શું? સકામભાવે, પોતાનો સ્વાર્થ સાધવા માટે જેઓ અજ્ઞાનપૂર્વક ઉપાસના કરે છે એમના પર પણ આપ રીઝી જાઓ છો, ભોળા ભંડારી મોં-માંગ્યું વરદાન આપવામાં જરાય આગળ-પાછળનું નથી વિચારતા. જરા જેટલી ભક્તિ કરનારા પર પણ દયાસાગર એવા આપનું હૈયું છલકાઈ જાય છે. આ રહસ્યને સમજનારા આપને વ્યંગ્યમાં 'ભોળાનાથ' કહ્યા કરે છે. આ બાબતે ગોસાઈં તુલસીદાસજીની કલ્પના ઘણી સુંદર છે. તેઓ કહે છે–

**બાવરો રાવરો નાહ ભવાની !**
**દાનિ બડ़ો દિન દેત દયે બિનુ, બેદ બડ़ાઈ ભાની ॥**
**નિજ ઘરકી બરબાત બિલોકહુ, હૌ તુમ પરમ સયાની ।**
**સિવકી દઈ સમ્પદા દેખત, શ્રીસારદા સિહાની ॥**
**જિનકે ભાલ લિખી લિપિ મેરી, સુખકી નહીં નિસાની ।**
**તિન રંકનકૌ નાક સઁવારત, હૌં આયો નકબાની ॥**
**દુખ દીનતા દુખી ઇનકે દુખ જાચકતા અકુલાની ।**
**યહ અધિકાર સૌંપિયે ઔરહિં, ભીખ ભલી મૈં જાની ॥**
**પ્રેમ-પ્રસંસા-બિનય-વ્યંગજુત, સુનિ બિધિ કી બર બાની ।**
**તુલસી મુદિત મહેસ મનહિં મન, જગત-માતુ મુસુકાની ॥**

આવા ભોળાનાથ ભગવાન શંકરને જેઓ પ્રેમથી નથી ભજતા, વાસ્તવમાં તેઓ શિવ-તત્ત્વને નથી જાણતા, માટે એમનો મનુષ્ય જન્મ લેવો જ વ્યર્થ છે. આનાથી વધુ એમના માટે શું કહી શકાય. માટે પ્રિય વાચકો! આપ લોકોને મારું નમ્ર નિવેદન છે, જો આપ લોકો ઉચિત સમજો તો નીચે લખેલાં સાધનોને સમજીને યથાશક્તિ એમને આચરણમાં લાવવાનો પ્રયાસ કરશો.

(ક) પવિત્ર અને એકાંત સ્થાનમાં ગીતા અધ્યાય ૬, શ્લોક ૧૦થી ૧૪ મુજબ ભગવાન શિવને શરણે થઈને–

(૧) ભગવાન શંકરનાં પ્રેમ, રહસ્ય, ગુણ અને પ્રભાવની અમૃતમયી કથાઓનું એમના તત્ત્વને જાણનારા ભક્તો દ્વારા શ્રવણ કરીને, મનન કરશો તેમ જ પોતે પણ સત્-શાસ્ત્રોને વાંચીને એમનું રહસ્ય સમજવા માટે મનન કરશો અને એ મુજબ આચરણ કરવાનો પ્રાણપર્યન્ત પ્રયાસ કરશો.

(૨) ભગવાન શિવની શાંત મૂર્તિનાં પૂજન-વંદન વગેરે શ્રદ્ધા અને પ્રેમથી નિત્ય કરશો.

(૩) ભગવાન શંકરમાં અનન્ય પ્રેમ થવા માટે વિનય-ભાવે પ્રેમાશ્રુ છલકાવી ગદ્ગદ વાણીથી સ્તુતિ અને પ્રાર્થના કરશો.

(૪) **'ૐ નમઃ શિવાય'** મંત્રનો મનથી કે શ્વાસોથી પ્રેમપૂર્વક ગુપ્ત જપ કરશો.

(૫) ઉપર કહેલા રહસ્યને સમજીને પ્રભાવસહિત યથારુચિ ભગવાન શિવના સ્વરૂપનું શ્રદ્ધા-ભક્તિ સાથે નિષ્કામભાવે ધ્યાન કરશો.

(ખ) વ્યવહારકાળે–

(૧) સ્વાર્થ છોડીને પ્રેમપૂર્વક સૌની સાથે સદ્વ્યવહાર કરશો.

(૨) ભગવાન શિવમાં પ્રેમ થવા માટે એમની આજ્ઞા અનુસાર ફળાસક્તિ છોડીને શાસ્ત્રાનુકૂળ યથાશક્તિ યજ્ઞ, દાન, તપ, સેવા તેમજ વર્ણાશ્રમ અનુસાર જીવિકાનાં કર્મો કરશો.

(૩) સુખ, દુઃખ તેમ જ સુખ-દુઃખકારક પદાર્થોની પ્રાપ્તિ અને વિનાશને શંકરની ઇચ્છાથી થયેલાં સમજીને એમનામાં ડગલે ને પગલે ભગવાન સદાશિવની દયાનાં દર્શન કરશો.

(૪) રહસ્ય અને પ્રભાવને સમજીને શ્રદ્ધા અને નિષ્કામ પ્રેમભાવે યથારુચિ ભગવાન શિવના સ્વરૂપનું નિરંતર ધ્યાન થાય એ માટે હરતાં-ફરતાં, ઊઠતાં-બેસતાં એ શિવના નામ-જપનો અભ્યાસ સદા-સર્વદા કરશો.

(૫) દુર્ગુણ અને દુરાચારને છોડીને સદ્ગુણ અને સદાચાર કેળવવાનો દરેક સમયે પ્રયાસ કરતા રહેશો.

ઉપર કહેલાં સાધનોને માણસ કટિબદ્ધ થઈને જેમ જેમ કરતો જાય છે, તેમ તેમ એના અંતઃકરણની પવિત્રતા, રહસ્ય અને પ્રભાવનો અનુભવ તથા અતિશય શ્રદ્ધા તેમજ વિશુદ્ધ પ્રેમની ઉત્તરોત્તર વૃદ્ધિ થતી જાય છે. માટે કટિબદ્ધ થઈને ઉપર કહેલાં સાધનોને કરવા માટે પ્રયાસ કરવો. **આ સૌ સાધનોમાં ભગવાન સદાશિવનું પ્રેમપૂર્વક નિરંતર ચિંતન કરવું સૌથી શ્રેષ્ઠ છે.** માટે અનેક જાતનાં કર્મોની અધિકતાને કારણે એના ચિંતનમાં એક ક્ષણની પણ બાધા ન આવે, એ માટે ખાસ સાવધાન રહેવું. જો અનન્ય પ્રેમની પ્રગાઢતાને કારણે શાસ્ત્રાનુકૂળ કર્મો કરવામાં ક્યાંક ઊણપ આવતી હોય તો કશો વાંધો નહીં, પણ પ્રેમમાં બાધા ન આવવી જોઈએ. કેમકે, જ્યાં અનન્ય પ્રેમ છે ત્યાં ભગવાનનું ચિંતન (ધ્યાન) તો નિરંતર થાય જ છે અને એ ધ્યાનના પ્રભાવથી ડગલે ને પગલે ભગવાનની દયાનો અનુભવ કરતો

માણસ ભગવાન સદાશિવના તત્ત્વને યથાર્થરૂપે સમજીને કૃતકૃત્ય થઈ જાય છે, એટલે કે પરમપદને પામી જાય છે. માટે ભગવાન શિવના પ્રેમ અને પ્રભાવને સમજીને એમના સ્વરૂપનું નિષ્કામ પ્રેમભાવે નિરંતર ચિંતન થાય એ માટે પ્રાણપર્યન્ત પ્રયાસ કરવો.



# શક્તિનું રહસ્ય

શક્તિ વિશે કશુંક લખવાની ભાઈ હનુમાનપ્રસાદ પોદારે પ્રેરણા કરી, પણ 'શક્તિ' શબ્દ ઘણો વ્યાપક હોવાને લીધે એના રહસ્યને સમજાવવાની હું પોતાનામાં શક્તિ નથી જોતો; છતાં એમના આગ્રહથી પોતાની સામાન્ય બુદ્ધિ મુજબ કશુંક લખી રહ્યો છું.

## શક્તિરૂપે બ્રહ્મની ઉપાસના

શાસ્ત્રોમાં 'શક્તિ' શબ્દના પ્રસંગને અનુસરીને અલગ અલગ અર્થો કરવામાં આવ્યા છે. તાંત્રિકો આને પરાશક્તિ કહે છે, અને આને જ વિજ્ઞાનાનંદઘન બ્રહ્મ માને છે. વેદ, શાસ્ત્રો, ઉપનિષદ્, પુરાણ વગેરેમાં પણ 'શક્તિ' શબ્દનો પ્રયોગ દેવી, પરાશક્તિ, ઈશ્વરી મૂળપ્રકૃતિ વગેરે નામોથી વિજ્ઞાનાનંદઘન નિર્ગુણ બ્રહ્મ તેમ જ સગુણ બ્રહ્મ માટે પણ કરવામાં આવ્યો છે. વિજ્ઞાનાનંદઘન બ્રહ્મનું તત્ત્વ ઘણું સૂક્ષ્મ તેમ જ ગુહ્ય હોવાને લીધે શાસ્ત્રોમાં એને અનેક રીતે સમજાવવાનો પ્રયાસ કરવામાં આવ્યો છે. માટે 'શક્તિ' નામે બ્રહ્મની ઉપાસના કરવાથી પણ પરમાત્માની જ પ્રાપ્તિ થાય છે. એક જ પરમાત્મતત્ત્વની નિર્ગુણ, સગુણ, નિરાકાર, સાકાર, દેવ, દેવી, બ્રહ્મા, વિષ્ણુ, શિવ, શક્તિ, રામ, કૃષ્ણ વગેરે અનેક નામરૂપે ભક્તો ઉપાસના કરે છે. રહસ્યને જાણીને શાસ્ત્રો અને આચાર્યોના જણાવેલા માર્ગ મુજબ ઉપાસના કરનારા સૌ ભક્તોને એની પ્રાપ્તિ થઈ શકે છે. એ દયાસાગર પ્રેમમય સગુણ-નિર્ગુણરૂપ પરમેશ્વરને સર્વોપરિ, સર્વજ્ઞ, સર્વશક્તિમાન, સર્વવ્યાપી, સંપૂર્ણ, ગુણાધાર, નિર્વિકાર, નિત્ય, વિજ્ઞાનાનંદઘન પરબ્રહ્મ પરમાત્મા સમજીને એમની શ્રદ્ધાપૂર્વક નિષ્કામભાવે પ્રેમપૂર્વક ઉપાસના કરવી એ જ એના રહસ્યને જાણીને ઉપાસના કરવી છે, માટે શ્રદ્ધા અને પ્રેમપૂર્વક એ વિજ્ઞાનાનંદસ્વરૂપા મહાશક્તિ ભગવતી દેવીની ઉપાસના કરવી. એ નિર્ગુણસ્વરૂપા દેવી જીવો પર દયા કરીને પોતે જ સગુણભાવ પામીને બ્રહ્મા, વિષ્ણુ અને મહેશરૂપે ઉત્પત્તિ, પાલન અને સંહાર-કાર્ય કરે છે.

સ્વયં ભગવાન શ્રીકૃષ્ણ કહે છે –

**ત્વમેવ સર્વજનની મૂલપ્રકૃતિરીશ્વરી ।**
**ત્વમેવાદ્યા સૃષ્ટિવિધૌ સ્વેચ્છયા ત્રિગુણાત્મિકા ॥**
**કાર્યાર્થે સગુણા ત્વં ચ વસ્તુતો નિર્ગુણા સ્વયમ્ ।**
**પરબ્રહ્મસ્વરૂપા ત્વં સત્યા નિત્યા સનાતની ॥**
**તેજ:સ્વરૂપા પરમા ભક્તાનુગ્રહવિગ્રહા ।**
**સર્વસ્વરૂપા સર્વેશા સર્વાધારા પરાત્પરા ॥**
**સર્વબીજસ્વરૂપા ચ સર્વપૂજ્યા નિરાશ્રયા ।**
**સર્વજ્ઞા સર્વતોભદ્રા સર્વમઙ્ગલમઙ્ગલા ॥**

(બ્રહ્મવૈવર્તપુ૦, પ્રકૃતિખંડ, ૨/૬૬/૭-૧૦)

'તું જ વિશ્વજનની મૂળપ્રકૃતિ ઈશ્વરી છે, તું જ સૃષ્ટિની ઉત્પત્તિના સમયે આદ્યાશક્તિના રૂપે વિરાજમાન રહે છે. અને સ્વેચ્છાએ ત્રિગુણાત્મિકા બની જાય છે. જોકે વાસ્તવમાં તું સ્વયં નિર્ગુણ છે, છતાં પ્રયોજનવશ સગુણ થઈ જાય છે. તું પરબ્રહ્મસ્વરૂપ, સત્ય, નિત્ય તેમજ સનાતની છે. પરમતેજસ્વરૂપ અને ભક્તો પર

અનુગ્રહ કરવા માટે શરીર ધારણ કરે છે. તું સર્વસ્વરૂપા, સર્વેશ્વરી, સર્વાધાર તેમ જ પરાત્પર છે. તું સર્વબીજ-સ્વરૂપ, સર્વપૂજ્યા તેમજ આશ્રયરહિત છે. તું સર્વજ્ઞ, સર્વ રીતે મંગળ કરનારી તેમજ સર્વ મંગળોની ય મંગળ છે.'

એ બ્રહ્મરૂપ ચેતનશક્તિનાં બે સ્વરૂપો છે - એક નિર્ગુણ અને બીજું સગુણ. સગુણના પણ બે ભેદ છે - એક નિરાકાર અને બીજો સાકાર. એમાંથી જ આખા સંસારની ઉત્પત્તિ થાય છે. ઉપનિષદોમાં એને જ પરાશક્તિના નામે કહેવામાં આવી છે.

**તસ્યા એવ બ્રહ્મા અજીજનત્ । વિષ્ણુરજીજનત્ । રુદ્રોડજીજનત્ । સર્વે મરુદ્ગણા અજીજનન્ । ગન્ધર્વાપ્સરસઃ કિન્નરા વાદિત્રવાદિનઃ સમન્તાદજીજનન્ । ભોગ્યમજીજનત્ । સર્વમજીજનત્ સર્વશક્તિમજીજનત્ । અણ્ડજં સ્વેદજમુદ્ભિજ્જં જરાયુજં યત્કિઞ્ચૈતત્પ્રાણિ સ્થાવરજઙ્ગમં મનુષ્યમજીજનત્ । સૈષા પરા શક્તિઃ ।**

(બહ્વૃચોપનિષદ્)

'એ પરાશક્તિમાંથી બ્રહ્મા, વિષ્ણુ અને રુદ્ર ઉત્પન્ન થયા. એમાંથી જ સૌ મરુદ્ગણ, ગન્ધર્વ, અપ્સરાઓ અને વાજાં વગાડનારા કિન્નરો બધી બાજુએથી ઉત્પન્ન થયા. સઘળા ભોગ્ય પદાર્થ અને અંડજ, સ્વેદજ, ઉદ્ભિજ્જ, જરાયુજ જે કંઈ પણ સ્થાવર, જંગમ, મનુષ્ય વગેરે પ્રાણીમાત્ર છે તે એ પરાશક્તિમાંથી ઉદ્ભવ્યાં. આવી આ પરાશક્તિ છે.'

ઋગ્વેદમાં ભગવતી કહે છે –

**અહં રુદ્રેભિર્વસુભિશ્ચરામ્ય-**
**હમાદિત્યૈરુત વિશ્વદેવૈઃ ।**
**અહં મિત્રાવરુણોભા બિભર્મ્ય-**
**હમિન્દ્રાગ્ની અહમશ્વિનોભા ॥**

(ઋગ્વેદ અષ્ટક ૮/૭/૧૧)

એટલે કે 'હું રુદ્ર, વસુ, આદિત્ય અને વિશ્વેદેવોના રૂપે વિચરું છું. એ જ રીતે મિત્ર, વરુણ, ઈન્દ્ર, અગ્નિ અને અશ્વિનીકુમારોના રૂપને ધારણ કરું છું.'

બ્રહ્મસૂત્રમાં પણ કહ્યું છે કે- **'સર્વોપેતા તદ્દર્શનાત્'** (બીજો અધ્યાય, પ્રથમ પાદ, સૂત્ર ૩૦)

'એ પરાશક્તિ સઘળાં સામર્થ્યોથી યુક્ત છે; કેમકે એવું પ્રત્યક્ષ જોવા મળે છે.'

અહીં પણ બ્રહ્મનો વાચક સ્ત્રીલિંગ શબ્દ આવ્યો છે. બ્રહ્મની વ્યાખ્યા શાસ્ત્રોમાં સ્ત્રીલિંગ, પુંલ્લિંગ અને નપુંસકલિંગ વગેરે સઘળાં લિંગોમાં કરવામાં આવી છે. માટે મહાશક્તિને નામે પણ બ્રહ્મની ઉપાસના કરી શકાય છે. બંગાળમાં શ્રીરામકૃષ્ણ પરમહંસે મા, ભગવતી, શક્તિના રૂપમાં બ્રહ્મની ઉપાસના કરી હતી. એ પરમેશ્વરને મા, તારા, કાલી વગેરે નામોથી પોકારતા. બીજા પણ ઘણા મહાત્મા પુરુષોએ સ્ત્રીવાચક નામોથી વિજ્ઞાનાનંદઘન પરમાત્માની ઉપાસના કરી છે. બ્રહ્મની મહાશક્તિના રૂપે શ્રદ્ધા, પ્રેમ અને નિષ્કામભાવે ઉપાસના કરવાથી પરબ્રહ્મ પરમાત્માની પ્રાપ્તિ થઈ શકે છે.

### શક્તિ અને શક્તિમાનની ઉપાસના

ઘણા સજ્જનો આને ભગવાનની હ્લાદિની શક્તિ માને છે. મહેશ્વરી, જગદીશ્વરી, પરમેશ્વરી પણ આને જ કહે છે. લક્ષ્મી, સરસ્વતી, દુર્ગા, રાધા, સીતા વગેરે સઘળાં આ શક્તિનાં જ રૂપો છે. માયા, મહામાયા, મૂળપ્રકૃતિ, વિદ્યા, અવિદ્યા વગેરે પણ આનાં જ રૂપો છે. પરમેશ્વર શક્તિમાન છે અને ભગવતી પરમેશ્વરી એની શક્તિ છે. શક્તિમાનથી શક્તિ અલગ હોવા છતાં અલગ નથી સમજવામાં આવતી. જેમ અગ્નિની દાહિકા શક્તિ અગ્નિથી જુદી નથી. આ આખો સંસાર

શક્તિ અને શક્તિમાનથી પરિપૂર્ણ છે. અને એના થકી જ આની ઉત્પત્તિ, સ્થિતિ અને પ્રલય થાય છે. આ રીતે સમજીને તેઓ શક્તિમાન અને શક્તિ યુગલની ઉપાસના કરે છે. પ્રેમસ્વરૂપા ભગવતી જ ભગવાનનો સુગમતાથી મેળાપ કરાવી શકે છે. આ રીતે સમજીને કોઈ કોઈ કેવળ ભગવતીની જ ઉપાસના કરે છે. ઇતિહાસ-પુરાણ વગેરેમાં સઘળા પ્રકારના ઉપાસકો માટે પ્રમાણો પણ મળે છે.

આ મહાશક્તિરૂપા જગજ્જનનીની ઉપાસના લોકો અનેક રીતે કરે છે. કોઈ તો આ મહેશ્વરીને ઈશ્વરથી જુદી સમજે છે અને કોઈ અભિન્ન માને છે. વાસ્તવમાં તત્ત્વને સમજી લેવું જોઈએ. પછી ભલે જે રીતે ઉપાસના કરવામાં આવે તો પણ કશું નુકસાન નથી. તત્ત્વને સમજીને શ્રદ્ધાભક્તિપૂર્વક ઉપાસના કરવાથી સૌ એ એક પ્રેમાસ્પદ પરમાત્માને પામી શકે છે.

### સર્વશક્તિમાન પરમેશ્વરની ઉપાસના

શ્રુતિ, સ્મૃતિ, પુરાણ, ઇતિહાસ વગેરે શાસ્ત્રોમાં આ ગુણમયી વિદ્યા-અવિદ્યારૂપા માયાશક્તિને પ્રકૃતિ, મૂળ પ્રકૃતિ, મહામાયા, યોગમાયા વગેરે અનેક નામોથી ઓળખાવી છે. એ માયાશક્તિની વ્યક્ત અને વ્યક્ત એટલે કે સામ્યાવસ્થા તથા વિકૃતાવસ્થા એમ બે અવસ્થાઓ છે. એને કાર્ય, કારણ તેમજ વ્યાકૃત, અવ્યાકૃત પણ કહેવાય છે. ત્રેવીસ તત્ત્વોના વિસ્તારનો આ આખો સંસાર તો એનું વ્યક્ત સ્વરૂપ છે. જેમાંથી આ આખો સંસાર ઉત્પન્ન થાય છે અને જેમાં એ લીન થઈ જાય છે એ એનું અવ્યક્ત સ્વરૂપ છે.

**અવ્યક્તાદ્ વ્યક્તયઃ સર્વાઃ પ્રભવન્ત્યહરાગમે ।**
**રાત્ર્યાગમે પ્રલીયન્તે તત્રૈવાવ્યક્તસઞ્જ્ઞકે ॥**

(ગીતા ૮/૧૮)

અર્થાત્ 'બધાય જીવો બ્રહ્માનો દિવસ શરૂ થતાં અવ્યક્તથી અર્થાત્ બ્રહ્માના સૂક્ષ્મ શરીરથી ઉત્પન્ન થાય છે અને બ્રહ્માની રાત્રિ શરૂ થતાં એ અવ્યક્ત નામના બ્રહ્માના સૂક્ષ્મશરીરમાં જ લીન થઈ જાય છે.'

સંસારની ઉત્પત્તિનું કારણ કોઈ પરમાત્માને અને કોઈ પ્રકૃતિને તથા કોઈ પ્રકૃતિ અને પરમાત્મા બેયને જણાવે છે. વિચાર કરીને જોવાથી સૌનું કહેવું ઠીક જણાય છે. જ્યાં સંસારની રચયિતા પ્રકૃતિ છે ત્યાં સમજવું કે પુરુષના સાંનિધ્યથી જ ગુણમયી પ્રકૃતિ સંસારને રચે છે.

**મયાધ્યક્ષેણ પ્રકૃતિઃ સૂયતે સચરાચરમ્ ।**
**હેતુનાનેન કૌન્તેય જગદ્વિપરિવર્તતે ॥**

(ગીતા ૯/૧૦)

એટલે કે 'હે કુન્તીપુત્ર! મુજ અધિષ્ઠાતાના પ્રભાવથી જ પ્રકૃતિ ચરાચરસહિત આખા જગતને સર્જે છે અને આ હેતુના લીધે જ આ સંસાર-ચક્ર ફરી રહ્યું છે.'

જ્યાં સંસારનો રચયિતા પરમેશ્વર છે ત્યાં સૃષ્ટિની રચનામાં પ્રકૃતિ દ્વાર છે.

**પ્રકૃતિં સ્વામવષ્ટભ્ય વિસૃજામિ પુનઃ પુનઃ ।**
**ભૂતગ્રામમિમં કૃત્સ્નમવશં પ્રકૃતેર્વશાત્ ॥**

(ગીતા ૯/૮)

એટલે કે 'પોતાની પ્રકૃતિને સ્વીકારીને સ્વભાવના બળને લીધે વશ થયેલા આ આખાય ભૂતસમુદાયને વારંવાર એમનાં કર્મો અનુસાર સર્જું છું.'

વાસ્તવમાં પ્રકૃતિ અને પુરુષ બેયના સંયોગથી જ ચરાચર સંસારની ઉત્પત્તિ થાય છે.

**મમ યોનિર્મહદ્બ્રહ્મ તસ્મિન્ગર્ભં દધામ્યહમ્ ।**
**સમ્ભવઃ સર્વભૂતાનાં તતો ભવતિ ભારત ॥**

(ગીતા ૧૪/૩)

એટલે કે 'હે ભારત! મારી મહદ્-બ્રહ્મસ્વરૂપ મૂળ પ્રકૃતિ સકળ ભૂતોની યોનિ છે, અર્થાત્ ગર્ભાધાનનો આધાર છે અને હું એ યોનિમાં ચેતન(જીવ)સમુદાયરૂપી ગર્ભને સ્થાપું છું; એ જડ-ચેતનના સંયોગમાંથી સકળ ભૂતોનો ઉદ્ભવ થાય છે.'

કેમકે, વિજ્ઞાનાનંદઘન, ગુણાતીત પરમાત્મા નિર્વિકાર હોવાને કારણે એમાં ક્રિયાનો અભાવ છે. અને ત્રિગુણમયી માયા જડ હોવાને કારણે એમાં પણ ક્રિયાનો અભાવ છે. માટે પરમાત્માના સાંનિધ્યથી જ્યારે પ્રકૃતિમાં સ્પંદન થાય છે ત્યારે જ સંસારની ઉત્પત્તિ થાય છે. માટે પ્રકૃતિ અને પરમાત્માના સંયોગથી જ સંસારની ઉત્પત્તિ થાય છે, અન્યથા નહીં. મહાપ્રલયમાં કાર્ય સહિત ત્રણે ગુણો કારણમાં લય પામે છે ત્યારે એ પ્રકૃતિની અવ્યક્તસ્વરૂપ સામ્યાવસ્થા થઈ જાય છે. એ વખતે સઘળા જીવો સ્વભાવ, કર્મ અને વાસનાસહિત એ મૂળ પ્રકૃતિમાં તન્મય જેવા થયેલા અવ્યક્તરૂપે સ્થિત રહે છે. પ્રલયકાળની અવધિ સમાપ્ત થતાં એ માયા-શક્તિમાં ઈશ્વરના સાંનિધ્યથી સ્ફૂર્તિ થાય છે ત્યારે વિકૃત અવસ્થાને પ્રાપ્ત થયેલી પ્રકૃતિ ત્રેવીસ તત્ત્વોના રૂપે પરિણમે છે, ત્યારે એને અવ્યક્ત કહેવાય છે. પછી ઈશ્વરના સાંનિધ્યથી જ એ ગુણ, કર્મ અને વાસના મુજબ ફળ ભોગવવા માટે ચરાચર જગતને રચે છે.

ત્રિગુણમયી પ્રકૃતિ અને પરમાત્માનો પરસ્પર આધેય અને આધાર તેમજ વ્યાપ્ય-વ્યાપક સંબંધ છે. પ્રકૃતિ આધેય અને પરમાત્મા આધાર છે. પ્રકૃતિ વ્યાપ્ય અને પરમાત્મા વ્યાપક છે. નિત્ય ચેતન, વિજ્ઞાનાનંદઘન પરમાત્માના કોઈ એક અંશમાં ચરાચર જગત સહિત પ્રકૃતિ છે. જેમ તેજ, જળ, પૃથ્વી સહિત વાયુ આકાશના આધાર છે એ જ રીતે આ પરમાત્માના આધાર છે. જેમ વાદળ આકાશથી વ્યાપેલું છે એ જ રીતે પરમાત્માથી પ્રકૃતિ સહિત આ આખો સંસાર વ્યાપેલો છે.

**યથાકાશસ્થિતો નિત્યં વાયુઃ સર્વત્રગો મહાન્ ।**
**તથા સર્વાણિ ભૂતાનિ મત્સ્થાનીત્યુપધારય ॥**

(ગીતા ૯/૬)

એટલે કે 'જેમ આકાશથી ઉદ્ભવેલો સર્વ બાજુએ વિચરનાર અતિ વિસ્તૃત વાયુ સદા આકાશમાં જ સ્થિત છે, એ જ રીતે મારા સંકલ્પ દ્વારા ઉત્પન્ન હોવાને લીધે સઘળાં ભૂતો મારામાં સ્થિત છે, એમ સમજ.'

**અથવા બહુનૈતેન કિં જ્ઞાતેન તવાર્જુન ।**
**વિષ્ટભ્યાહમિદં કૃત્સ્નમેકાંશેન સ્થિતો જગત્ ॥**

(ગીતા ૧૦/૪૨)

એટલે કે 'અથવા હે અર્જુન! આ વધારે જાણીને તારે શું કરવું છે? સારરૂપે સમજી લે કે હું આ આખાય બ્રહ્માંડને પોતાની યોગ-શક્તિના એક અંશમાત્રથી ધારણ કરીને સ્થિત છું.'

**ઈશા વાસ્યમિદꣳ સર્વં યત્કિઞ્ચ જગત્યાં જગત્ ॥**

(ઈશોપનિષદ ૧)

એટલે કે 'ત્રિગુણમયી માયામાં સ્થિત આ આખું ચરાચર જગત ઈશ્વરથી વ્યાપેલું છે.'

પણ એ ત્રિગુણમયી માયાથી તે લેપાયમાન નથી થતો. કેમકે, વિજ્ઞાનાનંદઘન પરમાત્મા ગુણાતીત, કેવળ અને સૌનો સાક્ષી છે.

**એકો દેવઃ સર્વભૂતેષુ ગૂઢઃ**
**સર્વવ્યાપી સર્વભૂતાન્તરાત્મા ।**
**કર્માધ્યક્ષઃ સર્વભૂતાધિવાસઃ**
**સાક્ષી ચેતા કેવલો નિર્ગુણશ્ચ ॥**

(શ્વેતાશ્વતર ઉપનિષદ્ ૬/૧૧)

એટલે કે 'જે દેવ સઘળાં ભૂતોમાં છુપાયેલો, સર્વવ્યાપક, સઘળાં ભૂતોનો અંતરાત્મા, કર્મોનો

અધિષ્ઠાતા, સર્વભૂતોનો આશ્રય, સૌનો સાક્ષી, ચેતન, કેવળ અને નિર્ગુણ એટલે કે સત્ત્વ, રજ, તમ - એ ત્રણ ગુણોથી પર છે એ એક છે.'

આ રીતે ગુણોથી અતીત પરમાત્માને સારી પેઠે જાણીને માણસ આ સંસારના સઘળાં દુ:ખો અને ક્લેશોથી મુક્ત થઈને પરમાત્માને પામી જાય છે. એને જાણવા માટેનો સૌથી સહજ ઉપાય એ પરમેશ્વરનું અનન્ય શરણું છે. માટે એ સર્વવ્યાપી, સર્વશક્તિમાન, સચ્ચિદાનંદ પરમાત્માના બધી રીતે શરણે થવું.

**દૈવી હ્યેષા ગુણમયી મમ માયા દુરત્યયા ।**
**મામેવ યે પ્રપદ્યન્તે માયામેતાં તરન્તિ તે ॥**
(ગીતા ૭/૧૪)

'કેમકે આ અલૌકિક અર્થાત્ ઘણી અદ્ભુત ત્રિગુણમયી મારી માયા પાર કરવી ઘણી કઠિન છે, પરંતુ જે માણસો માત્ર મને જ નિરંતર ભજે છે, તેઓ આ માયાને પાર કરી જાય છે એટલે કે સંસાર-સાગરને તરી જાય છે.'

વિદ્યા-અવિદ્યારૂપ ત્રિગુણમયી આ મહામાયા ઘણી વિચિત્ર છે. આને કોઈ અનાદિ, અનંત અને કોઈ અનાદિ, સાંત માને છે. તથા કોઈ આને સત્ અને કોઈ અસત્ કહે છે તેમ જ કોઈ આને બ્રહ્મથી અભિન્ન અને કોઈ આને બ્રહ્મથી ભિન્ન જણાવે છે. વાસ્તવમાં આ માયા ઘણી વિલક્ષણ છે. માટે આને અનિર્વચનીય કહી છે.

**અવિદ્યા**—દુરાચાર, દુર્ગુણરૂપ, આસુરી, રાક્ષસી, મોહિની પ્રકૃતિ, મહત્તત્ત્વના કાર્યરૂપ આ આખો દૃશ્યવર્ગ એનો જ વિસ્તાર છે.

**વિદ્યા**—ભક્તિ, પરાભક્તિ, જ્ઞાન, વિજ્ઞાન, યોગ, યોગમાયા, સમષ્ટિ બુદ્ધિ, શુદ્ધ બુદ્ધિ, સૂક્ષ્મ બુદ્ધિ, સદાચાર, સદ્ગુણરૂપ દૈવી સંપદા - આ બધો એનો જ વિસ્તાર છે.

જેમ ઇંધણને ભસ્મ કરીને અગ્નિ આપમેળે શાંત થઈ જાય છે એ જ રીતે અવિદ્યાનો નાશ કરીને વિદ્યા આપમેળે જ શાંત થઈ જાય છે, આમ માનીને જો માયાને અનાદિ-સાન્ત જણાવવામાં આવે તો એ દોષ આવે છે કે આ માયા આજથી અગાઉ જ સાન્ત થઈ જવી જોઈતી હતી. જો કહો કે ભવિષ્યમાં સાન્ત થનારી છે તો પછી એનાથી છૂટવાનો પ્રયાસ કરવાની શી જરૂર છે? એના સાન્ત થતાં સઘળા જીવો આપમેળે જ મુક્ત થઈ જશે. પછી ભગવાન શા માટે કહે છે કે આ ત્રિગુણમયી મારી માયા તરવી ઘણી અઘરી છે, પણ જે મારે શરણે થઈ જાય છે તેઓ આ માયાને તરી જાય છે.

જો આ માયાને અનાદિ, અનંત જણાવવામાં આવે તો એનો સંબંધ પણ અનાદિ, અનંત હોવો જોઈએ. સંબંધ અનાદિ, અનંત માની લેવાથી જીવનો કદી છૂટકારો થઈ જ નથી શકતો અને ભગવાન કહે છે કે ક્ષેત્ર, ક્ષેત્રજ્ઞના અંતરને તત્ત્વથી સમજી લેતાં જીવ મુક્ત થઈ જાય છે—

**ક્ષેત્રક્ષેત્રજ્ઞયોરેવમન્તરં જ્ઞાનચક્ષુષા ।**
**ભૂતપ્રકૃતિમોક્ષં ચ યે વિદુર્યાન્તિ તે પરમ્ ॥**
(ગીતા ૧૩/૩૪)

એટલે કે 'આ પ્રમાણે ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞના ભેદને* તથા કાર્ય-સહિત પ્રકૃતિથી મુક્ત થવાને, જે માણસો જ્ઞાનચક્ષુ દ્વારા તત્ત્વથી જાણી લે છે, એ મહાત્માજનો પરમ બ્રહ્મ પરમાત્માને પ્રાપ્ત થઈ જાય છે.'

* ક્ષેત્રને જડ, વિકારી, ક્ષણિક અને નાશવંત જાણવું તથા ક્ષેત્રજ્ઞને નિત્ય, ચેતન, અવિકારી તેમ જ અવિનાશી જાણવો, એ જ એમના ભેદને જાણવો છે.

માટે આ માયાને અનાદિ, અનંત પણ ન માની શકાય. આને ન તો સત્ કહી શકાય છે કે ન અસત્. અસત્ એટલા માટે ન કહી શકાય કેમકે, આનો વિકાર એવો આ આખો સંસાર પ્રત્યક્ષ જણાય છે અને સત્ એટલા માટે ન જણાવી શકાય, કેમકે આ દૃશ્ય જડવર્ગ સદા પરિવર્તનશીલ હોવાને લીધે આની નિત્ય સમ સ્થિતિ નથી જોવા મળતી.

આ માયાને પરમેશ્વરથી અભિન્ન પણ ન કહી શકાય. કેમકે, માયા એટલે કે પ્રકૃતિ જડ, દૃશ્ય, દુઃખરૂપ વિકારી છે અને પરમાત્મા ચેતન, દ્રષ્ટા, નિત્ય, આનંદરૂપ અને નિર્વિકાર છે. બેય અનાદિ હોવા છતાં પણ પરસ્પર એમાં ઘણું મોટું અંતર છે.

**માયાં તુ પ્રકૃતિં વિદ્યાન્માયિનં તુ મહેશ્વરમ્ ।**

(શ્વેતાશ્વતર ૪/૧૦)

'ત્રિગુણમયી માયાને પ્રકૃતિ (ત્રેવીસ તત્ત્વોના જડ વર્ગનું કારણ) તથા માયાપતિને મહેશ્વર જાણવા.'

**દ્વે અક્ષરે બ્રહ્મપરે ત્વનન્તે**
**વિદ્યાવિદ્યે નિહિતે યત્ર ગૂઢે ।**
**ક્ષરં ત્વવિદ્યા હ્યમૃતં તુ વિદ્યા**
**વિદ્યાવિદ્યે ઈશતે યસ્તુ સોઽન્યઃ ॥**

(શ્વેતાશ્વતર ૪/૧૦)

'સર્વવ્યાપી, અનંત, અવિનાશી, પરબ્રહ્મ, અંતર્યામી પરમાત્મામાં વિદ્યા, અવિદ્યા બેય ગૂઢભાવે સ્થિત છે. અવિદ્યા ક્ષર છે, વિદ્યા અમૃત છે (કેમકે વિદ્યાથી અવિદ્યાનો નાશ થાય છે) તથા જે વિદ્યા, અવિદ્યા પર શાસન કરનાર છે એ પરમાત્મા બેયથી અળગો છે.'

**યસ્માત્ક્ષરમતીતોઽહમક્ષરાદપિ ચોત્તમઃ ।**
**અતોઽસ્મિ લોકે વેદે ચ પ્રથિતઃ પુરુષોત્તમઃ ॥**

(ગીતા ૧૫/૧૮)

'હું નાશવંત જડસમુદાય ક્ષેત્રથી સર્વ રીતે અતીત છું અને અવિનાશી જીવાત્માથી પણ ઉત્તમ છું, માટે લોકમાં તેમજ વેદોમાં પુરુષોત્તમ નામે પ્રસિદ્ધ છું.'

તથા આ માયાને પરમેશ્વરથી ભિન્ન પણ ન કહી શકાય, કેમકે, વેદ અને શાસ્ત્રોમાં આને બ્રહ્મનું રૂપ જણાવ્યું છે.

**'સર્વં ખલ્વિદં બ્રહ્મ'** (છાન્દોગ્ય૦ ૩/૧૪/૧)
**'વાસુદેવઃ સર્વમિતિ'** (ગીતા ૭/૧૯)
**'સદસચ્ચાહમર્જુન'** (ગીતા ૯/૧૯)

તથા માયા ઈશ્વરની શક્તિ છે અને શક્તિમાનથી શક્તિ અભિન્ન હોય છે. જેમ અગ્નિની દાહિકા શક્તિ અગ્નિથી અભિન્ન છે, માટે પરમાત્માથી આને ભિન્ન પણ ન કહી શકાય.

ભલે ગમે તે રીતે પણ તત્ત્વને સમજીને એ પરમાત્માની ઉપાસના કરવી. તત્ત્વને સમજીને કરેલી ઉપાસના જ સર્વોત્તમ છે. જે એ પરમેશ્વરને તત્ત્વથી સમજી જાય છે, એ એને એક ક્ષણ પણ નથી ભૂલી શકતો, કેમકે સર્વ કાંઈ પરમાત્મા જ છે. આ રીતે સમજનાર પરમાત્માને કેમ કરીને ભૂલી શકે? અથવા પરમાત્માને જે આખા સંસારથી ઉત્તમ સમજે છે એ પણ પરમાત્માને છોડીને બીજી વસ્તુને શી રીતે ભજી શકે? જો ભજે તો એ પરમાત્માના તત્ત્વને નથી જાણતો. કેમકે એ નિયમ છે કે માણસ જેને ઉત્તમ સમજે છે એને જ ભજે છે એટલે કે ગ્રહણ કરે છે.

માની લો કે એક પહાડ છે. એમાં લોઢાની, તાંબાની, કાચની અને સોનાની ચાર ખાણો છે. કોઈ ઠેકેદારે નિશ્ચિત સમય પૂરતી એ ખાણોને ઠેકા પર લઈ લીધી અને એ એમાંથી માલ કાઢવા માંગે છે. તેમજ ચારેય

ધાતુઓમાંથી કોઈને પણ કાઢે, સમય લગભગ સરખો જ લાગે છે. આ ચારેયની કિંમત જાણનાર ઠેકેદાર જ્યાં સુધી સોનું છે ત્યાં સુધી સોનું છોડીને શું લોઢું, તાંબું કે કાચ કાઢવા માટે પોતાનો સમય કાઢશે ખરો! કદી નહીં. બધી રીતે જોતાં એ માત્ર સોનું જ કાઢશે. એ જ રીતે માયા અને પરમેશ્વરના તત્ત્વને જાણનાર પરમેશ્વરને છોડીને નાશવંત ક્ષણભંગુર ભોગ અને અર્થ માટે પોતાનો અણમોલ સમય કદી નહીં વેડફે. એ બધી રીતે નિરંતર પરમાત્માને જ ભજશે.

ગીતામાં પણ કહ્યું છે–

**યો મામેવમસમ્મૂઢો જાનાતિ પુરુષોત્તમમ્ ।**
**સ સર્વવિદ્ભજતિ માં સર્વભાવેન ભારત ॥**

(ગીતા ૧૫/૧૯)

'હે ભરતવંશી! જે જ્ઞાની માણસ મને આ રીતે તત્ત્વથી પુરુષોત્તમસ્વરૂપે જાણે છે, એ સર્વજ્ઞ માણસ સર્વ રીતે નિરંતર મુજ વાસુદેવ પરમેશ્વરને જ ભજે છે.'

આ રીતે ઈશ્વરની અનન્ય ભક્તિ કરવાથી માણસ પરમેશ્વરને પામી જાય છે. માટે શ્રદ્ધાપૂર્વક નિષ્કામ પ્રેમભાવે નિત્ય નિરંતર પરમેશ્વરનું ભજન, ધ્યાન કરવા માટે પ્રાણ છે ત્યાં સુધી પ્રયત્નશીલ રહેવું.



॥ ॐ શ્રીપરમાત્મને નમઃ ॥

# તત્ત્વચિન્તામણિ-૪

## અમૂલ્ય વચન

'સાત્ત્વિક આચરણ અને ભગવાનની વિશુદ્ધ ભક્તિથી અંતઃકરણની શુદ્ધિ થતાં જ્યારે ભ્રમ મટી જાય છે, ત્યારે જ સાધક કૃતકૃત્ય થઈ જાય છે.'

'ભગવાન ગુણાતીત છે, સારા-ખોટા બધા ગુણોથી યુક્ત છે અને કેવળ સદ્‌ગુણ-સંપન્ન છે.'

'ભગવાન ગમે તે રીતે, ગમે ત્યારે, ગમે ત્યાં, ગમે તે રૂપે પ્રગટ થઈ શકે છે.'

'ચરાચર બ્રહ્માંડ ઈશ્વર છે, એની સેવા ઈશ્વરની સેવા છે. સંસારને સુખ પહોંચાડવું એ પરમાત્માને સુખ પહોંચાડવું છે.'

'નિષ્કામભાવે પ્રેમપૂર્વક વિધિસહિત જપ કરનાર સાધક સત્વરે સારો લાભ મેળવી શકે છે.'

'મોટામાં મોટું સંકટ આવી પડતાં પણ વિશુદ્ધ પ્રેમભક્તિ અને ભગવત્સાક્ષાત્કાર સિવાય બીજી કોઈ પણ સાંસારિક વસ્તુની કામના, યાચના કે ઈચ્છા કદી ન કરવી.'

'ભગવાનમાં ખરો પ્રેમ થવામાં તથા ભગવાનની મનમોહિની મૂર્તિનાં પ્રત્યક્ષ દર્શન થવામાં વિશ્વાસ જ મૂળ કારણ છે.'

'નિરાકાર-સાકાર સૌ એક જ તત્ત્વ છે.'

'એ સર્વજ્ઞ, સર્વવ્યાપી, સર્વગુણ-સંપન્ન, સર્વસમર્થ, સર્વસાક્ષી, સત્, ચિત્ આનંદઘન પરમાત્મા જ પોતાની લીલાથી ભક્તોના ઉદ્ધાર કાજે ભિન્ન ભિન્ન સ્વરૂપ ધારણ કરીને અનેક લીલાઓ કરે છે.'

'એ પરમાત્માને શરણે થવું એ સાધકનું કર્તવ્ય છે, શરણે થયા બાદ તો પ્રભુ સ્વયં સઘળો ભાર સંભાળી લે છે.'

—★—

## સંત-મહિમા

**સંતભાવની પ્રાપ્તિ ભગવત્કૃપાથી થાય છે**

સંસારમાં સંતોનું સ્થાન સૌથી ઊંચું છે. દેવતા અને મનુષ્ય, રાજા અને પ્રજા – બધા જ સાચા સંતોને પોતાના કરતાં ઉત્તમ માને છે. સંતનું જ જીવન સાર્થક હોય છે. આથી જ બધા લોકોએ સંતભાવની પ્રાપ્તિ માટે ભગવાનના શરણે થવું જોઈએ. અહીં એક પ્રશ્ન થાય છે કે, 'સંતભાવની પ્રાપ્તિ પ્રયત્ન કરવાથી થાય છે કે ભગવાનની કૃપાથી? – અથવા તે બંનેથી? જો એમ કહેવામાં આવે કે તે માત્ર પ્રયત્ન-સાધ્ય છે, તો પછી બધા લોકો પ્રયત્ન કરીને સંત કેમ બનતા નથી? જો તમે એમ કહો કે ભગવાનની કૃપાથી થાય છે; તો ભગવાનની કૃપા તો હંમેશાં બધાં ઉપર અપરિમિત છે જ, તો પછી બધાંને સંતભાવની પ્રાપ્તિ કેમ થતી નથી? સંતભાવની પ્રાપ્તિ પ્રયત્ન અને ભગવત્કૃપા એ બંનેથી થાય છે એમ જો કહેવામાં આવે, તો પછી ભગવત્કૃપાનું મહત્ત્વ જ શું રહ્યું, કારણ કે બીજા પ્રયત્નોની સહાય વિના, કેવળ ભગવત્કૃપાથી જ ભગવત્પ્રાપ્તિ ન થઈને?' આનો ઉત્તર એ છે કે ભગવત્પ્રાપ્તિ એટલે કે સંતભાવની પ્રાપ્તિ ભગવાનની કૃપાથી જ થાય છે. વાસ્તવમાં ભગવાનને પ્રાપ્ત કરી ચૂકેલા મનુષ્યને જ સંત કહેવામાં આવે છે. 'સત્' પદાર્થ કેવળ પરમાત્મા છે અને પરમાત્માના યથાર્થ તત્ત્વને જે જાણે છે તથા તેને જે પ્રાપ્ત કરી

ચૂક્યો છે તે જ સંત છે. હા, ગૌણી વૃત્તિથી તેમને પણ સંત કહી શકાય છે કે જેઓ ભગવાનની કૃપાના પાત્ર છે; કારણ કે તેઓ ભગવત્પ્રાપ્તિરૂપી લક્ષ્યની નજીક પહોંચી ગયેલા છે અને સત્વરે તેમને ભગવાનની પ્રાપ્તિ થવાની સંભાવના છે.

આ બાબતે એવી શંકા થાય છે કે જો પરમાત્માની કૃપા બધાં ઉપર છે તો પછી બધાંને પરમાત્માની પ્રાપ્તિ થવી જ જોઈએ, પણ એવું થતું નથી, તો કેમ? આનો ઉત્તર એ છે કે જો પરમાત્માની પ્રાપ્તિની તીવ્ર ઝંખના હોય અને ભગવાનની કૃપામાં વિશ્વાસ હોય તો બધાંને ભગવત્પ્રાપ્તિ થઈ શકે છે. પરંતુ પરમાત્માની પ્રાપ્તિની ઝંખના કેટલા મનુષ્યોની છે તથા પરમાત્માની કૃપા પર વિશ્વાસ કેટલા જણને છે? જેઓ ઇચ્છે છે અને જેમને વિશ્વાસ છે તેમને ભગવાનની પ્રાપ્તિ થાય જ છે. જો એમ કહેવામાં આવે કે પરમાત્માની પ્રાપ્તિ તો બધાં ઇચ્છે છે, તો એ વાજબી નથી; કારણ કે એવી ઇચ્છા એ સ્વાભાવિક ઇચ્છા નથી. આપણે જોઈએ છીએ કે જેને ધન-પ્રાપ્તિની ઝંખના હોય છે તે ધન મેળવવા માટે બધું જ કરી છૂટવા અને અન્ય તમામનો ત્યાગ કરવા તૈયાર થઈ જાય છે; આ જ પ્રકારની ભગવાનને પ્રાપ્ત કરવાની તીવ્ર ઝંખના કેટલાની છે? ધન તો ઈચ્છા કરવાથી પણ પ્રારબ્ધમાં હોય છે તો જ મળે છે અને પ્રારબ્ધમાં નથી હોતું તો નથી મળતું, પરંતુ ભગવાન તો ઈચ્છા કરવાથી અવશ્ય મળે છે; કારણ કે ભગવાન ધનની જેમ જડ અર્થાત્ અચેતન નથી. જડ ધન આપણી ઈચ્છાના બદલામાં સામે તેવી જ ઈચ્છા કરી શકતું નથી; જ્યારે ભગવાન તો જે તેમને ઝંખે છે તેને તેઓ સ્વયં ઝંખે છે; અને એ નિશ્ચિત સત્ય છે કે ભગવાનની ઝંખના ક્યારેય નિષ્ફળ થતી નથી, તે અમોઘ હોય છે. આથી, ભગવાનની ઈચ્છાથી વણ-પ્રયત્ને જ ભક્તની ઈચ્છા આપોઆપ પૂર્ણ થઈ જાય છે. પરંતુ એ યાદ રાખવું જોઈએ કે ભક્ત ઝંખના કરે છે તો જ ભગવાન તેને ઝંખે છે. જો તમે એમ કહો કે ભક્તની ઝંખના વિના ભગવાન તેને કેમ ઝંખતા નથી? તો એનો ઉત્તર એ છે કે વસ્તુતઃ ભગવાનમાં 'ઝંખના' છે જ નહિ, ભક્તની ઝંખનાથી જ તેમનામાં ઝંખના ઉત્પન્ન થાય છે. આમ વિચારતાં હવે એ શંકા રહે છે કે જો ભક્તની ઝંખનાથી જ ભગવાનમાં ઝંખના ઉત્પન્ન થતાં ભગવાનની પ્રાપ્તિ થાય છે તો એમાં કેવળ ભગવત્કૃપાનું મહત્ત્વ ક્યાં રહ્યું? ઈચ્છા એ પણ એક પ્રયત્ન નથી શું? આનો ઉત્તર એ છે કે ભગવાનને પ્રાપ્ત કરવાની ઇચ્છામાત્રને પ્રયત્ન કહી શકાય નહિ અને જો તેને તમે પ્રયત્ન માનો તો એટલો પ્રયત્ન તો અવશ્ય કરવો જ પડે છે. પરંતુ ધ્યાન દઈને જોવાથી માલૂમ પડશે કે ઇચ્છા કરવામાત્રથી પ્રાપ્ત થનારા એકમાત્ર શ્રીભગવાન જ છે. દુનિયામાં લોકો વિભિન્ન પ્રકારના પદાર્થોની ઇચ્છા કરે છે; પરંતુ ઇચ્છા કરવામાત્રથી તેમને કશું જ મળતું નથી. ઇચ્છા હોય, પ્રારબ્ધનો સંયોગ હોય અને પછી પ્રયત્ન થાય તો ભૌતિક પદાર્થ મળે છે; પરંતુ ભગવત્પ્રાપ્તિ માટે તો ઇચ્છામાત્રથી કામ થઈ જાય છે. ઇચ્છા કર્યા પછી જે પ્રયત્ન થાય છે તે પ્રયત્ન તો ભગવાન સ્વયં કરાવી લે છે; સાધક તો નિમિત્તમાત્ર બને છે. અર્જુનને ભગવાને કહ્યું છે–

**મયૈવૈતે નિહતાઃ પૂર્વમેવ નિમિત્તમાત્રં ભવ સવ્યસાચિન્ ॥**

(ગીતા - ૧૧/૩૩ : ઉત્તરાર્ધ)

'આ સર્વે શૂરવીરો પહેલેથી જ મારા વડે હણાયેલા છે; હે સવ્યસાચી! તું તો કેવળ

નિમિત્તમાત્ર થા.'

આ રીતે પોતાની પ્રાપ્તિરૂપ કાર્યની સિદ્ધિમાં પણ ભગવાન જ બધું કરાવે છે, પ્રાપ્તિની ઈચ્છા કરનારા ભક્તને તો નિમિત્તમાત્ર જ બનાવે છે. જે લોકો ભગવાનની પ્રાપ્તિને કેવળ પોતાના પુરુષાર્થની સિદ્ધિ માને છે તેમને ભગવાન પ્રત્યક્ષ દર્શન આપતા નથી. હા, તેમને ઘણી મુશ્કેલીથી જ્ઞાનની પ્રાપ્તિ થઈ શકે છે; પરંતુ તેમાં પણ ગુરુનું શરણ તો લેવું જ પડે છે. ભગવાન સ્વયં કહે છે –

**તદ્વિદ્ધિ પ્રણિપાતેન પરિપ્રશ્નેન સેવયા ।**
**ઉપદેક્ષ્યન્તિ તે જ્ઞાનં જ્ઞાનિનસ્તત્ત્વદર્શિનઃ ॥**

(ગીતા - ૪/૩૪)

'એ જ્ઞાનને તું તત્ત્વદર્શી જ્ઞાનીજનો પાસે જઈને જાણી લે; એમને યોગ્ય રીતે દંડવત્ પ્રણામ કરવાથી, એમની સેવા કરવાથી તેમજ કપટ છોડીને સરળ ભાવે પ્રશ્ન પૂછવાથી પરમાત્મતત્ત્વને બરાબર ઓળખનારા એ જ્ઞાની મહાત્માજનો તને એ તત્ત્વજ્ઞાનનો ઉપદેશ આપશે.'

શ્રુતિ કહે છે –

**ઉત્તિષ્ઠત જાગ્રત પ્રાપ્ય વરાન્નિબોધત ।**
**ક્ષુરસ્ય ધારા નિશિતા દુરત્યયા દુર્ગં પથસ્તત્કવયો વદન્તિ ॥**

(કઠોપનિષદ્ - ૧/૩/૧૪)

'ઊઠો, જાગો અને મહાપુરુષો પાસે જઈને જ્ઞાન પ્રાપ્ત કરો. જે રીતે છરીની ધાર તીક્ષ્ણ અને દુઃસહ્ય હોય છે તત્ત્વજ્ઞાનીઓ તે માર્ગને પણ તેવો જ દુર્ગમ કહે છે.'

ભગવત્પ્રાપ્તિમાં કેવળ પોતાનો પુરુષાર્થ છે એવું માનવાનું કારણ અહંકાર-દોષ છે. ભક્તના આ અહંકાર-દોષનો નાશ કરવા માટે ભગવાન તેને ભીષણ સંકટોમાં નાખીને એ વાત પ્રત્યક્ષ બતાવી આપે છે કે કાર્યસિદ્ધિમાં પોતાનું સામર્થ્ય માનવું એ મનુષ્યની એક મોટી ભૂલ છે. આ રીતે અહંકારના નાશ માટે ભક્તને સંકટમાં નાખવો એ પણ ભગવાનની વિશેષ કૃપા છે. 'કેનોપનિષદ્'માં એક કથા છે – ઈન્દ્ર, અગ્નિ, વાયુ વગેરે દેવોએ વિજય માટેનું કારણ પોતાનો પુરુષાર્થ છે એમ માન્યું, તેથી તેમને અહંકાર થયો. ત્યારે ભગવાને તેમના પર કૃપા કરીને યક્ષના રૂપમાં પોતાનો પરિચય કરાવ્યો અને તેમના અહંકારનો નાશ કર્યો. જ્યારે અગ્નિ, વાયુ વગેરે દેવો પરાસ્ત થયા અને એવું સમજી ગયા કે અમારું તો વસ્તુતઃ કશું જ સામર્થ્ય નથી, ત્યારે ભગવાને વિશેષ કૃપા કરીને ઉમા દ્વારા ઈન્દ્રને પોતાનો યથાર્થ પરિચય કરાવ્યો. સફળતામાં મનુષ્ય પોતાના પુરુષાર્થને કારણભૂત માનીને અહંકાર કરે છે, પરંતુ આ અનિવાર્ય વિપત્તિમાં તે જ્યારે પોતાના પુરુષાર્થથી હતાશ થઈ જાય છે ત્યારે નિરુપાય થઈને ભગવાનના શરણે જાય છે અને દુઃખી થઈને પોકારી ઊઠે છે – 'હે નાથ! મને આ ઘોર સંકટમાંથી બચાવી લો. હું સર્વથા અસમર્થ છું. હું પોતાના બળથી પોતાનો ઉદ્ધાર કરવાનું જે માનતો હતો તે મારી ભારે ભૂલ હતી. રાગ-દ્વેષ, કામ-ક્રોધ વગેરે શત્રુઓના દમનથી હવે મને એ વાતની પૂરી જાણ થઈ ગઈ છે કે તમારી કૃપા વિના મારા માટે તેમનાથી છુટકારો મેળવવો મુશ્કેલ જ નહિ, પરંતુ લગભગ અસંભવિત છે.' જ્યારે અહંકારનો ત્યાગ કરીને આ રીતે સરળભાવે અને સાચા અંતઃકરણપૂર્વક મનુષ્ય ભગવાનને શરણે થાય છે ત્યારે ભગવાન તેને અપનાવી લે છે અને આશ્વાસન આપે છે; કારણ કે ભગવાનની આ ઘોષણા છે –

**સકૃદેવ પ્રપન્નાય તવાસ્મીતિ ચ યાચતે ।**
**અભયં સર્વભૂતેભ્યો દદામ્યેતદ્વ્રતં મમ ॥**

(વાલ્મીકિ રામાયણ - ૬/૧૮/૩૩)

'જે એકવાર પણ મારે શરણે થઈને કહે છે કે 'હું તમારો છું (તમે મને અપનાવી લો)' તેને હું તમામ પ્રાણીઓથી નિર્ભય કરી દઉં છું – આ મારું વ્રત છે.' આમ છતાં પણ મનુષ્ય તેમના શરણે થઈને પોતાનું કલ્યાણ કરતો નથી એ મોટા આશ્ચર્યની વાત છે!

દયાસાગર ભગવાનની જીવો ઉપર એટલી અપાર દયા છે કે જેની કોઈ સીમા જ નથી. ખરેખર તો તેમને દયાસાગર કહેવા એ પણ તેમની સ્તુતિના બહાને નિંદા જ થાય છે; કારણ કે સાગર તો સીમાબદ્ધ છે, જ્યારે ભગવાનની દયાની તો કોઈ સીમા જ નથી. ભલભલા મનુષ્યો પણ ભગવાનની દયાની જેટલી કલ્પના કરે છે તેનાથી પણ તે ઘણી જ અધિક છે. તેની કોઈ કલ્પના જ કરી શકાતી નથી. એવું કોઈ ઉદાહરણ નથી કે જેના આધારે ભગવાનની દયાના સ્વરૂપને સમજાવી શકાય. માતાનું ઉદાહરણ આપીએ તો તે પણ યોગ્ય નથી; કારણ કે સંસારમાં અસંખ્ય જીવો છે અને તે બધાની ઉત્પત્તિ માતાઓથી જ થાય છે, તે તમામ માતાઓનાં હૃદયોમાં પોતાના પુત્રો ઉપર જે દયા કે સ્નેહ છે તે બધો એકઠો મળીને પણ તે દયાસાગરની દયાના એક બુંદની તોલે પણ આવી શકતો નથી. આવી સ્થિતિમાં ભગવત્કૃપાની અન્ય કોની સાથે તુલના કરવી? આમ છતાં માતાનું ઉદાહરણ એટલા માટે આપવામાં આવે છે કે જગતમાં જેટલાં ઉદાહરણો છે તે બધાંમાં આ ઉદાહરણની વિશેષતા છે. માતા પોતાના બાળક માટે જે કંઈ પણ કરે છે તેની તે પ્રત્યેક ક્રિયામાં દયા ભરેલી રહે છે. આ વાતનો બાળકને પણ થોડોક અનુભવ હોય છે. બાળક જ્યારે તોફાન કરે છે ત્યારે તેની ભૂલ સુધારવા માટે માતા તેને ધમકાવે છે, મારે છે અને તેને એકલો છોડીને થોડી દૂર ખસી જાય છે. આવી સ્થિતિમાં પણ બાળક માતાની જ પાસે જવાનું ઇચ્છે છે. બીજા લોકો તેને પૂછે છે – 'તને કોણે માર્યો?' તે રડતાં રડતાં કહે છે – 'માએ.' એ સાંભળીને તેઓ કહે છે – 'તો હવે તેની પાસે જતો નહીં.' પરંતુ તે તેમની વાત પર ધ્યાન નહિ આપતાં રડે છે અને માતાની જ પાસે જવા માગે છે. તેને બીક બતાવવામાં આવે છે કે 'મા તને ફરીથી મારશે.' પણ આ વાતની તેના ઉપર કોઈ અસર થતી નથી. તે કોઈ પણ વાતની પરવા નહિ કરીને પોતાના સરળ ભાવથી માતાની જ પાસે જવા ઇચ્છે છે. રડે છે, છતાં ઇચ્છે છે તો માતાને જ. માતા જ્યારે તેને છાતીએ લગાડીને આંસુ લૂછે છે, આશ્વાસન આપે છે ત્યારે જ તે શાંત થાય છે. આ રીતે માતાની દયા ઉપર વિશ્વાસ કરનારા બાળકની જેમ જે મનુષ્ય ભગવાનની દયાના તત્ત્વને જાણી લે છે અને ભગવાનનો માર પડવા છતાં પણ ભગવાનને જ પોકારે છે તેને ભગવાન પોતાના હૈયા સરસો ચાંપે છે. તો પછી, ભગવાનની કૃપાને જે વિશેષરૂપે જાણી લે છે તેની તો વાત જ શી કરવી?

બાળક નીચેના પગથિયાથી ઉપરના પગથિયા પર ચઢવા ઇચ્છે છે ત્યારે માતા તેને દાદરા પાસે લઈ જઈને ચઢવા માટે પ્રોત્સાહિત કરે છે. તે કહે છે – 'બેટા! ચઢ. તું નહિ પડે. હું સાથે છું ને? લે, હું તારો હાથ પકડું છું.' આમ સાહસ અને આશ્વાસન આપીને તેને એક પછી એક પગથિયાં ચડાવે છે, પૂરું ધ્યાન રાખે છે, ક્યાંક પડી ન જાય; બાળક થોડુંક પણ ડગે છે તો તરત હાથનો ટેકો આપીને સ્થિર કરે છે અને ઉપર ચઢાવે છે; બાળક ચડવામાં જ્યારે મુશ્કેલી અનુભવે છે ત્યારે માની સામે તાકીને જાણે ઇશારાથી માની મદદ

માગે છે. માતા તે જ ક્ષણે તેને ટેકો આપીને ચઢાવી દે છે અને પાછી ઉત્સાહ પ્રેરે છે. બાળક ક્યાંક લપસી પડે છે તો માતા તરત તેને ખોળામાં લઈ લે છે, પડવા દેતી નથી. આ જ રીતે જે મનુષ્ય બાળકની જેમ ભગવાન પર ભરોસો રાખે છે, તેમના પર નિર્ભર રહે છે તેની ઉન્નતિની અને સુરક્ષાની વ્યવસ્થા ભગવાન સ્વયં કરે છે, તેને તો કેવળ નિમિત્ત બનાવે છે. સાંસારિક માતા તો કદાચ સાવધાની અને સામર્થ્યના અભાવના કારણે અથવા ભ્રાન્તિને લીધે પડતા બાળકને ન પણ બચાવી શકે, પરંતુ તે સર્વશક્તિમાન, સર્વાન્તર્યામી, પરમદયાળુ, સર્વજ્ઞ પ્રભુ તો પોતાના આશ્રિતને કદી પણ પડવા દેતા નથી; બલકે તેને ઉત્તરોત્તર સહાય કરતા રહીને, એક-એક પગથિયું ચઢાવતા ચઢાવતા સૌથી ઉપરના પગથિયા પર, કે જ્યાં પહોંચવાનું જ જીવનનું અંતિમ ધ્યેય છે, પહોંચાડી જ દે છે. આથી એ સિદ્ધ થઈ જાય છે કે પ્રયત્ન તો ભગવાન જ કરે છે, ભક્તે તો કેવળ ઈચ્છા જ કરવી પડે છે અને તેથી જ ભગવાન તેને નિમિત્ત બનાવે છે. બાળક ક્યારેક અભિમાનવશ એવું વિચારે છે કે હું પોતાના જ પુરુષાર્થથી ચઢું છું, ત્યારે માતા થોડીક દૂર ખસીને કહે છે – 'ભલે, ચઢ.' પરંતુ સહાય નહિ મળવાથી તે ચઢી શકતો નથી, પડવા લાગે છે અને રડે છે, ત્યારે માતા દોડી જઈને તેને બચાવી લે છે. આ જ રીતે પોતાના પ્રયત્નનું અભિમાન કરનારો પણ પતન પામી શકે છે; પરંતુ એ વાત ધ્યાનમાં રાખવાની છે કે ભગવાનની કૃપાનું તાત્પર્ય એવું કદાપિ નથી કે મનુષ્ય બધું જ છોડી દઈને પગ પર પગ ચડાવીને બેસી જાય, કંઈ પણ કરે નહિ. આવું માનવું એ તો પ્રભુની કૃપાનો દુરુપયોગ છે. માતા જ્યારે બાળકને ઉપર ચઢાવે છે ત્યારે બધી ક્રિયા માતા જ કરે છે, પરંતુ બાળકે માતાની આજ્ઞા અનુસાર પ્રયત્ન તો કરવો જ પડે છે. જો બાળક માતાની ઈચ્છા મુજબ પ્રયત્ન કરતો નથી અથવા અવળો વર્તે છે તો માતા તેને તેના હિત માટે ડરાવે-ધમકાવે છે અને કોઈ-કોઈવાર મારે પણ છે.

આ મારમાં પણ માના હૃદયનો પ્રેમ ભરેલો રહે છે – એ પણ તેની પરમ દયાળુતા છે. આ જ રીતે ભગવાન પણ દયાને વશ થઈને અવારનવાર આપણને ચેતવણી આપે છે. મતલબ એ છે કે જેમ બાળક પોતાને તથા પોતાની બધી ક્રિયાઓને માતાને સોંપી દઈને માતૃપરાયણ થઈ જાય છે તેવી જ રીતે આપણે પોતાની જાતને તથા પોતાની તમામ ક્રિયાઓને પરમાત્માના હાથોમાં સોંપી દઈને તેમના ચરણોમાં પડી જવું જોઈએ. આ રીતે બાળકની જેમ પરમ શ્રદ્ધા અને વિશ્વાસ સાથે જે પોતાની જાતને પરમાત્માના ખોળામાં સોંપી દે છે તે જ મનુષ્યને પરમાત્માની કૃપાનો ઈચ્છુક અને પાત્ર સમજવામાં આવે છે અને તેના ફળસ્વરૂપે તે પરમાત્માની દયાથી પરમાત્માને પ્રાપ્ત કરી લે છે. સારાંશ એ છે કે પરમાત્માની પ્રાપ્તિ પરમાત્માની દયાથી જ થાય છે; દયા જ એકમાત્ર કારણ છે. પરંતુ આ દયા મનુષ્યને અકર્મણ્ય બનાવી દેતી નથી. પરમાત્માની દયાથી જ આવો પરમ પુરુષાર્થ બને છે. જીવનો પોતાનો કોઈ પુરુષાર્થ નથી, તે તો નિમિત્તમાત્ર હોય છે.

## સંતની વિશેષતા

ઉપર જણાવેલી દયાસાગર ભગવાનની દયાના તત્ત્વ અને રહસ્યને યથાર્થ જાણનારો મનુષ્ય પોતે પણ દયાનો સમુદ્ર અને તમામ પ્રાણીઓનો સુહૃદ બની જાય છે. ભગવાને કહ્યું છે –

**સુહૃદં સર્વભૂતાનાં જ્ઞાત્વા માં શાન્તિમૃચ્છતિ ।**

(ગીતા - ૫/૨૯ : ઉત્તરાર્ધ)

'મારો ભક્ત મને સઘળાં પ્રાણીઓનો સુહૃદ્ એટલે કે સ્વાર્થ વિના દયાળુ અને પ્રેમ કરનાર એવો તત્ત્વથી જાણીને શાંતિને પામે છે.'

આ કથનનું રહસ્ય એ જ છે કે દયામય ભગવાનને તમામ જીવોના સુહૃદ સમજનારો મનુષ્ય તે દયાસાગરને શરણે થઈને નિર્ભય થઈ જાય છે તથા પરમ શાંતિ અને પરમ આનંદને પ્રાપ્ત કરીને પોતે પણ દયામય બની જાય છે. તેથી ભગવાન યોગ્ય જ કહે છે કે 'મને બધાંનો સુહૃદ સમજનારો પરમ શાંતિ પ્રાપ્ત કરે છે.' આવા ભગવત્પ્રાપ્ત મનુષ્યો જ વાસ્તવમાં 'સંત' પદને યોગ્ય છે. આવા સંતોને કોઈ-કોઈ તો રમૂજમાં ભગવાન કરતાં પણ શ્રેષ્ઠ ગણાવતા હોય છે. તુલસીદાસજી મહારાજ કહે છે –

**મોરેં મન પ્રભુ અસ બિસ્વાસા ।**
**રામ તે અધિક રામ કર દાસા ॥**
**રામ સિંધુ ઘન સજ્જન ધીરા ।**
**ચંદન તરુ હરિ સંત સમીરા ॥**

(રા.ચ.મા. ઉત્તર૦ ૧૨૦-ક/૮-૯)

'ભગવાન સમુદ્ર છે, તો સંતો મેઘ છે; ભગવાન ચંદન છે, તો સંતો પવન છે. આ કારણે મારા મનમાં એવો વિશ્વાસ છે કે રામના દાસ રામ કરતાં શ્રેષ્ઠ છે.'

ઉપરનાં બંને દૃષ્ટાંતો ઉપર ધ્યાન આપો. સમુદ્ર જળથી પરિપૂર્ણ છે, પણ તે જળ કોઈના પણ કામમાં આવતું નથી. ન તો કોઈ તેને પીએ છે કે ન તો તેનાથી ખેતી પણ થાય છે. પરંતુ વાદળ જ્યારે તે જ સમુદ્રમાંથી જળ ઉપાડીને યથાયોગ્ય વરસાવે છે તો માત્ર મોર, બપૈયા અને ખેડૂતોમાં જ નહિ, સમસ્ત જગતમાં આનંદનું મોજું લહેરાઈ જાય છે. તે જ રીતે સચ્ચિદાનંદઘન પરમાત્મા સર્વત્ર વિદ્યમાન છે, પણ જ્યાં સુધી પરમાત્માના તત્ત્વને જાણનારા ભક્તજનો તેમના પ્રભાવનો સઘળી જગ્યાએ વિસ્તાર કરતા નથી ત્યાં સુધી જગતના લોકો પરમાત્માને જાણી શકતા નથી. જ્યારે મહાત્મા સંતપુરુષો સર્વસદ્ગુણસાગર પરમાત્મા પાસેથી સમતા, શાંતિ, પ્રેમ, જ્ઞાન, આનંદ વગેરે ગુણો લઈને તેમને વાદળોની જેમ સંસારમાં વરસાવે છે ત્યારે માત્ર જિજ્ઞાસુ સાધકરૂપ મોર, બપૈયા અને ખેડૂતો જ નહિ, સમસ્ત જગતના લોકો તેનો લાભ ઉઠાવે છે. ભાવ એ છે કે જો ભક્તો ન હોત તો ભગવાનની ગુણગરિમાનો અને તેમના મહત્ત્વ-પ્રભુત્વનો વિસ્તાર આ જગતમાં કોણ કરત? તેથી ભક્તો ભગવાન કરતાં ઊંચા છે. બીજી વાત એ છે કે જેમ સુગંધ ચંદનમાં જ છે, પણ પવન જો તે સુગંધનું વહન કરીને અન્ય વૃક્ષો સુધી ન લઈ જાત, તો ચંદનની સુગંધ ચંદનમાં જ રહેત, લીમડો વગેરે વૃક્ષો કદાપિ ચંદન ન બનત. એ જ રીતે ભક્તજનો જો ભગવાનના મહિમાનો વિસ્તાર ન કરત, તો દુર્ગુણી, દુરાચારી મનુષ્યો ભગવાનના ગુણો તથા પ્રેમને પામી શકત નહિ અને તેઓ સદ્ગુણી, સદાચારી બની શકત નહિ. તેથી પણ સંતોનો દરજ્જો ભગવાન કરતાં ચઢિયાતો છે. તે સંતો જગતના તમામ જીવોમાં સમતા, શાંતિ, પ્રેમ, જ્ઞાન, આનંદ ઈત્યાદિનો વિસ્તાર કરીને સહુને ભગવાન જેવા બનાવી દેવા ઈચ્છે છે.

## સંતોની દયા

તે સંત-મહાત્માઓમાં કઠોરતા, વેર અને દ્વેષનું તો નામ જ રહેતું નથી. તેઓ એટલા દયાળુ હોય છે કે બીજાંઓનું દુઃખ જોઈને તેમનું હૃદય પીગળી જાય છે. તેઓ બીજાંઓના હિતને જ પોતાનું હિત સમજે છે. તે મહાપુરુષોમાં

વિશુદ્ધ દયા હોય છે. જે દયા કાયરતા, મમતા, લજ્જા, સ્વાર્થ, ભય વગેરેના કારણે કરવામાં આવે છે તે શુદ્ધ નથી. જેમ તમામ જીવો ઉપર ભગવાનની અકારણ દયા છે તે જ રીતે બધાં ઉપર મહાપુરુષોની દયા પણ નિર્હેતુક હોય છે. તેમની કોઈ કેટલીય બુરાઈ કેમ ન કરે, પણ તેમના હૃદયમાં બદલો લેવાની ઈચ્છા તો થતી જ નથી. ક્યાંક બદલો લેવા જેવી ક્રિયા જોવામાં આવે છે તો તે પણ તે બુરાઈ કરનારાના દુર્ગુણોને દૂર કરીને તેને વિશુદ્ધ કરવા માટે જ હોય છે. તે ક્રિયામાં પણ તેમની દયા જ છુપાયેલી રહે છે. જેમ માતા-પિતા, વડીલો બાળકના સુધાર માટે સ્નેહપૂર્ણ હૃદયથી તેને શિક્ષા કરે છે તે જ રીતે સંતોમાં પણ કોઈ-કોઈ વાર આવી ક્રિયા થાય છે, પરંતુ તેમાં પણ પરમ હિત ભરેલું રહે છે. તે સંતો કરુણાના ભંડાર હોય છે. જે કોઈ તેમની પાસે જાય છે તે જાણે કે દયાના સાગરમાં ડૂબકીઓ મારે છે. તે સંતપુરુષોનાં દર્શન, ભાષણ, સ્પર્શ અને ચિંતનમાં પણ મનુષ્ય તેમનો દયાભાવ જોઈને મુગ્ધ થઈ જાય છે. તેઓ જે માર્ગે જાય છે, વાદળની જેમ દયાની વૃષ્ટિ કરતા કરતા જાય છે. વાદળ બધે સ્થળે બધો સમય વરસતું નથી, પરંતુ સંતો તો સર્વત્ર હરહંમેશ વરસતા રહે છે. તેમનાં દર્શન, ભાષણ, ચિંતન અને સ્પર્શથી બધા જીવ પવિત્ર થઈ જાય છે. તેમના ચરણ જ્યાં પડે છે તે ભૂમિ પાવન થઈ જાય છે. તેમના ચરણોનો સ્પર્શ પામેલી રજ સ્વયં પવિત્ર થઈને બીજાંઓને પવિત્ર કરનારી બની જાય છે. તેમના વડે જોવાયેલા, ચિંતન કરાયેલા અને સ્પર્શ કરાયેલા પદાર્થો પણ પવિત્ર થઈ જાય છે; તો પછી તેમના કુળના, ખાસ કરીને તેમને જન્મ આપનારાં માતા-પિતાના પવિત્ર બનવાનો તો સવાલ જ ક્યાં રહ્યો? આવા મહાપુરુષો જે દેશમાં જન્મે છે અને શાન્ત થાય છે તે દેશ તીર્થ મનાય છે. આજ સુધી જેટલાં તીર્થ બન્યાં છે તે બધાં પરમેશ્વર અને પરમેશ્વરના ભક્તોના નિમિત્તથી જ બન્યાં છે. એટલું જ નહિ, બધા લોકોને પવિત્ર કરનારાં તીર્થ-ધામો પણ તેમના ચરણસ્પર્શથી પવિત્ર થઈ જાય છે.

ધર્મરાજ યુધિષ્ઠિર મહાત્મા વિદુરજીને કહે છે–

**ભવદ્વિધા ભાગવતાસ્તીર્થભૂતાઃ સ્વયં વિભો ।**
**તીર્થીકુર્વન્તિ તીર્થાનિ સ્વાન્તઃસ્થેન ગદાભૃતા ॥**

(શ્રીમદ્‌ભાગવત - ૧/૧૩/૧૦)

'હે પ્રભુ! તમારા જેવા ભગવાનના પ્રિય ભક્તો સ્વયં તીર્થસ્વરૂપ હોય છે. તમે તો પોતાના હૃદયમાં વિરાજમાન ભગવાન વડે તીર્થોને પણ મહાતીર્થ બનાવતા રહીને વિચરણ કરતા હો છો.'

**કુલં પવિત્રં જનની કૃતાર્થા**
**વસુન્ધરા પુણ્યવતી ચ તેન ।**
**અપારસંવિત્સુખસાગરેઽસ્મિઁ-**
**લ્લીનં પરે બ્રહ્મણિ યસ્ય ચેતઃ ॥**

(સ્કંદ૰ માહેશ્વર૰ કૌમાર૰ - ૫૫/૧૪૦)

'જેનું ચિત્ત અપાર સંવિત્-સુખના સાગર એવા પરબ્રહ્મમાં લીન છે તેનાથી કુળ પવિત્ર છે, જનેતા કૃતાર્થ થાય છે અને વસુંધરા પુણ્યવતી થાય છે.'

આ બધું સંતો વડે સ્વાભાવિક જ થાય છે, તેમણે કંઈ કરવું પડતું નથી. ભગવાન તો ભજનારાઓને ભજે છે, પરંતુ તે દયાળુ સંતો તેમને ભજનારાઓનું જ નહિ, તેમને ગાળ આપનારાનું અને તેમનું અહિત કરનારાનું પણ હિત જ કરવામાં રચ્યાપચ્યા રહે છે. કુહાડો ચંદનને કાપે છે, પણ ચંદન તેને સ્વાભાવિક

જ પોતાની સુગંધ આપે છે.

**કાટઇ પરસુ મલય સુનુ ભાઈ ।**
**નિજ ગુન દેઇ સુગંધ બસાઈ ॥**
(રા.ચ.મા. ઉત્તર૦ ૩૬/૮)

પ્રહ્લાદ, અંબરીષ વગેરેના ઈતિહાસ આનાં પ્રમાણ છે. તેથી વિનોદમાં ભક્તને ભગવાન કરતાં ચઢિયાતો બતાવવો એ પણ તર્કસંગત જ છે. સંત-પુરુષો સુરસરિતા અને સુરતરુ કરતાં પણ વધુ ઉપકારી છે; કારણ કે ગંગા (સુરસરિતા) અને કલ્પવૃક્ષ (સુરતરુ) તો તેમના શરણે થવાથી ક્રમશઃ પવિત્ર કરે છે અને મનોરથ પૂર્ણ કરે છે, જ્યારે સંતો તો ઈચ્છા કરનારા અને ઈચ્છા નહિ કરનારા - બધાઓના ઘરે પોતે જઈને તેમના આ લોકના તથા પરલોકના કલ્યાણ માટે પ્રયત્ન કરે છે. આ બાબતમાં જો એવું કહેવામાં આવે કે જો સંતો સહુનું હિત ઈચ્છે છે તો પછી સહુનું હિત કેમ થઈ જતું નથી, તો એનો ઉત્તર એ છે કે સાધારણ ભાવથી તો જે લોકોનો સંત સાથે ભેટો થઈ જાય છે તે બધાયનું હિત થાય છે, પરંતુ વિશેષ લાભ તો શ્રદ્ધા અને પ્રેમ થવાથી જ થાય છે. જો એવું કહેવામાં આવે કે સંતો બધાનું બળજબરીથી હિત નથી કેમ કરી દેતા, તો તેનો ઉત્તર એ છે કે કોઈ કોઈનું પણ હિત બળજબરીથી કરી શકે નહિ. પતંગિયાં દીપકમાં બળી મરે છે. દયાળુ મનુષ્ય તેમના ઉપર દયા કરીને તેમને બચાવવા માટે પેલા દીપકને કે ફાનસને બુઝાવીને તેમનું પરમ હિત કરવા ઈચ્છે છે, પરંતુ તે પતંગિયાં જ્યાં બીજા દીપક સળગતા હોય છે ત્યાં જઈને બળી મરે છે. તે જ રીતે જે લોકોની કલ્યાણની પોતાની ઈચ્છા નથી હોતી તેમનું કલ્યાણ કરવાનું અત્યંત અઘરું છે.

જો એવું કહેવામાં આવે કે સંતો શ્રદ્ધા અને પ્રેમ કરનારાઓનું વિશેષરૂપે કલ્યાણ કરે છે અને બીજાઓનું સામાન્યભાવે કલ્યાણ કરે છે તો તેમાં વિષમતાનો દોષ આવે છે; તો એનો ખુલાસો એ છે કે વાત એવી નથી. શ્રદ્ધા અને પ્રેમની ઊણપના કારણે લોકો બધાં પર છવાયેલી સંતોની સમાન અપરિમિત દયાનો લાભ નથી ઉઠાવી શકતા તો તેમાં સંતોનો દોષ નથી. સૂર્ય કોઈ પણ પક્ષપાત અથવા સંકોચ વિના સહુને સમાન ભાવે પ્રકાશ આપે છે, પરંતુ દર્પણમાં પ્રતિબિંબ પડે છે તથા બિલોરી કાચ સૂર્યપ્રકાશ મેળવીને બીજી વસ્તુને બાળી નાખી શકે છે – એમાં સૂર્યનો પક્ષપાત અથવા દોષ નથી. તે જ રીતે જેમનામાં શ્રદ્ધા અને પ્રેમ નથી તેઓ લાકડાની જેમ ઓછો લાભ મેળવે છે; જ્યારે શ્રદ્ધા અને પ્રેમ કરનારાઓ બિલોરી કાચની જેમ અધિક લાભ ઉઠાવે છે. સૂર્ય બધાંને સ્વાભાવિક જ પ્રકાશ આપે છે, પરંતુ ઘૂવડ માટે તો તે અંધકારરૂપે જ હોય છે. ચંદ્રની સર્વત્ર વેરાયેલી ચાંદનીને ચોર લોકો ભૂંડી માને છે તેમાં ચંદ્રનો કોઈ દોષ નથી, તે તો બધાંનો ઉપકાર જ કરે છે. તે જ રીતે મહાપુરુષો - સંતો તો બધાં પર ઉપકાર જ કરે છે; પરંતુ અત્યંત દુષ્ટ અને નીચ પ્રકૃતિના મનુષ્યો ઘૂવડની જેમ પોતાની બુદ્ધિહીનતાના કારણે તેમનો દ્વેષ કરે છે અને ચોરલોકોની જેમ પોતાની સ્વાર્થવૃત્તિના કારણે તેમની નિંદા કરે છે - તો એમાં સંતોનો શો દોષ?

જો એવું કહેવામાં આવે કે, આવા દયાળુ પુરુષોથી જો બધાંને પ્રત્યક્ષ જ પરમ લાભ થાય છે તો પછી બધાં લોકો તેમનો સંગ અને સેવન કરીને લાભ કેમ ઉઠાવતા નથી, તો તેનો ઉત્તર એ છે કે તે બધાં લોકો સંતોના ગુણ, પ્રભાવ અને તત્ત્વ-રહસ્યને જાણતા નથી. તત્ત્વને જાણ્યા વિના કોઈ વિશેષ લાભ ઉઠાવી શકતું નથી. એક કૂતરો હતો. તેણે ગોળની હાંડલીમાં મોં નાખ્યું. એટલામાં ખખડાટ થયો. કૂતરાએ ભાગી છૂટવા

ઇચ્છ્યું. આ ગોટાળામાં હાંડલી ફૂટી ગઈ. હાંડલીનો કાંઠલો કૂતરાની ગરદનમાં રહી ગયો. કૂતરાને દુઃખ પામતો જોઈને એક દયાળુ મનુષ્ય હાથમાં લાકડી લઈને એટલા માટે કૂતરાની પાછળ દોડ્યો કે લાકડીથી જો હાંડલીનો કાંઠલો તોડી નાખવામાં આવે તો કૂતરો કષ્ટમાંથી છુટકારો મેળવે. કૂતરાએ પોતાની પાછળ લાકડી લઈને દોડતા આવતા મનુષ્યના ખરા ઉદ્દેશ્યને નહિ સમજતાં એવું સમજી લીધું કે તે મને મારવા દોડી રહ્યો છે. કૂતરો વધુ ઝડપથી ભાગવા લાગ્યો અને તેનું દુઃખ દૂર થઈ શક્યું નહિ. તે જ રીતે મહાપુરુષોના તત્ત્વ-રહસ્યને નહિ સમજીને તેમની ક્રિયામાં પણ અવળો ભાવ કરવાના કારણે બધાં લોકો તેમનો લાભ નથી ઉઠાવી શકતાં.

### સંતોની સમતા

આવા મહાપુરુષોની દયા જ નહીં, તેમની સમતા પણ ઘણી અદ્ભુત હોય છે. તેમને જો 'સમતાની મૂર્તિ' કહીએ તોપણ અતિશયોક્તિ નથી. ભગવાન સમ છે અને સંતોની ભગવાનમાં સ્થિતિ છે તેથી તે સંતો પણ સ્વાભાવિક જ સમતાને પ્રાપ્ત થયેલા હોય છે. જેમ સુખ-દુઃખની પ્રાપ્તિ થતાં અજ્ઞાની પુરુષની પોતાના શરીરમાં સમતા રહે છે તેવી જ રીતે સંતોની ચરાચર તમામ જીવોમાં સમતા રહે છે.

**પ્રશ્ન :** અજ્ઞાનીઓનો શરીરમાં જેવો પ્રેમ છે, શું સંતોનો તમામ ચરાચર જીવોમાં તેવો પ્રેમ થઈ જાય છે? અથવા સંતોનો જેમ શરીરમાં પ્રેમ હોતો નથી, તે રીતે શું ચરાચર પ્રાણીઓમાંથી તેમનો પ્રેમ નાબૂદ થઈ જાય છે? સંતોની સમતાનું કેવું સ્વરૂપ છે?

**ઉત્તર :** સંતોની સમતા વસ્તુતઃ એટલી વિલક્ષણ છે કે તેને ઉદાહરણ દ્વારા સમજાવી નથી શકાતી; કારણ કે અજ્ઞાનીનો પોતાના શરીરમાં જેવો અહંકાર હોય છે, સંતોનો સંસારમાં તેવો અંહકાર નથી હોતો. તેથી એવું નહિ કહી શકાય કે જેવો અજ્ઞાનીઓનો શરીરમાં પ્રેમ હોય છે તેવો સંતોનો બધાંમાં પ્રેમ થઈ જાય છે; અને બધાંમાં પ્રેમનો અભાવ એટલા માટે કહી શકાતો નથી કે અજ્ઞાની લોકો પોતાના શરીરના સ્વાર્થ માટે જ્યાં બીજાંઓનું અહિત કરી નાખે છે, ત્યાં સંતપુરુષો બીજાંઓના હિત માટે હસતાં-હસતાં પોતાના શરીરનું બલિદાન આપી દે છે. પરંતુ તેમની તે સમતા એટલી અદ્ભુત છે કે બીજાઓના હિત માટે શરીરનું બલિદાન આપવા છતાં પણ તેમાં કોઈ વિષમતા આવતી નથી. તેથી કોઈ ઉદાહરણ વડે સંતોની સમતાનું સ્વરૂપ સમજાવવું ઘણું અઘરું છે. તેમ છતાં સમજાવવા માટે લોકશાસ્ત્ર અને વેદમાં એવું જ કહેવામાં આવે છે કે જેમ અજ્ઞાનીને સુખ-દુઃખની પ્રાપ્તિમાં સમસ્ત શરીરમાં સમતા હોય છે તેવી જ રીતે સંતોને બધા જીવોનાં સુખ-દુઃખની પ્રાપ્તિમાં મમતા અને અહંકાર નહિ હોવા છતાં પણ સમતા હોય છે. એટલે કે જેમ અજ્ઞાની મનુષ્ય પોતાના સુખ-દુઃખથી સુખી-દુઃખી થાય છે તેવી રીતે સંતપુરુષો મમતા અને અહંકારથી રહિત હોવા છતાં પણ અને પોતાના સુખ-દુઃખથી સુખી-દુઃખી જેવા નહિ જણાતા હોવા છતાં પણ બીજા તમામ જીવોના સુખ-દુઃખમાં સુખી-દુઃખી જેવા જણાય છે. આવી સ્થિતિ મનુષ્યને પ્રતિપક્ષ-ભાવનાને લીધે પ્રાપ્ત થાય છે. (અજ્ઞાની મનુષ્ય જેમ પોતાના શરીરમાં અહં-ભાવ રાખે છે અને બીજાઓમાં પર-ભાવ સેવે છે, તેનાથી ઊલટું - બીજાઓમાં આત્મ-ભાવ રાખવો અને પોતાના શરીરમાં પર-ભાવ અર્થાત્ પરાયાપણાનો ભાવ સેવવો એનું નામ

પ્રતિપક્ષ-ભાવના છે.) ઘણાબધા લોકો સંતોની સમદૃષ્ટિના રહસ્યને નહિ જાણીને સમદૃષ્ટિસંબંધી શાસ્ત્ર-વચનોનો દુરુપયોગ કરે છે. ગીતામાં ભગવાને કહ્યું છે –

**વિદ્યાવિનયસંપન્ને બ્રાહ્મણે ગવિ હસ્તિનિ।**
**શુનિ ચૈવ શ્વપાકે ચ પણ્ડિતાઃ સમદર્શિનઃ॥**

(ગીતા - ૫/૧૮)

'એવા જ્ઞાનીજનો વિદ્યા અને વિનયશીલ બ્રાહ્મણમાં તથા ગાય, હાથી, કૂતરા અને ચાંડાળમાંયે સમાન દૃષ્ટિવાળા હોય છે.'

આનો અવળો અર્થ કરીને કેટલાક લોકો કહે છે કે 'ખાવું-પીવું વગેરેમાં સમાન વ્યવહાર કરવો એ સમ-દૃષ્ટિ જ છે.' પરંતુ આવો સમ-વ્યવહાર સંભવિત નથી કે જરૂરી પણ નથી તેમજ ભગવાનના ગીતા-વચનનો તેવો ઉદ્દેશ્ય પણ નથી; કારણ કે હાથી સવારી કરવા યોગ્ય છે, કૂતરો સવારી કરવા માટે યોગ્ય નથી. ગાયના દૂધનું સેવન કરવું યોગ્ય છે, કૂતરીના કે હાથણીના દૂધનું નહીં. આ બધાંનાં ખાદ્ય, વ્યવહાર, સ્વરૂપ, આકૃતિ, જાતિ અને ગુણ એક-બીજાથી અત્યંત વિલક્ષણ અને ભિન્ન હોવાના કારણે તે બધાં પ્રત્યે સમાન વ્યવહાર નથી કરી શકાતો અને કરવો પણ ન જોઈએ; તેમ જ કરવા માટે કોઈ કહી પણ ન શકે. જેમ પોતાના સારુ સુખની તથા સુખના સાધનની પ્રાપ્તિ માટે અને દુખના તથા દુઃખના સાધનના નિવારણ માટે પ્રયત્ન કરવામાં આવે છે તેવી જ રીતે બધાંમાં એક જ આત્મા સમ-રૂપે સ્થિત છે એ વાતનો અનુભવ કરતા રહીને, બધાં માટે તેમનું જે પ્રકારે હિત થાય તે પ્રકારનો યથાયોગ્ય વ્યવહાર કરવો એ જ ખરી સમતા છે.

જેમ આપણે પોતાના શરીર બાબતે હાથોથી પકડવાનો, આંખોથી જોવાનો, કાનોથી સાંભળવાનો - એ પ્રકારે વિભિન્ન ઇન્દ્રિયોથી યથાયોગ્ય જુદાજુદા વ્યવહારો કરીએ છીએ, પરંતુ આત્મીયતાની દૃષ્ટિએ બધી ઇન્દ્રિયોમાં સમતા છે; તેવી જ રીતે બધાંઓની સાથે યથાયોગ્ય વ્યવહાર કરતા રહીને આત્મીયતાની દૃષ્ટિએ બધાંમાં સમતા રાખવી જોઈએ. શાસ્ત્રીય વિષમતા એ વ્યવહારમાં દોષ નથી, બલકે પરમાર્થ માટે સહાયક છે. જે વિષમતાથી કોઈનું પણ અહિત થાય તે જ ખરી વિષમતા છે. સ્ત્રીઓના શરીરના અવયવો એકસમાન હોવા છતાં પણ માતા, બહેન અને પત્ની સાથે, જે તે સંબંધ અનુસાર જ, યથાયોગ્ય જુદા-જુદા વ્યવહારો થાય છે; અને આવી વિષમતા શાસ્ત્રીય અને ન્યાયસંગત હોવાથી આચરણ કરવા યોગ્ય છે. એટલું જ નહિ, પરમપૂજ્ય માતા પ્રત્યે પૂજ્યભાવ હોવા છતાં પણ તેની રજસ્વલા અથવા પ્રસૂતિની અવસ્થામાં આપણે તેનો સ્પર્શ કરતા નથી; અને સ્પર્શ થઈ જાય તો સ્નાન કરી લેવાનો રિવાજ છે. આવી વિષમતા એ ખરેખર તો વિષમતા નથી જ. આવું માનવામાં લાભ છે અને નહિ માનવામાં નુકસાન છે. આપણા ઘરમાં કૂતરાને રોટલો નાખવામાં આવે છે, ગાયને ઘાસ નીરવામાં આવે છે, બીમારને ઔષધ આપવામાં આવે છે પણ બધાંને રોટલો, ઘાસ કે ઔષધ એકસરખાં આપવામાં આવતાં નથી. આવી વિષમતા એ વિષમતા નથી. જેમ કોઈ પણ મનુષ્ય જાણીજોઈને પોતાના આત્માનું અહિત કરતો નથી, તેને દુઃખ આપતો નથી અને પોતાનું કલ્યાણ ઇચ્છે છે તેમ જ સુખ અને કલ્યાણ પામવા માટે પ્રયત્ન કરે છે; તે જ રીતે કોઈને પણ દુઃખ નહિ આપીને, કોઈનું પણ અહિત નહિ ઇચ્છીને સૌનું કલ્યાણ ઇચ્છવું અને સૌને સુખ આપવાનો પ્રયત્ન કરવો એ

જ સમતા છે - પછી ભલે ને વ્યવહારમાં કેટલીય યથાયોગ્ય વિષમતા કેમ ન હોય, વાસ્તવમાં તે વિષમતા નથી.

માની લો કે આપણી સાથે કોઈ મિત્રતાનો ભાવ રાખે છે અને અન્ય કોઈ શત્રુભાવ રાખે છે. આ બંનેનો ન્યાય કરવાની જવાબદારી જો આપણા પર આવી પડે તો આપણે પક્ષપાતરહિત થઈને ન્યાય કરવો જોઈએ. એટલું જ નહિ, ક્યારેક તો પોતાના મિત્રને સમજાવી લઈને તેની સંમતિથી, આપણા પ્રત્યે શત્રુતા રાખનારની થોડીક તરફેણ પણ કરીએ તો તે પણ સમતા જ છે.

અનુકૂળ હિતકારી પદાર્થ પ્રાપ્ત થતાં તેનું વિભાજન બધાં માટે સમભાવપૂર્વક કરવું જોઈએ, પરંતુ બીજાંઓને વધુ અને શ્રેષ્ઠ આપીએ અને પોતે ઓછી અને હલકી વસ્તુ લઈએ અથવા બિલકુલ ન લઈએ તો તેવી વિષમતા એ વિષમતા નથી; કારણ કે તેમાં કોઈનું પણ અહિત નથી, બલકે પોતાના સ્વાર્થનો ત્યાગ છે. આ જ રીતે ન્યાયયુક્ત સમ-વિભાજન કરતી વખતે પણ જો ક્યાંક બીજાંઓને બચાવી લઈને વિપત્તિ અથવા દુઃખને પોતાના ભાગમાં લઈ લેવામાં આવે તો તેવી વિષમતા પણ વિષમતા નથી, બલકે તેમાં સ્વાર્થનો ત્યાગ હોવાના કારણે ઊલટાનું ગૌરવ છે. ભગવાનમાં સ્થિત હોવાના કારણે સંતમાં ભગવાનની સમતા સમાવિષ્ટ હોય છે. તેથી આ વિલક્ષણ સમતાનું પૂરું રહસ્ય તો ભગવાનને પ્રાપ્ત કરી લીધા પછી જ મનુષ્ય સમજી શકે છે.

માન-અપમાન અને નિંદા-સ્તુતિમાં પણ સંતમાં સમતા રહે છે, પરંતુ એ જરૂરી નથી કે વ્યવહારમાં બધે ઠેકાણે સમતાનું પ્રદર્શન હોય. હૃદયમાં માન-અપમાનની પ્રાપ્તિ થતાં હર્ષ-શોક વગેરે વિકારો થતા નથી.

**પ્રશ્ન** : સાધારણ મનુષ્યોને નિંદા અને અપમાનની પ્રાપ્તિ થતાં જેવું દુઃખ થાય છે, શું સંતોને તેવું જ દુઃખ સ્તુતિ અથવા માનની પ્રાપ્તિમાં થાય છે? અથવા સ્તુતિ કે માન-પ્રાપ્તિથી લોકોને જેવી પ્રસન્નતા થાય છે, શું સંતોને નિંદા કે અપમાન-પ્રાપ્તિથી તેવી જ પ્રસન્નતા થાય છે? આ બંને ભાવોમાંથી સંતની સમતામાં હૃદયનો ભાવ કેવો હોય છે?

**ઉત્તર** : બંનેયથી વિલક્ષણ હોય છે, અર્થાત્ માન-અપમાનમાં અને નિંદા-સ્તુતિમાં ન્યાયયુક્ત યથાયોગ્ય વ્યવહાર-ભેદ હોવા છતાં પણ સંતોને હર્ષ-શોક થતો નથી.

**પ્રશ્ન** : તો સંતો શું અપમાન અને નિંદાનો પ્રતિકાર કરે છે ખરા?

**ઉત્તર** : અપમાન અથવા નિંદા કરનારાનું અથવા અન્ય કોઈનું પણ હિત થતું હોય તો પ્રતિકાર પણ કરી શકે છે.

**પ્રશ્ન** : શું તેઓ માન-મોટાઈ-પ્રતિષ્ઠાની પ્રાપ્તિને વ્યવહારમાં સ્વીકારી લે છે કે તેનો વિરોધ જ કરે છે?

**ઉત્તર** : દેશ-કાળ અને સંજોગો જોઈને શાસ્ત્રાનુકૂળ રહીને બંનેય અર્થાત્ સ્વીકાર અને વિરોધ કરી શકે છે. વિરોધ કરવાથી કોઈનું હિત થતું હોય તો વિરોધ કરે છે અને સ્વીકાર કરવાથી કોઈનું હિત થતું હોય તો ન્યાયપૂર્વક પ્રાપ્તિ હોવાથી સ્વીકાર પણ કરે છે.

**પ્રશ્ન** : તો પછી વ્યવહારમાં મહાપુરુષોને કેવી રીતે ઓળખવા?

**ઉત્તર** : વ્યાવહારિક ક્રિયાથી મહાપુરુષોને ઓળખવાનું અઘરું છે. એટલું જ જાણી શકીએ કે આ સારા માણસ છે, પછી ભલે ને તેઓ સંત હોય કે સાધક. બંનેયને સંત માનવામાં કોઈ

વાંધો નથી; કારણ કે સાધક પણ સિદ્ધ સંત બનવાનો જ છે. વસ્તુતઃ જેનો વ્યવહાર 'સત્' છે તે સંત છે.

લાભ-હાનિ અને જય-પરાજયમાં પણ સંતની અનોખી સમતા હોય છે.

**પ્રશ્ન** : સાધારણ મનુષ્યોને લાભ અને જયમાં પ્રીતિ અને પ્રસન્નતા થાય છે, તો શું સંતને તેનાથી વિરુદ્ધ હાનિ અને પરાજયમાં પ્રસન્નતા થાય છે? અથવા સાધારણ મનુષ્યોને હાનિ-પરાજયમાં દ્વેષ ઘૃણા, ભય, શોક વગેરે થાય છે, તો શું સંતને લાભ અને જયમાં દ્વેષ, ઘૃણા, ભય, શોક વગેરે થાય છે?

**ઉત્તર** : ના, સંતોની સમતા એ બધાંથી વિલક્ષણ છે; કારણ કે તેઓ હર્ષ-શોક, રાગ-દ્વેષ વગેરે વિકારોથી સર્વથા રહિત હોય છે.

**પ્રશ્ન** : આવી સ્થિતિમાં હાનિ-પરાજય થવાથી સાધારણ મનુષ્યોની જેમ શું સંતોનો વ્યવહાર ઈર્ષ્યાગ્રસ્ત અને ભયવિહ્વળ જેવો હોઈ શકે છે?

**ઉત્તર** : જો સંસારનું હિત થતું હોય અથવા ન્યાયયુક્ત મર્યાદાનું રક્ષણ થતું હોય તો એવો વ્યવહાર હોઈ પણ શકે છે; પરંતુ તેમના મનમાં કોઈ પણ પ્રકારનો વિકાર નથી થતો.

**પ્રશ્ન** : જે કંઈ પણ બાહ્ય ક્રિયા થાય છે તે પહેલાં મનમાં આવે છે. મનમાં આવ્યા વિના બાહ્ય ક્રિયા કેવી રીતે સંભવી શકે?

**ઉત્તર** : જેમ નાટકનાં પાત્રોમાં બધા પ્રકારના બાહ્ય વ્યવહારો થાય છે, પરંતુ તેમના મનમાં અભિનય-બુદ્ધિ સિવાય, કોઈ વાસ્તવિકતા નથી હોતી; તેવી જ રીતે સંતો થકી નાટકની જેમ બાહ્ય વ્યવહારો થતા હોવા છતાં પણ તેમના મનમાં વસ્તુતઃ કોઈ વિકાર નથી થતા.

આ રીતે શીત-ઉષ્ણ, સુખ-દુઃખ વગેરે પ્રિય-અપ્રિય તમામ પદાર્થોની બાબતમાં તેમનો સમભાવ રહે છે. બધાંમાં એક, અખંડ, નિત્ય ભગવત્સ્વરૂપી સમતા હરહંમેશ સર્વત્ર બની રહે છે.

## સંતોનો વિશુદ્ધ વિશ્વપ્રેમ

સંતોમાં માત્ર સમતા જ નહીં, સમસ્ત વિશ્વમાં નિર્હેતુક અને અહંકારરહિત અલૌકિક પ્રેમ પણ હોય છે. જેમ ભગવાન શ્રીકૃષ્ણનો બધાંમાં નિર્હેતુક પ્રેમ છે, તેવી જ રીતે ભગવાન શ્રીકૃષ્ણની પ્રાપ્તિ થતાં સંતનો પણ સમસ્ત જડ-ચેતન જગતમાં નિર્હેતુક પ્રેમ થઈ જાય છે; કારણ કે સાધનની અવસ્થામાં તે બધાંને વાસુદેવ-સ્વરૂપ જ સમજીને અભ્યાસ કરે છે. માટે, સિદ્ધાવસ્થામાં તો તેના માટે આ વાત સ્વભાવસિદ્ધ હોવી જ જોઈએ.

**પ્રશ્ન** : આવો નિર્હેતુક પ્રેમ ભક્તિના સાધનથી થાય છે કે પછી જ્ઞાનના સાધનથી?

**ઉત્તર** : બંનેમાંથી કોઈ એક સાધનથી થઈ શકે છે. જે ભક્તિનું સાધન કરે છે તે બધાં પ્રાણીઓ-પદાર્થોને ભગવાન સમજીને તેમનામાં પોતાના શરીર તથા પ્રાણથી પણ અધિક પ્રેમ કરે છે; અને જે જ્ઞાનનું સાધન કરે છે તે તમામ પ્રાણીઓ-પદાર્થોને પોતાનો આત્મા સમજીને તેમની સાથે શરીર, પ્રાણ અને આત્મા જેવો પ્રેમ કરે છે.

**પ્રશ્ન** : જેમ એક અજ્ઞાની મનુષ્યનો પોતાના શરીર, ઘર, પત્ની, પુત્ર, ધન, જમીન વગેરેમાં પ્રેમ હોય છે, તે જ રીતે શું સંતપુરુષનો સમસ્ત વિશ્વમાં પ્રેમ હોય છે?

**ઉત્તર** : ના. તેનાથી અત્યંત વિલક્ષણ હોય છે. અજ્ઞાની મનુષ્ય તો શરીર, ઘર, પત્ની, પુત્ર વગેરે માટે નીતિ, ધર્મ, ન્યાય, પરોપકાર અને ઈશ્વર સુદ્ધાંનો ત્યાગ કરે છે તથા પોતાના શરીર-

પ્રાણના રક્ષણ માટે પત્ની, પુત્ર, ધન વગેરેનો પણ ત્યાગ કરે છે; પરંતુ સંતો તો નીતિ, ધર્મ, ન્યાય, વિશ્વ અને ઈશ્વર માટે માત્ર પત્ની-પુત્ર-ધનનો જ નહિ, પોતાના શરીરનો પણ ત્યાગ કરે છે. તેઓ વિશ્વના રક્ષણ માટે પૃથ્વીનો, પૃથ્વીના રક્ષણ માટે દ્વીપનો, દ્વીપ માટે ગામનો, ગામ માટે કુટુંબનો, કુટુંબ તથા ઉપર્યુક્ત બધાંના હિત માટે પોતાના પ્રાણનો આનંદપૂર્વક ત્યાગ કરે છે; તો પછી ધર્મ, ઈશ્વર અને સમસ્ત વિશ્વ માટે ત્યાગ કરવો એ તેમના માટે શી મોટી વાત છે! જેમ અજ્ઞાની મનુષ્ય પોતાના આત્મા માટે બધાંનો ત્યાગ કરે છે તેવી જ રીતે સંતપુરુષો ધર્મ, ઈશ્વર અને વિશ્વ માટે બધું જ ત્યજી દે છે; કારણ કે ધર્મ, ઈશ્વર અને વિશ્વ જ તેમનો આત્મા છે. પરંતુ અજ્ઞાનીનું જેવું દેહમાં અભિમાન અને પત્ની-પુત્ર વગેરે કુટુંબીઓમાં મમત્વ હોય છે તેવું અભિમાન અને મમત્વ સંતમાં ક્યાંય હોતું નથી. તેમનો તો બધાંમાં નિર્હેતુક, વિશુદ્ધ અને અત્યંત અલૌકિક નિઃસીમ પ્રેમ હોય છે.

**પ્રશ્ન :** ભક્તિમાર્ગ પર ચાલનારા ભક્તનો સમસ્ત જડ-ચેતનમાં પોતાના પ્રાણથીયે અધિક, અત્યંત વિલક્ષણ પ્રેમ શા માટે અને કેવી રીતે થઈ જાય છે?

**ઉત્તર :** એવો પ્રેમ એટલા માટે થાય છે કે તે ભક્તો સમસ્ત વિશ્વને પોતાના ઈષ્ટદેવનું સાક્ષાત્ સ્વરૂપ સમજે છે.

**સો અનન્ય જાકેં અસિ મતિ ન ટરઈ હનુમંત ।**
**મૈં સેવક સચરાચર રૂપ સ્વામિ ભગવંત ॥**

(રા.ચ.મા. કિષ્કિન્ધા૦ ૩/૦)

તેવા ભક્તો સમસ્ત વિશ્વ માટે પોતાના તન, મન, ધનને ન્યોછાવર કરતા રહે છે. પોતાની ચીજવસ્તુઓ પ્રભુના કામમાં આવતી જોઈને તેઓ એવા ભાવથી ઘણા જ આનંદિત થાય છે કે 'પ્રભુએ અમને અને અમારી ચીજવસ્તુઓને કૃપાપૂર્વક અપનાવી લીધાં.' ભક્ત પોતાનું એ ધ્યેય સમજે છે કે મારી બધી ચીજવસ્તુઓ ભગવાનની જ છે તેથી તેમની સેવામાં જ વપરાવી જોઈએ. પરંતુ ભગવાન જ્યાં સુધી તે ચીજોને ખપમાં લેતા નથી ત્યાં સુધી ભક્ત એવું માનતો નથી કે ભગવાને તે ચીજો સ્વીકારી છે; અને જ્યાં સુધી ભગવાન સ્વીકાર કરે નહિ ત્યાં સુધી ભક્ત પોતાની ધ્યેયસિદ્ધિ માનતો નથી, પરંતુ જ્યારે તે વસ્તુઓ પ્રસન્નતાપૂર્વક વિશ્વરૂપ ભગવાનના ખપમાં વપરાય છે ત્યારે તેને તે પોતાની ધ્યેયસિદ્ધિ સમજીને પરમ પ્રસન્ન થાય છે. વિશ્વરૂપ ભગવાનની પ્રસન્નતામાં જ ભક્તની પ્રસન્નતા છે, તેથી તે પોતાના પ્રાણથીયે વધુ સમસ્ત જડ-ચેતન વિશ્વમાં પ્રેમ કરે છે. જો એમ કહેવામાં આવે કે, જો તે પોતાના ઈષ્ટ (ભગવાન)ને સંતુષ્ટ અને પ્રસન્ન કરવાના હેતુથી પ્રેમ કરે છે તો પછી તેનો પ્રેમ નિર્હેતુક અને વિશુદ્ધ છે એમ કેવી રીતે માની શકાય? તો એનો ઉત્તર એ છે કે એ હેતુ વસ્તુતઃ હેતુ નથી, એ તો પવિત્ર ભાવ છે. આ જ મનુષ્યનું પરમ લક્ષ્ય હોવું જોઈએ.

પોતાના વ્યક્તિગત સ્વાર્થને લીધે જે પ્રેમ થાય છે તે જ કલંકિત અને દૂષિત છે; પરંતુ જો બીજાંઓના હિત માટે કરવામાં આવતો પ્રેમ પણ પવિત્ર મનાય છે તો બીજાં બધાંને સાક્ષાત્ ભગવાનનું સ્વરૂપ જ સમજીને તેમને પ્રેમ કરવો એ તો પરમ પવિત્ર પ્રેમ છે.

**પ્રશ્ન :** જ્ઞાનમાર્ગ પર ચાલનારાનો પોતાના શરીર, પ્રાણ અને આત્માના જેવો પ્રેમ બધાંમાં શા માટે અને કેવી રીતે થાય છે?

**ઉત્તર** : જ્ઞાનમાર્ગ પર ચાલનારો જ્ઞાની ભક્ત બધાંના આત્માને પોતાનો આત્મા જ સમજે છે.

**સર્વભૂતસ્થમાત્માનં સર્વભૂતાનિ ચાત્મનિ ।**
**ઈક્ષતે યોગયુક્તાત્મા સર્વત્ર સમદર્શનઃ ॥**
(ગીતા - ૬/૨૯)

'સર્વવ્યાપી અનંત ચેતનમાં એકાત્મભાવે સ્થિતિરૂપ યોગથી યુક્ત આત્માવાળો તથા બધાંને સમભાવથી જોનારો યોગી સર્વ પ્રાણીઓમાં પોતાના આત્માને, બરફમાં પાણીની જેમ વ્યાપક જુએ છે અને સમસ્ત પદાર્થો-પ્રાણીઓને પોતાના આત્મામાં જુએ છે.'

જો બધાંને તે આત્મા જ સમજે છે તો પછી સમસ્ત વિશ્વમાં તેનો આત્મવત્ પ્રેમ હોય એ યુક્તિયુક્ત જ છે. તેથી જ, જેમ શરીરને આત્મા માનનારો અજ્ઞાની પોતાના જ હિતમાં અર્થાત્ સ્વાર્થમાં રત રહે છે તેવી જ રીતે સંતપુરુષો સમસ્ત પ્રાણી-પદાર્થોના હિતમાં રમમાણ રહે છે; અને એવા 'સર્વભૂતહિત'માં રમમાણ જ્ઞાનમાર્ગી સાધકો જ નિર્ગુણ પરમાત્માને પ્રાપ્ત કરે છે. ભગવાને કહ્યું છે –

**યે ત્વક્ષરમનિર્દેશ્યમવ્યક્તં પર્યુપાસતે ।**
**સર્વત્રગમચિન્ત્યં ચ કૂટસ્થમચલં ધ્રુવમ્ ॥**
**સન્નિયમ્યેન્દ્રિયગ્રામં સર્વત્ર સમબુદ્ધયઃ ।**
**તે પ્રાપ્નુવન્તિ મામેવ સર્વભૂતહિતે રતાઃ ॥**
(ગીતા - ૧૨/૩-૪)

'જે ભક્તો, ઈન્દ્રિયોના સમુદાયને સારી પેઠે વશમાં કરીને મન-બુદ્ધિથી પર, સર્વવ્યાપક, કોઈ પણ રીતે નિર્દેશ ન થઈ શકે એવા, સદા એકરસ રહેનાર, નિત્ય, અચળ, નિરાકાર, અવિનાશી સચ્ચિદાનંદઘન બ્રહ્મને નિરંતર એકાત્મભાવે ધ્યાન કરતાં ભજે છે, એ સઘળાં ભૂતોના હિતમાં રત રહેનારા અને સૌમાં સમાનભાવ રાખનારા યોગીઓ મને જ પામે છે.'

પરંતુ જેમ અજ્ઞાની મનુષ્યને શરીરમાં અહંકાર, અભિમાન, મમતા અને આસક્તિ હોય છે તેમ સંતને વિશ્વમાં અહંકાર, અભિમાન, મમતા અને આસક્તિ હોતાં નથી. તેમનો વિશ્વમાં પ્રેમ વિશુદ્ધ અને જ્ઞાનપૂર્ણ હોય છે. અહંકાર, અભિમાન, મમતા, આસક્તિ વગેરે દોષોને લીધે અથવા વ્યક્તિગત સ્વાર્થને લીધે જે પ્રેમ હોય છે તે પ્રેમ જ દૂષિત મનાય છે. ક્ષણભંગુર, નાશવંત દૃશ્ય પદાર્થોને સત્ય માનીને તેમના સંબંધે થતા ભ્રાન્તિજન્ય સુખને સુખ માનીને તે પદાર્થોમાં પ્રેમ કરવો એ અજ્ઞાનપૂર્ણ પ્રેમ છે. આ બંને વાતો સંતમાં હોતી નથી, માટે જ્ઞાની સંતનો પ્રેમ વિશુદ્ધ અને જ્ઞાનયુક્ત હોય છે.

**પ્રશ્ન** : ભક્ત જેમ સમસ્ત વિશ્વને પોતાના સાક્ષાત્ ઈષ્ટદેવ ભગવાન સમજીને, જરૂરિયાત ઊભી થતાં વિશ્વના હિત માટે પોતાના બધા ઐશ્વર્યને તેમ જ સ્વયં પોતાને પણ બલિની વેદી પર ચડાવે છે. જ્ઞાનમાર્ગ પર ચાલનારો સાધક પણ શું એમ જ કરી શકે છે?

**ઉત્તર** : હા, કરી શકે છે; કારણ કે પહેલી વાત તો એ કે તેની દૃષ્ટિમાં ઐશ્વર્ય અને શરીરનું કશું જ મૂલ્ય નથી અને બીજી વાત એ કે અજ્ઞાની મનુષ્ય જ ઐશ્વર્ય અને શરીરને આનંદદાયક માનીને મૂલ્યવાન સમજે છે. તેથી, તેમની દૃષ્ટિએ તેમને સુખ આપવા માટે જ્ઞાની પુરુષ ઐશ્વર્ય અને શરીરનો ત્યાગ કરે તો તેમાં આશ્ચર્ય અને શંકા થવાનું શું કારણ છે?

જ્ઞાનમાર્ગ પર ચાલનારો મનુષ્ય સમસ્ત જડ-ચેતન વિશ્વને પોતાના ચિન્મય આત્માના રૂપમાં જ અનુભવે છે. તેથી સહુની સાથેનો તેનો

વ્યવહાર આત્મવત્ હોય છે. જેમ કોઈ વખતે પોતાના જ દાંતોથી જીભ કચડાઈ જતાં કોઈ પણ મનુષ્ય પોતાના દાંતોને સજા કરવા માગતો નથી; કારણ કે તે જાણે છે કે દાંત અને જીભ મારાં જ છે, જીભને તો કષ્ટ થયું જ છે - હવે દાંતોમાં વધારાનું કષ્ટ શા માટે પેદા કરવું. તેવી જ રીતે જ્ઞાનમાર્ગ પર ચાલનારો સંતપુરુષ સહુને પોતાનો આત્મા માનતો હોવાના કારણે, કોઈના વડે પોતાનું અનિષ્ટ થાય તોપણ તે તેને સજા કરવાની ભાવના નથી કરતો. કોઈ-કોઈ વાર જો આવી વાત જોવામાં આવે છે તો તેનો હેતુ પણ આત્મવત્ પ્રેમ જ હોય છે. જેમ પોતાનાં અન્ય સાજાં-સારાં અંગોને બચાવી લેવા માટે મનુષ્ય સમજી-વિચારીને પોતાના સડેલા રોગગ્રસ્ત અંગને કપાવી નાખવામાં જ પોતાનું હિત સમજે છે તેવી જ રીતે સંતો વડે પણ વિશ્વના હિત માટે કોઈ-કોઈ વાર સ્વાભાવિક જ આવી ક્રિયા થતી જોવા મળે છે.

સંતોના ઉપર્યુક્ત વિશ્વપ્રેમનું તત્ત્વ અને રહસ્ય ઘણું જ વિલક્ષણ અર્થાત્ અનોખું છે. તે તત્ત્વ-રહસ્યને તેઓ જ જાણે છે કે જેઓ વાસ્તવમાં સંત હોય છે. આવા સંતોના ગુણ, આચરણ, પ્રભાવ અને તત્ત્વનો અનુભવ તેમનો સંગ અને તેમનું સેવન કરવાથી જ થઈ શકે છે.

### સંતોનું આચરણ અને તેમનો ઉપદેશ

**પ્રશ્ન :** આવા સંત-મહાત્માઓનું આચરણ અનુકરણીય છે કે પછી તેમનો ઉપદેશ?

**ઉત્તર :** સંતોનું આચરણ અને તેમનો ઉપદેશ – બંનેય અનુકરણીય છે. માત્ર આચરણ અને ઉપદેશને જ કેમ, તેમના પ્રત્યેક ગુણને આપણે પોતાના હૃદયમાં સારી રીતે ધારણ કરી લેવો જોઈએ. હા, આચરણ અને ઉપદેશમાં જો ભિન્નતા જણાય તો ત્યાં ઉપદેશને જ પ્રધાન સમજવામાં આવે છે. જોકે મહાપુરુષોનાં આચરણ શાસ્ત્રોને અનુકૂળ જ હોય છે અને તેઓ ઉપદેશ પણ શાસ્ત્રોને અનુકૂળ હોય તેવો જ કરે છે; પરંતુ તે મહાપુરુષોના તત્ત્વ અને રહસ્યને નહિ જાણવાના કારણે જે જે આચરણો શાસ્ત્રાનુકૂળ નહિ હોવાનું જણાય તેવાં આચરણોનું અનુકરણ કરવું જોઈએ નહિ.

જોકે તે મહાપુરુષો માટે કશું પણ કર્તવ્ય-કર્મ નથી, તોપણ તેઓ સ્વાભાવિક જ લોકો ઉપર દયા કરીને લોકહિત માટે શાસ્ત્રાનુકૂળ આચરણ કરતા હોય છે. તેઓ શાસ્ત્રવિરુદ્ધ આચરણ કરે એ માટે તો કોઈ કારણ જ નથી; પરંતુ શાસ્ત્રાનુકૂળ જેટલાં કર્મો થવાં જોઈએ તેમાં સ્વભાવની વિરક્તિના કારણે અથવા શરીરનું બાહ્ય જ્ઞાન નહિ રહેવાના કારણે અથવા તો અન્ય કોઈ કારણસર ઊણપ અનુભવાય તો તે માટે તે મહાપુરુષોને કોઈ વિવશ કરી શકતું નથી, કારણ કે તેઓ વિધિનિષેધરૂપ શાસ્ત્રને પાર કરી ગયેલા છે. તેમના ઉપર 'આ અપનાવો' અથવા 'આનો ત્યાગ કરો' - એ રીતનું શાસન કોઈ પણ કરી શકતું નથી. તેમના ગુણો અને આચરણ જ સદાચાર છે. તેમની વાણી અર્થાત્ ઉપદેશ અને આદેશ જ વેદવાણી છે, તો પછી તેમના માટે વિધાન કરનારું કોણ હોઈ શકે? તેથી જ, તેમના વડે થતાં આચરણ સર્વથા અનુકરણીય જ છે. તેમ છતાં જે આચરણમાં સંદેહ હોય, જે આચરણ શાસ્ત્રવિરુદ્ધ હોવાનું લાગે તો તે અંગે તે મહાપુરુષોને જ પૂછીને સંદેહનું નિરાકરણ કરવું જોઈએ અથવા તો તે સંદેહયુક્ત આચરણને બાદ કરીને, જે શાસ્ત્રાનુકૂળ જણાય તેવાં આચરણોનું અનુકરણ કરવું જોઈએ.

**પ્રશ્ન :** આવા મહાપુરુષો ઉપર જો વિધિનિષેધ-શાસ્ત્રનું કોઈ શાસન જ નથી તો

પછી તેઓ કર્મોનું આચરણ શા માટે કરે છે?

**ઉત્તર :** લોકો ઉપર દયા કરીને લોકહિત કરવા માટે. સ્વયં ભગવાન શ્રીકૃષ્ણે પણ અવતાર લઈને લોકહિત માટે કર્મોનું આચરણ કરેલું છે; અને તેમણે એમ કરવા માટે સંતોને કહ્યું પણ છે –

**યદ્યદાચરતિ શ્રેષ્ઠસ્તત્તદેવેતરો જનઃ ।**
**સ યત્પ્રમાણં કુરુતે લોકસ્તદનુવર્તતે ॥**
**ન મે પાર્થાસ્તિ કર્તવ્યં ત્રિષુ લોકેષુ કિઞ્ચન ।**
**નાનવાપ્તમવાપ્તવ્યં વર્ત એવ ચ કર્મણિ ॥**

(ગીતા - ૩/૨૧-૨૨)

'શ્રેષ્ઠ પુરુષ જે જે આચરે છે, અન્ય માણસો પણ તેને તેને જ આચરે છે; તે જે કંઈ પ્રમાણ કરી આપે છે, સકળ માનવ-સમૂહ તે પ્રમાણે વર્તવા લાગે છે. હે પાર્થ! મારે આ ત્રણેય લોકોમાં ન તો કશું કર્તવ્ય છે કે ન કશીયે પ્રાપ્ત કરવા જેવી વસ્તુ અપ્રાપ્ત છે, છતાંય હું કર્મમાં જ વર્તું છું.'

ભગવાનના આ આદર્શ અનુસાર જો સંતપુરુષો આચરણ કરે તો તેમાં તેમનું ગૌરવ છે અને લોકોનું પરમ કલ્યાણ છે; અને એટલા જ માટે સંતો વડે સ્વાભાવિક જ લોકહિતકારી કાર્યો થાય છે. આવા સંતોનું જીવન લોકોપકાર માટે જ હોય છે. જેથી લોકોએ પણ આ પ્રકારના સંત બનવા માટે ભગવાનના શરણે થઈને ડગલે ને પગલે ભગવાનની દયાનું દર્શન કરતા રહીને નિત્ય નિરંતર પ્રસન્નચિત્ત રહેવું જોઈએ. ભગવાનને યંત્રી માનીને, તેમને પોતાની જાતનું સમર્પણ કરીને, તેમના હાથનું યંત્ર બનીને તેમની આજ્ઞા અનુસાર વર્તવું જોઈએ અને એ વાત યાદ રાખવી જોઈએ કે જે મનુષ્ય આ રીતે પોતાની જાતનું સમર્પણ કરી દે છે તેનાં તમામ આચરણ ભગવાનની દયાથી ભગવાનને અનુકૂળ જ હોય છે - અને આ જ શરણાગતિની કસોટી છે. આ શરણાગતિથી જ ભગવાનની અનંત દયાનાં દર્શન થાય છે અને ભગવાનની દયાથી જ દેવો વડે પણ પૂજવા લાયક પરમ દુર્લભ સંતભાવની પ્રાપ્તિ થાય છે.

—★—

## ભગવદ્‌ભક્તોનો મહિમા

ભગવાનના ભક્તોનો મહિમા અનંત અને અપાર છે. શ્રુતિ, સ્મૃતિ, ઇતિહાસ, પુરાણ વગેરેમાં સ્થળે સ્થળે એમનો મહિમા ગાવામાં આવ્યો છે, પણ એનો કોઈ પાર પામી શક્યું નથી. વાસ્તવમાં ભક્તોનો તથા એમના ગુણ, પ્રભાવ અને સંગનો મહિમા કોઈ વાણી દ્વારા ગાઈ જ નથી શકતું. શાસ્ત્રોમાં જે કંઈ કહેવામાં આવ્યું છે અથવા વાણી દ્વારા જે કંઈ કહેવામાં આવે છે એનાથીય એમનો મહિમા અધિક છે. રામચરિતમાનસમાં સ્વયં શ્રીભગવાને ભાઈ ભરતને સંતોનાં લક્ષણો જણાવતાં એમનો આ રીતે મહિમા કહ્યો છે–

**બિષય અલંપટ સીલ ગુનાકર ।**
**પર દુખ દુખ સુખ સુખ દેખે પર ॥**
**સમ અભૂતરિપુ બિમદ બિરાગી ।**
**લોભામરષ હરષ ભય ત્યાગી ॥**
**કોમલચિત દીનન્હ પર દાયા ।**
**મન બચ ક્રમ મમ ભગતિ અમાયા ॥**
**સબહિ માનપ્રદ આપુ અમાની ।**
**ભરત પ્રાન સમ મમ તે પ્રાની ॥**
**બિગત કામ મમ નામ પરાયન ।**
**સાંતિ બિરતિ બિનતી મુદિતાયન ॥**

**સીતલતા સરલતા મયત્રી ।**
**દ્વિજ પદ પ્રીતિ ધર્મ જનયત્રી ॥**
**સમ દમ નિયમ નીતિ નહિં ડોલહિં ।**
**પરુષ બચન કબહૂઁ નહિં બોલહિં ॥**
(ઉત્તરકાંડ દોહા-૩૮/૧-૨-૩-૪)
**નિંદા અસ્તુતિ ઉભય સમ મમતા મમ પદ કંજ ।**
**તે સજ્જન મમ પ્રાનપ્રિય ગુન મંદિર સુખ પુંજ ॥**
(ઉત્તરકાંડ દોહા-૩૮)

ભગવાનના ભક્તો ક્ષમા, શાન્તિ, સરળતા, સમતા, સંતોષ, પવિત્રતા, ચતુરતા, નિર્ભયતા, શમ, દમ, તિતિક્ષા, ધૃતિ, ત્યાગ, તેજ, જ્ઞાન, વૈરાગ્ય, વિનય, પ્રેમ અને દયા વગેરે ગુણોના સાગર હોય છે.

ભગવાનના ભક્તોનું હૃદય ભગવાનની જેમ વજ્રથીયે વધીને કઠોર અને ફૂલથીય વધીને કોમળ હોય છે. પોતાના પર કોઈ વિપત્તિ આવે છે તો તેઓ મોટામાં મોટી વિપત્તિને પણ પ્રસન્નતા સાથે સહી લે છે. ભક્ત પ્રહ્લાદ પર અનેક જાતના પ્રહાર કરવામાં આવ્યા, પણ એ જરાય ન ગભરાયા અને પ્રસન્નતાથી સઘળું સહેતા રહ્યા. આવી સ્થિતિમાં ભક્તોનું હૃદય વજ્રથીયે કઠોર બની જાય છે, પણ બીજા લોકોનું દુઃખ એમનાથી નથી સહી શકાતું, એ વખતે એમનું હૃદય ફૂલથીયે વધીને કોમળ થઈ જાય છે. બધેય ભગવદ્‌બુદ્ધિ હોવાને લીધે કોઈની સાથે એમને વેર કે દ્વેષ તો હોઈ જ નથી શકતો કે ન કોઈના પર એમને ઘૃણા હોય છે. એ મહાપુરુષો સાથે કોઈ કેવો ય ક્રૂર વ્યવહાર કેમ ન કરે, તેઓ તો બદલામાં એમનું હિત જ કરતા રહે છે. દયાના તો તેઓ જાણે સાગર હોય છે. બીજાના હિત માટે મહર્ષિ દધીચિ અને રાજા શિબિની જેમ પોતાનું બલિદાન કરી શકે છે. બીજા લોકોની પ્રસન્નતાથી એમને ઘણી પ્રસન્નતા થાય છે, સૌ જીવોના પરમ હિતમાં એમની સ્વભાવે જ પ્રીતિ હોય છે. બીજા લોકોના હિતની તોલે તેઓ મુક્તિને પણ વિશેષ નથી સમજતા.

આના પર એક દૃષ્ટાંત છે - એક ધનવાન દયાળુ દાની પુરુષ નિત્ય હજારો અનાથ, ગરીબ અને ભિક્ષુકોને ભોજન આપતો. એક દિવસ એનો સેવક, કે જે ઘણો કોમળ અને દયાળુ સ્વભાવનો હતો એ માલિકની સાથે લોકોને ભોજન પીરસવાનું કામ કરવા માંડ્યો, સમય ઘણો થઈ જવાથી માલિકે સેવકને કહ્યું કે 'જા, તું પણ ભોજન કરી લે.' આ સાંભળીને સેવકે કહ્યું, 'માલિક! હું આ બધાને ભોજન કરાવ્યા પછી ભોજન કરી લઈશ, આપને ઘણો સમય થઈ ગયો છે, માટે આપ વિશ્રામ કરી શકો છો. મને જેટલો આનંદ આ દુઃખી અનાથોને ભોજન કરાવવામાં આવે છે એટલો આનંદ પોતે ભોજન કરવામાં નથી આવતો.' પણ માલિક ક્યાં જાય એમ હતો, બન્ને મળીને જ સૌ દુઃખી અનાથોને ભોજન કરાવવા માંડ્યા. થોડીવાર પછી એ ધનવાને ફરી પોતાના સેવકને કહ્યું કે, 'સમય ઘણો વધુ થઈ ગયો છે. તારે પણ તો ભોજન કરવાનું છે, જા, ભોજન કરી લે.' આ સાંભળીને સેવકે કહ્યું, 'પ્રભો! હું ઘણો અકર્મણ્ય, સ્વાર્થી છું. માટે જ આપ મને આ કાર્યને છોડીને વારંવાર ભોજન કરવા માટે કહી રહ્યા છો. જો હું પોતે ભોજન કરવા કરતાં આમને ભોજન કરાવવાને વધારે મહત્ત્વપૂર્ણ સમજતો હોત તો શું આપ મને આવું કહી શકત? પણ ભલા માલિકો અકર્મણ્ય સેવકોને પણ નિભાવે જ છે! હું આપની આજ્ઞાની અવહેલના કરું

છું, આપ મારી આ ધૃષ્ટતા તરફ ધ્યાન નહીં આપીને મને ક્ષમા કરશો. પ્રભો! આ અનાથ ભૂખ્યા લોકોને જમાડ્યા સિવાય હું ભોજન કેમ કરીને કરું?' આ સાંભળીને માલિક ઘણો પ્રસન્ન થયો અને સૌને ભોજન કરાવીને પોતાના એ સેવક સાથે ઘેર ચાલ્યો ગયો. ત્યાં જઈને એણે સેવકને કહ્યું - 'હું તારા પર ઘણો પ્રસન્ન છું, જે કહીશ એ કરવા તૈયાર છું, બોલ, તું શું ઈચ્છે છે? તું જે માગીશ તે હું તને ચોક્કસ આપીશ.' સેવકે કહ્યું - 'પ્રભો! દીન-દુઃખીઓને ભોજન કરાવવાનું જે કામ આપ નિત્ય પોતે કરો છો, મને તો એ જ કામ સૌથી શ્રેષ્ઠ જણાય છે, માટે એ જ મને આપી દો; કામ ભલે પોતાની સાથે રાખીને કરાવો કે મને એકલો રાખીને.'

આ દૃષ્ટાંત છે. દૃષ્ટાંતમાં ઈશ્વરને સ્વામી, ભક્તને સેવક, જિજ્ઞાસુઓને ભૂખ્યા અનાથ દુઃખી અને એમને સંસારથી છોડાવવા જ ભોજન કરાવવું તેમજ પરમધામમાં જવું જ ઘરે જવું સમજવું.

ભગવાનના જે ખરા પ્રેમી ભક્તો હોય છે, તેઓ પોતાની મુક્તિની પરવા નહીં કરીને સૌના કલ્યાણ માટે પ્રસન્નતા સાથે તત્પર થઈ જાય છે; અને ભગવાન પાસે વરદાન પણ માંગે છે તો એ જ કે 'સૌ જીવોનું કલ્યાણ થાય.' આવા જ ભક્તો માટે ગોસ્વામી તુલસીદાસજીએ કહ્યું છે કે –

**મોરેં મન પ્રભુ અસ બિસ્વાસા ।**
**રામ તે અધિક રામ કર દાસા ॥**
**રામ સિંધુ ઘન સજ્જન ધીરા ।**
**ચંદન તરુ હરિ સંત સમીરા ॥**
(ઉ૦ દોહા ૧૨૦-ક ચોપાઈ/૮-૯)

એટલે કે સ્વામી! મારા મનમાં તો એવો વિશ્વાસ છે કે રામના દાસ રામથીયે વધીને છે. રામ સમુદ્ર છે અને સંતો મેઘ છે, રામ ચંદન વૃક્ષ છે અને સંતો પવન છે. મેઘ સમુદ્રનું જળ લઈને બધી જગ્યાએ વરસાવે છે અને આખા જગતને તૃપ્ત કરી દે છે, એ જ રીતે સંત-મહાત્મા પણ અક્ષય સુખ અને શાંતિ આપનારી ભગવાનના ગુણ, પ્રેમ અને પ્રભાવની વાતો જિજ્ઞાસુઓને સંભળાવીને એમને તૃપ્ત કરે છે. તેમ જ જેમ વાયુ ચંદનની સુગંધને લઈને લીમડા અને સાલ જેવા અન્ય વૃક્ષોને પણ ચંદન બનાવી દે છે, એ જ રીતે મહાત્મા પુરુષ વિજ્ઞાનાનંદઘન પરમેશ્વરના ભાવને લઈને જિજ્ઞાસુઓને વિજ્ઞાનાનંદમય બનાવી દે. છે.

સ્વયં ભગવાને પણ પોતાના ભક્તોના મહત્ત્વનું વર્ણન કરતાં એમને પોતાનાથી મોટા જણાવ્યા છે. રાજા અંબરીષ ભગવાનના ઘણા મોટા પ્રેમી ભક્ત હતા. એમણે એકાદશીનું વ્રત કર્યું હતું. એકવખતે દ્વાદશીને દિવસે દુર્વાસા ઋષિ રાજા અંબરીષના ઘરે પહોંચ્યા અને રાજાએ પ્રાર્થના કરતાં ભોજન કરવાનું સ્વીકારીને તેઓ સ્નાનાદિ નિત્યકર્મ કરવા માટે યમુના તટ પર ચાલ્યા ગયા. એ વખતે દ્વાદશી કેવળ એક ઘડી પૂરતી જ શેષ રહી ગઈ હતી. એ પછી ત્રયોદશી આવતી હતી. વ્રતના પારણાં દ્વાદશીમાં જ કરવાનું અભીષ્ટ હતું. દુર્વાસાજી સ્નાન કરીને સમયસર ન આવ્યા, એટલે રાજાએ વિચાર્યું કે 'પારણાં ન કરવાથી તો વ્રતનો ભંગ થાય છે અને અતિથિ બ્રાહ્મણને ભોજન કરાવ્યા વિના સ્વયં ભોજન કરી લેવાથી પાપના ભાગીદાર થવું પડે છે.' માટે રાજાએ વિદ્વાન બ્રાહ્મણો સાથે પરામર્શ કર્યો અને એમની આજ્ઞાથી કેવળ ચરણોદક લઈને પારણાં કરી લીધાં. એટલામાં જ દુર્વાસાજી પણ સ્નાન કરીને પાછા ફર્યા. આ

વાતની ખબર પડતાં જ એમને ઘણો ક્રોધ ચડ્યો. રાજાએ ઘણી રીતે ક્ષમા-પ્રાર્થના કરી, પણ ઋષિએ કશું કાને ન ધર્યું. ક્રોધે ભરાઈને રાજાનો નાશ કરવા માટે એમણે તરત જ પોતાની જટાના કેશ ઉખાડીને એક કૃત્યા ઉત્પન્ન કરી. રાજા એ વખતે પણ હાથ જોડીને એમની સામે જ ઊભા રહ્યા. ન તો કૃત્યાને જોઈને ભયભીત થયા કે ન એનો કોઈ પ્રતીકાર કર્યો; પણ ભગવાનના સુદર્શનચક્રથી આ સહન ન થયું. એ કૃત્યાનો નાશ કરીને દુર્વાસા તરફ દોડ્યા. ચક્રને જોતાં જ ઋષિ ગભરાઈ ગયા. અને એનાથી છૂટકારો પામવા બ્રહ્મા, શિવ વગેરેને શરણે ગયા; પણ ભગવાનના ભક્તનો અપરાધી સમજીને એમની કોઈએ સહાયતા ન કરી. છેવટે તેઓ ભગવાન વિષ્ણુને શરણે ગયા તો એમણે પણ સાફ સાફ ના કહી દીધી. શ્રીમદ્‌ભાગવતમાં ત્યાંનું વર્ણન આ રીતનું છે, ભગવાન કહે છે –

**અહં ભક્તપરાધીનો હ્યસ્વતન્ત્ર ઈવ દ્વિજ ।**
**સાધુભિર્ગ્રસ્તહૃદયો ભક્તૈર્ભક્તજનપ્રિયઃ ॥**
**યે દારાગારપુત્રાપ્તાન્ પ્રાણાન્વિત્તમિમં પરમ્ ।**
**હિત્વા માં શરણં યાતાઃ કથં તાંસ્ત્યક્તુમુત્સહે ॥**
**બ્રહ્મંસ્તદ્‌ગચ્છ ભદ્રં તે નાભાગતનયં નૃપમ્ ।**
**ક્ષમાપય મહાભાગં તતઃ શાન્તિર્ભવિષ્યતિ ॥**

(શ્રીમદ્‌ભાગવત ૯/૪/૬૩,૬૫,૭૧)

'દુર્વાસાજી! હું બધી રીતે ભક્તોને આધીન છું. હું બિલકુલ સ્વતંત્ર નથી. મારા સીધા-સાદા સરળ ભક્તોએ મારા હૃદયને તેમના વશ કરી રાખ્યું છે. ભક્તજનો મને પ્રેમ કરે છે, હું તેમને પ્રેમ કરું છું.'

'જે ભક્તો પત્ની, પુત્ર, ઘર, ગુરુજનો, પ્રાણ, ધન, આ લોક અને પરલોક – બધું જ છોડીને માત્ર મારા જ શરણમાં આવી ગયા છે, તેમને છોડવાનો વિચાર પણ હું કઈ રીતે કરી શકું?'

'દુર્વાસાજી! તમારું કલ્યાણ થાઓ. તમે નાભાગના પુત્ર પરમ ભાગ્યશાળી રાજા અંબરીષ પાસે જાઓ અને તેમની ક્ષમા માગો, ત્યારે તમને શાંતિ મળશે.'

ઋષિ પાછા ફરીને અંબરીષના શરણે આવ્યા, ત્યાં સુધીમાં રાજા ભોજન કર્યા વિના એ જ રીતે ઊભા રહીને ઋષિના આગમનની પ્રતીક્ષા કરી રહ્યા હતા. દંડવત્ પ્રણામ કરીને ઋષિએ ક્ષમા-પ્રાર્થના કરતાં રાજાને ઘણો સંકોચ થયો. રાજાએ સ્તુતિ-પ્રાર્થના કરીને સુદર્શન ચક્રને શાંત કર્યા ઋષિને ઘણું સાંત્વન આપીને સારી પેઠે ભોજન કરાવ્યું અને એમની સેવા કરી. પછી પોતે ભોજન કર્યું. ધન્ય છે! ભગવાનના ભક્તો આવા જ હોવા જોઈએ.

ભગવાનથીયે ભગવાનના ભક્તોને ચઢિયાતા જણાવવામાં ભગવાનની નિંદા નથી. ભક્તોને એમનાથી મોટા જણાવવામાં પણ મોટાઈ ભગવાનની જ થાય છે, કેમકે, ભક્તોની મોટપ ભગવાનથી જ છે.

ભગવાનની ભક્તિનો પ્રચાર અવશ્યંભાવી નથી હોતો. એ ભગવાનના ભક્તો પર નિર્ભર છે. પોતાની ભક્તિ અને મહિમાનો પ્રચાર કરવામાં સ્વાભાવિકપણે જ સૌને સંકોચ થાય છે. માટે ભગવાન પણ પોતાની ભક્તિનો વિસ્તારપૂર્વક પ્રચાર પોતે ન કરતાં પોતાના ભક્તો થકી જ કરાવે છે. માટે ભગવાનની ભક્તિ અને મહિમાનો પ્રચાર ખાસ તો ભગવાનના ભક્તો પર જ નિર્ભર કરે છે. માટે ભગવાનના ભક્તો ભગવાનથી ચઢિયાતા છે.

આખો સંસાર ભગવાનના એક અંશમાં સ્થિત છે (ગીતા ૧૦/૪૨) અને ભગવાન

ભક્તના હૈયામાં સ્થિત છે – આ યુક્તિથી પણ ભગવાનના ભક્તો ભગવાનથી મોટા છે.

પવિત્રતામાં તો ભગવાનના ભક્તો તીર્થોથી પણ ચઢિયાતા છે, કેમકે, સઘળાં તીર્થોની ઉત્પત્તિ એમના જ નિમિત્તે કે પ્રતાપે થઈ છે. જો કહો કે ઘણા તીર્થોનું નિર્માણ ભગવાનના અવતાર કે લીલાથી થયું છે, એ બરાબર છે. પણ ભગવાનનો અવતાર પણ તો ઘણું કરીને ભક્તો કાજે જ હોય છે. માટે એમાં પણ ભગવાનના ભક્તો જ નિમિત્ત બને છે. તીર્થ બધાં સંસારને પવિત્ર કરનારાં છે, પણ ભગવાનના ભક્તો તો તીર્થોનેય પવિત્ર કરનારાં છે.

**તીર્થીકુર્વન્તિ તીર્થાનિ સુકર્મીકુર્વન્તિ કર્માણિ સચ્છાસ્ત્રીકુર્વન્તિ શાસ્ત્રાણિ ।**

(નારદભક્તિસૂત્ર ૬૯)

'આવા ભક્તો તીર્થોને સુતીર્થ, કર્મોને સુકર્મ અને શાસ્ત્રોને સત્ શાસ્ત્ર બનાવી દે છે.'

મહારાજ ભગીરથના ઘોર તપથી પ્રસન્ન થઈને વરદાન આપવા માટે આવિર્ભૂત થયેલાં ભગવતી ગંગાજીએ એમને કહ્યું– 'ભગીરથ! હું પૃથ્વી પર શી રીતે આવું! સંસારના સઘળા પાપીઓ તો આવી આવીને મારામાં પોતાના પાપોને ધોઈ નાખશે, પણ એ પાપીઓના અપાર પાપપંકને હું ક્યાં ધોવા જઈશ. એ વિશે આપે શું વિચાર્યું છે!' એના ઉત્તરમાં ભગીરથે કહ્યું–

**સાધવો ન્યાસિનઃ શાન્તા બ્રહ્મિષ્ઠા લોકપાવનાઃ ।**
**હરન્ત્યઘં તેઽઙ્ગસઙ્ગાત્ તેષ્વાસ્તે હ્યઘભિદ્ધરિઃ ॥**

(શ્રીમદ્ભાગવત ૯/૯/૬)

'મા! જેમણે લોક-પરલોક, ધન-સંપત્તિ અને પત્ની-પુત્રની કામનાઓનો ત્યાગ કરી દીધો છે, જેઓ સંસારથી ઉપરામ થઈને પોતે આત્મસ્વરૂપમાં સ્થિત (શાંત) છે, જેઓ બ્રહ્મનિષ્ઠ અને લોકોને પવિત્ર કરનારા પરોપકારી સજ્જનો છે – તેઓ પોતાના અંગ-સ્પર્શથી તમારાં પાપને નષ્ટ કરી દેશે. કારણ કે તેમના હૃદયમાં અઘરૂપી (પાપરૂપી) અઘાસુરને મારનારા ભગવાન હંમેશાં નિવાસ કરે છે.'

ગંગા, યમુના વગેરે તીર્થો તો સ્નાન-પાન વગેરેથી પવિત્ર કરે છે, પણ ભગવાનના ભક્તોનાં તો દર્શન અને સ્મરણ કરવાથી પણ મનુષ્ય તરત પવિત્ર થઈ જાય છે, પછી ભાષણ અને સ્પર્શની તો વાત જ શી? તીર્થોમાં તો લોકોને જવું પડે છે અને જઈને સ્નાનાદિ કરીને તેઓ પવિત્ર થાય છે; પણ મહાત્માઓ તો શ્રદ્ધાભક્તિ હોવાથી સ્વયં ઘરે પધારીને પવિત્ર કરી દે છે.

મહાત્માઓની પવિત્રતા વિશે જેટલું કહેવામાં આવે થોડું છે. સ્વયં ભગવાને એમનો મહિમા પોતાના મુખેથી ગાયો છે.

શ્રદ્ધાપૂર્વક કરવામાં આવેલો મહાપુરુષોનો સંગ ભજન અને ધ્યાનથીય ચઢિયાતો છે. માટે જ સનકાદિ મહર્ષિઓ ધ્યાન છોડીને ભગવાનના ગુણાનુવાદ સાંભળ્યા કરતા હતા. રાજા પરીક્ષિત તો ભગવાનના ગુણાનુવાદ સાંભળવાથી મુક્ત થઈ ગયા; કેમકે, સત્સંગ દ્વારા ભગવાનના ગુણ, પ્રભાવ અને પ્રેમની વાતોને સાંભળવાથી જ ભગવાનમાં શ્રદ્ધા તેમ જ પ્રેમ થાય છે.

**બિનુ સતસંગ ન હરિકથા તેહિ બિનુ મોહ ન ભાગ ।**
**મોહ ગએઁ બિનુ રામ પદ હોઈ ન દૃઢ઼ અનુરાગ ॥**

(ઉત્તરકાંડ દોહા-૬૧)

ભગવાનમાં શ્રદ્ધા અને પ્રેમ થવાથી જ ભજન-ધ્યાન થાય છે. શ્રદ્ધા અને પ્રેમપૂર્વક કરવામાં આવેલ ભજન-ધ્યાનથી જ ભગવાન સત્વરે મળે છે. માટે ભગવાનમાં શ્રદ્ધા અને પ્રેમ થવા માટે મહાપુરુષોનો સંગ કરીને

ભગવાનના નામ, રૂપ, ગુણ, પ્રભાવ, તત્ત્વ અને રહસ્યની અમૃતમયી વાતો સાંભળવાનો તેમજ સમજવાનો પ્રયાસ કરવો.

મહાપુરુષોનો સંગ મુક્તિથી પણ ચઢિયાતો જણાવવામાં આવ્યો છે.

**તાત સ્વર્ગ અપબર્ગ સુખ ધરિઅ તુલા એક અંગ ।**
**તૂલ ન તાહિ સકલ મિલિ જો સુખ લવ સતસંગ ॥**

(સુન્દરકાંડ દોહા-૪)

શાસ્ત્રો કહે છે – મુક્તિ તો મહાપુરુષોની ચરણરજમાં વિરાજે છે એટલે કે શ્રદ્ધા અને પ્રેમપૂર્વક મહાપુરુષોની ચરણરજને મસ્તક પર ધારણ કરવાથી મનુષ્ય મુક્ત થઈ જાય છે. ભાગવતમાં ઉદ્ધવજી કહે છે-

**આસામહો ચરણરેણુજુષામહં સ્યાં**
**વૃન્દાવને કિમપિ ગુલ્મલતૌષધીનામ્ ।**

(૧૦/૪૭/૬૧)

'મારા માટે તો સર્વશ્રેષ્ઠ વાત એ જ હશે કે હું વૃન્દાવનધામમાં કોઈ વૃક્ષ-લતા અથવા વનસ્પતિ, જડી-બુટ્ટીરૂપે જ બની જાઉં, તો મને આ ગોપીજનોની ચરણરજ નિરંતર સેવન કરવા માટે મળતી રહેશે.'

ભાગવતમાં પોતાના ભક્તોના મહિમાનું વર્ણન કરતાં સ્વયં ભગવાને કહ્યું છે–

**નિરપેક્ષં મુનિં શાન્તં નિર્વૈરં સમદર્શનમ્ ।**
**અનુવ્રજામ્યહં નિત્યં પૂયેયેત્યઙ્ઘ્રિરેણુભિઃ ॥**

(૧૧/૧૪/૧૬)

'જેને કોઈ અપેક્ષા નથી, જે જગતના ચિંતનથી સદા ઉપરામ થઈને મારા જ મનન-ચિંતનમાં તલ્લીન રહે છે અને રાગ-દ્વેષ છોડીને સર્વમાં સમાન દૃષ્ટિ રાખે છે, તેવા મહાત્માની પાછળ-પાછળ હું નિરંતર એવું સમજીને ફર્યા કરું છું કે તેના ચરણોની રજ ઊડીને મારા ઉપર પડી જાય, જેથી મારામાં વસેલા બધા લોક પવિત્ર થઈ જાય.'

જે મનુષ્ય મહાપુરુષોના તત્ત્વને સમજીને એમનો સંગ કરે છે એ તો સ્વયં બીજાને પવિત્ર કરનાર બની જાય છે. મુક્તિ તો વગર ઈચ્છાએ જ પરાણે એને મળે છે, પણ એ મુક્તિનો તિરસ્કાર કરીને ભગવાનના ગુણ અને પ્રભાવની વાતો સાંભળી-સાંભળીને પ્રેમમાં મુગ્ધ થાય છે અને પ્રેમમાં વિહ્વળ થઈને ભગવાનને આહ્લાદિત કરે છે. આ રીતે ભગવાનને આહ્લાદિત કરવાને એ મુક્તિથીય અધિક સમજે છે.

સંસારમાં ત્રણ પ્રકારના પુરુષો હોય છે - એમાંથી એક તો એવા છે કે જેઓ ન્યાયયુક્ત પરિશ્રમથી ધન કમાઈને પોતાનું પેટ ભરે છે, બીજા એવા છે કે જેઓ માંગીને ક્ષેત્રોથી કે સદાવ્રત દ્વારા શરીરનો નિર્વાહ કરે છે અને ત્રીજા એવા છે કે જેઓ સદાવ્રત વહેંચે છે અને સૌને જમાડીને જમે છે. પેટ ત્રણેનુંય ભરાય છે. તુષ્ટિ, પુષ્ટિ પણ ત્રણેનીય સમાનરૂપે થાય છે. વર્ણાશ્રમ અનુસાર ન્યાયયુક્ત જીવિકા કરવાથી ત્રણેય શ્રેષ્ઠ હોવા છતાં પણ વિશેષ પ્રશંસાના પાત્ર એ લોકો જ છે કે જેઓ નિત્ય સૌને ભોજન કરાવીને યજ્ઞશિષ્ટ અમૃતનું ભોજન કરે છે. એ જ રીતે મુક્તિ વિશે પણ સમજવું.

જેઓ ભજન, ધ્યાન વગેરે સાધન કરીને મુક્તિ પામે છે તેઓ પરિશ્રમ કરીને પેટ ભરનારાઓ સમાન છે. જેઓ કાશી વગેરે ક્ષેત્રોનું તેમજ મહાત્મા પુરુષોનું શરણ લઈને મુક્તિ પામે છે તેઓ માંગીને શરીર-નિર્વાહ કરનારા સમાન છે અને જેઓ ભગવાનના આપવા છતાં પણ મુક્તિ ગ્રહણ નહીં કરીને સૌનું કલ્યાણ થાય એ માટે ભગવાનના ગુણ,

પ્રેમ, તત્ત્વ, રહસ્ય અને પ્રભાવયુક્ત ભગવાનના સિદ્ધાંતનો સંસારમાં પ્રચાર કરે છે, તેઓ સૌને જમાડીને ભોજન કરનારા સમાન છે. જોકે સૌનુંય કલ્યાણ થાય છે અને પરમ શાંતિ તથા પરમાનંદની પ્રાપ્તિમાં સૌ સમાન છે, પણ આ ત્રણેમાં જો કોઈને ઊંચો દરજ્જો આપવો હોય તો એ લોકો જ સૌથી શ્રેષ્ઠ છે જેઓ મુક્તિને પણ નહીં ઈચ્છીને સૌનું કલ્યાણ કરવામાં જ મંડ્યા છે. આવો અધિકાર ભગવાનની કૃપાથી જ મળે છે; માટે આવા પુરુષોનો સંગ મુક્તિથી પણ ચઢિયાતો છે, આવા પુરુષોની સ્વયં ભગવાને પણ ગીતા અધ્યાય ૧૮ શ્લોક ૬૮-૬૯માં પોતાના શ્રીમુખે પ્રશંસા કરી છે –

**ય ઈમં પરમં ગુહ્યં મદ્ભક્તેષ્વભિધાસ્યતિ ।**
**ભક્તિં મયિ પરાં કૃત્વા મામેવૈષ્યત્યસંશયઃ ॥**
**ન ચ તસ્માન્મનુષ્યેષુ કશ્ચિન્મે પ્રિયકૃત્તમઃ ।**
**ભવિતા ન ચ મે તસ્માદન્યઃ પ્રિયતરો ભુવિ ॥**

'જે માણસ મારામાં પરમ પ્રેમ રાખીને આ પરમ રહસ્યયુક્ત ગીતાના ઉપદેશને મારા ભક્તોમાં કહી સંભળાવશે, એ મને જ પામશે - એમાં જરા પણ સંદેહ નથી. માણસોમાં એનાથી વધીને મારું પ્રિય કાર્ય કરનારો કોઈ પણ નથી તથા આખી પૃથ્વી પર એનાથી વધીને મારો પ્રિય બીજો કોઈ ભવિષ્યમાં થશે પણ નહીં.'

આવા ભક્તોને જ્યારે ભગવાન સ્વયં મુક્તિ આપવા માંગે છે ત્યારે તેઓ કહ્યા કરે છે કે - 'ભગવન્! હું તો એ જ ઈચ્છું છું કે કેવળ આપના ગુણ, પ્રેમ, તત્ત્વ, રહસ્ય અને પ્રભાવની વાતોમાં જ રાત-દિવસ વિતાવું, મને એનાથી વધીને બીજું કશું પણ નથી ગમતું. જો આપ મને કંઈ આપવા જ માંગતા હો તો હું આપને એ જ પ્રાર્થના કરું છું કે સૌ જીવોનું કલ્યાણ કરી દો.' કેવો ઉત્તમ ભાવ છે! આ યાચના હોવા છતાં પણ નિષ્કામભાવ છે.

આવા મહાત્માઓના અમોઘ સંગ અને અત્યંત કૃપાથી જે વ્યક્તિ પરમાત્માના રહસ્ય સહિત ગુણ અને પ્રભાવને તત્ત્વથી જાણી જાય છે એ સ્વયં પરમ પવિત્ર થઈને આ અપાર સંસાર-સાગર તરીને બીજાને પણ તારનારો બની શકે છે. માટે મહાપુરુષોનો સંગ અવશ્ય કરવો, કેમકે, સત્પુરુષોનો સંગ મોટા રહસ્ય અને મહત્ત્વનો વિષય છે. શ્રદ્ધા અને પ્રેમપૂર્વક સત્સંગ કરનારા જ આનું કંઈક મહત્ત્વ જાણે છે. તેમનું સંપૂર્ણ રહસ્ય તો સ્વયં ભગવાન જ જાણે છે, કે જેઓ ભક્તોના પ્રેમને અધીન થયેલા એમની પાછળ પાછળ ફરે છે.



## ગીતા પ્રમાણે સ્થિતપ્રજ્ઞ, ભક્ત અને ગુણાતીતનાં લક્ષણો તથા આચરણ

વાસ્તવમાં જીવન્મુક્ત મહાપુરુષોના વ્યવહારનું વર્ણન વાણી દ્વારા પ્રગટ કરવું લગભગ અસંભવ છે. એમના વ્યવહારના રહસ્યને સામાન્ય માણસો શી રીતે સમજી શકે, એનું વર્ણન કરવામાં ન તો મારો અધિકાર છે કે ન યોગ્યતા, છતાં પોતાના મિત્રોની પ્રેરણાથી ગીતા વગેરે શાસ્ત્રોના આધાર પર પોતાની સામાન્ય બુદ્ધિથી જે કંઈ સમજમાં આવ્યું છે એને વાચકોની સેવામાં નિવેદન કરું છું.

જીવન્મુક્ત મહાપુરુષોનો વ્યવહાર, એમનો

પોતાનો સ્વાર્થ તેમજ રાગ, દ્વેષ અને અહંકાર રહિત હોવાને કારણે, કેવળ લોકહિતાર્થે જ થતો હોય છે. એમનાં આચરણો સંસારમાં પ્રમાણસ્વરૂપ માનવામાં આવે છે, એમનાં આચરણોમાં દોષ કે સ્વાર્થની ગંધ પણ નથી રહેતી, એમની દરેક ક્રિયામાં પરમ ઉપદેશ સમાયેલો હોય છે. માટી, પથ્થર અને સુવર્ણ વગેરે સઘળા પદાર્થોમાં પશુ, પક્ષી, કીટ, પતંગ, મનુષ્ય અને દેવ વગેરે સઘળા પ્રાણીઓમાં; તથા સુખ-દુઃખ, લાભ-હાનિ, માન-અપમાન, નિંદા-સ્તુતિ, ઠંડી-ગરમી, પ્રિય-અપ્રિય વગેરે સઘળા ભાવોમાં તેમજ સમસ્ત કર્મોમાં સર્વત્ર, સદા અને સર્વ રીતે એમનો સમભાવ રહે છે. એમના અંતઃકરણ અને ઇન્દ્રિયોમાં સ્વાર્થ, અહંકાર, રાગ-દ્વેષ, વિષમતા અને ભયનો સાવ અભાવ થઈ જવાને લીધે એમની સઘળી ક્રિયાઓ સામાન્ય માણસો કરતાં વિલક્ષણ, પરમ પવિત્ર અને દિવ્ય થયા કરતી હોય છે. એમનાં આચરણોમાં કોઈ જાતનો લેશમાત્ર પણ દોષ નથી રહેતો. એમના અંતઃકરણમાં સમભાવ, પ્રસન્નતા, પરમ શાંતિ અને જ્ઞાન – એ બધાં નિત્ય-નિરંતર અવિચ્છિન્ન અને પૂર્ણરૂપે રહે છે. આ બધું હોવા છતાં પણ વાસ્તવમાં એ મહાપુરુષો આ ત્રિગુણમયી માયા અને એના કાર્યરૂપ શરીર વગેરેથી સાવ અતીત હોય છે. માટે એમને ન તો પ્રિય વસ્તુની પ્રાપ્તિ અને અપ્રિયના વિયોગમાં હરખ થાય છે કે ન કોઈ અપ્રિયની પ્રાપ્તિ અને પ્રિયના વિયોગમાં શોક થાય છે. જો આવા મહાપુરુષોને કોઈ પણ જાતનું મોટું દુઃખ પહોંચાડવામાં આવે તો પણ એ મહાપુરુષો પોતાની સ્થિતિથી વિચલિત નથી થતા.

શ્રીમદ્ભગવદ્ગીતામાં પરમપદની પ્રાપ્તિને ભગવાને ક્યાંક બ્રહ્મ-નિર્વાણ, સનાતન બ્રહ્મ અને બ્રહ્મની પ્રાપ્તિને નામે, ક્યાંક આત્યંતિક સુખ, અનંત સુખ, અક્ષય સુખ અને ઉત્તમ સુખની પ્રાપ્તિને નામે, ક્યાંક અવિનાશી શાશ્વતપદ, પરમગતિ, પરમધામ, પરમ દિવ્ય પુરુષ, પરમસિદ્ધિ, સંસિદ્ધિ, શાંતિ, પરમ શાંતિ, નિર્વાણ પરમશાંતિ, શાશ્વત શાંતિ, અવ્યક્ત, અક્ષર, અમૃત, પરમસ્થાન, શાશ્વતસ્થાન, મદ્ભાવ, મમ સાધર્મ્ય, પરમ અને પોતાની પ્રાપ્તિ વગેરેને નામે કહી છે.

એ પરમપદને પામેલા જીવન્મુક્ત પુરુષનાં લક્ષણો અને આચરણ ગીતા અધ્યાય ૨ના અંતે સ્થિતપ્રજ્ઞના નામે, અધ્યાય ૧૨ના અંતે ભક્તના નામે અને અધ્યાય ૧૪ના અંતે ગુણાતીતના નામે ભગવાને જણાવ્યાં છે, આ સિવાય બીજા બધા અધ્યાયોમાં પણ યોગી, યુક્ત અને જ્ઞાની વગેરેને નામે જીવન્મુક્તની સ્થિતિનું સંક્ષિપ્ત વર્ણન આવ્યું છે. આ બધાં પરમાત્માને પામેલા મહાપુરુષોનાં લક્ષણો છે.

ગીતા પર સારી પેઠે વિચાર કરવાથી એ સ્પષ્ટ થાય છે કે અધ્યાય ૨ના શ્લોક ૫૫થી ૭૨ સુધી સ્થિતપ્રજ્ઞના નામે કર્મયોગ દ્વારા પરમાત્માને પામેલા જીવન્મુક્ત પુરુષનાં લક્ષણો અને આચરણ જણાવવામાં આવ્યાં છે.

અધ્યાય ૧૨માં શ્લોક ૧૩થી ૨૦ સુધી ભક્તિયોગ દ્વારા પરમાત્માને પામેલા જીવન્મુક્ત પુરુષનાં લક્ષણો અને આચરણ જણાવવામાં આવ્યાં છે.

તથા અધ્યાય ૧૪માં શ્લોક ૨૨થી ૨૫ સુધી જ્ઞાનયોગ એટલે કે સાંખ્યયોગ દ્વારા પરમાત્માને પામેલા જીવન્મુક્ત પુરુષનાં લક્ષણો અને આચરણ જણાવવામાં આવ્યાં છે.

આ ત્રણે સ્થળોને સામે રાખીને એમના પર વિચાર કરવાથી એવું જ જણાય છે કે આમાંનાં

ઘણાં-ખરાં લક્ષણો અને આચરણ એકબીજાને મળતાં આવે છે. કેમકે પરમાત્માને પામ્યા પછી સૌની સ્થિતિ એક જ થઈ જાય છે, માટે એમનાં લક્ષણો અને આચરણ પણ ઘણું કરીને એક જેવાં જ હોય છે. છતાં પ્રકૃતિ (સ્વભાવ) અને સાધનકાળના અભ્યાસ તથા વર્ણાશ્રમના ભેદથી ગુણો અને આચરણમાં અમુક અમુક સ્થળે ભિન્નતા પણ આવી જાય છે, પણ એ શાસ્ત્રાનુકૂળ જ હોય છે.

ભગવાને પણ કહ્યું છે –

**સદૃશં ચેષ્ટતે સ્વસ્યાઃ પ્રકૃતેર્જ્ઞાનવાનપિ ।**
**પ્રકૃતિં યાન્તિ ભૂતાનિ નિગ્રહઃ કિં કરિષ્યતિ ॥**

(ગીતા ૩/૩૩)

'સર્વ પ્રાણીઓ પ્રકૃતિને પામે છે એટલે કે પોતાના સ્વભાવને વશ થઈને કર્મો કરે છે; જ્ઞાની પણ પોતાની પ્રકૃતિ અનુસાર ચેષ્ટા કરે છે; એમાં કોઈનો દુરાગ્રહ શું કરવાનો?'

બધાંય પ્રકારનાં સાધનોથી પરમાત્માને પામેલા પુરુષો પરમ પવિત્ર અને સામાન્ય માણસોથી ઘણા ઉત્તમ હોય છે. આવા જીવન્મુક્ત પુરુષોની પ્રકૃતિ સાધનકાળમાં જ શુદ્ધ થઈ જાય છે. માટે બધા પ્રકારના જીવન્મુક્ત મહાપુરુષોનાં આચરણ શાસ્ત્રસંમત, આદર્શરૂપ, પવિત્ર અને સર્વ રીતે દિવ્ય હોય છે.

કર્મયોગી માટે તો ફળાસક્તિરહિત કર્મો કરવાને જ યોગની સિદ્ધિમાં હેતુ જણાવવામાં આવ્યો છે (ગીતા ૬/૩). એટલે એના દ્વારા કર્મોનો વિસ્તાર થવો સ્વાભાવિક જ થઈ જાય છે અને કર્મોના વિસ્તારથી એમાં ફસામણી થઈને બંધન થઈ જવાનો ડર રહે છે. આથી એને માટે મન-ઇન્દ્રિયોનો નિગ્રહ તેમજ કામ-ક્રોધ, રાગ-દ્વેષ, મમતા અને ચિંતા વગેરેના ત્યાગ પર ખાસ જોર આપવામાં આવ્યું છે. ભક્તિયોગના સાધક માટે આ વાતો પર એટલું જોર નથી આપવામાં આવ્યું. એમના માટે તો સઘળાં કર્મો ભગવાનને સમર્પીને ભગવત્સ્મરણ કરવા પર વધુ જોર આપવામાં આવ્યું છે. આ રીતે કરવાથી ભગવાનની દયાથી ઉપરના સઘળા દોષો આપમેળે જ નષ્ટ થઈ જાય છે. અને જ્ઞાનમાર્ગે ચાલનાર પુરુષો તો સઘળાં કર્મો અને બધા વિકારો પ્રકૃતિ પર છોડી દે છે, પોતાની સાથે એમનો સંબંધ જ નથી રાખતા; એ કારણે એમનાં બાહ્ય કર્મોનો વિસ્તાર ન પણ થઈ શકે.

કર્મયોગ દ્વારા પરમાત્માને પામેલા જીવન્મુક્ત પુરુષમાં, પરમાત્માની પ્રાપ્તિ થયા પછીના સમયમાં પણ કર્મોની બહુલતા રહી શકે છે. એના દ્વારા સ્વાર્થ, આસક્તિ, અહંકાર વગેરે વિના જ કેવળ લોકસંગ્રહાર્થે સ્વાભાવિક કર્મોની ક્રિયાઓ વિસ્તારપૂર્વક પણ થાય છે અને એમાં એનો મહિમા છે. ભગવાને પણ કહ્યું છે–

**યસ્ય સર્વે સમારમ્ભાઃ કામસંકલ્પવર્જિતાઃ ।**
**જ્ઞાનાગ્નિદગ્ધકર્માણં તમાહુઃ પણ્ડિતં બુધાઃ ॥**

(ગીતા ૪/૧૯)

'જેનાં સર્વ શાસ્ત્રસંમત કર્મો કામના કે સંકલ્પ વિના થાય છે તથા જેનાં બધાંય કર્મો જ્ઞાનરૂપી અગ્નિ વડે બળી ગયાં છે, એ મહાપુરુષને જ્ઞાનીજનો પણ પંડિત કહે છે.'

તેઓ મમતા, અહંકાર, કામના વગેરેથી રહિત થયેલા સંસારમાં વિચરે છે–

**વિહાય કામાન્ યઃ સર્વાન્ પુમાંશ્ચરતિ નિઃસ્પૃહઃ ।**
**નિર્મમો નિરહઙ્કારઃ સ શાન્તિમધિગચ્છતિ ॥**

(ગીતા ૨/૭૧)

'જે પુરુષ સઘળી કામનાઓ છોડીને મમતા વિનાનો, અહંકાર વિનાનો અને સ્પૃહા વિનાનો થઈને વિચરે છે તે જ શાંતિને પામે છે અર્થાત્ તે શાંતિને પામેલો છે.'

કેમકે સાધનકાળમાં જ કર્મયોગીના સાધનમાં મન-ઈન્દ્રિયોના સંયમપૂર્વક રાગ-દ્વેષ અને સ્વાર્થ વિના કેવળ કર્તવ્યબુદ્ધિથી કરાયેલાં કર્મો જ એની સ્થિતિને વધારીને પરમાત્માનો સાક્ષાત્કાર કરાવવામાં હેતુ બને છે.

**રાગદ્વેષવિયુક્તૈસ્તુ વિષયાનિન્દ્રિયૈશ્ચરન્ ।**
**આત્મવશ્યૈર્વિધેયાત્મા પ્રસાદમધિગચ્છતિ ॥**
**પ્રસાદે સર્વદુઃખાનાં હાનિરસ્યોપજાયતે ।**
**પ્રસન્નચેતસો હ્યાશુ બુદ્ધિઃ પર્યવતિષ્ઠતે ॥**

(ગીતા ૨/૬૪-૬૫)

'પરંતુ સ્વાધીન અંતઃકરણનો સાધક પોતાના વશમાં કરેલી રાગદ્વેષ વિનાની ઈન્દ્રિયો દ્વારા વિષયોમાં વિચરણ કરતો હોવા છતાં અન્તઃકરણની આધ્યાત્મિક પ્રસન્નતાને પામે છે. અન્તઃકરણ પ્રસન્ન થતાં એનાં સર્વ દુઃખોનો અભાવ થઈ જાય છે અને એ પ્રસન્નચિત્ત કર્મયોગીની બુદ્ધિ તત્કાળ બધી બાજુએથી દૂર થઈને એક પરમાત્મામાં જ સારી પેઠે સ્થિર થઈ જાય છે.'

અગાઉ પણ આ રીતે સાધન કરીને જનક વગેરે પરમપદને પામી ચૂક્યા છે–

**કર્મણૈવ હિ સંસિદ્ધિમાસ્થિતા જનકાદયઃ ।**
**લોકસંગ્રહમેવાપિ સંપશ્યન્કર્તુમર્હસિ ॥**

(ગીતા ૩/૨૦)

'જનક વગેરે જ્ઞાનીજનો પણ આસક્તિ વિનાના કર્માચરણ દ્વારા જ પરમ સિદ્ધિને પામ્યા હતા, તેથી તથા લોકસંગ્રહને જોતાં પણ તું કર્મ કરવાને જ યોગ્ય છે, અર્થાત્ તારા માટે કર્મ કરવું એ જ ઉચિત છે.'

આ કારણે સિદ્ધાવસ્થાને પામી ચૂક્યા પછી પણ એ પુરુષો દ્વારા બહુલતાથી કર્મ થઈ શકે છે. આવા પુરુષમાં રાગ-દ્વેષ વગેરે અવગુણોનો સર્વ રીતે અભાવ હોવાને કારણે, કર્મોની બહુલતા હોવા છતાં પણ, એમના દ્વારા કરવામાં આવેલાં કર્મોમાં દુરાચારિતા નથી આવી શકતી; કેમકે દુરાચારિતાનું મૂળ કારણ રાગ-દ્વેષ વગેરે અવગુણો જ છે. અર્જુનના પૂછવાથી ભગવાને આસક્તિમાંથી ઉપજનારા કામ-ક્રોધને જ પાપાચારમાં હેતુ જણાવ્યો છે–

**કામ એષ ક્રોધ એષ રજોગુણસમુદ્ભવઃ ।**
**મહાશનો મહાપાપ્મા વિદ્ધ્યેનમિહ વૈરિણમ્ ॥**

(ગીતા ૩/૩૭)

'રજોગુણમાંથી ઉદ્ભવેલો આ કામ જ ક્રોધ છે, આ ઘણું ખાનારો એટલે કે ભોગોથી કદી ન ધરાતો અને મહાપાપી છે, આને જ તું આ બાબતમાં વેરી જાણ.'

આનાથી એ સ્પષ્ટ થઈ જાય છે કે કર્મોની બહુલતા સ્થિતિમાં બાધક નથી, રાગ-દ્વેષ અને કામ-ક્રોધ વગેરે અવગુણો જ બાધક છે અને એમનો આ મહાનુભાવોમાં સર્વ રીતે અભાવ હોય છે. સ્વાર્થ અને રાગ-દ્વેષને છોડીને કરવામાં આવેલાં કર્મો જ કર્મયોગના સાધક માટે ભગવત્પ્રાપ્તિ કરાવનારાં છે અને સિદ્ધોની શોભા વધારનારાં છે.

શાસ્ત્રવિહિત સ્વાભાવિક કર્મોમાં જે અનિવાર્ય હિંસા વગેરે દોષો થતા હોય છે એ દુરાચાર નથી (ગીતા ૧૮/૪૮); તેમ જ આવા હિંસા વગેરે દોષો ફલેચ્છા, રાગ-દ્વેષ અને અહંકાર વિનાના મનુષ્યને દૂષિત નથી કરી શકતા (ગીતા ૧૮/૭).

જોકે પરમાત્માને પામેલા જીવન્મુક્ત પુરુષને કર્મ કરવા કે ન કરવાનું કશું પોતાનું પ્રયોજન નથી રહી જતું, છતાં લોકોને ઉન્માર્ગથી બચાવવા અને સન્માર્ગમાં પ્રવૃત્ત કરવા માટે જ એમના દ્વારા નિષિદ્ધ કર્મોનો ત્યાગ અને વિહિત કર્મોનું આચરણ થતું હોય છે. મોહથી કર્મોને છોડી બેસનાર અજ્ઞાની વાસ્તવમાં ત્યાગી નથી (ગીતા

૧૮/૧૭); પણ આ રીતે કર્મ કરનાર મનુષ્ય જ વાસ્તવમાં બુદ્ધિશાળી અને ખરો ત્યાગી છે.

ભગવાને કહ્યું છે–

**ન દ્વેષ્ટ્યકુશલં કર્મ કુશલે નાનુષજ્જતે ।**
**ત્યાગી સત્ત્વસમાવિષ્ટો મેધાવી છિન્નસંશયઃ ॥**
**ન હિ દેહભૃતા શક્યં ત્યક્તું કર્માણ્યશેષતઃ ।**
**યસ્તુ કર્મફલત્યાગી સ ત્યાગીત્યભિધીયતે ॥**

(ગીતા ૧૮/૧૦-૧૧)

'જે માણસ અકુશળ કર્મનો દ્વેષ નથી કરતો કે કુશળ કર્મમાં આસક્ત નથી થતો, એ શુદ્ધ સત્ત્વગુણથી યુક્ત માણસ સંશય વિનાનો, બુદ્ધિશાળી અને ખરો ત્યાગી છે, કેમકે, શરીરધારી કોઈ પણ માણસ દ્વારા સંપૂર્ણપણે બધાં જ કર્મોને ત્યજવાં શક્ય નથી; માટે જે કર્મફળનો ત્યાગ કરનાર છે, એ જ ત્યાગી કહેવાય છે.'

ભક્તિયોગ દ્વારા પરમેશ્વરને પામેલા મહાપુરુષમાં પરમેશ્વરની પ્રાપ્તિ થયા પછી પણ સઘળા મનુષ્યો પ્રત્યે દયા અને પ્રેમનો ભાવ વધુ વ્યક્ત થતો હોય છે. કેમકે, એના સાધનકાળમાં જ ઈશ્વર-વિષયક શ્રદ્ધા, ભક્તિ, પ્રેમ અને શરણ વગેરે ભાવોની બહુલતા એની સ્થિતિને ઊંચકીને પરમાત્માની પ્રાપ્તિમાં હેતુ બનતી હોય છે; માટે એનો સ્વભાવ અત્યંત કોમળ થઈ જાય છે અને એને સઘળાં પ્રાણીઓમાં પોતાના સ્વામી આરાધ્યદેવ વિરાજમાન છે એમ જોવાનો અભ્યાસ થઈ જાય છે.

એનામાં કોમળતા, ક્ષમા અને સુહૃદતા વગેરે ગુણોની બહુલતા હોવાને લીધે ન્યાયપ્રાપ્ત હોવા છતાં પણ એના થકી કોઈ જીવને દંડ આપવાનું લગભગ અઘરું થઈ જાય છે. એ કારણે એનાથી કોઈ પણ જીવને ઉદ્વેગ નથી થતો અને અન્ય જીવો દ્વારા અનુચિત કષ્ટ આપવા છતાં પણ એ પોતે ઉદ્વેગવાન નથી થતો અને એમની પાસેથી એ ન્યાયપૂર્વકનો પણ બદલો લેવા નથી માંગતો.

ભગવાને પણ કહ્યું છે–

**અદ્વેષ્ટા સર્વભૂતાનાં મૈત્રઃ કરુણ એવ ચ ।**
**નિર્મમો નિરહઙ્કારઃ સમદુઃખસુખઃ ક્ષમી ॥**
**સન્તુષ્ટઃ સતતં યોગી યતાત્મા દૃઢનિશ્ચયઃ ।**
**મય્યર્પિતમનોબુદ્ધિર્યો મદ્ભક્તઃ સ મે પ્રિયઃ ॥**
**યસ્માન્નોદ્વિજતે લોકો લોકાન્નોદ્વિજતે ચ યઃ ।**
**હર્ષામર્ષભયોદ્વેગૈર્મુક્તો યઃ સ ચ મે પ્રિયઃ ॥**

(ગીતા ૧૨/૧૩–૧૫)

'જે સર્વ ભૂતોમાં દ્વેષભાવ વિનાનો, વિના સ્વાર્થે સૌનો પ્રેમી અને કોઈ પણ હેતુ વિના દયાભાવ રાખનારો છે તથા મમત્વ વિનાનો, અહંકાર વિનાનો, સુખ-દુઃખોની પ્રાપ્તિમાં સમ અને ક્ષમાશીલ છે, એટલે કે અપરાધ કરનારને પણ અભય આપનારો છે.'

'તથા જે યોગી નિરંતર સંતુષ્ટ છે, મન-ઈન્દ્રિયોસહિત શરીરને વશમાં કરી રાખેલ છે અને મારામાં દૃઢ નિશ્ચયવાળો છે - એ મારામાં અર્પેલ મન-બુદ્ધિવાળો મારો ભક્ત મને પ્રિય છે.'

'જેનાથી કોઈ પણ જીવ ઉદ્વેગ નથી પામતો અને જે પોતે પણ કોઈ જીવથી ઉદ્વેગ નથી પામતો તથા જે હર્ષ, અમર્ષ,* ભય અને ઉદ્વેગ આદિથી રહિત છે - એ ભક્ત મને પ્રિય છે.'

દયા, પ્રેમ અને ક્ષમા વગેરે સદ્ગુણોથી એનું અંતઃકરણ પ્રભાવિત થઈ જવાને લીધે એ પોતાની સાથે ખરાબ વર્તન કરનારને પણ પ્રેમપૂર્વક એના હિતના પ્રયાસો દ્વારા એના અંતઃકરણમાં સાધુભાવ ઉત્પન્ન કરતાં કરતાં જ

★ બીજાની ઉન્નતિને જોઈને સંતાપ થવો એનું નામ 'અમર્ષ' છે.

બોધ આપવાનો પ્રયત્ન કર્યા કરે છે.

નીતિની જરૂર પડે તો પણ સામ અને દામથી જ કામ લેવાનો એનો સ્વભાવ થઈ જાય છે. દંડ અને ભેદ નીતિનો પ્રયોગ ઘણું કરીને એના દ્વારા નથી થઈ શકતો.

એની દરેક ક્રિયામાં ઈશ્વરભક્તિ, શ્રદ્ધા, સ્વાર્થત્યાગ, ચતુરતા, કોમળતા, વિનય, પ્રેમ, દયા અને ચિત્તની પ્રસન્નતા વગેરે ભાવ ખાસ કરીને જોવા મળે છે. કેમકે, સાધનકાળે આ ભાવોથી જ એની સ્થિતિ ઊંચકાઈને એને પરમેશ્વરની પ્રાપ્તિ થાય છે, માટે એનો સ્વભાવ જ એવો થઈ જાય છે.

આવા મહાપુરુષની સઘળી ક્રિયાઓ ભગવાનની પ્રેરણા અનુસાર સઘળાં પ્રાણીઓને અભયદાન આપતાં આપતાં જ થતી હોય છે.

બીજાનો સત્કાર કરવો અને એમને માન-મોટાઈ આપવાં એનો સામાન્ય સ્વભાવ થઈ જાય છે. આવા મહાપુરુષનાં મન અને બુદ્ધિ નિરંતર ભગવાનમાં જ સમર્પિત રહે છે. માટે એના જીવનનો ઘણો-ખરો સમય ભગવાનના ભજન, ધ્યાન, ગુણાનુવાદ અને સેવા વગેરેમાં જ વ્યતીત થાય છે.

એના દ્વારા કર્મયોગીની જેમ વ્યાવહારિક કર્મોનો વિસ્તાર થતો નથી. કેમકે દિવસ-રાત ભગવચ્ચિંતનનો સ્વભાવ થઈ જવાને કારણે સાધનકાળમાં જ એની રુચિ લૌકિક કર્મોમાંથી લગભગ જતી રહે છે. આવશ્યકતા મુજબ સર્વ કાંઈ કરતા હોવા છતાં પણ આવા મહાપુરુષોની સ્થિતિ નિરંતર પરમેશ્વરમાં જ રહે છે. ભગવાને કહ્યું પણ છે–

**સર્વભૂતસ્થિતં યો માં ભજત્યેકત્વમાસ્થિતઃ ।**
**સર્વથા વર્તમાનોઽપિ સ યોગી મયિ વર્તતે ॥**

(ગીતા ૬/૩૧)

'જે માણસ એકાત્મભાવમાં સ્થિત થઈને સર્વ ભૂતોમાં આત્મારૂપે રહેલા મુજ સચ્ચિદાનંદઘન વાસુદેવને ભજે છે, એ યોગી સર્વ રીતે વર્તવા છતાં મારામાં જ વર્તે છે.'

જ્ઞાનયોગ (સાંખ્યયોગ) દ્વારા પરમાત્માને પામેલા જીવન્મુક્ત પુરુષમાં જ્ઞાન, વૈરાગ્ય, ઉપરામતા, નિરહંકારીપણું વગેરે ગુણોની પ્રધાનતા હોવાને લીધે તેમ જ દશ્ય સંસારમાં અનિત્યબુદ્ધિ હોવાથી, એના થકી શાસ્ત્રવિહિત લૌકિક અને ધાર્મિક કર્મોનો પણ વિસ્તાર ઘણું કરીને ઓછો થાય છે.

વર્ણાશ્રમ અનુસાર જીવિકાનિર્વાહ વગેરે આવશ્યક કર્મ પણ એના થકી કર્તૃત્વાભિમાન વિના થતાં હોય એમ જણાય છે. કેમકે, સાધનકાળમાં પણ એનો આવો જ અભ્યાસ રહે છે કે સઘળાં કર્મો પ્રકૃતિ દ્વારા જ કરાયેલાં છે, ઈન્દ્રિયો જ પોતપોતાના અર્થો એટલે કે વિષયોમાં વર્તે છે, ગુણો જ ગુણોમાં વર્તે છે, મારો આ કર્મોથી, ભોગોથી, શરીરથી અને સંસારથી કશોય સંબંધ નથી. ભગવાને કહ્યું પણ છે–

**નૈવ કિઞ્ચિત્કરોમીતિ યુક્તો મન્યેત તત્ત્વવિત્ ।**
**પશ્યઞ્શૃણ્વન્સ્પૃશઞ્જિઘ્રન્નશ્નન્ગચ્છન્સ્વપઞ્શ્વસન્ ॥**
**પ્રલપન્વિસૃજન્ગૃહ્ણન્નુન્મિષન્નિમિષન્નપિ ।**
**ઈન્દ્રિયાણીન્દ્રિયાર્થેષુ વર્તન્ત ઈતિ ધારયન્ ॥**

(ગીતા ૫/૮-૯)

'તત્ત્વને જાણનારો સાંખ્યયોગી તો જોતો, સાંભળતો, સ્પર્શ કરતો, સૂંઘતો, જમતો, ચાલતો, ઊંઘતો, શ્વાસ લેતો, બોલતો, ત્યાગતો, ગ્રહણ કરતો, તેમજ આંખો ઉઘાડતો કે મીંચતો હોવા છતાં પણ, 'સર્વ ઈન્દ્રિયો પોતપોતાના અર્થોમાં એટલે કે વિષયોમાં વર્તી રહી છે' એમ સમજીને નિઃશંકપણે એમ માને કે હું કશું જ નથી કરી રહ્યો.'

**તત્ત્વવિત્તુ મહાબાહો ગુણકર્મવિભાગયોઃ।**
**ગુણા ગુણેષુ વર્તન્ત ઈતિ મત્વા ન સજ્જતે ॥**
(ગીતા ૩/૨૮)

'હે મહાબાહો! ગુણવિભાગ✤ અને કર્મવિભાગ❋ના તત્ત્વને❖ જાણનાર જ્ઞાનયોગી તો સમસ્ત ગુણો જ ગુણોમાં વર્તી રહ્યા છે એમ સમજીને એમનામાં આસક્ત નથી થતો.'

**નાન્યં ગુણેભ્યઃ કર્તારં યદા દ્રષ્ટાનુપશ્યતિ।**
**ગુણેભ્યશ્ચ પરં વેત્તિ મદ્ભાવં સોઽધિગચ્છતિ ॥**
(ગીતા ૧૪/૧૯)

'જે કાળે સાક્ષીરૂપ રહેલો દ્રષ્ટા એટલે કે સમષ્ટિચેતનમાં એકાત્મભાવે સ્થિત સાક્ષી પુરુષ ત્રણ ગુણો સિવાય બીજા કોઈને કર્તારૂપે નથી જોતો એટલે કે ગુણો જ ગુણોમાં વર્તે છે✡ એમ જુએ છે અને ત્રણેય ગુણોથી સાવ પર એવા સચ્ચિદાનંદઘન-સ્વરૂપ મુજ પરમાત્માને તત્ત્વથી જાણે છે, એ વખતે એ મારા સ્વરૂપને પામે છે.'

મમતા, અહંકાર વગેરે વિકારોનો સાવ અભાવ અને પરિગ્રહનો ત્યાગ, એકાંત દેશનું સેવન, મન-ઈન્દ્રિયોનો સંયમ, સાંસારિક મનુષ્યોમાં, સઘળા પદાર્થો અને કર્મોમાં વૈરાગ્ય તથા ઉપરામતા, નિરંતર વિજ્ઞાનાનંદઘન બ્રહ્મના સ્વરૂપમાં સ્થિત રહેવું - એના મનનો જાણે સ્વાભાવિક ધર્મ થઈ જાય છે; કેમકે, સાધનકાળમાં પણ એણે આવો જ અભ્યાસ કર્યો છે. ભગવાને પણ કહ્યું છે—

**વિવિક્તસેવી લઘ્વાશી યતવાક્કાયમાનસઃ।**
**ધ્યાનયોગપરો નિત્યં વૈરાગ્યં સમુપાશ્રિતઃ ॥**
(ગીતા ૧૮/૫૨)

'જે એકાન્ત અને શુદ્ધ દેશનું સેવન કરનાર, પચવામાં હલકો, સાત્ત્વિક અને નિયમિતપણે ખોરાક ખાનાર, મન, વાણી તથા શરીરને વશમાં રાખનાર, યોગ્ય રીતે દૃઢ વૈરાગ્યનો આશરો લેનાર અને નિરંતર ધ્યાનયોગને પરાયણ રહેનાર છે.'

**અહઙ્કારં બલં દર્પં કામં ક્રોધં પરિગ્રહમ્।**
**વિમુચ્ય નિર્મમઃ શાન્તો બ્રહ્મભૂયાય કલ્પતે ॥**
(ગીતા ૧૮/૫૩)

'એ અહંકાર, બળ, ઘમંડ, કામ, ક્રોધ અને પરિગ્રહને છોડીને મમત્વ વિનાનો અને શાંત માણસ સચ્ચિદાનંદઘન બ્રહ્મમાં અભિન્નભાવે સ્થિત રહેવાને પાત્ર બને છે.' એ કારણે એના થકી કર્મોનો વિસ્તાર નથી થઈ શકતો.

આ રીતે ત્રણે પ્રકારના મહાપુરુષોનાં આચરણ પરમ પવિત્ર, દિવ્ય અને અલૌકિક હોય છે. આવા મહાપુરુષોના આચરણને જ શાસ્ત્રકારોએ સદાચારને નામે ઓળખાવ્યું છે અને વારંવાર એમનું અનુકરણ કરવા પર જોર આપ્યું છે.

**યદ્યદાચરતિ શ્રેષ્ઠસ્તત્તદેવેતરો જનઃ।**
**સ યત્પ્રમાણં કુરુતે લોકસ્તદનુવર્તતે ॥**
(ગીતા - ૩/૨૧)

'શ્રેષ્ઠ પુરુષ જે જે આચરણ કરે છે, અન્ય

✤-❋ ત્રિગુણાત્મક માયાનાં કાર્ય એવા પાંચ મહાભૂત તથા મન, બુદ્ધિ, અહંકાર તેમજ પાંચ જ્ઞાનેન્દ્રિયો, પાંચ કર્મેન્દ્રિયો અને શબ્દ વગેરે પાંચ વિષયો - આ સર્વના સમૂહનું નામ 'ગુણવિભાગ' છે અને એમની પરસ્પરની ચેષ્ટાઓનું નામ 'કર્મવિભાગ' છે.

❖ ઉપર કહેલા 'ગુણવિભાગ' અને 'કર્મવિભાગ'થી આત્માને અળગો એટલે કે નિર્લેપ જાણવો, એ જ એમના તત્ત્વને જાણવું છે.

✡ ત્રિગુણમયી માયાથી ઉત્પન્ન એવાં અંતઃકરણ સહિત ઈન્દ્રિયોનું પોતપોતાના વિષયોમાં વિચરવું જ ગુણોનું ગુણોમાં વર્તવું છે.

પુરુષો પણ તેવાં જ આચરણ કરે છે. તે જે કંઈ પ્રમાણ કરી આપે છે, સકળ માનવ-સમૂહ તે પ્રમાણે વર્તવા લાગે છે.'

રાજા યુધિષ્ઠિરે પણ યક્ષના પૂછવાથી આવા પુરુષોને લક્ષમાં રાખીને જ કહ્યું હતું–

**તર્કોઽપ્રતિષ્ઠઃ શ્રુતયો વિભિન્ના**
**નૈકો ઋષિર્યસ્ય મતં પ્રમાણમ્ ।**
**ધર્મસ્ય તત્ત્વં નિહિતં ગુહાયાં**
**મહાજનો યેન ગતઃ સ પન્થાઃ ॥**

(મહાભારત વનપર્વ ૩૧૩/૧૧૭)

'ધર્મની બાબતમાં તર્કની કોઈ પ્રતિષ્ઠા (સ્થિરતા) નથી, શ્રુતિઓ ભિન્ન-ભિન્ન તાત્પર્યવાળી છે, તથા ઋષિ-મુનિ પણ કોઈ એવા એક નથી થયા, જેથી એમના જ મતને પ્રમાણ-સ્વરૂપ માનવામાં આવે, ધર્મનું તત્ત્વ ગુહામાં છુપાયેલું છે એટલે કે ધર્મની ગતિ ઘણી ગહન છે, માટે (મારી સમજ મુજબ) જે માર્ગે કોઈ મહાપુરુષ ગયા હોય, એ જ માર્ગ છે એટલે કે એવા મહાપુરુષનું અનુકરણ કરવું એ જ ધર્મ છે.'

આથી મનુષ્યમાત્ર માટે ઉચિત છે કે આવા મહાપુરુષોના આચરણને આદર્શ માનીને એમનું અનુકરણ કરવા માટે એટલે કે પોતાના જીવનને એમના જેવું બનાવવા માટે ખાસ પ્રયત્ન કરે.

**પ્રશ્ન** : જ્ઞાનીનાં પ્રારબ્ધ કર્મો નષ્ટ થાય છે કે નહીં?

**ઉત્તર** : પરમાત્માને પામેલા જ્ઞાની પુરુષનાં વાસ્તવમાં પ્રારબ્ધ, સંચિત અને ક્રિયમાણ – સૌ કર્મો નષ્ટ થઈ જાય છે. કહ્યું પણ છે–

**યથૈધાંસિ સમિદ્ધોઽગ્નિર્ભસ્મસાત્કુરુતેઽર્જુન ।**
**જ્ઞાનાગ્નિઃ સર્વકર્માણિ ભસ્મસાત્કુરુતે તથા ॥**

(ગીતા - ૪/૩૭)

'હે અર્જુન! જે રીતે ભડભડતો અગ્નિ ઘણાંબધાં ઇંધણોને ભસ્મીભૂત કરી નાખે છે, તે જ રીતે જ્ઞાનરૂપી અગ્નિ સમગ્ર કર્મોને ભસ્મીભૂત કરી નાખે છે.'

છતાં પણ વ્યાવહારિક દૃષ્ટિએ એવું માનવામાં આવે છે કે જ્ઞાનીનાં પ્રારબ્ધ કર્મો રહે છે, માટે જ એનું શરીર ટકી રહે છે, પ્રારબ્ધ કર્મો પોતાના ફળનો ભોગ કરાવીને જ સમાપ્ત થાય છે વગેરે. પણ કર્મનું ફળ જાતિ, આયુ અને ભોગ જણાવવામાં આવ્યું છે. એમાં જન્મરૂપી ફળ તો થઈ જ ચૂક્યું, આયુ સમયસર પોતાની મેળે સમાપ્ત થઈ જ જશે; રહી ભોગની વાત, તો સુખ-દુઃખનો ભોક્તા પ્રકૃતિસ્થ પુરુષને જ માનવામાં આવ્યો છે (ગીતા ૧૩/૨૧), શુદ્ધ આત્મામાં ભોક્તાપણું નથી. જ્ઞાનીની સ્થિતિ પરબ્રહ્મ પરમાત્મામાં થઈ જાય છે. માટે એને સુખઃદુઃખની પ્રાપ્તિ સંભવી નથી શકતી. એટલે એ જ સિદ્ધ થયું કે પ્રારબ્ધનો ભોગ કેવળ લોક-દૃષ્ટિથી જ જ્ઞાનીને થતો હોય એવું પ્રતીત થાય છે, વાસ્તવમાં જ્ઞાનીનો પ્રારબ્ધકર્મ સાથે પણ કોઈ સંબંધ નથી રહેતો.

સુખ-દુઃખ વગેરેની પ્રાપ્તિના હેતુરૂપ જે ખાન-પાન, રોગ, પીડા વગેરે છે, એ બધાં શરીરમાં હોવા છતાં પણ જ્ઞાનીને એની સ્થિતિથી વિચલિત નથી કરી શકતા. એ સદા નિર્વિકાર રહે છે, હરખ-શોક વગેરેથી સાવ રહિત થઈ જાય છે. શ્રુતિમાં પણ કહ્યું છે - **'હર્ષશોકૌ જહાતિ'** (કઠ ઉપનિષદ્ ૧/૨/૧૨) એટલે કે એ હરખ અને શોકને છોડી દે છે. **'તરતિ શોકમાત્મવિત્'** (છાન્દોગ્ય ઉપનિષદ્ ૭/૧/૩) એટલે કે આત્મવેત્તા શોકથી તરી જાય છે. વાસ્તવમાં હરખ-શોકનું હોવું એ જ પ્રારબ્ધનું ફળ છે, એનાથી જ્ઞાની પાર થઈ જાય છે; સ્ત્રી, પુત્ર, ધન, ગૃહ વગેરે પ્રિય વસ્તુઓની ઉત્પત્તિ અને વિનાશમાં એને જરા પણ હરખ-શોક નથી થતો. કેમકે, એણે સાધનકાળમાં

જ શરીર અને સ્ત્રી-પુત્ર-ગૃહ વગેરેમાં અહંતા, મમતા અને આસક્તિના અભાવનો તથા સમભાવનો અભ્યાસ કર્યો છે (ગીતા ૧૩/૯). હરખ-શોકની પ્રાપ્તિમાં રાગ-દ્વેષ, અહંતા, મમતા વગેરે દુર્ગુણો જ કારણ છે. એમના અભાવના અભ્યાસથી સાધનકાળમાં જ હરખ-શોક વગેરે વિકારો ઘણું કરીને ક્ષીણ થઈ જાય છે, પછી સિદ્ધાવસ્થામાં તો અહંતા-મમતા વગેરેનો અત્યંત અભાવ થઈ જવાથી હરખ-શોક વગેરે વિકારો હોવાનું અસંભવ જ છે.

સંસારમાં પણ એ વાત જોવા મળે છે કે જે સ્ત્રી-પુત્રોમાં કે ગૃહ વગેરે સઘળા પદાર્થોમાં આપણાં સ્નેહ અને મમત્વ નથી હોતાં, એમનું સારું-ખોટું થતાં આપણને સુખ-દુઃખ, હરખ-શોક વગેરે નથી થતાં. એ જ રીતે જ્ઞાનીનો પોતાના શરીરમાં અહંભાવ ન રહેવાથી અને શરીર સાથે સંબંધ રાખનારા સ્ત્રી, પુત્ર, ગૃહ વગેરેમાં મમત્વ અને સ્નેહ ન રહેવાથી કોઈ અવસ્થામાં પણ હરખ-શોક ન થવાં એ ઉચિત જ છે. માટે લોકદૃષ્ટિમાત્રથી એમના સ્ત્રી, પુત્ર, ગૃહ વગેરે પદાર્થોનું સારું-ખોટું થવારૂપી પ્રારબ્ધકર્મનો ભોગ થવા છતાં પણ ન થવા બરાબર જ છે.

જ્ઞાનીના શરીર દ્વારા લોકદૃષ્ટિએ ક્રિયમાણ કર્મ થતાં હોય એવું દેખાય છે, પણ અહંકાર, સ્વાર્થ અને રાગ-દ્વેષનો અભાવ હોવાને કારણે એમનાં કર્મો વાસ્તવમાં કર્મ નથી. કોઈ કોઈ કહી દેતા હોય છે કે જ્ઞાની દ્વારા કરવામાં આવતાં ક્રિયમાણ પુણ્યકર્મોનું ફળ એમની સ્તુતિ કરનારાઓને અને પાપકર્મોનું ફળ એમની નિંદા કરનારાઓને મળે છે. પણ આમ કહેવું યુક્તિસંગત નથી જણાતું, કેમકે જ્ઞાની દ્વારા પાપકર્મોનું આચરણ થતું જ નથી. સાધનાવસ્થામાં જ એનામાં રાગ-દ્વેષ, કામ-ક્રોધ, લોભ-મોહ વગેરે દુર્ગુણોનો તથા ચોરી, વ્યભિચાર, હિંસા, મિથ્યાભાષણ વગેરે દુરાચારોનો ઘણું કરીને અભાવ થઈ જાય છે; પછી સિદ્ધાવસ્થાની તો વાત જ શી? અવિદ્યા, અહંકાર, રાગ-દ્વેષ અને ભય - આ બધાં જ પાપાચારનાં કારણો છે. એમનો સર્વ રીતે અભાવ થયા પછી પાપાચાર શી રીતે થઈ શકે છે? બુદ્ધિપૂર્વક પાપકર્મ તો જ્ઞાની થકી થઈ નથી શકતાં અને અજ્ઞાત હિંસા વગેરેનું પાપ લાગતું નથી, આ સિવાય જે શાસ્ત્રવિહિત સ્વાભાવિક કર્મોમાં હિંસા વગેરે પાપકર્મ થતાં હોય એવું દેખાય છે, એ કર્મો પણ વાસ્તવમાં અહંકાર અને રાગ-દ્વેષ વિના કર્યાં હોવાને કારણે પાપકર્મ નથી. કહ્યું પણ છે—

**યસ્ય નાહઙ્કૃતો ભાવો બુદ્ધિર્યસ્ય ન લિપ્યતે ।**
**હત્વાપિ સ ઈમાઁલ્લોકાન્ન હન્તિ ન નિબધ્યતે ॥**
(ગીતા ૧૮/૧૭)

'જે માણસના અન્તઃકરણમાં 'હું કર્તા છું' એવો ભાવ નથી, તેમજ જેની બુદ્ધિ સાંસારિક પદાર્થોમાં અને કર્મોમાં લેપાતી નથી, એ માણસ આ બધા લોકોને હણીને પણ વાસ્તવમાં નથી હણતો કે નથી પાપથી બંધાતો.'*

★ જેમ અગ્નિ, વાયુ કે જળ વડે પ્રારબ્ધવશ કોઈ પ્રાણીની હિંસા થતી હોય એમ દેખાવા છતાં પણ એ અગ્નિ, વાયુ કે જળ દ્વારા વાસ્તવમાં હિંસા નથી, એ જ રીતે જે માણસનું દેહમાં અભિમાન નથી, તેમજ સ્વાર્થ વિના કેવળ સંસારના હિતાર્થે જ જેની બધી ક્રિયાઓ થતી હોય છે, એ માણસના શરીર અને ઇન્દ્રિયો દ્વારા કદી કોઈ પ્રાણીની હિંસા થતી લોકદૃષ્ટિમાં જોવામાં આવે, તો પણ એ માણસ દ્વારા વાસ્તવમાં હિંસા નથી; કેમકે આસક્તિ, સ્વાર્થ અને અહંકાર ન હોવાને કારણે કોઈ પ્રાણીની હિંસા થઈ જ નથી શકતી તથા કર્તૃત્વના અભિમાન વિના કરેલું કર્મ ખરેખર તો અકર્મ જ છે, માટે એ માણસ પાપથી નથી બંધાતો.

આવા પુરુષ થકી શાસ્ત્રવિહિત પુણ્યકર્મ કેવળ લોકસંગ્રહાર્થ થાય છે. એ કર્મો પણ પાછાં ફલેચ્છા, આસક્તિ કે અહંકારપૂર્વક નથી કરવામાં આવતાં, તો એ બીજા કોઈના માટે પણ ફળદાયક શી રીતે હોઈ શકે? એમનું તો એ જ પ્રત્યક્ષ ફળ છે કે જે કોઈ એમનાં આચરણો પર શ્રદ્ધા રાખીને એમનું અનુકરણ કરવા માંડે છે એ પોતાના જીવનને સુધારી લે છે. અશ્રદ્ધાળુ એમનાં કર્મોમાંથી ખાસ લાભ નથી લઈ શકતા.

એમની નિંદા કે સ્તુતિ કરનારાઓને પાપ-પુણ્ય જરૂર થાય છે, પણ એ જ્ઞાનીનાં કર્મોનું ફળ નથી, એમની પોતાની ક્રિયાઓનું ફળ એમને મળે છે. સામાન્ય માણસની નિંદા કરવાથીય પાપ થાય છે; પણ જ્ઞાની, શાસ્ત્ર અને ઈશ્વરની નિંદાનું પાપ વધુ થાય છે. કેમકે, એમની નિંદાથી લોકોને વધુ હાનિ થાય છે. સંચિત કર્મો તો જ્ઞાનીનાં સર્વ રીતે નષ્ટ થઈ જાય છે, પ્રારબ્ધકર્મોનું ફળ બીજા લોકોને મળી નથી શકતું અને ક્રિયમાણ કર્મો શેકાયેલા બીજની પેઠે ફળ ઉત્પન્ન કરવાની શક્તિથી રહિત હોય છે. માટે જ્ઞાનીનાં પુણ્ય-પાપોનો સર્વ રીતે અભાવ હોતાં જ્ઞાનીનાં કર્મોનું ફળ નિંદા-સ્તુતિ કરનારાઓને મળવાનો પ્રસંગ જ શી રીતે ઊભો થઈ શકે.

કોઈ કોઈ વિદ્વાન જ્ઞાન થયા પછી પણ પ્રારબ્ધકર્મના આધાર પર લેશાવિદ્યાનો આશરો લઈને રાગ-દ્વેષ, કામ-ક્રોધ વગેરેને અંતઃકરણનો ધર્મ માનીને જૂઠ, ચોરી, વ્યભિચાર વગેરે દુરાચારો પણ એ જ્ઞાની થકી થતાં માને છે. પણ વાસ્તવમાં જ્ઞાનોત્તરકાળમાં જીવન્મુક્ત પુરુષની ભીતર સર્વ કર્મોનો સર્વ રીતે અભાવ જણાવવામાં આવ્યો છે (ગીતા ૪/૩૭); એનો દેહ અજ્ઞાનીઓની દૃષ્ટિએ પ્રારબ્ધ-ભોગ માટે રહે છે. જે તત્ત્વવેત્તા પુરુષો છે, એમની દૃષ્ટિએ તો એક નિત્ય વિજ્ઞાન-આનંદઘન બ્રહ્મ સિવાય શરીર અને સંસારનો સર્વ રીતે અભાવ છે; પછી ત્યાં લેશમાત્ર પણ અવિદ્યા (અજ્ઞાન)ની સંભાવના ક્યાં છે? જો લેશમાત્ર પણ અવિદ્યા (અજ્ઞાન) માનવામાં આવે તો એ લેશાવિદ્યાનો ધર્મી કોને માનવો? એ જ રીતે જ્ઞાનરૂપી સૂર્યનો ઉદય થતાં અજ્ઞાનનો અંશમાત્ર પણ રહેવો સંભવ નથી. માટે એ જ્ઞાની મહાત્માઓમાં અંશમાત્ર પણ અવિદ્યા માનવી એ ભૂલ છે.

એ લોકો એવું પણ કહે છે કે 'પ્રારબ્ધવશ જ્ઞાની દ્વારા પણ ચોરી, પરસ્ત્રીગમન વગેરે પાપકર્મો થઈ શકે છે. કેમકે, કામ-ક્રોધ વગેરે અવગુણો અંતઃકરણના ધર્મો હોવાને કારણે જ્યાં સુધી શરીર રહેશે ત્યાં સુધી એ રહેવાના જ, સાક્ષીનો એમની સાથે કશો સંબંધ નથી; માટે પ્રારબ્ધકર્મો પોતાને ભોગવવા માટે થઈને જ્ઞાનીને પણ બળપૂર્વક પાપકર્મોમાં પ્રવૃત્ત કરી દે છે, પણ આટલા માત્રથી એમનું તત્ત્વજ્ઞાન નષ્ટ નથી થઈ જતું વગેરે. તથા પોતાના મતની પુષ્ટિ માટે તેઓ એમ પણ કહે છે કે 'કુપથ્યસેવી, રાજાની સ્ત્રી સાથે પ્રેમ રાખનાર અને ચોરી કરનાર - આ ત્રણે ભવિષ્યમાં દંડ મળશે એમ જાણતા હોવા છતાં પણ પ્રારબ્ધભોગને વશ થઈને સ્વેચ્છાએ કુપથ્યસેવન, ચોરી અને પરસ્ત્રીગમન વગેરે પાપકર્મો કરે છે, પણ આમ કહેવું ન તો શાસ્ત્રસંમત છે કે ન તો યુક્તિસંગત.

કોઈ પાપકર્મનું ફળ ભોગવવા માટે ફરી પાપકર્મ કરવું પડશે, આ કથનને શાસ્ત્રસંમત માનવાથી પાપકર્મોની અનવસ્થાનો દોષ આવશે; આવી વ્યવસ્થા કરનારમાં પણ મૂર્ખતા અને નિર્દયતાનો દોષ આવશે; 'ધર્મનું આચરણ કરો, સત્ય બોલો, પાપ ન કરો.' વગેરે શાસ્ત્રોક્ત

વિધિ-નિષેધ-બોધક વચન વ્યર્થ જશે અને શાસ્ત્રોમાં પાપકર્મનું ફળ દુઃખ છે એમ જણાવનારાં જે વચનો મળે છે, એ વચનોમાં વિરોધ આવશે. માટે ચોરી, વ્યભિચાર વગેરે પાપકર્મોનું ફળ દુઃખભોગ હોવાનું શાસ્ત્રસંમત છે, નહીં કે ફરી પાપ કરવાનું. જો પાપકર્મ પ્રારબ્ધનું ફળ હોય તો એ પાપનું ફળ દુઃખ શી રીતે હોય અને એનાથી બચવા માટે શાસ્ત્રોમાં પ્રેરણા કેમ કરવામાં આવે?

સાધારણ ન્યાયકર્તા રાજા પણ એવો કાયદો નથી બનાવતો કે અમુક પાપકર્મ કરનારને એના ફળસ્વરૂપે ફરી પાપકર્મ કરવું પડશે, બલકે લોકોને પાપકર્મથી રોકવા માટે એવો કાયદો બનાવે છે કે અમુક આજ્ઞાનું પાલન નહીં કરવાથી આ દંડ મળશે. અને જે કોઈ એની આજ્ઞા વિરુદ્ધ ચાલે છે એને રાજા દંડ આપે પણ છે, જેથી બીજા લોકો એને જોઈને સાવધાન થઈ જાય અને આજ્ઞાનું પાલન કરે. તો પછી પરમ દયાળુ સર્વશક્તિમાન ઈશ્વર દ્વારા એવો કાયદો શી રીતે બનાવી શકાય કે અમુક નિષિદ્ધ કર્મનું ફળ ભોગવવા માટે અમુક નિષિદ્ધ કર્મ કરવું પડશે.

ગીતા ૩/૩૩માં જે એમ લખવામાં આવ્યું છે કે જ્ઞાનવાન પણ પોતાની પ્રકૃતિ મુજબ ચેષ્ટા કરે છે, ત્યાં પ્રકૃતિ એના સ્વભાવનું નામ છે. એનો સ્વભાવ સાધનકાળમાં જ શુદ્ધ થઈ જાય છે, માટે એની ચેષ્ટા પાપરૂપ નથી હોતી. એના થકી સ્વેચ્છાપૂર્વક પ્રારબ્ધભોગ માટે જે કંઈ ક્રિયા થાય છે, એ બધી ન્યાયયુક્ત હોય છે. અને લોકહિતાર્થ જે ક્રિયમાણ કર્મોના પ્રયાસો થાય છે એ પણ ન્યાયયુક્ત જ હોય છે. જ્ઞાનીઓની લોકદૃષ્ટિએ અવશિષ્ટ પ્રારબ્ધભોગ ભિન્ન-ભિન્ન રહે છે તેમજ સાધનકાળમાં ભિન્ન-ભિન્ન જ અભ્યાસ થાય છે. આ ઉદ્દેશ્યને આધારે જ એમ કહેવાયું છે કે સર્વ જ્ઞાનીઓની ક્રિયાઓ એકસમાન નથી હોતી, પોતપોતાની પ્રકૃતિ મુજબ થતી હોય છે. અભિપ્રાય એ છે કે સઘળા મનુષ્યોને પોતપોતાની પ્રકૃતિ મુજબ કર્મ કરવાં પડે છે, કર્મ કર્યા વિના કોઈ નથી રહી શકતું, એ માટે હઠ કરવી વ્યર્થ છે. મનુષ્ય માટે એ ઉચિત છે કે દરેક ઇન્દ્રિયના ભોગમાં જે રાગ અને દ્વેષરૂપી શત્રુઓ છુપાયેલા છે, પાપકર્મોમાં પ્રવૃત્ત કરનારા છે, એમને વશ ન થાય અને ધર્મપાલનમાં પરોવાયેલો રહે. જો ભગવાનનો અહીં એ સિદ્ધાંત માની લેવામાં આવે કે પ્રારબ્ધવશ મનુષ્યને પાપકર્મ કરવાં પડે છે તો તો રાગદ્વેષને વશ ન થવા પર અને ધર્મપાલન માટે તત્પર થવા પર જે આગળના શ્લોકોમાં જોર આપવામાં આવ્યું છે એ શ્લોકોની કોઈ સંગતિ જ નહીં બેસે અને ભગવાનનો મહત્ત્વપૂર્ણ ઉપદેશ ફોગટ જશે. માટે ગીતાના શ્લોકનો આવો અવળો અર્થ સમજાવવો એ લોકોને ભ્રમમાં નાખવા બરાબર છે. અવશ્યંભાવીનો પ્રતીકાર નથી થઈ શકતો, એને કોઈ ટાળી નથી શકતું, એમ કહેવું એ સાવ સત્ય છે; પણ પ્રારબ્ધકર્મના ભોગરૂપી સુખ-દુઃખ વગેરેની પ્રાપ્તિ માટે ફરી પાછું નવું પાપકર્મ સ્વેચ્છાપૂર્વક અવશ્ય કરવું પડે એવું અવશ્યંભાવી ન હોઈ શકે, કેમકે, એ ન્યાયસંગત નથી, જો ધનપ્રાપ્તિ માટે ચોરી કરવી પડશે કે સ્ત્રીસુખભોગ માટે પરસ્ત્રીગમન કરવું પડશે કે રાજદંડ મેળવવા માટે ચોરી, વ્યભિચાર વગેરે પાપકર્મ કરવું પડશે – આવું અવશ્યંભાવી પ્રારબ્ધ હોત તો શાસ્ત્રોમાં ન્યાયપૂર્વક ધન પ્રાપ્ત કરવાની, સ્ત્રીસુખભોગ માટે વિવાહ વગેરેની, રોગ વગેરેથી બચવા માટે ઔષધ અને પથ્યની, ચોરી, વ્યભિચાર વગેરે પાપકર્મોથી

બચવા માટે રાજદંડ વગેરેની વ્યવસ્થા જ કેમ કરવામાં આવત?

પ્રત્યક્ષ રીતે પણ જોવા મળે છે કે સાધન દ્વારા જે માણસ પોતાના મન અને ઇન્દ્રિયોને વશમાં કરી લે છે તેમજ રાગદ્વેષ અને કામ-ક્રોધ વગેરે શત્રુઓ પર વિજય પ્રાપ્ત કરી લે છે, એની પણ ઘણું કરીને પાપાચારમાં પ્રવૃત્તિ નથી થતી અને સાધનહીન માણસો કામ-ક્રોધથી પ્રેરાઈને પાપાચાર કરે છે. એ સિવાય ઉપર કહેલ સિદ્ધાંત માનવાથી પરસ્ત્રીગમનરૂપી પાપકર્મ કરવું કે કોઈ પુરુષનું સ્વસ્ત્રીવ્રતી હોવું સ્વાધીન નહીં થઈ શકે, પાપકર્મો કરવામાં અને ધર્મના ત્યાગમાં પણ પ્રારબ્ધને કારણ માનવું પડશે, કે જે સર્વ રીતે ન્યાયવિરુદ્ધ છે.

ધનની પ્રાપ્તિ કે રતિભોગની પ્રાપ્તિ વગેરેને સુખભોગને નિમિત્તે અવશ્યંભાવી બનાવવામાં આવે છે એમ માનવાથી કોઈ રાજા કે ધનવાન વૈરાગ્ય થવા છતાં ગૃહસ્થીનો ત્યાગ નહીં કરી શકે, એવું ન્યાયપ્રાપ્ત થશે. એનાથી **'યદહરેવ વિરજેત્ તદહરેવ પ્રવ્રજેત્'** (જાબાલ ઉપનિષદ્ ૪) એટલે કે 'જે દિવસે વૈરાગ્ય ઉપજે એ જ દિવસે ગૃહસ્થીને છોડીને સંન્યાસ ગ્રહણ કરવો.' આવું કહેનારી શ્રુતિઓ વ્યર્થ થઈ જશે. તથા આશ્રમનું પરિવર્તન અને મુક્તિ હોવાનું પણ પ્રારબ્ધ પર જ નિર્ભર થઈ જશે જે સર્વ રીતે અયુક્ત છે. આથી એ જ સિદ્ધ થાય છે કે શુભ કર્મોનું ફળ કે જે પ્રારબ્ધફળરૂપી સુખભોગ છે એનો ત્યાગ કરવામાં સદાય સ્વતંત્ર છે. **'ત્યાગેનૈકે અમૃતત્વમાનશુઃ।'** (કૈવલ્ય ઉપનિષદ્ ૧/૨) - ત્યાગથી જ મુક્તિ થાય છે એમ શાસ્ત્ર જણાવે છે, જો ત્યાગમાં એ સ્વતંત્રતા નહીં હોય તો મુક્તિ કેમ કરીને થશે?

હા, એ વાત ચોક્કસ છે કે પાપકર્મનું ફળ જે દુ:ખભોગ છે, એનો ત્યાગ કરવામાં માણસ સ્વતંત્ર નથી. પણ પ્રારબ્ધરૂપ પાપકર્મનું ફળ ભોગવવા માટે નવું પાપકર્મ કરવું પડે એમ માનવું ન્યાય-સંગત નથી. કેમકે, એમ માનવાથી થનારું દુ:ખરૂપી ફળ કયા પાપકર્મનું ફળ છે એ નિર્ણય થવો પણ મુશ્કેલ થઈ જશે અને પાપકર્મોમાં અનવસ્થાનો દોષ આવશે. સંસારમાં પણ જોવા મળે છે કે કોઈ રાજા ચોરી, વ્યભિચાર વગેરે ખોટાં કર્મોનું ફળ એવું નથી આપતો કે એમ કરનાર રાજાની આજ્ઞા વિરુદ્ધ કર્મ ફરી કરે, બલકે પછી કદી એ રાજાજ્ઞાનું ઉલ્લંઘન ન કરે માટે એને દંડ આપે છે.

**પ્રશ્ન :** તો પછી સ્વેચ્છાપૂર્વક પ્રારબ્ધકર્મનો ફળભોગ શી રીતે થાય છે?

**ઉત્તર :** સ્વેચ્છાપૂર્વક ન્યાયયુક્ત ક્રિયાઓ કરતાં કરતાં જે એના પરિણામસ્વરૂપ સુખભોગ થાય છે, એ પ્રારબ્ધરૂપી પુણ્યકર્મનું ફળ છે અને જે દુ:ખભોગ થાય છે એ પ્રારબ્ધરૂપ પાપકર્મનું ફળ છે. જેમ પોતાની ધર્મપત્ની સાથે ન્યાયપૂર્વક રતિસુખભોગ, સ્વવર્ણ અનુસાર ન્યાયયુક્ત વૃત્તિ દ્વારા ધનલાભ થવો, એનાથી ન્યાયપૂર્વક ભોગો ભોગવવા, ન્યાયપૂર્વકની ક્રિયાઓ દ્વારા પુત્ર વગેરેનું ઉત્પન્ન થવું તેમજ ન્યાયપૂર્વક વ્યવહાર કરતાં કરતાં પણ ધન વગેરેની હાનિ, પોતાના કે સ્ત્રી, પુત્ર વગેરેના શરીરમાં બીમારી થતાં ન્યાયયુક્ત ઉપાય કરવા છતાં પણ આરામ ન થવો, બલકે અવળું પરિણામ આવવું વગેરે અનેક રીતે સ્વેચ્છાપૂર્વક પ્રારબ્ધકર્મનો ફળભોગ થાય છે.

માટે પ્રારબ્ધકર્મનું ફળ ભોગવવા માટે પાપકર્મ કરવું અવશ્યંભાવી નથી, પ્રયાસ કરવાથી માણસ પાપોમાંથી બચી શકે છે. આમ હોવા છતાં પણ જે લોકો ધનોપાર્જન કે સ્ત્રીભોગ

વગેરેના લોભે પાપાચરણ કરે છે, તેઓ રાગ-દ્વેષ વગેરે અવગુણોના વશીભૂત થઈને મોટી ભૂલ કરે છે. સુખભોગ અનુસાર એમના પુણ્યનો ક્ષય થશે અને પાપકર્મનું ફળ આગળ જઈને જરૂર ભોગવવું પડશે અને અન્યાય આચરવાનો પ્રયાસ કરવા છતાં પણ પ્રારબ્ધ વિના સુખ નહીં મળે. એમ વિચારીને પણ માણસ માટે એ ઉચિત છે કે ભોગોના લોભથી પાપાચરણ ન કરે.

આ સિવાય એ વિદ્વાનોનું એમ પણ કહેવું છે કે અનિચ્છાએ પ્રારબ્ધભોગ માટે થઈને પણ માણસે પોતાની ઈચ્છા ન હોવા છતાં પણ પાપાચરણ કરવું પડે છે; એની પુષ્ટિ માટે તેઓ ગીતાના આ શ્લોકોનું પ્રમાણ આપે છે–

**અથ કેન પ્રયુક્તોઽયં પાપં ચરતિ પૂરુષઃ ।**
**અનિચ્છન્નપિ વાર્ષ્ણેય બલાદિવ નિયોજિતઃ ॥**

(ગીતા ૩/૩૬)

'હે કૃષ્ણ! તો પછી આ માણસ પોતે ન ઈચ્છતો હોવા છતાં પણ પરાણે જોડ્યો હોય એમ કોનાથી પ્રેરાઈને પાપનું આચરણ કરે છે?'

**કામ એષ ક્રોધ એષ રજોગુણસમુદ્ભવઃ ।**
**મહાશનો મહાપાપ્મા વિદ્ધ્યેનમિહ વૈરિણમ્ ॥**

(ગીતા ૩/૩૭)

આ રીતે અર્જુનના પૂછવાથી શ્રીકૃષ્ણ બોલ્યા–'રજોગુણમાંથી ઉદ્ભવેલો આ કામ જ ક્રોધ છે, આ ઘણું ખાનારો એટલે કે ભોગોથી કદી ન ધરાતો અને મહાપાપી છે, આને જ તું આ બાબતમાં વેરી જાણ.'

પણ આવો સિદ્ધાંત માનીને ગીતા દ્વારા એનું સમર્થન કરવું એ ગીતાનો દુરુપયોગ કરવો અને લોકોને ભ્રમમાં નાખવા બરાબર છે, કેમકે, અહીં અર્જુનનો પ્રશ્ન અનિચ્છાએ પ્રારબ્ધભોગના વિષયમાં નથી, ક્રિયમાણ પાપકર્મ વિશે છે. અર્જુનના પ્રશ્નનો ભાવ એ છે કે ભગવાન મનુષ્ય પાસે પાપકર્મ કરાવવા નથી માગતા, છતાં પણ એના દ્વારા પાપકર્મ થાય છે, જાણે કોઈ પરાણે એની પાસે કરાવે છે, તો એમાં કારણ શું છે?

એના ઉત્તરમાં ભગવાન નવાં ક્રિયમાણ પાપકર્મો થવામાં ન તો ઈશ્વરને કારણ જણાવે છે કે ન પ્રારબ્ધને કારણ માને છે. એ તો સ્પષ્ટ શબ્દોમાં કહે છે કે 'હે અર્જુન! કામ અને એનું જ બીજું રૂપ ક્રોધ, કે જે માણસના જ્ઞાન અને વિજ્ઞાનના નાશક પ્રબળ શત્રુ તથા નરકનાં દ્વારરૂપ છે, એ જ નવાં પાપકર્મોમાં હેતુ છે. માટે ઈન્દ્રિયોને વશમાં કરીને તું એમનો નાશ કર.'

જો કામ-ક્રોધ પણ પ્રારબ્ધનાં જ પરિણામ હોત તો ભગવાન એમનો નાશ કરવાની વાત કેમ કહેત? કેમકે પ્રારબ્ધ તો અવશ્યંભાવી છે. માટે આ પ્રસંગ અનિચ્છાએ પ્રારબ્ધભોગ વિશેનો નથી, ક્રિયમાણ કર્મ વિશેનો છે. એનો દુરુપયોગ કરવો એ લોકોને ભ્રમમાં નાખવા છે.

**પ્રશ્ન :** તો પછી અનિચ્છાએ પ્રારબ્ધ કર્મનો ભોગ શી રીતે થઈ શકે?

**ઉત્તર :** અનિચ્છાએ એટલે કે કોઈ દૈવી ઘટનાથી આપમેળે, પોતાની કે બીજાની ઈચ્છા વિના જ જે સુખ અને દુઃખોનો ભોગ થાય છે એ અનિચ્છાએ પ્રારબ્ધનો ભોગ છે; જેમકે, વીજળી પડવાથી લોકો મરી જાય છે, ધન અને મકાનોનું નુકસાન થાય છે. એ જ રીતે પાણીના પૂરથી, ભૂકંપથી, રોગથી કે અન્ય કોઈ કારણોથી શરીર, ધન, સ્ત્રી, પુત્ર વગેરેનો વિયોગ થઈ જવો, અથવા ધન વગેરે સુખભોગો પ્રાપ્ત થઈ જવા. વગેરે અનેક ભોગો હોય છે. આ બધાં અનિચ્છાએ પ્રારબ્ધભોગ છે. આ બધામાં અવળી કલ્પના કરીને એમાં પાપાચારનો સમાવેશ કરવો

એ લોકોને ભ્રમમાં નાખવા છે.

**પ્રશ્ન :** તો પરેચ્છાપૂર્વક પ્રારબ્ધભોગનું શું સ્વરૂપ છે?

**ઉત્તર :** એ જ રીતે બીજાની ઇચ્છા અને પ્રયત્નથી જે માણસને સુખ અને દુઃખોનો ભોગ પ્રાપ્ત થાય છે, એ પરેચ્છાપૂર્વક પ્રારબ્ધ-કર્મનો ભોગ છે; જેમ ચોર, ડાકુ વગેરે દ્વારા ધનહરણ, મૃત્યુ કે સ્ત્રી, પુત્ર વગેરેનો નાશ કે પછી બીજી કોઈ રીતની હાનિ થવી વગેરે.

જો કોઈને દત્તક પુત્ર બનાવી લેવાને માટે થઈને કોઈ ધન આપે છે તો આવા પુત્રને એનું ધન મળવું; કોઈ સ્ત્રી ન્યાયપૂર્વક કોઈને પોતાનો પતિ બનાવે છે, તો આવા પતિને સ્ત્રી મળવી, કોઈ પોતાનાં જમાઈ, દીકરી વગેરેને જે ધન આપે છે, એ સ્થિતિમાં એ જમાઈ, દીકરી વગેરેને ધન મળવું - આ બધા પરેચ્છાપૂર્વક પ્રારબ્ધભોગનાં ઉદાહરણો છે.

માટે સ્વેચ્છા, અનિચ્છા અને પરેચ્છાપૂર્વક પ્રારબ્ધકર્મના ફળભોગની અવળી કલ્પના કરીને પ્રારબ્ધકર્મનું ફળ ભોગવવા માટે પાપકર્મો અવશ્યંભાવી છે એમ માનવું કે જ્ઞાન થયા પછી પણ જ્ઞાનીના અંતઃકરણમાં રાગ-દ્વેષ, કામ-ક્રોધ વગેરે અવગુણો હોવાનું સ્વીકારવું સર્વ રીતે શાસ્ત્રવિરુદ્ધ, ન્યાયવિરુદ્ધ અને ભ્રમપૂર્ણ છે.

મનનો ધર્મ મનન કરવું અને બુદ્ધિનો ધર્મ નિશ્ચય કરવો હોવા છતાં પણ એ રહસ્યને ન જાણવાને કારણે જ કામ-ક્રોધ, રાગ-દ્વેષ, સુખ-દુઃખ, હરખ-શોક વગેરે દ્વંદ્વોને લોકો અંતઃકરણના ધર્મો જણાવે છે. પણ એ અંતઃકરણના ધર્મો નથી, વિકાર છે. ભગવાને પણ એમને ગીતામાં વિકાર માન્યા છે–

**ઇચ્છા દ્વેષઃ સુખં દુઃખં સઙ્ઘાતશ્ચેતના ધૃતિઃ ।**
**એતત્ક્ષેત્રં સમાસેન સવિકારમુદાહૃતમ્ ॥**

(ગીતા ૧૩/૬)

'ઇચ્છા, દ્વેષ, સુખ, દુઃખ, સ્થૂળ શરીર, ચેતના* અને ધૃતિ - આટલા વિકારો સહિતનું* આ ક્ષેત્ર ટૂંકમાં કહેવાયું છે.'

આમને અંતઃકરણના ધર્મ માનવાથી જ્યાં સુધી અંતઃકરણ રહેશે ત્યાં સુધી આમનો નાશ નહીં થાય અને વિકાર માનવાથી નાશ થઈ શકે છે. તત્ત્વવેત્તા પુરુષોમાં રાગ-દ્વેષ, હરખ-શોક, કામ-ક્રોધ વગેરેનો અત્યંત અભાવ જણાવ્યો છે, માટે પણ આ વિકારો જ સિદ્ધ થાય છે.

જ્ઞાનોત્તરકાળમાં જ્ઞાનીનાં મન-બુદ્ધિ પણ શેકાયેલા બીજની જેમ રહી જાય છે. તો પછી એમનામાં કામ-ક્રોધ વગેરે વિકારો માટે સંભાવના જ ક્યાં રહી? કામ-ક્રોધ વગેરે તો આસુરી સંપદા ધરાવનારાઓમાં હોય છે અને એ નરકનાં દ્વાર માનવામાં આવ્યાં છે (ગીતા ૧૬/૨૧); એ આત્માનું પતન કરનારાં છે. માટે જ કલ્યાણકામી માણસને એમાંથી મુક્ત થવા માટે ભગવાન કહે છે અને સિદ્ધમાં તો એ હોઈ જ ન શકે.

ભગવાને કહ્યું છે –

**કામક્રોધવિયુક્તાનાં યતીનાં યતચેતસામ્ ।**
**અભિતો બ્રહ્મનિર્વાણં વર્તતે વિદિતાત્મનામ્ ॥**

(ગીતા ૫/૨૬)

'કામ-ક્રોધ વિનાના, જીતેલા ચિત્તવાળા, પરબ્રહ્મ પરમાત્માનો સાક્ષાત્કાર કરી ચૂકેલા જ્ઞાનીજનો માટે ચારેકોર શાન્ત પરબ્રહ્મ પરમાત્મા જ પરિપૂર્ણ છે.'

* અન્તઃકરણમાં રહેલી જ્ઞાનશક્તિ, જેના વડે સુખ-દુઃખ આદિ અનુભવાય છે.

* પાંચમા શ્લોકમાં જે કહેવાયું છે એને ક્ષેત્રનું સ્વરૂપ સમજવું અને આ શ્લોકમાં કહ્યા છે એ ઇચ્છા આદિને ક્ષેત્રના વિકારો સમજવા.

**નિર્માનમોહા જિતસઙ્ગદોષા**
**અધ્યાત્મનિત્યા વિનિવૃત્તકામાઃ ।**
**દ્વન્દ્વૈર્વિમુક્તાઃ સુખદુઃખસઞ્જ્ઞૈ-**
**ર્ગચ્છન્ત્યમૂઢાઃ પદમવ્યયં તત્ ॥**
(ગીતા ૧૫/૫)

'જેમનાં માન અને મોહ નષ્ટ થઈ ચૂક્યાં છે, જેમણે આસક્તિરૂપી દોષને જીતી લીધો છે, જેમની પરમાત્માના સ્વરૂપમાં નિત્ય સ્થિતિ છે અને જેમની કામનાઓ પૂર્ણરૂપે નાશ પામી ચૂકી છે - એવા સુખ-દુઃખરૂપી દ્વંદ્વોથી છૂટેલા જ્ઞાનીજનો એ અવિનાશી પરમપદને પામે છે.'



## બાળ-કેળવણી

મિત્રોની પ્રેરણાથી આજે બાળકોના હિત કાજે તેમના કર્તવ્ય વિશે કંઈક લખવામાં આવે છે. એ ખ્યાલ રાખવો જોઈએ કે જ્યાં સુધી માતા, પિતા, આચાર્ય જીવિત છે અથવા કર્તવ્ય કે અકર્તવ્યનું જ્ઞાન નથી ત્યાં સુધી ઉંમરમાં મોટા હોવા છતાં પણ બધાં બાળક જ છે. બાલ્યાવસ્થામાં વિદ્યા ભણવામાં વિશેષ ધ્યાન રાખવું, કેમકે મોટી ઉંમર થતાં વિદ્યાનો અભ્યાસ કરવો એ ઘણું અઘરું છે. જે બાળક બાલ્યાવસ્થામાં વિદ્યાનો અભ્યાસ નથી કરતું, તેને આગળ જતાં સદાને માટે પસ્તાવું પડે છે પરંતુ ધ્યાન રાખવું કે બાળકોને માટે લૌકિક વિદ્યાની સાથે સાથે ધાર્મિક શિક્ષણ પણ ઘણું જરૂરી છે; ધાર્મિક શિક્ષણ વિના મનુષ્યનું જીવન પશુ સમાન છે. ધર્મજ્ઞાન વિનાના હોવાને કારણે આજકાલનાં બાળકો ઘણું કરીને બહુ સ્વેચ્છાચારી બનતા જાય છે. તે બાળકો નિરંકુશતા, ઉચ્છૃંખલતા, દુર્વ્યસન, જૂઠ, કપટ, ચોરી, વ્યભિચાર, આળસ, પ્રમાદ વગેરે અનેક દોષો અને દુર્ગુણોનો શિકાર બની રહ્યાં છે, જેનાથી તેમનો આ લોક તેમ જ પરલોક બંને નષ્ટ થઈ રહ્યાં છે.

બાળકોને પાશ્ચાત્ય ભાષા, વેશ, સભ્યતા સારાં લાગે છે અને ઋષિઓનાં ત્યાગપૂર્ણ ચરિત્ર, ધર્મ તથા ઈશ્વરમાં તેમને ગ્લાનિ થવા લાગી છે. આ બધો પાશ્ચાત્ય શિક્ષણ અને સભ્યતાનો પ્રભાવ છે.

મારું કહેવાનું એમ નથી કે પાશ્ચાત્ય શિક્ષણ ન આપવું જોઈએ, પરંતુ પહેલાં ધાર્મિક શિક્ષણ પ્રાપ્ત કરાવીને પછી પાશ્ચાત્ય વિદ્યાનો અભ્યાસ કરાવવો. એમ થઈ શકે તેમ ન હોય તો ધાર્મિક શિક્ષણની સાથે સાથે પાશ્ચાત્ય વિદ્યાનો અભ્યાસ કરાવાય. જેવી રીતે વિષનું સેવન કરવાથી મૃત્યુને આમંત્રણ આપવા બરોબર છે; પરંતુ તે જ વિષ ઔષધની સાથે સાથે અથવા ઔષધિઓ વડે સંશોધન કરાવીને પછી ખવાય તો તે અમૃત જેવું ફળ આપે છે. એવી જ રીતે આપણે પણ ધાર્મિક શિક્ષણની સાથોસાથ કે ધર્મને અનુરૂપ સંશોધન કર્યા પછી પાશ્ચાત્ય વિદ્યાનો અભ્યાસ કરાવવો જોઈએ.

કેમકે ધર્મ જ મનુષ્યનું જીવન, પ્રાણ અને આ લોક તથા પરલોકમાં કલ્યાણ કરનારો છે. પરલોકમાં તો ફક્ત એક ધર્મ જ સાથે આવે છે. સ્ત્રી, પુત્ર અને સંબંધીઓ વગેરે કોઈ પણ ત્યાં મદદ કરી શકતા નથી, તેથી જ કલ્યાણ માટે મનુષ્યમાત્રે નિત્ય-નિરંતર ધર્મનો સંચય કરવો જોઈએ. અત્યારે આપણે એ વિચાર કરીએ કે તે ધારણ કરવા યોગ્ય ધર્મ વસ્તુ શું છે?

ઋષિઓએ સદ્‌ગુણ અને સદાચારના નામથી

જ ધર્મની વ્યાખ્યા કરી છે. ભગવાને ભગવદ્‌ગીતાના ૧૬મા અધ્યાયમાં દૈવી સંપત્તિ અને અધ્યાય ૧૭માં તપના નામે જે કંઈ કહ્યું છે, તે ધર્મની જ વ્યાખ્યા છે. મહર્ષિ પતંજલિએ યોગદર્શનના બીજા પાદમાં તે જ ધર્મની વ્યાખ્યા, સૂત્રરૂપે યમ-નિયમના નામથી કરી છે અને મનુ મહારાજે પણ સંક્ષેપમાં અધ્યાય ૬ શ્લોક ૯૨માં ધર્મનાં દસ લક્ષણ બતાડ્યાં છે. આ બધું જોતાં એમ સિદ્ધ થાય છે કે સદ્‌ગુણ અને સદાચારનું નામ જ ધર્મ છે.

જે આચરણ આપણા માટે તેમ જ સંસારના અન્ય લોકો માટે હિતકર છે એટલે કે મન, વાણી અને શરીર દ્વારા કરેલી જે ઉત્તમ ક્રિયા છે, તે જ સદાચાર છે અને અંતઃકરણમાં જે પવિત્ર ભાવ છે, તેનું નામ સદ્‌ગુણ છે.

હવે એ પ્રશ્ન ઊભો થાય છે કે ધર્મની પ્રાપ્તિ કેવી રીતે થાય? એનો જવાબ એ જ હોઈ શકે કે સત્ પુરુષોના સંગથી જ ધર્મની પ્રાપ્તિ થઈ શકે. મનુજીએ કહ્યું છે - વેદ, સ્મૃતિ, સદાચાર અને ચોથું પોતાને અનુકૂળ જે પરિણામમાં હિતકર હોય, તે ચાર પ્રકારનાં ધર્મનાં સાક્ષાત્ લક્ષણ છે.

**વેદઃ સ્મૃતિઃ સદાચારઃ સ્વસ્ય ચ પ્રિયમાત્મનઃ ।**
**એતચ્ચતુર્વિધં પ્રાહુઃ સાક્ષાત્ ધર્મસ્ય લક્ષણમ્ ॥**
(૨/૧૨)

સત્સંગથી જ આ બધાંની સંગતિ થઈ શકે છે. આમાં પરસ્પર વિરોધ હોય તો યથાર્થ નિર્ણય પણ સત્સંગથી જ થાય છે, તેથી જ મહાપુરુષોનો સંગ કરવો એ યાદ રાખવું કે ઈતિહાસ અને પુરાણોમાં પણ શ્રુતિ અને સ્મૃતિમાં બતાડેલા ધર્મની જ વ્યાખ્યા છે. એટલા માટે તેમાં આપેલું શિક્ષણ જ ધર્મ છે. આથી મનુષ્ય માટે ઉચિત એ છે કે પ્રાણ ભલે જાય, તો પણ ધર્મનો ત્યાગ ન કરે, કેમકે ધર્મને માટે મરનારા ઉત્તમ ગતિને પ્રાપ્ત કરે છે. ગુરુ ગોવિંદસિંહનાં બાળકોએ ધર્મને ખાતર જ પ્રાણની આહુતિ આપીને અચલ કીર્તિ અને ઉત્તમ ગતિ પ્રાપ્ત કરી છે. મનુજીએ પણ કહ્યું છે કે –

**શ્રુતિસ્મૃત્યુદિતં ધર્મમનુતિષ્ઠન્હિ માનવઃ ।**
**ઈહ કીર્તિમવાપ્રોતિ પ્રેત્ય ચાનુત્તમં સુખમ્ ॥**
(૨/૯)

'જે મનુષ્ય વેદ અને સ્મૃતિમાં કહેલા ધર્મનું પાલન કરે છે તે આ સંસારમાં કીર્તિને અને મરણ પછી પરમાત્માની પ્રાપ્તિ રૂપે આત્યંતિક સુખને પ્રાપ્ત કરે છે.'

માટે હે બાળકો ! તમારે માટે સૌથી ઉત્તમ જે ઉપયોગી વાતો છે તેના ઉપર તમારે વિશેષ ધ્યાન આપવું જોઈએ. એવી તો ઘણીયે વાતો છે, પરંતુ નીચે લખેલી છ વાતોને તો જીવન અને પ્રાણ સમાન ગણીને એમનું પાલન કરવા માટે વિશેષ પ્રયત્ન કરવો.

તે વાતો છે –

સદાચાર, સંયમ, બ્રહ્મચર્યનું પાલન, વિદ્યાભ્યાસ, માતા, પિતા અને આચાર્ય આદિ વડીલોની સેવા તથા ઈશ્વરની ભક્તિ.

### સદાચાર

સંપૂર્ણ રીતે શાસ્ત્રને અનુકૂળ વિહિત કર્મોનું નામ સદાચાર છે. એટલે જ સંયમ, બ્રહ્મચર્યનું પાલન, વિદ્યાભ્યાસ, માતા, પિતા તથા આચાર્ય આદિ વડીલોની સેવા તથા ઈશ્વરની ભક્તિ ઈત્યાદિ કર્મો શાસ્ત્રવિહિત હોવાથી સદાચારમાં ગણાય છે. આ બધી મુખ્ય મુખ્ય વાત છે. એટલા માટે બાળકોના હિત ખાતર આ બાબતો પર વિસ્તારથી વિચાર કરવામાં આવે છે. આ સિવાય પણ એવી ઘણીયે બાબતો બાળકોને માટે ઉપયોગી છે, જેમાંની કેટલીક અહીં

સદાચારના નામે બતાડવામાં આવે છે. બાળકોએ પહેલાં આચાર તરફ ધ્યાન આપવું કારણ કે આચાર જ બધાં ધર્મોનું મૂળ છે. મહાભારતમાં અનુશાસન પર્વના અધ્યાય ૧૪૯માં ભીષ્મપિતામહે કહ્યું છે કે–

**સર્વાગમાનામાચારઃ પ્રથમં પરિકલ્પતે ।**
**આચારપ્રભવો ધર્મો ધર્મસ્ય પ્રભુરચ્યુતઃ ॥**

'બધાં શાસ્ત્રોમાં આચાર સર્વપ્રથમ માનવામાં આવ્યો છે. આચારથી જ ધર્મ બને છે અને ધર્મના સ્વામી શ્રીઅચ્યુત ભગવાન છે.'

આ આચારનાં મુખ્ય બે ભેદ છે – (૧) શૌચાચાર અને (૨) સદાચાર. જળ અને માટી વગેરેથી શરીરને તથા ભોજન, વસ્ત્ર, ઘર અને વાસણ આદિને શાસ્ત્રના કહ્યા પ્રમાણે સાફ રાખવાં તે શૌચાચાર છે.

સૌની સાથે યથા-યોગ્ય વ્યવહાર અને શાસ્ત્રોક્ત ઉત્તમ કર્મોનું આચરણ કરવું તેને સદાચાર કહેવાય છે. એનાથી દુર્ગુણ અને દુરાચારનો નાશ થઈને બાહ્ય અને આંતરિક પવિત્રતા થાય છે તથા સદ્ગુણોનો આવિર્ભાવ થાય છે.

સૌપ્રથમ સવારે સૂર્યોદય પહેલાં ઊઠીને શૌચ*-સ્નાન કરવું. પછી નિત્યકર્મ કરીને વડીલોના ચરણમાં પ્રણામ કરવા. તેના પછી શરીરની આરોગ્યતા અને બળની વૃદ્ધિ માટે, પશ્ચિમોત્તાન, શીર્ષાસન, વિપરીતકરણી વગેરે આસન અને વ્યાયામ કરવા. પછી દૂધ પીને વિદ્યાભ્યાસ કરવો. આસન અને વ્યાયામ સાંજે કરવાની ઈચ્છા હોય તો દૂધ પીધા વગર જ અભ્યાસ કરવો.

સવારની વિદ્યા ભણી લીધા પછી દિવસના બીજા પહોરમાં યોગ્ય સમયે આચમન કરીને સાવધાનીપૂર્વક પવિત્ર અને સાત્ત્વિક ભોજન કરવું.

એ ખ્યાલ રાખવો જોઈએ કે ભૂખ લાગી હોય તેનાથી અધિક ભોજન ન કરવું. મનુ મહારાજે કહ્યું છે કે –

**ઉપસ્પૃશ્ય દ્વિજો નિત્યમન્નમદ્યાત્સમાહિતઃ ।**
**ભુક્ત્વા ચોપસ્પૃશેત્સમ્યગદ્ભિઃ ખાનિ ચ સંસ્પૃશેત્ ॥**
(૨/૫૩)

'દ્વિજે સદા આચમન કરીને જ સાવધાન થઈ અન્નનું ભોજન કરવું અને ભોજન કર્યા બાદ પણ સારી રીતે આચમન કરવું તેમજ છ છિદ્રોને (અર્થાત્ નાક, કાન અને નેત્રોને) જળથી સ્પર્શ કરવો.'

**પૂજયેદશનં નિત્યમદ્યાચ્ચૈતદકુત્સયન્ ।**
**દૃષ્ટ્વા હૃષ્યેત્ પ્રસીદેચ્ચ પ્રતિનન્દેચ્ચ સર્વશઃ ॥**
(૨/૫૪)

'ભોજનનો નિત્ય આદર કરીને ભોજન કરવું અને નિંદા ન કરવી; ભોજનને જોઈને હર્ષિત થઈને પ્રસન્નતા પ્રગટ કરવી અને બધી રીતે અન્નનું અભિનંદન કરવું.'

**પૂજિતં હ્યશનં નિત્યં બલમૂર્જં ચ યચ્છતિ ।**
**અપૂજિતં તુ તદ્ભુક્તમુભયં નાશયેદિદમ્ ॥**
(૨/૫૫)

'કેમકે નિત્ય આદરપૂર્વક કરેલું ભોજન બળ

★ મળત્યાગ કરીને માટી સાથે જળથી ત્રણ વાર ગુદા ધોવી. પછી જ્યાં સુધી દુર્ગંધ કે ચીકાશ રહે ત્યાં સુધી ફક્ત પાણીથી ધોવી. મળ યા મૂત્રનો ત્યાગ કર્યા પછી મૂત્રેન્દ્રિય પણ જળથી ધોવી. મળત્યાગ પછી માટી લઈને દસ વાર ડાબા હાથને અને સાત વાર બંને હાથોને સાથે રાખીને ધોવા. મૃત્તિકા તથા જળથી પગોને એક વાર તથા પાત્રને ત્રણ વાર ધોવાં. હાથ અને પગ ધોયા પછી મુખનાં બધાં છિદ્રોને ધોઈને દાતણ કરીને ઓછામાં ઓછા બાર વખત કોગળા કરવા.

અને વીર્ય આપે છે જ્યારે અનાદરથી ખાધેલું અન્ન આ બંનેનો નાશ કરે છે.'

**અનારોગ્યમનાયુષ્યમસ્વર્ગ્યં ચાતિભોજનમ્ ।**
**અપુણ્યં લોકવિદ્વિષ્ટં તસ્માત્તત્પરિવર્જયેત્ ॥**
(૨/૫૭)

'અધિક ભોજન કરવાથી આરોગ્ય, આયુષ્ય, સ્વર્ગ અને પુણ્યનો નાશ થાય છે અને તે લોકનિંદિત છે એટલે તેનો ત્યાગ કરવો.'

જમ્યા પછી દિવસે સૂવું નહીં અને રસ્તા ઉપર ચાલવું નહીં. વિદ્યાનો અભ્યાસ પણ એક કલાક પછી જ કરવો. વિદ્યાભ્યાસ કરીને સાંજે ફરી શૌચ-સ્નાન કરીને નિત્ય કર્મ કરવાં. પછી ફરી રાત્રે ભોજન કરીને થોડા સમય પછી રાત્રિનો બીજો પહોર શરૂ થતાં શયન કરવું. બાળકોએ ઓછામાં ઓછા સાત કલાક સૂવું જોઈએ. જો બાળક સૂર્યોદય થયા પછી ઊઠે તો દિવસભર ગાયત્રીનો જપ કરતા કરતા ઉપવાસ કરવો. મનુ મહારાજે કહ્યું છે કે –

**તં ચેદભ્યુદિયાત્સૂર્યઃ શયાનં કામચારતઃ ।**
**નિમ્લોચેદ્વાપ્યવિજ્ઞાનાજ્જપન્નુપવસેદ્દિનમ્ ॥**
(૨/૨૨૦)

'બ્રહ્મચારી સૂર્યોદય થયા પછી પણ ઈચ્છાપૂર્વક સૂતો રહે અથવા સૂર્યાસ્તના સમયે અજાણતાં સૂતો રહે તો આખો દિવસ ગાયત્રીનો જપ કરતા કરતા વ્રત કરે.'

**સૂર્યેણ હ્યભિનિર્મુક્તઃ શયાનોઽભ્યુદિતશ્ચ યઃ ।**
**પ્રાયશ્ચિત્તમકુર્વાણો યુક્તઃ સ્યાન્મહતૈનસા ॥**
(૨/૨૨૧)

'જે બ્રહ્મચારી સૂતો હોય ત્યારે સૂર્યોદય કે સૂર્યાસ્ત થઈ જાય અને તે જો પ્રાયશ્ચિત્ત ન કરે તો તેને બહુ મોટું પાપ લાગે છે.'

નિત્યકર્મમાં ભગવાનના નામનો જપ અને ધ્યાન તથા ઓછામાં ઓછો ગીતાના એક અધ્યાયનો પાઠ અવશ્ય કરવો જોઈએ. જો તે બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય હોય તો હવન, સંધ્યા, ગાયત્રી જપ, સ્વાધ્યાય, દેવપૂજા અને તર્પણ પણ કરવા. એમાં પણ સંધ્યા અને ગાયત્રી જપ તો અવશ્ય કરવા. તેમ ન કરવાથી તે પ્રાયશ્ચિત્તનો ભાગી બને છે અને તેને પતિત સમજવામાં આવે છે. બ્રહ્મચારીને માટે તો સૂતક કદી પણ છે જ નહીં તથા નિત્યકર્મ કરવા માટે કોઈને પણ કોઈ આપત્તિ નથી.*

તેથી જ નિત્યકર્મ તો હંમેશાં કરે જ. મનુજીએ કહ્યું છે કે –

**નિત્યં સ્નાત્વા શુચિઃ કુર્યાદ્દેવર્ષિપિતૃતર્પણમ્ ।**
**દેવતાભ્યર્ચનં ચૈવ સમિદાધાનમેવ ચ ॥**
(૨/૧૭૬)

'બ્રહ્મચારીએ ફરજ રૂપે નિત્યસ્નાન કરીને તેમ જ શુદ્ધ થઈને દેવ, ઋષિ અને પિતૃઓનું તર્પણ તથા દેવતાઓનું પૂજન અને અગ્નિહોત્ર અવશ્ય કરવાં.'

**ન તિષ્ઠતિ તુ યઃ પૂર્વાં નોપાસ્તે યશ્ચ પશ્ચિમામ્ ।**
**સ શૂદ્રવદ્બહિષ્કાર્યઃ સર્વસ્માદ્ દ્વિજકર્મણઃ ॥**
(૨/૧૦૩)

'જે મનુષ્ય ન તો પ્રાતઃ-સંધ્યોપાસન કરે છે અને ન તો સાંજની સંધ્યોપાસના કરે છે, તે શૂદ્ર સમાન સંપૂર્ણ દ્વિજકર્મોથી બહિષ્કાર કરી દેવાને યોગ્ય છે.'

**નૈત્યકે નાસ્ત્યનધ્યાયો બ્રહ્મસત્રં હિ તત્સ્મૃતમ્ ।**
(૨/૧૦૬)

* જન્મ અને મૃત્યુના સૂતકમાં સંધ્યા, ગાયત્રી-જપ આદિ વૈદિક નિત્ય ક્રિયા પાણી વગર, મનથી મંત્રોનું ઉચ્ચારણ કરીને કરવી જોઈએ. ફક્ત સૂર્ય ભગવાનને જળથી અર્ઘ્ય આપવો જોઈએ.

'નિત્યકર્મમાં ખાડો પાડવો નહિ, કેમકે તેને બ્રહ્મયજ્ઞ કહ્યો છે.

'શ્રુતિ અને સ્મૃતિઓમાં ગાયત્રી જપનું બહુ જ માહાત્મ્ય બતાડ્યું છે. ગાયત્રીનો જપ સ્નાન કરીને, પવિત્ર થઈને જ કરવો જોઈએ– ચાલતાં-ચાલતાં કે ફરતાં-ફરતાં ન કરવો. ગાયત્રીના નિત્ય એક હજાર જપ કરવાથી મનુષ્ય એક મહિનામાં પાપોથી છૂટી જાય છે. ત્રણ વર્ષ સુધી કરવાથી બ્રહ્મની પ્રાપ્તિ થઈ જાય છે. એમ મનુજીએ કહ્યું છે–

**એતદક્ષરમેતાં ચ જપન્ વ્યાહૃતિપૂર્વિકામ્ ।**
**સન્ધ્યયોર્વેદવિદ્વિપ્રો વેદપુણ્યેન યુજ્યતે ॥**
(૨/૭૮)

'આ (ઓમ્) અક્ષર અને ભૂઃ ભુવઃ સ્વઃ વ્યાહૃતિ સાથે ગાયત્રીનો જપ બેય સંધ્યાઓમાં કરીને વેદજ્ઞ બ્રાહ્મણ વેદ-પાઠના પુણ્યફળનો ભાગી બને છે.'

**સહસ્રકૃત્વસ્ત્વભ્યસ્ય બહિરેતત્ત્રિકં દ્વિજઃ ।**
**મહતોઽપ્યેનસો માસાત્ત્વચેવાહિર્વિમુચ્યતે ॥**
(૨/૭૯)

'બ્રાહ્મણ આ ત્રણેના એટલે કે પ્રણવ, વ્યાહૃતિ અને ગાયત્રીના એકાંત સ્થાનમાં હજાર જપ કરીને એક મહિનામાં બહુ મોટા પાપમાંથી પણ એવી રીતે છૂટી જાય છે કે જેવી રીતે સાપની કાંચળીમાંથી સાપ.'

**ઓઙ્કારપૂર્વિકાસ્તિસ્રો મહાવ્યાહૃતયોઽવ્યયાઃ ।**
**ત્રિપદા ચૈવ સાવિત્રી વિજ્ઞેયં બ્રહ્મણો મુખમ્ ॥**
(૨/૨૧)

'જેની પહેલાં ઓંકાર છે એવી અવિનાશિની (ભૂઃ ભુવઃ સ્વઃ) ત્રણ મહાવ્યાહૃતિ અને ત્રણ પદની સાવિત્રીને બ્રહ્મનું મુખ જાણવું.'

**યોઽધીતેઽહન્યહન્યેતાસ્ત્રીણિ વર્ષાણ્યતન્દ્રિતઃ ।**
**સ બ્રહ્મ પરમભ્યેતિ વાયુભૂતઃ ખમૂર્તિમાન્ ॥**
(૨/૮૨)

'જે મનુષ્ય આળસ છોડીને ત્રણ વર્ષ સુધી દરરોજ વ્યાહૃતિઓ સહિત ગાયત્રી જપ કરે છે, તે પવનરૂપ અને આકાશરૂપ થઈને પરબ્રહ્મને પ્રાપ્ત કરી લે છે.'

પરંતુ ખ્યાલ રાખવો કે ક્ષત્રિય અને વૈશ્યની વાત જ શું કરવી, બ્રાહ્મણે પણ જ્યાં સુધી યજ્ઞોપવીત ન થાય ત્યાં સુધી વેદોનો અભ્યાસ, વેદોક્ત હવન અને સંધ્યા-ગાયત્રી-જપ વગેરે વેદોક્ત ક્રિયાઓ ન કરવી; કેમકે યજ્ઞોપવીત વિના તેને પણ કરવાનો અધિકાર નથી. છતાંયે કરે તો પ્રાયશ્ચિત્તનો ભાગીદાર થાય છે, તેથી જ બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્યોએ યજ્ઞોપવીત અવશ્ય ધારણ કરવી જોઈએ. જો વ્રાત્ય* (પતિત) સંજ્ઞા થઈ ગઈ હોય, તો પણ શાસ્ત્રવિધિ અનુસાર પ્રાયશ્ચિત્ત કરીને યજ્ઞોપવીત ધારણ કરવું જોઈએ. જનોઈ(યજ્ઞોપવીત)નો સમય મનુજીએ આ પ્રકારે બતાવ્યો છે –

**ગર્ભાષ્ટમેઽબ્દે કુર્વીત બ્રાહ્મણસ્યોપનાયનમ્ ।**
**ગર્ભાદેકાદશે રાજ્ઞો ગર્ભાત્તુ દ્વાદશે વિશઃ ॥**
(૨/૩૬)

'બ્રાહ્મણનો ઉપનયન (જનોઈ) ગર્ભથી આઠમે વર્ષે, ક્ષત્રિયનો ગર્ભથી અગિયારમે વર્ષે અને વૈશ્યનો ગર્ભથી બારમે વર્ષે કરવો જોઈએ.'

**આષોડશાદ્બ્રાહ્મણસ્ય સાવિત્રી નાતિવર્તતે ।**
**આદ્વાવિંશાત્ક્ષત્રબન્ધોરાચતુર્વિંશતેર્વિશઃ ॥**
(૨/૩૮)

★ **અત ઊર્ધ્વં ત્રયોઽપ્યેતે યથાકાલમસંસ્કૃતાઃ । સાવિત્રીપતિતા વ્રાત્યા ભવન્ત્યાર્યવિગર્હિતાઃ ॥** (૨/૩૯)
'જો ઉપર બતાવ્યા પ્રમાણે સમયસર એમનો સંસ્કાર ન થાય તો તે કાળ પછી આ ત્રણે સાવિત્રીથી પતિત થવાને કારણે શિષ્ટજનો દ્વારા તેમની નિંદા થાય છે અને તેઓ વ્રાત્યસંજ્ઞક થઈ જાય છે.'

'સોળ વર્ષ સુધી બ્રાહ્મણને, બાવીસ વર્ષ સુધી ક્ષત્રિયને અને ચોવીસ વર્ષ સુધી વૈશ્યને સાવિત્રીના સમયનું ઉલ્લંઘન થતું નથી અર્થાત્ આ અવસ્થા સુધીમાં આ બધાને જનોઈ દઈ શકાય છે.'

દ્વિજાતિઓ માટે યજ્ઞોપવીતનાં કર્મ અને સમય બતાડીને હવે બધાં બાળકો માટે આચરણ કરવા યોગ્ય વાતો બતાડવામાં આવે છે.

હે બાળકો! સંસારમાં સૌથી ઉત્તમ પ્રેમ છે. પ્રેમ સાક્ષાત્ પરમાત્માનું સ્વરૂપ છે. એટલા માટે જ્યાં પ્રેમ છે ત્યાં સુખ અને શાંતિનું સામ્રાજ્ય છે. તે પ્રેમ સ્વાર્થત્યાગપૂર્વક, બીજાના આત્માને સુખ પહોંચાડવાથી થાય છે. એટલા માટે માતા, પિતા, ગુરુજન અને સાથે ભણનારની તો વાત જ શું, બધાંની સાથે હંમેશાં સાચા, હિતકર, વિનયયુક્ત વચનો બોલીને તથા મનથી, વાણીથી કે શરીરથી જે કોઈ પ્રકારે બીજાનું હિત થાય એવો પ્રયત્ન તમારે લોકોએ કરવો.

બીજાની વસ્તુને ચોરવી કે પડાવી લેવાનું તો દૂર રહ્યું, પણ તેઓ ખુશીથી અને કંઈ આપે તો પણ પોતાના સ્વાર્થ ખાતર તે ન લેતાં વિનય અને પ્રિય વચનથી તેમને સંતોષ આપવો. જો ન લેવાથી એમને કષ્ટ થતું હોય કે પ્રેમમાં બાધા આવતી હોય તો આવશ્યકતા અનુસાર તે વસ્તુ ગ્રહણ કરે, તો કોઈપણ આપત્તિ નથી.

અન્યના અવગુણોની તરફ ખ્યાલ ન કરતાં તેના ગુણો ગ્રહણ કરવા. કોઈની પણ નિંદા કે ચાડી-ચુગલી કરવી ન જોઈએ. તેનાથી તેનું કે આપણું, કોઈનું પણ હિત થતું નથી. આવશ્યકતા હોય તો સાચી પ્રશંસા કરી શકો છો.

માન, મોટાઈ કે પ્રતિષ્ઠાની ઇચ્છા તો ક્યારેય પણ કરવી નહીં, પરંતુ પોતાની મેળે પ્રાપ્ત થતાં પણ, કલ્યાણમાં બાધક બનવાના કારણે મનથી સ્વીકાર ન કરતાં, મનમાં દુઃખ કે સંકોચ થવો જોઈએ.

બીજાની ઇચ્છાથી કે દૈવયોગે મનથી પ્રતિકૂળ પદાર્થો પ્રાપ્ત થતાં પણ ઈશ્વરે મોકલેલ પુરસ્કાર માનીને આનંદિત થવું. એમ થઈ ન શકે તો પોતાના પાપનું ફળ સમજીને સહન કરવું જ યોગ્ય છે.

વડીલોની બધી આજ્ઞાઓ પાળવા યોગ્ય છે, પરંતુ જેના પાલન કરવાથી એમનું કે બીજા કોઈનું અનિષ્ટ થતું હોય અથવા જેના કારણે ઈશ્વરની ભક્તિમાં વિશેષ બાધા આવતી હોય તો ત્યાં તટસ્થ રહેવું.

ગુરુજનોની તો વાત જ શું, પણ વૃથા તર્ક કે વિવાદ તો કોઈની પણ સાથે કદી પણ ન કરવો.

કેટલીયે આપત્તિ આવી પડે, તો પણ ધૈર્ય અને નિર્ભયતાથી બધી સહન કરવી. કેમકે ભારેમાં ભારે આપત્તિ આવી પડવાથી પણ તેને નિર્ભયતાથી સહન કરવાથી આત્મબળની વૃદ્ધિ થાય છે. એમ સમજીને, તમારે લોકોએ આપત્તિમાં પણ ધૈર્ય અને ધર્મને છોડવો નહીં.

કોઈપણ ઉત્તમ કાર્ય કરીને, મનમાં અભિમાન કે અહંકાર લાવવો નહીં. પરંતુ ધન, વિદ્યા, બળ અને ઐશ્વર્ય આદિ પ્રાપ્ત થતાં જ સ્વાભાવિકપણે ચિત્તમાં જે દર્પ, અહંકાર અને અભિમાન આવે છે એને મૃત્યુ સમાન ગણીને બધાંની સાથે વિનયયુક્ત, દીનતાથી વર્તાવ કરવો. આ પ્રકારે કરવાથી તે દુર્ગુણો નહીં આવી શકે.

ગીતા-રામાયણ આદિ ધાર્મિક ગ્રંથોનો શ્રદ્ધાપૂર્વક અભ્યાસ કરવા માટે પણ થોડોક સમય અવશ્ય કાઢવો.

ઉપર્યુક્ત સદાચારના પાલનથી, બધા દુર્ગુણ અને દુરાચારોનો નાશ થાય છે અને તે વ્યક્તિમાં

સ્વાભાવિક રીતે જ ક્ષમા, દયા, શાંતિ, તેજ, સંતોષ, સમતા, જ્ઞાન, શ્રદ્ધા, પ્રેમ, વિનય, પવિત્રતા, શીતલતા, શમ, દમ આદિ અનેક ગુણોનો પ્રાદુર્ભાવ થઈ જાય છે. કેમ કે એ નિયમ છે કે બીજ અને વૃક્ષની માફક સદ્‌ગુણથી સદાચારની અને સદાચારથી સદ્‌ગુણની વૃદ્ધિ થાય છે અને દુર્ગુણ તથા દુરાચારનો નાશ થાય છે.*

આથી બાળકો માટે તે ઉચિત છે કે સદ્‌ગુણોની વૃદ્ધિ અને સદાચારનું પાલન કરવા માટે તત્પરતા સાથે પ્રયત્ન કરે. આ પ્રમાણે કરવાથી આ લોકમાં અને પરલોકમાં સુખ અને શાંતિ મળી શકે છે.

## સંયમ

મન, બુદ્ધિ અને ઈન્દ્રિયોના સંયમની બહુ જ આવશ્યકતા છે; કેમ કે આ ત્રણેયને સંયમમાં ન રાખતાં તે મનુષ્યનું પતન કરે છે. ભગવાને પણ કહ્યું છે કે –

**યતતો હ્યપિ કૌન્તેય પુરુષસ્ય વિપશ્ચિતઃ।**
**ઈન્દ્રિયાણિ પ્રમાથીનિ હરન્તિ પ્રસભં મનઃ॥**

(ગીતા ૨/૬૦)

'હે કુન્તીપુત્ર! આસક્તિનો નાશ ન થવાને લીધે મંથન કરી નાખવાના સ્વભાવની આ ઈન્દ્રિયો યત્ન કરતા બુદ્ધિમાન મનુષ્યના મનને પણ પરાણે હરી લે છે.'

**ઈન્દ્રિયાણાં હિ ચરતાં યન્મનોઽનુ વિધીયતે।**
**તદસ્ય હરતિ પ્રજ્ઞાં વાયુર્નાવમિવામ્ભસિ॥**

(ગીતા ૨/૬૭)

'કેમકે જેમ વાયુ જળમાં વહેતી નૌકાને ખેંચી જાય છે, તે જ પ્રમાણે વિષયોમાં વિચરતી ઈન્દ્રિયોમાંથી જે ઈન્દ્રિયની સાથે મન રહે છે, તે એકલી ઈન્દ્રિય આ અયુક્ત પુરુષની બુદ્ધિને હરી લે છે.'

મનુ મહારાજે પણ કહ્યું છે –

**ઈન્દ્રિયાણાં તુ સર્વેષાં યદ્યેકં ક્ષરતીન્દ્રિયમ્।**
**તેનાસ્ય ક્ષરતિ પ્રજ્ઞા દૃતેઃ પાદાદિવોદકમ્॥**

(૨/૯૯)

'બધીયે ઈન્દ્રિયોમાંથી જો એક પણ ઈન્દ્રિય વિચલિત થઈ જાય તો તેનાથી જ તે મનુષ્યની બુદ્ધિ એવી રીતે જતી રહે છે કે જેમ વાસણમાં એક પણ છિદ્ર હોય તો તેમાંનું બધું પાણી નીકળી જાય છે.'

અંતઃકરણના સંયમને 'શમ' અને ઈન્દ્રિયોના સંયમને 'દમ' કહે છે. એને ઘણું કરીને, સ્મૃતિકારોએ ધર્મનું અંગ માન્યું છે. ભગવદ્‌ગીતામાં શમ અને દમને બ્રાહ્મણનાં સ્વાભાવિક કર્મ અને વેદાંતમાં એને સાધનનાં અંગ માન્યાં છે.

વશમાં કરેલ મન-ઈન્દ્રિયને મિત્ર અને વશમાં ન કરેલ હોય તેને શત્રુ સમાન ગણ્યાં છે. મુક્તિ અને બંધનમાં પણ પ્રધાન હેતુ તો આ જ છે. કેમ કે આ વશમાં કરેલ મન-ઈન્દ્રિય મુક્તિ દેનાર અને વશમાં ન કરેલ મન-ઈન્દ્રિય દુઃખદાયી બંધનના હેતુ બને છે. જેવી રીતે જળનો સ્વભાવ નીચે જવાનો છે, તે જ પ્રમાણે ઈન્દ્રિયગણ આસક્તિને કારણે સ્વભાવથી વિષયોની તરફ જાય છે. વિષયોના સંસર્ગથી દુરાચાર અને દુર્ગુણોની વૃદ્ધિ થઈને મનુષ્યનું પતન થઈ જાય છે. મનુ મહારાજ કહે છે કે–

**ઈન્દ્રિયાણાં પ્રસઙ્ગેન દોષમૃચ્છત્યસંશયમ્।**
**સંનિયમ્ય તુ તાન્યેવ તતઃ સિદ્ધિં નિયચ્છતિ॥**

(૨/૯૩)

'મનુષ્ય ઈન્દ્રિયોમાં આસક્ત થઈને નિઃસંદેહ દોષને પ્રાપ્ત કરે છે અને તેને રોકીને સંયમ

* અહીં સદ્‌ગુણોને બીજ અને સદાચારને વૃક્ષ રૂપે સમજવાં.

વડે સિદ્ધિ પ્રાપ્ત કરી લે છે.'

આનાથી એમ સિદ્ધ થાય છે કે ઇન્દ્રિયો સાથે વિષયોનો સંસર્ગ જ બધા અનર્થોનું મૂળ છે. માટે હે બાળકો! આ બધા વિષય-ભોગોને નાશવાન, ક્ષણભંગુર અને દુઃખસ્વરૂપ સમજીને યથાશક્તિ ત્યાગ કરવાનો પ્રયત્ન કરવો.

ઘણા ભાઈઓ કહે છે કે વિષયોને ભોગવતાં ઇચ્છાની પૂર્તિ આપમેળે થઈ જ જશે; પરંતુ એમનું તેમ કહેવું બરાબર નથી. કેમ કે મનુજીએ કહ્યું છે કે –

**ન જાતુ કામઃ કામાનામુપભોગેન શામ્યતિ ।**
**હવિષા કૃષ્ણવર્ત્મેવ ભૂય એવાભિવર્ધતે ॥**
(૨/૯૪)

'વિવિધ પ્રકારના ભોગોની ઇચ્છા વિષયના ઉપભોગથી ક્યારેય શાંત નથી થતી. બલ્કે, ઘીને જેમ અગ્નિમાં નાખવાથી અગ્નિ પ્રજ્વલિત થાય છે તેમ ઉપરથી વધુ પ્રબળ બને છે.'

કેટલાય લોકો વિષયોના ઉપભોગમાં જ સુખ અને શાંતિ માને છે પરંતુ આ તેમનો ભ્રમ છે. જેવી રીતે પતંગિયાને પ્રજ્વલિત દીપક આદિમાં સુખ અને શાંતિની પ્રતીતિ થાય છે, પણ વાસ્તવમાં તે દીપક એના નાશનું કારણ છે. એ જ રીતે સંસારના ભોગોમાં મોહવશ મનુષ્યને ક્ષણિક શાંતિ અને સુખ પ્રતીત થાય છે, પરંતુ વાસ્તવિકતામાં વિષયોનો સંસર્ગ જ તેનો નાશક એટલે કે પતનનું કારણ છે. એટલા માટે વિવેક, વિચાર, ભય અથવા હઠથી કોઈ પણ પ્રકારે મન-ઇન્દ્રિયોને વિષયથી દૂર કરીને, તેને વશમાં રાખવા કટિબદ્ધ થઈને પ્રાણપર્યંત પ્રયત્ન કરવો જોઈએ. મનુજીએ કહ્યું છે કે –

**ઇન્દ્રિયાણાં વિચરતાં વિષયેષ્વપહારિષુ ।**
**સંયમે યત્નમાતિષ્ઠેદ્ વિદ્વાન્ યન્તેવ વાજિનામ્ ॥**
(૨/૮૮)

'જેમ સારથિ ઘોડાને રોકવાનો પ્રયત્ન કરે છે તેવી રીતે ડાહ્યા માણસે મન હરી લેનાર વિષયોમાં વિચરણ કરતી ઇન્દ્રિયોને રોકવાનો પ્રયત્ન કરવો.'

**વશે કૃત્વેન્દ્રિયગ્રામં સંયમ્ય ચ મનસ્તથા ।**
**સર્વાન્ સંસાધયેદર્થાનક્ષિણ્વન્ યોગતસ્તનુમ્ ॥**
(૨/૧૦૦)

'મનુષ્યોએ સમજીને જ ઇન્દ્રિયોના સમૂહને વશમાં રાખીને તથા મનને રોકીને યોગથી શરીરને પીડા ન આપતાં ધર્મ, અર્થ, કામ અને મોક્ષ આદિ ચારેય પુરુષાર્થોને સિદ્ધ કરવાં.'

માટે હે બાળકો! પ્રથમ વાણી આદિ ઇન્દ્રિયોનો અને ત્યાર પછી મનનો સંયમ કરવો જોઈએ. (ભગવદ્ગીતા ૩/૪૧-૪૩)

જે મનુષ્ય આપણી નિંદા કરે અથવા ગાળો ભાંડે તેના બદલામાં આપણે તેને શાંતિદાયક સત્ય, પ્રિય અને હિતકર કોમળ વચનો કહેવાં જોઈએ. કેમ કે જો તે આપણી સાચી નિંદા કરતો હોય તો તેનાથી આપણી કોઈ હાનિ થતી નથી; બલ્કે આપણા ગુણોને ઢાંકીને આપણા દોષો બતાવે છે; આ ઉપકાર જ છે. જો કોઈ આપણી સાથે માર-પીટ કરે અથવા આપણી કોઈ વસ્તુ ચોરી જાય અથવા જબરજસ્તીથી છીનવી લે અથવા કોઈ પણ પ્રકારે આપણી સાથે અનુચિત વ્યવહાર કરે તો આપણે તેને પણ સહન કરવો. આપણા પૂર્વના કરેલાં અપરાધના ફળસ્વરૂપે ભગવાનના જ કરેલાં વિધાનો સમજીને, ચિત્તમાં પ્રસન્ન રહેવું. કેમ કે અપરાધ કર્યા વિના અને ભગવાનની પ્રેરણા વિના કોઈ પણ પ્રાણી કોઈનું અનિષ્ટ ન કરી શકે.

સહન કરવાથી ધીરતા, વીરતા, ગંભીરતા અને આત્મબળની વૃદ્ધિ થાય છે. ક્ષમાભાવથી સહન થવું જોઈએ, કાયરતા અથવા ડરથી નહિ.

આત્મરક્ષા માટે અથવા અન્યાયના વિરોધ રૂપે આવશ્યકતા પ્રમાણે ઉચિત પ્રતીકાર કરવો એ પણ દોષ ગણાતો નથી, પરંતુ એ વાતનું વિશેષ ધ્યાન રાખવું જોઈએ કે ક્યાંય કોઈનું અનિષ્ટ ન થઈ જાય. મનુજીએ કહ્યું છે કે –

**નારુન્તુદઃ સ્યાદાર્તોઽપિ ન પરદ્રોહકર્મધીઃ ।**
**યયાસ્યોદ્વિજતે વાચા નાલોક્યાં તામુદીરયેત્ ॥**
(૨/૧૬૧)

'મનુષ્યે સમજવું જોઈએ કે બીજાથી આપણને દુઃખ દેવાય, અથવા દૈવયોગથી કોઈ દુઃખ પ્રાપ્ત થાય તો પણ મનમાં દુઃખી ન થવું અથવા બીજાનો દ્રોહ કરવાનું પણ મનમાં ક્યારેય વિચારવું નહિ. આપણી જે વાણીથી અન્યને દુઃખ થાય એવી લોકવિરુદ્ધ વાણી ક્યારેય ન બોલીએ.'

**સમ્માનાદ્ બ્રાહ્મણો નિત્યમુદ્વિજેત વિષાદિવ ।**
**અમૃતસ્યેવ ચાકાઙ્ક્ષેદવમાનસ્ય સર્વદા ॥**
(૨/૧૬૨)

'બ્રાહ્મણ સન્માનને વિષરૂપ સમજી નિત્ય તેનાથી ડરતો રહે (કેમ કે અભિમાન વધવાથી બહુ હાનિ થાય છે) અને અપમાનને અમૃત સમાન સમજીને હંમેશાં તેની ઇચ્છા કરતો રહે અર્થાત્ તિરસ્કાર થાય તો પણ ખેદ ન કરે.'

**સુખં હ્યવમતઃ શેતે સુખં ચ પ્રતિબુધ્યતે ॥**
**સુખં ચરતિ લોકેઽસ્મિન્નવમન્તા વિનશ્યતિ ॥**
(૨/૧૬૩)

'અપમાન સહન કરનાર મનુષ્ય સુખથી સૂએ છે, સુખથી જાગે છે અને આ સંસારમાં સુખથી વિચરણ કરે છે, પરંતુ બીજાનું અપમાન કરનાર નષ્ટ થઈ જાય છે.'

એટલા માટે કોઈનું અનિષ્ટ કરવું, કોઈની સાથે વેર રાખવું અથવા કોઈની સાથે દ્વેષ અથવા ઘૃણા કરવી, તે પોતાનું પતન કરવા સમાન છે.

બાળકનો જ્યાં સુધી વિવાહ નથી થતો ત્યાં સુધી તે ગુરુની પાસે અથવા માતાપિતાની પાસે રહે; તે બ્રહ્મચારી જ છે.

બ્રહ્મચારીએ લસણ, કાંદા, મદિરા, માંસ, ભાંગ, તમાકુ, બીડી, સિગરેટ, ગાંજો ઇત્યાદિ ઘૃણિત અથવા માદક પદાર્થોનું સેવન કરવું તો દૂર રહ્યું, એનું સ્મરણ પણ ન કરવું.

અત્તર, ફુલેલ, તેલ, પુષ્પોની માળા, આંખોનું આંજણ, વાળનો શૃંગાર, નાચવું, ગાવું, વગાડવું, સ્ત્રીઓનું દર્શન, ભાષણ, સ્પર્શ અને સિનેમા-થિયેટર વગેરે ખેલ-તમાશા જોવાં – આ બધાંને સર્વ અનર્થોનું મૂળ, કામ ઉદ્દીપન કરનાર, વીર્યનાશક સમજીને ત્યાગ કરી દેવા.

જૂઠ, કપટ, છળ, છિદ્ર, જુગાર, ઝઘડો, વિવાદ, નિંદા, ચાડી, હિંસા, ચોરી-લંપટતા વગેરેને મહાપાપ સમજીને આ બધાનો સર્વથા ત્યાગ કરી દેવો.

કામ, ક્રોધ, લોભ, મોહ, રાગ, દ્વેષ, ઈર્ષ્યા, વેર, અહંકાર, દંભ, દર્પ, અભિમાન અને ઘૃણા આદિ દુર્ગુણોને બધાં પાપ અને દુઃખોનું મૂળ કારણ સમજીને, હૃદયમાંથી દૂર કરવા માટે વિશેષ પ્રયત્નશીલ રહેવું.

બાળક અને બ્રહ્મચારીઓને માટે મનુજી કહે છે કે –

**વર્જયેન્મધુ માંસં ચ ગન્ધં માલ્યં રસાન્ સ્ત્રિયઃ ।**
**શુક્તાનિ યાનિ સર્વાણિ પ્રાણિનાં ચૈવ હિંસનમ્ ॥**
(૨/૧૭૭)

'મધ, માંસ, સુગંધિત વસ્તુ, ફૂલોના હાર, રસ, સ્ત્રી, સરકાની જેમ બનેલી બધી માદક વસ્તુઓ અને પ્રાણીઓની હિંસા – આ બધાને ત્યાગી દેવી.'

**દ્યૂતં ચ જનવાદં ચ પરિવાદં તથાનૃતમ્ ।**
**સ્ત્રીણાં ચ પ્રેક્ષણાલમ્ભમુપઘાતં પરસ્ય ચ ॥**
(૨/૧૭૯)

'જુગાર, ગાળો, નિંદા તથા જૂઠ અને સ્ત્રીઓને જોવી, આલિંગન કરવું અને બીજાનો તિરસ્કાર કરવો (આ બધી વસ્તુઓનો પણ બ્રહ્મચારીએ ત્યાગ કરી દેવો.)

**અભ્યઙ્ગમઞ્જનં ચાક્ષ્ણોરુપાનચ્છત્રધારણમ્ ।**
**કામં ક્રોધં ચ લોભં ચ નર્તનં ગીતવાદનમ્ ॥**

(૨/૧૭૮)

'ઉબટણ લગાડવું, આંખોનું આંજણ, જોડા પહેરવા અને છત્ર ધારણ કરવું તથા કામ, ક્રોધ, લોભ અને નાચવું, ગાવું, વગાડવું – આ બધાનો પણ ત્યાગ કરી દે.'

સોડાવૉટર, બરફ, બિસ્કિટ, ડૉક્ટરની દવા, હોટેલનું ભોજન વગેરે પણ ઉચ્છિષ્ટ (એંઠું) તથા મહાન અપવિત્ર છે,* એટલા માટે ધર્મમાં બાધક સમજીને એનો ત્યાગ કરવો. આવા ભોજનને ભગવાને ગીતામાં તામસી કહ્યું છે–

**યાતયામં ગતરસં પૂતિ પર્યુષિતં ચ યત્ ।**
**ઉચ્છિષ્ટમપિ ચામેધ્યં ભોજનં તામસપ્રિયમ્ ॥**

(ગીતા ૧૭/૧૦)

'જે ભોજન અડધું પાકેલું અને અડધું કાચું, સુકાઈ ગયેલા રસનું, સ્વભાવે જ દુર્ગંધી, વાસી અને એંઠું છે તથા જે અપવિત્ર પણ છે, એ ભોજન તામસી માણસને ગમતું હોય છે.'

ઉપર્યુક્ત દુર્ગુણ અને દુરાચારોને ન ત્યાગનાર પુરુષના યજ્ઞ, દાન, તપ, નિયમ વગેરે ઉત્તમ કર્મ સફળ થતાં નથી. મનુજી કહે છે –

**વેદાસ્ત્યાગશ્ચ યજ્ઞાશ્ચ નિયમાશ્ચ તપાંસિ ચ ।**
**ન વિપ્રદુષ્ટભાવસ્ય સિદ્ધિં ગચ્છન્તિ કર્હિચિત્ ॥**

(૨/૯૭)

'દુષ્ટ સ્વભાવના મનુષ્યના વેદ, દાન, યજ્ઞ, નિયમ અને તપ – આ બધાં ક્યારેય પણ સિદ્ધિને પ્રાપ્ત થતાં નથી અર્થાત્ આ બધાનું ઉત્તમ ફળ એને મળતું નથી.'

**દુરાચારો હિ પુરુષો લોકે ભવતિ નિન્દિતઃ ।**
**દુઃખભાગી ચ સતતં વ્યાધિતોઽલ્પાયુરેવ ચ ॥**

(મનુ૦ ૪/૧૫૭)

'દુરાચારી પુરુષ હંમેશાં લોકમાં નિંદા પામે છે, દુઃખ ભોગવનાર, રોગી અને અલ્પાયુ હોય છે.'

તેથી જ દુર્ગુણ અને દુરાચારોનો ત્યાગ કરીને મન અને ઈન્દ્રિયોને વિષયભોગથી દૂર કરીને, પોતાને સ્વાધીન કરવી. મન અને ઈન્દ્રિયનો સંયમ થવાથી રાગ-દ્વેષ, હરખ-વિષાદનો નાશ સાહજિક રીતે થઈ શકે છે. જ્યારે પ્રિય અને અપ્રિયની પ્રાપ્તિમાં હરખ-શોક થતો નથી તથા મન અને ઈન્દ્રિયોનો વિષયોની સાથેનો સંસર્ગ થવાથી પણ ચિત્તમાં કોઈ પ્રકારનો વિકાર ઉત્પન્ન થતો નથી, ત્યારે સમજવું જોઈએ કે આ સાચા જિતેન્દ્રિય 'સંયમી' પુરુષ છે. મનુજી પણ કહે છે –

**શ્રુત્વા સ્પૃષ્ટ્વા ચ દૃષ્ટ્વા ચ ભુક્ત્વા ઘ્રાત્વા ચ યો નરઃ ।**
**ન હૃષ્યતિ ગ્લાયતિ વા સ વિજ્ઞેયો જિતેન્દ્રિયઃ ॥**

(૨/૯૮)

'જે મનુષ્ય સાંભળીને, અડીને, જોઈને, ખાઈને કે સૂંઘીને ન તો પ્રસન્ન થાય છે કે ન તો ઉદાસ થાય છે, તેને જિતેન્દ્રિય જાણવો જોઈએ.'

મન અને ઈન્દ્રિયોને વશમાં કર્યા પછી, રાગદ્વેષથી રહિત થઈને વિષયોનો સંસર્ગ કરવો લાભદાયક છે. ભગવાને ગીતામાં કહ્યું છે કે–

**રાગદ્વેષવિયુક્તૈસ્તુ વિષયાનિન્દ્રિયૈશ્ચરન્ ।**
**આત્મવશ્યૈર્વિધેયાત્મા પ્રસાદમધિગચ્છતિ ॥**

(૨/૬૪)

* ઘણું કરીને સોડાવૉટર અને બરફ ઉચ્છિષ્ટ, બિસ્કિટમાં મરઘીનાં ઈંડાં, દાક્તરી દવામાં મદ્ય, માંસ વગેરેનું મિશ્રણ, હોટેલના ખાવામાં મદ્ય-માંસનો સંસર્ગ – આ બધાં જ ઘણાં અપવિત્ર છે.

'પરંતુ સ્વાધીન અંતઃકરણનો સાધક પોતાના વશમાં કરેલી રાગદ્વેષ વિનાની ઈન્દ્રિયો દ્વારા વિષયોમાં વિચરણ કરતો હોવા છતાં અન્તઃકરણની આધ્યાત્મિક પ્રસન્નતાને પામે છે.'

**બ્રહ્મચર્ય**

જેણે બધા પ્રકારના મૈથુનનો ત્યાગ કર્યો છે,* તે બ્રહ્મચારીના નામથી ઓળખાય છે; કારણ કે બધી રીતે વીર્યનું રક્ષણ કરવારૂપી બ્રહ્મચર્યનું પાલન બ્રહ્મ (પરમાત્મા)ની પ્રાપ્તિમાં મુખ્ય હેતુ છે. ઉપર બતાવેલા વ્રતનું આચરણ કરનાર ભલે ગુરુની પાસે રહે કે પછી પોતાનાં માતાપિતાને ત્યાં રહે, તે બ્રહ્મચારી જ છે. હે બાળકો! બ્રહ્મચર્યવ્રતનું પાલન કરવું એ તમારે માટે સૌપ્રથમ કર્તવ્ય છે. એનાથી બળ, બુદ્ધિ, તેજ, સદ્ગુણ અને સદાચારની વૃદ્ધિ થઈને પરમાત્માની પ્રાપ્તિ થઈ શકે છે.

એટલા માટે તમારે સ્ત્રીઓના સંગથી બહુ સાવધાન રહેવું. સ્ત્રીઓનું દર્શન, ભાષણ, સ્પર્શ અને ચિંતનની તો વાત જ શું કરવી, સ્ત્રીની મૂર્તિ કે ચિત્ર પણ બ્રહ્મચારીએ ન જોવું. જો અત્યંત આવશ્યકતા પડી જાય તો નીચી દૃષ્ટિ રાખીને, પોતાના ચરણોની તરફ અથવા જમીનને જોતાં જોતાં, તેને પોતાની મા અથવા બહેન સમાન સમજીને વાતચીત કરવી. પરંતુ એકાંતમાં તો માતા અથવા બહેનની સાથે પણ ન રહેવું. કેમ કે સ્ત્રીઓનો સંસર્ગ પ્રાપ્ત કરીને બુદ્ધિમાન પુરુષની પણ બુદ્ધિ ભ્રષ્ટ થઈને, ઇન્દ્રિયો વિચલિત થાય છે. મનુજીએ પણ કહ્યું છે –

**માત્રા સ્વસ્ત્રા દુહિત્રા વા ન વિવિક્તાસનો ભવેત્ ।**
**બલવાનિન્દ્રિયગ્રામો વિદ્વાંસમપિ કર્ષતિ ॥**

(૨/૨૧૫)

'મનુષ્યે પોતાની માતા, બહેન કે દીકરી સાથે પણ એકાંતમાં ન બેસવું, કેમ કે ઇન્દ્રિયોનો સમૂહ બહુ બળવાન છે, તેથી તે ડાહ્યા માણસને પણ પોતાની તરફ ખેંચી જાય છે.'

મહાવીર હનુમાનનું નામ બ્રહ્મચર્યવ્રતપાલન માટે પ્રસિદ્ધ છે. રામાયણના વાચકો એમના જીવનથી પરિચિત છે. હનુમાનજી એક અલૌકિક વીર પુરુષ હતા. હનુમાનજીએ સમુદ્રને ઓળંગીને, રાવણના પુત્ર અક્ષકુમારને મારીને, લંકાને બાળીને, શ્રીજાનકીજીના સમાચાર રામની પાસે પહોંચાડ્યા અને લક્ષ્મણજીને શક્તિબાણ લાગવાથી સુષેણ વૈદ્યની બતાડેલી જડીબૂટીને ન ઓળખી શકવાને કારણે, જડીબૂટી સહિત પહાડ ઉપાડીને સૂર્યોદય થતાં પહેલાં જ લંકામાં લાવીને હાજર કર્યો. કિષ્કિન્ધા અને સુંદરકાંડને જોઈને જ ખબર પડે છે કે હનુમાનજી ફક્ત વીર જ નહિ, સદાચારી, વિદ્વાન, રિદ્ધિ-સિદ્ધિના જાણકાર અને ભગવાનના મહાન ભક્ત હતા. જેનો મહિમા ગાતાં સ્વયં ભગવાને કહ્યું છે કે, 'હે હનુમાન! તમે જે અમારી સેવા કરી છે, એનો પ્રતિ-ઉપકાર ન કરી શકવાને કારણે હું લજ્જીત છું.'

**પ્રતિ ઉપકાર કરૌં કા તોરા ।**
**સનમુખ હોઈ ન સકત મન મોરા ॥**

(સુન્દર૦ ૩૧/૬)

ભારતસવાસી આજે પણ તેમને નૈષ્ઠિક બ્રહ્મચારી માનીને પૂજા કરે છે, ભક્તગણો સ્તુતિ કરે છે, વ્યાયામ કરનાર પોતાના દળનું નામ 'મહાવીરદળ' રાખીને બળ વધારવા માગે છે. વાસ્તવમાં જે મનુષ્ય મહાવીર હનુમાનજીના જે ગુણોનું સ્મરણ કરે છે, તેનામાં આંશિકરૂપે તે

* સ્મરણં કીર્તનં કેલિઃ પ્રેક્ષણં ગુહ્યભાષણમ્ । સંકલ્પોઽધ્યવસાયશ્ચ ક્રિયાનિષ્પત્તિરેવ ચ ॥
સ્ત્રીનું સ્મરણ, સ્ત્રીસંબંધી વાતચીત, સ્ત્રીઓ સાથે રમવું, સ્ત્રીને જોવી, સ્ત્રી સાથે ગુપ્ત ભાષણ કરવું, સ્ત્રીને મળવાનો સંકલ્પ કરવો, ચેષ્ટા કરવી અને સ્ત્રીનો સંગ કરવો – આ આઠ પ્રકારનાં મૈથુન મનાયાં છે.

ગુણોનો આવિર્ભાવ થાય છે.

રાજકુમાર વીર લક્ષ્મણજીના વિષયમાં તો કહેવાનું જ શું હોય? તે તો સાક્ષાત્ ભગવાનના સેવક અને શેષજીના અવતાર હતા. એમણે તો શ્રીરામજીની સાથે અવતાર લઈને લોકોના હિતાર્થે લોકમર્યાદા માટે આદર્શ વ્યવહાર કર્યો. તે સદાચારી, ગુણોના ભંડાર, ભગવાનના અનન્ય ભક્ત અને એક મહાન વીર પુરુષના નામથી પ્રસિદ્ધ હતા. એમણે, જેને ઈન્દ્ર પણ ન જીતી શક્યા હતા, તે વીર મેઘનાદને પણ મારી નાખ્યો. જરૂર પડ્યે, કાળથી પણ તે ડરતા ન હતા. આ બધો બ્રહ્મચર્યવ્રતના પાલનનો જ પ્રભાવ બતાડવામાં આવ્યો છે.

ગંગાપુત્ર પિતામહ ભીષ્મનું નામ તમે સૌએ સાંભળ્યું હશે. તે બહુ તેજસ્વી, શીલવાન, અખંડ બ્રહ્મચર્યનું પાલન કરનાર, ઈશ્વરના ભક્ત અને મોટા ધર્માત્મા વીર પુરુષ હતા. એમણે પોતાના પિતાની સેવા માટે ક્ષણમાત્રમાં કંચન અને કામિનીનો સદાને માટે ત્યાગ કરી દીધો અને તેના પ્રતાપથી એમણે કાળને પણ જીતી લીધો. એક સમયે દેવવ્રતે (પિતામહ ભીષ્મ) પોતાના પિતા શાન્તનુને શોકાતુર જોઈને તેમના શોકનું કારણ પૂછ્યું. એમણે પુત્રવૃદ્ધિ માટે વિવાહ કરવાની ઈચ્છા પ્રગટ કરી. આ પ્રકારે પોતાના પિતાના શોકનું કારણ જાણીને બુદ્ધિમાન દેવવ્રતે પિતાના વૃદ્ધ મંત્રી પાસે જઈને એમને પણ પિતાના શોકનું કારણ પૂછ્યું ત્યારે મંત્રીએ ધીવરરાજની (પાલિતા) કન્યાના સંબંધના વિષયની બધી વાત કહી અને ધીવરરાજની ઈચ્છાનો વૃત્તાંત પણ કહી સંભળાવ્યો. ત્યારે દેવવ્રત ઘણા ક્ષત્રિયોને સાથે લઈને તે ધીવરરાજની પાસે ગયા અને પોતાના પિતા માટે ધીવરરાજ પાસે કન્યાની માગણી કરી. ધીવરરાજે દેવવ્રતનો વિધિપૂર્વક સત્કાર કર્યો અને આ પ્રમાણે કહ્યું – 'હે દેવવ્રત! તમારા પિતાના તમે મોટા પુત્ર છો અને આપ રાજા થવાને યોગ્ય છો. પણ હું કન્યાનો પિતા છું એટલા માટે તમને કંઈક કહેવા માગું છું. વાત એમ છે કે આ કન્યાથી જે પુત્ર ઉત્પન્ન થશે તે રાજગાદી ઉપર બેસશે. આ શરત મંજૂર હોય તો હું મારી પુત્રીનો વિવાહ તમારા પિતા સાથે કરી શકું છું, નહીં તો નહીં.' તે દાસરાજ (ધીવરરાજ)ના વચનને સાંભળીને ગંગાપુત્ર દેવવ્રતે તે રાજાઓની સામે આ ઉત્તર દીધો કે, 'હે દાસરાજ! તમે જેમ કહો છો તેમ જ હું કરીશ. આ મારું સત્ય વચન છે, એને તમે નિશ્ચય માનો. તે કન્યાને જે પુત્ર થશે તે અમારો રાજા થશે. ત્યારે ધીવરરાજે કહ્યું, 'હે સત્યધર્મપરાયણ! આપે મારી કન્યા સત્યવતી માટે બધા રાજાઓની વચ્ચે જે પ્રતિજ્ઞા કરી છે, તે આપને યોગ્ય જ છે. તમે આ પ્રતિજ્ઞાનું પાલન કરશો, એમાં મને જરા પણ સંદેહ નથી; કિંતુ તમારાં જે પુત્ર થશે, તેમનાથી મને બહુ સંદેહ છે. તેઓ આ કન્યાના પુત્ર પાસેથી રાજ્ય લઈ શકે છે. ત્યાર પછી ગંગાપુત્ર દેવવ્રતે પોતાના પિતાનું પ્રિય કરવાની ઈચ્છાથી બીજી પ્રતિજ્ઞા કરી. દેવવ્રત બોલ્યા, 'હે દાસરાજ! પોતાના પિતાને માટે આ બધા રાજાઓની સામે હું જે વચન કહેવા માગું છું તેને સાંભળો. હું રાજ્યનો તો પહેલેથી જ ત્યાગ કરી ચૂક્યો છું. હું આજીવન બ્રહ્મચર્યનું પાલન કરીશ, અર્થાત્ વિવાહ ન કરીને આજીવન બ્રહ્મચારી રહીશ.' રાજકુમાર દેવવ્રતનાં આવાં વચનો સાંભળીને ખૂબ પ્રસન્નતાપૂર્વક ધીવરરાજ બોલ્યા, 'હે દેવવ્રત! હું આ કન્યા તમારા પિતા માટે અર્પણ કરું છું.' તે સમયે દેવતા અને ઋષિગણ બોલ્યા, 'આ ભીષણ કર્મ કરનાર છે, એટલા માટે તે

'ભીષ્મ' છે એમ કહીને આકાશમાંથી ફૂલોની વર્ષા કરવા લાગ્યા. તે દિવસથી ગંગાપુત્ર દેવવ્રતનું નામ 'ભીષ્મ' વિખ્યાત થયું. તેના પછી ભીષ્મે પોતાના પિતાને માટે તે ધીવરરાજની યશસ્વિની કન્યા સત્યવતીને કહ્યું – 'માતા, આ રથ ઉપર ચઢો, આપણે ઘેર જઈશું' એમ કહી તે કન્યાને પોતાના રથમાં બેસાડીને હસ્તિનાપુર આવ્યા અને તે કન્યા પિતાજીને અર્પણ કરી દીધી. એમના આ દુષ્કર કર્મને જોઈને બધા રાજાઓ તેમની પ્રશંસા કરવા લાગ્યા અને આમ કહેવા લાગ્યા – 'એમણે મોટું ભયંકર કર્મ કર્યું છે, એટલા માટે અમે બધા એમનું 'ભીષ્મ' નામ રાખીએ છીએ.' જ્યારે રાજા શાન્તનુએ સાંભળ્યું કે દેવવ્રતે આવું દુષ્કર કાર્ય કર્યું છે તો તેમણે પ્રસન્ન થઈને પોતાના તપના બળથી મહાત્મા ભીષ્મને ઇચ્છામૃત્યુનું વરદાન આપ્યું. તે બોલ્યા, 'હે નિષ્પાપ! તમે જ્યાં સુધી જીવિત રહેવા માગતા હશો ત્યાં સુધી મૃત્યુનો તમારી ઉપર કોઈ પ્રભાવ પડશે નહિ, તમારી આજ્ઞા થવાથી જ તમને મૃત્યુ મારી શકશે.' (મહાભારત આદિપર્વ, અધ્યાય-૧૦૦)

આજીવન બ્રહ્મચર્યના પ્રભાવથી એકલા ભીષ્મ કાશીમાં સમસ્ત રાજાઓને હરાવીને પોતાના ભાઈ વિચિત્રવીર્યની સાથે વિવાહ કરાવવા માટે બળપૂર્વક સ્વયંવરમાંથી કાશીરાજની અમ્બા, અમ્બિકા અને અમ્બાલિકા નામની ત્રણ કન્યાઓને લઈ આવ્યા. આ ત્રણે કન્યાઓમાંથી શાલ્વરાજની ઇચ્છા કરનાર અમ્બા નામની કન્યાનો ત્યાગ કરી દીધો અને તે અમ્બાનો પક્ષ લઈને આવેલા જમદગ્નિના પુત્ર પરશુરામની સાથે ઘણા દિવસો સુધી ઘોર યુદ્ધ કરીને પોતાની પ્રતિજ્ઞાની રક્ષા કરી.

મહાભારતને જોતાં જણાય છે કે ભીષ્મ કેવળ શૂરવીર હતા એટલી જ વાત નથી, તે ઘણા મોટા સદાચારી, સદ્‌ગુણ-સંપન્ન, શાસ્ત્રના જાણકારોમાં સૂર્ય જેવા તથા ભક્તોમાં શિરોમણિ હતા. ભીષ્મે ભગવાન કૃષ્ણના કહેવાથી રાજા યુધિષ્ઠિરને ભક્તિ, જ્ઞાન, સદાચાર આદિ ધર્મના વિષયમાં અલૌકિક ઉપદેશ આપ્યો હતો, જેનાથી શાંતિપર્વ અને અનુશાસનપર્વ ભરેલાં છે. આજીવન બ્રહ્મચર્યના પાલનના પ્રભાવથી તે અચલ કીર્તિ અને ઇચ્છામૃત્યુને પ્રાપ્ત કરીને સર્વોત્તમ પરમગતિને પ્રાપ્ત કરી ગયા.

બ્રહ્મચર્યનો મહિમા બતાડતાં ભગવાને ગીતામાં કહ્યું છે કે –

**યદિચ્છન્તો બ્રહ્મચર્યં ચરન્તિ**
**તત્તે પદં સંગ્રહેણ પ્રવક્ષ્યે ॥**

(૮/૧૧)

'જે પરમપદના ઇચ્છુક બ્રહ્મચારીઓ બ્રહ્મચર્યનું આચરણ કરે છે, એ પરમપદને હું તારા માટે ટૂંકમાં કહું છું.'

ઘણું કરીને આ પ્રકારનું વર્ણન કઠોપનિષદમાં પણ આવે છે –

**યદિચ્છન્તો બ્રહ્મચર્યં ચરન્તિ ।**
**તત્તે પદઃ સંગ્રહેણ બ્રવીમ્યોમિત્યેતત્ ॥**

(કઠોપનિષદ : ૧/૨/૧૫)

'જેને ઇચ્છનારા બ્રહ્મચારીઓ બ્રહ્મચર્યનું પાલન કરે છે, તે પરમપદને હું તારે માટે સંક્ષેપમાં કહું છું, તે પદ આ ૐ છે.'

**એતદ્ધ્યેવાક્ષરં બ્રહ્મ એતદ્ધ્યેવાક્ષરં પરમ્ ।**
**એતદ્ધ્યેવાક્ષરં જ્ઞાત્વા યો યદિચ્છતિ તસ્ય તત્ ॥**

(કઠોપનિષદ : ૧/૨/૧૬)

'આ ૐકાર અક્ષર જ સગુણ બ્રહ્મ છે, આ જ પરબ્રહ્મ (નિર્ગુણ બ્રહ્મ) છે, આ ૐકાર રૂપ અક્ષરને જાણીને મનુષ્ય જે વસ્તુને ઇચ્છે છે, તે જ તેને મળે છે.'

**એતદાલમ્બનં શ્રેષ્ઠમેતદાલમ્બનં પરમ્ ।**
**એતદાલમ્બનં જ્ઞાત્વા બ્રહ્મલોકે મહીયતે ॥**

(કઠોપનિષદ : ૧/૨/૧૭)

'આ સૌથી ઉત્તમ આલંબન છે, આ જ બધાથી ઊંચું આલંબન છે, જે મનુષ્ય આ આલંબનને જાણી લે છે, તે બ્રહ્મલોકમાં મહિમાવાન થાય છે એટલે કે બ્રહ્મલોક-નિવાસી પણ એનો મહિમા ગાય છે.'

તેથી જ બાળકોએ બ્રહ્મચર્યના પાલન ઉપર વિશેષ ધ્યાન આપવું જોઈએ. જો આજીવન બ્રહ્મચર્યનું પાલન ન થઈ શકે, તો શાસ્ત્રાનુસાર ચોવીસ વર્ષ સુધી બ્રહ્મચર્યનું પાલન કરે, જો આટલું પણ ન થઈ શકે તો ઓછામાં ઓછું, આજકાલના સમય અનુસાર અઢાર વર્ષ સુધી બ્રહ્મચર્યનું પાલન તો અવશ્ય કરવું જ જોઈએ. એની પહેલાં બ્રહ્મચર્યનો નાશ કરનાર બાળકને સદા માટે પશ્ચાત્તાપ અને રોગોના શિકાર બનીને અસમયમાં મૃત્યના શિકાર બનવું પડે છે. વિષય-ભોગોને અધિક ભોગવવાથી બલ, વીર્ય, તેજ, બુદ્ધિ, જ્ઞાન, સ્મૃતિનો નાશ અને દુર્ગુણ-દુરાચારોની વૃદ્ધિ થઈને તેનું પતન થઈ જાય છે. એટલા માટે ગૃહસ્થી ભાઈઓને નમ્ર નિવેદન છે કે મહિનામાં એક વાર ઋતુકાળ સિવાય સ્ત્રી-સહવાસ ન કરે. કેમ કે ઉપર્યુક્ત નિયમપૂર્વક સહવાસ કરનાર ગૃહસ્થી પણ યતિ કે બ્રહ્મચારીના જેવો મનાયો છે.

## વિદ્યા

સંસારમાં વિદ્યા સમાન કોઈ પદાર્થ નથી. સંસારના પદાર્થોનું તાત્ત્વિક જ્ઞાન પણ વિદ્યાથી જ થાય છે. વિદ્યા તો વહેંચવાથી વધે છે. આદર-સત્કાર, પ્રતિષ્ઠા પણ વિદ્યાથી મળે છે; કેમ કે વિદ્વાન જ્યાં જ્યાં જાય છે ત્યાં ત્યાં તેનો આદરસત્કાર થાય છે. વિદ્યાના પ્રભાવથી મનુષ્ય જે ધારે તે કરી શકે છે. વિદ્યા ગુપ્ત અને પરમ ધન છે.

ઉપભોગ દ્વારા વિદ્યા કામધેનુ અને કલ્પવૃક્ષની જેમ ફળ આપનાર છે. વિદ્યાની મહત્તા ક્યાં સુધી કહીએ, મુક્તિ સુદ્ધાં વિદ્યાથી મળે છે; કેમ કે જ્ઞાન વિદ્યાનું જ નામ છે અને જ્ઞાન વિના મુક્તિ થતી નથી, એટલા માટે વિદ્યા મુક્તિને પણ દેનારી છે.

**વિદ્યા નામ નરસ્ય રૂપમધિકં પ્રચ્છન્નગુપ્તં ધનં**
**વિદ્યા ભોગકરી યશઃસુખકરી વિદ્યા ગુરૂણાં ગુરુઃ ।**
**વિદ્યા બન્ધુજનો વિદેશગમને વિદ્યા પરં દૈવતં**
**વિદ્યા રાજસુ પૂજ્યતે ન હિ ધનં વિદ્યાવિહીનઃ પશુઃ ॥**

(ભર્તૃહરિ, નીતિશતક ૨૧)

'વિદ્યાથી જ મનુષ્યના સ્વરૂપની વિશેષતા છે, વિદ્યા ઢાંકેલું ગુપ્ત ધન છે, વિદ્યા જ ભોગ, યશ અને સુખ આપનારી છે તથા ગુરુઓની પણ ગુરુ છે; વિદેશગમન કરતી વખતે વિદ્યા જ બંધુની જેમ મદદરૂપ થાય છે; વિદ્યા પરમ દેવતા છે; રાજાઓને ત્યાં પણ વિદ્યાની જ પૂજા થાય છે, ધનની નહિ. એટલા માટે જે મનુષ્ય વિદ્યા ભણેલો નથી, તે પશુસમાન છે.'

**કામધેનુગુણા વિદ્યા હ્યકાલે ફલદાયિની ।**
**પ્રવાસે માતૃસદૃશી વિદ્યા ગુપ્તં ધનં સ્મૃતમ્ ॥**

(ચાણક્ય૦ ૪/૫)

'વિદ્યામાં કામધેનુ સમાન ગુણ છે; તે અકાળે પણ ફળ આપનાર છે, આ વિદ્યા મનુષ્યનું ગુહ્યધન મનાયું છે. વિદેશમાં તે માતાની સમાન સહાયક છે.'

**ન ચૌરહાર્યં ન ચ રાજહાર્યં**
**ન ભ્રાતૃભાજ્યં ન ચ ભારકારિ ।**
**વ્યયે કૃતે વર્ધત એવ નિત્યં**
**વિદ્યાધનં સર્વધનપ્રધાનમ્ ॥**

'વિદ્યાને ચોર કે રાજા છીનવી શકતા નથી,

ભાઈઓ એનો ભાગ પડાવી શકતા નથી, એનો કોઈ ભાર પણ લાગતો નથી. વિદ્યા દાન કરવાથી એટલે કે બીજાઓને ભણાવવાથી નિત્ય વધતી રહે છે, તેથી જ વિદ્યારૂપી ધન સર્વ ધનોમાં પ્રધાન છે.'

ધર્મશાસ્ત્રોનું જ્ઞાન પણ વિદ્યાથી જ થાય છે. શાસ્ત્રનો અભ્યાસ એ વાણીનું તપ છે, એવું ભગવદ્ગીતામાં પણ કહ્યું છે –

**અનુદ્વેગકરં વાક્યં સત્યં પ્રિયહિતં ચ યત્ ।**
**સ્વાધ્યાયાભ્યસનં ચૈવ વાઙ્મયં તપ ઉચ્યતે ॥**

(૧૭/૧૫)

'જે ઉદ્વેગ ન જન્માવનારું, પ્રિય અને હિતકારક તેમજ યથાર્થ વચન છે તથા જે વેદશાસ્ત્રોના વાંચનનો અને પરમેશ્વરના નામ-જપનો અભ્યાસ છે - એ જ વાણીનું તપ કહેવાય છે.'

તેથી જ બાળકોએ શાસ્ત્રોનો અભ્યાસ કરવા માટે વિદ્યાનો અભ્યાસ વિશેષરૂપે કરવો જોઈએ. વિદ્યા ભણાવવામાં માતાપિતાએ પણ પૂરી મદદ કરવી, કેમ કે જે માતાપિતા પોતાનાં બાળકોને વિદ્યા ભણાવતા નથી, તે શત્રુ સમાન મનાય છે.

**માતા શત્રુઃ પિતા વૈરી યેન બાલો ન પાઠિતઃ ।**
**ન શોભતે સભામધ્યે હંસમધ્યે બકો યથા ॥**

(ચાણક્ય૦ ૨/૧૧)

'તે માતા અને પિતા વેરી સમાન છે કે જેમણે પોતાનાં બાળકોને વિદ્યા ભણાવી નથી; કેમ કે અભણ બાળક વિદ્યાવાનોની સભામાં એવી રીતે શોભતો નથી, જેવી રીતે હંસોના ટોળામાં બગલો.'

બાળકોએ પણ પોતાની જાતે ભણવાનો વિશેષ પ્રયાસ કરવો જોઈએ. કેમ કે ચાણક્યે કહ્યું છે કે–

**રૂપયૌવનસમ્પન્ના વિશાલકુલસમ્ભવાઃ ।**
**વિદ્યાહીના ન શોભન્તે નિર્ગન્ધા ઈવ કિંશુકાઃ ॥**

(૩/૮)

'વિદ્યાવિહીન મનુષ્ય ભલે રૂપ અને યૌવનથી સંપન્ન હોય તથા ઊંચા કુળમાં જન્મ થયો હોય, તો પણ વિદ્વાનોની સભામાં એવી રીતે શોભા પામતો નથી જેવી રીતે સુગંધ વિનાનું પુષ્પ.'

એટલા માટે હે બાળકો! વિદ્યાનો અભ્યાસ તમારે માટે અત્યંત આવશ્યક છે. અત્યાર સુધીમાં જેટલા વિદ્વાનો થઈ ગયા છે અને વર્તમાનમાં જે છે, તેમનો વિદ્યાના પ્રતાપથી જ આદર-સત્કાર થયો છે અને હજી સુધી થઈ રહ્યો છે.

મહાનતા અને ગૌરવમાં પણ વિદ્યાની સમાન જાતિ, આયુ, અવસ્થા, ધન, કુટુંબ – કંઈ પણ નથી. મનુજી કહે છે –

**વિત્તં બન્ધુર્વયઃ કર્મ વિદ્યા ભવતિ પઞ્ચમી ।**
**એતાનિ માન્યસ્થાનાનિ ગરીયો યદ્યદુત્તરમ્ ॥**

(૨/૧૩૬)

'ધન, કુટુંબ, આયુ, કર્મ અને પાંચમી વિદ્યા, આ બધાં મોટાઈનાં સ્થાન છે. એમાંથી જે જે પાછળ છે તેને પહેલાથી મોટું માનવું. દાખલા તરીકે ધનથી કુટુંબ મોટું છે - ઈત્યાદિ.'

**ન હાયનૈર્ન પલિતૈર્ન વિત્તેન ન બન્ધુભિઃ ।**
**ઋષયશ્ચક્રિરે ધર્મં યોઽનૂચાનઃ સ નો મહાન્ ॥**

(મનુસ્મૃતિ : ૨/૧૫૪)

'ન તો બહુ મોટી ઉંમરથી, ન તો સફેદ વાળથી, ન ધનથી કે ન તો ભાઈ-બંધુઓથી કોઈ મોટું હોય છે. ઋષિઓએ એવો ધર્મ બનાવ્યો છે કે જે વેદોનો અંગો સહિત અભ્યાસ કરનાર છે તે આપણાથી મોટો છે.'

**ન તેન વૃદ્ધો ભવતિ યેનાસ્ય પલિતં શિરઃ ।**
**યો વૈ યુવાપ્યધીયાનસ્તં દેવાઃ સ્થવિરં વિદુઃ ॥**

(૨/૧૫૬)

'માથાના વાળ સફેદ થવાથી કોઈ મોટું નથી બની જતું; તરુણ હોઈને પણ જે વિદ્વાન છે, તેને દેવતાઓ વૃદ્ધ માને છે.'

આ તો શું, વિદ્યાથી બધું જ મળી શકે છે, પરંતુ પોતાનું કલ્યાણ ઈચ્છનાર મનુષ્યોએ કેવળ વેદ, શાસ્ત્ર અને ઈશ્વરતત્ત્વ જાણવા માટે જ અભ્યાસ કરવો. અભ્યાસ કરવામાં સાંસારિક સુખોનો ત્યાગ અને મહાન કષ્ટનો સામનો કરવો પડે, તો પણ ખચકાવું ન જોઈએ.

એટલા માટે હે બાળકો! તમારે પણ સ્વાદ, શોખ, ભોગ, આરામ, આળસ અને પ્રમાદને વિદ્યામાં બાધક સમજીને આ બધાનો એકદમ ત્યાગ કરીને, વિદ્યાભ્યાસ કરવા માટે કટિબદ્ધ થઈને પ્રાણ જાય ત્યાં સુધી પ્રયત્ન કરવો જોઈએ.

**માતા, પિતા, આચાર્ય આદિ વડીલોની સેવા**

માતા, પિતા, આચાર્યની સેવા અને આજ્ઞાપાલન સમાન બાળકો માટે બીજો કોઈ પણ ધર્મ નથી. મનુજીએ પણ કહ્યું છે – આ બધાની સેવા એ જ પરમધર્મ છે. શેષ બધાં ઉપધર્મ છે –

**ત્રિષ્વેતેષ્વિતિકૃત્યં હિ પુરુષસ્ય સમાપ્યતે ।**
**એષ ધર્મઃ પરઃ સાક્ષાદુપધર્મોઽન્ય ઉચ્યતે ॥**

(૨/૨૩૭)

'આ ત્રણની સેવાથી જ પુરુષોનાં બધાં કૃત્યો સમાપ્ત થઈ જાય છે એટલે કે કાંઈ પણ કરવાનું શેષ રહેતું નથી; આ જ સાક્ષાત્ પરમધર્મ છે, એના સિવાયનાં બધાં ઉપધર્મો કહેવાય છે.'

વાત એમ છે કે શાસ્ત્રોમાં માતા, પિતા, આચાર્યને ત્રણ લોક, ત્રણ વેદ અને દેવતા બતાડવામાં આવ્યા છે. શ્રુતિ કહે છે –

**માતૃદેવો ભવ । પિતૃદેવો ભવ । આચાર્યદેવો ભવ ।**

'માતા, પિતા અને આચાર્યને દેવતા સમાન માનો.' મનુએ કહ્યું છે –

**ત એવ હિ ત્રયો લોકાસ્ત એવ ત્રય આશ્રમાઃ ।**
**ત એવ હિ ત્રયો વેદાસ્ત એવોક્તાસ્ત્રયોઽગ્નયઃ ॥**

(૨/૨૩૦)

'માતા, પિતા અને આચાર્ય – એ જ ત્રણેય લોક, એ જ ત્રણેય આશ્રમ, એ જ ત્રણેય વેદ અને એ જ ત્રણેય અગ્નિ કહેવાયાં છે.'

ભગવાને તપની વ્યાખ્યા કરતાં વડીલોની સેવા-પૂજાને પહેલું શારીરિક તપ કહ્યું છે –

**દેવદ્વિજગુરુપ્રાજ્ઞપૂજનં શૌચમાર્જવમ્ ।**
**બ્રહ્મચર્યમહિંસા ચ શારીરં તપ ઉચ્યતે ॥**

(ગીતા ૧૭/૧૪)

'દેવો, બ્રાહ્મણ, ગુરુજનો અને જ્ઞાનીજનોનું પૂજન, પવિત્રતા, સરળપણું, બ્રહ્મચર્ય અને અહિંસા – એ શરીરનું તપ કહેવાય છે.'

એટલા માટે, બાળકો માટે એ ઉચિત છે કે તેમણે આળસ અને પ્રમાદને તજીને માતાપિતા આદિ ગુરુજનોની સેવાને પરમધર્મ સમજીને એમની પૂજા-સેવા અને આજ્ઞાનું પાલન તત્પર થઈને કરવું.

## ગુરુજનોની સેવા

મનુષ્ય કેવળ ગુરુની સેવા કરવાથી પરબ્રહ્મ પરમાત્માને પ્રાપ્ત થઈ જાય છે. ભગવદ્ગીતામાં પણ કહ્યું છે કે –

**અન્યે ત્વેવમજાનન્તઃ શ્રુત્વાન્યેભ્ય ઉપાસતે ।**
**તેઽપિ ચાતિતરન્ત્યેવ મૃત્યું શ્રુતિપરાયણાઃ ॥**

(૧૩/૨૫)

'પરંતુ આ બધા કરતાં અન્ય પ્રકારના અર્થાત્ મંદબુદ્ધિના માણસો, આ પ્રમાણે ન જાણતા હોવાને લીધે બીજા માણસો પાસેથી એટલે કે તત્ત્વજ્ઞાનીઓ પાસેથી સાંભળીને એ મુજબ ઉપાસના કરે છે અને એ શ્રવણ-પરાયણ પુરુષો પણ મૃત્યુરૂપી સંસારસાગરને નિઃસંદેહ તરી જાય છે.'

આ પ્રકારનાં વેદ અને શાસ્ત્રોમાં ઘણાં ઉદાહરણો પણ મળી આવે છે. એક સમયે આયોદધૌમ્ય મુનિએ પંજાબ-નિવાસી આરુણિ નામના શિષ્યને કહ્યું 'હે આરુણે! તમે ખેતરમાં જઈને બંધ બાંધો.' આરુણિ ગુરુની આજ્ઞા મેળવીને ત્યાં ગયા, પણ પ્રયત્ન કરવા છતાં પણ કોઈ પણ રીતે તે જળને વહેતું રોકી શક્યા નહિ. અંતે તેમને એક ઉપાય સૂઝ્યો અને તે સ્વયં ક્યારીમાં લાંબા થઈને સૂઈ ગયા. તેમના સૂઈ જવાથી જળનો પ્રવાહ રોકાઈ ગયો. સમય થઈ જવા છતાં આરુણિ પાછા ન આવ્યા તેથી આયોદધૌમ્ય મુનિએ અન્ય શિષ્યોને પૂછ્યું, 'પંજાબ નિવાસી આરુણિ ક્યાં છે? શિષ્યોએ ઉત્તર દીધો. આપે જ તો એને ખેતરનો બંધ બાંધવા માટે મોકલ્યો છે.' શિષ્યોની વાત સાંભળીને મુનિએ કહ્યું, 'ચાલો, જ્યાં આરુણિ ગયો છે, ત્યાં આપણે બધા જઈએ.' ત્યાર પછી ગુરુજી ત્યાં બંધ પાસે પહોંચીને, તેને બોલાવવા માટે પોકારવા લાગ્યા, 'બેટા, આરુણે! ક્યાં છે? ચાલ્યો આવ.' આરુણિ ઉપાધ્યાયની વાત સાંભળીને બંધ પાસેથી ઊઠીને ગુરુજીની નિકટ ઉપસ્થિત થયા અને નિવેદન કરવા લાગ્યા, 'હે ભગવન્! આપના ખેતરનું પાણી વહી રહ્યું હતું, હું તેને કોઈ પણ પ્રકારે રોકી શક્યો નહિ. ત્યારે છેવટે હું જ ત્યાં આડો સૂઈ ગયો, જેનાથી પાણી નીકળવાનું બંધ થઈ ગયું. આ સમયે આપની બૂમ સાંભળીને, તરત જ આપની સમક્ષ આવ્યો છું અને પ્રણામ કરું છું, આપશ્રી આજ્ઞા આપો કે આ સમયે મારે શું કામ કરવાનું છે? ગુરુ બોલ્યા, 'બેટા, બંધને રોકીને (ઉદ્દલન કરીને) તું નીકળ્યો છે એટલે તું ઉદ્દાલક નામથી પ્રસિદ્ધ થઈશ.' આમ કહીને ગુરુજીએ તેની ઉપર કૃપા વરસાવી અને બોલ્યા, 'તમે તન, મનથી મારી આજ્ઞાનું પાલન કર્યું છે એટલે તમારા મનમાં, સંપૂર્ણ વેદ અને ધર્મશાસ્ત્રનું જ્ઞાન ભણ્યા વગર જ પ્રકાશિત રહેશે અને તમે કલ્યાણને પ્રાપ્ત કરશો. તે ઉપરાંત, ગુરુનો પ્રસાદ મેળવીને આરુણિ (ઉદ્દાલક) ગુરુની આજ્ઞાથી પોતાને દેશ ચાલ્યા ગયા. (મહાભારત આદિપર્વ, અધ્યાય-૩)

જબાલા નામની એક સ્ત્રી હતી, તેના પુત્રનું નામ સત્યકામ હતું. એક સમયે તેણે હારિદ્રુમત ગૌતમની પાસે જઈને કહ્યું, 'હું તમારી પાસે અહીં બ્રહ્મચર્યનું પાલન કરીને રહીશ. એટલા માટે હું તમારી પાસે આવ્યો છું. ગુરુએ કહ્યું, 'હે સૌમ્ય! તું કયા ગોત્રનો છે? ત્યારે સત્યકામ બોલ્યો, 'ભગવન્! ગોત્ર હું જાણતો નથી; ત્યારે ગૌતમે કહ્યું, 'આવું સ્પષ્ટ કથન બ્રાહ્મણેતર કરી ન શકે. તેથી તું બ્રાહ્મણ જ છે. કેમ કે તેં સત્યનો ત્યાગ નથી કર્યો.'

પછી ગુરુજીએ તેનો ઉપનયન-સંસ્કાર કર્યા બાદ ગાયોના ટોળામાંથી ચારસો કૃશ અને દુર્બલ ગાયો જુદી કરીને, તેને કહ્યું કે, 'હે સૌમ્ય! તું આ ગાયોની પાછળ પાછળ જા.' ગુરુજીની ઇચ્છા જાણીને સત્યકામે કહ્યું, 'આ ગાયોની સંખ્યા એક હજાર થશે નહિ ત્યાં સુધી પાછો આવીશ નહિ.' ત્યાર પછી તે સારા વનમાં ગયો, જ્યાં જલ અને ઘાસ પુષ્કળ પ્રમાણમાં હતું અને ઘણા કાળપર્યંત તેમની સેવા કરતો રહ્યો. જ્યારે તે ગાયો હજારની સંખ્યામાં થઈ ગઈ, ત્યારે એક સાંઢે (ઋષભે) તેને કહ્યું કે, 'હે સત્યકામ! અમે એક હજાર થઈ ગયાં છીએ. હવે તમે અમને આચાર્યકુળમાં પહોંચાડી દો.' ત્યારપછી સત્યકામ તે ગાયોને આચાર્યકુળમાં લઈ આવ્યો અને ગુરુની આજ્ઞાપાલનના પ્રતાપથી જ તેને રસ્તામાં ચાલતાં ચાલતાં જ ઋષભ, અગ્નિ, હંસ અને મુદ્ગલ દ્વારા વિજ્ઞાનાનન્દઘન બ્રહ્મના સ્વરૂપની પ્રાપ્તિ થઈ ગઈ. આ કથા છાન્દોગ્ય ઉપનિષદ્‌માં અધ્યાય ૪, ખંડ ૪ થી ૯માં છે.

એક સમયે જબાલાના પુત્ર સત્યકામ પાસેથી કમલના પુત્ર ઉપકોશલે યજ્ઞોપવીત ધારણ કરીને બાર વર્ષ સુધી એમની સેવા કરી; ત્યારે સત્યકામની પત્નીએ સ્વામીને કહ્યું, 'ઉપકોશલ ઘણી તપસ્યા કરી ચુક્યો છે. એણે સારી રીતે આપની આજ્ઞાનુસાર અગ્નિઓની સેવા કરી છે. તેથી તેને બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કરવો જોઈએ.' પણ સત્યકામે તેણીને ઉત્તર ન આપ્યો અને ઉપદેશ દીધા વગર બહાર ચાલ્યા ગયા. તેમના ચાલ્યા જવાથી, ઉપવાસ કરનાર ઉપકોશલને અગ્નિઓએ બ્રહ્મનો ઉપદેશ આપ્યો. ત્યાર પછી ગુરુજી ફરીને પાછા આવ્યા અને તેને પૂછ્યું, 'હે સૌમ્ય! તારું મુખ બ્રહ્મવેત્તા સમાન દેખાઈ રહ્યું છે. તને કોણે ઉપદેશ આપ્યો?' ત્યારે ઉપકોશલે ઈશારાથી અગ્નિને બતાડ્યો. તે પછી આચાર્યે પૂછ્યું, 'કયો ઉપદેશ આપ્યો છે?' ત્યારે તેણે બધી વાત જેમ બની હતી તેમ કહી સંભળાવી. ત્યારે આચાર્ય બોલ્યા, 'હે સૌમ્ય! હવે હું તને તે બ્રહ્મનો ઉપદેશ આપીશ, જેને જાણવાથી તું જલકમલવત્ પાપથી લેપાઈશ નહીં.' ત્યારે ઉપકોશલે કહ્યું, 'મને બતાડો'. પછી આચાર્યે તેને બ્રહ્મનો ઉપદેશ દીધો અને તેનાથી તે બ્રહ્મને પ્રાપ્ત થઈ ગયો. આ કથા છાન્દોગ્ય ઉપનિષદ્માં અધ્યાય ૪ ખંડ ૧૦થી ૧૫માં છે.

આજકાલનાં ઘણાં બાળકો, 'કોની સાથે કેમ વર્તવું' તે વાતને ભૂલી ગયાં છે. બીજાની તો વાત જ શું? ઉપાધ્યાય, ગુરુ, આચાર્ય અને શિક્ષણ આપનાર ગુરુજનો સાથે સદ્વ્યવહાર કરવાનો તો દૂર રહ્યો, કેટલાક વિદ્યાર્થીઓ તો ઘૃણા અને તુચ્છ દૃષ્ટિથી તેમને જુએ છે અને કોઈ-કોઈ તો તિરસ્કારપૂર્વક એમની હસીમજાક કરે છે. આ બધું શાસ્ત્રના શિક્ષણના અભાવનું પરિણામ છે. ગુરુઓની પાસે જઈને કયા પ્રકારથી તેમની સેવા, પૂજા, સત્કાર કરીને વ્યવહાર કરવો જોઈએ, તે મનુ આદિ મહર્ષિઓના ઉપદેશોને જોઈને જ ખબર પડે છે. આપણા ભારત દેશનો કેટલો ઊંચો આદર્શ હતો અને ગુરુજનોની સાથે કેવો વ્યવહાર હતો તથા કેવી સભ્યતા હતી, એનું સ્મરણ કરવાથી મનુષ્ય મુગ્ધ થઈ જાય છે. મનુજી કહે છે –

**શરીરં ચૈવ વાચં ચ બુદ્ધીન્દ્રિયમનાંસિ ચ ।**
**નિયમ્ય પ્રાઞ્જલિસ્તિષ્ઠેદ્વીક્ષમાણો ગુરોર્મુખમ્ ॥**
(મનુ૦ ૨/૧૯૨)

'શરીર, વાણી, બુદ્ધિ, ઇન્દ્રિયો અને મન – આ બધાંને રોકીને (સંયમમાં રાખીને) હાથ જોડીને ગુરુના મુખને જોતાં ઊભા રહેવું.'

**હીનાન્નવસ્ત્રવેષઃ સ્યાત્ સર્વદા ગુરુસન્નિધૌ ।**
**ઉત્તિષ્ઠેત્પ્રથમં ચાસ્ય ચરમં ચૈવ સંવિશેત્ ॥**
(મનુ૦ ૨/૧૯૪)

'ગુરુની પાસે હંમેશાં સાદું ભોજન, સાદાં વસ્ત્ર અને સાધારણ વેષમાં રહેવું તથા ગુરુની પહેલાં ઊઠવું અને પછી સૂવું.'

**આસીનસ્ય સ્થિતઃ કુર્યાદભિગચ્છંસ્તુ તિષ્ઠતઃ ।**
**પ્રત્યુદ્ગમ્ય ત્વાવ્રજતઃ પશ્ચાદ્ધાવંસ્તુ ધાવતઃ ॥**
(મનુ૦ ૨/૧૯૬)

'જો ગુરુજી બેઠા હોય તો એમની સામે ઊભા રહીને વાત કરવી, જો ગુરુજી ઊભા હોય તો એમની પાસે જઈને, જો ગુરુજી પોતાની સામે આવતા હોય તો થોડાંક ડગલાં ગુરુજીની સામે ચાલીને અને જો ગુરુજી આગળ ચાલતા કે દોડતા હોય, તો એમની પાછળ ચાલીને કે દોડીને એમની પાસે જઈને વાત કરવી.'

**નીચં શય્યાસનં ચાસ્ય સર્વદા ગુરુસન્નિધૌ ।**
**ગુરોસ્તુ ચક્ષુર્વિષયે ન યથેષ્ટાસનો ભવેત્ ॥**
(મનુ૦ ૨/૧૯૮)

'ગુરુની સમીપ શિષ્યની શય્યા અને આસન હંમેશાં નીચું રહેવું જોઈએ. ગુરુની આંખની સામે શિષ્યે મનમાની રીતે બેસવું ન જોઈએ એટલે કે ઘણી મર્યાદા રાખવી.' ગુરુની સાથે અસત્ય આચરણ કરવાથી તેની દુર્ગતિ થાય છે. મનુજીએ કહ્યું છે –

**પરિવાદાત્ખરો ભવતિ શ્વા વૈ ભવતિ નિન્દકઃ ।**
**પરિભોક્તા કૃમિર્ભવતિ કીટો ભવતિ મત્સરી ॥**

(મનુ૦ ૨/૨૦૧)

'ગુરુજી ઉપર જૂઠો દોષ લગાવનાર ગધેડો થાય છે, એમની નિંદા કરનાર કૂતરો થાય છે, અનુચિત રીતે એમના ધનનો ઉપયોગ કરનાર કૃમિ અને એમની ઈર્ષ્યા કરનાર કીટ થાય છે.'

એટલા માટે એમની સાથે અસત્-વ્યવહાર ક્યારેય પણ ન કરવો.

હે બાળકો! જ્યારે તમે ગુરુજનોની પાસે વિદ્યા શીખવા જાઓ, ત્યારે મન, વાણી અને ઈન્દ્રિયોને વશમાં રાખીને સાદાઈથી શ્રદ્ધા-ભક્તિપૂર્વક ગુરુજનોની સમીપ તેમની નીચે કાયદામાં રહીને, વિનય અને સરળતાથી એમને પ્રણામ કરતાં વિદ્યાભ્યાસ તથા પ્રશ્નોત્તરી કર્યા કરો.

આ રીતે વ્યવહાર કરવાથી ગુરુજન પ્રેમથી ઉપદેશ, શિક્ષા અને વિદ્યાદિનું પ્રદાન પ્રસન્નતાપૂર્વક કર્યા કરે છે. સેવા કરનાર સેવક તેમની પાસેથી સહજતામાં વિદ્યા મેળવી શકે છે. ભગવાને પણ ભગવદ્દગીતામાં કહ્યું છે –

**તદ્વિદ્ધિ પ્રણિપાતેન પરિપ્રશ્નેન સેવયા ।**
**ઉપદેક્ષ્યન્તિ તે જ્ઞાનં જ્ઞાનિનસ્તત્ત્વદર્શિનઃ ॥**

(૪/૩૪)

'એ જ્ઞાનને તું તત્ત્વદર્શી જ્ઞાનીજનો પાસે જઈને જાણી લે; એમને યોગ્ય રીતે દંડવત્ પ્રણામ કરવાથી, એમની સેવા કરવાથી તેમજ કપટ છોડીને સરળ ભાવે પ્રશ્ન પૂછવાથી પરમાત્મતત્ત્વને બરાબર ઓળખનારા એ જ્ઞાની મહાત્માજનો તને એ તત્ત્વજ્ઞાનનો ઉપદેશ આપશે.'

હવે એ બતાવવામાં આવે છે કે ગુરુજનોની પાસે જઈને કેવી રીતે પ્રણામ કરવા જોઈએ. મનુ મહારાજે કહ્યું છે –

**વ્યત્યસ્તપાણિના કાર્યમુપસંગ્રહણં ગુરોઃ ।**
**સવ્યેન સવ્યઃ સ્પ્રષ્ટવ્યો દક્ષિણેન ચ દક્ષિણઃ ॥**

(૨/૭૨)

'હાથોને ફેરવીને ચરણસ્પર્શ કરવો જોઈએ. ડાબા હાથથી ડાબા અને જમણા હાથથી જમણા ચરણને સ્પર્શ કરવો.'

માતાપિતા આદિ અન્ય પૂજ્યજનોની સાથે પણ આ પ્રકારનો વ્યવહાર કરવો કેમ કે મોટીબહેન, મોટાભાઈની પત્ની, માસી, મામી, સાસુ, ફોઈ આદિ પણ ગુરુપત્ની અથવા માતા સમાન છે અને એમના પતિ ગુરુ અને પિતા સમાન છે. એટલા માટે આ બધાના સેવા-સત્કાર અને પ્રણામ કરવા, એ મનુષ્યનું કર્તવ્ય છે.

આપણાથી કોઈ ગમે તે રીતે પણ મોટું હોય, તેમની સેવા કરવી અને તેમને આદરપૂર્વક પ્રણામ કરવા. એમાં પણ વેદ અને શાસ્ત્રને જાણનાર વિદ્વાન બ્રાહ્મણ તો સૌથી વધુ સત્કાર કરવા યોગ્ય છે.

## માતાપિતાની સેવા

માતા પિતાની સેવાની તો વાત જ શું? એ તો સૌથી શ્રેષ્ઠ સત્કારને પાત્ર છે. મનુજીએ પણ કહ્યું છે –

**ઉપાધ્યાયાન્દશાચાર્ય આચાર્યાણાં શતં પિતા ।**
**સહસ્રં તુ પિતૄન્માતા ગૌરવેણાતિરિચ્યતે ॥**

(૨/૧૪૫)

'સન્માનની દૃષ્ટિએ દસ ઉપાધ્યાય કરતાં

એક આચાર્ય, સો આચાર્યો કરતાં એક પિતા અને હજાર પિતા કરતાં એક માતા મોટી છે.'

એટલા માટે કલ્યાણ ઈચ્છનારે શ્રદ્ધાભક્તિપૂર્વક તત્પરતાની સાથે તેમની સેવા કરવી ઉચિત છે. જુઓ, યુધિષ્ઠિર મહારાજ ઘણા સદાચારી, ગુણોના ભંડાર, ઈશ્વર-ભક્ત, અજાતશત્રુ અને ઘણા મહાન ધર્માત્મા પુરુષ હતા, જેમના ગુણ અને આચરણોની વ્યાખ્યા કોણ લખી શકે? આ બધી વાતો હોવા છતાં પણ તે પોતાના માતાપિતાના અસાધારણ ભક્ત હતા. તે પોતાના મોટાબાપા ધૃતરાષ્ટ્ર અને ગાંધારીના પણ કાંઈ ઓછા ભક્ત ન હતા. એમની અનુચિત આજ્ઞાના પાલનને પણ પોતાનો ધર્મ સમજતા હતા. રાજા ધૃતરાષ્ટ્રે પાંડવોને બાળી નાખવાના ઉદ્દેશથી લાક્ષાભવન બંધાવ્યું અને એમાં ખરાબ નિયતથી પાંડવોને તેમની માતા સહિત રહેવાની આજ્ઞા કરી. આ કપટભરી આજ્ઞાને પણ યુધિષ્ઠિરે શિરોધાર્ય કરીને, રાજા ધૃતરાષ્ટ્રના ષડ્યંત્રપૂર્ણ ભાવને સમજ્યા હોવા છતાં પણ વારણાવત નગરમાં જઈને લાક્ષાભવનમાં નિવાસ કર્યો; પરંતુ ધર્મનો આશ્રય લેવાથી, આ પ્રકારની આજ્ઞાનું પાલન કરવા છતાં પણ ધર્મે રક્ષા કરી. સાક્ષાત્ ધર્મના અવતાર વિદુરજીએ ભોંયરું ખોદાવીને લાક્ષાગૃહમાંથી પાંડવોને માતા સહિત બહાર કાઢી બચાવ્યા. કેમ કે જે પુરુષ ધર્મનું પાલન કરે છે, એની રક્ષા ધર્મ પણ ફરજ માનીને અવશ્ય કરે છે. શાસ્ત્રોમાં એવું કહ્યું છે કે ધર્મ કોઈનો ત્યાગ કરતો નથી, લોકો જ ધર્મને છોડી દે છે. તેથી મનુષ્ય માટે એ ઉચિત છે કે ભયંકર આપત્તિ પડવા છતાં પણ કામ, લોભ, ભય અને મોહને વશ થઈને ધર્મનો ત્યાગ ક્યારેય પણ ન કરે.

રાજા યુધિષ્ઠિર ઉપર ઘણી જ આપત્તિઓ આવી. પણ એમણે ધર્મનું પાલન બરાબર કર્યું, એટલા માટે ધર્મ પણ એમની રક્ષા કરતો રહ્યો.

જુગાર રમવો એ મહાપાપ છે અને બધા અનર્થોનું કારણ છે, એમ સમજવા છતાં પણ ધૃતરાષ્ટ્રની આજ્ઞા થવાને કારણે રાજા યુધિષ્ઠિર જુગાર રમ્યા. એના ફળસ્વરૂપે દ્રૌપદીનું ઘોર અપમાન અને વનવાસના મહાન કષ્ટોને સહન કર્યાં, પરંતુ આજ્ઞાપાલનરૂપ ધર્મનો ત્યાગ ન કરવાના કારણે, ભગવાનની કૃપાથી અંતમાં ધર્મરાજનો વિજય થયો.

ત્યાર પછી અપાર રાજ્યલક્ષ્મી મેળવીને પણ રાજા યુધિષ્ઠિરે, પોતાની સાથે ઘોર અન્યાય કરનારાં ધૃતરાષ્ટ્ર અને ગાંધારીને નિત્ય પ્રણામ કરતાં તેમની સેવા કરી. જ્યારે ધૃતરાષ્ટ્ર વનમાં જવા લાગ્યા, તે સમયે પોતાના મરી ગયેલા બંધુ-બાંધવો અને પુત્રોને ઉદ્દેશીને અપરિમિત ધન બ્રાહ્મણોને દાન કરવા માટે ઈચ્છા પ્રકટ કરી. તે સમયે રાજા યુધિષ્ઠિરે સાફ શબ્દોમાં વિદુર સાથે આ સંદેશો મોકલ્યો, 'મારું જે કંઈ ધન છે તે બધું આપનું છે. મારું શરીર પણ આપને આધીન છે, આપ ઈચ્છાનુસાર જે ચાહો તે કરી શકો છો. (મહાભારત, આશ્રમવાસિક પર્વ. અ. ૧૨). વાચકો! જરા વિચાર કરો અને ધ્યાન આપો. પોતાની સાથે આ પ્રકારનો વિરોધ કરનાર તથા પ્રાણ લેવાનો પ્રયત્ન કરનારની સાથે પણ આવો ધર્મયુક્ત ઉદારતાપૂર્ણ વ્યવહાર કરવો તે સાધારણ વાત નથી. એટલા માટે આજે સંસારમાં રાજા યુધિષ્ઠિર 'ધર્મરાજ'ના નામથી વિખ્યાત છે અને ધર્મપાલનના પ્રભાવથી જ તે સદેહે સ્વર્ગમાં જઈને, ત્યાર બાદ અતુલનીય પરમગતિને પ્રાપ્ત થયા. તેથી જ આપણે બધાએ પોતાની સાથે અનુચિત વ્યવહાર કરવા છતાં પણ માતાપિતાદિ વડીલોની સેવા તો શ્રદ્ધા-

ભક્તિપૂર્વક સરળતા સાથે કરવી જોઈએ.

તો પછી જન્મ આપનાર માતાપિતાની તો વાત જ શું કરવી? તે તો સૌથી શ્રેષ્ઠ સત્કારને યોગ્ય છે, કેમ કે આપણા બધાના પાલન-પોષણમાં એમણે જે ક્લેશ સહન કર્યો છે એનું સ્મરણ કરવાથી રોમાંચ થઈ જાય છે. મનુજીએ કહ્યું છે –

**યં માતાપિતરૌ ક્લેશં સહેતે સમ્ભવે નૃણામ્ ।**
**ન તસ્ય નિષ્કૃતિઃ શક્યા કર્તું વર્ષશતૈરપિ ॥**

(૨/૨૨૭)

'મનુષ્યના જન્મસમયે જે ક્લેશ માતાપિતા સહન કરે છે, તેનો બદલો સો વર્ષોમાં પણ સેવાદિ કરીને ચુકાવી શકાતો નથી.'

એટલા માટે આપણે બદલો ચુકવવાનો ઉદ્દેશ ન રાખીને તેમની સેવા-પૂજા અને આજ્ઞાનું પાલન પોતાનું પરમ કર્તવ્ય સમજીને કરવું. આમ કરવું એ જ પરમધર્મ અને પરમતપ છે અર્થાત્ માતાપિતાની સેવા સમાન ન કોઈ ધર્મ અથવા ન કોઈ તપ છે. જુઓ, ધર્મવ્યાધ વ્યાધ હોવા છતાં પણ માતાપિતાની સેવાના પ્રતાપથી ત્રિકાલજ્ઞ થયા. તેઓ શ્રદ્ધા-ભક્તિ, વિનય અને આદરપૂર્વક પોતાનાં માતાપિતાની સેવા કરતા હતા.

તેઓ પોતાનાં માતાપિતાને સૌથી ઉત્તમ દેવમંદિર સમાન સુંદર ઘરમાં રાખતા હતા. તેમાં ઘણાં પલંગો, આસનો વગેરે આરામ કરવા માટે મૂક્યાં હતાં. જેમ મનુષ્ય દેવતાઓની પૂજા કરે છે એવી જ રીતે તેઓ પોતાનાં માતાપિતાને જ યજ્ઞ, હોમ, અગ્નિ, વેદ અને પરમ દેવતા માનીને પુષ્પોથી, ફળોથી, ધનથી પ્રસન્ન કરતા હતા. તેઓ જાતે જ તે બંનેના પગ ધોતા, સ્નાન કરાવીને એમને ભોજન કરાવતા તથા તેમને મીઠાં અને પ્રિય વચન કહેતા તથા તેમના મનને અનુકૂળ થઈને ચાલતા હતા. આમ તેઓ આળસરહિત થઈને શમ, દમ આદિ સાધનમાં રહીને પોતાનો પરમધર્મ સમજીને મન, વાણી, શરીર દ્વારા તત્પરતાથી પુત્ર-સ્ત્રી સહિત એમની સેવા કરતા હતા, જેના પ્રતાપથી તેઓ આ લોકમાં અચલ કીર્તિ, દિવ્ય દૃષ્ટિ પ્રાપ્ત કરીને, ઉત્તમ ગતિને પામ્યા. (મહા૦ વન પર્વ, અધ્યાય – ૨૧૪-૨૧૫)

કૌશિક મુનિ કે જે માતાપિતાની આજ્ઞા લીધા વિના તપ કરવા ચાલ્યા ગયા હતા, તેઓ પણ ધર્મવ્યાધની સાથે વાર્તાલાપ કરીને માતાપિતાની સેવાને, તપથી પણ શ્રેષ્ઠ સમજીને (માતાપિતાની સેવા કરીને) ઉત્તમ ગતિને પામ્યા.

જે માતાપિતાની સેવા અને આજ્ઞાપાલન ન કરીને તેનાથી વિપરીત આચરણ કરે છે, તેની આ લોકમાં પણ નિંદા અને દુર્ગતિ થાય છે. એ વાત લોકમાં પ્રસિદ્ધ છે કે રાજા કંસે બળપૂર્વક રાજ્ય છીનવીને પોતાના પિતાને કેદમાં નાખી દીધા હતા. આ કારણથી તેની ઉપર આજ સુધી કલંકની કાલિમા લાગેલી રહી છે. આજે પણ કોઈ છોકરો માતાપિતાની સાથે દુર્વ્યવહાર કરે છે તો એના માતાપિતા તેની પર આક્ષેપ કરતાં તે બાળકને કંસનો અવતાર બતાવતાં હોય છે. પરંતુ જે બાળક માતાપિતાની સેવા, પ્રણામ તથા એમની આજ્ઞાનું પાલન કરતાં, એમની અનુકૂળતા પ્રમાણે ચાલે છે. તેનાં માતાપિતા એના આચરણથી મુગ્ધ થઈને, ગદ્ગદ વાણીથી તપસ્વી શ્રવણની ઉપમા આપીને એનાં ગુણગાન કરે છે. તેથી જ બાળકોને અમારું સવિનય નિવેદન છે કે એમણે પોતાને કંસ ન કહેવડાવીને શ્રવણ કહેવડાવવું જોઈએ.

તમને લોકોને ખબર હશે કે શ્રવણ એક તપસ્યા કરનાર વૈશ્ય ઋષિના પુત્ર હતા.

શ્રવણની કથા વાલ્મીકીય રામાયણના અયોધ્યા કાંડના ૬૩ અને ૬૪માં સર્ગમાં વિસ્તારપૂર્વક વર્ણવાયેલ છે.

મર્યાદા–પુરુષોત્તમ ભગવાન શ્રીરામચંદ્રજી પિતાની આજ્ઞાને શિરોમાન્ય કરીને, પ્રસન્નતાપૂર્વક જ્યારે વનમાં ચાલ્યા ગયા હતા, ત્યારે રાજા દશરથ આજ્ઞાકારી ભગવાન રામચંદ્રના વિરહમાં વ્યાકુળ થતા કૌશલ્યાના ભવનમાં જઈને રામનાં શીલ, સેવા આદિ આચરણોને યાદ કરીને રડવા લાગ્યા. ભગવાન શ્રીરામચંદ્રજીના વનમાં ચાલ્યા જવાની છઠ્ઠી રાત્રિએ, બરાબર અર્ધરાત્રિના સમયે પુત્રવિરહથી પીડિત થઈને રાજાએ કૌશલ્યાને કહ્યું, 'હે દેવી! જ્યારે આપણો વિવાહ થયો ન હતો અને હું યુવરાજ પદ પ્રાપ્ત કરી ચુક્યો હતો, એ વખતે ખરાબ આદતને કારણે એક દિવસ હું ધનુષ્યબાણ લઈને, રથ ઉપર સવાર થઈને શિકાર ખેલવા, જ્યાં મહિષ, હાથી આદિ વનનાં પશુઓ જળ પીવા આવ્યા કરતાં હતાં, ત્યાં સરયૂ નદીના કાંઠે ગયો. ત્યાર પછી તે વર્ષા ઋતુની ઘોર અંધારી રાત્રિએ કોઈએ પાણીમાં ઘડો ડુબાડ્યો, તો તેના ઘડા ભરવાના અવાજથી મને એમ લાગ્યું કે જાણે કોઈ હાથી પાણી પી રહ્યો છે. આમ અનુમાન કરીને, તે શબ્દને નિશાન બનાવીને મેં બાણ છોડ્યું. એટલામાં જ કોઈ વનવાસીનો અવાજ સંભળાયો, 'હાય! હાય! આ બાણ મને કોણે માર્યું? હું તપસ્વી છું, આ ઘોર રાત્રિમાં નદીને કિનારે જળ લેવા આવ્યો હતો, વનમાં ફળ-મૂળ ખાઈને રહેનારા, જટા, વલ્કલ અને મૃગચર્મ ધારણ કરનારા મારો વધ અસ્ત્રથી કોણે કર્યો? મને મારીને કોઈનું કયું કામ સિદ્ધ થશે? મેં કોઈનું કંઈ પણ બગાડ્યું ન હતું, તોપણ મારી ઉપર અકારણ આ અસ્ત્ર ચલાવ્યું. મને મારા પ્રાણ જાય એનો શોક નથી, શોક તો ફક્ત મારા વૃદ્ધ માતાપિતાનો છે. તે બંને વૃદ્ધોનાં અત્યાર સુધી મારા દ્વારા પાલન-પોષણ અને સેવા થતાં રહ્યાં, પરંતુ મારા મરી જવાથી મારાં વૃદ્ધ માતાપિતા પોતાનો નિર્વાહ કઈ રીતે કરશે, એટલે હવે અમે બધા માર્યા ગયા.'

હે કૌશલ્યા! આ કરુણાભરી વાણીને સાંભળીને હું ઘણો જ દુઃખી થયો અને મારા હાથમાંથી ધનુષ્ય-બાણ નીચે પડી ગયું, હું કર્તવ્ય-અકર્તવ્યના જ્ઞાનથી રહિત, શોકથી વ્યાકુળ થઈને ત્યાં ગયો. મેં જઈને જોયું તો સરયૂ નદીના તટ પર જળનો ઘડો હાથમાં પકડીને, લોહીથી ખરડાયેલો, બાણથી પીડિત એક તપસ્વી યુવક જમીન પર તરફડી રહ્યો હતો. મને જોઈને તેણે કહ્યું કે, 'હે રાજન્! મેં તમારો શું અપરાધ કર્યો? હું વનવાસી છું, મારા માતાપિતા માટે પીવાનું પાણી લેવા અહીં આવ્યો હતો. તે બંને મારાં વૃદ્ધ માતાપિતા દુર્બળ, આંધળાં અને તરસ્યાં છે, તેઓ મારી આવવાની રાહ જોતાં હશે અને બહુ દુખિત હશે. મારી આ દશાને પણ મારા પિતાજી નથી જાણતા. એટલા માટે હે રાઘવ! મારા પિતાજી તમને ભસ્મ ન કરી દે, એની પહેલાં જ આપ જલદીથી જઈને આ વૃત્તાંત મારા પિતાજીને કહો. હે રાજન્! મારા પિતાજીના આશ્રમ પર જવાનો આ નાની-શી પગદંડીનો માર્ગ છે. તમે ત્યાં જલદીથી જઈને પિતાજીને પ્રસન્ન કરો, જેથી તેઓ ક્રોધિત થઈને તમને શાપ ન દઈ દે અને મારા મર્મસ્થાનમાંથી આ તીક્ષ્ણ બાણ કાઢીને મારું દુઃખ દૂર કરો.'

હે કૌશલ્યા! તે પછી મારા મનના ભાવને જાણીને, મારી ચિંતાયુક્ત દશાને જોઈને, બોલવાની શક્તિ ન હોવા છતાં પણ મરણાસન્ન એવા તે ઋષિએ ધૈર્ય ધારણ કરીને સ્થિરચિત્તથી કહ્યું,

'હે રાજન્! તમે બ્રહ્મહત્યાના ડરથી બાણ ન કાઢતા હો તો ડરને દૂર કરો, હું વૈશ્યનો પુત્ર છું. જ્યારે ઋષિકુમારે એવું કહ્યું, ત્યારે મેં તેની છાતીમાંથી બાણ કાઢ્યું. બાણ કાઢવાથી તેને બહુ કષ્ટ થયું અને તેણે એ જ સમયે ત્યાં જ પ્રાણનો ત્યાગ કરી દીધો. એને મરેલો જોઈને હું દુખિત થયો. હે દેવી! હું પછી ચિંતા કરવા લાગ્યો કે હવે કયા પ્રકારથી મંગળ થાય? તે પછી બહુ જ સમજી-વિચારીને ઘડામાં સરયૂ નદીનું જળ ભરીને તે તપસ્વીના બતાવેલા માર્ગથી એમનાં માતાપિતાના આશ્રમ તરફ જવા લાગ્યો અને ત્યાં જઈને એમનાં વૃદ્ધ માતાપિતાને જોયાં. તેમની અવસ્થા ઘણી શોચનીય અને શરીર બહુ જ દુર્બળ હતાં. તે પુત્રની જલ લાવવાની રાહ જોતાં હતાં. હું શોકાતુર ચિત્તથી ડરનો માર્યો, ચેતનારહિત - જેવો તો થઈ જ રહ્યો હતો અને આશ્રમમાં જઈને, એમની દશા જોઈને મારો શોક હજી વધી ગયો. મારા પગલાંનો અવાજ સાંભળીને ઋષિએ મને તેમનો પુત્ર સમજીને કહ્યું, 'બેટા! તને આટલું મોડું શાથી થયું? હવે જલદીથી જલ લાવ. અમ નેત્રહીનોનો તું ગતિ, નેત્ર અને પ્રાણ છે. પાછો તું આજે બોલતો કેમ નથી?' ત્યારે મેં બહુ જ ડરતાં-ડરતાં સાવધાનીપૂર્વક, ધીમા સ્વરથી મારો પરિચય આપીને આદિથી અંત સુધી શ્રવણના મૃત્યુ વિશેનો આખો વૃત્તાંત જેમનો તેમ કહી સંભળાવ્યો.

મારા કરેલા, તે દારુણ પાપનો પૂરો વૃત્તાંત સાંભળીને, નેત્રોમાં આંસુ ભરેલા, શોકથી વ્યાકુળ થયેલા તે તપસ્વીએ મને હાથ જોડીને અને ઊભા થઈને કહ્યું, 'હે રાજન્! તમે આ દુષ્કર્મ કર્યું, તેને જો તમે તમારા મોઢેથી ન કહ્યું હોત તો તમારા મસ્તકના સેંકડો-હજારો ટુકડા થઈ જાત અને આજે જ પૂરા રઘુવંશનો નાશ પણ થઈ જાત. હે રાજન્! જે થયું તે થયું, હવે અમને અમારા પુત્ર પાસે લઈ જાઓ. અમે એક વાર અમારા પુત્રના હાલ જોવા માગીએ છીએ, કેમ કે ફરીથી એની સાથે આ જન્મમાં અમારો મેળાપ નહીં થાય.'

ત્યારપછી હું પુત્રશોકમાં વ્યાકુળ થયેલાં તે બંને વૃદ્ધ પતિ-પત્નીને ત્યાં લઈ ગયો. તેઓ બંને પુત્રની નજીક જઈને એનો સ્પર્શ કરતાં જ પડી ગયાં અને વિલાપ કરતાં બોલ્યાં, 'બેટા! અર્ધી રાત્રે પણ તું ઊઠીને અમને ધર્મશાસ્ત્ર આદિનો પાઠ સંભળાવતો હતો. જેને સાંભળીને અમે બહુ જ પ્રસન્ન થતાં હતાં. હવે અમે કોને મોઢેથી શાસ્ત્રોની વાતો સાંભળીને હરખાઈશું? હે પુત્ર! હવે સવારનું સ્નાન, સંધ્યા-ઉપાસના અને હોમ કરીને અમને કોણ ખુશ કરશે? હે બેટા! આંધળા હોવાને કારણે અમારામાં કન્દ, મૂળ, ફળ એકઠાં કરીને પોતાનું પેટ ભરવાનું સામર્થ્ય પણ નથી. તું જ અમારાં સ્નાન, ધ્યાન, ભોજન વગેરેની વ્યવસ્થા કરતો હતો. હવે તું અમને છોડીને ચાલ્યો ગયો. હવે કંદ, મૂળ, ફળ વનમાંથી લાવીને પ્રિય મહેમાનની જેમ અમને કોણ ભોજન કરાવશે? હવે તને છોડીને અનાથ, અસહાય અને શોકથી વ્યાકુળ થયા છીએ. અમે કોઈ પણ રીતે આ વનમાં રહી શકશું નહિ. જલદીથી જ યમલોકમાં ચાલ્યા જઈશું. બેટા! તું પાપરહિત છે, પણ પૂર્વજન્મમાં કોઈ તો પાપ કર્યું જ હશે, જેનાથી તું માર્યો ગયો. તેથી જ શસ્ત્રથી મરેલ વીર જે લોકમાં ગમન કરે છે, તું પણ અમારા સત્યના બળથી તે જ લોકમાં ગમન કર. સગર, શૈબ્ય, દિલીપ આદિ રાજર્ષિઓની જે ઉત્તમ ગતિ થઈ છે, તે જ ગતિ તને પણ મળે. પરલોક માટે સારાં કર્મ કરનારની દેહત્યાગ પછી જે ગતિ થાય છે, તે ગતિને પ્રાપ્ત કર.'

આ પ્રકારે તે ઋષિએ કરુણ સ્વરમાં વારંવાર વિલાપ કરતાં પોતાની સ્ત્રી સાથે પુત્રને માટે જલાંજલિ આપી. ત્યારપછી તે ધર્મવિદ્ ઋષિકુમાર પોતાના કર્મબળથી દિવ્યરૂપ ધારણ કરીને વિમાનમાં ચડીને સર્વોત્તમ દિવ્યલોકમાં જવા લાગ્યા. તે સમયે એક મુહૂર્ત સુધી પોતાનાં માતાપિતા બેયને આશ્વાસન આપતાં પિતાને ઉદ્દેશીને કહ્યું, 'હે પિતા! મેં જે તમારી સેવા કરી હતી, તેના પુણ્યના બળે, મને સર્વોત્તમ સ્થાન મળ્યું છે. તમે બંને પણ બહુ જ જલદી મારી પાસે આવશો.' આમ કહીને ઈન્દ્રવિજયી ઋષિકુમાર પોતાના અભીષ્ટ દિવ્યલોકમાં ચાલ્યા ગયા.

ત્યાર પછી હાથ જોડીને ઊભા રહેલા મને ઉદ્દેશીને તે પરમ તપસ્વી નેત્રહીન મુનિ બોલ્યા, 'હે રાજન્! તમે ક્ષત્રિય છો એટલે અને ખાસ તો તમારાથી અજાણતાં જ ઋષિનો વધ થયો છે તેથી તમને બ્રહ્મહત્યાનું પાપ તો નહિ લાગે, પરંતુ અમારી જેમ, આ જ પ્રકારે તમારી પણ ઘોર દુર્દશા થશે. અર્થાત્ પુત્રની વિયોગજનિત વ્યાકુળતામાં જ તમારાં પ્રાણ જશે.' આમ તે નેત્રહીન તપસ્વીઓ મને શાપ દઈને, કરુણા સાથે વિલાપ કરતાં ચિતા તૈયાર કરાવીને મરેલા પુત્ર સહિત બંને ભસ્મ થઈને સ્વર્ગમાં ચાલ્યા ગયા.

હે દેવી! શબ્દવેધી બાણ મારી મેં અજ્ઞાનતામાં જે પાપ કર્યું હતું. તે કારણથી મારી આ દશા થઈ છે. હવે એનો સમય પાકી ગયો છે – આ પ્રકારે ઈતિહાસ કહીને રાજા દશરથ રડવા લાગ્યા અને મરણના ભયથી ભયભીત થઈને ફરીથી કૌશલ્યાને કહ્યું, 'હે કલ્યાણી! મેં રામચંદ્ર સાથે જે વ્યવહાર અને વર્તન કર્યું તે કોઈ પણ પ્રકારે યોગ્ય ન હતું, પરંતુ એમણે મારી સાથે જે વર્તાવ કર્યો છે તે તેમને જ લાયક છે. ભલા આ પ્રકારનો વનવાસ આપવા છતાં પણ પિતાને કંઈ પણ ન કહે, એવો આ સંસારમાં કોઈ પુત્ર છે? તેથી જ ન તો મારા જેવો દયારહિત પિતા છે કે ન તો પરમ શીલવાન રામચંદ્ર જેવો પુત્ર. હે દેવી! આનાથી અધિક બીજું કયું દુઃખ હોઈ શકે કે મરણના સમયે પણ હું સત્ય-પરાક્રમી રામચંદ્રને જોઈ નથી શકતો. આજથી પંદરમે વર્ષે વનવાસથી પાછા ફરીને અયોધ્યામાં આવતા, શરદ ઋતુના ચંદ્રમા જેવા, ખિલેલા, કમળપુષ્પ જેવા શ્રીરામચંદ્રજીના મુખારવિંદને જે લોકો જોશે તેઓ જ ધન્ય અને સુખી છે. હે કૌશલ્યા! રામચંદ્રને વનમાં મોકલીને હું સાવ જ અનાથ થઈ ગયો. આ પ્રકારે શોકથી વ્યાકુળ થયેલા દશરથજી વિલાપ કરવા લાગ્યા, 'હે રામ! હે મહાબાહો! હે પિતૃવત્સલ! હે શોકનું નિવારણ કરનાર, તમે જ અમારા નાથ છો. તમે જ અમારા પુત્ર છો. તમે ક્યાં ગયા? હે કૌશલ્યા! હે સુમિત્રા! હવે તમે બંને મને દેખાતા નથી.' આમ રાજા દશરથે દુઃખથી બહુ જ વ્યાકુળ થઈને અને આતુર થઈને વિલાપ કરતા કરતા અડધી રાત્રિના સમયે પ્રાણ ત્યાગી દીધાં.

તેથી જ હે બાળકો! તમારે પણ વૈશ્ય-ઋષિ શ્રવણકુમાર અને મર્યાદા-પુરુષોત્તમ રામચંદ્રજીની જેમ માતાપિતાના ચરણોમાં નિત્ય પ્રણામ કરવાં જોઈએ અને શ્રદ્ધા, ભક્તિ, વિનય તથા સરળતાપૂર્વક એમની આજ્ઞાનું પાલન કરતાં, એમની સેવા કરવા માટે તત્પરતાની સાથે તત્પરાયણ થવું જોઈએ. જે પુરુષ ઉપર્યુક્ત પ્રકારે માતાપિતાની સેવામાં પરાયણ હોય છે, એનાં આયુષ્ય, વિદ્યા અને બળની વૃદ્ધિ તો થાય છે જ, તે ઉપરાંત ઉત્તમ ગતિ તથા આ લોક અને

પરલોકમાં લાંબા સમય સુધી રહેનારી કીર્તિ પણ મળે છે.

આજે સંસારમાં શ્રવણની કીર્તિ ફેલાઈ રહી છે. ભગવાન શ્રીરામચંદ્રજીની તો વાત જ શું? તેઓ તો સાક્ષાત્ પરમાત્મા હતા. એમણે તો લોકમર્યાદાને માટે જ અવતાર લીધો હતો. તે મર્યાદાપુરુષોત્તમ ભગવાનનો વ્યવહાર તો લોકહિતને માટે આદર્શરૂપ હતો. શ્રીરામચંદ્રજીનો વ્યવહાર માતાપિતા તથા વડીલોની સાથે તો શ્રદ્ધા, ભક્તિ, વિનય અને સરળતાપૂર્વકનો હતો જ, પરંતુ સીતાજી અને પોતાના ભાઈઓની સાથે તથા સમસ્ત પ્રજાની સાથે પણ અલૌકિક, દયાભર્યો અને પ્રેમપૂર્ણ હતો. તેથી જ આપ લોકોએ શ્રીરામચંદ્રજી મહારાજને આદર્શ માનીને, એમને લક્ષ્યમાં રાખીને, એમની આજ્ઞા, સ્વભાવ તથા આચરણ અનુસાર પોતાનો સ્વભાવ અને આચરણ કરવા માટે કટિબદ્ધ થઈને, પ્રાણ પર્યંત પ્રયત્ન કરવો જોઈએ. આ પ્રકારે નિષ્કામભાવથી પાળેલો ધર્મ જલદીથી ભગવત્-પ્રાપ્તિ રૂપે પરમ કલ્યાણ કરે છે. આવી રીતે ધર્મપાલન કરતાં જો મૃત્યુ પણ થઈ જાય તો તે મૃત્યુમાં પણ કલ્યાણ રહેલું છે.

**'સ્વધર્મે નિધનં શ્રેયઃ'** (ગીતા - ૩/૩૫)

## ભક્તિ

ઈશ્વરની ભક્તિ બધાને માટે ઉપયોગી છે; પરંતુ બાળકોને માટે તો વિશેષ ઉપયોગી છે. બાળકનું હૃદય કોમળ હોય છે. તે જેવો પ્રયત્ન કરે છે, તે પ્રમાણેના સંસ્કાર દૃઢતાથી તેના હૃદયમાં જામી જાય છે. જ્યાં સુધી વિવાહ ન થાય, ત્યાં સુધી તેને બ્રહ્મચારી જ સમજવામાં આવે છે.

બ્રહ્મ પરમાત્માનું નામ છે; તેમાં જે વિચરણ કરે છે, તે બ્રહ્મચારી છે. એટલે કે પરમેશ્વરનાં નામ, રૂપ, ગુણ અને લીલા-ચરિત્રોનું શ્રવણ, મનન, કીર્તનાદિ જ તે બ્રહ્મમાં વિચરણ કરવા બરાબર છે. તેને ઈશ્વરની ભક્તિ તથા ઈશ્વરનું શરણ પણ કહે છે. એટલા માટે હે બાળકો! પરમાત્માનાં નામ, રૂપ, ગુણ, ચરિત્ર, પ્રેમ, પ્રભાવ, તત્ત્વ અને રહસ્યની વાતોને મહાત્માઓ પાસેથી સાંભળીને અથવા સદ્ગ્રંથોમાંથી જાણીને હંમેશાં પ્રેમપૂર્વક હૃદયમાં ધારણ કરીને પાલન કરવું.

આમ કરવાથી ભગવાનનાં ગુણ, પ્રભાવ, તત્ત્વ અને રહસ્યને જાણીને સુગમતાથી મનુષ્ય ભગવાનને પ્રાપ્ત કરી શકે છે. ભગવાને ગીતામાં કહ્યું છે કે—

**મચ્ચિત્તા મદ્ગતપ્રાણા બોધયન્તઃ પરસ્પરમ્ ।**
**કથયન્તશ્ચ માં નિત્યં તુષ્યન્તિ ચ રમન્તિ ચ ॥**
(૧૦/૯)

'નિરંતર મારામાં મન પરોવી રાખનારા અને મારામાં જ પ્રાણોને અર્પણ કરી રાખનારા ભક્તજનો, મારી ભક્તિની ચર્ચા દ્વારા પરસ્પર મારા પ્રભાવને ઓળખાવતા તથા ગુણ અને પ્રભાવસહિત મારું કથન કરતા જ નિત્ય-નિરંતર સંતોષી રહે છે અને મુજ વાસુદેવમાં જ નિરંતર રમ્યા કરે છે.'

**તેષાં સતતયુક્તાનાં ભજતાં પ્રીતિપૂર્વકમ્ ।**
**દદામિ બુદ્ધિયોગં તં યેન મામુપયાન્તિ તે ॥**
(૧૦/૧૦)

'નિરંતર મારા ધ્યાન વગેરેમાં પરોવાયેલા અને પ્રેમથી ભજનારા એ ભક્તોને હું એવો તત્ત્વજ્ઞાનરૂપી યોગ આપું છું, જેનાથી એ ભક્તો મને જ પામે છે.'

ધ્રુવજીનું નામ સંસારમાં પ્રસિદ્ધ છે. જ્યારે તેમની ઉંમર પાંચ વર્ષની હતી, ત્યારે એક સમયે ધ્રુવજી પિતાના ખોળામાં બેસવા ગયા, ત્યારે

ગર્વથી ભરેલી રાણી સુરુચિ (અપર માતા)એ રાજાની દેખતાં જ ઓરમાન પુત્ર ધ્રુવને ઈર્ષ્યાથી ભરપૂર વચન કહ્યાં, 'હે ધ્રુવ! તું રાજાના ખોળામાં બેસવાને અને રાજ્યાસન ઉપર બેસવાને અધિકારી નથી, કેમ કે તારો જન્મ મારા પેટેથી થયો નથી. જો રાજ્યાસન પર બેસવાની ઈચ્છા હોય તો તપ કરીને ઈશ્વરની આરાધના કર અને તે ઈશ્વરના અનુગ્રહથી મારા પેટે જન્મ લે.'

ઓરમાન માતાનાં કડવાં વેણ બાળક ધ્રુવનાં હૃદયમાં બાણની જેમ ભોંકાઈ ગયાં. ત્યાર બાદ ધ્રુવજી ત્યાંથી રોતાં રોતાં પોતાની માતા સુનીતિની પાસે ગયા. સુનીતિએ જોયું કે ધ્રુવની આંખમાં આંસું ભરાઈ આવ્યાં છે. ધ્રુવ રડતાં રડતાં લાંબા-લાંબા શ્વાસ લઈ રહ્યો છે. ત્યારે સુનીતિએ તેને ઉઠાવીને ખોળામાં લઈ લીધો. એટલામાં જ દાસોએ આવીને બધો વૃત્તાંત જેમ બન્યો હતો તેમ કહી સંભળાવ્યો. ત્યારે શોક્યનાં વાક્યો સાંભળીને સુનીતિને બહુ દુઃખ થયું. એનાં વચન સાંભળીને તેણી આંસુની ધારા વહાવા લાગી. સુનીતિના દુઃખનો પાર ન રહ્યો. તેણીએ ધ્રુવને કહ્યું, 'બેટા, આ વિષયમાં બીજાને દોષ દેવો ઠીક નથી; કેમ કે આ બધાં આપણે પૂર્વજન્મમાં કરેલ કર્મોનાં ફળ છે. તું મારી જેવી અભાગિણીના પેટે જન્મ્યો છે. બેટા! હું અભાગિણી છું, કેમ કે મને દાસીના રૂપે પણ અંગીકાર કરવામાં રાજાને લજ્જા આવે છે. તારી ઓરમાન માતાએ ઠીક જ કહ્યું છે. તને જો ઉત્તમ(સુરુચિના પુત્ર)ની જેમ રાજ્યાસન મેળવવાની ઈચ્છા હોય તો શ્રીહરિનાં ચરણકમળની આરાધના કર. બેટા! હું પણ એમ જ કહું છું. તું ઈર્ષ્યા છોડીને શુદ્ધ ચિત્તથી ભક્ત-વત્સલ શ્રીહરિનાં ચરણોનું શરણ ગ્રહણ કર. ભગવાન સિવાય તારા દુઃખને દૂર કરનાર સંસારમાં બીજું કોઈ નથી.' આ પ્રકારે માતાનાં વચનો સાંભળીને ધ્રુવજી પોતાની બુદ્ધિથી મનમાં ધીરજ ધરીને માતાની આજ્ઞા પૂરી કરવા માટે પિતાનું નગર છોડીને વનની તરફ ચાલ્યા ગયા.

નારદ મુનિ પોતાના યોગબળથી આ બધો વૃત્તાંત જાણી ગયા. તેઓ રસ્તામાં આવીને ધ્રુવને મળ્યા અને પોતાનો હાથ એના મસ્તક પર રાખીને બોલ્યા, 'હે બાળક! તારે માનથી શું કે અપમાનથી શું? જો તને એ રીતનો માન-અપમાનનો ખ્યાલ જ હોય તો પોતાના કર્મ સિવાય બીજા કોઈને દોષ દેવો જોઈએ નહીં. મનુષ્ય પોતાના કર્માનુસાર સુખ-દુઃખ, માન-અપમાન પામે છે. સુખ મેળવવાથી પૂર્વે કરેલાં પુણ્યનો ક્ષય અને દુઃખ મેળવવાથી પૂર્વે કરેલાં પાપોનો ક્ષય થાય છે. આમ જાણીને ચિત્તને સંતુષ્ટ કર. આપણાથી વધુ ગુણવાનને જોઈને સુખી થવું અને અધમ જોઈને તેની ઉપર દયા કરવી અને સમાન પુરુષ સાથે મિત્રતા રાખવી જોઈએ. આ પ્રમાણે કરવાથી મનુષ્યને પીડા કે તાપ નથી થતાં. તું જે યોગેશ્વરને યોગથી પ્રસન્ન કરવાની ઈચ્છા ધરાવે છે, તે ઈશ્વર અજિતેન્દ્રિય પુરુષ દ્વારા પ્રાપ્ત થવો કઠણ છે, તેથી જ એવો વિચાર છોડી દે.' ત્યારે ધ્રુવે કહ્યું, 'હે ભગવન્! આપે કૃપા કરીને જે શાંતિનો માર્ગ બતાવ્યો, એને મારા જેવો અજ્ઞાની પ્રાપ્ત ન કરી શકે. હું ક્ષત્રિય સ્વભાવને વશ છું. એટલા માટે નમ્રતા અને શાંતિ મારામાં નથી. હે બ્રહ્મન્! હું એવા પદને પ્રાપ્ત કરવા માગું છું કે જે મારા બાપ-દાદા પ્રાપ્ત કરી શક્યા નથી. ત્રિભુવનમાં સૌથી શ્રેષ્ઠ પદ ઉપર પહોંચવાનો સરળ માર્ગ બતાવો.'

ભગવાન નારદ ધ્રુવનાં એવાં વચન સાંભળીને, એની દૃઢ પ્રતિજ્ઞા જોઈને પ્રસન્ન થયા અને બોલ્યા, 'હે પુત્ર! તારી માતાએ જે ઉપદેશ

આપ્યો છે, તે પ્રકારે તું શ્રીહરિનું ભજન કર અને પોતાના મનને શુદ્ધ કરીને હરિમાં પરોવ; કારણ કે ધર્મ, અર્થ, કામ અને મોક્ષ ચારે પદાર્થોને મેળવવાનો સરળ ઉપાય શ્રીહરિની સેવા જ છે. હે પુત્ર! તારું કલ્યાણ થાઓ. તું યમુનાના તટ ઉપર સ્થિત મધુવનમાં જા. ત્યાં હંમેશાં હરિનો વાસ છે. ત્યાં યમુનાના પવિત્ર જળમાં સ્નાન કરીને, આસન પર બેસીને, સ્થિર મનથી, હરિનું ધ્યાન કરવું. ભગવાન સંપૂર્ણ દેવતાઓમાં સુંદર છે. એમનાં મુખ અને નેત્ર પ્રસન્ન છે, એમનાં નાસિકા, ભ્રમર, કપોલ પરમ સુંદર અને મનોહર છે. એમની તરુણ અવસ્થા છે, એમનાં અંગ રમણીય, ઓષ્ઠ, અધર અને નેત્ર અરુણ વર્ણનાં છે. વક્ષ:સ્થળ પર ભૃગુ લતાનું ચિહ્ન છે. શરીરનો વર્ણ મેઘની જેમ શ્યામ અને સુંદર છે. ગળામાં વનમાળા, ચારે ભુજાઓમાં શંખ, ચક્ર, ગદા અને પદ્મ ધારણ કરેલાં છે. મુગટ, કુંડળ, કંકણ અને કેયૂર આદિ અમૂલ્ય આભૂષણ ધારણ કરેલાં છે. રેશમી પીતામ્બર ધારણ કરેલું છે, એમના ગળામાં કૌસ્તુભ મણિ છે. કમરમાં સોનાનો કંદોરો અને ચરણોમાં સોનાનાં નૂપુર પહેર્યાં છે, એમની દર્શનીય શાંત મૂર્તિ છે, જેને જોવાથી મન અને નેત્ર સુખી થાય છે. તેઓ મંદ મંદ મલકી રહ્યા છે. પ્રેમભરી દૃષ્ટિથી જોઈ રહ્યા છે. તેમને જોતાં એમ જણાય છે કે તેઓ વરદાન દેવા માટે તૈયાર છે. તેઓ શરણાગતો માટે પ્રતિપાલક અને દયાના સાગર છે. આ પ્રકારે કલ્યાણરૂપ ભગવાનનાં સ્વરૂપનું ધ્યાન કરતા કરતા મનને દિવ્ય આનંદ મળે છે, પછી મન તે આનંદને છોડીને ક્યાંય જઈ શકતું નથી. મન ભગવાનમાં તન્મય થઈ જાય છે. હે રાજકુમાર! હું તને એક પરમ ગુપ્ત મંત્ર બતાવું છું. એનો જપ કરજે. તે મંત્ર 'ૐ નમો ભગવતે વાસુદેવાય' બાર અક્ષરનો છે. આ મંત્રને જપીને પવિત્ર જળ, માળા, વનનાં ફળ, મૂળ, દૂર્વા અને તુલસીનાં પાન આદિથી ભગવાનની પૂજા કરવી.

મનને વશમાં રાખીને હરિનું ચિંતન કરવું, શાંત સ્વભાવે રહેવું, વનના ફળ-મૂળ આદિનો થોડો આહાર કરવો, ભગવાનના ચરિત્રને હૃદયમાં રાખીને ધ્યાન કરતા રહેવું અને ઇન્દ્રિયોને વિષયભોગોથી નિવૃત્ત કરીને ભક્તિયોગ દ્વારા અનન્યભાવથી ભગવાન વાસુદેવનું ભજન કરવું.'

દેવર્ષિ નારદજીનો આ ઉપદેશ સાંભળીને રાજકુમાર ધ્રુવે નારદજીની પ્રદક્ષિણા કરીને પ્રણામ કર્યા. પછી તેમની વિદાય લઈને મધુવનમાં ચાલ્યા ગયા.

ધ્રુવે મધુવનમાં પહોંચીને સ્નાન કર્યું અને તે રાત્રે વ્રત કર્યું. તે પછી એકાગ્ર થઈને દેવર્ષિના ઉપદેશાનુસાર ભગવાનની આરાધના કરવા લાગ્યા.

શરૂઆતમાં બોરનાં ફળ ખાઈને, પછી સૂકાં પાંદડાં ખાઈને, ત્યાર પછી પાણી પીને, પછી વાયુનું ભક્ષણ કરતાં જ એમણે સમય વિતાવ્યો. પછી પાંચમા મહિનામાં રાજકુમાર ધ્રુવ શ્વાસને રોકીને, એક પગે નિશ્ચલ ઊભા રહીને, હૃદયમાં રહેલ ભગવાનનું ધ્યાન કરવા લાગ્યા. મનને બધી બાજુએથી ખેંચીને હૃદયમાં રહેલ ભગવાનમાં લગાવી દીધું. તે સમયે ધ્રુવને ભગવાનના સ્વરૂપ સિવાય બીજી કોઈ પણ વસ્તુ દેખાતી ન હતી.

ત્યાર પછી ભગવાન ભક્ત ધ્રુવને જોવા માટે મધુવનમાં આવ્યા. ધ્રુવની બુદ્ધિ ધ્યાનયોગથી દૃઢ-નિશ્ચલ હતી. તેઓ પોતાના હૃદયમાં સ્થિત, વીજળી સમાન તેજસ્વી ભગવાનના સ્વરૂપનું ધ્યાન ધરી રહ્યા હતા. તે સમયે સહસા ભગવાનની

મૂર્તિ હૃદયમાંથી અંતર્ધાન થઈ ગઈ. ત્યારે ધ્રુવે ગભરાઈને નેત્રો ખોલીને જોયું તો એ જ સ્વરૂપમાં ભગવાન સામે ઊભા હતા. એ સમયે ધ્રુવે આનંદને લીધે આશ્ચર્યયુક્ત થઈને ભગવાનના ચરણોમાં સાષ્ટાંગ પ્રણામ કર્યા. પછી જાણે કે નેત્રોથી પીતા હોય, મુખથી ચુમતા હોય, બાહુઓથી ભેટતા હોય, એમ પ્રેમથી ધ્રુવજી ભગવાનને જોવા લાગ્યા. ધ્રુવજી અંજલિ બાંધીને ઊભા રહીને હરિની સ્તુતિ કરવા માગતા હતા, પણ ભણેલા ન હોવાથી સ્તુતિ કરી શક્યા નહિ. આ વાતને અંતર્યામી ભગવાન જાણી ગયા. ભગવાને એમનો શંખ ધ્રુવજીના ગાલને અડાડ્યો. એ સમયે ધ્રુવજીને તત્ત્વજ્ઞાન અને અભયપદની પ્રાપ્તિ થઈ ગઈ અને ધ્રુવજીને ભણ્યા વગર જ ભગવાનની કૃપાથી વેદ અને શાસ્ત્રોનું જ્ઞાન થઈ ગયું, પછી તેઓ ધીરે ધીરે ભક્તિભાવપૂર્વક સર્વવ્યાપી દયાસાગર ભગવાન હરિની સ્તુતિ કરવા લાગ્યા.

ત્યારે ભક્તવત્સલ ભગવાન પ્રસન્ન થઈને બોલ્યા, 'હે રાજકુમાર! તમારું કલ્યાણ થાઓ. મારી કૃપાથી તમને ધ્રુવપદ મળશે. તે લોક પરમ પ્રકાશયુક્ત છે. કલ્પાન્તપર્યંત રહેનારાં લોકોનો નાશ થવા છતાં પણ તેનો નાશ નથી થતો. એને બધાં જ નમસ્કાર કરે છે. ત્યાં જઈને યોગીજનો ફરી આ સંસારમાં પાછા આવતા નથી. તથા અહીં પણ તમને તમારા પિતા રાજ્ય સોંપીને વનમાં ચાલ્યા જશે. તમે પૃથ્વી ઉપર છત્રીસ હજાર વર્ષ સુધી રાજ્ય કરશો, કિંતુ તમારું અંતઃકરણ મારી કૃપાથી વિષયભોગમાં લિપ્ત નહીં થાય.' આ પ્રકારે ભગવાન, ધ્રુવને વરદાન દઈને, ધ્રુવના દેખતાં-દેખતાં જ પોતાના લોકમાં ચાલ્યા ગયા.

પ્રહ્લાદ તો ભક્તશિરોમણિ હતા જ. હે બાળકો! જ્યારે પ્રહ્લાદ ગર્ભમાં હતા ત્યારે નારદજીએ એમને ભક્તિનો ઉપદેશ આપ્યો હતો. એના પ્રભાવથી તેઓ સંસારમાં ભક્તશિરોમણિ બની ગયા. પ્રહ્લાદના પિતાએ પ્રહ્લાદને મારવા માટે પાણીમાં ડુબાડવાનો, પહાડ ઉપરથી નીચે ગબડાવવાનો, ઝેર આપવાનો, સાપોથી કરડાવવાનો, હાથીથી કચડાવવાનો, શસ્ત્રોથી કપાવવાનો, આગમાં બાળવાનો આદિ અનેક અત્યાચાર કર્યા, કિંતુ પ્રહ્લાદનો વાળ પણ વાંકો ન થયો. આ બધો ભગવદ્‌ભક્તિનો પ્રભાવ છે. એટલું જ નહિ, જ્યારે હિરણ્યકશિપુ જાતે જ હાથમાં ખડ્‌ગ લઈને મારવા માટે તૈયાર થયો, ત્યારે કૃપાસિંધુ પ્રેમી ભગવાનથી રહી ન શકાયું – તેઓ થાંભલો ફાડીને સ્વયં પ્રગટ થઈ ગયા અને હિરણ્યકશિપુને મારીને પ્રહ્લાદને કહ્યું, બેટા! મારા આવવામાં વિલંબ થઈ ગયો. મારે કારણ તારે ઘણાં કષ્ટ સહન કરવા પડ્યાં છે, એટલે મારા અપરાધને ક્ષમા કરવો જોઈએ.' પરંતુ પ્રહ્લાદ તો ભક્તશિરોમણિ હતા, ભલા, તેઓ ભગવાનનો અપરાધ તો સમજી જ કેવી રીતે શકે? તેઓ તો વિલંબમાં પણ દયાનું જ દર્શન કરતા હતા.

ત્યાર પછી પ્રહ્લાદે ભગવાનની સ્તુતિ કરી. ત્યારે પ્રસન્ન થઈને ભગવાન બોલ્યા, 'હે પ્રહ્લાદ! તમારું કલ્યાણ થાઓ. હું તમારી ઉપર પ્રસન્ન છું, જે ઇચ્છો તે વરદાન માગો. હું જ મનુષ્યની બધી કામનાઓ પૂર્ણ કરનાર છું.' ત્યારે પ્રહ્લાદ બોલ્યા, 'હે ભગવાન! અમારી જાતિ સ્વભાવથી કામાસક્ત છે, આ બધાં વરદાન બતાવીને મને પ્રલોભન ન આપો. જે વ્યક્તિ આપનાં દુર્લભ દર્શન કરીને આપની પાસેથી સાંસારિક સુખ માગે છે, તે સેવક નહિ, વેપારી છે. હે ભગવન્! કામથી બધા જ અનિષ્ટો થાય છે, કામના ઉત્પન્ન થવાથી ઇંદ્રિય, મન, પ્રાણ,

દેહધર્મ, ધીરજ, બુદ્ધિ, લજ્જા, સંપત્તિ, તેજ, સ્મૃતિ તથા સત્યનો વિનાશ થાય છે. એટલા માટે હે ભગવાન, હે વરદશ્રેષ્ઠ! આપ જો મને મનગમતું વરદાન આપો તો આ જ વરદાન આપો કે મારા હૃદયમાં અભિલાષોનો અંકુર જ ન રહે. હું તમારી પાસે આ જ વરદાન માગું છું.'

હે બાળકો! ધ્યાન દો, પ્રહ્લાદ ભક્તિના પ્રતાપથી દૈત્યકુળમાં જન્મીને પણ ભગવાનના અનન્ય નિષ્કામી ભક્તશિરોમણિ બનીને પરમપદને પ્રાપ્ત થઈ ગયા. પ્રહ્લાદની ભક્તિનું આ સ્વરૂપ છે –

**શ્રવણં કીર્તનં વિષ્ણોઃ સ્મરણં પાદસેવનમ્ ।**
**અર્ચનં વન્દનં દાસ્યં સખ્યમાત્મનિવેદનમ્ ॥**

(શ્રીમદ્‌ભાગવત - ૭/૫/૨૩)

'(હે પિતાજી!) ભગવાન શ્રીવિષ્ણુની ભક્તિના નવ પ્રકાર છે – ભગવાનનાં ગુણ-લીલા-નામ વગેરેનું શ્રવણ, તેમનું કીર્તન, તેમનાં રૂપ-નામ વગેરેનું સ્મરણ, તેમનાં ચરણોની સેવા, પૂજા-અર્ચના, વંદન, દાસ્ય, સખ્ય અને આત્મનિવેદન. જો ભગવાન પ્રત્યે સમર્પણભાવે આ નવ પ્રકારની ભક્તિ કરવામાં આવે તો તેને હું ઉત્તમ અધ્યયન સમજું છું.'

જો આમ ન બની શકે તો કેવળ ભગવાનના નામનો જપ તથા એમના સ્વરૂપનું પૂજન અને ધ્યાન કરવાથી પણ અતિ ઉત્તમ ગતિની પ્રાપ્તિ થઈ શકે છે.

ભગવાનનાં હજારો નામો છે. એમાંથી જે આપને રુચિકર હોય, તેનો તમે જપ કરી શકો છો. અને એમનાં અનેક રૂપ છે. તેમાંથી આપ સાકાર યા નિરાકાર જે રૂપ પ્રિય હોય, એનું પૂજન અને ધ્યાન કરી શકો છો. પરંતુ તેઓ સર્વવ્યાપી, સર્વશક્તિમાન, પ્રેમ, દયા આદિ ગુણોના સાગર છે. આ પ્રકારે એમના ગુણ અને પ્રભાવને સમજીને જ પૂજા અને ધ્યાન કરવું જોઈએ. જો ધ્યાન અને પૂજા ન થઈ શકે તો કેવળ તેમના નામનો જપ કરવો. કેવળ એમના નામનો જપ કરતા કરતા જ એમની કૃપાથી, પોતાની મેળે ધ્યાન લાગી શકે છે. નામનો જપ મન દ્વારા નિષ્કામભાવથી શ્રદ્ધા અને પ્રેમપૂર્વક નિત્ય-નિરંતર કરવાથી બહુ જ જલદી બધાં પાપ, અવગુણ અને દુઃખોનો નાશ થઈને સઘળા સદ્‌ગુણ અને સદાચાર પોતાની મેળે પ્રાપ્ત થઈને મનુષ્ય શીઘ્ર ધર્માત્મા બની જાય છે અને તેને પરમાનંદ તેમ જ નિત્ય શાંતિની પ્રાપ્તિ થઈ જાય છે.

**અપિ ચેત્સુદુરાચારો ભજતે મામનન્યભાક્ ।**
**સાધુરેવ સ મન્તવ્યઃ સમ્યગ્વ્યવસિતો હિ સઃ ॥**

(ગીતા ૯/૩૦)

'જો કોઈ ઘણો દુરાચારી પણ અનન્યભાવે મારો ભક્ત બનીને મને ભજે છે, તો એ સાધુ જ માનવા યોગ્ય છે; કેમકે એ ખરો નિશ્ચય કરનારો છે એટલે કે એણે દૃઢતાથી નિશ્ચય કરી લીધો છે કે પરમેશ્વરના ભજન જેવું બીજું કશુંય નથી.'

**ક્ષિપ્રં ભવતિ ધર્માત્મા શશ્વચ્છાન્તિં નિગચ્છતિ ।**
**કૌન્તેય પ્રતિ જાનીહિ ન મે ભક્તઃ પ્રણશ્યતિ ॥**

(ગીતા ૯/૩૧)

'એ સત્વરે ધર્માત્મા થઈ જાય છે અને સદા રહેનારી પરમ શાન્તિને પામે છે; હે કૌન્તેય! તું નિશ્ચયપૂર્વક સત્ય જાણ કે મારો ભક્ત નાશ નથી પામતો.'

કેમ કે ભગવાનના નામના જપ બધા યજ્ઞોથી ઉત્તમ છે. ભગવાને જપને પોતાનું સ્વરૂપ બતાડ્યું છે.

**'યજ્ઞાનાં જપયજ્ઞોઽસ્મિ ।'** (ગીતા ૧૦/૨૫)

મનુજીએ પણ નામની પ્રશંસા કરતાં, બધા યજ્ઞોમાં જપ-યજ્ઞને જ સૌથી શ્રેષ્ઠ બતાવ્યો છે.

**વિધિયજ્ઞાજ્જપયજ્ઞો વિશિષ્ટો દશભિર્ગુણૈઃ।**
**ઉપાંશુઃ સ્યાચ્છતગુણઃ સાહસ્રો માનસઃ સ્મૃતઃ॥**
(મનુ૦ ૨/૮૫)

'વિધિ-યજ્ઞ (અગ્નિહોત્રાદિ)થી જપયજ્ઞ દસગણો વધારે છે. ઉપાંશુ જપ* વિધિ-યજ્ઞથી સોગણો છે અને માનસ જપ હજારગણો વધારે છે.'

**યે પાકયજ્ઞાશ્ચત્વારો વિધિયજ્ઞસમન્વિતાઃ।**
**સર્વે તે જપયજ્ઞસ્ય કલાં નાર્હન્તિ ષોડશીમ્॥**
(મનુ૦ ૨/૮૬)

'વિધિયજ્ઞ (અગ્નિહોત્રાદિ)ની સાથે અન્ય ચાર યજ્ઞો (બલિવૈશ્વદેવ, હવન, નિત્યશ્રાદ્ધ અને અતિથિ-ભોજન) મળીને પણ જપયજ્ઞની સોળમી કળાની પણ બરાબરી કરી શકતા નથી.'

એટલા માટે બીજું કાંઈ પણ ન બને તો તે ભગવાનનાં ગુણ અને પ્રભાવને સમજીને એમના સ્વરૂપનું ધ્યાન અથવા માત્ર નામનો જપ તો અવશ્ય જ સદા-સર્વદા કરવો જોઈએ.



## કર્મયોગની સુગમતા

**શંકા** – ઘણા-બધા ભાઈઓ કહે છે કે, ''ગીતામાં શ્રીભગવાને કર્મયોગની પ્રશંસા કરી છે અને જ્ઞાનયોગ કરતાં કર્મયોગને સુગમ બતાવ્યો છે. એટલું જ નહીં, બલકે ત્યાં સુધી કહ્યું છે કે કર્મયોગ વગર જ્ઞાનયોગનું સફળ થવું મુશ્કેલ છે. (ગીતા - ૫/૬) પરંતુ આ સુગમતા સમજમાં આવતી નથી. વર્તમાનકાળમાં ન તો આવા વિપુલ માત્રામાં કર્મયોગીઓ જોવામાં આવે છે અથવા ન તો એમના દ્વારા કરવામાં આવેલા કર્મયોગનું આચરણ પણ જોવામાં આવે છે. કારણ કે, કર્મોનાં ફળ અને આસક્તિના ત્યાગનું નામ કર્મયોગ છે. પરંતુ ફળ અને આસક્તિનો ત્યાગ કરીને કર્મ કઈ રીતે થાય છે એ વાત સમજાવનારું અથવા કરી દેખાડનારું એવું કોઈ દેખાતું નથી કે જેને આદર્શ માનીને આપણે કર્મયોગના માર્ગે ચાલી શકીએ. તેથી અમે એ જાણવા ઇચ્છીએ છીએ કે વાસ્તવમાં રહસ્ય શું છે? ગીતામાં જે કર્મયોગ બતાવ્યો છે અને જેને સુગમ કહ્યો છે તેનું સંપાદન થવું તો ઘણું જ મુશ્કેલ પ્રતીત થાય છે. આ કર્મયોગ કહેવા પૂરતો છે કે પછી આચરવા યોગ્ય પણ છે? જો તે આચરવાને યોગ્ય વાસ્તવિક સાધન હોય તો તેને જાણનારા અને કરનારા હોવા જોઈએ; અને જો કોઈ પણ જાણનારું અને કરનારું નથી તો પછી તે સુગમ સાધન કેવી રીતે છે?''

**સમાધાન** – જ્ઞાનયોગનું પ્રકરણ અતિગહન, દુર્વિજ્ઞેય અને અતિસૂક્ષ્મ છે; તેથી બધા માટે જ્ઞાનયોગનું સાધન કરવું તો દૂર રહ્યું, સમજવું પણ મુશ્કેલ છે. તેથી જ તેના કરતાં કર્મયોગના સાધનને સુગમ બતાવવામાં આવ્યું છે; કેમ કે જ્યાં સુધી અંતઃકરણ મલિન છે ત્યાં સુધી દેહાભિમાન રહે છે અને દેહાભિમાનીથી જ્ઞાનયોગનું સાધન બનવું અત્યંત દુષ્કર છે. આસક્તિ અને સ્વાર્થત્યાગરૂપ કર્મયોગનું સંપાદન કરવાથી જ્યારે અંતઃકરણ પવિત્ર થાય છે ત્યારે તેમાં જ્ઞાનયોગના સંપાદનની યોગ્યતા આવે છે; પરંતુ કર્મયોગમાં આવી વાત નથી. કર્મયોગના

* બીજા મનુષ્યને ન સંભળાય એવી રીતે ઉચ્ચારણ કરીને કરાયેલો જપ ઉપાંશુ જપ કહેવાય છે.

સાધનનો આરંભ તો દેહાભિમાનના રહેવા છતાં પણ, અંતઃકરણની મલિન અવસ્થામાં પણ થઈ શકે છે અને એના દ્વારા પવિત્ર થયેલી બુદ્ધિમાં ભગવાનની કૃપાથી સ્વાભાવિક જ સ્થિરતા થાય છે અને ભગવદ્ભાવનો ઉદય થાય છે, પરિણામે ભગવાનની પ્રાપ્તિ થઈ શકે છે. આ જ એની જ્ઞાનયોગની તુલનામાં સુગમતા અને વિશેષતા છે. માટે જ ભગવાને ગીતાના પાંચમાં અધ્યાયના બીજા શ્લોકમાં કર્મયોગને શ્રેષ્ઠ બતાવ્યો છે.

શ્રીભગવાને આસક્તિ અને ફળ બંનેના ત્યાગને કર્મયોગ બતાવ્યો છે; (ગીતા - ૨/૪૮; ૧૮/૯) ક્યાંક સઘળાં કર્મોમાં અને પદાર્થોમાં કેવળ આસક્તિના ત્યાગને કર્મયોગ કહ્યો છે (૬/૪) અને ક્યાંક કેવળ બધાં જ કર્મોના ફળના ત્યાગને (૧૮/૧૧) અથવા કર્મના ફળની ઈચ્છા નહીં કરવી તેને (૬/૧) પણ કર્મયોગ કહ્યો છે. વાસ્તવમાં આમાં સિદ્ધાંતથી કોઈ ફરક નથી. ફળ અને આસક્તિ બંનેના ત્યાગનું નામ જ કર્મયોગ છે, તેથી બંનેના ત્યાગને કર્મયોગ કહેવો એ તો બરાબર જ છે; પણ જ્યાં કર્મો અને પદાર્થોમાં કેવળ આસક્તિનો ત્યાગ કહ્યો છે ત્યાં પણ આવી જ વાત છે. કંચન, કામિની, શરીર, માન-મોટાઈ વગેરે પદાર્થોમાં આસક્તિનો ત્યાગ થવાથી તે પદાર્થોની પ્રાપ્તિની ઈચ્છાનો એટલે કે ફળનો ત્યાગ આપમેળે જ થઈ જાય છે; કેમ કે ફળની ઈચ્છા ઉત્પન્ન થવામાં આસક્તિ જ મુખ્ય કારણ છે. કારણના ત્યાગમાં કાર્યનો ત્યાગ આપોઆપ જ થઈ જાય છે. તેથી પદાર્થોમાં આસક્તિના ત્યાગથી ફળનો ત્યાગ આપોઆપ જ થઈ જવાને કારણે પદાર્થોમાં આસક્તિ નહીં થતાં તેને કર્મયોગ કહેવો એ યુક્તિસંગત જ છે. હવે રહી કેવળ સર્વકર્મફળના ત્યાગની અથવા કર્મફળની ઈચ્છા નહીં કરવાની વાત; તો કર્મફળના ત્યાગથી આસક્તિનો ત્યાગ થઈ જાય છે અને આસક્તિના ત્યાગથી કર્મફળનો ત્યાગ થઈ જાય છે અર્થાત્ એકના ત્યાગથી બીજાનો ત્યાગ સ્વાભાવિક જ થઈ જાય છે. આ લોક અને પરલોકના સમસ્ત પદાર્થોની પ્રાપ્તિની ઈચ્છાનો ત્યાગ જ ફળની ઈચ્છાનો ત્યાગ છે. આને જ સ્વાર્થત્યાગ કહી શકાય છે. આ સ્વાર્થત્યાગરૂપ ધર્મના સેવનથી સમસ્ત અનર્થોના મૂળ હેતુભૂત આસક્તિનો ધીમે-ધીમે ત્યાગ થઈ જાય છે. તેથી ફળના ત્યાગથી આપોઆપ જ આસક્તિનો ત્યાગ થઈ જવાને કારણે સર્વકર્મફળના ત્યાગને અથવા કર્મફળની ઈચ્છા નહીં કરવી તેને પણ કર્મયોગ કહેવો એ પણ યુક્તિસંગત જ છે.

જો કોઈ કહે કે, 'જો સર્વકર્મફળના ત્યાગને અથવા કર્મફળ નહીં ઈચ્છવાને જ કર્મયોગ કહે છે, તો પછી શ્રીભગવાને ઠેર-ઠેર કર્મફળના ત્યાગની સાથે જ આસક્તિના ત્યાગની જે વાત કહી છે તે કહેવાની શી જરૂર?' આનો ઉત્તર એ છે કે કર્મફળના ત્યાગથી આસક્તિનો ત્યાગ થાય છે અને તેથી પણ કર્મયોગની સિદ્ધિ થાય છે તથા આસક્તિનો ત્યાગ થયા વગર સર્વથા સ્વાર્થ-ત્યાગપૂર્વક કર્મ થઈ શકતાં નથી. તેથી સ્વાર્થના ત્યાગથી આસક્તિનો ત્યાગ એની અંતર્ગત જ સમજી લેવો જોઈએ. અસલમાં બંનેનો ત્યાગ જ કર્મયોગ છે. આ વાતને સ્પષ્ટ કરવા માટે 'આસક્તિસહિત કર્મફળનો ત્યાગ કર્મયોગ જ છે' – ભગવાનનું આ કથન જ યુક્તિયુક્ત છે.

સંસારના લગભગ બધા જ મનુષ્યો મોહરૂપી મદિરા પીને ઉન્મત્ત જેવા થઈ રહ્યા છે. તેમનામાંથી કોઈક જ સમજદાર મનુષ્ય આત્માના કલ્યાણ માટે કોશિશ કરે છે અને કોશિશ

કરનારાઓમાં પણ કોઈક જ મનુષ્ય તે પરમાત્માને પામે છે. (ગીતા - ૭/૩) આવી પરમાત્માની પ્રાપ્તિરૂપ અવસ્થાને પામેલા મનુષ્યો સાથે આપણી મુલાકાત થવી એ પણ દુર્લભ જ છે. મુલાકાત થાય તોપણ શ્રદ્ધાની ઊણપને કારણે આપણે તેમને ઓળખી શકતા નથી. તેથી વર્તમાનકાળમાં પરમાત્માને પામેલા આવા યોગીઓ અને આવા યોગીઓ વડે કરવામાં આવેલાં આચરણ જો જોવામાં નથી આવતાં તો એમાં શું આશ્ચર્ય?

ભગવાને સ્વયં પણ (ગીતા - ૪/૨માં) કહ્યું છે કે આ કર્મયોગ ઘણા કાળથી નષ્ટ થઈ ગયો છે. આનાથી એ વાત સિદ્ધ થાય છે કે એ કાળમાં પણ આ યોગને સમજનારા ઘણા લોકો ન હતા અને આ સમયે પણ ઘણા નથી; કારણ કે બધાં જે ભૂત-પ્રાણીઓ રાગ-દ્વેષ વગેરે દ્વંદ્વોથી સંસારમાં મોહિત થઈ રહ્યાં છે, તેથી તેઓ પરમાત્માના બતાવેલા આ કલ્યાણમય કર્મયોગના રહસ્યને જાણતાં નથી. જે મનુષ્યોનાં સ્વાર્થ–ત્યાગરૂપ કર્મો દ્વારા પાપ નષ્ટ થઈ ગયાં છે તે જ મનુષ્યો આ કર્મયોગના રહસ્યને જાણે છે.

વાસ્તવમાં આજકાલ પરમાત્માને પામેલા મહાપુરુષોનો અભાવ છે એમ કહી શકાય નહીં; પરંતુ આપણને શ્રદ્ધાની ઊણપને કારણે તેમનું દર્શન અને તેમનો પરિચય પ્રાપ્ત થતાં નથી. આવી સ્થિતિમાં જો કર્મયોગનું આચરણ કરી બતાવનારો આપણને કોઈ દેખાતો નથી તો કલ્યાણની ઈચ્છાવાળા મનુષ્યે ભગવાને બતાવેલા ઉપદેશોને જ આદર્શ માનીને તે પ્રમાણે આચરણ કરવાની કોશિશ કરવી જોઈએ.

ગીતામાં બતાવેલો કર્મયોગ કેવળ કહેવા પૂરતો નથી, સંપાદન કરવા યોગ્ય છે; પરંતુ તેના સંપાદનના તત્ત્વને નહીં જાણવાને કારણે તથા શરીર અને સંસારના પદાર્થોમાં આસક્તિ હોવાને કારણે તેમ જ શ્રદ્ધાની ઊણપ હોવાને કારણે જ તે કર્મયોગનું સંપાદન દુષ્કર પ્રતીત થાય છે; વાસ્તવમાં મુશ્કેલ નથી. ભગવાને કહેલાં વચનોમાં વિશ્વાસ રાખીને તેમની આજ્ઞા અનુસાર સ્વાર્થત્યાગપૂર્વક શાસ્ત્રવિહિત કર્મોનું આચરણ કરતા રહેવાથી આસક્તિનો નાશ થતો જાય છે અને કર્મયોગના તત્ત્વનું જ્ઞાન થતું ચાલ્યું આવે છે. આ પ્રમાણે કરતાં કરતાં જ્યારે આસક્તિનો નાશ થઈ જાય છે અને કર્મયોગના તત્ત્વનું જ્ઞાન થઈ જાય છે ત્યારે કર્મયોગનું સંપાદન થવું મુશ્કેલ પ્રતીત થતું નથી.

કર્મોમાં બધા પ્રકારનાં ફળની ઈચ્છાના ત્યાગનું નામ જ સ્વાર્થત્યાગ છે. સ્વાર્થત્યાગયુક્ત કર્મોથી રાગ-દ્વેષ વગેરે દુર્ગુણોનો અને રાગ-દ્વેષ વગેરેને લીધે થનારા દુરાચારોનો નાશ થઈ જાય છે. તેથી મનુષ્ય માટે એ ઉચિત છે કે તે ભગવાનના શરણે થઈને સ્વાર્થત્યાગયુક્ત કર્મોનું સંપાદન કરે. પરંતુ એ વાત પર વિશેષ ધ્યાન આપવું જોઈએ કે કર્મોમાં સ્વાર્થત્યાગ એટલે શું? આપણે મન, વાણી, શરીર વડે કોઈ પણ શાસ્ત્રવિહિત કર્મનો આરંભ કરીએ છીએ અને તેનું ફળ – પત્ની, ધન, પુત્ર અને શરીરનું સુખ વગેરે ઈચ્છતા નથી, તો એટલા માત્રથી જ સ્વાર્થનો ત્યાગ સમજવાનો નથી. આ બધાનો ત્યાગ તો મનુષ્ય માન-મોટાઈ, પ્રતિષ્ઠા માટે પણ કરી શકે છે. તેથી આ બધાના ત્યાગની સાથે-સાથે માન-મોટાઈ, પ્રતિષ્ઠા તેમ જ સ્વર્ગ વગેરેના ભોગની ઈચ્છાનો પણ સર્વથા ત્યાગ કરીને, તે ત્યાગના અભિમાનનો પણ ત્યાગ કરવાથી જ સર્વથા સ્વાર્થત્યાગ છે એમ સમજવાનું છે.

આપણે નાના-નાના સ્વાર્થો માટે પરમાત્માની

પ્રાપ્તિરૂપ સાચા સ્વાર્થને જે ખોઈ બેસીએ છીએ તેમાં આપણી નાસમજ એટલે કે મૂર્ખતા જ કારણભૂત છે. આનાથી આપણને જે ખૂબ મોટું નુકસાન થાય છે તે વાત પર મૂર્ખતાને કારણે આપણો વિશ્વાસ નથી. કદાચ થોડોક વિશ્વાસ છે, પણ તો તે શંકાયુક્ત છે; કેમ કે પરમાનંદ અને પરમ શાંતિની પ્રાપ્તિની વાતો આપણે ગ્રંથોમાં વાંચીએ છીએ, એની પ્રાપ્તિ તો ક્યારેય થઈ નથી. શાસ્ત્રો અને મહાત્મા પુરુષો કહે છે – માન અને મોટાઈની ઈચ્છાને વિષ સમાન સમજીને ત્યજી દો. આ માન અને મોટાઈ ભગવત્પ્રાપ્તિના માર્ગમાં મોટા કંટક છે, સાધકને માટે ભગવાનને મેળવવાના માર્ગમાં વિઘ્નો નાખનારાં તેમ જ તેમની વિશેષ લાલસા થવાથી તો તેઓ દંભ અને પાખંડ ઉત્પન્ન કરીને સાધકનું પતન કરનારાં પણ બની જાય છે. 'બુદ્ધિ દ્વારા વિચાર કરવાથી એવી પ્રતીતિ પણ થાય છે; પરંતુ માન અને મોટાઈની પ્રાપ્તિ થવાથી પ્રત્યક્ષમાં સુખ પ્રતીત થાય છે અને એમાં આસક્તિ ઉત્પન્ન થવાથી માન-મોટાઈની ઈચ્છા થઈ જ જાય છે. આ બધી જ વાતોમાં કારણરૂપ આપણી નાસમજ એટલે કે મૂર્ખતા જ છે. જેમ કોઈ રોગી મનુષ્ય આસક્તિને કારણે સ્વાદને વશીભૂત થઈને કુપથ્યનું સેવન કરે છે અને પોતાનું દુઃખ વધારી મૂકે છે; કેટલાક લોકો તો મૃત્યુ પણ પામે છે. આ કુપથ્યના સેવન વિષે પણ વિચાર કરી જોવામાં આવે તો જેમ રોગીની મૂર્ખતા જ રોગનું કારણ છે તેવી જ રીતે પત્ની, પુત્ર, ધન, શરીર, માન-મોટાઈ વગેરેમાં આપણી જે આસક્તિ છે તેમાં પણ મૂર્ખતા જ કારણભૂત છે. જે રોગી વૈદ્ય, ઔષધ અને પથ્ય પર શ્રદ્ધા કરીને કુપથ્યથી બચીને ઔષધનું સેવન અને પથ્યનું પાલન કરે છે તે નીરોગી બની જાય છે, તેવી જ રીતે જે મનુષ્ય શાસ્ત્રો અને મહાપુરુષોએ બતાવેલા દુર્ગુણો અને દુરાચારરૂપી કુપથ્યને ત્યજીને શ્રદ્ધાપૂર્વક નિષ્કામભાવથી ઈશ્વર-ભક્તિરૂપી ઔષધનું સેવન અને સદાચાર-સદ્‌ગુણરૂપી પથ્યનું પાલન કરે છે તે જન્મ-મરણરૂપી મહાન ભવરોગમાંથી મુક્ત થઈ જાય છે. લૌકિક ઔષધનું સેવન કરનારો તો અદૃષ્ટ પ્રતિકૂળ હોવાથી કદાચ નીરોગી નથી પણ થતો, પરંતુ આ ઔષધ તથા પથ્યનું સેવન કરનારો તો નિશ્ચિતપણે જ જન્મ-મરણરૂપી દુઃખોમાંથી મુક્ત થઈ જાય છે; કેમ કે આમાં અદૃષ્ટ બાધક થઈ શકતું નથી.

આપણે જેટલાં કર્મ કરીએ છીએ તે બધાંમાં પ્રથમ એવો જ ભાવ મનમાં ઉત્પન્ન થાય છે કે આનાથી આપણને શો લાભ થશે? સ્વાભાવિક જ આ પ્રમાણે આપણી બુદ્ધિ સ્વાર્થ તરફ ચાલી જાય છે. તેથી ક્રિયાના આરંભ વખતે જો સ્વાર્થબુદ્ધિ ઉત્પન્ન થાય તો ત્યાં જ તેને અટકાવી દેવી જોઈએ. આપણે જેને લાભ સમજીએ છીએ તે સાંસારિક લાભ વાસ્તવમાં લાભ જ નથી. લાભ તો તે જ છે કે જે વાસ્તવિક હોય અને જેનો ક્યારેય અભાવ ન હોય. આવો વાસ્તવિક લાભ સાંસારિક લાભોના ત્યાગથી પ્રાપ્ત થાય છે. તેથી ક્રિયાના આરંભના સમયે વ્યક્તિગત ભૌતિક સ્વાર્થની જે ઈચ્છા ઉત્પન્ન થાય તેને અનર્થનું મૂળ સમજીને તરત જ એનો ત્યાગ કરી દેવો જોઈએ.

આપણામાં ભૌતિક સ્વાર્થનું પ્રમાણ એટલું વધી ગયું છે કે આપણે પોતાના અસલી સ્વાર્થને તો સમજી જ શકતા નથી. આને માટે આપણે ડગલે ને પગલે પરમેશ્વરનું સ્મરણ કરીને તેમને પ્રાર્થના કરવી જોઈએ, જેનાથી આપણે હંમેશાં સાવધાન રહી શકીએ અને પોતાનો અસલી

સ્વાર્થ વાસ્તવમાં કઈ વાતમાં છે તે સમજીને અનર્થકારી ભૌતિક સ્વાર્થથી બચી શકીએ.

જે મનુષ્યોએ ભગવાનના ગુણ, પ્રભાવ અને તત્ત્વને સમજીને ભગવાનનું શરણ ગ્રહણ કરી લીધું છે તેમના માટે તો આ કર્મયોગનું તત્ત્વ અધિક સુગમ છે. જોકે પુત્ર, પત્ની, ઘર, ધન, શરીર વગેરેમાં પ્રીતિ હોવાને કારણે તેમની પ્રાપ્તિરૂપ સ્વાર્થની ઇચ્છાનો ત્યાગ થવો મુશ્કેલ છે તથા માન-મોટાઈનો ત્યાગ તો એનાથી પણ અત્યંત જ મુશ્કેલ છે. શરીર અને સંસારમાં આસક્તિ હોવાને કારણે સંસારના પદાર્થોની આવશ્યકતા પ્રતીત થાય છે અને આવશ્યકતાને કારણે કામના થાય છે તેમ જ કામનાની પૂર્તિ માટે મનુષ્ય કર્મોનું સંપાદન કરે છે. તેમનાથી કામનાપૂર્તિ નહીં થતાં તે યાચના સુધ્ધાં કરવા પ્રવૃત્ત થઈ જાય છે, તેથી આ બધા અનર્થોનું મૂળ આસક્તિ જ છે, કે જેને આપણે 'રાગ' કહી શકીએ છીએ. આ રાગ અનુકૂળતામાં થાય છે અને સુખ આપનારા પદાર્થો જ મનુષ્યને અનુકૂળ પ્રતીત થાય છે. એનાથી પ્રતિકૂળ દુખદાયી પદાર્થોમાં દ્વેષ થાય છે અને તે દ્વેષથી વેર, ઈર્ષા, ક્રોધ, ભય, સંતાપ વગેરે અનેક દુર્ભાવો ઉત્પન્ન થતાં હિંસા વગેરે કર્મો દ્વારા મનુષ્યનું પતન થઈ જાય છે. તેથી બધા અનર્થોનું કારણ આ રાગ-દ્વેષ જ છે. આ રાગ-દ્વેષનું કારણ મોહ (અજ્ઞાન) છે. ભગવાનની કૃપાથી જ્યારે આ વાતનું રહસ્ય સંપૂર્ણપણે મનુષ્યની સમજમાં આવી જાય છે ત્યારે તેના રાગ-દ્વેષ ક્ષીણ થઈ જાય છે અને ક્ષીણ થયેલા રાગ-દ્વેષ શ્રીપરમેશ્વરનાં નામ, રૂપ, ગુણ અને પ્રભાવના સ્મરણ અને મનનથી નષ્ટ થઈ જાય છે. પછી મન અને ઇન્દ્રિયો સ્વાભાવિક જ તેને આધીન થઈ જાય છે. આવી અવસ્થામાં તેના વડે આસક્તિ અને સ્વાર્થત્યાગરૂપ કર્મયોગનું સંપાદન ઘણી જ સુગમતાથી થાય છે, જેનાથી તે પરમ આનંદ અને પરમ શાંતિ પ્રાપ્ત કરે છે.



## આજ્ઞાપાલન અને પ્રણામ

સમજાતું નથી કે સારા માણસો માન-મોટાઈ અને પૂજા-પ્રતિષ્ઠાને શા માટે સ્વીકારી લે છે. યુક્તિઓથી એ વાત ઉચિત નથી જણાતી. ઉચ્ચ શ્રેણીના માણસોને એમની જરૂર જ શી છે? એ ખરું છે કે ઉત્તમ પુરુષના દર્શન-સ્પર્શ અને એમની સાથે વાતચીત કરવાથી લાભ થાય છે, તેઓ જે વસ્તુનું ચિંતન કરી લે છે, જોઈ લે છે અને સ્પર્શી લે છે એ વસ્તુ ઘણા મહત્ત્વની બની જાય છે. એમના ચરણોનો સ્પર્શ પામેલી ધૂળ ઘણી મહત્ત્વની છે, પણ જો તેઓ એ ધૂળને માથે ચઢાવવાનો નિષેધ કરે તો એ અવસ્થામાં એમની આજ્ઞાને વધુ મહત્ત્વ આપવું. આજ્ઞા માનીને ચરણરજ માથે ન ચઢાવવાથી એ જ સાબિત થયું કે એનાથી જે લાભ થાત એ નહીં થાય. પણ એ યાદ રાખવું કે એમના આજ્ઞાપાલનથી થનારો લાભ ઘણો વધુ છે. જો મહાપુરુષે આજ્ઞા આપી દીધી કે 'મને પ્રણામ ન કર્યા કરો.' તો એમની આજ્ઞા અનુસાર પ્રણામ નહીં કરવામાં ઘણો લાભ છે. વાસ્તવમાં પ્રણામ કરવાનું તો છૂટતું નથી. શરીરથી નહીં, પણ અંતઃકરણથી પ્રણામ કરવામાં આવે છે. પછી એમ ન વિચારવું કે એક વસ્તુના ગ્રહણમાં જ્યારે આટલું મહત્ત્વ છે તો એના ત્યાગમાં કેટલું વધુ મહત્ત્વ હશે. વિચારવું

કે એક સ્થળે સોનું પડ્યું છે, રત્નો પડ્યાં છે, એ બધાં બહુમૂલ્ય છે, એમ જાણવા છતાં પણ એક માણસ એ સોના-રત્નોને ત્યાગી દે છે; અને બીજો એને ઉપાડી લે છે. મૂલ્ય બન્ને સમજે છે. હવે જણાવો, આ બેયમાં કયો પુરુષ ઉચ્ચ શ્રેણીનો છે? સોનું અને રત્નો એકઠાં કરનાર કે એમનો ત્યાગી? અને મહાપુરુષની ચરણરજ તો એમની આજ્ઞાથી છોડવામાં આવી રહી છે. એથી એમાં તો ઉપરથી પરમ લાભની વાત છે.

જે માણસો એમ માને છે કે મારી ચરણ-રજથી માણસો પવિત્ર થઈ જશે, એટલે ચરણ-રજ ભલે આપવામાં આવતી, એ લોકો તો પોતે જ અંધારામાં છે. એમનાથી બીજાનો શું ઉદ્ધાર થવાનો? પણ જે મહાપુરુષો ખરા હૃદયથી એમ નથી ઇચ્છતા કે કોઈ અમારી ચરણ-રજ લે, તો એમની આજ્ઞા માનવી જ જોઈએ. એમની પ્રસન્નતા કાજે ચરણ-રજથી થનારા લાભની તો વાત જ શું, મુક્તિ સુદ્ધાંનો ત્યાગ કરી દેવો જોઈએ!

માતા-પિતાના અનન્ય સેવક ભક્ત પુંડલીકની માતૃ-પિતૃ-ભક્તિથી પ્રસન્ન થઈને જ્યારે ભગવાન આવ્યા, એ વખતે એમના માતા-પિતા એમની બેય જાંઘો પર માથું ટેકવીને સૂઈ રહ્યા હતા. માતૃ-પિતૃ-ભક્ત પુંડલીકે ભગવાનને પ્રાર્થના કરી કે 'ભગવન્! હાલ મારા માતા-પિતા આરામથી સૂઈ રહ્યાં છે, એમના આરામમાં વિઘ્ન ઉપજાવીને હું આપની સેવા ન કરી શકું. જો આપ રોકાવા ન માંગતા હો તો હાલ જ પાછા જઈ શકો છો. જે માતા-પિતાની સેવાના પ્રભાવથી આપ પધાર્યા, એના મહત્ત્વથી આપ ફરી પણ મને દર્શન આપવા પધારી શકો એમ છો.' પુંડલીકની વાત સાંભળીને એની અનન્ય નિષ્ઠાથી ભગવાનને ઘણી પ્રસન્નતા થઈ. અહીં એ વિચારવું જોઈએ કે આપણે વધુમાં વધુ લાભ મુક્તિને માનીએ છીએ, એ મુક્તિ જે મહાપુરુષો થકી પ્રાપ્ત થાય છે, એ જ મહાપુરુષો જો મુક્તિનો ત્યાગ કરવા માટે કહે તો આપણને એવી કેમ ચિંતા થવી જોઈએ કે આપણી મુક્તિ ક્યાંક જતી રહી. એને તો તેઓ જ્યારે ઇચ્છે ત્યારે પ્રાપ્ત કરાવી શકે છે.

પ્રણામ કરતી વેળાએ જો કોઈ મહાપુરુષ નિષેધ કરે તો એ વખતે તો કદાચ મનમાં કંઈક નારાજી થાય, પણ હૃદય પર એની ઘણી સારી અસર થશે. એટલે પ્રણામ કરવાનો નિષેધ કર્યો, એથી આપની માનસિક ઇચ્છા તો ઓછી થઈ જ નહીં, કેવળ માથું નમાવવાથી આપ અટક્યા. માથું તો માણસ શ્રદ્ધા ન હોવા છતાં પણ ગમે ત્યાં નમાવી દેતો હોય છે, પછી એમની આજ્ઞા માનીને માથું ન નમાવ્યું તો શું નુકસાન છે!

ઉત્તમ પુરુષ કહે છે કે માન-મોટાઈ, પૂજા-પ્રતિષ્ઠા બૂરી ચીજ છે, પછી એમને એ પોતે શી રીતે સ્વીકારી શકે છે. પોતે સ્વીકારે અને માત્ર બીજાને નિષેધ કરે એવા લોકોનો કશો પ્રભાવ નથી પડતો. જો મહાત્માઓ હૃદયપૂર્વક પ્રણામ કરાવવા માંગતા હોય તો કરવામાં કશો વાંધો નથી, પણ તેઓ જો ન ઇચ્છતા હોય, નિષેધ કરતા હોય તો એ નિષેધ-આજ્ઞાને ટાળવી એ પણ પાપ છે. ચોક્કસ, એમના દયાળુપણાના પ્રભાવથી પાપ નથી હોતું. છતાં પણ એમની આજ્ઞા જ માનવી. મહાત્મા પુરુષોની ઇચ્છાનુસાર ચાલવામાં જ લાભ છે.

—★—

# ભગવદ્દર્શનની ઉત્કંઠા

ઘણા લોકો કહ્યા કરતા હોય છે કે યથાશક્તિ પ્રયાસ કરવા છતાંય ભગવાન અમને દર્શન નથી દેતા. એ લોકો ભગવાનને 'નિષ્ઠુર, કઠોર' વગેરે શબ્દોથી સંબોધતા હોય છે તેમ જ એવું માની બેઠા હોય છે કે ભગવાનનું હૈયું વજ્ર જેવું છે અને એ કદી પીગળતા જ નથી. એમને શું પડી હોય કે અમારી ખબર પૂછે, અમને દર્શન દે અને અમને અપનાવે - આવી જ ફરિયાદ ઘણા લોકોની રહેતી હોય છે.

પણ વાત છે તદ્દન વિપરીત. આપણા પર પ્રભુની અપાર દયા છે. તેઓ જોતા રહે છે કે જરા પણ સંભાવના ઊભી થાય તો હું પ્રગટ થાઉં, જરા જેટલો મોકો મળે તો ભક્તને દર્શન દઉં. સાધનાને પંથે તેઓ ડગલે ને પગલે આપણી સહાયતા કરતા રહે છે. સમાજમાં પણ એ જોવા મળે છે કે જ્યાં વિશેષ ખેંચાણ હોય છે, જે પુરુષને આપણા પ્રત્યે ખાસ આકર્ષણ હોય છે એની પાસે બીજાં બધાં કામ છોડીને પણ આપણે જવું પડે છે. જ્યાં નથી જવાનું બનતું ત્યાં ઘણું કરીને એમ જ માનવું કે પ્રેમની ઊણપ છે, જ્યારે સાધારણ માણસ એવા આપણી પણ આ સ્થિતિ છે ત્યાં ભગવાન, કે જેઓ પ્રેમ અને દયાના અતાગ સાગર છે, જો થોડોક પ્રેમ હોવા છતાં પણ આપણને દર્શન દેવા માટે તૈયાર રહેતા હોય તો એમાં નવાઈ શી?

ભગવાનના પ્રગટ થવામાં જે વિલંબ થઈ રહ્યો છે એમાં મુખ્ય કારણ આપણા ખેંચાણની ઊણપ જ છે. પ્રભુ તો પ્રેમ અને દયાની મૂર્તિ જ છે. પછી એ આવવામાં વિલંબ કેમ કરે છે? કારણ સ્પષ્ટ છે. આપણે એમનાં દર્શનના લાયક નથી. આપણામાં હજી શ્રદ્ધા અને પ્રેમની ઘણી ઊણપ છે. જો આપણે એના લાયક હોત તો ભગવાન સ્વયં આવીને આપણને દર્શન દેત; કેમકે, ભગવાન પરમદયાળુ, સર્વજ્ઞ, સર્વવ્યાપી, સર્વશક્તિમાન અને સર્વાન્તર્યામી છે. પણ આપણી ભીતર એમના પ્રત્યે શ્રદ્ધા અને પ્રેમની ઘણી ઊણપ છે. માટે શ્રદ્ધા અને પ્રેમની વૃદ્ધિ માટે આપણે એમના તત્ત્વ, રહસ્ય, ગુણ અને પ્રભાવને જાણવાનો પ્રાણ ટકે ત્યાં સુધી પ્રયાસ કરવો જોઈએ. ભગવાનમાં શ્રદ્ધા અને પ્રેમ થઈ જતાં એ ન મળે એવું કદી ન બની શકે. બાધ્ય થઈને ભગવાન પોતાના શ્રદ્ધાળુ ભક્તની શ્રદ્ધાને ફળીભૂત કરે જ છે. જ્યાં સુધી એમની કૃપા પર પૂરો વિશ્વાસ નથી બેસતો ત્યાં સુધી પ્રભુનો પ્રસાદ આપણને શી રીતે મળી શકે છે? જો આપણને એવો વિશ્વાસ બેસી જાય કે ભગવાનનાં દર્શન થાય છે અને અમુક વ્યક્તિએ ભગવાનનાં દર્શન કર્યાં છે, તો એની સાથે આપણો વ્યવહાર કેવો હશે, એનું પણ આપણે અનુમાન નથી કરી શકતા. પછી સ્વયં ભગવાન મળવાથી જે દશા થાય છે, એનો તો અંદાજ કાઢવો જ અસંભવ છે.

રાસલીલાના સમયે ભગવાન અંતર્ધાન થઈ જતાં ગોપીઓની શી દશા થઈ? એક ક્ષણ માટે પણ એમને ભગવાનનો વિયોગ અસહ્ય થઈ પડ્યો, માટે બાધ્ય થઈને ભગવાનને પ્રગટ થવું પડ્યું. દુર્વાસાજી દસ હજાર શિષ્યો સહિત ભોજન માટે ઓચિંતાં ઉપસ્થિત થતાં, એમને ભોજન કરાવવાનો કોઈ ઉપાય ન દેખાતાં, દ્રૌપદી વ્યાકુળ થઈને ભગવાનનું સ્મરણ કરવા માંડ્યાં અને એમના પોકારતાં જ ભગવાન એ રીતે પ્રગટ થઈ ગયા જાણે કે ત્યાં જ ઊભા હોય. વિશ્વાસ હોવાથી ઘણું કરીને આવી જ

અવસ્થા સૌ ભક્તોની હોય છે. નરસિંહને દૃઢ વિશ્વાસ હતો કે એમની દીકરીનું મામેરું પૂરવા માટે હરિ આવશે જ અને તેઓ મગ્ન થઈને ગાવા માંડ્યા. 'બાઈ આસી આસી આસી, હરિ ઘણે ભરોસે આસી.' હરિ આવશે એમાં એમને જરાય શંકા ન હતી. માટે ભગવાનને સમયસર આવવું જ પડ્યું.

ભગવાનનાં દર્શનમાં જે વિલંબ થઈ રહ્યો છે એનું એકમાત્ર કારણ દૃઢ વિશ્વાસનો અભાવ જ છે. ભલે જે રીતે નિશ્ચય થાય, નિશ્ચય થઈ જતાં ભગવાન ન આવે એવું નથી બની શકતું. એ પોતાના ભક્તને નિરાશ નથી કરતા, એ એમની ટેક છે. એ જુદી વાત છે કે વચ્ચે-વચ્ચે આપણા માર્ગમાં એવાં વિઘ્નો આવીને ઊભાં રહે કે જેમના કારણે આપણું મન વિચલિત જેવું થઈ જાય. પણ જો સાધક એ વખતે જાત સંભાળીને પ્રભુને દૃઢતાપૂર્વક પકડી રાખે અને વિઘ્નોથી પ્રહ્‌લાદની જેમ ન ગભરાય તો એનું કામ ચોક્કસ થઈ જાય છે. પ્રભુ તો આપણી શ્રદ્ધાને પાકી કરવા માટે જ કદી નિષ્ઠુર અને કદી કોમળ વ્યવહાર અને વ્યવસ્થા કર્યા કરે છે.

વાસ્તવિક શ્રદ્ધા એટલી બળવાન હોય છે કે ભગવાનને બાધ્ય થઈને એ શ્રદ્ધાને ફળીભૂત કરવા માટે પ્રગટ થવું પડે છે. પારસ જો પારસ છે અને લોઢું જો લોઢું છે તો સ્પર્શ થતાં સોનું થશે જ. એ જ રીતે શ્રદ્ધાવાનને ભગવાનની પ્રાપ્તિ થાય છે. શ્રદ્ધાળુ ભક્તની ઊણપની પૂર્તિ કરીને ભગવાન એના કાર્યને સિદ્ધ કરી દે છે. શ્રદ્ધા હોતાં સૌ ઊણપોની પૂર્તિ ભગવાનની કૃપાથી આપમેળે થઈ જાય છે. આપણામાં શ્રદ્ધા-પ્રેમની ઊણપ જણાય છે, માટે ભગવાન પ્રગટ નથી થતા. નહીં તો એમના દયાળુ અને પ્રેમપૂર્ણ સ્વભાવને જોતાં તો તેઓ દર્શન દીધા વિના રહી શકે એવું બની ન શકે. રાવણ દ્વારા સીતાજી હરાઈ જતાં એમના માટે શ્રીરામ એવા વ્યાકુળ થાય છે કે જેમ કોઈ કામી પુરુષ પોતાની પ્રેયસી માટે થાય છે. આનું કારણ શું હતું? કારણ એ જ કે સીતાજી એક ક્ષણ માટે પણ રામ વિના રહી શકતાં ન હતાં. ભગવાન કહે છે કે જે મને જેમ ભજે છે એમને હું પણ એમ જ ભજું છું.

**યે યથા માં પ્રપદ્યન્તે તાંસ્તથૈવ ભજામ્યહમ્ ।**

(ગીતા ૪/૧૧)

ભગવાન તો પ્રગટ થવા તૈયાર છે. એ જાણે ઇચ્છે છે કે લોકો મને પ્રેમ કરે અને હું પ્રગટ થાઉં. સીતાજીનો જેવો ઉત્કટ પ્રેમ ભગવાન રામચંદ્રમાં હતો એવો જ પ્રેમ જો આપણો પ્રભુમાં થઈ જાય તો પ્રભુ આપણા માટે પણ તૈયાર છે. જે હરિ માટે લાલાયિત છે એના માટે હરિ પણ એવા જ લાલાયિત રહે છે.

પ્રભુમાં શ્રદ્ધા-પ્રેમ વધે, એમનું ચિંતન ટકી રહે - એક પળ માટે પણ એમનું વિસ્મરણ ન થાય, એવું જ લક્ષ્ય આપણું સદા રહેવું જોઈએ. આપણને તેઓ ભલે ઇચ્છે એ રીતે અને ઇચ્છે ત્યાં રાખે, એમની સ્મૃતિ અચળ બની રહેવી જોઈએ. એમના રાજીપામાં જ આપણો રાજીપો, એમના સુખમાં જ આપણું સુખ માનવું. પ્રભુ જો આપણને નરકમાં રાખવા માંગે તો આપણે વૈકુંઠ તરફ તાકવું પણ ન જોઈએ; બલકે નરકમાં વાસ કરવામાં જ પરમ આનંદ માનવો. સર્વ રીતે પ્રભુને શરણે થઈ જતાં પછી એમની પાસે ઇચ્છા કે યાચના કરવાનું શક્ય નથી બનતું. જ્યારે પ્રભુ આપણા અને આપણે પ્રભુના થઈ ગયા તો પછી બાકી શું રહ્યું? આપણે તો પ્રભુના બાળક છીએ. મા બાળકના દોષો પર ધ્યાન નથી આપતી. એના હૈયામાં બાળક પ્રત્યે અપાર પ્રેમ હોય છે. પ્રભુ જો આપણા દોષોનો વિચાર કરે

તો આપણો ક્યાંય પત્તો જ ન ખાય. પ્રભુ તો એ વાત માટે સદા ઉત્સુક રહે છે કે કોઈ રસ્તો મળે તો હું પ્રગટ થાઉં. પણ આપણે જ લોકો એમના પ્રગટ થવામાં બાધક બની રહ્યા છીએ. ઉપરછલ્લી રીતે જોતાં તો આવી વાત નથી જણાતી, ઉપરથી આપણે એમનાં દર્શન માટે લાલાયિત છીએ એમ જણાય છે; પણ ભીતરથી એને પામવાની લાલસા ક્યાં છે? મોઢેથી આપણે ભલે ન કહીએ કે હમણાં રોકાઈ જાઓ, પણ આપણી ક્રિયાઓ પરથી એ જ સિદ્ધ થાય છે. પ્રભુના પ્રગટ થવામાં વિલંબ સહેવો એ જ એમને રોકવા છે. પ્રભુથી આપણો વિયોગ એટલા માટે થઈ રહ્યો છે કે એમના વિયોગમાં આપણને વ્યાકુળતા નથી થતી. જ્યારે આપણે જ એમનો વિયોગ સહેવા તૈયાર છીએ અને કદી એમના વિયોગમાં આપણા મનમાં વ્યાકુળતા કે દુઃખ નથી થતું, તો પ્રભુનેય શેની પરવા થાય? જો આપણી ભીતર તલસાટ હોત અને તો પણ એ ન આવત તો આપણને કહેવા માટે કશુંક રહેત. ખુશીથી આપણે એમના વિના જીવી રહ્યા છીએ. એ સ્થિતિમાં એ જો ન આવે તો એમાં એમનો શો દોષ? પ્રગટ થવા તો એ તૈયાર છે, પણ જ્યાં સુધી આપણી ભીતર ઉત્સુકતા નથી થતી ત્યાં સુધી એ આવે પણ કેમ કરીને? એમનાં દર્શન મેળવવા માટે આવશ્યકતા છે પ્રબળ ઝંખનાની. એ ઝંખના કેવી હોવી જોઈએ. એ વાતને પ્રભુ જ ઓળખે છે. જે ઝંખનાથી એ પ્રગટ થઈ જાય છે એ જ ઝંખના અસલ ઝંખના સમજવી. માટે જ્યાં સુધી એ ન આવે ત્યાં સુધી ઝંખના વધારતા જ રહો. ઘડો ભરાઈ જતાં પાણી આપમેળે ઉપર થઈને વહેવા માંડશે.

ભગવત્પ્રેમની અવસ્થા જ અનોખી હોય છે. ભગવાનનો પ્રસંગ ચાલી રહ્યો છે, એની મધુર ચર્ચા ચાલી રહી છે, એ વખતે જો સ્વયં ભગવાન પણ આવી જાય તો પ્રસંગ ચલાવતા રહે, ભંગ ન થવા દે. પ્રિયતમની ચર્ચામાં એક અદ્‌ભુત મીઠાશ હોય છે. પ્રભુની પ્રીતનો રસ જે પામી ગયો એને બીજું પામવાનું જ શું રહ્યું? પ્રભુ તો કેવળ પ્રેમ જુએ છે. સ્વયં પ્રભુથી ચઢિયાતો પ્રભુનો પ્રેમ છે. શ્રદ્ધા-ભક્તિપૂર્વક પ્રભુના ગુણ, પ્રભાવ, તત્ત્વ અને રહસ્ય સહિત ધ્યાનમાં તન્મય થઈને પ્રભુના પ્રેમામૃતનું પાન કરવું એ જ પ્રભુની પ્રીતનું આસ્વાદન કરવું છે કે હરિના રસમાં ડૂબવું છે.

બે પ્રેમીઓમાં જો ન બોલવાની શરત લાગી જાય તો વધુ પ્રેમવાળો જ હારશે. પતિ-પત્નીમાં જો ન બોલવાની હોડ જામે તો તો એ જ હારશે જેનામાં વધુ સ્નેહ હશે. એ જ રીતે જ્યારે ભક્ત અને ભગવાનમાં હોડ જામે છે ત્યારે ભગવાનને જ હારવું પડે છે, કેમકે, પ્રભુથી ચઢિયાતો પ્રેમી કોઈ નથી. એને એટલો વ્યાકુળ કરી દેવો કે આપણા વિના એ એક ક્ષણ પણ ન રહી શકે. પછી એણે હાર માનવી જ પડશે. આવવા માટે બાધ્ય થવું જ પડશે. આપણે વ્યવસ્થા જ એવી કરી દેવી જોઈએ, પ્રેમથી એમને મોહિત કરી દેવા જોઈએ. પછી તો ધક્કો મારવાથી પણ એ નહીં હટે.

પ્રભુ સાથેનો આપણો વ્યવહાર એવો જ હોવો જોઈએ કે જેવો સ્ત્રીનો પોતાના પતિ સાથે. જેમ સ્ત્રી પોતાના પ્રેમ અને હાવભાવથી પતિને મોહિત કરી લે છે એ જ રીતે આપણે ભગવાનને પોતાના પ્રેમ અને આચરણથી મોહિત કરી દેવા જોઈએ. એમને પોતાનામાં આસક્ત પણ કરી લેવા અને ખુશામત પણ ન કરવી. પછી તો એ એક પળ માટે પણ આપણા દ્વાર પરથી હટશે નહીં. એ પ્રેમનો ભિખારી પ્રેમનો બંદી બનેલો

બેઠો છે, જશે ક્યાં? પતિ પત્નીના પ્રેમને ઠોકર મારી જ શી રીતે શકે? એ જ રીતે પ્રભુ પણ પોતાના ભક્તના પ્રેમનો તિરસ્કાર શી રીતે કરી શકે છે? આમ થતાં એમનાથી આપણા વિના રહી જ શી રીતે શકાશે? એ તો સદા પ્રેમને આધીન રહે છે. એકવાર પ્રભુને પોતાના પ્રેમ-પાશમાં બાંધી લઈએ, પછી તો એ સદાને માટે બંધાઈ જાય છે.

પ્રભુને વશીભૂત કરવાનો ઢંગ સ્ત્રી પાસેથી શીખવો. એ જ પ્રકારનો સંબંધ એમની સાથે બાંધવો. એ જ માધુર્યભાવ છે. બહારનો વેષ ન બદલે, ભીતર પ્રેમની પ્રગાઢતામાં એનો જ થઈ જાય. એ જ એમને પામવાનો સર્વોત્તમ ઉપાય છે.

પ્રભુ ઘણા દયાળુ અને ઉદારચરિત છે. માટે થોડાક પ્રેમથી પણ એમને પામી શકાય છે, પણ આપણે ઉપર કહ્યા પ્રમાણેના પ્રેમને લક્ષ્ય બનાવીને જ ચાલવું. કેમકે, ઉચ્ચ લક્ષ્ય રાખીને ચાલવાથી જ પ્રેમની પ્રાપ્તિ થાય છે. જો લક્ષ્ય અનુસાર પૂર્ણ પ્રેમ થઈ જાય તો તો ઘણા સૌભાગ્યની વાત છે; આવા પુરુષોને તો આદર્શ તેમ જ દર્શનીય સમજવામાં આવે છે, એમના કૃપાકટાક્ષથી બીજા પણ કૃતકૃત્ય થઈ જાય છે; પછી એમની તો વાત જ શું?

—★—

## ચેતવણી

શાસ્ત્રો અને મહાપુરુષો દાંડી પીટીને ચેતવણી આપતાં આવ્યાં છે અને આપી રહ્યાં છે, તેમ છતાં આપણા લોકોની આંખો ઊઘડતી નથી એ ભારે આશ્ચર્યની વાત છે. મનુષ્યશરીર અન્ય તમામ પ્રાણીશરીરો કરતાં ઉત્તમ અને મુક્તિદાયક હોવાથી અમૂલ્ય માનવામાં આવ્યું છે. ચોર્યાશી લાખ યોનિઓમાં મનુષ્યયોનિ, સઘળી પૃથ્વીમાં ભારતભૂમિ અને તમામ ધર્મોમાં વૈદિક સનાતન-ધર્મ સર્વોત્તમ મનાય છે. મનુષ્યથી ચઢિયાતી કોઈ યોનિ જોવા પણ મળતી નથી. અધ્યાત્મ-વિષયનું શિક્ષણ સમસ્ત જગતમાં ભારતમાંથી જ ગયેલું છે એટલે કે દુનિયામાં જેટલા મુખ્ય-મુખ્ય ધર્મપ્રચારકો થયા છે તેમણે અધ્યાત્મવિષયક ધાર્મિક શિક્ષણ મહદંશે ભારતમાંથી જ મેળવ્યું છે. આપણો આ વૈદિક ધર્મ અનાદિ અને સનાતન છે. તમામ મત-મતાંતરો તેમ જ ધર્મોની ઉત્પત્તિ તેના પછી અને તેના આધાર ઉપર જ થયેલી છે. વિધર્મી લોકો પણ આ વૈદિક સનાતન-ધર્મને અનાદિ નહિ માનવા છતાં પણ સૌ પ્રથમ તો માને જ છે. તેથી તાર્કિક રીતે પણ આ બધાંની સૌથી શ્રેષ્ઠતા સિદ્ધ થાય છે. આવા ઉત્તમ દેશ, જાતિ અને ધર્મને પ્રાપ્ત કરીને પણ જે લોકો નથી ચેતતા તેમણે ઘણું જ પસ્તાવું પડશે.

**સો પરત્ર દુખ પાવઇ સિર ધુનિ ધુનિ પછિતાઇ ।**
**કાલહિ કર્મહિ ઈસ્વરહિ મિથ્યા દોસ લગાઇ ॥**

(રા.ચ.મા. ઉત્તર૦ ૪૩/૦)

'તે લોકો મૃત્યુ નજીક આવતાં માથું ધુણાવીને દુઃખી હૈયે પશ્ચાત્તાપ કરશે અને કહેશે કે કળિકાળરૂપ સમયના પ્રભાવના કારણે હું કલ્યાણ માટે કશું જ ન કરી શક્યો; મારા પ્રારબ્ધમાં આવું જ લખાયું હતું, ઈશ્વરની આવી જ મરજી હતી.' પરંતુ આવું બધું કહેવું એ એમની ભૂલ છે, કારણ કે આ કળિકાળ પાપોનો ખજાનો હોવા છતાં પણ આત્મોદ્ધાર માટે પરમ સહાયક છે.

**કલેર્દોષનિધે રાજન્નસ્તિ હ્યેકો મહાન્ ગુણઃ ।**
**કીર્તનાદેવ કૃષ્ણસ્ય મુક્તસઙ્ગઃ પરં વ્રજેત્ ॥**
(શ્રીમદ્‌ભાગવત - ૧૨/૩/૫૧)

'પરીક્ષિત! આમ તો કળિયુગ દોષોનો ભંડાર છે, પરંતુ તેમાં એક બહુ મોટો ગુણ છે. તે ગુણ એ છે કે, કળિયુગમાં ભગવાન શ્રીકૃષ્ણનું માત્ર સંકીર્તન કરવાથી જ તમામ આસક્તિઓ છૂટી જાય છે અને પરમાત્માની પ્રાપ્તિ થઈ જાય છે.'

કેવળ ભગવાનનાં પવિત્ર ગુણગાન કરવાથી જ મનુષ્ય પરમપદને પ્રાપ્ત કરી લે છે. આત્મોદ્ધાર માટે સાધન કરવામાં પ્રારબ્ધ પણ બાધક નથી, તેથી પ્રારબ્ધને દોષ આપવો વ્યર્થ છે; અને ઈશ્વરની દયા તો અપરંપાર છે -

**આકર ચારિ લચ્છ ચૌરાસી ।**
**જોનિ ભ્રમત યહ જિવ અબિનાસી ॥**
**ફિરત સદા માયા કર પ્રેરા ।**
**કાલ કર્મ સુભાવ ગુન ઘેરા ॥**
**કબહુઁક કરિ કરુના નર દેહી ।**
**દેત ઈસ બિનુ હેતુ સનેહી ॥**
(રા.ચ.મા. ઉત્તર૦ ૪૩/૪-૬)

આમ હોવા છતાં પણ ઈશ્વરને દોષ આપવો એ મૂર્ખતા નથી તો બીજું શું છે? આજે જો આપણે પોતાનાં કર્મો અનુસાર વાનર હોત તો અહીંતહીં વૃક્ષો ઉપર કૂદતા ફરત; પક્ષી હોત તો વનમાં, ભૂંડ-કૂતરા હોત તો ગામમાં ભટકતા ફરત. એના સિવાય બીજું શું કરી શકવાના હતા? થોડુંક વિચારી જુઓ - પરમ દયાળુ ઈશ્વરની કેટલી મોટી દયા છે, ઈશ્વરે આ મનુષ્યશરીર આપીને આપણને ઘણી વિલક્ષણ તક આપી છે, આ તક આપણે ચૂકવી જોઈએ નહિ. પહેલાં પણ ઈશ્વરે આપણને આવી તક કેટલીય વાર આપી હતી, પરંતુ આપણે ચેત્યા નહિ; આમ છતાં પણ આ તક ફરીથી આપી છે. આવી તક મેળવીને આપણે સચેત થવું જોઈએ, કારણ કે મોટા ઐશ્વર્યશાળી માંધાતાઓ અને યુધિષ્ઠિર જેવા ધર્માત્મા ચક્રવર્તી રાજાઓ; હિરણ્યકશિપુ જેવા દીર્ઘ આયુષ્ય ધરાવનારા તથા રાવણ અને કુંભકર્ણ જેવા બળવાન અને પ્રતાપી દૈત્યો; વરુણ, કુબેર અને યમરાજ જેવા લોકપાલો અને ઈન્દ્ર જેવા દેવોના પણ રાજા સંસારમાં ઉત્પન્ન થઈને, આ શરીર અને ઐશ્વર્યને અહીં જ છોડીને ચાલ્યા ગયા, કોઈની સાથે કશું પણ ન ગયું. વળી, વિચારવું જોઈએ કે આ તન, ધન, કુટુંબ, ઐશ્વર્ય વગેરેની સાથે અલ્પ આયુષ્ય ધરાવનારા આપણો તો સંબંધ જ કેટલો છે.

તો પછી તમે મદિરા પીધેલા ઉન્મત્તની જેમ આ બધી વાતો ભૂલીને દુઃખરૂપ સંસારના અનિત્ય વિષયભોગોમાં તેમ જ તેમના સાધનરૂપ ધનસંગ્રહમાં તથા કુટુંબ અને શરીરના પાલનપોષણ પાછળ જ પોતાના આ અમૂલ્ય મનુષ્યજીવનને શા માટે ધૂળમાં નાખી રહ્યા છો? આ બધાં સાથે ન તો તમારો પહેલાં સંબંધ હતો કે ન તો ભવિષ્યમાં રહેનારો છે, તો પછી આ ક્ષણજીવી વસ્તુઓની ઉન્નતિને જ પોતાની ઉન્નતિની ટોચ તમે કેમ માનવા લાગ્યા છો? આ જીવન ટૂંકું છે અને મૃત્યુ આપણી વાટ જોઈ રહ્યું છે, જે ખબર આપ્યા વિના જ અચાનક આવી પહોંચવાનું છે. તેથી જ્યાં સુધી આ શરીરમાં પ્રાણ છે, વૃદ્ધાવસ્થા દૂર છે, તેના ઉપર તમારો અધિકાર છે ત્યાં સુધી જ જે કામ માટે તમે આવ્યા છો તે પોતાના કર્તવ્યનું વહેલામાં વહેલું પાલન કરી લેવું જોઈએ. ભર્તૃહરિએ પણ કહ્યું છે કે -

**યાવત્સ્વસ્થમિદં કલેવરગૃહં યાવચ્ચ દૂરે જરા**
**યાવચ્ચેન્દ્રિયશક્તિરપ્રતિહતા યાવત્ક્ષયો નાયુષઃ ।**
**આત્મશ્રેયસિ તાવદેવ વિદુષા કાર્યઃ પ્રયત્નો મહાન્**
**પ્રોદ્દીપ્તે ભવને ચ કૂપખનનં પ્રત્યુદ્યમઃ કીદૃશઃ ॥**
(વૈરાગ્યશતક - ૭૫)

'જ્યાં સુધી આ શરીરરૂપી ઘર સ્વસ્થ છે, વૃદ્ધાવસ્થા દૂર છે, ઇન્દ્રિયોની શક્તિ ક્ષીણ થઈ નથી અને ઉંમરનો પણ ખાસ ક્ષય થયો નથી ત્યાં સુધી વિદ્વાન મનુષ્યે પોતાના કલ્યાણ માટે મહાન પ્રયત્ન કરવો જોઈએ; નહિતર ઘરમાં આગ લાગે ત્યારે કૂવો ખોદવાનો પ્રયત્ન કરવાથી શું થશે?'

તેથી જ -

**કાલ ભજંતા આજ ભજ, આજ ભજંતા અબ ।**
**પલમેં પરલય હોયગી, બહુરિ ભજૈગા કબ ॥**

આપણા માટે તે જ પરમ કર્તવ્ય છે, જેનું સંપાદન આજ સુધી કદી કર્યું નથી. જો આ કર્તવ્યનું પાલન પહેલાં કરવામાં આવ્યું હોત તો આજે આપણી આ દશા ન હોત. દુનિયામાં એવી કોઈ પણ યોનિ નહિ હોય, જે આપણને મળી હોય. કીડીથી માંડીને દેવરાજ ઇન્દ્ર સુદ્ધાંની યોનિ આપણે ભોગવી ચૂક્યા છીએ, પરંતુ સાધન નહિ કરવાના કારણે આપણે ભટકી રહ્યા છીએ અને જ્યાં સુધી તત્પર થઈને કલ્યાણ માટે સાધન નહિ કરીએ ત્યાં સુધી ભટકતા જ રહીશું. હજારો-લાખો બ્રહ્મા થઈ- થઈને ચાલ્યા ગયા અને કરોડો ઇન્દ્ર થઈ-થઈને ચાલ્યા ગયા તથા આપણા એટલા અનંત જન્મો થઈ ચૂક્યા છે કે પૃથ્વીના કણોની સંખ્યા ગણી શકાય પણ જન્મોની સંખ્યા ગણી શકાય નહિ. ભલેને બીજા પણ લાખો-કરોડો કલ્પ વીતી જાય, પણ સાધન વિના પરમાત્માની પ્રાપ્તિ થઈ શકતી નથી અને પરમાત્માની પ્રાપ્તિ વિના ભટકવાનું અટકી શકતું નથી. તેથી તે સર્વવ્યાપી પરમ દયાળુ પરમાત્માના નામ અને રૂપનું હરહંમેશ સ્મરણ અને તેમની આજ્ઞાનું પાલન કરવું જોઈએ. તેનાથી પરમાત્માની પ્રાપ્તિ શીઘ્ર અને સુલભ થાય છે. આ સાધનો માટે તે મહાપુરુષોના શરણમાં જવું જોઈએ કે જેમને પરમાત્માની પ્રાપ્તિ થઈ ચૂકી છે; તે મહાપુરુષોના સંગ, સેવા અને દયાથી જ ભગવાનના ગુણ અને પ્રભાવને જાણવાથી, ભગવાનમાં પરમ શ્રદ્ધા અને અનન્ય પ્રેમ થવાથી ભગવાનની પ્રાપ્તિ થાય છે. જે મનુષ્યો ઉપર પ્રભુની દયા થાય છે તેમના જ ઉપર મહાપુરુષોની દયા થાય છે, કારણ કે –

**જાપર કૃપા રામ કી હોઈ ।**
**તાપર કૃપા કરૈ સબ કોઈ ॥**

(હનુમાનચાલીસા)

પ્રભુની દયાથી મહાપુરુષોનો સંગ અને સેવા કરવાનો અવસર સાંપડે છે. જોકે પ્રભુની દયા બધાંયની ઉપર અપાર છે, પરંતુ આપણે આ વાત અજ્ઞાનના કારણે સમજતા નથી અને વિષય-સુખમાં ભૂલા પડ્યા છીએ માટે તે દયાનો પૂરો લાભ ઉઠાવી શકતા નથી. જેમ કોઈના ઘરમાં પારસમણિ પડેલો છે પણ તે તેના ગુણ, પ્રભાવ અને રહસ્યને જાણતો નહિ હોવાના કારણે દરિદ્રતાનું દુ:ખ ભોગવે છે; તેવી જ રીતે આપણે ભગવાન અને ભગવાનની દયાના રહસ્ય, પ્રભાવ, તત્ત્વ અને ગુણોને નહિ જાણવાના કારણે દુ:ખી થઈ રહ્યા છીએ.

તેથી જ, આ બધું જાણવા માટે મહાપુરુષોનો સંગ કરવો જોઈએ, તેમની સેવા કરવી જોઈએ તથા પ્રભુનાં નામ, રૂપ, ગુણ અને ચરિત્રોનું ગ્રંથોમાંથી અધ્યયન કરીને તેમનું કીર્તન અને મનન કરવું જોઈએ. કારણ કે, એવો નિયમ છે કે કોઈ પણ પદાર્થ હોય, તેના ગુણ અને પ્રભાવને જાણવાથી તેમાં શ્રદ્ધા-પ્રેમ વધે છે, જ્યારે તેના અવગુણોને જાણવાથી ઘૃણા થાય છે; અને એ વાત તો પ્રસિદ્ધ છે કે પરમાત્મા જેવો સંસારમાં ન તો કોઈ ગુણી છે કે ન તો કોઈ પ્રભાવશાળી છે. જેમના સંકલ્પ કરવાથી

તથા આંખો ખોલવા અને બંધ કરવાથી ક્ષણવારમાં સંસારની ઉત્પત્તિ અને નાશ થઈ જાય છે, જેમના પ્રભાવથી ક્ષણવારમાં મચ્છરતુલ્ય જીવ પણ ઈન્દ્ર સમાન અને ઈન્દ્રતુલ્ય જીવ પણ મચ્છર સમાન થઈ જાય છે; એટલું જ નહિ તે ઈશ્વર અસંભવને સંભવ અને સંભવને અસંભવ કરી શકે છે. એવી કોઈ પણ વાત નથી કે જે તેમના પ્રભાવ થકી ન થઈ શકે. આવા પ્રભાવશાળી હોવા છતાં પણ તેઓ તેમને ભજનારાઓની કદી પણ ઉપેક્ષા નથી કરતા, બલકે ભજનારાઓને તેઓ સ્વયં પણ તેવી જ રીતે ભજે છે. આ રહસ્યને થોડુંક પણ જાણનારો મનુષ્ય એક ક્ષણ માટે પણ આવા પ્રભુનો વિયોગ કેમ સહન કરી શકે?

જે પરમેશ્વર અત્યંત પામર દીનદુ:ખી અનાથને, તેના થકી પ્રાર્થના થતાં તેના દુર્ગુણો અને દુરાચારોને લક્ષમાં ન લેતાં હૃદયે ચાંપે છે - જેવી રીતે બાળકને માતા હૃદયે ચાંપે છે. તેવા પરમ દયાળુ, સાચા હિતૈષી પરમપુરુષની આ દયાના તત્ત્વને જાણનારો મનુષ્ય તે પરમેશ્વરની પ્રાપ્તિથી વંચિત કેમ રહી શકે?

તે પરમાત્મામાં ધૈર્ય, ક્ષમા, દયા, ત્યાગ, શાંતિ, પ્રેમ, જ્ઞાન, સમતા, નિર્ભયતા, વત્સલતા, સરળતા, મૃદુતા, મધુરતા, સુહૃદતા વગેરે ગુણોનો કોઈ પાર નથી અને પરમાત્માના આ બધા ગુણ તેમને ભજનારામાં સ્વાભાવિક જ આવી જાય છે - આ વાતનો મર્મ જાણનારો મનુષ્ય તે પરમાત્માને છોડીને એક ક્ષણ માટે પણ બીજા કોઈને નથી ભજી શકતો.

જે પ્રેમનું તત્ત્વ જાણે છે - સ્વયં સાક્ષાત્ પ્રેમસ્વરૂપ છે, જે મહાન હોવા છતાં પણ પોતાના પ્રેમી ભક્તો અને સખાઓની સાથે તો તેમના ચીલે ચાલે છે એવા નિરભિમાની, પ્રેમી, દયાળુ ભગવાનના તત્ત્વને જાણનારો મનુષ્ય તેમની કોઈ પણ આજ્ઞાનું ઉલ્લંઘન કેમ કરી શકે?

ભગવાનના આ બધા ગુણો અને પ્રભાવને જાણી લીધા પછી તો કોઈ સવાલ જ રહેતો નથી, પરંતુ આવા ગુણ અને પ્રભાવશાળી પ્રભુના હોવામાં શ્રદ્ધા-વિશ્વાસ બેસવાથી પણ મનુષ્ય થકી પાપાચાર તો થઈ જ નથી શકતો, બલકે તેમના ગુણો અને પ્રભાવનું સ્મરણ કરતાં કરતાં મનુષ્યમાં સ્વાભાવિક જ નિર્ભયતા, પ્રસન્નતા અને શાંતિ આવી જાય છે તથા ડગલે ને પગલે તેને આશ્રય મળતો રહે છે કે જેનાથી તેના ઉત્સાહ અને સાધનમાં વૃદ્ધિ થતાં તેને પરમાત્માની પ્રાપ્તિ થઈ જાય છે.

જો આવો વિશ્વાસ ન બેસી શકે તોપણ ભગવાનને પોતાના ચિત્તથી એક ક્ષણ માટે પણ ભૂલવા ન જોઈએ, નહિતર ભારે વિપત્તિનો સામનો કરવો પડશે; કારણ કે મનુષ્ય જેનું-જેનું ચિંતન કરતો શરીર છોડી જાય છે તેને-તેને જ તે પ્રાપ્ત કરે છે- આ રીતે શાસ્ત્રો અને મહાત્માઓએ કહ્યું છે અને તે તર્કસંગત પણ છે. સૂતી વખતે મનુષ્ય જે કોઈ વસ્તુનું ચિંતન કરતો સૂએ છે તે જ વસ્તુ ઘણું કરીને સ્વપ્નમાં તેને પ્રત્યક્ષ જેવી દેખાય છે; તે જ રીતે મૃત્યુવેળાએ પણ જે કોઈનું ચિંતન કરતો કરતો મનુષ્ય મરણ પામે છે તે આગળ જતાં તેને જ પ્રાપ્ત કરે છે અર્થાત્ જે ભગવાનનું ચિંતન કરતો-કરતો જાય છે તે ભગવાનને પામે છે અને જે સંસારનું ચિંતન કરતો-કરતો જાય છે તે સંસારને પામે છે. જો તમે એમ કહો કે અંતકાળે ભગવાનનું ચિંતન કરી લઈશું, તો તેમ માનવું એ તમારી ભૂલ છે. અંતકાળે તો મન અને ઈન્દ્રિયો વ્યાકુળ અને કમજોર થઈ જાય છે, તે સમયે તો અગાઉનો મહાવરો જ મોટે ભાગે કામ આવે છે. તેથી મનુષ્યજન્મ પામીને આ જોખમ

તો પોતાના માથા પરથી ઉતારી જ નાખવું જોઈએ, એટલે કે બીજું કોઈ સાધન ન થઈ શકે તો પરમેશ્વરના ગુણો અને પ્રભાવ સહિત તેમનું નિત્ય-નિરંતર સ્મરણ તો કરવું જ જોઈએ. એમાં નથી તો કંઈ ખર્ચ થતો કે નથી તો કોઈ પરિશ્રમ પડતો; બલકે આ સાધન પ્રત્યક્ષપણે આનંદ અને શાંતિ આપનારું છે તથા કાર્યાન્વિત કરવામાં પણ ઘણું સરળ છે. આમાં જરૂર છે ફક્ત શ્રદ્ધા-વિશ્વાસની. પછી તો આપમેળે જ સહજ રીતે બધું કામ થઈ શકે છે. પરમાત્મામાં વિશ્વાસ બેસે એ માટે પરમાત્માનાં નામ, રૂપ, ગુણ, પ્રભાવ, પ્રેમ અને ચરિત્રની વાતો મહાપુરુષો પાસેથી સાંભળીને તેમનું મનન કરવું. આ પ્રમાણે કરવાથી તે મહાપુરુષો અને પરમાત્માની દયાથી પરમેશ્વરમાં વિશ્વાસ અને પરમ પ્રેમ વધવાથી તેમની પ્રાપ્તિ સહજપણે જ થઈ શકે છે. પરંતુ દુ:ખની વાત છે કે ઈશ્વર અને પરલોકમાં વિશ્વાસ નહિ રહેવાના કારણે આપણે આ બાબત પ્રત્યે લક્ષ નથી આપતા અને અમૂલ્ય જીવનને પોતાના આત્મોદ્ધારરૂપી અત્યંત ઉન્નત કામમાં વિતાવવું તો દૂર રહ્યું, પણ નાશવંત, ક્ષણભંગુર સાંસારિક વિષય-ભોગો ભોગવવામાં જ સમાપ્ત કરી દઈએ છીએ. સાંસારિક પદાર્થોમાં જે ક્ષણિક સુખ અનુભવાય છે તે વાસ્તવમાં સુખ નથી, છેતરામણી છે. આ વાત વિચાર કરવાથી સમજી શકાય છે. ઈશ્વરે આપણને બુદ્ધિ અને જ્ઞાન વિવેકપૂર્વક સમય વિતાવવા માટે જ આપ્યાં છે, તેથી જે કોઈ મનુષ્ય પોતાનું જીવન વણવિચાર્યે વિતાવે છે તે પોતાના અજ્ઞાનનો જ પરિચય કરાવે છે. હર કોઈ મનુષ્યે એ વિચારવું જોઈએ કે હું કોણ છું, આ સંસાર શું છે, તેની સાથે મારો શો સંબંધ છે, હું શું કરી રહ્યો છું, મારે શું કરવું જોઈએ?

સંસારનાં તમામ પ્રાણીઓ સુખ ઈચ્છે છે, તે સુખ પણ હરહંમેશનું અપાર હોય એમ ઈચ્છે છે; અને દુ:ખની લેશમાત્ર ઈચ્છા કોઈ કદી પણ કરતું નથી. પરંતુ તેઓ ઈચ્છે છે તેવું થતું નથી, બલકે તેમની ઈચ્છાથી અવળું જ થાય છે; કારણ કે તેઓ પોતાનો સમય જેવી રીતે વિતાવવો જોઈએ તેવી રીતે, મૂર્ખતાના કારણે વિતાવતા નથી.

સંસારમાં જેઓ મોટા-મોટા વિદ્વાન અને બુદ્ધિમાન ગણાય છે તેઓ પણ ભૌતિક અર્થાત્ સાંસારિક સુખને જ સુખ માનીને, મોહવશ થઈને તેને પ્રાપ્ત કરવા માટે પાછળ પડી જાય છે અને તેની પ્રાપ્તિ માટે પ્રયત્ન કરવો એને જ ઉન્નતિ માને છે. ઘણા લોકો સાંસારિક સુખોની પ્રાપ્તિના સાધનરૂપ ધનસંપત્તિને જ સર્વોપરી માનીને તેનો સંચય કરવામાં જ પોતાની ઉન્નતિ માને છે અને કેટલાય જણ લોકોમાં માન, મોટાઈ, પ્રતિષ્ઠા મળે એ માટે પોતાની ખ્યાતિ થાય એને જ ઉન્નતિ માને છે. પરંતુ આ બધી મૂર્ખતા છે; કારણ કે આ બધી બાબતો અનિત્ય હોવાના કારણે તેમનામાં ભ્રમવશાત્ અનુભવાતું ક્ષણિક સુખ પણ અનિત્ય જ છે. અનિત્ય હોવાના કારણે જ શાસ્ત્રકારોએ સાંસારિક સુખને અનિત્ય જણાવ્યું છે. શાસ્ત્રો અને મહાપુરુષોનો આ સિદ્ધાંત છે તથા તે તર્કસંગત પણ છે. કોઈ પણ પદાર્થ જો સત્ હશે તો તેનો કોઈ પણ પ્રકારે કદી પણ વિનાશ થશે નહિ, તેના પર ભલે કેટલાય પ્રહાર થાય પણ તે હરહંમેશ અટલ જ રહેશે. જે પદાર્થ અસત્ છે તેના માટે તમે કેટલાય પ્રયત્ન કરો પણ તે કદી રહેનાર નથી. આ બધી વાતો સમજીને ક્ષણભંગુર-નાશવંત સુખમાંથી પોતાનાં મન, બુદ્ધિ અને ઈન્દ્રિયોને હટાવી લેવાં જોઈએ અને વાસ્તવમાં જે સાચું સુખ છે તેને પામવા પ્રયત્નો કરવા જોઈએ. તેની પ્રાપ્તિના માર્ગમાં

અગ્રેસર બનવું એ જ સાચી ઉન્નતિ છે.

હવે, આપણે એ વિચારવું જોઈએ કે સાચું સુખ શું છે અને શામાં છે તથા મિથ્યા સુખ શું છે અને શામાં છે? સર્વશક્તિમાન વિજ્ઞાનાનંદઘન પરમાત્મા જ નિત્ય છે, તેથી તે પરમાત્માના સંબંધથી થનારું સુખ જ સત્ય અને નિત્ય છે. જે સાંસારિક પદાર્થો છે તે બધા ક્ષણભંગુર અને અનિત્ય હોવાના કારણે તેમનાથી અનુભવાતું સુખ ક્ષણિક અને અનિત્ય છે. હવે એવો વિચાર કરીએ કે સાંસારિક પદાર્થો અને તેમનાથી અનુભવાતું સુખ ક્ષણિક અને અનિત્ય કેવી રીતે છે? જુઓ - જેમ કે, સવારે ગાયનું દૂધ દોહીને તરત જ પીવામાં આવે છે તો તેનાં સ્વાદ, ગુણ, રૂપ જુદાં જ હોય છે અને સાંજ સુધી પડ્યું રહેવાથી તે કંઈ જુદાં જ થઈ જાય છે, એટલે કે સવારના જેવો સ્વાદ અને ગુણ તેનામાં રહેતા નથી તથા રૂપ પણ કંઈક ઘટ્ટ થઈ જાય છે. બીજા અને ત્રીજા દિવસે તો સ્વાદ, ગુણ અને રૂપનો સવાલ જ રહેતો નથી, અરે, તેનું નામ પણ બદલાઈ જાય છે; અર્થાત્ કશું જ ન કરવા છતાં પણ દૂધનું દહીં થઈ જાય છે તથા મધુરમાંથી ખાટું, પિત્તહર અને વાયુનાશકને બદલે પિત્તકર અને વાયુવર્ધક તેમ જ પાતળાને સ્થાને અત્યંત ઘટ્ટ થઈ જાય છે; અને દશ દિવસ પછી તો પડ્યું પડ્યું તે સ્વાભાવિક જ વિષની જેમ સ્વાસ્થ્ય માટે અત્યંત હાનિકારક થઈ જાય છે. વિચાર કરી જુઓ કે, કશું જ નહિ કરવા છતાં પણ અમૃતતુલ્ય દૂધ જેવા પદાર્થમાં, તે ક્ષણ-પરિણામી હોવાના કારણે પહેલાંનાં સ્વાદ, ગુણ, રૂપ અને નામનો તદ્દન અભાવ થઈ જાય છે. જો તે નિત્ય હોત તો તેનું પરિવર્તન અને તેનો નાશ ન થાત. આ જ રીતે અન્ય તમામ પદાર્થોની બાબતમાં પણ સમજી લેવું. આથી જ, આ બધા સાંસારિક પદાર્થોમાં અનુભવાતું સુખ વાસ્તવમાં સુખ નથી. અનુભવાતા ક્ષણિક સુખને જો સુખ માનવામાં આવે તો તેથી અધિક તેમનામાં દુઃખ પણ છે, તેથી તેઓ ત્યાજ્ય છે. એક પુરુષ સ્ત્રી સાથે રમણ કરે છે તે સમયે તેને ક્ષણિક સુખ જેવું અનુભવાય છે, પણ આગળ જતાં તેનાથી રોગોની વૃદ્ધિ તથા બળ, બુદ્ધિ, તેજ અને આયુષ્યનો ક્ષય થાય છે તેમ જ તે ઘણો દુઃખી થઈને સત્વરે કાળનો કોળિયો બની જાય છે. ઉપર્યુક્ત કાર્ય જો ધર્મવિરુદ્ધ કરવામાં આવે તો આ લોકમાં અપકીર્તિ અને મર્યા પછી નરકની પણ પ્રાપ્તિ થાય છે. હવે વિચાર કરી જુઓ કે ક્ષણિક સુખના બદલામાં કેટલા સમય સુધી કેટલું દુઃખ ભોગવવું પડે છે. આ જ પ્રમાણે અન્ય તમામ પદાર્થોના ભોગોમાં પણ સમજવું; કારણ કે વિષયોના ભોગમાત્રથી જ શરીર અને ઈન્દ્રિયો ક્ષીણ થઈ જાય છે તથા અંતઃકરણ દૂષિત, દુર્બળ અને ચંચળ થતું જાય છે; અગાઉ કરેલાં પુણ્યોનો ક્ષય થાય છે અને પાપોની વૃદ્ધિ થાય છે. એટલું જ નહિ, ધીર અને વીર પુરુષો પણ વિલાસી બની જાય છે તથા ભગવત્પ્રાપ્તિના માર્ગે નથી ચઢી શકતા; કોઈ એ માર્ગે ચઢવા પ્રયત્ન કરે તોપણ તેને તેમાં જલદી સફળતા નથી મળતી.

માટે, સાંસારિક પદાર્થોને ભોગવવાના ઉદ્દેશ્યથી ધનસંપત્તિનો સંચય કરવો એ પણ ભૂલ જ છે, કારણ કે તે ધનની કમાણી કરવામાં ઘણો પરિશ્રમ પડે છે; એટલું જ નહિ, ઘોર નરક આપનારાં પાપો અર્થાત્ અનેક અનર્થો કરવા પડે છે. પછી, એ ધનનું રક્ષણ કરવામાં ઘણી મુશ્કેલી પડે છે. ક્યારેક તો તેનું રક્ષણ કરવામાં જાન પણ જોખમમાં મૂકાય છે. વળી,

એ ધનનું ખર્ચ અને દાન કરવામાં પણ કંઈ ઓછું દુઃખ નથી થતું. લોકો કહે છે કે આપવું અને મરવું બરાબર છે. એ ધનના નાશ અને વિયોગમાં તો વળી એનાથીયે ભારે દુઃખ થાય છે. મનુષ્ય જ્યારે તે ધન છોડીને પરલોકમાં જાય છે તે સમયે તો તેના દુઃખનો પાર જ રહેતો નથી. આમ, ક્ષણિક સુખની પ્રાપ્તિ માટે મોટા દુઃખનો સામનો કરવો એ મૂર્ખતા નથી તો બીજું શું છે? વળી, તે ધન દ્વારા પ્રાપ્ત થનારું વિષય- સુખ પણ મનુષ્યને તેની ઈચ્છા મુજબ નથી મળી શકતું. સંસારમાં, વ્યાવહારિક દૃષ્ટિથી જેઓ મોટા- મોટા વિદ્વાન અને બુદ્ધિમાન મનાતા હતા તે બધા આ ધનને છોડીને, માથું ધુણાવીને, પસ્તાવો કરતા કરતા ચાલ્યા ગયા. મોટા-મોટા પ્રતાપી, પ્રભાવશાળી, બળવાન મનુષ્યો પણ ધનને સાથે ન લઈ જઈ શક્યા, તો પછી આપણી તો વાત જ ક્યાં રહી? સંસારમાં એવું પણ જોવા મળે છે કે ધન એકઠું કરે છે કોઈ અને તેનો ઉપભોગ કરે છે મોટે ભાગે કોઈ બીજું જ, કે જે ક્યારેક ક્યારેક તો તેના ઉદ્દેશ્યથી બિલકુલ અવળું જ હોય છે. જેમ કે, મધમાખી મધ એકઠું કરે છે પણ તેનો ઉપભોગ તો મોટે ભાગે બીજા લોકો જ કરે છે. આ તેની મૂર્ખતા બતાવે છે. માખીઓ તો સાધારણ જંતુ છે, પરંતુ મનુષ્ય થઈને પણ જે આ બાબતમાં વિચારતો નથી તે મૂર્ખતામાં પેલાં જંતુઓ કરતાં પણ ચઢિયાતો છે!

એક ભાઈ રોજ હજાર રૂપિયા કમાય છે અને આજે હજાર રૂપિયાની થેલી તેના ઘરે આવી ગઈ તો તે આવતીકાલે બે હજાર કમાવાનો પ્રયત્ન કરે છે; પણ ઘડીભર માની લો કે કાલે તેનું મૃત્યુ થવાનું છે; અને એ તો સ્પષ્ટ છે કે મૃત્યુ થયા પછી તેનો તે ધન સાથે કોઈ સંબંધ રહેતો નથી અને મૃત્યુ તો ખબર આપ્યા વગર અચાનક જ આવે છે અને સમસ્ત ધન ખર્ચી નાખવા સુધીના બેસુમાર પ્રયત્નો કરવા છતાં પણ કોઈ રીતે તે મૃત્યુથી છુટકારો મેળવી શકતો નથી, તેનું મૃત્યુ અવશ્યંભાવી છે. આવી સ્થિતિમાં જે ભણેલાગણેલા અને પ્રતિષ્ઠિત દરજ્જો પામેલા મનુષ્યોનું ધ્યેય ધનનો સંચય કરવાનું જ છે તેમનું અજ્ઞાન મધ એકઠું કરનારી માખીઓ કરતાં પણ અધિક છે એમ કહેવામાં આવે તો તેમાં કોઈ અતિશયોક્તિ નથી.

જેઓ નામ-કીર્તિ માટે તન, મન, ધન ખર્ચે છે તેઓ પણ બુદ્ધિમાન નથી, કારણ કે નામ-કીર્તિ સાચા સુખમાં બાધક છે અને મૃત્યુ પછી તો તે નામ-કીર્તિ સાથે આપણો કોઈ સંબંધ નથી રહેતો. તેથી, તેવા ધનિક-પ્રતિષ્ઠિત વિષયાસક્ત ભાઈઓને સવિનય નિવેદન છે કે એક પરમેશ્વર અને તેમના આદેશપાલનરૂપ ધર્મ સિવાય, તમારો આ લોકમાં અને પરલોકમાં, ક્યાંય પણ કોઈ સાથી અને સહાયક નથી. તેથી, નામ-કીર્તિની ઈચ્છા હોય તોપણ ભગવાનની પ્રાપ્તિ માટે જ પ્રયત્ન કરવો; કારણ કે તમે જ્યારે તે બ્રહ્મને અભેદરૂપે પ્રાપ્ત કરી લેશો અર્થાત્ જ્યારે તમે સ્વયં પરમાત્મા જ બની જશો ત્યારે તો વેદ અને શાસ્ત્રોમાં વિજ્ઞાનાનંદઘન બ્રહ્મનો જે મહિમા ગાયો છે તથા ભગવાન શ્રીરામ અને શ્રીકૃષ્ણની જે કીર્તિ છે તે બધું તમારું જ થઈ રહેશે. એટલું જ નહિ, દુનિયામાં જેટલી પણ કીર્તિ થઈ રહી છે અને થશે તે બધી તમારી જ છે, કારણ કે જે મનુષ્ય બ્રહ્મને પ્રાપ્ત કરી લે છે તે બધાંનો જ આત્મા થઈ જાય છે. તેથી બધાંની કીર્તિ એ જ તેની કીર્તિ છે અને બધાંની કીર્તિ પણ તેના એક અંશમાત્રમાં જ સ્થિત છે. ગીતામાં ભગવાને કહ્યું પણ છે –

**યદ્યદ્વિભૂતિમત્સત્ત્વં શ્રીમદૂર્જિતમેવ વા ।**
**તત્તદેવાવગચ્છ ત્વં મમ તેજોંઽશસમ્ભવમ્ ॥**
(ગીતા - ૧૦/૪૧)

'જે-જે પણ વિભૂતિયુક્ત એટલે કે ઐશ્વર્યસંપન્ન, શોભાયુક્ત અને શક્તિયુક્ત પદાર્થ છે, એને - એને તું મારા તેજના અંશની જ અભિવ્યક્તિ સમજ.'

હવે વિચારવું જોઈએ કે, તો પછી તુચ્છ લૌકિક કીર્તિની કામના કરવી અને તે માટે પોતાનાં તન, મન, ધન નષ્ટ કરવાં એ કેટલી મૂર્ખતા છે. વાસ્તવમાં ભગવાનની પ્રાપ્તિ પોતાની કીર્તિ માટે નથી કરવાની; ભગવત્પ્રાપ્તિ તો આપણું પરમ ધ્યેય અને આશ્રય હોવી જોઈએ, કારણ કે તે પરમપદને પ્રાપ્ત કર્યા પછી બીજું કશું જ પ્રાપ્ત કરવાનું બાકી નથી રહેતું તથા તેને જ મુક્તિ, પરમપદ અને સાચા સુખની પ્રાપ્તિ કહે છે. જેમ આગિયાની સૂર્ય સાથે તથા જળબિંદુની સમુદ્ર સાથે તુલના સંભવિત નથી, તેવી જ રીતે આખી દુનિયાનાં તમામ સુખોને ભેગાં કરવામાં આવે તોપણ તે વિજ્ઞાનનંદઘનની પ્રાપ્તિરૂપ સાચા સુખની સાથે તેની તુલના નથી થઈ શકતી. ભગવાન ગીતામાં કહે છે-

**યાવાનર્થ ઉદપાને સર્વતઃ સમ્પ્લુતોદકે ।**
**તાવાન્ સર્વેષુ વેદેષુ બ્રાહ્મણસ્ય વિજાનતઃ ॥**
(ગીતા - ૨/૪૬)

'બધી બાજુથી ભરપૂર જળાશય મળી જતાં નાનકડા જળાશયમાં મનુષ્યનું જેટલું પ્રયોજન રહે છે, બ્રહ્મને તત્ત્વથી જાણનાર બ્રાહ્મણનું સઘળા વેદોમાં એટલું જ પ્રયોજન રહે છે.' (અર્થાત્ જેમ મોટું જળાશય પ્રાપ્ત થઈ જતાં જળ માટે નાનાં જળાશયોની જરૂર રહેતી નથી, તેમ જ બ્રહ્માનંદની પ્રાપ્તિ થતાં આનંદ માટે વેદોક્ત કર્મોના ફળરૂપી ભોગોની જરૂર રહેતી નથી.)

જેમ સ્વપ્નમાં મળેલા ત્રિલોકના રાજ્ય-સુખની સ્પર્ધા ઓછા હોવા છતાંય જાગ્રત અવસ્થાના સુખની સાથે કરી શકાતી નથી તથા તે સ્વપ્નના રાજ્યને કોઈ જો વેચવા માગે તો તેની એક પૈસો પણ કિંમત નથી ઊપજતી, કારણ કે જાગી ગયા પછી તે સ્વપ્નના રાજ્યનું કોઈ નામ-નિશાન પણ હોતું નથી, તેવી જ રીતે પરમાત્માની પ્રાપ્તિ થયા પછી આ સંસાર અને સાંસારિક સુખોનું નામ-નિશાન પણ રહેતું નથી. તેથી, આવા અનંત સુખને છોડીને જે મનુષ્ય ક્ષણભંગુર, નાશવંત, મિથ્યા સુખને મેળવવા પ્રયત્ન કરે છે તેનાથી અધિક મૂર્ખ બીજો કોણ હોઈ શકે?

બીજું, જે પ્રેમમાં મુગ્ધ થઈને ભેદરૂપે ભગવાનની ઉપાસના કરે છે તેની તો વળી અધિક અદ્ભુત લીલા છે. તે સ્વામીની પ્રસન્નતામાં પ્રસન્ન અને તેમના સુખમાં સુખી રહે છે. પ્રભુમાં અનન્ય પ્રેમ અને નિત્ય સંયોગ માટે તથા તેમની પ્રસન્નતા માટે જ તે ભક્તની તમામ ક્રિયાઓ થાય છે. પોતાના પ્રેમાસ્પદ સગુણ બ્રહ્મ પર તન, મન, ધન અને પોતાની જાતને ન્યોછાવર કરીને તે પ્રેમ-આનંદમાં મુગ્ધ થઈ જાય છે. કેવળ એક ભગવાન જ તેના પરમ આશ્રય, જીવન, પ્રાણ, ધન અને આત્મા છે; તેથી તેમના વિયોગને તે ભક્ત એક ક્ષણ માટે પણ નથી સહી શકતો. તે પ્રિય પ્રેમીનાં નામ, રૂપ, ગુણ, પ્રેમ, પ્રભાવ, રહસ્ય અને ચરિત્રોનું શ્રવણ, મનન અને ચિંતન કરતો રહીને તે નિત્યનિરંતર તેમનામાં જ રમમાણ રહે છે.

આ આનંદમાં તે એટલો મુગ્ધ થઈ જાય છે કે ઉપર અભેદરૂપે બતાવેલી પરમગતિની એટલે કે મુક્તિરૂપ સુખની તે પરવા નથી કરતો. જેમ માછલી જળનો વિયોગ સહી શકતી નથી તેવી જ રીતે તેના માટે ભગવાનનો વિયોગ

અત્યંત અસહ્ય થઈ જાય છે. એટલું જ નહિ, ભગવાન મળતાં ભગવાન જ્યારે તેને છાતીએ લગાડે છે ત્યારે વસ્ત્ર વગેરેની આડ પણ તેને વિઘ્ન જેવી અનુભવાય છે. તે તો કોઈ જાતની આડશ વિના જ નિત્ય-નિરંતર મળવાનું પસંદ કરે છે અને એક ક્ષણ માટે પણ ભગવાનથી અળગો થવા ઈચ્છતો નથી. આ રીતે ભગવત્પ્રાપ્તિરૂપ આનંદમાં જે મગ્ન છે તેનાં ગુણલક્ષણોનું વર્ણન વાણી થકી શેષ, મહેશ, ગણેશ વગેરે પણ કરી શકતા નથી, તો પછી બીજાની તો વિસાત જ શી? ઋષિ-મુનિઓ, મહાત્માઓ અને તમામ વેદો જે પરમેશ્વરના મહિમાનું ગાન કરી રહ્યા છે તે પરમેશ્વર સ્વયં તે ભક્તનો મહિમા ગાય છે અને તેના પ્રેમમાં વેચાઈ જાય છે તથા તે ભક્તના ભાવ અનુસાર ભાવિત થઈને, તેની ઈચ્છા અનુસાર પ્રત્યક્ષ પ્રગટ થઈને તેની સાથે રસમય ક્રીડા કરવા લાગી જાય છે એટલે કે જે રીતે ભક્ત પ્રસન્ન થાય તે જ રીતની લીલા કરવા લાગે છે.

જો પૂછવામાં આવે કે ભેદ અને અભેદરૂપે થનારી પરમાત્મપ્રાપ્તિમાં શો ફરક છે તો તેનો જવાબ એ છે કે અભેદરૂપ પરમાત્માની ઉપાસના કરનારો મનુષ્ય તો પોતે જ સાચું સુખ અર્થાત્ વિજ્ઞાનાનંદઘન પરમાત્મા જ થઈ જાય છે; જ્યારે ભેદરૂપે ઉપાસના કરનારો ભક્ત ભિન્નરૂપે તે રસમય પરમાત્માના સ્વરૂપનો દિવ્ય રસ પામે છે અર્થાત્ તે અમૃતમય સગુણસ્વરૂપ પરમાત્માના મિલનના આનંદનો અનુભવ કરે છે.

અહીં સુધી તો વાણીની વર્ણનશક્તિ છે; પરંતુ એ પછી બંને પ્રકારના ભક્તોની એક જ ફલસ્વરૂપા અનિર્વચનીય સ્થિતિ થાય છે, જેને વેદ-શાસ્ત્રો, શિવ-સનકાદિ, સરસ્વતી અને સાધુ-મહાત્માઓ તથા આવી સ્થિતિ પ્રાપ્ત કરનારા મનુષ્યો પૈકી કોઈ, કોઈ પણ રીતે નથી વર્ણવી શકતા. જે કંઈ પણ વર્ણવવામાં આવે છે તે તો આ બધાંથી સાવ પર છે; કારણ કે અહીં મન અને બુદ્ધિનું પણ વર્ણન-સામર્થ્ય નથી, તો પછી વાણીની તે શી વિસાત?

તેથી દુઃખ અને વિઘ્નરૂપ સમજતા રહીને નાશવંત, ક્ષણભંગુર, તુચ્છ ભૌતિક સુખને લાત મારીને, પરમાત્મપ્રાપ્તિરૂપ સાચા સુખ માટે જ કટિબદ્ધ થઈને પ્રાણપર્યંત પ્રયત્ન કરવો જોઈએ. આ રીતે પ્રયત્ન કરનારા મનુષ્યને પરમેશ્વરની દયાથી તેમની પ્રાપ્તિ થવી સહજ છે.

—★—

## નવધા ભક્તિ

ભક્તિ જ એક એવું સાધન છે જેને સૌ સુગમતાથી કરી શકે છે અને જેમાં સઘળા મનુષ્યોનો અધિકાર છે. આ કળિકાળમાં તો ભક્તિ જેવો આત્મોદ્ધાર માટેનો બીજો કોઈ સુગમ ઉપાય છે જ નહીં, કેમકે, જ્ઞાન, યોગ, તપ, યાગ વગેરે હાલમાં સિદ્ધ થવાં ઘણાં મુશ્કેલ છે. અને હાલમાં એના માટેની જરૂરી સહાયક સામગ્રી વગેરે સાધનો પણ મળવાં અઘરાં છે. માટે મનુષ્યે કટિબદ્ધ થઈને કેવળ ઈશ્વરની ભક્તિનું જ સાધન કરવા માટે તત્પર થવું. વિચાર કરીને જોતાં તો સંસારમાં ધર્મને માનનાર જેટલા લોકો છે એમાંના મોટા ભાગના લોકો ઈશ્વર-ભક્તિને જ પસંદ કરે છે. હવે આપણે એ વિચારવું જોઈએ કે ઈશ્વર શું છે અને એની ભક્તિ શું છે? જે સૌનું શાસન કરનાર, સર્વજ્ઞ, સર્વશક્તિમાન, સર્વાન્તર્યામી છે, ન્યાય અને

સદાચાર જેમનો કાયદો છે, જે સૌના સાક્ષી અને સૌને શિક્ષા, બુદ્ધિ અને જ્ઞાન આપનારા છે તથા જે ત્રણે ગુણોથી અતીત હોવા છતાં પણ લીલામાત્રથી ગુણોના ભોક્તા છે, જેમની ભક્તિથી મનુષ્ય સંપૂર્ણ દુર્ગુણ, દુરાચાર અને દુઃખોથી વિમુક્ત થઈને પરમ પવિત્ર બની જાય છે, જે અવ્યક્ત હોઈને પણ જીવો પર દયા કરીને જીવોના કલ્યાણ તથા ધર્મના પ્રચાર માટે તેમ જ ભક્તોને આશરો આપવા માટે પોતાની લીલાથી સમયે સમયે દેવ, મનુષ્ય વગેરે સઘળાં રૂપોમાં વ્યક્ત થાય છે એટલે કે સાકારરૂપે પ્રત્યક્ષ પ્રગટ થઈને ભક્તજનોને એમની ઇચ્છા અનુસાર દર્શન દઈને આનંદિત કરે છે તથા જે સત્યયુગમાં શ્રીહરિના રૂપમાં, ત્રેતાયુગમાં શ્રીરામના રૂપમાં, દ્વાપર યુગમાં શ્રીકૃષ્ણના રૂપમાં પ્રગટ થયા હતા એ પ્રેમમય નિત્ય અવિનાશી વિજ્ઞાનાનંદઘન, સર્વવ્યાપક હરિને ઈશ્વર સમજવા.

હવે ભક્તિ કોનું નામ છે એ બાબતે વિચારીએ. મહર્ષિ શાણ્ડિલ્યે કહ્યું છે – **સા પરાનુરક્તિરીશ્વરે ।** 'ઈશ્વરમાં પરમ અનુરાગ એટલે કે પરમ પ્રેમ જ ભક્તિ છે.'

દેવર્ષિ નારદે પણ ભક્તિસૂત્રમાં કહ્યું છે – **સા ત્વસ્મિન્ પરમપ્રેમરૂપા** (૨) 'એ પરમેશ્વરમાં અતિશય પ્રેમરૂપતા જ ભક્તિ છે.' **અમૃતસ્વરૂપા ચ'** (૩) 'અને એ અમૃતરૂપ છે.'

આ રીતે બીજાં પણ ઘણાં સૂત્રો મળે છે. આ સૂત્રોથી એ જ જણાય છે કે ઈશ્વરમાં જે પરમ પ્રેમ છે, એ જ અમૃત છે, એ જ અસલ ભક્તિ છે. જો કહો કે વ્યાકરણથી ભક્તિ શબ્દનો અર્થ સેવા થાય છે, કેમકે, ભક્તિ શબ્દ **'ભજ સેવાયામ્'** ધાતુમાંથી બન્યો છે તો એમ કહેવું પણ બરાબર જ છે. પ્રેમ એ સેવાનું ફળ છે અને ભક્તિનાં સાધનોની છેવટની સીમા છે. જેમ વૃક્ષની પૂર્ણતા અને ગૌરવ ફળ આવે એમાં છે એ જ રીતે ભક્તિની પૂર્ણતા અને ગૌરવ ભગવાનમાં પરમ પ્રેમ થાય એમાં જ છે. પ્રેમ જ એની પરાકાષ્ઠા છે અને પ્રેમ માટે થઈને જ સેવા કરવામાં આવે છે. માટે વાસ્તવમાં ભગવાનમાં અનન્ય પ્રેમ હોવો એ જ ભક્તિ છે.

જોકે ઈશ્વરની ભક્તિમાં સૌ જીવોનો અધિકાર હોય એ ન્યાયસંગત છે, કેમકે, હનુમાન, જાંબવંત, ગજેન્દ્ર, ગરુડ, કાકભુશુંડિ અને જટાયુ વગેરે પશુ-પક્ષી વગેરેમાં જ્ઞાન અને સાધનનો અભાવ હોવાને કારણે તેઓ ઈશ્વર-ભક્તિ કરી નથી શકતાં - માટે શાસ્ત્રકારો ઈશ્વરભક્તિમાં મનુષ્યોનો અધિકાર જણાવે છે.

ઈશ્વરની ભક્તિમાં ઉંમર અને રૂપનું તો કશું જ મૂલ્ય નથી. વિદ્યા, ધન, જાતિ અને બળ - એ પણ મુખ્ય નથી તેમ જ સદાચાર અને સદ્‌ગુણ પ્રત્યે પણ ભગવાન એટલું ધ્યાન નથી આપતા - નથી આપતા - એ માત્ર પ્રેમને જ જુએ છે. કોઈ કવિએ કહ્યું પણ છે –

**વ્યાધસ્યાચરણં ધ્રુવસ્ય ચ વયો વિદ્યા ગજેન્દ્રસ્ય કા**
**કા જાતિર્વિદુરસ્ય યાદવપતેરુગ્રસ્ય કિં પૌરુષમ્ ॥**
**કુબ્જાયાઃ કમનીયરૂપમધિકં કિં તત્સુદામ્નો ધનં**
**ભક્ત્યા તુષ્યતિ કેવલં ન ચ ગુણૈર્ભક્તિપ્રિયો માધવઃ ॥**

'વ્યાધનું કયું (સારું) આચરણ હતું? ધ્રુવની ઉંમર પણ શું હતી? ગજેન્દ્ર પાસે કઈ વિદ્યા હતી? વિદુરની કઈ ઉત્તમ જાતિ હતી? યાદવપતિ ઉગ્રસેનનો કયો પુરુષાર્થ હતો? કુબ્જાનું એવું કયું ખાસ સુંદર રૂપ હતું? સુદામા પાસે કયું ધન હતું? ભક્તિપ્રિય માધવ તો કેવળ ભક્તિથી જ સંતુષ્ટ થાય છે, ગુણોથી નહીં.

સદાચાર અને સદ્‌ગુણો તો એ ભક્તમાં ભક્તિના પ્રભાવથી અનાયાસે જ આવી જાય

છે, માટે ઈશ્વરની ભક્તિમાં સદાચાર અને સદ્‌ગુણોની પણ એટલી પ્રધાનતા નથી, પણ એથી એમ ન સમજી લેવું કે ઈશ્વરની ભક્તિમાં સદાચાર અને સદ્‌ગુણોની આવશ્યકતા જ નથી. જેમ બીમાર માણસ માટે રોગનિવારણમાં ઔષધ-સેવન મુખ્ય છે અને સાથે સાથે પથ્યની પણ આવશ્યક્તા રહે છે, એ જ રીતે જન્મ-મરણરૂપી ભવરોગના નિવારણ માટે ઈશ્વરની ભક્તિ પરમ ઔષધ છે તથા સદ્‌ગુણ અને સદાચારનું સેવન પથ્ય છે. લૌકિક રોગની નિવૃત્તિ માટે રોગી ઔષધનું સેવન કરીને પણ જો પથ્ય તરફ ધ્યાન નથી આપતો તો એના રોગની નિવૃત્તિ ઘણું કરીને નથી થતી, પણ સદાચાર અને સદ્‌ગુણરૂપી પથ્યની ઊણપ રહેવા છતાં પણ ભક્તિરૂપી ઔષધના સેવનથી ભવરોગની નિવૃત્તિ થઈ જાય છે; કેમકે, ભક્તિરૂપી ઔષધ પથ્યનું કામ પણ કરી લે છે. એટલું જ નહીં, કુપથ્ય-સેવનથી ઉત્પન્ન થયેલા અનેક પ્રકારના દુર્ગુણ અને વિઘ્નરૂપી દોષોનો નાશ તેમજ સદાચાર-સદ્‌ગુણરૂપી પથ્યનું ઉત્પાદન પણ ઈશ્વર-ભક્તિ કરી આપે છે તથા સદાને માટે રોગનું મૂળ ઉખાડી નાખે છે. માટે ઈશ્વર-ભક્તિ પરમ-ઔષધ છે.

ભક્તિના મુખ્ય બે ભેદ છે - એક સાધનરૂપ, જેને વૈધ (વિહિત) અને નવધાને નામે પણ ઓળખાવી છે અને બીજો સાધ્યરૂપ, જેને પ્રેમા, પ્રેમલક્ષણા વગેરે નામોથી ઓળખાવી છે. આમાં નવધા એ સાધનરૂપ છે અને પ્રેમ એ સાધ્ય છે.

હવે એ વિચારીએ કે વૈધ-ભક્તિ કોનું નામ છે. આના ઉત્તરમાં એ જ કહી શકાય છે કે સ્વામી જેનાથી સંતુષ્ટ થાય એ પ્રકારના ભાવથી ભાવિત થઈને એની આજ્ઞા અનુસાર આચરણ કરવાનું નામ વૈધ-ભક્તિ છે. શાસ્ત્રોમાં એનાં અનેક પ્રકારનાં લક્ષણો જણાવવામાં આવ્યાં છે.

તુલસીકૃત રામાયણમાં શબરી પ્રત્યે ભગવાન શ્રીરામચંદ્ર કહે છે –

**પ્રથમ ભગતિ સંતન્હ કર સંગા।**
**દૂસરિ રતિ મમ કથા પ્રસંગા॥**
(અરણ્યકાંડ ૩૫/૪)

**ગુર પદ પંકજ સેવા તીસરિ ભગતિ અમાન।**
**ચૌથિ ભગતિ મમ ગુન ગન કરઈ કપટ તજિ ગાન॥**
(અરણ્યકાંડ દોહા ૩૫)

**મંત્ર જાપ મમ દૃઢ઼ બિસ્વાસા।**
**પંચમ ભજન સો બેદ પ્રકાસા॥**
**છઠ દમ સીલ બિરતિ બહુ કરમા।**
**નિરત નિરંતર સજ્જન ધરમા॥**
**સાતવઁ સમ મોહિ મય જગ દેખા।**
**મોતેં સંત અધિક કરિ લેખા॥**
**આઠવઁ જથાલાભ સંતોષા।**
**સપનેહુઁ નહિં દેખઈ પરદોષા॥**
**નવમ સરલ સબ સન છલહીના।**
**મમ ભરોસ હિયઁ હરષ ન દીના॥**
(અરણ્યકાંડ દોહા ૩૬/૧-૫)

તથા શ્રીમદ્‌ભાગવતમાં પણ શ્રીપ્રહ્‌લાદજીએ કહ્યું છે –

**શ્રવણં કીર્તનં વિષ્ણોઃ સ્મરણં પાદસેવનમ્।**
**અર્ચનં વન્દનં દાસ્યં સખ્યમાત્મનિવેદનમ્॥**
(ભાગવત ૭/૫/૨૩)

'(હે પિતાજી!) ભગવાન શ્રીવિષ્ણુની ભક્તિના નવ પ્રકાર છે – ભગવાનનાં ગુણ-લીલા-નામ વગેરેનું શ્રવણ, તેમનું કીર્તન, તેમનાં રૂપ-નામ વગેરેનું સ્મરણ, તેમનાં ચરણોની સેવા, પૂજા-અર્ચના, વંદન, દાસ્ય, સખ્ય અને આત્મનિવેદન.'

આ રીતે શાસ્ત્રોમાં ભક્તિનાં જુદી જુદી

રીતે અનેક લક્ષણો જણાવવામાં આવ્યાં છે, પણ વિચાર કરતાં સિદ્ધાંતમાં કશો ભેદ નથી. તાત્પર્ય સૌનું ઘણું કરીને એક જ છે કે સ્વામી જે ભાવ અને આચરણથી સંતુષ્ટ થાય એ જ જાતના ભાવોથી ભાવિત થઈને એમની આજ્ઞાને અનુકૂળ આચરણ કરવું એ જ ભક્તિ છે.

હવે શ્રીમદ્‌ભાગવતમાં પ્રહ્‌લાદ દ્વારા જણાવવામાં આવેલી નવધા ભક્તિના વિષયમાં એના સ્વરૂપ, વિધિ, પ્રયોજન, હેતુ ફળ અને ઉદાહરણનું દિગ્દર્શન કરાવવામાં આવે છે. આ ઉપર કહેલી નવધા ભક્તિમાંથી એકનું પણ સારી પેઠે અનુષ્ઠાન કરતાં મનષ્ય પરમપદને પામી જાય છે; તો જે નવેયનું સારી પેઠે અનુષ્ઠાન કરનારો છે એના કલ્યાણમાં તો કહેવું જ શું!

**શ્રવણ**

ભગવાનના પ્રેમી ભક્તો દ્વારા કહેવાયેલાં ભગવાનનાં નામ, રૂપ, ગુણ, પ્રભાવ, લીલા, તત્ત્વ અને રહસ્યની અમૃતમયી કથાઓનું શ્રદ્ધા અને પ્રેમપૂર્વક શ્રવણ કરવું તેમ જ એ અમૃતમયી કથાઓનું શ્રવણ કરીને સંગીત સાંભળવાથી જેમ હરણ મુગ્ધ થઈ જાય છે, એ જ રીતે પ્રેમમાં મુગ્ધ થઈ જવું શ્રવણભક્તિનું સ્વરૂપ છે.

ઉપર કહેલી શ્રવણભક્તિ પામવા માટે શ્રદ્ધા અને પ્રેમપૂર્વક મહાપુરુષોને સાષ્ટાંગ પ્રણામ, એમની સેવા અને એમને નિત્ય નિષ્કપટભાવે પ્રશ્ન કરવો તેમજ એમના જણાવેલા માર્ગ અનુસાર આચરણ કરવા માટે તત્પરતાપૂર્વક પ્રયાસ કરવો - આ શ્રવણભક્તિને પામવાની વિધિ છે. શ્રીમદ્‌ભગવદ્‌ગીતામાં ભગવાને કહ્યું છે–

**તદ્વિદ્ધિ પ્રણિપાતેન પરિપ્રશ્નેન સેવયા।**
**ઉપદેક્ષ્યન્તિ તે જ્ઞાનં જ્ઞાનિનસ્તત્ત્વદર્શિનઃ॥**

(ગીતા ૪/૩૪)

'એ જ્ઞાનને તું તત્ત્વદર્શી જ્ઞાનીજનો પાસે જઈને જાણી લે; એમને યોગ્ય રીતે દંડવત્ પ્રણામ કરવાથી, એમની સેવા કરવાથી તેમજ કપટ છોડીને સરળ ભાવે પ્રશ્ન પૂછવાથી પરમાત્મતત્ત્વને બરાબર ઓળખનારા એ જ્ઞાની મહાત્માજનો તને એ તત્ત્વજ્ઞાનનો ઉપદેશ આપશે.'

મહાપુરુષોએ વર્ણવેલી ઉપર કહેલી શ્રવણભક્તિને પામીને પ્રભુમાં અનન્ય પ્રેમ થાય એ માટે પ્રભુના ભક્તોમાં એનો પ્રચાર કરવો - આ એનું પ્રયોજન છે.

આ શ્રવણભક્તિ મહાપુરુષોના સંગ વિના પ્રાપ્ત થવી અઘરી છે. ગોસ્વામી તુલસીદાસજીએ પણ કહ્યું છે –

**બિનુ સતસંગ ન હરિ કથા તેહિ બિનુ મોહ ન ભાગ।**
**મોહ ગએઁ બિનુ રામ પદ હોઈ ન દૃઢ઼ અનુરાગ॥**

(ઉત્તરકાંડ દોહા-૬૧)

પણ મહાપુરુષોના સંગના અભાવમાં ઉચ્ચ શ્રેણીના સાધકોનો સંગ તેમજ મહાપુરુષવિરચિત ગ્રંથોનું અવલોકન કરવું એ પણ સત્સંગ કરવા બરાબર જ છે.

સત્સંગ ન થવાને લીધે વિષયોનો સંગ તો સ્વાભાવિકપણે થાય જ છે. એનાથી મનુષ્યનું પતન થઈ જાય છે અને સત્સંગથી પ્રત્યક્ષ પરમ લાભ થાય છે; કેમકે મનુષ્યને જેવો જેવો સંગ થાય છે એ સંગ અનુસાર જ એના પર એવો એવો પ્રભાવ પડે છે. અને શ્રવણભક્તિ પણ સત્સંગથી જ મળે છે, માટે સત્સંગ જ શ્રવણભક્તિનો હેતુ છે.

એ સત્પુરુષોનાં દર્શન, ભાષણ, સ્પર્શ, ચિંતન અને સંગથી પાપી પુરુષ પણ પવિત્ર બની જાય છે. મહાપુરુષોની કૃપા વિના કોઈ પણ પરમપદને પામી નથી શકતું. શ્રીમદ્‌ભાગવતમાં રાજા રહૂગણ પ્રત્યે મહાત્મા

જડભરત કહે છે કે–

**રહૂગણૈતત્તપસા ન યાતિ**
**ન ચેજ્યયા નિર્વપણાદ્ ગૃહાદ્વા ।**
**ન ચ્છન્દસા નૈવ જલાગ્નિસૂર્યૈ-**
**ર્વિના મહત્પાદરજોઽભિષેકમ્ ॥**
(૫/૧૨/૧૨)

'હે રહૂગણ! મહાપુરુષોની ચરણરજથી પોતાને નવડાવ્યા વિના કેવળ તપ, યજ્ઞ વગેરે વૈદિક કર્મો, અન્ન વગેરેનાં દાન, અતિથિસેવા, દીનજનોની સેવા વગેરે ગૃહસ્થોચિત ધર્મોનું અનુષ્ઠાન, વેદોનું અધ્યયન અથવા જળ, અગ્નિ કે સૂર્યની ઉપાસના વગેરે કોઈ પણ સાધનથી આ પરમાત્મજ્ઞાન પ્રાપ્ત થઈ શકતું નથી.'

માટે એનાથી એ જ સિદ્ધ થાય છે કે સઘળાં કાર્યોની સિદ્ધિ મહાપુરુષોના સંગથી જ થાય છે. શ્રીમદ્ભાગવતમાં ભગવાન ઉદ્ધવ પ્રત્યે કહે છે કે –

**યથોપશ્રયમાણસ્ય ભગવન્તં વિભાવસુમ્ ।**
**શીતં ભયં તમોઽપ્યેતિ સાધૂન્ સંસેવતસ્તથા ॥**
**અન્નં હિ પ્રાણિનાં પ્રાણા આર્તાનાં શરણં ત્વહમ્ ।**
**ધર્મો વિત્તં નૃણાં પ્રેત્ય સન્તોઽર્વાગ્ બિભ્યતોઽરણમ્ ॥**
(૧૧/૨૬/૩૧,૩૩)

'જેણે આવા સંતોનું શરણ ગ્રહણ કરી લીધું તેમનાં કર્મજડતા, સંસારભય અને અજ્ઞાન વગેરે સર્વથા નિવૃત્ત થઈ જાય છે. જેવી રીતે જેણે અગ્નિનારાયણનો આશ્રય લઈ લીધો તેનાં ઠંડી, ભય અને અંધકારનાં દુઃખો સર્વથા નષ્ટ થઈ જાય છે.'

'જેમ અન્નથી પ્રાણીઓના પ્રાણોની રક્ષા થાય છે, જેમ હું જ દીન-દુઃખીઓનો પરમ રક્ષક છું, જેમ મનુષ્યને માટે પરલોકમાં ધર્મ જ એકમાત્ર પૂંજી છે - તે જ પ્રમાણે જે લોકો સંસારથી ભયભીત છે, તેમના માટે સંતો જ પરમધન, પ્રાણ અને પરમ આશ્રય છે.'

**ન રોધયતિ માં યોગો ન સાઙ્ખ્યં ધર્મ એવ ચ ।**
**ન સ્વાધ્યાયસ્તપસ્ત્યાગો નેષ્ટાપૂર્તં ન દક્ષિણા ॥**
**વ્રતાનિ યજ્ઞશ્છન્દાંસિ તીર્થાનિ નિયમા યમાઃ ।**
**યથાવરુન્ધે સત્સઙ્ગઃ સર્વસઙ્ગાપહો હિ મામ્ ॥**
(૧૧/૧૨/૧-૨)

'પ્રિય ઉદ્ધવ! સત્સંગનો મહિમા ખૂબ અદ્ભુત છે. આ ખૂબ જ શ્રેષ્ઠ સાધન છે. મારો ભક્ત જે રીતે સત્સંગ દ્વારા મને પ્રાપ્ત કરી શકે છે એવું બીજું કોઈ પણ સાધન નથી. આ જે યોગ, સાંખ્ય, ધર્મ, સ્વાધ્યાય, તપ, ત્યાગ, ઈષ્ટાપૂર્ત (યજ્ઞ-યાગ અને કૂવા-વાવ વગેરે કરાવવાનું પુણ્ય કર્મ), દક્ષિણા, વ્રત, યજ્ઞ, વેદોના રહસ્યમય મંત્રો, તીર્થ, નિયમ, યમ વગેરે જેટલાં પણ સાધનો છે તેમનાથી એટલી સરળતાથી મારી પ્રાપ્તિ નથી થતી, જેટલી સત્સંગથી થાય છે. કેમકે, સત્સંગથી બધા પ્રકારની આસક્તિ નષ્ટ થઈ જાય છે. આસક્તિ નાશ થવાથી ભક્તની મારામાં ભક્તિ પ્રબળ થાય છે અને તે મને સહેલાઈથી પ્રાપ્ત કરી લે છે.'

મહાપુરુષોનો સંગ દુર્લભ, અગમ્ય અને અમોઘ છે. માટે ભગવત્પ્રાપ્તિના ઈચ્છુક પુરુષોએ એ સત્પુરુષોનો સંગ અવશ્યમેવ કરવો. દેવર્ષિ નારદ પણ કહે છે -

**મહત્સઙ્ગસ્તુ દુર્લભોઽગમ્યોઽમોઘશ્ચ ।**
(નારદભક્તિસૂત્ર ૩૯)

'મહાપુરુષોનો સંગ દુર્લભ, અગમ્ય અને અમોઘ છે.' માટે –

**તદેવ સાધ્યતામ્, તદેવ સાધ્યતામ્ ।**
(નારદભક્તિસૂત્ર ૪૨)

'એ સત્સંગની જ સાધના કરો. - સત્સંગની જ સાધના કરો એટલે કે સંત-મહાપુરુષોના સંગ,

સેવા અને આજ્ઞાનું પાલન કરો.'

સત્પુરુષો દ્વારા મળેલી આ જાતની કેવળ શ્રવણ-ભક્તિથી પણ મનુષ્ય પરમપદને પામી શકે છે—આ એનું ફળ છે. ભગવાને શ્રીમદ્ભગવદ્ગીતામાં કહ્યું છે—

**અન્યે ત્વેવમજાનન્તઃ શ્રુત્વાન્યેભ્ય ઉપાસતે ।**
**તેઽપિ ચાતિતરન્ત્યેવ મૃત્યું શ્રુતિપરાયણાઃ ॥**

(ગીતા ૧૩/૨૫)

'પરંતુ આ બધા કરતાં અન્ય પ્રકારના અર્થાત્ મંદબુદ્ધિના માણસો, આ પ્રમાણે ન જાણતા હોવાને લીધે બીજા માણસો પાસેથી એટલે કે તત્ત્વજ્ઞાનીઓ પાસેથી સાંભળીને એ મુજબ ઉપાસના કરે છે અને એ શ્રવણ-પરાયણ પુરુષો પણ મૃત્યુરૂપી સંસારસાગરને નિઃસંદેહ તરી જાય છે.'

નારદજીએ પણ શ્રીમદ્ભાગવત-માહાત્મ્યમાં સનકાદિ પ્રત્યે કહ્યું છે—

**શ્રવણં સર્વધર્મેભ્યો વરં મન્યે તપોધનાઃ ।**
**વૈકુણ્ઠસ્થો યતઃ કૃષ્ણઃ શ્રવણાદ્યસ્ય લભ્યતે ॥**

(શ્રીમદ્ભાગવત-માહાત્મ્ય ૬/૭૬)

'હે તપોધનો! હું શ્રીમદ્ભાગવતના શ્રવણને જ સર્વ ધર્મોમાં શ્રેષ્ઠ માનું છું, કારણ કે તેના શ્રવણથી વૈકુંઠ (ગોલોક) વિહારી શ્રીકૃષ્ણની પ્રાપ્તિ થાય છે.'

કેવળ શ્રવણભક્તિથી ભગવાનની પ્રાપ્તિ થઈ જાય છે. એ માટે શાસ્ત્રોમાં ઘણાંય પ્રમાણો પણ મળે છે. તથા ઈતિહાસ અને પુરાણોમાં ઘણાંય ઉદાહરણો પણ મળે છે. જેમ રાજા પરીક્ષિત ભાગવત સાંભળવા માત્રથી જ પરમપદને પામી ગયા. શ્રીમદ્ભાગવત-માહાત્મ્યમાં લખ્યું છે—

**અસારે સંસારે વિષયવિષસઙ્ગાકુલધિયઃ**
**ક્ષણાર્ધં ક્ષેમાર્થં પિબત શુકગાથાતુલસુધામ્ ।**
**કિમર્થં વ્યર્થં ભો વ્રજત કુપથે કુત્સિતકથે**
**પરીક્ષિત્સાક્ષી યચ્છ્રવણગતમુક્ત્યુક્તિકથને ॥**

(૬/૧૦૦)

'આ અસાર સંસારમાં વિષયરૂપી વિષની આસક્તિને કારણે વ્યાકુળબુદ્ધિના પુરુષો! પોતાના કલ્યાણના ઉદ્દેશ્યથી અડધી ક્ષણ માટે પણ આ શુક-કથારૂપી અનુપમ અમૃતનું પાન કરો. પ્રિય ભાઈઓ! નિંદ્ય કથાઓથી યુક્ત એવા કુમાર્ગે ફોગટ શા માટે ભટકી રહ્યા છો? આ કથાનો કાનમાં પ્રવેશ થતાં જ મુક્તિ થઈ જાય છે, આ વાતના સાક્ષી રાજા પરીક્ષિત છે.'

ધુન્ધુકારી જેવો પાપી પણ કેવળ ભગવાનના ગુણાનુવાદો સાંભળવાના પ્રભાવથી તરી ગયો તથા શૌનક વગેરે ઘણા ઋષિ પણ પુરાણ અને ઈતિહાસના શ્રવણમાં જ પોતાના સમયને વિતાવ્યા કરતા હતા – એ કદી પણ ધરાતા ન હતા.

આ મનુષ્ય-જીવન માટે બીજો કોઈ પણ એથી વધીને આનંદદાયક શ્રવણીય વિષય નથી અને એ મહાપુરુષોના સંગથી જ પ્રાપ્ત થાય છે. માટે માણસો માટે મહાપુરુષોના સંગ જેવો આનંદદાયક લાભપ્રદ સંસારમાં કોઈ પણ પદાર્થ નથી. શ્રીમદ્ભાગવતમાં સૂતજી કહે છે—

**તુલયામ લવેનાપિ ન સ્વર્ગં નાપુનર્ભવમ્ ।**
**ભગવત્સઙ્ગિસઙ્ગસ્ય મર્ત્યાનાં કિમુતાશિષઃ ॥**

(૧/૧૮/૧૩)

'ભગવત્પ્રેમી ભક્તોના લેશમાત્ર સત્સંગ સાથે સ્વર્ગ અને મોક્ષની પણ તુલના કરી શકાતી નથી; અને એ સત્સંગ અમને આપની પાસેથી મળી રહ્યો છે. તો પછી મનુષ્યોના તુચ્છ ભોગોની તો વાત જ શી?'

માટે પોતાનું આખું જીવન મહાપુરુષોના સંગમાં રહેતાં રહેતાં જ ભગવાનના નામ, રૂપ,

ગુણ, પ્રેમ, પ્રભાવ, લીલા, ધામ, રહસ્ય અને તત્ત્વની અમૃતમયી કથાઓને નિરંતર સાંભળવામાં ગાળવું અને એમને સાંભળી સાંભળીને પ્રેમ અને આનંદમાં મુગ્ધ થતાં થતાં પોતાના મનુષ્ય-જીવનને સફળ બનાવવું.

### કીર્તન

ભગવાનનાં નામ, રૂપ, ગુણ, પ્રભાવ, ચરિત્ર, તત્ત્વ અને રહસ્યનું શ્રદ્ધા અને પ્રેમપૂર્વક ઉચ્ચારણ કરતાં કરતાં શરીરમાં રોમાંચ, કંઠ રુંધાવો, અશ્રુપાત, હૃદયની પ્રફુલ્લતા, મુગ્ધતા વગેરે થવાં એ કીર્તન-ભક્તિનું સ્વરૂપ છે.

કથા-વ્યાખ્યાન વગેરે દ્વારા ભક્તો સામે ભગવાનના પ્રેમ-પ્રભાવનું કથન કરવું, એકાન્તમાં અથવા ઘણાની સાથે મળીને ભગવાનને સંમુખ માનીને એમના નામનો ઉપાંશુ જપ તેમજ ઊંચા સ્વરે કીર્તન કરવું, ભગવાનના ગુણ, પ્રભાવ અને ચરિત્ર વગેરેનું શ્રદ્ધા અને પ્રેમપૂર્વક ધીમે ધીમે કે જોરથી, ઊભાં ઊભાં કે બેઠાં બેઠાં વાદ્ય-નૃત્ય સાથે અથવા એ વિના ઉચ્ચારણ કરવું તથા દિવ્ય સ્તોત્ર તેમ જ પદો દ્વારા ભગવાનની સ્તુતિ-પ્રાર્થના કરવી, એ જ ઉપર કહેલી ભક્તિને પામવાનો પ્રકાર છે. પણ આ બધી ક્રિયાઓ નામના દસ અપરાધો* ન થાય એ રીતે દંભરહિત તેમજ શુદ્ધ ભાવનાથી સ્વાભાવિકપણે થવી જોઈએ.

ઉપર કહેલી કીર્તન-ભક્તિને પામીને સૌને ભગવાનમાં અનન્ય પ્રેમ થઈને એની પ્રાપ્તિ થઈ જાય, એ ઉદ્દેશ્યથી કીર્તન કરવું, એ આનું પ્રયોજન છે.

કીર્તનભક્તિ પણ ઈશ્વર અને મહાપુરુષોની કૃપાથી જ મળે છે. માટે આ બાબતમાં એમની કૃપા જ હેતુ છે. કેમકે, ભગવાનના ભક્તો ભગવાનનાં પ્રેમ, પ્રભાવ, તત્ત્વ અને રહસ્યની વાતો સાંભળે એનાથી તેમ જ શાસ્ત્રો વાંચવાથી ભગવાનમાં શ્રદ્ધા ઉપજે છે અને ત્યારે માણસ ઉપર કહેલ કીર્તન-ભક્તિને પામી શકે છે. માટે ભગવાન અને એમના ભક્તોની દયા પામવા માટે એમની આજ્ઞાનું પાલન કરવું.

આ પ્રકારની કેવળ કીર્તન-ભક્તિથી પણ મનુષ્ય પરમાત્માની દયાથી એમાં અનન્ય પ્રેમ કરીને એને પામી શકે છે. ગીતામાં ભગવાને કહ્યું છે–

**અપિ ચેત્સુદુરાચારો ભજતે મામનન્યભાક્ ।**
**સાધુરેવ સ મન્તવ્યઃ સમ્યગ્વ્યવસિતો હિ સઃ ॥**
**ક્ષિપ્રં ભવતિ ધર્માત્મા શશ્વચ્છાન્તિં નિગચ્છતિ ।**
**કૌન્તેય પ્રતિ જાનીહિ ન મે ભક્તઃ પ્રણશ્યતિ ॥**

(ગીતા ૯/૩૦-૩૧)

'જો કોઈ ઘણો દુરાચારી પણ અનન્યભાવે મારો ભક્ત બનીને મને ભજે છે, તો એ સાધુ જ માનવા યોગ્ય છે; કેમકે એ ખરો નિશ્ચય કરનારો છે એટલે કે એણે દૃઢતાથી નિશ્ચય કરી લીધો છે કે પરમેશ્વરના ભજન જેવું બીજું કશુંય નથી. એ સત્વરે ધર્માત્મા થઈ જાય છે અને સદા રહેનારી પરમ શાન્તિને પામે છે; હે

---

* સન્નિન્દાસતિ નામવૈભવકથા શ્રીશેશયોર્ભેદધીરશ્રદ્ધા શ્રુતિશાસ્ત્રદૈશિકગિરાં નામ્ન્યર્થવાદભ્રમઃ ।
નામાસ્તીતિ નિષિદ્ધવૃત્તિવિહિતત્યાગો હિ ધર્માન્તરૈઃ સામ્યં નામ્નિ જપે શિવસ્ય ચ હરેર્નામાપરાધા દશ ॥
'સત્પુરુષોની નિંદા, અશ્રદ્ધાળુઓમાં નામનો મહિમા કહેવો, વિષ્ણુ અને શિવમાં ભેદબુદ્ધિ, વેદ, શાસ્ત્ર અને ગુરુની વાણીમાં અવિશ્વાસ, હરિનામમાં અર્થવાદનો ભ્રમ એટલે કે કેવળ સ્તુતિમાત્ર છે એવી માન્યતા, નામના બળે વિહિતનો ત્યાગ અને નિષિદ્ધનું આચરણ, અન્ય ધર્મો સાથે નામની તુલના એટલે કે શાસ્ત્રવિહિત કર્મો સાથે નામની તુલના - આ બધા ભગવાન શિવ અને વિષ્ણુના નામજપમાં નામના દસ અપરાધો છે.'

કૌન્તેય! તું નિશ્ચયપૂર્વક સત્ય જાણ કે મારો ભક્ત નાશ નથી પામતો.'

એટલું જ નહીં આ કીર્તન-ભક્તિનો પ્રચારક તો ભગવાનને સૌથી વધુ પ્રિય છે. ભગવાને ગીતામાં સ્વયં કહ્યું છે –

**ય ઈમં પરમં ગુહ્યં મદ્ભક્તેષ્વભિધાસ્યતિ ।**
**ભક્તિં મયિ પરાં કૃત્વા મામેવૈષ્યત્યસંશયઃ ॥**
**ન ચ તસ્માન્મનુષ્યેષુ કશ્ચિન્મે પ્રિયકૃત્તમઃ ।**
**ભવિતા ન ચ મે તસ્માદન્યઃ પ્રિયતરો ભુવિ ॥**

(૧૮/૬૮-૬૯)

'જે માણસ મારામાં પરમ પ્રેમ રાખીને આ પરમ રહસ્યયુક્ત ગીતાના ઉપદેશને મારા ભક્તોમાં કહી સંભળાવશે એટલે કે નિષ્કામભાવથી પ્રેમપૂર્વક મારા ભક્તોને સંભળાવશે, અર્થની વ્યાખ્યા દ્વારા પ્રચાર કરશે અથવા શ્રોતાઓની શંકાઓનું સમાધાન કરીને ગીતાના ઉપદેશને એમના હૃદયમાં ઉતારીને એ ઉપદેશ અનુસાર ચાલવાની દૃઢ ભાવના ઉપજાવશે, એ મને જ પામશે - એમાં જરા પણ સંદેહ નથી. માણસોમાં એનાથી વધીને મારું પ્રિય કાર્ય કરનારો કોઈ પણ નથી તથા આખી પૃથ્વી પર એનાથી વધીને મારો પ્રિય બીજો કોઈ ભવિષ્યમાં થશે પણ નહીં.' આ જ એ કીર્તનભક્તિનું ફળ છે.

ભાગવત અને રામાયણ વગેરે બધા ભક્તિના ગ્રંથોમાં ભગવાનના કેવળ નામ અને ગુણોના કીર્તનથી સઘળાં પાપોનો નાશ તેમ જ ભગવત્પ્રાપ્તિ જણાવી છે. શ્રીમદ્ભાગવતમાં કહ્યું છે –

**બ્રહ્મહા પિતૃહા ગોઘ્નો માતૃહાઽઽચાર્યહાઽઘવાન્ ।**
**શ્વાદઃ પુલ્કસકો વાપિ શુદ્ધ્યેરન્ યસ્ય કીર્તનાત્ ॥**

(૬/૧૩/૮)

'હે દેવરાજ! ભગવાનના નામના કીર્તનમાત્રથી જ બ્રાહ્મણ, પિતા, માતા, ગાય, આચાર્ય વગેરેની હત્યા કરનારા મહાપાપીઓ, કૂતરાનું માંસ ખાનારા ચાંડાળો અને કસાઈઓ પણ શુદ્ધ (પાપરહિત) થઈ જાય છે.'

**સઙ્કીર્ત્યમાનો ભગવાનનન્તઃ**
**શ્રુતાનુભાવો વ્યસનં હિ પુંસામ્ ।**
**પ્રવિશ્ય ચિત્તં વિધુનોત્યશેષં**
**યથા તમોઽર્કોઽભ્રમિવાતિવાતઃ ॥**

(શ્રીમદ્ભાગવત ૧૨/૧૨/૪૭)

'જો અનંત ભગવાન શ્રીકૃષ્ણનાં નામ, લીલા, ગુણ વગેરેનું સંકીર્તન કરવામાં આવે અથવા તેમનો પ્રભાવ, મહિમા વગેરેનું શ્રવણ કરવામાં આવે તો તેઓ સ્વયં હૃદયમાં આવીને બિરાજે છે અને શ્રવણ-કીર્તન કરનાર મનુષ્યનાં જેમ સૂર્ય અંધકારને, આંધી વાદળોને વિખેરી નાખે છે તેમ, બધાં દુઃખો દૂર કરી દે છે.'

**આપન્નઃ સંસૃતિં ઘોરાં યન્નામ વિવશો ગૃણન્ ।**
**તતઃ સદ્યો વિમુચ્યેત યદ્બિભેતિ સ્વયં ભયમ્ ॥**

(શ્રીમદ્ભાગવત ૧/૧/૧૪)

'આ જીવ જન્મ-મૃત્યુના ઘોર ચકરાવામાં પડેલો છે – આવી સ્થિતિમાં પણ જો તે ક્યારેક ભગવાનના મંગલમય નામનું ઉચ્ચારણ કરે તો તે જ ક્ષણે તે (ચકરાવા)માંથી મુક્ત થઈ જાય; કારણ કે સ્વયં ભય પણ ભગવાનથી બીતો રહે છે.'

**કલેર્દોષનિધે રાજન્નસ્તિ હ્યેકો મહાન્ ગુણઃ ।**
**કીર્તનાદેવ કૃષ્ણસ્ય મુક્તસઙ્ગઃ પરં વ્રજેત્ ॥**

(શ્રીમદ્ભાગવત ૧૨/૩/૫૧)

'પરીક્ષિત! આમ તો કળિયુગ દોષોનો ભંડાર છે, પરંતુ તેમાં એક બહુ મોટો ગુણ છે. તે ગુણ એ છે કે, કળિયુગમાં ભગવાન શ્રીકૃષ્ણનું માત્ર સંકીર્તન કરવાથી જ તમામ આસક્તિઓ છૂટી જાય છે અને પરમાત્માની પ્રાપ્તિ થઈ જાય છે.'

**ઈત્થં હરેર્ભગવતો રુચિરાવતાર-**
**વીર્યાણિ બાલચરિતાનિ ચ શન્તમાનિ ॥**
**અન્યત્ર ચેહ ચ શ્રુતાનિ ગૃણન્ મનુષ્યો**
**ભક્તિં પરાં પરમહંસગતૌ લભેત ॥**
(શ્રીમદ્ભાગવત ૧૧/૩૧/૨૮)

'પરીક્ષિત! આ શ્રીમદ્ભાગવતજીમાં અને અન્ય પુરાણોમાં ગાયેલી કલ્યાણકારી અને મનોહર એવા શ્રીકૃષ્ણ પ્રભુની બાળલીલા અને દિવ્ય લીલાઓ તેમજ અવતાર-લીલાઓનું સંકીર્તન વગેરે જે કરે છે, તે પરમહંસ મુનિઓ જેને પામી શકે તેવી ભગવાન-શ્રીકૃષ્ણની પરાભક્તિ પામે છે.'

**અહો બત શ્વપચોઽતો ગરીયાન્**
**યજ્જિહ્વાગ્રે વર્તતે નામ તુભ્યમ્ ।**
**તેપુસ્તપસ્તે જુહુવુઃ સસ્નુરાર્યા**
**બ્રહ્માનૂચુર્નામ ગૃણન્તિ યે તે ॥**
(શ્રીમદ્ભાગવત ૩/૩૩/૭)

'અહો! તે ચાંડાલ પણ એ કારણે જ સર્વશ્રેષ્ઠ છે કે તેની જીભના અગ્ર-ભાગ પર તમારું નામ વિરાજમાન છે. જે શ્રેષ્ઠ મનુષ્યો તમારા નામનું ઉચ્ચારણ કરે છે તેમણે (તો) તપ, હવન, તીર્થસ્થાન, સદાચારનું પાલન અને વેદોનું અધ્યયન - સર્વ કાંઈ કરી જ લીધું.'

રામચરિતમાનસમાં ગોસ્વામી તુલસીદાસજીએ પણ નામ-જપનો મહિમા કહ્યો છે—

**નામુ સપ્રેમ જપત અનયાસા ।**
**ભગત હોહિં મુદ મંગલ બાસા ॥**
(બાલકાંડ ૨૪/૧)

**નામુ જપત પ્રભુ કીન્હ પ્રસાદૂ ।**
**ભગત સિરોમનિ ભે પ્રહલાદૂ ॥**
(બાલકાંડ ૨૬/૨)

**સુમિરિ પવનસુત પાવન નામૂ ।**
**અપને બસ કરિ રાખે રામૂ ॥**
(બાલકાંડ ૨૬/૪)

**ચહુઁ જુગ તીનિ કાલ તિહુઁ લોકા ।**
**ભએ નામ જપિ જીવ બિસોકા ॥**
(બાલકાંડ ૨૭/૧)

**કહૌં કહાઁ લગિ નામ બડ઼ાઈ ।**
**રામુ ન સકહિં નામ ગુન ગાઈ ॥**
(બાલકાંડ ૨૬/૪)

મહર્ષિ પતંજલિ પણ કહે છે—

**તસ્ય વાચકઃ પ્રણવઃ ।** (યોગસૂત્ર ૧/૨૭)

'એ પરમાત્માનો વાચક અર્થાત્ નામ ઓંકાર છે.'

**તજ્જપસ્તદર્થભાવનમ્ ।** (યોગસૂત્ર ૧/૨૮)

'એ પરમાત્માના નામનો જપ અને એના અર્થની ભાવના એટલે કે સ્વરૂપનું ચિંતન કરવું.'

**તતઃ પ્રત્યક્ચેતનાધિગમોઽપ્યન્તરાયાભાવશ્ચ ।**
(યોગસૂત્ર ૧/૨૯)

ઉપર્યુક્ત સાધનથી સઘળાં વિઘ્નોનો નાશ અને પરમાત્માની પ્રાપ્તિ પણ થાય છે. નારદપુરાણમાં પણ કહ્યું છે—

**હરેર્નામ હરેર્નામ હરેર્નામૈવ કેવલમ્ ।**
**કલૌ નાસ્ત્યેવ નાસ્ત્યેવ નાસ્ત્યેવ ગતિરન્યથા ॥**
(૧/૪૧/૧૧૫)

'કળિયુગમાં કેવળ શ્રીહરિનું નામ જ કલ્યાણનું પરમ સાધન છે, એ સિવાય બીજો કોઈ ઉપાય જ નથી.' આ રીતે શાસ્ત્રોમાં બીજાં પણ ઘણાં પ્રમાણો મળે છે.

આ કીર્તન-ભક્તિથી અગાઉના વખતમાં ઘણા લોકો તરી ગયા છે. ઈતિહાસ અને પુરાણોમાં તેમ જ રામાયણમાં ઘણાં ઉદાહરણો પણ મળે છે.

ભગવાનનાં નામ અને ગુણોના કીર્તનના પ્રતાપથી અગાઉના વખતમાં નારદ, વાલ્મીકિ, શુકદેવજી વગેરે તથા અર્વાચીન કાળમાં ગૌરાંગ મહાપ્રભુ, તુલસીદાસ, સૂરદાસ, નાનક, તુકારામ,

નરસિંહ, મીરાંબાઈ વગેરે અનેક ભક્તો પરમપદને પામી ચૂક્યા છે. એમના જીવનનો ઈતિહાસ વિખ્યાત જ છે. પરમ ભક્તોની વાત તો છોડો, જેઓ મહાપાપી હતા એ પણ તરી ગયા છે. ગોસ્વામી તુલસીદાસજીએ કહ્યું છે–

**અપતુ અજામિલુ ગજુ ગનિકાઊ ।**
**ભએ મુકુત હરિ નામ પ્રભાઊ ॥**

માટે જેમ મેઘને જોઈને બપૈયો જળ માટે પી પી કરે છે એ જ રીતે ભગવાનમાં પરમ પ્રેમ થવા માટે તેમ જ ભગવાનની પ્રાપ્તિ કાજે ભગવાનનાં નામ અને ગુણોના કીર્તનનો નિત્ય-નિરંતર તત્પર થઈને પ્રાણ ટકે ત્યાં સુધી પ્રયાસ કરવો.

### સ્મરણ

પ્રભુનાં નામ, રૂપ, ગુણ, પ્રભાવ, લીલા, તત્ત્વ અને રહસ્યની અમૃતમયી કથાઓનું જે શ્રદ્ધા અને પ્રેમપૂર્વક શ્રવણ તથા પઠન કરવામાં આવ્યું છે એનું મનન કરવું તેમ જ આ રીતે મનન કરતાં કરતાં દેહની સુધ ભૂલીને ભગવાનના સ્વરૂપમાં ધ્રુવની જેમ તલ્લીન થઈ જવું એ સ્મરણ ભક્તિનું સ્વરૂપ છે.

બની શકે તો, એકાંત તેમજ પવિત્ર સ્થાનમાં સુખપૂર્વક સ્થિર, સરળ આસનમાં બેસીને ઇન્દ્રિયોને વિષયોમાંથી વાળી લઈને કામના અને સંકલ્પને ત્યાગીને પ્રશાંત અને વૈરાગ્યયુક્ત ચિત્તે અથવા હરતાં-ફરતાં, ઊઠતાં-બેસતાં, ખાતાં-પીતાં, ઊંઘતાં, સૌ કામ કરતાં કરતાં પણ સ્વાભાવિક, શુદ્ધ અને સરળભાવે ભગવાનના સગુણ-નિર્ગુણ સાકાર-* નિરાકારના તત્ત્વને જાણીને ગુણ અને પ્રભાવસહિત ભગવાનના સ્વરૂપનું ચિંતન કરવું, ભગવાનના નામનું મનથી સ્મરણ કરવું, ભગવાનની લીલાઓનું સ્મરણ કરીને મુગ્ધ થવું, ભગવાનનું તત્ત્વ અને રહસ્ય જાણવા માટે એમના ગુણ, પ્રભાવનું ચિંતન કરવું તથા દિવ્ય સ્તોત્ર અને પદોથી મન દ્વારા સ્તુતિ અને પ્રાર્થના કરવી, આ રીતે સ્મરણના ઘણા પ્રકારો શાસ્ત્રોમાં જણાવવામાં આવ્યા છે.

પ્રભુમાં અનન્ય પ્રેમ થઈને એની પ્રાપ્તિ

---

* શ્રીમદ્‌ભાગવતમાં સગુણ-સાકારનું ધ્યાન કરવાનો આ પણ એક પ્રકાર છે–

સમં પ્રશાન્તં સુમુખં દીર્ઘચારુચતુર્ભુજમ્ । સુચારુ સુન્દરગ્રીવં સુકપોલં શુચિસ્મિતમ્ ॥
સમાનકર્ણવિન્યસ્તસ્ફુરન્મકરકુણ્ડલમ્ । હેમામ્બરં ઘનશ્યામં શ્રીવત્સશ્રીનિકેતનમ્ ॥
શઙ્ખચક્રગદાપદ્મવનમાલાવિભૂષિતમ્ । નૂપુરૈર્વિલસત્પાદં કૌસ્તુભપ્રભયા યુતમ્ ॥
દ્યુમત્કિરીટકટકકટિસૂત્રાઙ્ગદાયુતમ્ ।
સર્વાઙ્ગસુન્દરં હૃદ્યં પ્રસાદસુમુખેક્ષણમ્ । સુકુમારમભિધ્યાયેત્ સર્વાઙ્ગેષુ મનો દધત્ ॥

(શ્રીમદ્‌ભાગવત ૧૧/૧૪/૩૮-૪૨)

'ભાઈ ઉદ્ધવ! મારા આ સ્વરૂપનું ઠીક ધ્યાન ધરવું. આ સ્વરૂપ સર્વ અંગે સુકોમળ છે, વેશભૂષાથી અત્યંત શાંત સ્વરૂપ છે, સુંદર મુખારવિંદવાળું છે, ઘૂંટણો સુધી લાંબી અને અત્યંત મનોહર ચાર ભુજાઓવાળું છે, ડોક અત્યંત સુંદર છે, કપોલ મનગમતા મનોહર છે, સ્મિત હાસ્ય ઉજ્જ્વળ અને અત્યંત પવિત્ર છે. બન્ને કાનોમાં મકરાકૃત ચળકતાં કુંડળો છે. વર્ષાકાળના મેઘ જેવા શ્યામ શ્રીઅંગ પર સુવર્ણ જેવી કાંતિવાળું પીતાંબર શોભી રહ્યું છે. વક્ષ:સ્થળમાં એક બાજુ શ્રીવત્સનું ચિહ્‌ન તથા બીજી તરફ લક્ષ્મીજી બિરાજમાન છે. શ્રીહસ્તમાં શંખ, ચક્ર, ગદા અને પદ્મ ધારણ કરેલાં છે. ગળામાં વનમાળા શોભી રહી છે. ચરણોમાં નૂપુર શોભી રહ્યાં છે, ગળામાં કૌસ્તુભમણિ ઝળહળી રહ્યો છે. પોતપોતાના સ્થાને ચળકતાં મુગટ, કંકણ, કંદોરો અને બાજુબંધ શોભી રહ્યાં છે. બધાં જ આભૂષણો મનોહારી છે. સુંદર મુખારવિંદ અને પ્રેમભરી દૃષ્ટિથી ચોતરફ કૃપાવૃષ્ટિ થઈ રહી છે. ઉદ્ધવ! મારા આ સુકુમાર સ્વરૂપનું ધ્યાન કરવું જોઈએ અને પોતાના મનને એક-એક અંગમાં સ્થિર કરવું જોઈએ.'

થવી એ એનું ઉદ્દેશ્ય છે.

પ્રેમી ભક્તો દ્વારા નામ, રૂપ, ગુણ, પ્રભાવ વગેરેની અમૃતમયી કથાઓનું શ્રદ્ધા અને પ્રેમપૂર્વક શ્રવણ કરવું, ભગવદ્‌વિષયક ધાર્મિક પુસ્તકોનું પઠન-પાઠન કરવું, ભગવાનના નામનાં જપ અને કીર્તન કરવાં, ભગવાનનાં પદ અને સ્તોત્રો દ્વારા અથવા કોઈ પણ રીતે ધ્યાન માટે કરુણાભાવથી સ્તુતિ-પ્રાર્થના કરવી તથા ભગવાન અને મહાપુરુષોની આજ્ઞાનું પાલન કરવું વગેરે ઉપર્યુક્ત સ્મરણ-ભક્તિને પ્રાપ્ત કરવાના ઉપાયો છે.

ઉપર જણાવવામાં આવેલી કેવળ સ્મરણ-ભક્તિથી પણ સઘળાં પાપ, વિઘ્ન, અવગુણ અને દુ:ખોનો અત્યંત અભાવ થઈ જાય છે. ભગવત્સ્મરણ દ્વારા માણસ જે કંઈ પણ ઈચ્છે એને પામી શકે છે. ભગવત્પ્રાપ્તિરૂપી પરમ શાંતિની પ્રાપ્તિ પણ આનાથી સત્વરે તેમજ સુગમતાથી થઈ જાય છે. શ્રુતિ, સ્મૃતિ, ઈતિહાસ, પુરાણ, સંત-મહાત્મા સૌએ એક સ્વરે ભગવત્સ્મરણ (ધ્યાન)નો મોટો મહિમા ગાયો છે. કઠોપનિષદમાં કહ્યું છે -

**એતદ્ધ્યેવાક્ષરં બ્રહ્મ એતદ્ધ્યેવાક્ષરં પરમ્।**
**એતદ્ધ્યેવાક્ષરં જ્ઞાત્વા યો યદિચ્છતિ તસ્ય તત્॥**

(૧/૨/૧૬)

'આ ઓંકાર અક્ષર જ બ્રહ્મ છે, આ જ પરબ્રહ્મ છે, આ જ ઓંકારરૂપ અક્ષરને જાણીને (ઉપાસીને) જે માણસ જે વસ્તુને ઈચ્છે છે એને એ જ મળે છે.'

સન્ધ્યોપાસનવિધિની શરૂઆતમાં લખ્યું છે—

**અપવિત્ર: પવિત્રો વા સર્વાવસ્થાં ગતોઽપિ વા ।**
**ય: સ્મરેત્ પુણ્ડરીકાક્ષં સ બાહ્યાભ્યન્તર: શુચિ: ॥**

'અપવિત્ર હો કે પવિત્ર, કોઈ પણ અવસ્થામાં કેમ ન હોય, જે પુરુષ ભગવાન પુણ્ડરીકાક્ષનું સ્મરણ કરે છે એ બહાર અને ભીતરથી શુદ્ધ થઈ જાય છે.' શ્રીમદ્‌ભગવદ્‌ગીતામાં ભગવાને કહ્યું છે—

**યો માં પશ્યતિ સર્વત્ર સર્વં ચ મયિ પશ્યતિ ।**
**તસ્યાહં ન પ્રણશ્યામિ સ ચ મે ન પ્રણશ્યતિ ॥**

(ગીતા ૬/૩૦)

'જે માણસ સઘળાં ભૂતોમાં સહુના આત્મારૂપ મુજ વાસુદેવને જ વ્યાપેલ જુએ છે અને સઘળાં ભૂતોને મુજ વાસુદેવની અન્તર્ગત જુએ છે, એને માટે હું અદૃશ્ય નથી હોતો અને એ મારે માટે અદૃશ્ય નથી હોતો.'

**તસ્માત્સર્વેષુ કાલેષુ મામનુસ્મર યુધ્ય ચ ।**
**મય્યર્પિતમનોબુદ્ધિર્મામેવૈષ્યસ્યસંશયમ્ ॥**
**અભ્યાસયોગયુક્તેન ચેતસા નાન્યગામિના ।**
**પરમં પુરુષં દિવ્યં યાતિ પાર્થાનુચિન્તયન્ ॥**

(ગીતા ૮/૭-૮)

'માટે હે અર્જુન! તું સર્વ કાળે નિરંતર મારું સ્મરણ કર અને યુદ્ધ પણ કર; આ પ્રમાણે મારામાં અર્પેલાં મન-બુદ્ધિથી યુક્ત થઈ તું ચોક્કસ મને જ પામીશ. હે પાર્થ! એ નિયમ છે કે પરમેશ્વરના ધ્યાનના અભ્યાસસ્વરૂપ યોગથી યુક્ત, બીજી તરફ ન જનારા ચિત્તથી નિરંતર ચિંતન કરતો માણસ પરમ પ્રકાશસ્વરૂપ દિવ્ય પુરુષને એટલે કે પરમેશ્વરને જ પામે છે.'

**અનન્યચેતા: સતતં યો માં સ્મરતિ નિત્યશ: ।**
**તસ્યાહં સુલભ: પાર્થ નિત્યયુક્તસ્ય યોગિન: ॥**

(ગીતા ૮/૧૪)

'હે પૃથાપુત્ર! જે માણસ મારામાં અનન્ય-ચિત્ત થઈને સદાય નિરંતર મુજ પુરુષોત્તમને સ્મરે છે, એ નિત્ય-નિરંતર મારામાં જોડાયેલા યોગીને માટે હું સુલભ છું એટલે કે એને સહજ રીતે મળી જાઉં છું.'

**અનન્યાશ્ચિન્તયન્તો માં યે જનાઃ પર્યુપાસતે ।**
**તેષાં નિત્યાભિયુક્તાનાં યોગક્ષેમં વહામ્યહમ્ ॥**

(ગીતા ૯/૨૨)

'જે અનન્ય પ્રેમી ભક્તજનો મુજ પરમેશ્વરને નિરંતર ચિંતન કરતાં નિષ્કામભાવે ભજે છે, એ નિત્ય-નિરંતર મારું ચિંતન કરનારા ભક્તોના યોગક્ષેમનું હું પોતે વહન કરું છું.'

**યે તુ સર્વાણિ કર્માણિ મયિ સંન્યસ્ય મત્પરાઃ ।**
**અનન્યેનૈવ યોગેન માં ધ્યાયન્ત ઉપાસતે ॥**
**તેષામહં સમુદ્ધર્તા મૃત્યુસંસારસાગરાત્ ।**
**ભવામિ નચિરાત્પાર્થ મય્યાવેશિતચેતસામ્ ॥**
**મય્યેવ મન આધત્સ્વ મયિ બુદ્ધિં નિવેશય ।**
**નિવસિષ્યસિ મય્યેવ અત ઊર્ધ્વં ન સંશયઃ ॥**

(ગીતા ૧૨/૬-૮)

'પરંતુ મારે પરાયણ રહેનારા જે ભક્તજનો, સર્વ કર્મોને મારામાં અર્પણ કરીને, મુજ સગુણસ્વરૂપ પરમેશ્વરને જ અનન્ય ભક્તિયોગથી નિરંતર ચિંતન કરતાં ભજે છે, મારામાં ચિત્ત પરોવનારા એ પ્રેમી ભક્તોનો હે પાર્થ! હું સત્વરે મૃત્યુરૂપી સંસાર-સાગરમાંથી ઉદ્ધાર કરી દઉં છું. મારામાં મનને પરોવ અને મારામાં જ બુદ્ધિને જોડ; એ પછી તું મારામાં જ નિવાસ કરીશ, એમાં લેશમાત્ર સંશય નથી.'

**ચેતસા સર્વકર્માણિ મયિ સંન્યસ્ય મત્પરઃ ।**
**બુદ્ધિયોગમુપાશ્રિત્ય મચ્ચિત્તઃ સતતં ભવ ॥**
**મચ્ચિત્તઃ સર્વદુર્ગાણિ મત્પ્રસાદાત્તરિષ્યસિ ।**

(ગીતા ૧૮/૫૭-૫૮)

'હે અર્જુન! સઘળાં કર્મોને મનથી મારામાં અર્પીને તેમજ સમત્વબુદ્ધિરૂપી યોગને આશ્રયે રહીને, તું મારે પરાયણ અને નિરંતર મારામાં ચિત્ત પરોવનાર થા. એ પ્રમાણે મારામાં ચિત્ત પરોવનાર થયેલો તું મારી કૃપાથી બધાંય સંકટોને વિના પ્રયત્ને પાર કરી જઈશ.'

શ્રીમદ્ભાગવતમાં કહ્યું છે–

**કીટઃ પેશસ્કૃતા રુદ્ધઃ કુડ્યાયાં તમનુસ્મરન્ ।**
**સંરમ્ભભયયોગેન વિન્દતે તત્સરૂપતામ્ ॥**
**એવં કૃષ્ણે ભગવતિ માયામનુજ ઈશ્વરે ।**
**વૈરેણ પૂતપાપ્માનસ્તમાપુરનુચિન્તયા ॥**
**કામાદ્ દ્વેષાદ્ભયાત્સ્નેહાદ્યથા ભક્ત્યેશ્વરે મનઃ ।**
**આવેશ્ય તદઘં હિત્વા બહવસ્તદ્ગતિં ગતાઃ ॥**

(શ્રીમદ્ભાગવત ૭/૧/૨૭-૨૯)

'ભમરી કીડાને લાવીને ભીંત પર પોતાના દરમાં બંધ કરી દે છે અને તે કીડો ભય તથા ઉદ્વેગથી ભમરીનું જ ચિંતન કરતો કરતો તેના જેવો જ થઈ જાય છે. આ જ વાત ભગવાન શ્રીકૃષ્ણ વિશે પણ છે. લીલાઓને લીધે મનુષ્ય દેખાતા હોવા છતાં પણ (વાસ્તવમાં) તેઓ સર્વશક્તિમાન ભગવાન જ છે. એમની સાથે વેર કરનારાઓ પણ તેમનું ચિંતન કરતાં-કરતાં પાપરહિત થઈ જઈને તેમને જ પામી ગયા છે. કોઈ એક નહીં, અનેક મનુષ્યો કામનાથી, દ્વેષથી, ભયથી અને પ્રેમથી પોતાના મનને ભગવાનમાં પરોવીને તેમ જ પોતાનાં બધાં જ પાપો ધોઈને એવી રીતે ભગવાનને પામી ગયા છે કે જેમ ભક્તો ભક્તિથી.'

**શૃણ્વન્ ગૃણન્ સંસ્મરયંશ્ચ ચિન્તયન્**
**નામાનિ રૂપાણિ ચ મઙ્ગલાનિ તે ।**
**ક્રિયાસુ યસ્ત્વચ્ચરણારવિન્દયો-**
**રાવિષ્ટચેતા ન ભવાય કલ્પતે ॥**

(શ્રીમદ્ભાગવત ૧૦/૨/૩૭)

'જે પુરુષ આપના મંગલમય નામ-રૂપનું શ્રવણ, કીર્તન, સ્મરણ અને ધ્યાન કરે છે અને આપનાં ચરણકમળોની સેવામાં જ પોતાનું ચિત્ત જોડેલું રાખે છે, તેને પછી જન્મ-મરણરૂપી સંસારચક્રમાં આવવું પડતું નથી.'

**વિષયાન્ ધ્યાયતશ્ચિત્તં વિષયેષુ વિષજ્જતે ।**
**મામનુસ્મરતશ્ચિત્તં મય્યેવ પ્રવિલીયતે ॥**

(શ્રીમદ્ભાગવત ૧૧/૧૪/૨૭)

'જે પુરુષ નિરંતર વિષયોનું ચિંતન કરે છે, તેનું ચિત્ત વિષયોમાં ફસાઈ જાય છે અને જે મારું સ્મરણ કરે છે તેનું ચિત્ત મારામાં તલ્લીન થઈ જાય છે.'

**અવિસ્મૃતિઃ કૃષ્ણપદારવિન્દયોઃ**
**ક્ષિણોત્યભદ્રાણિ શમં તનોતિ ચ ।**
**સત્ત્વસ્ય શુદ્ધિં પરમાત્મભક્તિં**
**જ્ઞાનં ચ વિજ્ઞાનવિરાગયુક્તમ્ ॥**

(શ્રીમદ્ભાગવત ૧૨/૧૨/૫૪)

'ભગવાન શ્રીકૃષ્ણનાં ચરણકમળોની અવિચળ સ્મૃતિ બધાં જ પાપ-તાપ અને અશુભોનો નાશ કરી પરમશાંતિ પ્રદાન કરનારી છે. તેના દ્વારા અંતઃકરણ શુદ્ધ થઈ જાય છે, ભગવાનની પરાભક્તિ પ્રાપ્ત થાય છે તથા વૈરાગ્ય અને વિજ્ઞાનપૂર્ણ યથાર્થ જ્ઞાન મળતાં ભગવાનનો સાક્ષાત્ અનુભવ થઈ જાય છે.'

શ્રીવિષ્ણુસહસ્રનામની શરૂઆતમાં કહ્યું છે–

**યસ્ય સ્મરણમાત્રેણ જન્મસંસારબન્ધનાત્ ।**
**વિમુચ્યતે નમસ્તસ્મૈ વિષ્ણવે પ્રભવિષ્ણવે ॥**

'જેના સ્મરણમાત્રથી માણસ જન્મરૂપી સંસાર-બંધનથી મુક્ત થઈ જાય છે, સંસારને ઉત્પન્ન કરનાર એ વિષ્ણુને નમસ્કાર છે.'

શ્રીતુલસીકૃત રામાયણમાં સુતીક્ષ્ણની સ્મરણ-ભક્તિ પ્રશંસનીય છે. સુતીક્ષ્ણ ભગવાનના પ્રેમમાં મગ્ન થઈને મનોમન ભગવાનનું સ્મરણ કરતો કરતો કહે છે–

**સો પરમ પ્રિય અતિ પાતકી**
**જિન્હ કબહુઁ પ્રભુ સુમિરન કર્યૌ ।**
**તે આજુ મૈં નિજ નયન દેખૌં**
**પૂરિ પુલકિત હિય ભર્યૌ ॥**
**જે પદસરોજ અનેક મુનિ**
**કરિ ધ્યાન કબહુઁક પાવહીં ।**
**તે રામ શ્રીરઘુવંશમણિ**
**પ્રભુ પ્રેમતેં સુખ પાવહીં ॥**

આગળ જઈને ભગવાનના ધ્યાનમાં એવો મસ્ત થઈ ગયો કે એને પોતાના તન-મનની સુધ પણ ન રહી.

**મુનિ મગ માઝ અચલ હોઈ બૈસા ।**
**પુલક સરીર પનસ ફલ જૈસા ॥**

(અરણ્યકાંડ ૧૦/૮)

એટલું જ નહીં, ભગવાનનાં દર્શન થવા છતાંય એ જ વરદાન માંગ્યું કે હે નાથ! મારા હૃદયમાં આપ નિરંતર વાસ કરો.

**અનુજ જાનકી સહિત પ્રભુ ચાપ બાન ધર રામ ।**
**મમ હિય ગગન ઈંદુ ઈવ બસહુ સદા નિહકામ ॥**

(અરણ્યકાંડ દોહા ૧૧)

આથી એ જ સિદ્ધ થાય છે કે સુતીક્ષ્ણને ભગવાનનું ધ્યાન ઘણું પ્રિય હતું. આ પ્રમાણે સ્મરણ કરનાર ભક્તોનાં શાસ્ત્રોમાં ઘણાં નામ આવે છે, પણ સૌનું ચરિત્ર ન આપતાં કેવળ અમુક ભક્તોનાં નામમાત્ર આપવામાં આવે છે. જેમકે, સનકાદિ, ધ્રુવ, ભીષ્મ, કુન્તી વગેરે સ્મરણ ભક્તિથી જ પરમ પદને પામ્યા છે. એ સિવાય નીચ જાતિની ભીલડી તેમ જ જટાયુ પક્ષીને પણ ભગવત્સ્મરણથી પરમ ગતિ મળી.

ગુણ, પ્રભાવ તથા પ્રેમસહિત ભગવાનના સ્વરૂપના ધ્યાન જેવું આ સંસારમાં સત્વરે ઉદ્ધાર કરનારું બીજું કોઈ પણ સાધન નથી

લગભગ બધાં સાધનોનું ફળ ભગવત્સ્મરણ છે. માટે પોતાનું આખું જીવન ઉપર કહ્યા મુજબ ભગવચ્ચિંતનમાં ગાળવાનો કટિબદ્ધ થઈને પ્રયાસ કરવો. શ્રી કબીરદાસે પણ કહ્યું છે–

**સુમિરનસોં મન લાઈયે, જૈસે દીપ પતંગ।**
**પ્રાન તજે છિન એકમેં, જરત ન મોડ઼ે અંગ॥**
**સુમિરનસોં મન લાઈયે, જૈસે કીટ ભિરંગ।**
**કબીર બિસારે આપકો, હોય જાય તેહિ રંગ॥**

માટે ભગવત્પ્રાપ્તિની ઈચ્છા ધરાવતા સાધક પુરુષ માટે ઉચિત છે કે એ સઘળાં કામ કરતાં કરતાં પણ જેમ કાચબો ઈંડાનું, ગાય વાછરડાનું, કામી પુરુષ સ્ત્રીનું, લોભી ધનનું, નટી પોતાના ચરણોનું, મોટર ચલાવનાર રસ્તાનું ધ્યાન રાખે છે, એ જ રીતે પરમાત્માનું ધ્યાન રાખે.

**પાદ-સેવન**

**સઞ્ચિન્તયેદ્ભગવતશ્ચરણારવિન્દં**
**વજ્રાઙ્કુશધ્વજસરોરુહલાઞ્છનાઢ્યમ્।**
**ઉત્તુઙ્ગરક્તવિલસન્નખચક્રવાલ-**
**જ્યોત્સ્નાભિરાહતમહદ્ધૃદયાન્ધકારમ્॥**
**યચ્છૌચનિઃસૃતસરિત્પ્રવરોદકેન**
**તીર્થેન મૂર્ધ્ન્યધિકૃતેન શિવઃ શિવોઽભૂત્।**
**ધ્યાતુર્મનઃશમલશૈલનિસૃષ્ટવજ્રં**
**ધ્યાયેચ્ચિરં ભગવતશ્ચરણારવિન્દમ્॥**

(શ્રીમદ્ભાગવત ૩/૨૮/૨૧-૨૨)

'ભગવાનનાં ચરણકમળોનું ધ્યાન ધરવું જોઈએ. તેઓ વજ્ર, અંકુશ, ધજા અને કમળનાં માંગલ્યપૂર્ણ ચિહ્નોથી યુક્ત છે તથા તેઓ પોતાના ઊપસેલા લાલ-લાલ શોભાપૂર્ણ નખચંદ્રમંડળની ચંદ્રિકાથી, ધ્યાન ધરનારાઓના હૃદયના અજ્ઞાનરૂપી ઘોર અંધકારને દૂર કરી દે છે. તેમના ચરણોનું પ્રક્ષાલન કરવાથી નદીશ્રેષ્ઠ શ્રીગંગાજી પ્રગટ થયાં હતાં, કે જેમના પવિત્ર જળને મસ્તક પર ધારણ કરવાને કારણે સર્વમંગળ-રૂપ શ્રીમહાદેવજી વધુ મંગળમય થઈ ગયા. તેઓ પોતાનું ધ્યાન ધરનારાઓના પાપરૂપી પર્વતો પર છોડાયેલા ઇન્દ્રના વજ્ર જેવા છે. ભગવાનનાં આ ચરણ-કમળોનું દીર્ઘ કાળ સુધી ચિંતન કરવું.'

શ્રીભગવાનના દિવ્ય મંગલમય સ્વરૂપની ધાતુ વગેરેની મૂર્તિ, ચિત્રપટ અથવા માનસ-મૂર્તિના મનોહર ચરણોનું શ્રદ્ધાપૂર્વક દર્શન, ચિંતન, પૂજન અને સેવન કરતાં કરતાં ભગવત્પ્રેમમાં તન્મય થઈ જવું જ 'પાદ-સેવન' કહેવાય છે.

વારંવાર અતૃપ્ત નયનોથી ભગવાનના ચરણારવિંદનું દર્શન કરવું, હાથથી ભગવચ્ચરણોનું પૂજન અને સેવન કરવું તથા ચરણોદક લેવું, મનથી ભગવચ્ચરણોનું ચિંતન-પૂજન-સેવન કરવું, ભગવાનની ચરણપાદુકાઓનું હાથથી પૂજન અને મનથી ચિંતન, સેવન તથા પૂજન કરવું, ભગવાનની ચરણરજને મનથી મસ્તક પર ધારણ કરવી, હૃદયે ચાંપવી, ભગવાનના ચરણોનો સ્પર્શ પામેલા શય્યાસન વગેરેને તીર્થથી વધીને માનીને એમનો સમાદર કરવો, અયોધ્યા, ચિત્રકૂટ, વૃન્દાવન, મથુરા વગેરે સ્થાનોને જ્યાં જ્યાં ભગવાનનો અવતાર કે પ્રાગટ્ય થયું છે કે, જ્યાં જ્યાં ભગવાનના ચરણો રહ્યા છે, પરમ તીર્થ માનીને – ત્યાંની ધૂળને ભગવાનની ચરણરજ માનીને મસ્તકે ધારણ કરવી. જે વસ્તુ ભગવાનનો ચરણસ્પર્શ પામી છે, એ વસ્તુનો હૃદયથી આદર કરવો અને એને મસ્તકે ધારણ કરવી તથા શ્રીગંગાજીના જળને ભગવાનનું ચરણોદક સમજીને પ્રણામ-પૂજન, સ્નાન-પાન વગેરે દ્વારા એનું સેવન કરવું વગેરે બધા 'પાદ-સેવન' ભક્તિના જ વિભિન્ન પ્રકાર છે.

મમતા, અહંકાર અને અભિમાન વગેરેનો નાશ થઈને પ્રભુના ચરણોમાં અનન્ય પ્રેમની પ્રાપ્તિ થવાના ઉદ્દેશ્યથી પાદ-સેવન-ભક્તિ કરવામાં આવે છે.

ભગવાનના અનન્ય ભક્તોનો સંગ કરવાથી

ભગવાનની ચરણ-સેવાનું તત્ત્વ, રહસ્ય અને પ્રભાવ સાંભળવા મળે છે, એનાથી શ્રદ્ધા જન્મે છે અને ત્યારે આ ભક્તિ પ્રાપ્ત થાય છે.

કેવળ આ પાદ-સેવન ભક્તિથી પણ મનુષ્યના સઘળા દુરાચાર, દુર્ગુણો અને દુ:ખ સાવ નષ્ટ થઈ જાય છે અને ભગવાનમાં સહજ રીતે જ અતિશય શ્રદ્ધા અને પ્રેમ જન્મીને એને આત્યન્તિકી પરમ શાંતિની પ્રાપ્તિ થાય છે. એના માટે કશું પણ દુર્લભ નથી રહેતું.

શાસ્ત્ર અને મહાત્માઓએ પાદ-સેવન-ભક્તિનો મોટો મહિમા ગાયો છે. શ્રીશંકરાચાર્ય કહે છે કે ભગવાનના ચરણકમળરૂપી નૌકા જ સંસાર-સાગરથી પાર ઉતારનારી છે–

**અપારસંસારસમુદ્રમધ્યે**
**સમ્મજ્જતો મે શરણં કિમસ્તિ ।**
**ગુરો કૃપાલો કૃપયા વદૈતદ્**
**વિશ્વેશપાદામ્બુજદીર્ઘનૌકા ॥**

**શિષ્ય** – 'હે કૃપાળુ ગુરુદેવ! આપ કૃપા કરી એ જણાવો કે આ અપાર સંસારરૂપી સમુદ્રમાં ડૂબી રહેલા એવા મારા માટે આશરો શેનો છે?'

**ગુરુ** – 'ભગવાન વિશ્વેશ્વરનાં ચરણકમળરૂપી જહાજ જ એકમાત્ર આશરો છે.'

ભગવાનના ચરણોદકનું પાન કરવાથી અને એને મસ્તકે ધારણ કરવાથી પણ કલ્યાણ થાય છે. ભગવાન શ્રીરામચંદ્રજીનું ચરણામૃત પીને એમને નાવમાંથી પેલે પાર લઈ જવાના પ્રસંગે કેવટનો મહિમા ગાતાં શ્રીતુલસીદાસજી કહે છે–

**પદ પખારિ જલુ પાન કરિ આપુ સહિત પરિવાર ।**
**પિતર પારુ કરિ પ્રભુહિ પુનિ મુદિત ગયઉ લેઇ પાર ॥**
(અયોધ્યાકાંડ દોહા-૧૦૧)

નિત્ય-નિરંતર પ્રભુના ચરણોનાં દર્શન અને સેવન કરી પળે પળે કેવી રીતે આનંદિત થવું એનો આદર્શ શ્રીસીતાજી છે. વનગમનના સમયે એ ભગવાનને કહે છે–

**છિનુ છિનુ પ્રભુ પદ કમલ બિલોકી ।**
**રહિહઉઁ મુદિત દિવસ જિમિ કોકી ॥**
(અયોધ્યાકાંડ ૬૬/૨)

**મોહિ મગ ચલત ન હોઇહિ હારી ।**
**છિનુ છિનુ ચરન સરોજ નિહારી ॥**
**પાય પખારિ બૈઠિ તરુ છાહીં ।**
**કરિહઉઁ બાઉ મુદિત મન માહીં ॥**
**સમ મહિ તૃન તરુપલ્લવ ડાસી ।**
**પાય પલોટિહિ સબ નિસિ દાસી ॥**
(અયોધ્યાકાંડ ૬૭/૧-૩-૫)

ભગવાન શ્રીરામનાં ચરણચિહ્ન, ચરણરજ અને ચરણપાદુકાનાં દર્શન તથા સેવનથી ભરતજીને કેટલો આનંદ મળે છે અને એમની કેવી પ્રેમતન્મય દશા થઈ જાય છે! ભગવાન શિવના શબ્દોમાં સાંભળો–

**સ તત્ર વજ્રાઙ્કુશવારિજાઞ્ચિત-**
**ધ્વજાદિચિહ્નાનિ પદાનિ સર્વતઃ ।**
**દદર્શ રામસ્ય ભુવોઽતિમઙ્ગલા-**
**ન્યચેષ્ટયત્પાદરજઃસુ સાનુજઃ ॥**
**અહો સુધન્યોઽહમમૂનિ રામ-**
**પાદારવિન્દાઙ્કિતભૂતલાનિ ।**
**પશ્યામિ યત્પાદરજો વિમૃગ્યં**
**બ્રહ્માદિદેવૈઃ શ્રુતિભિશ્ચ નિત્યમ્ ॥**
(અધ્યાત્મરામાયણ ૨/૯/૨-૩)

'ત્યાં એમણે બધી બાજુએ શ્રીરામચંદ્રના વજ્ર, અંકુશ, કમળ અને ધજા વગેરેનાં ચિહ્નોથી સુશોભિત તથા પૃથ્વીને માટે અતિ મંગલમય ચરણચિહ્ન જોયાં, એમને જોઈને ભાઈ શત્રુઘ્નની સાથે એ પેલી ચરણરજમાં આળોટવા માંડ્યા અને મનોમન કહેવા માંડ્યા - 'અહો! હું પરમ ધન્ય છું કે જે આજે ભગવાન શ્રીરામજીના એ

ચરણારવિંદનાં ચિહ્નોથી વિભૂષિત ભૂમિને જોઈ રહ્યો છું, જેમની ચરણરજને બ્રહ્માદિ દેવતા અને શ્રુતિઓ પણ સદા શોધતી રહે છે.'

ગોસાઈં શ્રીતુલસીદાસજી કહે છે –

**રજ સિર ધરિ હિયઁ નયનન્હિ લાવહિં ।**
**રઘુબર મિલન સરિસ સુખ પાવહિં ॥**

(અયોધ્યાકાંડ ૨૩૮/૨)

**નિત પૂજત પ્રભુ પાઁવરી પ્રીતિ ન હૃદયઁ સમાતિ ।**
**માગિ માગિ આયસુ કરત રાજ કાજ બહુ ભાઁતિ ॥**

(અયોધ્યાકાંડ દોહા ૩૨૫)

અહલ્યા ભગવાનની ચરણરજ પામીને કૃતાર્થ થઈ જાય છે અને કહે છે –

**અહો કૃતાર્થાસ્મિ જગન્નિવાસ તે**
**પાદાબ્જસંલગ્નરજ:કણાદહમ્ ॥**
**સ્પૃશામિ યત્પદ્મજશઙ્કરાદિભિ-**
**ર્વિમૃગ્યતે રન્ધિતમાનસૈઃ સદા ॥**

(અધ્યાત્મરામાયણ ૧/૫/૪૩)

'હે જગન્નિવાસ! આપનાં ચરણકમળોમાં ચોંટેલા રજકણોનો સ્પર્શ પામીને આજે હું કૃતાર્થ થઈ ગઈ. અહો! આપના જે ચરણારવિંદોને બ્રહ્મા, શંકર વગેરે સદા ચિત્ત પરોવીને શોધતા રહે છે, આજે હું એમનો જ સ્પર્શ કરી રહી છું.'

ભગવાનના ચરણોનો આશ્રય લેવાથી મનુષ્યના સઘળા દોષોનો નાશ થઈ જાય છે, એની સઘળી વિપત્તિઓ ટળી જાય છે અને ગાયના પગલા જેવા સંસાર-સાગરને તરી જાય છે. શ્રીમદ્‌ભાગવતમાં કહ્યું છે–

**તાવદ્ભયં દ્રવિણગેહસુહૃન્નિમિત્તં**
**શોકઃ સ્પૃહા પરિભવો વિપુલશ્ચ લોભઃ ।**
**તાવન્મમેત્યસદવગ્રહ આર્તિમૂલં**
**યાવન્ન તેઽઙ્‌ઘ્રિમભયં પ્રવૃણીત લોકઃ ॥**

(શ્રીમદ્‌ભાગવત ૩/૯/૬)

'મનુષ્ય જ્યાં સુધી આપનાં અભયપ્રદ ચરણકમળોનો આશ્રય લેતો નથી ત્યાં સુધી જ તેને ધન, ઘર અને બાંધવોને કારણે મળનાર ભય, શોક, લાલસા, દીનતા, અતિલોભ વગેરે સતાવે છે અને ત્યાં સુધી જ તેનો 'હું-મારું'નો દુરાગ્રહ રહે છે, કે જે દુઃખનું એકમાત્ર કારણ છે.'

**સમાશ્રિતા યે પદપલ્લવપ્લવં**
**મહત્પદં પુણ્યયશો મુરારેઃ ।**
**ભવામ્બુધિર્વત્સપદં પરં પદં**
**પદં પદં યદ્ વિપદાં ન તેષામ્ ॥**

(શ્રીમદ્‌ભાગવત ૧૦/૧૪/૫૮)

'જેમણે પુણ્યકીર્તિ મુકુંદમુરારિના પદપંકજરૂપી નૌકાનો આશ્રય લીધો છે કે જે સત્પુરુષોનું સર્વસ્વ છે, તેમના માટે ભવસાગર વાછડાની ખરી જેવો છે. તેમને પરમપદની પ્રાપ્તિ થઈ જાય છે અને તેમના માટે વિપત્તિઓનું ઘર એવો આ સંસાર રહેતો નથી.'

**ત્વય્યમ્બુજાક્ષાખિલસત્ત્વધામ્નિ**
**સમાધિનાઽઽવેશિતચેતસૈકે ।**
**ત્વત્પાદપોતેન મહત્કૃતેન**
**કુર્વન્તિ ગોવત્સપદં ભવાબ્ધિમ્ ॥**

(શ્રીમદ્‌ભાગવત ૧૦/૨/૩૦)

'હે કમલ જેવા કોમળ કરુણામય નેત્રોવાળા પ્રભુ! થોડા ભાગ્યશાળી લોકો જ આપના સમસ્ત પદાર્થો અને પ્રાણીઓના આશ્રયસ્વરૂપ વિગ્રહમાં પૂરી એકાગ્રતાથી પોતાનું ચિત્ત પરોવીને અને આપના ચરણકમળરૂપી નૌકાનો આશ્રય લઈને આ સંસાર-સાગરને વાછરડાની ખરી જેવડું બનાવીને પાર કરી જાય છે. કેમ ન કરે, અત્યાર સુધીના સંતો સહજ રીતે આ જ નૌકાથી સંસાર-સાગરને તરી ગયા છે.'

ભગવાનની ચરણરજને શરણે થયેલા પ્રેમી ભક્તો તો સ્વર્ગ વગેરેની તો વાત જ શી, મોક્ષ સુદ્ધાંનો તિરસ્કાર કરી ચરણરજના સેવનમાં જ

સંલગ્ન રહેવા માંગે છે. નાગપત્નીઓ કહે છે–

**ન નાકપૃષ્ઠં ન ચ સાર્વભૌમં**
**ન પારમેષ્ઠ્યં ન રસાધિપત્યમ્ ।**
**ન યોગસિદ્ધીરપુનર્ભવં વા**
**વાઞ્છન્તિ યત્પાદરજઃપ્રપન્નાઃ ॥**

(શ્રીમદ્ભાગવત ૧૦/૧૬/૩૭)

'પ્રભુ! જે આપની ચરણરજનું શરણ લઈ લે છે, તે ભક્તો સ્વર્ગનું રાજ્ય અથવા પૃથ્વીનો ભોગ ઈચ્છતા નથી, અને ન તેઓ રસાતળનું રાજ્ય ઈચ્છે છે કે ન બ્રહ્માજીનું પદ પણ. તેમને અણિમાદિ યોગસિદ્ધિઓની પણ ઈચ્છા નથી. ત્યાં સુધી કે તેઓ જન્મ-મૃત્યુથી છોડાવનારા કૈવલ્ય મોક્ષની પણ ઈચ્છા રાખતા નથી.'

ભગવાનની કેવળ પાદ-સેવન ભક્તિથી જ ભગવાનનો અનન્ય પ્રેમ પામનારા અનેક ભક્તોનું શાસ્ત્રોમાં વર્ણન આવે છે. માટે ભગવાનના પવિત્ર ચરણોમાં શ્રદ્ધાપૂર્વક મન પરોવીને એમનું નિત્ય સેવન કરવું.

### અર્ચન

**શ્રીવિષ્ણોરર્ચનં યે તુ પ્રકુર્વન્તિ નરા ભુવિ ।**
**તે યાન્તિ શાશ્વતં વિષ્ણોરાનન્દં પરમં પદમ્ ॥**

(વિષ્ણુરહસ્ય)

'જે લોકો આ સંસારમાં શ્રીભગવાનની અર્ચા-પૂજા કરે છે તેઓ ભગવાનના અવિનાશી આનંદસ્વરૂપ પરમપદને પામે છે.'

ભગવાનના ભક્તો દ્વારા સાંભળેલા, શાસ્ત્રોમાં વાંચેલા, ધાતુ વગેરેની મૂર્તિ કે ચિત્રપટના રૂપે જોયેલા, પોતાના મનને રુચનારા કોઈ પણ ભગવાનના સ્વરૂપનું બાહ્ય સામગ્રીઓથી, ભગવાનના પોતાને રુચતા કોઈ પણ સ્વરૂપની માનસિક મૂર્તિ બનાવીને માનસિક સામગ્રીઓથી અથવા સઘળા ભૂતોમાં પરમાત્માને સ્થિત માનીને સૌનો આદર-સત્કાર કરતાં કરતાં યથાયોગ્ય અનેકવિધ ઉપચારોથી શ્રદ્ધા-ભક્તિપૂર્વક એમનું સેવન-પૂજન કરવું અને એમના તત્ત્વ, રહસ્ય તથા પ્રભાવને સમજી-સમજીને પ્રેમમાં મુગ્ધ થવું અર્ચન-ભક્તિ છે.

પત્ર, પુષ્પ, ચંદન વગેરે સાત્ત્વિક, પવિત્ર અને ન્યાયોપાર્જિત દ્રવ્યોથી ભગવાનની પ્રતિમાનું શ્રદ્ધાપૂર્વક પૂજન કરવું, ભગવાનની પ્રીતિ ખાતર શાસ્ત્રોક્ત યજ્ઞ વગેરે કરવા, સૌને ભગવાનનું સ્વરૂપ માનીને પોતાના વર્ણાશ્રમ અનુસાર એમની યથાયોગ્ય સેવા કરવી તથા સત્કાર, માન, પૂજા વગેરેથી સંતુષ્ટ કરવા અને દુઃખી, અનાથ, અપંગ, પીડિત પ્રાણીઓમાં - ભૂખ્યાંની અન્નથી, તરસ્યાંની જળથી, વસ્ત્રહીનોની વસ્ત્ર વગેરેથી, રોગીઓની ઔષધ વગેરેથી, અનાથોની આશ્રય આપવા દ્વારા આવશ્યકતા અનુસાર યથાશક્તિ શ્રદ્ધા અને સત્કારપૂર્વક સૌને ભગવત્સ્વરૂપ સમજીને ભગવત્પ્રાપ્તિ માટે સેવા કરવી વગેરે સઘળા ભગવાનની બાહ્ય પૂજાના પ્રકારો છે.

શાસ્ત્રોમાં વર્ણવાયેલા, પોતાના ચિત્તને અનાયાસે જ આકર્ષિત કરનારા ભગવાનના કોઈ પણ અલૌકિક રૂપલાવણ્યયુક્ત, અનંત સૌન્દર્ય-માધુર્યમય પરમ તેજથી મંડિત સ્વરૂપનું દરેક અવયવ, વસ્ત્રાભૂષણ, આયુધ વગેરેથી યુક્ત અને હાથ-પગ વગેરેનાં મંગળ ચિહ્નો સહિત મન દ્વારા ચિંતન કરીને આહ્‌લાદપૂર્વક મનમાં એનું આવાહન, સ્થાપન અને અનેક જાતની માનસિક સામગ્રીઓ દ્વારા ઘણી શ્રદ્ધા અને પ્રેમ સાથે પૂજન કરવું એ માનસ-પૂજાનો પ્રકાર છે.

ભગવાનમાં અનન્ય પ્રેમ થઈને સૌને એની પ્રાપ્તિ થઈ જાય એ ઉદ્દેશ્યથી પરમ શ્રદ્ધાપૂર્વક સ્વયં આચરણ કરવું કે કરાવવું એ આનું પ્રયોજન છે.

અર્ચન-ભક્તિનું સ્વરૂપ અને તત્ત્વ જાણવા માટે ભગવાનના પરમ પ્રેમી ભક્તોનો સંગ અને સેવન કરવું.

ઉપર કહ્યા પ્રમાણે ભગવાનની પૂજા કરવાથી માણસ જે કંઈ ઇચ્છે છે, એ જ એને મળી જાય છે અને સહજ રીતે એને ભગવાનની પ્રાપ્તિ થઈ જાય છે. શ્રીમદ્ભાગવતમાં કહ્યું છે–

**સ્વર્ગાપવર્ગયોઃ પુંસાં રસાયાં ભુવિ સમ્પદામ્ ।**
**સર્વાસામપિ સિદ્ધીનાં મૂલં તચ્ચરણાર્ચનમ્ ॥**

(શ્રીમદ્ભાગવત ૧૦/૮૧/૧૯)

'સ્વર્ગ, મોક્ષ, પૃથ્વી અને રસાતલની સંપત્તિ તથા સમસ્ત યોગ-સિદ્ધિઓની પ્રાપ્તિનું મૂળ તેમના ચરણોની પૂજા જ છે.'

પોતપોતાનાં કર્મો દ્વારા ભગવાનની પૂજાથી ભગવત્પ્રાપ્તિ થાય છે, એ વાતની ઘોષણા સ્વયં ભગવાને ગીતામાં કરી છે –

**યતઃ પ્રવૃત્તિર્ભૂતાનાં યેન સર્વમિદં તતમ્ ।**
**સ્વકર્મણા તમભ્યર્ચ્ય સિદ્ધિં વિન્દતિ માનવઃ ॥**

(ગીતા ૧૮/૪૬)

'જે પરમેશ્વરથી સઘળા પ્રાણીઓની ઉત્પત્તિ થઈ છે અને જેનાથી આ આખું જગત વ્યાપેલું છે, એ પરમેશ્વરની પોતાના સ્વાભાવિક કર્મો વડે પૂજા કરીને માણસ પરમ સિદ્ધિને પામી જાય છે.'

એટલું જ નહીં, પરમ શ્રદ્ધા અને પ્રેમ સાથે ભગવાનની પૂજા કરવામાં આવે તો તેઓ પોતે પોતાના દિવ્ય મંગળ-વિગ્રહ સ્વરૂપમાં પ્રગટ થઈને ભક્તના અર્પણ કરેલા પદાર્થોને આરોગે છે. ભગવાન સ્વયં કહે છે –

**પત્રં પુષ્પં ફલં તોયં યો મે ભક્ત્યા પ્રયચ્છતિ ।**
**તદહં ભક્ત્યુપહૃતમશ્નામિ પ્રયતાત્મનઃ ॥**

(ગીતા ૯/૨૬)

'જે કોઈ ભક્ત મને પ્રેમથી પત્ર, પુષ્પ, ફળ, જળ વગેરે અર્પે છે, એ શુદ્ધબુદ્ધિના નિષ્કામ પ્રેમી ભક્તનું પ્રેમપૂર્વક અર્પેલું એ પત્ર-પુષ્પ આદિ હું સગુણરૂપે પ્રગટ થઈને ઘણા પ્રેમથી આરોગું છું.'

રાજા પૃથુ, અંબરીષ વગેરે ઘણાએ વિધિપૂર્વક અનેક પ્રકારના ઉપચારોથી મન, ઇન્દ્રિયોથી ભગવાનની પૂજા કરી અને એ લોકો અનાયાસે જ ભગવાનને પામી ગયા. આમની તો વાત જ શી, જાતજાતના ઉપચારો વિના પણ ભક્તિપૂર્વક પૂજા કરનારા સુદામાએ કેવળ તાંદુળથી, ગજેન્દ્રે એક પુષ્પથી, દ્રૌપદીએ શાકપત્રથી ભગવાનને પૂજીને પરમ સિદ્ધિ પ્રાપ્ત કરી. શબરી જેવી હીન જાતિની સ્ત્રી પણ માત્ર બોરથી ભગવાનને સંતુષ્ટ કરીને પરમપદને પામી. માટે ભગવાનના પ્રેમમાં વિહ્વળ થઈને શ્રદ્ધાપૂર્વક પોતપોતાની રુચિ અને ભાવના અનુસાર ભગવાનની પૂજા કરવી.

## વંદન

**ધ્યેયં સદા પરિભવઘ્નમભીષ્ટદોહં**
**તીર્થાસ્પદં શિવવિરિઞ્ચિનુતં શરણ્યમ્ ।**
**ભૃત્યાર્તિહં પ્રણતપાલ ભવાબ્ધિપોતં**
**વન્દે મહાપુરુષ તે ચરણારવિન્દમ્ ॥**

(શ્રીમદ્ભાગવત ૧૧/૫/૩૩)

'હે શરણાગતવત્સલ પ્રભુ! હે મહાપુરુષ! આપના ચરણકમળમાં અમે વારંવાર પ્રણામ કરીએ છીએ. આપના ચરણકમળ નિત્ય ધ્યાન કરવા યોગ્ય છે, ધ્યાન કરનારાઓનાં તમામ પ્રકારનાં દુઃખોનો આપ અંત કરવાવાળા છો, ભક્તોને ઇચ્છિત વસ્તુ પ્રદાન કરવાવાળા છો, આપ તીર્થરૂપ છો. શિવ અને બ્રહ્માજી વગેરે દેવતાઓ હંમેશાં આપની વંદના કરે છે. આપ શરણ લેવા યોગ્ય છો. ભક્તોની બધા પ્રકારની વિઘ્ન-બાધાઓને દૂર કરવાવાળા છો. સંસાર-સાગરને પાર કરવા માટે જે નૌકા સમાન છે, એવા આપનાં ચરણકમળની અમે વારંવાર વંદના

કરીએ છીએ.'

ભગવાનનાં શાસ્ત્ર-વર્ણિત સ્વરૂપ, નામ, ધાતુ વગેરેની મૂર્તિ, ચિત્ર અથવા માનસિક મૂર્તિને શરીર અથવા મનથી શ્રદ્ધાસહિત સાષ્ટાંગ પ્રણામ કરવાં કે સમસ્ત ચરાચર ભૂતોને પરમાત્માનું સ્વરૂપ સમજીને શ્રદ્ધાપૂર્વક શરીર કે મનથી પ્રણામ કરવાં અને એમ કરતાં કરતાં ભગવત્પ્રેમમાં મુગ્ધ થવું વંદન-ભક્તિ છે.

ભગવાનનાં મંદિરોમાં જઈને શ્રદ્ધા-ભક્તિપૂર્વક ભગવાનની મૂર્તિને સાષ્ટાંગ પ્રણામ કરવાં, પોતપોતાનાં ઘરોમાં ભગવાનની પ્રતિમા કે ચિત્રપટને, ભગવાનના નામને, ભગવાનનાં ચરણ અને પાદુકાઓને, ભગવાનનાં તત્ત્વ, રહસ્ય, પ્રેમ, પ્રભાવ અને ભગવાનની મધુર લીલાઓનું જેમાં વર્ણન હોય એવાં સત્શાસ્ત્રોને અને સઘળા ચરાચર જીવોને ભગવાનનું સ્વરૂપ સમજીને કે એમના હૃદયમાં ભગવાનને સ્થિત માનીને નિયમપૂર્વક શ્રદ્ધાભક્તિસહિત ગદ્ગદભાવે પ્રણામ કરવાં એ વંદન-ભક્તિના પ્રકારો છે. શ્રીમદ્ભાગવતમાં યોગીશ્વર કવિ કહે છે–

**ખં વાયુમગ્નિં સલિલં મહીં ચ**
**જ્યોતીંષિ સત્ત્વાનિ દિશો દ્રુમાદીન્ ।**
**સરિત્સમુદ્રાંશ્ચ હરેઃ શરીરં**
**યત્ કિઞ્ચ ભૂતં પ્રણમેદનન્યઃ ॥**

(શ્રીમદ્ભાગવત ૧૧/૨/૪૧)

'રાજન્! આ આકાશ, વાયુ, અગ્નિ, જળ, પૃથ્વી, ગ્રહ-નક્ષત્ર, પ્રાણી, દિશાઓ, વૃક્ષ-વનસ્પતિ, નદી-સમુદ્ર, બધાં જ ભગવાનનાં જ શરીર છે. બધાં રૂપોમાં સ્વયં ભગવાન જ પ્રગટરૂપે છે એવું સમજીને તે જે કોઈ તેની સામે દેખાય– પછી તે દેખાનાર ચાહે પ્રાણી હોય કે અપ્રાણી– તેને ભગવદ્ભાવથી પ્રણામ કરે છે.'

ભગવાન સર્વત્ર અને બધી બાજુ છે એમ માનીને એમને કઈ રીતે પ્રણામ કરવા, એ માટે અર્જુનનું ઉદાહરણ ઘણું સુંદર છે. અર્જુન ભગવાનને નમસ્કાર કરતાં કરતાં કહે છે–

**નમઃ પુરસ્તાદથ પૃષ્ઠતસ્તે**
**નમોઽસ્તુ તે સર્વત એવ સર્વ ।**
**અનન્તવીર્યામિતવિક્રમસ્ત્વં**
**સર્વં સમાપ્નોષિ તતોઽસિ સર્વઃ ॥**

(ગીતા ૧૧/૪૦)

'હે અનન્ત સામર્થ્ય ધરાવનાર! આપને આગળથી તેમજ પાછળથી પણ નમસ્કાર! હે સર્વના આત્મા! આપને બધી જ બાજુઓથી નમસ્કાર કરું છું; કેમકે અનંત પરાક્રમી આપ આખા બ્રહ્માંડને વ્યાપીને રહેલા છો, માટે આપ જ સર્વરૂપ છો.'

શ્રીતુલસીદાસજી મહારાજ આખા જગતને 'સીયરામમય' જોઈને પ્રણામ કરે છે –

**સીય રામમય સબ જગ જાની ।**
**કરઉँ પ્રનામ જોરિ જુગ પાની ॥**

(બાલકાંડ ૮/૧)

ભગવાનમાં અનન્ય પ્રેમ થઈને ભગવાનને પામવા એ આ ભક્તિનું ઉદ્દેશ્ય છે. ભગવાનના વહાલા પ્રેમી ભક્તોનો સંગ અને સેવન કરીને એમના દ્વારા ભગવાનની વંદન-ભક્તિનું રહસ્ય, પ્રભાવ અને તત્ત્વ સમજવાથી આ વંદન-ભક્તિની પ્રાપ્તિ થાય છે.

ભગવાનના રહસ્યને સમજીને એમને પ્રણામ કરનાર સર્વ દુઃખોથી છૂટી જાય છે. મનુસ્મૃતિનાં વચનો છે–

**ન વાસુદેવાત્પરમસ્તિ મઙ્ગલં**
**ન વાસુદેવાત્પરમસ્તિ પાવનમ્ ।**
**ન વાસુદેવાત્પરમસ્તિ દૈવતં**
**તં વાસુદેવં પ્રણમન્ન સીદતિ ॥**

(૧૦૧)

'ભગવાન વાસુદેવથી વધીને બીજું કશું મંગળમય નથી, વાસુદેવથી વધીને બીજું કશું પાવન નથી તેમજ વાસુદેવથી શ્રેષ્ઠ બીજો કોઈ આરાધ્ય દેવતા નથી, એ વાસુદેવને નમસ્કાર કરનાર કદી દુઃખી નથી થતો.'

**એકોડપિ કૃષ્ણસ્ય કૃતઃ પ્રણામો**
**દશાશ્વમેધાવભૃથેન તુલ્યઃ ।**
**દશાશ્વમેધી પુનરેતિ જન્મ**
**કૃષ્ણપ્રણામી ન પુનર્ભવાય ॥**

(ભીષ્મસ્તવરાજ ૯૧)

'ભગવાન શ્રીકૃષ્ણને કરવામાં આવેલ એક પ્રણામ પણ દસ અશ્વમેધયજ્ઞોના અવભૃથસ્નાન કર્યા બરાબર છે, (એટલું જ નહીં, વિશેષતા એ છે કે) દસ અશ્વમેધ કરનારને તો ફરી જન્મ લેવો પડે છે, પણ ભગવાન શ્રીકૃષ્ણને પ્રણામ કરનારને ફરી જન્મ નથી લેવો પડતો.'

શ્રદ્ધાપૂર્વક ભગવાનને પ્રણામ કરનારની તો વાત જ શી, કોઈ પણ અવસ્થામાં ભગવાનને પ્રણામ કરવાથી પણ સૌ પાપોનો નાશ થઈ જાય છે—

**પતિતઃ સ્ખલિતશ્ચાર્તઃ ક્ષુત્ત્વા વા વિવશો બ્રુવન્ ।**
**હરયે નમ ઈત્યુચ્ચૈર્મુચ્યતે સર્વપાતકાત્ ॥**

(શ્રીમદ્ભાગવત ૧૨/૧૨/૪૬)

'જે મનુષ્ય પડતાં-આથડતાં, લપસતાં, દુઃખ ભોગવતાં અથવા છીંકતી વખતે વિવશતાથી પણ ઊંચા અવાજે 'હરયે નમઃ' બોલે છે તે બધાં પાપોથી મુક્ત થઈ જાય છે.'

ભગવાનના અનેક ભક્તો આ રીતે કેવળ નમસ્કાર કરીને જ પરમપદને પામી ગયા. જુઓ, અક્રૂરજી કેવી રીતે મુગ્ધ થઈને નમસ્કાર કરે છે—

**રથાત્તૂર્ણમવપ્લુત્ય સોડક્રૂરઃ સ્નેહવિહ્વલઃ ।**
**પપાત ચરણોપાન્તે દણ્ડવદ્ રામકૃષ્ણયોઃ ॥**

(શ્રીમદ્ભાગવત ૧૦/૩૮/૩૪)

'તેમને જોતાં જ અક્રૂરજી પ્રેમના આવેગમાં અધીર થઈને રથમાંથી કૂદી પડ્યા અને ભગવાન શ્રીકૃષ્ણ તથા બલરામજીના ચરણ પાસે સાષ્ટાંગ પ્રણામ કરતા પડી ગયા.'

પિતામહ ભીષ્મ ગદ્ગદ થઈને ભગવાનને નમસ્કાર કરે છે અને ભગવાન તત્કાળ એમને પોતાનું દિવ્ય જ્ઞાન આપી દે છે. વૈશમ્પાયન મુનિ કહે છે—

**એતાવદુક્ત્વા વચનં ભીષ્મસ્તદ્ગતમાનસઃ ।**
**નમ ઈત્યેવ કૃષ્ણાય પ્રણામમકરોત્તદા ॥**
**અભિગમ્ય તુ યોગેન ભક્તિં ભીષ્મસ્ય માધવઃ ।**
**ત્રૈલોક્યદર્શનં જ્ઞાનં દિવ્યં દત્ત્વા યયૌ હરિઃ ॥**

(ભીષ્મસ્તવરાજ ૧૦૦-૧૦૧)

'જેમનું મન ભગવાનમાં તન્મય થઈ ચૂક્યું છે એવા ભીષ્મે અનેક રીતે ભગવાનની સ્તુતિ કર્યા પછી 'નમઃ કૃષ્ણાય' એટલું કહીને ભગવાનને પ્રણામ કર્યાં, ત્યારે ભગવાન શ્રીકૃષ્ણ યોગશક્તિ દ્વારા ભીષ્મની ભક્તિને સમજીને એમને ત્રિલોકને (ભગવત્સ્વરૂપ થકી) પ્રત્યક્ષ કરનારું દિવ્ય જ્ઞાન આપીને ચાલ્યા ગયા.'

માટે શ્રીભગવાનના પ્રેમમાં વિભોર થઈને ઉપર કહ્યા મુજબ ભગવાનની વંદના-ભક્તિ કરવાનો પ્રાણ ટકે ત્યાં સુધી પ્રયાસ કરવો.

### દાસ્ય

**સો અનન્ય જાકેં અસિ મતિ ન ટરઇ હનુમંત ।**
**મૈં સેવક સચરાચર રૂપ સ્વામિ ભગવંત ॥**

(કિષ્કિન્ધાકાંડ દોહા-૩)

ભગવાનનાં ગુણ, તત્ત્વ, રહસ્ય અને પ્રભાવને જાણીને શ્રદ્ધાપ્રેમપૂર્વક એમની સેવા કરવી અને એમની આજ્ઞાનું પાલન કરવું દાસ્ય-ભક્તિ છે.

મંદિરોમાં ભગવાનના વિગ્રહોની સેવા કરવી, મંદિરને ધોવું વગેરે, મનથી પ્રભુના

સ્વરૂપનું ધ્યાન કરીને એમની સેવા કરવી, સંપૂર્ણ ચરાચરને પ્રભુનું સ્વરૂપ જાણીને સૌની યથાશક્તિ, યથાયોગ્ય સેવા કરવી, ગીતા વગેરે શાસ્ત્રોને ભગવાનની આજ્ઞા માનીને એ મુજબ આચરણ કરવું અને જે કર્મ ભગવાનની રુચિ, પ્રસન્નતા અને ઈચ્છાને અનુકૂળ હોય એ જ કર્મો કરવાં– આ બધા દાસ્ય-ભક્તિના પ્રકારો છે.

ભગવાનના રહસ્યને જાણનારા પ્રેમી ભક્તોના સંગ અને સેવનથી દાસ્ય-ભક્તિની પ્રાપ્તિ થાય છે.

ભગવાનમાં અનન્ય પ્રેમની પ્રાપ્તિ અને નિત્ય-નિરંતર સેવા માટે ભગવાનની સમીપ રહેવાના ઉદ્દેશ્યથી દાસ્ય-ભક્તિ કરવામાં આવે છે.

માત્ર આ દાસ્ય-ભક્તિથી પણ મનુષ્યને સહજપણે ભગવાનની પ્રાપ્તિ થઈ જાય છે.

ગોસ્વામી તુલસીદાસજી તો કહે છે કે દાસ્યભાવ વિના ભવસાગરથી ઉદ્ધાર જ નથી થઈ શકતો–

**સેવક સેબ્ય ભાવ બિનુ ભવ ન તરિઅ ઉરગારિ ।**
**ભજહુ રામ પદ પંકજ અસ સિદ્ધાંત બિચારિ ॥**

(ઉત્તરકાંડ દોહા/૧૧૯-ક)

શ્રીલક્ષ્મણ, હનુમાન, અંગદ વગેરે આ દાસ્યભક્તિનાં આદર્શ ઉદાહરણો છે. ભગવાન શ્રીરામની વન જતી વેળાએ લક્ષ્મણજીની દશાનું વર્ણન કરતાં ગોસાઈંજી કહે છે–

**ઉતરુ ન આવત પ્રેમ બસ ગહે ચરન અકુલાઈ ।**
**નાથ દાસુ મૈં સ્વામિ તુમ્હ તજહુ ત કાહ બસાઈ ॥**

(અયોધ્યાકાંડ દોહા/૭૧)

માતા સુમિત્રાએ લક્ષ્મણને રામની સાથે જઈને એમની સેવા કરવાનો કેવો સુંદર ઉપદેશ આપ્યો છે–

**રાગુ રોષુ ઈરિષા મદુ મોહૂ ।**
**જનિ સપનેહુઁ ઈન્હ કે બસ હોહૂ ॥**
**સકલ પ્રકાર બિકાર બિહાઈ ।**
**મન ક્રમ બચન કરેહુ સેવકાઈ ॥**
**જેહિં ન રામુ બન લહહિં કલેસૂ ।**
**સુત સોઈ કરેહુ ઈહઈ ઉપદેસૂ ॥**

(અયોધ્યાકાંડ ૭૫/૩-૪)

શ્રીહનુમાનજીનું તો આખું જીવન જ દાસ્યભક્તિથી ઓતપ્રોત છે. પહેલાં જ ઋષ્યમૂક પર્વત પર ભગવાન શ્રીરામચંદ્રજીને ઓળખીને હનુમાનજી કહે છે–

**એકુ મૈં મંદ મોહબસ કુટિલ હૃદય અગ્યાન ।**
**પુનિ પ્રભુ મોહિ બિસારેઉ દીનબંધુ ભગવાન ॥**

(કિષ્કિંધાકાંડ દોહા-૨)

જદપિ નાથ બહુ અવગુન મોરેં ।
સેવક પ્રભુહિ પરૈ જનિ ભોરેં ॥
નાથ જીવ તવ માયાઁ મોહા ।
સો નિસ્તરઈ તુમ્હારેહિં છોહા ॥
સેવક સુત પતિ માતુ ભરોસેં ।
રહઈ અસોચ બનઈ પ્રભુ પોસેં ॥

(કિષ્કિંધાકાંડ ૩/૧-૨)

ભગવાન પણ પોતાની સેવક-વત્સલતાનો પરિચય આપતાં હનુમાનને ઊભા કરીને હૃદય-સરસા ચાંપી દે છે અને પ્રેમાશ્રુઓથી એમનાં અંગોનું સિંચન કરતાં કહે છે–

**સુનુ કપિ જિયઁ માનસિ જનિ ઊના ।**
**તૈં મમ પ્રિય લછિમન તે દૂના ॥**
**સમદરસી મોહિ કહ સબ કોઊ ।**
**સેવક પ્રિય અનન્યગતિ સોઊ ॥**

(કિષ્કિંધાકાંડ ૩/૪)

દાસ્ય-ભક્તિનો ભક્ત પોતાના સ્વામીની કૃપા પ્રત્યે કેટલો વિશ્વાસુ હોય છે, એ વિશે હનુમાનજીએ વિભીષણને જે કંઈ કહ્યું છે એ સ્મરણમાં રાખવા યોગ્ય છે–

**સુનહુ બિભીષન પ્રભુ કૈ રીતી ।**
**કરહિં સદા સેવક પર પ્રીતી ॥**
**કહહુ કવન મૈં પરમ કુલીના ।**
**કપિ ચંચલ સબહીં બિધિ હીના ॥**
(સુંદરકાંડ ૭/૩-૪)

**અસ મૈં અધમ સખા સુનુ મોહૂ પર રઘુબીર ।**
**કીન્હી કૃપા સુમિરિ ગુન ભરે બિલોચન નીર ॥**
(સુંદરકાંડ દોહા-૭)

અંગદજીને જ્યારે ભગવાન શ્રીરામ અયોધ્યાથી પાછા વળી જવા કહે છે ત્યારે અંગદજી ભગવાનને પ્રાર્થના કરે છે–

**મોરેં તુમ્હ પ્રભુ ગુર પિતુ માતા ।**
**જાઉઁ કહાઁ તજિ પદ જલજાતા ॥**
**તુમ્હહિ બિચારિ કહહુ નરનાહા ।**
**પ્રભુ તજિ ભવન કાજ મમ કાહા ॥**
**બાલક ગ્યાન બુદ્ધિ બલ હીના ।**
**રાખહુ સરન નાથ જન દીના ॥**
**નીચિ ટહલ ગૃહ કૈ સબ કરિહઉઁ ।**
**પદ પંકજ બિલોકિ ભવ તરિહઉઁ ॥**
(ઉત્તરકાંડ ૧૮(ક)/૨-૩-૪)

આવાં અનેક ઉદાહરણો છે, માટે સૌને માટે એ ઉચિત છે ભગવાનના કે પ્રેમ-વિહ્વળ થઈને તન-મન-ધન સર્વ કાંઈ અર્પણ કરીને ભગવાનની દાસ્ય ભક્તિ કરે.

### સખ્ય

**અહો ભાગ્યમહો ભાગ્યં નન્દગોપવ્રજૌકસામ્ ।**
**યન્મિત્રં પરમાનન્દં પૂર્ણં બ્રહ્મ સનાતનમ્ ॥**
(શ્રીમદ્ભાગવત ૧૦/૧૪/૩૨)

'અહો, નન્દ વગેરે વ્રજવાસી ગોવાળોના ધન્ય ભાગ્ય છે. વાસ્તવમાં તેમનું અહોભાગ્ય છે. કેમકે, પરમાનંદસ્વરૂપ સનાતન પરિપૂર્ણ બ્રહ્મ એવા આપ તેમના પોતાના સગા-સંબંધી અને સુહૃદ છો.'

ભગવાનનાં પ્રભાવ, તત્ત્વ, રહસ્ય અને મહિમાને સમજીને પરમ વિશ્વાસપૂર્વક મિત્રભાવે એમની રુચિ પ્રમાણે બની જવું, એમનામાં અનન્ય પ્રેમ કરવો અને એમના ગુણ, રૂપ અને લીલા પર મુગ્ધ થઈને નિત્ય-નિરંતર પ્રસન્ન રહેવું એ સખ્ય-ભક્તિ છે.

પોતાના જરૂરીમાં જરૂરી કામને છોડીને વહાલા પ્રેમીના કામને આદરપૂર્વક કરવું, વહાલા પ્રેમીના કામની સામે પોતાના કામને તુચ્છ જાણીને એ પ્રત્યે નિશ્ચિંત થઈ જવું, વહાલા પ્રેમી માટે ઘણો પરિશ્રમ કરવા છતાં પણ એને ઓછો જ સમજવો, વહાલો જે વાતે પ્રસન્ન થતો હોય એ જ વાતને લક્ષમાં રાખીને બધો વખત એના જ માટે પ્રાણ ટકે ત્યાં સુધી પ્રયાસ કરવો, એ જે કંઈ પણ કરે એમાં જ સદા સંતુષ્ટ રહેવું, પોતાની કોઈ પણ વસ્તુ કોઈ પણ રીતે પ્રેમીને કામ આવે તો પરમ પ્રસન્ન થવું, પોતાના શરીર પર અને પોતાની વસ્તુ પર જેવાં પોતાના આત્મીયતા અને અધિકાર છે એવાં જ પોતાના વહાલા પ્રેમીનાં સમજે, અને એ જ રીતે એની વસ્તુ અને શરીર પર પોતાની આત્મીયતા અને અધિકાર માને, પોતાનાં ધન, જીવન અને દેહ વગેરે વહાલા પ્રેમીના કામે આવી શકે તો એમને સફળ માનવાં, એની સાથે રહેવાની નિરંતર ઇચ્છા રાખવી, એનાં દર્શન, ભાષણ, ચિંતન અને સ્પર્શથી પ્રેમમાં નિમગ્ન થઈ જવું, એનાં નામ, રૂપ, ગુણ અને ચરિત્રો સાંભળીને, કહીને, વાંચીને અને સ્મરીને અત્યંત પ્રસન્ન થવું, 'કોઈના દ્વારા' મિત્રનો સંદેશો મેળવીને પરમ પ્રસન્ન થવું અને એના વિયોગમાં વ્યાકુળ થવું તથા પ્રતિક્ષણ એને મળવાની આશા અને પ્રતીક્ષા કરતા રહેવું વગેરે સખાભાવના પ્રકારો છે.

વહાલા પ્રેમીને પરમ સુખ થાય, એમાં પોતાનો સખ્ય-પ્રેમ પૂર્ણરૂપે વધી જાય અને એની સાથે પોતાનો કદી વિયોગ ન થાય એ જ ઉદ્દેશ્યથી સખ્યભક્તિ કરવામાં આવે છે.

સખ્ય-ભક્તિની પ્રાપ્તિ કાજે ભગવાનના પ્રેમી સખાઓનો સંગ, સેવન, એમનાં જીવન-ચરિત્રોનું અધ્યયન અને એમનાં તથા ભગવાનનાં ગુણ, લીલા અને પ્રભાવનું એમના પ્રેમી ભક્તો દ્વારા શ્રવણ કરવું.

આ જાતની કેવળ સખ્ય-ભક્તિથી પણ મનુષ્યનાં દુઃખ અને દોષોનો અત્યંત અભાવ થઈને ભગવાનની પ્રાપ્તિ અને ભગવાનમાં પરમ પ્રેમ થઈ જાય છે. ત્યાં સુધી કે ભગવાન એ પ્રેમી ભક્તને અધીન થઈ જાય છે અને પછી એને અપાર આનંદ અને શાંતિ પ્રાપ્ત થાય છે.

મિત્રનું મિત્ર પ્રત્યે શું કર્તવ્ય હોવું જોઈએ, એ વિષય પર ભગવાન શ્રીરામ સખા સુગ્રીવને કહે છે –

**જે ન મિત્ર દુખ હોહિં દુખારી।**
**તિન્હહિ બિલોકત પાતક ભારી ॥**
**નિજ દુખ ગિરિ સમ રજ કરિ જાના।**
**મિત્રક દુખ રજ મેરુ સમાના ॥**
**જિન્હ કેં અસિ મતિ સહજ ન આઈ।**
**તે સઠ કત હઠિ કરત મિતાઈ ॥**
**કુપથ નિવારી સુપંથ ચલાવા।**
**ગુન પ્રગટૈ અવગુનન્હિ દુરાવા ॥**
**દેત લેત મન સંક ન ધરઈ।**
**બલ અનુમાન સદા હિત કરઈ ॥**
**બિપતિ કાલ કર સતગુન નેહા।**
**શ્રુતિ કહ સંત મિત્ર ગુન એહા ॥**

(કિષ્કિંધાકાંડ ૭/૧-૩)

આ સખ્ય-ભક્તિનાં ઉદાહરણ છે - શ્રીવિભીષણ, સુગ્રીવ, ઉદ્ધવ, અર્જુન, સુદામા, શ્રીદામા જેવા વ્રજસખા વગેરે.

લંકાવિજય પછી વિભીષણ ઈચ્છે છે ભગવાન એક વાર મારે ઘેર પધારીને મને કૃતાર્થ કરે અને ભગવાનને એ માટે પ્રાર્થના કરે છે. સખાની વાત સાંભળીને ભગવાન પ્રેમવિભોર થઈ જાય છે, એમનાં નેત્રોમાં પ્રેમાશ્રુ આવી જાય છે - અને એ કહે છે - ભાઈ! તારું સર્વ કાંઈ મારું છે, પણ હાલ ભરતની દશાનું સ્મરણ કરીને હું રોકાઈ નથી શકતો.

**તોર કોસ ગૃહ મોર સબ સત્ય બચન સુનુ ભ્રાત।**
**ભરત દસા સુમિરત મોહિ નિમિષ કલ્પ સમ જાત ॥**

(લંકાકાંડ દોહા ૧૧૬-ક)

સુગ્રીવ સાથે સખ્ય સ્થાપિત કરીને ભગવાન પોતાની પ્રાણપ્રિયા સીતાને ભૂલી જાય છે અને પહેલાં સુગ્રીવની ચિંતામાં પરોવાઈ જાય છે.

**તિય-બિરહી સુગ્રીવ સખા લખિ પ્રાનપ્રિયા બિસરાઈ।**

અને સુગ્રીવને આપ કહો છો -

**સખા સોચ ત્યાગહુ બલ મોરેં।**
**સબ બિધિ ઘટબ કાજ મૈં તોરેં ॥**

(કિષ્કિંધાકાંડ ૭/૫)

ઉદ્ધવને ભગવાન એટલો પ્રેમ કરતા હતા કે એકવાર એમને કહ્યું - 'ભાઈ ઉદ્ધવ! તારા જેવા પ્રેમી મને જેટલા વહાલા છે, એટલા વહાલા મને બ્રહ્મા, શંકર, સંકર્ષણ, લક્ષ્મી અને પોતાનો આત્મા પણ નથી.'

**ન તથા મે પ્રિયતમ આત્મયોનિર્ન શઙ્કરઃ।**
**ન ચ સઙ્કર્ષણો ન શ્રીર્નૈવાત્મા ચ યથા ભવાન્ ॥**

(શ્રીમદ્ભાગવત ૧૧/૧૪/૧૫)

'ઉદ્ધવ! મને તમારા જેવા પ્રેમીભક્ત જેટલા પ્રિયતમ છે તેટલા પ્રિય મારા પુત્ર બ્રહ્મા, આત્મા શંકર, સગાભાઈ બલરામજી, સ્વયં મારાં અર્ધાંગિની લક્ષ્મીજી અને મારો પોતાનો આત્મા પણ નથી.'

ઉદ્ધવજીનો ભગવાન શ્રીકૃષ્ણ સાથે ઘણો ઊંડો સખ્ય-પ્રેમ હતો. માટે જ ભગવાન એમની સામે મનની કોઈ વાત છુપાવતા ન હતા. પોતાની પરમ પ્રેમિકા ગોપીઓને સંદેશ મોકલવા માટે ભગવાન શ્રીકૃષ્ણ ઉદ્ધવને જ સર્વોત્તમ પાત્ર તરીકે પસંદ કરે છે. એ વખતના વર્ણનમાં શ્રીશુકદેવજી કહે છે–

**વૃષ્ણીનાં પ્રવરો મન્ત્રી કૃષ્ણસ્ય દયિતઃ સખા ।**
**શિષ્યો બૃહસ્પતેઃ સાક્ષાદુદ્ધવો બુદ્ધિસત્તમઃ ॥**
**તમાહ ભગવાન્ પ્રેષ્ઠં ભક્તમેકાન્તિનં ક્વચિત્ ।**
**ગૃહીત્વા પાણિના પાણિં પ્રપન્નાર્તિહરો હરિઃ ॥**
**ગચ્છોદ્ધવ વ્રજં સૌમ્ય પિત્રોર્નૌ પ્રીતિમાવહ ।**
**ગોપીનાં મદ્વિયોગાધિં મત્સન્દેશૈર્વિમોચય ॥**

(શ્રીમદ્ભાગવત ૧૦/૪૬/૧-૩)

'પરીક્ષિત! ઉદ્ધવજી વૃષ્ણિઓમાં એક પ્રધાનપુરુષ હતા. તેઓ સાક્ષાત્ બૃહસ્પતિના શિષ્ય, અત્યંત શ્રેષ્ઠ બુદ્ધિમાન હતા. શ્રીઉદ્ધવજીના મહિમા વિશે આથી વિશેષ બીજી કઈ વાત કરી શકાય કે તેઓ શ્રીકૃષ્ણના પ્રિય સખા તથા મંત્રી પણ હતા. એક દિવસ શરણાગતોનાં બધા દુઃખો હરનારા ભગવાન શ્રીકૃષ્ણે પોતાના પ્રિય ભક્ત અને એકાંતપ્રેમી ઉદ્ધવજીનો હાથ પોતાના હાથમાં લઈને કહ્યું - હે સૌમ્ય સખા ઉદ્ધવ! તમે વ્રજમાં જાઓ. ત્યાં મારા માતા-પિતા નંદબાવા અને યશોદામૈયા છે, તેમને પ્રસન્ન કરો અને ગોપીઓ મારા વિરહ-વ્યાધિથી બહુ દુઃખી થઈ રહી છે. તેમને મારો સંદેશો કહીને તેમને મનોવ્યથાથી મુક્ત કરો.'

અર્જુનના સખ્યભાવની તો ભગવાન સ્વયં ઘોષણા કરે છે–

**'ભક્તોऽસિ મે સખા ચેતિ'** - (ગીતા ૪/૩); તું મારો ભક્ત અને સખા છે. **'ઈષ્ટોऽસિ મે દૃઢમિતિ'** – (ગીતા ૧૮/૬૪). તું મને ઘણો પ્રિય છે.

અશ્વત્થામા દ્વારા ઉત્તરાના ગર્ભસ્થ બાળક પરીક્ષિતના માર્યા જવાથી ભગવાન શ્રીકૃષ્ણ કહે છે – 'જો મેં મારી જાણમાં અર્જુન સાથેની મિત્રતામાં કોઈ બાધા ન આવવા દીધી હોય તો આ મરેલો બાળક જીવતો થાય.'

**યથાહં નાભિજાનામિ વિજયેન કદાચન ।**
**વિરોધં તેન સત્યેન મૃતો જીવત્વયં શિશુઃ ॥**

(મહાભારત અશ્વમેધપર્વ ૬૯/૨૧)

મિત્ર સુદામાને જોઈને ભગવાન કેવા પ્રેમવિહ્વળ થઈ જાય છે! અને કેવી રીતે સુદામાનો આદર કરે છે! એ પ્રસંગે શ્રીશુકદેવજી લખે છે–

**સખ્યુઃ પ્રિયસ્ય વિપ્રર્ષેરઙ્ગસઙ્ગાતિનિર્વૃતઃ ।**
**પ્રીતો વ્યમુઞ્ચદબ્બિન્દૂન્ નેત્રાભ્યાં પુષ્કરેક્ષણઃ ॥**
**અથોપવેશ્ય પર્યઙ્કે સ્વયં સખ્યુઃ સમર્હણમ્ ।**
**ઉપહૃત્યાવનિજ્યાસ્ય પાદૌ પાદાવનેજનીઃ ॥**
**અગ્રહીચ્છિરસા રાજન્ ભગવાઁલ્લોકપાવનઃ ।**
**વ્યલિમ્પદ્ દિવ્યગન્ધેન ચન્દનાગુરુકુઙ્કુમૈઃ ॥**

(શ્રીમદ્ભાગવત ૧૦/૮૦/૧૯-૨૧)

'પરીક્ષિત! પરમાનંદસ્વરૂપ ભગવાન પોતાના પ્રિય સખા બ્રાહ્મણદેવના અંગ-સ્પર્શથી અત્યંત આનંદિત થઈ ગયા. તેમનાં કમળ જેવાં કોમળ નેત્રોમાં પ્રેમાશ્રુ વરસવા લાગ્યાં. પરીક્ષિત! થોડા સમય પછી ભગવાન શ્રીકૃષ્ણે તેમને લઈ જઈને પોતાના પલંગ પર બેસાડ્યા અને સ્વયં પૂજનની સામગ્રી લાવીને તેમની પૂજા કરી. પ્રિય પરીક્ષિત! ભગવાન શ્રીકૃષ્ણ સર્વને પવિત્ર કરવાવાળા છે; તેમ છતાં તેમણે પોતાના હાથે બ્રાહ્મણદેવના પગ પખાળીને તેમનું ચરણોદક પોતાના મસ્તક પર ધારણ કર્યું અને તેમના શરીરમાં ચન્દન, અગરુ, કેસર વગેરે દિવ્ય ગન્ધોનો લેપ કર્યો.'

આ બધા ભગવાનના પરમ વહાલા

સખાઓની તો વાત જ શું, ભીલોનો રાજા ગુહ પણ ભગવાન સાથે સખ્ય કરીને સંસાર-સાગરથી તરી ગયો. માટે ભગવાનને જ પોતાના એકમાત્ર પરમ પ્રિયતમ સમજીને પોતાનું સર્વસ્વ એમને માનીને પરમ પ્રેમભાવે સખ્ય-ભક્તિ કરવી.

### આત્મનિવેદન

**વાસુદેવાશ્રયો મર્ત્યો વાસુદેવપરાયણઃ ।**
**સર્વપાપવિશુદ્ધાત્મા યાતિ બ્રહ્મ સનાતનમ્ ॥**

(વિ૦સ૦ ૧૩૦)

'જે મનુષ્યે ભગવાન વાસુદેવનો આશરો લીધો છે અને જે એમને જ પરાયણ છે એનું અંતઃકરણ સર્વ રીતે શુદ્ધ થઈ જાય છે તેમ જ એ સનાતન બ્રહ્મને પામી જાય છે.'

પરમાત્માનાં તત્ત્વ, રહસ્ય, પ્રભાવ અને મહિમાને સમજીને મમતા અને અહંકારરહિત થઈને પોતાનાં તન-મન-ધન સહિત પોતાની જાતને અને સઘળાં કર્મોને શ્રદ્ધા અને પરમ પ્રેમપૂર્વક પરમાત્માને સમર્પિત કરી દેવાં એ આત્મ-નિવેદન ભક્તિ છે.

હાનિ-લાભ, જય-પરાજય, યશ-અપયશ, માન-અપમાન, સુખ-દુઃખ વગેરેની પ્રાપ્તિમાં એમને ભગવાનનો મોકલેલો પુરસ્કાર માનીને પ્રસન્ન રહેવું; તન-ધન, સ્ત્રી-પુત્ર વગેરે સૌ પ્રત્યે મમતા અને અહંકારનો અભાવ થઈ જવો; ભગવાન યંત્રી છે અને હું એમના હાથનું યંત્ર છું એવો નિશ્ચય કરીને કઠપૂતળીની જેમ ભગવાનની ઈચ્છા અનુસાર જ સર્વ કાંઈ કરવું; ભગવાનનાં રહસ્ય અને પ્રભાવને જાણવા માટે એમનાં નામ, રૂપ, ગુણ, લીલાના શ્રવણ, મનન, કથન, અધ્યયન અને ચિંતન વગેરેમાં શ્રદ્ધા-ભક્તિપૂર્વક તન-મન વગેરેને પરોવી દેવું; ઈન્દ્રિય, મન, બુદ્ધિ વગેરે સૌ પર એકમાત્ર ભગવાનનો જ અધિકાર સમજવો, ભગવાનની જ વસ્તુ ભગવાનને અર્પણ કરવામાં આવી છે એવો ભાવ થવો; ગમે તે રીતે પણ ભગવાનની સેવા થતી રહે એમાં જ આનંદ માનવો; સર્વ કાંઈ પ્રભુને અર્પણ કરીને સ્વાદ, શોખ, વિલાસ, આરામ, ભોગ વગેરેની ઈચ્છાનો સર્વ રીતે અભાવ થઈ જવો; સર્વત્ર, સદા અને સર્વ રીતે એક ભગવાનનો જ અનુભવ કરવો, ભગવાનની ઈચ્છા સિવાયની સ્વતંત્ર કોઈ ઈચ્છા ન કરવી; ભગવાનને ભરોસે સદા નિર્ભય, નિશ્ચિંત અને પ્રસન્ન રહેવું; અને ભગવાનની ભક્તિ છોડીને મુક્તિની પણ ઈચ્છા ન થવી વગેરે સઘળા આત્મનિવેદન ભક્તિના પ્રકારો છે.

ભગવાનમાં અનન્ય પ્રેમ અને ભગવાનની પ્રાપ્તિ થાય એ માટે આ આત્મ-નિવેદન-ભક્તિ કરવામાં આવે છે.

ભગવાનના શરણાગત પ્રેમી ભક્તોનું સંગ-સેવન કરવાથી અને એમના દ્વારા ભગવાનનાં નામ, રૂપ, ગુણ, પ્રભાવ, તત્ત્વ, મહિમા વગેરેનું શ્રવણ અને મનન કરવાથી આ ભક્તિ પ્રાપ્ત થાય છે.

ભગવાને સ્વયં આ આત્મનિવેદનરૂપા શરણભક્તિનું મહત્ત્વ પ્રગટ કરતાં આના પરમ ફળની ગીતામાં ઘણી પ્રશંસા કરી છે. આપ કહો છો—

**દૈવી હ્યેષા ગુણમયી મમ માયા દુરત્યયા ।**
**મામેવ યે પ્રપદ્યન્તે માયામેતાં તરન્તિ તે ॥**

(ગીતા ૭/૧૪)

**માં હિ પાર્થ વ્યપાશ્રિત્ય યેઽપિ સ્યુઃ પાપયોનયઃ ।**
**સ્ત્રિયો વૈશ્યાસ્તથા શૂદ્રાસ્તેઽપિ યાન્તિ પરાં ગતિમ્ ॥**

(ગીતા ૯/૩૨)

**મન્મના ભવ મદ્ભક્તો મદ્યાજી માં નમસ્કુરુ ।**
**મામેવૈષ્યસિ યુક્ત્વૈવમાત્માનં મત્પરાયણઃ ॥**

(ગીતા ૯/૩૪)

**તમેવ શરણં ગચ્છ સર્વભાવેન ભારત ।**
**તત્પ્રસાદાત્પરાં શાન્તિં સ્થાનં પ્રાપ્સ્યસિ શાશ્વતમ્ ॥**
(ગીતા ૧૮/૬૨)

**સર્વધર્માન્પરિત્યજ્ય મામેકં શરણં વ્રજ ।**
**અહં ત્વા સર્વપાપેભ્યો મોક્ષયિષ્યામિ મા શુચઃ ॥**
(ગીતા ૧૮/૬૬)

'કેમકે આ અલૌકિક અર્થાત્ ઘણી અદ્ભુત ત્રિગુણમયી મારી માયા પાર કરવી ઘણી કઠિન છે, પરંતુ જે માણસો માત્ર મને જ નિરંતર ભજે છે, તેઓ આ માયાને પાર કરી જાય છે એટલે કે સંસાર-સાગરને તરી જાય છે.'

'હે પાર્થ! સ્ત્રીઓ, વૈશ્યો, શૂદ્રો તથા પાપયોનિ - ચાંડાલ આદિ જે કોઈ પણ હોય, તેઓ પણ મારે શરણે જઈને પરમ ગતિને જ પામે છે.'

'કેવળ મુજ સચ્ચિદાનંદઘન વાસુદેવ પરમાત્મામાં જ અનન્યપ્રેમથી નિત્ય-નિરંતર અચળ મનનો થા અને મુજ પરમેશ્વરને જ શ્રદ્ધાપ્રેમસહિત નિષ્કામભાવે નામ, ગુણ અને પ્રભાવનાં શ્રવણ, કીર્તન, મનન અને પઠન-પાઠન દ્વારા નિરંતર ભજનારો થા. તથા મન, વાણી અને શરીર દ્વારા સર્વસ્વ અર્પીને અતિશય શ્રદ્ધા, ભક્તિ અને પ્રેમથી વિહ્વળતાપૂર્વક મારું પૂજન કરનારો થા અને વિભૂતિ, બળ, ઐશ્વર્ય, માધુર્ય, ગંભીરતા, ઉદારતા, વાત્સલ્ય અને સુહૃદતા વગેરે ગુણોથી સંપન્ન સૌના આશ્રય એવા મુજ સર્વશક્તિમાન વાસુદેવને વિનયભાવે, ભક્તિસહિત સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર, આ રીતે મારે પરાયણ થયેલો તું મને જ પામીશ.'

'હે ભારત! તું સર્વ રીતે એ પરમેશ્વરના જ શરણે જા; એ પરમાત્માની કૃપાથી જ તું પરમ શાંતિને તથા શાશ્વત પરમ ધામને પામીશ.'

'સઘળાય ધર્મોને એટલે કે સઘળાંય કર્તવ્ય-કર્મોને મારામાં ત્યજીને, તું કેવળ એકમાત્ર મુજ સર્વ-શક્તિમાન સર્વાધાર પરમેશ્વરના જ શરણે આવી જા; હું તને બધાંય પાપોથી મુક્ત કરી દઈશ, તું શોક કર મા.'

આ રીતે જે પુરુષ ભગવાન પ્રત્યે આત્મનિવેદન કરી દે છે એનાં સંપૂર્ણ અવગુણો, પાપ અને દુઃખોનો વિનાશ થઈ જાય છે. અને એમાં શ્રવણ-કીર્તન વગેરે સઘળી ભક્તિઓનો વિકાસ થઈ જાય છે. એના આનંદ અને શાંતિનો પાર નથી રહેતો. ભગવાન એનાથી પછી કદી અળગા નથી થઈ શકતા. ભગવાનનું સર્વસ્વ એનું થઈ જાય છે. એ પરમ પવિત્ર થઈ જાય છે. એનાં દર્શન, ભાષણ અને ચિંતનથી પણ પાપાત્મા લોકો પવિત્ર થઈ જાય છે. એ તીર્થો માટે તીર્થસ્વરૂપ બની જાય છે. મહારાજ પરીક્ષિત શ્રીશુકદેવજીને કહે છે–

**સાંનિધ્યાત્તે મહાયોગિન્ પાતકાનિ મહાન્ત્યપિ ।**
**સદ્યો નશ્યન્તિ વૈ પુંસાં વિષ્ણોરિવ સુરેતરાઃ ॥**
(શ્રીમદ્ભાગવત ૧/૧૯/૩૪)

'હે મહાયોગી! જેમ ભગવાન વિષ્ણુ સમક્ષ દૈત્યો ટકી શકતા નથી તેવી જ રીતે આપના સાન્નિધ્યથી મોટાં-મોટાં પાપ પણ તરત નાશ પામે છે.'

ધર્મરાજ યુધિષ્ઠિર શ્રીવિદુરજીને કહે છે–

**ભવદ્વિધા ભાગવતાસ્તીર્થભૂતાઃ સ્વયં વિભો ।**
**તીર્થીકુર્વન્તિ તીર્થાનિ સ્વાન્તઃસ્થેન ગદાભૃતા ॥**
(શ્રીમદ્ભાગવત ૧/૧૩/૧૦)

'હે પ્રભુ! તમારા જેવા ભગવાનના પ્રિય ભક્તો સ્વયં તીર્થસ્વરૂપ હોય છે. તમે તો પોતાના હૃદયમાં વિરાજમાન ભગવાન વડે તીર્થોને પણ મહાતીર્થ બનાવતા રહીને વિચરણ કરતા હો છો.' પ્રચેતાગણ ભગવાનની સ્તુતિ કરતાં કહે છે–

**તેષાં વિચરતાં પદ્‌ભ્યાં તીર્થાનાં પાવનેચ્છયા ।**
**ભીતસ્ય કિં ન રોચેત તાવકાનાં સમાગમઃ ॥**

(શ્રીમદ્‌ભાગવત્ ૪/૩૦/૩૭)

'તમારા તે ભક્તો તીર્થોને પવિત્ર કરવાના ઉદ્દેશ્યથી પૃથ્વી પર પગપાળા જ વિચરતા રહે છે. તેમનો સમાગમ સંસારથી ભયભીત થયેલા પુરુષોને, ભલા, કેમ રુચિકર નહીં થાય?'

શ્રી શુકદેવજી મહારાજ ભગવાનની સ્તુતિ કરતાં કહે છે—

**કિરાતહૂણાન્ધ્રપુલિન્દપુલ્કસા**
**આભીરકઙ્કા યવનાઃ ખસાદયઃ ।**
**યેઽન્યે ચ પાપા યદુપાશ્રયાશ્રયાઃ**
**શુદ્ધ્યન્તિ તસ્મૈ પ્રભવિષ્ણવે નમઃ ॥**

(શ્રીમદ્‌ભાગવત ૨/૪/૧૮)

'કિરાત, હૂણ, આંધ્ર, પુલિન્દ, પુલ્કસ, આભીર, કંક, યવન, ખસ વગેરે નીચ જાતિઓ તથા બીજા પાપીઓ જેમના શરણાગત ભક્તોનું શરણ લેવાથી જ પવિત્ર થઈ જાય છે તે સર્વશક્તિમાન ભગવાનને વારંવાર નમસ્કાર.'

ભગવાનના પ્રેમના મૂર્તિમંત વિગ્રહ બનેલા આવા ભક્તને આખો સંસાર પરમ પ્રેમમય અને પરમ આનંદમય જણાવા માંડે છે. એ જે માર્ગે થઈને જાય છે એ જ માર્ગમાં શ્રદ્ધા, પ્રેમ, ભક્તિ, આનંદ, સમતા અને શાંતિનો પ્રવાહ વહેવા માંડે છે. આવા ભક્તને પોતાના પર ધારણ કરીને ધરણી ધન્ય અને સનાથ બને છે, પિતૃઓ પ્રમુદિત થઈ જાય છે અને દેવતા નાચવા માંડે છે.

**મોદન્તે પિતરો નૃત્યન્તિ દેવતાઃ સનાથા ચેયં ભૂર્ભવતિ ।**

(નારદસૂત્ર ૭૧)

ગોપીજનો, મહારાજા બલિ વગેરે આ આત્મનિવેદનભક્તિના પરમ ઉપાસક થયા છે.

માટે મનુષ્યમાત્રે મન, વાણી, શરીરથી, સર્વ રીતે શ્રીભગવાનને શરણે થવા માટે કટિબદ્ધ થઈને પ્રયત્ન કરવો.

## ઉપસંહાર

ભગવાનને પ્રાપ્ત કરવા માટે કર્મ, યોગ, જ્ઞાન, સર્વ માર્ગ ઉત્તમ છે, પણ ભક્તિની તો શાસ્ત્રોમાં મોટી પ્રશંસા કરવામાં આવી છે. નવધા ભક્તિમાંથી જેમનામાં એક પણ ભક્તિ હોય છે એ સંસારસાગરથી અનાયાસે જ તરીને ભગવાનને પામી જાય છે, પછી પ્રહ્‌લાદની જેમ જેમનામાં નવેય ભક્તિનો વિકાસ થયો છે એમનું તો કહેવું જ શું! ઉપર નવેય ભક્તિના વર્ણનમાં જે જે ભક્તોનાં નામ ઉદાહરણમાં આપવામાં આવ્યાં છે એમનામાં કેવળ એક જ ભક્તિનો વિકાસ હતો એવી વાત નથી. જેમનામાં જે ભાવની પ્રધાનતા હતી એમનું નામ એમાં લખવામાં આવ્યું છે. ફરીથી નામ ન બેવડાય એનું પણ ધ્યાન રાખવામાં આવ્યું છે. વાસ્તવમાં એ લોકો ધન્ય છે જેઓ ભગવાનની ભક્તિમાં પોતાનું મન પરોવે છે અને એ કુળ ધન્ય છે જેમાં ભગવાનનાં ભક્તો ઉત્પન્ન થાય છે. ભગવાન શિવજી પાર્વતીજીને કહે છે—

**સો કુલ ધન્ય ઉમા સુનુ જગત પૂજ્ય સુપુનીત ।**
**શ્રીરઘુબીર પરાયન જેહિં નર ઉપજ બિનીત ॥**

(ઉત્તરકાંડ દોહા-૧૨૭)

શ્રીમદ્‌ભાગવતમાં શ્રવણ આદિ ભક્તિના મહિમામાં કહ્યું છે—

**શૃણ્વન્તિ ગાયન્તિ ગૃણન્ત્યભીક્ષ્ણશઃ**
**સ્મરન્તિ નન્દન્તિ તવેહિતં જનાઃ ।**
**ત એવ પશ્યન્ત્યચિરેણ તાવકં**
**ભવપ્રવાહોપરમં પદામ્બુજમ્ ॥**

(શ્રીમદ્‌ભાગવત ૧/૮/૩૬)

'ભક્તજનો આપના ચરિત્રનું વારંવાર શ્રવણ, ગાન, કીર્તન અને સ્મરણ કરીને આનંદિત થતા રહે છે; તેઓ જ તત્કાળ આપનાં તે ચરણકમળોનું

દર્શન કરવા પામે છે કે જે જન્મ-મૃત્યુના પ્રવાહને હંમેશ માટે રોકી દે છે.'

**યત્કીર્તનં યત્સ્મરણં યદીક્ષણં**
**યદ્વન્દનં યચ્છ્રવણં યદર્હણમ્ ।**
**લોકસ્ય સદ્યો વિધુનોતિ કલ્મષં**
**તસ્મૈ સુભદ્રશ્રવસે નમો નમઃ ॥**

(શ્રીમદ્‌ભાગવત ૨/૪/૧૫)

'જેમનું સ્મરણ, કીર્તન, દર્શન, વંદન, શ્રવણ અને પૂજન જીવોનાં પાપોનો તત્કાળ નાશ કરી દે છે તે પુણ્યકીર્તિ ભગવાન શ્રીકૃષ્ણને વારંવાર નમસ્કાર.'

દેવરાજ ઈન્દ્ર કહે છે–

**યસ્ય ભક્તિર્ભગવતિ હરૌ નિઃશ્રેયસેશ્વરે ।**
**વિક્રીડતોઽમૃતામ્ભોધૌ કિં ક્ષુદ્રૈઃ ખાતકોદકૈઃ ॥**

(શ્રીમદ્‌ભાગવત ૬/૧૨/૨૨)

'જે પરમ કલ્યાણના સ્વામી ભગવાન શ્રીહરિનાં ચરણોમાં પ્રેમમય ભક્તિભાવ રાખે છે તેને જગતના ભોગોની ભલા, શી જરૂર? જે અમૃતના સમુદ્રમાં વિહાર કરી રહ્યો છે તેને ક્ષુદ્ર ખાબોચિયાંના જળથી શું પ્રયોજન?'

ભગવાન સ્વયં પોતાની તરણ-તારિણી ભક્તિની પ્રશંસા કરતાં ઉદ્ધવજીને કહે છે–

**ન સાધયતિ માં યોગો ન સાઙ્‌ખ્યં ધર્મ ઉદ્ધવ ।**
**ન સ્વાધ્યાયસ્તપસ્ત્યાગો યથા ભક્તિર્મમોર્જિતા ॥**
**ભક્ત્યાઽહમેકયા ગ્રાહ્યઃ શ્રદ્ધયાઽઽત્મા પ્રિયઃ સતામ્ ।**
**ભક્તિઃ પુનાતિ મન્નિષ્ઠા શ્વપાકાનપિ સમ્ભવાત્ ॥**
**ધર્મઃ સત્યદયોપેતો વિદ્યા વા તપસાઽન્વિતા ।**
**મદ્ભક્ત્યાઽપેતમાત્માનં ન સમ્યક્ પ્રપુનાતિ હિ ॥**
**વાગ્ ગદ્‌ગદા દ્રવતે યસ્ય ચિત્તં**
**રુદત્યભીક્ષ્ણં હસતિ ક્વચિચ્ચ ।**
**વિલજ્જ ઉદ્‌ગાયતિ નૃત્યતે ચ**
**મદ્ભક્તિયુક્તો ભુવનં પુનાતિ ॥**

(શ્રીમદ્‌ભાગવત ૧૧/૧૪/૨૦-૨૨, ૨૪)

'હે ઉદ્ધવ! મારા સ્વરૂપમાં વિકસેલી મારી ભક્તિ મને જેટલા પ્રમાણમાં પોતાનો બનાવે છે તેટલા પ્રમાણમાં યોગશક્તિ, સાંખ્ય, તત્ત્વજ્ઞાન, વૈદિકધર્મ, વેદાભ્યાસ, તપસ્યા કે ત્યાગ મને પોતાનો બનાવી શકતાં નથી.'

'હું સંતોનો પ્રિય છું, તેમનો આત્મા છું, એકમાત્ર શ્રદ્ધા-ભક્તિથી જ હું તેમને પ્રાપ્ત થાઉં છું. જો કોઈ જન્મથી જ ચાંડાળ હોય તો પણ મારી ભક્તિથી તે શુદ્ધ-પવિત્ર થઈ જાય છે.'

'જો કોઈએ સત્ય અને દયાપૂર્વક ધર્મનું પાલન કર્યું, અથવા કોઈએ તપસ્યાપૂર્ણ વિદ્યાભ્યાસ કર્યો, પરંતુ તે જો મારી ભક્તિથી રહિત છે તો આવો ધર્મ અને અભ્યાસ તેને પવિત્ર કરી શકતા નથી.'

'જ્યારે ભક્તિનો પ્રવાહ વધે છે ત્યારે તેની વાણી ગદ્‌ગદ થઈ જાય છે, ચિત્ત ભક્તિરસથી દ્રવે છે (હે પ્રભુ! તમે ક્યાં છો? આ રીતે) ક્યારેક પ્રલાપ કરતો રહીને રડે છે તો ક્યારેક હસે છે, સંકોચ મૂકીને ક્યારેક ઊંચાસ્વરથી ગાય છે તો ક્યારેક નાચે છે; એવો મારો ભક્ત સમસ્ત સંસારને પવિત્ર કરે છે.'

ભગવાન ગીતાજીમાં અર્જુનને કહે છે–

**નાહં વેદૈર્ન તપસા ન દાનેન ન ચેજ્યયા ।**
**શક્ય એવંવિધો દ્રષ્ટું દૃષ્ટવાનસિ માં યથા ॥**
**ભક્ત્યા ત્વનન્યયા શક્ય અહમેવંવિધોઽર્જુન ।**
**જ્ઞાતું દ્રષ્ટું ચ તત્ત્વેન પ્રવેષ્ટું ચ પરન્તપ ॥**

(ગીતા ૧૧/૫૩-૫૪)

'જેવો તેં મને જોયો છે એવો ચતુર્ભુજરૂપધારી હું ન તો વેદોથી જોઈ શકાઉં છું, ન તપથી જોઈ શકાઉં છું, ન દાનથી જોઈ શકાઉં છું કે ન યજ્ઞથીયે જોઈ શકાઉં છું. પરંતુ હે પરન્તપ અર્જુન! અનન્ય ભક્તિ દ્વારા આવો ચતુર્ભુજરૂપધારી હું પ્રત્યક્ષ દેખાવા માટે, તત્ત્વથી જાણવા માટે તથા પ્રવેશ કરવા એટલે કે

એકાત્મભાવે પ્રાપ્ત થવા માટે પણ શક્ય છું.'

ભક્ત શ્રીકાકભુશુંડિજી કહે છે–

**રામ ભગતિ ચિંતામનિ સુંદર।**
**બસઈ ગરુડ઼ જાકે ઉર અંતર॥**
**પરમ પ્રકાસ રૂપ દિન રાતી।**
**નહિં કછુ ચહિઅ દિઆ ઘૃત બાતી॥**
**મોહ દરિદ્ર નિકટ નહિં આવા।**
**લોભ બાત નહિં તાહિ બુઝાવા॥**
**પ્રબલ અબિદ્યા તમ મિટિ જાઈ।**
**હારહિં સકલ સલભ સમુદાઈ॥**
**ખલ કામાદિ નિકટ નહિં જાહીં।**
**બસઈ ભગતિ જાકે ઉર માહીં॥**
**ગરલ સુધાસમ અરિ હિત હોઈ।**
**તેહિ મનિ બિનુ સુખ પાવ ન કોઈ॥**
**બ્યાપહિં માનસ રોગ ન ભારી।**
**જિન્હ કે બસ સબ જીવ દુખારી॥**
**રામ ભગતિ મનિ ઉર બસ જાકેં।**
**દુખ લવલેસ ન સપનેહુઁ તાકેં॥**
**ચતુર સિરોમનિ તેઈ જગ માહીં।**
**જે મનિ લાગિ સુજતન કરાહીં॥**

(ઉત્તરકાંડ દોહા ૧૨૦-ક/૧-૫)

માટે બધા લોકોએ ઉપર કહ્યા મુજબ બધી રીતે ભગવાનની ભક્તિનો આશ્રય ગ્રહણ કરી જીવન અને જન્મ સફળ બનાવવાં.



## અર્થ અને પ્રભાવ-સહિત નામ-જપનું મહત્ત્વ

સવાર-સાંજ જે આપણે નિત્ય-કર્મ કરીએ છીએ એ જ આપણા જીવનની એક મુખ્ય લાભની વાત છે. એ તરફ આપણે વધુ ને વધુ ધ્યાન આપવું. ઘણું કરીને લોકો નિત્ય કર્મને વેઠિયાની જેમ કરે છે અને એમાં ચિત્ત નથી પરોવતા. એ જ કારણ છે કે એનાથી જે લાભ થવો જોઈએ એ નથી થતો. ચોવીસ કલાકમાં જેટલો સમય આ નિત્ય-કર્મમાં લાગે છે એ જ પરમ ઉત્તમ અને પરમ પુણ્યકાળ છે. બેય વખત રાત અને દિવસના સંધિકાળે જે આપણે સંધ્યોપાસના કરીએ છીએ એ જ ઈશ્વરોપાસના છે. પ્રાણાયામ, ધ્યાન, જપ, ગીતાપાઠ, સ્તોત્રપાઠ, સ્તુતિ વગેરે બધું ઉપાસના જ છે. આ ઉપાસના જ ઈશ્વરની પૂજા છે.

સંધ્યોપાસના વગેરે નિત્ય-કર્મમાં જેટલું ધ્યાન આપવું જોઈએ એટલું ધ્યાન આપણે આપતા નથી. આપણા રોજબરોજના જીવન સાથે એનો ઘણો ગાઢ સંબંધ જણાતો નથી. ઘણું કરીને લોકોનું મન એમને દગો દે છે. જલદી કરી લેવાની ઇચ્છા થાય છે. ગમે તે રીતે કરી નાખીએ, જેમાં ભાર ઊતરી જાય એવો ભાવ મોટે ભાગે આપણને સંધ્યોપાસના વગેરેનો આનંદ લેવા નથી દેતો અને આપણે ખરી ઉપાસનાથી ઘણા દૂર રહી જઈએ છીએ. આ મનની દુષ્ટતા છે, ખરાબ આદત છે. આ આદત ઘણું કરીને સૌમાં મળી આવે છે. આ નિત્ય-કર્મને જો આદર અને પ્રેમભાવથી કરવામાં આવે તો ઘણા સત્વરે લાભ મળી શકે છે. ઉપાસનામાં પ્રેમ અને આદર જ મુખ્ય છે. પ્રેમમાં મુગ્ધ થઈને જે કંઈ પણ કરવામાં આવે છે એનો પ્રભાવ અમીટ હોય છે, સ્થાયી હોય છે અને એ ઘણા સત્વરે લાભ આપનારો હોય છે. આદર અને પ્રેમ વિના વર્ષો સુધી કરવામાં આવેલી ઉપાસનાનો

ખાસ લાભ નહીં દેખાય, પણ એક દિવસ, એક જ વેળામાં પ્રેમ અને આદરથી ભરેલા હૃદયની સાથે જે ઉપાસના થશે એનું મહાન ફળ તુરત જ દેખાશે અને હૃદયમાં એક અપૂર્વ આનંદ અને શાંતિ મળશે.

ઉપાસનામાં હૃદયનું પૂર્ણ જોડાણ હોવું જોઈએ. ધ્યાન, જપ, પ્રાણાયામમાં સંપૂર્ણ મનોયોગ રહે એ માટે ઘણું ધ્યાન આપવું. નામ-જપ જેવું સરળ અને સાથે સાથે મહાન સાધન બીજું છે જ નહીં. જપમાં વધુ ફળ દેનારો જપ ગુપ્ત જપ જ છે. જપ અત્યંત ગુપ્ત હોવો જોઈએ. કોઈ જાણી ન જાય. કરવામાં આવેલો ગુપ્ત જપ જો કોઈ રીતે પ્રગટ કરી દેવામાં આવે તો એનું મહત્ત્વ ઘટી જાય છે. કોઈ રીતે, સંકેત દ્વારા પણ એને પ્રકાશિત ન કરવો. સ્મરણ રહે, જપ જેટલો ગુપ્ત હશે એટલો જ લાભદાયક હશે. ગુપ્ત જપનું ફળ અદ્ભુત હોય છે. ગુપ્ત પાપ અને ગુપ્ત પુણ્ય - બેયનું ફળ વધુ હોય છે. ગુપ્ત સાધનથી ઈશ્વરમાં પ્રેમ વધે છે અને ચિત્તમાં શાંતિ અને પ્રસન્નતા થાય છે.

જપ કરતી વેળાએ એના અર્થનું ધ્યાન અવશ્ય રાખવું. અર્થ પર જેટલી વધુ દૃષ્ટિ જશે જપમાં એટલો જ વધુ રસ આવશે અને એના દ્વારા વધુ ને વધુ આનંદ ઊભરાશે - ઉદાહરણરૂપે આ મંત્રના અર્થ પર ધ્યાન આપશો–

**હરે રામ હરે રામ રામ રામ હરે હરે ।**
**હરે કૃષ્ણ હરે કૃષ્ણ કૃષ્ણ કૃષ્ણ હરે હરે ॥**

(કલિસન્તરણોપનિષદ)

આ મંત્રમાં હરિ, રામ અને કૃષ્ણ - આ ત્રણે નામ આગળ-પાછળ થઈને સોળ વાર આવ્યાં છે. આ મંત્રનો જાપ કરતી વેળાએ ભગવાન રામ, કૃષ્ણ અને હરિના રૂપનું સ્મરણ કરવું. આ નામો સાકાર-નિરાકાર બેયનાં બોધક છે. વાસ્તવમાં આ નામો એક પ્રભુનાં છે, માટે આનો જાપ કરતી વેળાએ જેનો જે ઈષ્ટદેવ હોય એ એનું ધ્યાન ધરે. ભગવાન રામ, કૃષ્ણ અને વિષ્ણુ ત્રણે એક જ છે. સૃષ્ટિના આદિમાં ભગવાન વિષ્ણુ થયા, ત્રેતામાં ભગવાન રામ અને દ્વાપરમાં ભગવાન કૃષ્ણનો આવિર્ભાવ થયો. આ એમનું સગુણ સાકાર દિવ્યરૂપ છે. એમનું ધ્યાન ધરવું. જાપ કરતી વેળાએ પોતાના જે ઈષ્ટદેવ હોય, એમની મૂર્તિ મનની સામે સ્પષ્ટ આવી જવી જોઈએ. બીજો અર્થ નિરાકારપરક આ મુજબ છે - રામનો અર્થ છે સર્વત્ર રમનારા સચ્ચિદાનંદઘન પરમાત્મા કે જેઓ કણ-કણમાં વ્યાપેલા છે કે યોગીઓ જેમાં રમે છે.★ 'કૃષ્ણ'માં 'કૃષ્ણ'નો અર્થ છે સત્ અને 'ણ'નો અર્થ છે 'આનંદ.' જે આનંદનો કદી અભાવ નથી થતો, જે આનંદ નિત્ય છે, અવિનાશી છે, એ જ 'કૃષ્ણ' છે.* 'હરિ'નો અર્થ છે જે સઘળાં પાપોને હરી લે છે, જેના ઉચ્ચારણથી જ સઘળાં પાપ ભસ્મ

★ રમન્તે યોગિનો યસ્મિન્ નિત્યાનન્દે ચિદાત્મનિ । ઇતિ રામપદેનૈતત્પરં બ્રહ્માભિધીયતે ॥

(પદ્મપુરાણ)

'જે નિત્યાનંદમય બોધસ્વરૂપ પરમાત્મામાં યોગીઓ રમણ કરે છે, એ 'રામ' છે - એ વ્યુત્પત્તિ અનુસાર 'રામ' પદ દ્વારા આ 'પરબ્રહ્મ'નો જ બોધ થાય છે.'

* કૃષિર્ભૂવાચકઃ શબ્દો ણશ્ચ નિર્વૃતિવાચકઃ । વિષ્ણુસ્તદ્ભાવયોગાચ્ચ કૃષ્ણો ભવતિ શાશ્વતઃ ॥

(મહાભારત ઉદ્યોગપર્વ ૭૦/૫)

'કૃષ્' શબ્દ સત્તાનો વાચક છે અને 'ણ' એ આનંદનો વાચક છે, આ બેય ભાવોથી યુક્ત હોવાથી સનાતન ભગવાન વિષ્ણુ સચ્ચિદાનંદમય શ્રીકૃષ્ણ કહેવાય છે.'

થઈ જાય છે એ જ 'હરિ' છે. 'હરિ' નામ લેતાં જ સઘળાં પાપ નાશ પામે છે.* જપ કરતી વેળાએ આ અર્થો પર ખાસ ધ્યાન આપવું. વિશ્વાસ રાખવો કે સર્વવ્યાપી પરમાત્મા જ આ રૂપે આપણી સામે આવ્યા છે. એનાથી અદ્‌ભુત શાંતિ મળે છે. અથવા જપ કરતી વેળાએ નિરંતર પોતાના ઈષ્ટની મૂર્તિનું ધ્યાન ધરવું. એ વખતે ચિત્ત ધ્યાનમાં જ ડૂબેલું રહે.

કોઈ જાતની કામના ન રાખવી. પ્રહ્‌લાદજી કહે છે કે વરદાનની ઈચ્છાથી જે ભક્તિ કરે છે એ તો વણિક્ છે. ભગવાને જ્યારે વર માંગવા માટે બહુ વધારે આગ્રહ કર્યો તો પ્રહ્‌લાદજીએ એ જ વરદાન માંગ્યું કે મારા મનમાં માંગવાની ઈચ્છા જ ન થાય. મૂર્તિ અને અર્થનું અનુસંધાન રાખીને આ રીતે નિષ્કામભાવે જપ કરવો. જપ નિરંતર સતત ઊઠતાં-બેસતાં, સૂતાં-જાગતાં કરવો. પ્રિયના સ્મરણથી જ હૃદય પ્રફુલ્લિત થઈ જાય છે. પ્રેમમાં મુગ્ધ થઈને ભગવાનના નામનો જપ અને સ્વરૂપનું ધ્યાન કરવું. પ્રેમ અને શ્રદ્ધા સાથે નિષ્કામભાવ અને ગુપ્તરૂપે ધ્યાન-સહિત જે જપ છે એ મહાન ફળ આપનારો હોય છે.

પ્રેમ અને આદર સાથે નામ-જપમાં નીચે લખેલ ત્રણ વાતો આવશ્યક છે જેમનું વર્ણન ઉપર કરવામાં આવ્યું છે.

(૧) જાપ ગુપ્ત હોવો જોઈએ.

(૨) જાપ અર્થસહિત હોવો જોઈએ.

(૩) જાપ નિષ્કામભાવે હોવો જોઈએ.

ધ્યાનમાં ભગવાનની લીલા, ગુણ, રહસ્ય અને પ્રભાવનું ચિંતન થાય તો ધ્યાનમાં એક અદ્‌ભુત મધુરતા જણાશે. પ્રભુ અવતાર લઈને જે પ્રેમની લીલાઓ કરે છે એ બધી આનંદમયી અને દિવ્ય છે. એ લીલા, જેનાથી રોમ રોમમાં પ્રેમ છવાઈ રહ્યો હોય, ધ્યાનની વેળાએ ચિત્તમાં ઊતરી જાય તો પછી એ ધ્યાનને છોડવાની ઈચ્છા નહીં થાય, એ લીલામાં મન-ચિત્ત-પ્રાણ એટલાં લીન થઈ જશે કે ત્યાંથી હટવાનું નામ જ નહીં લે. આ જ ખરું ધ્યાન છે. આવા ધ્યાનમાં ન તો કોઈ પ્રકારનો શ્રમ છે કે ન ત્યાંથી હટવાની ઈચ્છા થાય છે. ભગવાનનાં ગુણ, પ્રભાવ અને રહસ્યના અનુસંધાન દ્વારા જ અસલ ધ્યાન થાય છે.

ભગવાનના ગુણોનો મહિમા શી રીતે ગાઈ શકાય? એ સઘળા ગુણોના સમુદ્ર છે. પ્રભુ પ્રેમમય છે. પ્રેમની મૂર્તિ છે. પ્રેમ જ એમનો સ્વભાવ છે. પ્રભુ દયામય છે, દયાની મૂર્તિ છે, દયા જ એમનો સ્વભાવ છે. એમના એક એક ગુણ તરફ ધ્યાન જાય છે તો એવું દેખાય છે કે જાણે તેઓ ગુણની મૂર્તિ જ છે. સઘળા ગુણો પૂર્ણપણે પ્રભુને આશ્રિત છે. એ જ રીતે એમનો પ્રભાવ પણ અમાપ છે. સંસારમાં જ્યાં-જ્યાં કોઈનો પ્રભાવ જોવા મળે છે એ બધો પ્રભુનો જ છે. અગ્નિમાં જે બાળવાની શક્તિ છે, સૂર્યમાં જે પ્રકાશ છે, ચંદ્રમામાં જે શીતળતા તથા પોષણશક્તિ છે એ સમગ્ર શક્તિ પ્રભુના પ્રભાવના એક અંશ જેટલી પણ કદાચ જ થાય.

* હરિર્હરતિ પાપાનિ દુષ્ટચિત્તૈરપિ સ્મૃતઃ। અનિચ્છયાપિ સંસ્પૃષ્ટો દહત્યેવ હિ પાવકઃ॥
(બૃ.ના. ૧/૧૧/૧૦૦)

'જેમનું ચિત્ત અનેક જાતના દોષોથી દૂષિત છે એવા પુરુષો પણ જો 'હરિ' એમ કહીને ભગવાનનું સ્મરણ કરે તો ભગવાન હરિ એમનાં સમસ્ત પાપોને હરિ લે છે; કેમકે, ઈચ્છા વિના પણ જો અગ્નિનો સ્પર્શ કરી લેવામાં આવે તો પણ એ દઝાડે છે. (એટલે કે જેમ અડવાથી દઝાડવાનો અગ્નિનો સ્વભાવ છે, એ જ રીતે ઉચ્ચારણ કરતાં પાપોને ભસ્મ કરી નાખવાં ભગવન્નામોનો સ્વભાવ જ છે.)

ભગવાને ગીતાના દસમા અધ્યાયમાં પોતાની વિભૂતિનું વર્ણન કરતાં અંતે કહ્યું છે–

**યદ્યદ્વિભૂતિમત્સત્ત્વં શ્રીમદૂર્જિતમેવ વા ।**
**તત્તદેવાવગચ્છ ત્વં મમ તેજોંऽશસમ્ભવમ્ ॥**

(ગીતા ૧૦/૪૧)

'જે-જે પણ વિભૂતિયુક્ત એટલે કે ઐશ્વર્યસંપન્ન, શોભાયુક્ત અને શક્તિયુક્ત પદાર્થો છે, એને-એને તું મારા તેજના અંશની જ અભિવ્યક્તિ સમજ.'

પ્રભુના સંકલ્પથી સંસાર બને છે અને એ સંકલ્પ ન રહેવાથી એ ખરી પડે છે. પ્રભુના સંકલ્પમાત્રથી અસંખ્ય જન્મોના મહાપાપીનાં પણ સઘળાં પાપ એક ક્ષણમાં ભસ્મ થઈ જાય છે. પ્રભુના સંકલ્પથી ક્ષણમાત્રમાં આખા સંસારનો ઉદ્ધાર થઈ શકે છે. સંકલ્પ તો શું, પ્રભુના સંકેતમાત્રથી, એક ઈશારાથી બ્રહ્માંડનો ઉદ્ધાર થઈ શકે છે.

એમનાં દર્શન અને ધ્યાનની તો વાત જ શી કરવી? પ્રભુના સ્મરણમાત્રથી એક ક્ષણમાં મનુષ્યો પવિત્ર થઈ શકે છે; એટલું જ નહિ, પ્રભુની દયાના પ્રતાપથી એમના નામના ઉચ્ચારણમાત્રથી મનુષ્યનો ઉદ્ધાર થઈ શકે છે. આ જ શાસ્ત્રોની વાણી અને સંતોનો અનુભવ છે.

અહીં એવો પ્રશ્ન થઈ શકે છે કે શાસ્ત્રોએ તો ત્યાં સુધી કહ્યું છે કે ભલે નામ ગમે તે રીતે લેવામાં આવે, જેમ અગ્નિનો એક તણખો ઇંધણને બાળી નાખે છે બરાબર એ જ રીતે એક નામ અસંખ્ય પાપોને ભસ્મ કરી દે છે. નામનો મહિમા એટલો વધારે છે કે ગાઈ નથી શકાતો. સાધારણ જપનું પણ જો મહાન ફળ છે તો પછી આપણામાં ઊણપ શી છે?

ઊણપ એટલી જ છે કે આપણને એવો વિશ્વાસ નથી, શ્રદ્ધા નથી. નામ રટતાં રટતાં પણ આપણે નામના પ્રભાવ અને રહસ્યને નથી સમજતા, માટે જ આપણે એના મહિમાને સમજી નથી રહ્યા. આપણે એવું સમજીએ છીએ કે એ વાતો શાસ્ત્રોમાં અર્થવાદ છે, પ્રત્યક્ષ અનુભવની નથી. આ જ અવિશ્વાસ અને અશ્રદ્ધાને કારણે આપણને સંપૂર્ણ ફળ નથી મળતું. આ અવિશ્વાસ જ આપણો અપરાધ છે. જેને પૂરો વિશ્વાસ છે એને સંપૂર્ણ ફળ મળે છે. પરમેશ્વરના પ્રભાવ અને તત્ત્વને સમજતાં જ અત્યંત શ્રદ્ધા થઈ જાય છે. એ સાથે જ અતુલ પ્રેમ થઈ જાય છે. જેઓ વિશ્વાસપૂર્વક શ્રદ્ધા સાથે ભગવાનનું પ્રેમભર્યા હૃદયથી નામ લે છે એમને પ્રત્યક્ષ શાંતિ અને આનંદ મળે છે.

આ રીતે નામના સ્મરણથી જ સઘળાં પાપ ભસ્મ થઈ જાય છે અને સઘળાં ફળ સ્પષ્ટ થવા માંડે છે. પ્રભુની અપાર દયા છે, પણ આપણે માનતા નથી. વિશ્વાસ કર્યા વિના સંપૂર્ણ ફળ પણ નથી મળી શકતું. રહસ્ય ખુલવામાં વાર નથી લાગતી, પ્રભુ દયા કરીને એક ક્ષણમાં આંખો ખોલી કાઢે છે અને ત્યારે પોતાના અવિશ્વાસ અને કાલ્પનિક દરિદ્રતા પર મોટો સંતાપ થાય છે કે આટલા સમય સુધી આ મહિમાથી આપણે અપરિચિત રહ્યા.

એક દરિદ્ર હતો. એના ઘેર એક સાધુ આવ્યા. 'નારાયણ હરિ'નો પોકાર કર્યો. દરિદ્ર ઘરમાંથી બહાર આવીને જુએ છે તો એક સાધુ ભિક્ષાની પ્રતીક્ષામાં દ્વાર પર ઊભા છે. એ બિચારો રોઈને ગળગળો થઈને કહેવા માંડ્યો - 'મહાત્મન્! મારું એ સૌભાગ્ય છે કે આપ દયા કરી પધાર્યા છો. પણ ઘરમાં અન્નનો એક દાણોય નથી, પડોશી મને કશું આપશે ય નહીં, બજારમાંથી કોઈ વસ્તુ ઉધાર મળી નથી શકતી, માટે લાચાર છું અને ઇચ્છવા છતાં પણ આપની સેવા નથી કરી શકતો. મારા

જેવું સંસારમાં દુઃખી કોણ છે?' સાધુએ કહ્યું - 'તારા જેવું સંસારમાં કોઈ ભાગ્યશાળી નથી.' દરિદ્ર માણસને સાધુના વચન પર શી રીતે વિશ્વાસ આવે? સાધુ મહારાજ અંદર ગયા અને પથ્થર પર પડેલા દસ્તાને ઊંચકીને પૂછવા માંડ્યા - 'આ શું વસ્તુ છે?' એ ગરીબ માણસે કહ્યું - 'મહારાજ! આ પથ્થરનો એક ટુકડો છે. આનાથી ચટણી પીસ્યા કરું છું.' સાધુએ કહ્યું - 'ના, આ પથ્થર નથી, આ તો પારસ છે.' બિચારો ગરીબ સામે જોઈ જ રહ્યો હતો કે આ પ્રત્યક્ષ નક્કર પથ્થર છે. એને સાધુની વાત સમજમાં શી રીતે આવે? સાધુએ કહ્યું - 'સારું, આની પરખ કરી લે અને ઘરમાં લોઢાના જેટલાં વાસણો હોય એમને લઈ આવ.' એ ગરીબના ઘરે તો લોઢાનાં જ અમુક વાસણો બચેલાં હતાં - તવો, કડછી, સાણસી, ચીપિયો, છરી વગેરે ઉપાડી લાવ્યો. એ 'દસ્તા' સાથે સ્પર્શ કરાવતાં જ એ બધાં સોનાનાં બની ગયાં. સાધુએ કહ્યું - 'અરે, તું તો સંસારમાં સૌથી મોટો ભાગ્યશાળી છે, તારાથી વધીને ભાગ્યશાળી કોણ છે. તું ઇચ્છે તો સંપૂર્ણ સંસારના લોઢાને સોનું બનાવી દે. પોતાના અજ્ઞાનથી આ પારસથી તું ચટણી પીસ્યા કરતો હતો. અને આને પથરો માની બેઠો હતો. તારી અક્કલ પર જ પથરો પડી ગયો હતો. તું તો આખા સંસારની દરિદ્રતાને દૂર કરી શકે એમ છે. આખો સંસાર આને પથરો ભલે બતાવે, પણ મારી દૃષ્ટિએ તો આ પારસ જ છે.' પછી તો શું, એક ક્ષણમાં જ એ ગરીબની બધી દરિદ્રતા દૂર થઈ ગઈ, આંખો ઊઘડી ગઈ.

બરાબર આવી જ આપણી મૂર્ખતા છે. પારસથી ચટણી પીસીએ છીએ. જ્યારે આંખો ઊઘડે છે તો એક જ ક્ષણમાં એ પારસના મૂલ્યને સમજી જઈએ છીએ. પછી તો પ્રાણ ભલે જાય પણ એ પારસ ન જાય. આવું સમજતાં વાર પણ કેટલી લાગવાની? પ્રભુની કૃપાથી આપણી આંખો પણ જ્યારે ઊઘડે છે તો બસ, પોતાના ઘરમાં પડેલા અને આટલા દિવસો સુધી તિરસ્કૃત પારસને પામીને આપણને પોતાની મૂર્ખતા અને એમાંથી ઉપજેલી દરિદ્રતા પર ઘણો પસ્તાવો થાય છે. પ્રભુનું રહસ્ય ખુલવામાં એક ક્ષણ પણ નથી લાગતી. આ જ રહસ્ય છે. અજ્ઞાનવશ પારસને એ પથરો માની રહ્યો હતો. અજ્ઞાન દૂર થતાં જ પારસનું રહસ્ય ખુલ્લું પડી ગયું. પ્રભુ બહારથી નથી આવતા. એ તો પહેલેથી જ અંદર વિરાજમાન છે, અજ્ઞાનવશ આપણે એમને જોતા નથી, ખોઈને બેઠા છીએઃ પ્રભુનું મિલન પણ પારસની પ્રાપ્તિ સમાન છે - એ તો આપણા ઘરમાં છે, અજ્ઞાનવશ આપણે એને ઓળખતા નથી. અજ્ઞાન દૂર થયું અને ભીતરની આંખો ઊઘડી, કે બસ પછી તો નારાયણ આપણી સામે છે.

પ્રભુનું રહસ્ય ઊઘડતાં જ આપણે પ્રભુના તત્ત્વને જાણી જઈએ છીએ. લોઢાને સોનું બનાવી દેવું એ એનો પ્રભાવ છે. તત્ત્વ જાણવું પણ એ જ છે કે પથરો નથી, પારસ છે. પારસને પારસ સમજી જવું એ જ તત્ત્વ સમજવું છે. પછી તો સહજપણે જ એના પર અગાધ મમતા, અસીમ પ્રેમ થઈ જાય છે.

પારસ તો કેવળ લોઢાને સોનું બનાવી દે છે; એ મુક્તિ નથી આપી શકતો. પ્રભુનું નામ તો આપણને સંસાર-સાગરથી જ તારી દે છે. એમના ગુણોનો તો વિચાર આવતાં જ એવું જણાય છે કે એ અનંત છે. કોઈ પાર જ નથી, કોઈ સીમા જ નથી. પછી તો એક ક્ષણ માટે પણ પ્રભુને છોડી નથી શકતા. દીન-દરિદ્રને જ્યારે પારસ મળી જાય છે તો એને એ પ્રાણોથીય વધીને અપનાવી લે છે. પ્રભુ તો અનંત ગુણોના સાગર છે - તેઓ મળી જાય તો તે દશાનો શું અંદાજ કાઢી શકાય? તે

પ્રેમને કોણ કહી શકે, તે આનંદ અને શાંતિની શી વ્યાખ્યા કરી શકાય?

જપ કરતી વેળાએ આ રીતે પ્રભુના ગુણ, પ્રભાવ અને રહસ્યને સમજીને જપ કરવો. ગુપ્તરૂપે, નિષ્કામભાવે અને પ્રેમમાં વિમુગ્ધ થઈને ધ્યાન કરતાં કરતાં હરિનું આ રીતે સ્મરણ કરશો. આવો જપ એક ક્ષણનો ય ઘણો લાભદાયક અને પરમ ફળ આપનારો છે.



## ડગલે-ડગલે ભગવત્કૃપાનાં દર્શન કરવાની રીત

કોઈ એક ભાઈનો પ્રશ્ન છે - ભગવાનની કૃપા સહેતુક હોય છે કે નિર્હેતુક? મનુષ્યે તમામ પરિસ્થિતિઓમાં ભગવાનની દયાનાં દર્શન કઈ રીતે કરવાં જોઈએ?

આના ઉત્તરમાં મારું નિવેદન છે કે ભગવાનની કૃપાના મહત્ત્વને વાણી થકી સંપૂર્ણપણે વર્ણવવાનું અસંભવ છે; કારણ કે ભગવાનની દયાનું મહત્ત્વ અપાર છે અને વાણી દ્વારા જે કંઈ કહેવાય છે તે અતિ-અલ્પ જ છે. ભગવાનની કૃપાના રહસ્યને જે મહાપુરુષો થોડુંઘણું પણ સમજે છે તેઓ પણ જેટલું સમજે છે તેટલું વાણી થકી જણાવી શકતા નથી. ભગવાનની કૃપા બધા જીવો ઉપર હરહંમેશ અપાર છે. લોકોનું આ બાબતમાં જેટલું અનુમાન છે તેનાથી પણ ભગવાનની કૃપા ઘણી વધારે છે. આ બાબતમાં 'ભગવાનની દયા' શીર્ષકવાળો લેખ ભાગ-૨માં આપ્યો છે. વિષય એક હોવાના કારણે થોડીક પુનરુક્તિ આવી શકે છે, તોપણ બંને લેખોને સાથે વાંચવાથી ભગવાનની દયાનું મહત્ત્વ સમજવામાં વધુ મદદ મળી શકે છે.

વાસ્તવમાં ભગવાનની દયા બધાં પ્રાણીઓ ઉપર કશા જ કારણ વિના, સમભાવપૂર્વક, હંમેશ માટે અને સ્વાભાવિક છે; આથી તેને નિર્હેતુક જ કહેવી જોઈએ. પરંતુ જે મનુષ્ય ભગવાનની દયામાં જેટલો વધુ વિશ્વાસ કરે છે, પોતાની ઉપર જેટલી વધુ દયા માને છે તે તેમની દયાનું તત્ત્વ તેટલું જ વધુ સમજે છે તથા તેને તેટલો જ વધુ પ્રત્યક્ષ લાભ મળે છે; તેથી તેને સહેતુક પણ કહી શકાય છે. જોકે તેમાં ભગવાનનો પોતાનો કોઈ હેતુ હોતો નથી.

ભગવાન તો સર્વથા પૂર્ણકામ, સર્વશક્તિમાન, મહાન ઈશ્વર છે. તેમનામાં કોઈ પણ પ્રકારની કામના કે ઇચ્છા હોવાની કલ્પના પણ કેવી રીતે થઈ શકે, કે જેથી તેમની દયામાં કોઈ પણ પ્રકારના સ્વાર્થરૂપ હેતુને સ્થાન મળી શકે? તેઓ તો સ્વભાવથી જ - વિનાકારણ પરમ દયાળુ છે, સહુના સુહૃદ છે, તેમની બધી ક્રિયાઓ સમસ્ત જીવોના હિત માટે જ થાય છે; વાસ્તવમાં અકર્તા હોવા છતાં પણ તેઓ દયાવશ, જીવોના હિત માટે પ્રયત્ન કરે છે; અજન્મા હોવા છતાં પણ તેઓ સાધુપુરુષોનો ઉદ્ધાર, ધર્મનો પ્રચાર અને દુષ્ટોનો સંહાર* કરવા માટે તથા સંસારમાં પોતાની પવિત્ર લીલાનો વિસ્તાર કરીને લોકોમાં પ્રેમ અને શ્રદ્ધાનો સંચાર કરવા માટે અવારનવાર અવતાર ધારણ

* અહીં સંહારરૂપે પણ ભગવાન કલ્યાણ જ કરે છે. કહેવાયું પણ છે -

**લાલને તાડને માતુર્નાકારુણ્યં યથાર્ભકે। તદ્વદેવ મહેશસ્ય નિયન્તુર્ગુણદોષયોઃ॥**

'જે રીતે બાળકને પ્રેમ કરવામાં અને માર મારવામાં, બંનેમાં માતાની દયા જ છે તે જ રીતે જીવોના ગુણ-દોષોનું નિયંત્રણ કરનારા ભગવાનની તેમના ઉપર સર્વ પ્રકારે કૃપા જ છે.'

કરે છે; નિર્ગુણ, નિરાકાર અને નિર્વિકાર હોવા છતાં પણ તેઓ પોતાના ભક્તોના પ્રેમને આધીન થઈને સગુણ અને સાકારરૂપે દર્શન આપવા માટે વિવશ થાય છે; સર્વેશ્વર, સર્વશક્તિમાન તથા સર્વથા સ્વતંત્ર હોવા છતાં પણ તેઓ પ્રેમમાં પીગળીને ભક્તને આધીન થઈ જાય છે - આ બધા પાછળ તેમની નિર્હેતુક પરમ દયા જ કારણભૂત છે.

ભગવાનને પ્રાપ્ત થયેલા જે ભગવદ્દ્ભક્તો છે, ભગવાનની દયાના મહત્ત્વને જેઓ સમજી ગયા છે, દયામય પરમેશ્વરની દયાનો અંશ જેમનામાં વ્યાપી ગયો છે તે મહાપુરુષોનો પણ અન્ય જીવો સાથે કોઈ પણ પ્રકારના સ્વાર્થનો સંબંધ નથી રહેતો. તેમની તમામ ક્રિયાઓ કેવળ લોકહિત માટે, કોઈ પણ પ્રકારના સ્વાર્થરૂપ હેતુ વિના જ થાય છે; તો પછી ભગવાનની દયા હેતુરહિત હોય એમાં તો કહેવાનું જ શું? મહાપુરુષોનો કોઈ પણ જીવની સાથે કોઈ પણ પ્રકારના સ્વાર્થનો સંબંધ નથી રહેતો; એ વિશે ભગવાન સ્વયં કહે છે -

**નૈવ તસ્ય કૃતેનાર્થો નાકૃતેનેહ કશ્ચન ।**
**ન ચાસ્ય સર્વભૂતેષુ કશ્ચિદર્થવ્યપાશ્રયઃ ॥**
(ગીતા - ૩/૧૮)

'એ મહાપુરુષનું આ સંસારમાં ન તો કર્મ કરવાથી કશું પ્રયોજન રહે છે કે ન તો કર્મ ન કરવાથીયે કશું પ્રયોજન રહે છે તેમજ સઘળા જીવો સાથે આ મહાપુરુષનો લેશમાત્ર પણ સ્વાર્થનો સંબંધ નથી રહેતો.' અને તોપણ તેઓ કેવળ લોકહિતાર્થે જ કર્મ કરતા રહે છે.

આ રીતે પોતાના વિશે પણ ભગવાન કહે છે -

**ન મે પાર્થાસ્તિ કર્તવ્યં ત્રિષુ લોકેષુ કિઞ્ચન ।**
**નાનવાપ્તમવાપ્તવ્યં વર્ત એવ ચ કર્મણિ ॥**
(ગીતા - ૩/૨૨)

'હે પાર્થ! મારે આ ત્રણેય લોકોમાં ન તો કશું કર્તવ્ય છે કે ન કશીયે પ્રાપ્ત કરવા જેવી વસ્તુ અપ્રાપ્ત છે, છતાંય હું કર્મમાં જ વર્તું છું.'

તુલસીદાસજીએ પણ કહ્યું છે -

**હેતુ રહિત જગ જુગ ઉપકારી ।**
**તુમ્હ તુમ્હાર સેવક અસુરારી ॥**
**સ્વારથ મીત સકલ જગ માહીં ।**
**સપનેહુઁ પ્રભુ પરમારથ નાહીં ॥**

આ વર્ણનમાંથી એ જાણવા મળે છે કે મહાપુરુષોનું અને ભગવાનનું કોઈ કર્તવ્ય તથા પ્રયોજન નહિ હોવા છતાં પણ લોકોને કુમાર્ગથી બચાવવા માટે તેમ જ નીતિ, ધર્મ અને ઈશ્વર-ભક્તિના સન્માર્ગે ચઢાવવા માટે, કેવળ લોકહિત માટે જ તેમના થકી બધી ક્રિયાઓ થતી હોય છે - એમાં તેમની અપાર દયા જ કારણભૂત છે.

ભગવાન પરમ દયાળુ અને સર્વશક્તિમાન હોવા છતાં પણ સમદર્શી અને નિઃસ્પૃહ હોવાના કારણે તેમના થકી આપમેળે જ કોઈ ક્રિયા નથી કરવામાં આવતી. શ્રદ્ધા-પ્રેમપૂર્વક શરણાગત થવાથી, ભક્તના હિત માટે જ તેમનામાં ક્રિયાનો પ્રાદુર્ભાવ થાય છે અને તેમની દયાનો વિકાસ થાય છે.

અહીં એવો પ્રશ્ન ઉદ્ભવી શકે છે કે જો આ રીતે ભગવાનની સમાનભાવે બધા જીવો ઉપર અપાર દયા છે તો પછી બધા જીવોનું કલ્યાણ કેમ નથી થતું? વિવેચન કરવાથી આનો એ જ ઉત્તર મળે છે કે તેમની દયાના તત્ત્વને નહિ જાણવાના કારણે લોકો તેમની દયાનો વિશેષ લાભ નથી ઉઠાવી શકતા. જેમ જગતને તારનારી ભાગીરથી ગંગાનો જળપ્રવાહ લોકહિતાર્થે નિરંતર વહેતો રહે છે, તોપણ ગંગાના પ્રવાહને જેઓ જાણતા નથી, શ્રદ્ધા-ભક્તિની ઊણપ હોવાના કારણે જેઓ સ્નાન-

પાન કરતા નથી તેઓ તેનો વિશેષ લાભ નથી ઉઠાવી શકતા; તે જ રીતે ભગવાનની દયાનો પ્રવાહ ગંગાના પ્રવાહ કરતાં પણ અધિકપણે સઘળે અહર્નિશ વહી રહ્યો છે, તોપણ મનુષ્યો તેના પ્રભાવને નહિ જાણવાના કારણે તથા શ્રદ્ધાભક્તિમાં ઊણપ હોવાના કારણે, ભગવાનનું શરણ લઈને તેમની દયાનો વિશેષ લાભ નથી ઉઠાવી શકતા.

ભગવાનની દયાનો સમાનભાવે સાધારણ લાભ તો બધા જીવોને મળે જ છે, પરંતુ જે તેમની દયાને પાત્ર બની જાય છે તે તેનો વિશેષ લાભ ઉઠાવી શકે છે. સૂર્યનો તાપ અને પ્રકાશ સર્વત્ર સમાનભાવે સહુને પ્રાપ્ત થાય છે અને તેથી સમાનભાવે તેનો લાભ સહુને મળે છે, પરંતુ બિલોરી કાચ ઉપર તેની શક્તિનો વિશેષ પ્રાદુર્ભાવ થાય છે, તેનામાં તરત અગ્નિ પ્રગટ થાય છે. બિલોરી કાચના જેવું જેનું અંતઃકરણ શુદ્ધ હોય છે, જેના અંતઃકરણમાં ભગવાન પર વિશેષ શ્રદ્ધા અને પ્રેમ હોય છે તે તેમની દયાનો વિશેષ લાભ ઉઠાવી શકે છે.

મનુષ્યનાં સંચિત, પ્રારબ્ધ અને ક્રિયમાણ - ત્રણે પ્રકારનાં કર્મો સાથે જ ભગવાનની દયાનો સંબંધ છે. પૂર્વે કરેલાં પુણ્યકર્મોનો સંચય ભગવાનની દયાથી જ થયો છે તથા તે સંચિત કર્મો અનુસાર જ પ્રારબ્ધભોગનું વિધાન ભગવાન જીવોના હિત માટે દયાપૂર્વક કરે છે. તેથી, ભગવાનની દયાના રહસ્યને સમજનારો મનુષ્ય પ્રારબ્ધ ભોગવતી વખતે દરેક સ્થિતિમાં ભગવાનની દયાનાં દર્શન કરતો રહે છે. ક્રિયમાણ સત્કર્મો પણ ભગવાનની દયાથી જ થાય છે, તેમની દયાથી જ મનુષ્ય સન્માર્ગે અગ્રગામી થઈ શકે છે. આમ, બધાં કર્મો સાથે ભગવાનની દયાનો નિત્ય સંબંધ છે.

શ્રદ્ધા-ભક્તિપૂર્વક વિચાર કરવાથી ક્ષણે-ક્ષણે, ડગલે ને પગલે, હર કોઈ સ્થિતિમાં મનુષ્યને ભગવાનની દયાનાં દર્શન થતાં રહે છે. બધા જીવોને પાણી, પવન, પ્રકાશ વગેરે તત્ત્વોથી સુખ-ભોગ મળી રહ્યો છે, તેમનો જીવનનિર્વાહ થઈ રહ્યો છે, ખાન-પાન વગેરે કાર્યો ચાલી રહ્યાં છે - આ બધામાં ઈશ્વરની સમાનભાવે દયા વ્યાપેલી છે.

મનુષ્યનાં શુભ અને અશુભ કર્મો અનુસાર ફળ-ભોગની વ્યવસ્થા થઈ જવામાં ભગવાનની દયાનો જ હાથ છે.

થોડાંક જપ, ધ્યાન અને સત્સંગ કરવાથી મનુષ્યનાં જન્મજન્માંતરોનાં પાપોનો નાશ થવાનો ભગવાને જે નિયમ બનાવ્યો છે તેમાં તો ભગવાનની દયા જ ભરેલી છે.

ભગવાનના શરણે થઈને પ્રેમ અને કરુણાભાવે પ્રાર્થના કરવાથી પ્રત્યક્ષ પ્રગટ થવું, ભક્તનાં તમામ પ્રકારનાં દુઃખો અને સંકટો દૂર કરવાં, તમામ પ્રકારે શરણે આવેલાનું રક્ષણ કરવું, તેને દરેક પ્રકારના પાપકર્મથી બચાવવો - આ બધું તેમની વિશેષ દયાનું દર્શન છે. ઈચ્છા અને પ્રાર્થના વિના પણ ભક્ત પ્રહ્લાદની જેમ દૃઢ વિશ્વાસ રાખીને ભક્તિ કરનારા ભક્તના હિત માટે સ્વયં પ્રગટ થઈને તેને દર્શન આપવાં અને તમામ સંકટોમાંથી તેનું રક્ષણ કરવું - આ ભગવાનની દયાનું અતિશય વિશેષ દર્શન છે.

મહાત્માઓ અને શાસ્ત્રો દ્વારા અથવા લોકોના અંતઃકરણમાં આપોઆપ પ્રેરણા કરીને અથવા સ્વયં અવતાર લઈને લોકોને ખરાબ કર્મોથી છોડાવીને સારાં કર્મોમાં લગાડવાં - આ પણ ભગવાનની વિશેષ દયાનું દર્શન છે.

પત્ની, પુત્ર, ધન, મકાન વગેરે સાંસારિક પદાર્થોની પ્રાપ્તિમાં અને વિનાશમાં, શરીરનું

સ્વાસ્થ્ય સારું રહેવામાં અને સારું નહિ રહેવામાં, બીમારી તથા સંકટોની પ્રાપ્તિમાં અને તેમના વિનાશમાં તેમ જ સુખોની પ્રાપ્તિમાં અને દુઃખોની પ્રાપ્તિમાં પણ - હર કોઈ સ્થિતિમાં ભગવાનની દયાનાં દર્શન કરવાનો મનુષ્યે અભ્યાસ કરવો જોઈએ.

પત્ની, પુત્ર, ધન, મકાન વગેરે પદાર્થોની વૃદ્ધિ થતાં એવું સમજવું જોઈએ કે પૂર્વે કરેલાં પુણ્યકર્મોના ફળસ્વરૂપે આ બધા પદાર્થો બીજાંઓને સુખ આપવા માટે, શ્રેષ્ઠ કર્મ કરવા માટે, ભગવાનમાં પ્રેમ વધારવા માટે અને દરેક પ્રકારે તેમનો ભગવદ્ભક્તિમાં ઉપયોગ કરવા માટ જ ભગવાને આપ્યા છે. આવું સમજીને તે સાંસારિક પદાર્થો સાથે જે કેવળ શરીરનિર્વાહના હેતુ પૂરતો જ પોતાનો સંબંધ રાખે છે અને તે બધા પદાર્થોને ભગવાનના જ કામમાં લગાડે છે તે જ ભગવાનની દયાનું રહસ્ય બરાબર સમજે છે; અને જે એ પદાર્થોને ભોગો પાછળ વાપરે છે તે ભગવાનની દયાના તત્ત્વ-રહસ્યને નથી સમજતો.

તે બધા સાંસારિક ભોગ-પદાર્થોનો નાશ થાય તો ત્યારે એમ સમજવું જોઈએ કે 'તે બધામાં મારી ભોગબુદ્ધિ અને આસક્તિ હોવાના કારણે તે પદાર્થો ભગવદ્ભક્તિમાં બાધક હતા, તેથી પરમ દયાળુ ભગવાને દયા કરીને પોતાની તરફ મને આકર્ષવા માટે તે બધાને દૂર કર્યા છે, એમાં ભગવાનની પરમ દયા છે.' જેમ કે, સંસારમાં એવું જોવામાં આવે છે કે પતંગિયાં કે એ પ્રકારનાં અન્ય જંતુ પ્રકાશ જોઈને તેના પર આસક્ત થઈ જાય છે, મોહવશ થઈને તેમાં ઊછળી-ઊછળીને પડે છે અને બળીને ભસ્મ થઈ જાય છે; તેમની આવી દુર્દશા થતી જોઈને કોઈ દયાળુ મનુષ્ય તે પ્રકાશને ત્યાંથી દૂર કરે અથવા ઓલવી નાખે છે. એ કાર્યમાં તે મનુષ્યની તે પતંગિયાં ઉપર મોટી કૃપા છે. જોકે તે પતંગિયાં આ વાત સમજતાં નથી, તેમની સમજમાં તો તે પ્રકાશને દૂર કરનારો અત્યંત નિર્દય અને મહાશત્રુ છે; પણ આ તેમનું અજ્ઞાન છે, તેમની ભૂલ છે. આ જ રીતે ભગવાનની દયાનું રહસ્ય જાણતા નથી તેવા આપણા ભોળા ભાઈઓ પણ આ બધા સાંસારિક પદાર્થોનો અભાવ થતો જોઈને ભિન્ન-ભિન્ન રીતે ભગવાનને દોષ આપતા રહે છે; પરંતુ ભગવાન તો પરમ દયાળુ છે, તેથી તેઓ તેમના અપરાધોને લક્ષમાં લેતા નથી.

મારા ઉપર પરમ દયા કરીને ભગવાને મને પૂર્વે કરેલાં પાપકર્મોમાંથી મુક્ત કરવા માટે, ભવિષ્યમાં પાપોથી બચાવવા માટે અને તમામ ભોગસામગ્રીને પ્રત્યક્ષ ક્ષણભંગુર બતાવીને તેનામાં વૈરાગ્ય ઉત્પન્ન કરવા માટે જ આ બધા પદાર્થોનો વિયોગ કર્યો છે - એમ સમજીને જે સાંસારિક ભોગ-પદાર્થોના વિયોગમાં પણ ભગવાનની દયાનાં દર્શન કરીને નિત્ય પ્રસન્ન રહે છે તે જ તેમની દયાના રહસ્યને બરાબર સમજે છે.

આ જ રીતે જો શરીર નીરોગી રહે તો એમ સમજવું જોઈએ કે, ભગવાનને સર્વવ્યાપી સમજીને, સહુમાં ભગવાનનાં દર્શન કરતા રહીને બીજાંઓની સેવા કરવા માટે, શ્રેષ્ઠ પુરુષોનો સંગ કરીને ભગવાનના ગુણ, પ્રભાવ, તત્ત્વ અને રહસ્યને સમજવા માટે તથા તેમના ભજન-ધ્યાનનો નિરંતર અભ્યાસ કરવા માટે ભગવાન દયા કરીને મને નીરોગી રાખે છે. આવું સમજીને આ ક્ષણભંગુર શરીરને જે ઉપર્યુક્ત ઉદ્દેશ્ય અનુસાર પરમ દયાળુ પરમાત્માના કામમાં લગાડે છે તે જ તેમની દયાના રહસ્યને

બરાબર સમજે છે.

જો શરીર રોગગ્રસ્ત થાય તો એમ સમજવું જોઈએ કે, પૂર્વે કરેલાં પાપોમાંથી મુક્ત કરવા માટે, ભવિષ્યમાં પાપોથી બચાવવા માટે, શરીરમાં વૈરાગ્ય ઉત્પન્ન કરવા માટે અને રોગ વગેરેમાં તપ-બુદ્ધિ કરીને તેનો લાભ આપવા માટે તેમ જ વારંવાર પોતાની યાદ અપાવવા માટે ભગવાને પરમ દયા કરીને પુરસ્કારરૂપે આ સ્થિતિ આપી છે. આવું સમજીને રોગ વગેરેની પ્રાપ્તિમાં પણ કોઈ પણ પ્રકારની ચિંતા નહિ કરીને જે પોતાના મનને આનંદપૂર્વક નિરંતર ભગવાનના ચિંતનમાં લગાડે છે તથા ભગવાનના ઉપર્યુક્ત ઉદ્દેશ્યોને સમજીને હંમેશાં આનંદિત રહે છે તે જ ભગવાનની દયાના રહસ્યને બરાબર સમજે છે.

આ રીતે સુખી અને દુ:ખી, મહાત્મા અને પાપી જીવોની સાથે મિલન અને વિયોગ થવાના સમયે તથા તેમની સાથે કોઈ પણ પ્રકારનો સંબંધ થવાના સમયે, હંમેશાં ભગવાનની દયાનાં જ દર્શન કરવાં જોઈએ.

જો સારા મનુષ્યોની ભેટ-મુલાકાત થાય તો એમ સમજવું જોઈએ કે, તેમના ગુણો અને આચારોનું અનુકરણ કરાવવા માટે તથા તેમના ઉપદેશોને ખપમાં લઈને ભગવાનમાં પ્રેમ વધારવા માટે ભગવાને પરમ દયા કરીને તેમની સાથે ભેટ કરાવી છે. તેમનાથી જો વિયોગ થાય તો એમ સમજવું જોઈએ કે આવા મનુષ્યોનો સંગ હંમેશ માટે રહેવો દુર્લભ છે; આ મહત્ત્વ સમજાવવા માટે, તેમને ફરીથી મળવાની ઉત્કટ ઈચ્છા પેદા કરવા માટે અને તેમનામાં પ્રેમ વધારવા માટે ભગવાન દયા કરીને જ તેમનાથી વિયોગ કરાવે છે.

જો દુષ્ટ, દુરાચારી મનુષ્યોની ભેટ થાય તો એમ સમજવું જોઈએ કે, દુરાચારોથી થનારી હાનિઓ પ્રત્યક્ષ દેખાડીને દુર્ગુણ અને દુરાચારમાં વિરક્તિ પેદા કરવા માટે ભગવાન આવા મનુષ્યોની ભેટ કરાવે છે. તેમનો વિયોગ થતાં એમ સમજવું જોઈએ કે, કુસંગના દોષોથી બચાવવા માટે જ ભગવાન પોતાની દયા દાખવીને આવા દુરાચારી મનુષ્યોનો વિયોગ કરાવે છે.

જો દુ:ખી મનુષ્યો અને જીવોની ભેટ થાય તો એમ સમજવું જોઈએ કે, અંતઃકરણમાં કરુણાભાવની વૃદ્ધિ કરવા માટે, તેમની સેવા કરવાની તક આપવા માટે અને સંસારમાં વૈરાગ્ય પેદા કરવા માટે દયામય ભગવાન દયા કરીને જ આવા જીવોની ભેટ કરાવે છે. જો સુખી મનુષ્યો અને જીવોની ભેટ થાય તો એમ સમજવું જોઈએ કે, આ બધાને સુખી જોઈને પ્રસન્ન થવાનો બોધ આપવા માટે ભગવાને દયા કરીને તેમની સાથે ભેટ કરાવી છે. આ બધાના વિયોગમાં એમ સમજવું જોઈએ કે, જનસમુદાયની આસક્તિ દૂર કરીને સંસારમાં પરમ વૈરાગ્ય પેદા કરવા માટે અને એકાંતમાં રહીને ભજન-ધ્યાનનો દૃઢ અભ્યાસ કરવા માટે ભગવાને દયાપૂર્વક આવી તક આપી છે.

આ જ રીતે અન્ય તમામ ઘટનાઓમાં હરહંમેશ, તમામ પરિસ્થિતિઓમાં ભગવાનની દયાનાં દર્શન કરવાં જોઈએ. આવો અભ્યાસ કરીને, મનુષ્ય બધા જીવો ઉપર ભગવાનની જે અપાર દયાનો પ્રવાહ વહી રહ્યો છે તેના રહસ્યને સમજીને તેનો વિશેષ લાભ ઉઠાવી શકે છે.

દયામય પરમેશ્વરની બધા જીવો ઉપર એટલી દયા છે કે મનુષ્ય તેને સંપૂર્ણપણે તો સમજી જ શકતો નથી. મનુષ્ય પોતાની બુદ્ધિથી પોતાના ઉપર જેટલી વધુમાં વધુ દયા સમજે છે

એટલી સમજવી પણ ઘણું છે, કારણ કે મનુષ્ય ઈશ્વરની કૃપાની યથાર્થરૂપમાં તો કલ્પના પણ નથી કરી શકતો.

લોકો ભગવાનને દયાસાગર કહે છે; પરંતુ વિચાર કરતાં એમ જણાય છે આ ઉપમા પણ પર્યાપ્ત નથી, આ તો તેમની અપાર દયાનો માત્ર થોડોક પરિચય છે. સમુદ્ર પરિમિત અને સીમાબદ્ધ છે, જ્યારે ભગવાનની દયા અપાર અને અસીમ છે; આમ છતાં સંસારમાં સમુદ્ર કરતાં મોટી કોઈ વસ્તુ પ્રત્યક્ષ નહિ હોવાના કારણે લોકો તેની ઉપમા આપીને ભગવાનની દયાનું મહત્ત્વ સમજાવવાનો પ્રયત્ન કરતા રહે છે.

આ રીતે બધા જીવો ઉપર ભગવાનની અપાર દયા હોવા છતાં પણ તેના રહસ્યને નહિ સમજવાના કારણે મનુષ્યો તેનો વિશેષ લાભ નથી ઉઠાવી શકતા અને પોતાની મૂર્ખતાના કારણે નિરંતર દુઃખોમાં ડૂબેલા રહે છે.

ભગવાનની દયાનું મહત્ત્વ અપાર છે, તેનાથી જે મનુષ્ય જેટલો લાભ ઉઠાવવા ઈચ્છે તેટલો જ તે ઉઠાવી શકે છે. ભગવાનની દયાને તથા તેના તત્ત્વ અને રહસ્યને સમજ્યા વગર પણ તે દયા સમાનભાવે સાધારણ ફળ તો આપે જ છે, પરંતુ જ તેને જેટલી પણ વધુ સમજે છે તેને તે તેટલું જ વધુ ફળ આપે છે અને સમજ્યા પછી તે અનુસાર ક્રિયા કરવાથી અત્યધિક ફળ આપે છે.

ભગવાનની દયાનો એવો પ્રભાવ છે કે તેના તત્ત્વ અને રહસ્યને જાણનારા પાસેથી તે પારસમણિની જેમ જાતે જ ક્રિયા કરાવી લે છે. અર્થાત્ જેમ કોઈ દરિદ્ર મનુષ્યના ઘરમાં પારસમણિ હોય પણ તેને તેનું જ્ઞાન ન હોય, તે તેને સાધારણ પથ્થર જ સમજતો હોય તો તે મનુષ્ય તેનો વિશેષ લાભ નથી ઉઠાવી શકતો, કેવળ પથ્થર જેવું જ કામ લઈ શકે છે; પરંતુ એમ કરતાં કરતાં જો અચાનક તે પારસમણિનો લોઢા સાથે સંબંધ થાય તો તે તેને વિશેષ લાભ આપી દે છે તેમ જ આવો અદ્‌ભુત ચમત્કાર જોવાથી અથવા કોઈ અન્ય ગુણજ્ઞ મનુષ્યના સમજાવવાથી તે પારસમણિને તે બરાબર પારસમણિ સમજી લે છે. તે પારસમણિના ગુણ અને પ્રભાવનું તેને સારી રીતે જ્ઞાન થઈ જાય છે ત્યારે એવું જ્ઞાન તે મનુષ્ય પાસેથી વિશેષ ક્રિયા કરાવીને તેને પૂર્ણ ફળનો અધિકારી બનાવી દે છે.

એ જ રીતે જ્યારે કોઈ મહત્ત્વની ઘટનાથી કે કોઈ મહાપુરુષના સંગથી ભગવાનની દયાના રહસ્ય, તત્ત્વ અને પ્રભાવનું થોડું-ઘણું જ્ઞાન મનુષ્યને થઈ જાય છે તો તે જ્ઞાન એની પાસે જાતે જ ક્રિયા કરાવીને એને પૂર્ણ ફળનો અધિકારી બનાવી દે છે.

જે મનુષ્ય આ રહસ્યને સમજી જાય છે કે ભગવાન પરમ દયાળુ તથા બધાના સુહૃદ છે તેને તરત જ પરમ શાંતિ પ્રાપ્ત થઈ જાય છે. ભગવાને સ્વયં કહ્યું છે -

**સુહૃદં સર્વભૂતાનાં જ્ઞાત્વા માં શાન્તિમૃચ્છતિ ॥**

(ગીતા - ૫/૨૯ : ઉત્તરાર્ધ)

'હે અર્જુન! મારો ભક્ત મને સઘળાં પ્રાણીઓનો સુહૃદ્ એટલે કે સ્વાર્થ વિના દયાળુ અને પ્રેમ કરનાર એવો તત્ત્વથી જાણીને શાન્તિને પામે છે.'

કેમ ના પામે? આપણે પ્રત્યક્ષ જોઈએ છીએ કે કોઈ સાધારણ રાજાધિરાજ અથવા શેઠ-શાહુકારની બાબતમાં આપણને જ્યારે એવો વિશ્વાસ થઈ જાય છે કે અમુક રાજા અથવા શેઠ ઘણા દયાળુ અને શક્તિશાળી છે, તે બધા ઉપર દયા કરે છે તથા મને મળવા અને પ્રેમ કરવા માગે છે તો ત્યારે આપણને કેટલો આનંદ

થાય છે, કેટલું આશ્વાસન મળે છે, કેટલી શાંતિ મળે છે તથા કોઈ રીતે તેમને મળીને તેમની દયાનો લાભ ઉઠાવવાનો કેવો પ્રયત્ન થાય છે! તો પછી, સર્વશક્તિમાન, અસંખ્ય કોટિ બ્રહ્માંડોના સ્વામી ભગવાન વિશે જેને એવો વિશ્વાસ થઈ જાય કે ભગવાન પરમ દયાળુ છે, સહુના સુહૃદ છે, તેઓ મને પ્રેમ કરવા માગે છે, મારા ઉપર તેમની અપાર દયા છે, મળવા ઈચ્છનારાઓને તેઓ સ્વયં મળવા માગે છે તો ત્યારે તે શ્રદ્ધાળુ ભક્ત ભગવાનની તે દયાનો પરમ લાભ ઉઠાવવાનો પ્રયત્ન કરે અને તેને પરમ શાંતિ પ્રાપ્ત થાય એમાં તો નવાઈ જ શી છે? આ રીતે ભગવાનના રહસ્યને સમજનારો પોતે પણ પરમ દયાળુ અને સુહૃદ બની જાય છે, તેને ભગવાન સ્વયં પ્રાપ્ત થઈ જાય છે, તે ભગવાનનો અત્યંત પ્રિય બની જાય છે, ભગવાન સાથે તેની એકતા સધાઈ જાય છે.

પરમ દયાળુ, સહુના સુહૃદ, સર્વશક્તિમાન પરમેશ્વરની અપાર દયા આપણા ઉપર સ્વાભાવિક છે. ક્ષણે-ક્ષણે તેમની દયાનો સ્વાભાવિક લાભ આપણને મળી રહ્યો છે, તેઓ સ્વયં અવતાર લઈને પોતાની દયાનાં પ્રત્યક્ષ દર્શન કરાવી ગયા છે; તેથી તે તરફ લક્ષ રાખીને ભગવાનની દયાના રહસ્ય, પ્રભાવ અને તત્ત્વને સમજવા આપણે તત્પર થઈ જવું જોઈએ; કારણ કે આ મનુષ્ય-શરીર ભગવાનની નિર્હેતુક દયાથી જ પ્રાપ્ત થયું છે, તે માનવ-શરીરમાં જ આ જીવ ભગવાનની દયાને સમજીને તેમના પરમ પ્રેમને પાત્ર બની શકે છે. પળે-પળે આયુષ્ય ક્ષય પામતું રહ્યું છે; અને પછી આવી તક મળવી અસંભવ છે. ગયેલો સમય પાછો મળી શકતો નથી તેથી આવા અમૂલ્ય મનુષ્યજીવનને વિષય-ભોગો ભોગવવામાં, મોહ-માયામાં, આળસ અને પ્રમાદમાં વ્યર્થ ગુમાવવું જોઈએ નહિ.



# ભગવાનના શરણથી પરમપદની પ્રાપ્તિ

**તમેવ શરણં ગચ્છ સર્વભાવેન ભારત।**
**તત્પ્રસાદાત્પરાં શાન્તિં સ્થાનં પ્રાપ્સ્યસિ શાશ્વતમ્॥**
(ગીતા ૧૮/૬૨)

ભગવાન કહે છે – હે ભારત! તું સર્વ રીતે એ પરમેશ્વરના જ શરણે* જા; એ પરમાત્માની કૃપાથી જ તું પરમ શાંતિને તથા શાશ્વત પરમ ધામને પામીશ.

સર્વ રીતે ભગવાનને શરણે થવા માટે બુદ્ધિ, મન, ઇન્દ્રિયો અને શરીર - આ બધાંને સંપૂર્ણપણે ભગવાનને અર્પણ કરી દેવાની આવશ્યકતા છે. પણ આ અર્પણ કેવળ મોઢેથી કહી દેવા માત્રથી નથી થઈ જતું. માટે એના અર્પણનું શું સ્વરૂપ છે, એ સમજાવવાનો કંઈક પ્રયાસ કરવામાં આવે છે.

## બુદ્ધિનું અર્પણ

ભગવાન 'છે' એ વાતનો બુદ્ધિમાં પ્રત્યક્ષની જેમ નિત્ય-નિરંતર નિશ્ચય રહેવો, સંશય, ભ્રમ અને અભિમાનથી સંપૂર્ણપણે રહિત થઈને

* લજ્જા, ભય, માન, મોટાઈ અને આસક્તિને છોડીને, તેમજ શરીર અને સંસાર પ્રત્યે અહંતા-મમતાથી રહિત થઈને કેવળ એક પરમાત્માને જ પરમ આશ્રય, પરમ ગતિ અને સર્વસ્વ સમજવા તથા અનન્ય ભાવથી ઘણા શ્રદ્ધા, ભક્તિ અને પ્રેમભાવે નિરંતર ભગવાનનાં નામ, ગુણ, પ્રભાવ અને સ્વરૂપનું ચિંતન કરતા રહેવું, તેમજ ભગવાનનું ભજન-સ્મરણ રાખીને જ એમની આજ્ઞા અનુસાર કર્તવ્યકર્મોનું નિઃસ્વાર્થભાવે કેવળ પરમેશ્વર કાજે આચરણ કરવું—એ 'સર્વ રીતે પરમાત્માના શરણે' રહેવું છે.

ભગવાનમાં પરમ શ્રદ્ધા રાખવી, મોટામાં મોટી વિપત્તિ પડવા છતાંય ભગવાનની આજ્ઞાથી જરાય ન હટવું એટલે કે પ્રતિકૂળ ભાવ ન થવો તથા પવિત્ર થયેલી બુદ્ધિ દ્વારા ગુણ અને પ્રભાવ સહિત ભગવાનના સ્વરૂપ અને તત્ત્વને જાણીને એ તત્ત્વ અને સ્વરૂપમાં બુદ્ધિનું અવિચળપણે નિત્ય-નિરંતર સ્થિત રહેવું - આ બુદ્ધિ ભગવાનમાં અર્પણ કરવી છે.

### મનનું અર્પણ

પ્રભુની અનુકૂળતામાં અનુકૂળતા, એમની ઈચ્છા અનુસાર જ ઈચ્છા અને એમની પ્રસન્નતામાં જ પ્રસન્ન થવું, પ્રભુને મળવાની મનમાં ઉત્કટ ઈચ્છા થવી, કેવળ પ્રભુનાં નામ, રૂપ, ગુણ, પ્રભાવ, રહસ્ય અને લીલા વગેરેનું જ મનથી નિત્ય-નિરંતર ચિંતન કરવું, મન પ્રભુમાં રહે અને પ્રભુ મનમાં વાસ કરે - મન પ્રભુમાં રમે અને પ્રભુ મનમાં રમણ કરે. આ રમણ અત્યંત પ્રેમપૂર્ણ હોય અને એ પ્રેમ પણ એવો હોય કે જેમાં એક ક્ષણ પણ પ્રભુનું વિસ્મરણ જળના વિયોગમાં માછલીની વ્યાકુળતાથી પણ વધુ મનમાં વ્યાકુળતા ઉત્પન્ન કરી દે. આ ભગવાનમાં મન અર્પણ કરવું છે.

### ઈન્દ્રિયોનું અર્પણ

કઠપૂતળી જેમ સૂત્રધારના ઈશારે નાચે છે, - એની સઘળી ક્રિયા સ્વાભાવિકપણે જ સૂત્રધારની ઈચ્છાને અનુકૂળ જ હોય છે, એ જ રીતે પોતાની સઘળી ઈન્દ્રિયોને ભગવાનના હાથમાં સોંપીને એમની ઈચ્છા, આજ્ઞા, પ્રેરણા અને સંકેત અનુસાર કાર્ય થવું અને ઈન્દ્રિયો દ્વારા જે કંઈ પણ ક્રિયા થાય એ જાણે પ્રભુ જ કરાવી રહ્યા છે એમ સમજતા રહેવું - પોતાની ઈન્દ્રિયોને પ્રભુને અર્પણ કરવી છે.

આ રીતે જ્યારે સઘળી ઈન્દ્રિયો પ્રભુને અર્પણ થઈ જશે ત્યારે વાણી દ્વારા જે કંઈ પણ ઉચ્ચારણ થશે, બધું ભગવાનને અનુકૂળ જ હશે. એટલે કે એની વાણી ભગવાનનાં નામ-ગુણોનાં કીર્તન, ભગવાનનાં રહસ્ય, પ્રેમ, પ્રભાવ અને તત્ત્વ વગેરેનું કથન; સત્ય, વિનમ્ર, મધુર અને સૌને માટે કલ્યાણકારી વાણી સિવાય કોઈને જરા પણ હાનિ પહોંચાડનારાં, દોષયુક્ત કે ફોગટનાં વચનો બોલશે જ નહીં. એના હાથ થકી ભગવાનની સેવા, પૂજા અને આ લોક તથા પરલોકમાં સૌનું ખરું હિત થાય એવી જ ક્રિયા થશે. એ જ રીતે એનાં નેત્રો, કર્ણ, ચરણો વગેરે ઈન્દ્રિયો દ્વારા પણ લોકોપકાર વગેરે ક્રિયાઓ ભગવાનને અનુકૂળ જ થવાની. અને એ ક્રિયાઓ થતી વેળાએ અત્યંત પ્રસન્નતા, શાંતિ, ઉત્સાહ અને પ્રેમ-વિહ્વળતા રહેવાની. ભગવત્પ્રેમ અને આનંદની અધિકતાથી કદી કદી રોમાંચ અને અશ્રુપાત પણ થવાના.

### શરીરનું અર્પણ

પ્રભુના ચરણોમાં પ્રણામ કરવાં, આ શરીર પ્રભુની સેવા અને એમના કાર્ય માટે જ છે એમ સમજીને પ્રભુની સેવામાં અને એમના કાર્યમાં શરીરને જોડી દેવું, ખાવું-પીવું, ઊઠવું-બેસવું, સૂવું-જાગવું સર્વ કાંઈ પ્રભુના કાર્ય માટે જ થાય એ શરીરનું અર્પણ છે. જેમ શેષનાગજી પોતાના શરીરની શય્યા બનાવીને નિરંતર એને ભગવાનની સેવામાં સમર્પિત કરી દે છે, જેમ રાજા શિબિએ પોતાનું શરીર કબૂતરની રક્ષા માટે આપી દીધું, જેમ મયૂરધ્વજ રાજાના પુત્રે પોતાના શરીરને પ્રભુના કાર્યમાં અર્પી દીધું, એ જ રીતે પ્રભુની ઈચ્છા, આજ્ઞા, પ્રેરણા અને સંકેત અનુસાર લોકસેવાના રૂપે કે બીજા કોઈ રૂપે શરીરને પ્રભુના કાર્યમાં જોડી દેવું એ જ શરીર પ્રભુને અર્પણ કરવું છે.

બુદ્ધિ, મન, ઇન્દ્રિયો અને શરીરને પ્રભુને અર્પણ કર્યા બાદ કેવી સ્થિતિ થાય છે, એને સમજવા માટે એક પતિવ્રતા સ્ત્રીના ઉદાહરણ પર વિચાર કરશો.

સમજો કે એક પતિવ્રતા દેવી હતી, એની સઘળી ક્રિયાઓ એવા જ ભાવથી થતી હતી કે મારા પતિ મારા પર પ્રસન્ન રહે. એ જ એનું મુખ્ય ધ્યેય હતું. પાતિવ્રત-ધર્મ પણ એ જ છે. એના પતિને પણ એ વાતનો અનુભવ હતો કે મારી પત્ની પતિવ્રતા છે. એક વખત પતિએ પોતાની પત્નીના મનની સાવ વિરુદ્ધ ક્રિયા કરીને એની પરીક્ષા લેવા ઇચ્છ્યું. પરીક્ષા સંદેહવશ જ થતી હોય છે એવી વાત નથી, ઉપર ચઢાવવા અને ઉત્સાહ વધારવા માટે પણ પરીક્ષાઓ થતી હોય છે.

એક વખત પતિદેવના ભોજન કરી લીધા પછી એ પતિવ્રતા દેવી ભોજન કરવા બેઠી. એણે હજી બે-ચાર કોળિયા જ ખાધા હશે ને એટલામાં પતિએ આવીને એની થાળીમાં એક ખોબો ધૂળ નાખી દીધી અને એ હસવા માંડ્યો. સ્ત્રી પણ હસવા માંડી. પતિએ પૂછ્યું - 'તું કેમ હસે છે?' સ્ત્રીએ કહ્યું - 'આપ હસો છો, માટે હું પણ હસું છું. મારી પ્રસન્નતાનું કારણ આપની પ્રસન્નતા જ છે.' પતિએ કહ્યું - 'હું તો તારા મનમાં વિકાર ઉત્પન્ન કરવા માટે હસતો હતો, પણ વિકાર તો ઉત્પન્ન ન થયો.' સ્ત્રી બોલી - 'મને એ વાતની ખબર ન હતી કે આપ મારામાં વિકાર જોવા માંગો છો. વિકાર થવો તો સ્વાભાવિક જ છે; પણ આપ મારામાં વિકાર નથી જોતા, એ આપની જ દયા છે.' આ વાતથી પતિને એ નિશ્ચય થઈ ગયો કે એની પત્ની પતિવ્રતા છે.'

જે પુરુષ બધી રીતે પોતાની જાતને ભગવાનને અર્પણ કરી દે છે, એની પણ સઘળી ક્રિયાઓ પતિવ્રતા સ્ત્રીની જેમ સ્વામીને અનુકૂળ થવા માંડે છે. એ પોતાની ઇચ્છા અનુસાર કોઈ કાર્ય કરી રહ્યો છે, પણ જેવી ખબર પડે છે કે સ્વામીની ઇચ્છા એનાથી જુદી છે, એ જ ક્ષણે એની ઇચ્છા બદલાઈ જાય છે અને એ સ્વામીની ઇચ્છા અનુસાર કાર્ય કરવા માંડે છે. ભલે એ કાર્ય એના બલિદાનનું પણ કેમ ન હોય! એ ઘણા હરખભેર એને કરે છે. સ્વામીને સંપૂર્ણપણે શરણે થયા પછી તો સ્વામીના ઇશારામાત્રથી જ એમના હૃદયનો ભાવ સમજમાં આવવા માંડે છે. પછી તો એ પ્રેમપૂર્વક આનંદ સાથે એ મુજબ કાર્ય કરવા માંડે છે.

દૈવયોગે પોતાના મનથી અત્યંત અવળું મોટું સંકટ આવી પડવા છતાં પણ એ પેલા સંકટને પોતાના દયામય સ્વામીના દયાપૂર્ણ વિધાનને પુરસ્કાર સમજીને અત્યંત પ્રસન્નતાપૂર્વક સ્વીકારે છે.

આ આખો સંસાર એ નટવરનું ક્રીડાસ્થળ છે, પ્રભુ સ્વયં એમાં ઘણી નિપુણતા સાથે નાટક ખેલી રહ્યા છે, એમના જેવો ચતુર ખેલાડી બીજો કોઈ પણ નથી, આ જે કંઈ થઈ રહ્યું છે બધું એમનો જ ખેલ છે. એમના સિવાય કોઈ પણ આવો અદ્ભુત ખેલ નથી ખેલી શકતું. – આ રીતે આ સંસારની સઘળી ક્રિયાઓને ભગવાનની લીલા સમજીને એ શરણાગત ભક્ત ક્ષણે ક્ષણે પ્રસન્ન થતો રહે છે અને ડગલે ને પગલે પ્રભુની દયાનાં દર્શન કરતો રહે છે.

આ જ ભગવાનનું અનન્ય શરણ છે અને આ જ અનન્ય ભક્તિ છે. આ રીતે ભગવાનને શરણે થવાથી મનુષ્ય ભગવાનના ખરા તત્ત્વ, રહસ્ય, ગુણ, મહિમા અને પ્રભાવને જાણીને અનાયાસે જ પરમપદને પામી જાય છે.



## સમાધિયોગ

કેટલાયે મિત્રો પાતંજલયોગદર્શન અનુસાર સમાધિવિષયક લેખ માટે મને પ્રેરિત કરી રહ્યા છે. એ લોકોનો આગ્રહ જોઈને મારી પણ લખવાની પ્રવૃત્તિ થાય છે, પણ મેં આને આત્મસાત્ નથી કર્યું. સમાધિનો વિષય ઘણો દુર્ગમ અને ગહન છે. મહર્ષિ પતંજલિનો સમાધિના વિષયમાં શું સિદ્ધાંત હતો એ વાત ભાષ્ય વગેરે ટીકાઓ જોવા છતાં પણ સારી પેઠે સમજાતી નથી. પાતંજલયોગ અનુસાર યોગને સારી પેઠે આત્મસાત્ કરનારા યોગીઓ પણ સંસારમાં ઘણા ઓછા છે એમ જણાય છે. આ વિષયના તત્ત્વજ્ઞ યોગી સાથે મારો તો ભેટો પણ નથી થયો. આવી પરિસ્થિતિમાં સમાધિના વિષયમાં ન તો મારામાં લખવાની યોગ્યતા છે કે ન મારો અધિકાર. છતાં પોતાના મનના વિનોદ ખાતર પાતંજલયોગદર્શનના આધારે, સમાધિવિષયક પોતાના ભાવોને વાચકોની સેવામાં નિવેદિત કરું છું. માટે વાચકો મારી ત્રુટિઓ માટે ક્ષમા કરશે.

પાતંજલયોગદર્શન અનુસાર સમાધિના મુખ્યરૂપે બે ભેદ છે – (૧) સમ્પ્રજ્ઞાત અને (૨) અસમ્પ્રજ્ઞાત.

અસમ્પ્રજ્ઞાતની અપેક્ષાએ સમ્પ્રજ્ઞાત બહિરંગ છે.

**તદપિ બહિરઙ્ગં નિર્બીજસ્ય ।** (યોગસૂત્ર ૩/૮)

એ (સંયમરૂપી) સમ્પ્રજ્ઞાત સમાધિ પણ નિર્બીજ સમાધિની અપેક્ષાએ બહિરંગ જ છે. આ અસમ્પ્રજ્ઞાતયોગને જ નિર્બીજ સમાધિ, કૈવલ્ય ચિતિશક્તિરૂપ સ્વરૂપપ્રતિષ્ઠા* વગેરે નામોથી પાતંજલયોગદર્શનમાં કહ્યો છે અને એ યોગીની સદાને માટે પોતાના ચિન્મય સ્વરૂપમાં સ્થિતિ થઈ જાય છે તથા એનો કોઈની સાથે સંબંધ નથી રહેતો. માટે એને ચિતિશક્તિરૂપ સ્વરૂપપ્રતિષ્ઠા કહે છે. એ અવસ્થામાં સંસારના બીજનો અત્યંત અભાવ છે. માટે એ નિર્બીજ સમાધિને નામે પ્રસિદ્ધ છે.★

સમ્પ્રજ્ઞાત યોગના મુખ્ય ચાર ભેદ છે.

**વિતર્કવિચારાનન્દાસ્મિતાનુગમાત્ સમ્પ્રજ્ઞાતઃ ।** (૧/૧૭)

વિતર્કના સંબંધે જે સમાધિ થાય છે એનું નામ 'વિતર્કાનુગમ', વિચારના સંબંધે થનારી સમાધિનું નામ 'વિચારાનુગમ', આનંદના સંબંધે થનારી સમાધિનું નામ 'આનંદાનુગમ' અને અસ્મિતાના સંબંધે થનારી સમાધિનું નામ 'અસ્મિતાનુગમ' છે.

(ક) આકાશ, વાયુ, તેજ, જળ, પૃથ્વી - એ પાંચ સ્થૂળભૂત અને શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગન્ધ– એ પાંચ સ્થૂળ-વિષય, આ પદાર્થોમાં થનારી સમાધિનું નામ 'વિતર્કાનુગમ' સમાધિ છે. આમાં કેવળ પાંચભૌતિક સ્થૂળ શરીર તેમ જ સૂર્ય, ચંદ્રમા, નક્ષત્ર વગેરે સહિતનું આ સ્થૂળ બ્રહ્માંડ અંતર્ગત છે. આ વિતર્કાનુગમ સમાધિના બે ભેદ છે – (૧) સવિતર્ક અને (૨) - નિર્વિતર્ક.

### (૧) સવિતર્ક

**તત્ર શબ્દાર્થજ્ઞાનવિકલ્પૈઃ સઙ્કીર્ણા સવિતર્કા સમાપત્તિઃ ।** (૧/૪૨)

ગ્રાહ્ય એટલે કે ગ્રહણ કરવા યોગ્ય એ સ્થૂળ

* પુરુષાર્થશૂન્યાનાં ગુણાનાં પ્રતિપ્રસવઃ કૈવલ્યં સ્વરૂપપ્રતિષ્ઠા વા ચિતિશક્તિરિતિ । (૪/૩૪)
★ તસ્યાપિ નિરોધે સર્વનિરોધાન્નિર્બીજઃ સમાધિઃ । (૧/૫૧)

પદાર્થોમાં શબ્દ, અર્થ, જ્ઞાનના વિકલ્પોથી સંયુક્ત, સમાપત્તિનું નામ 'સવિતર્ક' સમાધિ છે. જેમ કોઈ સૂર્યમાં સમાધિ કરે છે, તો એમાં સૂર્યનું નામ, સૂર્યનું રૂપ અને સૂર્યનું જ્ઞાન - એ ત્રણે પ્રકારની કલ્પના રહે છે,❖ માટે આને સવિતર્ક સમાધિ કહે છે, આ 'સવિકલ્પ' છે.

### (૨) નિર્વિતર્ક

**સ્મૃતિપરિશુદ્ધૌ સ્વરૂપશૂન્યેવાર્થમાત્રનિર્ભાસા નિર્વિતર્કા ॥** (૧/૪૩)

સ્મૃતિ પરિશુદ્ધ થતાં એટલે કે શબ્દ અને જ્ઞાનના વિકલ્પોથી ચિત્તવૃત્તિ સારી પેઠે રહિત થતાં, જેમાં સાધકને પોતાના સ્વરૂપના જ્ઞાનનો જાણે અભાવ થઈને, કેવળ અર્થ એટલે કે ધ્યેયમાત્રની જ પ્રતીતિ રહે છે, એનું નામ 'નિર્વિતર્ક' સમાપત્તિ એટલે કે સમાધિ છે. જેમ સૂર્યનું ધ્યાન કરનાર પુરુષ જાણે પોતાનું જ્ઞાન ભૂલીને તદ્રૂપતાને પામી જાય છે અને એને કેવળ સૂર્યનું સ્વરૂપમાત્ર જ જણાતું રહે છે, એનું નામ નિર્વિતર્ક સમાધિ છે. એમાં વિકલ્પોનો અભાવ હોવાને લીધે એને નિર્વિકલ્પ પણ કહે છે.

(ખ) શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગન્ધ વગેરે સૂક્ષ્મ તન્માત્રાઓ, મન, બુદ્ધિ, અહંકાર અને મૂળપ્રકૃતિ તેમ જ દસ ઇન્દ્રિયો, એમાં થનારી સમાધિનું નામ 'વિચારાનુગમ' સમાધિ છે. કોઈ કોઈ ઇન્દ્રિયોમાં થનારી સમાધિને આનન્દાનુગમ સમાધિ માને છે, પણ આવું માનવું યુક્તિસંગત જણાતું નથી; કેમકે મહર્ષિ પતંજલિ કહે છે–

**એતયૈવ સવિચારા નિર્વિચારા ચ સૂક્ષ્મવિષયા વ્યાખ્યાતા ।** (૧/૪૪)

આ સવિતર્ક અને નિર્વિતર્કના ભેદ અનુસાર જ સૂક્ષ્મ વિષયની સવિચાર અને નિર્વિચાર સમાધિની વ્યાખ્યા સમજવી. સૂક્ષ્મ વિષયની મર્યાદા સ્થૂળ પંચભૂતો અને સ્થૂળ વિષયોને બાદ કરીને મૂળ પ્રકૃતિ સુધીની જણાવી છે. આથી સૂક્ષ્મ વિષયની વ્યાખ્યાની અંતર્ગત જ ઇન્દ્રિયો અને મન, બુદ્ધિ વગેરે આવી જાય છે.

**સૂક્ષ્મવિષયત્વં ચાલિઙ્ગપર્યવસાનમ્ ।** (૧/૪૫)

તથા સૂક્ષ્મવિષયતાની સીમા અલિંગ એટલે કે મૂળ પ્રકૃતિ સુધી છે. મૂળ પ્રકૃતિ સુધી હોવાથી દૃશ્યનો બધો સૂક્ષ્મવિષય, 'વિચારાનુગમ' સમાધિની અંતર્ગત આવી જાય છે.

આ વિચારાનુગમ સમાધિના પણ બે ભેદ છે.

(૧) સવિચાર અને (૨) નિર્વિચાર.

(૧) સવિચાર – સ્થૂળ પદાર્થોને છોડીને શેષ મૂળ પ્રકૃતિ સુધીનાં સઘળાં ગ્રહણ અને ગ્રાહ્યોમાં નામ(શબ્દ), રૂપ (અર્થ), જ્ઞાનના વિકલ્પોથી સંયુક્ત સમાપત્તિ એટલે કે સમાધિનું નામ સવિચાર સમાધિ છે. ત્રણે પ્રકારના વિકલ્પોથી યુક્ત હોવાને લીધે આ સવિચાર સમાધિને સવિકલ્પ પણ કહે છે.✣

(૨) નિર્વિચાર - જેમાં ઉપર કહેલા સ્થૂળ પદાર્થો છોડીને શેષ મૂળ પ્રકૃતિ સુધીનાં સઘળાં

❖ જે પદાર્થમાં યોગી સમાધિ લગાડે છે, એ પદાર્થના વાચક કે નામને શબ્દ, તથા વાચ્ય એટલે કે સ્વરૂપને અર્થ અને જેનાથી શબ્દ-અર્થના સંબંધનો બોધ થાય છે, એને જ્ઞાન કહે છે. જેમ સૂર્ય શબ્દ સૂર્યદેવનો વાચક છે, આખા વિશ્વને પ્રકાશિત કરનારું આકાશમાં જે સૂર્યમંડળ દેખાય છે, એ સૂર્ય શબ્દનું વાચ્ય છે અને એ મંડળને જોઈને આ સૂર્ય છે - એવો જે બોધ થાય છે, એનું નામ જ્ઞાન છે.

✣ ધ્યાનમાં ધ્યાતા, ધ્યાન, ધ્યેયની ત્રિપુટી રહે છે અને આ સવિતર્ક અને સવિચાર સમાપત્તિમાં, કેવળ ધ્યેયવિષયક જ શબ્દ, અર્થ, જ્ઞાનથી ભળેલો વિકલ્પ રહે છે તથા સમાધિમાં કેવળ ધ્યેયનું સ્વરૂપમાત્ર જ રહી જાય છે. માટે આ સમાપત્તિ, ધ્યાન પછીની તેમજ સમાધિની પૂર્વ અવસ્થા છે, માટે આને પણ સમાધિ જ સમજવી.

ગ્રહણ અને ગ્રાહ્યોમાં સ્મૃતિ પરિશુદ્ધ થતાં એટલે કે શબ્દ, અર્થ અને જ્ઞાનના વિકલ્પોથી ચિત્તવૃત્તિ સારી પેઠે રહિત થાય ત્યારે જેમાં યોગીને પોતાના સ્વરૂપના જ્ઞાનનો જાણે અભાવ થઈને કેવળ અર્થમાત્રની જ પ્રતીતિ રહે છે, એનું નામ નિર્વિચાર સમાધિ છે. એમાં વિકલ્પોનો અભાવ હોવાને લીધે આને નિર્વિકલ્પ પણ કહે છે.

ગ્રહણ તેર છે - પાંચ જ્ઞાનેન્દ્રિયો, પાંચ કર્મેન્દ્રિયો અને મન, બુદ્ધિ, અહંકાર. ગ્રાહ્ય પદાર્થોનું ગ્રહણ કરવામાં દ્વાર હોવાથી એમને ગ્રહણ કહેવામાં આવ્યા છે.

આ સિવાય - સ્થૂળ, સૂક્ષ્મ સમસ્ત જડ દૃશ્ય વર્ગ ગ્રાહ્ય છે. એ ઉપર કહેલા તેર ગ્રહણો દ્વારા પકડાઈ જતા હોવાને લીધે એમને **'ગ્રહાય'** કહે છે.

ઉપર કહેલ વિવેચનનું તાત્પર્ય એ છે કે પ્રકૃતિનું કાર્ય એવું આ દૃશ્યમાત્ર જડ છે અને આ જડમાં થનારી સમાધિનું નામ 'વિતર્કાનુગમ' અને 'વિચારાનુગમ' સમાધિ છે.

કાર્યસહિતની પ્રકૃતિ કે જે દૃશ્યવર્ગ છે, એનું જ નામ બીજ છે; માટે એને લઈને થનારી સમાધિનું નામ સબીજ સમાધિ છે.

**તા એવ સબીજઃ સમાધિઃ ।** (૧/૪૬)

(ગ) અંતઃકરણની સ્વચ્છતાથી ઉપજતા આહ્લાદ એટલે કે પ્રિય, મોદ, પ્રમોદ વગેરે વૃત્તિઓમાં જે સમાધિ થાય છે, એનું નામ 'આનન્દાનુગમ' સમાધિ છે. ઉપર કહેલ વિતર્ક અને વિચાર - આ બે સમાધિઓ તો કેવળ જડમાં એટલે કે દૃશ્ય પદાર્થોમાં છે, પણ આ કેવળ જડમાં નથી. કેમકે આનંદની ઉત્પત્તિ જડ અને ચેતનના સંબંધથી થાય છે. આ આનંદમાં આત્માની ભાવના કરવાથી વિવેકખ્યાતિ* દ્વારા આત્મસાક્ષાત્કાર પણ થઈ જાય છે.

(ઘ) ચેતન દ્રષ્ટાની ચિન્મયશક્તિ તેમજ બુદ્ધિશક્તિ - આ બેની જે જાણે એકતા છે એનું નામ 'અસ્મિતા' છે.

**દૃગ્દર્શનશક્ત્યોરેકાત્મતેવાસ્મિતા ।** (૨/૬)

પુરુષ અને બુદ્ધિની એકરૂપતાની જાણે પ્રતીતિ થવી એ 'અસ્મિતા' છે,★ માટે બુદ્ધિવૃત્તિ અને પુરુષની ચેતનશક્તિની એકતા જેવા સ્વરૂપમાં જે સમાધિ થાય છે એનું નામ 'અસ્મિતાનુગમ' સમાધિ છે. 'આનંદાનુગમ' તો ચેતન પુરુષ અને બુદ્ધિના સંબંધથી ઉપજતા આનંદ - આહ્લાદમાં થાય છે; પણ આ સમાધિ ચેતન પુરુષ અને બુદ્ધિની એકાત્મતા જેવી સ્થિતિમાં થાય છે. આ સમાધિથી પુરુષ અને પ્રકૃતિનું અલગ અલગ રૂપે જ્ઞાન થઈ જાય છે. એ સત્ત્વ અને પુરુષના અલગ અલગ જ્ઞાનમાત્રથી સમસ્ત પદાર્થોના સ્વામિત્વ અને જ્ઞાતૃત્વની પ્રાપ્તિ થાય છે.

**સત્ત્વપુરુષાન્યતાખ્યાતિમાત્રસ્ય સર્વભાવાધિષ્ઠાતૃત્વં સર્વજ્ઞાતૃત્વં ચ ।** (૩/૪૯)

પછી આ બધામાં વૈરાગ્ય થતાં, ક્લેશ-કર્મના મૂળભૂત અવિદ્યારૂપી દોષની નિવૃત્તિ

* સત્ત્વ અને પુરુષની ખ્યાતિમાત્રથી તો સઘળા પદાર્થો પર સ્વામિત્વ અને જ્ઞાતૃત્વની પ્રાપ્તિ થાય છે અને એમાં વૈરાગ્ય થવાથી સંશય-વિપર્યય વિનાની નિર્મળ વિવેકખ્યાતિ થાય છે. આને જ 'સર્વથા વિવેકખ્યાતિ' પણ કહે છે, આનાથી 'ધર્મમેઘ સમાધિ-લાભ અને ક્લેશ-કર્મની નિવૃત્તિ થઈને કૈવલ્ય પદની પ્રાપ્તિ થઈ જાય છે.'
આ 'ધર્મમેઘ સમાધિ' સમ્પ્રજ્ઞાત યોગ નથી. અસમ્પ્રજ્ઞાત યોગ એટલે કે નિર્બીજ સમાધિની પૂર્વાવસ્થા છે, કેમકે આનાથી સમસ્ત ક્લેશ-કર્મોની નિવૃત્તિ થઈને કૈવલ્યપદની પ્રાપ્તિ જણાવાઈ છે.

★ વિતર્કાનુગમ અને વિચારાનુગમ સમાધિના જેમ સવિતર્ક અને નિર્વિતર્ક તથા સવિચાર અને નિર્વિચાર બે-બે ભેદ થાય છે, એ જ રીતે આનંદ અને અસ્મિતાના પણ બે બે ભેદ કરી શકાય એમ છે.

થઈને, પુરુષ 'કૈવલ્ય' અવસ્થાને પામી જાય છે–

**તદ્વૈરાગ્યાદપિ દોષબીજક્ષયે કૈવલ્યમ્ ।**
(૩/૫૦)

અસમ્પ્રજ્ઞાત યોગ એટલે કે નિર્બીજ સમાધિ તો સંકલ્પોનો અત્યંત અભાવ હોવાને કારણે નિર્વિકલ્પ છે જ, પણ સમ્પ્રજ્ઞાત યોગમાં નિર્વિતર્ક અને નિર્વિચાર વગેરે સબીજ સમાધિઓ પણ, વિકલ્પોનો અભાવ હોવાને કારણે, નિર્વિકલ્પ છે.

'ગ્રહણ' અને 'ગ્રાહ્યો'માં તથા આનંદ અને બુદ્ધિસહિત ગ્રહીતામાં સમ્પ્રજ્ઞાત યોગ જણાવીને, હવે કેવળ ગ્રહીતામાં થનારો અસમ્પ્રજ્ઞાત યોગ જણાવવામાં આવે છે. ચેતનરૂપી ગ્રહીતાના સ્વસ્વરૂપમાં થનારી સમાધિનું નામ અસમ્પ્રજ્ઞાત યોગ છે. એમાં દૃશ્યના અભાવે દ્રષ્ટાની પોતાના સ્વરૂપમાં સમાધિ થાય છે.

**વિરામપ્રત્યયાભ્યાસપૂર્વઃ સંસ્કારશેષોઽન્યઃ ।**
(૧/૧૮)

ચિત્તવૃત્તિઓના અભાવના અભ્યાસથી ઉત્પન્ન થયેલી સ્થિતિ, જેમાં કેવળ ચિત્તનિરોધના સંસ્કારો જ શેષ રહે છે, એ અન્ય એટલે કે અસમ્પ્રજ્ઞાત સમાધિ છે. એમાં ચિત્તની વૃત્તિઓનો સર્વ રીતે નિરોધ થઈ જાય છે. અને ચિત્તનિરોધના સંસ્કારો જ રહી જાય છે.

ગુણ અને ગુણોના કાર્યમાં અત્યંત વૈરાગ્ય થવાથી સમસ્ત દૃશ્યનું આલંબન ચિત્તમાંથી છૂટી જાય છે, દૃશ્ય સાથે અત્યંત ઉપરામતા થઈને ચિત્તની વૃત્તિઓનો નિરોધ થાય છે અને ક્લેશકર્મોનો નાશ થઈ જાય છે. તથા ક્લેશકર્મોનો નાશ થઈ જતાં એ યોગીનો ચિત્તની સાથે અત્યંત સંબંધવિચ્છેદ થઈ જાય છે. સત્ત્વ, રજ, તમ-ગુણમયી પ્રકૃતિ અને યોગીને મુક્તિ અપાવીને કૃતકાર્ય થઈ જાય છે. આ જ યોગીની કૈવલ્ય અવસ્થા અથવા ચિતિશક્તિરૂપ સ્વરૂપપ્રતિષ્ઠા છે. આને જ નિર્બીજ સમાધિ કહે છે.

સમ્પ્રજ્ઞાત યોગમાં જે પદાર્થનું આલંબન લેવામાં આવે છે, એ પદાર્થનું ખરું જ્ઞાન થઈને યોગીની ભૂમિઓમાં વૃદ્ધિ થતાં થતાં, છેવટે પ્રકૃતિ-પુરુષ સુધીનું ખરું જ્ઞાન થઈ જાય છે અને એમાં વૈરાગ્ય થવાથી કૈવલ્યપદની પ્રાપ્તિ થઈ જાય છે. પણ અસમ્પ્રજ્ઞાત યોગમાં તો શરૂઆતથી જ દૃશ્ય આલંબનનો ત્યાગ કરવામાં આવે છે, જેથી દૃશ્યનો અત્યંત અભાવ થઈને, ત્યાગ કરનાર કેવળ ચેતન પુરુષ જ બાકી બચે છે, એ જ એની કૈવલ્ય અવસ્થા છે. એટલે કે સમ્પ્રજ્ઞાત અને અસમ્પ્રજ્ઞાતનો મુખ્ય ભેદ એ છે કે સમ્પ્રજ્ઞાત યોગ કોઈનેય ધ્યેય બનાવીને એટલે કે કોઈનું આલંબન લઈને કરવામાં આવે છે. અહીં આલંબન એ જ બીજ છે, માટે કોઈને આલંબન બનાવીને એમાં સમાધિ થાય છે, એનું નામ સબીજ સમાધિ છે. પણ અસમ્પ્રજ્ઞાત યોગમાં આલંબનનો અભાવ છે. આલંબનનો અભાવ કરતાં કરતાં, અભાવ કરનારી વૃત્તિઓનો પણ અભાવ થતાં, જે સમાધિ થાય છે, એ અસમ્પ્રજ્ઞાત યોગ છે. નિરાલંબ હોવાને લીધે આને નિર્બીજ સમાધિ પણ કહે છે.

ઉપર જણાવેલા અસમ્પ્રજ્ઞાત યોગની સિદ્ધિ બે રીતે થાય છે. જેમાંથી એકનું નામ 'ભવ-પ્રત્યય' છે અને બીજાનું નામ 'ઉપાય-પ્રત્યય.' જેઓ પૂર્વજન્મમાં વિદેહ અને પ્રકૃતિલય સુધી પહોંચી ચૂક્યા હતા એ યોગભ્રષ્ટ પુરુષો જ આ જન્મે ભવ-પ્રત્યયના અધિકારી છે, બાકીના બધા મનુષ્યો ઉપાય-પ્રત્યયના અધિકારી છે. એમાં ભવ-પ્રત્યય છે –

**ભવપ્રત્યયો વિદેહપ્રકૃતિલયાનામ્ ।** (૧/૧૯)

વિદેહી અને પ્રકૃતિલયોને ભવ-પ્રત્યય થાય છે.

ભવ નામ છે જન્મનું, પ્રત્યય નામ છે પ્રતીતિ-પ્રગટ થવાનું. જન્મથી જ જેની પ્રતીતિ થાય છે એટલે કે જે જન્મથી જ સમ્પ્રજ્ઞાત યોગ પ્રગટ છે, એને **'ભવ-પ્રત્યય'** કહે છે. અથવા **ભવાત્ પ્રત્યયઃ ભવપ્રત્યયઃ। ભવાત્** એટલે જન્મથી, **પ્રત્યયઃ** એટલે જ્ઞાન; જન્મથી જ છે જ્ઞાન જેનું એટલે કે જે સમ્પ્રજ્ઞાત યોગની પ્રાપ્તિનું, એનું નામ છે 'ભવ-પ્રત્યય.' સારાંશ એ કે વિદેહી અને પ્રકૃતિલય યોગીઓને જન્મથી જ સમ્પ્રજ્ઞાત યોગની પ્રાપ્તિવિષયક જ્ઞાન છે. એમને શ્રદ્ધા, વીર્ય, સ્મૃતિ સમાધિ, પ્રજ્ઞાની આવશ્યકતા નથી રહેતી; કેમકે આ બધાનું સાધન એમના પૂર્વજન્મમાં થઈ ચૂક્યું છે.

માટે પૂર્વજન્મના સંસ્કારબળથી* એમને પરવૈરાગ્ય થઈને વિરામપ્રત્યયના અભ્યાસપૂર્વક એટલે કે ચિત્તવૃત્તિઓના અભાવના અભ્યાસ એટલે કે દૃશ્યરૂપી આલંબનના અભાવના અભ્યાસથી અસમ્પ્રજ્ઞાત એટલે કે નિર્બીજ સમાધિ થઈ જાય છે.

(૧) વિદેહી એમને કહે છે જેમનું દેહમાં અભિમાન નહીંવત્ છે. સમ્પ્રજ્ઞાત યોગની જે ચોથી સમાધિ અસ્મિતા છે, એમાં સમાધિસ્થ થવાથી પુરુષ અને બુદ્ધિનું અલગ અલગ જ્ઞાન થઈ જાય છે, એ જ્ઞાનથી આત્માને જ્ઞાતા અને બુદ્ધિને જ્ઞેયરૂપે સમજીને શરીરથી આત્માને અળગો જુએ છે. ત્યારે એને 'વિદેહ' એમ કહેવામાં આવે છે.

(૨) 'પ્રકૃતિલય' એમને કહે છે જેમનામાં નિર્વિચાર સમાધિ દ્વારા પ્રકૃતિ સુધી સંયમ કરવાની યોગ્યતા થઈ ગઈ છે. આ પ્રકારના યોગીઓને અધ્યાત્મપ્રસાદ થઈને ઋતંભરા પ્રજ્ઞાની પ્રાપ્તિ થઈ જાય છે.

**નિર્વિચારવૈશારદ્યેઽધ્યાત્મપ્રસાદઃ।** (૧/૪૭)

નિર્વિચાર સમાધિમાં વૈશારદ્ય એટલે કે પ્રવીણતા થતાં, અધ્યાત્મપ્રસાદ થાય છે. રજ, તમરૂપી મળ અને આવરણનો ક્ષય થઈને, પ્રકાશસ્વરૂપ બુદ્ધિનો સ્વચ્છ પ્રવાહ નિરંતર વહેતો રહે છે, આનું જ નામ 'વૈશારદ્ય' છે. આનાથી પ્રકૃતિ અને પ્રકૃતિના સઘળા પદાર્થોનું, સંશયવિપર્યયરહિત પ્રત્યક્ષ જ્ઞાન થઈ જાય છે; આનું નામ 'અધ્યાત્મપ્રસાદ' છે. આ સમ્પ્રજ્ઞાત યોગની નિર્વિચાર સમાધિ છે.

વિદેહ અને પ્રકૃતિલય યોગીઓનો વિષય જણાવીને હવે સાધારણ મનુષ્યો માટે, અસમ્પ્રજ્ઞાત યોગ પ્રાપ્ત કરવા માટે 'ઉપાય-પ્રત્યય' કહે છે—

**શ્રદ્ધાવીર્યસ્મૃતિસમાધિપ્રજ્ઞાપૂર્વક ઈતરેષામ્।** (૧/૨૦)

જેઓ વિદેહ અને પ્રકૃતિલય નથી, એ પુરુષોનો શ્રદ્ધા, વીર્ય, સ્મૃતિ, સમાધિ અને પ્રજ્ઞાપૂર્વક, વિરામપ્રત્યયના અભ્યાસ દ્વારા અસમ્પ્રજ્ઞાત યોગ સિદ્ધ થાય છે.

**શ્રદ્ધા** — યોગની પ્રાપ્તિ માટેની અભિરુચિ

* ભગવદ્‌ગીતામાં ભગવાન શ્રીકૃષ્ણે પણ યોગભ્રષ્ટ પુરુષની ગતિ જણાવતાં કહ્યું છે—
તત્ર તં બુદ્ધિસંયોગં લભતે પૌર્વદેહિકમ્। યતતે ચ તતો ભૂયઃ સંસિદ્ધૌ કુરુનન્દન॥
પૂર્વાભ્યાસેન તેનૈવ હ્રિયતે હ્યવશોઽપિ સઃ। (૬/૪૩-૪૪)
ત્યાં તે પૂર્વજન્મના શરીરમાં સંઘરેલા બુદ્ધિસંયોગને એટલે કે સમબુદ્ધિસ્વરૂપ યોગના સંસ્કારોને અનાયાસે જ પામે છે અને હે કુરુનંદન! એ પ્રભાવને લીધે એ ફરીથી પરમાત્માની પ્રાપ્તિરૂપી સિદ્ધિ માટે પહેલાં કરતાં પણ વધુ પ્રયત્ન કરે છે. તથા જે શ્રીમંતોના ઘરે જન્મ લેનાર યોગભ્રષ્ટ છે, તે પરાધીન હોવા છતાં એ પૂર્વજન્મના અભ્યાસના બળે જ નિઃશંકપણે ભગવાન પ્રત્યે આકર્ષાય છે.

કે ઉત્કટ ઈચ્છાને ઉત્પન્ન કરનારા વિશ્વાસનું નામ શ્રદ્ધા છે. જે અંતઃકરણ જેટલું સ્વચ્છ એટલે કે મળદોષ વિનાનું હોય છે એટલી જ એનામાં શ્રદ્ધા✢ હોય છે. શ્રદ્ધા જ કલ્યાણનું પરમ કારણ છે, માટે આ આત્માનું કલ્યાણ ઈચ્છનારા પુરુષોએ શ્રદ્ધાની વૃદ્ધિ માટે ખાસ પ્રયત્ન કરવો.

**વીર્ય** – યોગની પ્રાપ્તિ માટે સાધનની તત્પરતા ઉત્પન્ન કરનારા ઉત્સાહનું નામ 'વીર્ય' છે. કેમકે, શ્રદ્ધા અનુસાર ઉત્સાહ અને ઉત્સાહ અનુસાર જ સાધનમાં તત્પરતા ઉપજે છે. અને એ તત્પરતાથી મન અને ઇન્દ્રિયોના સંયમનું પણ સામર્થ્ય ઉપજે છે.

**સ્મૃતિ** – અનુભૂત વિષય ન ભુલાવો એટલે કે એનું નિરંતર સ્મરણ રહે એનું નામ 'સ્મૃતિ' છે. માટે અહીં અધ્યાત્મબુદ્ધિ દ્વારા સૂક્ષ્મ વિષયમાં જે ચિત્તની એકાગ્રતા થઈને, એકતાનતા છે એટલે કે સ્થિર સ્થિતિ (ધ્યાન) છે, એને સ્મૃતિના નામે કહી છે.

**સમાધિ** – પછી એમાં જ પોતાના સ્વરૂપનો જાણે અભાવ થઈને, જ્યાં કેવળ અર્થમાત્ર ધ્યેય વસ્તુનું જ જ્ઞાન રહી જાય છે એનું નામ 'સમાધિ' છે.

**પ્રજ્ઞા** – ઋતંભરા પ્રજ્ઞા જ અહીં પ્રજ્ઞાના નામે કહેવાઈ છે. ઉપર કહેલી સમાધિના ફળસ્વરૂપે આ ઋતંભરા પ્રજ્ઞા યોગીને પ્રાપ્ત થાય છે.

**ઋતમ્ભરા તત્ર પ્રજ્ઞા ।** (૧/૪૮)

ત્યાં ઋતંભરા પ્રજ્ઞા હોય છે. ઋત એ સત્યનું નામ છે. એને ધારણ કરનારી બુદ્ધિનું નામ ઋતંભરા છે.

**શ્રુતાનુમાનપ્રજ્ઞાભ્યામન્યવિષયા વિશેષાર્થત્વાત્ ।** (૧/૪૯)

વિશેષ અર્થ ધરાવનારી હોવાથી આ પ્રજ્ઞા, શ્રુત અને અનુમાનમાંથી ઉપજેલી પ્રજ્ઞાથી જુદા વિષયની છે.

એટલે કે શ્રુતિ, સ્મૃતિ, દ્વારા સાંભળેલા અને પોતાની સામાન્ય બુદ્ધિ દ્વારા અનુમાનેલા વિષયોથી પણ આ બુદ્ધિ દ્વારા વિશેષ અર્થનો એટલે કે ખરા અર્થનો અનુભવ થાય છે.

આ ઋતંભરા પ્રજ્ઞા દ્વારા ઉપજેલા જ્ઞાનથી સંસારના પદાર્થોમાં વૈરાગ્ય અને ઉપરતિ ઉપજીને એનાથી આત્મવિષયક સાધનમાં આવનારા વિક્ષેપોનો અભાવ થઈ જાય છે.

**તજ્જઃ સંસ્કારોઽન્યસંસ્કારપ્રતિબન્ધી ।** (૧/૫૦)

એ ઋતંભરા પ્રજ્ઞાથી ઉપજેલા જ્ઞાનરૂપી સંસ્કાર અન્ય દૃશ્યજન્ય સંસ્કારોના બાધક છે.

માટે ઉપર કહેલ પ્રજ્ઞાના સંસ્કારો દ્વારા વિરામ-પ્રત્યયનો અભ્યાસ કરવો એટલે કે વિષયસહિત ચિત્તની સઘળી વૃત્તિઓના વિસ્મરણનો અભ્યાસ કરવો. આ જાતનો અભ્યાસ કરતાં કરતાં દૃશ્યનો અત્યંત અભાવ થઈ જાય છે. દૃશ્યનો અત્યન્તાભાવ થતાં દૃશ્યનો અભાવ કરનારી

✢ ભગવદ્ગીતામાં પણ ભગવાન કહે છે–
સત્ત્વાનુરૂપા સર્વસ્ય શ્રદ્ધા ભવતિ ભારત । શ્રદ્ધામયોઽયં પુરુષો યો યચ્છ્રદ્ધઃ સ એવ સઃ ॥ (૧૭/૩)
'હે ભરતવંશી! સૌ માણસોની શ્રદ્ધા એમના અન્તઃકરણને અનુરૂપ હોય છે; આ જીવાત્મા શ્રદ્ધામય છે, માટે જે માણસ જેવી શ્રદ્ધા રાખનારો છે એ પોતે પણ એવા જ સ્વભાવનો છે.' એટલે કે જેની જેવી શ્રદ્ધા છે એવું જ એનું સ્વરૂપ છે.

બુદ્ધિવૃત્તિનો પણ આપમેળે નિરોધ થઈ જાય છે અને એનો નિરોધ થતાં નિર્બીજ સમાધિ થઈ જાય છે.★ આ જ એ યોગીની સ્વરૂપમાં સ્થિતિ છે, અથવા તો એમ કહો કે કૈવલ્યપદની પ્રાપ્તિ છે.

આ બધાનો સાર કાઢવાથી એ જણાઈ આવે છે કે અંતઃકરણની નિર્મળતાથી શ્રદ્ધા ઉપજે છે. શ્રદ્ધાથી સાધનમાં તત્પરતા થાય છે. તત્પરતાથી મન અને ઇન્દ્રિયોનો નિરોધ થઈને પરમાત્માના સ્વરૂપમાં નિરંતર ધ્યાન થાય છે. એ ધ્યાનથી પરમાત્માના તત્ત્વનું ખરું જ્ઞાન થાય છે. અને જ્ઞાનથી પરમ શાંતિની પ્રાપ્તિ થાય છે. આને જ ભગવત્પ્રાપ્તિ, પરમધામની પ્રાપ્તિ વગેરે નામોથી ગીતામાં ઓળખાવવામાં આવ્યું છે. અને અહીં આ પ્રકરણમાં આને જ 'નિર્બીજ સમાધિ' કે 'કૈવલ્યપદ'ની પ્રાપ્તિ કહ્યું છે.



## અષ્ટાંગ યોગ

અનેક લોકો ધ્યાન કરવાનો અને સમાધિ લગાવવાનો પ્રયાસ કરે છે, પણ એમને સફળતા નથી મળતી. એનું કારણ એ છે કે સમાધિની સિદ્ધિ માટે યમ નિયમોના પાલનની ખાસ જરૂર છે. યમ-નિયમોનું પાલન કર્યા વિના ધ્યાન અને સમાધિ સિદ્ધ થવાં ઘણાં અઘરાં છે. જૂઠ, કપટ, ચોરી, વ્યભિચાર વગેરે દુરાચારી વૃત્તિઓ નષ્ટ થયા વિના ચિત્ત એકાગ્ર થવું અઘરું છે અને ચિત્ત એકાગ્ર થયા વિના ધ્યાન અને સમાધિ નથી થઈ શકતાં. આમ તો સમાધિની ઇચ્છા ધરાવતા પુરુષોએ યોગનાં આઠેય અંગોનું સાધન કરવું, પણ યમ અને નિયમોનું પાલન તો જરૂર કરવું. જેમ પાયા વિના મકાન નથી રહી શકતું, એમ જ યમ-નિયમોનું પાલન કર્યા વિના ધ્યાન અને સમાધિ સિદ્ધ થવાં લગભગ અસંભવ છે. યમ-નિયમોમાં પણ જે પુરુષ યમોનું પાલન નહીં કરીને કેવળ નિયમોનું પાલન કરવા ઇચ્છે છે, એનાથી નિયમોનું પાલન પણ સારી પેઠે નથી થઈ શકતું. માટે બુદ્ધિશાળી પુરુષ નિત્ય-નિરંતર યમોનું પાલન કરતો રહીને જ નિયમોનું પાલન કરે, યમ-નિયમનું પાલન કર્યા વિના ધ્યાન અને સમાધિ સિદ્ધ થવાં અઘરાં છે. માટે યોગની સિદ્ધિ ઇચ્છનાર પુરુષે યમ-નિયમોનું સાધન જરૂર કરવું. એમના પાલનથી ચોરી, વ્યભિચાર, જૂઠ, કપટ વગેરે દુરાચારોનો અને કામ, ક્રોધ લોભ, મોહ વગેરે દુર્ગુણોનો નાશ થઈને અંતઃકરણ પવિત્ર થાય છે અને એમાં ઉત્તમ ગુણોનો વિકાસ થઈને ઇષ્ટદેવતાનાં દર્શન તેમજ આત્માનો સાક્ષાત્કાર પણ થઈ શકે છે. પણ યમ-નિયમોનું પાલન કર્યા વિના ધ્યાન અને સમાધિની વાત તો દૂર રહી, સારી પેઠે પ્રાણાયામ થવો પણ અઘરો છે.

ઘણા લોકો પ્રાણાયામ માટે પ્રયત્ન કરે છે, પણ સફળતા નથી મેળવતા. કામ, ક્રોધ, લોભ, મોહ વગેરે દુર્ગુણો તેમજ જૂઠ, કપટ, ચોરી, વ્યભિચાર વગેરે દુરાચાર તેમજ પ્રાણાયામની ક્રિયાના જ્ઞાનનો અભાવ જ આ

★ તસ્યાપિ નિરોધે સર્વનિરોધાન્નિર્બીજઃ સમાધિઃ । (૧/૫૧)

એ અન્ય (ઋતંભરા પ્રજ્ઞામાંથી ઉપજેલા) સંસ્કારનો પણ નિરોધ થતાં સૌનો નિરોધ થવાથી નિર્બીજ (નિર્વિકલ્પ) સમાધિ થાય છે.

સફળતામાં મુખ્યપણે બાધક છે. યમ-નિયમોનું પાલન કરવાથી ઉપર કહેલા દુરાચાર અને દુર્ગુણોનો નાશ થઈ જાય છે. માટે પ્રાણાયામનું સાધન કરનારે પણ પહેલાં યમ-નિયમોનું પાલન કરવું. ઉપર કહેલા દુર્ગુણ અને દુરાચાર બધાં સાધનોમાં બાધક છે. માટે ધ્યાન અને સમાધિની ઈચ્છા રાખનારા સાધકોએ દોષોનો નાશ કરવા માટે પહેલાં યમ-નિયમોનું પાલન કરીને જ યોગનાં અન્ય અંગોનું અનુષ્ઠાન કરવું. જે પુરુષ યોગનાં આઠેય અંગોનું સારી પેઠે સાધન કરી લે છે, એવા પવિત્ર અંતઃકરણમાં જ્ઞાનની અપાર દીપ્તિ પ્રગટ થઈ જાય છે, જેથી એને ઈચ્છાનુસાર સિદ્ધિઓ પ્રાપ્ત થઈ શકે છે અને સિદ્ધિઓ ન ઈચ્છનાર પુરુષ તો ક્લેશ અને કર્મોથી છૂટીને આત્મસાક્ષાત્કાર પ્રાપ્ત કરી શકે છે.

યોગનાં આઠ અંગો આ મુજબ છે –

**યમનિયમાસનપ્રાણાયામપ્રત્યાહાર-
ધારણાધ્યાનસમાધયોઽષ્ટાવઙ્ગાનિ ।**

(યોગદર્શન ૨/૨૯)

'યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન અને સમાધિ - આ યોગનાં આઠ અંગો છે.'

આ આઠ અંગોની બે ભૂમિકાઓ છે - (૧) બહિરંગ, (૨) અંતરંગ. ઉપર જણાવેલાં આઠ અંગોમાંથી પહેલાં પાંચને બહિરંગ કહે છે, કેમકે એમનો ખાસ કરીને બહારની ક્રિયાઓ સાથે જ સંબંધ છે. બાકીનાં ત્રણ અંગો એટલે કે ધારણા, ધ્યાન અને સમાધિ એ અંતરંગ છે. એમનો સંબંધ કેવળ અંતઃકરણ સાથે હોવાને કારણે એમને અંતરંગ કહે છે. મહર્ષિ પતંજલિએ એક સાથે આ ત્રણેને 'સંયમ' પણ કહ્યા છે–

**ત્રયમેકત્ર સંયમઃ ।** (યોગદર્શન ૩/૪)

હવે આ આઠેય અંગોનું સંક્ષેપમાં વિવેચન કરવામાં આવે છે.

### ૧–યમ

**અહિંસાસત્યાસ્તેયબ્રહ્મચર્યાપરિગ્રહા યમાઃ ।**

(યોગદર્શન ૨/૩૦)

'અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય અને અપરિગ્રહ - આ પાંચેયનું નામ યમ છે.'

(ક) કોઈ ભૂતપ્રાણીને કે પોતાને★ પણ મન, વાણી, શરીર દ્વારા કદી, કોઈ રીતે, જરા પણ કષ્ટ ન પહોંચાડવાનું નામ **અહિંસા** છે.

(ખ) અંતઃકરણ અને ઈન્દ્રિયો દ્વારા જેવો નિશ્ચય કર્યો હોય, હિતની ભાવનાથી, કપટરહિત પ્રિય શબ્દોમાં એમ ને એમ જ પ્રગટ કરવા (ખરા ભાષણ)નું નામ **સત્ય** છે.

(ગ) મન, વાણી, શરીર થકી કોઈ જાતના પણ કોઈના સ્વત્વ (હક)ને ન ચોરવું કે ન છીનવું એ **અસ્તેય** છે.

(ઘ) મન, ઈન્દ્રિય અને શરીરથી સઘળી અવસ્થાઓમાં સદાય સર્વ જાતના મૈથુનોના એટલે કે કામ-વિકારના અભાવનું નામ **બ્રહ્મચર્ય** છે.

(ઙ) શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગન્ધને ઉપજાવનારી કોઈ પણ ભોગસામગ્રીનો કદી સંગ્રહ ન કરવો એ **અપરિગ્રહ** છે.

આ પાંચેય યમોનું બધી જાતિ, બધા દેશ અને બધા કાળમાં પાલન થાય તેમજ કોઈ નિમિત્તે પણ એમનાથી અવળા એવા હિંસા વગેરે દોષો ન આચરાય તો એમની સંજ્ઞા 'મહાવ્રત' થઈ જાય છે.

**જાતિદેશકાલસમયાનવચ્છિન્નાઃ સાર્વભૌમા મહાવ્રતમ્ ।** (યોગદર્શન ૨/૩૧)

★ સ્વધર્મરક્ષા, પરોપકાર, ઇન્દ્રિયસંયમ અને ઈશ્વરભક્તિ વગેરે સત્કાર્યોમાં કષ્ટ સહન કરવું એ તો યોગની સિદ્ધિમાં સહાયક છે; અહીં કેવળ અશાસ્ત્રીય અનુચિત કષ્ટ પહોંચાડવાનો નિષેધ છે.

'જાતિ, દેશ, કાળ અને નિમિત્તથી અનવચ્છિન્ન (અખંડ) યમોનું સાર્વભૌમ પાલન મહાવ્રત થાય છે.' સાર્વભૌમના નીચે લખ્યા પ્રમાણે પ્રકારો છે–

**મનુષ્ય અને મનુષ્યેતર** - સ્થાવર-જંગમ પ્રાણી તથા મનુષ્યોમાં હિન્દુ, મુસલમાન, સનાતની, અસનાતની વગેરે ભેદોથી કોઈની સાથે પણ યમોના પાલનમાં ભેદ ન કરવો 'જાતિગત સાર્વભૌમ' મહાવ્રત છે.

જુદા જુદા ખંડો, દેશો, પ્રાંતો, ગામડાં, સ્થાનો તેમજ તીર્થ-અતીર્થ વગેરેના ભેદથી યમના પાલનમાં કોઈ જાતનો ભેદ ન રાખવાથી એ 'દેશગત સાર્વભૌમ' મહાવ્રત થાય છે.

વર્ષ, માસ, પક્ષ, સપ્તાહ, દિવસ, મુહૂર્ત, નક્ષત્ર તેમ જ પર્વ-અપર્વ વગેરેના ભેદોથી યમના પાલનમાં કોઈ રીતે પણ ભેદ ન રાખવો એ 'કાલગત સાર્વભૌમ' મહાવ્રત કહેવાય છે.

યજ્ઞ, દેવપૂજન, શ્રાદ્ધ, દાન, વિવાહ, ન્યાયાલય, ખરીદ-વેચાણ, આજીવિકા વગેરેના ભેદોથી યમના પાલનમાં કોઈ જાતનો ભેદ ન રાખવો. 'સમય (નિમિત્ત) ગત સાર્વભૌમ' મહાવ્રત છે. તાત્પર્ય એ છે કે કોઈ દેશ અથવા કાળમાં, કોઈ જીવ સાથે, કોઈ પણ નિમિત્તે, હિંસા, અસત્ય, ચોરી, વ્યભિચાર વગેરેનું કદી કોઈ રીતે પણ આચરણ ન કરવું તથા પરિગ્રહ વગેરે ન રાખવાં 'સાર્વભૌમ મહાવ્રત' છે.

## ૨–નિયમ

**શૌચસન્તોષતપઃસ્વાધ્યાયેશ્વરપ્રણિધાનાનિ નિયમાઃ ।**

(યોગદર્શન ૨/૩૨)

'પવિત્રતા, સંતોષ, તપ, સ્વાધ્યાય અને ઈશ્વર-પ્રણિધાન - આ પાંચ નિયમો છે.'

(ક) પવિત્રતા બે પ્રકારની હોય છે– (૧) બહારની અને (૨) ભીતરની. જળ-માટીથી શરીરની, સ્વાર્થ-ત્યાગથી વ્યવહાર અને આચરણની તથા ન્યાય દ્વારા ઉપાર્જિત ધનથી મેળવેલ સાત્ત્વિક પદાર્થોના પવિત્રતાપૂર્વક સેવનથી આહારની; આ બહારની પવિત્રતા છે. અહંતા, મમતા, રાગ-દ્વેષ, ઈર્ષ્યા, ભય અને કામ-ક્રોધ વગેરે ભીતરી દુર્ગુણોના ત્યાગથી ભીતરની **પવિત્રતા** થાય છે.

(ખ) સુખ-દુઃખ, લાભ-હાનિ, યશ-અપયશ, સિદ્ધિ-અસિદ્ધિ, અનુકૂળતા-પ્રતિકૂળતા વગેરે પ્રાપ્ત થતાં સદાયે સંતુષ્ટ પ્રસન્નચિત્ત રહેવાનું નામ **સંતોષ** છે.

(ગ) મન અને ઇન્દ્રિયોના સંયમરૂપી ધર્મપાલન કરવા માટે કષ્ટ સહેવાનું અને તિતિક્ષા, વ્રત તેમજ ઉપવાસ વગેરેનું નામ **તપ** છે.

(ઘ) કલ્યાણપ્રદ શાસ્ત્રોનું અધ્યયન અને ઈષ્ટદેવના નામનો જપ તથા સ્તોત્ર વગેરેના પઠન-પાઠન તેમજ ગુણાનુવાદ કરવાનું નામ **સ્વાધ્યાય** છે.

(ઙ) ઈશ્વરની ભક્તિ એટલે કે સર્વસ્વ ઈશ્વરને અર્પણ કરી ઈશ્વર માટે મન, વાણી અને શરીર દ્વારા ઈશ્વરને અનુકૂળ જ ક્રિયાઓ કરવાનું નામ **ઈશ્વરપ્રણિધાન** છે.

ઉપર કહેલ યમ અને નિયમોના પાલનમાં બાધક હિંસા વગેરે અવળી વૃત્તિઓના નાશ માટે મહર્ષિ પતંજલિ ઉપાય જણાવે છે.

**વિતર્કબાધને પ્રતિપક્ષભાવનમ્।**

(યોગદર્શન ૨/૩૩)

'હિંસા વગેરે વિતર્કોથી બાધા પહોંચતાં પ્રતિપક્ષનું ચિંતન કરવું.

**વિતર્કા હિંસાદયઃ કૃતકારિતાનુમોદિતા લોભક્રોધમોહપૂર્વકા મૃદુમધ્યાધિમાત્રા દુઃખાજ્ઞાનાનન્તફલા ઈતિ પ્રતિપક્ષભાવનમ્।**

(યોગદર્શન ૨/૩૪)

'કૃત, કારિત અને અનુમોદિતના ભેદથી લોભ, ક્રોધ અને મોહના હેતુથી, મૃદુ, મધ્ય અને અધિમાત્રસ્વરૂપથી, આ હિંસા વગેરે વિતર્કો અનંત દુ:ખ અને અજ્ઞાનરૂપી ફળ આપનારા છે - આવી ભાવનાનું નામ 'પ્રતિપક્ષભાવના' છે.

એટલે કે હિંસા વગેરે દોષ, અનંત દુ:ખ અને અનંત અજ્ઞાનરૂપી ફળ આપનારા છે; આ જાતની વારંવાર ભાવના કરવાનું નામ 'પ્રતિપક્ષભાવના' છે.

હિંસા, અસત્ય, ચોરી, વ્યભિચાર, ભોગપદાર્થોનો સંગ્રહ, અપવિત્રતા અને અસંતોષની વૃત્તિ તેમજ તપ, સ્વાધ્યાય અને ઈશ્વર-પ્રણિધાનના વિરોધની વૃત્તિ - આ બધાનું નામ વિતર્ક છે.

ઉપર કહેલ હિંસા વગેરેને મન, વાણી અને શરીર દ્વારા સ્વયં કરવાનું નામ 'કૃત', બીજા લોકો દ્વારા કરાવવાનું નામ 'કારિત' અને બીજા લોકો દ્વારા કરવામાં આવેલા હિંસા વગેરે દોષોના સમર્થન, અનુમોદન કે એમાં સંમતિ આપવાનું નામ 'અનુમોદિત' છે. ઉપર કહેલ ત્રણે પ્રકારના હિંસા વગેરે સઘળા દોષો થવામાં લોભ, ક્રોધ અને મોહ - આ ત્રણ હેતુઓ છે. ત્રણે પ્રકારના દોષો, ત્રણ હેતુઓથી થતા હોવાને કારણે નવ પ્રકારના થઈ જાય છે. આસક્તિ કે કામનાથી ઉત્પન્ન થનારા હિંસા, અસત્ય વગેરે દોષોમાં **લોભ;** ઈર્ષ્યા, દ્વેષ, વેર વગેરેથી ઉપજનારા દોષોમાં **ક્રોધ** અને મૂઢતા, અવળી બુદ્ધિ વગેરેથી ઉત્પન્ન થનારા દોષોમાં **મોહ** હેતુ હોય છે. આ નવ પ્રકારના દોષો મૃદુ, મધ્ય અને અધિમાત્રના ભેદથી, સત્તાવીસ પ્રકારના થઈ જાય છે. સાવ અલ્પનું નામ મૃદુ, વચલી માત્રાનું નામ મધ્ય અને વધુ માત્રામાં એટલે કે પૂર્ણરૂપે થનારા હિંસા વગેરે દોષનું સ્વરૂપ અધિમાત્ર કહેવાય છે.

### યમ-નિયમોના પાલનનું મહાન ફળ

**અહિંસાપ્રતિષ્ઠાયાં તત્સન્નિધૌ વૈરત્યાગઃ ।**

(યોગદર્શન ૨/૩૫)

'અહિંસારૂપી મહાવ્રતનું પૂર્ણ પાલન થતાં એ યોગીની નજીક બીજા (સ્વાભાવિક વેર રાખનારા) પ્રાણી પણ વેરનો એટલે કે હિંસા વગેરે વૃત્તિનો ત્યાગ કરી દે છે.'

**સત્યપ્રતિષ્ઠાયાં ક્રિયાફલાશ્રયત્વમ્ ।**

(યોગદર્શન ૨/૩૬)

સત્યનું સારી પેઠે પાલન કરવાથી એ સત્યવાદીની વાણી સફળ થઈ જાય છે, એટલે કે એ જે કંઈ કહે છે એ જ સત્ય બની જાય છે.

**અસ્તેયપ્રતિષ્ઠાયાં સર્વરત્નોપસ્થાનમ્ ।**

(યોગદર્શન ૨/૩૭)

ચોરીની વૃત્તિનો સર્વ રીતે ત્યાગ થઈ જતાં એની પાસે સઘળાં રત્નો ઉપસ્થિત થાય છે, એટલે કે સમસ્ત રત્નો એને દૃષ્ટિગોચર થઈ જાય છે અને સમસ્ત જનતા એનો પૂર્ણરૂપે વિશ્વાસ કરવા માંડે છે.

**બ્રહ્મચર્યપ્રતિષ્ઠાયાં વીર્યલાભઃ ।**

(યોગદર્શન ૨/૩૮)

બ્રહ્મચર્યનું સારી પેઠે પાલન થતાં શરીર, મન અને ઇન્દ્રિયોમાં અત્યંત સામર્થ્યની પ્રાપ્તિ થઈ જાય છે.

**અપરિગ્રહસ્થૈર્યે જન્મકથન્તાસમ્બોધઃ ।**

(યોગદર્શન ૨/૩૯)

અપરિગ્રહ સ્થિર થતાં એટલે કે વિષય-ભોગના પદાર્થોના સંગ્રહનો સારી પેઠે ત્યાગ થતાં, વૈરાગ્ય અને ઉપરતિ થઈને મનનો સંયમ થાય છે અને મન:સંયમથી ભૂત, ભવિષ્ય, વર્તમાન જન્મો અને એમનાં કારણોનું જ્ઞાન થઈ જાય છે.

**શૌચાત્સ્વાઙ્ગજુગુપ્સા પરૈરસંસર્ગઃ ।**

(યોગદર્શન ૨/૪૦)

સંપૂર્ણપણે બહારની પવિત્રતાથી પોતાનાં અંગોમાં ઘૃણા તથા બીજાં શરીરોમાં અરુચિ થઈ જવાથી એમનો સંસર્ગ નથી કરાતો.

**સત્ત્વશુદ્ધિસૌમનસ્યૈકાગ્ર્યેન્દ્રિય-જયાત્મદર્શનયોગ્યત્વાનિ ચ ।**

(યોગદર્શન ૨/૪૧)

અંતઃકરણની પવિત્રતાથી મનની પ્રસન્નતા અને એકાગ્રતા, ઈન્દ્રિયો પર વિજય અને આત્માનાં સાક્ષાત્ દર્શન કરવાની યોગ્યતા પ્રાપ્ત થઈ જાય છે.

**સન્તોષાદનુત્તમસુખલાભઃ ।** (યોગદર્શન ૨/૪૨)

સંતોષથી સર્વોત્તમ સુખની પ્રાપ્તિ થાય છે.

**કાયેન્દ્રિયસિદ્ધિરશુદ્ધિક્ષયાત્તપસઃ ।**

(યોગદર્શન ૨/૪૩)

તપના અનુષ્ઠાનથી અણિમા વગેરે આઠ સિદ્ધિઓ અને દૂરથી જોવું સાંભળવું વગેરે સિદ્ધિઓ પ્રાપ્ત થઈ જાય છે.

**સ્વાધ્યાયાદિષ્ટદેવતાસમ્પ્રયોગઃ ।**

(યોગદર્શન ૨/૪૪)

સ્વાધ્યાયથી ઈષ્ટદેવનાં સાક્ષાત્ દર્શન થઈ જાય છે.

**સમાધિસિદ્ધિરીશ્વરપ્રણિધાનાત્ ।**

(યોગદર્શન ૨/૪૫)

ઈશ્વર-પ્રણિધાનથી સમાધિની સિદ્ધિ થાય છે.

### ૩–આસન અને આસનસિદ્ધિનું ફળ

આસન અનેક પ્રકારનાં છે. એમાંથી આત્મસંયમ ઈચ્છનારા પુરુષ માટે પદ્માસન, સ્વસ્તિકાસન અને સિદ્ધાસન - આ ત્રણ ઘણાં ઉપયોગી માનવામાં આવ્યાં છે. આમાંથી કોઈ પણ આસન હોય, પણ મેરુદંડ, મસ્તક અને ગ્રીવાને સીધાં જરૂર રાખવાં અને દૃષ્ટિ નાસિકાગ્રે અથવા ભ્રૂકુટિમાં રાખવી. આળસ ન સતાવે તો આંખો બંધ કરીને પણ બેસી શકાય. જે આસનથી જે પુરુષ સુખપૂર્વક લાંબા સમય સુધી બેસી શકે એ જ એના માટે ઉત્તમ આસન છે.

**સ્થિરસુખમાસનમ્ ।** (યોગદર્શન ૨/૪૬)

સુખપૂર્વક સ્થિરતાથી ઘણા સમય સુધી બેસવાનું નામ આસન છે.

**પ્રયત્નશૈથિલ્યાનન્તસમાપત્તિભ્યામ્ ।**

(યોગદર્શન ૨/૪૭)

શરીરની સ્વાભાવિક ક્રિયા શિથિલ કરતાં અથવા અનંતમાં મન તન્મય થતાં આસનની સિદ્ધિ થાય છે. ઓછામાં ઓછું ત્રણ પ્રહર એટલે કે ત્રણ કલાક સુધી એક આસનમાં સુખપૂર્વક સ્થિર અને અચળભાવે બેસવાને આસનસિદ્ધિ કહે છે.

**તતો દ્વન્દ્વાનભિઘાતઃ ।** (યોગદર્શન ૨/૪૮)

એ આસનોની સિદ્ધિથી (શરીર પૂર્ણરૂપે સંયત થઈ જવાને કારણે) ઠંડી-ગરમી વગેરે બાધા પહોંચાડતાં નથી.

### ૪–પ્રાણાયામ

હવે સંક્ષેપમાં પ્રાણાયામની ક્રિયાનો ઉલ્લેખ કરવામાં આવે છે. વાસ્તવમાં પ્રાણાયામનો વિષય અનુભવી યોગીઓની પાસે રહીને જ એમની પાસેથી શીખવો, નહીં તો એનાથી શારીરિક હાનિ પણ થઈ શકે છે.

**તસ્મિન્ સતિ શ્વાસપ્રશ્વાસયોર્ગતિવિચ્છેદઃ પ્રાણાયામઃ ।**

(યોગદર્શન ૨/૪૯)

આસન સિદ્ધ થઈ જતાં શ્વાસ અને પ્રશ્વાસની ગતિનો અવરોધ થઈ જવાનું નામ પ્રાણાયામ છે. બહારના વાયુનો ભીતર પ્રવેશ કરાવવો શ્વાસ છે અને ભીતરના વાયુને બહાર કાઢવો પ્રશ્વાસ છે, આ બન્નેના રોકાવાનું નામ પ્રાણાયામ છે.

**બાહ્યાભ્યન્તરસ્તમ્ભવૃત્તિર્દેશકાલસઙ્ખ્યાભિઃ પરિદૃષ્ટો દીર્ઘસૂક્ષ્મઃ।**

(યોગદર્શન ૨/૫૦)

દેશ, કાળ અને સંખ્યા (માત્રા)ના સંબંધે બાહ્ય, આભ્યન્તર અને સ્તંભવૃત્તિના - આ ત્રણે પ્રાણાયામ દીર્ઘ અને સૂક્ષ્મ હોય છે.

ભીતરના શ્વાસને બહાર કાઢીને બહાર જ રોકી રાખવો એ 'બાહ્ય કુંભક' કહેવાય છે. આની વિધિ આવી છે - આઠ પ્રણવ (ૐ)થી રેચક કરીને, સોળથી બાહ્ય કુંભક કરવો અને પછી ચારથી પૂરક કરવો - આ રીતે રેચક-પૂરક સહિત બહાર કુંભક કરવાનું નામ **બાહ્યવૃત્તિ પ્રાણાયામ** છે.

બહારના શ્વાસને ભીતર ખેંચીને ભીતર રોકવાને 'આભ્યંતર' કુંભક કહે છે. આની વિધિ એવી છે કે ચાર પ્રણવથી પૂરક કરીને સોળથી આભ્યન્તર કુંભક કરવો, પછી આઠથી રેચક કરવો. આ રીતે પૂરક-રેચક સહિત ભીતર કુંભક કરવાનું નામ **આભ્યંતરવૃત્તિ પ્રાણાયામ** છે.

બહાર કે ભીતર, ક્યાંય પણ સુખપૂર્વક પ્રાણોને રોકવાનું નામ સ્તમ્ભવૃત્તિપ્રાણાયામ છે. અથવા ચાર પ્રણવથી પૂરક કરીને આઠથી રેચક કરવો; આ રીતે પૂરક-રેચક કરતાં કરતાં સુખપૂર્વક ક્યાંય પણ પ્રાણોને રોકવાનું નામ સ્તમ્ભવૃત્તિપ્રાણાયામ છે.

પ્રાણાયામના બીજા પણ ઘણા ભેદ છે; જેટલી સંખ્યા અને જેટલો કાળ પૂરકમાં જોડવામાં આવે, એટલી સંખ્યા અને કાળ રેચક તથા કુંભકમાં પણ જોડી શકે છે.

પ્રાણવાયુના નાભિ, હૃદય, કંઠ કે નાસિકાના ભીતરના ભાગ સુધીનું નામ 'આભ્યંતર' દેશ છે. અને નાસિકાપુટથી વાયુનો બહાર સોળ આંગળ સુધી 'બહારનો દેશ' છે. જે સાધક પૂરક પ્રાણાયામ કરતી વેળાએ નાભિ સુધી શ્વાસને ખેંચે છે, એ સોળ આંગળ સુધી બહાર ફેંકે; જે હૃદયસુધી અંદર ખેંચે છે, એ બાર આંગળ સુધી બહાર ફેંકે, જે કંઠ સુધી શ્વાસને ખેંચે છે, એ આઠ આંગળ બહાર કાઢે અને જે નાસિકાની અંદર ઉપરના અંતિમ ભાગ સુધી જ શ્વાસ ખેંચે છે, એ ચાર આંગળ બહાર સુધી શ્વાસ ફેંકે. એમાં પૂર્વ-પૂર્વથી ઉત્તર-ઉત્તરનાને 'સૂક્ષ્મ' અને પૂર્વ-પૂર્વનાને 'દીર્ઘ' સમજવો.

પ્રાણાયામમાં સંખ્યા અને કાળનો પરસ્પર ઘનિષ્ઠ સંબંધ હોવાને લીધે, એમના નિયમોમાં વ્યતિક્રમ ન થવો જોઈએ.

જેમ ચાર પ્રણવથી પૂરક કરતી વેળાએ એક સેકંડનો સમય લાગ્યો તો સોળ પ્રણવથી કુંભક કરતી વેળાએ ચાર સેકંડ અને આઠ પ્રણવથી રેચક કરતી વેળાએ બે સેકંડ સમય લાગવો જોઈએ. મંત્રની ગણનાનું નામ 'સંખ્યા કે માત્રા' છે, એમાં લાગતા સમયનું નામ 'કાળ' છે. જો સુખપૂર્વક થઈ શકે તો સાધક ઉપર જણાવેલા કાળ અને માત્રાને બે ગણી, ત્રણ ગણી, ચાર ગણી અથવા જેટલી ઇચ્છા હોય એટલી યથાસાધ્ય વધારી શકે છે. કાળ અને માત્રાની અધિકતા તેમજ ન્યૂનતાથી પણ પ્રાણાયામ દીર્ઘ અને સૂક્ષ્મ હોય છે.

**બાહ્યાભ્યન્તરવિષયાક્ષેપી ચતુર્થઃ।**

(યોગદર્શન ૨/૫૧)

બહાર અને ભીતરના વિષયોના ત્યાગથી થનારો જે 'કેવળ' કુંભક હોય છે, એનું નામ ચતુર્થ પ્રાણાયામ છે.

શબ્દ, સ્પર્શ વગેરે જે ઇન્દ્રિયોના બહારના વિષયો છે અને સંકલ્પ-વિકલ્પ વગેરે જે અંતઃકરણના વિષયો છે, એમના ત્યાગથી - એમની ઉપેક્ષા કરતાં એટલે કે વિષયોનું ચિંતન

ન કરતાં પ્રાણોની ગતિનો જે આપમેળે જ અવરોધ થાય છે, એનું નામ 'ચતુર્થ પ્રાણાયામ' છે. પૂર્વસૂત્રમાં જણાવેલા પ્રાણાયામોમાં પ્રાણોના નિરોધ દ્વારા મનનો સંયમ છે અને અહીં મન અને ઈન્દ્રિયોના સંયમ દ્વારા પ્રાણોનો સંયમ છે. અહીં પ્રાણોના રોકાવાનું કોઈ નિર્દિષ્ટ સ્થાન નથી - ક્યાંય પણ રોકાઈ શકે છે, તથા કાળ અને સંખ્યાનું પણ વિધાન નથી.

**પ્રાણાયામનું ફળ**

**તતઃ ક્ષીયતે પ્રકાશાવરણમ્ ।** (યોગદર્શન ૨/૫૨)

એ પ્રાણાયામ સિદ્ધ થતાં વિવેકજ્ઞાનને આવૃત્ત કરનારા પાપ અને અજ્ઞાનનો ક્ષય થઈ જાય છે.

**ધારણાસુ ચ યોગ્યતા મનસઃ ।**

(યોગદર્શન ૨/૫૩)

તથા પ્રાણાયામની સિદ્ધિથી મન સ્થિર થઈને એની ધારણાઓને યોગ્ય સામર્થ્ય થઈ જાય છે.

**૫—પ્રત્યાહાર અને એનું ફળ**

**સ્વવિષયાસમ્પ્રયોગે ચિત્તસ્વરૂપાનુકાર ઈવેન્દ્રિયાણાં પ્રત્યાહારઃ ।** (યોગદર્શન ૨/૫૪)

પોતપોતાના વિષયોના સંયોગથી રહિત થતાં, ઈન્દ્રિયોનું ચિત્તના જેવા રૂપમાં અવસ્થિત થઈ જવું એ 'પ્રત્યાહાર' છે.

પ્રત્યાહાર સિદ્ધ થતાં પ્રત્યાહારના સમયે સાધકને બાહ્યજ્ઞાન નથી રહેતું. વ્યવહારના સમયે બાહ્યજ્ઞાન હોય છે; કેમકે વ્યવહારના સમયે સાધક શરીરયાત્રાના હેતુથી પ્રત્યાહારને કામમાં નથી લેતો.

બીજા કોઈ સાધનથી જો મનનો નિરોધ થઈ જાય છે, તો ઈન્દ્રિયોના નિરોધરૂપી પ્રત્યાહાર આપોઆપ જ એની અન્તર્ગત આવી જાય છે.

**તતઃ પરમા વશ્યતેન્દ્રિયાણામ્ ।**

(યોગદર્શન ૨/૫૫)

એ પ્રત્યાહારથી ઈન્દ્રિયો અત્યંત વશમાં થઈ જાય છે, એટલે કે ઈન્દ્રિયો પર પૂર્ણ અધિકાર પ્રાપ્ત થઈ જાય છે.

યોગનાં આઠ અંગોમાં પાંચ બહિરંગ સાધનોનું વર્ણન થયું. હવે બાકીનાં ત્રણ સાધનોનું વર્ણન કરવામાં આવે છે. એમાં પહેલાં ધારણાનું લક્ષણ જણાવવામાં આવે છે, કેમકે ધારણાથી ધ્યાન અને સમાધિ થાય છે. આ યોગનું છઠ્ઠું અંગ છે.

**૬—ધારણા**

**દેશબન્ધશ્ચિત્તસ્ય ધારણા ।** (યોગદર્શન ૩/૧)

ચિત્તને કોઈ એક દેશવિશેષમાં સ્થિર કરવાનું નામ ધારણા છે. એટલે કે સ્થૂળ-સૂક્ષ્મ કે બાહ્ય-આભ્યન્તર, કોઈ એક ધ્યેય સ્થાનમાં ચિત્તને બાંધવું, સ્થિર કરવું એટલે કે જોડવું 'ધારણા' કહેવાય છે.

**૭—ધ્યાન**

**તત્ર પ્રત્યયૈકતાનતા ધ્યાનમ્ ।** (યોગદર્શન ૩/૨)

એ ઉપર કહેલી ધ્યેય વસ્તુમાં ચિત્તવૃત્તિની એકાગ્રતાનું નામ ધ્યાન છે. એટલે કે ચિત્તવૃત્તિનું ગંગાના પ્રવાહની જેમ કે તેલધારાની જેમ અવિચ્છિન્નરૂપે નિરંતર ધ્યેય વસ્તુમાં જ અનવરત પરોવાયેલા રહેવું 'ધ્યાન' કહેવાય છે.

**૮—સમાધિ**

**તદેવાર્થમાત્રનિર્ભાસં સ્વરૂપશૂન્યમિવ સમાધિઃ ।**

(યોગદર્શન ૩/૩)

એ ધ્યાન જ 'સમાધિ' બની જાય છે. જે વખતે કેવળ ધ્યેય સ્વરૂપનું (જ) ભાન હોય છે અને પોતાના સ્વરૂપના ભાનનો જાણે અભાવ રહે છે; ધ્યાન કરતાં કરતાં જ્યારે યોગીનું ચિત્ત ધ્યેયાકારને પ્રાપ્ત થઈ જાય છે અને એ પોતે પણ ધ્યેયમાં તન્મય જેવો બની જાય છે, ધ્યેયથી ભિન્ન પોતાનું જ્ઞાન એને નહીંવત્ રહી જાય છે,

એ સ્થિતિનું નામ સમાધિ છે. ધ્યાનમાં ધ્યાતા, ધ્યાન અને ધ્યેય - એ ત્રિપુટી રહે છે. સમાધિમાં કેવળ અર્થમાત્ર વસ્તુ એટલે કે ધ્યેયવસ્તુ જ રહે છે; એટલે કે ધ્યાતા, ધ્યાન, ધ્યેય - ત્રણેની એકતા થઈ જાય છે.

આવી સમાધિ સ્થૂળ પદાર્થમાં થાય છે ત્યારે એને 'નિર્વિતર્ક' કહે છે અને સૂક્ષ્મ પદાર્થમાં થાય છે ત્યારે એને 'નિર્વિચાર' કહે છે. આ સમાધિ સાંસારિક પદાર્થોમાં થવાથી તો સિદ્ધિપ્રદ થાય છે, કે જે અધ્યાત્મના વિષયમાં હાનિકર છે અને આ જ સમાધિ ઈશ્વરવિષયક થવાથી મુક્તિ પ્રદાન કરે છે. માટે કલ્યાણ ઈચ્છનારા પુરુષોએ પોતાના ઈષ્ટદેવ પરમાત્માના સ્વરૂપમાં જ સમાધિ જોડવી. એમાં પરિપક્વતા થતાં એટલે કે ઉપર કહેલાં યોગનાં આઠેય અંગોનું સારી પેઠે અનુષ્ઠાન કરવાથી મળ અને આવરણ વગેરે દોષોનો ક્ષય થતાં, વિવેકખ્યાતિ સુધીની જ્ઞાનની દીપ્તિ થાય છે* અને એ વિવેકખ્યાતિથી અવિદ્યાનો નાશ થઈને કૈવલ્યપદની પ્રાપ્તિ એટલે કે આત્મસાક્ષાત્કાર થઈ જાય છે.

સમાધિ સુધીનો અષ્ટાંગયોગનો આ અર્થ ઘણું કરીને ગ્રંથોના આધાર પર લખવામાં આવ્યો છે. મહર્ષિ પતંજલિનાં સૂત્રો પર પોતાના ભાવનું આ વિવેચન છે. આનું અસલ તાત્પર્ય કાં તો મહર્ષિ પતંજલિ જાણે છે અથવા એ પ્રમાણે સાધન કરીને જેમણે સમાધિ અવસ્થા પ્રાપ્ત કરી છે, એ લોકો કંઈક જાણે છે. મેં પોતાની સામાન્ય બુદ્ધિ અનુસાર જે કંઈ લખ્યું છે, વાચકો એને વાંચીને ભૂલો માટે ક્ષમા કરશે.



## વિદ્યા, અવિદ્યા અને સંભૂતિ, અસંભૂતિનું તત્ત્વ

ઈશોપનિષદ્ યજુર્વેદમંત્રસંહિતાનો ૪૦મો અધ્યાય છે. વેદનો આશય ઘણો જ ગહન છે. દરેક મનુષ્ય વેદનું તત્ત્વ નથી સમજી શકતો. કોઈ મહાપુરુષો જ આવા ગૂઢ વિષયોનું તાત્પર્ય જણાવી શકે છે. મારો ન તો વેદનું તત્ત્વ જણાવવાનો અધિકાર છે કે ન એટલી યોગ્યતા છે, છતાં પ્રેમી ભાઈઓની પ્રેરણાથી પોતાની સામાન્ય બુદ્ધિ અનુસાર જેવું સમજમાં આવ્યું છે એવું લખવામાં આવે છે.

વિદ્યા, અવિદ્યા અને સંભૂતિ, અસંભૂતિનો અર્થ વિદ્વાનોએ અનેક રીતે કર્યો છે. પણ મંત્રોમાં જે એમના જ્ઞાન દ્વારા મહાન ફળ જણાવ્યું છે, એ ફળ કઈ જાતની ઉપાસનાથી મળી શકે છે, એનો ખરેખરો નિર્ણય સમજમાં નથી આવતો, માટે આનું વિવેચન કરીને સમજવાની જરૂર છે; એટલે પહેલાં વિદ્યા અને અવિદ્યાના અર્થ પર વિચાર કરવામાં આવે છે.

મારી સમજમાં અહીં વિદ્યાનો અર્થ બ્રહ્મવિદ્યા અને અવિદ્યાનો અર્થ યજ્ઞ, દાન, તપ વગેરે કર્મો કરવાં તથા સ્વવર્ણોચિત સ્વાભાવિક કર્મો કરવાં- એવો માનવો બરાબર છે,★ કેમકે અહીં વિદ્યા અને અવિદ્યાના તત્ત્વને ન સમજનારની નિંદા કરીને આ બેયના તત્ત્વને સમજનારની પ્રશંસા કરવામાં આવી છે. અને એમનું તત્ત્વ સમજવાનું

* યોગાઙ્ગાનુષ્ઠાનાદશુદ્ધિક્ષયે જ્ઞાનદીપ્તિરાવિવેકખ્યાતેઃ । (યોગદર્શન ૨/૨૮)

★ શાસ્ત્રનિષિદ્ધ ચોરી, વ્યભિચાર અને મિથ્યાભાષણ વગેરે પાપકર્મો પણ અવિદ્યા જ છે, પણ એમની ઉપાસના નથી થઈ શકતી, માટે એમની ગણના તેમની સાથે નથી કરવામાં આવી.

ફળ મૃત્યુથી તરીને અમૃતત્વની પ્રાપ્તિ જણાવવામાં આવ્યું છે અને આવું ફળ ઉપર કહેલ અર્થ માનવાથી જ થઈ શકે છે. કોઈ કોઈ વિદ્વાન અહીં વિદ્યામાં રત રહેવાનો અર્થ દેવોની ઉપાસના માને છે, પણ એ અર્થ યુક્તિ-સંગત નથી જણાતો. કેમકે યજ્ઞ, દાન, તપ વગેરે કર્મોની અપેક્ષાએ દેવોપાસનાનું ફળ નીચું જણાવવું એટલે કે દેવોપાસના કરનાર, એમનાથીય વધીને ઘોર અંધકારમાં પ્રવેશ કરે છે, એમ કહેવાનું શક્ય નથી બનતું; કેમકે સ્વર્ગાદિની પ્રાપ્તિને અંધકારમાં પ્રવેશ કરવાનું માની લેવાથી એનાથી વધીને ઘોર અંધકાર શૂકર-કૂકર વગેરે તિર્યક્ યોનિઓ કે રૌરવ વગેરે નરકોની પ્રાપ્તિનો જ માનવો પડશે, માટે દેવોપાસનાનું આવું ફળ માનવું યુક્તિસંગત કે શાસ્ત્રસંગત જણાતું નથી.

માટે અહીં 'વિદ્યામાં રત રહેવાનો' અભિપ્રાય બ્રહ્મવિદ્યાનું કેવળ અભિમાનમાત્ર કરવાનું સમજવું, કેમકે અહીં ખરો અર્થ નહીં સમજીને રત થનારની નિંદા કરવામાં આવી છે, ઉપાસના કરનારની નહીં. માટે જે માણસો વિવેક, વૈરાગ્ય અને ઉપરામતા વગેરેથી રહિત છે, વાસ્તવમાં જેમનું દેહાભિમાન નષ્ટ નથી થયું, કેવળ શાસ્ત્રોના અભ્યાસથી બ્રહ્મવિદ્યાની વાતો વાંચી-સાંભળીને પોતાને જ્ઞાની માનવા માંડે છે તથા એવા જ્ઞાનાભિમાનમાં રત રહેવાને કારણે સ્વવર્ણાશ્રમને ઉચિત એવાં શાસ્ત્રવિહિત કર્મોની અવહેલના કરીને સ્વેચ્છાચારી થઈ જાય છે. એમને અહીં વિદ્યામાં રત જણાવ્યા છે. માટે એમને માટે ઘોર નરકોની પ્રાપ્તિ જણાવવી ઉચિત જ છે. ગોસ્વામીજીએ પણ કહ્યું છે કે—

**બ્રહ્મગ્યાન જાન્યો નહીં, કર્મ દિયે છિટકાય ।**
**તુલસી ઐસી આતમા, સહજ નરક મેં જાય ॥**

એ જ રીતે સ્વામી શંકરાચાર્યજીએ પણ કહ્યું છે—

**કુશલા બ્રહ્મવાર્તાયાં વૃત્તિહીનાઃ સુરાગિણઃ ।**
**તે હ્યજ્ઞાનિતમા નૂનં પુનરાયાન્તિ યાન્તિ ચ ॥**

(અપરોક્ષાનુભૂતિ-૧૩૩)

'જેઓ બ્રહ્મવાર્તામાં કુશળ છે, પણ બ્રાહ્મી વૃત્તિ વિનાના અને રાગયુક્ત છે, જરૂર એ લોકો અત્યંત અજ્ઞાની છે અને વારંવાર જન્મતા-મરતા રહે છે.'

જેઓ આ પ્રકારના વિપરીત જ્ઞાનથી પોતાને જ્ઞાની સમજે છે, એ મનુષ્યો ઇન્દ્રિયો પોતપોતાના અર્થોમાં વર્તે છે, ગુણો જ ગુણોમાં વર્તી રહ્યા છે, કામ-ક્રોધ વગેરે દુર્ગુણો અંતઃકરણના ધર્મો છે, એમનું અંતઃકરણમાં રહેવું અનિવાર્ય છે, વગેરે બહાનાં કાઢીને સદા ભોગો ભોગવવામાં ફસાયેલા રહે છે અને ઈશ્વર તથા શાસ્ત્રોને તેમ જ ધર્મ-અધર્મને કલ્પિત સમજીને, વિહિત કર્મોનો ત્યાગ કરી બેસે છે, નિષિદ્ધ કર્મોથી નિર્ભય થઈ જાય છે. પછી આવા મિથ્યાજ્ઞાનીઓને ઘોર નરકની પ્રાપ્તિ થાય એમાં કહેવું જ શું?

અહીં વિદ્યામાં રત થવાનું ફળ ઘોર અંધકારની પ્રાપ્તિ જણાવ્યું હોવાને કારણે, પહેલાં તો સામાન્ય દૃષ્ટિએ એવી શંકા થાય છે કે જો વિદ્યાનું તાત્પર્ય બ્રહ્મવિદ્યા હોત, તો એનું આવું અવળું ફળ કેમ જણાવવામાં આવત, પણ મંત્રોની ઉક્તિ પર ખાસ લક્ષ આપવાથી આ પ્રકારની શંકાને સ્થાન નથી રહેતું. કેમકે મંત્રમાં વિદ્યાની ઉપાસનાનું ફળ ઘોર અંધકારની પ્રાપ્તિ નથી જણાવવામાં આવ્યું, એનું ફળ તો પરબ્રહ્મની પ્રાપ્તિ છે. પણ જે વિદ્યાના તત્ત્વને ન જાણવાને કારણે એની ઉપાસના નહીં કરીને કેવળ વિદ્યાના અભિમાનમાં રત છે એટલે કે સત્ય-અસત્યના વિવેકપૂર્વક અનાત્મ-વસ્તુઓથી સર્વ રીતે વિરક્ત

થવું અને તત્ત્વજ્ઞાનના અર્થનું નિરંતર ચિંતન કરવું વગેરે સાધનોનો પ્રયાસ નહીં કરીને, શરીરમાં અહંતા, મમતા અને આસક્તિ રહેતાં રહેતાં જ કેવળ બ્રહ્મવિદ્યાનું અભિમાનમાત્ર કરીને, પોતાને પંડિત અને જ્ઞાની માની બેસે છે, એમના માટે ઘોર અંધકારની પ્રાપ્તિ જણાવવામાં આવી છે.

અવિદ્યા અજ્ઞાનનું નામ છે. માટે અજ્ઞાનના કાર્યરૂપ યજ્ઞ, દાન, તપ વગેરે શાસ્ત્રવિહિત કર્મોના સકામભાવે કરાતા અનુષ્ઠાનને અહીં અવિદ્યાની ઉપાસના જણાવવામાં આવ્યું છે.

અગિયારમા મંત્રમાં વિદ્યા અને અવિદ્યાને એક સાથે જાણવા માટે કહેવામાં આવ્યું છે, એનાથી એવી શંકા ઊભી થાય છે કે જો વિદ્યાનો અર્થ બ્રહ્મવિદ્યા અને અવિદ્યાનો અર્થ યજ્ઞ વગેરે કર્મ માની લેવામાં આવે તો બેયનો સમુચ્ચય એટલે કે એક સાથે ઉપાસના કેવી રીતે થઈ શકશે? કેમકે, યજ્ઞ, દાન અને તપ વગેરે કર્મોનું અનુષ્ઠાન કરતી વેળાએ સાધકની ઈશ્વરમાં અને પોતાનામાં તેમ જ કર્મ અને કારક વગેરેમાં ભેદદષ્ટિ રહે છે તથા વિદ્યાની ઉપાસનામાં એટલે કે બ્રહ્મવિચારરૂપ જ્ઞાનાભ્યાસમાં અભેદદષ્ટિ હોય છે, માટે બન્નેની ઉપાસના એક સાથે નથી થઈ શકતી. એ તો બરાબર છે, અહીં એ કહેવું પણ નથી, અહીં તો બન્નેનું તત્ત્વ એક સાથે સમજનારાની પ્રશંસા કરી છે.

અહીં દસમા મંત્રમાં કેવળ સંકેતમાત્રથી જ બન્નેનું ફળ જણાવ્યું છે, એનું સ્પષ્ટીકરણ નથી કર્યું - આથી આ પ્રકરણનું તાત્પર્ય સમજવામાં ઘણું અઘરું પડી જાય છે. શાસ્ત્રનું તાત્પર્ય સમજીને ઉપાસના કરવાથી વિદ્યા અને અવિદ્યા એટલે કે જ્ઞાન અને કર્માનુષ્ઠાનનું જુદું જ ફળ મળે છે. વિચાર કરવાથી જણાય છે કે યજ્ઞ, દાન, તપ, વગેરે કર્મોનું અને સ્વવર્ણાશ્રમને ઉચિત સ્વાભાવિક કર્મોનું જે સકામભાવે અનુષ્ઠાન કરવું છે, એ તો વાસ્તવિક અર્થ સમજ્યા વિના અવિદ્યાની ઉપાસના કરવી છે. માટે આનું ફળ સ્વર્ગ વગેરેની પ્રાપ્તિરૂપી અંધતમની પ્રાપ્તિ જણાવવામાં આવ્યું છે; પણ એ જ કર્મોનું જે અભિમાન, રાગ, દ્વેષ, અને ફળકામના છોડીને અનુષ્ઠાન કરવું છે, આવું તાત્પર્ય સમજીને અવિદ્યાની ઉપાસના કરવી છે, માટે આનું ફળ એનાથી જુદું એટલે કે રાગ-દ્વેષ વગેરે સઘળા દુર્ગુણોનો અને હિંસા, ચોરી, વ્યભિચાર, મિથ્યાભાષણ વગેરે દુરાચારોનો તથા હર્ષ, શોક, વગેરે સમસ્ત વિકારોનો સર્વ રીતે અભાવ થઈ જવો એવું જણાવવામાં આવ્યું છે.

એ જ રીતે શાસ્ત્રના તાત્પર્યને નહીં સમજીને બ્રહ્મવિદ્યાનું કેવળ અભિમાનમાત્ર કરી લેવું એ એની ઉપાસના નથી, એમાં અજ્ઞાનપૂર્વક રત થવું છે. માટે એનું ફળ ઘોર અંધતમની પ્રાપ્તિ જણાવવામાં આવ્યું છે. પણ નિત્યાનિત્ય વસ્તુના વિવેકથી ક્ષણભંગુર, નાશવંત, અનિત્ય શરીર અને સંસાર વગેરે દૃશ્ય પદાર્થોથી અને સઘળી ક્રિયાઓથી વિરક્ત થઈને ઉપરામ થવું તેમ જ નિરંતર કેવળ નિત્યવિજ્ઞાનાનંદઘન બ્રહ્મના ધ્યાનમાં અભેદભાવે સ્થિર થવું, એ શાસ્ત્રોના તાત્પર્યને સમજીને વિદ્યાની ઉપાસના કરવી છે. માટે આનું ફળ એનાથી જુદું એટલે કે તત્ત્વજ્ઞાનપૂર્વક પરબ્રહ્મની પ્રાપ્તિ જણાવવામાં આવ્યું છે.

આ રીતે મંત્રોના દરેક અક્ષર પર ધ્યાન આપીને અર્થનો વિચાર કરવાથી કોઈ જાતની શંકા નથી રહી જતી, આ વિવેચન અનુસાર મંત્રોનો અર્થ આ મુજબ માનવો.

**અન્ધન્તમઃ પ્રવિશન્તિ યેડવિદ્યામુપાસતે ।**
**તતો ભૂય ઈવ તે તમો ય ઉ વિદ્યાયાશ્ રતાઃ ॥**

(ઈશોપનિષદ્-૯)

'જે માણસો અવિદ્યાની ઉપાસના કરે છે એટલે કે સકામભાવે યજ્ઞ, દાન અને તપ વગેરે શુભ કર્મ અને સ્વાભાવિક કર્મોનું આચરણ કરે છે, તેઓ અજ્ઞાનરૂપી અંધકારમાં પ્રવેશ કરે છે એટલે કે આ લોકમાં અને સ્વર્ગ વગેરે પરલોકમાં ભોગો ભોગવે છે.'*

અને જેઓ વિદ્યામાં રત છે એટલે કે જેઓ શાસ્ત્રો વાંચી-સાંભળીને બ્રહ્મવિદ્યામાં અભિમાન કરીને પોતાને ધીર અને પંડિત, જ્ઞાની માને છે (પણ વાસ્તવમાં જ્ઞાની નથી) તેઓ જાણે એ સકામ કર્મ કરનારાથી પણ વધીને ઘોર અંધકારમાં જ પ્રવિષ્ટ થાય છે એટલે કે પશુ-પક્ષી, કીટ-પતંગ, વગેરે યોનિઓ કે રૌરવ વગેરે નરકોને પામે છે.

**અન્યદેવાહુર્વિદ્યયાન્યદાહુરવિદ્યયા ।**
**ઈતિ શુશ્રુમ ધીરાણાં યે નસ્તદ્વિચચક્ષિરે ॥**

(ઈશોપનિષદ્-૧૦)

શાસ્ત્રના તાત્પર્યને સમજીને વિદ્યાની ઉપાસના કરવાથી જુદું જ ફળ જણાવ્યું છે એટલે કે નિત્યાનિત્ય વસ્તુના વિવેકપૂર્વક ક્ષણભંગુર, નાશવંત, અનિત્ય શરીર અને સ્ત્રી-પુત્ર-ધન વગેરે સંપૂર્ણ દૃશ્યમાત્રથી વિરક્ત થઈને, કેવળ એક નિત્ય-વિજ્ઞાનાનંદઘન બ્રહ્મના ધ્યાનમાં અભેદભાવે સ્થિત રહેવાથી તત્ત્વજ્ઞાનની પ્રાપ્તિ થઈને, પરબ્રહ્મ પરમાત્માની પ્રાપ્તિરૂપી ફળ જણાવ્યું છે. તથા અવિદ્યાથી જુદું જ ફળ જણાવ્યું છે એટલે કે કર્તૃત્વાભિમાન, રાગ-દ્વેષ અને ફળ-કામના છોડીને શાસ્ત્રવિહિત યજ્ઞ, દાન, તપ વગેરેનું અને સ્વવર્ણાશ્રમને ઉચિત સ્વાભાવિક કર્મોનું અનુષ્ઠાન કરવાથી એનું ફળ રાગ-દ્વેષ વગેરે સઘળા દુર્ગુણોનો અને હિંસા, ચોરી, વ્યભિચાર, મિથ્યાભાષણ વગેરે દુરાચારોનો તેમ જ હર્ષ-શોક વગેરે વિકારોનો સર્વ રીતે અભાવ થઈને સંસારથી પાર થવું જણાવવામાં આવ્યું છે, આ રીતે અમે એ પુરુષોનાં વચનોથી સાંભળ્યું છે જે ધીર મહાપુરુષોએ અમને આ વિષયની શિક્ષા આપી હતી.

હવે વિદ્યા અને અવિદ્યા - આ બન્નેના તત્ત્વને એક સાથે સમજવાનું ફળ જણાવે છે.

**વિદ્યાં ચાવિદ્યાં ચ યસ્તદ્વેદોભયઁસહ ।**
**અવિદ્યયા મૃત્યું તીર્ત્વા વિદ્યયાડમૃતમશ્નુતે ॥**

(ઈશોપનિષદ્-૧૧)

જે માણસ વિદ્યા અને અવિદ્યાના તત્ત્વને એક સાથે સારી પેઠે સમજી લે છે એટલે કે બ્રહ્મવિદ્યા દ્વારા જણાવેલા વિજ્ઞાનાનંદઘન બ્રહ્મના તત્ત્વને સારી પેઠે સમજી લે છે તથા મન, વાણી અને શરીર દ્વારા થનારા સમસ્ત શાસ્ત્રવિહિત કર્મોમાં ફળ, અભિમાન તથા રાગ-દ્વેષ વગેરેને ત્યજવાથી દુર્ગુણ, દુરાચાર તેમજ સઘળા વિકારોનો અભાવ થઈને અંતઃકરણ પવિત્ર થઈ જાય છે, આ રહસ્યને પણ સારી પેઠે સમજી લે છે; એ - આવું સમજનાર માણસ, અવિદ્યા એટલે કે કર્મોના રહસ્યજ્ઞાનથી, મૃત્યુને તરીને એટલે કે પુનર્જન્મરૂપી સંસારથી પાર થઈને, વિદ્યાથી એટલે કે જ્ઞાનથી અમૃતત્વને પ્રાપ્ત થાય છે. એટલે કે અવિનાશી પરબ્રહ્મ પરમાત્માના સ્વરૂપમાં લીન થઈ જાય છે.

આ રીતે આ મંત્રોનો અર્થ માની લેવાથી બધી જાતની શંકાઓનું સમાધાન થઈ જાય છે

* સંપૂર્ણ સંસાર માયામય અનિત્ય હોવાને લીધે વાસ્તવમાં સમસ્ત ભોગો અંધકારરૂપ જ છે, માટે સ્વર્ગ વગેરેને અન્ધતમ જણાવવામાં આવ્યાં છે.

અને શ્રુતિનો મહત્ત્વપૂર્ણ વિશાળ આશય પ્રતીત થવા માંડે છે.

**એ જ રીતે હવે સંભૂતિ અને અસંભૂતિના અર્થ પર પણ વિચાર કરવામાં આવે છે.**

મારી સમજ પ્રમાણે સંભૂતિનો અર્થ નિત્ય, અવિનાશી, સર્વવ્યાપી, સર્વશક્તિમાન પરમેશ્વર છે, જેનાથી આ આખા વિશ્વની ઉત્પત્તિ, સ્થિતિ અને પ્રલય થાય છે અને અસંભૂતિનો અર્થ વિનાશશીલ દેવ વગેરેના અનેક ભેદોને માનવા ઉચિત છે. કેમકે સંભૂતિ શબ્દ સંપૂર્વક 'ભૂ' ધાતુનું રૂપ છે, 'ભૂ' ધાતુનો અર્થ સત્તા છે, માટે જેની સત્તા સમ્યક્‌રૂપે હોય, જેનો કદી કોઈ અવસ્થામાં પણ નાશ ન થઈ શકે, જે ઉત્પત્તિ, વિનાશ વગેરે સઘળા વિકારો વિનાનો હોય; એવો પરબ્રહ્મ પરમેશ્વર જ સંભૂતિનો વાચ્યાર્થ થઈ શકે છે. એ સિવાયના બીજા દેવ વગેરેના અનેક ભેદો પ્રકૃતિમાંથી ઉપજેલા વિનાશશીલ હોવાને કારણે, એ સૌને અસંભૂતિનો વાચ્યાર્થ સમજી શકાય એમ છે.

આ સિવાય સંભૂતિના જ્ઞાનથી અમૃતત્વની પ્રાપ્તિરૂપી ફળ જણાવવામાં આવ્યું છે. એથી પણ સંભૂતિનો અર્થ પરમેશ્વરને માનવા જ ઉચિત જણાય છે.

કોઈ કોઈ વિદ્વાનો અહીં અસંભૂતિનો અર્થ અવ્યાકૃત પ્રકૃતિ અને સંભૂતિનો અર્થ હિરણ્યગર્ભ-કાર્યબ્રહ્મ માને છે. પણ આમ માનવું યુક્તિસંગત નથી જણાતું, કેમકે, હિરણ્યગર્ભની ઉપાસનાનું ફળ ઘોર અંધકારરૂપી કીટ-પતંગ વગેરે યોનિઓ કે રૌરવ વગેરે નરકોની પ્રાપ્તિ ન હોઈ શકે. અને બન્નેની સમુચિત ઉપાસનાનું જે વિશેષ ફળ એમણે જણાવ્યું છે, એ પણ મંત્રના શબ્દોને અનુકૂળ મહત્ત્વપૂર્ણ નથી લાગતું, એ સિવાય આવો અર્થ માનવા માટે એમને અક્ષરાર્થમાં પણ ઘણી ક્લિષ્ટ કલ્પના કરવી પડે છે. એટલે કે 'વિનાશ' શબ્દને 'સંભૂતિ'નો પર્યાય માનવા માટે ચૌદમા મંત્રમાં, સંભૂતિ શબ્દ સાથે બે જગ્યાએ અકારનો અધ્યાહાર કરવો પડ્યો છે. પણ વિદ્યા, અવિદ્યાના પ્રસંગનો ક્રમ જોતાં 'વિનાશ' શબ્દ અસંભૂતિનો જ પર્યાય માનવો ઉચિત છે. તેમ જ પ્રત્યેકની અલગ-અલગ ઉપાસનાનું ભૂંડું ફળ જણાવતાં, અવ્યાકૃતની ઉપાસનાનું ફળ એને અનુરૂપ અદર્શનાત્મક તમની પ્રાપ્તિ જણાવ્યું છે અને બન્નેની સમુચિત ઉપાસનાનું વિશિષ્ટ ફળ જણાવતાં પણ, અવ્યાકૃત પ્રકૃતિની ઉપાસનાનું ફળ અમૃતત્વના અર્થમાં એ પ્રકૃતિમાં લીન થવાનું જણાવ્યું છે; એટલે વિચાર કરતાં જણાય છે કે અવ્યાકૃત પ્રકૃતિ પોતે અદર્શનાત્મક છે, માટે એમાં લીન થવું પણ તો અદર્શનાત્મક તમમાં જ લીન થવું છે, પછી અલગ-અલગ ફળ ક્યાંથી થયું? એ સિવાય એ વિદ્વાનોએ એમ પણ નથી જણાવ્યું કે શાસ્ત્રોમાં આવી ઉપાસનાનું ક્યાં વિધાન છે? આ બધાં કારણોથી એમણે જણાવેલો અર્થ બરાબર સમજમાં આવતો નથી.

મંત્રના અક્ષરો પર ધ્યાન આપીને વિચાર કરવાથી પ્રત્યક્ષ જણાય છે કે બારમા મંત્રના પૂર્વાર્ધમાં અસંભૂતિની 'ઉપાસના'નું ફળ જણાવવામાં આવ્યું છે, પણ ઉત્તરાર્ધમાં સંભૂતિની 'ઉપાસના'નું ફળ નથી જણાવ્યું, કેવળ એમાં અજ્ઞાનપૂર્વક 'રત' થવાનું એટલે કે સંભૂતિમાં સ્થિત થવાના મિથ્યા અભિમાનનું ફળ જણાવ્યું છે. એ પછી તેરમા મંત્રમાં વિદ્યા અને અવિદ્યાની જેમ જ ઉપાસનાના તાત્પર્યને સમજીને, સંભૂતિ અને અસંભૂતિની ઉપાસના કરવાથી જે વિશિષ્ટ ફળ મળે છે એના પર ધ્યાન દોર્યું છે, પછી ચૌદમા મંત્રમાં બન્નેના તત્ત્વને એક સાથે સમજવાનું ફળ જણાવ્યું છે.

શ્રુતિનો ભાવ એવો જણાય છે કે જે માણસો શાસ્ત્રોક્ત વિધિ અનુસાર દેવ વગેરેની સકામભાવે ઉપાસના કરે છે તેઓ અજ્ઞાનરૂપી અંધકારમાં પ્રવેશ કરે છે. એટલે કે તે તે દેવના લોકો અને યોનિઓને પામે છે.

શ્રીમદ્‌ભગવદ્‌ગીતામાં પણ ભગવાને કહ્યું છે—

**કામૈસ્તૈસ્તૈર્હૃતજ્ઞાનાઃ પ્રપદ્યન્તેઽન્યદેવતાઃ ।**
**તં તં નિયમમાસ્થાય પ્રકૃત્યા નિયતાઃ સ્વયા ॥**

(ગીતા ૭/૨૦)

'અમુક-અમુક ભોગોની કામના વડે જેમનું જ્ઞાન હરાઈ ચૂક્યું છે, એવા (વિષયાસક્ત) સકામી માણસો પોતાના સ્વભાવથી પ્રેરાઈને અમુક-અમુક નિયમને ધારણ કરી એટલે કે જે દેવતાની પૂજા માટે જે-જે નિયમ લોકમાં પ્રસિદ્ધ હોય, તે-તે નિયમને ધારણ કરીને ઈશ્વરથી ભિન્ન અન્ય દેવતાઓને ભજે છે એટલે કે ઉપાસે છે.'

**અન્તવત્તુ ફલં તેષાં તદ્ભવત્યલ્પમેધસામ્ ।**
**દેવાન્દેવયજો યાન્તિ મદ્ભક્તા યાન્તિ મામપિ ॥**

(ગીતા ૭/૨૩)

'પરંતુ એ અલ્પબુદ્ધિજનોનું એ ફળ નાશવંત હોય છે તેમજ એ દેવતાઓને પૂજનાર જનો દેવતાઓને પામે છે; જ્યારે મારા ભક્તો ભલે ગમે તેમ ભજે, છેવટે તેઓ મને જ પામે છે.'

**યાન્તિ દેવવ્રતા દેવાન્પિતૃન્યાન્તિ પિતૃવ્રતાઃ ।**
**ભૂતાનિ યાન્તિ ભૂતેજ્યા યાન્તિ મદ્યાજિનોઽપિ મામ્ ॥**

(ગીતા ૯/૨૫)

'દેવતાઓને પૂજનારા દેવતાઓને પામે છે, પિતૃઓને પૂજનારા પિતૃઓને કે એમની યોનિઓને પામે છે, ભૂતોને પૂજનારા ભૂતોને કે એમની યોનિઓને પામે છે અને મારું પૂજન કરનારા ભક્તો મને જ પામે છે; માટે જ મારા ભક્તોનો પુનર્જન્મ નથી થતો.'

તે તે દેવોના લોક તેમ જ યોનિઓ વિનાશશીલ અને માયામય હોવાને કારણે, એમની પ્રાપ્તિને અંધકારની પ્રાપ્તિ જણાવવામાં આવી છે.

ઉત્તરાર્ધમાં કહેવામાં આવ્યું છે કે જે માણસ સંભૂતિમાં રત છે એને એ અસંભૂતિની ઉપાસના કરનારાઓથી પણ વધુ ઘોર-અંધકારની પ્રાપ્તિ થાય છે એટલે કે શૂકર-કૂકર, કીટ-પતંગ વગેરે તિર્યક્ યોનિઓની અને રૌરવ વગેરે નરકોની પ્રાપ્તિ થાય છે. અહીં સામાન્ય દૃષ્ટિએ જોતાં એવી શંકા થઈ શકે છે કે સંભૂતિનો અર્થ જો અવિનાશી પરબ્રહ્મ પરમેશ્વર માની લેવામાં આવે, તો પછી એમની ઉપાસનાનું ફળ નરક વગેરેની પ્રાપ્તિ શી રીતે હોઈ શકે? પણ આનો ઉત્તર પહેલાં જ જણાવી દેવામાં આવ્યો છે કે આ મંત્રના ઉત્તરાર્ધમાં સંભૂતિની 'ઉપાસના'નું ફળ નથી જણાવવામાં આવ્યું, પણ એમાં 'રત' થવાનું એટલે કે મિથ્યા અભિમાન કરી લેવાનું ફળ જણાવવામાં આવ્યું છે.

જે માણસ શાસ્ત્રના તાત્પર્યને ન સમજવાને કારણે ભગવાનનું ભજન-ધ્યાન નથી કરતા, જેમનો વિષય-ભોગમાં વૈરાગ્ય નથી થયો, જેઓ ભગવાનને સર્વ ભૂતોમાં વ્યાપક સમજીને ભગવદ્‌બુદ્ધિથી એમને સુખ પહોંચાડવાનો પ્રયાસ નથી કરતા, જેઓ ભગવાનના તત્ત્વ અને રહસ્યને નથી સમજતા, એવા વિષયાસક્ત માણસો ઈશ્વરોપાસનાનું મિથ્યાભિમાન કરીને લોકો પાસે પોતાની પૂજા કરાવવામાં લાગી જાય છે. તેઓ આ અભિમાનને કારણે બીજા દેવ આદિમાં તુચ્છ બુદ્ધિ કરીને, શાસ્ત્રવિધિ અનુસાર કરવા યોગ્ય, દેવપૂજન વગેરેનો ત્યાગ કરી દે છે. બીજા લોકોને પણ એવી જ કેળવણી આપીને

દેવ આદિની ઉપાસનામાં અશ્રદ્ધા ઉપજાવે છે. ઈશ્વરોપાસનામાં મિથ્યાભિમાનને કારણે સ્વયં પોતાને ઈશ્વર-તુલ્ય માનીને સ્વેચ્છાચારી થઈ જાય છે. અને લોકો પાસે પોતાની પૂજા કરાવે છે, આવા પુરુષોને જ અહીં ઘોર અંધકારની પ્રાપ્તિ થાય છે એમ જણાવ્યું છે.

જે પુરુષ શાસ્ત્રના એ તત્ત્વને સમજે છે કે સંપૂર્ણ યજ્ઞ અને તપનો ભોક્તા પરમેશ્વર જ છે (ગીતા ૫/૨૯), બીજા બધા દેવ વગેરેમાં પણ એમના આત્મારૂપ ભગવાન જ વ્યાપેલા છે, સર્વ ભૂત-પ્રાણીઓની સેવા, પૂજા, સન્માન વગેરે કરવાં એ સર્વવ્યાપી પરમદેવ પરમેશ્વરની જ પૂજા છે; એ નિષ્કામભાવે શાસ્ત્રની આજ્ઞા અનુસાર દેવ વગેરેની ઉપાસના કરે છે. એને આવી ઉપાસનાનું ફળ બારમા મંત્રમાં જણાવેલી સકામભાવે કરવામાં આવતી દેવ વગેરેની ઉપાસના કરતાં વિલક્ષણ મળે છે એટલે કે નિષ્કામભાવે આ રીતે કરેલી દેવ વગેરેની ઉપાસનાથી એનું અંતઃકરણ ઘણું સત્વરે પવિત્ર થઈ જાય છે, એના સમસ્ત દુર્ગુણ-દુરાચારો અને સઘળા દોષોનો નાશ થઈ જાય છે.

એ જ રીતે શાસ્ત્રના તાત્પર્યને સમજીને જેઓ અક્ષર, અવિનાશી, સર્વવ્યાપી, સર્વ-શક્તિમાન પરમેશ્વરની ઉપાસના કરે છે, જેવું ભગવાને કહ્યું છે—

**અભ્યાસયોગયુક્તેન ચેતસા નાન્યગામિના ॥**
**પરમં પુરુષં દિવ્યં યાતિ પાર્થાનુચિન્તયન્ ॥**

(ગીતા ૮/૮)

'હે પાર્થ! એ નિયમ છે કે પરમેશ્વરના ધ્યાનના અભ્યાસસ્વરૂપ યોગથી યુક્ત, બીજી તરફ ન જનારા ચિત્તથી નિરંતર ચિંતન કરતો માણસ પરમ પ્રકાશસ્વરૂપ દિવ્ય પુરુષને એટલે કે પરમેશ્વરને જ પામે છે.'

**કવિં પુરાણમનુશાસિતાર-**
**મણોરણીયાંસમનુસ્મરેદ્ યઃ ।**
**સર્વસ્ય ધાતારમચિન્ત્યરૂપ-**
**માદિત્યવર્ણં તમસઃ પરસ્તાત્ ॥**

(ગીતા ૮/૯)

'માટે જે માણસ સર્વજ્ઞ, અનાદિ, સૌના નિયન્તા,* સૂક્ષ્મથીય અતિ સૂક્ષ્મ, સૌનું ધારણ-પોષણ કરનાર, અચિન્ત્ય-સ્વરૂપ, સૂર્ય સમાન નિત્ય ચેતન પ્રકાશસ્વરૂપ અને અવિદ્યાથી સાવ પર એવા શુદ્ધ સચ્ચિદાનંદઘન પરમેશ્વરને સ્મરે છે.'

**પ્રયાણકાલે મનસાચલેન**
**ભક્ત્યા યુક્તો યોગબલેન ચૈવ ।**
**ભ્રુવોર્મધ્યે પ્રાણમાવેશ્ય સમ્યક્**
**સ તં પરં પુરુષમુપૈતિ દિવ્યમ્ ॥**

(ગીતા ૮/૧૦)

'એ ભક્તિયુક્ત માણસ અંતકાળેય યોગબળથી બે ભ્રમરોની મધ્યમાં પ્રાણને સારી રીતે સ્થાપ્યા પછી નિશ્ચળ મનથી સ્મરતો-સ્મરતો એ દિવ્યરૂપ પરમ પુરુષ પરમાત્માને જ પામે છે.'

**પુરુષઃ સ પરઃ પાર્થ ભક્ત્યા લભ્યસ્ત્વનન્યયા ।**
**યસ્યાન્તઃસ્થાનિ ભૂતાનિ યેન સર્વમિદં તતમ્ ॥**

(ગીતા ૮/૨૨)

'હે પૃથાપુત્ર! જે પરમાત્માની અંતર્ગત સર્વ ભૂતો છે તથા જે સચ્ચિદાનંદઘન પરમાત્માથી આ આખું જગત પરિપૂર્ણ છે, એ સનાતન અવ્યક્ત પરમ પુરુષ તો અનન્ય ભક્તિથી જ પામી શકાય છે.'

**મહાત્માનસ્તુ માં પાર્થ દૈવીં પ્રકૃતિમાશ્રિતાઃ ।**
**ભજન્ત્યનન્યમનસો જ્ઞાત્વા ભૂતાદિમવ્યયમ્ ॥**

(ગીતા ૯/૧૩)

'હે પાર્થ! દૈવી પ્રકૃતિને આશ્રિત મહાત્માઓ

* અન્તર્યામીરૂપે સઘળાં પ્રાણીઓનાં શુભ તેમજ અશુભ કર્મો પ્રમાણે શાસન કરનાર.

મને સર્વ ભૂતોનું સનાતન કારણ અને નાશરહિત અક્ષર-સ્વરૂપ સમજીને અનન્ય મનથી યુક્ત થઈને નિરંતર ભજે છે.'

**સતતં કીર્તયન્તો માં યતન્તશ્ચ દૃઢવ્રતાઃ ।**
**નમસ્યન્તશ્ચ માં ભક્ત્યા નિત્યયુક્તા ઉપાસતે ॥**

(ગીતા ૯/૧૪)

'એ દૃઢનિશ્ચયી ભક્તો નિરંતર મારાં નામ અને ગુણોનું કીર્તન કરતાં, મારી પ્રાપ્તિ અર્થે પ્રયત્ન કરતાં અને મને વારંવાર પ્રણામ કરતાં સદા મારા ધ્યાનમાં જોડાઈને અનન્ય પ્રેમથી મને ઉપાસે છે.'

**મચ્ચિત્તા મદ્ગતપ્રાણા બોધયન્તઃ પરસ્પરમ્ ।**
**કથયન્તશ્ચ માં નિત્યં તુષ્યન્તિ ચ રમન્તિ ચ ॥**

(ગીતા ૧૦/૯)

'નિરંતર મારામાં મન પરોવી રાખનારા અને મારામાં જ પ્રાણોને અર્પણ કરી રાખનારા ભક્તજનો,* મારી ભક્તિની ચર્ચા દ્વારા પરસ્પર મારા પ્રભાવને ઓળખાવતા તથા ગુણ અને પ્રભાવસહિત મારું કથન કરતા જ નિત્ય-નિરંતર સંતોષી રહે છે અને મુજ વાસુદેવમાં જ નિરંતર રમ્યા કરે છે.'

**તેષાં સતતયુક્તાનાં ભજતાં પ્રીતિપૂર્વકમ્ ।**
**દદામિ બુદ્ધિયોગં તં યેન મામુપયાન્તિ તે ॥**

(ગીતા ૧૦/૧૦)

'નિરંતર મારા ધ્યાન વગેરેમાં પરોવાયેલા અને પ્રેમથી ભજનારા એ ભક્તોને હું એવો તત્ત્વજ્ઞાનરૂપી યોગ આપું છું, જેનાથી એ ભક્તો મને જ પામે છે.'

આ રીતે જેઓ ભગવાનના ભજન-ધ્યાનમાં નિરંતર પરોવાયેલા રહે છે એમને આવી ઉપાસનાનું જુદું જ ફળ મળે છે એટલે કે તેઓ પોતાના આરાધ્યદેવ અવિનાશી પરમેશ્વરને પામી જાય છે. તથા જેઓ અવિનાશી પરમેશ્વર અને વિનાશશીલ દેવ વગેરેને તત્ત્વથી સમજી જાય છે, એ લોકો એ દેવ વગેરેના વિનાશશીલ લોક અને યોનિઓના તત્ત્વને સમજી લેવાને કારણે, તે તે લોકોને ઓળંગીને (અતિક્રમીને) પરમેશ્વરને પામી જાય છે.

આ વિવેચન અનુસાર સંભૂતિ અને અસંભૂતિ વિષયક ત્રણે મંત્રોનો અર્થ આ રીતે માનવો.

**અન્ધં તમઃ પ્રવિશન્તિ યેઽવિદ્યામુપાસતે ।**
**તતો ભૂય ઈવ તે તમો ય ઉ વિદ્યાયાꣳરતાઃ ॥**

(ઈશોપનિષદ્-૧૨)

'જે માણસો અસંભૂતિની ઉપાસના કરે છે એટલે કે શાસ્ત્રના તાત્પર્યને ન સમજવાને કારણે વિનાશશીલ દેવ વગેરેની સકામભાવે ઉપાસના કરે છે, તેઓ અજ્ઞાનરૂપી અંધકારમાં પ્રવેશ કરે છે એટલે કે તે તે દેવ વગેરેના લોકોને અને યોનિઓને પામે છે.★

આ સિવાયના અન્ય જે સંભૂતિમાં રત છે એટલે કે ઈશ્વરમાં શ્રદ્ધા ન હોવાને કારણે, ઈશ્વરની ભક્તિ કર્યા વિના જ પોતાને ભક્ત માને છે, તેઓ સકામભાવે દેવ વગેરેની ઉપાસના કરનારાઓથી પણ વધુ ઘોર અંધકારમાં જ પ્રવેશ કરે છે એટલે કે શૂકર-કૂકર વગેરે તિર્યક્ યોનિઓને અને રૌરવ વગેરે નરકોને પામે છે.

**અન્યદેવાહુઃ સમ્ભવાદન્યદાહુરસમ્ભવાત્ ।**
**ઈતિ શુશ્રુમ ધીરાણાં યે નસ્તદ્વિચચક્ષિરે ॥**

(ઈશોપનિષદ્-૧૩)

* મુજ વાસુદેવને ખાતર જ જેમણે પોતાનું જીવન અર્પણ કરી દીધું છે, એમનું નામ છે 'મદ્ગતપ્રાણાઃ'

★ બ્રહ્મલોક સુધીના સર્વલોક અને યોનિઓ વિનાશશીલ છે. માટે ત્યાં સુધી જનારા જીવોનું પણ પુનરાગમન થાય છે (ગીતા ૮/૧૬). તેમ જ બ્રહ્મલોક સુધીના સૌ લોક માયામય છે, માટે આ બધાની પ્રાપ્તિને પણ અંધકારમાં પ્રવેશ કરવા બરાબર કહેવામાં આવી છે, કેમકે, એ પ્રાપ્ત થવી એ પણ અજ્ઞાનરૂપી સંસારને જ પામવા બરાબર છે.

સંભૂતિની ઉપાસનાથી એટલે કે નિત્ય, અવિનાશી, સર્વવ્યાપી, વિજ્ઞાનાનંદઘન પરમેશ્વરની ભક્તિથી જુદું જ ફળ જણાવ્યું છે એટલે કે સંભૂતિમાં 'રત' થનારા એ લોકોને જે ફળ મળે છે. એનાથી જુદું પોતાના આરાધ્યદેવ પરમેશ્વરની પ્રાપ્તિરૂપી ફળ મળે છે એમ જણાવ્યું છે, અને અસંભૂતિથી એટલે કે ભગવાનની આજ્ઞા સમજીને દેવ વગેરેની ઉપાસના શાસ્ત્રોક્ત વિધિ અનુસાર નિષ્કામભાવે કરવાથી એનું જુદું જ ફળ જણાવ્યું છે એટલે કે સકામભાવે ઉપાસના કરનારાઓના ફળ કરતાં જુદું અંતઃકરણની શુદ્ધિરૂપી ફળ જણાવ્યું છે; આ પ્રમાણે અમે એ ધીર તત્ત્વજ્ઞ પુરુષોનાં વચનો દ્વારા સાંભળ્યું છે, જેમણે અમને આ તત્ત્વની શિક્ષા આપી હતી.

**સમ્ભૂતિં ચ વિનાશં ચ યસ્તદ્વેદોભયઁસહ ।**
**વિનાશેન મૃત્યું તીર્ત્વા સમ્ભૂત્યામૃતમશ્નુતે ॥**

(ઈશોપનિષદ્-૧૪)

'જે માણસ સંભૂતિ અને વિનાશને એટલે કે નિત્ય, અવિનાશી, વિજ્ઞાનાનંદઘન પરમેશ્વરને અને વિનાશશીલ દેવ વગેરેને તત્ત્વથી જાણે છે એટલે કે નિત્ય અવિનાશી પરમાત્મા સર્વવ્યાપી, સર્વશક્તિમાન, સૌનો આત્મા અને સર્વોત્તમ છે, આ રીતે પરમેશ્વરના નિર્ગુણ-સગુણ સમગ્ર તત્ત્વને સારી પેઠે સમજે છે તેમજ સર્વ દેવ વગેરેની યોનિઓ અને એમના સૌ લોક વિનાશશીલ, ક્ષણભંગુર છે, એમનામાં જે કંઈ શક્તિ છે એ પણ ભગવાનની જ છે, આ રીતે એ દેવ વગેરેના તત્ત્વને સમજે છે, એ વિનાશશીલ એવા દેવ વગેરેના એ તત્ત્વને સમજવાને કારણે મૃત્યુને ઓળંગીને એટલે કે વિનાશશીલ મૃત્યુરૂપી તે તે લોકમાં આસક્ત ન થતો એટલે કે એમનામાં નહીં અટકીને, સંભૂતિના તત્ત્વજ્ઞાનથી એટલે કે અવિનાશી, નિત્ય વિજ્ઞાનાનંદઘન પરમેશ્વરના સમગ્ર સ્વરૂપને સારી પેઠે સમજે છે માટે અમૃતને એટલે કે અમૃત-સ્વરૂપ પરમેશ્વરને પામી જાય છે.

આ રીતે આ મંત્રોનો અર્થ માની લેવાથી બધી જાતની શંકાઓનું સમાધાન થઈ જાય છે અને શ્રુતિનો મહત્ત્વપૂર્ણ આશય સ્પષ્ટ થવા માંડે છે.



## આધ્યાત્મિક પ્રશ્નોત્તર

એક સજ્જને કેટલાક ઉપયોગી પ્રશ્નો લખી મોકલ્યા છે. એમનો ઉત્તર મારી સ્વલ્પ બુદ્ધિ અનુસાર નીચે આપવાનો પ્રયાસ કરવામાં આવે છે. પ્રશ્નોની ભાષા આવશ્યકતા મુજબ સુધારવામાં આવી છે. પ્રશ્નો આ પ્રમાણે છે—

(૧) જીવ, આત્મા અને પરમાત્મામાં શું ભેદ છે?

(૨) સુખ-દુઃખ કોને થાય છે - શરીરને કે આત્માને? જો કહો કે શરીરને થાય છે તો શરીર જડ પદાર્થોનું બનેલું છે, જડ પદાર્થોને સુખ-દુઃખની અનુભૂતિ કેવી રીતે થાય? અને શરીર તો મર્યા પછી પણ રહે છે, એ વખતે એને કશી પણ અનુભૂતિ નથી થતી. જો એમ કહેવામાં આવે કે સુખ-દુઃખની અનુભૂતિ આત્માને થાય છે તો એમ કહેવું પણ યુક્તિસંગત નથી જણાતું, કેમકે ગીતા વગેરે શાસ્ત્રોમાં આત્માને નિર્લેપ સાક્ષી તેમ જ જન્મ-મરણ તથા સુખ-દુઃખ વગેરેથી રહિત જણાવવામાં આવ્યો છે. એ સિવાય ચીર-ફાડ કરતી વેળાએ ડૉક્ટરો રોગીને ક્લૉરોફૉર્મ સુંઘાડીને બેભાન કરી દે છે.

આત્મા તો ત્યારે પણ હાજર હોય છે, તો રોગીને કષ્ટનો અનુભવ કેમ નથી થતો?

ઉપર કહેલા પ્રશ્નોના ઉત્તરો ક્રમાનુસાર નીચે આપવામાં આવે છે -

(૧) પ્રાણીમાત્રની 'જીવ' સંજ્ઞા છે; સ્થૂળ, સૂક્ષ્મ તેમ જ કારણ - આ ત્રણ પ્રકારના વ્યષ્ટિશરીરોમાંથી એક, બે કે ત્રણેયથી જોડાયેલ ચેતનનું નામ 'જીવ' છે. આ ત્રણે શરીરોના સંબંધથી રહિત વ્યષ્ટિ-ચેતનનું નામ 'આત્મા' છે. આને જ 'કૂટસ્થ' પણ કહે છે. આમ તો ગીતા વગેરે શાસ્ત્રોમાં મન, બુદ્ધિ, શરીર તથા ઇન્દ્રિય વગેરેને માટે પણ 'આત્મા' શબ્દનો વ્યવહાર થયો છે; પણ પ્રશ્નકર્તાએ મન, બુદ્ધિ, શરીર, ઇન્દ્રિય વગેરેથી ભિન્ન શુદ્ધ ચેતનના અર્થમાં 'આત્મા' શબ્દનો પ્રયોગ કર્યો છે. માટે એ અનુસાર જ 'આત્મા'નું લક્ષણ કરવામાં આવ્યું છે તથા શુદ્ધ સચ્ચિદાનંદઘન ગુણાતીત અક્ષર બ્રહ્મને પરમાત્મા કહે છે. આકાશના દૃષ્ટાંતથી કહેલા ત્રણે પદાર્થોનો ભેદ અમુક અંશે સમજમાં આવી શકે એમ છે. જે આકાશ અનંત ઘડાઓમાં સમાનરૂપે વ્યાપેલું છે, એને વેદાન્તની પરિભાષામાં મહાકાશ કહે છે અને જે કોઈ એક ઘડાની અંદર સીમિત છે, એને ઘટાકાશ કહે છે. મહાકાશસ્થાનીય પરમાત્મા છે, ઘટાકાશસ્થાનીય આત્મા અથવા શુદ્ધ ચેતન છે અને જળથી ભરેલા ઘડાની અંદર રહેનારા જળસહિતના આકાશના સ્થાને જીવને સમજવો. આને જ જીવાત્મા પણ કહે છે. સ્થૂળ, સૂક્ષ્મ તેમ જ કારણ - આ ત્રણે પ્રકારનાં શરીરોમાંથી એક, બે કે ત્રણે શરીરો સાથે સંબંધ થાય તો જ આની 'જીવ' સંજ્ઞા થાય છે. એમનામાંથી કારણશરીર સાથે તો જીવનો અનાદિ સંબંધ છે. મહાસર્ગની શરૂઆતમાં એનો સૂક્ષ્મશરીર સાથે સંબંધ થઈ જાય છે, જે મહાપ્રલય સુધી રહે છે અને દેવ, તિર્યક્ મનુષ્ય વગેરે યોનિઓ સાથે સંયુક્ત થતાં એનો સ્થૂળ શરીર સાથે સંબંધ થઈ જાય છે. એક શરીરને છોડીને જ્યારે આ જીવ બીજા શરીરમાં પ્રવેશ કરે છે, એ વખતે પહેલું શરીર છોડવાના અને બીજા શરીરમાં પ્રવેશ કરવાની વચ્ચેના ગાળામાં એનો સંબંધ સૂક્ષ્મ અને કારણ એમ બેય શરીરો સાથે રહે છે. અને જ્યારે આ કોઈ યોનિ સાથે સંબદ્ધ રહે છે, એ વખતે આનો સ્થૂળ, સૂક્ષ્મ અને કારણ - ત્રણે શરીરો સાથે સંબંધ રહે છે.

(૨) બીજો પ્રશ્ન એ છે કે સુખ-દુ:ખનો ભોક્તા શરીર છે કે આત્મા. આ બાબતમાં પ્રશ્નકર્તાનું એમ કહેવું બરાબર જ છે કે સુખ-દુ:ખનો ભોક્તા ન તો માત્ર શરીર છે કે ન શુદ્ધ આત્મા. તો પછી એમનો ભોક્તા કોણ છે? એનો ઉત્તર એ છે કે શરીર સાથે સંબદ્ધ થયેલો આ જીવ જ સુખ-દુ:ખનો ભોક્તા છે. ગીતામાં પણ કહ્યું છે—

**પુરુષઃ પ્રકૃતિસ્થો હિ ભુઙ્ક્તે પ્રકૃતિજાન્ગુણાન્ ।**
**કારણં ગુણસઙ્ગોઽસ્ય સદસદ્યોનિજન્મસુ ॥**

(ગીતા ૧૩/૨૧)

'પ્રકૃતિમાં રહીને જ પુરુષ પ્રકૃતિમાંથી જન્મેલા ત્રિગુણાત્મક પદાર્થોને અનુભવે છે અને આ ગુણોનો સંગ જ આ જીવાત્માના સારી-નરસી યોનિઓમાં જન્મ થવામાં કારણ બને છે.'

યોગસૂત્રોમાં પણ ઘણું કરીને આવી જ વાત કહેવામાં આવી છે. મહર્ષિ પતંજલિ કહે છે—

**દ્રષ્ટૃદૃશ્યયોઃ સંયોગો હેયહેતુઃ ।**

(યોગદર્શન ૨/૧૭)

'દ્રષ્ટા અને દૃશ્ય એટલે કે પુરુષ અને પ્રકૃતિનો સંયોગ જ હેય એટલે કે દુ:ખનો હેતુ છે.'

આ સંયોગનું કારણ અવિદ્યા એટલે કે અજ્ઞાન છે—

**તસ્ય હેતુરવિદ્યા ।** (યોગદર્શન ૨/૪૪)

અજ્ઞાનને કારણે જ ચેતન આત્મા 'હું દેહ છું' એમ માનવા માંડે છે અને માટે સુખી-દુઃખી થાય છે. આ અવિદ્યારૂપી કારણનો નાશ થતાં કહેલા સંયોગરૂપી કાર્યનો પણ નાશ થઈ જાય છે; આને જ આત્માનું કૈવલ્ય એટલે કે મોક્ષ કહેવાય છે.

**તદભાવાત્ સંયોગાભાવો હાનં તદ્દૃશેઃ કૈવલ્યમ્ ।**

(યોગદર્શન ૨/૨૫)

સમાધિ, ગાઢ નિદ્રા (સુષુપ્તિ) તથા મૂર્છાવસ્થામાં સુખ-દુઃખનો અનુભવ નથી થતો. એનું કારણ એ જ છે કે એ વખતે મન-બુદ્ધિ, જે સુખ-દુઃખની અનુભૂતિનાં દ્વાર છે એ પોતાના કારણ એવી પ્રકૃતિમાં લીન થઈ જાય છે. માટે જ ડૉક્ટરો ચીર-ફાડ કરતી વેળાએ ક્લૉરોફોર્મ વગેરેનો પ્રયોગ કરીને કૃત્રિમ મૂર્છાની સ્થિતિ લઈ આવે છે. મહાપ્રલય વખતે જ્યારે જીવનો કેવળ કારણશરીર સાથે સંબંધ રહે છે, એ વખતે પણ સુખ-દુઃખનો અનુભવ નથી થતો. સુખદુઃખનો અનુભવ સૂક્ષ્મશરીર સાથે સંબંધ થાય તો જ થાય છે. માટે જાગ્રત અવસ્થા કે સ્વપ્નાવસ્થામાં જ સુખ-દુઃખનો અનુભવ થાય છે. સ્વપ્નાવસ્થામાં સ્થૂળ શરીર સાથે સંબંધ ન રહેવા છતાં પણ મન-બુદ્ધિની સાથે તો સંબંધ રહે જ છે, માટે એ વખતે જીવને પ્રત્યક્ષવત્ જ સુખ-દુઃખની અનુભૂતિ થાય છે.



## આચરણ કરવા યોગ્ય પચીસ વાતો

(૧) સંધ્યા ઘણા પ્રેમથી કરવી; અર્થ પર ધ્યાન રાખીને ગાયત્રી મંત્રનો જપ કરવો તથા **હરે રામ હરે રામ રામ રામ હરે હરે । હરે કૃષ્ણ હરે કૃષ્ણ કૃષ્ણ કૃષ્ણ હરે હરે ॥** એ મંત્રનું પણ શ્રદ્ધા-ભક્તિપૂર્વક જપ-કીર્તન કરવું.

(૨) બધા ભાઈઓએ ગીતાનો અર્થ સમજવાનો ખાસ પ્રયત્ન કરવો. ગીતાનો ઘણો અભ્યાસ કરે, જ્યારે પાઠ કરે ત્યારે અર્થ પર ઘણું ધ્યાન આપે. પહેલાં અર્થ વાંચી લે, પછી શ્લોક વાંચે.

(૩) પોતાના ઘરે રહેવા છતાં પણ દરેક ભાઈએ એકાંત-સેવન કરતા રહેવું. એકાંતમાં ભગવાનનું ધ્યાન ધરે. પહેલાં વિચારે કે આત્માનું કલ્યાણ શી રીતે થશે. જો કોઈ વિચાર ન સૂઝે તો ભગવાનને પ્રાર્થના કરે—

**કાર્પણ્યદોષોપહતસ્વભાવઃ**
**પૃચ્છામિ ત્વાં ધર્મસંમૂઢચેતાઃ ।**
**યચ્છ્રેયઃ સ્યાન્નિશ્ચિતં બ્રૂહિ તન્મે**
**શિષ્યસ્તેઽહં શાધિ માં ત્વાં પ્રપન્નમ્ ॥**

(ગીતા ૨/૭)

'કાયરતારૂપી દોષને લીધે જેનો સ્વભાવ નાશ પામ્યો છે એવો તથા ધર્મની બાબતમાં મોહિતચિત્ત થયેલો હું આપને પૂછું છું કે જે નિશ્ચિતરૂપે કલ્યાણકારી સાધન હોય, તે મને કહો; કેમકે, હું આપનો શિષ્ય છું, માટે આપને શરણે આવેલા મને ઉપદેશ આપો.'

આ શ્લોક મુજબ શરણે થઈને રુદન કરે. પછી ધ્યાન ધરે. ધ્યાન માટે જુદો ઓરડો રાખે, એ માટે આસન પણ અલગ જ હોવું જોઈએ.

(૪) સેવાના અભ્યાસની આદત પાડવી. આપણામાં સેવાનો અભ્યાસ ઘણો ઓછો છે. પોતાના ઘરે આવેલ અતિથિનો ઘણો સત્કાર કરવો. જો કોઈ સત્સંગી મળે તો એને ભગવાનના વિષયને લગતા પ્રશ્નો કરે.

ભગવત્સંબંધી વાતોની શોધમાં ઘણી તત્પરતાપૂર્વક રહે. જો કોઈ સત્સંગ કરીને આવ્યું હોય અથવા કોઈ સત્સંગવિષયક પત્ર મળ્યો હોય તો પરસ્પર મળીને ચર્ચા કરવી. ગીતાના શ્લોકોમાં કોઈ નવી વાત જણાય તો એને કંઠસ્થ કરી લે.

(૫) જે સાધન જણાવવામાં આવ્યું હોય એને અઘરું ન સમજે. સદા એવી તકેદારી રાખે કે દુર્ગુણ-દુરાચાર આવી જ ન શકે. જો આપણે સાવધાન રહીશું તો ચોર આપણા ઘરમાં શી રીતે પેસી શકે છે?

(૬) ડૉક્ટરની દવા ન લેવી. ડૉક્ટરની દવાથી ઘણું વધારે નુકસાન થાય છે. બજારની મીઠાઈ, પૂરી, દૂધ, દહીં, ચા વગેરે ન લેવાં. ભાંગ વગેરે માદક પદાર્થોને પણ ત્યજી દેવા.

(૭) ખરી વાત એ છે કે સત્સંગમાં જેટલી વાતો જણાવવામાં આવતી હોય છે, જો એ બધી બાબતો પર ધ્યાન આપીને તેના પાલનનો નિયમ બનાવી લે તો જરૂર સુધારો થઈ જશે.

(૮) રસોઈ પવિત્રતાથી બનાવવી જોઈએ. બાળક વગેરે રસોડામાં ન જવાં જોઈએ. રસોઈ બનાવતી વેળાએ ધોયેલાં વસ્ત્રો પહેરવાં. આહાર શુદ્ધ હોવાથી મન પણ શુદ્ધ થાય છે. ‘જેવું ખાઓ અન્ન તેવું બને મન.’ મુખ્યરૂપે અન્ન ત્રણ રીતે પવિત્ર બને છે - સાત્ત્વિક કમાણીથી, પવિત્રતાપૂર્વક બનાવવાથી તથા સાત્ત્વિક ભોજન થવાથી.

(૯) વાણીના સંયમ પર ઘણું ધ્યાન આપવું. સદા વિચારીને બોલવું. વાણીના તપનું ઘણું મોટું મહત્ત્વ છે. આંખોના સંયમની પણ ઘણી જરૂર છે. સંસારી પદાર્થો તરફ આંખોને ન જવા દે, એમ ન બની શકે તો સ્ત્રીઓ તરફ તો એમની પ્રવૃત્તિ થવા જ ન દે. જો જતી રહે તો ઉપવાસ કરે. એમ કરવાથી સારો સુધારો થઈ શકે છે. હાથોનો પણ સંયમ કરે, એનાથી કોઈ કામોદીપક કુચેષ્ટા ન કરે, કામવૃત્તિને જડમૂળમાંથી ઉખાડી નાખે. ક્રોધને તો એવો જીતે કે સામેનો માણસ ગમે તેટલો ઉત્તેજિત થઈ જાય પોતે શાંત જ રહે.

(૧૦) બીજાનો ઉપકાર કરવાની આદત પાડવી. એ ઘણા મહત્ત્વની વાત છે કે પોતાનાથી કોઈનો ઉપકાર થઈ જાય. પણ એ ઉપકાર થવો જોઈએ ઉદારતા અને દયાબુદ્ધિથી.

(૧૧) દરેક માણસ સાથે જે વ્યવહાર કરવામાં આવે એમાં સ્વાર્થદૃષ્ટિને ત્યજી દેવી. વ્યવહાર સ્વાર્થથી જ બગડે છે. માત્ર સ્વાર્થ ત્યજી દેવાથી જ વ્યવહાર સુધરી જાય છે.

(૧૨) લોકોથી નાના-નાના જીવોની ઘણી હિંસા થાય છે. આપણે ચાલતાં, હાથ ધોતાં, કોગળા કરતાં તથા મળ-મૂત્ર ત્યાગ કરતી વેળાએ આ વાતનું ધ્યાન રાખવું. આપણે આ જીવોના જીવનનું કશું મૂલ્ય નથી સમજતા. પણ સ્મરણમાં રાખવું કે આ ઉપેક્ષાને કારણે બદલામાં આપણે પણ એવી જ નિર્દયતાનો શિકાર થવું પડશે. જે માણસ જીવોની હિંસાનો કાયદો ઘડે છે એણે જાત-જાતનાં કષ્ટ વેઠવાં પડશે. જો કોઈ પુરુષ કૂતરાને રોટલી આપવાનું બંધ કરશે તો એને પણ કૂતરો બનીને ભૂખે મરવું પડશે. જો કોઈએ મ્યુનિસિપાલિટીમાં કૂતરાઓને મારવાનો કાયદો ઘડ્યો તો એણે પણ કૂતરો બનીને નિર્દયતાપૂર્વક મૃત્યુનો સામનો કરવો પડશે. કસાઈઓની તો ઘણી દુર્દશા થવાની. ધન્ય છે એ રાજાઓને, જેમના રાજ્યમાં હિંસા ન હતી.

(૧૩) સૂર્યોદય પૂર્વે પ્રાતઃ સન્ધ્યા અને સૂર્યાસ્ત પૂર્વે સાયંસન્ધ્યા નિયમાનુસાર આદર અને પ્રેમપૂર્વક કરવી. સંધ્યાથી લાભ નથી જણાતો એમાં આપણી શ્રદ્ધા અને પ્રેમની ઊણપ જ કારણભૂત છે.

(૧૪) વેપારમાં નિયમ કરી લે કે મારે જૂઠ

અને કપટનો વ્યવહાર નથી કરવો. ખાવા ન મળે તો પણ કશી પરવા ન કરશો. મારો તો વિશ્વાસ છે કે સચ્ચાઈનો વ્યવહાર જેવો ચાલે છે એવો જૂઠ-કપટનો કદી નથી ચાલી શકવાનો. અગાઉ મિથ્યા-ભાષણ કર્યું છે, માટે શરૂઆતમાં લોકો વિશ્વાસ નથી કરતા. એનો કશો વાંધો નહીં, અગાઉ કરેલાનું પ્રાયશ્ચિત્ત પણ તો કરવું જ જોઈએ. જો એ સૂત્ર યાદ રાખવામાં આવે કે 'લોભ જ પાપનું મૂળ છે' તો વ્યવહારમાં પાપ નથી થઈ શકતું.

(૧૫) આપણી સાથે પથપ્રદર્શકરૂપી ગીતા વગેરે શાસ્ત્રોના રહેવા છતાં પણ જો આપણી દુર્ગતિ થાય તો એ ઘણી લજ્જાસ્પદ વાત છે. શ્રીમદ્ભગવદ્ગીતાની ધજા ફરકી રહી છે; પછી આપણી અવનતિ કેમ થવી જોઈએ? આપણને ભજન કરવાની સ્વતંત્રતા છે; પછી સંસારમાં ભગવાનનું નામ રહેવા છતાં પણ આપણી દુર્ગતિ કેમ થાય?

(૧૬) કુસંગ કદી ન કરવો. જે પુરુષ વિષયી, પામર, દુરાચારી, પાપી કે નાસ્તિક છે એમનો સંગ કદી ન કરે કે ન એમને પોતાના પડોશમાં વસવા દે. એમનાથી સદા દૂર રહે. તેઓ પ્લેગની બીમારી જેવા છે, માટે એમનાં આચરણ અને દુર્ગુણોની ઘૃણા કરે, પણ એમની ઘૃણા ન કરે.

(૧૭) કોઈપણ પ્રકારનો ન્યાય કરવો હોય તો સમદૃષ્ટિ રાખે; જો વિષમતા રાખવી હોય તો પોતાના પક્ષે ૯૫ ટકા રાખે અને વિપક્ષ માટે ૧૦૫ ટકા.

(૧૮) જો કોઈ અઘરું કામ આવી મળે તો એને પોતે કરવા માટે તૈયાર થઈ જાય.

(૧૯) નફો-નુકસાન, જય-પરાજય તેમ જ સુખ-દુઃખ વગેરેમાં સમાનરૂપે ઈશ્વરની દયાનાં દર્શન કરે.

(૨૦) ઈશ્વરની પ્રાપ્તિમાં ખૂબ વિશ્વાસ રાખે. એમ વિચારે કે મારો કોઈ આધાર નથી, કેવળ ભગવાનનું દયાળુપણું જોઈને મને પાકો વિશ્વાસ છે કે તેઓ જરૂર મારી ખબર લેશે.

(૨૧) સર્વ પ્રકારના વિષયોને વિષની જેમ ત્યજી દેવા. ઝેર ઘોળેલી મીઠી વાનગી પણ સેવવા યોગ્ય નથી હોતી, એ જ રીતે વિષય સુખરૂપ જણાય તો પણ ત્યજવા યોગ્ય જ છે.

(૨૨) જ્ઞાન કે પ્રેમ કોઈ પણ માર્ગનું અવલંબન કરીને ઉત્તરોત્તર ઉન્નતિ કરતો ચાલ્યો જાય. કાલ કરતાં આજે કંઈક ને કંઈક વધારી જ દેવું. એ રીતે નિરંતર ઉન્નતિ કરે. હરતાં-ફરતાં, ઊઠતાં-બેસતાં કોઈ પણ સમયે એક મિનિટ માટે પણ ભગવાનને ન ભૂલે. ભગવાન કહે છે –

**તસ્માત્સર્વેષુ કાલેષુ મામનુસ્મર યુધ્ય ચ ।**

(ગીતા ૮/૭)

**અનન્યચેતાઃ સતતં યો માં સ્મરતિ નિત્યશઃ ।**

(ગીતા ૮/૧૪)

(૨૩) ભગવાનની દયા અને પ્રેમને સ્મરીને બધો વખત ભગવત્પ્રેમમાં મુગ્ધ અને નિર્ભય રહે. ભગવચ્ચિન્તનમાં ખૂબ પ્રેમ અને શ્રદ્ધાનો વધારો કરે. એ ઘણી મૂલ્યવાન વસ્તુ છે.

(૨૪) કુતર્ક કરનારાઓથી વધુ વાતો ન કરવી. પોતાના હૃદયની ગૂઢ અને માર્મિક વાતો દરેક માણસને ન કરવી.

(૨૫) પોતાના ગુણોને છુપાવે તથા કોઈની નિંદા-સ્તુતિ ન કરે. કરવી હોય તો સ્તુતિ ભલે કરે. નિંદા પોતાની કરી શકાય એમ છે, સ્તુતિ કરવા જેવા તો એકમાત્ર પરમાત્મા જ છે.

—★—

॥ ॐ શ્રીપરમાત્મને નમઃ ॥

# તત્ત્વચિન્તામણિ-૫

## જીવનનું રહસ્ય

સંસારની વિચિત્ર દશા છે. મનુષ્ય જન્મે છે, મોટો થાય છે, વિષયો ભોગવે છે, સંતાનો પેદા કરે છે, એમનું પાલન-પોષણ કરે છે, ધન, જમીન, મકાન તથા બીજી ભોગોની સામગ્રી એકઠી કરે છે, એમને સંઘરવામાં ન્યાય-અન્યાયની પરવા નથી કરતો અને છેવટે આ બધાને અહીં જ છોડીને અસફળતા અને અતૃપ્તિનો અનુભવ કરતો કરતો ચિંતાઓ અને પાપોનો ભાર વેંઢારતાં વેંઢારતાં આ અસાર સંસારમાંથી ચાલ્યો જાય છે. ઘણા ખરા માણસોની આવી જ દશા છે. આ પ્રકારના જીવનમાં અને પશુ-જીવનમાં શું અંતર છે?

પશુઓ પણ પોતાનું પેટ ભરે છે, સંતાનો પેદા કરે છે અને છેવટે મરી જાય છે. બલકે ઘણી વાતોમાં પશુઓ આજના માણસો કરતાં ઘણા સારાં છે. એમને ભવિષ્યની ચિંતા નથી હોતી, તેઓ સંગ્રહ નથી કરતાં તેમજ સંગ્રહ કરવા માટે બીજાનું ગળું નથી દબાવતા. વળી, પશુઓમાં તો પોતાનું હિત કે અહિત વિચારવાની બુદ્ધિ નથી, માણસને ભગવાને બુદ્ધિ આપી છે. છતાં એ વિચારતો નથી કે આ મનુષ્યજીવન આપણને શા માટે મળ્યું છે – શું ખાવા-કમાવા, ભોગો ભોગવવા અને છેવટે અસહાયની જેમ સર્વ કાંઈ અહીં જ છોડીને મરી જવા માટે જ આપણને આ જીવન મળ્યું છે? જે મનુષ્ય-જીવનને શાસ્ત્રોએ દેવ-દુર્લભ જણાવ્યું છે, શું એનું ચરિતાર્થપણું ભોગો ભોગવવામાં જ છે? આ ભોગો તો આપણને અન્ય યોનિઓમાં પણ સુલભતાથી મળી જાય છે. જે સુખ ઈન્દ્રને અમરાવતીમાં ઈન્દ્રાણી સાથે રહેવામાં મળે છે, એ જ સુખ એક કૂતરાને કૂતરી સાથેના સહવાસથી મળે છે. જે સ્વાદ આપણને ષડ્રસનું ભોજન કરવામાં મળે છે, એ જ સ્વાદ વિષ્ઠા ખાનારી ભૂંડણીને વિષ્ઠામાં મળે છે. જે આરામનો અનુભવ આપણને મખમલના ગાદલા પર સૂવામા મળે છે, એ જ આરામનો અનુભવ એક ગધેડાને ઉકરડા પર પડેલી રાખની ઢગલી પર આળોટવામાં મળે છે. પછી પશુઓ અને આપણામાં શું અંતર રહ્યું? આપણે પોતાને પશુઓ કરતાં શ્રેષ્ઠ કેમ માનીએ છીએ? આજે આપણામાંથી કેટલા ભાઈઓ આ પ્રશ્નો પર ગંભીરતાપૂર્વક વિચાર કરે છે? આપણું જીવન ભોગમય બની ગયું છે, આપણે રાત-દિવસ આ શરીરની જ ચિંતામાં વ્યસ્ત રહીએ છીએ. આપણે શરીરને જ પોતાનો આત્મા માની લીધું છે, આ શરીરથી પર પણ કોઈ વસ્તુ છે, એ વાતને જાણવાની આપણને જરૂર જ નથી જણાતી. મર્યા પછી આપણે ક્યાં જઈશું, આ જીવનથી પર પણ કોઈ જીવન છે, આ જીવનમાં કરેલાં પાપ અને પુણ્યનું ફળ આપણને આ જીવન પછી પણ મળી શકે છે – આ બધી વાતોને આપણે વિચારતા જ નથી. આ જીવનમાં આપણે સુખેથી રહીએ, આપણું માન વધે, આપણને વધુ ને વધુ ભોગ પ્રાપ્ત થાય – આ જ આપણા જીવનનું લક્ષ્ય થઈ ગયું છે. પણ શું આ લક્ષ્ય યોગ્ય છે? આજે આપણે આ જ વિષય પર કંઈક વિચારીશું.

આ જીવન આપણને સાંસારિક ભોગો ભોગવવા માટે નથી મળ્યું. ભોગો સઘળા

અનિત્ય, અસ્થિર તેમજ ક્ષણભંગુર છે. જે રીતે આગિયાની ચમક એક ક્ષણ માટે પોતાની છટા દેખાડીને તરત વિલીન થઈ જાય છે, એ જ રીતે વિષયસુખ કેવળ ભોગકાળમાં સુખદાયી જણાય છે – ભોગ પહેલાના સમયમાં આપણે એમની કામનાથી બળીએ છીએ અને પરિણામ પણ એમનું દુઃખદાયી હોય છે. ભોગકાળે પણ આપણને વિષયોમાં સુખની પ્રતીતિમાત્ર થાય છે. વાસ્તવમાં એમનામાં સુખ નથી. જો સુખ હોત તો એ રહેત, એનો વિનાશ ન થાત; કેમકે સત્ અને અસત્‌ની વ્યાખ્યા કરતાં ભગવાન શ્રીકૃષ્ણે ગીતામાં આપણને એ જ જણાવ્યું છે કે સત્ વસ્તુનો કદી વિનાશ નથી થતો અને અસત્‌નો ભાવ નથી હોતો–'**નાસતો વિદ્યતે ભાવો નાભાવો વિદ્યતે સતઃ।**' (૨/૧૬) માટે જે સુખ અચળ છે, નિત્ય છે, ધ્રુવ છે, અવિનાશી છે, એ જ વાસ્તવિક સુખ છે. જે સુખ ક્ષણજીવી છે, એક ક્ષણે ઉત્પન્ન થાય છે અને બીજી ક્ષણે વિનાશ પામે છે, એ સુખ, સુખ જ નથી; એ મિથ્યા સુખ છે, સુખની ભ્રાન્તિ છે. વિષયોના સંબંધથી થનારા સુખને ભગવાને રાજસ અને પરિણામે વિષ સમાન દુઃખદાયી જણાવ્યું છે–

**વિષયેન્દ્રિયસંયોગાદ્યત્તદગ્રેઽમૃતોપમમ્ ।**
**પરિણામે વિષમિવ તત્સુખં રાજસં સ્મૃતમ્ ॥**

(ગીતા ૧૮/૩૮)

'જે સુખ વિષય અને ઈન્દ્રિયોના સંયોગથી થાય છે, એ શરૂઆતમાં – ભોગકાળમાં અમૃત જેવું જણાતું હોવા છતાં પરિણામે વિષ જેવું છે; માટે એ સુખ રાજસ કહેવાયું છે.'

એ જ રીતે પ્રમાદ, આળસ, અને નિદ્રામાંથી ઉપજનારા સુખને ભગવાને તામસ અને મોહકારક જણાવ્યું છે–

**યદગ્રે ચાનુબન્ધે ચ સુખં મોહનમાત્મનઃ।**
**નિદ્રાલસ્યપ્રમાદોત્થં તત્તામસમુદાહૃતમ્ ॥**

(ગીતા ૧૮/૩૯)

'જે સુખ ભોગકાળે તેમજ પરિણામે પણ આત્માને મોહિત કરનારું છે, એ નિદ્રા, આળસ અને પ્રમાદમાંથી જન્મેલું સુખ તામસ કહેવાયું છે.'

વિષયોમાં સુખની પ્રતીતિમાત્ર થાય છે, વાસ્તવમાં એમનામાં સુખ નથી – આ તથ્યને સમજાવવા માટે મહાત્માઓ એક દૃષ્ટાંત આપતા હોય છે. કહે છે, કોઈક સરોવરના કિનારે એક ઝાડની ડાળીએ એક ઘણો પ્રકાશમાન મણિ લટકી રહ્યો હતો. મણિનો પડછાયો એ સરોવરના જળ પર પડી રહ્યો હતો. કોઈક મનુષ્યની દૃષ્ટિ એ પડછાયા પર પડી અને પડછાયાને મણિ સમજીને એ એને મેળવવા માટે વારંવાર જળમાં ડૂબકીઓ મારવા માંડ્યો. પણ મણિ તો ત્યાં હતો નહીં, પછી એ એના હાથમાં શી રીતે આવે? એક મહાત્માએ એના વ્યર્થ પ્રયાસને જોઈને એને કહ્યું, 'જેને મણિ સમજીને મેળવવા માટે તું વારંવાર જળમાં ડૂબકીઓ મારી રહ્યો છે, એ મણિ નથી, પણ મણિનો પડછાયો માત્ર છે. મણિ તો ઉપર ઝાડની ડાળીએ લટકી રહ્યો છે. પડછાયાને પકડવાનો ભલે તું જીવનભર પ્રયત્ન કરતો રહે, એ તારા હાથમાં નહીં આવે. મણિ મેળવવા માગતો હોય તો પડછાયા માટે ફોગટ હેરાન થવાનું છોડી દઈને જરા ઉપર નજર નાખ. અને ઝાડ પર ચઢીને મણિ લઈ આવ.' હવે એ માણસને પોતાની ભૂલ સમજાઈ અને એણે પડછાયાને પકડવાનો ભૂલ ભરેલો પ્રયત્ન કરવાનું છોડી દઈને મહાત્માના જણાવેલા રસ્તે ઝાડ પર ચઢીને એ મણિને મેળવી લીધો. જે લોકો સુખની આશાએ વિષયો પાછળ ભટકતા

રહે છે, એમની દશા મણિ મેળવવાની આશાએ એના પડછાયાને પકડવા માટે ફોગટ પ્રયાસ કરનારા એ મૂઢ માણસ જેવી છે. આજે સંસારમાં આ જ થઈ રહ્યું છે. માટે જ આપણે અસલ સુખથી વંચિત થઈને જીવનભર દુઃખ જ પામતા રહીએ છીએ. પણ વારંવાર દુઃખ પામવા છતાં પણ આપણે વિષયોમાંથી સુખ પામવાની આશાને છોડતા નથી. અને વારંવાર એમને જ પકડીએ છીએ. આ જ તો મોહનો મહિમા છે. મદિરા પીને માણસ જેમ ગાંડો બની જાય છે અને એને આગળ-પાછળનું કશું જ્ઞાન નથી રહેતું, એ જ રીતે આપણે પણ મોહરૂપી મદિરા પીને વિવેકશૂન્ય થઈ ગયા છીએ અને વિષયો પાછળ પાગલની જેમ ભટકી રહ્યા છીએ–**'પીત્વા મોહમયીં પ્રમાદમદિરામુન્મત્તભૂતં** જગત્ ।'

થોડી વાર પૂરતું કદાચ માની લઈએ કે વિષયોમાં સુખ છે – કેમકે આપણને એની અનુભૂતિ થાય છે – તો ઓછામાં ઓછી એટલી વાત તો સ્પષ્ટ છે કે એ સુખ અલ્પ છે, અનિત્ય છે, ક્ષણિક છે, સદા રહેનારું નથી. જો એ નિત્ય હોત તો જેમને વિષયસુખ પ્રચુરપણે પ્રાપ્ત છે, એ લોકો કદી દુઃખી હોત જ નહીં, સદા સુખી જ રહેત. પણ એવું જોવા નથી મળતું. જેમની પાસે જેટલી વધુ ભોગની સામગ્રી છે એ એટલો જ વધુ દુઃખી જોવા મળે છે. વાત પણ બરાબર છે. જે વસ્તુ સ્વયં અનિત્ય છે, એ આપણને સુખ શી રીતે આપી શકે? સંસારનો દરેક પદાર્થ નશ્વર છે, વિનાશ તરફ જઈ રહ્યો છે; બલકે એમ કહેવું જોઈએ કે દરેક ક્ષણે એનો વિનાશ થઈ રહ્યો છે. જેમ દીવાની જ્યોત દેખાવમાં એક હોવા છતાં પણ દરેક ક્ષણે બદલાતી રહે છે, અથવા જેમ નદીનું પાણી એક દેખાવા છતાં પણ દરેક ક્ષણે બદલાતું રહે છે, એ જ રીતે સંસારના દરેક પદાર્થનું દરેક ક્ષણે રૂપાંતર થતું રહે છે. આજે કોઈ વસ્તુને આપણે જે રૂપે જોઈએ છીએ, કાલે એનું બીજું જ રૂપ થઈ જશે. ઉદાહરણ માટે દૂધને લઈએ. દૂધના જે આકાર, ગુણ અને સ્વાદ આજે છે, કાલે એના એ આકાર, ગુણ અને સ્વાદ નહીં રહે. પરમ દિવસે એના આકાર, ગુણ અને સ્વાદમાં એથીય વધુ અંતર આવી જશે. આજે જે દૂધ આપણને અમૃત જેવું જણાય છે, કાલે એ ખારું જણાવા માંડશે, પરમ દિવસે એમાં ખાટી દુર્ગંધ આવવા માંડશે તથા એના ગુણ અને સ્વાદ પણ બગડી જશે. તેમ જ જો એને થોડાક દિવસ વધારે મૂકી રાખવામાં આવે તો જે દૂધ એક દિવસ સ્વાદ અને ગુણમાં અમૃત જેવું હતું. એ જ વિષ સમાન બની જશે. આ જ વાત ઓછે વધતે અંશે સંસારના સઘળા પદાર્થો વિશે સમજવી. કોઈકનું રૂપાંતર જલદી થઈ જાય છે, કોઈકનું મોડેથી થાય છે, પણ થાય છે બધાનું. આવા ક્ષણભંગુર પદાર્થો પાસેથી આપણે નિત્ય સુખની આશા જ કેમ રાખી શકીએ?

વળી વિષયો સાથેનો આપણો સંબંધ પણ નિત્ય નથી. આજે જે પદાર્થને આપણે પોતાનો માનીને હરખાઈએ છીએ, કાલે જ એની સાથેનો આપણો સંબંધ છૂટી શકે છે. આ શરીર પણ જ્યારે આપણું નથી, જેને કારણે આપણે વિષયોને પોતાના માની બેઠા છીએ, ત્યારે વિષયો તો આપણા હોઈ જ શી રીતે શકે? આ શરીર સાથેનો આપણો સંબંધ ક્યારે છૂટી જાય, શી ખબર. શરીર છૂટી જતાં એ સઘળા પદાર્થો કે જેમને આપણે પોતાના માની બેઠા છીએ, એમની સાથેનો આપણો સંબંધ આપમેળે છૂટી જશે. પૂર્વજન્મમાં આપણો જે પદાર્થો કે વ્યક્તિઓ

સાથે સંબંધ હતો, આજે સંબંધની વાત તો બાજુ પર રહી, એમની આપણને સ્મૃતિ પણ નથી. એ જ રીતે આ જન્મના પદાર્થો સાથે આપણો, મૃત્યુ થઈ જતાં, કોઈ સંબંધ નહીં રહે; બલકે આપણને એમની સ્મૃતિ સુદ્ધાં નહીં રહે. લાખ પ્રયત્નો કરવા છતાં પણ એમાંથી એક પણ પદાર્થ આપણી સાથે નહીં જઈ શકે. અને આપણું મૃત્યુ એક ને એક દિવસ નક્કી છે. એને આપણે એક ક્ષણ માટે પણ નથી ટાળી શકવાના. આવી સ્થિતિમાં અહીંના પદાર્થો સાથે સંબંધ જોડવો, એમને પોતાના માનવા અને એમને ભેગા કરવામાં આયુષ્ય વિતાવી દેવું ક્યાંની બુદ્ધિમત્તા છે – એ આપણે જાતે વિચારી શકીએ છીએ.

એ સિવાય જેટલાં પણ વિષય-સુખ છે, એ સઘળાં ક્ષણિક હોવાની સાથે સાથે ઝેર ઘોળેલા મધની જેમ દુઃખમય છે. ભોગકાળે સુખરૂપ ભાસવા છતાં પણ એ પરિણામે દુઃખરૂપ જ છે. ઉદાહરણરૂપે સ્ત્રીપ્રસંગના સુખને જ લઈએ. એમાં ક્ષણેક પૂરતું આપણને જે સુખ જણાય છે, એની સામે દુઃખની માત્રા કેટલી વધુ હોય છે એનો અંદાજ પણ કાઢો. એનાથી આપણાં બળ, વીર્ય, બુદ્ધિ, તેજ, આયુષ્ય વગેરેનો નાશ થાય છે, લોક-પરલોક બગડે છે અને શરીરમાં પણ શિથિલતા અને થાકનો અનુભવ થાય છે. આવી સ્થિતિમાં આ ક્ષણિક વિષયોને ભોગવવામાં જ જીવન વિતાવી દેવું એ મૂર્ખતા નહીં તો શું છે? માટે વિષય-સુખોને ત્યજીને જે વાસ્તવિક તેમજ સ્થાયી સુખ છે, જેનો કદી નાશ નથી થતો અને જે મૃત્યુ પછી પણ ટકી રહે છે એ સુખને મેળવવાનો જાનને જોખમે પ્રયાસ કરવો. આ સુખને મેળવવું એ જ મનુષ્ય-જીવનનું લક્ષ્ય છે. આ જ પરમ પુરુષાર્થ છે. વેદો અને શાસ્ત્રો આને જ પામવા માટેની આપણને આજ્ઞા આપે છે. આને જ મેળવી લેતાં માણસ સદાને માટે ન્યાલ થઈ જાય છે, કૃતકૃત્ય થઈ જાય છે, જન્મ-મરણને ઓળંગી જાય છે, સર્વ રીતે દુઃખ, ભય, શોક અને ચિંતાઓથી મુક્ત થઈ જાય છે, સર્વ પ્રકારનાં બંધનોથી છૂટી જાય છે. આને જ પરમાત્મા અથવા પરમપદની પ્રાપ્તિ કહે છે. આને પામવું એ આપણું સૌથી મોટું તેમ જ મુખ્ય કર્તવ્ય છે અને આના જ માટે આપણને આ જીવન મળ્યું છે.

ભોગ-સુખ તો આપણને દેવ, તિર્યક્ વગેરે બીજી બધી યોનિઓમાં પણ મળી શકે એમ છે. કોણ જાણે અત્યાર સુધીમાં આપણા કેટલા જન્મો થઈ ચૂક્યા છે; કોણ જાણે કેટલી વાર આપણે સ્વર્ગસુખ ભોગવ્યું છે, કેટલીવાર આપણે ઈન્દ્ર બની ચૂક્યા છીએ, કેટલી વાર આપણે ચક્રવર્તી સમ્રાટ થઈ ચૂક્યા છીએ, કેટલી વાર આપણે સ્ત્રી-સુખ, સંતાનસુખ અને જિહ્વા વગેરે ઈન્દ્રિયોનાં સુખ ભોગવ્યાં છે, તેમ છતાં પણ આ બધાથી આપણને તૃપ્તિ નથી થઈ. આપણી સુખની શોધ હજી ચાલુ જ છે અને જ્યાં સુધી આપણે પરમાત્મારૂપી નિત્ય અને નિરતિશય સુખ નહીં પામીએ ત્યાં સુધી આપણી આ સુખની શોધ ચાલુ જ રહેશે, આપણી તૃપ્તિ કદી થવાની નથી. અનંત સુખની શોધ જ જીવનનો ધર્મ છે. જ્યાં સુધી આ સુખ એને નહીં મળી જાય ત્યાં સુધી એને ચેન નહીં પડે; ન એનું ભટકવાનું બંધ થશે કે ન તો એને વિશ્રામ મળશે. માટે વિષયો માટે ભટકવાનું છોડી દઈને એ પરમ સુખની પ્રાપ્તિ માટે જ માણસે નિરંતર અથાક પ્રયત્નો કરવા અને જ્યાં સુધી એ ન મળી જાય ત્યાં સુધી એણે બીજી તરફ તાકવું પણ નહીં.

આ પરમ સુખની પ્રાપ્તિ મનુષ્યયોનિમાં જ

સંભવ છે, બીજી કોઈ યોનિમાં નહીં; કેમકે, બીજી બધી યોનિઓ તો ભોગયોનિઓ છે. મનુષ્યજીવનમાં કરેલાં શુભાશુભ કર્મોનું ફળ આપણે અન્ય યોનિઓમાં ભોગવીએ છીએ. કર્મ કરવાનો અધિકાર તો કેવળ મનુષ્યયોનિમાં છે. માટે જ આને કર્મયોનિ કહે છે, માટે જ આને સઘળી યોનિઓમાં શ્રેષ્ઠ કહેવામાં આવી છે, માટે જ ગોસ્વામી તુલસીદાસજીએ આને 'સાધન-ધામ' અને 'મોક્ષનું દ્વાર' કહી છે, માટે જ દેવતાઓ પણ મનુષ્ય-યોનિમાં જન્મ લેવા માટે ઉત્કંઠિત રહે છે અને માટે જ આ મનુષ્યદેહને ક્ષણભંગુર હોવા છતાં પણ દેવદુર્લભ કહેવામાં આવ્યો છે. આ દેવદુર્લભ દેહ આપણને ભગવાનની કૃપાથી જ મળે છે. જ્યારે આ જીવ ચોર્યાસી લાખ યોનિઓમાં ભટકીને હેરાન થઈ જાય છે, ત્યારે ભગવાન કરુણા કરીને એને મનુષ્ય-શરીર આપે છે–

**કબહુઁક કરિ કરુના નર દેહી ।**
**દેત ઈસ બિનુ હેતુ સનેહી ॥**

(ઉત્તરકાંડ ૪૪/૩)

આવા દેવદુર્લભ મનુષ્ય-શરીરને પામીને પણ જો આપણે આપણું અસલ કામ ન કર્યું – જેના માટે આપણે આ સંસારમાં આવ્યા છીએ – તો આપણાથી ચઢિયાતો મૂર્ખ બીજો કોણ હશે? શાસ્ત્રોએ તો આવા મનુષ્યને કૃતઘ્ની અને આત્મહત્યારો જણાવ્યો છે. ગોસાઈજી મહારાજ શાસ્ત્રોનો જ અનુવાદ કરતાં કહે છે–

**જો ન તરૈ ભવ સાગર નર સમાજ અસ પાઇ ।**
**સો કૃત નિંદક મંદમતિ આત્માહન ગતિ જાઇ ॥**

(ઉત્તરકાંડ દોહા-૪૪)

આ મનુષ્યશરીર આપણને વારંવાર નથી મળવાનું. આવા દુર્લભ અવસરને જો આપણે હાથમાંથી જવા દીધો તો પછી પસ્તાવા સિવાય કશું હાથ નહીં લાગે. માનવેતર પ્રાણીઓમાં ન તો ભલા-બૂરાની ઓળખ હોય છે કે ન કાર્ય-અકાર્યનું જ્ઞાન, કે ન તો શાસ્ત્રાનુકૂળ આચરણ કરતાં કરતાં એ પરમ સુખને પામવાનું સાધન થઈ શકે છે. માટે થઈ શકે એટલું સત્વરે આ જીવનમાં જ આપણે એ પરમ સુખને પ્રાપ્ત કરી લેવું અને એના માટે કોઈ ઉપાય બાકી ન રાખવો. એમાં જ આપણી બુદ્ધિમતા છે અને એમાં જ આપણા જીવનની સફળતા છે. જો જીવનમાં આપણે ઘણી-બધી ભોગસામગ્રી એકઠી કરી લીધી, ઘણું-બધું માન-સમ્માન પામી લીધું, ઘણું નામ કમાયા, લાખો-કરોડો રૂપિયા, વિપુલ સંપત્તિ, મોટર ગાડી, નોકર-ચાકર તથા ઘણા મોટા પરિવારનો સંગ્રહ કર્યો; પણ જો જીવનનું ખરું ઉદ્દેશ્ય સિદ્ધ ન કર્યું તો આપણું કર્યું-કારવ્યું બધું ફોગટ જ નહીં જાય, બલકે, આ બધું કરવામાં જે આપણે પાપાચરણ કર્યું એના ફળસ્વરૂપે આપણને નરકોની પ્રાપ્તિ થશે, આપણે નીચલી યોનિઓમાં ધકેલાઈ જઈશું. એથી અવળું, જો આપણું જીવન લૌકિક દૃષ્ટિએ કષ્ટોમાં વીત્યું, આપણને માન ન મળ્યું; બલકે, સ્થળે સ્થળે આપણે હડધૂત થયા, આપણો કોઈએ આદર ન કર્યો, કોઈએ આપણી ખબર ન લીધી, પણ આપણે પોતાના જીવનનો સદુપયોગ કર્યો, જે કાર્ય માટે આપણે આવ્યા હતા એ કાર્ય કરી લીધું તો આપણે કૃતકાર્ય થઈ ગયા, આપણું જીવન ધન્ય થઈ ગયું.

હવે આપણે એ જોવાનું છે કે દુઃખોની આત્યન્તિક નિવૃત્તિ અને અવિનાશી સુખની પ્રાપ્તિનો ઉપાય શું છે? આપણે જોઈએ છીએ કે સઘળા પ્રાણી સુખ ઇચ્છે છે, દુઃખ કોઈ પણ નથી ઇચ્છતું. પણ સંસારમાં સુખ ક્યાંય શોધવાથી પણ નથી મળતું. જ્યાં જોઈએ ત્યાં

હાય-હાય મચી છે. બધા લોકો દુઃખ અને અશાંતિની જ્વાળાથી બળી રહ્યા છે. જો કોઈ આપણા જોતાં સુખી પણ છે, તો એ વધુ સુખ માટે તલપાપડ છે, પોતાની સ્થિતિથી એને સંતોષ નથી, બીજા લોકોને પોતાનાથી વધુ સુખી જોઈને એ ઈર્ષ્યાથી બળતો રહે છે, બીજા લોકોને નીચા દેખાડવા માટે એ ઉપાયો વિચારે છે, જે કંઈ માન-મર્યાદા અને ધન-સંપત્તિ એને મળેલી છે એ નષ્ટ થઈ જવાનો ભય એને સદાય વળગેલો જ રહે છે. જરા જેટલી પ્રતિકૂળતા પણ એનાથી સહન નથી થતી, પ્રતિકૂળ આચરણ કરનારા અને પોતાની કામનાની પૂર્તિમાં બાધા પહોંચાડનારા પ્રત્યે એનો દ્વેષાગ્નિ ભડકી ઊઠે છે, પ્રતિહિંસાના ભાવ જાગી ઊઠે છે, બદલામાં બીજા લોકો પણ એના પ્રત્યે એવા જ ભાવોને પોષે છે. ફળસ્વરૂપે ચારે તરફ ભય, આશંકા, ઈર્ષ્યા, દ્વેષ અને કલહનું વાતાવરણ બની જાય છે અને એમાં જ માણસો દિવસરાત બળ્યા કરે છે, દુઃખી રહે છે, અશાંતિમય જીવન વિતાવે છે અને મર્યા પછી નરકોની અસહ્ય પીડા ભોગવે છે. માટે જ જગતને ભગવાને 'દુઃખાલય' – દુઃખોનું રહેઠાણ જણાવ્યું છે. બધાય કોઈકને કોઈક અભાવનો અનુભવ કરે છે અને અભાવ દુઃખનું કારણ છે. આવી સ્થિતિમાં આ દુઃખમય જગતથી મોઢું ફેરવીને એની પાસેથી સુખ મેળવવાની આશા છોડીને નિત્ય સુખના ભંડાર એવા સુખસ્વરૂપ પરમાત્માનો આશરો લેવો, એનું તત્ત્વ સમજીને એની ભક્તિ કરવી, એના નામના જપ અને એના સ્વરૂપનું ચિંતન કરવું, એની આજ્ઞાઓનું પાલન કરવું તથા એના વિધાનમાં સંતુષ્ટ રહેવું – આ જ એની કૃપા પામવાનો સુગમ ઉપાય છે. અને એની કૃપાથી જ મનુષ્ય સર્વ પ્રકારના ક્લેશોથી મુક્ત થઈને પરમ સુખનો અધિકારી બની જાય છે – જેને પામવાથી બીજું કશું પામવાનું બાકી નથી રહી જતું, મનુષ્ય સદાને માટે કૃતકૃત્ય થઈ જાય છે, દ્વંદ્વોથી છૂટી જાય છે.

અહીં એ પ્રશ્ન થાય છે કે મનુષ્યને ચિંતા, શોક, ભય, દુઃખ વગેરે કેમ થાય છે? જો એમ કહેવામાં આવે કે પ્રારબ્ધ કર્મોના ફળસ્વરૂપે જ આપણને સુખ-દુઃખ વગેરેની પ્રાપ્તિ થાય છે તો ત્યાં એવી શંકા થાય છે કે પ્રારબ્ધભોગ તો જીવન્મુક્ત મહાપુરુષોનો પણ બાકી રહે છે, પ્રારબ્ધભોગ બાકી રહ્યા વિના એમનું શરીર જ નથી રહી શકતું. એમને શારીરિક કષ્ટ, રોગ, પીડા વગેરે પણ થતાં જોવા મળે છે; પણ એમને સુખ-દુઃખ, હરખ-શોક વગેરે નથી થતા. શ્રુતિ કહે છે– **હર્ષશોકૌ જહાતિ ।** (કઠોપનિષદ્ ૧/૨/૧૨), **તત્ર કો મોહઃ કઃ શોક એકત્વમનુપશ્યતઃ ।** (ઈશોપનિષદ્ ૭) વગેરે. ગીતામાં પણ કહ્યું છે- **'ગતાસૂનગતાસૂંશ્ચ નાનુશોચન્તિ પણ્ડિતાઃ ।'** (૨/૧૧) આ પ્રકારનાં બીજાં પણ અનેક વચનો શાસ્ત્રોમાં મળે છે, જેનાથી એ સિદ્ધ થાય છે કે જ્ઞાની મહાત્માઓને હરખ-શોક તથા સુખ-દુઃખ વગેરે નથી થતાં. સુખ-દુઃખની ઘટના ઘટવા છતાં તથા સુખ-દુઃખનાં નિમિત્તો પ્રાપ્ત થવા છતાં પણ એમના અંતઃકરણમાં હરખ-શોક વગેરે વિકારો નથી થતા, એમની સ્થિતિ સદા અવિચળ, સમ રહે છે. આથી એ સિદ્ધ થાય છે કે હરખ-શોક વગેરે થવામાં પ્રારબ્ધ હેતુ નથી; બલકે આપણું અજ્ઞાન જ હેતુ છે. અજ્ઞાનનો નાશ થઈ જતાં રાગ-દ્વેષ, ચિંતા, શોક, ભય વગેરેનો પણ અત્યન્તાભાવ થઈ જાય છે અને અજ્ઞાનનો નાશ થાય છે પરમાત્માના ખરા જ્ઞાનથી. જે રીતે અંધકારનો નાશ પ્રકાશથી જ થાય છે, એ જ રીતે અજ્ઞાનરૂપી અંધકારનો નાશ પણ જ્ઞાનરૂપી

સૂર્યનો ઉદય થવાથી જ થાય છે. માટે દુઃખ તેમજ શોકથી છૂટવા માટે માણસ માટે એ ઉચિત છે કે એ પોતાનો બધો સમય પરમાત્માના તત્ત્વજ્ઞાનની પ્રાપ્તિના સાધનમાં જ ગાળે અને એને પ્રાપ્ત કરીને જ જંપે. એ પરમાત્માનું ખરું જ્ઞાન વિવેક તેમ જ વૈરાગ્યપૂર્વક સદ્ગુણ અને સદાચારના સેવનથી – જેમને ગીતામાં દૈવી સંપત્તિના નામે ઓળખવામાં આવ્યું છે – થાય છે અને દૈવી સંપત્તિનું અર્જન ભગવાનની ભક્તિથી સુલભ થઈ જાય છે. આ રીતે ભગવાનની ભક્તિ જ એમનું તત્ત્વજ્ઞાન કરાવવા માટેનું સર્વોપરિ સાધન છે. માટે માણસ માટે ઉચિત છે કે એ શ્રદ્ધા તેમજ પ્રેમપૂર્વક ભગવદ્ભક્તિનો જ અભ્યાસ કરે.

ભગવદ્ભક્તિમાં મનુષ્યમાત્રનો સમાન અધિકાર છે. કોઈ ભલે ગમે તે વર્ણાશ્રમનો, ગમે તે જાતિનો, ગમે તે સમાજનો કે ગમે તે અવસ્થાનો કેમ ન હોય, ભગવાનની ભક્તિ કરવામાં એના માટે કોઈ અવરોધ નથી. ભક્તિમાં ન વિદ્યાની જરૂર છે કે ન બુદ્ધિની. મૂર્ખમાં મૂર્ખ અને પાપીમાં પાપી પણ ભગવાનની ભક્તિ કરવાથી પરમ પવિત્ર થઈને એમની કૃપા પામી શકે છે અને એ કૃપાને બળે એને બહુ સત્વરે પરમાત્માની પ્રાપ્તિ થઈ જાય છે. ભગવાન ગીતામાં અર્જુનને કહે છે–

**અપિ ચેત્સુદુરાચારો ભજતે મામનન્યભાક્ ।**
**સાધુરેવ સ મન્તવ્યઃ સમ્યગ્વ્યવસિતો હિ સઃ ॥**
**ક્ષિપ્રં ભવતિ ધર્માત્મા શશ્વચ્છાન્તિં નિગચ્છતિ ।**
**કૌન્તેય પ્રતિ જાનીહિ ન મે ભક્તઃ પ્રણશ્યતિ ॥**

(ગીતા ૯/૩૦-૩૧)

'જો કોઈ ઘણો દુરાચારી પણ અનન્યભાવે મારો ભક્ત બનીને મને ભજે છે, તો એ સાધુ જ માનવા યોગ્ય છે; કેમકે એ ખરો નિશ્ચય કરનારો છે એટલે કે એણે દૃઢતાથી નિશ્ચય કરી લીધો છે કે પરમેશ્વરના ભજન જેવું બીજું કશુંય નથી. એ સત્વરે ધર્માત્મા થઈ જાય છે અને સદા રહેનારી પરમ શાન્તિને પામે છે; હે કૌન્તેય! તું નિશ્ચયપૂર્વક સત્ય જાણ કે મારો ભક્ત નાશ નથી પામતો.'

એટલું જ નહીં, ભક્તિ કરનારને ભગવાન પોતે જ્ઞાન પ્રદાન કરીને એના અજ્ઞાનરૂપી અંધકારનો સર્વ રીતે નાશ કરી દે છે, જેવું ગીતામાં કહ્યું છે–

**તેષાં સતતયુક્તાનાં ભજતાં પ્રીતિપૂર્વકમ્ ।**
**દદામિ બુદ્ધિયોગં તં યેન મામુપયાન્તિ તે ॥**
**તેષામેવાનુકમ્પાર્થમહમજ્ઞાનજં તમઃ ।**
**નાશયામ્યાત્મભાવસ્થો જ્ઞાનદીપેન ભાસ્વતા ॥**

(ગીતા ૧૦/૧૦-૧૧)

'નિરંતર મારા ધ્યાન વગેરેમાં પરોવાયેલા અને પ્રેમથી ભજનારા એ ભક્તોને હું એવો તત્ત્વજ્ઞાનરૂપી યોગ આપું છું, જેનાથી એ ભક્તો મને જ પામે છે. અને હે અર્જુન! એમના ઉપર અનુગ્રહ કરવા માટે, એમના અન્તઃકરણમાં રહેલો હું પોતે જ, એમના અજ્ઞાનજનિત અન્ધકારને ઝળહળતા તત્ત્વજ્ઞાનરૂપી દીપક દ્વારા નષ્ટ કરી દઉં છું.'

ભગવાનની ભક્તિ અને ધ્યાન કરનાર એમની કૃપાથી પરમાનંદ તેમજ પરમ શાંતિને પામે એમાં તો આશ્ચર્ય જ શું? ભગવાનના ભક્તોનો આશરો લઈને એમનાં વચનો અનુસાર ચાલનાર ઘણો મૂઢ પુરુષ પણ દુઃખોથી છૂટીને પરમાત્માને પામી જાય છે. ગીતામાં ભગવાન શ્રીકૃષ્ણ પોતે કહે છે–

**અન્યે ત્વેવમજાનન્તઃ શ્રુત્વાન્યેભ્ય ઉપાસતે ।**
**તેઽપિ ચાતિતરન્ત્યેવ મૃત્યું શ્રુતિપરાયણાઃ ॥**

(ગીતા ૧૩/૨૫)

'પરંતુ આ બધા કરતાં અન્ય પ્રકારના અર્થાત્ મંદબુદ્ધિના માણસો, આ પ્રમાણે ન જાણતા હોવાને લીધે બીજા માણસો પાસેથી એટલે કે તત્ત્વજ્ઞાનીઓ પાસેથી સાંભળીને એ મુજબ ઉપાસના કરે છે અને એ શ્રવણ-પરાયણ પુરુષો પણ મૃત્યુરૂપી સંસારસાગરને નિઃસંદેહ તરી જાય છે.'

અહીં એ પ્રશ્ન થાય છે કે ભગવાનનું નિરંતર ભજન કરવાથી સમસ્ત દુઃખોની આત્યંતિક નિવૃત્તિ થઈને એમની પ્રાપ્તિ થઈ જાય છે, એમાં યુક્તિ કઈ છે? નીચે લખેલા ઉત્તરથી આ વાત સારી પેઠે સ્પષ્ટ થઈ જશે. એ એક મનોવૈજ્ઞાનિક સિદ્ધાંત છે કે મનુષ્ય જીવનકાળમાં જે બાબતનો નિરંતર અભ્યાસ કરે છે, અંતકાળે પણ એની જ સ્મૃતિ થાય છે. અને અંતકાળે મનુષ્યને જે વસ્તુની સ્મૃતિ થાય છે, મૃત્યુ પછી એને એ જ સ્વરૂપની પ્રાપ્તિ થાય છે–

**યં યં વાપિ સ્મરન્ભાવં ત્યજત્યન્તે કલેવરમ્ ।**
**તં તમેવૈતિ કૌન્તેય સદા તદ્ભાવભાવિતઃ ॥**

(ગીતા ૮/૬)

માટે જ ભગવાન કહે છે કે જે પુરુષ અંતકાળે મારું જ સ્મરણ કરતો કરતો શરીર ત્યજી દે છે, એ સાક્ષાત્ મારા સ્વરૂપને પામે છે, એમાં જરા પણ સંદેહ નથી–

**અન્તકાલે ચ મામેવ સ્મરન્મુક્ત્વા કલેવરમ્ ।**
**યઃ પ્રયાતિ સ મદ્ભાવં યાતિ નાસ્ત્યત્ર સંશયઃ ॥**

(ગીતા ૮/૫)

આથી એ વાત સિદ્ધ થઈ કે કોઈ કેવોય પાપી, કેવોય મૂર્ખ કેમ ન હોય, ભગવાનના સ્મરણના અભ્યાસથી એનો એક ક્ષણમાં ઉદ્ધાર થઈ શકે છે. માટે આપણે હરતાં-ફરતાં, ઊઠતાં-બેસતાં, ખાતાં-પીતાં, બધો વખત ભગવાનના સ્મરણનો અભ્યાસ નિરંતર કરતા રહેવું. આમ કરવાથી સઘળા દુર્ગુણ-દુરાચારોનો સમૂળો નાશ થઈને મનુષ્યનું જીવન સદ્ગુણ તેમજ સદાચારમય બની જાય છે તથા એ પરમપુરુષ પરમાત્માના તત્ત્વનું ખરું જ્ઞાન થઈને સદાને માટે એને પરમાનંદ તેમજ પરમશાંતિની પ્રાપ્તિ અનાયાસે અને બહુ સત્વરે થઈ જાય છે.



## અમુક ધારણ કરવા યોગ્ય અમૂલ્ય વાતો

આજે આપ સૌને થોડી એવી વાતો જણાવવામાં આવે છે, જેમને નિયમની જેમ કામે લગાડશો. આ વાતો ઘણી અણમોલ, સૌના હિતની, વધુમાં વધુ લાભપ્રદ અને લોક-પરલોકમાં કલ્યાણ કરનારી છે. એમને નિત્ય કામમાં લેવાની ઇચ્છાથી વાંચવી. માત્ર વાંચવાથી કામ નથી થતું, એમને જીવનમાં ઉતારવાનો પૂરો પ્રયાસ કરવો. વાતો આ મુજબ છે -

(૧) દરેક ભાઈ-બહેને પોતાના કલ્યાણ માટે નિત્ય નિયમપૂર્વક વધુમાં વધુ સંખ્યામાં ભગવન્નામનો જપ કરવો. રોજ જેટલો કરો છો એને વધારવાનો પ્રયાસ કરવો.

(૨) હરતાં-ફરતાં, ઊઠતાં-બેસતાં, કામ-કાજ કરતાં, બધો વખત ભગવાનને સ્મરણમાં રાખવાનો અભ્યાસ કરવો. પહેલાં અડધા કલાકે, પછી પંદર મિનિટના અંતરે, પછી દસ મિનિટે, પછી પાંચ મિનિટે, આ રીતે કરતાં કરતાં નિરંતર ભગવત્સ્મરણ કરવાનો પ્રયાસ કરવો. એ માટે સૌથી શ્રેષ્ઠ ચાર ઉપાયો છે. આપ સૌ એમને કામે લગાડશો તો એથી ઘણી સહાયતા મળી

શકે એમ છે. ઉપાયો આ છે–

(ક) એકાંતમાં બેસીને કરુણભાવે અને ગદ્‌ગદવાણીથી ભગવાનને પ્રાર્થના કરવી કે 'હે પરમેશ્વર! હું હૃદયપૂર્વક આપની સ્મૃતિ ઇચ્છું છું. આપને આપની સ્મૃતિ ટકી રહે એ માટે ભીખ માગું છું.' આ રીતે નિત્ય પોતપોતાના ભાવો અનુસાર ભગવાન પાસે આર્તભાવે પ્રાર્થના કરવી. એક મિનિટની સાચી પ્રાર્થનાથી પણ મોટો લાભ થાય છે.

(ખ) નિત્ય નિયમપૂર્વક સત્સંગ કરવો, જો ક્યાંય સત્સંગ ન મળે તો સદ્‌ગ્રંથોનો સ્વાધ્યાય તેમજ ભગવદ્‌વાક્યોનો સંગ કરવો.

(ગ) સમય ઘણો મૂલ્યવાન છે. મનુષ્યનું શરીર મળી ગયું, એ ભગવાનની મોટી દયા છે. હજી પણ જો ભગવત્પ્રાપ્તિથી વંચિત રહી ગયા તો આપણા જેવો મૂર્ખ કોણ હશે? આપણે આપણો અમૂલ્ય સમય અમૂલ્ય કાર્યમાં જ ગાળવો. ભગવાનની સ્મૃતિ જ અમૂલ્ય છે. આ રીતે સદા વિચારવું.

(ઘ) મૃત્યુ કોણ જાણે ક્યારે આવી જાય, એ દરેક ક્ષણે આપણી સામે મોઢું ફાડીને ઊભું છે. માટે જ્યાં સુધી નિરંતર ભજન ન થવા માંડે ત્યાં સુધી મોટો ખતરો છે. આ રીતે કાયમ મૃત્યુને યાદ રાખવાથી પણ વિષયોમાં વૈરાગ્ય થઈને ભગવત્સ્મૃતિ ટકી રહી શકે છે.

આ ચાર ઉપાયોને કામે લગાડવાથી ભગવાનની સ્મૃતિમાં મદદ મળી શકે છે.

(૩) નિત્ય સવાર-સાંજ મોટાઓને પ્રણામ કરવાં. જો એનો અભ્યાસ છૂટી ગયો હોય તો ફરી પ્રારંભ કરી દેવો. દિવસમાં ઓછામાં ઓછાં એકવાર તો અવશ્ય ગુરુજનોને પ્રણામ કરવાં. એવું કરવાથી કલહ નથી થતો, કે જે ઘણો મોટો લાભ છે તથા તપ, તેજ, આયુષ્ય, કીર્તિ, વિનય, બળ અને ધર્મની વૃદ્ધિ થાય છે તેમજ મર્યા પછી ઉત્તમગતિ પ્રાપ્ત થાય છે.

(૪) ચોથી વાત ઘણી જ કીમતી છે. એને આજથી જ કામે લગાડવાનો પ્રયાસ કરવો. એથી ઘણા ઓછા સમયમાં આપ સૌના ભાવ સુધરી શકે છે. ભગવાન પણ સત્વરે મળી શકે છે. વાત કંઈ અઘરી પણ નથી. સૌની સાથે પ્રેમ વધારો. મારા થકી બીજાનું હિત શી રીતે થાય, નિરંતર આ જ વાત વિચારતાં રહેવું. યથાશક્તિ સૌની સેવા-સહાયતા કરવી. સ્વયં ભગવાને ગીતામાં દાંડી પીટીને કહ્યું છે–

**તે પ્રાપ્નુવન્તિ મામેવ સર્વભૂતહિતે રતાઃ।**

(ગીતા ૧૨/૪)

'જેઓ સઘળાં ભૂતોના હિતમાં રત રહે છે તેઓ મને જ પામે છે.'

માટે સૌની સેવા કરવી. પોતાના કરતાં જેઓ મોટાં છે, પૂજ્ય છે, દુઃખી છે, લાચાર છે, એમની સેવાનું એથીય વધુ મહત્ત્વ છે. કોઈ પણ મળી જાય, એને જોઈને પ્રસન્ન થવું. સૌની સાથે મીઠાં વચન બોલવાં. પ્રેમનો વ્યવહાર રાખવો. પોતાની દૃષ્ટિએ સૌ ભગવાનનું સ્વરૂપ છે એમ સમજવું. સેવા પણ એવા ભાવે જ કરવી. સેવાનો એટલો મોટો પ્રભાવ છે કે એનાથી ભગવાન આપમેળે મળી શકે છે. માટે તન-મન-ધનથી દીન-દુઃખીઓની માતા-પિતા વગેરે ગુરુજનોની, સૌની સેવા કરવી.

સેવા કરવાનાં બે સાધનો છે – દામ (ધન) અને કામ (કર્મ). આપણને ભગવાને રૂપિયા, ભોગ-પદાર્થ, ઐશ્વર્ય વગેરે જે કંઈ પણ આપ્યું છે, એ જો કોઈ રીતે પણ બીજા લોકોની સેવામાં વપરાય તો પોતાનું અહોભાગ્ય સમજવું. એને બીજા લોકોને આપીને ઘણા પ્રસન્ન થવું અને એમ માનવું કે આ રીતે આજે મેં ભગવાનની

જ સેવા કરી છે. એ જ રીતે શરીરથી કરવા યોગ્ય સેવાનું કોઈ કામ સામે આવી જાય તો એને ઘણા પરિશ્રમ સાથે પ્રસન્નચિત્તે કરવું.

સેવાનાં આ બે સાધનો — દામ અને કામ— ઘણાં મહત્ત્વનાં છે. એકમાં ઐશ્વર્યનો ત્યાગ છે, બીજામાં શારીરિક પરિશ્રમ છે. અથવા એમ કહો કે એકમાં મમતાનો ત્યાગ છે, બીજામાં અહંતાનો ત્યાગ છે. અહંતા અને મમતા એ બે મોટી બીમારીઓ છે. એમનો ત્યાગ થવો અત્યાવશ્યક છે. માટે ક્યાંય પણ સેવાનો અવસર મળી જાય તો સમજવું કે સાચું ધન મળી ગયું. સેવાનું કામ મળી ગયું તો એવી પ્રસન્નતા થવી જોઈએ જાણે ભગવાન મળી ગયા.

સારા માણસો પોતાના સમયની એક એક મિનિટ કામે લગાડે છે. આયુષ્ય સમાપ્ત થઈ જાય છે, પણ કામ સમાપ્ત નથી થતું. ભગવાને ગીતા ૨/૪૦માં કર્મયોગની ઘણી પ્રશંસા કરી છે. સ્વાર્થનો ત્યાગ જ કર્મયોગ છે. આ જ અસલ ધર્મ છે. એનું અવળું ફળ કદી નથી મળતું, કે ન એનો કદી નાશ થાય છે. આનું થોડુંક પણ પાલન કરવામાં આવે તો એ જન્મ-મરણના બંધનથી છોડાવી શકે છે. માટે જ સેવાને સાક્ષાત્ ભગવાન માનીને એનો આદર કરવો. અને એને તત્પરતા સાથે કરવાનો પૂરો પ્રયાસ કરવો.

સેવાનાં ઘણાં સ્વરૂપો છે. બીજા લોકોને માન-મોટાઈ આપવાં એ પણ સેવા જ છે. સેવા રત્નોની ઢગલી છે. એને લૂંટવાની વસ્તુ સમજીને ઘણી લૂંટવી. કોઈ પણ હલકું કામ — જેમકે પગ ધોવડાવવા, હાથ ધોવડાવવા, પતરાળાં લેવાં વગેરે— મળી જાય તો સમજવું કે ભગવાનની વિશેષ દયા છે. જોઈ કોઈ બીમારના ઝાડો-પેશાબ લઈ લેવાનું કામ મળી જાય તો તો ભગવાનની પૂર્ણ દયા સમજવી. સેવાકાર્યમાં જેટલો ઊંચો ભાવ રાખી શકાય એટલો રાખવો. જો સેવાકાર્યને સાક્ષાત્ પરમાત્માની સેવા સમજવામાં આવે તો તો કહેવું જ શું? એનાથી પરમાત્મા બહુ સત્વરે મળી શકે છે.

જો કોઈ વ્યક્તિ આપણી પાસે સેવા કરાવે તો આપણે પોતાના ઉપર એની મોટી દયા માનવી. સમજવું કે એ જ દાતા છે. આપણને મુક્ત કરાવવા માટે આપણી પાસે સેવા કરાવી રહ્યો છે. કોઈએ આપણી સેવા સ્વીકારી લીધી તો સમજવું કે એણે આપણો ઉદ્ધાર કરી દીધો. અને જેની સેવા કરવાની છે એને ઈશ્વર માનીને જો એની સેવા કરવામાં આવે તો તો ખુલ્લો દરબાર છે. સેવકને સાક્ષાત્ નારાયણની સેવાનો લાભ મળી શકે છે. આ ઘણો ઊંચી સ્થિતિનો ભાવ છે. સેવાને નારાયણની સેવા બનાવવી એ સેવકના હાથની વાત છે.

પોતાના ધન અને ઐશ્વર્યને પોતાના પૂજ્યજનો તેમજ દીનદુઃખીઓની સેવામાં સમર્પિત કરી દેવાં. આનાથી પણ ઊંચો ભાવ એમ સમજીને આપવું છે કે સાક્ષાત્ નારાયણ જ એમના રૂપે પ્રગટ થઈને આપણાં ધન અને ઐશ્વર્યને સેવાના રૂપમાં સ્વીકારી રહ્યા છે. આનાથી બીજો લાભ એ સમજવો કે આપણી મમતાનો પરિત્યાગ થઈ રહ્યો છે. આપણો બોજો હળવો થઈ રહ્યો છે. ત્રીજો લાભ એ છે કે ધન અને ઐશ્વર્યના ત્યાગથી ઉદારતા વધે છે, દયા વધે છે, આ સદ્‌ગુણો ધન અને ઐશ્વર્ય કરતાં ઘણાય મૂલ્યવાન છે. આજે જો આપણું મૃત્યુ થઈ જાય તો ધન-ઐશ્વર્ય બધું અહીં જ છૂટી જશે, માટે એને સંઘરી રાખવાથી કશો લાભ નથી. ઉપરથી એ આપણા માટે બંધનરૂપ છે. પણ જો આપણે એને બીજા લોકોના ઉપકારમાં જોડી દીધું, એનાથી બીજા લોકોનો ઉપકાર થઈ

ગયો તો સમજો કે એનાથી આપણું મોટું હિત સધાઈ ગયું. ભગવાનની વસ્તુઓ ભગવાનના કામમાં આવી ગઈ. આપણો ભાર ઊતરી ગયો. જીવનનું જોખમ ઊતરી ગયું. જો આમ સમજીને નિષ્કામભાવે પોતાનું આખું સ્વત્વ બીજા લોકોની સેવામાં સમર્પિત કરી દેવામાં આવે તો એનાથી ઘણો મોટો લાભ છે.

આટલી વાતો તો સૌના માટે કહેવામાં આવી. હવે કંઈક સ્ત્રીઓના કામની વાતો વિશેષપણે કહેવી છે. સ્ત્રીઓમાં કંઈક અજ્ઞાનપણું વધુ હોય છે. એમનામાં લડાઈ-ઝઘડા ઘણું કરીને વધુ થાય છે, એનું કારણ એમની અણસમજ જ છે. ઘરમાં પ્રેમ વધારવા માટે એમણે સૌની સાથે હસીને બોલવું, સૌની સાથે વિનયપૂર્વક વ્યવહાર કરવો. જો કોઈ એમના પર ગુસ્સો કરે તો પણ એમણે પ્રસન્નતાપૂર્વક હસીને મીઠો જવાબ આપવો. મધુરભાષીપણું સ્ત્રીઓનો મુખ્ય ગુણ છે. જે સ્ત્રી બીજા લોકોને માન-મોટાઈ આપે છે. સૌની સાથે વિનય અને પ્રેમપૂર્ણ વર્તાવ રાખે છે એના પર ભગવાન તુરત જ પ્રસન્ન થાય છે અને સાથે સાથે એના અહંકાર અને કઠોરતાનો નાશ થાય છે. જો કોઈ સ્ત્રીને કારણે ઘરમાં કલહ થઈ ગયો તો એણે એમ માનવું કે જાણે મારા પર કલંક લાગી ગયું. એ વાતનું બરાબર ધ્યાન રાખવું કે આપણે તો ભલાઈ જ લઈને જવું છે. અને ભલાઈ ત્યારે જ મળી શકે જ્યારે આપણો વ્યવહાર સૌ પ્રત્યે અનુકૂળ હશે.

સ્ત્રીઓ ઘણું કરીને ભોળી હોય છે, એમનામાં મોહ અને આસક્તિનું પ્રમાણ વધુ હોય છે. એમને ઘરેણાં, કપડાં, શરીર, બાળ-બચ્ચામાં આસક્તિ વધુ હોય છે, આ આસક્તિ બંધન છે, મુક્તિમાં બાધા નાખનારી વસ્તુ છે. બીજાના હિત ખાતર ઉદારતાપૂર્વક આ વસ્તુઓનો ત્યાગ કરવો.

સ્ત્રીઓમાં ઉદારતાની પણ ઊણપ હોય છે. કોઈ લાખોપતિના ઘરની માલકણ પણ વર્ષભરમાં ભાગ્યે જ સો-બસો રૂપિયા સારા કામમાં ખર્ચતી હશે. ઉદારતાની ઘણી જરૂર છે. ખાસ કરીને મારવાડી સમાજની સ્ત્રીઓમાં આની ઘણી ઊણપ છે.

સ્ત્રીઓમાં પુરુષો તરફ જોવાની પણ સ્વાભાવિક પ્રવૃત્તિ હોય છે, જોકે સ્ત્રીઓ કરતાંય પુરુષોમાં આ આદત વધુ જોવા મળે છે. સ્ત્રી-પુરુષ બેય માટે પરપુરુષ કે પરસ્ત્રી તરફ જોવું બ્રહ્મચર્યમાં કલંક સમજવું. વિધવા સ્ત્રીએ તો એમ સમજવું કે જો કોઈ પુરુષ તરફ એની દૃષ્ટિ જતી રહી તો એનો ધર્મ નષ્ટ થઈ ગયો.

સ્ત્રીઓ ઝોડઝપટ અને ટોણાટુચકા વગેરેમાં વધુ વિશ્વાસ કરે છે, આ બધો વહેમ છે. આ વહેમનો એકદમ ત્યાગ કરી દેવો. આ બધામાં વિશ્વાસ કરવો ધૂર્તોની ચુંગાલમાં ફસાવા બરાબર છે. જો કોઈ બીમાર થઈ જાય તો એ માટે ઔષધોપચારનો પ્રયાસ કરવો. કોઈ કામના કરવી હોય તો સીધી પરમેશ્વરને કરવી. પતિવ્રતા સ્ત્રી તો કદી કામના કરતી જ નથી. જો કરે પણ છે તો પોતાના પતિ પાસે જ કરે છે, કોઈ બીજા પાસે નહીં. એ જ રીતે ઈશ્વર સિવાય કોઈ બીજા પાસે કામના ન કરવી. પરમપતિના રહેતાં કોઈ બીજા પાસે યાચના કેમ કરીએ? અને સર્વોત્તમ વાત તો એ છે કે કોઈની પાસે યાચના કરીએ જ નહીં. સ્ત્રીઓ માટે એ ઉચિત છે કે તેઓ કદી કલ્પિત દેવી-દેવતાના મંદિરમાં ભૂલથીયે ન જાય. બનાવટી દેવી-દેવતાઓની રચના ધૂર્તોએ કરી છે. એમની માન્યતા છોડીને શાસ્ત્રીય દેવી-દેવતાઓની ઉપાસના કરવી. પાર્વતી, લક્ષ્મી, સાવિત્રી વગેરે દેવીઓ; બ્રહ્મા,

શિવ, સૂર્ય, ચન્દ્ર, અગ્નિ, વાયુ વગેરે દેવતાઓ, વ્યાસ, વસિષ્ઠ, નારદ વગેરે ઋષિ-મહાત્માઓ અને ધ્રુવ, પ્રહ્‌લાદ, હનુમાન વગેરે મહાન ભક્તોની જ પૂજા-ઉપાસના કરવી. એમના સ્મરણમાત્રથી આત્મા પવિત્ર થઈ જાય છે. આ સિવાય કોઈની વાતમાં આવી જઈને અશાસ્ત્રીય દેવી-દેવતાઓની પૂજા કદીય ન કરવી, નહીં તો ધૂતારાઓ ફાવી જાય છે. પીર, પેગંબર વગેરેનું પૂજન તો બિલકુલ કાઢી નાખવું. એમનું પૂજન-અર્ચન કરવું અને એમની પાસેથી કોઈ કામનાની સિદ્ધિ ઇચ્છવી એ પાપ અને મૂર્ખતા સિવાય બીજું કશું જ નથી. એમનો પરિત્યાગ કરીને દરેક સ્ત્રીએ પોતાનું ઘર શુદ્ધ-પવિત્ર બનાવવું. પૂજા કાં તો ભગવાનની કરવી કે શાસ્ત્રીય દેવી-દેવતાઓની. ભગવાનના ભક્તો તો દેવતાઓથીય વધીને હોય છે.

સ્ત્રીઓએ ખાન-પાનમાં પણ ભેદભાવ ન રાખવો. જે સ્ત્રી ઘરમાં ખાન-પાનની બાબતમાં ભેદબુદ્ધિ રાખે છે, એ મૃત્યુ પછી ચામાચીડિયું થાય છે – આવી વાત શાસ્ત્રોમાં લખી છે. માટે સ્ત્રીઓ માટે ઉચિત છે કે તેઓ ઘરમાં નાનાં-મોટાં સૌને એક જ ભોજન પીરસે, કોઈને સારું અને કોઈને હલકું એમ નહીં.

સ્ત્રીઓની સાથે સાથે પુરુષોએ પણ પોતાનાં કર્તવ્યોનું પાલન સારી પેઠે કરવું. પુરુષોએ લોભના ત્યાગનું ખાસ ધ્યાન રાખવું. સાથે સાથે સત્ય-પાલન પર પણ પૂરું ધ્યાન આપવું. પ્રાણ જાય તો ભલે જાય, પણ સત્ય કદી ન જાય – એવા વ્રતનું પાલન કરવું. જો પુરુષ જૂઠ-કપટ, પારકો હક પડાવી લેવાનો પ્રયાસ તથા લોભનો ત્યાગ કરી દે તો તેનામાં જલદી સુધારો થઈ શકે એમ છે. પુરુષો માટે આસક્તિનો ત્યાગ સર્વપ્રધાન કર્તવ્ય છે. ખાસ કરીને કંચન, કામિની અને દેહની આસક્તિનો ત્યાગ ઘણી દૃઢતા સાથે કરવો. કામ, ક્રોધ, અને લોભ – આ ત્રણ પ્રબળ શત્રુઓ છે – સાક્ષાત્ નરકમાં લઈ જનારા છે. માટે એમનાથી ખાસ સાવધ રહેવું.

માન-મોટાઈ અથવા પ્રતિષ્ઠાની ઇચ્છા કરવી એ મૃત્યુની ઇચ્છા કરવા બરાબર છે. અચ્છા અચ્છા માણસો આમાં ફસાઈને સાધનથી ચ્યુત થઈ જાય છે. ત્યાં સુધી કે કંચન-કામિનીનો ત્યાગ કરનારા પણ આમાં ફસાઈને અટકી જાય છે, સાધનમાર્ગે આગળ નથી વધી શકતા. એના આઘાતથી કોણ જાણે કેટલા પુરુષો પડીને ભાંગીને ભુક્કો થઈ ગયા. માટે ઘણા સાવધાનપણે એનાથી બચવું. વૈરાગ્યનો અભ્યાસ કરવો અને જીવનને કઠોર સંયમ સાથે વિતાવવું. માણસની રક્ષા કરવા માટે સંયમ એક સુદૃઢ કિલ્લો છે. એને કોઈ શત્રુ તોડી નથી શકતો. મન, બુદ્ધિ અને ઇન્દ્રિયોને વિષયોમાંથી વાળવી એ જ સંયમ છે. સાંસારિક ભોગ-પદાર્થો સામે ઇન્દ્રિયો અને મનની વૃત્તિઓને વૈરાગ્ય, વિવેક કે ભય બતાવીને હઠપૂર્વક વાળવી. એનાથી જ રક્ષણ થાય છે.

દરેક માણસે અધિકાર મુજબ સ્વાધ્યાય કરવો. ગીતા, રામાયણ, મહાભારત, શ્રીમદ્-ભાગવત, વેદ, ઉપનિષદ્ વગેરેનો સ્વાધ્યાય કરવો સૌથી શ્રેષ્ઠ છે. ગીતા, રામાયણ અને મહાપુરુષોનાં વચનોમાં તો સૌનો અધિકાર છે અને એ સૌના માટે લાભપ્રદ છે. માટે દરરોજ નિયમરૂપે તેમ જ પ્રેમપૂર્વક એમનો સ્વાધ્યાય કરવો. વહાલા મનમોહનને કદી વિસારવા નહીં, હૃદયથી સદાય એમનું સ્મરણ કરતા રહેવું. પ્રાણ ભલે જતા રહે, પણ પ્રાણપ્યારાની સ્મૃતિ એક ક્ષણ માટે પણ હૃદયથી દૂર ન થાય. નેત્રો એમને જ જુએ, કાન એમની જ ચર્ચા સાંભળે, વાણીથી

એમના ગુણોનું કીર્તન અને નામનો જપ થાય, શરીર દ્વારા એમને જ પ્રણામ કરવામાં આવે અને હાથ એમની જ સેવા-પૂજામાં પરોવાયેલા રહે. એટલે કે શરીર તેમ જ મન સહિત સઘળી ઈન્દ્રિયો ભગવાનમાં પરોવાઈ જાય, એવો પ્રયાસ કરવો. આ જ ખરું પૌરુષ છે.

હવે કંઈક બાળકોના લાભની વાતો કહેવામાં આવે છે. એ મોટાંઓના પણ કામની છે-

(૧) દરેક બાળકે એ વાતનો પ્રયાસ કરવો કે એના બળની વૃદ્ધિ થાય. એમાં ચાર વાતો સહાયક છે-

(ક) બ્રહ્મચર્યનું પાલન; એનાથી શરીરની સાથે સાથે આત્મબળની પણ વૃદ્ધિ થાય છે.

(ખ) સદા નિયમસર વ્યાયામ કરવો; એનાથી શરીરમાં પૌરુષ તેમજ સ્ફૂર્તિનો ઉદય થાય છે.

(ગ) સવાર-સાંજ ઉચિત પ્રમાણમાં દૂધ પીવું. દૂધ સાક્ષાત્ અમૃત છે, બળ તેમજ બુદ્ધિની વૃદ્ધિ કરનારો એનાથી મોટો કોઈ પદાર્થ નથી. વ્યાયામ કરીને દૂધ પીવાથી વધુ લાભ થાય છે. દૂધથી મન સાત્ત્વિક બને છે.

(ઘ) સ્વાસ્થ્યની વાતો પર ખાસ ધ્યાન રાખવું; નીરોગી રહેવા માટે પોતાનું ઘર અને શરીરનાં વસ્ત્રોને સ્વચ્છ રાખવાં ઘણું જરૂરી છે.

(૨) દરેક બાળકે પોતાની બુદ્ધિનો વિકાસ કરવો. વિદ્યા અને સત્શાસ્ત્રોના અભ્યાસથી બુદ્ધિ વધે છે. વૃદ્ધ અને ભલા માણસોનો સંગ, સેવા અને નમસ્કાર કરવાથી વિચારો નિર્મળ બને છે. ઉત્તમ ગુણોનો સંગ્રહ, ઉત્તમ આચરણ તેમજ શૌચાચારનું પાલન કરવાથી પણ બુદ્ધિ પવિત્ર તેમજ તીક્ષ્ણ બને છે.

(૩) સૌ બાળકોએ ભગવાનની ભક્તિ પોતાના હૃદયમાં ધારણ કરવી. ભગવદ્ભક્તિથી સદાચાર અને સદ્ગુણોની વૃદ્ધિ આપમેળે થવા માંડે છે. ભગવદ્ભક્તિ ઉત્તમ આચરણોનું મૂળ છે. ભગવાનનું ભજન, ધ્યાન, પૂજા, પ્રાર્થના, નમસ્કાર, સ્તુતિ – આ બધાં ભક્તિનાં અંગો છે. બાળકોએ આ બધાં પર ખાસ ધ્યાન આપવું.

—★—

## બ્રહ્મચર્ય

બ્રહ્મચર્યનો યૌગિક અર્થ છે બ્રહ્મની પ્રાપ્તિ કાજે વેદોનું અધ્યયન કરવું. પ્રાચીન કાળમાં છાત્રો બ્રહ્મની પ્રાપ્તિ માટે ગુરુને ત્યાં રહીને સાવધાનીપૂર્વક વીર્યની રક્ષા કરતાં કરતાં વેદાધ્યયન કરતા હતા. માટે ધીરે ધીરે 'બ્રહ્મચર્ય' શબ્દ વીર્યરક્ષાના અર્થમાં રૂઢ થઈ ગયો. આજે આપણે એ જ વીર્યરક્ષા વિશે કંઈક વિચાર કરવો છે. વીર્યરક્ષા જ જીવન છે અને વીર્યનો નાશ જ મૃત્યુ છે. વીર્યરક્ષાના પ્રભાવે જ પ્રાચીનકાળના લોકો દીર્ઘજીવી, નીરોગી, હૃષ્ટ-પુષ્ટ, બળવાન, બુદ્ધિશાળી, તેજસ્વી, શૂરવીર અને દૃઢસંકલ્પ થતા હતા. વીર્યરક્ષાને કારણે જ તેઓ ઠંડી, ગરમી, વરસાદ વગેરેને સહીને અનેક જાતનાં તપ કરવામાં સમર્થ થતા હતા. બ્રહ્મચર્યને બળે જ તેઓ પ્રાણવાયુને રોકીને શરીર અને મનની શુદ્ધિ વડે અનેક પ્રકારનાં યોગ-સાધનોમાં સફળતા પામતા હતા. બ્રહ્મચર્યને બળે જ તેઓ થોડાક જ સમયમાં અનેક પ્રકારની વિદ્યાઓ શીખીને પોતાના જ્ઞાન દ્વારા પોતાનું અને જગતનું લૌકિક તેમજ પારમાર્થિક બેય પ્રકારનું કલ્યાણ સાધવામાં સમર્થ થતા હતા. શરીરમાં સાર વસ્તુ વીર્ય જ છે. એના નાશથી જ આજે આપણો દેશ રસાતળે

જઈ પહોંચ્યો છે. બ્રહ્મચર્યના નાશને કારણે જ આજે આપણે અનેક જાતની બીમારીઓના શિકાર બની રહ્યા છીએ, નાનકડી ઉંમરમાં કાળના ફંદામાં જઈ રહ્યા છીએ. એના જ કારણે આજે આપણે પોતાનાં બળ, તેજ, વીરતા અને આત્મસમ્માનને ખોઈને પરાધીનતાની બેડીમાં જકડાયેલા છીએ. અને જે આપણો દેશ કોઈક કાળે વિશ્વનો શિરમોર અને સભ્યતાનું ઉદ્‌ગમસ્થાન બનેલો હતો, એ જ આજે બીજા લોકો દ્વારા લાંછિત અને પગતળે કચડાઈ રહ્યો છે. વિદ્યા-બુદ્ધિ, બળ-વીર્ય, કળા-કૌશલ સૌમાં આપણે પાછળ છીએ. આને જ કારણે આજે આપણે ચારિત્ર્યથી પણ ભ્રષ્ટ થયા છીએ. સારાંશ એ છે કે કોઈ પણ વાતે આજે આપણે સંસાર સામે પોતાનું મસ્તક ઊંચું નથી કરી શકતા. વીર્યનો નાશ જ આપણી આ પડતીની દશાનું મુખ્ય કારણ જણાય છે. વીર્યના નાશથી શરીર, બળ, તેજ, બુદ્ધિ, ધન, માન, લોક, પરલોક – સૌની હાનિ થાય છે. પરમાત્માની પ્રાપ્તિ તો વીર્યની રક્ષા ન કરનારાથી માઈલો દૂર રહે છે.

બ્રહ્મચર્ય વિના કોઈ પણ કાર્ય સિદ્ધ નથી થતું. રોગથી મુક્ત થવા માટે, સ્વાસ્થ્ય-લાભ માટે, બળ-બુદ્ધિના વિકાસ માટે, વિદ્યાભ્યાસ માટે તથા યોગાભ્યાસ માટે તો બ્રહ્મચર્યની બહુ વધારે જરૂર છે. ઉત્તમ સંતાનની પ્રાપ્તિ, સ્વર્ગની પ્રાપ્તિ, સિદ્ધિઓની પ્રાપ્તિ, અંતઃકરણની શુદ્ધિ તથા પરમાત્માની પ્રાપ્તિ – બ્રહ્મચર્યથી સર્વ કાંઈ સંભવ છે. અને બ્રહ્મચર્ય વિના કશુંય નથી થઈ શકતું. સાંખ્યયોગ, જ્ઞાનયોગ, ભક્તિયોગ, રાજયોગ, હઠયોગ – સૌ સાધનોમાં બ્રહ્મચર્યની જરૂર પડે છે. માટે લોક-પરલોકમાં પોતાનું હિત ઈચ્છનારે ઘણી સાવધાનીપૂર્વક તેમજ તત્પરતા સાથે વીર્યરક્ષા માટે પ્રયાસ કરવો.

સર્વ પ્રકારના મૈથુનના ત્યાગનું નામ જ બ્રહ્મચર્ય છે. મૈથુનના નીચે લખેલા પ્રકારો શાસ્ત્રોમાં કહેવામાં આવ્યા છે–

(૧) સ્મરણ – કોઈ સુંદર યુવતી સ્ત્રીના રૂપ-લાવણ્ય અથવા હાવ-ભાવ, કટાક્ષ તેમજ શૃંગારનું સ્મરણ કરવું, નિંદિત પુરુષોની નિંદિત ક્રિયાઓનું સ્મરણ કરવું, પોતાના દ્વારા અગાઉ ઘટેલી મૈથુન વગેરે ક્રિયાનું સ્મરણ કરવું, ભવિષ્યમાં કોઈ સ્ત્રી સાથે મૈથુન કરવાનો સંકલ્પ અથવા ભાવના કરવાં, માળા, ચંદન, અત્તર, સુગંધિત તેલ, પાવડર વગેરે કામોદ્દીપક તેમ જ શૃંગારના પદાર્થોનું સ્મરણ કરવું. અગાઉ જોયેલા કોઈ સુંદર સ્ત્રી અથવા બાળકના કે અશ્લીલ ચિત્રનું સ્મરણ કરવું – આ બધું માનસિક મૈથુનની અંતર્ગત આવે છે. આનાથી વીર્યનો પ્રત્યક્ષ કે અપ્રત્યક્ષરૂપે નાશ થાય છે અને મન ઉપર તો ખરાબ પ્રભાવ પડે જ છે. મન ખરાબ થવાથી આગળ જતાં એવી ક્રિયા પણ બની શકે છે. માટે સર્વાંગસંપૂર્ણ બ્રહ્મચર્યનું પાલન કરનાર માટે એ ઉચિત છે કે એ કહેવામાં આવેલ સર્વ પ્રકારના માનસિક મૈથુનનો ત્યાગ કરી દે, જેનાથી મનમાં કામોદ્દીપન થાય એવો કોઈ સંકલ્પ ન કરે અને જો થઈ જાય તો એનો તત્કાળ વિવેક તેમજ વિચાર દ્વારા ત્યાગ કરી દે.

(૨) શ્રવણ – ગંદાં તથા કામોદ્દીપક તેમજ શૃંગાર-રસનાં ગીતો સાંભળવાં, શૃંગાર-રસનું ગદ્ય-પદ્યાત્મક વર્ણન સાંભળવું, સ્ત્રીઓના રૂપ-લાવણ્ય તથા અંગોનું વર્ણન સાંભળવું, એમના હાવ-ભાવ, કટાક્ષનું વર્ણન સાંભળવું, કામવિષયક વાતો સાંભળવી વગેરે – આ બધું શ્રવણરૂપી મૈથુનની અંતર્ગત આવે છે. બ્રહ્મચારી માટે ઉચિત છે કે કહેવામાં આવેલ સર્વ પ્રકારના શ્રવણનો ત્યાગ કરી દે.

(૩) કીર્તન – અશ્લીલ વાતોનું કથન, શૃંગાર રસનું વર્ણન, સ્ત્રીઓનાં રૂપ-લાવણ્ય, યૌવન તેમજ શૃંગારની પ્રશંસા તથા એમના હાવ, ભાવ, કટાક્ષ વગેરેનું વર્ણન, વિલાસિતાનું વર્ણન, કામોદ્દીપક અથવા ગંદાં ગીતો ગાવાં તથા એવા સાહિત્યને પોતે વાંચવું અને બીજા લોકોને સંભળાવવું તથા કથા વગેરેમાં એવા પ્રસંગો વિસ્તાર સાથે કહેવા – આ બધું કીર્તનરૂપી મૈથુનની અંતર્ગત આવે છે. બ્રહ્મચારી માટે ઉચિત છે કે એ આ બધાનો ત્યાગ કરી દે.

(૪) પ્રેક્ષણ – સ્ત્રીઓના રૂપ-લાવણ્ય, શૃંગાર તથા એમનાં અંગોની રચનાને જોવી, કોઈ સુંદરી સ્ત્રી અથવા સુંદર બાળકના રૂપ કે ચિત્રને જોવું, નાટક-સિનેમા જોવાં, કામોદ્દીપક વસ્તુઓ તથા સજાવટના સામાનને જોવો, દર્પણ વગેરેમાં પોતાનું રૂપ તથા શૃંગાર જોવાં – આ બધું પ્રેક્ષણરૂપી મૈથુનની અંતર્ગત છે. બ્રહ્મચારી માટે ઉચિત છે કે એ જાણી-જોઈને તો આ વસ્તુઓને જુએ જ નહીં, જો ભૂલથી એમના પર નજર પડી જાય તો એમને સ્વપ્નવત્, માયામય, નાશવંત તેમજ દુ:ખરૂપ સમજીને તરત જ એમના પરથી નજર વાળી લે, નજરને એમના પર ઠરવા ન દે.

(૫) કેલિ – સ્ત્રીઓ સાથે હસી-મજાક કરવી, નાચવું-ગાવું, આમોદ-પ્રમોદ માટે ક્લબ વગેરેમાં જવું, જળ-વિહાર કરવો, ફાગ ખેલવો, ગંદી ક્રિયાઓ કરવી, સ્ત્રી-સંગ કરવો વગેરે – આ બધું કેલિરૂપી મૈથુનની અંતર્ગત છે. બ્રહ્મચારીએ આ બધાનો સર્વ રીતે ત્યાગ કરી દેવો.

(૬) શૃંગાર – પોતાને સુંદર દેખાડવા માટે વાળ ઓળવા, કાન પર લટકતી લટ રાખવી, શરીરને વસ્ત્રાભૂષણ વગેરેથી સજાવવું, અત્તર, સુગંધિત તેલ, પાવડર વગેરે લગાવવા, ફૂલોની માળા પહેરવી, અંગરાગ કરવો, આંખ આંજવી, ઉબટણ લગાડવું, સાબુ કે તેલ વાપરવાં, દાંત રંગવા, દાંતોમાં સોનું જડાવવું, શોખ ખાતર જરૂર વિના ચશ્મા પહેરવા, હોઠ લાલ કરવા માટે પાન ખાવું – આ બધું શૃંગારની અંતર્ગત આવે છે. બીજાના ચિત્તને આકર્ષિત કરવાના ઉદ્દેશ્યથી કરવામાં આવેલ બધો શૃંગાર કામોદ્દીપક, અને એટલે મૈથુનનું અંગ હોવાને કારણે બ્રહ્મચારી માટે સર્વ રીતે ત્યાગ કરવા યોગ્ય છે. કુંવારી કન્યાઓ, બાળકો, વિધવાઓ, સંન્યાસીઓ તેમજ વાનપ્રસ્થોએ તો કહેવામાં આવેલ સર્વ પ્રકારના શૃંગારથી સર્વ રીતે બચવું, પરણેલાં સ્ત્રી-પુરુષોએ પણ ઋતુકાળમાં સહવાસના સમય સિવાયના સમયમાં આ બધા શૃંગારોથી સંભવ હોય ત્યાં સુધી બચવું.

(૭) ગુહ્યભાષણ – સ્ત્રીઓ સાથે એકાંતમાં અશ્લીલ વાતો કરવી, એમનાં રૂપ-લાવણ્ય, યૌવન તેમજ શૃંગારની પ્રશંસા કરવી, હસી-મજાક કરવી – આ બધું ગુહ્યભાષણરૂપી મૈથુનની અંતર્ગત છે, માટે બ્રહ્મચારી માટે સર્વ રીતે ત્યાગ કરવા યોગ્ય છે.

(૮) સ્પર્શ – કામબુદ્ધિથી કોઈ સ્ત્રી કે બાળકનો સ્પર્શ કરવો, ચુંબન કરવું, આલિંગન કરવું, કામોદ્દીપક પદાર્થોનો સ્પર્શ કરવો વગેરે – આ બધું સ્પર્શરૂપી મૈથુનની અંતર્ગત છે, માટે બ્રહ્મચર્યનું પાલન કરનાર માટે ત્યાગ કરવા યોગ્ય છે.

ઉપર કહેલી વાતો પુરુષોને લક્ષમાં રાખીને જ કહેવામાં આવી છે. સ્ત્રીઓએ પણ પુરુષોની બાબતમાં આ જ વાત સમજવી. પુરુષોએ પરસ્ત્રી સાથે અને સ્ત્રીઓએ પરપુરુષ સાથે તો આ આઠેય પ્રકારનાં મૈથુનોનો કોઈ પણ સ્થિતિમાં ત્યાગ કરવો જ, એમ ન કરનારા મોટા

પાપના ભાગીદાર બને છે અને આ લોકમાં તથા પરલોકમાં મોટું દુઃખ ભોગવે છે. ગૃહસ્થોએ પોતાની પરિણીત પત્ની સાથે પણ ઋતુકાળની અનિંદિત રાત્રિઓ સિવાયના સમયે કહેવામાં આવેલ આઠેય પ્રકારના મૈથુનથી બચવું. આ પ્રમાણે કરનારા ગૃહસ્થ હોવા છતાંય બ્રહ્મચારી છે. બાકીના ત્રણ આશ્રમીઓ તથા વિધવા સ્ત્રીઓ માટે તો સઘળી અવસ્થાઓમાં કહેવામાં આવેલ આઠેય પ્રકારના મૈથુનનો ત્યાગ સર્વ રીતે અનિવાર્ય છે.

પરમાત્મપ્રાપ્તિના ઉદ્દેશ્યથી કરવામાં આવેલ ઉપર કહેલ બ્રહ્મચર્યના પાલનમાત્રથી મનુષ્યનું કલ્યાણ થઈ શકે છે, આ વાત ભગવાન શ્રીકૃષ્ણે ગીતાના આઠમા અધ્યાયના ૧૧મા શ્લોકમાં કહી છે. ભગવાન કહે છે–

**યદક્ષરં વેદવિદો વદન્તિ**
**વિશન્તિ યદ્યતયો વીતરાગાઃ ।**
**યદિચ્છન્તો બ્રહ્મચર્યં ચરન્તિ**
**તત્તે પદં સઙ્ગ્રહેણ પ્રવક્ષ્યે ॥**

'વેદને જાણનાર વિદ્વાનો જે સચ્ચિદાનંદઘનસ્વરૂપ પરમપદને અવિનાશી કહે છે, આસક્તિ વિનાના યત્નશીલ સંન્યાસી મહાત્માઓ જેનામાં પ્રવેશ કરે છે તથા જે પરમપદના ઇચ્છુક બ્રહ્મચારીઓ બ્રહ્મચર્યનું આચરણ કરે છે, એ પરમપદને હું તારા માટે ટૂંકમાં કહું છું.'

કઠોપનિષદ્‌માં પણ આ શ્લોકને મળતો આવતો મંત્ર આવ્યો છે–

**સર્વે વેદા યત્પદમામનન્તિ**
**તપાꣳસિ સર્વાણિ ચ યદ્વદન્તિ ॥**
**યદિચ્છન્તો બ્રહ્મચર્યં ચરન્તિ**
**તત્તે પદં સઙ્ગ્રહેણ બ્રવીમ્યોમિત્યેતત્ ॥**
(૧/૨/૧૫)

'સઘળા વેદો જે પદનું વર્ણન કરે છે, સઘળાં તપોને જેની પ્રાપ્તિનું સાધન જણાવવામાં આવે છે, તથા જેની ઇચ્છા રાખનારા બ્રહ્મચારી બ્રહ્મચર્યનું પાલન કરે છે એ પદ હું તને ટૂંકમાં જણાવું છું. – 'ઓમ્' એ જ આ પદ છે.'

કહેવામાં આવેલ બંને મંત્રોમાં પરમપદની ઇચ્છાથી બ્રહ્મચર્યના પાલનની વાત આવી છે, એનાથી એ સ્પષ્ટ થઈ જાય છે કે પરમાત્માની પ્રાપ્તિના ઉદ્દેશ્યથી કરવામાં આવેલ બ્રહ્મચર્યના પાલનમાત્રથી મનુષ્યનું કલ્યાણ થઈ શકે છે. ક્ષત્રિયકુળશિરોમણિ વીરવર ભીષ્મનો જે આટલો મહિમા છે, એ એમના અખંડ બ્રહ્મચર્ય-વ્રતને લીધે જ છે. એના જ કારણે એમનું ભીષ્મ નામ પડ્યું અને એના જ પ્રતાપે એમને પોતાના પિતા શાંતનુ પાસેથી ઇચ્છામૃત્યુનું વરદાન મળ્યું. જેને લીધે તેઓ સંસારમાં અજેય થઈ ગયા. એ જ કારણ છે કે તેઓ સહસ્રબાહુ જેવા અપ્રતિમ યોદ્ધાની ભુજાઓને છેદી નાખનાર તેમજ એકવીસવાર પૃથ્વીને ક્ષત્રિયવિહોણી કરનારા મહાપ્રતાપી ભગવાન પરશુરામથી પણ ન હાર્યા. એટલું જ નહીં, પરાત્પર એવા ભગવાન શ્રીકૃષ્ણને પણ એમને કારણે મહાભારતના યુદ્ધમાં શસ્ત્ર લેવું પડ્યું. એમનો આ બધો મહિમા બ્રહ્મચર્યને જ કારણે હતો. તેઓ ભગવાનના અનન્ય ભક્ત, આદર્શ પિતૃભક્ત, તથા શ્રેષ્ઠ જ્ઞાની તેમજ શાસ્ત્રોના જ્ઞાતા પણ હતા, પણ એમના મહિમાનું મુખ્ય કારણ એમનું આદર્શ બ્રહ્મચર્ય જ હતું. એ જ કારણે તેઓ પોતાના અસ્ત્રવિદ્યાના ગુરુ ભગવાન પરશુરામના ક્રોધના પાત્ર બન્યા, પણ વિવાહ ન કરવાની પોતાની હઠ ન છોડી. ધન્ય છે બ્રહ્મચર્યને! ભક્તશ્રેષ્ઠ હનુમાન, સનક વગેરે મુનીશ્વરો, મહામુનિ શુકદેવ તથા વાલખિલ્ય વગેરે ઋષિઓ પણ પોતાના બ્રહ્મચર્ય માટે પ્રસિદ્ધ છે.

## બ્રહ્મચર્યના રક્ષણથી લાભ અને એના નાશથી હાનિ

બ્રહ્મચર્યના રક્ષણથી શરીરમાં બળ, તેજ, ઉત્સાહ તેમજ ઓજની વૃદ્ધિ થાય છે, ઠંડી, ગરમી, પીડા વગેરે સહન કરવાની શક્તિ આવે છે, વધુ પરિશ્રમ કરવા છતાં પણ થાક ઓછો લાગે છે, પ્રાણવાયુને રોકવાની શક્તિ આવે છે, શરીરમાં સ્ફૂર્તિ તેમજ ચેતનતા રહે છે, આળસ તથા તંદ્રા ઓછી આવે છે, બીમારીઓના આક્રમણને રોકવાની શક્તિ આવે છે, મન પ્રસન્ન રહે છે, કાર્ય કરવાની ક્ષમતા પુષ્કળ માત્રામાં રહે છે, બીજાના મન પર પ્રભાવ પાડવાની શક્તિ આવે છે, સંતાન દીર્ઘાયુ, બલિષ્ઠ તેમજ સ્વસ્થ હોય છે, ઇન્દ્રિયો બળવાન રહે છે, શરીરનાં અંગપ્રત્યંગ સુદૃઢ રહે છે, આયુષ્ય વધે છે, વૃદ્ધાવસ્થા જલદી નથી આવતી, શરીર સ્વસ્થ તેમજ હળવું રહે છે, સ્મરણશક્તિ વધે છે, બુદ્ધિ તીવ્ર બને છે, મન બળવાન થાય છે, કાયરતા નથી આવતી, કર્તવ્યકર્મ કરવામાં અનુત્સાહ નથી થતો, મોટામાં મોટી વિપત્તિ આવવા છતાં પણ ધીરજ નથી ખૂટતી, કઠણાઈઓ તેમજ વિઘ્ન-બાધાઓનો વીરતાપૂર્વક સામનો કરવાની શક્તિ આવે છે, ધર્મ પર આસ્થા દૃઢ બને છે, અંતઃકરણ શુદ્ધ રહે છે, આત્મસમ્માનનો ભાવ વધે છે, દુર્બળોને સતાવવાની પ્રવૃત્તિ ઓછી થાય છે, ક્રોધ, ઈર્ષ્યા, દ્વેષ વગેરે ભાવો ઓછા થાય છે, ક્ષમાનો ભાવ વધે છે, બીજા લોકો પ્રત્યે સહિષ્ણુતા તથા સહાનુભૂતિ વધે છે, બીજા લોકોનું કષ્ટ દૂર કરવાનો તથા દીન-દુઃખીઓની સેવા કરવાનો ભાવ વધે છે, સત્ત્વગુણની વૃદ્ધિ થાય છે, વીર્યમાં અમોઘપણું આવે છે, પરસ્ત્રી પ્રત્યે માતૃભાવ જાગે છે, નાસ્તિકતા તથા નિરાશાના ભાવો ઓછા થાય છે; અસફળતામાં પણ વિષાદ નથી આવતો, સૌના પ્રત્યે પ્રેમ તથા સદ્ભાવ રહે છે. અને આ બધાં કરતાં પણ સૌથી વધુ તો ભગવત્પ્રાપ્તિની યોગ્યતા આવે છે, જે મનુષ્ય-જીવનનું ચરમ ફળ છે, જેના માટે આ મનુષ્ય-દેહ આપણને મળ્યો છે.

આથી અવળું બ્રહ્મચર્યના નાશથી મનુષ્ય અનેક જાતની બીમારીઓનો શિકાર થઈ જાય છે, જરા જેટલાં પણ પરિશ્રમ કે કષ્ટ સહન નથી થતાં, ઠંડી, ગરમી વગેરેનો પ્રભાવ શરીર પર ઘણો જલદી પડે છે, સ્મરણશક્તિ શિથિલ થઈ જાય છે, સંતાન ઉત્પન્ન કરવાની શક્તિ નષ્ટ થઈ જાય છે, સંતાન થાય છે તો પણ દુર્બળ તેમજ ઓછી આવરદાનું થાય છે, મન ઘણું દુર્બળ બની જાય છે, સંકલ્પશક્તિ કમજોર થઈ જાય છે, સ્વભાવ ચીડિયો થઈ જાય છે, જરા પણ પ્રતિકૂળતા સહન નથી થતી, આત્મવિશ્વાસ ઓછો થઈ જાય છે, કામ કરવામાં ઉત્સાહ નથી રહેતો, શરીરમાં આળસ છવાયેલી રહે છે, ચિત્ત સદા સાશંક રહે છે, મનમાં વિષાદ છવાયેલો રહે છે, કોઈ પણ નવું કામ હાથ પર લેવામાં ભય જણાય છે, જરા જેટલા પણ માનસિક પરિશ્રમથી મગજમાં થાક આવી જાય છે, બુદ્ધિ મંદ પડી જાય છે, વધુ વિચારવાની શક્તિ નથી રહેતી, કસમયે વૃદ્ધાવસ્થા ઘેરી વળે છે અને નાની ઉંમરે જ માણસ કાળનો કોળિયો બની જાય છે, ચિત્ત સ્થિર નથી થઈ શકતું, મન અને ઇન્દ્રિયો વશમાં નથી રહી શકતી અને માણસ ભગવત્પ્રાપ્તિના માર્ગથી માઈલો દૂર જતો રહે છે. એ ન તો આ લોકમાં સુખી રહે છે કે ન પરલોકમાં. આવી સ્થિતિમાં મનુષ્ય માટે ઉચિત છે કે એ ઘણી સાવધાનીપૂર્વક વીર્યનું રક્ષણ કરે. વીર્યરક્ષા જ જીવન છે અને વીર્યનાશ જ મૃત્યુ છે. એ વાત સદા સ્મરણમાં રાખે.

ગૃહસ્થાશ્રમમાં પણ કેવળ સંતાનોત્પાદનના ઉદ્દેશ્યથી ઋતુકાળમાં વધુમાં વધુ મહીનામાં બે વાર સ્ત્રીસંગ કરે.

### બ્રહ્મચર્ય-રક્ષણના ઉપાયો

ઉપર કહેવામાં આવેલા મૈથુનના ત્યાગ સિવાયનાં નીચે લખેલાં સાધનો પણ બ્રહ્મચર્યના રક્ષણમાં સહાયક થઈ શકે છે–

(૧) ભોજનમાં ઉત્તેજક પદાર્થોનો સર્વ રીતે ત્યાગ કરી દેવો. મરચું, રાઈ, ગરમ મસાલા, અથાણું, ખટાશ, વધુ ગળ્યું અને વધુ ગરમ વસ્તુઓ ન ખાવી. ભોજન ઘણું ચાવીને ખાવું. ભોજન સદા સાદું, તાજું અને નિયમિત સમયે કરવું. માંસ, લસણ, કાંદા વગેરે અભક્ષ્ય વસ્તુઓ અને દારૂ, ગાંજો, ભાંગ વગેરે બીજી નશીલી વસ્તુઓ તથા કેસર, કસ્તૂરી તેમજ મકરધ્વજ વગેરે વાજીકરણ કરનારાં ઔષધોનું પણ સેવન ન કરવું.

(૨) બની શકે તો નિત્ય ખુલ્લી હવામાં સવારે અને સાંજે પગપાળા ફરવું.

(૩) રાત્રે વહેલા સૂઈને સવારે બ્રાહ્મમુહૂર્તમાં એટલે કે પહોર જેટલી રાત બાકી હોય ત્યારે અથવા સૂર્યોદયથી ઓછામાં ઓછું એકાદ કલાક પહેલાં જરૂર ઊઠી જવું. સૂતી વેળાએ પેશાબ કરીને, હાથ-પગ ધોઈને તથા કોગળા કરી ભગવાનનું સ્મરણ કરતાં કરતાં સૂવું.

(૪) કુસંગનો સર્વ રીતે ત્યાગ કરી યથાસાધ્ય સદાચારી, વૈરાગ્યવાન, ભગવદ્ભક્ત પુરુષોનો સંગ કરવો, જેથી મલિન વાસનાઓ નષ્ટ થઈને હૃદયમાં સારા ભાવોનો સંગ્રહ થાય.

(૫) પતિ-પત્ની સિવાય બીજા સ્ત્રી-પુરુષો એકલા કદી ન બેસે કે ન એકાંતમાં વાતચીત કરે.

(૬) ભગવદ્ગીતા, રામાયણ, મહાભારત, ઉપનિષદ્, શ્રીમદ્ભાગવત વગેરે ઉત્તમ ગ્રંથોનો નિત્ય નિયમપૂર્વક સ્વાધ્યાય કરવો. એનાથી બુદ્ધિ શુદ્ધ થાય છે અને મનમાં ગંદા વિચારો નથી આવતા.

(૭) એશ-આરામ, ભોગ, આળસ, પ્રમાદ અને પાપમાં સમય ન વિતાવવો. મનને સદા કોઈ ને કોઈ સારા કામમાં પરોવેલું રાખવું.

(૮) મૂત્રત્યાગ અને મળત્યાગ પછી ઇન્દ્રિયને ઠંડા પાણીથી ધોવી અને મળ-મૂત્રની હાજતને કદી ન રોકવી.

(૯) બની શકે તો ઠંડા પાણીથી નિત્ય સ્નાન કરવું.

(૧૦) નિત્ય નિયમિતરૂપે કોઈક વ્યાયામ કરવો. બની શકે તો નિત્ય કંઈક આસન તેમજ પ્રાણાયામનો પણ અભ્યાસ કરવો.

(૧૧) લંગોટ કે કૌપીન રાખવું.

(૧૨) નિત્ય નિયમિતરૂપે અમુક સમય સુધી પરમાત્માનું ધ્યાન જરૂર કરવું.

(૧૩) યથાશક્તિ ભગવાનના કોઈ પણ નામનાં શ્રદ્ધા-પ્રેમપૂર્વક જપ તથા કીર્તન કરવાં. કામવાસના જાગૃત થાય તો નામ-જપની ધૂન લગાવી દેવી, અથવા તો જોર-જોરથી કીર્તન કરવા માંડવું. કામવાસના નામ-જપ અને કીર્તનની સામે કદી ટકી નથી શકતી.

(૧૪) જગતમાં વૈરાગ્યની ભાવના કરવી. સંસારની અનિત્યતાનું વારંવાર સ્મરણ કરવું. મૃત્યુને સદા યાદ રાખવું.

(૧૫) પુરુષોએ સ્ત્રીના શરીરમાં અને સ્ત્રીઓએ પુરુષના શરીરમાં મલિનપણાની બુદ્ધિ આણવી. એમ સમજવું કે જે આકૃતિને આપણે સુંદર સમજીએ છીએ, એ વાસ્તવમાં ચામડામાં લપેટેલું માંસ, અસ્થિ, રુધિર, મજ્જા, મળ, મૂત્ર, કફ વગેરે મલિન તેમજ અપવિત્ર પદાર્થોનો એક ઘૃણાસ્પદ પિંડમાત્ર છે.

(૧૬) મહિનામાં ઓછામાં ઓછા બે દિવસ એટલે કે દરેક એકાદશીએ ઉપવાસ કરવો અને અમાસ તથા પૂનમે કેવળ એક જ વખત એટલે કે દિવસે ભોજન કરવું.

(૧૭) ભગવાનની લીલાઓ તથા મહાપુરુષો તેમજ વીર બ્રહ્મચારીઓનાં ચરિત્રોનું મનન કરવું.

(૧૮) બની શકે તો સૌમાં પરમાત્મભાવના કરવી.

(૧૯) નિત્ય-નિરંતર ભગવાનને સ્મરણમાં રાખવાનો પ્રયાસ કરવો.

ઉપર જેટલાં સાધન જણાવવામાં આવ્યાં છે, એમાં છેવટનું સાધન સૌથી ઉત્તમ તથા સૌથી વધુ કારગત છે. જો નિત્ય-નિરંતર અંતઃકરણને ભગવદ્‌ભાવે ભરતા રહેવાનો પ્રયાસ કરવામાં આવે તો મનમાં ગંદા ભાવ કદી ઉત્પન્ન થઈ જ નથી શકતા. કોઈક કવિએ કેવું સુંદર કહ્યું છે–

**જહાઁ રામ તહઁ કામ નહિં, જહાઁ કામ નહિં રામ ।**
**સપનેહુઁ કબહુઁક રહિ સકૈં, રબિ રજની ઈક ઠામ ॥**

જે રીતે સૂર્યનો ઉદય થતાં રાતના ઘોર અંધકારનો નાશ થઈ જાય છે, એ જ રીતે જે હૃદયમાં ભગવાન પોતાનો ડેરો જમાવી લે છે, એટલે કે નિત્ય-નિરંતર ભગવાનનું સ્મરણ થાય છે, ત્યાં કામવૃત્તિનો ઉદય પણ નથી થઈ શકતો. ભગવદ્‌ભક્તિના પ્રભાવથી હૃદયમાં વિવેક તેમજ વૈરાગ્યનો આપમેળે ઉદય થઈ જાય છે. પદ્મપુરાણની અંતર્ગત આવેલા શ્રીમદ્‌ભાગવતના માહાત્મ્યમાં જ્ઞાન અને વૈરાગ્યને ભક્તિના પુત્રરૂપે વર્ણવ્યા છે. માટે બ્રહ્મચર્યનું રક્ષણ કરવા માટે નિત્ય-નિરંતર ભગવાનનું સ્મરણ કરતા રહેવું. ભગવત્સ્મરણના પ્રભાવથી અંતઃકરણ સર્વ રીતે શુદ્ધ થઈને બહુ સત્વરે ભગવાનની પ્રાપ્તિ થઈ જાય છે, જે મનુષ્યજીવનનું ચરમ લક્ષ્ય અને બ્રહ્મચર્યનું છેવટનું ફળ છે. ભગવાને સ્વયં ગીતામાં કહ્યું છે–

**અનન્યચેતાઃ સતતં યો માં સ્મરતિ નિત્યશઃ ।**
**તસ્યાહં સુલભઃ પાર્થ નિત્યયુક્તસ્ય યોગિનઃ ॥**

(ગીતા ૮/૧૪)

'હે પૃથાપુત્ર! જે માણસ મારામાં અનન્ય-ચિત્ત થઈને સદાય નિરંતર મુજ પુરુષોત્તમને સ્મરે છે, એ નિત્ય-નિરંતર મારામાં જોડાયેલા યોગીને માટે હું સુલભ છું એટલે કે એને સહજ રીતે મળી જાઉં છું.'



## ત્રિવિધ તપ

શાસ્ત્રોમાં ત્રણ પ્રકારનાં પાપ જણાવવામાં આવ્યાં છે–(૧) કાયિક એટલે કે શરીરથી થનારાં, (૨) વાચિક એટલે કે વાણીથી થનારાં અને (૩) માનસિક એટલે કે કેવળ મનથી થનારાં. આમ તો ત્રણે પ્રકારનાં પાપોમાં મનનો સંયોગ રહે છે, કેમકે, મન વિના કોઈ પણ ક્રિયા ફળપ્રદ નથી થઈ શકતી.

ભગવાન મનુએ કાયિક પાપ ત્રણ જણાવ્યાં છે – આપ્યા વિનાનું ધન લેવું, શાસ્ત્રવિરુદ્ધ હિંસા અને પરસ્ત્રીગમન.★ વાચિક પાપ ચાર છે – કઠોર વચન કહેવાં, જૂઠું બોલવું, ચુગલી કરવી અને ધડ-માથા વિનાની વાતો કરવી.*

★ અદત્તાનામુપાદાનં હિંસા ચૈવાવિધાનતઃ । પરદારોપસેવા ચ શારીરં ત્રિવિધં સ્મૃતમ્ ॥ (મનુસ્મૃતિ ૧૨/૭)
* પારુષ્યમનૃતં ચૈવ પૈશુન્યં ચાપિ સર્વશઃ । અસમ્બદ્ધપ્રલાપશ્ચ વાઙ્મયં સ્યાચ્ચતુર્વિધમ્ ॥ (મનુસ્મૃતિ ૧૨/૬)

અને માનસિક પાપ ત્રણ છે – બીજાની વસ્તુ લઈ લેવાના પેંતરા રચવા, મનથી બીજાનું અનિષ્ટ-ચિંતન કરવું અને હું શરીર છું, એવું મિથ્યા અભિમાન કરવું.*

આ ત્રિવિધ પાપોનો નાશ કરવા માટે ભગવાન શ્રીકૃષ્ણે ગીતામાં ત્રણ પ્રકારનાં તપ જણાવ્યાં છે – શારીરિક તપ, વાઙ્મય તપ અને માનસ તપ. કહેવામાં આવેલાં ત્રણ પ્રકારનાં તપનું સ્વરૂપ ભગવાને આ રીતે જણાવ્યું છે–

**દેવદ્વિજગુરુપ્રાજ્ઞપૂજનં શૌચમાર્જવમ્ ।**
**બ્રહ્મચર્યમહિંસા ચ શારીરં તપ ઉચ્યતે ॥**

(ગીતા ૧૭/૧૪)

'દેવો, બ્રાહ્મણ, ગુરુજનો અને જ્ઞાનીજનોનું પૂજન, પવિત્રતા, સરળપણું, બ્રહ્મચર્ય અને અહિંસા – આ શરીરનું તપ કહેવાય છે.'

**અનુદ્વેગકરં વાક્યં સત્યં પ્રિયહિતં ચ યત્ ।**
**સ્વાધ્યાયાભ્યસનં ચૈવ વાઙ્મયં તપ ઉચ્યતે ॥**

(ગીતા ૧૭/૧૫)

'જે ઉદ્વેગ ન જન્માવનારું, પ્રિય અને હિતકારક તેમજ યથાર્થ વચન છે તથા જે વેદશાસ્ત્રોના વાંચનનો અને પરમેશ્વરના નામ-જપનો અભ્યાસ છે – એ જ વાણીનું તપ કહેવાય છે.' તથા–

**મનઃપ્રસાદઃ સૌમ્યત્વં મૌનમાત્મવિનિગ્રહઃ ।**
**ભાવસંશુદ્ધિરિત્યેતત્તપો માનસમુચ્યતે ॥**

(ગીતા ૧૭/૧૬)

'મનની પ્રસન્નતા, શાન્તભાવ, ભગવચ્ચિંતન કરવાનો સ્વભાવ, મનનો નિગ્રહ અને અન્તઃકરણના ભાવોની સારી પેઠે પવિત્રતા – આ પ્રમાણેનું આ મનનું તપ કહેવાય છે.'

શારીરિક પાપોમાં આપ્યા વિનાના ધનને લેવારૂપી પાપનો નાશ શૌચ એટલે કે દ્રવ્યની પવિત્રતાથી થાય છે. ન્યાયોપાર્જિત દ્રવ્ય જ પવિત્ર હોય છે અને જેણે હકનો પૈસો લેવાનો જ નિયમ લઈ લીધો છે, એના દ્વારા પછી આજ્ઞા વિના કે આપ્યા વિના કોઈનું ધન કે કોઈની વસ્તુ લેવારૂપી પાપકર્મ નથી થઈ શકતું. હિંસારૂપી પાપનો નાશ અહિંસારૂપી તપથી થાય છે. જેણે અહિંસાનું વ્રત લઈ લીધું છે એના દ્વારા કોઈ જાતની હિંસા કદી થઈ જ નથી શકતી અને જેણે બ્રહ્મચર્યનું વ્રત લઈ લીધું છે એના દ્વારા પરસ્ત્રીગમન થઈ જ શી રીતે શકે?

એ જ રીતે જેણે અનુદ્વેગકર તેમજ પ્રિય વચન બોલવાનો નિયમ લઈ લીધો છે, એના મુખેથી આકરાં વચનો કદી નીકળી નથી શકવાનાં. જેણે હિતકર વાણી બોલવાનો સંકલ્પ કરી લીધો, એ કોઈની ચુગલી કેવી રીતે કરી શકવાનો અને જેણે સત્યભાષણ તથા સ્વાધ્યાયના અભ્યાસનો નિયમ લઈ લીધો, એ ન તો જૂઠું બોલી શકે છે કે ન તો અસંબદ્ધ પ્રલાપ કરી શકે છે; કેમકે, એ સદા સતર્ક રહેવાનો કે મારા મોઢેથી કોઈ જૂઠી વાત ભૂલથીયે ન નીકળી જાય. પણ જે અસંબદ્ધ તથા ફોગટ વાતો કરે છે એના દ્વારા ડગલે ને પગલે અસત્યભાષણની સંભાવના રહે છે. સત્યભાષણ માટે મિતભાષણની પણ જરૂર છે. જેની વાણી પર લગામ નથી, જે અનર્ગળ બોલતો રહે છે, એના દ્વારા, બીજું કંઈ નહીં તો, ભૂલથીયે અસત્યભાષણ થઈ શકે છે.

માનસિક પાપોમાં બીજાના ધનને હડપવાનો ભાવ તેમજ બીજાનું અનિષ્ટ ચિંતન તથા હું દેહ છું, એવું મિથ્યાભિમાન – આ ત્રણેય અંતઃકરણની સંશુદ્ધિરૂપી તપથી નષ્ટ થઈ જાય છે.

* પરદ્રવ્યેષ્વભિધ્યાનં મનસાનિષ્ટચિન્તનમ્ । વિતથાભિનિવેશશ્ચ ત્રિવિધં કર્મ માનસમ્ ॥ (મનુસ્મૃતિ ૧૨/૫)

કહેવામાં આવેલાં ત્રણે પ્રકારનાં તપની વિસ્તૃત વ્યાખ્યા 'ગીતાતત્ત્વવિવેચની'માં ઉપર ઉદ્ધૃત કરવામાં આવેલા ત્રણે શ્લોકોની વ્યાખ્યામાં જોવી.

આ જાતના તપને ભગવાને મનુષ્યમાત્ર માટે અવશ્યકર્તવ્ય જણાવ્યું છે. 'તપ'નો અર્થ છે તપાવવું. તપ દ્વારા મન, ઇન્દ્રિય અને શરીરને તપાવવામાં આવે છે, માટે જ એને 'તપ' કહેવાય છે. જેમ સોનાને અગ્નિમાં તપાવવાથી એના સઘળા વિકારો બળી જાય છે અને એનું શુદ્ધ નીખરેલું રૂપ સામે આવી જાય છે, એ જ રીતે તપ દ્વારા મનુષ્યના અંતઃકરણ તથા ઇન્દ્રિયોનો મળ નષ્ટ થઈને તે પવિત્ર થઈ જાય છે. ગીતાએ તપને પાછું ત્રણ ભેદોમાં વિભક્ત કર્યું છે – સાત્ત્વિક, રાજસ, તામસ. સાત્ત્વિક તપનું લક્ષણ આ રીતે કરવામાં આવ્યું છે–

**શ્રદ્ધયા પરયા તપ્તં તપસ્તત્ત્રિવિધં નરૈઃ।**
**અફલાકાઙ્ક્ષિભિર્યુક્તૈઃ સાત્ત્વિકં પરિચક્ષતે ॥**

(ગીતા ૧૭/૧૭)

'ફળની ઇચ્છા વિનાના યોગીજનો દ્વારા પરમ શ્રદ્ધાથી આચરવામાં આવેલા ઉપરના ત્રણ પ્રકારના (કાયિક, વાચિક અને માનસિક) તપને સાત્ત્વિક કહે છે.'

રાજસ તપનું સ્વરૂપ આ પ્રકારનું છે–

**સત્કારમાનપૂજાર્થં તપો દમ્ભેન ચૈવ યત્।**
**ક્રિયતે તદિહ પ્રોક્તં રાજસં ચલમધ્રુવમ્ ॥**

(ગીતા ૧૭/૧૮)

'જે તપ સત્કાર, માન અને પૂજા ખાતર તથા બીજા કોઈ સ્વાર્થ ખાતર પાખંડથી આચરવામાં આવે છે, એ અનિશ્ચિત તેમજ ક્ષણિક ફળ આપનારું તપ અહીં રાજસ કહેવાયું છે.'

અને તામસ તપનું લક્ષણ આ પ્રકારનું છે–

**મૂઢગ્રાહેણાત્મનો યત્પીડયા ક્રિયતે તપઃ।**
**પરસ્યોત્સાદનાર્થં વા તત્તામસમુદાહૃતમ્ ॥**

(ગીતા ૧૭/૧૯)

'જે તપ મૂર્ખતાપૂર્વક હઠથી, મન, વાણી અને શરીરની પીડાસહિત અથવા બીજાનું અનિષ્ટ કરવા માટે આચરવામાં આવે છે, એ તપ તામસ કહેવાયું છે.'

મનુષ્ય જો ઉપર કહેલા કાયિક, વાચિક, માનસિક તપથી સ્થાયી લાભ લેવા ઇચ્છતો હોય એટલે કે અતીત તેમજ અનાગત સઘળા પ્રકારનાં કર્મોથી છૂટીને પરમાત્માની પ્રાપ્તિ કરવા ઇચ્છતો હોય તો એણે ઉપર કહેલા સાત્ત્વિક તપનું જ આચરણ કરવું; કેમકે, મોક્ષ અથવા ભગવત્પ્રાપ્તિ માટે કર્મની એટલી પ્રધાનતા નથી, જેટલી ભાવનાની. કર્મ ભલે ઊંચું ન હોય, કર્તાનો ભાવ જો ઊંચો છે તો એનું ફળ ઊંચું જ હશે. એથી ઊલટું, જો કર્મ ઊંચામાં ઊંચું હોય, પણ ભાવ હલકો હોય તો એનું ફળ હલકું જ હશે. પૂર્ણ નિષ્કામભાવે કેવળ કર્તવ્ય સમજીને અથવા ભગવત્પ્રાપ્તિ, ભગવત્પ્રેમ કે મુક્તિની કામનાથી કરવામાં આવેલ શિલ્પ, વેપાર તેમજ સેવા વગેરે લૌકિક દૃષ્ટિએ નાનાં માનવામાં આવતાં કર્મ પણ મોટું ફળ આપનારાં હોય છે અને લૌકિક ફળની કામનાથી કરવામાં આવતાં યજ્ઞ, દાન, તપ વગેરે ઊંચામાં ઊંચાં કર્મો પણ તુચ્છ ફળ આપનારાં જ હોય છે; કેમકે, જે ઉદ્દેશ્યથી જે કર્મ કરવામાં આવે છે, એનું એવું જ ફળ મળે છે. જે કર્મ સ્ત્રી, પુત્ર, ધન, માન, મોટાઈ, પ્રતિષ્ઠા કે સ્વર્ગસુખ વગેરે માટે કરવામાં આવે છે, એના ફળસ્વરૂપે આ જ બધા નાશવંત પદાર્થો મળે છે. સ્વર્ગસુખ જોકે ઇહલૌકિક સુખો કરતાં વધુ સ્થાયી છે, પણ છે એ અનિત્ય જ; કેમકે, સ્વર્ગપ્રાપ્તિ કરાવનારાં શુભ કર્મો સમાપ્ત

થઈ જતાં સ્વર્ગસ્થ જીવોને ફરી મર્ત્યલોકમાં ધકેલી દેવામાં આવે છે (ગીતા ૯/૨૧). માટે જ સત્કાર, માન, પૂજા વગેરે માટે કે દંભથી કરવામાં આવતા રાજસ તપને ભગવાને અધ્રુવ અને ચલ જણાવ્યું છે. અધ્રુવ એટલા માટે કહ્યું છે કે એનાથી સત્કાર, માન, પૂજા વગેરે મળે એ નક્કી નથી. અને એ મળી જાય તો પણ ક્ષણિક છે; અને અસ્થાયી એને એ માટે કહ્યું છે કે માન, સત્કાર વગેરે એનાથી મળનારી વસ્તુઓ અનિત્ય છે, એમનો સંબંધ આ જ લોક સાથે છે અને જ્યાં સુધી આપણે માન-સત્કારને યોગ્ય કર્મો કરીએ છીએ ત્યાં સુધી જ આપણને એ મળે છે. જરૂર, તામસ તપની જેમ રાજસ તપ નિષિદ્ધ નથી.

માટે ઊંચામાં ઊંચું ફળ ઇચ્છનારાઓએ ઉપર કહેવામાં આવેલા સાત્ત્વિક તપનું જ આચરણ કરવું; કેમકે, ઉપર કહેલું તપરૂપી કર્મ સ્વરૂપતઃ સાત્ત્વિક હોવા છતાં પણ વાસ્તવમાં સાત્ત્વિક ત્યારે જ થાય છે કે જ્યારે આપણો ભાવ પણ સાત્ત્વિક હોય એટલે કે એને આપણે કોઈ લૌકિક કામના માટે ન કરીએ. આપણો ભાવ જો રાજસ છે તો એનું ફળ પણ એ અનુસાર જ હશે. રજોગુણ તેમજ તમોગુણનું ફળ ભગવાને ક્રમાનુસાર દુઃખ તેમજ અજ્ઞાન જણાવ્યું છે (ગીતા ૧૪/૧૬). માટે કલ્યાણવાંછુ પુરુષ માટે રાજસ તેમજ તામસ બેય પ્રકારનાં તપ ત્યજવા યોગ્ય છે.

તામસ તપ તો સ્વરૂપથી જ ત્યજવા યોગ્ય છે; કેમકે, એનો તો આરંભ જ અજ્ઞાન તેમજ હઠથી થાય છે અને અજ્ઞાન તેમજ હઠ તમોગુણનાં કાર્યો હોવાથી અધોગતિએ લઈ જનારાં છે (ગીતા ૧૪/૧૮). માટે જે તપ બીજાનું અનિષ્ટ કરવાના ઉદ્દેશ્યથી કરવામાં આવે છે, એ તો પ્રત્યક્ષપણે જ હાનિકારક છે, એના તો મૂળમાં જ હિંસા રહે છે; માટે એનું ફળ નરકોની પ્રાપ્તિ હોવું જ જોઈએ.

જેઓ અશાસ્ત્રવિહિત ઘોર તપ કરે છે, એમને ભગવાને અજ્ઞાની તેમજ આસુરી સ્વભાવના જણાવ્યા છે. ભગવાન કહે છે–

**અશાસ્ત્રવિહિતં ઘોરં તપ્યન્તે યે તપો જનાઃ ।**
**દમ્ભાહઙ્કારસંયુક્તાઃ કામરાગબલાન્વિતાઃ ॥**
**કર્શયન્તઃ શરીરસ્થં ભૂતગ્રામમચેતસઃ ।**
**માં ચૈવાન્તઃશરીરસ્થં તાન્ વિદ્ધ્યાસુરનિશ્ચયાન્ ॥**
(ગીતા ૧૭/૫-૬)

'જે માણસો શાસ્ત્રવિધિ વિનાનું, માત્ર મનમાન્યું ઘોર તપ આચરે છે તથા દંભ અને અહંકારથી ભરેલા તેમજ કામના, આસક્તિ અને બળના અભિમાનથી પણ ભરેલા છે તથા જેઓ શરીરરૂપે રહેલા ભૂતસમુદાયને અને અન્તઃકરણમાં રહેલા મુજ પરમાત્માને પણ કૃશ કરનારા છે, એ અજ્ઞાનીઓને તું આસુરી સ્વભાવના જાણ.'

માટે અશાસ્ત્રવિહિત તપ વાસ્તવમાં તપ જ નથી, એ તો તામસી પુરુષોની દૃષ્ટિએ જ તપ છે.

શાસ્ત્રવિધિનું ઉલ્લંઘન કરીને જેઓ મનમાન્યા ઢંગથી તપ વગેરે આચરે છે, એમની બાબતમાં ભગવાને કહ્યું છે કે એમને ન તો લૌકિક સિદ્ધિ (ઐશ્વર્ય વગેરે) મળે છે, ન સાત્ત્વિક સુખ મળે છે કે ન મોક્ષ અથવા ભગવત્પ્રાપ્તિરૂપી પરમગતિ ય મળે છે.★ માટે કયું તપ આચરવું અને કયું ન આચરવું એનો નિર્ણય પણ આપણે શાસ્ત્રો વડે જ કરવો. ભગવાન અર્જુનને કહે છે–

**તસ્માચ્છાસ્ત્રં પ્રમાણં તે કાર્યાકાર્યવ્યવસ્થિતૌ ।**
**જ્ઞાત્વા શાસ્ત્રવિધાનોક્તં કર્મ કર્તુમિહાર્હસિ ॥**
(ગીતા ૧૬/૨૪)

★ યઃ શાસ્ત્રવિધિમુત્સૃજ્ય વર્તતે કામકારતઃ । ન સ સિદ્ધિમવાપ્નોતિ ન સુખં ન પરાં ગતિમ્ ॥ (ગીતા ૧૬/૨૩)

'આથી તારા માટે આ કર્તવ્ય અને અકર્તવ્યની વ્યવસ્થામાં શાસ્ત્ર જ પ્રમાણ છે, એમ જાણીને તારા માટે શાસ્ત્રવિધિ પ્રમાણે નિયત થયેલું કર્મ જ કરવા યોગ્ય છે.'

આથી એ સિદ્ધ થયું કે તપ પણ આપણે એ જ કરવું જે શાસ્ત્રવિહિત હોય. આ જાતના તપને જ ભગવાને (ગીતા ૧૮/૫માં) અવશ્ય કર્તવ્ય જણાવ્યું છે.

કેવળ તપથી જ મનુષ્ય સઘળાં પાપોથી મુક્ત થઈને પરમાત્માને પામી શકે છે, આ વાત ભગવાને ગીતાના ચોથા અધ્યાયમાં કહી છે. ચોથા અધ્યાયના ૨૮મા તથા ૩૧મા શ્લોકોને ભેગા કરીને વાંચવાથી એ વાત સ્પષ્ટ થઈ જાય છે. ૨૮મા શ્લોકમાં ભગવાને તપને પણ એક યજ્ઞ જણાવ્યો છે અને ૩૧મા શ્લોકમાં ભગવાને યજ્ઞશેષરૂપે અમૃત ખાનારાઓને સનાતન બ્રહ્મની પ્રાપ્તિ થાય છે એમ જણાવ્યું છે. ૪/૩૧માં 'યજ્ઞ' શબ્દ પરમાત્મપ્રાપ્તિનાં સઘળાં સાધનોનું ઉપલક્ષણ છે અને એ સાધનોનું અનુષ્ઠાન કરવાથી સાધકોનું અંતઃકરણ શુદ્ધ થઈને એમાં જે પ્રસાદરૂપી પ્રસન્નતાની ઉપલબ્ધિ થાય છે (ગીતા ૨/૬૪-૬૫; ૧૮/૩૬-૩૭), એ જ અહીં યજ્ઞથી બચેલું અમૃત સમજવું. એ વિશુદ્ધ ભાવથી ઉપજેલા સુખમાં નિત્ય તૃપ્ત રહેવું એ જ એ યજ્ઞશેષ અમૃતને ખાવું છે અને એને ખાનાર સમસ્ત પાપોથી છૂટીને સનાતન બ્રહ્મને પામી જાય છે, આ જ વાત ભગવાને ૪/૩૧માં કહી છે.

હવે જ્યારે એ વાત સિદ્ધ થઈ ચૂકી કે યજ્ઞરૂપે કેવળ તપના આચરણથી જ મનુષ્ય સમસ્ત પાપોથી છૂટીને પરમાત્માને પામી શકે છે, ત્યારે એ પ્રશ્ન થાય છે કે આ જાતના તપરૂપી યજ્ઞમાં સૌનો અધિકાર છે કે કોઈ ખાસ વર્ણ કે આશ્રમવાસી લોકોનો? આનો ઉત્તર એ છે કે ગીતામાં જણાવેલા કાયિક, વાચિક, માનસિક – ત્રણે પ્રકારનાં તપનો સઘળા વર્ણ અને સઘળા આશ્રમવાસીઓનો અધિકાર છે. કેવળ અમુક એવી વાતો છે જેમનું સ્વરૂપ અધિકાર અનુસાર કંઈક જુદું છે. બ્રહ્મચારી, વાનપ્રસ્થ તેમજ સંન્યાસી માટે સ્ત્રીસંગનો સર્વ રીતે ત્યાગ કહેવામાં આવ્યો છે; માટે એમના માટે અષ્ટવિધ મૈથુનનો ત્યાગ જ બ્રહ્મચર્ય છે. પણ ગૃહસ્થો માટે, જેમને પિતૃઋણમાંથી મુક્ત થવા કાજે સંતાનોત્પાદનના હેતુથી ઋતુકાળમાં શાસ્ત્રાનુકૂળ પોતાની વિવાહિતા પત્ની સાથે સહવાસ કરવાની આજ્ઞા આપવામાં આવી છે, ઋતુકાળની પણ સોળ રાત્રિઓમાંથી છ નિંદિત રાત્રિઓ અને બાકીની રાત્રિઓમાંથી આઠમી અને દસમી રાત્રિઓ છોડી દઈને કેવળ બે જ રાત્રિઓમાં સંતાનોત્પાદનના હેતુથી સ્ત્રીસહવાસ કરવાનું બ્રહ્મચર્યની જ અંતર્ગત જ માનવામાં આવ્યું છે. ભગવાન મનુ કહે છે-

**નિન્દ્યાસ્વષ્ટાસુ ચાન્યાસુ સ્ત્રિયો રાત્રિષુ વર્જયન્ ।**
**બ્રહ્મચાર્યેવ ભવતિ યત્ર તત્રાશ્રમે રતઃ ॥**
(૩/૫૦)

એટલે કે જે મનુષ્ય નિંદિત છ રાત્રિઓમાં તથા આઠ અન્ય રાત્રિઓમાં સ્ત્રીસંગનો ત્યાગ કરી દે છે, એ ભલે ગમે તે આશ્રમમાં રહે, બ્રહ્મચારી જ છે.

નિંદિત છ રાત્રિઓ કઈ છે, એ વિશે ભગવાન મનુનું વચન છે–

**તાસામાદ્યાશ્ચતસ્રસ્તુ નિન્દિતૈકાદશી ચ યા ।**
**ત્રયોદશી ચ શેષાસ્તુ પ્રશસ્તા દશ રાત્રયઃ ॥**
(૩/૪૭)

એટલે કે ઋતુકાળની સોળ રાત્રિઓમાં પહેલી ચાર રાત્રિઓ તથા અગિયારમી અને તેરમી રાત્રિઓ નિંદિત છે, બાકીની દસ રાત્રિઓ પ્રશસ્ત કે શ્રેષ્ઠ છે.

આ દસ રાત્રિઓમાં પણ પુત્રની કામના ધરાવનારે ચાર અયુગ્મ રાત્રિઓ એટલે કે પાંચમી, સાતમી, નવમી અને પંદરમી રાત્રિ ટાળી દેવી; કેમકે, ભગવાન મનુ કહે છે–

**યુગ્માસુ પુત્રા જાયન્તે સ્ત્રિયોઽયુગ્માસુ રાત્રિષુ ।**
**તસ્માદ્ યુગ્માસુ પુત્રાર્થી સંવિશેદાર્તવે સ્ત્રિયમ્ ॥**

(૩/૪૮)

એટલે કે છઠ્ઠી, આઠમી, દસમી, બારમી, ચૌદમી તથા સોળમી રાત્રિએ સ્ત્રીસંગ કરવાથી પુત્ર ઉત્પન્ન થાય છે અને અયુગ્મ રાત્રિઓમાં સંગમ કરવાથી કન્યાઓ જન્મે છે. માટે પુત્ર ઇચ્છનારે ઋતુકાળમાં સ્ત્રીની પાસે યુગ્મ રાત્રિઓમાં જ જવું.

આ રીતે સોળ રાત્રિઓમાંથી પુત્ર ઇચ્છનાર માટે છ નિંદિત અને ચાર અયુગ્ય–એમ દસ રાત્રિઓ તો ટળી ગઈ. બાકી બચેલી છ યુગ્મ રાત્રિઓમાં પણ પર્વના દિવસો જતા કરીને સ્ત્રીસંગ કરવાની આજ્ઞા છે – **'પર્વવર્જં વ્રજેચ્ચૈનામ્'** (મનુસ્મૃતિ ૩/૪૫), પર્વના દિવસો છે ચાર – અષ્ટમી, ચતુર્દશી, અમાસ અને પૂર્ણિમા. એ જ રીતે એકાદશી, સંક્રાન્તિ વગેરે પુણ્યતિથિઓ પણ સ્રીસંગ માટે વર્જિત છે. એમાંની અમુક તો પહેલાં જણાવેલા દસ વર્જિત દિવસોની અંતર્ગત જ આવી જશે. આ રીતે આખા મહિનામાં કદાચ બે જ દિવસ એવા મળશે જેમાં ગૃહસ્થ સ્ત્રીસંગ કરી શકે છે. માટે જ ભગવાન મનુએ ઋતુકાળની પણ ચૌદ રાત્રિઓ ટાળનારને બ્રહ્મચારી જણાવ્યો છે. આખા મહિનામાં કેવળ એક વાર સ્રીસંગ કરનારની શાસ્ત્રોએ વિશેષ પ્રશંસા કરી છે.

એ જ રીતે યદચ્છા એટલે કે અનિચ્છાએ આવી મળેલા ધર્મસંગત યુદ્ધને શાસ્ત્રોએ ક્ષત્રિયો માટે ધર્મ જણાવ્યો છે. સ્વયં ભગવાન શ્રીકૃષ્ણે ગીતામાં કહ્યું છે–

**સ્વધર્મમપિ ચાવેક્ષ્ય ન વિકમ્પિતુમર્હસિ ।**
**ધર્મ્યાદ્ધિ યુદ્ધાચ્છ્રેયોઽન્યત્ક્ષત્રિયસ્ય ન વિદ્યતે ॥**

(ગીતા ૨/૩૧)

'વળી, (યુદ્ધ કરવારૂપી) સ્વધર્મને જોતાં પણ તારે ભય પામવો ન જોઈએ; કેમકે ક્ષત્રિય માટે ધર્મયુક્ત યુદ્ધથી વધીને બીજું કોઈ કલ્યાણકારી કર્તવ્ય નથી.' અને યુદ્ધમાં હિંસા આવશ્યક હોય છે. આવી સ્થિતિમાં ક્ષત્રિયને માટે ધર્મયુદ્ધમાં અનિવાર્યરૂપે કરવામાં આવતી હિંસા અહિંસાની અંતર્ગત જ મનાશે; એવી હિંસાથી એને પાપ નહીં લાગે. માટે જ ભગવાન શ્રીકૃષ્ણે કહ્યું છે –

**શ્રેયાન્સ્વધર્મો વિગુણઃ પરધર્માત્સ્વનુષ્ઠિતાત્ ।**
**સ્વભાવનિયતં કર્મ કુર્વન્નાપ્નોતિ કિલ્બિષમ્ ॥**

(ગીતા ૧૮/૪૭)

'સારી રીતે આચરવામાં આવેલા બીજાના ધર્મ કરતાં ગુણ વિનાનો છતાં પણ પોતાનો ધર્મ ચઢિયાતો છે; કેમકે સ્વભાવથી નિયત થયેલું સ્વધર્મરૂપી કર્મ કરતો માણસ પાપને નથી પામતો.'

એટલું જ નહીં, ભગવાન તો ત્યાં સુધી કહી દે છે કે પોતાના સ્વાભાવિક કર્મનો, ભલે એ દોષયુક્ત કેમ ન હોય, ત્યાગ ન કરવો; કેમકે, જે રીતે અગ્નિ સાથે ધૂમાડાનો સંબંધ અમુક ને અમુક માત્રામાં રહે જ છે, એ જ રીતે ક્રિયામાત્રમાં – ભલે એ કેવીય સાત્ત્વિક કેમ ન હોય, કોઈ ને કોઈ દોષ રહે જ છે.* માટે અનિચ્છાએ પ્રાપ્ત થયેલા

* સહજં કર્મ કૌન્તેય સદોષમપિ ન ત્યજેત્ । સર્વારમ્ભા હિ દોષેણ ધૂમેનાગ્નિરિવાવૃતાઃ ॥ (ગીતા ૧૮/૪૮)
'હે કૌન્તેય! દોષયુક્ત હોવા છતાં પણ સહજ કર્મને ન છોડવું જોઈએ; કેમકે ધૂમાડાથી અગ્નિની પેઠે સઘળાં કર્મો કોઈ ને કોઈ દોષથી યુક્ત છે.'

ધર્મયુક્ત યુદ્ધમાં એના દ્વારા અનિવાર્યરૂપે થતી હિંસા ક્ષત્રિય માટે અહિંસા જ છે.

વાચિક તપમાં શૂદ્ર માટે સ્વાધ્યાયનો અર્થ ભગવન્નામનો જપ જ લેવો; કેમકે, શૂદ્ર માટે વેદાધ્યયનની આજ્ઞા શાસ્ત્રોએ નથી આપી. પણ દ્વિજાતિ વર્ણો માટે વેદ-શાસ્ત્રોનું અધ્યયન તથા ભગવન્નામનો જપ – બેય સ્વાધ્યાયની અંતર્ગત માનવામાં આવ્યા છે. આનો અર્થ એમ ન સમજવો કે વેદાધ્યયનનો અધિકાર નહીં આપીને શાસ્ત્રોએ શૂદ્રોને ખોટમાં નાખ્યા છે. જે ફળ દ્વિજાતિઓને ભગવન્નામજપ તથા વેદાધ્યયનરૂપી તપ દ્વારા મળી શકે છે, એ જ શૂદ્રોને કેવળ ભગવન્નામજપથી મળી શકે છે. પરમાત્માની પ્રાપ્તિમાં સૌનો સમાન અધિકાર માનવામાં આવ્યો છે.

માનસિક તપનું આચરણ સઘળા વર્ણો અને સઘળા આશ્રમોના લોકો સમાનરૂપે કરી શકે છે અને માનસિક તપ કાયિક, વાચિક એમ બન્ને જાતના તપથી શ્રેષ્ઠ તેમજ અઘરું પણ છે. માનસિક તપ દ્વારા જેનું મન નિગૃહીત, શુદ્ધ તેમજ શાંત થઈ ગયું છે, એના દ્વારા કાયિક અને વાચિક તપ તો સ્વાભાવિકપણે જ થવા માંડશે; કેમકે, શરીર અને વાણી દ્વારા જેટલા દોષો થાય છે, એમનો હેતુ કોઈ ને કોઈ માનસિક વિકાર જ હોય છે. માટે કલ્યાણવાંછુ પુરુષ માટે એ ઉચિત છે કે ગીતામાં કહેલ ત્રણે પ્રકારનાં તપને પરમ શ્રદ્ધા તેમજ તત્પરતા સાથે નિષ્કામભાવે કરે.



## પ્રાચીન તથા આધુનિક સંસ્કૃતિ

જગત સ્વભાવે પરિવર્તનશીલ છે. 'જગત' અને એનો પર્યાય 'સંસાર' બેય શબ્દો ગતિવાચક છે. 'જગત'નો અર્થ જ છે ગતિશીલ – જે સદા ચાલતું રહે, કદી સ્થિર ન રહે. 'સંસાર'નો અર્થ પણ ચાલવું જ છે. પરિવર્તન જ સંસારનું સ્વરૂપ છે. એક આત્મા જ અચળ, અવિનાશી તેમજ સ્થિર છે; આત્મા સિવાયનું સર્વ કાંઈ ચલ, વિનાશી તેમજ પરિવર્તનશીલ છે. જગત પ્રવાહરૂપે અનાદિ છે. અનાદિકાળથી આનું રૂપ બદલાતું આવ્યું છે. ઉત્પત્તિ, સ્થિતિ, વૃદ્ધિ, પરિણામ, ક્ષય અને નાશ – આ છ વિકારો સદા આની સાથે જોડાયેલા રહે છે. ભારતીય સંસ્કૃતિ પણ સમયના ફેરાથી ક્રમાનુસાર ઉન્નતિ અને અવનતિને પ્રાપ્ત થતી રહે છે. એક વખત હતો જ્યારે આપણું ભારતવર્ષ સભ્ય દેશોનું શિરમોર બનેલું હતું. વિદ્યા-બુદ્ધિ, કલા-કૌશલ, ધનબળ, જનબળ તથા જ્ઞાન-વિજ્ઞાન વગેરેમાં સૌ કરતાં આગળ હતું. લૌકિક તેમજ પારલૌકિક બધા પ્રકારની વિદ્યાઓનું આ ઉદ્‌ગમસ્થાન હતું. અહીંથી જ જ્ઞાનરૂપી સૂર્યનો ઉદય થઈને સમસ્ત દેશોમાં એનો પ્રકાશ ફેલાયો હતો. માટે જ મનુ ભગવાને કહ્યું છે–

**એતદ્દેશપ્રસૂતસ્ય સકાશાદગ્રજન્મનઃ।**
**સ્વં સ્વં ચરિત્રં શિક્ષેરન્ પૃથિવ્યાં સર્વમાનવાઃ॥**
(૨/૨૦)

'આ દેશ (ભારતવર્ષ)માં જન્મેલા બ્રાહ્મણો પાસેથી અખિલ ભૂમંડળના મનુષ્યો પોતપોતાના આચારનું શિક્ષણ લે.'

જે સમયે યૂરોપ તેમજ અમેરિકા વગેરે દેશોમાં રહેનારી સભ્ય જાતિઓના પૂર્વજો અર્ધનગ્ન અવસ્થામાં જંગલોમાં વન્ય પશુઓની જેમ રહેતા હતા, એ વખતે આ દેશ સભ્યતાના

ઉચ્ચતમ શિખર પર આરૂઢ હતો. ભારતીય સંસ્કૃતિનો પ્રચાર દૂર દૂર સુધી થયો હતો. એનાં ચિહ્નો હજીય અમેરિકા સુધી મળે છે. બૌદ્ધકાલીન સભ્યતાનાં ચિહ્નો તો પ્રચુર સંખ્યામાં અફઘાનિસ્તાન વગેરે દેશોમાં તથા ભારતના સમીપવર્તી દ્વીપોમાં મળી આવે છે. ચીન અને જાપાનનાં રાષ્ટ્રોમાં તો સ્પષ્ટપણે જ બૌદ્ધ સંસ્કૃતિનો પ્રભાવ લક્ષિત થાય છે. અપ્રત્યક્ષરૂપે તો ભારતીય સંસ્કૃતિનો પ્રભાવ સઘળા દેશો અને સઘળાં રાષ્ટ્રો પર અમીટપણે પડ્યો છે. પરંતુ સૌનો સમય એક જેવો નથી રહેતો. જે સંસ્કૃતિની ભારત સિવાયના દેશો પર ઊંડી છાપ પડી, એ જ સંસ્કૃતિ આજે સમયના વહેવાની સાથે પાશ્ચાત્ય સંસ્કૃતિના પ્રભાવમાં આવીને પોતાનું સ્વરૂપ ખોઈ દેવા માંગે છે. ચારે કોરથી એના પર વિજાતીય સંસ્કૃતિનાં આક્રમણો થઈ રહ્યાં છે. પણ યુગના પ્રભાવથી આ સંસ્કૃતિનો ભલે કેટલોય હ્રાસ કેમ ન થઈ જાય, એનો લોપ નથી થઈ શકવાનો; કેમકે, એનો પાયો ઘણો મજબૂત છે. ભારતીય સંસ્કૃતિનો આધાર એની આધ્યાત્મિકતા છે. એ જ કારણ છે કે જ્યાં ગ્રીસ, રોમ, બેબિલોન, મિસર વગેરે દેશોની સભ્યતા આજે કેવળ સ્મૃતિનો વિષય રહી ગઈ છે, ભારતીય સભ્યતા આટલાં વિજાતીય આક્રમણો થવા છતાં પણ આજે એ જ રીતે પોતાનું મસ્તક ઊંચું રાખીને ઊભી છે. આ યુગમાં પણ જ્યારે આપણે ભારતવાસીઓ (સ્વતંત્રતા પહેલાંની સ્થિતિ મુજબ) સદીઓથી દાસપણાની બેડીઓથી જકડાયેલા છીએ, આપણી સભ્યતા સંસારને માટે આદરનો વિષય બનેલી છે. આ યુગના મોટા મોટા દાર્શનિક તથા વિચારકો આપણી સભ્યતાના ચાહક છે અને એની ભૂરી-ભૂરી પ્રશંસા કરે છે. એટલું જ નહીં, આ ઘોર અશાંતિના યુગમાં, જ્યારે સર્વત્ર હાહાકાર મચેલો છે, શાંતિ ઇચ્છનારા યૂરોપવાસીઓએ ભારત તરફ મીટ માંડેલી છે અને આશા રાખે છે કે એમને અહીંથી જ વિશ્વશાંતિ અને વિશ્વપ્રેમનો સંદેશો મળી શકે એમ છે. અહીંના પ્રાચીન તથા અર્વાચીન આધ્યાત્મિક સાહિત્યને ત્યાંના લોકો ઘણા રસથી વાંચે છે અને અહીંની પ્રમુખ વ્યક્તિઓનું મોટું સન્માન કરે છે. આજે આપણે એ જ ભારતીય ઋષિઓએ પ્રવર્તાવેલી પ્રાચીન આર્યસભ્યતા તથા હાલની ભોગપ્રધાન પાશ્ચાત્ય સંસ્કૃતિની તુલના વિશે કંઈક વિચારીશું.

અહીં ઉપર નિવેદન કરવામાં આવી ચૂક્યું છે કે ભારતીય સંસ્કૃતિનો આધાર એની આધ્યાત્મિકતા છે. ભારત દેશમાં ઐહિક તથા પારલૌકિક સઘળા વિષયો પર આધ્યાત્મિક દૃષ્ટિકોણથી જ વિચાર કરવામાં આવે છે. અહીંનો ધર્મ, અહીંનો આચાર-વ્યવહાર, અહીંની રાજનીતિ, અહીંની સમાજનીતિ, અહીંની યુદ્ધનીતિ, અહીંની સમાજ-વ્યવસ્થા, અહીંની શિક્ષણ-પદ્ધતિ, અહીંની શાસન-પદ્ધતિ, અહીંની રહેણી-કરણી તથા વેશભૂષા, અહીંનો આહાર-વિહાર – સર્વ કાંઈ આધ્યાત્મિક પાયા પર સ્થિત છે. આજનો શિક્ષિત સંસાર વિશ્વબંધુત્વના આદર્શને સૌથી ઊંચો માને છે. વિશ્વના સઘળાં રાષ્ટ્રો સઘળી જાતિઓ તથા સઘળા મનુષ્યો આપસમાં ભાઈ-ભાઈની જેમ પ્રેમપૂર્વક રહે– એ જ એમની ઉચ્ચતમ કલ્પના છે. પણ ભારતીય આદર્શ એનાથી કેટલોય ઊંચો છે. ભાઈ-ભાઈમાં પણ કલહ થઈ શકે છે અને થાય છે. સંસારમાં શ્રીરામ અને ભરત જેવો ભ્રાતૃપ્રેમ

તો જગતના ઇતિહાસમાં બીજે ક્યાંય જોવા નથી મળતો. આવી સ્થિતિમાં બંધુત્વનો આદર્શ પ્રેમની છેવટની અવધિ ન માની શકાય. ભારતીય સંસ્કૃતિ મનુષ્યમાત્રમાં જ નહીં, પ્રાણીમાત્રમાં – એટલે સુધી કે વૃક્ષ વગેરે સ્થાવર જીવોમાં પણ આત્મબુદ્ધિ કરવાનો ઉપદેશ આપે છે. એ આપણને એમ શિખવાડે છે કે જીવમાત્રને પોતાનો આત્મા સમજો. કલહ અથવા દ્વેષ બીજાની સાથે જ સંભવ છે. પોતાના પ્રત્યે કોઈનો દ્વેષ, ઘૃણા કે વેર નથી હોઈ શકતાં. પોતાનું અહિત કોઈ કરવા નહીં ઇચ્છે. પોતાની સાથે સૌનો સ્વાભાવિકપણે પ્રેમ હોય છે. આ અદ્વૈત-દૃષ્ટિનું શિક્ષણ આપણને ભારતીય સંસ્કૃતિ પાસેથી મળે છે.

એ જ રીતે આજનું સૌથી ઊંચું શિક્ષણ મનુષ્યમાત્રને પ્રેમ કરવો તે છે. પણ ભારતીય સંસ્કૃતિ આપણને મનુષ્યમાત્ર પ્રત્યે જ નહીં, પણ જીવમાત્ર પ્રત્યે પ્રેમ કરવાને કહે છે. ગીતામાં જ્યાં જ્યાં બીજાનું હિત કરવાની વાત આવી છે, ત્યાં ત્યાં **'સર્વભૂતહિતે રતાઃ'** (૫/૨૫; ૧૨/૪) પદોનો જ પ્રયોગ થયો છે. કોઈ જંગમ (ચર) પ્રાણીને કષ્ટ આપવાની વાત તો દૂર રહી, વૃક્ષ-લતાઓને પણ કાપવાની આપણાં શાસ્ત્રોએ મનાઈ કરી છે. જ્યાં મૂંગાં પ્રાણીઓની હિંસા આજકાલ સઘળા દેશો તથા સઘળાં રાષ્ટ્રોમાં વૈધ માનવામાં આવી છે, ત્યાં આપણે ત્યાં જરૂર વિના એક પાંદડું કે એક તણખલું પણ તોડવાની આજ્ઞા નથી આપવામાં આવી, એક દાંતણ તોડવા માટે પણ શાસ્ત્રોએ વૃક્ષને પ્રાર્થના કરવાની જરૂર જણાવી છે. ત્યાં સુધી કે સ્નાન વગેરેમાં જરૂર કરતાં વધારે પાણી વેડફવાનો પણ શાસ્ત્રોમાં નિષેધ કરવામાં આવ્યો છે. ભોજન માટે પણ પાકેલું અનાજ અને ફળ લેવાની શાસ્ત્રોએ આજ્ઞા આપી છે. વનસ્પતિઓને પાણી પાવાનું શાસ્ત્રોએ મોટું માહાત્મ્ય જણાવ્યું છે. અતિથિસેવા, દેવતાઓ, પિતૃઓ અને ઋષિઓની સેવા – ત્યાં સુધી કે સઘળાં ભૂત-પ્રાણીઓની સેવા ગૃહસ્થ માટે અનિવાર્ય માનવામાં આવી છે. શરીરથી કોઈ પ્રાણીને કષ્ટ આપવાની તો વાત જ શી, મન તથા વાણી દ્વારા પણ કોઈને કષ્ટ આપવું એ હિંસાની અંતર્ગત માનવામાં આવ્યું છે. શાસ્ત્રોનો આ વિશે એ જ આદેશ છે કે બીજા લોકો પ્રત્યે એવું વર્તન કદી પણ ન કરવું, જે પોતાને માટે પસંદ ન કરતા હોઈએ – **'આત્મનઃ પ્રતિકૂલાનિ પરેષાં ન સમાચરેત્ ।'** આપણા પૂર્વજ ઋષિઓએ પ્રાણીમાત્ર માટે આ જ પ્રાર્થના કરી છે –

**સર્વે ભવન્તુ સુખિનઃ સર્વે સન્તુ નિરામયાઃ ।**
**સર્વે ભદ્રાણિ પશ્યન્તુ મા કશ્ચિદ્ દુઃખભાગ્ભવેત્ ॥**

'સઘળાં પ્રાણીઓ સુખી થાય, સૌ નીરોગી રહે, સૌ કલ્યાણને પામે, કોઈ પણ દુઃખી ન થાય.'

સંસાર પ્રત્યે આનાથી ઊંચી ભાવના બીજી કઈ હોઈ શકે છે? 'સૌ જીવે, સૌ સુખી થાય, સૌ ફૂલે-ફાલે' – ભારતીય સંસ્કૃતિનું સદાથી આ જ સિદ્ધાંત-વાક્ય રહ્યું છે. એ જ કારણ છે કે ભારતવાસીઓએ શક્તિ હોવા છતાં કદી બીજા દેશો પર અન્યાયી આક્રમણ નથી કર્યું. ધાર્મિક સહિષ્ણુતાનો ભાવ તો ભારતીયોનો સદાથી આદર્શ રહ્યો છે. એમણે તલવારને જોરે કદી વિધર્મીઓને પોતાના ધર્મમાં લાવવાનો પ્રયાસ નથી કર્યો. ધર્મના મામલામાં એમણે બીજાના અત્યાચારો સહ્યા, પણ પોતે બીજા લોકો પર અત્યાચાર ન કર્યા. વિધર્મીઓને એમણે સદા આશ્રય આપ્યો. અને એ રીતે પોતાના આતિથ્ય-

પ્રેમનો પરિચય આપ્યો. આજે આ સિદ્ધાંતોને જો સંસાર આંશિક માત્રામાં અપનાવી લે તો ફોગટના ઝઘડા અને રક્તપાતથી તે બચી જાય અને સર્વત્ર સુખશાંતિ તથા પ્રેમનું સામ્રાજ્ય થઈ જાય.

હવે રહી જ્ઞાનની વાત, તો લૌકિક તેમજ પારલૌકિક – બેય પ્રકારના જ્ઞાનમાં આપણા દેશે અગાઉના વખતમાં ઘણી મોટી ઉન્નતિ કરી હતી. આપણો ઋગ્વેદ સંસારનો સૌથી પ્રાચીન ગ્રંથ માનવામાં આવે છે. વેદોમાં લૌકિક તેમજ પારલૌકિક સર્વ પ્રકારનું જ્ઞાન ભરેલું છે. કાવ્ય-સાહિત્ય, ગણિત, જ્યોતિષ, આયુર્વેદ, ધનુર્વેદ, ગાન્ધર્વવેદ (ગાનવિદ્યા), દર્શનશાસ્ત્ર, અર્થશાસ્ત્ર, શિલ્પવિદ્યા, સ્થાપત્યકલા, ચિત્રકલા, તક્ષણકલા (ખરીદકામ), પશુપાલન, કૃષિવિજ્ઞાન, રાજનીતિ વગેરે સઘળા વિષયોમાં આપણા દેશે આશ્ચર્યજનક ઉન્નતિ કરી હતી. જેનું પ્રભુત્વ આખો સંસાર આજ સુધી સ્વીકારે છે. અધ્યાત્મવિદ્યા અને પરલોકવિદ્યામાં તો આ દેશની બરોબરી કોઈ દેશે કરી જ નથી અને ભવિષ્યમાં પણ કોઈ કરી શકશે કે કેમ એ વિશે શંકા છે. પરલોક વિશે જે વાતો આપણાં શાસ્ત્રોમાં જણાવવામાં આવી છે, એમનું ખંડન આજ સુધી કોઈ નથી કરી શક્યું. ખંડન કરવું તો દૂર રહ્યું, ત્યાં સુધી કોઈ પહોંચી જ નથી શક્યું. અહીંના પૂર્વજન્મના સિદ્ધાંતને આજે સંસારના મોટા મોટા વૈજ્ઞાનિકો માનવા માંડ્યા છે. આપણાં ઉપનિષદો તથા ભગવદ્‌ગીતા વગેરે ગ્રંથોમાં જે તત્ત્વજ્ઞાન ભરેલું છે, એની સંપૂર્ણ જગત મુક્તકંઠે પ્રશંસા કરી રહ્યું છે. આપણા વેદાંતનો સિદ્ધાંત તો જ્ઞાનની અંતિમ અવધિને સૂચિત કરે છે. એનાથી ઊંચા જ્ઞાનની સંસાર કલ્પના પણ નથી કરી શકતો. આપણા પૂર્વજ ઋષિઓએ તપસ્યા, સંયમ, સદ્‌ગુણ, સદાચાર, ભગવદ્‌ભક્તિ તેમજ યોગને બળે જે સૌને વિસ્મય પમાડનારા તત્ત્વજ્ઞાનનું અર્જન કર્યું, એની તોલે પાશ્ચાત્ય જગતનું ઊંચામાં ઊંચું ભૌતિક જ્ઞાન સમુદ્રની તોલે એક ટીપા બરાબર પણ નથી. પાશ્ચાત્ય વિજ્ઞાનની સમાપ્તિ સ્થૂળ પંચભૂતોના જ્ઞાનમાં જ થઈ જાય છે. પંચભૂતોની આગળ જવું તો દૂર રહ્યું, પંચભૂતોનું પણ પૂરેપૂરું જ્ઞાન હજી પાશ્ચાત્ય વૈજ્ઞાનિકોને નથી થઈ શક્યું. સ્થૂળ પંચભૂતોથી પર ઇન્દ્રિયો છે, ઇન્દ્રિયોથી પર સૂક્ષ્મ પંચભૂતો કે તન્માત્ર છે, એમની પર મન છે, મનની પર બુદ્ધિ છે, બુદ્ધિની પર મહત્તત્ત્વ છે, મહત્તત્ત્વથી પર અવ્યાકૃત માયા છે અને અવ્યાકૃત માયાથી પર પરમાત્મતત્ત્વ છે. એ પરમાત્મતત્ત્વથી પર કશું જ નથી, એ જ છેવટની અવધિ છે.*

જે પરમાત્મતત્ત્વનું જ્ઞાન આપણાં શાસ્ત્રોમાં ભર્યું પડ્યું છે, એને જ અવળા ક્રમે કહીએ તો એમ કહી શકીએ છીએ કે પરમાત્માના એક અંશમાં માયા છે, માયાના એક અંશમાં મહત્તત્ત્વ છે, મહત્તત્ત્વના એક અંશમાં બુદ્ધિ છે, બુદ્ધિના એક અંશમાં મન છે, મનના કોઈક અંશમાં સૂક્ષ્મભૂતો છે, સૂક્ષ્મભૂતોના કોઈક અંશમાં ઇન્દ્રિયો છે અને ઇન્દ્રિયોના કોઈક અંશમાં સ્થૂળ ભૂતો છે. પરમાત્મા અથવા મૂળપ્રકૃતિ (અવ્યાકૃત માયા)ના જ્ઞાનની વાત તો દૂર રહી, આધુનિક વૈજ્ઞાનિકોને ઇન્દ્રિય, મન તથા બુદ્ધિના તત્ત્વનું

* ઇન્દ્રિયેભ્યઃ પરા હ્યર્થા અર્થેભ્યશ્ચ પરં મનઃ । મનસસ્તુ પરા બુદ્ધિર્બુદ્ધેરાત્મા મહાન્ પરઃ ॥
મહતઃ પરમવ્યક્તમવ્યક્તાત્પુરુષઃ પરઃ । પુરુષાન્ન પરં કિઞ્ચિત્ સા કાષ્ઠા સા પરા ગતિઃ ॥
(કઠોપનિષદ્ ૧/૩/૧૦-૧૧)

પણ જ્ઞાન નથી. કેવળ આકાશ વગેરે સ્થૂળ ભૂતોના તત્ત્વનું આંશિક જ્ઞાન સદીઓના અથાક પરિશ્રમ પછી આજના વૈજ્ઞાનિકો પામી શક્યા છે. માટે આપણે વિચારવું જોઈએ કે પરમાત્માના તત્ત્વજ્ઞાનની સામે આ ભૌતિક જ્ઞાનનું શું મૂલ્ય છે, જેની ચમક-દમકથી આજે આપણે મોહિત થઈ રહ્યા છીએ. આ આખું જગત જ્યારે પરમાત્માની માયાના એક અંશમાં રહેલું છે, ત્યારે એ જગતનું સઘળું જ્ઞાન સ્વાભાવિકપણે જ પરમાત્મજ્ઞાનના એક અંશમાં આવી જાય છે. ગીતાના દસમા અધ્યાયમાં પોતાની સઘળી વિભૂતિઓનું વર્ણન કરી એના ઉપસંહારમાં ભગવાન શ્રીકૃષ્ણ અર્જુનને એ જ કહે છે–

**અથવા બહુનૈતેન કિં જ્ઞાતેન તવાર્જુન ।**
**વિષ્ટભ્યાહમિદં કૃત્સ્નમેકાંશેન સ્થિતો જગત્ ॥**

(ગીતા ૧૦/૪૨)

'અથવા હે અર્જુન! આ વધારે જાણીને તારે શું કરવું છે? સારરૂપે સમજી લે કે હું આ આખાય બ્રહ્માંડને પોતાની યોગ-શક્તિના એક અંશમાત્રથી ધારણ કરીને સ્થિત છું. [માટે ઘણી બધી બાબતોને જાણવાની ઝંઝટમાં ન પડતાં એક મને જ તત્ત્વથી જાણ.]'

એ એકને જાણી લેવાથી સર્વ કાંઈ આપમેળે જાણી જવાય છે - **'તેન જ્ઞાતેન સર્વં વિજ્ઞાતં ભવતિ ।'** ઘણા ખેદનો વિષય છે કે આજે આપણે એ સર્વશ્રેષ્ઠ જ્ઞાનને ભૂલીને ભૌતિક જ્ઞાન પાછળ પાગલ થઈ રહ્યા છીએ. અને ત્રિકાળદર્શી મહર્ષિઓના રહસ્યમય તાત્ત્વિક ઉપદેશની અવહેલના કરી પાશ્ચાત્ય વિચારોનું આંધળું અનુકરણ કરવા પર તૂટી પડ્યા છીએ.

પાશ્ચાત્યોના સંસર્ગથી તથા પાશ્ચાત્ય શિક્ષણના પ્રભાવથી આજે ઘણી બધી અવાંછનીય વાતો આપણા સમાજમાં પ્રવેશ કરીને આપણી સંસ્કૃતિના મૂળનો ઉચ્છેદ કરી રહી છે. પાશ્ચાત્યોની દેખાદેખીથી આપણે આપણા યુવક-યુવતીઓને સહશિક્ષણ આપીને એમના ચરિત્રનાશમાં સહાયક બની રહ્યા છીએ. **'આહારશુદ્ધૌ સત્ત્વશુદ્ધિઃ'** (છાન્દોગ્ય ઉપનિષદ્ ૭/૨૬/૨) 'આહારની શુદ્ધિથી અંતઃકરણની શુદ્ધિ થાય છે.' – એ સિદ્ધાંતને ભૂલીને આપણે ખાન-પાનના વિષયમાં બિલકુલ સ્વતંત્ર થઈને ભ્રષ્ટ થતા જઈ રહ્યા છીએ. શૌચાચાર તરફ આપણું સહેજ પણ ધ્યાન નથી રહ્યું. માદક દ્રવ્યોનો ધીરે ધીરે વધુમાં વધુ પ્રચાર થઈ રહ્યો છે. ચા-તમાકુ તથા ગાંજો-ભાંગ અને બીડી-સિગારેટ વગેરેની તો વાત શી કરવી, ઔષધરૂપે તથા શોખને ખાતર પણ મદિરાનું સેવન વધી રહ્યું છે. માછલી, માંસ, ઈંડાં વગેરેનો વ્યવહાર પણ હોટલો દ્વારા સભ્ય સમાજમાં ખુલે આમ થવા માંડ્યો છે. આ બધી બાબતોથી શૌચાચાર તો નષ્ટ થઈ જ રહ્યો છે, સાથે સાથે સદાચારનો પણ નાશ થઈ રહ્યો છે. વ્યભિચારની વૃદ્ધિ થઈ રહી છે અને એને લીધે પાપબુદ્ધિ ક્રમશઃ નષ્ટ થઈ રહી છે. (એટલે કે વ્યભિચારને ઘણાખરા લોકો હવે પાપ પણ નથી સમજતા.) શરીર અને આવાસોની સજાવટમાં તથા આમોદ-પ્રમોદમાં રૂપિયા પાણીની જેમ વપરાઈ રહ્યા છે. ઉડાઉપણું વધી રહ્યું છે. ગંદા સાહિત્ય તેમજ ગંદાં ચિત્રપટોનો પ્રચાર ક્રમશઃ વધી રહ્યો છે, જેથી આપણાં યુવક-યુવતીઓના ચારિત્ર્ય પર ઘણો ખરાબ પ્રભાવ પડી રહ્યો છે. આ બધી બાબતોથી આપણાં ધન, ધર્મ, સ્વાસ્થ્ય, આયુષ્ય, બળ, બુદ્ધિ, લોક, પરલોકનો નાશ થઈ રહ્યો છે, અને આપણે ધીરે ધીરે પતન તરફ અગ્રેસર થઈ રહ્યા છીએ, આપણા જ હાથે આપણો સર્વનાશ કરી રહ્યા છીએ. જૂઠ, કપટ, ચોરી અને હિંસા વગેરે પાપોમાં ઝડપથી વૃદ્ધિ

થઈ રહી છે. માટે સમાજના કર્ણધારો માટે આવશ્યક છે કે તેઓ આ ખરાબીઓથી સમાજને બચાવે અને પ્રાચીન સંસ્કૃતિની રક્ષા કરે.

પ્રાચીન સંસ્કૃતિ તરફ જ્યારે આપણે દૃષ્ટિપાત કરીએ છીએ તો એવું જણાય છે કે આધુનિક સંસ્કૃતિમાં અને એમાં મોટું અંતર છે. બન્નેના દૃષ્ટિકોણમાં અંતર છે. આધુનિક સંસ્કૃતિનું ઉદ્દેશ્ય છે – ખાવું-પીવું, મોજ કરવી, શરીરને વધુમાં વધુ આરામ આપવો, વધુમાં વધુ ભોગ ભોગવવા, કોઈ પણ રીતે વર્તમાન જીવનને સુખી બનાવવું. એનાથી આગળ એની દૃષ્ટિ નથી જતી. જ્યારે પ્રાચીન સંસ્કૃતિનું લક્ષ્ય તદ્દન ભિન્ન હતું – તેમાં યથાસંભવ સત્વરે પરમાત્માની પ્રાપ્તિ કરવી તથા ચિરશાંતિ તેમજ શાશ્વત સુખ પામવું. તેથી વિપરીત આધુનિક સંસ્કૃતિમાં ભોગની પ્રધાનતા છે, જ્યારે પ્રાચીન સંસ્કૃતિમાં ત્યાગ-વૈરાગ્ય તેમજ તપની પ્રધાનતા હતી. વ્યક્તિમાં ત્યાગનું પ્રમાણ જેટલું વધુ તેટલી જ તે સમ્માનનીય ગણાતી હતી. માટે જ બ્રાહ્મણો તથા સાધુ-મહાત્માઓનો સૌથી વધુ આદર થતો હતો; કેમકે, એ લોકો ત્યાગની મૂર્તિ હતા. એમના જીવનમાં સાદગીની પ્રધાનતા હતી, ઉડાઉપણું ન હતું. ખાન-પાન, પહેરવેશ, બોલ-ચાલ તથા વ્યવહાર–સર્વ કાંઈ સાદું અને પવિત્ર હતું. ચોવીસ વર્ષની ઉંમર સુધી એ લોકો બ્રહ્મચર્યનું પાલન કરી ગુરુસેવા તથા વિદ્યાભ્યાસ કરતા હતા. એટલા સમય સુધી એ લોકો શૃંગાર તથા વિલાસિતાથી તદ્દન અલિપ્ત રહેતા હતા. તેઓ અનિવાર્ય જણાય ત્યાં જ પૈસાનો ખર્ચ કરતા હતા. માટે જ એમને ધન માટે ધનવાનોની ગુલામી કરવી પડતી ન હતી. છળ-કપટ તેઓ જાણતા જ ન હતા. વનમાં રહીને કંદ-મૂળ-ફળથી પોતાનો જીવન-નિર્વાહ કરતા હતા. એ લોકો સ્વાવલંબી તેમજ તિતિક્ષુ હતા. તેઓ સ્વાશ્રયી હોઈ પોતાનું કામ પોતાને હાથે કરતા હતા. એમના ત્યાગ અને વૈરાગ્યનો એટલો પ્રભાવ હતો કે મોટા-મોટા રાજાઓ એમની ચરણરજને માથે ચઢાવી પોતાને પવિત્ર માનતા હતા. એમનામાંથી કેટલાક એવા પણ હતા. જેમની પાસે હજારો શિષ્યો વિદ્યાભ્યાસ કરતા હોવાથી તેઓ કુલપતિ કહેવાતા. એમના આશ્રમો એક-એક વિશ્વવિદ્યાલય હતા. પણ એ માટે એમને મોટી મોટી ઈમારતોની – લાખો-કરોડો રૂપિયા ભેગા કરવાની જરૂર પડતી ન હતી. તેઓ વૃક્ષોની નીચે બેસીને પોતાના શિષ્યોને વિદ્યાભ્યાસ કરાવતા અને ઘાસ-પાંદડાંની ઝૂંપડીઓ બનાવીને એમાં રહેતા હતા. એમને બધા પ્રકારની જરૂરી સામગ્રી જંગલમાંથી મળી રહેતી. તે માટે એમને પૈસાની જરૂર પડતી ન હતી. સ્વાદ, શોખ, એશ-આરામ તો એમનામાં લેશમાત્ર પણ ન હતાં. મનને બહેકાવનારા ખેલ-તમાશા કે કોઈ પણ જાતની માદક વસ્તુને તેઓ પાસે પણ ફરકવા ન દેતા. આવા પ્રભાવને લીધે રાજા-મહારાજાઓ પર પણ એમનું શાસન ચાલતું હતું. પરંતુ એમના પર કોઈનું શાસન ન હતું. એમની પાસે હતું જ શું, કે જેને લીધે એમના પર કોઈનું શાસન જરૂરી બને! તેઓ પ્રાણીમાત્રને અભયદાન આપીને વિચરતા હતા. પ્રાણીમાત્રનું હિત કરવું એ જ એમનું એકમાત્ર વ્રત હતું. માટે જ એમના આશ્રમોનાં હિંસક પ્રાણીઓ પણ હિંસા-વૃત્તિ છોડીને સામાન્ય જીવોની જેમ રહેતા હતા. ક્ષમા, દયા, શાંતિ, સરળતા વગેરે સદ્ગુણો તથા યજ્ઞ, દાન, તપ, પરોપકાર, સત્યભાષણ, દીન-દુ:ખીઓની સેવા તથા ઈશ્વરોપાસના વગેરે સદાચારો જ એમની સંપત્તિ હતી. એને જ ગીતામાં દૈવી સંપત્તિને નામે કહેવામાં આવી છે.

હાલના સમયમાં આનાથી એકદમ વિપરીત સ્થિતિ દેખાઈ રહી છે. છળ-કપટ, જૂઠ અને કલા-કૌશલ દ્વારા તથા વિવિધ પ્રકારનાં યંત્રો તેમજ ગેસ વગેરેનો આવિષ્કાર કરીને ઓછામાં ઓછા સમયમાં વધુમાં વધુ જીવોની હિંસા કરવાનું સામર્થ્ય મેળવવું એ જ હાલના સમયમાં ઉન્નતિનું મુખ્ય લક્ષણ માનવામાં આવે છે. મોટાં-મોટાં રાષ્ટ્રો દ્વારા નાનાં-નાનાં રાષ્ટ્રોને – સબળો દ્વારા દુર્બળોને હડપ કરી જવું જ આજકાલનો પરમ પુરુષાર્થ છે. આનું જ નામ આસુરી સંપદા છે. આજે સંસારમાં બધેય આનું જ સામ્રાજ્ય જોવા મળે છે.

ઉપરના વર્ણનથી એ વાત સ્પષ્ટ થઈ જાય છે કે પ્રાચીન સંસ્કૃતિમાં દૈવી સંપદાની પ્રધાનતા હતી અને હાલની સંસ્કૃતિમાં આસુરી સંપદાનું પ્રાધાન્ય છે. બન્ને સભ્યતાઓમાં આ જ અંતર છે. આમાંથી એક ઉન્નતિ તરફ દોરી જતી અને બીજી અધોગતિ કરાવનારી છે. દરેક કલ્યાણવાંછુ પુરુષ માટે એ ઉચિત છે કે એ દૈવી સંપદાનો સ્વીકાર કરી આસુરી સંપદાનો ત્યાગ કરે. દૈવી સંપદા જ શ્રેષ્ઠ સંપદા છે. લૌકિક ધન તો મર્યા પછી અહીં રહી જાય છે. પણ આ ધન એવું છે કે જેનો શરીર નષ્ટ થવા છતાંય નાશ નથી થતો. આને જ માનવ-ધર્મ પણ કહે છે. આનાથી જ સાચા સુખની પ્રાપ્તિ થાય છે. જો સાધનની શિથિલતાને કારણે આ જ જન્મે એ સુખની પ્રપ્તિ ન થઈ તો બીજા જન્મે થઈ જાય છે અને આ રીતે માણસ એ સાચા સુખનો અધિકારી બની જાય છે. અહીં એ પ્રશ્ન થાય છે કે લૌકિક ધન શરીરની સાથે અહીં જ રહી જાય છે, જ્યારે દૈવી ધન પરલોકમાં પણ જીવનો સાથ નથી છોડતું, એનું શું કારણ છે? વાત એમ છે કે મૃત્યુ થતાં માણસનું શરીર તો અહીં જ રહી જાય છે. પણ ઇન્દ્રિય, મન, બુદ્ધિ તથા પ્રાણ જીવની સાથે જ જાય છે; કેમકે, એમનું અસ્તિત્વ મૃતશરીરમાં નથી જોવા મળતું. આનાથી એ વાત સ્પષ્ટ થઈ જાય છે કે એ ધન (દૈવીસંપદા) છે જે ઇન્દ્રિય, મન તથા બુદ્ધિ દ્વારા પરલોકમાં જીવની સાથે જઈ શકે છે. અર્થાત્ સદ્‌ગુણ અને સદાચાર જ એવું ધન છે જેનો સમાવેશ ઇન્દ્રિય, મન અને બુદ્ધિમાં થાય છે. માટે આ જ ધન જીવની સાથે જાય છે, બાકીનું ધન અહીં જ પડ્યું રહે છે. વિદ્યા, વિવેક તેમજ શુભ નિશ્ચય બુદ્ધિમાં રહે છે. ઇન્દ્રિયો દ્વારા જે ઉત્તમ ક્રિયાઓ કરવામાં આવે છે, એ સંસ્કારરૂપે મનમાં સંચિત રહે છે. અને ઉત્તમ ગુણો તો સ્વરૂપથી જ મનમાં રહે છે. આ બધાની પ્રાપ્તિ ઈશ્વરભક્તિથી સુલભ થઈ જાય છે, માટે ઈશ્વરભક્તિ જ કલ્યાણનું મુખ્ય સાધન છે. મનુષ્ય-જન્મ પામીને જીવનમાં એનો જ અભ્યાસ કરવો. આ જ ભારતીય સંસ્કૃતિનો મૂળ મંત્ર છે.



## પશુ-ધન

આજે ભારતવર્ષની જેવી દુર્દશા છે, એને જોઈને વિચારવંત માણસમાત્ર ઘણું કરીને ખળભળી ઊઠશે; ભારતવર્ષની એ પુરાણી સભ્યતા, એની શિક્ષણપ્રણાલી અને એનું બળ-બુદ્ધિ, તેજ વગેરેથી ભરેલું જીવન આજે ક્યાં છે? જે ભારતવર્ષ પાસેથી અન્ય સમસ્ત દેશોનાં હજારો નર-નારી શિક્ષણ મેળવીને પોતાનું જીવન ઉન્નત બનાવતા હતા, આજે એનું

એ અલૌકિક ગૌરવ ક્યાં છે? આજે તો એ સર્વ રીતે બળહીન, વિદ્યાહીન, બુદ્ધિહીન, ગૌરવહીન અને ધનહીન થઈને પરાધીન થઈ ગયું છે. આ અવનતિનું કારણ શું છે? વિચાર કરવાથી અનેક કારણો જણાઈ આવે છે. એ કારણોમાંથી પશુઓનો હ્રાસ પણ એક મુખ્ય કારણ છે. આ જ વિષય પર કશુંક લખવાનો પ્રયત્ન કરવામાં આવી રહ્યો છે.

અગાઉના વખતમાં આ દેશમાં પશુઓની કેટલી અધિકતા હતી, જો એ વાત પર પૂર્ણરૂપે વિચાર કરવામાં આવે તથા એમની સંખ્યાનો હિસાબ લગાડવામાં આવે તો ઘણા લોકો એ સંખ્યાને અસંભવ સમજશે. પણ આ ઐતિહાસિક અને પ્રામાણિક વાત છે. વાલ્મીકીય રામાયણના અયોધ્યાકાંડમાં કથા આવે છે કે ભગવાન શ્રીરામચંદ્ર પાસે ત્રિજટ નામનો બ્રાહ્મણ આવ્યો અને એણે એમની પાસે ધનની યાચના કરી. શ્રીરામચંદ્રજીએ કહ્યું કે મારી પાસે ઘણી-બધી ગાયો છે, તમે પોતાને હાથે એક લાકડી ફેંકો, તે લાકડી જ્યાં જઈને પડશે, અહીંથી ત્યાં સુધી જેટલી ગાયો ઊભી રહી શકે, એટલી આપ લઈ જાઓ. વિચાર કરવાથી જણાય છે કે જ્યાં વિનોદ ખાતર એક યાચકને આ રીતે હજારો ગાયો દાનમાં આપી શકાતી હોય, ત્યાં દાન દેનારની પાસે કેટલી ગાયો હોઈ શકે છે? ભાગવતમાં રાજા મૃગનો ઇતિહાસ ઘણો જ પ્રસિદ્ધ છે, તેઓ હજારો ગાયોનું દાન દરરોજ કરતા હતા. માત્ર પાંચહજાર વર્ષ પૂર્વેની વાત છે કે નંદ-ઉપનંદ વગેરે ગોવાળિયાઓ પાસે લાખ-લાખ ગાયો રહેતી હતી. આ વાત પણ ભાગવતમાં છે. મહાભારતના વિરાટપર્વથી પણ એ સ્પષ્ટ થાય છે કે રાજા વિરાટ પાસે લગભગ લાખ ગાયો હતી, જેમનું હરણ કરવા માટે કૌરવોની વિશાળ સેનાએ બે ભાગોમાં વિભક્ત થઈને વિરાટ નગર પર આક્રમણ કર્યું હતું.

એ સમયે જે રીતે વિપુલ માત્રામાં ગાયો હતી, એ જ રીતે બીજાં પશુઓ પણ અધિક માત્રામાં હતાં. ઘોડા, હાથી વગેરે પશુઓની સંખ્યાનું અનુમાન કરી જુઓ, એક અક્ષૌહિણી સેનામાં એકવીસ હજાર આઠસો સિત્તેર (૨૧, ૮૭૦) હાથી, પાંસઠ હજાર છસો દસ (૬૫, ૬૧૦) ઘોડેસવારોના ઘોડા અને સત્યાસી હજાર ચારસો એંસી (૮૭,૪૮૦) રથના ઘોડા રહેતા હતા. આવી ત્રેવીસ-ત્રેવીસ અક્ષૌહિણી સેના લઈને જરાસંધે સત્તર વાર ભગવાન શ્રીકૃષ્ણ પર ચઢાઈ કરી હતી, તેમજ દરેક વખતે ભગવાને સૌનો વિનાશ કરી નાખ્યો હતો. મહાભારતના ઉદ્યોગપર્વમાં કૌરવો તરફથી અગિયાર અક્ષૌહિણી અને પાંડવો તરફથી સાત અક્ષૌહિણી સેના કુરુક્ષેત્રના મેદાનમાં એકઠી થઈ હતી. એવો ઉલ્લેખ મળે છે. એમાં કેવળ અગિયાર માણસો જ બાકી બચ્યા હતા, બાકીની સમગ્ર સેના મરાઈ ચૂકી હતી. આ પ્રકારના મોટા-મોટા સંહારો થતા રહેવા છતાંય કરોડો પશુઓ હયાત હતાં. પણ ઘણા દુઃખ સાથે લખવું પડે છે કે આજે એની સરખામણીએ વિચાર કરીએ તો દસ-પંદર ટકા જેટલી પણ પશુઓની સંખ્યા નથી રહી.

દેશ, જાતિ, ધર્મ, સમાજ, વેપાર તથા સ્વાસ્થ્યની રક્ષા અને વૃદ્ધિમાં પશુ-ધનનો ફાળો મુખ્ય માનવામાં આવ્યો છે. આર્થિક દૃષ્ટિએ પશુધનનું હોવું સૌને માટે ગૌરવની વાત સમજવામાં આવી છે. ખાસ કરીને વૈશ્યજાતિ માટે તો એ કેવળ આર્થિક મહત્ત્વ જ નથી રાખતું. બલકે પશુપાલન એમના ધર્મનું એક મુખ્ય અંગ પણ છે. મનુસ્મૃતિમાં કહ્યું છે—

**પશૂનાં રક્ષણં દાનમિજ્યાધ્યયનમેવ ચ ।**
**વણિક્પથં કુસીદં ચ વૈશ્યસ્ય કૃષિમેવ ચ ॥**
(૧/૧૦)

એટલે કે 'વૈશ્યોનો ધર્મ પશુઓનું પાલન કરવું, દાન આપવું, યજ્ઞ કરવો, વેદશાસ્ત્રોને વાંચવાં, વેપાર, વ્યાજ અને ખેતી દ્વારા જીવિકા ચલાવવી તે છે.'

અહીં એ વાત પણ ધ્યાનમાં રાખવાની છે કે ખેતી કરનારા સઘળા માણસો વૈશ્ય જ કહેવાય છે. માટે એ સૌને માટે પણ પશુપાલન ધર્મનું એક મુખ્ય અંગ બની જાય છે. પણ આજે ભારતવર્ષમાં ઘણા ઓછા વૈશ્ય અને ખેતી કરનારા લોકો હશે જેઓ આર્થિક અને ધાર્મિક દૃષ્ટિએ આ વ્યવસાયને આટલું મહત્ત્વ આપતા હોય. વૈશ્ય અને ખેડૂતો પશુઓની સહાયતાથી ખેતર ખેડીને ઉપજાવેલા અન્ન સાથે સંબંધ રાખે છે, એમની નસેનસમાં પશુઓના પરિશ્રમથી ઉપજેલા અન્નનું લોહી દોડે છે. પણ મૂંગા પશુઓની દશા સુધરે, એમની વૃદ્ધિ થાય, તેઓ પુષ્ટ થાય, એ તરફ એમનું ધ્યાન ઘણું ઓછું રહે છે.

સઘળાં પશુઓની ઉન્નતિની વાત તો દૂર રહી, પશુઓમાં સર્વશ્રેષ્ઠ એવી ગાયો કે જેમનું મહત્ત્વ શાસ્ત્રોમાં ધર્મની દૃષ્ટિએ પણ ઘણું વધુ જણાવવામાં આવ્યું છે, અને જેમનું પાલન અને રક્ષણ સ્વયં ભગવાન શ્રીકૃષ્ણે વ્રજમાં કરીને ગો-સેવાને એક આદર્શ ધર્મ બતાવ્યો તથા વૈશ્યો માટે તો ધર્મનું એ મુખ્ય અંગ જણાવવામાં આવ્યું છે (ગીતા ૧૮/૪૪), જે દેવતાઓ, ઋષિઓ, પિતૃઓ માણસો વગેરે સૌને પોતાના દૂધ-દહીં વડે તૃપ્ત કરનારી છે, આજે એમની કેટલી ઉપેક્ષા થઈ રહી છે, એ જોઈને ચિત્તમાં ખેદ થયા વિના નથી રહી શકતો. દર વર્ષે લાખોની સંખ્યામાં ગાયો ઓછી થતી જઈ રહી છે, છતાંય હિંદુ જનતા એમના રક્ષણ બાબતે એ રીતે નિષ્ક્રિય થઈ રહી છે કે જાણે એને આ વાતની ખબર જ નથી! આનું ભયાનક પરિણામ એ થઈ રહ્યું છે કે મનુષ્ય-જીવન માટે ધર્મ અને સ્વાસ્થ્ય બેય દૃષ્ટિએ ઘણાં આવશ્યક મનાયેલાં દૂધ, ઘી, દહીં વગેરે સામાન્ય લોકોને માટે પ્રાપ્ત થવાં દુષ્કર બની રહ્યાં છે. દૂધ, દહીંના અભાવે ભારતીય પ્રજાનું સ્વાસ્થ્ય જે રીતે ગગડી રહ્યું છે એ તો ધર્મને ન માનનારા લોકો પણ પ્રત્યક્ષપણે અનુભવ કરી શકે છે. જ્યાં પહેલાના સમયમાં આ જ દેશમાં ચોખ્ખું દૂધ એક પૈસાનું શેર,* શુદ્ધ ઘી ત્રણચાર આનાનું (૨૦-૨૫ પૈસાનું) શેર મળતું હતું ત્યાં આજે (સંવત ૨૦૦૦માં) ચોખ્ખું દૂધ બે આનાનું (બાર પૈસાનું) શેર અને શુદ્ધ ઘી એક રૂપિયાનું શેર પણ બધે સ્થળે આમ જનતાને નથી મળી શકતું. જો સમય પ્રમાણે ભારતવાસીઓ સાવધાન નહીં થાય, અને આ જ રીતે ગોધનની ઉપેક્ષા કરતા રહેશે તથા ગાયોના વધતા જતા હ્રાસને રોકવાનો પ્રયાસ નહીં કરે તો ભવિષ્યમાં દૂધ-ઘીની આથી પણ વધુ અછત થઈ શકે છે. અને તે વખતે કોઈ ઉપાય કરવો એ પણ અઘરું થઈ પડશે; માટે વિચારવંત લોકોનું કર્તવ્ય છે કે તેઓ અગાઉથી જ ચેતી જાય. ખાસ કરીને દરેક હિંદુ માટે તો હાલના સમયમાં એક મુખ્ય કર્તવ્ય થઈ ગયું છે કે તેઓ આ તરફ ધ્યાન આપે અને બધી રીતે ગાયોની રક્ષા માટે પ્રયાસ કરે.

ગાયોનો હ્રાસ થવામાં નીચે લખેલાં કારણો મુખ્ય છે–

* જૂના ચલણ અને તોલમાપ પ્રમાણે (૬૪ પૈસાનો એક રૂપિયો અને લગભગ ૪૫૦ ગ્રામનો શેર થતો હતો)

૧–(ક) જનતામાં દિન-પ્રતિદિન ધર્મ અને ઈશ્વરનો ભય ઓછો થતો જઈ રહ્યો છે. માટે ઓછું દૂધ આપનારી અને દૂધ ન આપનારી ગાયોને કસાઈઓને હાથે વેચી દેવામાં મોટાભાગના હિંદુઓ ભય નથી અનુભવતા.

(ખ) ઘણા ખરા નિર્દય ખેડૂતો દૂધ ન દેનારી ગાયોને પોતાને ઘરેથી કાઢી મૂકે છે. એ મરવાને વાંકે રખડતી હોય છે અને છેવટે ઢોરવાડામાં પહોંચાડીને કસાઈના હાથમાં જઈ પડે છે.

૨–દર વર્ષે સૂકા અને તાજા માંસ માટે તથા ચામડા માટે લાખો જીવિત ગાયોની હત્યા કરવામાં આવે છે.

૩–ઘણા ખરા ધનના લોભી હીનવૃત્તિના માણસો વધુ દૂધ આપનારી ગાયોને ખરીદીને એમનાં વાછરડાંને નિરર્થક સમજીને કસાઈને હાથે વેચી દે છે અને દૂધ ખેંચી કાઢવાની ક્રૂર યુક્તિ દ્વારા એ ગાયોને વિવશ કરીને એમનું બધું દૂધ કાઢી લે છે. પરિણામ એ આવે છે કે થોડાક જ દિવસોમાં એ ગાયો નકામી થઈ જાય છે. અને એ વખતે તેઓ એમને પણ કસાઈને હાથે વેચી નાખે છે.

૪–સાંઢ સારા ન મળવાને લીધે ગાયોની નસલ બગડતી જાય છે, એમના દ્વારા સારાં વાછરડાં ઉત્પન્ન નથી થઈ શકતાં. એમનાં વાછરડાં ઘણા ઓછા આયુષ્યનાં, કમજોર અને દૂબળાં-પાતળાં હોય છે.

૫–ગાયોને માટે અલાયદી રાખેલી ગોચરભૂમિને જમીનદારો અને ખેડૂતો વગેરે લોભવશ ખેડતા જાય છે. માટે ઘાસચારાના અભાવે દર વર્ષે હજારો ગાયો મરી જાય છે.

૬–માંસ ખાનારા માણસો માટે અને પૂર, મહામારી, દુકાળ વગેરે દૈવી કોપને કારણે દર વર્ષે લાખોની સંખ્યામાં ગાયો નષ્ટ થતી જાય છે.

આ હ્રાસને રોકવા મટે નીચે લખેલા ઉપાયો કામે લગાડી શકાય એમ છે–

૧–ધાર્મિક પુરુષો માટે એ ઉચિત છે કે લેખો અને વ્યાખ્યાનો વગેરે દ્વારા લોકોમાં ધાર્મિક ભાવના ઉત્પન્ન કરે, જેથી ધાર્મિક ભાવોની વૃદ્ધિ થઈને લોકોમાં ગાયો પ્રત્યે દયાનો સંચાર થાય અને એ લોકો ગાયોને કસાઈને હાથે ન વેચે તથા દૂધ ન આપનારી ગાયોની ઉપેક્ષા પણ ન કરે.

૨–પશુઓના અભાવે દેશની દુર્દશા બતાવીને સરકાર પાસે અપીલ કરીને જે દર વર્ષે હજારો ટન માંસ વિદેશમાં મોકલવા માટે ગાયોની હત્યા કરવામાં આવે છે, એને બંધ કરાવે.

૩–માંસ ખાનારા ભારતવાસીઓને માંસ કરતાં દૂધ-ઘી વધુ આરોગ્યપ્રદ છે એવું સિદ્ધ કરીને તથા ગાયોનો હ્રાસ થશે તો દેશનું પતન પણ અવશ્ય થશે, એમ પ્રેમપૂર્વક સમજાવીને માંસ ખાતાં રોકવા.

૪–ઘણી તત્પરતા સાથે (ઈલેક્ટ્રિક) ભૂંગળીની પ્રથા (કે જે કાયદાની પણ બિલકુલ વિરુદ્ધ છે)ને ગામડે ગામડે પ્રયાસો કરીને સરકાર દ્વારા બંધ કરાવવી.

૫–દરેક ગામમાં સારી નસલની ગાયોની વૃદ્ધિ થાય એ માટે ધનવાનો અને ગૌશાળાના સંચાલકોએ સારી નસલના સાંઢ પાળવા. અથવા સરકાર પાસેથી સારી નસલના સાંઢોનો પ્રબંધ કરાવવો.

૬–સરકાર, ધનવાનો, જમીનદારો, ખેડૂતો વગેરેને પ્રાર્થના કરીને પણ ગામડાઓમાં ગોચરભૂમિ ગાયો માટે અનામત રખાવવી.

૭–જ્યાં પૂર, ભૂકંપ, દુકાળ વગેરે દૈવી

કોપથી ચારાના અભાવને કારણે ગાયો મરતી હોય, ત્યાં તન, મન, ધનથી એમના ચારા વગેરેનો પ્રબંધ કરીને એમને મૃત્યુના મુખેથી બચાવવા માટે બને તેટલો પરિશ્રમ કરવો.

૮–દરેક ખેડૂત અને ગૃહસ્થે પોતપોતાના ઘરોમાં યથાશક્તિ ઓછામાં ઓછી એક કે બે ગાયોને જરૂરથી પાળવી.

૯–પૂર્ણરૂપે આંદોલન ચલાવીને સરકાર પાસે એવો કાયદો અમલી બનાવવો કે જેથી ગોવધ સાવ બંધ થઈ જાય.

વિચારવંત લોકો માટે એ ઉચિત છે કે ઉપર કહેલા ઉપાયો કરીને તે યથાશક્તિ ગાયોની રક્ષા કરે. અર્જુને તો કેવળ ગોરક્ષા માટે બાર વર્ષનો વનવાસ સ્વીકાર્યો હતો. હાલના સમયમાં એ શક્ય ન બને તો પણ જેટલો થઈ શકે તેટલો પ્રયાસ તો તન, મન, ધનથી કરવો જ જોઈએ.

—★—

## તીર્થોમાં પાલન કરવા યોગ્ય કેટલીક ઉપયોગી વાતો

સંસારમાં પ્રાપ્ત કરવા યોગ્ય પુરુષાર્થો ચાર છે – ધર્મ, અર્થ, કામ અને મોક્ષ. તીર્થોમાં (પવિત્ર સ્થાનોમાં) યાત્રા કરતી વેળાએ અર્થ (ધન)નો તો વ્યય થાય જ છે. બાકી રહ્યા ધર્મ, કામ અને મોક્ષ – તો જે રાજસી લોકો હોય છે એ તો તીર્થોમાં સાંસારિક કામનાપૂર્તિ માટે જાય છે અને જે સાત્ત્વિક લોકો હોય છે તેઓ ધર્મ અને મોક્ષ માટે જાય છે. ધર્મનું પાલન પણ તેઓ આત્મોદ્ધાર માટે જ નિષ્કામભાવે કરે છે. માટે કલ્યાણવાંછુ માણસોએ તો અંતઃકરણની શુદ્ધિ અને પરમાત્માની પ્રાપ્તિ કાજે જ તીર્થાટન કરવું જોઈએ. તીર્થોમાં જઈને કઈ રીતે શું-શું કરવું જોઈએ એ વિશે અહીં જણાવવામાં આવ્યું છે.

(૧) પગપાળા યાત્રા કરતી વેળાએ મન દ્વારા ભગવાનના સ્વરૂપનું ધ્યાન અને વાણી દ્વારા નામજપ કરતાં કરતાં ચાલવું. જો ઘણા માણસો સાથે હોય તો સૌએ મળીને ભગવાનનું નામ-કીર્તન કરતાં કરતાં ચાલવું. રેલગાડી વગેરે સાધનોમાં યાત્રા કરતી વેળાએ પણ ભગવાનને સ્મરણમાં રાખીને જ ધાર્મિક પુસ્તકોનું અધ્યયન કે ભગવાનના નામનો જપ કરતા રહેવું.

(૨) ગંગા, સિંધુ, સરસ્વતી, યમુના, ગોદાવરી, નર્મદા, કાવેરી, કૃષ્ણા, સરયૂ, માનસરોવર, કુરુક્ષેત્ર, પુષ્કર, ગંગાસાગર વગેરે તીર્થોમાં એમનાં ગુણ પ્રભાવ, તત્ત્વ, રહસ્ય અને મહિમાનું સ્મરણ કરતાં કરતાં આત્મશુદ્ધિ અને કલ્યાણ માટે સ્નાન કરવું.

(૩) તીર્થસ્થાનોમાં શ્રીરામ, શ્રીકૃષ્ણ, શ્રીશિવ, શ્રીવિષ્ણુ વગેરે ભગવદ્‌વિગ્રહોનાં શ્રદ્ધા-પ્રેમપૂર્વક દર્શન કરતાં કરતાં એમના ગુણ, પ્રભાવ, લીલા, તત્ત્વ, રહસ્ય અને મહિમા વગેરેનું સ્મરણ કરીને દિવ્ય સ્તોત્રો દ્વારા આત્મોદ્ધાર કાજે એમની સ્તુતિ-પ્રાર્થના કરવી.

(૪) તીર્થોમાં સાધુ, મહાત્મા, જ્ઞાની, યોગી અને ભક્તોનાં દર્શન, સેવા, સત્સંગ, નમસ્કાર, ઉપદેશ, આદેશ અને વાર્તાલાપનો વિશેષ લાભ લેવા માટે એમની શોધ કરવી.

જ્ઞાનપ્રાપ્તિ માટે ગુરુ પાસે જઈ કઈ રીતે પ્રશ્ન પૂછવો તે શ્રીકૃષ્ણ ભગવાને અર્જુનને ગીતામાં સમજાવ્યું છે–

**તદ્વિદ્ધિ પ્રણિપાતેન પરિપ્રશ્નેન સેવયા।**
**ઉપદેક્ષ્યન્તિ તે જ્ઞાનં જ્ઞાનિનસ્તત્ત્વદર્શિનઃ॥**

(ગીતા ૪/૩૪)

'એ જ્ઞાનને તું તત્ત્વદર્શી જ્ઞાનીજનો પાસે

જઈને જાણી લે; એમને યોગ્ય રીતે દંડવત્ પ્રણામ કરવાથી, એમની સેવા કરવાથી તેમજ કપટ છોડીને સરળ ભાવે પ્રશ્ન પૂછવાથી પરમાત્મતત્ત્વને બરાબર ઓળખનારા એ જ્ઞાની મહાત્માજનો તને એ તત્ત્વજ્ઞાનનો ઉપદેશ આપશે.'

(૫) કંચન-કામિનીના લોલુપ અને નામરૂપની પૂજા કરાવીને લોકોને ઉચ્છિષ્ટ (એઠું) ખવડાવનારા, માન-મોટાઈ અને પ્રતિષ્ઠાના ગુલામ, પ્રમાદી અને વિષયાસક્ત પુરુષોનો ભૂલમાં પણ સંગ ન કરવો, ભલે એ સાધુ, બ્રહ્મચારી કે તપસ્વીના વેષમાં પણ કેમ ન હોય. માંસાહારી, માદક પદાર્થોનું સેવન કરનારા, પાપી, દુરાચારી અને નાસ્તિક પુરુષોનાં તો દર્શન પણ ન કરવાં.

તીર્થોમાં કોઈ કોઈ સ્થળે તો પંડા-પૂજારીઓ અને મહંત વગેરે યાત્રીઓને અનેક રીતે હેરાન કર્યા કરે છે. જેમકે- યાત્રા સફળ કરાવવાને નામે દુરાગ્રહપૂર્વક વધુ ધન લેવાની હઠ કરવી, દેવમંદિરોમાં પૈસા લીધા વિના દર્શન ન કરાવવાં, ભેટ લીધા વિના સ્નાન ન કરવા દેવું, યાત્રીઓને ધમકાવીને અને પાપનો ભય બતાવીને પરાણે રૂપિયા પડાવવા, મંદિરો અને તીર્થો પર ભોગ-ભંડાર અને સામગ્રી વગેરેના નામે ભેટ લેવા માટે અનુચિત દબાવ નાખવો, પોતાનાં સ્થાનોમાં ઉતારાની વ્યવસ્થા આપીને તેમની પાસેથી વધુ ધન મેળવવાનો દુરાગ્રહ કરવો, સફેદ ગીધ પક્ષીઓને ઋષિઓ અને દેવતાઓ સમાન ગણાવીને એમનું એઠું ખવડાવીને ભોળા યાત્રીઓ પાસેથી ધન પડાવી લેવું. તથા દેવમૂર્તિઓ દ્વારા શરબત પીવાની વગેરે ખોટી કરામતોને પ્રસિદ્ધ કરીને લોકોને ઠગવા વગેરે. યાત્રીઓએ આ બધાથી સાવધ રહેવું.

(૬) સાધુ, બ્રાહ્મણ, તપસ્વી, બ્રહ્મચારી, વિદ્યાર્થી વગેરે સત્પાત્રોની તથા દુ:ખી, અનાથ, પીડિત, અંગવિહોણાં, બીમાર અને સાધક પુરુષોની અન્ન, વસ્ત્ર, ઔષધ અને ધાર્મિક પુસ્તકો વગેરે દ્વારા યથાયોગ્ય સેવા કરવી.

(૭) ભોગ અને ઐશ્વર્યને અનિત્ય સમજીને વિવેક-પૂર્વક વશમાં કરેલાં મન અને ઇન્દ્રિયોને શરીરનિર્વાહ સિવાય પોતપોતાના વિષયોથી દૂર રાખવાનો પ્રયાસ કરવો.

(૮) પોતપોતાના અધિકાર મુજબ સંધ્યા, તર્પણ, જપ, ધ્યાન, પૂજા-પાઠ, સ્વાધ્યાય, હવન, બલિવૈશ્વ, સેવા વગેરે નિત્ય અને નૈમિત્તિક કર્મો સમયસર કરવાનો ખાસ પ્રયાસ કરવો. જો કોઈ ખાસ કારણસર સમયનું ઉલ્લંઘન થઈ જાય તો પણ કર્મનું ઉલ્લંઘન ન કરવું.

ગીતા, રામાયણ વગેરે શાસ્ત્રોનું અધ્યયન, ભગવાનના નામનો જપ, સૂર્યભગવાનને અર્ઘ્યદાન, ઈષ્ટદેવની પૂજા, ધ્યાન, સ્તુતિ, નમસ્કાર અને પ્રાર્થના વગેરે તો સઘળા વર્ણ તેમજ આશ્રમના સ્ત્રીપુરુષોએ અવશ્ય કરવાં જ જોઈએ.

(૯) કામ, ક્રોધ, લોભ આદિને વશ થઈને કોઈ પણ જીવને કોઈ પણ જાતનું જરા પણ કષ્ટ કદી આપવું જોઈએ નહિ.

(૧૦) કીર્તન અને સ્વાધ્યાય સિવાયના સમયમાં મૌન રહેવાનો પ્રયત્ન કરવો; કેમકે, મૌન રહેવાથી જપ અને ધ્યાનના સાધનમાં ખાસ મદદ મળે છે. જો ખાસ કામથી બોલવું પડે તો સત્ય, પ્રિય અને હિતકારી વચનો બોલવાં. ભગવાન શ્રીકૃષ્ણે ગીતામાં વાણીના તપનું લક્ષણ જણાવતાં કહ્યું છે—

**અનુદ્વેગકરં વાક્યં સત્યં પ્રિયહિતં ચ યત્ ।**
**સ્વાધ્યાયાભ્યસનં ચૈવ વાઙ્મયં તપ ઉચ્યતે ॥**

(ગીતા ૧૭/૧૫)

'જે ઉદ્વેગ ન જન્માવનારું, પ્રિય અને હિતકારક તેમજ યથાર્થ વચન છે તથા જે વેદશાસ્ત્રોના વાંચનનો અને પરમેશ્વરના નામ-જપનો અભ્યાસ છે – એ જ વાણીનું તપ કહેવાય છે.'

(૧૧) નિવાસ-સ્થાન અને વાસણો સિવાય કોઈની કોઈ પણ વસ્તુ ન વાપરવી. માંગ્યા વિના મળતી હોવા છતાં પણ મૂલ્ય વિના કોઈ વસ્તુ ન સ્વીકારવી. તીર્થોમાં સગાં-સંબંધી, મિત્ર વગેરેની ભેટ-સોગાદ વગેરે પણ ન લેવી. અનુમતિ વિના તો કોઈની કોઈ પણ વસ્તુ વાપરવી ચોરી કર્યા બરાબર છે. મૂલ્ય વિના ઔષધ વગેરે લેવું પણ દાન લીધા બરાબર છે.

(૧૨) મન, વાણી અને શરીરથી બ્રહ્મચર્યના પાલન પર ખાસ ધ્યાન રાખવું. સ્ત્રીએ પરપુરુષનું અને પુરુષે પરસ્ત્રીનું તો દર્શન, સ્પર્શ, ભાષણ અને ચિંતન વગેરે પણ કદી ન કરવું. જો અનિવાર્ય હોય તો સ્ત્રીઓ પરપુરુષોને પિતા કે ભાઈ સમાન સમજીને અને પુરુષ પરસ્ત્રીઓને માતા કે બહેન સમાન સમજીને નીચી નજર કરીને સંક્ષેપમાં વાર્તાલાપ કરી શકે છે. જો એકબીજાની કોઈના ઉપર પાપબુદ્ધિ થઈ જાય તો ઓછામાં ઓછો એક દિવસનો ઉપવાસ કરવો.

(૧૩) એશ-આરામ, સ્વાદ, શોખ અને ભોગબુદ્ધિથી તીર્થોમાં ન તો કોઈ પદાર્થનો સંગ્રહ કરવો કે ન તો સેવન કરવું. કેવળ શરીરનિર્વાહ માટે ત્યાગ અને વૈરાગ્યબુદ્ધિથી અન્નવસ્ત્રનો ઉપયોગ કરવો.

(૧૪) તીર્થોમાં પોતાની કમાણીના પદાર્થોથી પવિત્રતાપૂર્વક બનાવેલું અન્ન અને દૂધ-ફળ વગેરે સાત્ત્વિક પદાર્થોનું જ ભોજન કરવું. સૌની સાથે સ્વાર્થ અને અહંકારને છોડીને દયા, વિનય અને પ્રેમપૂર્વક સાત્ત્વિક વ્યવહાર કરવો.

(૧૫) તીર્થોમાં બીડી, સિગરેટ, તમાકુ, ગાંજો, ભાંગ, ચરસ, કોકિન વગેરે માદક વસ્તુઓનો લસણ, કાંદા, બિસ્કીટ, બરફ, સોડા, લેમોનેડ વગેરે અપવિત્ર વસ્તુઓનો પત્તાં, ચોપાટ, શતરંજ રમવું અને નાટક-સિનેમા જોવાં વગેરે પ્રમાદનો તથા અશિષ્ટ ભાષણ, ચુગલી-નિંદા, હંસી-મજાક, વ્યર્થ બકવાસ, આક્ષેપ વગેરે ફોગટ વાર્તાલાપનો બિલકુલ ત્યાગ કરવો.

(૧૬) ગંગા, યમુના અને દેવાલય વગેરે તીર્થસ્થળોથી ઘણે દૂર મળ-મૂત્રનો ત્યાગ કરવો. જે માણસ ગંગા-યમુના વગેરેના તટે મળ-મૂત્રનો ત્યાગ કરે છે તથા ગંગા-યમુના વગેરેમાં દાતણ અને કોગળા કરે છે એ સ્નાન-પાનના પુણ્યને ન પામતાં પાપનો જ ભાગીદાર થાય છે.

(૧૭) કામ-ક્રોધ, લોભ-મોહ, મદ-માત્સર્ય, રાગ-દ્વેષ, દંભ-કપટ, પ્રમાદ-આલસ્ય વગેરે દુર્ગુણોનો તીર્થોમાં સર્વ રીતે ત્યાગ કરવો.

(૧૮) ઠંડી-ગરમી, સુખ-દુઃખ અને અનુકૂળ-પ્રતિકૂળ પરિસ્થિતિ પ્રાપ્ત થતાં એમને ભગવાનનો મોકલેલો પુરસ્કાર માનીને સદાયે પ્રસન્નચિત્ત અને સંતુષ્ટ રહેવું.

(૧૯) તીર્થયાત્રામાં પોતાના સહયાત્રીઓમાંથી કોઈ સાથી કે આશ્રિત પર મોટી વિપત્તિ આવી પડતાં કામ, ક્રોધ કે ભયને કારણે એને એકલો કદી ન છોડવો. યુધિષ્ઠિર મહારાજે તો સ્વર્ગનો તિરસ્કાર કરીને પરમ ધર્મ સમજીને પોતાના સાથી કૂતરાનો પણ ત્યાગ ન કર્યો. જે લોકો પોતાના કોઈ સાથી કે આશ્રિતના બીમાર પડી જતાં એને છોડીને તીર્થસ્થાન અને ભગવદ્વિગ્રહનાં દર્શન વગેરે માટે ચાલ્યા જાય છે એમના પર ભગવાન પ્રસન્ન નથી થતાં, બલકે નારાજ થાય છે, કેમકે, 'પરમાત્મા જ

સૌના આત્મા છે.' એ ન્યાયે એ વિપત્તિગ્રસ્ત સાથીનો તિરસ્કાર પરમાત્માનો જ તિરસ્કાર કરવા બરાબર છે. માટે વિપત્તિગ્રસ્ત સાથીનો ત્યાગ તો ભૂલથી પણ કદી ન કરવો.

(૨૦) જેમ તીર્થોમાં કરવામાં આવેલ સ્નાન, દાન, જપ, તપ, યજ્ઞ, વ્રત, ઉપવાસ, ધ્યાન, દર્શન, પૂજા-પાઠ, સેવા, સત્સંગ વગેરે અભીષ્ટ ફળ આપનારાં હોય છે, એ જ રીતે ત્યાં આચરવામાં આવતાં જૂઠ, કપટ, ચોરી, વ્યભિચાર, હિંસા વગેરે પાપકર્મો પણ વજ્રપાપ થઈ જાય છે. માટે તીર્થોમાં કોઈ જાતનું જરા જેટલું પણ પાપ કદી ન આચરવું.

શાસ્ત્રોમાં તીર્થોનો અનેક પ્રકારનો મહિમા મળે છે. મહાભારતમાં પુલસ્ત્ય ઋષિએ કહ્યું છે–

**પુષ્કરે તુ કુરુક્ષેત્રે ગઙ્ગાયાં મગધેષુ ચ ।**
**સ્નાત્વા તારયતે જન્તુઃ સપ્ત સપ્તાવરાંસ્તથા ॥**

(વનપર્વ ૮૫/૯૨)

'પુષ્કરરાજ, કુરુક્ષેત્ર, ગંગા અને મગધદેશીય તીર્થોમાં સ્નાન કરનાર મનુષ્ય પોતાની સાત સાત પેઢીઓનો ઉદ્ધાર કરી દે છે.'

**પુનાતિ કીર્તિતા પાપં દૃષ્ટ્વા ભદ્રં પ્રયચ્છતિ ।**
**અવગાઢા ચ પીતા ચ પુનાત્યાસપ્તમં કુલમ્ ॥**

(વનપર્વ ૮૫/૯૩)

'ગંગા પોતાનું નામ ઉચ્ચારનારનાં પાપોનો નાશ કરે છે, દર્શન કરનારનું કલ્યાણ કરે છે અને સ્નાન-પાન કરનારની સાત પેઢીઓ સુદ્ધાં પવિત્ર કરે છે.'

આવાં આવાં વચનોને લોકો અર્થવાદ અને રોચક માનવા માંડે છે, પણ એમને રોચક તેમજ અર્થવાદ ન માનતાં ખરાં જ સમજવાં. એમનું ફળ જો પૂરેપૂરું જોવા ન મળે તો એનું કારણ આપણાં પૂર્વસંચિત પાપ, હાલનું નાસ્તિક વાતાવરણ, પંડા અને પૂજારીઓના દુર્વ્યવહાર તથા તીર્થોમાં પાખંડી, નાસ્તિક અને ભયાનક કર્મ કરનારા લોકોના નિવાસ વગેરેથી લોકોનાં તીર્થોમાં શ્રદ્ધા અને પ્રેમ ઓછાં થઈ જવાં તે છે.

માટે કુસંગથી બચીને તીર્થોમાં શ્રદ્ધા-પ્રેમ રાખીને સાવધાનીપૂર્વક ઉપર કહેલા નિયમોનું સારી પેઠે પાલન કરીને તીર્થોનો લાભ લેવો. જો આ નિયમોના પાલનમાં ક્યાંય કંઈ પણ ઊણપ રહી જાય તો એટલો વાંધો નથી, પણ હરતાં-ફરતાં, ઊઠતાં-બેસતાં, ખાતાં-પીતાં, ઊંઘતાં-જાગતાં, ભગવાનના નામનો જપ તથા ગુણ, પ્રભાવ અને લીલા સહિત એમના સ્વરૂપનું ધ્યાન તો સદાયે-નિરંતર કરતાં જ રહેવાનો પ્રયાસ કરવો.

—★—

## શોકનાશના ઉપાયો

દુઃખ કે શોકના બે જ હેતુ હોય છે – પ્રિયવિયોગ અને અપ્રિય-સંયોગ અથવા ઇષ્ટનો વિનાશ અને અનિષ્ટની પ્રાપ્તિ. આ જ બે હેતુઓથી માણસને દુઃખ, શોક, ચિંતા, ભય અથવા વ્યાકુળતા થાય છે. આ જ બે બાબતોને લઈને આખો સંસાર દુઃખી થઈ રહ્યો છે એમ કહેવામાં આવે તો પણ અતિશયોક્તિ નથી. કોઈ કોઈ તો આ બે બાબતોને કારણે એટલા વધુ દુઃખી થઈ જાય છે કે એમને આખો સંસાર અંધકારમય દેખાવા માંડે છે, એમને ચારે બાજુથી નિરાશાનાં વાદળાં ઘેરી લે છે, શોકના માર્યા દિવસ-રાત એમનું હૈયું બળ્યા કરે છે, દિવસે ચેન નથી પડતું અને રાત્રે ઊંઘ નથી આવતી, શરીર સુકાઈને કાંટા જેવું થઈ જાય છે, ખાવા-

પીવાનું મુશ્કેલ થઈ પડે છે – એટલે સુધી કે અમુક લોકોનું તો જીવન ભારરૂપ થઈ જાય છે અને તેઓ ઝૂરી-ઝૂરીને શરીર છોડી દે છે. અમુક લોકો તો એથીય આગળ વધી જાય છે – તેઓ ઝેર વગેરેનો પ્રયોગ કરીને, પાણીમાં ડૂબીને, ફાંસી ખાઈને કે અગ્નિસ્નાન કરીને પ્રાણ ખોઈ દે છે. ઘણું કરીને લોકો સ્ત્રી, પુત્ર, ધન, માન, કીર્તિ કે સ્વાસ્થ્ય વગેરે ઇષ્ટ પદાર્થોનો નાશ થઈ જતાં કે કોઈ મુકદમામાં ફસાઈ જતાં, કોઈ ભયાનક રોગનો શિકાર થઈ જતાં કે કોઈ પ્રાણસંકટ આવી પડતાં જ આવું કરે છે. આવા જીવન હારી બેઠેલા લોકોના ચિત્તને શાંત કરવાનો શો ઉપાય છે એના પર આજે કંઈક વિચારવામાં આવે છે.

વાસ્તવમાં વાત એમ છે કે જ્ઞાન, ભક્તિ કે વિવેક-વિચાર – કોઈ પણ દૃષ્ટિએ શોક કરવો અજ્ઞાન સિવાય બીજું કશું નથી. માટે માણસે ન તો ધન-મકાન, જમીન-જાયદાદ વગેરે જડ પદાર્થો માટે કે ન તો સ્ત્રી, પુત્ર વગેરે ચેતન પ્રાણી માટે શોક કરવો. જેમનો વિનાશ થઈ ચૂક્યો છે એમના માટે તો શોક કરવો સાવ વ્યર્થ જ છે; બલકે જેમનો વિનાશ થવાનો છે એમના માટે પણ બુદ્ધિશાળી માણસે શોક ન કરવો. ભગવાન શ્રીકૃષ્ણે ગીતાના આરંભે અર્જુનને શોકની નિવૃત્તિ માટે જ્ઞાનની દૃષ્ટિએ આ જ ઉપદેશ આપ્યો છે. ભગવાન કહે છે–

**અશોચ્યાનન્વશોચસ્ત્વં પ્રજ્ઞાવાદાંશ્ચ ભાષસે ।**
**ગતાસૂનગતાસૂંશ્ચ નાનુશોચન્તિ પણ્ડિતાઃ ॥**

(ગીતા ૨/૧૧)

'હે અર્જુન! જેમના માટે શોક કરવો યોગ્ય નથી તેમના માટે તું શોક કરે છે અને જ્ઞાનીજનો જેવાં વચનો બોલે છે, પરંતુ જેમના પ્રાણ જતા રહ્યા છે તેમના માટે કે જેમના પ્રાણ નથી ગયા તેમના માટે જ્ઞાનીજનો શોક નથી કરતા.'

ઉપરના શ્લોકથી ભગવાનનું તાત્પર્ય એ છે કે કોઈના માટે કોઈ પણ જાતનો લગીરે શોક કદીયે ન કરવો.

જ્ઞાનના સિદ્ધાંત અનુસાર બે જ પદાર્થો માનવામાં આવ્યા છે– (૧) જડ અને (૨) ચેતન. આ બેને જ બીજા શબ્દોમાં (૧) અસત્ અને (૨) સત્ પણ કહી શકાય છે. સત્ એ છે કે જેનો નાશ થતો નથી. અને અસત્ કે મિથ્યા એ છે કે જે કાયમ નથી રહેતું–

**નાસતો વિદ્યતે ભાવો નાભાવો વિદ્યતે સતઃ ।**

(ગીતા ૨/૧૬)

ઉપર કહેલાં વચનથી ભગવાને એમ સિદ્ધ કર્યું છે કે ઇન્દ્રિયો દ્વારા દેખાતા જેટલા પદાર્થો છે, એ બધા જડ, અનિત્ય, ક્ષણિક તેમજ નાશવંત છે– થોડોક ઊંડો વિચાર કરતાં જણાય છે કે એ બધા સ્વપ્નવત્ હોવાથી વાસ્તવમાં છે જ નહીં. માટે જે આ બધા નાશવંત પદાર્થો છે, એમના માટે શોક કરવો કોઈ રીતે પણ જરૂરી નથી જણાતું.

બીજું જે ચેતન-તત્ત્વ છે, એ નિત્ય છે, સત્ છે – એનો કદી વિનાશ નથી થતો. માટે એના માટે પણ શોક કરવો જરૂરી નથી જણાતું. વાલી મરાતાં એની પત્ની તારાને ભગવાન શ્રીરામચંદ્રજીએ પણ આ જ ઉપદેશ આપ્યો હતો. તેઓ શું કહે છે એને ગોસ્વામી તુલસીદાસજીના શબ્દોમાં સાંભળો–

**છિતિ જલ પાવક ગગન સમીરા ।**
**પંચ રચિત અતિ અધમ સરીરા ॥**
**પ્રગટ સો તનુ તવ આગેં સોવા ।**
**જીવ નિત્ય કેહિ લગિ તુમ્હ રોવા ॥**

(રામ૦ કિષ્કિન્ધાકાંડ ૧૧/૨-૩)

'પૃથ્વી, જળ, અગ્નિ, આકાશ અને વાયુ–

આ પાંચ તત્ત્વોથી આ અત્યંત અધમ શરીર રચવામાં આવ્યું છે. તે શરીર તો પ્રત્યક્ષ તમારી સામે સૂતેલું છે, અને જીવ નિત્ય છે. પછી તું શા માટે રડી રહી છે?'

ઉપરનાં વચનોથી પણ ભગવાને એ જ દેખાડ્યું છે કે શરીર વિનાશી છે અને આત્મા નિત્ય છે – અવિનાશી છે, માટે બેય દૃષ્ટિએ શોક કરવો જરૂરી નથી જણાતું. જે વસ્તુ વિનાશી છે, નાશ થતાં પહેલાં પણ એને નષ્ટ જ સમજવી કેમકે, એ વસ્તુ એક ને એક દિવસ જરૂર નષ્ટ થશે, સ્થિર રહેવાની નથી, આ રીતે ઈષ્ટ વસ્તુના વિયોગમાં શોક ન કરવો, આ વાત જ્ઞાનની દૃષ્ટિએ જણાવવામાં આવી.

એ જ રીતે અનિષ્ટની પ્રાપ્તિમાં પણ જ્ઞાનની દૃષ્ટિએ શોક કરવો જરૂરી નથી જણાતું. આ વાતને સ્વપ્નના દૃષ્ટાંતથી સમજાવવામાં આવે છે. સ્વપ્નમાં કોઈને કશોક રોગ થઈ જાય, કેદ કે બંધન થઈ જાય કે પાણીમાં ડૂબી જવું વગેરે જેવું કોઈ બીજું સંકટ ઉપસ્થિત થઈ જાય કે વાઘ, રીંછ, સાપ વગેરેનો ડર લાગે તો આંખો ખૂલતાં એ અનિષ્ટની સત્તા નથી રહેતી. જ્યારે આંખો ખૂલતાં–જાગ્રત્‌માં એ વસ્તુની સત્તા નથી રહેતી ત્યારે વિચારપૂર્વક એમ સમજમાં આવે છે કે સ્વપ્નવેળાએ પણ એનો અભાવ જ હતો – અજ્ઞાનને કારણે નિદ્રા-દોષથી બન્યા વિના જ એની પ્રતીતિ થઈ હતી, જેને કારણે એ સ્વપ્નને જોનાર માણસ દુઃખી થઈ ગયો હતો. ઉપર કહેલા સ્વપ્નના દૃષ્ટાંતથી એમ માનવું જોઈએ કે જો જાગ્રત્‌માં આપણને પોતાના મનને પ્રતિકૂળ કોઈ અનિષ્ટ વસ્તુની પ્રાપ્તિ થાય છે તો એ પણ વાસ્તવમાં અસત્ જ છે; કેમકે, અમુક સમય પછી એ વસ્તુનો અભાવ થઈ જાય છે અને જે વસ્તુનો અભાવ થઈ જાય છે એ વાસ્તવમાં છે જ નહીં, માત્ર જણાઈ રહી છે. જ્ઞાન થયા પછીના સમયમાં તો આ દૃશ્ય જગતનો અત્યંત અભાવ થઈ જાય છે. એમ સમજીને વિવેકી પુરુષે અનિષ્ટની પ્રાપ્તિમાં પણ શોક ન કરવો.

ઉપર જ્ઞાનની દૃષ્ટિએ ઈષ્ટ વસ્તુના વિનાશ અને અનિષ્ટના સંયોગમાં શોક કરવાનું અનૌચિત્ય જણાવ્યું. હવે ભક્તિની દૃષ્ટિએ શોક કરવાનું બિનજરૂરીપણું જણાવે છે. ઊંચા ભક્તોની વાત તો જવા દો; સામાન્ય કોટિના ભક્તોએ પણ જો એમને ભક્તિનો સિદ્ધાંત માન્ય હોય તો, ઉપર કહેલા હેતુઓમાંથી કોઈ પણ હેતુને કારણે શોક ન કરવો; કેમકે, ભક્તિના સિદ્ધાંતમાં જડ-ચેતન સઘળા પદાર્થો, એટલે સુધી કે ભક્ત પોતે પણ – એટલે કે એનું શરીર, ઈન્દ્રિય, મન, બુદ્ધિ સર્વ કાંઈ ભગવાનનું જ હોય છે. આવી સ્થિતિમાં જો કોઈનો પુત્ર મરી ગયો, પત્ની મરી ગઈ, પતિ મરી ગયો, ધન નષ્ટ થઈ ગયું, ઈજ્જત-આબરૂ ચાલી ગઈ, ધંધામાં નુકસાની ગઈ, તો એણે એમ સમજવું કે એ વસ્તુ ક્યાંય નથી ગઈ, કેમકે, જ્યારે સર્વ કાંઈ ભગવાનનું છે અને ભગવાન સર્વવ્યાપી છે– એ સર્વ સ્થળે અને સર્વ કાળમાં છે, તો જે વસ્તુ આપણી પાસેથી છિનવાઈ જાય છે એ ભગવાનના રાજ્યને છોડીને ક્યાંય બીજે નથી ચાલી જતી, ભગવાનના જ ભંડારમાં રહે છે. જ્યારે સર્વ કાંઈ ભગવાનનું છે અને ભગવાન જ જડ-ચેતન સર્વના માલિક છે તો તેઓ જો પોતાની કોઈ વસ્તુને એક સ્થળેથી હટાવીને બીજે સ્થળે લઈ જાય છે, તો આપણે એને માટે દુઃખી શા માટે થવું? આ જ વાતને દૃષ્ટાંત દ્વારા સમજાવવાનો પ્રયાસ કરવામાં આવે છે.

એક શેઠની ઘણી જગ્યાએ દુકાનો છે

અથવા સરકારી ટપાલખાતાની ઑફિસો સ્થળે સ્થળે છે. જો શેઠ પોતાની એક દુકાનનો માલ બીજે સ્થળે મોકલે છે અથવા સરકાર જો એક ટપાલખાતાની ઑફિસના રૂપિયા બીજી પોસ્ટ-ઓફિસમાં મોકલે છે તો મુનીમને અથવા પોસ્ટ-માસ્તરને એ માટે રોવાની કે મન મેલું કરવાની શી જરૂર છે? જો એ એમ કરે છે તો એ એમની સાવ મૂર્ખતા તેમજ અન્યાય છે. માલિકની મરજી છે, એ પોતાની વસ્તુ ગમે ત્યાં રાખે. સાચો ભક્ત કે નોકર તો એ છે કે જે માલિક જેમ કહે એમ કરે, માલિકના રાજીપામાં રાજી રહે. એનાથી અવળું જે નોકર માલિકની વસ્તુને માલિક માંગે ત્યારે આપવામાં આનાકાની કરે છે કે દુ:ખી થાય છે એ વફાદાર નોકર નથી, નમકહરામ છે. મુનીમ દુકાનના માલને અને પોસ્ટ-માસ્તર પોસ્ટ-ઑફિસના ખજાનાને પોતાનો માનવા માંડે અને ખોટી નીયત રાખીને પોતાની જ પાસે રાખવા ઈચ્છે તો એ દંડનો પાત્ર બને છે. એ જ રીતે જે માણસ ભગવાનની વસ્તુને પોતાની માનીને ભગવાન માંગે ત્યારે આપવામાં આનાકાની કરે છે કે મન મેલું કરે છે, એ બેઈમાન છે, ભક્ત નથી. ભક્તે તો પ્રભુના વિધાનમાં સદા સંતુષ્ટ રહેવું. ભગવાનની દરેક ક્રિયા ભ્રાન્તિ વિનાની અને હિતથી ભરેલી હોય છે અને જે કંઈ થાય છે એ ભગવાનની આજ્ઞાથી થાય છે એમ સમજીને એણે દરેક ઘટનામાં પ્રસન્ન રહેવું.

ભક્તોની વાત તો જવા દો; સંસારમાં જેઓ ભલી નીયતના માણસો હોય છે, તેઓ પણ આવાં સ્થળોએ શોક નથી કરતા. માની લો કે કોઈ માણસ પોતાના કોઈ વિશ્વસ્ત મિત્ર અથવા ભાઈની પાસે થાપણરૂપે થોડાક રૂપિયા કે ઘરેણાં વગેરે મૂકે છે અને જરૂર જણાતાં જ્યારે એ પોતાની થાપણ પાછી લઈ જાય છે ત્યારે જે ઈમાનદાર હોય છે એ તે થાપણ પાછી આપતી વેળાએ ન તો આનાકાની કરે છે કે ન એ થાપણ હાથથી ચાલી જતાં શોક કરે છે, બલકે જેની જે વસ્તુ હતી એ એને હવાલે કરીને એ સુખી થાય છે અને એમ સમજે છે જાણે એને માથેથી એક બોજો ઊતરી ગયો. શોક કરવાનો તો એને માટે કોઈ પ્રશ્ન જ નથી ઊભો થતો. કોઈ મિત્રની થાપણને પોતાની પાસે રાખીને એને પાછી આપવામાં જે આનાકાની કરે છે એ તો બેઈમાન છે અને વિશ્વાસઘાતી કહેવાય છે. એ જ રીતે સ્ત્રી, પુત્ર, ધન વગેરે ભગવાનની આપેલી થાપણને જે પોતાની માનીને પાછી આપવામાં આનાકાની કરે છે અથવા ભગવાન દ્વારા પરાણે પાછી લઈ લેવાતાં રડે છે એને ભગવાન પર વિશ્વાસ રાખનાર પણ ન સમજી શકાય, તો ભક્ત તો એને કહી જ કેમ શકાય? એને તો ભગવાનની વસ્તુ ભગવાનને સોંપી દેવામાં પ્રસન્નતા થવી જોઈએ અને એમ કરીને ચિંતામુક્ત થઈ જવું જોઈએ.

જો કોઈ પત્ની, પુત્ર વગેરેને ભગવાનની વસ્તુ ન સમજે તો પણ એને એમ સમજીને પ્રસન્નતા થવી જોઈએ કે મારી પત્ની, મારો પતિ કે પુત્ર ભગવાન પાસે એમની રક્ષામાં પહોંચી ગયા. જેટલી સંભાળ એની ભગવાન રાખી શકે છે એટલી એ પોતે કરી જ શકવાનો ન હતો. આવી સ્થિતિમાં પોતાની વહાલી વસ્તુને પોતાના કરતાં ઘણી વધુ સમર્થ તેમજ પ્રેમી રક્ષકની દેખરેખમાં ગઈ એમ સમજીને એને શોકને બદલે પ્રસન્નતા જ થવી જોઈએ.

આ તો થઈ ઈષ્ટ વસ્તુના વિયોગમાં શોક ન કરવાની વાત. એ જ રીતે અનિષ્ટની પ્રાપ્તિમાં પણ ભક્તે શોક ન કરવો, આ વાત આગળ

સમજાવવામાં આવે છે. જે કંઈ પણ અનિષ્ટ આપણને પ્રાપ્ત થાય છે, પ્રભુની આજ્ઞાથી જ પ્રાપ્ત થાય છે. કોઈ વસ્તુ કે ઘટના પોતાને માટે કેટલીયે પ્રતિકૂળ કેમ ન હોય, એ મારા સ્વામીને તો અનુકૂળ જ છે એમ સમજીને ભક્તે સદા પ્રસન્ન રહેવું. મારા સ્વામીથી ભૂલ તો કદી થતી જ નથી; એ જે કંઈ કરે છે, જાણી-સમજીને જ કરે છે. આવી સ્થિતિમાં અનિષ્ટરૂપે જે કંઈ મને પ્રાપ્ત થાય છે, એ તો મારા પ્રભુનો મોકલેલો પુરસ્કાર છે એમ સમજીને પ્રહ્‌લાદની માફક એણે દરેક ક્ષણે મુગ્ધ થતા રહેવું. એથી અવળું જે કોઈક અનિષ્ટ પ્રસંગે ક્ષુબ્ધ થાય છે, એને ભગવાનનો ભક્ત ન કહી શકાય. ભક્તે તો એમ માનવું કે જે કંઈ પ્રભુ કરે છે આપણા હિત કાજે જ કરે છે, આપણે અજ્ઞતાવશ એને સમજી નથી શકતા. જેને આપણે અનિષ્ટ સમજીએ છીએ, થોડાક ઊંડા ઊતરતાં આપણને ખબર પડશે કે એ તો વાસ્તવમાં આપણા માટે પરમ આનંદનો વિષય છે. કહેવાતા અનિષ્ટ પ્રસંગોમાંથી થોડોક પણ વિચાર કરતાં આપણને નીચે લખેલા લાભ પ્રત્યક્ષ દેખાશે. એ સિવાયના ખબર નહીં કેટલા લાભ ભગવાનની એ મનને પ્રતિકૂળ જણાતી ક્રિયાઓથી આપણને થાય છે – એનો આપણે અંદાજ નથી કાઢી શકતા.

(૧) પહેલી વાત તો એ કે આપણને આપણા મનને પ્રતિકૂળ જે દુ:ખદાયક પદાર્થની પ્રાપ્તિ થાય છે, એ આપણા જ કોઈક પૂર્વે કરેલા અપરાધનું ફળ છે; કેમકે, ભગવાનના રાજ્યમાં અપરાધ વિના કોઈને દંડ નથી મળી શકતો. આ રીતે આપણા અપરાધોનો દંડ દઈને ભગવાન આપણને પાપમુક્ત કરે છે, શુદ્ધ બનાવે છે.

(૨) આ જાતની શિક્ષા આપીને ભગવાન આપણને ભવિષ્યમાં પાપ કરવામાંથી અટકાવે છે.

(૩) આ રીતે કષ્ટ આપીને ભગવાન આપણા આત્માને બળવાન બનાવે છે. આગમાં તપાવવાથી જેમ સોનું નીખરી ઊઠે છે, એ જ રીતે કષ્ટ સહેવાથી આત્મા શુદ્ધ અને બળવાન બને છે – આ સૌનો અનુભવ છે.

(૪) કદી કદી આપણે પોતાની ભક્તિનું ખોટું અભિમાન કરવા માંડીએ છીએ અને વાસ્તવમાં ભગવાનમાં જેવો વિશ્વાસ હોવો જોઈએ, એવો ન હોવા છતાંય પોતાને વિશ્વાસપાત્ર માની બેસીએ છીએ. માટે આવાં પ્રકારનાં કષ્ટ આપીને ભગવાન આપણી પરીક્ષા લે છે અને આપણને આપણી અસલ સ્થિતિનો પરિચય કરાવે છે તથા આપણું અભિમાન તોડે છે.

(૫) આપણા અપરાધોનો દંડ આપીને ભગવાન પોતાની ન્યાયશીલતા સિદ્ધ કરે છે અને આપણને ચેતવણી આપે છે કે મારા ભજનને સહારે પાપમાં કદી પ્રવૃત્ત ન થશો, નહીં તો આ જાતનો દંડ ફરી તૈયાર છે; હું ભજનને બળે પાપ કરનારાઓને છૂટછાટ નથી આપતો.

(૬) છેવટનો અને સૌથી મોટો લાભ એ છે કે કષ્ટમાં આપણને ભગવાનનું સ્મરણ થાય છે. આપણે સંસારના તુચ્છ, નાશવંત ભોગો પાછળ ભગવાનને ભૂલીને ફરતા રહીએ છીએ. માટે વચ્ચે-વચ્ચે કષ્ટ આપીને ભગવાન આપણને ચેતવણી આપતા રહે છે કે મને ભૂલશો નહીં, નહીં તો મોટી દુર્દશા થશે; આ મનુષ્ય-શરીર ભોગો માટે નથી મળ્યું, મને પામવા માટે જ મળ્યું છે – માટે એને ફોગટનાં કામોમાં વેડફશો નહિ.

આ સિવાય આપણા મનને પ્રતિકૂળ લાગનારી ભગવાનની ક્રિયાઓમાં આપણું કેટલું હિત છુપાયેલું હોય છે, એને આપણે સમજી નથી શકતા. માટે પ્રભુ આપણા માટે જે કંઈ

કરે છે એમાં એમની અપાર દયા તેમજ પોતાનું પરમ હિત માનીને આપણે ઘણા પ્રસન્ન રહેવું.

વિવેક અને વિચારની દૃષ્ટિએ પણ આપણે ઈષ્ટ વસ્તુના વિયોગ તેમજ અનિષ્ટની પ્રાપ્તિમાં શોક ન કરવો. ઈષ્ટનો વિયોગ અને અનિષ્ટનો સંયોગ બેય ક્ષણિક છે. જે વસ્તુ સાથે સંયોગ થાય છે, એનો વિયોગ પણ અવશ્યંભાવી છે. સંસારના સંયોગ અને વિયોગ એવા જ છે જેમ કોઈ મુસાફરખાના કે ધર્મશાળામાં રાત્રે વિશ્રામ કરવા માટે યાત્રાળુઓ રોકાય છે અને સવાર થતાં જ પોતપોતાના નિર્દિષ્ટ સ્થાને ચાલ્યા જાય છે, એ જ રીતે એક પરિવારમાં ઘણાં પ્રાણીઓ ભેગા થાય છે અને સમય પૂરો થતાં જ છૂટા પડી જાય છે. રેલગાડીમાં જેમ ભિન્ન-ભિન્ન સ્થાનોએ જનારા મુસાફરો ચઢતા-ઊતરતા રહે છે, એ જ રીતે ભિન્ન-ભિન્ન જીવો આ સંસારમાં જન્મતા-મરતા રહે છે. રેલગાડીમાં આપણે જે ડબ્બામાં બેઠેલા હોઈએ છીએ એમાં જો કોઈ બીજો મુસાફર આવી ચઢે છે તો એના આવવાથી આપણે ખુશી નથી મનાવતા અને એના ઊતરી જતાં આપણે દુઃખી નથી થતા. એ જ રીતે આપણા પરિવારજનોના જન્મવા-મરવા પર આપણે હરખ-શોક ન કરવો. બલકે રેલગાડીમાં તો કદી કદી એનાથી અવળું પણ થાય છે. આપણા ડબ્બામાં બીજાના ઘુસી આવવાથી આપણે અપ્રસન્ન થઈએ છીએ અને ઊતરી જતાં આપણે પ્રસન્ન થઈએ છીએ; પણ એમ પણ થવું ઉચિત નથી. રેલગાડીમાં આપણી પાસે જે સ્ટેશનની ટિકિટ હોય છે એની આગળ આપણે નથી જઈ શકતા, એ જ રીતે આયુષ્ય જેટલું લઈને માણસ આ સંસારમાં આવે છે, એથી વધુ એ નથી જીવી શકતો. માટે વિવેક અને વિચારની દૃષ્ટિએ પણ આપણે ઈષ્ટ-વિનાશ તેમજ અનિષ્ટ-સંયોગ વખતે દુઃખી ન થવું.

એ સિવાય ઈષ્ટ-વિનાશ અને અનિષ્ટ-સંયોગ વખતે શોક કરવો કે ચિંતા કરવી, રડવું-બૂમો પાડવી, લૌકિક દૃષ્ટિએ પણ મોટી મૂર્ખતા છે. એનાથી પ્રત્યક્ષપણે આપણને નુકસાન થાય છે. લોકોની દૃષ્ટિએ આપણે નીચા પડીએ છીએ, દુર્બળ હૃદયના દેખાઈએ છીએ. જગતમાં આપણી મૂર્ખતા જ પ્રગટ થાય છે. સ્વાસ્થ્ય બગડે છે, શરીર ચિંતાને લીધે જર્જરિત થઈ જાય છે, ઓજ, બળ તથા આંખોને નુકસાન થાય છે અને આપણે દુઃખી થઈને રોતાં-રોતાં મરીએ છીએ. માટે વિવેકી પુરુષની તો વાત જ શી, જે થોડોક પણ સમજદાર છે એણે પણ શોક ન કરવો, બલકે ઈશ્વરના દરેક વિધાનમાં એની દયા માનીને પ્રસન્ન રહેવું. જો દયા સમજમાં ન આવતી હોય તો કશું નહીં તો નિયતિને પ્રબળ સમજીનેય શોક ન કરવો. ભલે આપણે જ્ઞાન, ભક્તિ – એમાંથી કોઈ પણ સિદ્ધાંતને ન માનીએ, બલકે ઈશ્વરમાં પણ આપણો વિશ્વાસ ભલે ન હોય, તો પણ જે કંઈ થનાર છે એ તો થઈને જ રહેશે, આપણું ટાળ્યું નહીં ટળે – એમ સમજીને આપણે ધીરજ ધારણ કરવી. જે ઉપાય વિનાની વાત છે, એ માટે ચિંતા કરવાથી શો લાભ. વળી જે બાબત બની ચૂકી એ માટે શોક કરવો એ તો તદ્દન વ્યર્થ છે. આપણા શોક કરવાથી એ ઘટના બદલાઈ તો નથી શકવાની, પછી એ માટે શોક કરવો પોતાને જ નુકસાન કરવા બરાબર છે.

જે લોકો શોકથી અભિભૂત થઈને અથવા આવેશમાં આવીને આત્મહત્યા કરી બેસે છે, એ તો ઘણા મૂર્ખ છે. એ લોકો અજ્ઞાનવશ હાલના કષ્ટથી મુક્ત થવા માટે શરીરનો નાશ કરી દે છે; પણ એનાથી સુખ પામવું તો દૂર રહ્યું,

ઉપરથી એમને વધુ કષ્ટ ભોગવવું પડે છે. એમ કરવાથી પહેલાં તો એમને અણમોલ એવા માનવ-જીવનથી હાથ ધોઈ નાખવા પડે છે, કે જેના દ્વારા મનુષ્ય નિત્યસુખસ્વરૂપ પરમાત્માને પામીને કૃતાર્થ થઈ જાય છે. અને જન્મ-મરણરૂપી બંધનથી સદાને માટે મુક્ત થઈ જાય છે, જેને શાસ્ત્રોએ ઘણું દુર્લભ જણાવ્યું છે અને જેને આ જીવ ચોર્યાસી લાખ યોનિઓમાં ભટકી ભટકીને કદીક પરમાત્માની નિર્હેતુક કૃપાથી જ પામે છે.★ એ સિવાય પ્રાણ જતી વેળાએ પણ એને એટલું કષ્ટ થાય છે કે જેની સીમા નથી. પહેલાં એને એ કષ્ટનું અનુમાન નથી થતું, પણ પછી જ્યારે એના પ્રાણ છૂટી જાય છે, એ વખતે એને એટલું કષ્ટ પડે છે કે જેના બરોબર બીજું કોઈ દુઃખ નથી. સામાન્ય મરણ વખતે પણ લોકો કહે છે કે હજારો વીંછીઓના ડંખ માર્યા જેટલું કષ્ટ થાય છે, તો જે પોતે જાણી-જોઈને મરે છે એના કષ્ટનું તો કહેવું જ શું!

ત્રીજી વાત એ છે કે મર્યા પછી એને ઘોર નરકોની પ્રાપ્તિ થાય છે. ઈશોપનિષદમાં કહ્યું છે–

**અસૂર્યા નામ તે લોકા અન્ધેન તમસાવૃતાઃ ।**
**તાꣲસ્તેપ્રેત્યાભિગચ્છન્તિ યે કે ચાત્મહનો જનાઃ ॥**

(ઈશોપનિષદ્ ૩)

એટલે કે તે અસુરસંબંધી લોક આત્માના અદર્શનરૂપી અજ્ઞાનથી ઢંકાયેલ છે. જે કોઈ પણ આત્માનું હનન કરનારા લોકો છે એ મર્યા બાદ એને પામે છે.

તાત્પર્ય એ છે કે જ્ઞાન, ભક્તિ કે વિવેક-વિચાર – કોઈપણ દૃષ્ટિએ શોક કરવો ઉચિત નથી. વાસ્તવમાં ઈષ્ટ વિયોગ કે અનિષ્ટ સંયોગ દુઃખદાયક નથી હોતો, અજ્ઞાનમૂલક મમતા જ દુઃખનો હેતુ છે. માની લો કે કોઈ રસ્તાની બે બાજુ બે મકાનો છે. એમાંથી એકમાં આપણી મમતા છે અને બીજામાં પારકાપણાની બુદ્ધિ છે. જેમાં મમતા નથી, એના પર કોઈ આપત્તિ આવે છે – કોઈ એને તોડે છે કે એમાં આગ લાગે છે તો આપણને દુઃખ નથી થતું; પણ જેમાં આપણી મમતા છે, એની જો કોઈ એક ઇંટ પણ કાઢે છે તો આપણને એટલું દુઃખ થાય છે કે જાણે આપણા શરીરને જ કોઈ ચૂંટી કાઢતું હોય. પરંતુ થોડા સમય પછી એ જ મકાનને જો આપણે પૂરી કીમત લઈને વેચી દઈએ છીએ; એ પછી જો કોઈ એ જ મકાનને તોડે છે, અથવા તો તે કોઈ કારણે આગમાં બળી જાય છે તો આપણે ઊભા ઊભા જોયા કરીએ છીએ અર્થાત્ આપણને દુઃખ નથી થતું. આથી એ સિદ્ધ થાય છે કે મકાન તૂટવું કે નષ્ટ થવું

---

★ માનવ-દેહને માટે ગોસ્વામીજીએ રામચરિતમાનસમાં લખ્યું છે –

આકર ચારિ લચ્છ ચૌરાસી । જોનિ ભ્રમત યહ જિવ અબિનાસી ॥
ફિરત સદા માયા કર પ્રેરા । કાલ કર્મ સુભાવ ગુન ઘેરા ॥
કબહુઁક કરિ કરુના નર દેહી । દેત ઈસ બિનુ હેતુ સનેહી ॥
નર તનુ ભવ બારિધિ કહુઁ બેરો । સન્મુખ મરુત અનુગ્રહ મેરો ॥

(ઉત્તરકાંડ ૪૪/૨-૩-૪)

આ અવિનાશી જીવ [અંડજ, સ્વેદજ, જરાયુજ અને ઉદ્‌ભિજ્જ] ચાર ખાણો અને ચોર્યાસી લાખ યોનિઓમાં આંટા મારતો રહે છે. માયાની પ્રેરણાથી કાળ, કર્મ, સ્વભાવ અને ગુણથી ઘેરાયેલો (એને વશમાં થયેલો) એ સદા ભટકતો રહે છે. કારણ વિના જ સ્નેહ કરનારા ઈશ્વર ક્યારેક દયા કરીનેય એને મનુષ્યનું શરીર આપે છે; આ મનુષ્યનું શરીર ભવસાગર[ને તારવા]ને માટે બેડો (વહાણ) છે. મારી કૃપા જ અનુકૂળ વાયુ છે.

દુઃખદાયક નથી, એમાં જે આપણી મમતા છે, એ જ દુઃખનું કારણ છે. એ જ રીતે અજ્ઞાની જીવ સંસારમાં, આ મારી પત્ની છે, આ મારો પુત્ર છે, આ મારી જમીન છે, આ મારી સંપત્તિ છે, આ મારું શરીર છે – એમ મમતા કરી લે છે અને પછી એમના નાશથી દુઃખી થાય છે. માટે મમતાનો નાશ જ દુઃખનાશનો ઉપાય છે. અને મમતાના નાશને માટે બે જ ઉપાયો છે – (૧) જ્ઞાની મહાત્માઓના સંગથી જ્ઞાન પામીને મમતાના મૂળ એવા અજ્ઞાનનો નાશ કરવો અથવા (૨) ઈશ્વરની ભક્તિ કરીને એની કૃપાથી અજ્ઞાનનો નાશ કરવો. ગીતામાં પણ દુઃખનાશ અને પરમ શાંતિ પામવાના આ જ બે મુખ્ય ઉપાયો જણાવવામાં આવ્યા છે–

**(૧) તદ્વિદ્ધિ પ્રણિપાતેન પરિપ્રશ્નેન સેવયા ।**
**ઉપદેક્ષ્યન્તિ તે જ્ઞાનં જ્ઞાનિનસ્તત્ત્વદર્શિનઃ ॥**

(ગીતા ૪/૩૪)

'એ જ્ઞાનને તું તત્ત્વદર્શી જ્ઞાનીજનો પાસે જઈને જાણી લે; એમને યોગ્ય રીતે દંડવત્ પ્રણામ કરવાથી, એમની સેવા કરવાથી તેમજ કપટ છોડીને સરળ ભાવે પ્રશ્ન પૂછવાથી પરમાત્મતત્ત્વને બરાબર ઓળખનારા એ જ્ઞાની મહાત્માજનો તને એ તત્ત્વજ્ઞાનનો ઉપદેશ આપશે.'

**શ્રદ્ધાવાઁલ્લભતે જ્ઞાનં તત્પરઃ સંયતેન્દ્રિયઃ ।**
**જ્ઞાનં લબ્ધ્વા પરાં શાન્તિમચિરેણાધિગચ્છતિ ॥**

(ગીતા ૪/૩૯)

'જિતેન્દ્રિય, સાધનપરાયણ અને શ્રદ્ધાવાન માણસ જ્ઞાનને પામી જાય છે અને જ્ઞાનને પામીને એ વિના વિલંબે – તત્કાળ જ ભગવત્પ્રાપ્તિરૂપી પરમ શાન્તિને પ્રાપ્ત થઈ જાય છે.'

**(૨) તમેવ શરણં ગચ્છ સર્વભાવેન ભારત ।**
**તત્પ્રસાદાત્પરાં શાન્તિં સ્થાનં પ્રાપ્સ્યસિ શાશ્વતમ્ ॥**

(ગીતા ૧૮/૬૨)

'હે ભારત! તું સર્વ રીતે એ પરમેશ્વરના જ શરણે જા; એ પરમાત્માની કૃપાથી જ તું પરમ શાંતિને તથા શાશ્વત પરમ ધામને પામીશ.'

આ ઈશ્વરની શરણાગતિ જ દુઃખમાંથી સદાને માટે છૂટવાનો સર્વોત્તમ ઉપાય છે. બીજા કોઈ રસ્તે દુઃખ નહીં જાય, ભલે આપણે જીવનભર રોતા અને કકળતા રહીએ.

જે સર્વશક્તિમાન, સર્વાધાર, સર્વલોકમહેશ્વર ભગવાન સૌના પ્રેરક, સર્વના અંતર્યામી અને સૌના પરમ સુહૃદ છે – પોતાના મન, બુદ્ધિ, શરીર, ઈન્દ્રિય, પ્રાણ અને સમસ્ત ધન-જન વગેરેને એમને સમર્પિત કરીને એમના પર જ નિર્ભર અને નિર્ભય થઈ જવું બધી રીતે પરમેશ્વરને શરણે થવું છે. એટલે કે બુદ્ધિ દ્વારા ભગવાનના ગુણ, પ્રભાવ, તત્ત્વ અને સ્વરૂપનો શ્રદ્ધાપૂર્વક નિશ્ચય કરીને ભગવાનને જ પરમ પ્રાપ્ત કરવા યોગ્ય, પરમગતિ, પરમ આશ્રય અને સર્વસ્વ સમજવા, એમને પોતાના એકમાત્ર સ્વામી, ભર્તા, પ્રેરક, રક્ષક અને પરમ હિતૈષી માનીને સર્વ પ્રકારે એમના પર નિર્ભર અને નિર્ભય થઈ જવું તથા સર્વ કાંઈ ભગવાનનું સમજીને અને ભગવાનને સર્વવ્યાપી જાણીને સમસ્ત કર્મોમાં મમતા, અભિમાન, આસક્તિ અને કામનાનો ત્યાગ કરીને ભગવાનની આજ્ઞા અનુસાર પોતાનાં કર્મો દ્વારા સઘળાં પ્રાણીઓના હૃદયમાં રહેલા પરમેશ્વરની સેવા કરવી; જે કંઈ પણ દુઃખો પ્રાપ્ત થાય, એમને ભગવાનની ઈચ્છા સમજીને પુરસ્કારરૂપે એમને માથે ચઢાવીને સદા સંતુષ્ટ રહેવું; ભગવાનના કોઈ પણ વિધાનમાં કદી જરા જેટલું પણ અસંતુષ્ટ ન થવું; માન, મોટાઈ અને પ્રતિષ્ઠાનો ત્યાગ કરીને ભગવાન સિવાયની કોઈ સાંસારિક વસ્તુમાં મમતા અને આસક્તિ ન રાખવી; દૃઢ શ્રદ્ધા અને અનન્ય

પ્રેમપૂર્વક ભગવાનના ગુણ, પ્રભાવ, લીલા, તત્ત્વ, નામ અને સ્વરૂપનું નિત્ય-નિરંતર ચિંતન કરતા રહેવું – આ બધા ભાવ તથા ક્રિયાઓ સર્વ પ્રકારે પરમેશ્વરનું શરણું લેવાની અંતર્ગત છે. શરણાગતિના આ ભાવને આદર્શ માનીને જ્યાં સુધી બની શકે, ભજન, ધ્યાન, સેવા, સત્સંગમાં જ પોતાના સમયને વિતાવવા માટે તત્પરતાપૂર્વક પ્રાણ ટકે ત્યાં સુધી પ્રયાસો કરવા.

—★—

## શ્રદ્ધા, વિશ્વાસ અને પ્રેમ

પ્રશ્ન : ભગવાન અને મહાત્મા પુરુષોના પ્રભાવ અને ગુણો સાંભળીને પણ શ્રદ્ધા-વિશ્વાસ નથી ઉપજતાં અને એ અનુસાર તત્પરતાપૂર્વક પ્રયાસ નથી થતો એનું શું કારણ છે?

ઉત્તર : ભગવાનના તથા મહાપુરુષોના પ્રભાવ અને ગુણો સાંભળીને પણ શ્રદ્ધા નથી ઉપજતી એનું કારણ છે – અંતઃકરણની મલિનતા અને એ અનુસાર પ્રયાસ ન થવાનું કારણ છે – શ્રદ્ધાનો અભાવ. અંતઃકરણને અનુરૂપ જ શ્રદ્ધા હોય છે. ભગવાને કહ્યું છે–

**સત્ત્વાનુરૂપા સર્વસ્ય શ્રદ્ધા ભવતિ ભારત।**
**શ્રદ્ધામયોઽયં પુરુષો યો યચ્છ્રદ્ધઃ સ એવ સઃ॥**

(ગીતા ૧૭/૩)

'હે ભરતવંશી! સૌ માણસોની શ્રદ્ધા એમના અન્તઃકરણને અનુરૂપ હોય છે; આ જીવાત્મા શ્રદ્ધામય છે, માટે જે માણસ જેવી શ્રદ્ધા રાખનારો છે એ પોતે પણ એવા જ સ્વભાવનો છે.'

અંતઃકરણની મલિનતા દૂર થવાથી જ ઉત્તમ શ્રદ્ધા ઉપજે છે અને શ્રદ્ધા ઉપજવાથી જ તત્પરતા જન્મે છે.

**શ્રદ્ધાવાઁલ્લભતે જ્ઞાનં તત્પરઃ સંયતેન્દ્રિયઃ।**

(ગીતા ૪/૩૯)

'જિતેન્દ્રિય, સાધનપરાયણ અને શ્રદ્ધાવાન માણસ જ્ઞાનને પામી જાય છે.'

અંતઃકરણની મલિનતા દૂર કરવાનો સૌથી શ્રેષ્ઠ ઉપાય છે – ભગવાનના નામનો જપ. માટે ગમે તે રીતે ભલે – હઠથી કે પ્રેમથી – નામ-જપ કરતો રહે. નામ-જપથી અંતઃકરણની મલિનતા નષ્ટ થઈ જશે, એનામાં સાત્ત્વિક શ્રદ્ધા ઉપજશે અને પછી ભગવાન તથા મહાત્માઓમાં આપોઆપ જ શ્રદ્ધા ઉપજશે. અને એમના ઉપદેશ અનુસાર તત્પરતાપૂર્વક પ્રયાસ થવા માંડશે.

પ્રશ્ન : સત્સંગ કરીએ છીએ, છતાંય મન વિકારોથી જોઈએ એટલું મુક્ત નથી થતું – એનું શું કારણ છે?

ઉત્તર : સત્સંગનો પ્રભાવ ન જાણવો તેમજ અંતઃકરણની મલિનતા જ તેમાં હેતુ છે. અંતઃકરણ મલિન હોવાથી સત્સંગનો રંગ નથી ચઢતો. મેલું કપડું રંગમાં બોળતાં એના પર રંગ બરાબર નથી ચઢતો, સાફ હોય તો બરાબર ચઢે છે. (પ્રેમ, આસક્તિ, રુચિ, રાગ – આ બધાનો અર્થ એક જ છે.) પારસને લોઢું અડાડવાથી લોઢું સોનું બની જાય છે – એ વાત સાચી છે; પણ વચ્ચે જો આડશ હોય તો એ સોનું નથી બનતું. એ જ રીતે મહાત્માઓના સંગથી રંગ ચઢે જ છે, પણ જો અશ્રદ્ધાની આડશ હોય તો નથી ચઢતો. જેનામાં પૂર્ણ શ્રદ્ધા હોય છે એને સત્સંગથી લાભ થાય જ છે.

ભગવાન ન્યાયકારી છે, સર્વજ્ઞ છે, સર્વશક્તિમાન છે, એવો વિશ્વાસ આપણને થઈ જાય તો પછી આપણે એક પણ પાપ નથી કરી

શકતા. ઈશ્વરની સત્તા માની લેવાથી જ પાપનો નાશ થઈ જાય છે. માનવા છતાં પણ જો પાપ કરીએ છીએ તો એમ સમજવું જોઈએ કે કોઈ એક અંશે જ માનીએ છીએ, પૂરો વિશ્વાસ નથી. સરકાર જે કામથી પ્રસન્ન નથી, એટલે કે જે કામ સરકારના કાયદાની પ્રતિકૂળ છે એને આપણે નથી કરતા. આ સરકાર તો સર્વવ્યાપક, સર્વજ્ઞ અને સર્વશક્તિમાન પણ નથી. પરમાત્મા સર્વજ્ઞ છે, બધે સ્થળે છે અને સર્વસમર્થ છે. જે કોઈ પણ એમને સર્વજ્ઞ સમજે છે એના દ્વારા પાપ નથી થઈ શકતાં.

**પ્રશ્ન :** જેમ પિતા પુત્રને અનુચિત કામ કરવા માટે સખ્તાઈથી રોકી લે છે એ જ રીતે પરમપિતા ઈશ્વરે પણ આપણને રોકવા જોઈએ. પણ રોકતા કેમ નથી?

**ઉત્તર :** અવશ્ય રોકે છે – મહાત્મા પુરુષો દ્વારા – મન દ્વારા – બધી રીતે રોકે જ છે. પણ ઈશ્વરે જીવોને સ્વતંત્રતા પણ આપી રાખી છે. માટે જીવ પરતંત્ર હોવા છતાં પણ સ્વતંત્ર છે. જેમ આપણી પાસે બંદૂક ચલાવવાનું લાયસન્સ છે. આપણે રાજ્યના કાયદાઓ મુજબ જ બંદૂક ચલાવી શકીએ છીએ. કાયદાથી બંધાયેલા છીએ, છતાં પણ આપણે ગમે તેના પર કાયદાની અવજ્ઞા કરીને પણ બંદૂક ચલાવી તો શકીએ જ છીએ ને? પછી ભલે દંડ મળે. બરાબર એ જ વાત અહીં પણ છે.

**પ્રશ્ન :** જ્યારે કદી કોઈ વાત એક-બે મિનિટો માટે સમજમાં આવી જાય છે. તો એ મનમાં દૃઢ કેમ થતી નથી? ઈશ્વરે એને ટકાવી રાખવી જોઈએ – એટલી તો મદદ તે આપણા સુહૃદ – ભગવાને કરવી જોઈએ ને?

**ઉત્તર :** ભગવાન પાસે જે મદદ ઇચ્છે છે એને મદદ મળે છે. જે એવી પ્રાર્થના કરે છે કે હે ભગવન્! મારું મન નિરંતર ભજન-ધ્યાનમાં પરોવાયેલું રહે તો એને ભગવાન મદદ કરે છે. સામાન્ય મદદ તો બધાને મળતી હોય છે, પણ ખાસ મદદ જે ઇચ્છે છે એને આપવામાં આવે છે. માટે એમને પ્રાર્થના કરવી કે જેથી એ સ્થિતિ કાયમ રહે. જેનો એવો વિશ્વાસ હોય છે કે હું ભગવાનને શરણે છું – મારી ધારણાને દૃઢ અને અંતઃકરણની શુદ્ધિ ભગવાન જ કરે છે, એની થઈ જાય છે. એક સજ્જન ઇચ્છે છે કે હું અમુક આજ્ઞા અનુસાર પ્રયાસ કરું, કદી કદી કંઈક પ્રયાસ પણ કરે છે, પણ પ્રસંગ આવતાં પાછા પડી જાય છે તો એમ જ સમજવું કે એમનો એ વાતમાં પૂરો વિશ્વાસ નથી કે ભલે પ્રાણ જતા રહે પણ એમની આજ્ઞા જ પાલન કરવા યોગ્ય છે. જો ભગવાનમાં પૂરો વિશ્વાસ રાખીને ભગવાન પાસે મદદ માંગે તો ભગવાન એ માટે પણ મદદ કરી શકે છે.

**પ્રશ્ન :** શ્રદ્ધા, પ્રેમ અને દયા પર કશુંક વિશેષરૂપે કહો.

**ઉત્તર :** એવું લાગે છે કે મને કહેવાની આદત પડી ગઈ છે અને તમને લોકોને સાંભળવાની. વારંવાર કહેવામાં આવે છે. તમે સાંભળો જ છો. પણ જ્યાં સુધી વાત સમજાતી નથી, અમલમાં નથી મૂકવામાં આવતી, ત્યાં સુધી હંમેશ માટે નવી છે અને હંમેશ માટે વારંવાર સાંભળવાની જરૂર છે.

વાત છે ઘણી સારી! એમાં કશોય ખરચો નથી થતો. મૂરખમાં મૂરખ પણ એને પામી શકે છે. એમાં બળની, બુદ્ધિની, ધનની, જાતિની, વર્ણની કે કુળની – કશાનીય જરૂર નથી. એ સાધનકાળે પણ પ્રત્યક્ષ શાંતિ આપનારી છે. છતાં સાંભળીને પણ જો અમલમાં નથી મૂકવામાં આવતી તો એમ જ સમજવું જોઈએ કે

વિશ્વાસની ઊણપ છે. સંસારમાં જે વાત પ્રત્યક્ષરૂપે સુખ-શાંતિ આપનારી હોય છે એ તો લોકો કરવા માટે તૈયાર રહે છે. અને આ તો આદિ, મધ્ય અને અંત બધેય આનંદ આપનારી છે. હાલ શરૂ કરો, હાલ શાંતિ-આનંદ તૈયાર છે. એવું નથી કે કલાક—બે કલાક પછી આનંદ મળશે.

વાત છે વિશ્વાસની – પહેલાં તો એવો વિશ્વાસ રાખવો કે પરમાત્મા દેખાતા નથી છતાં પણ છે અને બધે ઠેકાણે છે. જેમ પ્રેત દેખાતું નથી પણ છે – આવી જૂઠી કલ્પના કરીને પણ લોકો ભયભીત થઈ જાય છે અને દુઃખી થઈ જાય છે. તો સાચી ધારણા કરવાથી સુખ અને શાંતિ પ્રત્યક્ષ મળે એમાં તો કહેવું જ શું? માટે પરમાત્મા ન પણ દેખાય, તો પણ માની લેવું કે એ છે – જરૂર છે.

ઈશ્વર દયાળુ છે, પ્રેમી છે. એમની દયા અને પ્રેમનો સ્રોત સર્વત્ર પરિપૂર્ણ રીતે વહી રહ્યો છે. અણુ-અણુમાં એમની દયા અને પ્રેમનો અનુભવ કરીને આપણે મુગ્ધ થઈ જઈએ છીએ. આમ સદાય પ્રસન્ન રહેવું અને ઈશ્વરની આ નિરંતર વરસી રહેલી કૃપાને સાધન બનાવી લેવી. આમાં ન કશો પરિશ્રમ છે કે ન કોઈ બીજી વસ્તુની જરૂર.

ઈશ્વરની દયા અને પ્રેમ અપાર છે – અસીમ છે. આ વાત મનમાં દૃઢ કરીને ઈશ્વરની સ્મૃતિ નિરંતર રાખવી. સર્વ સ્થળે ઈશ્વરની દયા અને પ્રેમ પરિપૂર્ણ છે, જેમ વાદળમાં બધેય જળ પરિપૂર્ણ છે. દયા અને પ્રેમથી પરિપૂર્ણ સાગર ઊમટ્યો છે- જે અખૂટ છે. એમાં પોતાની જાતને ડુબાડી દેવી. ચારે કોર બહાર-ભીતર, નીચે-ઉપર, સર્વત્ર ઈશ્વરની દયા અને પ્રેમનો સાગર પરિપૂર્ણ છે. જેમ સૂર્યના તડકામાં આપણે બેઠાં છીએ – આપણી ચારે બાજુ સર્વત્ર તડકો જ તડકો છે, એ જ રીતે પરમાત્માની દયા અને પ્રેમ બધે સ્થળે પૂર્ણ છે. સૂર્યનો પ્રકાશ તો કેવળ બહાર જ છે. પણ દયા અને પ્રેમ તો બહાર-ભીતર બધે સ્થળે પરિપૂર્ણ છે. આવો અનુભવ કરતાં કરતાં સદાય મુગ્ધ થતાં રહેવું. અહો! આપણે ધન્ય છીએ! આપણા પર ઈશ્વરની કેટલી મોટી દયા છે! બધા દેશમાં, બધા કાળમાં, બધી વસ્તુમાં ઈશ્વરની દયાનાં દર્શન કરવાં અને પ્રેમમાં વૃદ્ધિ કરવી.

**સુહૃદં સર્વભૂતાનાં જ્ઞાત્વા માં શાન્તિમૃચ્છતિ ॥**

(ગીતા ૫/૨૯)

ઈશ્વર પરમ સુહૃદ છે. સુહૃદનો અર્થ શું છે? દયા અને પ્રેમ જેનામાં હોય એનું નામ સુહૃદ છે. એની દયા અને પ્રેમ અનંત છે, અપાર છે. અણુ-અણુમાં કણેકણમાં વ્યાપ્ત થઈ રહ્યાં છે. એક રાજાની દયા થઈ જાય છે તો આનંદનો પાર નથી રહેતો. એક મહાત્માની દયા થઈ જાય છે તો આનંદ સમાતો નથી, પછી ઈશ્વરની દયા તો અપાર છે. તેની શી વાત કરવી? (સહજ રીતે જ આપણી સ્થિતિ બદલાઈ શકે એમ છે. આપણે ઘણા સત્વરે પરમાત્માને પામી શકીએ છીએ.) સદાય એવો ભાવ જાગૃત રહેવો જોઈએ. અહો! ઈશ્વરની આપણા પર કેટલી દયા છે. ઈશ્વરનો આપણા પર કેટલો પ્રેમ છે. સૌના પર સમાનભાવે અપાર દયા છે. જ્યારે આટલી દયા છે, ત્યારે આપણે ભય, ચિંતા, શોક કરવાની શી જરૂર છે? આપણે ચિંતાગ્રસ્ત થઈએ કે ભય પામીએ એ તો આપણી મૂર્ખતા છે. ભય કોનો? ન ત્યાં ભય છે, ન ચિંતા છે, ન મોહ છે. એ આપણી અણસમજ હતી, આપણે જાણતા ન હતા કે પ્રભુ આટલા દયાળુ છે. હવે ચિંતા કેવી? ભય કોનો? શોક શેનો? પ્રભુની અપાર દયા

છે. આવી માન્યતાને જ સાધન બનાવી લઈએ. સદાય ખ્યાલમાં રાખીએ, મનથી એવો અનુભવ કરીએ તો એ જ વખતે શાંતિ અને આનંદનો મહાસાગર હિલોળા મારતો દેખાશે. આવા સાધનથી અલ્પ સમયમાં સાક્ષાત્ પ્રભુની પ્રાપ્તિ થઈ જાય છે.

એક સમૃદ્ધિશાળી પુરુષ છે, સપનામાં એ ભિખારી બની ગયો – માટે દુઃખી થઈ રહ્યો છે. પણ જાગે છે ત્યારે દુઃખ ક્યાં? દુઃખ હતું જ નહીં, એણે હતું નહીં છતાં દુઃખ માની લીધું. એ જ રીતે આપણે પણ અણસમજને કારણે જ દુઃખી થઈ રહ્યા છીએ. ઈશ્વરની દયા અને પ્રેમ તો સર્વત્ર પૂર્ણરૂપે પ્રાપ્ત થઈ રહ્યાં છે. આપણે માનતા નથી એટલે જ આપણે દુઃખી થઈએ છીએ. પણ આપણે નથી માનતા એ વખતે પણ ઈશ્વરની દયા તો છે જ. બસ, માની લઈએ તો આનંદ જ આનંદ છે. આવો અમૃતમય આનંદ પ્રત્યક્ષ છે, એમાં જરાય શંકા નથી, તો પછી એને કેમ છોડીએ છીએ? '**પ્રત્યક્ષે કિં પ્રમાણમ્?**' પ્રત્યક્ષ આનંદનો અનુભવ થઈ રહ્યો છે, પછી એમાં પ્રમાણ શું? કેવળ માની લેવું એ જ સાધન છે. જપ કે ધ્યાન – કશુંય કરવાની વાત નથી કહી. કેવળ માની લો, બસ, આટલું જ કરવાનું છે. એ પરમ સુહૃદ છે જેનામાં અપાર દયા હોય – હેતુ વિનાનો પ્રેમ હોય. ભગવાનની દયા અપાર છે. એ અપાર દયાદૃષ્ટિથી આપણને જોઈ રહ્યો છે, પછી કઈ વાતની ચિંતા છે. માતા સ્નેહથી બાળકને પકડીને જો ગૂમડાને ચિરાવી રહી છે તો ચિંતા કેમ કરવી. મા જોઈ રહી છે ને? બાળક જો રડે છે તો એ એની બાલિશતા છે. સમજદાર તો રડતો પણ નથી. આપણા પર કોઈ પણ દુઃખ આવે તો સમજવું કે માની જેમ ભગવાન આપણને સુખી કરવા માટે, પવિત્ર કરવા માટે ખોળામાં લઈને ગૂમડું ચિરાવી રહ્યા છે.

કેટલી દયાભરી દૃષ્ટિ છે! અપાર દયાની છટા છવાયેલી છે! કોઈ સ્થાન એની દયા અને પ્રેમથી ખાલી નથી. એની દયા, પ્રેમ બધેય પરિપૂર્ણ થઈ રહ્યાં છે. એ દર્શન દેવા તૈયાર છે. કારણ કે સઘળાં પ્રાણીઓના સુહૃદ છે. જો આવો પૂરો વિશ્વાસ થઈ જાય કે ભગવાન આપણને દર્શન આપશે તો એ જ ક્ષણે તેણે દર્શન દેવાં પડશે – એક ક્ષણ પણ એ નહીં રોકાય.

નાસ્તિક પુરુષોને તો વિશ્વાસ નથી. તેઓ દ્વિધામાં છે – ઈશ્વર છે કે નહીં? જેમને એમના હોવામાં તો વિશ્વાસ છે પણ ઈશ્વરનાં દર્શન થશે કે નહિ – દ્વિધામાં છે. બીજા લોકો એમ સમજે છે કે ઈશ્વર મળે તો છે, પણ આકરી ભક્તિ કરવાથી મળે છે – આ પણ ભૂલ છે. ભગવાન ઘણા દયાળુ છે. જો ભજન-ધ્યાન કરાવીને મળતા હોય તો પછી દયાળુ શેના? જો આપણે દૃઢ વિશ્વાસ કરી લઈએ કે એ તો ઘણા દયાળુ છે, એમના ન મળવામાં આપણી અણસમજ જ કારણ છે. આપણને મળશે, જરૂર મળશે અને આજે જ મળશે – આવો દૃઢ નિશ્ચય કરી લઈએ તો આજે જ મળી જશે. એમાં જરાય શંકા નથી.

ઈશ્વરના દરેક વિધાનમાં પ્રાણીમાત્રનું હિત જ ભરેલું છે. ક્યાંય પણ અહિત દેખાય છે તો એ આપણી સમજણની ઊણપ છે. અણુએ અણુમાં સદાય, સર્વ દેશ અને સર્વ વસ્તુમાં પોતાનું હિત જ જુઓ, આમ જોવું જ સર્વત્ર એની દયાને જોવી છે. વિશ્વાસપૂર્વક માની લો, બસ, પછી કામ પૂરું. એના આનંદનો પાર નથી. પ્રત્યક્ષ શાંતિ અને આનંદ છે. આ વાતોને

વાંચવા-સાંભળવા માત્રથી જ મહાન શાંતિ અને આનંદ થાય છે તો પછી વારંવાર મનન કરવાથી ઘણી બધી શાંતિ અને આનંદનો અનુભવ કેમ નહીં થાય?

ઈશ્વરની દયા સર્વત્ર છે. સર્વત્ર એના પ્રેમની છટા છવાઈ રહી છે. પછી આપણે શા માટે ભય પામીએ? એ પ્રેમનો મોટો સાગર છે, એમાં આપણે ડૂબેલા છીએ – પ્રેમજળથી ભીંજાયેલા છીએ – મગ્ન થઈ રહ્યા છીએ. આવો ભાવ જ્યારે દૃઢ થઈ જશે ત્યારે શાંતિ અને આનંદનું પૂર પ્રત્યક્ષ દેખાવા માંડશે. પછી પ્રેમ આનંદના રૂપમાં પરિણત થઈ જશે, એ જ પરમાત્માનું સ્વરૂપ છે. પરમાત્મા આનંદમય છે. પરમાત્મા પ્રેમમય છે. એ પ્રેમ જ પ્રત્યક્ષ મૂર્તિમંત સ્વરૂપે પ્રગટ થઈ જાય છે. ભગવાન શ્રીરામ અને શ્રીકૃષ્ણનું સ્વરૂપ પ્રેમનો જ પુંજ છે. પ્રેમ સિવાય બીજી વસ્તુ નથી. પ્રેમ જ આનંદ છે અને આનંદ જ પ્રેમ છે. એક જ વસ્તુ છે. ભગવાન સગુણ-સાકારની ઉપાસના કરનારાઓ માટે પ્રેમમય બની જાય છે અને નિર્ગુણ-નિરાકારની ઉપાસના કરનારાઓ માટે આનંદમય બની જાય છે.

સંસારમાં પણ એ જ વાત છે કે જેની સામે જેટલો પ્રેમ વધશે એની સાથે એટલો જ વધુ આનંદ મળશે. એ જ વાત આ બાબતમાં પણ છે. એ સચ્ચિદાનંદઘન પરમાત્મા જ ભક્તોનો પ્રેમાનંદ છે અને એ જ પૂર્ણબ્રહ્મ પરમાત્મા મૂર્તિમંત સ્વરૂપે પ્રગટ થાય છે.

તુલસીદાસજી કહે છે –

**હરિ બ્યાપક સર્બત્ર સમાના।**
**પ્રેમ તેં પ્રગટ હોહિં મૈં જાના॥**

હરિ બધેય પરિપૂર્ણ છે. તેઓ પ્રેમમય છે. તેઓ પ્રેમથી જ પ્રગટ થાય છે; કેમકે તેઓ સ્વયં પ્રેમમય છે.

જો કહો કે વાત તો ખરી છે, પણ અમારામાં પ્રેમ નથી. તો એ આપની જ માન્યતા છે ને? એવું કોઈ સ્થાન નથી, જ્યાં પ્રેમ ન હોય. પ્રેમીઓનો પ્રેમ અને જ્ઞાનીઓનો આનંદ બધેય છે. વેદાંતમાં **અસ્તિ, ભાતિ, પ્રિય** કહ્યું છે. સમજવું જોઈએ કે પ્રિય કઈ વસ્તુ છે. પ્રિય અને પ્રેમમાં કશું અંતર નથી. સંસારમાં કોઈ પણ એવો પદાર્થ નથી, જેમાં આનંદ વ્યાપેલો ન હોય. પ્રેમ એનું સ્વરૂપ છે. એ બધેય છે.

ભગવાન શ્રીરામે વાલ્મીકિ મુનિને રહેવાનું સ્થાન પૂછ્યું. એમણે કહ્યું- 'ભગવન્! કહો, આપ ક્યાં નથી?' એ પ્રેમમય પરમાત્મા બહાર-ભીતર બધેય પરિપૂર્ણ છે.

આપણામાં પ્રેમ નથી, ભજન-સાધનની ઊણપને કારણે આપણને ભગવાન નથી મળતા – આ આપણી માન્યતા નીતિ અનુસાર બરાબર છે. આવું માનીને આપણે ભગવાનનું ભજન કરીએ, સત્સંગ કરીએ, તો આગળ જતાં આપણું કલ્યાણ થઈ શકે છે. નીતિ તો આવી જ છે, પણ એનાથી જ વિલંબ થઈ રહ્યો છે. એક વાત આનાથી પણ વધુ મહત્ત્વપૂર્ણ છે. આપણે કાયદાને માનનારા છીએ માટે ભગવાને કાયદો બનાવી દીધો. પણ આપણે એમ માની લઈએ કે કાયદાની વાત તો એ જ છે – પોતાની દૃષ્ટિએ તો એ જ વાત છે પણ પ્રભુ અસંભવને પણ સંભવ કરનારા છે – એ પોતાના શરણાગતોના દોષો તરફ જોતા જ નથી. એ કારણ વિના જ શરણાગત પર દયા અને પ્રેમ કરે છે. એમનો સ્વભાવ જ એવો છે. એમના સ્વભાવ પર આપણે દૃઢ વિશ્વાસ કરી લઈએ તો પછી આપણે એ વાતની પ્રતીક્ષા કરીએ કે એક ક્ષણનો પણ વિલંબ કેમ થઈ રહ્યો છે? આપણે એ વાતને વળગી રહીએ કે એક ક્ષણનો

પણ વિલંબ કેમ થવો જોઈએ? બસ, પછી વિલંબ થઈ જ નથી શકવાનો.

આપણો પ્રેમ, આપણી કરણી તો વિલંબ જ કરનારાં છે, પણ આ પોતાની માન્યતાને છોડીને પ્રભુ તરફ મીટ માંડીએ તો પછી વિલંબ ન થવો જોઈએ. આપણી ધારણા બળવાન હોવી જોઈએ. 'પ્રભો! આપ તો પરમ દયાળુ છો, આપ તો ભક્તોના દોષોને જોતા જ નથી. આપની દયા તો પ્રત્યક્ષ છે. આપ પરમ પ્રેમી છો – આપનો પ્રેમ તો નિર્હેતુક જ હોય છે. પ્રભો! હું જ્યારે એવું માનતો હતો કે 'પ્રભુ ન્યાયકારી છે, જ્યારે આપણે ભજન કરીશું તો તેઓ દર્શન આપશે.' ત્યાં સુધી તો વિલંબ થવો એ ઉચિત જ હતું. પણ પ્રભો! હવે તો હું એમ માનું છું કે આપ પરમ દયાળુ છો, આપનો દયા કરવાનો જ એકમાત્ર સ્વભાવ છે. મારો દૃઢ વિશ્વાસ છે કે આપ હવે એક ક્ષણ પણ વિલંબ નહીં કરો.' આવો દૃઢ વિશ્વાસ રાખીશું તો પછી એ કાયદાથી જે વિલંબ થઈ રહ્યો છે એ નહીં થાય.

આ એક અસંભવ જેવી વાત લાગે છે કે એક ક્ષણમાં આપણું કલ્યાણ થઈ જશે. લોકોની એવી ધારણા બની રહી છે કે ભગવાન ન્યાયકારી છે– જ્યારે આપણે પાત્ર બનીશું ત્યારે ભગવાન દર્શન દેશે. આ વાત યુક્તિસંગત હોવા છતાંય ભગવાન પર લાગુ નથી થઈ શકતી. ભગવાન માટે કશુંય સંભવ નથી. અસંભવ વાત પણ સંભવ બની શકે છે – પ્રભુ આવા જ પ્રભાવશાળી છે. પ્રભુનો પ્રભાવ જ આવો છે. ત્યાં બધું અસંભવ પણ સંભવ છે. આ વાત આપણે સમજી લઈએ તો એ જ વખતે કલ્યાણ થઈ જાય. દયા, પ્રેમ એ પ્રભુના ગુણો છે. અસંભવને પણ સંભવ બનાવી દેવું એ તેમનો પ્રભાવ છે. પ્રભુના ગુણો કે પ્રભાવમાં – કોઈ એકમાં પણ વિશ્વાસ બેસી જાય તો પછી બસ, આપ ગમે તેવા હો, આપનાથી એક-એક મિનિટ પ્રભુનો વિલંબ સહન નહીં થઈ શકે. આપ ક્ષણે ક્ષણે વ્યાકુળ થઈને પ્રતીક્ષા કરશો અને પ્રભુ એ જ ક્ષણે પ્રગટ થઈ જશે. બસ, કેવળ એની દયા પર નિર્ભર રહેવું. ગમે તેવા પાપી લોકોને પણ એક ક્ષણમાં ભગવાનનાં દર્શન થઈ શકે છે. તો પછી આપણને દર્શન થવામાં જે વિલંબ થઈ રહ્યો છે તે એટલા માટે જ થઈ રહ્યો છે કે આપણામાં શ્રદ્ધા-વિશ્વાસની ઊણપ છે.

**પ્રશ્ન** : આવો નિશ્ચય શી રીતે થાય?

**ઉત્તર** : ભગવાન અને ભક્તોની દયાથી આવો નિશ્ચય કરાવવા માટે જ આ બધી વાતો કહેવામાં આવે છે. જ્યારે આપણે એમ માની લઈએ કે ભગવાન જ આવી શ્રદ્ધા જન્માવે છે અને આવી શ્રદ્ધા જન્માવવાનું વાતાવરણ પણ ભગવાન જ ઊભું કરે છે અને એમની નિર્હેતુક કૃપાથી જ આ બધું સંભવ છે તો પછી આપણે શા માટે શંકા કરીએ કે પ્રભુ કૃપા નથી કરતા. પ્રભુ તો કૃપા કરી જ રહ્યા છે. તમે જે એમ કહી રહ્યા છો કે પ્રભુ કૃપા કેમ નથી કરતા એ જ તો વિલંબનું કારણ છે.

આ જે ભગવદ્વિષયક વાતો છે – એ જ રહસ્યની વાતો છે. મનુષ્ય જો પ્રભુના ગુણ અને પ્રભાવનું રહસ્ય સમજી જાય તો એને ધારણ જ કરી લે. સમજની જ વાત છે. સમજી લેતાં કામ બાકી નથી રહેતું. 'સંસારના જેટલા પણ પદાર્થો છે, એ વિષ છે.' એ વાત સમજી લેનાર પછી એમનું સેવન નહીં કરી શકે. જ્યારે એ ખબર પડી જાય છે કે લાડવામાં ઝેર છે તો પછી ભલા, કોણ એને ખાશે! ખાય છે તો સમજવું કે એ સમજ્યો જ નથી. કોઈ દરિદ્રને પારસ મળી જાય અને તો પણ એ દરિદ્ર જ રહે તો સમજવું કે

એણે પારસને ઓળખ્યો જ નથી.

ભગવાનનાં પ્રેમ અને દયાના તત્ત્વને સમજવું જોઈએ. એમના અપાર દયા, પ્રેમ અને પ્રભાવનું તત્ત્વ નથી જાણતા તેથી જ આપણે લાભથી વંચિત છીએ. ભગવાનનો પ્રભાવ કંઈ ભગવાન માટે થોડો છે, એ તો આપણે લાભ લઈએ એ માટે જ છે. આવા પ્રભાવશાળીનો પ્રભાવ સંસારના ઉદ્ધાર કાજે જ છે. હૃદયપૂર્વક જે એનો આવો પ્રભાવ માને છે એ જ લાભ લઈ શકે છે.

જગતમાં એક દયાળુ પુરુષ છે – એની પાસે ધન છે. એના પૈસાનો એ જ માણસ લાભ લઈ શકે છે જે એને પૈસાદાર અને દયાળુ માને છે. પૈસાદાર માનીને પણ જો દયાળુ નથી માનતો તો લાભ નથી લઈ શકતો અને દયાળુ માનીને પણ જો એને ધનવાન નથી માનતો તો પણ લાભથી વંચિત જ રહી જાય છે. દેખીતી વાત છે. એ જ રીતે કોઈ મહાત્માનો એ જ માણસ લાભ લઈ શકે છે જે એને મહાત્મા સમજે છે. બીજા લોકો પણ લે છે, પણ થોડો. સમજનારને તો પૂરો અને સત્વરે લાભ મળી જાય છે. દયાળુ ધનવાનને જે દયાળુ નથી માનતો એ પણ લાભ તો લઈ શકે છે, પણ થોડો. એ જ રીતે ભગવાનને દયાળુ ન માનનારા પણ લાભ તો લે જ છે. સામાન્ય રીતે બધા લાભ લે છે, પણ જે એને દયાળુ અને પ્રભાવશાળી માને છે એ વિશેષ લાભ લઈ શકે છે. અગ્નિમાંથી સામાન્ય ગરમી સૌને મળે છે, પણ જે જાણે છે કે અહીં અગ્નિ છે એ વધુ લાભ લે છે.

પારસ ઘરમાં પડ્યો છે. એ લોઢાને અડી ગયો – લોઢું સોનું બની ગયું. આપણે સમજ્યા કે કાકતાલીયન્યાયથી થઈ ગયું. આપણને ખબર નથી કે શી રીતે થયું, આમ આપમેળે જ થોડો લાભ તો થઈ ગયો, પરંતુ જાણી જઈએ તો પૂરો લાભ લઈ શકીએ છીએ.

એ જ રીતે સંત-મહાત્માઓમાં પણ દયા, પ્રેમ અને અનંત પ્રભાવ છે. ભગવાનનો અવતાર થયો. હવે આપણે પશ્ચાત્તાપ કરીએ છીએ કે એ વખતે આપણે પણ કોઈ ને કોઈ યોનિમાં હતા જ – આપણે લાભ ન લીધો. હવે જો ભગવાનનો અવતાર થાય તો આપણે પણ લાભ લઈએ. પણ સમજવાની વાત છે. ભગવાન તો ભક્તોના પ્રેમથી બાધ્ય થઈને અવતાર લે છે. ભગવાનનું પ્રગટ થવું તો ભક્તોને અધીન છે.

જો આપણે એવો વિશ્વાસ કરી લઈએ તો જે લાભ આપણને અવતારથી મળી શકે છે તે આપણે તે ભક્તો પાસેથી પણ લઈ શકીએ છીએ. ભગવાન તો એમ કહે છે કે મારા ભક્તો મારાથીય શ્રેષ્ઠ છે; કેમકે હું તો નિયમથી બંધાયેલો છું. હું જ નિયમ ઘડનારો છું, માટે હું તે નિયમને તોડવા નથી ઇચ્છતો. પણ મારા ભક્તો એટલા બળવાન હોય છે કે એમની ભક્તિને વશ થઈને તો મારે ક્યાંક કાયદાને પણ ઉલ્લંઘવો પડે છે. તેથી ભગવાન કહે છે કે ભક્તો મારાથી શ્રેષ્ઠ છે. આ ભગવાનની ભક્તવત્સલતા છે. પણ ભક્તોની માન્યતા આવી નથી. એ તો એમ જ સમજે છે કે ભગવાન જ સર્વોપરિ છે. એમનાથી ચઢિયાતું કોઈ નથી. ભક્તો જ્યારે ભગવાનને સર્વોપરિ માને છે ત્યારે ભગવાન પણ ભક્તને સર્વોત્તમ માને છે. ભગવાન સત્યસંકલ્પ છે. એમનું માનવું પણ યથાર્થ જ છે. માટે કોને નાનો-મોટો કહીએ!

આપણે તો એમ જ માનવું કે આ ભક્ત અને ભગવાનની પ્રેમની લડાઈ છે – આપણા માટે તો બેય મહાન છે. આપણી દરિદ્રતાને દૂર કરવા માટે બેય સક્ષમ છે. સામાન્ય રીતે ભક્તિ કરનારા

ભક્તો દરેક સમયમાં જોવા મળે છે, એ ખરું છે, પરંતુ તેવા કરોડો ભક્તોમાં કોઈ એક વિરલો જ મહાત્મા બને છે. ભગવાન કહે છે–

**મનુષ્યાણાં સહસ્રેષુ કશ્ચિદ્યતતિ સિદ્ધયે।**
**યતતામપિ સિદ્ધાનાં કશ્ચિન્માં વેત્તિ તત્ત્વતઃ॥**

(ગીતા ૭/૩)

'હજારો માણસોમાંથી કોઈ એક મને પામવા માટે પ્રયત્ન કરે છે અને એ પ્રયત્ન કરનાર યોગીઓમાંથી પણ કોઈ એક મારે પરાયણ થઈને મને તત્ત્વથી એટલે કે યથાર્થરૂપે જાણી શકે છે.' પણ ભક્ત છે તો ખરો ને! નથી એમ તો નથી કહેતા. એ સદાય રહે છે. ભગવાનના ભક્તો ન હોય તો પછી ભગવાનની ભક્તિનો પ્રચાર જ કોણ કરે! ભગવાન પોતે પોતાની ભક્તિનો પ્રચાર નથી કરતા. એમના સહાયકો હોય છે. પોતાના મહિમાનો તો કોઈ પણ માણસ સ્વયં પ્રચાર નથી કરતો. તો ભગવાન તો પુરુષોત્તમ છે. જો સંસારમાં ભક્તો ન હોત તો ભગવાનની ભક્તિનું નામ સંસારમાં કદાચ જ રહેત, માટે જ ભગવાન ભક્તોના ઋણી હોય છે. આજ સુધી હનુમાનજીના ઋણમાંથી ન તો શ્રીરામ મુક્ત થયા કે ન ભરતજી. પરંતુ હનુમાનજી કદી એમ નથી માનતા.

જે કામ ભગવાન નથી કરતા એને પણ ભક્તો કરી દે છે. એ ન્યાયે ભગવાનથી પણ ચઢિયાતા ભગવાનના ભક્તો છે.



## કામ કરતાં-કરતાં ભગવત્પ્રાપ્તિની સાધના

કામ કરતાં કરતાં પણ આપણે ભગવાનને હરહંમેશ યાદ રાખતા રહીને આપણું કલ્યાણ કેવી રીતે કરી શકીએ છીએ, એ સંબંધમાં થોડું નિવેદન કરવામાં આવે છે. અલબત્ત, બધા જ લોકો કામકાજ છોડીને ભજન-ધ્યાનમાં લાગી શકતા નથી. વાસ્તવમાં ગીતા અનુસાર કામ છોડી દેવાની આવશ્યકતા પણ નથી. લોકો ભૂલથી જ એવી ધારણા કરી લે છે કે ગીતા તો સંન્યાસ લઈ લેવાનો જ ઉપદેશ આપે છે. પરંતુ એ વાત બરાબર નથી; કારણ કે અર્જુન તો બધું જ છોડીને ભીખ માગીને પોતાનો જીવનનિર્વાહ કરવા તૈયાર થઈ જ ગયો હતો. તેણે ભગવાનને સ્પષ્ટ કહી દીધું હતું કે –

**ગુરૂનહત્વા હિ મહાનુભાવાન્**
**શ્રેયો ભોક્તું ભૈક્ષ્યમપીહ લોકે।**
**હત્વાર્થકામાંસ્તુ ગુરૂનિહૈવ**
**ભુઞ્જીય ભોગાન્ રુધિરપ્રદિગ્ધાન્॥**

(ગીતા – ૨/૫)

'માટે આ મહાનુભાવ ગુરુજનોને નહિ હણીને હું આ લોકમાં ભિક્ષાવૃત્તિ વડે જીવનનિર્વાહ કરવાનું પણ કલ્યાણકારી સમજું છું; કેમકે ગુરુજનોને હણીને પણ આ લોકમાં લોહીથી ખરડાયેલા અર્થ અને કામરૂપ ભોગોને જ ભોગવીશ ને!'

પરંતુ ભગવાને તેને પોતાનું સ્મરણ કરતા રહીને જ સર્વધર્મરૂપ યુદ્ધ કરવાની આજ્ઞા આપી.

**તસ્માત્સર્વેષુ કાલેષુ મામનુસ્મર યુધ્ય ચ।**
**મય્યર્પિતમનોબુદ્ધિર્મામેવૈષ્યસ્યસંશયમ્ ॥**

(ગીતા ૮/૭)

'માટે હે અર્જુન! તું સર્વ કાળે નિરંતર મારું સ્મરણ કર અને યુદ્ધ પણ કર; આ પ્રમાણે મારામાં અર્પેલાં મન-બુદ્ધિથી યુક્ત થઈ તું ચોક્કસ મને જ પામીશ.'

ભગવાનના આ ઉપદેશ અનુસાર જ્યારે ભગવાનનું સ્મરણ રાખતા રહીને યુદ્ધ જેવી ક્રિયા

પણ થઈ શકે છે, તો પછી આપણાં સાધારણ કાર્યો થવામાં તો મુશ્કેલી જ શી છે? ગીતાના અઢારમા અધ્યાયના ૫૬મા શ્લોકમાં તો હંમેશાં કર્મ કરતા રહીને પણ ભગવત્પ્રાપ્તિ થવાની વાત કહેવામાં આવી છે.

**સર્વકર્માણ્યપિ સદા કુર્વાણો મદ્વ્યપાશ્રયઃ।**
**મત્પ્રસાદાદવાપ્નોતિ શાશ્વતં પદમવ્યયમ્॥**

(ગીતા ૧૮/૫૬)

'મારે પરાયણ થયેલો કર્મયોગી સઘળાં કર્મોને સદા કરતો હોવા છતાંય મારી કૃપાથી શાશ્વત અવિનાશી પરમ પદને પામી જાય છે.'

આથી ભગવાનના શરણે થઈને કર્મ કરવું જોઈએ. કેટલાક ભાઈઓનું કહેવું છે કે કામ કરતાં કરતાં ભજન કરવાથી કામ સારી રીતે થતું નથી અને કામ સારી રીતે કરવાથી ભજન નિરંતર થતું નથી. તેમનું આમ કહેવું બરાબર છે. આરંભમાં આવી મુશ્કેલી થઈ શકે છે, પરંતુ આગળ જતાં અભ્યાસ વધી જવાથી ભગવત્કૃપાથી આ મુશ્કેલી નથી રહેતી. તેથી કામ કરતી વખતે પણ આપણે ભજનનો મહાવરો (અભ્યાસ) પાડવો જોઈએ. આ બાબતમાં નટીનું ઉદાહરણ સામે મૂકી શકાય છે. નટી વાંસ પર ચઢતી વખતે ઢોલ પણ વગાડતી રહે છે અને ગાન પણ કરતી રહે છે; પરંતુ આ બધી ક્રિયાઓ કરતી રહેતી હોવા છતાં પણ તેનું ધ્યાન નિરંતર પોતાના પગો પર જ રહે છે. આ પ્રમાણે ગાવા-વગાડવાની જેમ આપણે બધાં કામ કરવાં જોઈએ અને તેના પગોના ધ્યાનની જેમ આપણે પોતાનું મન પરમાત્મામાં લગાડેલું રાખવું જોઈએ.

જ્યારે આપણે કોઈ પણ કામ કરીએ, તે સમયે આપણે શ્વાસ અથવા વાણી દ્વારા ભગવાનના નામનો જપ તથા ગુણ-પ્રભાવ સહિત તેમના સ્વરૂપનું ધ્યાન કરતા રહીને જ કામ કરવાનો મહાવરો પાડવો જોઈએ. કામ કરતી વખતે એવો ભાવ રહેવો જોઈએ કે આ કામ ભગવાનનું છે અને તેમની જ આજ્ઞા અનુસાર હું તેમની જ પ્રસન્નતા માટે તે કરી રહ્યો છું. પ્રભુ મારી પાસે ઊભા રહીને મારું કામ જોઈ રહ્યા છે – આમ સમજીને હંમેશાં પ્રસન્ન રહેવું જોઈએ.

આ પ્રમાણે મનથી પરમાત્માનું ચિંતન અને શ્વાસ અથવા વાણીથી તેમના નામનો જપ કરતાં કરતાં જ કામ કરવાનો અભ્યાસ કરવાથી પરમાત્માની પ્રાપ્તિ સહેજે જ થઈ શકે છે. આવો અભ્યાસ કરવાથી શરૂઆતમાં જો કામમાં ખામી પણ આવે તો કાંઈ વાંધો નહીં. વાસ્તવમાં જપ-ધ્યાનમાં ખામી આવવી જોઈએ નહીં.

આપણે પ્રાતઃકાળ અને સાયંકાળ – બંને સમયે નિયમિતરૂપે પોતપોતાના અધિકાર અનુસાર ઈશ્વરની ઉપાસના અવશ્ય જ કરવી જોઈએ; કારણ કે પ્રાતઃકાળની ઉપાસના પ્રેમપૂર્વક કરવાથી પરમાત્માની કૃપાથી આખો દિવસ તેમની સ્મૃતિ રહી શકે છે. સ્મૃતિને તેલની ધારાની જેમ અખંડ બનાવી રાખવા માટે આપણે હરતાં-ફરતાં, ઊઠતાં-બેઠતાં, ખાતાં-પીતાં તથા પ્રત્યેક કાર્ય કરતાં કરતાં ભગવાનને પોતાની સાથે સમજવા જોઈએ. મનમાં સદા-સર્વદા એવો નિશ્ચય રાખવો જોઈએ કે આપણે જે કંઈ કરીએ છીએ તે ભગવાન જ કરાવે છે. ગુરુ જે રીતે બાળકનો હાથ પકડીને તેની પાસે અક્ષર લખાવે છે, તેવી જ રીતે પરમાત્મા આપણને પ્રેરિત કરીને સમસ્ત કાર્યોનું આચરણ આપણી પાસે કરાવે છે. કઠપૂતળી જેવી રીતે સૂત્રધારના ઈશારે નાચે છે તેવી જ રીતે આપણે ભગવાનના હાથમાં આપણી લગામ સોંપીને તેમના ઈશારે કામ કરવું જોઈએ. આ પ્રકારના અભ્યાસથી આપણને

શાંતિનો પ્રત્યક્ષ અનુભવ થવા લાગશે અને આપણા આ સાધનથી પરમાત્મા વિશેષ પ્રસન્ન થશે. આ જ પ્રમાણે સાયંકાળની ઉપાસના પણ પ્રેમપૂર્વક કરવાથી ભગવાનની કૃપાથી રાત્રે અને સૂવાના સમયે પણ ભગવાનની સ્મૃતિ રહી શકે છે. એનાથી ખરાબ સ્વપ્નાંઓનો નાશ થાય છે અને વૃત્તિઓ સાત્ત્વિક બની જાય છે તથા નિરંતર પ્રસન્નતા અને શાંતિ રહે છે. તેથી આપણે પોતાના મસ્તક પર પ્રભુનો હાથ છે એમ સમજીને હંમેશાં આનંદિત રહેવું જોઈએ અને ભોગ, આરામ, પાપ, આળસ તથા પ્રમાદ વગેરેને મૃત્યુ સમાન સમજીને પોતાના જીવનની ક્ષણોનો ઉપયોગ ઉત્તમોત્તમ કાર્યોમાં જ કરવો જોઈએ. ભગવાનના નામનો જપ અને ગુણ તથા પ્રભાવ સહિત તેમના સ્વરૂપનું ધ્યાન કરતાં કરતાં જ તેમની આજ્ઞા અનુસાર તત્પરતાપૂર્વક કામ કરવું જોઈએ.

પરંતુ આ સાધનામાં નિમ્નલિખિત બાબતો અત્યંત બાધક છે – ક્રોધ, વૈમનસ્ય, ઈર્ષ્યા, ભય, શોક, મોહ, અભિમાન, મનની મલિનતા, રાગ-દ્વેષ, ઘૃણા વગેરે. આ વિઘ્નોને મૃત્યુ સમાન સમજીને તેમનો સર્વથા પરિત્યાગ કરી દેવો એ જ ઉચિત છે. આનાથી છુટકારો મેળવવાનો મુખ્ય ઉપાય છે – ઈશ્વરનું શરણ. આ શરણાગતિનું જો સંપૂર્ણપણે પાલન કરવામાં આવે તો ઉપર્યુક્ત વિઘ્નોથી સહેજમાં જ મુક્તિ પ્રાપ્ત કરી શકાય છે – એમાં તો સંદેહ જ શો છે? પરંતુ પરેચ્છા અને અનિચ્છાથી જે કાંઈ પણ પ્રાપ્ત થાય તેને ઈશ્વરે મોકલેલો પુરસ્કાર માનીને પ્રસન્ન થવાથી પણ આ વિઘ્નોથી છુટકારો થઈ શકે છે. મનને પ્રતિકૂળ જે કાર્ય થાય છે તેને દૈવેચ્છા એટલે કે ભગવાનની ઈચ્છાથી થતું કાર્ય માની લઈએ તો ઉપર લખેલાં વિઘ્નો નષ્ટ થઈ શકે છે. જ્યારે કોઈ કાર્ય આપણા મનને પ્રતિકૂળ થાય તો આપણે સમજવું જોઈએ કે એમાં ચોક્કસ જ ભગવાનનો હાથ છે. એ આપણા ઉપર તેમની ઘણી મોટી દયા થઈ રહી છે કે તેઓ સર્વ કાંઈ જાણતા હોવા છતાં પણ આજે આપણા હિત માટે આપણી પરીક્ષા લઈ રહ્યા છે. હવે આપણે સાવધાન રહેવું જોઈએ કે ક્યાંક આપણે તે પરીક્ષામાં અનુત્તીર્ણ ન થઈ જઈએ. આ પ્રમાણે જે મનુષ્ય આવા સંજોગમાં પણ આનંદનો અનુભવ કરે છે તે જ વાસ્તવિક ભક્ત છે. ભગવાનના પ્રત્યેક વિધાનમાં પ્રસન્ન રહેવું એ જ તો ભક્તનું પરમ કર્તવ્ય છે. આથી જ ભગવાનના ભક્ત બનવાની ઈચ્છાવાળાઓએ તેમના પ્રત્યેક વિધાનમાં પ્રસન્ન રહેવું જોઈએ. ભગવાન આપણને પાપોમાંથી છોડાવીને વિશુદ્ધ બનાવવા તથા સહનશીલ અને ધૈર્યવાન બનાવવા માટે આપણા મનને પ્રતિકૂળ પદાર્થ મોકલીને આપણને ચેતવણી આપતા રહે છે. પૂર, ભૂકંપ, રોગચાળો, અકાળ વગેરે અનિચ્છાથી થતાં અનિષ્ટો ભગવાન દ્વારા જ મોકલાયેલાં હોય છે. મનુષ્યો તથા પશુ-પક્ષીઓ વગેરે દ્વારા પરેચ્છાથી જે અનિષ્ટો થાય છે તેમાં પણ ભગવાનની જ પ્રેરણા સમજવી જોઈએ. આમ સમજીને આપણને તે વિપરીત પરિસ્થિતિઓમાં પણ એટલો આનંદ થવો જોઈએ કે જેટલો એક દરિદ્ર પુરુષને પારસ પ્રાપ્ત થવાથી પણ થતો નથી.

નિંદા અને અપમાન જે દિવસે આપણને સારાં લાગવાં માંડે તે દિવસે આપણે સમજવું જોઈએ કે આપણે ભગવાનની વધુ નજીક પહોંચી રહ્યા છીએ. વર્તમાન સ્થિતિ કરતાં તે સ્થિતિ બિલકુલ જ વિપરીત હશે. જે માન અને સ્તુતિ આજે આપણને અમૃત જેવાં મધુર લાગે છે તે

જ ભગવાનના શરણાગત થવાથી વિષ જેવાં લાગવા માંડશે. જે રીતે સ્તુતિ સાંભળીને આપણા હૃદયમાં પ્રસન્નતા લહેરાઈ ઊઠે છે; તેવી જ રીતે નિંદા સાંભળીને પણ આપણા હૃદયની તે જ સ્થિતિ બની રહેશે, આપણા હૃદયમાં સ્તુતિ સાંભળવા જેવી જ પ્રસન્નતા લહેરાઈ ઊઠશે; ત્યારે સમજવું જોઈએ કે આપણે ભગવાનની નજીક આવી ગયા છીએ. આજે પુષ્પમાળા પહેરીને જે હર્ષનો અનુભવ આપણે કરીએ છીએ, બરાબર તેવા જ હર્ષની અનુભૂતિ ત્યારે આપણને ખાસડાંથી તિરસ્કૃત થવા છતાં પણ થશે.

જે મનુષ્યો આપણી નિંદા કરે છે તેમને એવા જ ભાવથી આપણે જોવા જોઈએ કે જે ભાવથી આપણે આપણી પ્રશંસા કરનારાઓને જોઈએ છીએ. મહાત્મા કબીરદાસજી તો ત્યાં સુધી કહે છે કે નિંદા કરનારા મનુષ્યને પોતાની ઝૂંપડી રહેવા આપીને આપણી પાસે વસાવવો જોઈએ.

**નિન્દક નિયરે રાખિયે, આઁગન કુટી છવાય ।**
**બિન પાની સાબુન બિના, નિરમલ કરૈ સુભાય ॥**

કહેવાનું તાત્પર્ય એ છે કે કોઈ પણ રીતે બની શકે તેમ, આપણી નિંદા કરનારાને આપણા વધારેમાં વધારે સંપર્કમાં રાખવો જોઈએ; કારણ કે તે આપણા જે કાર્યની નિંદા કરશે તેને સુધારવાની કોશિશ આપણા વડે અવશ્ય જ થશે. મનુષ્યને તેના પોતાના દોષ જલદી દેખાતા નથી, પરંતુ બીજા કોઈ દ્વારા તેના પોતાના દોષો માટે ચેતવણી આપવામાં આવતાં કલ્યાણકામી મનુષ્ય તે દોષોને દૂર કરવાની કોશિશ કરે છે. આથી જ આપણે પ્રસન્નતાપૂર્વક આપણી નિંદા સાંભળવાનો સ્વભાવ બનાવવો જોઈએ. આવો સ્વભાવ બનાવી લેવાથી આપણાથી થતાં નિંદનીય કાર્યોનો તથા નિંદાશ્રવણથી ઉત્પન્ન થતા આપણા અંતઃકરણના વિકારોનો વિનાશ થઈ શકે છે. આ જ વાતનું સ્પષ્ટીકરણ કરવા માટે એક કાલ્પનિક ઉદાહરણ આપવામાં આવે છે.

એક દુકાનદાર હતો. તેના હૃદયમાં કોઈના પણ પ્રત્યે જરા પણ ક્રોધ, દ્વેષ અથવા ઘૃણાનો ભાવ નહોતો. તે બધાં જ કાર્યોમાં ભગવાનની પ્રેરણાનો જ અનુભવ કરતો રહેતો હતો. તે પોતાની જાતને પ્રભુનાં ચરણોમાં સમર્પિત કરી ચૂક્યો હતો. એક વાર પાસેના એક દુકાનદારે તેને આ પ્રમાણે બધાં જ કાર્યોમાં સંતુષ્ટ અને ક્યારેય ક્રોધ નહીં કરતો જોઈને વિચાર કર્યો કે આજે ગમે તે થાય પણ તેને ક્રોધિત કરવો છે. આવો નિશ્ચય કરીને તે તેની દુકાન પર ગયો અને પ્રત્યેક વાતમાં તેનાથી વિપરીત બોલવા લાગ્યો. તેણે તેના વિષે કોણ જાણે કેટલાંય કટુવચનો – કેટલાયે અપશબ્દો કહ્યા; પરંતુ તે પોતાની સ્થિતિમાંથી તલભાર પણ વિચલિત થયો નહીં. અંતમાં તેને કોઈ પણ રીતે ક્રોધ નહીં કરતો જોઈને તે દુકાનદારને પોતાની નિષ્ફળતા પર થોડી નિરાશા થઈ; પરંતુ તેણે મનોમન એ વાતનો દૃઢ સંકલ્પ કર્યો કે હું તેને ક્રોધિત કરીને જ જંપીશ. કેટલાક દિવસો પછી લાગ જોઈને તે પાછો તેની પાસે ગયો અને કહેવા લાગ્યો – 'આજે મારે મારા સાસરે જવું છે. હું ઇચ્છું છું કે તમે પણ મારી સાથે ચાલો.' તે ભક્તે તેના સંતોષ ખાતર તેની વાત સ્વીકારી લીધી અને સાથે જવા માટે તૈયાર થઈ ગયો. જ્યારે તે બંને ચાલવા લાગ્યા, ત્યારે તેણે તે ભક્તને કહ્યું કે 'અત્યારે મારી પાસે કોઈ નોકર નથી અને મારી આ મીઠાઈની હાંડલીને સાસરે લઈ જવી જરૂરી છે. શું તમે પોતાના માથા પર મૂકીને ત્યાં સુધી લઈ

ચાલશો?' તે ભક્તે સહર્ષ એ હાંડલી પોતાના માથા પર મૂકી દીધી અને તે પેલા દુકાનદારની આગળ-આગળ ચાલવા લાગ્યો. જ્યારે તે લોકો એક બીજા સ્થાને પહોંચ્યા, કે જ્યાં ઘણો વિશાળ જનસમૂહ એકઠો થયેલો હતો. ઉપર્યુક્ત અવસર જોઈને દુકાનદારે પાછળથી પોતાના દંડાથી તે હાંડલી ફોડી નાખી. હાંડલીના ફૂટવાની સાથે જ તેની અંદરનો બધો જ કીચડ અને બધો જ ગંદવાડ તે ભક્તના શરીર પર ફેલાઈ ગયો. તે ભક્તને આવી દશામાં જોઈને આખો જનસમૂહ હસી પડ્યો. પેલો દુકાનદાર પણ તે ભક્તની સામે ઊભો રહીને ખૂબ જોરથી હસવા લાગ્યો. તે બધાને હસતા જોઈને તે ભક્ત પણ ખિલખિલાટ હસવા લાગ્યો. ત્યારે પેલા દુકાનદારે પૂછ્યું, 'ભાઈ, હું તો તમારી આ દુર્દશા પર હસી રહ્યો છું, પણ તમારા હસવાનું શું કારણ છે?' તે ભક્તે કહ્યું, 'હું મારા પર ભગવાનની મોટી અનુકંપાનો અનુભવ કરીને હસી રહ્યો છું. તમારી પણ મારા પર કેટલી દયા છે કે તમે ડગલે ને પગલે મારી સંભાળ રાખો છો. નહીં તો કોઈને શી ગરજ છે કે તે વગર કોઈ સ્વાર્થે બીજાનું ભલું કરે – તેની પૂરી સંભાળ રાખે. તમે તો હંમેશાં જ મારા પર કૃપા કરીને એવું કાર્ય કરતા રહો છો કે જેનાથી હું અક્રોધની કસોટી પર ખરો ઊતરી શકું.' એ વાત સાંભળતાં જ તે દુષ્ટ દુકાનદાર પાણી-પાણી થઈ ગયો. તેની કલુષિત ભાવનાઓ એકાએક વિલુપ્ત થઈ ગઈ. તેની આંખો ખૂલી ગઈ. તે ભક્તનાં ચરણોમાં તે આળોટી પડ્યો અને પોતાના અપરાધો માટે ક્ષમા-પ્રાર્થના કરવા લાગ્યો. તે ભક્તે તેને પોતાના હાથે ઊભો કર્યો અને કહ્યું, 'ભાઈ! તમે તો મારા ગુરુ છો. તમારા થકી જ તો હું અક્રોધનો પાઠ શીખી શક્યો છું. મારા હિતની દૃષ્ટિએ જ ભગવાને તમારી પાસે આ કાર્ય કરાવ્યું છે. તમે ચિંતા ન કરો. આ કાર્ય કરાવવામાં ભગવાનની જ ઇચ્છા હતી.'

કહેવાનો અભિપ્રાય એ છે કે બધાં જ કાર્યોમાં ભગવાનની ઇચ્છાનો અનુભવ કરવાને કારણે જ તે મહાત્માના મનમાં સ્વયં તેનું જનસમૂહ વચ્ચે અપમાન કરાયા છતાં પણ જરા પણ વિપરીત ભાવ ઉત્પન્ન થયો નહીં. અસ્તુ.

ભગવાન પોતાના ભક્તો સમક્ષ તેમના હિત માટે આ પ્રકારની પ્રતિકૂળ પરિસ્થિતિઓ નિર્મિત કરતા રહે છે. તેવાં વિપરીત વિધાનો પ્રાપ્ત થવા છતાં પણ જેઓ જરા પણ ઉદ્વિગ્ન નહીં થતાં તેને ભગવાને મોકલેલો પુરસ્કાર સમજીને એમાં સદાય સંતુષ્ટ રહે છે તેઓ જ સાચા ભક્ત છે. આનાથી ઊલટું, આપણે જો તેમના વિધાનમાં આનંદ નથી માનતા, તેમની પ્રસન્નતામાં પ્રસન્ન નથી થતા તો આપણે ભગવાનના ભક્ત શાના? માટે આ બધાં વિપરીત વિધાનોમાં પણ આપણને હર્ષ થવો જોઈએ; કારણ કે આમ કરવાથી આપણાં પૂર્વકૃત પાપોનો નાશ થાય છે, આત્મબળ અને સહનશક્તિની વૃદ્ધિ થાય છે અને સાથોસાથ ભગવાનનું સ્મરણ થતાં શાસ્ત્રવિપરીત કર્મો થતાં અટકી જાય છે તથા શત્રુ મિત્ર બની જાય છે અને વિષ અમૃતના રૂપમાં પરિણમે છે.

શ્રીતુલસીદાસજીએ પણ આ જ કહ્યું છે –

**ગરલ સુધાસમ અરિ હિત હોઈ।**
**તેહિ મનિ બિનુ સુખ પાવ ન કોઈ॥**

(રામ૦ ઉત્તરકાંડ ૧૧૯/૪)

આની ચરિતાર્થતા પ્રહ્લાદ, મીરાં વગેરેના જીવનમાં પ્રત્યક્ષ જોવામાં આવે છે. મીરાંબાઈ ભગવાનનાં અનન્ય ઉપાસક હતાં. તેમની

ભક્તિથી ચિડાઈને રાણાએ તેમના પ્રાણ હણવા માટે તેમની પાસે વિષનો પ્યાલો એમ કહીને મોકલ્યો કે, 'મીરાં! આ તારા ઉપાસ્યદેવનું ચરણામૃત છે.' કહેવાની જરૂર નથી કે ભક્તિવાળાં મીરાં ભગવાનનું નામ લઈને તે પી ગયાં. ભગવાનના ચરણામૃત કરતાં વિશેષ ઉત્તમ વસ્તુ તેમના માટે બીજી હોઈ પણ કઈ શકે? ભગવાન પણ પોતાના ભક્તોનું અનિષ્ટ કેમ થવા દે? તરત જ મીરાંનું તે વિષ અમૃત બની ગયું. આ દૃશ્ય જોઈને રાણાને આશ્ચર્ય થયું અને મીરાંની ભક્તિના પ્રભાવથી પ્રભાવિત થઈને અંતમાં તેમનો ભક્ત બની ગયો. આ છે ઈશ્વરભક્તિનો પ્રતાપ.

તેથી આપણે પણ પોતાના મનને પ્રતિકૂળ જે કાંઈ પણ થાય તેને ભગવાનનું વિધાન સમજીને હરહંમેશ સંતુષ્ટ રહેવું જોઈએ; કારણ કે તે પ્રભુની પ્રેરણા વિના વૃક્ષનું એક પાંદડું પણ હાલી શકતું નથી. તેથી ભલેને કોઈ આપણું કેટલુંય અનિષ્ટ કેમ ન કરે, આપણે તેને ભગવાનની જ પ્રેરણા સમજીને તેને પ્રેમ જ કરવો જોઈએ – તેના પ્રત્યે આદર-ભાવ જ રાખવો જોઈએ. આ પણ ઈશ્વરની શરણાગતિનું તત્ત્વ છે. પોતાની સાથે પ્રેમ કરનારાની સાથે તો પશુ પણ પ્રેમ કરે છે. કૂતરાં, ગધેડાં વગેરે બધાં જ આનાં પ્રમાણ છે. જોવામાં આવે છે કે એક જ્યારે બીજાને પ્રેમ કરે છે તો બીજો પણ તેને પ્રેમ કરે છે. જ્યારે એક કૂતરો બીજા કૂતરાને ચાટે છે તો બીજો કૂતરો પણ તેને ચાટે છે. આ જ પ્રમાણે વેરની બાબતમાં પણ સમજી લેવું જોઈએ. જો આપણે પણ આપણી સાથે પ્રેમ કરનારાની સાથે પ્રેમ કરીએ અને આપણા પ્રત્યે દ્વેષ રાખનારાની સાથે દ્વેષ રાખીએ તો પછી આપણામાં અને પશુઓમાં ફરક જ શો રહ્યો? આપણે તો આપણા પ્રત્યે વેર રાખનારાની સાથે પણ વધારેમાં વધારે પ્રેમ કરવો જોઈએ. આમ કરવાથી જ આપણું વાસ્તવિક મનુષ્યત્વ સિદ્ધ થશે.

આ બાબતમાં આપણી સામે મર્યાદાપુરુષોત્તમ ભગવાન શ્રીરામચંદ્રજીએ પ્રેમના વ્યવહારનો જે આદર્શ મૂક્યો છે તે કેટલો ઉચ્ચ છે? નિરપરાધી રામને કૈકેયી દશરથજીની ઇચ્છા નહીં હોવા છતાં પણ ચૌદ વર્ષ માટે વનમાં મોકલી રહી છે. ભગવાન રામ તેની આજ્ઞા માથે ચડાવીને સહર્ષ વનમાં જવા તૈયાર છે. કૈકેયીનાં બાણ જેવાં મર્મવેધી વચનોનો ઉત્તર ભગવાન કેટલી નમ્રતા અને મધુરતાથી આપે છે! તેઓ કહે છે – 'માતા! વનમાં જવાથી મુનિઓનાં દર્શનનું સૌભાગ્ય પ્રાપ્ત થશે. વનમાં જવા માટે પિતાજીની આજ્ઞા અને તમારી પણ સંમતિ છે. મારા વનમાં જવાથી ભાઈ ભરતને રાજ્ય મળશે. આનાથી વિશેષ મારા માટે સૌભાગ્યની બીજી કઈ વાત હોઈ શકે?' શ્રીતુલસીદાસજીએ અયોધ્યાકાંડમાં કહ્યું છે –

**મુનિગન મિલનુ બિસેષિ બન સબહિ ભાઁતિ હિત મોર ।**
**તેહિ મહઁ પિતુ આયસુ બહુરિ સંમત જનની તોર ॥**
**ભરતુ પ્રાનપ્રિય પાવહિં રાજૂ ।**
**બિધિ સબ બિધિ મોહિ સનમુખ આજૂ ॥**
**જૌં ન જાઉઁ બન ઐસેહુ કાજા ।**
**પ્રથમ ગનિઅ મોહિ મૂઢ઼ સમાજા ॥**

(રામચરિતમાનસ, અયોધ્યાકાંડ – ૪૧, ૪૨/૧)

આટલો વિનયયુક્ત અને પ્રેમપૂર્ણ વ્યવહાર હોવા છતાં પણ કૈકેયીએ નિષ્ઠુરતાથી જ વ્યવહાર કર્યો.

**સહજ સરલ રઘુબર બચન કુમતિ કુટિલ કરિ જાન ।**
**ચલઇ જોંક જલ બક્રગતિ જદ્યપિ સલિલુ સમાન ॥**

(રામ૦ અયોધ્યાકાંડ – ૪૨)

જ્યારે સીતાજી પણ શ્રીરામચંદ્રજીની સાથે વનમાં જવા તૈયાર થઈ ગયાં ત્યારે કૈકેયી તેમને કહે છે, 'હે સીતા! લે, તું પણ વલ્કલ વસ્ત્રો ધારણ કરી લે.' સીતા વલ્કલ વસ્ત્રો પોતાના હાથમાં લઈ લે છે; પરંતુ તે રાજકુમારી, કે જેમણે ક્યારેય પોતાની જાતે આભૂષણો વગેરે પણ નથી પહેર્યાં, વનનાં વસ્ત્રો પહેરવાનું તો શું જાણે? તેઓ ભગવાન તરફ જોવા લાગ્યાં. આવી પરિસ્થિતિમાં ભગવાન લજ્જાની પરવા કર્યા વગર સીતાજીને વલ્કલ વસ્ત્રો પહેરાવે છે. આ અનુચિત અને કરુણાપૂર્ણ દૃશ્ય જોઈને રાણીવાસની સ્ત્રીઓ રોઈ પડે છે અને વસિષ્ઠજી કૈકેયીના આ કઠોર વ્યવહારની કડક ટીકા કરીને સીતાજીને વલ્કલ વસ્ત્રો નહીં પહેરાવવાનું વિધાન કરે છે. અંતમાં પોતાની સાવકી માતાના દુર્વ્યવહારો તરફ જરા પણ ધ્યાન આપ્યા વિના મર્યાદાપુરુષોત્તમ ભગવાન શ્રીરામચંદ્રજી પ્રસન્નવદન થઈને હસતા હસતા વન ભણી પ્રયાણ કરે છે. એટલું જ નહીં, પણ વનવાસની ચૌદ વર્ષની અવધિ પૂરી થવાથી અયોધ્યા પાછા આવ્યા ત્યાં પણ સૌપ્રથમ કૈકેયીનો જ આદર કરે છે. તેમના આ આદર્શ વ્યવહાર પરથી આપણે એ બોધ લેવો જોઈએ કે આપણી સાથે કોઈ ભલેને ગમે તેટલો કઠોરતાપૂર્ણ વ્યવહાર કરે, પરંતુ આપણે તો તેની સાથે પ્રેમનો જ વ્યવહાર કરવો જોઈએ.

જ્યારે કોઈને આપણા પર ક્રોધ થાય છે તો આપણે સમજવું જોઈએ કે આપણાથી કોઈ અપરાધ થઈ ગયો છે, તેથી જ તો એમને ક્રોધ આવ્યો છે. જો આપણો કોઈ પણ અપરાધ ન હોત તો એમને અકારણ જ ક્રોધ કેમ આવત? આ પ્રમાણે પોતાના પર બીજાના ક્રોધિત થવામાં પોતાને જ તેનું કારણ માનીને આપણે પોતાને જ અપરાધી સમજવા જોઈએ. પરંતુ જો આપણને પોતાને પણ ક્રોધ આવી ગયો તો પછી તેને પોતાની નીચતાની ચરમ સીમા જ સમજવી જોઈએ. કોઈ પણ જીવ પર ક્રોધ કરવો એ ભગવાન પર ક્રોધ કરવા બરાબર છે. તેથી કોઈના પણ ઉપર ક્રોધ કરવો નહીં અને બધાંની સાથે નિર્હેતુક પ્રેમ કરવો જોઈએ; કારણ કે કોઈની સાથે જે પ્રેમ કરવામાં આવે તે ભગવાનને પ્રેમ કરવા સમાન છે, આ જાતના પ્રેમપૂર્ણ વ્યવહારના પ્રભાવથી આપણે ભગવાનના પરમ પ્રિય બની જઈશું. ગીતાના બારમા અધ્યાયના ૧૫મા શ્લોકમાં ભગવાન શ્રીકૃષ્ણ પોતાના પ્રેમી ભક્તોનાં લક્ષણોનું વર્ણન કરતાં કહે છે –

**યસ્માન્નોદ્વિજતે લોકો લોકાન્નોદ્વિજતે ચ યઃ।**
**હર્ષામર્ષભયોદ્વેગૈર્મુક્તો યઃ સ ચ મે પ્રિયઃ॥**
(ગીતા ૧૨/૧૫)

'જેનાથી કોઈ પણ જીવ ઉદ્વેગ નથી પામતો અને જે પોતે પણ કોઈ જીવથી ઉદ્વેગ નથી પામતો તથા જે હર્ષ, અમર્ષ, ભય અને ઉદ્વેગ આદિથી રહિત છે - એ ભક્ત મને પ્રિય છે.'

આથી સાધકોએ નિરંતર ભગવાનનું સ્મરણ કરતા રહીને જ તેમની આજ્ઞા અનુસાર કામ કરવું જોઈએ અને પોતાના મનને પ્રતિકૂળ કાર્યોને પણ ભગવાનનું વિધાન સમજીને હંમેશાં તેમનામાં સંતુષ્ટ રહેવું જોઈએ; કારણ કે ભગવાનનું પ્રત્યેક વિધાન જીવોના કલ્યાણ માટે જ હોય છે. જો આ રહસ્ય યથાતથ સમજમાં આવી જાય તો ભગવાનનો સાક્ષાત્કાર થાય છે અને હંમેશ માટે પરમાનંદ અને પરમશાંતિની પ્રાપ્તિ થઈ શકે છે.

—★—

# સન્ધ્યા-ગાયત્રીનું મહત્ત્વ

સન્ધ્યોપાસના તથા ગાયત્રી-જપનું આપણાં શાસ્ત્રોમાં ઘણું મોટું મહત્ત્વ કહેવામાં આવ્યું છે. દ્વિજાતિમાત્રને માટે આ બેય કર્મોને અવશ્ય-કર્તવ્ય જણાવવામાં આવ્યાં છે. શ્રુતિ ભગવતી કહે છે – **'અહરહઃ સન્ધ્યામુપાસીત ।'** દરરોજ ખાડો પાડ્યા વિના સંધ્યોપાસના અવશ્ય કરવી. શાસ્ત્રોમાં ત્રણ પ્રકારનાં કર્મોનો ઉલ્લેખ મળે છે – નિત્ય, નૈમિત્તિક તેમ જ કામ્ય. નિત્ય કર્મ એને કહેવાય છે જેમને નિત્ય નિયમપૂર્વક – ખાડો પાડ્યા વિના – કર્તવ્યબુદ્ધિથી તેમજ કોઈ પણ જાતની ફલેચ્છા વિના કરવા માટે શાસ્ત્રોની આજ્ઞા છે. નૈમિત્તિક કર્મો એ કહેવાય છે કે જે કોઈ પ્રસંગ નિમિત્તે, ખાસ ખાસ પ્રસંગે આવશ્યકરૂપે કરવામાં આવે છે – જેમ શ્રાદ્ધપક્ષ (ભાદરવો, કૃષ્ણપક્ષ)માં પિતરો માટે શ્રાદ્ધ કરવામાં આવે છે. નૈમિત્તિક કર્મોને પણ શાસ્ત્રોમાં અવશ્યકર્તવ્ય જણાવવામાં આવ્યાં છે. અને એમને પણ કર્તવ્યરૂપે કોઈ પણ જાતની ફળની અપેક્ષા વિના કરવાની આજ્ઞા આપવામાં આવી છે; પણ એમને નિત્ય કરવાની આજ્ઞા નથી. આ જ નિત્ય અને નૈમિત્તિક કર્મો વચ્ચેનો ભેદ છે. પરંતુ નિત્ય અને નૈમિત્તિક બેય પ્રકારનાં કર્મો ન કરવામાં દોષ તો છે જ. ત્રીજાં – કામ્ય કર્મો એ છે જે કોઈક કામનાથી – કોઈક ફળપ્રાપ્તિના માટે કરવામાં આવે છે અને જેમને ન કરવામાં કશો દોષ નથી લાગતો. એમને કરવાં, ન કરવાં એ સર્વ રીતે કર્તાની ઇચ્છા પર નિર્ભર છે. જેમકે પુત્રની પ્રાપ્તિ માટે શાસ્ત્રોમાં પુત્રેષ્ટિ-યજ્ઞનું વિધાન મળી આવે છે. જેને પુત્રની કામના હોય તે ઇચ્છે તો પુત્રેષ્ટિ-યજ્ઞ કરી શકે છે; પણ જેને પુત્ર છે અથવા જેને પુત્રની ઇચ્છા નથી અથવા જેણે વિવાહ નથી કર્યો કે વિવાહ કરીને ગૃહસ્થાશ્રમનો ત્યાગ કરી દીધો છે, એને પુત્રેષ્ટિ-યજ્ઞ કરવાની કશી જરૂર નથી. અને એ યજ્ઞ ન કરવાથી કોઈ દોષ લાગતો હોય, એવી વાત પણ નથી; પણ નિત્યકર્મો તો દરરોજ કરવાની આજ્ઞા છે, એમાં એક દિવસનો ખાડો પણ ક્ષમ્ય નથી અને દરેક દ્વિજાતિએ જેણે શિખા-સૂત્રનો ત્યાગ નથી કર્યો, એટલે કે ચોથા આશ્રમ (સંન્યાસ) સિવાયના પહેલા ત્રણે આશ્રમોમાં એણે નિત્યકર્મોનું અનુષ્ઠાન અવશ્ય કરવું. નિત્યકર્મ આ પ્રમાણે છે – સન્ધ્યા, તર્પણ, બલિવૈશ્વદેવ, સ્વાધ્યાય, જપ, હોમ વગેરે. આ બધામાં સંધ્યા અને ગાયત્રી-જપ મુખ્ય છે, કેમકે એ ઈશ્વરની ઉપાસના છે અને બાકીનાં કર્મો દેવતાઓ, ઋષિઓ તથા પિતરો વગેરેના ઉદ્દેશ્યથી કરવામાં આવે છે. જોકે એ બધાં પણ પરમેશ્વરની પ્રીતિ કાજે જ કરવાં.

સંધ્યા ન કરનારાઓને તો મોટા દોષના ભાગીદાર જણાવવામાં આવ્યા છે. દેવીભાગવતમાં લખ્યું છે-

**સન્ધ્યા યેન ન વિજ્ઞાતા સન્ધ્યા યેનાનુપાસિતા ।**
**જીવન્નેવ ભવેચ્છૂદ્રો મૃતઃ શ્વા ચાભિજાયતે ॥**

(દેવીભાગવત ૧૧/૧૬/૬)

'જે દ્વિજ સંધ્યા નથી જાણતો અને સંધ્યોપાસના નથી કરતો, એ જીવતો જ શૂદ્ર થઈ જાય છે અને મર્યા પછી કૂતરાની યોનિ પામે છે.'

દક્ષસ્મૃતિનું વચન છે–

**સન્ધ્યાહીનોઽશુચિર્નિત્યમનર્હઃ સર્વકર્મસુ ।**
**યદન્યત્ કુરુતે કર્મ ન તસ્ય ફલભાગ્ ભવેત્ ॥**

(૨/૨૩)

'સંધ્યાહીન દ્વિજ સદાય અપવિત્ર છે અને સઘળાં ધર્મકાર્યો કરવા માટે અયોગ્ય છે. એ જે કંઈ બીજું કર્મ કરે છે એનું ફળ એને નથી મળતું.'

ભગવાન મનુ કહે છે -

**ન તિષ્ઠતિ તુ યઃ પૂર્વાં નોપાસ્તે યશ્ચ પશ્ચિમામ્ ।**
**સ શૂદ્રવદ્બહિષ્કાર્યઃ સર્વસ્માદ્ દ્વિજકર્મણઃ ॥**

(મનુસ્મૃતિ ૨/૧૦૩)

'જે દ્વિજ પ્રાતઃકાળ અને સાયંકાળની સંધ્યા નથી કરતો, એને શૂદ્રની જેમ દ્વિજાતિઓએ કરવા યોગ્ય સઘળાં કર્મોથી અળગો કરી દેવો.'

સંધ્યા ન કરનારાઓ માટે જે લખ્યું છે એ બિલકુલ બરાબર છે. કારણ કે આ મનુષ્યજન્મ આપણને ઈશ્વરોપાસના માટે જ મળ્યો છે. સંસારના ભોગો તો આપણે બીજી યોનિઓમાં પણ ભોગવી શકીએ છીએ, પણ ઈશ્વરનું જ્ઞાન મેળવવાનો તથા એમની આરાધના કરવાનો અધિકાર તો આપણને મનુષ્યયોનિમાં જ મળે છે. મનુષ્યોમાં પણ જેમનો દ્વિજાતિ-સંસ્કાર થઈ ચૂક્યો છે એટલે કે જેમને વેદાધ્યયન એટલે કે વેદરૂપી ઈશ્વરીય જ્ઞાન મેળવવાનો અધિકાર મળી ચૂક્યો છે, એ લોકો પણ જો નિત્ય નિયમિતપણે ઈશ્વરોપાસના ન કરે તો તેઓ પોતાના અધિકારનો દુરુપયોગ કરે છે, એમને દ્વિજાતિ કહેવડાવવાનો શો અધિકાર છે? જે મનુષ્ય-જન્મ પામીને પણ ભગવદુપાસનાથી વિમુખ રહે છે, તેઓને મર્યા પછી મનુષ્ય-યોનિથી નિમ્નયોનિમાં જવું પડે છે અને આ રીતે ભગવાનની દયાથી જન્મ-મરણના ચકરાવામાંથી છૂટવાનું મનુષ્યજન્મરૂપી જે સુલભ સાધન મળ્યું હતું એને પોતાની મૂર્ખતાથી ખોઈ બેસે છે. મનુષ્યોમાં પણ જેમણે મ્લેચ્છ, ચાંડાલ, શૂદ્ર વગેરે યોનિઓથી ઉપર આવીને દ્વિજ-શરીર મેળવ્યું છે, તેઓ પણ જો ઈશ્વરની આરાધના નથી કરતા, વેદરૂપી ઈશ્વરીય આજ્ઞાનું ઉલ્લંઘન કરે છે, એમને જો મર્યા પછી કૂતરા વગેરેની યોનિ મળે તો એમાં આશ્ચર્ય કેવું? માટે દરેક દ્વિજ કહેવડાવનાર માટે ઉચિત છે કે એ નિત્ય નિયમપૂર્વક બેય કાળે (એટલે કે પ્રાતઃકાળે અને સાયંકાળે) વૈદિક વિધિથી એટલે કે વેદોક્ત મંત્રોથી સંધ્યોપાસના કરે. આમ તો શાસ્ત્રોમાં સાયંકાળે, પ્રાતઃકાળે અને મધ્યાહ્નકાળે – ત્રણે વેળાએ સંધ્યા કરવાનું વિધાન છે; પણ જે લોકોને મધ્યાહ્નકાળે જીવિકા-ઉપાર્જનના કાર્યમાંથી અવકાશ ન મળે અથવા જે બીજી કોઈક અડચણને કારણે મધ્યાહ્નકાળની સંધ્યા ન કરી શકે, એના માટે ઉચિત છે કે તેઓ દિવસમાં ઓછામાં ઓછી બે વાર એટલે કે પ્રાતઃકાળે અને સાયંકાળે તો નિયમિતપણે સંધ્યા જરૂર કરે.

સંધ્યામાં ક્રિયાની પ્રધાનતા તો છે જ, પણ જે-જે મંત્રનો જે-જે ક્રિયામાં વિનિયોગ છે, એ એ ક્રિયાને વિધિપૂર્વક કરતાં કરતાં એ મંત્રનું શુદ્ધ ઉચ્ચારણ પણ કરવું, અને સાથે સાથે એ મંત્રના અર્થ પ્રત્યે લક્ષ રાખીને એ જ ભાવમાં ભાવિત થવાનો પ્રયાસ કરવો. ઉદાહરણરૂપે **'સૂર્યશ્ચ મા૦'** એ મંત્રનું શુદ્ધ ઉચ્ચારણ કરીને આચમન કરવું અને સાથે સાથે એ મંત્રના અર્થ પ્રત્યે લક્ષ રાખીને એવી ભાવના કરવી કે જે રીતે આ અભિમંત્રિત જળ મારા મોઢામાં જઈ રહ્યું છે એ જ રીતે મન વચન, કર્મથી મેં વીતેલી રાત્રે જે જે પાપ કર્યાં હોય એ બધાં રાત્રિના અભિમાની દેવતા દ્વારા નષ્ટ કરવામાં આવી રહ્યાં છે. અને હાલ જે પણ પાપ મારામાં હોય એ બધાં ભગવાન સૂર્યની જ્યોતિમાં વિલીન થઈ રહ્યાં છે, ભસ્મ થઈ રહ્યાં છે; ભગવાનના તેજ સામે પાપોની તાકાત જ શું કે એ ઊભાં રહી શકે.

આજકાલ કેટલાક લોકો કહે છે કે સંધ્યાનો અર્થ છે ઈશ્વરોપાસના. ઈશ્વરની દૃષ્ટિએ બધી ભાષાઓ સરખી છે અને બધી ભાષાઓમાં કરવામાં આવેલી પ્રાર્થના તેમજ સ્તુતિ એમની પાસે પહોંચી શકે છે; કેમકે, બધી ભાષાઓ એમની જ રચેલી છે અને એવી કોઈ ભાષા નથી, જેને એ સમજતા ન હોય. તો પછી આપણે આપણી માતૃભાષામાં જ એમની સ્તુતિ તેમજ પ્રાર્થના કેમ ન કરીએ? સંસ્કૃત અથવા વૈદિક ભાષા કરતાં આપણી પોતાની ભાષામાં આપણે પોતાના ભાવો વધુ સ્પષ્ટપણે વ્યક્ત કરી શકીએ છીએ. જે વખતે દેશમાં વૈદિક અને સંસ્કૃત ભાષા બોલાતી હતી, એ વખતે લોકોનું વૈદિક મંત્રો દ્વારા સંધ્યા કરવાનું બરાબર હતું, પણ હાલના યુગમાં કે જ્યારે સંસ્કૃત જાણનારા લોકો ઘણા ઓછા રહ્યા છે– એટલે સુધી કે વૈદિક મંત્રોના ઉચ્ચારણમાં જ લોકોને મુશ્કેલીનો અનુભવ થાય છે. તેથી એમનો અર્થ જાણીને એમના ભાવમાં વિભોર થવાય જ ક્યાંથી? અગમ્ય ભાષામાં મંત્રોનું રટણ કરવાથી શો લાભ? કારણ કે ઈશ્વર તો ઘટ-ઘટમાં વ્યાપક છે, તેઓ તો આપણા હૃદયના સૂક્ષ્મતમ ભાવોને જાણે જ છે. એમના માટે તો ભાષાના આડંબરની જરૂર જ નથી. એમની સામે તો હૃદયની મૂક પ્રાર્થના જ બસ છે. બલકે ખરી પ્રાર્થના તો હૃદયની જ હોય છે. હૃદય વિનાની કેવળ પોપટની જેમ ગોખેલા અમુક શબ્દોના ઉચ્ચારણમાત્રથી શું થાય?

આ શંકા બિલકુલ પાયા વિનાની નથી. ઈશ્વરની દૃષ્ટિએ ખરેખર જ ભાષાનુ કશું ખાસ મહત્ત્વ નથી. એમની દૃષ્ટિએ સઘળી ભાષાઓ સરખી છે. અને સઘળી ભાષાઓમાં કરવામાં આવેલી પ્રાર્થનાને એ સાંભળે છે અને જવાબ ઈચ્છતાં એ જ ભાષામાં તેઓ એનો જવાબ પણ આપે છે. એ પણ બરાબર છે કે પ્રાર્થનામાં ભાવની પ્રધાનતા છે, એનો સંબંધ હૃદય સાથે છે અને પોતાના ભાવોને જેટલા સ્પષ્ટરૂપે આપણે પોતાની માતૃભાષામાં વ્યક્ત કરી શકીએ છીએ એટલી સ્પષ્ટતાથી આપણે બીજી કોઈ ભાષામાં વ્યક્ત નથી કરી શકતા. એ પણ નિર્વિવાદ છે કે હૃદયની મૂક પ્રાર્થના જેટલું કામ કરી શકે છે, તેટલું કામ કેટલાક પસંદ કરેલા શબ્દોના ઉચ્ચારણમાત્રથી નથી થઈ શકતું. આ બધી વાતોને સ્વીકારવા છતાં પણ આપણે સંધ્યાને એ જ રૂપે કરવાના પક્ષપાતી છીએ જે રૂપે એને કરવાનું શાસ્ત્રોમાં વિધાન છે અને જે રૂપે લાખો-કરોડો વર્ષોથી, બલકે અનાદિકાળથી આપણા પૂર્વજો એને કરતા આવ્યા છે.

સંધ્યામાં ઈશ્વરની સ્તુતિ, ધ્યાન અને પ્રાર્થના છે અને એના એટલા અંશની પૂર્તિ પોતાની માતૃભાષામાં પોતાના જ શબ્દોમાં કરવામાં આવેલી પ્રાર્થનાથી પણ અથવા હૃદયની મૂક પ્રાર્થનાથી પણ થઈ શકે છે. જે લોકો આ રીતે પ્રાર્થના કરવા ઈચ્છે છે અથવા કરે છે, એ જરૂર એમ કરે. એમનો અમે વિરોધ નથી કરતા, બલકે હૃદયપૂર્વક સમર્થન જ કરીએ છીએ; કેમકે, વૈદિક મંત્રોના ઉચ્ચારણનો સૌને અધિકાર પણ નથી કે નથી સૌનો એમાં વિશ્વાસ. બીજા બધા મતો અને ધર્મોની જેમ સનાતન વૈદિક ધર્મની માન્યતા એવી નથી કે બીજા મતાવલંબીઓને ઈશ્વરની પ્રાપ્તિ થઈ જ નથી શકતી, એમને માટે ઈશ્વરનાં દ્વાર બંધ છે. અધિકાર ન હોવાને કારણે જે લોકો વૈદિક મંત્રોનું ઉચ્ચારણ નથી કરી શકતા અથવા જેમનો વૈદિક ધર્મમાં વિશ્વાસ નથી એ લોકો પોતપોતાની રીતે પ્રાર્થના દ્વારા ઈશ્વરની પ્રસન્નતા પ્રાપ્ત કરી શકે છે અને જેમને વૈદિક સંધ્યા કરવાનો

અધિકાર મળેલો છે, એ લોકો પણ આ રીતે પ્રાર્થના કરી શકે છે; પણ એમણે સંધ્યાનો પરિત્યાગ ન કરવો. સંધ્યાની સાથે સાથે તેઓ ઈશ્વરને રીઝવવા માટે ભલે ગમે એટલાં બીજાં સાધનો પણ કરી શકે છે. એ સાધનો એકબીજાનાં સહાયક જ છે, વિરોધી નથી. સૌનું પોતપોતાનું અલગ મહત્ત્વ છે, કોઈને કોઈનાથી નાનું કે મોટું ન કહી શકાય.

એ ઠીક છે કે ઈશ્વરની દૃષ્ટિમાં ભાષાનું કશું ખાસ મહત્ત્વ નથી અને વૈદિક ભાષા પણ બીજી ભાષાઓની જેમ પોતાના હાર્દિક અભિપ્રાયને વ્યક્ત કરવાનું એક સાધનમાત્ર છે; પણ વૈદિક ધર્માવલંબીઓની ધારણા આ વિષયમાં કંઈક જુદી જ છે. એમની દૃષ્ટિમાં વેદો અપૌરુષેય છે, એ કોઈ મનુષ્ય દ્વારા રચાયેલા નથી. એ સાક્ષાત્ ઈશ્વરના નિઃશ્વાસ છે, ઈશ્વરની વાણી છે, **'યસ્ય નિઃશ્વસિતં વેદાઃ।'** ઋષિઓ એમના દ્રષ્ટામાત્ર છે – **'ઋષયો મન્ત્રદ્રષ્ટારઃ।'** અનુભવ કરનારા છે, રચયિતા નથી. સૃષ્ટિની આદિમાં ભગવાન નારાયણ સૌ પ્રથમ બ્રહ્માને ઉત્પન્ન કરે છે અને પછી એમને વેદોનો ઉપદેશ આપે છે –

**યો બ્રહ્માણં વિદધાતિ પૂર્વં**
**યો વૈ વેદાંશ્ચ પ્રહિણોતિ તસ્મૈ...**
(શ્વેતાશ્વતર ઉપનિષદ્ ૬/૧૮)

માટે જ વૈદિક ધર્માવલંબી એવા આપણા માટે વેદોનું ઘણું મહત્ત્વ છે. વેદ જ ઈશ્વરીય જ્ઞાનના અનાદિ સ્રોત છે. એમનામાંથી જ સઘળું જ્ઞાન નીકળ્યું છે. ધર્મનો આધાર પણ વેદો જ છે. આપણા કર્તવ્ય-અકર્તવ્યના નિર્ણાયક વેદો જ છે. બધાં શાસ્ત્રો વેદનો જ આધાર માનીને ચાલે છે. સ્મૃતિ-આગમ-પુરાણ વગેરે શાસ્ત્રોનું પ્રામાણ્ય વેદમૂલક જ છે. જ્યાં શ્રુતિ અને સ્મૃતિનો પરસ્પર વિરોધ જણાતો હોય, ત્યાં શ્રુતિને જ પ્રમાણ માનવામાં આવે છે. તાત્પર્ય એ છે કે વેદો આપણું સર્વસ્વ છે, વેદો આપણા પ્રાણ છે, વેદો પર જ આપણું જીવન અવલંબિત છે, વેદો જ આપણા આધારસ્તંભ છે. વેદોનો જેટલો પણ મહિમા ગાવામાં આવે, થોડો છે.

જે વેદોનો આપણાં શાસ્ત્રોમાં આટલો મહિમા છે, એ વેદોના અંગભૂત મંત્રોની બીજી કોઈ ભાષા કે બીજી કોઈ વાક્ય-રચના સાથે તુલના કરી નથી શકાતી. ભાવોને વ્યક્ત કરવા માટે ભાષાની સહાયતા જરૂરી હોય જ છે. ભાષા અને ભાવનો પરસ્પર અવિચ્છેદ્ય સંબંધ છે. આપણાં શાસ્ત્રોએ તો શબ્દને પણ અનાદિ, નિત્ય તેમજ બ્રહ્મરૂપ જ માન્યો છે તથા વાચ્ય અને વાચકનો અભેદ સ્વીકાર્યો છે. એ જ રીતે વૈદિક મંત્રોનું પણ પોતાનું એક ખાસ મહત્ત્વ છે. એમનામાં એક ખાસ શક્તિ રહેલી છે, જે એમના ઉચ્ચારણમાત્રથી પ્રગટ થઈ જાય છે, અર્થ પ્રત્યે લક્ષ આપીને ઉચ્ચારણ કરવાથી તો એ એથીય વધુ જલદી આવિર્ભૂત થાય છે. એ સિવાય અનાદિ કાળથી એટલા અસંખ્ય લોકોએ એની આવૃત્તિ અને અનુષ્ઠાન કરીને એમને જગાડ્યા છે કે એ સૌની શક્તિ પણ એમનામાં સંક્રાન્ત થઈ ગઈ છે. આવી સ્થિતિમાં પોપટની જેમ સમજ્યા વિના પણ એમનું સ્વરસહિત શુદ્ધ ઉચ્ચારણ કરવાનું ઓછું મહત્ત્વ નથી, તો પછી અર્થ સમજીને એમના ભાવોમાં ભાવિત થઈ શ્રદ્ધા અને પ્રેમપૂર્વક એમનું ઉચ્ચારણ કરવાનું તો એટલું બધું મહત્ત્વ છે કે જેનું વર્ણન નથી થઈ શકતું. એ તો સોનામાં સુગંધનું કામ કરે છે. એટલું જ નહીં, વૈદિક મંત્રોના ઉચ્ચારણનું તો એક અલગ શાસ્ત્ર જ છે, એની તો એક એક માત્રા અને એક એક સ્વરનું એટલું મહત્ત્વ

છે કે એના ઉચ્ચારણમાં જરાક જેટલી પણ ભૂલ થઈ જવાથી અભિપ્રેત અર્થ કરતાં અવળા અર્થનો બોધ થઈ શકે છે. કહ્યું પણ છે–

**એકઃ શબ્દઃ સ્વરતો વર્ણતો વા**
**મિથ્યાપ્રયુક્તો ન તમર્થમાહ ।**

'વેદમંત્રના એક શબ્દનો પણ જો બરાબર પ્રયોગ ન થયો, એના સ્વર, માત્રા કે અક્ષરના ઉચ્ચારણમાં ભૂલ થઈ ગઈ, તો એનાથી અભીષ્ટ અર્થનું પ્રતિપાદન નથી થતું.'

એ જ કારણ છે કે લાખો-કરોડો વર્ષોથી વૈદિક લોકો પરંપરાથી પદ, ક્રમ, ઘન અને જટા પાઠ સહિત વૈદિક મંત્રોને સસ્વર કંઠસ્થ કરતા આવ્યા છે અને એ રીતે એમણે વૈદિક પરંપરા અને વૈદિક સાહિત્યને જીવિત રાખ્યું છે. માટે વૈદિક મંત્રોની ઉપયોગિતાના વિષયમાં શંકા ન કરીને દ્વિજાતિમાત્રે ઉપનયન સંસ્કાર પછી સંધ્યા અર્થસહિત શીખી લેવી. અને પછી ઓછામાં ઓછા સાયંકાળે અને પ્રાતઃકાળે બેય સંધિકાળના સમયે શ્રદ્ધા-પ્રેમ અને વિધિપૂર્વક એનું અનુષ્ઠાન કરવું. એમ કરવાથી એમને ઘણો સત્વરે લાભ જણાશે અને પછી એ એને કદી છોડવા નહીં ઈચ્છે.

એ સિવાય દ્વિજાતિમાત્રને નિત્ય નિયમપૂર્વક સંધ્યા કરવા માટે વેદોની સ્પષ્ટ આજ્ઞા છે, જેવું અમે ઉપર કહી ચૂક્યા છીએ. એ આજ્ઞાનું પાલન કરવા માટે પણ આપણે સંધ્યોપાસના નિત્ય કરવી; કેમકે, વેદો ઈશ્વરની વાણી હોવાને કારણે આપણા માટે પરમ માન્ય છે અને એમની આજ્ઞાની અવહેલના કરવી એ આપણા માટે અત્યંત હાનિકર છે. એ દૃષ્ટિએ પણ સંધ્યોપાસના કરવી પરમ આવશ્યક છે. પુરાણકાળમાં તો લોકો આખો વેદ – કંઈ નહીં તો પોતાની શાખા પૂરેપૂરી કંઠસ્થ કરતા હતા. અને એ માટે વેદોની સ્પષ્ટ આજ્ઞા પણ છે – **'સ્વાધ્યાયોઽધ્યેતવ્યઃ।'** વેદોનું અધ્યયન અવશ્ય કરવું જોઈએ. જો આપણે આખો વેદ અથવા આખી શાખા કંઠસ્થ ન કરી શકતા હોઈએ તો ઓછામાં ઓછી કેવળ સંધ્યા તો અવશ્ય કંઠસ્થ કરી લેવી અને એનું દરરોજ અનુષ્ઠાન કરવું, જેથી વૈદિક સંસ્કૃતિનો લોપ ન થાય અને આપણે આપણા સ્વરૂપ અને ધર્મની રક્ષા કરી શકીએ. નિયમપાલન અને સંગઠનની દૃષ્ટિએ પણ આની ઘણી જરૂર છે. નહીં તો એક દિવસ આપણે વિજાતીય સંસ્કારોના પ્રવાહમાં તણાઈને આપણું બધું જ ખોઈ બેસીશું અને બીજી પ્રાચીન જાતિઓની માફક આપણું પણ નામમાત્ર શેષ રહી જશે. એ દિવસ જલદી ન આવે, એ માટે આપણે સતર્ક થઈ જવું જોઈએ અને જો આપણે સંસારમાં જીવવા માંગતા હોઈએ તો આપણે આપણી પ્રાચીન સંસ્કૃતિની રક્ષા કાજે કટિબદ્ધ થઈ જવું જોઈએ. ભગવાન તો આપણા અને આપણી સંસ્કૃતિના રક્ષક છે જ, અન્યથા એના પર એવાં એવાં આક્રમણો થયાં છે કે એમના આઘાતથી એ ક્યારનીય નષ્ટ થઈ ગઈ હોત.

સંધ્યાનો આપણાં શાસ્ત્રોએ મોટો મહિમા ગાયો છે. વેદોમાં કહ્યું છે–

**'ઉદ્યન્તમસ્તં યન્તમાદિત્યમભિધ્યાયન્ કુર્વન્**
**બ્રાહ્મણો વિદ્વાન્ સકલં ભદ્રમશ્નુતે ।**

(તૈત્તિરીય આરણ્યક પ્ર૦ ૨, અ૦ ૨)

એટલે કે ઉદય અને અસ્ત થઈ રહેલા સૂર્યની ઉપાસના કરનાર વિદ્વાન બ્રાહ્મણ સર્વ પ્રકારનાં કલ્યાણને પામે છે.

મહર્ષિ યાજ્ઞવલ્ક્ય કહે છે –

**નિશાયાં વા દિવા વાપિ યદજ્ઞાનકૃતં ભવેત્ ।**
**ત્રિકાલસન્ધ્યાકરણાત્તત્સર્વં હિ પ્રણશ્યતિ ॥**

(૩/૩૦૮)

'દિવસે કે રાત્રિના સમયે અજાણતાં જે પાપ થઈ જાય છે, એ તમામ ત્રણે કાળની સંધ્યા કરવાથી નષ્ટ થઈ જાય છે.'

મહર્ષિ કાત્યાયનનું વચન છે –

**સન્ધ્યાલોપસ્ય ચાકર્તા સ્નાનશીલશ્ચ યઃ સદા ॥**
**તં દોષા નોપસર્પન્તિ ગરુત્મન્તમિવોરગાઃ ॥**

(૧૧/૧૬)

'જે દરરોજ સ્નાન કરે છે તથા કદી સંધ્યા-કર્મનો લોપ નથી કરતો, દોષો એની પાસે ફરકતા પણ નથી – જેમ ગરુડજીની પાસે સર્પો નથી જતા.'

સમયની ગતિ સૂર્ય દ્વારા નિયમિત થાય છે. સૂર્ય ભગવાન જ્યારે ઉદય પામે છે, ત્યારે દિવસની શરૂઆત તથા રાત્રિનો અંત થાય છે, આને પ્રાતઃકાળ પણ કહે છે. જ્યારે એ આકાશના શિખરે આરૂઢ થાય છે, ત્યારે એ સમયને દિવસનો મધ્યભાગ કે મધ્યાહ્‌ન કહે છે અને જ્યારે એ અસ્તાચળ તરફ જાય છે, ત્યારે દિવસનો અંત અને રાતની શરૂઆત થાય છે. આને સાયંકાળ પણ કહે છે. આ ત્રણ કાળ ઉપાસનાના મુખ્ય કાળ માનવામાં આવ્યા છે. આમ તો જીવનની દરેક ક્ષણ ઉપાસનામય હોવી જોઈએ, પણ આ ત્રણ કાળમાં તો ભગવાનની ઉપાસના એકદમ આવશ્યક જણાવવામાં આવી છે. આ ત્રણે સમયની ઉપાસનાનું નામ જ ક્રમાનુસાર પ્રાતઃસંધ્યા, મધ્યાહ્‌નસંધ્યા અને સાયંસંધ્યા છે. દરેક વસ્તુની ત્રણ અવસ્થાઓ હોય છે – ઉત્પત્તિ, પૂર્ણ વિકાસ અને વિનાશ. જીવનની પણ ત્રણ જ અવસ્થાઓ હોય છે – જન્મ, પૂર્ણ યુવાવસ્થા અને મૃત્યુ. આપણને આ અવસ્થાઓનું સ્મરણ કરાવવા માટે તથા એમ કરીને આપણી ભીતરના સંસાર પ્રત્યે વૈરાગ્યની ભાવના જાગૃત કરવા માટે જ જાણે સૂર્યભગવાન દરરોજ ઉદિત થવાની, ઉન્નતિના શિખર પર આરૂઢ થવાની અને પછી અસ્ત થવાની લીલા કરે છે. ભગવાનની આ ત્રણ પ્રકારની લીલાની સાથે જ આપણાં શાસ્ત્રોએ ત્રણ કાળની ઉપાસનાને જોડી દીધી છે.

ભગવાન સૂર્ય પરમાત્મા નારાયણના સાક્ષાત્ પ્રતીક છે, માટે જ એ સૂર્યનારાયણ કહેવાય છે. એટલું જ નહીં, સર્ગના આદિમાં ભગવાન નારાયણ જ સૂર્યરૂપે પ્રગટ થાય છે, માટે જ પંચદેવોમાં સૂર્યની પણ ગણના છે. આમ પણ તેઓ ભગવાનની પ્રત્યક્ષ વિભૂતિઓમાં સર્વશ્રેષ્ઠ, આપણા આ બ્રહ્માંડના કેન્દ્ર, સ્થૂળ કાળના નિયામક, તેજનો અક્ષય ભંડાર, વિશ્વના પોષક તેમજ પ્રાણદાતા તથા સમસ્ત ચરાચર પ્રાણીઓના આધાર છે. તેઓ પ્રત્યક્ષ દેખાતા સઘળા દેવોમાં શ્રેષ્ઠ છે. માટે જ સંધ્યામાં સૂર્યરૂપે જ ભગવાનની ઉપાસના કરવામાં આવે છે. એમની ઉપાસનાથી આપણાં તેજ, બળ, આયુષ્ય અને નેત્રોની જ્યોતિમાં વૃદ્ધિ થાય છે. અને દેહત્યાગ પછી તેઓ આપણને પોતાના લોકમાંથી થઈને ભગવાનના પરમધામમાં લઈ જાય છે; કેમકે, ભગવાનના પરમ ધામનો રસ્તો સૂર્યલોકમાંથી થઈને જ ગયો છે. શાસ્ત્રોમાં લખ્યું છે કે યોગીગણ તથા કર્તવ્યરૂપે યુદ્ધમાં શત્રુ સામે લડતાં લડતાં પ્રાણ ન્યોછાવર કરનારા ક્ષત્રિયવીરો સૂર્યમંડળને પાર કરીને ભગવાનના ધામમાં ચાલ્યા જાય છે. આપણી આરાધનાથી પ્રસન્ન થઈને ભગવાન સૂર્ય જો આપણને પણ એ લક્ષ્ય સુધી પહોંચાડી દે તો એમાં એમના માટે શું મોટી વાત છે! આપણે જો જીવનભર નિયમપૂર્વક શ્રદ્ધા તેમજ ભક્તિ સાથે નિષ્કામભાવે એમની

આરાધના કરીશું, તો શું તેઓ મરતી વેળાએ આપણી આટલીયે મદદ નહીં કરે? જરૂર કરશે. ભક્તોની રક્ષા કરવી એ તો ભગવાનની નેમ છે. માટે જે લોકો આદરપૂર્વક તથા નિયમથી ખાડો કર્યા વિના ત્રણે સમયે અથવા ઓછામાં ઓછું બે વેળાએ (પ્રાતઃકાળ તેમજ સાયંકાળ) પણ ભગવાન સૂર્યની આરાધના કરે છે, એમણે વિશ્વાસ રાખવો કે એમનું કલ્યાણ નિશ્ચિત છે અને તેઓ મૃત્યુસમયે ભગવાન સૂર્યની ઉપાસનાને કારણે જરૂર પરમ ગતિ પામશે.

આ રીતે યુક્તિથી પણ ભગવાન સૂર્યની ઉપાસના આપણે માટે ઘણી કલ્યાણકારક, થોડા પરિશ્રમના બદલામાં મોટું ફળ આપનારી છે, અને તેથી અવશ્ય-કર્તવ્ય છે. માટે દ્વિજાતિમાત્ર માટે એ ઉચિત છે કે એ લોકો નિયમપૂર્વક ત્રિકાળસંધ્યારૂપે ભગવાન સૂર્યની ઉપાસના કરે અને એ રીતે લૌકિક અને પારમાર્થિક બેય પ્રકારથી લાભાન્વિત થાય. આશા છે, સૌ આ સસ્તા સોદાને સહર્ષ સ્વીકારશે; આમાં ખર્ચ એક પૈસાનું પણ નથી અને સમય પણ ઘણો ઓછો લાગે છે, પણ આનું ફળ બહુ મોટું છે. માટે સૌએ શ્રદ્ધા, પ્રેમ તેમજ લગની સાથે આ કર્મના અનુષ્ઠાનમાં જોડાઈ જવું. પછી બધી રીતે મંગળ જ મંગળ છે.

જ્યારે કોઈ આપણા પૂજ્ય મહાપુરુષ આપણા નગરમાં આવે છે અને એની સૂચના આપણને અગાઉથી મળેલી હોય તો આપણે એનું સ્વાગત કરવા માટે અર્ઘ્ય, ચંદન, ફૂલ, માળા વગેરે પૂજાની સામગ્રી લઈને અગાઉથી જ સ્ટેશન પર પહોંચી જઈએ છીએ, ઉત્સુકતાપૂર્વક એમની વાટ જોઈએ છીએ અને આવતાં જ એમનું ઘણા જ પ્રેમથી સ્વાગત કરીએ છીએ. આપણા આ વ્યવહારથી એ આગંતુક મહાપુરુષને ઘણી પ્રસન્નતા થાય છે. જો આપણે નિષ્કામભાવે પોતાનું કર્તવ્ય સમજીને એમનું સ્વાગત કરીએ છીએ તો તેઓ આપણા પ્રેમથી પ્રભાવિત થઈ જાય છે અને મનમાં ઇચ્છે છે કે કઈ રીતે સત્કાર કરનાર આ સજ્જનની કોઈ સેવા કરું. આપણે એ પણ જોઈએ છીએ કે અમુક લોકો પોતાના પૂજનીય પુરુષના આગમનની સૂચના હોવા છતાં પણ એમના સ્વાગત માટે સમયસર સ્ટેશન નથી પહોંચી શકતા અને જ્યારે તેઓ ગાડીમાંથી ઊતરીને પ્લેટફૉર્મ પર પહોંચી જાય છે ત્યારે દોડતા દોડતા આવે છે અને મોડું થવા બદલ ક્ષમા-યાચના કરતાં કરતાં એમનું સ્વાગત કરે છે. અને અમુક તો એટલા આળસુ હોય છે કે જ્યારે તે મહાપુરુષ તેમના નિવાસસ્થાને પહોંચી જાય છે અને પોતાના કામકાજમાં પરોવાઈ જાય છે, ત્યારે તેઓ ધીમે ધીમે ફુરસદે પોતાનું બીજું બધું કામ પતાવીને આવે છે અને એ આગંતુક મહાનુભાવની પૂજા કરે છે. જોકે એ મહાનુભાવ તો ત્રણે પ્રકારના સ્વાગત કરનારાઓની પૂજાથી પ્રસન્ન થાય છે અને એમનો ઉપકાર માને છે. પૂજા ન કરનારાઓ કરતાં મોડું કરનારા પણ સારા છે, તેમ છતાં દરજ્જાનો તો ફરક રહે જ છે. જે જેટલી તત્પરતા, લગની, પ્રેમ તેમજ આદરબુદ્ધિથી પૂજા કરે છે એમની પૂજા એટલી જ મહત્ત્વની અને મૂલ્યવાન હોય છે અને પૂજા સ્વીકારનારને એના પર એટલી જ પ્રસન્નતા થાય છે.

ઉપર જે વાત આગંતુક મહાપુરુષની પૂજા વિશે કહેવામાં આવી છે એ જ વાત સંધ્યા વિશે પણ સમજવી. ભગવાન સૂર્યનારાયણ દરરોજ સવારે આપણા આ ભૂમંડળ પર મહાપુરુષની

જેમ પધારે છે; એમનાથી વધીને આપણું પૂજ્યપાત્ર બીજું કોણ હશે. માટે આપણા માટે ઉચિત છે કે આપણે બ્રાહ્મમુહૂર્તમાં ઊઠીને શૌચ-સ્નાનાદિથી પરવારીને શુદ્ધ વસ્ત્ર પહેરીને એમનું સ્વાગત કરવા માટે એમના આગમન પૂર્વે જ તૈયાર થઈ જઈએ અને એમનું આગમન થતાં જ ઘણાં પ્રેમથી ચંદન, પુષ્પ વગેરેથી યુક્ત શુદ્ધ જળથી એમને અર્ઘ્ય આપીએ, એમની સ્તુતિ કરીએ, જપ કરીએ. ભગવાન સૂર્યને ત્રણવાર ગાયત્રી મંત્રનું ઉચ્ચારણ કરતાં કરતાં અર્ઘ્ય આપવું, ગાયત્રીમંત્રનો (જેમાં એમની જ પરમાત્મભાવે સ્તુતિ કરવામાં આવી છે અને બુદ્ધિને પરમાત્મમુખી કરવા માટે એમને પ્રાર્થના કરવામાં આવી છે.) જપ કરવો અને ઊભા થઈને એમનું ઉપસ્થાન કરવું, સ્તુતિ કરવી – આ જ સંધ્યોપાસનાનાં મુખ્ય અંગો છે; બાકીનાં કર્મો એમનાં જ અંગભૂત તેમજ સહાયક છે. જે લોકો સૂર્યોદય વેળાએ સંધ્યા કરવા બેસે છે, તેઓ એક રીતે અતિથિ સ્ટેશન પર પહોંચે ત્યારે અને ગાડીમાંથી ઊતરે ત્યારે એમની પૂજા કરવા દોડે છે. અને જે લોકો સૂર્યોદય થઈ ગયા પછી ફુરસદે બીજાં જરૂરી કાર્યોથી પરવારીને સંધ્યા કરવા બેસે છે, એ લોકો સમજો કે અતિથિ પોતાને ઘરે પહોંચે ત્યારે ધીમે ધીમે એમનું સ્વાગત કરવા પહોંચે છે.

જે લોકો સંધ્યોપાસના કરતા જ નથી, એમના કરતાં તો એ પણ સારા છે જેઓ વહેલા-મોડા, કંઈ પણ ખાધા પહેલાં સંધ્યા કરી લે છે. એમના દ્વારા કર્મનું અનુષ્ઠાન તો થઈ જ જાય છે અને એ રીતે શાસ્ત્રની આજ્ઞાનો નિર્વાહ થઈ જાય છે. એ લોકો કર્મલોપના પ્રાયશ્ચિત્તના ભાગીદાર નથી બનતા. એમના કરતાં એ લોકો સારા છે જેઓ પ્રાતઃકાળે તારાઓ લુપ્ત થઈ ગયા પછી સંધ્યા શરૂ કરે છે અને એમના કરતાં પણ શ્રેષ્ઠ એ લોકો છે જેઓ ઉષાકાળે જ તારાઓની હાજરીમાં સંધ્યા કરવા બેસી જાય છે, સૂર્યોદય થાય ત્યાં સુધી ઊભા રહીને ગાયત્રી-મંત્રનો જપ કરે છે અને એ રીતે પોતાના પૂજ્ય આગંતુક મહાપુરુષની પ્રતીક્ષામાં, એમના જ ચિંતનમાં એટલો સમય ગાળે છે અને એમનું પદાર્પણ – એમનાં દર્શન થતાં જ જપ બંધ કરીને એમની સ્તુતિ – એમનું ઉપસ્થાન કરે છે.* આ જ વાતને ધ્યાનમાં રાખીને સંધ્યાના ઉત્તમ, મધ્યમ અને અધમ – ત્રણ ભેદ કરવામાં આવ્યા છે.

**ઉત્તમા તારકોપેતા મધ્યમા લુપ્તતારકા ।**
**કનિષ્ઠા સૂર્યસહિતા પ્રાતઃસન્ધ્યા ત્રિધા સ્મૃતા ॥**
(દેવીભાગવત ૧૧/૧૬/૪)

પ્રાતઃસંધ્યા માટે જે વાત કહેવામાં આવી છે, સાયંસંધ્યા માટે એનાથી ઊંધી વાત સમજવી. એટલે કે સાયંસંધ્યા એ કહેવાય છે જે સૂર્ય હોય ત્યારે કરવામાં આવે; મધ્યમ એ છે જે સૂર્યાસ્ત થઈ ગયા પછી કરવામાં આવે અને અધમ એ છે જે તારાઓ દેખાય ત્યારે કરવામાં આવે–

**ઉત્તમા સૂર્યસહિતા મધ્યમા લુપ્તભાસ્કરા ।**
**કનિષ્ઠા તારકોપેતા સાયંસન્ધ્યા ત્રિધા સ્મૃતા ॥**
(દેવીભાગવત ૧૧/૧૬/૫)

કારણ એ છે કે પોતાના પૂજ્ય પુરુષ વિદાય થાય ત્યારે પહેલેથી જ બધાં કામ છોડીને જે એમની સાથે સાથે સ્ટેશને પહોંચે છે, એમને

* પૂર્વાં સન્ધ્યાં સનક્ષત્રામુપાસીત યથાવિધિ । ગાયત્રીમભ્યસેત્તાવદ્ યાવદાદિત્યદર્શનમ્ ॥ (હારીતસ્મૃતિ ૪/૧૮)

આરામથી ગાડીમાં બેસાડવાની વ્યવસ્થા કરી આપે છે અને ગાડી રવાના થતાં હાથ જોડીને પ્લેટફોર્મ પર ઊભા ઊભા પ્રેમથી એમની તરફ જોતો રહે છે અને ગાડી દેખાતી બંધ થાય ત્યારે જ સ્ટેશનેથી પાછો વળે છે, એ માણસ એમનું સૌથી વધુ સન્માન કરે છે અને પ્રેમપાત્ર બને છે. કોઈ માણસ બરાબર ગાડી રવાના થતી હોય ત્યારે હાંફતો હાંફતો સ્ટેશને પહોંચી ચાલતાં ચાલતાં દૂરથી અતિથિનાં દર્શન તો કરી શકે છે પરંતુ તે અતિથિની દૃષ્ટિમાં એટલો પ્રેમી નથી ઠરતો, જોકે એના પ્રેમથી પણ મહાનુભાવ અતિથિ પ્રસન્ન તો થાય જ છે અને એના પર પ્રેમભરી દૃષ્ટિ રાખે છે. એનાથી પણ નીચલા દરજ્જાનો પ્રેમી એ માનવામાં આવે છે જે અતિથિ જતા રહે પછી સ્ટેશને પહોંચે છે અને પછી પત્ર દ્વારા પોતાના મોડા પહોંચ્યાની ખબર આપે છે અને ક્ષમા-યાચના કરે છે. મહાનુભાવ અતિથિ એના પણ આતિથ્યને સ્વીકારી લે છે અને એના પર પણ પ્રસન્ન થાય છે.

અહીં એમ ન માનવું કે ભગવાન પણ સામાન્ય માણસની જેમ રાગ-દ્વેષથી યુક્ત છે, તેઓ પૂજા કરનારા પર પ્રસન્ન થાય છે અને ન કરનારાઓ પર નારાજ થાય છે કે એમનું અહિત કરે છે. ભગવાનની સામાન્ય કૃપા તો સૌના પર સમાન રૂપે રહે છે. સૂર્યનારાયણ પોતાની ઉપાસના ન કરનારાઓને પણ એટલો જ તાપ તથા પ્રકાશ આપે છે, જેટલો એ ઉપાસના કરનારાઓને આપે છે. એમનામાં બધા માટે સમભાવ હોય છે. હા, જે લોકો એમની પાસેથી વિશેષ લાભ લેવા ઇચ્છે છે, જીવન-મરણના ચકરાવામાંથી છૂટવા ઇચ્છે છે, એમના માટે તો એમની ઉપાસનાની જરૂર છે જ અને એમાં આદર અને પ્રેમની દૃષ્ટિએ તારતમ્ય પણ હોય જ છે. ભગવાને ગીતામાં પણ કહ્યું છે—

**સમોઽહં સર્વભૂતેષુ ન મે દ્વેષ્યોઽસ્તિ ન પ્રિયઃ ।**
**યે ભજન્તિ તુ માં ભક્ત્યા મયિ તે તેષુ ચાપ્યહમ્ ॥**

(ગીતા ૯/૨૯)

‘હું સઘળાં ભૂતોમાં સમભાવે વ્યાપક છું, ન તો કોઈ મને અપ્રિય છે કે ન પ્રિય છે; છતાં પણ જે ભક્તો મને પ્રેમથી ભજે છે, તેઓ મારામાં છે અને હું પણ એમનામાં પ્રત્યક્ષરૂપે પ્રગટ છું.’

ઉપરના કથનથી એ સ્પષ્ટ થઈ જાય છે કે સંધ્યાની બાબતમાં પહેલી વાત તો એ છે કે એને નિત્ય નિયમપૂર્વક કરવામાં આવે, કાળનો લોપ થઈ જાય તો કશો વાંધો નહીં, પણ કર્મનો લોપ ન થાય. આ રીતે સંધ્યા કરનાર પણ ન કરનારાથી શ્રેષ્ઠ છે. બીજી વાત એ છે કે જ્યાં સુધી સંભવ હોય ત્યાં સુધી ત્રણે કાળની સંધ્યા સમયસર કરવામાં આવે એટલે કે પ્રાતઃસંધ્યા સૂર્યોદયની પહેલાં અને સાયં-સંધ્યા સૂર્યાસ્તની પહેલાં કરવામાં આવે; તથા મધ્યાહ્ન-સંધ્યા બરાબર મધ્યાહ્ન સમયે કરવામાં આવે. નિશ્ચિત સમયનો આગ્રહ રાખવાથી નિયમનું પાલન તો આપોઆપ જ થઈ જશે. માટે આ રીતે બરાબર સમયસર સંધ્યા કરનાર અગાઉ કહ્યા કરતાં શ્રેષ્ઠ છે. ત્રીજી વાત એ છે કે ત્રણે કાળની અથવા બે કાળની સંધ્યા નિયમપૂર્વક અને સમયસર તો કરવી જ, સાથે સાથે, પ્રેમપૂર્વક અને આદરભાવે થાય તો એથી પણ ઉત્તમ છે. જે કાર્યમાં પ્રેમ અને આદરબુદ્ધિ હોય તે કાર્ય પોતાની મેળે સમયસર અને નિયમપૂર્વક થાય છે. જે લોકો આ રીતે આ ત્રણે બાબતોનું ધ્યાન રાખીને શ્રદ્ધા-પ્રેમપૂર્વક ભગવાન

સૂર્યનારાયણની જીવનભર ઉપાસના કરશે એમની મુક્તિ નિશ્ચિત છે.

મહાભારતના આદિપર્વમાં જરત્કારુ ઋષિની કથા આવે છે. એ ઘણા મોટા તપસ્વી અને મનસ્વી હતા. એમણે સર્પરાજ વાસુકિની બહેન પોતાના જ નામની નાગકન્યા સાથે વિવાહ કર્યો. વિવાહના સમયે એમણે એ કન્યા સાથે શરત કરી હતી કે જો તું કોઈ મારું અપ્રિય કામ કરીશ તો હું એ જ ક્ષણે તારો પરિત્યાગ કરી દઈશ. એક વખતની વાત છે, ઋષિ પોતાની ધર્મપત્નીના ખોળામાં માથું રાખીને સૂતા હતા ને એમને ઊંઘ આવી ગઈ. જોતજોતાંમાં સૂર્યાસ્તનો સમય થઈ ગયો. પણ ઋષિ જાગ્યા નહીં, એ નિદ્રામાં હતા. ઋષિપત્નીએ વિચાર્યું કે ઋષિની સાયંસંધ્યાનો સમય થઈ ગયો; જો એમને જગાડું છું તો એ નારાજ થઈને મારો પરિત્યાગ કરી દેશે અને નથી જગાડતી તો સંધ્યાની વેળા જતી રહે છે અને ઋષિના ધર્મનો લોપ થાય છે. ધર્મપ્રાણા ઋષિપત્નીએ અંતે એ જ નિર્ણય લીધો કે પતિદેવ મારો પરિત્યાગ ભલે કરી દેતા, પણ એમના ધર્મની રક્ષા મારે અવશ્ય કરવી જોઈએ. આમ વિચારીને એણે પતિને જગાડી દીધા. ઋષિએ પોતાની ઇચ્છા-વિરુદ્ધ જગાડવામાં આવતાં રોષ પ્રગટ કર્યો અને પોતાની અગાઉની પ્રતિજ્ઞાનું સ્મરણ કરાવીને પત્નીને છોડી દેવા તત્પર થઈ ગયા. જગાડવાનું કારણ જણાવતાં ઋષિએ કહ્યું કે 'હે મુગ્ધે! તેં આટલા દિવસો મારી સાથે રહીને પણ મારા પ્રભાવને ન જાણ્યો. મેં આજ સુધી કદી સંધ્યાની વેળાનું અતિક્રમણ નથી કર્યું. તો શું આજે સૂર્યભગવાન મારો અર્ઘ્ય સ્વીકાર્યા વિના જ અસ્ત થઈ શકે ખરા? કદી નહીં.

**શક્તિરસ્તિ ન વામોરુ મયિ સુપ્તે વિભાવસોઃ ॥**
**અસ્તં ગન્તું યથાકાલમિતિ મે હૃદિ વર્તતે ।★**

(મહાભારત આદિપર્વ ૪૭/૨૫-૨૬)

ખરું છે, જે ભક્તની ઉપાસનામાં આટલી દૃઢ નિષ્ઠા હોય છે, સૂર્ય ભગવાન એની ઇચ્છા વિરુદ્ધ કોઈ કાર્ય કરી નથી શકતા. હઠીલા ભક્તો માટે ભગવાને પોતાના નિયમો પણ તોડવા પડે છે.

અંતે અમે ગાયત્રીની બાબતમાં થોડુંક નિવેદન કરીને પોતાના લેખને સમાપ્ત કરીએ છીએ. સંધ્યાનું મુખ્ય અંગ ગાયત્રી-જપ જ છે. ગાયત્રીને આપણાં શાસ્ત્રોમાં વેદમાતા કહેવામાં આવી છે. ગાયત્રીનો મહિમા ચારેય વેદો ગાય છે. જે ફળ ચારેય વેદોના અધ્યયનથી મળે છે, એ એકમાત્ર વ્યાહૃતિપૂર્વક ગાયત્રીમંત્રના જપથી જ થઈ શકે છે.* માટે જ ગાયત્રીજપનો શાસ્ત્રોમાં મોટો મહિમા ગાવાં આવ્યો છે. ભગવાન મનુ કહે છે, વાયુરૂપ થાય છે અને એ પછી આકાશની જેમ વ્યાપક થઈને પરબ્રહ્મને પામે છે.'✝

જપના ત્રણ પ્રકાર કહેવામાં આવ્યા છે – (૧) વાચિક, (૨) ઉપાંશુ અને (૩) માનસિક. એકની અપેક્ષાએ બીજાને ઉત્તરોત્તર વધુ લાભદાયક માનવામાં આવ્યો છે. એટલે કે વાચિકની

★ 'હે સુન્દરિ! સૂર્યમાં એટલી શક્તિ નથી કે હું ઊંઘતો રહું અને એ નિયત સમયે (મારી પાસેથી અર્ઘ્ય લીધા વિના જ) અસ્ત થઈ જાય, મારા હૃદયમાં એવો દૃઢ વિશ્વાસ છે.'

* એતદક્ષરમેતાં ચ જપન્ વ્યાહૃતિપૂર્વકમ્ । સન્ધ્યયોર્વેદવિદ્ વિપ્રો વેદપુણ્યેન યુજ્યતે ॥ (મનુસ્મૃતિ ૨/૭૮)

✝ યોऽધીતેऽહન્યહન્યેતાસ્ત્રીણિ વર્ષાણ્યતન્દ્રિતઃ । સ બ્રહ્મ પરમભ્યેતિ વાયુભૂતઃ ખમૂર્તિમાન્ ॥ (૨/૮૨)

અપેક્ષાએ ઉપાંશુ અને ઉપાંશુની અપેક્ષાએ માનસિક જપ વધુ લાભદાયક છે.* જપ જેટલો વધુ થાય એટલો જ વિશેષ લાભદાયક હોય છે.

મહાભારત, શાન્તિપર્વ (મોક્ષધર્મપર્વ)ના ૧૯૯ તથા ૨૦૦મા અધ્યાયોમાં ગાયત્રીના મહિમાનું એક ઘણું સુંદર ઉપાખ્યાન મળે છે. કૌશિક ગોત્રમાં ઉત્પન્ન થયેલો પિપ્પલાદનો પુત્ર એક મોટો તપસ્વી ધર્મનિષ્ઠ બ્રાહ્મણ હતો. એ ગાયત્રીનો જપ કરતો હતો. નિરંતર એક હજાર વર્ષ સુધી ગાયત્રીનો જપ કર્યા પછી સાવિત્રીદેવીએ એને સાક્ષાત્ દર્શન આપીને કહ્યું કે હું તારા પર પ્રસન્ન છું. પણ એ વખતે પિપ્પલાદનો પુત્ર જપ કરી રહ્યો હતો. એ ચૂપચાપ જપ કરવામાં પરોવાયેલો રહ્યો અને સાવિત્રીદેવીને કશો જ ઉત્તર ન આપ્યો. વેદમાતા સાવિત્રીદેવી એની આ જપનિષ્ઠા પર હજી વધુ પ્રસન્ન થયાં અને એના જપની પ્રશંસા કરતાં ત્યાં જ ઊભા રહ્યાં. જેમની સાધનમાં એવી દૃઢ નિષ્ઠા હોય છે કે સાધ્ય ભલે છૂટી જાય પણ સાધન ન છૂટવું જોઈએ; એનાથી સાધન તો છૂટતું જ નથી, સાધ્ય પણ શ્રદ્ધા અને પ્રેમને કારણે એમની પાછળ પાછળ એમના ઈશારા પર નાચતું રહે છે. સાધનનિષ્ઠાનો આવો મહિમા છે. જપની સંખ્યા પૂરી થતાં એ ધર્માત્મા બ્રાહ્મણ ઊભો થયો અને દેવીના ચરણોમાં પડીને એમને એવી પ્રાર્થના કરવા માંડ્યો કે જો આપ મારા પર પ્રસન્ન હો તો કૃપા કરીને મને એવું વરદાન આપો કે મારું મન નિરંતર જપમાં પરોવાયેલું રહે અને જપ કરવાની મારી ઈચ્છા ઉત્તરોત્તર વધતી રહે. ભગવતી એ બ્રાહ્મણનો નિષ્કામભાવ જોઈને ઘણા પ્રસન્ન થયાં અને 'તથાસ્તુ' કહીને અંતર્ધાન થઈ ગયાં.

બ્રાહ્મણે ફરી જપ શરૂ કરી દીધા. દેવતાઓનાં સો વર્ષો વીતી ગયાં. પુરશ્ચરણ સમાપ્ત થતાં સાક્ષાત્ ધર્મે પ્રસન્ન થઈને એ બ્રાહ્મણને દર્શન દીધાં અને સ્વર્ગાદિ લોક માંગવા કહ્યું. પણ બ્રાહ્મણે ધર્મને પણ એ જ ઉત્તર આપ્યો કે 'મારે સનાતન લોકોથી શું

---

★ ત્રિવિધો જપયજ્ઞઃ સ્યાત્તસ્ય ભેદં નિબોધત ॥
વાચિકશ્ચ ઉપાંશુશ્ચ માનસસ્ત્રિવિધઃ સ્મૃતઃ। ત્રયાણાં જપયજ્ઞાનાં શ્રેયઃ સ્યાદુત્તરોત્તરમ્ ॥
યદુચ્ચનીચસ્વરિતૈઃ સ્પષ્ટશબ્દવદક્ષરૈઃ। શબ્દમુચ્ચારયેદ્ વાચા જપયજ્ઞઃ સ વાચિકઃ ॥
શનૈરુચ્ચારયેન્મન્ત્રં ઈષદોષ્ઠૌ પ્રચાલયેત્। કિઞ્ચિન્મન્ત્રં સ્વયં વિદ્યાદુપાંશુઃ સ જપઃ સ્મૃતઃ ॥
ધિયા યદક્ષરશ્રેણ્યા વર્ણાદ્ વર્ણં પદાત્ પદમ્। શબ્દાર્થચિન્તનં ધ્યાનં તદુક્તં માનસં જપઃ ॥
સહસ્રપરમાં દેવીં શતમધ્યાં દશાવરામ્। ગાયત્રીં યો જપેન્નિત્યં ન સ પાપૈર્હિ લિપ્યતે ॥
(નરસિંહપુરાણ ૫૮/૭૮-૮૨, ૮૬)

એટલે કે જપ-યજ્ઞ ત્રણ પ્રકારનો હોય છે, એનો ભેદ આપ સૌ સાંભળો – વાચિક, ઉપાંશુ અને માનસ – આ જ ત્રણ પ્રકારનો જપ કહેવામાં આવ્યો છે. આ ત્રણે જપ-યજ્ઞોમાં ઉત્તરોત્તર શ્રેષ્ઠ છે (એટલે કે વાચિક જપ કરતાં ઉપાંશુ અને એની અપેક્ષાએ માનસ જપ શ્રેષ્ઠ છે.) જપ કરનાર પુરુષ આવશ્યકતા અનુસાર ઊંચા, નીચા અને સમાન સ્વરોમાં બોલવામાં આવતા સ્પષ્ટ શબ્દયુક્ત અક્ષરો દ્વારા જે વાણીથી સુસ્પષ્ટ શબ્દોચ્ચારણ કરે છે, એ વાચિક જપ કહેવાય છે. એ જ રીતે જે જપમાં મંત્રનું ઉચ્ચારણ ઘણું ધીમે ધીમે કરવામાં આવે, હોઠ કંઈક કંઈક હલતા રહે અને મંત્રનો શબ્દ કંઈક કંઈક પોતે સાંભળે (બીજા ન સાંભળે) એ જપ ઉપાંશુ કહેવાય છે. બુદ્ધિ દ્વારા મંત્રાક્ષરસમૂહના દરેક વર્ણ, દરેક પદ અને શબ્દાર્થનું જે ચિંતન તેમજ ધ્યાન કરવામાં આવે છે, એ 'માનસ' જપ કહેવાય છે. વધુમાં વધુ એક હજાર, સામાન્ય રીતે એકસો અથવા ઓછામાં ઓછા દસ વાર જે દ્વિજ ગાયત્રીનો જપ કરે છે એ પાપોથી લેપાતો નથી.

પ્રયોજન, હું તો ગાયત્રીનો જપ કરીને આનંદ કરીશ.' એટલામાં જ કાળ (આયુષ્યનું પરિમાણ કરનાર દેવતા), મૃત્યુ (પ્રાણોનો વિયોગ કરનાર દેવતા) પણ એની તપસ્યાના પ્રભાવથી ત્યાં આવી પહોંચ્યા. યમ અને કાળે પણ એની તપસ્યાની ઘણી પ્રશંસા કરી. એ જ વખતે તીર્થયાત્રાને નિમિત્તે નીકળેલા રાજા ઈક્ષ્વાકુ પણ ત્યાં આવી પહોંચ્યા. રાજાએ એ તપસ્વી બ્રાહ્મણને ઘણું-બધું ધન આપવા ઈચ્છ્યું, પણ બ્રાહ્મણે કહ્યું કે મેં તો પ્રવૃત્તિ-ધર્મને ત્યાગીને નિવૃત્તિ-ધર્મનો અંગીકાર કર્યો છે, માટે મારે ધનની કશી આવશ્યકતા નથી. તમે જ જે ઈચ્છો એ મારી પાસે માંગી શકો છો. હું મારી તપસ્યા દ્વારા તમારું કયું કાર્ય સિદ્ધ કરું? રાજાએ એ તપસ્વી મુનિ પાસેથી એના જપનું ફળ માંગી લીધું. તપસ્વી બ્રાહ્મણ પોતાના જપનું આખું ફળ રાજાને આપવા માટે તૈયાર થઈ ગયો, પણ રાજા એને સ્વીકારવા માટે ખમચાવા માંડ્યા. ઘણીવાર સુધી બન્નેમાં વાદ-વિવાદ ચાલતો રહ્યો. બ્રાહ્મણ સત્યની દુહાઈ દઈને રાજાને માંગેલી વસ્તુનો સ્વીકાર કરવાનો આગ્રહ કરતો હતો અને રાજા ક્ષત્રિયત્વની દુહાઈ દઈને તેને લેવામાં ધર્મની હાનિ બતાવતા હતા.

છેવટે બન્નેમાં એવી સમજૂતી થઈ કે બ્રાહ્મણના જપના ફળને રાજા સ્વીકારી લે અને બદલામાં રાજાના પુણ્યફળનો બ્રાહ્મણ સ્વીકાર કરે. એમના આવા નિશ્ચયને જાણીને વિષ્ણુ વગેરે દેવતાઓ ત્યાં ઉપસ્થિત થયા અને બન્નેના કાર્યની પ્રશંસા કરવા માંડ્યા, આકાશમાંથી પુષ્પોની વર્ષા થવા માંડી. છેવટે બ્રાહ્મણ અને રાજા બન્ને યોગ દ્વારા સમાધિમાં સ્થિત થઈ ગયા. એ વખતે બ્રાહ્મણના બ્રહ્મરંધ્રમાંથી એક મોટો તેજનો પુંજ નીકળ્યો અને સૌના જોતાં સ્વર્ગ તરફ ચાલ્યો ગયો અને ત્યાંથી બ્રહ્મલોકમાં પ્રવેશી ગયો. બ્રહ્માએ એ તેજનું સ્વાગત કર્યું અને કહ્યું કે અહો! જે ફળ યોગીઓને મળે છે, એ જ જપ કરનારાઓને પણ મળે છે. એ પછી બ્રહ્માએ એ તેજને નિત્ય આત્મા અને બ્રહ્મની એકતાનો ઉપદેશ આપ્યો, ત્યારે એ તેજે બ્રહ્માના મુખમાં પ્રવેશ કર્યો અને રાજાએ પણ બ્રાહ્મણની જેમ બ્રહ્માના શરીરમાં પ્રવેશ કર્યો. આ રીતે શાસ્ત્રોમાં ગાયત્રીજપનું મહાન ફળ જણાવવામાં આવ્યું છે. માટે કલ્યાણવાંછુઓ માટે ઉચિત છે કે તેઓ આ ઓછા પ્રયત્નથી સાધ્ય થનારા સંધ્યા અને ગાયત્રીરૂપ સાધન દ્વારા સત્વરે મુક્તિને પ્રાપ્ત કરી લે.



## અવતારનો સિદ્ધાંત

અવતારનો અર્થ છે – 'અવ્યક્ત રૂપમાંથી વ્યક્ત રૂપમાં પ્રાદુર્ભાવ થવો.' આ અત્યંત અલૌકિક અને રહસ્યની વાત છે. તેથી જે મનુષ્યો ભગવાનના આ અવતરિત થવાના દિવ્ય રહસ્યને જાણે છે તેઓ ભગવાનને પ્રાપ્ત થાય છે. (ગીતા ૪/૯)

પરમકૃપાળુ પૂર્ણબ્રહ્મ પરમાત્મા બધાં પર નિર્હેતુક દયા કરીને જગતના પરમ કલ્યાણ માટે જ સંસારમાં અવતાર લે છે અર્થાત્ જન્મ ધારણ કરે છે. ભગવાન એટલા મહાન છે કે તેમના મહિમાનું વર્ણન કરવામાં બ્રહ્મા વગેરે દેવો પણ પોતાને અસમર્થ માને છે. શ્રીમદ્ભાગવતમાં શ્રીબ્રહ્માજીએ પોતે જ કહ્યું છે-

**સુરેષ્વૃષિષ્વીશ તથૈવ નૃષ્વપિ**
**તિર્યક્ષુ યાદસ્સ્વપિ તેડજનસ્ય ।**
**જન્માસતાં દુર્મદનિગ્રહાય**
**પ્રભો વિધાતઃ સદનુગ્રહાય ચ ॥**
**કો વેત્તિ ભૂમન્ ભગવન્ પરાત્મન્**
**યોગેશ્વરોતીર્ભવતસ્ત્રિલોક્યામ્ ।**
**ક્વ વા કથં વા કતિ વા કદેતિ**
**વિસ્તારયન્ ક્રીડસિ યોગમાયામ્ ॥**
(શ્રીમદ્ભાગવત – ૧૦/૧૪/૨૦-૨૧)

'પ્રભુ! આપ સમસ્ત જગતના સ્વામી અને વિધાતા છો. અજન્મા હોવા છતાં પણ આપ દેવતાઓ, ઋષિઓ, મનુષ્યો, પશુ-પક્ષીઓ અને જળચર વગેરે યોનિઓમાં અવતાર ગ્રહણ કરો છો. તેથી જ આ રૂપો દ્વારા દુષ્ટ પુરુષોનું અભિમાન નષ્ટ કરીને સત્પુરુષો પર અનુગ્રહ કરો. ભગવન્! આપ અનંત પરમાત્મા અને યોગેશ્વર છો. જે સમયે આપ પોતાની યોગમાયાનો વિસ્તાર કરીને લીલા કરવા લાગો છો, ત્યારે ત્રિલોકમાં એવું કોણ છે, જે એ જાણી શકે કે આપની લીલા ક્યાં, શા માટે, ક્યારે અને કેટલી હોય છે.'

તે જ ભગવાન આપણી સાથે ક્રીડા કરવા માટે આપણા જેવા બનીને આપણા આ ભૂમંડળમાં ઊતરી આવે છે, આનાથી અધિક શ્રીભગવાનની બીજી કઈ કૃપા હોઈ શકે? ભગવાન તો કૃપાના ભંડાર છે. કૃપા કરવી એ તેમનો સ્વભાવ જ છે. કૃપા કર્યા વિના તેમનાથી રહી નથી શકાતું. તેથી જ તો જ્યારે જ્યારે ભક્તો પર સંકટ આવે છે, પૃથ્વી પાપોના ભારથી દબાઈ જાય છે, સત્પુરુષોને ભૂંડી રીતે સતાવવામાં આવે છે અને અત્યાચારીઓના અત્યાચાર અસહ્ય બની જાય છે ત્યારે ત્યારે પૃથ્વીનો ભાર ઉતારવા માટે, ભક્તોને ઉગારવા માટે, સત્પુરુષોનું રક્ષણ અને દુષ્ટોના અત્યાચારોનું દમન કરીને સંસારમાં પુનઃધર્મની સ્થાપના કરવા માટે તેઓ અવારનવાર આ પૃથ્વી પર અવતાર લેતા રહે છે. ભગવાન સ્વયં ગીતાજીમાં કહે છે –

**અજોડપિ સન્નવ્યયાત્મા ભૂતાનામીશ્વરોડપિ સન્ ।**
**પ્રકૃતિં સ્વામધિષ્ઠાય સંભવામ્યાત્મમાયયા ॥**
**યદા યદા હિ ધર્મસ્ય ગ્લાનિર્ભવતિ ભારત ।**
**અભ્યુત્થાનમધર્મસ્ય તદાત્માનં સૃજામ્યહમ્ ॥**
**પરિત્રાણાય સાધૂનાં વિનાશાય ચ દુષ્કૃતામ્ ।**
**ધર્મસંસ્થાપનાર્થાય સમ્ભવામિ યુગે યુગે ॥**
(ગીતા – ૪/૬-૮)

'હું અજન્મા અને અવિનાશીસ્વરૂપ હોવા છતાં પણ, તેમ જ બધાય પ્રાણીઓનો ઈશ્વર હોવા છતાંય પોતાની પ્રકૃતિને આધીન કરીને પોતાની યોગમાયાથી પ્રગટ થાઉં છું. હે ભારત! જ્યારે જ્યારે ધર્મની હાનિ અને અધર્મની વૃદ્ધિ થાય છે, ત્યારે ત્યારે હું પોતાના રૂપને સર્જું છું એટલે કે સાકારરૂપે લોકો સમક્ષ પ્રગટ થાઉં છું. સાધુપુરુષોનો ઉદ્ધાર કરવા માટે, પાપકર્મ કરનારાઓનો વિનાશ કરવા માટે અને ધર્મની સમ્યક્ રીતે સ્થાપના કરવા માટે હું યુગે યુગે પ્રગટ થાઉં છું.'

અહીં એવો પ્રશ્ન થાય છે કે, 'ભગવાન તો સર્વશક્તિમાન છે, તેઓ કંઈ પણ કરવાને સમર્થ છે, તેઓ અવતાર લીધા વિના જ પોતાની શક્તિથી – પોતાના સંકલ્પમાત્રથી જ બધું જ કરી શકે છે, તો પછી અવતાર લેવાની તેમને શી જરૂર છે?' વાત તદ્દન સાચી છે, ભગવાન અવતાર લીધા વિના જ બધું કરી શકતા હતા અને કરી શકે છે અને કરે પણ છે; પરંતુ લોકો ઉપર વિશેષ દયા કરીને પોતાનાં દર્શન, સ્પર્શ, વાર્તાલાપ વગેરે દ્વારા તેમને સરળતાપૂર્વક ઉદ્ધારની યોગ્ય તક આપવા માટે તથા પોતાના

પ્રેમી ભક્તોને પોતાની દિવ્ય લીલાઓનો રસાસ્વાદ કરાવવા માટે આ પૃથ્વી ઉપર સાકાર રૂપે પ્રગટ થાય છે. તે અવતારોમાં ધારણ કરેલાં રૂપનું તથા તેમનાં નામ, ગુણ, પ્રભાવ, મહિમા અને દિવ્ય કર્મોનું શ્રવણ, કીર્તન અને સ્મરણ કરીને બધા લોકો સહેલાઈથી સંસારસમુદ્રને પાર કરી લે છે. આ કામ અવતાર લીધા વિના નથી થઈ શકતું, તેથી ભગવાન અવતાર લે છે.

બીજો પ્રશ્ન એ થાય છે કે, 'જે ભગવાન નિરાકાર રૂપે સર્વત્ર વ્યાપ્ત છે તેઓ ક્ષુદ્રની જેમ કોઈ એક ભૂ-વિસ્તારમાં કેમ પ્રગટ થાય છે; અને જો પ્રગટ થાય છે તો તેટલા સમય માટે અન્ય સ્થળે તેમનો અભાવ રહેતો હશે ને? અથવા તેમની શક્તિ ઘણી સીમિત થઈ જતી હશે ને?' આ વાત સમજવા માટે આપણે સર્વવ્યાપક અગ્નિ અને પ્રગટ અગ્નિનું દૃષ્ટાંત લેવું જોઈએ. અગ્નિ નિરાકાર રૂપે તમામ પદાર્થોમાં વ્યાપ્ત છે અને તેથી જ તેને ચકમકનો પથ્થર, દીવાસળી વગેરે વડે આપણે ઇચ્છીએ ત્યાં પ્રગટ કરી શકીએ છીએ. જે સમયે તેને એક સ્થળે પ્રગટ કરવામાં આવે છે તે સમયે અન્યત્ર અર્થાત્ બીજાં સ્થળોએ તેનો અભાવ નથી થઈ જતો, બલકે એક જ સમયે તે ઘણાં સ્થળોએ પ્રગટ થતો જોવા મળે છે; અને તે જ્યાં પણ પ્રગટ થાય છે ત્યાં તેનામાં સંપૂર્ણ શક્તિ હોય છે. આ રીતે ભગવાન પણ નિરાકારરૂપે સર્વત્ર વ્યાપ્ત રહીને જ કોઈ સ્થળવિશેષમાં પોતાની સંપૂર્ણ ભગવત્તા સાથે પ્રગટ થાય છે અને તે સમયે તેમનો અન્યત્ર અભાવ નથી થઈ જતો, બલકે એક જ સમયે તેઓ ઘણાં સ્થળોએ પ્રગટ થાય છે – એ વાત શાસ્ત્રોમાં પણ ઘણી જગ્યાએ કહેવાઈ છે. શ્રીમદ્ભાગવતમાં વર્ણન આવે છે – એકવાર ભગવાન શ્રીકૃષ્ણ દ્વારકાથી મથુરા નગરીમાં ગયા. ત્યાંના રાજા બહુલાશ્વ ભગવાનના અનન્ય ભક્ત હતા. ત્યાં શ્રુતદેવ નામના એક બ્રાહ્મણભક્ત પણ રહેતા હતા. રાજા અને બ્રાહ્મણ બંનેએ પોતપોતાના ઘરે પધારવા ભગવાનને વિનંતી કરી. બંનેય ભગવાનની ભક્તિમાં એકમેકથી ચઢિયાતા હતા. ભગવાન તે બંનેમાંથી કોઈનો પણ જીવ દુભવવા માગતા ન હતા. તેથી તેમણે બંનેની ઇચ્છા સંતોષવા માટે, એકબીજાને નહિ જણાવીને એક જ સમયે બે રૂપ ધારણ કર્યાં અને એક સાથે બંનેના ઘરે જઈને બંનેને કૃતાર્થ કર્યા.* બીજો પણ એક પ્રસંગ શ્રીમદ્ભાગવતમાં આવે છે – એક વખતની વાત છે. ભગવાન ગૃહસ્થાશ્રમમાં કેવી રીતે રહે છે એ જોવા માટે દેવર્ષિ નારદ દ્વારકા જઈ પહોંચ્યા. તેઓ બધી રાણીઓના અલગ અલગ મહેલોમાં ગયા અને તેમણે બધે સ્થળે શ્રીકૃષ્ણને ગૃહસ્થાશ્રમનું યથાયોગ્ય પાલન કરતા જોયા. તેઓ પ્રાતઃકાળે ઊઠવાના સમયથી માંડીને રાત્રે સૂવાના સમય સુધીનાં બધાં જ રોજિંદાં કાર્યો અનેક રૂપોમાં બધાં સ્થળોએ વિધિવત્ કરી રહ્યા હતા. નારદજી આ બધું જોઈને દંગ રહી ગયા અને ભગવાનને પ્રણામ કરીને તેમની સ્તુતિ કરતા કરતા બ્રહ્મલોકમાં ચાલ્યા ગયા. (જુઓ શ્રીમદ્ભાગવત – ૧૦/૬૯/૧૩-૪૩.)

બ્રહ્માજીના મોહના પ્રસંગમાં પણ ભગવાને વાછરડાં અને ગોપબાળોનાં રૂપ ધારણ કર્યાં હતાં અને એક આખું વર્ષ એ રીતે અનેક રૂપોમાં રહ્યા હતા તે વાત પણ શ્રીમદ્ભાગવતમાં

* ભગવાંસ્તદભિપ્રેત્ય દ્વયોઃ પ્રિયચિકીર્ષયા । ઉભયોરાવિશદ્ ગેહમુભાભ્યાં તદલક્ષિતઃ ॥

(શ્રીમદ્ભાગવત – ૧૦/૮૬/૨૬)

આવેલી છે. (જુઓ શ્રીમદ્ભાગવત – ૧૦/૧૩)

ભગવાન શ્રીરામ વિશે પણ એવું વર્ણન આવે છે કે, જ્યારે ભગવાન લંકા પર વિજય મેળવીને ચૌદ વર્ષની મુદત પૂરી થતાં અયોધ્યામાં પાછા આવ્યા ત્યારે તેમણે નગરવાસીઓને મિલન માટે અત્યંત આતુર જોઈને અસંખ્ય રૂપો ધારણ કર્યાં હતા અને એક પળવારમાં એકસાથે પોતે બધાંને મળ્યા હતા.

**પ્રેમાતુર સબ લોગ નિહારી।**
**કૌતુક કીન્હ કૃપાલ ખરારી॥**
**અમિત રૂપ પ્રગટે તેહિ કાલા।**
**જથા જોગ મિલે સબહિ કૃપાલા॥**
**છન મહિં સબહિ મિલે ભગવાના।**
**ઉમા મરમ યહ કાહુઁ ન જાના॥**

(રામચરિતમાનસ : ઉત્તર૦ – ૫/૨-૪)

ભગવાન માટે આ કોઈ મોટી વાત ન કહેવાય. જેમણે આ આખાયે વિશ્વને પોતાના સંકલ્પના બળ ઉપર ટકાવી રાખ્યું છે અને જેઓ એક હોવા છતાં લીલાપૂર્વક અનેક બનેલા છે તેઓ જો આ રીતે એક જ સમયે એકથી વધુ રૂપ ધારણ કરે તો એમાં કશી આશ્ચર્યની વાત નથી. આવું કામ તો એક યોગી પણ કરી શકે છે; તો પછી ભગવાન તો યોગેશ્વરોના પણ ઈશ્વર અને માયાના અધિપતિ રહ્યા, તેમના માટે આમ કરવું એ ક્યાં મુશ્કેલ કામ છે!

હવે પ્રશ્ન એ થાય છે કે, 'શું ભગવાનનો અવતાર આપણા મનુષ્યો-પ્રાણીઓની જેમ પોતાનાં કર્મોથી પ્રેરિત હોય છે? શું તેમનું શરીર આપણાં બધાંની જેમ જ પંચભૂતોથી બનેલું માયિક હોય છે?' આનો ઉત્તર એ છે કે ભગવાનના અવતારની બાબતમાં આમાંની એક પણ વાત હોતી નથી. ભગવાનનો અવતાર નથી તો કર્મોથી પ્રેરિત હોતો કે નથી તો એમનું શરીર પંચભૂતોનું બનેલું કે માયિક હોતું. તેમનો જન્મ અને તેમનાં કર્મ બંનેય દિવ્ય – અલૌકિક હોય છે. તેમનો અવતાર કર્મોથી પ્રેરિત એટલા માટે નથી હોતો કે તેઓ કાળ અને કર્મથી સર્વથા પર છે. કર્મોની સ્થિતિ તો માયામાં છે અને ભગવાન તો માયાથી સર્વથા પર છે. તેથી કર્મો તો તેમને સ્પર્શી પણ શકતાં નથી. ભગવાને સ્વયં ગીતામાં કહ્યું છે-

**ન માં કર્માણિ લિમ્પન્તિ ન મે કર્મફલે સ્પૃહા।**
**ઈતિ માં યોઽભિજાનાતિ કર્મભિર્ન સ બધ્યતે॥**

(ગીતા – ૪/૧૪)

'કર્મોના ફળમાં મારી સ્પૃહા નથી, માટે મને કર્મો લિપ્ત નથી કરતાં – આ પ્રમાણે જે મને તત્ત્વથી જાણી લે છે, તે પણ કર્મોથી નથી બંધાતો.' હવે, જો ભગવાનને તત્ત્વથી જાણનારો પણ કર્મોથી બંધાતો નથી તો પછી કર્મોને વશ થઈને તેમણે જન્મ લેવો પડે એ વાત જ ક્યાં રહી? તેઓ તો પોતાની ઈચ્છાથી ભક્તો ઉપર કૃપા કરવા માટે જ શરીર ધારણ કરે છે. આ વાત જેલના દૃષ્ટાંતથી સારી રીતે સમજી શકાય એમ છે. જેલમાં કેદીઓ પણ રહે છે, જેલના કર્મચારીઓ પણ રહે છે અને જેલના અધિકારી જેલર પણ રહે છે તથા કોઈ કોઈ વાર જેલના માલિક સ્વયં રાજા પણ જેલના દરવાજા સુધી જેલનું નિરીક્ષણ કરવા અને કેદીઓ પર કૃપા કરવા માટે તથા તેમને જેલમાંથી મુક્ત કરવા માટે ચાલ્યા જતા હોય છે; પરંતુ રાજાનું જેલમાં જવું અને કેદીઓનું જેલમાં જવું એ બેમાં ઘણો ફરક છે. કેદી જેલમાં જાય છે રાજાના આદેશ પ્રમાણે સજા ભોગવવા માટે; અને નિશ્ચિત મુદત સુધી તેણે ત્યાં વિવશ થઈને રહેવું પડે છે, તે પોતાની ઈચ્છાથી ત્યાં નથી રહેતો. પરંતુ રાજા ત્યાં પોતાની સ્વતંત્ર ઈચ્છાથી જાય છે,

સજા ભોગવવા માટે નહિ; અને જ્યાં સુધી પોતાની ઇચ્છા હોય છે ત્યાં સુધી ત્યાં રહે છે. આ જ રીતે ભગવાન પણ પ્રકૃતિને વશ કરીને પોતાની ઇચ્છાથી જન્મ અર્થાત્ અવતાર લે છે અને પોતાનું લીલાકાર્ય સંપન્ન થઈ જતાં વિના-અવરોધ ફરી પોતાના ધામમાં પાછા ચાલ્યા જાય છે.

ભગવાનનો અવતારી વિગ્રહ અર્થાત્ દેહસ્વરૂપ પણ આપણા શરીરની જેમ પંચભૂતોનું બનેલું માયિક નથી હોતું, બલકે ચિન્મય – સચ્ચિદાનંદમય હોય છે; તેથી તે અનામય અને દિવ્ય છે. આ બાબતમાં બીજી ધ્યાનપાત્ર વાત એ છે કે ભગવાનનો જન્મ સાધારણ મનુષ્યોના જન્મની જેમ નથી થતો. ભગવાન શ્રીકૃષ્ણ જ્યારે કારાગૃહમાં વસુદેવ-દેવકીની સામે પ્રગટ થયા તે વેળાના, શ્રીમદ્ભાગવતમાં વર્ણવેલા પ્રસંગને જોઈ-વિચારીને મનુષ્ય સમજી શકે છે કે તેમનો જન્મ સાધારણ મનુષ્યોના જન્મની જેમ થયો નથી. અવ્યક્ત અર્થાત્ અમૂર્ત સચ્ચિદાનંદઘન પરમાત્મા પોતાની લીલાથી જ શંખ, ચક્ર, ગદા અને પદ્મ સહિત વિષ્ણુના રૂપમાં ત્યાં પ્રગટ થયા હતા. તેમનું પ્રગટ થવું અને તેમનું પુનઃ અંતર્ધાન થવું એ તેમની આગવી – સ્વતંત્ર લીલા છે, તે આપણા જન્મ અને મૃત્યુ જેવાં નથી. ભગવાનની તો વાત જ ન્યારી છે. જોકે કોઈ યોગી પણ પોતાની યોગશક્તિથી અંતર્ધાન થઈ જાય છે અને ફરીથી તે જ રૂપમાં પ્રગટ થાય છે, પરંતુ તેની અંતર્ધાનની અવસ્થામાં કોઈ તેને મરણ પામેલો નથી સમજતું. મહર્ષિ પતંજલિ વગેરે યોગના જ્ઞાતાઓ જો કોઈ યોગીમાં આવી શક્તિ હોવાનું જણાવે છે,* તો પછી પરમાત્મા ઈશ્વર માટે તો અંતર્ધાન થવું અને પુનઃ પ્રગટ થવું એ શી મોટી વાત છે? ભગવાન શ્રીકૃષ્ણનું અવતરણ નિ:સંદેહ, સાધારણ લોકોની દૃષ્ટિએ જન્મ લેવા જેવું જ હતું, પરંતુ વાસ્તવમાં તે જન્મ ન હતો, તે તો તેમનું પ્રગટ થવું જ હતું. તેથી જ તો તેમણે માતા દેવકી વડે પ્રાર્થના કરાતાં પોતાના ચતુર્ભુજ રૂપને અદૃશ્ય કર્યું અને દ્વિભુજ બાળકનું રૂપ ધારણ કરી લીધું.★

ગીતાના અગિયારમા અધ્યાયમાં પણ વર્ણન આવે છે કે ભગવાન શ્રીકૃષ્ણે અર્જુન દ્વારા પ્રાર્થના કરાતાં, પહેલાં તેને પોતાનું વિશ્વરૂપ દેખાડ્યું અને પછી તેની જ પ્રાર્થનાથી ચતુર્ભુજરૂપ ધારણ કર્યું અને અંતે ફરીથી દ્વિભુજ મનુષ્યના રૂપમાં આવી ગયા.

ભગવાન શ્રીરામ પણ આ રીતે ચતુર્ભુજ રૂપે માતા કૌશલ્યા સમક્ષ પ્રગટ થયા હતા અને પછી માતાની વિનંતીથી દ્વિભુજ બાળકના રૂપમાં બદલાઈ ગયા હતા તે વાત રામચરિતમાનસમાં આવે છે. તેથી એ વાત સ્પષ્ટ થાય છે કે ભગવાન પોતાના ભક્તોની ઇચ્છા પ્રમાણે તેમને

---

* મહર્ષિ પતંજલિ કહે છે -
કાયરૂપસંયમાત્તદ્ગ્રાહ્યશક્તિસ્તમ્ભે ચક્ષુઃપ્રકાશાસમ્પ્રયોગેઽન્તર્ધાનમ્ । (યોગદર્શન – ૩/૨૧)

★ ઇત્યુક્ત્વાઽઽસીદ્ધરિસ્તૂષ્ણીં ભગવાનાત્મમાયયા । પિત્રોઃ સમ્પશ્યતોઃ સદ્યો બભૂવ પ્રાકૃતઃ શિશુઃ ॥
(શ્રીમદ્ભાગવત – ૧૦/૩/૪૬)
'આટલું કહીને હરિ મૌન થઈ ગયા. હવે તેમણે પોતાની યોગમાયાથી પિતા-માતાની સામે જ તુરંત એક સાધારણ બાળકનું રૂપ ધારણ કરી લીધું.'

દર્શન આપીને અંતર્ધાન થઈ જાય છે.

ભગવાનના દિવ્ય દેહના વિલયને પણ મનુષ્યોના શરીરના નાશ જેવો માનવો જોઈએ નહિ. જે શરીરનો નાશ થાય છે તે શરીર તો અહીં પડ્યું રહે છે; પરંતુ દેવકી સમક્ષ ચતુર્ભુજરૂપ અને અર્જુન સમક્ષ વિશ્વરૂપ તથા ચતુર્ભુજરૂપ અદૃશ્ય થવા છતાં પણ તેમના વિગ્રહ ત્યાં ક્યાંય મળતા નથી. એટલું જ નહિ, ભગવાન શ્રીકૃષ્ણે જે દેહથી આ સંસારમાં લોકહિત માટે વિવિધ લીલાઓ કરી હતી તે દેહ પણ અંતમાં ન મળ્યો; તેઓ તે લીલામય દિવ્ય દેહ સાથે જ પરમ ધામમાં પ્રયાણ કરી ગયા હતા. ત્યારપછી પણ જ્યારે જ્યારે ભક્તોએ ઈચ્છ્યું ત્યારે ત્યારે પણ તે જ શ્યામસુંદર વિગ્રહમાં પ્રગટ થઈને તેમને દર્શન આપીને કૃતાર્થ કર્યા છે અને આજે પણ કરે છે. જો તેમના દેહનો નાશ થઈ ગયો હોત તો તેમના પરમધામમાં ગયા પછી આ રીતે ફરી પ્રગટ થવાનું કેમ સંભવ્યું હોત?

તેથી એ વાત સિદ્ધ થાય છે કે ભગવાનનું પરમ ધામમાં પ્રયાણ એ અંતર્ધાન થવું છે અને નહિ કે મનુષ્ય-શરીરોની જેમ નાશ થવો. શ્રીમદ્‌ભાગવતમાં લખ્યું છે -

**લોકાભિરામાં સ્વતનું ધારણાધ્યાનમઙ્ગલમ્ ॥**
**યોગધારણયાऽऽગ્નેય્યાऽદગ્ધ્વા ધામાવિશત્ સ્વકમ્ ॥**

(શ્રીમદ્‌ભાગવત – ૧૧/૩૧/૬)

'ભગવાનનો મંગળમય વિગ્રહ ઉપાસકો માટે ધારણા અને ધ્યાનનો પરમમંગળકારી આશ્રય છે, સમસ્ત લોકોનો પણ આશ્રય છે અને બધાંને આનંદ પ્રદાન કરનાર છે. આ માટે ભગવાન પોતાના મંગળમય વિગ્રહને યોગધારણાના અગ્નિથી દગ્ધ કર્યા વિના જ સશરીર પોતાના ધામમાં ચાલ્યા ગયા.'

શ્રીરામ અંગે પણ વાલ્મીકિકૃત રામાયણમાં વર્ણન આવે છે કે ભગવાનના પરમ ધામમાં જવાના સમયે બધાં લોકના પિતામહ બ્રહ્માજી ભગવાન શ્રીરામને લેવા માટે દેવો સાથે સરયૂ-કિનારે આવ્યા અને ભગવાનને પોતાના વૈષ્ણવદેહમાં પ્રવેશ કરવા પ્રાર્થના કરી અને ભગવાને તેમની પ્રાર્થના સ્વીકારીને ત્રણે ભાઈઓ સહિત પોતાના શરીર સમેત વિષ્ણુ-શરીરમાં પ્રવેશ કર્યો.*

ભગવાનનો દેહ માયિક હોતો નથી – એનું એક પ્રમાણ એ પણ છે કે માયાના બંધનથી સર્વથા મુક્ત એવા આત્મારામ (અર્થાત્ આત્મામાં રમણ કરનારા) ઋષિમુનિઓ પણ ભગવાનનું ત્રિભુવનમોહન રૂપ જોઈને મુગ્ધ થઈ જાય છે; પોતાના શરીરની સુધબુધ ગુમાવી બેસે છે. જો ભગવાનનો વિગ્રહ માયારચિત હોત તો ગુણાતીત એવા આત્મારામ, આપ્તકામ ઋષિમુનિઓના આવા હાલ કેમ થાય?

જે સમયે બાણશય્યા પર સૂતેલા ભીષ્મ પિતામહ મૃત્યુકાળની પ્રતીક્ષા કરી રહ્યા છે તે સમયે ભગવાન શ્રીકૃષ્ણને પોતાની સંમુખ

* અથ તસ્મિન્ મુહૂર્તે તુ બ્રહ્મા લોકપિતામહઃ । સર્વૈઃ પરિવૃતો દેવૈર્ઋષિભિશ્ચ મહાત્મભિઃ ॥
તતઃ પિતામહો વાણીં ત્વન્તરિક્ષાદભાષત । આગચ્છ વિષ્ણો ભદ્રં તે દિષ્ટ્યા પ્રાપ્તોઽસિ રાઘવ ॥
ભ્રાતૃભિઃ સહ દેવાભૈઃ પ્રવિશસ્વ સ્વિકાં તનુમ્ ।
પિતામહવચઃ શ્રુત્વા વિનિશ્ચિત્ય મહામતિઃ । વિવેશ વૈષ્ણવં તેજઃ સશરીરઃ સહાનુજઃ ॥
(વાલ્મીકીય રામાયણ : ઉત્તરકાંડ – ૧૧૦/૩, ૮-૯, ૧૨)

આવેલા જાણીને તેઓ સૌપ્રથમ તેમના ત્રિભુવનસુંદર રૂપનું જ ધ્યાન કરે છે અને તેમાં પોતાની પ્રીતિ થાય એવી પ્રાર્થના કરે છે.* જો ભગવાનનું તે રૂપ માયિક હોત તો ભીષ્મ જેવા જ્ઞાની મહાત્મા કે જેમણે બધી બાજુએથી પોતાની ચિત્તવૃત્તિઓ સંકોરી લીધી હતી અને જેમનું આખુંય જીવન પરમ વૈરાગ્યમય હતું તેઓ મૃત્યુવેળાએ તે રૂપમાં પોતાનું મન કેમ જોડત?

શ્રીરામ અને લક્ષ્મણ જ્યારે મહર્ષિ વિશ્વામિત્રની સાથે ધનુષયજ્ઞ જોવા જનકપુર જઈ પહોંચે છે ત્યારે તે અનુપમ જોડીને જોઈને જનક જેવા મહાજ્ઞાનીના જે હાલ થાય છે તેનું વર્ણન ગોસ્વામી તુલસીદાસજીએ પોતાની કલમથી ખૂબ માર્મિકતાપૂર્વક ચિત્રિત કર્યું છે. તે પ્રસંગને તેમના જ શબ્દોમાં અમે નીચે ઉદ્ધૃત કરીએ છીએ-

**મૂરતિ મધુર મનોહર દેખી ।**
**ભયઉ બિદેહુ બિદેહુ બિસેષી ॥**
**પ્રેમ મગન મનુ જાનિ નૃપુ કરિ બિબેકુ ધરિ ધીર ।**
**બોલેઉ મુનિ પદ નાઇ સિરુ ગદગદ ગિરા ગભીર ॥**
**સહજ બિરાગરૂપ મનુ મોરા ।**
**થકિત હોત જિમિ ચંદ ચકોરા ॥**
**ઈન્હહિ બિલોકત અતિ અનુરાગા ।**
**બરબસ બ્રહ્મસુખહિ મન ત્યાગા ॥**
**પુનિ પુનિ પ્રભુહિ ચિતવ નરનાહૂ ।**
**પુલક ગાત ઉર અધિક ઉછાહૂ ॥**

(રા.ચ.મા. બાલકાંડ ૨૧૪/૮; ૨૧૫/૦,૩,૫; ૨૧૬/૧)

'શ્રીરામની મધુર-મનોહર મૂર્તિ જોઈને વિદેહ (જનક) વિશેષ રૂપે વિદેહ (દેહની સુધબુધ વિનાના) થઈ ગયા. પોતાનું મન પ્રેમ-મગ્ન થયેલું જાણીને રાજા જનકે વિવેકથી ધૈર્ય ધારણ કર્યું અને ઋષિના ચરણોમાં માથું નમાવીને ગદ્ગદ (પ્રેમાર્દ્ર) અને ગંભીર વાણીમાં કહ્યું – 'હે નાથ! સ્વભાવે જ વૈરાગ્યમય બનેલું મારું મન આ બાળકોને જોઈને એવી રીતે મુગ્ધ થઈ રહ્યું છે કે જેવી રીતે ચંદ્રને જોઈને ચકોર મુગ્ધ થાય છે. આમને જોતાં જ અત્યંત પ્રેમવશ થઈને મારા મને જબરદસ્તીથી બ્રહ્માનંદને ત્યજી દીધો છે.' રાજા પ્રભુને વારંવાર નિહાળે છે, તેમની દૃષ્ટિ ત્યાં જ ચોંટી રહે છે, પ્રેમથી શરીર પુલકિત થઈ રહ્યું છે અને હૃદયમાં ઘણો ઉત્સાહ વ્યાપી વળે છે.'

ઉપર્યુક્ત વિવરણથી એ સ્પષ્ટ થઈ જાય છે કે અવતારી શરીર માયિક હોતું નથી; અવતારોનાં જન્મ-કર્મ અલૌકિક હોય છે– **જન્મ કર્મ ચ મે દિવ્યમ્** । (શ્રીમદ્ભગવદ્ગીતા – ૪/૯) અને તેઓ ભક્તોના પ્રેમને વશ થઈ તેમના ઉપર કૃપા કરવા માટે સ્વેચ્છાએ પ્રગટ થાય છે અને નહિ કે કર્મોને વશ થઈને. હવે આપણે એ જોવાનું છે કે અવતારોની સત્તા કયાં કયાં શાસ્ત્રોથી પ્રમાણિત થાય છે. 'શ્રીમદ્ભાગવત', 'શ્રીમદ્ભગવદ્ગીતા', 'વાલ્મીકીય રામાયણ' તથા તુલસીકૃત 'રામચરિત-માનસ'નાં પ્રમાણ તો ઉપર ઉદ્ધૃત કર્યાં જ છે; હવે અમે ઉપનિષદ્, મહાભારત વગેરે ગ્રંથોના આધારે પણ ભગવાનનું પ્રાદુર્ભાવ પામવું પ્રમાણિત કરીએ છીએ.

---

* ત્રિભુવનકમનં તમાલવર્ણં રવિકરગૌરવરામ્બરં દધાને । વપુરલકકુલાવૃતાનનાબ્જં વિજયસખે રતિરસ્તુ મેડનવદ્યા ॥
(શ્રીમદ્ભાગવત – ૧/૯/૩૩)

'જેમનું શરીર ત્રિભુવનસુંદર છે તથા શ્યામ તમાલ જેવું શામળું છે, જેના પર સૂર્ય-કિરણોના જેવું શ્રેષ્ઠ પીતાંબર લહેરાઈ રહ્યું છે અને કમળ-સદૃશ મુખ ઉપર વાંકડિયા વાળની લટો લટકતી રહે છે તે અર્જુનસખા શ્રીકૃષ્ણમાં મારી નિષ્કપટ પ્રીતિ થાઓ.'

'કેનોપનિષદ્' (ખંડ-૩)માં એક ઘણી સુંદર કથા આવે છે – એક સમયની વાત છે. પરબ્રહ્મ પરમાત્માએ દેવોને અસુરો સામે યુદ્ધમાં જિતાડ્યા. આ વિજયથી દેવોને ભારે અભિમાન થઈ ગયું. તેમણે વિચાર્યું કે 'આ વિજય અમે પોતાના પુરુષાર્થથી મેળવ્યો છે.' આ જ દશા બધા જીવોની છે. ખરેખર તો ભગવાન જ બધું કરે-કરાવે છે, પરંતુ જીવ અભિમાનવશ પોતાને કર્તા માની લે છે અને ફસાઈ જાય છે. ભગવાન તો રહ્યા સર્વજ્ઞ અને રહ્યા ગર્વને હરનારા! તેઓ દેવોના મનનું મંતવ્ય જાણી ગયા અને તેમનો ગર્વ ગાળવા માટે એક અદ્‌ભુત યક્ષના રૂપમાં તેમની સામે પ્રગટ થયા. દેવો બધા માયાથી મોહિત થયેલા એ જાણી શક્યા નહિ કે આ યક્ષ કોણ છે. ભગવાન જો પોતાને છુપાવવા માગે તો કોની મગદૂર છે કે તેમને ઓળખી શકે? તેઓ પોતે જ જ્યારે કૃપા કરીને પોતાની ઓળખાણ જેને કરાવે છે તે જ તેમને ઓળખી શકે છે, અન્ય કોઈ નહીં – **'સો જાનઇ જેહિ દેહુ જનાઈ ।'** તે મહામાયાવીએ પોતાને એવી કુશળતાથી આ માયારૂપી પડદાની પાછળ સંતાડી રાખેલ છે કે તેમને એકદમ કોઈ ઓળખી જ શકતું નથી. ભગવાને પોતે જ ગીતામાં કહ્યું છે -

**નાહં પ્રકાશઃ સર્વસ્ય યોગમાયાસમાવૃતઃ ।**

(ગીતા – ૭/૨૫ : પૂર્વાર્ધ)

'પોતાની યોગમાયા વડે ઢંકાયેલો હું સૌને પ્રત્યક્ષ નથી થતો.'

હવે, યક્ષ કોણ છે તે જાણવા ઈન્દ્રે અગ્નિ અને વાયુને ક્રમશઃ તેમની પાસે મોકલ્યા. બધા દેવો ભગવાનની શક્તિથી કામ કરે છે, દેવો પાસે જે કંઈ પણ શક્તિ છે તે ભગવાને જ આપેલી છે અને તેમની શક્તિ વિના એક પાંદડું પણ હાલી શકતું નથી – એ બતાવવા માટે યક્ષે અગ્નિદેવ સામે એક તણખલું મૂક્યું અને કહ્યું – 'આને બાળી નાખો તો!' જેઓ સમસ્ત બ્રહ્માંડને બાળી મૂકવાનું અભિમાન રાખતા હતા તે અગ્નિદેવે પોતાની પૂરી શક્તિ લગાડી, પણ તે નાનકડા તણખલાને બાળી શક્યા નહિ અને ભોંઠા પડીને પાછા ચાલ્યા આવ્યા. એ પછી વાયુદેવનો વારો આવ્યો. તેમને અભિમાન હતું કે 'હું પૃથ્વીભરના પદાર્થોને ઉડાવીને લઈ જઈ શકું છું', પરંતુ તેઓ પણ એ તણખલાને ખસેડી શક્યા નહિ. ખસેડી પણ કેમ શકે? તેમની તમામ શક્તિ તો બ્રહ્મે છીનવી લીધી હતી, કે જેઓ તે શક્તિનું ઉત્પત્તિસ્થાન છે. વળી તેમનામાં રહ્યું પણ શું હતું કે જેના બળથી તેઓ કોઈ કાર્ય કરી શકે? ભગવાનના ભક્તો આગળ પણ અગ્નિ વગેરે દેવોની શક્તિ કુંઠિત થઈ જાય છે. એકવાર ભક્ત પ્રહ્લાદ આગળ પણ અગ્નિનું કંઈ ઊપજ્યું ન હતું, તેઓ તે ભક્તના પ્રભાવથી પાણીની જેમ શીતળ બની ગયા હતા – **પાવકોઽપિ સલિલાયતેઽધુના ।** ભક્ત સુધન્વા માટે ઊકળતું તેલ ઠંડું થઈ ગયું હતું. અસ્તુ.

પછી તો દેવરાજ ઈન્દ્ર પોતે જ યક્ષ પાસે ગયા. તેમને જોતાં જ યક્ષ અંતર્ધાન થઈ ગયા. એટલામાં હૈમવતી પાર્વતીજી ત્યાં પ્રગટ થયાં અને તેમણે ઈન્દ્રને જણાવ્યું કે જે યક્ષ હમણાં જ તમારી આંખો આગળથી અદૃશ્ય થઈ ગયા તે તો બ્રહ્મ પોતે હતા. હવે ઈન્દ્રની આંખો ખૂલી અને તેઓ સમજી ગયા કે અમારા બધાના ગર્વનો ચૂરો કરવા માટે જ બ્રહ્મે આ લીલા કરી હતી.

આમ, બ્રહ્મના સાકાર રૂપમાં પ્રગટ થવાની વાત ઉપનિષદોમાં પણ આવે છે; માત્ર પુરાણો વગેરે ગ્રંથોમાં જ ભગવાનના સાકાર વિગ્રહની વાત આવતી હોય એવું નથી. ગીતા ઉપરાંત

મહાભારતમાં અવતારવાદનું સમર્થન કરતા બીજા પણ ઘણા પ્રસંગો છે. તે પૈકીના એક જ પ્રસંગનો ઉલ્લેખ અમે અહીં કરીએ છીએ – મહાભારતનું યુદ્ધ પૂરું થયા પછી ભગવાન શ્રીકૃષ્ણ જ્યારે દ્વારકા પાછા જઈ રહ્યા હતા ત્યારે રસ્તામાં તેમનો મહાતેજસ્વી ઉત્તંક ઋષિ સાથે ભેટો થયો. વાતો કરતાં જ્યારે ઋષિને ખબર પડી કે શ્રીકૃષ્ણ કૌરવો અને પાંડવો વચ્ચે સંધિ કરાવી શક્યા નહિ અને બંને વચ્ચે ભયંકર યુદ્ધ થયું કે જેમાં બધા કૌરવો માર્યા ગયા; ત્યારે તેઓ શ્રીકૃષ્ણ ઉપર ભારે ગુસ્સે થયા. તેમણે કહ્યું કે, 'હે કૃષ્ણ! કૌરવો તમારા સંબંધી હતા, તમે ઇચ્છ્યું હોત તો યુદ્ધ રોકી શકત અને તે રીતે તેમની રક્ષા કરી શક્યા હોત; પરંતુ ક્ષમતા હોવા છતાં પણ તમે તેમને રક્ષ્યા નહિ, તેથી હું તમને શાપ આપીશ.' ઋષિનાં આ ક્રોધભર્યાં વાક્યો સાંભળીને શ્રીકૃષ્ણ મનોમન હસ્યા અને બોલ્યા – ''કોઈ પણ મનુષ્ય તપ કરીને મારો પરાભવ કરી શકતો નથી. હું એવું નથી ઇચ્છતો કે તમારા તપનો ખોટો નાશ થાય. તેથી તમે પહેલાં તો એ જાણી લો કે હું કોણ છું અને પછી મને શાપ આપવાનું વિચારજો.'' આમ કહીને ભગવાને ઋષિ સમક્ષ પોતાનો મહિમા વર્ણવવાનું આરંભ્યું. તેઓ કહેવા લાગ્યા – 'હે મુનિશ્રેષ્ઠ! સત્ત્વ, રજસ્ અને તમસ્ – આ ત્રણે ગુણો મારા આશ્રયે રહે છે તથા રુદ્રો અને વસુઓ મારાથી જ ઉત્પન્ન થયેલા છે તે તમે જાણો. તમામ ભૂત-પ્રાણીઓ મારામાં છે અને હું સઘળા ભૂત-પ્રાણીઓમાં રહેલો છું આ વાત તમે નક્કી જાણો. દૈત્યો, સર્પો, ગંધર્વો, રાક્ષસો, નાગલોકો અને અપ્સરાઓને પણ મારાથી જ ઉત્પન્ન થયેલાં જાણો. લોકો જેને સત્-અસત્, વ્યક્ત-અવ્યક્ત, ક્ષર-અક્ષર વગેરે નામે ઓળખે છે તે બધાં મારાં જ રૂપ છે. ચારે આશ્રમોના જે ધર્મો કહેવાયા છે તથા જે વૈદિક કર્મો છે તે પણ મારાં જ રૂપ છે. ઓંકારથી આરંભાતા વેદ, હવનની સામગ્રી, હવન કરનારા હોતા અને અધ્વર્યુ – એ સર્વ હું જ છું એમ જાણો. ઉદ્‌ગાતાઓ સામ-ગાન દ્વારા મારું જ સ્તવન કરે છે. પ્રાયશ્ચિત્તોમાં શાંતિપાઠ અને માંગલિક પાઠ કરનારાઓ પણ મારી જ સ્તુતિ કરે છે. ધર્મના રક્ષણ માટે અને ધર્મની સ્થાપના માટે હું ઘણીબધી યોનિઓમાં અવતાર લઉં છું. હું જ વિષ્ણુ છું ને હું જ બ્રહ્મા છું; હું જ ઉત્પત્તિ અને પ્રલય છું. સમસ્ત ભૂતસૃષ્ટિને રચનારો પણ અને સંહારનારો પણ હું જ છું. જ્યારે જ્યારે યુગ બદલાય છે ત્યારે ત્યારે હું પ્રજાજનોનું હિત કરવાની ઇચ્છાથી ભિન્ન-ભિન્ન યોનિઓમાં જન્મ ધારણ કરીને ધર્મની મર્યાદાની સ્થાપના કરું છું. જ્યારે હું દેવયોનિ ધારણ કરું છું ત્યારે દેવતાઓના જેવું વર્તન કરું છું; જ્યારે હું ગંધર્વયોનિમાં લીલા કરું છું ત્યારે ગંધર્વોના જેવો વ્યવહાર કરું છું; જ્યારે હું નાગયોનિમાં હોઉં છું ત્યારે નાગોની જેમ આચરણ કરું છું અને જ્યારે હું યક્ષ વગેરેની યોનિઓમાં રહેલો હોઉં છું ત્યારે હું તે તે યોનિઓના જેવો વર્તાવ કરું છું. આ સમયે હું મનુષ્યયોનિમાં છું અને મનુષ્યોના જેવું આચરણ કરું છું. તેથી મેં કૌરવો પાસે જઈને સંધિ કરી લેવા ઘણા કાલાવાલા કર્યા. પરંતુ મોહાંધ બનેલા તેમણે મારી એક પણ વાત કાને ધરી નહિ. મેં ભય બતાવીને પણ તેમને સન્માર્ગે વાળવા પ્રયત્ન કર્યો, પરંતુ અધર્મથી અભિભૂત થયેલા અને કાળના ચક્રમાં ફસાયેલા તેઓ માન્યા નહિ અને આખરે યુદ્ધ કરીને માર્યા ગયા.'

ભગવાનનાં આ વચનો સાંભળીને ઋષિની આંખો ખૂલી ગઈ. એ પછી તેમણે પ્રાર્થના કરી

એટલે ભગવાન શ્રીકૃષ્ણે તેમને પોતાના વિરાટ રૂપનાં દર્શન કરાવ્યાં, જ રૂપનાં કે જે રૂપનાં દર્શન અર્જુનને કરાવ્યાં હતાં. (જુઓ, મહાભારત : અશ્વમેધપર્વ – અ૰ ૫૩-૫૫.)

ઉપર્યુક્ત પ્રસંગથી અવતારવાદનું સારી રીતે સમર્થન થાય છે. માત્ર મનુષ્યયોનિમાં જ નહિ, અન્ય અનેક યોનિઓમાં પણ ભગવાન જન્મ લે છે એ વાત પણ આથી પ્રમાણિત થઈ જાય છે; કારણ કે બધી જ યોનિઓ તેમની જ તો છે. બધાં જ રૂપોમાં તેઓ જ લીલા કરી રહ્યા છે. ભગવાનના મત્સ્ય, કૂર્મ, વારાહ, નરસિંહ, વામન વગેરે અવતાર આ જ પ્રકારના અવતાર હતા, કે જેમનું પુરાણોમાં વિસ્તૃત વર્ણન મળે છે. અહીં એની ચર્ચા કરવાથી લેખનું કદ ઘણું જ વધી જાય, તેથી અહીં તો માત્ર ભગવાન શ્રીકૃષ્ણ અને ભગવાન શ્રીરામ - એ બે મુખ્ય અવતારોની વાત જ વિશેષરૂપે કહેવામાં આવી છે.

આ સિવાય, ભગવાનનો એક વિશેષ અવતાર હોય છે અને તેને 'અર્ચાવતાર' કહે છે. પૂજા કરવા માટે ધાતુ, પથ્થર, માટી વગેરેથી ભગવાનની જે મૂર્તિઓ બનાવવામાં આવે છે તે બધી ભગવાનનાં અર્ચનાનાં મૂર્તિરૂપો અર્થાત્ 'અર્ચા-વિગ્રહ' કહેવાય છે. ક્યારેક ક્યારેક ઉપાસક-ભક્તનાં પ્રેમબળ અને દૃઢ નિષ્ઠાથી તે મૂર્તિઓ ચેતન બની જાય છે, હરવા-ફરવા લાગે છે, હસવા-બોલવા લાગે છે. આ અર્ચા-વિગ્રહોમાં ભગવાનની શક્તિનું ઊતરી આવવું તેને અર્ચાવતાર કહે છે. એવા અનેક ભક્તોનાં ચરિત્રોના ઉલ્લેખ મળે છે, જેમની ઈષ્ટ મૂર્તિઓ તેમની સાથે ચેતન જેવો વ્યવહાર કરતી હતી.

આ બધામાંથી કોઈ પણ અવતારનું શરણું લઈને ભગવાનની ભક્તિ કરવાથી, તેમની કૃપાથી તેમના ચરણોમાં દૃઢ અનુરાગ થાય છે અને મનુષ્ય હંમેશ માટે કૃતકૃત્ય થઈ જાય છે; અને આ જ મનુષ્યજીવનનું પરમ ધ્યેય છે.

અવતારના સિદ્ધાંતનો ભિન્નભિન્ન દ્વૈત-સંપ્રદાયોના આચાર્યોએ તો સ્વીકાર કર્યો જ છે (અને એમનામાંના કેટલાક ભગવાન શ્રીરામને અને કેટલાક ભગવાન શ્રીકૃષ્ણના અવતાર-વિગ્રહોને જ પોતાનાં આરાધ્ય અને સર્વોપરિ અવતારી માને છે), બલકે અદ્વૈત સંપ્રદાયના આચાર્ય સ્વામી શ્રીશંકરાચાર્યજીએ પણ પોતાના ગ્રંથ 'શ્રીમદ્ભગવદ્ગીતા-ભાષ્ય'ના ઉપોદ્ઘાતમાં ભગવાન શ્રીકૃષ્ણને આદિપુરુષ ભગવાન નારાયણના અવતાર માન્યા છે. તેઓ લખે છે -

**દીર્ઘેણ કાલેન અનુષ્ઠાતૃણાં કામોદ્ભવાદ્ હીયમાનવિવેકવિજ્ઞાનહેતુકેન અધર્મેણ અભિભૂયમાને ધર્મે પ્રવર્ધમાને ચ અધર્મે, જગતઃ સ્થિતિં પરિપિપાલયિષુઃ સ આદિકર્તા નારાયણાખ્યો વિષ્ણુઃ–ભૌમસ્ય બ્રહ્મણો બ્રાહ્મણત્વસ્ય રક્ષણાર્થં દેવક્યાં વસુદેવાદ્ અંશેન કૃષ્ણઃ કિલ સમ્બભૂવ ।**

**બ્રાહ્મણત્વસ્ય હિ રક્ષણેન રક્ષિતઃ સ્યાદ્ વૈદિકો ધર્મસ્તદધીનત્વાદ્ વર્ણાશ્રમભેદાનામ્ । સ ચ ભગવાન્ જ્ઞાનૈશ્વર્યશક્તિબલવીર્યતેજોભિઃ સદા સમ્પન્નસ્ત્રિગુણાત્મિકાં વૈષ્ણવીં સ્વાં માયાં મૂલપ્રકૃતિં વશીકૃત્ય અજોઽવ્યયો ભૂતાનામીશ્વરો નિત્યશુદ્ધબુદ્ધમુક્તસ્વભાવોઽપિ સન્ સ્વમાયયા દેહવાન્ ઈવ જાત ઈવ ચ લોકાનુગ્રહં કુર્વન્નિવ લક્ષ્યતે ।**

'દીર્ઘકાળથી ધર્મનાં અનુષ્ઠાનો કરનારાઓના અંતઃકરણમાં કામનાઓનો વિકાસ થવાથી વિવેકવિજ્ઞાનનો હ્રાસ થઈ જવો એ જ જેની ઉત્પત્તિનું કારણ છે તેવા અધર્મથી જ્યારે ધર્મનું દમન થવા લાગ્યું તથા અધર્મની વૃદ્ધિ થતી ચાલી ત્યારે સંસારની સ્થિતિને સુરક્ષિત રાખવાના

ઈચ્છુક તે આદિકર્તા નારાયણ નામના શ્રીવિષ્ણુ ભગવાન ભૂલોકના બ્રહ્મનું અર્થાત્ બ્રાહ્મણત્વનું રક્ષણ કરવા માટે, શ્રીવસુદેવજીથી શ્રીદેવકીજીના ગર્ભમાં પોતાના જ અંશથી શ્રીકૃષ્ણના રૂપમાં પ્રગટ થયા.'

'બ્રાહ્મણત્વના રક્ષણથી જ વૈદિક ધર્મ સુરક્ષિત રહેશે; કારણ કે (બ્રાહ્મણ-ક્ષત્રિયાદિ) વર્ણોનો અને (બ્રહ્મચર્ય-ગૃહસ્થાદિ) આશ્રમોનો વ્યવસ્થાભેદ તેને આધીન છે. જ્ઞાન, ઐશ્વર્ય, શક્તિ, બળ, વીર્ય, તેજ વગેરે ગુણોથી સદા સંપન્ન તે ભગવાન જોકે અજ, અવિનાશી, સમસ્ત ભૂતસૃષ્ટિના ઈશ્વર અને નિત્ય શુદ્ધ-બુદ્ધ-મુક્ત- સ્વભાવ છે તોપણ પોતાની ત્રિગુણાત્મક મૂળપ્રકૃતિ વૈષ્ણવી માયાને વશમાં કરીને પોતાની લીલાથી, શરીરધારીની જેમ જાણે ઉત્પન્ન થયેલા અને લોકો ઉપર જાણે દયા કરતા દેખાય છે.'

આ રીતે અનેક તર્કપ્રમાણોથી સ્વામી શ્રીશંકરાચાર્યજીએ શ્રીકૃષ્ણની ભગવત્તા અને વેદાંત-પ્રતિપાદિત બ્રહ્મની સાથેનું તેમનું એકત્વ (અદ્વૈત) સિદ્ધ કર્યું છે. હવે અમે તે પરમદયાળુ પરમાત્મા ભગવાન શ્રીકૃષ્ણને વારંવાર પ્રણામ કરતા રહીને, અંતિમ વાત કહીને પોતાનો લેખ સમાપ્ત કરીએ છીએ.

જે લોકો પોતાના પુરુષાર્થથી ભગવાનને પ્રાપ્ત કરવામાં પોતાને સર્વથા અસમર્થ અનુભવે છે, જેઓ કેવળ તેમની જ કૃપાની નિરંતર રાહ જોયા કરે છે તથા માતૃ-પરાયણ શિશુની જેમ તેમના પર જ સર્વથા નિર્ભર થઈને રહે છે તેમને મળવા માટે ભગવાન સ્વયં આતુર બની જાય છે અને એવી રીતે દોડી આવે છે કે જેવી રીતે તાજી વિયાએલી ગાય પોતાના વાછરડાને મળવા દોડી આવે છે. તેથી, આપણે બધાંએ પણ પરમદયાળુ ભગવાનના દયાપાત્ર બનવા માટે, તેમના શરણે થઈને, શ્રદ્ધા-ભક્તિપૂર્વક અને તત્પરતાથી નિત્ય-નિરંતર તેમનું ભજન-ધ્યાન કરવું જોઈએ અને તેમની આજ્ઞા અનુસાર આચરણ કરવાનો પ્રયત્ન કરવો જોઈએ.



## ભગવાનની દયા

ભગવાન મનુષ્યોના કલ્યાણ અર્થે અને ભક્તોને વિશેષરૂપે મજબૂત બનાવવા માટે પરીક્ષા લેતા રહે છે. જોકે તેઓ આપણા હૃદયની એકે-એક ભાવનાને સારી પેઠે જાણે છે, પણ તે છતાંય, જેમ અધ્યાપક વિદ્યાર્થીઓની યોગ્યતા-અયોગ્યતાને જાણતો હોવા છતાં પણ એમની પરીક્ષા લે છે, એ જ રીતે ભગવાન પણ નિરંતર આપણી પરીક્ષા લેતા રહે છે. અધ્યાપક તો કોઈક અંશે બાળકોની યોગ્યતા નથી જાણતો – માટે પણ પરીક્ષા લઈ શકે છે, પણ ભગવાન તો સર્વાન્તર્યામી છે, ઘટેઘટની ખબર રાખનાર છે, એમનાથી તો કશું છુપાયેલું છે જ નહીં.

આપણે લોકો જેને આપત્તિ કહીએ છીએ, એ વાસ્તવમાં ભગવાનની મોકલેલી જ આવે છે અને આવે છે માત્ર આપણને કસોટી પર ખરા ઉતારવા માટે અને આપણા ઉત્થાન માટે. અનિચ્છા અને પરેચ્છાથી જે પણ કંઈ આવી મળે, એમાં ભગવદિચ્છા સમજીને પ્રસન્ન થવું. આ વાત માત્ર અનિચ્છા અને પરેચ્છાથી પ્રાપ્ત થયેલા સુખ-દુઃખાદિ ભોગોમાં જ લાગુ પડે છે, નવા કર્મના વિષયમાં નહીં. નવું કર્મ તો ભગવાનનો આશરો લઈને પોતાની સાત્ત્વિક

બુદ્ધિથી ભગવાનની આજ્ઞા અનુસાર સુંદર રીતે કરવું. સઘળાં કામોમાં આવું જ સમજવું.

અનુકૂળ-પ્રતિકૂળની પ્રાપ્તિમાં જેનો જેટલો રાગ-દ્વેષ, હરખ-શોક ઓછો થઈ ગયો એટલો જ એ આગળ વધેલો છે. આ પાકી પરીક્ષા છે. જેટલો-જેટલો વિકાર હોય છે; એટલો-એટલો જ તે નીચે પડેલો છે. વિકાર બે પ્રકારના છે – એક મુક્તિ અપાવનાર અને બીજો પતન કરાવનાર. મુક્તિદાયક વિકાર – બીજાને દુઃખી જોઈને દુઃખી થવું અને બીજાનું સુખ જોઈને સુખી થવું. આ વિકાર હોવા છતાં પણ મુક્તિદાયક હોવાને કારણે સ્વીકારવા યોગ્ય છે. પતન કરાવનાર વિકાર – પોતાના દુઃખમાં દુઃખી અને પોતાના સુખમાં એટલે કે સુખદાયક પદાર્થોની પ્રાપ્તિમાં હરખાવું. આ વિકાર ત્યજવા યોગ્ય છે. પણ જે આ બેથીય ચઢિયાતો વિકાર છે, એ ઘણો લજ્જાસ્પદ છે. બીજાના દુઃખથી સુખી થવું – પ્રફુલ્લિત થવું અને બીજાને સુખી જોઈને, ઉન્નત જોઈને દુઃખી થવું – બળવું. આ તો ઘણી નીચતા છે. આ આસુરી પ્રકૃતિ ધરાવનારાઓનું લક્ષણ છે. અને આનાથી વધુ નીચતા બીજી કઈ છે? જે આપણી સાથે ભલાઈ કરે એની સાથે બુરાઈ કરવી. આ જાતના અત્યંત નીચ પ્રકૃતિ ધરાવનારાઓ માટે તો શાસ્ત્રમાં કોઈ શબ્દ નથી – **'તે કે ન જાનીમહે ।'**

સૌથી સારી વાત કઈ છે? પોતાની સાથે જે બુરાઈ કરે એની સથે પણ ભલાઈ કરવી. **'જો તોકોં કાઁટા બુવૈ, તાહિ બોઉ તૂ ફૂલ ।'**

બસ, આટલામાં જ આપણું કલ્યાણ છે. **'તોહિ ફૂલકો ફૂલ હૈ વાકો હૈ તિરસૂલ॥'** એ ઉત્તરાર્ધનો ભાવ આપણે લેવાની જરૂર નથી. **'વાકો હૈ તિરસૂલ'** એ વાત શ્રેષ્ઠ પુરુષો સાંભળવા નથી ઇચ્છતા. આ કાયદો જરૂર છે, પણ ક્ષમાવાન માણસો કાયદા તરફ ધ્યાન નથી આપતા. એમનો તો ક્ષમા કરવાનો સ્વભાવ હોય છે. તેઓ સ્વભાવે જ સઘળાં પ્રાણીઓ પ્રત્યે દ્વેષરહિત અને સૌના મિત્ર હોય છે. એમના હૃદયમાં સૌના પ્રત્યે કરુણા હોય છે. પોતાની સાથે બુરાઈ કરનારને દંડ મળશે – એ વાત સાંભળીને તો એ સાધુ પુરુષો આંસુ સારે છે.

એક મહાત્મા પુરુષ નાવડીમાં બેસીને પાર થઈ રહ્યા હતા. એ જ નાવડીમાં બે અત્યાચારી દુષ્ટો પણ બેઠેલા હતા. કારણ વિના કોઈને કષ્ટ આપવાનો દુષ્ટોનો સ્વભાવ જ હોય છે. એમને પેલા મહાત્માની સૌમ્ય, સરળ અને શાંત આકૃતિ ખટકવા લાગી. બન્ને જણે અરસપરસ સંકેત કરીને મહાત્માને નદીમાં ડુબાડવાનું નક્કી કરી લીધું. એમણે ધીમેથી એમને નાવડીમાંથી નીચે પાડી દીધા. નીચે પાડતાં જ આકાશવાણી થઈ – 'આ બન્ને દુષ્ટ છે, અત્યાચારી છે કે જેઓ આપને કષ્ટ આપી રહ્યા છે. એ આપને નદીમાં ડુબાડી દેવા ઇચ્છે છે. આપ કહો તો એમને જ આ નદીમાં ડુબાડી દઉં?' બસ, આકાશવાણી સાંભળતાં જ મહાત્મા રડી પડ્યા, અને કહેવા માંડ્યા – 'હું કેવો અપરાધી છું જે મારે કારણે આમને ડુબાડી દેવાની વાત હું સાંભળી રહ્યો છું.' મહાત્માની કરુણાભરી વાણી સાંભળીને ફરી આકાશવાણી થઈ કે એમને દંડ ન આપવામાં આવે તો શું કરવામાં આવે? ત્યારે મહાત્મા બોલ્યા – 'આમણે મારાં દર્શન કર્યાં છે, સ્પર્શ કર્યો છે અને સંગ કર્યો છે. જો ભગવાનની મારા પર કૃપા હોય અને જો હું સાધુ માનવામાં આવતો હોઉં તો એક સાધુ પુરુષના સંગથી જે લાભ વાસ્તવમાં થવો જોઈએ, એ લાભ આ બન્નેને થાય. અર્થાત્ આ લોકો પણ સાધુસ્વભાવના બની જાય.'

એ મહાત્મા પુરુષની અને આકાશવાણીની અરસપરસની વાતો સાંભળીને દુષ્ટો પર ઘણી મોટી અસર થઈ. એ બન્ને મહાત્માજીના ચરણે પડી ગયા અને બસ, એ જ ક્ષણે મહાત્મા બની ગયા.

આ ઉચ્ચ શ્રેણીનો વ્યવહાર થયો. આમાં દયા, ક્ષમા, અહિંસા અને અક્રોધ – બધું જ આવી જાય છે. અને આમાં બધા જ ઉચ્ચ ભાવો પણ છે. મહાત્માજીને આકાશવાણી પર રડવું આવી ગયું હતું. એ વિકાર તો હતો, પણ એ વિકાર બીજાનું હિત સાધવા માટેનો હોવાથી મુક્તિદાયક હતો. આ મહાપુરુષોનો સિદ્ધાંત છે, એમના હૃદયનો ઉદ્ગાર છે. આવો વ્યવહાર કોઈ પણ આચરી શકે છે. માત્ર સૌનું હિત કેમ થાય એવી સદ્બુદ્ધિ જોઈએ. આટલું જ બસ છે. આ વ્યવહાર જ કર્મયોગ છે. કર્મયોગ કોનું નામ છે? જે કાર્યમાં સ્વાર્થ ન હોય, કોઈ ફળની આકાંક્ષા ન હોય અને બીજાનું હિત જેમાં સમાયેલું હોય એ જ કર્મયોગ છે. આના થોડાક આચરણથી જ કલ્યાણ થઈ જાય છે. ભગવાન કહે છે–

**નેહાભિક્રમનાશોઽસ્તિ પ્રત્યવાયો ન વિદ્યતે ।**
**સ્વલ્પમપ્યસ્ય ધર્મસ્ય ત્રાયતે મહતો ભયાત્ ॥**

(ગીતા ૨/૪૦)

'આ કર્મયોગમાં આરંભનો અર્થાત્ બીજનો નાશ નથી અને પ્રત્યવાય દોષ અર્થાત્ અવળા ફળરૂપી દોષ પણ નથી; બલકે આ કર્મયોગરૂપી ધર્મનું થોડું પણ આચરણ જન્મ-મૃત્યુરૂપી મહાન ભયમાંથી ઉગારે છે.'

ભાવ એ છે કે થોડુંક કર્મ જો નિ:સ્વાર્થભાવે થઈ જાય તો એ મુક્તિ અપાવનારું હોય છે. તો સદા જેનાં સઘળાં કર્મો નિ:સ્વાર્થભાવે થાય છે, એ લોકો તો મુક્તરૂપ જ છે! એમનાં તો દર્શન, સ્પર્શ, ભાષણથી બીજા લોકો પવિત્ર થઈ જાય છે – મુક્ત થઈ જાય છે. માટે જે પણ સ્વેચ્છાએ કામ કરો – સાવધાનીપૂર્વક કરો, સ્વાર્થ ત્યજીને કરો અને બીજા લોકોના હિતની દૃષ્ટિએ કરો. કામ એ જ કરો જેથી ભગવાન રાજી થાય અને હંમેશાં પોતાના માથે ભગવાનનો હાથ છે એમ સમજીને સતત પ્રસન્ન રહો. આ એક ઉત્તમ સાધન છે. પોતાની બુદ્ધિ અનુસાર એ જ કાર્ય કરતા રહેવું જે કાર્યથી ભગવાન રાજી થાય. સ્વેચ્છાએ પણ જે કાર્ય કરો તે એમની આજ્ઞા સમજીને કરો. અને અનિચ્છા તથા પરેચ્છાથી જે કરો એને ભગવાનની પ્રેરણા સમજીને કરો. પરેચ્છાથી જે થાય છે એને એમ સમજો કે ભગવાનની જ ઈચ્છાથી આવું થઈ રહ્યું છે, ભગવાન જ આવું કરાવે છે અને અનિચ્છાથી જે થાય છે એને એમ સમજો કે સ્વયં ભગવાન જ આવું કરાવે છે. બસ, દરેક કાર્યની પાછળ ભગવાનની જ પ્રેરણા છે એમ સમજી – સમજીને મુગ્ધ થતાં રહેવું એ જ ભક્તિ છે, એ જ શરણાગતિ છે અને એ જ કર્મયોગ છે.

જે ક્રિયામાં ભગવાનની સંમતિ હોય એ જ કામ કરવું અને એ કામ કેવળ એમના (ભગવાન) માટે જ કરવું. સર્વ કાંઈ પરમાત્માનું સમજીને એમને અર્પણ કરી દેવું અને પ્રત્યેક ક્રિયા કરતી વેળાએ ભગવાનને યાદ રાખવા. ભગવાનના દરેક વિધાનમાં નિરંતર એમનું સ્મરણ કરતાં કરતાં પરમ સંતોષ માનીને બધો વખત પ્રસન્ન રહેવું. તમને થાય કે, કઈ વાતને લઈને ખુશ રહીએ? તો એનો ઉત્તર એ છે કે ભગવાનની દયાને જોઈ જોઈને. જુઓ! ભગવાનની તમારા પર કેટલી દયા છે! ભગવાનની અપાર દયા સમજીને એટલો આનંદ થવો જોઈએ કે એ હૈયામાં સમાય નહીં. બધો વખત આનંદમાં મુગ્ધ રહેવું. વારંવાર પ્રસન્ન થવું. અહો! પ્રભુની કેટલી દયા છે! આ જ

સૌથી શ્રેષ્ઠ સાધન છે અને આ જ ભક્તિ છે તથાં આનું જ નામ શરણ છે. ઈશ્વરની દયા, રુચિ અને એમના સ્વરૂપનું સ્મરણ કરીને પ્રસન્ન થતા રહેવું. સુખ-દુઃખ જે કંઈ પણ પ્રાપ્ત થાય, એમાં એમની દયા જુઓ. પોતાના દ્વારા કરવામાં આવતી ક્રિયામાં પોતે જોવું કે ભગવાનની 'રુચિ' શું છે? જેની દયા અને રુચિનો ખ્યાલ હોય એ પુરુષના સ્વરૂપની સ્મૃતિ તો રહે જ છે. જ્યારે તમને એમ લાગે છે કે અમુક મહાત્માની મારા પર કેટલી દયા છે, તો એ વખતે એમની સ્મૃતિ તો સાથે છે જ અને જ્યારે તમે એમની રુચિ અનુસાર કામ કરશો એ વખતે પણ એમની સ્મૃતિ તો તમને રહેશે જ. આવું જ ભગવાન માટે પણ સમજવું.

માટે ભગવાનની પ્રસન્નતા મેળવવાની ઈચ્છા ધરાવનાર દરેક વ્યક્તિએ ભગવાનની દયા પર નિર્ભર રહેવું, એ દયાનો અનુભવ કરતાં પ્રસન્ન રહેવું અને એમની પ્રસન્નતા મુજબ જ કાર્ય કરતાં રહેવું તથા નિરંતર એમનું સ્મરણ કરતા રહેવું.



## નામનો અનંત મહિમા

શ્રીભગવાનના નામનો મહિમા અનંત છે – અને એ ઘણો જ રહસ્યમય છે. શેષ, મહેશ, ગણેશની તો વાત જ શી, જ્યારે સ્વયં ભગવાન પણ પોતાના નામનો મહિમા નથી ગાઈ શકતા – **'રામ ન સકહિં નામ ગુન ગાઈ ।'** (બાલકાંડ ૨૬/૪) તો મારા જેવો સામાન્ય માણસ નામ-મહિમા વિશે શું કહી શકવાનો? છતાં કોઈ પણ નિમિત્તે ભગવાનના ગુણગાનમાં સમય પસાર કરવો એની મહાપુરુષોએ ઘણી પ્રશંસા કરી છે, તેથી ભગવાનના નામ-મહિમા પર યત્કિંચિત્ લખવાનો પ્રયાસ કરવામાં આવે છે.

ભગવન્નામનો મહિમા બધા યુગોમાં સઘળાં સાધનો કરતાં સદાય અધિક માનવામાં આવ્યો છે. કળિયુગમાં તો નામનો મહિમા સર્વોપરિ છે–

**ધ્યાયન્ કૃતે યજન્ યજ્ઞૈસ્ત્રેતાયાં દ્વાપરેઽર્ચયન્ ।**
**યદાપ્નોતિ તદાપ્નોપ્તિ કલૌ સઙ્કીર્ત્ય કેશવમ્ ॥**

(વિષ્ણુપુરાણ ૬/૨/૧૭)

'સત્યયુગમાં ધ્યાન કરવાથી, ત્રેતામાં યજ્ઞ કરવાથી, દ્વાપરમાં પૂજા કરવાથી જે ફળ પ્રાપ્ત થાય છે એ જ ફળ કળિયુગમાં કેવળ શ્રીકેશવના કીર્તનથી મનુષ્ય પ્રાપ્ત કરી લે છે.'

શ્રીનારદપુરાણમાં તો એટલે સુધી કહ્યું છે કે–

**હરેર્નામ હરેર્નામ હરેર્નામૈવ કેવલમ્ ।**
**કલૌ નાસ્ત્યેવ નાસ્ત્યેવ નાસ્ત્યેવ ગતિરન્યથા ॥**

(૧/૪૧/૧૧૫)

'કળિયુગમાં કેવળ શ્રીહરિનું નામ જ – હરિનું નામ જ – હરિનું નામ જ પરમ કલ્યાણ કરનારું છે, એ સિવાય બીજો કોઈ ઉપાય નથી.'

આનો એ જ અભિપ્રાય છે કે કર્મ, યોગ, જ્ઞાન વગેરે સાધનોનું સાંગોપાંગ સંપન્ન થવું આ યુગમાં ઘણું જ અઘરું છે. વળી, ભગવન્નામ ઘણું સુગમ સાધન છે; એના સૌ અધિકારી છે, સૌ એને સમજી શકે છે, એ સૌને માટે સુલભ છે, મૂર્ખમાં મૂર્ખ માણસ પણ નામના જપ-કીર્તન કરી શકે છે. એમાં નથી કોઈ ખર્ચો કે નથી પરિશ્રમ. તેમાં કોઈ જાતની બાધા પણ નથી. આટલી સુગમતા હોવાની સાથે સાથે સૌથી મોટી વાત એ છે કે એમાં કોઈ પણ શરત નથી–

**સાઙ્કેત્યં પારિહાસ્યં વા સ્તોભં હેલનમેવ વા ।**
**વૈકુણ્ઠનામગ્રહણમશેષાઘહરં વિદુઃ ॥**

**પતિતઃ સ્ખલિતો ભગ્નઃ સન્દષ્ટસ્તપ્ત આહતઃ ।**
**હરિરિત્યવશેનાહ પુમાન્નાર્હતિ યાતનામ્ ॥**

(શ્રીમદ્ભાગવત ૬/૨/૧૪-૧૫)

'મોટા મોટા મહાત્મા પુરુષો એ વાત જાણે છે કે સંકેત (અન્ય કોઈ અભિપ્રાય) ખાતર, ઉપહાસ ખાતર, રાગ આલાપવા ખાતર કે કોઈની અવગણના કરવા ખાતર પણ જો કોઈ મનુષ્ય ભગવાનનાં નામોનું ઉચ્ચારણ કરે છે તો તેનાં બધાં પાપો નષ્ટ થઈ જાય છે. જે મનુષ્ય પડતી વખતે, પગ લપસતી વખતે, શરીરભંગ થતી વખતે, સાપ ડસતી વખતે, આગમાં બળતી વખતે તથા ઘાયલ થતી વખતે પણ વિવશતાને લીધે 'હરિ! હરિ!' કહી ભગવાનના નામનું ઉચ્ચારણ કરે છે તે યમ-યાતનાને પાત્ર રહેતો નથી.'

**અવશેનાપિ યન્નામ્નિ કીર્તિતે સર્વપાતકૈઃ ।**
**પુમાન્ વિમુચ્યતે સદ્યઃ સિંહત્રસ્તૈર્મૃગૈરિવ ॥**

(વિષ્ણુપુરાણ ૬/૮/૧૯)

'વિવશ થઈને પણ હરિના નામનું કીર્તન કરનાર મનુષ્યનાં સઘળાં પાપો એ જ રીતે છૂટી જાય છે એટલે કે સઘળાં પાપ એ જ રીતે ભાગી જાય છે જેમ સિંહથી ડરીને હરણાં.'

તુલસીદાસજીએ રામચરિતમાનસમાં કહ્યું છે—

**ભાયઁ કુભાયઁ અનખ આલસહૂઁ ।**
**નામ જપત મંગલ દિસિ દસહૂઁ ॥**

(બાલકાંડ ૨૮-૧)

'સારા ભાવ(પ્રેમ)થી, ખરાબ ભાવ(વેર)થી, ક્રોધથી કે આળસથી, કોઈ પણ રીતે નામ જપવાથી દશે દિશાઓમાં મંગળ થાય છે.

**પ્રશ્ન :** જો એવી જ વાત છે, કોઈ રીતે પણ નામ લેવાથી પાપોનો નાશ થઈને ભગવત્પ્રાપ્તિ થઈ જાય છે તો પછી શ્રદ્ધા, પ્રેમ અને નિષ્કામભાવ વગેરે શરતો કેમ રાખવામ આવે છે?

**ઉત્તર :** શ્રદ્ધા વગેરેની શરતો સત્વરે પ્રાપ્તિ થાય એ માટે છે. પ્રાપ્તિ તો નામ લેનારા સૌ કોઈને થશે, પણ જે શ્રદ્ધા, પ્રેમ તથા નિષ્કામભાવે નામ લેશે એને બહુ સત્વરે પ્રાપ્તિ થશે.

મનુ મહારાજે કહ્યું છે—

**વિધિયજ્ઞાજ્જપયજ્ઞો વિશિષ્ટો દશભિર્ગુણૈઃ ।**
**ઉપાંશુઃ સ્યાચ્છતગુણઃ સાહસ્રો માનસઃ સ્મૃતઃ ॥**

(૨/૮૫)

'દર્શ, પૌર્ણમાસ વગેરે વિધિયજ્ઞોથી સાધારણ (જોર-જોરથી કરવામાં આવતો) જપયજ્ઞ દસગણો શ્રેષ્ઠ છે, ઉપાંશુ સોગણો શ્રેષ્ઠ છે અને માનસ જપ હજારગણો શ્રેષ્ઠ છે.' અને જે જપ કેવળ ભગવત્પ્રાપ્તિના ઉદ્દેશ્યથી પ્રેમ અને શ્રદ્ધાપૂર્વક કરવામાં આવે છે એનું ફળ તો અનંતગણું શ્રેષ્ઠ છે. એની તો કોઈ સીમા જ નથી. તે એટલે સુધી કે જો માણસ ભગવાનના અનન્ય પ્રેમમાં વિહ્વળ થઈને એક વાર પણ ભગવાનનું નામોચ્ચારણ કરી લે છે તો શ્રીભગવાન તરત જ ત્યાં પ્રગટ થઈને એને દર્શન દઈ શકે છે.

**પ્રશ્ન :** પોતાની સમજ પ્રમાણે તો લોકો પ્રેમપૂર્વક જ ભગવાનના નામનો જપ કરે છે, છતાં પણ ભગવાનનાં દર્શન નથી થતાં. એનું શું કારણ છે? જો પ્રેમની ઊણપ જ આનું કારણ માનવામાં આવે તો પછી એ ઊણપની પૂર્તિ કેવી રીતે થશે?

**ઉત્તર :** પ્રેમ-ભાવથી જપ કરતાં કરતાં જ એ પ્રેમની પ્રાપ્તિ થઈ શકે છે, જેમાં વિહ્વળ થઈને એકવાર પણ નામોચ્ચારણ કરવાથી ભગવાન દર્શન દઈ શકે છે.

**પ્રશ્ન :** આવા સકામ પ્રેમથી ભગવાન પ્રગટ થઈ શકે છે કે નિષ્કામ પ્રેમથી?

**ઉત્તર :** પ્રેમની વિપુલતા હોય તો સકામથી પણ ભગવાન પ્રગટ થઈ શકે છે. પણ એ સકામ પ્રેમ દ્રૌપદી કે ગજેન્દ્ર જેવો અનન્ય હોવો જોઈએ. અને જ્યારે સકામથી ભગવાન પ્રગટ થઈ શકે છે તો નિષ્કામ માટે તો કહેવું જ શું?

**પ્રશ્ન :** નામ વિશે આવો શ્લોક મળી આવે છે—

**નામ્નોઽસ્તિ યાવતી શક્તિઃ પાપનિર્હરણે હરેઃ।**
**શ્વપચોઽપિ નરઃ કર્તું ક્ષમસ્તાવન્ન કિલ્બિષમ્ ॥**

(અનુસ્મૃતિ ૯૯)

'શ્રીહરિના નામમાં પાપ-નાશ કરવાની જેટલી શક્તિ છે, એટલાં પાપ કરવામાં ચાંડાળ પણ સમર્થ નથી.'

અને આમાં માનસ નામ-જપની કે પ્રેમપૂર્વક જપની કોઈ શરત પણ નથી. તો પછી પાપોનો નાશ થતો કેમ નથી દેખાતો?

**ઉત્તર :** નામ-મહિમામાં વિશ્વાસ નથી અને નામાપરાધ સાથે નામ-જપ થાય છે. નામના દસ અપરાધો છે, એ અપરાધો સાથે જપ થવાને લીધે જપનો ઘણો મોટો ભાગ એ અપરાધોના નાશમાં જ જતો રહે છે. છતાં પણ જો માણસ વિશ્વાસપૂર્વક નામ-જપ કરતો રહે તો જપ કરતાં કરતાં નામાપરાધોનો પણ નાશ થઈ શકે છે અને સઘળાં પાપ નાશ પામીને ભગવત્પ્રાપ્તિ પણ થઈ શકે છે.

**પ્રશ્ન :** એક માણસ મૃત્યુકાળે ભગવાનના નામનું ઉચ્ચારણ તો કરે છે, પણ ભગવાનના સ્વરૂપનું ધ્યાન નથી કરતો. આવી સ્થિતિમાં એને બીજા જન્મમાં નામની પ્રાપ્તિ થશે – સ્વરૂપની તો થશે નહીં. તો પછી અંતકાળના નામોચ્ચારણથી મુક્તિ થવાનું શી રીતે માનવામાં આવે?

**ઉત્તર :** ભગવાન નામને અધીન છે, નામમાં એ શક્તિ છે કે એ નામી ભગવાનનો સાક્ષાત્કાર કરાવી દે છે, માટે મુક્તિ પ્રાપ્ત થવામાં કોઈ પણ અડચણ નથી. શ્રીચૈતન્ય મહાપ્રભુએ કહ્યું છે—

**નામ્નામકારિ બહુધા નિજસર્વશક્તિ-**
**સ્તત્રાર્પિતા નિયમિતઃ સ્મરણે ન કાલઃ।**
**એતાદૃશી તવ કૃપા ભગવન્મમાપિ**
**દુર્દૈવમીદૃશમિહાજનિ નાનુરાગઃ ॥**

'હે ભગવન્! આપે આપનાં ઘણાંય નામ પ્રકાશિત કર્યાં અને એમાં પોતાની સઘળી શક્તિ અર્પી દીધી. નામસ્મરણમાં કાળનો પણ કોઈ નિયમ ન રાખ્યો. આપની આવી અસીમ કૃપા અને છતાં મારું એવું દુર્ભાગ્ય કે નામમાં મારો અનુરાગ જ ન થયો.'

**પ્રશ્ન :** શાસ્ત્રો તો કહે છે કે **'ઋતે જ્ઞાનાન્ન મુક્તિઃ'** – જ્ઞાન વિના મુક્તિ નથી થતી. તો પછી નામ-જપથી મુક્તિ થવાનું શી રીતે માની શકાય?

**ઉત્તર :** નામી ભગવાનને ખરા તત્ત્વથી જાણી લેવા એટલે કે ભગવાન જેવા છે એવા જ જાણી લેવા એ જ્ઞાન છે. અને નામીને ખરા તત્ત્વથી જણાવી દેવાની નામમાં શક્તિ છે. તો પછી મુક્તિ થવામાં શું સંદેહ રહ્યો?

**પ્રશ્ન :** સ્નાનાદિ કરીને સારી પેઠે પવિત્ર થઈને વિધિપૂર્વક નામ-જપ કરવો કે વિધિ-અવિધિની કશી પરવા નહીં કરીને? અને એ જ રીતે નામ-જપ નિયત સંખ્યામાં કરવો કે જેટલું મન હોય એટલો જ?

**ઉત્તર :** ભગવાનના નામનો એ મહિમા છે કે એને કોઈ ગમે તે રીતે પણ ભલેને કેમ ન લે, એનું ફળ મળે જ છે. ખેતરમાં ભલે ગમે તે રીતે બીજ નાખી દેવામાં આવે, એ ઊગે જ છે. પણ વિધિપૂર્વક જપ કરવાનું ખાસ મહત્ત્વ છે. આ જ વાત સંખ્યા વિશે પણ જાણવી. વિધિપૂર્વક અને

સંખ્યાસહિત જપ કરવાથી એનો ખરો આદર-સત્કાર થાય જ છે. વિધિ અને સંખ્યાનો નિયમ હોવાથી સમયસર એટલો જપ થઈ જ જાય છે. જેઓ વિધિ અને સંખ્યાનું બંધન નથી માનતા, તેઓ ભૂલથી જપ છોડી પણ દે છે. ચોક્કસ, સ્વાભાવિક રીતે જ જેમના દ્વારા આઠે પહોર નામ-જપ થાય છે એમના માટે કોઈ વિધિ નથી.

મહર્ષિ પતંજલિ કહે છે–

**તસ્ય વાચકઃ પ્રણવઃ ।** (૧/૨૭)

**તજ્જપસ્તદર્થભાવનમ્ ।** (૧/૨૮)

**તતઃ પ્રત્યક્ચેતનાધિગમોઽપ્યન્તરાયાભાવશ્ચ ।** (૧/૨૯)

'એ પરમાત્માનો વાચક (નામ) ઓંકાર છે. એના નામનો જપ અને એના અર્થની ભાવના એટલે કે સ્વરૂપનું ચિંતન કરવું. આમ કરવાથી સઘળાં વિઘ્નોનો નાશ અને પરમાત્માની પ્રાપ્તિ પણ થાય છે.'

**પ્રશ્ન :** પણ જ્યારે કેવળ નામ-જપથી જ ભગવત્પ્રાપ્તિ થઈ શકે છે તો અર્થસહિત જપની શી જરૂર છે?

**ઉત્તર :** જપ અર્થસહિત કરવાથી બહુ સત્વરે લાભ થાય છે. જેમ એક હોજમાં બે નાળા દ્વારા પાણી આવી શકે છે, પણ એમાંનું એક ખુલ્લું છે અને બીજું બંધ છે. એક નાળામાંથી આવતા પાણીથી હોજ બે કલાકમાં ભરાય છે, પણ જો બીજું નાળું ખોલી નાખવામાં આવે તો હોજ બે કલાકને બદલે એક કલાકમાં ભરાઈ શકે છે. એ જ રીતે અર્થસહિત જપ કરવાથી સત્વરે લાભ થઈ જાય છે.

**પ્રશ્ન :** વેદ, ઉપનિષદ્ અને ગીતામાં પ્રણવ (ૐ)ના મહિમાનું ઘણું વર્ણન જોવા મળે છે. શું ભગવાનનાં બીજાં નામોનો પણ આવો જ મહિમા છે?

**ઉત્તર :** ભગવાનનાં બધાં નામો પરમ કલ્યાણકારક છે. રામ, કૃષ્ણ, હરિ, નારાયણ, દામોદર, શિવ, શંકર વગેરે નામોની તો વાત જ શી, અન્યધર્મીય લોકોનાં અલ્લાહ, ખુદા વગેરે નામોનો પણ મોટો મહિમા છે. ભગવાનને કોઈ ગમે તે નામે પોકારે, એ સૌની ભાષા સમજે છે. પોકારનારના ધ્યાનમાં એ વાત હોવી જોઈએ કે હું ભગવાનને પોકારી રહ્યો છું. પછી નામ ભલે ગમે તે હોય. અપ્, જલ, પાની, નીર, વૉટર વગેરે કોઈ પણ નામથી પોકારે એને પાણી જ મળે છે, એ જ રીતે ભગવાનનાં નામો સમજવાં. આટલું હોવા છતાં પણ જપ કરનાર સાધકને જે નામમાં વિશેષ રુચિ, પ્રેમ અને વિશ્વાસ હોય છે એના માટે એ જ ખાસ લાભજનક હોય છે. રામ અને કૃષ્ણના નામમાં કોઈ અંતર નથી, પણ તુલસીદાસજીને 'રામ' નામ વહાલું હતું અને સૂરદાસજીને 'કૃષ્ણ' નામ. શ્રદ્ધા અને પ્રેમના તારતમ્ય અનુસાર જ નામનું ફળ પણ વધતું-ઓછું થઈ જાય છે.

નામનો મહિમા બધાં શાસ્ત્રોમાં ગાવામાં આવ્યો છે, જેને જે નામમાં પ્રેમ હોય એ એ જ નામનું જપ-કીર્તન કરી શકે છે. ન જપનાર કરતાં તો એ પણ ઘણો શ્રેષ્ઠ છે જે દુઃખનાશ, ભોગોની પ્રાપ્તિ અને માન-મોટાઈ વગેરે માટે નામ-જપ કરે છે. પણ નામના બદલામાં જે ઉપર કહેલું લૌકિક ફળ ઈચ્છે છે એ મોટી ભૂલ કરે છે. વાસ્તવમાં એ ઠગાય જ છે. ભગવાનના એક નામની સામે ત્રણે લોકોનું આખું ઐશ્વર્ય પણ નગણ્ય છે. એવા અમૂલ્ય નામને તુચ્છ વિષયોના બદલામાં વેડફી દેવું બુદ્ધિમત્તા નથી. ત્રણે લોકોનું રાજ્ય અનિત્ય છે, ભગવાનના નામનું ફળ નિત્ય છે. નામ-જપનું ફળ તો ભગવત્પ્રાપ્તિ જ છે. અમુક પ્રેમી મહાત્માઓ

તો એવા હોય છે જેઓ નામ-જપ કેવળ નામ-જપ ખાતર જ કરે છે. તેઓ ભગવત્પ્રાપ્તિરૂપી ફળ પણ નથી ઈચ્છતા. માટે ભગવાનના કોઈ પણ નામનો જપ ભલે કરવામાં આવે, બધાં નામો મંગલમય છે; પણ નિષ્કામ તથા પ્રેમભાવથી જપવાનું ખાસ મહત્ત્વ છે. શ્રી ભગવાને ગીતામાં સૌ યજ્ઞો કરતાં જ્ઞાન-યજ્ઞને શ્રેષ્ઠ જણાવ્યો છે.

**શ્રેયાન્દ્રવ્યમયાદ્યજ્ઞાજ્જ્ઞાનયજ્ઞઃ પરન્તપ ।**
**સર્વં કર્માખિલં પાર્થ જ્ઞાને પરિસમાપ્યતે ॥**

(ગીતા ૪/૩૩)

'હે પરંતપ! દ્રવ્યમય યજ્ઞની અપેક્ષાએ જ્ઞાનયજ્ઞ ઘણો ચઢિયાતો છે તથા હે પાર્થ! સઘળાં કર્મો જ્ઞાનમાં સમાપ્તિને પામે છે.'

આ રીતે જ્ઞાનયજ્ઞને સૌના કરતાં શ્રેષ્ઠ જણાવ્યો, પણ એને પોતાનું સ્વરૂપ નથી જણાવ્યું. પણ જપયજ્ઞને તો **'યજ્ઞાનાં જપયજ્ઞોઽસ્મિ'** (ગીતા ૧૦/૨૫) કહીને એમ જ કહી દીધું છે કે 'સર્વ પ્રકારના યજ્ઞોમાં જપયજ્ઞ તો હું જ છું.'

માટે ભગવાનના કોઈ પણ નામનો જપ કોઈ પણ કાળમાં કોઈ પણ નિમિત્તે કોઈના પણ દ્વારા ગમે તે રીતે કરવામાં આવે, એ પરમ કલ્યાણ કરનાર જ છે. તો જે શ્રદ્ધાપ્રેમપૂર્વક અર્થસહિત નિષ્કામભાવે અને ગુપ્તરૂપે નામ-જપ કરવામાં આવે છે, એ તો એ જ ક્ષણે પરમ કલ્યાણરૂપી ફળ આપનાર હોય છે. ભગવત્પ્રાપ્તિ તો કોઈ રીતે પણ નામ-જપ કરવાથી થઈ જાય છે, પણ એ કાળાંતરે થાય છે. હા, અંતસમય માટે કોઈ શરત નથી. ભગવાન પરમ દયાળુ છે, એમણે દયા કરીને જ જીવને આ મોક્ષોપયોગી મનુષ્ય-શરીર આપ્યું છે અને એ જ દયામયે એવું વિધાન પણ કરી દીધું છે કે અંતકાળે કોઈ રીતે પણ જે મારું નામ-સ્મરણ કરી લેશે એને મારી પ્રાપ્તિ થઈ જશે. કોઈને ફાંસીની સજાની આજ્ઞા થતાં જ્યારે સામાન્ય રાજનિયમ અનુસાર પણ પ્રભુ પહેલાં એ માણસની ઈચ્છા પૂરી કરવાની વ્યવસ્થા કરી આપવામાં આવે છે, તો પરમ દયાળુ પરમ સુહૃદ સર્વસમર્થ પ્રભુ મનુષ્ય-જીવનના અંતકાળે જીવની સાથે આવું દયાળું વર્તન કરે, એ ઉચિત જ છે.

આવા પરમ કારુણિક પરમ પ્રેમી સર્વશક્તિમાન સર્વવ્યાપી પરમાત્માને વિસારીને એક ક્ષણ માટે બીજી વસ્તુનું ચિંતન કે સેવન કરવું એ મોટી મૂર્ખામી સિવાય બીજું કશું નથી. ભગવાને સ્વયં ચેતવણી આપતાં કહ્યું છે–

**અનિત્યમસુખં લોકમિમં પ્રાપ્ય ભજસ્વ મામ્ ॥**

(ગીતા ૯/૩૩)

'તું સુખ વિનાનું અને ક્ષણભંગુર આ મનુષ્ય-શરીર પામીને નિરંતર મને જ ભજ.'

આ કથનથી એવો ધ્વનિ નીકળે છે કે આ શરીર ઘણું દુર્લભ છે, પણ છે નાશવંત અને સુખ વિનાનું. દુર્લભતા એટલા જ માટે છે કે આ શરીરથી જ પરમ કલ્યાણ થઈ શકે છે. આવા શરીરને પામીને તો બધો વખત ભગવાનને જ ભજવા જોઈએ. ભજવામાં નહીં આવે અને અજ્ઞાનને કારણે સુખરૂપ ભાસતા વિષય-ભોગોમાં મન ફસાઈ જશે તો સુખ તો મળશે જ નહીં (કેમકે ભગવાનને છોડીને જગતમાં ક્યાંય સુખ છે જ નહીં, એ તો સુખરહિત છે) અને સત્વરે જ શરીરનો નાશ થઈ જવાથી મનુષ્યશરીરમાં મુક્તિના અધિકારરૂપી હાથમાં આવેલો સુઅવસર પણ જતો રહેશે.

એ યાદ રાખવું કે સંસારમાં ભગવાનને ભજવા સમાન બીજી કોઈ વસ્તુ છે જ નહીં. આ તત્ત્વને જેઓ જાણી લે છે એ તો એક ક્ષણ માટે પણ ભગવાનને નથી ભૂલી શકતા. ભગવાને કહ્યું છે–

**યો મામેવમસમ્મૂઢો જાનાતિ પુરુષોત્તમમ્ ॥**
**સ સર્વવિદ્ભજતિ માં સર્વભાવેન ભારત ॥**
(ગીતા ૧૫/૧૯)

'હે ભરતવંશી! જે જ્ઞાની માણસ મને આ રીતે તત્ત્વથી પુરુષોત્તમસ્વરૂપે જાણે છે, એ સર્વજ્ઞ માણસ સર્વ રીતે નિરંતર મુજ વાસુદેવ પરમેશ્વરને જ ભજે છે.' કેમકે, અનંત બ્રહ્માંડોના સમસ્ત ઐશ્વર્યસુખને એક બાજુ મૂકવામાં આવે અને ભગવાનનો ક્ષણ જેટલા સમયનો જપ કે સ્મરણ એક બાજુ મૂકવામાં આવે તો પણ એ ઐશ્વર્યસુખ આ જપ-કીર્તનની બરોબરી નથી કરી શકતું. અસંખ્ય બ્રહ્માંડ તો ભગવાનના એક અંશમાં રહેલાં છે. ભગવાન સમાન તો ભગવાન જ છે અને ભગવાનનું નામ ભગવાનથી અભિન્ન છે. માટે નામ-જપ સાથે કોઈની તુલના ન થઈ શકે. માટે આપણે સૌએ શ્રદ્ધાપૂર્વક નિષ્કામ પ્રેમભાવે નિત્ય-નિરંતર ભગવાનના નામનું જ જપ-કીર્તન અને સ્મરણ કરવું.



## ધ્યાન અને માનસપૂજા

સાકાર અને નિરાકાર બંનેની ઉપાસનામાં ધ્યાન સૌથી આવશ્યક અને મહત્ત્વપૂર્ણ સાધન છે. ગીતામાં પણ શ્રીકૃષ્ણ ભગવાને ધ્યાનનો ઘણો મહિમા ગાયેલ છે. જ્યાં જ્યાં તેમનો ઉચ્ચતમ ઉપદેશ આવેલો છે, ત્યાં ત્યાં તેમણે મનને પોતાનામાં (ભગવાનમાં) પરોવી દેવાની અર્જુનને આજ્ઞા કરેલી છે. યોગશાસ્ત્રમાં તો ધ્યાનનું સ્થાન ઘણું ઊંચું છે જ. ધ્યાનના પ્રકાર પણ ઘણા છે. સાધકે પોતાની રુચિ, ભાવના અને અધિકાર અનુસાર તથા અભ્યાસની સુગમતા લક્ષમાં લઈને કોઈ પણ એક સ્વરૂપનું ધ્યાન ધરવું જોઈએ. સાથે એ પણ સ્મરણમાં રાખવું જોઈએ કે નિર્ગુણ-નિરાકાર તથા સગુણ-સાકાર ભગવાન ખરેખર તો એક જ છે. એક જ પરમાત્માનાં અનેક દિવ્ય પ્રકાશમય સ્વરૂપ છે. આપણે તેમાંથી કોઈ પણ એક સ્વરૂપનો આશ્રય લઈને પરમાત્માને પામી શકીએ છીએ; કેમ કે વાસ્તવમાં પરમાત્મા તેનાથી અભિન્ન છે. ભગવાનના પરમ ભાવને સમજીને કોઈ પણ પ્રકારે તેમનું ધ્યાન ધરવામાં આવે તો અંતે તો એ જ ભગવાનની પ્રાપ્તિ થશે, જે ભગવાન સર્વથા અચિન્ત્યશક્તિવાળા, અચિન્ત્ય અનંત ગુણોથી યુક્ત, અનંત દયાળુ, અપાર મહિમાવાળા, સર્વવ્યાપી, સૃષ્ટિના સર્જક, સર્વરૂપ, સ્વયંપ્રકાશ, સર્વના આત્મા, સર્વના દ્રષ્ટા, સર્વોપરિ, સર્વના ઈશ્વર, સર્વજ્ઞ, સર્વના મિત્ર, અજન્મા, અવિનાશી, અકર્તા, દેશકાળથી પર, સર્વથી પર, ત્રણે ગુણોથી પર, રૂપથી પર, ન ચિંતવી શકાય તેવા સ્વરૂપવાળા અને હંમેશાં પોતાના મહિમામાં જ પ્રતિષ્ઠિત, સદ્ અને અસદ્‌થી વિલક્ષણ, એકમાત્ર પરમ અને ચરમ સત્ય છે. આથી સાધકે પોતાના મનને અહીંતહીં ભટકવા દીધા સિવાય પોતાના ઈષ્ટ સ્વરૂપમાં અત્યંત આદરબુદ્ધિ ધારણ કરીને પરમ ભાવથી તેમનું જ ધ્યાન ધરવાનો અભ્યાસ કરવો જોઈએ.

શ્રીમદ્‌ભગવદ્‌ગીતાના છઠ્ઠા અધ્યાયના અગિયારમાથી તેરમા શ્લોક સુધીમાં વર્ણવ્યા પ્રમાણે એકાંત, પવિત્ર અને સાત્ત્વિક સ્થાનમાં સિદ્ધ, સ્વસ્તિક, પદ્માસન અથવા અન્ય કોઈ સુખપૂર્વક થઈ શકે તેવા આસન વડે બેસીને ઊંઘનો ભય ન હોય તો આંખો બંધ રાખીને, નહીં તો આંખોને ભગવાનની મૂર્તિ પર સ્થિર

કરીને અથવા આંખોની દૃષ્ટિને નાકના અગ્રભાગ પર સ્થિર કરીને દરરોજ ઓછામાં ઓછા ત્રણ કલાક, બે કલાક કે એક કલાક – જેટલો સમય મળે તેટલા સમય સુધી સાવધાનીપૂર્વક લય, વિક્ષેપ, કષાય, રસાસ્વાદ, આળસ, પ્રમાદ, દંભ વગેરે દોષોથી બચીને શ્રદ્ધાભક્તિપૂર્વક તત્પર થઈને ધ્યાનનો અભ્યાસ કરવો જોઈએ. ધ્યાન કરતી વખતે શરીર, મસ્તક અને ડોક સીધાં રહેવાં જોઈએ અને કરોડ પણ સીધી રહેવી જોઈએ. ધ્યાન કરવા માટે સમય અને સ્થાન પણ નિશ્ચિત કરાયેલાં હોવા જરૂરી છે.

ઉપર લખ્યા મુજબ એકાંતમાં આસન પર બેસીને સાધકે દૃઢ નિશ્ચય સાથે નીચે લખેલ ધારણા કરવી જોઈએ.

## નિર્ગુણ-નિરાકારનું ધ્યાન

### (૧)

એક સત્ય, સનાતન, અસીમ, અનંત, વિજ્ઞાનાનંદઘન, પૂર્ણ-બ્રહ્મ પરમાત્મા જ પરિપૂર્ણ છે. એમના સિવાય અન્ય કાંઈ છે નહિ, હતું નહિ અને હશે પણ નહિ. તે પરબ્રહ્મનું જ્ઞાન પણ તે પરબ્રહ્મને જ છે; કેમકે તેઓ જ જ્ઞાનસ્વરૂપ છે. એમના સિવાય અન્ય જે કાંઈ પ્રતીત થાય છે, તે બધું માત્ર કલ્પના છે. ખરી રીતે તો તેઓ જ તે સર્વકાંઈ છે.

આના પછી ચિત્તમાં જે કોઈ વસ્તુની સ્ફુરણા થાય, તેને કલ્પનારૂપ સમજીને તેનો ત્યાગ (અભાવ) કરી દેવો. એક પરમાત્મા સિવાય કોઈની પણ સત્તા ન રહેવા દેવી. જે કાંઈ પ્રતીત થાય છે તે ખરેખર છે જ નહિ એવો દૃઢ નિશ્ચય કરવો. સ્થૂળ શરીર, જ્ઞાનેન્દ્રિયો, મન, બુદ્ધિ વગેરે કાંઈ પણ નથી. આમ અભાવ (ન હોવાનો ભાવ) કરતાં કરતાં બધાંનો અભાવ થઈ જતાં અંતમાં એ સર્વનો અભાવ કરનારી બુદ્ધિની એક શુદ્ધ વૃત્તિ બાકી રહે છે, પરંતુ અભ્યાસની દૃઢતાથી આ દૃશ્ય-પ્રપંચનો સુનિશ્ચિતપણે અભાવ થતાં આગળ ઉપર તે પણ આપોઆપ શાંત થઈ જાય છે. એ બુદ્ધિને શુદ્ધવૃત્તિનો ત્યાગ કરવો નથી પડતો, તે આપોઆપ જ થઈ જાય છે. અહીં ત્યાગ, ત્યાગી અને ત્યાજ્યની કલ્પના બિલકુલ નથી રહેતી, એટલે વૃત્તિનો ત્યાગ કરવામાં નથી આવતો પણ તે, જેમ બળતણના અભાવે અગ્નિનો થાય તેમ એમ જ થઈ જાય છે. આ પછી જે કાંઈ બાકી બચે છે, તે જ વિજ્ઞાનાનંદઘન પરમાત્મા છે. તે અસીમ, અનંત, નિત્યબોધસ્વરૂપ, સત્ય અને કેવળ છે. તે જ **'સત્યં જ્ઞાનમનન્તં બ્રહ્મ'** છે. તે પરમ આનંદમય છે. પરિપૂર્ણ જ્ઞાનાનંદમય છે, પરંતુ તે આનંદસ્વરૂપ બુદ્ધિથી પામી શકાય તેવું નથી, અચિંત્ય છે – કેવળ અચિંત્ય છે.

આ પ્રમાણે વિચારપૂર્વક દૃશ્યપ્રપંચનો સંપૂર્ણપણે અભાવ કરીને અભાવ કરનારી વૃત્તિને પણ બ્રહ્મમાં લીન કરી દેવી જોઈએ.

### (૨)

આ આખું જગત માયામય છે. એક સચ્ચિદાનંદઘન પરમાત્મા બ્રહ્મ જ સત્ય તત્ત્વ છે. એમના સિવાય જે કાંઈ પ્રતીત થાય છે, બધું જ અનાત્મ છે, અવસ્તુ છે. એમના સિવાય કોઈ વસ્તુ છે જ નહિ. કાળ અને દેશ પણ એમના સિવાય બીજું કાંઈ નથી. એક માત્ર તેઓ જ છે અને તેમનું એ જ્ઞાન પણ તેમને જ છે. તેઓ નિત્યજ્ઞાનસ્વરૂપ, સનાતન, નિર્વિકાર, અસીમ, અપાર, અનંત, અકળ અને અનવદ્ય પરમાનંદમય છે. તેઓ સદ્‌અસદ્‌થી વિલક્ષણ અચિંત્યાનંદસ્વરૂપ છે.

આ પ્રમાણે બધી જ અનાત્મવસ્તુઓનો અભાવ કરીને પરમાત્માના આનંદમય સ્વરૂપમાં

ચિત્તવૃત્તિને સ્થિર કરવી. વારંવાર આનંદની પુનરાવૃત્તિ કરતાં સાધકે એવો દૃઢ નિશ્ચય કરવો કે પોતે અસીમ આનંદ છે, ઘનાનંદ છે, અચલ આનંદ છે, શાંત આનંદ છે, કૂટસ્થ આનંદ છે, ધ્રુવ આનંદ છે, નિત્ય આનંદ છે, બોધસ્વરૂપ આનંદ છે, જ્ઞાનસ્વરૂપ આનંદ છે, પરમ આનંદ છે, મહાન આનંદ છે, અનંત આનંદ છે, અવ્યય આનંદ છે, અનામય આનંદ છે, અકળ આનંદ છે, અમલ આનંદ છે, અજ આનંદ છે, ચિન્મય આનંદ છે, કેવલ આનંદ છે, એક માત્ર આનંદ જ આનંદ છે – પરિપૂર્ણાનંદ છે. આનંદ સિવાય અન્ય કાંઈ છે જ નહિ.

આ પ્રકારે આનંદમય બ્રહ્મનું ચિંતન કરતા સાધકે પોતાનાં મનબુદ્ધિને નિત્ય વિજ્ઞાનાનંદઘન પરમાત્મામાં વિલીન કરવાં જોઈએ.

(૩)

જેમ ઓરડામાં રાખેલા ઘડામાંનું આકાશ (ઘડાની અંદરનું પોલાણ) ઓરડાના આકાશથી ભિન્ન નથી અને ઓરડાનું આકાશ પેલા મહાન વિસ્તૃત આકાશથી ભિન્ન નથી, ઓરડા અને ઘડાની ઉપાધિને કારણે જ ઘટાકાશ-મઠાકાશ આદિ ભેદને લીધે નાનાંમોટાં ઘણાં આકાશ પ્રતીત થાય છે, ખરેખર તો સર્વને પોતાની અંદર અવકાશ આપનાર એક જ મહાન આકાશ સર્વત્ર પરિપૂર્ણ છે. ક્ષુલ્લક દેખાતું ઘડાનું આકાશ જો પોતાની ઘડાના આકારની ઉપાધિરૂપ અલ્પ સીમાનો ત્યાગ કરી મહાન આકાશમાં સ્થિતિ કરે – જે તેનું વાસ્તવિક સ્વરૂપ છે અને તેની મહાન દૃષ્ટિથી જુએ તો તેને ખબર પડે કે સઘળું એનામાં જ કલ્પિત છે, સઘળાંની અંદર-બહાર કેવળ તે જ ભર્યું પડેલ છે. અંદર-બહાર જ નહિ, ઘડાનું નિર્માણ જે ઉપાદાન કારણથી થયું છે, તે ઉપાદાન કારણ પણ મૂળમાં ખરેખર તે જ છે. એના સિવાય અન્ય કાંઈ છે જ નહિ. તે રીતે જ એક માત્ર ચેતન આત્મા સર્વત્ર પરિપૂર્ણ છે. ઉપાધિ-ભેદથી જ આ વિભિન્નતા પ્રતીત થાય છે. આ પ્રમાણે વિચાર કરીને સાધક પોતે વ્યષ્ટિશરીરમાંથી આત્મરૂપ 'હું'ને અલગ કરી સમષ્ટિરૂપ પરમાત્મામાં સ્થિતિ કરે અને પછી પોતાનાં સમબુદ્ધિ રૂપી નેત્રોથી સમસ્ત વિશ્વને પોતાના શરીરસહિત એમાં કલ્પિત જુએ અને એ પણ જુએ કે એમાં જે કાંઈ પણ ક્રિયા થઈ રહી છે, બધી પરમાત્માની અંદર પરમાત્માના સંકલ્પથી જ થઈ રહી છે. બધાંનું નિમિત્ત અને ઉપાદાન કારણ કેવળ પરમાત્મા જ છે. તે જ સર્વરૂપ છે અને હું તેનાથી અભિન્ન છું.

ખરેખર તો જડ, પરિણામી, શૂન્ય, વિકારી, સીમિત અને અનિત્ય આકાશ સાથે ચેતન, સદા એકરસ, સચ્ચિદાનંદઘન, નિર્વિકાર, અસીમ અને નિત્ય પરમાત્માની સરખામણી થઈ જ ન શકે. આ દૃષ્ટાંત તો કેવળ આંશિકરૂપથી સમજવા માટે જ છે. ઉપર્યુક્ત ધ્યાન વ્યવહારકાળમાં પણ કરી શકાય છે.

## ભગવાન શ્રીરામનું ધ્યાન

(૧)

મિથિલાપુરીમાં મહારાજ જનકના દરબારમાં ભગવાન શ્રીરામ પોતાના નાના ભાઈ શ્રીલક્ષ્મણજી સાથે પધારે છે. ભગવાન શ્રીરામ નવીન નીલમેઘ જેવી દૂર્વાના અગ્રભાગ સમાન હરિત આભાયુક્ત સુંદર શ્યામવર્ણ અને શ્રીલક્ષ્મણજી સુવર્ણની આભા સમાન ગૌરવર્ણ છે. બંને એટલા સુંદર છે કે જગતની બધી શોભા અને બધું સૌંદર્ય તેમના સૌંદર્યસમુદ્ર આગળ એક જલકણ પણ નથી. તેઓની કિશોર અવસ્થા છે. ધનુષ-બાણ અને ભાથાં ધારણ કરેલાં છે. કેડ પર સુંદર દિવ્ય પીતાંબર શોભે છે. ગળામાં

મોતીઓની, મણિઓની અને સુંદર સુગંધિત તુલસીમિશ્રિત પુષ્પોની માળાઓ ધારણ કરેલ છે. વિશાળ અને બલિષ્ઠ સુંદર ભુજાઓ રત્નજડિત કડાંઓ તથા બાજુબંધથી શોભે છે. ઊંચા અને પુષ્ટ ખભા છે. અતિસુંદર ચિબુક છે, અણિયાળી નાસિકા છે, કાનોમાં મકરાકાર સુવર્ણકુંડળો ઝૂલી રહ્યાં છે, સુંદર લાલાશયુક્ત ગાલ છે. લાલ લાલ અધરો છે. એમનાં સુંદર મુખ શરદપૂર્ણિમાના ચંદ્રને પણ નીચું જોવરાવે છે. કમળ સમાન ખૂબ પ્રિય લાગતાં એમનાં વિશાળ નેત્ર છે. કામદેવનું પણ મન હરી લે તેવું સુંદર તેમનું મધુર હાસ્ય ચંદ્રમાનાં કિરણોનો તિરસ્કાર કરે છે. વાંકી ભમર છે. પહોળા અને ઉન્નત લલાટ પર ઊર્ધ્વપુણ્ડ્ર તિલક શોભે છે. કાળા વાંકડિયા સુંદર વાળને જોઈને ભમરાઓની પંક્તિઓ પણ લજ્જા અનુભવે છે. મસ્તક પર સુંદર સુવર્ણમુકુટ શોભે છે. ખભા પર જનોઈ શોભિત થઈ રહી છે. મત્ત ગજરાજની ગતિથી ચાલી રહ્યા છે. તેમની સુંદરતા એટલી છે કે કરોડો કામદેવોની ઉપમા પણ તેમને માટે તુચ્છ છે.

(૨)

અત્યંત મનોહર ચિત્રકૂટ પર્વત પર વટવૃક્ષની નીચે ભગવાન શ્રીરામ, ભગવતી શ્રીસીતાજી અને શ્રીલક્ષ્મણજી ખૂબ સુંદર રીતે વિરાજે છે. ભૂરા અને પીળા કમળ સમાન કોમળ અને અત્યંત તેજસ્વી તેમનાં શ્યામ અને ગૌર શરીર જાણે ચિત્રકૂટરૂપી કામ-સરોવરમાં પ્રેમરૂપ અને શોભામય કમળ ખીલ્યાં હોય તેવાં દેખાય છે. તેઓ નખશિખ પરમ સુંદર, સર્વથા અનુપમ અને નિત્ય દર્શનીય છે. ભગવાન રામ અને લક્ષ્મણની કેડ પર મનોહર વલ્કલ અને ભાથાં બાંધેલાં છે. શ્રીસીતાજી લાલ વસ્ત્ર અને અનેકવિધ અલંકારોથી સુશોભિત છે. બંને ભાઈઓનાં વક્ષઃસ્થળ અને ખભા વિશાળ છે. ખભા પર યજ્ઞોપવીત અને વલ્કલનાં વસ્ત્રો ધારણ કરેલ છે. ડોકમાં સુંદર પુષ્પોની માળાઓ છે. તેમની ભુજાઓ અતિ સુંદર છે. કરકમળોમાં સુંદર ધનુષબાણ શોભે છે. પરમ શાંત, પરમ પ્રસન્ન, મનોહર મુખમંડળની શોભાએ કરોડો કામદેવોને જીતી લીધા છે. તેમનું સ્મિત અત્યંત મધુર અને મનને હરી લે તેવું છે. કાનોમાં પુષ્પકુંડળો શોભે છે. સુંદર લાલિમાયુક્ત કપોલ છે. તેમનાં નેત્રો મોટાં કમળ સમાન કમનીય છે અને મધુર આનંદનો જ્યોતિપ્રવાહ વહાવી રહેલ છે. વિશાળ લલાટમાં ઊભાં તિલક કરેલ છે અને માથા પર જટાઓના મુકુટ ખૂબ મનોહર લાગે છે. પ્રભુની આ વૈરાગ્યપૂર્ણ મૂર્તિ અતિસુંદર દેખાય છે.

## ભગવાન શ્રીકૃષ્ણનું ધ્યાન

(૧)

નાનકડા ગોપાલ નંદબાબાના આંગણામાં ઠુમક-ઠુમક નાચે છે. નવીન મેઘ સમાન શ્યામ આભાવાળો તેમનો સુંદર વર્ણ આંખોને મનોહર લાગે છે. શ્યામ શરીર પર માતાએ પહેરાવેલ અત્યંત બારીક ચમકતો પીળો રેશમી ઝભો જાણે કાળી ઘનઘોર ઘટામાં ઈન્દ્રધનુષ શોભે તેમ શોભી રહેલ છે. તેઓ સુંદર નાનાં નાનાં લાલ આભાવાળાં મનોહર ચરણકમળો ધરાવે છે. ચરણનખોમાંથી નીકળતાં કિરણોની જ્યોતિ ચરણ કમળ પર પડવાથી ખૂબ સુશોભિત દેખાઈ રહી છે. ચરણોમાં નૂપુરોનો અને કેડમાં કંદોરાનો મધુર ધ્વનિ થઈ રહ્યો છે, જેનાથી સાંભળનારના હૃદયમાં આનંદ વ્યાપી જાય છે. તેમનું ઉદર સુંદર ત્રિવલ્લીથી શોભે છે. ઊંડી નાભિ છે, હૃદય પર ગજમુક્તાઓ ને રત્નોની તથા સુંદર સુગંધિત પુષ્પોની અને તુલસીની માળાઓ શોભે છે. ડોકમાં ગુંજાહાર છે, કૌસ્તુભમણિ છે અને

પહોળા વક્ષ:સ્થળ પર શ્રીવત્સનું ચિહ્ન ધારણ કરેલ છે. તેમનું મનોહર મુખકમળ અત્યંત રમણીય અને જ્ઞાનીજનોના મનને પણ મોહ પમાડે તેવું છે. તેમનું સ્મિત ખૂબ જ મીઠું લાગે છે. કાનોમાં કુંડળો ઝળહળ થઈ રહ્યાં છે. ગુલાબી રંગના ગોળ લાલ કુંડળોના પ્રકાશથી ચમકી રહ્યાં છે. લાલ લાલ હોઠ ખૂબ જ કોમળ અને મનોહર છે. તેમનાં કમળ સમાન નેત્ર અણીદાર અને વિશાળ છે. તેમાંથી આનંદ, પ્રેમ અને રસનો વિદ્યુતપ્રવાહ સતત વહેતો રહી બધાંને પોતાના તરફ આકર્ષી રહેલ છે. નેત્રોની મનોહરતાએ બધાંનાં હૃદયો આનંદ અને પ્રેમથી ભરી દીધાં છે. ઊંચું લલાટ છે. મસ્તક પર મોરપીંછનો મુકુટ પહેરેલો છે. વિચિત્ર આભૂષણો અને નવાં નવાં કોમળ પાંદડાંઓથી આખા શરીરને શણગાર્યું છે. તેમના અંગેઅંગમાંથી કરોડો કામદેવો પર વિજય પ્રાપ્ત કરનારી સુંદરતા ટપકી રહી છે. ઊછળતા, કૂદતા, હસતા, જોરથી મધુર અવાજો કરતા, વચ્ચે વચ્ચે માતા યશોદાની તરફ તાકી રહે છે. માતા અતૃપ્ત અને નિર્નિમેષ આંખો દ્વારા ભુવનમોહન લાલની મનોહર માધુર્યભરી છવિ નિહાળી નિહાળી અત્યંત મુગ્ધ થઈ રહ્યાં છે.

(૨)

કુરુક્ષેત્રમાં બંને સેનાઓની વચ્ચે અર્જુનનો દિવ્ય રથ ઊભેલો છે. સર્વત્ર જાણે શાંતિ છવાયેલી છે. રથના આગળના ભાગ પર વીરવેષમાં કવચ-કુંડળધારી ભગવાન શ્રીકૃષ્ણ વિરાજેલા છે. શ્યામ વર્ણ છે. શરીર પર પીતાંબર શોભી રહ્યું છે. જગતની બધી સુંદરતા તેમની સુંદરતા પર ઓવારી રહી છે. પરમ સુંદર મુખકમળ પ્રફુલ્લિત છે; શાંત છે અને પોતાના તેજ દ્વારા સર્વને પ્રકાશિત કરી રહેલ છે. કાનોમાં મકરાકૃતિ કુંડળ છે. લાલ કમળ સમાન વિશાળ નેત્રોમાંથી જ્ઞાનની દિવ્ય જ્યોતિ પ્રસ્ફુટિત થઈ રહી છે. કાળા વાંકડિયા સુંદર કેશ છે. માથા ઉપર રત્નજડિત સ્વર્ણમુકુટ શોભે છે. એક હાથમાં ઘોડાની લગામ છે. ચાબુક બાજુમાં રાખેલ છે અને બીજો હાથ જ્ઞાનમુદ્રાથી શોભી રહ્યો છે. રથના પાછળના ભાગમાં બેઠેલા અર્જુન અત્યંત કરુણભાવ વડે શરણાગતિપૂર્વક ભગવાન તરફ જોઈ રહ્યા છે અને શ્રીભગવાન ખૂબ શાંતિ અને ધીરતાપૂર્વક આશ્વાસન આપી રહેલા છે તથા પોતાના મધુર સ્મિત વડે અર્જુનના વિષાદને નષ્ટ કરતા તેને ગીતાનો મહાન ઉપદેશ આપી રહ્યા છે.

**ભગવાન શ્રીશિવનું ધ્યાન**

સુંદર કૈલાસ પર્વત પર ભગવાન શ્રીશંકર વિરાજમાન છે. લાલ આભાયુક્ત સુંદર ગૌર વર્ણ છે. રત્નસિંહાસન પર મૃગચર્મ બિછાવેલ છે. તેના ઉપર તેઓ બિરાજેલા છે. ચાર ભુજાઓ છે, જમણા ઉપરના હાથ વડે જ્ઞાનમુદ્રા કરેલી છે, નીચેના હાથમાં પરશુ છે, ડાબો ઉપરનો હાથ મૃગમુદ્રાથી શોભી રહ્યો છે, નીચેનો હાથ સાથળ પર રાખેલ છે. ગળામાં રુદ્રાક્ષની માળા છે, સાપ વીંટળાયેલ છે, કાનોમાં કુંડળ શોભે છે. લલાટ પર ત્રિપુંડ શોભી રહ્યું છે, ત્રણ સુંદર નેત્રો છે, નેત્રોની દૃષ્ટિ નાસિકા પર સ્થિર થયેલ છે; મસ્તક પર અર્ધચન્દ્ર છે, મસ્તક પર જટાજૂટ શોભી રહેલ છે. મુખ અત્યંત પ્રસન્ન છે. દેવો અને ઋષિઓ ભગવાનની સ્તુતિ કરી રહ્યા છે. અત્યંત સુંદર વિજ્ઞાનાનંદમય સ્વરૂપ છે.

**ભગવાન શ્રીવિષ્ણુનું ધ્યાન અને માનસપૂજા**

**સશઙ્ખચક્રં સકિરીટકુણ્ડલં**
**સપીતવસ્ત્રં સરસીરુહેક્ષણમ્ ।**
**સહારવક્ષ:સ્થલકૌસ્તુભશ્રિયં**
**નમામિ વિષ્ણું શિરસા ચતુર્ભુજમ્ ॥**

'ભગવાને શંખ અને ચક્ર (તથા ગદા-પદ્મ) ધારણ કરેલ છે, તેમના મસ્તક પર સુંદર મુકુટ અને કાનોમાં કુંડળ છે, તેમણે પીતાંબર પહેરેલ છે, નેત્રો કમલદળ જેવાં કોમળ, વિશાળ અને ખીલેલાં છે, વક્ષઃસ્થળ પર કૌસ્તુભમણિ, રત્નોનો ચન્દ્રહાર અને શ્રીવત્સનું ચિહ્ન સુશોભિત છે; આવા ચતુર્ભુજ ભગવાન વિષ્ણુને હું મસ્તકથી નમસ્કાર કરું છું.'

મહાન તપસ્વી પરમ ભક્ત શ્રીધ્રુવજી '**ૐ નમો ભગવતે વાસુદેવાય**' એ દ્વાદસાક્ષર મંત્રનો જપ કરતા હતા અને ભગવાન શ્રીવિષ્ણુના ચતુર્ભુજ સ્વરૂપનું ધ્યાન કરતા રહેતા હતા.

ધ્યાન સમયે પ્રથમ 'નારાયણ' નામનો ઉચ્ચાર કરી ભગવાનનું આહ્વાન કરવું જોઈએ. 'નારાયણ' ભગવાન વિષ્ણુનું નામ છે. નારાયણ શબ્દમાં ચાર અક્ષર છે – નારાયણ તથા ભગવાન વિષ્ણુને ચાર ભુજાઓ છે, આયુધો પણ ચાર છે – શંખ, ચક્ર, ગદા, પદ્મ આવા ભગવાન વિષ્ણુનું ધ્યાન કરવું જોઈએ. ભગવાનનું સ્વરૂપ ઘણું જ અદ્ભુત અને સુંદર છે. ભગવાનનું ધ્યાન પહેલાં બહાર આકાશમાં કરવું, જાણે ભગવાન આકાશમાં પ્રકટ થયા છે અને આકાશમાં રહ્યા રહ્યા આપણા ઉપર પોતાના દિવ્ય ગુણોની એવી વર્ષા કરી રહ્યા છે કે આપણે અનુપમ આનંદનો અનુભવ કરતાં કરતાં આનંદમુગ્ધ થઈ રહ્યાં છીએ. જેમ પૂર્ણિમાનો ચંદ્ર આકાશમાં રહીને અમૃતની વર્ષા કરે છે, તેવી રીતે જ આકાશમાં રહીને ભગવાન પોતાના ગુણોની વર્ષા કરી રહ્યા છે. ક્ષમા, શાંતિ, સમતા, જ્ઞાન, વૈરાગ્ય, દયા, પ્રેમ અને આનંદની જાણે સતત વર્ષા થઈ રહી છે અને આપણે બધાં તેમાં સંપૂર્ણ મગ્ન થઈ રહ્યાં છીએ. ત્યાર પછી ભગવાન આકાશમાં આપણાથી થોડે દૂર ઊભેલા છે એ પ્રમાણે જોવું, તેમનો આકાર આશરે ૫½ ફૂટ લાંબો અને આશરે ૧-૧।। ફૂટ સામેથી પહોળો છે. ભગવાનના શ્રીઅંગનો વર્ણ આકાશ જેવો નીલ છે; પરંતુ તે નીલિમા સાથે જ ભગવાનમાં અત્યંત ઊજ્જ્વળ દિવ્ય પ્રકાશ છે. આથી જ નીલિમાની સાથે તે પ્રકાશની ઉજ્જ્વળતાનું સંમિશ્રણ થઈને એક વિલક્ષણ વર્ણની જ્યોતિ બની ગઈ છે. આમ ભગવાનનો ચમકતો નિલોજ્જ્વલ સુંદર વર્ણ છે. ભગવાનનું શરીર દિવ્ય ભગવત્સ્વરૂપ જ છે. આપણાં શરીરોની ધાતુ પાર્થિવ છે, ભગવાનનો શ્રીવિગ્રહ તેજસ્વી ધાતુનો અને ચિન્મય (ચેતન) છે. સૂર્ય લાલ રંગનો છે, કિંતુ પ્રકાશ વિશેષ હોવાથી તથા નજીક આવવાથી તે શ્વેતોજ્જ્વલ રંગનો દેખાય છે, એ પ્રમાણે ભગવાનનું સ્વરૂપ નીલવર્ણનું હોવા છતાં મહાન પ્રકાશ હોવાને લીધે તેમ જ નજીક આવવાથી તે જ્યોતિર્મય શ્વેતવર્ણ જેવો દેખાય છે. સૂર્યના તેજમાં ઘણી મોટી ગરમી રહે છે, પરંતુ ભગવાનના તેજોમય સ્વરૂપમાં દિવ્ય અને સોહામણી શીતળતા છે. તે અપાર શાંતિમય છે. ભગવાનનાં ચરણયુગલ ખૂબ જ સુંદર અને સુકોમળ છે. ભગવાનનાં ચરણનાં તળિયાંમાં ગુલાબી રંગની ઝલક છે તથા સુંદર સુંદર રેખાઓ છે – ધ્વજા, પતાકા, વજ્ર, અંકુશ, યવ, ચક્ર, શંખ તથા ઊર્ધ્વ રેખા આદિ. ભગવાન આકાશમાંથી નીચે ઊતરી આવ્યા છે. એમનાં શ્રીચરણો જમીનને અડકતાં નથી. દેવતાઓ પણ આકાશમાં સ્થિત રહે છે, જમીન પર ઊતરતા નથી, જ્યારે આ તો દેવોના પણ પરમ દેવ છે. ભગવાનનાં સુંદર સુકોમળ ચરણકમળ ઘણાં જ સુંવાળાં છે. એમની આંગળીઓ વિશેષ શોભાયુક્ત છે. તેમનાં ચરણના નખોની દિવ્ય જ્યોતિ ચમકી રહી છે. ભગવાને પીતાંબર ધારણ

કરેલ છે અને જેમ એમનાં ચરણ ચમકતાં, સુંદર, સુકોમળ છે તેમજ તેમની પિંડીઓ અને બંને ગોઠણ તથા જાંઘો પણ છે. ભગવાનનો કટિપ્રદેશ ઘણો પાતળો છે, તેના પર રત્નજડિત મેખલા શોભે છે. નાભિ ઊંડી છે અને પેટ પર ત્રિવલ્લી (ત્રણ રેખા) છે વિશાળ વક્ષઃસ્થળ છે, ગળામાં અનેક પ્રકારની સુંદર માળાઓ પહેરી છે. સુંદર દિવ્ય વનપુષ્પોની એક માળા ગોઠણ સુધી લટકે છે, બીજી નાભિ સુધી છે. મોતીઓની માળા, સુવર્ણની માળા, ચંદ્રહાર, કૌસ્તુભમણિ અને રત્નજડિત કંઠી પહેરેલ છે. વિશાળ ચાર ભુજાઓ છે, ચારે ભુજાઓ ગોઠણ સુધી લાંબી છે અને અત્યંત સુંદર છે, ઉપરથી જાડી અને નીચેથી પાતળી છે, ભરાવદાર, સુંવાળી અને ચમકીલી છે. તેમાં બે ભુજાઓ નીચેની તરફ લાંબી પ્રસારેલ છે. નીચેની ભુજાઓમાં ગદા અને પદ્મ છે તથા ઉપરની બંને ભુજાઓમાં શંખ અને ચક્ર છે. હાથની આંગળીઓમાં રત્નજડિત વીંટીઓ છે. ચારે હાથોમાં કડાં પહેર્યાં છે અને ઉપર બાજુબંધ શોભે છે. ખભા ભરાવદાર છે. ભગવાને યજ્ઞોપવીત ધારણ કર્યું છે તથા દુપટ્ટો ઓઢેલ છે. ડોક અત્યંત સુંદર શંખ સમાન છે, હડપચી ખૂબ જ સુંદર છે. બંને હોઠ લાલ મણિની જેમ ચમકે છે. દાંતોની પંક્તિ જાણે ખૂબ ઉજ્જવળ મોતીઓની હાર હોય. ભગવાન જ્યારે હસે છે ત્યારે એવું લાગે છે કે જાણે સુંદર ગુલાબ કે કમળનું ફૂલ ખીલી ઊઠ્યું હોય. ભગવાનની વાણી ઘણી જ કોમળ, મધુર, સુંદર અને અર્થસભર છે; કાનોને અમૃત સમાન પ્રિય લાગે છે. ભગવાનની નાસિકા અતિસુંદર છે. ગાલ ચમકી રહ્યા છે – એના પર ગુલાબી રંગની ઝલક છે. કાનોમાં રત્નજડિત મકરાકૃતિ સુવર્ણકુંડળ છે જેની ઝાંય ગાલો પર પડી રહી છે અને ગાલ ચમચમ ચમકે છે. ભગવાનનાં બંને નેત્રો પ્રફુલ્લિત મનોહર કમળનાં ફૂલ હોય તેમ ખીલેલાં છે. આકાશમાં રહીને ભગવાન અપલક નેત્રોથી આપણા તરફ જોઈ રહ્યા છે અને નેત્રો દ્વારા પ્રેમામૃતની વર્ષા કરી રહ્યા છે. ભગવાન બધાંને સમભાવથી જુએ છે. ખૂબ દયાળુ છે, આપણને દયાની નજરે જોઈ રહ્યા છે, જાણે દયા, પ્રેમ, જ્ઞાન, સમતા, શાંતિ અને આનંદની વર્ષા કરી રહ્યા હોય. દયા, પ્રેમ, જ્ઞાન, સમતા, શાંતિ અને આનંદનું જાણે પૂર ઊમટ્યું હોય એમ લાગે છે. ભગવાનનાં દર્શન, ભાષણ, સ્પર્શ – બધું જ આનંદમય છે. ભગવાનમાં જે અદ્ભુત મધુર ગંધ છે તે નાસિકાને અમૃત સમાન પ્રિય લાગે છે. ભગવાનનો સ્પર્શ કરીએ છીએ તો શરીરમાં રોમાંચ થઈ જાય છે અને હૃદયમાં ખૂબ પ્રસન્નતા થાય છે. ભગવાનની ભ્રમરો સુંદર વિશાળ અને મનોહર છે. લલાટ ચમકી રહ્યું છે. તેના પર શ્રીધારી તિલક શોભે છે. કપાળ ઉપર કાળા વાંકડિયા વાળ ચમકી રહ્યા છે. વાળ પર રત્નજડિત સુવર્ણમુકુટ શોભે છે. ભગવાનના મુખારવિંદની ચોતરફ પ્રકાશનાં કિરણો ફેલાયેલ છે. ભગવાનની સુંદરતા અલૌકિક છે, મનને પરાણે આકર્ષિત કરે છે. જાણે આપણને નેત્રોથી પી જવા માગતા હોય તેમ ભગવાન આપણને નિહાળી રહ્યા છે. ભગવાનમાં પૃથ્વીથી ચઢિયાતી ક્ષમા છે, ચંદ્રથી ચઢિયાતી શાંતિ છે અને કામદેવથી ચઢિયાતી સુંદરતા છે. કરોડો કામદેવ પણ તેમની સુંદરતા આગળ લજ્જિત થાય છે. એમના સ્વરૂપને નિહાળીને પશુપક્ષી પણ મોહિત થઈ જાય છે, તો મનુષ્યની તો વાત જ શી હોય? એમના સ્વરૂપની સુંદરતા અદ્ભુત છે. ભગવાન પ્રકટ થઈને જ્યારે દર્શન આપે છે ત્યારે એટલો આનંદ આવે છે કે મનુષ્ય મટકું મારવાનું

પણ ભૂલી જાય છે. હૃદય પ્રફુલ્લિત થઈ જાય છે, શરીરમાં રોમાંચ થાય છે અને હૃદયના ધબકારા વધી જાય છે. આંખોમાંથી પ્રેમાનંદનાં અશ્રુઓનો પ્રવાહ વહેવા લાગે છે, વાણી ગદ્ગદ થઈ જાય છે, કંઠ રૂંધાવા લાગે છે, હૃદયમાં આનંદ સમાતો નથી. નેત્રો જેમ ચકોર પક્ષી પૂર્ણચંદ્રને જુએ તેમ એકીટશે એમ ને એમ જોતાં રહે છે. પ્રભુને આપણે પ્રાર્થના કરીએ છીએ કે જે રીતે અમને ધ્યાનાવસ્થામાં આપના દર્શન થાય છે એ પ્રકારનાં દર્શન અમને દરવખતે થતાં રહે. આપનાં નામનો જપ, સ્વરૂપનું ધ્યાન, નિત્યનિરંતર થતાં રહે. આપનામાં અમારી પરમ શ્રદ્ધા અને પરમ પ્રેમ થાવ. આ જ અમારી આપને પ્રાર્થના છે. આપ જ બ્રહ્મા, વિષ્ણુ, મહેશ, સૂર્ય, ચન્દ્રમા, આકાશ, વાયુ, તેજ, જલ, પૃથ્વી – બધું જ છો. આપ જ આ વિશ્વના રચનાર છો અને આપ જ રચના માટેની સામગ્રી છો. આ સંસારના ઉપાદાનકારણ તથા નિમિત્તકારણ આપ જ છો, એટલે જ કહેવાય છે કે જે કાંઈ છે તે બધું આપનું જ સ્વરૂપ છે. આપને એ જ પ્રાર્થના છે કે જેમ આપ બહારથી આકાશમાં દેખાવ છો તેમ જ અમારા હૃદયમાં પણ દેખાતા રહો.

હવે હૃદયમાં ધ્યાન ધરો – હૃદયમાં પ્રફુલ્લિત કમળ છે. તે કમળ પર શેષનાગની શૈયા છે અને શેષશૈયા પર શ્રીભગવાન પોઢેલા છે અને મંદ મંદ સ્મિત કરી રહ્યા છે, ત્યાં સૂક્ષ્મ શરીર ધારણ કરી હું ભગવાનના સ્વરૂપને નિરખી રહ્યો છું. ભગવાનના અનેક ભક્તો ભગવાનની ચારેબાજુ પ્રદક્ષિણા કરી રહ્યા છે અને દિવ્ય સ્તોત્રોથી તેમના ગુણોની સ્તુતિ અને નામોનું કીર્તન કરી રહ્યા છે. હું પણ તેમાં સામેલ છું. દેવતાઓમાં ભગવાન શિવ તથા બ્રહ્માજી, ઋષિમુનિઓમાં નારદ અને સનકાદિ, યક્ષોમાં કુબેર, રાક્ષસોમાં વિભીષણ, અસુરોમાં પ્રહ્લાદ અને બલિ, પશુઓમાં હનુમાનજી અને જાંબુવાન, પક્ષીઓમાં કાકભુશુંડિજી, ગરુડજી, જટાયુ અને સંપાતિ, મનુષ્યોમાં અંબરીષ, ભીષ્મ, ધ્રુવ તથા બીજા પણ અનેક ભક્તો એકઠા મળીને સ્તુતિ કરી રહ્યા છે. દિવ્ય સ્તોત્રો દ્વારા ગુણ ગાઈ રહ્યા છે, પ્રદક્ષિણા કરે છે અને પ્રેમમાં નિમગ્ન બની રહ્યા છે. પછી બહાર જોઉં છું તો ભગવાનનું તેવું જ સ્વરૂપ બહાર દેખાઈ રહ્યું છે. ફરક માત્ર એટલો જ છે કે અંદર જે ભગવાનનું સ્વરૂપ છે, તેમાં ભગવતી લક્ષ્મી તેમનાં ચરણો દબાવી રહ્યાં છે અને તેમની નાભિમાંથી કમળ નીકળેલ છે, જેના પર બ્રહ્માજી બિરાજેલ છે. બહાર જોઉં છું તો ભગવાન એકલા જ દેખાય છે અને આકાશમાં રહેલા છે. જ્યાં આપણાં મન અને નેત્ર જાય છે, ત્યાં ભગવાન દેખાય છે. પ્રભુને નિહાળીને આપણે એવા મુગ્ધ થઈ જઈએ છીએ કે આપણને બીજી કોઈ બાબત ગમતી જ નથી. પ્રભુની સ્તુતિ પણ શી કરવી. જે કાંઈ કરીએ છીએ તે વાસ્તવમાં સ્તુતિની જગ્યાએ નિંદા જ હોય છે. આપણે તેમની ગમે તેટલી સ્તુતિ કરીએ પણ બિચારી વાણીમાં એમના થોડા ગુણોનું પણ વર્ણન કરી શકે એવી શક્તિ જ નથી. તેમના અપરિમિત ગુણપ્રભાવનું વર્ણન અને સ્તવન કોણ કરી શકે તેમ છે?

ભગવાનને પધાર્યાને ઘણો સમય થઈ ગયો, હવે ભગવાનની પૂજા કરવી જોઈએ. આ પ્રકારે ધ્યાન કરો કે હવે હું ભગવાનની માનસ પૂજા કરી રહ્યો છું. હું જોઈ રહ્યો છું કે એક ચોકી મારી જમણી બાજુ અને બીજી મારી ડાબી બાજુ રાખેલ છે. ચોકીનું માપ આશરે ત્રણ ફૂટ પહોળું અને છ ફૂટ લાંબું છે. જમણી બાજુની ચોકી

પર પૂજાની બધી પવિત્ર સામગ્રી ગોઠવી રાખેલી છે. ભગવાન મારી સામે વિરાજમાન છે. ભગવાન સ્નાન કરીને પધાર્યા છે. વસ્ત્રો ધારણ કરી રાખ્યાં છે અને યજ્ઞોપવીત શોભે છે. હવે હું પાદ્ય-ચરણ ધોવાનું જળ લઈને ભગવાનનાં શ્રીચરણોને ધોઈ રહ્યો છું, ડાબે હાથે જળ રેડી રહ્યો છું અને જમણે હાથે ચરણ ધોઈ રહ્યો છું અને મુખથી આ મંત્ર બોલી રહ્યો છું –

**'ૐ પાદયોઃ પાદ્યં સમર્પયામિ નારાયણાય નમઃ ।'**

પછી તે વાસણને ડાબી બાજુની ચોકી પર મૂકીને, હાથ ધોઈને બીજો ચંદનાદિ સુગંધથી યુક્ત ગંગાજળથી ભરેલો પ્યાલો લઉં છું અને ભગવાનને અર્ઘ્ય આપું છું. ભગવાન બંને હાથોની અંજલિ ફેલાવીને અર્ઘ્ય ગ્રહણ કરે છે. આ વખતે તેમણે પોતાના ચારે હાથનાં આયુધો બે હાથમાં લઈ લીધાં છે. અર્ઘ્ય આપતી વખતે હું મંત્ર બોલું છું –

**'ૐ હસ્તયોરર્ઘ્યં સમર્પયામિ નારાયણાય નમઃ ।'**

આ રીતે ભગવાન અર્ઘ્ય ગ્રહણ કરીને તે જળને મૂકી દે છે. પછી હું તે પ્યાલાને ડાબી બાજુની ચોકી પર મૂકી દઉં છું અને હાથ ધોઈને, આચમન જળ લઈને ભગવાનને આચમન કરાવું છું અને મંત્ર બોલું છું –

**'ૐ આચમનીયં સમર્પયામિ નારાયણાય નમઃ ।'**

આચમન પછી ભગવાનના હાથ ધોવરાવું છું અને પ્યાલાને ડાબી બાજુની ચોકી પર રાખી હાથ ધોઉં છું. પછી જમણી બાજુની ચોકીમાંથી કેસર, ચંદન સાથે કંકુ આદિ સુગંધી દ્રવ્ય જેમાં ઘસીને રાખેલ છે તે કટોરી ઉઠાવું છું. તે કટોરીને ડાબા હાથમાં લઈને જમણા હાથથી ભગવાનના મસ્તક પર તિલક કરું છું અને મંત્ર બોલું છું –

**'ૐ ગન્ધં સમર્પયામિ નારાયણાય નમઃ ।'**

ત્યારપછી તે કટોરીને ડાબી બાજુ રાખેલી ચોકી પર મૂકી દઉં છું અને પછી મુક્તાફળ કહેવાતાં નાનાં નાનાં કદનાં સુંદર મોતીથી ભરેલી બીજી કટોરી લઉં છું. હું ડાબા હાથમાં મોતીની કટોરી લઈ જમણા હાથથી ભગવાનના મસ્તક પર મોતી ચડાવું છું અને આ મંત્ર બોલું છું –

**'ૐ મુક્તાફલં સમર્પયામિ નારાયણાય નમઃ ।'**

આ પછી સુંદર સુગંધિત પુષ્પોથી બંને અંજલિ ભરીને ભગવાનને ચડાવું છું, પુષ્પોની સાથે તુલસીદળ પણ છે અને આ મંત્ર બોલું છું –

**'ૐ પત્રં પુષ્પં સમર્પયામિ નારાયણાય નમઃ ।'**

આ મંત્ર બોલી ભગવાન પર પત્રપુષ્પ ચઢાવી દઉં છું. આના પછી એક અત્યંત સુંદર સુગંધપૂર્ણ મોટી પુષ્પમાળા બંને હાથોમાં લઈને મુકુટ પરથી ગળામાં પહેરાવું છું અને આ મંત્ર બોલું છું –

**'ૐ માલાં સમર્પયામિ નારાયણાય નમઃ ।'**

એક ધૂપદાનીમાં ધુમાડા વગરનો અગ્નિ પ્રજ્વલિત થઈ રહ્યો છે. હું ચંદન, કસ્તુરી, કેસર આદિ વિવિધ સુગંધિત દ્રવ્યોથી મિશ્રિત ધુપ જે એક કટોરીમાં રાખેલો છે તેમાંથી ધૂપ લઈ અગ્નિમાં નાખી ભગવાનને ધૂપ આપું છું અને આ મંત્ર બોલું છું –

**'ૐ ધૂપમાઘ્રાપયામિ સમર્પયામિ નારાયણાય નમઃ ।'**

ત્યારબાદ જમણી બાજુ ગાયના ઘીનો દીવો પ્રગટાવેલો છે તેને હાથમાં લઈને ભગવાનને દેખાડું છું અને મંત્ર બોલું છું –

**'ૐ દીપં દર્શયામિ નારાયણાય નમઃ ।'**

પછી દીવાને ડાબી બાજુની ચોકી પર રાખી દઈ હાથ ધોઈ લઉં છું. એક સુંદર મોટી થાળીમાં ૫૬ પ્રકારના ભોગ અને ૨૬ પ્રકારના વ્યંજનો પીરસીને તેને ભગવાનની સામે રત્નજડિત ચોકી

પર રાખું છું મલયગિરિના ચંદનમાંથી બનાવેલી બે મોટી સુંદર રત્નજડિત જેની લંબાઈ-પહોળાઈ રા-રા ફૂટ છે, દેવતાઓએ પહેલેથી જ લાવી મૂકેલ હતી. તેમાંથી એક ચોકી ઉપર સુંદર અને પવિત્ર આસન પાથરેલું હતું અને ભગવાન તેના પર બિરાજ્યા હતા. બીજી ચોકી પર ભોગની સામગ્રી રાખવામાં આવી. ભોગ ધરાવતી વખતે હું મંત્ર બોલું છું –

**'ॐ नैवेद्यं निवेदयामि नारायणाय नमः ।'**

ભગવાન ખૂબ પ્રેમથી ભોજન કરે છે. થોડું ભોજન કરી લીધા પછી જ્યારે તેઓ ભોજન કરવાનું બંધ કરે છે ત્યારે તે પ્રસાદવાળી થાળી ઉઠાવીને ડાબી બાજુની ચોકી ઉપર મૂકી દઉં છું અને હાથ જોડી પવિત્ર જળ વડે ભગવાનના હાથ ધોવડાવું છું. ત્યાર પછી ભગવાનને શુદ્ધ જળનું આચમન કરાવું છું અને આ મંત્ર બોલું છું –

**'ॐ आचमनीयं समर्पयामि नारायणाय नमः ।'**

પછી તે ચોકી ધોઈને તેના પર સુંદર સુમધુર ફળો મૂકું છું જે પહેલેથી તૈયાર કરીને સુંદર પવિત્ર થાળીમાં રાખેલાં છે. ભગવાન તે ફળોનો ભોગ કરે છે અને હું મંત્ર બોલું છું –

**'ॐ ऋतुफलं समर्पयामि नारायणाय नमः ।'**

થોડાં ફળોનો ભોગ કર્યા બાદ જ્યારે ભગવાન જમવાનું બંધ કરે છે ત્યારે હું બચેલાં ફળોની ભગવાનના પ્રસાદની થાળી ઉઠાવીને ડાબી બાજુની ચોકી પર રાખી દઉં છું. પછી પોતાના હાથ ધોઈને ભગવાનના હાથ ધોવડાવું છું. ત્યારપછી પવિત્ર જળથી તેમને ફરી આચમન કરાવું છું અને મંત્ર બોલું છું –

**'ॐ पुनराचमनीयं समर्पयामि नारायणाय नमः ।'**

આચમન કરાવી તે પાત્રને ડાબી તરફની ચોકી ઉપર મૂકી દઉં છું અને તે ચોકીને ધોઈને અલગ મૂકી દઉં છું. ત્યાર પછી હાથ ધોઈને એક થાળી, જેમાં શ્રેષ્ઠ સોનાના વરખ લગાડેલાં સોપારી, એલચી, લવિંગ અને અન્ય પવિત્ર સુગંધિત દ્રવ્ય નાખેલાં પાન રાખેલ છે, તે થાળી ઉપાડીને ભગવાનની સામે રાખું છું. ભગવાન પાન લઈને ચાવે છે અને હું આ મંત્ર બોલું છું –

**'ॐ पूगीफलं च ताम्बूलमेलालवङ्गसहितं समर्पयामि नारायणाय नमः ।'**

ત્યારપછી તે પાનની થાળીને ડાબી બાજુની ચોકી પર મૂકી દઉં છું. પછી પવિત્ર જળથી પોતાના હાથ ધોઈને અને ભગવાનના હાથ ધોવડાવીને મુખશુદ્ધિ માટે તેમને ફરી વાર આચમન કરાવું છું અને આ મંત્ર બોલું છું –

**'ॐ पुनर्मुखशुद्ध्यर्थमाचमनीयं समर्पयामि नारायणाय नमः ।'**

આચમન કરાવીને ફરી ભગવાનના હાથ ધોવડાવી દઉં છું અને તે જલપાત્ર ડાબી બાજુની ચોકી પર મૂકી દઉં છું. આ પ્રકારે પૂજા કરીને ભગવાનની પ્રદક્ષિણા કરું છું. કુબેરે પોતાના ભંડારમાંથી અગાઉથી જ અમૂલ્ય રત્નો લાવી રાખેલાં છે તે અર્પણ કરું છું. ભગવાનની જ વસ્તુ ભગવાનને એ રીતે આપું છું, જે રીતે સેવક પોતાના સ્વામીને આપે છે અને આ મંત્ર બોલું છું –

**'ॐ दक्षिणाद्रव्यं समर्पयामि नारायणाय नमः ।'**

ભગવાનને દક્ષિણા અર્પણ કરીને પોતાની જાતને પણ ભગવાનના શ્રીચરણોમાં સમર્પિત કરી દઉં છું. પછી ભગવાનની આરતી ઉતારું છું, એક થાળી લઉં છું, તેની વચ્ચે કટોરી છે તેમાં કપૂર સળગી રહ્યું છે, તેની ચોતરફ માંગલિક દ્રવ્યો, તુલસીદળ, પુષ્પ, નાળિયેર, દહીં, દૂર્વા આદિ ગોઠવેલાં છે. હું બંને હાથોમાં

થાળી રાખી ભગવાનની આરતી ઉતારી રહ્યો છું. આરતી ઉતારી આરતીની થાળીને ડાબી તરફ ચોકી પર મૂકી દઉં છું. પછી હાથ ધોઈને ભગવાનને પુષ્પાંજલિ આપું છું. પુષ્પાંજલિ આપી હું ઊભો થાઉં છું અને ભગવાન પણ ઊભા થાય છે. પછી હું ભગવાનની ચારે બાજુ ચાર પ્રદક્ષિણા કરું છું અને સાષ્ટાંગ પ્રણામ કરું છું. પ્રણામ કરીને ભગવાનની સ્તુતિ કરું છું –

**ત્વમેવ માતા ચ પિતા ત્વમેવ**
**ત્વમેવ બન્ધુશ્ચ સખા ત્વમેવ ।**
**ત્વમેવ વિદ્યા દ્રવિણં ત્વમેવ**
**ત્વમેવ સર્વં મમ દેવદેવ ॥**

**યં બ્રહ્મા વરુણેન્દ્રરુદ્રમરુતઃ સ્તુન્વન્તિ દિવ્યૈઃ સ્તવૈ-**
**ર્વેદૈઃ સાઙ્ગપદક્રમોપનિષદૈર્ગાયન્તિ યં સામગાઃ ॥**
**ધ્યાનાવસ્થિતતદ્ગતેન મનસા પશ્યન્તિ યં યોગિનો**
**યસ્યાન્તં ન વિદુઃ સુરાસુરગણા દેવાય તસ્મૈ નમઃ ॥**
**પરં બ્રહ્મ પરં ધામ પવિત્રં પરમં ભવાન્ ।**
**પુરુષં શાશ્વતં દિવ્યમાદિદેવમજં વિભુમ્ ॥**

આ પ્રકારે ભગવાનની સ્તુતિ કર્યા પછી બધાંને આરતી આપીને ભગવાનનો પ્રસાદ ઉપસ્થિત ભાઈઓમાં વહેંચવામાં આવે છે. પહેલાં તો સૌના હાથ ધોવડાવી એકઠું કરેલું ચરણામૃત વહેંચવામાં આવે છે. પછી બીજા ભાઈ બધાંના હાથ ધોવડાવે છે. ત્યારપછી ત્રીજા ભાઈ ભગવાનનો પ્રસાદ આપે છે અને ચોથા ભાઈ ફરી બધાંના હાથ ધોવડાવી આચમન કરાવે છે. આ રીતે બધા લોકો આચમન કરીને પ્રસાદ મેળવે છે અને પછી હાથ ધોઈને ઊભા રહીને ભગવાનના દિવ્ય સ્તોત્રોનો પાઠ કરે છે, દિવ્ય સ્તુતિ ગાય છે અને ભગવાનની પ્રદક્ષિણા કરે છે. પ્રદક્ષિણા કરતાં કરતાં ભગવાનના દિવ્ય ગુણોનું કીર્તન કરે છે. ભગવાન મુગ્ધ બને છે અને આપણે પણ મુગ્ધ બનીએ છીએ. આ પ્રકારે બધા સાથે મળી ભગવાનના નામનું કીર્તન કરે છે –

**'શ્રીમન્નારાયણ નારાયણ નારાયણ**
**શ્રીમન્નારાયણ નારાયણ નારાયણ ।'**

ભગવાનનું આ માનસિક દર્શન અમૃત જેવું મધુર અને પ્રિય છે, તેમનો સ્પર્શ પણ અમૃત જેમ અતિપ્રિય છે, એમની સુકોમળ મધુર વાણી કાનોમાં અમૃત રેડે છે, એમની મધુર અંગસુગંધ પણ અમૃત સમાન છે અને ભગવાનના પ્રસાદની તો વાત જ શું કરવી? એ તો અપૂર્વ અમૃત તુલ્ય છે. આમ ભગવાનનાં દર્શન, ભાષણ, સ્પર્શ, વાર્તાલાપ, ચિંતન, ગંધ–બધું જ અમૃતતુલ્ય છે, બધું રસમય, આનંદમય અને પ્રેમમય છે. ભગવાનની શ્રીમૂર્તિ ખૂબ મધુર છે એટલે જ તેને માધુર્યમૂર્તિ કહે છે. એમનાં દર્શન ઘણાં જ મધુર છે.

આ રીતે ભગવાનનું ધ્યાન કરનાર સાધક ભગવાનના પ્રેમાનંદમાં વિભોર બની કહે છે – ધ્યાનાવસ્થામાં જ્યારે આટલો બધો આનંદ છે, તો પછી જે સમયે આપનાં સાક્ષાત્ દર્શન થાય છે ત્યારે તો ન જાણે કેટલો મહાન આનંદ અને અપાર શાંતિ પ્રાપ્ત થાતાં હશે! જેમને આપનાં સાક્ષાત્ દર્શન થાય છે તે પુરુષો સર્વથા ધન્ય છે. જેમને આપનાં દર્શન થાય છે, તેમનાં શ્રદ્ધાપૂર્વક દર્શન માત્રથી પાપોનો નાશ થઈ જાય છે, તો પછી આપનાં સાક્ષાત્ દર્શનની તો વાત જ શી હોય? આપ સાક્ષાત્ પરબ્રહ્મ પરમાત્મા છો, આપ પરમધામ છો, પરમ પવિત્ર છો. આપ સાક્ષાત્ અવિનાશી પુરુષ છો. આપ આ સંસારની ઉત્પત્તિ, સ્થિતિ અને પાલન કરનાર છો. આપના સમાન કોઈ નથી, આપ જ આપના સમાન છો, હું આપના મહિમાનું ગાન કેટલું કરું? ક્ષમા, દયા, પ્રેમ,

શાંતિ, સરળતા, સમતા, સંતોષ, જ્ઞાન, વૈરાગ્ય આદિ ગુણોના આપ સાગર છો. આપના ગુણોના સાગરનાં એક બિંદુના આભાસનો પ્રભાવ આખા જગતમાં ફેલાયેલ છે. બધા દેવોમાં, મનુષ્યોમાં, બધાના ગુણ, પ્રભાવ, શક્તિ આદિ જે કાંઈ જોવામાં આવે છે તે સઘળું મળીને આપ ગુણસાગરના એક બિંદુનો આભાસમાત્ર છે. આપના રૂપલાવણ્યનું કોણ વર્ણન કરી શકે તેમ છે? આપનું સ્વરૂપ ચિન્મય છે, આપનાં દર્શન અલૌકિક છે. આપનાં દર્શનથી મનુષ્ય એટલો મુગ્ધ થઈ જાય છે કે તેને પોતાના હોશ રહેતા નથી, કેવળ આપનું જ જ્ઞાન રહે છે. આપનો અપરિમિત પ્રભાવ છે. આપે ગીતામાં કહ્યું છે –

**યદ્યદ્વિભૂતિમત્સત્ત્વં શ્રીમદૂર્જિતમેવ વા ।**
**તત્તદેવાવગચ્છ ત્વં મમ તેજોંડશસમ્ભવમ્ ॥**

(ગીતા ૧૦/૪૧)

'જે-જે પણ વિભૂતિયુક્ત એટલે કે ઐશ્વર્યસંપન્ન, શોભાયુક્ત અને શક્તિયુક્ત પદાર્થ છે, એને-એને તું મારા તેજના અંશની જ અભિવ્યક્તિ સમજ.'

આપે ગીતાના સાતમા અધ્યાયમાં એ પણ કહ્યું છે કે 'બળવાનોનું બળ હું છું, તેજસ્વીઓનું તેજ હું છું, બુદ્ધિમાનોની બુદ્ધિ હું છું, જ્ઞાનીઓનું જ્ઞાન હું છું.' એટલે સંસારમાં જે કોઈ ચીજ પ્રભાવશાળી, તેજસ્વી, બળશાળી પ્રતીત થાય છે તે બધી મારા તેજના એક અંશનું પ્રાકટ્ય છે.' ગીતાના દસમા અધ્યાયના અંતમાં આપે આપનો પ્રભાવ દર્શાવતાં કહ્યું છે –

**અથવા બહુનૈતેન કિં જ્ઞાતેન તવાર્જુન ।**
**વિષ્ટભ્યાહમિદં કૃત્સ્નમેકાંશેન સ્થિતો જગત્ ॥**

(ગીતા ૧૦/૪૨)

'અથવા હે અર્જુન! આ વધારે જાણીને તારે શું કરવું છે? સારરૂપે સમજી લે કે હું આ આખાય બ્રહ્માંડને પોતાની યોગ-શક્તિના એક અંશમાત્રથી ધારણ કરીને સ્થિત છું.'

આપ જ નિર્ગુણ, નિરાકાર, સચ્ચિદાનંદ બ્રહ્મ છો, આપ જ સ્વયં સગુણ, સાકારરૂપમાં પ્રકટ થાઓ છો. આપ સાક્ષાત્ પૂર્ણબ્રહ્મ પરમાત્મા છો.

આ પ્રમાણે શ્રીરામ, શ્રીકૃષ્ણ, શ્રીશિવ આદિ પોતપોતાના ઈષ્ટદેવોનું ધ્યાન, માનસપૂજા, આરતી, સ્તુતિ-પ્રાર્થના અને ગુણગાન કરવાં જોઈએ.

—★—

# પ્રેમ અને સમતા

કોઈની સાથે પ્રેમમાં વૃદ્ધિ થાય એવું તમે ઈચ્છતા હો તો, સ્વાર્થ અને અહંકાર ત્યજીને એના હિતનાં કાર્યોમાં જોડાઈ જવું તે જ પ્રેમ-વૃદ્ધિનો સર્વોત્તમ ઉપાય છે. જેમ માણસ પોતાના હિત માટે સદા વિચારતો રહે છે, એ જ રીતે જેની સાથે પ્રેમ કરવાની ઈચ્છા હોય એના હિતનો વિચાર પણ સદા કરતા રહેવું જોઈએ.

પ્રેમમાં સ્વાર્થની ગંધ પણ ન હોવી જોઈએ. જ્યાં સ્વાર્થનો ભાવ આવ્યો, ત્યાં જ પ્રેમનું પતન શરૂ થયું એમ સમજવું. વાસ્તવમાં સ્વાર્થ અને અહંકાર એ બેય પ્રેમ-માર્ગમાં ઘણા બાધક છે. માની લો કે આપણે કોઈના હિતનું કામ કર્યું અને પછી એમ કહી દીધું કે આનું હિત સાધવામાં મારો કશો સ્વાર્થ નથી. બસ, આ અહંકાર જન્મતાં જ પ્રેમની વીણાના તાર છિન્ન-ભિન્ન થવા માંડે છે. તમે સેવા કરીને કોઈને

રોગ વગેરે સંકટોમાંથી બચાવો છો. આર્થિક સાધનો દ્વારા કોઈની વિપત્તિનું નિવારણ કરો છો. આ બધાં હિતભર્યાં કાર્યો પ્રેમની વૃદ્ધિમાં પરમ સહાયક છે, પણ તમે આ સેવાઓને જો કોઈની સામે પ્રગટ કરી દો છો તો બધું કર્યું-કારવ્યું ધૂળમાં મળી જાય છે. માટે કોઈની સેવા કે ઉપકાર કરીને એને કહેવું નહીં, કેમકે, પોતાના ઉપકારોને પ્રગટ કરવાથી અભિમાન વધે છે અને અભિમાનને કોઈ સહન નથી કરી શકતું. માણસ સ્વયં ભલે અહંકારનો શિકાર બની ગયો હોય, પણ એ બીજાના અહંકારને સહી શકતો નથી.

જરા જેટલી ખટાશ પડવાથી જેમ દૂધ એકદમ ફાટી જાય છે એ જ રીતે ઉત્તમ સેવારૂપી દૂધમાં અહંકારરૂપી વચનની ખટાશ પડી જતાં કરેલી આખી સેવા વ્યર્થ થઈ જાય છે જ્યારે સેવા અને હિત સાધવાનાં કાર્યો જ પ્રેમના આધાર છે તો તે બન્નેના વ્યર્થ થઈ જવાથી પ્રેમ કયા આધારે ટકી શકે? માટે પ્રેમની વૃદ્ધિ અને એને દૃઢ બનાવી રાખવા માટે નિઃસ્વાર્થ અને નિરભિમાની થઈને સૌના હિતમાં રત રહેવું જોઈએ.

આપણામાં સ્વાર્થ અને અહંકારની ભાવનાઓ દૃઢીભૂત થઈ રહી છે. વાસ્તવમાં એ સ્વાર્થ અને પરમાર્થ બન્નેય માટે બાધક છે. માની લો કે પોતાના કોઈ કષ્ટમાં પડેલા મિત્રને આર્થિક સહાયતા આપીને કષ્ટથી બચાવ્યો અને પછી કોઈ બીજા પ્રસંગે કોઈ સજ્જનની સામે પોતાની આ સેવાનાં વખાણ કરી દીધાં. સંજોગવશ આ સજ્જન દ્વારા આ વાત પેલા દુઃખી મિત્ર પાસે પહોંચી ગઈ. આનું પરિણામ શું આવશે? એ જ કે સેવા કરનાર મિત્ર પ્રત્યે દુઃખી મિત્રનો પ્રેમ ઘટી જશે ને એને એ વાતનો પશ્ચાત્તાપ થશે કે મેં એ વખતે આની સહાયતા લઈને ઘણું ખોટું કામ કર્યું. એ પોતાના મનમાં વારંવાર એ જ સંકલ્પ કરીને દુઃખી થતો રહેશે કે મને જો એવી ખબર હોત કે એ મારી સહાયતાની ચર્ચા બીજા લોકો સામે કરીને મારા આત્મ-સન્માન પર આવી રીતે આઘાત પહોંચાડશે તો હું એની સહાયતાનો કદી સ્વીકાર જ ન કરત.

આમ આપણે પોતાના એક પ્રેમી મિત્રની સદ્ભાવનાઓથી વંચિત થઈને સ્વાર્થદૃષ્ટિથી આપણા સ્વંયનું અત્યંત અહિત કરી બેસીએ છીએ. એ જ રીતે પોતાની સેવાઓ અને સત્કાર્યોને પોતાને મોઢે ગણાવવાથી આપણે પારમાર્થિક લાભથી વંચિત થઈ જઈએ છીએ. શાસ્ત્રકારોનું તો એટલે સુધી કહેવું છે કે પોતાનાં ઉત્તમ કર્મોને ગણાવી દેવાથી એ કર્મો સાવ વ્યર્થ થઈ જાય છે. રાજા ત્રિશંકુએ પોતાને મોઢે પોતાનાં કર્મોની પ્રશંસા કરી હતી, માટે તેઓ સ્વર્ગથી પતન પામ્યા હતા. માટે આપણે જે પણ ભજન, ધ્યાન, સેવા, પૂજા અને પરોપકાર વગેરે ઉત્તમ કર્મો કરીએ, એમનાં વખાણ પોતાને મોઢે આપણે કદી ન કરવાં. પૂછવા છતાં પણ આ વિશે મૌન રહેવું કે એ પ્રસંગને ટાળી દેવો એ જ શ્રેયસ્કર છે. સ્ત્રીઓમાં ઘણું કરીને આ દોષ વધારે પડતો જોવા મળે છે. તેઓ સેવા વગેરે ઉત્તમ કર્મોને મોટે ભાગે ગુપ્ત નથી રાખી શકતી. પુરુષ પણ પ્રેમનો હ્રાસ કરનારી આ ખોટી આદતના ઓછા શિકાર નથી બનતા. માટે આપણે સૌએ એ વાતનો ખાસ પ્રયત્ન કરવો કે કોઈના પ્રત્યે કરેલો ઉપકાર કોઈની પણ સામે પ્રગટ ન થઈ જાય. જેના પર ઉપકાર કરવામાં આવે છે એ તો એ ઉપકારને જાણે જ છે, પછી બીજા લોકો સામે જો એને પ્રગટ કરવામાં આવે તો એમાં માનમોટાઈ મેળવવાનો ભાવ જ છુપાયેલો સમજવો. નહીં તો ઢંઢેરો પીટવાથી

શો લાભ? પણ હા, જો કોઈના પ્રત્યે કરેલા હિતની જાહેરાતથી એ ઉપકૃત વ્યક્તિને લાભ થતો હોય તો એને પ્રગટ કરાવમાં દોષ નથી, પણ આવું ભાગ્યે જ બનતું હોય છે. માની લો કે એક સજ્જનને બસો રૂપિયાની જરૂર છે. એમણે આપણને એ વાત કહી. આપણે એમને બસો નહીં આપીને માત્ર પચાસ જ આપી શક્યા, હવે એમના બાકીના દોઢસોની પૂર્તિના ઉદ્દેશ્યથી પોતે આપેલા પચાસ રૂપિયાનો પ્રસંગ કોઈની સામે ઉઘાડવા માટે આપણે જો વિવશ હોઈએ ને એનાથી એ સજ્જનને બીજા રૂપિયા મળી જતા હોય તો ચોક્કસ આપણું એ વાત પ્રગટ કરવાનું હાનિકારક ન થતાં લાભદાયક જ છે; કેમકે, એમ કરવાથી એમને દુઃખ ન થતાં ઉપરથી સુખ જ પ્રાપ્ત થાય છે અને આપણું ઉદ્દેશ્ય પણ માન-મોટાઈનું ન હોઈને માત્ર હિત સાધવાનું જ છે. પણ આવું કરતી વખતે પણ આપણે ઘણા સાવધાન રહેવાની જરૂર છે, સ્વાર્થનો ભાવ કોઈ ને કોઈ રૂપે આવી જ જાય છે. માટે એ વખતે પણ પોતાના હૃદયને સારી પેઠે ઢંઢોળી જોવું કે પોતાના દ્વારા કરાયેલી એ સેવા પ્રગટ કરવામાં ક્યાંક માન-મોટાઈની સૂક્ષ્મ ભાવના તો ભીતર નથી છુપાયેલી ને?

નિષ્કામભાવનો તો ઘણું કરીને આજકાલ અભાવ જેવું જ જણાય છે. જ્યાં જોઈએ ત્યાં સ્વાર્થની જ બોલબાલા છે. વાસ્તવમાં સ્વાર્થની ભાવના નિષ્કામ પ્રેમ માટે કલંક સમાન છે. નિષ્કામભાવથી કરેલું આચરણ અમૃતસ્વરૂપ માનવામાં આવ્યું છે. ભગવત્પ્રાપ્તિના ઉદ્દેશ્યથી જો કોઈની સાથે પણ પ્રેમ કરવામાં આવે તો એ ભગવાનને ખાતર જ સમજવામાં આવે છે, પણ જો ધન, માન-મોટાઈ કે પ્રતિષ્ઠા વગેરે સાંસારિક પદાર્થોની પ્રાપ્તિ માટે કરવામાં આવે તો એ સ્વાર્થ સિવાય બીજું કાંઈ નથી. ઈશ્વરને માટે તો લગીરે નથી.

પ્રેમની ઉત્પત્તિ સેવાથી થાય છે. ભગવત્પ્રેમની પ્રાપ્તિ પણ સેવા અને ભક્તિથી જ થાય છે. સેવા કરતાં પણ ભક્તિનો દરજ્જો ઊંચો છે. સેવા તો કોઈની પણ થઈ શકે છે, ભક્તિ કોઈની પણ નથી થતી. ભક્તિમાં સેવા તો રહે જ છે, પણ સાથે સાથે એમાં શ્રદ્ધા અને પ્રેમનો પણ સમાવેશ થાય છે, પ્રેમનું મહત્ત્વ તો ભક્તિ કરતાં પણ વધુ છે. ભક્તિનું ફળ છે પ્રેમ અને એ વ્યાપક પણ છે. સેવાનું ફળ પણ પ્રેમ જ છે.

પ્રેમની પ્રાપ્તિ ભક્તિ અને પરોપકારથી થઈ શકે છે. માટે જેઓ પ્રેમ-પિપાસુ છે તેમણે યથાસાધ્ય પરોપકાર અને સેવામાં તત્પર રહેવું. સેવા અને પરોપકારમાં પણ અંતર છે. સેવામાં તો વિનયનું પ્રાધાન્ય અને અહંકારનો અભાવ હોય છે, પરંતુ પરોપકારમાં અહંકાર પણ રહે છે. બીજાના હિતમાં રત રહેનારે તો સ્વાર્થ અને અહંકારનો સર્વ રીતે ત્યાગ કરી દેવો. નિઃસ્વાર્થભાવે નિરહંકારી થઈને સૌની સેવા કરવી એ જ સૌ પ્રત્યેના પ્રેમનું લક્ષણ છે. સેવક થઈને જો પોતાના સેવાકાર્યને ગણાવે, એને ઉપકારમાં ખપાવી દે તો એ સેવાની કિંમત તરત જ ઘટી જાય છે. નિષ્કામભાવમાં કલંક લાગી જાય છે. જો સેવા નિષ્કામભાવે કરવામાં આવી હોય તો એને પ્રગટ કેમ કરવામાં આવી? પ્રગટ કરતાં જ એ સકામ થઈ જાય છે. સેવા કરીને એને કહી દેવાથી સેવાનું મહત્ત્વ તો ઘટી જ જાય છે, પણ એની સાથે સાથે જો એમ કહેવામાં આવ્યું કે મેં તો નિષ્કામભાવે સેવા કરી તો એનો દરજ્જો વધારે નિમ્નસ્તરે પહોંચી જાય છે. નિષ્કામભાવ તો હૃદયમાં રાખી મૂકવા યોગ્ય

એક ગોપનીય કર્મયોગ છે, એ ઢંઢેરો પીટવાની વસ્તુ નથી.

આપણો પ્રેમ ઉચ્ચ કોટિનો નથી, સામાન્ય શ્રેણીનો છે. જ્યાં પ્રેમ હોય છે ત્યાં નેમ (નિયમ) નથી રહેતી. સંકોચ, ભય અને આદર વગેરેનું પ્રેમના રાજ્યમાં કોઈ સ્થાન નથી. માન-મોટાઈ અને સંકોચ વગેરેની તો ત્યાં ગંધ પણ નથી. આ ભાવોનો જેટલો પણ અભાવ હોય છે એટલો જ પ્રેમ વધુ ગાઢ માનવામાં આવે છે. પ્રેમ, પ્રેમી અને પ્રેમાસ્પદ – આ ત્રણે વાસ્તવમાં એક જ છે. પ્રેમાસ્પદ પ્રેમીનો જેટલો પણ અનાદર કરે છે એટલો જ એ આનંદિત થાય છે. પ્રેમીને ભલે ગમે એટલું ખરું-ખોટું સંભળાવવામાં આવે, તેને ગમે એટલો તિરસ્કૃત કરવામાં આવે, છતાં પણ પ્રેમાસ્પદ પ્રત્યે એના મનમાં પ્રેમની વૃદ્ધિ જ થાય છે. જેને આપણે કશા પણ ખચકાટ વિના ઠપકો આપી શકીએ, નિઃસંકોચ આકરી વાતો સંભળાવી શકીએ, એ જ ખરો પ્રેમી છે. જેનામાં પ્રેમનો અભાવ છે, એ આકરી ટીકા કે નિંદા સહી નથી શકતો. માની લો કે હું કોઈની સામે તમારી બૂરાઈ, તમારા દોષોની ચર્ચા કરું અથવા તમારી વસ્તુ કોઈને આપી દઉં કે પછી કોઈની સામે તમારી જવાબદારી લઈ લઉં અને તમારા ચિત્તમાં કોઈ વિકાર ન થાય તો સમજવું કે તમારો મારા પર પ્રેમ છે. જો પ્રેમાસ્પદ પ્રેમીની વસ્તુને એની સંમતિ વિના જ કોઈને આપી દે તો પ્રેમીના ચિત્તમાં આનંદ થાય છે. એ એવું કદી નથી વિચારતો કે મારા પૂછ્યા વિના જ મારી વસ્તુનો આવી રીતે ઉપયોગ કેમ કરવામાં આવ્યો? પ્રેમીને અધરામાં અધરા કામમાં પ્રેમાસ્પદ રોકી દે, એટલે સુધી કે એની સંમતિ વિના એનું બલિદાન પણ કરી દે તો પણ પ્રેમી પ્રસન્ન જ રહે છે, એના ચિત્તમાં એટલો ઉલ્લાસ થાય છે કે જાણે એને સાક્ષાત્ ઈશ્વરનાં દર્શન જ થઈ ગયાં, પણ આવો પ્રેમી મળવો ઘણો મુશ્કેલ છે. અસ્તુ –

જેમણે પ્રેમ મેળવવો હોય એમણે બે વાતોને ભૂલી જવી. બીજાના પ્રત્યે કરેલો ઉપકાર અને બીજા દ્વારા કરવામાં આવેલો પોતાનો અપકાર. એમનું સંસ્કારરૂપે પણ મનમાં રહેવું નિષ્કામભાવ માટે કલંકસ્વરૂપ છે. બે વાતો કદી ભૂલવી નહીં– (૧) આપણા ઉપર બીજાએ કરેલો ઉપકાર અને (૨) પોતે કરેલો બીજાનો અપકાર. આ વાતોને જીવનપર્યંત યાદ રાખવી. જે આપણા પર ઉપકાર કરે છે એને યાદ રાખવાથી આપણા મનમાં એના પર ઉપકાર કરવાની ભાવના સદા રહેશે, જે આપણા કલ્યાણમાં સહાયક સિદ્ધ થશે. આપણા દ્વારા જે અપકાર થઈ ગયો એને યાદ રાખવાથી આપણા મનમાં પશ્ચાત્તાપ થશે. પશ્ચાત્તાપ એક જાતનું પ્રાયશ્ચિત્ત છે જે અંતઃકરણની શુદ્ધિ કરીને આપણને કલ્યાણના માર્ગે અગ્રેસર કરે છે. ઉપકાર પ્રત્યે જ્યારે આપણે કૃતજ્ઞ બનીશું તો સમય આવતાં આપણે એ ઉપકારના ઋણમાંથી મુક્ત થઈ શકીશું. પોતે કરેલા અનિષ્ટનું ચિંતન કરતા રહેવાથી પશ્ચાત્તાપરૂપી પ્રાયશ્ચિત્ત દ્વારા આપણે પાપથી મુક્ત થઈ શકીશું. વારંવાર જન્મ થવામાં બે જ મુખ્ય કારણ છે – (૧) પાપ, (૨) ઋણ. જેઓ નિષ્પાપ અને કોઈના ઋણી નથી તેઓ મુક્ત જ છે.

જો આપણે કોઈના પર ઉપકાર કરીને વાણીથી પ્રગટ ન કર્યો, મનમાં સંસ્કારરૂપે પણ એને રહેવા દીધો તો પણ નિષ્કામભાવ માટે, જેનું અગાઉ કહેવામાં આવ્યું છે એમ, કલંકરૂપ જ છે. એ જ રીતે બીજાએ કરેલા પોતાના અપકારને પણ જો હૃદયમાંથી બધી રીતે દૂર

ન કર્યો તો આપણા મનમાં એ વાતની ઈચ્છા બાકી રહેશે કે એ અપકાર કરનારને કોઈક રીતે દંડ મળી જાય તો સારું. માટે પ્રેમની વૃદ્ધિ માટે મન, વાણી અને વ્યવહારમાં નિષ્કામભાવ તથા અહિંસા અને નિરહંકારીપણું હોવાં ઘણાં જરૂરી છે. જ્યાં સ્વાર્થ અને અહંકાર હોય છે ત્યાં પ્રેમ નથી ટકી શકતો.

વ્યવહારમાં સમતાના ભાવની પણ ઘણી જરૂર છે. સંસારમાં વાસ્તવમાં એ જ માણસ ધન્ય છે જેને સમભાવની પ્રાપ્તિ થઈ ગઈ છે. એ ભાવને ચરિતાર્થ કરવો એ જ ગૌરવની વાત છે. માણસને પોતાના શરીરનાં સઘળાં અંગો પ્રત્યે આત્મીયતા અને પ્રેમનો ભાવ સમાનરૂપે રહેતો હોય છે. મસ્તક, હાથ, પગ વગેરે શરીરના કોઈપણ અવયવમાં દુઃખનો અનુભવ માણસને એકસરખો થાય છે. એ જ રીતે જો માણસ સૌનાં સુખ-દુઃખોનો અનુભવ પોતાનાં જ સુખ-દુઃખોની માફક કરવા માંડે તો એનામાં સમતાનો ભાવ છે એવું માની શકાય છે. ભગવાન શ્રીકૃષ્ણે આ જ વાત ગીતામાં કહી છે–

**આત્મૌપમ્યેન સર્વત્ર સમં પશ્યતિ યોઽર્જુન ।**
**સુખં વા યદિ વા દુઃખં સ યોગી પરમો મતઃ ॥**

(ગીતા ૬/૩૨)

'હે અર્જુન! જે યોગી પોતાની જેમ સઘળાં ભૂતોમાં સમ જુએ છે, તેમજ સુખ અથવા દુઃખનેય બધામાં સમ જુએ છે, એ યોગી પરમ શ્રેષ્ઠ મનાયો છે.'

વાસ્તવમાં મહાત્મા એ જ છે કે જે બ્રહ્માંડ આખામાં પોતાના આત્માને વ્યાપક જુએ છે. એક દેશમાં – એટલે કે માત્ર શરીરમાં જ, આત્માને સીમિત સમજનાર મહાત્મા નથી પણ અલ્પાત્મા છે. એ મહાત્માની જેમ સઘળાં પ્રાણીઓનાં સુખ-દુઃખોનો અનુભવ નથી કરી શકતો. એનામાં સહાનુભૂતિ અને સમવેદનાનો ઘણો અભાવ હોય છે. સમદર્શી મહાત્માઓની સ્થિતિનું જ્ઞાન-દૃષ્ટિએ વર્ણન કરતાં ભગવાન શ્રીકૃષ્ણ કહે છે–

**સર્વભૂતસ્થમાત્માનં સર્વભૂતાનિ ચાત્મનિ ।**
**ઈક્ષતે યોગયુક્તાત્મા સર્વત્ર સમદર્શનઃ ॥**

(ગીતા ૬/૨૯)

'સર્વવ્યાપી અનંત ચેતનમાં એકાત્મભાવે રહેવારૂપી યોગથી યુક્ત આત્મવાન તેમજ સૌમાં સમભાવે જોનાર યોગી આત્માને સર્વ ભૂતોમાં રહેલો અને સર્વ ભૂતોને આત્મામાં કલ્પિત જુએ છે.'

આ સમદર્શિતાની સ્થિતિ – આ સમતાનો ભાવ ભગવાનની કૃપાથી પ્રાપ્ત થઈ શકે છે. માટે ભગવાનને યાદ રાખીને આવો ભાવ પ્રાપ્ત કરવાનો પ્રયાસ કરવો.

જ્યારે ભક્તિના સિદ્ધાંતથી વિચારીએ છીએ તો આખા સંસારને ઈશ્વરનું રૂપ સમજી લેતાં સમતાનો ભાવ પ્રાપ્ત થઈ જાય છે. શ્રી તુલસીદાસજીએ કહ્યું છે–

**સો અનન્ય જાકેં અસિ મતિ ન ટરઇ હનુમંત ।**
**મૈં સેવક સચરાચર રૂપ સ્વામિ ભગવંત ॥**

(કિષ્કિંધાકાંડ દોહો-૩)

'અને હે હનુમાન! અનન્ય તે જ છે કે જેની આવી બુદ્ધિ ક્યારેય ટળતી નથી કે હું સેવક છું અને આ ચરાચર (જડ-ચેતન) જગત મારા સ્વામી ભગવાનનું રૂપ છે.'

વાસ્તવમાં ભગવાનનો એ જ અનન્ય ભક્ત છે જે આખા સચરાચર ભૂત-સમુદાયને સાક્ષાત્ ઈશ્વરનું સ્વરૂપ સમજીને સૌની સાથે સમતાનો વ્યવહાર કરે છે. જ્ઞાનની દૃષ્ટિએ એવો ભાવ રહે છે કે આ આખું બ્રહ્માંડ મારો જ આત્મા છે અને ભક્તિની દૃષ્ટિએ એવો ભાવ રહે છે

કે આ બધું મારા સ્વામીનું જ રૂપ છે અને હું આ આખા ભૂતસમુદાયનો સેવક છું.

બેમાંથી કોઈ એક માર્ગે પણ સમત્વબુદ્ધિ પ્રાપ્ત થતાં માણસમાં સ્વાભાવિકપણે જ દયા, વિનય અને પ્રેમ વગેરે ઉત્તમોત્તમ ગુણોનો વધુમાં વધુ વિકાસ થઈ જાય છે અને એના અંતઃકરણના રાગ-દ્વેષ વગેરે સઘળા વિકારો નષ્ટ થઈ જાય છે. આવા રાગ-દ્વેષ વિનાના સમદર્શી મહાત્મા દ્વારા જે કોઈ પણ વ્યવહાર થાય છે એ લોકોમાં આદર્શ અને કલ્યાણપ્રદ જ હોય છે. માટે સમતાનો ભાવ પ્રાપ્ત કરવા માટે નિરંતર ભગવાનને યાદ રાખવાનો વિશેષ પ્રયાસ કરવો.



## શરણાગતિ અને પ્રેમ

ભગવાનને શરણે રહેવાથી સાધકને ઘણી શક્તિ મળે છે. પછી એનામાં દુર્ગુણ-દુરાચાર રહી જ નથી શકતા. જેમ સૂર્યની સમીપ રહેનારની પાસે ઠંડક અને અંધારું નથી ફરકી શકતાં, એ જ રીતે જેના હૃદયમાં શ્રીભગવાન વિરાજમાન છે એની પાસે દુર્ગુણો નથી આવી શકતા. એટલું જ નહીં, જેમ સૂર્યના આશ્રયે અનાયાસે જ ગરમી અને પ્રકાશ મળે છે, એ જ રીતે ભગવાનને આશ્રયે પણ આપમેળે જ સદ્‌ગુરુ અને સદાચારની વૃદ્ધિ થવા માંડે છે. ભગવદાશ્રયનો પાકો નિશ્ચય થાય ત્યારે જ આવું થાય છે. આવા શરણાગત ભક્તને જો કદી કોઈક દુર્ગુણથી કદાચ બાધા પહોંચશે, તો એના 'હે નાથ! હે નાથ!' એમ પોકારતાં જ એ દુર્ગુણ દૂર ચાલ્યો જશે. જો નિર્ભરતાની ઊણપને કારણે કદી એવું જણાય કે આપણા હૃદયમાં કોઈ કુવિચાર પ્રવેશવા માંગે છે તો આપણે આર્ત સ્વરે 'હે નાથ! હે નાથ!' પોકારવું. પ્રભુનો આશ્રય લેવાથી ચિંતા, ભય, શોક તેમજ સઘળી જાતના દુર્ગુણ-દુરાચાર સમૂળા નષ્ટ થઈ જાય છે. તથા સદ્‌ગુણ, સદાચાર તેમજ શાંતિ વગેરેનો આપમેળે જ વિકાસ થાય છે.

આ બધા ગુણોની પ્રાપ્તિ ભગવાનની શરણાગતિથી થઈ જાય એમાં તો કહેવું જ શું, આ બધા તો ભગવાનના પ્રેમીઓના સહવાસથી પણ પ્રાપ્ત થઈ શકે છે. જે પુરુષ ભગવત્કૃપાના રહસ્યને સમજી જાય છે એનામાં દયા, ગંભીરતા, શાંતિ અને સરળતા વગેરે સદ્‌ગુણો આપમેળે જ આવી જાય છે. એના હૃદયમાં આનંદનો સાગર ઊભરાવા માંડે છે તથા તેની દૃષ્ટિમાં સર્વત્ર સમતાનું સામ્રાજ્ય છવાઈ જાય છે. આપણે ભગવદર્શન માટે ખૂબ ઉતાવળા રહીએ છીએ, પણ ભગવાન કદી અપાત્રને દર્શન નથી આપતા. આપણે જો પાત્ર હોઈશું તો આપણી સામે પ્રભુ પોતે જ પ્રગટ થઈ જશે. એ માટે અનન્ય પ્રેમની જરૂર છે. જે ખરા પ્રેમી હોય છે એ જો ક્યાંક ભગવાનની ચર્ચા કે ભગવાનનું નામ કે કીર્તન સાંભળે છે તો એમની ઘણી વિચિત્ર અવસ્થા થઈ જાય છે. જેમ કામિનીના ઝાંઝરોનો ઝણકાર સાંભળીને કામી પુરુષના હૃદયમાં કામ જાગી ઊઠે છે, એ જ રીતે જો પ્રેમીના કાનમાં ભગવાનના નામ કે કીર્તનનો ધ્વનિ પડી જાય છે તો એ પ્રેમમાં વિભોર થઈ જાય છે. એ જો કોઈ ભગવાનના રસિક મહાપુરુષનાં દર્શન કરી લે છે તો એનાં નેત્ર ગુલાબના ફૂલની જેમ ખીલી ઊઠે છે અને એમાંથી ચોધાર અશ્રુપાત થવા માંડે છે. આપણે તો પ્રેમનું કેવળ નામ જ લઈએ છીએ. અસલ

પ્રેમ તો જુદી જ વસ્તુ છે. એ સાવ અલૌકિક અને અનિર્વચનીય છે! ત્યાં સુધી મન અને વાણીની પહોંચ નથી. બુદ્ધિ પણ એનો સ્પર્શ તો કરે છે, પણ પૂરેપૂરી ભાળ નથી કાઢી શકતી.

જે એકવાર પ્રેમથી ઘાયલ થઈ જાય છે, એના પર કોઈ પણ દવા કામ નથી કરતી. આપણે નિરંતર પ્રેમની વૃદ્ધિ કરવી જોઈએ. એટલે સુધી કે એનાથી બાધ્ય થઈને પ્રભુને આવવું પડે. પ્રેમીને પ્રભુ ત્યજી નથી શકતા. પ્રેમની લોકો બરાબર કદર નથી કરતા. પ્રેમીઓની ઘણી જરૂર છે. પ્રેમી ઘણા ઓછા મળે છે - ઘણું કરીને મળતા જ નથી. સર્વસ્વ સમર્પણ કરવાથી પણ કદાચ જો એક રતીભાર પ્રેમ મળે તો સર્વસ્વ આપી દેવું. ખરો પ્રેમી એમ જ કરે છે. રત્નનું ખરું મૂલ્ય ઝવેરી જ જાણે છે. જો ભીલડી સામે એક લાખ રૂપિયાનો હીરો રાખવામાં આવે તો એ એના બદલામાં પાંચ રૂપિયા પણ આપવા નહીં ઇચ્છે, કહેશે કે આ કાચનો ટુકડો મારે શું કામનો. પણ ઝવેરી એના માટે ખુશીથી પોતાનું સર્વસ્વ આપી દેશે. એ જ રીતે પ્રેમનું મૂલ્ય પણ કોઈ વિરલા જ જાણે છે. પ્રેમ માટે જેઓ જેટલું ઓછું મૂલ્ય આપવા ઇચ્છે છે તેઓ પ્રેમના તત્ત્વને એટલું જ ઓછું જાણે છે. પ્રેમ તો સ્વાર્થત્યાગથી જ મળે છે. ખરા પ્રેમીઓ જાતની બાજી લગાવીને પણ પ્રભુનો પ્રેમ પ્રાપ્ત કરે છે.

પ્રેમીઓ સદા એવું જ કરતા હોય છે, જેથી ભગવાનની પ્રસન્નતા મળે. જો એમને કોઈ ભગવાનનું વહાલું મળે છે તો એના ભજન-ધ્યાન વગેરેમાં સહાયક થઈને તેઓ બદલામાં પ્રભુની પ્રસન્નતા પ્રાપ્ત કરે છે. જ્યારે બે પ્રેમીઓ મળે છે તો એક અનોખા આનંદનું પૂર ઊમટી પડે છે. આવા પ્રેમ-સંમેલનને જોઈને પ્રભુ પણ એમના હાથે વેચાઈ જાય છે. જે એમની નાનામાં નાની આજ્ઞાનું પાલન કરવા કાજે પોતાના સર્વસ્વને ન્યોછાવર કરવા તૈયાર રહે છે, ભગવાન એમના ઋણી બની જાય છે. આ વિષયમાં અતિથિપ્રેમી મહારાજ મયૂરધ્વજની કથા પ્રસિદ્ધ જ છે. જ્યારે સાધુ બનેલા ભગવાનની આજ્ઞાથી રાજા પોતાના શરીરને પોતાની રાણી અને કુમાર દ્વારા કરવતથી ચિરાવીને સિંહને આપવા માટે તૈયાર થાય છે, એ વખતે એમની એવી જ ભાવના હોય છે કે આવી રીતે સિંહને તૃપ્તિ થવાથી સાધુ પ્રસન્ન થશે અને એમની પ્રસન્નતાથી ભગવાન ખુશ થશે. એમની આટલી ઉદારતા તો છદ્મવેષધારી ભગવાન માટે હતી, જો પ્રભુ પોતાના પોતીકા રૂપમાં એની સામે આવત તો શી ખબર તેઓ શું કરત. નામદેવજીની સામેથી કૂતરો રોટલી લઈને ભાગ્યો તો એ એની પાછળ ઘી લઈને દોડ્યા કે 'ભગવન્! હજી રોટલી સૂકી છે, એને ચોપડી લેવા દો.' આ જાતની ભગવાન પ્રત્યેની નિષ્ઠા ભગવાનને પરાણે પોતાના ઋણી બનાવી દે છે.

ગોપીઓના વિચિત્ર પ્રેમની વાત સૌની સામે પ્રગટ જ છે. ઉદ્ધવજી શ્યામસુંદરનો સંદેશો લઈને આવે છે, એમને જાત-જાતના ઉપદેશ આપીને ધીરજ બંધાવાનો પ્રયત્ન કરે છે, પણ છેવટે એમનો અદ્‌ભુત પ્રેમોન્માદ જોઈને પોતે પણ એમના જ ચરણના કિંકર થવાની કામના કરવા માંડે છે. અહો! પોતાના વહાલાના સ્મરણમાં કેટલી મીઠાશ છે! કોઈ પુરુષ વહાલા પાસેથી આવે છે તો આપણે ઉતાવળા થઈ જઈએ છીએ, પહેલાં એને પૂછીએ છીએ કે 'કેમ ભાઈ! શું તમે એને મળ્યા હતા.' એના 'હા' કહેવાથી આપણે આનંદમગ્ન થઈ જઈએ છીએ.

પછી પૂછીએ છીએ કે કંઈ મારી પણ વાત થઈ હતી? એ જો સ્વીકાર કરે છે તો આપણે ઊછળવા માંડીએ છીએ. પછી કહીએ છીએ, 'શું કંઈ મોકલ્યું છે?' એ કહે છે, 'હા, પત્ર મોકલ્યો છે.' તો એટલો આનંદ થાય છે કે પત્ર લઈને જાતે વાંચવાનું પણ સામર્થ્ય નથી રહેતું. પત્ર પર વહાલાના હાથે લખાયેલ સરનામું જોઈને હૃદયમાં અનોખો આનંદ છવાઈ જાય છે. આ બધી વહાલાના પ્રેમની વાતો છે. આવો જ પ્રેમ જો પ્રભુના ચરણોમાં હોય તો કહેવું જ શું?

મહાત્માઓ પાસેથી સાંભળ્યું છે, 'ભગવાન પ્રેમીને અધીન થઈ જાય છે.' પણ આજે આપણી શી દશા છે? આપણે અનેક સ્થળે જઈએ છીએ, ભગવાનની સ્તુતિ-પ્રાર્થના વગેરે પણ કરીએ છીએ; પણ ભગવાન હઠ લઈને બેઠા છે, આવતા જ નથી. કારણ શું છે? આપણામાં પ્રેમ નથી. માટે જ એ ખુશામત કરવા છતાં પણ નથી આવતા. જો પ્રેમ હોત તો એ પોતે જાતે જ આપણી પાછળ-પાછળ ફરત. આ બાબતમાં એક દૃષ્ટાંત આપવામાં આવે છે. માની લો કે ઘણા મીલવાળા સસ્તા ભાવે શેરડી ખરીદી રહ્યા છે. એ જ વખતે કોઈ બુદ્ધિશાળી ધનવાન માણસ વિચારે છે કે જો શેરડીનો ભાવ વધારીને આ પ્રદેશની બધી શેરડી હું ખરીદી લઉં તો પછી એમની પાસેથી મોંમાંગ્યા ભાવ લઈ શકું છું. એમ વિચારીને એ શેરડીનો સોદો કરે છે. જ્યારે એની પાસે પચીસ ટકા શેરડી હતી, ત્યારે મીલના મેનેજર એના દલાલ સાથે વાત પણ કરતા ન હતા. હવે જ્યારે એણે બધી શેરડી પોતાને કબજે કરી લીધી અને મીલને એની જરૂર પડી તો મેનેજર સાહેબને ચિંતા પેઠી. દલાલ મોકલ્યા તો એણે કહી દીધું કે હમણાં શેરડી વેચવી નથી. સાહેબે પોતે મળવાની બાબતમાં પુછાવ્યું તો કહી દીધું કે હાલ વેચવાની ગરજ નથી, જ્યારે ગરજ હશે ત્યારે મળી લઈશું. સાહેબ બોલાવ્યા વિના જ પોતે આવ્યા તો એમને બહાર બેસાડીને ભોજન વગેરેથી પરવારીને પછી મળ્યા. સાહેબ પૂછે છે, 'શેઠ! એવો તે કેવો ગુનો થઈ ગયો? તમે તો વાત કરવાનો પણ મોકો નથી આપતા?' તો શેઠ કહે છે કે, 'વખત વખતની વાત છે. તમારી પાસે કેટલીક વાર દલાલ મોકલતા હતા, પણ તમે તો વાત પણ કરતા ન હતા; હવે તમારે પોતે જ આવવું પડ્યું. શેરડી તો તમારી જ છે, તમારે જોઈએ એટલી લઈ જાઓ.' આપણા ભગવાન પણ આવા જ છે. એ સામાન્ય સ્તુતિ-પ્રાર્થનાથી રીઝે એવા નથી. એમને તો પ્રેમની તરસ છે. આપણે જો પ્રેમને સંઘરી લઈએ તો એમને વિવશ થઈને આવવું પડશે. માટે જે ભાવે પણ મળે એ ભાવમાં પ્રેમ ખરીદવો. જો આપણી પાસે પ્રેમ સંઘરેલો હશે તો ભગવાનનો બધો મિજાજ ઠંડો થઈ જશે. પ્રેમ વિના ભગવાનનું કામ નથી ચાલતું. એમનાં બધાં કારખાનાં બંધ થઈ જાય છે. પ્રેમ ખરીદવા માટે ભગવાનનું નામ જ પૂંજી છે. માટે નિરંતર નામ-જપનો અભ્યાસ કરવો.

સંસારમાં એવી કોઈ વસ્તુ નથી, જે પ્રેમને બદલે ન આપી શકાય. તન, મન, ધન, પ્રાણ - બધું એના પર ન્યોછાવર કરી શકાય એમ છે. પ્રહ્લાદને જ જોઈ લો. એમને ન રાજ્યની પરવા છે કે ન પ્રાણોની. એમને જાતજાતનાં કષ્ટ આપવામાં આવે છે – વારંવાર માર પડે છે, પર્વતની ટોચેથી નીચે પાડવામાં આવે છે, સાપ ડસાવવામાં આવે છે, હાથીઓથી છુંદવવામાં આવે છે, અગ્નિમાં નાખવામાં આવે છે, છતાં પણ એ પોતાની ટેક નથી છોડતા - પ્રાણોની બાજી લગાવીને પણ ભગવત્પ્રેમની રક્ષા કરે છે.

છેવટે ભગવાન પ્રગટ થાય છે. અને આવવામાં વિલંબ થયા બદલ પ્રહ્‌લાદ પાસે ક્ષમા માંગે છે. જ્યારે સાધુવેષધારી ભગવાને પોતાના સિંહ માટે મયૂરધ્વજ પાસે એનું શરીર માંગ્યું તો રાજા ઘણા હર્ષ સાથે કહે છે, 'મહારાજ! આપ કશી ચિંતા ન કરશો, હું પ્રસન્નતાપૂર્વક આ શરીર સિંહને આપવા તૈયાર છું. આ સિંહ તો સાક્ષાત્ નારાયણનું સ્વરૂપ છે. એમની સેવાનું સૌભાગ્ય ફરી ક્યારે મળશે?' જુઓ, કેવી ઊંચી દૃષ્ટિ છે! શરીરની ભિક્ષા માંગનારામાં પણ રાજાને સાક્ષાત્ શ્રીહરિની ઝાંખી થાય છે. ભગવાન આવા પ્રેમીઓના ઋણમાંથી કેવી રીતે છૂટી શકે છે? આપણે પ્રભુની પ્રાપ્તિ માટે ઘરમાંથી તો કશુંય આપવું નથી પડતું. ભગવાનની જ વસ્તુઓ એમને ધરી દેવાની છે. એમાં આપણું શું જાય છે? આ ધન-ઐશ્વર્ય વિચારકોની દૃષ્ટિમાં કોઈ ઊંચી વસ્તુ નથી. એના તો ત્યાગમાં જ સુખ છે. એમાં મમતા કરવી એ તો પોતાને ફોગટના બંધનમાં નાખવા બરાબર છે. કોઈ પણ વિવેકી પુરુષો એના મોહમાં નથી ફસાતા. અમારા પ્રદેશ (રાજસ્થાન)માં એક ઘણા સારા મહાત્મા હતા. એકવાર એક વ્યક્તિ એમને માટે આસામથી એક રેશમી ચાદર ગેરૂઓ રંગાવીને લઈ ગયા. એક દિવસ એ એને ઓઢીને બેઠા હતા કે એક પંડિતજી બોલી ઊઠ્યા, 'બાબાજી! આ રેશમી ચાદર તો ઘણી સરસ છે.' મહાત્માએ એને એ જ વખતે ઉતારીને પંડિતજીને આપી દીધી. એ બોલ્યા - સરસ 'વસ્તુઓ અમારા જેવા સાધુઓને માટે કામની નથી હોતી. તારી આમાં પ્રીતિ છે, માટે હવે આને તું જ રાખ. જે વસ્તુમાં બીજાનો રાગ હોય, એને સાધુએ ન રાખવી જોઈએ.'

ગૃહસ્થાશ્રમમાં પણ પોતાના સુખની દૃષ્ટિએ કોઈ વસ્તુનું સેવન કરવું ઉચિત નથી. ઘરમાં પાંચ ફળ આવે તો પહેલાં અતિથિ-અભ્યાગત અને ઘરના બીજા માણસોને ખવડાવીને પછી ગૃહસ્થે ખાવાં, અને એ પછી તેની પત્નીએ. આ જ યજ્ઞશિષ્ટ છે. આ અમૃત છે. જે સ્વાદના લોભમાં પડીને પહેલાં પોતે ખાય છે એ અમૃતના ભ્રમમાં વિષનું સેવન કરે છે. બલિવૈશ્વદેવનું પણ આ જ રહસ્ય છે. આવો જ નિયમ સાધુ-સંન્યાસીઓ માટે પણ છે. જ્યારે રસોડાનો ધૂમાડો બંધ થઈ જાય, એ વખતે એમણે ભિક્ષા માટે જવું; જેથી એમના નિમિત્તે ગૃહસ્થને જુદું ભોજન ન બનાવવું પડે. એ વખતે પણ જો કોઈ દરવાજા પર પહેલેથી બીજો ભીખારી ઊભો હોય તો ત્યાં ન જવું. એવું ન બને કે બન્નેને આપવાથી પછી ગૃહસ્થ માટે અન્નની ઊણપ થઈ જાય. આ બધા નિયમોમાં શાસ્ત્રનું લક્ષ્ય શું છે, એના પર વિચાર કરવો. આ બધામાં સ્વાર્થત્યાગની ભાવના રહેલી છે. જો કોઈ વસ્તુ વહેંચીને ખાવી હોય તો એમાં પણ પોતાના માટે વધુ રાખવાની પ્રવૃત્તિ ન હોવી જોઈએ. ઘણા લોકો મોઢેથી તો કહેતા રહે છે કે આપણું કશું નથી, બધું ભગવાનનું જ છે, પણ ચિત્તથી એક એક તણખલાને પકડી રાખે છે. આ કહેવા પૂરતો ત્યાગ પણ સારો છે, પણ ખરેખરો લાભ તો ખરા ત્યાગથી જ મળે છે. જેઓ સમય આવતાં પોતાનું સર્વસ્વ પ્રભુ કાજે ન્યોછાવર કરવા માટે તૈયાર રહે છે એ લોકો જ શ્રેષ્ઠ છે. જેઓ સાચા દાની હોય છે, એમને તો દાન દેવાનું કશું અભિમાન જ નથી હોતું. કહે છે કે કોઈ દાનીના દાનની પ્રશંસા કરવામાં આવી તો એ રડવા માંડ્યો. એના રડવાનું કારણ પૂછ્યું તો એ બોલ્યો, 'ધન એનું, આપનાર એ, હું તો કેવળ નિમિત્તમાત્ર છું. લોકો મને દાની કહે છે, ભલા હું પ્રભુની સામે શું મોઢું બતાવીશ?'

માટે જો ભગવત્પ્રાપ્તિની ઇચ્છા છે તો ખરો ત્યાગ કરો. હૃદયથી પોતાનું સર્વસ્વ પ્રભુનું સમજો. પ્રભુ માટે જ સઘળાં કામ કરો. મમતા, અહંતા અને આસક્તિને જડમૂળમાંથી ઉખાડી કાઢો. આ રીતે જો આપની બધી ક્રિયાઓ પ્રભુ કાજે જ થશે અને આપ પોતાનાં તન, મન, ધન બધાની સાર્થકતા પ્રભુની પ્રસન્નતામાં જ સમજશો, પ્રભુની પ્રસન્નતા માટે એમના ત્યાગમાં જરા પણ કચાશ નહી રાખો તો પ્રભુને વિવશ થઈને આપની ખુશામત કરવી પડશે. આવું હોવા છતાં પણ આપે તો પ્રભુની પ્રસન્નતામાં જ પ્રસન્ન રહેવું, એમની પાસે પોતાની ખુશામત કરાવવાની ઇચ્છા રાખવી એ પણ એક પ્રકારનો સ્વાર્થ જ છે.



## પ્રેમ-સાધન

વ્રજરાજ ભગવાન શ્રીકૃષ્ણ પ્રત્યે અનન્ય પ્રેમ હોવામાં જ આ જીવનની સાર્થકતા છે. જે ભાગ્યશાળીએ આ દિવ્ય, અનન્ય તેમ જ વિશુદ્ધ પ્રેમ-પીયૂષનું પાન કરી લીધું, એનો જન્મ સફળ થઈ જાય છે. એની યુગ-યુગની, જન્મ-જન્માંતરોની વિષય-પિપાસા છિપાઈ જાય છે, શાંત થઈ જાય છે. ભવતાપથી સંતપ્ત પ્રાણી ભગવત્પ્રેમની પાવન મંદાકિનીમાં ડૂબકી મારીને જ પૂર્ણ શાંતિ પ્રાપ્ત કરી શકે છે. એ જ પરમ રસ છે. જેને પીને માણસ સિદ્ધ, અમર અને તૃપ્ત થઈ જાય છે.● જે પ્રેમ પ્રાપ્ત થતાં મનુષ્ય ન તો કોઈ પણ વસ્તુની ઇચ્છા કરે છે, ન શોક કરે છે, ન દ્વેષ કરે છે, ન કોઈ વસ્તુમાં આસક્ત થાય છે કે ન વિષયભોગોની પ્રાપ્તિમાં એને ઉત્સાહ થાય છે.*

પ્રેમ સાધન પણ છે અને સાધનોનું ફળ (સાધ્ય) પણ છે.◆ પરમાત્માની જેમ પ્રેમનું સ્વરૂપ પણ અનિર્વચનીય છે, ગૂંગાના સ્વાદની જેમ એ વાણીનો વિષય નથી બનતો.❖ માટે જ પ્રેમનું સ્વરૂપ અલૌકિક જણાવવામાં આવ્યું છે; કેમકે, એ આ લોકથી સર્વ રીતે વિલક્ષણ છે. લૌકિક પ્રેમ ભોગ-કામનાઓ અને દુર્વાસનાઓથી વાસિત હોવાને કારણે શુદ્ધ નથી હોતો. જ્યાં વાસનાનું આધિપત્ય છે એ પ્રેમ નથી, આસક્તિમૂલક મોહ છે. એ સિવાય લૌકિક પ્રેમનાં આલંબન ક્ષણિક તેમજ નાશવંત હોય છે, માટે એ ભગવત્પ્રેમની સામે ત્યાજ્ય જ છે. ભગવત્પ્રેમ પણ જો કોઈ કામનાથી કરવામાં આવે તો એ સકામ કહેવાય છે. સકામ પ્રેમમાં દિવ્યતા, અનન્યતા તેમજ વિશુદ્ધતાનો અભાવ હોય છે. કામના લૌકિક વસ્તુ માટે જ હોય છે, માટે લૌકિકતાનું સંમિશ્રણ થઈ જવાથી એની દિવ્યતા નષ્ટ થઈ જાય છે તથા ઉપર કહેલી કામનામાં એ પ્રેમ વહેંચાઈ જાય છે, માટે એમાં એકનિષ્ઠતા તેમજ અનન્યતા નથી રહેતી. એ જ રીતે કામનાથી ભળી કે દૂષિત થઈ જવાથી એ પ્રેમ વિશુદ્ધ નથી રહી શકતો. દિવ્ય, અનન્ય તેમજ વિશુદ્ધ પ્રેમ તો ત્રણે ગુણોથી અતીત અને

● યલ્લબ્ધ્વા પુમાન્ સિદ્ધો ભવતિ, અમૃતો ભવતિ, તૃપ્તો ભવતિ। (નારદભક્તિસૂત્ર ૪)
* યત્પ્રાપ્ય ન કિઞ્ચિદ્ વાઞ્છતિ ન શોચતિ ન દ્વેષ્ટિ ન રમતે નોત્સાહી ભવતિ। (નારદભક્તિ સૂત્ર ૫)
◆ સાધનસિદ્ધિ રામ પગ નેહૂ। (રામચરિતમાનસ ૨/૨૮૯/૮)
❖ અનિર્વચનીયં પ્રેમસ્વરૂપમ્, મૂકાસ્વાદનવત્। (નારદભક્તિસૂત્ર ૫૧, ૫૨)

કામનાઓથી રહિત હોય છે, એ ક્ષણે ક્ષણે વધે છે, કદી ઘટતો નથી, એ સૂક્ષ્મમાં સૂક્ષ્મ હોય છે, એને વાણી દ્વારા વ્યક્ત નથી કરી શકાતો, એ તો અનુભવની વસ્તુ છે.★

હેતુ કે કામના જ પ્રેમનું દૂષણ છે, નિર્હેતુક અથવા નિષ્કામ પ્રેમમાં કામનાની ગંધ સુદ્ધાં નથી, માટે એ શુદ્ધ છે. પોતાના અભિન્ન પ્રિયતમ પરમાત્મા શ્રીકૃષ્ણ સિવાય બીજું કોઈ આ પ્રેમનું લક્ષ્ય નથી, માટે એ અનન્ય છે તથા ઉપર કહ્યા મુજબ લોકથી સર્વ રીતે વિલક્ષણ હોવાને કારણે એ પ્રેમ દિવ્ય છે.

આ પ્રેમ પામીને પ્રેમી સદા આનંદમાં મસ્ત રહે છે. સંસારની ચિંતાઓ એને સ્પર્શી પણ નથી શકતી, એની દૃષ્ટિએ પ્રેમ સિવાય બીજું કશું રહી જ નથી જતું. એ તો પ્રેમને જ જુએ છે, પ્રેમને જ સાંભળે છે અને પ્રેમનું જ વર્ણન તથા ચિંતન કરે છે. એનાં મન, પ્રાણ અને આત્મા પ્રેમની જ ગંગામાં અનવરત અવગાહન કરતા રહે છે. એ પોતાના સઘળા ધર્મો અને આચરણ પ્રેમમય શ્રીકૃષ્ણને જ અર્પણ કરી દે છે. એમનું પળભર માટેનું પણ સ્મરણ ભુલાતાં એ અત્યંત વ્યાકુળ—ઘણો જ બેચેન થઈ જાય છે.+ એ બધેય પ્રેમમય ભગવાનને જ જુએ છે, સર્વ કાંઈ ભગવાનમાં જ જુએ છે; આવી દૃષ્ટિ રાખનારની નજરથી ભગવાન અળગા નથી થઈ શકતા તથા એ પણ ભગવાનથી અળગો નથી થઈ શકતો.

આ રીતે બન્નેનું ઐક્ય – શાશ્વત સંયોગ બન્યો રહે છે. ભગવાન આવા ભક્તનો લોકોત્તર અનુરાગ જોઈને પોતાની મહેશ્વરતા ભૂલી જાય છે અને મુગ્ધ થઈને પોતાના પ્રાણપ્રિય ભક્તને નિહાળતા રહે છે, એની સાથે એના જેવા જ બની જઈને એની ઇચ્છાને અનુકૂળ વિગ્રહ ધારણ કરીને રમતા, નૃત્ય કરતા, ગાતા, વગાડતા અને આનંદિત થતા રહે છે.

પ્રેમી ભક્ત મિલન અને વિયોગની ચિંતાથી પણ પર હોય છે. એને તો કેવળ પ્રેમ કરવો છે, એ પણ પ્રેમને માટે. એ પ્રેમતત્ત્વજ્ઞ પ્રિયતમ પોતે જ મળ્યા વિના નથી રહી શકતો. એને ગરજ હશે તો પોતે જ આવશે, ભક્ત કેમ મિલનને માટે હેરાન થાય? તથા એ વિયોગથી પણ કેમ ડરે? એને પોતાને માટે તો સુખ કે આનંદની ઇચ્છા છે નહીં; એ તો સર્વ કાંઈ એ પ્રિયતમના જ સુખ માટે કરે છે. એને જો મિલનમાં સુખ મળતું હોય તો પોતે જ આવીને મળે. વિયોગથી દુઃખ થતું હોય તો કદી અહીંથી દૂર ન જાય. એ તો પ્રેમનો લોભી છે, પ્રેમ હશે તો પોતાની મેળે દોડ્યો આવશે, નહીં હોય તો બોલાવવાથી પણ નહીં આવે. માટે જ જેઓ નિષ્કામ પ્રેમી હોય છે, તેઓ ભગવાનને બોલાવતા પણ નથી. વાસ્તવમાં ન તો ભગવાનને દર્શન આપવા માટે બોલાવવાની જરૂર છે, ન રોકવાની. કશી પણ કામના કે હેતુ વિના જ ભગવાનમાં કેવળ પ્રેમ વધારવો જરૂરી છે. અહંકારથી દૂર રહીને સંયોગ-વિયોગની ચિંતાથી બેપરવા થઈને, ઉત્તરોત્તર પ્રેમ વધતો રહે એ માટે જ, બધો પ્રયત્ન - બધી ક્રિયાઓ થાય એ ઉચિત છે. પ્રહ્લાદે કદી પ્રાર્થના ન કરી કે 'મને દર્શન દો.' સર્વ કાંઈ ભગવાને આપમેળે જ કર્યું.

ભગવત્પ્રેમીનું પૂજન, ખાવું, પીવું, રોવું, ગાવું વગેરે બધું ભગવત્પ્રીત્યર્થ થવું જોઈએ. પ્રેમીનું પ્રેમમય ભગવાન સિવાય બીજું કોઈ લક્ષ્ય ન હોવું જોઈએ. દર્શન-મિલન વગેરે તો આનુષંગિક ફળ છે, આપમેળે આવી મળશે. આ

★ ગુણરહિતં કામનારહિતં પ્રતિક્ષણવર્ધમાનમવિચ્છિન્નં સૂક્ષ્મતરમનુભવરૂપમ્। (નારદભક્તિસૂત્ર ૫૪)

+ નારદસ્તુ તદર્પિતાખિલાચારતા તદ્વિસ્મરણે પરમવ્યાકુલતેતિ। (નારદભક્તિસૂત્ર ૧૯)

પ્રેમની પૂર્ણતા એ દિવ્ય, અનન્ય અને વિશુદ્ધ પ્રેમમાં જ છે, જ્યાં પ્રેમ, પ્રેમી અને પ્રિયતમની એકતા હોય છે.

આવો પ્રેમી એ દિવ્ય પ્રેમનું સાક્ષાત્ સ્વરૂપ હોય છે. એની વાણી પ્રેમથી ઓતપ્રોત તથા શરીર અને મન પ્રેમરસમાં તરબોળ હોય છે. એનો રોમે રોમ પ્રેમાનંદથી ફરકતો જોવા મળે છે. એની સાથે સંભાષણ, એનું ચિંતન તથા એની પાસે ગમન કરવાથી પોતાની અંદર પ્રેમના પરમાણુઓ આવે છે, એનો સ્પર્શ પામીને નીરસ હૃદયમાં પણ પ્રેમનો સંચાર થાય છે. મોટા-મોટા નાસ્તિકો પણ એના સંપર્કમાં આવવાથી સર્વ કાંઈ ભૂલીને પ્રેમ-દીવાના બની શકે છે. એના અનન્ય અનુરાગ કે અલૌકિક ભાવોદ્રેકને સારી પેઠે હૃદયંગમ કરાવવા માટે જોઈએ એવા શબ્દો નથી. સમજાવવા માટે એના ભાવને ભલે જે પણ ભાવ કહેવામાં આવે, વાસ્તવમાં એ બધા ભાવોથી ઉપર ઊઠેલો હોય છે.

સખ્યભાવ સાથે પણ આ દિવ્ય પ્રેમની તુલના નથી થઈ શકતી. આ સખ્ય કરતાં પણ ઊંચો ભાવ છે. સખ્યભાવના ઉદાહરણરૂપે અર્જુન માનવામાં આવ્યા છે, પણ અર્જુનમાં પણ આ દિવ્ય અલૌકિક ભાવની તો ઊણપ જ દેખાય છે. એ ભગવાનનું વિરાટરૂપ જોઈને ભયભીત થાય છે. ભગવાન સાથે કરેલું સખ્ય – સમાનતાનો વ્યવહાર એમને મોટો અપરાધ જણાઈ આવે છે; અને એ માટે એ વારંવાર ક્ષમાયાચના કરતા જોવા મળે છે–

**'તત્ક્ષામયે ત્વામહમપ્રમેયમ્ ॥'**

(ગીતા ૧૧/૪૨)

**પિતેવ પુત્રસ્ય સખેવ સખ્યુઃ**
**પ્રિયઃ પ્રિયાયાર્હસિ દેવ સોઢુમ્ ॥**

(ગીતા ૧૧/૪૪)

અને ભગવાન પણ એમને **'મા તે વ્યથા મા ચ વિમૂઢભાવઃ'** (ગીતા ૧૧/૪૯) વગેરે કહીને આશ્વાસન આપે છે.

દાસ્યભાવ કરતાં પણ એ અનન્યપ્રેમીનો ભાવ ઘણો ઉત્કૃષ્ટ છે. દાસ્યભાવમાં ઊંચ-નીચ, સ્વામી-સેવકની દૃષ્ટિ છે, પણ અહીં તો પૂર્ણ સમતા છે, ન કોઈ સેવક છે કે ન સ્વામી. ભક્ત ભગવાનની પ્રેમ-ગંગામાં ડૂબકી મારીને પ્રસન્ન થાય છે, તો ભગવાન પણ એ જ રીતે પ્રેમમાં મગ્ન થઈ જાય છે.

વાત્સલ્યભાવ કરતાં પણ આ દિવ્ય અનન્યભાવનું સ્થાન ઊંચું છે. ત્યાં એ લોકોત્તર સામ્યનાં દર્શન નથી થતાં, જેનો અહીં સહજ રીતે અનુભવ થાય છે. એમાં નાના-મોટા, પિતા-પુત્ર વગેરે ભાવ રહે છે, પણ અહીં ન કોઈ નાનું છે કે ન મોટું; ન કોઈ માતા-પિતા છે, ન કોઈ કોઈનો પુત્ર. બધા એક સમાન છે.

માધુર્યભાવ કરતાં પણ આ અદ્ભુત પ્રેમભાવ વિલક્ષણ છે. માધુર્યભાવનાં પણ બે સ્વરૂપો છે – સ્વકીયાભાવ અને પરકીયાભાવ. પરમ શ્રેષ્ઠ સતીશિરોમણિ પતિવ્રતા નારીનો પોતાના પ્રિયતમ પતિ પ્રત્યે જે ભાવ હોય છે, એ જ સ્વકીયાભાવ છે. તથા પરસ્ત્રીનો પરપુરુષમાં જે ગુપ્ત પ્રેમ હોય છે, એ જ ભાવે જે ભગવાનના દિવ્ય સ્વરૂપમાં ઉચ્ચ શ્રેણીનો પ્રેમ હોય, એને પરકીયાભાવ કહે છે. ઉપર જણાવેલ પ્રેમી આ બધા ભાવોથી ઉપર ઊઠેલો હોય છે. ભગવાન સાથે એનો એક ક્ષણ માટે પણ કદી વિયોગ નથી થતો. ભગવાન એને અધીન હોય છે, એના હાથે વેચાયેલા રહે છે. એનો સાથ છોડીને ક્યાંય જતા જ નથી. એ અનન્યપ્રેમી ભક્ત પૂર્ણપ્રેમમય થયેલો રહે છે. ભગવાન કરતાં એ જુદો નથી, ભગવાન એનાથી જુદા નથી. આ અવસ્થામાં ન તો ભય છે કે ન

સંકોચ. માન, આદર અને સત્કારનું પણ અહીંયા કશું ભાન નથી રહેતું. નાના-મોટાની કશી આમન્યા નથી રાખવામાં આવતી. એમના (ભક્ત અને ભગવાન)માં ન તો કોઈ ઉત્તમ છે કે ન મધ્યમ, બેય સમાન છે.

પતિવ્રતા સ્ત્રી પતિને નારાયણ માને છે અને પોતાને એમની દાસી. આ ભાવ ઘણો જ ઉત્તમ પરમ કલ્યાણકારી છે. છતાં પણ આમાં નાના-મોટાનો દરજ્જો તો છે જ. પણ ઉપર જણાવેલ દિવ્ય પ્રેમમાં નાના-મોટાનું કોઈ સ્તર નથી. ત્યાં બેયની એક સ્થિતિ – સમાન અવસ્થા છે.

પરકીયા ભાવમાં પણ બીજાનો ભય છે, છુપામણી છે, પણ અહીં આ દિવ્ય પ્રેમમાં ન ભય છે કે ન છુપામણી; તો સંકોચની તો વાત જ શી? ભગવાનના ગુણ અને પ્રભાવથી પ્રભાવિત થઈને જ પરકીયાનું મન એમના તરફ આકર્ષાય છે, જ્યાં પોતાના કરતાં બીજે શ્રેષ્ઠતાનો અનુભવ છે, ત્યાં પોતાનામાં ન્યૂનતાનો પણ ભાવ છે જ. માટે ત્યાં પણ નિર્ભયતા તેમજ પૂર્ણ સમાનતા નથી. પણ અનન્ય અને વિશુદ્ધ પ્રેમમાં ગુણ અને પ્રભાવની વિસ્મૃતિ છે, સ્મૃતિ હોવા છતાં પણ એનું કશું મૂલ્ય નથી. અહીં તો બેયમાં અનિર્વચનીય એકતા છે. ત્યાં સર્વશક્તિમાન અને સર્વાન્તર્યામી કહીને સ્તવન નથી કરવામાં આવતું. સ્તુતિની અવસ્થા તો ઘણી પહેલાં જ સમાપ્ત થઈ જાય છે. હવે તો કોણ સર્વશક્તિમાન અને ક્યાંનો સર્વેશ્વર! બેય એક જ છે, સમાન છે, બેય એકબીજાના પ્રેમી અને પ્રિયતમ છે; એમનામાં પરસ્પર નિર્હેતુક સહજ પ્રેમ હોય છે. આ સ્થિતિમાં પ્રેમ, પ્રેમી અને પ્રેમાસ્પદમાં ભેદ નથી રહેતો. ભક્તિ, ભક્ત અને ભગવાન બધા એક થઈ જાય છે. કોઈક ભાવુક ભક્તના નીચે લખેલ વચનોથી પણ આ ભાવની પુષ્ટિ થઈ છે–

**ત્રિધાપ્યેકં સદાગમ્યં ગમ્યમેકપ્રભેદને ।**
**પ્રેમ પ્રેમી પ્રેમપાત્રં ત્રિતયં પ્રણતોઽસ્મ્યહમ્ ॥**

'પ્રેમ, પ્રેમી અને પ્રેમપાત્ર (પ્રિયતમ) - એ દેખાવમાં ત્રણ હોવા છતાંય વાસ્તવમાં એક છે. એમનું તત્ત્વ દર વખતે બધાની સમજમાં નથી આવતું. એમને એકરૂપે જ જાણવા. હું એ ત્રણેને, જેઓ વાસ્તવમાં એક છે, પ્રણામ કરું છું.'

આવા અનન્યપ્રેમીની દૃષ્ટિએ સર્વત્ર અને સદાય દિવ્ય પ્રેમીની અખંડ જ્યોત ઝગમગાતી રહે છે. એ આખા જગત પર સમાનરૂપે પ્રેમામૃતની વર્ષા કરે છે. એની દૃષ્ટિએ કોઈ ઘૃણા કે દ્વેષનું પાત્ર નથી. એના માટે બધેય પ્રેમનો મહાસાગર લહેરાતો રહે છે.

જ્ઞાનમાર્ગે ચાલનારા મહાત્મા અદ્વૈત – અભેદરૂપે બ્રહ્મને પામે છે, **'બ્રહ્મૈવ સન્ બ્રહ્માપ્યેતિ ।'** 'બ્રહ્મ હોઈને જ એ બ્રહ્મને પામે છે.' પણ અહીં તો આ દિવ્ય પ્રેમ-સંસારની અનુભૂતિ નિરાળી જ છે. અહીં ન દ્વૈત છે કે ન અદ્વૈત! બેયથી વિલક્ષણ સ્થિતિ છે. પ્રેમી અને પ્રિયતમનો નિત્ય-નૂતન પ્રેમ ઉત્તરોત્તર વધતો રહે છે, **'પ્રતિક્ષણવર્ધમાનમ્'** (નારદભક્તિસૂત્ર ૫૪)ની સ્થિતિમાં પુષ્ટ થાય છે. વધતાં વધતાં એ અસીમ-અનંત થઈ જાય છે. ભક્ત અને ભગવાન બેય એકબીજામાં એટલા ભળી જાય છે કે એમનામાં દ્વૈત જેવું ભાન જ નથી થતું. એમના દિવ્યભાવને વાણીથી વ્યક્ત કરવો અસંભવ છે. અહીં પ્રેમ સિવાય કશું રહેતું જ નથી. આ પ્રેમીઓનું મિલન પણ ઘણું જ વિલક્ષણ - ઘણું અલૌકિક હોય છે. અહીં અદ્વૈત હોવા છતાં દ્વૈત છે અને દ્વૈત હોવા છતાંય અદ્વૈત. આપણા બન્ને હાથ મળીને જોડાઈને એક થઈ જાય છે, એ વખતે એ બે હોવા છતાંય એક

છે અને એક હોવા છતાંય બે. એ રીતે અહીં ન ભેદ છે કે ન અભેદ.

ગંગા અને સમુદ્ર મળીને એક જેવાં થઈ જાય છે, પણ ભગવાન અને અનન્યપ્રેમી ભક્તનું દિવ્ય મિલન એથીય વિલક્ષણ અને ઉત્કૃષ્ટ છે. એ અલૌકિક તેમજ અનિર્વચનીય અવસ્થા છે. ભેદ-અભેદથી પર એવી ફળરૂપા સ્થિતિ છે. આ મિલન નિત્ય છે.

અહીં વસ્ત્ર, આભૂષણ કે આયુધનું વ્યવધાન પણ ઇચ્છવાયોગ્ય નથી. વસ્ત્રનું વ્યવધાન લજ્જાનું નિવારણ માટે અપેક્ષિત હોય છે, લજ્જા બીજા કોઈની આવે છે. અહીં તો પ્રેમી અને પ્રિયતમ એકપ્રાણ થઈ ચૂક્યા છે. ભલા, પોતાનાથી પણ કોઈ શરમ રાખે છે? બંધ એકાંત ઓરડામાં જો પોતાના સિવાય કોઈ બીજું ન હોય તો લજ્જા-નિવારણ માટે વસ્ત્રની જરૂર નથી પડતી. આ દિવ્ય મિલનમાં દ્વૈતભાવ જતો રહ્યો છે, બીજા લોકોની દૃષ્ટિએ જ ભેદ જણાય છે. આ મિલનમાં તો આભૂષણો પણ દૂષણ જણાઈ આવે છે – અહીં પરસ્પર માન-સન્માન, આદર-સત્કારનો પણ કશો વ્યવહાર નથી. જ્યાં પૂર્ણરૂપે પ્રેમ છે, ત્યાં આદર-સત્કાર તો એક વિઘ્ન છે. શું કોઈ પોતે જ પોતાનો આદર કરે છે? આ સ્થિતિ ગોપીઓના પ્રેમનું ફળ છે.

આ સ્થિતિમાં શોક, મોહ અને ભય વગેરેનું નામ સુદ્ધાં નથી રહેતું – અહીં તો જોવા માત્રનું જુદાપણું હોવા છતાંય વાસ્તવમાં પૂર્ણ એકત્વ છે. અનન્ય પ્રેમીનો બહારનો વ્યવહાર ભલે ગમે તેવો હોય, ભીતરથી એ એકનિષ્ઠ છે. ગીતામાં ભગવાને કહ્યું છે–

**સર્વભૂતસ્થિતં યો માં ભજત્યેકત્વમાસ્થિતઃ।**
**સર્વથા વર્તમાનોઽપિ સ યોગી મયિ વર્તતે॥**

(ગીતા ૬/૩૧)

'જે માણસ એકાત્મભાવમાં સ્થિત થઈને સર્વ ભૂતોમાં આત્મારૂપે રહેલા મુજ સચ્ચિદાનંદઘન વાસુદેવને ભજે છે, એ યોગી સર્વ રીતે વર્તવા છતાં મારામાં જ વર્તે છે; કેમકે એના અનુભવમાં મારા સિવાય બીજું કશું જ નથી.'

આ દ્વૈત-અદ્વૈત, ભેદ-અભેદથી વિલક્ષણ એવી અનિર્વચનીય સ્થિતિ છે. વ્રજરાજ ભગવાન શ્રીકૃષ્ણના આ અનન્ય પ્રેમને પામવો એ જ માનવમાત્રનું ખરું લક્ષ્ય હોવું જોઈએ; કેમકે એની પ્રાપ્તિમાં જન્મ અને જીવનની સાર્થકતા છે.



## વૈરાગ્ય-ચર્ચા

વૈરાગ્યનો વિષય ઘણો મહત્ત્વનો છે. વન હોય, પહાડ હોય, ગંગાનો કિનારો હોય – આવાં સ્થળોએ વૈરાગ્યની ચર્ચા વધુ શોભે છે. ઋષિ-મહાત્માઓ વનો, પહાડો અને ગંગાતટ પર રહીને જ તપ કર્યા કરતા હતા. હજી પણ ઉત્તરાખંડમાં રહેવાથી સ્વાભાવિકપણે જ વૈરાગ્ય થાય છે. ત્યાંનાં સ્થળોએ વૈરાગ્યના પરમાણુઓ ઓતપ્રોત છે. વૈરાગ્ય માટેની યોગ્ય ભૂમિ હોય, વક્તા વૈરાગ્યમય હોય અને શ્રોતા સત્પાત્ર હોય તો વૈરાગ્યનું વર્ણન કરતાં જ વૈરાગ્ય જાગૃત થઈ જાય છે - એવી જ રીતે, જેમ કામીના હૃદયમાં કામિનીના વર્ણનથી કામ જાગૃત થઈ જાય છે. વૈરાગ્યની વાતો વૈરાગ્યવાન જ કહી શકે છે. ખરા વૈરાગ્યવાન પુરુષે તો કહેવાની પણ જરૂર નથી પડતી, એની સાથે તો વૈરાગ્ય મૂર્તિમંત થઈને ચાલે છે. એ જે માર્ગે થઈને

જાય છે, એ માર્ગે જાણે વૈરાગ્યનું પૂર આવી જાય છે. એનાં નેત્રોમાંથી વૈરાગ્યનો ભાવ નીકળીને બધે વ્યાપ્ત થઈ જાય છે.

વૈરાગ્યની સાથે ઉપરામતા જોડાયેલી રહે છે અને એની સાથે ભગવાનનું ધ્યાન જોડાયેલું રહે છે. આગળ વૈરાગ્ય, વચ્ચે ઉપરામતા અને પાછળ ધ્યાન, આ રીતે ત્રણે સાથે સાથે ચાલે છે – જેમ વન જતી વેળાએ રામ, સીતા અને લક્ષ્મણ ચાલે છે. રામની સાથે સીતા રહે જ છે, સાથે સાથે રામ વિના લક્ષ્મણને ચેન નથી પડતું અને લક્ષ્મણ વિના રામને ચેન નથી પડતું. રામ સીતાને વચમાં રાખે છે. જ્યાં ખરો વૈરાગ્ય હોય, ધ્યાન થતું હોય, સાધન તીવ્ર હોય ત્યાં ઉપરામતા રહે જ છે.

વૈરાગ્યવાનના દર્શનમાત્રથી વૈરાગ્ય થઈ જાય છે, પછી એના ઈશારાથી – વ્યાખ્યાનથી વૈરાગ્ય થઈ જાય તો એમાં નવાઈ શું? વૈરાગ્યવાનના વ્યાખ્યાનથી તો વેશ્યાનું હૃદય પણ પલટાઈ શકે છે. દત્તાત્રેયજીનાં દર્શનથી જ એક વેશ્યાને વૈરાગ્ય થઈ ગયો. ભક્ત હરિદાસજીના સંપર્કમાં આવીને એક બીજી વેશ્યા વૈરાગ્યવતી બની ગઈ. આવાં જ બીજાં પણ ઘણાં ઉદાહરણો આપી શકાય એમ છે.

શુકદેવજી રાજા પરીક્ષિતની સભામાં જઈ રહ્યા છે, રસ્તામાં બાળકો એમના પર ધૂળ ફેંકે છે, પણ એમના તરફ ધ્યાન સુદ્ધાં નથી આપતા, પોતાની મસ્તીમાં ચાલ્યા જાય છે. સભામાં પહોંચતાં એમનો ઘણો આદર થાય છે. શુકદેવજીમાં અલૌકિક ઉપરામતા હતી, અલૌકિક વૈરાગ્ય હતો. નદીને કિનારે સ્ત્રીઓ નાહતી હતી. શુકદેવજી એ જ રસ્તે થઈને ચાલ્યા ગયા, પણ કોઈ શરમાયું નહીં. જ્યારે વેદવ્યાસજી આવ્યા તો એમને જોઈને બધી સ્ત્રીઓએ લજ્જાવશ કપડાં પહેરી લીધાં. વેદવ્યાસજીએ એનું કારણ પૂછ્યું, તો સ્ત્રીઓએ કહ્યું કે 'શુકદેવજીની દૃષ્ટિમાં સ્ત્રી-પુરુષનો ભેદ જ નથી. આપ અમને સ્ત્રી સમજો છો, માટે અમે મર્યાદાવશ આપને જોઈને કપડાં પહેરી લીધાં.' આટલી મોટી ઉપરામતા શુકદેવજીમાં હતી!

જડભરતજીને પણ વૈરાગ્યનો એટલો નશો રહેતો હતો, જાણે કોઈએ દારૂ પીધો હોય! દારૂનો નશો તામસિક છે, અન્નનો રાજસિક છે અને વૈરાગ્યનો સાત્ત્વિક છે. જડભરત વૈરાગ્ય અને ઉપરામતાના સાત્ત્વિક નશામાં ચકચૂર રહેતા હતા. ત્રણે જન્મની વાતો એમને યાદ હતી! મસ્ત બનીને બેસી રહેતા. ઘરના લોકોએ એમને મૂર્ખ માની લીધા હતા. પણ જડભરતજીને કોઈની પરવા ન હતી. દેવી ભદ્રકાળીના બલિ માટે જડભરતજીને રાજાના માણસો પકડીને લઈ ગયા, એમણે એમની ગરદન પર તલવાર મારવા માટે જેવો હાથ ઉગામ્યો કે દેવી પ્રગટ થઈ ગયાં અને એમણે મારનારાઓને મારી નાખ્યા. એ પછી દેવીએ જડભરતજીને વરદાન માંગવા કહ્યું. દેવીના આગ્રહથી એમણે એવું જ વરદાન માગ્યું કે 'મને મારનારાઓને જિવાડી દો.' એવી જ રીતે એકવાર રાજા રહૂગણની પાલખીમાં જડભરતજીને જોતરવામાં આવ્યા, એ પોતાના હંમેશના અભ્યાસ અનુસાર ઊછળતા-કૂદતા ચાલવા માંડ્યા. રાજાએ આ જોઈને એમને ઘણા ધમકાવ્યા અને મારવાની ધમકી આપી. જડભરતજી રાજાની વાતોને શાંતિપૂર્વક સાંભળતા રહ્યા અને છેવટે એમણે એની વાતોનો ઘણો સુંદર અને જ્ઞાનપૂર્ણ જવાબ આપ્યો. જ્યારે રાજાએ આવો સુંદર ઉત્તર એ પાલખી ઉપાડનાર માણસ પાસેથી સાંભળ્યો તો એના મનમાં એ નિશ્ચય થઈ ગયો કે ગમે તે હોય, પણ આ

કોઈ છૂપા વેષમાં મહાત્મા છે. એ તરત જ પાલખીમાંથી ઊતરીને જડભરતજીના ચરણોમાં પડી ગયો અને એમને ક્ષમા આપવા માટે કરગરવા માંડ્યો. દયાળુ જડભરતજીએ એને ઉપદેશ આપ્યો.

ધ્યાન ધરવા માટે સો યુક્તિઓની એક યુક્તિ વૈરાગ્ય છે. યુક્તિઓ તો પછી આપમેળે ઉપજવા માંડે છે. ધ્યાન ધરનારા યોગી મહાત્માઓ વૈરાગ્યનો જ આશ્રય લે છે.

**ધ્યાનયોગપરો નિત્યં વૈરાગ્યં સમુપાશ્રિતઃ ॥**

(ગીતા ૧૮/૫૨)

ફળસ્વરૂપે –

**બ્રહ્મભૂતઃ પ્રસન્નાત્મા ન શોચતિ ન કાઙ્ક્ષતિ ।**
**સમઃ સર્વેષુ ભૂતેષુ મદ્ભક્તિં લભતે પરામ્ ॥**

(ગીતા ૧૮/૫૪)

– વગેરે.

'પછી એ સચ્ચિદાનંદઘન બ્રહ્મમાં એકાત્મભાવે સ્થિત, પ્રસન્નમન યોગી ન તો કોઈના માટે શોક કરે છે કે ન કશાયની આકાંક્ષા કરે છે; એવો બધાય પ્રાણીઓમાં સમભાવ રાખનાર યોગી મારી પરાભક્તિને પામી જાય છે.'

આ શ્લોકો મુજબની એમની સ્થિતિ થઈ જાય છે. જ્યારે વૈરાગ્યનો આટલો મહિમા છે, તો પર-વૈરાગ્યનું તો કહેવું જ શું?

સંસારના પદાર્થોમાં આસક્તિ ન થવાનું નામ વૈરાગ્ય છે. સંસારના કોઈ પણ ભોગમાં આસક્તિ ન રહે, પ્રીતિ ન રહે, આકર્ષણ ન રહે – એટલે સુધી કે બ્રહ્મલોકના સઘળા ભોગો પણ કાકવિષ્ઠા જેવા જણાવા લાગે; એ જ વૈરાગ્ય છે. ભોગ્ય પદાર્થો તરફ વૃત્તિઓ જ ન જાય, એ ઉપરામતા છે. વૈરાગ્યયુક્ત ઉપરામતા જ શ્રેષ્ઠ છે, વૈરાગ્ય વિનાની ઉપરામતા કાચી હોય છે. ઋષભદેવજીમાં ઘણી ઉપરામતા હતી. ગૌતમ બુદ્ધ કરતાં પણ વધુ! ઋષભદેવજી સમાન ઉપરામતાનું કોઈ બીજું ઉદાહરણ નથી મળતું. સંસારમાં વિચરવા છતાં પણ એમને સંસારનું જ્ઞાન ન હતું. વનમાં આગ લાગી છે, પણ એમને એ વાતની ખબર પણ નથી. છેવટે શરીર આગમાં બળીને ભસ્મ થઈ ગયું; પણ ઋષભદેવજીને તોય આગની ખબર ન પડી. આ ઉપરામતાની સીમા છે. એવી મસ્તીમાં સ્થિત થઈ જવામાં આવે કે કશી ખબર જ ન રહે. શરીરનો અધ્યાસ જ ન રહે! કોઈ પણ સંન્યાસી કે ગૃહસ્થમાં આવી ઉપરામતા આવી જાય તો એ ઘણી પ્રશંસનીય છે. કેવળ ભીતરની ઉપરામતા આવે એ ઓછા મહત્ત્વની વાત નથી. આત્માના કલ્યાણ માટે તો ભીતરની ઉપરામતાની જ ખાસ જરૂર છે. રાજા જનકમાં બહારની ઉપરામતા ન હતી. વાસ્તવમાં તો એમની દૃષ્ટિએ જગતનો અભાવ જ હતો. શુકદેવજીમાં બહારની-ભીતરની એમ બેય ઉપરામતા હતી. જનકમહારાજે શુકદેવજીને કહ્યું હતું – 'મહારાજ! આપનામાં બહારની અને ભીતરની – બેય પ્રકારની ઉપરામતા છે, માટે આપ મારા કરતાં શ્રેષ્ઠ છો. આપને કશું શીખવાનું બાકી નથી. જઈને ધ્યાન ધરો.' આ સાંભળીને શુકદેવજી ચાલ્યા ગયા, જઈને એમણે ધ્યાન ધર્યું. ધ્યાન ધરતાં જ એમને સમાધિ લાગી ગઈ, ભગવાનની પ્રાપ્તિ થઈ ગઈ.

સમુદ્રમાં ઘણીય નદીઓનું જળ પડે છે, પણ એ યથાવત્ ગંભીર છે, પોતાના મહિમામાં પરિપૂર્ણ છે. એ જ રીતે જ્ઞાની, મહાત્મા, વિરક્ત નિષ્કામી પુરુષો પોતાના મહિમામાં પરિપૂર્ણ હોય છે. એમને સંસારના પદાર્થો આપમેળે આવીને પ્રાપ્ત થાય છે. એ લોકો વ્યવહાર પણ કરે છે, પણ વિકારને નથી પામતા; એમને શાંતિ જ મળે છે (જુઓ ગીતા ૨/૭૦). જ્ઞાની

મહાત્માની દૃષ્ટિએ સંસારનો સાવ અભાવ હોય છે અને સંસારી નાસ્તિક પુરુષોની દૃષ્ટિએ પરમાત્માનો સાવ અભાવ છે. વિષયી પુરુષના મનમાં એ શંકા રહે છે કે 'પરમાત્મા છે કે નહીં', પણ નાસ્તિક કહે છે કે 'પરમાત્મા છે જ નહીં.' એ જ રીતે જ્ઞાનીને માટે સંસાર નથી. ખરી ઉપરામતા વૈરાગ્યથી જ આવે છે. એનું જ ફળ છે બ્રાહ્મી સ્થિતિ. એને જે પામી જાય છે, એ મોહ નથી પામતો. અંતકાળે પણ એ સ્થિતિ પ્રાપ્ત થતાં બ્રહ્મની પ્રાપ્તિ થઈ જાય છે. ગીતાના બીજા અધ્યાયના ૬૮, ૬૯, ૭૦, ૭૧, ૭૨ એ શ્લોકોમાં મહાત્માઓના સ્વાભાવિક વૈરાગ્ય અને ઉપરામતાનું દિગ્દર્શન કરાવવામાં આવ્યું છે. ૬૮ અને ૬૯મા શ્લોકોમાં ઉપરામતાની તથા ૭૦ અને ૭૧મા શ્લોકોમાં વૈરાગ્યની વાતો કહેવામાં આવી છે. આ પ્રાપ્ત પુરુષોનાં લક્ષણો છે અને સાધકો માટે આ જ સાધન છે. એમને ધ્યાનમાં રાખીને સાધન કરનારા વિરક્ત પુરુષોનો ભાવ અને આચરણ સંસારી પુરુષો કરતાં વિલક્ષણ હોય છે.

રાગી અને વિરાગી માણસોમાં રાત અને દિવસ જેટલું અંતર છે, અંધકાર અને પ્રકાશ જેટલું અંતર છે. વાસ્તવમાં તો વૈરાગ્યવાન માણસની ઓળખ થવી જ અઘરી છે. કપૂર અને કસ્તૂરીની ગંધને કૂતરો અને ગધેડો શું પારખી શકે? વૈરાગ્યવાન પુરુષ જ વૈરાગ્યવાનની સ્થિતિનું કંઈક અનુમાન કરી શકે છે. જે વસ્તુઓ રાગી માણસને પ્રિય હોય છે. એ વૈરાગ્યવાનને અપ્રિય જણાય છે. માન-મોટાઈ રાગી માણસને અમૃત જેવી જણાય છે, પણ વૈરાગ્યવાનને એ ઝેર જેવી જણાય છે. રાગીને અત્તર, ફુલેલ, પાવડર વગેરે સુગંધિત પદાર્થો સારા લાગે છે; પણ વૈરાગ્યવાન એમને ઘૃણાની દૃષ્ટિએ જુએ છે. બન્નેની રુચિ એક-બીજાથી વિપરીત હોય છે. મખમલનું ગાદલું રાગીને સારું જણાય છે, પણ વૈરાગ્યવાનને એ સારું નથી લાગતું. જ્યાં મન થયું ત્યાં પડ્યા રહ્યા, ભૂમિ હોય કે ચટાઈ, એના માટે બધું સરખું છે - વૈરાગ્યના નશામાં એને સર્વ કાંઈ અમૃતતુલ્ય ભાસે છે. વૈરાગ્યવાનની વૃત્તિઓ સંસારથી ઉપરત હોય છે. કોઈક સ્થાને રાત્રે રાગી-વિરાગી બધા સૂઈ રહ્યા હોય, ઠંડી પડી રહી હોય, આસપાસ દુશાલાઓ, કાંબળા અને સાદડીઓ પડી હોય; એ સ્થિતિમાં રાગીનો હાથ સૌ પહેલાં દુશાલા પર પડશે. કાંબળાને એ ત્યારે જ હાથ લગાડશે જ્યારે દુશાલાથી એની ઠંડી દૂર થતી નહીં દેખાય. પણ વૈરાગ્યવાનનો હાથ એ સ્થિતિમાં પણ સ્વાભાવિકપણે જ સાદડીઓ પર જશે, દુશાલા પર નહીં.

વૈરાગ્યવાનને જે સુખ મળે છે, એ રાગીને કદી નથી મળતું. વૈરાગ્યવાનનું સુખ સાત્ત્વિક હોય છે. જ્યાં ફૂલોની વર્ષા થઈ રહી હોય ત્યાં એ જશે જ નહીં. એને તો સંસારનાં સઘળાં સુખો નકામાં જણાય છે. સંસારનાં સુખો જ શા માટે, દેવતાઓ એની સામે વિમાન લઈને આવે તો પણ એ એમની સામે આંખ ઊંચી કરીને પણ નહીં જુએ. દધીચિ મુનિ પાસે ઈન્દ્ર જાય છે, ઋષિ ધ્યાનમાં મસ્ત છે. આંખો ઊઘડતાં ઈન્દ્ર એમને કંઈક ઉપદેશ સંભળાવવા માટે કહે છે. ઋષિ કહે છે – 'ઈન્દ્ર! તારું સુખ કૂતરાઓ જેવું છે.' જે સ્થિતિમાં ઈન્દ્રલોકનું સુખ - ઈન્દ્રાણીનું સુખ પણ કૂતરાના સુખ જેવું જણાય છે, એ કેટલા અગાધ સુખની સ્થિતિ છે, જરા એનો વિચાર તો કરો! નાનાં બાળકો મખમલનો કોટ પહેરે છે, કલગીદાર ટોપી પહેરે છે, રમકડાં લઈને ઘણો આનંદ-ઉલ્લાસ કરે છે. એ પોતાના

પિતાને કહે છે કે તમે પણ રમો. પણ પિતા એના આવા આગ્રહ પર હસે છે. બાળકના ચમકદાર કપડાંથી આપણને સૌને સ્વાભાવિકપણે જ વૈરાગ્ય હોય છે, એ આપણને સારાં નથી લાગતાં. એ જ રીતે વૈરાગ્યવાન માણસોને જેઓ ભોગની વસ્તુઓ આપે છે, એમની એ ક્રિયા પર વૈરાગ્યવાનો હસે છે. એમની વૃત્તિઓમાં વૈરાગ્યને લીધે એટલો આનંદ ભરેલો રહે છે કે એનું વર્ણન થઈ શકે એમ નથી. એને અમૃતની પણ ઉપમા નથી આપી શકાતી! એમના હૃદયમાં ક્ષણે ક્ષણે આનંદની લહેરો ઊઠે છે. આપણે એમની સ્થિતિને શી રીતે સમજીએ! વૈરાગ્ય હોય તો કંઈક સમજીએ પણ ખરા! સાપ કરડવાથી જે રીતે ક્ષણે ક્ષણે ઝેરની લહેરો આવે છે, સમુદ્રમાં જે રીતે પાણીની લહેરો ઊઠે છે, વીજળીનો કરંટ લાગવાથી જે રીતે લોહીમાં દુઃખ ઉપજાવનારી લહેરો ઊઠે છે, એ જ રીતે વૈરાગ્યમાં સુખ અને શાંતિની લહેરો ઊઠે છે. વાસ્તવમાં આ ઉદાહરણો પણ વૈરાગ્યમાંથી ઉપજેલી સુખની લહેરોને યથાર્થ રીતે સમજાવી નથી શકતાં. એને સમજાવવા માટે સંસારમાં કોઈ ઉદાહરણ છે જ નહીં. જો કામી પુરુષનું દૃષ્ટાંત આપીએ તો એને શાંતિ અને સાચા સુખની શી ખબર! લોભીને પારસમણિ મળતાં જે આનંદ મળે છે, એની સાથે પણ આની તુલના ન કરી શકાય; કેમકે, એ આનંદની સાથે એવો ભય પણ જોડાયેલો જ રહે છે કે એ પારસમણિને કોઈ છીનવીને ન લઈ જાય. પારસમણિ છિનવાઈ જવાના ભયની સાથે એને પોતાના મરણનો પણ એવો ભય રહે છે કે આ પારસમણિને લીધે કોઈ એને મારી ન નાખે. માટે, વૈરાગ્યવાનના અનંત સુખની સામે સાંસારિક સુખનું કોઈ પણ ઉદાહરણ નથી ટકતું. રાગીને સંસારના વિષયભોગો ભોગવવામાં જે આનંદ જણાય છે, વૈરાગ્યવાનને એ જ દુઃખ જણાય છે. વૈરાગ્યવાનને વૈરાગ્યનો એવો નશો છવાયેલો રહે છે કે ભોગો તરફ એ દૃષ્ટિ જ નથી નાખતો, એમનામાં એને રસ જ નથી મળતો. એ તો વૈરાગ્યના રસમાં જ તરબોળ રહે છે. ઉપરામતા થતાં જે રસ મળે છે, એ વૈરાગ્ય કરતાં પણ વધુ હોય છે. અને ભગવાનના ધ્યાનમાં તો એથીય વિશેષ સુખ મળે છે. ગીતાના ૫મા અધ્યાયનો ૨૧મો શ્લોક જુઓ–

**બાહ્યસ્પર્શેષ્વસક્તાત્મા વિન્દત્યાત્મનિ યત્સુખમ્ ।**
**સ બ્રહ્મયોગયુક્તાત્મા સુખમક્ષયમશ્નુતે ॥**

'બહારના વિષયોમાં આસક્તિ વિનાના અંતઃકરણવાળો સાધક આત્મામાં સ્થિત જે ધ્યાનજનિત સાત્ત્વિક આનંદ છે, એને પામે છે; એ પછી એ સચ્ચિદાનંદઘન પરબ્રહ્મ પરમાત્માના ધ્યાનસ્વરૂપ યોગમાં અભિન્નભાવે સ્થિત માણસ અક્ષય આનંદને અનુભવે છે.'

આ સુખને કેવી રીતે સમજાવી શકાય! આખું જગત તો પરમાત્મારૂપી અમૃતસાગરના એક ટીપાના આભાસમાં જ આનંદિત થઈ રહ્યું છે– મુગ્ધ થઈ રહ્યું છે; ધ્યાનજનિત સુખ એના એક ટીપા સમાન છે. જેના ટીપામાં આટલું સુખ છે, એ સુખસાગરના સાક્ષાત્ મળી જવાથી કેટલું અપાર સુખ મળે છે, એને કોઈ નથી સમજાવી શકતું. એ તો મન-વાણીથી પર છે. માટે એને પામવા માટે એ સંસારના ભોગોથી વિરક્ત અને ઉપરામ થઈને મનને પરમાત્માના ધ્યાનમાં પરોવવા માટે કટિબદ્ધ થઈને પ્રયાસ કરવો.

—★—

# તત્ત્વચિન્તામણિ-૬

## પિતામહ ભીષ્મ

મહાત્મા ભીષ્મ પ્રસિદ્ધ કુરુવંશી મહારાજા શાન્તનુના પુત્ર હતા. તેઓ ગંગાદેવીથી ઉત્પન્ન થયા હતા. મહર્ષિ વસિષ્ઠના શાપથી વસુ નામના દેવતાઓમાંના 'દ્યૌ' નામના નવમા વસુ જ ભીષ્મના રૂપે અવતરિત થયા હતા. તેમણે કુમારાવસ્થામાં જ વેદોનું અધ્યયન તથા અન્ય શાસ્ત્રોનો અભ્યાસ કરી લીધો હતો. અસ્ત્રવિદ્યાનો અભ્યાસ કરતી વખતે તેમણે પોતાનાં બાણોના પ્રભાવથી એક વાર ગંગાના પ્રવાહને પણ રોકી દીધો હતો. તેમને લોકો બચપણમાં દેવવ્રત કહેતા.

એક દિવસ રાજર્ષિ શાન્તનુ વનમાં વિચરી રહ્યા હતા. તેમની દૃષ્ટિ એક સુંદરી પર પડી. તે કૈવર્ત રાજની કન્યા - સત્યવતી હતી. રાજા તેના પર આસક્ત થઈ ગયા અને તેમને તેની સાથે વિવાહ કરવાની ઇચ્છા થઈ આવી. સત્યવતી હતી તો એક રાજકન્યા, પણ તે કૈવર્તરાજને ત્યાં ઊછરી હતી. તેના પાલકપિતા કૈવર્તરાજે મહારાજા શાન્તનું સામે તેના વિવાહ માટે એવી શરત રજૂ કરી કે તેના ગર્ભથી જે પુત્ર ઉત્પન્ન થાય તે જ રાજ્યનો અધિકારી બને. રાજાએ તે શરત મંજૂર ન રાખી, પરંતુ તેઓ એ કન્યાને ભૂલી પણ ન શક્યા. તેઓ તેને પ્રાપ્ત કરવાની ઇચ્છામાં ઉદાસ રહેવા લાગ્યા. દેવવ્રતને જ્યારે પિતાના ઉદાસીપણાનું કારણ જાણવા મળ્યું, તો તેઓ પોતે જ કૈવર્તરાજ પાસે ગયા અને તેમણે પોતાના પિતાની ખુશી માટે તેની કન્યાની માગણી કરી. તેમણે તેની શરત સ્વીકારીને સૌની સમક્ષ એ પ્રતિજ્ઞા કરી કે, 'આના ગર્ભથી જે પુત્ર થશે, તે જ અમારો રાજા થશે.' પરંતુ કૈવર્તરાજને આટલા માત્રથી સંતોષ ન થયો. તેણે વિચાર કર્યો કે દેવવ્રતનું વચન તો ક્યારેય અન્યથા નહીં થાય, પરંતુ તેનો પુત્ર તો રાજ્યનો અધિકારી થઈ શકે છે. બુદ્ધિમાન દેવવ્રત તેનો અભિપ્રાય જાણી ગયા. તેમણે એ જ સમયે એ દૃઢ પ્રતિજ્ઞા કરી કે, 'હું આજીવન બ્રહ્મચર્યનું પાલન કરીશ.' કુમાર દેવવ્રતની આ ભીષ્મ-પ્રતિજ્ઞા સાંભળી દેવતાઓએ પુષ્પવૃષ્ટિ કરી અને ત્યારથી લોકો તેમને 'ભીષ્મ' નામે ઓળખવા લાગ્યા. ભીષ્મે સત્યવતીને સાથે લઈ જઈને પોતાના પિતાને સોંપી. પુત્રનું આ દુષ્કર કાર્ય સાંભળી રાજા શાન્તનુ અત્યંત પ્રસન્ન થયા અને તેમણે તેને ઇચ્છામૃત્યુનું વરદાન આપ્યું. આ રીતે ભીષ્મે પોતાના જીવનના પ્રારંભમાં જ પિતાની ઇચ્છા પૂર્ણ કરવા માટે જગત સમક્ષ અલૌકિક ત્યાગનો આદર્શ સ્થાપિત કર્યો. જે રાજ્ય માટે તેમની બે પેઢી બાદ તેમના જ પુત્રો-પૌત્રો વચ્ચે તેમની જ હાજરીમાં ભીષણ સંહારકારી યુદ્ધ થયું, એ જ રાજ્યને તેમણે રમતમાત્રમાં પોતાના પિતાની એક ક્ષુલ્લક ઇચ્છા ઉપર ન્યોચ્છાવર કરી દીધું. જે કામિની અને કાંચન માટે વિશ્વના ઇતિહાસમાં ન જાણે કેટલીયે વાર ખૂન-ખરાબા થયા છે અને રાજ્યનાં રાજ્યો ધ્વસ્ત થઈ ગયાં છે, તેનો સદાને માટે એક ઘાસના તણખલાની માફક ત્યાગ કરી તેમણે એક વિરક્ત મહાત્મા જેવું આચરણ કરી બતાવ્યું. ધન્ય છે તેમની પિતૃભક્તિને!

સત્યવતીના ગર્ભથી મહારાજા શાન્તનુને બે પુત્રો થયા. મોટાનું નામ હતું ચિત્રાંગદ અને

નાનાનું નામ હતું વિચિત્રવીર્ય. હજુ તો ચિત્રાંગદ યુવાન થયો ન હતો ત્યાં જ રાજા શાન્તનુએ આ લોકમાંથી વિદાય લીધી. ચિત્રાંગદ રાજા થયો, પણ તે ટૂંક સમયમાં જ ગંધર્વો સાથેના એક યુદ્ધમાં માર્યો ગયો. વિચિત્રવીર્ય તો હજુ બાળક જ હતો, તેથી તે ભીષ્મજીની દેખરેખ નીચે રાજ્ય-શાસન કરવા લાગ્યો. થોડા દિવસો પસાર થતાં ભીષ્મને તેના વિવાહની ચિંતા થઈ. તે જ દિવસોમાં કાશી નરેશની ત્રણ કન્યાઓનો સ્વયંવર યોજાયેલ હતો. ભીષ્મ એકલા જ રથ પર સવાર થઈ કાશી પહોંચ્યા. તેઓએ પોતાના ભાઈ માટે એ કન્યાઓનું બળપૂર્વક હરણ કરી, રથમાં બેસાડી અને હસ્તિનાપુર તરફ રથ દોડાવી મૂક્યો. સ્વયંવરમાં આવેલા બધા જ રાજાઓ સાથે મળી તેમની પાછળ દોડ્યા અને સૌ તેમના પર તૂટી પડ્યા, પરંતુ ભીષ્મ સામે તેઓનું કંઈ જ ન ચાલ્યું. એકલા ભીષ્મે તે સૌને પરાજિત કરી દીધા અને કન્યાઓને લાવી વિચિત્રવીર્યને સોંપી દીધી. એ વખતે તેમના અદ્‌ભુત પરાક્રમ અને અસ્ત્ર-કૌશલ્યનો જગતને પહેલી વાર પરિચય થયો.

ભીષ્મ કાશીરાજની જે ત્રણ કન્યાઓને હરણ કરીને લાવ્યા હતા તેમાંની સૌથી મોટી કન્યા અમ્બા મનોમન રાજા શાલ્વને વરી ચૂકી હતી. ભીષ્મને જ્યારે એ વાતની ખબર પડી, ત્યારે તેમણે અમ્બાને ત્યાંથી વિદાય કરી અને બાકીની બે કન્યાઓના લગ્ન વિચિત્રવીર્ય સાથે કરાવી આપ્યાં. પરંતુ લગ્ન પછી થોડાં જ વર્ષમાં વિચિત્રવીર્ય ક્ષય રોગનો ભોગ બન્યો અને આ સંસારમાંથી ચાલ્યો ગયો. તેને કોઈ સંતાન ન હતું જેથી કુરુવંશના ઉચ્છેદની નોબત આવી પડી. ભીષ્મ જો ઇચ્છત તો તેઓ સહેલાઈથી રાજ્ય પર અધિકાર કરી શક્યા હોત. પ્રજા પણ તેમને ચાહતી હતી. વંશ રક્ષા કરવા માટે લગ્ન કરી લેવામાં પણ હવે તેમની સામે કોઈ અડચણ ન હતી, પરંતુ મોટામાં મોટું પ્રલોભન અને આવશ્યકતા પણ ભીષ્મને પોતાના વચનથી ડગાવી ન શકી. સત્યવતીના પિતા પાસે કરેલી પ્રતિજ્ઞાનો પુનરુચ્ચાર કરતા તેમણે એક વખત કહ્યું હતું કે, 'હું ત્રિલોકીનું રાજ્ય, બ્રહ્માનું પદ અને તે બંનેથી અધિક એવા મોક્ષનો પણ પરિત્યાગ કરી શકું છું, પણ સત્યનો ત્યાગ નથી કરી શકતો. કદાચ પાંચેય ભૂતો પોતપોતાના ગુણોને છોડી શકે, ચન્દ્રમા પોતાની શીતળતાનો ત્યાગ કરે, અધિક તો શું સ્વયં ધર્મરાજ પોતાના ધર્મને છોડી શકે, પરંતુ હું મારી સત્યપ્રતિજ્ઞા છોડવાનો વિચાર પણ ન કરી શકું.' પ્રતિજ્ઞાપાલન હો તો આવું હો.

આ બાજુ શાલ્વે અમ્બાનો સ્વીકાર ન કર્યો. તે ન અહીંની રહી ન ત્યાંની. શરમની મારી તે પિતાને ઘરે પણ ન જઈ શકી. પોતાની આ દુર્દશાનું કારણ ભીષ્મને જ જાણીને તે તેમને મનોમન ધિક્કારવા લાગી અને તેનો બદલો લેવાનો ઉપાય વિચારવા લાગી. પોતાના નાનાશ્રી રાજર્ષિ હોત્રવાહનની સલાહથી તે જમદગ્નિનંદન પરશુરામને શરણે ગઈ અને તેમને પોતાના દુઃખનું કારણ કહી સંભળાવ્યું. ભીષ્મે પરશુરામ પાસેથી અસ્ત્રવિદ્યા શીખી હતી. તેમણે ભીષ્મને કુરુક્ષેત્રમાં બોલાવી કહ્યું, 'આ કન્યાનો બળપૂર્વક સ્પર્શ કરીને તમે તેને દૂષિત કરી છે, તેથી શાલ્વે પણ તેનો સ્વીકાર નથી કર્યો. હવે તો તમારે જ તેની સાથે લગ્ન કરવાં પડશે.' ભીષ્મે પરશુરામજીની આ વાત સ્વીકારી નહીં. તેમણે કહ્યું, 'આ કન્યાએ જ મને કહ્યું હતું કે, 'હું શાલ્વની બની ચૂકી છું. એ સ્થિતિમાં હું તેને કેવી રીતે રાખી શકું?' જેનો પરપુરુષ ઉપર પ્રેમ છે, તેને કોઈ ધાર્મિક પુરુષ કેવી રીતે રાખી શકે?' ભીષ્મના ઉત્તરથી પરશુરામજી ખૂબ ગુસ્સે થઈ ગયા અને બોલ્યા,

'ભીષ્મ! તમે જાણતા નહીં હો કે મેં એકવીસ વાર પૃથ્વી ક્ષત્રિય હીન કરી છે.' ભીષ્મે કહ્યું, 'ગુરુજી! એ વખતે આ પૃથ્વી પર ભીષ્મનો જન્મ થયો ન હતો.' આ સાંભળી પરશુરામજીએ તેમને યુદ્ધ માટે લલકાર્યા. ભીષ્મે તેમના પડકારને સ્વીકારી લીધો. અને પછી તો ગુરુ-શિષ્ય વચ્ચે ભયંકર યુદ્ધ છેડાઈ પડ્યું. સતત ત્રેવીસ દિવસ સુધી બંને અજેય યોદ્ધાઓ લડતા રહ્યા, પરંતુ કોઈએ હાર માની નહીં. અંતે દેવતાઓ અને મુનિઓએ વચ્ચે પડી યુદ્ધ અટકાવ્યું. આ રીતે ભીષ્મે પરશુરામજીની આજ્ઞા પણ ન માનીને પોતાના સત્યની રક્ષા કરી અને પોતાના અદ્ભુત પરાક્રમથી પરશુરામ જેવા અદ્વિતીય ધનુર્ધારીના પણ છક્કા છોડાવી દીધા. સત્યપ્રતિજ્ઞા અને વીરતાની હદ થઈ ગઈ.

મહાભારત યુદ્ધમાં કૌરવ પક્ષના સર્વશ્રેષ્ઠ યોદ્ધા ભીષ્મ જ હતા તેથી પ્રથમ સેનાપતિ બનવાનું ગૌરવ તેમને પ્રાપ્ત થયું હતું. પાંડવો અને કૌરવો બન્નેના પિતામહ હોવાના કારણે તેઓ બંને પ્રત્યે પ્રેમ અને સહાનુભૂતિ ધરાવતા હતા તથા બંનેનું સમાન રીતે હિત ચાહતા હતા. તેમ છતાં તેમને પાંડવો પ્રત્યે વિશેષ સહાનુભૂતિ હતી અને તેઓ હૃદયપૂર્વક ઇચ્છતા હતા કે વિજય પાંડવોનો જ થાય. આ રીતે અંદરથી પાંડવોના પક્ષપાતી હોવા છતાં યુદ્ધમાં પાંડવો સામે પૂરા જોમથી લડ્યા અને પ્રાણપર્યંત જીતવાની ચેષ્ટા કરી. યુદ્ધના અઢાર દિવસોમાં એકલા ભીષ્મે જ દસ દિવસ સુધી કૌરવોનું સેનાપતિત્વ કર્યું અને તે દરમિયાન પાંડવપક્ષની ઘણી સેનાનો સંહાર કરી નાખ્યો. વૃદ્ધ હોવા છતાં પણ યુદ્ધમાં તેમણે એવું પરાક્રમ કરી બતાવ્યું કે ભગવાન શ્રીકૃષ્ણને અર્જુનની રક્ષા કરવા માટે પોતાની શસ્ત્ર નહીં ઉઠાવવાની પ્રતિજ્ઞાનો ભંગ કરીને ભીષ્મનો સામનો કરવા ઊભા રહેવું પડ્યું. અર્જુનની તાકાત ક્ષીણ થતી જોઈ એક વાર તો તેઓ ચક્ર લઈ ભીષ્મની સામે ધસી ગયેલા અને બીજી વાર ચાબુક લઈ ભીષ્મને લલકાર્યા હતા. આ રીતે ભગવાને પોતાના એક ભક્તના પ્રાણોની રક્ષા કરીને, એક બીજા ભક્તનું ગૌરવ વધારી પોતાની ઊભયમુખી ભક્તવત્સલતાનો પરિચય આપ્યો, અંતે જ્યારે પાંડવોએ જોયું કે જ્યાં સુધી ભીષ્મદાદા છે ત્યાં સુધી કૌરવો પર વિજય મેળવવો અશક્ય છે, ત્યારે તેમણે ખુદ પિતામહને જ તેમના મૃત્યુનો ઉપાય પૂછ્યો અને તેમણે કૃપાપૂર્વક તે ઉપાય બતાવી પણ દીધો. તેમણે કહ્યું કે, 'દ્રુપદકુમાર શિખંડી સ્ત્રીરૂપે જન્મ્યો હતો, તેથી જોકે અત્યારે તે પુરુષરૂપમાં બદલાઈ ગયો છે, છતાં મારી દૃષ્ટિએ તો તે સ્ત્રી જ છે. આ સ્થિતિમાં હું તેના પર શસ્ત્ર ઉઠાવી ન શકું. તે જો મારી સામે યુદ્ધ કરવા આવશે, તો હું શસ્ત્ર નહીં ચલાવું. એ વખતે અર્જુન મને મારી શકે છે.' આનાથી મોટું ક્ષત્રિયધર્મના પાલનનું અને વીરતાનું ઉદાહરણ બીજું કયું હોઈ શકે?

જે સમયે યુદ્ધમાં બરાબર ઘવાઈને ભીષ્મ ધરાશાયી થયા ત્યારે તેમના રોમ-રોમ બાણોથી વિંધાયેલા હતા. તે બાણો પર જ તેઓ સૂઈ ગયા, ધરતી સાથે તેમના શરીરનો સ્પર્શ થતો ન હતો. એ વખતે સૂર્ય દક્ષિણાયનમાં હતો, જે સમય દેહત્યાગ માટે ઉપયુક્ત ન સમજી તેઓ અયન-પરિવર્તનની રાહ જોતા બાણશય્યા પર પડ્યા રહ્યા, કારણ કે પિતાના વરદાનથી મૃત્યુ પણ તેમને આધીન હતું. ભીષ્મજીના પડતાં જ તે દિવસનું યુદ્ધ બંધ કરી દેવામાં આવ્યું. કૌરવો અને પાંડવો સૌ વીર ભીષ્મજીને ઘેરીને તેમની આજુબાજુ ઊભા રહી ગયા. ભીષ્મજીનું આખું શરીર બાણો પર તોળાયેલું હતું, માત્ર તેમનું મસ્તક નીચે લટકી રહ્યું હતું; એ માટે તેમણે કોઈ ટેકાની માગણી કરી. લોકોએ ઉત્તમમાં ઉત્તમ તકિયાઓ લાવીને હાજર

કર્યા, પરંતુ તેમને એ પસંદ ન પડ્યા. પછી તેમણે અર્જુનને કહ્યું, 'બેટા! તું ક્ષત્રિય ધર્મને જાણે છે. તું જ મારે માટે ઉચિત તકિયાની વ્યવસ્થા કર.' અર્જુન એ વીર શિરોમણિના અભિપ્રાયને સમજી ગયા. વીરના સંકેતને વીર જ પારખે. તેણે એક બાણ મારી ભીષ્મજીના મસ્તકને ઊંચું કરી આપ્યું, અને એ બાણના આધારે તેમનું મસ્તક ટકી ગયું. આ તરફ દુર્યોધને દાદાજીના શરીરમાંથી બાણો ખેંચી કાઢવા માટે કુશળ ચિકિત્સકોને બોલાવ્યા પણ દાદાજીએ તે સૌને આદરપૂર્વક પાછા વાળ્યા. આવી વીર સ્થિતિને પામ્યા પછી તેમણે ચિકિત્સા સ્વીકારવામાં પોતાનું અપમાન ગણ્યું. સૌ લોકો તેમની અસાધારણ ધર્મનિષ્ઠા અને અપ્રતિમ સાહસ જોઈ દંગ રહી ગયા. એ વખતે પણ યુદ્ધ અટકાવવા માટે અને બંને પક્ષો વચ્ચે સમાધાન કરાવી શાંતિ સ્થાપવા માટે તેમણે પૂરતા પ્રયત્નો કર્યા પરંતુ તેમાં તેઓ સફળ ન થયા. વિધિનું વિધાન એવું જ હતું, તેને કોણ ટાળી શકે?

બાણોની અસહ્ય પીડાથી ભીષ્મજીનું ગળું સુકાઈ રહ્યું હતું. તેમના આખા શરીરમાં બળતરા થઈ રહી હતી. તેમણે પીવા માટે પાણી માગ્યું. લોકોએ સુવર્ણની ઝારીમાં ભરીને શીતલ અને સુગંધિત જળ તેમની સામે ધર્યું, પણ ભીષ્મજીએ એ પાછું વાળ્યું. તેમણે કહ્યું કે, 'પહેલાં ભોગવેલા માનવીય ભોગોને હવે હું સ્વીકારી ન શકું; કારણ કે અત્યારે હું શરશય્યા પર પડ્યો છું.' પછી તેમણે અર્જુનને બોલાવીને કહ્યું, 'બેટા! તું જ મને વિધિવત્ જળ પિવડાવી શકીશ.' અર્જુને, 'જેવી આજ્ઞા, દાદાજી!' એમ કહી પોતાના ભાથામાંથી એક ચમકતું બાણ કાઢ્યું અને તેને પર્જન્યાસ્ત્રથી અભિમંત્રિત કરી, ભીષ્મજીની બાજુની ધરતીમાં માર્યું. તરત સહુના દેખતાં જ પૃથ્વીમાંથી દિવ્યજળની ધારા ફૂટી નીકળી અને તે બરાબર ભીષ્મજીના મોંમાં જ પડવા લાગી. અમૃત સમાન એ જળનું પાન કરી દાદાજી તૃપ્ત થઈ ગયા અને અર્જુનની તથા તેના કર્મની પ્રશંસા કરવા લાગ્યા. એ જ વખતે ભીષ્મજીએ અન્ન-જળનો ત્યાગ કરી દીધો અને પછી તેઓ જેટલા દિવસ જીવિત રહ્યા, બાણોની મર્માન્તક પીડાની સાથે સાથે ભૂખ-તરસની અસહ્ય વેદના પણ સહન કરતા રહ્યા. આ રીતે તેમણે વીરતાની સાથે સાથે ધૈર્ય અને સહનશીલતાની પરાકાષ્ટા પણ બતાવી આપી.

મહાત્મા ભીષ્મ આદર્શ પિતૃભક્ત, આદર્શ સત્યપ્રતિજ્ઞ તેમજ આદર્શ વીર જ નહીં, શાસ્ત્રોના મહાન જ્ઞાતા, ધર્મ અને ઈશ્વરતત્ત્વના જાણકાર અને મહાન ઈશ્વરભક્ત પણ હતા. તેમના અગાધ જ્ઞાનની સ્વયં ભગવાન શ્રીકૃષ્ણે પ્રશંસા કરેલી અને ત્યાં સુધી કહેલ કે, 'આપના આ લોકમાંથી ચાલ્યા જવાથી સમગ્ર જ્ઞાન લુપ્ત થઈ જશે, સંસારમાં જે સંદેહગ્રસ્ત વિષય છે, તેનું સમાધાન કરનાર આપ સિવાય અન્ય કોઈ છે નહીં' વગેરે. ભગવાન શ્રીકૃષ્ણની પ્રેરણા અને શક્તિથી સતત કેટલાંયે દિવસો સુધી તેમણે યુધિષ્ઠિરને વર્ણાશ્રમધર્મ, રાજધર્મ, આપદ્ધર્મ, મોક્ષધર્મ, શ્રાદ્ધધર્મ, દાનધર્મ, સ્ત્રીધર્મ આદિ અનેક મહત્ત્વપૂર્ણ વિષયો પર ઉપદેશ આપ્યો; જે મહાભારતના શાંતિપર્વ તથા અનુશાસનપર્વમાં સંગૃહીત છે. સાક્ષાત્ ધર્મના અંશથી ઉત્પન્ન થયેલા અને ધર્મની પ્રત્યક્ષ મૂર્તિ એવા મહારાજ યુધિષ્ઠિરની ધર્મવિષયક શંકાઓનું નિવારણ કરવું એ માત્ર ભીષ્મજીનું જ કામ હતું. તેમનો એ ઉપદેશ સાંભળવા એ વખતે ત્યાં વ્યાસ આદિ મહર્ષિઓ પણ ઉપસ્થિત હતા.

ભગવાન શ્રીકૃષ્ણના માહાત્મ્ય અને પ્રભાવનું જેટલું જ્ઞાન ભીષ્મને હતું તેટલું એ સમયે બહુ ઓછાને હતું. ધૃતરાષ્ટ્ર તથા દુર્યોધનને તેમણે કેટલીયે વાર શ્રીકૃષ્ણનો મહિમા કહી સંભળાવેલ.

રાજસૂય યજ્ઞમાં અગ્રપૂજા માટે શ્રીકૃષ્ણને જ સર્વોત્તમ પાત્ર સિદ્ધ કરતાં તેમણે ભરી સભામાં શ્રીકૃષ્ણના મહિમાનું ગાન કરેલ અને તેમણે સાક્ષાત્ ઈશ્વર તરીકે ઓળખાવેલ. યુદ્ધ દરમિયાન જ્યારે શ્રીકૃષ્ણ અર્જુનને બચાવવા ચક્ર લઈ દોડ્યા હતા ત્યારે તેમણે તેમના હાથે મરવામાં પોતાનું ગૌરવ સમજી શસ્ત્રો દ્વારા જ તેમની પૂજા કરવા માટે જ આવાહન આપ્યું હતું. તેમણે યુધિષ્ઠિરને ભગવાનના એક હજાર નામ ધરાવતા 'વિષ્ણુ સહસ્રનામ'થી પ્રસિદ્ધ સ્તોત્ર કહી સંભળાવેલ જેમાં તેમની ભગવદ્ભક્તિ તથા ભગવત્તત્ત્વનું જ્ઞાન છલોછલ જોવા મળે છે. આજે પણ અનેક ભગવદ્ભક્તો એ સ્તોત્રનો નિત્યપ્રતિ પૂર્ણ શ્રદ્ધા અને આદર સહિત પાઠ કરે છે. ભગવાન શંકરાચાર્યે શ્રીમદ્ભગવદ્ગીતા, ઉપનિષદો અને બ્રહ્મસૂત્રોની જેમ જ 'વિષ્ણુસહસ્રનામ' પર પણ વિસ્તૃત ભાષ્ય લખેલ છે. તેમની ભક્તિનું જ એ ફળ હતું કે સાક્ષાત્ ભગવાન શ્રીકૃષ્ણે અંત સમયે તેમને દર્શન આપી કૃતાર્થ કર્યા. આ રીતે ભક્તિ, જ્ઞાન, સદાચાર એમ ગમે તે દિશાએથી આપણે ભીષ્મના જીવન પર નજર નાખીએ છીએ તો તે તે દિશામાં આપણે તેમને એક ઉત્તમ આદર્શ તરીકે જોઈ શકીએ છીએ. ભીષ્મની કોટિના મહાપુરુષો સંસારના ઈતિહાસમાં ગણ્યા-ગાંઠ્યા મળી આવે છે. જોકે ભીષ્મજી અપુત્ર વિદાય થયા છતાંયે સઘળા ત્રૈવર્ણિક હિન્દુઓ આજે પણ પોતાના પિતૃઓનું તર્પણ કરતી વખતે તેમને પણ જલાંજલિ આપે છે. આ પ્રકારનું ગૌરવ ભારતના ઈતિહાસમાં અન્ય કોઈને મળેલ નથી. તેથી જ તો પ્રત્યેક ભારતવાસી આજે પણ તેમને 'પિતામહ'ના આદરણીય નામથી ઓળખે છે. ભીષ્મની અપુત્રતા મોટા મોટા પુત્રવાનોને માટે પણ ઈર્ષ્યાની વસ્તુ છે.



## ધર્મરાજ યુધિષ્ઠિર

મહારાજ યુધિષ્ઠિર પણ પિતામહ ભીષ્મની જેમ જ અત્યંત ઉચ્ચકોટિના મહાપુરુષ હતા. તેઓ સાક્ષાત્ ધર્મના અંશથી ઉત્પન્ન થયેલા હતા અને સાક્ષાત્ ધર્મના મૂર્તિમંત સ્વરૂપ હતા, તેથી જ તો લોકો તેમને 'ધર્મરાજ'ના નામે ઓળખે છે. તેમનામાં ધૈર્ય, સ્થિરતા, સહિષ્ણુતા, નમ્રતા, દયાળુતા અને અવિચલ પ્રેમ આદિ અનેક લોકોત્તર ગુણો હતા. તેઓ પોતાના શીલ, સદાચાર તથા વિચારશીલતાના કારણે બચપણથી જ અત્યંત લોકપ્રિય બની ગયા હતા. જ્યારે તેઓ ઘણા નાના હતા તે જ વખતે તેમના પિતા મહાત્મા પાંડુનો સ્વર્ગવાસ થઈ ગયેલ. તે વખતથી જ તેઓ પોતાના મોટાબાપા ધૃતરાષ્ટ્રને જ પોતાના પિતાતુલ્ય સમજી તેમનો અત્યંત આદર કરતા અને તેમની કોઈ પણ આજ્ઞા ઉથાપતા નહીં, પરંતુ ધૃતરાષ્ટ્ર પોતાના કુટિલ સ્વભાવને કારણે તેમના ગુણોની પ્રશંસા સાંભળી, મનમાં ને મનમાં તેમની ઈર્ષ્યા કરવા લાગ્યા. ધૃતરાષ્ટ્ર-પુત્ર દુર્યોધન એમ ઈચ્છતો હતો કે કોઈ પણ રીતે પાંડવો હસ્તિનાપુરથી દૂર ક્યાંય જતા રહે; તો તેઓની ગેરહાજરીમાં તેઓના વારસાગત અધિકારને છીનવીને પોતે રાજા બની જાય. તેણે પોતાના આંધળા અને પ્રજ્ઞારહિત પિતાને આડુઅવળું સમજાવી આ બાબતમાં મનાવી લીધા. ધૃતરાષ્ટ્રે પાંડવોને મેળો જોવા જવાના બહાને 'વારણાવત' મોકલવાની દરખાસ્ત મૂકી. પાંડવોએ એ વાતને

તેમની આજ્ઞા માની સ્વીકારી લીધી, કોઈ વિરોધ કર્યો નહીં; અને પાંચેય ભાઈઓ પોતાની માતા કુન્તી સાથે ચુપચાપ 'વારણાવત' જતા રહ્યા. ત્યાં તેમને જીવતા સળગાવી દેવા માટે દુર્યોધને એક લાક્ષાગૃહ તૈયાર કરાવેલ. એમાં જ તેમને રહેવાની આજ્ઞા કરવામાં આવી. વિદુરજીની મદદથી તેઓ ત્યાંની એ ભયંકર આગમાંથી જીવ બચાવી ભાગ્યા અને જંગલનો આશ્રય લીધો. પાછળથી કૌરવોએ તે સૌને મરી ગયેલા સમજી હસ્તિનાપુરની ગાદી પર અધિકાર કરી લીધો.

કેટલાક દિવસો પછી દ્રૌપદીના સ્વયંવરમાં જ્યારે પાંડવોનું રહસ્ય ખુલ્યું અને ધૃતરાષ્ટ્રપુત્રોને ખબર પડી કે પાંડવો હજુ જીવે છે, ત્યારે ધૃતરાષ્ટ્રે વિદુરજીને મોકલી પાંડવોને હસ્તિનાપુર બોલાવી લીધા અને પોતાના પુત્રો સાથેનો તેમનો વિરોધ શાંત પડે તે માટે અડધું રાજ્ય લઈ ખાંડવપ્રસ્થમાં રહેવાનો પ્રસ્તાવ મૂક્યો. યુધિષ્ઠિરે તેમની આ આજ્ઞા પણ સ્વીકારી લીધી અને પોતાના ભાઈઓ સાથે ખાંડવપ્રસ્થમાં રહેવા લાગ્યા. ત્યાં તેમણે પોતાની એક અલગ રાજધાની વસાવી, જેનું નામ ઈન્દ્રપ્રસ્થ રાખવામાં આવ્યું. ત્યાં તેમણે એક રાજસૂય યજ્ઞ પણ કર્યો, જેમાં મોટા મોટા રાજાઓએ આવીને તેમને અતિ કિંમતી ભેટો આપી અને યુધિષ્ઠિરનો પોતાના સમ્રાટ તરીકે સ્વીકાર કર્યો.

ધૃતરાષ્ટ્રપુત્રોએ તેમને ત્યાં પણ શાંતિથી રહેવા ન દીધા. તેમનો ત્યાંનો વૈભવ જોઈ દુર્યોધન ઈર્ષ્યાથી બળવા લાગ્યો. તેણે એક વિશાળ સભાભવન તૈયાર કરાવી, પાંડવોને જુગાર માટે આમંત્રણ મોકલ્યું. જુગારને ખરાબ સમજતા હોવા છતાંયે તેને ધૃતરાષ્ટ્રની આજ્ઞા સમજી યુધિષ્ઠિરે તે આમંત્રણનો સ્વીકાર કરી લીધો અને ત્યાં દુર્યોધનના મામા શકુનિની કપટભરી રમતથી પોતાનું સર્વસ્વ હારી ગયા; ત્યાં સુધી કે ભરી સભામાં રાજરાણી દ્રૌપદીની લાજ લૂંટવાનો પ્રયાસ કરી અત્યંત માનહાનિ કરવામાં આવી. તેમ છતાંયે યુધિષ્ઠિરનો ધૃતરાષ્ટ્ર તરફનો ભાવ જેમનો તેમ રહ્યો. ધૃતરાષ્ટ્રે પણ તેમનું બધું ધન અને રાજ્ય પાછું આપ્યું અને તેમને ઈન્દ્રપ્રસ્થ પાછા મોકલી આપ્યા, પરંતુ દુર્યોધનથી એ સહન થઈ શક્યું નહીં. તેણે ધૃતરાષ્ટ્રને સમજાવી-પટાવીને પાંડવોને ફરી દૂત મોકલી હસ્તિનાપુર તેડાવવાની અને વનવાસની શરત પર જુગાર રમવાની દરખાસ્ત ધૃતરાષ્ટ્ર પાસે જ મુકાવી. જુગારના દુષ્પરિણામને યુધિષ્ઠિર એક વખત જોઈ ચૂક્યા હતા પણ પોતાના પિતાતુલ્ય ધૃતરાષ્ટ્રની આજ્ઞાને તેઓ ટાળી ન શક્યા. આ વખતે પણ યુધિષ્ઠિર જ હાર્યા અને પરિણામે તેમને સઘળું છોડી, પોતાના ભાઈઓ તથા રાજરાણી દ્રૌપદી સાથે બાર વર્ષ સુધી વનવાસ અને તેરમા વર્ષના અજ્ઞાતવાસ માટે જવું પડ્યું. પિતાના આજ્ઞાપાલનરૂપ ધર્મના નિર્વાહ માટે તેમણે આ બધું ચુપચાપ સહન કરી લીધું. ધન્ય છે પિતૃભક્તિ.

મહારાજ યુધિષ્ઠિર ખૂબ જ ધર્મભીરુ તથા સહનશીલ હતા. તેઓ બીજી બધી હાનિ સહન કરી શકતા હતા, પણ ધર્મની હાનિ તેમનાથી સહન થઈ શકતી ન હતી. તેઓ જ્યારે પહેલી વખત જુગારમાં પોતાના ચારેય ભાઈઓ, પોતાની જાત તથા દ્રૌપદીને પણ હારી ગયા અને કૌરવો ભરી સભામાં દ્રૌપદીનો તિરસ્કાર કરવા લાગ્યા તે વખતે ધર્મપાશથી બંધાયેલા હોવાને કારણે તેઓ કંઈ જ ન બોલ્યા અને બધુ મૂંગે મોંએ સહન કરી લીધું. કોઈ સામાન્ય માણસ પણ પોતાની નજર સામે પત્નીની આ પ્રકારે થતી દુર્દશા સહન ન કરી શકે. તેમના ભયથી ભીમ તથા અર્જુન વગેરે ભાઈઓ પણ કંઈ જ ન બોલ્યા અને

સમસમીને બેસી રહ્યા. તેઓ ધારત તો બળપૂર્વક એ અમાનુષી અત્યાચારને અટકાવી શકે એટલા સમર્થ હતા - પરંતુ તેઓ એમ સમજીને ચૂપ રહ્યા કે ધર્મરાજ સ્વેચ્છાપૂર્વક દ્રૌપદીને દાવ પર લગાવીને હારી ગયા છે. તેમના દેખતા જો કોઈ દ્રૌપદીની સામે આંખ ઊંચી કરીને જુએ તો પણ તેને જીવતા રહેવું ભારે પડી જાય, એવા બલિષ્ઠ અને તેજસ્વી પાંડવોએ પોતાની નજર સામે જ દ્રૌપદીની એ દુર્દશા કશો જ પ્રતિકાર કર્યા વિના સહી લીધી. યુધિષ્ઠિર એ પણ જાણતા હતા કે શકુનિએ તેમને કપટપૂર્વક જીત્યા છે. છતાં તેમણે પોતાના તરફથી ધર્મનો ત્યાગ કરવાનું ઉચિત ન સમજ્યું. તેમણે આ બધું સહન કરીને પણ સત્ય અને ધર્મની રક્ષા કરી. ધર્મપ્રેમ અને સહનશીલતાનું આનાથી મોટું ઉદાહરણ જગતના ઈતિહાસમાં જવલ્લેજ જોવા મળશે.

જ્યારે પાંડવો બીજી વાર પણ જુગારમાં હારી ગયા અને વનમાં જવા લાગ્યા ત્યારે હસ્તિનાપુરની પ્રજાને ખૂબ જ દુઃખ થયું. સૌ પ્રજાજનો કૌરવોની નિંદા કરવા લાગ્યા અને મોટી સંખ્યામાં નગરવાસીઓ પોતાના ઘરબાર છોડીને તેમની સાથે જવા માટે પાછળ પાછળ ચાલવા લાગ્યા. એ વખતે યુધિષ્ઠિરે કૌરવો વિરુદ્ધ એક શબ્દ પણ ન ઉચ્ચાર્યો અને સૌને પ્રયત્નપૂર્વક સમજાવીને પાછા વાળ્યા. છતાંયે ઘણા બ્રાહ્મણો જબરદસ્તીપૂર્વક તેમની પાછળ ચાલ્યા. એ વખતે ધર્મરાજને એ ચિંતા થઈ કે આટલા બધા બ્રાહ્મણો મારી સાથે આવી રહ્યા છે, તેમના ભોજનની શું વ્યવસ્થા થશે? તેમને પોતાના કષ્ટની કોઈ ચિંતા ન હતી, પણ તેઓ બીજાનું કષ્ટ જોઈ શકતા ન હતા. અંતે તેમણે ભગવાન સૂર્યનારાયણની આરાધના કરીને એક એવું દિવ્ય પાત્ર પ્રાપ્ત કર્યું કે જેમાં પકાવેલું અન્ન અક્ષય થઈ જતું. એ પાત્રના પ્રભાવે જ જંગલમાં રહીને પણ તેઓ સૌ બ્રાહ્મણ અતિથિઓને જમાડીને પછી જ પોતે ભોજન કરતા. વનવાસના કષ્ટ સહન કરતા કરતાયે તેમણે આતિથ્ય ધર્મનું યથાયોગ્ય પાલન કરી બતાવ્યું. મહારાજા યુધિષ્ઠિરના આ ધર્મપ્રેમથી જ આકર્ષિત થઈને મોટા મોટા અનેક મહર્ષિઓ તેમના વનવાસના સમય દરમિયાન તેમની પાસે આવતા રહેતા અને યજ્ઞ આદિ અનેક પ્રકારના અનુષ્ઠાનો કરતા રહેતા.

મહારાજ યુધિષ્ઠિર અજાતશત્રુ તરીકે ઓળખાતા. હકીકતમાં તેમને કોઈ પણ સાથે વેર ન હતું. શત્રુ પ્રત્યે પણ તેમને સદા સદ્‌ભાવ જ રહેતો. તેમની દૃષ્ટિએ તો શત્રુ પણ સેવા અને સહાનુભૂતિને પાત્ર હતા. અપકાર કરનાર ઉપર પણ ઉપકાર કરવો એ જ તો સંતોનું સૌથી મોટું લક્ષણ છે. **ઉમા સંત કઇ ઇહઇ બડ઼ાઈ । મંદ કરત જો કરઇ ભલાઈ ॥**–ગોસ્વામી તુલસીદાસજીની આ ઉક્તિ મહારાજ યુધિષ્ઠિરના જીવનમાં બરાબર ચરિતાર્થ થતી હતી. એક સમયની વાત છે - પાંડવો જ્યારે દ્વૈતવનમાં હતા, એ વખતે ઘોષયાત્રાના બહાને રાજા દુર્યોધન પોતાના મંત્રીઓ, ભાઈઓ, રાણીવાસની સ્ત્રીઓ તથા અત્યંત મોટી સેનાને સાથે લઈ વનવાસી પાંડવોને પોતાના વૈભવના પ્રદર્શનથી દુઃખી કરવાના પાપી ઉદ્દેશથી તે વનમાં પહોંચ્યો, ત્યાં જલક્રીડાના વિચારથી સરોવરના તટે પહોંચ્યો કે જ્યાં મહારાજ યુધિષ્ઠિર કુટીર બનાવીને રહેતા હતા. એ સરોવરને ગંધર્વોએ પ્રથમથી જ ઘેરી રાખ્યું હતું. દુર્યોધનને તેઓનો સામનો કરવો પડ્યો. બંને વચ્ચે ખૂબ જ ભયાનક અને રોમાંચકારક યુદ્ધ છેડાઈ ગયું, જેમાં વિજય ગંધર્વોનો થયો. તેમણે રાણીઓ સહિત દુર્યોધનને કેદ પકડી લીધો. જ્યારે મહારાજ યુધિષ્ઠિરને આ

વાતની ખબર પડી ત્યારે તેમણે તરત જ પોતાના ભાઈઓને આજ્ઞા કરી કે, 'તમે સૌ સાથે મળી, બળપૂર્વક દુર્યોધનને છોડાવી લાવો. ભલે તે આપણો દુશ્મન રહ્યો, પણ અત્યારે તે આપત્તિમાં છે. આ વખતે તો તેના અપરાધોને ભૂલીને તેને મદદ કરવી એ જ આપણો ધર્મ છે. શત્રુ છે તો શું થયું, અંતે છે તો આપણા ભાઈઓ જ ને? આપણે હોઈએ અને તેમની દુર્દશા થાય એ આપણાથી કેમ સાંખી શકાય?' બસ, પછી તો કહેવું જ શું? અર્જુને પોતાની બાણવર્ષાથી ગંધર્વોના છક્કા છોડાવી દીધા. અને દુર્યોધનને ભાઈઓ અને રાણીઓ સહિત એમની ચુંગાલમાંથી છોડાવ્યો. દુર્યોધનની મેલી મુરાદ જોઈને ઇન્દ્રે જ તેને બાંધીને લાવવા માટે ગંધર્વોને મોકલ્યા હતા. મહારાજ યુધિષ્ઠિરના વિશાળ હૃદયને જોઈને સૌ આશ્ચર્યચકિત થઈ ગયા. ધન્ય છે તેમની અજાતશત્રુતા!

એક સમયની વાત છે. દ્રૌપદીને આશ્રમમાં એકલી છોડીને પાંડવો વનમાં ગયા હતા. પાછળથી દુર્યોધનનો બનેવી સિંધુરાજ જયદ્રથ ત્યાં આવી ચડ્યો. દ્રૌપદીના અનુપમ રૂપલાવણ્યને જોઈ તેનું મન બગડ્યું. તેણે દ્રૌપદી સમક્ષ પોતાનો પાપભર્યો પ્રસ્તાવ રજૂ કર્યો, પરંતુ દ્રૌપદીએ તેને તિરસ્કારપૂર્વક નકાર્યો. આથી તેણે દ્રૌપદીને ખેંચીને જબરદસ્તીપૂર્વક પોતાના રથમાં બેસાડી દીધી અને રથ દોડાવી મૂક્યો. પાછળથી પાંડવોને જ્યારે જયદ્રથની આ શેતાનિયતની ખબર પડી, ત્યારે તરત તેઓએ તેનો પીછો કર્યો અને થોડી જ વારમાં તેને પકડી પાડ્યો. પાંડવોએ ઘડીના છઠ્ઠા ભાગમાં તેની સેનાને હતી ન હતી કરી નાખી. પાપી જયદ્રથે ભયભીત થઈ દ્રૌપદીને રથમાંથી નીચે ઉતારી મૂકી અને પોતે જીવ બચાવવા ભાગ્યો. ભીમસેને તેનો પીછો કરી તરત પકડી લીધો અને ધર્મરાજ સમક્ષ ઉપસ્થિત કર્યો. ધર્મરાજે તેને પોતાનો સંબંધી જાણી દયાપૂર્વક જવા દીધો અને આ રીતે પોતાની અદ્ભુત દયાળુતા અને ક્ષમાશીલતાનો પરિચય આપ્યો.

મહારાજ યુધિષ્ઠિર પ્રકાંડ વિદ્વાન, નીતિજ્ઞ અને ધર્મજ્ઞ તો હતા જ; તેમનામાં સમતા પણ અદ્ભુત હતી. એક સમયની વાત છે. જે વનમાં તેઓ રહેતા હતા, ત્યાં એક વાર એક બ્રાહ્મણે પોતાના અરણિના મંથન કાષ્ઠને એક વૃક્ષની ડાળી પર રાખેલું, ત્યાં એક હરણ આવી ચડ્યું અને તે ડાળી સાથે પોતાનું શીંગડું ખંજવાળવા લાગ્યું. એમ કરતાં પેલા બ્રાહ્મણનું અરણિકાષ્ઠ હરણના શીંગડામાં ભરાઈ ગયું અને હરણ તે લઈને ભાગ્યું. મંથન-કાષ્ઠના અભાવે બ્રાહ્મણને પોતાના અગ્નિહોત્ર કાર્યમાં વિઘ્ન આવી પડ્યું. તેણે પાંડવો પાસે આવીને તેનું મંથનકાષ્ઠ પાછું મેળવી આપવા વિનંતી કરી. ધર્મરાજ યુધિષ્ઠિર પોતાના ચારેય ભાઈઓ સહિત પેલા હરણ પાછળ દોડ્યા, પરંતુ હરણ તો જોતજોતામાં ઘણું જ દૂર જતું રહ્યું. પાંડવો દોડીને અત્યંત થાકી ગયા હતા, તેમને તરસ પણ ખૂબ લાગી હતી. ધર્મરાજની આજ્ઞાથી નકુળ પાણીની શોધ માટે ગયો. થોડે દૂર તેણે એક જળાશય જોયું, તેની પાસે જઈ જેવો તે જળ પીવા જાય છે કે તરત તેને આકાશમાંથી એક ગેબી અવાજ સંભળાયો, 'પહેલાં મારા પ્રશ્નોના જવાબ આપ, પછી જ પાણી પીજે.' પરંતુ નકુળને અત્યંત તરસ લાગી હતી, તેથી તેણે એ આકાશવાણીની પરવા ન કરી. પરિણામે પાણી પીતાં જ તે નિર્જીવ થઈ જમીન પર ઢળી પડ્યો. પછી ધર્મરાજે ક્રમશઃ સહદેવ, અર્જુન તથા ભીમસેનને મોકલ્યા, પરંતુ એ લોકોની પણ એ જ દશા થઈ. અંતે ધર્મરાજ પોતે એ સરોવરને કિનારે પહોંચ્યા. તેમણે પણ એ જ અવાજ સાંભળ્યો અને પોતાના ભાઈઓને

નિશ્ચેષ્ટ થઈ જમીન પર પડેલા જોયા. એટલામાં તો તેમણે એક વિશાળકાય યક્ષને પોતાની સામે ઊભેલો જોયો. તે યક્ષે યુધિષ્ઠિરને કહ્યું, 'મારા પ્રશ્નોના ઉત્તર આપ્યા વિના પાણી પીવાને કારણે તમારા ભાઈઓની આ દશા થઈ છે. જો તમે પણ અનધિકૃત ચેષ્ટા કરશો તો તમારી પણ આ જ દશા થશે.' યુધિષ્ઠિર તેના પ્રશ્નોના ઉત્તર આપવા તૈયાર થઈ ગયા. યક્ષે તેમને જે જે પ્રશ્નો પૂછ્યા તે બધાના યોગ્ય ઉત્તર આપી તેમણે યક્ષના મનનું સારી રીતે સમાધાન કર્યું. યુધિષ્ઠિરના જવાબોથી પ્રસન્ન થઈ યક્ષે કહ્યું, 'રાજન્! તમારા આ ભાઈઓમાંથી જે કોઈ એકને તમે પુનર્જીવિત કરવાનું કહો, તેને હું જીવિત કરી આપું.' ધર્મરાજે નકુળને જીવિત કરી આપવા કહ્યું. તેમ કહેવાનું કારણ પૂછતા તેમણે કહ્યું કે, 'મારા પિતાજીને બે પત્નીઓ હતી.' કુન્તી અને માદ્રી. મારી દૃષ્ટિએ એ બંને સમાન છે. હું ઇચ્છું છું કે તેઓ બંને પુત્રવતી રહે. કુન્તીનો પુત્ર હું તો છું જ, તેથી માદ્રીનો એક પુત્ર પણ જીવતો રહે તેમ હું ઇચ્છું છું. તેથી મેં ભીમ કે અર્જુનને બદલે નકુળને જીવતાં કરવાની પ્રાર્થના કરી.' યુધિષ્ઠિરની બુદ્ધિમત્તા તથા ધર્મશીલતાની પરીક્ષા કરવા માટે સ્વયં ધર્મની જ આ લીલા હતી. તેમની આવી અદ્‌ભુત સમતા જોઈ તેઓ અત્યંત પ્રસન્ન થયા અને પોતાનો પરિચય આપી ચારેય ભાઈઓને જીવિત કરી આપ્યા. ધર્મે તેમને એ પણ કહ્યું કે, 'હું જ હરણ બનીને પેલા બ્રાહ્મણનું મંથનકાષ્ઠ લઈ ગયો હતો. લો, આ મંથનકાષ્ઠ.' યુધિષ્ઠિરે એ કાષ્ઠ લઈ બ્રાહ્મણ પાસે જઈ તેને સોંપી દીધું.

યુધિષ્ઠિર જેટલા સદાચાર-સંપન્ન હતા, એટલા જ વિનયી પણ હતા. તેઓ સમયોચિત વ્યવહાર કરવામાં ખૂબ કુશળ હતા. ગુરુજનોની માન-મર્યાદાનું તેઓ હંમેશાં ધ્યાન રાખતા. ગમે તેવા વિપરીત સંજોગોમાં પણ તેઓ શિષ્ટાચારની મર્યાદાનું ઉલ્લંઘન કરતા ન હતા. મહાભારતના યુદ્ધના આરંભ વખતે જ્યારે બંને પક્ષની સેનાઓ યુદ્ધ માટે સજ્જ થઈને ઊભી હતી ત્યારે તેમણે સૌપ્રથમ શત્રુસેનાની વચ્ચે જઈને પિતામહ ભીષ્મ, આચાર્ય દ્રોણ, કૃપાચાર્ય તથા મામા શલ્યના ચરણોમાં પ્રણામ કર્યા અને તેમના આશીર્વાદ માગ્યા. તેમના આવા વિનયભર્યા અને શિષ્ટજનોચિત વ્યવહારથી તે સૌ ગુરુજનો અત્યંત પ્રસન્ન થયા અને તેઓએ હૃદયપૂર્વક પાંડવોના વિજયની મનોકામના કરી. ચારેય ગુરુજનોએ અન્યાયી કૌરવોના પક્ષે લડવા માટેની પોતાની લાચારી અને ખેદ વ્યક્ત કરતા એ લાચારીને પોતાની નબળાઈ તરીકે વર્ણવી. સ્વયં ભગવાન શ્રીકૃષ્ણે યુધિષ્ઠિરના આ આદર્શ વ્યવહારનું અનુમોદન કર્યું.

યુધિષ્ઠિરની સત્યવાદિતા તો જગપ્રસિદ્ધ હતી. સૌ કોઈ જાણતા હતા કે તેઓ ભય અથવા લોભવશ થઈને ક્યારેય અસત્ય નથી બોલતા. તેમના એ સત્યનિષ્ઠાના બળ પર તેમના રથના પૈડાં હંમેશાં પૃથ્વીથી ચાર આંગળ ઊંચા રહેતા. જીવનમાં માત્ર એક વાર તેમણે અસત્ય વાત કરેલી. અશ્વત્થામા નામનો હાથી માર્યા ગયા પછી તેમણે દ્રોણાચાર્ય સમક્ષ એમ કહી દીધું કે, 'અશ્વત્થામાં માર્યો ગયો છે.' આ એક વખતની સત્યચ્યુતિથી તેમનો રથ પૃથ્વીને અડકીને ચાલવા લાગેલ. અને તેમને એક મુહૂર્તભર માટે કલ્પિત નરકનું દૃશ્ય જોવું પડ્યું.

યુધિષ્ઠિર મહારાજની ઉદારતા પણ અલૌકિક હતી. જ્યારે કૌરવોએ કોઈ પણ રીતે તેમનું રાજ્ય પાછું સોંપવાની વાત ન સ્વીકારી, ત્યારે તેઓ માત્ર પાંચ ગામ મેળવીને પણ સંતોષ માનવા તૈયાર થયા અને શ્રીકૃષ્ણ સાથે દુર્યોધનને એમ કહેવડાવ્યું

કે, 'જો અમને અમારી ઈચ્છા મુજબ પાંચ ગામ આપી દેવામાં આવશે; તો પણ અમે યુદ્ધ નહીં કરીએ.' પરંતુ દુર્યોધને તો તેમને સોઈની અણી જેટલી જમીન આપવાનો પણ ઈન્કાર કરી દીધો, ત્યારે તેમને અનિચ્છાએ યુદ્ધ જાહેર કરવું પડ્યું. એટલું જ નહીં જ્યારે દુર્યોધનની આખી સેના નાશ પામી હતી અને તે પોતે એક તળાવમાં જઈને છુપાઈ ગયો હતો, ત્યારે તેમણે તેની પાસે જઈ તેને છેલ્લી વાર યુદ્ધનો લલકાર કરતા કહી દીધું કે, 'તું અમારા પાંચમાંથી કોઈ પણ એકસાથે દ્વંદ્વ યુદ્ધ કરી શકે છે અને તે યુદ્ધમાં જો તું એકને પણ જીતી જઈશ તો આખું રાજ્ય તારું થઈ જશે.' ભલા, આ પ્રકારની ઉદાર શરત બીજો કોઈ મૂકી શકે કે? પાંડવોમાં સૌથી અધિક બળવાન અને ગદાયુદ્ધમાં પ્રવીણ એવો ભીમસેન પણ જે દુર્યોધન સાથે મુકાબલો કરતાં હિચકિચાટ અનુભવતો, તેની સાથે એ શરત લગાવવી કે, 'અમારામાંથી કોઈ એકને હરાવવાથી રાજ્ય તારું થઈ જશે.' એ યુધિષ્ઠિર સમાન મહાનુભાવનું જ ગજુ હતું. જોકે અંતે ભીમસેન સાથે તેનું યુદ્ધ થયું અને તેમાં તે માર્યો ગયો.

યુદ્ધ-સમાપ્તિ બાદ જ્યારે યુધિષ્ઠિરનો રાજ્યાભિષેક થઈ ગયો અને ધૃતરાષ્ટ્ર તથા ગાંધારી તેમની સાથે રહેવા લાગ્યા તે વખતે તેમણે તેઓની સાથે એવો સુંદર વર્તાવ કર્યો કે તેઓ પોતાના પુત્રોના મરણનું દુ:ખ ભૂલી ગયા. યુધિષ્ઠિરે તે બંનેને એટલો સુખનો અહેસાસ દેવડાવ્યો કે જેટલો તેમને પોતાના પુત્રો દ્વારા પણ મળ્યો ન હતો. તેઓ રાજ્યનો બધો કારભાર ધૃતરાષ્ટ્રની સલાહ લઈને જ કરતા અને રાજકાજ કરતા કરતાયે તેમની સેવા માટે પૂરતો સમય કાઢતા. માતા કુન્તી પણ સામ્રાજ્ઞી દ્રૌપદી તથા પોતાની અન્ય પુત્રવધૂઓને સાથે રાખી દેવી ગાંધારીની સેવા કરતાં રહેતાં. તેઓ સૌ એ વાતની વિશેષ કાળજી રાખતા કે ધૃતરાષ્ટ્ર અથવા ગાંધારી સાથે કોઈ એવી વાત ન થઈ જાય કે જેથી તેમનો પુત્રશોક જાગ્રત થાય. અંતે જ્યારે ધૃતરાષ્ટ્ર અને ગાંધારીએ પોતાનું શેષ જીવન વનમાં જઈને પસાર કરવાનું નક્કી કર્યું ત્યારે યુધિષ્ઠિરને ખૂબ જ દુ:ખ થયું. તેઓ પોતે પણ તેઓની સાથે વનમાં જવા તૈયાર થઈ ગયા. એ વખતે જ્યારે વ્યાસજીએ આવીને તેમને સમજાવ્યા, ત્યારે જ તેમનું સમાધાન થયું. છતાંયે માતા કુન્તી તો પોતાના જેઠ-જેઠાણીની સાથે જ ગયાં અને છેવટ સુધી તેમની સેવામાં રહી, તેમની સાથે જ તેમણે પોતાનું શરીર પણ છોડ્યું. વનમાં જતાં પહેલાં ધૃતરાષ્ટ્રને પોતાના મૃત પુત્રો તથા અન્ય સંબંધીઓનું વિધિવત્ શ્રાદ્ધ કરાવવાની તેમજ તે સૌના કલ્યાણ માટે બ્રાહ્મણોને દાન આપવાની ઈચ્છા થઈ. યુધિષ્ઠિરને જ્યારે તેમની એ ઈચ્છાની જાણ થઈ, ત્યારે તેમણે તરત જ વિદુરજી મારફત કહેવડાવ્યું કે, 'અર્જુન સહિત મારા પ્રાણપર્યંત સર્વસ્વ આપને અર્પણ છે.' તથા તેમની ઈચ્છા કરતાંયે વધુ ખર્ચ કરવાની ઉદાર દિલથી વ્યવસ્થા કરી આપી. પછી તો ધૃતરાષ્ટ્રે પૂર્ણ વિધિ-વિધાનથી પોતાના મૃત સંબંધીઓનું શ્રાદ્ધ કર્યું અને બ્રાહ્મણોને અપરિમિત દાન આપ્યું. એ વખતે મહારાજ યુધિષ્ઠિરે ધૃતરાષ્ટ્રની આજ્ઞા અનુસાર ધન અને રત્નોની જાણે નદી વહેવડાવી દીધી. જ્યાં સો સુવર્ણમુદ્રાની આજ્ઞા કરી ત્યાં હજાર આપવામાં આવી. જ્યારે ધૃતરાષ્ટ્ર અને ગાંધારી વનમાં જવા લાગ્યાં ત્યારે પાંડવો પોતાની રાણીઓ સાથે પગે ચાલી તેમને દૂર સુધી વળાવવા ગયા. જેને કારણે પાંડવોને મહાન વિપત્તિઓનો સામનો કરવો પડ્યો હતો, જેને કારણે તેમને વારસાગત અધિકારથી વંચિત રહેવું પડ્યું અને

અનેક પ્રકારના વનવાસનાં કષ્ટો સહન કરવાં પડ્યાં હતાં, જેની હાજરીમાં જ તેના પુત્રોએ સતી-શિરોમણિ દ્રૌપદીનું ભરી સભામાં ઘોર અપમાન કર્યું હતું અને જેણે તેઓને ભિખારી જેવા બનાવી દીધા હતા, જેણે અડધા રાજ્યને બદલે પાંચ ગામડાં આપવાનો પણ ઈન્કાર કરી દીધો હતો, જેને પરિણામે બંને પક્ષે ભીષણ નરસંહાર થયો, એ જ ધૃતરાષ્ટ્ર પ્રત્યે આટલો નિશ્છલ પ્રેમભાવ રાખવો અને છેવટ સુધી તેને સુખ પહોંચાડવાનો પૂરતો પ્રયત્ન કરવો એ યુધિષ્ઠિર જેવા મહાપુરુષ જ કરી શકે. દુશ્મન પ્રત્યે પણ સદ્વ્યવહારનાં ઉદાહરણ જગતના ઈતિહાસમાં ઓછાં જોવા મળે છે.

મહારાજ યુધિષ્ઠિરમાં શરણાગતવત્સલતા અને પ્રેમ તો વળી વિશેષ વિલક્ષણ રૂપે જોવા મળે છે. ભગવાન શ્રીકૃષ્ણના પરમધામ ગમનની તથા યાદવોના સંહારની વાત જ્યારે તેમણે સાંભળી ત્યારે તેમને અત્યંત દુઃખ થયું. તેમણે વિચાર્યું કે હવે જ્યારે અમારા આત્મીય અને હિતચિંતક શ્રીકૃષ્ણ કે જેમના થકી જ અમે સર્વ કંઈ મેળવ્યું હતું, તેઓ આ ધરાતલ પર નથી રહ્યા, તો પછી અમારા માટે આ રાજ્યસુખ શા કામનું? અને આ જીવન ટકાવી રાખવાનું પણ શું પ્રયોજન છે? શ્રીકૃષ્ણ તો પાંડવોના જીવનઆધાર અને સર્વસ્વ હતા, તેમની વાત તો બાજુ પર રાખીએ; કૌરવોના વિનાશ પર પણ એમને એટલું જ દુઃખ થયું હતું કે વિજય અને રાજ્યપ્રાપ્તિના ઉપલક્ષ્યમાં આનંદ મનાવવાને બદલે તેઓ બધું છોડીને વનમાં જતા રહેવા તૈયાર થઈ ગયા હતા. એ વખતે તો ભગવાન શ્રીકૃષ્ણ અને મહર્ષિ વેદવ્યાસજીએ મહાપ્રયત્ને તેમને સમજાવીને રાજગાદી પર બેસાડ્યા હતા. પિતામહ ભીષ્મે પણ તેમને ધર્મનો ઉપદેશ આપી, શોક દૂર કરવા પ્રયત્ન કર્યો અને ભીષ્મની આજ્ઞા સ્વીકારી તેમણે રાજ પણ કર્યું પરંતુ સ્વજન-વધથી ઉત્પન્ન થયેલ ગ્લાનિ તેમના ચિત્તમાંથી દૂર ન થઈ. હવે શ્રીકૃષ્ણના આ ધરાતલ પર ન રહ્યાની વાત સાંભળીને તો તેમણે વનમાં જતા રહેવાનો દૃઢ નિશ્ચય કરી લીધો અને અર્જુનના પૌત્ર કુમાર પરીક્ષિતને રાજગાદી પર બેસાડી તથા કૃપાચાર્ય અને ધૃતરાષ્ટ્ર-પુત્ર યુયુત્સુને તેની દેખભાળ માટે નિયુક્ત કરી, તેઓ પોતાના ચારેય ભાઈઓ તથા દ્રૌપદીને સાથે લઈને હસ્તિનાપુરથી ચાલી નીકળ્યા. પૃથ્વી પ્રદક્ષિણાના ઉદ્દેશથી તેઓ અનેક પ્રદેશોમાં ફરતા ફરતા હિમાલયને ઓળંગી મેરુ પર્વત તરફ આગળ વધી રહ્યા હતા. રસ્તામાં દેવી દ્રૌપદી તથા એક પછી એક કરી ક્રમશઃ ચારેય ભાઈઓ પડતા ગયા. તેમના પડવાની પરવા કર્યા વિના યુધિષ્ઠિર તો આગળ વધતા જ રહ્યા. એટલામાં દેવરાજ ઈન્દ્ર રથ પર આરૂઢ થઈ તેમને લેવા માટે આવ્યા અને તેમને રથમાં બેસી જવા કહ્યું, યુધિષ્ઠિરે પોતાના ભાઈઓ તથા પ્રાણપ્રિય દેવી દ્રૌપદીને છોડીને એકલા રથમાં બેસવાની વાત પહેલાં તો ન સ્વીકારી, પણ પછી જ્યારે ઈન્દ્રે ખાતરીપૂર્વક કહ્યું કે, 'તેઓ તો તમારા પહેલાં સ્વર્ગમાં પહોંચી ગયા છે.' ત્યારે તેમણે રથમાં બેસવાની વાત માની. પરંતુ એ વખતે એક કૂતરો તેમની સાથે હતો, જે રસ્તામાં પહેલેથી જ તેમની સાથે સાથે ચાલી રહ્યો હતો. યુધિષ્ઠિરની ઈચ્છા એવી હતી કે એ કૂતરાને પણ રથમાં સાથે લઈ જવો. ઈન્દ્રે તેમની એ વાતનો વિરોધ કર્યો ત્યારે તેમણે સ્પષ્ટ કહી દીધું કે, 'સ્વામીભક્ત કૂતરાને છોડીને હું એકલો સ્વર્ગમાં આવવા તૈયાર નથી.' આ કૂતરો અન્ય કોઈ નહીં પણ સ્વયં ધર્મ જ યુધિષ્ઠિરની પરીક્ષા કરવા માટે સાથે થઈ ગયા હતા. યુધિષ્ઠિરની આ અનુપમ શરણાગતવત્સલતા જોઈને તેઓ પોતાના

વાસ્તવિક સ્વરૂપે પ્રકટ થઈ ગયા અને યુધિષ્ઠિરને રથમાં બેસાડી ઈન્દ્ર આદિ અન્ય દેવતાઓ તથા દેવર્ષિઓની સાથે ઉપરના લોક તરફ ચાલ્યા. એ વખતે દેવર્ષિ નારદે તેમની પ્રશંસા કરતાં કહ્યું કે, 'મહારાજ યુધિષ્ઠિરની પહેલાં આ રીતે બીજું કોઈ ભૌતિક શરીરે સ્વર્ગમાં ગયું હોય તેવું સાંભળ્યું નથી.' ઉપર જતા યુધિષ્ઠિરે નક્ષત્રો અને તારાઓને દેવતાઓના લોકોના રૂપમાં જોયા. એ વખતે તેમણે ફરીથી દેવરાજ ઈન્દ્રને એ જ કહ્યું કે, 'જ્યાં મારા નાના ભાઈઓ તથા દેવી દ્રૌપદી હોય, ત્યાં જ મને લઈ જાઓ; ત્યાં જવાથી જ મને શાંતિ મળશે, બીજે નહીં. જ્યાં મારા ભાઈઓ ન હોય એવું સ્વર્ગ પણ મને શા કામનું?' ધન્ય છે તેમનો બંધુપ્રેમ!

આગળ જતાં તેમને દેવરાજ ઈન્દ્રની માયાથી નરકનું દૃશ્ય દેખાયું અને ત્યાં પોતાના ભાઈઓને તેમાં સબડતા અને ચિત્કારતા જોયા તથા સાથે સાથે સૌ નરકવાસીઓને એમ કહેતા પણ સાંભળ્યા કે, 'મહારાજ! થોડો સમય રોકાઈ જાઓ, આપના અહીં રહેવાથી અમને નરકની પીડા નથી સતાવતી.' તો ત્યારે તેઓ ત્યાં જ રોકાઈ ગયા અને જે દેવદૂતો તેમની સાથે હતા તેમને કહી દીધું કે, 'હું તો અહીં જ રહીશ. જો મારા રહેવાથી અહીંના જીવોને સુખ મળતું હોય તો આ નરક પણ મારે માટે સ્વર્ગથી પણ અધિક છે.' ધન્ય છે તેમની દયાળુતાને!

થોડી જ વારમાં તે દૃશ્ય ગાયબ થઈ ગયું અને ઈન્દ્ર આદિ દેવતાઓ આવી પહોંચ્યા. તે સૌ યુધિષ્ઠિરની આવી સુંદર ભાવનાથી ખૂબ જ પ્રસન્ન થયા અને તેઓએ કહ્યું, 'તમે છળથી દ્રોણાચાર્યને તેના પુત્રના મરણ બાબતની 'નરો વા કુંજરો વા' જેવી માહિતી આપી હતી, તેથી તેના ફળ સ્વરૂપે આ નરકનું દૃશ્ય જોવું પડ્યું. તમારા સૌ ભાઈઓ તો દિવ્યલોકમાં પહોંચી ગયા છે.' ત્યાર બાદ યુધિષ્ઠિર ભગવાનના પરમધામમાં ગયા, જ્યાં તેમણે ભગવાન શ્રીકૃષ્ણના એ જ રૂપમાં દર્શન કર્યાં કે જે રૂપમાં પહેલાં તેઓ તેમને આ મૃત્યુલોકમાં જોતા આવ્યા હતા. એ જ શ્રીકૃષ્ણની પરિચર્યા કરતા અર્જુનને પણ ત્યાં જોયા. પોતાના અન્ય ભાઈઓ તથા દેવી દ્રૌપદીને પણ ત્યાં અલગ અલગ સ્થાને બિરાજિત જોઈ અંતે તેઓ પોતાના પિતા ધર્મ સાથે એકરૂપ થઈ ગયા. આ રીતે યુધિષ્ઠિરે પોતાના ધર્મના બળ પર અલભ્ય ગતિ પ્રાપ્ત કરી.

યુધિષ્ઠિરની પવિત્રતાનો એવો અદ્ભુત પ્રભાવ હતો કે તેઓ જ્યાં પણ જતા ત્યાંનું વાતાવરણ પવિત્ર બની જતું. જે સમયે પાંડવો અજ્ઞાતવાસમાં રાજા વિરાટને ત્યાં હતા તે સમયે કૌરવો તેમની ભાળ મેળવવા મથી રહ્યા હતા. તે પ્રસંગે પાંડવોના પ્રભાવને સારી રીતે જાણનાર ભીષ્મ પિતામહે કહ્યું હતું કે, 'રાજા યુધિષ્ઠિર જે નગરમાં કે જે રાજ્યમાં રહેતા હશે, ત્યાંની પ્રજા પણ દાનશીલ, પ્રિયવાદિની, જિતેન્દ્રિય અને લજ્જાશીલ બની ગઈ હશે. તેઓ જ્યાં રહેતા હશે ત્યાંના લોકો સંયમી, સત્યપરાયણ તથા ધર્મમાં તત્પર હશે. ત્યાંની પ્રજામાં ઈર્ષ્યા, અભિમાન, મત્સર આદિ દોષોનો અભાવ થઈ ગયો હશે. ત્યાં હર સમયે વેદધ્વનિ થતો હશે, યજ્ઞો થતા હશે, યોગ્ય સમય પર વૃષ્ટિ થતી રહેતી હશે. ત્યાંની ભૂમિ ધન-ધાન્યથી પૂર્ણ તથા સર્વ પ્રકારના ભય અને ઉપદ્રવોથી રહિત હશે, ત્યાં ગાયો ઘણી હશે અને તે સઘળી હૃષ્ટ-પુષ્ટ હશે.' વગેરે. આટલું જ નહીં, આપણે જોઈ ચૂક્યા છીએ કે તેમના સાંનિધ્યથી નરકના પ્રાણીઓને પણ સુખ-શાંતિ મળતાં હતાં. રાજા નહુષ કે જેને મહર્ષિ અગત્સ્યના શાપથી અજગર યોનિ પ્રાપ્ત થઈ હતી

અને જેણે એ જ રૂપથી ભીમસેનને પોતાની ચુંગાલમાં ફસાવી દીધેલ, તે પણ મહારાજ યુધિષ્ઠિરના દર્શનથી તથા તેમની સાથેના વાર્તાલાપથી અજગર યોનિથી છૂટીને ફરી સ્વર્ગમાં ગયેલ. આવા પુણ્ય શ્લોક મહારાજ યુધિષ્ઠિરના ચરિત્રનું જેટલું મનન કરીશું એટલા આપણે પવિત્ર થઈશું.

**'ધર્મો વિવર્ધતિ યુધિષ્ઠિરકીર્તનેન ।'**

—★—

# વીરશ્રેષ્ઠ અર્જુન

અર્જુન સાક્ષાત્ નર ઋષિના અવતાર હતા. તે ભગવાન શ્રીકૃષ્ણના પરમ ભક્ત, સખા તેમજ પ્રેમી હતા તથા ભગવાનના હાથના એક યંત્ર સમાન હતા. તેમને નિમિત્ત બનાવીને ભગવાને મહાભારતના યુદ્ધમાં મોટા મોટા યોદ્ધાઓનો સંહાર કર્યો અને એ રીતે પોતાના અવતારના મુખ્ય ઉદ્દેશ—ભૂભારહરણને સિદ્ધ કર્યો. ભગવાન શ્રીકૃષ્ણે પોતે શ્રીમદ્ ભગવદ્ગીતાના વિશ્વરૂપ દર્શનના પ્રસંગમાં એ વાતનો સ્વીકાર કરતાં કહ્યું છે કે, 'આ બધા તારા શત્રુઓ મારા દ્વારા અગાઉથી જ મારી નાખવામાં આવ્યા છે, તારે તો તેઓના વધમાં નિમિત્તમાત્ર જ બનવાનું છે' (૧૧/૩૩). અર્જુનની ભક્તિ અને મિત્રતાનો ભગવાને ગીતામાં **'ભક્તોઽસિ મે સખા ચેતિ'** તથા **'ઇષ્ટોઽસિ મે દૃઢમિતિ'** વગેરે શબ્દોથી સ્વીકાર કર્યો છે. અર્જુનને સ્વયં ભગવાન પોતાનો ભક્ત અને પ્રિય માને અને તેમ જાહેર પણ કરે, તેના ભક્તપણા માટે બીજા કયા પ્રમાણની જરૂર છે? ગીતાના અંતમાં **'કરિષ્યે વચનં તવ'** એમ કહીને અર્જુને પોતે પણ ભગવાનના હાથના યંત્ર બની રહેવાની ખાતરી આપી છે અને મહાભારતના અનુશીલનથી એ વાતનું પૂરતું પ્રમાણ પણ મળી રહે છે કે તેમણે છેવટ સુધી આ પ્રતિજ્ઞાનું અક્ષરશઃ પાલન કર્યું. ગીતાથી જ એ વાતનું પણ પ્રમાણ મળે છે કે તે ભગવાનને પોતાના સખા માનતા હતા અને ભગવાનની સાથે સમોવડિયાનો સંબંધ પણ રાખતા હતા. શ્રીકૃષ્ણ અને અર્જુન અનેક વાર જુદા જુદા સ્થળે મહિનાઓ સુધી સાથે રહ્યા હતા અને એવા પ્રસંગોએ સ્વાભાવિકપણે જ તેઓનું ઊઠવું-બેસવું, ખાવું-પીવું, હરવું-ફરવું, સૂવું વગેરે સાથે જ થતું હતું અને આવી પરિસ્થિતિમાં તે બંને વચ્ચે કોઈ પ્રકારનો સંકોચ રહેવા પામ્યો ન હતો. બંનેનો પરસ્પર ખુલ્લો વ્યવહાર હતો, અભિન્ન હૃદયતા હતી. બંનેનું એકબીજાના અંતઃપુરમાં પણ નિઃસંકોચપણે આવવા-જવાનું તથા ઊઠવા-બેસવાનું રહેતું, એકબીજા વચ્ચે કોઈ પણ પ્રકારનો પડદો ન હતો. સંજયે ધૃતરાષ્ટ્રને પાંડવોનો સંદેશ સંભળાવતી વખતે તે બંને વચ્ચે કેવો પ્રેમ હતો તેનું વર્ણન કરેલ છે. યુદ્ધ થયા પહેલાં જ્યારે સંજય કૌરવોનો સંદેશ લઈ ઉપપ્લવ્યમાં પાંડવોની પાસે જાય છે ત્યારે તેણે શ્રીકૃષ્ણ અને અર્જુનને કેવી સ્થિતિમાં જોયેલા તેનું વર્ણન કરતા તે ધૃતરાષ્ટ્રને કહે છે કે, 'મહારાજ! આપનો સંદેશ કહેવા માટે હું અર્જુનના અંતઃપુરમાં ગયેલ કે જ્યાં અભિમન્યુ કે નકુળ અને સહદેવને પણ પ્રવેશની મનાઈ છે. ત્યાં અંદર જઈને મેં જોયું તો શ્રીકૃષ્ણ પોતાના બંને ચરણ અર્જુનના ખોળામાં રાખીને સૂતા હતા અને અર્જુનના ચરણ દ્રૌપદી અને સત્યભામાના ખોળામાં હતા.' વગેરે.

× × ×

જ્યારે પાંડવો જુગારની શરત અનુસાર વનમાં જતા રહે છે ત્યારે એક વાર ભગવાન શ્રીકૃષ્ણ તેઓને મળવા ત્યાં જાય છે. એ વખતે અર્જુન સાથેની પોતાની અભિન્નતાનો ઉલ્લેખ કરતા ભગવાન કહે છે કે, 'અર્જુન! તું એક માત્ર મારો જ છે અને હું એક માત્ર તારો જ છું. જે મારા છે તે સૌ તારા છે અને જે તારા છે તે સૌ મારા છે. જે તારો દ્વેષ કરે છે તે મારો જ દ્વેષ કરે છે અને જે તારા પ્રેમી છે તે મારા પણ પ્રેમી છે. તું નર છે, હું નારાયણ છું. તું મારાથી અભિન્ન છે અને હું તારાથી અભિન્ન છું. આપણા બંને વચ્ચે કોઈ અંતર નથી. આપણે બંને એક જ છીએ.' શ્રીકૃષ્ણને અર્જુન કેટલા વ્હાલા હતા અને તે બંનેમાં કેવી અભિન્નતા હતી, તેના પ્રમાણો મહાભારતના કેટલાયે પ્રસંગોમાં જોવા મળે છે. પોતાના વનવાસના સમય દરમિયાન અર્જુન જ્યારે તીર્થયાત્રા નિમિત્તે પ્રભાસ ક્ષેત્રમાં પહોંચે છે, ત્યારે તે સમાચાર મળતાં જ ભગવાન શ્રીકૃષ્ણ તેને મળવા માટે દ્વારકાથી પ્રભાસ ક્ષેત્ર જાય છે અને તેને ત્યાંથી રૈવતક પર્વત (હાલના ગિરનાર) પર લઈ જઈ ત્યાં તેની સાથે કેટલાય દિવસ રહે છે. પછી ત્યાંથી બંને દ્વારકા જાય છે અને દ્વારકામાં અર્જુન શ્રીકૃષ્ણના પ્રિય અતિથિ તરીકે તેમના જ મહેલમાં ઘણા દિવસો સુધી રહે છે. એ વખતે રાત્રે તેઓ બંને સાથે જ સૂએ છે. એ દરમિયાન જ્યારે શ્રીકૃષ્ણને ખબર પડે છે કે અર્જુન તેમની બહેન સુભદ્રા સાથે વિવાહ કરવા ઇચ્છે છે, તો તેઓ તેને પૂછ્યા વિના જ તે માટે અનુમતિ આપી દે છે. તેમજ તેનું હરણ કરીને લઈ જવાની યુક્તિ પણ બતાવે છે. એટલું જ નહીં, પોતાનો રથ અને હથિયારો પણ તેને સોંપી દે છે, તથા સુભદ્રાનું હરણ થઈ ગયા પછી જ્યારે બલરામજી તેનો વિરોધ કરે છે ત્યારે તેમને પણ સમજાવીને મનાવી લે છે અને ત્યાં દ્વારકામાં જ સુભદ્રા-અર્જુનના લગ્ન કરાવી આપે છે. અરે, ખાંડવવન દહન પ્રસંગમાં તો ભગવાન શ્રીકૃષ્ણ ઇન્દ્ર પાસે એ વરદાન માગે છે કે તેમની અર્જુન સાથેની મિત્રતા ઉત્તરોત્તર વધતી રહે. એ વખતે અર્જુન અને શ્રીકૃષ્ણની અભિન્નતાનું એક બીજું પ્રમાણ મળે છે. વનના એ ભયંકર અગ્નિતાંડવમાંથી મયદાનવ ભાગી છૂટવાનો પ્રયાસ કરી રહ્યો હતો. અગ્નિદેવ મૂર્તિમાન બની તેને સળગાવી નાખવા તેની પાછળ દોડી રહ્યા હતા. તેમની સહાયતા કરવા ભગવાન શ્રીકૃષ્ણ પણ પોતાનું ચક્ર લઈ તેને મારવા તૈયાર હતા. મયદાનવે પોતાના બચાવનો બીજો કોઈ ઉપાય ન જોતાં અર્જુનનું શરણ લીધું અને અર્જુને તેને અભયદાન આપી દીધું, ત્યારબાદ શ્રીકૃષ્ણે પોતાનું ચક્ર પાછું ખેંચી લીધું અને અગ્નિદેવે પણ તેનો પીછો કરવાનું છોડી દીધું. મયદાનવના પ્રાણ બચી ગયા. તેણે આ ઉપકારના બદલામાં અર્જુનની કંઈક સેવા કરવાની ઇચ્છા વ્યક્ત કરી. અર્જુને કહ્યું, 'તું શ્રીકૃષ્ણની સેવા કરી આપ, એ મારી જ સેવા થઈ જશે.' મયદાનવ અત્યંત કુશળ શિલ્પી હતો. શ્રીકૃષ્ણે તેની પાસે મહારાજ યુધિષ્ઠિર માટે એક ભવ્ય સભામંડપ તૈયાર કરાવ્યો. આ રીતે અર્જુન અને શ્રીકૃષ્ણ હંમેશાં એકબીજાનું પ્રિય કરતા રહેતા.

જે રીતે કૃષ્ણ અર્જુન પર પ્રેમ કરતા, એ જ રીતે અર્જુન પણ શ્રીકૃષ્ણને પોતાના પરમ આત્મીય અને હિતૈષી સમજતા હતા અને તેથી જ તો તેણે ભગવાનની એક અબજ નારાયણી સેના લેવાને બદલે એકલા નિઃશસ્ત્ર શ્રીકૃષ્ણનું જ સહાયકના રૂપમાં વરણ કર્યું હતું. જ્યાં

ભગવાન અને તેમના ઐશ્વર્ય વચ્ચે સ્પર્ધા થાય છે ત્યાં સાચો ભક્ત ઐશ્વર્ય છોડીને ભગવાનનું જ વરણ કરે છે. શ્રીકૃષ્ણે પણ તેના પ્રેમને વશીભૂત થઈ યુદ્ધમાં તેનું સારથીપણું કરવાનું સ્વીકાર્યું. અર્જુને સાથે સાથે પોતાના જીવનરૂપી રથની લગામ પણ તેમના જ હાથમાં સોંપી દીધી અને કાયમ માટે નિશ્ચિંત થઈ ગયા. પછી તો અર્જુનનો વિજય અને રક્ષા – યોગ અને ક્ષેમ – બંનેની ચિંતા સર્વસમર્થ શ્રીકૃષ્ણ પર જ આવી પડી. તેમની તો એ પ્રતિજ્ઞા જ છે કે જે કોઈ અનન્યભાવથી તેમનું ભજન કરે છે અને પોતાની બધી ચિંતાઓ તેમના પર નાખી દે છે તેના યોગ-ક્ષેમનો ભાર તેઓ પોતાને ખભે ઉપાડી લે છે. કોઈ પણ આ રીતે પોતાનો ભાર તેમના પર નાખીને અનુભવ કરી શકે છે.

હવે ચિંતાનું કોઈ કારણ ખરું?! હવે તો અર્જુનને વિજય અપાવવાની અને ભીષ્મ સમાન દુર્જયી પરાક્રમી વીરોથી તેની રક્ષા કરવાની બધી જ જવાબદારી શ્રીકૃષ્ણના શિર પર આવી ગઈ. આમ તો પાંડવોનો વિજય પ્રથમથી જ નિશ્ચિત હતો, કારણ કે તેમના પક્ષે ધર્મ હતો. જ્યાં ધર્મ ત્યાં શ્રીકૃષ્ણ અને જ્યાં શ્રીકૃષ્ણ ત્યાં વિજય – એ તો સનાતન નિયમ છે. પછી યુદ્ધના પ્રારંભમાં શત્રુઓને પરાજિત કરવા માટે અર્જુન પાસે રણચંડીનું આવાહન અને સ્તવન કરાવ્યાં. અને પ્રત્યક્ષ સાક્ષાત્કાર કરાવી વિજય માટે દેવીના આશીર્વાદ પ્રાપ્ત કરાવવા, ભગવદ્ગીતાનો ઉપદેશ તથા વિશ્વરૂપ દર્શન દ્વારા મોહનું નિવારણ કરવું, યુદ્ધમાં શસ્ત્ર ધારણ નહીં કરવાની પોતાની પ્રતિજ્ઞાની પરવા કર્યા વિના ભીષ્મની પ્રચંડ બાણ વર્ષાને રોકવામાં અસમર્થ એવા અર્જુનના પ્રાણોની રક્ષા માટે એક વાર ચક્ર લઈને અને બીજી વાર ચાબુક લઈને ભીષ્મ સામે દોડી જવું, ભગદત્ત દ્વારા છોડવામાં આવેલ સર્વસંહારક વૈષ્ણવાસ્ત્રને પોતાની છાતી પર ઝીલી લેવું, રથને પગોથી દબાવીને કર્ણ દ્વારા છોડવામાં આવેલ સર્પમુખી બાણથી અર્જુનની રક્ષા કરવી તથા ભયંકર અસ્ત્રોથી સળગી ગયેલ અર્જુનના રથને પોતાના સંકલ્પ દ્વારા ટકાવી રાખવો વગેરે વગેરે અનેક લીલાઓ શ્રીકૃષ્ણે અર્જુનના યોગ-ક્ષેમના વહન માટે કરી.

× × ×

વૃદ્ધ ભીષ્મજીને પાંડવો સાથે લડતા લડતા નવ દિવસ થઈ ગયા હતા, છતાંયે તેમના પરાક્રમમાં કોઈ જાતની શિથિલતા દેખાતી ન હતી. દરરોજ તેઓ પાંડવ પક્ષના હજારો વીરોના સંહાર કરી રહ્યા હતા. તેમના પર વિજય મેળવવાનો કોઈ રસ્તો પાંડવોને સૂઝતો ન હતો. મહારાજ યુધિષ્ઠિરે અત્યંત કરુણાભર્યા શબ્દોથી આ સમગ્ર પરિસ્થિતિ પોતાની નૌકાના કર્ણધાર શ્રીકૃષ્ણ સમક્ષ રજુ કરી. તેમને સાંત્વન આપતા ભગવાને જે કંઈ કહ્યું તેમાં તેમનો અર્જુન પ્રત્યેનો અસાધારણ પ્રેમ પ્રકટ થાય છે. સાથે સાથે અર્જુન વિશે તેમની કેવી ઊંચી ધારણા હતી તે પણ જોવા મળે છે. શ્રીકૃષ્ણ બોલ્યા, 'ધર્મરાજ! આપ બિલકુલ ચિંતા ન કરો. ભીષ્મના માર્યા જવામાં જ જો તમને વિજય દેખાતો હોય, તો હું એકલો જ તેમને મારી શકું છું. તમારો ભાઈ અર્જુન મારો સખા, સંબંધી તથા શિષ્ય છે. જરૂર પડે હું તેને માટે મારા શરીરમાંથી કાપીને મારું માંસ પણ આપી શકું છું અને તે પણ મારા માટે પ્રાણ ત્યાગ કરી શકે છે. અર્જુને ઉપપ્લવ્યમાં સૌની સમક્ષ ભીષ્મને મારવાની પ્રતિજ્ઞા કરી હતી. તેની એ પ્રતિજ્ઞાનું મારે બધી રીતે રક્ષણ કરવાનું છે. જે કામ માટે અર્જુન મને આજ્ઞા આપે તે મારે અવશ્ય કરવું જોઈએ અથવા

ભીષ્મને મારવા એ અર્જુન માટે વળી એવું તે કયું મોટું કામ છે? રાજન્! જો અર્જુન તૈયાર થઈ જાય તો એ ગમે તેવું અસંભવ કાર્ય પણ કરી શકે તેમ છે. દૈત્ય અને દાનવો સહિત સઘળા દેવતાઓ પણ યુદ્ધ કરવા સામે આવી જાય તો એકલો અર્જુન તે સૌને પરાસ્ત કરી શકે તેવો છે, પછી ભીષ્મની તો વાત જ શું?' સાચું છે, **કર્તુમકર્તુમન્યથાકર્તુમ્ સમર્થઃ** એવા ભગવાન જેના રક્ષક અને સહાયક હોય તે શું ન કરી શકે?

× × ×

પુત્રશોકથી વ્યથિત થયેલ અર્જુન અભિમન્યુના મૃત્યુના મુખ્ય કારણ જયદ્રથને સમજી, બીજા દિવસના સૂર્યાસ્ત પહેલાં જયદ્રથને મારી નાખવાની પ્રતિજ્ઞા કરી બેસે છે અને સાથે સાથે એમ પણ જાહેર કરે છે કે, 'જો એમ નહીં કરી શકું તો હું પોતે ચિતા ખડકીને બળી મરીશ.' **યોગક્ષેમં વહામ્યહમ્** એ વચન અનુસાર અર્જુનની એ પ્રતિજ્ઞા પૂરી કરવાનો ભાર શ્રીકૃષ્ણ પર આવી પડ્યો. અર્જુન તો તેમના ભરોસે નિશ્ચિંત હતા. આ તરફ કૌરવો દ્વારા જયદ્રથને બચાવવાના સઘળા પ્રયાસો થઈ રહ્યા હતા. એ દિવસે શ્રીકૃષ્ણ અડધી રાતે જાગી ઊઠ્યા અને સારથી દારૂકને બોલાવી કહેવા લાગ્યા, 'દારૂક, મારે માટે અર્જુનથી વધુ પ્રિય સ્ત્રી, મિત્ર કે બંધુ-બાંધવ કોઈ નથી. આ સંસારમાં અર્જુન વિના એક ક્ષણ પણ હું રહી નથી શકતો. આવતી કાલે આખી દુનિયાને એ વાતની પ્રતીતિ થઈ જશે કે હું અર્જુનનો મિત્ર છું. જે તેનો દ્વેષ કરે છે તે મારો દ્વેષી છે અને જે તેને અનુકૂળ વર્તે છે તે મને અનુકૂળ છે. તું એ વાત નિશ્ચયપૂર્વક સમજી લે કે અર્જુન તો મારું અડધું અંગ છે. મને ખાતરી છે કે કાલે અર્જુન જે જે યોદ્ધાને મારવાની ઇચ્છા કરશે, ત્યાં ત્યાં તેનો વિજય અવશ્ય થશે.' ભલા, ભક્તવત્સલ ભગવાન જેને માટે આટલા ઉદ્યત હોય તેના વિજયમાં શું સંદેહ હોઈ શકે. બીજે દિવસે શ્રીકૃષ્ણ દ્વારા બતાવવામાં આવેલ યુક્તિથી જયદ્રથનો વધ કરી અર્જુને પોતાની પ્રતિજ્ઞા પૂરી કરી અને જગતે જોયું કે શ્રીકૃષ્ણની કૃપાથી અર્જુનનો વાળ પણ વાંકો ન થયો.

× × ×

કર્ણ અર્જુન સામે પ્રારંભથી જ ઈર્ષ્યાભાવ ધરાવતો હતો. બંને એકબીજાના વિરોધી હતા. ભીષ્મના ઢળી પડ્યા પછી ભગવાન શ્રીકૃષ્ણને અર્જુન માટે સૌથી વધુ ખતરો કર્ણનો જ દેખાતો હતો. કર્ણની પાસે ઇન્દ્રની આપેલી એક અમોઘ શક્તિ હતી, જે તેણે અર્જુનને મારવા માટે જ રાખી મૂકી હતી. આ શક્તિના આધારે તે અર્જુનને મરેલો જ સમજતો હતો, પણ તેનો ઉપયોગ માત્ર એક વખત જ થઈ શકે તેમ હતો. કર્ણને એ શક્તિથી હીન કરી નાખવા માટે ભગવાને તેનો મુકાબલો ભીમસેનના વીર પુત્ર ઘટોત્કચ સાથે કરાવી દીધો. ઘટોત્કચે એવું તો અદ્ભુત પરાક્રમ બતાવ્યું કે કર્ણ માટે જીવ બચાવવાની નોબત આવી ગઈ. તે ઘટોત્કચના પ્રહારોને સહન કરી ન શક્યો અને નાઈલાજ થઈ તેણે પેલી ઇન્દ્ર-દત્ત શક્તિ ઘટોત્કચ પર છોડી અને તેને પૂરો કરી દીધો. ઘટોત્કચના મરણથી પાંડવોની છાવણીમાં શોક છવાઈ ગયો. સૌની આંખોમાંથી અશ્રુધારા વહેવા લાગી. પણ આ ઘટનાથી શ્રીકૃષ્ણ અત્યંત પ્રસન્ન થયા. તેઓ હર્ષથી ઝૂમીને નાચવા લાગ્યા. તેમણે અર્જુનને ગળે લગાવી તેની પીઠ થાબડી, વારંવાર હર્ષનાદ કર્યો. અર્જુને કસમયે આ પ્રકારનો આનંદ મનાવવાનું રહસ્ય પૂછ્યું,

કારણ કે તે જાણતા હતા કે ભગવાનની કોઈ ક્રિયા અકારણ નથી હોતી. જવાબમાં ભગવાને જે કહ્યું તેમાં તેમનો અર્જુન પ્રત્યેનો અગાધ પ્રેમ ઝબકતો જોઈ શકાય છે. તેમણે કહ્યું, 'અર્જુન! આજે મારે માટે ખરેખર ખૂબ જ આનંદનો અવસર છે. કારણ જાણવું છે? સાંભળ. તું એમ સમજે છે કે કર્ણે ઘટોત્કચને માર્યો છે, પરંતુ હું કહું છું કે ઈન્દ્રની આપેલી શક્તિને નિષ્ફળ બનાવી ઘટોત્કચે જ કર્ણને મારી નાખ્યો છે. હવે તું કર્ણને મર્યા બરાબર સમજ. કર્ણના હાથમાં જ્યાં સુધી એ શક્તિ હતી, ત્યાં સુધી કોઈની તાકાત ન હતી કે તેની સામે ટકી શકે.' ભગવાને એમ પણ કહ્યું કે, 'મેં તારા હિત માટે પહેલેથી જ જરાસંધ, શિશુપાલ આદિને એક એક કરીને પૂરા કરાવ્યા છે. એ લોકોને અગાઉથી જ મારી નાખવામાં ન આવ્યા હોત તો આજે અત્યંત ભયંકર સિદ્ધ થાત. આપણી સાથે દ્વેષ રાખવાને કારણે તેઓ આ યુદ્ધમાં કૌરવોના પક્ષમાં જરૂર ગયા હોત અને દુર્યોધનની સાથે મળી સમસ્ત ભૂ-મંડળને જીતી લેત. તેના જેવા દેવદ્રોહીઓનો નાશ કરવા માટે જ તો મારો અવતાર છે.' આ જ પ્રસંગે તેમણે સાત્યકિને પણ કહેલું કે, 'કૌરવ પક્ષના સૌ કર્ણને એવી જ સલાહ આપતા હતા કે અર્જુન સિવાય બીજા કોઈ પર તે એ શક્તિનો ઉપયોગ ન કરે અને તે પોતે પણ એમ જ વિચારતો હતો. પરંતુ મેં જ તેને મોહિત કરી નાખ્યો, તેથી તેણે એ શક્તિનો પ્રહાર ઘટોત્કચ પર કરી નાખ્યો. સાત્યકિ! અર્જુન માટે એ શક્તિ મૃત્યુરૂપ છે એમ વિચારતા મને રાત્રે ઊંઘ પણ આવતી ન હતી. આજે એ ઘટોત્કચ પર પડીને વપરાઈ ગઈ એ જોઈ હું તો સમજુ છું કે અર્જુન મોતના મુખમાંથી ઊગરી ગયો. હું અર્જુનની રક્ષા કરવાનું જેટલું જરૂરી માનું છું, તેટલું હું મારા માતા-પિતા, તમારા જેવા ભાઈઓ કે મારાં પોતાના પ્રાણોની રક્ષાને પણ નથી માનતો. ત્રિલોકીના રાજ્ય કરતાં પણ કોઈ દુર્લભ વસ્તુ હોય તો તેને પણ હું અર્જુન વિના નથી ઈચ્છતો. તેથી આજે અર્જુન જાણે કે મરીને જીવતો થયો હોય એમ માની મને ખૂબ જ આનંદ થઈ રહ્યો છે. તેથી જ તો મેં ગઈ રાતે રાક્ષસ ઘટોત્કચને કર્ણ સામે લડવા મોકલ્યો હતો. તેના સિવાય બીજું કોઈ કર્ણને દબાવી શકે તેમ ન હતું.' ભગવાનનાં આ વાક્યોથી સ્પષ્ટ થઈ જાય છે કે અર્જુન ભગવાનને અત્યંત પ્રિય હતા અને તેઓ તેની ખૂબ જ સંભાળ રાખતા હતા. જે પોતાની જાતને ભગવાનના હાથનું યંત્ર બનાવી દે છે, તેની ભગવાન આ રીતે જ સંભાળ રાખે છે અને તેને આંચ પણ આવવા દેતા નથી. આવા ભક્તવત્સલ ભગવાનનું શરણ છોડી જે બીજા લૌકિક આધારો શોધતા ફરે છે, તેના સમાન મૂર્ખ કોણ ગણાય?

× × ×

દ્રોણાચાર્યના વધથી ઉશ્કેરાઈ જઈ વીર અશ્વત્થામાએ પાંડવો પર આગ્નેયાસ્ત્રનો પ્રયોગ કર્યો. તે છૂટતાં જ આકાશમાંથી અગ્નિ વરસાવતાં બાણોની વર્ષા થવા લાગી અને સેનામાં ચારે તરફ આગ ફેલાઈ ગઈ. એ વખતે અર્જુન એકલો જ એક અક્ષૌહિણી સેના લઈ અશ્વત્થામાનો સામનો કરી રહ્યો હતો. આગ્નેયાસ્ત્રના પ્રહારથી તેની સેના સળગવા લાગી અને આખી સેનાનું નામનિશાન પણ ન રહ્યું. પરંતુ શ્રીકૃષ્ણ અને અર્જુનના શરીરોને કોઈ આંચ ન આવી. એ વખતે આ બંને મહાપુરુષોને પોતાના અસ્ત્રના પ્રભાવથી મુક્ત જોઈ અશ્વત્થામા નવાઈ પામ્યો અને ચિંતિત થઈ ગયો. તે પોતાનું

ધનુષ્ય ફેંકી દઈ રથમાંથી કૂદી પડ્યો અને 'ધિક્કાર છે, ધિક્કાર છે.' એમ કહેતો રણભૂમિમાંથી ભાગ્યો. એટલામાં તેને વ્યાસજી સામે મળ્યા. અશ્વત્થામાએ તેમને પ્રણામ કર્યા અને એ સર્વસંહારક અસ્ત્રનો શ્રીકૃષ્ણ અને અર્જુન પર કંઈ જ પ્રભાવ ન પડવાનું કારણ પૂછ્યું. ત્યારે વ્યાસજીએ તેને કહ્યું, 'શ્રીકૃષ્ણ નારાયણ ઋષિના અવતાર છે અને અર્જુન નરના અવતાર છે, જેનો પ્રભાવ નારાયણ સમાન જ છે. એ બંને ઋષિ જગતમાં ધર્મ-મર્યાદાના રક્ષણ માટે પ્રત્યેક યુગમાં અવતાર ધારણ કરે છે.' વ્યાસજીની આ વાત સાંભળી અશ્વત્થામાની શંકા દૂર થઈ ગઈ અને તેની શ્રીકૃષ્ણ તથા અર્જુનમાં મહત્ત્વ-બુદ્ધિ થઈ ગઈ. વ્યાસજીના આ શબ્દોથી શ્રીકૃષ્ણ અને અર્જુનની અભિન્નતા પણ સિદ્ધ થાય છે.

અર્જુન ભગવાન શ્રીકૃષ્ણનો કૃપાપાત્ર તો હતો જ, ભગવાન શંકરની પણ તેના પર ઘણી કૃપા હતી. યુદ્ધમાં શત્રુસેનાનો સંહાર કરતી વખતે તેને દેખાતું કે એક અગ્નિ સમાન તેજસ્વી મહાપુરુષ તેની આગળ આગળ ચાલી રહેલ છે અને તેઓ જ શત્રુઓનો નાશ કરી રહેલ છે, પરંતુ લોકોને લાગે છે કે આ અર્જુનનું કાર્ય છે. એ સૂર્યસમાન તેજસ્વી પુરુષે હાથમાં ત્રિશૂળ ધારણ કરેલું દેખાતું. આ બાબતમાં મહર્ષિ વેદવ્યાસજી સાથે વાત થતાં તેમણે અર્જુનને સમજાવેલ કે એ બીજું કોઈ નહીં પણ સાક્ષાત્ ભગવાન સદાશિવ જ હતા. જેના પર શ્રીકૃષ્ણની કૃપા હોય તેના પર સૌ કોઈ કૃપા કરે, એમાં શું આશ્ચર્ય? **જા પર કૃપા રામ કૈ હોઈ । તા પર કૃપા કરહિં સબ કોઈ ॥** અસ્તુ.

ભગવાનના પરમ ભક્ત અને કૃપાપાત્ર હોવા ઉપરાંત અર્જુનમાં બીજા પણ ઘણા ગુણો હતા. કેમ ન હોય? સૂર્યની સાથે સૂર્ય-રશ્મિઓની જેમ ભક્તિની સાથે સઘળા દૈવી ગુણો પણ આનુષંગિક રૂપે રહે જ છે. તેઓ અત્યંત ધીર, વીર, ઈન્દ્રિયવિજયી, દયાળુ, કોમળ સ્વભાવના અને સત્યપ્રતિજ્ઞ હતા. દૈવી ગુણો તો તેમનામાં જન્મથી જ મોજુદ હતા. એ વાતનો ઉલ્લેખ સ્વયં ભગવાને ગીતામાં કરેલ જ છે, **'સમ્પદં દૈવીમભિજાતોऽસિ પાણ્ડવ ॥'** તેના જન્મ સમયે આકાશવાણીએ તેની માતાને સંબોધન કરતાં કહેલ કે, 'કુન્તી! આ બાળક કાર્તવીર્ય અર્જુન તથા ભગવાન શંકર સમાન પરાક્રમી અને ઈન્દ્રસમાન અજેય થઈ તમારો યશ વધારશે. જેમ વિષ્ણુએ પોતાની માતા અદિતિને પ્રસન્ન કર્યાં હતાં તેમ આ તમને પ્રસન્ન કરશે.' આ આકાશવાણી એ વખતે માત્ર કુન્તીએ જ નહીં પણ ત્યાં ઉપસ્થિત સૌ લોકોએ સાંભળી હતી અને એ સાંભળીને ઋષિ-મુનિઓ, દેવતાઓ તેમજ સમસ્ત પ્રાણીઓ ખૂબ જ પ્રસન્ન થયાં હતાં. આકાશમાં નગારાં વાગવા લાગેલ અને પુષ્પવર્ષા થયેલ. આ રીતે તેના જન્મના સમયથી જ તેની અલૌકિકતા પ્રગટ થવા લાગી હતી. જ્યારે તે થોડા મોટા થયેલ ત્યારે પોતાના ભાઈઓ તથા દુર્યોધન આદિ ધૃતરાષ્ટ્ર-પુત્રોની સાથે તેની શિક્ષા-દીક્ષાની જવાબદારી પહેલાં કૃપાચાર્યને અને પછી દ્રોણાચાર્યને સોંપવામાં આવી હતી. સૂતપુત્રના નામથી ઓળખાતો કર્ણ પણ તે સૌની સાથે જ શિક્ષણ મેળવતો. દ્રોણાચાર્યના સઘળા શિષ્યોમાં અભ્યાસ, બાહુબળ અને મહેનતની દૃષ્ટિએ તથા સમસ્ત શસ્ત્રોના પ્રયોગ, સ્ફૂર્તિ અને સ્વચ્છતા આદિમાં અર્જુન જ સૌથી મોખરે રહેતા. તે ગુરુજીની સેવા પણ ખૂબ કરતા હતા. તેની સેવા, લગન અને બુદ્ધિચાતુર્યથી પ્રસન્ન થઈ એક દિવસ દ્રોણાચાર્યે

તેને કહેલ કે, 'બેટા! હું એવો પ્રયત્ન કરીશ કે સંસારમાં તારા જેવો ધનુર્ધર બીજો કોઈ ન થાય.' દ્રોણાચાર્ય જેવા સિદ્ધ ગુરુની આ પ્રતિજ્ઞા શું ક્યારેય ખોટી પડે કે? અર્જુન વાસ્તવમાં વિશ્વના અદ્વિતીય ધનુર્ધર સિદ્ધ થયા.

જ્યારે પાંડવ તથા કૌરવ રાજકુમારોએ અસ્ત્રવિદ્યાનો અભ્યાસ પૂર્ણ કર્યો અને ગુરુદક્ષિણા આપવાનો સમય આવ્યો, ત્યારે ગુરુ દ્રોણાચાર્યે પોતાના સૌ શિષ્યોને કહ્યું, 'તમે પાંચાલ-નરેશ દ્રુપદને યુદ્ધમાં પકડીને મારી પાસે લાવી આપો, એ જ મારા માટે મોટી ગુરુદક્ષિણા ગણાશે.' સૌએ પ્રસન્નતાપૂર્વક ગુરુદેવની આજ્ઞા માથે ચડાવી અને અસ્ત્રશસ્ત્રથી સુસજ્જિત થઈ રથ પર સવાર થઈને દ્રુપદના નગર પર ચડાઈ કરી. ત્યાં પાંચાલ નરેશે પોતાના ભાઈઓ સાથે મળી તે સૌનો સામનો કર્યો. પહેલાં તો એકલા કૌરવોએ તેના પર હુમલો કરેલ પરંતુ પાંચાલરાજથી હારીને તેમને પાછા પડવું પડ્યું. અંતે ભીમ, નકુળ તથા સહદેવને સાથે લઈ અર્જુને રાજા દ્રુપદ પર આક્રમણ કર્યું. અર્જુને રમતવાતમાં દ્રુપદને હરાવી કેદ કરી દ્રોણાચાર્ય સમક્ષ રજૂ કર્યા. આ પ્રસંગથી અર્જુનના પરાક્રમની પ્રશંસા સર્વત્ર ફેલાઈ ગઈ.

× × ×

દ્રૌપદીના સ્વયંવરના સમાચાર જાણી પાંડવો એકચક્રા નગરીથી દ્રુપદનગરી તરફ જઈ રહ્યા હતા. રસ્તામાં તેઓને ગંધર્વો સાથે લડાઈ થઈ ગઈ. અર્જુને પોતાના અસ્ત્રકૌશલ્યથી ગંધર્વોના છક્કા છોડાવી દીધા અને તેમના રાજા અંગારપર્ણ (ચિત્રરથ)ને પકડી લીધો. અંતે બંને વચ્ચે મિત્રતા થઈ. દ્રૌપદીના સ્વયંવરમાં ત્યાં એકઠા થયેલા રાજાઓમાંથી કોઈ જે કરી શક્યું ન હતું તે કામ અર્જુને કરી બતાવ્યું. દુર્યોધન, શાલ્વ, જરાસંધ અને શલ્ય આદિ અનેક મહાબળવાન રાજાઓ અને રાજકુમારોએ ત્યાં રાખવામાં આવેલ ધનુષ્ય ઉઠાવવાની ચેષ્ટા કરી, પરંતુ તે સૌ નિષ્ફળ ગયા. અર્જુને જોતજોતામાં ઉપાડી પણછ ચડાવી, અને જોતજોતામાં લક્ષ્યનું વેધન પણ કરી બતાવ્યું. એ વખતે અર્જુને પોતાની જાતને બ્રાહ્મણના વેશમાં છુપાવી રાખી હતી. તેથી તેને બ્રાહ્મણ સમજી સઘળા રાજાઓ સાથે મળી તેનો પરાભવ કરવા તૈયાર થયા, પરંતુ તેઓ અર્જુન તથા ભીમનો વાળ પણ વાંકો ન કરી શક્યા. એ વખતે અર્જુન તથા કર્ણ વચ્ચે બાણયુદ્ધ અને ભીમ તથા શલ્ય વચ્ચે ગદાયુદ્ધ પણ ખેલાયેલ, પરંતુ અર્જુન તથા ભીમ સામે તેમના પ્રતિદ્વંદ્વીઓને શરમાવા જેવું થયું હતું.

ખાંડવવન દહન વખતે પણ અર્જુને અદ્ભુત પરાક્રમ દાખવ્યું હતું. જ્યારે અગ્નિદેવતાએ શ્રીકૃષ્ણ તથા અર્જુનની મદદથી ખાંડવવન બાળવાનો પ્રારંભ કર્યો, ત્યારે તેની ગરમીથી બધા દેવતાઓ ત્રસ્ત થઈ દેવરાજ ઈન્દ્રની પાસે ગયા. ત્યારે ઈન્દ્રની આજ્ઞાથી સઘળા મેઘો મૂશળધાર વરસવા લાગ્યા. અર્જુને પોતાની ધનુર્વિદ્યાની તાકાતથી એ મેઘધારાઓને આકાશમાં જ રોકી દીધી અને પૃથ્વી પર એક ટીંપુ જળ પણ પડવા દીધું નહીં. ઈન્દ્રે તેના જવાબમાં તીક્ષ્ણ અસ્ત્રો છોડ્યાં. બંને વચ્ચે ઘમસાણ થઈ પડ્યું. શ્રીકૃષ્ણ અને અર્જુને સાથે મળી પોતાના ચક્ર અને તમતમતાં બાણોથી દેવતાઓની આખી સેનાને વેરવિખેર કરી નાખી. ભગવાન શ્રીકૃષ્ણે એ વખતે પોતાનું કાલસ્વરૂપ પ્રગટ કરી દીધું હતું. દેવતા અને દાનવો સૌ તેનું પૌરુષ્ય જોઈને દંગ થઈ ગયા. અંતે ઈન્દ્રને સંબોધન કરતી આકાશવાણી થઈ કે, 'તમે કોઈ રીતે અર્જુન તથા શ્રીકૃષ્ણને યુદ્ધમાં જીતી શકશો નહીં. તેઓ

સાક્ષાત્ નરનારાયણ છે. તેઓની શક્તિ અને પરાક્રમ અસીમ છે. તેઓ કોઈથી જીતી શકાય તેવા નથી. તમે દેવતાઓને લઈને અહીંથી ભાગી જાઓ, એમાં જ તમારી શોભા છે.' આકાશવાણી સાંભળી દેવરાજ ઈન્દ્ર પોતાની સેના સાથે પાછા જતા રહ્યા અને અગ્નિએ જોતજોતામાં એ વિશાળ વનને ભસ્મ કરી નાખ્યું. અર્જુનની સેવાથી પ્રસન્ન થઈ અગ્નિદેવે તેને દિવ્ય અસ્ત્રો આપ્યાં. ઈન્દ્રે પણ તેના અસ્ત્રકૌશલ્યથી પ્રસન્ન થઈ સમય આવ્યે તેને શસ્ત્રો આપવાની જાહેરાત કરી તથા અગ્નિની વિનંતીથી વરુણદેવે તેને અક્ષય ભાથો, ગાંડીવ ધનુષ્ય અને કપિ-ચિહ્નયુક્ત ધજાથી શોભતો દિવ્ય રથ યુદ્ધ પહેલાં જ આપી દીધો હતો.

પાંડવો જ્યારે જુગારમાં બીજી વાર હારીને વનમાં વિચરી રહ્યા હતા, ત્યારે એક વાર મહર્ષિ વેદવ્યાસજી તેઓની પાસે આવ્યા અને યુધિષ્ઠિરને એકાંતમાં લઈ જઈ તેમને સમજાવ્યા કે, 'અર્જુન નારાયણના સહચર મહાતપસ્વી નર છે. તે અચ્યુત સ્વરૂપ છે, તેથી તેને યુદ્ધમાં કોઈ જીતી શકે તેમ નથી. તે પોતાની તપસ્યા અને પરાક્રમ દ્વારા દેવતાઓના દર્શનની યોગ્યતા પણ ધરાવે છે, તેથી તમે તેને અસ્ત્રવિદ્યા પ્રાપ્ત કરવા માટે ભગવાન શંકર, દેવરાજ ઈન્દ્ર, વરુણ, કુબેર તેમજ ધર્મરાજ પાસે મોકલો. તે સૌ પાસેથી અસ્ત્રો મેળવી એ મહાન પરાક્રમ કરી બતાવશે અને તમારું ગુમાવેલું રાજ્ય પાછું મેળવી આપશે.' યુધિષ્ઠિરે વેદવ્યાસજીની એ આજ્ઞા શિરોમાન્ય કરી એ મહર્ષિ દ્વારા જ આપવામાં આવેલ મંત્રવિદ્યા વડે અર્જુનને ઈન્દ્રનાં દર્શન માટે ઈન્દ્રકીલ પર્વત પર મોકલ્યા. ત્યાં પહોંચી તેણે એક તપસ્વીના વેશમાં ઈન્દ્રનાં દર્શન કર્યાં. ઈન્દ્રે તેને સ્વર્ગના ભોગો અને ઐશ્વર્યનું પ્રલોભન આપ્યું, પરંતુ તેણે તો એ બધું છોડી તેમની પાસે અસ્ત્રવિદ્યા શીખવાનો જ આગ્રહ રાખ્યો. ઈન્દ્રે કહ્યું, 'પહેલાં તમે તપ કરી ભગવાન શંકરનાં દર્શન કરો. તેમના દર્શનથી સિદ્ધ થઈ સ્વર્ગમાં આવજો, ત્યાં હું તમને અનેક દિવ્ય શસ્ત્રો આપીશ.' અર્જુન મનસ્વી તો હતા જ. તે તરત ઉગ્ર તપ કરવા લાગ્યા. તેના તપથી પ્રસન્ન થઈ ભગવાન શંકર એક ભીલના રૂપમાં તેની સામે પ્રકટ થયા. એક જંગલી સુવર માટે બંને વચ્ચે વિવાદ ઊભો થયો અને તેમાંથી યુદ્ધ છેડાઈ પડ્યું. અર્જુનના અસ્ત્રકૌશલ્યથી ભોળાનાથ પ્રભાવિત થઈ ગયા અને બોલ્યા, 'અર્જુન! તારા અદ્‌ભુત શૌર્યથી હું પ્રસન્ન છું. તારા સમાન ધીર-વીર ક્ષત્રિય બીજો કોઈ નથી. તું તેજ અને બળમાં મારા સમાન છે. તું સનાતન ઋષિનો જ અવતાર છે. હું તને દિવ્ય જ્ઞાન આપું છું. તું દેવતાઓને પણ જીતી શકીશ.' આટલું કહી ભગવાન શંકરે અર્જુનને પાર્વતી સહિત પોતાના દિવ્ય અસલી સ્વરૂપનાં દર્શન કરાવી, વિધિપૂર્વક પાશુપતાસ્ત્રની શિક્ષા આપી. આ રીતે દેવાધિદેવ મહાદેવજીની કૃપા પ્રાપ્ત કરી, તે સ્વર્ગમાં જવાનું વિચારી રહ્યા હતા એટલામાં જ ત્યાં વરુણ, કુબેર, યમ તથા ઈન્દ્ર-એ ચારેય લોકપાલો પ્રકટ થયા. યમ, વરુણ તથા કુબેરે અનુક્રમે દંડ, પાશ તથા અંતર્ધાન નામનાં અસ્ત્રો આપ્યા અને ઈન્દ્ર તે સ્વર્ગમાં આવશે ત્યારે ત્યાં અસ્ત્ર આપીશ એમ વચન આપતા ગયા. ત્યાર બાદ ઈન્દ્રના મોકલાવેલા રથમાં બેસી અર્જુન સ્વર્ગમાં જાય છે અને ત્યાં પાંચ વર્ષ રહી દિવ્ય અસ્ત્ર-જ્ઞાન મેળવે છે તથા સાથે સાથે ચિત્રસેન ગંધર્વ પાસેથી ગાંધર્વ-વિદ્યા પણ શીખે છે. ઈન્દ્ર પાસેથી અસ્ત્રવિદ્યા મેળવી જ્યારે અર્જુન સર્વ પ્રકારના અસ્ત્રો ચલાવવામાં નિષ્ણાત થઈ ગયા, ત્યારે

દેવરાજે તેને નિવાતકવચ નામના દાનવોનો વિનાશ કરવાનું કહ્યું. તે દાનવો સમુદ્રની અંદર આવેલા એક દુર્ગમ સ્થાનમાં રહેતા હતા. કહેવાય છે કે તેઓની સંખ્યા ત્રણ કરોડ હતી. દેવતાઓ પણ તેઓને જીતી શકે તેમ ન હતા. અર્જુને સમુદ્રમાં પ્રવેશી એકલાએ જ તે સર્વનો નાશ કરી નાખ્યો. એટલું જ નહીં, નિવાતકવચોને મારીને પાછા ફરતી વખતે તેણે કાલિકેય અને પૌલોમ નામના અતિભયંકર દૈત્યો સાથે યુદ્ધ થયું અને અર્જુને તે બંનેને પણ પૂરા કરી દીધા. આ રીતે ઈન્દ્રનું પ્રિય કાર્ય કરીને તથા થોડા દિવસ ઈન્દ્રપુરીમાં રહીને અર્જુન પોતાના ભાઈઓ પાસે પાછા આવી ગયા.

સ્વર્ગમાંથી આવીને વનમાં તથા પછી એક વર્ષના અજ્ઞાતવાસ દરમિયાન વિરાટનગરમાં પણ અર્જુને અદ્‌ભુત પરાક્રમ કરી બતાવ્યું. વનમાં તેણે દુર્યોધન આદિને છોડાવવા માટે ગંધર્વો સાથે યુદ્ધ કરેલું, જેનો ઉલ્લેખ યુધિષ્ઠિરના પ્રસંગમાં કરવામાં આવેલ છે. વનવાસના બાર વર્ષ પૂરા થઈ ગયા ત્યારે પાંડવો એક વર્ષના અજ્ઞાતવાસની શરત પૂરી કરવા વિરાટને ત્યાં રહેવા લાગ્યા. તે વખતે તેઓની ભાળ મેળવવા દુર્યોધને વિરાટનગર પર ચડાઈ કરી. ભીષ્મ, દ્રોણ, કૃપાચાર્ય, કર્ણ, અશ્વત્થામા વગેરે મુખ્ય મુખ્ય વીર યોદ્ધાઓ તેમાં સામેલ હતા. તે બધા સાથે મળી વિરાટ નરેશની સાઠ હજાર ગાયોનું હરણ કરી ચાલવા લાગ્યા. વિરાટકુમાર ઉત્તર તે ગાયોને છોડાવવા પાછળ ગયો. તે વખતે તેના સારથી તરીકે બૃહન્નલાના રૂપમાં અર્જુન જોડાયા હતા. કૌરવોની વિશાળ સેનાને જોઈ ઉત્તર ગભરાઈ ગયો અને રથમાંથી ઊતરીને ભાગવા લાગ્યો. બૃહન્નલાએ (અર્જુને) તેને પકડીને પાછો વાળ્યો અને સમજાવ્યો. ઉત્તરને સારથી બનાવી, અર્જુન પોતે યુદ્ધ કરવા લાગ્યા. તેણે એક પછી એક ક્રમશઃ કર્ણ, કૃપ, દ્રોણ, અશ્વત્થામા અને દુર્યોધનને પરાજિત કર્યા અને પિતામહ ભીષ્મજીને મૂર્છિત કરી દીધા. થોડી વાર પછી એ સૌ મહારથીઓ સચેત થઈ, સાથે મળી ચારે બાજુથી ઘેરો ઘાલ્યો અને એકીસાથે અર્જુન પર તૂટી પડ્યા, પરંતુ અર્જુને પોતાના ગાંડીવમાંથી બાણોની ઝડી વરસાવી તે સૌને મહાત કર્યા. અંતે તેણે સમ્મોહન નામના અસ્ત્રનો પ્રયોગ કર્યો, જેથી બધા કૌરવ વીરો બેહોશ થઈ ગયા, તે સૌના હાથમાંથી શસ્ત્રો પડી ગયા. એ વખતે અર્જુન ધારત તો એ સૌનો સહેલાઈથી વધ કરી શકે તેમ હતા, છતાં તેણે એમ ન કર્યું કેમકે આ બધી વાતોથી ઉપર હતા. ભાનમાં આવ્યા પછી કૌરવોએ ભીષ્મની સલાહ અનુસાર ગાયોને છોડીને ભાગી જવાનું જ શ્રેયસ્કર માન્યું. અર્જુન વિજયઘોષ કરતા નગરમાં પાછા ફર્યા. આ રીતે તેણે વિરાટની ગાયોની અને સાથે સાથે તેની માનમર્યાદાની પણ રક્ષા કરી અને પોતાના આશ્રયદાતાનું ઋણ અનેકગણું ચૂકવી આપ્યું. ધન્ય છે તેમની સ્વામીભક્તિ!

મહાભારતના યુદ્ધમાં તો અર્જુનની ભૂમિકા જ મુખ્ય હતી. પાંડવોની સેનાના સેનાપતિ તેઓ જ હતા. ભગવાન શ્રીકૃષ્ણે તેનું સારથીપણું સ્વીકાર્યું હતું. ભીષ્મ, દ્રોણ, કર્ણ, અશ્વત્થામા આદિ દુર્જેય યોદ્ધાઓ સામે ટક્કર ઝીલવી એ એકમાત્ર અર્જુનનું જ ગજું હતું. તે સૌ યોદ્ધાઓ અર્જુનનો મુકાબલો કરવાનું અઘરું સમજતા હતા. જયદ્રથ વધના દિવસે તો અર્જુને જે અદ્‌ભુત પરાક્રમ અને રણકૌશલ્ય બતાવ્યું તે તો અર્જુન જ બતાવી શકે. તેની ભયંકર પ્રતિજ્ઞા સાંભળીને તે દિવસે કૌરવોએ જયદ્રથને સમગ્ર સેનાની પાછળ સુરક્ષિત રાખ્યો હતો. એ અનેક

અક્ષૌહિણી સેનાની વચ્ચેથી રસ્તો કાપી, અર્જુન અત્યંત કુશળતા અને અદમ્ય ઉત્સાહપૂર્વક પોતાના લક્ષ્ય તરફ આગળ વધી રહ્યા હતા. શત્રુઓના હજારો વીરો અને હાથી-ઘોડા તેનાં અમોઘ બાણોના શિકાર થઈ ચૂક્યા હતા. તે પોતાના રથથી કોશ સુધીના વિસ્તારમાં શત્રુઓને સાફ કરતા જઈ રહ્યા હતા. એટલામાં સાંજ પડવા આવી. તેના ઘોડાઓ પણ બાણો વાગવાથી વ્યથિત થઈ રહ્યા હતા અને અધિક પરિશ્રમને કારણે થાકી પણ ગયા હતા. વધારામાં તેઓને ભૂખ-તરસ પણ સતાવી રહી હતી. એ વખતે અર્જુને શ્રીકૃષ્ણને કહ્યું, ‘આપ ઘોડાઓને રથમાંથી છોડીને તેને વાગેલાં બાણો ખેંચી કાઢો. હું ત્યાં સુધી કૌરવોની આખી સેનાને રોકી રાખીશ.’ આટલું કહી અર્જુન રથમાંથી નીચે ઊતરી. અત્યંત સાવધાનીપૂર્વક ધનુષ્ય ખેંચી, અવિચલ ભાવથી ઊભા રહ્યા. એ વખતે તેમને પરાજિત કરવાની સારી તક જોઈ શત્રુસેનાના સઘળા યોદ્ધાઓએ એકીસાથે મળી તેમને ઘેરી લીધા અને વિવિધ પ્રકારનાં અસ્ત્ર-શસ્ત્રોથી તેમને ઢાંકી દીધાં. પરંતુ વીર અર્જુને તેમનાં અસ્ત્રોને પોતાની ધનુર્વિદ્યાથી રોકી, સામે તે સૌ પર બાણવર્ષા કરી દુશ્મનોને આચ્છાદિત કરી દીધા. આ બાજુ શ્રીકૃષ્ણે અર્જુનને કહ્યું કે, ‘ઘોડાઓ તરસથી ખૂબ વ્યાકુળ થઈ રહ્યા છે, નજીકમાં કોઈ જળાશય નથી.’ અર્જુને તરત પોતાના ભાથામાંથી એક તીક્ષ્ણ બાણ કાઢી, મંત્રથી અભિમંત્રિત કરી, પૃથ્વીમાં માર્યું, કે તરત ત્યાં પાણીનો ધોધ વહેવા લાગ્યો અને એક સુંદર સરોવર બની ગયું. અર્જુને એ સરોવર તીરે બાણો દ્વારા એક ઘર પણ બનાવી આપ્યું. અર્જુનનું આ અદ્‌ભુત પરાક્રમ જોઈ સિદ્ધો, ચારણો અને સૌ સૈનિકો આશ્ચર્યચકિત બની ગયા. સૌથી નવાઈની વાત તો એ હતી કે રથની નીચે ઊતરીને લડી રહેલા અર્જુનને મોટા મોટા અનેક મહારથીઓ સાથે મળીને એક ડગલું પણ પાછળ ન હટાવી શક્યા. દરમિયાનમાં શ્રીકૃષ્ણે અત્યંત ચપળતાપૂર્વક ઘોડાનાં બાણો ખેંચી કાઢી તેમને નવડાવી, માલિશ કરી, પાણી પિવડાવ્યું, ઘાસ ખવડાવ્યું, થોડા જમીન પર આળોટાવ્યા અને પાછા રથમાં જોડી દીધા. અર્જુન જ્યારે જયદ્રથની લગોલગ પહોંચ્યા ત્યારે તેમના પર એકીસાથે આઠ મહારથીઓએ ભીષણ આક્રમણ કર્યું અને દુર્યોધને પોતાના બનેવીની રક્ષાના હેતુથી તેમને ચારે બાજુથી ઘેરી લીધા, પરંતુ અર્જુન એ સૌનો મુકાબલો કરતા આગળ વધતા જ રહ્યા. તેના વેગને કોઈ ખાળી ન શક્યું. તેમણે ભગવાન શ્રીકૃષ્ણની કૃપાથી સૂર્યાસ્ત થતાં પહેલાં જ જયદ્રથને પોતાના બાણનો શિકાર બનાવી દીધો. શ્રીકૃષ્ણની સલાહ અનુસાર તેના મસ્તકને અત્યંત કુશળતાપૂર્વક એવી રીતે ઉડાવ્યું કે તે કુરુક્ષેત્રની બહાર જઈ તેના પિતાના ખોળામાં જ પડ્યું. આ રીતે શ્રીકૃષ્ણની સહાયતાથી અર્જુને જયદ્રથને સૂર્યાસ્ત પહેલાં જ મારી નાખવાની પોતાની પ્રતિજ્ઞા પૂરી કરી.

× × ×

અર્જુન જગવિખ્યાત વીર અદ્વિતીય ધનુર્ધર તો હતા જ; તે એક મહાન સત્યપ્રતિજ્ઞ, સદાચારી, ધર્માત્મા તેમજ ઈન્દ્રિયજયી પણ હતા. પાંડવો જ્યારે ઈન્દ્રપ્રસ્થમાં રાજ્ય કરતા હતા તે વખતે એક દિવસ લૂંટારાઓ કોઈ બ્રાહ્મણની ગાયો લઈને ભાગ્યા. બ્રાહ્મણે આવી પાંડવો પાસે ધા નાખી. અર્જુને તે બ્રાહ્મણનો કરુણ પોકાર સાંભળ્યો અને તેને ગાયો પાછી લાવી આપવાનું વચન આપ્યું, પરંતુ એ સમયે તેનું ધનુષ્ય એ ઓરડામાં હતું કે જ્યાં મહારાજ યુધિષ્ઠિર

દ્રૌપદીની સાથે એકાંતમાં બેઠા હતા. પાંચેય ભાઈઓ વચ્ચે પહેલેથી જ એક એવી શરત હતી કે જે સમયે દ્રૌપદી એક ભાઈની સાથે એકાંતમાં હોય તે સમયે જો કોઈ બીજો ભાઈ તે કક્ષમાં જાય તો તેણે બાર વર્ષ સુધી બ્રહ્મચર્યનું પાલન કરતા રહી વનમાં રહેવું. અર્જુન ગૂંચવણમાં પડી ગયા. જો બ્રાહ્મણની ગાયોની રક્ષા ન કરવામાં આવે તો ક્ષાત્રધર્મથી ચ્યુત થવાય છે અને તે કાર્ય માટે ધનુષ્ય લેવા યુધિષ્ઠિરના કક્ષમાં જાય તો નિયમભંગ થાય છે. અંતે અર્જુને નિયમભંગ કરીને પણ બ્રાહ્મણની ગાયોની રક્ષા કરવાનો જ નિશ્ચય કર્યો. તેણે વિચાર કર્યો કે, 'નિયમભંગને કારણે મારે ગમે તેવું કઠણ પ્રાયશ્ચિત્ત કેમ ન કરવું પડે, કદાચ પ્રાણ પણ કેમ નથી જતા રહેતા; બ્રાહ્મણના ગોધનની રક્ષા કરી અપરાધીઓને દંડ દેવો એ મારો ધર્મ છે અને એ મારા જીવનથી પણ વધુ મહત્ત્વનું છે.' ધન્ય છે તેમનો ધર્મપ્રેમ!

અર્જુન યુધિષ્ઠિરના અંતઃપુરમાં જઈ ચુપચાપ ધનુષ્ય લઈ આવ્યા અને તરત લૂંટારાઓનો પીછો કરી ગાયોને છોડાવી આવ્યા. પાછા આવી પોતે કરેલ નિયમભંગના પ્રાયશ્ચિત્ત રૂપે વનમાં જવા માટે મોટાભાઈની આજ્ઞા માગી. યુધિષ્ઠિરે તેને સમજાવતાં કહ્યું કે, 'મોટાભાઈ પોતાની પત્ની સાથે બેઠા હોય ત્યાં નાનાભાઈએ જવામાં કોઈ અપરાધ નથી. કદાચ કોઈ અપરાધ થતો હોય તો પણ તે મારો થયેલ છે અને હું તે સ્વેચ્છાપૂર્વક માફ કરું છું. વળી તેં તો ધર્મપાલન માટે નિયમભંગ કરેલ છે, તેથી વનમાં જવાની જરૂર નથી.' અર્જુન માટે કઠોર પ્રાયશ્ચિત્તમાંથી છટકવાની આ એક સુંદર તક હતી અને તેની જગ્યાએ કોઈ બીજું હોત તો તે આવી તક જતી ન કરત. આજે તો કાયદાના સકંજામાંથી છૂટવા માટે કાયદાનો જ આશ્રય લેવાનું બિલકુલ યોગ્ય સમજવામાં આવે છે, પરંતુ અર્જુન બહાના બતાવી દંડથી બચવા માગતા ન હતા. યુધિષ્ઠિરના ખૂબ સમજાવવા છતાં પણ તેમણે તો સત્યની રક્ષા માટે નિયમનું પાલન જરૂરી ગણ્યું અને વનવાસની દીક્ષા લઈ ઘેરથી ચાલી નીકળ્યા. ધન્ય સત્ય-પ્રતિજ્ઞતા અને નિયમપાલનની તત્પરતા!

* * *

જે વખતે અર્જુન ઈન્દ્રપુરીમાં રહી અસ્ત્રવિદ્યા અને ગંધર્વવિદ્યા શીખી રહ્યા હતા તે દરમિયાન એક દિવસ ઈન્દ્રે રાત્રિના સમયે તેની સેવાને માટે સ્વર્ગની શ્રેષ્ઠ અપ્સરા ઉર્વશીને તેની પાસે મોકલી. તે દિવસે સભામાં ઈન્દ્ર અર્જુનને ઉર્વશીની સામે એકીટશે જોતાં જોઈ ગયેલ. ઉર્વશી અર્જુનના રૂપ અને ગુણો પર પ્રથમથી જ મુગ્ધ હતી. તે ઈન્દ્રની આજ્ઞાથી ખૂબ જ બનીઠનીને અર્જુનની પાસે આવી. રાત્રિના સમયે આ રીતે ઉર્વશીને નિઃસંકોચપણે પોતાની પાસે આવેલી જોઈ, અર્જુન ચોંકી પડ્યા. તેમણે શીલવશ પોતાના નેત્રો બંધ કરી દીધાં અને માતૃભાવ સાથે ઉર્વશીને પ્રણામ કર્યા. અર્જુનના આ પ્રકારના વર્તનથી ઉર્વશી દંગ થઈ ગઈ. તેને આવા વ્યવહારની તો કલ્પના પણ ન હતી. તેણે અર્જુન સમક્ષ નિર્લજ્જપણે પોતાનો કામ-ભાવ પ્રકટ કર્યો. હવે તો અર્જુન સંકોચના માર્યા જાણે પૃથ્વીમાં સમાઈ ગયા. તેમણે બંને હાથ વડે પોતાના કાન ઢાંકી દીધા અને કહ્યું, 'માતા! આ શું બોલી રહી છે? દેવી! નિઃસંદેહ તું મારી ગુરુપત્ની સમાન છે. દેવસભામાં મેં તને અપલકનેત્રે જરૂર જોઈ હતી, પરંતુ તે વખતે મારા મનમાં કોઈ કુભાવ ન હતો. હું તો ત્યારે એમ વિચારી રહ્યો હતો કે આ તો પુરુવંશની

જનેતા છે અને એ ભાવથી જ હું તને નિરખી રહ્યો હતો. દેવી! મારા વિશે તારે બીજી કોઈ વાત વિચારવી જ ન જોઈએ. તું તો મારા માટે વડીલ-તુલ્ય મારા પૂર્વજોની માતા છે. જેમ કુન્તી, માદ્રી તથા ઈન્દ્રપત્ની શચી મારી માતાઓ છે, એમ તું પણ મારી પૂજનીય માતા જ છે. હું તારા ચરણોમાં મસ્તક ઝુકાવી પ્રણામ કરું છું.'* આ સાંભળી ઉર્વશીનો ક્રોધ ભભૂકી ઊઠ્યો. તેણે અર્જુનને શાપ આપ્યો, 'હું ઈન્દ્રની આજ્ઞાથી કામાતુર થઈ તારી પાસે આવી હતી, પરંતુ તેં મારા પ્રેમને ઠુકરાવ્યો છે, તેથી જા તારે સ્ત્રીઓની વચ્ચે નાચણિયો બનીને એક વર્ષ રહેવું પડશે અને લોકો તને 'હીજડો' કહીને બોલાવશે.' અર્જુને ઉર્વશીના આ શાપનો સહર્ષ સ્વીકાર કરી લીધો, પણ ધર્મનો ત્યાગ ન કર્યો. એકાંતમાં આવેલી ઉર્વશી જેવી અનુપમ સુંદરીનો પરિત્યાગ કરવો એ અર્જુનનું જ કામ હતું. ધન્ય છે તેમના ઇન્દ્રિય-સંયમને!

જ્યારે ઈન્દ્રને આ વાતની ખબર પડી ત્યારે તેમણે અર્જુનને બોલાવીને કહ્યું, 'બેટા! તારા સમાન પુત્રને જન્મ આપીને તારી માતા ધન્ય બની ગઈ છે. તેં તારા ધૈર્યથી ઋષિઓને પણ જીતી લીધા છે. તું બિલકુલ ચિંતા ન કરતો. ઉર્વશીએ આપેલ શાપ તારા માટે વરદાનરૂપ સિદ્ધ થશે. તેરમા વર્ષે જ્યારે તમે અજ્ઞાત વાસમાં રહેશો ત્યારે આ શાપ તને છૂપા રહેવામાં મદદરૂપ થશે. તે પછી તને ફરી પુરુષત્વની પ્રાપ્તિ થઈ જશે.' સાચું જ કહ્યું છે—**'ધર્મો રક્ષતિ રક્ષિતઃ ।'**

× × ×

વિરાટનગરમાં અજ્ઞાતવાસની મુદત પૂરી થયા પછી જ્યારે પાંડવોએ વિરાટ નરેશને પોતાનો સાચો પરિચય આપ્યો ત્યારે રાજા વિરાટે કૃતજ્ઞતાવશ પોતાની કન્યા ઉત્તરાના વિવાહ અર્જુન સાથે કરી આપવાની ઇચ્છા વ્યક્ત કરી, પરંતુ અર્જુને તેના એ પ્રસ્તાવનો સ્વીકાર ન કર્યો. તેણે કહ્યું કે, 'રાજન્! હું લાંબો સમય આપના અંતઃપુરમાં રહ્યો છું અને તે દરમિયાન આપની પુત્રીને એકાંતમાં તથા સૌની વચ્ચે પણ પુત્રી-ભાવથી જ જોતો આવ્યો છું. તેણે પણ મારા ઉપર પિતા સમાન જ વિશ્વાસ કર્યો છે. હું તેને નૃત્ય તથા સંગીત શીખડાવું છું તેથી તે મારા પર પ્રેમ તો અત્યંત ધરાવે છે, પણ તે મને હંમેશાં ગુરુ જ માનતી રહી છે. તે વયસ્ક થઈ ગઈ છે અને મારે તેની સાથે એક વર્ષ સુધી રહેવું પડ્યું છે, તેથી આપને કે અન્ય કોઈને અમારા બંને તરફ કોઈ અનુચિત સંદેહ ન રહે એટલા ખાતર હું તેને મારી પુત્રવધૂના રૂપમાં વરણ કરું છું, જેથી અમારા બંનેના ચારિત્ર્ય શુદ્ધ સાબિત થશે.' અર્જુનની આ પવિત્ર ભાવનાની સૌએ પ્રશંસા કરી અને ઉત્તરાના લગ્ન અભિમન્યુ સાથે કરવામાં આવ્યાં. અર્જુન સમાન મહાન ઇન્દ્રિયજયી પુરુષ જ આ રીતે યુવાન કન્યા સાથે એક વર્ષ સુધી ઘનિષ્ઠ સંબંધમાં રહીને પણ પોતાની જાતને પવિત્ર રાખી શકે. વળી તેનો ભાવ પણ તેના તરફ દૂષિત થયો ન હતો. ઉંમરલાયક વિદ્યાર્થીઓ તથા વિદ્યાર્થિનીઓ અને શિક્ષકોએ આ પ્રસંગ પરથી બોધ લેવો જોઈએ.

× × ×

★ યથા કુન્તી ચ માદ્રી ચ શચી ચૈવ મમાનઘે । તથા ચ વંશજનની ત્વં હિ મેડદ્ય ગરીયસી ॥
ગચ્છ મૂર્ધ્ના પ્રપન્નોડસ્મિ પાદૌ તે વરવર્ણિનિ । ત્વં હિ મે માતૃવત્ પૂજ્યા રક્ષ્યોડહં પુત્રવત્ત્વયા ॥
(મહા૦ વન૦ ૪૬/૪૬-૪૭)

રાત્રિના અંધકારમાં સૂતેલા પાંડુપુત્રો તથા ધૃષ્ટદ્યુમ્નને મારીને જ્યારે અશ્વત્થામા ગંગાકિનારે જઈને બેઠો, ત્યારે તેના આ ક્રૂર કર્મની વાત સાંભળી ભીમસેન તથા અર્જુન તેનો બદલો લેવાની ઇચ્છાથી તેની શોધમાં નીકળ્યા. આ બંને વીર યોદ્ધાઓને આવતા જોઈ અશ્વત્થામા ખૂબ ડરી ગયો અને તેઓના સકંજામાંથી બચવાનો બીજો કોઈ ઉપાય ન દેખાતાં તેણે તેમના પર બ્રહ્માસ્ત્ર છોડ્યું. જોતજોતામાં ત્યાં પ્રલયકાળ સમાન અગ્નિ પ્રકટ થયો અને તે ચારે તરફ ફેલાવા લાગ્યો. તેને શાંત કરવા માટે અર્જુને પણ સામે બ્રહ્માસ્ત્રનો પ્રયોગ કર્યો, કારણ કે બ્રહ્માસ્ત્રને બ્રહ્માસ્ત્ર દ્વારા જ શાંત કરી શકાય છે. બંને અસ્ત્રો સામસામા ટકરાવાથી ભયંકર ગર્જના થવા લાગી. આ ભીષણ કાંડ જોઈને દેવર્ષિ નારદ અને મહર્ષિ વ્યાસજી ત્યાં પધાર્યા અને બંને વીરોને સમજાવવા લાગ્યા. આ બન્ને મહાપુરુષોના આદેશને માન આપી અર્જુને તો પોતાનું દિવ્ય અસ્ત્ર પાછું ખેંચી લીધું. તે તો તેણે માત્ર અશ્વત્થામાના અસ્ત્રને શાંત કરવા માટે જ છોડ્યું હતું. બ્રહ્માસ્ત્ર એક એવું અસ્ત્ર છે કે તે એક વાર છોડ્યા પછી પાછું ખેંચવું ખૂબ જ મુશ્કેલ છે. માત્ર જે બ્રહ્મચારી હોય તે જ એને પાછું ખેંચી શકે. અશ્વત્થામાએ પણ એ મહાપુરુષોના આદેશ અનુસાર પોતાનું બ્રહ્માસ્ત્ર પાછું ખેંચવા પ્રયત્ન તો કર્યો, પણ તે સંયમી ન હોવાથી તેમાં સફળ ન થયો. અંતે વ્યાસજીના કહેવાથી તેણે પોતાના એ અસ્ત્રને ઉત્તરાના ગર્ભ તરફ વાળ્યું અને તે ગર્ભસ્થ શિશુ મૃતસ્થિતિમાં જન્મ્યો, પરંતુ ભગવાન શ્રીકૃષ્ણે તેને સજીવન કરી દીધો. આ રીતે અર્જુનમાં શૂરવીરતા, અસ્ત્રકૌશલ્ય અને સંયમ એ બધા ગુણોનો અદ્‌ભુત સમન્વય હતો.

અર્જુનનું જીવન એક દિવ્ય જીવન હતું. તેના ચરિત્ર પર આપણે જેટલો વિચાર કરીએ છીએ તેટલું તે અધિક ને અધિક શિક્ષાપૂર્ણ અને આદર્શ પ્રતીત થાય છે.



## માતા કુન્તી

કુન્તીદેવી એક આદર્શ મહિલા હતાં. તેઓ મહાત્મા પાંડવોનાં માતા તથા ભગવાન શ્રીકૃષ્ણના ફોઈબા થતાં હતાં. તેઓ વસુદેવજીનાં સગાં બહેન હતાં; પરંતુ રાજા કુન્તીભોજે તેમને દત્તક લીધાં હતાં. લોકો તેઓને જન્મથી જ પૃથાના નામે ઓળખતા, પરંતુ રાજા કુન્તીભોજને ત્યાં તેમનું પાલન થયું તેથી કુન્તીના નામથી પ્રસિદ્ધ થયાં. તેઓ બાળપણથી જ અત્યંત સુશીલ, સદાચારિણી, સંયમી તથા ભક્તિમાન હતાં. રાજા કુન્તીભોજને ત્યાં એક વાર એક અત્યંત તેજસ્વી બ્રાહ્મણ અતિથિ તરીકે પધાર્યા. નાનકડી બાલિકા-કુન્તીને તેમની સેવાનું કાર્ય સોંપવામાં આવ્યું. તેને બ્રાહ્મણો પર ખૂબ જ પ્રેમ અને અતિથિ સેવામાં રુચિ હતી. રાજપુત્રી પૃથા આળસ અને અભિમાનનો ત્યાગ કરી તન-મનથી બ્રાહ્મણ દેવતાની સેવામાં લાગી ગયાં. શુદ્ધ મનથી સેવા કરી તેણે બ્રહ્મદેવને પ્રસન્ન કરી દીધા. આમ તો એ બ્રાહ્મણ દેવતાનું વર્તન ખૂબ અટપટું હતું. ભોજન માટે તેઓ ક્યારેક ખૂબ જ વહેલા પધારતા તો ક્યારેક ઘણા મોડા. અરે, ક્યારેક તો આવતા જ નહીં અને આવીને જમવામાં એવી એવી વસ્તુઓની માગણી કરતા કે તે વખતે તરત બનાવવી કે મેળવવી મુશ્કેલ હોય! પરંતુ પૃથા તેમનાં બધાં જ કામ એવી રીતે કરી

આપતાં કે જાણે તેણે તે માટે અગાઉથી તૈયારી કરી રાખી હોય! તેના શીલ, સ્વભાવ અને સંયમથી બ્રાહ્મણને અત્યંત સંતોષ થયો. કુન્તીએ બચપણમાં કરેલી આ અતિથિસેવા તેને માટે ખૂબ જ કલ્યાણકારક સિદ્ધ થઈ અને તે દ્વારા જ તેના જીવનમાં સંયમ, સદાચાર, સેવાભાવના અને ત્યાગનો પાયો દૃઢ થયો. આગળ જતાં આ બધા જ ગુણોનો તેના જીવનમાં અદ્‌ભુત વિકાસ થયેલો જોવા મળે છે.

નિષ્કામભાવનું બીજારોપણ પણ કુન્તીમાં બચપણથી જ થયેલ. ઉપર ઉલ્લેખ કરેલ બ્રાહ્મણ અતિથિની સેવા કરતાં કરતાં લગભગ એક વર્ષ પસાર થયું. જાણે કે તેના સેવા-યજ્ઞનું અનુષ્ઠાન પૂર્ણ થયું. તેની સેવામાં તે બ્રાહ્મણને કોઈ ત્રુટિ જોવા મળી નહીં, તેથી જ તો તેઓ કુન્તી પર પ્રસન્ન થયા અને કહ્યું, 'બેટી! હું તારી સેવાથી અત્યંત પ્રસન્ન છું. મારી પાસેથી કોઈ વરદાન માગી લે.' કુન્તીએ બ્રાહ્મણ દેવતાને ખૂબ જ સુંદર ઉત્તર આપ્યો. એ ઉત્તર શ્રીકૃષ્ણના ફોઈબા અને પાંડવોની માતાને માટે સર્વથા અનુરૂપ હતો. તેણે કહ્યું, 'ભગવન્! આપ અને પિતાજી મારા પર પ્રસન્ન છો, એ વાતથી જ મારા સઘળા મનોરથ સિદ્ધ થઈ ગયા. હવે મને વરદાનની કોઈ આવશ્યકતા નથી.' એક નાનકડી બાલિકામાં રહેલ વિલક્ષણ સેવા-ભાવની સાથે આ પ્રકારની નિષ્કામતા - એ મણિ અને કાંચનના સંયોગ સમાન હતું. આપણા દેશની કન્યાઓએ કુન્તીના આ આદર્શ નિષ્કામ સેવાભાવ પરથી કંઈક શીખવું જોઈએ. અતિથિ સેવા એ તો આપણા સમાજજીવનના પ્રાણ સમાન ગણાયેલ છે અને તેનું શિક્ષણ ભારત વાસીઓને નાનપણથી જ મળ્યા કરતું હતું. સાચી અને સાત્ત્વિક સેવા એ જ કહેવાય કે જે પ્રસન્નતાપૂર્વક કરવામાં આવે, જેનો કોઈ ભાર ન લાગે કે કંટાળો ન આવે અને જેના બદલામાં કંઈ પણ મેળવવાની ઇચ્છા ન હોય. આજકાલની સેવામાં મોટે ભાગે આ બાબતોનો અભાવ દેખાય છે. પ્રસન્નતાપૂર્વક નિષ્કામભાવથી કરેલી સેવા કલ્યાણનું પરમ સાધન બની જાય છે, અસ્તુ.

જ્યારે કુન્તીએ બ્રાહ્મણ પાસે કંઈ જ ન માગ્યું ત્યારે તેમણે તેને દેવતાઓના આહ્‌વાન મંત્રો સ્વીકારવાનું કહ્યું. તેઓ કુન્તીને કંઈક આપીને જ જવા ઇચ્છતા હતા. બ્રાહ્મણના અનાદરના ભયથી હવે કુન્તી ના ન કહી શક્યાં. બ્રાહ્મણે તેને અથર્વવેદના શિરોભાગમાં આવેલ મંત્રોની દીક્ષા આપી અને કહ્યું, 'આ મંત્રોની શક્તિથી તું જે જે દેવતાઓનું આહ્‌વાન કરીશ તે તે તને આધીન થઈ જશે.' આટલું કહી તે બ્રાહ્મણ અતિથિ અંતર્ધાન થઈ ગયા. તે બ્રાહ્મણ બીજા કોઈ નહીં, પણ ઉગ્ર તપસ્વી મહર્ષિ દુર્વાસાજી હતા. તેમના આપેલા મંત્રોના પ્રભાવથી જ કુન્તી આગળ જતાં ધર્મ આદિ દેવતાઓ મારફત યુધિષ્ઠિર આદિને પુત્રરૂપે પ્રાપ્ત કરી શક્યાં.

કુન્તીદેવીનાં લગ્ન મહારાજ પાંડુ સાથે થયાં હતાં. મહારાજ પાંડુ એક મહાપુરુષ હતા. તેમનાથી એક વાર ભૂલથી મૃગરૂપ ધારી કિન્દમમુનિની હિંસા થઈ ગઈ, જેનાથી તેમના મનમાં અત્યંત ગ્લાનિ અને વૈરાગ્ય ઉત્પન્ન થયાં અને તેમણે બધું છોડીને વનમાં જતા રહેવાનો નિશ્ચય કર્યો. દેવી કુન્તી સાચાં પતિવ્રતા હતાં. તેઓ પણ ઇન્દ્રિયોનો સંયમ કરી, કામજન્ય સુખને તિલાંજલિ આપીને પતિની સાથે વનમાં જવા તૈયાર થઈ ગયાં. ત્યારથી તેમણે આજીવન બ્રહ્મચર્યનું પાલન કર્યું અને સંયમપૂર્વક રહ્યાં. પતિનો સ્વર્ગવાસ થતાં તેમણે પોતાનાં બાળકોની

રક્ષાનો ભાર પોતાની સપત્ની (શોક્ય) માદ્રીને સોંપીને પતિનું અનુગમન કરવાનો વિચાર પ્રકટ કર્યો, પરંતુ માદ્રીએ તે વાતનો વિરોધ કરતાં કહ્યું, 'બહેન! હું યુવાન છું, પતિનું અનુગમન હું જ કરીશ. તમે મારાં બાળકોની સંભાળ રાખજો.' કુન્તીએ માદ્રીના પ્રસ્તાવને સ્વીકારી લીધો અને છેવટ સુધી માદ્રીના પુત્રો (નકુળ તથા સહદેવ)ને પોતાના પુત્રો કરતાં પણ વધુ પ્રેમથી રાખ્યા. સપત્ની અને તેનાં બાળકો પ્રત્યેના આદર્શ વર્તનનું ઉમદા ઉદાહરણ કુન્તીના જીવનમાં જોવા મળે છે. પતિના જીવનકાળ દરમિયાન પણ તેણે માદ્રી સાથે પોતાની નાની બહેન જેવું વર્તન દાખવેલ અને તેના સતી થયા પછી તેના પુત્રો પ્રત્યે પણ એ જ ભાવ દાખવ્યો જે એક સાધ્વી સ્ત્રીએ દાખવવો જોઈએ. સહદેવ પર તો તેને વિશેષ મમતા હતી, તેથી તેઓ તેને સૌથી વધુ પ્યાર કરતા.

પતિના પરલોકગમન પછી કુન્તીદેવીનું સમગ્ર જીવન સતત કષ્ટમય વીત્યું, પરંતુ તેઓ ખૂબ જ વિચારશીલ તેમજ ધૈર્યવાન હતાં, તેથી તેમણે એ દુઃખોની પરવા ન કરી અને છેવટ સુધી ધર્મમાર્ગ પર સ્થિત રહ્યાં. દુર્યોધનના અત્યાચારોને પણ તેઓ મૂંગા મોંએ સહન કરતાં રહ્યાં. તેમનો સ્વભાવ અત્યંત કોમળ અને દયાળુ હતો. તેમને પોતાનાં દુઃખોની પરવા ન હતી, પણ તેઓ બીજાનું દુઃખ જોઈ ન શકતાં. લાક્ષાગૃહની આગમાંથી બચીને તેઓ પોતાના પુત્રો સાથે એકચક્રા નગરીમાં રહેતાં હતાં, તે વખતે ત્યાંની પ્રજા પર એક મોટું સંકટ વીતી રહ્યું હતું. તે નગરીની પાસે જ એક બકાસુર નામનો રાક્ષસ રહેતો હતો. એ રાક્ષસ માટે નગરના લોકોએ દરરોજ એક ગાડી અનાજ તથા બે પાડા પહોંચાડવા પડતા અને જે માણસ તે બધું લઈને તેને આપવા જતો તેને પણ તે રાક્ષસ ખાઈ જતો. નગરવાસીઓએ આપસમાં સમજુતી કરીને દરેક ઘરના ક્રમશઃ વારા ગોઠવ્યા હતા. પાંડવો જે બ્રાહ્મણને ત્યાં ભિક્ષુકના રૂપમાં રહેતા હતા તે ઘરમાંથી એક માણસ મોકલવાનો વારો આવ્યો. તે પરિવારમાં ફફડાટ વ્યાપી ગયો. કુન્તીને જ્યારે એ વાતની ખબર પડી ત્યારે તેનું હૃદય દ્રવિત થઈ ગયું. તેણે વિચાર્યું કે, 'અમને આશ્રય આપનાર પરિવારને અમારી હાજરીમાં જ આવું દુઃખ ભોગવવું પડે તે અમારા માટે શરમજનક ગણાય. વળી અમારા આશ્રયદાતાના ઉપકારનો બદલો અમારે કોઈ ને કોઈ રીતે વાળી આપવો જોઈએ. સમય આવ્યે ઉપકારીનો પ્રત્યુપકાર ન કરવો એ તો ધર્મથી પતિત થયા કહેવાઈએ. જ્યારે અમે તેના ઘરમાં રહીએ છીએ, ત્યારે અમારે તેના દુઃખમાં ભાગ લેવો, એ અમારું કર્તવ્ય બની જાય છે.' આમ વિચારી કુન્તી બ્રાહ્મણને ત્યાં ગયાં. તેમણે જોયું કે બ્રાહ્મણ પોતાની પત્ની, પુત્રી અને નાનકડા પુત્ર સાથે ચિંતાગ્રસ્ત બેઠા હતા. તે પોતાની પત્નીને કહી રહ્યા હતા, 'તું કુલીન, શીલવતી અને સંતાનોની માતા છે. હું મારી રક્ષા માટે તને રાક્ષસ પાસે ન મોકલી શકું.' પતિની વાત સાંભળી બ્રાહ્મણ પત્ની બોલી, 'નહીં, રાક્ષસ પાસે હું જ જઈશ. પત્નીનું સૌથી મુખ્ય સનાતન કર્તવ્ય એ જ છે કે તેમણે પોતાના પ્રાણ ન્યોચ્છાવર કરીને પણ પતિનું હિત કરે. સ્ત્રીઓને માટે એ તો મહાન સદ્‌ભાગ્ય ગણાય કે તે પોતાના પતિની પહેલાં પરલોકવાસિની બને. કદાચ એમ પણ બને કે સ્ત્રીને અવધ્ય સમજીને રાક્ષસ મને છોડી દે. પુરુષનો વધ તો નિર્વિવાદ છે અને સ્ત્રીનો સંદેહગ્રસ્ત, તેથી મને જ રાક્ષસ પાસે જવા દો.' મા-બાપની દુઃખભરી વાત સાંભળી કન્યા બોલી,

'આપ શું કામ રડી રહ્યા છો? જુઓ, ધર્મ અનુસાર આપ બન્ને મને એક દિવસ તો વિદાય આપવાના જ છો, તો પછી આજે જ મને રાક્ષસ પાસે જવા દઈ પોતાની રક્ષા કેમ નથી કરતા? લોકો સંતાન એટલે જ ઝંખતા હોય છે કે તે તેમને દુ:ખથી ઉગારે.' આ સાંભળી તેનાં મા-બાપ રડવા લાગ્યાં. કન્યાથી પણ રડી પડાયું. સૌને રડતાં જોઈ નાનકડો બ્રાહ્મણ બાળક બોલવા લાગ્યો, 'પિતાજી! માતાજી! બહેન! તમે બધા રડો નહીં.' પછી તેણે એક તણખલું ઉપાડી હસતાં હસતાં કહ્યું, 'હું આનાથી એ રાક્ષસને મારી નાખીશ.' બાળકની વાત સાંભળી સૌ હસી પડ્યા. કુન્તીદેવી આ બધું સાંભળી રહ્યાં હતાં. તે આગળ આવ્યાં અને બોલ્યાં, 'મહારાજ! આપને તો માત્ર એક પુત્ર અને એક કન્યા જ છે. આપની કૃપાથી મારે પાંચ પુત્રો છે. રાક્ષસને ભોજન પહોંચાડવા માટે હું તેમાંથી કોઈ એકને મોકલી દઈશ. તમે ચિંતા ન કરો.' બ્રાહ્મણદેવતા કુન્તીદેવીનો આ પ્રસ્તાવ સાંભળી તેને નકારી દીધો. તેમણે કહ્યું, 'દેવિ! આપનું કહેવું આપને અનુરૂપ જ છે, પરંતુ મારે ખાતર મારા અતિથિની હત્યા હું ન કરાવી શકું.' કુન્તીએ તેમને સમજાવતાં કહ્યું, 'હું મારા જે પુત્રને રાક્ષસ પાસે મોકલીશ તે ખૂબ જ બળવાન, મંત્રસિદ્ધ અને તેજસ્વી છે, રાક્ષસ તેને કંઈ જ નહીં કરી શકે.' આથી બ્રાહ્મણદેવ માની ગયા. પછી કુન્તીએ ભીમસેનને એ કામ માટે મોકલ્યો, જેણે રાક્ષસને મારીને બ્રાહ્મણની તથા આખા નગરની આપત્તિ હંમેશાંને માટે દૂર કરી આપી. ભલા, કોઈ માતા બીજાના પ્રાણ બચાવવા માટે આ રીતે પોતાના કાળજાના ટુકડાને જાણી-બૂજીને મોતના મોઢામાં ધકેલી શકે ખરી? એ કહેવાની જરૂર નથી કે કુન્તીના આ આદર્શ ત્યાગના પ્રભાવની અસર સંસાર પર ખૂબ જ સારી પડી. સૌ કોઈએ આ પ્રસંગમાંથી બોધપાઠ લેવો જોઈએ.

કુન્તીદેવીનો સત્યપ્રેમ પણ આદર્શ હતો. તે ક્યારેય વિનોદમાં પણ અસત્ય બોલતાં નહીં. તેમનાથી ભૂલથી પણ કંઈ કહેવાઈ ગયું હોય તો તેનું પણ તેઓ ગમે તે ભોગે પાલન કરતા. ઈતિહાસનાં પાનાં ફેરવતાં આ પ્રકારની સત્યનિષ્ઠા બીજે ક્યાંય જોવા મળતી નથી. સ્વયંવરમાંથી દ્રૌપદીને જીતીને જ્યારે અર્જુન તથા ભીમ માતાની પાસે લાવ્યા અને બહારથી જ બોલ્યા કે, 'માતા! આજે અમે આ ભિક્ષા લઈ આવ્યા છીએ.' તો તેમણે જોયા વિના જ કહી દીધું કે, 'બેટા! પાંચેય ભાઈઓ મળીને તેનો ઉપયોગ કરો.' પછી જ્યારે તેમને ખબર પડી કે તેઓ તો એક કન્યાને લઈને આવ્યા છે. ત્યારે તેઓ મૂંજવણમાં પડી ગયાં. તેમણે વિચાર્યું, 'જો હું મારી વાત પાછી ખેંચું તો અસત્યનો દોષ લાગે છે, અને જો મારા પુત્રોને મારા એ આદેશનું પાલન કરવાનું કહું તો સનાતન મર્યાદાનો લોપ થાય છે.' પાંચ ભાઈઓનાં લગ્ન એક કન્યા સાથે થાય એવું તો આ અગાઉ ક્યાંય જોયું કે સાંભળ્યું ન હતું. આવી સ્થિતિમાં કુન્તીદેવી કંઈ જ નિશ્ચય ન કરી શક્યાં અને કિંકર્તવ્યવિમૂઢ બની ગયાં. છેવટે તેમણે યુધિષ્ઠિરની સંમતિ માગી અને ધર્મરાજ યુધિષ્ઠિરે તેમને સત્ય પર કાયમ રહેવા સલાહ આપી. પાછળથી રાજા દ્રુપદે આ બાબતમાં વિરોધ ઉઠાવતાં વેદવ્યાસજીએ ત્યાં આવી, દ્રૌપદીના પૂર્વજન્મની કથા સંભળાવી તેમને સમજાવ્યા કે શંકરજીના વરદાનથી આ પાંચેય રાજકુમારો દ્રૌપદીનું પાણિગ્રહણ કરશે. આ રીતે દ્રૌપદીનાં લગ્ન પાંચેય ભાઈઓ સાથે વિધિપૂર્વક કરી આપવામાં આવેલ. કુન્તીદેવીની સત્યનિષ્ઠાનો વિજય થયો. તેમના મુખમાંથી

કુદરતી રીતે એ વાત જ નીકળી કે **'જે બનવાની જ હતી.'** સત્યનું દૃઢતાપૂર્વક પાલન કરવાથી એમ થવું એ અશક્ય નથી.

માતા કુન્તીનું જીવન આરંભથી અંત સુધી ત્યાગ, તપસ્યા અને અનાસક્તિમય રહ્યું. પાંડવોના વનવાસ અને અજ્ઞાતવાસ દરમિયાન તેઓ એકલા હસ્તિનાપુરમાં જ રહ્યા હતા. ત્યાંથી તેમણે પુત્રોને માટે પોતાના ભત્રીજા શ્રીકૃષ્ણ મારફત ક્ષત્રિય ધર્મ પર અડગ રહેવાનો સંદેશો મોકલ્યો હતો. તેમણે એ સંદેશમાં વિદુલા અને સંજયનું ઉદાહરણ આપી, ખૂબ જ માર્મિક શબ્દોમાં કહેવડાવેલ કે, 'પુત્રો! જે કાર્ય માટે ક્ષત્રિયાણી પુત્રોને જન્મ આપે છે, એ કાર્ય કરવાનો સમય પાકી ગયો છે.* આ વખતે મારા દૂધને લજાવતા નહીં.' મહાભારતના યુદ્ધ સમયે પણ તે ત્યાં જ રહ્યા અને યુદ્ધ સમાપ્ત થયે જ્યારે ધર્મરાજ યુધિષ્ઠિરનો સમ્રાટ પદ પર અભિષેક થયો અને તેમને રાજમાતા બનવાનું સૌભાગ્ય પ્રાપ્ત થયું, તે વખતે તેમણે પુત્રવિયોગથી દુઃખી પોતાનાં જેઠ (ધૃતરાષ્ટ્ર) અને જેઠાણી (ગાંધારી)ની સેવા કરવાનો ભાર પોતાના ઉપર લઈ લીધો. દ્વેષ અને અભિમાનથી મુક્ત રહી પોતાનો સમય તેની સેવામાં ગાળવા લાગ્યા, તે ત્યાં સુધી કે જ્યારે ધૃતરાષ્ટ્ર અને ગાંધારી યુધિષ્ઠિરની અનુમતિ મેળવી વનમાં જવા લાગ્યા, ત્યારે તે ચૂપચાપ તેઓની સાથે થઈ ગયા અને યુધિષ્ઠિર આદિએ ઘણા સમજાવ્યા છતાં પોતાના નિશ્ચયથી ડગ્યાં નહીં. જીવનભર દુઃખ અને ક્લેશ ભોગવ્યા પછી જ્યારે સુખના દિવસો આવ્યા, ત્યારે પણ ભૌતિક સુખોને ઠુકરાવી સ્વેચ્છાએ ત્યાગ, તપ અને સેવામય જીવન અંગીકાર કરવું એ કુન્તીમાતા સમાન પવિત્ર આત્માનું જ કામ હતું. જે જેઠ-જેઠાણી દ્વારા તેમને તથા તેમના પુત્રોને અને પુત્રવધૂઓને કષ્ટ, અપમાન અને અત્યાચાર વિના કંઈ જ મળ્યું ન હતું, તે જેઠ-જેઠાણી માટે આટલો ત્યાગ સંસારમાં ક્યાં જોવા મળે? આપણી બહેનો અને માતાઓએ કુન્તીદેવીના આવા અનુપમ ત્યાગમાંથી પ્રેરણા લેવી જોઈએ.

કુન્તીદેવી જ્યારે વનમાં જઈ રહ્યા હતા ત્યારે ભીમસેને સમજાવતાં કહ્યું કે, 'માતા! જો તમારે અંતે આમ જ કરવું હતું તો પછી અમારી પાસે આટલો બધો નર-સંહાર શું કામ કરાવ્યો? અમારા વનવાસી પિતાના સ્વર્ગવાસ પછી અમને જંગલમાંથી નગરમાં શું કામ લઈ આવ્યા?' તે વખતે કુન્તીએ તેને જે જવાબ આપ્યો તે હૃદયમાં કોતરી રાખવા જેવો છે. તેમણે કહ્યું, 'બેટા! તમે લોકો કાયર બનીને હાથ પર હાથ રાખી બેસી ન રહો, ક્ષત્રિયોચિત પુરુષાર્થને છોડી અપમાનપૂર્વક જીવન ન ગાળો, શક્તિ હોવા છતાં ન્યાયોચિત અધિકારથી સદાને માટે વંચિત ન રહો, એટલા માટે મેં તમને યુદ્ધ કરવા પ્રેર્યા હતા, મારા પોતાના સુખ માટે નહીં. મને રાજ્યના સુખ-ભોગોની કામના નથી. હવે તો હું તપ દ્વારા શરીર છોડી પતિ-લોકમાં જવા ઇચ્છું છું, તેથી મારા વનવાસી જેઠ-જેઠાણીની સેવામાં રહી હું મારું શેષ જીવન તપસ્યામાં જ વિતાવીશ. તમે બધાં આનંદથી ઘેર પાછા જાઓ અને ધૈર્યપૂર્વક પ્રજાનું પાલન કરતા રહી પોતાના પરિવાર જનોને સુખ આપો.' આ રીતે પોતાના પુત્રોને સમજાવી પોતે ધૃતરાષ્ટ્ર અને ગાંધારીની સાથે વનમાં ચાલ્યાં ગયાં અને અંત સમય સુધી

* એતદ્ધનઞ્જયો વાચ્યો નિત્યોદ્યુક્તો વૃકોદરઃ ॥
યદર્થં ક્ષત્રિયા સૂતે તસ્ય કાલોઽયમાગતઃ । (મહા૦ ઉદ્યોગ૦ ૧૩૭/૯-૧૦)

તેમની સેવામાં રહીને તેમની સાથે જ દાવાગ્નિમાં બળી જઈ યોગીઓની જેમ શરીરનો ત્યાગ કર્યો. કુન્તીદેવી જેવી આદર્શ મહિલાઓ સંસારના ઇતિહાસમાં ઘણી જ ઓછી જોવા મળશે.

—★—

# દેવી દ્રૌપદી

દેવી દ્રૌપદી પાંચાલનરેશ રાજા દ્રુપદનાં અયોનિજા પુત્રી હતાં. તેમની ઉત્પત્તિ યજ્ઞવેદીથી થઈ હતી. તેમનું રૂપ-લાવણ્ય અનુપમ હતું. એ સમયે એના સમાન સુંદરી કોઈ અન્ય પૃથ્વી પર ન હતી. તેના શરીરમાંથી તાજા ખીલેલા કમળ જેવી સુગંધ નીકળી એક કોશ સુધી ફેલાતી રહેતી. તેના જન્મ સમયે આકાશવાણી થયેલ કે, 'દેવતાઓનું કાર્ય સિદ્ધ કરવા માટે ક્ષત્રિયોના સંહારના ઉદ્દેશથી આ રમણી-રત્નનો જન્મ થયો છે. તેના કારણે કૌરવોને ખૂબ ભય થશે.' કૃષ્ણ વર્ણ હોવાથી લોકો તેને કૃષ્ણા પણ કહેતા. પૂર્વજન્મમાં ભગવાન શંકર દ્વારા આપવામાં આવેલ વરદાનથી તેને આ જન્મમાં પાંચ પતિ પ્રાપ્ત થયેલ. સ્વયંવરમાં એકલા અર્જુન દ્વારા તે જીતાયેલ હોવા છતાં માતા કુન્તીની આજ્ઞાથી તેનાં લગ્ન પાંચેય પાંડવો સાથે કરવામાં આવ્યાં હતાં.

દ્રૌપદી ઉચ્ચકોટિની પતિવ્રતા તથા ભગવદ્ભક્તા હતી. ભગવાન શ્રીકૃષ્ણના ચરણોમાં તેનો અવિચળ પ્રેમ હતો. તે ભગવાનને પોતાના રક્ષક, હિતેચ્છુ તેમજ પરમ આત્મીય માનતી હતી. ભગવાનની સર્વવ્યાપકતા તેમજ સર્વશક્તિમત્તામાં તેને પૂર્ણ વિશ્વાસ હતો. કૌરવોની સભામાં દુષ્ટ દુઃશાસન તેને નિર્વસ્ત્ર કરવાનો પ્રયાસ કરી રહ્યો હતો અને એ અમાનુષી અત્યાચારને અટકાવવાની સભાસદોમાંથી જ્યારે કોઈએ હિંમત ન કરી, ત્યારે પોતાની લાજ બચાવવાનો તેણે કોઈ બીજો ઉપાય ન જોઈ અત્યંત આતુરભાવે ભગવાન શ્રીકૃષ્ણને પોકાર્યા :

**ગોવિન્દ દ્વારકાવાસિન્ કૃષ્ણ ગોપીજનપ્રિય ।**
**કૌરવૈઃ પરિભૂતાં માં કિં ન જાનાસિ કેશવ ॥**
**હે નાથ હે રમાનાથ વ્રજનાથાર્ત્તિનાશન ।**
**કૌરવાર્ણવમગ્નાં મામુદ્ધરસ્વ જનાર્દન ॥**
**કૃષ્ણ કૃષ્ણ મહાયોગિન્ વિશ્વાત્મન્ વિશ્વભાવન ।**
**પ્રપન્નાં પાહિ ગોવિન્દ કુરુમધ્યેऽવસીદતીમ્ ॥**★

(મહા૦ સભા૦ ૬૮/૪૧-૪૩)

સાચા હૃદયના કરુણ પોકારને ભગવાન તરત સાંભળે છે. શ્રીકૃષ્ણ એ વખતે દ્વારકામાં હતા. ત્યાંથી તેઓ દોડતા આવ્યા અને ધર્મરૂપે દ્રૌપદીના વસ્ત્રમાં છુપાઈને તેની લાજ બચાવી. તે સમયે ભગવાનનો વસ્ત્રાવતાર થઈ ગયો. ભગવાનની કૃપાથી દ્રૌપદીની સાડી અનંતગણી લાંબી થઈ ગઈ. દુઃશાસન તેને જેમ જેમ ખેંચતો રહ્યો, તેમ તેમ તે વધતી જ જતી હતી. જોતજોતામાં ત્યાં સાડીઓનો ઢગલો થઈ ગયો. મહાબલી દુઃશાસનની પ્રચંડ ભુજાઓ થાકી ગઈ, પરંતુ સાડીનો અંત ન આવ્યો. સભામાં ઉપસ્થિત સૌએ ભગવદ્ભક્તિ અને પતિવ્રતા નારીના

★ 'હે ગોવિંદ! હે દ્વારકાવાસી! હે સચ્ચિદાનંદસ્વરૂપ પ્રેમઘન! હે ગોપીજનવલ્લભ! હે સર્વશક્તિમાન પ્રભો! કૌરવો મને અપમાનિત કરી રહ્યા છે. શું આ વાતની આપને ખબર નથી? હે નાથ! હે રમાનાથ! હે વ્રજનાથ! હે આર્તિનાશન જનાર્દન! હું કૌરવોના સમુદ્રમાં ડૂબી રહી છું. આપ મારો ઉદ્ધાર કરો. હે કૃષ્ણ! આપ સચ્ચિદાનંદસ્વરૂપ મહાયોગી છો! આપ સર્વસ્વરૂપ તેમજ સૌના જીવનદાતા છો! હે ગોવિંદ! હું કૌરવોથી ઘેરાયેલી મોટા સંકટમાં આવી પડી છું. આપને શરણે આવી છું. આપ મારી રક્ષા કરો.'

પ્રભાવનો અદ્ભુત ચમત્કાર જોયો. અંતે દુઃશાસન લજ્જિત થઈ હારી-થાકીને બેસી ગયો. ભક્તવત્સલ પરમાત્માએ પોતાની અનન્ય ભક્તની લાજ રાખી. ધન્ય છે પ્રભુની ભક્તવત્સલતાને!

એક દિવસની વાત છે - જ્યારે પાંડવો દ્રૌપદીની સાથે કામ્યકવનમાં રહેતા હતા ત્યારે દુર્યોધન દ્વારા મોકલવામાં આવેલ મહર્ષિ દુર્વાસા પોતાના દસ હજાર શિષ્યોને સાથે લઈ ત્યાં આવી ચડ્યા. દુર્યોધને ગણતરીપૂર્વક તેમને બરાબર એવા સમયે જ ત્યાં મોકલ્યા હતા કે જ્યારે અહીં બધા ભોજન કરીને વિશ્રામની તૈયારી કરી રહ્યા હોય. મહારાજા યુધિષ્ઠિરે અતિથિ સેવાના ઉદ્દેશથી ભગવાન સૂર્યદેવ પાસેથી એક એવું ચમત્કારી પાત્ર પ્રાપ્ત કર્યું હતું કે જેમાં પકાવેલું થોડું અન્ન પણ અક્ષય બની જતું. પરંતુ તેમાં શરત એ હતી કે જ્યાં સુધી દ્રૌપદી ભોજન ન કરી લે, ત્યાં સુધી તે પાત્રની વિશેષતા રહેતી. યુધિષ્ઠિર મહારાજે તો મહર્ષિને તેમની શિષ્યમંડળી સહિત ભોજન માટે આગ્રહપૂર્વક કહી દીધું અને તે સૌ યુધિષ્ઠિરજીના નિમંત્રણનો સ્વીકાર કરી સ્નાનાદિ માટે ગંગાતટ પર ચાલ્યા ગયા.

દુર્વાસાજી પોતાની સાથે દસ હજાર શિષ્યોનું જાણે કે એક આખું વિશ્વવિદ્યાલય જ સાથે લઈને ફરતા હતા. અને ધર્મરાજે તે સૌને ભોજનનું નિમંત્રણ તો આપી દીધું, ઋષિઓએ તેનો સ્વીકાર પણ કર્યો; પરંતુ કોઈએ એ વાતનો વિચાર ન કર્યો કે દ્રૌપદીએ ભોજન કરી લીધું છે તેથી હવે સૂર્યભગવાન દ્વારા આપવામાં આવેલ પેલા પાત્રમાંથી આ લોકોના ભોજનની વ્યવસ્થા થઈ શકશે નહીં. દ્રૌપદી મોટી ચિંતામાં પડી ગઈ. તેણે વિચાર્યું, 'મહર્ષિ જો ભોજન કર્યા વિના પાછા જશે તો શાપ આપ્યા વિના નહીં રહે.' દુર્વાસાજીનો ક્રોધી સ્વભાવ તો જગવિખ્યાત હતો. દ્રૌપદીને બીજો કોઈ ઉપાય ન સૂઝતા તેણે મનોમન ભક્તભય ભંજન ભગવાન શ્રીકૃષ્ણનું સ્મરણ કર્યું અને આ આપત્તિમાંથી ઉગારવા માટે તેમને પ્રાર્થના કરી -

**કૃષ્ણ કૃષ્ણ મહાબાહો દેવકીનન્દનાવ્યય ॥**
**વાસુદેવ જગન્નાથ પ્રણતાર્તિવિનાશન ।**
**વિશ્વાત્મન્ વિશ્વજનક વિશ્વહર્તઃ પ્રભોઽવ્યય ॥**
**પ્રપન્નપાલ ગોપાલ પ્રજાપાલ પરાત્પર ।**
**આકૂતીનાં ચ ચિત્તીનાં પ્રવર્તક નતાસ્મિ તે ॥**
**વરેણ્ય વરદાનન્ત અગતીનાં ગતિર્ભવ ।**
**પુરાણપુરુષ પ્રાણમનોવૃત્ત્યાદ્યગોચર ॥**
**સર્વાધ્યક્ષ પરાધ્યક્ષ ત્વામહં શરણં ગતા ।**
**પાહિ માં કૃપયા દેવ શરણાગતવત્સલ ॥**
**નીલોત્પલદલશ્યામ પદ્મગર્ભારુણેક્ષણ ।**
**પીતામ્બરપરીધાન લસત્કૌસ્તુભભૂષણ ॥**
**ત્વમાદિરન્તો ભૂતાનાં ત્વમેવ ચ પરાયણમ્ ।**
**પરાત્પરતરં જ્યોતિર્વિશ્વાત્મા સર્વતોમુખઃ ॥**
**ત્વામેવાહુઃ પરં બીજં નિધાનં સર્વસમ્પદામ્ ।**
**ત્વયા નાથેન દેવેશ સર્વાપદ્ભ્યો ભયં ન હિ ॥**
**દુઃશાસનાદહં પૂર્વં સભાયાં મોચિતા યથા ।**
**તથૈવ સઙ્કટાદસ્માન્મામુદ્ધર્તુમિહાર્હસિ ॥***

(મહા૦ વન૦ ૨૬૩/૮-૧૬)

* 'હે કૃષ્ણ! હે મહાબાહુ શ્રીકૃષ્ણ! હે દેવકીનંદન! હે અવિનાશી વાસુદેવ! ચરણે પડેલા દુઃખીજનોના દુઃખને દૂર કરનારા હે જગદીશ્વર! આપ જ આખા જગતના આત્મા છો. આ વિશ્વને બનાવવું અને બગાડવું એ આપના જ હાથોનો ખેલ છે. પ્રભો! આપ અવિનાશી છો; શરણાગતોની રક્ષા કરનારા ગોપાળ! આપ જ આખી પ્રજાના રક્ષક પરાત્પર પરમેશ્વર છો; ચિત્તની વૃત્તિઓ અને ભાવોના પ્રવર્તક આપ જ છો, હું આપને પ્રણામ કરું છું. સૌને માટે વરણ કરવા યોગ્ય વરદાતા અનંત! આવો; જેમને આપના સિવાય બીજું કોઈ આશરો આપનાર નથી એવા અસહાય

શ્રીકૃષ્ણ તો ઘટ-ઘટની જાણનાર છે. તેઓ તુરત ત્યાં આવી પહોંચ્યા. તેમને જોતાં જ દ્રૌપદીમાં જાણે પ્રાણ આવી ગયા. ડૂબતા માણસને જાણે આધાર મળી ગયો. દ્રૌપદીએ તેમને ટૂંકમાં બધી વાત કહી સંભળાવી. પણ શ્રીકૃષ્ણે તો અધીરતાપૂર્વક કહ્યું, 'એ બધી વાત પછી, પહેલાં મને કંઈક ખાવાનું આપ. મને ખૂબ ભૂખ લાગી છે. તું જાણે જ છે કે હું કેટલે દૂરથી થાકીને આવું છું.' દ્રૌપદી લજ્જાથી સ્તબ્ધ થઈ ગઈ. તેણે અચકાતાં અચકાતાં કહ્યું, 'પ્રભો! હું હમણાં જ જમીને ઊઠી છું. હવે તો અમારા પાત્રમાં કંઈ જ નથી બચ્યું.' શ્રીકૃષ્ણે કહ્યું, 'તારું એ પાત્ર મને જરા બતાવ તો ખરી!' કૃષ્ણા પાત્ર લઈને આવ્યાં. શ્રીકૃષ્ણે એને પોતાના હાથમાં લઈ જોયું તો તેના કાંઠા પર ભાજીનું એક પાંદડું ચોંટી રહેલું મળી આવ્યું. તેમણે તેને પોતાના મોંમાં મૂકતાં કહ્યું, 'આ ભાજીના એક પત્તાથી સંપૂર્ણ જગતના આત્મા યજ્ઞભોક્તા પરમેશ્વર તૃપ્ત થઈ જાઓ.' પછી તરત તેમણે સહદેવને કહ્યું, 'ભાઈ! હવે તું એ સઘળા મુનીશ્વરોને ભોજન માટે બોલાવી લાવ.' સહદેવે ગંગાકિનારે જઈને જોયું તો ત્યાં કોઈ જ ન હતું. વાત એમ બની કે આ બાજુ જ્યારે ભગવાને ભાજીનું પાંદડું મોઢામાં મૂકી સંકલ્પ કર્યો, એ વખતે મુનિઓ જળમાં ઊભા રહી અઘમર્ષણ કરી રહ્યા હતા. તે સૌને એકાએક એવો અનુભવ થયો કે જાણે એમનું પેટ ગળા સુધી અન્નથી ઠસોઠસ ભરાઈ ગયું હોય! તે સૌ એકબીજાની સામે જોવા લાગ્યા અને કહેવા લાગ્યા કે, 'હવે આપણે ત્યાં જઈને શું જમીએ?' દુર્વાસાજીએ ત્યાંથી ચુપચાપ ભાગી જવાનું જ ઉચિત અને શ્રેયસ્કર માન્યું, કારણ કે તેઓ જાણતા હતા કે પાંડવો ભગવદ્ભક્ત છે અને અંબરીષને ત્યાં તેમના પર જે વીત્યું હતું, ત્યારથી તેઓને ભગવાનના ભક્તોનો ખૂબ ડર લાગતો. બસ, બધા જ મુનિઓ ત્યાંથી જતા રહ્યા. સહદેવે આજુબાજુમાં રહેતા અન્ય તપસ્વીઓ પાસેથી એ સૌના નાસી જવાના સમાચાર મેળવ્યા અને પાછા આવી બધી વાત ધર્મરાજને કહી. આ રીતે દ્રૌપદીની કૃષ્ણભક્તિથી પાંડવો પરની એક મોટી આફત ટળી. શ્રીકૃષ્ણે આવીને તેમને દુર્વાસાના ક્રોધમાંથી બચાવી લીધા. અને આ રીતે પોતાની શરણાગત-વત્સલતાનો પરિચય આપ્યો.

એક વાર ભગવાન શ્રીકૃષ્ણ દેવી સત્યભામાને લઈને વનમાં પાંડવોને મળવા આવ્યા. એ વખતે વાતવાતમાં સત્યભામાએ દ્રૌપદીને પૂછ્યું, 'બહેન! હું તમને એક પ્રશ્ન પૂછવા માગું છું. હું જોઉં છું કે તમારા શૂરવીર અને બળવાન પતિદેવો હંમેશાં તમારે આધીન રહે છે, તેનું રહસ્ય શું છે? શું તમે કોઈ જંતર-મંતર કે ઔષધ જાણો છો? અથવા શું તમે જપ, તપ, વ્રત, હોમ કે કોઈ અન્ય વિદ્યા દ્વારા તેઓને વશમાં કરી રાખ્યા છે? મને પણ કોઈ એવો ઉપાય બતાવો કે જેથી ભગવાન શ્યામસુંદર મારા વશમાં થઈ

ભક્તોની સહાયતા કરો. પુરાણ પુરુષ! પ્રાણ અને મનની વૃત્તિઓ આપ સુધી નથી પહોંચી શકતી. સૌના સાક્ષી પરોત્કૃષ્ટ દેવ! હું આપને શરણે છું. શરણાગતવત્સલ! કૃપા કરી મને બચાવો! નીલકમલદલ જેવા શ્યામસુંદર! કમળ પુષ્પના ભીતરના અંશ જેવા કંઈક લાલ નેત્રોવાળા! કૌસ્તુભમણિથી વિભૂષિત તથા પીતાંબર ધારણ કરનારા! શ્રીકૃષ્ણ! આપ જ બધા પ્રાણીઓના આદિ અને અંત છો, આપ જ પરમ આશ્રય છો! આપ જ પરાત્પર, જ્યોતિર્મય, સર્વવ્યાપક તેમજ સર્વાત્મા છો. જ્ઞાની પુરુષોએ આપને જ આ જગતનું પરમ બીજ અને સઘળી સંપદાઓનું અધિષ્ઠાન કહ્યા છે. દેવેશ! જ્યારે આપ મારા રક્ષક છો, તો મારા પર સઘળી વિપત્તિઓ તૂટી પડે તો પણ ભય નથી. આજ પહેલાં સભામાં દુ:શાસનના હાથમાંથી જેમ આપે મને બચાવી હતી, એ જ રીતે આ હાલના સંકટમાંથી પણ મને ઉગારો.'

જાય.' દેવી દ્રૌપદીએ કહ્યું, 'બહેન! આપ શ્યામસુંદરના પટરાણી અને પ્રિયતમા થઈ કેવી વાત કહી રહ્યા છો? સતી-સાધ્વી સ્ત્રીઓ જંતર-મંતર વગેરેથી એટલી જ દૂર રહે છે, જેટલી સાપ અને વીંછીથી. શું પતિને જંતર-મંતરથી વશમાં કરી શકાતા હશે? ભલીભોળી અથવા દુરાચારિણી સ્ત્રીઓ જ પતિને વશમાં કરવા માટે એ પ્રકારના પ્રયોગો અજમાવતી હોય છે. એમ કરીને તેવી સ્ત્રીઓ પોતાનું તથા પોતાના પતિનું અહિત જ કરે છે. એવી સ્ત્રીઓથી સદા દૂર રહેવું જોઈએ.'

પછી દ્રૌપદી પોતાના પતિદેવોને પ્રસન્ન રાખવા કેવા પ્રકારનું આચરણ કરતા હતા તે કહી બતાવ્યું. તેણે કહ્યું, 'બહેન! હું અહંકાર અને કામ-ક્રોધનો ત્યાગ કરી ખૂબ જ સાવધાનીપૂર્વક બધા પાંડવો તથા તેમની પત્નીઓની સેવા કરું છું. હું હંમેશાં ઈર્ષ્યાથી દૂર રહું છું અને મનને વશમાં રાખી માત્ર સેવાની ભાવનાથી જ મારા પતિદેવોમાં મન રાખું છું. કડવાં વેણથી દૂર રહું છું. કઢંગી રીતે ઊભી નથી રહેતી. ખોટી વાતો પર ધ્યાન આપતી નથી, ખરાબ જગ્યાએ બેસતી નથી, દૂષિત આચરણ કદી પણ કરતી નથી. તથા પતિદેવોના અભિપ્રાયપૂર્ણ સંકેતોનું અનુસરણ કરું છું. દેવતા, મનુષ્ય, ગંધર્વ, નવયુવક અથવા સૌંદર્યવાન - ગમે તેવો પુરુષ કેમ ન હોય, મારું મન પાંડવો સિવાય ક્યાંય જતું જ નથી. મારા પતિદેવો ભોજન ન કરી લે ત્યાં સુધી હું ભોજન કરતી નથી, તેમના પહેલાં સ્નાન કરતી નથી અને તેઓ ઊભા હોય ત્યાં સુધી હું બેસી જતી નથી. જ્યારે જ્યારે મારા પતિદેવ ઘેર આવે છે, ત્યારે હું ઊભી થઈ તેમને આસન અને જળ આપું છું. હું ઘરનાં વાસણો માંજી ધોઈને સાફ રાખું છું. સ્વાદિષ્ટ રસોઈ બનાવી સમય પર ભોજન કરાવું છું, હંમેશાં સજાગ રહું છું. ઘરમાં અનાજની જાળવણી રાખું છું, ઘરને વાળી ચોળીને સ્વચ્છ રાખું છું. હું વાતચીતમાં કોઈનો પણ તિરસ્કાર કરતી નથી. કુલટા સ્ત્રીઓનો કદી સંગ કરતી નથી અને સદા પતિને અનુકૂળ રહી આળસથી દૂર રહું છું. હું વારંવાર વિનાકારણ દરવાજા પાસે જઈને ઊભી રહેતી નથી કે કુડો-કચરો નાખવાની જગ્યાએ પણ વધુ વખત ઊભી રહેતી નથી. હંમેશાં સત્ય બોલું છું અને પતિસેવામાં તત્પર રહું છું. પતિદેવ વિના એકલું રહેવું મને બિલકુલ પસંદ નથી. જ્યારે કોઈ કાર્ય અંગે પતિદેવ બહાર ગયા હોય ત્યારે હું પુષ્પ અને ચંદન આદિ અંગરાગ છોડી નિયમ અને વ્રતોનું પાલન કરી દિવસો વિતાવું છું. મારા પતિ જે વસ્તુ નથી ખાતા, નથી પીતા અથવા જેનું સેવન નથી કરતા, તે ચીજોથી હું પણ દૂર રહું છું. સ્ત્રીઓને માટે શાસ્ત્રમાં જે જે નિયમો બતાવ્યા છે, એ સર્વનું હું પાલન કરું છું. શરીરને યથાપ્રાપ્ત વસ્ત્રાલંકારોથી સુસજ્જિત રાખું છું તથા હંમેશાં સાવધાન રહી પતિદેવોનું પ્રિય કરવામાં તત્પર રહું છું.'

'સાસુજીએ મને અમારી કુળ પરંપરા સંબંધી જે જે ધર્મો સમજાવ્યા છે તે બધાનું હું બરાબર પાલન કરું છું. સાધુ-સંતો અને અભ્યાગતોને ભિક્ષા આપવી, દેવતાઓનું પૂજન કરવું, શ્રાદ્ધ વગેરે સમયે તથા તહેવારોમાં પકવાન આદિ બનાવવા, સન્માનનીય વ્યક્તિઓનો યથાયોગ્ય આદર કરવો તથા બીજા પણ સ્ત્રીઓ માટેના જે જે વિહિત ધર્મો છે તે બધાનું હું સાવધાનીપૂર્વક રાત-દિવસ પાલન કરું છું. હું સદા-સર્વદા વિનયને ધારણ કરી રાખું છું. મારી માન્યતા પ્રમાણે સ્ત્રીઓનો સનાતન

ધર્મ પોતાના પતિને આધીન રહેવું એ જ છે. પતિ જ સ્ત્રીને માટે પરમેશ્વર છે. હું મારા પતિથી આગળપડતી ક્યારેય નથી રહેતી. તેમનાથી સારું ભોજન નથી કરતી, તેમનાથી વધુ સારાં વસ્ત્રો નથી પહેરતી અને સાસુજી સાથે ક્યારેય પણ વાદવિવાદ નથી કરતી. સદા સંયમપૂર્વક રહું છું. હંમેશાં પતિદેવના પહેલાં ઊઠી જાઉં છું તથા કુટુંબના વડીલોની સેવામાં રત રહું છું. મારા સાસુની હું ભોજન, જળ અને વસ્ત્ર આદિથી સેવા કરું છું ભોજન, વસ્ત્ર અને આભૂષણ આદિમાં હું ક્યારેય તેમના કરતાં કોઈ વિશેષતા નથી ધરાવતી. પહેલાં મહારાજ યુધિષ્ઠિરને દસહજાર દાસીઓ હતી. મને એ બધીનાં નામ, રૂપ, વસ્ત્ર આદિ સઘળી બાબતોનો ખ્યાલ રહેતો અને એ બાબતનું પણ ધ્યાન રહેતું કે કોણે કયું કામ કર્યું છે અને કયું નહીં. જે સમયે ઈન્દ્રપ્રસ્થમાં રહીને મહારાજ યુધિષ્ઠિર પૃથ્વીનું પાલન કરી રહ્યા હતા તે સમયે તેમની સાથે એક લાખ ઘોડા અને એક લાખ હાથી ચાલતા. તે બધાની ગણતરી અને વ્યવસ્થા હું જ કરતી તથા હું જ તેઓની આવશ્યકતાઓની સંભાળ રાખતી. અંતઃપુરના ગોવાળ અને અન્ય પશુપાલકો સહિત બધાં જ નોકર-ચાકરના કામકાજની દેખરેખ હું પોતે જ રાખતી હતી.'

'મહારાજાની આવક-જાવક અને બચત જે કંઈ થતી તે બધાંનો હિસાબ પણ હું જ રાખતી. પાંડવો તો કુટુંબની બધી જ જવાદારી મારા પર છોડીને પોતે પૂજાપાઠમાં લાગી રહેતા અને આવતા-જતા અતિથિઓના સ્વાગત-સત્કાર કરતા રહેતા; હું બધાં જ પ્રકારનાં સુખોનો ત્યાગ કરી તેઓની સંભાળ રાખતી. મારા પતિદેવોનો જે અખૂટ ખજાનો હતો તેની જાણકારી પણ મને એકને જ હતી. હું ભૂખ-તરસ જોયા વિના રાત-દિવસ પાંડવોની સેવામાં જ રહેતી. એ વખતે મારા માટે તો રાત અને દિવસ બધું સરખું થઈ ગયું હતું. હું હંમેશાં સૌથી પહેલાં ઊઠતી અને સૌના સૂઈ ગયા પછી જ સૂતી. સત્યભામાજી! પતિને અનુકૂળ કરવાનો હું તો આ ઉપાય જ જાણું છું.' એક આદર્શ ગૃહિણીએ ઘરમાં કેવી રીતે રહેવું જોઈએ, તેની પૂરી શિક્ષા દ્રૌપદીના જીવનમાંથી મળી રહે છે.

× × ×

દેવી દ્રૌપદીમાં ક્ષત્રિયોચિત તેજ અને ભક્તોચિત ક્ષમા બંનેનો અભૂતપૂર્વ સમન્વય હતો. તે અત્યંત બુદ્ધિમાન તેમજ વિદુષી હતા. તેમનામાં ત્યાગ-ભાવના પણ અદ્ભુત હતી. તેમના પતિવ્રતથી તો સૌ ઘણા પ્રભાવિત હતા. તેમને જ્યારે દુષ્ટ દુઃશાસન ચોટલો ખેંચીને સભામાં ઘસડી લાવ્યો, તે વખતે તેમણે તેને કડક ભાષામાં પોતાના પતિના ક્રોધનો ભય બતાવેલ અને બધા સભાસદોની વચ્ચે તેને ધિક્કારેલ અને દ્રોણ, ભીષ્મ તેમજ વિદુર જેવા સન્માન્ય ગુરુજનોને પણ તેમના ચૂપ રહેવા બદલ ખખડાવેલ. તેમણે હિંમતપૂર્વક સૌ સભાસદોને લલકારતાં તેઓની પાસે ન્યાયની માગણી કરતા તેઓને ધર્મની આણ આપી પૂછ્યું કે મહારાજ યુધિષ્ઠિરે પોતાની જાતને હારીને પછી મને દાવમાં મૂકી છે; એ સ્થિતિમાં તેમને આ રીતે મને દાવમાં લગાવવાનો અધિકાર હતો ખરો? બધાં જ ચૂપ રહ્યા. દ્રૌપદીના આ પ્રશ્નનો જવાબ કોઈ આપી શક્યા નહીં, ત્યારે દુર્યોધનના ભાઈ વિકર્ણે ઊભા થઈ સૌને દ્રૌપદીના પ્રશ્નનો જવાબ આપવા હાકલ કરી તથા પોતાનો અભિપ્રાય વ્યક્ત કરતા કહ્યું કે, 'એક વાત તો એ કે દ્રૌપદી પાંચેય ભાઈઓની પત્ની હોવાથી એકલા યુધિષ્ઠિરને તેને દાવમાં લગાવવાનો કોઈ અધિકાર

જ ન હતો. બીજું, તેમણે પોતાની જાતને હારીને પછી દ્રૌપદીને હોડમાં મૂકી છે તેથી પણ તેમની આ ચેષ્ટા અનધિકૃત ગણવી જોઈએ.' વિકર્ણની વાત સાંભળી વિદુરજીએ તેનું સમર્થન કર્યું અને કેટલાક અન્ય સભાસદોએ પણ તેની પ્રશંસા કરી, પરંતુ કર્ણે વિકર્ણને ધમકાવીને બળપૂર્વક બેસાડી દીધો. આ રીતે ભરી સભામાં દુ:શાસન દ્વારા ઘસડાઈને અપમાનિત થવા છતાં દ્રૌપદીનો નૈતિક વિજય થયો હતો. તેની બુદ્ધિ સર્વોપરી સાબિત થઈ. તેની ન્યાયી વાતનું ખંડન કોઈ કરી શક્યું નહીં. અંતે વિદુરજીના સમજાવવાથી ધૃતરાષ્ટ્રે દુર્યોધનને ઠપકો આપ્યો અને દ્રૌપદીને ખુશી કરવા માટે તેને વરદાન માગવા કહ્યું. તેણે વરદાનમાં ધૃતરાષ્ટ્ર પાસે એ જ માગ્યું કે, 'મારા પાંચેય પતિદેવોને ગુલામીમાંથી મુક્ત કરવામાં આવે.' ધૃતરાષ્ટ્રે કહ્યું. 'બેટી! બીજું પણ કંઈક માગી લે.' ત્યારે દ્રૌપદીએ જે ઉત્તર આપ્યો એ દ્રૌપદીને માટે સર્વથા અનુરૂપ હતો. તેના એ જવાબમાં તેની નિર્લોભતા અને ધર્મપ્રેમ સ્પષ્ટ દેખાય છે. તેણે કહ્યું, 'મહારાજ! વધુ લોભ કરવો તે સારું નહીં. બીજું કંઈ માગવાની મારી બિલકુલ ઈચ્છા નથી. મારા પતિદેવો સ્વયં સમર્થ છે. હવે જ્યારે તેઓ ગુલામીમાંથી મુક્ત થઈ ગયા છે, ત્યારે તેઓ પોતે જ બાકીનું બધું મેળવી લેશે.' આ રીતે દ્રૌપદીએ પોતાની બુદ્ધિમત્તા અને પતિવ્રતાના બળથી પોતાના પતિઓને ગુલામીમાંથી છોડાવ્યા હતા.

દ્રૌપદીના લાંબા લાંબા કાળા વાળનો જે થોડા જ દિવસ પહેલાં રાજસૂય યજ્ઞના અવભૃથ સ્નાન સમયે અભિષેક કરવામાં આવ્યો હતો. એ જ વાળને દુષ્ટ દુ:શાસને ભરી સભામાં ખેંચ્યા - એ પ્રસંગને દ્રૌપદી ક્યારેય ભૂલી શક્યાં ન હતાં. એ અમાનુષી અત્યાચારની આગ તેના હૃદયમાં સદા જલતી જ રહી, તેથી જ્યારે જ્યારે તેની સમક્ષ કૌરવો સાથે સંધિ કરવાની વાત આવતી રહી ત્યારે ત્યારે તે એ વાતનો વિરોધ કરતા રહ્યા અને પોતાના થયેલા અપમાનની બરાબર યાદ અપાવી પોતાના પતિદેવોને યુદ્ધ માટે પ્રોત્સાહિત કરતા રહ્યા. અંતે જ્યારે એમ નિર્ણય લેવામાં આવ્યો કે એક વાર ફરી કૌરવોને સમજાવી જોવાનો પ્રયત્ન કરવામાં આવે તે વખતે જ્યારે ભગવાન શ્રીકૃષ્ણ પાંડવો તરફથી સંધિનો પ્રસ્તાવ લઈને હસ્તિનાપુર જઈ રહ્યા હતા, ત્યારે દ્રૌપદીએ પોતાના થયેલા અપમાનને યાદ કરી, પોતાના લાંબા લાંબા વાળ હાથમાં લઈ શ્રીકૃષ્ણને કહ્યું, 'શ્રીકૃષ્ણ! આપ સંધિ કરવા જઈ રહ્યા છો એ તો ઠીક છે, પરંતુ મારા આ વાળને ભૂલી જતા નહીં.' તેણે તો ત્યાં સુધી કહી દીધું કે, 'પાંડવોની યુદ્ધ કરવાની ઈચ્છા ન હોય તો કંઈ વાંધો નહીં, મારા વૃદ્ધ પિતા પોતાના મહારથી પુત્રો સહિત કૌરવો સામે સંગ્રામ ખેલશે અને અભિમન્યુ સહિત મારા પાંચેય વીર પુત્રો પણ એ યુદ્ધમાં ઝઝૂમશે.'

× × ×

કામ્યકવનમાં જ્યારે દુષ્ટ જયદ્રથે જબરદસ્તીથી ઉપાડી હરણ કરવાનો પ્રયાસ કર્યો ત્યારે તેણે તેને પૂરી તાકાતથી ધક્કો મારી કપાયેલા વૃક્ષની જેમ જમીન પર પછાડી દીધો, પરંતુ તે તરત ધૂળ ખંખેરી ઊભો થઈ ગયો અને દ્રૌપદીને બળજબરીથી રથ પર બેસાડી ભાગ્યો હતો. પાછળથી જ્યારે ભીમસેન અને અર્જુને તેને પકડી પાડી, ખૂબ પીટવા લાગેલ, ત્યારે દ્રૌપદીએ જ દયાપૂર્વક તેને છોડાવેલ. આ રીતે દ્રૌપદી ક્રોધની સાથે ક્ષમા કરવાનું પણ જાણતા હતા. તેનું પતિવ્રત તેજ તો અપૂર્વ હતું જ. જે કોઈએ તેની છેડછાડ કરવાની દુષ્ટ ચેષ્ટા

કરી તે સૌને પોતાના પ્રાણથી હાથ ધોવા પડ્યા. દુર્યોધન, દુઃશાસન, કર્ણ, જયદ્રથ, કીચક વગેરે બધાની એ જ દશા થઈ. ભલા, પતિવ્રતા નારીની દુઃખભરી હાય કોને નથી ખાઈ જતી? મહાભારત યુદ્ધમાં કૌરવોનો જે સર્વનાશ થયો તેનું મૂળ કારણ સતી દ્રૌપદીનું અપમાન જ હતું.



# પતિવ્રતા ગાંધારી

જગતની પતિવ્રતા દેવીઓમાં સતી ગાંધારીનું સ્થાન ઘણું ઊંચું છે. તે ગાંધારરાજ સુબલનાં પુત્રી અને શકુનિનાં બહેન હતાં. તેણે કુમાર અવસ્થામાં જ ભગવાન શંકરની ખૂબ આરાધના કરી, તેમની પાસેથી સો પુત્રોનું વરદાન મેળવ્યું હતું. તેને જ્યારે જાણવા મળ્યું કે તેના લગ્ન નેત્રહીન ધૃતરાષ્ટ્ર સાથે થવાના છે, ત્યારથી જ તેણે પોતાની બંને આંખો પર પટ્ટી બાંધી દીધી. તેણે વિચાર્યું કે જો મારા પતિ નેત્રસુખથી વંચિત છે, તો પછી મને સંસારના રૂપ-રંગ નીરખવાનો શું અધિકાર છે? ત્યારથી તે જીવનપર્યંત પોતાના નિશ્ચય પર દઢતાથી ટકી રહ્યાં. પતિની સાથે ઈન્દ્રિયસુખના ત્યાગનું આવું અનોખું ઉદાહરણ વિશ્વના ઈતિહાસમાં ક્યાંય જોવા નથી મળતું. તેનો આ ત્યાગ અને તપ અનુપમ હતા, જગત સમક્ષ એક સુંદર દૃષ્ટાંત હતું. તે હંમેશાં પોતાના પતિને અનુકૂળ જ રહ્યા. લગ્ન પછી સાસરે આવતા જ તેણે પોતાના સદ્‌ગુણોથી પતિ તથા સમગ્ર પરિવારજનોને મુગ્ધ કરી દીધા હતા. ધન્ય છે તેમના પતિપ્રેમને!

દેવી ગાંધારી જેવાં પતિવ્રતા હતાં, એવાં જ નિર્ભીક અને ન્યાયપ્રિય હતાં. તે હંમેશાં સત્ય, નીતિ અને ધર્મનો જ પક્ષપાત કરતાં, અન્યાયનું સમર્થન ક્યારેય કરતાં ન હતાં. તેના પુત્રોએ ભરી સભામાં દ્રૌપદી પર જે અત્યાચાર ગુજારેલ, તેનું તેના મનમાં ખૂબ દુઃખ થયેલ. તેઓ પોતાના પુત્રોના આ દુષ્કૃત્ય પર નારાજ હતાં. જ્યારે ધૃતરાષ્ટ્રે પોતાના પુત્રોની વાતમાં આવી જઈને પાંડવોને બીજી વખત જુગાર માટે બોલાવવાનું નક્કી કર્યું ત્યારે તે ખૂબ દુઃખી થયેલ. તેણે તે જુગારનો વિરોધ કરતાં પોતાના પતિને કહ્યું હતું કે, ‘સ્વામી! દુર્યોધન જ્યારે જન્મ્યો ત્યારે ગધેડાની જેમ અવાજ કરી ભૂંકવા લાગેલ, જેથી પરમજ્ઞાની વિદુરજીએ એ વખતે કહ્યું હતું કે, ‘આ પુત્રનો પરિત્યાગ કરી દો.’ મને એ વાત યાદ કરી એમ જ લાગે છે કે આ કુરુવંશનો નાશ કરીને રહેશે. આર્યપુત્ર! આપ પોતાની ભૂલથી સૌને આપત્તિમાં ન નાખો. આ ઉદ્ધત મૂર્ખાઓની હા માં હા ન કરો. આપણા કુળના નાશનું કારણ ન બનો. બંધાયેલી પાળને ન તોડો. બુઝાઈ ગયેલી આગ ફરી ભભૂકી ઊઠશે. પાંડવો શાંત છે, તેમના મનમાં કોઈ વેર-વિરોધ નથી. તેમને હવે ક્રોધિત કરવા ઉચિત નથી. જોકે આપ બધી વાત જાણો છો, છતાં હું આપને યાદ કરાવી દઉં છું. દુર્બુદ્ધિપુરુષના ચિત્ત પર શાસ્ત્રના ઉપદેશનો પ્રભાવ નથી પડતો, પણ આપ વૃદ્ધ હોવા છતાં બાળક જેવી વાત કરો છો તે બરાબર નથી. અત્યારે તો આપ આપણા પુત્ર સમાન પાંડવોને અપનાવી લો. તેઓ દુઃખી થઈને કદાચ આપણાથી અલગ ન પડી જાય. કુળકલંક દુર્યોધનનો ત્યાગ કરવામાં જ કલ્યાણ છે. તેના જન્મ વખતે મેં મોહવશ વિદુરજીની વાત માની ન હતી, તેનું જ આ પરિણામ છે. શાંતિ, ધર્મ અને મંત્રીઓની સલાહ

દ્વારા આપ પોતાની વિચારશક્તિને સુરક્ષિત રાખો, પ્રમાદ ન કરો. વગરવિચાર્યે કાર્ય કરવાથી પરિણામ અત્યંત દુઃખદાયી આવશે. રાજ્યલક્ષ્મી ક્રૂર લોકોના હાથમાં જવાથી તેઓનો જ વિનાશ કરે છે.' ગાંધારીનાં આ વાક્યોમાંથી ધર્મ, નીતિ અને નિષ્પક્ષતા ટપકી રહ્યાં છે. તે દુર્યોધનને પણ તેનાં અનુચિત કાર્યો બદલ બરાબર ટોકતાં રહેતાં અને તેની ઉદંડતા માટે તેને ફટકારતા રહેતાં, તેમજ અનીતિના ભાવી દુષ્પરિણામનું સ્પષ્ટ ચિત્ર તેની સામે રજૂ કરતાં રહેતાં, પણ દુર્યોધનના માથા પર કાળ નાચી રહ્યો હતો તેથી તે માતાની આ બધી હિતભરી વાતો પર ધ્યાન આપતો નહીં.

પાંડવો તરફથી સંધિનો પ્રસ્તાવ લઈને જ્યારે સ્વયં ભગવાન શ્રીકૃષ્ણ હસ્તિનાપુર પધાર્યા અને તેઓ દુર્યોધનને સમજાવતા થાકી ગયા, ત્યારે ધૃતરાષ્ટ્રે ગાંધારીને બોલાવીને કહ્યું કે, 'હવે તો તું જ તારા પુત્રોને સમજાવ. તેઓ અમારામાંથી તો કોઈની વાત સાંભળતા નથી.' પતિની વાત સાંભળી ગાંધારીએ કહ્યું, 'રાજન્! આપ પુત્રોના મોહમાં ફસાયેલા છો, તેથી આ બાબતમાં સૌથી વધુ દોષિત તો આપ જ છો! દુર્યોધન અત્યંત પાપી છે, એમ જાણવા છતાં આપ તેની બુદ્ધિની પાછળ ચાલી રહ્યા છો. દુર્યોધનને તો કામ, ક્રોધ અને લોભે પોતાની ચુંગાલમાં ફસાવી રાખ્યો છે. હવે આપ જબરદસ્તીપૂર્વક પણ તેને તેના માર્ગથી પાછો વાળી નહીં શકો. આપે કંઈ વિચાર કર્યા વિના જ આ મૂર્ખ, દુરાત્મા, કુસંગી અને લોભી પુત્રના હાથમાં રાજ્યની ધુરા સોંપી દીધી, તેનું જ ફળ આજે ભોગવી રહ્યા છો. આપ આપણા ઘરમાં જ પડી રહેલી ફૂટફાટની ઉપેક્ષા કરતા આવ્યા છો. અને એમ કરીને આપ પોતાની જાતને પાંડવોની દૃષ્ટિમાં હાસ્યાસ્પદ બનાવી રહ્યા છો. જુઓ, જો સામ કે ભેદથી જ કોઈ આપત્તિ ટાળી શકાતી હોય તો કોઈ પણ સમજુ વ્યક્તિ પોતાના સ્વજનો સામે દંડનો પ્રયોગ શું કામ કરે?' ગાંધારીની આ દલીલો કેટલી નિર્ભીક નિષ્પક્ષ, હિંમતભરી અને સચોટ હતી!

ત્યાર પછી ગાંધારીએ પોતાના પુત્રને બોલાવીને સમજાવતાં કહ્યું, 'બેટા! મારી વાત સાંભળ. તને તારા પિતા, ભીષ્મજી, દ્રોણાચાર્ય, કૃપાચાર્ય તથા વિદુરજીએ જે વાત કરી તેનો સ્વીકાર કરી લે. જો તું પાંડવો સાથે સુલેહ કરી લઈશ, તો તેમ કરવાથી તેં ખરેખર પિતામહ ભીષ્મની, તારા પિતાજીની, મારી તથા દ્રોણાચાર્ય આદિ હિતેચ્છુઓની એક મોટી સેવા કરી ગણાશે. વત્સ! રાજ્ય પ્રાપ્ત કરવું, ટકાવી રાખવું અને ભોગવવું એ આપણા હાથની વાત નથી. જે પુરુષ જિતેન્દ્રિય હોય એ જ રાજ્યની રક્ષા કરી શકે છે. કામ અને ક્રોધ તો મનુષ્યને અર્થથી ચ્યુત કરી દે છે. એ બંને શત્રુઓને જીતીને જ રાજા પૃથ્વીને જીતી શકે છે. જો બેટા! જે રીતે ઉદંડ ઘોડાઓ મૂર્ખ સારથીને રસ્તામાં જ મારી નાખે છે, તે જ રીતે આ ઇન્દ્રિયોને કાબૂમાં રાખવામાં ન આવે તો મનુષ્યનો વિનાશ કરવા માટે તે પર્યાપ્ત છે. ઇન્દ્રિયો જેના નિયંત્રણમાં હોય તે વ્યક્તિ બધાં જ કાર્યો સમજીવિચારીને કરે છે અને લક્ષ્મી તેની પાસે ચિરકાળ સુધી ટકી રહે છે. તાત! તારા દાદા ભીષ્મજી તથા દ્રોણાચાર્યજીએ જે સલાહ આપી છે, તે બરાબર છે. હકીકતમાં શ્રીકૃષ્ણ તથા અર્જુનને કોઈ જ જીતી શકે તેમ નથી, તેથી તું શ્રીકૃષ્ણનું શરણ સ્વીકાર. જો તેઓ પ્રસન્ન રહેશે તો બંને પક્ષનું હિત થશે. વત્સ! યુદ્ધ કરવામાં કલ્યાણ નથી. તેમાં ધર્મ અને અર્થ પણ નથી; તો સુખ તો

ક્યાંથી મળશે? જો તું તારા મંત્રીઓ સહિત સુખપૂર્વક રાજ્ય ભોગવવા ઇચ્છતો હોય, તો પાંડવોને તેમનો વાજબી ભાગ આપી દે. પાંડવોને તેર વર્ષ સુધી ઘરથી બહાર કાઢી મૂકવામાં આવેલ તેમાં પણ મોટો અપરાધ થયેલ છે. હવે તેમની સાથે સંધિ કરીને એ ભૂલને સુધારી લે. તાત! જગતમાં લોભ કરવાથી કોઈને સંપત્તિ મળી જતી નથી, તેથી તું લોભ તજી પાંડવો સાથે સુલેહ કરી લે.' ગાંધારીનો આ ઉપદેશ કેટલો હિતપૂર્ણ અને માર્મિક હતો! આ પરથી સ્પષ્ટ થાય છે કે તેઓ વિદુષી હતાં તથા શ્રીકૃષ્ણ અને અર્જુનના મહિમાને પણ જાણતાં હતાં.

દુષ્ટ દુર્યોધન પર માતાના આ ઉત્તમ ઉપદેશની કોઈ જ અસર ન થઈ. તેણે પોતાની જીદ છોડી નહીં. પરિણામ એ આવ્યું કે બંને તરફથી યુદ્ધની તૈયારીઓ થવા લાગી અને પછી અઢાર દિવસ સુધી કુરુક્ષેત્રના મેદાનમાં ભયંકર નરસંહાર થતો રહ્યો. યુદ્ધના દિવસો દરમિયાન દુર્યોધન દરરોજ પ્રાર્થનાપૂર્વક કહેતો, 'મા! હું શત્રુઓ સાથે યુદ્ધ લડવા જઈ રહ્યો છું; આપ મને આશીર્વાદ આપો કે યુદ્ધમાં મારો વિજય થાય.' ગાંધારીમાં પાતિવ્રત્યનું અપાર તેજ હતું. તે જો પુત્રને વિજયનો આશીર્વાદ આપી દે તો તેમાં કોઈ મીન-મેખ ન થાય, પરંતુ તે આપે કેવી રીતે? તે જાણતા હતા કે દુર્યોધન અત્યાચારી છે. અત્યાચારીના હાથમાં રાજ્યલક્ષ્મી ક્યારેય ટકી ન શકે, તેથી તે હરસમયે એક જ જવાબ આપતાં, 'બેટા! જ્યાં ધર્મ હોય ત્યાં જ વિજય થાય છે. તું જો વિજય ઇચ્છતો હોય તો ધર્મનો આશ્રય લે, અધર્મનો ત્યાગ કર.' તેણે ક્યારેય દુર્યોધનની તરફદારી ન કરી, પણ જ્યારે તેણે સાંભળ્યું કે મારા સોએ સો પુત્રો માર્યા ગયા છે ત્યારે તેના ક્રોધનો વેગ ઊમટી પડ્યો અને તે પાંડવોને શાપ આપવા તત્પર થયાં. ભગવાન વેદવ્યાસજી તો બીજાના મનની વાત પણ જાણી જતા હતા. તેઓને એ વાતનો ખ્યાલ આવી જતાં તરત ગાંધારી પાસે આવ્યા અને તેને સાંત્વન આપી તેના અસત્ સંકલ્પથી રોક્યા. એ વખતે પાંડવો પણ ત્યાં હાજર હતા. માતા ગાંધારીના મનમાં થયેલ ક્ષોભને જોઈ યુધિષ્ઠિર તેની પાસે ગયા અને પોતાની જાતને ધિક્કારતા તેના ચરણમાં પડવા ગયા કે તરત ગાંધારીની ક્રોધભરી દૃષ્ટિ આંખ પર બાંધેલી પટ્ટીમાંથી નીચેના ભાગમાં યુધિષ્ઠિરના નખ પર પડી. એ જ વખતે તરત યુધિષ્ઠિરના સુંદર લાલ-લાલ નખ કાળા પડી ગયા. તે જોઈ ભીમ, અર્જુન, આદિ અન્ય ભાઈઓ ભયના માર્યા અહીં-તહીં સંતાવા લાગ્યા. તેમની આવી સ્થિતિ જોઈ ગાંધારીનો ક્રોધ શાંત થઈ ગયો અને તેણે માતૃભાવથી પાંડવોને ધીરજ આપી. આ પ્રસંગ પરથી ગાંધારીના પતિવ્રત તેજનો ખ્યાલ આવે છે. અંતે ગાંધારીએ પોતાનો એ ક્રોધ શ્રીકૃષ્ણ પર ઉતાર્યો અથવા તો એમ કહેવું જોઈએ કે અંતર્યામી ભગવાને તેની બુદ્ધિ ફેરવીને પાંડવોને તેના ક્રોધમાંથી ઉગારી લીધા અને તેના પર આવી રહેલો શાપ પોતાના પર લઈ લીધો. દેવી ગાંધારીએ કુરુક્ષેત્રના મેદાનમાં જઈને જ્યારે ત્યાંનું હૃદય-વિદારક દૃશ્ય જોયું, ત્યારે તે પોતાના શોકને સંભાળી ન શક્યાં. તે ગુસ્સામાં આવીને બોલ્યાં કે, 'કૃષ્ણ! પાંડવો અને કૌરવો પોતાની અંદરોઅંદરની હૂંસાતૂંસીને કારણે નાશ નથી પામ્યા, પણ તમે તમારા જ આ સંબંધીઓની ઉપેક્ષા કરી છે તેનું આ પરિણામ આવ્યું છે. તમે સમર્થ હોવા છતાં યુદ્ધ રોકવાનો હૃદયપૂર્વક પ્રયાસ નથી કર્યો. તમારી પાસે અનેક સેવકો અને વિશાળ સેના હતી. તમે તેની તાકાતથી

બંનેને ડરાવીને અથવા તમારા વાક્-ચાતુર્યથી તેમને સમજાવીને યુદ્ધ અટકાવી શક્યા હોત, પરંતુ તમે જાણીબૂઝીને કૌરવોના સંહારની ઉપેક્ષા કરી છે, તેથી હવે તમે પણ એનું ફળ ભોગવો. મેં મારા અંધ પતિની સેવા કરીને જે તપનો સંચય કર્યો છે તેના બળ પર હું તમને શાપ આપું છું કે જે રીતે પરસ્પર લડીને મરી રહેલા કૌરવો અને પાંડવોને તમે જોયા છે એ જ રીતે તમારા બંધુ-બાંધવોને પણ પરસ્પરમાં લડતા-મરતા તમે જોવા પામશો. તેમજ તમે પોતે પણ એક અનાથની જેમ માર્યા જશો. આજે જે રીતે અમારા ભરતવંશની વિધવા સ્ત્રીઓ આર્તનાદ કરી રહી છે એ જ રીતે તમારા કુળની સ્ત્રીઓ પણ પોતાના બંધુ-બાંધવો અને પતિદેવોના માર્યા જવાથી માથા કુટીકુટીને રડશે.'

ગાંધારીનાં આ કઠોર વચનો સાંભળી મહામના શ્રીકૃષ્ણ સ્મિત કરીને બોલ્યા, 'હું તો જાણતો જ હતો કે આમ થવાનું જ છે. શાપ આપીને તો તમે એ જ કરી બતાવ્યું કે જે બનવાનું છે. એ વાતમાં બિલકુલ સંદેહ નથી કે વૃષ્ણિવંશનો નાશ દૈવી-કોપથી જ થશે. એ વિના તેઓનો નાશ કોઈ પણ મનુષ્ય, દેવતા કે અસુર કરી શકે તેમ નથી, તેથી યદુવંશીઓ આપસના કલહથી જ નાશ પામશે.'

યુધિષ્ઠિરના રાજ્યાભિષેક બાદ દેવી ગાંધારી કેટલોક સમય તેમની સાથે રહીને અંતે પતિની સાથે વનમાં જતાં રહ્યાં અને ત્યાં તપસ્વીઓ જેવું જીવન વિતાવી, તપસ્વીઓની માફક પોતાના પતિની સાથે દાવાગ્નિથી પોતાના શરીરને ભસ્મ કરી નાખ્યું અને પતિની સાથે જ કુબેરના લોકમાં જતાં રહ્યાં. આ રીતે પતિપરાયણા ગાંધારીએ આ લોકમાં પતિની સેવા કરી, પરલોકમાં પણ પતિનું સાન્નિધ્ય અને સેવા પ્રાપ્ત કર્યાં. જે પ્રત્યેક પતિવ્રતાનું ઈચ્છિત લક્ષ્ય હોય છે. પ્રત્યેક પતિવ્રતા સ્ત્રીએ ગાંધારીના ચરિત્રનું મનન કરી તેમાંથી શીખ લેવી જોઈએ.



# મહાત્મા વિદુર

મહાત્મા વિદુર સાક્ષાત્ ધર્મના અવતાર હતા. માંડવ્ય ઋષિના શાપથી તેમને શૂદ્ર યોનિમાં જન્મ લેવો પડ્યો હતો. તેઓ મહારાજ વિચિત્રવીર્યની દાસીના ગર્ભથી ઉત્પન્ન થયા હતા. આ રીતે તેઓ એક રીતે ધૃતરાષ્ટ્ર તથા પાંડુના સગા ભાઈ જ હતા. તેઓ અત્યંત બુદ્ધિમાન, નીતિજ્ઞ, ધર્મજ્ઞ, વિદ્વાન, સદાચારી તથા ભગવદ્ભક્ત હતા. તેમના ગુણોને લઈને જ સૌ લોકો તેમનું ઘણું સન્માન કરતા. તેઓ નિર્ભીક તથા સામ્યવાદી હતા તથા ધૃતરાષ્ટ્ર વગેરેને સાચી અને પ્રામાણિક સલાહ આપતા. તેઓ ધૃતરાષ્ટ્રના મંત્રી પણ હતા. દુર્યોધન જન્મતાંની સાથે જ ગધેડાની જેમ ભૂંકવા લાગ્યો હતો તેમજ તેના જન્મ સમયે અનેક અમંગળ ઉત્પાતો પણ થયા હતા. એ બધું જોઈ બ્રાહ્મણો સાથે સલાહ કરી તેણે ધૃતરાષ્ટ્રને કહ્યું હતું કે, 'આપનો આ પુત્ર કુળનાશક થશે, તેથી તેનો ત્યાગ કરી દેવો જ શ્રેયસ્કર છે. તેના જીવતા રહેવાથી આપને ઘણું દુ:ખ સહન કરવું પડશે. શાસ્ત્રોની એવી આજ્ઞા છે કે કુળના માટે એક વ્યક્તિનો, ગામના માટે કુળનો, દેશના માટે ગામનો અને આત્મકલ્યાણ માટે સમગ્ર પૃથ્વીનો પણ ત્યાગ કરી દેવો જોઈએ.' પરંતુ ધૃતરાષ્ટ્રે મોહવશ વિદુરની આ વાત માની નહીં, પરિણામે

દુર્યોધનને કારણે જ તેમને જીવનપર્યંત દુઃખ વેઠવું પડ્યું અને પોતાની નજર સામે સમગ્ર કુળનો વિનાશ દેખવો પડ્યો. મહાત્માની હિતભરી વાણી પર ધ્યાન ન આપવાથી દુઃખ જ ભોગવવું પડે છે.

જ્યારે દુર્યોધન પાંડવો પર અત્યાચાર કરવા લાગ્યો ત્યારે વિદુરજીની સહાનુભૂતિ સ્વાભાવિક રીતે જ પાંડવો તરફ વધી ગઈ; કારણ કે પાંડવો તો પિતાને ગુમાવી બેઠા હતા, ઉપરાંત ધર્માત્મા હતા. તેઓ પ્રત્યક્ષ તથા ગુપ્ત બંને રીતે પાંડવોની રક્ષા અને સહાયતા બરાબર કરતા રહ્યા. 'ધર્મ'ની સહાનુભૂતિ ધર્માત્માઓ પ્રત્યે હોવી જ જોઈએ અને વિદુરજી સાક્ષાત્ ધર્મનો જ અવતાર હતા. તેઓ જાણતા હતા કે પાંડવો પર ગમે તેટલી આપત્તિ આવશે તોયે અંતે વિજય તો તેમનો જ થશે. **'યતો ધર્મસ્તતો જયઃ ।'** વિદુરજી એ પણ જાણતા હતા કે બધાં જ પાંડવો દીર્ઘાયુ છે, તેથી તેમને કોઈ પણ મારી શકશે નહીં. તેથી જ્યારે દુર્યોધને કપટ કરી ભીમસેનને ઝેર ખવડાવી ગંગાજીમાં ફેંકાવી દીધેલ અને તે ઘેર પાછો ન ફરવાથી માતા કુન્તીએ ચિંતાયુક્ત થઈ દુર્યોધન તરફ આશંકા પણ વ્યક્ત કરી, ત્યારે તેમણે કુન્તી પાસે જઈને તેને સમજાવેલ કે, 'અત્યારે ચૂપ રહેવામાં જ સાર છે. દુર્યોધન પર શંકા કરવામાં જોખમ છે. આથી તે ચિડાઈ જશે અને તમારા બીજા પુત્રો ઉપર પણ આપત્તિ ઊભી કરશે. ભીમસેન કદી મરે જ નહીં, એ થોડા જ સમયમાં જીવતોજાગતો પાછો આવશે.' કુન્તીએ વિદુરજીની આ નીતિપૂર્ણ સલાહ સ્વીકારી લીધી. તેમની વાત બરાબર નીકળી. ભીમસેન થોડા જ દિવસોમાં પાછો આવ્યો.

લાક્ષાભવનમાંથી પાંડવોને સહીસલામત છટકી જવાની યુક્તિ પણ વિદુરજીએ જ બતાવી હતી. તેઓ નીતિ-નિપુણ હોવા ઉપરાંત ઘણી ભાષાઓના જાણકાર પણ હતા. જે વખતે પાંડવો વારણાવત જઈ રહ્યા હતા ત્યારે તેમણે યુધિષ્ઠિર પર મ્લેચ્છ ભાષામાં પત્ર લખી, તેમના પર આવનાર આપત્તિ વિશે ચેતવણી આપી હતી અને સાથે સાથે તેમાંથી બચવાનો રસ્તો પણ બતાવી દીધો હતો. એટલું જ નહીં તેમણે અગાઉથી જ એક સુરંગ બનાવનારને કહીને લાક્ષાભવનમાંથી ભાગી જવા માટે સુરંગ તૈયાર કરાવી રાખી હતી અને એ રીતે ગુપ્ત રીતે જંગલમાં જતા રહેવા માટે રસ્તો તૈયાર કરાવી આપ્યો હતો. જ્યારે લાક્ષાભવનમાં આગ લાગવાથી પાંડવો માતા કુન્તી સાથે એ ગુપ્ત રસ્તા દ્વારા સલામત બહાર નીકળી ગયા, ત્યારે ત્યાં ગંગાકિનારે તેમને સામા કિનારે લઈ જવા માટે એક નાવિક સાથેની હોડીની વ્યવસ્થા પણ વિદુરજીએ કરી રાખી હતી, જેના દ્વારા તેઓ ગંગા પાર કરી શક્યા. આ રીતે વિદુરજીએ બુદ્ધિમત્તા અને નીતિમત્તાથી પાંડવોના પ્રાણ બચાવી લીધા અને દુર્યોધન આદિકને એ વાતની ખબર પણ ન પડવા દીધી. તે લોકોએ તો એમ જ માની લીધું કે પાંડવો પોતાની માતા સાથે લાક્ષાભવનમાં બળીને મરી ગયા છે. બધી જગ્યાએ માત્ર શારીરિક કે અસ્ત્ર બળ જ કામ નથી કરતું, આત્મરક્ષા માટે નીતિબળની પણ જરૂર હોય છે. મહાત્મા વિદુર ધર્મ તથા શાસ્ત્ર જ્ઞાનની સાથે સાથે નીતિના પણ ભંડાર હતા.

વિદુરજી જેમ પાંડવો પ્રત્યે સહાનુભૂતિ અને પ્રેમ રાખતા હતા, એ જ પ્રકારનો સ્નેહ અને આત્મીયતા તેઓ ધૃતરાષ્ટ્ર તથા તેમના પુત્રો પ્રત્યે પણ ધરાવતા હતા. તેમના હિતનું તેઓ સતત ધ્યાન રાખતા અને તેમને વખતોવખત

સાચી સલાહ આપતા રહેતા. **'હિતં મનોહારિ ચ દુર્લભં વચઃ'** એ સિદ્ધાંત અનુસાર તેમની દરેક વાત ચોક્કસપણે સાચી અને હિતકારક હોવા છતાં દુર્યોધન વગેરેને કડવી લાગતી, જેથી દુર્યોધન અને તેના સાથીદારો તેમનાથી હંમેશાં અસંતુષ્ટ રહેતા હતા, પરંતુ વિદુરજી તો એ લોકોની નારાજગીની પરવા કર્યા વિના સદા તેમના મંગલની કામના કર્યા કરતા અને તેઓને કુમાર્ગથી પાછા વાળવાનો સતત પ્રયાસ કરતા રહેતા. ધૃતરાષ્ટ્ર પણ પોતાના દુષ્ટ પુત્રોની અસરમાં હોવાને કારણે જોકે દર વખતે તેમની વાતને સ્વીકારી ન શકતા અને તેથી કષ્ટ પણ ભોગવતા રહેતા, છતાંય તેમનો વિદુરજી પર વિશેષ વિશ્વાસ હતો. તે તેમને બુદ્ધિમાન, દૂરદર્શી તથા પોતાના પરમ હિતચિંતક માનતા હતા અને મોટે ભાગે તેમની સલાહ વિના કોઈ કામ કરતા નહીં. પાંડવો સાથેના વ્યવહારમાં તો ખાસ કરીને તેમની સલાહ લેતા જ હતા. તે બરાબર જાણતા કે પાંડવોના વિષયમાં તેમની સલાહ બિલકુલ પક્ષપાતરહિત જ હશે. અસ્તુ.

દુષ્ટબુદ્ધિ દુર્યોધન જ્યારે મામા શકુનિની સલાહથી પાંડવો સાથે જુગાર રમવાની દરખાસ્ત લઈને પોતાના પિતા પાસે ગયો, ત્યારે ધૃતરાષ્ટ્રે પોતાના નિયમ પ્રમાણે વિદુરજીને સલાહ માટે બોલાવ્યા. પોતાની વાત નહીં સ્વીકારાય તો દુર્યોધને પ્રાણ ત્યાગ કરી દેવાની ધમકી આપી, પરંતુ ધૃતરાષ્ટ્રે તેને સ્પષ્ટ સંભળાવી દીધું કે, 'વિદુરજીનો અભિપ્રાય લીધા વિના હું તમને જુગાર રમવાની મંજૂરી આપી શકું નહીં.' દુર્યોધનના એ પાપી પ્રસ્તાવને સાંભળી વિદુરજી સમજી ગયા કે હવે કળિયુગ આવી રહ્યો છે. તેમણે એ વાતનો સખત વિરોધ કર્યો અને ધૃતરાષ્ટ્રને સમજાવતાં કહ્યું કે, 'જુગાર રમવાથી તમારા પુત્રો અને ભત્રીજાઓ વચ્ચે દુશ્મનાવટની વૃદ્ધિ જ થશે. તેઓમાંથી કોઈનું પણ હિત નહીં થાય. તેથી જ જુગારનું આયોજન ન જ કરવું એ જ ઠીક છે, તેમાં જ બંને પક્ષનું કલ્યાણ છે.' ધૃતરાષ્ટ્રે વિદુરજીના આ અભિપ્રાયની પ્રશંસા કરી અને દુર્યોધનને સમજાવવા ખૂબ જ મહેનત કરી, પણ તેણે પિતાની વાત બિલકુલ સ્વીકારી નહીં. એ તો પાંડવોને જુગારમાં હરાવીને હલકા પાડવા તડપી રહ્યો હતો. તેનાથી પાંડવોનો અપાર વૈભવ જોઈ શકાતો ન હતો. દુર્યોધન જ્યારે કોઈ જ રીતે ન માન્યો ત્યારે ધૃતરાષ્ટ્રે પુત્રમોહવશાત્ તેની વાત સ્વીકારી લીધી અને વિદુરજીને જ પાંડવોને ઈન્દ્રપ્રસ્થ આવવાનું નિમંત્રણ આપવા મોકલ્યા. જોકે વિદુરને એ વાત યોગ્ય લાગતી ન હતી, છતાં મોટાભાઈની આજ્ઞાનું ઉલ્લંઘન કરવું તેમણે ઉચિત ન માન્યું.

પાંડવોની પાસે જઈ વિદુરજીએ બધી વાત રજૂ કરી. મહારાજ યુધિષ્ઠિરે પણ જુગાર રમવાનું ઉચિત ન સમજવા છતાં પિતાનો આદેશ સમજી દુર્યોધનના નિમંત્રણનો સ્વીકાર કરી લીધો. જુગાર ખેલવાનું શરૂ થઈ રહ્યું હતું ત્યારે પણ વિદુરજીએ જુગારના દોષ બતાવી રાજા ધૃતરાષ્ટ્રને કહ્યું કે, 'આપ હજુ પણ સમજી જાઓ, દુર્યોધનની 'હા'માં 'હા' કરવાનું છોડી દો અને કુળને સર્વનાશમાંથી બચાવો. પાંડવો સાથે વિરોધ કરી તેમને પોતાના શત્રુ ન બનાવો.' પાંડવો વનમાં જતા રહ્યા પછી ધૃતરાષ્ટ્રના મનમાં ઘણી ચિંતા અને વ્યાકુળતા થઈ. તેણે વિદુરજીને બોલાવીને પોતાના મનની વ્યથા તેમની સમક્ષ રજૂ કરી. અને તેમની સલાહ માગી કે, 'હવે અમારે શું કરવું જોઈએ કે જેથી રાજ્યની પ્રજા અમારાથી સંતુષ્ટ રહે અને પાંડવો પણ અમારા પર ક્રોધિત થઈ અમારું કંઈ નુકસાન ન કરી

બેસે.' વિદુરજીએ તેમને સમજાવતાં ઉત્તર આપ્યો કે, 'રાજન્! અર્થ, ધર્મ અને કામ એ ત્રણેયની પ્રાપ્તિ ધર્મથી થાય છે. રાજ્યનો પાયો ધર્મ છે તેથી આપ ધર્મમાં સ્થિતિ રાખી પાંડવોની તથા આપના પુત્રોની રક્ષા કરો. આપના પુત્રોએ શકુનિની સલાહથી ભરી સભામાં ધર્મનો તિરસ્કાર કર્યો છે, કારણ કે સત્યસંધ યુધિષ્ઠિરને દ્યૂતમાં કપટથી હરાવીને તેનું સર્વસ્વ છીનવી લીધું છે, એ મોટો અધર્મ થયેલ છે. તેના નિરાકરણનો મારી દૃષ્ટિથી તો એક જ ઉપાય છે, જે કરવાથી આપના પુત્રો પાપ અને કલંકથી મુક્ત થઈ, પ્રતિષ્ઠા પ્રાપ્ત કરશે. એ ઉપાય એ છે કે આપે પાંડવોનું જે કંઈ પડાવી લીધું છે, તે બધું જ તેઓને પાછું સોંપી દેવામાં આવે. રાજાનો એ જ પરમધર્મ છે કે તે પોતાના હકમાં જ સંતુષ્ટ રહે, બીજાના હક પર તરાપ ન મારે. મેં જે ઉપાય બતાવ્યો છે તેનાથી આપ પરનું કલંક દૂર થઈ જશે, ભાઈ - ભાઈ વચ્ચે ફૂટ નહીં પડે અને ધર્મની રક્ષા થશે. જો આપના પુત્રોનું થોડું પણ સદ્‌ભાગ્ય હજુ બાકી રહી ગયું હોય તો શીઘ્રાતિશીઘ્ર આમ કરી લેવું જોઈએ. આપ જો મોહવશાત્ તેમ નહીં કરી શકો તો કુરુવંશનો નાશ થઈ જશે. જો આપનો પુત્ર દુર્યોધન આ વાત પ્રસન્નતાપૂર્વક સ્વીકારી લે તો તો ઠીક છે, નહીં તો પરિવાર અને પ્રજાના સુખ માટે એ કુળ-કલંક અને દુરાત્માને કેદ કરી, યુધિષ્ઠિરને રાજસિંહાસન પર બેસાડી દો. યુધિષ્ઠિરના મનમાં કોઈના પ્રત્યે રાગદ્વેષ નથી, તેથી તે ધર્મપૂર્વક પૃથ્વીનું પાલન કરશે. દુઃશાસન સૌ સભાસદોની વચ્ચે ભીમસેન તથા દ્રૌપદીની માફી માગે. વધુ તો શું કહું, બસ, આટલું કરવાથી આપ કૃતકૃત્ય થઈ જશો.'

વિદુરજીની આ સલાહ કેટલી સાચી, હિતપૂર્ણ, ધર્મયુક્ત અને નિર્ભીક હતી! પરંતુ જેમ જેનું મૃત્યુ નજીક આવ્યું હોય તેને ઔષધ સારું લાગતું નથી, તેમ ધૃતરાષ્ટ્રને ગળે વિદુરજીની સલાહ ન ઊતરી. તે વિદુરજી પર ગુસ્સે થઈને બોલ્યા, 'વિદુર! હવે મને તમારી કોઈ જરૂર નથી, તમારી મરજી હોય તો તમે અહીં રહો અથવા ચાલ્યા જાઓ. હું પહેલેથી જ જોતો આવ્યો છું કે તમે હર સમય પાંડવોનો જ પક્ષ લો છો. ભલા, હું તેઓને ખાતર મારા પુત્રોનો ત્યાગ કેવી રીતે કરી શકું?' વિદુરજીએ જોયું કે હવે કૌરવ કુળનો નાશ અવશ્યંભાવી છે, તેથી તેઓ ચુપચાપ ત્યાંથી ઊભા થઈ બહાર નીકળી ગયા અને તરત રથ પર સવાર થઈ કામ્યકવનમાં પાંડવો પાસે જવા રવાના થયા. ત્યાં પહોંચી તેમણે પોતાના આવતા રહેવાનું કારણ કહ્યું અને પ્રસંગ અનુસાર પાંડવોને ખૂબ ઉપયોગી વાત કરી. આ તરફ ધૃતરાષ્ટ્રને જ્યારે ખબર પડી કે વિદુરજી પાંડવો પાસે જતા રહ્યા છે, ત્યારે તેને ખૂબ પસ્તાવો થયો. તેણે વિચાર કર્યો કે વિદુરની સલાહ અને મદદ મેળવીને તો પાંડવો વધુ બળવાન થઈ જશે, તેથી તેણે તરત તેમને પાછા બોલાવી લાવવા સંજયને મોકલ્યા. વિદુરજી તો રાગદ્વેષથી તદ્દન પર હતા. તેમના મનમાં ધૃતરાષ્ટ્ર પ્રત્યે જરા પણ રોષ ન હતો. મોટાભાઈ તરફથી જે રીતે જતા રહેવાની આજ્ઞા મળતા તેઓ હસ્તિનાપુરમાંથી જતા રહ્યા હતા, એ જ રીતે પાછા આવી જવાની આજ્ઞા મળતાં તેઓ પાછા હસ્તિનાપુર આવી ગયા. આવીને તેમણે ધૃતરાષ્ટ્રને કહ્યું કે, 'મારા માટે તો પાંડવો અને આપના પુત્રો બંને બરાબર છે, છતાં પાંડવોને નિરાધાર જોઈ મારા મનમાં સ્વાભાવિક રીતે જ તેમને મદદરૂપ થવાની વાત આવી જાય છે મને આપના પુત્રો તરફ કોઈ દ્વેષ નથી.' વાત

ખરેખર એમ જ હતી. ધૃતરાષ્ટ્રે પણ તેઓ પ્રત્યે પોતે કરેલા અનુચિત વ્યવહાર બદલ ક્ષમા માગી. વિદુરજી પૂર્વવત્ ધૃતરાષ્ટ્રની પાસે રહી તેમની સેવા કરવા લાગ્યા.

એક વાર ધૃતરાષ્ટ્રને રાત્રે ઊંઘ નહોતી આવતી. ત્યારે તેમણે રાત્રે જ વિદુરજીને બોલાવીને તેમને શાંતિનો ઉપાય પૂછ્યો. એ વખતે વિદુરજીએ ધૃતરાષ્ટ્રને ધર્મ અને નીતિવિષયક જે સુંદર ઉપદેશ આપ્યો તે 'વિદુરનીતિ'ના નામથી મહાભારતના ઉદ્યોગ પર્વના (૩૩) તેત્રીસથી (૪૦) ચાલીસ સુધી આઠ અધ્યાયોમાં બતાવવામાં આવેલ છે - જે સ્વતંત્ર રૂપે મનન કરવા યોગ્ય છે.

વિદુરજીની આટલી વાતથી પણ ધૃતરાષ્ટ્રને તૃપ્તિ ન થઈ. તેમણે તેમની પાસેથી હજુ વધુ કંઈક સાંભળવાની ઇચ્છા વ્યક્ત કરી ત્યારે વિદુરજીએ તેને કહ્યું, 'રાજન્! મારે તો જે કહેવાનું હતું તે કહી સંભળાવ્યું. હવે બ્રહ્માજીના પુત્ર સનત્સુજાત નામના જે સનાતન ઋષિ છે, તેઓ જ તમને તત્ત્વવિષયક ઉપદેશ આપશે. તત્ત્વનો ઉપદેશ કરવાનો મને અધિકાર નથી કારણ કે મારો જન્મ શૂદ્ર સ્ત્રીના ગર્ભથી થયેલ છે.' આટલું કહી તેમણે એ જ વખતે મહર્ષિ સનત્સુજાતનું સ્મરણ કર્યું કે તરત તેઓ ત્યાં ઉપસ્થિત થઈ ગયા. સનત્સુજાતજીએ રાજા ધૃતરાષ્ટ્રના પ્રશ્નોના ઉત્તર આપતાં પરમાત્માના સ્વરૂપ તથા સાક્ષાત્કારના વિષયમાં સુંદર વિવેચન કર્યું. આ રીતે વિદુરજીએ પોતે તો ધૃતરાષ્ટ્રને ધર્મ અને નીતિની વાતો તો સંભળાવી જ, ઉપરાંત સનત્સુજાત જેવા સિદ્ધ યોગી તેમજ પરમ ઋષિ દ્વારા તેમને તત્ત્વનો ઉપદેશ કરાવી તેમના કલ્યાણનો માર્ગ ખુલ્લો કરી આપ્યો. વિદુરજી દ્વારા ધૃતરાષ્ટ્ર તેમજ તેના પુત્રો માટે જે કંઈ ચેષ્ટા થતી તે તેઓના કલ્યાણને માટે જ થતી. મહાત્માઓનું જીવન બીજાના કલ્યાણને માટે જ હોય છે. જોકે વિદુરજી પોતે તત્ત્વજ્ઞાની હતા, છતાં શૂદ્ર હોવાને કારણે તેમણે ઉપદેશ ન આપીને સનાતન મર્યાદાની રક્ષા કરી અને એ રીતે પોતાના આચરણ દ્વારા જગતને એ ઉપદેશ પણ આપ્યો કે જ્ઞાનીએ પણ શાસ્ત્ર-મર્યાદાની રક્ષા કરવી જરૂરી છે. સનત્સુજાતજીનો આ ઉપદેશ મહાભારતના ઉદ્યોગ પર્વના જ એકતાલીસથી છેતાલીસ સુધીના છ અધ્યાયોમાં 'સનત્સુજાતીય'ના નામથી દર્શાવવામાં આવેલ છે. જિજ્ઞાસુ વાચકોએ તે મૂળ ગ્રંથમાં જોવાલાયક છે.

વિદુરજી જ્ઞાની તેમજ તત્ત્વદર્શી હોવા ઉપરાંત ભગવાનના અનન્ય ભક્ત પણ હતા. તેમની ભગવાન શ્રીકૃષ્ણના ચરણોમાં નિષ્કપટ પ્રીતિ હતી. ભગવાન શ્રીકૃષ્ણનો પણ તેમના પર અગાધ પ્રેમ હતો. શ્રીકૃષ્ણ જ્યારે પાંડવોના દૂત બની હસ્તિનાપુર ગયા હતા ત્યારે તેઓ રાજા ધૃતરાષ્ટ્ર તથા તેના સભાસદોને મળીને સીધા વિદુરજીને ઘેર પહોંચ્યા હતા અને તેમના પ્રેમભર્યા આતિથ્યનો સ્વીકાર કર્યો હતો. ત્યાર પછી તેઓ પોતાના ફોઈબા કુન્તીજીને મળવા ગયેલા. એટલું જ નહીં, જ્યારે ભગવાન દુર્યોધનને ત્યાં ગયા ત્યારે દુર્યોધને પોતાના સંબંધી હોવાના નાતે તેમને પોતાને ત્યાં ભોજન લેવા પ્રાર્થના કરી, તો તેમણે તેનો સાફ ઇન્કાર કરી દીધો અને પાછા વિદુરજીને ત્યાં આવતા રહ્યા. ત્યાં ભીષ્મ, દ્રોણ, કૃપાચાર્ય, બાહ્‌લીક વગેરે ઘણાં સન્માનનીય લોકો તેમને મળવા આવ્યા અને તે સૌએ પણ પોતાને ત્યાં પધારી આતિથ્ય સ્વીકારવા વિનંતી કરી; પરંતુ શ્રીકૃષ્ણે સૌને આદરપૂર્વક વિદાય કર્યા અને તે દિવસે વિદુરજીને ઘેર જ પહેલાં બ્રાહ્મણોને ભોજન

કરાવી પછી પોતે ભોજન કર્યું. આ પ્રસંગ પરથી સહેજે અનુમાન કરી શકીએ કે વિદુરજીનો શ્રીકૃષ્ણ પ્રત્યે કેવો અનુરાગ હશે! શ્રીકૃષ્ણ તો પોતે જ ગીતામાં કહે છે -

**પત્રં પુષ્પં ફલં તોયં યો મે ભક્ત્યા પ્રયચ્છતિ ।**
**તદહં ભક્ત્યુપહૃતમશ્નામિ પ્રયતાત્મનઃ ॥***

(ગીતા ૯/૨૬)

પ્રેમ વિનાની મોટી મોટી તૈયારીઓ અને રાજસી ઠાઠ-માઠ ભગવાનને આકર્ષિત નથી કરી શકતો, પરંતુ પ્રેમરસથી પરિપ્લુત લુખું-સુકું ભોજન પણ તેમને તૃપ્ત કરવા માટે પૂરતું થઈ જાય છે.

ભોજન પછી તે રાત્રે પણ શ્રીકૃષ્ણ વિદુરજીને ત્યાં જ રહ્યા અને આખી રાત વિદુરજીની સાથે પ્રેમભરી વાતો કરવામાં જ વિતાવી. સવારે નિત્યકર્મથી નિવૃત્ત થઈ શ્રીકૃષ્ણ કૌરવોની સભામાં ગયા. ત્યાં જ્યારે દુર્યોધને શ્રીકૃષ્ણને પકડીને કેદ કરી લેવાનો દુઃસાહસભર્યો વિચાર કર્યો, તે વખતે વિદુરજીએ શ્રીકૃષ્ણની શક્તિ અને મહિમાનું વર્ણન કરતાં કહ્યું કે, 'તેઓ તો સાક્ષાત્ સર્વતંત્રસ્વતંત્ર પરમાત્મા જ છે. જો તું તેમનો તિરસ્કાર કરવાનું સાહસ કરીશ તો જેમ પતંગિયું અગ્નિમાં પડીને નષ્ટ થઈ જાય છે તેમ નષ્ટ થઈ જઈશ.' પછી જ્યારે ભગવાને સભા વચ્ચે પોતાનું વિરાટ સ્વરૂપ પ્રગટ કર્યું, ત્યારે સર્વ લોકોએ ભયભીત થઈ પોતાની આંખો બંધ કરી દીધી. માત્ર દ્રોણાચાર્ય, ભીષ્મજી, વિદુરજી, સંજય તેમજ હાજર રહેલા ઋષિઓ જ તેમના એ સ્વરૂપનું દર્શન કરી શક્યા, કારણ કે ભગવાને એ સૌને દિવ્ય દૃષ્ટિ આપી હતી. થોડી જ વારમાં ભગવાન પોતાની એ લીલાને સંકેલીને ઉપપ્લવ્ય તરફ જતા રહ્યા કે જ્યાંથી તેઓ આવ્યા હતા. કેટલાક અન્ય લોકોની સાથે વિદુરજી પણ તેમને વળાવવા માટે થોડે દૂર ગયા અને પછી તેમની વિદાય લઈ પાછા ફર્યા.

શ્રીકૃષ્ણ સુલેહ સ્થાપવામાં સફળ થયા વિના પાછા ફર્યા પછી બંને તરફ યુદ્ધની તૈયારીઓ થવા લાગી. અઢાર અક્ષૌહિણી સેના લઈ બંને દળ કુરુક્ષેત્રના મેદાન પર એકત્રિત થયા અને અઢાર દિવસોમાં એ બધાં જ ઘાસની જેમ કપાઈ ગયા. રાજા ધૃતરાષ્ટ્ર પોતાના સઘળા પુત્રો તથા પૌત્રોનો વિનાશ થઈ જવાથી અત્યંત દુઃખી થઈ ગયા. એ વખતે વિદુરજીએ મૃત્યુની અનિવાર્યતાનું નિરૂપણ કરતા એ સમજાવ્યું કે, 'યુદ્ધમાં જે લોકો મૃત્યુ પામે છે તેમની તો ઘણી ઉત્તમ ગતિ થાય છે, તેથી તેમને માટે શોક ન કરવો જોઈએ.' તેમણે એ પણ સમજાવ્યું કે, 'પ્રાણી જેટલી વાર જન્મ લે છે, તેટલી વાર અલગ અલગ વ્યક્તિઓ સાથે સંબંધ જોડે છે અને મૃત્યુ બાદ તે સંબંધો સ્વપ્નની માફક વિલીન થઈ જાય છે. તેથી પણ મૃત્યુ પામેલા સંબંધીઓ પાછળ શોક કરવો એ બુદ્ધિયુક્ત નથી. સુખ-દુઃખ સાથે સંબધ ધરાવનારી સંયોગ-વિયોગ આદિ જેટલી ઘટનાઓ ઘટે છે, તે બધી જ પોતે કરેલા શુભાશુભ કર્મોના ફળ રૂપે પ્રાપ્ત થતી હોય છે અને કર્મફળ તો સૌ કોઈને ભોગવવાં જ પડે છે.' એ પછી વિદુરજીએ સંસારની અનિત્યતા, નિઃસારતા અને પરિવર્તનશીલતા જન્મ અને મૃત્યુના ક્લેશ, જીવનો અવિવેક, મૃત્યુની દૃષ્ટિએ બધાની સમાનતા તથા ધર્મના આચરણનું મહત્ત્વ બતાવી, સંસારનાં દુઃખોથી મુક્ત થવાના ઉપાયોનું

* જે કોઈ ભક્ત મને પ્રેમથી પત્ર, પુષ્પ, ફળ, જળ વગેરે અર્પે છે, એ શુદ્ધબુદ્ધિના નિષ્કામ પ્રેમી ભક્તનું પ્રેમપૂર્વક અર્પેલું એ પત્ર-પુષ્પ આદિ હું સગુણરૂપે પ્રગટ થઈને ઘણા પ્રેમથી આરોગું છું.

દિગ્દર્શન કરાવ્યું.

યુધિષ્ઠિરનો રાજ્યાભિષેક થઈ ગયા બાદ જ્યારે ધૃતરાષ્ટ્ર પાંડવોની સાથે રહેવા લાગ્યા, ત્યારે વિદુરજી પણ તેની પાસે જ રહેતા અને તેને ધર્મ-ચર્ચા સંભળાવતા રહેતા. પછી જ્યારે ધૃતરાષ્ટ્ર અને ગાંધારીએ વનમાં જવાનો નિશ્ચય કર્યો ત્યારે તેઓ પણ તેમની સાથે જ ગયા. વનમાં જઈ વિદુરજીએ ઘોર તપસ્યાનું વ્રત લઈ લીધું. તેઓ નિરાહાર રહી નિર્જન વનમાં એકાન્તવાસ કરવા લાગ્યા. શૂન્ય જંગલમાં ક્યારેક ક્યારેક લોકોનાં દર્શન થઈ જતાં. કેટલાંક દિવસો પછી જ્યારે મહારાજ યુધિષ્ઠિર પોતાની સેના તથા સમસ્ત પરિવારને સાથે લઈ એ જંગલમાં ધૃતરાષ્ટ્ર, ગાંધારી તથા માતા કુન્તીને મળવા માટે આવ્યા ત્યારે ત્યાં તેમની સાથે વિદુરજીને ન જોતાં રાજા ધૃતરાષ્ટ્રને એમના વિશે પૂછવા લાગ્યા. એટલામાં તેમનાથી થોડે દૂર વિદુરજી તેમની નજરે ચડ્યા. તેઓએ શિર પર જટા ધારણ કરી હતી અને મોઢામાં એક પથ્થર દબાવી રાખ્યો હતો. તેઓ દિગમ્બર વેશમાં હતા. ધૂળથી ખરડાયેલા તેમના દુર્બળ શરીર પર એક એક નસ દેખાઈ રહી હતી. શરીર પર મેલ જામી ગયો હતો. તેઓ આશ્રમ તરફ જોઈને પાછા જઈ રહ્યા હતા. યુધિષ્ઠિર તેમને મળવા માટે પાછળ દોડ્યા અને પોતાનું નામ બતાવી મોટેથી સાદ પાડવા લાગ્યા. આગળ જતાં ઘોર જંગલમાં વિદુરજી એક વૃક્ષને ટેકે સ્થિર ભાવથી ઊભા રહી ગયા. રાજા યુધિષ્ઠિરે જોયું કે તેમનું શરીર હાડપિંજર જેવું થઈ ગયું હતું અને તેઓ મહામહેનતે ઓળખી શકાય તેવા થઈ ગયા હતા. યુધિષ્ઠિરે પાસે જઈ તેમની પૂજા કરી. વિદુરજી તો સમાધિસ્થ દશામાં નિર્નિમેષ નયને યુધિષ્ઠિર તરફ તાકી રહ્યા હતા. અંતે તેઓ યોગબળથી પોતાનાં અંગોને યુધિષ્ઠિરનાં અંગોમાં, ઇન્દ્રિયોને તેમની ઇન્દ્રિયોમાં તથા પ્રાણોને તેમના પ્રાણો સાથે મેળવી દઈ, તેમના શરીરમાં પ્રવેશ કરી ગયા. તેમનું શરીર નિર્જીવ બની જેમનું તેમ એ વૃક્ષના આધારે ઊભું રહી ગયું. આ રીતે સાક્ષાત્ ધર્મના અવતાર મહાત્મા વિદુરજી ધર્મમય જીવન વિતાવી અંતે ધર્મમૂર્તિ મહારાજ યુધિષ્ઠિરના જ શરીર સાથે એકરૂપ થઈ ગયા. બોલો, ધર્મની જય.

—★—

# મંત્રીશ્રેષ્ઠ સંજય

સંજય મહારાજ ધૃતરાષ્ટ્રના મંત્રી હતા. તેઓ સૂત જાતિના હતા. તેઓ અત્યંત સ્વામીભક્ત, બુદ્ધિમાન, નીતિજ્ઞ તથા ધર્મજ્ઞ હતા. તેઓ સત્યવાદી તેમજ નિર્ભીક પણ હતા. તેઓ ધૃતરાષ્ટ્રને હંમેશાં ઉત્તમ સલાહ આપતા રહેતા અને કોઈ વાર તો તેના હિતની દૃષ્ટિએ કડવી વાત કહેતાં પણ અચકાતા નહીં. ધૃતરાષ્ટ્રને તેમણે છેવટ સુધી સાથ આપ્યો. તેઓ મહર્ષિ વેદવ્યાસજીના કૃપાપાત્ર તથા અર્જુન તેમજ ભગવાન શ્રીકૃષ્ણના પ્રેમી હતા. દુર્યોધનના અત્યાચારોનો તેઓ ખૂબ જોરથી વિરોધ કરતા રહેતા અને તેનું સમર્થન કરવા પર ધૃતરાષ્ટ્રને પણ ફિટકાર દેતા હતા. પાંડવો જ્યારે જુગારમાં બીજી વાર હારીને વનમાં રહેતા હતા ત્યારે તેમણે પાંડવો સાથેના દુર્યોધનના અનુચિત વ્યવહારની ખૂબ જ કડક ટીકા કરતા ધૃતરાષ્ટ્રને કહ્યું હતું કે, 'મહારાજ! હવે આપના કુળનો વિનાશ નિશ્ચિત દેખાય છે, નિર્દોષ પ્રજા પણ

બચવા નહીં પામે. પિતામહ ભીષ્મ, આચાર્ય દ્રોણ અને વિદુરજીએ આપના પુત્રોને ઘણી મનાઈ કરી, છતાં પણ એ નિર્લજ્જે પાંડવોની પ્રિય પત્ની ધર્મપરાયણ દ્રૌપદીને સભામાં બોલાવી અપમાનિત કરી. વિનાશ કાળ નજીક આવે ત્યારે બુદ્ધિ ભ્રષ્ટ થઈ જાય છે. અન્યાય પણ ન્યાય જેવો લાગે છે. આપના પુત્રોએ અયોનિજા, પતિપરાયણા, અગ્નિવેદીમાંથી પ્રકટ થયેલી સુંદરી દ્રૌપદીને ભરી સભામાં અપમાનિત કરીને યુદ્ધને નિમંત્રણ આપ્યું છે. આવું નિંદનીય કર્મ દુર્યોધન સિવાય બીજું કોઈ ન કરી શકે.' એક સમ્રાટની સાથે તેના યુવરાજ વિશે આટલી સ્પષ્ટ અને છતાં સત્ય વાત શું કોઈ નિર્ભીકમાં નિર્ભીક વ્યક્તિ પણ કહી શકે ખરી? શાસ્ત્રમાં પણ કહ્યું છે કે **'અપ્રિયસ્ય ચ પથ્યસ્ય શ્રોતા વક્તા ચ દુર્લભઃ ।'** (વા૦ રા૦ ૩/૩૭/૨) ધૃતરાષ્ટ્રે સંજયની વાતનું અનુમોદન કરતા પોતાની એ કમજોરીનો સ્વીકાર પણ કર્યો કે જેને લઈ તેઓ દુર્યોધનના એ અત્યાચારોને અટકાવી શક્યા ન હતા.

સંજય 'સામ' નીતિના દઢ આગ્રહી હતા. યુદ્ધ અટકાવવા માટે તેમણે ઘણો પ્રયાસ કરેલો અને બંને પક્ષોને યુદ્ધના ભયંકર પરિણામ વિશે ચેતવણી આપી, આંતરિક કલહના દુષ્પરિણામ પ્રત્યે ધ્યાન આકર્ષિત કરતાં ખૂબ જ સમજાવેલ. પાંડવો તો તેની વાત સ્વીકારી લેવા તૈયાર હતા, પરંતુ દુર્યોધને સમાધાનના પ્રસ્તાવને તિરસ્કારપૂર્વક નકારી કાઢ્યો, જેથી યુદ્ધ અનિવાર્ય થઈ પડ્યું. દૈવનું વિધાન એમ જ હતું. કૌરવોના પક્ષમાં ભીષ્મ, દ્રોણ, વિદુર અને સંજયનો અભિપ્રાય લગભગ એક જ રહેતો. કારણ કે એ ચારેય મહાપુરુષો ધર્મના પક્ષપાતી હતા અને હૃદયપૂર્વક પાંડવો તરફ સહાનુભૂતિ ધરાવતા હતા. તેઓ રાજા ધૃતરાષ્ટ્રની કે તેમના પુત્રોની અપ્રસન્નતાની જરા પણ પરવા કર્યા વિના તેમને સાચી વાત કહેતા ક્યારેય પણ અચકાતા નહીં અને સાચી વાત તો પ્રાયઃ કડવી હોય જ છે.

પાંડવોની સાથે વાતચીત કરવા જ્યારે ધૃતરાષ્ટ્રે પોતાના તરફથી સંજયને ઉપપ્લવ્ય મોકલ્યા, ત્યારે ત્યાં જઈને તેણે પાંડવોની સાચી પ્રશંસા કરતાં તેમને યુદ્ધથી વિરત થવાની સલાહ આપી અને કહ્યું કે 'યુદ્ધથી અર્થ કે ધર્મ કંઈ જ નહીં સાધી શકાય, સંધિ કરી લેવી એ જ શાંતિનો સર્વોત્તમ ઉપાય છે. રાજા ધૃતરાષ્ટ્ર પણ શાંતિ જ ઇચ્છે છે, યુદ્ધ નહીં.' શ્રીકૃષ્ણ અને અર્જુનના કૃપાપાત્ર હોવાથી તેને પૂર્ણ વિશ્વાસ હતો કે પાંડવો તેની વાત જરૂર સ્વીકારશે. અર્જુનના વિશે તો તેણે ત્યાં સુધી કહ્યું હતું કે, 'અર્જુન તો મારા વચન પર પોતાના પ્રાણ પણ આપી શકે છે.' આ પરથી એ સિદ્ધ થાય છે કે સંજય શ્રીકૃષ્ણ તથા અર્જુનના અનન્ય પ્રેમી હતા. યુધિષ્ઠિરે ખૂબ જ પ્રેમપૂર્વક સંજયની વાતનું સમર્થન કર્યું, પરંતુ તેમણે સંધિની એ શરત મૂકી કે તેમને ઇન્દ્રપ્રસ્થનું રાજ્ય પાછું સોંપી દેવામાં આવે. ભગવાન શ્રીકૃષ્ણે પણ ધર્મરાજનું સમર્થન કર્યું અને સંજય યુધિષ્ઠિરનો સંદેશ લઈ હસ્તિનાપુર પાછા ફર્યા. ધૃતરાષ્ટ્રની પાસે જઈ પહેલાં તો તેણે તેને એકાંતમાં ખૂબ જ ફટકાર્યા અને પછી સૌની વચ્ચે પાંડવોનો ધર્મયુક્ત સંદેશ સંભળાવી સાથે સાથે પાંડવોની યુદ્ધની તૈયારી તેમજ તેમના પક્ષના વીરોની તાકાતનું વિસ્તારથી વર્ણન કર્યું. તેણે અર્જુન તથા શ્રીકૃષ્ણની અભિન્નતા સિદ્ધ કરતાં એ પણ કહ્યું કે, 'હું જે સમયે શ્રીકૃષ્ણ તથા અર્જુનને મળવા ગયો ત્યારે તેઓ બંને એક જ અંતઃપુરમાં હતા. તેઓ જ્યાં હતા ત્યાં અભિમન્યુ, નકુળ કે સહદેવને પણ જવાની મનાઈ હોય છે. મેં ત્યાં જઈને જોયું તો શ્રીકૃષ્ણે

પોતાના બંને ચરણ અર્જુનના ખોળામાં રાખેલ અને અર્જુનનો એક પગ દ્રૌપદીના ખોળામાં અને બીજો સત્યભામાજીના ખોળામાં હતો.' સંજયના આ વર્ણનથી શ્રીકૃષ્ણ તથા અર્જુનની અભિન્નતા તો સિદ્ધ થાય જ છે. સાથે એ પણ સાબિત થાય છે કે સંજય પણ એ બન્નેના કેવા અનન્ય પ્રેમી હતા. જે સ્થાનમાં અભિમન્યુ કે નકુળ-સહદેવથી પણ પ્રવેશ થઈ શકતો ન હતો અને જ્યાં શ્રીકૃષ્ણ અને અર્જુન પોતાની પત્નીઓ સાથે બિલકુલ નિઃસંકોચપણે બેઠા હતા, ત્યાં સંજય જરા પણ રોકટોક વિના જઈ શકે છે અને તેમની એકાંત ગોષ્ઠીમાં સામેલ પણ થઈ શકે છે. આ પ્રસંગ જ સિદ્ધ કરે છે કે તેનો પણ શ્રીકૃષ્ણ તથા અર્જુન સાથેનો અત્યંત નિખાલસ પ્રેમભર્યો સંબંધ હતો.

સંજય ભગવાનના પ્રેમી તો હતા જ, તેને ભગવાનના વાસ્તવિક સ્વરૂપનું પણ બરાબર જ્ઞાન હતું. તેણે આગળ ઉપર મહર્ષિ વેદવ્યાસજી, દેવી ગાંધારી તથા મહાત્મા વિદુરની હાજરીમાં ધૃતરાષ્ટ્રને શ્રીકૃષ્ણનો મહિમા કહી સંભળાવ્યો તથા તેમને સમસ્ત લોકના સ્વામી તરીકે ઓળખાવ્યા. તે સાંભળી ધૃતરાષ્ટ્રે તેને પૂછ્યું કે, 'શ્રીકૃષ્ણ સાક્ષાત્ ઈશ્વર છે એ વાત તમે કેવી રીતે જાણી શક્યા અને હું તેમને એ રૂપે કેમ નથી ઓળખી શકતો?' તેના જવાબમાં સંજયે વેદવ્યાસજીની ઉપસ્થિતિમાં એ વાતનો સ્વીકાર કર્યો કે, 'મેં જ્ઞાનદૃષ્ટિથી શ્રીકૃષ્ણને ઓળખ્યા છે, જ્ઞાન વિના કોઈ તેમના વાસ્તવિક સ્વરૂપને જાણી ન શકે.' આટલું જ નહીં, તેમણે એ પણ કહ્યું કે, 'હું ક્યારેય કપટનો આશ્રય લેતો નથી, કોઈ મિથ્યા ધર્મનું આચરણ કરતો નથી તથા ધ્યાનયોગ દ્વારા મારું અંતઃકરણ શુદ્ધ થઈ ગયેલ છે, તેથી મને શ્રીકૃષ્ણના સ્વરૂપનું જ્ઞાન થયેલ છે.' ત્યાર બાદ ખુદ વેદવ્યાસજીએ સંજયની પ્રશંસા કરતા કહ્યું કે, 'આને પુરાણપુરુષ શ્રીકૃષ્ણના સ્વરૂપનું બરાબર જ્ઞાન છે, તેથી તમે જો તેની વાત સ્વીકારશો તો તમને જન્મ-મરણના મહાન ભયથી મુક્ત કરાવી દેશે.' સંજય જ્ઞાની હોવાનું આનાથી મોટું પ્રમાણ બીજું કયું હોઈ શકે? ત્યાર બાદ ધૃતરાષ્ટ્રે સંજયને પૂછ્યું, 'ભાઈ! મને કોઈ એવો નિર્ભય માર્ગ બતાવો કે જે પર ચાલીને હું ભગવાન શ્રીકૃષ્ણને જાણી શકું અને તેમના પરમપદને પ્રાપ્ત કરી શકું?' સંજયે તેને કહ્યું કે, 'ઇન્દ્રિયોને જીત્યા વિના કોઈ પણ વ્યક્તિ પરમાત્માને પામી ન શકે અને ઇન્દ્રિયો તો ભોગોના ત્યાગથી જ જીતી શકાય છે. પ્રમાદ, હિંસા અને ભોગ એ ત્રણનો ત્યાગ એ જ જ્ઞાનપ્રાપ્તિનું સાધન છે, તેના ત્યાગ વિના પરમપદની પ્રાપ્તિ સંભવિત નથી.' અંતે સંજયે ભગવાન શ્રીકૃષ્ણના કેટલાંક નામોની સુંદર વ્યાખ્યા ધૃતરાષ્ટ્રને કહી સંભળાવી. આ પરથી સંજયના શાસ્ત્રજ્ઞાનનો પણ ખ્યાલ આવે છે.

જ્યારે બંને તરફથી યુદ્ધની પૂરી તૈયારીઓ થઈ ગઈ, અને બંને પક્ષોની સેનાઓ કુરુક્ષેત્રના મેદાનમાં સામસામે ગોઠવાઈ ગઈ તે વખતે મહર્ષિ વેદવ્યાસજીએ સંજયને દિવ્ય દૃષ્ટિનું વરદાન આપી, ધૃતરાષ્ટ્રને કહ્યું કે, 'રાજન્! આ સંજય તમને યુદ્ધનું સઘળું વૃત્તાંત કહી સંભળાવશે. આખાયે યુદ્ધક્ષેત્રમાં કોઈ એવી વાત નહીં હોય કે જે તેનાથી છૂપી રહી શકે. એ દિવ્યદૃષ્ટિથી સંપન્ન અને સર્વજ્ઞ થઈ જશે. પ્રત્યક્ષ કે પરોક્ષ, દિવસે કે રાત્રે થનાર બધી જ ઘટનાઓ તેમજ કોઈએ મનમાં વિચારેલી વાતની પણ તેને જાણ થઈ જશે. એટલું જ નહીં, કોઈ અસ્ત્ર-શસ્ત્ર તેને સ્પર્શી નહીં શકે, પરિશ્રમથી તેને થાક નહીં લાગે

અને યુદ્ધની વચ્ચેથી પણ એ સહીસલામત બહાર આવશે.'

બસ, એ જ સમયથી ભગવાન વેદવ્યાસજીની કૃપાથી સંજયને દિવ્ય દૃષ્ટિ પ્રાપ્ત થઈ ગઈ. તેઓ ત્યાં જ બેઠા બેઠા યુદ્ધનો સઘળો વૃત્તાંત પ્રત્યક્ષની જેમ જાણીને યથાવત્ ધૃતરાષ્ટ્રને સંભળાવતા રહેતા. માઈલોના વિસ્તારવાળા કુરુક્ષેત્રના મેદાનમાં જ્યાં અઢાર અક્ષૌહિણી સેના આપસમાં ટકરાઈ રહી હતી ત્યાં કયો યોદ્ધો, ક્યાં, કોની સામે લડી રહેલ છે, તે કયા વખતે કોના પર કયા કયા અને કેટલાં અસ્ત્રોનો પ્રયોગ કરે છે, કેટલી વખત કેટલા વ્યૂહ બદલાતા રહે છે તેમજ કોણ કઈ રીતે શત્રુના પ્રહારથી કુશળતાપૂર્વક પોતાની જાતને બચાવે છે, તેનું કેવું રૂપ છે અને કેવાં વાહન છે - એ બધી જ વાતો તેઓ જાણી લેતા હતા. શ્રીમદ્ ભગવદ્ગીતાનો ઉપદેશ પણ જે પ્રકારે શ્રીકૃષ્ણે અર્જુનને આપ્યો તે બધો જ તેમણે કાનોકાન સાંભળ્યો (ગીતા ૧૮/૭૪-૭૫). ફક્ત સાંભળ્યો જ નહીં, ઉપદેશ આપતી વખતે ભગવાનની જેવી મુખમુદ્રા હતી, જે ભાવ-ભંગી હતી તથા તેમનું જે રૂપ હતું તે પણ તેને પ્રત્યક્ષની જેમ જ દેખાતું હતું. એટલું જ નહીં, જે સમયે ભગવાને અર્જુનને પોતાનું વિશ્વરૂપ બતાવ્યું, જેને અગાઉ કોઈએ જોયું ન હતું અને જેના વિશે સ્વયં ભગવાને તેને કહ્યું કે, 'વેદના અધ્યયનથી, યજ્ઞોથી, દાનથી, કર્મથી કે ઉગ્ર તપસ્યાથી પણ કોઈ બીજું આ રૂપનું દર્શન પામી ન શકે' (ગીતા ૧૧/૪૮). એ વખતે સંજયે પણ એ રૂપને એ રીતે જ જોયું કે જે રીતે અર્જુન જોઈ રહ્યા હતા. ત્યાર પછી જ્યારે ભગવાને પોતાના એ વિશ્વરૂપને સંકેલી અર્જુનને પોતાના ચતુર્ભુજ સ્વરૂપના દર્શન કરાવ્યાં કે જેનું દર્શન ભગવાને દેવતાઓ માટે પણ દુર્લભ બતાવેલ છે તથા જેના વિશે તેમણે એમ કહ્યું છે કે, 'તપ, દાન કે યજ્ઞથી પણ આ દર્શન પ્રાપ્ત કરી શકાતું નથી.' (ગીતા ૧૧/૫૩), ત્યારે એ દિવ્ય ઝાંખીનું દર્શન મહાભાગ સંજયને હસ્તિનાપુરમાં બેઠાં બેઠાં જ સુલભ બની ગયું. એ જ પ્રસંગે ભગવાને અર્જુનને એમ પણ કહ્યું હતું કે, 'કેવળ અનન્ય ભક્તિથી જ મારા આ સ્વરૂપનાં દર્શન પામી શકાય છે' (ગીતા ૧૮/૫૪). આ પરથી સહેજે અનુમાન કરી શકાય છે કે સંજય ભગવાનના અનન્ય ભક્ત હતા, જેથી તેને ભગવાનના એ દિવ્ય સ્વરૂપનાં દર્શન પ્રાપ્ત થયાં. ગીતાનો ઉપદેશ સમાપ્ત થયા પછી પણ સંજયને માટે એ રૂપની સ્મૃતિ અલૌકિક આનંદની સામગ્રી બની રહી. તેમણે પોતે જ એ ઉલ્લાસભરી સ્થિતિનું વર્ણન કરતા કહ્યું છે,

**રાજન્સંસ્મૃત્ય સંસ્મૃત્ય સંવાદમિમમદ્ભુતમ્ ।**
**કેશવાર્જુનયોઃ પુણ્યં હૃષ્યામિ ચ મુહુર્મુહુઃ ॥**
**તચ્ચ સંસ્મૃત્ય સંસ્મૃત્ય રૂપમત્યદ્ભુતં હરેઃ ।**
**વિસ્મયો મે મહાન્ રાજન્હૃષ્યામિ ચ પુનઃપુનઃ ॥***

(ગીતા ૧૮/૭૬-૭૭)

આ પરથી એ સિદ્ધ થાય છે કે તેમને શ્રીકૃષ્ણ અને અર્જુન પર જે શ્રદ્ધા અને પ્રેમ હતાં, તે વિવેકપૂર્વકના હતાં, કારણ કે તે તેમના યથાર્થ પ્રભાવને જાણતા હતા. તેમણે યુદ્ધ પહેલાં

* હે રાજન્! ભગવાન શ્રીકૃષ્ણ અને અર્જુનના આ રહસ્યયુક્ત, કલ્યાણકારક અને અદ્ભુત સંવાદને સંભારી-સંભારીને હું વારંવાર હરખાઉં છું. હે રાજન્! શ્રીહરિના એ અત્યંત વિલક્ષણ રૂપને પણ સંભારી-સંભારીને મારા ચિત્તમાં મહાન આશ્ચર્ય થાય છે અને હું વારંવાર હરખાઉં છું.

જ પાંડવોના વિજયને ઘોષિત કરતાં કહી દીધું હતું કે,

**યત્ર યોગેશ્વરઃ કૃષ્ણો યત્ર પાર્થો ધનુર્ધરઃ।**
**તત્ર શ્રીર્વિજયો ભૂતિર્ધ્રુવા નીતિર્મતિર્મમ ॥***
(ગીતા ૧૮/૭૮)

યુદ્ધ સમાપ્ત થયા બાદ કેટલાક દિવસ યુધિષ્ઠિર સાથે રહીને જ્યારે ધૃતરાષ્ટ્ર અને ગાંધારી વન તરફ જવા લાગ્યા, ત્યારે સંજય પણ તેઓની સાથે થઈ ગયા. જંગલમાં પણ તેમણે પોતાના સ્વામીની સર્વપ્રકારે સેવા કરી અને જ્યારે ધૃતરાષ્ટ્ર, દેવી ગાંધારી અને કુન્તીને દાવાગ્નિએ ઘેરી લીધા, ત્યારે તેમની જ આજ્ઞાથી વનવાસી મુનિઓને તેમના દેહત્યાગના સમાચાર આપવા માટે તેમને છોડીને આશ્રમમાં પાછા આવ્યા અને પછી ત્યાંથી હિમાલય તરફ જતા રહ્યા. આ રીતે સંજયનું જીવન એક મહાન જીવન હતું. તેમના ચરિત્રમાંથી આપણને એ બોધ મળે છે કે મનુષ્ય ગમે તે વર્ણ અથવા જાતિનો હોય, ભગવાનની કૃપાથી તે મહાન બની શકે છે.



## ભગવાન વેદવ્યાસ

ભગવાન વેદવ્યાસજી પરાશરના પુત્ર હતા. તેઓનો જન્મ કૈવર્તરાજની પાલકપુત્રી સત્યવતીના ગર્ભથી થયો હતો. વ્યાસજી એક અલૌકિક શક્તિસંપન્ન મહાપુરુષ હતા. તેઓ એક મહાન કારક (કાવ્યકર્તા-લેખક) વિભૂતિ હતા. લોકોની ધારણાશક્તિને ક્ષીણ થતી જોઈ તેમણે એક જ વેદમાંથી ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ અને અથર્વવેદ-એમ ચાર વિભાગ કર્યા અને એક એક સંહિતા પોતાના એક એક શિષ્યને ભણાવી દીધી. એ એક એક સંહિતામાંથી પછી અનેક શાખાઓ બની. આ રીતે તેઓના પ્રયત્નથી વૈદિક વાઙ્મયનો અનેક રીતે વિસ્તાર થયો. વ્યાસ શબ્દનો અર્થ જ થાય છે વિસ્તાર. વેદોનો વિસ્તાર તેમનાથી જ થયો, તેથી તેઓ વેદવ્યાસના નામથી પ્રસિદ્ધ થયા. તેમનો જન્મ એક દ્વીપમાં થયો હતો અને તેમનો વર્ણ શ્યામ હતો તેથી લોકો તેમને કૃષ્ણદ્વૈપાયન પણ કહેતા. બદરીવનમાં રહેવાને કારણે તેમનું એક નામ બાદરાયણ પણ પડ્યું. અઢાર પુરાણો અને મહાભારતની રચના તેમના દ્વારા જ થઈ અને ઉપનિષદોના તત્ત્વને સંક્ષેપમાં સમજાવવા માટે તેમણે બ્રહ્મસૂત્રોનું નિર્માણ કર્યું, જેના પર અલગ અલગ આચાર્યોએ વિવિધ ભાષ્યો લખી પોતપોતાના અલગ મત સ્થાપ્યા. તેમના દ્વારા રચવામાં આવેલ 'વ્યાસ સ્મૃતિ' નામે એક અલગ ગ્રંથ પણ જોવા મળે છે. આ રીતે ભારતીય વાઙ્મય તેમજ હિન્દુ સંસ્કૃતિ પર વ્યાસજીનું ઘણું જ મોટું ઋણ છે. શ્રુતિ સ્મૃતિ પુરાણોક્ત સનાતન ધર્મના તેઓ પ્રધાન વ્યાખ્યાતા ગણાય છે. હિન્દુ પ્રજા તેમના ઋણમાંથી ક્યારેય મુક્ત નહીં થઈ શકે. જ્યાં સુધી હિન્દુ જાતિ અને ભારતીય સંસ્કૃતિનું અસ્તિત્વ રહેશે ત્યાં સુધી ઈતિહાસમાં વ્યાસજીનું નામ અમર રહેશે. તેમને વિશ્વના એક મહાન પથ-પ્રદર્શક અને શિક્ષક તરીકે ઓળખવામાં આવે છે. એથી જ તેમને 'જગત્‌ગુરુ'નું ગૌરવવંત પદ પ્રાપ્ત થયેલ છે. અષાઢ સુદી પૂનમ (ગુરુ

* હે રાજન્! જ્યાં યોગેશ્વર ભગવાન શ્રીકૃષ્ણ છે અને જ્યાં ગાંડીવધારી અર્જુન છે, ત્યાં જ શ્રી, વિજય, વિભૂતિ તેમજ અચળ નીતિ છે - એવો મારો મત છે.

પૂર્ણિમા)ના દિવસે આસ્તિક હિન્દુ ગૃહસ્થો તેમનું પૂજન કરે છે. તેમણે જ ભગવાન શ્રીકૃષ્ણના અમર ઉપદેશને મહાભારત સંહિતામાં ગ્રથિત કરી જગતને મહાન ગ્રંથની ભેટ આપી.

મહર્ષિ વેદવ્યાસજી ત્રિકાલદર્શી તેમજ ઈચ્છાગતિ હતા. તેઓ પ્રત્યેકના મનની વાત જાણી લેતા અને ઈચ્છા કરતાં જ જ્યાં જવા ઈચ્છે ત્યાં પહોંચી શકતા. તેઓ જન્મતાંની સાથે જ પોતાની માતાની આજ્ઞા લઈ વનમાં તપ કરવા જતા રહ્યા. જતી વખતે માતાને કહેતા ગયા કે, 'તમને જ્યારે પણ મારી આવશ્યકતા ઊભી થાય ત્યારે મને યાદ કરજો, હું એ જ સમયે તમારી સમક્ષ હાજર થઈ જઈશ.'

પાંડવો જ્યારે વિદુરજીની બતાવેલી યુક્તિ પ્રમાણે લાક્ષાભવનમાંથી ભાગી છૂટ્યા અને એકચક્રા નગરીમાં રહેવા લાગ્યા તે દિવસો દરમિયાન એક વાર વ્યાસજી તેમને મળવા માટે તેમની પાસે ગયા અને પ્રસંગવશાત્ તેમને દ્રૌપદીના પૂર્વજન્મની કથા સંભળાવી એમ કહ્યું કે, 'એ કન્યા પહેલેથી જ તમારા માટે નિર્મિત છે.' આ વાત સાંભળી પાંડવોને અત્યંત પ્રસન્નતા અને ઉત્સુકતા થઈ અને તેઓ દ્રુપદકુમારીના સ્વયંવરમાં ભાગ લેવા માટે પાંચાલ નગરી તરફ આગળ વધ્યા. ત્યાં જઈ જ્યારે અર્જુને સ્વયંવરની શરત પૂરી કરી અને માતા કુન્તીની આજ્ઞાથી પાંચેય ભાઈઓ દ્રૌપદી સાથે લગ્ન કરવા તૈયાર થયા, ત્યારે દ્રુપદે તે સામે વિરોધ વ્યક્ત કર્યો. એ વખતે વ્યાસજી ત્યાં આવી પહોંચ્યા અને તેમણે દ્રુપદને દ્રૌપદીના પૂર્વજન્મની કથા સંભળાવી, જેથી તેઓ પોતાની કન્યાના લગ્ન પાંચેય ભાઈઓ સાથે કરવા ખુશીથી સંમત થઈ ગયા.

મહારાજ યુધિષ્ઠિરે જ્યારે ઈન્દ્રપ્રસ્થમાં રાજસૂય યજ્ઞ કર્યો, ત્યારે પણ વેદવ્યાસજી યજ્ઞમાં સમ્મિલિત થવા માટે પોતાના શિષ્ય-મંડળ સહિત પધાર્યા હતા. યજ્ઞ સમાપ્ત થતાં તેઓ યુધિષ્ઠિરની પાસે આવ્યા અને વાતચીતમાં તેમણે તેને કહ્યું કે આજથી તેર વર્ષ પછી ક્ષત્રિયોનો મહાસંહાર થશે, જેમાં દુર્યોધનના અપરાધથી તમે નિમિત્ત બનશો.

* * *

પાંડવોનું સર્વસ્વ છીનવીને તથા તેઓને બાર વર્ષના લાંબા ગાળા માટે વનમાં ધકેલીને પણ દુર્યોધનને સંતોષ ન થયો. તે પાંડવોને વનમાં જ મારી નાખવાની યોજના વિચારવા લાગ્યો. પોતાના મામા શકુનિ, કર્ણ તથા દુઃશાસનની સાથે મસલત કરી તેણે ચુપચાપ પાંડવો પર આક્રમણ કરવાનો નિશ્ચય કર્યો અને સૌ અસ્ત્ર-શસ્ત્રથી સજ્જ થઈ રથો પર આરૂઢ થઈ વન તરફ આગળ વધ્યા. તેમના આ કાવતરાનો ખ્યાલ વ્યાસજીને પોતાની દિવ્યદૃષ્ટિથી આવી ગયો. તેઓ તરત દુર્યોધનની પાસે આવ્યા અને તે સૌને આવા ઘોર દુષ્કર્મ કરતાં અટકાવ્યા. પછી ધૃતરાષ્ટ્ર પાસે જઈ તેને સમજાવતાં કહ્યું કે, 'તમે પાંડવોને જુગારમાં હરાવીને વનમાં મોકલી આપ્યા છે તે બરાબર નથી કર્યું, તેનું પરિણામ સારું નહીં આવે. જો તમે તમારું પોતાનું અને તમારા પુત્રોનું કલ્યાણ ઈચ્છતા હો તો હજી પણ ચેતી જાઓ. ભલા, આ કેવી વાત કે દુરાત્મા દુર્યોધન રાજ્યના લોભથી પાંડવોની હત્યા કરવા તૈયાર થયો છે. હું ચેતવણી આપું છું કે તમારા લાડકા દીકરાને આ કાર્યથી રોકો. એ ચુપચાપ ઘેર બેસી રહે. જો તે પાંડવોને મારી નાખવાનો પ્રયત્ન કરશે તો તેને પોતાને જ પોતાના પ્રાણ ખોવા પડશે. જો તમે તમારા પુત્રમાં રહેલી દ્વેષબુદ્ધિ હટાવવાનો પ્રયત્ન નહીં

કરો તો મહાન અનર્થ થઈ જશે. મારો અભિપ્રાય તો એ છે કે દુર્યોધન એકલો વનમાં જઈ પાંડવોની સાથે રહે. શક્ય છે કે પાંડવોના સત્સંગથી તેનામાં રહેલ દ્વેષભાવ દૂર થઈ પ્રેમભાવ જાગૃત થઈ જાય, પરંતુ તેમ થવું તેને માટે અઘરું છે, કારણ કે જન્મજાત સંસ્કાર બદલાવા સહજ નથી. જો તમે કુરુવંશીઓની રક્ષા અને તેમનું જીવન ઇચ્છતા હો તો તમારા પુત્રોને કહો કે તેઓ પાંડવોની સાથે સુમેળ કરી લે.' વ્યાસજીએ ધૃતરાષ્ટ્રને એમ પણ કહ્યું કે, 'થોડી જ વારમાં મહર્ષિ મૈત્રેયજી અહીં આવશે. તેઓ તમારા પુત્રોને પાંડવો સાથે સુલેહ કરી લેવા ઉપદેશ આપશે, તેઓ જે કહે તે તમારે લોકોએ વગરવિચાર્યે કરવું જોઈએ. જો તેમની વાત નહીં સ્વીકારો તો તેઓ ક્રોધવશ શાપ આપી બેસશે.' પરંતુ દુષ્ટ દુર્યોધને તેમની વાત પણ ન સ્વીકારી અને પરિણામે તેને મહર્ષિ મૈત્રેયના કોપભાજન બનવું પડ્યું.

વ્યાસજી ત્રિકાલદર્શી તો હતા જ, તેમનું સામર્થ્ય પણ અદ્ભુત હતું. જ્યારે પાંડવો વનમાં રહેતા હતા ત્યારે એક વાર તેમણે તેઓની પાસે જઈને યુધિષ્ઠિર દ્વારા અર્જુનને સ્મૃતિ-વિદ્યાનો ઉપદેશ આપ્યો, જેથી તેનામાં દેવદર્શનની શક્તિ આવી ગઈ. એટલું જ નહીં તેઓએ સંજયને દિવ્યદૃષ્ટિ આપેલી, જેના પ્રભાવથી તેને યુદ્ધની બધી બાબતોનું જ્ઞાન થયું. ઉપરાંત તેનામાં ભગવાનના વિશ્વરૂપ તથા દેવદુર્લભ ચતુર્ભુજ રૂપના દર્શનની યોગ્યતા પણ આવી ગઈ અને તે સાક્ષાત્ ભગવાનના મુખારવિંદથી ભગવદ્ગીતાનો દિવ્ય ઉપદેશ સાંભળી શક્યા, જેને તે સમયે અર્જુન સિવાય અન્ય કોઈ સાંભળી શક્યું ન હતું. જેના પ્રભાવથી સંજયમાં આટલી બધી યોગ્યતા આવી ગઈ તે દિવ્યદૃષ્ટિ પ્રદાન કરનાર મહર્ષિ વેદવ્યાસજીનું સામર્થ્ય કેટલું હશે તેનું આપણે અનુમાન પણ ન કરી શકીએ. આખરે તેઓ ભગવાન નારાયણની કળારૂપ જ હતા.

* * *

એક વાર જ્યારે ધૃતરાષ્ટ્ર અને ગાંધારી વનમાં રહેતા હતા અને મહારાજ યુધિષ્ઠિર પણ પોતાના રાજ-પરિવાર સાથે તેઓને મળવા ગયા હતા તે વખતે વ્યાસજી પણ ત્યાં આવ્યા. તેમણે જોયું કે ધૃતરાષ્ટ્ર અને ગાંધારીનો પુત્રશોક હજુ દૂર થયો નથી અને કુન્તી પણ પોતાના પુત્રોના વિયોગથી દુ:ખી છે. આ રીતે તેઓને અત્યંત સંતપ્ત જોઈ, તેમણે ધૃતરાષ્ટ્રને વરદાન માગવા કહ્યું. રાજા ધૃતરાષ્ટ્રે તેમની પાસેથી એ જાણવાની ઇચ્છા વ્યક્ત કરી કે મહાભારતના યુદ્ધમાં પોતાના જે કુટુંબીઓ અને મિત્રોનો સંહાર થયો છે, તેઓની કેવી ગતિ થઈ હશે. સાથે સાથે તેણે એ બધાંને એક વાર બતાવી આપવાની પણ વ્યાસજીને પ્રાર્થના કરી. વ્યાસજીએ તેની વિનંતીનો સ્વીકાર કરી ગાંધારીને કહ્યું કે, 'આજે રાત્રે જ તમે એ સર્વ મૃત સ્વજનોને એ રીતે જ જોઈ શકશો, જે રીતે કોઈ સૂઈને ઊઠેલા મનુષ્યને જુએ.' સાયંકાળે વ્યાસજીની આજ્ઞા અનુસાર સૌ ગંગાતટ પર એકત્રિત થયાં. વ્યાસજીએ ગંગાજીના પવિત્ર જળમાં પ્રવેશ કરી પાંડવ અને કૌરવ પક્ષના જે યોદ્ધાઓ યુદ્ધમાં માર્યા ગયા હતા તે સૌને સાદ પાડી બોલાવ્યા. એ જ વખતે જળમાંથી એવો કોલાહલ સંભળાવા લાગ્યો કે જેવો યુદ્ધ સમયે બંને સેનાઓ એકઠી થવાથી કુરુક્ષેત્રના મેદાન પર થયો હતો. ત્યાર પછી ભીષ્મ અને દ્રોણને આગળ કરી બધા જ રાજાઓ અને રાજકુમારો કે જેઓ યુદ્ધમાં વીરગતિ પામ્યા હતા તે સૌ એકાએક જળમાંથી

બહાર આવતા દેખાયા. યુદ્ધ સમયે જે વીરનો જેવો વેશ હતો, જેવી ધજા હતી, જે વાહન હતાં એ બધું જેમનું તેમ ત્યાં જોવામાં આવ્યું. તેઓએ દિવ્ય વસ્ત્રો અને દિવ્ય માળાઓ ધારણ કરેલી હતી. સૌના કાનમાં ચમકતાં કુંડળ શોભી રહ્યાં હતાં અને સૌનાં શરીરો અલૌકિક આભાથી ચમકી રહ્યાં હતાં. બધાં જ નિર્વૈર, નિરભિમાની અને ક્રોધથી રહિત દેખાતા હતા. ગંધર્વો તેઓના યશગાન કરી રહ્યા હતા અને બંદીજનો સ્તુતિ કરી રહ્યા હતા. એ વખતે વ્યાસજીએ ધૃતરાષ્ટ્રને પણ દિવ્યદૃષ્ટિ પ્રદાન કરી, જેથી તે એ યોદ્ધાઓને સારી રીતે જોઈ શકે. એ અદ્‌ભુત અને રોમાંચકારી દૃશ્ય હતું. હાજર રહેલા સૌ લોકોએ નિર્નિમેષ નેત્રે એ સઘળું દૃશ્ય નિરખ્યું. ત્યાર પછી પ્રકટ થયેલા એ સર્વ વીરો ક્રોધ અને વેરભાવ છોડીને પોતપોતાના સંબંધીઓને યથાયોગ્ય મળ્યા. આ રીતે આખી રાત પ્રેમીઓનું આ સ્નેહમિલન ચાલુ રહ્યું. પછી એ બધા વીરો જે રીતે આવ્યા હતા, એ જ રીતે ભાગીરથીના જળમાં પુનઃપ્રવેશ કરી ગયા અને પોતપોતાના લોકમાં ચાલ્યા ગયા. એ વખતે વ્યાસજીએ જે સ્ત્રીઓના પતિદેવો વીરગતિને પામ્યા હતા, તે બધીને સંબોધન કરીને કહ્યું, ‘આપમાંથી જે કોઈ પોતાના પતિના લોકમાં જવા ઈચ્છતી હોય, તે ગંગાજીમાં ડૂબકી લગાવે.’ વ્યાસજીનું એ વચન સાંભળી એ સઘળી સ્ત્રીઓ ગંગાજીના જળમાં પ્રવેશી અને મનુષ્યશરીર છોડી પોતપોતાના પતિના લોકને પ્રાપ્ત થઈ. એમના પતિદેવો જે પ્રકારે દિવ્ય વસ્ત્રાલંકારોથી સુસજ્જિત થઈને આવ્યા હતા, એ જ રીતે દિવ્ય વસ્ત્રાભૂષણો ધારણ કરીને તથા વિમાનમાં બેસીને પોતાના અભીષ્ટ સ્થાનમાં પહોંચી ગઈ.

આ તરફ રાજા જનમેજયે વૈશમ્પાયનજી પાસેથી જ્યારે આ અદ્‌ભુત વૃત્તાન્ત સાંભળ્યું ત્યારે તેના મનમાં કુતૂહલ થયું અને તેણે પણ પોતાના સ્વર્ગવાસી પિતા મહારાજ પરીક્ષિતના દર્શન કરવાની ઈચ્છા વ્યક્ત કરી. એ વખતે વ્યાસજી ત્યાં ઉપસ્થિત હતા. તેમણે રાજાની ઈચ્છા પૂર્ણ કરવા માટે તરત જ પરીક્ષિતને ત્યાં બોલાવી આપ્યા. જન્મેજયે યજ્ઞાન્ત સ્નાનના અવસર પર પોતાની સાથે પોતાના પિતાને પણ સ્નાન કરાવ્યું અને ત્યાર બાદ પરીક્ષિત ત્યાંથી જતા રહ્યા. આ રીતે મહર્ષિ વેદવ્યાસજીએ પોતાના અલૌકિક સામર્થ્યને પ્રકાશિત કર્યું. મહર્ષિ વેદવ્યાસજી વાસ્તવમાં એક અદ્‌ભુત શક્તિસંપન્ન મહાપુરુષ હતા. મહાભારતના રચયિતા એ મહર્ષિના પુનિત ચરણોમાં મસ્તક નમાવી આ લેખને સમાપ્ત કરીએ છીએ.



## મહાભારતનો મહિમા

મહાભારતનું ભારતીય વાઙ્મયમાં ઘણું ઊંચું સ્થાન છે. આને પાંચમો વેદ પણ કહે છે. આનો વિદ્વાનોમાં વેદો જેટલો આદર છે. આમાં અર્થ, ધર્મ, કામ અને મોક્ષ - ચારેય પુરુષાર્થોનું નિરૂપણ કરવામાં આવ્યું છે. ધર્મમાં તો ઘણું કરીને બધાંય અંગોનું આમાં વર્ણન છે. વર્ણાશ્રમધર્મ, રાજધર્મ, આપદ્ધર્મ, દાનધર્મ, શ્રાદ્ધધર્મ, સ્ત્રીધર્મ, મોક્ષધર્મ વગેરે વિવિધ ધર્મોનું શાંતિપર્વ તેમજ અનુશાસનપર્વમાં શ્રીભીષ્મ દ્વારા ઘણું વિશદ વર્ણન કરવામાં આવ્યું છે. ભગવદ્‌ગીતા જેવો અનુપમ ગ્રંથ, જેને આખો સંસાર આદરની દૃષ્ટિએ જુએ છે અને જેને આપણે વિશ્વસાહિત્યનો

સર્વોત્તમ ગ્રંથ કહીએ તો પણ કોઈ અતિશયોક્તિ નહીં થાય, એ આ મહાભારતના ભીષ્મપર્વમાં છે. જ્ઞાન, કર્મ અને ભક્તિનું એક જ સ્થળે જેવું સુંદર વિવેચન ગીતામાં છે, એવું બીજે કદાચ જ મળશે. ભગવદ્દગીતા સ્વયં ભગવાનની દિવ્ય વાણી રહી એટલે! આમ, કોઈ પણ બાજુથી આપણે મહાભારત પર દૃષ્ટિપાત કરીએ છીએ, એને આપણે પરમ ઉપયોગી જાણીએ છીએ. મહાભારતની બાબતમાં સ્વયં વ્યાસજીએ કહ્યું છે—

**અષ્ટાદશપુરાણાનિ ધર્મશાસ્ત્રાણિ સર્વશઃ ।**
**વેદાઃ સાઙ્ગાસ્તથૈકત્ર ભારતં ચૈકતઃ સ્થિતમ્ ॥**
**યથા સમુદ્રો ભગવાન્ યથા હિ હિમવાન્ ગિરિઃ ।**
**ખ્યાતાવુભૌ રત્નનિધી તથા ભારતમુચ્યતે ॥**
**ઈદં ભારતમાખ્યાનં યઃ પઠેત્ સુસમાહિતઃ ।**
**સ ગચ્છેત્ પરમાં સિદ્ધિમિતિ મે નાસ્તિ સંશયઃ ॥**
**યો ગોશતં કનકશૃઙ્ગમયં દદાતિ**
**વિપ્રાય વેદવિદુષે સુબહુશ્રુતાય ।**
**પુણ્યાં ચ ભારતકથાં સતતં શૃણોતિ**
**તુલ્યં ફલં ભવતિ તસ્ય ચ તસ્ય ચૈવ ॥**

(મહા૦ સ્વર્ગા૦ ૫/૪૬, ૬૫-૬૬, ૬૮)

'અઢાર પુરાણો, સઘળાં ધર્મશાસ્ત્રો (સ્મૃતિગ્રંથો) તથા વ્યાકરણ, જ્યોતિષ, છન્દઃશાસ્ત્ર, શિક્ષા, કલ્પ તેમજ નિરુક્ત – આ છયે અંગો સહિતના ચારેય વેદો -- આ બધું મળીને એક બાજુ અને એકલું મહાભારત એક બાજુ. એટલે કે વેદ-વેદાંગ, પુરાણ અને ધર્મશાસ્ત્રોના અધ્યયનથી જે જ્ઞાન પ્રાપ્ત થાય છે, એ એકલા મહાભારતના અધ્યયનથી પ્રાપ્ત થઈ શકે છે. જે રીતે ભગવાન સમુદ્ર અને હિમાલયપર્વત બેયને રત્નોના આકર કહેવામાં આવ્યા છે, એ જ રીતે આ મહાભારત-ગ્રંથ પણ ઉપદેશ-રત્નોની ખાણ કહેવાયો છે. એકાગ્ર મનથી જે આ મહાભારત ઈતિહાસનો પાઠ કરે છે, એ મોક્ષરૂપી પરમ સિદ્ધિ પામે છે, મને એમાં જરાય સંદેહ નથી. જે માણસ વેદજ્ઞ અને અનેક શાસ્ત્રોના જાણકાર બ્રાહ્મણોને સોને મઢેલાં શિંગડાંવાળી સો ગાય દાન કરે છે, એને તેમજ જે સદાય મહાભારતની પુણ્યમયી કથા સાંભળે છે, એને એકસરખું ફળ મળે છે.'

જે મહાભારતનો સ્વયં વેદવ્યાસજીએ આવો મહિમા ગાયો છે, એનું સંસારમાં મનોયોગપૂર્વક જેટલું પણ પઠન-પાઠન થશે, એટલું જ જગતનું કલ્યાણ થશે.

મહાભારત વાંચવા-સાંભળવાનો અધિકાર મનુષ્યમાત્રને છે. કોઈ ગમે તે સમુદાય કે જાતિનો કેમ ન હોય, એ મહાભારતનું અધ્યયન કરીને એમાં આવેલા ઉત્તમોત્તમ ઉપદેશોને અધિકાર અનુસાર આચરણમાં મૂકીને પોતાનું કલ્યાણ કરી શકે છે. મહાભારતની રચના કરવા પાછળ વેદવ્યાસજીનું મુખ્ય ઉદ્દેશ્ય એ જ હતું કે સ્ત્રીઓ, શૂદ્ર અને પતિત વગેરે પણ, જેમને શાસ્ત્ર વેદ વાંચવાની આજ્ઞા નથી આપતા, વેદોના મહત્ત્વપૂર્ણ જ્ઞાનથી વંચિત ન રહી જાય. આ જ અભિપ્રાયથી ઉપર મહાભારતના માહાત્મ્યના શ્લોકોમાં એ વાત કહેવામાં આવી છે કે એકલું મહાભારત વાંચી લેવાથી જ વેદ, વેદાંગ, પુરાણ તેમજ ધર્મશાસ્ત્રોનું જ્ઞાન થઈ શકે છે. આનાથી વેદોને હલકા જણાવવાનું ગ્રંથકારને અભીષ્ટ નથી. વાસ્તવમાં મહાભારતમાં જે કંઈ કહેવામાં આવ્યું છે, એનો આધાર તો આપણા સર્વમાન્ય વેદ અને સ્મૃતિઓ જ છે. વેદો અને સ્મૃતિઓનું જ તાત્પર્ય સરળ તેમજ રોચક પદ્ધતિથી મહાભારતમાં વર્ણવાયેલું છે.

મહાભારત એક ઉચ્ચકોટિનું કાવ્ય તો છે જ, એ ખરો ઈતિહાસ પણ છે. એ નવલકથાઓની જેમ કપોલકલ્પિત અથવા અતિશયોક્તિભર્યો

નથી. જે મહર્ષિ વેદવ્યાસજીની આપેલી દિવ્યદૃષ્ટિ પામીને સંજય હસ્તિનાપુરમાં બેઠાં બેઠાં જ કુરુક્ષેત્રમાં થતા યુદ્ધની નાનામાં નાની ઘટનાઓ જ નહીં, પણ ભગવાનનું તત્ત્વ, પ્રભાવ તેમજ રહસ્ય તથા બીજાના મનની વાત સુદ્ધાં જાણવા માટે સમર્થ થઈ શક્યા, એ જ મહર્ષિની વાણીમાં પ્રમાદ, અસત્ય તેમજ અતિશયોક્તિ વગેરેની કલ્પના પણ ન કરવી જોઈએ. એ ત્રિકાલજ્ઞ તથા સર્વ રીતે રાગ-દ્વેષ વિનાના છે. મહાભારતના કલેવરની બાબતમાં પણ લોકો અનેક પ્રકારની કલ્પનાઓ કર્યા કરે છે; પણ આ બાબતમાં મૂળ ગ્રંથને જ આપણે પ્રમાણ માનવો. મહાભારતમાં જ આની શ્લોકસંખ્યા એક લાખ જણાવવામાં આવી છે. વિદ્યા-બુદ્ધિના નિધિ સ્વયં શ્રીગણેશજીએ આને લખ્યો હતો. અને પૂરા ત્રણ વર્ષે આ ગ્રંથ તૈયાર થયો હતો. પછી આ ગ્રંથ વિશે એવી શંકા કરવી કે આ સંપૂર્ણ ગ્રંથ વેદવ્યાસજીનો લખેલો છે કે નહિ, એ ક્યાં સુધી યુક્તિસંગત છે?



## સાંપ્રત સમયની ચેતવણી

**બહુત ગઈ થોરી રહી, નારાયન! અબ ચેત ।**
**કાલ ચિરૈયા ચુગ રહી નિસિદિન આયૂ ખેત ॥**
**કાલ કરૈ સો આજ કર, આજ કરૈ સો અબ ।**
**પલમેં પરલૈ હોયગી, બહુરિ કરૈગો કબ ॥**
**કબિરા નૌબત આપની દિન દસ લેહુ બજાય ।**
**યહ પુર પટ્ટન યહ ગલી બહુરિ ન દેખૌ આય ॥**
**ચલતી ચાકી દેખ કૈ દિયા કબીરા રોય ।**
**દો પાટન બિચ આય કૈ સાબિત બચા ન કોય ॥**
**દો બાતન કૂઁ યાદ રખ, જો ચાહૈ કલ્યાન ।**
**નારાયન એક મૌત કૂઁ, દૂજે શ્રીભગવાન ॥**

ભગવાન શ્રીકૃષ્ણે ગીતામાં કહ્યું છે -

**અનિત્યમસુખં લોકમિમં પ્રાપ્ય ભજસ્વ મામ્ ॥**

(ગીતા - ૯/૩૩ : ઉત્તરાર્ધ)

'તું સુખ વિનાનું અને ક્ષણભંગુર આ મનુષ્ય- શરીર પામીને નિરંતર મને જ ભજ.'

આ મનુષ્યજીવન ક્ષણભંગુર અને દુ:ખરૂપ છે. આજે આપણે જેને સાજોસારો અને હૃષ્ટપુષ્ટ જોઈએ છીએ તેના વિશે આપણે આવતી કાલે સાંભળીએ છીએ કે અચાનક તેના હૃદયની ગતિ બંધ પડી ગઈ અને તેની જીવનલીલા સમાપ્ત થઈ ગઈ. આપણે જીવનમાં અનેક પ્રકારના મનોરથ સેવીએ છીએ, જમીન-આસમાનને એક કરવાનો પ્રયત્ન કરીએ છીએ પરંતુ મૃત્યુનો ક્રૂર પંજો અચાનક વીંઝાય છે અને આપણા મનની મહેલાતને ઢાળી દે છે અને આપણી બધી યોજનાઓ એમની એમ જ રહી જાય છે. જીવનની તુલનામાં મૃત્યુ જ વધુ નિશ્ચિત છે. આપણે કેટલા દિવસ જીવીશું એ કોઈ નથી બતાવી શકતું, પરંતુ આપણું મૃત્યુ તો નિશ્ચિત જ છે. જે જન્મ્યું છે તે અવશ્ય મરવાનું છે. કોઈ કવિએ કહ્યું છે –

**નૌ દ્વારે કા પીંજરા, તામેં પંછી પૌન ।**
**રહને કો આચરજ હૈ, ગએ અચંભા કૌન ॥**

શ્વાસ આવ્યો, આવ્યો ને ન આવ્યો! એનો શો ભરોસો છે? થોડોક તાવ આવ્યો, ન્યૂમોનિયા થઈ ગયો ને ચાલતા થયા! જરાક ફોડલી થઈ, તેમાં ઝેર પેદા થયું અને તે ઝેર આખા શરીરમાં ફેલાઈને આપણા મૃત્યુનું કારણ બની ગયું! બાળકોથી માંડીને વૃદ્ધો સુદ્ધાંની આ દશા છે. વૃદ્ધજનો તો આમ છતાં રોગના હુમલાને થોડાક દિવસ સહન કરતા જોવામાં આવે છે, પણ આજકાલના નવયુવાનોની તો એવી હાલત છે

કે દશ દિવસ આંતરિયો તાવ આવ્યો કે ખેલ ખલાસ! આજકાલ એવાં મોત જોવા અને સાંભળવામાં આવે છે કે જેમને જોઈ અને સાંભળીને રુવાડાં ઊભાં થઈ જાય છે, હૈયું હચમચી ઊઠે છે. કોઈનાં છ મહિના પહેલાં લગ્ન થયાં હતાં; તો કોઈ પોતાનાં ઘરડાં મા-બાપનો એકનો એક દીકરો હતો, તેમની આંખનું રતન હતું. તેમના જીવનનો એકમાત્ર સહારો હતો. વળી, આજકાલ તો મૃત્યુ પહેલાં કરતાં વધુ સુલભ થઈ ગયું છે. ક્યાંક પૂર આવ્યું અને ગામોનાં ગામો એકી સાથે તણાઈ ગયાં, લોકો સૂતા ને સૂતા જ રહી ગયા. એક ધરતીકંપ થયો અને તેનાથી આખાય શહેરનો વિનાશ થઈ ગયો. શહેરમાં કૉલેરા ફેલાયો, દરરોજ સેંકડો માણસો મરવા લાગ્યાં. કોઈવાર રણચંડી ભયાનક રૂપ ધારણ કરીને મનુષ્યોનો સંહાર કરે છે, તો કોકવાર દરરોજ હજારો સ્ત્રી-પુરુષો ભૂખની આગથી તડપી-તડપીને મરે છે. જેના પર આપણે આટલો ગર્વ કરીએ છીએ, આટલા ફુલાઈએ છીએ, જેના બળ ઉપર આપણે કોઈને કંઈ પણ ગણતા નથી, પેઢીઓનો પ્રબંધ કરીએ છીએ આપણા તે જીવનની આ દશા છે! છતાં પણ આપણે ચેતતા નથી. જેને શાસ્ત્રોએ દેવ-દુર્લભ ગણાવ્યું છે તેવા આપણા અમૂલ્ય જીવનને આપણે ક્ષણિક વિષય-સુખોની પાછળ ફોગટમાં નષ્ટ કરી રહ્યા છીએ. આપણો પ્રત્યેક શ્વાસ એટલો અમૂલ્ય છે કે આપણે લાખ રૂપિયા આપીને પણ તેને ખરીદી નથી શકતા. આવા અમૂલ્ય નિધિને આપણે આળસ-પ્રમાદ, મોજ-શોખ, એશ-આરામ અને ભોગ-વિલાસમાં ગુમાવી રહ્યા છીએ, કહોને કે હીરાને કોડીના ભાવે વેચી રહ્યા છીએ. આનાથી અધિક આપણી બીજી શી મૂર્ખતા હશે?

આ જીવન અનિત્ય અને ક્ષણભંગુર છે એટલું જ નહિ, તે દુઃખરૂપ પણ છે. આપણે જ્યાં નજર દોડાવીએ છીએ ત્યાં આપણને દુઃખ જ દુઃખ નજરે પડે છે. બાળપણથી માંડીને મૃત્યુ સુધી દુઃખનું એકચક્રી સામ્રાજ્ય છે. જન્મ, મૃત્યુ, વૃદ્ધાવસ્થા અને વ્યાધિએ આપણને ચારે બાજુથી જકડી રાખ્યા છે. જન્મમાં દુઃખ, મૃત્યુમાં દુઃખ, વૃદ્ધત્વમાં દુઃખ અને વ્યાધિ તો દુઃખરૂપ છે જ. જન્મતાં જ, બલકે એમ જ કહો ને કે માતાના ગર્ભમાં આવતાં જ આ જીવને દુઃખો ચારે બાજુથી ઘેરી વળે છે. આ જીવ જ્યાં સુધી માતાના ઉદરમાં રહે છે ત્યાં સુધી ભયંકર કષ્ટ અનુભવતો રહે છે. તે ચારે બાજુ માંસ-મજ્જા, કફ-રુધિર, મળ-મૂત્ર વગેરે દૂષિત તેમ જ દુર્ગંધયુક્ત પદાર્થોથી ઘેરાયેલો રહે છે; હાલી-ચાલી શકતો નથી, પગ ઉપર અને માથું નીચે રાખીને તે સંકોચાઈને પડ્યો રહે છે; સુખેથી શ્વાસ પણ લેવા પામતો નથી. વિભિન્ન પ્રકારનાં કૃમિ અને કીટાણુ તેની કોમળ ત્વચાને ચટકા ભરતાં રહે છે. માતા જો ભૂલેચૂકે કોઈ ક્ષારયુક્ત કે ગરમ ચીજ ખાઈ લે તો તેથી ગર્ભમાં રહેલા બાળકની ત્વચા બળવા લાગે છે. તે આ બધાં કષ્ટ ચુપચાપ સહન કરતું રહે છે. તે સમયે કોઈ તેની કશી પણ સહાય નથી કરી શકતું. વળી, તેને પૂર્વજન્મોનું સ્મરણ જાગૃત થતાં તેની પણ સતામણી થાય છે એ તો અલગ! આ રીતે તે અત્યંત દુઃખી થઈને પોતાનું ગર્ભસ્થ જીવન વિતાવે છે. ગર્ભમાંથી બહાર નીકળતી વખતે પણ તેને ઘોર યાતના થાય છે, તે ચેતનાશૂન્ય થઈ જાય છે. તે વખતે કેટલાંક બાળકો તો તે કષ્ટ સહન ન કરી શકવાના કારણે પ્રાણ ત્યજી દે છે. મરણવેળાનું દુઃખ પણ આપણે વારંવાર જોઈએ જ છીએ; તે વખતે મનુષ્યની કેવી

અસહાય દશા થઈ જાય છે! તેના રોમરોમમાંથી નિરાશા ટપકે છે; તે કેવા કષ્ટથી પ્રાણ છોડે છે! જે ઘર-જમીન, પત્ની-પુત્ર, ધન-દોલતને તેણે ભારે મમતાથી પાળ્યાં-પોષ્યાં હતાં, પોતાના પ્રાણથી પણ અધિક માન્યાં હતાં અને જેમના રક્ષણ માટે પોતે જાતજાતનાં કષ્ટ ભોગવ્યાં હતાં, લોક-પરલોકની પણ પરવા કરી ન હતી, જેમની પાછળ પોતે કોણ જાણે કેટલાંયના જીવ દુભાવ્યા હતા, કેટલાંયના હક છીનવ્યા હતા, કેટલાંય સાથે વેર બાંધ્યું હતું, કેટલાંય ઉપર કાનૂની દાવા માંડ્યા હતા તેમને અચાનક જ વિવશ બનીને ત્યજી દેવામાં કેટલું મોટું કષ્ટ અનુભવવું પડે છે એ તો મરનારો જ જાણે છે. આપણે બધાએ પૂર્વજન્મોમાં આ કષ્ટનો અનુભવ કર્યો છે અને આ જીવનનો અંત આવતાં આપણામાંના મોટા ભાગનાઓએ ફરીથી કરવો પડશે. ઘડપણનાં દુઃખ પણ આપણાથી છાનાં નથી. વૃદ્ધાવસ્થામાં મનુષ્યની બધી ઈન્દ્રિયો શિથિલ થઈ જાય છે, દૃષ્ટિ મંદ પડી જાય છે, કાનોથી બરાબર સંભળાતું નથી, ચામડી સંકોચાઈ જાય છે, દાંત વિદાય લે છે, સહાય વગર ચાલવું મુશ્કેલ બની જાય છે, ઘરનાં માણસો અનાદર કરવા લાગે છે, બુદ્ધિ પણ બહેર મારી જાય છે અને જાતજાતની ચિંતાઓ ઘેરી વળે છે. વ્યાધિનો તો કોઈ ને કોઈ રૂપે થોડો- ઘણો અનુભવ આપણને છે જ. આપણા શાસ્ત્રકારોએ આ શરીરને 'વ્યાધિઓનું ઘર' જ કહ્યું છે - **'શરીરં વ્યાધિમન્દિરમ્ ।'** ભગવાનના અવતારો અને કારક પુરુષો સિવાયનાં મોટે ભાગે બધાંએ વધતે-ઓછે અંશે વ્યાધિઓનો શિકાર થવું પડે છે. મોટા-મોટા મહાત્માઓ અને લોકોપકારી વ્યક્તિઓનો પણ વ્યાધિઓથી છુટકારો નથી થતો. સ્વસ્થમાં સ્વસ્થ અને બળવાનમાં બળવાન મનુષ્યે પણ તેમની આગળ નમવું પડે છે. આ રીતે આપણે જોઈએ છીએ કે જીવનમાં ચારે તરફ દુઃખની જ બોલબાલા છે.. જેને આપણે સુખ માનીએ છીએ તે પણ દુઃખભર્યું, પરિણામે દુઃખદાયી અને ખરેખર દુઃખરૂપ જ છે.* વિયોગ તો બધાંની સાથે જોડાયેલો જ છે. જે વસ્તુના સમાગમથી આપણને સુખની અનુભૂતિ થાય છે તે જ તેનો વિયોગ થવાથી દુઃખનું કારણ બની જાય છે. પત્ની-પુત્ર, ધન-સન્માન, પદ-પ્રતિષ્ઠા, એશ-આરામ — એ બધાંના આ જ હાલ છે. એકલા ધનની જ વાત કરીએ. ધનના ઉપાર્જનમાં કષ્ટ પડે છે, તેનું રક્ષણ કરવામાં કષ્ટ સહેવું પડે છે, તેને વધારવામાં પણ કષ્ટોનો સામનો કરવો પડે છે, તેનો અનિચ્છાપૂર્વક ત્યાગ કરવામાં — ખર્ચ કરવામાં પણ કષ્ટ થાય છે અને તેનો નાશ થવાથી, તેના ચાલ્યા જવાથી તો કષ્ટ થાય જ છે. રાજા જો તેને પડાવી લે — દંડ અથવા કરરૂપે લઈ લે, ચોર ચોરી જાય, અગ્નિ બાળી નાખે, પાણી વહાવીને લઈ જાય

★ મહર્ષિ પતંજલિ કહે છે -

પરિણામતાપસંસ્કારદુઃખૈર્ગુણવૃત્તિવિરોધાચ્ચ દુઃખમેવ સર્વં વિવેકિનઃ । (યોગદર્શન : ૨/૧૫)

(૧) પ્રત્યેક સુખનું પરિણામ દુઃખદાયી હોય છે. (૨) તે ઉપરાંત, પ્રત્યેક સુખમાં તારતમ્ય તો હોય જ છે; આવી સ્થિતિમાં થોડા સુખીને બીજાનું વધુ સુખ જોઈને સ્વાભાવિક જ ઈર્ષ્યા થાય છે અને ઈર્ષ્યા દુઃખરૂપ જ છે. (૩) એટલું જ નહિ, જે સુખ મળ્યા બાદ નષ્ટ થઈ જાય છે તેનું સ્મરણ ઘણું દુઃખદાયક હોય છે - તેને યાદ કરી-કરીને મનુષ્ય ઘણો દુઃખી થાય છે. (૪) વળી, કોઈ પણ વ્યક્તિ સુખ-દુઃખ વગરની હોતી નથી, પ્રત્યેકમાં દુઃખ અવશ્યપણે ભળેલું હોય છે. (૫) આ સિવાય, સુખી મનુષ્ય પણ સાત્ત્વિક, રાજસ અને તામસ વૃત્તિઓના સંઘર્ષને લીધે દુઃખી રહેતો હોય છે. - આ પાંચ કારણોથી વિવેકશીલ મનુષ્ય બધું દુઃખમય જ જુએ છે.

અથવા તેને સલામત સ્થિતિમાં છોડીને આપણે જ આ સંસારથી વિદાય લેવી પડે – પ્રત્યેક સ્થિતિમાં આપણને પુષ્કળ દુઃખ થશે.

હવે પ્રશ્ન એ થાય છે કે આ દુઃખથી બચવાનો ઉપાય શો છે? શાસ્ત્રો કહે છે કે વિષયોનો સ્વેચ્છાપૂર્વક ત્યાગ કરવામાં જ સુખ છે. ભોગબુદ્ધિથી વિષયોનો સંગ્રહ દુઃખનું મૂળ છે. આપણે ભ્રમવશાત્ વિષયોમાં સુખ માની લીધું છે. ખરેખર તો જેની પાસે વિષયોનો જેટલો વધુ સંગ્રહ છે તે તેટલો જ વધુ દુઃખી છે અને જે જેટલો અપરિગ્રહી છે તે તેટલો જ સુખી છે. ધનની ત્રણ ગતિ માનવામાં આવી છે – દાન, ભોગ અને નાશ. આપણાં શાસ્ત્રોએ દાનને જ ધનની સર્વોત્તમ ગતિ માન્યું છે, એ જ ધનનો સર્વશ્રેષ્ઠ અને સાચો ઉપયોગ છે. ધનના રક્ષણનો પણ સર્વોત્તમ ઉપાય દાન જ છે. તે જ ધન સુરક્ષિત છે કે જેને આપણે બીજાંઓની સેવામાં, ભગવાનની સેવામાં વાપરીએ છીએ. ધનનો નાશ એક ને એક દિવસ અવશ્ય થવાનો છે - પછી ભલે આપણે તેને ભોગો માટે ખરચીને નષ્ટ કરીએ, બીજાંઓ તેને હડપ કરી લે, સરકાર કરરૂપે લઈ લે અથવા આપણે જ તેને છોડીને સંસારથી વિદાય લઈ લઈએ. દરેક સ્થિતિમાં આપણો તેનાથી વિયોગ થવાનો જ. ધનને અક્ષય બનાવવાનો, સ્થાયી બનાવવાનો એકમાત્ર ઉપાય તેને ભગવાનની સેવામાં, જનતા-જનાર્દનની સેવામાં અથવા દરિદ્ર-નારાયણની સેવામાં ખરચવામાં જ છે. સાચી વાત તો એ છે કે આપણું બધું ધન ભગવાનનું છે. ધનનાં અધિષ્ઠાત્રી દેવી - લક્ષ્મીદેવી તેમનાં અર્ધાંગિની છે, ચરણસેવિકા છે, તેમને સૌથી અધિક સુખ ભગવાનના ચરણ-પ્રદેશમાં જ મળે છે. તેથી તેઓ ભગવાનના ચરણ છોડીને બીજે ક્યાંય જવા ઇચ્છતાં નથી, તેમની સાથે હંમેશાં જોડાયેલાં રહે છે. આવી સ્થિતિમાં પ્રત્યેક ધનવાનનું કર્તવ્ય છે કે તે લક્ષ્મીને માતા સમજીને ભગવાનના ચરણોમાં જ નિયુક્ત કરે અને તેમના પ્રસાદરૂપે જ વિષયોનું શરીરનિર્વાહમાત્રની દૃષ્ટિએ સેવન કરે. ભગવાનની વસ્તુનો ભગવાનની સેવામાં વિનિયોગ નહિ કરીને જે તેને કેવળ પોતાની કામનાના ઉપભોગમાં લે છે તે તો અપરાધી છે, દંડને પાત્ર છે. પંચ મહાયજ્ઞનો પણ આ જ આશય છે. ભગવાને પણ ગીતામાં કહ્યું છે -

**યજ્ઞશિષ્ટાશિનઃ સન્તો મુચ્યન્તે સર્વકિલ્બિષૈઃ ।**
**ભુઞ્જતે તે ત્વઘં પાપા યે પચન્ત્યાત્મકારણાત્ ॥**

(શ્રીમદ્‌ભગવદ્‌ગીતા - ૩/૧૩)

'યજ્ઞમાંથી વધેલા અન્નને આરોગનારા શ્રેષ્ઠ પુરુષો સર્વ પાપોથી મુક્ત થઈ જાય છે અને જે પાપીઓ પોતાના શરીરના પોષણ માટે જ અન્ન રાંધે છે, તેઓ તો પાપને જ ખાય છે.'

આગળ જતાં આવા લોકોને ભગવાને 'અઘાયુ' અર્થાત્ પાપજીવી કહ્યા છે અને તેમનું સંસારમાં જીવવું ફોગટ ગણાવ્યું છે -

**અઘાયુરિન્દ્રિયારામો મોઘં પાર્થ સ જીવતિ ॥**

(શ્રીમદ્‌ભગવદ્‌ગીતા - ૩/૧૬ : ઉત્તરાર્ધ)

ભગવતી શ્રુતિ પણ કહે છે -

**કેવલાઘો ભવતિ કેવલાદી ।** (ઋ. ૧૦/૧૧૭/૬)

'માત્ર પોતે ખાનાર કેવળ પાપને ખાય છે.'

પરંતુ જો આવું ન થઈ શકે, આપણે આ બધું ભગવાનનું છે એમ ન માની શકીએ, તો પછી કંઈ નહિતો આપણી આવકનો, આપણી સંપત્તિનો છઠ્ઠો ભાગ તો ભગવાનની સેવામાં, ધર્મકાર્યોમાં અવશ્ય વાપરીએ. આ આપણાથી જ થઈ શકે તેમ છે. શાસ્ત્રોએ ધર્મને પાંગળો કહ્યો છે, તે આપણો ચલાવ્યો જ ચાલી શકે

છે. તે રાજાની જેમ આપણી પાસેથી જોહુકમીથી કર વસૂલ કરી શકતો નથી. આપણા માટે જરૂરી છે કે આપણે ભોગો માટે ધનને પાણીની જેમ વાપરીએ છીએ, લગ્ન-વિવાહ તથા અન્ય સામાજિક કાર્યોમાં બેફામ ખર્ચ કરીએ છીએ, કીર્તિ મેળવવા અથવા પદ વગેરે સ્વરૂપે સરકારની પ્રસન્નતા મેળવવા માટે મોટી-મોટી રકમો ફંડ-ફાળારૂપે આપીએ છીએ તથા સરકારી અમલદારોને મોટીમોટી પાર્ટીઓ આપીએ છીએ - એવું ન કરતાં પોતાની આવકનો અથવા સંપત્તિનો ઓછામાં ઓછો છઠ્ઠો ભાગ લોકભલાઈનાં કાર્યોમાં આપીએ, પોતાના વ્યવસાયના ઘણા વિભાગોમાંથી એક વિભાગને અથવા એક જ વિભાગ હોય તો તેના એક હિસ્સાને લોકસેવા ટ્રસ્ટના રૂપમાં ફેરવી દઈએ કે જેથી તેની બધી જ આવક લોકકલ્યાણનાં કાર્યોમાં ખર્ચી શકાય અને તેના પર આપણો પોતાનો હક બિલકુલ ન રહે. કહેવાની જરૂર નથી કે ઉપર્યુક્ત કાર્યો માટે ધનનો ખર્ચ કરવામાં સરકાર પણ આપણને પ્રોત્સાહન આપે છે. એની પ્રત્યક્ષ સાબિતી એ છે કે ધાર્મિક તેમ જ લોકકલ્યાણનાં કાર્યો માટેના નાણાભંડોળ પર સરકાર તરફથી ઈન્કમ-ટેક્સ વગેરે કોઈ પ્રકારનો કર લેવામાં આવતો નથી. આજકાલ ઈન્કમ-ટેક્સ વગેરે કરમાંથી બચવા માટે આપણા ઘણા વેપારી ભાઈઓ જૂઠ-કપટનો આશરો લેતા જોવા મળે છે. આ રીતે અન્યાયપૂર્વક લાખો રૂપિયા બચાવવામાં આવે છે, તેવું ન કરતાં લોકકલ્યાણ અર્થે ટ્રસ્ટ બનાવીને તે ધન લોકકલ્યાણ માટે ખરચવું જોઈએ, પોતાનાં અંગત કામોમાં તો બિલકુલ નહિ. આ રીતે લોકકલ્યાણનાં કાર્યોમાં જે કંઈ ખરચવામાં આવશે તે ધન અક્ષય બની જશે. આપણે ભોગબુદ્ધિથી જે ધન એકઠું કરીએ છીએ તે તો આપણા મરણ પછી અહીં જ પડ્યું રહેવાનું છે, તેમાંથી એક પાઈ પણ આપણી સાથે નહિ આવી શકે, એક સોય પર પણ આપણો અધિકાર નહિ રહે. પરંતુ ધર્મ માટે આપણે જે કંઈ ખર્ચીશું તે પરલોકમાં પણ આપણને પ્રાપ્ત થશે. આપણે જો કોઈ ફળની અપેક્ષાથી આમ કરીશું તો મૃત્યુ પછી આપણને સ્વર્ગાદિ લોકની પ્રાપ્તિ થશે, કે જ્યાંનાં સુખ અહીંનાં સુખોની તુલનામાં કેટલાય ગણાં અધિક છે; અને જો ભગવત્સેવાની ભાવનાથી, ભગવાન અર્થે અથવા ભગવાનને અર્પણ કરવાની ભાવનાથી કે નિષ્કામભાવથી લોકકલ્યાણનાં કાર્યોમાં આપણે ધનનો વ્યય કરીશું તો તે આપણા કલ્યાણનું પરમ સાધન બની જશે – આપણે જન્મમરણના બંધનમાંથી હંમેશ માટે મુક્ત થઈને ભગવાનમાં વિલીન થઈ જઈશું અથવા ભગવાનના પરમ ધામમાં પહોંચી જઈશું, કે જ્યાં અક્ષય સુખનો વાસ છે અને દુઃખનો અંશમાત્ર પણ નથી. ભગવાને ગીતામાં પણ કહ્યું છે–**સ્વલ્પમપ્યસ્ય ધર્મસ્ય ત્રાયતે મહતો ભયાત્॥** (ગીતા - ૨/૪૦ : ઉત્તરાર્ધ) ધર્મના નિમિત્તે જે કંઈ નિષ્કામભાવે ખર્ચવામાં આવે છે તે વીમારક્ષિત બની જાય છે - તેને ચોર ચોરી શકતા નથી, ડાકૂ લૂંટી શકતા નથી, રાજા છીનવી શકતો નથી અને અન્યાયી હડપ કરી શકતો નથી. પરંતુ આપણે અજ્ઞાની જીવો ચોરી, લૂંટ, રાજદંડ, આગ વગેરે ઉપદ્રવો – એ બધું જ સહી લઈએ છીએ પણ સ્વેચ્છાપૂર્વક ધર્મનો દંડ નથી સ્વીકારતા. કોઈએ કહ્યું છે -

**અગિન પલીતા રાજદઁડ, ચોર મૂસ ધન ખાય।**
**ઈતના તો દઁડ નર સહૈ, હરિદઁડ સહા ન જાય॥**

દાન માટે આમ તો ઘણા માર્ગ છે, પરંતુ સાંપ્રત સમયમાં સૌથી વધુ આવશ્યકતા આપણા

આ દેશમાં ભૂખ્યાંઓને ભોજન, વસ્ત્રહીનોને વસ્ત્ર તથા રોગીઓને ઔષધ આપવાની, જિજ્ઞાસુઓ અને વિદ્યાર્થીઓને ગીતા-રામાયણ વગેરે સદ્ગ્રંથોના વિતરણ દ્વારા સહાય કરવાની તથા ઘાસચારો વગેરે દ્વારા ગાયોની સેવા કરવાની છે. આજે દેશના કેટલાક ભાગોમાં અન્નની ઘણી ભારે અછત જોવા મળે છે. અન્ન વિના હાહાકાર મચેલો છે. આપણી નજર સામે દરરોજ હજારોની સંખ્યામાં આપણા જેવાં આપણાં ભાઈ-બહેનો અને બાળકો ભૂખનાં માર્યાં કમોતે મરી રહ્યાં છે. ક્યાંક તો શિયાળવાં અને કૂતરાંઓ તેમને જીવતે જીવ ચૂંથી ખાતાં સાંભળવામાં આવે છે અને તેઓ તેમનાથી પોતાને બચાવી શકતાં નથી. ભૂખની ભયાનક યાતનાથી બચવા લોકો ગળાટૂંપો ખાઈને તથા રેલવેના પાટાઓ ઉપર સૂઈ જઈને મરતાં જોવા-સાંભળવામાં આવે છે. માતાઓ પોતાનાં બાળકોને ત્યજી દે છે. કેટલીક જગ્યાએ તો લોકો ભૂખના દુઃખથી ત્રાસી જઈને પોતાની ઉંમરલાયક દીકરીઓને વેચી રહ્યાં છે. કલકત્તા વગેરે શહેરોમાં લોકો રસ્તાઓ ઉપર કણસતાં નજરે પડે છે. નબળાઈને કારણે તેઓ હાલીચાલી પણ નથી શકતાં. આવાં કરુણ દશ્યો જોઈને પથ્થરનું હૈયું પણ પીગળી જાય છે. આપણી માતાઓ અને બહેનો પાસે લાજ ઢાંકવા માટે પણ વસ્ત્ર નથી અને ભૂખથી કંગાળ સ્ત્રીપુરુષો જાતજાતના રોગોનો શિકાર થઈ રહ્યાં છે. આ સમયે આપણા ધનવાન ભાઈઓનું સૌથી મોટું કર્તવ્ય છે – પોતાનાં દુઃખી ગરીબ ભાઈઓને ખુલ્લા હાથે મદદ કરવી, તેમને મોતના મોઢામાં જતાં બચાવવાં, અન્નહીનો માટે અન્નની, વસ્ત્રહીનો માટે વસ્ત્રની, રોગીઓ માટે ઔષધની અને વિદ્યાર્થીઓ માટે વિદ્યાભ્યાસની વ્યવસ્થા કરવી તથા જે લોકો દાન લેવા માગતાં ન હોય તેમના માટે સસ્તા અનાજની દુકાનો ખોલવી.

ગો-વંશ ઉપર પણ આ સમયે આપણા દેશમાં મોટું સંકટ છે. આપણા દેશની દૂધ આપતી જુવાન ગાયો, વાછરડાં તથા બળદોની દરરોજ હજારોની સંખ્યામાં આપણી સામે જ કતલ થાય છે અને આપણે આ બધું પોતાની નજરે જોઈને પણ તેનો કશો જ પ્રતિકાર નથી કરતા. ઘણીબધી ગાયો તો ઘાસચારાના અભાવે મરી રહી છે. આપણું કર્તવ્ય છે કે આપણે તેમના માટે ઘાસચારાની સુયોગ્ય વ્યવસ્થા કરીએ અને એ રીતે તેમના વધતા જતા વિનાશને રોકવાનો પ્રયત્ન કરીએ. ગો-ધન આપણું સૌથી મોટું ધન છે – તેનાથી આપણાં ધર્મ-કર્મ, બધું ચાલે છે તથા આપણાં શરીરોનું પોષણ થાય છે. ગાયો અને બળદો વિના આપણું જીવવું મુશ્કેલ બની જશે. આવી સ્થિતિમાં પ્રત્યેક ભારતવાસીનું એ કર્તવ્ય થઈ પડે છે કે તે ગાયોના રક્ષણ માટે તન, મન અને ધનથી કટિબદ્ધ બની જાય. પ્રત્યેક ભારતીય ગૃહસ્થે પોતે કષ્ટ વેઠીને પણ ઓછામાં ઓછી એક ગાય તો પોતાના ઘરમાં અવશ્ય રાખવી. જે જમાનામાં ભારતમાં ગાયો અધિક પ્રમાણમાં હતી તે જમાનામાં આપણો આ ભારત દેશ સુખસમૃદ્ધિથી સભર હતો. અહીં દૂધ-દહીંની જાણે નદીઓ વહેતી હતી. જે માખણ અને ઘીનાં દર્શન પણ આજે આપણને દુર્લભ થઈ રહ્યાં છે તેને ભગવાન શ્રીકૃષ્ણ પોતાની બાલ્યાવસ્થામાં વાંદરાઓમાં પણ લૂંટાવતા હતા. એક નંદબાબાને ત્યાં જ નવ લાખ ગાયો હતી; અને એક-એક રાજા લાખ-લાખ ગાયોનું દાન કરતા હતા. આપણા ગોધનનો આજે જે ભયંકર વિનાશ દષ્ટિગોચર થાય છે તે આપણા જ પ્રમાદનું દુષ્પરિણામ છે. હવે તો આપણે ચેતી જવું

જોઈએ અને આ લૂંટાતા ધનને બચાવવાનો પ્રયત્ન કરવો જોઈએ.

પ્રાચીન સમયમાં લોકો ગાયોનું રક્ષણ કરવા માટે મોટાંમોટાં કષ્ટ વેઠવા માટે તત્પર રહેતા હતા, ગાયોના પ્રાણ બચાવવા માટે પોતાના પ્રાણોનું પણ બલિદાન કરવામાં ખચકાતા ન હતા. મહારાજ દિલીપની ગોભક્તિ અને અર્જુનનું ગોરક્ષાવ્રત આનાં જ્વલંત ઉદાહરણો છે. રાજા દિલીપ ચક્રવર્તી સમ્રાટ હતા. ગુરુ વસિષ્ઠની આજ્ઞાથી તેમની નંદિની ગાયની સેવાની જવાબદારી તેમણે પોતાના માથે લીધી હતી. આટલા મોટા સમ્રાટ હોવા છતાં પણ તેમને ગો-સેવા કરવામાં શરમ આવી નહિ. તેને ચરાવવા માટે તેઓ પોતે તેને જંગલમાં લઈ જતા અને ઈષ્ટદેવીની જેમ જ તેની સેવામાં ચિત્ત પરોવેલું રાખતા. તેઓ તે બેસતી તો બેસતા, તે ઊભી થતી તો પોતે પણ ઊભા થતા; તે ભરપેટ ચારો ચરી લે પછી જ પોતે પોતાની ભૂખ શમાવતા અને તેને પાણી પાયા પછી જ પોતે પાણી પીતા હતા. એક દિવસ નંદિનીએ હર્યાભર્યા ઘાસથી સુશોભિત હિમાલયની ગુફામાં પ્રવેશ કર્યો. તે સમયે તેના હૃદયમાં જરા જેટલો પણ ભય ન હતો. રાજા દિલીપ હિમાલયના સુંદર શિખરની શોભા નિહાળી રહ્યા હતા. એટલામાં જ એક સિંહ આવીને નંદિની ઉપર બળપૂર્વક ચઢી બેઠો. રાજાને તે સિંહના આવવાના પગરવ સુદ્ધાંની પણ જાણ થઈ નહિ. સિંહના સકંજામાં સપડાયેલી નંદિનીએ દયાપાત્ર સ્વરમાં ખૂબ જોરથી બરાડો પાડ્યો. રાજાએ તરત જ પર્વત પરથી પોતાની નજર હટાવીને ગાયના બરાડવાનું કારણ જાણવા માગ્યું. તેમણે જોયું કે એક ભયંકર સિંહ ગાય પર તૂટી પડ્યો છે અને તે એનાથી ભયભીત થઈને બરાડી રહી છે. રાજાએ તરત પોતાનું ધનુષ્ય ઉઠાવ્યું અને તેના પર બાણ સાધીને તે સિંહ ઉપર છોડ્યું. પરંતુ રાજાના બાણની સિંહ ઉપર કોઈ પણ અસર ન થઈ. તેમણે સિંહ ઉપર જેટલાં બાણ છોડ્યાં તે બધાં જ ખાલી ગયાં. જ્યારે રાજાએ જોયું કે બીજા કોઈ ઉપાયથી ગાયનું રક્ષણ કરવાનું મુશ્કેલ છે ત્યારે તેઓ જાતે જ સિંહની સામે જઈ ઊભા અને કહેવા લાગ્યા કે 'તું આ ગાયને છોડી દે અને તેના બદલે મારા માંસથી તારી ભૂખ શાંત કર.' તે સિંહ બીજું કોઈ ન હતું, તે તો નંદિનીની માયા હતી. રાજાની પરીક્ષા કરવા માટે જ તેણે આ માયા રચી હતી. રાજાનો આ અનુપમ ત્યાગ જોઈને નંદિની પ્રસન્ન થઈ. થોડીવાર પછી રાજાએ જોયું કે ક્યાંય કશું નથી, એકલી નંદિની મજાથી ઘાસ ચરી રહી છે.

અર્જુનના ગોરક્ષા-વ્રતની વાત પણ પ્રસિદ્ધ છે. દેવી દ્રૌપદીની બાબતમાં દેવર્ષિ નારદના ઉપદેશ અનુસાર પાંડવોમાં પરસ્પર એવું નક્કી થયું હતું કે દ્રૌપદી વારાફરતી પાંચે ભાઈઓ સાથે રહેશે અને જે સમયે તે એક ભાઈની સાથે એકાન્તમાં હશે તે સમયે બીજો કોઈ ભાઈ જો તેમના ઓરડામાં જશે તો તેણે બાર વર્ષ સુધી બ્રહ્મચર્ય પાળીને વનમાં વસવું પડશે. એક સમયની વાત છે. કેટલાક લુટારા એક બ્રાહ્મણની ગાય ચોરીને લઈ જઈ રહ્યા હતા. બ્રાહ્મણે આવીને અર્જુન સમક્ષ પોકાર નાખ્યો. તે સમયે અર્જુનનાં ધનુષ્યબાણ મહારાજ યુધિષ્ઠિરના ઓરડામાં હતાં, કે જેઓ તે સમયે દ્રૌપદીની સાથે એકાંતમાં હતા. અર્જુન ધર્મસંકટમાં પડી ગયા. જો તેઓ શસ્ત્ર લેવા માટે યુધિષ્ઠિરના ઓરડામાં જાય છે તો નિયમભંગ થાય છે કે જેના દંડ સ્વરૂપે તેમણે બાર વર્ષનો વનવાસ

ભોગવવો પડે છે; અને જો તેઓ પોતાનાં ધનુષ્ય-બાણ નથી લઈ આવતા તો બ્રાહ્મણની ગાયનું રક્ષણ નથી થઈ શકતું. તેમણે બંને બાજુના બળાબળનો વિચાર કરીને અંતે એવો નિશ્ચય કર્યો કે નિયમભંગ બદલ કઠોરમાં કઠોર દંડ ભોગવીને પણ મારે કોઈ પણ સ્થિતિમાં ગાયનું રક્ષણ કરવું જોઈએ. આવો નિશ્ચય કરીને તેઓ ચુપચાપ મહારાજ યુધિષ્ઠિરના ઓરડામાં ગયા અને પોતાનાં ધનુષ્ય-બાણ લઈ આવ્યા. બ્રાહ્મણની ગાયને લુટારુઓના હાથમાંથી છોડાવીને બ્રાહ્મણને સોંપી દીધી અને પછી સીધા જ મહારાજ યુધિષ્ઠિર પાસે આવીને નિયમભંગના દંડરૂપે બાર વર્ષ સુધી વનમાં રહેવાની તેમની પાસેથી આજ્ઞા માગી. આજ્ઞા જ માગી એમ નહિ, યુધિષ્ઠિરના સમજાવવા છતાં પણ ન રોકાયા અને વનવાસ માટે ચાલી નીકળ્યા તથા આ રીતે પોતાના માટે કઠોર દંડ સ્વીકારી લઈને પણ પોતાના ગોરક્ષા-વ્રતને નિભાવ્યું. જે દિવસોમાં આપણે ભારતવાસીઓ ગાય-માતા માટે આ રીતે પ્રાણ આપવા અને કઠોરમાં કઠોર કષ્ટ સહેવા માટે તત્પર રહેતા હતા તે દિવસોમાં આપણે આપણને ગો-રક્ષક કહી શકતા હતા. આજકાલ તો આપણે ગો-રક્ષાની ખાલી ડંફાસ મારીએ છીએ.

ગો-રક્ષા માટે એ જરૂરી છે કે આપણે ગાયો પ્રત્યેના આપણા કર્તવ્યને સમજીએ; તેમના માટે ઘાસચારો સહેલાઈથી મળી શકે તે સારુ વધારેમાં વધારે ગોચરભૂમિને મુક્ત કરાવવાનો પ્રયત્ન કરીએ; ગાયો, વાછરડાં અને બળદો કસાઈઓના હાથોમાં અને કતલખાનાંઓમાં જવા પામે નહિ તે સારુ પ્રાણપૂર્વકનો પ્રયત્ન કરીએ; ગાયોના પાલન-પોષણનું તથા તેમના સુખ-આરામનું વધુમાં વધુ ધ્યાન રાખીએ; ઘરડી તથા ઢાંઢી ગાયોના તથા વાછરડાંઓના રક્ષણનો સુયોગ્ય પ્રબંધ કરીએ, તેમ જ ગાયોની ઓલાદ સુધારવા માટે સારા-સારા સાંઢોની વ્યવસ્થા કરીએ. આ બધાં કામો માટે પુષ્કળ દ્રવ્યની સાથે સાથે ધગશ અને લગનની જરૂર છે. ધનની મદદ તો આપણા ધનિક ભાઈઓએ વિશેષરૂપે કરવી જોઈએ. વૈશ્યો માટે તો ગો-પાલન અને ગો-રક્ષા એક મુખ્ય વ્યવસાય અને ધર્મ માનવામાં આવ્યો છે. ભગવાને પણ ગીતામાં કહ્યું છે –

**કૃષિગૌરક્ષ્યવાણિજ્યં વૈશ્યકર્મ સ્વભાવજમ્ ।**

(ગીતા - ૧૮/૪૪ : પૂર્વાર્ધ)

'ખેતી, ગોપાલન અને ખરીદવા-વેચવારૂપી સત્ય વ્યવહાર – આ વૈશ્યનાં સ્વાભાવિક કર્મો છે.'

કાળવિપર્યયના કારણે અર્થાત્ સમય પલટાતાં ખેતી અને ગો-પાલન એ બે કર્મોને વૈશ્યજાતિએ એક રીતે છોડી જ દીધાં છે, વેપાર જ તેની આજીવિકાનું મુખ્ય સાધન રહેવા પામ્યું છે. ધાર્મિક દૃષ્ટિએ, આપણા વૈશ્યભાઈઓએ વેપારની જેમ ખેતી અને ગો-પાલન એ બે વ્યવસાયો પણ અપનાવવા જોઈએ, કે જેથી તેમની પણ ઉન્નતિ થાય. આપણાં શહેરોમાં લોકોને શુદ્ધ દૂધ વગેરે ગો-જન્ય પદાર્થો સહેલાઈથી મળી શકે તે માટે ડેરી ફાર્મોનું વ્યાપક રૂપમાં આયોજન કરવું જોઈએ. ધાર્મિક દૃષ્ટિની સાથોસાથ વ્યવસાયની દૃષ્ટિએ પણ જો આપણે ગો-પાલનના કાર્યને હાથમાં લઈશું તો જ ગાયોનું રક્ષણ અને તેમની વૃદ્ધિ થશે. ગો-ધન તો આપણી મુખ્ય સંપત્તિ રહી છે. પહેલાંના સમયમાં ધનવાનોનું સામર્થ્ય તેમની ગાયોની સંખ્યાના આધારે જ આંકવામાં આવતું હતું. જેની પાસે જેટલી વધુ ગાયો હોય તે તેટલો સંપન્ન મનાતો હતો. આપણે ત્યાં ભૂમિ અને ગાય - આ બે જ ઉત્પાદનનાં મુખ્ય સાધનો

મનાયાં છે. ભૂમિ અને ગાયનો પરસ્પર ઘણો ગાઢ સંબંધ પણ છે. ભૂમિ વગર ગાયોનું પાલનપોષણ થઈ શકતું નથી. આજના સમયમાં ગોચર ભૂમિની અછત ગાયોના વિનાશનું એક પ્રમુખ કારણ બની રહી છે. આ જ રીતે ગાયોની મદદ વગર ભૂમિ ફળદ્રુપ થઈ શકતી નથી. આધુનિક વિજ્ઞાનના યુગમાં પણ ગાયના છાણ જેવા અન્ય કોઈ ખાતરની શોધ આજ સુધી થઈ શકી નથી. જમીનને ખેડવા તથા તેને ખેતીયોગ્ય બનાવવા માટે પણ બળદ જ વધુ ઉપયોગી બને છે. સંસ્કૃતમાં ભૂમિનું એક નામ 'ગૌ' પણ છે, કારણ કે પૃથ્વી જ્યારે જ્યારે અત્યાચારોના ભારથી દુઃખી થાય છે ત્યારે ત્યારે તે ગાયનું રૂપ ધારણ કરીને બ્રહ્માજી આગળ પોતાનાં દુઃખ રડી સંભળાવે છે. આ રીતે ખેતી અને ગો-પાલનનો પરસ્પર અતૂટ સંબંધ છે અને એકને બીજાની મદદની અત્યંત આવશ્યકતા છે. વૈશ્યભાઈઓને પ્રાર્થના છે કે તેઓ આ બંને વ્યવસાયોને પણ પોતાના હાથમાં લઈને તેમને સમુન્નત બનાવે.

સારાંશ એ છે કે સાંપ્રત સમય લોકસેવા માટે અત્યંત ઉપયોગી છે. આપણા ધનિક સમાજે આ સોનેરી અવસરનો લાભ ઉઠાવીને પોતાની સંપત્તિનો સેવાનાં કાર્યોમાં વધુમાં વધુ ઉપયોગ કરવો જોઈએ. ધનની સાર્થકતા એમાં જ છે કે તેનો જનતા-જનાર્દનની સેવામાં ઉપયોગ કરવામાં આવે. આ તક જો હાથમાંથી ચાલી ગઈ તો પછી પસ્તાવા સિવાય અન્ય કશું પણ હાથમાં આવશે નહિ. ધનની સાથોસાથ જીવનનો પણ કોઈ ભરોસો નથી, આજે છે તો કાલે નથી. આજે જો આપણે મરી ગયા તો પછી આ ધન આપણા કયા કામમાં આવશે? તેથી આપણા જીવતાં જ તેને સત્કાર્યોમાં વાપરી નાખવું જોઈએ. કહેવાય છે - 'તરત દાન મહાપુણ્ય.' આ જ વાત બધાં ઉત્તમ કાર્યોની બાબતમાં માનવી જોઈએ. કોઈ પણ સારું કામ આવતી કાલ માટે બાકી રાખવું નહિ, તરત કરી નાખવું. તેથી જ કોઈ કવિએ કહ્યું છે –

**કાલ કરૈ સો આજ કર આજ કરૈ સો અબ।**
**પલમેં પરલૈ હોયગી બહુરિ કરૈગો કબ॥**

અમે એવા કેટલાક ધનિકોને જાણીએ છીએ કે જેમણે પરોપકાર કરવા માટે મોટી-મોટી યોજનાઓ વિચારી રાખી હતી, પરંતુ ઇચ્છા હોવા છતાં પણ તેઓ પોતાની તે યોજનાઓ પૂરી ન કરી શક્યા; તેઓ અચાનક કાળના જડબામાં ખૂંપી ગયા. મૃત્યુ પર કોઈનો વશ નથી ચાલતો. તે કોઈની વાટ જોતું નથી. તેથી શરીરમાં જ્યાં સુધી શ્વાસ છે ત્યાં સુધી આપણે તેનો લાભ લઈ લેવો જોઈએ. મર્યા પછી તો આપણે કશું જ કરી શકીશું નહિ. વર્તમાન જીવનમાં આપણે જે કંઈ કમાણી કરી લઈશું તે જ આગળ જતાં આપણા કામમાં આવશે. જો જીવનભર આપણે પાપો વહોરવામાં જ મંડ્યા રહ્યા તથા અનીતિ-અન્યાય, જૂઠ-કપટ, ચોરી અને બેઈમાનીથી ધનસંગ્રહ કરવામાં તથા ઇચ્છાનુસાર ભોગો ભોગવવામાં જ આપણે આપણાં કર્તવ્યોની ઇતિશ્રી કરી લીધી તો આપણું આ મનુષ્યજીવન તો વ્યર્થ જશે જ, વધુમાં આગળના સમય માટે આપણે ઘણાં મોટાં દુઃખોની સામગ્રી પણ તૈયાર કરતા જઈશું.

જે વાત વ્યક્તિને લાગુ પડે છે તે જ વાત સમષ્ટિને પણ લાગુ પડે છે. આજે જગતમાં ચારે બાજુએ જે હાહાકાર મચેલો છે તેનું કારણ શું છે? પાપ જ દુઃખનું મૂળ છે અને ધર્મ સુખનો પાયો છે. આપણે આજે દુઃખનાં બાહ્ય કારણો શોધીને તેમને દૂર કરવાના પ્રયત્નો કરીએ છીએ,

પણ એનાથી તો આપણાં દુઃખ ઓછાં થવાને બદલે વધતાં જ જાય છે. જ્યાં સુધી રોગનું યોગ્ય નિદાન નહિ થાય ત્યાં સુધી આપણે ભલેને કેટલાય ઉપચાર કેમ ન કરીએ, તેમાં આપણને સફળતા મળતી નથી. રોગનો નાશ કરવા માટે આપણે તેના મૂળનો નાશ કરવો પડશે. આજે જગત જે રોગમાં સપડાયું છે તેનું મૂળ પાપોની વૃદ્ધિ છે. જ્યાં સુધી પાપોનું પૂર રોકાશે નહિ ત્યાં સુધી આપણે કદી પણ વ્યાધિમુક્ત થઈ શકીશું નહિ. આથી, આપણે જો પોતાને અને સંસારને સુખી જોવા માગતા હોઈએ તો આપણે યથાશક્તિ પાપોથી બચીને ધર્મ-સંચય કરવો જોઈએ; અને તો જ આપણે અને આપણી આજુબાજુનાં લોકો સુખી રહી શકશે. ભગવાન વ્યાસે દાંડી પીટીને કહ્યું છે -

**ઊર્ધ્વબાહુર્વિરૌમ્યેષ ન ચ કશ્ચિચ્છૃણોતિ મે ।**
**ધર્માદર્થશ્ચ કામશ્ચ સ કિમર્થં ન સેવ્યતે ॥**

(મહાભારત : સ્વર્ગા૦ - ૫/૬૨)

'હું બંને હાથ ઊંચા કરીને બૂમો પાડી-પાડીને કહું છું પણ મારી વાત કોઈ સાંભળતું નથી. ભાઈઓ! ધર્મથી જ ધન અને સુખની પ્રાપ્તિ થાય છે, તો પછી તમે ધર્મનું સેવન કેમ નથી કરતા?'

પરંતુ આપણે તે ત્રિકાળદર્શી મહર્ષિઓની કલ્યાણકારી વાણીને સાંભળીને પણ વણ-સાંભળી કરી દઈએ છીએ. આપણે ઇચ્છીએ તો છીએ સુખ, પણ ચાલીએ છીએ દુઃખના માર્ગે; ઇચ્છીએ છીએ દુઃખમાંથી છૂટવાનું, પણ દુઃખનાં કારણભૂત પાપોને ગળે વળગાડેલાં રાખીએ છીએ. મહર્ષિ વ્યાસ આ જ વાત કહે છે –

**પુણ્યસ્ય ફલમિચ્છન્તિ પુણ્યં નેચ્છન્તિ માનવાઃ ।**
**ન પાપફલમિચ્છન્તિ પાપં કુર્વન્તિ યત્નતઃ ॥**

'મનુષ્યો પુણ્યનું ફળ ઇચ્છે છે, પણ પુણ્ય કરવાનું ઇચ્છતા નથી; તેઓ પાપનું ફળ ઇચ્છતા નથી, પણ પ્રયત્નપૂર્વક પાપ કરે છે.'

આ માનવદેહ આપણને ઘણાં પુણ્યોથી મળ્યો છે. એટલું જ નહિ, ભારતવર્ષ જેવો દેશ, હિંદુધર્મ જેવો ધર્મ અને કળિયુગ જેવો યુગ આપણને મળ્યાં છે. મહાત્માઓએ કળિયુગને બધા યુગો કરતાં શ્રેષ્ઠ ગણાવ્યો છે. અન્ય યુગો કરતાં આ યુગમાં બહુ જ સહેલાઈથી કલ્યાણ થઈ શકે છે. ગોસ્વામી તુલસીદાસજીએ કહ્યું છે -

**કલિજુગ સમ જુગ આન નહિં જૌં નર કર બિસ્વાસ ।**
**ગાઈ રામ ગુન ગન બિમલ ભવ તર બિનહિં પ્રયાસ ॥**

[રા.ચ.મા. ઉત્તર૦ ૧૦૩/૦ (ક)]

આવો અપૂર્વ સંયોગ મેળવીને પણ જો આપણે સાચા સુખથી વંચિત રહ્યા, અનિત્ય વિષય-સુખોમાં રમમાણ રહ્યા અને પાપોનો સંચય કરવામાં જ જો આપણે પોતાનું અમૂલ્ય જીવન ગુમાવી દીધું તો પછી આપણાથી અધિક મૂર્ખ અને કૃતઘ્ન બીજું કોણ હશે? ગોસ્વામી તુલસીદાસજીએ આવા લોકોને આત્મઘાતી કહ્યા છે. તેઓ કહે છે-

**જો ન તરૈ ભવ સાગર નર સમાજ અસ પાઇ ।**
**સો કૃત નિંદક મંદમતિ આત્માહન ગતિ જાઇ ॥**

(રા.ચ.મા. ઉત્તર૦ ૪૪/૦)

સાચું સુખ કેવળ પરમાત્મામાં છે. તેથી જેઓ સાચું સુખ ઇચ્છે છે તેમણે અન્ય બધી બાજુએથી મોં ફેરવી લઈને એકમાત્ર પરમાત્માનું જ શરણું લેવું જોઈએ, એમનામાં જ મન પરોવીને એમની જ ભક્તિ, એમની જ સેવા કરવી જોઈએ. જગતને જનાર્દન માનીને જગતની સેવા કરવી એ પણ ભગવાનની જ સેવા છે. પછી તો આપણા માટે કલ્યાણ જ કલ્યાણ છે. જે લોકો પરમાત્માથી વિમુખ રહીને વિષયોમાં જ મન જોડેલું રાખે છે તે અજ્ઞાની જીવો વિશે

તો શું કહેવું? તેમની દશા તો તે અબૂધ વિધવા બાળકી જેવી છે કે જેને પતિવિયોગના દુઃખનો કશો જ અનુભવ હોતો નથી. તે તો હંમેશની જેમ ખાવા-પીવામાં અને રમવામાં જ મસ્ત રહે છે. તેને ખબર જ રહેતી નથી કે આગળ જતાં પોતાને જીવનમાં કેવાં કેવાં કષ્ટોનો સામનો કરવો પડશે, કેવી કેવી વિપત્તિઓ વેઠવી પડશે. તેનાં માતા-પિતા, સગાં-સંબંધીઓ તેમ જ આડોશ-પાડોશનાં લોકો તેની હાલતની દયા ખાય છે, રડે-કકળે છે અને તેનાં ભાવિ કષ્ટોનો વિચાર કરતાં વલોપાત કરે છે. પરંતુ તે ભલીભોળી બાળકી તે બધાંના રોવા-કકળવાનું કારણ સમજી શકતી નથી. તેવી જ રીતે ભગવાનથી વિમુખ જીવોને જોઈને સંત-મહાત્માઓ તેમની દશાની દયા ખાય છે અને તેમને આવનારી વિપત્તિઓની સૂચના આપે છે; પરંતુ તેમ છતાં તે અજ્ઞાની જીવો ચેતતા નથી, પોતાના રંગ-રાગ, ભોગવિલાસમાં જ ભૂલેલા રહે છે. આપણે તે મહાત્મા પુરુષોની ચેતવણી પર ધ્યાન આપીને, સમય હાથમાં છે ત્યાં સુધીમાં ચેતી જવું જોઈએ, નહિ તો પછી આપણી પણ તેવી જ દશા થશે.

**કા બરષા સબ કૃષી સુખાનેં।**
**સમય ચુકેં પુનિ કા પછિતાનેં॥**

(રા.ચ.મા. બાલ૦ ૨૬૦/૩)

'બધી ખેતી સુકાઈ ગયા પછી વરસાદ શા કામનો? સમય ચૂકી ગયા પછી પસ્તાવો કરવાથી શું?'



## પરમાનંદની ખેતી

'ભાઈ, આટલે દૂર કેમ આવવાનું થયું?' સ્વાગત કર્યા પછી પંજાબમાં રહેનારા મિત્રે પૂછ્યું. રાજસ્થાનમાંથી પંજાબમાં આવવાનું કોઈ કારણ અવશ્ય હશે એ વાત તેણે સમજી લીધી હતી.

'મારે ત્યાં દુકાળ પડ્યો છે. અનાજના કણ-કણ માટે લોકો તડપી રહ્યાં છે અને કેટલાંય લોકો ભૂખને લીધે તડપી-તડપીને મૃત્યુ પામી રહ્યાં છે. વ્યાકુળ થઈને હું પરિવાર સહિત તમારી પાસે આવ્યો છું.' રાજસ્થાનના વૈશ્યે પોતાના મિત્રને સાચી વાત જણાવી દીધી. પોતાના મિત્રની પાસે ધાન્યનો ઢગલો જોઈને તે મનોમન પ્રસન્ન પણ થઈ રહ્યો હતો.

'તમે અહીં આવી ગયા એ ઘણું સારું કર્યું. આ તમારું જ ઘર છે, અહીં આનંદથી રહો.' વૈશ્યના મિત્રે ખૂબ પ્રેમથી જવાબ વાળ્યો.

'તમારે ત્યાં તો અનાજના ઢગલે-ઢગલા પડ્યા છે, પણ અમારા દેશમાં તો અન્ન કોઈ ભાગ્યશાળીને જ મળે છે. ત્યાં તો અનાજના એક-એક દાણા માટે સમડી-કાગડાની જેમ ઝપટા-ઝપટી થઈ રહી છે. તમારે ત્યાં સામટો હજારો મણનો ભંડાર જોઈને મારા જીવમાં જીવ આવ્યો છે.' વૈશ્યે પોતાની હાલત સ્પષ્ટ કરી.

'અહીં તો ભગવાનની કૃપાથી અન્નનો અભાવ નથી. એમાં આશ્ચર્યની પણ કોઈ વાત નથી. અહીં તો કોઈ પણ આવે, તેના માટે અન્નની અછત નથી. તમે તો અમારા મિત્ર છો, અહીં તો બધું તમારું જ છે. અહીં આવ્યા એ તમે ઘણું સારું કર્યું.' મિત્રે કહ્યું. તે ચતુર અને અનુભવી ખેડૂત હતો.

'તમારી બધી વસ્તુઓ અમારી છે એમાં તો સંદેહ નથી, પણ હું એ જાણવા માગું છું

કે આટલો અન્નભંડાર તમારી પાસે આવ્યો ક્યાંથી?' વૈશ્યે નવાઈ પામતાં પૂછ્યું.

'અમારે ત્યાં ખેતી બરાબર થતી રહે છે, એનો આ પ્રતાપ છે.' ખેડૂત-મિત્રે વૈશ્ય-બંધુના મનનું સમાધાન કરવા ઇચ્છ્યું : 'તમે પણ જો ખેતી કરવા લાગી જાઓ તો તમારી પાસે પણ ધાન્યના ઢગલા ખડકાઈ જશે.'

'ઘણી સારી વાત છે, ખેતીના કામમાં હું પણ જોડાઈ જઈશ; પણ એનો મને અનુભવ નથી. મારી પાસે એક હજાર રૂપિયા છે. એટલાથી શું ખેતી શરૂ થઈ શકે ખરી?' વૈશ્યે પૂછ્યું.

'એક હજાર રૂપિયાની મૂડી ઓછી નથી. આટલી મૂડીથી તમે ખેતીનું કામ ઘણી સરસ રીતે શરૂ કરી શકો છો. મારો પૂરો સહયોગ રહેશે જ.' ખેડૂતે સહાનુભૂતિભર્યા શબ્દોમાં પોતાના વૈશ્ય- મિત્રને કહ્યું.

'મને તો આનું કોઈ જ્ઞાન નથી. તમે જેમ યોગ્ય સમજો તેમ કરો.' પોતાની સઘળી મૂડી ખેડૂતના હાથમાં સોંપતાં વૈશ્યે જવાબ વાળ્યો.

× × ×

'જુઓ, આ બધા ઘઉં તો માટીમાં મળી ગયા. ઘઉંનો એકે એક દાણો ફૂટી જઈને નાશ પામ્યો.' - અત્યંત નિરાશ થઈને વૈશ્યે કહ્યું. તેણે પોતાના પંજાબી ખેડૂતમિત્રના કોઈ કામમાં મુશ્કેલી ઊભી કરી ન હતી. ખેડૂતે પોતાના મિત્રની મૂડીથી બિયારણ વગેરેની વ્યવસ્થા કરાવીને હળ ચલાવડાવ્યું હતું, બિયારણ વાવી દીધું હતું. પરંતુ અનુભવ વગરનો વૈશ્ય આ બધું જોઈને ચિંતા કરતો હતો. બે-ત્રણ દિવસ પણ વીત્યા નહીં ને તે ખેતરમાં જઈને જમીન ખોદીને ઘઉંના દાણા જોવા લાગ્યો. તેણે ઘણાંબધાં બીજ અંકુરિત થયેલાં જોયાં, તેથી તે સમજ્યો કે મારી બધી મૂડી માટીમાં મળી ગઈ. અત્યંત દુ:ખી થઈને તેણે આ બધી વાત પોતાના મિત્રને કહી.

'તમારા ખેતરમાં અંકુર ફુટવા લાગ્યા છે. તમે કશી ચિંતા કરશો નહીં. બીજનાં લક્ષણ સારાં છે, તમને એની ખબર નથી.' ખેડૂતમિત્રે વૈશ્યને દિલાસો આપ્યો.

'મને તો ધન અને શ્રમ ખર્ચવા છતાં પણ કોઈ લાભ થતો દેખાતો નથી. હું તો ખૂબ ચિંતામાં મુકાઈ ગયો છું.' વૈશ્યે પોતાના મનનું દુ:ખ સ્પષ્ટ કર્યું.

'શરૂમાં આવું જ થાય છે. તમે નિશ્ચિંત રહો. તમારી ખેતી ઘણી જ સારી નીપજી રહી છે.' ખેડૂતમિત્રે ખૂબ પ્રેમપૂર્વક મિત્રને ઉત્તર આપ્યો.

વૈશ્ય ચૂપ રહ્યો. એ સિવાય એનું ચાલે એવું પણ શું હતું?

× × ×

'મારા ખેતરમાં તો બધે ઘાસ જ ઘાસ દેખાય છે. મને તો ભારે નુકસાન થયું. મારા બધા રૂપિયા એળે ગયા.' વૈશ્યે થોડા જ દિવસો પછી ફરીથી ખેડૂતને કહ્યું. એક-એક વ્હેંતના ઘઉંના છોડને તેણે ઘાસ માની લીધું હતું!

ગભરાયેલો ખેડૂત પોતે ખેતરમાં ગયો, પણ ત્યાં ફસલ જોઈને તેને ઘણી ખુશી ઊપજી.

'અરે! તમારી ફસલ તો આસપાસનાં બધાં ખેતરોની ફસલ કરતાં ચઢિયાતી છે.' ખેડૂતે હતોત્સાહ મિત્રના ભ્રમનું નિવારણ કર્યું, 'તમે માની લો કે હવે ઘઉંનો વિશાળ ઢગલો તમારી પાસે જમા થવાનો જ છે. પરંતુ એ વાતનું અવશ્ય ધ્યાન રાખજો કે આ છોડ સુકાઈ જવા ન પામે. આ કોમળ છોડનું જીવન પાણી છે. માટે તેની વ્યવસ્થા તમે વહેલી તકે કરો. એની

સિંચાઈ માટે તમે જલદીથી એક કૂવો ખોદાવી લો. સાથે સાથે ખેતરને એની ચારે બાજુએ કાંટાની વાડ કરીને સુરક્ષિત કરી લો. નહિતર પશુઓ આવીને ફસલ ચરી ખાશે. તમારે સાવધાનીપૂર્વક ખેતરની રખેવાળી કરવાની રહેશે.'

'તમારી દરેક આજ્ઞાનું હું શબ્દશઃ પાલન કરીશ.' વૈશ્યે કહ્યું; અને તેણે એમ જ કર્યું. કૂવો ખોદાવીને પર્યાપ્ત સિંચાઈ કરી. ભગવાનની કૃપાથી વચ્ચે-વચ્ચે વાદળોએ પણ જળવર્ષા કરી. છોડ વધવા લાગ્યા.

× × ×

'છોડવાઓની વચ્ચે-વચ્ચે જે ઘાસ ઊગી નીકળ્યું છે તે દરેક ઘાસનું નિંદામણ કરી લો. એ ઘઉંના છોડના વિકાસ માટે નડતર છે.' એક દિવસ ખેતરમાં આવીને ખેડૂતે વૈશ્યને પ્રેમભર્યા શબ્દોમાં સલાહ આપી.

'ઘાસની એક સળી પણ ખેતરમાં નહીં રહેવા દઉં.' વૈશ્યે તરત જ ઉત્સાહભર્યા શબ્દોમાં પ્રત્યુત્તર આપ્યો.

× × ×

'ઘઉંના ઘણા તો થઈ ગયા, પણ એ તો બધાય કાચા જ થયા છે.' માથા પરનો પરસેવો લૂછતાં લૂછતાં વૈશ્યે ખેડૂતમિત્રને કહ્યું. તે ખેતરમાંથી દોડતો દોડતો આવ્યો હતો અને જોરથી હાંફી રહ્યો હતો. તેણે પોતાના ખેડૂતમિત્રની સલાહ મુજબ પોતાના ખેતરમાં ઘાસની કોઈ નિશાની સરખી પણ નિંદવામાં બાકી રાખી ન હતી. તેની મહેનત અજોડ હતી. ઘઉંના છોડો પર ઉંબીઓ નીકળી આવી હતી, પણ આટલા દિવસો પછી તેણે જોયું તો તેમાંના બધા જ દાણા કાચા જ હતા. ખેતીના જ્ઞાનમાં પોતે શૂન્ય હોવાને કારણે તે બિચારો ગભરાઈ ગયો હતો. તેણે માન્યું કે રૂપિયાની સાથે સાથે પોતાની તમામ મહેનતનો પરસેવો પણ નકામો જઈ રહ્યો છે. તેણે બે-ત્રણ ઉંબીઓ પણ ખેડૂત સામે મૂકી, કે જેને તે પોતાની સાથે જ લેતો આવ્યો હતો.

'તમારા ઘઉંના દાણા તો ઘણા પુષ્ટ છે. એ હવે જલદીથી પાકી જશે. હવે એમાં વાર નહીં લાગે. તમે ગભરાશો નહીં, કોઈ જાતનો વિચાર પણ કરશો નહીં. તમારા ઘરમાં ઘઉંના ધાન્યનો અને ભૂસાનો ટેકરો ખડકાઈ જશે.' પ્રસન્નતાભર્યા શબ્દોમાં ખેડૂતે વૈશ્યને કહ્યું, 'પરંતુ આ સમયે પક્ષીઓ આવી આવીને કલબલ-મીઠી મીઠી વાણી સંભળાવે છે અને બધા દાણા ખાઈ જતાં હોય છે; માટે ફસલની ખૂબ રખેવાળી કરવી પડશે. પક્ષીઓથી નહીં બચાવશો તો પક્ષીઓ બધી ફસલનો નાશ કરી નાખશે.'

× × ×

'હું તમારો આભારી છું. મારી ખુશીનો પાર નથી. મારે ત્યાં ઘઉંનો વિશાળ ઢગલો ખડકાઈ ગયો છે.' વૈશ્યે આનંદભર્યા શબ્દોમાં ખેડૂતમિત્ર પ્રત્યે આભાર પ્રદર્શિત કર્યો.

'આ બધું ભગવાનની કૃપા અને તમારી મહેનતનું ફળ છે. તમે પક્ષીઓના મધુર કલરવ પ્રત્યે ધ્યાન નહીં આપતાં તેમને ઉડાડી મૂકવામાં જ રત રહેતા હતા. તમે ભારે તત્પરતાપૂર્વક ખેતી કરી હતી.' ખેડૂતે વૈશ્યમિત્રને જ યશ આપ્યો. વૈશ્ય નતમસ્તક બની રહ્યો. તેના શરીરમાં ખુશી લહેરાઈ રહી હતી.

× × ×

– આ વાર્તા એક દૃષ્ટાંતરૂપે કહેવામાં આવી છે. તેનું પરમાર્થના વિષયમાં આવી રીતે અર્થઘટન કરવું જોઈએ : સાચા સુખની પ્રાપ્તિ માટે સાધન કરનારા જિજ્ઞાસુને અહીં દુષ્કાળ-

પીડિત વૈશ્ય સમજવાનો છે. સાંસારિક દુઃખોની જ્વાળાને લીધે ઉત્પન્ન થયેલી સાચા સુખની આકાંક્ષાને અહીં દુષ્કાળ-પીડિત વૈશ્યની ભૂખની જ્વાળાને લીધે ઉત્પન્ન થયેલી અન્નની આવશ્યકતા સમજવાની છે. સંત-મહાત્માને અહીં વૈશ્યનો પંજાબમાં રહેનારો ખેડૂતમિત્ર સમજવાનો છે. વૈશ્યનું રાજસ્થાનમાંથી પોતાના મિત્ર પાસે પંજાબમાં જવું એ જ સાધકનું પોતાના ઘરમાંથી નીકળી સંત-મહાત્માના આશ્રમમાં મહાત્મા પાસે જવું છે. મિત્રની પાસે જઈને વૈશ્યનું પોતાના કષ્ટની વાતનું કહેવું એ જ જિજ્ઞાસુ સાધકનું સંત-મહાત્મા સમક્ષનું પોતાના દુઃખનું નિવેદન કરવું છે. વૈશ્યભાઈની પોતાની સંપૂર્ણ મૂડી મિત્રને જે સોંપી દેવાઈ એ જ સાધકનું પોતાના માનવજીવનના અવશેષ સમયનું સંત-મહાત્માના ચરણોમાં સમર્પણ કરવું છે. મિત્રના કહ્યા પ્રમાણે ધનનો જે ખર્ચ કરાયો એ જ સંત-મહાત્માની આજ્ઞા પ્રમાણે સમયનો સદુપયોગ કરવો છે. ખેડૂતમિત્ર દ્વારા જમીન અને બિયારણની જે વ્યવસ્થા કરી અપાઈ એને સંત-મહાત્મા દ્વારા સમયનો સદુપયોગ કરવા અપાયેલો ઉપદેશ સમજવાનો છે. ખેતીકામ માટે પોતાના સુખનો જે ત્યાગ કરાયો એને પરમાનંદની પ્રાપ્તિ માટે વર્તમાન સાંસારિક સુખનો ત્યાગ સમજવાનો છે. ખેતરમાં બિયારણ વાવવું એને સંત-મહાત્મા દ્વારા પ્રાપ્ત થયેલા સાધનના બીજમંત્રનું હૃદયમાં ધારણ કરવું સમજવાનું છે. ખેતી કરવાથી ખેતરમાં બીજના અંકુર ફૂટવાથી આજ્ઞાનને કારણે દુઃખ અને નિરાશાનો અનુભવ થવો એને સાધનકાળમાં થનારી નિરાશા અને તેમાંથી જન્મેલો ક્લેશ સમજવાનો છે. વૈશ્યનું ભ્રમવશ ઘઉંના નાના છોડને ઘાસ સમજવું એ જ સાધનકાળમાં સાધનની ઉન્નતિ થવા છતાં પણ સાધનમાં અધિક પરિશ્રમ પહોંચવાને કારણે તેને ભ્રમવશ સાધન ન સમજતાં વ્યર્થ પ્રયાસ સમજવાનું છે. મન અને ઈન્દ્રિયોના સંયમને ફસલ ફરતેની વાડ સમજવાની છે. અધ્યાત્મવિષયને સાંસારિક સ્વાર્થી મનુષ્યોના સંપર્કમાં ખર્ચી ન દેવો એ જ પશુઓથી ખેતરને બચાવવાનું સમજવું. ભગવાનના ગુણ-પ્રભાવસહિત રૂપનું સ્મરણ અને સત્સંગ-સ્વાધ્યાય જારી રાખવાં એ જ ખેતરમાં કૂવો ખોદીને ફસલને સીંચતા રહેવાનું છે. આપોઆપ સત્સંગ પ્રાપ્ત થવો અને ધ્યાનાભ્યાસ ચાલતો રહેવો એને ઈશ્વરકૃપાથી જરૂરી સમયે આપોઆપ વર્ષા થવી એમ સમજવાનું છે. દુર્ગુણો અને દુરાચારોને પોતાના હૃદયમાંથી દૂર કરતા રહેવું એ અહીં ઘઉંના છોડ સિવાયના અન્ય ઘાસનું નિંદામણ કરવું છે. પરમાત્મામાં ધ્યાન જામવું એને અહીં ઘઉં ફળવા એમ સમજવાનું છે તથા સ્વાર્થી મનુષ્યો દ્વારા કરવામાં આવતી સાધકની સ્તુતિ-કીર્તિને અહીં ઘઉંને ચણી લેવા માટે આવનારાં પક્ષીઓની કલબલ સમજવાની છે. સાધન પરિપક્વ બને તે માટે સ્તુતિ-કીર્તિની તથા સ્તુતિ-કીર્તિ કરનારાઓની અવગણના કરવી એને અહીં ખેતી-ફસલને બચાવી લેવા માટે પક્ષીઓને દૂર રાખવાં એમ સમજવાનું છે. એ જ રીતે સમસ્ત દુઃખોનો અભાવ થઈને પરમાનંદસ્વરૂપ પરમાત્માની પ્રાપ્તિ થઈ જવી એને ઘઉં પાકી જતાં તેનો ઢગલો ખડકાવો એમ સમજવું.

—★—

# સત્સંગના અમૃત-કણ

ભગવાન અને મહાપુરુષોની દયા અપાર છે. તે માનવાથી જ સમજમાં આવે છે. ઈશ્વર વિનાની કોઈ જગ્યા ખાલી નથી અને મહાત્માઓનો સંસારમાં અભાવ નથી. ઊણપ છે તો આપણા માનવાથી છે, તે તો પ્રાપ્ત જ છે. ન માનવાથી તે પ્રાપ્ત છતાં અપ્રાપ્ત છે. ઘરમાં પારસમણિ પડ્યો છે, પણ ન માનવાથી એ પણ અપ્રાપ્ત જ છે. ભગવાનની દયા અને પ્રેમ અપાર છે. એમને ન માનવાથી જ તેઓ અપ્રાપ્ત થઈ રહ્યા છે, માની લેવામાં આવે તો પ્રાપ્ત જ છે. કોઈ દયાળુ પુરુષને કહેવામાં આવે કે આપ અમારા પર દયા કરો એનો અર્થ એ થયો કે એ દયાળુ નથી. આવું કહેવાથી દયાળુ પુરુષ સમજે છે કે આ બિચારો ભોળો છે, નહીં તો મને એવું કેમ કહે કે દયા કરો. ભગવાન અને મહાપુરુષ બેયનાં લક્ષણોમાં એ વાત આવે છે કે એ સૌના મિત્ર અને સુહૃદ હોય છે–

**હેતુ રહિત જગ જુગ ઉપકારી ।**
**તુમ્હ તુમ્હાર સેવક અસુરારી ॥**

(રા.ચ.મા. ઉ૦ કાંડ ૪૭/૩)

ગીતામાં ભગવાન કહે છે–

**સુહૃદં સર્વભૂતાનાં જ્ઞાત્વા માં શાન્તિમૃચ્છતિ ॥**

(ગીતા ૫/૨૯)

'મને સઘળાં પ્રાણીઓનો સુહૃદ્ એટલે કે સ્વાર્થ વિના દયાળુ અને પ્રેમ કરનાર એવો તત્ત્વથી જાણીને શાંતિને પામે છે.'

× × ×

એ સચ્ચિદાનંદઘન પરમાત્મા સદાય બધી જગ્યાએ પ્રત્યક્ષ હાજર છે, પણ આ રીતે પ્રત્યક્ષ હોવા છતાં પણ આપણા ન માનવાને કારણે એ અપ્રાપ્ત છે. સચ્ચિદાનંદઘન પરમાત્માનો ક્યાંય કદી અભાવ નથી. આવું ન માનવું એ જ અજ્ઞાન છે અને આ અજ્ઞાન દૂર કરવા માટે પ્રયત્ન કરવો એ જ પરમ પુરુષાર્થ છે. આપણે આ અજ્ઞાનને જ દૂર કરવાનું છે. એ સિવાય બીજા કોઈ રૂપે આપણે પરમાત્માની પ્રાપ્તિ નથી કરવાની. પરમાત્મા તો સદાય પ્રાપ્ત જ છે. એ પ્રાપ્ત થયેલા પરમાત્માની જ પ્રાપ્તિ કરવાની છે, અપ્રાપ્તની પ્રાપ્તિ નથી કરવાની, એ સચ્ચિદાનંદઘન પરમાત્મા સદા સૌને પ્રાપ્ત છે. આવો દૃઢ નિશ્ચય કરવો એ જ પરમાત્માને પ્રાપ્ત કરવા છે. આવો નિશ્ચય થઈ જતાં પરમ શાંતિ અને પરમ પદની પ્રાપ્તિ સદાને માટે પ્રત્યક્ષ થઈ જાય છે. જો ન થાય, તો માન્યતામાં ઊણપ છે એમ સમજવું.

આવી જાતના તત્ત્વ-રહસ્યને જણાવનારા મહાત્મા પણ સંસારમાં છે; પણ છે લાખો-કરોડોમાં કોઈ એક. જેઓ છે એ પ્રાપ્ત થવા દુર્લભ છે અને પ્રાપ્ત થવા છતાં એમને ઓળખવા એથી પણ અઘરા છે. એમને જાણી લેતાં તો પરમ આનંદ અને પરમ શાંતિની પ્રાપ્તિ સદાને માટે થઈ જાય છે. જો આવું ન થાય તો સમજવું કે એના માનવામાં જ ઊણપ છે.

—★—

# ભગવચ્ચિંતનનો પ્રભાવ

ભગવત્કૃપા વાસ્તવમાં અનુભવ કરવાની વસ્તુ છે, કહેવાથી તો એનો તિરસ્કાર થાય છે; કેમકે, ભલે આપણે આપણી સમજ મુજબ કેટલુંય વધારીને કહીએ, ભગવત્કૃપાના હજારમાં ભાગનું

પણ વર્ણન નથી કરી શકતા. જેની પાસે જે વસ્તુ છે, એ જ એને આપશે, જે વસ્તુ એની પાસે છે જ નહીં, એ એને કેવી રીતે આપી શકે છે – આ નિયમ છે. ભગવાન કૃપામય છે – **'પ્રભુ-મૂરતિ કૃપામઈ હૈ ।'** માટે તેઓ સદાય, સર્વ રીતે સૌ જીવોને કૃપાનું જ દાન કરે છે. થોડોક વિચાર કરવાથી ભગવાનની આ કૃપાનો આપણે ડગલે ને પગલે અનુભવ કરી શકીએ છીએ. ભગવાને આપણને માણસ બનાવ્યા, પશુ નહીં, પક્ષી નહીં, કીડી નહીં, વૃક્ષ નહીં, પથ્થર નહીં – એમાં એમની કેટલી કૃપા ભરેલી છે! અનંત જન્મો પછી ચોર્યાસી લાખ યોનિઓમાં ભટકી ભટકીને આ અત્યંત દુર્લભ માનવ-શરીર ભગવત્કૃપાથી જ મળ્યું છે–

**આકર ચારિ લચ્છ ચૌરાસી ।**
**જોનિ ભ્રમત યહ જિવ અબિનાસી ॥**
**ફિરત સદા માયા કર પ્રેરા ।**
**કાલ કર્મ સુભાવ ગુન ઘેરા ॥**
**કબહુઁક કરિ કરુના નર દેહી ।**
**દેત ઈસ બિનુ હેતુ સનેહી ॥**

(રા.ચ.મા. ઉ૦ કાંડ ૪૪/૨-૩)

આ રીતે ભગવાનની નિર્હેતુક કૃપાથી આપણને અધિકારવિશેષ મનુષ્યયોનિ – કર્મયોનિ મળી છે (બાકી બધી તો ભોગ-યોનિઓ છે, એમાં જીવ કેવળ પોતાના પ્રારબ્ધકર્મોનું ફળ ભોગવે છે; નવાં કર્મો કરવા માટે એ સ્વતંત્ર નથી); આપણે મોક્ષના દરવાજે ઊભા કરી દેવામાં આવ્યા છીએ. હવે મુક્તિને પામીએ કે દરવાજેથી પાછા વળી જઈએ, એ આપણા પર નિર્ભર છે. આપણને ખજાનચી પરનો ચેક મળી ગયો અને રૂપિયા લાવવા આપણે ખજાનચી પાસે જઈ રહ્યા છીએ. રસ્તામાં આપણે ચેકનો દુરુપયોગ કરીએ, એને ફાડી નાખીએ, બાળી નાખીએ તો આપણી કેટલી મૂર્ખતા છે. ચેકને ખોઈ બેસીએ, પછી રૂપિયા ક્યાં? બરાબર એ જ રીતે જો આપણે માનવ-દેહરૂપી ચેકને મેળવીને પ્રમાદવશ અહંકાર, કામના, ક્રોધ, દ્વેષ વગેરેના પરાયણ થઈ ભગવાનને ન પામીએ તો આપણે ભગવાનની આજ્ઞા અનુસાર કૂતરા કે ભૂંડ વગેરેની નીચ યોનિઓમાં ભટકવું પડશે તથા છેવટે ઘોર નરકોમાં જવું પડશે–

**અહઙ્કારં બલં દર્પં કામં ક્રોધં ચ સંશ્રિતાઃ ।**
**મામાત્મપરદેહેષુ પ્રદ્વિષન્તોઽભ્યસૂયકાઃ ॥**
**તાનહં દ્વિષતઃ ક્રૂરાન્સંસારેષુ નરાધમાન્ ।**
**ક્ષિપામ્યજસ્રમશુભાનાસુરીષ્વેવ યોનિષુ ॥**
**આસુરીં યોનિમાપન્ના મૂઢા જન્મનિ જન્મનિ ।**
**મામપ્રાપ્યૈવ કૌન્તેય તતો યાન્ત્યધમાં ગતિમ્ ॥**

(ગીતા ૧૬/૧૮-૨૦)

'અહંકાર, બળ, ઘમંડ, કામના અને ક્રોધ આદિને પરાયણ રહેનારા, એ સિવાય બીજા અનાચારોમાં રચ્યાપચ્યા તથા બીજાની નિંદા કરનારા એ માણસો પોતાના તેમજ બીજાના શરીરમાં રહેલા મુજ અન્તર્યામીનો જ દ્વેષ કરે છે. એ દ્વેષ કરનારા, પાપાચારીઓ અને ક્રૂરકર્મી નરાધમોને હું સંસારમાં વારંવાર આસુરી યોનિઓમાં જ નાખું છું. હે કૌન્તેય! એ મૂર્ખાઓ મને પામ્યા વિના જ જનમોજનમ આસુરી યોનિને પામે છે, પછી એનાથીય ઘણી નીચ ગતિને પામે છે એટલે કે ઘોર નરકોમાં પડે છે.'

અંતિમ શ્લોકમાં ભગવાને કહ્યું – **મામ્ અપ્રાપ્ય** – 'મને પામ્યા વિના'. આનાથી એવો પ્રશ્ન થાય છે કે જ્યારે ઉપર કહેલા આસુરી-સ્વભાવના પુરુષોને ભગવત્પ્રાપ્તિની તો વાત જ શી, ઉત્તમ ગતિ પણ નથી મળતી, કેવળ આસુરી યોનિ જ પ્રાપ્ત થાય છે, તો ભગવાને **'મામ્**

**અપ્રાપ્ય'** એવું કેમ કહ્યું? ધ્યાનપૂર્વક વિચારવાથી આ વચનોમાં ઘણું રહસ્ય છુપાયેલું છે. ભગવાન અહીં ખુલ્લા શબ્દોમાં એવી ઘોષણા કરી રહ્યા છે કે **માનવ-યોનિમાં જીવને ભગવત્પ્રાપ્તિનો જન્મસિદ્ધ અધિકાર છે. આવા અધિકારને મેળવીને પણ જો માણસો ભગવાનને નથી પામતા તો એ કેટલા દુઃખની વાત છે.** વાસ્તવમાં ભગવાન જીવની આ દયનીય દશા પર અહીં દયા ખાઈ રહ્યા છે. આ રીતે ભગવદ્વચનોથી એ સિદ્ધ થઈ જાય છે કે ભગવત્પ્રાપ્તિના આપણે ખરા પાત્ર છીએ, અધિકારી છીએ. જો આટલા દિવસો સુધી આપણે એનાથી વંચિત રહ્યા તો એ આપણા પ્રમાદનું ફળ છે, આપણી મૂર્ખતાનું પરિણામ છે. ભગવાનની તો આપણા પર પૂર્ણ દયા છે, એમનો વરદહસ્ત આપણા મસ્તક પર રાખેલો છે તથા તેઓ દર્શન દેવા તૈયાર છે; પણ આપણા પ્રમાદને કારણે વિલંબ થઈ રહ્યો છે. માટે જરૂર એ વાતની છે કે આપણે પોતાના આ પ્રમાદને છોડીએ અને પોતાના જન્મસિદ્ધ અધિકારને પ્રાપ્ત કરીને સદાને માટે સર્વ રીતે નિશ્ચિંત થઈ જઈએ.

રાજપુત્રનો રાજ્ય પર જન્મથી સ્વયંસિદ્ધ અધિકાર છે. બાળક સગીર છે. ગવર્નમેન્ટ કોર્ટ ઑફ વૉર્ડ્ઝ (Court of Wards) નિયુક્ત કરીને રાજ્યની વ્યવસ્થા કરે છે. બાળકને યોગ્ય બનાવીને બધા અધિકારો એને સોંપી દે છે. પરમાત્માની પ્રાપ્તિ આપણા બાપનું રાજ્ય છે. માટે એના પર આપણો જન્મસિદ્ધ અધિકાર છે. પરમાત્મા આપણને યોગ્ય બનાવે છે, બધું 'યોગક્ષેમ' પોતે વહન કરે છે. માટે આપણા ઉદ્ધારમાં ચિંતા જ શી છે.

લૌકિક જીવનમાં આપણે જોઈએ છીએ કે જો રાજકુમાર, કે જેને અધિકાર મળવાનો છે એ યોગ્ય ન નીકળે અને મારામારી, આગ ચાંપવી, ચોરી, વ્યભિચાર વગેરે કુકર્મ કરવા માંડે તો સરકાર એના અધિકારને છીનવીને એને કારાગૃહમાં નાખી દે છે અથવા જરૂર જણાતાં દેશવટો પણ આપી દે છે. રાજકુમારને આવી રીતે અધિકારથી વંચિત કરવાથી તથા દંડ આપવાથી સરકારને અપ્રસન્નતા જ થાય છે, પણ મર્યાદા માટે થઈને બધું કરવું પડે છે. બરાબર એ જ રીતે જ્યારે આપણે મોહમાં ફસાઈને છળ, કપટ, અનાચાર, વ્યભિચાર, અત્યાચાર, હિંસા વગેરે પાપકર્મોમાં પ્રવૃત્ત થઈએ છીએ તો ભગવાનને બાધ્ય થઈને આપણને દંડ આપવો પડે છે (વાસ્તવમાં ભગવાનનું દંડવિધાન પણ કૃપાથી ભરેલું હોય છે, એ જો મારે પણ છે તો તારવા માટે.) પણ ભગવાન ઘણો પશ્ચાત્તાપ કરે છે કે આને પરમપદની પ્રાપ્તિ માટે મેં સઘળાં સાધન આપ્યાં, પણ આ ભજન-ધ્યાન, સેવા, ત્યાગ વગેરે સત્કર્મો છોડીને વિષય-ભોગોમાં આસક્ત રહ્યો, જેથી ભગવત્પ્રાપ્તિરૂપી પોતાના અધિકારને ખોઈને અનેક જાતની ઘોર યાતનાઓને ભોગવી રહ્યો છે.

વર્ષાઋતુમાં જોયું હશે કે દીવો કરતાં જ હજારો જીવડાં ચારે બાજુથી ઊડી-ઊડીને દીવાની જ્યોત પર પડે છે અને પોતાનું શરીર એમાં હોમી દે છે. જો કોઈ માણસ આ રીતે એમને બળતા જોઈને દયા ખાઈને દીવો હોલવી દે છે તો જીવડાં દીવો હોલવનારની દયાના તત્ત્વને સમજતા નથી; માટે એ મનમાં ને મનમાં એના પર ઘણો ગુસ્સો કરે છે. બોલવાની શક્તિ એમનામાં છે નહીં; જો હોત તો એમના ક્રોધને, એમના દુઃખને આપણે પ્રત્યક્ષ જોઈ શક્યા હોત. પણ એમને દુઃખ થાય છે જરૂર. એ જ રીતે

જ્યારે આપણે જીવડાંઓની જેમ આંધળા બનીને વિષયભોગોમાં ફસાઈને પોતાનો સર્વનાશ કરવા માંડીએ છીએ તો ભગવાન આપણા પર ઘણી કૃપા કરીને, આપણા પરમ હિત કાજે એ ભોગો આપણી પાસેથી છીનવી લે છે. પણ ભગવાનની કૃપાને નહીં સમજીને આપણે ઘણા દુઃખી થઈએ છીએ. અને કદી કદી તો ક્રોધમાં આવી જઈને ભગવાનને સારું-ખોટું પણ સંભળાવી બેસીએ છીએ. દીવો હોલવનાર કરતાં ભગવાનની આપણા પર અનંતગણી વધુ દયા છે, કૃપા છે – આપણે એ વાતને નથી સમજતા; માટે જ ભોગો નાશ પામતાં તથા મનને પ્રતિકૂળ એવી સ્થિતિઓમાં દુઃખી થઈ જઈએ છીએ. માટે પ્રતિકૂળ તેમજ અનુકૂળ બધી પરિસ્થિતિઓમાં ભગવાનની અપાર કૃપાનાં દર્શન કરતાં કરતાં શોક, ચિંતા, ભય વગેરે ન કરવાં.

સંસાર શું છે? એક રંગમંચ છે. બધાં પ્રાણીઓ આ રંગમંચના પાત્રો છે. ભગવાન આ રંગમંચના સ્વામી છે. ગંભીર દૃષ્ટિએ વિચારીશું તો જણાશે કે ભગવાન સ્વામી પણ છે અને નાટકના પાત્ર પણ. બધા પ્રાણીઓના રૂપમાં એ જ તો આપણી સાથે ખેલી રહ્યા છે. ભગવાન શ્રીકૃષ્ણે ગોપ-બાળકો સાથે ક્રીડાઓ કરી, ભગવાન રામે વાનર-રીંછો સાથે લીલાઓ કરી, તો આપણે તો માણસો છીએ. માટે સઘળા પ્રાણીઓના રૂપમાં આપણા સ્વામીને જોઈને સૌની સાથે શુદ્ધ પ્રેમનો વ્યવહાર કરવો. ભગવત્કૃપાને સમજવાનો આ સરળ ઉપાય છે.

સ્ટેજ (મંચ) પર આવીને પોતાનો અભિનય દેખાડવાનો બધાં પાત્રોને અવસર આપવામાં આવે છે. દરેકનો સમય નિશ્ચિત હોય છે. પોતાના નિશ્ચિત સમયમાં એ જેવો સારો-ખોટો અભિનય કરે છે. એનાથી જ એની સફળતા અને અસફળતાનો નિર્ણય થાય છે. આપણને પણ આપણો અભિનય દેખાડવાનો સમય મળ્યો છે. નિશ્ચિત સમય પૂરો થતાં જ આપણે સ્ટેજ પરથી હટી જવું પડશે. માટે સમય ઘણો મૂલ્યવાન છે. એ હાથમાંથી નીકળી ગયો તો ખબર નહીં પછી ક્યારે મળે. લાખો-કરોડો જીવો તક માંગી રહ્યા છે. કોણ જાણે ક્યારે આપણો નંબર આવશે. આયુષ્ય પૂરું થઈ જતાં લાખ રૂપિયા આપવા છતાં પણ પાંચ મિનિટ નહીં મળે. એક સેકંડ પણ સમય વધવાની શક્યતા નથી. માટે જલદીથી જલદી કાર્ય સિદ્ધ કરી લેવું. આપણે રંગમંચના સ્વામી એવા પરમાત્માને પ્રસન્ન કરવાનો પ્રયાસ કરવો. સ્વામી ઘણા દયાળુ છે, આપણા પર ઘણી કૃપા કરે છે. એ સઘળી ભૂલોને માફ કરી દે છે. પણ આપણે છૂટછાટનો આશરો કદી પણ ન લેવો. સ્વામીને પોતાના કાર્યથી પ્રસન્ન કરવા માટે, એના ઈશારે નાચવા માટે કઠપુતળી બની જવું. પોતાના સ્વામીના ઈશારાને આપણે સમજતા રહીએ, સ્વામીની ઈચ્છાને અનુકૂળ બની જઈએ. આ જ ખરું શરણ છે, ખરી ભક્તિ છે.

ભગવાને શ્રીગીતાજીના દસમા અધ્યાયમાં આઠમા શ્લોકથી લઈને અગિયારમા શ્લોક સુધી પ્રભાવસહિત ભક્તિયોગનું વર્ણન કર્યું છે. ત્યાં નવમા શ્લોકમાં જે ભક્તિનું સ્વરૂપ જણાવ્યું છે એનું પાલન કરવું એ જ સારી રીતે ભગવાનને શરણે થવું છે. ભગવાને જણાવ્યું છે–

**મચ્ચિત્તા મદ્ગતપ્રાણા બોધયન્તઃ પરસ્પરમ્ ।**
**કથયન્તશ્ચ માં નિત્યં તુષ્યન્તિ ચ રમન્તિ ચ ॥**

(ગીતા ૧૦/૯)

'નિરંતર મારામાં મન પરોવી રાખનારા અને મારામાં જ પ્રાણોને અર્પણ કરી રાખનારા ભક્તજનો, મારી ભક્તિની ચર્ચા દ્વારા પરસ્પર

મારા પ્રભાવને ઓળખાવતા તથા ગુણ અને પ્રભાવસહિત મારું કથન કરતા જ નિત્ય-નિરંતર સંતોષી રહે છે અને મુજ વાસુદેવમાં જ નિરંતર રમ્યા કરે છે.'

આ શ્લોકમાં ભગવાને પહેલું પદ પ્રયોજ્યું છે – **'મચ્ચિત્તાઃ'** – નિરંતર મારામાં ચિત્ત પરોવનારા. આનો ભાવ એ છે કે ભક્તો માટે એ ઉચિત છે કે નિત્ય નિરંતર પોતાના સ્વામી શ્રીભગવાનનું ચિંતન કરતાં કરતાં જાદુગરના જંબૂરાની જેમ બધાં કામો કરે. જંબૂરો બધાં કામ કરે છે – ચાલે છે, ફરે છે, ઊછળે છે, કૂદે છે; પણ એનું મન નિરંતર પોતાના સ્વામી જાદુગર તરફ પરોવાયેલું રહે છે. સાથે સાથે એને એ પૂરી ખબર છે કે જે કંઈ થઈ રહ્યું છે, એ બધો જાદુગરનો ખેલ છે. માટે કોઈ ખાસ ઘટનાથી એ જરાય પ્રભાવિત નથી થતો. એ જ રીતે ભક્ત માટે એ ઉચિત છે કે એ પોતાને જાદુગર એવા શ્રીભગવાનના હાથનો જંબૂરો સમજે અને જગતની જેટલી પણ ક્રિયાઓ છે એ બધો જાદુગરનો ખેલ છે એમ માનીને કોઈ પણ અનુકૂળ કે પ્રતિકૂળ પરિસ્થિતિથી મનમાં હર્ષ કે ઉદ્વેગને સ્થાન ન આપે. પોતાની તન, મન, ધન વગેરે દરેક વસ્તુને, જેના પર એ પોતાનો અધિકાર સમજે છે, જેની એને મમતા છે એને ભગવાનને અર્પણ કરી દે.

ભગવાનમાં પોતાના ચિત્તને કેવી રીતે પરોવવું એનું વાસ્તવમાં કોઈ ઉદાહરણ મળતું જ નથી. જોકે સમજાવવા ખાતર ચકોર પક્ષીનું ઉદાહરણ આપી શકાય એમ છે. ચકોર પોતાના પ્રેમાસ્પદ ચંદ્રમાને નિરંતર જોયા કરે છે. આપણે પોતાના ઇષ્ટને માનસિક નેત્રોથી નિરંતર એ રીતે જોયા કરીએ કે આપણી ચિત્તવૃત્તિની ધારા પ્રભુથી માંડીને આપણા સુધી અસ્ખલિત વહેવા લાગે. ચકોર અને ચંદ્રમાની વચ્ચે તો કોઈ બીજું પક્ષી ઊડ્યું અને તે બન્નેની વચ્ચેની ધારા સ્ખલિત થઈ ગઈ. તોપણ પક્ષી તે વ્યવધાનને સહી લે છે, સ્વીકારી લે છે અને તે પ્રાણત્યાગ કરતું નથી; પરંતુ પ્રભુ અને આપણી વચ્ચેના વ્યવધાનને અસહ્ય માનીને પ્રાણ ત્યાગી દેવા જોઈએ. વ્યવધાન ભલે એક ક્ષણનું પણ હોય, એક ક્ષણ માટે પણ પ્રભુ સાથેનો તાર તૂટી જાય અને બીજી વાતનું સ્મરણ થઈ જાય તો પ્રાણ કંઠે આવી જાય અને તરફડીને શરીર છોડીને ચાલ્યા જાય. સાચો પ્રેમ તો આ જ છે. જોકે આટલી તત્પરતા ભક્તની ન પણ હોય કે વ્યવધાન પડવાથી પ્રાણ ચાલ્યા જાય, તો પણ ભગવાન તેને અપનાવી લે છે. પરંતુ આવી છૂટ લેનાર ભક્તના કરતાં છૂટ ન લેનાર ભક્ત વધારે આદરપાત્ર છે. તેમ છતાં 'અમે તો છૂટ નથી લેતા' એવું અભિમાન પણ ન કરવું જોઈએ; અન્યથા ભગવાનને તે અભિમાન દૂર કરવા માટે કોઈ બીજી પરિસ્થિતિ ઉત્પન્ન કરવી પડશે. અને તેવી સ્થિતિમાં આપણે ક્ષમા માગવા માટે વિવશ થવું પડશે. માટે **'મચ્ચિત્તાઃ'**નો એ જ ભાવ છે કે બને ત્યાં સુધી પોતાના તરફથી વ્યવધાન ઊભું થવા જ ન દઈએ અને જો ઊભું થઈ જ જાય તો માછલીની જેમ પ્રાણો તરફડવા લાગે. જો આવું થઈ જશે તો પછી પ્રભુ વ્યવધાન ઊભું થવા જ નહીં દે, કેમકે એમની પ્રતિજ્ઞા છે–

**અનન્યાશ્ચિન્તયન્તો માં યે જનાઃ પર્યુપાસતે ।**
**તેષાં નિત્યાભિયુક્તાનાં યોગક્ષેમં વહામ્યહમ્ ॥**

(ગીતા ૯/૨૨)

'જે અનન્ય પ્રેમી ભક્તજનો મુજ પરમેશ્વરને નિરંતર ચિંતન કરતાં નિષ્કામભાવે ભજે છે, એ નિત્ય-નિરંતર મારું ચિંતન કરનારા ભક્તોના યોગક્ષેમનું હું પોતે વહન કરું છું.'

ભગવાને કહ્યું છે – **'યોગક્ષેમમ્ અહં વહામિ'** – યોગ (અપ્રાપ્તની પ્રાપ્તિ) અને ક્ષેમ (પ્રાપ્તની રક્ષા)નું હું પોતે વહન કરું છું. આ રીતે ભગવાનની પ્રાપ્તિ કાજે જે જે જરૂરી વસ્તુ કે સાધન આપણને પ્રાપ્ત છે, બધી જાતનાં વિઘ્ન-બાધાઓથી બચાવીને એમનું રક્ષણ કરવું અને જે વસ્તુ કે સાધનની ઊણપ છે, એની પૂર્તિ કરીને સ્વયં પોતાની પ્રાપ્તિ કરાવી દેવી – આની જવાબદારી ભગવાને પોતાના પર લીધી. હવે બોલો, આપણા ઉદ્ધારમાં કયો સંદેહ તેમજ વિલંબ થઈ શકે છે? બસ, જરૂર છે કેવળ નિત્ય-નિરંતર અનન્યભાવે ચિંતન કરવાની.

ભગવાને આગળ કહ્યું છે **'મદ્ગતપ્રાણાઃ'** – મારામાં જ પ્રાણોને અર્પણ કરીને રાખનારા. આપણા લોકોના પ્રાણ શરીરમાં રહેલા છે. શરીર ગયું તો પ્રાણ ગયા. પણ ઉપર કહ્યા છે એવા ભક્તોના પ્રાણોના આશ્રય ભગવાન છે; જેમ માછલીના પ્રાણોનો આશ્રય જળ છે. તે ભક્તો ભગવાન માટે જ જીવે છે. સઘળી ઈન્દ્રિયોથી ખાવા, પીવા, ઊંઘવા વગેરેની જે પણ ક્રિયાઓ થાય છે, બધી ભગવાન કાજે થાય છે. એ બધામાં એમનું પોતાનું કોઈ પ્રયોજન નથી રહેતું. પછી આગળ કહ્યું છે – **'બોધયન્તઃ પરસ્પરમ્'** **'કથયન્તશ્ચ માં નિત્યમ્'** – મારી ભક્તિની ચર્ચા દ્વારા પરસ્પર મારા પ્રભાવ અને તત્ત્વને ઓળખાવતા તથા ગુણ અને પ્રભાવસહિત મારું કથન કરતા રહીને. ખરેખર આવી રીતે જ સમય વીતવો જોઈએ. હવે ઉપર કહ્યું છે એ રીતે ભજનારાઓની ગતિનું વર્ણન કરે છે – **'તુષ્યન્તિ ચ રમન્તિ ચ'** – 'નિરંતર સંતોષી રહે છે અને મુજ વાસુદેવમાં જ નિરંતર રમ્યા કરે છે.' પતિવ્રતા સ્ત્રી જે રીતે કેવળમાત્ર પોતાના પતિમાં જ રમ્યા કરે છે, બીજો પુરુષ એની દૃષ્ટિમાં રહેતો જ નથી, એ જ રીતે ભક્ત ભગવાનને જ નિરંતર ભજ્યા કરે છે. એ ભગવાન સિવાયની બીજી વસ્તુને નથી ઈચ્છતો. એનાં નેત્રો જ્યાં પણ જાય છે, ત્યાં જ એ ભગવાનને જ જુએ છે. જેમ ગોપીઓને બધેય શ્રીકૃષ્ણ જ દેખાતા હતા – **'જિત દેખૌં તિત સ્યામમઈ હૈ'**, એ જ રીતે ભક્તને સઘળા ભૂતોમાં વાસુદેવ જ વ્યાપેલા દેખાતા હોય છે અને સઘળા ભૂતો વાસુદેવની અંતર્ગત દેખાય છે. તે **'એકત્વમાસ્થિતઃ'** ભજે છે એટલે કે ભગવાન સિવાય બીજું કશું એની દૃષ્ટિમાં રહેતું જ નથી. આ રીતે એનામાં ન તો કોઈ કામના રહે છે કે ન કોઈ જાતનો ભય. એ તો સર્વ રીતે પ્રેમમાં વિચરે છે. સારાંશ એ કે ભગવાનના ગુણ, પ્રભાવ, તત્ત્વ, રહસ્ય અને નામરૂપનું કાનથી શ્રવણ કરવું, વાણીથી કથન કરવું તથા મનથી મનન કરવું એ જ ભક્તનું ભગવાનમાં રમવું છે.

સાધક માટે એ ઉચિત છે કે તે પોતાના સાધનમાં એટલો તન્મય થઈ જાય કે એક ક્ષણનું પણ વ્યવધાન મૃત્યુ જેવું લાગે. ઊંચી શ્રેણીના ભક્તો કોઈ પણ જાતની છૂટ નથી ઈચ્છતા, ભલે પ્રાણ જતા રહે, મુક્તિ ન મળે, ભગવત્પ્રાપ્તિ ન થાય. એ મુક્તિ માટે ભક્તિ નથી કરતા, ભક્તિ માટે જ ભક્તિ કરે છે. માટે એક ક્ષણ માટે પણ ચિંતન છૂટવું એમના માટે અસહ્ય થઈ જાય છે. એ ભગવાન પાસે માંગે છે તો એ જ કે હે પ્રભો! એક ક્ષણ માટે પણ અડચણ ન પડે. અમારી એવી અવસ્થા થઈ જાય કે એક ક્ષણની પણ અડચણ અમે સહન ન કરી શકીએ. આવા પ્રેમી ભક્તો જ મુક્તિને ઠોકર મારી શકે છે. પણ આપણને હજી સુધી ભક્તિમાં રસ નથી પડ્યો. માટે જ આપણે વ્યવધાનને સહન કરી

રહ્યા છીએ. જો ભક્તિનો રસ સમજાઈ જાય તો પછી ક્ષણવાર માટે પણ ભક્તિ છૂટે એ સંભવ નથી. માટે આપણી તો ભગવાનને એ જ પ્રાર્થના છે કે પ્રભો! અમને એવા બનાવી દેજો કે અમે આપના ચિંતનમાં અડચણ સહન ન કરી શકીએ. બસ, આટલું થવાથી બધું કામ થઈ જશે.

—★—

## યોગક્ષેમનું વહન

**અનન્યાશ્ચિન્તયન્તો માં યે જનાઃ પર્યુપાસતે ।**
**તેષાં નિત્યાભિયુક્તાનાં યોગક્ષેમં વહામ્યહમ્ ॥**

(ગીતા ૯/૨૨)

'જે અનન્ય પ્રેમી ભક્તજનો મુજ પરમેશ્વરને નિરંતર ચિંતન કરતાં નિષ્કામભાવે ભજે છે, એ નિત્ય-નિરંતર મારું ચિંતન કરનારા ભક્તોના યોગક્ષેમનું હું પોતે વહન કરું છું.'

અમુક લોકો આ શ્લોકનો બિલકુલ સકામ અને નિવૃત્તિપરક અર્થ કરે છે અને સંસારયાત્રાની કશી પણ ચિંતા ન કરતાં કેવળ ભગવાન પર નિર્ભર રહીને ભગવાનને ભજવાનું જ ઉચિત માને છે. આ બાબતે તેઓ નીચે લખેલું દૃષ્ટાંત આપતા હોય છે.

એક ઈશ્વરભક્ત ગીતાના અભ્યાસુ નિવૃત્તિપ્રિય બ્રાહ્મણ હતા. તેઓ અર્થ સમજીને આખી ગીતાનું વારંવાર વાંચન કરવામાં તેમજ ભગવાનના નામનો જપ કરવામાં તથા એમના સ્વરૂપનું ધ્યાન ધરવામાં જ પોતાનો બધો સમય ગાળતા હતા. તેઓ એકમાત્ર ભગવાન પર જ નિર્ભર હતા. જીવિકાનું તો શું કહેવું, એ પોતાના ખાવા-પીવાની પણ પરવા કરતા ન હતા. એમના માતા-પિતા પરલોક સિધાવી ચૂક્યા હતા. એ ત્રણ ભાઈઓ હતા. ત્રણેય વિવાહિત હતા. એ પોતે સૌથી મોટા હતા અને બે ભાઈઓ નાના હતા. બેય નાના ભાઈઓ જ પુરોહિતવૃત્તિ દ્વારા બધું ગૃહસ્થીનું કામ ચલાવતા હતા. એક દિવસની વાત છે. બેય નાના ભાઈઓએ મોટાભાઈને કહ્યું - 'આપ થોડોક સમય જીવિકા માટે પણ કાઢો તો સારું.' મોટાભાઈ બોલ્યા – 'જ્યારે સૌનું ભરણપોષણ કરનારા વિશ્વંભર ભગવાન સર્વત્ર સર્વકાળે હયાત છે, તો પોતાની જીવિકાની ચિંતા કરવી એ તો સાવ છોકરમત છે. ભગવાને ગીતાના નવમા અધ્યાયના બાવીસમા શ્લોકમાં પોતે યોગક્ષેમના વહનની જવાબદારી લીધી છે–

**અનન્યાશ્ચિન્તયન્તો માં યે જનાઃ પર્યુપાસતે ।**
**તેષાં નિત્યાભિયુક્તાનાં યોગક્ષેમં વહામ્યહમ્ ॥**

(ગીતા ૯/૨૨)

માટે ભાઈ! આપણે તો બસ, આપણા ભગવાન પર જ નિર્ભર રહેવું. એ બ્રહ્માથી માંડીને ક્ષુદ્રથીય અતિ ક્ષુદ્ર જીવો - પરમાણુ સુધી સૌનું ભરણ-પોષણ કરે છે. પછી જે એમને ભરોસે રહીને નિત્ય-નિરંતર એમનું જ સ્મરણ-ચિંતન કરે છે, એના યોગક્ષેમનું વહન કરવા માટે તો તે વચનબદ્ધ જ છે. આપણે તો સદા ગીતાનું અધ્યયન-અધ્યાપન અને નિરંતર શ્રદ્ધા-પ્રેમપૂર્વક ભગવાનનું ભજન-સ્મરણ જ કરવું.

બેય ભાઈઓએ કહ્યું – 'મોટાભાઈ, આપનું કહેવું તો બરાબર છે, પણ જીવિકા માટે કંઈયે પ્રયાસ કર્યા વિના ભગવાન કોઈને ઘેર બેઠાં જ નથી આપી જતા.' મોટાભાઈએ વિશ્વાસ સાથે ઉત્તર આપ્યો – 'શ્રદ્ધા-વિશ્વાસ હોય તો ઘેર બેઠાં પણ ભગવાન આપી શકે છે.' બેય નાના ભાઈઓએ કંઈક ઉશ્કેરાઈને કહ્યું–

'મોટાભાઈ! વાતોનાં વડાં કરવાથી કશું નથી વળતું. અમે કમાઈને લાવીએ છીએ, ત્યારે ઘરનું કામકાજ ચાલે છે. તમે માત્ર પડ્યા પડ્યા શ્લોક ગોખવા અને મોટી મોટી વાતો કરવાનું જાણો છો. તમને ખબર જ નથી, અમે કેટલી મહેનત કરીને કંઈક કમાણી કરી શકીએ છીએ. તમે જ્યારે અમારાથી જુદા રહીને ઘર ચલાવશો, ત્યારે ખબર પડશે; ત્યારે અમે જોઈશું કે જીવિકા માટે પ્રયત્ન કર્યા વગર તમારું કામ કેવી રીતે ચાલે છે.' મોટાભાઈએ ધીરજ સાથે કહ્યું – 'ભાઈ! તમે જો આ જ ઉચિત માનતા હો તો ઘણા આનંદની વાત છે. મને જુદો કરી દો. હું કોઈના પર ભારરૂપ બનીને નથી રહેવા માંગતો. ભગવાન કેવી રીતે મારો નિર્વાહ કરશે, એને એ સારી પેઠે જાણે છે.' આથી બેય ભાઈઓ નિશ્ચિંત જેવા થઈને બોલ્યા – 'ઘણું સારું. કાલે જ આપણે સૌએ પોતપોતાના ભાગ પાડી લેવા જોઈએ.' મોટાભાઈએ કહ્યું – 'જેમ તમે ઠીક સમજો એ રીતે કરી શકો છો, મારા તરફથી કોઈ વાંધો નથી. હું તો તમારા લોકોની ખુશીમાં જ રાજી છું.'

બીજા જ દિવસે બેય ભાઈઓએ, જે કંઈ સામાન-સંપત્તિ હતી, બધાના ત્રણ ભાગ પાડી દીધા. બ્રાહ્મણ ભક્તના ભાગમાં એક નાનકડું કાચું ઘર, અમુક રોકડા રૂપિયા અને સામાન્ય ઘરેણાં-કપડાં તથા રસોઈનાં વાસણો વગેરે આવ્યાં. ત્રીજા ભાગની યજમાનોની વૃત્તિ પણ એમના ભાગમાં આપી દેવામાં આવી; પણ યજમાનોની એવી દશા હતી કે એમની પાસે જો કોઈ પુરોહિત જાય તો તેને તેઓ કાંઈક આપી દેતા, પરંતુ ઘેર બેઠાં પુરોહિત મહારાજને કોઈ યાદ ન કરતું.

આ રીતે જ્યારે ત્રણે ભાઈઓ જુદા થઈ ગયા, ત્યારે પેલા બ્રાહ્મણ ભક્તે પોતાની પત્નીને કહ્યું – 'મારા ભાઈઓએ આપણને જે કંઈ પણ આપ્યું છે એ ઘણું જ સંતોષજનક છે; પણ હવે આપણે એ વાતનું બરાબર ધ્યાન રાખવું કે આપણે કેવળ ભગવાન પર જ નિર્ભર રહીએ. કોઈનાય ઘરે જઈને કદી કશી પણ યાચના ન કરીએ કે ન કોઈના આપવાથી કશું ગ્રહણ કરીએ. ભગવાન પોતે યોગક્ષેમનું વહન કરનારા છે, એ જ આપણું યોગક્ષેમ ચલાવશે. ભાઈઓએ જે કંઈ આપ્યું છે, હાલ તો એનાથી જ કામ ચલાવવું.'

બ્રાહ્મણી પણ ઈશ્વરની ભક્ત અને પતિવ્રતા હતી. એણે પતિની વાત ઘણા આદર સાથે સ્વીકારી. એણે વિચાર્યું - 'હાલ તો નિર્વાહ માટે થોડુંક હાથમાં છે જ. એ પૂરું થયા પછી સ્વામી જેમ ઉચિત સમજશે, પોતાની મેળે જ વ્યવસ્થા કરશે.'

એ ભગવાનના ભક્ત બ્રાહ્મણ પ્રાતઃકાળે ચાર વાગે જ ઊઠતા અને શહેરથી એક માઈલ દૂર એક તળાવ પર જઈને શૌચ-સ્નાન કરતા. પછી સંધ્યાવંદન કર્યા બાદ ભગવાનની માનસ-પૂજા, જપ, ધ્યાન કરીને સંપૂર્ણ ગીતાનો ભાવસહિત અર્થ સમજીને પાઠ કર્યા કરતા, એ પછી દિવસે અગિયાર વાગે ઘરે આવીને ભોજન વગેરે કરતા. ભોજન કર્યા પછી ફરી બપોરે એક વાગે ફરીથી એ જ તળાવ પર જઈને જપ, ધ્યાન, સ્વાધ્યાય કરતા. પછી સાયંકાળે ચાર વાગે શૌચ-સ્નાન કરીને સંધ્યા-વંદન કરતા. એ પછી માનસ-પૂજા કરીને સત્-શાસ્ત્રોનો શ્રદ્ધાપૂર્વક સ્વાધ્યાય કરતા. સૂર્યાસ્ત પછી ભગવાનના નામનો જપ અને એમના સ્વરૂપનું ધ્યાન કર્યા કરતા. અંતે રાત્રે આઠ વાગ્યા પછી ઘરે આવીને ભોજન કરતા અને પછી પોતાની પત્ની સાથે સદ્-વાર્તા કરીને

દસ વાગે સૂઈ જતા. એમની સાધ્વી ધર્મપત્ની પણ બન્ને સમયે પતિને ભોજન કરાવીને પોતે ભોજન કરતી અને દરરોજ પતિને નમસ્કાર કરવા, એમની સેવા-શુશ્રૂષા કરવી, એમની આજ્ઞાનું પાલન કરવું તથા ઈશ્વરનું ભજન-ધ્યાન કરવું એને પોતાનું પરમ કર્તવ્ય સમજતી હતી. આ રીતે બન્નેનો સમય વીતતો હતો. દરરોજ ખરચો તો થતો જ હતો. થોડાક દિવસોમાં એમની પાસે જે કંઈ રૂપિયા-પૈસા હતા, બધા ખલાસ થઈ ગયા. પત્નીએ સ્વામીને કહ્યું – 'રૂપિયા બધા ખલાસ થઈ ગયા છે.' પતિએ પૂછ્યું – 'શું ઘરેણાં-કપડાં પણ થઈ રહ્યાં છે?' પત્નીએ કહ્યું – 'ના.' આનાથી બ્રાહ્મણીએ વિચાર્યું – હાલ ઘરેણાં-કપડાંથી કામ ચલાવવાની સ્વામીની સંમતિ છે. માટે એ એમને વેચીને ઘરનું કામ ચલાવવા માંડી. પણ એ ઘરેણાં-કપડાં પણ કેટલા દિવસ ચાલે. એ પણ સમય જતાં પતી ગયાં. ફરી એક દિવસ પત્નીએ કહ્યું – 'ઘરેણાં-કપડાં પણ ખલાસ થઈ ગયાં છે.' પતિએ કહ્યું – કશી ચિંતા નથી, હજી વાસણો અને મકાન તો છે જ.' આનાથી બ્રાહ્મણી સમજી કે હાલ સ્વામીની સંમતિ મકાન અને વાસણોથી કામ ચલાવવાની છે. એણે પ્રસન્નતાથી મકાન વેચી નાખ્યું અને એ લોકો બીજા ભાડાના મકાનમાં ચાલ્યા ગયા. થોડાક દિવસ એનાથી કામ ચાલ્યું. એ પછી વાસણો પણ વેચી નાખ્યાં, પણ એનાથી શું વળે? છેવટે બ્રાહ્મણી પાસે શરીર ઢાંકવા પૂરતી એક સાડી બચી અને બ્રાહ્મણ દેવતા માટે એક ધોતિયું અને એક ગમછો બચ્યો. એક દિવસ બ્રાહ્મણ દેવતા જ્યારે ચાર વાગે જંગલ તરફ જવા માંડ્યા તો પત્નીએ ઘણા વિનીત ભાવે હાથ જોડીને નિવેદન કર્યું – 'સ્વામિન્! હવે ઘરમાં કશું જ રહ્યું નથી. ઘર તો ભાડાનું છે, વાસણો પણ બધાં ખલાસ થઈ ચૂક્યાં છે. માત્ર આપની આ ગીતાજીની પોથી, ધોતી, ગમછો અને મારી એક સાડી બચી છે. આજે ભોજન માટે ઘરમાં અન્ન પણ નથી. જે કંઈ હતું, કાલે પતી ગયું.' બ્રાહ્મણે આનો કશો પણ ઉત્તર ન આપ્યો અને એ જંગલ તરફ ચાલવા માંડ્યા.

દરરોજની જેમ જ પંડિતજી તળાવ પર ગયા અને શૌચસ્નાનથી પરવારીને એમણે સંધ્યા-ગાયત્રીજપ વગેરે નિત્યકર્મ કર્યું. એ પછી જ્યારે એ ગીતાનો પાઠ કરવા માંડ્યા તો એમની સામે એ જ પોતાનો ઇષ્ટ શ્લોક આવ્યો–

**અનન્યાશ્ચિન્તયન્તો માં યે જનાઃ પર્યુપાસતે ।**
**તેષાં નિત્યાભિયુક્તાનાં યોગક્ષેમં વહામ્યહમ્ ॥**

(ગીતા ૯/૨૨)

એ દિવસે પંડિતજી આ શ્લોકને વાંચીને ચોંકી ઊઠ્યા, અને એને વાંચતાં વાંચતાં મનોમન વિચાર કરવા માંડ્યા કે 'લાગે છે કે આ શ્લોકમાં ભગવાનનાં વચનો નથી, કદાચ ક્ષેપક હશે. જો આ ભગવાનનું કથન હોત તો ભગવાન શું મારી સંભાળ ન લેત? હું તો સર્વ રીતે એમના પર નિર્ભર છું. એમણે આજ સુધી મારી ખબર જરા પણ લીધી નથી.' એમ સમજીને બ્રાહ્મણે એ શ્લોક પર હરતાલ ચોપડી દીધી. અને એ શ્લોકને જવા દઈને એ ગીતાનો પાઠ કરવા માંડ્યા.

બ્રાહ્મણ દેવતાના હૃદયના આ ભાવને જોઈને સર્વહૃદયેશ્વર ભક્ત - વાંછાકલ્પતરુ ભગવાન તરત એક વિદ્યાર્થીના રૂપમાં ઘોડા પર સવાર થઈને બ્રાહ્મણના ઘરે એમની ધર્મપત્નીની પાસે પહોંચ્યા અને મીઠાઈનો એક થાળ ભેટમાં આપીને પૂછવા માંડ્યા – 'ગુરુજી ક્યાં છે?' બ્રાહ્મણપત્નીએ કહ્યું – 'અહીંથી એક માઈલ

દૂર એક તળાવ છે, એ દરરોજ ત્યાં શૌચ-સ્નાન અને નિત્યકર્મ માટે જાય છે અને લગભગ અગિયાર વાગે પાછા આવે છે. હાલ દસ વાગ્યા છે, એમને આવવામાં એક કલાકની વાર છે. આપ કોણ છો અને આ મીઠાઈ કેમ લાવ્યા છો?' વિદ્યાર્થીએ ઉત્તર આપ્યો – 'હું પંડિતજીનો શિષ્ય છું અને ગુરુજી તથા આપની સેવા માટે આ મીઠાઈ લાવ્યો છું. આને આપ લઈ લો.' બ્રાહ્મણપત્નીએ કહ્યું – પંડિતજી ન તો કોઈને શિષ્ય બનાવે છે કે ન કોઈની આપેલી કોઈ વસ્તુ લે છે. મને પણ એમણે કોઈ પણ વસ્તુ ન સ્વીકારવાની આજ્ઞા આપી રાખી છે. માટે હું કોઈની આપેલી કોઈ વસ્તુ ન લઈ શકું. એને આપ પાછી લઈ જાઓ.' વિદ્યાર્થીએ કહ્યું – 'આપ જેવું કહો છો, એવું જ હું પણ માનું છું. એ કોઈને પણ શિષ્ય નથી બનાવતા, એ વાત પણ ખરી છે. મારા સિવાય એમણે ન તો કોઈને શિષ્ય બનાવ્યો છે કે ન બનાવશે. મારા પર એમની વિશેષ કૃપા છે, માટે જ મને એમણે શિષ્ય માન્યો છે. માત્ર હું એકલો જ એમનો શિષ્ય છું, એનો હું આપને વિશ્વાસ અપાવું છું.' બ્રાહ્મણપત્નીએ કહ્યું – 'મેં તો એવી વાત કદી નથી સાંભળી કે એમણે આપને શિષ્ય બનાવ્યા છે. હું તો જાણું છું કે એમણે કોઈને શિષ્ય બનાવ્યો જ નથી. તો હું એ વાતને શી રીતે માની લઉં કે આપ એમના શિષ્ય છો. ગમે તે થાય, હું આ મીઠાઈને કોઈ પણ રીતે સ્વીકારી ન શકું. પંડિતજી આવે એટલે આપ એમને આપી શકો છો.' વિદ્યાર્થીએ કહ્યું – 'સારું, આ થાળી અહીં મૂકી છે અને મારો ઘોડો પણ અહીં જ બાંધ્યો છે. હું પાછો આવીને પંડિતજીને મળી લઈશ.' એટલે બ્રાહ્મણપત્નીએ ઉત્તર આપ્યો – 'આપ આ થાળીને પાછી લઈ જાઓ, પંડિતજી આવે ત્યારે આપ ફરી લાવી શકો છો. હું પંડિતજીની આજ્ઞા વિના આને કોઈ પણ રીતે ન રાખી શકું.' પણ ભગવાન તો વિચિત્ર રહ્યા. એ થાળીને ત્યાં જ છોડીને ચાલવા માંડ્યા. જતી વેળાએ બ્રાહ્મણપત્નીએ પૂછ્યું – 'આપનું નામ-સરનામું તો જણાવી દો, જેથી પંડિતજી આવે ત્યારે આ મીઠાઈની થાળી આપના ઘરે પાછી મોકલાવી શકાય.' વિદ્યાર્થીએ કહ્યું – 'એ મને જાણે છે. એમની મારા પર ઘણી કૃપા છે; કેમકે હું એમનો એકલો શિષ્ય છું. મારા સિવાય બીજો કોઈ શિષ્ય છે જ નહીં. આપ કહી દેજો કે આજે પ્રાતઃકાળે જેના મોઢા પર આપે હરતાલ ચોપડી હતી, એ જ શિષ્ય આવ્યો હતો એથી એ સમજી જશે.' આટલું કહીને ભગવાન ચાલતા થયા.

એક કલાક પછી પંડિતજી જંગલમાંથી પાછા ફર્યા અને ઘરમાં પ્રવેશતાં જ જોયું કે એક થાળી મીઠાઈથી ભરેલી રાખી મૂકી છે. પંડિતજીએ કંઈક ઉત્તેજિત સ્વરે પૂછ્યું – 'આ મીઠાઈ ક્યાંથી આવી, કોણે આપી અને કેમ રાખવામાં આવી?' બ્રાહ્મણપત્નીએ હાથ જોડીને વિનયપૂર્વક ઉત્તર આપ્યો – 'સ્વામિન્! મેં નથી રાખી. એક વિદ્યાર્થી પરાણે આને મૂકી ગયો. એ કહેતો હતો કે હું ગુરુજીની સેવા માટે લાવ્યો છું. તેમ છતાં મેં ન સ્વીકારી. પણ એ પરાણે મૂકીને જતો જ રહ્યો.' બ્રાહ્મણે કહ્યું – 'તું તો એ વાતને જાણે છે કે મેં ન તો આજ સુધી કોઈને શિષ્ય બનાવ્યો છે કે ન બનાવું છું.' પત્નીએ કહ્યું – 'એ વાત ખરી છે. મેં પણ એને એ જ કહ્યું કે ન તો પંડિતજીએ કોઈને શિષ્ય બનાવ્યો છે, ન બનાવે છે કે ન બનાવશે.

આથી એણે મારી વાતનું સમર્થન કરતાં કહ્યું કે હું એ વાત જાણું છું. ગુરુજીએ મારા સિવાય કોઈને શિષ્ય નથી બનાવ્યો અને બનાવશે પણ નહીં. એકમાત્ર હું જ એમનો શિષ્ય છું. મારા પર એમની વિશેષ દયા છે. માટે જ મને એમણે શિષ્યરૂપે સ્વીકાર્યો છે. હું વિશ્વાસ અપાવું છું કે આ મારી વાત ખરી માનવી જોઈએ. તેમ છતાંય મેં તો એમ જ કહ્યું કે મેં એવું કદી નથી સાંભળ્યું કે આપને એમણે શિષ્ય બનાવ્યા છે. ગમે તે હોય, હું એમની આજ્ઞા વિના આ ભેટ નથી રાખી શકતી; પણ તેમ છતાં એ મૂકીને ચાલ્યો ગયો.' પંડિતજીએ કહ્યું – એનું નામ-સરનામું તો પૂછવું જોઈતું હતું, જેથી એના ઘરે વસ્તુ પાછી આપી દઈ શકાય.' બ્રાહ્મણપત્નીએ કહ્યું – 'મેં પૂછ્યું હતું, એટલે એણે એમ કહ્યું કે મને ગુરુજી જાણે છે. આજે પ્રાતઃકાળે જ એમણે મારા મોઢા પર હરતાલ ચોપડી છે, મને એટલી વારમાં તેઓ થોડા કંઈ ભૂલી જવાના છે. આપ કહી દેજો કે જેના મોઢા પર આજે પ્રાતઃકાળે હરતાલ ચોપડી હતી, એ જ એકમાત્ર આપનો શિષ્ય ભેટ આપી ગયો છે. બસ, આટલું કહીને એ ચાલ્યો ગયો અને કહેતો ગયો કે મીઠાઈની થાળી અહીં જ રાખી છે, મારો ઘોડો પણ અહીં જ બંધાયેલો છે. હું પછી આવીને ગુરુજીને મળી લઈશ.'

આ સાંભળતાં જ પંડિતજીને રોમાંચ થઈ આવ્યો અને એ ગદ્‌ગદ થઈને બોલ્યા – 'બ્રાહ્મણી! તું ધન્ય છે. એ તો સાક્ષાત્ ભગવાન હતા. તારું મોટું સૌભાગ્ય છે કે તને એમનાં સાક્ષાત્ દર્શન થયાં. હું અવિશ્વાસુ અને હતભાગી છું, માટે જ મને એમણે દર્શન ન આપ્યાં. મેં એક દિવસ પણ ભૂખે ન કાઢ્યો અને અધીરા થઈને ભગવાનનાં વચનો પર હરતાલ ચોપડી દીધી. ગીતા સ્વયં ભગવાનના મુખેથી નીકળી છે, એના પર હરતાલ ચોપડવી એ સાચે જ ભગવાનના મોઢા પર જ હરતાલ ચોપડવા બરાબર છે. આજે ગીતાનો પાઠ કરતી વેળાએ જ્યારે આ શ્લોક આવ્યો કે -

**અનન્યાશ્ચિન્તયન્તો માં યે જનાઃ પર્યુપાસતે ।**
**તેષાં નિત્યાભિયુક્તાનાં યોગક્ષેમં વહામ્યહમ્ ॥**

(ગીતા ૯/૨૨)

– ત્યારે અવિશ્વાસુ એવા મારા મનમાં ભગવાનનાં વચનો પર શંકા થઈ કે જો ખરેખર આ ભગવાનનાં વાક્યો હોત તો એ ચોક્કસ મારા યોગક્ષેમનું વહન કરત; આ ક્ષેપક શ્લોક છે. આવું વિચારીને મેં એના પર હરતાલ ચોપડી દીધી. હું ઘણો જ નીચ, પાપી અને અવિશ્વાસુ છું. મારા હૃદયમાં થોડુંક પણ ધૈર્ય હોત તો હું આવું નીચ કામ કદી ન કરત. એ પરમ દયાળુ ભગવાન તો સદા યોગક્ષેમ ચલાવી જ રહ્યા છે. બધું જ સમાપ્ત થતાંની સાથે જ આવી પહોંચ્યા. હરતાલ ચોપડવાના અપરાધને કારણે હું એમનાં દર્શનથી વંચિત રહ્યો. તું શુદ્ધ અને અનન્યભક્ત તથા પતિવ્રતા છે. માટે તને તેમનાં દર્શન થયાં. હવે તો જ્યાં સુધી એ નહીં આવે ત્યાં સુધી મને ચેન નહીં પડે.'

ત્યાર બાદ એમની દૃષ્ટિ બહાર ગઈ તો જુએ છે કે ઘોડા પર ભાર લાદેલો છે. એમણે તરત જઈને ભાર ઉતાર્યો અને એને અંદર લાવીને જોવા માંડ્યા. એમાં લાખો રૂપિયાનાં રત્નો ભરેલાં હતાં. બ્રાહ્મણ આ જોઈને પોતાના કૃત્ય પર પશ્ચાત્તાપ કરવા માંડ્યા. એ ફરી ગદ્‌ગદ થઈ ગયા અને પ્રેમમાં તન્મય થઈ ભાગવતનો આ શ્લોક ગાવા માંડ્યા.

**અહો બકી યં સ્તનકાલકૂટં**
**જિઘાંસયાઽપાયયદપ્યસાધ્વી ।**
**લેભે ગતિં ધાત્ર્યુચિતાં તતોઽન્યં**
**કં વા દયાલું શરણં વ્રજેમ ॥***
(ભાગવત ૩/૨/૨૩)

'મને ધિક્કાર છે કે આવા દીનબંધુ પતિતપાવન સૌનું ધારણ-પોષણ કરનારા વિશ્વંભર પ્રભુ પર મેં ખોટો આરોપ મૂકીને પોતાને કલંકિત કર્યો. હું તો અર્થનો દાસ છું. જો ખરેખર હું પ્રભુનો દાસ હોત તો મને ભોજન-વસ્ત્ર વગેરેની ચિંતા જ કેમ થાત અને કેમ ભગવાન મને સંતુષ્ટ કરવા માટે આ રત્ન-ભંડાર આપી જાત! હું વાસ્તવમાં જો ભગવાનના તત્ત્વ-રહસ્યને જાણતો હોત, મારો એમનામાં ખરો પ્રેમ હોત અને મારા મનમાં અર્થની કામના ન હોત તો એ મને આ રત્નો આપીને કેમ ભુલાવત.' આમ કહેતાં કહેતાં બ્રાહ્મણ આનંદમુગ્ધ થઈ ગયા.

કેટલોક સમય વીતી ગયો જોઈને બ્રાહ્મણીએ કહ્યું – 'ભગવાનનો આપેલો પ્રસાદ તો લઈએ.' પંડિતજી બોલ્યા – 'જ્યારે ભગવાન એમ કહી ગયા છે કે હું આવીશ, તો હવે તો એમના આવ્યા પછી જ પ્રસાદ લઈશ.' સાયંકાળ થઈ ગયો, પણ ભગવાન ન આવ્યા. ત્યારે બ્રાહ્મણીએ ફરી કહ્યું – 'હવે તો પ્રસાદ લઈ લઈએ.' પંડિતજી ક્યાં માનવાના હતા, એમણે ફરી એ જ વાત કહી. જ્યારે રાતના દસ વાગી ગયા, સૂવાનો સમય થઈ ગયો છતાં ભગવાન ન આવ્યા ત્યારે બ્રાહ્મણીએ ફરી વિનયપૂર્વક કહ્યું – 'પ્રસાદ તો લઈ લો.' બ્રાહ્મણ દેવતાએ તો પણ પ્રસાદ ન લીધો અને બેય જણ કશું ખાધા વિના જ સૂઈ ગયાં.

રાતના અગિયાર વાગ્યા હતા. દરવાજો ખખડાવતા કોઈનો ઘણો જ મધુર સ્વર સંભળાયો – 'ગોરાણીજી! ગોરાણીજી! દરવાજો ઉઘાડો.' બ્રાહ્મણ દંપતીને હજી ઊંઘ તો આવી જ ન હતી. સુમધુર સ્વર તથા ગોરાણીજી સંબોધન સાંભળીને બ્રાહ્મણી ચોંકી ઊઠ્યાં અને આનંદવિહ્વળ થઈને બોલ્યાં – 'સ્વામિન્! લો, આપના ભગવાન આવી ગયા છે.' બ્રાહ્મણે તરત દોડીને દરવાજો ઉઘાડ્યો અને તે ભગવાનના ચરણોમાં પડી ગયા. ભગવાને એમને ઊભા કરીને પોતાના હૃદયે ચાંપી દીધા. એ વખતે પંડિતજીની ઘણી વિચિત્ર દશા હતી. એમનું શરીર રોમાંચિત હતું, નેત્રોમાંથી આંસુઓની ધારા વહી રહી હતી, હૃદય પ્રફુલ્લિત હતું અને વાણી ગદ્ગદ હતી. છતાં પણ એ કોઈક રીતે ધીરજ ધરીને બોલ્યા – 'નાથ! હું તો માત્ર અર્થનો દાસ છું. મારા જેવા પામર ઉપર પણ જે આપે આટલી કૃપા કરી, એમાં આપનો પરમ કૃપાળુ સ્વભાવ જ કારણ છે. જો મારા ભાવ અને આચરણો તરફ ધ્યાન આપવામાં આવે તો આપનાં દર્શન તો દૂર રહ્યાં, મને ક્યાંય નરકમાં પણ સ્થાન ન મળવું જોઈએ. મેં આપ જેવા સર્વ રીતે નિર્દોષ મહાપુરુષ પર દોષારોપણ કર્યું. મારા જેવો અર્થ-કામી નીચ કોઈ કદાચ જ હશે! હું તો અર્થ માટે જ આપને ભજતો હતો, એટલે તો આપે મારા સંતોષ ખાતર આ રત્નો આપ્યાં છે. હું અત્યંત સકામી છું, માટે તો મેં આપને સાંસારિક યોગક્ષેમનું વહન કરનારા જ સમજ્યા; નહીં તો હું પારમાર્થિક યોગક્ષેમની જ કામના કરત. જેઓ

* 'પાપિણી પૂતનાએ પોતાના થાનો પર હળાહળ વિષ લગાડીને, શ્રીકૃષ્ણને મારી નાખવાની દાનતથી તેમને સ્તનપાન કરાવ્યું હતું, તેને પણ ભગવાને પરમ ગતિ આપી, કે જે ધાયને મળવી જોઈએ. એવા ભગવાન શ્રીકૃષ્ણના સિવાય અન્ય કોણ કૃપાળુ છે કે જેનું શરણ લઈએ?'

નિષ્કામભાવે કેવળમાત્ર આપના જ આશ્રિત છે, તેઓ તો આ યોક્ષેમને પણ નથી ઇચ્છતા; પરંતુ આપ તો તેમના ઇચ્છ્યા વિના જ તેમના યોગક્ષેમનું વહન કરો છો. મારા જેવા અભાગિયામાં એવી શ્રદ્ધા, પ્રેમ, વિશ્વાસ અને નિર્ભરતા ક્યાં, જે આપ જેવા મહાપુરુષના નિર્હેતુક અનન્ય શરણે આવું.'

ભગવાન બોલ્યા – 'એમાં તારો કોઈ વાંક નથી. તું તો મારા પર જ નિર્ભર હતો. મારા આવવામાં જે મોડું થયું, એ મારા સ્વભાવનો દોષ છે. પણ હજી સુધી તેં ભોજન કેમ નથી કર્યું?' પંડિતજીએ કહ્યું – 'જ્યારે આપ કહી ગયા હતા કે હું ફરી આવીને મળીશ તો આપના આવ્યા વિના હું કેવી રીતે ભોજન કરું. પહેલા આપ ભોજન કરો, પછી અમે પણ પ્રસાદ લઈશું.' ભગવાને કહ્યું – 'ના-ના, ચાલો આપણે સાથે જ ભોજન કરીએ.' પછી બ્રાહ્મણપત્નીએ ભગવાનનો સંકેત સમજીને બન્ને જણને ભોજન કરાવ્યું. બ્રાહ્મણ દેવતાએ ઘણા પ્રેમવિહ્વળ થઈને પ્રસાદ લીધો. ભોજન કર્યા બાદ ભગવાન બોલ્યા – 'તારી જે ઇચ્છા હોય એ માંગી લે, તારા માટે કશું જ દુર્લભ નથી.' બ્રાહ્મણે કહ્યું – 'જ્યારે આપ પોતે જ પધાર્યા છો તો હવે માંગવાનું બાકી જ શું રહ્યું? નાથ! હું તો એ જ ઇચ્છું છું કે હવે તો મારા મનમાં યોગક્ષેમની પણ ઇચ્છા ન રહે. અને કેવળ આપનામાં જ મારો અનન્ય વિશુદ્ધ પ્રેમ થાય.' ભગવાન 'તથાસ્તુ' કહીને અંતર્ધાન થઈ ગયા. એ પછી બ્રાહ્મણપત્નીએ પણ પ્રસાદ લીધો.

આ બાજુ, જ્યારથી પેલા નાના ભાઈઓએ પોતાના મોટા ભાઈ ભગવાનના ભક્ત બ્રાહ્મણને જુદો કર્યો હતો, ત્યારથી એ ઉત્તરોત્તર સાવ દરિદ્ર અને દુઃખી થતા ગયા. એમની એટલી હીન દશા થઈ ગઈ કે ન તો એમને ક્યાંયથી કંઈ ઉધાર મળતું કે ન માંગવાથી પણ. જ્યારે એમણે સાંભળ્યું કે અમારા ભાઈ આટલા ધનવાન થઈ ગયા છે કે એમના દરવાજે સદા યાચકોની ભીડ રહે છે તો એ પણ પોતાના ભાઈની પાસે ગયા. પરમ ભક્ત પંડિતજીએ ભાઈઓને આવેલા જોઈને એમને હૃદય સાથે ચાંપી દીધા. અને એમનું કુશળ-ક્ષેમ પૂછ્યું. એમણે ઉત્તરમાં કહ્યું – 'તમારા જેવા સજ્જન પુરુષોથી જુદા થઈને અમારું કુશળ ક્યાંથી થાય?' અમે તો મોઢું દેખાડવાને લાયક પણ નથી. છતાં પણ તમે અમારા પર દયા કરીને પ્રેમથી આવકારો છો, એ તમારું સૌહાર્દ છે.' મોટાભાઈએ કહ્યું – 'ભાઈ! એવું ન કહેશો. આપણે ત્રણે સહોદર ભાઈઓ છીએ. આપણે કદીય જુદા થોડા થઈ શકીએ છીએ! આ તો ભાવિવશ થઈ ગયું. હવે આપણે જેવા પ્રેમપૂર્વક પહેલાં રહેતા હતા, એ જ રીતે સાથે રહેવું જોઈએ. સંસારમાં સગા ભાઈઓ જેવું પોતાનું હિતૈષી અને પ્રેમી કોણ છે? તમારે શરમ કે પશ્ચાત્તાપ ન કરતાં અગાઉની જેમ જ પ્રેમ કરવો. આ જે કંઈ તમે ઐશ્વર્ય જુઓ છો, એમાં ભાઈ! મારું શું છે! આ બધું શ્રીભગવાનની વિભૂતિ છે. જે કોઈ પણ ભગવાન પર નિર્ભર થઈ જાય છે, ભગવાન સર્વ રીતે એના યોગક્ષેમનું વહન કરે છે. જેમ બાળક માતા-પિતા પર નિર્ભર થઈને નિશ્ચિંતપણે વિચરે છે અને માતા-પિતા જ સર્વ રીતે એનું પાલન-પોષણ કરે છે, એ જ રીતે, ના ના, એનાથી પણ વધીને ભગવાન પોતાના આશ્રિતનું પાલન-પોષણ અને સંરક્ષણ કરે છે. એટલું જ નહીં, એ તો સ્વયં પોતાનું જ એને સમર્પણ કરી દે છે. માટે તમારે સૌએ –

**અનન્યાશ્ચિન્તયન્તો માં યે જનાઃ પર્યુપાસતે ।**
**તેષાં નિત્યાભિયુક્તાનાં યોગક્ષેમં વહામ્યહમ્ ॥**

(ગીતા ૯/૨૨)

આ શ્લોકમાં કહેલી વાત પર વિશ્વાસ મૂકીને નિત્ય-નિરંતર ભગવાનનું જ ચિંતન કરવું જોઈએ તથા અર્થ અને ભાવ સમજીને સદા શ્રીગીતાજીનું અધ્યયન-અધ્યાપન કરવું જોઈએ.'

એ પછી બન્ને ભાઈઓ મોટાભાઈની સાથે રહીને એમની આજ્ઞા અનુસાર નિત્ય-નિરંતર જપ-ધ્યાન તથા ગીતાનો પાઠ કરવા માંડ્યા તેમજ થોડાક જ સમયમાં ભગવાનની ભક્તિ કરીને ભગવત્કૃપાથી ભગવાનને પામી ગયા.

આ હકીકત ક્યાં સુધી ખરી છે એની ખબર નથી; પણ આપણે આનાથી એવી શીખ ગ્રહણ કરવી કે ભગવાન પર નિર્ભર થવાથી ભગવાન યોગક્ષેમનું વહન કરે છે. માટે આપણે પણ આના પર વિશ્વાસ કરીને ભગવાન પર નિર્ભર થઈ જઈએ. સૌથી ઉત્તમ વાત તો એ છે કે નિત્ય-નિરંતર ભગવાનનું નિષ્કામભાવે ચિંતન કરવું. યોગક્ષેમની પણ ઇચ્છા ન કરતાં ભગવાનમાં કેવળ નિર્હેતુક વિશુદ્ધ પ્રેમ થાય, એ માટે જ પ્રયત્ન કરવો. પણ જો યોગક્ષેમની જ ઇચ્છા હોય તો ખરા–પારમાર્થિક યોગક્ષેમની ઇચ્છા કરવી. અપ્રાપ્તની પ્રાપ્તિનું નામ 'યોગ' છે અને પ્રાપ્તિની રક્ષાનું નામ 'ક્ષેમ' છે. પારમાર્થિક યોગક્ષેમનો અભિપ્રાય એ છે કે પરમાત્માની પ્રાપ્તિના માર્ગમાં ક્યાં સુધી આપણે આગળ વધી ચૂક્યા છીએ, એ પ્રાપ્ત સાધન-સંપત્તિની તો ભગવાન રક્ષા કરે છે અને ભગવાનની પ્રાપ્તિમાં જે કંઈ ઊણપ છે, એની પણ પૂર્તિ ભગવાન કરી દે છે. આવું ભગવાને આશ્વાસન આપ્યું છે. આ રીતે સમજીને અને એના પર વિશ્વાસ મૂકીને ભગવાન પર નિર્ભર અને નિર્ભય થઈ જવું; ભગવચ્ચિંતન સિવાય બીજા કશાનું પણ ચિંતન ન કરવું.

જે લોકો સાંસારિક યોગક્ષેમ માટે ભગવાનને ભજે છે, એ પણ ન ભજનારાઓ કરતાં ઘણા ઉત્તમ છે; કેમકે, ભગવાનના અર્થાર્થી, આર્ત વગેરે ભક્તોને પણ ઉદાર- શ્રેષ્ઠ જણાવ્યા છે. **'ઉદારાઃ સર્વ એવૈતે'** (ગીતા ૭/૧૮); અને જ્ઞાની નિષ્કામ અનન્ય ભક્તને તો ભગવાને પોતાનું સ્વરૂપ જ જણાવ્યો છે; કેમકે, એ નિષ્કામી જ્ઞાનીની એક ભગવાન સિવાય બીજી કોઈ ગતિ છે જ નહીં.

આથી આપણે માટે ઉચિત છે કે આપણે ભગવાનના નિષ્કામ જ્ઞાની અનન્ય ભક્ત બનીએ; કેમકે, આવો ભક્ત ભગવાનને ઘણો પ્રિય છે. ભગવાને કહ્યું છે–

**તેષાં જ્ઞાની નિત્યયુક્ત એકભક્તિર્વિશિષ્યતે ।**
**પ્રિયો હિ જ્ઞાનિનોઽત્યર્થમહં સ ચ મમ પ્રિયઃ ॥**

(ગીતા ૭/૧૭)

'એમનામાંથી હંમેશાં મારામાં એકાત્મભાવે સ્થિત, અનન્ય પ્રેમભક્તિ રાખનાર જ્ઞાની ભક્ત ઘણો શ્રેષ્ઠ છે; કેમકે મને તત્ત્વથી ઓળખનાર જ્ઞાનીને હું અત્યંત પ્રિય છું અને એ જ્ઞાની મને અત્યંત પ્રિય છે.'

—★—

# ભગવન્નામનું મૂલ્ય

'ગોસ્વામી તુલસીદાસજીએ પોતાના રામચરિતમાનસમાં ભગવન્નામના મહિમાનો ઉલ્લેખ કરતાં એટલે સુધી કહ્યું છે કે કળિયુગમાં કેવળ ભગવાનના નામનો જ આધાર છે. ગણિકા

અને અજામિલ જેવા મોટામાં મોટા પાપી કેવળ નામના પ્રભાવથી સહજ રીતે જ મુક્ત થઈ ગયા. શ્રીહનુમાનજીએ આ જ નામના પ્રભાવથી ભગવાન શ્રીરામને પોતાના વશમાં કરી રાખ્યા છે. નામને જીભ પર રાખવા માત્રથી બહાર અને ભીતર પ્રકાશ છવાઈ જાય છે. નામનો મહિમા એટલો બધો છે કે સ્વયં ભગવાન પણ એનું વર્ણન કરવા અસમર્થ છે – **'રામ ન સકહિં નામ ગુન ગાઈ ।'** (બાલકાંડ ૨૬/૪) તે એટલે સુધી કે ભગવાન શિવ આ નામની શક્તિથી જ કાશીમાં સઘળા જીવોને મુક્તિ અપાવે છે. એ જ રીતે શ્રીમદ્ભાગવત, મહાભારત વગેરે બીજાં શાસ્ત્રો પણ નામ-મહિમાથી ભર્યાં પડ્યાં છે, પણ કયું કારણ છે કે એ અનુસાર નામનું પ્રત્યક્ષ પરિણામ જોવા નથી મળતું?'

આ પ્રકારના તર્ક ઊભા કરીને ઘણા મહાનુભાવો પ્રશ્નો કર્યા કરે છે. આ બધાનો ઉત્તર એ છે કે પ્રત્યક્ષ ફળ ન દેખાવાનું કારણ ભગવાનના નામમાં શ્રદ્ધાની ઊણપ છે. વાસ્તવમાં ભગવન્નામનો જે મહિમા શાસ્ત્રોએ ગાયો છે, તે તેનાથી ક્યાંય વધારે છે. નામ-મહિમાની કોઈ સીમા જ નથી. શાસ્ત્રમાં કહેવાયેલ મહિમા તો નામથી લાભ પામેલા મહાત્માઓના ઉદ્ગારમાત્ર છે. જે રીતે ઈશ્વર અને સત્સંગનો જેટલો મહિમા કહેવામાં આવે એટલો ઓછો છે, એ જ રીતે નામના મહિમાનું જેટલું વર્ણન થાય એટલું ઓછું છે. વાસ્તવમાં ભગવન્નામનાં તત્ત્વ, રહસ્ય, ગુણ, પ્રભાવ વગેરે ન જાણવાને કારણે જ એમાં શ્રદ્ધાની ઊણપ છે. શ્રદ્ધાના અભાવે તથા ક્યાંક ક્યાંક તો શ્રદ્ધાથી સાવ વિપરીત અશ્રદ્ધાને કારણે માણસને ખરા લાભથી વંચિત રહેવું પડે છે. નામનો તો અમાપ મહિમા છે. સંસારના કોઈ પણ પદાર્થ સાથે ભગવન્નામની તુલના નથી થઈ શકતી. અહીંના જડ તેમજ નાશવંત પદાર્થોની સાથે ભગવાનના નામની તુલના કરવી એ તો આપણી મૂર્ખતાનો જ પરિચય આપવા બરાબર છે.

## ભગવન્નામના પ્રભાવ પર એક દૃષ્ટાંત

એક ઘણા ઉચ્ચકોટિના ભગવાનના ભક્ત, નામમાં નિષ્ઠા ધરાવનાર મહાત્મા હતા. એમની નજીક એમનો એક શિષ્ય રહેતો હતો. એક વખતની વાત છે કે એ મહાત્મા ક્યાંક બહાર ગયા હતા; એ જ વખતે એમની કુટિરે એક માણસ આવ્યો અને એણે પૂછ્યું – 'મહાત્મા ક્યાં છે?' શિષ્યે કહ્યું – 'સ્વામીજી મહારાજ તો કોઈક કાર્યવશ બહાર ગયા છે. આપને કોઈ કામ હોય તો કહો.' આગંતુકે કહ્યું, 'મારો દીકરો ઘણો બીમાર છે, એને કેવી રીતે આરોગ્ય મળે? 'મહાત્માજીની ગેરહાજરીમાં તમે જ કોઈક ઉપાય જણાવવાની કૃપા કરો.'

શિષ્યે ઉત્તર આપ્યો – 'એક ઘણો સરળ ઉપાય છે – 'રામ' નામને ત્રણ વાર લખી લો અને એને ધોઈને પિવડાવી દો; બસ, એનાથી જ આરામ થઈ જશે.'

આગંતુક પોતાને ઘેર ચાલ્યો ગયો. બીજે દિવસે એ માણસ ઘણા પ્રસન્નમુખે મહાત્માજીની કુટિરે આવ્યો. એ વખતે મહાત્માજી ત્યાં હાજર હતા. એમના ચરણોમાં સાષ્ટાંગ પ્રણામ કરીને એણે વિનમ્ર શબ્દોમાં હાથ જોડીને નિવેદન કર્યું – 'સ્વામીજી મહારાજ! આપના શિષ્ય તો સિદ્ધપુરુષ છે. કાલની વાત છે, હું અહીં આવ્યો હતો; એ વખતે આપ ક્યાંક બહાર ગયા હતા, માત્ર આ આપના શિષ્ય હતા. આપની ગેરહાજરીમાં આમને જ મેં મારા પ્રિય પુત્રના રોગ-નિવારણ માટે ઉપાય પૂછ્યો. ત્યારે એમણે જણાવ્યું કે ત્રણ વાર 'રામ' નામ લખી લો અને

એને ધોઈને પિવડાવી દો. મેં ઘરે જઈને બરાબર એ જ રીતે કર્યું અને મોટા આશ્ચર્ય અને હર્ષની વાત છે કે આ પ્રયોગ કરતાંવેંત મારો દીકરો તરત બેઠો થઈ ગયો, જાણે એને કોઈ રોગ હતો જ નહીં!

આ સાંભળીને મહાત્મા પોતાના શિષ્ય પર ઘણા રોષે ભરાયા અને એના હિત કાજે ક્રોધનું નાટક કરતાં બોલ્યા – 'અરે મૂર્ખ! આ સાધારણ બીમારી માટે થઈને તેં રામ-નામનો ત્રણવાર પ્રયોગ કરાવ્યો. તું નામનો મહિમા જરાય નથી જાણતો. અરે, એક વાર જ નામનું ઉચ્ચારણ કરવાથી અનંત કોટિ પાપોનો તેમજ ભવરોગનો નાશ થઈ જાય છે અને માણસ અનામય પરમપદને પામી જાય છે. તું આ આશ્રમમાં રહેવાને લાયક નથી. માટે જ્યાં તારી ઇચ્છા હોય ત્યાં ચાલ્યો જા.' આથી શિષ્યની આંખોમાં આંસુ આવી ગયાં. અને એણે પોતાના ગુરુદેવને ઘણો અનુનય-વિનય કર્યો. સંતો તો નવનીત-હૃદયના હોય જ છે, તેઓ પીગળી પણ ગયા અને એના અપરાધને પણ ક્ષમા કરી દીધો.

એ પછી મહાત્માજીએ ચમ-ચમ કરતો એક સુંદર ચમકદાર પથ્થર ક્યાંકથી કાઢ્યો અને એને શિષ્યના હાથમાં આપીને કહ્યું – તું શહેરમાં જઈને આની કિંમત આંકીને આવ. સાવધાન! આને કોઈ કિંમતે પણ વેચવાનો નથી, માત્ર કિંમત જ અંકાવાની છે. કોણ કેટલી કિંમત આંકે છે, એ લખીને પાછો આવજે.

શિષ્ય એ લઈને બજાર ચાલ્યો ગયો. સૌથી પહેલાં એક શાક વેચનારી માલણ મળી. એણે એને પથ્થર કાઢીને બતાવ્યો અને પૂછ્યું – 'તું આની વધુમાં વધુ કેટલી કિંમત આપી શકે છે!' શાક વેચનારીએ પથ્થરની ચમક અને સુંદરતા જોઈને વિચાર્યું કે આ ઘણો સારો પથ્થર છે. બાળકોને રમવા માટેની સુંદર વસ્તુ છે. એ બોલી – 'આની કિંમતમાં તું કિલો-બે કિલો મૂળા, બટાટા કે જે શાક તને પસંદ પડે એ લઈ શકે છે.' 'વેચવો નથી' કહીને શિષ્ય આગળ વધ્યો તો એક વાણિયા સાથે ભેટો થઈ ગયો. એણે પૂછ્યું – 'શેઠ! આ પથ્થરનું મૂલ્ય આપ શું આપી શકો છો?' વાણિયાએ વિચાર્યું કે પથ્થર તો ઘણો સુંદર અને ચમકદાર છે અને ઘણો વજનદાર પણ છે. માટે સોનું-ચાંદી તોલવામાં આનો સારો ઉપયોગ થઈ શકે છે. એણે કહ્યું – 'સો રૂપિયા આપી શકું છું.' એને નકારીને શિષ્ય આગળ ચાલ્યો તો એક સોનીની દુકાને પહોંચ્યો. સોનીએ જોઈને વિચાર્યું કે આ તો ઘણા કામની વસ્તુ છે. આને તોડીને ઘણા પોખરાજ બનાવી શકાય એમ છે. માટે એણે કહ્યું – 'વધુમાં વધુ લાખ રૂપિયા સુધી હું આપી શકું છું.'

'વેચવો નથી' કહીને શિષ્ય ઘણા ઉત્સાહથી આગળ વધ્યો અને એક ઝવેરીની દુકાન પર પહોંચ્યો. જ્યારે ગુરુજી પાસેથી નીકળ્યો હતો ત્યારે તો એને કોઈ ઝવેરી પાસે જવાનું સાહસ જ નહોતું; પણ જેમ જેમ એ પથ્થરના મૂલ્યમાં વધારો થતો ગયો, તેમ તેમ એનું સાહસ પણ વધતું ચાલ્યું. હવે એની દૃષ્ટિ પણ બદલાઈ ગઈ. એની માન્યતા, જે એક સામાન્ય ચમકદાર પથ્થરની હતી, નાશ પામી. ઝવેરીને બતાવીને એની કિંમત પૂછી. ઝવેરીએ વિચાર્યું તો એને હીરો સમજ્યો અને એના મૂલ્યરૂપે એક કરોડ રૂપિયા આપવા તૈયાર થઈ ગયો. પણ વેચવો તો હતો નહીં. માટે શિષ્ય એને પણ એ જ જવાબ આપીને ઉચ્ચ કોટિના ઝવેરીઓ પાસે પહોંચ્યો. સૌએ મળીને એની પરખ કરી અને પચાસ કરોડ રૂપિયા એની કિંમત આંકી. એ

પછી એ શિષ્ય રાજાની પાસે ગયો. રાજા સાહેબે શિષ્યને ઘણા આદર સાથે બેસાડ્યો અને મુખ્ય-મુખ્ય બધાય મોટા ઝવેરીઓને બોલાવીને એ રત્નનું મૂલ્ય આંકવા માટે કહ્યું. સૌએ વિચાર-વિમર્શ કર્યા બાદ આશ્ચર્ય પ્રગટ કરતાં કહ્યું – 'મહારાજ! અમે તો આવું રત્ન કદી જોયું પણ નથી. માટે આની કિંમત આંકવી અમારી બુદ્ધિની બહારની વાત છે. અમને તો એવું જણાય છે કે જો આપ આપનું આખું રાજ્ય પણ આપી દો તો એ પણ આના મૂલ્ય માટે પર્યાપ્ત નથી.'

મહારાજે શિષ્યને પૂછ્યું – 'આવું અનુપમ રત્ન તને ક્યાંથી મળ્યું?' શિષ્યે ઉત્તર આપતાં કહ્યું – 'આને મારા ગુરુદેવે મને આપીને માત્ર મૂલ્ય આંકવા માટે જ મોકલ્યો છે, પણ વેચવાની આજ્ઞા નથી આપી.' રાજા સાહેબે ઘણા વિનમ્ર શબ્દોમાં કહ્યું – 'આનું મૂલ્ય મારા રાજ્યથી પણ વધુ છે. જો તારા ગુરુજી આને વેચવા ઈચ્છતા હોય તો આના બદલામાં હું મારું આખું રાજ્ય સહર્ષ આપી શકું છું. તું પૂજ્ય સ્વામીજીને પૂછી લેજે.' સ્વામીજી ઉચ્ચ કોટિના મહાત્મા છે, એ વાતને સૌ જાણતા હતા. માટે સૌએ ઘણા આદર-સત્કાર સાથે એ શિષ્યને ત્યાંથી વિદાય કર્યો.

શિષ્યે મહાત્માજી પાસે પાછા આવીને આખી વાત એમને સંભળાવી અને અંતે કહ્યું – 'ગુરુદેવ! મારી તુચ્છ સંમતિ તો એ છે કે જ્યારે રાજાસાહેબ આના મૂલ્યરૂપે પોતાનું આખું રાજ્ય જ આપી રહ્યા છે, તો તો આને વેચી જ નાખવું જોઈએ.' મહાત્માજી બોલ્યા – 'આના મૂલ્યની સામે રાજ્ય પણ કશી વિસાતમાં નથી. હજી સુધી આને અનુરૂપ આની કિંમત નથી આંકવામાં આવી.' શિષ્યે આશ્ચર્ય પ્રગટ કરતાં કહ્યું – 'રાજ્યથી વધીને બીજી વસ્તુ હોઈ જ શું શકે?' મહાત્માજીએ કહ્યું – 'અહીં કોઈ લોઢાની બનેલી વસ્તુ મળી શકશે?' શિષ્યે ઉત્તર આપ્યો – 'હા, આશ્રમમાં કેટલાક યાત્રાળુઓ આવેલા છે; એમની પાસે તવો, ચીપિયો, સાણસી વગેરે લોખંડનાં પૂરતાં વાસણો છે. આજ્ઞા હોય તો એમાંથી થોડાં લઈ આવું.' 'મહાત્માજીએ કહ્યું – 'હા, લઈ આવ.'

શિષ્ય અનેક લોખંડમાંથી બનાવેલી વસ્તુઓ લઈ આવ્યો. મહાત્માજીએ જેવો એમને પથ્થરનો સ્પર્શ કરાવ્યો, એવાં એ બધાં લોખંડનાં વાસણો જોતજોતાંમાં શુદ્ધ સોનાનાં બની ગયાં. આ જોઈને શિષ્યને ઘણું આશ્ચર્ય થયું. એણે નવાઈથી પૂછ્યું – 'આ તો ઘણી વિલક્ષણ વસ્તુ છે; આ શું છે, ગુરુદેવ?' મહાત્માજીએ જવાબ આપ્યો – 'આ તે પારસમણિ (પારસ પથ્થર) છે, જેના સ્પર્શમાત્રથી જ લોઢું સોનું બની જાય છે. હવે તું જ કહે કે આની કિંમત કેટલી હોવી જોઈએ.' શિષ્ય બોલ્યો – 'સંસારમાં વધુમાં વધુ કિંમત સોનાની ઠેરવવામાં આવે છે અને એ કિંમત આનાથી ઉપજે છે, તો પછી આનું મૂલ્ય કેમ કરીને આંકી શકાય.'

મહાત્માજી – 'ભગવન્નામનું મૂલ્ય તો આનાથી પણ વધીને છે. કેમકે, આ પારસ તો જડ પદાર્થ છે; આનાથી કેવળ જડ પદાર્થોની જ પ્રાપ્તિ થઈ શકે છે, સચ્ચિદાનંદ પરમાત્માની નહીં. માટે કોઈ પણ સાંસારિક પદાર્થની સાથે ભગવાનના નામની તુલના કરવી એ સર્વ રીતે અનુચિત છે. એમની તુલના કરનાર પારસમણિને કિલો બે કિલો મૂળા, બટાટાના શાકમાં વેચવાની મૂર્ખતા કરનારાથી ઓછો મૂર્ખ નથી. જે રીતે પારસમણિને ન ઓળખનાર વ્યક્તિ એનાથી તુચ્છ પદાર્થ લઈને સદા કંગાળ બની રહે છે, એ જ રીતે રામ-નામના મહત્ત્વને ન જાણનાર

પણ પ્રેમ અને ભક્તિની દૃષ્ટિથી સદાય દરિદ્ર જ રહે છે. તું ભગવન્નામના પ્રભાવ અને તત્ત્વ-રહસ્યને નથી જાણતો, માટે જ એક સામાન્ય એવા રોગ માટે તેં રામ-નામનો ત્રણવાર પ્રયોગ કરાવ્યો. જે નામના પ્રભાવથી ભયંકર ભવરોગ મટી જાય છે, એને મામૂલી રોગનાશ માટે ઉપયોગમાં લેવું સર્વ રીતે મૂર્ખતા છે. તારી આ મૂર્ખતાને દૂર કરવા માટે જ તને પારસ આપીને મોકલ્યો હતો.' આ સાંભળીને શિષ્ય ભગવન્નામનો પ્રભાવ સમજી ગયો અને પોતાની ભૂલ માટે વારંવાર ક્ષમા યાચવા માંડ્યો.

આ વાર્તાથી આપણને એ શીખ મળે છે કે પારસના પ્રભાવથી અજાણ એવા માણસને જો પારસ મળી જાય તો એ એને મૂર્ખતાવશ બસો-ચારસો રૂપિયામાં જ વેચી નાખે છે. જો એ મહાત્મા શિષ્યને બરાબર મૂલ્ય મુજબ પારસ વેચવાનું કહી દેત તો એ વધુમાં વધુ પાંચ-સાત કિલો બટાટા કે સો-બસો રૂપિયામાં જરૂર વેચી આવત અને એને જ એ વધુ મૂલ્ય સમજત. એ જ રીતે જે માણસો ભગવન્નામના પ્રભાવને નથી જાણતા, તેઓ તેને સ્ત્રી, પુત્ર, ધન વગેરેના બદલામાં વેચી નાખે છે.

## ભગવન્નામનું રહસ્ય

એમાં જરાય સંદેહ નથી કે ભગવાનના નામમાં પાપોનો નાશ કરવાની ઘણી મોટી શક્તિ છે. **'નામ અખિલ અઘ પુંજ નસાવન'** એ ઉક્તિ સાવ સાચી છે, પણ લોકો આનું રહસ્ય ન જાણવાને લીધે આનો દુરુપયોગ કરી બેસે છે. તેઓ વિચારે છે કે નામમાં પાપ-નાશની મોટી શક્તિ છે જ; હાલ પાપ કરી લો, પછી નામ લઈને એને ધોઈ નાખીશું. આમ વિચારીને તેઓ વધુ ને વધુ પાપના કીચડમાં ફસાતા જ જાય છે. એ લોકો એવું નથી વિચારતા કે જો વાસ્તવમાં એમની આ માન્યતા બરાબર હોય તો તો નામનો જપ પાપોનો વિનાશ કરનાર નહીં, પણ એમને વધારનાર જ સિદ્ધ થયો. કેમકે પછી તો બધા લોકો નામનો આશ્રય લઈને મનમાન્યું પાપ કરવા માંડશે અને એથી વર્તમાન કાળની અપેક્ષાએ ભવિષ્યમાં પાપોની સંખ્યા અનેકગણી વધી જશે. જે રીતે પોલીસનો પોશાક પહેરીને ચોરી કરનાર બીજા ચોર કરતાં વધુ દંડને પાત્ર હોય છે, એ જ રીતે ભગવન્નામની ઓથ લઈને પાપ કરનાર માણસ વધુ દંડને પાત્ર બની જાય છે; કેમકે, એનાં પાપ વજ્ર જેવાં બની જાય છે, ભોગવ્યા વિના એમને નાશ નથી થતો. નામની ઓથ લઈને પાપ કરવું એ તો નામના દસ અપરાધોમાંનો એક નામાપરાધ છે. નામના દસ અપરાધો છે-

**સન્નિન્દાસતિ નામવૈભવકથા શ્રીશેષયોર્ભેદધી-**
**રશ્રદ્ધા શ્રુતિશાસ્ત્રદૈશિકગિરાં નામ્ન્યર્થવાદભ્રમઃ।**
**નામાસ્તીતિ નિષિદ્ધવૃત્તિવિહિતત્યાગૌ હિ ધર્માન્તરૈઃ**
**સામ્યં નામ્નિ જપે શિવસ્ય ચ હરેર્નામાપરાધા દશ ॥**

(૧) – સત્પુરુષ–ઈશ્વરનું ભજન-ધ્યાન કરનારાઓની નિંદા, (૨) – અશ્રદ્ધાળુઓમાં નામનો મહિમા કહેવો, (૩) – વિષ્ણુ અને શિવના નામરૂપમાં ભેદબુદ્ધિ, (૪)-(૫)-(૬) – વેદ, શાસ્ત્ર અને ગુરુ દ્વારા કહેવામાં આવેલા નામ-માહાત્મ્યમાં અવિશ્વાસ, (૭) – હરિનામમાં અર્થવાદનો ભ્રમ અર્થાત્ કેવળ સ્તુતિમાત્ર છે એવી માન્યતા, (૮)-(૯) – નામના બળે વિહિતનો ત્યાગ અને નિષિદ્ધનું આચરણ અને (૧૦) – અન્ય ધર્મો સાથે નામની તુલના એટલે કે શાસ્ત્રવિહિત કર્મો સાથે નામની તુલના – આ બધા ભગવાન શિવ અને વિષ્ણુના નામ-જપમાં નામના દસ અપરાધો છે.'

આ દસ અપરાધોથી પોતાને નહીં બચાવીને

જેઓ નામનો જપ કરે છે એ નામના રહસ્યને નથી જાણતા.

તથા વાણી દ્વારા નામ જપવા કરતાં મનથી જપવું સોગણું વધુ ફળદાયક છે અને એ માનસિક જપ પણ શ્રદ્ધા-પ્રેમ સાથે કરવામાં આવે તો એનું અનંત ફળ છે; તથા એને જ ગુપ્ત અને નિષ્કામભાવે કરવામાં આવે તો સત્વરે પરમાત્માની પ્રાપ્તિ કરાવનાર બને છે. માટે આ રહસ્યને સારી પેઠે સમજીને ભગવન્નામનો આશ્રય લેવો જોઈએ.

### ભગવન્નામનું તત્ત્વ

વાસ્તવમાં નામ અને નામીમાં કશો ભેદ નથી. એ ભિન્ન હોવા છતાં પણ સર્વ રીતે અભિન્ન છે. ગીતામાં ભગવાન કહે છે – **'યજ્ઞાનાં જપયજ્ઞોઽસ્મિ'** (૧૦/૨૫) 'સર્વ પ્રકારના યજ્ઞોમાં જપયજ્ઞ હું છું.' – એટલે કે બીજા સઘળા યજ્ઞો તો મારી પ્રાપ્તિનાં સાધનો છે, પણ જપયજ્ઞ (નામ-જપ) તો સ્વયં હું જ છું. જે આ તત્ત્વને હૃદયંગમ કરી લે છે – બરાબર રીતે સમજી લે છે, એ નામને કદી ભૂલી નથી શકતો.

### ભગવન્નામના ગુણો

જે નિત્ય-નિરંતર ભગવાનના નામનો જપ કરતો રહે છે, એ સદ્‌ગુણોનો સાગર બની જાય છે. જે રીતે સાગરમાં અનંત જળ-ભંડાર હોય છે, એ જ રીતે એમાં અનંત સદ્‌ગુણો આવી જાય છે. આથી સિદ્ધ થાય છે કે નામ બીજ જેવું છે. જેમ બીજ વાવી દેવાથી એમાંથી ફૂટીને અંકુર જન્મે છે તેમજ એ જ પુષ્પિત અને પલ્લવિત થઈને વિશાળ વૃક્ષ બની જાય છે, એ જ રીતે નામ જપનારામાં અનાયાસે જ સઘળા સદ્‌ગુણોનો પ્રાદુર્ભાવ થઈ જાય છે.

માટે માણસે ભગવન્નામના ગુણ, પ્રભાવ, તત્ત્વ અને રહસ્યને સમજવું. આ રીતે સમજવાથી જ એની નામમાં પરમ શ્રદ્ધા જન્મે છે અને શ્રદ્ધા સાથે કરવામાં આવેલો જપ જ તત્કાળ સંપૂર્ણ ફળ આપે છે. માટે ભગવાનના નામમાં ઘણી શ્રદ્ધા જન્મે એ માટે આપણે સત્પુરુષોનો સંગ કરવો. સત્પુરુષોનો સંગ ન મળે તો આપણે સત્-શાસ્ત્રોનું – જેમાં ભગવાન અને એમના નામના તત્ત્વ, રહસ્ય, ગુણ, પ્રભાવ, શ્રદ્ધા અને પ્રેમની વાતો જણાવવામાં આવી હોય – અનુશીલન કરવું. આ રીતે કરવાથી ભગવન્નામમાં શ્રદ્ધા-પ્રેમ ઉપજે છે, અને કરવામાં આવેલા જપનું ફળ પણ, જેનું શાસ્ત્રોમાં વર્ણન છે, તત્કાળ પ્રત્યક્ષ જોવા મળે છે.



## શ્રીમદ્‌ભાગવતમાં વિશુદ્ધ ભક્તિ

શ્રીમદ્‌ભાગવત અલૌકિક ગ્રંથ છે. એમાં વર્ણાશ્રમ ધર્મ, માનવધર્મ, કર્મયોગ, અષ્ટાંગયોગ, જ્ઞાનયોગ અને ભક્તિયોગ વગેરે ભગવત્પ્રાપ્તિનાં સઘળાં સાધનોનું ઘણું વિશદ વર્ણન છે. પણ ધ્યાનથી જોઈએ તો એમાં ભગવાનની ભક્તિનું જ વિશેષરૂપે નિરૂપણ કરવામાં આવ્યું છે. સાધન અને સાધ્ય – બેય પ્રકારની ભક્તિનું વર્ણન છે. ગ્રંથનો આદિ, મધ્ય અને અંતભાગ ભક્તિથી જ ઓતપ્રોત છે. પહેલા જ સ્કંધમાં કહેવામાં આવ્યું છે–

**સ વૈ પુંસાં પરો ધર્મો યતો ભક્તિરધોક્ષજે ।**
**અહૈતુક્યપ્રતિહતા યયાઽઽત્મા સમ્પ્રસીદતિ ॥**

(ભાગવત ૧/૨/૬)

'મનુષ્યો માટે સર્વશ્રેષ્ઠ ધર્મ તે જ છે કે

જેનાથી ભગવાન શ્રીકૃષ્ણમાં ભક્તિ થાય; ભક્તિ પણ એવી કે જેમાં કોઈ પણ પ્રકારની કામના ન હોય અને જે નિત્ય-નિરંતર થતી રહે; આવી ભક્તિથી હૃદય આનંદસ્વરૂપ પરમાત્માને પ્રાપ્ત કરીને કૃતકૃત્ય થઈ જાય છે.'

એ જ રીતે ૧૨મા સ્કંધના અંતે કહેવામાં આવ્યું છે–

**ભવે ભવે યથા ભક્તિઃ પાદયોસ્તવ જાયતે ।**
**તથા કુરુષ્વ દેવેશ નાથસ્ત્વં નો યતઃ પ્રભો ॥**
**નામસઙ્કીર્તનં યસ્ય સર્વપાપપ્રણાશનમ્ ।**
**પ્રણામો દુઃખશમનસ્તં નમામિ હરિં પરમ્ ॥**

(ભાગવત ૧૨/૧૩/૨૨-૨૩)

'દેવતાઓના આરાધ્યદેવ સર્વેશ્વર! આપ જ અમારા એકમાત્ર ઈશ્વર અને સર્વેશ્વર છો. હવે આપ એવી કૃપા કરો કે, પ્રત્યેક જન્મમાં આપનાં ચરણકમળોની નિરંતર ભક્તિ પ્રાપ્ત થતી રહે. ભગવાનનાં નામોનું સંકીર્તન તમામ પાપોનો નાશ કરનાર છે અને ભગવાનના ચરણોમાં કરેલા પ્રણામ હંમેશને માટે તમામ પ્રકારનાં દુઃખોને શાંત કરી દે છે, તે જ પરમતત્ત્વરૂપ શ્રીહરિને હું નમસ્કાર કરું છું.'

ભક્તિનો મહિમા કહેતાં સ્વયં ભગવાન શ્રીકૃષ્ણે ઉદ્ધવજીને એટલે સુધી કહી દીધું છે–

**ન સાધયતિ માં યોગો ન સાઙ્ખ્યં ધર્મ ઉદ્ધવ ।**
**ન સ્વાધ્યાયસ્તપસ્ત્યાગો યથા ભક્તિર્મમોર્જિતા ॥**
**ભક્ત્યાઽહમેકયા ગ્રાહ્યઃ શ્રદ્ધયાઽઽત્મા પ્રિયઃ સતામ્ ।**
**ભક્તિઃ પુનાતિ મન્નિષ્ઠા શ્વપાકાનપિ સમ્ભવાત્ ॥**
**ધર્મઃ સત્યદયોપેતો વિદ્યા વા તપસાઽન્વિતા ।**
**મદ્ભક્ત્યાઽપેતમાત્માનં ન સમ્યક્ પ્રપુનાતિ હિ ॥**
**કથં વિના રોમહર્ષં દ્રવતા ચેતસા વિના ।**
**વિનાઽઽનન્દાશ્રુકલયા શુધ્યેદ્ ભક્ત્યા વિનાઽઽશયઃ ॥**
**વાગ્ ગદ્‌ગદા દ્રવતે યસ્ય ચિત્તં**
**રુદત્યભીક્ષ્ણં હસતિ ક્વચિચ્ચ ।**
**વિલજ્જ ઉદ્‌ગાયતિ નૃત્યતે ચ**
**મદ્ભક્તિયુક્તો ભુવનં પુનાતિ ॥**
**યથાગ્નિના હેમ મલં જહાતિ**
**ધ્માતં પુનઃ સ્વં ભજતે ચ રૂપમ્ ।**
**આત્મા ચ કર્માનુશયં વિધૂય**
**મદ્ભક્તિયોગેન ભજત્યથો મામ્ ॥**

(ભાગવત ૧૧/૧૪/૨૦-૨૫)

'હે ઉદ્ધવ! મારા સ્વરૂપમાં વિકસેલી મારી ભક્તિ મને જેટલા પ્રમાણમાં પોતાનો બનાવે છે તેટલા પ્રમાણમાં યોગશક્તિ, સાંખ્ય, તત્ત્વજ્ઞાન, વૈદિકધર્મ, વેદાભ્યાસ, તપસ્યા કે ત્યાગ મને પોતાનો બનાવી શકતાં નથી.'

'હું સંતોનો પ્રિય છું, તેમનો આત્મા છું, એકમાત્ર શ્રદ્ધા-ભક્તિથી જ હું તેમને પ્રાપ્ત થાઉં છું. જો કોઈ જન્મથી જ ચાંડાળ હોય તો પણ મારી ભક્તિથી તે શુદ્ધ-પવિત્ર થઈ જાય છે.'

'જો કોઈએ સત્ય અને દયાપૂર્વક ધર્મનું પાલન કર્યું, અથવા કોઈએ તપસ્યાપૂર્ણ વિદ્યાભ્યાસ કર્યો, પરંતુ તે જો મારી ભક્તિથી રહિત છે તો આવો ધર્મ અને અભ્યાસ તેને પવિત્ર કરી શકતા નથી.'

'ભક્તિ કરતાં-કરતાં હૃદય રોમાંચ ન અનુભવે, ચિત્ત પીગળી ન જાય, આનંદથી અશ્રુઓ ન છલકાય ત્યાં સુધી ભક્તનું હૃદય પૂર્ણરૂપે શુદ્ધ થતું નથી.'

'જ્યારે ભક્તિનો પ્રવાહ વધે છે ત્યારે તેની વાણી ગદ્‌ગદ થઈ જાય છે, ચિત્ત ભક્તિરસથી દ્રવે છે (હે પ્રભુ! તમે ક્યાં છો? આ રીતે) ક્યારેક પ્રલાપ કરતો રહીને રડે છે તો ક્યારેક હસે છે, સંકોચ મૂકીને ક્યારેક ઊંચાસ્વરથી ગાય છે તો ક્યારેક નાચે છે; એવો મારો ભક્ત સમસ્ત

સંસારને પવિત્ર કરે છે.'

'જેમ અગ્નિમાં તપાવવાથી સોનું શુદ્ધ થઈ જાય છે, તે તેના મૂળરૂપમાં ચમકવા લાગે છે, તે જ પ્રમાણે પુરુષ જ્યારે મારી ભક્તિ કરે છે તો તે ભક્તિયોગ દ્વારા પોતાની કર્મવાસનાઓનો નાશ કરીને પોતાના નિજ સ્વરૂપ એવા મુજ પરમાત્માને પ્રાપ્ત થઈ જાય છે.'

ભક્તિથી ભગવાન વશ થઈ જાય છે. તેઓ કહે છે–

**અહં ભક્તપરાધીનો હ્યસ્વતન્ત્ર ઈવ દ્વિજ ।**
**સાધુભિર્ગ્રસ્તહૃદયો ભક્તૈર્ભક્તજનપ્રિયઃ ॥**
**નાહમાત્માનમાશાસે મદ્ભક્તૈઃ સાધુભિર્વિના ।**
**શ્રિયં ચાત્યન્તિકીં બ્રહ્મન્ યેષાં ગતિરહં પરા ॥**
**યે દારાગારપુત્રાપ્તાન્ પ્રાણાન્વિત્તમિમં પરમ્ ।**
**હિત્વા માં શરણં યાતાઃ કથં તાંસ્ત્યક્તુમુત્સહે ॥**
**મયિ નિર્બદ્ધહૃદયાઃ સાધવઃ સમદર્શનાઃ ।**
**વશીકુર્વન્તિ માં ભક્ત્યા સત્સ્ત્રિયઃ સત્પતિં યથા ॥**
**સાધવો હૃદયં મહ્યં સાધૂનાં હૃદયં ત્વહમ્ ।**
**મદન્યત્તે ન જાનન્તિ નાહં તેભ્યો મનાગપિ ॥**

(ભાગવત ૯/૪/૬૩-૬૬,૬૮)

'દુર્વાસાજી! હું બધી રીતે ભક્તોને આધીન છું. હું બિલકુલ સ્વતંત્ર નથી. મારા સીધા-સાદા સરળ ભક્તોએ મારા હૃદયને તેમના વશ કરી રાખ્યું છે. ભક્તજનો મને પ્રેમ કરે છે, હું તેમને પ્રેમ કરું છુ. બ્રહ્મન્! મારા ભક્તોનો એકમાત્ર આશ્રય હું જ છું. તેથી મારા સાધુસ્વભાવના ભક્તોને છોડીને ન તો હું સ્વયં મારી જાતને ચાહું છું કે ન મારી અર્ધાઙ્ગિની વિનાશરહિત લક્ષ્મીને પણ. જે ભક્તો પત્ની, પુત્ર, ઘર, ગુરુજનો, પ્રાણ, ધન, આ લોક અને પરલોક – બધું જ છોડીને માત્ર મારા જ શરણમાં આવી ગયા છે, તેમને છોડવાનો વિચાર પણ હું કઈ રીતે કરી શકું? જેમ સતી સ્ત્રી પોતાના પાતિવ્રત્યથી સદાચારી પતિને વશ કરી લે છે, તેવી જ રીતે મારી સાથે પોતાના હૃદયને પ્રેમ-બંધનથી બાંધી રાખનારા સમદર્શી સાધુપુરુષો ભક્તિ દ્વારા મને પોતાને વશ કરી લે છે. દુર્વાસાજી! હું તમને બીજું શું કહું, મારા પ્રેમી ભક્તો તો મારું હૃદય છે અને તે પ્રેમીભક્તોનું હૃદય સ્વયં હું છું. તેઓ મારા સિવાય બીજું કંઈ પણ જાણતા નથી.'

એક સ્થળે તો ભગવાને એટલે સુધી કહી દીધું છે–

**અનુવ્રજામ્યહં નિત્યં પૂયેયેત્યઙ્ઘ્રિરેણુભિઃ ॥**

(ભાગવત ૧૧/૧૪/૧૬)

'હું નિરંતર એવું સમજીને ફર્યા કરું છું કે તેના (ભક્તના) ચરણોની રજ ઊડીને મારા ઉપર પડી જાય, જેથી મારામાં વસેલા બધા લોક પવિત્ર થઈ જાય.'

સાચે જ ભક્તિનો આવો જ મહિમા છે. ભક્તિ એવી અનુપમ વસ્તુ છે કે એ જેની પાસે હોય છે, એ જે કંઈ ઇચ્છે છે, એ જ એને મળી જાય છે. ભગવાને શ્રીમદ્ભગવદ્ગીતામાં કહ્યું છે–

**ભક્ત્યા ત્વનન્યયા શક્ય અહમેવંવિધોઽર્જુન ।**
**જ્ઞાતું દ્રષ્ટું ચ તત્ત્વેન પ્રવેષ્ટું ચ પરન્તપ ॥**

(ગીતા ૧૧/૫૪)

'પરંતુ હે પરન્તપ અર્જુન! અનન્ય ભક્તિ દ્વારા આવો ચતુર્ભુજરૂપધારી હું પ્રત્યક્ષ દેખાવા માટે, તત્ત્વથી જાણવા માટે તથા પ્રવેશ કરવા એટલે કે એકાત્મભાવે પ્રાપ્ત થવા માટે પણ શક્ય છું.'

ભગવાનની પ્રેમલક્ષણા ભક્તિ આવી જ છે. શ્રીમદ્ભાગવતમાં આ જ પ્રેમલક્ષણા ભક્તિનું તથા એને પ્રાપ્ત કરાવનારી વૈધી ભક્તિનું ઘણું જ સુંદર વર્ણન છે.

શ્રીમદ્‌ભાગવતનો દશમ સ્કંધ તો ભક્તિથી ભરપૂર છે. ભગવાનની વિવિધ લીલાઓનું અત્યંત સુમધુર વર્ણન હોવાથી એને વાંચવા-સાંભળવામાં ઘણો જ રસ આવે છે. આ દશમ સ્કંધમાં ભગવાનની કેટલીક એવી લીલાઓનું વર્ણન છે, જેને વાંચીને અજ્ઞ લોકો ભગવાન પર લાંછન લગાવવાનું નથી ચૂકતા. તેઓ કહે છે, ભગવાનનું તો દરેક કાર્ય આદર્શરૂપ છે; પછી એમના માટે ચોરી, કપટ, કામ, રમણ વગેરેના પ્રસંગ કેમ આવે છે? વાસ્તવમાં એવી વાત નથી. જૂઠ-કપટ અને ચોરી-વ્યભિચાર વગેરે દોષ તો એ માણસોમાં પણ નથી રહી શકતા, જેઓ અનન્ય મનથી ભગવાનનું સ્મરણ કરવા માંડે છે. પછી સાક્ષાત્ ભગવાનમાં તો આવા દોષોની કલ્પના જ કેમ કરીને કરી શકાય. ભગવાનનો તો અવતાર જ થયો હતો - સાધુઓનો ઉદ્ધાર, દુષ્ટો માટે દંડવિધાન અને ધર્મની સંસ્થાપના કરવા માટે. તેઓ એવું કોઈ કામ કરત જ કેમ જેથી સાધુઓને બદલે દુષ્ટોના દુરાચારને પ્રોત્સાહન મળે તથા ધર્મનાં મૂળિયાં ઊખડી જાય? ભગવાને સ્વયં પોતાના શ્રીમુખેથી ઘોષણા કરી છે-

**યદ્યદાચરતિ શ્રેષ્ઠસ્તત્તદેવેતરો જનઃ ।**
**સ યત્પ્રમાણં કુરુતે લોકસ્તદનુવર્તતે ॥**
**ન મે પાર્થાસ્તિ કર્તવ્યં ત્રિષુ લોકેષુ કિઞ્ચન ।**
**નાનવાપ્તમવાપ્તવ્યં વર્ત એવ ચ કર્મણિ ॥**
**યદિ હ્યહં ન વર્તેયં જાતુ કર્મણ્યતન્દ્રિતઃ ।**
**મમ વર્ત્માનુવર્તન્તે મનુષ્યાઃ પાર્થ સર્વશઃ ॥**
**ઉત્સીદેયુરિમે લોકા ન કુર્યાં કર્મ ચેદહમ્ ।**
**સઙ્કરસ્ય ચ કર્તા સ્યામુપહન્યામિમાઃ પ્રજાઃ ॥**
**સક્તાઃ કર્મણ્યવિદ્વાંસો યથા કુર્વન્તિ ભારત ।**
**કુર્યાદ્વિદ્વાંસ્તથાસક્તશ્ચિકીર્ષુર્લોકસંગ્રહમ્ ॥**

(ગીતા ૩/૨૧-૨૫)

'શ્રેષ્ઠ પુરુષ જે જે આચરે છે, અન્ય માણસો પણ તેને તેને જ આચરે છે; તે જે કંઈ પ્રમાણ કરી આપે છે, સકળ માનવ-સમૂહ તે પ્રમાણે વર્તવા લાગે છે. હે પાર્થ! મારે આ ત્રણેય લોકોમાં ન તો કશું કર્તવ્ય છે કે ન કશીયે પ્રાપ્ત કરવા જેવી વસ્તુ અપ્રાપ્ત છે, છતાંય હું કર્મમાં જ વર્તું છું. કેમકે હે પાર્થ! જો કદાચ હું સાવધાન થઈને કર્મોમાં ન વર્તું તો ભારે હાનિ થઈ જાય, કારણકે માણસો બધી રીતે મારા જ માર્ગનું અનુસરણ કરે છે. આથી જો હું કર્મ ન કરું તો આ બધા માણસો નષ્ટ-ભ્રષ્ટ થઈ જાય અને હું સંકરપણાનો કરનાર બનું તથા આ આખી પ્રજાને નષ્ટ કરનારો બનું. માટે હે ભારત! કર્મમાં આસક્ત થયેલા અજ્ઞાનીજનો જે પ્રમાણે કર્મ કરે છે, આસક્તિ વિનાનો વિદ્વાન પણ લોકસંગ્રહની ઈચ્છા રાખતો તે જ પ્રમાણે કર્મ કરે.'

આવું કહેનારા સ્વયં ભગવાન કોઈ પણ એવું કામ કરે જેનાથી લોકશિક્ષામાં બાધા આવતી હોય એ સંભવ નથી. માટે શ્રીમદ્‌ભાગવતમાં જ્યાં કામ, રમણ, રતિ વગેરે શબ્દો આવે છે, ત્યાં એમનો કુત્સિત અર્થ ન કરતાં જુદો જ અર્થ કરવો અને એવો જ અર્થ છે પણ ખરો. શ્રીમદ્‌ભગવદ્‌ગીતામાં ભગવાને કહ્યું છે-

**મચ્ચિત્તા મદ્‌ગતપ્રાણા બોધયન્તઃ પરસ્પરમ્ ।**
**કથયન્તશ્ચ માં નિત્યં તુષ્યન્તિ ચ રમન્તિ ચ ॥**
**તેષાં સતતયુક્તાનાં ભજતાં પ્રીતિપૂર્વકમ્ ।**
**દદામિ બુદ્ધિયોગં તં યેન મામુપયાન્તિ તે ॥**

(ગીતા ૧૦/૯-૧૦)

'નિરંતર મારામાં મન પરોવી રાખનારા અને મારામાં જ પ્રાણોને અર્પણ કરી રાખનારા ભક્તજનો, મારી ભક્તિની ચર્ચા દ્વારા પરસ્પર

મારા પ્રભાવને ઓળખાવતા તથા ગુણ અને પ્રભાવસહિત મારું કથન કરતા જ નિત્ય-નિરંતર સંતોષી રહે છે અને મુજ વાસુદેવમાં જ નિરંતર રમ્યા કરે છે. નિરંતર મારા ધ્યાન વગેરેમાં પરોવાયેલા અને પ્રેમથી ભજનારા એ ભક્તોને હું એવો તત્ત્વજ્ઞાનરૂપી યોગ આપું છું, જેનાથી એ ભક્તો મને જ પામે છે.'

આ સાધનાવસ્થાનું વર્ણન છે, અહીં હજી સાધકને ભગવાનની પ્રાપ્તિ નથી થઈ. આ શ્લોકોમાં ભક્તની એ માનસિક સ્થિતિનું વર્ણન છે, જેના ફળસ્વરૂપે એને ભગવાનની પ્રાપ્તિ થશે. અહીં માનસિક ઈન્દ્રિયોથી જ એ ભગવાનને જુએ છે, સાંભળે છે અને રમણ કરે છે. ભક્તનું આ ભગવાનમાં રમણ કરવું કદીય કુત્સિત ઈન્દ્રિયોનું કાર્ય નથી. આ પરમ પવિત્ર માનસિક ભાવ છે. આ જ માનસિક ભાવથી એ ભગવાનનું ચિંતન કરે છે, એમનો સંસ્પર્શ પામે છે અને એમની સાથે વાતો કરે છે. ભાગવતમાં વર્ણવાયેલ રમણ, કામ વગેરે શબ્દોનું પણ કંઈક આવું જ તાત્પર્ય સમજવું. ભગવાન પર કોઈ પણ કુત્સિત ક્રિયાનો આરોપ કરવો એ તો પોતાની હીન વૃત્તિનો જ પરિચય આપવા બરાબર છે.

એવું જે કહેવામાં આવે છે કે ભક્તિના શાંત, દાસ્ય, સખ્ય, વાત્સલ્ય અને માધુર્ય - એ પાંચ ભાવોમાં માધુર્ય જ સૌથી શ્રેષ્ઠ છે, માટે ભાવવિકાસની દૃષ્ટિએ આમ કહેવું પણ એક રીતે બરાબર જ છે; પણ એ જરૂરી નથી કે બધા ભક્તોમાં આ બધા ભાવોનો ક્રમશઃ ઉત્તરોત્તર પ્રાદુર્ભાવ થાય અથવા ભક્તનો કોઈક ભાવ કોઈક બીજાથી ઊંચો-નીચો હોય. પોતપોતાના ક્ષેત્રમાં બધા ભાવો ઉત્તમ છે અને જે ભક્તને જે ભાવ પ્રિય છે એના માટે એ જ ભાવ સર્વોત્તમ છે. શ્રીહનુમાનજી માટે દાસ્યભાવ જ સર્વોત્તમ છે. એ કોઈ પણ બીજા ભાવ માટે શું આ દાસ્યભાવનો કદી પરિત્યાગ કરી શકે ખરા? શ્રીવસુદેવ-દેવકી કે શ્રીનંદ-યશોદા માટે વાત્સલ્યભાવ જ સર્વશ્રેષ્ઠ છે. એ જ રીતે બીજા ભાવો માટે પણ સમજવું. વળી એ વાત તો કોઈ પણ સ્થિતિમાં ન સમજવી કે 'મધુર' ભાવનો અર્થ લૌકિક સ્ત્રી-પુરુષોની જેમ કામજનિત અંગ-સંગ કે કોઈ કુત્સિત ક્રિયા હોય. એ તો પરમ પવિત્ર ભાવ છે, જેમાં ભક્ત પોતાના ભગવાનને સર્વ રીતે આત્મનિવેદન કરીને એમના જ મધુર ચિંતન, મધુર ભાષણ અને મધુર મિલનમાં મગ્ન રહે છે.

શ્રીકૃષ્ણ સાક્ષાત્ પરબ્રહ્મ પરમાત્મા છે. એ સઘળા દોષોથી સર્વ રીતે રહિત, કલ્યાણમય ગુણસમૂહોથી સર્વ રીતે સંપન્ન છે. એમના નામ-ગુણ-લીલા વગેરેના શ્રવણ, કથન, મનન અને ચિંતનમાત્રથી જ માણસો પરમ પવિત્ર થઈને દુર્લભ એવા પરમપદને પામી જાય છે; તો પછી સાક્ષાત્ એમનામાં કોઈ દોષની કલ્પના જ કેમ થઈ શકે છે? માટે ભગવાનની લીલાઓમાં જે કોઈ પણ જગ્યાએ આવા પ્રસંગો કે વાક્યો આવ્યાં છે ત્યાં પરમ શુદ્ધ ભાવમાં જ એમનો અર્થ લેવો, કુત્સિત ભાવમાં કદીય નહીં. પૂર્વાપરનો પ્રસંગ ન સમજાય તો એને પોતાની અલ્પબુદ્ધિની બહારની વાત સમજીને એની આલોચનાથી દૂર રહેવું. ન તો એવું માનવું કે આ પ્રસંગો ક્ષેપક છે, ન એમને કોરાં આધ્યાત્મિક રૂપકો સમજવાં કે ન ભૂલથીય એવી છૂટ આપવી કે ભગવાનમાં આવી વાતો હોય તો પણ શું વાંધો છે. એમને શ્રદ્ધાની દૃષ્ટિએ સર્વ રીતે પરમ પવિત્ર સમજવાં. પણ પોતાની બુદ્ધિ કામ નથી આપતી, એમના સ્વરૂપને નથી સમજાવી શકતી, માટે એમની આલોચના ન કરવી.

ગોપીઓના પ્રેમની ભગવાન શ્રીકૃષ્ણે સ્વયં પોતાના શ્રીમુખેથી પ્રશંસા કરી છે. ઉદ્ધવ વગેરે મનીષીઓએ એને મુક્તકંઠે વખાણ્યો છે. જો ગોપીઓ વાસ્તવમાં વ્યભિચાર-દુષ્ટા હોત તો ભગવાન એમની પ્રશંસા કેમ કરત અને કેમ ઉદ્ધવ વગેરે પણ એમની ચરણરજ ઇચ્છત? ગોપીઓની ભક્તિ સર્વ રીતે અવ્યભિચારિણી અને અહૈતુકી હતી. એમનો ભાવ પવિત્ર હતો અને એ અનુસાર એમની રાસલીલા પણ પવિત્ર હતી. એમનું ચાલવું, બોલવું, મળવું, નાચવું અને ગાવું – બધું જ પવિત્ર હતું. આનંદ અને પ્રેમથી પરિપૂર્ણ હતું. એમાં કોઈ કુત્સિત ભાવની કલ્પના કરી શકાય જ નહિ. ભક્તિના સાધનથી કામ-ક્રોધ વગેરે દોષોનાં મૂળિયાં ઊખડી જાય છે. તો પછી ગોપીઓ જેવી ભક્તિમાન સ્ત્રીઓમાં કામ વગેરે દોષો શી રીતે રહી શકે? એમનો 'રાસ' ભગવાનના પ્રેમનું મૂર્તિમંત સ્વરૂપ હતું. એ એવો ન હતો, જેવો આજકાલ લોકો ધનના લોભે સ્વાંગ સજી સજીને કરે છે.

શ્રીમદ્ભાગવતમાં કેટલીક જગ્યાએ પ્રસંગવશ મદિરા, માંસ, હિંસા વ્યભિચાર, ચોરી, અસત્યભાષણ, કામ, ક્રોધ, લોભ, મોહ, રાગ, દ્વેષ, અહંકાર, અસત્ય, કપટ વગેરેનાં પ્રકરણો આવ્યાં છે. એમને ન તો સિદ્ધાંત સમજવા કે ન તો અનુકરણ કરવા યોગ્ય. એમને સર્વ રીતે ત્યાજ્ય સમજીને એમનો ત્યાગ જ કરવો. વાસ્તવમાં શ્રીમદ્ભાગવતમાં વારંવાર આ દોષો-દુર્ગુણો અને દુરાચારોના ત્યાગનો આદેશ આપવામાં આવ્યો છે, એનું જ પાલન કરવું. ભલા માણસોમાં ક્યાંક કોઈક દોષની વાત આવી છે – જેમકે બ્રહ્માજીના કામ, મોહ વગેરે. તો ત્યાં એમ જ સમજવું કે કામ, મોહની પ્રબળતા દેખાડીને ઘણી સાવધાનીપૂર્વક એમનો સર્વ રીતે ત્યાગ કરી દેવાના અભિપ્રાયથી જ એ વાતો લખવામાં આવી છે. એમને ન તો વિહિતકર્મ માનવું કે ન એમ માનવું કે બ્રહ્મા વગેરે દેવતાઓ, મહાત્માઓમાં પણ આ દોષો રહે છે. ક્યાંક અપવાદ કે છૂટછાટરૂપે પણ એમનો સ્વીકાર ન કરવો.

શ્રીમદ્ભાગવતમાં જ્યાં-ત્યાં કામ-વ્યભિચારની નિંદા છે, ક્રોધ અને અને અસત્યનો વિરોધ છે, ચોરી-બળજબરી, હત્યા, શિકાર અને માંસ-સેવન વગેરેનો નિષેધ છે – અમુક થોડાંક ઉદાહરણ જોઈએ–

**યસ્ત્વિહ વા અગમ્યાં સ્ત્રિયમગમ્યં વા પુરુષં યોષિદભિગચ્છતિ તાવમુત્ર કશયા તાડયન્તસ્તિગ્મયા સૂર્મ્યા લોહમય્યા પુરુષમાલિઙ્ગયન્તિ સ્ત્રિયં ચ પુરુષરૂપયા સૂર્મ્યા ॥**

(ભાગવત ૫/૨૬/૨૦)

'જો કોઈ પુરુષ આ લોકમાં અગમ્યા સ્ત્રી સાથે સંભોગ કરે છે અથવા કોઈ સ્ત્રી અગમ્ય પુરુષ સાથે વ્યભિચાર કરે છે તો યમદૂતો તેને તપ્તસૂર્મિ નામના નરકમાં લઈ જઈને કોરડાઓથી મારે છે તથા પુરુષને તપાવેલા લોઢાની સ્ત્રીમૂર્તિ સાથે અને સ્ત્રીને તપાવેલા લોઢાની પુરુષપ્રતિમા સાથે આલિંગન કરાવે છે.'

બલિ રાજાએ કહ્યું છે–

**'ન હ્યસત્યાત્પરોઽધર્મઃ'** (૮/૨૦/૪)

'અસત્યથી વધીને કોઈ અધર્મ નથી.'

**યસ્ત્વિહ વૈ સ્તેયેન બલાદ્વા હિરણ્યરત્નાદીનિ બ્રાહ્મણસ્ય વાઽપહરત્યન્યસ્ય વાઽનાપદિ પુરુષસ્તમમુત્ર રાજન્ યમપુરુષા અયસ્મયૈરગ્નિપિણ્ડૈઃ સન્દંશૈસ્ત્વચિ નિષ્કુષન્તિ ।**

(ભાગવત ૫/૨૬/૧૯)

'હે રાજન્! જે મનુષ્ય આ લોકમાં ચોરી

કરે છે અથવા બળજોરીથી બ્રાહ્મણનું કે આપત્તિનો સમય નહીં હોવા છતાં પણ કોઈ બીજા મનુષ્યના સુવર્ણ, રત્ન વગેરે ધનનું હરણ કરે છે તેને તેના મર્યા પછી યમદૂતો સન્દંશ નામના નરકમાં લઈ જઈને તપાવેલા લોઢાના ગોળાઓથી ડામ દે છે અને સાણસીથી તેની ખાલ ચૂંટે છે.'

સ્વયં ભગવાને રાજા મુચુકુંદને કહ્યું છે–

**ક્ષાત્રધર્મસ્થિતો જન્તૂન્ ન્યવધીર્મૃગયાદિભિઃ ।**
**સમાહિતસ્તત્તપસા જહ્યઘં મદુપાશ્રિતઃ ॥**
(૧૦/૫૧/૬૩)

'તમે ક્ષત્રિય ધર્મનું આચરણ કરતી વેળાએ શિકાર વગેરે કરીને અનેક પશુઓનો વધ કર્યો છે. હવે એકાગ્ર ચિત્તે મારી ઉપાસના કરતા રહીને તપસ્યા દ્વારા તે પાપોને ધોઈ નાખો.'

કપિલ મુનિ કહે છે–

**અર્થૈરાપાદિતૈર્ગુર્વ્યા હિંસયેતસ્તતશ્ચ તાન્ ।**
**પુષ્ણાતિ યેષાં પોષેણ શેષભુગ્યાત્યધઃ સ્વયમ્ ॥**
(૩/૩૦/૧૦)

'ભયંકર હિંસાવૃત્તિ વડે જ્યાં-ત્યાંથી ધન એકઠું કરીને તે એવા લોકોનું પોષણ કરે છે કે જેમના પોષણથી તે નરકમાં જાય છે. પોતે તો તેમના ખાતાં-પીતાં બચેલું જ અન્ન ખાઈને રહે છે.'

**યે ત્વિહ વૈ દામ્ભિકા દમ્ભયજ્ઞેષુ પશૂન્ વિશસન્તિ તાનમુષ્મિઁલ્લોકે વૈશસે નરકે પતિતાન્નિરયપતયો યાતયિત્વા વિશસન્તિ ॥**
(૫/૨૬/૨૫)

'જે પાખંડી લોકો પાખંડપૂર્ણ યજ્ઞોમાં પશુઓનો વધ કરે છે તેમને પરલોકમાં વૈશસ (વિશસન) નામના નરકમાં નાખીને ત્યાંના અધિકારીઓ ઘણું કષ્ટ આપીને કાપે છે.'

દેવર્ષિ નારદજીએ મરેલાં પશુઓ આકાશમાં દેખાડીને રાજા પ્રાચીનબર્હિને કહ્યું છે–

**ભો ભોઃ પ્રજાપતે રાજન્ પશૂન્ પશ્ય ત્વયાઽધ્વરે ।**
**સઞ્જ્ઞાપિતાઞ્જીવસઙ્ઘાન્નિર્ઘૃણેન સહસ્રશઃ ॥**
**એતે ત્વાં સમ્પ્રતીક્ષન્તે સ્મરન્તો વૈશસં તવ ।**
**સમ્પરેતમયઃકૂટૈશ્છિન્દન્ત્યુત્થિતમન્યવઃ ॥**
(ભાગવત ૪/૨૫/૭-૮)

'જુઓ, રાજન્! તમે યજ્ઞમાં નિર્દયતાપૂર્વક જે હજારો પ્રાણીઓનો બલિ આપ્યો છે તે બધાં જુઓ, પેલા આકાશમાં સ્થિત છે. એ બધાં તમારા થકી પ્રાપ્ત થયેલી પીડાઓને યાદ કરતાં અત્યંત ક્રોધપૂર્વક બદલો લેવા માટે તમારી વાટ જોઈ રહ્યાં છે. જ્યારે તમે મર્યા પછી પરલોકમાં જશો ત્યારે તેઓ તમને પોતાનાં વજ્ર જેવાં શીંગડાંઓથી છેદી નાખશે.'

સઘળા દોષોને ભાગવતમાં ત્યાજ્ય અને ઘણા અશુભ ફળ આપનારા જણાવવામાં આવ્યા છે. લેખનું કલેવર ન વધી જાય માટે અહીં થોડાંક જ ઉદાહરણો આપવામાં આવ્યાં છે.

બીજી વાત એ છે કે ઈતિહાસોમાં - કથાઓમાં વર્ણવાયેલી બધી વાતો આચરવા યોગ્ય નથી હોતી. શાસ્ત્રોમાં વિધિવાક્યો જ આચરણીય હોય છે, નિષેધવાક્યો એમનાથી પણ વધુ બળવાન હોય છે. શાસ્ત્રોમાં કામ, ક્રોધ, લોભ, મોહ, વ્યભિચાર વગેરે માટે ક્યાંય પણ સંમતિ નથી - નિષેધ જ છે. ક્યાંક પ્રાસંગિક કોઈ વાત હોય, તો પણ એને કોઈ પણ અંશે - જરાક જેટલી પણ, કદી કોઈ રીતે પણ ઉપાદેય કે અવલંબન કરવા યોગ્ય ન માનવી.

વાસ્તવમાં જ્યાં ભગવાનની ભક્તિ હોય છે, ત્યાં તો કામ, ક્રોધ વગેરે દોષો રહી જ નથી શકતા. શ્રી શુકદેવજી કહે છે –

**યસ્ય ભક્તિર્ભગવતિ હરૌ નિઃશ્રેયસેશ્વરે ।**
**વિક્રીડતોઽમૃતામ્ભોધૌ કિં ક્ષુદ્રૈઃ ખાતકોદકૈઃ ॥**
(૬/૧૨/૨૨)

'જે પરમ કલ્યાણના સ્વામી ભગવાન શ્રીહરિનાં ચરણોમાં પ્રેમમય ભક્તિભાવ રાખે છે તેને જગતના ભોગોની ભલા, શી જરૂર? જે અમૃતના સમુદ્રમાં વિહાર કરી રહ્યો છે તેને ક્ષુદ્ર ખાબોચિયાંના જળથી શું પ્રયોજન?'

જ્યારે કોઈ પણ ભોગની આસક્તિ અને કામના જ નથી હોતી, ત્યારે નિષિદ્ધ કર્મ, દુર્ગુણ, દુરાચાર તો હોઈ શકે જ શી રીતે? ગોસાઈજીએ કહ્યું છે–

**બસઈ ભગતિ મનિ જેહિ ઉર માહીં ।**
**ખલ કામાદિ નિકટ નહિં જાહીં ॥**

માટે એ નિશ્ચય કરી લેવો કે જે ખરેખર ભક્ત, સાધુ કે મહાપુરુષો છે, એમનું હૃદય, એમની દરેક ક્રિયા અને પ્રયત્ન, એમના ઉપદેશ કે ભાવ, એમનાં દર્શન અને ભાષણ – બધું પવિત્ર હોય છે, પવિત્ર કરનારું હોય છે. એમનાં સઘળાં આચરણ-આદર્શ બીજા સૌ કોઈ માટે કલ્યાણકારી હોય છે. એમ વિચારવું કે ભક્ત, સંત અને મહાપુરુષોના જીવનમાંથી જ જો જગતને સદાચાર અને સદ્ગુણોની સમુચિત શીખ નહીં મળે તો પછી સંસારમાં સદાચારનો આદર્શ કોણ હશે? માટે શ્રીમદ્ભાગવતમાં આવેલા પ્રાસંગિક કામ, રમણ, રતિ વગેરે શબ્દોનો અને એવાં પ્રકરણોનો જો કોઈ પુરુષ લૌકિક ગંદા કામ, રમણ વગેરે અર્થ કરે તો એને કોઈ પણ અંશે ન માનવો. સમય ઘણો વિકટ છે. આજકાલ ભક્ત કે સાધુનો સ્વાંગ સજીને કોણ જાણે કેટલા કપટી લોકો પોતાની દુર્વાસનાઓની પૂર્તિ માટે લોકોને ઠગી રહ્યા છે. આવા જ લોકો ઘણું કરીને સદ્ગ્રંથોનાં આવાં પ્રકરણોનો અને શબ્દોનો આશ્રય લઈને – એમને મહાપુરુષોમાં અપવાદ ગણાવીને લોકોને પોતાની ચુંગાલમાં ફસાવે છે. સંસારના ભોળા સ્ત્રી-પુરુષો જેઓ મહાપુરુષોનાં લક્ષણ અને આચરણોથી બરાબર પરિચિત નથી, જેમને શાસ્ત્રોમાં આવેલાં આવાં પ્રકરણો કે શબ્દોના અર્થની બરાબર ખબર નથી, એ લોકો પેલા કામિની-કાંચન, ઇન્દ્રિયોના અનેક પ્રકારના ભોગ અને માન-મોટાઈ તથા પૂજા-પ્રતિષ્ઠા ઇચ્છનારા, વાચાળ દંભીઓની વાતોમાં ફસાઈ જાય છે. માટે સઘળાં ભાઈ-બહેનોને નિવેદન છે કે એ સાવધાન થઈ જાય. અને જેમના આચરણમાં આ ખરાબ બાબતો જોવા મળે અથવા જેઓ શાસ્ત્રોમાં પ્રમાણ આપી આપીને દુર્ગુણ, દુરાચાર, વ્યભિચાર, ચોરી, કપટ અને અસત્ય વગેરેનું સમર્થન કરે એમને મહાત્મા કદી ન માનવા. ખરા શ્રેષ્ઠ પુરુષમાં દુર્ગુણ-દુરાચાર હોતા જ નથી. એ પરસ્ત્રી-પરદ્રવ્યની તો વાત જ શું, શાસ્ત્રાનુકૂળ માન-મોટાઈ મળવા છતાંય સંકોચ અનુભવે છે.

આ વિશે જો કોઈ કહે કે ઇતિહાસોમાં જ્ઞાની પુરુષોમાં પણ કામ-ક્રોધ વગેરેનાં ઉદાહરણો મળે છે, તો એનો ઉત્તર એ છે કે જ્ઞાની પુરુષોમાં કામ-ક્રોધ વગેરે નથી હોતા. એ લોકસંગ્રહાર્થે નાટક કરતા હોય તો જુદી વાત છે. અને જો ખરેખર કામ-ક્રોધ હોય તો શાસ્ત્ર અનુસાર એમને ભગવત્પ્રાપ્ત સિદ્ધ, મહાત્મા કે ખરા જ્ઞાનવાન ન માનવા.

હા, પાપી અને દુરાચારી પણ ભગવાનની ભક્તિ જરૂર કરી શકે છે અને ભક્તિમાં રંગાયા પછી એ પણ પરમ પવિત્ર બની શકે છે.

શ્રીભગવાને સ્વયં કહ્યું છે–

**અપિ ચેત્સુદુરાચારો ભજતે મામનન્યભાક્ ।**
**સાધુરેવ સ મન્તવ્યઃ સમ્યગ્વ્યવસિતો હિ સઃ ॥**
**ક્ષિપ્રં ભવતિ ધર્માત્મા શશ્વચ્છાન્તિં નિગચ્છતિ ।**
**કૌન્તેય પ્રતિ જાનીહિ ન મે ભક્તઃ પ્રણશ્યતિ ॥**

(ગીતા ૯/૩૦-૩૧)

'જો કોઈ ઘણો દુરાચારી પણ અનન્યભાવે મારો ભક્ત બનીને મને ભજે છે, તો એ સાધુ જ માનવા યોગ્ય છે; કેમકે એ ખરો નિશ્ચય કરનારો છે એટલે કે એણે દૃઢતાથી નિશ્ચય કરી લીધો છે કે પરમેશ્વરના ભજન જેવું બીજું કશુંય નથી. એ સત્વરે ધર્માત્મા થઈ જાય છે અને સદા રહેનારી પરમ શાન્તિને પામે છે; હે કોન્તેય! તું નિશ્ચયપૂર્વક સત્ય જાણ કે મારો ભક્ત નાશ નથી પામતો.'

ભગવાનની ભક્તિના સૌ અધિકારી છે. તે કોઈ પણ જાતિનો હોય, એનાં અત્યાર સુધીનાં કેટલાંય નીચ આચરણ હોય, ભગવાનને શરણે થઈને એમની ભક્તિ કરવાથી એ સત્વરે પવિત્ર થઈ જાય છે અને છેવટે પાપોમાંથી સર્વ રીતે મુક્ત થઈને ભગવાનને પ્રાપ્ત થઈ જાય છે.

આ બધી વાતો પર ધ્યાન આપીને દરેક માણસ માટે ઉચિત છે કે એ પોતાના જીવનને ભક્તિમય બનાવવાનો પ્રયાસ કરે. ભગવાનમાં અનન્ય પ્રેમ થાય – એ માટે ભગવાનનો નામ-જપ, એમના ગુણ પ્રભાવ રહસ્ય-તત્ત્વના જ્ઞાન સાથે એમના સ્વરૂપનું ધ્યાન અને એમની લીલાઓનું શ્રવણ-કથન-મનન કરે. આ જ માણસનું પરમ કર્તવ્ય છે. જે આવું કરે છે એ ભગવાનની ભક્તિના પ્રભાવથી પૂર્ણમનોરથ થઈ જાય છે અને જો એ કશું પણ નથી ઈચ્છતો, તો ભગવાન સ્વયં પોતાને જ એને અર્પણ કરી દે છે.

જીવન અલ્પ છે અને અનેક પ્રકારનાં વિઘ્નોથી ભરેલું છે. જે સમય વીતી ગયો એ તો ગયો જ. હવે બાકી બચેલા જીવનની દરેક ક્ષણને ભગવાનની સેવામાં – એમના ભજનમાં પરોવી દેવી. એમાં જ મનુષ્ય-જીવનની સાર્થકતા છે. ભગવત્પ્રાપ્તિરૂપી પરમકલ્યાણની પ્રાપ્તિ મનુષ્ય-જીવનમાં જ સંભવ છે. એને જ પ્રાપ્ત કરવી. બીજા ભોગો તો અન્ય યોનિઓમાં પણ મળી શકવાના છે, પણ ભગવાનની પ્રાપ્તિ તો આ મનુષ્યજન્મમાં જ થઈ શકે છે.

શ્રીભગવાન કહે છે –

**નૃદેહમાદ્યં સુલભં સુદુર્લભં**
**પ્લવં સુકલ્પં ગુરુકર્ણધારમ્ ।**
**મયાનુકૂલેન નભસ્વતેરિતં**
**પુમાન્ ભવાબ્ધિં ન તરેત્ સ આત્મહા ॥**

(શ્રીમદ્ભાગવત ૧૧/૨૦/૧૭)

'સર્વ પ્રથમ વાત તો એ છે કે આ મનુષ્ય-શરીર અત્યંત દુર્લભ છે તેમ છતાં મારી અપાર કૃપાથી તે સુલભ થઈ ગયું છે. સંસાર-સાગરથી પાર ઊતરવા માટે મનુષ્યશરીર જ એક દૃઢ નૌકા છે. ગુરુદેવ તે નૌકાના કર્ણધાર છે. અનુકૂળ વાયુ બનીને તેને હું ચલાવું છું. મારી આટલી કૃપા હોવા છતાં પણ જે આ સંસાર-સાગરથી પાર ન ઊતરે તો એવું જ માનવું જોઈએ કે, તે સ્વયં જ પોતાના આત્માની હત્યા કરી રહ્યો છે.'

આ જ વાત ભગવાન શ્રી રઘુનાથજીએ પોતાની પ્રજાને કહી છે–

**બડ઼ેં ભાગ માનુષ તનુ પાવા ।**
**સુર દુર્લભ સબ ગ્રંથન્હિ ગાવા ॥**
**સાધન ધામ મોચ્છ કર દ્વારા ।**
**પાઇ ન જેહિં પરલોક સઁવારા ॥**

(રા.ચ.મા. ૭૦-૪૩/૪)

**સો પરત્ર દુખ પાવઇ સિર ધુનિ ધુનિ પછિતાઇ ।**
**કાલહિ કર્મહિ ઈસ્વરહિ મિથ્યા દોસ લગાઇ ॥**

(રા.ચ.મા. ૭૦-૪૩)

'મોટા ભાગ્યથી આ મનુષ્ય શરીર મળ્યું છે. સર્વે ગ્રંથોએ આ જ કહ્યું છે કે આ શરીર દેવતાઓનેય દુર્લભ છે. એ ધર્મ, અર્થ, કામ ત્રણેય સાધનનું ધામ અને મોક્ષનું દ્વાર છે. એને પામીનેય જે પરલોક ન બનાવી લે (મેળવી લે); તે પરલોકમાં દુઃખ પામે છે. માથું કૂટી-કૂટીને પસ્તાય છે તથા [પોતાનો દોષ ન સમજીને] કાળ ઉપર, કર્મ ઉપર અને ઈશ્વર ઉપર મિથ્યા દોષ લગાડે છે.'

**નર તનુ ભવ બારિધિ કહુઁ બેરો।**
**સન્મુખ મરુત અનુગ્રહ મેરો॥**
**કરનધાર સદગુર દૃઢ़ નાવા।**
**દુર્લભ સાજ સુલભ કરિ પાવા॥**

(રા.ચ.મા. ઉ૦-૪૪/૪)

**જો ન તરૈ ભવ સાગર નર સમાજ અસ પાઈ।**
**સો કૃત નિંદક મંદમતિ આત્માહન ગતિ જાઈ॥**

(રા.ચ.મા. ઉ૦-૪૪)

'આ મનુષ્યનું શરીર ભવસાગર[ને તારવા]ને માટે બેડો (વહાણ) છે. મારી કૃપા જ અનુકૂળ વાયુ છે. સદ્‌ગુરુ આ મજબૂત વહાણના કર્ણધાર (સુકાની) છે. આ પ્રમાણે દુર્લભ સાધન સુલભ થઈને (ભગવત્કૃપાએ સરળતાથી જ) તેને પ્રાપ્ત થઈ ગયાં છે, જે મનુષ્ય આવાં સાધન પામીને પણ ભવસાગરને ન તરે, તે કૃતઘ્ન અને મંદબુદ્ધિ છે અને આત્મહત્યા કરનારાની ગતિને પ્રાપ્ત થાય છે.'

કળિયુગમાં ભગવત્પ્રાપ્તિનાં સાધનો ઘણાં સુલભ છે– ભગવાનના નામ-સંકીર્તનથી જ બધું કામ થઈ શકે છે. સત્સંગ મળી જાય, પછી તો કહેવું જ શું!

શ્રીમદ્‌ભાગવતમાં કહ્યું છે -

**તુલયામ લવેનાપિ ન સ્વર્ગં નાપુનર્ભવમ્।**
**ભગવત્સઙ્ગિસઙ્ગસ્ય મર્ત્યાનાં કિમુતાશિષઃ॥**

(૧/૧૮/૧૩)

'ભગવત્પ્રેમી ભક્તોના લેશમાત્ર સત્સંગ સાથે સ્વર્ગ અને મોક્ષની પણ તુલના કરી શકાતી નથી; અને એ સત્સંગ અમને આપની પાસેથી મળી રહ્યો છે. તો પછી મનુષ્યોના તુચ્છ ભોગોની તો વાત જ શી?'

**કલેર્દોષનિધે રાજન્નસ્તિ હ્યેકો મહાન્ ગુણઃ।**
**કીર્તનાદેવ કૃષ્ણસ્ય મુક્તસઙ્ગઃ પરં વ્રજેત્॥**
**કૃતે યદ્ ધ્યાયતો વિષ્ણું ત્રેતાયાં યજતો મખૈઃ।**
**દ્વાપરે પરિચર્યાયાં કલૌ તદ્ધરિકીર્તનાત્॥**

(૧૨/૩/૫૧-૫૨)

'પરીક્ષિત! આમ તો કળિયુગ દોષોનો ભંડાર છે, પરંતુ તેમાં એક બહુ મોટો ગુણ છે. તે ગુણ એ છે કે, કળિયુગમાં ભગવાન શ્રીકૃષ્ણનું માત્ર સંકીર્તન કરવાથી જ તમામ આસક્તિઓ છૂટી જાય છે અને પરમાત્માની પ્રાપ્તિ થઈ જાય છે. સતયુગમાં ભગવાનનું ધ્યાન કરવાથી, ત્રેતાયુગમાં મોટા-મોટા યજ્ઞો દ્વારા તેમની આરાધના કરવાથી અને દ્વાપરયુગમાં વિધિપૂર્વક ભગવાનની સેવા-પૂજા કરવાથી જે ફળ મળે છે, તે કળિયુગમાં માત્ર ભગવાનના નામનું કીર્તન કરવાથી જ પ્રાપ્ત થઈ જાય છે.'

માટે ભક્તિ-શ્રદ્ધાપૂર્વક શ્રીભગવાનના નામ-ગુણોનું જપ-કીર્તન, મહાપુરુષોનો સંગ અને શ્રીમદ્‌ભાગવત, ગીતા તેમજ રામાયણ જેવા સદ્‌ગ્રંથોનો સ્વાધ્યાય કરીને મનુષ્ય-જીવનને સફળ બનાવવાનો પ્રયાસ પ્રાણ ટકે ત્યાં સુધી કરવો.

—★—

# ગીતાની સર્વપ્રિયતા

કેટલાક સજ્જનોએ ગીતાસંબંધી કેટલાક પ્રશ્નો કર્યા છે; તેના જે ઉત્તરો તેમને આપવામાં આવ્યા છે, તે સર્વોપયોગી હોવાથી અહીં લખવામાં આવે છે.

**પ્રશ્ન :** ગીતા પર અનેક આચાર્યોની ટીકાઓ છે, તેમાંથી તમે કયા આચાર્યની ટીકાને ઉત્તમ અને યથાર્થ માનો છો?

**ઉત્તર :** જેઓ ભગવત્પ્રાપ્ત મહાપુરુષો છે, તે બધા આચાર્યોની ટીકાઓને હું ઉત્તમ અને યથાર્થ માનું છું.

**પ્રશ્ન :** આચાર્યો તો અનેક થયા છે, તેમનામાં પરસ્પર ઘણા જ મતભેદો છે, ત્યાં સુધી કે એમાં આકાશ-પાતાળનું અંતર છે. સ્વામી શ્રીશંકરાચાર્યજી અદ્વૈતવાદનું પ્રતિપાદન કરે છે, તો સ્વામી શ્રીરામાનુજાચાર્યજી વિશિષ્ટાદ્વૈતવાદનું. આ રીતે અન્ય ઘણા આચાર્યો ભિન્નભિન્ન રીતે પ્રતિપાદન કરતાં ટીકા લખે છે, તો પછી બધી ટીકાઓ યથાર્થ કેવી રીતે હોઈ શકે? સત્ય તો એક જ હોય છે.

**ઉત્તર :** તાર્કિક દૃષ્ટિએ જે તમે કહો છો તે બરાબર છે. માની લો કે ગીતા પર એકસો ટીકાઓ છે અને તે બધી ટીકાઓ એકબીજીથી ભિન્ન છે, તો તેમાંની પ્રત્યેક ટીકા બાકીની ૯૯ ટીકાઓની વિરુદ્ધ બની જાય છે. આ ન્યાયે તો એક પણ ટીકા યથાર્થ ઠરતી નથી. પરંતુ કોઈ પણ આચાર્યની ટીકા અનુસાર તેમનો અનુયાયી સારી રીતે તેનું અનુષ્ઠાન કરે, તો તેથી તેને પરમાત્માની પ્રાપ્તિ થઈ શકે છે - આ ન્યાયે બધી ટીકાઓ બરાબર છે.

**પ્રશ્ન :** તમે કઈ ટીકાને સર્વોપરી માનો છો અને કોના અનુયાયી છો?

**ઉત્તર :** હું તો બધી ટીકાઓને ઉત્તમ માનું છું અને હું અનુયાયી કોઈ એકનો નથી, બધાનો છું; કારણ કે હું ઘણુંખરું બધાની પાસેથી સારી વાતો ગ્રહણ કરતો રહું છું અને મેં ઘણીબધી ટીકાઓની મદદ લીધી છે અને લઈ રહ્યો છું. બધા અમારા પૂજ્ય છે, તેથી હું બધાને આદરની દૃષ્ટિએ જોઉં છું તેમ જ કોઈ પણ આચાર્યે કરેલી ટીકા અનુસાર અનુષ્ઠાન કરવાથી પરમાત્માની પ્રાપ્તિ થવામાં માનું છું. પરંતુ ટીકાઓની તુલનામાં મૂળને જ સર્વોત્તમ માનું છું; કારણ કે કોઈ પણ આચાર્ય મૂળનો વિરોધ કરતા નથી, બલકે ભગવદ્વાણી હોવાથી મૂળનો જ આદર અને પ્રશંસા બધા કરે છે તથા મૂળને આધાર માનીને જ બધા ચાલે છે તેમ જ તે અનુસાર બીજા બધાઓને તેઓ ચલાવવા ઇચ્છે છે. તેથી આચાર્યોની ટીકાઓની તુલનામાં મૂળ જ સર્વોત્તમ છે.

**પ્રશ્ન :** સ્વામી શ્રીશંકરાચાર્યજી ગીતાનો અદ્વૈતપરક અર્થ કરે છે અને ભક્તિમાર્ગીઓ દ્વૈતપરક; તથા કર્મમાર્ગીઓ કર્મયોગપરક અર્થ કરે છે, તો ગીતાનો પ્રતિપાદ્ય વિષય જ્ઞાનયોગ છે કે ભક્તિયોગ અથવા કર્મયોગ? તે ઉપરાંત તેઓ આવી ખેંચાતાણી કરીને એવું પ્રતિપાદન જ કરે છે કે તેમની એવી જ માન્યતા પણ છે?

**ઉત્તર :** તેમની પોતપોતાની ખેંચાતાણી કહેવી એ તો તેમની દાનત પર દોષ લગાવવા બરાબર છે, તેથી એવું કહેવું યોગ્ય નથી. તેમને ગીતાનો જે અર્થ પ્રતીત થયો તેવું જ તેમણે લખ્યું છે. એ ગીતા માટે ગૌરવરૂપ છે કે બધા જ મત-મતાંતરવાળાઓ તેને સ્વીકારે છે. ગીતા ગ્રંથ જ એવો રહસ્યમય છે કે સર્વેને જ પોતાના ભાવ તેમાં ઓતપ્રોત દેખાય છે; કારણ કે

વાસ્તવમાં ગીતામાં જ્ઞાનયોગ (અદ્વૈતવાદ), ભક્તિયોગ (દ્વૈતવાદ) અને કર્મયોગ (નિષ્કામ કર્મ) - બધાનું સાંગોપાંગ પ્રતિપાદન કરવામાં આવ્યું છે.

**પ્રશ્ન :** બધા જ ભગવત્પ્રાપ્ત મનુષ્યોની પ્રાપ્તવ્ય વસ્તુ, ગીતાના વક્તા તથા ગીતાગ્રંથના એક હોવા છતાં ભગવત્પ્રાપ્ત આચાર્યોને ગીતાના અર્થની ભિન્ન-ભિન્ન પ્રતીતિ થવાનું શું કારણ છે?

**ઉત્તર :** બધાની પ્રાપ્તવ્ય વસ્તુ એક હોવા છતાંય બધાના પૂર્વના સંસ્કાર, સંગ, સાધન, સ્વભાવ અને બુદ્ધિ ભિન્ન-ભિન્ન હોવાના કારણે તે બધાંની કહેવા-સમજાવવાની શૈલી અને પદ્ધતિ ભિન્ન-ભિન્ન હોય છે; તથા ભગવાનને જે સમયે જે મનુષ્ય દ્વારા જે ભાવોનો પ્રચાર કરાવવો હોય છે, તે જ ભાવ તે આચાર્યના હૃદયમાં તે સમયે પ્રગટ થાય છે અને તેમને ગીતાનો અર્થ તથા ભાવ તેવા જ પ્રતીત થવા લાગે છે.

**પ્રશ્ન :** જો બધાનું કહેવું ભિન્ન-ભિન્ન છે તો પછી બધાનું કથન યથાર્થ કેમ હોઈ શકે?

**ઉત્તર :** એક દૃષ્ટિએ બધાનાં કથન યથાર્થ છે અને બીજી દૃષ્ટિએ કોઈનું પણ કહેવું યથાર્થ નથી. ભગવત્પ્રાપ્તિરૂપી અંતિમ પરિણામ બધાનું એક જ છે, તેમ છતાં બધાંનાં કથન અલગ-અલગ હોઈ શકે છે. જેમ કે, બીજના ચંદ્રમાનું દર્શન કરનારી વ્યક્તિઓમાંથી કોઈ એક જણાવે છે કે ચંદ્રમા પેલા વૃક્ષની ડાળીથી બરાબર એક વ્હેંત ઉપર છે, બીજી વ્યક્તિ કહે છે કે ચંદ્રમા પેલા મકાનના ખૂણાને અડકેલો છે. ત્રીજી વ્યક્તિ ખડીથી લીટી દોરીને જણાવે છે કે આવી જ આકૃતિનો ચંદ્રમા છે અને તે પેલા ઊડતા પક્ષીના બંને પંજાઓની બરાબર વચમાં દેખાય છે, તો ચોથી વ્યક્તિ ચંદ્રમાને સરકંડાની સીંગના આકારનો જણાવતાં એવો સંકેત કરે છે કે તે મારી આંગળીની બરાબર સામે દેખાય છે. આ બધી વ્યક્તિઓનું લક્ષ્ય ચંદ્રમાનું દર્શન કરાવવાનું છે અને તેઓ પોતાના શુભ ઈરાદાથી જ પોત-પોતાની પ્રક્રિયા બતાવે છે; પરંતુ એકબીજાના કથનમાં પરસ્પર આકાશ-પાતાળનું અંતર છે. આ જ રીતે બધા આચાર્યોનો ઉદ્દેશ એક છે, સાધકોને ભગવત્પ્રાપ્તિ કરાવવાના ઉદ્દેશ્યથી તે બધા કહે છે; પરંતુ તેમના કથનમાં પરસ્પર અત્યંત ભેદ છે. હા, બધાના કહેવાનું અંતિમ પરિણામ એક હોવાથી બધાનું કહેવું બરાબર છે અર્થાત્ કોઈ પણ આચાર્યના કથન અનુસાર ચાલવાથી વાસ્તવિક પરમાત્મપ્રાપ્તિ થાય છે - આ ન્યાયે બધાનું કહેવું યથાર્થ છે. પરંતુ જો શબ્દોનો અર્થ લગાડીને તર્ક કરીએ તો કોઈનું પણ કહેવું યથાર્થ નથી ઠરતું, કારણ કે વાસ્તવમાં ચંદ્રમા નથી તો વૃક્ષથી એક વ્હેંત ઊંચો, નથી તો મકાનને અડકેલો, નથી તો પક્ષીના પંજાઓની વચ્ચે કે નથી તો આંગળીની બરાબર સામે; અને ચંદ્રમાની આકૃતિ પણ એ લોકોના કહેવા પ્રમાણેની નથી. શબ્દો પર તર્ક કરવાથી તો કોઈ પણ વાત કાયમ રહી શકતી નથી.

**પ્રશ્ન :** ભગવદ્વાણીરૂપ ગીતાના મૂળ પર શ્રદ્ધા રાખનારી વ્યક્તિ ગીતાનો યથાર્થ અર્થ જાણવા માગે છે, પરંતુ તે અનેક ટીકાઓને વાંચવાથી સંશય-ભ્રમમાં પડે છે, તો પછી તેને યથાર્થપણે ગીતાનું જ્ઞાન થાય તે માટે તેણે શો ઉપાય કરવો?

**ઉત્તર :** જો વ્યક્તિ ભગવદ્વચનોને યથાર્થ માનીને, તદનુસાર પોતાનું જીવન બનાવવાના ઉદ્દેશ્યથી ભગવાન પર નિર્ભર થઈને, પોતાની બુદ્ધિ અનુસાર વિશુદ્ધ આશયથી મૂળ શબ્દોના અર્થનો ખ્યાલ રાખતી રહીને, એમાં પ્રવિષ્ટ

થઈને, એમનો સ્વાધ્યાય અને અનુશીલન કરતી રહે, તો ભગવદ્દકૃપાથી તેના સંશય-ભ્રમ વગેરે તમામનો નાશ થઈને ગીતાનું મૂળભૂત યથાર્થ જ્ઞાન તેને આપોઆપ થઈ જાય છે.

**પ્રશ્ન :** જેઓ ભગવત્પ્રાપ્ત મનુષ્યો નથી તેવા પુરુષોએ કરેલી ગીતા પરની ઘણીબધી ટીકાઓ જોવામાં આવે છે. તે ટીકાઓનું અનુશીલન કરીને તદનુસાર સાધન કરવાથી પણ શું ભગવત્પ્રાપ્તિ થઈ શકે?

**ઉત્તર :** જે વ્યક્તિ ગીતાને ઈષ્ટ માનીને, ભગવદ્દ્વચનોને યથાર્થ સમજતી રહીને, પોતાનું જીવન ગીતામય બનાવવા માટે ગીતા પર નિર્ભર થઈને શ્રદ્ધા અને પ્રેમપૂર્વક અર્થ સહિત મૂળનું અથવા કેવળ ટીકાઓનું અનુશીલન કરતી રહે છે, તેને ગીતા સ્વયં તે ટીકાઓ દ્વારા થયેલી ભ્રમિત ધારણાનું નિવારણ કરીને યથાર્થ બોધ કરાવે છે.

**પ્રશ્ન :** ભગવત્પ્રાપ્ત મહાપુરુષે જ આ ટીકા લખેલી છે અથવા કોઈ સાધારણ મનુષ્યે લખેલી છે, તેનો નિર્ણય કેવી રીતે થઈ શકે?

**ઉત્તર :** જે ટીકાના અધ્યયનથી પરમાત્માની સ્મૃતિ થાય, હૃદયમાં પરમાત્મા અને ગીતા પરનાં શ્રદ્ધા-પ્રેમ વધે, સદ્દ્ગુણો-સદ્દ્ભાવો જાગૃત થાય અને તે ટીકા તરફ આકર્ષણ થાય તે ટીકાને ભગવત્પ્રાપ્ત મહાપુરુષે લખેલી માનવી જોઈએ.

**પ્રશ્ન :** બધા મત-મતાંતરના, બધા સંપ્રદાયોના લોકો ગીતા અપનાવે છે અને તેમને તેમાં પોતાના જ ભાવ દેખાય છે, તો શું ભગવાને ભવિષ્યમાં થનારા તે બધા ભાવોને ધ્યાનમાં રાખીને જ તે સમયે ગીતા કહેલી?

**ઉત્તર :** ભગવાન ભૂત, ભવિષ્ય અને વર્તમાનમાં થનારાં સર્વ પ્રાણીઓના બધા ભાવોને જાણે જ છે. ભગવાને ગીતામાં કહ્યું છે -

**વેદાહં સમતીતાનિ વર્તમાનાનિ ચાર્જુન।**
**ભવિષ્યાણિ ચ ભૂતાનિ માં તુ વેદ ન કશ્ચન॥**

(ગીતા ૭/૨૬)

‘હે અર્જુન! પૂર્વે થઈ ગયેલા, વર્તમાનમાં હયાત તથા ભવિષ્યમાં થનાર સર્વ ભૂતોને હું જાણું છું; પરંતુ મને કોઈ પણ શ્રદ્ધાભક્તિ વિનાનો મનુષ્ય નથી જાણી શકતો.’

તેથી, ભગવાને તે બધા ભાવોને ધ્યાનમાં રાખીને જ જો ગીતા કહી હોય તોપણ તે કોઈ અસંભવિત વાત નથી. વળી, ગીતાનો સિદ્ધાંત જ એવો અલૌકિક અને યથાર્થ છે કે સારા આશયથી ત્યાગપૂર્વક તેનો પ્રચાર કરનારા આચાર્યોના હૃદયમાં સ્વાભાવિક રીતે ગીતાના જ યથાર્થ ભાવ ઉત્પન્ન થયા કરે છે. તેથી શ્રદ્ધા અને પ્રેમથી જોવાથી તેમને પોતપોતાના ભાવો અનુસાર જ ગીતા પ્રતીત થવા લાગે છે.

**પ્રશ્ન :** ગીતામાં એવી શી વિલક્ષણ વસ્તુ છે કે જેથી સનાતન ધર્મ ઉપરાંતના બીજા મતને માનનારા પણ ગીતા પ્રત્યે આકર્ષિત થઈ જાય છે?

**ઉત્તર :** ગીતામાં કોઈ વ્યક્તિની કે કોઈ મતની નિંદા કરવામાં આવી નથી. જે વાત કહેવામાં આવી છે તે તર્કયુક્ત અને ન્યાયસંગત કહેવામાં આવી છે. સારા-ખરાબ માણસનો નિર્ણય ભાવ અને આચરણોને આધારે કરવામાં આવ્યો છે, કોઈ જાતિગત કે બાહ્ય લક્ષણવિશેષથી નહીં. મનુષ્યમાત્રનો આત્મકલ્યાણ માટેનો અધિકાર બતાવવામાં આવ્યો છે, સર્વપ્રિય સમતાને જ પ્રાધાન્ય આપવામાં આવ્યું છે તેમ જ સમતાને જ સાધકની તથા સિદ્ધની કસોટી માનવામાં આવી છે. વળી, ગીતા સાંભળવા-સમજવાથી પણ શાંતિ મળે છે; તો પછી તે અનુસાર અનુષ્ઠાન કરનારાને થતા લાભનું તો

પૂછવું જ શું? ગીતાની ભાષા, ભાવ, અર્થ, જ્ઞાન, તેની પદ્યરચના અને તેનું ગાન ઘણું મીઠું, સુંદર, સુગમ અને સુરુચિકર છે. તેથી બધા વર્ગના લોકો તેના પ્રત્યે આકર્ષિત થઈ જાય છે.

**પ્રશ્ન :** ગીતાનો પાઠ કરવો ઉત્તમ કે તેને ગાવાનું તેમ જ તેનો અર્થ સમજવાનું ઉત્તમ કે પછી તેનો ભાવ સમજવાનું ઉત્તમ?

**ઉત્તર :** પાઠ કરવાની તુલનામાં પ્રેમપૂર્વક મધુર સ્વરે ગાન કરવું એ ઉત્તમ છે. ગાન કરવાની સાથોસાથ જો અર્થનું જ્ઞાન રહે તો તે વળી ઘણું ઉત્તમ છે. ગીતાના ભાવોને હૃદયમાં ધારણ કરવા એ તો એનાથી પણ ઉત્તમ છે તેમ જ તે ભાવો અનુસાર પોતાનું જીવન બનાવવું એ સર્વોત્તમ છે.

**પ્રશ્ન :** પહેલાં કર્મ, પછી ઉપાસના અને ત્યારબાદ જ્ઞાનના સાધનથી મુક્તિ થાય છે - આ પ્રકારે ગીતામાં સાધનની પદ્ધતિ છે, કે પછી કર્મયોગ, ભક્તિયોગ અને જ્ઞાનયોગ - એ ત્રણે સ્વતંત્રપણે મુક્તિ અપાવનારાં છે?

**ઉત્તર :** પહેલાં કર્મ, પછી ઉપાસના અને ત્યારબાદ જ્ઞાનના સાધનથી મુક્તિ થાય છે - આ ક્રમ તો છે જ, પણ તે સિવાય પણ પરસ્પરથી સ્વતંત્ર કેવળ કર્મયોગથી, કેવળ ભક્તિયોગથી કે કેવળ જ્ઞાનયોગથી પણ મુક્તિ થાય છે એમ બતાવાયું છે. જેમ કે -

**ધ્યાનેનાત્મનિ પશ્યન્તિ કેચિદાત્માનમાત્મના ।**
**અન્યે સાઙ્ખ્યેન યોગેન કર્મયોગેન ચાપરે ॥**

(ગીતા : ૧૩/૨૪)

'એ પરમાત્માને કેટલાક મનુષ્યો શુદ્ધ થયેલી સૂક્ષ્મ બુદ્ધિ વડે ધ્યાન દ્વારા હૃદયમાં જુએ છે તો બીજા કેટલાક જ્ઞાનયોગ દ્વારા અને વળી બીજા કેટલાક કર્મયોગ દ્વારા જુએ છે એટલે કે પામે છે.'

જો એમ કહેવામાં આવે કે જ્ઞાન વિના મુક્તિ થતી નથી (**ऋते ज्ञानान्न मुक्तिः ।**) તો તે બરાબર જ છે, પરંતુ નિષ્કામ કર્મથી અંતઃકરણ શુદ્ધ થતાં સાધકને આપોઆપ તત્ત્વજ્ઞાન થઈ જાય છે.

**ન હિ જ્ઞાનેન સદૃશં પવિત્રમિહ વિદ્યતે ।**
**તત્સ્વયં યોગસંસિદ્ધઃ કાલેનાત્મનિ વિન્દતિ ॥**

(ગીતા ૪/૩૮)

'માટે આ સંસારમાં જ્ઞાનના જેવું પવિત્ર કરનારું નિઃસંદેહ બીજું કશું જ નથી; એ જ્ઞાનને ઘણા સમય સુધી કર્મયોગના આચરણ દ્વારા શુદ્ધાન્તઃકરણ થયેલો માણસ આપમેળે જ આત્મામાં પામે છે.'

આ રીતે દ્વૈત ઉપાસનાથી પણ ભગવત્કૃપા થકી તત્ત્વજ્ઞાન થાય છે.

**મચ્ચિત્તા મદ્‌ગતપ્રાણા બોધયન્તઃ પરસ્પરમ્ ।**
**કથયન્તશ્ચ માં નિત્યં તુષ્યન્તિ ચ રમન્તિ ચ ॥**
**તેષાં સતતયુક્તાનાં ભજતાં પ્રીતિપૂર્વકમ્ ।**
**દદામિ બુદ્ધિયોગં તં યેન મામુપયાન્તિ તે ॥**
**તેષામેવાનુકમ્પાર્થમહમજ્ઞાનજં તમઃ ।**
**નાશયામ્યાત્મભાવસ્થો જ્ઞાનદીપેન ભાસ્વતા ॥**

(ગીતા ૧૦/૯-૧૧)

'નિરંતર મારામાં મન પરોવી રાખનારા અને મારામાં જ પ્રાણોને અર્પણ કરી રાખનારા ભક્તજનો મારી ભક્તિની ચર્ચા દ્વારા પરસ્પર મારા પ્રભાવને ઓળખાવતા તથા ગુણ અને પ્રભાવસહિત મારું કથન કરતા રહીને જ નિત્ય-નિરંતર સંતોષી રહે છે અને મુજ વાસુદેવમાં જ નિરંતર રમ્યા કરે છે. નિરંતર મારા ધ્યાન વગેરેમાં પરોવાયેલા અને મને પ્રેમપૂર્વક ભજનારા એ ભક્તોને હું એવો તત્ત્વજ્ઞાનરૂપી યોગ આપું છું કે જેથી તેઓ મને જ પામે છે; હે અર્જુન! એમના પર અનુગ્રહ કરવા માટે, એમના

અંતઃકરણમાં રહેલો હું પોતે જ, એમના અજ્ઞાનને લીધે ઉત્પન્ન થયેલા અંધકારને ઝળહળતા તત્ત્વજ્ઞાનરૂપી દીપક દ્વારા નષ્ટ કરી દઉં છું.'

આ જ રીતે જ્ઞાનયોગના સાધનથી પણ તત્ત્વજ્ઞાન થાય છે તથા જ્ઞાન થવાથી મુક્તિ અર્થાત્ પરમાત્માની પ્રાપ્તિ થઈ જ જાય છે.

**પ્રશ્ન** : કર્મયોગની સાથે ભક્તિયોગ અને જ્ઞાનયોગ, ભક્તિયોગની સાથે કર્મયોગ અને જ્ઞાનયોગ તથા જ્ઞાનયોગની સાથે કર્મયોગ અને ભક્તિયોગ એક સાથે રહી શકે કે નહીં?

**ઉત્તર** : કર્મયોગની સાથે ભક્તિયોગ અને પરમાત્માના સ્વરૂપનું જ્ઞાન રહી શકે છે, પરંતુ અદ્વૈત ઉપાસનારૂપી જ્ઞાનયોગ તેની સાથે એક જ સમયે નથી રહી શકતો; કારણ કે કર્મયોગમાં દ્વૈતભાવ અને સંસારનું અસ્તિત્વ રહે છે તથા જ્ઞાનયોગમાં એનાથી વિપરીત અદ્વૈતભાવ અને સંસારનો અભાવ રહે છે. તેથી કર્મયોગ અને જ્ઞાનયોગ પરસ્પર વિરુદ્ધ ભાવોવાળાં સાધનો હોવાથી તે બંને એક સમયે એક સાથે રહી શકતાં નથી.

ભક્તિયોગ(દ્વૈત ઉપાસના)ની સાથે કર્મયોગ અને પરમાત્માના સ્વરૂપનું જ્ઞાન રહી શકે છે, પરંતુ અદ્વૈત ઉપાસનારૂપી જ્ઞાનયોગ રહી શકતો નથી; કારણ કે એક જ મનુષ્ય દ્વારા એક સમયમાં પરસ્પર વિરુદ્ધ ભાવો હોવાથી દ્વૈત ઉપાસના અને અદ્વૈત ઉપાસના એક સાથે કરી શકાતી નથી.

જ્ઞાનયોગની સાથે શાસ્ત્રનિર્દિષ્ટ કર્મો રહી શકે છે, પરંતુ કર્મયોગ અને ભક્તિયોગ રહી શકતા નથી; કારણ કે જ્ઞાનયોગમાં અદ્વૈતભાવ છે તથા કર્મયોગ અને ભક્તિયોગમાં દ્વૈતભાવ છે. તેથી એક જ પુરુષમાં એક જ સમયે બે પ્રકારના ભાવોનું અસ્તિત્વ સંભવિત નથી. અર્થાત્ અદ્વૈત જ્ઞાનની સાથે ભક્તિયોગ અને કર્મયોગ એક સાથે રહી શકતા નથી, પરંતુ ભક્તિયોગ અને કર્મયોગ એ બંનેમાં દ્વૈતભાવ અને સંસારનું અસ્તિત્વ સમાન હોવાને લીધે તે બંને એક સાથે રહી શકે છે.

**પ્રશ્ન** : ભગવત્પ્રાપ્ત આચાર્યો પૈકીના કયા કયા આચાર્યોના સિદ્ધાંત નિર્દોષ છે?

**ઉત્તર** : ભગવત્પ્રાપ્ત બધા આચાર્યોની જે માન્યતા છે તેને તેમના અનુયાયીઓ સિદ્ધાંત કહે છે, પરંતુ જે અંતિમ પ્રાપ્તવ્ય વસ્તુ છે તે જ વાસ્તવમાં સિદ્ધાંત છે અને તે તો બધાનો એક જ છે. આચાર્યોની માન્યતાને સિદ્ધાંત એટલા માટે માનવામાં આવે છે કે તેને સિદ્ધાંત માનવાથી સાધનમાં તત્પરતા આવે છે. તેથી તેમની માન્યતાને સિદ્ધાંતનું રૂપ આપવું તે યોગ્ય જ છે; અને ભગવત્પ્રાપ્ત આચાર્યો દ્વારા ચલાવાયેલા સઘળા માર્ગ શ્રદ્ધાળુ માટે મુક્તિ અપાવનારા હોવાથી નિર્દોષ છે. પરંતુ તર્કની કસોટી પર કસતાં કોઈ પણ સિદ્ધાંત નિર્દોષ ઠરી શકતો નથી.

**પ્રશ્ન** : દ્વૈત (ભેદોપાસના) અને અદ્વૈત (અભેદોપાસના) - એ બેમાંથી તમે કોને ઉત્તમ માનો છો તથા સાધકો માટે કઈ ઉપાસનાને ઉત્તમ ગણો છો?

**ઉત્તર** : હું બંનેયને ઉત્તમ માનું છું અને જે જેવો અધિકારી હોય છે, તેને માટે એ જ ઉપાસનાને ઉત્તમ ગણું છું.

**પ્રશ્ન** : કોણ કઈ ઉપાસના માટે અધિકારી છે - એ અંગે તમે કેવી રીતે નિર્ણય કરો છો?

ઉત્તર : જેની શ્રદ્ધા અને રુચિ ભેદોપાસનામાં હોય છે તે ભેદોપાસનાનો અધિકારી છે, જ્યારે જેની શ્રદ્ધા અને રુચિ અભેદોપાસનામાં હોય

છે તે અભેદોપાસનાનો અધિકારી છે; પરંતુ જ્યાં સુધી શ્રદ્ધા અને રુચિનો નિર્ણય નથી થતો, ત્યાં સુધી પરમાત્માના નામનો જપ, તેમના સ્વરૂપનું ધ્યાન, સત્પુરુષોનો સંગ, સત્-શાસ્ત્રોનો સ્વાધ્યાય- આ બધાને હું બધા સાધકો માટે ઉત્તમ સાધન સમજું છું.

**પ્રશ્ન :** સાધક માટે તમે કયા નામનો જપ અને કયા રૂપનું ધ્યાન કરવાનું કહો છો?

**ઉત્તર :** જે વ્યક્તિ હંમેશથી ૐ, શિવ, રામ, કૃષ્ણ, નારાયણ, હરિ વગેરે પૈકી જે નામનો જપ કરતી રહી છે તથા જે સાકાર-નિરાકાર, સગુણ- નિર્ગુણ રૂપનું ધ્યાન કરતી રહી છે અથવા જે નામમાં અને જે રૂપમાં તેની શ્રદ્ધા અને રુચિ હોય છે, તે કરવાનું તેને કહેવામાં આવે છે અથવા જે સમયે પૂછવામાં આવે તે સમયે તે વ્યક્તિના ભાવો અનુસાર મારા હૃદયમાં જે ભાવ ઉત્પન્ન થાય તે અનુસાર પણ તેને કહેવામાં આવે છે.



# નિર્ગુણ-નિરાકારનું ધ્યાન

## દશ્યનો બાધ

જે કંઈ પણ દશ્યમાત્ર છે, એ બધું માયામય છે, સ્વપ્નવત્ છે. જેમ સ્વપ્નમાંથી જાગ્યા પછી સ્વપ્નના સંસારનું નામ-નિશાન નથી, એનાથી પણ વધીને આનો અત્યંત અભાવ છે. સ્વપ્નનો સંસાર સ્વપ્નમાંથી જાગ્યા પછી કાલ્પનિક સત્તાને લીધે છે એટલે કે કલ્પનામાત્ર છે. પણ પરમાત્માના સ્વરૂપમાં જાગ્યા પછી એટલે કે પરમાત્માનો સાક્ષાત્કાર થયા પછી આ સંસાર કલ્પનામાત્ર પણ નથી. કેમકે, સ્વપ્નમાં જે સંસાર જે મન-બુદ્ધિમાં પ્રતીત થયો હતો, જાગ્યા પછી એ જ મન-બુદ્ધિ છે, પણ એ મન-બુદ્ધિમાં સ્વપ્નના સંસારની કોઈ સત્તા રહેતી નથી, માટે એ સત્તાને કલ્પના માનવામાં આવી છે. પરમાત્માની પ્રાપ્તિ થયા પછીના કામમાં તો આ મન-બુદ્ધિ માયિક હોવાને કારણે અહીં જ - આ માયામય શરીરમાં જ રહી જાય છે. માટે પરમાત્માના સ્વરૂપમાં આ સંસારનો અત્યંત અભાવ છે. પણ જે વ્યક્તિને લોકો પરમાત્માની પ્રાપ્તિ થયેલી માને છે, એ વ્યક્તિના અંતઃકરણમાં આ સંસાર સ્વપ્નવત્ છે – આવું શાસ્ત્રો કહે છે. માટે સાધક પુરુષ માટે ઉચિત છે કે સંસારને માયામાત્ર, સ્વપ્નવત્, મરુસ્થળની મરીચિકાની જેમ વાસ્તવમાં કોઈ પદાર્થ નથી, કેવળ પ્રતીતિમાત્ર થાય છે – એમ સમજીને એનો મનમાંથી બિલકુલ ત્યાગ કરી દેવો અથવા એમ કહો કે સંકલ્પરહિત થઈ જવું, સ્ફુરણારહિત થઈ જવું, સંસારને ભુલવી દેવો.

કોઈક કવિએ કહ્યું છે–

**મન ફુરનાસે રહિત કર, જૌ નહિ બિધિસે હોય ।**
**ચાહે ભક્તિ ચાહે જ્ઞાનસે ચાહે યોગસે ખોય ॥**

અદ્વૈત-સિદ્ધાંતનો સાર એ છે કે એક સચ્ચિદાનંદઘન પરમાત્મા સિવાય કશું જ ન તો થયું છે કે ન થશે. ત્રણેય કાળમાં આ દશ્યનો તથા એ ત્રણેય કાળનોય અત્યંત અભાવ સમજીને એક નિત્ય વિજ્ઞાનાનંદઘન પરમાત્મામાં તન્મય થઈને રહેવું.

## પરમાત્માના સ્વરૂપનું પ્રતિપાદન

પરમાત્મા સત્-ચિત્-આનંદસ્વરૂપ છે. આ ત્રણેય પરમાત્માનાં સ્વરૂપ છે. આ વિશેષણો નથી; કેમકે, અહીં વિશેષણ અને વિશેષ્યનો ભેદ નથી. આ એમના ગુણ પણ નથી, કેમકે

પરમાત્મામાં ગુણ અને ગુણીનો ભેદ નથી, કે ન તો આ એમના ધર્મ છે; કેમકે એમનામાં ધર્મ અને ધર્મીનો પણ ભેદ નથી.

**સત્–**

આપણને સત્ એક બીજી વસ્તુ જણાય છે, ચિત્ એક જુદી વસ્તુ જણાય છે અને આનંદ એક જુદી વસ્તુ જણાય છે; પણ વાત એવી નથી. જે સત્ છે, એ જ ચેતન છે અને જે ચેતન છે એ જ આનંદ છે. અથવા એમ કહો કે જે ચેતન છે એ જ સત્ છે અને જે સત્ છે એ જ આનંદ છે. અથવા એમ કહો કે જે આનંદ છે એ જ ચેતન છે અને જે ચેતન છે એ જ સત્ છે. જે સત્‌ને આપણે સત્ માનીએ છીએ, એ સત્ વાસ્તવમાં પરમાત્માનું સ્વરૂપ નથી; કેમકે, પરમાત્માનું સ્વરૂપ તે સત્‌થી વિલક્ષણ છે.

ગીતામાં કહ્યું છે–

**જ્ઞેયં યત્તત્પ્રવક્ષ્યામિ યજ્જ્ઞાત્વામૃતમશ્નુતે।**
**અનાદિમત્પરં બ્રહ્મ ન સત્તન્નાસદુચ્યતે॥**

(ગીતા ૧૩/૧૨)

'જે જાણવાયોગ્ય તત્ત્વ છે તથા જેને જાણીને માણસ પરમાનંદને પ્રાપ્ત થાય છે, એને સમ્યક્ રીતે કહું છું; પ્રકૃતિ અને જીવાત્મા – એ બે અનાદિઓનો સ્વામી પરમ બ્રહ્મ **નથી સત્ કહેવાતો કે નથી અસત્.'**

બુદ્ધિ વડે સમજાતી સત્તા માયિક સત્તા છે. માટે એ માયાનું જ કાર્ય છે. સાધક પુરુષ એમાં પરમાત્મબુદ્ધિ કરે તો એને પરમાત્માની પ્રાપ્તિ થઈ જાય છે, પણ વાસ્તવમાં એ સત્ પરમાત્માનું સ્વરૂપ નથી; કેમકે, આ બુદ્ધિ માયાનું કાર્ય હોવાથી માયાતીત પરમાત્માને લક્ષમાં નથી લઈ શકતી. એ સત્‌ને બુદ્ધિવિશિષ્ટ પરમાત્માનું સ્વરૂપ કહી શકાય છે, માત્ર નિર્વિશેષ પરમાત્માનું સ્વરૂપ નહીં.

**ચેતન–**

જે ચેતનને આપણે ચેતન સમજીએ છીએ એ ચેતન પણ વાસ્તવમાં પરમાત્માસ્વરૂપ નથી. એનાથીય પરમાત્માનું સ્વરૂપ ઘણું વિલક્ષણ છે. માટે ગીતામાં કહ્યું છે–

**જ્યોતિષામપિ તજ્જ્યોતિસ્તમસઃ પરમુચ્યતે।**
**જ્ઞાનં જ્ઞેયં જ્ઞાનગમ્યં હૃદિ સર્વસ્ય વિષ્ઠિતમ્॥**

(ગીતા ૧૩/૧૭)

'એ પરબ્રહ્મ **જ્યોતિઓનો** પણ જ્યોતિ તેમજ માયાથી સાવ પર કહેવાય છે; એ પરમાત્મા બોધસ્વરૂપ, જાણવાયોગ્ય તેમજ તત્ત્વજ્ઞાનથી પામવાયોગ્ય છે અને સૌના હૃદયમાં વિશેષરૂપે રહેલો છે.'

નેત્ર વગેરે જ્ઞાનેન્દ્રિયો દ્વારા જે જ્યોતિઓ પ્રતીત થાય છે એમનાથી તો બુદ્ધિ દ્વારા સમજાતી જ્યોતિઓ વિલક્ષણ છે એટલે કે પ્રકાશ વગેરે કરતાં વિવેક અને જ્ઞાન શ્રેષ્ઠ છે. એમનાથીય વિલક્ષણ એ છે જે ચેતન આત્મા દ્વારા ચિન્મય વસ્તુ સમજાય છે; કેમકે, બુદ્ધિ નેત્ર અને નેત્રોના વિષયોને જાણે છે, પણ નેત્રો બુદ્ધિ કે બુદ્ધિના વિષયને નથી સમજી શકતાં. એ જ રીતે આત્મા બુદ્ધિ અને બુદ્ધિના વિષયને જાણે છે, પણ બુદ્ધિ આત્માને નથી જાણી શકતી. જોકે આત્મા પણ, જે પોતાના સ્વરૂપને જાણે છે, એ શુદ્ધ તેમજ સૂક્ષ્મ થયેલી બુદ્ધિ દ્વારા જાણે છે.

કઠોપનિષદ્‌માં કહ્યું છે–

**એષ સર્વેષુ ભૂતેષુ ગૂઢોત્મા ન પ્રકાશતે।**
**દૃશ્યતે ત્વગ્ર્યયા બુદ્ધ્યા સૂક્ષ્મયા સૂક્ષ્મદર્શિભિઃ॥**

(૧/૩/૧૨)

'સઘળાં ભૂતોના હૃદયમાં છુપાયેલો આ આત્મા સૌ કોઈને પ્રતીત નથી થતો, પણ એ સૂક્ષ્મ બુદ્ધિના મહાત્મા પુરુષો દ્વારા તીક્ષ્ણ અને સૂક્ષ્મ બુદ્ધિ વડે જ પ્રતીત થાય છે.'

છતાં બુદ્ધિ વડે પણ જે આત્માનું સ્વરૂપ જણાય છે, એ બુદ્ધિવિશિષ્ટ પરમાત્માનું સ્વરૂપ છે, કેવળ નિર્વિશેષ સ્વરૂપ તો એનાથીય વિલક્ષણ છે, જે કોઈ પણ રીતે બુદ્ધિ દ્વારા જાણી નથી શકાતું.

ઉપનિષદ્‌માં કહ્યું છે–

**'... યેનેદં સર્વં વિજાનાતિ તં કેન વિજાનીયાત્ સ એષ નેતિ નેત્યાત્માગૃહ્યો ન હિ ગૃહ્યતેઽશીર્યો ન હિ શીર્યતેઽસઙ્ગો ન હિ સજ્યતેઽસિતો ન વ્યથતે ન રિષ્યતિ વિજ્ઞાતારમરે કેન વિજાનીયાત્... ।'**

(બૃહદારણ્યક ઉપનિષદ્ ૪/૫/૧૫)

'જેના થકી આ બધાને જાણે છે, એને કોના દ્વારા જાણી શકાય? એ આવો નથી, આવો નથી; આત્મા છે; અગૃહ્ય છે, ગ્રહણ નથી કરી શકાતો; અશીર્ય છે, ઘસાતો નથી; અસંગ છે, આસક્ત નથી થતો; અસિત છે, વ્યથા નથી પામતો; એનો વિનાશ નથી થતો. અરે, એ જાણનારાને કોના દ્વારા જાણી શકાય?'

જાણવામાં આવનારા સઘળા (જ્ઞેય) પદાર્થો બુદ્ધિનાં જ કાર્યો છે. એનાથી જ્ઞાન સૂક્ષ્મ અને મહાન છે તથા બુદ્ધિનું કાર્ય કરવા છતાં પણ બુદ્ધિનું સ્વરૂપ જ છે. એ જ્ઞાનથી પણ જ્ઞાતા અનંત છે અને એ બુદ્ધિથી અત્યંત વિલક્ષણ છે. અભિપ્રાય એ છે કે જ્ઞેય કરતાં જ્ઞાન વ્યાપક, શ્રેષ્ઠ, ઉત્તમ, સૂક્ષ્મ, ચેતન અને અનંત છે. પાતંજલ યોગદર્શનમાં પણ કહ્યું છે–

**'તદા સર્વાવરણમલાપેતસ્ય**
**જ્ઞાનસ્યાનન્ત્યાજ્જ્ઞેયમલ્પમ્ ।'**

(૪/૩૧)

'ક્લેશ અને કર્મની નિવૃત્તિ થતાં સઘળાં આવરણરૂપી મળ દૂર થવાથી જ્ઞાનની અનંતતામાં જ્ઞેય અલ્પ છે.'

તથા જ્ઞાન કરતાં આત્મા (જ્ઞાતા) સૂક્ષ્મ, ચેતન, આનંદરૂપ, મહાન અને વિલક્ષણ છે. આ જે આત્માનું સ્વરૂપ વર્ણવાયું છે, એનાથીય એ પરમાત્માનું નિર્વિશેષ સ્વરૂપ અત્યંત વિલક્ષણ છે. એ જાણી નથી શકાતું, કેમકે, ત્યાં જ્ઞાતા, જ્ઞાન અને જ્ઞેયરૂપી ત્રિપુટી નથી. એ પ્રાપ્ત કરવા યોગ્ય વસ્તુ છે.

**આનંદ–**

જે આનંદને આપણે આનંદ સમજીએ છીએ, એ આનંદ પણ વાસ્તવમાં પરમાત્માનું સ્વરૂપ નથી, કેમકે, એના કરતાં પરમાત્માનું આનંદસ્વરૂપ અત્યંત વિલક્ષણ છે.

ગીતામાં કહ્યું છે–

**બાહ્યસ્પર્શેષ્વસક્તાત્મા વિન્દત્યાત્મનિ યત્સુખમ્ ।**
**સ બ્રહ્મયોગયુક્તાત્મા સુખમક્ષયમશ્નુતે ॥**

(ગીતા ૫/૨૧)

'બહારના વિષયોમાં આસક્તિ વિનાના અંતઃકરણવાળો સાધક આત્મામાં સ્થિત જે ધ્યાનજનિત સાત્ત્વિક આનંદ છે, એને પામે છે; એ પછી એ સચ્ચિદાનંદઘન પરબ્રહ્મ પરમાત્માના ધ્યાનસ્વરૂપ યોગમાં અભિન્નભાવે સ્થિત માણસ **અક્ષય આનંદ**ને અનુભવે છે.'

નિદ્રા, આળસ વગેરેથી ઉપજેલું સુખ તો તામસી છે. એના કરતાં ઇન્દ્રિય અને વિષયોના સંયોગથી ઉપજતું સુખ રાજસી હોવાને કારણે શ્રેષ્ઠ છે. તેમજ અધ્યાત્મવિષયમાંથી ઉપજેલું ધ્યાનજનિત સાત્ત્વિક સુખ એના કરતાં પણ શ્રેષ્ઠ છે; પણ પરમાત્માનું જે આનંદમય સ્વરૂપ જણાવવામાં આવ્યું છે, એ આ બધા કરતાં વિલક્ષણ છે. નિદ્રા, આળસમાંથી ઉપજતા સુખ કરતાં એ રાજસી સુખ એટલા માટે શ્રેષ્ઠ છે કે પેલામાં તો જ્ઞાન નથી રહેતું અને આમાં જ્ઞાન રહે છે. તથા વિષય અને ઇન્દ્રિયોના

સંયોગથી ઉપજેલું જે રાજસી સુખ છે એ ક્ષણિક, નાશવંત અને પરિણામે દુઃખનો હેતુ બને છે, તથા સાત્ત્વિક સુખ એની અપેક્ષાએ સ્થાયી અને પરિણામે અમૃત-તુલ્ય છે. માટે અધ્યાત્મવિષયક સાત્ત્વિક સુખની દૃષ્ટિએ રાજસી સુખ પણ ત્યજવા યોગ્ય છે. પણ પરમાત્માના સ્વરૂપની દૃષ્ટિએ તો ધ્યાનજનિત અધ્યાત્મવિષયક સાત્ત્વિક સુખ પણ અપેક્ષાકૃત નિમ્ન કક્ષાનું છે. માટે એ દૃષ્ટિએ આ પણ ત્યજવા યોગ્ય છે. ગીતામાં જણાવ્યું છે–

**તત્ર સત્ત્વં નિર્મલત્વાત્પ્રકાશકમનામયમ્ ।**
**સુખસઙ્ગેન બધ્નાતિ જ્ઞાનસઙ્ગેન ચાનઘ ॥**

(ગીતા ૧૪/૬)

'હે નિષ્પાપ! એ ત્રણે ગુણોમાં સત્ત્વગુણ નિર્મળ હોવાને કારણે પ્રકાશક અર્થાત્ તેજ પ્રગટાવનાર અને વિકાર વિનાનો છે; છતાં એ સુખના સંગ વડે એટલે કે સુખના અભિમાન વડે અને જ્ઞાનના સંગ વડે એટલે કે જ્ઞાનના અભિમાન વડે જીવાત્માને બાંધે છે.'

ધ્યાનજનિત સુખ પણ દેશ-કાળથી સીમિત હોવાને લીધે તેમજ બુદ્ધિનો વિષય હોવાને કારણે જડ, અલ્પ અને અનિત્ય છે.

જાણનાર ચેતન હોય છે, જેની જાણ થાય છે એ વસ્તુ જડ હોય છે. જાણવામાં અલ્પ વસ્તુ જ આવે છે અને જે અલ્પ હોય છે એ દેશ-કાળથી સીમિત જ હોય છે; પણ એ પરમાત્મા દેશ-કાળથી રહિત છે. માટે પરમાત્માનું આનંદ-સ્વરૂપ આ બધાથી વિલક્ષણ છે.

એ લૌકિક આનંદનું ભાન એ આનંદને પોતાને નથી હોતું, એને જાણનાર કોઈ બીજો જ હોય છે; પણ પરમાત્માનો સ્વરૂપભૂત જે આનંદ છે એને પોતાને પોતાનું જ્ઞાન છે, એ બીજાનો વિષય નથી બની શકતો, માટે એ ચેતન છે; અને એ દેશ-કાળથી અતીત છે, માટે નિત્ય છે. પણ આ રીતે સમજેલા પરમાત્માના સ્વરૂપથી પણ પેલું પરમાત્માનું નિર્વિશેષ સ્વરૂપ અત્યંત વિલક્ષણ છે, જેનું વર્ણન કરવામાં આવ્યું છે; આ પણ બુદ્ધિવિશિષ્ટ પરમાત્માનું જ સ્વરૂપ છે. બુદ્ધિવિશિષ્ટ પરમાત્માના સ્વરૂપને પણ સૂક્ષ્મ અને શુદ્ધ થયેલી બુદ્ધિ દ્વારા સમજી શકાય છે. આને જ બુદ્ધિગ્રાહ્ય, અતીન્દ્રિય કહ્યું છે.

ભગવાન કહે છે–

**સુખમાત્યન્તિકં યત્તદ્બુદ્ધિગ્રાહ્યમતીન્દ્રિયમ્ ।**
**વેત્તિ યત્ર ન ચૈવાયં સ્થિતશ્ચલતિ તત્ત્વતઃ ॥**

(ગીતા ૬/૨૧)

'ઇન્દ્રિયોથી અતીત, માત્ર શુદ્ધ થયેલી સૂક્ષ્મ બુદ્ધિ દ્વારા ગ્રહણ થઈ શકે એવો જે અનંત આનંદ છે; એને જે અવસ્થામાં અનુભવે છે અને જે અવસ્થામાં સ્થિત આ યોગી પરમાત્માના સ્વરૂપથી કદીય વિચલિત થતો જ નથી.'

એ જે પરમાત્માનું નિર્વિશેષ સ્વરૂપ છે, એનું તો વર્ણન વિધિ કે નિષેધ – કોઈ પણ રીતે નથી થઈ શકતું; પણ છતાંય વેદો અને શાસ્ત્રો જેને ઉદ્દેશીને જેની વ્યાખ્યા કરે છે, એને ધ્યેય બનાવીને માણસ સાધન કરે છે તો શાખાચંદ્રન્યાયની જેમ એ પરમાત્માને પામી જાય છે. શાખાચંદ્રન્યાયનો અભિપ્રાય એ છે કે બીજનો ચંદ્ર કોઈ એકને દેખાયો અને બીજા માણસને ન દેખાયો. જેને દેખાય છે એ માણસ બીજાને એક વૃક્ષની ડાળીને ધ્યાનમાં લઈને એવી રીતે સમજાવે છે કે ચંદ્રમા એ વૃક્ષની ડાળીથી બરાબર ચાર આંગળ ઉપર છે. એક ત્રીજા માણસને સમજાવે છે કે ચંદ્રમા પેલા મકાનના છેડાને અડેલો છે. વાસ્તવમાં વિચારવામાં આવે તો બેય વાતો ખોટી છે; પણ આ પદ્ધતિથી એમને ચંદ્રદર્શન થઈ જાય છે. એ જ રીતે

પરમાત્માની પ્રાપ્તિ કાજે જેટલાં સાધનો જણાવવામાં આવ્યાં છે અને પરમાત્માનું જે સ્વરૂપ જણાવવામાં આવ્યું છે, એને ધ્યાનમાં રાખીને સાધક પુરુષ પરમાત્માની પ્રાપ્તિનું સાધન કરે તો પરમાત્માની પ્રાપ્તિ કરી શકે છે.

પરમાત્માનું જે સાકાર-નિરાકાર, સગુણ-નિર્ગુણ, વ્યક્ત-અવ્યક્ત સ્વરૂપ જણાવવામાં આવ્યું છે, એ બધું બરાબર છે પણ ખરું અને નથી પણ. કેમકે, સાધુ-મહાત્માઓએ વેદ-શાસ્ત્રોએ પરમાત્માના સ્વરૂપની બાબતમાં જે વર્ણન કર્યું છે, એને ધ્યાનમાં રાખીને સાધન કરવાથી પરમાત્માની પ્રાપ્તિ થઈ જાય છે. માટે તો એ જણાવવું બરાબર છે. અને વાસ્તવમાં શબ્દો દ્વારા જે પરમાત્માના સ્વરૂપની વ્યાખ્યા કરવામાં આવી છે, એનાથી પરમાત્મા અત્યંત વિલક્ષણ છે; કેમકે, પરમાત્માના સ્વરૂપનું વર્ણન વાણી દ્વારા થઈ જ નથી શકતું.

માટે નિરાકારનું ધ્યાન કરનારા પુરુષોએ શાસ્ત્રોમાં વર્ણવાયેલા પરમાત્માના સ્વરૂપને ધ્યાનમાં રાખીને કોઈ પણ વિધિથી તત્પરતાપૂર્વક સાધન કરવું, એનાથી આપમેળે વાસ્તવિક સ્વરૂપની પ્રાપ્તિ થઈ શકે છે.



## દિનચર્યાનો સુધારો

મનુષ્યે પોતાની એક ક્ષણ પણ વ્યર્થ ન વિતાવવી. આલસ્ય, પ્રમાદ, ભોગ, પાપ અને અતિનિદ્રાને વિષ સમાન સમજીને એમનો સર્વ રીતે ત્યાગ કરી દેવો. મનુષ્ય-જીવનનો અમૂલ્ય સમય એ બધામાં વિતાવવા માટે બિલકુલ નથી. કરવા યોગ્ય કામમાં વિલંબ કરવો 'આલસ્ય' છે; શાસ્ત્રવિહિત કર્તવ્યકર્મની અવહેલના તથા મન, વાણી, શરીરથી વ્યર્થ ક્રિયાઓ કરવી 'પ્રમાદ છે; સ્વાદિયાપણું, એશ-આરામ, ભોગ-વિલાસિતા અને વિષયોમાં રમવું 'ભોગ' છે; જૂઠ, કપટ, ચોરી, વ્યભિચાર, હિંસા વગેરે 'પાપ' છે અને છ કલાકથી વધુ સૂવું 'અતિનિદ્રા' છે. કલ્યાણવાંછુ માણસ માટે એ ઉચિત છે કે એ આ બધાંથી બચીને પોતાનો બધો સમય સાધનામય બનાવી લે અને એક ક્ષણ પણ વ્યર્થ ન વિતાવીને પ્રાણ ટકે ત્યાં સુધી સાધન માટે જ કટિબદ્ધ થઈને પ્રયત્ન કરે.

બુદ્ધિશાળી માણસ માટે એ ઉચિત છે કે એ પોતાનો અમૂલ્ય સમય સદા કર્મમાં જોડે. એક ક્ષણ પણ વ્યર્થ ન ગુમાવે અને કર્મ પણ ઊંચામાં ઊંચી કોટિનું કરે. જે કર્મ શાસ્ત્રવિહિત અને યુક્તિપૂર્વકનું હોય, એ જ કર્તવ્ય છે. ગીતામાં ભગવાને કહ્યું છે–

**યુક્તાહારવિહારસ્ય યુક્તચેષ્ટસ્ય કર્મસુ ।**
**યુક્તસ્વપ્નાવબોધસ્ય યોગો ભવતિ દુઃખહા ॥**

(ગીતા ૬/૧૭)

'દુઃખોનો નાશ કરનાર યોગ તો યથાયોગ્ય આહાર-વિહાર કરનારનો, કર્મોમાં યથાયોગ્ય ચેષ્ટા કરનારનો તથા યથાયોગ્ય ઊંઘનાર તેમજ જાગનારનો જ સિદ્ધ થાય છે.'

તાત્પર્ય એ છે કે આપણી પાસે દિવસ-રાતના કુલ ચોવીસ કલાક છે, એમાંથી છ કલાક સૂવું અને છ કલાક પરમાત્માની પ્રાપ્તિ માટે વિશેષરૂપે સાધનરૂપી યોગ કરવો; એ માટે પ્રાતઃકાળે ત્રણ કલાક અને સાયંકાળે ત્રણ કલાકનો સમય કાઢી લેવો. બાકીના બાર કલાક

મન, ઇન્દ્રિય અને શરીર દ્વારા શાસ્ત્રાનુકૂળ ક્રિયા કરવી, જેમાંથી છ કલાક જીવિકા-નિર્વાહ માટે ન્યાયયુક્ત ધનોપાર્જનના કામમાં અને છ કલાક સ્વાસ્થ્યરક્ષા માટે શાસ્ત્ર-વિહિત શૌચ-સ્નાન, આહાર-વિહાર, વ્યાયામ વગેરેમાં પરોવવા; અથવા જો છ કલાકમાં ન્યાયયુક્ત ધનોપાર્જન કરીને જીવિકાનો નિર્વાહ ન થાય તો આઠ કલાક ધનોપાર્જન માટે કાઢીને બાકીના ચાર કલાક સ્વાસ્થ્યરક્ષા વગેરેના કામમાં પરોવવા.

સમયના વિભાગ પાડી દઈને દેશ, કાળ, વર્ણન, આશ્રમ, પરિસ્થિતિ અને પોતાની સુવિધા અનુસાર પોતાનો કાર્યક્રમ બનાવી લેવો. સામાન્ય રીતે નીચે પ્રમાણેનો કાર્યક્રમ બનાવી શકાય એમ છે–

રાત્રે દસ વાગે સૂઈને સવારે ચાર વાગે ઊઠી જવું, ઊઠતાં જ પ્રાતઃસ્મરણ કરતાં કરતાં ચારથી પાંચ સુધી શૌચ-સ્નાન, વ્યાયામ વગેરે કરવું; પાંચથી આઠ સુધી સંધ્યા-ગાયત્રી, ધ્યાન, નામ-જપ, પૂજા-પાઠ અને શ્રુતિ, સ્મૃતિ, ગીતા, રામાયણ, ભાગવત વગેરે શાસ્ત્રોનું તેમજ એમના અર્થનું વિવેકપૂર્વક અનુશીલન કરતાં કરતાં સ્વાધ્યાય કરવો; આઠથી દસ સુધી સ્વાસ્થ્યરક્ષાનાં સાધન અને ભોજન વગેરે કરવાં, દસથી ચાર સુધી ધનોપાર્જન માટે ન્યાયયુક્ત પ્રયત્ન કરવો, ચારથી પાંચ સુધી ફરીથી સ્વાસ્થ્યરક્ષા માટે હરવું-ફરવું, વ્યાયામ અને શૌચ-સ્નાન વગેરે કરવાં, પાંચથી આઠ સુધી ફરીથી સંધ્યા, ગાયત્રી, ધ્યાન, નામ-જપ, પૂજા-પાઠ અને શ્રુતિ, સ્મૃતિ, ગીતા, રામાયણ, ભાગવત વગેરે શાસ્ત્રોનું, એમના અર્થનું વિવેકપૂર્વક અનુશીલ કરતાં કરતાં સ્વાધ્યાય કરવો તેમજ આઠથી દસ સુધી ભોજન તથા વાર્તાલાપ, પરામર્શ અને સત્સંગ વગેરે કરવાં –આ રીતે દિવસ-રાતના ચોવીસ કલાકને વહેંચી શકાય છે. આ કાર્યક્રમ પોતાની સુવિધા અનુસાર ગોઠવી શકાય છે; પણ ભગવાનના નામ અને સ્વરૂપની સ્મૃતિ સતત રહેવી જ જોઈએ; કેમકે, ભગવાનની સહજ પ્રાપ્તિ માટે એકમાત્ર આ જ પરમ સાધન છે. ભગવાને ગીતામાં કહ્યું છે કે 'જે માણસ મારામાં અનન્યચિત્ત થઈને સદાય નિરંતર મુજ પુરુષોત્તમને સ્મરે છે, એ નિત્ય-નિરંતર મારામાં જોડાયેલા યોગીને માટે હું સુલભ છું એટલે કે એને સહજ રીતે મળી જાઉં છું'–

**અનન્યચેતાઃ સતતં યો માં સ્મરતિ નિત્યશઃ।**
**તસ્યાહં સુલભઃ પાર્થ નિત્યયુક્તસ્ય યોગિનઃ॥**

(ગીતા ૮/૧૪)

જો કહો કે કામ કરતાં કરતાં ભગવાનના નામરૂપની સ્મૃતિ સંભવ નથી તો એમ કહેવું ઉચિત નથી; કેમકે ભગવાને કહ્યું છે–

**તસ્માત્સર્વેષુ કાલેષુ મામનુસ્મર યુધ્ય ચ।**
**મય્યર્પિતમનોબુદ્ધિર્મામેવૈષ્યસ્યસંશયમ્ ॥**

(ગીતા ૮/૭)

'માટે હે અર્જુન! તું સર્વ કાળે નિરંતર મારું સ્મરણ કર અને યુદ્ધ પણ કર; આ પ્રમાણે મારામાં અર્પેલાં મન-બુદ્ધિથી યુક્ત થઈ તું ચોક્કસ મને જ પામીશ.'

જો યુદ્ધ કરતાં કરતાં પણ નિરંતર ભગવાનની સ્મૃતિ રહી શકતી હોય તો બીજા વ્યવહારો કરતી વેળાએ ભગવત્સ્મૃતિ રહેવી એ અસંભવ નથી, જો એ અસંભવ હોત તો ભગવાન અર્જુનને એવો આદેશ કદી ન આપત. જો કહો કે અમારાથી એવું નથી થતું તો એનું કારણ છે શ્રદ્ધા અને પ્રેમ સહિત થનારા અભ્યાસની ઊણપ. શ્રદ્ધા-પ્રેમ ઉપજાવવા માટે ભગવાનનાં નામ, રૂપ, લીલા, ધામ, ગુણ અને પ્રભાવના

તત્ત્વ-રહસ્યને સમજવાં જોઈએ તથા ભગવાનને સ્તુતિ-પ્રાર્થના કરવી. ભગવાનનાં નામરૂપની સ્મૃતિ નિરંતર રહે એ માટે વિવેક-વૈરાગ્યપૂર્વક સદા પ્રયત્ન પણ કરતા રહેવું. સત્પુરુષોનો સંગ એ માટે વિશેષ લાભદાયક છે. માટે સત્સંગ માટે ખાસ પ્રયાસ કરવો. સત્સંગ ન મળે તો ભગવાનને માર્ગે ચાલનારા સાધક પુરુષોનો સંગ પણ સત્સંગ જ છે અને એમના અભાવે સદ્ગ્રંથોનું અનુશીલન પણ સત્સંગ જ છે.

મનુષ્ય પોતાના સમયનો જો **વિવેકપૂર્વક સદુપયોગ કરે** તો એ થોડાક સમયમાં પોતાના આત્માનો ઉદ્ધાર કરી શકે છે; મનુષ્ય માટે કોઈ પણ કામ અસંભવ નથી. સંસારમાં એવું કોઈ પણ પુરુષ-પ્રયત્નસાધ્ય કાર્ય નથી, જે પુરુષાર્થ કરવાથી સિદ્ધ ન થઈ શકે. તો ભગવત્કૃપાનો આશ્રય લેનાર પુરુષની તો વાત જ શી!

ભગવાનના નામ-રૂપની સ્મૃતિ ચોવીસે કલાક રહે અને એ પણ મહત્ત્વપૂર્ણ હોય, એનું ધ્યાન જરૂર રાખવું. જિહ્વા દ્વારા નામ-જપ કરવા કરતાં શ્વાસ દ્વારા નામ-જપ કરવો શ્રેષ્ઠ છે અને માનસિક જપ એના કરતાં પણ ઉત્તમ છે. એ પણ નામના અર્થરૂપી ભગવત્સ્વરૂપની સ્મૃતિથી યુક્ત હોય તો એથીય વધુ મૂલ્યવાન (મહત્ત્વપૂર્ણ) વસ્તુ છે; અને એ જપ પાછો શ્રદ્ધાપૂર્વક નિષ્કામ-પ્રેમભાવે કરવામાં આવે તો એનું તો કહેવું જ શું! સચ્ચિદાનંદઘન પરમાત્મા બધેય સમાનભાવે આકાશની જેમ વ્યાપેલા છે, એ જ નિર્ગુણ-નિરાકાર પરમાત્મા પોતે ભક્તોના કલ્યાણ કાજે સગુણ-સાકાર રૂપે પ્રગટ થાય છે. માટે નિર્ગુણ-સગુણ, નિરાકાર-સાકારના તત્ત્વ, રહસ્ય, ગુણ, પ્રભાવને સમજીને સ્વરૂપનું સ્મરણ કરવામાં આવે તો એ સર્વોત્તમ છે.

સંસારમાં મોટા ભાગના માણસોનો સમય તો ઘણું કરીને વ્યર્થ જાય છે અને એમનામાંથી કોઈ જો પોતાનું શ્રેષ્ઠ ધ્યેય બનાવે પણ છે તો એ પ્રમાણે ચાલી નથી શકતા. આનું મુખ્ય કારણ વિષયાસક્તિ, અજ્ઞતા અને શ્રદ્ધા-પ્રેમની ઊણપ તો છે જ; પણ સાથે સાથે પ્રયત્નની પણ શિથિલતા છે. એ જ કારણે એ પોતાના લક્ષ્ય સુધી પહોંચવામાં સફળ નથી થતા. માટે લક્ષ્યપ્રાપ્તિ માટે બધો વખત ભગવાનનું સ્મરણ કરતાં કરતાં સમયનો સદુપયોગ કરવો, પછી ભગવાનની કૃપાથી સહજ રીતે જ લક્ષ્ય સુધી પહોંચી શકાય છે.

ચોવીસે કલાક ભગવાનની સ્મૃતિ કેવી રીતે રહે, એ માટે ઉપર કહેલા છ કલાક સાધનકાળ, બાર કલાક વ્યવહારકાળ અને છ કલાક શયનકાળ એમ સમયના ત્રણ વિભાગ પાડીને એનો નીચે લખ્યા પ્રમાણે સદુપયોગ કરવો.

(૧) મનુષ્યો પ્રાતઃકાળે અને સાયંકાળે નિયમિતરૂપે જે સાધન કરે છે, એ સાધન એટલા માટે જ લાભદાયી નથી થતું, કારણ કે એ લોકો એને મનની એકાગ્રતા, વિવેક અને ભાવપૂર્વક નથી કરતા. ઉપરથી ક્રિયા કંઈક જુદી જ હોય છે અને મન ક્યાંક બીજે ભટકતું હોય છે. આવું ન થવું જોઈએ. સાધનકાળે મનનું પણ એમાં જોડાવું પરમ આવશ્યક છે. જેમ - સંધ્યા કરતી વેળાએ મંત્રોના ઋષિ, છંદ, દેવતા અને પ્રયોજનનું ધ્યાન રાખીને વિધિ અને મંત્રના અર્થનું ધ્યાન રહેવું જોઈએ. ગાયત્રીમંત્ર ઘણી ઉચ્ચકોટિની વસ્તુ છે, એમાં પરમાત્માની સ્તુતિ, ધ્યાન અને પ્રાર્થના છે. માટે ગાયત્રી-જપ કરતી વેળાએ એના અર્થનું ધ્યાન રાખવું. એમ ન થઈ શકતું હોય તો ગાયત્રી-જપ કરતી વેળાએ ભગવાનનું ધ્યાન તો જરૂર થવું જોઈએ. એ જ રીતે ગીતા, રામાયણ, ભાગવત વગેરેનો પાઠ

પણ અર્થસહિત કે વિવેકપૂર્વક અર્થનું ધ્યાન રાખીને કરવો. ભગવાનની મૂર્તિપૂજા કે માનસપૂજા કરતી વેળાએ ભગવાનના સ્વરૂપ અને ગુણપ્રભાવને સ્મરણમાં રાખીને શ્રદ્ધા-પ્રેમ સાથે વિધિપૂર્વક પૂજા કરવી. શાસ્ત્રજ્ઞાનની ઊણપને કારણે વિધિમાં ક્યાંક ઊણપ રહી જાય તો કશો વાંધો નથી, પણ શ્રદ્ધા-પ્રેમમાં ઊણપ ન રહેવી જોઈએ. કોઈ પણ મંત્ર કે નામનો જપ હોય, ઉચ્ચભાવ તથા મનોયોગપૂર્વક એને ઊંચામાં ઊંચી કોટિનો બનાવી લેવો. તેમજ ધ્યાન કરતી વેળાએ તો સંસારને એવી રીતે ભુલાવી દેવો કે જેમાં ભગવાન સિવાય પોતાનું કે સંસારનું કશાનું ભાન જ ન રહે.

આપણે પ્રાતઃકાળે અને સાયંકાળે જેટલો સમય નિત્ય નિયમિતરૂપે સાધનમાં ગાળીએ છીએ એને જો ઉપર કહ્યા મુજબ ગાળવામાં આવે તો એટલા જ સમયના સાધનથી છ મહિનામાં એ લાભ થઈ શકે છે કે જે ભાવ વિના કરવાને કારણે પચાસ વર્ષોમાં પણ નથી થતો. વાસ્તવમાં જ્યારે આપણે સાધન માટે બેસીએ છીએ, એ વખતે તો આપણી દરેક ક્ષણ માત્ર સાધનમાં જ વીતવી જોઈએ. આપણે જો પોતાના પારમાર્થિક સાધનના સમયને જ સમુચિતરૂપે સાધનમય નહીં બનાવી લઈએ અને એને સત્વરે સફળ બનાવવા માટે તત્પર નહીં થઈએ તો પછી અન્ય સમયમાં ભગવચ્ચિંતન કરતાં કરતાં કામ કરવાનું તો એથીય વધુ કઠણ છે. માટે આપણે એ માટે કટિબદ્ધ થઈને પ્રયત્ન કરવો. એ વાત શોધી કાઢવી કે એવી કઈ કઈ અડચણો છે જેના કારણે નિયમિતરૂપે સાધન કરવા માટે આપવામાં આવેલા સમયમાં પણ ચિત્ત એમાં નથી ચોંટતું અને સમય એમ ને એમ વીતી જાય છે; તથા પ્રયત્ન કરવા છતાં પણ કોઈ સુધારો નથી થતો. આ વાતની ખબર પડતાં જ એ અડચણોને તરત દૂર કરવાનો સફળ પ્રયાસ કરવો. મનને સમજાવવું કે 'તું આવી રીતે તારા પરમ હિતના કાર્યમાં પણ સાથ નહીં આપે તો આનું પરિણામ તારા માટે ઘણું જ ભયાનક આવશે. હજાર કામ છોડીને પહેલાં આ કામને કરવું. આ કામ તારા વિના બીજા કોઈનાથીય સંભવ નથી. આની સામે બીજાં-બીજાં કામોમાં નુકસાન પણ થાય તો એની પરવા ન કરવી; કેમકે, એ તો તારા ન રહેવા છતાં પણ થઈ શકે છે, એ કામો બીજા લોકો પણ કરી શકે છે; પણ તારા કલ્યાણનું કામ તો બીજા કોઈનાથી સંભવ નથી.' આટલું સમજાવવા છતાં પણ જો દુષ્ટ મન બીજા કામની જરૂરિયાત જણાવે તો પછી એને સમજાવવું કે આનાથી વધીને બીજું કોઈ આવશ્યક કામ છે જ નહીં.

(૨) આલસ્ય, પ્રમાદ, ભોગ, પાપ અને અતિનિદ્રામાં જીવનની એક ક્ષણ પણ ન વિતાવવી. સામાજિક, ધાર્મિક, શરીર-નિર્વાહ-સંબંધી તેમજ સ્વાસ્થ્યરક્ષા વગેરેના જે પણ વ્યવહાર હોય, એ બધાં શાસ્ત્રાનુકૂળ અને ન્યાયયુક્ત રીતે જ થવા જોઈએ. દરેક ક્રિયામાં નિષ્કામભાવ અને ભગવદર્પણ કે ભગવદર્થબુદ્ધિ રહેવી જોઈએ. આવી રીતે કરવામાં આવતાં કાર્યોથી મનુષ્ય સઘળાં બંધનોથી મુક્ત થઈને પરમાત્માને પામી શકે છે. ભગવાને ગીતામાં કહ્યું છે—

**યત્કરોષિ યદશ્નાસિ યજ્જુહોષિ દદાસિ યત્ ।**
**યત્તપસ્યસિ કૌન્તેય તત્કુરુષ્વ મદર્પણમ્ ॥**
**શુભાશુભફલૈરેવં મોક્ષ્યસે કર્મબન્ધનૈઃ ।**
**સંન્યાસયોગયુક્તાત્મા વિમુક્તો મામુપૈષ્યસિ ॥**

(ગીતા ૯/૨૭-૨૮)

'હે કૌન્તેય! તું જે કંઈ કર્મ કરે છે, જે ખાય છે, જે હોમે છે, જે દાન કરે છે તથા જે તપ કરે છે, એ સઘળું મને અર્પણ કર. આ પ્રમાણે, જેમાં સમસ્ત કર્મો મુજ ભગવાનને અર્પણ થાય છે, એવા સંન્યાસયોગથી યુક્ત થયેલા ચિત્તનો તું શુભાશુભ ફળરૂપી કર્મબંધનથી છૂટી જઈશ અને એમનાથી છૂટેલો મને જ પ્રાપ્ત થઈશ.'

આપણી સઘળી ક્રિયાઓ જ્યારે ભગવાનની પ્રેરણા અને આજ્ઞા અનુસાર નિરભિમાનપણાથી અને નિષ્કામભાવે ભગવાનની સ્મૃતિ રાખતાં રાખતાં થવા માંડે ત્યારે સમજવું કે આપણી ક્રિયાઓ ભગવદર્પણ છે. જે ક્રિયાઓ ભગવાનની પ્રાપ્તિ કાજે કે ભગવાનની પ્રીતિ કાજે અથવા ભગવાનની આજ્ઞા પાળવાના ઉદ્દેશ્યથી ભગવાનનું સ્મરણ રાખીને નિષ્કામભાવે કરવામાં આવે છે, એમને ભગવદર્થ કહેવામાં આવે છે. જેનો બધો સમય જ્યારે આ જ ભાવમાં વીતવા માંડે ત્યારે એને ઊંચામાં ઊંચી કોટિનો સમજવો. માણસ ઇચ્છે તો, પ્રયત્ન કરે તો ભગવત્કૃપાથી એના વ્યવહારકાળના પૂરા બાર કલાકના સમયને પણ એ ભગવદ્ભાવમાં વિતાવી શકે છે. ભગવાનનો આશરો લઈને એમના નામ-રૂપનું સ્મરણ કરતાં કરતાં સતત કર્મમાં પ્રવૃત્ત રહેવાથી માણસ ભગવાનની કૃપાથી શાશ્વત અવિનાશી પદને પ્રાપ્ત થઈ જાય છે. ભગવાને ગીતામાં કહ્યું છે–

**સર્વકર્માણ્યપિ સદા કુર્વાણો મદ્વ્યપાશ્રયઃ।**
**મત્પ્રસાદાદવાપ્નોતિ શાશ્વતં પદમવ્યયમ્‌॥**

(ગીતા ૧૮/૫૬)

'મારે પરાયણ થયેલો કર્મયોગી સઘળાં કર્મોને સદા કરતો હોવા છતાંય મારી કૃપાથી શાશ્વત અવિનાશી પરમ પદને પામી જાય છે.'

વ્યવહારકાળને દિવ્ય બનાવવા માટે બે બાબતો પર ખાસ ધ્યાન રાખવું–

(ક) દરેક ક્રિયામાં નિષ્કામભાવે સ્વાર્થનો ત્યાગ અને (ખ) ભગવાનના નામ-રૂપની સ્મૃતિ. આ બધાં કામ પણ વૈરાગ્ય અને અભ્યાસથી જ સિદ્ધ થાય છે. વૈરાગ્યથી નિષ્કામભાવ અને સ્વાર્થત્યાગ થાય છે અને તીવ્ર અભ્યાસથી ભગવાનના નામરૂપની સ્મૃતિ રહે છે.

માટે આપણે પોતાના ઉદ્દેશ્યને સિદ્ધ કરવા માટે ભગવાનને શરણે થઈને શ્રદ્ધા-પ્રેમપૂર્વક સાધન કરવું. આમ કરવાથી પરમાત્માની કૃપાથી આપણે સત્વરે કૃતકૃત્ય થઈ શકીએ છીએ.

(૩) સાધન તથા વ્યવહારકાળમાં તો કંઈક થાય પણ છે; પણ શયનનો સમય તો અજ્ઞાનાવસ્થાને કારણે ઘણે ભાગે બધી રીતે વ્યર્થ જ જાય છે. માણસ જ્યારે ઊંઘવા માંડે છે એ વખતે એના ચિત્તમાં જે સાંસારિક સંકલ્પોનો પ્રવાહ વહેતો રહે છે, એને ઊંઘમાં ઘણું કરીને એવાં જ સ્વપ્નો આવે છે – સંકલ્પોની દૃઢતા જ સ્વપ્નમાં ખરી ઘટનાના રૂપમાં જણાવા માંડે છે અને એ રીતે એનો આખી રાતનો સમય વ્યર્થ ચાલ્યો જાય છે. આ સમયને પણ વૈરાગ્ય અને અભ્યાસથી સુધારી શકાય છે. જો આપણે ઊંઘતા પહેલાં ઓછામાં ઓછી પંદર મિનિટ શયનકાળના સંકલ્પોને સુધારવા માટે સંસારના પદાર્થોને નાશવંત, ક્ષણભંગુર, અનિત્ય અને દુઃખરૂપ સમજીને એનો મનથી ત્યાગ કરીને ભગવાનના નિર્ગુણ-સગુણ, નિરાકાર-સાકારમાંથી જે સ્વરૂપમાં પણ પોતાની શ્રદ્ધા-રુચિ હોય, એ જ નામ-રૂપનું કે ભગવાન શ્રીકૃષ્ણ, શ્રીરામ વગેરે સગુણ-સાકાર સ્વરૂપના ગુણ, પ્રભાવ, લીલા વગેરેનું મનન-ચિંતન કરતાં કરતાં નિદ્રાધીન થઈએ. વિવેક-વૈરાગ્યપૂર્વક તત્પરતાપૂર્વક તીવ્ર પ્રયાસ કરવાથી થોડા દિવસોમાં આ અભ્યાસ

દૃઢ થઈ શકે છે. દૃઢ અભ્યાસ થઈ જતાં સ્વપ્નમાં પણ ભગવદ્‌વિષયક જ સંકલ્પો થશે અને એ અનુસાર સ્વપ્નમાં પણ આપણી સામે ભગવાનનાં નામ, લીલા, રૂપ, ગુણ અને પ્રભાવનાં દૃશ્ય આવતાં રહેશે. આમ સ્વપ્નજગત પણ સાધનમય થઈ જશે. માટે એ સમય પણ સાધનાનું જ એક અંગ બની જશે.

મનુષ્ય-જન્મની દરેક ક્ષણ મૂલ્યવાન છે. આ રહસ્યને સમજનાર માણસ એક ક્ષણ પણ ફોગટ શી રીતે ખોઈ શકે છે? પરલોક અને પરમાત્મા પર વિશ્વાસ ન હોવાને લીધે અને ભગવત્પ્રાપ્તિનું માહાત્મ્ય ન જાણવાને કારણે જ માણસ પોતાના ઉદ્ધારની આવશ્યકતા જ નથી સમજતો. એ જ કારણે એ સંસારસુખની અભિલાષામાં માનવજીવનના અણમોલ સમયને ફોગટ ખોઈ નાખે છે; પરંતુ ખરી વાત તો એ છે કે સંસારનું સંપૂર્ણ સુખ ભેગું થઈને પણ પરમાત્માની પ્રાપ્તિના સુખની તુલનામાં સમુદ્રમાં પડેલા એક ટીપા જેટલું પણ નથી. જેમ અનંત આકાશના કોઈ એક અંશમાં નક્ષત્રો છે, એ જ રીતે વિજ્ઞાનાનંદઘન પરમાત્માના કોઈ એક અંશમાં આ આખું બ્રહ્માંડ રહેલું છે. જીવને જો સંસારનું સંપૂર્ણ સુખ પણ મળી જાય તો પણ એ પેલા બ્રહ્મસુખના અંશનો એક આભાસમાત્ર જ છે. અને એ સુખાભાસ પણ વાસ્તવમાં સચ્ચિદાનંદમય પરમાત્માના સંયોગથી જ છે. માટે માણસે એ અનંત સુખરૂપ પરમાત્માની પ્રાપ્તિ કાજે જ પોતાનો બધો સમય જોડવો. તો જ સમયનો સદુપયોગ છે અને તો જ જીવનની સાર્થકતા છે.



## માન-મોટાઈનો ત્યાગ

જેઓ ઉચ્ચ કોટિના પુરુષો છે, જેમણે પરમાત્માનું તત્ત્વ સારી પેઠે જાણી લીધું છે, તેઓ માન-અપમાન, નિંદા-સ્તુતિ વગેરેને સમાન સમજવા છતાં પણ માન-મોટાઈ, પૂજા-પ્રતિષ્ઠાથી ઘણા દૂર રહે છે. કેમકે, સાધનકાળમાં તે બધાં ઝેર જેવા ત્યાજ્ય છે, તથા આધ્યાત્મિક ઉન્નતિમાં બાધક સમજીને સાધકો તેમનાથી બચતા આવ્યા છે અને દૃઢ અભ્યાસને લીધે એ જ આચરણ એમની ભીતર સિદ્ધાવસ્થામાં પણ જોવા મળે છે. સિદ્ધપુરુષો વાસ્તવમાં તો કશું કરતા નથી; પણ એમના દ્વારા સમાજમાં એવું જ આચરણ થતું જોવા મળે છે, જેવું આચરણ તેઓ સિદ્ધાવસ્થાની બરાબર પહેલાં કરતા રહ્યા છે. સિદ્ધાવસ્થાને પામેલ પુરુષ કદી કોઈ એવું કાર્ય નથી કરી શકતો જે સંસાર માટે અનુકરણીય ન હોય. સ્વયં ભગવાને ગીતામાં કહ્યું છે—

**યદ્યદાચરતિ શ્રેષ્ઠસ્તત્તદેવેતરો જનઃ ।**
**સ યત્પ્રમાણં કુરુતે લોકસ્તદનુવર્તતે ॥**

(ગીતા ૩/૨૧)

'શ્રેષ્ઠ પુરુષ જે જે આચરે છે, અન્ય માણસો પણ તેને તેને જ આચરે છે; તે જે કંઈ પ્રમાણ કરી આપે છે, સકળ માનવ-સમૂહ તે પ્રમાણે વર્તવા લાગે છે.'

આવા પુરુષો પોતાના જીવનકાળમાં તથા મૃત્યુ પછી પણ માન, મોટાઈ, પ્રતિષ્ઠાને નથી ઇચ્છતા. જે લોકો એમના આ રહસ્યને જાણીને પોતે પણ માન, મોટાઈ, પ્રતિષ્ઠાથી દૂર રહે છે, તેઓ જ એમના ખરા અનુયાયી કહેવડાવવા યોગ્ય છે. એથી વિપરીત, જે લોકો માન, મોટાઈ, પ્રતિષ્ઠાના ગુલામ છે; પણ કહે છે પોતાને

મહાત્માઓના અનુયાયી. આવા લોકો તો વાસ્તવમાં મહાત્માઓના સંગને લજાવનારા છે. જે લોકો એવું માને છે કે મહાત્મા લોકો લૌકિક વ્યવહારની દૃષ્ટિએ જ લોકોને પોતાની પૂજા કરવાથી રોકે છે, એ લોકો તો આવું કરનારા મહાત્માઓને એક રીતે દંભી સિદ્ધ કરે છે. જે લોકો માન, મોટાઈ, પ્રતિષ્ઠાનો ત્યાગ એટલા માટે કરે છે કે આવું કરવાથી લોકમર્યાદાની રક્ષા થાય છે, પણ હૃદયથી પોતાને પૂજાવવા ઇચ્છે છે એ લોકો વાસ્તવમાં મહાત્મા નથી. મર્યા પછી પૂજાવવાની ઇચ્છાનું સ્વરૂપ એ છે કે લોકો મર્યા પછી એમની કીર્તિ સ્થાયી રાખવા માટે, એમની સ્મૃતિ જાળવી રાખવા માટે કોઈક સ્મારકનું આયોજન કરે અને તેઓ લોકોના આ વિચારનું સમર્થન કરે. એટલું જ નહીં, જે લોકો પોતાના કોઈ પૂજ્ય પુરુષ માટે આવા પ્રકારના સ્મારકનું આયોજન કરે છે, એમના વિશે પણ એવી ધારણા અનુચિત ન કહી શકાય કે તેઓ પોતે પણ પોતાને માટે એ જ ઇચ્છે છે કે મર્યા પછી લોકો મારા માટે પણ આવી જ જાતનું સ્મારક બનાવે.

જે કોઈ પણ એવું ઇચ્છે છે કે મર્યા પછી લોકો મારું ચિત્ર રાખીને એની પૂજા કરે અને મારી કીર્તિ અખંડ રહે, એમના વિશે એવું નિશ્ચિતપણે સમજી લેવું કે એ પરમાત્માના રહસ્યને નથી જાણતો, એ સાવ અજ્ઞાની છે. જ્ઞાન તેમજ ભક્તિ બેયના સિદ્ધાંતોથી આપણે આ જ નિર્ણય પર આવીએ છીએ. જ્ઞાનના સિદ્ધાંતથી તો એક સચ્ચિદાનંદ બ્રહ્મ સિવાયની બીજી વસ્તુ છે જ નહીં તો કોણ કોની પૂજા કરે અને કોણ કોના દ્વારા પૂજા કરાવે. એક જ પરમાત્મા સર્વત્ર વ્યાપ્ત છે, એ અનંત અને સમ છે; આવી સ્થિતિમાં પોતાના એકદેશીય સ્વરૂપની પૂજા કરાવનારને મહાત્મા શી રીતે સમજી શકાય? જો કોઈ એમ સમજે કે પૂજા ગ્રહણ કરવાથી મારે તો કશી લાભ-હાનિ નથી; પણ પૂજા કરનારને લાભ થશે, તો ત્યાં એવું સ્પષ્ટ છે કે આવું સમજનાર પોતાને જ્ઞાની અને પૂજા કરનારાઓને અજ્ઞાની સમજે છે. પણ જે પોતાને જ્ઞાની અને બીજાને અજ્ઞાની સમજે છે, એ પોતે અજ્ઞાની જ છે. જ્ઞાનીની અંદર એવી ભાવના કદીય સંભવ નથી કે મારી પૂજાથી બીજાને લાભ થશે. જો એમ કહેવામાં આવે કે આવું માનનાર જ્ઞાની તો ન હોઈ શકે, પણ જિજ્ઞાસુ તો આવું માની શકે છે, તો એ પણ બરાબર નથી. પોતાની પૂજાથી બીજા લોકોનો લાભ સમજનાર જિજ્ઞાસુ પણ ન હોઈ શકે. આ પ્રકારની ધારણા જિજ્ઞાસુની અંદર પણ ન હોઈ શકે. સાવ અજ્ઞાની જ આવું વિચારી શકે છે.

જો એમ માનીએ કે મહાત્મા સ્વયં તો પૂજા નથી ઇચ્છતા, પણ લોકોની દૃષ્ટિએ એમને મહાત્માઓની પૂજામાં પ્રવૃત્ત કરવા માટે તેઓ આવું કરે છે, તો એનો ઉત્તર એ છે કે લોકોને મહાત્માઓની પૂજામાં જોડવા એ તો બરાબર છે; પણ આવું કરવું જોઈએ પોતાના વ્યક્તિત્વને બચાવીને જ. મહાત્માઓની પૂજાનો આદર્શ સ્થાપિત કરવા માટે પણ પોતાની પૂજા કરાવવી એ બરાબર નથી. જો મહાત્માઓની પૂજાનો પ્રચાર જ કરવો છે તો અગાઉ પણ તો અનેક એકથી એક ચઢિયાતા મહાત્માઓ થઈ ગયા છે અને એમનાથીય ચઢિયાતા ભગવાનના અવતાર થઈ ચૂક્યા છે, એ સૌને છોડીને પોતાની પૂજા કરાવવાની શી જરૂર છે?

અદ્વૈતસિદ્ધાંતની દૃષ્ટિએ જોઈએ તો આત્મા અને પરમાત્મા એક છે, માટે પોતાનાથી ભિન્ન કોઈ છે જ નહીં. આ સિદ્ધાંતને માનનારની

દૃષ્ટિમાં ભગવાન શ્રીરામ અને શ્રીકૃષ્ણ પણ પોતાનાં જ સ્વરૂપ છે, માટે એમની પૂજા પણ પોતાની જ પૂજા છે. તો પછી એમની પૂજાથી દૂર કરીને કોઈ જ્ઞાની મહાત્મા શા માટે ઇચ્છશે કે લોકો મારી પૂજા કરે. જે આવું ઇચ્છે છે એ દેહાભિમાની છે, જ્ઞાની નથી. જ્ઞાની પુરુષ માટે એ ઉચિત છે કે જો કોઈ બીજું પણ આવું કરતું હોય તો એને રોકે, એનો વિરોધ કરે, જેથી એનું અજ્ઞાન દૂર થાય. આવું ન કરીને જો એ પોતે પોતાને પૂજાવે તો એમ જ માનવું પડશે કે કાં તો એ અજ્ઞાની છે, મૂર્ખ છે કે ઢોંગી છે, દંભ દ્વારા પોતાનો સ્વાર્થ સાધે છે, માન, મોટાઈ, પ્રતિષ્ઠાનો દાસ છે. એ સિવાય બીજું શું કહી શકાય? વળી, શ્રીરામ, શ્રીકૃષ્ણ વગેરેનાં સ્વરૂપ તો નિત્ય તેમજ દિવ્ય છે, આપણી જેમ પાંચભૌતિક - માયિક નથી. અને મહાત્માઓનું શરીર તો જ્ઞાનની પ્રાપ્તિ થયા પછી પણ માયાનું કાર્ય હોવાને લીધે નાશવંત, ક્ષણભંગુર જ છે. આવી સ્થિતિમાં કોઈ પણ માણસનું શરીર ભલે એ મોટામાં મોટો મહાત્મા જ કેમ ન હોય, ભગવાન રામ-કૃષ્ણ વગેરેનાં અલૌકિક સૌંદર્ય તેમજ માધુર્ય સાથે પૂર્ણ વિગ્રહોની બરાબરી શી રીતે કરી શકે છે. માટે ભગવાન રામ-કૃષ્ણ વગેરેના દિવ્ય વિગ્રહોની પૂજાથી દૂર કરીને જે પોતાના નાશવંત શરીરને પૂજાવે છે એ વાસ્તવમાં ભગવાનના તત્ત્વને નથી જાણતો. એ જ રીતે ભગવાનનાં દિવ્ય તેમજ મધુર નામોથી દૂર કરીને જે પોતાના નામની પૂજા, પોતાના નામનો પ્રચાર કરાવે છે એ પણ જ્ઞાની નહીં, અજ્ઞાની જ છે.

આ તો થઈ જ્ઞાનની વાત. ભક્તિ દ્વારા જે ભગવાનને પામી ચૂક્યો છે, એ પણ ભગવાનને સ્થાને પોતાને શા માટે બેસાડવા ઇચ્છશે? જે આવું કરે છે, એ તો પોતાને ઘોર અંધારામાં નાખે છે. જો એમ કહેવામાં આવે કે એ પોતે તો પૂજા નથી ઇચ્છતો, પણ કોમળ સ્વભાવ હોવાને કારણે એ બીજા લોકોને પૂજા કરવાથી રોકી નથી શકતો, તો એનો ઉત્તર એ છે કે જે ભક્ત બીજા લોકોને પોતાની સાથે અનુચિત વ્યવહાર કરવાથી રોકી નથી શકતો, એમને સમજાવી નથી શકતો, એની પૂજા અને પ્રતિષ્ઠાથી આપણને શો લાભ થઈ શકે એમ છે? ભગવાનને પામી ચૂકેલા ભક્તોમાં તો અલૌકિક શક્તિ હોવી જોઈએ. અને જો કોઈ માણસ ભક્ત થઈને પણ બીજા લોકો દ્વારા પોતાના પ્રત્યે કરવામાં આવતા પૂજા-પ્રતિષ્ઠા વગેરેને રોકી નથી શકતો તો એ બીજા લોકોનું કલ્યાણ કેવી રીતે કરી શકે છે? કોઈ મહાત્માના નામ પર, ભલે એ ભક્તિ, જ્ઞાન, યોગ – કોઈ પણ માર્ગે પહોંચ્યો હોય, કોઈ અનુચિત વ્યવહાર કરે અને એ એને રોકી ન શકે – એ અસંભવ છે. જો કોઈ શ્રીહનુમાનજીને ભગવાન શ્રીરામના સ્થાન પર બેસાડીને પૂજવા ઇચ્છે તો ભક્તશિરોમણિ શ્રીહનુમાનજી એની આ પૂજાને કેવી રીતે સ્વીકારી શકે છે. જો કોઈ શેઠની ગાદી પર કોઈ એના ગુમાસ્તા કે મુનીમને જ શેઠના રૂપમાં સજાવીને એનું સન્માન કરવા ઇચ્છે અને એ ગુમાસ્તો કે મુનીમ જો સ્વામીભક્ત હોય તો એ તે સન્માનનો કદીય સ્વીકાર કરશે ખરો? અને જો કરે અને શેઠને એ વાતની ખબર પડી જાય તો એ પોતાના ગુમાસ્તા કે મુનીમના આ વ્યવહારને કેવી રીતે સહી શકશે? નમકહરામ નોકર જ આવું કરી શકે છે. ખરો સ્વામીભક્ત આવી વાત કદી વિચારી પણ નથી શકતો. અહીં તો ગુમાસ્તો કે મુનીમ શેઠ બનીને એવું કરી પણ શકે છે અને શેઠને ખબર પણ ન પડે;

પણ ભગવાન તો સર્વવ્યાપી તેમજ સર્વજ્ઞ રહ્યા, એમનાથી છુપાવીને કોઈ કશું કરી જ નથી શકતું. ભગવાનના રૂપે સજીને પૂજા ગ્રહણ કરવી એ કોઈ ભગવત્પ્રાપ્ત પુરુષ તો કરી જ નથી શકતો, ભક્તિમાર્ગ પર ચાલનાર સાધક પણ આવું નથી કરી શકતો. આવી જાતનો અવસર અનાયાસે કદી મળી પણ જાય તો ભક્ત આવી સ્થિતિમાં રોવા માંડશે, એ સમજશે કે આ તો મારા માટે કલંકની વાત કહેવાશે. વાત પણ ખરી છે, આવું કરનાર-કરાવનાર પોતાના તથા પોતાના ભગવાન – બેય પર કલંક લગાડે છે. જે ભગવાનના નામ પર પોતાને પૂજાવે છે એ ભક્તિનો પ્રચાર કરવો તો દૂર રહ્યું, ઉપરથી સંસારમાં ભ્રમ ફેલાવે છે અને ભગવાન પણ એની આ કરતૂત પર મનોમન હસે છે.

જે માણસ ભગવાનને બદલે પોતાને બેસાડીને પૂજા ગ્રહણ કરે છે, એવા પ્રત્યે સ્વાભાવિકપણે જ આપણી અશ્રદ્ધા થઈ જાય છે. એ જ રીતે આપણે પણ વિચારવું કે જો આપણે પણ આવું કરીશું તો લોકો આપણને પણ ઘૃણાની દૃષ્ટિએ જોવા માંડશે. તથા એ રીતે આપણે પણ મહાત્માઓ પ્રત્યે શ્રદ્ધા વધારવાને બદલે અશ્રદ્ધા ઉત્પન્ન કરવામાં જ સહાયક બનીશું. કેમકે વાસ્તવમાં આ પ્રકારનો વ્યવહાર નિંદનીય જ છે. સિદ્ધ પુરુષો દ્વારા સ્વાભાવિકપણે જ એવું આચરણ થશે જે સાધકો માટે લાભપ્રદ હોય. સંસારમાં એવા પુરુષો જ આદર્શ માનવામાં આવે છે જેમનાં આચરણ, ઉપદેશ, દર્શન, સ્પર્શ તેમજ સંભાષણથી બીજાનું હિત થાય. સારા પુરુષોનાં આચરણ જ બીજા લોકો માટે આદર્શ હોય છે. એ વાત સદા યાદ રાખવી કે મહાત્માઓમાં અવિદ્યાનો છાંટો પણ નથી હોતો; તો પછી અવિદ્યાનું કાર્ય – માન, મોટાઈ, પ્રતિષ્ઠા વગેરેની ઇચ્છા – તો હોઈ જ શી રીતે શકે. સ્વયં મહાપુરુષો, જે આ તત્ત્વને સારી પેઠે જાણે છે, એનો પ્રચાર તેમજ પ્રસાર કરીને લોકોના અજ્ઞાનરૂપી અંધકારનો નાશ કરે છે. વાસ્તવમાં જેઓ માન, મોટાઈ, પૂજા, પ્રતિષ્ઠા તેમજ સત્કાર વગેરે ઇચ્છે છે અથવા સંમતિ આપીને લોકો પાસે પોતાની પૂજા વગેરે કરાવે છે એ લોકો તો મહામૂઢ છે જ. પણ જે ન તો બીજા લોકોને પોતાની પૂજા કરાવવા માટે કહે છે કે ન તો પૂછવાથી સંમતિ આપે છે; પણ પૂજા વગેરે મળતાં એને પ્રસન્ન મને સ્વીકારી લે છે, એનો વિરોધ નથી કરતો, એ પણ મૂઢ જ છે. જે પૂજા મળવાથી પ્રસન્ન તો નથી થતો, ઇચ્છતો પણ નથી કે લોકો મને પૂજે, પણ હૃદયથી પૂજા-સત્કારનો વિરોધ નથી કરતો, એ પણ જ્ઞાન અને ભક્તિથી હજી ઘણો દૂર છે.

હાલના સમયમાં અસલ શ્રદ્ધા અને પ્રેમ ઘણા ઓછા લોકોમાં જોવા મળે છે, મોટાભાગના લોકોમાં શ્રદ્ધા અને પ્રેમની નકલ જ જોવા મળે છે. અસલ શ્રદ્ધાનું રૂપ બાહ્ય પૂજા, નમસ્કાર, સત્કાર વગેરે નથી; એ તો શ્રદ્ધાનાં બાહ્ય રૂપ છે, શિષ્ટાચારની અંતર્ગત છે. એ દેખાડો પણ હોઈ શકે છે. અસલ શ્રદ્ધા તો છે શ્રદ્ધેય પુરુષના હૃદયપૂર્વક અનુયાયી બની જવું, એમની ઇચ્છાને – એમના મનને સર્વ રીતે અનુકૂળ બની જવું. સૂત્રધાર કઠપૂતળીને જે રીતે નચાવે છે, એ જ રીતે એ નાચવા માંડે છે, એ સર્વ રીતે નચાવનાર ઉપર જ નિર્ભર રહે છે. એ જ રીતે જે શ્રદ્ધેય પુરુષનું સર્વ રીતે અનુગમન કરવા માંડે છે, એના જ ઇશારે ચાલે છે, પોતાના મનથી કશું નથી કરતો, એ જ ખરો શ્રદ્ધાળુ છે. શ્રદ્ધેયની આજ્ઞાઓનું અક્ષરશઃ પાલન કરવું એ પણ ઊંચી

શ્રદ્ધાનું દ્યોતક છે. પણ શ્રદ્ધેયને પોતાના મોઢેથી કશું પણ ન કહેવું પડે, એના ઈશારે જ બધાં કામ થવા માંડે, એની રુચિને અનુકૂળ બધી ક્રિયાઓ થવા માંડે – એ એનાથીય ઊંચી શ્રદ્ધા છે. ખરા અનુગામી પુરુષે પડછાયાની જેમ વ્યવહાર કરવો. જે રીતે આપણા પડછાયામાં, આપણા પ્રતિબિંબમાં આપણી દરેક ક્રિયા આપમેળે એવી ને એવી ઊતરી આવે છે, એ જ રીતે શ્રદ્ધેયનું દરેક આચરણ, એનો દરેક ગુણ શ્રદ્ધાળુના જીવનમાં ઊતરી આવવો જોઈએ. આ રીતે જે પડછાયાની જેમ શ્રદ્ધેયનું અનુસરણ કરે છે, એ જ ખરો શરણાગત છે, એની જ શ્રદ્ધા પરમ શ્રદ્ધા છે, ઉચ્ચતમ કોટિની શ્રદ્ધા છે. ખરો શ્રદ્ધાળુ શ્રદ્ધેયને પ્રતિકૂળ આચરણ કરવું તો દૂર રહ્યું, અનુકૂળતામાં રજમાત્ર એમની ઊણપને સહી નથી શકતો, સંતોની બાહ્ય પૂજાનું - શિષ્ટાચારનું એટલું મહત્ત્વ નથી જેટલું ભીતરથી એમને અનુકૂળ બની જવું. સંતોને અનુકૂળ બની જવું એ જ એમની અસલ પૂજા છે.

એ જ રીતે જેઓ સાચા પ્રેમી હોય છે તેઓ પોતાના પ્રેમાસ્પદનો એક ક્ષણ માટે પણ વિયોગ નથી સહી શકતા. તેઓ જાણી-જોઈને તો પોતાના પ્રેમાસ્પદનો ત્યાગ કરી જ નથી શકતા, જો પ્રેમાસ્પદ એમને પરાણે અળગા કરી દે છે તો વિરહને કારણે એમની દશા શોચનીય થઈ જાય છે. કોઈ કોઈ પ્રેમીનું તો પ્રેમાસ્પદના વિરહમાં મૃત્યુ સુદ્ધાં થઈ જાય છે, અથવા મરવા જેવી દશા થઈ જાય છે, જળના અભાવે માછલીની જેમ એના પ્રાણ તરફડવા માંડે છે. એ જો જીવે છે તો પ્રેમીની ઈચ્છા માનીને – એના મિલનની આશાથી જ જીવે છે; મનથી તો એનો પ્રેમાસ્પદ સાથે કદી વિયોગ થતો જ નથી; મન એનું નિરંતર પોતાના પ્રિયતમમાં જ વસેલું રહે છે. પ્રાચીન ઈતિહાસના પાનાં ફેરવીને જોતાં શ્રદ્ધા અને પ્રેમનું સર્વોચ્ચ ઉદાહરણ આપણને ભરતજીના જીવનમાંથી મળે છે. મોસાળથી પાછા ફરતાં ભરતજીએ જ્યારે સાંભળ્યું કે શ્રીરામ વનમાં ચાલ્યા ગયા અને એમના વનગમનનું કારણ હું જ છું, તો એ બધું જ છોડીને તરત શ્રીરામની પાસે વનમાં ગયા અને અયોધ્યા પાછા ફરવા માટે એમને પ્રાર્થના કરી. વાલ્મીકીય રામાયણમાં તો એમણે શ્રીરામજીને એટલે સુધી કહી દીધું કે જો આપ અયોધ્યા નહીં આવો તો હું ઉપવાસ-વ્રત લઈને પ્રાણ છોડી દઈશ. પણ પછી શ્રીરામની આજ્ઞા માનીને, એમની વિચારસરણી જોઈને એ ચૂપ થઈ રહ્યા અને એમની ચરણપાદુકાઓને મસ્તક પર રાખીને અયોધ્યા પાછા ફર્યા. પણ અયોધ્યા પાછા ફરીને પણ એ ભોગોમાં ન લેપાયા, અયોધ્યાથી બહાર નંદિગ્રામમાં રહીને એમણે મુનિઓ જેવું જીવન વિતાવ્યું અને ઘણી ઉત્કંઠાથી શ્રીરામના પાછા ફરવાની પ્રતીક્ષા કરતા રહ્યા.

અહીં એવો પ્રશ્ન થઈ શકે છે કે જો ભરતજીનો શ્રીરામના ચરણોમાં ઘણો પ્રેમ હતો તો એમનાથી શ્રીરામનો વિયોગ કેવી રીતે સહન થયો, શ્રીરામના વિરહમાં એમણે પ્રાણ કેમ ત્યાગ્યા નહીં, તો એનો ઉત્તર એ છે કે ભરતજી શ્રીરામના માત્ર પ્રેમી જ ન હતા, એ ઉચ્ચ કોટિના શ્રદ્ધાળુ પણ હતા. એમની પ્રસન્નતામાં પ્રસન્ન રહેવું, પ્રાણ ન્યોછાવર કરીને પણ એમની આજ્ઞાનું પાલન કરવું એ એમના જીવનનું વ્રત હતું. એમની આ શ્રદ્ધાએ જ એમના પ્રાણોની રક્ષા કરી અને એમને ચૌદ વર્ષ સુધી જીવતા રાખ્યા. એમને વિશ્વાસ હતો કે ચૌદ વર્ષ વીતતાં શ્રીરામ સાથે જરૂર ભેટો થશે અને પછી આજીવન હું એમની સાથે રહીશ,

પછી કદી એ મને જુદા રહેવાનું નહીં કહે. આ જ આશાએ એ જીવિત રહ્યા. છતાં પણ એમને શ્રીરામના વિયોગનું દુ:ખ ઓછું ન હતું. એક એક દિવસ ગણીને એમણે ચૌદ વર્ષ વિતાવ્યા અને વિરહવ્યથામાં સુકાઈને એ ઘણા કૃશકાય – દૂબળા થઈ ગયા. એટલું જ નહીં, ચૌદ વર્ષ વીત્યા પછી જો શ્રીરામે વનમાંથી પાછા ફરવામાં જરા પણ વિલંબ કર્યો હોત તો એમના પ્રાણ ટકવા એ અઘરું હતું. આ પ્રકારના પ્રેમની ઊંચામાં ઊંચી અવસ્થા એમની અંદર વ્યક્ત હતી. સાથે સાથે એમનામાં શ્રદ્ધા પણ ઓછી ન હતી. માટે જ એમણે વિચાર્યું કે જ્યારે શ્રીરામ પોતાની ઈચ્છાથી વનમાં જઈ રહ્યા છે તો એમની ઈચ્છાવિરુદ્ધ એમને પાછા વાળવાનો મારે અતિ આગ્રહ કેમ કરવો? આ રીતે અત્યંત પ્રેમની સાથે સાથે એમનામાં શ્રદ્ધા પણ ઉચ્ચતમ કોટિની હતી. પણ ઉચ્ચ શ્રેણીના પ્રેમી પોતાના પ્રેમાસ્પદની બીજી બધી વાતો માનવા છતાં પણ કદી કદી એમના સંગ માટે પોતાની હઠને વળગી રહે છે. સંગ માટે એમનો આવો આગ્રહ પણ દોષયુક્ત નથી માનવામાં આવતો. એનાથી એમની શ્રદ્ધામાં ઊણપ નથી માનવામાં આવતી. સારાંશ એ જ કે પ્રેમી કોઈ પણ કારણે પ્રેમાસ્પદનો ત્યાગ નથી કરતો. પ્રેમાસ્પદનો સંગ જળવાઈ રહે એ માટે એ કદી કદી પોતાના પ્રેમાસ્પદની રુચિની પણ ઉપેક્ષા કરી દે છે. એથી ઊલટું, શ્રદ્ધાળુ પોતાના શ્રદ્ધેયની રુચિ રાખવા માટે થઈને એમની રુચિને પ્રતિકૂળ એવી કોઈ ક્રિયા નથી કરતો. પ્રેમીને પ્રેમાસ્પદનો સંગ છોડવામાં મૃત્યુ જેટલું કષ્ટ થાય છે અને શ્રદ્ધાળુને શ્રદ્ધેયની રુચિને પ્રતિકૂળ આચરણ મરણ સમાન જણાઈ આવે છે. પ્રેમાસ્પદ પ્રેમ વધારવા માટે જો પ્રેમીને કદી અળગો કરી દે છે તો પ્રેમી માટે એનો વિયોગ અસહ્ય થઈ પડે છે. એ જ રીતે શ્રદ્ધેયની રુચિનું પાલન કરવામાં જરાક પણ બાંધછોડ શ્રદ્ધાળુથી સહન નથી થતી. ખરા પ્રેમ અને શ્રદ્ધાનું આ જ સ્વરૂપ છે.

આ બાબતમાં કોઈ એવું કહી શકે છે કે ભગવાનના ખરા ભક્તો માન વગેરે તો જરાય નથી ઈચ્છતા, ન તો એવું ઈચ્છે છે કે લોકો એમના ચિત્રની પૂજા કરે, એમના નામનો પ્રચાર થાય અથવા એમનું જીવનચરિત્ર લખવામાં આવે; પણ બધા ભક્તો અને જ્ઞાનીઓ જો આ બધી વાતોનો સખ્તાઈથી વિરોધ કરવા માંડે તો પછી સારા પુરુષોનાં જીવનચરિત્રો અથવા સ્મારકો સંસારમાં મળવાં જ દુષ્કર થઈ પડશે, જેથી પછીની પેઢીઓ એમનાથી મળનારા લાભથી સદાને માટે વંચિત રહી જશે, તો એનો ઉત્તર એ છે કે સારા પુરુષો આવી બધી વાતોનો બિલકુલ પણ વિચાર નથી કરતા. અખંડ બ્રહ્મચર્યનું વ્રત ધારણ કરનાર શું કદી એવું વિચારે છે કે મારી દેખાદેખીથી જો બીજા લોકો પણ સ્ત્રીસુખનો ત્યાગ કરી દેશે તો પછી સંસારનો વ્યવહાર કેમ ચાલશે, સૃષ્ટિનું કાર્ય જ બંધ થઈ જશે. આવું વિચારનાર કદી બ્રહ્મચર્યનું પાલન ન કરી શકે. એ જ રીતે ભલા માણસો એવું કદી નથી વિચારતા કે જો અમે પૂજા સ્વીકારવાનું છોડી દઈશું તો સંસારમાંથી મહાપુરુષોની પૂજાની પદ્ધતિ જ ઊઠી જશે. સંસારનો વ્યવહાર તો સદા આ જ રીતે ચાલતો આવ્યો છે અને ચાલતો રહેશે. જો કોઈ કહે કે અત્યાર સુધીના મહાત્માઓની ઈચ્છા અને પ્રેરણાથી જ એમનાં જીવનચરિત્રો લખવામાં આવ્યાં છે અથવા તો એમનાં સ્મારકોનું નિર્માણ થયું છે તો એમ કહેવું કે વિચારવું એ મહાત્માઓ પર ખોટું કલંક લગાડવા, એમના પર વ્યર્થ

દોષારોપણ કરવા બરાબર છે. મહાત્માઓની વાત તો જવા દો, ઊંચા સાધકના મનમાંથી પણ આ વાસના દૂર થઈ જાય છે; જો રહે છે તે માનવું જોઈએ કે એ ઉચ્ચકોટિનો સાધક નથી. આ બાબતમાં એવો નિશ્ચિત સિદ્ધાંત માની લેવો કે ભલા માણસોના મનમાં એવી વાસના કદી ઊઠતી જ નથી. કે મારા જીવનકાળમાં કે મર્યા પછી લોકો મારા શરીર કે મૂર્તિની પૂજા કરે, મારા નામનો પ્રચાર થાય કે મારું જીવનચરિત્ર લખવામાં આવે. આવી જાતની ઈચ્છાનો ભલા માણસોમાં અત્યંતાભાવ થઈ જાય છે. અને મહાત્માઓનો ખરો અનુયાયી તેમજ ખરો શ્રદ્ધાળુ એ જ છે જે એમના ભાવને, એમની ઈચ્છાને અનુકૂળ પોતાના જીવનને બનાવી લે છે; એ જ ખરો શરણાગત અને એ જ ખરો ભક્ત છે.

—★—

## ભગવાનનો વહાલો

'તમે દિવસભર ગીતાપાઠ ભલે કરો અને ગીતા અનુસાર જીવન બનાવવાના પ્રયત્નમાં જોડાયેલા ભલે રહો, પણ પેટપૂજાનું પણ તો થોડુંક ધ્યાન રાખવું જોઈએ ને!' – નાના ભાઈએ મોટા ભાઈને કહ્યું. મોટો ભાઈ નિરંતર ગીતાપાઠમાં પરોવાયેલો રહેતો હતો. એણે સાંભળ્યું હતું કે 'આખી ગીતાનો પાઠ કરવાની અપેક્ષાએ અર્થ અને ભાવસહિત એક અધ્યાયનો દરરોજ પાઠ કરી લેવો ઉત્તમ છે; પણ ગીતાના બીબામાં પોતાનું જીવન ઢાળી લેવું એ તો સૌથી ઉત્તમ છે. ગીતામાં ઘણા એવા પણ શ્લોકો છે, જેમાંથી કોઈ એક શ્લોકને પોતાના જીવનમાં ઉતારવાથી કલ્યાણ થઈ જાય છે.' એ ચારેય ભાઈઓમાં આ મોટો ભાઈ ગીતાપ્રેમી હતો. એ બારમા અધ્યાયના ૧૭મા શ્લોકને પોતાના જીવનમાં ઉતારવાનો પ્રયત્ન કરી રહ્યો હતો. નાના ભાઈને ઉપર કહેલી વાત સાંભળીને પણ એ ચૂપ રહ્યો.

'ધનોપાર્જન માટે અમારી જેમ તમારે પણ શ્રમ કરવો પડશે.' – બીજા નાના ભાઈએ કહ્યું.

'અમે ક્યાં સુધી કમાઈને ખવડાવીશું?' ત્રીજાએ પણ એનું જ સમર્થન કર્યું.

'સૌથી સારું એ છે કે તમે અલગ થઈ જાઓ.' – પહેલા નાના ભાઈએ આવેશમાં કહી દીધું.

'સાચે જ તમારી સાથે અમારો નિર્વાહ નહીં થઈ શકે.' – બીજા નાના ભાઈએ વધુ કર્કશ સ્વરમાં કહ્યું.

**યો ન હૃષ્યતિ ન દ્વેષ્ટિ ન શોચતિ ન કાઙ્ક્ષતિ ।**
**શુભાશુભપરિત્યાગી ભક્તિમાન્યઃ સ મે પ્રિયઃ ॥**

મોટા ભાઈએ ગંભીરતાથી ઉત્તર આપ્યો, 'ભાઈ! આ શ્લોક ગીતાનો છે. અર્જુનને ભગવાન કહે છે કે જે ન તો કદી હર્ષ પામે છે, ન દ્વેષ કરે છે, ન શોક કરે છે, ન કશાયની કામના કરે છે તથા જે શુભ અને અશુભ સઘળાં કર્મોનો ત્યાગી છે – એ ભક્તિયુક્ત માણસ મને પ્રિય છે.' ગીતાભ્યાસુએ શ્લોક સંભળાવ્યો – એટલામાં જ–

'ઉપદેશ તમારી પાસે રાખો. આજે જ તમે અલગ થઈ જાઓ.' – ત્રીજા નાના ભાઈએ જોરથી કહ્યું.

'તમે લોકો મને અલગ કરો છો, એનાથી ન તો મને કોઈ હર્ષ છે કે ન કોઈ શોક.' – ગીતાપ્રેમી મોટા ભાઈએ શાંતિથી ઉત્તર આપ્યો.

'ન દ્વેષ છે કે ન અલગ થવાની આકાંક્ષા છે. હર્ષ, શોક, ઇચ્છા તથા દ્વેષરહિત પુરુષ જ પ્રભુનો પ્રિય પાત્ર છે. તમે જે ઉચિત સમજો એ કરો.'

'અલગ કર્યા વિના તમારી સાન ઠેકાણે નહીં આવે. મોટા મોટા ઉપદેશ આપીને આ આનંદપૂર્વક દિવસો વિતાવવા માંગે છે.' પહેલા નાના ભાઈએ નિશ્ચય સંભળાવી દીધો.

'આપણે ઘણા દિવસો સુધી આમનું પાલન-પોષણ કર્યું. હવે કંટાળી ગયા.' બીજા નાના ભાઈએ પણ બેય ભાઈઓનું અનુમોદન કર્યું.

'હું ભેગી રહેત તો ત્રણેયનું ભોજન બનાવવું પડત.' – અંદરથી ગીતાભ્યાસુની કર્કશા પત્નીએ જોરથી કહ્યું – 'ત્રણેને અલગ થઈ જવા દો, ચિંતાની કોઈ વાત નથી.'

'અનુકૂળ પરિસ્થિતિ પામીને જેને હર્ષ નથી થતો એ જ પ્રભુનો વહાલો છે.' ગીતાભ્યાસુએ પોતાની પત્નીને પ્રેમથી સમજાવી. 'તારે આ રીતે બોલવું ન જોઈએ. વળી એ તો અનુકૂળ પણ નથી, કેમકે, ભગવાને તને આટલા જીવોની સેવાનો અવસર આપ્યો હતો, એ તો તારા સૌભાગ્યની વાત હતી, તારે એ માટે પ્રભુના કૃતજ્ઞ થવું જોઈતું હતું.'

'આટલાં ઘરેણાં, કપડાં, વાસણો અને રૂપિયા તમારા અને નાનું ઘર તમારા રહેવા માટે.' – ત્રણે ભાઈઓએ મોટા ભાઈની સામે થોડીક જણસો મૂકી દીધી. ભાઈઓ બધા જુસ્સામાં હતા. ભાભીની કટુવાણીએ ક્રોધાગ્નિમાં ઘીનું કામ કરી દીધું હતું.

'જેવી ભગવાનની ઇચ્છા.' – ગીતાભ્યાસુએ શાંતિથી ઉત્તર આપ્યો. એની મુખમુદ્રા અગાઉની જેમ સહજ-પ્રસન્ન અને શાંત હતી. ચિંતાની કોઈ રેખા પણ મુખાકૃતિ પર દેખાતી ન હતી.

× × ×

'હજી પણ તમે ચૂપચાપ બેઠા છો, કેવી રીતે કામ ચાલશે?' – ગીતાભ્યાસુની પત્નીએ કહ્યું. **'ન કાઙ્‌ક્ષતિ'** ઉત્તર મળ્યો 'મને ધનની બિલકુલ આકાંક્ષા નથી. આકાંક્ષા વિનાનો માણસ જ પ્રભુને પ્રિય છે.'

રૂપિયા ખર્ચ થઈ જશે પછી કેમ કરીને ગુજરાન ચાલશે? – ફરી પ્રશ્ન થયો. **'ન શોચતિ'** ટૂંકો ઉત્તર મળ્યો. 'કોઈ પણ પરિસ્થિતિમાં શોક કરતો નથી તે પુરુષ પ્રભુનો પ્રિય પાત્ર છે. માટે જીવિકા માટે થઈને મને શોક નથી.' ગીતાભ્યાસુની પત્ની આ સાંભળી ચૂપ થઈ ગઈ.

× × ×

હવે તો મારી પાસે રૂપિયા નથી રહ્યા, શું કરું?' ચિંતિત પત્નીએ એક દિવસ પતિને પૂછ્યું.

**'ન કાઙ્‌ક્ષતિ'** વળી પાછો એ જ ઉત્તર મળ્યો.

'દાગીનો તો શરીર પર એક પણ નથી રહ્યો.' દુ:ખી પત્નીએ કેટલાક દિવસો પછી ફરી કહ્યું – 'બધાય પેટનો ખાડો પૂરવામાં વેચાઈ ગયા. હવે તો તમે કંઈક કરો.'

**'ન શોચતિ'** ફરી એ જ ચાર અક્ષરોનો ઉત્તર મળ્યો. પત્ની નિરાશ થઈને જીવ બાળીને બેસી રહી.

× × ×

'હવે મારી પાસે કશું નથી રહ્યું.' ગીતાભ્યાસુની પત્નીએ રડતાં રડતાં કહ્યું – 'પોતાનું મકાન હતું તે પણ વેચાઈ ગયું. ઘર તો ભાડાનું છે. વાસણો બીજા લોકો પાસેથી ઉધાર લાવીને રસોઈ બનાવી છે. પહેરવાનાં બે-બે કપડાં સિવાય હવે તો આપણી પાસે રૂપિયા-પૈસા, ઘરેણાં-કપડાં, વાસણો કે બીજી કોઈ પણ વસ્તુ નથી રહી, જેનાથી જીવન-નિર્વાહ થઈ શકે. હવે તો કંઈક કામ કરો.' પત્નીએ આશાવંત

થઈને આગ્રહ કર્યો.

**'ન કાઙ્ક્ષતિ'** ફરી એ જ જવાબ મળ્યો. 'મને કશી આકાંક્ષા નથી.'

'તો પછી કામ કેવી રીતે ચાલશે.' આંસુ લૂછતાં અધીરી થઈને પત્નીએ કહ્યું.

**'ન શોચતિ'** – 'હું શોક નથી કરતો. આવો પુરુષ પ્રભુને પ્રિય છે.' કહીને ગીતાભ્યાસુ મૌન થઈ ગયો.

'બહુ વિચિત્ર મગજ છે તમારું.' પત્નીએ ચિડાઈને કહ્યું – 'મને તો આશા હતી કે બધું જ સમાપ્ત થઈ જતાં તો તમે કંઈક ઉદ્યમ કરશો જ, પણ **'ન કાઙ્ક્ષતિ'**, **'ન શોચતિ'** એનાથી જ ભગવાન સંતુષ્ટ રહે છે.' આ બધું સાંભળતાં સાંભળતાં તો હું હેરાન થઈ ગઈ.'

'હું ખરી વાત કહું છું બ્રાહ્મણી!' ગીતાભ્યાસુ કહેવા માંડ્યો 'આજે જ પ્રાતઃકાળની વાત છે. શૌચાદિથી પરવારીને જ્યારે હું નદીના તટે ગયો તો જોયું કે નદીનું પાણી ઉપરથી સુકાઈ ગયું છે, અંદર ને અંદર વહી રહ્યું છે, પાણી માટે મેં ઘાટને કિનારે જ ખાડો ખોદ્યો તો ત્યાં મણિ-માણિક્ય તથા સુવર્ણ-મુદ્રાઓથી ભરેલો ટોપલો નીકળ્યો. એ વખતે ભગવાનનું વાક્ય મને તરત યાદ આવ્યું કે 'અનુકૂળની પ્રાપ્તિમાં જે હરખાતો નથી એ મારો પ્રિય છે.' માટે એ રત્નરાશિને જોઈને પણ હું જરા પણ હરખાયો નહીં. ભગવાને **'ન દ્વેષ્ટિ'** કહ્યું છે, માટે મેં એનો દ્વેષ ન કર્યો. એ રત્નોના ટોપલાને કાઢીને ક્યાંય ફેંક્યો પણ નહીં. એની મને 'આકાંક્ષા' પણ ન હતી. હું એને એમ ને એમ ઢાંકીને પાછો આવી ગયો. એ અનંત ધન-રાશિનો પરિત્યાગ કરવાનો રજમાત્ર પણ મને શોક નથી. આમ ભગવાનની કૃપાથી મને હર્ષ, દ્વેષ, પશ્ચાત્તાપ કે આકાંક્ષા – કાંઈ જ ન થયું. એને હું તો લાવ્યો નથી પણ કોઈ મને લાવીને આપી જાય તો હું રાખી લઉં એવી પણ મારી ભાવના નથી; કેમકે, ભગવાને કહ્યું છે કે જે શુભ-અશુભનો પરિત્યાગી હોય છે એ મને પ્રિય હોય છે.'

પત્નીએ ખિજાઈને કહ્યું – 'આપને ભલે ન હોય, મને તો આકાંક્ષા છે.' પંડિતજીએ કહ્યું – 'તારે પણ આકાંક્ષા ન કરવી જોઈએ.'

× × ×

'અરે! આ તો કાળો નાગ છે.' ચોંકીને એક ચોરે કહ્યું.

'ગીતાભ્યાસુ એકદમ ધૂર્ત છે.' બીજા ચોરે ધીમેથી જવાબ આપ્યો 'એણે જાણી લીધું હતું કે આપણે એના ઘરમાં ઘૂસી ગયા છીએ, માટે જ્ઞાન વઘારવા માંડ્યો અને આપણને સાપ ડસાવવાની દાનતથી જ ટોપલામાં હીરા-પન્ના બતાવીને આપણને દગો દીધો.'

'એની પત્ની પણ કંઈ ઓછી ચાલાક નથી.' ત્રીજો ચોર તરત બોલી ઊઠ્યો 'બંનેએ મળીને આપણને છકાવ્યા છે. ખરેખર આપણને મારી નાખવાની યુક્તિ જ એ બંનેએ વિચારી હતી.'

'આ જ યુક્તિનો એમના પર પ્રયોગ કરીએ.' ચોથાએ સલાહ આપી 'નાગસમેત ટોપલો એની ઝૂંપડીમાં નાખી દઈએ; બસ, **'ન શોચતિ'**, **'ન કાઙ્ક્ષતિ'**નો બધો અભ્યાસ થઈ જશે.'

જે વખતે રાત્રે બ્રાહ્મણ પોતાની પત્નીને ટોપલાની વાત કહી રહ્યો હતો, એ જ વખતે ચોર ઘરમાં ઘૂસ્યા હતા અને એમણે એ લોકોની વાતો સાંભળીને ધનના લોભે નદી કિનારે આવીને ટોપલાને કાઢ્યો અને એનું ઢાંકણું ઉઘાડતાં જ એમને ભયંકર કાળો નાગ ફૂંફાડો મારતો દેખાયો, ત્યારે એમની વચ્ચે ઉપર મુજબની વાતચીત થઈ.

સૌએ એકી અવાજે સમર્થન કર્યું. ટોપલાનું ઢાંકણું બંધ કરીને ચારે ચોરોએ એને ખભા પર લીધો. હાંફતાં હાંફતાં ગીતાભ્યાસુના મકાન પર આવ્યા. ઘરની ઉપર છાપરામાં એક કાણું પાડીને ત્રણ તો ભાગી ગયા. ચોથાએ ટોપલાને મકાનમાં પાડેલા કાણામાંથી ગીતાભ્યાસુના મોઢા પર પડે એ રીતે ઊંધો વાળીને ભાગી છૂટ્યો.

'અરે આ જુઓ સોનાની મહોરોનો ઢગલો!' – ગીતાભ્યાસુ પંડિતની પત્ની મણિ-માણિક્ય અને સોનામહોરોના અવાજથી જાગી ગઈ હતી. નાગ મણિઓની નીચે દબાઈને પરલોક સિધાવી ચૂક્યો હતો. બ્રાહ્મણી આનંદના અતિરેકથી પ્રફુલ્લિત થઈ ગઈ હતી. એણે કહ્યું – 'ભગવાને છપ્પર ફાડીને રત્નો વરસાવી દીધાં!'

'હર્ષથી પ્રફુલ્લિત ન થવું.' પંડિતજીએ સહજભાવે તરત કહ્યું, 'પ્રિય વસ્તુ પામીને જે હરખાતો નથી, ભગવાન એને જ પ્રેમ કરે છે.'

× × ×

'અમે ક્ષમા પ્રાર્થીએ છીએ.' – ત્રણે ભાઈઓએ એક દિવસ આવીને લજવાઈને કહ્યું.

'હું કોઈનો દ્વેષ નથી કરતો, તમે લોકો તો મારા ભાઈઓ છો, મને શરમાવશો નહીં.' – ગીતાભ્યાસુએ ઘણી નમ્રતાથી ઉત્તર આપ્યો.

'ભાઈ!' ગળું ભરાઈ આવ્યું હતું ત્રણે ભાઈઓનું. એમને આવા પ્રેમભર્યા શબ્દોની મોટાભાઈ પાસેથી આશા ન હતી. એકે કહ્યું – 'તમારાથી જુદા થઈને અમારે હંમેશાં નુકસાન જ વેઠવું પડ્યું છે. લક્ષ્મીદેવીએ ઘર જ ત્યજી દીધું. અમે સૌ દેવાદાર થઈ ગયા છીએ. અન્નના દાણા-દાણા માટે લાચાર થઈને સમાજમાં અપમાનિત તથા કલંકિત જીવન વિતાવી રહ્યા છીએ.'

'અમારી જીંદગી ભારરૂપ બની ગઈ છે, ભાઈ!' – બીજા નાના ભાઈએ કહ્યું.

'શરમના માર્યા અમે આપની પાસે આવતા ન હતા, પણ વિપત્તિઓએ અમને મોકલ્યા છે.' ત્રીજા નાના ભાઈએ કહી દીધું.

'સહોદર ભાઈ તમે છો.' ફરી પહેલો નાનો ભાઈ બોલ્યો.

'તમે પુણ્યાત્મા છો. દરરોજ ગરીબોને આટલું ધન ખુલ્લા હાથે વહેંચી રહ્યા છો. અમે તો તમારા નાના ભાઈઓ છીએ, અમને ક્ષમા કરો.' – બીજા ભાઈએ કરગરતાં કહ્યું.

'આ રત્નો-સોનામહોરો તમે લોકો લઈ જાઓ.' ગીતાભ્યાસુ પંડિતજીની પત્ની ત્રણે દિયરોનાં કરુણાભર્યાં દીન વચન સાંભળીને પીગળી ગઈ હતી. કેટલાંક રત્નો-સોનામહોરો લાવીને આપતાં બોલી, 'અમને તો ભગવાને છપ્પર ફાડીને આપ્યું છે, બીજું પણ આપશે.'

'ભગવાન આપણને ફરીથી આપી જશે, એવી આકાંક્ષા તારે ન કરવી જોઈએ.' પોતાની પત્નીને ઉદ્દેશીને પંડિતજીએ કહ્યું – 'આકાંક્ષા વિનાનો માણસ જ ભગવાનનો પ્રિય પાત્ર બને છે.'

'અપરાધ માટે ક્ષમા માગું છું.' – પત્નીએ ભૂલ સ્વીકારી.

'ભાઈ! અમને તમારી સાથે જ રાખી લો.' – એક નાના ભાઈએ પ્રાર્થના કરી.

'હા ભાઈ, મોટી કૃપા થશે તમારી.' – બીજા નાના ભાઈએ પણ સૂર પૂરાવ્યો.

'તમારા પુણ્યથી અમે ઋણમુક્ત થઈ જઈશું, અમારું બધુંય દુઃખ દૂર થઈ જશે ભાઈ!' ત્રીજાએ પણ અનુરોધ કર્યો.

**યો ન હ્રષ્યતિ ન દ્વેષ્ટિ ન શોચતિ ન કાઙ્ક્ષતિ ।**
**શુભાશુભપરિત્યાગી ભક્તિમાન્ યઃ સ મે પ્રિયઃ ॥**

ગીતાભ્યાસુ પંડિતજીએ એ જ પ્રાચીન

શ્લોક કે જે એમના પ્રાણ સમાન હતો એને ફરી ઉચ્ચાર્યો. તમે લોકો મને ફરી ભેગો લેવા માંગો છો એમાં મને કોઈ પણ જાતનો કશો વાંધો નથી, કે હર્ષ પણ નથી. જો ફરી તમે લોકો મને અલગ કરી દેશો તો પણ મને શોક નહીં થાય કે ન તો હું તમારાથી દ્વેષ રાખીશ; કેમકે, હરખ, શોક, આકાંક્ષા તથા શુભાશુભનો પરિત્યાગ કરનાર માણસ જ ભગવાનનો ખરો પ્રેમી માનવામાં આવે છે.

× × ×

'તમારા પગલાં થતાં જ તમારી કૃપાથી અમારું ઘર અને ઘરનો બધો સામાન, જે ગિરવી રાખ્યો હતો, છૂટી ગયો. અમે દેવામાંથી મુક્ત થઈ ગયા.' એક દિવસ ચારેય ભાઈઓ ભેગા મળતાં સૌથી નાના ભાઈએ કહ્યું, 'આપણું જીવન આનંદથી વીતી રહ્યું છે.'

'લક્ષ્મીદેવીની આપણા પર મોટી કૃપા થઈ ગઈ છે.' બીજા નાના ભાઈએ કહ્યું.

**'યો ન હૃષ્યતિ ન દ્વેષ્ટિ...'** શ્લોક ગાતાં ગાતાં ગીતાભ્યાસુ પંડિતજીની પત્નીએ આવીને કહ્યું, 'ચાલો, ભોજન તૈયાર છે.'

ભોજન કરવા માટે તૈયાર થતાં થતાં નાના ત્રીજા ભાઈએ કહ્યું – 'હવે તો ભાઈ અને ભાભીની જેમ અમે પણ દરરોજ નિયમપૂર્વક ગીતાપાઠ કરીશું.'

'ગીતાના ઉપદેશ અનુસાર જીવન જીવવાનો પૂરો પ્રયત્ન કરીશું.' – બીજા નાના ભાઈએ કહ્યું.

'પ્રભુ કરે એવું જ થાય.' – મલકાતાં મલકાતાં ગીતાભ્યાસુ સૌથી મોટાભાઈ બોલી ઊઠ્યા.

(નિવૃત્તિપરક સ્વભાવનું અનુસરણ કરીને આ વાર્તા લખવામાં આવી છે. આ શ્લોકનો અર્થ પ્રવૃત્તિપરક પણ થાય છે અને એ રીતે દરેક કર્મશીલ ભક્ત માટે પણ આ શ્લોક આદર્શ છે.)

—★—

॥ ॐ શ્રીપરમાત્મને નમઃ ॥

# તત્ત્વચિન્તામણિ-૭

## સમતા અમૃત છે, વિષમતા વિષ છે

રાજસ્થાનના કોઈ એક ગામમાં એક અત્યંત ગરીબ વૈશ્ય રહેતો હતો. દૈવયોગે ત્યાં એક વાર ભયંકર દુકાળ પડ્યો. અન્નના અભાવમાં લોકો તડપી તડપીને મરવા લાગ્યા. ગરીબ વૈશ્ય પર પણ વિપત્તિ આવી પડી. કેટલાક દિવસ તો તેણે જેમ-તેમ કામ ચલાવ્યું. આખરે પરિવારના ભરણ-પોષણનો કોઈ ઉપાય ન જોતાં, ઘરવાળાંઓની થોડાક દિવસો માટે, કોઈ પણ રીતે વ્યવસ્થા કરીને નીકળી પડ્યો. તેનો બાળપણનો એક ધર્મમિત્ર હતો. તે આસામમાં વેપાર કરતો હતો. ખૂબ સંપન્ન હતો. તેનો મોટો વેપાર ચાલતો હતો. ગરીબ વૈશ્યને તે યાદ આવ્યો અને **'બિપતિ કાલ કર સતગુન નેહા'** – મિત્રનું આ લક્ષણ વિચારીને તે ગમે તેમ કરીને આસામ પહોંચ્યો. જે સ્થળે મિત્રનો કારોબાર હતો ત્યાં જઈને તે મિત્રને મળ્યો. તેને પૂરો ભરોસો હતો કે મિત્રને ત્યાં સહજ રીતે આદર મળશે અને દુઃખના દિવસો સારી રીતે વીતી જશે. મિત્રે તેનું સ્વાગત કર્યું, પણ તેના ચહેરા પર આનંદની જગ્યાએ કાંઈક બોજ હોય તેવી રેખાઓ પડેલી હતી. ગરીબ વૈશ્ય તો દુઃખી હતો. તેણે સંક્ષેપમાં ઘણા જ કરુણ શબ્દોમાં પોતાનો આખોય વૃત્તાંત સંભળાવીને આશ્રય માગ્યો. કહ્યું – 'ભાઈ, ઘરમાં તમારી ભાભી અને બાળકો ભૂખે મરી રહ્યાં છે. તેમના માટે આજે જ ખર્ચ માટે પૈસા મોકલવા જરૂરી છે, સાથે સાથે મારા માટે પણ એવા કામની વ્યવસ્થા થવી જોઈએ કે જેનાથી મારા આ દુઃખના દિવસો નીકળી જાય અને બાળકોને દર મહિને કાંઈક મોકલી શકાય.'

ધનિક મિત્રે લાંબો શ્વાસ ખેંચીને કહ્યું, 'ભાઈ! વાત તો બરાબર છે. મારે તમારી કાંઈક સેવા કરવી પણ જોઈએ; પરંતુ મારે ત્યાં નથી તો એટલી આવક કે હું તમારી કાંઈક મદદ કરી શકું અને નથી તો આજકાલ કોઈ કામ પણ, જે તમને હું આપી શકું. મૂળ મૂડીનું વ્યાજ, મકાનોનું ભાડું અને વેપારની આવક બધું મળીને ચાલીસ-પચાસ લાખ રૂપિયા આવતા હશે. તમે જાણો છો કે આજકાલ મોંઘવારી છે. વળી, પોતાની ઈજ્જત પ્રમાણે ખર્ચ પણ કરવો જ પડે છે. પરિવાર છે, મુનીમ-ગુમાસ્તા છે. મુશ્કેલીથી કામ ચાલે છે. પછી બતાવો, તમારું અને તમારા પરિવારનું ભરણ-પોષણ કરવાની મારામાં ક્યાં શક્તિ છે? મને દુઃખ છે, પરંતુ વિવશ થઈને કહેવું પડે છે કે મારાથી આ સમયે કાંઈ પણ નહીં બની શકે. તમે કોઈ બીજો રસ્તો વિચારો.'

ગરીબ વૈશ્યે ઉદાસ થઈને કહ્યું, 'ભાઈ! હું તો અહીં કોઈને ઓળખતો પણ નથી, કેવળ તમારા જ ભરોસે આવ્યો છું. વળી, મારો ખર્ચ પણ ક્યાં એટલો વધારે છે? પાંચ હજાર રૂપિયા અત્યારે રાજસ્થાનમાં મોકલી દેવામાં આવે, પછી ચાર-પાંચ હજાર રૂપિયા માસિક મજૂરીનું કામ મને મળી જાય તો કામ ચાલી જશે. થોડાક રૂપિયા મારા ખર્ચમાં વપરાશે અને જે વધશે તે બાળ-બચ્ચાંઓ માટે મોકલી આપીશ. જ્યાં પચાસ લાખની આવક છે ત્યાં આટલો ખર્ચ તમને ભારે ન લાગવો જોઈએ. વળી, હું તો કામ કરીને મજૂરીના પૈસા લેવા ઇચ્છું છું.' આમ

કહેતાં કહેતાં તેની આંખોમાં આંસુ છલકાઈ આવ્યાં. મિત્રના નિરાશાજનક બોલથી તેને ઘણો જ સંતાપ થઈ રહ્યો હતો. ધનિક મિત્રે તેના ચહેરા તરફ જોયું, પણ તેનું હૃદય પીગળ્યું નહીં; તેણે ફરી કપટભર્યા વિનય સાથે એ જ કહ્યું, 'ભાઈ! તમારું કહેવું તો યથાર્થ છે, પણ હું લાચાર છું. તમારે કોઈ બીજો ઉપાય જ વિચારવો પડશે. હા, બે-ચાર દિવસ, જ્યાં સુધી તમારા કામની કોઈ વ્યવસ્થા ન થાય ત્યાં સુધી તમે અહીં રોકાઈ જાઓ. ઘરમાં જ ખાઓ-પીઓ. અત્યારે શૌચ-સ્નાન કરો. ભોજન તૈયાર થઈ ગયું હશે.' આટલું કહીને ધનિક મિત્ર પોતાના કામમાં લાગી ગયો. બિચારો ગરીબ વૈશ્ય મનમાં ને મનમાં જાણે કેવા-કેવા વિચાર કરતો શૌચ-સ્નાન કરવા લાગ્યો.

ધનિક મિત્રનો તો રુક્ષ અને કંજૂસ સ્વભાવ હતો જ, પણ તેની પત્ની તો તેનાથી પણ ચડી જાય એવી હતી. તેને કોઈ બીજું માણસ ગમતું જ ન હતું. પતિ તો સભ્યતાને લીધે ક્યારેક ક્યારેક થોડુંક સહી પણ લેતો હતો; પરંતુ પત્ની તો પતિનો પણ ઊધડો લઈ લેતી હતી. ઘરે આવેલા બાળપણના પરિચિત મિત્રને સભ્યતાને લીધે ભોજન તો કરાવવું જ પડશે. તેણે અંદર જઈને પત્નીને કહ્યું, 'રાજસ્થાનથી મારો એક જૂનો ધર્મ-મિત્ર આવ્યો છે. તેને ભોજન કરાવવાનું છે. જ્યાં સુધી શક્ય હોય, તેના માટે સારી વસ્તુઓ બનાવીને આદરપૂર્વક ખવડાવવું જોઈએ. મિત્ર છે, વળી અતિથિ છે.' પરંપરાથી અતિથિસત્કારની વાત સાંભળેલી હતી, પત્ની ગુસ્સે ન થઈ જાય એટલા માટે તેણે એ દલીલ પણ સામે રાખી દીધી. પરંતુ આનો તેના પર શો પ્રભાવ પડે? તેણે તાડૂકીને કહ્યું, 'ભાડમાં જાય તમારા આ મિત્ર અને અતિથિ. ચૂલો ફૂંકતાં-ફૂંકતાં તો મારી આંખો ફૂટી ગઈ. આજે મિત્ર, કાલે અતિથિ, પરમ દિવસે વેપારી; રોજ એક ને એક આફત વળગેલી જ રહે છે. હું તો તંગ આવી ગઈ આ ગૃહસ્થીથી. મારાથી આ બધું નહીં થાય. પોતાની બીજી વ્યવસ્થા કરો.' પતિએ સંકોચાઈને ધીમે સાદે કહ્યું, 'અરે, જરા ધીરે તો બોલ, એ બહાર જ ઊભા છે. સાંભળી લેશે તો તેમને ઘણું દુઃખ થશે.' તેણે છાછિયું કર્યું, 'તો તો વધુ સારું થશે. જલદી બલા ટળશે.' પતિએ તેની કાંઈક પ્રશંસા કરીને ગમે તેમ મનાવીને કહ્યું, 'જો! મેં પહેલેથી જ તેને કહી દીધું છે કે મારી પાસે કામ નથી. તમે બીજો ઉપાય વિચારો. બે-ચાર દિવસમાં તેઓ ચાલ્યા જશે. એટલા દિવસો ગમે તેમ કરીને પણ આપણી ઇજ્જત અનુસાર તેને ભોજન તો કરાવવું જ જોઈએ.' પત્નીએ વાત માની લીધી અને ભોજન બનાવ્યું. પરંતુ મનમાં કષ્ટ તો રહ્યું જ. અસ્તુ.

ભોજન તૈયાર થયા પછી ગરીબ અતિથિને સાથે લઈને ધનિક મિત્ર અંદર આવ્યો, તો પત્નીએ કહ્યું, 'પહેલાં તમારા મિત્રને ભોજન કરાવી દો, કેમ કે અતિથિને પહેલાં ભોજન કરાવવું એ ધર્મ છે. પછી તમે ભોજન કરી લેજો.' પતિએ આ વાત માની લીધી અને અતિથિને સારી રીતે ભોજન કરાવવામાં આવ્યું. ભોજનમાં ખાંડ નાખેલી સ્વાદિષ્ટ ખીર, પૂરી, દહીં અને અનેક પ્રકારનાં શાક હતાં. પરંતુ ભોજન કરાવનારાંઓના ચહેરા પર કોઈ મીઠાશ કે ઉલ્લાસ નહોતો. ત્યાં પ્રત્યક્ષ રુક્ષતા તથા વિષાદ હતાં. એમ લાગતું હતું કે તેઓ કોઈ આપત્તિમાં આવી પડ્યાં છે અને તેમને મન વગર આ બધું કરવું પડી રહ્યું છે. ગરીબ અતિથિએ ચૂપચાપ ભોજન તો કરી લીધું, પણ તેમની મુખમુદ્રા જોઈને તેને સુખ ન મળ્યું. સુખ તો પ્રેમમાં જ

સમાયેલું હોય છે. ભોજન કર્યા પછી તે લઘુશંકા માટે બહાર ગયો. આ બાજુ, ઘરની માલિકણે પોતાના પતિ માટે ભોજન પીરસ્યું. એમાં ઘણી બધી એવી ચીજો હતી જે અતિથિથી છુપાવીને રાખવામાં આવી હતી. તે બિચારો લઘુશંકા કરીને હાથ ધોવા અંદર આવ્યો અને સ્વાભાવિક જ મિત્રની ભોજનની થાળી પર તેની નજર પડી. તેણે જોયું કે બદામનો હલવો છે; એક વાડકામાં ખીરની મલાઈ અને બીજામાં દહીંની મલાઈ છે; ખૂબ ફૂલેલાં પાતળાં-પાતળાં રોટલીનાં ફુલકાં છે, તેના પર માખણ લગાવવામાં આવ્યું છે; કોબીજ-પરવળની અને અન્ય ઘણાં પ્રકારનાં શાક-ભાજી અને ઘણી જાતનાં અથાણાં મૂકેલાં છે. આ બધું જોઈને તેની સમજમાં સ્પષ્ટપણે એ વાત આવી ગઈ કે આ વિષમતાને કારણે મને આમની સાથે ભોજન કરાવવામાં નહોતું આવ્યું. વૈષમ્યજનિત સંતાપ ઘણો જ વધી ગયો અને તે ચૂપચાપ હાથ ધોઈને બહાર નીકળી ગયો.

રાત્રિનો સમય થયો તો ધનિક મિત્રે પત્નીને પૂછ્યું – 'અતિથિના સૂવાની વ્યવસ્થા ક્યાં કરવી જોઈએ?' સ્ત્રીએ ખિજાઈને કહ્યું – 'મારા માથા પર! ભલા, આ પણ કોઈ પૂછવાની વાત છે? જ્યાં સગવડ હોય ત્યાં વ્યવસ્થા કરી દેવામાં આવે. ઘરમાં આવીને તો એ સૂવાનો નથી.' પતિએ કહ્યું, 'સારું, બહાર ગાદી પર તેઓ સૂઈ રહેશે. પણ ત્યાં મચ્છર ઘણા જ વધારે છે, બિચારાને ઊંઘ નહીં આવે. બે દિવસ માટે મચ્છરદાની આપી શકાય તો સારું થશે.' તેણે તાડૂકીને કહ્યું, 'મારી પાસે તો એક મચ્છરદાની છે. તમે લગાવી લો કે પછી એના માથે મારી દો.' પત્નીના સ્વભાવને તે ઓળખતો હતો. વાત વધુ વધારવી લાભમાં નથી એમ સમજીને તે ચૂપચાપ બહાર ચાલ્યો આવ્યો અને અતિથિમિત્રને કહેવા લાગ્યો, 'ભાઈ! ગાદી-તકિયા લાગેલા જ છે. તમે ત્યાં જ સૂઈ જાઓ. ત્યાં સુવિધા રહેશે.' તે બિચારાએ વિનયયુક્ત વિનમ્ર શબ્દોમાં સ્વીકારી લીધું. શેઠ અંદર ચાલ્યા ગયા અને તે ત્યાં જ સૂઈ ગયો. ગરમીની મોસમ હતી. મચ્છર તો હતા જ. ગાદી-તકિયામાં માંકડોની પણ ખોટ નહોતી. સૂતાંની સાથે જ હારબંધ નીકળીને તેમણે તેના પર આક્રમણ શરૂ કર્યું. માંકડોને વીણી-વીણીને ફેંકવામાં અને મચ્છરો ઉડાડવામાં જ રાત વીતી ગઈ. બિચારો ઘડીભર પણ નિરાંતની ઊંઘ લઈ શક્યો નહીં.

બીજા દિવસે સવારે તે ઘેરથી નીકળીને બજાર તરફ ગયો. ચોકમાં પહોંચતાં જ તેને પોતાના ગામનો એક પરિચિત મનુષ્ય દેખાયો. તેણે પણ આમને જોઈ લીધા. તે ઘણો ગરીબ હતો, પણ હતો ઘણો સહૃદયી. જોતાં જ તે દોડતો પાસે આવ્યો અને ખૂબ જ પ્રેમ તથા ઉલ્લાસથી પૂછવા લાગ્યો, 'ભાઈ! તમે અહીં ક્યારે આવ્યા છો? મને કોઈ ખબર આપી નહીં? તમને ઘણી જ તકલીફ પડી હશે. ખબર હોત તો સ્ટેશને લેવા આવત. અહીં પહોંચીને પણ તમે કોઈ સંદેશો મોકલ્યો નહીં. કહો, તમે ક્યાં રોકાયા છો? ચાલો ઘરે. હું તમારો સામાન લઈ આવીશ. મારું અહોભાગ્ય છે કે તમને મળવાનું થયું. વિદેશોમાં ભલા, ઘરનાં સ્નેહીજનો ક્યાં મળે છે?'

તેની સાચા હૃદયની પ્રેમતરબોળ વાણી સાંભળીને ગરીબ બિચારાનું હૃદય દ્રવિત થઈ ગયું. તેને ઘણું આશ્વાસન મળ્યું, જાણે ડૂબતાને સહારો મળી ગયો. તેણે પોતાના આવવાનું કારણ કહી સંભળાવ્યું અને કહ્યું કે 'સામાનમાં તો મારી પાસે એક ધોતિયું-રૂમાલ, એક શેતરંજી અને લોટો માત્ર છે. એ બધું ત્યાં શેઠજીને ત્યાં

રાખ્યું છે.' પેલા ગરીબ ભાઈએ કહ્યું, 'એ તો ઘણા મોટા માણસ છે. જો તમે મને પોતાનો માનો છો તો તમારે મારા ઘરે આવી જવું જોઈએ. ઘરમાં આરામથી રહેજો, જે કાંઈ લૂખું-સૂકું ઘરમાં બને છે, આનંદથી ખાજો. હું પરચૂરણ ચીજ-વસ્તુઓની લે-વેચનું કામ કરું છું. પચાસ રૂપિયા રોજ કમાઈ લઉં છું. ધંધામાં એકલો છું. તમે રહેશો તો આપણે બે થઈ જઈશું. બમણું કામ થશે તો આવક પણ બમણી-અઢીગણી વધશે. મહેનત અને સચ્ચાઈનું કામ છે. જેટલી મહેનત તેટલો ફાયદો. દોઢ હજાર રૂપિયા માસિક તો તમે ઘેર મોકલી જ શકશો. વધારે માટે પણ કોશિશ થશે. તમે ગભરાઓ નહીં. ભગવાન ગરીબોનું સાંભળશે જ. હજાર રૂપિયા તો મારી પાસે પહેલાના પડેલા છે, તમે તે આજે જ ઘરે મોકલી આપો.' તેમ કહીને તે તેને પોતાને ઘરે લઈ ગયો. નાનકડું પતરાની છતવાળું માટીનું ઘર હતું, સ્વચ્છ, સુઘડ; અને બહાર નાનકડી દુકાન હતી. જતાં જ તેણે હજાર રૂપિયા કાઢ્યા અને તરત જ તેનો મનીઓર્ડર કરી દીધો. એ સમયે બિચારા અકાળપીડિતને કેટલું સુખ તથા આશ્વાસન મળ્યું એ કહી શકાય તેમ નથી. પછી તે ગરીબ પેલા શેઠને ત્યાં જઈને તેનો સામાન લઈ આવ્યો.

ઘરે પાછા ફરીને તેણે પોતાની પત્નીને કહ્યું, 'આપણા ગામના એક સજ્જન આવ્યા છે. આપણા પરિચિત પણ છે. તેમના માટે ભોજન બનાવો.' સાધ્વી પત્નીએ પ્રસન્ન થઈને કહ્યું, 'આપણું સદ્ભાગ્ય છે કે આજે આપણા ગામના સજ્જન આવ્યા છે. આપણે પણ ધન્ય છીએ કે ભગવાને આપણને આવો શુભ અવસર આપ્યો.' તેણે ઘણા પ્રેમપૂર્વક રસોઈ તૈયાર કરી. એ સમયે ચોખા સસ્તા હતા. જાડા ચોખા બન્યા, મામૂલી ભાજીનું શાક, કોરી જવ-ચણાની રોટલીઓ અને મઠો. ઘરવાળીએ બંનેને ખૂબ આદરપૂર્વક કોઈ પણ જાતના ભેદભાવ વગર, સમાનભાવથી ભોજન કરાવ્યું. બલકે અતિથિને વારંવાર ઘણા જ પ્રેમથી આગ્રહ કરીને તે પીરસી રહી હતી. આજે તેને ભોજન કરવામાં ઘણી તૃપ્તિ થઈ, ઘણું સુખ મળ્યું. પ્રેમની સૂકી રોટલીમાં જે આનંદ છે તે પ્રેમ-રહિત મેવા-મિષ્ટાન્નમાં કદાપિ નથી. ખાઈ-પીને બંને દુકાનનું કામ સંભાળવા લાગ્યા.

રાત્રે પોતાના માનનીય અતિથિને સૂવા માટે તે ગરીબ દુકાનદારે મુંજનો બનેલો એક જૂનો ખાટલો, જે તેણે સો રૂપિયામાં ખરીદ્યો હતો, ઢાળ્યો. તેના પર શણના કોથળા બિછાવી દીધા. મચ્છરોથી બચાવવા માટે તેની પત્નીએ પોતાની ઝીણી મલમલની જૂની ઓઢણી, ચાર વાંસની પટ્ટીઓ ઊભી કરીને તેના પર તાણી દીધી. અકાળપીડિત ભાઈને પહેલી રાતનો ઉજાગરો હતો જ, ખાટલામાં પડતાંની સાથે જ ગાઢ ઊંઘ આવી ગઈ. આખી રાત તે નિરાંતે ઊંઘ્યો. બધો થાક દૂર થઈ ગયો.

ત્રણ-ચાર દિવસ પછી એક દિવસ રસ્તામાં પેલા ધનિક મિત્રની સાથે આ અકાળપીડિત ભાઈની મુલાકાત થઈ ગઈ. ધનિક મિત્રે સભ્યતાથી પૂછ્યું, 'કેમ, ક્યાંય કામની વ્યવસ્થા થઈ? ક્યાં રહો છો? ખાવા-પીવાનું મળી રહે છે ને?' તેણે કહ્યું, 'ઘણી જ સારી વ્યવસ્થા થઈ ગઈ છે. હું મારા ગામના અમુક દુકાનદાર ભાઈના ઘરે રહું છું. પતિ-પત્ની બંને ઘણાં જ સજ્જન છે. દુકાનમાં મારો અડધો ભાગ કરી આપ્યો છે. હજાર રૂપિયા તો તે જ દિવસે ઘરે મોકલાવી દીધા અને ભવિષ્યને માટે તેમણે આશ્વાસન આપ્યું છે કે ભોજનની તો કોઈ ચિંતા જ નથી, ઘરમાં એકસાથે જ ભોજન કરીશું.

ઓછામાં ઓછા હજાર રૂપિયા દર મહિને બાળ-બચ્ચાંઓ માટે ઘરે મોકલી શકાશે. ખાવા-પીવાની ઘણી સારી વ્યવસ્થા છે. તેમને ત્યાં અમૃતતુલ્ય ભોજન કરીને મને ઘણી જ તૃપ્તિ મળે છે. તેમનો એટલો ઊંચો પ્રેમભર્યો સમતાનો વ્યવહાર છે કે હું તો તે જીવનભર નહીં ભૂલી શકું.' તેની આ વાતો સાંભળીને જાણે શેઠના ગર્વને ઠેસ વાગી. પણ સાચી વાત હતી. તેના પોતાના વર્તાવની પૂરી ખબર હતી. બોલે પણ શું? એક વાત સૂઝી, તેને ઘણો ગર્વ હતો કે અમારે ઘરે ઘણું જ ઉત્કૃષ્ટ ભોજન બને છે. સુંદર સજાવેલું મકાન છે; ગાદી-તકિયા, ઝાડ-પાન લાગેલાં છે. પેલા ગરીબને ત્યાં આવી ચીજો ક્યાંથી હોય? તેથી તેણે પોતાની વાત ઊંચી રાખવા તથા પેલા ગરીબ દુકાનદારની નિંદા કરવાની ઈચ્છાથી કહ્યું, 'ત્યાં તમને ભોજન શું મળ્યું હશે? એ જ જાડા ચોખા, લૂખી-સૂકી રોટલી, ઘાસ-પાંદડાની શાકભાજી અને સૂવા માટે ખાલી જમીન અથવા બહુ બહુ તો જૂનો ખાટલો મળ્યો હશે. તે કંગાળને ત્યાં બીજું છે પણ શું? અમારે ત્યાંનું ઉત્તમ ભોજન અને સજાવેલું ઘર છોડીને તમે ત્યાં ગયા, હવે તો મનમાં પસ્તાતા હશો.' તેણે હસીને કહ્યું, 'ભાઈ! તમે પોતાના ઘરમાં મોટા શ્રીમંત છો. તમારે ત્યાં ગાદી-તકિયા છે, ઝાડ-પાન લાગેલાં છે. સજાવેલું મકાન છે. મારા માટે તો આ બધું વિષ સમાન બન્યું. ઉત્તમ ભોજન પણ બને છે. પરંતુ મારે એથી શું? તમારે ત્યાં મને ન તો ખાવાનું સુખ મળ્યું, ન સૂવાનું પણ. હું તો માંકડ-મચ્છરોથી હેરાન થઈ ગયો. રાતભર ઊંઘ ન આવી. મારા માટે તો મુંજનો ખાટલો, કોથળાનું પાથરણું અને જૂની ઓઢણીની મચ્છરદાની જ પરમ સુખપ્રદ છે; જેમાં રાત્રે હું ઘણા આરામથી ઊંઘું છું. ભોજનની વાત તો હું શું કરું? ત્યાં મને એ જાડા ચોખા, કોરી રોટલી અને પાંદડાંની ભાજીમાં જેવું સુખ મળે છે તેવું ક્યાંય મળ્યું નથી. તમારું ભોજન તો વિષતુલ્ય હતું અને મારા ગરીબ મિત્રનું સાક્ષાત્ અમૃતતુલ્ય છે. વળી મારો તમારા મનમાં ભાર હતો. તમે મારા આગમનને આફત માનતા હતા અને મનમાં વિષમતા ભરેલી હતી. મહાત્માઓ કહ્યા કરે છે કે 'વિષમતા જ વિષ છે અને સમતા જ અમૃત છે.' તેથી તમારાં મેવા-મિષ્ટાન્ન પણ વિષમતાને કારણે વિષતુલ્ય હતાં અને તેમના લૂખા-સૂકા ભોજનમાં સમતા હોવાથી તે અમૃત સમાન છે. એટલું જ નહીં, તેમનો વર્તાવ પણ અમૃત સમાન છે. તમારી પાસે લાખો રૂપિયા છે અને લાખોની આવક પણ છે તથા તમે મારા બાળપણના ધર્મમિત્ર પણ છો, પણ તમે મારાં ભૂખથી ટળવળતાં બાળકો માટે ન તો કાંઈ મોકલવાનું સ્વીકાર્યું અને ન તો મને ચાર-પાંચ હજાર રૂપિયાના પગારની નોકરી પણ આપી; જ્યારે તે બિચારા ગરીબ દુકાનદારે, કે જેમની સાથે કેવળ મને એક ગામના હોવાના નાતે સાધારણ પરિચયમાત્ર હતો, ગરીબ નિર્ધન હોવા છતાં, પણ મને આશ્રય આપ્યો, મારી સહાય કરી. હજાર રૂપિયા તરત જ ઘરે મોકલી આપ્યા. મને પોતાના કામમાં બરાબરનો હિસ્સેદાર બનાવી દીધો. કહો, હું તેમના ઉપકારને કેવી રીતે ભૂલી શકું? અને તેમણે આ જે કર્યું તે પણ ઉપકારની ભાવનાથી નહીં, વિશુદ્ધ પ્રેમ અને કર્તવ્યની ભાવનાથી કર્યું. તેઓ મારા ઉપર અહેસાન કરતા નથી, પરંતુ મને સુખ પહોંચાડીને એ ઊલટાના મારા કૃતજ્ઞ થાય છે અને એનાથી પોતાને ધન્ય માનીને સુખી થાય છે. તેમની ધર્મપત્નીનો પણ એવો જ ઊંચો ભાવ છે. તે બંનેના ચહેરાઓ પર એટલા માટે જ પ્રફુલ્લતા

અને ઉલ્લાસ ચમકતાં-દમકતાં રહે છે.'

ધનિક મિત્રે પૂછ્યું – 'મારે ત્યાં તમને કઈ વાતમાં વિષમતા દેખાઈ? અને તેને ત્યાં સમતા કેવી રીતે હતી?' આમ પૂછવાથી તેણે કહ્યું, 'તમારે ત્યાં મને ઘણા જ ઉત્તમ ભોજન-પદાર્થ મળ્યા, એમાં કોઈ સંદેહ નથી; પરંતુ મારા માટે એ વિષ સમાન બની ગયા. તમને યાદ હશે, મને અતિથિ કહીને પહેલાં ભોજન કરાવવામાં આવ્યું. ભોજન કર્યા બાદ હું લઘુશંકા માટે બહાર ગયો. હું હાથ ધોવા માટે પાછો આવ્યો તો મારી નજર સ્વાભાવિક રીતે જ તમારા ભોજનપદાર્થો પર પડી. મેં જોયું કે તમારા માટે બદામનો હલવો, માખણ, પાતળાં-પાતળાં ફુલકાં, ખીર અને દહીંની મલાઈઓ, કોબીજ-પરવળ વગેરેની શાકભાજીઓ અને અથાણાં વગેરે મૂકેલાં છે. આ બધી ચીજો મને પીરસવામાં આવી નહોતી. મને આવી ચીજો ખાવાનો શોખ નથી, પરંતુ આ વિષમતા જોઈને મને દુઃખ થયું. હું સમજું છું કે તમને આ વસ્તુઓ ખાસ ખવડાવવી હતી એટલે તમારી ધર્મપત્નીએ અતિથિને પહેલાં ભોજન કરાવવાનું બહાનું કાઢીને તમને પાછળથી અલગ જમાડવાનું ઈચ્છ્યું હતું. આવો ભેદ નહીં રાખીને મને પણ તમારી સાથે જ ભોજન કરાવ્યું હોત તો શું થાત? થોડાક પૈસા જ વધારે વપરાત. તમે પણ આ વાત પર કશો જ વિચાર કર્યો નહીં અને પત્નીનો પ્રસ્તાવ માની લીધો. ધર્મમિત્રની સાથે આવો વર્તાવ શું કલંક નથી? આ વિષમતાને કારણે તમારું ભોજન વિષવત્ હતું.

ત્યાં તેમનો વ્યવહાર જુઓ. તેઓ બિચારા ખૂબ જ ગરીબ છે, પણ તેમની પત્નીએ જાડા ચોખા, લૂખી-સૂકી રોટલી, પાંદડાંની શાકભાજી અને છાશ - જે કાંઈ ઘરમાં હતું તે અમને બંનેને એકસાથે બેસાડીને સમાન-ભાવથી, ઘણા જ આદર-પ્રેમ તથા ઉલ્લાસ સાથે ભોજન કરાવ્યું. રાત્રે સૂવા માટે પોતાના સૂવા માટેનો એકમાત્ર ખાટલો ઢાળી દીધો. પાથરવા માટે કોથળા આપ્યા અને મચ્છરોના ઉપદ્રવથી બચવા માટે પોતાની ઓઢવાની ઓઢણીની મચ્છરદાની બાંધી દીધી. તેમના આવા નિષ્કામ પ્રેમ અને સમતાના વ્યવહારે મારા પર જે પ્રભાવ પાડ્યો છે તે હું જ જાણું છું. હું તો ત્યાં એટલા માટે અમૃત જ અમૃત પામું છું અને તેમના વ્યવહારનું સ્મરણ કરીને વારંવાર પ્રફુલ્લિત અને હર્ષથી ગદ્ગદ થઈ જાઉં છું.'

ધનિક મિત્રે બહાનું કાઢીને કહ્યું, 'હું બીમાર રહું છું. મારો જઠરાગ્નિ મંદ થઈ રહ્યો છે, એટલા માટે મને વૈદ્યે આ વસ્તુઓ ખાવા માટે કહેલું છે.' આ સાંભળીને તેણે કહ્યું, 'પહેલી વાત તો એ કે મંદાગ્નિની બીમારીમાં આ વસ્તુઓ ખાવા માટે આપવામાં આવતી નથી. અને જો એમ હોય તોપણ મને પણ તે વસ્તુઓ પીરસવામાં આવી હોત તો શી હાનિ હતી?'

ધનિક મિત્ર પાસે આનો કોઈ ઉત્તર નહોતો. તે અત્યંત લજ્જિત થઈને પોતાના વ્યવહારની વિષમતા તથા પ્રેમહીનતા માટે મનોમન જ પશ્ચાત્તાપ કરવા લાગ્યો અને માથું નીચું કરીને ત્યાંથી ચાલ્યો ગયો.

આ એક કલ્પિત દૃષ્ટાંત છે. આનાથી આપણે એ શીખવું જોઈએ કે બધાંની સાથે પ્રેમ અને વિનયથી યુક્ત ત્યાગ તથા ઉદારતાનો વ્યવહાર કરવો જોઈએ. ખાવા-પીવા વગેરેના વ્યવહારમાં પૂર્ણ સમતા રાખવી જોઈએ. આનો અર્થ એવો નથી કે વિધર્મી અને વિજાતીય મનુષ્યો સાથે એક પંગતમાં બેસીને તેમના જેવો જ નિષિદ્ધ આહાર કરવો. ભાવ એટલો જ છે કે વિધર્મી અથવા

વિજાતીય, કોઈ પણ કેમ ન હોય, બધાને યથાયોગ્ય, શાસ્ત્રાનુકૂળ, આદર-સત્કારપૂર્વક, વિનય અને પ્રેમપૂર્વક, કોઈ પણ ભેદ-ભાવ વગર તે જ ભોજન કરાવવામાં આવે કે જે આપણા માટે બનાવવામાં આવ્યું હોય અને પહેલાં તેમને ભોજન કરાવીને, પછી સ્વયં ભોજન કરવું જોઈએ. દાનત શુદ્ધ હોવી જોઈએ, અર્થાત્ મનમાં જરા પણ વૈષમ્ય હોવું જોઈએ નહીં.



# મર્યાદા-પુરુષોત્તમ શ્રીરામ

## આદર્શ ગુણ

રઘુકુલભૂષણ ભગવાન શ્રીરામચંદ્રના જેવું મર્યાદારક્ષક આજ સુધી બીજું કોઈ નથી થયું – એમ કહેવામાં કોઈ અતિશયોક્તિ નથી. શ્રીરામ સાક્ષાત્ પૂર્ણ બ્રહ્મ પરમાત્મા હતા. તેઓ ધર્મની રક્ષા અને (ત્રણેય) લોકોના ઉદ્ધારને માટે જ અવતીર્ણ થયા હતા, પરંતુ તેમણે હંમેશાં બધાંની સામે પોતાને એક સદાચારી આદર્શ મનુષ્ય જ સિદ્ધ કરવાનો પ્રયત્ન કર્યો. એમનાં આદર્શ લીલા-ચરિત્રોને વાંચવા, સાંભળવા તથા સ્મરણ કરવાથી હૃદયમાં ખૂબ પવિત્ર ભાવોની લહેરો ઊઠવા લાગે છે અને મન મુગ્ધ થઈ જાય છે. એમનું પ્રત્યેક કાર્ય અનુકરણ કરવા યોગ્ય છે. શ્રીરામ સદ્ગુણોના સાગર હતા. સત્ય, સૌહાર્દ, દયા, ક્ષમા, મૃદુતા, ધીરતા, વીરતા, ગંભીરતા, અસ્ત્ર-શસ્ત્રોનું જ્ઞાન, પરાક્રમ, નિર્ભયતા, વિનય, શાંતિ, તિતિક્ષા, ઉપરતિ, સંયમ, નિઃસ્પૃહતા, નીતિજ્ઞતા, તેજ, પ્રેમ, ત્યાગ, મર્યાદા-સંરક્ષણ, એકપત્નીવ્રત, પ્રજારંજકતા, બ્રાહ્મણ-ભક્તિ, માતા-પિતાની ભક્તિ, ગુરુભક્તિ, ભ્રાતૃપ્રેમ, મૈત્રી, શરણાગત-વત્સલતા, સરળતા, વ્યવહારકુશળતા, પ્રતિજ્ઞા-પાલન, સાધુજનોનું રક્ષણ, દુષ્ટ-દલન, નિર્વૈરતા, લોકપ્રિયતા, અપિશુનતા – કોઈની ચાડી ન ખાવી, બહુજ્ઞતા, ધર્મજ્ઞતા, ધર્મપરાયણતા, પવિત્રતા વગેરે સર્વ ગુણોનો મર્યાદા-પુરુષોત્તમ શ્રીરામમાં પૂર્ણ વિકાસ થયો હતો. સંસારમાં આટલા મહાન ગુણો એક વ્યક્તિમાં ક્યાંય પ્રાપ્ત થતા નથી. વાલ્મીકીય રામાયણના બાલકાંડ અને અયોધ્યાકાંડની શરૂઆતમાં ભગવાન રામના ગુણોનું ઘણું સુંદર વર્ણન છે, તેને અવશ્ય વાંચવું જોઈએ.

માતા-પિતા, બંધુ-મિત્ર, સ્ત્રી-પુત્ર, સેવક-પ્રજા વગેરેની સાથે એમનું જેવું અસાધારણ વર્તન હતું, એને સ્મરણ કરતાં જ મન આનંદમગ્ન થઈ જાય છે. શ્રીરામના જેવી લોકપ્રિયતા ક્યાંય જોવામાં નથી આવતી. એમની લીલાના વખતે એવું કોઈ પ્રાણી ન હતું, જે શ્રીરામના પ્રેમપૂર્ણ મધુર વર્તનથી મુગ્ધ ન થઈ ગયું હોય.

કૈકેયીનું રામની સાથે અપ્રિય તથા કઠોર વર્તન ભગવાનની ઇચ્છા અને દેવતાઓની પ્રેરણાથી લોકહિતને માટે થયું હતું. એનાથી એવું સિદ્ધ નથી થતું કે કૈકેયીને શ્રીરામ પ્રિય ન હતા; કારણ કે જે વખતે મંથરાએ રાણી કૈકેયીને રામની વિરુદ્ધ ભડકાવવાનો પ્રયત્ન કર્યો છે, એ વખતે કૈકેયીએ પોતે જ તેને આ ઉત્તર આપ્યો છે :

**ધર્મજ્ઞો ગુણવાન્ દાન્તઃ કૃતજ્ઞઃ સત્યવાઞ્છુચિઃ ।**
**રામો રાજસુતો જ્યેષ્ઠો યૌવરાજ્યમતોઽર્હતિ ॥**
**ભ્રાતૄન્ ભૃત્યાંશ્ચ દીર્ઘાયુઃ પિતૃવત્ પાલયિષ્યતિ ।**
**સંતપ્યસે કથં કુબ્જે શ્રુત્વા રામાભિષેચનમ્ ॥**

× × ×

**યથા વૈ ભરતો માન્યસ્તથા ભૂયોऽપિ રાઘવઃ ।**
**કૌસલ્યાતોऽતિરિક્તં ચ મમ શુશ્રૂષતે બહુ ॥**
**રાજ્યં યદિ હિ રામસ્ય ભરતસ્યાપિ તત્તદા ।**
**મન્યતે હિ યથાऽऽત્માનં તથા ભ્રાતૄંસ્તુ રાઘવઃ ॥**
(વા૦ રા૦ ૨/૮/૧૪-૧૫, ૧૮-૧૯)

'હે કુબ્જા ! રામ ધર્મના જ્ઞાતા, ગુણવાન, જિતેન્દ્રિય, કૃતજ્ઞ, સત્યવાદી અને પવિત્ર હોવાની સાથે સાથે મહારાજના મોટા પુત્ર છે; તેથી યુવરાજ થવાનો અધિકાર એમને જ છે. તેઓ દીર્ઘજીવી થઈને પોતાના ભાઈઓ અને નોકરોનું એક પિતાની જેમ પાલનપોષણ કરશે. એમના અભિષેકની વાત સાંભળીને તું (ઈર્ષાથી) આટલી બળી કેમ રહી છે? મારે મન જેમ ભરત આદરને પાત્ર છે, તેમ જ – ખરેખર તેનાથી પણ વધીને રામ છે. તે કૌસલ્યાથી પણ વધારે મારી ઘણી સેવા કરે છે. જો રામને રાજ્ય મળી રહ્યું છે તો તે ભરતને જ મળ્યું એમ સમજ; કારણ કે રામચંદ્ર પોતાના ભાઈઓને પોતાના જ સમાન સમજે છે.' કેવો સુંદર વાત્સલ્ય-પ્રેમ છે! શ્રીરામ ઉપર કૈકેયીને કેટલો પ્રેમ, વિશ્વાસ અને ભરોસો હતો. આનાથી એવું સ્પષ્ટ સમજી શકાય છે કે કૈકેયીનું કઠોર વર્તન તેના સ્વભાવથી નથી થયું, ભગવદિચ્છાથી જ થયું હતું.

## શ્રીરામની માતૃ-ભક્તિ

શ્રીરામની માતૃભક્તિ ખૂબ જ આદર્શ હતી. એનું સ્પષ્ટ વર્ણન કરવું અસંભવ છે; તેથી અહીં સંકેતરૂપે જ લખવામાં આવે છે –

માતા કૌસલ્યા તથા બીજી માતાઓની તો વાત જ શું, માતા કૈકેયી તરફથી કઠોરમાં કઠોર વ્યવહાર કરવા છતાં પણ એમના પ્રત્યે શ્રીરામનું આચરણ તો હંમેશાં ભક્તિ અને સન્માનપૂર્ણ જ રહ્યું. મા કૌસલ્યાના મહેલમાંથી પાછા વળતી વખતે ક્રોધિત થયેલા ભાઈ લક્ષ્મણને તેમણે પોતે જ કહ્યું છે –

**યસ્યા મદભિષેકાર્થે માનસં પરિતપ્યતે ।**
**માતા નઃ સા યથા ન સ્યાત્ સવિશઙ્કા તથા કુરુ ॥**
**તસ્યાઃ શઙ્કામયં દુઃખં મુહૂર્તમપિ નોત્સહે ।**
**મનસિ પ્રતિસંજાતં સૌમિત્રેऽહમુપેક્ષિતુમ્ ॥**
**ન બુદ્ધિપૂર્વં નાબુદ્ધં સ્મરામીહ કદાચન ।**
**માતૃણાં વા પિતુર્વાહં કૃતમલ્પં ચ વિપ્રિયમ્ ॥**
(વા૦ રા૦ ૨/૨૨/૬-૮)

'લક્ષ્મણ! મારા રાજ્યાભિષેકને કારણે જેના ચિત્તમાં સંતાપ થઈ રહ્યો છે, એ આપણી મા કૈકેયીને જેનાથી મારા ઉપર કોઈ પ્રકારનો સંદેહ ન થાય, એ જ કાર્ય કરો. એના મનમાં સંદેહને કારણે ઉત્પન્ન થયેલા દુઃખની હું એક મુહૂર્ત માટે પણ ઉપેક્ષા નથી કરી શકતો. મેં ક્યારેક જાણીજોઈને કે અજાણતાં માતાઓ અથવા પિતાજીનું થોડું પણ અપ્રિય કાર્ય કર્યું હોય – એવું યાદ નથી આવતું.'

આને બાદ કરતાં બીજાં પણ ઘણાંબધાં ઉદાહરણ શ્રીરામની માતૃભક્તિનાં મળે છે. ચિત્રકૂટથી વળતી વેળાએ ભરતને પણ રામે કહ્યું હતું કે, 'ભાઈ ભરત! માતા કૈકેયીએ તારા માટે કામનાથી કે રાજ્યના લોભથી આ જે કંઈ કર્યું છે, તેને મન પર ન લાવતો. એમની સાથે હંમેશાં એવો જ વર્તાવ કરજે, જેવો પોતાની પૂજનીય માતા સાથે કરવો જોઈએ.' એ જ સમયે શત્રુઘ્નને પણ કહ્યું છે, 'ભાઈ! હું તને મારા તથા સીતાના સોગંદ આપીને કહું છું કે તું ક્યારેય માતા કૈકેયી પર ક્રોધ ન કરતો, સદા એમની સેવા જ કરતો રહેજે.' વનમાં રહેતી વેળાએ એકવાર લક્ષ્મણે કૈકેયીની નિંદા કરી, ત્યારે તમે એમ જ કહ્યું - 'ભાઈ! માતા કૈકેયીની તારે નિંદા ન કરવી જોઈએ' - વગેરે. આનાથી

એ ખબર પડે છે કે શ્રીરામની પોતાની અન્ય માતાઓ પ્રત્યે કેવી શ્રદ્ધા અને ભક્તિ રહી હશે. રાજા દશરથની બીજી રાણીઓએ તેમના વનગમન વખતે વિલાપ કરતાં કહ્યું હતું –

**કૃત્યેષ્વચોદિતઃ પિત્રા સર્વસ્યાન્તઃપુરસ્ય ચ ।**
**ગતિશ્ચ શરણં ચાસીત્ સ રામોડદ્ય પ્રવત્સ્યતિ ॥**
**કૌસલ્યાયાં યથા યુક્તો જનન્યાં વર્તતે સદા ।**
**તથૈવ વર્તતેડસ્માસુ જન્મપ્રભૃતિ રાઘવઃ ॥**

(વા૦ રા૦ ૨/૨૦/૨-૩)

'જે રામ કોઈ કામકાજના વિષયમાં પિતાજીના કંઈ ન કહેવા છતાં પણ આખા અંતઃપુરની ગતિ અને આશ્રય હતા, તે જ આજે વનમાં જઈ રહ્યા છે - તેઓ જન્મથી જ જેવી તકેદારીથી પોતાની મા કૌસલ્યાની સાથે વર્તન કરતા હતા, તેવી જ રીતે અમારા બધાંની સાથે પણ કરતા હતા.'

આનાથી વધીને શ્રીરામની માતૃ-ભક્તિનું પ્રમાણ બીજું શું હોય!

## પિતૃ-ભક્તિ

એ જ રીતે શ્રીરામની પિતૃ-ભક્તિ પણ ખૂબ અદ્ભુત હતી. રામાયણ વાંચનારાઓથી એ વાત છૂપી નથી રહી કે પિતાની આજ્ઞાનું પાલન કરવા માટે શ્રીરામના મનમાં કેટલો ઉત્સાહ, સાહસ અને દૃઢ નિશ્ચય હતો. મા કૈકેયી સાથે વાતચીત કરતી વખતે શ્રીરામ કહે છે –

**અહં હિ વચનાદ્ રાજ્ઞઃ પતેયમપિ પાવકે ॥**
× × ×
**ભક્ષયેયં વિષં તીક્ષ્ણં પતેયમપિ ચાર્ણવે ।**

(વા૦ રા૦ ૨/૧૮/૨૮-૨૯)

**ન હ્યતો ધર્મચરણં કિઞ્ચિદસ્તિ મહત્તરમ્ ।**
**યથા પિતરિ શુશ્રૂષા તસ્ય વા વચનક્રિયા ॥**

(વા૦ રા૦ ૨/૧૯/૨૨)

'હું મહારાજના કહેવાથી અગ્નિમાં પણ કૂદી શકું છું, તીવ્ર વિષનું પાન કરી શકું છું અને સમુદ્રમાં પણ પડી શકું છું, કારણ કે પિતાની સેવા કરવી કે તેમની આજ્ઞાનું પાલન કરવું, તેનાથી વધીને વિશ્વમાં બીજો કોઈ ધર્મ નથી.'

આવાં જ પ્રકારનાં ત્યાં બીજાં પણ ઘણાંબધાં વચનો મળે છે. ત્યાર બાદ મા કૌસલ્યાને પણ તેમણે કહ્યું છે –

**નાસ્તિ શક્તિઃ પિતુર્વાક્યં સમતિક્રમિતું મમ ।**
**પ્રસાદયે ત્વાં શિરસા ગન્તુમિચ્છામ્યહં વનમ્ ॥**

(વા૦ રા૦ ૨/૨૧/૩૦)

'હું ચરણોમાં મસ્તક રાખીને આપને પ્રસન્ન થવા માટે પ્રાર્થના કરું છું. મારામાં પિતાજીનાં વચન ઉથાપી શકવાની હિંમત નથી. આથી હું વનમાં જ જવા ઇચ્છું છું.'

આના સિવાય લક્ષ્મણ, ભરત અને ઋષિ-મુનિઓની સાથે વાત કરતી વખતે પણ રામે પિતૃ-ભક્તિના વિષયમાં ઘણુંબધું કહ્યું છે. શ્રીરામચંદ્રના બાલચરિત્રનું સંક્ષેપમાં વર્ણન કરતાં પણ આ વાત કહેવાઈ છે કે શ્રીરામ હંમેશાં પોતાના પિતાજીની સેવામાં લાગ્યા રહેતા હતા.

## એકપત્નીવ્રત

શ્રીરામનું એકપત્નીવ્રત પણ અત્યંત આદર્શ હતું. શ્રીરામે સપનામાં પણ ક્યારેય જાનકીજી સિવાય બીજી સ્ત્રીનું વરણ નથી કર્યું. સીતાને વનવાસ આપ્યા પછી યજ્ઞમાં સ્ત્રીની જરૂર હોવા છતાં પણ તેમણે સીતાની જ સોનાની મૂર્તિથી કામ ચલાવ્યું. જો એ ધારત તો ઓછામાં ઓછું તે વખતે તો બીજાં લગ્ન કરી જ શકતા હતા. એનાથી સંસારમાં પણ તેમની કોઈ અપકીર્તિ ન થાત. પણ ભગવાન તો મર્યાદાપુરુષોત્તમ રહ્યા! એમને તો એ વાત ચરિતાર્થ કરીને બતાવવી હતી કે જેવી રીતે સ્ત્રીના માટે પાતિવ્રત્યનું વિધાન છે, એવી જ રીતે પુરુષના

માટે પણ એકપત્નીવ્રત અત્યંત આવશ્યક છે. સ્ત્રી-પુરુષનો સંબંધ ભોગ ભોગવવા માટે નહીં, પણ ધર્માચરણ માટે છે.

ભગવાન શ્રીરામનો સીતા સાથે કેટલો પ્રેમ હતો, એનું કંઈક દિશાસૂચન સીતા-હરણની પછીનો પ્રસંગ વાંચવાથી થઈ શકે છે. શ્રીરામ શ્રેષ્ઠ વીર, ધીર અને સહનશીલ હોવા છતાં પણ તે વખતે એક સાધારણ વિરહમાં પાગલની જેમ પશુ-પક્ષી, વૃક્ષ-લતા અને પર્વતોને સીતાનો પત્તો પૂછતા અને અનેક પ્રકારનો વિલાપ કરતાં કરતાં એક વનથી બીજા વનમાં ભટકતા ફરે છે. ક્યાંક-ક્યાંક તો શોકથી વિહ્વળ અને મૂર્ચ્છિત થઈને પડી જાય છે તથા 'હા સીતે! હા સીતે!' બોલી ઊઠે છે. એ વખતનું વર્ણન ખૂબ જ કરુણાપૂર્ણ અને હૃદયવિદારક છે.

### ભ્રાતૃપ્રેમ

શ્રીરામનો ભ્રાતૃ-પ્રેમ પણ અજોડ હતો. નાનપણથી જ શ્રીરામ પોતાના ભાઈઓની સાથે ઘણો પ્રેમ રાખતા હતા. હંમેશાં એમની રક્ષા કરતા અને એમને ખુશ રાખવાનો પ્રયત્ન કરતા હતા. ચારે ભાઈ એકસાથે જ ઘોડાઓ પર ચઢીને ફર્યા કરતા હતા. રામચંદ્રજીને જે પણ કોઈ શ્રેષ્ઠ ભોજન કે વસ્તુ મળતી હતી, તેને તેઓ પહેલાં પોતાના ભાઈઓને આપીને પછી પોતે ઉપયોગમાં લેતા હતા. જોકે શ્રીરામનો બધા ભાઈઓની સાથે સમાન ભાવથી જ પૂર્ણ પ્રેમ હતો, એમના મનમાં કોઈ ભેદ ન હતો, છતાં પણ લક્ષ્મણનો શ્રીરામ પ્રત્યે અધિક સ્નેહ હતો. તેઓ થોડી વાર માટે પણ શ્રીરામથી અલગ રહેવા માગતા ન હતા. શ્રીરામનો વિયોગ એમના માટે અસહ્ય હતો, એ જ કારણે વિશ્વામિત્રના યજ્ઞની રક્ષા માટે પણ તેઓ શ્રીરામની સાથે જ વનમાં ગયા. ત્યાં રાક્ષસોનો વિનાશ કરીને બંને ભાઈ જનકપુરમાં પહોંચ્યાં. ધનુષભંગ થયો. ત્યાર બાદ વિવાહની તૈયારી થઈ અને ચારે ભાઈઓનો વિવાહ સાથે જ થયો. વિવાહ પછી અયોધ્યામાં આવીને ચારે ભાઈ પ્રેમપૂર્વક રહ્યા.

કેટલાક દિવસો પછી પોતાના મામાની સાથે ભરત-શત્રુઘ્ન મોસાળ જતા રહ્યા. શ્રીરામ અને લક્ષ્મણ પિતાની આજ્ઞા પ્રમાણે પ્રજાનું કાર્ય કરતા રહ્યા. શ્રીરામના પ્રેમભરેલા વર્તનથી, એમના ગુણ અને સ્વભાવથી બધા નગર-નિવાસી અને બહાર રહેનારા બ્રાહ્મણાદિ વર્ણોના મનુષ્યો મુગ્ધ થઈ ગયા. પછી રાજા દશરથે મુનિ વસિષ્ઠની આજ્ઞા અને પ્રજાની સંમતિથી શ્રીરામના રાજ્યાભિષેકનો નિશ્ચય કર્યો. રાજા દશરથજીના મુખથી પોતાના રાજ્યાભિષેકની વાત સાંભળીને શ્રીરામ માતા કૌસલ્યાના મહેલમાં આવ્યા. માતા સુમિત્રા અને ભાઈ લક્ષ્મણ પણ ત્યાં જ હતાં. તે વખતે શ્રીરામ પોતાના નાના ભાઈ લક્ષ્મણને કહે છે –

**લક્ષ્મણેમાં મયા સાર્ધં પ્રશાધિ ત્વં વસુન્ધરામ્ ।**
**દ્વિતીયં મેઽન્તરાત્માનં ત્વામિયં શ્રીરુપસ્થિતા ॥**
**સૌમિત્રે ભુઙ્ક્ષ્વ ભોગાંસ્ત્વમિષ્ટાન્ રાજ્યફલાનિ ચ ।**
**જીવિતં ચાપિ રાજ્યં ચ ત્વદર્થમભિકામયે ॥**

(વા૦ રા૦ ૨/૪/૪૩-૪૪)

'લક્ષ્મણ! તું મારી સાથે આ પૃથ્વીનું પાલન કર. તું મારો બીજો અંતરાત્મા છે. આ રાજ્યલક્ષ્મી તને જ પ્રાપ્ત થઈ છે. સુમિત્રાનંદન! તું મનોવાંછિત ભોગ અને રાજ્ય-ફળનો ઉપભોગ કર. હું જીવન અને રાજ્ય પણ તારા માટે જ ઇચ્છું છું.'

ત્યાર પછી આ લીલા-નાટકનો પટ બદલાઈ ગયો. માતા કૈકેયીની ઇચ્છાનુસાર રાજ્યાભિષેક વન-ગમનના રૂપમાં પરિણીત થઈ ગયો. સુમન્ત્ર દ્વારા બોલાવવામાં આવતાં જ્યારે શ્રીરામ

મહેલમાં ગયા અને મા કૈકેયી સાથે વાતચીત કરવાથી એમને વરદાનની વાત ખબર પડી, ત્યારે એમણે ઘણી ખુશી પ્રગટ કરી. ત્યાર બાદ તેઓ મા કૌસલ્યા પાસે વિદાય માગવા ગયા, ત્યાં પણ ઘણી વાતો થઈ; પરંતુ શ્રીરામે એક પણ શબ્દ ભરત કે કૈકેયીની વિરુદ્ધ ન કહ્યો, ઉપરથી ભરતજીની મોટાઈ કરતાં માતાને ધૈર્ય આપ્યું અને કહ્યું કે, 'ભરત મારી જ જેમ તમારી સેવા કરશે.' તે જ વખતે સીતાને ઘેર રહેવા માટે સમજાવતાં તેઓ કહે છે –

**ભ્રાતૃપુત્રસમૌ ચાપિ દ્રષ્ટવ્યૌ ચ વિશેષતઃ।**
**ત્વયા ભરતશત્રુઘ્નૌ પ્રાણૈઃ પ્રિયતરૌ મમ ॥**

(વા૦ રા૦ ૨/૨૬/૩૩)

'સીતે! મારા ભાઈ ભરત-શત્રુઘ્ન મને પ્રાણોથી પણ વધારે પ્રિય છે. આથી તારે એમને પોતાના ભાઈ અને પુત્રની જેમ અથવા એનાથી પણ વધારે પ્રિય સમજવા જોઈએ.'

વનગમનના સમાચાર સાંભળીને લક્ષ્મણના મનમાં ઘણું દુઃખ અને ક્રોધ થયો. તેને પણ શ્રીરામે નીતિ અને ધર્મથી પરિપૂર્ણ ઘણાં જ મધુર અને કોમળ વચનોથી શાંત કર્યો. પછી જ્યારે લક્ષ્મણે સાથે આવવા માટે આજીજી કરી તે સમયે એમને ત્યાં જ રહેવા માટે સમજાવતાં શ્રીરામે કહ્યું છે –

**સ્નિગ્ધો ધર્મરતો ધીરઃ સતતં સત્પથે સ્થિતઃ।**
**પ્રિયઃ પ્રાણસમો વશ્યો વિધેયશ્ચ સખા ચ મે ॥**

(વા૦ રા૦ ૨/૩૧/૧૦)

'લક્ષ્મણ! તું મારો સ્નેહી, ધર્મપરાયણ, ધીર અને હંમેશાં સન્માર્ગમાં સ્થિત રહેનારો છે. મને પ્રાણોની જેમ પ્રિય, મારા વશમાં રહેનારો, આજ્ઞાપાલક અને મિત્ર છે.'

ઘણું સમજાવવા છતાં પણ જ્યારે લક્ષ્મણે પોતાનો પ્રેમાગ્રહ ન છોડ્યો, ત્યારે ભગવાને એમને સંતુષ્ટ કરવા માટે પોતાની સાથે લઈ જવાનો સ્વીકાર કર્યો. વનમાં રહેતી વખતે પણ શ્રીરામચંદ્રજી બધી રીતે લક્ષ્મણ અને સીતાને સુખ આપવાનો તથા ખુશ રાખવાનો પ્રયત્ન કર્યા કરતા હતા.

ભરતના સેનાસહિત ચિત્રકૂટ આવવાના સમાચાર મેળવીને જ્યારે શ્રીરામ-પ્રેમના કારણે લક્ષ્મણ ક્ષુબ્ધ થઈને ભરત પ્રત્યે ન કહેવા જેવા શબ્દો કહી બેઠા, ત્યારે શ્રીરામે ભરતની પ્રશંસા કરતાં કહ્યું –

**ધર્મમર્થં ચ કામં ચ પૃથિવીં ચાપિ લક્ષ્મણ।**
**ઇચ્છામિ ભવતામર્થે એતત્ પ્રતિશૃણોમિ તે ॥**
**ભ્રાતૃણાં સંગ્રહાર્થં ચ સુખાર્થં ચાપિ લક્ષ્મણ।**
**રાજ્યમપ્યહમિચ્છામિ સત્યેનાયુધમાલભે ॥**
**યદ્ વિના ભરતં ત્વાં ચ શત્રુઘ્નં વાપિ માનદ।**
**ભવેન્મમ સુખં કિઞ્ચિદ્ ભસ્મ તત્ કુરુતાં શિખી ॥**
**સ્નેહેનાક્રાન્તહૃદયઃ શોકેનાકુલિતેન્દ્રિયઃ।**
**દ્રષ્ટુમભ્યાગતો હ્યેષ ભરતો નાન્યથાઽઽગતઃ ॥**

(વા૦ રા૦ ૨/૯૭/૫-૬,૮,૧૧)

'લક્ષ્મણ! હું સચ્ચાઈથી પોતાના આયુધની શપથ લઈને કહું છું કે હું ધર્મ, અર્થ, કામ અને આખી પૃથ્વી – એ બધું તમારા જ લોકો માટે ઇચ્છું છું. લક્ષ્મણ! હું રાજ્યને પણ ભાઈઓની ભોગ્ય સામગ્રી અને એમના સુખને માટે જ ઇચ્છું છું. તથા મારા વિનયી ભાઈ! ભરત, તને અને શત્રુઘ્નને છોડીને જો મને કોઈ પણ સુખ થતું હોય તો એમાં આગ લાગી જાય. મને લાગે છે કે મારા વનમાં આવવાની વાત કાનમાં પડતાં જ ભરતનું હૃદય સ્નેહથી ભરાઈ ગયું છે, શોકથી એની ઇન્દ્રિયો વ્યાકુળ થઈ ગઈ છે; આથી એ મને જોવા માટે આવી રહ્યો છે. એના આવવાનું કોઈ બીજું કારણ નથી.'

આ સિવાય ત્યાં એ પણ કહ્યું છે કે, 'ભરત

મનથી પણ મારા વિપરીત આચરણ કરી ન શકે. જો તને રાજ્યની ઇચ્છા છે તો હું ભરતને કહીને અપાવી દઉં.'

લક્ષ્મણનો ભરત પ્રત્યે જે સંદેહ હતો, એ ઉપર્યુક્ત વાતો સાંભળતાં જ નષ્ટ થઈ ગયો.

અને પછી જ્યારે ભરત આશ્રમમાં પહોંચીને શ્રીરામચંદ્રજીના ચરણોમાં પડી ગયા ત્યારે શ્રીરામે એમને જોયા. પોતાના હાથથી ઉઠાવી ભરતને હૃદય સાથે આલિંગન કર્યું. એમને ખોળામાં બેસાડી અને એમનું મસ્તક સૂંઘીને આદરપૂર્વક બધા સમાચાર પૂછ્યા અને કહ્યું, 'ભાઈ! તું ચીર અને જટા ધારણ કરીને અહીં કેમ આવ્યો?' તે વખતે ભરતે શ્રીરામને અયોધ્યા પાછા ફરવાનો ઘણો આગ્રહ કર્યો. ભરત તથા રામના પ્રેમ અને વર્તાવને જોઈને આખો સમાજ ચકિત થઈ ગયો. છેવટે જ્યારે ભરતે એ વાત સમજી લીધી કે શ્રીરામ પોતાની પ્રતિજ્ઞા નહીં છોડે, ત્યારે ભરતે શ્રીરામ પાસે એમની પાદુકાઓ માગી. ભરતની પ્રાર્થનાનો સ્વીકાર કરીને શ્રીરામે પોતાની પાદુકા આપીને ભરતને વિદાય કરી દીધા. તેઓ એ પાદુકાઓને આદરપૂર્વક મસ્તક પર ધારણ કરીને અયોધ્યા પાછા ફર્યા. એ પાદુકાઓનો રાજ્યાભિષેક કરીને તેમની આજ્ઞા પ્રમાણે રાજ્યનું શાસન કરવા લાગ્યા અને સ્વયં રામની જ જેમ મુનિવેષ ધારણ કરીને નંદિગ્રામમાં રહ્યા.

ત્યાર બાદ સીતા-હરણ થયું. લંકા પર ચઢાઈ કરવામાં આવી. રાવણની સાથે ભયાનક યુદ્ધ આરંભ થઈ ગયું. ત્યાં એક દિવસ રાવણના શક્તિ-બાણથી લક્ષ્મણના મૂર્ચ્છિત થઈ જવાથી શ્રીરામે જેવી વિલાપલીલા કરી, એનાથી નાના ભાઈ લક્ષ્મણ પર એમને કેટલો પ્રેમ હતો, એની ખબર પડે છે. ત્યાં શ્રીરામે કહ્યું છે –

**યથૈવ માં વનં યાન્તમનુયાતિ મહાદ્યુતિઃ।**
**અહમપ્યનુયાસ્યામિ તથૈવૈનં યમક્ષયમ્॥**
**ઈષ્ટબન્ધુજનો નિત્યં માં સ નિત્યમનુવ્રતઃ।**
**ઈમામવસ્થાં ગમિતો રાક્ષસૈઃ કૂટયોધિભિઃ॥**

(વા૦ રા૦ ૬/૧૦૧/૧૩-૧૪)

'મહાતેજસ્વી લક્ષ્મણે વનમાં આવતી વખતે જે રીતે મારું અનુસરણ કર્યું હતું, એ જ રીતે હું પણ એની સાથે યમલોકમાં જઈશ. આ હરહંમેશ મારો પ્રિય બંધુ અને અનુયાયી રહ્યો છે. અરેરે! કપટયુદ્ધ કરનારા રાક્ષસોએ આજે એને આ અવસ્થામાં પહોંચાડી દીધો.'

જે ભાઈ પોતાના માટે બધું જ છોડીને મરવા માટે અને બધા પ્રકારનું કષ્ટ સહેવા માટે તૈયાર હોય, એના માટે ચિંતા અને વિલાપ કરવો તે ઉચિત જ છે; પરંતુ શ્રીરામે તો આ પ્રસંગમાં વિલાપની પરાકાષ્ઠા બતાવીને ભ્રાતૃ-પ્રેમની ઘણી જ સુંદર શીખ આપી છે.

શ્રીહનુમાનજી દ્વારા સંજીવની-ઔષધિ મંગાવીને સુષેણે લક્ષ્મણને સ્વસ્થ કરી દીધા. યુદ્ધમાં રાવણ માર્યો ગયો. લંકા પર વિજય મળી ગયો. ભગવાન રામ અયોધ્યા પાછા ફરવા માટે તૈયાર થયા. એ વખતે વિભીષણે શ્રીરામને ઘણા આદર અને પ્રેમથી વિનયપૂર્વક કેટલાક દિવસ રોકાવા માટે કહ્યું. ત્યારે શ્રીરામચંદ્રજીએ ઉત્તર આપ્યો –

**ન ખલ્વેતન્ન કુર્યાં તે વચનં રાક્ષસેશ્વર।**
**તં તુ મે ભ્રાતરં દ્રષ્ટું ભરતં ત્વરતે મનઃ॥**
**માં નિવર્તયિતું યોઽસૌ ચિત્રકૂટમુપાગતઃ।**
**શિરસા યાચતો યસ્ય વચનં ન કૃતં મયા॥**

(વા૦ રા૦ ૬/૧૨૧/૧૮-૧૯)

'રાક્ષસેશ્વર! હું તારી વાત ન માનું - એવું ક્યારેય સંભવ નથી; પરંતુ મારું મન પેલા ભાઈ ભરતને મળવા માટે તરફડી રહ્યું છે. જેણે

ચિત્રકૂટ સુધી આવીને મને પાછા લઈ જવા માટે મસ્તક નમાવીને આજીજી કરી હતી - અને મેં જેનાં વચનોનો સ્વીકાર નહોતો કર્યો. (એ પ્રાણપ્રિય ભાઈ ભરતને મળવામાં હું હવે કેવી રીતે વિલંબ કરી શકું છું?)' વગેરે.

એના પછી વિમાનમાં બેસીને શ્રીરામ, સીતા, લક્ષ્મણ બીજા બધા મિત્રોની સાથે અયોધ્યા પહોંચ્યા. ત્યાં પણ ભરતને મળતી વખતે એમણે અદ્ભુત ભ્રાતૃ-પ્રેમ બતાવ્યો છે.

રાજ્ય કરતી વખતે પણ શ્રીરામ દરેક કાર્યમાં પોતાના ભાઈઓનો પરામર્શ લીધા કરતા હતા. ગમે તે પ્રકારે એમને સુખ પહોંચાડવા અને ખુશ રાખવાની ચેષ્ટા કરતા હતા. એક વખત લવણાસુરના અત્યાચારોથી ગભરાઈ ગયેલા ઋષિઓએ એને મારવા માટે ભગવાનને પ્રાર્થના કરી. ભગવાને સભામાં પ્રશ્ન કર્યો કે 'લવણાસુરને કોણ મારશે? કોના માથે આ કામ મૂકી શકાય?' તરત જ ભરતે તેને મારવા માટે ઉત્સાહ પ્રગટ કર્યો. તે વખતે શત્રુઘ્ને કહ્યું કે, 'ભરતજીએ તો બીજાં પણ ઘણાંયે કામ કર્યાં છે, તમારા માટે કપરાંમાં કપરાં કષ્ટ સહન કર્યાં છે, વળી ભરતજી મોટા પણ છે. મુજ સેવકના રહેતાં આ પરિશ્રમ આમને ન આપવો જોઈએ. આ કાર્યને માટે તો મને જ આજ્ઞા મળવી જોઈએ.' ત્યારે શ્રીરામજીએ એમની પ્રાર્થના સ્વીકારીને કહ્યું કે, 'ત્યાંનું રાજ્ય પણ તારે જ ભોગવવું પડશે, મારી આજ્ઞાને ઉથાપતો નહીં.' શત્રુઘ્નને રાજ્યાભિષેકની વાત ગમી નહીં. એમણે ઘણો પશ્ચાત્તાપ કર્યો, પરંતુ રામાજ્ઞા સમજીને એને સ્વીકાર કરવી પડી. આમ વચનોમાં બાંધીને એમની ઇચ્છા ન હોવા છતાં પણ નાના ભાઈને રાજ્ય-સુખ આપવું રામ જેવા મોટા ભાઈનું જ કામ હતું.

ત્યાર બાદ પ્રતિજ્ઞામાં બંધાઈ જવાને કારણે જ્યારે ભાઈ લક્ષ્મણનો ત્યાગ કરવો પડ્યો; એ વખતે શ્રીરામને માટે લક્ષ્મણનો વિયોગ અસહ્ય થઈ પડ્યો. તે સ્થાને કવિએ કહ્યું છે –

**વિસૃજ્ય લક્ષ્મણં રામો દુઃખશોકસમન્વિતઃ ।**
**પુરોધસં મન્ત્રિણશ્ચ નૈગમાંશ્ચેદમબ્રવીત્ ॥**
**અદ્ય રાજ્યેઽભિષેક્ષ્યામિ ભરતં ધર્મવત્સલમ્ ।**
**અયોધ્યાયાઃ પતિં વીરં તતો યાસ્યામ્યહં વનમ્ ॥**
**પ્રવેશયત સમ્ભારાન્ મા ભૂત્ કાલાત્યયો યથા ।**
**અદ્યૈવાહં ગમિષ્યામિ લક્ષ્મણેન ગતાં ગતિમ્ ॥**

(વા૦ રા૦ ૭/૧૦૭/૧-૩)

'લક્ષ્મણનો ત્યાગ કરીને શ્રીરામ દુઃખ અને શોકમાં નિમગ્ન થઈ ગયા તથા પુરોહિત, મંત્રી અને શાસ્ત્રજ્ઞોને બોલાવીને એમને કહેવા લાગ્યા – 'હું આજે જ ધર્મ પર પ્રેમ રાખનારા વીર ભરતનો અયોધ્યાના રાજ્ય પર અભિષેક કરીશ અને પછી વનમાં જઈશ. જલદીથી બધી સામગ્રીઓ એકઠી કરવામાં આવે. મોડું ન થાય; કારણ કે હું આજે જ જે જગ્યાએ લક્ષ્મણ ગયો છે, ત્યાં જવા ઇચ્છું છું.'

એ વખતે ભરતે રાજ્યની નિંદા કરતા કહ્યું – 'હું આપના વિના પૃથ્વીનું રાજ્ય તો શું, કંઈ પણ ઇચ્છતો નથી; આથી મને પણ સાથે જ આવવાની આજ્ઞા આપો.' ત્યાર બાદ ભરતના કહેવાથી શત્રુઘ્નને પણ મથુરાથી બોલાવાયા - અને મનુષ્ય-લીલાનું નાટક સમાપ્ત કરીને પોતાના ભાઈઓ સહિત શ્રીરામ પરમધામ પધારી ગયા.

શ્રીરામના ભ્રાતૃ-પ્રેમનું આ કેવળ દિગ્દર્શન માત્ર છે. ભાઈઓને માટે જ રાજ્ય ગ્રહણ કરવું, ભાઈ ભરતના રાજ્યાભિષેકના પ્રસ્તાવથી પરમાનંદિત થઈને પોતાનો હક છોડી દેવો, જેના કારણે રાજ્યાભિષેક રોકાયો, તે ભાઈની માતા કૈકેયીની પહેલાંની જેમ જ ભક્તિ કરવી, મુક્તકંઠે

**ભરતનાં ગુણગાન કરવાં**, ભરત પર શંકા અને **ક્રોધ કરતા** લક્ષ્મણને સમજાવવો, લક્ષ્મણને શક્તિ **લાગવાથી** પ્રાણત્યાગ કરવા માટે તૈયાર થઈ જવું, **સમય-સમય** પર ભાઈઓને પવિત્ર શીખ આપવી, **સ્વાર્થ છોડીને** બધા પર પ્રેમ કરવો, શત્રુઘ્નને **સમજાવીને** રાજ્ય કરાવવું, લક્ષ્મણના વિયોગને ન **સહીને પરમધામમાં** પધારી જવું – વગેરે **શ્રીરામનાં** આદર્શ ભ્રાતૃ-પ્રેમપૂર્ણ કાર્યોથી આપણે **સૌએ શીખ** લેવી જોઈએ.

**સખ્ય-પ્રેમ**

**શ્રીરામ**નો પોતાના મિત્રોની સાથે પણ **અતુલનીય** પ્રેમનો વર્તાવ હતો. તેઓ પોતાના **મિત્રોને માટે** જે કંઈ પણ કરતા, તેને કશું જ **સમજતા ન** હતા; પરંતુ મિત્રોના નાનામાં નાના **કાર્યની પણ** ઘણી બધી પ્રશંસા કર્યા કરતા હતા. **આનું એક** નાનકડું ઉદાહરણ અહીં લખવામાં **આવે છે.** અયોધ્યામાં ભગવાનનો રાજ્યાભિષેક **થયા પછી** વાનરોને વિદાય કરતી વખતે મુખ્ય-**મુખ્ય વાનરો**ને પોતાની પાસે બોલાવીને પ્રેમભરી **દૃષ્ટિથી જોતાં** શ્રીરામચંદ્રજી અત્યંત સુંદર અને **મધુર વાણી**માં કહેવા લાગ્યા –

**સુહૃદો મે ભવન્તશ્ચ શરીરં ભ્રાતરસ્તથા ॥**
**યુષ્માભિરુદ્ધૃતશ્ચાહં વ્યસનાત્ કાનનૌકસઃ ।**
**ધન્યો રાજા ચ સુગ્રીવો ભવદ્ભિઃ સુહૃદાં વરૈઃ ॥**

(વા૦ રા૦ ૭/૩૯/૨૩-૨૪)

**'વનવાસી** વાનરો! તમે લોકો મારા મિત્ર **છો, ભાઈ** છો તથા શરીર છો અને તમે લોકોએ **મને સંકટથી** બચાવ્યો છે; આથી તમારા જેવા **શ્રેષ્ઠ મિત્રોની** સાથે રાજા સુગ્રીવ ધન્ય છે.' આ **સિવાય** બીજી પણ ઘણી જગ્યાએ શ્રીરામે **પોતાના** મિત્રોની સાથે પ્રેમનો ભાવ બતાવ્યો **છે. સુગ્રીવાદિ** મિત્રોએ પણ ભગવાનના સખ્ય-**પ્રેમની** વારંવાર પ્રશંસા કરી છે. તેઓ એમના વર્તનથી એટલાં મુગ્ધ રહેતાં હતાં કે એમને ધન, જન અને ભોગોની સ્મૃતિ પણ થતી ન હતી. તેઓ દરેક સમયે શ્રીરામચંદ્રને માટે પોતાના પ્રાણ ન્યોછાવર કરવા માટે પ્રસ્તુત રહેતા હતા. શ્રીરામ અને એમના મિત્ર ધન્ય છે! મિત્રતા હોય તો આવી હોય.

**શરણાગતવત્સલતા**

આમ તો શ્રીરામની શરણાગતવત્સલતાનું વર્ણન વાલ્મીકીય રામાયણમાં દરેક સ્થાન પર આવ્યું છે; પરંતુ જે વખતે રાવણથી અપમાનિત થઈને વિભીષણ ભગવાન રામની શરણમાં આવ્યો છે, તે પ્રસંગ તો ભક્તોના હૃદયમાં ઉત્સાહ અને આનંદની લહેરો ઉત્પન્ન કરી દે છે.

ધર્મયુક્ત અને ન્યાયસંગત વાત કહેવા છતાં પણ જ્યારે રાવણે વિભીષણની વાત ન માની, ઉપરથી ભરી સભામાં એનું અપમાન કરી દીધું, ત્યારે વિભીષણ ત્યાંથી નિરાશ અને દુઃખી થઈને શ્રીરામની શરણમાં આવ્યો. એને આકાશમાર્ગથી આવતો જોઈને સુગ્રીવે બધાં વાનરોને સાવધાન થવા માટે કહ્યું. એટલામાં જ વિભીષણે ત્યાં આવીને આકાશમાં જ ઊભા ઊભા બૂમ પાડી કે, 'હું દુરાત્મા પાપી રાવણનો નાનો ભાઈ છું. મારું નામ વિભીષણ છે. હું રાવણથી અપમાનિત થઈને ભગવાન શ્રીરામની શરણમાં આવ્યો છું. તમે લોકો બધાં પ્રાણીઓને શરણ આપનારા શ્રીરામને મારા આવવાની સૂચના આપો.'

આ સાંભળીને સુગ્રીવ તરત જ રામની પાસે ગયા અને રાક્ષસ-સ્વભાવનું વર્ણન કરી શ્રીરામને સાવધાન કરતાં રાવણના ભાઈ વિભીષણના આવવાની સૂચના આપી. સાથે સાથે એ પણ કહ્યું કે, 'સારી રીતે પરીક્ષા કરીને, આગળ-પાછળની વાત વિચારીને જેવું ઉચિત સમજો, એવું કરજો.' એ જ રીતે ત્યાં બેઠેલા બીજા

વાનરોએ પણ પોતપોતાની સંમતિ આપી. બધાએ વિભીષણ પર સંદેહ પ્રકટ કર્યો, પણ હનુમાનજીએ ખૂબ નમ્રતાની સાથે ઘણી બધી યુક્તિઓથી વિભીષણને નિર્દોષ અને ખરેખર શરણાગત સમજવાની સલાહ આપી. એ પ્રમાણે બધાની વાતો સાંભળ્યા પછી શ્રીરામે કહ્યું –

**મિત્રભાવેન સમ્પ્રાપ્તં ન ત્યજેયં કથઞ્ચન ।**
**દોષો યદ્યપિ તસ્ય સ્યાત્ સતામેતદગર્હિતમ્ ॥**

(વા૦ રા૦ ૬/૧૮/૩)

'મિત્રભાવથી આવેલા વિભીષણનો હું ક્યારેય ત્યાગ ન કરી શકું. જો તેમાં કોઈ દોષ હોય તો પણ એને આશ્રય આપવો સજ્જનોને માટે નિન્દિત નથી.' એનાથી પણ સુગ્રીવને સંતોષ ન થયો. એણે શંકા અને ભય ઉત્પન્ન કરનારી ઘણી બધી વાતો કહી. ત્યારે શ્રીરામે સુગ્રીવને ફરી સમજાવ્યો –

**પિશાચાન્ દાનવાન્ યક્ષાન્ પૃથિવ્યાં ચૈવ રાક્ષસાન્ ।**
**અઙ્ગુલ્યગ્રેણ તાન્ હન્યામિચ્છન્ હરિગણેશ્વર ॥**

× × ×

**બદ્ધાઞ્જલિપુટં દીનં યાચન્તં શરણાગતમ્ ।**
**ન હન્યાદાનૃશંસ્યાર્થમપિ શત્રું પરંતપ ॥**

× × ×

**સકૃદેવ પ્રપન્નાય તવાસ્મીતિ ચ યાચતે ।**
**અભયં સર્વભૂતેભ્યો દદામ્યેતદ્ વ્રતં મમ ॥**
**આનયૈનં હરિશ્રેષ્ઠ દત્તમસ્યાભયં મયા ।**
**વિભીષણો વા સુગ્રીવ યદિ વા રાવણઃ સ્વયમ્ ॥**

(વા૦ રા૦ ૬/૧૮/૨૩,૨૭,૩૩-૩૪)

'વાનરગણાધીશ! જો હું ઇચ્છું તો આખી પૃથ્વીના તે પિશાચ, દાનવ, યક્ષ અને રાક્ષસોને આંગળીના અગ્રભાગથી જ મારી શકું છું (આથી ડરવાની કોઈ વાત નથી). પરંતપ! જો કોઈ શત્રુ પણ હાથ જોડીને દીનભાવથી શરણમાં આવીને અભય-યાચના કરે તો દયા-ધર્મનું પાલન કરવા માટે એને ન મારવો જોઈએ. મારો તો એ નિયમ છે કે જે એક વાર પણ 'હું તમારો છું' કહેતો શરણમાં આવીને મારી પાસેથી રક્ષા ઇચ્છે છે, તેને હું બધાં પ્રાણીઓથી નિર્ભય કરી દઉં છું. વાનરશ્રેષ્ઠ સુગ્રીવ! (ઉપર્યુક્ત નીતિ અનુસાર) મેં એને અભય આપી દીધો, આથી તું એને લઈ આવ – ભલે એ વિભીષણ હોય કે સ્વયં રાવણ જ કેમ ન હોય.'

બસ, પછી શું. ભગવાનની વાત સાંભળીને બધા મુગ્ધ થઈ ગયા અને ભગવાનની આજ્ઞા પ્રમાણે તરત જ વિભીષણને લઈ આવ્યા. વિભીષણ પોતાના મંત્રીઓ સહિત આવીને શ્રીરામના ચરણોમાં પડી ગયો અને કહેવા લાગ્યો – 'ભગવન્! હું બધું જ છોડીને આપની શરણમાં આવ્યો છું. હવે મારું રાજ્ય, સુખ અને જીવન - બધું જ આપને જ આધીન છે.' એના પછી શ્રીરામે પ્રેમભરી દૃષ્ટિ અને વાણીથી એને ધૈર્ય આપ્યું અને લક્ષ્મણ પાસે સમુદ્રનું જળ મંગાવીને એનો ત્યાં જ લંકાના રાજ્ય પર અભિષેક કરી દીધો.

### કૃતજ્ઞતા

ખરેખર જોઈએ તો ભગવાન શ્રીરામચંદ્રજી સાક્ષાત્ પરબ્રહ્મ પરમેશ્વર હતા. એમની અપાર શક્તિ હતી, તેઓ પોતે બધું જ કરી શકતા હતા અને કરતા હતા; એમનો કોઈ બીજું શું ઉપકાર કરી શકવાનું હતું! છતાં પણ પોતાના આશ્રિતજનોના પ્રેમની વૃદ્ધિને માટે એમની સાધારણ સેવાને પણ મોટામાં મોટું રૂપ આપીને આપે આપની કૃતજ્ઞતા પ્રગટ કરી છે.

સીતાને શોધતાં-શોધતાં જ્યારે શ્રીરામ રાવણ દ્વારા યુદ્ધમાં મારીને પાડી દીધેલા જટાયુની દશા જુએ છે, એ સમયનું વર્ણન છે –

**નિકૃત્તપક્ષં રુધિરાવસિક્તં તં**
**ગૃધ્રરાજં પરિગૃહ્ય રાઘવઃ।**
**ક્વ મૈથિલી પ્રાણસમા ગતેતિ**
**વિમુચ્ય વાચં નિપપાત ભૂમૌ ॥**
(વા૦ રા૦ ૩/૬૭/૨૯)

'જેની પાંખો કપાઈ ગઈ હતી, શરીર લોહીલુહાણ થઈ રહ્યું હતું, એવા ગીધરાજ જટાયુને હૃદયથી લગાવીને શ્રીરઘુનાથજી 'પ્રાણપ્રિયા જાનકી ક્યાં ગઈ?' એટલું કહીને પૃથ્વી પર પડી ગયા.'

પછી રાવણનો પરિચય આપતાં અને સીતાને લઈ જવાની વાત કહેતાં કહેતાં જ જ્યારે પક્ષીરાજના પ્રાણ જતા રહે છે, ત્યારે ભગવાન શ્રીરામ જાતે પોતાના હાથે એની દાહક્રિયા કરે છે. કેવી અદ્‌ભુત કૃતજ્ઞતા છે!

આવા જ બીજા પણ ઘણા પ્રસંગ છે. વાનરો, રાજાઓ, ઋષિઓ અને દેવતાઓ સાથે વાત કરતી વખતે આપે સ્થળે-સ્થળે કહ્યું છે કે 'તમારા લોકોની સહાયતા અને અનુગ્રહથી જ મેં રાવણ પર વિજય પ્રાપ્ત કર્યો છે.'

જ્યારે શ્રીહનુમાનજી સીતાજીની ભાળ મેળવીને ભગવાન રામને મળ્યા છે, એ વખતે એમના કાર્યની વારંવાર પ્રશંસા કરીને અંતે રઘુનાથજીએ ત્યાં સુધી કહ્યું છે કે, 'હનુમાન! જાનકીની ભાળ મેળવીને તેં મને, સમસ્ત રઘુવંશને અને લક્ષ્મણને પણ બચાવી લીધાં. આ પ્રિય કાર્યના બદલામાં કંઈ આપી શકું, એવી કોઈ વસ્તુ મને નથી દેખાતી. આથી મારું સર્વસ્વ આ આલિંગન જ હું તને આપું છું.' એટલું કહીને હર્ષથી પુલકિત શ્રીરામે હનુમાનને હૃદયે ચાંપી દીધા. રાજ્યાભિષેક થઈ ગયા પછી હનુમાનને વિદાય કરતી વખતે હનુમાનની સેવા અને કાર્યોનું સ્મરણ કરીને ભગવાન રામ કહે છે –

**એકૈકસ્યોપકારસ્ય પ્રાણાન્ દાસ્યામિ તે કપે।**
**શેષસ્યેહોપકારાણાં ભવામ ઋણિનો વયમ્ ॥**
**મદઙ્ગે જીર્ણતાં યાતુ યત્ત્વયોપકૃતં કપે।**
**નરઃ પ્રત્યુપકારાણામાપત્સ્વાયાતિ પાત્રતામ્ ॥**
(વા૦ રા૦ ૭/૪૦/૨૩-૨૪)

'હનુમાન! તારા એક એક ઉપકારના બદલામાં હું મારા પ્રાણ આપી દઉં તો પણ આ વિષયમાં શેષ ઉપકારો માટે તો હું તારો ઋણી જ બન્યો રહીશ. તારા વડે કરેલા ઉપકાર મારા શરીરમાં જ વિલીન થઈ જાય – એમનો બદલો ચૂકવવાનો મને કદી અવસર ન મળે; કારણ કે આપત્તિઓ આવતાં જ માણસ પ્રત્યુપકારોને પાત્ર થાય છે.' આનાથી જાણ થાય છે કે ભગવાન શ્રીરામનો કૃતજ્ઞતાનો ભાવ કેટલો આદર્શ હતો.

## પ્રજારંજકતા

શ્રીરામચંદ્રજીમાં પ્રજાને બધી રીતે ખુશ રાખવાનો ગુણ પણ ઘણો જ આદર્શ હતો. તેઓ પોતાની પ્રજાનું પુત્રથી પણ વધારે વાત્સલ્યપ્રેમથી પાલન કરતા હતા. સદા-સર્વદા એમના હિતમાં રત રહેતા હતા. એ જ કારણ હતું કે અયોધ્યાવાસીઓનો એમના પર અદ્‌ભુત પ્રેમ હતો.

શ્રીરામના વનગમનનું, ચિત્રકૂટમાં ભરત સહિત પ્રજા સાથે મળવાનું અને પરમધામમાં પધારવાના સમયનું વર્ણન વાંચવાથી ખબર પડે છે કે આરંભથી લઈને અંત સુધી પ્રજાનાં નાનાં-મોટાં બધાં સ્ત્રી-પુરુષોનો શ્રીરામમાં ઘણો જ અદ્‌ભુત પ્રેમ હતો. તેઓ દરેક પરિસ્થિતિમાં શ્રીરામને માટે પ્રાણ ન્યોછાવર કરવા માટે તૈયાર રહેતા હતા. એમને ભગવાન રામનો વિયોગ અસહ્ય થઈ ગયો હતો.

જ્યારે શ્રીરામચંદ્રજી વનમાં જવા લાગ્યા,

ત્યારે પ્રજાના ઘણા લોકો પ્રેમમાં પાગલ થઈને એમની સાથે થઈ ગયા. ભગવાન શ્રીરામે ઘણો-બધો અનુનય-વિનય કર્યો, પરંતુ પ્રયત્ન કરવા છતાં પણ તેઓ પ્રજાને વળાવી ન શક્યા. છેવટે એમને ઊંઘતા છોડીને જ શ્રીરામને વનમાં જવું પડ્યું. એ સમયના વર્ણનમાં એ પણ કહેવાયું છે કે પશુ-પક્ષી પણ એમના પ્રેમમાં મુગ્ધ હતાં. એમના માટે શ્રીરામનો વિયોગ અસહ્ય હતો. પરમધામમાં પધારવાના સમયનું વર્ણન પણ આવું જ અદ્ભુત છે.

આ સિવાય જે સીતાના વિયોગમાં શ્રીરામે એક સાધારણ વિરહવ્યાકુળ કામી મનુષ્યની જેમ પાગલ થઈને વિલાપ કર્યો હતો, એ જ સીતાને – જોકે એ નિર્દોષ અને પતિપરાયણા હતી તો પણ, પ્રજાની પ્રસન્નતાને માટે ત્યાગી દીધી. આનાથી પણ એમની પ્રજારંજકતાનો આદર્શ ભાવ વ્યક્ત થાય છે.

## શ્રીરામનું મહત્ત્વ

શ્રીરામચંદ્રજી સાક્ષાત્ પૂર્ણબ્રહ્મ પરમાત્મા ભગવાન વિષ્ણુના અવતાર હતા, આ વાત વાલ્મીકીય રામાયણમાં સ્થળે-સ્થળે કહેવાઈ છે. જ્યારે સંસારમાં રાવણનો ઉપદ્રવ ઘણો વધી ગયો, દેવતા અને ઋષિગણ ઘણા દુઃખી થઈ ગયા, ત્યારે એમણે જઈને બ્રહ્માને પ્રાર્થના કરી. પિતામહ બ્રહ્મા દેવતાઓને ધીરજ બંધાવી રહ્યા હતા, તે જ વખતે ભગવાન વિષ્ણુના પ્રગટ થવાનું વર્ણન આ રીતે આવે છે –

**એતસ્મિન્નન્તરે વિષ્ણુરુપયાતો મહાદ્યુતિઃ ।**
**શઙ્ખચક્રગદાપાણિઃ પીતવાસા જગત્પતિઃ ॥**
**વૈનતેયં સમારુહ્ય ભાસ્કરસ્તોયદં યથા ।**
**તપ્તહાટકકેયૂરો વન્દ્યમાનઃ સુરોત્તમૈઃ ॥**

(વા૦ રા૦ ૧/૧૫/૧૬-૧૭)

'એટલામાં જ મહાન તેજસ્વી ઉત્તમ દેવતાઓ દ્વારા વંદનીય જગત્પતિ ભગવાન વિષ્ણુ વાદળ પર ચઢેલા સૂર્યની જેમ ગરુડ પર સવાર થઈ ત્યાં આવી પહોંચ્યા. એમના શરીર પર પીતાંબર તથા હાથોમાં શંખ, ચક્ર અને ગદા આદિ આયુધ અને ચમકતા સુવર્ણનાં બાજુબંધ શોભા પામી રહ્યાં હતાં.'

ત્યાર બાદ દેવતાઓની પ્રાર્થના સાંભળીને ભગવાને રાજા દશરથના ઘેર મનુષ્યરૂપે અવતાર લેવાનું સ્વીકાર્યું. પછી ત્યાં જ અંતર્ધાન થઈ ગયા.

શ્રીરામચંદ્રજીનો વિવાહ થયા બાદ જ્યારે તે અયોધ્યા પાછા ફરી રહ્યા હતા, તે વખતે રસ્તામાં પરશુરામજી મળ્યા. શ્રીરામ વિષ્ણુના અવતાર છે કે નહીં – એની પરીક્ષા કરવા માટે એમણે શ્રીરામને વિષ્ણુના ધનુષ્ય પર બાણ ચઢાવવા કહ્યું; ત્યારે શ્રીરામચંદ્રજીએ તરત જ એમના હાથમાંથી દિવ્ય ધનુષ્ય લઈને એના પર બાણ ચઢાવી દીધું અને કહ્યું – 'આ દિવ્ય વૈષ્ણવ બાણ છે. આને ક્યાં છોડવું?' એ જોઈને - સાંભળીને પરશુરામજી ચકિત થઈ ગયા. એમનું તેજ શ્રીરામમાં જઈ મળ્યું. એ વખતે શ્રીરામની સ્તુતિ કરતાં પરશુરામજી કહે છે –

**અક્ષય્યં મધુહન્તારં જાનામિ ત્વાં સુરેશ્વરમ્ ।**
**ધનુષોડસ્ય પરામર્શાત્ સ્વસ્તિ તેડસ્તુ પરંતપ ॥**

(વા૦ રા૦ ૧/૭૬/૧૭)

'શત્રુતાપન રામ! તમારું કલ્યાણ થાઓ. આ ધનુષ્યના ચઢાવવાથી હું જાણી ગયો છું કે આપ મધુ-દૈત્યને મારનારા, દેવતાઓના સ્વામી, સાક્ષાત્ અવિનાશી વિષ્ણુ છો.' આ રીતે શ્રીરામના પ્રભાવનું વર્ણન કરીને અને એમની પ્રદક્ષિણા કરીને પરશુરામજી ચાલ્યા ગયા.

રાવણનો વધ થઈ ગયા પછી જ્યારે બ્રહ્મા સહિત દેવતાઓ શ્રીરામચંદ્રજીની પાસે આવ્યા

અને એમની સાથે વાતચીત કરતાં શ્રીરામે એમ કહ્યું કે, 'હું તો પોતાને દશરથજીનો પુત્ર રામ નામનો મનુષ્ય જ સમજું છું. હું જે છું, જ્યાંથી આવ્યો છું - એ તમે લોકો જ બતાવો.' એ વખતે બ્રહ્માજીએ બધાની સામે સંપૂર્ણ રહસ્ય ખોલી દીધું. ત્યાં રામના મહત્ત્વનું વર્ણન કરતાં બ્રહ્માજી કહે છે –

**ભવાન્નારાયણો દેવઃ શ્રીમાંશ્ચક્રાયુધઃ પ્રભુઃ ।**
**એકશૃઙ્ગો વરાહસ્ત્વં ભૂતભવ્યસપત્નજિત્ ॥**
**અક્ષરં બ્રહ્મ સત્યં ચ મધ્યે ચાન્તે ચ રાઘવ ।**
**લોકાનાં ત્વં પરો ધર્મો વિષ્વક્સેનશ્ચતુર્ભુજઃ ॥**
**શાર્ઙ્ગધન્વા હૃષીકેશઃ પુરુષઃ પુરુષોત્તમઃ ।**
**અજિતઃ ખડ્ગધૃગ્ વિષ્ણુઃ કૃષ્ણશ્ચૈવ બૃહદ્બલઃ ॥**

(વા૦ રા૦ ૬/૧૧૭/૧૩-૧૫)

'તમે સાક્ષાત્ ચક્રપાણિ લક્ષ્મીપતિ પ્રભુ શ્રીનારાયણદેવ છો. તમે જ ભૂત-ભવિષ્યના શત્રુઓને જીતનારા અને એક શૃંગધારી વરાહ ભગવાન છો. રાઘવ! તમે આદિ, મધ્ય અને અંતમાં સત્યસ્વરૂપ અવિનાશી બ્રહ્મ છો. તમે સંપૂર્ણ લોકોના પરમધર્મ ચતુર્ભુજ વિષ્ણુ છો. તમે જ અજિત, પુરુષ પુરુષોત્તમ, હૃષીકેશ તથા શાર્ઙ્ગધનુષ્યધારી, ખડ્ગધારી વિષ્ણુ છો અને આપ જ મહાબળવાન કૃષ્ણ છો.'

એ જ રીતે બીજું પણ ઘણું બધું કહ્યું છે. ત્યાં જ રાજા દશરથ પણ લક્ષ્મણની સાથે વાતચીત કરતી વખતે શ્રીરામની સેવાનું મહત્ત્વ બતાવીને કહે છે –

**એતત્તદુક્તમવ્યક્તમક્ષરં બ્રહ્મસમ્મિતમ્ ।**
**દેવાનાં હૃદયં સૌમ્ય ગુહ્યં રામઃ પરંતપઃ ॥**
**અવાપ્તં ધર્માચરણં યશશ્ચ વિપુલં ત્વયા ।**
**એનં શુશ્રૂષતાવ્યગ્રં વૈદેહ્યા સહ સીતયા ॥**

(વા૦ રા૦ ૬/૧૧૯/૩૨-૩૩)

'સૌમ્ય! આ પરન્તપ રામ સાક્ષાત્ વેદવર્ણિત અવિનાશી અવ્યક્ત બ્રહ્મ છે. આ દેવોના હૃદય છે અને પરમ રહસ્યમય છે. જનકનન્દિની સીતાની સાથે આમની સાવધાનીપૂર્વક સેવા કરીને તેં પવિત્ર ધર્મનું આચરણ અને ઘણા મોટા યશનો લાભ મેળવ્યો છે.'

આ સિવાય બીજી પણ ઘણી વાર બ્રહ્માજી, દેવતા અને મહર્ષિઓએ શ્રીરામના અમિત પ્રભાવનું યથાસાધ્ય વર્ણન કર્યું છે. મનુષ્ય-લીલા સમાપ્ત કરીને પરમ ધામમાં પધારવાના પ્રસંગે પણ એ વાત સ્પષ્ટ કરી દીધેલી છે કે શ્રીરામ સાક્ષાત્ પૂર્ણબ્રહ્મ પરમેશ્વર હતા. આથી વાલ્મીકીય રામાયણને પ્રામાણિક ગ્રંથ માનનારો કોઈ પણ મનુષ્ય શ્રીરામના ઈશ્વર હોવામાં શંકા કરી શકે, એવો અવકાશ નથી.

### પરાક્રમ

ભગવાન શ્રીરામચંદ્રજીનાં બળ, પરાક્રમ, વીરતા અને શસ્ત્ર-કૌશલના વિષયમાં કહેવાનું જ શું! સંપૂર્ણ રામાયણમાં એનું વર્ણન ભરેલું પડ્યું છે. ક્યાંયથી પણ યુદ્ધનો પ્રસંગ કાઢીને જોઈ શકીએ છીએ. વિશ્વામિત્રના યજ્ઞની રક્ષા કરતી વેળાએ એમણે રમતમાં જ તાડકા અને સુબાહુને મારીને મારીચને માનવાસ્ત્ર વડે સો યોજન દૂર સમુદ્રની વચ્ચે નાંખી દીધો.

જનકપુરમાં જે ધનુષ્યને મોટા મોટા વીર અને મહાબલી રાજા અત્યંત પરિશ્રમ કરીને પણ ન હલાવી શક્યા, એને જ શ્રીરામે અનાયાસે જ ઉપાડીને તોડી નાખ્યું. વિષ્ણુના ધનુષ્ય પર બાણ ચઢાવીને પરશુરામજીનું તેજ હરી લીધું. પંચવટીમાં ચૌદ હજાર રાક્ષસોને થોડી જ વારમાં કોઈની સહાયતા વિના જ મારી દીધા. વાલી જેવા મહાયોદ્ધાને એક જ બાણથી મારી નાખ્યો. ધનુષ્ય પર બાણ ચઢાવવા માત્રથી જ સમુદ્રમાં ખળભળાટ મચી ગયો – અને એ ભયભીત થઈને શરણે આવી

ગયો. લંકામાં જઈને ભયંકર યુદ્ધમાં રાક્ષસો સહિત કુંભકર્ણ અને રાવણનો વધ કરીને સમસ્ત સંસારમાં એમણે વિજયનો ડંકો વગાડી દીધો.

### ક્ષમા

આટલા મોટા પરાક્રમી હોવા છતાં પણ શ્રીરઘુનાથજી એટલા ક્ષમાશીલ હતા કે પોતાના તરફ કરેલા અન્યના અપરાધને અપરાધ જ નહોતા માનતા. એમણે જ્યાં પણ ક્રોધ અને યુદ્ધની લીલા કરી છે, તે પોતાના આશ્રિતો અને સાધુ-પુરુષો પ્રત્યે કરેલા અપરાધો માટે દંડ આપવા અને એ બહાને દુષ્ટોનાં પાપ ધોવા માટે જ કરી છે. મંથરા જેવી દાસીના અપરાધનો એમણે ક્યાંય ઉલ્લેખ પણ નથી કર્યો.

### ઉપસંહાર

શ્રીરામના મહત્ત્વપૂર્ણ અસંખ્ય આદર્શ ગુણોનું લેખની દ્વારા વર્ણન કરવું અસંભવ જ છે. આદિકવિ શ્રીવાલ્મીકિજીથી લઈને આજ સુધી બધા મુખ્ય મુખ્ય કવિઓએ શ્રીરામચરિતનું વર્ણન કરીને પોતાની વાણીને સફળ બનાવવાનો પ્રયત્ન કર્યો છે, પરંતુ શ્રીરામના અનંત ગુણોનો પાર કોઈ નથી પામી શક્યું. મેં તો જે કંઈ પણ લખ્યું છે, તે માત્ર શ્રીવાલ્મીકીય રામાયણના આધાર પર ખૂબ જ સંક્ષેપમાં લખ્યું છે. એ પણ મારું કેવળ સાહસમાત્ર જ છે; કારણ કે ન તો મને સંસ્કૃત ભાષાનું વિશેષ જ્ઞાન છે અને ન તો હિન્દીનું. આથી સુજ્ઞ વાચકજનો ત્રુટિઓને માટે ક્ષમા કરે. આને વાંચી-સાંભળીને જો કોઈ ભગવત્પ્રેમી ભાઈ થોડા અંશે લાભ ઉઠાવી શકશે તો મારા માટે એ ઘણા સૌભાગ્યની વાત હશે અને હું એમનો આભારી રહીશ.

—★—

# સીતાજીનું આદર્શ જીવન

### ઉપક્રમ

સંસારની પતિવ્રતા સ્ત્રીઓમાં પતિ-પરાયણા સીતાજીનું સ્થાન ખૂબ ઊંચું છે. રામાયણમાં વર્ણિત સમસ્ત સ્ત્રી-ચરિત્રોમાં સીતાજીનું ચરિત્ર સર્વોત્તમ, બધી રીતે આદર્શ અને અનુકરણ કરવા યોગ્ય છે – એમાં તો કહેવું જ શું; હિન્દુ સમાજની બધી સ્ત્રીઓ માટે દરેક પરિસ્થિતિમાં સીતાજીનું જીવન પથપ્રદર્શક છે. સીતાજીની જેમ અસાધારણ પાતિવ્રત્ય, ત્યાગ, શીલ, નિર્ભયતા, શાંતિ, ક્ષમા, સૌહાર્દ, સહનશીલતા, ધર્મપરાયણતા, નમ્રતા, સંયમ, સેવા, સદાચાર, વ્યવહાર-કુશળતા, સાહસ, શૌર્ય વગેરે ગુણો એકસાથે સંસારની બીજી કોઈ પણ સ્ત્રીમાં કદાચ જ મળી શકે. શ્રીસીતાજીના જેવું પવિત્ર જીવન અને અનુપમ ભક્તિનું ઉદાહરણ જગતના ઈતિહાસમાં મળવું મુશ્કેલ છે. આરંભથી લઈને અંત સુધી સીતાજીની બધી વાતો પવિત્ર અને આદર્શ છે. એમના જીવનની કોઈ પણ ઘટના એવી નથી, જેનાથી આપણી માતાઓ, વહુઓ, બહેનો તેમ જ દીકરીઓને ઉત્તમ શિક્ષા ન મળે. સંસારમાં આજ સુધી જેટલી સ્ત્રીઓ થઈ છે, એમાં સીતાજીને સર્વ-શિરોમણિ પતિવ્રતા કહેવામાં કોઈ અતિશયોક્તિ નહીં હોય.

માયા-મૃગને પકડવા માટે શ્રીરામના જતાં રહ્યા પછી શ્રીરામના જેવા જ અવાજમાં મારીચ વડે કહેવાયેલાં 'હા સીતે! હા લક્ષ્મણ!' વગેરે શોકયુક્ત વચનો સાંભળીને ગભરાઈ ગયેલાં સીતાજીએ લક્ષ્મણને જે કઠોર વચનો કહ્યાં હતાં, એમાં પણ વિશાળ પતિ-પ્રેમનો

આદર્શ ભરેલો છે; પરંતુ શ્રીલક્ષ્મણજીનો સીતાજી પ્રત્યે જેવો માતૃ-ભાવ હતો, એને જોતાં સીતાજીનો એ વ્યવહાર અનુચિત પ્રતીત થાય છે; એટલા માટે જ સ્વયં સીતાજીએ આગળ જતાં આનો પશ્ચાત્તાપ કર્યો છે. આપણી મા-બહેનોએ આનાથી એ જ શીખ લેવી જોઈએ કે પતિના સંકટમાં પડવાની શંકા થતાં એની સહાયતા માટે તો છેલ્લા શ્વાસ સુધી પ્રયત્ન કરવો સ્ત્રીનું કર્તવ્ય છે, પણ પોતાના કોઈ પવિત્ર અનુયાયી કે કુટુંબીને ટોણા મારવા કે કઠોર વચન કહેવાં ઉચિત નથી.

આગળ-પાછળનાં વર્ણનોથી એ વાતનું અનુમાન લગાવી શકાય છે કે પિયરમાં પણ સીતાજીનું બધાની સાથે ખૂબ જ પ્રેમાળ વર્તન હતું, નાનાં-મોટાં બધાં સ્ત્રી-પુરુષ સીતાજીને હૃદયથી ચાહતાં હતાં; પરંતુ વાલ્મીકીય રામાયણમાં શ્રીસીતાજીના બાલ-ચરિત્રનું વર્ણન નથી. વન-ગમનના સમયે કહેલાં સીતાજીનાં જ વચનોથી એ વાતની ખબર પડે છે કે માતા-પિતા દ્વારા એમને પિયરમાં જ ખૂબ ઉપયોગી શિક્ષા મળી ચૂકી હતી, એમણે ત્યાં જ સદાચાર અને સંયમનો અભ્યાસ કરી લીધો હતો તથા સુખ-દુઃખને સમાન સમજી પ્રત્યેક પરિસ્થિતિમાં પ્રસન્ન રહેવાની શક્તિ પ્રાપ્ત કરી લીધી હતી. આ વાત લીલાની દૃષ્ટિથી કહેવાય છે. આમ તો જાનકીજી સાક્ષાત્ જગદંબા જ હતા.

### સેવા માટે પ્રેમાગ્રહ

વન તરફ પ્રસ્થાન કરતી વેળાએ જ્યારે શ્રીરામચંદ્રજી સીતાજીને મળવા માટે મહેલમાં ગયા અને એમણે અચાનક તેમને પોતાના વન-ગમનની વાત જણાવી, તે વખતે તરત જ સીતાજીએ પોતાનું કર્તવ્ય નિશ્ચિત કરી લીધું. તેઓ કહે છે –

**ન પિતા નાત્મજો વાત્મા ન માતા ન સખીજનઃ ।**
**ઈહ પ્રેત્ય ચ નારીણાં પતિરેકો ગતિઃ સદા ॥**
**યદિ ત્વં પ્રસ્થિતો દુર્ગં વનમદ્યૈવ રાઘવ ।**
**અગ્રતસ્તે ગમિષ્યામિ મૃદ્નન્તી કુશકણ્ટકાન્ ॥**

× × ×

**પ્રાસાદાગ્રે વિમાનૈર્વા વૈહાયસગતેન વા ।**
**સર્વાવસ્થાગતા ભર્તુઃ પાદચ્છાયા વિશિષ્યતે ॥**
**સુખં વને નિવત્સ્યામિ યથૈવ ભવને પિતુઃ ।**
**અચિન્તયન્તી ત્રીંલ્લોકાંશ્ચિન્તયન્તી પતિવ્રતમ્ ॥**

× × ×

**શુશ્રૂષમાણા તે નિત્યં નિયતા બ્રહ્મચારિણી ॥**
**સહ રંસ્યે ત્વયા વીર વનેષુ મધુગન્ધિષુ ॥**

× × ×

**અનન્યભાવામનુરક્તચેતસં**
**ત્વયા વિયુક્તાં મરણાય નિશ્ચિતામ્ ।**
**નયસ્વ માં સાધુ કુરુષ્વ યાચનાં**
**નાતો મયા તે ગુરુતા ભવિષ્યતિ ॥**

(વા૦ રા૦ ૨/૨૭/૬-૭, ૯, ૧૨-૧૩, ૨૩)

'નારી માટે આ લોક અને પરલોકમાં પતિ જ આશ્રય આપનાર છે. પિતા, પુત્ર, માતા, સખીઓ તથા પોતાનું આ શરીર પણ એનું સાચું સહાયક નથી. જો તમે આજે જ દુર્ગમ વનમાં પ્રસ્થાન કરી રહ્યા છો તો હું રસ્તાના કુશ-કંટકોને મસળતી આપની આગળ-આગળ ચાલીશ... ઊંચા-ઊંચા મહેલોમાં રહેવું, વિમાનો પર ચઢીને ફરવું અથવા અણિમાદિ સિદ્ધિઓ વડે આકાશમાં વિચરવું – આ બધાની અપેક્ષાએ સ્ત્રી માટે કોઈ પણ અવસ્થામાં પતિના ચરણોની છાયામાં રહેવું વિશેષ મહત્ત્વ રાખે છે.... આથી હું વનમાં એ જ રીતે નિવાસ કરીશ, જે રીતે પોતાના પિતાના ઘરમાં રહેતી હતી. હે વીરશિરોમણિ! ત્યાં મને ત્રૈલોક્યના કોઈ પણ વિષયોનો વિચાર નહીં આવે, હંમેશાં પતિવ્રતા-ધર્મનું સ્મરણ કરતી

આપની સેવામાં લાગેલી રહીશ... નિયમપૂર્વક રહીને બ્રહ્મચર્ય-વ્રતનું પાલન કરીશ અને આપની સાથે મધુર મધુર સુગંધથી ભરેલાં વનોમાં વિચરીશ.... મારા હૃદયનો સંપૂર્ણ પ્રેમ એકમાત્ર આપને જ અર્પિત છે, આપના સિવાય બીજે ક્યાંય મારું મન નથી જતું. જો તમારાથી વિયોગ થયો તો ખરેખર જ મારું મૃત્યુ થઈ જશે. માટે જ તમે મારી યાચના સફળ કરો, મને સાથે લઈ લો. મારી સાથે રહેવાથી તમારા પર કોઈ ભાર નહીં પડે.'

આ જ પ્રકારનાં બીજાં પણ પ્રેમ અને ધર્મથી ભરેલાં વચનો સીતાજીએ એ પ્રસંગે કહ્યાં છે. ભગવાન રામના મુખથી વનના અનેક ક્લેશોને સાંભળીને પણ સીતાજી પોતાના નિશ્ચયથી સહેજ પણ વિચલિત ન થયાં. તેઓ પતિ-સેવાની સામે સંસારનાં સુખ અને વૈભવને કેટલો તુચ્છ સમજતાં હતાં, પતિનાં ચરણોમાં એમનો કેટલો પ્રગાઢ પ્રેમ હતો, તેઓ કઈ રીતે તન-મનથી એમની સેવા કરવા માગતાં હતાં – આ બધી વાતો ત્યાંનો પ્રસંગ વાંચવાથી જ બરાબર સમજી શકાય છે. ભગવાન પાસેથી વન-ગમનની આજ્ઞા પ્રાપ્ત કરવા માટે સીતાજીએ હઠપૂર્વક પૂરો પ્રયત્ન કર્યો. સામ, દામ, નીતિ વગેરે બધા ઉપાયોનો આશ્રય લીધો.

છેવટે સીતાજીના પ્રેમની જીત થઈ. શ્રીરામે પ્રેમપૂર્વક સીતાજીને સાથે લઈ જવાનો સ્વીકાર કરી લીધો. આ વાતથી એ સિદ્ધ થાય છે કે સ્ત્રીને પતિ-સેવા માટે - પોતાના સુખ માટે નહીં - આગ્રહપૂર્વક પતિની આજ્ઞાને બેવડાવવાનો અધિકાર છે. તે પ્રેમથી પતિ-સુખ કાજે એવો આગ્રહ કરી શકે છે. સીતાજીના આ પ્રેમાગ્રહની બધા પ્રશંસા કરે છે, કોઈ નિંદા નથી કરતું, કારણ કે સીતાજી કેવળ પતિ-પ્રેમ અને પતિ-સેવા માટે જ સર્વ સુખોને તિલાંજલિ આપીને વનમાં ગયાં હતાં, કોઈ ઇન્દ્રિય-સુખરૂપી સ્વાર્થ માટે નહીં. માટે જ સીતાજીનો આ વ્યવહાર પતિવ્રતા-ધર્મની દૃષ્ટિથી આદર્શ માનવામાં આવ્યો છે. આનાથી પુરુષોએ પણ એ શિક્ષા ગ્રહણ કરવી જોઈએ કે સહધર્મચારિણી પત્નીની ઇચ્છા વિના એને છોડીને બીજે જતાં રહેવું ઉચિત નથી. જો પતિ સ્ત્રીની સુવિધા માટે એને પોતાની સાથે ન રાખવા ઇચ્છતો હોય, તો પણ સ્ત્રીએ કષ્ટ અને આપત્તિને કાળે પતિને સુખ પહોંચાડવા માટે - એની સેવા કરવાના ઉદ્દેશથી એની સાથે રહેવું જોઈએ. એ વાત ચોક્કસ છે કે હંમેશાં બધા માટે એક જેવી વ્યવસ્થા ન હોઈ શકે; આથી સમય અને પરિસ્થિતિ જોઈને જ કાર્ય કરવું જોઈએ.

## સહિષ્ણુતા

સીતાજીએ વનમાં રહીને તો મોટાં-મોટાં કષ્ટોને સહર્ષ સહન કર્યાં હતાં, આ સિવાય એમની સહિષ્ણુતાનું એક વધુ ઉદાહરણ મળે છે. વન-ગમનની વેળાએ જ્યારે કૈકેયીએ સીતાજીને વનવાસને અનુરૂપ વસ્ત્રો પહેરવા માટે આપ્યાં, એ વખતે રાણીવાસની બીજી સ્ત્રીઓ તથા રાજા દશરથના દુ:ખનું તો કહેવું જ શું, વસિષ્ઠ જેવા તપોનિષ્ઠ મહર્ષિનું મન પણ ક્ષુબ્ધ થઈ ઊઠ્યું હતું અને એમણે ઘણા કઠોર શબ્દોમાં કૈકેયીની ભર્ત્સના કરી તથા સીતાજીને વલ્કલ-વસ્ત્રો પહેરવાની મનાઈ કરી; પણ આવી ઘટનાના સમયે પણ સીતાજીના મનમાં કોઈ વિકાર ઉત્પન્ન ન થયો. તેઓ કૈકેયી પ્રત્યે કરવામાં આવેલી વસિષ્ઠજીની નિંદાને માત્ર ચૂપચાપ સાંભળતાં રહ્યાં. એટલું જ નહીં, પણ સાસુની આજ્ઞા પ્રમાણે એ વસ્ત્રોને એમણે ધારણ પણ કરી લીધાં અને વસિષ્ઠજીની આજ્ઞા હોવા

છતાં પણ પોતાના નિશ્ચયને ન બદલ્યો. એ પ્રસંગે કવિએ કહ્યું છે –

**તસ્મિંસ્તથા જલ્પતિ વિપ્રમુખ્યે**
**ગુરૌ નૃપસ્યાપ્રતિમપ્રભાવે ॥**
**નૈવ સ્મ સીતા વિનિવૃત્તભાવા**
**પ્રિયસ્ય ભર્તુઃ પ્રતિકારકામા ॥**

(વા૦ રા૦ ૨/૩૭/૩૭)

અર્થાત્ રાજસભામાં રાજગુરુ ઋષિ-શિરોમણિ વસિષ્ઠજીના આ રીતે કહેતા રહેવા છતાં પણ પ્રિય પતિનું અનુકરણ કરવાની ઈચ્છા રાખનાર અનુપમ પ્રભાવશાળી સીતાજીએ પોતાનો વિચાર ન બદલ્યો.

આ પ્રસંગથી એ પણ શીખ મળે છે કે સાસુ કે એમના સમકક્ષ વયોવૃદ્ધ કોઈ પણ સ્ત્રી કંઈક કઠોર વાત કહે કે પ્રતિકૂળ વર્તન કરે તો એને સહર્ષ સહન કરવું જોઈએ અને વિપત્તિના સમયે પતિ-સેવા માટે ક્યાંક પતિની સાથે જાય તો એમની જ જેમ સાદગીથી રહેવું જોઈએ, શૃંગારાદિના મોહમાં ન પડવું જોઈએ.

## વનમાં સીતાજીની પતિ-સેવા

પતિ-સેવામાં જ સદા ખુશ રહેનારા સીતાજી વનમાં જઈને પોતાનાં સર્વ ભૌતિક સુખોને ભૂલી જાય છે. એમને રાજ-પાટ, મહેલ-બગીચા, ધન-સંપત્તિ અને દાસ-દાસીઓની જરા પણ સ્મૃતિ નથી થતી. તે સતત ભગવાન રામની જ સેવામાં તત્પર રહેતાં તથા એમની આજ્ઞાનુસાર અર્ઘ્ય, પાદ્ય વગેરેથી વનવાસી ઋષિઓનો યથાયોગ્ય સત્કાર કર્યા કરતાં હતાં. તે નિર્જન વનમાં ઘરની જેમ જ નિર્ભય રહેતાં. એમનું મન હંમેશાં શ્રીરામમાં જ પરોવાયેલું રહેતું અને વનમાં તે શ્રીરામની સાથે ખૂબ ખુશીથી રહેતાં હતાં. ચિત્રકૂટથી પંચવટી જતી વખતે જ્યારે શ્રીરામચંદ્રજી અત્રિ મુનિના આશ્રમમાં રહ્યા, એ વખતે અનસૂયાજીએ સીતાજીને અત્યંત સુંદર પતિવ્રતા-ધર્મનો ઉપદેશ દીધો. એને સાંભળીને સીતાજીએ અનસૂયાજીના ઉપદેશનું સમર્થન કરતાં કહ્યું –

**યદ્યપ્યેષ ભવેદ્ભર્તા અનાર્યો વૃત્તિવર્જિતઃ।**
**અદ્વૈધમત્ર વર્તવ્યં તથાપ્યેષ મયા ભવેત્॥**
**કિં પુનર્યો ગુણશ્લાઘ્યઃ સાનુક્રોશો જિતેન્દ્રિયઃ।**
**સ્થિરાનુરાગો ધર્માત્મા માતૃવત્પિતૃવત્પ્રિયઃ॥**

(વા૦ રા૦ ૨/૧૧૮/૩-૪)

'જો મારા પતિદેવ અનાર્ય અને જીવિકારહિત હોત, તો પણ હું ખચકાટ વિના એમની સેવામાં પરાયણ રહેત, તો પછી જ્યારે આ પોતાના ગુણોને કારણે જ બધાની પ્રશંસાના પાત્ર બન્યા છે. તથા દયાળુ, જિતેન્દ્રિય, ધર્માત્મા, સ્થાયી પ્રેમ કરનાર અને માતા-પિતાની જેમ હિત ઈચ્છનારા છે, તો એમની સેવા વિશે કહેવું જ શું?'

આ સિવાય એ જ પ્રસંગે સીતાજીએ શ્રીરામના બળ અને ગુણોના વખાણ કરતાં એ પણ કહ્યું છે કે, 'જ્યારે હું પતિની સાથે નિર્જન વનમાં આવતી હતી, તે વખતે મારા સાસુ કૌસલ્યાએ મને જે કર્તવ્યનો ઉપદેશ આપ્યો હતો, એ મારા હૃદયમાં એવો ને એવો જડાયેલો છે - એની પહેલાં મારા વિવાહકાળે અગ્નિની સમીપ માતાએ મને જે શીખ આપી હતી, એ પણ સારી રીતે યાદ છે. હું જાણું છું કે સ્ત્રીને માટે પતિ જ ગુરુ અને સર્વસ્વ છે. એના માટે પતિ-સેવાથી વધીને બીજું કોઈ તપ નથી' – વગેરે.

આ પ્રસંગથી ખબર પડે છે કે સીતાજીની પતિ-સેવા વિશેની ભાવના કેટલી ઉચ્ચ હતી. માતા-પિતા અને સાસુની શીખને તે કેટલો આદર આપતાં હતાં.

## નિર્ભયતા

સીતાજીના તેજ અને નિર્ભયતાનું ઉદાહરણ પણ જુઓ. જે અતુલ પરાક્રમી રાવણનું નામ સાંભળીને દેવતા લોકો પણ ગભરાઈ જતા હતા, એને જ સીતાજી નિર્ભયતા સાથે કેવો ઉત્તર આપે છે. તે રાવણના ફંદામાં પડેલા હોવા છતાં પણ અતિશય ક્રોધથી એનો તિરસ્કાર કરતાં કહે છે –

**ત્વં પુનર્જમ્બુકઃ સિંહી મામિહેચ્છસિ દુર્લભામ્ ।**
**નાહં શક્યા ત્વયા સ્પ્રષ્ટુમાદિત્યસ્ય પ્રભા યથા ॥**

× × ×

**સૂર્યાચન્દ્રમસૌ ચોભૌ પાણિભ્યાં હર્તુમિચ્છસિ ॥**
**યો રામસ્ય પ્રિયાં ભાર્યાં પ્રધર્ષયિતુમિચ્છસિ ।**
**અગ્નિં પ્રજ્વલિતં દૃષ્ટ્વા વસ્ત્રેણાહર્તુમિચ્છસિ ॥**
**અયોમુખાનાં શૂલાનામગ્રે ચરિતુમિચ્છસિ ।**
**રામસ્ય સદૃશીં ભાર્યાં યોડધિગન્તું ત્વમિચ્છસિ ॥**

(વા૦ રા૦ ૩/૪૭/૩૭, ૪૨-૪૪)

'તું શિયાળ છે અને હું સિંહણ છું, હું તારા માટે સર્વથા દુર્લભ છું. તો પણ શું તું મને મેળવવાની હિંમત રાખે છે? જેમ કોઈ સૂર્યની પ્રભાને નથી અડી શકતું, એમ જ તું મને અડી પણ નથી શકવાનો. તારી એટલી હિંમત કે તું શ્રીરામની પ્રિય સ્ત્રીનું અપહરણ કરવા ઇચ્છે છે! ચોક્કસ જ તું સૂર્ય અને ચંદ્રમાને હાથથી પકડવાની અભિલાષા સેવે છે. જો તું શ્રીરામની પ્યારી પત્ની પર બળાત્કાર કરવા ઇચ્છે છે તો ખરેખર જ સળગતી આગને જોઈને પણ એને કપડામાં બાંધીને લઈ જવાની ઇચ્છા કરે છે અને લોખંડના તીક્ષ્ણ સળિયાઓની અણી પર ફરવા ઇચ્છે છે.'

આ સિવાય એમણે એમ પણ કહ્યું કે, 'તારામાં અને શ્રીરામચંદ્રજીમાં એટલું જ અંતર છે, જેટલું સિંહ અને શિયાળમાં, સમુદ્ર અને વહેળામાં, અમૃત અને કાંજીમાં, સોના અને લોખંડમાં, ચંદન અને કાદવમાં, હાથી અને બિલાડામાં, ગરૂડ અને કાગડામાં.' – વગેરે.

આનાથી એ શીખવું જોઈએ કે પોતાના પાતિવ્રત-ધર્મ અને પરમાત્માના બળે કોઈ પણ અવસ્થામાં સ્ત્રીએ ડરવું યોગ્ય નથી. અન્યાયનો સામનો નિર્ભયતાથી કરવો જોઈએ. પરમાત્માના બળ પર સાચો વિશ્વાસ હશે તો ભગવાન અવશ્ય સહાયતા કરશે.

## ધર્મ-પાલનમાં દૃઢતા

કોઈ પ્રકારના પ્રલોભનથી, ભયથી કે ઘણી મોટી વિપત્તિ આવવા છતાં પણ ધર્મનો ત્યાગ ન કરવો જોઈએ – એ વાતની શીખ પણ આપણને સીતાના જીવનમાંથી મળે છે. લંકાની અશોક-વાટિકામાં સીતાજીનો ધર્મ ભ્રષ્ટ કરવા માટે દુષ્ટ રાવણે ઓછો પ્રયત્ન નથી કર્યો. તે પોતે પોતાની સ્ત્રીઓ સાથે અશોક-વાટિકામાં ગયો, સીતાજીને પોતાનો વૈભવ બતાવીને એમનું મન વિચલિત કરવા માટે મોટાં મોટાં પ્રલોભનો આપ્યાં, વારંવાર અનુનય-વિનય કર્યો. છતાં પણ સીતાજી પોતાના ધર્મ પર અટલ રહીને દુષ્ટ રાવણનો નીતિયુક્ત શબ્દોમાં હંમેશાં તિરસ્કાર જ કરતાં રહ્યાં. જ્યારે રાવણે વારંવાર શ્રીરામ પ્રત્યે કઠોર શબ્દો કહ્યા અને સીતાજીને અનેક પ્રકારનો ભય બતાવ્યો, ત્યાં સુધી કે માયાથી બનેલું શ્રીરામનું મસ્તક પણ લાવીને એમની સામે રાખી દીધું, એ વખતે આ બધી વાતોથી ખૂબ દુઃખી થઈને સીતાજી મરવા માટે તૈયાર થઈ ગયાં, પરંતુ ધર્મથી ડગવાની ભાવના કદી સ્વપ્નમાં પણ એમના મનમાં ઊઠી નહીં. એમનું મન રાત-દિવસ શ્રીરામના ચરણોમાં જ લાગ્યું રહેતું હતું. રાક્ષસીઓએ પણ સીતાજીને ભય અને પ્રલોભન બતાવીને ઘણાં હેરાન કર્યાં. પણ સીતાજી તો સીતાજી રહ્યાં. ધર્મ-ત્યાગની તો વાત

જ શું, એમણે વિપત્તિથી બચવા માટે છળથી પણ ક્યારેય પોતાના બહારના વર્તનમાં પણ કોઈ દોષ ન આવવા દીધો. એમના નિર્મળ અને ધર્મથી ભરેલા મનમાં કદી કોઈ ખરાબ સ્ફુરણા પણ ન આવી. સુંદરકાંડમાં આ પ્રસંગ ધ્યાનપૂર્વક વાંચવાયોગ્ય છે. ત્યાં અશોક-વાટિકામાં રહીને સીતાજી કેવી રીતે જીવન વિતાવે છે – એનું ઘણું જ હૃદયસ્પર્શી વર્ણન છે. તે વિલાપ કરતાં કહે છે –

**ન હિ મે જીવિતેનાર્થો નૈવાર્થૈર્ન ચ ભૂષણૈઃ ।**
**વસન્ત્યા રાક્ષસીમધ્યે વિના રામં મહારથમ્ ॥**

× × ×

**ધિઙ્‌મામનાર્યામસતીં યાહં તેન વિના કૃતા ।**
**મુહૂર્તમપિ જીવામિ જીવિતં પાપજીવિકા ॥**
**ચરણેનાપિ સવ્યેન ન સ્પૃશેયં નિશાચરમ્ ।**
**રાવણં કિં પુનરહં કામયેયં વિગર્હિતમ્ ॥**

(વા૦ રા૦ ૫/૨૬/૫, ૭-૮)

‘મહારથી શ્રીરામજી વિના આ રાક્ષસીઓ વચ્ચે રહેતાં મારે જીવનથી, ધનથી અને આભૂષણોથી કંઈ પણ પ્રયોજન નથી. હું ઘણી અનાર્યા અને અસતી છું; મને ધિક્કાર છે, જે એમનાથી અલગ થઈને હું એક મુહૂર્ત પણ આ પાપી જીવનને ધારણ કરી રહી છું. આ રાક્ષસ રાવણને તો હું ડાબા પગથી પણ ન અડી શકું, તો પછી એને ઇચ્છવાની તો વાત જ શું?’ – વગેરે.

આનાથી સ્ત્રીઓએ એ શીખ ગ્રહણ કરવી જોઈએ કે પતિના વિયોગમાં ભયંકર આપત્તિ આવવા છતાં પણ પતિના જ ચરણોનું ધ્યાન રહે. મનમાં ભગવાન અને ધર્મના બળ પર પૂરી વીરતા, ધીરતા અને સાહસ રહે. સ્વધર્મ-પાલન માટે પ્રાણોની પણ આહુતિ આપવા માટે હંમેશાં તૈયાર રહે.

## સાવધાની

સીતાજીની સાવધાની પણ અનુકરણ કરવા યોગ્ય છે. જ્યારે હનુમાનજી અશોક-વાટિકામાં ગયા છે, ત્યારે સીતાજીએ પોતાના બુદ્ધિ-કૌશલ્યથી બધી રીતે એમની પરીક્ષા કરી છે. જ્યાં સુધી એમને એ વિશ્વાસ ન થયો કે હનુમાન સાચે જ શ્રીરામના દૂત છે અને મને શોધવા માટે અહીં આવ્યા છે ત્યાં સુધી એમણે હનુમાનને ખુલ્લા દિલથી વાત ન કરી. હનુમાનની સાથે ઘણી-બધી વાતચીત થઈ ગયા પછી કવિ કહે છે –

**એવં વિશ્વાસિતા સીતા હેતુભિઃ શોકકર્શિતા ।**
**ઉપપન્નૈરભિજ્ઞાનૈર્દૂતં તમધિગચ્છતિ ॥**

(વા૦ રા૦ ૫/૩૫/૮૫)

અર્થાત્ એ રીતે વિશ્વસનીય કારણો તથા શ્રીરામ અને લક્ષ્મણનાં શારીરિક ચિહ્નોનું વર્ણન કરીને હનુમાનજીએ શોકથી દુર્બળ થયેલા સીતાજીને પોતાનો વિશ્વાસ અપાવ્યો, ત્યારે એમણે હનુમાનને રામના દૂત ગણ્યા.

ત્યાર બાદ જ્યારે હનુમાને રામ-નામ વડે અંકિત વીંટી આપીને વિશ્વાસને હજી વધારે દૃઢ બનાવી દીધો, ત્યારે સીતાજીએ એમને પોતાની સાથે વાતચીત કરવાની આજ્ઞા આપી –

**અર્હસે ચ કપિશ્રેષ્ઠ મયા સમભિભાષિતુમ્ ।**
**યદ્યસિ પ્રેષિતસ્તેન રામેણ વિદિતાત્મના ॥**

(વા૦ રા૦ ૫/૩૬/૧૦)

‘હનુમાન! જો તમે આત્મજ્ઞાની રામના મોકલેલા છો તો મારી સાથે વાતચીત કરી શકો છો.’

## પ્રેમ

સીતાજીનો શ્રીરામમાં અલૌકિક પ્રેમ હતો. હનુમાન પાસેથી શ્રીરામચંદ્રજીનો સંદેશો મેળવીને એમના આનંદનો પાર નથી રહેતો. વાતચીત શરૂ થતાં જ તે પહેલાં એમને પોતાના સ્વામી અને

દિયરના કુશળ સમાચાર જ પૂછે છે. પોતે પણ એમના જ ગુણોનું વારંવાર વર્ણન કરે છે. વાત કરતાં કરતાં પ્રેમમાં વિહ્વળ થઈને રડવા લાગે છે.

પહેલાં જ્યારે હનુમાન પ્રત્યક્ષ નહોતા થયા, એ વખતે એમના મુખમાંથી શ્રીરામચંદ્રજીના ચરિત્રનું વર્ણન સાંભળીને ઘણા પ્રકારની કલ્પના કરતાં સીતાજી પોતે જ પોતાની સ્થિતિનું વર્ણન આ રીતે કરે છે –

**રામેતિ રામેતિ સદૈવ બુદ્ધ્યા**
**વિચિન્ત્ય વાચા બ્રુવતી તમેવ ।**
**તસ્યાનુરૂપં ચ કથાં તદર્થા-**
**મેવં પ્રપશ્યામિ તથા શૃણોમિ ॥**
**અહં હિ તસ્યાદ્ય મનોભવેન**
**સમ્પીડિતા તદ્ગતસર્વભાવા ।**
**વિચિન્તયન્તી સતતં તમેવ**
**તથૈવ પશ્યામિ તથા શૃણોમિ ॥**
(વા૦ રા૦ ૫/૩૨/૧૧-૧૨)

'હું બુદ્ધિથી સતત શ્રીરામનું જ ચિંતન કરતી રહું છું. વાણીથી એમનું જ વર્ણન કરું છું. એના જ અનુસાર એમના વિષયની વાતો મને સંભળાઈ રહી છે અને એવી જ ઘટના હું જોઈ રહી છું. મારા સર્વભાવ એમનામાં જ સમર્પિત છે, એમની જ અભિલાષાથી સંતપ્ત થઈને હું સતત એમનું જ ચિંતન કરતી રહું છું. આથી એવું જ સાંભળું અને જોઉં છું.'

ભગવાન શ્રીરામમાં સીતાજીનો કેટલો પ્રેમ હતો, પોતાના પ્રિયતમને મળવા માટે એમના હૃદયમાં કેટલી વ્યાકુળતા હતી – એની ખબર રાવણ દ્વારા એમને હરાઈ ગયાથી લઈને લંકા-વિજય સુધીનાં એમનાં વિવિધ વચનોથી પડે છે. એ પ્રસંગને વાંચતાં-વાંચતાં કઠોર હૃદયનો મનુષ્ય પણ રડી પડે છે, તો ભાવુક હૃદયના મનુષ્યો વિશે તો કહેવાનું જ શું? ભગવાન શ્રીરામે સીતાજીના પ્રેમની વારંવાર પ્રશંસા કરી છે. એમણે પોતે સામાન્યમાં સામાન્ય વિષયી મનુષ્યોની જેમ સીતા માટે વિલાપ કરીને સીતાજીના પ્રેમને પ્રમાણિત કર્યો છે. સીતાજીના વિયોગમાં વ્યાકુળ થઈને રડતાં અને વિલાપ કરતાં શ્રીરામ ઋષિકુમારો, સૂર્ય, પવન, પશુ-પક્ષી અને વૃક્ષ-લતાઓને પણ સીતાજીનું ઠેકાણું પૂછતા ફરે છે.

આનાથી એ ન સમજવું જોઈએ કે ભગવાન શ્રીરામ અત્યંત કામી હતા. વાત એ હતી કે સીતાજીની શ્રીરામમાં એટલી ઊંડી પ્રીતિ હતી અને એમના માટે એટલા વ્યાકુળ હતા કે એને લીધે એકદમ નિઃસ્પૃહ શ્રીરામને પણ એવું જ વર્તન કરવું પડ્યું. ભગવાનનો તો એ સ્વભાવ જ રહ્યો –

**'યે યથા માં પ્રપદ્યન્તે તાંસ્તથૈવ ભજામ્યહમ્ ।'**

– આથી જ મહાવિરહી અને અતિકામી સાધારણ મનુષ્યની જેમ લીલા કરીને એમણે ઉપર્યુક્ત સિદ્ધાંતને ચરિતાર્થ કરી દીધો. આનાથી આપણે એ શીખ ગ્રહણ કરવી જોઈએ કે જો આપણે ભગવાનને મેળવવા માટે એમના વિરહમાં વ્યાકુળ થઈશું તો ભગવાને પણ આપણને મળવા માટે એટલું વ્યાકુળ થવું પડશે. આથી આપણે બધા એમનામાં એવો જ પ્રેમ વધારવાનો પ્રયત્ન કરીએ.

## પરપુરુષ પ્રત્યે સાવધતા

હનુમાનજી સાથે વાતચીત કરતાં કરતાં જ્યારે ભગવાન શ્રીરામના ગુણ, પ્રભાવ અને પરાક્રમને યાદ કરતાં સીતાજી એમના વિયોગ-દુઃખથી વ્યાકુળ થઈ ગયાં, એમના મુખ પર આંસુઓની ધારા વહેવા લાગી, એ વખતે હનુમાને એમને આશ્વાસન આપતાં કહ્યું –

**શ્રુત્વૈવ ચ વચો મહ્યં ક્ષિપ્રમેષ્યતિ રાઘવઃ ।**
**ચમૂં પ્રકર્ષન્મહતીં હર્યૃક્ષગણસંકુલામ્ ॥**

**અથવા મોચયિષ્યામિ ત્વામદ્યૈવ સરાક્ષસાત્ ।**
**અસ્માદ્ દુઃખાદુપારોહ મમ પૃષ્ઠમનિન્દિતે ॥**

× × ×

**દ્રક્ષ્યસ્યદ્યૈવ વૈદેહિ રાઘવં સહલક્ષ્મણમ્ ।**
**વ્યવસાયસમાયુક્તં વિષ્ણું દૈત્યવધે યથા ॥**

(વા૦ રા૦ ૫/૩૭/૨૦-૨૧, ૨૪)

'મારાં વચનો સાંભળતાં જ રઘુનાથજી વાનર અને રીંછની વિશાળ સેના લઈને તરત અહીં આવવા રવાના થશે અથવા તમે મારી પીઠ પર બેસી જાઓ, હું આજે જ તમને રાક્ષસના દુઃખથી મુક્ત કરી દઈશ... એમ કરવાથી આપ આજે જ દૈત્ય-વધ માટે પ્રયત્ન કરનાર ભગવાન વિષ્ણુની જેમ રાક્ષસ-વધના કાર્યમાં લાગેલા લક્ષ્મણસહિત શ્રીરઘુનાથજીને જોઈ શકશો.'

હનુમાનજીએ સીતાજીને એ પણ કહ્યું કે, 'મારામાં રાવણ સહિત આખી લંકાને પણ ઉપાડી લઈ જવાની શક્તિ છે. જ્યારે હું તમને લઈને અહીંથી ચાલી નીકળીશ, એ વખતે તમામ લંકાનિવાસીઓ મળીને પણ મારો પીછો નહીં કરી શકે. હું ટૂંક સમયમાં જ તમને શ્રીરઘુનાથજીની પાસે પહોંચાડી દઈશ.'

હનુમાનજીનાં આ વચનો સાંભળીને સીતાજી મનમાં ને મનમાં ખૂબ ખુશ થયાં અને કહેવા લાગ્યાં –

**ભર્તુર્ભક્તિં પુરસ્કૃત્ય રામાદન્યસ્ય વાનર ।**
**નાહં સ્પ્રષ્ટું સ્વતો ગાત્રમિચ્છેયં વાનરોત્તમ ॥**
**યદહં ગાત્રસંસ્પર્શં રાવણસ્ય ગતા બલાત્ ।**
**અનીશા કિં કરિષ્યામિ વિનાથા વિવશા સતી ॥**
**યદિ રામો દશગ્રીવમિહ હત્વા સરાક્ષસમ્ ।**
**મામિતો ગૃહ્ય ગચ્છેત તત્તસ્ય સદૃશં ભવેત્ ॥**

(વા૦ રા૦ ૫/૩૭/૬૨-૬૪)

'વાનરશ્રેષ્ઠ! પતિ-ભક્તિ તરફ દૃષ્ટિ રાખીને હું ભગવાન શ્રીરામ વિના બીજા કોઈ પુરુષનો સ્વેચ્છાથી સ્પર્શ નથી કરવા ઈચ્છતી. રાવણના શરીર સાથે જે મારો સ્પર્શ થઈ ગયો, એ તો એની જબરજસ્તીને લીધે થયો છે. એ વખતે હું અસમર્થ, અસહાય અને વિવશ હતી; શું કરત? હવે તો જો શ્રીરઘુનાથજી રાક્ષસો સહિત રાવણને મારીને મને અહીંથી લઈ જાય, તો એ જ એમને અનુરૂપ પરાક્રમ હશે.'

જરા વિચાર કરો – હનુમાન જેવો સેવક, જે સીતાજીમાં સાચા હૃદયથી માતૃ-ભાવ રાખે છે અને જેમણે શ્રીરામ-સીતાજીની સેવા કરવાનું જ પોતાના જીવનનું પરમ ધ્યેય માની લીધું છે, પતિવ્રતા-ધર્મની રક્ષાની દૃષ્ટિથી સીતાજી એમનો પણ સ્પર્શ નથી કરવા ઈચ્છતાં – જોકે તેઓ ભયંકર વિપત્તિમાં પડેલાં છે, એમને પોતાના સ્વામીને મળવાની ખૂબ ઉત્કંઠા છે અને એમની પાસે જવા માટે એમને આવો શ્રેષ્ઠ સંયોગ પ્રાપ્ત થયો છે. ધર્મ ઉપર કેવી દૃઢ શ્રદ્ધા છે. આમાં એ શીખવાની વાત છે કે મોટી વિપત્તિના સમયે પણ સ્ત્રીએ પર-પુરુષનો સ્પર્શ ન કરવો જોઈએ.

### ક્ષમા

રાવણનો વધ અને ભગવાન શ્રીરામનો વિજય થયા પછી વિજયના સમાચાર આપવા માટે જ્યારે હનુમાનજી સીતાજીની પાસે ગયા, એ વખતે ભગવાન શ્રીરામનો સંદેશો આપીને એમણે સીતાજીને એ પણ કહ્યું કે, 'જે દુષ્ટ રાક્ષસીઓએ આપને પહેલાં ખૂબ ધમકાવ્યાં, ડરાવ્યાં અને દુઃખ આપ્યું છે, એ બધીને હું મારી નાખવા ઈચ્છું છું; તમે મને આજ્ઞા આપો.' એ વખતે સીતાજી ઈચ્છત તો હનુમાનજીને સંકેત કરીને એ બધી સાથે પોતાનું વેર વાળી શકત; પણ સીતાજી તો પરમ દયાળુ સાક્ષાત્ ભગવાન શ્રીરામના અર્ધાંગિની રહ્યાં; તે એવું શા માટે કરે? દીનજનો પર પ્રેમ રાખનાર તપસ્વિની

સીતાજીએ કહ્યું –

**વિધેયાનાં ચ દાસીનાં કઃ કુપ્યેદ્વાનરોત્તમ ।**
**ભાગ્યવૈષમ્યદોષેણ પુરસ્તાદુષ્કૃતેન ચ ॥**
**મયૈતત્પ્રાપ્યતે સર્વં સ્વકૃતં હ્યુપભુજ્યતે ।**
**મૈવં વદ મહાબાહો દૈવી હ્યેષા પરા ગતિઃ ॥**

× × ×

**પાપાનાં વા શુભાનાં વા વધાર્હાણામથાપિ વા ।**
**કાર્યં કારુણ્યમાર્યેણ ન કશ્ચિન્નાપરાધ્યતિ ॥**

(વા૦ રા૦ ૬/૧૧૩/૩૯-૪૦, ૪૫)

'વાનરશ્રેષ્ઠ! એવો કોણ મૂર્ખ છે, જે બીજાની આજ્ઞાનું પાલન કરનારી દાસીઓ પર ક્રોધ કરે. કારણ કે મનુષ્ય પોતાનાં કરેલાં કર્મોનું જ ફળ ભોગવે છે. ભાગ્યની વિષમતા અને પૂર્વકૃત પાપોને લીધે જ મને આ બધું દુઃખ મળ્યું છે. આ બધી ભાગ્યની જ લીલા છે, એમાં બીજાનો કોઈ દોષ નથી. આથી તમે રાક્ષસીઓને મારવાની વાત ન કરો..... કોઈ પાપી, ધર્માત્મા કે વધને યોગ્ય અપરાધ કરનારી જ કેમ ન હોય, સજ્જને તો બધાં પર દયા જ કરવી જોઈએ; કારણ કે અપરાધ બધાંથી થતો આવ્યો છે.' – વગેરે.

### અગ્નિ-પરીક્ષા

જ્યારે હનુમાને અશોકવાટિકાથી પાછા ફરીને શ્રીરામને એવું કહ્યું કે, 'સીતાજી તમારાં દર્શન કરવા માટે આતુર થઈ રહ્યાં છે, ત્યારે શ્રીરામચંદ્રજીની આજ્ઞાનુસાર વિભીષણ સીતાજીને સ્નાન કરાવીને વસ્ત્રાભૂષણોથી સુસજ્જિત કરીને એમની પાસે લઈ આવ્યા. ઘણા દિવસો પછી પ્રિયતમ પતિ શ્રીરામચંદ્રજીના પૂર્ણચંદ્ર જેવા મુખને જોઈને સીતાજીનું બધું દુઃખ દૂર થઈ ગયું અને એમનું મુખ નિર્મળ ચંદ્રની જેમ ચમકી ઊઠ્યું. પણ એ જ વખતે ઘણી બધી વાતો પછી શ્રીરામચંદ્રજીએ કહ્યું –

**યત્કર્તવ્યં મનુષ્યેણ ધર્ષણાં પ્રતિમાર્જતા ।**
**તત્કૃતં રાવણં હત્વા મયેદં માનકાઙ્ક્ષિણા ॥**

× × ×

**કઃ પુમાંસ્તુ કુલે જાતઃ સ્ત્રિયં પરગૃહોષિતામ્ ।**
**તેજસ્વી પુનરાદદ્યાત્ સુહૃલ્લોભેન ચેતસા ॥**

× × ×

**યદર્થં નિર્જિતા મે ત્વં સોઽયમાસાદિતો મયા ।**
**નાસ્તિ મે ત્વય્યભિષ્વઙ્ગો યથેષ્ટં ગમ્યતામિતિ ॥**

(વા૦ રા૦ ૬/૧૧૫/૧૩, ૧૯, ૨૧)

'અપમાનનું માર્જન કરવા માટે મનુષ્યનું જે કર્તવ્ય હોય છે, એને મેં મારા માનની રક્ષા માટે રાવણને મારીને પૂરું કરી લીધું. જે ઉદ્દેશથી મેં તને રાવણના સકંજામાંથી છોડાવી છે, તે પૂરો થઈ ગયો. હવે મારી તારામાં આસક્તિ નથી. કારણ કે કોઈ પણ કુલીન અને તેજસ્વી પુરુષ બીજાના ઘરમાં રહેલી પત્નીને પ્રેમના લોભે સ્વીકાર ન કરી શકે. આથી તારું જ્યાં મન હોય ત્યાં જતી રહે.'

શ્રીરામનાં આ કઠોર અને ભયંકર વચનોને સાંભળીને એ વખતે સતી સીતાજીની જે દશા થઈ, એનું વર્ણન ન થઈ શકે. સ્વામીનાં વાગ્બાણોથી સીતાજીના મનમાં ઊંડો ઘા પડી ગયો. તે ધ્રૂસકે-ધ્રૂસકે રડવા લાગ્યાં. પછી એમણે હૃદયસ્પર્શી શબ્દોમાં ગદ્ગદ વાણીથી કહ્યું –

'સ્વામી! તમે સામાન્ય માણસની પેઠે આવાં કઠોર અને અનુચિત વચનો મને શા માટે કહી રહ્યા છો? હું મારા ચારિત્ર્યના સોગંદ ખાઈને કહું છું, તમે મારા પર વિશ્વાસ રાખો. પ્રાણનાથ! હરણ કરીને લાવતી વખતે રાવણે મારા શરીરનો સ્પર્શ જરૂર કર્યો હતો, પરંતુ એ વખતે હું વિવશ હતી. એના માટે તો હું દોષિત ઠરી ન શકું. મારું હૃદય મારે આધીન છે અને એના પર સ્વપ્નમાં પણ કોઈ બીજાનો અધિકાર નથી થયો.

છતાં પણ જો તમારે આ જ કરવું હતું તો જ્યારે હનુમાનને મારી પાસે મોકલ્યા હતા, એ જ વખતે મારો ત્યાગ કરી દેવો હતો, જેથી અત્યાર સુધી હું મારા પ્રાણોનો ત્યાગ કરી દેત.'

આ રીતે સીતાજીએ બીજું પણ ઘણું બધું કહ્યું, પણ શ્રીરામે એમની વાતોનો કોઈ ઉત્તર ન આપ્યો. ત્યારે એ દીનભાવથી ધ્યાનમગ્ન થયેલા લક્ષ્મણને સંબોધીને દીનતાપૂર્વક રડતા બોલ્યાં, 'લક્ષ્મણ! આ મિથ્યા અપવાદથી કલંકિત થઈને હું જીવવા નથી માગતી. મારા દુઃખના નિવારણ માટે તું અહીં જ ચિતા તૈયાર કરી દે. મારા પ્રિય પતિએ મારા ગુણોથી નાખુશ થઈને જનસમુદાયમાં મારો ત્યાગ કર્યો છે. હવે હું આ જીવનનો અંત કરવા માટે અગ્નિમાં પ્રવેશ કરીશ.' વિદેહનંદિની સીતાજીનાં વચન સાંભળીને લક્ષ્મણ પહેલાં તો કંઈક દુઃખી થયા, પણ પાછા આવીને અને શ્રીરામનો અભિપ્રાય સમજીને એમણે તરત જ ચિતા તૈયાર કરી દીધી. સીતાજીએ પ્રથમ શ્રીરામની પ્રદક્ષિણા કરી, ત્યાર બાદ દેવતા અને બ્રાહ્મણોને પ્રણામ કરીને પ્રજ્વલિત અગ્નિ સન્મુખ હાથ જોડી કહ્યું –

**યથા મે હૃદયં નિત્યં નાપસર્પતિ રાઘવાત્ ।**
**તથા લોકસ્ય સાક્ષી માં સર્વતઃ પાતુ પાવકઃ ॥**
**યથા માં શુદ્ધચારિત્રાં દુષ્ટાં જાનાતિ રાઘવઃ ।**
**તથા લોકસ્ય સાક્ષી માં સર્વતઃ પાતુ પાવકઃ ॥**

(વા૦ રા૦ ૬/૧૧૬/૨૫-૨૬)

'હે લોકસાક્ષી અગ્નિદેવ! જો મારું મન કદી શ્રીરઘુનાથજીથી હટ્યું ન હોય તો તમે બધી રીતે મારી રક્ષા કરો. જો હું ખરેખર શુદ્ધ ચરિત્રની હોઉં અને ભ્રમવશ શ્રીરઘુનાથજી મને દુષ્ટા સમજી રહ્યા હોય તો તમે મારી બધી રીતે રક્ષા કરો.'

એટલું કહીને અગ્નિની પ્રદક્ષિણા કરીને સીતાજી નિર્ભયતાથી ભડભડતા પ્રચંડ અગ્નિમાં પ્રવેશી ગયાં. બધી બાજુ હાહાકાર મચી ગયો. બ્રહ્મા, શિવ, કુબેર, ઇન્દ્ર, યમરાજ અને વરુણ વગેરે મોટા મોટા દેવતાઓ ત્યાં ઉપસ્થિત થયા. એ વખતે બ્રહ્માજીએ શ્રીરામ અને સીતાજીના રહસ્યની ઘણી બધી વાતો કહી.

એટલામાં જ ભગવાન અગ્નિદેવ સીતાજીને લઈને એકાએક પોતાના દેવરૂપમાં પ્રગટ થઈ ગયા અને જનકપુત્રી સીતાજીને રામને અર્પણ કરતાં બોલ્યા –

**... એષા તે રામ વૈદેહી પાપમસ્યાં ન વિદ્યતે ॥**
**નૈવ વાચા ન મનસા નૈવ બુદ્ધ્યા ન ચક્ષુષા ।**
**સુવૃત્તા વૃત્તશૌટીર્યં ન ત્વામત્યચરચ્છુભા ॥**
**રાવણેનાપનીતૈષા વીર્યોત્સિક્તેન રક્ષસા ।**
**ત્વયા વિરહિતા દીના વિવશા નિર્જને સતી ॥**
**રુદ્ધા ચાન્તઃપુરે ગુપ્તા ત્વચ્ચિત્તા ત્વત્પરાયણા ।**
**રક્ષિતા રાક્ષસીભિશ્ચ ઘોરાભિર્ઘોરબુદ્ધિભિઃ ॥**
**પ્રલોભ્યમાના વિવિધં તર્જ્યમાના ચ મૈથિલી ।**
**નાચિન્તયત તદ્રક્ષસ્ત્વદ્ગતેનાન્તરાત્મના ॥**
**વિશુદ્ધભાવાં નિષ્પાપાં પ્રતિગૃહ્ણીષ્વ મૈથિલીમ્ ।**
**ન કિંચિદભિધાતવ્યા અહમાજ્ઞાપયામિ તે ॥**

(વા૦ રા૦ ૬/૧૧૮/૫-૧૦)

'રામ! આ તમારી સીતા છે. એનામાં કોઈ પ્રકારનું પાપ નથી. સતી-સાધ્વીએ મન, બુદ્ધિ, વચન કે નેત્રોથી ક્યારેય તમારી વિરુદ્ધ કોઈ આચરણ નથી કર્યું. રાક્ષસ રાવણ બળને લીધે ઉન્મત્ત હતો. તે તમારી ગેરહાજરીમાં આ બિચારીને બળપૂર્વક સૂના આશ્રમમાંથી લઈ ગયો. એણે આને પોતાના અંતઃપુરમાં કેદ કરીને રાખી અને ક્રૂર સ્વભાવવાળી ભયાનક રાક્ષસીઓનો પહેરો બેસાડ્યો; છતાં પણ આનું ચિત્ત તમારામાં જ લાગ્યું રહ્યું અને આ તમારું ચિંતન કરતી રહી. આને જાતજાતના લોભ આપવામાં આવ્યા અને ઘણી ધાકધમકી પણ

દેખાડવામાં આવી; પરંતુ તમારામાં જ ચિત્ત લાગ્યા રહેવાને કારણે આણે તે રાક્ષસનું તો ચિંતન જ ન કર્યું. આનો ભાવ વિશુદ્ધ છે અને આ બધી રીતે નિર્દોષ છે; તમે એનો સ્વીકાર કરો. હવે આ વિષયમાં કશું બીજું નહીં કહેતા – આ મારી આજ્ઞા છે.'

અગ્નિદેવનાં વચન સાંભળીને મર્યાદા-પુરુષોત્તમ ભગવાન શ્રીરામ ઘણા ખુશ થયા. એમની આંખો હર્ષથી ભીની થઈ ગઈ અને એમણે કહ્યું –

**અવશ્યં ચાપિ લોકેષુ સીતા પાવનમર્હતિ ।**
**દીર્ઘકાલોષિતા હીયં રાવણાન્તઃપુરે શુભા ॥**
**બાલિશો બત કામાત્મા રામો દશરથાત્મજઃ ।**
**ઇતિ વક્ષ્યતિ માં લોકો જાનકીમવિશોધ્ય હિ ॥**
**અનન્યહૃદયાં સીતાં મચ્ચિત્તપરિરક્ષિણીમ્ ।**
**અહમપ્યવગચ્છામિ મૈથિલીં જનકાત્મજામ્ ॥**
**ઇમામપિ વિશાલાક્ષીં રક્ષિતાં સ્વેન તેજસા ।**
**રાવણો નાતિવર્તેત વેલામિવ મહોદધિઃ ॥**
**ન હિ શક્તઃ સુદુષ્ટાત્મા મનસાપિ હિ મૈથિલીમ્ ।**
**પ્રધર્ષયિતુમપ્રાપ્યાં દીપ્તામગ્નિશિખામિવ ॥**
**નેયમર્હતિ વૈક્લવ્યં રાવણાન્તઃપુરે સતી ।**
**અનન્યા હિ મયા સીતા ભાસ્કરસ્ય પ્રભા યથા ॥**
**વિશુદ્ધા ત્રિષુ લોકેષુ મૈથિલી જનકાત્મજા ।**
**ન વિહાતું મયા શક્યા કીર્તિરાત્મવતા યથા ॥**
**અવશ્યં ચ મયા કાર્યં સર્વેષાં વો વચો હિતમ્ ।**
**સ્નિગ્ધાનાં લોકનાથાનામેવં ચ વદતાં હિતમ્ ॥**

(વા૦ રા૦ ૬/૧૧૮/૧૩-૧૬, ૧૮-૨૧)

'લોકોની દૃષ્ટિમાં સીતાની પવિત્રતાની પરીક્ષા જરૂરી હતી, કારણ કે એ ઘણા વખત સુધી રાવણના અંતઃપુરમાં રહી છે. જો હું જાનકીની પરીક્ષા ન કરત તો લોકો એમ જ કહેત કે દશરથપુત્ર રામ ઘણો જ મૂર્ખ અને કામી છે. જનકનંદિની સીતાનું મન અનન્યભાવથી મારામાં જ લાગ્યું રહે છે અને એ મારા જ ચિત્તનું અનુસરણ કરનારી છે – એ વાત હું પણ જાણું છું. એ પોતાના તેજથી જાતે જ સુરક્ષિત છે; માટે જ સમુદ્ર જે રીતે પોતાની મર્યાદાનું ઉલ્લંઘન નથી કરી શકતો, એ જ રીતે રાવણ આનું કંઈ બગાડી નહોતો શકવાનો, જે રીતે સળગતી અગ્નિ-શિખાનો કોઈ સ્પર્શ નથી કરી શકતું, એ જ રીતે દુષ્ટ રાવણ પોતાના મનથી પણ આના પર અધિકાર નહોતો કરી શકવાનો, આ તો એના માટે બધી રીતે અપ્રાપ્ય હતી. રાવણના અંતઃપુરમાં રહેવા છતાં પણ આનો કોઈ રીતે તિરસ્કાર નહોતો થઈ શકવાનો; કારણ કે પ્રભા જેમ સૂર્યથી અભિન્ન છે, એ જ રીતે આનો મારાથી કોઈ ભેદ નથી. જનકની લાડકી સીતા ત્રણે લોકોમાં પવિત્ર છે; એટલે સ્વાભિમાની પુરુષ જેમ કીર્તિનો લોભ નથી છોડી શકતો, એમ જ હું આનો ત્યાગ નથી કરી શકતો. તમે બધા લોકપાલસમૂહ મારા પ્રિય છો અને મારા હિતની જ વાત કરી રહ્યા છો; આથી મારે આપની હિતકારી વાત ચોક્કસ માની લેવી જોઈએ.'

એટલું કહીને એમણે અત્યંત આનંદથી સતી સીતાજીનો સ્વીકાર કરી લીધો. આ પ્રસંગથી એ શીખવું જોઈએ કે સ્ત્રીએ કોઈ પણ સ્થિતિમાં પતિ પર કોપ ન કરવો જોઈએ, પણ એને સંતોષ થાય એ માટે ન્યાય અનુસાર પ્રયત્ન જ કરવો જોઈએ.

### ગૃહસ્થ-ધર્મ

જ્યારે સીતાજી લંકાથી અયોધ્યા પાછા આવે છે, ત્યારે આવતાં જ વયોવૃદ્ધ સ્ત્રીઓ અને બધી સાસુઓના ચરણોમાં પ્રણામ કરે છે, ઘરમાં રહીને દેવતાઓનું પૂજન કરે છે તથા બધી સાસુઓની સમાનભાવથી સેવા કરે છે. એ રીતે

સીતાજી ઘરનાં બધાં કાર્યો સરસ રીતે પૂરાં કરીને બધાને મુગ્ધ કરી દે છે. સીતાજી ભરત, લક્ષ્મણ અને શત્રુઘ્ન – એ બધાં દિયરોને પુત્ર જેવા ગણતાં હતાં અને ખાવા-પીવામાં એમની સાથે કોઈ પ્રકારનો ભેદભાવ નહોતાં રાખતાં. આનાથી એ શીખ મળે છે કે સ્ત્રીઓએ વિદેશથી પાછા ફરતાં જ ઘરમાં બધાં વાલી-વડીલોને પ્રણામ કરવાં જોઈએ, બધાની સમાનભાવથી સેવા કરવી જોઈએ, ઘરનું તમામ કાર્ય સરસ રીતે કરવું જોઈએ અને પોતાના દિયર વગેરે સાથે શુદ્ધ અને સમાનભાવથી યથાયોગ્ય વર્તન કરવું જોઈએ.

## સીતાજીનો પરિત્યાગ

સીતાજીનો પરિત્યાગનો પ્રસંગ ઘણો જ રોમાંચક છે. એને ઉત્તરકાંડમાં ધ્યાનથી વાંચવો જોઈએ. સીતાજી બધી રીતે પરમ પવિત્ર છે, એ વાતને ભગવાન શ્રીરામચંદ્રજી પૂરેપૂરી જાણતા હતા. લંકામાં અગ્નિ-પરીક્ષા વડે સીતાજીને બધાની સામે પણ તેઓ પવિત્ર સાબિત કરી ચૂક્યા હતા. એ બધું હોવા છતાં પણ લોકવગોવણીને ધ્યાનમાં લઈને પ્રજાને સંતુષ્ટ કરવા માટે એમણે નિર્દોષ સીતાનો પરિત્યાગ કરી દીધો. ભરત, લક્ષ્મણ અને શત્રુઘ્ન વગેરે કોઈ પણ ભાઈને આ વાત સારી ન લાગી; પણ એમની પાસે આનો કોઈ ઉપાય નહોતો.

જોકે લક્ષ્મણની ઈચ્છા નહોતી, છતાં પણ એમને મોટા ભાઈની આજ્ઞા માનીને સીતાજીને વનમાં છોડવા માટે જવું પડ્યું. વનમાં જઈને જ્યારે લક્ષ્મણે બધી વાત કહી અને સીતાજીને ખબર પડી કે, 'તે નિર્દોષ હોવા છતાં પણ ત્યાગવામાં આવી છે' ત્યારે એમના દુ:ખનો પાર ન રહ્યો. આવા સંકટના સમયે પણ સીતાજીએ પોતાના પતિ પર કોઈ જાતનું દોષારોપણ ન કર્યું. પણ લક્ષ્મણની સાથે સંદેશો મોકલાવતાં એમ કહ્યું –

**શ્વશ્રૂણામવિશેષેણ પ્રાઞ્જલિપ્રગ્રહેણ ચ ।**
**શિરસા વન્દ્ય ચરણૌ કુશલં બ્રૂહિ પાર્થિવમ્ ॥**
**શિરસાભિનતો બ્રૂયાઃ સર્વાસામેવ લક્ષ્મણ ।**
**વક્તવ્યશ્ચાપિ નૃપતિર્ધર્મેષુ સુસમાહિતઃ ॥**
**જાનાસિ ચ યથા શુદ્ધા સીતા તત્ત્વેન રાઘવ ।**
**ભક્ત્યા ચ પરયા યુક્તા હિતા ચ તવ નિત્યશઃ ॥**
**અહં ત્યક્તા ચ તે વીર અયશોભીરુણા જને ।**
**યચ્ચ તે વચનીયં સ્યાદપવાદઃ સમુત્થિતઃ ॥**
**મયા ચ પરિહર્તવ્યં ત્વં હિ મે પરમા ગતિઃ ।**
**વક્તવ્યશ્ચૈવ નૃપતિર્ધર્મેણ સુસમાહિતઃ ॥**
**યથા ભ્રાતૃષુ વર્તેથાસ્તથા પૌરેષુ નિત્યદા ।**
**પરમો હ્યેષ ધર્મસ્તે તસ્માત્કીર્તિરનુત્તમા ॥**
**યત્તુ પૌરજને રાજન્ ધર્મેણ સમવાપ્નુયાત્ ।**
**અહં તુ નાનુશોચામિ સ્વશરીરં નરર્ષભ ॥**
**યથાપવાદઃ પૌરાણાં તથૈવ રઘુનન્દન ।**
**પતિર્હિ દેવતા નાર્યાઃ પતિર્બન્ધુઃ પતિર્ગુરુઃ ॥**
(વા૦ રા૦ ૭/૪૮/૧૦-૧૭)

'બધી સાસુઓને સમાનતાથી હાથ જોડીને પ્રણામ કરજો તથા મહારાજના ચરણોમાં મસ્તક રાખીને મારા કુશળ કહેજો. એ જ રીતે બીજા બધાને પણ મસ્તક નમાવીને મારા કુશળ કહેજો. પછી પોતાના ધર્મમાં સાવધાન એવા મહારાજને આ રીતે કહેજો – 'રઘુનાથજી! સીતા ખરેખર શુદ્ધ છે અને હંમેશાં તમારા પ્રત્યે અત્યંત ભક્તિયુક્ત તથા આપના હિતમાં તત્પર રહેનારી છે – આ વાત તમે જાણો જ છો. વીર! તમે પોતાના અપયશથી ડરીને જ મારો ત્યાગ કર્યો છે. આથી આપની જે નિંદા, જે અપકીર્તિ થઈ રહી છે, એને મારે પણ ધોવી જોઈએ; કારણ કે તમે જ મારા પરમ આશ્રય છો.' પછી તમે મહારાજને એ પણ કહેજો કે તમે જેવું વર્તન

પોતાના ભાઈઓ સાથે કરો છો, એવું જ હંમેશાં પુરવાસીઓ સાથે પણ કરશો – આ મિથ્યા અપવાદને કારણે ખિજાઈને એમના પ્રત્યે કોઈ પ્રકારનો ખરાબ વ્યવહાર ન કરી બેસતા. પુરવાસીઓની સાથે ધર્માનુકૂળ આચરણ કરવાનો જ તમારો ધર્મ છે અને એનાથી આપને ઉત્તમ યશની પ્રાપ્તિ થશે. પુરુષોત્તમ! મને પોતાના શરીરની તો કોઈ પણ ચિંતા નથી. પુરવાસીઓનો મારા માટે જેવો અપવાદ છે, તે એ જ પ્રમાણે બની રહે – એની ચિંતા નથી કરતી. સ્ત્રીને માટે તો પતિ જ દેવતા છે, પતિ જ બંધુ છે અને પતિ જ ગુરુ છે.'

કેવા મર્મસ્પર્શી શબ્દો છે! ધન્ય સતી સીતા અને ધન્ય એમનો ધર્મપ્રેમ! ધન્ય ભારતનો સતી-ધર્મ અને ધન્ય ભારતીય દેવીઓનો અપૂર્વ ત્યાગ.

આ રીતે સીતાજી સાથે વાતચીત થયા પછી લક્ષ્મણ એમને પ્રણામ કરીને રડતાં રડતાં પાછા ફર્યા. આ બાજુ દુઃખના ભારથી પીડિત આદર્શ પતિવ્રતા સીતા વનમાં રોવા લાગ્યાં. એમના રુદનને સાંભળી વાલ્મીકિ ઋષિ એમને પોતાના આશ્રમમાં લઈ ગયા. સીતાજી એમના આશ્રમમાં ઋષિપત્નીઓની પાસે રહ્યાં.

આ પ્રસંગમાં ઘણી બધી શીખવાની વાતો છે. સીતાજીના ઉપર્યુક્ત શબ્દો નિત્ય પાઠ કરવા યોગ્ય છે. એમનો ભાવ સમજી એમના જ અનુસાર પતિવ્રતા સ્ત્રીઓએ પોતાનું જીવન બનાવવું જોઈએ.

## પાતાળ-પ્રવેશ

જે સ્ત્રી પોતાના ધર્મનું પ્રાણ ગીરવી મૂકીને પાલન કરે છે, એનું અંતિમ પરિણામ શુભ જ હોય છે. અશ્વમેધ-યજ્ઞ કરતી વેળાએ જ્યારે ભગવાન શ્રીરામચંદ્રજીને લવ-કુશ પાસે રામાયણનું ગાન સાંભળતાં-સાંભળતાં એમાં વર્ણવાયેલ પ્રસંગથી એ ખબર પડી કે આ બાળકો સીતાના જ પુત્રો છે, ત્યારે એમની આજ્ઞાથી સીતાજી ત્યાં બોલાવાયાં. સતી સીતાજી શ્રીરામનું જ ધ્યાન કરતાં મસ્તક નીચું રાખીને હાથ જોડીને વાલ્મીકિ ઋષિની પાછળ-પાછળ રડતાં રડતાં આવ્યાં. એ વખતે વાલ્મીકિ મુનિએ સભામાં આવીને જે કંઈ કહ્યું, એનાથી બધી લોકનિંદા નાશ પામી અને આખી સભા સીતા-રામના જય-જયકારથી ધ્વનિત થઈ ઊઠી. વાલ્મીકિએ સીતાના નિષ્પાપ હોવાની વાત કરતાં ત્યાં સુધી કહી નાખ્યું –

**બહુવર્ષસહસ્રાણિ તપશ્ચર્યા મયા કૃતા ।**
**નોપાશ્નીયાં ફલં તસ્યા દુષ્ટેયં યદિ મૈથિલી ॥**

× × ×

**ઈયં શુદ્ધસમાચારા અપાપા પતિદેવતા ।**
**લોકાપવાદભીતસ્ય પ્રત્યયં તવ દાસ્યતિ ॥**

(વા૦ રા૦ ૭/૯૬/૨૦, ૨૩)

'મેં હજારો વર્ષો સુધી તપ કર્યું છે. એની શપથ લઈને કહું છું કે જો સીતા દુષ્ટ આચરણવાળી હોય તો એ બધાં તપોનું ફળ મને ન મળે. આ સીતા પતિને જ દેવતા માનનારી, નિષ્પાપ તથા પવિત્ર અને સુંદર આચરણોથી ભરેલી છે. તમે લોકાપવાદથી ડરો છો, તેથી આ તમને વિશ્વાસ અપાવશે.'

વાલ્મીકિની શપથ સાંભળીને અને સીતાજીને સભામાં આવેલા જોઈને શ્રીરામ ગદ્ગદ થઈ ગયા અને કહેવા લાગ્યા, 'મહાભાગ! તમારાં નિષ્કપટ વચનોથી મને પૂરો વિશ્વાસ બેસી ગયો છે. પહેલાં લંકામાં પણ બધા દેવતાઓની સામે આણે અગ્નિ-પરીક્ષા આપીને મને વિશ્વાસ અપાવ્યો હતો. હું પોતે પણ જાણું છું કે જાનકી બધી રીતે શુદ્ધ છે અને લવ-કુશ મારા જ પુત્રો છે; છતાં પણ લોકાપવાદ થઈ જવાથી પ્રજાને સંતુષ્ટ કરવા હું પ્રિયા સીતાને ત્યાગવા માટે

બાધ્ય થઈ ગયો. આથી આપ ક્ષમા કરો.'

એ વખતે સભામાં બ્રહ્માદિ બધા દેવતા પણ આવી ગયા. ત્યારે રામે ફરી કહ્યું, 'મને એ વિશ્વાસ બેસી ગયો છે કે જાનકી શુદ્ધ છે. પણ જ્યારે આખા જગતની સામે સીતા પવિત્ર સિદ્ધ થઈ જશે, ત્યારે જ હું ખુશ થઈશ.'

એ જ વખતે ભગવાં વસ્ત્રો ધારણ કરી સતી સીતા નીચું મસ્તક રાખીને ભૂમિ તરફ જોતાં હાથ જોડીને બોલ્યાં –

**યથાહં રાઘવાદન્યં મનસાપિ ન ચિન્તયે ।**
**તથા મે માધવી દેવી વિવરં દાતુમર્હતિ ॥**
**મનસા કર્મણા વાચા યથા રામં સમર્ચયે ।**
**તથા મે માધવી દેવી વિવરં દાતુમર્હતિ ॥**
**યથૈતત્સત્યમુક્તં મે વેદ્મિ રામાત્પરં ન ચ ।**
**તથા મે માધવી દેવી વિવરં દાતુમર્હતિ ॥**

(વા૦ રા૦ ૭/૯૭/૧૪-૧૬)

'જો મેં શ્રીરામ સિવાય બીજા કોઈનું કદી મનથી પણ ચિંતન ન કર્યું હોય તો પૃથ્વી દેવી મને પોતાની અંદર સ્થાન આપે. જો મેં મન, કર્મ અને વાણીથી માત્ર રામનું જ પૂજન કર્યું હોય તો પૃથ્વી માતા મને માર્ગ આપે. જો હું આ સત્ય કહેતી હોઉં કે રામથી વધીને હું કશું પણ નથી સમજતી તો માધવી દેવી મને પોતાનામાં સ્થાન આપે.'

સીતાજીના આ પ્રમાણે સોગંદ લેતાં જ અચાનક ધરતી ફાટી, એમાંથી એક ઉત્તમ અને દિવ્ય સિંહાસન નીકળ્યું. એને દિવ્ય વસ્ત્ર તથા આભૂષણોથી સુશોભિત દિવ્ય દેહધારી નાગોએ ધારણ કરી રાખ્યું હતું. એના પર પૃથ્વી દેવી બેઠા હતાં. માતા પૃથ્વીએ સીતાજીનું બંને હાથોથી આલિંગન કર્યું તથા એમનું સ્વાગત કરીને પોતાના ખોળામાં બેસાડી દીધાં. એટલામાં બધાના જોતાં સિંહાસન પાતાળમાં પ્રવેશ કરી ગયું. આકાશમાંથી પુષ્પોની વૃષ્ટિ થવા લાગી અને સતી સીતાના જય-જયકારથી આકાશ-મંડળ ગૂંજી ઊઠ્યું.

## ઉપસંહાર

સીતાજીએ પોતાના જીવનમાં કઠોર પરીક્ષાઓ આપીને સ્ત્રીમાત્રને માટે એ સાબિત કરી બતાવ્યું કે જે સ્ત્રી આપત્તિકાળમાં પણ ધર્મનું પાલન કરશે એ હંમેશાંને માટે પરમાનંદમાં મગ્ન રહેશે અને એની કીર્તિ સંસારમાં હંમેશાંને માટે અમર થઈ જશે. સીતાજીની પતિ-ભક્તિ, સાસુઓ પ્રત્યે સેવા-ભાવ, બધાનું સન્માન કરવાનો પ્રયત્ન, બધાંની સાથે યથાયોગ્ય પ્રેમનો વર્તાવ, ઋષિઓની સેવા, લવ-કુશ જેવા વીર પુત્રોને જન્મ આપવો, એમને શિક્ષા આપવાની કુશળતા, સાહસ, ધૈર્ય, તપ, વીરત્વ, ધર્મપરાયણતા, નિર્ભયતા, ક્ષમા વગેરે બધા ગુણો પૂર્ણ વિકસિત અને અનુકરણીય છે. સંસારમાં જે કોઈ સ્ત્રી પ્રમાદ, મોહ અને આસક્તિને છોડીને સીતાજીના ચરિત્રનું અનુકરણ કરશે, એના પોતાના કલ્યાણમાં તો કહેવાનું જ શું હોય, તે પોતાના પતિ, પુત્ર અને કુટુંબીઓનો પણ ઉદ્ધાર કરી દેશે. આવી સતી શિરોમણિ પતિવ્રતા સ્ત્રીદર્શન અને પૂજનના યોગ્ય છે અને પોતાના ચરિત્રથી જગતને પવિત્ર કરનારી છે.

જોકે શ્રીસીતાજી સાક્ષાત્ ભગવતી છે, છતાં પણ એમણે પોતાના મનુષ્ય-જીવનમાં જે-જે ચરિત્રો કર્યાં છે, તે બધાં જ એવાં છે કે જેનું અનુકરણ ઇચ્છા કરવાથી દરેક સ્ત્રી કરી શકે છે. એમનાં ચરિત્રો અલૌકિક ન હોઈને એવાં વ્યાવહારિક છે કે જેમનું આચરણ કરીને બધી સ્ત્રીઓ લાભ ઉઠાવી શકે છે.

—★—

# રામ-સેવક શ્રીલક્ષ્મણ

શ્રીલક્ષ્મણજીનો મહિમા અપાર છે. વાલ્મીકીય રામાયણમાં શ્રીલક્ષ્મણજીને પણ ભગવાન વિષ્ણુના જ અંશાવતાર માનેલા છે, પરંતુ બીજા ગ્રંથોમાં એમને ભગવાન અનંત (શેષ)ના અવતાર બતાવવામાં આવ્યા છે. એમના ચરિત્રથી એ સ્પષ્ટ છે કે એમનો અવતાર શ્રીરામના ચરણોમાં રહીને એમની સેવા કરવા માટે જ થયો હતો. એ જ કારણ છે કે બધા ભાઈઓનો શ્રીરામ પ્રત્યે પ્રેમ હોવા છતાં દેવાલયોમાં શ્રીરામની સાથે લક્ષ્મણની જ પ્રતિમા સ્થાપિત કરવામાં આવે છે અને શ્રીરામ સાથે લક્ષ્મણનું જ નામ લેવામાં આવે છે. ભરત-શત્રુઘ્ન તો સ્વેચ્છાથી પણ શ્રીરામથી અલગ મોસાળમાં રહ્યા, પણ શ્રીલક્ષ્મણજીએ પોતાના જીવનમાં કોઈ પણ પરિસ્થિતિમાં શ્રીરામનો સાથ ન છોડ્યો. રામ વડે ત્યાગવામાં આવતાં તેઓ તરત જ પરમધામે સિધાવી ગયા. શ્રીલક્ષ્મણજી બ્રહ્મચર્ય-વ્રતનું પાલન કરનારા, ધીર, વીર, તેજસ્વી, પરાક્રમી અને ઇન્દ્રિય-વિજયી હતા. તે ઘણા જ સુંદર, સરળ, તિતિક્ષુ, નિર્ભય, નિષ્કપટ, ત્યાગી, પુરુષાર્થી, તપસ્વી, સેવક, સત્યવ્રતી, બુદ્ધિમાન અને નીતિમાં નિપુણ હતા. શ્રીરામ પ્રત્યે તેમનો અપાર પ્રેમ હતો. શ્રીરામના ચરણોમાં રહીને એમની સેવા કરવાનો જ તેઓ પોતાનો મુખ્ય ધર્મ અને કર્તવ્ય સમજતા હતા અને શ્રીરામ-સેવામાં પોતાની જાતને પણ ભૂલી જતા હતા. જેમ ભરતજીનો વિનય અને મધુરતાયુક્ત ગંભીર પ્રેમ અનુપમ છે, તેવી જ રીતે શ્રીલક્ષ્મણજીનો વીરતાયુક્ત સેવામૂલક પ્રેમ પણ પરમ આદર્શ છે.

નાનપણમાં પણ શ્રીલક્ષ્મણજી હંમેશાં શ્રીરામની સાથે જ રહેતા હતા. વાલ્મીકિ-રામાયણમાં લખ્યું છે –

**બાલ્યાત્ પ્રભૃતિ સુસ્નિગ્ધો લક્ષ્મણો લક્ષ્મિવર્ધનઃ ॥**
**રામસ્ય લોકરામસ્ય ભ્રાતુર્જ્યેષ્ઠસ્ય નિત્યશઃ ।**
**સર્વપ્રિયકરસ્તસ્ય રામસ્યાપિ શરીરતઃ ॥**
**લક્ષ્મણો લક્ષ્મિસમ્પન્નો બહિઃપ્રાણ ઈવાપરઃ ।**
**ન ચ તેન વિના નિદ્રાં લભતે પુરુષોત્તમઃ ॥**

(વા૦ રા૦ ૧/૧૮/૨૮-૩૦)

'શોભાને વધારનાર શ્રીલક્ષ્મણ બાલ્યકાળથી જ મોટા ભાઈ લોકાભિરામ શ્રીરામમાં હંમેશાં સ્વાભાવિક ગાઢ પ્રેમ રાખતા હતા. તેઓ શ્રીરામચંદ્રજીની સેવા અને બધાં પ્રિય કાર્યો સદા પોતાના શરીરથી જ કર્યા કરે છે. શોભાસંપન્ન શ્રીલક્ષ્મણ ભગવાન શ્રીરામના જાણે કે બીજા પ્રાણ જ છે; કારણ કે એમના વિના પુરુષોત્તમ શ્રીરામચંદ્રને નિદ્રા પણ નહોતી આવતી.'

નાની ઉંમરમાં જ શ્રીલક્ષ્મણજી પોતાના ભાઈ શ્રીરામની સાથે વિશ્વામિત્રની યજ્ઞ-રક્ષા માટે ચાલ્યા ગયા. ત્યાં તે સદા શ્રીરામની જ સેવામાં લાગ્યા રહેતા. પાંદડાની શય્યા પર શયન કરતા અને શ્રીરામચંદ્રજીની સાથે રહીને એમની આજ્ઞાનુસાર રાક્ષસોનો વધ કરીને મુનિના યજ્ઞની રક્ષા કરતા હતા.

વિશ્વામિત્રના યજ્ઞની રક્ષા કરીને બંને ભાઈ એમની સાથે જનકપુર ગયા. ત્યાં જ ધનુર્ભંગ પછી બધા ભાઈઓનો વિવાહસંસ્કાર સંપન્ન થયો. બધા અયોધ્યા પાછા ફરીને આનંદથી રહેવા લાગ્યા. ભરત-શત્રુઘ્ન મોસાળ જતા રહ્યા. પછી રાજા દશરથની ઈચ્છા અને મંત્રીવર્ગ તથા પ્રજાની સંમતિથી રામના રાજ્યાભિષેકની તૈયારી થઈ. આ જોઈને લક્ષ્મણના આનંદનો પાર ન રહ્યો. શ્રીરામને રાજસિંહાસન પર વિરાજમાન જોવા માટે લક્ષ્મણ કેટલા ઉત્કંઠિત હતા, એની

ખબર રાજસિંહાસનને સ્થાને વનવાસની આજ્ઞા થતાં એમના પ્રગટેલા ક્રોધને જોઈને જ પડે છે. જે વાત મનની જેટલી પ્રતિકૂળ હોય છે, એના પર એટલો જ વધુ ગુસ્સો આવે છે.

મંથરા પણ કૈકેયીને ઉશ્કેરતાં શ્રીલક્ષ્મણના પ્રેમનાં વખાણ કરે છે –

**ગોપ્તા હિ રામં સૌમિત્રિર્લક્ષ્મણં ચાપિ રાઘવઃ ।**
**અશ્વિનોરિવ સૌભ્રાત્રં તયોર્લોકેષુ વિશ્રુતમ્ ॥**
(વા૦ રા૦ ૨/૮/૩૧)

'લક્ષ્મણ હંમેશાં શ્રીરામની રક્ષા કરે છે અને રામ હંમેશાં એમની રક્ષા કરે છે. એ બંનેનો બંધુ-પ્રેમ અશ્વિનીકુમારોની જેમ જગવિખ્યાત છે.'

ત્યાર બાદ જ્યારે શ્રીરામ વનમાં જવાનું સ્વીકારીને મા કૌસલ્યા પાસે આજ્ઞા લેવા ગયા, એ વખતે લક્ષ્મણ પણ સાથે હતા. તે દરેક પરિસ્થિતિમાં રામની પાછળ જ રહેતા હતા. શ્રીરામે મા કૌસલ્યાને બધી વાત કહી સંભળાવી. માતાના દુઃખનો પાર ન રહ્યો. માતાએ શ્રીરામને રોકવાનો પ્રયત્ન કર્યો, પણ શ્રીરામ ન માન્યા, શ્રીરામનું આ કાર્ય લક્ષ્મણજીને સારું ન લાગ્યું. તે શ્રીરામના પૂરા અનુયાયી હતા, પણ એમને પોતાનો હક છોડતા જોઈને તે શાંત ન રહી શક્યા. મા કૌસલ્યાને વિલાપ કરતાં જોઈને શ્રીલક્ષ્મણજી કહે છે –

**અનુરક્તોઽસ્મિ ભાવેન ભ્રાતરં દેવિ તત્ત્વતઃ ।**
**સત્યેન ધનુષા ચૈવ દત્તેનેષ્ટેન તે શપે ॥**
**દીપ્તમગ્નિમરણ્યં વા યદિ રામઃ પ્રવેક્ષ્યતિ ।**
**પ્રવિષ્ટં તત્ર માં દેવિ ત્વં પૂર્વમવધારય ॥**
**હરામિ વીર્યાદ્ દુઃખં તે તમઃ સૂર્ય ઈવોદિતઃ ।**
**દેવી પશ્યતુ મે વીર્યં રાઘવશ્ચૈવ પશ્યતુ ॥**
(વા૦ રા૦ ૨/૨૧/૧૬-૧૮)

'દેવિ! હું તમને સત્ય, ધનુષ્ય, દાન તથા યજ્ઞાદિની શપથ લઈને કહું છું કે પૂજ્ય ભાઈ શ્રીરામમાં મારો હાર્દિક દૃઢ અનુરાગ છે. જો શ્રીરામ સળગતા અગ્નિમાં કે ઘોર જંગલમાં પ્રવેશ કરે તો તમે મને એમના પહેલાં જ ત્યાં પ્રવિષ્ટ થયેલો સમજજો. જેમ સૂર્ય ઉદય થઈને અંધકારનો નાશ કરી દે છે, એ જ રીતે હું મારા પરાક્રમથી તમારાં દુઃખો દૂર કરી દઈશ. દેવી તથા શ્રીરામચંદ્રજી પણ મારું પરાક્રમ જુએ.'

લક્ષ્મણે વીરરસના આવેશમાં તથા શ્રીરામજીના પ્રેમથી વિવશ થઈને બીજી પણ ઘણી બધી સાહસભરેલી વાતો કહી. મા કૌસલ્યાને સમજાવ્યા પછી શ્રીરામે લક્ષ્મણને સાંત્વના આપતાં કહ્યું –

**તવ લક્ષ્મણ જાનામિ મયિ સ્નેહમનુત્તમમ્ ॥**
**વિક્રમં ચૈવ સત્ત્વં ચ તેજશ્ચ સુદુરાસદમ્ ।**
**મમ માતુર્મહદ્ દુઃખમતુલં શુભલક્ષણ ॥**
**અભિપ્રાયં ન વિજ્ઞાય સત્યસ્ય ચ શમસ્ય ચ ।**
**ધર્મો હિ પરમો લોકે ધર્મે સત્યં પ્રતિષ્ઠિતમ્ ॥**

× × ×

**સોઽહં ન શક્ષ્યામિ પુનર્નિયોગમતિવર્તિતુમ્ ।**
**પિતુર્હિ વચનાદ્વીર કૈકેય્યાહં પ્રચોદિતઃ ॥**
**તદેતાં વિસૃજાનાર્યાં ક્ષત્રધર્માશ્રિતાં મતિમ્ ।**
**ધર્મમાશ્રય મા તૈક્ષ્ણ્યં મદ્બુદ્ધિરનુગમ્યતામ્ ॥**
(વા૦ રા૦ ૨/૨૧/૩૯-૪૧, ૪૩-૪૪)

'લક્ષ્મણ! મારા પ્રત્યે જે તારો અત્યંત ઉત્તમ પ્રેમ છે, એને હું જાણું છું તથા તારાં પરાક્રમ, ધૈર્ય અને દુર્ધર્ષ તેજથી હું અપરિચિત નથી. શુભલક્ષણ! મારી માતાને જે અતુલનીય દુઃખ થઈ રહ્યું છે, તે સત્ય અને શમના વિષયમાં મારો અભિપ્રાય ન સમજવાને કારણે છે. સંસારમાં ધર્મ જ સર્વશ્રેષ્ઠ છે, ધર્મમાં જ સત્ય તત્ત્વ પ્રતિષ્ઠિત છે... આથી આવો હું પિતાજીની આજ્ઞાનું ઉલ્લંઘન નથી કરી શકતો. વીર! પિતાજીની આજ્ઞાથી જ માતા કૈકેયીએ મને વનમાં જવા માટે કહ્યું છે. માટે માત્ર

ક્ષાત્રધર્મનો આશ્રય લઈને તારા મનમાં જે અનાર્યબુદ્ધિ આવી છે તેનો ત્યાગ કર. ધર્મનો આશ્રય લે, તીક્ષ્ણ ભાવને છોડ અને મારા વિચારને અનુસરીને ચાલ.'

લક્ષ્મણજીના સ્વભાવમાં એ વિશેષતા હતી કે જે વાત એમના મનને ગમતી, એને તેઓ ખૂબ જોરદાર શબ્દોમાં શ્રીરામના સામે મૂકી દેતા હતા તથા પોતાના મનને પ્રતિકૂળ હોવા છતાં પણ શ્રીરામની વાત માની લેતા હતા. એમના સ્વભાવમાં પુરુષાર્થ અને વીરત્વ છલકતા હતા. આ જ કારણે જ્યારે શ્રીરામે પ્રારબ્ધને બળવાન બતાવીને લક્ષ્મણને સમજાવવાનો પ્રયત્ન કર્યો, ત્યારે તેમણે કહ્યું –

**વિક્લવો વીર્યહીનો યઃ સ દૈવમનુવર્તતે ।**
**વીરાઃ સમ્ભાવિતાત્માનો ન દૈવં પર્યુપાસતે ॥**
**દૈવં પુરુષકારેણ યઃ સમર્થઃ પ્રબાધિતુમ્ ।**
**ન દૈવેન વિપન્નાર્થઃ પુરુષઃ સોઽવસીદતિ ॥**

× × ×

**અદ્ય મે પૌરુષહતં દૈવં દ્રક્ષ્યન્તિ વૈ જનાઃ ।**
**યૈર્દૈવાદાહતં તેઽદ્ય દૃષ્ટં રાજ્યાભિષેચનમ્ ॥**

× × ×

**અહમેકો મહીપાલાનલં વારયિતું બલાત્ ॥**
**ન શોભાર્થાવિમૌ બાહૂ ન ધનુર્ભૂષણાય મે ।**
**નાસિરાબન્ધનાર્થાય ન શરાઃ સ્તમ્ભહેતવઃ ॥**

(વા૦ રા૦ ૨/૨૩/૧૬-૧૭,૧૯,૨૯-૩૦)

'જે કાયર છે, જેનામાં પરાક્રમનું નામ નથી, તે જ પ્રારબ્ધનો ભરોસો કરે છે. આખો સંસાર જેમને આદરની દૃષ્ટિએ જુએ છે, તે વીર પુરુષો દૈવની ઉપાસના નથી કરતા. જે પોતાના પુરુષાર્થથી દૈવને દબાવવાની શક્તિ રાખે છે, તે દૈવ વડે કોઈ કાર્યમાં બાધા ઉપસ્થિત કરવામાં આવતાં ખેદ નથી કરતો... જે લોકોએ દૈવના બળથી આપના રાજ્યાભિષેકને નષ્ટ થતો જોયો છે, તેઓ જ આજે મારા પુરુષાર્થથી દૈવનો પણ વિનાશ થતો જોશે... હું એકલો જ બધા વિરોધી રાજાઓને બળપૂર્વક પરાસ્ત કરાવવામાં પૂરતો છું. મારી આ બે ભુજાઓ શોભા માટે નથી. આ ધનુષ્ય આભૂષણ માટે નથી, આ તલવાર માત્ર બંધાઈ રહેવા માટે નથી. આ બાણ સહારો લેવા માટેની લાકડીઓ નથી.'

ત્યારબાદ મા કૌસલ્યા અને સીતાજી સાથે વાતચીત થવાથી જ્યારે તેમને શ્રીરામનો અંતિમ નિર્ણય ખબર પડી ગયો, ત્યારે તે પોતાનો બધો મત બધી રીતે છોડીને બધા પ્રકારે શ્રીરામનું અનુસરણ કરવા માટે તૈયાર થઈ ગયા. શ્રીરામને વનમાં જવા માટે તૈયાર જોઈને એમની સાથે જવા માટે તેઓ વ્યાકુળ થઈ ઊઠ્યા. ભાઈના વિરહનું દુઃખ એમના માટે અસહ્ય થઈ ગયું. એમનાં નેત્રોમાંથી અશ્રુ-ધારા વહેવા લાગી અને તેમણે બંને હાથોથી ભાઈના ચરણોને પકડીને યશસ્વિની સીતાજી અને કઠણ નિયમોનું પાલન કરનારા શ્રીરામચંદ્રજીને કહ્યું –

**યદિ ગન્તું કૃતા બુદ્ધિર્વનં મૃગગજાયુતમ્ ।**
**અહં ત્વાનુગમિષ્યામિ વનમગ્રે ધનુર્ધરઃ ॥**

× × ×

**ન દેવલોકાક્રમણં નામરત્વમહં વૃણે ।**
**ઐશ્વર્યં ચાપિ લોકાનાં કામયે ન ત્વયા વિના ॥**

(વા૦ રા૦ ૨/૩૧/૩, ૫)

'પ્રભો! જો આપે હજારો જંગલી પશુઓ અને હાથીઓથી ભરેલા વનમાં જવાનો નિશ્ચય કરી લીધો હોય, તો હું પણ ધનુષ્ય લઈને આપની સાથે જ આગળ આગળ ચાલીશ.... તમારા વિના હું દેવલોકમાં જવાનું, અમર થવાનું નથી ઈચ્છતો કે નથી સમસ્ત લોકોનું ઐશ્વર્ય પ્રાપ્ત કરવાનું ઈચ્છતો.'

આ સાંભળીને શ્રીરામે સાંત્વનાપૂર્ણ વચનોથી

લક્ષ્મણને વનમાં ન જતાં અયોધ્યામાં જ રહેવા માટે સમજાવ્યા. ત્યારે લક્ષ્મણજીએ ફરીથી કહ્યું –

**અનુજ્ઞાતસ્તુ ભવતા પૂર્વમેવ યદસ્મ્યહમ્ ।**
**કિમિદાનીં પુનરપિ ક્રિયતે મે નિવારણમ્ ॥**

(વા૦ રા૦ ૨/૩૧/૭)

'તમે તો મને પહેલેથી જ પોતાની સાથે રહેવાની આજ્ઞા આપી રાખી છે; પછી આ સમયે મને કેમ રોકો છો?' એની સામે શ્રીરામે કહ્યું –

**સ્નિગ્ધો ધર્મરતો ધીરઃ સતતં સત્પથે સ્થિતઃ ।**
**પ્રિયઃ પ્રાણસમો વશ્યો વિધેયશ્ચ સખા ચ મે ॥**
**મયાદ્ય સહ સૌમિત્રે ત્વયિ ગચ્છતિ તદ્વનમ્ ।**
**કો ભજિષ્યતિ કૌસલ્યાં સુમિત્રાં વા યશસ્વિનીમ્ ॥**

(વા૦ રા૦ ૨/૩૧/૧૦-૧૧)

'લક્ષ્મણ! તું મારો પરમ સ્નેહી, ધર્મપરાયણ, ધીર અને હંમેશાં શ્રેષ્ઠ માર્ગ પર સ્થિર રહેનારો છે. મને પ્રાણની જેમ વહાલો છે તથા મારા વશમાં રહેનાર, આજ્ઞાપાલક અને સખા છે. જો આજે મારી સાથે તું પણ વનમાં જવા માટે ચાલી નીકળીશ તો પરમ યશસ્વિની માતા સુમિત્રા અને મા કૌસલ્યાની સેવા કોણ કરશે?'

એની સામે લક્ષ્મણજીએ કહ્યું –

**તદાત્મભરણે ચૈવ મમ માતુસ્તથૈવ ચ ।**
**પર્યાપ્તા મદ્વિધાનાં ચ ભરણાય મનસ્વિની ॥**
**કુરુષ્વ મામનુચરં વૈધર્મ્યં નેહ વિદ્યતે ।**
**કૃતાર્થોઽહં ભવિષ્યામિ તવ ચાર્થઃ પ્રકલ્પ્યતે ॥**

× × ×

**આહરિષ્યામિ તે નિત્યં મૂલાનિ ચ ફલાનિ ચ ।**
**વન્યાનિ ચ તથાન્યાનિ સ્વાહાર્હાણિ તપસ્વિનામ્ ॥**
**ભવાંસ્તુ સહ વૈદેહ્યા ગિરિસાનુષુ રંસ્યતે ।**
**અહં સર્વં કરિષ્યામિ જાગ્રતઃ સ્વપતશ્ચ તે ॥**

(વા૦ રા૦ ૨/૩૧/૨૩-૨૪, ૨૬-૨૭)

'મનસ્વિની મા કૌસલ્યા પોતે જ પોતાનું તથા મારી માતાનું તથા મારા જેવા બીજા પણ ઘણા મનુષ્યોનું ભરણપોષણ કરવા માટે સમર્થ છે. આથી આપ મને પોતાનો અનુચર બનાવી લો. એમાં જરા પણ ધર્મ-વિરુદ્ધ વાત નથી. એમ કરવાથી હું કૃતાર્થ થઈ જઈશ અને તમારી પણ સેવા થતી રહેશે. હું તમારા માટે હંમેશાં ફળ-મૂળ અને વનમાં થનારી બીજી આવશ્યક વસ્તુઓ તથા તપસ્વીઓ માટે હવનની સામગ્રી એકઠી કરતો રહીશ. તમે સીતાજી સાથે પર્વતોના શિખરો પર વિચરતા રહેજો. હું આપના જાગતાં તેમ જ શયન કરવાના સમયે પણ બધાં જરૂરી કાર્યો કરતો રહીશ.' કેવો સુંદર સેવા-ભાવ છે! પોતાના સુખની જરા પણ પરવા નથી.

પછી તો શું હતું. લક્ષ્મણનો આવો દૃઢ પ્રેમાગ્રહ જોઈને ભગવાન શ્રીરામને એમની પ્રાર્થના સ્વીકાર કરવા માટે ફરજ પડી. જ્યારે શ્રીરામે એમને કહ્યું કે, 'માતા સુમિત્રા પાસે વિદાય માગી લો', ત્યારે તે તરત જ પોતાની માતા પાસે જઈને એમની પાસે વિદાય માગીને પાછા ફર્યા. ત્યાર બાદ વન જતી વખતે જ્યારે શ્રીરામ, લક્ષ્મણજી અને સીતાજી – બધાએ માતા સુમિત્રાના ચરણોમાં પ્રણામ કર્યાં, એ વખતે માતા લક્ષ્મણજીનું માથું સૂંઘીને કહે છે –

**સૃષ્ટસ્ત્વં વનવાસાય સ્વનુરક્તઃ સુહૃજ્જને ।**
**રામે પ્રમાદં મા કાર્ષીઃ પુત્ર ભ્રાતરિ ગચ્છતિ ॥**
**વ્યસની વા સમૃદ્ધો વા ગતિરેષ તવાનઘ ।**
**એષ લોકે સતાં ધર્મો યજ્જ્યેષ્ઠવશગો ભવેત્ ॥**

× × ×

**રામં દશરથં વિદ્ધિ માં વિદ્ધિ જનકાત્મજામ્ ।**
**અયોધ્યામટવીં વિદ્ધિ ગચ્છ તાત યથાસુખમ્ ॥**

(વા૦ રા૦ ૨/૪૦/૫,૬,૯)

'બેટા! તું પોતાના ભાઈ રામનો પરમ અનુરાગી છે, એટલે જ હું તને વનવાસની આજ્ઞા આપું છું. તારા મોટા ભાઈ શ્રીરામ વનમાં

જાય છે, તું એમની સેવામાં ક્યારેય આળસ ન કરતો. નિષ્પાપ લક્ષ્મણ! તે સંકટમાં હોય કે સમૃદ્ધ સ્થિતિમાં, કોઈપણ દશામાં એ જ તારી પરમ ગતિ છે. સંસારમાં સત્પુરુષોનો એ જ ધર્મ છે કે હંમેશાં પોતાના મોટા ભાઈને આધીન થઈને રહે. તું રામને જ સાક્ષાત્ પિતા દશરથ સમજ, સીતાને મારા સ્થાને સમજ અને વનને જ અયોધ્યા સમજ. (હું તને આજ્ઞા આપું છું કે) તું સુખેથી જા.'

કેવો સુંદર ઉપદેશ છે! મા હોય તો આવી હોય. લક્ષ્મણજીએ પણ માતાની આજ્ઞાનું પ્રાણ હોડમાં મૂકીને પણ અક્ષરશઃ પાલન કર્યું.

એના પછી શ્રીરામ, સીતા અને લક્ષ્મણ સુમંત્ર વડે લવાયેલા રથમાં બેસીને વનમાં ચાલી નીકળ્યા. એ વખતે પ્રજાના લોકો પણ પ્રેમવિહ્વળ થઈને એમની સાથે સાથે ચાલવા લાગ્યા. જ્યારે ખૂબ સમજાવવા છતાં પણ પ્રજાજન અયોધ્યા તરફ પાછા ન ફર્યા, ત્યારે લક્ષ્મણ અને સીતાજી સહિત શ્રીરામ બધાને તમસા નદીના તટ પર સૂતાં છોડીને શૃંગવેરપુર તરફ ચાલ્યા ગયા. ત્યાં તેઓ નિષાદરાજ ગુહને મળ્યા. એમને બધી વાતો સમજાવી. સન્ધ્યોપાસના પછી લક્ષ્મણજી ગંગાજળ લઈ આવ્યા. એને જ પીને શ્રીરામ અને સીતાજી લક્ષ્મણ દ્વારા તૈયાર કરાયેલી ઘાસ અને પાંદડાંઓની શય્યા પર ઊંઘ્યા. એ વખતે લક્ષ્મણજીએ એમના ચરણોને ધોયા, પછી તેઓ થોડા દૂર નજીકમાં જ બીજા વૃક્ષની નીચે જઈ બેઠા. આ રીતે ભાઈના સ્વાભાવિક અનુરાગથી લક્ષ્મણને જાગતા જોઈને ગુહે કહ્યું – 'ભાઈ લક્ષ્મણ! તમારા માટે શય્યા તૈયાર છે. તમે સુખપૂર્વક સૂઈ જાઓ. હું મારા બાંધવો સાથે હાથમાં ધનુષ્ય લઈને પહેરો ભરતો રહીશ.'

એ સાંભળીને લક્ષ્મણજીએ એમની પ્રશંસા કરતા કહ્યું –

**કથં દાશરથૌ ભૂમૌ શયાને સહ સીતયા ।**
**શક્યા નિદ્રા મયા લબ્ધું જીવિતં વા સુખાનિ વા ॥**
**યો ન દેવાસુરૈઃ સર્વૈઃ શક્યઃ પ્રસહિતું યુધિ ।**
**તં પશ્ય સુખસંસુપ્તં તૃણેષુ સહ સીતયા ॥**

(વા૦ રા૦ ૨/૫૧/૯-૧૦)

'નિષાદરાજ! જ્યારે દશરથનંદન શ્રીરામ સીતાજી સાથે ભૂમિ પર શયન કરી રહ્યા છે, ત્યારે હું કેવી રીતે ઊંઘ લઈ શકું છું તથા કેવી રીતે મારા માટે જીવન અને સુખની સામગ્રીઓનો સ્વીકાર કરવો સંભવ છે? જુઓ, બધા દેવતા અને અસુર મળીને પણ યુદ્ધમાં જેમના વેગને સહન નથી કરી શકતા, તે જ શ્રીરામ આજે સીતાજી સાથે તણખલા પર સુખથી સૂઈ રહ્યા છે!'

એના પછી સવાર થતાં જ ગંગાતટ પર પહોંચીને શ્રીરામે સુમંત્રને વિદાય કરી દીધા. પછી હોડીમાં બેસીને ત્રણે ગંગાની પેલે પાર ગયાં. ત્યાંથી ચાલીને રાત્રિમાં વરદા નદીને કાંઠે એક વૃક્ષની નીચે રહ્યાં. લક્ષ્મણજીએ ત્યાંની ભૂમિ સાફ કરીને કોમળ પાંદડાંઓ પાથરી દીધાં. શ્રીરામ અને સીતાજી એના પર બેસી ગયાં. ત્યાં માતા-પિતા માટે શોક કરતા શ્રીરામે લક્ષ્મણજીને કહ્યું, 'ભાઈ લક્ષ્મણ! તું અયોધ્યા પાછો ફરી જા, ત્યાં જઈને માતાઓની સેવા કર. સીતાની સાથે મને એકલાને જ વનમાં જવા દે.' ત્યારે લક્ષ્મણજીએ અત્યંત હૃદયસ્પર્શી વચનો કહ્યાં –

**ન ચ સીતા ત્વયા હીના ન ચાહમપિ રાઘવ ।**
**મુહૂર્તમપિ જીવાવો જલાન્મત્સ્યાવિવોદ્ધૃતૌ ॥**
**નહિ તાતં ન શત્રુઘ્નં ન સુમિત્રાં પરંતપ ।**
**દ્રષ્ટુમિચ્છેયમદ્યાહં સ્વર્ગં ચાપિ ત્વયા વિના ॥**

(વા૦ રા૦ ૨/૫૩/૩૧-૩૨)

'રઘુનંદન! તમારા વિના ન તો સીતાજી

કે ન તો હું જળથી અલગ કરાયેલી માછલીઓની જેમ, મુહૂર્તમાત્ર પણ જીવી શકીએ. પરંતપ! આ સમયે તમને છોડીને ન તો માતા સુમિત્રાને, ન પિતાને તથા ન ભાઈ શત્રુઘ્નને અને ન સ્વર્ગને જોવા ઇચ્છું છું.'

એના પછી સવાર થતાં ત્યાંથી નીકળીને ત્રણેય મુનિશ્રેષ્ઠ ભરદ્વાજને મળ્યાં અને એક દિવસ એમના આશ્રમમાં વિશ્રામ કર્યો. બીજા દિવસે એમના આગળ જણાવેલા માર્ગ પર ચિત્રકૂટ તરફ ચાલી નીકળ્યા. યમુનાતટ પર પહોંચીને તેની પાર જવા માટે લક્ષ્મણજીએ એક નૌકા તૈયાર કરી. એમાં સીતાજીને બેસવા માટે એક સુંદર નેતરનું સિંહાસન બનાવ્યું. સીતાજી થોડા શરમાઈને એના પર બેસી ગયાં. શ્રીરામ સહિત લક્ષ્મણજી પોતે જ તે નૌકાને યમુનાપાર લઈ ગયા. તે નૌકામાંથી ઊતરીને આગળ આગળ લક્ષ્મણજી, પાછળ સીતાજી અને એમની પાછળ બંનેની રક્ષા કરતા શ્રીરામ ચાલ્યા. એ રીતે જતાં જતાં તેઓ ચિત્રકૂટ પહોંચ્યાં. ત્યાં મુનિશ્રેષ્ઠ વાલ્મીકિને મળ્યાં. પછી શ્રીરામની આજ્ઞા મેળવીને લક્ષ્મણજીએ પોતે જ એક કુટીર તૈયાર કરી. એમાં જ બધાં સુખેથી રહેવા લાગ્યાં.

વનમાં રહેતી વખતે ફળ-મૂળ તથા હવનની સામગ્રી એકઠી કરવી, સીતાજીનાં વસ્ત્રાભૂષણોની પેટી અને શસ્ત્રાસ્ત્રોને એક સ્થાનેથી બીજે સ્થાને લઈ જવાં અને એમની સંભાળ રાખવી, શિયાળાની રાત્રિઓમાં ખેતરોની વચ્ચે થઈને નદીમાંથી પાણી લઈ આવવું, રસ્તો ઓળખવા માટે વૃક્ષો અને પથ્થરો પર જૂનાં ચીંથરાં લપેટી રાખવાં, કચરો વાળવો, રસોડું સાફ કરવું, બેસવા માટે ચોતરો તૈયાર કરવો, બાળવા માટે ઇંધણ ભેગાં કરવાં અને આખી રાત જાગીને પહેરો ભરવો – આ તમામ કાર્યો લક્ષ્મણજી ખૂબ આનંદથી ચોકસાઈપૂર્વક કરતા હતા.

એના પછી જ્યારે ભરતજી શ્રીરામને પાછા લઈ જવા માટે સેના સાથે ચિત્રકૂટની નજીક પહોંચ્યા, એ વખતે લક્ષ્મણજીને તેમના પર શંકા થઈ; આથી શ્રીરામના પ્રેમથી વિવશ થઈને એમણે ભરતજી પ્રત્યે થોડાં કઠોર વચનો કહી નાખ્યાં. પણ પછી શ્રીરામચંદ્રજીના મુખમાંથી ભરતજીની પ્રશંસા સાંભળીને તે ચૂપ થઈ ગયા. ભરતજી બધાં સાથે હળીમળીને શ્રીરામજીની ચરણ-પાદુકા પ્રાપ્ત કરીને અયોધ્યા પાછા ફર્યા. આ બાજુ શ્રીરામચંદ્રજી પણ સીતાજી અને લક્ષ્મણજી સાથે ચિત્રકૂટથી નીકળીને અત્રિ વગેરે ઋષિઓનાં આશ્રમોમાં રોકાતાં-રોકાતાં પંચવટી પહોંચ્યા. ત્યાં પહોંચીને શ્રીરામજીએ લક્ષ્મણજીને કહ્યું, 'આપણે જ્યાં આવવાનું હતું, તે સ્થાન આ જ છે. અહીં ચારે કોર નજર નાખીને કોઈ એવી જગ્યા શોધી કાઢ, જ્યાં બધાંને અનુકૂળ આશ્રમ બનાવીને હું, તું અને આ જનકનંદિની રહી શકે તથા જલ, પુષ્પ અને દર્ભ – પાસે જ હોય.' ત્યારે લક્ષ્મણજી પોતાની બુદ્ધિને મહત્ત્વ ન આપતાં કહે છે –

**પરવાનસ્મિ કાકુત્સ્થ ત્વયિ વર્ષશતં સ્થિતે।**
**સ્વયં તુ રુચિરે દેશે ક્રિયતામિતિ માં વદ॥**

(વા૦ રા૦ ૩/૧૫/૭)

'રઘુનાથજી! આ લોકમાં આપના સો વર્ષ સ્થિત રહેવા છતાં હું હંમેશાં તમને આધીન જ છું (તમારી સામે મારી ઇચ્છાથી હું કંઈ નહીં કરું). આથી તમે પોતે જ તમારી રુચિ પ્રમાણે અનુકૂળ સ્થાને મને આશ્રમ બનાવવાની આજ્ઞા આપો.'

આનાથી એ ન સમજવું જોઈએ કે લક્ષ્મણજી વિવેકહીન હતા. તે બુદ્ધિમાન અને વિદ્વાન હતા; સમય-સમય પર શ્રીરામજીની સેવા માટે બુદ્ધિનો

પણ પ્રયોગ કરતા હતા. પરંતુ એમને શ્રીરામના કરેલા કામ પર વધુ સંતોષ થતો હતો.

ત્યાર પછી શ્રીરામજીએ સુંદર જગ્યા બતાવીને એનાં ગુણો અને શોભાનું વર્ણન કર્યું. ત્યાં લક્ષ્મણજીએ તરત જ ભાઈની આજ્ઞા પ્રમાણે એક રહેવા માટે અનુકૂળ આશ્રમ તૈયાર કરી દીધો અને એમાં એક અત્યંત સુંદર વિશાળ પર્ણકૂટી બનાવી દીધી. એ આશ્રમ અને પર્ણકૂટીને જોઈને સીતાજી સહિત શ્રીરામ ખૂબ ખુશ થયા તથા એમણે લક્ષ્મણના કાર્યની પ્રશંસા કરીને એમને હૃદયસરસા ચાંપ્યા. પછી તે લોકો ત્યાં આનંદપૂર્વક રહેવા લાગ્યાં.

ત્યાં રહેતાં રહેતાં શરદ ઋતુ વીતી ગઈ. હેમંતનું આગમન થયું. ત્યારે એક દિવસ વિનમ્ર લક્ષ્મણે સીતાજીની સાથે સ્નાન કરવા માટે જઈ રહેલા શ્રીરામજીને કહ્યું –

**અસ્મિંસ્તુ પુરુષવ્યાઘ્ર કાલે દુ:ખસમન્વિત:।**
**તપશ્ચરતિ ધર્માત્મા ત્વદ્ભક્ત્યા ભરત: પુરે ॥**
**ત્યક્ત્વા રાજ્યં ચ માનં ચ ભોગાંશ્ચ વિવિધાન્ બહૂન્ ।**
**તપસ્વી નિયતાહાર: શેતે શીતે મહીતલે ॥**
**સોઽપિ વેલામિમાં નૂનમભિષેકાર્થમુદ્યત: ।**
**વૃત: પ્રકૃતિભિર્નિત્યં પ્રયાતિ સરયૂં નદીમ્ ॥**
**અત્યન્તસુખસંવૃદ્ધ: સુકુમારો હિમાર્દિત: ।**
**કથં ત્વપરરાત્રેષુ સરયૂમવગાહતે ॥**

(વા૦ રા૦ ૩/૧૬/૨૭-૩૦)

'પુરુષોત્તમ! આ શિયાળામાં ધર્માત્મા ભાઈ ભરત તમારી ભક્તિને કારણે નગરમાં કષ્ટ સહન કરીને તપ કરી રહ્યો છે. તેઓ રાજ્ય અને માન તથા અનેક પ્રકારના ઘણા ભોગોનો પણ ત્યાગ કરીને તપસ્યામાં જોડાયેલા છે અને નિયમિત આહાર કરતાં આ શિયાળાની ઋતુમાં પણ પૃથ્વી પર જ શયન કરે છે. સાચે જ, ભરતજી પણ આ સમયે સ્નાન કરવા માટે ઉદ્યત થઈને મંત્રી તથા પ્રજાજનોની સાથે દરરોજ સરયૂ નદી પર જતા હશે. અત્યંત સુખમાં ઊછરેલા સુકુમાર (= કોમળ) ભરત ઠંડીનું કષ્ટ સહન કરતા રાતના પાછલા પહોરમાં સરયૂજીમાં કેવી રીતે ડૂબકી લગાવતા હશે.'

આનાથી એ લોકોના મતનું ખંડન થઈ જાય છે, જેઓ એવું કહે છે કે લક્ષ્મણજી શ્રીરામજીને જ પ્રેમ કરતા હતા, ભરતજી પ્રત્યે તો તેમને દ્વેષભાવ જ રહ્યો. ખરેખર જ શ્રીરામને દુ:ખ આપનારા અને એમની અવજ્ઞા કરનારાઓને તે માફ નહોતા કરતા. પણ જ્યારે એમને ખબર પડી ગઈ કે ભરતનો કોઈ દોષ નથી, ઉપરથી રામ-વિયોગમાં ભરતજી તપસ્વી-જીવન વિતાવી રહ્યા છે, ત્યારે તો લક્ષ્મણજી ભરત પર પહેલાં કરતાં પણ વધુ પરમ શ્રદ્ધા અને પ્રેમ કરવા લાગ્યા હતા.

એક દિવસની વાત છે, પંચવટી આશ્રમમાં બેઠેલા શ્રીરામ લક્ષ્મણજી સાથે વાતો કરી રહ્યા હતા. એ જ વખતે ત્યાં શૂર્પણખાએ આવીને શ્રીરામને પોતાની સાથે વિવાહ કરવા માટે કહ્યું. શ્રીરામે એને લક્ષ્મણજી પાસે મોકલી દીધી. શૂર્પણખાએ એમની પાસે જઈને પણ એ જ વાત કરી. ત્યારે લક્ષ્મણજીએ હસીને જવાબ આપ્યો –

**કથં દાસસ્ય મે દાસી ભાર્યા ભવિતુમિચ્છસિ ।**
**સોઽહમાર્યેણ પરવાન્ ભ્રાત્રા કમલવર્ણિનિ ॥**

(વા૦ રા૦ ૩/૧૮/૯)

'હું તો દાસ છું. પોતાના મોટા ભાઈ શ્રીરામને આધીન છું. કમલવર્ણિનિ! તું મારી પત્ની થઈને દાસી બનવા શા માટે ઇચ્છે છે? (તું શ્રીરામજીની પાસે જ જા.)'

તે શ્રીરામજી પાસે પાછી આવી. ત્યાં જ્યારે એ સીતાજી પર તૂટી પડી, ત્યારે શ્રીરામજીની આજ્ઞા પામીને લક્ષ્મણજીએ તેનાં નાક-કાન કાપી નાખ્યાં.

એના પછી ખર-દૂષણ વગેરે રાક્ષસોએ શ્રીરામ પર ચઢાઈ કરી. એમને આવતાં જોઈને શ્રીરામે લક્ષ્મણને કહ્યું, 'ચોક્કસ તું આ રાક્ષસોને મારી શકે છે, પણ હું પોતે જ આ બધાંનો વધ કરવા ઇચ્છું છું. એટલે તું સીતાની રક્ષા માટે એને ગુફામાં લઈ જા.' લક્ષ્મણજીએ ભગવાનની આજ્ઞા માનીને એવું જ કર્યું. શ્રીરામે બધા રાક્ષસોનો સંહાર કરી દીધો. પછી શૂર્પણખાની પ્રેરણાથી રાવણ સીતાહરણ માટે મારીચને સાથે લઈને પંચવટીની પાસે આવ્યો. ત્યાં મારીચે વિચિત્ર સુવર્ણમૃગનું રૂપ બનાવીને સીતાજીનું મન આકર્ષિત કર્યું. સીતાજીના કહેવાથી ભગવાન શ્રીરામ એને મારવા માટે ધનુષ-બાણ લઈને એની પાછળ ગયા. ત્યાં મારીચ માર્યો ગયો. મરતી વખતે એણે શ્રીરામ જેવો જ અવાજ કાઢીને 'હા સીતે! હા લક્ષ્મણ!!' એ રીતે કહીને ખૂબ જ જોરથી દુ:ખની ચીસો પાડી. એને સાંભળીને સીતાજી ગભરાઈ ગયાં. તેઓ સમજ્યાં કે શ્રીરામ સંકટમાં છે, આથી એમની સહાયતા માટે લક્ષ્મણજીને તરત દોડી જવા કહ્યું. સીતાજીના ઘણી બધી વાર કહેવા છતાં પણ શ્રીલક્ષ્મણજી ભાઈની આજ્ઞાનો આદર કરીને સીતાજીની રક્ષા કરવા માટે જ ઊભા રહ્યા. ત્યારે દેવી સીતાજીએ એમના પ્રેમ અને ભાવ પર દોષારોપણ કરીને કટુવચન કહ્યાં, છતાં પણ લક્ષ્મણ ટસથી મસ ન થયા, એમણે શ્રીરામના પ્રભાવ અને રાક્ષસોની માયાનું વર્ણન કરીને સીતાજીને સમજાવવાનો પ્રયત્ન કર્યો, પરંતુ સીતાજીને સંતોષ ન થયો અને એમણે ક્રોધાવેશમાં લક્ષ્મણજીને ટોણો મારીને ન કહેવા જેવાં વચનો કહી નાખ્યાં. ત્યારે લક્ષ્મણજી વનના દેવતાઓને સીતાજીની રક્ષાનો ભાર સોંપીને શ્રીરામ પાસે ચાલ્યા ગયા. શ્રીરામની આજ્ઞાનું ઉલ્લંઘન કરવાનો લક્ષ્મણજી માટે આ પહેલો અવસર હતો.

આ બાજુ રાવણ ભિક્ષુના વેષમાં આવીને સીતાનું હરણ કરીને લઈ ગયો અને ત્યાં લક્ષ્મણજી આશ્રમ તરફ આવતા શ્રીરામને મળ્યા. શ્રીરામે લક્ષ્મણજીને કહ્યું, 'તું સીતાને એકલી છોડીને ચાલ્યો આવ્યો, એ ઘણું ખોટું કામ કર્યું.' એ જ રીતે બીજી પણ કેટલીક ફરિયાદો કરી. ત્યારે લક્ષ્મણજીએ કહ્યું –

**ન સ્વયં કામકારેણ તાં ત્યક્ત્વાહમિહાગતઃ ।**
**પ્રચોદિતસ્તયૈવોગ્રૈસ્ત્વત્સકાશમિહાગતઃ ॥**

(વા૦ રા૦ ૩/૫૯/૬)

'ભગવન્! હું પોતાની ઇચ્છાથી એમને છોડીને અહીં નથી આવ્યો, એમનાં જ કઠોર વચનોથી પ્રેરાઈને મારે અહીં આપની પાસે આવવું પડ્યું છે.' એ રીતે લક્ષ્મણજીએ બધી વાતો શ્રીરામને સમજાવીને કહી, તો પણ શ્રીરામને સંતોષ ન થયો. તેઓ માર્ગમાં જાતજાતના વિલાપ કરતાં આશ્રમે પહોંચ્યા. ત્યાં પર્ણકૂટીને ખાલી જોઈને અત્યંત વિરહાકુળ થઈને વિલાપ કરવા લાગ્યા. ત્યારે લક્ષ્મણજીએ એમને ધીરજ બંધાવીને ઘણા સમજાવ્યા. એ રીતે જ્યારે જ્યારે સીતાજીના વિયોગમાં શ્રીરામચંદ્રજી અધીરા થઈ જતા, ત્યારે ત્યારે લક્ષ્મણજી પ્રેમભરેલાં વચનોથી એમના પ્રભાવનું સ્મરણ કરાવીને એમને ધૈર્ય બંધાવ્યા કરતા હતા.

બંને ભાઈ સીતાજીની શોધમાં ફરતા ફરતા જટાયુની પાસે પહોંચ્યા. એની દાહ-ક્રિયા કરીને કબન્ધનો વધ કર્યો અને એની જ સલાહથી પંપા સરોવરની પાસે ગયા; ત્યાં જ શબરી સાથે ભેટ થઈ. ત્યાંથી ચાલ્યા પછી હનુમાન વડે સુગ્રીવ સાથે મિત્રતા થઈ. સુગ્રીવે શ્રીરામને સીતાજી વડે પાડી નાખેલાં વસ્ત્રો અને આભૂષણો બતાવ્યાં. ત્યારે શ્રીરામે એ વસ્ત્રાભૂષણોને છાતીએ

લગાવીને લક્ષ્મણને જોવા માટે કહ્યું. એમને જોઈને લક્ષ્મણજી બોલ્યા –

**નાહં જાનામિ કેયૂરે નાહં જાનામિ કુણ્ડલે ॥**
**નૂપુરે ત્વભિજાનામિ નિત્યં પાદાભિવન્દનાત્ ।**

(વા૦ રા૦ ૪/૬/૨૨-૨૩)

'ભગવન્! ન તો હું સીતાજીના બાજુબંધને જાણું છું કે ન હું કુંડળોને ય ઓળખું છું, પરંતુ એમનાં નૂપુરોને ચોક્કસ ઓળખું છું; કારણ કે હું હંમેશાં ચરણોમાં પ્રણામ કરતી વેળાએ નૂપુરોને જોતો રહેતો હતો.' બ્રહ્મચર્ય-વ્રત અને પૂજ્યભાવનો કેટલો સુંદર આદર્શ છે!

એના પછી સુગ્રીવ સાથે બધી વાતો થઈ. વાલી-સુગ્રીવનું યુદ્ધ થયું. શ્રીરામે એક જ બાણથી વાલીને મારી નાખ્યો. સુગ્રીવનો કિષ્કિન્ધા રાજ્ય પર અભિષેક થયો. શ્રીરામ અને લક્ષ્મણજીએ પ્રવર્ષણ પર્વત પર રહીને વર્ષા-ઋતુનો સમય વ્યતીત કર્યો, શરદ્ ઋતુ આવી ગઈ. પણ આ બાજુ સુગ્રીવ વિષયભોગોમાં ફસાઈને શ્રીરામના કાર્યને ભૂલી ગયા. એ જોઈને શ્રીરામચંદ્રજીની આજ્ઞાથી લક્ષ્મણજી સુગ્રીવની પાસે ગયા. એ પ્રસંગમાં શ્રીલક્ષ્મણજીની વીરતા, ધીરતા અને શીલનું વાલ્મીકીય રામાયણમાં ઘણું જ સુંદર ચિત્રણ કરવામાં આવ્યું છે. ત્યાં સુગ્રીવને સમજાવતાં લક્ષ્મણજી કહે છે –

**પૂર્વં કૃતાર્થો મિત્રાણાં ન તત્પ્રતિકરોતિ યઃ ।**
**કૃતઘ્નઃ સર્વભૂતાનાં સ વધ્યઃ પ્લવગેશ્વર ॥**
**ગોઘ્ને ચૈવ સુરાપે ચ ચૌરે ભગ્નવ્રતે તથા ।**
**નિષ્કૃતિર્વિહિતા સદ્ભિઃ કૃતઘ્ને નાસ્તિ નિષ્કૃતિઃ ॥**

(વા૦ રા૦ ૪/૩૪/૧૦, ૧૨)

'વાનરરાજ! જે પહેલાં મિત્રોની સહાયતાથી પોતાનું કાર્ય સિદ્ધ કરીને બદલામાં એમનો ઉપકાર નથી કરતો, તે કૃતઘ્ની છે. આથી તે બધાં પ્રાણીઓ માટે વધ કરવા યોગ્ય છે. ગો-હત્યારો અને શરાબી તથા ચોર ઉપરાંત વ્રત ભંગ કરનારો – એ બધા માટે તો સત્પુરુષોએ પ્રાયશ્ચિત્તનું વિધાન કર્યું છે; પણ કૃતઘ્ની માટે કોઈ પ્રાયશ્ચિત્ત નથી.'

એ વખતે તારાએ વિનયપૂર્વક લક્ષ્મણને સમજાવીને શાંત કર્યા. ત્યારે સુગ્રીવજીએ સાવધાન થઈને લક્ષ્મણને કહ્યું –

**કઃ શક્તસ્તસ્ય દેવસ્ય ખ્યાતસ્ય સ્વેન કર્મણા ।**
**તાદૃશં પ્રતિકુર્વીત અંશેનાપિ નૃપાત્મજ ॥**
**સીતાં પ્રાપ્સ્યતિ ધર્માત્મા વધિષ્યતિ ચ રાવણમ્ ।**
**સહાયમાત્રેણ મયા રાઘવઃ સ્વેન તેજસા ॥**

(વા૦ રા૦ ૪/૩૬/૬-૭)

'દશરથનંદન! ભગવાન શ્રીરામ પોતાના કામથી સર્વત્ર વિખ્યાત છે. તેઓ સાક્ષાત્ દેવ (ભગવાન) છે. એમના ઉપકારનો કોઈ આંશિક રૂપમાં પણ બદલો કેવી રીતે ચૂકવી શકે. ધર્માત્મા શ્રીરામ પોતાના જ તેજથી રાવણનો વધ કરશે અને સીતાજીને પ્રાપ્ત કરશે. હું તો માત્ર નિમિત્તરૂપે સહાયક રહીશ.'

આ સાંભળીને શ્રીલક્ષ્મણજી પ્રસન્ન થઈ ગયા અને સુગ્રીવની પ્રશંસા કરીને એમની સાથે ભગવાન શ્રીરામની પાસે ચાલ્યા આવ્યા. એ જ વખતે સુગ્રીવના બોલાવેલા અસંખ્ય વાનરો પણ પહોંચી ગયા. એમને સીતાજીની શોધ કરવા માટે બધી દિશાઓમાં મોકલવામાં આવ્યા. શ્રીહનુમાન લંકામાં જઈને સીતાજીને મળ્યા. ત્યાંથી આવીને એમણે શ્રીરામ-લક્ષ્મણને સીતાજીની આપવીતી સંભળાવી. સીતાજીના સમાચાર સાંભળીને અસંખ્ય વાનરોની ઘણી મોટી સેના લઈને શ્રીરામ તથા લક્ષ્મણજી સમુદ્રના તટે પહોંચ્યા. ત્યાં શ્રીરામે શરણાગત વિભીષણને અભયદાન આપ્યું. સમુદ્ર પર સેતુ બાંધીને સેનાસહિત શ્રીરામ તથા લક્ષ્મણ સમુદ્રની પેલે પાર પહોંચ્યા. લંકામાં રાક્ષસોની

સાથે ભયાનક યુદ્ધ થયું. એક દિવસની વાત છે, મેઘનાદે બધા વાનરોના જોતાં માયાવી સીતાજીનો વધ કરીને બધાંને દુઃખી કરી દીધાં. હનુમાન દ્વારા એ સમાચાર મેળવીને શ્રીરામ સીતાજીના દુઃખથી મૂર્ચ્છિત થઈ ગયા. એમને ભાનમાં લાવવાના અનેક ઉપચાર કરવામાં આવ્યા. લક્ષ્મણજીએ પુરુષાર્થની પ્રશંસા કરતાં શ્રીરામને કહ્યું –

**તદદ્ય વિપુલં વીર દુઃખમિન્દ્રજિતા કૃતમ્ ।**
**કર્મણા વ્યપનેષ્યામિ તસ્માદુત્તિષ્ઠ રાઘવ ॥**
**ઉત્તિષ્ઠ નરશાર્દૂલ દીર્ઘબાહો ધૃતવ્રત ।**
**કિમાત્માનં મહાત્માનમાત્માનં નાવબુધ્યસે ॥**

(વા૦ રા૦ ૬/૮૩/૪૨-૪૩)

'પ્રભો! આજે ઇન્દ્રજિતે (પોતાના ક્રૂર કર્મથી) જે તમને ઘણું મોટું દુઃખ પહોંચાડ્યું છે, હું મારા ભયંકર કર્મથી એને દૂર કરી દઈશ. આથી હવે તમે ઊઠી જાઓ. મહાબાહો! પુરુષસિંહ! શું તમે તમારા મહાત્માપણાના મહાન પ્રભાવને નથી જાણતા? હે વ્રતોનું પાલન કરનાર! તમે ઊભા થઈ જાઓ.'

આ રીતે લક્ષ્મણજી પોતાના ખોળામાં મૂર્ચ્છિત થઈને સૂતેલા શ્રીરામને ભાનમાં લાવવાનો પ્રયત્ન કરતા હતા, એ જ વખતે વિભીષણ પણ ત્યાં આવી પહોંચ્યા. વિભીષણના પૂછવાથી લક્ષ્મણજીએ સીતાજીના શોકમાં શ્રીરામના બેભાન થવાની વાત કહી. ત્યારે વિભીષણે પ્રબળ યુક્તિઓ વડે બધાની સામે શ્રીરામને સમજાવ્યા કે મેઘનાદ સીતાજીને ન મારી શકે. આ બધી રાક્ષસી માયાનો ખેલ છે. તમે ચિંતા ન કરો. મેઘનાદ આ સમયે નિકુંભિલામાં યજ્ઞ કરવા ગયો છે, એનો યજ્ઞ પૂરો થઈ જતાં એને જીતવો મુશ્કેલ થઈ જશે. આપણે જલદીથી ત્યાં પહોંચીને એની સાથે યુદ્ધ કરવું જોઈએ. આથી આપ લક્ષ્મણજીને અમારી સાથે મોકલી દો.' આ રીતે વિભીષણની વાત સાંભળીને શ્રીરામ સાવધાન થઈ ગયા. વિભીષણ પાસેથી બધી વાતો ફરીથી સાંભળી. પછી મેઘનાદના પરાક્રમ અને માયાબળનું વર્ણન કરીને લક્ષ્મણજીને કહ્યું, 'સુગ્રીવ અને વિભીષણની સાથે જઈને તું એને માર.' ત્યારે લક્ષ્મણજીએ મેઘનાદને મારવાની પ્રતિજ્ઞા કરીને શ્રીરામની પ્રદક્ષિણા કરી અને એમને પ્રણામ કર્યાં. ત્યાર બાદ તેઓ સેનાની સાથે વિભીષણને લઈને ગયા. ત્યાં મેઘનાદની સાથે લક્ષ્મણનું ઘણું ઉગ્ર યુદ્ધ થયું. એમાં લક્ષ્મણજીએ વીરતા, ધીરતા અને યુદ્ધકૌશલ્યનો ઘણો સુંદર પરિચય આપ્યો. લક્ષ્મણજીએ મેઘનાદના ઘોડા, સારથિ અને રથનો નાશ કરીને વારંવાર એનાં અનેક ધનુષ્ય કાપી નાખ્યાં. એ રીતે એમણે રાક્ષસોની આખી સેનાને વ્યાકુળ કરી દીધી. છેવટે મહાબળવાન મેઘનાદને મારીને લક્ષ્મણજીએ ઘણું અદ્‌ભુત કાર્ય કર્યું. પછી લક્ષ્મણજીએ શ્રીરામ પાસે આવીને એમને પ્રણામ કર્યાં. શ્રીરામચંદ્રજીએ લક્ષ્મણજીને હૃદયસરસા ચાંપીને એમના આ કાર્યની પ્રશંસા કરતાં કહ્યું –

**કૃતં પરમકલ્યાણં કર્મ દુષ્કરકર્મણા ।**
**અદ્ય મન્યે હતે પુત્રે રાવણં નિહતં યુધિ ॥**
**અદ્યાહં વિજયી શત્રૌ હતે તસ્મિન્ દુરાત્મનિ ।**

(વા૦ રા૦ ૬/૯૧/૧૩-૧૪)

'ભાઈ લક્ષ્મણ! તું ઘણાં દુષ્કર કાર્યો કરનારો છે. તેં આ પરમ કલ્યાણકારી કાર્ય કર્યું છે. રાવણ-પુત્ર મેઘનાદના માર્યા જવાથી હવે હું રાવણને યુદ્ધમાં માર્યો ગયેલો જ સમજું છું. એ દુરાત્મા શત્રુ મેઘનાદના માર્યા જવાથી હવે આપણી જીત થઈ ગઈ.'

ત્યાર બાદ શ્રીરામની આજ્ઞાથી સુષેણે ઔષધિઓનો ઉપચાર કરીને લક્ષ્મણજીના

શરીરનો બધો દુખાવો દૂર કર્યો, એનાથી લક્ષ્મણજી પહેલાની જેમ સ્વસ્થ થઈ ગયા.

રાક્ષસોના મુખથી લક્ષ્મણજી દ્વારા મેઘનાદના માર્યા જવાના સમાચાર સાંભળીને રાવણને ઘણું દુઃખ થયું. તેણે ક્રોધમાં ભરાઈને સેનાસહિત ચઢાઈ કરી. ઘણું ભયંકર યુદ્ધ થયું. એ યુદ્ધમાં રાવણના શક્તિબાણથી લક્ષ્મણજી મૂર્ચ્છિત થઈ ગયા. એ જોઈને શ્રીરામને ઘણું દુઃખ થયું, એમણે ભાઈ લક્ષ્મણની સેવા અને પ્રેમ યાદ કરીને વિચિત્ર રીતે વિલાપ કર્યો, આનાથી શ્રીલક્ષ્મણજીના પ્રેમની આપણને ખબર પડે છે.

ત્યાર બાદ સુષેણે હનુમાનજી પાસે ઔષધિઓ મંગાવીને લક્ષ્મણજીને મૂર્ચ્છામાંથી જગાડ્યા અને સ્વસ્થ કર્યા. પછી શ્રીરામ અને રાવણનું ઘોર યુદ્ધ થયું; જેમાં રાવણ માર્યો ગયો. સીતાજી બોલાવાયાં. રાજ્યોચિત સત્કાર સાથે તે પાલખીમાં બેસીને આવી રહ્યાં હતાં, પણ શ્રીરામે એમને પગપાળા લાવવાની વિભીષણને આજ્ઞા આપી. આ વાત લક્ષ્મણજીને ઘણી ખટકી, પણ ભગવાનની એવી જ ઇચ્છા સમજીને તે કશું ન બોલ્યા. શ્રીરામે ત્યાં આવ્યા પછી સીતાજીનો તિરસ્કાર કર્યો. લક્ષ્મણજીને ઘણું દુઃખ થયું, છતાં પણ સીતાજીના કહેવાથી શ્રીરામનો અભિપ્રાય સમજીને એમણે સીતાજી માટે ચિતા તૈયાર કરી દીધી. સીતાજીની અગ્નિ-પરીક્ષા થઈ. બધા દેવતાઓ આવ્યા. રાજા દશરથ પણ આવ્યા. ત્યાં દશરથજીએ લક્ષ્મણજીને શ્રીરામનો પ્રભાવ સંભળાવીને એમની સેવામાં તત્પર રહેવા માટે ઉત્સાહિત કર્યા. એના પછી પુષ્પક વિમાનમાં બેસીને બધાં અયોધ્યા પહોંચ્યાં. ત્યાં માતાઓ અને ભરત-શત્રુઘ્ન સાથે મેળાપ થયો. શ્રીરામ રાજસિંહાસન પર વિરાજમાન થયા. ત્રણે ભાઈ એમની સેવા કરવા લાગ્યા. એ રીતે આનંદપૂર્વક કેટલોયે સમય થઈ ગયો.

ત્યાર બાદ સીતાજીને ઘરમાં રાખવાને લીધે થનાર લોકાપવાદને સાંભળીને શ્રીરામે સીતાજીનો પરિત્યાગ કરવાનો વિચાર કર્યો. એ વખતે બધા ભાઈઓને પોતાની પાસે બોલાવીને શ્રીરામે કહ્યું, ‘તમે લોકો શાંતચિત્તે મારી વાત સાંભળો, સીતાને કારણે આખા રાજ્યમાં મારો અપવાદ થઈ રહ્યો છે. જોકે લંકામાં સીતાએ અગ્નિ-પરીક્ષા આપીને બધાને વિશ્વાસ અપાવી દીધો હતો અને લક્ષ્મણની સામે જ બધા દેવતાઓ અને બધા મહર્ષિઓએ પણ સીતાને નિષ્પાપ બતાવી હતી તથા હું પોતે પણ જાણું છું કે જાનકી નિર્દોષ છે, છતાં પણ આ લોકાપવાદ મારાથી સહન નથી થતો. આથી ભાઈ લક્ષ્મણ! કાલે સવારે તું સુવર્ણભૂષિત રથમાં બેસાડીને જાનકીને ગંગાપાર લઈ જા અને વાલ્મીકિ ઋષિના આશ્રમ પાસે મૂકી આવ.’

શ્રીરામની આ આજ્ઞા લક્ષ્મણજી માટે ખૂબ જ કઠોર હતી; છતાં શ્રીરામે વિચાર્યું કે લક્ષ્મણજી સિવાય બીજું કોઈ આ આજ્ઞાનું પાલન કરી પણ નહીં શકે. લક્ષ્મણજીના પ્રેમ પર એમને પૂરો ભરોસો હતો. એ જ કારણે એમણે આ હૃદય ભાંગનારી આજ્ઞા લક્ષ્મણજીને જ આપી. શ્રીરામે પોતાની શપથ આપીને પ્રતિવાદ કરવાની મનાઈ ફરમાવી. એ કારણે લક્ષ્મણજી કંઈ ઉત્તર ન આપી શક્યા. આ પ્રસંગમાં લક્ષ્મણજીએ કેટલું અસહ્ય કષ્ટ સહન કરીને આજ્ઞા-પાલનનું વ્રત નિભાવ્યું છે, એ વાત આ પ્રસંગને વાંચવાથી જ કંઈક સમજમાં આવી શકે છે. આ નાનકડા લેખમાં એનો પૂરો ભાવ વ્યક્ત કરી શકાય એમ નથી. સીતાજીનો

પરિત્યાગ કરતી વખતે શોકથી વ્યાકુળ હાથ જોડીને લક્ષ્મણજી સીતાજીને કહે છે –

**હૃદ્ગતં મે મહચ્છલ્યં યસ્માદાર્યેણ ધીમતા ।**
**અસ્મિન્નિમિત્તે વૈદેહિ લોકસ્ય વચનીકૃતઃ ॥**

(વા૦ રા૦ ૭/૪૭/૪)

'જનકનંદિની! બુદ્ધિશાળી આર્ય શ્રીરામચંદ્રજી વડે હું આ લોકનિંદિત કાર્યમાં નિયુક્ત કરાયો – એનાથી મારા હૃદયમાં મોટી શૂળ ભોંકાઈ રહી છે.'

આના સિવાય લક્ષ્મણજીએ ત્યાં એ પણ કહ્યું કે, 'આના કરતાં જો મારું મોત થઈ જાત તો સારું હતું.' આવી કઠણ આજ્ઞાનું પાલન કરવું લક્ષ્મણજીનું જ કામ હતું. ત્યાંથી પાછા ફરતી વખતે પણ લક્ષ્મણજી શ્રીરામની જ ચિંતા કરે છે કે હવે શ્રીરામ સીતાજી વિના કેવી રીતે જીવન ટકાવી શકશે. એ રીતે સુમંત્ર સાથે વાતચીત કરતાં કરતાં લક્ષ્મણજી અયોધ્યા પહોંચ્યા અને શ્રીરામને મળ્યા. એ વખતે લક્ષ્મણજીના મુખ પર શોકનાં બધાં ચિહ્નો હાજર હતાં. શ્રીરામના ચરણોમાં પ્રણામ કરીને એમણે સીતાજીના પરિત્યાગની બધી વાતો કહી સંભળાવી અને શોકાકુળ શ્રીરામને ઘણા પ્રકારે સાંત્વના આપી. એ વખતે શ્રીરામ પ્રસન્ન થઈને લક્ષ્મણને કહે છે, 'ભાઈ લક્ષ્મણ! આવા વિકટ સમયમાં તારા જેવો ભાઈ ઘણો જ દુર્લભ છે. સૌમ્ય! તું બુદ્ધિમાન છે અને મારા મન પ્રમાણે ચાલનારો છે.'

ત્યાર બાદ અશ્વમેધ યજ્ઞનું આયોજન થયું. એમાં સીતાજી અને લવ-કુશને સાથે લઈને શ્રીવાલ્મીકિ ઋષિ પણ પધાર્યા. લવ-કુશે રામાયણની કથા સંભળાવી. શ્રીરામની આજ્ઞાથી સીતાજીએ બધાંની સામે પોતાના પાતિવ્રત્યનો પરિચય આપ્યો. તે ભૂમિમાં પ્રવિષ્ટ થઈ ગયાં.

એના પછી બ્રહ્માજીનો સંદેશો લઈને એક તપસ્વી આવ્યા. એમણે ભગવાન પાસે એવી પ્રતિજ્ઞા કરાવીને કે, 'જે અમારા બંનેની વાત સાંભળી જાય અથવા અમને જોઈ જાય, એનો તમે વધ કરાવી દેશો; એકાંતમાં બ્રહ્માજીનો મહાપ્રયાણવિષયક સંદેશો સંભળાવ્યો. એ જ વખતે દુર્વાસા ઋષિ આવ્યા. એમણે એ જ વખતે શ્રીરામ સાથે મળવાનું વિચાર્યું. એમના શાપથી આખા કુળને બચાવવા માટે શ્રીલક્ષ્મણ પોતાના જીવનનો લોભ છોડીને એમના આગમનની સૂચના આપવા માટે શ્રીરામ પાસે જતા રહ્યા. પછી પોતે જ શ્રીરામને પ્રતિજ્ઞા-પાલન માટે ઉત્સાહિત કરીને પોતાને મારી નાખવા કહ્યું. એ વખતે બધાંની સલાહથી જ્યારે શ્રીરામે લક્ષ્મણનો પરિત્યાગ કરી દીધો, ત્યારે એમનો વિયોગ સહન કરીને તેઓ એક દિવસ પણ આ સંસારમાં ન રહ્યા, તરત જ સરયૂ નદીને તીરે જઈને યોગબળથી પરમધામમાં પધારી ગયા.

લક્ષ્મણજીના માહાત્મ્યનું વર્ણન કોણ કરી શકે છે? એમના જેવો પરમાર્થ અને પ્રેમનો, બુદ્ધિમત્તા અને નિષ્કપટતાનો, સત્પરામર્શ આપવા અને આજ્ઞાપાલન કરવાનો, તેજ અને મૈત્રીનો વિલક્ષણ સમન્વય એમના જ ચરિત્રમાં જોવા મળે છે. આખો સંસાર શ્રીરામનું ગુણગાન કરે છે, શ્રીરામ ભરતજીના ગુણોનાં વખાણ કરે છે તથા શ્રીરામ અને ભરત – બંને લક્ષ્મણજીના ગુણો ગાય છે. તો પછી હું એમના ગુણોનું આ નાનકડા લેખમાં કઈ રીતે વર્ણન કરી શકું છું!

—★—

# ભરતજીનું આદર્શ ચરિત્ર

ભરતજીનું ચરિત્ર ખૂબ જ ઉજ્જ્વળ અને આદર્શ છે. એમનામાં ક્યાંય કોઈ પણ દોષ નથી દેખાતો. ભરતજીનો મહિમા અપાર છે. વાલ્મીકીય રામાયણમાં એમને શ્રીવિષ્ણુના જ અંશાવતાર બતાવાયા છે. સાથે જ એમનું ચરિત્ર એમને એક સંત-શિરોમણિ, આદર્શ સ્વામી-ભક્ત, મહાત્મા, નિઃસ્પૃહ અને ભક્તિ-પ્રધાન કર્મયોગી સિદ્ધ કરે છે. ભરતજી ધર્મ અને નીતિને જાણનાર, સદ્‌ગુણોથી સંપન્ન, ત્યાગી, સંયમી, સદાચારી, પ્રેમ અને વિનયની મૂર્તિ, શ્રદ્ધાળુ અને ઘણા બુદ્ધિશાળી હતા. વૈરાગ્ય, સત્ય, તપ, ક્ષમા, તિતિક્ષા, દયા, વાત્સલ્ય, ધીરતા, વીરતા, ગંભીરતા, સરળતા, સૌમ્યતા, મધુરતા, અમાનિતા અને સુહૃદપણું વગેરે ગુણોનો એમનામાં વિલક્ષણ વિકાસ થયો હતો. ભ્રાતૃ-પ્રેમની તો તમે જાણે સજીવ મૂર્તિ જ હતા.

## ભરતજીની પિતૃભક્તિ

વિવાહ પછી ભરતજી તરત જ પોતાના મામાની સાથે મોસાળ ચાલ્યા ગયા હતા; એ કારણે રામાયણમાં એમની પિતૃ-ભક્તિનું વિશેષ વર્ણન નથી આવતું. પણ નાનાના ઘરે રહેતાં એક દિવસ એમણે મિત્રગોષ્ઠીમાં પોતાના ખરાબ સપનાની વાત કહીને જે પિતા માટે દુઃખ પ્રગટ કર્યું છે અને અયોધ્યામાં પાછા ફર્યા બાદ માતા પાસેથી પિતાજીના સ્વર્ગવાસના સમાચાર જાણતાં શોકને લીધે એમની જે દશા થઈ છે તથા એમણે પિતા માટે જે રીતે વિલાપ કર્યો છે, એનાથી એમના શ્રદ્ધાયુક્ત સાચા પિતૃ-પ્રેમની ખબર પડે છે. જ્યારે માતાએ એમને ધૈર્ય રાખવા માટે જણાવ્યું, ત્યારે તેના ઉત્તરમાં આપ કહો છો –

**અભિષેક્ષ્યતિ રામં તુ રાજા યજ્ઞં નુ યક્ષ્યતે ।**
**ઈત્યહં કૃતસંકલ્પો હૃષ્ટો યાત્રામયાસિષમ્ ॥**
**તદિદં હ્યન્યથાભૂતં વ્યવદીર્ણં મનો મમ ।**
**પિતરં યો ન પશ્યામિ નિત્યં પ્રિયહિતે રતમ્ ॥**

(વા૦ રા૦ ૨/૭૨/૨૭-૨૮)

'મેં તો એમ વિચાર્યું હતું કે મહારાજ શ્રીરામનો રાજ્યાભિષેક કરીશું અને જાતે યજ્ઞની દીક્ષા લઈશું. એ જ વિચારથી હું ત્યાંથી પ્રસન્નતાથી નીકળ્યો હતો; પણ અહીં આવતાં તે બધી વાતો જુદી જ જોવા મળી. આજે જે હું હંમેશાં મારું પ્રિય અને હિત કરનારા પિતાજીને નથી જોતો, એનાથી મારું હૃદય ફાટી જાય છે.' – વગેરે.

## ભ્રાતૃભક્તિ

ઉપર કહ્યા પ્રમાણે પિતા માટે શોક કરતાં કરતાં જ ભરતજીના હૃદયમાં શ્રીરામચંદ્રજીનો પ્રેમ ઊભરાઈ જાય છે અને તેઓ કહેવા લાગે છે –

**યો મે ભ્રાતા પિતા બન્ધુર્યસ્ય દાસોઽસ્મિ સમ્મતઃ ।**
**તસ્ય માં શીઘ્રમાખ્યાહિ રામસ્યાક્લિષ્ટકર્મણઃ ॥**
**પિતા હિ ભવતિ જ્યેષ્ઠો ધર્મમાર્યસ્ય જાનતઃ ।**
**તસ્ય પાદૌ ગ્રહીષ્યામિ સ હીદાનીં ગતિર્મમ ॥**

(વા૦ રા૦ ૨/૭૨/૩૨-૩૩)

'જે મારા ભાઈ, પિતા અને બંધુ છે, જેમનો હું પ્રિય દાસ છું અને જે પવિત્ર કર્મ કરનાર છે, એ શ્રીરામને આપ જલદીથી મારા આવ્યાના સમાચાર આપો. ધર્મને જાણનાર શ્રેષ્ઠ મનુષ્ય માટે મોટો ભાઈ પિતા સમાન જ હોય છે. હું એમના ચરણોમાં પ્રણામ કરીશ. હવે તેઓ જ મારા આશ્રય છે.'

એ વખતે કૈકેયીએ એમને આખી ઘટના

કહી સંભળાવી અને રાજ્યનો સ્વીકાર કરવા માટે કહ્યું.

કૈકેયીના મુખમાંથી આ રીતે ભાઈઓના વનગમનની વાત સાંભળીને ભરતજી મોટા દુ:ખથી હેરાન થઈ જાય છે. તેઓ વ્યાકુળ મનથી માતાને ઘણું બધું જેમ-તેમ કહી નાંખે છે અને એમ પણ કહે છે –

**લુબ્ધાયા વિદિતો મન્યે ન તેઽહં રાઘવં યથા ।**
**તથા હ્યનર્થો રાજ્યાર્થં ત્વયાઽઽનીતો મહાનયમ્ ॥**

(વા૦ રા૦ ૨/૭૩/૧૩)

'હું સમજું છું, લોભના વશમાં હોવાને લીધે તું અત્યાર સુધી એ ન જાણી શકી કે મારો શ્રીરામચંદ્રજી પ્રત્યે કેવો ભાવ છે. એ જ કારણે તેં રાજ્ય માટે આટલો મોટો અનર્થ કરી નાખ્યો.'

આ સિવાય બીજી પણ ઘણી બધી વાતો ભરતજીએ માતા પ્રત્યે કહી. એના પછી ભરતજી માતા કૌસલ્યાને, જે એમને મળવા માટે આવી રહી હતી, રસ્તામાં જ મળ્યા અને એમના ખોળામાં વળગીને રોવા લાગ્યા. ત્યાર બાદ તેઓ ઘણી રીતે પ્રતિજ્ઞા કરીને મા કૌસલ્યાને વિશ્વાસ અપાવે છે કે રામજીના વનવાસમાં એમની સંમતિ ન હતી.

એના પછી મુનિ વસિષ્ઠજીની આજ્ઞા પ્રમાણે રાજા દશરથજીના અંત્યેષ્ટિ કર્મની તૈયારી થાય છે. એ વખતે રાજાના શબને જોઈને ભરતજી ફરીથી વિલાપ કરતાં કહે છે –

**કિં તે વ્યવસિતં રાજન્ પ્રોષિતે મય્યનાગતે ।**
**વિવાસ્ય રામં ધર્મજ્ઞં લક્ષ્મણં ચ મહાબલમ્ ॥**

(વા૦ રા૦ ૨/૭૬/૬)

'હે રાજન્! હું તો પરદેશ ગયો હતો, તમારી પાસે પહોંચી પણ ન શક્યો; એના પહેલાં જ ધર્મજ્ઞ શ્રીરામચંદ્રજીને અને મહાબળવાન લક્ષ્મણજીને વનમાં મોકલીને આપે આ શું વિચાર કર્યો?'

ભરતજીને આ રીતે વિલાપ કરતા જોઈને મહામુનિ વસિષ્ઠજી ફરી સમજાવે છે. એના પછી વિધિસર રાજા દશરથની અંત્યેષ્ટિ ક્રિયા સંપન્ન થાય છે. નગરમાં આવીને દસ દિવસ સુધી ભૂમિ પર શયન કરતાં ભરત ઘણા દુ:ખપૂર્વક સમય વ્યતીત કરે છે.

શ્રાદ્ધ વગેરેથી નિવૃત્ત થઈ જતાં રાજસભામાં વસિષ્ઠજી તથા બીજા બધા સભાસદ ભરતજીને સમજાવીને આગ્રહપૂર્વક રાજ્યનો સ્વીકાર કરવા માટે કહેવા લાગ્યા. ત્યારે ભરતજીએ કહ્યું –

'હું અને આ રાજ્ય, બંને શ્રીરામનાં છીએ. તમે લોકો મને ધર્મનો ઉપદેશ આપો. શ્રીરામચંદ્રજી બધી રીતે મારાથી મોટા છે; આથી

**રામમેવાનુગચ્છામિ સ રાજા દ્વિપદાં વરઃ ।**
**ત્રયાણામપિ લોકાનાં રાઘવો રાજ્યમર્હતિ ॥**

× × ×

**યદિ ત્વાર્યં ન શક્ષ્યામિ વિનિવર્તયિતું વનાત્ ।**
**વને તત્રૈવ વત્સ્યામિ યથાઽઽર્યો લક્ષ્મણસ્તથા ॥**
**સર્વોપાયં તુ વર્તિષ્યે વિનિવર્તયિતું બલાત્ ।**
**સમક્ષમાર્યમિશ્રાણાં સાધૂનાં ગુણવર્તિનામ્ ॥**

(વા૦ રા૦ ૨/૮૨/૧૬, ૧૮-૧૯)

'પુરુષોત્તમ શ્રીરામચંદ્રજી અયોધ્યાની તો વાત જ શું, ત્રિલોકના રાજા થવા યોગ્ય છે, હું એમનું જ અનુસરણ કરીશ. તમારા જેવા ગુણવાન શ્રેષ્ઠ સજ્જનોની સામે જ એમને બળથી પાછા લાવવા માટે હું બધી રીતે ઉપાય કરીશ. એ છતાં પણ જો આર્ય શ્રીરામચંદ્રજીને વનમાંથી પાછા લાવવામાં હું સમર્થ ન નીવડ્યો તો જેમ શ્રેષ્ઠ ભાઈ લક્ષ્મણજી રહે છે, એ જ રીતે હું પણ ત્યાં જ વનમાં નિવાસ કરીશ.' ભરતજીનાં આવાં ભ્રાતૃ-પ્રેમથી તરબોળ વચન સાંભળીને ત્યાં બેઠેલા બધા સભાજનોની

આંખોમાંથી આનંદનાં અશ્રુ સરી પડે છે.

શ્રીરામને પાછા લાવવા માટે જ્યારે ભરતજી દળ અને બળ સાથે ચિત્રકૂટ તરફ પ્રસ્થાન કરે છે, એ વખતે રસ્તામાં એમનો નિષાદરાજ ગુહ સાથે ભેટો થાય છે. એમની સાથે ચતુરંગિણી સેના જોઈને ગુહના મનમાં શંકા થાય છે અને તેઓ પોતાની શંકા એમની સામે રજૂ કરી દે છે. એ વખતે ભરત નિષાદને કહે છે –

**મા ભૂત્ સ કાલો યત્ કષ્ટં ન માં શઙ્કિતુમર્હસિ ।**
**રાઘવઃ સ હિ મે ભ્રાતા જ્યેષ્ઠઃ પિતૃસમો મતઃ ॥**
**તં નિવર્તયિતું યામિ કાકુત્સ્થં વનવાસિનમ્ ।**

(વા૦ રા૦ ૨/૮૫/૯-૧૦)

'નિષાદરાજ! એવો અવસર ન આવે જે આ રીતે દુઃખદાયક હોય. તમારે મારા પર શંકા ન કરવી જોઈએ. કારણ કે રઘુકુળના ભૂષણ શ્રીરામ મારા મોટા ભાઈ છે અને હું એમને પિતા જેવા ગણું છું. હું એ વનવાસી શ્રીરામને વનવાસથી પાછા લાવવા માટે જઈ રહ્યો છું.' ભરતજીની વાત સાંભળીને નિષાદરાજનું મુખ પ્રસન્નતાથી ખીલી ઊઠ્યું. તેઓ આનંદમાં આવીને કહેવા લાગ્યા –

**ધન્યસ્ત્વં ન ત્વયા તુલ્યં પશ્યામિ જગતીતલે ।**
**અયત્નાદાગતં રાજ્યં યસ્ત્વં ત્યક્તુમિહેચ્છસિ ॥**

(વા૦ રા૦ ૨/૮૫/૧૨)

'તમે ધન્ય છો, જે વિના પ્રયત્ને મળેલું રાજ્ય છોડી દેવા ઇચ્છો છો; આથી આ ભૂમંડળમાં તમારા જેવું મને કોઈ બીજું નથી દેખાતું.' – વગેરે.

આ રીતે બંને વચ્ચે ઘણી વાર સુધી વાતો થતી રહી. શ્રીરામના વિયોગમાં એમનું જ ચિંતન કરતા-કરતા શોકાગ્નિથી દુઃખી થઈ જવાને કારણે ભરતજી અચાનક બેભાન થઈ ગયા. નજીકમાં બેઠેલા શત્રુઘ્ન પણ એમને પકડીને રોવા લાગ્યા અને બેભાન થઈ ગયા. એ જોઈને નિષાદરાજ મુગ્ધ થઈ ગયા. થોડી વાર પછી ચિત્ત સ્વસ્થ થવાથી ભરતજીએ ફરીથી ગુહને પૂછ્યું –

**ભ્રાતા મે ક્વાવસદ્ રાત્રૌ ક્વ સીતા ક્વ ચ લક્ષ્મણઃ ।**
**અસ્વપચ્છયને કસ્મિન્ કિં ભુક્ત્વા ગુહ શંસ મે ॥**

(વા૦ રા૦ ૨/૮૭/૧૩)

'નિષાદરાજ! એ દિવસે રાત્રે મારા ભાઈ શ્રીરામ સીતાજી અને લક્ષ્મણજી સાથે અહીં કઈ જગ્યાએ રહ્યા હતા તથા એમણે શું ભોજન કરીને કેવા પાથરણા પર શયન કર્યું હતું? બધી વાતો મને જણાવો.'

ભરતજીના આ રીતે પ્રશ્ન પૂછવાથી ગુહ ખૂબ પ્રસન્ન થયા અને એમણે એમને આખી ઘટના એવી ને એવી જ સંભળાવી દીધી. તે ઇંગુદીનું વૃક્ષ અને દર્ભનું પાથરણું બતાવ્યું, જેના પર શ્રીરામે સીતાજી સાથે રાત્રે શયન કર્યું હતું. એ સ્થાનને જોઈને ભરતજીની વિચિત્ર દશા થઈ ગઈ, તેઓ જુદી જુદી રીતે વિલાપ કરવા લાગ્યા –

**હા હતોઽસ્મિ નૃશંસોઽસ્મિ યત્ સભાર્યઃ કૃતે મમ ।**
**ઈદૃશીં રાઘવઃ શય્યામધિશેતે હ્યનાથવત્ ॥**
**સાર્વભૌમકુલે જાતઃ સર્વલોકસુખાવહઃ ।**
**સર્વપ્રિયકરસ્ત્યક્ત્વા રાજ્યં પ્રિયમનુત્તમમ્ ॥**
**કથમિન્દીવરશ્યામો રક્તાક્ષઃ પ્રિયદર્શનઃ ।**
**સુખભાગી ન દુઃખાર્હઃ શયિતો ભુવિ રાઘવઃ ॥**
**ધન્યઃ ખલુ મહાભાગો લક્ષ્મણઃ શુભલક્ષણઃ ।**
**ભ્રાતરં વિષમે કાલે યો રામમનુવર્તતે ॥**

(વા૦ રા૦ ૨/૮૮/૧૭-૨૦)

'હાય ! હું મર્યો. હું ઘણો જ ક્રૂર છું, જેના કારણે શ્રીરઘુનાથજીને સતી સીતાજી સાથે અનાથની જેમ આવી શય્યા પર સૂવું પડે છે. જે સમ્રાટના વંશમાં ઉત્પન્ન થયા છે, બધા જ

લોકને સુખ આપનારા અને બધાંનું પ્રિય કરનારા છે, જેમનો વર્ણ નીલકમળ જેવો છે, નેત્રો લાલ છે, જે બધી રીતે સુખ ભોગવવા યોગ્ય અને દુઃખને અયોગ્ય છે, તે પ્રિયદર્શન રઘુનાથજી અતિશ્રેષ્ઠ પ્રિય રાજ્યને છોડીને કઈ રીતે પૃથ્વી પર શયન કરે છે? ઉત્તમ લક્ષણોયુક્ત લક્ષ્મણ જ ધન્ય અને મહાભાગી છે, જે સંકટના સમયે મોટા ભાઈ શ્રીરામની સાથે રહીને એમની સેવા કરે છે.' ભરતજીએ વિલાપ કરતાં આ જ પ્રકારની બીજી પણ ઘણી-બધી વાતો કહી.

આગળ જતાં જ્યારે ભરતજી મહર્ષિ ભરદ્વાજના આશ્રમમાં પહોંચે છે, એ વખતે મહર્ષિ કુશળ પૂછ્યા પછી એમના હૃદય પર ઊંડો ઘા પાડનારો પ્રશ્ન કરે છે. તેઓ કહે છે, 'તમારું અહીં વનમાં કયા નિમિત્તે આવવાનું થયું? તમે નિરપરાધી ધર્માત્મા શ્રીરામ અને લક્ષ્મણનું કોઈ અનિષ્ટ તો નથી કરવા માંગતા ને?' એ સાંભળીને દુઃખને લીધે ભરતજીની આંખોમાં પાણી ભરાઈ આવ્યાં. તે થોથવાયેલી વાણીમાં બોલ્યા –

**હતોઽસ્મિ યદિ મામેવં ભગવાનપિ મન્યતે ।**
**મત્તો ન દોષમાશઙ્કે મૈવં મામનુશાધિ હિ ॥**
**ન ચૈતદિષ્ટં માતા મે યદવોચન્મદન્તરે ।**
**નાહમેતેન તુષ્ટશ્ચ ન તદ્વચનમાદદે ॥**
**અહં તુ તં નરવ્યાઘ્રમુપયાતઃ પ્રસાદકઃ ।**
**પ્રતિનેતુમયોધ્યાયાં પાદૌ ચાસ્યાભિવન્દિતુમ્ ॥**
**તં મામેવંગતં મત્વા પ્રસાદં કર્તુમર્હસિ ।**
**શંસ મે ભગવન્ રામઃ ક્વ સંપ્રતિ મહીપતિઃ ॥**
(વા૦ રા૦ ૨/૯૦/૧૫-૧૮)

'હે મુનિ ! મારાથી કોઈ અપરાધ નથી થયો. છતાં પણ તમે જો મને આવો અપરાધી સમજતા હો, તો તો હું બધી બાજુથી માર્યો ગયો સમજો. આથી આપ મારી સાથે આવી કઠોર વાત ન કરો. મારી ગેરહાજરીમાં મારી માતાએ જે કંઈ કહ્યું કે કર્યું છે, તે મને ગમ્યું નથી. હું એનાથી જરા પણ પ્રસન્ન નથી અને ન મેં એમની વાતને માની છે. હું તો એ નરશ્રેષ્ઠ શ્રીરામને ખુશ કરીને અયોધ્યા પાછા લઈ આવવા માટે અને એમના ચરણોના વંદન કરવા માટે વનમાં આવ્યો છું. આથી મને આ રીતે આવેલો જાણીને આપ મારા પર કૃપા કરો અને બતાવો કે આ સમયે મહારાજ શ્રીરામ ક્યાં છે?'

આ સાંભળીને ભરદ્વાજજી ઘણા પ્રસન્ન થયા અને ભરતજીની પ્રશંસા કરતાં બોલ્યા –

**જાને ચૈતન્મનઃસ્થં તે દૃઢીકરણમસ્ત્વિતિ ।**
**અપૃચ્છં ત્વાં તવાત્યર્થં કીર્તિં સમભિવર્ધયન્ ॥**
(વા૦ રા૦ ૨/૯૦/૨૧)

'ભરત! હું તારા મનની વાત જાણું છું; તથાપિ એને દૃઢ કરવા માટે અને તારી કીર્તિનો વધુ વિસ્તાર કરવા માટે જ મેં તને આ બધી વાતો પૂછી છે.'

એના પછી બીજી પણ ઘણી બધી વાતો થઈ. ભરદ્વાજજીના વધુ આગ્રહથી એમનું આતિથ્ય ભરતજીને સ્વીકારવું પડ્યું. ઋષિરાજે ઘણી જ વિચિત્ર રીતે સેના અને પરિવારસહિત ભરતજીનો અતિથિસત્કાર કર્યો. ઘણા જ આનંદથી તે રાત્રિ વ્યતીત થઈ. એ જ પ્રસંગમાં આ વાત પણ આવી છે –

**તત્ર રાજાસનં દિવ્યં વ્યજનં છત્રમેવ ચ ।**
**ભરતો મન્ત્રિભિઃ સાર્ધમભ્યવર્તત રાજવત્ ॥**
**આસનં પૂજયામાસ રામાયાભિપ્રણમ્ય ચ ।**
**વાલવ્યજનમાદાય ન્યષીદત્સચિવાસને ॥**
(વા૦ રા૦ ૨/૯૧/૩૮-૩૯)

'ભરતજીએ તે રાજમહેલમાં (જેને મુનિશ્રીએ પોતાના યોગબળથી રચ્યું હતું) દિવ્ય રાજ્યસિંહાસન, છત્ર અને ચામર પણ જોયાં

તથા મંત્રીઓની સાથે એમણે રાજા શ્રીરામની જેમ એમનું સન્માન કર્યું. શ્રીરામને પ્રણામ કરીને એ આસનની પૂજા કરી અને પોતે હાથમાં ચામર લઈને મંત્રીના આસન પર બેસી ગયા.' જુઓ, કેટલી ઊંચી ભાવના અને ભક્તિ છે! કેવો પવિત્ર ભાવ છે! કેટલી નિરભિમાનતા અને કેટલો ત્યાગ છે!

જ્યારે ભરતજી ચિત્રકૂટની નજીક પહોંચી જાય છે, એ વખતે આકાશમાં ધૂળ ઊડતી જોઈને શ્રીરામ લક્ષ્મણજીને એનું કારણ જાણવા માટે કહે છે. લક્ષ્મણ વૃક્ષ પર ચઢીને જુએ છે અને એ નિશ્ચય કરીને કે સેનાસહિત ભરતજી આવી રહ્યા છે, એમના પ્રત્યે સંદેહ પ્રગટ કરતાં કઠોર વચનો કહેવા લાગે છે ત્યારે શ્રીરામચંદ્રજી ભરતજીના ગુણ અને પ્રેમની પ્રશંસા કરતાં કહે છે –

**પ્રાપ્તકાલં યથૈષોઽસ્માન્ ભરતો દ્રષ્ટુમર્હતિ ।**
**અસ્માસુ મનસાપ્યેષ નાહિતં કિંચિદાચરેત્ ॥**
**વિપ્રિયં કૃતપૂર્વં તે ભરતેન કદા નુ કિમ્ ।**
**ઈદૃશં વા ભયં તેઽદ્ય ભરતં યદ્ વિશઙ્કસે ॥**
**ન હિ તે નિષ્ઠુરં વાચ્યો ભરતો નાપ્રિયં વચઃ ।**
**અહં હ્યપ્રિયમુક્તઃ સ્યાં ભરતસ્યાપ્રિયે કૃતે ॥**

× × ×

**યદિ રાજ્યસ્ય હેતોસ્ત્વમિમાં વાચં પ્રભાષસે ।**
**વક્ષ્યામિ ભરતં દૃષ્ટ્વા રાજ્યમસ્મૈ પ્રદીયતામ્ ॥**
**ઉચ્યમાનો હિ ભરતો મયા લક્ષ્મણ તદ્વચઃ ।**
**રાજ્યમસ્મૈ પ્રયચ્છેતિ બાઢમિત્યેવ મંસ્યતે ॥**

(વા૦ રા૦ ૨/૯૭/૧૩-૧૫, ૧૭-૧૮)

'જે રીતે અત્યારે આ ભરત આપણને મળવા માટે આવી રહ્યો છે, તે સર્વથા યોગ્ય છે. આપણા અહિતનું આચરણ તો તે કદી મનથી પણ નથી કરી શકતો. ભરતે તારો ક્યાં અને કયો અપકાર કર્યો છે, જેના કારણે તું આજે એનાથી આવો ભય, આ રીતની આશંકા કરી રહ્યો છે? (ભરતના આવ્યા પછી) તું એને કોઈ કઠોર કે અપ્રિય વચન ન કહેતો. જો તેં એની સાથે કોઈ પ્રતિકૂળ વર્તાવ કર્યો કે અપ્રિય વચન કહ્યાં તો તે વર્તણૂક મારી સાથે જ કરેલી સમજાશે. જો તું રાજ્ય માટે આવી કઠોર વાત કહેતો હોય તો મળ્યા પછી એને કહી દઈશ કે આ રાજ્ય લક્ષ્મણને આપી દે! મારા એમ કહેવાથી તે ચોક્કસ મારી વાતનું અનુમોદન કરશે અને તને રાજ્ય આપી દેશે!'

આ રીતે જોકે ભરતજી લગભગ સંત અને નિર્દોષ હતા, છતાં એમને બધાના સંદેહના શિકાર બનવું પડ્યું. ભરતજી જેવા બધી રીતે નિઃસ્પૃહ, ધર્માત્મા તથા ત્યાગી મહાપુરુષનું આ રીતે બધાના સંદેહનો શિકાર બનવું જગતના ઈતિહાસમાં એક અનોખી વાત છે. આ બધું છતાં ભરતજી બધું જ સહે છે. ધન્ય એમનો પ્રેમ! ધન્ય એમની સ્વામીભક્તિ!! અને ધન્ય એમની સહિષ્ણુતા!!!

આ બાજુ ભરતજી ભાઈ શત્રુઘ્ન, ગુહ અને મુખ્ય મુખ્ય મંત્રીઓને શ્રીરામના આશ્રમને શોધવા માટે આજ્ઞા આપીને કહેવા લાગે છે –

**યાવન્ન ચન્દ્રસઙ્કાશં તદ્ દ્રક્ષ્યામિ શુભાનનમ્ ।**
**ભ્રાતુઃ પદ્મવિશાલાક્ષં ન મે શાન્તિર્ભવિષ્યતિ ॥**

× × ×

**યાવન્ન ચરણૌ ભ્રાતુઃ પાર્થિવવ્યઞ્જનાન્વિતૌ ।**
**શિરસા પ્રગ્રહીષ્યામિ ન મે શાન્તિર્ભવિષ્યતિ ॥**
**યાવન્ન રાજ્યે રાજ્યાર્હઃ પિતૃપૈતામહે સ્થિતઃ ।**
**અભિષિક્તો જલક્લિન્નો ન મે શાન્તિર્ભવિષ્યતિ ॥**

(વા૦ રા૦ ૨/૯૮/૭, ૯-૧૦)

'જ્યાં સુધી ભાઈ શ્રીરામચંદ્રજીનાં કમલદલ જેવાં વિશાળ નેત્રો અને ચન્દ્રમા સમાન સુશોભિત એ મુખ-કમળને ન જોઈ લઉં, ત્યાં સુધી મને શાંતિ નહીં મળે. જ્યાં સુધી પોતાના ભાઈના રાજચિહ્નોથી

યુક્ત બંને ચરણોમાં મસ્તક રાખીને પ્રણામ ન કરી લઉં, ત્યાં સુધી મને શાંતિ નહીં મળે. જ્યાં સુધી રાજ્યના સાચા અધિકારી ભગવાન શ્રીરામ અભિષેકના જળથી સિંચાઈને પોતાના પિતા-પિતામહોના સામ્રાજ્ય પર પ્રતિષ્ઠિત ન થઈ જાય, ત્યાં સુધી મને શાંતિ નહીં મળે.'

એ રીતે ઘણું બધું કહીને પુરુષશ્રેષ્ઠ ભરતજીએ પગપાળા જ શ્રીરામની શોધ કરવા માટે એ ગહન વનમાં પ્રવેશ કર્યો. ઊંચા વૃક્ષ પર ચઢીને એમણે દૂરથી જ શ્રીરામના આશ્રમને અને એમાં બેઠેલા શ્રીરામચંદ્રજીને ઓળખ્યા, એથી એમનામાં નવું જીવન આવી ગયું. તે ઘણા પ્રસન્ન થયા અને ગુહને સાથે લઈને આશ્રમ તરફ ચાલી નીકળ્યા.

શ્રીરામની કુટીર પાસે પહોંચીને ભરતજી જુએ છે કે આખી પૃથ્વીના સ્વામી ધર્મપરાયણ ભગવાન શ્રીરામચંદ્રજી સીતાજી અને લક્ષ્મણજીની સાથે એક ચબૂતરા પર બેઠા છે. એમણે કાળું મૃગચર્મ અને વલ્કલ-વસ્ત્ર ધારણ કરી રાખ્યાં છે. એમના મસ્તક પર જટાઓ શોભા આપી રહી છે તથા સિંહ જેવા ખભા, મોટી મોટી ભુજાઓ અને કમળ જેવાં નેત્રો છે! શ્રીરામને આ અવસ્થામાં જોઈને મહાત્મા ભરતજી શોકમાં ગરકાવ થઈ જાય છે. ભાઈ તરફ દૃષ્ટિ પડતાં જ આર્તભાવથી વિલાપ કરતાં ગદ્‌ગદ વાણીમાં કહેવા લાગે છે –

**યઃ સંસદિ પ્રકૃતિભિર્ભવેદ્યુક્ત ઉપાસિતુમ્ ।**
**વન્યૈર્મૃગૈરુપાસીનઃ સોઽયમાસ્તે મમાગ્રજઃ ॥**
**વાસોભિર્બહુસાહસ્રૈર્યો મહાત્મા પુરોચિતઃ ।**
**મૃગાજિને સોઽયમિહ પ્રવસ્તે ધર્મમાચરન્ ॥**

× × ×

**મન્નિમિત્તમિદં દુઃખં પ્રાપ્તો રામઃ સુખોચિતઃ ।**
**ધિગ્ જીવિતં નૃશંસસ્ય મમ લોકવિગર્હિતમ્ ॥**
(વા૦ રા૦ ૨/૯૯/૩૧-૩૨, ૩૬)

'અરે રે ! જેઓ રાજસભામાં બેસીને પ્રજા અને મંત્રીવર્ગ વડે સન્માન મેળવવા યોગ્ય છે, તે જ આ મારા મોટા ભાઈ અહીં જંગલી પશુઓથી ઘેરાઈને બેઠા છે. જે મહાત્મા પહેલાં હજારોની કિંમતનાં વસ્ત્રોનો ઉપયોગ કરતા હતા, તે આજે અહીં ધર્માચરણ કરતાં માત્ર બે મૃગચર્મ ધારણ કરીને રહે છે. શિવ! શિવ! જે બધી રીતે સુખને લાયક છે, તે શ્રીરામ મારા જ કારણે આટલું દુઃખ ઉઠાવી રહ્યા છે. હું કેટલો ક્રૂર છું! મારા આ લોકનિન્દિત જીવનને ધિક્કાર છે.'

આ રીતે વિલાપ કરતા-કરતા ભરતજી દુઃખથી વ્યાકુળ થઈ ગયા. એમના મુખ-કમળ પર અશ્રુઓની ધારા વહેવા લાગી. તેઓ અત્યંત દુઃખથી વિહ્‌વળ થઈ જવાને લીધે શ્રીરામના ચરણોને અડતાં પહેલા જ 'હા આર્ય!' કહીને એમની પાસે દીનની જેમ ઢળી પડ્યા. શોકથી એમને ગળે ડૂમો ભરાઈ ગયો, કંઈ પણ બોલી ન શક્યા. પછી શત્રુઘ્ને પણ રડતાં રડતાં શ્રીરામના ચરણોમાં પ્રણામ કર્યા. જટા અને વલ્કલ ધારણ કરેલા ભરતજીને હાથ જોડીને જમીન પર પડેલા જોઈને શ્રીરામે ખૂબ મુશ્કેલીથી ઓળખ્યા. એમણે બંને ભાઈઓને ઊભા કરીને છાતી સરસા ચાંપી દીધા. ભરતજીનો આવો પ્રેમપૂર્ણ વ્યવહાર જોઈને બધા વનવાસીઓ રોવા લાગ્યા.

ત્યાર પછી ભાઈ ભરતને ખોળામાં બેસાડીને શ્રીરામજીએ પૂછ્યું, 'ભાઈ! તું રાજ્ય છોડીને વલ્કલ-વસ્ત્ર, મૃગચર્મ અને જટા ધારણ કરીને અહીં કેમ આવ્યો?' ત્યારે ભરતજીએ પિતાજીના મૃત્યુના સમાચાર જણાવીને કહ્યું –

**તથાનુપૂર્વ્યા યુક્તશ્ચ યુક્તં ચાત્મનિ માનદ ।**
**રાજ્યં પ્રાપ્નુહિ ધર્મેણ સકામાન્ સુહૃદઃ કુરુ ॥**

× × ×

**એભિશ્ચ સચિવૈઃ સાર્ધં શિરસા યાચિતો મયા ।**
**ભ્રાતુઃ શિષ્યસ્ય દાસસ્ય પ્રસાદં કર્તુમર્હસિ ॥**
(વા૦ રા૦ ૨/૧૦૧/૧૦, ૧૨)

'બધાને સન્માન આપનારા રઘુનંદન! પરંપરાનુસાર તથા યોગ્ય હોવાને લીધે પણ આ રાજ્યના અધિકારી આપ જ છો. આથી ન્યાયપૂર્વક આ રાજ્યને તમે ધર્માનુસાર ગ્રહણ કરીને પોતાના સુહૃદોના મનોરથને પૂર્ણ કરો. હું તમારો નાનો ભાઈ, શિષ્ય અને દાસ છું. આ મંત્રીઓની સાથે આપના ચરણોમાં મસ્તક નમાવીને પ્રાર્થના કરું છું, મારા પર કૃપા કરો.'

આ જ પ્રકારની બીજી પણ ઘણી બધી વાતો કહીને ભરતજી આંખમાંથી અશ્રુ વહાવતા ફરીથી શ્રીરામના ચરણોમાં પડી ગયા અને રાજ્યાભિષેક માટે એમને પ્રાર્થના કરવા લાગ્યા. ત્યારે શ્રીરામચંદ્રજીએ ઘણી બધી શાસ્ત્રોક્ત વાતો કહીને અને પિતાજીની આજ્ઞાનું મહત્ત્વ બતાવીને ભરતજીને રાજ્ય ગ્રહણ કરવા માટે ઘણા બધા સમજાવ્યા, પણ એમને સંતોષ ન થયો. એમણે કહ્યું – 'ભગવન્! તમારી બરોબરી કોણ કરી શકે છે; તમારા માટે સુખ-દુઃખ, માન-અપમાન, નિંદા-સ્તુતિ – બધું સમાન છે. જેમને તમારી જેમ જ્ઞાન છે, તે સંકટ પડવા છતાં પણ વિષાદ નહીં કરે; પણ હું એવો નથી. આથી હું વારંવાર આપના ચરણોમાં માથું ટેકવીને યાચના કરું છું, તમે દયા કરો! તમે પુરુષોમાં શ્રેષ્ઠ છો, મારું તથા મારી માતાનું કલંક ધોઈને પૂજ્ય પિતાજીને પણ નિંદાથી બચાવો.' વગેરે –

ભરતજીના આ પ્રમાણે કહેતાં સંપૂર્ણ ઋત્વિજ, પુરવાસી, જુદા-જુદા સમુદાયના નેતા અને માતાઓ – એ બધા બેભાન જેવા થઈને અશ્રુ વહાવતાં એમની પ્રશંસા કરવા લાગ્યા અને બધાએ પોતપોતાની લાયકાત અનુસાર શ્રીરામચંદ્રજીને પાછા ફરવાની પ્રાર્થના કરી.

ત્યાર પછી શ્રીરામે ઘણાં બધાં ન્યાય અને ધર્મથી ભરેલાં વચનો કહીને ભરતજીને સમજાવ્યા. આ રીતે વાત થતાં થતાં જ્યારે શ્રીરામચંદ્રજીએ કોઈ પણ રીતે સ્વીકૃતિ ન આપી, ત્યારે ભરતજીના મનમાં ઘણું દુઃખ થયું; તેઓ બોલ્યા, 'જ્યાં સુધી મારા સ્વામી મારા પર પ્રસન્ન નહીં થાય, ત્યાં સુધી હું કશું જ ખાધા-પીધા વિના અહીં જ એમની સામે બેઠેલો રહીશ.' એટલું કહીને તે દર્ભાસન પાથરીને જમીન પર બેસી ગયા. ત્યારે શ્રીરામચંદ્રજીએ ફરી ભરતજીને સમજાવ્યા કે, 'ભાઈ! તારું આ કાર્ય ધર્મની વિરુદ્ધ છે. આથી તું આ દુરાગ્રહનો ત્યાગ કર.' એ સાંભળીને ભરતજી તરત જ ઊભા થઈને ફરીથી બધાની સામે કહેવા લાગ્યા કે, 'જો પિતાજીની આજ્ઞાનું પાલન કરવા માટે આમનું વનમાં રહેવું અનિવાર્ય હોય તો એમના બદલે હું જ ચૌદ વર્ષ સુધી વનમાં નિવાસ કરીશ.' ત્યારે ફરી શ્રીરામે ભરતજીને સમજાવ્યા કે, 'ભાઈ ભરત! આ રીતે અદલા-બદલી કરવાનો આપણને અધિકાર નથી.' ત્યાર બાદ બધાની સામે ભગવાન શ્રીરામચંદ્રજીએ કહ્યું –

**જાનામિ ભરતં ક્ષાન્તં ગુરુસત્કારકારિણમ્ ।**
**સર્વમેવાત્ર કલ્યાણં સત્યસન્ધે મહાત્મનિ ॥**
**અનેન ધર્મશીલેન વનાત્ પ્રત્યાગતઃ પુનઃ ।**
**ભ્રાત્રા સહ ભવિષ્યામિ પૃથિવ્યાઃ પતિરુત્તમઃ ॥**
**વૃતો રાજા હિ કૈકેય્યા મયા તદ્વચનં કૃતમ્ ।**
**અનૃતાન્મોચયાનેન પિતરં તં મહીપતિમ્ ॥**
(વા૦ રા૦ ૨/૧૧૧/૩૦-૩૨)

'હું જાણું છું, ભરત ઘણો ક્ષમાશીલ અને ગુરુજનોનો સત્કાર કરનારો છે. આ સત્યપ્રતિજ્ઞ મહાત્મામાં બધા કલ્યાણ કરનારા ગુણો રહેલા છે. વનવાસની અવધિ પૂરી કરીને પછી જ્યારે હું પાછો ફરીશ, ત્યારે હું મારા આ ધર્મશીલ ભાઈની

સાથે આ પૃથ્વીનો મુખ્ય રાજા બનીશ. કૈકેયીએ રાજા પાસે વરદાન માંગ્યું, મેં એમની આજ્ઞાને સ્વીકારી લીધી. આથી ભાઈ ભરત! હવે તું મારું કહ્યું માનીને એ પૃથ્વીપતિ રાજાધિરાજ પિતાજીને અસત્યના બંધનથી મુક્ત કર.'

એ અજોડ તેજસ્વી ભાઈઓનો આવો રોમાંચક સંવાદ સાંભળીને અને પરસ્પર પ્રેમપૂર્ણ વર્તન જોઈને ત્યાં આવેલા જનસમુદાયની સાથે બધા મહર્ષિ ચકિત તથા મુગ્ધ થઈ ગયા. અંતરિક્ષમાં અદશ્ય ભાવથી ઊભા રહેલા મુનિ અને ત્યાં પ્રત્યક્ષ બેઠેલા મહર્ષિઓ એ બંને ભાઈઓની ખૂબ જ પ્રશંસા કરવા લાગ્યા.

ત્યાર બાદ બધા મહર્ષિઓએ ભરતજીને શ્રીરામની વાત માની લેવા માટે સમજાવ્યા. એથી શ્રીરામને ઘણી પ્રસન્નતા થઈ, પણ ભરતજીને સંતોષ ન થયો. તે અચકાતી વાણીમાં હાથ જોડીને ફરી શ્રીરામને કહેવા લાગ્યા, 'આર્ય! હું આ રાજ્યની રક્ષા નથી કરી શકતો. તમે આ રાજ્યનો સ્વીકાર કરીને બીજા કોઈને એના પાલનનો ભાર સોંપી દો.' એમ કહીને ભરતજી પોતાના ભાઈના ચરણોમાં પડી ગયા. ત્યારે શ્રીરામચંદ્રજીએ એમને ઉપાડીને ખોળામાં બેસાડી દીધા અને મીઠા સ્વરે કહ્યું –

**આગતા ત્વામિયં બુદ્ધિઃ સ્વજા વૈનયિકી ચ યા ।**
**ભૃશમુત્સહસે તાત રક્ષિતું પૃથિવીમપિ ॥**

(વા૦ રા૦ ૨/૧૧૨/૧૬)

'પ્રિય ભાઈ! તને સ્વભાવથી જ તથા શિક્ષાને ફળસ્વરૂપ જે આ વિનયયુક્ત બુદ્ધિ પ્રાપ્ત થઈ છે, એનાથી તું આખી પૃથ્વીની રક્ષા કરવામાં પણ સંપૂર્ણ રીતે સમર્થ છે.'

સૂર્યતુલ્ય તેજસ્વી શ્રીરામચંદ્રજીનાં આ પ્રેમ અને શીખ ભરેલાં વચન સાંભળીને અને એમની દઢતા જોઈને ભરતજીએ કહ્યું –

**અધિરોહાર્ય પાદાભ્યાં પાદુકે હેમભૂષિતે।**
**એતે હિ સર્વલોકસ્ય યોગક્ષેમં વિધાસ્યતઃ॥**

(વા૦ રા૦ ૨/૧૧૨/૨૧)

'આર્ય! આ બે સ્વર્ણભૂષિત પાદુકાઓ છે, આપ એના પર તમારા ચરણો મૂકો. આ પાદુકાઓ જ આખા જગતના યોગક્ષેમનો નિર્વાહ કરશે.'

ધન્ય છે ભરતના ઉચ્ચતમ ભાવને!

ભગવાન શ્રીરામચંદ્રજીએ એ પાદુકાઓ પર પોતાના મંગલમય ચરણયુગલ રાખીને એ ભરતને આપી દીધી. એ પાદુકાઓને પ્રણામ કરીને ભરતજીએ શ્રીરામને કહ્યું –

**ચતુર્દશ હિ વર્ષાણિ જટાચીરધરો હ્યહમ્ ।**
**ફલમૂલાશનો વીર ભવેયં રઘુનન્દન ॥**
**તવાગમનમાકાઙ્ક્ષન્ વસન્ વૈ નગરાદ્ બહિઃ ।**
**તવ પાદુકયોર્ન્યસ્ય રાજ્યતન્ત્રં પરંતપ ॥**
**ચતુર્દશે હિ સંપૂર્ણે વર્ષેઽહનિ રઘૂત્તમ ।**
**ન દ્રક્ષ્યામિ યદિ ત્વાં તુ પ્રવેક્ષ્યામિ હુતાશનમ્ ॥**

(વા૦ રા૦ ૨/૧૧૨/૨૩-૨૬)

'વીર રઘુનંદન! હું પણ ચૌદ વર્ષો સુધી જટા અને ચીર ધારણ કરીને ફળ-મૂળનો આહાર કરીશ અને તમારા આવવાની વાટ જોતો નગરની બહાર જ રહીશ. પરંતપ! આટલા દિવસો સુધી રાજ્યનો બધો ભાર તમારી આ ચરણપાદુકાઓ પર જ રહેશે. રઘુશ્રેષ્ઠ! ચૌદ વર્ષ પૂરા થયા પછી, એ જ દિવસે જો મને તમારાં દર્શન નહીં થાય તો હું ભડભડતી આગમાં પ્રવેશી જઈશ.'

ભરતજીની આ પ્રતિજ્ઞા સાંભળીને ભગવાને પ્રસન્નતાથી એનું અનુમોદન કર્યું. ત્યાર બાદ બંને ભાઈઓને માતા કૈકેયી સાથે સારો વ્યવહાર કરવાની શીખ આપીને અને બંનેને હૃદયથી ચાંપીને વિદાય કર્યા. એ વખતે ભાઈ ભરતના

વિયોગમાં શ્રીરામચંદ્રજીની આંખોમાં પાણી ભરાઈ આવ્યાં.

ત્યાર બાદ ભરતજી ભગવાનની પાદુકાઓને મસ્તક પર ધારણ કરીને ઘણી પ્રસન્નતાથી રથ પર સવાર થયા અને માર્ગમાં ભરદ્વાજજી સાથે મળીને, એમને બધી વાતો કહીને અને આજ્ઞા મેળવીને શૃંગવેરપુર થઈને અયોધ્યા પહોંચ્યા. પછી માતાઓને મહેલમાં રાખીને ભરતજીએ બધા ગુરુજનોને કહ્યું –

**નન્દિગ્રામં ગમિષ્યામિ સર્વાનામન્ત્રયેડત્ર વઃ ।**
**તત્ર દુઃખમિદં સર્વં સહિષ્યે રાઘવં વિના ॥**
**ગતશ્ચાહો દિવં રાજા વનસ્થઃ સ ગુરુર્મમ ।**
**રામં પ્રતીક્ષે રાજ્યાય સ હિ રાજા મહાયશાઃ ॥**

(વા૦ રા૦ ૨/૧૧૫/૨-૩)

'હવે હું નંદિગ્રામ જઈશ, એના માટે તમારા બધા લોકોની આજ્ઞા ઈચ્છું છું. ઘણી દુઃખની વાત છે, મહારાજ તો સ્વર્ગે સિધાવી ગયા અને મારા પરમપૂજ્ય ગુરુ શ્રીરામ વનમાં નિવાસ કરે છે. આથી હું ત્યાં જ રહીને શ્રીરામ-વિયોગમાં આ બધાં દુઃખોને સહન કરીશ અને રાજ્ય માટે શ્રીરામચંદ્રજીની પ્રતીક્ષા કરીશ, કારણ કે મહાયશસ્વી શ્રીરામ જ આપણા બધાના રાજા છે.'

ભરતજીની આવી વાત સાંભળીને મંત્રીઓ સાથે પુરોહિત શ્રીવસિષ્ઠજીએ કહ્યું –

**સુભૃશં શ્લાઘનીયં ચ યદુક્તં ભરત ત્વયા ।**
**વચનં ભ્રાતૃવાત્સલ્યાદનુરૂપં તવૈવ તત્ ॥**
**નિત્યં તે બન્ધુલુબ્ધસ્ય તિષ્ઠતો ભ્રાતૃસૌહૃદે ।**
**માર્ગમાર્યં પ્રપન્નસ્ય નાનુમન્યેત કઃ પુમાન્ ॥**

(વા૦ રા૦ ૨/૧૧૫/૫-૬)

'ભરત! ભ્રાતૃ-ભક્તિથી પ્રેરિત થઈને તેં જે વચનો કહ્યાં છે, તે ખૂબ જ પ્રશંસનીય છે. વાસ્તવમાં તે તારે જ લાયક છે. તું પોતાના ભાઈનાં દર્શન માટે હંમેશાં ઉત્સુક રહે છે, એમના જ હિતમાં લાગેલો છે અને ખૂબ જ શ્રેષ્ઠ માર્ગ પર ચાલી રહ્યો છે; આથી તારા વિચારનું અનુમોદન કયો પુરુષ નહીં કરે?'

એ રીતે બધાની આજ્ઞા લઈને ભરતજી શ્રીરામચંદ્રજીની પાદુકાઓને મસ્તક પર રાખી શત્રુઘ્નજી સાથે નંદિગ્રામ ચાલ્યા ગયા. ત્યાં રથમાંથી ઊતરીને બધા ગુરુજનોને કહ્યું –

**એતદ્રાજ્યં મમ ભ્રાત્રા દત્તં સંન્યાસમુત્તમમ્ ।**
**યોગક્ષેમવહે ચેમે પાદુકે હેમભૂષિતે ॥**

× × ×

**છત્રં ધારયત ક્ષિપ્રમાર્યપાદાવિમૌ મતૌ ।**
**આભ્યાં રાજ્યે સ્થિતો ધર્મઃ પાદુકાભ્યાં ગુરોર્મમ ॥**
**ભ્રાત્રા તુ મયિ સંન્યાસો નિક્ષિપ્તઃ સૌહૃદાદયમ્ ।**
**તમિમં પાલયિષ્યામિ રાઘવાગમનં પ્રતિ ॥**
**ક્ષિપ્રં સંયોજયિત્વા તુ રાઘવસ્ય પુનઃ સ્વયમ્ ।**
**ચરણૌ તૌ તુ રામસ્ય દ્રક્ષ્યામિ સહપાદુકૌ ॥**
**તતો નિક્ષિપ્તભારોડહં રાઘવેણ સમાગતઃ ।**
**નિવેદ્ય ગુરવે રાજ્યં ભજિષ્યે ગુરુવર્તિતામ્ ॥**
**રાઘવાય ચ સંન્યાસં દત્ત્વેમે વરપાદુકે ।**
**રાજ્યં ચેદમયોધ્યાં ચ ધૂતપાપો ભવામ્યહમ્ ॥**

(વા૦ રા૦ ૨/૧૧૫/૧૪, ૧૬-૨૦)

'મારા ભાઈએ આ રાજ્ય મને શ્રેષ્ઠ અમાનતરૂપે આપ્યું છે. એમની આ સુવર્ણ-ભૂષિત પાદુકાઓ જ બધાનું યોગક્ષેમ નિભાવનારી છે. હું એમને આર્ય શ્રીરામચંદ્રજીના સાક્ષાત્ ચરણ માનું છું. તમે લોકો જલદીથી એના પર છત્ર લગાડો. મારા ગુરુની આ ચરણ-પાદુકાઓના પ્રભાવથી જ આ રાજ્યમાં ધર્મની સ્થાપના થશે. એમણે પ્રેમને કારણે જ મને આ અમૂલ્ય અમાનત સોંપી છે. આથી હું એમના પાછા ફરવા સુધી એની યોગ્ય રીતે રક્ષા કરીશ તથા એમના આવતાં તરત જ આમને ફરીથી ભગવાનના ચરણો સાથે જોડીને આ પાદુકાઓથી

સુશોભિત આર્યના ચરણોનાં દર્શન કરીશ. શ્રી રઘુનાથજીના આવતાં જ એમની સેવામાં આ રાજ્ય સમર્પિત કરી દઈશ; પછી મારો બધો ભાર હળવો થઈ જશે. હું એમની આજ્ઞાને અધીન રહીને એમની સેવામાં લાગી જઈશ. મારી પાસે અમાનતના રૂપે રાખેલા આ રાજ્યને, આ પાદુકાઓને અને અયોધ્યાને પણ શ્રીરામની સેવામાં સમર્પિત કરીને હું બધાં પ્રકારનાં દુઃખ અને પાપોથી મુક્ત થઈ જઈશ.'

પછી ધૈર્યવાન ભરતજી જટા-વલ્કલ ધારણ કરેલા મુનિનો વેષ ધરીને નંદિગ્રામમાં રહેવા લાગ્યા. તે રાજ્ય-શાસનનું સમસ્ત કાર્ય ભગવાનની ચરણ-પાદુકાઓને નિવેદન કરીને કરતા હતા. એના પર પોતે છત્ર લગાવતા અને ચામર ઢોળતા હતા. એ રીતે એમણે મોટા ભાઈ શ્રીરામચંદ્રજીની ચરણ-પાદુકાઓનો રાજ્યાભિષેક કર્યો. રાજ્યનું જે કોઈ કાર્ય ઉપસ્થિત થતું, જે પણ બહુમૂલ્ય ભેટો આવતી, ભરતજી તે બધું પહેલાં એ પાદુકાઓને અર્પણ કરતા અને પછી એનો યથાયોગ્ય પ્રબંધ કરતા.

× × ×

લંકા-વિજય પછી વિભીષણને રાજ્ય આપીને, સીતાજી અને લક્ષ્મણની સાથે ભગવાન શ્રીરામ અયોધ્યા પાછા ફરવા માટે તૈયાર થયા. એ વખતે વિભીષણે શ્રીરામને સ્નાન વગેરે કરીને વસ્ત્રાલંકાર ધારણ કરવાની પ્રાર્થના કરી. ત્યારે ભગવાન ભરતજીની ભક્તિ યાદ કરીને કહે છે –

**સ તુ તામ્યતિ ધર્માત્મા મમ હેતોઃ સુખોચિતઃ ।**
**સુકુમારો મહાબાહુર્ભરતઃ સત્યસંશ્રયઃ ॥**
**તં વિના કૈકયીપુત્રં ભરતં ધર્મચારિણમ્ ।**
**ન મે સ્નાનં બહુ મતં વસ્ત્રાણ્યાભરણાનિ ચ ॥**

× × ×

**તં તુ મે ભ્રાતરં દ્રષ્ટું ભરતં ત્વરતે મનઃ ॥**
(વા૦ રા૦ ૬/૧૨૧/૫-૬, ૧૮)

'સત્યપરાયણ, ધર્માત્મા, મહાબાહુ, સુકુમાર ભરત બધી જાતનાં સુખ-ભોગોને લાયક હોવા છતાં મારા માટે દુઃખ ભોગવી રહ્યો છે. એ ધર્મચારી કૈકેયી-પુત્ર ભરત વિના મને સ્નાન અને વસ્ત્રાભૂષણ ધારણ કરવા ગમતાં નથી. એ ભાઈ ભરતને જોવા માટે તો મારું મન તરફડી રહ્યું છે.' આનાથી ખબર પડે છે કે ભરતજીનો શ્રીરામમાં કેટલો પ્રેમ હતો.

એના પછી શ્રીરામ સીતાજી, લક્ષ્મણજી અને આખા સમુદાયની સાથે પુષ્પક વિમાનમાં બેસીને અયોધ્યા તરફ ચાલ્યા અને ભરદ્વાજ મુનિના આશ્રમ પર પહોંચીને પોતાના આવવાનો શુભ સંદેશો પાઠવવા માટે હનુમાનજીને પ્રિય ભરતજી પાસે મોકલ્યા. હનુમાનજી નંદિગ્રામમાં પહોંચીને શું જુએ છે –

**દદર્શ ભરતં દીનં કૃશમાશ્રમવાસિનમ્ ।**
**જટિલં મલદિગ્ધાઙ્ગં ભ્રાતૃવ્યસનકર્શિતમ્ ॥**
**ફલમૂલાશિનં દાન્તં તાપસં ધર્મચારિણમ્ ।**
**સમુન્નતજટાભારં વલ્કલાજિનવાસસમ્ ॥**
**નિયતં ભાવિતાત્માનં બ્રહ્મર્ષિસમતેજસમ્ ।**
**પાદુકે તે પુરસ્કૃત્ય પ્રશાસન્તં વસુન્ધરામ્ ॥**
(વા૦ રા૦ ૬/૧૨૫/૩૦-૩૨)

'શ્રીહનુમાનજીએ જોયું કે ભરતજી શહેરની બહાર આશ્રમમાં રહે છે. ભાઈના વિયોગથી એમનું શરીર દુર્બળ થઈ ગયું છે. એના પર મેલ જામી ગયો છે. એમનું મુખ સુકાઈ ગયું છે, એના પર દીનતાનો ભાવ ચમકી રહ્યો છે. તે માત્ર ફળ-મૂળનો જ આહાર કરે છે. ઇન્દ્રિયો એમના વશમાં છે. તે મસ્તક પર લાંબી જટાઓનો ભાર તથા શરીર પર વલ્કલ અને મૃગચર્મ ધારણ કરી ધર્માચરણપૂર્વક તપસ્યા કરી રહ્યા છે. એમનું મન બધી બાજુથી સંયત અને ધ્યાનમાં ડૂબેલું છે. એમનું તેજ બ્રહ્મર્ષિઓ જેવું

છે. તે શ્રીરામની ચરણપાદુકાઓની સેવા કરતાં પૃથિવીનું શાસન કરે છે.' હનુમાનજીએ એ પણ જોયું કે ભરતના પ્રેમ અને વ્યવહારથી આકર્ષિત થઈને કાષાય-વસ્ત્ર ધારણ કરેલા મંત્રી, પુરોહિત અને સેનાના મુખ્ય-મુખ્ય વીર પણ એમની જ પાસે રહે છે. વાયુપુત્ર હનુમાનજીએ ભરતજીને શ્રીરામના આગમનના સમાચાર સંભળાવ્યા.

હનુમાનજીના મુખથી ભગવાનના આવ્યાના સમાચાર સાંભળી ભરતજી હર્ષથી વિહ્વળ થઈ ઊઠ્યા. એમને શરીરનું ભાન રહ્યું નહીં. થોડી વારમાં સ્વસ્થ થતાં એમણે હનુમાનજીને હૃદયથી ચાંપી દીધા - અને પ્રેમાશ્રુઓથી ભીંજવતાં એમને કહેવા લાગ્યા –

**દેવો વા માનુષો વા ત્વમનુક્રોશાદિહાગતઃ ।**
**પ્રિયાખ્યાનસ્ય તે સૌમ્ય દદામિ બ્રુવતઃ પ્રિયમ્ ॥**
(વા૦ રા૦ ૬/૧૨૫/૪૩)

**બહૂનિ નામ વર્ષાણિ ગતસ્ય સુમહદ્વનમ્ ।**
**શૃણોમ્યહં પ્રીતિકરં મમ નાથસ્ય કીર્તનમ્ ॥**
(વા૦ રા૦ ૬/૧૨૬/૧)

'મારા પર દયા કરીને આવનારા તમે કોઈ દેવતા છો કે મનુષ્ય? સૌમ્ય! તમે મને ઘણો જ પ્રિય સંદેશો આપ્યો; એના બદલામાં તમને જે કંઈ પ્રિય હોય, તે હું આપી શકું છું. મારા સ્વામીને ગહન વનમાં ગયે ઘણાં વર્ષો વીતી ગયાં. આજે જ હું મારા નાથના આનંદદાયક સમાચાર સાંભળી રહ્યો છું.'

એના પછી ભરતજીએ વાનરોની સાથે શ્રીરામજીની મિત્રતા હોવા વિશે પૂછ્યું. ત્યારે હનુમાનજીએ વનગમનથી લઈને લંકાથી પાછા ફરતાં ભરદ્વાજજીના આશ્રમમાં પહોંચ્યા સુધીની બધી વાતો કહી સંભળાવી. આ બધું સાંભળીને ભરતજી ઘણા પ્રસન્ન થયા અને પાસે જ ઊભેલા શત્રુઘ્નજીને નગરની સજાવટ કરવા તથા બધાને શ્રીરામચંદ્રજીની આગતા-સ્વાગતા માટે તૈયાર થવાની સૂચના આપવા માટે કહ્યું. સમાચાર સાંભળતાં જ આખા નગરમાં હર્ષ અને પ્રેમનું પૂર આવી ગયું. બધા ભગવાનના આગમનની પ્રતીક્ષા કરવા લાગ્યા. ધર્મજ્ઞ ભરતજીએ શ્રીરામની પાદુકાઓને મસ્તક પર રાખીને એમને સુંદર માળાઓથી સુશોભિત કરી અને એમના પર સ્વર્ણછત્ર લગાડીને સ્વર્ણ-ભૂષિત સફેદ ચામર ઢોળતાં ચાલ્યા. થોડે દૂર જતાં જ્યારે એમને શ્રીરામચંદ્રજી આવતા દેખાયા, ત્યારે તે પ્રેમાકુળ થઈને હનુમાનજીને પૂછવા લાગ્યા, 'હનુમાનજી! શું વાત છે? હજી સુધી રઘુકુળ-ભૂષણ આર્ય શ્રીરામ મને દેખાઈ નથી રહ્યા.' એટલામાં જ શ્રીભરતજીએ વિમાનને આવતાં જોયું અને એના પર બેઠેલા શ્રીરામને ભક્તિપૂર્વક પ્રણામ કર્યાં. પછી શ્રીરામની આજ્ઞાથી તે વિમાન પૃથ્વી પર ઊતર્યું. શ્રીભરતજી વિમાનની અંદર શ્રીરામને જોઈને હર્ષથી છલકાઈ ગયા અને ફરીથી એમના ચરણોમાં પડી ગયા. શ્રીરામચંદ્રજીએ ઘણા દિવસો પછી દૃષ્ટિગોચર થયેલા ભાઈ ભરતને ઊભા કરી ખોળામાં બેસાડીને પ્રેમ અને હર્ષપૂર્વક હૃદય સોંસરવા ચાંપ્યા. એના પછી ભરતજીએ ભાઈ લક્ષ્મણજીને મળીને સીતાજીના ચરણોમાં પ્રણામ કર્યાં.

ત્યાર બાદ ધર્મજ્ઞ શ્રીભરતજીએ શ્રીરામની એ બંને પાદુકાઓને હાથમાં લઈને શ્રીરામના ચરણોમાં પહેરાવી દીધી અને હાથ જોડીને કહ્યું –

**એતત્તે સકલં રાજ્યં ન્યાસં નિર્યાતિતં મયા ॥**
**અદ્ય જન્મ કૃતાર્થં મે સંવૃત્તશ્ચ મનોરથઃ ।**
**યત્ત્વાં પશ્યામિ રાજાનમયોધ્યાં પુનરાગતમ્ ॥**
(વા૦ રા૦ ૬/૧૨૭/૫૫-૫૬)

'આ અમાનતરૂપે રાખેલું તમારું આખું રાજ્ય મેં આજે તમને પાછું આપ્યું. આજે મારો

જન્મ સફળ થઈ ગયો અને મારા બધા મનોરથ પૂર્ણ થઈ ગયા, જે હું અયોધ્યામાં પાછા ફરીને આવેલા આપને જોઈ રહ્યો છું.' – વગેરે.

– આ રીતે કહેતા ભ્રાતૃપ્રેમી ભરતજીને જોઈને રાક્ષસરાજ વિભીષણ અને સુગ્રીવ વગેરે વાનરોની આંખોમાંથી અશ્રુઓની ધારા વહેવા લાગી.

શ્રીરામનો રાજ્યાભિષેક થઈ ગયા પછી ભરતજી પણ લક્ષ્મણજીની જેમ જ શ્રીરામની સેવામાં રહેવા લાગ્યા. કેટલાક દિવસ પછી શ્રીરામે ભરતજીના મામાના સમાચાર મેળવીને ગંધર્વો પર વિજય મેળવવા માટે ભરતજીને મોકલ્યા. ભરતજીએ ભગવાનની આજ્ઞાનું પાલન કરવા માટે જ ત્યાં જઈને ગંધર્વો પર વિજય પ્રાપ્ત કર્યો. ફરીથી ભગવાનની આજ્ઞાનુસાર ત્યાંના રાજ્ય પર પોતાના પુત્રોનો અભિષેક કરીને તે તરત જ ભગવાનની પાસે પાછા ફર્યા અને એમને બધી વાતો કહી દીધી. આખી વાત સાંભળ્યા પછી શ્રીરામે ભરતજીની પ્રશંસા કરી અને ખૂબ પ્રસન્ન થયા.

એના પછી લક્ષ્મણજીનો ત્યાગ કરતાં શ્રીરામચંદ્રજીએ પરમ ધામ પધારવાની ઇચ્છાથી ભરતજીનો રાજ્યાભિષેક કરવાની વાત કહી, પણ ભરતજીએ એનો સ્વીકાર ન કર્યો. તે આ પ્રકારની વાત સાંભળતાં જ બેભાન થઈ ગયા અને ભાનમાં આવતાં રાજ્યની નિંદા કરતાં બોલ્યા –

**સત્યેનાહં શપે રાજન્ સ્વર્ગભોગેન ચૈવ હિ ।**
**ન કામયે યથા રાજ્યં ત્વાં વિના રઘુનન્દન ॥**

(વા૦ રા૦ ૭/૧૦૭/૬)

'રાજન્! હું નિશ્ચયપૂર્વક સત્ય તથા સ્વર્ગની શપથ લઈને કહું છું કે હું તમારાથી અલગ રહીને રાજ્ય પણ નથી ઇચ્છતો.'

– ત્યારે શ્રીરામે ભરતજીની સલાહથી લવ અને કુશને રાજ્ય પર અભિષિક્ત કર્યા અને શત્રુઘ્નજીને બોલાવીને તેઓ બધાની સાથે પરમ-ધામ પધાર્યા.

વાસ્તવમાં ભરતજીની રામભક્તિ જગતના ઇતિહાસમાં અદ્વિતીય છે. એમનો ત્યાગ, સંયમ, વ્રત, નિયમ – બધું પ્રશંસાયોગ્ય અને અનુકરણીય છે. એમના ચરિત્રથી સ્વાર્થ-ત્યાગ, વિનય, સહિષ્ણુતા, ગંભીરતા, સરળતા, ક્ષમા, વૈરાગ્ય અને સ્વામીભક્તિ વગેરે બધા ગુણોની શીખ મેળવી શકાય છે. ભક્તિસહિત નિષ્કામભાવથી ગૃહસ્થીમાં રહેતાં પ્રજાપાલન કરવાનું આવું સુંદર ઉદાહરણ અન્યત્ર મળવું મુશ્કેલ છે.

—★—

## શ્રીરામના દાસાનુદાસ શ્રીશત્રુઘ્નજી

શ્રીશત્રુઘ્નજીનું ચરિત્ર પણ પોતાની રીતે નિરાળું જ છે. વાલ્મીકીય રામાયણમાં શ્રીશત્રુઘ્નજીને પણ ભગવાન વિષ્ણુના જ અંશાવતાર માનવામાં આવ્યા છે; પણ એમના ચરિત્રથી એ જ સિદ્ધ થાય છે કે તમે શ્રીરામજીના દાસાનુદાસોમાં અગ્રગણ્ય હતા. શ્રીશત્રુઘ્નજી મૌનકર્મી, પ્રેમી, સદાચારી, મિતભાષી, સત્યવાદી, વિષયવિરાગી, સરળ, તેજઃપૂર્ણ, ગુરુજનના અનુગામી અને વીર હતા. શ્રીરામાયણમાં એમના સંબંધમાં વિશેષ વિવરણ નથી મળતું; પરંતુ જે કંઈ મળે છે, એનાથી એમની મહત્તાનું થોડું અનુમાન કરી શકાય એમ છે. તેઓ નાનપણથી જ હંમેશાં ભરતજીની સાથે રહેતા હતા; આથી શ્રીભરતજીનું અને આમનું ચરિત્ર સાથે જ ચાલે છે. આથી રામાયણમાં એમના વિશે કોઈ વિશેષ વાત અલગ નથી કહેવાઈ. એમનાં ગુણ અને

ચરિત્રોનું અનુમાન ભરતજીના વ્યવહારથી કરી લેવું જોઈએ. બાલકાંડમાં એમના પ્રેમનું વર્ણન કરતા કહ્યું છે –

**અથૈનં પૃષ્ઠતોઽભ્યેતિ સધનુઃ પરિપાલયન્ ।**
**ભરતસ્યાપિ શત્રુઘ્નો લક્ષ્મણાવરજો હિ સઃ ॥**

(વા૦ રા૦ ૧/૧૮/૩૨)

'જેમ લક્ષ્મણજી હાથમાં ધનુષ્ય લઈને શ્રીરામની રક્ષા કરતા એમની પાછળ પાછળ ચાલતા હતા, એમ જ લક્ષ્મણજીના નાના ભાઈ શત્રુઘ્ન પણ ભરતજીની સાથે રહેતા હતા.'

જનકપુરમાં બધા ભાઈઓના વિવાહનું કાર્ય પતી ગયા પછી ત્યાંથી પાછા ફરીને અયોધ્યા આવવાના કેટલાક દિવસ પછી જ ભરતજીને એમના મામા યુધાજિત પોતાને દેશ લઈ જવા લાગ્યા ત્યારે શત્રુઘ્નજી પણ એમની સાથે મોસાળ ગયા. એ વખતે ભરતજીના પ્રેમમાં એમણે માતા-પિતા, ભાઈ-બંધુ અને નવ-વિવાહિતા સ્ત્રીનો કોઈ પણ મોહ ન કરતાં ભાઈ ભરતજીની સાથે રહેવાનું જ પોતાનું પરમ કર્તવ્ય સમજ્યું. પછી અયોધ્યાથી કહેણ મોકલાવતાં ભરતજીની સાથે પાછા આવ્યા. અયોધ્યા પહોંચતાં માતા કૈકેયી દ્વારા પિતાજીના મરણ તથા લક્ષ્મણજી અને સીતાજીની સાથે શ્રીરામના વનવાસના સમાચાર સાંભળીને એમને પણ ઘણું દુઃખ થયું. ભાઈ લક્ષ્મણજીના શૌર્યથી તેઓ પરિચિત હતા, આથી એમણે શોકપૂર્ણ હૃદયથી ઘણા આશ્ચર્ય સાથે ભરતજીને કહ્યું –

**ગતિર્યઃ સર્વભૂતાનાં દુઃખે કિં પુનરાત્મનઃ ।**
**સ રામઃ સત્ત્વસમ્પન્નઃ સ્ત્રિયા પ્રવ્રાજિતો વનમ્ ॥**
**બલવાન્ વીર્યસમ્પન્નો લક્ષ્મણો નામ યોઽપ્યસૌ ।**
**કિં ન મોચયતે રામં કૃત્વાપિ પિતૃનિગ્રહમ્ ॥**

(વા૦ રા૦ ૨/૭૮/૨-૩)

'આર્ય! જે દુઃખના સમયે આત્મીય વ્યક્તિઓની વાત જ શું, બધાં પ્રાણીઓને સહારો આપનારા છે, તે જ મહાપરાક્રમી શ્રીરામચંદ્રજી પત્નીની સાથે વનમાં મોકલવામાં આવ્યા (આ કેટલા દુઃખની વાત છે). જે ભાઈ લક્ષ્મણજી ઘણા બળવાન અને પરાક્રમી પણ છે, એમણે પિતા-માતાનો નિગ્રહ કરીને પણ શ્રીરામને આ સંકટમાંથી કેમ ન મુક્ત કરી દીધા.'

આ પ્રકારે વાતો થઈ રહી હતી, શ્રીશત્રુઘ્નજી દુઃખ અને ક્રોધમાં ગરકાવ હતા, એ જ સમયે રામ-વિરહથી વ્યાકુળ એક દ્વારપાળે સૂચના આપી કે, 'રાજકુમાર! જે ક્રૂર પાપિની મંથરાના ષડ્યંત્રથી શ્રીરામચંદ્ર વન મોકલાવાયા છે, તે વસ્ત્રાભૂષણોથી સજી-ધજીને ઊભી છે.' આ સાંભળીને શત્રુઘ્નજીને ઘણો ક્રોધ આવ્યો. તે મંથરાનો ચોટલો પકડીને એને આંગણામાં ઘસડવા લાગ્યા. આ જોઈને કુબ્જાની બીજી બહેનપણીઓએ વિચાર્યું કે દયામયી કૌસલ્યાના શરણે ગયા વિના શત્રુઘ્નજી આપણને પણ નહીં છોડે. આથી તે તરત જ દોડીને કૌસલ્યા પાસે જતી રહી. કૈકેયી એને છોડાવવા માટે આવ્યા તો શત્રુઘ્નજીએ એમને પણ ખખડાવી નાખ્યા. છેવટે ભરતજીએ આવીને શત્રુઘ્નજીને સમજાવ્યા કે સ્ત્રીજાતિ અવધ્ય માનવામાં આવી છે અને એ પણ કહ્યું કે –

**ઈમામપિ હતાં કુબ્જાં યદિ જાનાતિ રાઘવઃ ।**
**ત્વાં ચ માં ચૈવ ધર્માત્મા નાભિભાષિષ્યતે ધ્રુવમ્ ॥**

(વા૦ રા૦ ૨/૭૮/૨૩)

'ભાઈ! જો ક્યાંક આ ખૂંધી તારા હાથે મરાઈ ગઈ તો આ ઘટનાને જાણતાં જ ધર્માત્મા શ્રીરામ તારાથી અને મારાથી તો ચોક્કસ જ બોલવાનું છોડી દેશે.' ભરતજીની આ વાતને સાંભળીને શત્રુઘ્નજીએ કુબ્જાને મૂર્છિત અવસ્થામાં જ છોડી દીધી.

આ પ્રસંગમાં સમજવાની પહેલી વાત તો એ છે કે શ્રીરામની ધર્મનીતિમાં સ્ત્રીજાતિનો કેટલો આદર હતો, જેથી તે કોઈ પણ પરિસ્થિતિમાં અવધ્ય માનવામાં આવતી હતી. બીજી વાત એ કે શોકાકુળ ભરતજીએ આવી પરિસ્થિતિમાં પણ નાના ભાઈને સમજાવીને અધર્મથી રોક્યા. ત્રીજી એ કે ક્રોધાતુર હોવા છતાં પણ શત્રુઘ્નજીએ તરત જ મોટા ભાઈની વાત માની લીધી. એના પછી શ્રીરામજીને પાછા લાવવા માટે વનમાં જવા લાગ્યા ત્યારે શત્રુઘ્નજી પણ સાથે ગયા. ચિત્રકૂટની પાસે પહોંચીને ભરતજીની આજ્ઞાથી શ્રીરામની પર્ણકુટી શોધવા લાગ્યા. જ્યારે ભરતજી શ્રીરામને જોઈને એમની તરફ દોડ્યા, ત્યારે રામદર્શનોત્સુક શત્રુઘ્નજી પણ એમની પાછળ પાછળ પહોંચ્યા. ત્યાં કવિએ કહ્યું છે –

**શત્રુઘ્નશ્ચાપિ રામસ્ય વવન્દે ચરણૌ રુદન્ ।**
**તાવુભૌ ચ સમાલિઙ્ગ્ય રામોઽપ્યશ્રૂણ્યવર્તયત્ ॥**

(વા૦ રા૦ ૨/૯૯/૪૦)

'શત્રુઘ્નજીએ પણ રડતાં રડતાં શ્રીરામના ચરણોની વંદના કરી. એ બંનેને હૃદયસરસા ચાંપીને શ્રીરામ પણ આંસુ સારવા લાગ્યા.' એના પછી શત્રુઘ્નજી ભાઈ લક્ષ્મણજી અને સીતાજી સાથે પણ ઘણા પ્રેમથી મળ્યા.

બધા લોકો ભેગા મળ્યા, વાતચીત શરૂ થઈ. ત્યાં શ્રીરામ અને ભરતજીના સંવાદમાં લક્ષ્મણજી અને શત્રુઘ્નજીનું કોઈ કામ જ ન હતું. શત્રુઘ્નજીએ તો પોતાનું જીવન રામસેવક શ્રીભરતજીને અર્પણ કરી દીધું હતું; આથી એમના વિશે જે કંઈ કહેવાનું રહેતું તે સ્વયં ભરતજી જ કહી દેતા.

પાદુકાઓ લઈને અયોધ્યા પાછા ફરતી વેળાએ બંને ભાઈ ફરી શ્રીરામની પ્રદક્ષિણા અને એમના ચરણોમાં પ્રણામ કરીને એમને મળ્યા. લક્ષ્મણજીની જેમ શત્રુઘ્નજીનો પણ સ્વભાવ ઉગ્ર હતો. કૈકેયી પ્રત્યે એમના મનમાં રોષ હતો. શ્રીરામ આ વાતને જાણતા હતા. એ કારણે વિદાય કરતી વેળાએ શ્રીરામે શત્રુઘ્નજીને વાત્સલ્યભાવથી શિખામણ આપતાં કહ્યું –

**માતરં રક્ષ કૈકેયીં મા રોષં કુરુ તાં પ્રતિ ॥**
**મયા ચ સીતયા ચૈવ શપ્તોઽસિ રઘુનન્દન ।**

(વા૦ રા૦ ૨/૧૧૨/૨૭-૨૮)

'રઘુનંદન શત્રુઘ્ન! ખરેખર તને મારા અને સીતાના સોગંદ છે, તું મા કૈકેયીની સેવા કરજે, એમના પર ક્યારેય ક્રોધ ન કરતો.'

એનાથી પણ ખબર પડે છે કે શત્રુઘ્નજીનો શ્રીરામ પ્રત્યે કેટલો પ્રેમ અને ભક્તિભાવ હતો.

એના પછી શત્રુઘ્નજી ભરતજીની સાથે અયોધ્યા આવીને બરાબર એમની આજ્ઞાનુસાર રાજ્ય અને પરિવારની સેવા કરતા રહ્યા. શત્રુઘ્નજી તમામ પરિસ્થિતિમાં ભરતજીની પાસે રહીને એમની આજ્ઞાની પ્રતીક્ષા કરતા રહેતા હતા. ભરતજીના મનમાં પણ શત્રુઘ્નજી પર ઘણો ભરોસો હતો. એ જ કારણે તે નાનામાં નાના અને મોટામાં મોટા કાર્યને માટે શત્રુઘ્નજીને જ આજ્ઞા આપતા હતા.

એના પછી શ્રીરામના પાછા આવવા સુધી શત્રુઘ્નજીના વિશે વાલ્મીકીય રામાયણમાં કોઈ વિશેષ ઉલ્લેખનીય વાત નથી મળતી. શ્રીહનુમાનજી દ્વારા શ્રીરામના આવવાના સમાચાર મળતાં ભરતજીની આજ્ઞાથી શત્રુઘ્નજીએ જ શ્રીરામની આગતા-સ્વાગતાનો અને નગરને સજાવવાનો તથા રાજમાર્ગ અને અન્ય બધા રસ્તાઓને ઠીક કરાવવાનો પ્રબંધ કર્યો. શ્રીરામનો રાજ્યાભિષેક થયા બાદ પણ તમે શ્રીભરતજીની સાથે સાથે જ શ્રીરામનું સેવાકાર્ય કર્યા કરતા હતા. ભાઈના નાતે શ્રીલક્ષ્મણજી અને શ્રીશત્રુઘ્નજી પર ભરતજીનો

સરખો અધિકાર હોવા છતાં પણ શ્રીભરતજી પોતાનું કામ શત્રુઘ્નજી પાસે જ કરાવતા હતા.

સીતા-વનવાસ પછી એક દિવસ ઘણા બધા ઋષિઓએ શ્રીરામની પાસે આવીને લવણાસુરના અત્યાચારોનું વર્ણન કર્યું. ત્યારે શ્રીરામે એમને આશ્વાસન આપ્યું અને સભામાં એવો પ્રસ્તાવ મૂક્યો કે, 'લવણાસુરને મારવા માટે કોણ જશે? કોને આજ્ઞા આપવામાં આવે? ભરતજીને કે શત્રુઘ્નજીને?' એ સાંભળીને ભરતજીએ કહ્યું કે, 'મને આજ્ઞા મળે, હું લવણાસુરને મારી નાખીશ.' ભરતજીની વાત સાંભળી શત્રુઘ્નજીએ પોતાના આસન પરથી ઊભા થઈને શ્રીરામને પ્રણામ કરીને કહ્યું –

**કૃતકર્મા મહાબાહુર્મધ્યમો રઘુનન્દન ॥**
**આર્યેણ હિ પુરા શૂન્યા ત્વયોધ્યા પરિપાલિતા ।**
**સન્તાપં હૃદયે કૃત્વા આર્યસ્યાગમનં પ્રતિ ॥**
**દુઃખાનિ ચ બહૂનીહ અનુભૂતાનિ પાર્થિવ ।**
**શયાનો દુઃખશય્યાસુ નન્દિગ્રામે મહાયશાઃ ॥**
**ફલમૂલાશનો ભૂત્વા જટી ચીરધરસ્તથા ।**
**અનુભૂયેદૃશં દુઃખમેષ રાઘવનન્દનઃ ॥**
**પ્રેષ્યે મયિ સ્થિતે રાજન્ન ભૂયઃ ક્લેશમાપ્નુયાત્ ।**

(વા૦ રા૦ ૭/૬૨/૧૧-૧૫)

'રઘુનાથજી! વચેટ ભાઈ શ્રીભરતજીએ તો પહેલાં આપનાં ઘણાં કાર્યો કરેલાં છે. કારણ કે એમણે તમારા વિયોગનો સંતાપ હૃદયમાં રાખીને પણ તમારા ન રહેતાં તમારા આગમનની પ્રતીક્ષા કરતાં અયોધ્યાનું પાલન કર્યું છે. રાજન્! મહાયશસ્વી ભરતજીએ નંદિગ્રામમાં તૃણની શય્યા પર શયન કરી અને ફળ-મૂળનું ભોજન કરીને જટા અને ચીર ધારણ કરતાં આપના વિયોગકાળને વ્યતીત કર્યો છે. આ રીતે દુઃખોનો અનુભવ કર્યા પછી અત્યારે મારા દાસના રહેતાં એમને ફરીથી આ લવણાસુર-વધનો પરિશ્રમ ન મળવો જોઈએ.'

શત્રુઘ્નજીના આમ કહેવાથી શ્રીરામે કહ્યું –

**એવં ભવતુ કાકુત્સ્થ ક્રિયતાં મમ શાસનમ્ ।**
**રાજ્યે ત્વામભિષેક્ષ્યામિ મધોસ્તુ નગરે શુભે ॥**
**નિવેશય મહાબાહો ભરતં યદ્યવેક્ષસે ।**
**શૂરસ્ત્વં કૃતવિદ્યશ્ચ સમર્થશ્ચ નિવેશને ॥**

× × ×

**રાજ્યં પ્રશાધિ ધર્મેણ વાક્યં મે યદ્યવેક્ષસે ।**
**ઉત્તરં ચ ન વક્તવ્યં શૂર વાક્યાન્તરે મમ ॥**

(વા૦ રા૦ ૭/૬૨/૧૬-૧૭, ૨૦)

'ભાઈ! એવું જ થાય, તું જ મારી આજ્ઞાનું પાલન કર. હું મધુદૈત્યના સુંદર નગર પર તારો રાજ્યાભિષેક કરું છું. મહાબાહો! જો તું ભરતને કષ્ટ આપવા નથી માગતો તો સારી વાત છે, ભરતને અહીં જ રહેવા દે. તું પણ ઘણો વિદ્વાન, શૂરવીર અને નગર વસાવવા માટે સમર્થ છે. જો તારે મારી વાતનું પાલન કરવું હોય તો ધર્મપૂર્વક ત્યાંના રાજ્યનું શાસન કર. વીર! તારે મારી આ આજ્ઞાની વિરુદ્ધ કોઈ ઉત્તર ન આપવો જોઈએ.' ભગવાન શ્રીરામનાં આ વચનો સાંભળીને શત્રુઘ્નજીને ઘણી શરમ આવી અને તે ધીમા સ્વરમાં બોલ્યા –

**અધર્મં વિદ્મ કાકુત્સ્થ અસ્મિન્નર્થે નરેશ્વર ।**
**કથં તિષ્ઠત્સુ જ્યેષ્ઠેષુ કનીયાનભિષિચ્યતે ॥**
**અવશ્યં કરણીયં ચ શાસનં પુરુષર્ષભ ।**
**તવ ચૈવ મહાભાગ શાસનં દુરતિક્રમમ્ ॥**
**ત્વત્તો મયા શ્રુતં વીર શ્રુતિભ્યશ્ચ મયા શ્રુતમ્ ।**
**નોત્તરં હિ મયા વાચ્યં મધ્યમે પ્રતિજાનતિ ॥**
**વ્યાહૃતં દુર્વચો ઘોરં હન્તાસ્મિ લવણં મૃધે ।**
**તસ્યૈવં મે દુરુક્તસ્ય દુર્ગતિઃ પુરુષર્ષભ ॥**
**ઉત્તરં નહિ વક્તવ્યં જ્યેષ્ઠેનાભિહિતે પુનઃ ।**
**અધર્મસહિતં ચૈવ પરલોકવિવર્જિતમ્ ॥**
**સોઽહં દ્વિતીયં કાકુત્સ્થ ન વક્ષ્યામીતિ ચોત્તરમ્ ।**

(વા૦ રા૦ ૭/૬૩/૨-૭)

'રાજન્! મોટા ભાઈ ભરતજીના રહેતાં મારો નાનાનો રાજ્યાભિષેક કઈ રીતે થઈ શકે છે? આ કાર્યમાં મને અધર્મ જણાઈ આવે છે. આ બાજુ મારે તમારી આજ્ઞાનું પાલન પણ ચોક્કસ કરવું જોઈએ; કારણ કે પુરુષોત્તમ! મહાભાગ! તમારી આજ્ઞાનું ઉલ્લંઘન કરવું પણ ઘોર પાપ છે. વીર! આ જ વાત મેં તમારી પાસેથી અને વેદ-શાસ્ત્રો પાસેથી પણ સાંભળેલી છે. આથી પૂજ્ય ભાઈ ભરતજીના લવણાસુરને મારવાની વાત સ્વીકાર કરી લીધા પછી મારે કોઈ ઉત્તર નહોતો આપવો જોઈતો. મેં આ ઘણાં જ ખોટાં વચનો કહી નાખ્યાં કે 'લવણાસુરને હું મારીશ.' પુરુષશ્રેષ્ઠ! આ દુરુક્તિનું જ ફળ આ રાજ્યાભિષેકરૂપી દુર્ગતિ મને મળી છે. મોટા ભાઈની આજ્ઞા થઈ ગયા પછી ફરીથી ઉત્તર ન આપવો જોઈએ; કારણ કે એવું કરવું અધર્મયુક્ત અને પરલોકની વિરુદ્ધ છે. આથી રઘુવર! હવે હું બીજી વાર કંઈ પણ ઉત્તર નહીં આપું (હું તમારી ઇચ્છા કરવા માટે તૈયાર છું).'

કેવો સુંદર ત્યાગ છે! શ્રીરામના વિયોગમાં રાજ્યપ્રાપ્તિને તમે દુર્ગતિ સમજો છો. વાસ્તવમાં વાત પણ એવી જ છે, સાધકોએ એ વાત પર વિશેષ ધ્યાન આપવું જોઈએ.

એના પછી પણ શ્રીશત્રુઘ્નજીએ લવણાસુર પર ચઢાઈ કરી. એ વખતે શ્રીરામે શત્રુઘ્નજીને લવણાસુરને મારવાની યુક્તિ બતાવી તથા માર્ગમાં ખર્ચ કરવા માટે ઘણું બધું ધન અને ઘણી મોટી સેના એમની સાથે આપીને એમને વિદાય કર્યા. રસ્તામાં જતી વેળાએ શત્રુઘ્નજી એક રાત શ્રીવાલ્મીકિ ઋષિના આશ્રમમાં રોકાયા. એ જ રાત્રે સીતાજીને લવ-કુશ એ બે યમજ (જોડિયા) પુત્રોનો જન્મ થયો હતો. આથી તે રાત્રિ પણ શ્રીશત્રુઘ્નજીના માટે ઘણી જ આનંદ આપનારી થઈ. એ પછી શત્રુઘ્નજી ત્યાંથી નીકળીને રસ્તામાં સાત દિવસ રહેતા-રહેતા યમુના-કિનારે ચ્યવન ઋષિના આશ્રમમાં પહોંચ્યા.

ત્યાં ચ્યવન ઋષિ પાસેથી લવણાસુરની દિનચર્યા અને એના બળ-પરાક્રમની જાણકારી પ્રાપ્ત કરી. પછી જ્યારે લવણાસુર પોતાના ઘરેથી આહાર માટે વનમાં નીકળી પડ્યો, ત્યારે એના પાછા ફરતાં પહેલાં જ શત્રુઘ્નજીએ જઈને એમના નગરનું દ્વાર રોકી દીધું. શત્રુઘ્નજીને જોઈને લવણાસુર કહેવા લાગ્યો કે, 'આનાથી શું થશે? નરાધમ! આવા પ્રકારના હજારો મનુષ્યોને તો હું રોજ ખાઉં છું.' ત્યારે શત્રુઘ્નજીએ પોતાનો પરિચય આપતાં કહ્યું કે, 'હું તારી સાથે યુદ્ધ કરવા ઇચ્છું છું.' એના પછી બંનેનું પરસ્પર ભયંકર યુદ્ધ થયું. છેવટે શત્રુઘ્નજીએ કાન સુધી ધનુષ્ય તાણીને એક દિવ્ય બાણ એની છાતીમાં માર્યું. તે છાતીને ભેદીને પાતાળમાં પ્રવેશી ગયું અને પાછું ફરીને શત્રુઘ્નજીના ભાથામાં આવી ગયું. દેવતા અને મહર્ષિગણ શત્રુઘ્નજીની પ્રશંસા કરવા લાગ્યા તથા આકાશમાંથી જય-જયકારનો ધ્વનિ અને પુષ્પોની વૃષ્ટિ થવા લાગી.

આ રીતે લવણાસુરને મારીને તથા ત્યાં જ સારી રીતે મથુરાપુરી વસાવીને એના રાજ્યનો પ્રબંધ કરીને બાર વર્ષ પછી શત્રુઘ્નજી શ્રીરામનાં દર્શન કરવા માટે ત્યાંથી અયોધ્યા તરફ પાછા ફર્યા. આવતી વખતે ફરીથી શત્રુઘ્નજી શ્રીવાલ્મીકિ ઋષિના આશ્રમમાં જ રોકાયા. ત્યાં એમણે મધુર સ્વરમાં ગવાતા શ્રીરામચરિત્રને સાંભળ્યું. એને સાંભળીને એમનું હૃદય કરુણાથી ભરાઈ ગયું. તે રાત્રે ત્યાં જ

આડા પડીને શ્રીરામના વિશે જ વિચાર કરતા રહ્યા. એમને ઊંઘ ન આવી. સવાર થતાં નિત્યકર્મ પછી મુનિની આજ્ઞા લઈને શ્રીરામદર્શનની ઉત્કંઠાથી તેઓ અયોધ્યા તરફ પહોંચીને શ્રીરામચંદ્રના મહેલમાં આવ્યા; ત્યાં ઈન્દ્ર જેવા આસન પર બિરાજેલા શ્રીરામને એમણે પ્રણામ કર્યાં અને કહ્યું કે, 'ભગવન્! તમારી આજ્ઞા પ્રમાણે હું લવણાસુરને મારીને ત્યાં નગર વસાવી આવ્યો છું.'

**દ્વાદશૈતાનિ વર્ષાણિ ત્વાં વિના રઘુનન્દન।**
**નોત્સહેયમહં વસ્તું ત્વયા વિરહિતો નૃપ॥**
**સ મે પ્રસાદં કાકુત્સ્થ કુરુષ્વામિતવિક્રમ।**
**માતૃહીનો યથા વત્સો ન ચિરં પ્રવસામ્યહમ્॥**

(વા૦ રા૦ ૭/૭૨/૧૧-૧૨)

'મહારાજ રઘુનાથજી! આ બાર વર્ષ મેં તમારા વિયોગમાં ઘણી મુશ્કેલીથી વિતાવ્યા છે. આથી હવે હું તમારા વિના ત્યાં નિવાસ કરવા નથી ઈચ્છતો. આથી જ મહાપરાક્રમી શ્રીરામજી! તમે મારા પર એવી કૃપા કરો, જેથી માતૃવિહીન બાળકની જેમ હું તમારાથી જુદો થઈને વધારે દિવસો સુધી ક્યાંય ન રહું.'

શત્રુઘ્નજીની આ વાત સાંભળીને શ્રીરામે એમને હૃદયસરસા ચાંપ્યા અને કહ્યું, 'વીર! તારે શોક ન કરવો જોઈએ, આ ક્ષત્રિયસ્વભાવને અનુરૂપ નથી. તારે ક્ષાત્રધર્મ પ્રમાણે પ્રજાનું પાલન કરવું જોઈએ. વચ્ચે વચ્ચે મને મળવા માટે આવતો રહે.' આ રીતે ભગવાન શ્રીરામચંદ્રજીની આજ્ઞાથી શત્રુઘ્નજીએ દીન વાણીથી એમની વાત સ્વીકારી લીધી. પછી ભરતજી અને લક્ષ્મણજીને મળીને અને બધાને પ્રણામ કરીને તે મથુરાપુરી પાછા ફર્યા.

એના પછી જ્યારે ભગવાન પરમધામ પધારવા લાગ્યા, ત્યારે ફરી શત્રુઘ્નજીને બોલાવાયા. ત્યારે શત્રુઘ્નજી પોતાના પુત્રોનો રાજ્યાભિષેક કરીને અયોધ્યામાં પહોંચ્યા અને શ્રીરામની પાસે આવીને એમને પ્રણામ કરીને ગદ્‌ગદવાણીથી કહેવા લાગ્યા –

**કૃત્વાભિષેકં સુતયોર્દ્વયો રાઘવનન્દન।**
**તવાનુગમને રાજન્ વિદ્ધિ માં કૃતનિશ્ચયમ્॥**
**ન ચાન્યદદ્ય વક્તવ્યમતો વીર ન શાસનમ્।**
**વિહન્યમાનમિચ્છામિ મદ્વિધેન વિશેષતઃ॥**

(વા૦ રા૦ ૭/૧૦૮/૧૪-૧૫)

'મહારાજ રઘુનાથજી! હું મારા બંને પુત્રોનો રાજ્યાભિષેક કરીને આપની સાથે જવાનો નિશ્ચય કરીને આવ્યો છું. વીર! હવે તમે મને કોઈ બીજી આજ્ઞા ન આપતા; કારણ કે કોઈના પણ વડે અને વિશેષ રીતે મારા જેવા અનુયાયી દ્વારા તમારી આજ્ઞાનું ઉલ્લંઘન થાય – એ હું નથી ઈચ્છતો. અભિપ્રાય એ છે કે મેં આજ સુધી તમારી આજ્ઞાનો કદી ત્યાગ નથી કર્યો. આથી અત્યારે પણ એવું ન કરવું પડે, એની તમે જ રક્ષા કરો.'

ભગવાન શ્રીરામે શત્રુઘ્નજીની પ્રાર્થના સ્વીકારી અને શત્રુઘ્નજી પણ શ્રીરામચંદ્રજીની સાથે સાથે પરમધામ પધાર્યા.

આ શ્રીશત્રુઘ્નજીનું નાનકડું જીવન-ચરિત્ર માત્ર વાલ્મીકીય રામાયણના આધારે લખાયું છે, એમાં બીજા કોઈ રામાયણમાંથી કે પુરાણોમાંથી કોઈ વાત નથી લેવાઈ. એના લીધે શક્ય છે કે એમનાં પ્રેમ અને ગુણોની બધી વાતો વાચકોની સામે ન આવે, પરંતુ એના માટે ક્ષમા-પ્રાર્થના સિવાય હું કરી જ શું શકું છું.

—★—

# આદર્શ ભક્ત હનુમાન

શ્રીહનુમાનજી ભગવાન શ્રીરામના સર્વોત્તમ દાસ-ભક્ત છે. એમનો જન્મ વાયુદેવના અંશમાંથી અને માતા અંજનીના ગર્ભમાંથી થયો હતો. શ્રીહનુમાનજી બાલબ્રહ્મચારી, મહાવીર, અતિશય બળવાન, ઘણા બુદ્ધિશાળી, ચતુરશિરોમણિ, વિદ્વાન, સેવાધર્મના આચાર્ય, સર્વથા નિર્ભય, સત્યવાદી, સ્વામીભક્ત, ભગવાનનાં તત્ત્વ, રહસ્ય, ગુણ અને પ્રભાવને સારી રીતે જાણનારા, મહાવિરક્ત, સિદ્ધ, પરમ પ્રેમી ભક્ત અને સદાચારી મહાત્મા છે. તેઓ યુદ્ધવિદ્યામાં ઘણા જ કુશળ, ઈચ્છાનુસાર રૂપ ધારણ કરવામાં સમર્થ તથા ભગવાનનાં નામ, ગુણ, સ્વરૂપ અને લીલાના ઘણા જ રસિક છે. કહેવાય છે કે હજી પણ જ્યાં શ્રીરામની કથા કે કીર્તન થાય છે, ત્યાં શ્રીહનુમાનજી કોઈ ને કોઈ વેશમાં ઉપસ્થિત રહે જ છે. શ્રદ્ધા ન હોવાને લીધે લોકો એમને ઓળખી નથી શકતા.

શ્રીહનુમાનજીના ગુણો અપાર છે. ભગવાન અને એમના ભક્તોના ગુણોનું વર્ણન કોઈ પણ મનુષ્ય કેવી રીતે કરી શકે છે. આ વિષયમાં જે કંઈ પણ લખવામાં આવે, તે ઘણું જ અલ્પ છે. અહીં સંક્ષેપમાં શ્રીહનુમાનજીનાં ચરિત્રો દ્વારા એમના ગુણોનું કંઈક કરાવવામાં આવે છે.

પહેલી વખત જ્યારે પમ્પા સરોવર પર શ્રીરામ અને લક્ષ્મણજી સાથે શ્રીહનુમાનજી મળ્યા છે, તે પ્રસંગ જોવાથી ખબર પડે છે કે શ્રીહનુમાનજીમાં વિનય, વિદ્વત્તા, ચતુરતા, દીનતા, પ્રેમ અને શ્રદ્ધા વગેરે ગુણો ઘણા જ વિલક્ષણ છે.

પોતાના મંત્રીઓ સાથે ઋષ્યમૂક પર્વત પર બેઠેલા સુગ્રીવજીની દૃષ્ટિ પમ્પા સરોવર તરફ જાય છે, ત્યારે તે જુએ છે કે હાથમાં ધનુષ-બાણ લઈને ઘણા સુંદર, વિશાળ ભુજાઓવાળા, મહાપરાક્રમી બે વીર પુરુષ આ બાજુ આવી રહ્યા છે. એમને જોતાં જ સુગ્રીવજી ભયભીત થઈને શ્રીહનુમાનજીને કહે છે કે, 'હનુમાનજી! તમે જઈને એમની પરીક્ષા તો કરો. જો આ લોકો વાલીના મોકલેલા હોય તો મને ઈશારાથી સમજાવી દેજો, જેથી હું આ પર્વતને છોડીને તરત જ ભાગી જાઉં.'

સુગ્રીવજીની આજ્ઞા મેળવીને તેઓ બ્રહ્મચારીનું રૂપ ધારણ કરીને ત્યાં જાય છે અને શ્રીરામચંદ્રજીને પ્રણામ કરીને એમને પ્રશ્ન પૂછે છે. માનસ-રામાયણમાં શ્રીતુલસીદાસજી એમના પ્રશ્નનું આમ વર્ણન કરે છે. હનુમાનજી પૂછે છે :

**કો તુમ્હ સ્યામલ ગૌર સરીરા।**
**છત્રી રૂપ ફિરહુ બન બીરા॥**
**કઠિન ભૂમિ કોમલ પદ ગામી।**
**કવન હેતુ બિચરહુ બન સ્વામી॥**
**કી તુમ્હ તીનિ દેવ મહઁ કોઊ।**
**નર નારાયન કી તુમ્હ દોઊ॥**

(તુ૦ રા૦ કિ૦ ૦૭/થી ૯)

**જગ કારન તારન ભવ ભંજન ધરની ભાર।**
**કી તુમ્હ અખિલ ભુવન પતિ લીન્હ મનુજ અવતાર॥**

(તુ૦ રા૦ કિ૦ ૧/૦)

'હે વીરો! શ્યામ અને ગૌર વર્ણનું શરીર ધારણ કરનારા આપ કોણ છો, કે જે ક્ષત્રિયના રૂપમાં વનમાં વિચરી રહ્યા છો? હે સ્વામી! કઠોર ભૂમિ પર કોમળ ચરણો વડે ચાલનારા આપ કયા કારણે વનમાં વિચરી રહ્યા છો? શું તમે બ્રહ્મા, વિષ્ણુ, મહેશ – આ ત્રણ દેવતાઓમાંથી કોઈ છો, કે આપ બન્ને નર અને નારાયણ છો?... અથવા આપ જગતના મૂળ કારણ અને સંપૂર્ણ લોકોના સ્વામી સ્વયં ભગવાન છો, જેમણે

લોકોને ભવસાગરની પાર ઉતારવા તથા પૃથ્વીનો ભાર નષ્ટ કરવા માટે મનુષ્યરૂપે અવતાર ધારણ કર્યો છે.'

અધ્યાત્મરામાયણમાં પણ લગભગ આવું જ વર્ણન છે. આના સિવાય ત્યાં શ્રીરામચંદ્રજી ભાઈ શ્રીલક્ષ્મણજીને હનુમાનજીની વિદ્વત્તાભરી પ્રશંસા કરતાં કહે છે –

'લક્ષ્મણ! જો, આ બ્રહ્મચારીના વેષમાં કેવું સુંદર ભાષણ કરે છે, ચોક્કસ જ આમણે સંપૂર્ણ શબ્દ-શાસ્ત્ર ઘણી રીતે વાંચ્યું છે. આમણે આટલી વાતો કરી, પણ એમના બોલવામાં ક્યાંય કોઈ અશુદ્ધિ નથી આવી.'

વાલ્મીકીય રામાયણમાં તો શ્રીરામે ત્યાં સુધી કહ્યું છે કે, 'આમણે અવશ્ય બધા વેદોનો અભ્યાસ કર્યો છે, નહીં તો આ પ્રકારનું ભાષણ કેવી રીતે કરી શકત.' આના સિવાય બીજી પણ ઘણી બધી રીતે શ્રીહનુમાનજીનાં વચનોની પ્રશંસા કરતાં તે છેવટે કહે છે કે જે રાજાની પાસે આવા બુદ્ધિશાળી દૂત હોય, એનાં બધાં કાર્ય દૂતની વાતચીતથી જ સિદ્ધ થઈ જતાં હોય છે!

રામચરિતમાનસમાં આગળનું વર્ણન ઘણું જ પ્રેમપૂર્ણ છે –

ભગવાન શ્રીરામચંદ્રજી પોતાનો બધો પરિચય આપીને શ્રીહનુમાનજીને પૂછે છે કે બ્રાહ્મણ! બતાવો, તમે કોણ છો? આ સાંભળીને હનુમાનજી શ્રીરામને સારી રીતે જાણીને તરત જ એમના ચરણોમાં નમી પડે છે, એમનું શરીર રોમાંચિત થઈ ઊઠે છે, મુખથી બોલાતું નથી, તે એકીટશે ભગવાનની રૂપ-માધુરી અને વિચિત્ર વેષને નિહાળવા લાગે છે. કેવો અલૌકિક પ્રેમ છે! પછી ધૈર્ય ધારણ કરીને ભગવાનને કહે છે –

**મોર ન્યાઉ મૈં પૂછા સાઈં ।**
**તુમ્હ પૂછહુ કસ નર કી નાઈં ॥**
**તવ માયા બસ ફિરઉઁ ભુલાના ।**
**તાતે મૈં નહિ પ્રભુ પહિચાના ॥**
**એકુ મૈં મંદ મોહબસ કુટિલ હૃદય અગ્યાન ।**
**પુનિ પ્રભુ મોહિ બિસારેઉ દીનબંધુ ભગવાન ॥**
**જદપિ નાથ બહુ અવગુન મોરેં ।**
**સેવક પ્રભુહિ પરૈ જનિ ભોરેં ॥**

(તુ૦ રા૦ કિ૦ ૧/૮થી ૨/૧)

'હે સ્વામી! મેં જે પૂછ્યું તે મારું પૂછવું તો ન્યાયસંગત હતું, પરંતુ તમે મનુષ્યની જેમ કેવી રીતે પૂછી રહ્યા છો? હું તો આપની માયાને વશ થઈને તમને ભૂલીને ફરું છું; એથી જ મેં મારા સ્વામી આપને ઓળખ્યા નહીં. એક તો હું આમેય મંદ છું, બીજું મોહના વશમાં છું, ત્રીજું હૃદયનો કુટિલ અને અજ્ઞાની છું. હે દીનબંધુ! હે ભગવાન! વળી આપ પણ મને ભૂલી ગયા! હે નાથ! જોકે મારામાં તો ઘણા અવગુણ છે, પણ આપ સ્વામી છો, હું તમારો સેવક છું, આથી સ્વામીએ સેવકને ન ભૂલવો.'

કેટલો પ્રેમ અને દૈન્યભાવ છે! એના પછી વિનયપૂર્વક સુગ્રીવજીની પરિસ્થિતિ બતાવીને બંને ભાઈઓને પોતાની પીઠ પર ચઢાવીને તે સુગ્રીવજીની પાસે લઈ જાય છે. ત્યાં બંને બાજુની બધી વાતો સંભળાવીને અગ્નિદેવની સાક્ષીમાં શ્રીરામ અને સુગ્રીવજીની મિત્રતા કરાવી આપે છે. વાલીનો વધ કરીને ભગવાન શ્રીરામ ભાઈ લક્ષ્મણજીની સાથે પ્રવર્ષણ પર્વત પર નિવાસ કરી વર્ષા-ઋતુનો સમય વ્યતીત કરે છે. ત્યાં સુગ્રીવજી રાજ્ય, ઐશ્વર્ય અને સ્ત્રી વગેરે મળી જવાથી ભોગોમાં ફસાઈને ભગવાનના કાર્યને ભૂલી જાય છે. આ જોઈને શ્રીહનુમાનજી રાજનીતિ અનુસાર સુગ્રીવજીને ભગવાનના કાર્યની યાદ અપાવે છે અને એમની આજ્ઞા

લઈને વાનરોને બોલાવવા માટે દેશ-દેશાન્તરોમાં દૂત મોકલે છે. કેવી બુદ્ધિમત્તા છે!

એના પછી જ્યારે સીતાજીની શોધ કરવા માટે બધી દિશાઓમાં વાનરોને મોકલવાની વાતચીત થઈ રહી હતી, એ વખતનું વર્ણન શ્રીવાલ્મીકીય રામાયણમાં જોવાથી ખબર પડે છે કે સુગ્રીવજીનો શ્રીહનુમાનજી પર કેટલો વિશ્વાસ અને કેટલી શ્રદ્ધા હતી તથા ભગવાન શ્રીરામને પણ એમની કાર્યકુશળતા પર કેટલો વિશ્વાસ હતો. ત્યાં શ્રીરામની સામે જ સુગ્રીવજી હનુમાનજીને કહે છે –

**ન ભૂમૌ નાન્તરિક્ષે વા નામ્બરે નામરાલયે।**
**નાપ્સુ વા ગતિભઙ્ગં તે પશ્યામિ હરિપુઙ્ગવ॥**
**સાસુરાઃ સહગન્ધર્વાઃ સનાગનરદેવતાઃ।**
**વિદિતાઃ સર્વલોકાસ્તે સસાગરધરાધરાઃ॥**
**ગતિર્વેગશ્ચ તેજશ્ચ લાઘવં ચ મહાકપે।**
**પિતુસ્તે સદૃશં વીર મારુતસ્ય મહૌજસઃ॥**
**તેજસા વાપિ તે ભૂતં ન સમં ભુવિ વિદ્યતે।**
**તદ્યથા લભ્યતે સીતા તત્ત્વમેવાનુચિન્તય॥**
**ત્વય્યેવ હનુમન્નસ્તિ બલં બુદ્ધિઃ પરાક્રમઃ।**
**દેશકાલાનુવૃત્તિશ્ચ નયશ્ચ નયપણ્ડિત॥**

(વા૦ રા૦ કિષ્કિન્ધા૦ ૪૪/૩-૭)

'કપિશ્રેષ્ઠ! તમારી ગતિનો અવરોધ ન પૃથ્વીમાં, ન અંતરિક્ષમાં, ન આકાશમાં કે ન તો દેવલોકમાં અથવા ન જળમાં જોવા મળે છે. દેવતા, અસુર, ગંધર્વ, નાગ, મનુષ્ય સહિત એમના સમસ્ત લોકનું સમુદ્ર અને પર્વતો સહિત તમને યથાયોગ્ય જ્ઞાન છે. મહાકપે! તમારી ગતિ, વેગ, તેજ અને સ્ફુર્તિ – તમારા મહાન બળવાળા પિતા વાયુનાં જેવાં જ છે. વીર! આ ભૂમંડળ પર કોઈ પણ પ્રાણી તેજમાં તમારી સમાનતા કરનારો કદી થયો નથી કે ન છે. આથી જે રીતે સીતા મળી શકે, તે ઉપાય તમે જ વિચારીને બતાવો. હનુમાનજી! તમે નીતિશાસ્ત્રના પંડિત છો; બળ, બુદ્ધિ, પરાક્રમ, દેશ-કાળનું અનુસરણ અને નીતિપૂર્ણ વ્યવહાર – આ બધું એકસાથે તમારામાં મળી આવે છે.'

આ રીતે સુગ્રીવજીની વાતો સાંભળીને ભગવાન શ્રીરામ હનુમાનજી તરફ જોઈને પોતાનું કાર્ય સિદ્ધ થયું જ સમજવા લાગ્યા. એમણે મનોમન અત્યંત ખુશ થઈને પોતાના નામના અક્ષરોવાળી એક વીંટી હનુમાનજીના હાથમાં આપીને કહ્યું –

**અનેન ત્વાં હરિશ્રેષ્ઠ ચિહ્નેન જનકાત્મજા।**
**મત્સકાશાદનુપ્રાપ્તમનુદ્વિગ્નાનુપશ્યતિ॥**
**વ્યવસાયશ્ચ તે વીર સત્ત્વયુક્તશ્ચ વિક્રમઃ।**
**સુગ્રીવસ્ય ચ સંદેશઃ સિદ્ધિં કથયતીવ મે॥**

(વા૦ રા૦ કિષ્કિન્ધા૦ ૪૪/૧૩-૧૪)

'કપિશ્રેષ્ઠ! આ ચિહ્ન વડે જનકનંદિની સીતાને એ વિશ્વાસ બેસી જશે કે તમે મારી પાસેથી જ ગયા છો. ત્યારે તે નિર્ભય થઈને તમારા તરફ જોઈ શકશે. વીરવર! તમારો પરિશ્રમ, ધૈર્ય અને પરાક્રમ તથા સુગ્રીવજીનો સંદેશ મને એ વાતની સૂચના આપી રહ્યા છે કે તમારા વડે આ કાર્યની સિદ્ધિ ચોક્કસ થશે.'

અધ્યાત્મરામાયણમાં પણ ઘણે ભાગે આ પ્રકારે શ્રીરામે હનુમાનજીના ગુણોની પ્રશંસા કરી છે. ત્યાં નિશાનીના રૂપમાં પોતાની મુદ્રિકા આપીને ભગવાન શ્રીરામ હનુમાનજીને કહે છે –

**અસ્મિન્ કાર્યે પ્રમાણં હિ ત્વમેવ કપિસત્તમ।**
**જાનામિ સત્ત્વં તે સર્વં ગચ્છ પન્થાઃ શુભસ્તવ॥**

(અધ્યાત્મ૦ ૪/૬/૨૯)

'કપિશ્રેષ્ઠ! આ કાર્યમાં માત્ર તમે જ સમર્થ છો. હું તમારું સર્વ પરાક્રમ સારી રીતે જાણું છું. સારું, જાઓ; તમારો માર્ગ કલ્યાણકારક હજો.'

એના પછી જ્યારે જાંબવાન્ અને અંગદ વગેરે વાનરોની સાથે હનુમાનજી સીતાજીની શોધ કરતા કરતા સમુદ્રના કિનારે પહોંચે છે અને સીતાજીનું અનુસંધાન ન મળવાને લીધે શોકાકુળ થઈને બધા ત્યાં જ અનશન-વ્રત લઈને બેસી જાય છે, ત્યારે ગૃધ્રરાજ સંપાતી સાથે વાતચીત થતાં એમને એ ખબર પડે છે કે સો યોજન સમુદ્રની પાર લંકાપુરીમાં રાક્ષસરાજ રાવણ રહે છે, ત્યાં પોતાની અશોકવાટિકામાં એણે સીતાજીને છુપાવી રાખ્યાં છે. ત્યારે બધા વાનર એક જગ્યાએ બેસીને પરસ્પર સમુદ્ર ઓળંગવાનો વિચાર કરવા લાગ્યા. અંગદના પૂછવાથી બધાએ પોતપોતાના સામર્થ્યનો પરિચય આપ્યો; પરંતુ હનુમાનજી મૌન રાખી બેઠા જ રહ્યા. કેવી નિરભિમાનતા છે! આ પ્રસંગ શ્રીવાલ્મીકીય રામાયણમાં ઘણો જ રોચક અને વિસ્તૃત છે. ત્યાં જામ્બવાને હનુમાનજીની બુદ્ધિ, બળ, તેજ, પરાક્રમ, વિદ્યા અને વીરતાનું ઘણું જ વિચિત્ર વર્ણન કર્યું છે. તે કહે છે –

**વીર વાનરલોકસ્ય સર્વશાસ્ત્રવિદાં વર ।**
**તૂષ્ણીમેકાન્તમાશ્રિત્ય હનૂમન્ કિં ન જલ્પસિ ॥**

.... .... ....

**રામલક્ષ્મણયોશ્ચાપિ તેજસા ચ બલેન ચ ॥**

.... .... ....

**ગરુત્માનિવ વિખ્યાત ઉત્તમઃ સર્વપક્ષિણામ્ ॥**

× × ×

**પક્ષયોર્યદ્બલં તસ્ય ભુજવીર્યબલં તવ ।**
**વિક્રમશ્ચાપિ વેગશ્ચ ન તે તેનાપહીયતે ॥**
**બલં બુદ્ધિશ્ચ તેજશ્ચ સત્ત્વં ચ હરિપુઙ્ગવ ।**
**વિશિષ્ટં સર્વભૂતેષુ કિમાત્માનં ન સજ્જસે ॥**

(વા૦ રા૦ કિષ્કિન્ધા૦ ૬૬/૨,૩,૪, ૬-૭)

'સંપૂર્ણ શાસ્ત્રવેત્તાઓમાં શ્રેષ્ઠ તથા વાનર-જગતના અદ્વિતીય વીર હનુમાન! તમે કેવા એકાંતમાં આવીને મૌન ધરી બેઠા છો? કશું બોલતા કેમ નથી? તમે તો તેજ અને બળમાં શ્રીરામ અને લક્ષ્મણજી જેવા છો. ગમનશક્તિમાં બધાં પક્ષીઓમાં શ્રેષ્ઠ વિનતાપુત્ર મહાબલી ગરુડ સમાન વિખ્યાત છો. એમની પાંખોમાં જે બળ અને તેજ તથા પરાક્રમ છે, તે જ તમારી આ ભુજાઓમાં પણ છે. વાનરશ્રેષ્ઠ! તમારી અંદર બધાં પ્રાણીઓથી વધીને બળ, બુદ્ધિ, તેજ અને ધૈર્ય છે; તો પછી તમે પોતાનું સ્વરૂપ કેમ નથી ઓળખતા?'

એના પછી જામ્બવાન એમના જન્મની કથા સંભળાવે છે તથા બાલ્યાવસ્થાનાં પરાક્રમ અને વરદાનની વાત કહીને એમના બળની યાદ અપાવતાં છેલ્લે કહે છે –

**ઉત્તિષ્ઠ હરિશાર્દૂલ લઙ્ઘયસ્વ મહાર્ણવમ્ ।**
**પરા હિ સર્વભૂતાનાં હનુમન્ યા ગતિસ્તવ ॥**
**વિષણ્ણા હરયઃ સર્વે હનુમન્ કિમુપેક્ષસે ।**
**વિક્રમસ્વ મહાવેગ વિષ્ણુસ્ત્રીન્વિક્રમાનિવ ॥**

(વા૦ રા૦ કિષ્કિન્ધા૦ ૬૬/૩૬-૩૭)

'વાનરશ્રેષ્ઠ હનુમાનજી! ઊઠો અને આ મહાસાગરને ઓળંગી જાઓ. જે તમારી ગતિ છે, તે બધાં પ્રાણીઓથી વધારે છે. બધા વાનર ચિંતામાં પડ્યા છે અને તમે એમની ઉપેક્ષા કરો છો, આ શું વાત છે? તમારો વેગ મહાન છે. જેમ ભગવાન વિષ્ણુએ (પૃથ્વીને માપવા માટે) ત્રણ ડગ ભર્યાં હતાં, એ જ રીતે તમે છલાંગ મારીને સમુદ્રની પેલે પાર ચાલ્યા જાઓ.' એટલું સાંભળતાં જ હનુમાનજી તરત જ સમુદ્ર ઓળંગવા માટે પોતાનું શરીર વધારવા લાગ્યા.

રામચરિતમાનસમાં પણ આ જ આશયનું વર્ણન છે. ત્યાં અંગદને ધૈર્ય આપ્યા પછી જામ્બવાન હનુમાનજીને કહે છે –

**કહઇ રીછપતિ સુનુ હનુમાના ।**
**કા ચુપ સાધિ રહેઉ બલવાના ॥**
**પવન તનય બલ પવન સમાના ।**
**બુધિ બિબેક બિગ્યાન નિધાના ॥**
**કવન સો કાજ કઠિન જગ માહીં ।**
**જો નહિં હોઇ તાત તુમ્હ પાહીં ॥**
**રામ કાજ લગિ તવ અવતારા ।**
**સુનતહિં ભયઉ પર્બતાકારા ॥**
**કનક બરન તન તેજ બિરાજા ।**
**માનહુઁ અપર ગિરિન્હ કર રાજા ॥**
(તુ૦ રા૦ કિ૦ ૨૯/૩ થી ૭)

ઋક્ષરાજ જાંબવાને હનુમાનજીને કહ્યું, ‘હે હનુમાન! હે બળવાન! સાંભળો. તમે મૌન ધરીને કેમ બેઠા છો? તમે વાયુદેવના પુત્ર છો, વાયુ સમાન તમારામાં બળ છે. બુદ્ધિ, વિવેક અને વિજ્ઞાનના તમે ભંડાર છો. હે તાત! જગતમાં એવું કયું કામ છે જે તમારા માટે મુશ્કેલ હોય કે તમારાથી ન થઈ શકે. શ્રીરામજીના કાર્યને માટે જ તો તમારો અવતાર થયો છે.’ આ સાંભળતાં જ હનુમાનજી પર્વતાકાર વિરાટરૂપ થઈ ગયા. તેમનો સોના જેવો વર્ણ છે અને શરીર પર અજોડ તેજ સુશોભિત થઈ રહ્યું છે. જાણે કે પર્વતોનો રાજા બીજો મેરુ પર્વત હોય!

અધ્યાત્મરામાયણમાં પણ લગભગ આ જ રીતનું વર્ણન છે. આના સિવાય પર્વતાકાર રૂપ ધારણ કર્યા પછી ત્યાં શ્રીહનુમાનજી કહે છે –

**લઙ્ઘયિત્વા જલનિધિં કૃત્વા લઙ્કાં ચ ભસ્મસાત્ ॥**
**રાવણં સકુલં હત્વાऽऽનેષ્યે જનકનન્દિનીમ્ ।**
**યદ્વા બદ્ધ્વા ગલે રજ્જ્વા રાવણં વામપાણિના ॥**
**લઙ્કાં સપર્વતાં ધૃત્વા રામસ્યાગ્રે ક્ષિપામ્યહમ્ ।**
**યદ્વા દૃષ્ટ્વૈવ યાસ્યામિ જાનકીં શુભલક્ષણામ્ ॥**
(અધ્યાત્મ૦ ૪/૯/૨૨-૨૪)

‘વાનરો! હું સમુદ્રને ઓળંગીને લંકાને ભસ્મ કરી દઈશ અને રાવણને કુળસહિત મારીને શ્રીજનકનંદિનીને લઈ આવીશ અથવા કહો તો રાવણના ગળામાં દોરી નાખીને તથા લંકાને ત્રિકૂટ પર્વત સહિત ડાબા હાથ પર ઉઠાવીને ભગવાન શ્રીરામની આગળ લાવી દઉં? કે શુભલક્ષણા જાનકીદેવીને જોઈને જ ચાલ્યો આવું?’

કેટલું આત્મબળ છે! ત્યારે જામ્બવાને કહ્યું – ‘વીર! તમારું શુભ થાઓ, તમે કેવળ શુભલક્ષણા જાનકીદેવીને જીવતી-જાગતી જોઈને જ ચાલ્યા આવો.’

સમુદ્રને ઓળંગવા માટે તૈયાર થઈને તમે વાનરોને જે વચનો કહ્યાં છે, એનાથી એ ખબર પડે છે કે તમારો શ્રીરામનામ પર ઘણો જ દૃઢ વિશ્વાસ હતો. તમે ભગવાન શ્રીરામનાં ગુણ, પ્રભાવ અને તત્ત્વને સારી રીતે જાણતા હતા તથા શ્રીરામમાં તમારો અવિચળ પ્રેમ હતો. અધ્યાત્મરામાયણમાં આ પ્રસંગ આ રીતે છે –

.... .... ....

**પશ્યન્તુ વાનરાઃ સર્વે ગચ્છન્તં માં વિહાયસા ॥**
**અમોઘં રામનિર્મુક્તં મહાબાણમિવાખિલાઃ ।**
**પશ્યામ્યદ્યૈવ રામસ્ય પત્નીં જનકનન્દિનીમ્ ॥**
**કૃતાર્થોऽહં કૃતાર્થોऽહં પુનઃ પશ્યામિ રાઘવમ્ ।**
**પ્રાણપ્રયાણસમયે યસ્ય નામ સકૃત્ સ્મરન્ ॥**
**નરસ્તીર્ત્વા ભવામ્ભોધિમપારં યાતિ તત્પદમ્ ।**
**કિં પુનસ્તસ્ય દૂતોऽહં તદઙ્ગાઙ્ગુલિમુદ્રિકઃ ॥**
**તમેવ હૃદયે ધ્યાત્વા લઙ્ઘયામ્યલ્પવારિધિમ્ ।**
(અધ્યાત્મ૦ ૫/૧/૨-૬)

‘હે વાનરો! તમે બધા જ ભગવાન શ્રીરામ વડે છોડાયેલા અમોઘ બાણની જેમ આકાશમાર્ગથી જતાં મને જુઓ. હું આજે જ રામપ્રિયા જનકનંદિની સીતાજીનાં દર્શન કરીશ. હું કૃતકૃત્ય થઈ ગયો, ખરેખર હું કૃતકૃત્ય થઈ ગયો; અને પછી શ્રીરઘુનાથજીનાં દર્શન કરીશ. પ્રાણ નીકળતી

વખતે જેમના નામનું એક વાર સ્મરણ કરવાથી જ મનુષ્ય અગાધ સંસાર-સાગરને પાર કરી એમના પરમધામ જતો રહે છે, એ જ ભગવાન શ્રીરામનો દૂત, એમના હાથની મુદ્રિકા લઈને, હૃદયમાં એમનું જ ધ્યાન કરતો હું જો આ નાનકડા સમુદ્રને ઓળંગવા જાઉં તો એમાં આશ્ચર્ય જ શું છે?'

સમુદ્ર ઓળંગવા માટે શ્રીહનુમાનજીએ જે ભયાનક રૂપ ધારણ કર્યું હતું, એનું વર્ણન વાલ્મીકીય રામાયણમાં વિસ્તારથી છે. અહીં એનું દિગ્દર્શન જ કરાવવામાં આવે છે. ત્યાં લખ્યું છે –

.... .... ....

**વવૃધે રામવૃદ્ધ્યર્થં સમુદ્ર ઈવ પર્વસુ ॥**
**નિષ્પ્રમાણશરીરઃ સઁલ્લિલઙ્ઘયિષુરર્ણવમ્ ।**
**બાહુભ્યાં પીડયામાસ ચરણાભ્યાં ચ પર્વતમ્ ॥**
**સ ચચાલાચલશ્ચાશુ મુહૂર્તં કપિપીડિતઃ ।**
**તરૂણાં પુષ્પિતાગ્રાણાં સર્વં પુષ્પમશાતયત્ ॥**
**તમૂરુવેગોન્મથિતાઃ સાલાશ્ચાન્યે નગોત્તમાઃ ।**
**અનુજગ્મુર્હનૂમન્તં સૈન્યા ઈવ મહીપતિમ્ ॥**

(વા૦ રા૦ સુન્દર૦ ૧/૧૦, ૧૧, ૧૨, ૪૮)

'જે રીતે પૂર્ણિમાના દિવસે સમુદ્ર વધે છે, એ જ રીતે ભગવાન શ્રીરામના કાર્યની સિદ્ધિ માટે હનુમાન વધવા લાગ્યા. સમુદ્ર ઓળંગવાની ઈચ્છાથી એમણે પોતાના શરીરને અતિશય વધારી દીધું અને પોતાની ભુજાઓ તથા ચરણોથી એ પર્વતને દબાવ્યો તો તે હનુમાનજી વડે દબાઈ ગયેલો પર્વત તરત જ કંપી ઊઠ્યો અને મુહૂર્ત સુધી કંપતો રહ્યો. એના પર ઊગેલાં વૃક્ષોનાં બધાં જ ફૂલ ખરી પડ્યાં. જ્યારે તેમણે છલાંગ મારી, ત્યારે પર્વત પર ઊગેલાં સાલ તથા બીજાં વૃક્ષો આમ-તેમ પડી ભાંગ્યાં. એમની જાંઘોના વેગથી તૂટેલાં વૃક્ષો એ રીતે એમની પાછળ ચાલ્યાં, જેમ રાજાની પાછળ સેના ચાલતી હોય છે.'

એ સિવાય ત્યાં હનુમાનજીના સ્વરૂપનું મનોહર ભાષામાં ઘણું જ સુંદર વર્ણન કરવામાં આવ્યું છે. ત્યાં લખ્યું છે કે એ વખતે હનુમાનજીનો દસ યોજન પહોળો અને ત્રીસ યોજન લાંબો પડછાયો વેગના કારણે સમુદ્રમાં ઘણો સુંદર જણાઈ આવતો હતો. તે પરમ તેજસ્વી, મહાકાય કપિવર આકાશમાં આધાર વિનાની પાંખોવાળા પર્વત જેવા જણાતા હતા. આનાથી એમની લંબાઈ-પહોળાઈના વિસ્તારનો થોડો ખ્યાલ આવે છે.

આ જોઈને મૈનાક પર્વત એમને વિશ્રામ લેવા માટે ઘણી બધી આજીજી કરે છે, પણ ભગવાન શ્રીરામનું કાર્ય પૂરું કર્યા વિના તેમને વિશ્રામ ક્યાં! તેઓ એને માત્ર અડીને જ આગળ વધી જાય છે.

રામચરિતમાનસમાં શ્રીતુલસીદાસજી કહે છે –

**જેહિં ગિરિ ચરન દેઈ હનુમંતા ।**
**ચલેઉ સો ગા પાતાલ તુરંતા ॥**
**જિમિ અમોઘ રઘુપતિ કર બાના ।**
**એહી ભાઁતિ ચલેઉ હનુમાના ॥**
**જલનિધિ રઘુપતિ દૂત બિચારી ।**
**તૈં મૈનાક હોહિ શ્રમહારી ॥**
**હનૂમાન તેહિ પરસા કર પુનિ કીન્હ પ્રનામ ।**
**રામ કાજુ કીન્હેં બિનુ મોહિ કહાઁ બિશ્રામ ॥**

(તુ૦ રા૦ કિ૦ ૦/૭ થી ૧/૦)

'જે પર્વત ઉપર હનુમાનજી ચરણ મૂકતા હતા તે તરત જ પાતાળમાં પેસી જતો હતો. જેવી રીતે શ્રીરામનું અમોઘ બાણ ચાલે છે તેવી રીતે હનુમાનજી ચાલ્યા. સમુદ્રે તેમને શ્રીરઘુનાથજીના દૂત સમજીને મૈનાક પર્વતને કહ્યું

કે, 'હે મૈનાક! તું આમનો થાક દૂર કરનારો થા.' હનુમાનજીએ તેને હાથથી સ્પર્શ કર્યો અને પછી પ્રણામ કરીને કહ્યું કે શ્રીરામનું કાર્ય કર્યા સિવાય મને વિશ્રામ કેવો?' (એમ કહીને...)

સુરસાને પોતાના બુદ્ધિ-બળનો પરિચય આપીને આગળ જતાં જતાં જ્યારે સમુદ્ર પર દૃષ્ટિ પડે છે, ત્યારે શું જુએ છે કે એક વિશાળકાય પ્રાણી સમુદ્રના જળ પર પડેલું છે. એ વિકરાળમુખી રાક્ષસીને જોઈને તે વિચારવા લાગ્યા, કપિરાજ સુગ્રીવજીએ જે મહાપરાક્રમી છાયાગ્રાહી અદ્‌ભુત જીવની વાત કરી હતી, તે નિઃસંદેહ આ જ છે. એવો નિશ્ચય કરીને એમણે પોતાના શરીરને વધાર્યું. હનુમાનજીના શરીરને વધતું જોઈને સિંહિકા પણ પોતાનું ભયંકર મુખ ફેલાવીને હનુમાનજી તરફ દોડી. ત્યારે હનુમાનજી નાનું રૂપ ધરીને એના મુખમાં ઘૂસી ગયા અને પોતાનાં નખોથી એનાં મર્મસ્થળોને ફાડી નાખ્યાં. આ રીતે કુશળતા અને ધૈર્યપૂર્વક એને મારીને ફરી પહેલાંની જેમ આગળ વધી ગયા. કેવાં વિચિત્ર બુદ્ધિ, કૌશલ, ધૈર્ય અને સાહસ છે!

આ રીતે સમુદ્રને પાર કરીને તેઓ ત્રિકૂટ પર્વત પર ઊતરી આવ્યા. વિના વિસામે સો યોજનના સમુદ્રને ઓળંગવા છતાં પણ તેમના શરીરમાં કોઈ જાતનો થાક જણાયો નહીં. ત્યાંથી એમણે સારી રીતે લંકાનું નિરીક્ષણ કર્યું. પછી લંકાની નજીક જઈને એની અંદર પ્રવેશ કરવા વિશે ખૂબ વિચાર કરી છેવટે એ નિશ્ચય કર્યો કે રાતના સુમારે નાનું રૂપ ધરીને એમાં પ્રવેશ કરવો ઠીક રહેશે. એના પછી સંધ્યાસમયે જ્યારે તેઓ નાનકડું રૂપ ધરીને લંકાપુરીમાં પ્રવેશ કરવા લાગ્યા, ત્યારે દ્વારે લંકાપુરીની અધિષ્ઠાત્રી લંકિની રાક્ષસીએ તેમને જોઈ લીધા. એણે હનુમાનજીને ધાક-ધમકાવીને જ્યારે લાત મારી, ત્યારે તેમણે પોતાના ડાબા હાથનો એક મુક્કો એના શરીર પર માર્યો. એના લાગતાં જ તે લોહીની ઊલટી કરતી કરતી પૃથ્વી પર પડી ગઈ. પછી ઊઠીને બ્રહ્માજીની વાતનું સ્મરણ કરીને હનુમાનજીની સ્તુતિ કરવા લાગી અને છેવટે બોલી –

**ધન્યાહમપ્યદ્ય ચિરાય રાઘવ-**
**સ્મૃતિર્મમાસીદ્ભવપાશમોચિની ।**
**તદ્ભક્તસઙ્ગોઽપ્યતિદુર્લભો મમ**
**પ્રસીદતાં દાશરથિઃ સદા હૃદિ ॥**

(અધ્યાત્મ૦ ૫/૧/૫૭)

'આજે હું પણ ધન્ય છું જે ચિરકાળ પછી મને સંસારબંધનનો નાશ કરનારી રઘુનાથજીની સ્મૃતિ પ્રાપ્ત થઈ તથા એમના ભક્તનો ખૂબ દુર્લભ સંગ પણ મળ્યો. તે દશરથપુત્ર શ્રીરામ હંમેશાં મારા હૃદયમાં પ્રસન્નતાપૂર્વક નિવાસ કરો.' રામચરિતમાનસમાં આ પ્રસંગ આ રીતે છે –

હનુમાનજીના પ્રહારથી વ્યાકુળ થઈને પડી ગયા પછી સાવધ થઈને લંકિની કહે છે –

**તાત મોર અતિ પુન્ય બહૂતા ।**
**દેખેઉँ નયન રામ કર દૂતા ॥**
**તાત સ્વર્ગ અપબર્ગ સુખ ધરિઅ તુલા એક અંગ ।**
**તૂલ ન તાહિ સકલ મિલિ જો સુખ લવ સતસંગ ॥**

(તુ૦ રા૦ કિં૦ ૩/૮ અને ૪/૦)

'હે તાત! હું ઘણી પુણ્યશાળી છું કે મેં મારા પોતાનાં નેત્રોથી શ્રીરામના દૂતનાં દર્શન કર્યાં. હે તાત! સ્વર્ગનું સુખ અને મોક્ષનું સુખ – બંને એક પલ્લામાં રાખો અને બીજા પલ્લામાં ક્ષણમાત્ર સત્સંગના સુખને રાખો તો તે બધાં મળીને પણ ક્ષણમાત્ર સત્સંગના સુખની બરાબરી નથી કરી શકતા.'

એના પછી હનુમાનજી નાનકડું રૂપ ધરીને લંકાપુરીમાં સીતાજીની શોધ કરતા કરતા ઘણા

બધા રાક્ષસોના ઘરમાં ફરી-ફરીને રાવણના મહેલમાં જાય છે. ત્યાં રાવણના મહેલની વિચિત્ર રચના જોતા-જોતા પુષ્પક વિમાનને આશ્ચર્યચકિત થઈને જુએ છે. એના પછી જે વખતે એમણે સીતાજીને ઓળખવા માટે રાવણના મહેલમાં રાવણની પત્નીઓને જોઈ પોતાના મનની સ્થિતિનું વર્ણન કર્યું છે, એને જોતાં જોતાં એ ખબર પડે છે કે તમારી બ્રહ્મચર્ય-નિષ્ઠા કેટલી ઊંચી હતી, પરસ્ત્રી-દર્શનને તમે કેટલું ખરાબ સમજતા હતા, તમારો કેટલો સુંદર વિશુદ્ધ ભાવ હતો. વાલ્મીકીય રામાયણની કથા છે કે જ્યારે હનુમાનજી રાવણના મહેલનો ખૂણેખૂણો ફરી વળ્યા, પણ એમને જાનકીજી ક્યાંય ન દેખાયાં, એ વખતે સીતાજીને શોધવાના ઉદ્દેશથી સ્ત્રીઓને જોતાં-જોતાં એમના મનમાં ધર્મ-ભયથી શંકા થઈ. તે વિચારવા લાગ્યા, 'આ રીતે અંતઃપુરમાં સૂઈ ગયેલી પારકી સ્ત્રીઓને જોવાનું તો મારા ધર્મને એકદમ નષ્ટ કરી દેશે; પરંતુ આ પરસ્ત્રીઓને મેં કામબુદ્ધિથી નથી જોઈ. આ દૃશ્યથી મારા મનમાં જરા પણ વિકાર નથી થયો. બધી ઇન્દ્રિયોની સારી-ખરાબ વૃત્તિઓનું કારણ મન જ છે અને મારું મન બધી રીતે નિર્વિકાર છે. એના સિવાય સીતાજીને અન્ય પદ્ધતિથી હું શોધી પણ નથી શકતો. સ્ત્રીઓને શોધતી વખતે સ્ત્રીઓની જ વચ્ચે શોધવું પડે છે.' – વગેરે. આવા સુંદર વિચાર અને આવો વિશુદ્ધ ભાવ તમારા જ લાયક છે.

સાધકોએ આનાથી વિશેષ શીખ ગ્રહણ કરવી જોઈએ અને વિકટ સ્થિતિમાં પોતાના મનમાં કોઈ પ્રકારનો પણ વિકાર ન આવવા દેવો જોઈએ. વાલ્મીકીય રામાયણમાં સીતાજીની શોધનું ઘણું જ વિચિત્ર અને વિસ્તૃત વર્ણન છે. અહીં એમાંથી ખૂબ જ થોડા પ્રસંગનું દિગ્દર્શનમાત્ર કરાવવામાં આવ્યું છે.

રામચરિતમાનસમાં લખ્યું છે કે સીતાજીને શોધવા માટે લંકામાં ફરતા ફરતા હનુમાનજીની દૃષ્ટિ એક સુંદર ભવન પર પડે છે, જેના પર ભગવાન શ્રીરામનાં આયુધ અંકિત કરાયાં છે. તુલસીના છોડ એની શોભા વધારી રહ્યા છે. આ જોઈને તેઓ વિચારવા લાગે છે કે અહીં તો રાક્ષસોનો જ નિવાસ છે, અહીં સજ્જનો શાથી નિવાસ કરવા લાગ્યા. એ જ વખતે વિભીષણજી જાગી ઊઠે છે અને વારંવાર શ્રીરામ-નામનું સ્મરણ કરે છે. આ જોઈને હનુમાનજીએ વિચાર્યું કે નિઃશંક આ કોઈ ભગવાનનો ભક્ત છે, આની સાથે જરૂર ઓળખાણ કરવી જોઈએ. સાધુથી ક્યારેય કાર્યની હાનિ નથી થઈ શકતી.

**બિપ્ર રૂપ ધરિ બચન સુનાએ ।**
**સુનત બિભીષન ઉઠિ તહઁ આએ ॥**
**કરિ પ્રનામ પૂઁછી કુસલાઈ ।**
**બિપ્ર કહહુ નિજ કથા બુઝાઈ ॥**
**કી તુમ્હ હરિ દાસન્હ મહઁ કોઈ ।**
**મોરેં હૃદય પ્રીતિ અતિ હોઈ ॥**
**કી તુમ્હ રામુ દીન અનુરાગી ।**
**આયહુ મોહિ કરન બડ઼ભાગી ॥**
**તબ હનુમંત કહી સબ રામ કથા નિજ નામ ।**
**સુનત જુગલ તન પુલક મન મગન સુમિરિ ગુન ગ્રામ ॥**

(તુ૦ રા૦ સુન્દર૦ ૫/૫ થી ૬/૦)

'બ્રાહ્મણનું રૂપ ધરીને હનુમાનજીએ તેમને વચન સંભળાવ્યાં. સાંભળતાં જ વિભીષણ ઊઠીને ત્યાં આવ્યા. પ્રણામ કરીને કુશળતા પૂછી અને કહ્યું કે, 'હે બ્રાહ્મણદેવ! આપની કથા સારી રીતે કહી સંભળાવો. શું તમે હરિભક્તોમાંથી કોઈ છો? કેમ કે આપને જોઈને મારા હૃદયમાં ઘણો પ્રેમ ઊભરાય છે. અથવા શું આપ દીનોને પ્રેમ કરનારા સ્વયં શ્રીરામજી જ છો, કે જે મને

ભાગ્યશાળી બનાવવા ઘેર બેઠાં દર્શન આપીને કૃતાર્થ કરવા માટે આવ્યા છો?' આ સાંભળીને હનુમાનજીએ શ્રીરામજીની બધી કથા કહીને પોતાનું નામ બતાવ્યું. સાંભળતાં જ બંનેનાં શરીર પુલકિત થઈ ગયાં અને શ્રીરામચંદ્રજીના ગુણસમૂહનું સ્મરણ કરીને બંનેનાં મન પ્રેમ અને આનંદમાં વિભોર થઈ ગયાં.'

ભગવાનના ભક્તોમાં પરસ્પર સ્વાભાવિક પ્રેમ કેવો હોવો જોઈએ, એનું અહીં ઘણું જ સુંદર ચિત્ર ખેંચવામાં આવ્યું છે. વિભીષણજી કહે છે –

**તાત કબહુઁ મોહિ જાનિ અનાથા।**
**કરિહહિં કૃપા ભાનુકુલ નાથા॥**
**તામસ તનુ કછુ સાધન નાહીં।**
**પ્રીતિ ન પદ સરોજ મન માહીં॥**
**અબ મોહિ ભા ભરોસ હનુમંતા।**
**બિનુ હરિકૃપા મિલહિં નહિં સંતા॥**

(તુ૦ રા૦ સુન્દર૦ ૬/૨ થી ૪)

'હે તાત! મને અનાથ માનીને સૂર્યવંશના સ્વામી શ્રીરામચંદ્રજી શું ક્યારેય મારા પર કૃપા કરશે? મારું તામસી શરીર હોવાને લીધે કોઈ સાધન થઈ શકતું નથી કે ન તો મનમાં શ્રીરામચંદ્રજીનાં ચરણકમળોમાં પ્રેમ છે, પરંતુ હે હનુમાન! હવે મને વિશ્વાસ થઈ ગયો કે શ્રીરામજીની મારા પર કૃપા છે, કેમ કે હરિની કૃપા વગર સંત મળતા નથી.'

ત્યારે હનુમાનજી કહે છે –

**સુનહુ બિભીષન પ્રભુ કૈ રીતી।**
**કરહિં સદા સેવક પર પ્રીતી॥**
**કહહુ કવન મૈં પરમ કુલીના।**
**કપિ ચંચલ સબહીં બિધિ હીના॥**
**અસ મૈં અધમ સખા સુનુ મોહૂ પર રઘુબીર।**
**કીન્હી કૃપા સુમિરિ ગુન ભરે બિલોચન નીર॥**

(તુ૦ રા૦ સુન્દર૦ ૬/૬, ૭ અને ૭/૦)

**જાનતહૂઁ અસ સ્વામિ બિસારી।**
**ફિરહિં તે કાહે ન હોહિં દુખારી॥**
**એહિ બિધિ કહત રામ ગુન ગ્રામા।**
**પાવા અનિર્બાચ્ય બિશ્રામા॥**

(તુ૦ રા૦ સુન્દર૦ ૭/૧, ૨)

'હે વિભીષણ! સાંભળો, પ્રભુની આ જ રીતિ છે કે તેઓ સેવક પર હંમેશાં પ્રેમ રાખે છે. ભલા આપ કહો, હું ક્યાં મોટો કુળવાન છું? જાતિનો ચંચળ વાનર છું અને બધી રીતે હીન છું. હે સખા! સાંભળો. હું આવો અધમ છું, છતાં શ્રીરામચંદ્રજીએ તો મારા પર પણ કૃપા જ કરી છે.' ભગવાનના ગુણોનું સ્મરણ કરીને હનુમાનજીનાં બન્ને નેત્રો પ્રેમાશ્રુથી ભરાઈ આવ્યાં. 'જેઓ જાણતા હોવા છતાં આવા સ્વામી (શ્રીરઘુનાથજી)ને ભૂલીને વિષયોની પાછળ ભટકતા ફરે છે તેઓ દુઃખી કેમ ન થાય?' આ પ્રમાણે શ્રીરામચંદ્રજીના ગુણસમૂહને કહેતાં કહેતાં તેમણે અનિર્વચનીય શાંતિ પ્રાપ્ત કરી.

કેટલો સુંદર દૈન્યભાવ, અતુલ વિશ્વાસ અને અનન્ય ભગવત્પ્રેમ છે. એના પછી વિભીષણ પાસેથી બધી ખબર મેળવી હનુમાનજી અશોકવાટિકામાં જઈને સીતાજીને જુએ છે અને મનોમન એમને પ્રણામ કરે છે.

અશોકવાટિકામાં જઈને સીતાજીને મળવા માટે હનુમાનજીએ કેટલી બુદ્ધિમત્તા અને યુક્તિઓથી કામ લીધું છે, એનું વર્ણન વાલ્મીકીય રામાયણમાં ઘણું વિસ્તૃત છે. ત્યાં લખ્યું છે કે ઘણી જાતની યુક્તિઓ કરીને સીતાજીને મળવાનો ઉપાય વિચારતાં વિચારતાં છેવટે હનુમાનજી ઘણી સાવધતા સાથે એક સઘન વૃક્ષના પાંદડાઓમાં છુપાઈને બેસી જાય છે. ત્યાંથી જ બધી બાજુ દૃષ્ટિ ફેરવીને જુએ છે. જોતાં જોતાં એમની દૃષ્ટિ સીતાજી પર પડે છે. એમને જોઈ કેટલાંયે ચિહ્નો

વડે અનુમાન લગાવીને એ નિશ્ચય કરે છે કે આ જ જનકનંદિની સીતાજી છે. ત્યાં એમણે સીતાજીની રહેણીકરણી અને સ્વભાવનું ઘણું જ વિચિત્ર વર્ણન કર્યું છે. તે સીતાજીનાં આભૂષણોને જોઈને એવું અનુમાન કરે છે કે ભગવાન શ્રીરામે સીતાજીનાં અંગોમાં જે જે આભૂષણોની ચર્ચા કરી હતી, તે બધાં આમનાં અંગોમાં દેખાઈ રહ્યાં છે. આમાંથી માત્ર તે જ નથી જોવા મળતાં, જે એમણે ઋષ્યમૂક પર્વત પર પાડી નાખ્યાં હતાં.

આ જ રીતે એમના રૂપ અને ગુણોને જોઈને ખૂબ બુદ્ધિમત્તાથી એમણે એ નિશ્ચય કરી લીધો કે નિઃસંદેહ આ જ સીતાજી છે. આ નિશ્ચય થઈ જતાં એમને સીતાજીના દુઃખથી ઘણું દુઃખ થયું અને તે મનોમન ઘણો વિલાપ કરવા લાગ્યા.

એના પછી સીતાજી સાથે કઈ રીતે વાતચીત કરવી જોઈએ, કયા સમયે અને કેવી રીતે મળવું જોઈએ, કઈ રીતે એમને વિશ્વાસ અપાવવો જોઈએ કે હું રામચંદ્રજીનો દાસ છું - આ વિષય પર પણ તેમણે ઘણી વિચારકુશળતા પ્રગટ કરી છે. ઠીક તે જ વખતે રાવણ ઘણી બધી રાક્ષસીઓને સાથે લઈને ત્યાં પહોંચી જાય છે. તે સીતાજીને ઘણી રીતે ભય બતાવીને પોતાને આધીન કરવાનો પ્રયત્ન કરે છે, પણ સીતાજી કોઈ પણ રીતે પોતાના નિશ્ચયથી વિચલિત નથી થતાં. છેવટે રાવણ ચાલ્યો જાય છે. ત્યારે એની આજ્ઞા પ્રમાણે રાક્ષસીઓ અનેક રીતે સીતાજીને ભય બતાવે છે. એ જ વખતે ત્રિજટા નામની રાક્ષસી પોતાના સ્વપ્નની વાત કહીને સીતાજીને ધૈર્ય આપે છે અને એની વાતો સાંભળીને તે ભયાનક રાક્ષસીઓ પણ શાંત પડી જાય છે. સીતાજી વિરહથી વ્યાકુળ થઈને વિલાપ કરવા લાગે છે.

ત્યારે હનુમાનજી સીતાજીને મળવાનો યોગ્ય મોકો જોઈને પોતાના પૂર્વનિશ્ચિત વિચાર પ્રમાણે શ્રીરામની કથાનું વર્ણન કરવા લાગી જાય છે. શ્રીરઘુનાથજીનું આદ્યોપાન્ત સમસ્ત ચરિત્ર સાંભળીને સીતાજીને ઘણું આશ્ચર્ય થયું. અધ્યાત્મરામાયણમાં લખ્યું છે કે અંતે એમણે વિચાર્યું કે આ સ્વપ્ન કે ભ્રમ તો નથી ને? એવો વિચાર કરીને તે કહેવા લાગ્યાં –

**યેન મે કર્ણપીયૂષં વચનં સમુદીરિતમ્ ।**
**સ દૃશ્યતાં મહાભાગઃ પ્રિયવાદી મમાગ્રતઃ ॥**

(અધ્યાત્મ૦ ૫/૩/૧૮)

'જેમણે મારા કાનોને અમૃત સમાન પ્રિય લાગનારાં વચન સંભળાવ્યાં, તે પ્રિયભાષી મહાભાગ મારી સામે પ્રગટ થાય.'

આ વચન સાંભળીને તેઓ માતા સીતાજીની સામે ઘણા વિનય સાથે ઊભા રહી જાય છે અને હાથ જોડીને એમને પ્રણામ કરે છે. અચાનક એક વાનરને પોતાની સામે ઊભેલા જોઈને સીતાજીના મનમાં એ શંકા થાય છે કે ક્યાંક રાવણ તો મને છળવા માટે નથી આવી ગયો ને; એમ વિચારીને તે નીચેની તરફ મુખ કરીને જ બેસી રહે છે. રામચરિતમાનસમાં એ વખતે શ્રીહનુમાનજીનાં વચન આ રીતે છે –

**રામ દૂત મૈં માતુ જાનકી ।**
**સત્ય સપથ કરુનાનિધાન કી ॥**
**યહ મુદ્રિકા માતુ મૈં આની ।**
**દીન્હિ રામ તુમ્હ કહઁ સહિદાની ॥**

(તુ૦ રા૦ સુન્દર૦ ૧૨/૯, ૧૦)

'હે માતા જાનકી! હું શ્રીરામજીનો દૂત છું. કરુણાનિધાન શ્રીરામજીના સાચા સોગંદ ખાઉં છું. હે માતા! આ વીંટી હું જ લાવ્યો છું. શ્રીરામજીએ મને આપના માટે આ ઓળખ આપી છે.'

એના પછી જાનકીજીના પૂછવાથી એમણે જે રીતે વાનરરાજ સુગ્રીવજી સાથે ભગવાન

શ્રીરામની મિત્રતા થઈ, તે આખી કથા વિસ્તારથી સંભળાવી દીધી તથા શ્રીરામ અને લક્ષ્મણજીનાં શારીરિક ચિહ્નોનું અને એમના ગુણ તથા સ્વભાવનું પણ વર્ણન કર્યું. આ બધી વાતો સાંભળીને જાનકીજીને ઘણી પ્રસન્નતા થઈ. આ પ્રસંગનું વર્ણન શ્રીવાલ્મીકીય રામાયણમાં ઘણું વિસ્તૃત અને રોચક છે.

રામચરિતમાનસમાં શ્રીતુલસીદાસજીએ ઘણા જ સંક્ષેપમાં આ રીતે કહ્યું છે –

**કપિ કે બચન સપ્રેમ સુનિ ઉપજા મન બિસ્વાસ ।**
**જાના મન ક્રમ બચન યહ કૃપાસિંધુ કર દાસ ॥**
**હરિજન જાનિ પ્રીતિ અતિ ગાઢ઼ી ।**
**સજલ નયન પુલકાવલિ બાઢ઼ી ॥**

(તુ૦ રા૦ સુન્દર૦ ૧૩/૦ અને ૧૩/૧)

‘હનુમાનજીનાં પ્રેમાળ વચન સાંભળીને સીતાજીના મનમાં વિશ્વાસ ઉત્પન્ન થઈ ગયો. તેમણે જાણી લીધું કે આ મન, વચન અને કર્મથી કૃપાસાગર શ્રીરઘુનાથજીનો દાસ છે. ભગવાનનો સેવક જાણીને અત્યંત ગાઢ સ્નેહ થઈ ગયો. નેત્રોમાં પ્રેમાશ્રુઓ છલકાયાં, અને શરીર અત્યંત રોમાંચિત થઈ ગયું.’

એના પછી મહાતેજસ્વી પવનકુમાર હનુમાનજીએ સીતાજીને ભગવાન શ્રીરામે આપેલી વીંટી આપી, જેને લઈને તે એટલા પ્રસન્ન થયાં જાણે જાતે ભગવાન શ્રીરામ જ મળી ગયા હોય!!

એ વખતે તે હનુમાનજીને કહે છે –

**બૂડ઼ત બિરહ જલધિ હનુમાના ।**
**ભયહુ તાત મો કહુઁ જલજાના ॥**
**અબ કહુ કુસલ જાઉઁ બલિહારી ।**
**અનુજ સહિત સુખ ભવન ખરારી ॥**
**કોમલચિત કૃપાલ રઘુરાઈ ।**
**કપિ કેહિ હેતુ ધરી નિઠુરાઈ ॥**
**સહજ બાનિ સેવક સુખદાયક ।**
**કબહુઁક સુરતિ કરત રઘુનાયક ॥**
**કબહુઁ નયન મમ સીતલ તાતા ।**
**હોઇહહિં નિરખિ સ્યામ મૃદુ ગાતા ॥**
**બચનુ ન આવ નયન ભરે બારી ।**
**અહહ નાથ હૌં નિપટ બિસારી ॥**

(તુ૦ રા૦ સુન્દર૦ ૧૩/૨ થી ૭)

‘હે હનુમાન! હું વિરહના સાગરમાં ડૂબી રહી હતી, એવી મારા માટે તમે પાર કરી આપનારા જહાજ થઈ ગયા. હવે લક્ષ્મણ સહિત સુખધામ અને ખરના શત્રુ પ્રભુ શ્રીરામની કુશળતા કહો. હું તમારા પર સ્નેહથી વારી જાઉં. તમે મારા અને રઘુનાથજીના પ્રેમનું મહત્ત્વ જાણનારા છો. શ્રીરઘુનાથજી કોમળહૃદયી અને કૃપાળુ છે. તો પછી હે હનુમાન! તેમણે કયા કારણે નિષ્ઠુરતા ધારણ કરી રાખી છે? સેવકને સુખ આપવું એ તેમનું સહજ વ્રત છે. શ્રીરઘુનાથજી શું કદી મારું પણ સ્મરણ કરે છે? હે તાત! શું ક્યારેય તેમનાં કોમળ, શ્યામલ અંગોને જોઈને મારાં નેત્રો શાંત થશે?’ મુખમાંથી વચન નથી નીકળતું, આંખોમાં વિરહનું જળ ભરાઈ આવ્યું. ખૂબ દુઃખી થઈને તે બોલ્યાં – ‘અરે નાથ! તમે મને બિલકુલ ભૂલી જ ગયા!’

આ રીતે સીતાજીને વિરહવ્યાકુળ જોઈને હનુમાનજી કહે છે –

**માતુ કુસલ પ્રભુ અનુજ સમેતા ।**
**તવ દુખ દુખી સુકૃપા નિકેતા ॥**
**જનિ જનની માનહુ જિયઁ ઊના ।**
**તુમ્હ તે પ્રેમુ રામ કેં દૂના ॥**
**રઘુપતિ કર સંદેસુ અબ સુનુ જનની ધરિ ધીર ।**
**અસ કહિ કપિ ગદગદ ભયઉ ભરે બિલોચન નીર ॥**

(તુ૦ રા૦ સુન્દર૦ ૧૩/૯, ૧૦ અને ૧૪/૦)

‘હે માતા! સુંદર કૃપાના ધામ પ્રભુ

લક્ષ્મણજી સાથે તો કુશળ છે, પરંતુ આપના દુઃખે દુઃખી છે. હે માતા! મનમાં ઓછું લગાડીને દુઃખ ન કરશો. શ્રીરામચંદ્રજીના હૃદયમાં તમારાથી બમણો પ્રેમ છે. હે માતા! હવે ધીરજ ધારણ કરીને શ્રીરઘુનાથજીનો સંદેશો સાંભળો.' આમ કહીને હનુમાનજી ગદ્ગદ થઈ ગયા. તેમનાં નેત્રોમાં પ્રેમાશ્રુઓનું જળ ભરાઈ આવ્યું.'

એના પછી ઘણી બુદ્ધિમત્તા સાથે શ્રીરામના પ્રેમ અને વિરહ-વ્યાકુળતાની વાત શ્રીહનુમાનજીએ મા સીતાજીને સંભળાવી. છેવટે કહ્યું કે શ્રીરામચંદ્રજીએ કહ્યું છે –

**તત્વ પ્રેમ કર મમ અરુ તોરા ।**
**જાનત પ્રિયા એકુ મનુ મોરા ॥**
**સો મનુ સદા રહત તોહિ પાહીં ।**
**જાનુ પ્રીતિ રસુ એતનેહિ માહીં ॥**

(તુ૦ રા૦ સુન્દર૦ ૧૪/૬, ૭)

'હે પ્રિયે! મારા અને તારા પ્રેમનું તત્ત્વ (રહસ્ય) તો એક મારું મન જ જાણે છે અને તે મન હંમેશાં તારી જ પાસે રહે છે. બસ, મારા પ્રેમનો સાર આટલામાં જ સમજી લે.'

આ રીતે શ્રીરામનો પ્રેમપૂર્ણ સંદેશ સાંભળીને સીતાજી પ્રેમમાં મગ્ન થઈ ગયાં, એમને પોતાના શરીરનું પણ ભાન ન રહ્યું. ત્યારે હનુમાન ફરી કહે છે –

**ઉર આનહુ રઘુપતિ પ્રભુતાઈ ।**
**સુનિ મમ બચન તજહુ કદરાઈ ॥**
**નિસિચર નિકર પતંગ સમ રઘુપતિ બાન કૃસાનુ ।**
**જનની હૃદયઁ ધીર ધરુ જરે નિસાચર જાનુ ॥**

(તુ૦ રા૦ સુન્દર૦ ૧૪/૧૦ અને ૧૫/૦)

'શ્રીરઘુનાથજીની પ્રભુતાને હૃદયમાં લાવો અને મારાં વચન સાંભળીને કાયરતા ત્યજી દો. રાક્ષસોનો સમૂહ પતંગિયા સમાન અને શ્રીરઘુનાથજીનાં બાણ અગ્નિ સમાન છે. હે માતા! હૃદયમાં ધૈર્ય ધારણ કરો. રાક્ષસો બળ્યા જ સમજો.'

આ બધી વાતો સાંભળીને જ્યારે જાનકીજી એવું બોલ્યાં કે, 'બધા વાનર તો તમારા જેવા જ હશે. રાક્ષસગણ ઘણા ભયાનક અને વિકરાળ છે. આ બધાને તમે લોકો કેમ જીતી શકશો, મારા મનમાં આ સંદેહ થઈ રહ્યો છે.' આ સાંભળીને હનુમાનજીએ પોતાનું ભયાનક પર્વતાકાર રૂપ સીતાજીને બતાવીને પોતાનો છુપાયેલો પ્રભાવ પ્રગટ કરી દીધો. એને જોતાં જ સીતાજીના મનમાં વિશ્વાસ બેસી ગયો. સીતાજીએ પ્રસન્ન થઈને હનુમાનજીને ઘણાં-બધાં વરદાન આપ્યાં. સાથે જ એ પણ કહ્યું કે ભગવાન શ્રીરામ તમારા પર કૃપા કરશે. આ વાત સાંભળતાં જ હનુમાનજી પ્રેમમાં મગ્ન થઈ ગયા અને વારંવાર ચરણોમાં પ્રણામ કરીને હાથ જોડતાં બોલ્યા –

**અબ કૃતકૃત્ય ભયઉઁ મૈં માતા ।**
**આસિષ તવ અમોઘ બિખ્યાતા ॥**

(તુ૦ રા૦ સુન્દર૦ ૧૬/૬)

'હે માતા! હવે હું કૃતાર્થ થઈ ગયો. આપના આશીર્વાદ અમોઘ છે એ વાત પ્રસિદ્ધ છે.'

આનાથી એ પ્રગટ થાય છે કે હનુમાનજીનો શ્રીરઘુનાથજીના ચરણોમાં કેટલો ગૂઢ પ્રેમ છે.

અધ્યાત્મરામાયણમાં લખ્યું છે કે વાતો ને વાતોમાં સીતાજીએ એમ પૂછ્યું કે, 'વાનર-સેનાની સાથે શ્રીરામ આ ઘણા મોટા સમુદ્રને પાર કરી અહીં કઈ રીતે આવી શકશે? ત્યારે –

**હનૂમાનાહ મે સ્કન્ધાવારુહ્ય પુરુષર્ષભૌ ॥**
**આયાસ્યતઃ સસૈન્યશ્ચ સુગ્રીવો વાનરેશ્વરઃ ।**
**વિહાયસા ક્ષણેનૈવ તીર્ત્વા વારિધિમાતતમ્ ॥**

(અધ્યાત્મ૦ ૩/૪૭-૪૮)

'હનુમાનજીએ કહ્યું, 'એ બંને નરશ્રેષ્ઠ

મારા ખભા પર ચઢીને આવી જશે અને આખી સેના સહિત વાનરરાજ સુગ્રીવજી પણ આકાશમાર્ગથી ક્ષણમાત્રમાં જ આ મહાસમુદ્રને પાર કરી આવી જશે.'

આ પ્રસંગથી પણ શ્રીહનુમાનજીનાં બળ, વીર્ય અને સાહસનો પરિચય મળે છે. એના પછી માતા સીતાજીની આજ્ઞા લઈને અશોકવાટિકાનાં ફળ ખાઈને શ્રીહનુમાનજીએ પોતાના સ્વામી શ્રીરામનું વિશેષ કાર્ય કરવાની ઇચ્છાથી અશોકવાટિકાનાં વૃક્ષોને ખેદાન-મેદાન કરીને સમસ્ત વાટિકાનો વિધ્વંસ કરી નાખ્યો. આ સમાચાર મેળવીને રાવણે પોતાની ઘણી મોટી સેના અને અક્ષયકુમારને મોકલ્યાં. એ બધાની સાથે હનુમાનજીનો ઘણો ભયંકર સંગ્રામ થયો. ઘણી વીરતા અને યુદ્ધ-કૌશલથી એમણે અનાયાસે જ જામ્બુમાલી મંત્રીના સાત પુત્રો, પાંચ સેનાપતિઓ અને અક્ષયકુમારને મારી નાખ્યા. આ યુદ્ધના પ્રસંગથી શ્રીહનુમાનજીના અતુલ બળ-પૌરુષ અને યુદ્ધ-કૌશલ સ્પષ્ટ વ્યક્ત થાય છે. શ્રીવાલ્મીકીય રામાયણમાં આનું ખૂબ સુંદર વર્ણન છે. શ્રીહનુમાનજીના અજોડ પરાક્રમનું ચિત્ર ખેંચતાં ત્યાં લખ્યું છે –

**તલેનાભિહનત્ કાંશ્ચિત્ પાદૈઃ કાંશ્ચિત્પરંતપઃ ।**
**મુષ્ટિભિશ્ચાહનત્કાંશ્ચિન્નખૈઃ કાંશ્ચિદ્વ્યદારયત્ ॥**
**પ્રમમાથોરસા કાંશ્ચિદૂરુભ્યામપરાનપિ ।**
**કેચિત્તસ્યૈવ નાદેન તત્રૈવ પતિતા ભુવિ ॥**

(વા૦ રા૦ સુન્દર૦ ૪૫/૧૨-૧૩)

'હનુમાનજીએ એ રાક્ષસોમાંથી કેટલાકને લાફો મારીને પાડી દીધા, કેટલાકને પગથી કચડી નાખ્યા, કેટલાકનું તો મુક્કાઓથી કામ તમામ કરી દીધું અને ઘણાને નખોથી ફાડી નાખ્યા. થોડાને છાતી સાથે ઘસીને એમનું કચુંબર કાઢી નાખ્યું તો કોઈ-કોઈને બંને જાંઘોથી દબાવીને પીસી નાખ્યા. કેટલાયે રાક્ષસ તો એમની ભયાનક ગર્જનાથી જ ત્યાં પૃથ્વી પર પડી ગયા.' – વગેરે.

જ્યારે વધ્યા-ઘટ્યા રાક્ષસો પાસેથી રાવણને એ ખબર પડી કે મંત્રીના સાતેય પુત્ર અને મુખ્ય-મુખ્ય લગભગ બધા રાક્ષસો માર્યા ગયા, પાંચેય સેનાપતિ તથા અક્ષયકુમાર પણ માર્યો ગયો, ત્યારે એણે ઇન્દ્રજિતને ઉત્સાહિત કરીને હનુમાનજીને પકડી લાવવા માટે મોકલ્યો. મેઘનાદ અને હનુમાનજી વચ્ચે ઘણું ભીષણ યુદ્ધ થયું. અંતે જ્યારે એણે હનુમાનજીને બાંધવા માટે બ્રહ્માસ્ત્ર છોડ્યું, ત્યારે બ્રહ્માજીનું માન રાખવા માટે તે એનાથી બંધાઈ ગયા. એમણે વિચાર્યું કે રાક્ષસો વડે પકડાઈ જવામાં પણ મારો લાભ જ છે; કારણ કે એનાથી મને રાક્ષસરાજ રાવણની સાથે વાતચીત કરવાનો અવસર મળશે. એમ વિચારીને તે પ્રયત્નહીન થઈ ગયા. ત્યારે રાક્ષસ લોકોએ અનેક પ્રકારનાં દોરડાંઓથી હનુમાનજીને સારી રીતે બાંધી દીધા. આવું કરવાથી બ્રહ્માસ્ત્રનો પ્રભાવ ન રહ્યો. આ રીતે બ્રહ્માસ્ત્રથી મુક્ત થઈ જવા છતાં પણ પરમ ચતુર હનુમાનજીએ એવું વર્તન કર્યું કે જાણે આ વાતને જાણતાં જ ન હોય!

અધ્યાત્મરામાયણમાં લખ્યું છે કે એના પછી હનુમાનજીને રાવણની સભામાં લાવવામાં આવ્યા. ત્યાં પહોંચીને એમણે આખી સભાની વચ્ચે ઘણા સાજ-શણગાર સાથે રાજસિંહાસન પર બેઠેલા રાવણને જોયો. હનુમાનજીને જોઈને રાવણને મનોમન ઘણી ચિંતા થઈ. તે વિચારવા લાગ્યો કે આ ભયંકર વાનર કોણ છે, શું સાક્ષાત્ શિવજીના ગણ ભગવાન નન્દીશ્વરજી જ વાનરનું રૂપ ધારણ કરી નથી આવી ગયા ને?! એ રીતે ઘણો જ તર્ક કર્યા પછી રાવણે પ્રહસ્તને કહ્યું –

**પ્રહસ્ત પૃચ્છૈનમસૌ કિમાગતઃ**
**કિમત્ર કાર્યં કુત એવ વાનરઃ।**
**વનં કિમર્થં સકલં વિનાશિતં**
**હતાઃ કિમર્થં મમ રાક્ષસા બલાત્॥**
(અધ્યાત્મ૦ ૫/૪/૫)

'પ્રહસ્ત! આ વાનરને પૂછ, આ અહીં કેમ આવ્યો છે? અહીં આનું શું કામ છે? આ આવ્યો ક્યાંથી છે? તથા આણે મારો આખો બગીચો કેમ નષ્ટ કરી નાખ્યો? અને મારા રાક્ષસ-વીરોને અન્યાયથી કેમ મારી નાખ્યા?'

પ્રહસ્તે શ્રીહનુમાનજીને બધી વાતો સાચેસાચી કહેવા માટે અનુરોધ કર્યો, ત્યારે તેમણે ખૂબ રાજનીતિની સાથે ઉત્તર આપ્યો. મનમાં ભગવાનનું સ્મરણ કરીને તે કહેવા લાગ્યા –

**શૃણુ સ્ફુટં દેવગણાદ્યમિત્ર હે**
**રામસ્ય દૂતોઽહમશેષહૃત્સ્થિતેઃ।**
**યસ્યાખિલેશસ્ય હૃતાધુના ત્વયા**
**ભાર્યા સ્વનાશાય શુનેવ સદ્ધવિઃ॥**
(અધ્યાત્મ૦ ૫/૪/૮)

'દેવાદિઓના શત્રુ રાવણ! તું સાફ-સાફ સાંભળ – કૂતરો જેવી રીતે વિશુદ્ધ હવિને ચોરી લઈ જાય છે, એ જ રીતે તેં પોતાનો નાશ કરવા માટે જે અખિલેશ્વરની સાધ્વી પત્નીને હરી લીધી છે, હું એ જ અંતર્યામી ભગવાન રામનો દૂત છું.' વાલ્મીકીય રામાયણમાં આ પ્રસંગનું વિસ્તૃત વર્ણન છે. ત્યાં હનુમાનજી કહે છે –

**અબ્રવીન્નાસ્મિ શક્રસ્ય યમસ્ય વરુણસ્ય ચ।**
**ધનદેન ન મે સખ્યં .... ....॥**
**જાતિરેવ મમ ત્વેષા વાનરોઽહમિહાગતઃ।**
**દર્શને રાક્ષસેન્દ્રસ્ય તદિદં દુર્લભં મયા॥**
**વનં રાક્ષસરાજસ્ય દર્શનાર્થે વિનાશિતમ્।**
**તતસ્તે રાક્ષસાઃ પ્રાપ્તા બલિનો યુદ્ધકાઙ્ક્ષિણઃ॥**
**રક્ષણાર્થં ચ દેહસ્ય પ્રતિયુદ્ધા મયા રણે।**
**અસ્ત્રપાશૈર્ન શક્યોઽહં બદ્ધું દેવાસુરૈરપિ॥**
.... .... ....
**રાજાનં દ્રષ્ટુકામેન મયાસ્ત્રમનુવર્તિતમ્॥**
(વા૦ રા૦ સુન્દર૦ ૫૦/૧૩-૧૭)

'હું ઈન્દ્ર, યમ, વરુણ વગેરે અન્ય કોઈ દેવતાનો મોકલેલો નથી, ન મારી કુબેર સાથે મિત્રતા છે. મારી તો આ જાતિ જ છે અર્થાત્ હું જન્મથી જ વાનર છું, રાક્ષસરાજ રાવણને જોવા માટે જ હું અહીં આવ્યો છું તથા રાવણને મળવાના ઉદ્દેશથી જ મેં આ દુર્લભ બગીચો ઉજાડ્યો છે. તારા બળવાન રાક્ષસ મારી સાથે લડવા માટે આવ્યા; ત્યારે પોતાના શરીરની રક્ષા માટે મેં એમનો સામનો કર્યો. દેવતા કે અસુર – ગમે તે કોઈ પણ રીતે મને અસ્ત્રો વડે ન બાંધી શકે. રાક્ષસરાજને જોવા માટે જ મેં આ બંધનનો સ્વીકાર કર્યો છે.'

એના પછી સંક્ષેપમાં શ્રીરામની આખી કથાનું વર્ણન કરતાં એમની સુગ્રીવજી સાથે મિત્રતા થવાની અને વાલીના માર્યા જવાની બધી વાતો કહીને એ જણાવ્યું કે, 'હું સીતાજીની ખબર લેવા માટે આવ્યો છું.'

એના પછી તેમણે ઘણી યુક્તિઓથી રાવણને ભગવાન શ્રીરામનાં બળ, પરાક્રમ, પ્રભાવ અને ઐશ્વર્યની વાતો સંભળાવી. ઘણું બધું સમજાવવાનો પ્રયત્ન કર્યો. રામચરિતમાનસમાં હનુમાનજી કહે છે –

**બિનતી કરઉँ જોરિ કર રાવન।**
**સુનહુ માન તજિ મોર સિખાવન॥**
× × ×
**જાકેં ડર અતિ કાલ ડેરાઈ।**
**જો સુર અસુર ચરાચર ખાઈ॥**
**તાસોં બયરુ કબહુँ નહિં કીજૈ।**
**મોરે કહેં જાનકી દીજૈ॥**

**પ્રનતપાલ રઘુનાયક કરુના સિંધુ ખરારિ।**
**ગએઁ સરન પ્રભુ રાખિહૈં તવ અપરાધ બિસારિ॥**
**રામ ચરન પંકજ ઉર ધરહૂ।**
**લંકા અચલ રાજુ તુમ્હ કરહૂ॥**

× × ×

**સુનુ દસકંઠ કહઉઁ પન રોપી।**
**બિમુખ રામ ત્રાતા નહિં કોપી॥**

× × ×

**મોહમૂલ બહુ સૂલ પ્રદ ત્યાગહુ તમ અભિમાન।**
**ભજહુ રામ રઘુનાયક કૃપા સિંધુ ભગવાન॥**

(તુ૦ રા૦ સું૦ ૨૧/૭, ૨૧/૯ થી ૨૨/૧, ૨૨/૭ અને ૨૩/૦)

'હે રાવણ! હું હાથ જોડીને તને વિનંતી કરું છું, તું અભિમાન છોડીને મારી વાત સાંભળ... જે દેવતા, રાક્ષસ અને સમસ્ત ચરાચર જીવોને ખાઈ જાય છે, તે કાળ પણ જેમના ભયથી અત્યંત ડરે છે એવા પ્રભુ શ્રીરામજી સાથે ક્યારેય વેર ન કર અને મારા કહેવાથી જાનકીજી આપી દે. ખરના શત્રુ શ્રીરઘુનાથજી શરણાગતોના રક્ષક અને દયાના સાગર છે. શરણે જવાથી પ્રભુ તારા અપરાધને ભૂલીને તને એમના શરણમાં રાખી લેશે. તું શ્રીરામજીના ચરણકમળને હૃદયે ધારણ કર અને લંકાનું અચળ રાજ્ય કર... હે દશાનન! સાંભળ. હું પ્રતિજ્ઞા કરીને કહું છું કે શ્રીરામથી વિમુખ થયેલાની રક્ષા કરનારું કોઈ નથી... મોહ જ જેનું મૂળ છે એવા અજ્ઞાનજનિત, ખૂબ પીડા આપનારા તમરૂપી અભિમાનનો ત્યાગ કર અને રઘુકુળના સ્વામી, કૃપાના સાગર ભગવાન શ્રીરામચંદ્રજીની ભક્તિ કર.'

ભગવાન શ્રીરામનો પ્રભાવ બતાવીને ઘણું બધું સમજાવ્યા પછી અધ્યાત્મરામાયણમાં પણ આ જ કહ્યું છે –

**વિસૃજ્ય મૌર્ખ્યં હૃદિ શત્રુભાવનાં**
**ભજસ્વ રામં શરણાગતપ્રિયમ્।**
**સીતાં પુરસ્કૃત્ય સપુત્રબાન્ધવો**
**રામં નમસ્કૃત્ય વિમુચ્યસે ભયાત્॥**

(અધ્યાત્મ૦ ૫/૪/૨૩)

'રાવણ! તું હૃદયમાં રહેલી શત્રુભાવનારૂપ મૂર્ખતાનો ત્યાગ કરીને શરણાગતપ્રિય શ્રીરામની ભક્તિ કર. સીતાજીને આગળ કરીને પોતાના પુત્ર અને બંધુ-બાન્ધવોસહિત (ભગવાન શ્રીરામની શરણમાં જઈ પડ) એમને નમસ્કાર કર. એમ કરવાથી તું ભયથી મુક્ત થઈ જઈશ.'

આ રીતે હનુમાનજીએ રાવણને એના હિતની ઘણી-બધી વાતો કરી, પણ એને તે ઘણી માઠી લાગી. તે હનુમાનજી પર ક્રોધ કરીને કહેવા લાગ્યો, 'અરે વાંદરા! તું નિર્ભયની જેમ કેવો મારી સામે બકી રહ્યો છે! તું વાંદરાઓમાં નીચ છે. હું અત્યારે જ તને મારી નાખીશ.' એ રીતે એણે શ્રીહનુમાનજીને ઘણી બધી ખોટી-ખરી વાતો કહીને રાક્ષસોને આદેશ આપ્યો કે, 'આને મારી નાખો.' આ સાંભળતાં જ ઘણા બધા રાક્ષસ હનુમાનજીને મારવા માટે તૈયાર થયા. એ વખતે વિભીષણજીએ રાવણને સમજાવ્યો. રામચરિતમાનસમાં એનું આમ વર્ણન આવે છે –

**નાઈ સીસ કરિ બિનય બહૂતા।**
**નીતિ બિરોધ ન મારિઅ દૂતા॥**
**આન દંડ કછુ કરિઅ ગોસાઁઈ।**
**સબહીં કહા મંત્ર ભલ ભાઈ॥**

(તુ૦ રા૦ સુન્દર૦ ૨૩/૭, ૮)

તેમણે મસ્તક નમાવીને રાવણને વિનયપૂર્વક કહ્યું – 'દૂતને મારવો જોઈએ નહીં, એ નીતિવિરુદ્ધ છે. હે સ્વામી! કોઈ બીજો દંડ આપો.' વિભીષણની વાત સાંભળીને બધાંએ કહ્યું, 'ભાઈ! વિભીષણની સલાહ યોગ્ય છે.'

આ સાંભળીને રાવણે કહ્યું –

**કપિ કેં મમતા પૂઁછ પર સબહિ કહઉઁ સમુઝાઇ ।**
**તેલ બોરિ પટ બાઁધિ પુનિ પાવક દેહુ લગાઇ ॥**
**પૂઁછહીન બાનર તહઁ જાઇહિ ।**
**તબ સઠ નિજ નાથહિ લઇ આઇહિ ॥**
**જિન્હ કૈ કીન્હિસિ બહુત બડ઼ાઈ ।**
**દેખઉઁ મૈં તિન્હ કૈ પ્રભુતાઈ ॥**

(તુ૦ રા૦ સું૦ ૨૪/૦ થી ૨૪/૨)

'હું બધાંને સમજાવીને કહું છું કે વાંદરાની મમતા એના પૂંછડા પર જ હોય છે. આથી તેલમાં કપડું બોળીને તેને આના પૂંછડે બાંધીને પછી આગ લગાડી દો. જ્યારે પૂંછડા વિનાનો આ વાંદરો ત્યાં (પોતાના સ્વામી પાસે) જશે ત્યારે આ મૂર્ખ પોતાના સ્વામીને સાથે લઈ આવશે. જેમની આણે ખૂબ પ્રશંસા કરી છે, હું જરા તેમનું સામર્થ્ય તો જોઉં!'

અધ્યાત્મરામાયણમાં લખ્યું છે –

આ સાંભળીને શ્રીહનુમાનજીએ મનોમન વિચાર્યું કે હવે કામ થઈ ગયું. ત્યાં રાક્ષસોએ રાવણની આજ્ઞા મેળવીને તરત જ હનુમાનજીની પૂંછડી પર ઘણાં-બધાં વસ્ત્રો ઘી અને તેલમાં પલાળી-પલાળીને બાંધી દીધાં. પૂંછડીના આગલા ભાગમાં થોડી આગ ચાંપી દીધી અને શહેરમાં ફેરવીને તથા ઢંઢેરો પિટાવીને લોકોને સંભળાવવા લાગ્યા કે, 'આ ચોર છે, આથી આને આ દંડ આપવામાં આવ્યો છે.' થોડે દૂર જતાં હનુમાનજીએ પોતાના શરીરને સંકુચિત કરી તરત જ બધાં બંધનોથી મુક્ત થઈને પર્વતાકાર રૂપ ધારણ કરી લીધું અને આખી લંકા બાળી નાખી.

**ઉત્પ્લુત્યોત્પ્લુત્ય સન્દીપ્તપુચ્છેન મહતા કપિઃ ।**
**દદાહ લઙ્કામખિલાં સાટ્ટપ્રાસાદતોરણામ્ ॥**
**હા તાત પુત્ર નાથેતિ ક્રન્દમાનાઃ સમન્તતઃ ।**
**વ્યાપ્તાઃ પ્રાસાદશિખરેઽપ્યારૂઢા દૈત્યયોષિતઃ ॥**

(અધ્યાત્મ૦ ૫/૪/૪૨-૪૩)

'એક ઘરથી બીજા ઘર પર છલાંગ મારતાં શ્રીહનુમાનજીએ પોતાના સળગતા મોટા પૂંછડાથી ખડકી, મહેલ અને તોરણોની સાથે આખી લંકાને બાળી દીધી. એ વખતે 'હા તાત!' 'હા પુત્ર!' 'હા નાથ!' – આ રીતે બૂમો પાડતી દૈત્યોની પત્નીઓ ચારે બાજુ ફેલાઈ ગઈ અને મહેલોનાં શિખરો પર પણ ચઢી ગઈ.'

રામચરિતમાનસમાં લખ્યું છે –

**નિબુકિ ચઢ઼ેઉ કપિ કનક અટારીં ।**
**ભઈં સભીત નિસાચર નારીં ॥**

× × ×

**જારા નગરુ નિમિષ એક માહીં ।**
**એક બિભીષન કર ગૃહ નાહીં ॥**

× × ×

**ઉલટિ પલટિ લંકા સબ જારી ।**
**કૂદિ પરા પુનિ સિંધુ મઝારી ॥**
**પૂઁછ બુઝાઇ ખોઇ શ્રમ ધરિ લઘુ રૂપ બહોરિ ।**
**જનકસુતા કેં આગેં ઠાઢ઼ ભયઉ કર જોરિ ॥**

(તુ૦ રા૦ સું૦ ૨૪/૯, ૨૫/૬, ૨૫/૮ અને ૨૬/૦)

બંધનમાંથી છૂટીને તેઓ સોનાની અગાશી પર જઈ ચઢ્યા. તેમને જોઈને રાક્ષસીઓ ભયભીત થઈ ગઈ... હનુમાનજીએ એક જ ક્ષણમાં આખું નગર બાળી નાખ્યું, એક વિભીષણનું ઘર જ ન બાળ્યું... હનુમાનજીએ એક છેડાથી લઈને બીજા છેડા સુધીની આખી લંકા બાળી નાંખી. પછી તેઓ સમુદ્રની વચ્ચે કૂદી પડ્યા. પૂંછડું હોલવીને, થાક ઉતારીને અને પછી નાનકડું રૂપ ધારણ કરીને હનુમાનજી જાનકીજીની સામે જઈને હાથ જોડીને વિનંતીપૂર્વક ઊભા રહ્યા.

આ રીતે જાનકીજીની પાસે પહોંચીને હનુમાનજીએ એમને પ્રણામ કર્યા અને પાછા આવીને શ્રીરામ પાસે જવા માટે આજ્ઞા માગી. ત્યારે માતા સીતાએ કહ્યું કે, 'હનુમાન! તમને

જોઈને હું પોતાના દુઃખને કંઈક ભૂલી ગઈ હતી; હવે તમે પણ જઈ રહ્યા છો તો બતાવો, હવે હું ભગવાન શ્રીરામની કથા સાંભળ્યા વિના કેમ રહી શકીશ?' અધ્યાત્મરામાયણમાં એ વખતે હનુમાનજીનાં વચન આ પ્રકારનાં છે –

**યદ્યેવં દેવિ મે સ્કન્ધમારોહ ક્ષણમાત્રતઃ ।**
**રામેણ યોજયિષ્યામિ મન્યસે યદિ જાનકિ ॥**

(અધ્યાત્મ૰ ૫/૫/૬)

'દેવિ જાનકી! જો એવી વાત છે અને તમે સ્વીકાર કરતા હો તો મારા ખભા પર ચઢી જાઓ; હું એક ક્ષણમાં જ તમને શ્રીરામ સાથે મેળવી આપીશ.'

વાલ્મીકીય રામાયણમાં હજી પણ વિસ્તૃત વર્ણન છે. ત્યાં હનુમાનજીના આ પ્રસ્તાવ પર જનકનંદિનીજી કહે છે, 'હનુમાન! હું સ્વેચ્છાથી કોઈ પુરુષને કઈ રીતે સ્પર્શ કરી શકું છું? શ્રીરામજી વાનરોની સાથે અહીં આવીને રાવણને યુદ્ધમાં મારીને મને લઈ જાય એમાં જ એમની શોભા છે. આથી તમે જાઓ, હું કોઈ પણ રીતે થોડા દિવસ પ્રાણ ધારણ કરીશ.'

એના પછી રામચરિતમાનસમાં હનુમાનજીનાં વચન આ રીતે છે –

**માતુ મોહિ દીજે કછુ ચીન્હા ।**
**જૈસેં રઘુનાયક મોહિ દીન્હા ॥**

(તુ૰ રા૰ સું૰ ૨૬/૧)

'હે મા! જેવી રીતે રઘુનાથજીએ મને ચિહ્નરૂપે વીંટી આપી હતી તેમ જ આપ પણ મને ચિહ્નરૂપે કંઈક આપો.'

ત્યારે સીતાજીએ પોતાનું ચૂડામણિ હનુમાનજીને આપ્યું, એને લઈને હનુમાનજી ઘણા ખુશ થયા. એના પછી સીતાજીએ તે બધો પ્રસંગ પણ હનુમાનજીને સંભળાવ્યો, જેમાં જયંતે કાગડાનું રૂપ ધરીને ચાંચ મારી હતી અને ભગવાન શ્રીરામે એના પર ક્રોધ કર્યો હતો.

આ રીતે શ્રીહનુમાનજી સીતાજીનો સંદેશો લઈને, એમને પ્રણામ કરીને ત્યાંથી પાછા ફર્યા. એમના મનમાં શ્રીરામચંદ્રજીનાં દર્શનની ઘણી જ ઉતાવળ થઈ રહી હતી. આથી તે ઘણા વેગથી પહાડ પર ચઢી રહ્યા હતા. એ વખતે એમના પગની ચોટથી પર્વતની શિલાઓ ચૂર-ચૂર થઈ જતી હતી. સૌથી ઊંચા શિખર પર ચઢીને હનુમાનજીએ પોતાનું શરીર વધાર્યું અને સમુદ્રની પાર થઈને ઉત્તરના કિનારા પર જવાનો વિચાર કર્યો. પર્વતથી ઊછળીને તે વાયુની જેમ આકાશમાં જઈ પહોંચ્યા. તે પર્વત હનુમાનજીના પગોથી દબાઈ જવાને કારણે ઘણો અવાજ કરતો પોતાની ઉપર રહેનારાં વૃક્ષો અને પ્રાણીઓની સાથે જમીનમાં ઊતરી ગયો.

શ્રીહનુમાનજી આકાશમાર્ગથી આગળ વધતાં ઉત્તર-તટની પાસે પહોંચીને ઘણા જોરથી ગરજ્યા, જેનાથી બધી દિશાઓ ગૂંજી ઊઠી. એને સાંભળીને હનુમાનજીને મળવા માટે તમામ વાનરો ઉત્સાહિત થઈ ઊઠ્યા. જાંબવાનના હૃદયમાં ઘણી ખુશી થઈ, તે બધાને કહેવા લાગ્યા, 'હનુમાનજી બધી રીતે પોતાનું કાર્ય સિદ્ધ કરીને આવી રહ્યા છે; નહીં તો એમની આવી ગર્જના ન હોઈ શકત.'

એટલામાં જ અત્યંત વેગશાળી પર્વતાકાર હનુમાનજી મહેન્દ્ર પર્વતના શિખર પર કૂદી પડ્યા. એ વખતે બધા વાનર ઘણા પ્રસન્ન થયા અને મહાત્મા હનુમાનજીને ચારે બાજુથી ઘેરીને ઊભા રહી ગયા. હનુમાનજીએ જાંબવાન વગેરે મોટેરાંઓને પ્રણામ કર્યાં તથા અન્ય વાનરોને પ્રેમપૂર્વક મળ્યા. સંક્ષેપમાં જ સીતાજી સાથે મળ્યાનો અને લંકા બાળી નાખવાનો આખો પ્રસંગ એ લોકોને કહી સંભળાવ્યો. વાલ્મીકીય રામાયણમાં આ પ્રસંગનું પણ ઘણા વિસ્તારથી

વર્ણન થયું છે.

સમસ્ત વાનરો સહિત શ્રીહનુમાનજી ત્યાંથી નીકળીને કિષ્કિન્ધા પહોંચ્યા. ત્યાં સુગ્રીવજીના મધુવનમાં આનંદપૂર્વક બધા વાનરોએ અંગદની આજ્ઞા લઈને મધુપાન કર્યું. રક્ષકોએ આવીને વાનરરાજ સુગ્રીવની પાસે આની ફરિયાદ કરી, એ વખતે લક્ષ્મણજીના પૂછવાથી સુગ્રીવજીએ કહ્યું, 'ભાઈ લક્ષ્મણ! આ બધી વાતોથી મને સહેજ પણ સંદેહ નથી રહ્યો કે હનુમાને જ ભગવતી સીતાજીનાં દર્શન કર્યાં છે. વાનરશ્રેષ્ઠ હનુમાનમાં કાર્ય સિદ્ધ કરવાની શક્તિ, બુદ્ધિ, ઉદ્યોગ, પરાક્રમ અને શાસ્ત્રીય જ્ઞાન – સર્વ કાંઈ છે.' એ સિવાય એમણે બીજી પણ ઘણી બધી વાતો કહી, જેનાથી હનુમાનજીનો પ્રભાવ સ્પષ્ટ વ્યક્ત થાય છે.

પછી સુગ્રીવજીએ તરત જ બધા વાનરોની સાથે હનુમાનજીને પોતાની નજીક બોલાવી દીધા અને તે એમના કુશળ-સમાચાર જાણીને ઘણા પ્રસન્ન થયા. બધા મળીને શ્રીરામજીની પાસે આવ્યા. એ વખતે શ્રીરામચરિતમાનસમાં શ્રીહનુમાનજીના મહત્ત્વનું વર્ણન કરતાં જાંબવાને કહ્યું છે –

**નાથ પવનસુત કીન્હિ જો કરની ।**
**સહસહુઁ મુખ ન જાઇ સો બરની ॥**

(તુ૦ રા૦ સું૦ ૨૯/૫)

'હે નાથ! પવનપુત્ર હનુમાને જે કાર્ય કર્યું તેનું હજાર મુખોથી પણ વર્ણન ન થઈ શકે.'

એના પછી શ્રીહનુમાનજીએ ભગવાનના ચરણોમાં પ્રણામ કર્યાં અને શ્રીરામે હનુમાનજીને હૃદય-સરસા ચાંપ્યા. ત્યારે હનુમાનજીએ કહ્યું, 'દેવી સીતાજી પાતિવ્રત્યના કઠોર નિયમોનું પાલન કરતાં શરીરથી કુશળ છે, હું એમનાં દર્શન કરી આવ્યો છું.' હનુમાનજીનાં આ અમૃત જેવાં વચનો સાંભળીને શ્રીરામ અને લક્ષ્મણજીને ઘણો હર્ષ થયો. ભગવાનના મનનો ભાવ જાણીને હનુમાનજીએ એમને જે રીતે જાનકીદેવીનાં દર્શન થયાં હતાં, તે આખો પ્રસંગ સંભળાવીને એમનું આપેલું ચૂડામણિ ભગવાનને અર્પણ કરી દીધું. એ મણિને લઈને ભગવાન શ્રીરામે હૃદયસરસું ચાંપી દીધું અને એને જોઈ-જોઈને વિરહમાં વ્યાકુળ થવા લાગ્યા.

રામચરિતમાનસમાં સીતાજીનો સંદેશો આપતાં હનુમાનજીએ સીતાજીના પ્રેમની વાત આ રીતે કહી છે –

**નામ પાહરૂ દિવસ નિસિ ધ્યાન તુમ્હાર કપાટ ।**
**લોચન નિજ પદ જંત્રિત જાહિં પ્રાન કેહિં બાટ ॥**

(તુ૦ રા૦ સું૦ ૩૦/૦)

'આપનું નામ રાત-દિવસ પહેરો ભરનારું છે, આપનું ધ્યાન જ બારણું છે, તેમનાં નેત્રો પોતાના ચરણોમાં લાગેલાં છે, આ જ તાળું છે; તો પ્રાણ જાય તો પણ કયા માર્ગે?'

છેવટે ત્યાં સુધી કહી નાખ્યું –

**સીતા કૈ અતિ બિપતિ બિસાલા ।**
**બિનહિં કહે ભલિ દીનદયાલા ॥**

(તુ૦ રા૦ સું૦ ૩૦/૯)

'સીતાજીની વિપત્તિ ઘણી મોટી છે. હે દીનદયાળુ! ન કહેવામાં જ ભલાઈ છે.' (કહેવાથી તમને ઘણું દુઃખ થશે.)

અધ્યાત્મરામાયણમાં આનું વર્ણન આ રીતે છે. સીતાજીના સમાચાર સંભળાવતાં હનુમાનજી કહે છે –

**અભિજ્ઞાં દેહિ મે દેવિ યથા માં વિશ્વસેદ્વિભુઃ ॥**
**ઈત્યુક્તા સા શિરોરત્નં ચૂડાપાશે સ્થિતં પ્રિયમ્ ।**
**દત્ત્વા કાકેન યદ્વૃત્તં ચિત્રકૂટગિરૌ પુરા ॥**
**તદપ્યાહાશ્રુપૂર્ણાક્ષી કુશલં બ્રૂહિ રાઘવમ્ ।**
**લક્ષ્મણં બ્રૂહિ મે કિઞ્ચિદ્ દુરુક્તં ભાષિતં પુરા ॥**

**તત્ક્ષમસ્વાજ્ઞભાવેન ભાષિતં કુલનન્દન।**
**તારયેન્માં યથા રામસ્તથા કુરુ કૃપાન્વિતઃ॥**

× × × ×

**તતઃ પ્રસ્થાપિતો રામ ત્વત્સમીપમિહાગતઃ।**
**તદાગમનવેલાયામશોકવનિકાં પ્રિયામ્॥**
**ઉત્પાટ્ય રાક્ષસાંસ્તત્ર બહૂન્હત્વા ક્ષણાદહમ્।**
**રાવણસ્ય સુતં હત્વા રાવણેનાભિભાષ્ય ચ॥**
**લઙ્કામશેષતો દગ્ધ્વા પુનરપ્યાગમં ક્ષણાત્।**

(અધ્યાત્મ૦ ૫/૫/૫૨–૫૫, ૫૬–૫૯)

'આવતી વખતે મેં સીતાજીને કહ્યું કે 'દેવીજી! મને કોઈ એવી નિશાની આપો, જેથી રઘુનાથજી મારો વિશ્વાસ કરી લે.' મારા આમ કહેવાથી એમણે પોતાના કેશપાશમાં રહેલું પોતાનું પ્રિય ચૂડામણિ મને આપ્યું. પહેલાં ચિત્રકૂટ પર કાગડાની સાથે જે ઘટના બની હતી, તે આખી સંભળાવી અને નેત્રોમાં પાણી ભરીને કહ્યું કે શ્રીરઘુનાથજીને મારું કુશળ કહેજો અને લક્ષ્મણજીને કહેજો, 'કુળનંદન! મેં પહેલાં તમને જે કઠોર વચનો કહ્યાં હતાં, એ અજ્ઞાનવશ કહેલાં વચનો માટે મને ક્ષમા કરજો તથા જે રીતે શ્રીરઘુનાથજી કૃપા કરીને મારો ઉદ્ધાર કરે, એવો પ્રયત્ન કરજો.' એમનો આ સંદેશો લઈને એમનો મોકલેલો હું તમારી પાસે ચાલ્યો આવ્યો. આવતી વખતે મેં રાવણની મનગમતી અશોકવાટિકા ઉજાડી તથા એક ક્ષણમાં જ ઘણા-બધા રાક્ષસો મારી નાખ્યા. રાવણના પુત્ર અક્ષયકુમારને પણ માર્યો અને રાવણ સાથે વાર્તાલાપ કરી લંકાને બધી બાજુથી બાળીને પછી તરત જ અહીં ચાલ્યો આવ્યો.

શ્રીહનુમાનજી પાસેથી સીતાજીના બધા સમાચાર સાંભળીને શ્રીરામ ઘણા ખુશ થયા અને કહેવા લાગ્યા –

**હનુમંસ્તે કૃતં કાર્યં દેવૈરપિ સુદુષ્કરમ્।**
**ઉપકારં ન પશ્યામિ તવ પ્રત્યુપકારિણઃ॥**
**ઈદાનીં તે પ્રયચ્છામિ સર્વસ્વં મમ મારુતે।**
**ઈત્યાલિઙ્ગ્ય સમાકૃષ્ય ગાઢં વાનરપુઙ્ગવમ્॥**
**સાર્દ્રનેત્રો રઘુશ્રેષ્ઠઃ પરાં પ્રીતિમવાપ સઃ।**

(અધ્યાત્મ૦ ૫/૫/૬૦-૬૨)

'વાયુનંદન હનુમાન! તમે જે કાર્ય કર્યું છે, તે દેવતાઓ વડે પણ થવું કાઠું છે. હું આના બદલામાં તમારો શું ઉપકાર કરું, એ નથી જાણતો. હું હમણાં જ તમને મારું સર્વસ્વ આપું છું, એમ કહીને રઘુશ્રેષ્ઠ શ્રીરામે વાનરશ્રેષ્ઠ હનુમાનજીને ખેંચીને ગાઢ આલિંગન કર્યું. એમનાં નેત્રોમાં પ્રેમાશ્રુ ભરાઈ આવ્યાં અને તે પ્રેમમાં મગ્ન થઈ ગયા.'

શ્રીહનુમાનજીનાં બળ, પરાક્રમ, કાર્યકૌશલ, સાહસ અને પવિત્ર પ્રેમનું આ પ્રકરણમાં બધાં રામાયણોમાં ઘણું જ સુંદર વર્ણન મળે છે. વાલ્મીકીય રામાયણના યુદ્ધકાંડમાં શ્રીહનુમાનજીના પ્રભાવનું ઘણું સુંદર વર્ણન છે; અહીં એનું દિગ્દર્શનમાત્ર કરાવવામાં આવે છે.

એક દિવસ ભયાનક યુદ્ધમાં રાવણના મુખ્ય-મુખ્ય સેનાપતિ માર્યા ગયા, રાક્ષસો હતાશ થઈ ગયા. પુત્ર અને ભાઈઓના માર્યા જવાના સમાચાર સાંભળીને રાવણને ઘણી ચિંતા થઈ. એ જોઈને મેઘનાદને ઘણો ક્રોધ ચઢ્યો. તે પિતાજીની સામે પોતાના બળ-પૌરુષનું વર્ણન કરીને એમને ધૈર્ય આપીને ભયાનક યુદ્ધ કરવા માટે યુદ્ધક્ષેત્રમાં આવ્યો. ત્યાં પહોંચીને એણે ઘણું જ ઘમસાણ યુદ્ધ કર્યું અને ઘણા બધા વાનરોને પ્રાણહીન કરી દીધા. એના બ્રહ્માસ્ત્રના પ્રભાવથી શ્રીરામ તથા લક્ષ્મણજી પણ મૂર્ચ્છિત થઈને પૃથ્વી પર પડી ગયા. બચેલા મુખ્ય-મુખ્ય રીંછ અને વાનરો ચિંતામગ્ન થઈ ગયા. ત્યારે વિભીષણે

બધાંને ધૈર્ય આપ્યું અને તે હનુમાનજીને લઈને જ્યાં જાંબવાન પડ્યા હતા, ત્યાં ગયા. ત્યાં જઈને વિભીષણજીએ જાંબવાનની ખબર પૂછી, ત્યારે જાંબવાન પોતાની પીડાનું વર્ણન કરતાં કહેવા લાગ્યા કે, 'હું તમને માત્ર અવાજથી જ ઓળખી શકું છું, જોવાની શક્તિ મારામાં નથી. તમે સૌથી પહેલાં મને એ બતાવો કે વાનરશ્રેષ્ઠ હનુમાનજીના પ્રાણ બચ્યા છે કે નહીં.' ત્યારે વિભીષણજીએ કહ્યું, 'ઋક્ષરાજ! તમે શ્રીરામ અને લક્ષ્મણજીને જતાં કરી પહેલાં માત્ર હનુમાનજીનું કુશળ કેમ પૂછ્યું? રાજા સુગ્રીવજી, અંગદજી તથા શ્રીરામ અને લક્ષ્મણજી ઉપર પણ તમે એટલો જ સ્નેહ પ્રગટ ન કર્યો જેટલો ગાઢ પ્રેમ તમારો પવનકુમાર તરફ જણાઈ રહ્યો છે. આનું શું કારણ છે?'

ત્યારે જાંબવાન બોલ્યા –

**શૃણુ નૈર્ઋતશાર્દૂલ યસ્માત્પૃચ્છામિ મારુતિમ્ ॥**
**અસ્મિઞ્જીવતિ વીરે તુ હતમપ્યહતં બલમ્ ।**
**હનૂમત્યુજ્ઝિતપ્રાણે જીવન્તોઽપિ મૃતા વયમ્ ॥**

(વા૦ રા૦ ૬/૭૪/૨૧-૨૨)

'રાક્ષસરાજ! સાંભળો, હું હનુમાનજી માટે એટલા માટે પૂછી રહ્યો છું કે જો આ સમયે વીરવર હનુમાનજી જીવિત હોય તો આ મરેલી સેના પણ જીવી શકે છે અને જો એમના પ્રાણ નીકળી ગયા હોય તો આપણે જીતી ગયેલા પણ મરેલા જેવા જ છીએ.'

એના પછી શ્રીહનુમાનજીએ એમને પ્રણામ કર્યાં. હનુમાનજીનો અવાજ સાંભળીને જાંબવાનજીમાં નવું જીવન આવી ગયું. એમણે હનુમાનજીને સંજીવની ઔષધિનાં લક્ષણો બતાવીને હિમાલયે મોકલ્યા. એમની આજ્ઞા પ્રમાણે હનુમાનજીએ ત્યાં જઈને ઔષધિની શોધ કરી, પણ ઔષધિ લુપ્ત થઈ જવાને લીધે મળી નહીં. ત્યારે હનુમાનજી એ પર્વતને જ ઉખાડીને લઈ આવ્યા અને આખી વાનર-સેનાને ફરી જીવત-દાન આપ્યું તથા શ્રીરામ અને લક્ષ્મણજી પણ સ્વસ્થ થઈ ગયા. વગેરે.

જ્યારે રાવણ વડે છોડાયેલી અમોઘ શક્તિ લક્ષ્મણજીએ વિભીષણજીની રક્ષા માટે પોતાના ઉપર લઈ લીધી અને માનુષી લીલા કરવા માટે મૂર્ચ્છિત થઈ ગયા, ત્યારે રાવણ લક્ષ્મણજીની પાસે જઈને એમને ઉપાડવા લાગ્યો; પણ આખા જગતના આધારભૂત લક્ષ્મણજીને એ શી રીતે ઉપાડી શકવાનો હતો?

અધ્યાત્મરામાયણમાં લખ્યું છે –

**ગ્રહીતુકામં સૌમિત્રિં રાવણં વીક્ષ્ય મારુતિઃ ॥**
**આજઘાનોરસિ ક્રુદ્ધો વજ્રકલ્પેન મુષ્ટિના ।**
**તેન મુષ્ટિપ્રહારેણ જાનુભ્યામપતદ્ભુવિ ॥**

(અધ્યાત્મ૦ ૬/૬/૧૨-૧૩)

'એ વખતે હનુમાનજીએ જોયું કે રાવણ લક્ષ્મણજીને ઉપાડીને લઈ જવા ઇચ્છે છે ત્યારે તે ગુસ્સે થઈ ગયા અને પોતાની વજ્ર જેવી મુઠ્ઠીથી એની છાતી પર પ્રહાર કર્યો. એ મુષ્ટિપ્રહારથી રાવણ ઘૂંટણિયે પૃથ્વી પર પડી ગયો.' અને હનુમાનજી લક્ષ્મણજીને ઉપાડીને ભગવાન શ્રીરામ પાસે લઈ ગયા.

આ વખતે પણ હનુમાનજી દ્રોણ-પર્વત પર ઔષધિ લાવવા માટે ગયા અને એ જ રીતે પર્વતને ઉખાડી લાવ્યા હતા. આ પ્રસંગનું વર્ણન કરતાં બધાં રામાયણોમાં હનુમાનજીનું અદ્ભુત બળ, પરાક્રમ, બુદ્ધિચાતુર્ય અને પ્રભાવ બતાવવામાં આવ્યાં છે.

રામચરિતમાનસમાં મેઘનાદની શક્તિથી લક્ષ્મણજીના મૂર્ચ્છિત થવાની વાત આવે છે. ત્યાં હનુમાનજી જ જાંબવાનજીના કહેતાં પહેલાં ઘરસહિત સુષેણને ઉપાડીને લાવ્યા છે, પછી

સુષેણના કહેવાથી સંજીવની લેવા ગયા છે અને પર્વત ઉખાડી લાવ્યા છે. શ્રીહનુમાનજીનો સેવાભાવ ઘણો જ વિચિત્ર હતો. એમની સેવાને લીધે ભગવાન શ્રીરામે પોતાને ઋણી માન્યા છે. માતા સીતાજીએ પણ એ જ વાત કહી. લક્ષ્મણજી અને સમસ્ત વાનરોના પ્રાણ બચ્યા. આ જ રીતે વિરહ-વ્યાકુળ ભરતજીને શ્રીરામચંદ્રજીના આવ્યાની સૂચના આપીને એમના પ્રાણ બચાવવાનું કામ પણ હનુમાનજીએ જ કર્યું.

રામચરિતમાનસનું વર્ણન છે –

**રામ બિરહ સાગર મહઁ ભરત મગન મન હોત ।**
**બિપ્ર રૂપ ધરિ પવનસુત આઇ ગયઉ જનુ પોત ॥**

(તુ૦ રા૦ ઉ૦ ૧/૦ (ક))

'શ્રીરામચંદ્રજીના વિરહ-સાગરમાં ભરતજીનું મન ડૂબી રહ્યું હતું, એ જ વખતે પવનપુત્ર હનુમાનજી બ્રાહ્મણનું રૂપ ધરીને એવી રીતે પધાર્યા જાણે તેમને ડૂબતા બચાવવા માટે જહાજ આવ્યું હોય.'

ત્યાં શ્રીહનુમાનજી ભરતજીની પ્રેમ-દશા જોઈને કહે છે –

**જાસુ બિરહઁ સોચહુ દિન રાતી ।**
**રટહુ નિરંતર ગુન ગન પાઁતી ॥**
**રઘુકુલ તિલક સુજન સુખદાતા ।**
**આયઉ કુસલ દેવ મુનિ ત્રાતા ॥**

(તુ૦ રા૦ ઉ૦ ૧/૩, ૪)

'જેમના વિરહમાં આપ દિવસ-રાત ચિંતન કરતા રહો છો અને જેમના ગુણ-સમૂહની પંક્તિઓને તમે નિરંતર રટતા રહો છો, તે જ રઘુકુળના તિલક, સજ્જનોને સુખ આપનાર અને દેવતાઓ તથા મુનિઓના રક્ષક શ્રીરામજી સકુશળ આવી ગયા.'

આ રીતે શ્રીરામના આવવાના કુશળ-સમાચાર સાંભળતાં જ શ્રીભરતજીમાં જીવનનો સંચાર થઈ આવ્યો. એમના પૂછવાથી પોતાનો પરિચય આપતાં હનુમાનજી કહે છે –

**મારુત સુત મૈં કપિ હનુમાના ।**
**નામુ મોર સુનુ કૃપાનિધાના ॥**
**દીનબંધુ રઘુપતિ કર કિંકર ।**

(તુ૦ રા૦ ઉ૦ ૧/૮, ૯ પહેલું ચરણ)

'હે કૃપાનિધાન! સાંભળો. હું પવનનો પુત્ર તથા જાતિથી વાનર છું, મારું નામ હનુમાન છે. હું દીનબંધુ શ્રીરઘુનાથજીનો સેવક છું.'

કેટલો વિનયભાવ છે! આ વાત સાંભળતાં જ ભરતજી ઊઠીને ઘણા હર્ષથી અને આદર સાથે એમને મળ્યા. પોતાના આનંદનું વર્ણન કરતાં છેવટે ત્યાં સુધી કહી દીધું –

**નાહિન તાત ઉરિન મૈં તોહી ।**
**અબ પ્રભુ ચરિત સુનાવહુ મોહી ॥**

(તુ૦ રા૦ ઉ૦ ૧/૧૪)

'હે તાત! હું તમારું ઋણ ક્યારેય નહીં ચૂકવી શકું. હવે મને પ્રભુનું ચરિત્ર સંભળાવો.'

આ રીતે શ્રીહનુમાનજીએ બધાંની સેવા કરી, જેના કારણે બધાંએ પોતાને એમના ઋણી માન્યા. ભગવાન શ્રીરામના રાજસિંહાસન પર આરૂઢ થઈ ગયા પછી પણ તેઓ હંમેશાં એમની સેવામાં જ રહ્યા. બીજા બધા વાનર અને રાક્ષસ પોતપોતાના ઘરે પાછા ફર્યા, પણ હનુમાનજી ન ગયા. ભગવાન શ્રીરામચંદ્રજીએ જ્યારે અશ્વમેધ યજ્ઞ કર્યો હતો, એ વખતે હનુમાનજી પણ ઘોડાની રક્ષા માટે શત્રુઘ્નજીની સાથે ગયા હતા.

પદ્મપુરાણના પાતાલખંડમાં રામાશ્વમેધ યજ્ઞની કથાનું વિસ્તૃત વર્ણન છે. ત્યાં પણ શ્રીહનુમાનજીના મહત્ત્વનું ઘણું સુંદર વર્ણન આવે છે. જ્યારે શ્રીરામાશ્વમેધનો ઘોડો અનેક દેશોમાં ભ્રમણ કરતો રાજા સુબાહુની રાજધાની ચક્રાંકા નગરીની પાસે પહોંચ્યો, ત્યારે રાજાના પુત્ર દમને એ ઘોડાને

પકડી લીધો. એ રાજાના બીજા પણ ઘણા પુત્ર અને ભાઈ ઘણા શૂરવીર હતા તથા તે પોતે પણ ખૂબ જ વીર યોદ્ધો હતો. ત્યાં બંને બાજુથી ઘણું ભયંકર યુદ્ધ થયું. છેવટે રાજા સુબાહુની સાથે હનુમાનજીનું ઘોર યુદ્ધ થયું. એમાં કપિવર હનુમાનજીએ વારંવાર રાજાને હેરાન કર્યો, એના રથનો ઘોડાઓ સહિત ચૂરો કરી નાખ્યો અને ઘણા જોરથી રાજાની છાતીમાં એક લાત મારી. એના વાગતાં જ રાજા સુબાહુ મૂર્ચ્છિત થઈને પૃથ્વી પર પડી ગયો. શ્રીહનુમાનજીના પદાઘાતથી એનો મોહ નષ્ટ થઈ ગયો. એમના મનમાં શ્રીરામની ભક્તિ પ્રગટ થઈ ગઈ. તે સ્વપ્નમાં જુએ છે –

**રામચન્દ્રસ્ત્વયોધ્યાયાં સરયૂતીરમણ્ડપે ।**
**બ્રાહ્મણૈર્યાજ્ઞિકશ્રેષ્ઠૈર્બહુભિઃ પરિવારિતઃ ॥**
**તત્ર બ્રહ્માદયો દેવાસ્તત્ર બ્રહ્માણ્ડકોટયઃ ।**
**કૃતપ્રાઞ્જલયસ્તં વૈ સ્તુવન્તિ સ્તુતિભિર્મુહુઃ ॥**

(પદ્મ૦ પુ૦ ૨૮/૪૯-૫૦)

'અયોધ્યાપુરીમાં સરયૂ નદીના તીર પર શ્રીરામચંદ્રજી યજ્ઞમંડપની અંદર વિરાજમાન છે. યજ્ઞ કરાવનારાઓમાં શ્રેષ્ઠ બ્રાહ્મણ એમને ઘેરીને બેઠેલા છે. કરોડો બ્રાહ્મણોના બ્રહ્માદિ દેવતા હાથ જોડીને ઊભા છે અને વારંવાર શ્રીરામની સ્તુતિ કરી રહ્યા છે.' – વગેરે.

આ પ્રકારનું અદ્ભુત સ્વપ્ન જોતાં જ રાજાને શ્રીરામ-તત્ત્વનું જ્ઞાન થઈ ગયું. તે તરત જ મૂર્ચ્છાથી ઊઠ્યો અને શત્રુઘ્નજીના ચરણો તરફ પગપાળા જ ચાલી નીકળ્યો. યુદ્ધ બંધ કરવાની ઘોષણા કરતાં એણે પોતાના પુત્ર અને બન્ધુ-બાન્ધવોને કહ્યું –

**એષ રામઃ પરં બ્રહ્મ કાર્યકારણતઃ પરમ્ ।**
**ચરાચરજગત્સ્વામી ન માનુષવપુર્ધરઃ ॥**
**એતદ્ધિ બ્રહ્મવિજ્ઞાનમધુના જ્ઞાતવાનહમ્ ।**

(પદ્મ૦ પુ૦ ૨૮/૫૯-૬૦)

'આ શ્રીરામચંદ્રજી કાર્ય અને કારણથી પર સાક્ષાત્ પરબ્રહ્મ છે. આ ચરાચર જગતના સ્વામી છે. માનવશરીર ધારણ કરવા છતાં પણ એ વાસ્તવમાં મનુષ્ય નથી. એમને આ રૂપમાં જાણી લેવા તે જ બ્રહ્મજ્ઞાન છે. આ તત્ત્વને હું હવે સમજી શક્યો છું.' એટલું કહીને એણે પોતાના પુત્રોને અસિતાંગ મુનિ દ્વારા પોતાને શાપ પ્રાપ્ત થયાની આખી કથા કહી સંભળાવી અને ઘોડાને લઈને પોતાના બન્ધુ-બાન્ધવોની સાથે શત્રુઘ્નજીની શરણમાં જઈ પડ્યો. ત્યાં તેણે કૃતજ્ઞતા પ્રગટ કરતાં હનુમાનજી વિશે કહ્યું છે –

**ક્વાસૌ હનૂમાન્ રામસ્ય ચરણામ્ભોજષટ્પદઃ ।**
**યત્પ્રસાદાદહં પ્રાપ્સ્યે રાજરાજસ્ય દર્શનમ્ ॥**
**સાધૂનાં સઙ્ગમે કિં કિં પ્રાપ્યતે ન મહીતલે ।**
**યત્પ્રસાદાદહં મૂઢો બ્રહ્મશાપમતીતરમ્ ॥**

(પદ્મ૦ પુ૦ ૨૯/૩૨-૩૩)

'શ્રીરામનાં ચરણ-કમળોના મધુકર તે હનુમાન ક્યાં છે? એમની જ કૃપાથી હું રાજાધિરાજ શ્રીરામચંદ્રજીનાં દર્શન કરીશ. સાધુસંગ મળી જવાથી આ પૃથ્વી પર મનુષ્યને શું શું નથી મળી જતું. હું મહામૂર્ખ હતો, પણ સત્સંગના પ્રભાવથી આજે ઘોર બ્રહ્મશાપમાંથી મારો ઉદ્ધાર થઈ ગયો.'

એના પછી અનેક દેશો પર વિજય કરતા કરતા જ્યારે યજ્ઞનો ઘોડો રાજા સત્યવાનના નગરની આગળ જઈ રહ્યો હતો, એ વખતે વિદ્યુન્માલી નામના રાક્ષસે એ ઘોડાને ચોરી લીધો અને પોતાના સૈનિક રાક્ષસો સહિત વિમાનમાં બેસીને આકાશમાં જઈને પ્રગટ થયો. ત્યાં એ રાક્ષસની સાથે શત્રુઘ્નજીની સેનાનું ઘણું ભયાનક યુદ્ધ થયું. એ વખતે શ્રીહનુમાનજીએ એ રાક્ષસની સાથે યુદ્ધમાં પોતાનું પરાક્રમ દેખાડવાની જે પ્રતિજ્ઞા કરી છે, એનાથી એ વાતની ખબર પડે છે કે શ્રીહનુમાનજી ભગવાન

રામ પર કેટલો ભરોસો રાખતા હતા. તે ભગવાન શ્રીરામની કૃપાના ભરોસા પર પોતાની અદ્ભુત શક્તિ માનતા હતા. એમણે પહેલાં જેવી પ્રતિજ્ઞા કરી, એ જ રીતે યુદ્ધમાં પણ પોતાનું અદ્ભુત પરાક્રમ બતાવ્યું. તે આકાશમાં જઈને વિમાન પર શત્રુપક્ષના મહાન દૈત્યોને નખોથી વિદીર્ણ કરીને મોતને ઘાટ ઉતારવા લાગ્યા. કેટલાકને પૂંછડાથી મારી નાખ્યા, કેટલાકને પગથી કચડી નાખ્યા અને કેટલાકને હાથોથી ચીરી નાખ્યા. જ્યારે ક્રોધમાં ભરાઈને રાક્ષસરાજ વિદ્યુન્માલીએ અત્યંત તેજસ્વી ભયાનક ત્રિશૂળનો પ્રહાર કર્યો, ત્યારે એને હનુમાનજીએ પોતાના મુખમાં પકડી લીધો અને દાંતોથી ચાવીને ભુક્કે-ભુક્કો કરી નાખ્યો તથા એ દૈત્યરાજને લાફાઓના મારથી હેરાન કરી દીધો. એના પછી શત્રુઘ્નજીએ વિદ્યુન્માલી અને વજ્રદંષ્ટ્રને મારી પટક્યો. ગણ્યા-ગાંઠ્યા રાક્ષસો એમની શરણમાં આવી ગયા.

ત્યાંથી જઈને તે આરણ્યક મુનિને મળ્યા. એના પછી તે ઘોડો દેવપુરની પાસે પહોંચ્યો, ત્યાં રાજા વીરમણિ અને એના પુત્રો સાથે શત્રુઘ્નજીની સેનાનું ખૂબ ભયંકર યુદ્ધ થયું. રાજા વીરમણિ ભગવાન શંકરનો પરમ ભક્ત હતો. આથી ત્યાં એની સહાયતા માટે સ્વયં ભગવાન શંકર પણ પોતાના ગણોની સાથે રણક્ષેત્રમાં યુદ્ધ કરવા માટે પધાર્યા હતા. એ ઘોર યુદ્ધમાં જ્યારે રાજકુમાર પુષ્કલ માર્યા ગયા અને શત્રુઘ્નજી પણ મૂર્ચ્છિત થઈ ગયા, એ વખતે શ્રીહનુમાનજીએ અદ્ભુત પરાક્રમ બતાવ્યું. સાક્ષાત્ ભગવાન શંકરની સાથે એમણે ઘોર યુદ્ધ કર્યું તથા સારથિ અને ઘોડાઓ સાથે શિવજીના રથનો ભુક્કે-ભુક્કો કરી નાખ્યો. જ્યારે ભગવાન શિવજી નંદી પર સવાર થઈને યુદ્ધ કરવા લાગ્યા, ત્યારે હનુમાનજીએ શાલવૃક્ષનો પ્રહાર કરીને શિવજીને વ્યાકુળ કરી દીધા. પછી ભગવાન શંકરે એમના પર પોતાનું ત્રિશૂળ ચલાવ્યું. હનુમાનજીએ એને પકડી લીધું અને ક્ષણભરમાં જ ભાંગીને ભુક્કો કરી નાખ્યું. અનેક પ્રકારના પ્રહારોથી શિવજીને હેરાન કરીને છેલ્લે ભૂતનાથ ભગવાન શિવજીને પોતાના પૂંછડામાં લપેટી દીધા. આ જોઈને નંદી ભયભીત થઈ ગયા. આ રીતે જ્યારે હનુમાનજીએ શિવજીને વ્યાકુળ કરી દીધા, ત્યારે હનુમાનજીના યુદ્ધથી પ્રસન્ન થઈને શંકર કહેવા લાગ્યા, 'શ્રીરઘુનાથજીના સેવક હનુમાન! તમે ધન્ય છો. આજે તમે મહાન પરાક્રમ કરી દેખાડ્યું. આનાથી મને ઘણો સંતોષ થયો. આથી તમે મારી પાસે વરદાન માગો.'

ત્યારે હનુમાનજીએ હસીને નિર્ભય વાણીથી કહ્યું, 'મહેશ્વર! રઘુનાથજીની કૃપાથી મને બધું જ પ્રાપ્ત છે; છતાં પણ તમારી પ્રસન્નતા માટે હું એ જ વરદાન માગું છું કે જ્યાં સુધી હું દ્રોણ-પર્વત પર જઈને ઔષધ લઈ આવું, ત્યાં સુધી તમે પોતાના ગણો સહિત અમારા પક્ષના મરેલા વીરોનાં શરીરોની રક્ષા કરતા રહો. એમને કોઈ ખંડ-ખંડ ન કરી જાય.' શિવજીએ એમની માગણી સ્વીકારી લીધી. એના પછી હનુમાનજી જે રીતે લંકાપુરીમાં સંજીવની જડી-બૂટી લાવ્યા હતા, એ જ રીતે તરત જ સંજીવની જડી-બૂટી લઈ આવ્યા. પહેલાં રાજકુમાર પુષ્કલને જીવાડ્યા, ત્યાર બાદ શત્રુઘ્નજીની મૂર્ચ્છા દૂર કરી અને બધા જ વીરોને જીવન-દાન આપ્યું. આ રીતે એ ભયાનક યુદ્ધમાં હનુમાનજીના જ પરાક્રમથી બધાના પ્રાણ બચ્યા. અંતે ત્યાં ભગવાન શ્રીરામ પોતે પધાર્યા. ભગવાન શિવજીએ રાજા વીરમણિને સમજાવીને શ્રીરામના ભક્ત બનાવી દીધા.

એના પછી તે ઘોડો અનેક દેશ-દેશાંતરોમાં ફરતો ફરતો રાજા સુરથ વડે રક્ષિત કુંડલનગરની પાસે પહોંચ્યો. રાજા સુરથ ભગવાન રામના પરમ ભક્ત હતા. એમણે ભગવાન શ્રીરામનાં દર્શનાર્થે એમના ઘોડાને પકડી લીધો. ત્યાં રાજા સુરથની સાથે શત્રુઘ્નજીનું ઘણું જ ઘોર યુદ્ધ થયું. એ યુદ્ધમાં જ્યારે રાજા સુરથનો પુત્ર ચંપક રાજકુમાર પુષ્કલને બાંધીને નગરમાં લઈ જવા લાગ્યો, એ વખતે શત્રુઘ્નજીની પ્રેરણાથી હનુમાનજી ત્યાં ગયા. જતાં જ એમણે રથમાંથી ચંપકને ઉપાડી લીધો અને એને લઈને આકાશમાં જતા રહ્યા. તે આકાશમાં જ હનુમાનજી સાથે બાહુયુદ્ધ કરવા લાગ્યો. રાજકુમાર ચંપકનું અદ્ભુત પરાક્રમ જોઈને હસતાં-હસતાં હનુમાનજીએ એનો પગ પકડી લીધો અને એને સો વખત ફેરવીને હાથીની અંબાડી પર દઈ માર્યો - રાજકુમાર પડતાં જ મૂર્ચ્છિત થઈ ગયો.

પોતાના પુત્રને મૂર્ચ્છિત થયેલો જોઈને રાજા સુરથ પોતે હનુમાનજી સાથે યુદ્ધ કરવા માટે આવ્યા. એમણે હનુમાનજીના બળ અને પરાક્રમની તથા રામભક્તિની સાચા હૃદયથી પ્રશંસા કરી અને સાથે સાથે જ એ પ્રતિજ્ઞા પણ કરી કે, 'હું તમને બાંધીને પોતાના નગરમાં લઈ જઈશ.' એની વાતનો ઉત્તર આપતાં હનુમાનજીએ કહ્યું કે, 'રાજન્! તમે શ્રીરઘુનાથજીના ચરણોનું ચિંતન કરનારા છો અને હું પણ એમનો જ સેવક છું. જો તમે મને બાંધી લેશો તો મારા સ્વામી મને બળપૂર્વક છોડાવી લેશે. હે વીર! તમે પોતાની પ્રતિજ્ઞા પૂરી કરો. જેઓ શ્રીરામચંદ્રજીનું સ્મરણ કરે છે, એમને કદી દુઃખ નથી પડતું.'

આ રીતે વાતચીત થયા બાદ રાજા સુરથની સાથે હનુમાનજીનું ભયંકર યુદ્ધ થયું. હનુમાનજીએ એ યુદ્ધમાં રાજા સુરથના એક-એક કરીને ઓગણપચાસ રથ તોડી નાખ્યા. રાજાની આખી સેના હેરાન થઈ ગઈ અને સ્વયં રાજાને પણ ઘણું આશ્ચર્ય થયું. રાજાએ શ્રીહનુમાનજીના બળની અત્યંત પ્રશંસા કરી. રાજાએ પાશુપતાસ્ત્ર વડે હનુમાનજીને બાંધવાનો પ્રયત્ન કર્યો. એક વાર તો લોકો સમજ્યા કે હનુમાન બંધાઈ ગયા, પણ શ્રીહનુમાનજીએ પોતાના મનમાં ભગવાન શ્રીરામનું સ્મરણ કરીને ક્ષણમાત્રમાં એ અસ્ત્રના બંધનને તોડી નાખ્યું. રાજાએ બ્રહ્માસ્ત્ર ચલાવ્યું તો તેને પણ હનુમાનજી ગળી ગયા. અંતે ભગવાન રામનું સ્મરણ કરીને શ્રીરામાસ્ત્રને પોતાના ધનુષ પર ચઢાવ્યું અને એનો પ્રયોગ કરીને હનુમાનજીને કહ્યું કે, 'કપિશ્રેષ્ઠ! હવે તમે બંધાઈ ગયા.' હનુમાનજીએ કહ્યું – 'રાજન્! તમે મારા સ્વામી શ્રીરામના જ અસ્ત્રથી બાંધ્યો છે, બીજા કોઈ પ્રાકૃત અસ્ત્રથી નહીં. આથી હું એનો આદર કરું છું. હવે તમે મને પોતાના નગરમાં લઈ જઈ શકો છો.'

રાજા સુરથની સાથે શ્રીહનુમાનજીની વાતો થઈ, એમાં અદ્ભુત પ્રેમ ભરેલો છે. શ્રીહનુમાનજીને વળી કોણ બાંધી શકે છે? તે તો પોતે પોતાની ઈચ્છાથી જ ભગવાનના પરમભક્ત સુરથની પ્રતિજ્ઞા સાચી કરવા માટે અને પોતાના સ્વામીના અસ્ત્રનું સન્માન રાખવા માટે બંધાઈ ગયા.

ત્યાર બાદ ત્યાં હનુમાનજીના બોલાવવાથી ભગવાન શ્રીરામચંદ્રજી પોતે પધાર્યા અને એમણે રાજા સુરથને દર્શન આપીને એમને કૃતાર્થ કર્યા. આ રીતે પદ્મપુરાણના પાતાલખંડમાં શ્રીહનુમાનજીના મહત્ત્વનું ઘણું જ સુંદર વર્ણન છે. અહીં તે ખૂબ જ સંક્ષેપમાં લખવામાં આવ્યું છે.

પરમધામ પધારતી વખતે ભગવાન શ્રીરામચંદ્રજી કપિવર શ્રીહનુમાનજીને જગતનું કલ્યાણ કરવા માટે અહીં જ રહેવાની આજ્ઞા આપી ગયા. વાલ્મીકીય રામાયણમાં શ્રીરામ

પરમધામ પધારતી વખતે હનુમાનજીને કહે છે -
**મત્કથાઃ પ્રચરિષ્યન્તિ યાવલ્લોકે હરીશ્વર ॥**
**તાવદ્ રમસ્વ સુપ્રીતો મદ્વાક્યમનુપાલયન્ ।**
(વા૦ રા૦ ઉત્તર૦ ૧૦૮/૩૩-૩૪)

'વાનરશ્રેષ્ઠ! સંસારમાં જ્યાં સુધી મારી કથાઓનો પ્રચાર રહે, ત્યાં સુધી તમે પણ મારી આજ્ઞાનું પાલન કરતાં ખુશીથી વિચરતા રહો.' મહાત્મા રામચંદ્રજીના કહેવાથી હનુમાનજીને ઘણો હર્ષ થયો અને એમણે કહ્યું –

**યાવત્તવ કથા લોકે વિચરિષ્યતિ પાવની ॥**
**તાવત્સ્થાસ્યામિ મેદિન્યાં તવાજ્ઞામનુપાલયન્ ।**
(વા૦ રા૦ ઉત્તર૦ ૧૦૮/૩૫-૩૬)

'પ્રભો! સંસારમાં જ્યાં સુધી તમારી પાવન કથાનો પ્રચાર રહેશે, ત્યાં સુધી તમારા આદેશનું પાલન કરતો હું આ પૃથ્વી પર જ રહીશ.'

દ્વાપરયુગમાં હનુમાનજીએ ભીમસેન અને અર્જુનને પણ દર્શન આપ્યાં હતાં. કળિયુગમાં પણ તમારા પ્રગટ થવાની ઘણી કથાઓ મળે છે. તમારા ગુણ, પ્રભાવ અને માહાત્મ્યનો ઘણો વિસ્તાર છે. અહીં ઘણા જ સંક્ષેપમાં એનું દિશાસૂચન કરાયેલું છે. આ લેખથી શ્રીહનુમાનજીના અતુલિત ગુણોનું ચિંતન કરીને લાભ ઉઠાવવો જોઈએ. એમને આદર્શ બનાવીને અખંડ બ્રહ્મચર્ય, અટલ ભગવદ્ભક્તિ, વીરતા, ધીરતા, બળ, પરાક્રમ, વિદ્યા, સાહસ અને બુદ્ધિમત્તા વગેરે ગુણો ધારણ કરવાનો પ્રયત્ન કરવો જોઈએ.



## વાલ્મીકીય રામાયણનો મહિમા

શ્રીસૂતજીનું વચન છે–

**ઈતિહાસપુરાણાભ્યાં વેદં સમુપબૃંહયેત્ ।**
**બિભેત્યલ્પશ્રુતાદ્ વેદો મામયં પ્રહરિષ્યતિ ॥**
(પદ્મપુરાણ સૃષ્ટિખંડ ૨/૫૧-૫૨)

'ઈતિહાસ તથા પુરાણોના અધ્યયનથી વેદોનું જ્ઞાન વધારવું - પરિષ્કૃત કરવું જોઈએ. જો કોઈ માણસ ઈતિહાસ-પુરાણોનું જ્ઞાન પ્રાપ્ત કર્યા વિના જ વેદોમાં માથું મારે છે તો એનાથી વેદો ડરે છે કે ક્યાંક આ અમારા પર પ્રહાર ન કરી બેસે - અર્થનો અનર્થ ન કરી નાખે.'

સૌ પહેલાં તો વેદોના અધ્યયનનો અધિકાર જ સૌને નથી. વળી વેદોની ભાષા ઘણી પ્રાચીન તથા એમનો અર્થ ઘણો ગંભીર અને દુરૂહ હોવાને લીધે એને બધા લોકો સરળતાથી સમજી નથી શકતા. યુગ-ધર્મ અનુસાર વેદોના પઠન-પાઠનની પરંપરા પણ ધીરે ધીરે ઊઠી રહી છે. બ્રાહ્મણોમાં પણ વૈદિક વિદ્વાન શોધવા છતાં પણ મુશ્કેલીથી મળે છે. આનું કારણ એ જ છે કે વેદોનું સાંગોપાંગ અધ્યયન કરવા માટે પ્રચુર સમય તેમજ પ્રખર બુદ્ધિની આવશ્યકતા છે અને હાલના યુગમાં બંનેની - પ્રચુર સમય તેમજ પ્રખર બુદ્ધિની - ઊણપ દેખાઈ રહી છે. માણસના આયુષ્ય અને એની બુદ્ધિ - બંનેનો ધીરે ધીરે હ્રાસ થતો જઈ રહ્યો છે. વેદોના અધ્યયન માટે બ્રહ્મચર્યની પણ ખાસ આવશ્યકતા છે અને બ્રહ્મચર્યાશ્રમનો તો ઘણું કરીને લોપ જ થતો જઈ રહ્યો છે. આ બધી બાબતોનો વિચાર કરીને જ આપણા ત્રિકાળદર્શી મહર્ષિઓએ વૈદિક જ્ઞાનને સરળ તેમ જ સુબોધ ભાષામાં તથા રોચક રીતે આમ જનતાની સામે રજૂ કરવાના ઉદ્દેશ્યથી જ ઈતિહાસ તેમજ પુરાણોને પ્રગટ કર્યાં. ઈતિહાસગ્રંથોમાં રામાયણ અને મહાભારત - એ બે જ ગ્રંથો હાલમાં ઉપલબ્ધ છે. બંને ગ્રંથો ભારતીય વાઙ્મયના મુગટ-મણિ છે તેમજ એ આર્યસભ્યતાનું ગૌરવ છે. બંનેમાં

ભક્તિ, જ્ઞાન, વૈરાગ્ય, સદાચાર, નીતિ તેમજ ધર્મની શિક્ષા પુષ્કળ પ્રમાણમાં ભરેલી પડી છે. એકમાં મર્યાદા-પુરુષોત્તમ ભગવાન શ્રીરામની દિવ્ય લીલાઓનું વર્ણન છે તો બીજામાં માળામાં પરોવાયેલા દોરાની જેમ લીલા-પુરુષોત્તમ ભગવાન શ્રીકૃષ્ણનો મહિમા વણાયેલો છે. બંનેમાં ય ભારતીય સંસ્કૃતિનું જીવંત સ્વરૂપ દૃષ્ટિગોચર થાય છે. સંસ્કૃત સાહિત્યમાં દૃશ્ય તેમજ શ્રાવ્ય કાવ્યના જેટલા પણ ગ્રંથો બન્યા એ સૌની રચના ઘણું કરીને આ બે ગ્રંથોના આધારે જ થયેલી છે.

આ બે ગ્રંથો આર્યજાતિના ઋષિપ્રણીત સાચા ઈતિહાસ તો છે જ, સાથે સાથે બંને ગ્રંથોનું કવિતાની દૃષ્ટિએ પણ ઘણું ઊંચું સ્થાન છે. છતાં પણ મહાભારતને 'ઈતિહાસ' જ કહેવાય છે, એની ગણના કાવ્યોમાં થતી નથી. ઈતિહાસની સાથે સાથે 'આદિકાવ્ય' કહેવડાવવાનું ગૌરવ તો વાલ્મીકીય રામાયણને જ પ્રાપ્ત થયેલું છે. કાવ્યની વિશેષતા એ જ છે કે એના દ્વારા આપણને 'કાંતા-સંમિત' ઉપદેશ મળે છે. જ્યાં વેદો **'સત્યં વદ', 'ધર્મં ચર', 'આચારાન્મા પ્રમદઃ', પ્રજાતન્તું મા વ્યવચ્છેત્સીઃ'** વગેરે વિધિવાક્યો દ્વારા ગુરુની જેમ ઉપદેશ કરે છે અને ઈતિહાસ-પુરાણ આપણને **'રામવદ્ વર્તિતવ્યં ન રાવણવત્'** (રામની જેમ વર્તવું, રાવણની જેમ નહીં) એમ મિત્રની જેમ હિતભરી સલાહ આપે છે, ત્યાં કાવ્ય આપણને કાંતાની જેમ રોચક અને મધુર શબ્દોમાં પ્રેમભરી હળવી મંત્રણા કે સલાહ આપે છે. **'માતૃદેવો ભવ', 'પિતૃદેવો ભવ'** વગેરે વેદવાક્યોની આપણા પર એટલી અસર નથી થતી જેટલી ભગવાન શ્રીરામની માતૃભક્તિ અને પિતૃભક્તિના કાવ્યમય વર્ણનની થાય છે. આ જાતના 'કાંતાસંમિત' ઉપદેશ આપનારાં કાવ્યોમાં વાલ્મીકીય રામાયણનું સ્થાન સર્વોપરિ છે. રચના-કૌશલ તેમજ વિષય-વસ્તુ બંનેની દૃષ્ટિએ રામાયણ જગતનાં સમસ્ત કાવ્યોમાં શીર્ષસ્થાને છે.

માણસે કેવી સ્થિતિમાં કોની સાથે કેવું વર્તન કરવું; કેવી રીતે પોતાના કુટુંબના તેમજ સંસારના અન્ય માણસોને સુખ આપવા માટે પોતાનાં બધી જાતનાં સુખનો ત્યાગ કરીને પોતે બધી જાતનું કષ્ટ સહન કરવા તત્પર રહેવું; કેવી રીતે સત્ય, ન્યાય, સદાચાર અને પ્રતિજ્ઞાપાલનમાં દૃઢ રહીને જીવનને આદર્શરૂપ બનાવવું જોઈએ – વગેરે સામાજિક, નૈતિક તેમજ ધાર્મિક શિક્ષાઓનો તો વાલ્મીકીય રામાયણ ભંડાર છે. આમાં પૂર્ણબ્રહ્મ પરમાત્મા શ્રીરામચંદ્રજીની પાવન મનુષ્ય-લીલાનું સર્વાંગ-સુંદર ચિત્રણ કરવામાં આવ્યું છે. સાથે સાથે જગત-જનની સીતાના આદર્શ પતિવ્રતાધર્મ, ભરતનો અનુપમ ભ્રાતૃપ્રેમ અને ત્યાગ, રાજા દશરથનો અનોખો વાત્સલ્ય-પ્રેમ, કૌસલ્યાનું મહાન સૌજન્ય, શ્રવણની અનુકરણીય પિતૃભક્તિ, હનુમાનજીની અતુલનીય સ્વામીભક્તિ; વિભીષણની અસાધારણ ન્યાયપ્રિયતા, અયોધ્યાની પ્રજાનો શ્રીરામ પ્રત્યેનો સ્વાભાવિક સ્નેહ તથા ભગવાન શ્રીરામચંદ્રનું સૌની સાથે શ્રદ્ધા, દયા તેમજ પ્રેમપૂર્ણ યથાયોગ્ય વર્તન – વગેરે સઘળા વિષયોનું સાંગોપાંગ વર્ણન થયેલું છે. આના શ્લોક ઘણા જ મધુર, કાવ્યોચિત ગુણો તેમજ અલંકારોથી વિભૂષિત, તાલ-સ્વર સાથે ગાઈ શકાય એવા તેમજ ગંભીર અર્થસભર છે. આમાં સઘળા રસોનો ઘણી જ સુંદર રીતે સમાવેશ કરવામાં આવ્યો છે. કરુણ રસ તો આ ગ્રંથનો પ્રાણ જ છે. આ રીતે આ ગ્રંથ બધી રીતે ઘણો ઉપાદેય છે.

વાલ્મીકીય રામાયણ ઉચ્ચકોટિનું મહાકાવ્ય હોવાની સાથે સાથે જ ભગવાન શ્રીરામચંદ્રજીની અવતારલીલાનો સાચો ઈતિહાસ છે – એ વાત

આપણે ન ભૂલવી જોઈએ. સાક્ષાત્ સ્વયંભૂ બ્રહ્માજીએ ગ્રંથકર્તાને ગ્રંથ-રચના થયા અગાઉ એવું વરદાન આપ્યું હતું કે 'રામ-ચરિત્રસંબંધી સઘળી બાબતો તને આપમેળે વિદિત થઈ જશે.' આ વરદાન અનુસાર જ સઘળી બાબતો સારી પેઠે જાણીને મહર્ષિએ એ બાબતોને પોતાના ચરિત્ર-નાયકના અવતારકાળે જ શ્લોકબદ્ધ કરીને એમના જ પુત્રો કુશ અને લવને કંઠસ્થ કરાવી દીધી તથા એમના જ દ્વારા ભવિષ્યમાં થનારી ઘટનાઓ સહિત આખે આખું ચરિત્ર સ્વયં ચરિત્ર-નાયકને ભરી સભામાં સંભળાવી દીધું. આનાથી વધીને આ ગ્રંથની ઐતિહાસિકતાનું પ્રમાણ બીજું શું હોઈ શકે છે. આ સ્થિતિમાં એમાં અસત્ય, પ્રમાદ અથવા અતિશયોક્તિની કલ્પના પણ નથી થઈ શકતી. આવા સર્વમાન્ય તેમજ સર્વોપયોગી ગ્રંથનો જનતામાં જેટલો પણ પ્રચાર થશે, એટલું જ જગતનું કલ્યાણ થશે.

મારા મત મુજબ આ ગ્રંથને વાંચવા-સાંભળવાનો અધિકાર મનુષ્યમાત્રને છે, ભલે એ કોઈ પણ સમુદાય કે જાતિનો કેમ ન હોય. દરેક મનુષ્ય આનું અધ્યયન કરીને એમાં આવેલા ઉત્તમોત્તમ ઉપદેશોને અધિકાર મુજબ આચરણમાં ઉતારીને પોતાના મનુષ્ય-જીવનને આદર્શ તેમજ સફળ બનાવી શકે છે.



## ગો-મહિમા અને ગોરક્ષાની આવશ્યકતા

ગોરક્ષા હિંદુ ધર્મનું એક મુખ્ય અંગ માનવામાં આવ્યું છે. લગભગ દરેક હિંદુ ગાયને 'માતા' કહીને બોલાવે છે અને માતા જેટલો જ એનો આદર કરે છે. જે રીતે કોઈ પણ પુત્ર પોતાની માતા પ્રત્યે કરવામાં આવેલા અત્યાચારને સહી નહીં શકે, એ જ રીતે એક આસ્તિક અને સાચો હિંદુ ગાયમાતા પ્રત્યે કરવામાં આવતા નિર્દયતાના વ્યવહારને સહી નહીં શકે; ગાયની હિંસાની તો એ કલ્પના પણ નહીં કરી શકે. ગાયનો જીવ બચાવવા માટે એ પોતાના પ્રાણોની આહુતિ આપી દેશે, પણ ગાયનો વાળ પણ વાંકો નહીં થવા દે. મર્યાદાપુરુષોત્તમ ભગવાન શ્રીરામના પૂર્વજ રાજા દિલીપના ચરિત્રથી પણ લોકો પરિચિત છે. એમણે પોતાના કુલગુરુ મહર્ષિ વસિષ્ઠજીની વાછરડી નંદિનીની રક્ષા કરવા માટે થઈને સિંહને પોતાનું શરીર અર્પી દીધું, પણ પોતાના જીવતાં એની હિંસા ન થવા દીધી. પાંડવશિરોમણિ અર્જુને ગોરક્ષા માટે બાર વર્ષોનું નિર્વાસન સ્વીકાર્યું.

પણ ખરેખર એ દિવસો હવે ચાલ્યા ગયા છે. હિન્દુ જાતિ આજે દુર્બળ થઈ ગઈ છે. આપણે આપણી સ્વતંત્રતા, આપણું પુરુષત્વ, આપણી ધર્મપ્રાણતા; ઈશ્વર તથા ઈશ્વરી ન્યાયમાં ભરોસો, શાસ્ત્રો પ્રત્યેની આદરબુદ્ધિ, વિચાર-સ્વાતંત્ર્ય, આપણી સંસ્કૃતિ તેમજ મર્યાદા પ્રત્યેની આસ્થા – બધું જ ખોઈ બેઠા છીએ. આજે આપણે પરસ્પરની ફાટફૂટ તેમજ કલહને કારણે છિન્ન-ભિન્ન થઈ રહ્યા છીએ. આપણે આપણી સંસ્કૃતિ તેમજ ધર્મ પર કરવામાં આવતા પ્રહારો તેમજ આક્રમણો ટાળી દેવા માટે સંગઠિત નથી થઈ શકતા. આપણે આપણી જીવનશક્તિ ખોઈ બેઠા છીએ. મૂંગાં પશુઓની જેમ બીજા લોકો આપણને હાંકી રહ્યા છે. રાજનૈતિક ગુલામી જ નહીં, પણ માનસિક ગુલામીના પણ શિકાર બની રહ્યા છીએ. આજે આપણે બધી બાબતો પર પાશ્ચાત્ય દૃષ્ટિકોણને આધારે જ વિચાર કરતા થઈ ગયા છીએ. એ જ કારણ છે કે આપણી આ પવિત્ર ભૂમિ પર દર

વર્ષે લાખો-કરોડોની સંખ્યામાં ગાય અને બળદો કાપવામાં આવી રહ્યાં છે અને આપણે એના વિરોધમાં આંગળી સુદ્ધાં ઊંચી નથી કરતા. આજે આપણે દિલીપ અને અર્જુનના ઇતિહાસને જ માત્ર વાંચીએ અને સાંભળીએ છીએ, એનાથી આપણી રગોમાં જુસ્સો નથી વ્યાપી જતો. આપણી નપુંસકતા ખરેખર દયનીય છે!

આપણે આપણી ધાર્મિક ભાવનાઓને કચડવાનો દોષનો ટોપલો સરકારને માથે નાખીએ છીએ, આપણે આપણા મુસલમાન ભાઈઓ પર ગાય પ્રત્યેની નિર્દયતાનું આળ ચઢાવીએ છીએ, પણ આપણા પોતાના દોષ નથી જોતા. ગાયો પ્રત્યેની આપણી આદરબુદ્ધિ કેવળ કહેવામાત્રની રહી ગઈ છે. આપણે માત્ર વાણીથી જ એની પૂજા કરીએ છીએ. આપણે પોતે જ તો આપણી ગાયો અને બળદોને કસાઈઓના હાથે વેચીએ છીએ. આપણે જ એમની સાથે દુષ્ટતા તેમજ ક્રૂરતાભર્યું વર્તન કરીએ છીએ – એમને ભૂખે મારીએ છીએ, એમનું બધું દૂધ દોહી લઈએ છીએ, વાછરડાના ભાગનું દૂધ પણ છીનવી લઈએ છીએ, બળદો પર હદ બહારનો બોજો લાદીએ છીએ, ન ચાલે તો એમને ખરાબ રીતે મારીએ છીએ, ગોચર ભૂમિઓ - ખુલ્લી જગ્યાઓનો સફાયો કરતા જઈ રહ્યા છીએ. અને છતાં પણ પોતાની જાતને ગોરક્ષક કહીએ છીએ તથા વિધર્મીઓને ગોઘાતક કહીને નિંદીએ છીએ! આપણી વૈશ્ય જાતિ માટે કૃષિ અને વાણિજ્યની સાથે સાથે શાસ્ત્રોએ ગોરક્ષાને પણ મુખ્ય ધર્મ માન્યો છે, પણ આજે આપણા વૈશ્ય ભાઈઓએ ગોરક્ષાને અનાવશ્યક માનીને છોડી દીધી છે. આપણી ગોશાળાઓનો ખરાબ હાલ છે અને એમના દ્રવ્યનો જોઈએ તેવો ઉપયોગ નથી થતો. એમનામાં પરસ્પર સહયોગનો અભાવ છે. સારાંશ એટલો કે બધું જ અવળું થઈ ગયું છે!

બીજી જાતિઓ પોતાના ગોધનની વૃદ્ધિમાં ઘણી ઝડપથી અગ્રેસર થઈ રહી છે. અન્ય દેશોમાં ક્ષેત્રફળના હિસાબે ગાયોની સંખ્યા ભારત કરતાં ઘણી વધુ છે અને મનુષ્ય દીઠ દૂધની ખપત પણ વધુ છે. ત્યાંની ગાયો આપણી ગાયો કરતાં દૂધ પણ વધુ આપે છે. કારણ એ જ છે કે તેઓ ગાયોને ભરપેટ ભોજન આપે છે, વધુ આરામથી રાખે છે, એમની વધુ સંભાળ લે છે અને એમની સાથે વધુ પ્રેમથી અને કોમળતાપૂર્વક વર્તે છે. અન્ય દેશોમાં ગોચર ભૂમિઓનું પ્રમાણ પણ ખેતીના ઉપયોગમાં આવતી ભૂમિની તુલનામાં ઘણું વધુ છે. આ રીતે આપણે જોઈએ છીએ કે જોકે આપણે આપણને 'ગોપૂજક' અને 'ગોરક્ષક' કહીએ છીએ. પણ વાસ્તવમાં આજે આપણે ગાયની રક્ષા કરવામાં ઘણા પછાત છીએ. ગાય પ્રત્યેના આપણા આ અનાદર તેમજ ઉપેક્ષાનું પરિણામ પણ પ્રત્યક્ષ દેખાય છે. અન્ય દેશો કરતાં આપણા ભારતીયોનું સરેરાશ આયુષ્ય ઘણું ઓછું છે અને અન્ય દેશોની તુલનામાં આપણા દેશનાં બાળકો ઘણી વધુ સંખ્યામાં મરે છે. એટલું જ નહીં બીજા લોકો કરતાં આપણામાં જીવનશક્તિ પણ ઘણી ઓછી છે. કહેવાની જરૂર નથી કે દૂધ અને દૂધથી બનેલી વાનગીઓની ઊણપ પણ આપણી આ દયાજનક સ્થિતિનું એક મુખ્ય કારણ છે. આનાથી એ વાત પ્રત્યક્ષ થઈ જાય છે કે કોઈ જાતિના સ્વાસ્થ્ય તેમજ આયુષ્ય-મર્યાદાની સાથે ગોધનનો કેટલો ઘનિષ્ઠ સંબંધ છે.

આપણાં શાસ્ત્રો કહે છે કે ગાયથી અર્થ, ધર્મ, કામ અને મોક્ષ ચારેય પુરુષાર્થોની સિદ્ધિ થાય છે. બીજા શબ્દોમાં ધાર્મિક, આર્થિક, સાંસારિક તેમજ આધ્યાત્મિક – બધી દૃષ્ટિએ ગાય આપણા માટે ઘણી ઉપયોગી છે. પુરાણોમાં લખ્યું છે કે જગતમાં સર્વપ્રથમ વેદ, અગ્નિ, ગાય તેમજ બ્રાહ્મણોની

સૃષ્ટિ થઈ. વેદોમાંથી આપણને આપણા કર્તવ્યની શિક્ષા મળે છે, એ આપણા જ્ઞાનનો સૌ પહેલો સ્રોત છે. વેદો આપણને દેવતાઓને પ્રસન્ન કરવાની વિદ્યા - યજ્ઞાનુષ્ઠાનનો પાઠ ભણાવે છે. ગીતામાં પણ કહ્યું છે -

**સહયજ્ઞાઃ પ્રજાઃ સૃષ્ટ્વા પુરોવાચ પ્રજાપતિઃ।**
**અનેન પ્રસવિષ્યધ્વમેષ વોઽસ્ત્વિષ્ટકામધુક્॥**
**દેવાન્ભાવયતાનેન તે દેવા ભાવયન્તુ વઃ।**
**પરસ્પરં ભાવયન્તઃ શ્રેયઃ પરમવાપ્સ્યથ॥**
**ઈષ્ટાન્ભોગાન્હિ વો દેવા દાસ્યન્તે યજ્ઞભાવિતાઃ।**
**તૈર્દત્તાનપ્રદાયૈભ્યો યો ભુઙ્ક્તે સ્તેન એવ સઃ॥**
**યજ્ઞશિષ્ટાશિનઃ સન્તો મુચ્યન્તે સર્વકિલ્બિષૈઃ।**
**ભુઞ્જતે તે ત્વઘં પાપા યે પચન્ત્યાત્મકારણાત્॥**
**અન્નાદ્ભવન્તિ ભૂતાનિ પર્જન્યાદન્નસંભવઃ।**
**યજ્ઞાદ્ભવતિ પર્જન્યો યજ્ઞઃ કર્મસમુદ્ભવઃ॥**
**કર્મ બ્રહ્મોદ્ભવં વિદ્ધિ બ્રહ્માક્ષરસમુદ્ભવમ્।**
**તસ્માત્સર્વગતં બ્રહ્મ નિત્યં યજ્ઞે પ્રતિષ્ઠિતમ્॥**
**એવં પ્રવર્તિતં ચક્રં નાનુવર્તયતીહ યઃ।**
**અઘાયુરિન્દ્રિયારામો મોઘં પાર્થ સ જીવતિ॥**

(ગીતા ૩/૧૦-૧૬)

'પ્રજાપતિ બ્રહ્માએ કલ્પના આદિમાં અર્થાત્ સૃષ્ટિના આરંભે યજ્ઞસહિત પ્રજાઓને સર્જીને તે પ્રજાઓને કહ્યું કે તમે આ યજ્ઞ દ્વારા વૃદ્ધિ પામો અને આ યજ્ઞ તમને બધાને ઇચ્છિત ભોગ આપનાર થાઓ. તમે બધા આ યજ્ઞ વડે દેવતાઓને ઉન્નત કરો અને તે દેવતાઓ તમને બધાને ઉન્નત કરે; આ પ્રમાણે નિઃસ્વાર્થભાવે એક-બીજાને ઉન્નત કરતા રહીને તમે બધા પરમ કલ્યાણને પામશો. યજ્ઞ વડે વૃદ્ધિ પામેલા દેવતાઓ તમને બધાને વણમાગ્યે જ ઇચ્છિત ભોગો અવશ્ય આપતા રહેશે; આ રીતે તે દેવતાઓ દ્વારા અપાયેલા ભોગોને જે પુરુષ તે દેવતાઓને નહીં આપીને પોતે ભોગવે છે, તે ચોર જ છે. યજ્ઞમાંથી વધેલા અન્નને આરોગનારા શ્રેષ્ઠ પુરુષો સર્વ પાપોથી મુક્ત થઈ જાય છે અને જે પાપીઓ પોતાના શરીરના પોષણ માટે જ અન્ન રાંધે છે, તેઓ તો પાપને જ ખાય છે. સઘળાં પ્રાણીઓ અન્નથી ઉત્પન્ન થાય છે, અન્નની ઉત્પત્તિ વરસાદથી થાય છે, વરસાદ યજ્ઞથી થાય છે અને યજ્ઞ વિહિત કર્મોથી ઉત્પન્ન થનારો છે, કર્મસમુદાયને તું વેદથી ઉદ્ભવેલો અને વેદને અવિનાશી પરમાત્માથી ઉદ્ભવેલો જાણ; આથી સિદ્ધ થાય છે કે સર્વવ્યાપી પરમ અક્ષર પરમાત્મા સદાય યજ્ઞમાં પ્રતિષ્ઠિત છે. હે પાર્થ! જે મનુષ્ય આ લોકમાં આ પ્રમાણે પરંપરાથી પ્રચલિત સૃષ્ટિચક્રને નથી અનુસરતો, અર્થાત્ પોતાના કર્તવ્યનું પાલન નથી કરતો, તે ઇન્દ્રિયો વડે ભોગોમાં રમનારો પાપાયુ મનુષ્ય ફોગટ જ જીવે છે.'

ઉપરનાં વચનોથી એ સ્પષ્ટ થાય છે કે (૧) યજ્ઞની ઉત્પત્તિ સૃષ્ટિના પ્રારંભે થઈ અને (૨) યજ્ઞ આપણા અભ્યુદય (લૌકિક ઉન્નતિ) તેમજ નિઃશ્રેયસ (પરમ કલ્યાણ) બેયનું સાધન છે. યજ્ઞથી આપણે જે કંઈ ઇચ્છીએ એ પ્રાપ્ત કરી શકીએ છીએ. લૌકિક સુખ-સમૃદ્ધિ તથા ઐહિક તેમજ પારલૌકિક ભોગ આપણને દેવતાઓ દ્વારા પ્રાપ્ત થાય છે. દેવતાઓ ભગવાનની જ કલાઓ – ભગવાનની જ દિવ્ય ચેતન વિભૂતિઓ છે કે જે મનુષ્યો તેમજ મનુષ્યોથી નિમ્ન સ્તરના જીવોની લૌકિક આવશ્યકતાઓને પૂરી કરે છે – આપણા માટે સમયાનુસાર તડકો, ચાંદની, વરસાદ વગેરેની વ્યવસ્થા કરીને આપણી વનસ્પતિઓનું અને એ દ્વારા આપણા જીવનનું પોષણ કરે છે. એ જ આપણને રહેવા માટે પૃથ્વી, આપણી તરસ છિપાવવા માટે પાણી, આપણે ભોજન રાંધી શકીએ એ માટે તથા આપણું ઠંડીથી રક્ષણ કરવા માટે અગ્નિ, શ્વાસ લેવા માટે પવન

તથા આમ-તેમ હરવા-ફરવા માટે અવકાશ પ્રદાન કરે છે. સારાંશ એ કે એ જ આ સંસારચક્રની વ્યવસ્થા કરે છે, જીવોનાં કર્મોની દેખરેખ તથા એ અનુસાર શુભ-અશુભ ફળભોગનું વિધાન કરે છે તથા આપણા જીવન-મરણનું નિયમન કરે છે. આ ભગવત્કલાઓને પ્રસન્ન રાખવા, એમના આશીર્વાદ, સહાનુભૂતિ તેમજ સદ્ભાવ પ્રાપ્ત થાય એ માટે અને આદાન-પ્રદાનના સિદ્ધાંતને ચાલુ રાખવા માટે – કે જે જગતના ચક્રને ચલાવવા માટે આવશ્યક તેમજ અનિવાર્ય છે – યજ્ઞાનુષ્ઠાન દ્વારા એમની આરાધના કરવી એ મનુષ્યમાત્રનું પરમ કર્તવ્ય છે. જ્યાં સુધી ભારતમાં યજ્ઞ-યાગાદિ દ્વારા દેવતાઓની આરાધના થતી હતી, ત્યાં સુધી આ દેશ સુખી તેમજ સમૃદ્ધ હતો, સમયસર જોઈએ તેટલી માત્રામાં વર્ષા થતી હતી તથા પૂર, ભૂકંપ, તેમજ મહામારી વગેરે દૈવી સંકટોથી એ ઘણું કરીને મુક્ત હતો. જ્યારથી યજ્ઞ-યાગાદિની પ્રથા લુપ્તપ્રાય થઈ ગઈ, ત્યારથી આ દેશ વધુ ને વધુ દૈવી પ્રકોપોનો શિકાર થવા માંડ્યો છે.

આનાથી એ સ્પષ્ટ થઈ જાય છે કે યજ્ઞથી અભ્યુદય તેમજ નિઃશ્રેયસ - બંને સિદ્ધ થાય છે. સંસાર-ચક્રનું પરિચાલન કરનારા દેવતાઓ જેઓ ભગવાનની વિભૂતિસ્વરૂપ છે - એમની પ્રસન્નતા દ્વારા એ યજ્ઞ આપણી સુખસમૃદ્ધિનું સાધન બને છે અને નિષ્કામભાવે કેવળ કર્તવ્યબુદ્ધિથી કરવામાં આવે તો એ ભગવત્પ્રીતિ પ્રાપ્ત કરાવીને ભગવત્પ્રાપ્તિ અથવા મોક્ષરૂપી જીવનના પરમ લક્ષ્યની પ્રાપ્તિ કરાવી દે છે. એટલું જ નહીં, યજ્ઞ-દાન-તપરૂપી કર્મને ભગવાને અવશ્યકર્તવ્ય, અનિવાર્ય જણાવ્યું છે – **'યજ્ઞદાનતપઃકર્મ ન ત્યાજ્યં કાર્યમેવ તત્'** (ગીતા ૧૮/૫) અને યજ્ઞ વગેરેની પરંપરાનો વિચ્છેદ કરનારને અઘાયુ (પાપી) કહીને એની નિંદા કરી છે. આ યજ્ઞચક્રને ચલાવવા માટે જ વેદ, અગ્નિ, ગાય તેમજ બ્રાહ્મણોની સૃષ્ટિ થઈ છે. વેદોમાં યજ્ઞાનુષ્ઠાનની વિધિ જણાવવામાં આવી છે - **'કર્મ બ્રહ્મોદ્ભવં વિદ્ધિ'** (ગીતા ૩/૧૫) તેમજ બ્રાહ્મણો દ્વારા એ વિધિ સંપન્ન થાય છે. અગ્નિ દ્વારા આહુતિઓ દેવતાઓને પહોંચાડવામાં આવે છે - **'અગ્નિમુખા હિ દેવા ભવન્તિ ।'** અને ગાયમાંથી આપણને દેવતાઓને અર્પણ કરવા યોગ્ય હવિ પ્રાપ્ત થાય છે. માટે આપણાં શાસ્ત્રોમાં ગાયને **'હવિર્દુઘા'** (હવિ આપનારી) કહેવામાં આવી છે. ગાયનું ઘી દેવતાઓનું પરમ પ્રિય હવિ છે અને યજ્ઞ માટે ભૂમિ ખેડીને તૈયાર કરવા માટે તેમજ ઘઉં, ચોખા, જવ, તલ વગેરે હવિષ્યાન્ન ઉત્પન્ન કરવા માટે ગો-સંતતિ - બળદોની ઘણી આવશ્યકતા છે. એટલું જ નહીં, યજ્ઞભૂમિને પરિષ્કૃત તેમજ શુદ્ધ કરવા માટે એને ગોમૂત્રથી સાફ કરવામાં આવે છે અને ગાયના છાણથી લેપવામાં આવે છે તથા ગાયનાં અડાયાં છાણાંથી યજ્ઞાગ્નિને પ્રજ્વલિત કરવામાં આવે છે. યજ્ઞાનુષ્ઠાન કર્યા અગાઉ દરેક યજમાને દેહશુદ્ધિ માટે પંચગવ્યનું પ્રાશન કરવાનું હોય છે અને એ ગાયના દૂધ, દહીં, ઘી, ગોમૂત્ર તથા ગાયના જ છાણમાંથી તૈયાર કરવામાં આવે છે - માટે જ એને 'પંચગવ્ય' કહે છે. એ સિવાય ગાયનું દૂધ અને એમાંથી બનાવેલી વાનગીઓ સૌથી સ્વાદિષ્ટ તેમજ પોષક આહાર છે. દૂધમાં રાંધેલા ચોખાને - જેને આધુનિક ભાષામાં ખીર કહે છે - સંસ્કૃતમાં **'પરમાન્ન'** (સર્વશ્રેષ્ઠ ભોજન) કહેવામાં આવ્યું છે અને ઘીને આપણે ત્યાં સર્વશ્રેષ્ઠ 'રસાયન' માનવામાં આવ્યું છે – **'આયુર્વૈ ઘૃતમ્ ।'** એટલું જ નહીં, ઘી વિનાના અન્નને આપણાં શાસ્ત્રોમાં અપવિત્ર કહેવામાં આવ્યું છે. ઘી અને ખાંડથી યુક્ત ખીરનું ભોજન

બ્રાહ્મણો માટે વિશેષ તૃપ્તિદાયક હોય છે અને દેવતાઓને આહુતિ પહોંચાડવા માટે આપણે ત્યાં બે જ માર્ગ માનવામાં આવ્યા છે - અગ્નિ અને બ્રાહ્મણોનું મુખ. બલકે ભગવાને તો કહ્યું છે કે–

**નાહં તથાડદ્મિ યજમાનહવિર્વિતાને**
**શ્ચ્યોતદ્ઘૃતપ્લુતમદન્ હુતભુઙ્મુખેન ।**
**યદ્બ્રાહ્મણસ્ય મુખતશ્ચરતોડનુઘાસં**
**તુષ્ટસ્ય મય્યવહિતૈર્નિજકર્મપાકૈઃ ॥**

(શ્રીમદ્ભાગવત ૩/૧૬/૮)

'જેઓ પોતાનાં સંપૂર્ણ કર્મફળ મને અર્પણ કરીને હંમેશાં સંતુષ્ટ રહે છે તે નિષ્કામ બ્રાહ્મણો પ્રત્યેક કોળિયાથી તૃપ્ત થતા રહીને ઘીથી તરબોળ જાતજાતનાં પકવાનોનું જ્યારે ભોજન કરે છે ત્યારે તેમના મુખેથી હું જેટલો તૃપ્ત થાઉં છું તેટલો યજ્ઞમાં અગ્નિરૂપી મુખેથી યજમાને અર્પણ કરેલી આહુતિઓ ગ્રહણ કરીને થતો નથી.'

તાત્પર્ય એ છે કે બંને પ્રકારે દેવતાઓની તૃપ્તિ માટે તથા સર્વોપરિ ભગવત્પ્રીતિ કાજે ગાયની પરમ ઉપયોગિતા સિદ્ધ થાય છે.

ભારત જેવા કૃષિપ્રધાન દેશમાં આર્થિક દૃષ્ટિએ પણ ગાયનું મહત્ત્વ સ્પષ્ટ જ છે. જે લોકોએ આપણા ગ્રામીણ જીવનનું ખાસ મનોયોગપૂર્વક અધ્યયન કર્યું છે, એ સૌએ એક મોઢે આપણા જીવન માટે ગાયની પરમ આવશ્યકતા જણાવી છે. ગોધન જ આપણું મુખ્ય બળ છે. ગોધનની ઉપેક્ષા કરીને આપણે જીવિત નથી રહી શકતા. માટે આપણા ગોવંશની સંખ્યા તેમજ ગુણોની દૃષ્ટિએ એનો જે ભયંકર હ્રાસ થઈ રહ્યો છે, એનો ઘણો સત્વરે પ્રતીકાર કરવો જોઈએ. અને આપણી ગાયોની દશા સુધારવા, એમની નસલની ઉન્નતિ કરવા એને એમનું દૂધ વધારવા તથા એ રીતે દૂધના ઉત્પાદનમાં વધારો કરવાનો પણ પૂરો પ્રયત્ન કરવો જોઈએ. ગાયો, વાછરડાં, તેમજ બળદોનો વધ રોકવા તથા એમના પર કરવામાં આવતા અત્યાચારોને બંધ કરવા માટે કાયદો ઘડવો આવશ્યક છે અને વિધર્મીઓને પણ ગાયની પરમ ઉપયોગિતા જણાવીને ગોજાતિ પ્રત્યેની એમની સહાનુભૂતિ તેમજ સદ્ભાવ અર્જિત કરવાં જોઈએ. જે દેશમાં ક્યારેક દૂધ અને દહીંની પાણીની જેટલી પુષ્કળતા હતી, એ દેશમાં અસલી દૂધ મળવામાં મુશ્કેલી પડી રહી છે - આ કેવું આશ્ચર્ય છે!

આધ્યાત્મિક દૃષ્ટિએ પણ ગાયનું મહત્ત્વ ઓછું આંકી શકાય નહીં. ગાયનાં દર્શન તથા સ્પર્શથી પવિત્રતા આવે છે, પાપોનો નાશ થાય છે, ગાયના શરીરમાં તેંત્રીસ કરોડ દેવતાઓનો નિવાસ માનવામાં આવ્યો છે. ગાયની ખરીથી ઊડતી ધૂળ પણ પવિત્ર માનવામાં આવી છે.

મહાભારતમાં કથા આવે છે. એક વાર રાજા નહુષે ચ્યવન ઋષિના બદલામાં પોતાનું આખું રાજ્ય આપવાનું પણ સ્વીકારી લીધું, પરંતુ તેમ છતાં પણ ચ્યવન ઋષિએ કહ્યું કે મારું મૂલ્ય હજી નથી અંકાયું. આથી રાજાએ મુનિ ગવિજના નિર્ણય મુજબ બ્રાહ્મણ અને ગાયની કિંમત સરખી સમજીને ગાયના જેટલું ઋષિનું મૂલ્ય આંકી દીધું. ત્યારે ઋષિ બોલ્યા - 'રાજન્! હવે હું ઊભો થાઉં છું, તેં સાચે જ મને ખરીદી લીધો. આ સંસારમાં હું ગાયોની તોલે આવે એવું બીજું કોઈ ધન નથી સમજતો. ગાયોનાં નામ તેમજ એમના ગુણોનું કીર્તન કરવું – સાંભળવું, ગાયોનું દાન દેવું અને એમનાં દર્શન કરવાં – આ બધાંની શાસ્ત્રોમાં મોટી પ્રશંસા કરવામાં આવી છે. આ બધાં કાર્યો સઘળાં પાપોને દૂર કરીને પરમ કલ્યાણ આપનારાં છે. ગાયો લક્ષ્મીનું મૂળ છે, એમનામાં પાપનો અંશ સુદ્ધાં નથી. ગાયો જ મનુષ્યને અન્ન તેમજ દેવતાઓને હવિષ્ય આપનારી છે. સ્વાહા અને

વષટ્કાર સદા ગાયોમાં જ પ્રતિષ્ઠિત હોય છે. ગાયો જ યજ્ઞનું સંચાલન કરનારી અને એનું મુખ છે. એ વિકાર વિનાનું દિવ્ય અમૃત ધારણ કરનારી અને દોહવામાં આવતાં અમૃત જ આપનારી છે. એ અમૃતનો આધાર હોય છે. અને આખો સંસાર એમની સામે મસ્તક નમાવે છે. આ પૃથ્વી પર ગાયો પોતાના તેજ અને શરીરની દૃષ્ટિએ અગ્નિ સમાન છે. એ મહાન તેજનો ભંડાર અને સમસ્ત પ્રાણીઓને સુખ આપનારી છે. ગાયોનો સમુદાય જ્યાં નિર્ભયતાપૂર્વક બેસીને શ્વાસ લે છે એ સ્થાનની શ્રી વધી જાય છે અને ત્યાંનું બધું પાપ નાશ પામે છે. ગાયો સ્વર્ગની નીસરણી છે, એ સ્વર્ગમાં પૂજાય છે. ગાયો સઘળી કામનાઓ પૂર્ણ કરનારી દેવીઓ છે, એમનાથી વધીને બીજું કોઈ નથી. રાજન્! આ મેં ગાયનું માહાત્મ્ય જણાવ્યું છે, એમાં એમના અનેક ગુણોના એક અંશમાત્રનું દિશાસૂચન કરાવવામાં આવ્યું છે. ગાયોના સમસ્ત ગુણોનું વર્ણન તો કોઈ કરી જ નથી શકતું.'✢

બ્રહ્માજી પણ ઈન્દ્રને કહે છે – 'ઈન્દ્ર! ગાયોને યજ્ઞનું અંગ અને સાક્ષાત્ યજ્ઞરૂપે જ ઓળખાવવામાં આવી છે. એમના વિના યજ્ઞ કોઈ રીતે પણ નથી થઈ શકતો. એ સિવાય, એ પોતાનાં દૂધ અને ઘીથી પ્રજાનું પાલન-પોષણ કરે છે તથા એમના પુત્રો (બળદો) પણ ખેતીના કામમાં આવે છે તથા જાતજાતનાં અન્ન તેમજ બીજ ઉપજાવે છે, જેનાથી યજ્ઞ સંપન્ન થાય છે અને બધી રીતે હવ્ય-કવ્યનું પણ કામ પાર પડે છે; એમના દ્વારા જ દૂધ, દહીં અને ઘી પ્રાપ્ત થાય છે. સુરેશ્વર! આ ગાયો ઘણી પવિત્ર હોય છે અને બળદો ભૂખ-તરસનું કષ્ટ સહીને અનેક જાતના બોજા ઉપાડતા રહે છે. આ રીતે ગોજાતિ પોતાના કર્મથી આ લોકમાં ઋષિઓ તથા પ્રજાઓનું પણ પાલન કરતી રહે છે. ઈન્દ્ર! એના વ્યવહારમાં શઠતા કે માયા નથી હોતી, એ સદા પવિત્ર કાર્યોમાં જોડાયેલી રહે છે.'*

આ રીતે બધી દૃષ્ટિએથી ગાય આપણા માટે ઘણા જ આદર અને પ્રેમની વસ્તુ છે, આપણે બધી રીતે એની રક્ષા તેમજ ઉન્નતિ માટે કટિબદ્ધ થઈ જવું જોઈએ.

—★—

✢ ઉત્તિષ્ઠામ્યેષ રાજેન્દ્ર સમ્યક્ ક્રીતોઽસ્મિ તેઽનઘ। ગોભિસ્તુલ્યં ન પશ્યામિ ધનં કિઞ્ચિદિહાચ્યુત ॥
કીર્તનં શ્રવણં દાનં દર્શનં ચાપિ પાર્થિવ। ગવાં પ્રશસ્યતે વીર સર્વપાપહરં શિવમ્ ॥
ગાવો લક્ષ્મ્યાઃ સદા મૂલં ગોષુ પાપ્મા ન વિદ્યતે। અન્નમેવ સદા ગાવો દેવાનાં પરમં હવિઃ ॥
સ્વાહાકારવષટ્કારૌ ગોષુ નિત્યં પ્રતિષ્ઠિતૌ। ગાવો યજ્ઞસ્ય નેત્ર્યો વૈ તથા યજ્ઞસ્ય તા મુખમ્ ॥
અમૃતં હ્યવ્યયં દિવ્યં ક્ષરન્તિ ચ વહન્તિ ચ। અમૃતાયતનં ચૈતાઃ સર્વલોકનમસ્કૃતાઃ ॥
તેજસા વપુષા ચૈવ ગાવો વહ્નિસમા ભુવિ। ગાવો હિ સુમહત્તેજઃ પ્રાણિનાં ચ સુખપ્રદાઃ ॥
નિવિષ્ટં ગોકુલં યત્ર શ્વાસં મુઞ્ચતિ નિર્ભયમ્। વિરાજયતિ તં દેશં પાપં ચાસ્યાપકર્ષતિ ॥
ગાવઃ સ્વર્ગસ્ય સોપાનં ગાવઃ સ્વર્ગેઽપિ પૂજિતાઃ। ગાવઃ કામદુહો દેવ્યો નાન્યત્ કિઞ્ચિત્ પરં સ્મૃતમ્ ॥
ઇત્યેતદ્ ગોષુ મે પ્રોક્તં માહાત્મ્યં ભરતર્ષભ। ગુણૈકદેશવચનં શક્યં પારાયણં ન તુ ॥
(અનુશાસન૦ ૫૧/૨૬-૩૪)

* યજ્ઞાઙ્ગં કથિતા ગાવો યજ્ઞ એવ ચ વાસવ। એતાભિશ્ચ વિના યજ્ઞો ન વર્તેત કથઞ્ચન ॥
ધારયન્તિ પ્રજાશ્ચૈવ પયસા હવિષા તથા। એતાસાં તનયાશ્ચાપિ કૃષિયોગમુપાસતે ॥
જનયન્તિ ચ ધાન્યાનિ બીજાનિ વિવિધાનિ ચ। તતો યજ્ઞાઃ પ્રવર્તન્તે હવ્યં કવ્યં ચ સર્વશઃ ॥
પયોદધિઘૃતં ચૈવ પુણ્યાશ્ચૈતાઃ સુરાધિપ। વહન્તિ વિવિધાન્ ભારાન્ ક્ષુત્તૃષ્ણાપરિપીડિતાઃ ॥
મુનીંશ્ચ ધારયન્તીહ પ્રજાશ્ચૈવાપિ કર્મણા। વાસવાકૂટવાહિન્યઃ કર્મણા સુકૃતેન ચ ॥
(અનુશાસન૦ ૮૩/૧૭-૨૧)

## સ્વધર્મ-પાલનની આવશ્યકતા

જે મનુષ્યો ઈશ્વર-ભક્તિ અને ધર્મની આડમાં અધર્મ કરે છે, એમને વાસ્તવમાં નાસ્તિકોના પણ જનક કહેવા જોઈએ. એ લોકો નાસ્તિકોથી પણ વધુ નાસ્તિક છે; કેમકે એ દંભી, પાખંડી મનુષ્યોને દંડ દેવા માટે જ ભગવાન નાસ્તિકતાને ઉત્પન્ન કરે છે. આ રીતે નાસ્તિકવાદને ઉત્પન્ન કરવામાં કારણભૂત હોવાને કારણે એ લોકો નાસ્તિકોના જનક છે. શી ખબર, આવા કેટલાય ધર્મધ્વજી મનુષ્યો આજે પોતાને અવતાર કે મહાત્મા તરીકે ઓળખાવીને અનાચાર ફેલાવી રહ્યા છે. ઘણા લોકો તો સ્ત્રીઓને ચેલી બનાવીને પહેલાં તો એમની પાસે પોતાના ચરણો પૂજાવે છે, એમને પોતાનું ચરણોદક આપે છે, પોતાનું એઠું ખવડાવે છે અને પછી તેઓ પોતાની જાતને કૃષ્ણના સ્વરૂપ તરીકે ઓળખાવીને પેલી સ્ત્રીઓને ગોપી બનાવીને તેમજ વ્યભિચારને ધર્મ ગણાવીને એમની સાથે દુરાચાર કરે છે તથા આનું ફળ એ દંભી દુરાચારપરાયણ લોકો પરમ ધામની પ્રાપ્તિ જણાવે છે! આવા ધર્મના નામે દુરાચાર કરનાર પાખંડીઓ સાચે જ ભગવાન શ્રીકૃષ્ણને તથા ભક્તિમતી ગોપીઓને કલંક લગાડનારા છે. વાસ્તવમાં ભગવાન તથા ભક્તો પર તો કલંક શું લાગવાનું હતું, આવું કરીને એ લોકો પોતે પોતાનો જ નાશ કરે છે, એ લોકો પોતે પોતાને જ મોટી ઘોર અધોગતિમાં જ લઈ જાય છે. આવી ઘટનાઓ આજકાલ ઘણી જગ્યાએ બની રહી છે.*

આ મોટા અનર્થની વાત છે. ઈશ્વર-ભક્તિને નામે આ રીતે દુરાચારનો ફેલાવો કરવો ઘણું મોટું પાપ છે. સૌ લોકોએ આનો ઘોર વિરોધ કરવો જોઈએ. આવી વાતો ન થાય, એની વ્યવસ્થા કરવી જોઈએ. આપણે ધર્મની બાબતમાં એટલો ખ્યાલ તો રાખવો જોઈએ કે સ્ત્રીને માટે તો વિવાહની વિધિને જ વૈદિક સંસ્કાર અને પતિને જ ગુરુ જણાવવામાં આવ્યો છે, એના માટે પતિગૃહમાં વાસ કરવો એ જ ગુરુકુળવાસ છે અને ગૃહકાર્ય જ અગ્નિહોત્ર છે. મનુ મહારાજ કહે છે–

**વૈવાહિકો વિધિઃ સ્ત્રીણાં સંસ્કારો વૈદિકઃ સ્મૃતઃ ।**
**પતિસેવા ગુરૌ વાસો ગૃહાર્થોઽગ્નિપરિક્રિયા ॥**

(મનુ૦ ૨/૬૭)

સ્ત્રીઓ માટે તો પતિ સિવાયના બીજા પુરુષનો સ્પર્શ કરવો એ પણ પાપ છે. વાલ્મીકીય રામાયણમાં કથા આવે છે કે જ્યારે શ્રીહનુમાનજીએ અશોકવાટિકામાં શ્રીસીતાજીને અત્યંત વ્યાકુળ જોયાં, ત્યારે એમણે સીતાજીને કહ્યું કે, 'માતા! આપ મારી પીઠ પર બેસી જાઓ. હું આપને હમણાં જ અહીંથી લઈ જાઉં

---

★ હમણાં એક પંડિતજીનો પત્ર મળ્યો છે, એમાં લખેલ વિગતનો સાર આવો છે - 'અહીંયાં એક મહાપુરુષ બની બેઠા છે, પોતાને સિદ્ધિપ્રાપ્ત કહે છે, ઔષધ આપે છે, ગુરુ બને છે, પોતાને ..... સંન્યાસી તથા..... ગાદીના શિષ્ય તરીકે ઓળખાવે છે. દારૂ-માંસ એમને ઘણાં પ્રિય છે. એ પોતાના ચેલા-ચેલીઓને પોતાની થાળીમાંથી ખવડાવીને પોતે ખાય છે. ચેલીઓ પાસેથી સર્વસ્વ અર્પણની ઘણી ઇચ્છા છે. વિરોધ કરવામાં લોકો એટલા માટે ડરે છે કે એ કોઈનું કશુંક અનિષ્ટ ન કરી દે. શિષ્યોના ધન અને ધર્મનું હરણ કરી રહ્યા છે.'

આ જાતના દુરાચાર ધર્મ અને અધ્યાત્મના નામે આજે સ્થળે-સ્થળે થઈ રહ્યા છે અને ભોળા નર-નારી અવિવેકપૂર્ણ શ્રદ્ધાને લીધે એમની જાળમાં ફસાઈ જાય છે. આવા ગુરુઓથી ન તો કદી કોઈનું કલ્યાણ થયું છે, કે ન થઈ શકે છે.

– **સંપાદક**

છું.' પણ શ્રીસીતાજીએ એ વાત સ્વીકારી નહીં. એ બોલ્યાં–

**ભર્તુર્ભક્તિં પુરસ્કૃત્ય રામાદન્યસ્ય વાનર ।**
**નાહં સ્પ્રષ્ટું સ્વતો ગાત્રમિચ્છેયં વાનરોત્તમ ॥**

(વા૦ રા૦ ૫/૩૭/૬૨)

'વાનરશ્રેષ્ઠ હનુમાન! પતિભક્તિ પ્રત્યે દૃષ્ટિ રાખીને હું ભગવાન રામ સિવાય બીજા કોઈ પુરુષના શરીરનો સ્વેચ્છાએ સ્પર્શ કરવા નથી ઈચ્છતી.'

જોકે સીતાજી એ વખતે વિપત્તિગ્રસ્ત હતાં! પણ એમણે પતિ પાસે જવા માટે પણ પાતિવ્રત-ધર્મની રક્ષાની દૃષ્ટિએ માતૃભાવ રાખનારા હનુમાન જેવા સેવકનો પણ સ્પર્શ કરવાનું ઉચિત ન માન્યું. આથી એવી શીખ લેવી જોઈએ કે મોટી વિપત્તિના સમયે પણ સ્ત્રીએ યથાસાધ્ય પરપુરુષનો સ્પર્શ ન કરવો.

હાલમાં ઘણા દંભી સ્ત્રી-પુરુષો પોતાને મહાત્મા અને ઈશ્વરના અવતારના સ્થાને સ્થાપિત કરીને ચેલા-ચેલીઓ પાસે પોતાના જ નામનું કીર્તન અને સ્વરૂપનું ધ્યાન કરાવે છે, પોતાના ચિત્રની પૂજા કરાવે છે અને પોતાનાં નામ-ગુણોની કીર્તિ પોતાની જ સામે કરાવીને પોતે એને સાંભળે છે. આ પ્રકારનું આચરણ કરનારા લોકો સાચે જ નાસ્તિકવાદને ઉત્પન્ન કરનારા છે. નાસ્તિકવાદના અનેક હેતુ છે, જેમાંનો આ પણ એક મુખ્ય હેતુ છે.

માટે સાચા ધર્માચાર્ય મહાનુભાવોએ આવા ધર્મધ્વજી સ્ત્રી-પુરુષોનો બહિષ્કાર કરીને સ્વયં ધર્મનું પાલન કરતાં કરતાં સંસારના ભૂલ્યા-ભટક્યા ભાઈઓને સાચો ધર્મ જણાવવો જોઈએ.

સંસારમાં જેમનું જીવન ધર્મમય છે, એમનું જ જીવન ધન્ય છે. ધર્મહીન જીવન પશુ સમાન છે. એક કવિએ કહ્યું છે-

**આહારનિદ્રાભયમૈથુનં ચ**
**સામાન્યમેતત્ પશુભિર્નરાણામ્ ।**
**ધર્મો હિ તેષામધિકો વિશેષો**
**ધર્મેણ હીનાઃ પશુભિઃ સમાનાઃ ॥**

'આહાર, નિદ્રા, ભય અને મૈથુન - એ મનુષ્યો અને પશુઓ સૌમાં સમાન છે. મનુષ્યોમાં અધિકતા અને વિશેષતા એક જ છે કે એમનામાં ધર્મ છે. જે મનુષ્યોમાં ધર્મ નથી, એ પશુ સમાન જ છે.'

ધર્મ શું છે? ઈશ્વરનું વિધાન, કે જે આ લોક અને પરલોકમાં કલ્યાણકારક છે, એ જ ધર્મ છે. મનુ મહારાજે સૌના માટે સંક્ષેપમાં સામાન્ય ધર્મનાં લક્ષણો આ રીતે જણાવ્યાં છે–

**ધૃતિઃ ક્ષમા દમોઽસ્તેયં શૌચમિન્દ્રિયનિગ્રહઃ ।**
**ધીર્વિદ્યા સત્યમક્રોધો દશકં ધર્મલક્ષણમ્ ॥**

(મનુ૦ ૬/૯૨)

'ધૈર્ય, ક્ષમા, મનનો નિગ્રહ, ચોરી ન કરવી, બહાર-ભીતરની પવિત્રતા, ઇન્દ્રિયોનો સંયમ, સાત્ત્વિક બુદ્ધિ, અધ્યાત્મવિદ્યા, સાચું બોલવું અને ક્રોધ ન કરવો - આ ધર્મનાં દસ લક્ષણો છે.'

આને માનવમાત્ર માટે સામાન્ય ધર્મ જણાવવામાં આવ્યો છે. આના પાલનથી મનુષ્યનું આ લોક અને પરલોક - બંનેમાં કલ્યાણ થાય છે.

આજકાલ જે લોકો ઈશ્વર અને ધર્મનો વિરોધ કરે છે, એ લોકો પોતે જ પોતાની જાતને હણી રહ્યા છે. સર્વ કાંઈ જતું રહેવા છતાં પણ જેનો ધર્મ સુરક્ષિત છે, એને જ આ લોકમાં સુખ અને પરલોકમાં પરમ ગતિ મળે છે; પણ જેનો ધર્મ ચાલ્યો ગયો, એનું તો બધું જ ચાલ્યું ગયું એમ સમજવું. શાસ્ત્રમાં જણાવ્યું છે–

**ધર્મ એવ હતો હન્તિ ધર્મો રક્ષતિ રક્ષિતઃ ।**
**તસ્માદ્ધર્મો ન હન્તવ્યો મા નો ધર્મો હતોઽવધીત્ ॥**

(મનુ૦ ૮/૧૫)

'વિનાશ કરવામાં આવેલો જ ધર્મ હણે છે અને રક્ષા કરવામાં આવેલો ધર્મ રક્ષા કરે છે; માટે ધર્મનો વિનાશ ન કરવો, કે જેથી એ નષ્ટ થયેલો ધર્મ આપણને જ ન હણે.' અર્થાત્ ધર્મનો ત્યાગ કરનાર પુરુષનું પતન થઈ જાય છે – આ જ વિનષ્ટ થયેલા ધર્મ દ્વારા મનુષ્યનું મરાઈ જવું છે.

માટે મનુષ્યે પ્રાણ જતા કરીને પણ ધર્મની રક્ષા કરવી, કેમકે, ધર્મ નિત્ય છે અને જીવન અનિત્ય છે! મહાભારતમાં કહ્યું છે–

**ન જાતુ કામાન્ન ભયાન્ન લોભાદ્**
**ધર્મં ત્યજેજ્જીવિતસ્યાપિહેતોઃ ।**
**નિત્યો ધર્મઃ સુખદુઃખે ત્વનિત્યે**
**જીવો નિત્યો હેતુરસ્ય ત્વનિત્યઃ ॥**

(સ્વર્ગારોહણપર્વ ૫/૬૩)

'મનુષ્યે કોઈ પણ સમયે કામથી, ભયથી, લોભથી કે જીવન-રક્ષા માટે પણ ધર્મનો ત્યાગ ન કરવો; કેમકે, ધર્મ નિત્ય છે અને સુખદુઃખ અનિત્ય છે તથા જીવન નિત્ય છે અને જીવનનો હેતુ અનિત્ય છે.'

માટે કામ, ભય, લોભ વગેરે કોઈ પણ કારણે ધર્મનો પરિત્યાગ ન કરવો, બલકે પ્રાણ આપી દેવા પડે તો પ્રસન્નતાપૂર્વક આપી દેવા જોઈએ. ધર્મને માટે પ્રાણ આપી દેવામાં પણ કલ્યાણ જ છે. શ્રીભગવાને કહ્યું છે–

**શ્રેયાન્ સ્વધર્મો વિગુણઃ પરધર્માત્સ્વનુષ્ઠિતાત્ ।**
**સ્વધર્મે નિધનં શ્રેયઃ પરધર્મો ભયાવહઃ ॥**

(ગીતા ૩/૩૫)

'સારી રીતે આચરવામાં આવેલા અન્યના ધર્મ કરતાં ગુણ વિનાનો હોવા છતાં પણ પોતાનો ધર્મ ઘણો ચઢિયાતો છે; પોતાના ધર્મમાં તો મરવું પણ કલ્યાણકારી છે, જ્યારે અન્યનો ધર્મ તો ભયપ્રદ છે.'

ગુરુ ગોવિંદસિંહના પુત્રોએ ધર્મને માટે પ્રાણોની પણ પરવા ન કરી. એમણે ધર્મભાવનો વિચાર કરીને જ ધર્મનો ત્યાગ ન કર્યો અને હસતાં-હસતાં પ્રાણોની આહુતિ આપી દીધી. માટે જ એમની આ લોકમાં કીર્તિ ફેલાઈ અને શાસ્ત્રોની દૃષ્ટિએ પરલોકમાં પણ એમની પરમ ગતિ થવી જોઈએ.

શ્રુતિ, સ્મૃતિ, પુરાણ વગેરે શાસ્ત્રોમાં ધર્મનું સ્વરૂપ ઘણા વિસ્તારપૂર્વક જણાવવામાં આવ્યું છે, એ ગ્રંથોમાં જોવું જોઈએ. મનુ મહારાજે કહ્યું છે–

**વેદઃ સ્મૃતિઃ સદાચારઃ સ્વસ્ય ચ પ્રિયમાત્મનઃ ।**
**એતચ્ચતુર્વિધં પ્રાહુઃ સાક્ષાદ્ધર્મસ્ય લક્ષણમ્ ॥**

(મનુ૦ ૨/૧૨)

'વેદ, સ્મૃતિ, સત્પુરુષોનો આચાર તથા જેને આચરવાથી આપણું હિત થાય એ - આમ ચાર પ્રકારનું આ ધર્મનું સાક્ષાત્ લક્ષણ કહેવામાં આવ્યું છે.'

અહીં **'સ્વસ્ય ચ પ્રિયમાત્મનઃ'** દ્વારા 'જે આપણા આત્મા માટે હિતકર હોય' એને આચરવું એ ધર્મ છે. મનમાન્યા આચરણનો તો સ્વયં ભગવાને જ નિષેધ કર્યો છે. ભગવાન કહે છે–

**યઃ શાસ્ત્રવિધિમુત્સૃજ્ય વર્તતે કામકારતઃ ।**
**ન સ સિદ્ધિમવાપ્નોતિ ન સુખં ન પરાં ગતિમ્ ॥**

(ગીતા ૧૬/૨૩)

'જે માણસ શાસ્ત્રવિધિને છોડીને પોતાની ઈચ્છા પ્રમાણે મનમાન્યું આચરણ કરે છે, એ ન તો સિદ્ધિને પામે છે, ન પરમ ગતિને કે ન સુખને.'

**તસ્માચ્છાસ્ત્રં પ્રમાણં તે કાર્યાકાર્યવ્યવસ્થિતૌ ।**
**જ્ઞાત્વા શાસ્ત્રવિધાનોક્તં કર્મ કર્તુમિહાર્હસિ ॥**

(ગીતા ૧૬/૨૪)

'આથી તારા માટે આ કર્તવ્ય અને

અકર્તવ્યની વ્યવસ્થામાં શાસ્ત્ર જ પ્રમાણ છે, એમ જાણીને તારા માટે શાસ્ત્રવિધિ પ્રમાણે નિયત થયેલું કર્મ જ કરવા યોગ્ય છે.'

ધર્મના વિષયમાં જ્યાં શ્રુતિ અને સ્મૃતિમાં વિરોધ જણાતો હોય ત્યાં શ્રુતિ જ બળવાન માનવામાં આવે છે, માટે શ્રુતિના કથનાનુસાર જ પાલન કરવું. જ્યાં એક શ્રુતિ સાથે અન્ય શ્રુતિનો વિરોધ જણાય ત્યાં એ બંને માન્ય છે. અને જ્યાં શ્રુતિ અને સદાચાર—એ બેમાં વિરોધ જણાતો હોય, ત્યાં (શ્રેષ્ઠ પુરુષોએ આચરેલો) સદાચાર જ મુખ્ય છે.

જેમકે, શ્રુતિમાં માંસ-ભક્ષણ વગેરે એવી ઘણી વાતો આવી જાય છે, જે આપણી સમજમાં નથી આવતી અને આપણને આત્મા માટે અહિતકર જણાય છે તથા સૌ કોઈ એનો નિર્ણય નથી કરી શકતા. પરંતુ ભગવત્પ્રાપ્ત પુરુષોના આચરણોમાં ક્યાંય પણ અહિતની આશંકાની જરા પણ સંભાવના નથી. માટે જ મહારાજ યુધિષ્ઠિરે એવો નિર્ણય આપ્યો છે કે—

**તર્કોઽપ્રતિષ્ઠઃ શ્રુતયો વિભિન્ના**
**નૈકો ઋષિર્યસ્ય મતં પ્રમાણમ્ ।**
**ધર્મસ્ય તત્ત્વં નિહિતં ગુહાયાં**
**મહાજનો યેન ગતઃ સ પન્થાઃ ॥**

(વનપર્વ ૩૧૩/૧૧૭)

'ધર્મના વિષયમાં તર્કની કોઈ પ્રતિષ્ઠા (સ્થિરતા) નથી, શ્રુતિઓ જુદું જુદું તાત્પર્ય ધરાવનારી છે, તથા ઋષિ-મુનિ પણ એવા કોઈ એક નથી, જેથી એમના જ મતને પ્રમાણ સ્વરૂપે સ્વીકારી શકાય. ધર્મનું તત્ત્વ ગુહામાં છુપાયેલું છે - ધર્મની ગતિ ઘણી ગહન છે, માટે (મારી સમજમાં) જે માર્ગે કોઈ મહાપુરુષ ગયા હોય કે જઈ રહ્યા હોય, એ જ માર્ગ છે; અર્થાત્ એવા મહાપુરુષનું અનુસરણ કરવું એ જ ધર્મ છે.'

માટે મહાપુરુષો જે માર્ગ પર ચાલે છે, એ જ માર્ગ અનુસરવા યોગ્ય છે કેમકે ભગવત્પ્રાપ્ત મહાપુરુષો દ્વારા કદી ભગવાનની આજ્ઞારૂપી ધર્મનું ઉલ્લંઘન થઈ શકતું નથી. આમાં પ્રહ્લાદનું ઉદાહરણ પ્રત્યક્ષ છે. ભક્ત પ્રહ્લાદે પોતાના પ્રિય પુત્રની અવહેલના કરી દીધી, પરંતુ ધર્મનો ત્યાગ ન કર્યો.

કેશિની નામની કન્યા હતી, એની સાથે પ્રહ્લાદનો પુત્ર વિરોચન અને અંગિરા-પુત્ર સુધન્વા - બંને જણ વિવાહ કરવા ઈચ્છતા હતા. આ જ બાબતને લઈને બંનેમાં વિવાદ થઈ ગયો. કન્યાએ કહ્યું, 'તમારા બંનેમાંથી જે શ્રેષ્ઠ હશે, હું એની જ સાથે વિવાહ કરીશ.' આથી એ બંને જણ પોતાને શ્રેષ્ઠ તરીકે ઓળખાવવા માંડ્યા. છેવટે એવો નિર્ણય થયો કે એમની શ્રેષ્ઠતાનો નિર્ણય ન્યાય તથા ધર્મપરાયણ પ્રહ્લાદજી કરે. જે ઊતરતો હોય, એના પ્રાણ હરી લેવામાં આવે. બંને જણે પ્રહ્લાદની સેવામાં ઉપસ્થિત થઈને પોતાની કહાણી સંભળાવી અને નિર્ણય માટે પ્રાર્થના કરી. પ્રહ્લાદે બધી વાતો સાંભળીને પુત્ર વિરોચનની અપેક્ષાએ સુધન્વા બ્રાહ્મણને જ શ્રેષ્ઠ માન્યો અને વિરોચનને કહ્યું—

**શ્રેયાન્ સુધન્વા ત્વત્તો વૈ મત્તઃશ્રેયાંસ્તથાઙ્ગિરાઃ ।**
**માતા સુધન્વનશ્ચાપિ માતૃતઃ શ્રેયસી તવ ।**
**વિરોચન સુધન્વાયં પ્રાણાનામીશ્વરસ્તવ ॥**

(મહાભારત સભાપર્વ ૬૮/૮૭)

'વિરોચન! ખરેખર સુધન્વા તારા કરતાં શ્રેષ્ઠ છે તથા આના પિતા અંગિરા મારા કરતાં શ્રેષ્ઠ છે અને આ સુધન્વાની માતા પણ તારી માતા કરતાં શ્રેષ્ઠ છે, માટે આ સુધન્વા તારા પ્રાણોનો સ્વામી છે.'

આ નિર્ણયને સાંભળીને સુધન્વા મુગ્ધ થઈ ગયો અને એણે કહ્યું -

**પુત્રસ્નેહં પરિત્યજ્ય યસ્ત્વં ધર્મે વ્યવસ્થિતઃ।**
**અનુજાનામિ તે પુત્રં જીવત્વેષ શતં સમાઃ॥**

(મહાભારત સભાપર્વ ૬૮/૮૮)

'પ્રહ્‌લાદજી! પુત્રસ્નેહનો ત્યાગ કરીને તમે ધર્મ પર અવિચળ રહ્યા, માટે તમારો આ પુત્ર સો વર્ષ સુધી જીવતો રહે (હું આના પ્રાણ નહીં હરું).'

રાજા હરિશ્ચન્દ્રે મોટામાં મોટી વિપત્તિ સહન કરી, પણ છતાં ધર્મનો ત્યાગ ન કર્યો. એટલે સુધી કે ધર્મપાલન માટે એમણે પોતાની પત્નીને વેચી દીધી અને પોતે ચાંડાળને ત્યાં ચાકરી કરી. આ ધર્મપાલનના પ્રભાવને લીધે જ તેઓ સ્ત્રી-પુત્રો સહિત ઉત્તમ ગતિને પામ્યા.

મહારાજ યુધિષ્ઠિર પર આવી વિપત્તિઓ ઘણીવાર આવી, પણ છતાં એમણે કદી ધર્મનો ત્યાગ ન કર્યો. જ્યારે દ્રૌપદી અને ચારેય ભાઈઓના પડી ગયા પછી મહારાજ યુધિષ્ઠિર એકલા જ હિમાલય તરફ આગળ વધી રહ્યા હતા, ત્યારે એક કૂતરો એમની પાછળ-પાછળ ચાલ્યો આવતો હતો. એ જ વખતે દેવરાજ ઇન્દ્ર રથ લઈને આવ્યા અને એમણે યુધિષ્ઠિરને રથમાં બેસવા અનુરોધ કર્યો. પણ યુધિષ્ઠિરે ઇન્દ્રના ઘણા આગ્રહ કરવા છતાં પણ પોતાના ભક્ત કૂતરાને છોડી દઈને એકલા સ્વર્ગે જવાનું ન ઇચ્છ્યું. એમણે સ્પષ્ટ કહી દીધું - 'હું આ કૂતરાને કોઈ રીતે પણ છોડી નહીં શકું.' આથી સાક્ષાત્ ધર્મ - કે જે કૂતરાના રૂપમાં હતા - પ્રગટ થઈ ગયા. એમણે યુધિષ્ઠિરને કહ્યું - 'તેં કૂતરાને પોતાના ભક્ત તરીકે ઓળખાવીને સ્વર્ગનો પણ ત્યાગ કર્યો. તારા આ ત્યાગની બરોબરી કોઈ સ્વર્ગવાસી પણ નહીં કરી શકે.' આમ કહી તેઓ યુધિષ્ઠિરને રથમાં બેસાડીને સ્વર્ગમાં ગયા. આ રીતે મહારાજ યુધિષ્ઠિરે સ્વર્ગની પણ પરવા ન કરતાં છેવટ સુધી ધર્મનું પાલન કર્યું.

જે લોકો ધર્મ અને ઈશ્વરને નથી માનતા, તેઓ ધર્મ અને ઈશ્વર શું છે, એને જ નથી સમજતા. એમણે ન તો કદી આ વિષયના શાસ્ત્રોનું અધ્યયન કર્યું છે કે ન આ વિષયનું તત્ત્વ સમજવાનો કદી પ્રયત્ન પણ કર્યો છે. એમનો આ વિષયના ઊંડાણમાં પ્રવેશ ન થવાને લીધે જ એ લોકો આ મોટા લાભથી વંચિત થઈ રહ્યા છે.

ઈશ્વરની આજ્ઞારૂપી જે ધર્મ છે, એનું સકામભાવે પાલન કરવામાં આવે તો એનાથી આ લોક અને પરલોકમાં સુખ મળે છે અને જો એનું નિષ્કામભાવે પાલન કરવામાં આવે તો એનાથી આપણા આત્માનું કલ્યાણ થાય છે. ભગવાને કહ્યું છે—

**દેવાન્ભાવયતાનેન તે દેવા ભાવયન્તુ વઃ।**
**પરસ્પરં ભાવયન્તઃ શ્રેયઃ પરમવાપ્સ્યથ॥**

(ગીતા ૩/૧૧)

'તમે બધા આ યજ્ઞ વડે દેવતાઓને ઉન્નત કરો અને તે દેવતાઓ તમને બધાને ઉન્નત કરે; આ પ્રમાણે નિઃસ્વાર્થભાવે એક-બીજાને ઉન્નત કરતા રહીને તમે બધા પરમ કલ્યાણને પામશો.'

માટે આપણે નિષ્કામભાવે ધર્મનું પાલન કરવું જોઈએ. નિષ્કામભાવે ધર્મનું પાલન કરનાર મનુષ્ય પરમ પદને પામી જાય છે.

—★—

# દીવાળી પર ચેતવણી

દીવાળી આવી ગઈ છે. આ અવસર આવતાં આપણે ઉત્સવ મનાવીએ છીએ. તથા શ્રીલક્ષ્મીનારાયણનું પૂજન કરીએ છીએ. આપણા માટે આ એક ઘણું શુભ પર્વ છે; માટે શાસ્ત્રવિધિ અનુસાર શ્રદ્ધા તથા પ્રેમપૂર્વક નિષ્કામભાવે ઘણા જ આનંદ અને ઉલ્લાસની સાથે પૂજન વગરે કર્મો સંપાદિત કરતાં કરતાં આ મહોત્સવ મનાવવો જોઈએ. પણ આ મહોત્સવ પૂર્ણ રીતે તો ત્યારે જ સફળ થયો કહેવાય, જ્યારે આપણે આપણા પરમ આવશ્યક એવા આત્મકલ્યાણના મોટા કાર્યને સિદ્ધ કરીએ. દર વર્ષે દીવાળી આવે છે અને આપણા સીમિત આયુષ્યમાંથી એક વર્ષ નીકળી જાય છે. એવી જ રીતે એક એક કરીને આપણા જીવનનાં ઘણાં વર્ષો વીતી ચૂક્યાં છે અને કોઈ પણ માણસ એવું નથી કહી શકતો કે આવતી દીવાળી સુધી આપણે જીવતા રહીશું કે નહીં. માટે આ જ વર્ષની દીવાળીથી આપણે બુદ્ધિમત્તાપૂર્વક લાભ લેવો જોઈએ. આ લાભ એ જ છે કે જે કામ માટે આપણને આ માનવ-દેહ પ્રાપ્ત થયો છે, એ કામ અતિશીઘ્ર સાધી લઈએ. દીવાળીની જ્યોત આપણને ચેતવણી આપી રહી છે કે જેમ બહાર દીવાઓની હારમાળાની જ્યોતિ ફેલાઈ રહી છે. એ જ રીતે અંતઃકરણમાં જ્ઞાનરૂપી જ્યોતની આવશ્યકતા છે. જેમ બહારની આ જ્યોતથી બાહ્ય અંધકાર દૂર થાય છે, એ જ રીતે અંતઃકરણની જ્યોતિથી આંતરિક અજ્ઞાન નષ્ટ થઈને પરમાત્માનું જ્ઞાન થઈ જાય છે. માટે હૃદયમાં રહેલા અજ્ઞાનના નાશને માટે ભીતરની જ્યોત જગાવવી જોઈએ. વાસ્તવમાં તો બહાર અને ભીતર બંને બાજુઓ પ્રકાશિત કરનારી એવી જ્યોત હોવી જોઈએ કે જે નિર્મળ હોય, બાળનારી ન હોય, હોલવાઈ જાય એવી ન હોય, નિત્ય પ્રકાશરૂપ હોય અને વસ્તુનું અસલ સ્વરૂપ દેખાડી દે. આવી જ્યોત છે - 'ભક્તિપૂર્વક ભગવાનનું નિત્ય સ્મરણ.' શ્રીતુલસીદાસજીએ કહ્યું છે-

**રામ નામ મનિદીપ ધરુ જીહ દેહરીં દ્વાર ।**
**તુલસી ભીતર બાહેરહુઁ જૌં ચાહસિ ઉજિઆર ॥**

આપણે આપણી અયોગ્યતા તથા દુર્બળતા જોઈને કદી નિરાશ ન થવું જોઈએ. આ કાર્યમાં દયામય ભગવાન આપણને પૂરી સહાય કરવા તૈયાર છે. એ આપણને આશ્વાસન આપી રહ્યા છે—

**તેષામેવાનુકમ્પાર્થમહમજ્ઞાનજં તમઃ ।**
**નાશયામ્યાત્મભાવસ્થો જ્ઞાનદીપેન ભાસ્વતા ॥**

(ગીતા ૧૦/૧૧)

'હે અર્જુન! એમના ઉપર અનુગ્રહ કરવા માટે, એમના અન્તઃકરણમાં રહેલો હું પોતે જ, એમના અજ્ઞાનજનિત અન્ધકારને ઝળહળતા તત્ત્વજ્ઞાનરૂપી દીપક દ્વારા નષ્ટ કરી દઉં છું.'

બસ, આપણે તો કેવળ ભગવાનના આ અનુગ્રહને પ્રાપ્ત કરવાનો છે. એને પ્રાપ્ત કરવાનો સર્વોત્તમ અને સૌથી સરળ ઉપાય છે – ભગવાનની અનન્ય ભક્તિ; જેનો ઉલ્લેખ ભગવાને સ્વયં ગીતામાં કરી દીધો છે. ભગવાન કહે છે—

**મચ્ચિત્તા મદ્‌ગતપ્રાણા બોધયન્તઃ પરસ્પરમ્ ।**
**કથયન્તશ્ચ માં નિત્યં તુષ્યન્તિ ચ રમન્તિ ચ ॥**
**તેષાં સતતયુક્તાનાં ભજતાં પ્રીતિપૂર્વકમ્ ।**
**દદામિ બુદ્ધિયોગં તં યેન મામુપયાન્તિ તે ॥**

(ગીતા ૧૦/૯-૧૦)

'નિરંતર મારામાં મન પરોવી રાખનારા અને મારામાં જ પ્રાણોને અર્પણ કરી રાખનારા ભક્તજનો, મારી ભક્તિની ચર્ચા દ્વારા પરસ્પર

મારા પ્રભાવને ઓળખાવતા તથા ગુણ અને પ્રભાવસહિત મારું કથન કરતા જ નિત્ય-નિરંતર સંતોષી રહે છે અને મુજ વાસુદેવમાં જ નિરંતર રમ્યા કરે છે. નિરંતર મારા ધ્યાન વગેરેમાં પરોવાયેલા અને પ્રેમથી ભજનારા એ ભક્તોને હું એવો તત્ત્વજ્ઞાનરૂપી યોગ આપું છું, જેનાથી એ ભક્તો મને જ પામે છે.' આ બંને શ્લોકોમાં ભગવાને પોતાના પરમ બુદ્ધિમાન અનન્યપ્રેમી ભક્તોની ભક્તિનો પ્રકાર જણાવીને પોતાની પ્રાપ્તિ માટે ભક્તિરૂપી પરમ સાધનના સરળતમ ઉપાયોનું દિશાસૂચન કર્યું છે. એમનો આશય એ છે કે એ પ્રેમી ભક્તો ભગવાનને જ પોતાના પરમ પ્રેમાસ્પદ, પરમ સુહૃદ અને પરમ આત્મીય સમજીને પોતાના ચિત્તને અનન્યભાવે એમનામાં જ પરોવી દે છે. ભગવાન સિવાય કોઈ પણ વસ્તુમાં એમની પ્રીતિ, આસક્તિ કે રમણીય બુદ્ધિ નથી રહેતી; તેઓ સદાય ભગવાનનાં નામ, રૂપ, લીલા, ધામ, અને ગુણ-પ્રભાવનું ચિંતન કરતા રહે છે – શાસ્ત્રવિધિ અનુસાર સઘળાં કર્મો કરતાં કરતાં, ઊઠતાં-બેસતાં, સૂતાં-જાગતાં, હરતાં-ફરતાં, ખાતાં-પીતાં – સર્વકાળે, વ્યવહારકાળમાં અને એકાંત સાધનકાળમાં પણ, કદી ક્ષણમાત્ર માટે પણ ભગવાનને નથી ભૂલતા; એમનું જીવન ભગવાનને અર્પિત થયેલું હોય છે અને તેથી એમની ઇન્દ્રિયોની સઘળી ક્રિયાઓ કેવળ ભગવાનને માટે જ થાય છે, એમના માટે ક્ષણમાત્રનો પણ ભગવાનનો વિયોગ અસહ્ય થઈ પડે છે.

**તદર્પિતાખિલાચારિતા તદ્વિસ્મરણે પરમવ્યાકુલતા ।**

(નારદભક્તિસૂત્ર ૧૯)

તેઓ ભગવાનને ખાતર જ પ્રાણ ધારણ કરે છે; ખાવા-પીવાની, હરવા-ફરવાની, સૂવા-જાગવાની વગેરે કોઈ પણ ક્રિયામાં એમનું પોતાનું કશું પ્રયોજન જ નથી રહેતું, એ લોકો જે કંઈ પણ કરે છે, બધું ભગવાનને ખાતર જ. એ લોકો ભગવાનમાં શ્રદ્ધા-ભક્તિ રાખનારા પ્રેમી ભક્તોની વચ્ચે પરસ્પર ભગવાનનો બોધ કરાવવાના ઉદ્દેશ્યથી પોત-પોતાના અનુભવ મુજબ ભગવાનનાં ગુણ, પ્રભાવ, તત્ત્વ, રહસ્ય અને લીલા-માહાત્મ્યને સમજતાં-સમજાવતાં શ્રદ્ધાપ્રીતિપૂર્વક ભગવદ્વિષયનું જ કથન કરતા રહે છે; અને આ રીતે દરેક ક્રિયામાં નિરંતર પરમ આનંદનો અનુભવ કરીને નિત્ય સંતુષ્ટ રહે છે; એમને ભગવદ્વિષયની વાતોના શ્રવણ, મનન, કીર્તન અને પઠન-પાઠનથી જ પરમ શાંતિ, આનંદ અને સંતોષ પ્રાપ્ત થાય છે, સાંસારિક વસ્તુઓ સાથે એમના આનંદ અને સંતોષનો જરા પણ સંબંધ નથી રહેતો; અને એ લોકો ભગવાનનાં નામ, ગુણ, પ્રભાવ, લીલા, સ્વરૂપ, તત્ત્વ અને રહસ્યનું યથાયોગ્ય શ્રવણ, મનન અને કીર્તન કરતાં કરતાં તેમજ એમની રુચિ, આજ્ઞા અને સંકેત અનુસાર કેવળ એમનામાં પ્રેમ થાય એ માટે જ દરેક ક્રિયા કરતાં કરતાં, મન દ્વારા એમને સદા-સર્વદા પ્રત્યક્ષવત્ પોતાની સમીપ સમજીને નિરંતર પ્રીતિપૂર્વક એમનાં દર્શન, સ્પર્શ અને એમની સાથે વાર્તાલાપ વગેરે ક્રીડા કરતાં કરતાં એમનામાં જ નિરંતર રમણ કરતા રહે છે. એ ભક્તો વિષયભોગોની કામનાને માટે ભગવાનને નથી ભજતા, પણ કોઈ પ્રકારનું પણ ફળ ન ઇચ્છતાં કેવળ નિષ્કામ અનન્ય પ્રેમપૂર્વક જ નિરંતર ભક્તિ કરે છે, આવા અનન્ય પ્રેમી ભક્તોને ભગવાન એવો બુદ્ધિયોગ પ્રદાન કરે છે - એમના અંતઃકરણમાં પોતાના પ્રભાવ અને રહસ્યસહિત નિર્ગુણ-નિરાકાર તત્ત્વને તથા લીલા, રહસ્ય, ગુણ અને પ્રભાવ વગેરે સહિતના સગુણ

નિરાકાર અને સાકાર તત્ત્વને યથાર્થપણે સમજવાની શક્તિ પ્રદાન કરી દે છે, જેથી તેઓ ભગવાનનો સાક્ષાત્કાર કરીને સહજ રીતે જ એમને પ્રાપ્ત કરી લે છે. આ રીતે ભગવત્કૃપાથી એ પ્રેમી ભક્તોના હૃદયના અંધકારનો સર્વ રીતે નાશ થઈને એમાં સદાને માટે જ્ઞાનનો પ્રકાશ છવાઈ જાય છે. અને તેઓ ભગવાનની આ સહાયતાથી ભગવાનને પામીને સફળજીવનના થઈ જાય છે.

આપણે પણ ભગવાનની આ અનવરત વરસનારી અપાર અનંત અસીમ કૃપા તરફ ધ્યાન રાખીને એનો ખરો લાભ લેતાં લેતાં આપણા જીવનને કૃતાર્થ કરવું જોઈએ. આપણે આપણા અત્યાર સુધીના જીવન પર દૃષ્ટિ નાખવી જોઈએ. કેટલા દુઃખની બાબત છે કે આપણું આટલું આયુષ્ય વ્યર્થ પ્રમાદમાં ચાલ્યું ગયું. જે મહત્ત્વના કામ માટે આપણે માનવ-શરીરમાં આવ્યા હતા, એને તો સાવ ભૂલી જ ગયા. આમ સુઅવસર મેળવીને પણ જો આપણે નહીં ચેતીએ તો આપણે માટે એ ઘણી જ હાનિકારક વાત કહેવાશે. શ્રુતિ ભગવતી આપણને ચેતવી રહી છે—

**ઈહ ચેદવેદીદથ સત્યમસ્તિ**
**ન ચેદિહાવેદીન્મહતી વિનષ્ટિઃ ।**
**ભૂતેષુ ભૂતેષુ વિચિત્ય ધીરાઃ**
**પ્રેત્યાસ્માલ્લોકાદમૃતા ભવન્તિ ॥**

(કેન૦ ૨/૫)

'જો આ મનુષ્ય-જન્મમાં જ ભગવાનને જાણી લીધા તો ઘણી સારી વાત છે, અને જો આ જન્મમાં ન જાણ્યા તો ઘણી મોટી હાનિ છે. માટે ધીર પુરુષો સઘળા ભૂતોમાં રહેલા સર્વાન્તર્યામી પરમાત્માને ઓળખી જાય છે, જેથી આ લોકમાંથી પ્રયાણ કર્યા પછી તેઓ અમૃતસ્વરૂપ બની જાય છે એટલે કે એ અમૃતમય પરમાત્માને પામી જાય છે.'

નચિકેતાને ઉપદેશ આપતાં યમરાજ કહે છે—

**ઉત્તિષ્ઠત જાગ્રત પ્રાપ્ય વરાન્નિબોધત ।**
**ક્ષુરસ્ય ધારા નિશિતા દુરત્યયા ।**
**દુર્ગં પથસ્તત્કવયો વદન્તિ ॥**

(કઠ૦ ૧/૩/૧૪)

'ઊઠો, જાગો અને શ્રેષ્ઠ પુરુષો પાસે જઈને એ જ્ઞાન પ્રાપ્ત કરો. કેમકે તત્ત્વજ્ઞ પુરુષો એ માર્ગને છરાની તીક્ષ્ણ અને દુસ્તર ધારના જેવો દુર્ગમ જણાવે છે.' માટે જ્યાં સુધી મૃત્યુ દૂર છે, વૃદ્ધાવસ્થા નથી આવી, શરીર રોગીષ્ટ બનીને જર્જર નથી થયું, એ પહેલાં જ આત્મકલ્યાણનું કામ કરી લેવું જોઈએ. નહીં તો પછી ઘણો પશ્ચાત્તાપ કરવા છતાં પણ કશું કામ નહીં થાય.

શ્રીતુલસીદાસજીએ કહ્યું છે—

**સો પરત્ર દુખ પાવઇ સિર ધુનિ ધુનિ પછિતાઇ ।**
**કાલહિ કર્મહિ ઈસ્વરહિ મિથ્યા દોષ લગાઇ ॥**

માટે પહેલાંથી જ સાવધાન થઈ જવું જોઈએ. આ એશ-આરામ, મોજ-શોખ, ભોગ-વિલાસના પદાર્થોમાં ફસાઈને એમના સેવનમાં આપણું ઘણું મૂલ્યવાન આયુષ્ય વિતાવવું એ તો જીવનને ધૂળધાણી કરવા બરાબર છે. આ વિષયોમાં જણાઈ આવતું સુખ વાસ્તવમાં સુખ નથી. આપણને ભ્રમને લીધે દુઃખ જ સુખરૂપે ભાસી રહ્યું છે. માટે કલ્યાણવાંછુ વિવેકી મનુષ્ય માટે ઉચિત છે કે એ બધાને છેતરામણી વસ્તુઓ સમજીને દૂરથી જ ત્યાગી દેવા. ગીતામાં ભગવાન કહે છે—

**યે હિ સંસ્પર્શજા ભોગા દુઃખયોનય એવ તે ।**
**આદ્યન્તવન્તઃ કૌન્તેય ન તેષુ રમતે બુધઃ ॥**

(ગીતા ૫/૨૨)

'જે આ ઇન્દ્રિય અને વિષયોના સંયોગથી

ઉત્પન્ન થતા સર્વ ભોગો છે, તે બધા - જો કે વિષયી માણસોને સુખસ્વરૂપ ભાસે છે, તો પણ - નિઃશંકપણે દુઃખના જ હેતુ છે; વળી આદિ-અન્તવાળા એટલે કે અનિત્ય છે, માટે હે કૌન્તેય! ડાહ્યો અને વિવેકી માણસ એમનામાં આસક્ત રહેતો નથી.'

યોગદર્શનમાં કહ્યું છે–

**પરિણામતાપસંસ્કારદુઃખૈર્ગુણવૃત્તિવિરોધાચ્ચ દુઃખમેવ સર્વં વિવેકિનઃ ।**

(સાધનપાદ ૧૫)

'પરિણામ-દુઃખ, તાપદુઃખ, સંસ્કાર-દુઃખ – વગેરે અનેક દુઃખો ભળેલાં હોવાને લીધે તથા સાત્ત્વિક, રાજસ, તામસ વૃત્તિઓમાં વિરોધ હોવાને લીધે પણ વિવેકી પુરુષોની દૃષ્ટિએ સઘળાં વિષયસુખ દુઃખરૂપ જ છે.'

જો કોઈ મનુષ્ય અજ્ઞાનવશ આ વિષયસુખને સુખ પણ માને તો વિચાર કરતાં ખબર પડશે કે આ સુખ કેટલું અસ્થિર છે. દેશ, કાળ અને વસ્તુ દ્વારા પરિચ્છિન્ન હોવાને કારણે એ સુખ સર્વ રીતે ક્ષણભંગુર, વિનાશશીલ અને સાવ નજીવું જ છે. માટે જ તો બુદ્ધિશાળી નચિકેતાએ યમરાજ દ્વારા અનેક પ્રલોભનો આપવા છતાં પણ એમને આમ જ કહ્યું–

**શ્વોભાવા મર્ત્યસ્ય યદન્તકૈત-**
**ત્સર્વેન્દ્રિયાણાં જરયન્તિ તેજઃ ।**
**અપિ સર્વં જીવિતમલ્પમેવ**
**તવૈવ વાહાસ્તવ નૃત્યગીતે ॥**

(કઠ૦ ૧/૧/૨૬)

'હે યમરાજ! આ સઘળા ભોગો 'કાલે રહેશે કે નહીં' એ જાતના સંદેહયુક્ત તેમજ સઘળા ઈન્દ્રિયોના તેજને જીર્ણ કરનારા છે. એ ભોગો તો શું, આ આખું જીવન પણ ઘણું ઓછું જ છે. માટે આ આપના વાહન અને નાચ-ગાન આપની પાસે જ ભલે રહે, મારે એમની આવશ્યકતા નથી.' આ તો જીવનમાં આ ભોગોથી મળનારા સુખની વાત થઈ. મર્યા પછી તો એમાંથી કોઈ પણ પદાર્થ કોઈ પણ સ્થિતિમાં જરા જેટલો પણ કોઈની સાથે જઈ જ નથી શકતો.

કવિએ કહ્યું છે–

**ચેતોહરા યુવતયઃ સુહૃદોઽનુકૂલાઃ**
**સદ્બાન્ધવાઃ પ્રણયગર્ભગિરશ્ચ ભૃત્યાઃ ।**
**ગર્જન્તિ દન્તિનિવહાસ્તરલાસ્તુરઙ્ગાઃ**
**સમ્મીલને નયનયોર્ન હિ કિઞ્ચિદસ્તિ ॥**

'જેને અત્યંત મનોહારિણી સ્ત્રીઓ છે, અનુકૂળ મિત્રો છે, ઘણા જ સુયોગ્ય બન્ધુ-બાંધવો છે, પ્રેમથી મધુર વાણી બોલનારા સેવકો છે તથા જેના ઘરમાં ઘણા હાથીઓના સમૂહો ગરજી રહ્યા છે અને વેગવંત ઘોડાઓ હણહણી રહ્યા છે, એવા મનુષ્યની પણ જ્યારે આંખો મીંચાઈ જાય છે, ત્યારે ન તો કોઈ તેનું પોતાનું રહે છે કે ન કોઈ વસ્તુ એ વખતે એના કામે આવે છે.'

આ ધન-ઐશ્વર્ય વગેરે ભોગ્ય પદાર્થોની તો વાત જ શું, આ શરીર પણ આપણી સાથે નથી જઈ શકતું, અહીં જ ભસ્મીભૂત થઈ જાય છે. તો પછી કયો બુદ્ધિશાળી મનુષ્ય સંસારના આ નાશવંત પદાર્થોના સંગ્રહ અને એમના સેવનમાં પોતાનું આયુષ્ય નષ્ટ કરશે? વળી આપણે જોઈએ છીએ કે આ ધન-ઐશ્વર્ય વગેરે પદાર્થો તો આ જ જન્મે નષ્ટ થઈ જાય છે. આજનો ધનવાન કાલે રસ્તાનો કંગાળ માણસ બની જાય છે. માટે એ બધા માટે પરલોકની વાત તો વિચારવી એ જ મૂર્ખતા છે. આવી સ્થિતિમાં એમના સંગ્રહ તેમજ સેવનમાં માનવ-જીવનનો સમય વેડફવો એ જીવનનો ભયાનક દુરુપયોગ

કરવા બરાબર જ છે. ધનને જ લો. એના ઉપાર્જનમાં કેટલી હેરાનગતિ છે. જૂઠ, કપટ, ચોરી, બેઈમાની અને લૂંટી લૂંટીને અન્યાયથી કમાયેલું ધન પરિણામે આ લોક અને પરલોકમાં તો દુઃખરૂપ છે જ; સરકારી કાયદો ન તૂટે એ રીતે ન્યાય અને ધર્મ અનુસાર ધનનું ઉપાર્જન કરવામાં પણ કેટલો બધો પરિશ્રમ છે, એના પર પણ ધ્યાન આપવું જોઈએ. વળી, ધનના સંચય અને સંરક્ષણમાં પણ ઘણી હેરાનગતિ છે તથા એના વિયોગમાં તો ઘણું કષ્ટ થાય છે. શ્રીમદ્ભાગવતમાં કહ્યું છે–

**અર્થસ્ય સાધને સિદ્ધે ઉત્કર્ષે રક્ષણે વ્યયે ।**
**નાશોપભોગઆયાસસ્ત્રાસશ્ચિન્તા ભ્રમો નૃણામ્ ॥**

(ભાગવત ૧૧/૨૩/૧૭)

'ધન કમાવાના લોભમાં, કમાઈ લીધા પછી તેમાં વૃદ્ધિ કરવામાં અને તેનું રક્ષણ કરવામાં, તે ખર્ચ કરવામાં, તેમજ ધન નાશ પામતાં અને તેનો ઉપભોગ કરતાં નિરંતર પરિશ્રમ, ફિકર, ભય અને ભ્રમનો સામનો કરવો પડે છે.'

જેમાં આ રીતે દુઃખ જ દુઃખ ભર્યું છે, સુખની કેવળ ભ્રાન્તિમાત્ર છે, એ ધનના ઉપાર્જન અને સંચયને જ પોતાના જીવનનું ઉદ્દેશ્ય માની લેવું અને એમાં જ દિવસરાત રચ્યા-પચ્યા રહેવું પ્રમાદ સિવાય બીજું શું છે? મનુષ્ય જો ગંભીરતાથી વિચાર કરીને જુએ તો એને જણાશે કે હાલના સમયમાં તો કેવળ શરીર-નિર્વાહ માત્રને માટે પણ ન્યાયપૂર્વક ધનોપાર્જન કરવું એ દુઃખ અને પરિશ્રમથી ભરેલું છે. આવી સ્થિતિમાં કયો સમજુ માણસ થોડાક એવા જીવન માટે ધનના સંગ્રહ માટે પોતાના અણમોલ સમયને મોટા સંકટમાં નાખીને ભયંકર પાપ વહોરશે અને એના ફળે પોતાના આ લોક અને પરલોકને અશાંતિ, દુઃખ અને નરકની પીડાથી ભરી દેશે.

આ જ વાત શરીરના પાલન-પોષણ અને ભોગોના ઉપભોગની બાબતમાં સમજવી જોઈએ. કોઈ પણ ભોગ આરંભ કર્યા વિના પ્રાપ્ત નથી થતો. શરીરના પાલન-પોષણ અથવા ભોગો ભોગવવા માટે કોઈકનો ને કોઈકનો તો આરંભ કરવો જ પડે છે. અને કોઈ પણ આરંભ પ્રયાસ અને પાપ વિના નથી થતો; ખાસ કરીને આજકાલના અર્થપ્રધાન આસુરી યુગમાં.

**સર્વારમ્ભા હિ દોષેણ ધૂમેનાગ્નિરિવાવૃતાઃ ॥**

(ગીતા ૧૮/૪૮)

'કેમકે ધૂમાડાથી અગ્નિની પેઠે સઘળાં કર્મો કોઈને કોઈ દોષથી યુક્ત છે.' માટે થોડું જીવવા માટે શરીરનિર્વાહ સિવાયના વિશેષ વિષયોપભોગ માટે ભોગ્ય પદાર્થોનો સંગ્રહ કરવો એ આ લોક અને પરલોકથી વંચિત થઈને પોતાની જાતને ભયાનક ભયમાં નાખવા બરાબર છે.

પૂર્ણ, વાસ્તવિક અને નિત્ય સુખ તો પરમાત્માની પ્રાપ્તિમાં છે. એમાં જ પરમ આનંદ અને શાશ્વતી શાંતિ છે. એ સુખ-શાંતિ દેશ, કાળ અને વસ્તુ દ્વારા અપરિચ્છિન્ન હોવાને કારણે નિત્ય, અસીમ, અપાર, સર્વોપરિ અને મહાન છે. એનો મહિમા કોઈ નથી જણાવી શકતું. ભગવાન કહે છે–

**રાજવિદ્યા રાજગુહ્યં પવિત્રમિદમુત્તમમ્ ।**
**પ્રત્યક્ષાવગમં ધર્મ્યં સુસુખં કર્તુમવ્યયમ્ ॥**

(ગીતા ૯/૨)

'આ વિજ્ઞાનસહિત જ્ઞાન સઘળી વિદ્યાઓનો રાજા, સઘળા ગોપનીયોનો રાજા, અતિ પવિત્ર, ઘણું ઉત્તમ, પ્રત્યક્ષ ફળ અનુભવી શકાય એવું, ધર્મયુક્ત, સાધન કરવામાં સાવ સહેલું અને અવિનાશી છે.'

જે પરમાનંદસ્વરૂપ પરમેશ્વરની પ્રાપ્તિ થતાં મનુષ્ય મોટામાં મોટાં દુઃખો પ્રાપ્ત થવા છતાં

પણ એમાં વિચલિત નથી થતો–

**યસ્મિન્ સ્થિતો ન દુઃખેન ગુરુણાપિ વિચાલ્યતે ॥**

(ગીતા ૬/૨૨)

જેને પ્રાપ્ત કરવામાં કશો વિશેષ આયાસ કે શ્રમ પણ નથી, જે ભગવત્કૃપાથી સહજપણે જ પ્રાપ્ત થઈ શકે છે, જેની પ્રાપ્તિનાં સાધનો પણ સાવ સુગમ છે અને એ સાધનો કરતી વેળાએ પણ એટલે કે પરમેશ્વરનાં ભક્તિ, ધ્યાન, સત્સંગ-સ્વાધ્યાય વગેરેનું સાધન કરતી વેળાએ પણ સુખ, શાંતિ, પ્રસન્નતા અને આનંદ પ્રત્યક્ષ જોવા મળે છે, માટે બુદ્ધિશાળી મનુષ્ય માટે એ ઉચિત છે કે એ આવા પરમાનંદસ્વરૂપ પરમાત્માને પ્રાપ્ત કરવા માટે પોતાના જીવનને ઉત્તરોત્તર ઉન્નત બનાવતાં બનાવતાં એક ક્ષણ પણ વ્યર્થ ન જાય, એનું દરેક ક્ષણે ધ્યાન રાખીને કટિબદ્ધ થઈને પ્રયત્ન કરે. આ રીતે દિવસ-રાત ભક્તિમાં પરોવાયેલા રહેવું એ જ જીવનમાં ખરી જ્યોતિ પ્રગટાવવા બરાબર છે - નિત્યસુખરૂપી પ્રકાશનો વિસ્તાર કરવા બરાબર છે. આ જ ખરી દીવાળીનો ખરો આનંદ છે.



## અમૃત-કણ

૧. મનુષ્ય-જીવનનો સમય ઘણો અણમોલ છે. એ વારંવાર નથી મળી શકતો. માટે એને ઉત્તરોત્તર ભક્તિ-ધ્યાનમાં ગાળવો જોઈએ.

૨. મૃત્યુ કોઈને સૂચના આપીને નથી આવતું, અચાનક જ આવે છે; જો ભગવાનના સ્મરણ વિના જ મૃત્યુ થઈ ગયું તો આ જન્મ વ્યર્થ જ ગયો સમજવો. મૃત્યુ ક્યારે આવી જાય એનો કોઈ ભરોસો નથી. માટે ભગવાનનું સ્મરણ કરવાનું કામ પણ ભૂલવું નહીં.

૩. મનુષ્યે વિચારવું કે હું કોણ છું, શું કરી રહ્યો છું અને કયા કામમાં મારે સમય વિતાવવો જોઈએ. બુદ્ધિપૂર્વક વિચાર કરીને વાસ્તવમાં જેમાં આપણું પરમ હિત હોય, એ જ કામ કરવું જોઈએ.

૪. જો આપણા આત્માનો ઉદ્ધાર કરવો હોય તો બધી પળોજણને જતી કરીને બધો સમય ભગવાનની ભક્તિ કરવી.

૫. ભગવાન સિવાય બીજે ક્યાંય પણ મન ન પરોવવું, જે ભગવાન સિવાય બીજા કોઈનો ભક્ત નથી, એ જ અનન્યભક્ત છે.

૬. પોતાની બુદ્ધિથી વિચાર કરવો કે શું કરવું સારું છે અને શું કરવું ખરાબ. જે ખરાબ છે એને છોડી દેવું અને જે સારું હોય એના પાલનમાં તત્પર થઈ જવું.

૭. ભગવાનનાં ભક્તિ-સાધન કરવામાં જો શરીર સુકાવા માંડે, મૃત્યુ પણ થઈ જાય તો કશો વાંધો નહીં.

૮. જ્યારે શરીર માટે સંઘરેલા સંસારના પદાર્થો સાથે નથી જઈ શકતા, તો એમના માટે પોતાનો અણમોલ સમય આપવો વ્યર્થ છે. જગતમાં જેટલા મનુષ્યો છે, ઘણું કરીને કોઈને પણ પોતાના પૂર્વજન્મનું જ્ઞાન નથી. એ જ રીતે આ હાલના ઘરને છોડીને ચાલ્યા જઈશું ત્યારે એને પણ ભૂલી જઈશું તો પછી આ પરિવાર અને ધન શા માટે ભેગું કર્યું? એ આપણા શું કામમાં આવશે? જ્યારે પછી આ કોઈ પણ કામમાં નથી આવવાનું તો આપણે માટે ઉચિત છે કે આ લૌકિક સંપત્તિનો મોહ છોડીને દૈવી સંપત્તિનો ભંડાર ભરીએ. આપણા હૃદયમાંથી દુર્ગુણ-દુરાચારો

દૂર કરીને એમાં સદ્‌ગુણ-સદાચારો ભરીએ.

૯. સાધન ન થવામાં અશ્રદ્ધા જ મુખ્ય કારણ છે, એને દૂર કરવી જોઈએ.

૧૦. ઈશ્વરે આપણને જે કંઈ પણ તન, મન, ધન, કુટુંબ, વિદ્યા, બળ, બુદ્ધિ, વિવેક વગેરે આપ્યું છે, એને ઈશ્વરની સેવામાં જ અર્પવું જોઈએ. જે રીતે પતિવ્રતા સ્ત્રી દરેક કાર્યમાં પતિની પ્રસન્નતાનું ધ્યાન રાખે છે, એ જ રીતે આપણે જે પણ કાર્ય કરીએ, પહેલાં વિચારી લેવું કે એનાથી ભગવાન પ્રસન્ન છે કે નહીં. એ જ કાર્ય કરીએ, જેથી ભગવાનની પ્રસન્નતા પ્રાપ્ત થાય.

૧૧. કઠપૂતળીને સૂત્રધાર જેમ નચાવે છે, એ રીતે જ એ નાચે છે. એ જ રીતે ભગવાનની આજ્ઞા અનુસાર ચાલવું. જેમ એ કરાવે, એમ જ કરવું.

૧૨. ભગવાનની ભક્તિમાં કોઈ પણ જાતિ અને વર્ણ માટે કશી અડચણ નથી, આવશ્યકતા છે તો માત્ર વિશુદ્ધ પ્રેમની.

૧૩. બધો વખત ભગવાનને સ્મરણમાં રાખીને જ સમસ્ત કાર્યો કરવાં. ભગવાનની સ્મૃતિરૂપી સૂર્યની સામે અંધકાર નથી રહી શકતો. ભગવત્સ્મૃતિથી સઘળા દોષો આપમેળે જ દૂર થઈ જાય છે.

૧૪. પોતાના પર ભગવાનની અને મહાપુરુષોની વિશેષ દયા સમજીને એવો અનુભવ કરવો કે આપણી દિવસે દિવસે ઉન્નતિ થઈ રહી છે, સદ્‌ગુણોનો વિકાસ, આસુરી સંપત્તિનો નાશ અને દૈવી સંપત્તિની વૃદ્ધિ થઈ રહી છે તેમજ સાધન પ્રત્યક્ષપણે વધી રહ્યું છે.

૧૫. શ્રીબલરામજીને ગાય-વાછરડાં અને ગોવાળો - સૌમાં ભગવાન જ દેખાતા હતા, એ જ રીતે સઘળાં પ્રાણીઓમાં ભગવાનને જોવા અને એ રીતે જોઈ-જોઈને મુગ્ધ થતા રહેવું.

૧૬. ભગવાનનું બધું વિધાન જીવોના વાસ્તવિક કલ્યાણ માટે જ હોય છે.

૧૭. કળિયુગમાં ભગવાન થોડાક જ સાધનથી મળી જાય છે. આપણને આવો અવસર મળી ગયો છે, હવે એ છોડવો ન જોઈએ.

૧૮. આપણી પ્રતિકૂળ જે ઘટના બને એને ભગવાનનો મોકલેલો પુરસ્કાર સમજવો; એમાં ગભરાવું નહીં, બલકે પરમ આનંદનો અનુભવ કરવો. વિપત્તિ જે પણ આવે છે, ભગવાનની મોકલેલી આવે છે! માટે એને વહાલાનો પ્રસાદ સમજવો અને આનંદમાં મગ્ન થઈ જવું. વિપત્તિમાં ભગવાનને જોવા, કેમકે વિપત્તિમાં ભગવાનનો છુપાયેલો પ્રેમભર્યો હાથ હોય છે.

૧૯. મનુષ્યની માન્યતા ફળે છે. જે જેવું માને છે, એને એવું જ ફળ મળે છે. માટે સારામાં સારી ભાવના કરવી જોઈએ. ભાવનામાં કંજૂસાઈ શા માટે?

૨૦. માન્યતા કરવાથી એને અનુરૂપ જ અનુભવ થઈ જાય છે, અનુભવ થયા બાદ એવી જ સ્થિતિ થઈ જાય છે.

૨૧. નિત્યકર્મ, સાધન, ભજન - સૌમાં ઊંચામાં ઊંચો ભાવ લાવવો જોઈએ.

૨૨. બધો સમય પોતાના પર ભગવાનની કૃપા સમજવી, કૃપા સમજવામાં સત્સંગ અને સ્વાધ્યાય – એ બે સહાયક છે. અભિપ્રાય એ છે કે ભગવત્સંબંધી વાતોનું શ્રવણ, મનન, પઠન, કથન અને આલોચન કરવું.

૨૩. ભગવાનના વિષયમાં આ બાર બાબતો વિશેષ મનન કરવા યોગ્ય છે - (૧) નામ, (૨) રૂપ, (૩) લીલા, (૪) ધામ, (૫) તત્ત્વ, (૬) રહસ્ય, (૭) ગુણ, (૮) પ્રભાવ,

(૯) શ્રદ્ધા, (૧૦) પ્રેમ, (૧૧) શાંતિ અને (૧૨) આનંદ.

૨૪. ચાર બાબતો ઘણી સારી છે - (૧) ભગવાનના નામનો જપ, (૨) એમના સ્વરૂપનું ધ્યાન, (૩) સત્સંગ (સત્પુરુષનો સંગ અને સત્-શાસ્ત્રોનું મનન), (૪) સેવા. સાધનની આ ચતુઃસૂત્રી છે. અમને તો પોતાના ૬૦ વર્ષના જીવનમાં આ ચાર વાતો બધાના સારરૂપે મળી છે.

૨૫. વૈરાગ્ય, નિષ્કામભાવ, સત્યભાષણ અને શાસ્ત્રે જણાવેલી મર્યાદા મુજબનું આચરણ - આ ચાર વાતો માટે પણ મારો ખાસ અનુરોધ છે. પરમાર્થના માર્ગે ચાલનારાઓએ આમના પાલન પર ખાસ જોર આપવું જોઈએ.

૨૬. ચાર વસ્તુઓને ઝેર જેવી ગણીને બિલકુલ ત્યાગી દેવી - (૧) પાપ, (૨) ભોગ, (૩) પ્રમાદ અને (૪) આળસ.

૨૭. સાધનમાં પાંચ ઘણી મોટી ખીણ છે - (૧) કંચન, (૨) કામિની, (૩) શરીરનો આરામ, (૪) માન અને (૫) યશ (કીર્તિ).

૨૮. બીજાના ગુણો જ હંમેશાં જોવા, અવગુણ કદી ન જોવા. મનુષ્યે ગુણગ્રાહી બનવું જોઈએ.

૨૯. એક હોય છે સેવા અને બીજી છે પરમ સેવા. સેવા તો એ કે બીજાના લૌકિક હિત માટે, શારીરિક સુખ પહોંચાડવા માટે પોતાનું તન, મન, ધન જોડી દેવું. કોઈ પીડિત મનુષ્યને અન્ન, જળ, વસ્ત્ર, ઔષધ વગેરે પોતાની યોગ્યતા અનુસાર આપી દેવાં, આ એની ભૌતિક સેવા છે. પરમ સેવા એ છે કે કોઈને ભગવાનના માર્ગે વાળવો તથા જે મનુષ્યો ભગવાનના માર્ગે વળેલા છે એમના માટે, એમના સાધનમાં સહાયરૂપ આવશ્યક વસ્તુઓની પૂર્તિ કરવી, સાધનની અન્ય સુવિધાઓ પ્રદાન કરવી તથા એમને સત્સંગમાં જોડવા - આ રીતે ભગવચ્ચર્ચા વગેરે દ્વારા સાધનની ઉન્નતિમાં હેતુ બનવું; અને કોઈ મરી રહ્યો હોય, એને ગીતા, રામાયણ, ભગવન્નામ વગેરે સંભળાવવાં. આ પારમાર્થિક સેવા છે. આ જ પરમ સેવા છે. લાખ માણસોની ભૌતિક સેવા કરતાં એક માણસની પરમ સેવા ચઢિયાતી છે.

૩૦. ભગવાન પાસે માંગવું જ હોય તો એવું માંગવું કે સઘળા જીવોનું કલ્યાણ થઈ જાય, બધાં સુખી થાય. આ રીતે સકામ ભાવે કરવામાં આવેલી પ્રાર્થના પણ નિષ્કામ બરાબર જ છે.

૩૧. વક્તા અને શ્રોતા બંને જો પાત્ર હોય તો અસર વધુ થાય છે. બંનેમાંથી એક પાત્ર હોય તો ઓછી અસર થાય છે અને જો બંને અપાત્ર હોય તો અસર નહીંવત્ થાય છે.

૩૨. મહાપુરુષોની કોઈ પણ ક્રિયા પ્રયોજન વિના નથી થતી. એમની સઘળી ક્રિયાઓ બીજા લોકોના હિત માટે - કલ્યાણને માટે જ થાય છે. એ કોઈની પાસેથી કામ કરાવે છે તો એના કલ્યાણને માટે જ, પોતાના માટે નહીં.

૩૩. મહાન પુરુષો કદી પોતાને મહાન નથી માનતા. શ્રેષ્ઠ પુરુષો કદી પોતાની બડાઈ નથી ઇચ્છતા.

૩૪. જે મહાત્માઓ પરમાત્મામાં મળી જાય છે, એ પરમાત્મસ્વરૂપ જ બની જાય છે. પરમાત્માની પૂજા જ એમની પૂજા છે.

૩૫. મહાત્મા પુરુષોનાં દર્શનથી, એમની સાથે વાર્તાલાપ કરવાથી મનુષ્ય પવિત્ર થઈ જાય - એમાં તો કહેવું જ શું, એમનું સ્મરણ

કરવાથી પણ અંતઃકરણ પવિત્ર થઈ જાય છે.

૩૬. ભગવાનનો એ નિયમ છે કે **'યે યથા માં પ્રપદ્યન્તે તાંસ્તથૈવ ભજામ્યહમ્ ।'** જે મને જેવી રીતે ભજે છે, એ જ રીતે હું એમને ભજું છું. પણ મહાત્માઓનો આવો નિયમ નથી. એમનો નિયમ આનાથી જુદો છે, એ છે - 'જેઓ અમને નથી પણ ભજતા, એમને પણ અમે ભજીએ છીએ.'

૩૭. જેમ આગમાં ઘાસ નાખવામાં આવે તો એ આગ થઈ જાય છે અને ઘાસમાં આગ નાખવામાં આવે તો પણ આગ થઈ જાય છે. એ જ રીતે મહાત્માની પાસે અજ્ઞાની જાય તો એ પણ મહાત્મા બની જાય છે અને અજ્ઞાનીઓ પાસે મહાત્મા ચાલ્યો જાય તો પણ એ અજ્ઞાની મનુષ્ય મહાત્મા બની જાય છે; કેમકે, મહાત્માઓની પાસે જ્ઞાનાગ્નિ છે, એનાથી અજ્ઞાન નાશ પામે છે.

૩૮. મહાત્માઓનું જ્ઞાન અમોઘ - અવ્યર્થ છે. એમનો સંગ, દર્શન, ભાષણ, સ્મરણ - બધાં જ મહાન ફળ આપનારાં છે.

૩૯. એક દીવામાંથી જ્યારે લાખો દીવા પ્રગટી શકે છે તો સંસારમાં એક મહાત્માના હાજર રહેતાં સૌ મહાત્મા કેમ ન બની શકે.

૪૦. મહાત્માનું યથાર્થ તત્ત્વ જાણવાથી મનુષ્ય મહાત્મા જ બની જાય છે, જે રીતે પરમાત્માનું તત્ત્વ જાણવાથી એ પરમાત્મા બની જાય છે.

૪૧. મહાત્માનું તત્ત્વ ત્યારે જાણમાં આવે છે, જ્યારે મનુષ્ય એમની આજ્ઞા અનુસાર આચરણ કરે છે.



# ઉપનિષદોમાં ભેદ અને અભેદ-ઉપાસના

**ૐ પૂર્ણમદઃ પૂર્ણમિદં પૂર્ણાત્ પૂર્ણમુદચ્યતે ।**
**પૂર્ણસ્ય પૂર્ણમાદાય પૂર્ણમેવાવશિષ્યતે ॥**
**ૐ શાન્તિઃ શાન્તિઃ શન્તિઃ ।**

(બૃહદારણ્યક ૫/૧/૧)

'એ સચ્ચિદાનંદઘન પરમાત્મા પોતાનામાં પરિપૂર્ણ છે, આ સંસાર પણ એ પરમાત્માથી પરિપૂર્ણ છે; કેમકે એ પૂર્ણ બ્રહ્મ પરમાત્માથી જ આ પૂર્ણ (સંસાર) પ્રગટ થયેલ છે; પૂર્ણ (સંસાર)ના પૂર્ણ (પૂરક પરમાત્મા)ને સ્વીકારીને એમાં સ્થિત થવાથી એ સાધક માટે એક પૂર્ણ બ્રહ્મ પરમાત્મા જ અવશિષ્ટ રહી જાય છે.'

હિંદુ શાસ્ત્રોનું મૂળ વેદો છે, વેદો અનંત જ્ઞાનના ભંડાર છે, વેદોનો જ્ઞાનકાંડ એના શીર્ષસ્થાને છે અથવા એનો અંત છે, એ જ ઉપનિષદ્ કે વેદાંતના નામે ઓળખાય છે. ઉપનિષદોમાં બ્રહ્મના સ્વરૂપનો ખરો નિર્ણય કરવામાં આવ્યો છે અને સાથે સાથે એની પ્રાપ્તિ માટે ભિન્ન ભિન્ન શ્રદ્ધા, રુચિ અને સ્થિતિના સાધકો માટે ભિન્ન ભિન્ન ઉપાસનાઓનું પ્રતિપાદન કરવામાં આવ્યું છે. એમાં જે પ્રતીક-ઉપાસનાનું વર્ણન છે, એને પણ એકદેશીય અને સર્વદેશીય – બેય રીતે કરવાનું કહેવામાં આવ્યું છે. આવી ઉપાસના સ્ત્રી, પુત્ર, ધન, અન્ન, પશુ વગેરે ઇહલોકના ભોગોની તથા નંદનવન, અપ્સરાઓ અને અમૃતપાન વગેરે સ્વર્ગીય ભોગોની પ્રાપ્તિના ઉદ્દેશ્યથી કરવાનું પ્રતિપાદન કરવામાં આવ્યું છે તેમજ સાથે સાથે પરમાત્માની પ્રાપ્તિ કાજે પણ અનેક પ્રકારની ઉપાસનાઓ જણાવવામાં આવી છે. એમાંથી ઇહલોક અને પરલોકના ભોગોની પ્રાપ્તિના ઉદ્દેશ્યથી કરવામાં આવતી ઉપાસનાઓની બાબતમાં

અહીં કશું લખવાની જરૂર નથી. ઉપનિષદોમાં પરમાત્માની પ્રાપ્તિવિષયક ઉપાસનાઓનું જે વિસ્તૃત વિવેચન છે, એનું જ અહીં ઘણા સંક્ષેપમાં કંઈક દિશાસૂચન કરાવવામાં આવે છે.

ઉપનિષદોમાં પરમાત્માની પ્રાપ્તિ માટે દૃષ્ટાંત, ઉદાહરણ, રૂપક, સંકેત તથા વિધિ-નિષેધાત્મક વિવિધ વાક્યો દ્વારા વિવિધ યુક્તિઓથી અનેક જાતનાં સાધનો જણાવવામાં આવ્યાં છે; એમાંથી કોઈ પણ એક સાધન મુજબ સંલગ્ન થઈને અનુષ્ઠાન કરવાથી મનુષ્યને પરમાત્માની પ્રાપ્તિ થઈ શકે છે. ઉપનિષદ્‌માં કહેલાં સઘળાં સાધન (૧) ભેદોપાસના અને (૨) અભેદોપાસના – આ બે ઉપાસનાઓની અંતર્ગત આવી જાય છે. ભેદોપાસનાના પણ બે પ્રકાર છે. એક તો એ, જેમાં સાધનમાં ભેદભાવના રહે છે અને ફળમાં પણ ભેદ જ રહે છે; અને બીજી એ, જેમાં સાધનકાળમાં તો ભેદ રહે છે, પણ ફળમાં અભેદ હોય છે. પહેલાં ક્રમાનુસાર આપણે ભેદોપાસના પર જ વિચાર કરીએ.

## ભેદોપાસના

ભેદોપાસનામાં ત્રણ પદાર્થો અનાદિ માનવામાં આવે છે – (૧) માયા (પ્રકૃતિ), (૨) જીવ અને (૩) માયાપતિ પરમેશ્વર. આ ત્રણનું વર્ણન ઉપનિષદોમાં ઘણી જગ્યાએ આવે છે. પ્રકૃતિ જડ છે અને એનું કાર્ય એવો દૃશ્યવર્ગ જડ હોવાને લીધે ક્ષણિક, નાશવંત અને પરિણામી પણ છે. જીવાત્મા અને પરમેશ્વર - બેય નિત્ય, ચેતન અને આનંદસ્વરૂપ છે, પણ છતાં જીવાત્મા અલ્પજ્ઞ છે અને પરમેશ્વર સર્વજ્ઞ છે; જીવ અસમર્થ છે અને પરમેશ્વર સર્વસમર્થ છે; જીવ અંશ છે અને પરમેશ્વર અંશી છે; જીવ ભોક્તા છે અને પરમેશ્વર સાક્ષી છે તથા જીવ ઉપાસક છે અને પરમેશ્વર ઉપાસ્ય છે. એ પરમેશ્વર સમયે સમયે પ્રગટ થઈને જીવોના કલ્યાણ માટે ઉપદેશ પણ આપે છે.

આ વિષયમાં કેનોપનિષદ્‌માં એક ઇતિહાસ આવે છે. એક વખત પરમેશ્વરના પ્રતાપથી સ્વર્ગના દેવતાઓએ અસુરો પર વિજય મેળવ્યો. પણ દેવતાઓ અજ્ઞાનને લીધે અભિમાનવશ એવું માનવા માંડ્યા કે અમારા જ પ્રભાવથી આ વિજય થયો છે. દેવતાઓનું આ અજ્ઞાનપૂર્ણ અભિમાન દૂર કરીને એમનું હિત સાધવા માટે સ્વયં સચ્ચિદાનંદઘન પરમાત્મા એ દેવતાઓ સમક્ષ સગુણ-સાકાર યક્ષના રૂપમાં પ્રગટ થયા. યક્ષનો પરિચય જાણવા માટે ઇન્દ્ર વગેરે દેવતાઓએ પહેલાં અગ્નિને મોકલ્યા. યક્ષે અગ્નિને પૂછ્યું - 'તમે કોણ છો અને તમારું શું સામર્થ્ય છે?' એમણે ઉત્તર આપ્યો, 'હું જાતવેદા અગ્નિ છું અને ઇચ્છું તો આખા બ્રહ્માંડને બાળી શકું એમ છું.' યક્ષે એક તણખલું મૂક્યું અને એને બાળવા કહ્યું, પણ અગ્નિ દેવતા એને બાળી ન શક્યા અને પાછા ફરીને દેવતાઓને એમણે કહ્યું, 'હું એ ન જાણી શક્યો કે આ યક્ષ કોણ છે.' એ પછી દેવતાઓએ મોકલેલા વાયુ દેવતા ગયા. એમને પણ યક્ષે એ જ પૂછ્યું, 'તમે કોણ છો અને તમારું શું સામર્થ્ય છે?' એમણે કહ્યું – 'હું માતરિશ્વા વાયુ છું અને ઇચ્છું તો આખા બ્રહ્માંડને ઉડાડી શકું એમ છું.' એટલે યક્ષે એમની સામે પણ એક તણખલું મૂક્યું, પણ તેઓ એને ઉડાડી ન શક્યા અને પાછા ફરીને એમણે પણ દેવતાઓને એ જ કહ્યું, 'હું આને ન જાણી શક્યો કે આ યક્ષ કોણ છે.' એ પછી સ્વયં ઇન્દ્રદેવ ગયા, એટલે યક્ષ અંતર્ધાન થઈ ગયા. ત્યારબાદ ઇન્દ્રે એ જ આકાશમાં હૈમવતી ઉમાદેવીને જોઈને એમને યક્ષ વિશે પૂછ્યું. ઉમાદેવીએ જણાવ્યું, 'એ બ્રહ્મ હતા અને એ બ્રહ્મના જ આ વિજયમાં તમે તમારો વિજય માનવા માંડ્યા હતા.' આ ઉપદેશથી જ ઇન્દ્રે

સમજી લીધું કે એ બ્રહ્મ છે. પછી અગ્નિ અને વાયુ દેવતા પણ એ બ્રહ્મને ઓળખી ગયા. એમણે બ્રહ્મને સર્વપ્રથમ જાણ્યા, માટે ઇન્દ્ર, અગ્નિ અને વાયુદેવતા અન્ય દેવતાઓ કરતાં શ્રેષ્ઠ માનવામાં આવ્યા.

આ કથાથી એ પણ સિદ્ધ થઈ જાય છે કે પ્રાણીઓમાં જે કંઈ પણ બળ, બુદ્ધિ, તેજ તેમજ વિભૂતિ છે, એ બધું પરમેશ્વરને લીધે જ છે. ગીતામાં પણ શ્રીભગવાને કહ્યું છે–

**યદ્યદ્વિભૂતિમત્સત્ત્વં શ્રીમદૂર્જિતમેવ વા ।**
**તત્તદેવાવગચ્છ ત્વં મમ તેજોંડશસમ્ભવમ્ ॥**

(૧૦/૪૧)

'જે-જે પણ વિભૂતિયુક્ત એટલે કે ઐશ્વર્યસંપન્ન, શોભાયુક્ત અને શક્તિયુક્ત પદાર્થ છે, એને-એને તું મારા તેજના અંશની જ અભિવ્યક્તિ સમજ.'

આ રીતે ઉપનિષદોમાં ક્યાંક સાકારરૂપે અને ક્યાંક નિરાકારરૂપે, ક્યાંક સગુણરૂપે અને ક્યાંક નિર્ગુણરૂપે ભેદ-ઉપાસનાનું વર્ણન આવે છે. ત્યાં એ પણ જણાવવામાં આવ્યું છે કે ઉપાસક પોતાના ઉપાસ્ય દેવની જેવા ભાવે ઉપાસના કરે છે, એના ઉદ્દેશ્ય અનુસાર જ એની કાર્ય-સિદ્ધિ થઈ જાય છે. કઠોપનિષદ્‌માં સગુણ-નિર્ગુણરૂપ ઓંકારની ઉપાસનાનું ભેદરૂપે વર્ણન કરતાં યમરાજ નચિકેતાને કહે છે–

**એતદ્ધ્યેવાક્ષરં બ્રહ્મ એતદ્ધ્યેવાક્ષરં પરમ્ ।**
**એતદ્ધ્યેવાક્ષરં જ્ઞાત્વા યો યદિચ્છતિ તસ્ય તત્ ॥**
**એતદાલમ્બનં શ્રેષ્ઠમેતદાલમ્બનં પરમ્ ।**
**એતદાલમ્બનં જ્ઞાત્વા બ્રહ્મલોકે મહીયતે ॥**

(૧/૨/૧૬-૧૭)

'આ અક્ષર જ તો બ્રહ્મ છે અને અક્ષર જ પરબ્રહ્મ છે; આ જ અક્ષરને જાણીને જે જેને ઇચ્છે છે, એને એ જ મળી જાય છે. આ જ ઉત્તમ આલંબન છે, આ જ સૌનો અંતિમ આશ્રય છે. આ આલંબનને સારી પેઠે ઓળખીને સાધક બ્રહ્મલોકમાં મહિમાન્વિત થાય છે.'

માટે કલ્યાણવાંછુ મનુષ્યોએ આ દુઃખરૂપી સંસાર-સાગરથી સદાને માટે પાર થઈને પરમેશ્વરને પામવા માટે જ એમની ઉપાસના કરવી, સાંસારિક પદાર્થો માટે નહીં. એ પરમેશ્વર આ શરીરની અંદર સૌના હૃદયમાં નિરાકારરૂપે સદા-સર્વદા વિરાજમાન છે, પણ એમને ન ઓળખવાને કારણે જ લોકો દુઃખી થઈ રહ્યા છે. જે એ પરમેશ્વરની ઉપાસના કરે છે એ એમને ઓળખી જાય છે અને માટે સઘળાં દુઃખો અને શોકસમૂહથી નિવૃત્ત થઈને પરમેશ્વરને પામી જાય છે. મુંડકોપનિષદ્‌માં પણ જણાવ્યું છે–

**દ્વા સુપર્ણા સયુજા સખાયા સમાનં વૃક્ષં પરિષસ્વજાતે ।**
**તયોરન્યઃ પિપ્પલં સ્વાદ્વત્ત્યનશ્નન્નન્યો અભિચાકશીતિ ॥**
**સમાને વૃક્ષે પુરુષો નિમગ્નોઽનીશયા શોચતિ મુહ્યમાનઃ ।**
**જુષ્ટં યદા પશ્યત્યન્યમીશમસ્ય મહિમાનમિતિ વીતશોકઃ ॥**
**યદા પશ્યઃ પશ્યતે રુક્મવર્ણં કર્તારમીશં પુરુષં બ્રહ્મયોનિમ્ ।**
**તદા વિદ્વાન્ પુણ્યપાપે વિધૂય નિરઞ્જનઃ પરમં સામ્યમુપૈતિ ॥**

(૩/૧/૧-૩)

'એક સાથે રહેનારા અને પરસ્પર સખાભાવ રાખનારા બે પક્ષી (જીવાત્મા અને પરમાત્મા) એક જ વૃક્ષ (શરીર)નો આશ્રય લઈને રહે છે, એ બંનેમાંથી એક તો એ વૃક્ષનાં કર્મરૂપી ફળોનો સ્વાદ લઈ લઈને ઉપભોગ કરે છે, પણ બીજું પક્ષી નહીં ખાઈને માત્ર જોતું રહે છે. આ શરીરરૂપી સમાન વૃક્ષ ઉપર રહેતો જીવાત્મા શરીરની ઊંડી આસક્તિમાં ડૂબેલો છે અને અસમર્થતારૂપી દીનતાનો અનુભવ કરતો મોહિત થઈને શોક કરતો રહે છે; પણ જ્યારે કદી ભગવાનની નિર્હેતુક દયાથી ભક્તો વડે સદા સેવાયેલા તથા પોતાનાથી ભિન્ન એવા પરમેશ્વર અને એમના

મહિમાનો એ સાક્ષાત્કાર કરી લે છે, ત્યારે સર્વ રીતે શોકરહિત થઈ જાય છે તથા જ્યારે આ દ્રષ્ટા (જીવાત્મા) સૌના શાસક, બ્રહ્માના પણ આદિકારણ, આખા જગતના રચયિતા, દિવ્યપ્રકાશસ્વરૂપ પરમપુરુષનો સાક્ષાત્કાર કરી લે છે એ વખતે પુણ્ય-પાપ – બંનેથી રહિત થઈને નિર્મળ થયેલો એ જ્ઞાની ભક્ત સર્વોત્તમ સમતાને પામી જાય છે.'

એ સગુણ-નિર્ગુણ એવા પરમેશ્વર સઘળી ઈન્દ્રિયોથી રહિત હોવા છતાં પણ ઈન્દ્રિયોના વિષયોને જાણનારા છે. એ સૌની ઉત્પત્તિ અને પાલન કરનારા હોવા છતાં પણ અકર્તા જ છે. એ સર્વજ્ઞ, સર્વવ્યાપી, કારણ વિના દયાળુ અને પરમપ્રેમી હૃદયમાં રહેલા પરમેશ્વરની સ્તુતિ-પ્રાર્થના કરવી. એ ભક્તિયોગ્ય પરમેશ્વરનું શરણ લેવાથી મનુષ્ય સઘળાં દુઃખ, ક્લેશ, પાપ અને વિકારોથી છૂટી જઈને પરમ શાંતિ અને પરમગતિસ્વરૂપ મુક્તિ પામે છે. માટે સૌની ઉત્પત્તિ, સ્થિતિ અને પ્રલય કરનારા, સર્વશક્તિમાન, સર્વાધાર, સર્વવ્યાપી, સૂક્ષ્મથી ય સૂક્ષ્મ અને મહાનથી યે મહાન એવા સૌના સુહૃદ પરમેશ્વરને તત્ત્વથી જાણીને એને પ્રાપ્ત કરવા માટે બધી રીતે એનું જ શરણ લેવું.

શ્વેતાશ્વતર ઉપનિષદ્માં પરમેશ્વરની ભેદરૂપે ઉપાસનાનું વર્ણન વિસ્તાર સાથે કરવામાં આવેલું છે; એમાંથી કેટલાક મંત્રો અહીં આપવામાં આવે છે–

**સર્વેન્દ્રિયગુણાભાસં સર્વેન્દ્રિયવિવર્જિતમ્ ।**
**સર્વસ્ય પ્રભુમીશાનં સર્વસ્ય શરણં બૃહત્ ॥**
(૩/૧૭)

'જે પરમ પુરુષ પરમેશ્વર સઘળી ઈન્દ્રિયોથી રહિત હોવા છતાં પણ સઘળી ઈન્દ્રિયોના વિષયોને જાણનારા છે તથા સૌના સ્વામી, સૌના શાસક અને સૌથી મોટો આશ્રય છે, એમને શરણે જવું જોઈએ.'

**અણોરણીયાન્મહતો મહીયાનાત્મા ગુહાયાં નિહિતોઽસ્ય જન્તોઃ ।**
**તમક્રતું પશ્યતિ વીતશોકો ધાતુઃ પ્રસાદાન્મહિમાનમીશમ્ ॥**
(૩/૨૦)

'એ સૂક્ષ્મથી ય અતિસૂક્ષ્મ તથા મોટાથી ય ઘણો મોટો પરમાત્મા આ જીવની હૃદયરૂપી ગુફામાં છુપાયેલો છે, સૌની રચના કરનારા પરમેશ્વરની કૃપાથી જે મનુષ્ય એ સંકલ્પરહિત પરમેશ્વરને અને એમના મહિમાને જોઈ લે છે એ સર્વ પ્રકારનાં દુઃખોથી રહિત થઈને આનંદસ્વરૂપ પરમેશ્વરને પામી જાય છે.'

બીજું પણ કહ્યું છે –

**માયાં તુ પ્રકૃતિં વિદ્યાન્માયિનં તુ મહેશ્વરમ્ ।**
**તસ્યાવયવભૂતૈસ્તુ વ્યાપ્તં સર્વમિદં જગત્ ॥**
**યો યોનિં યોનિમધિતિષ્ઠત્યેકો**
**યસ્મિન્નિદં સ ચ વિ ચૈતિ સર્વમ્ ।**
**તમીશાનં વરદં દેવમીડ્યં**
**નિચાય્યેમાં શાન્તિમત્યન્તમેતિ ॥**
(૪/૧૦-૧૧)

'માયા પ્રકૃતિને જાણવી જોઈએ અને મહેશ્વરને માયાપતિ જાણવા જોઈએ; એ પરમેશ્વરની શક્તિરૂપા પ્રકૃતિનાં જ અંગ એવા કારણ-કાર્યસમુદાયથી આ આખું જગત વ્યાપ્ત થઈ રહ્યું છે. જે એકલો જ દરેક યોનિનો અધિષ્ઠાતા થઈ રહ્યો છે, જેમાં આ આખું જગત પ્રલયકાળે વિલીન થઈ જાય છે, અને સૃષ્ટિકાળે વિવિધ રૂપોમાં પ્રગટ થઈ જાય છે, એ સર્વનિયંતા વરદાયક, સ્તુતિ કરવા યોગ્ય પરમદેવ પરમેશ્વરને તત્ત્વથી જાણીને મનુષ્ય નિરંતર ટકી રહેનારી આ મુક્તિરૂપી શાંતિને પામી જાય છે.'

**સૂક્ષ્માતિસૂક્ષ્મં કલિલસ્ય મધ્યે**
**વિશ્વસ્ય સ્રષ્ટારમનેકરૂપમ્ ।**
**વિશ્વસ્યૈકં પરિવેષ્ટિતારં**
**જ્ઞાત્વા શિવં શાન્તિમત્યન્તમેતિ ॥**
(૪/૧૪)

'જે સૂક્ષ્મથી ય અત્યંત સૂક્ષ્મ, હૃદયગુહારૂપી ગુહ્યસ્થાનની ભીતર રહેલ, અખિલ વિશ્વની રચના કરનાર, અનેક રૂપો ધારણ કરનાર તથા આખા જગતને બધી બાજુએથી ઘેરી રાખનાર છે, એ એક અદ્વિતીય કલ્યાણસ્વરૂપ મહેશ્વરને ઓળખીને મનુષ્ય સદા રહેનારી શાંતિ પામે છે.'

**એકો દેવઃ સર્વભૂતેષુ ગૂઢઃ સર્વવ્યાપી સર્વભૂતાન્તરાત્મા ।**
**કર્માધ્યક્ષઃ સર્વભૂતાધિવાસઃ સાક્ષી ચેતા કેવલો નિર્ગુણશ્ચ ॥**
**એકો વશી નિષ્ક્રિયાણાં બહૂનામેકં બીજં બહુધા યઃ કરોતિ ।**
**તમાત્મસ્થં યેઽનુપશ્યન્તિ ધીરાસ્તેષાં સુખં શાશ્વતં નેતરેષામ્ ॥**
(૬/૧૧-૧૨)

'એ એક દેવ જ સઘળાં પ્રાણીઓમાં છુપાયેલો સર્વવ્યાપી અને સઘળાં પ્રાણીઓનો અંતર્યામી પરમાત્મા છે, એ જ સૌના કર્મોનો અધિષ્ઠાતા, સઘળાં ભૂતોનું નિવાસસ્થાન, સૌનો સાક્ષી, ચેતનસ્વરૂપ, સર્વ રીતે વિશુદ્ધ અને ગુણાતીત છે તથા જે એકલો જ ઘણા-બધા વાસ્તવમાં અક્રિય જીવોનો શાસક છે અને એક પ્રકૃતિરૂપી બીજને અનેક રૂપોમાં પરિણત કરી દે છે, એ હૃદયમાં રહેલા પરમેશ્વરનો જે ધીર પુરુષો નિરંતર અનુભવ કરે છે, એમને જ સદા રહેનારો પરમાનંદ પ્રાપ્ત થાય છે, બીજા લોકોને નહીં.'

**યો બ્રહ્માણં વિદધાતિ પૂર્વં યો વૈ વેદાંશ્ચ પ્રહિણોતિ તસ્મૈ ।**
**તઁહ દેવમાત્મબુદ્ધિપ્રકાશં મુમુક્ષુર્વૈ શરણમહં પ્રપદ્યે ॥**
(૬/૧૮)

'જે પરમેશ્વર ખરેખર સૌપ્રથમ બ્રહ્માને ઉત્પન્ન કરે છે અને જે ખરેખર એ બ્રહ્માને સમસ્ત વેદોનું જ્ઞાન આપે છે, પરમાત્મવિષયક બુદ્ધિને પ્રગટ કરનારા એ પ્રસિદ્ધ દેવ પરમેશ્વરનું હું મોક્ષની ઇચ્છા રાખનારો સાધક શરણ લઉં છું.'

જેમાં સાધનમાં પણ ભેદ હોય અને ફળમાં (પરિણામે) પણ ભેદ હોય એવી ભેદોપાસનાનું વર્ણન ઉપર કરવામાં આવ્યું; હવે સાધનમાં ભેદ હોય, પણ ફળમાં અભેદ હોય એવી ઉપાસના પર વિચાર કરીએ.

શાસ્ત્રોમાં ભેદોપાસના અનુસાર ચાર પ્રકારની મુક્તિ જણાવવામાં આવી છે – (૧) સાલોક્ય, (૨) સામીપ્ય, (૩) સારૂપ્ય અને (૪) સાયુજ્ય. આમાંથી પહેલી ત્રણ મુક્તિ સાધનમાં પણ ભેદ હોય અને ફળમાં પણ ભેદ હોય એવી છે, સાયુજ્ય-મુક્તિમાં સાધનમાં તો ભેદ છે, પણ ફળમાં ભેદ નથી રહેતો. ભગવાનના પરમ ધામમાં જઈને ત્યાં નિવાસ કરવો એને 'સાલોક્ય' મુક્તિ કહેવાય છે; જેઓ વાત્સલ્ય વગેરે ભાવોથી ભગવાનની ઉપાસના કરે છે એ લોકો 'સાલોક્ય' મુક્તિને પામે છે. ભગવાનના પરમ ધામમાં જઈને એમની સમીપે નિવાસ કરવો એને 'સામીપ્ય' મુક્તિ કહે છે; જેઓ દાસભાવે કે માધુર્યભાવે ભગવાનની ઉપાસના કરે છે, તેઓ 'સામીપ્ય' મુક્તિને પામે છે. ભગવાનના પરમધામમાં જઈને ભગવાનના જેવા સ્વરૂપના થઈને નિવાસ કરવો એને 'સારૂપ્ય' મુક્તિ કહે છે; જેઓ સખાભાવે ભગવાનની ઉપાસના કરે છે, તેઓ 'સારૂપ્ય' મુક્તિને પામે છે. આ બધા ભક્તોમાં સૃષ્ટિની ઉત્પત્તિ, સ્થિતિ અને પાલનરૂપી ભગવત્સામર્થ્ય સિવાયના સઘળા ગુણો આવી જાય છે. ભગવાનના સ્વરૂપમાં અભેદરૂપે વિલીન થઈ જવું એને 'સાયુજ્ય' મુક્તિ કહે છે. જેઓ શાંતભાવે (જ્ઞાનમિશ્રિત ભક્તિથી) ભગવાનની ઉપાસના કરે છે, તેઓ 'સાયુજ્ય' મુક્તિને પામે છે તથા જેઓ વેરથી, દ્વેષથી અથવા ભયથી ભગવાનને ભજે છે, એ પણ 'સાયુજ્ય' મુક્તિને પામે છે. જે રીતે નદીઓનું પાણી પોતાના નામ-રૂપને છોડીને સમુદ્રમાં ભળી જઈને સમુદ્ર જ થઈ જાય છે, એ જ રીતે આવા સાધકો ભગવાનમાં લીન થઈને ભગવત્સ્વરૂપ જ થઈ જાય છે. ઉપનિષદોમાં તથા અન્ય શાસ્ત્રોમાં આ માટેનાં સ્થળે સ્થળે અનેક

પ્રમાણો મળે છે. કઠોપનિષદ્‌માં યમરાજ નચિકેતાને કહે છે–

**યથોદકં શુદ્ધે શુદ્ધમાસિક્તં તાદૃગેવ ભવતિ ।**
**એવં મુનેર્વિજાનત આત્મા ભવતિ ગૌતમ ॥**
(૨/૧/૧૫)

'જે રીતે નિર્મળ જળમાં વાદળો વડે બધી બાજુએથી વરસાવેલું નિર્મળ જળ એવું જ બની જાય છે, એ જ રીતે હે ગૌતમવંશીય નચિકેતા! એકમાત્ર પરબ્રહ્મ પુરુષોત્તમ જ બધું છે – આ રીતે જાણનાર મુનિનો આત્મા પરમાત્માને પામી જાય છે એટલે કે પરમાત્મામાં મળીને તદ્રૂપ થઈ જાય છે.'

મુંડકોપનિષદ્‌માં પણ કહ્યું છે –

**સ વેદૈતત્પરમં બ્રહ્મ ધામ યત્ર વિશ્વં નિહિતં ભાતિ શુભ્રમ્ ।**
**ઉપાસતે પુરુષં યે હ્યકામાસ્તે શુક્રમેતદતિવર્તન્તિ ધીરાઃ ॥**
(૩/૨/૧)

'એ નિષ્કામભાવનો પુરુષ આ પરમ વિશુદ્ધ (પ્રકાશમાન) બ્રહ્મધામને જાણી લે છે, જેમાં સંપૂર્ણ જગત રહેલું પ્રતીત થાય છે; જે કોઈ પણ નિષ્કામ સાધકો પરમ પુરુષની ઉપાસના કરે છે, તેઓ બુદ્ધિમાન રજોવીર્યમય આ જગતનું અતિક્રમણ કરી જાય છે.'

**યથા નદ્યઃ સ્યન્દમાનાઃ સમુદ્રેઽસ્તં ગચ્છન્તિ નામરૂપે વિહાય ।**
**તથા વિદ્વાન્નામરૂપાદ્વિમુક્તઃ પરાત્પરં પુરુષમુપૈતિ દિવ્યમ્ ॥**
(૨/૧/૧૫)

**સ યો હ વૈ તત્પરમં બ્રહ્મ વેદ બ્રહ્મૈવ ભવતિ નાસ્યાબ્રહ્મવિત્કુલે ભવતિ । તરતિ શોકં તરતિ પાપ્માનં ગુહાગ્રન્થિભ્યો વિમુક્તોઽમૃતો ભવતિ ।**
(૩/૨/૮-૯)

'જે રીતે વહેતી જતી નદીઓ નામ-રૂપ છોડીને સમુદ્રમાં વિલીન થઈ જાય છે, એ જ રીતે જ્ઞાની મહાત્મા નામરૂપ વિનાનો થઈને ઉત્તમથી ઉત્તમ દિવ્ય પરમ પુરુષ પરમાત્માને પામી જાય છે. સાચે જ, જે કોઈ પણ એ પરબ્રહ્મ પરમાત્માને જાણી લે છે, એ મહાત્મા બ્રહ્મ જ થઈ જાય છે; એના કુળમાં બ્રહ્મને ન જાણનાર નથી હોતો; એ શોકથી પાર થઈ જાય છે, પાપ-સમુદાયથી તરી જાય છે, હૃદયની ગાંઠોથી સદાને માટે છૂટીને અમૃત થઈ જાય છે. અર્થાત્ જન્મ-મૃત્યુથી રહિત થઈને બ્રહ્મસ્વરૂપ થઈ જાય છે.'

જે મનુષ્ય માયા (પ્રકૃતિ), જીવ અને પરમેશ્વરને ભિન્ન ભિન્ન સમજીને ઉપાસના કરે છે અને એ સમજે છે કે ઈશ્વરની આ પ્રકૃતિ ઈશ્વરથી અભિન્ન છે, કેમકે શક્તિ શક્તિમાનથી અભિન્ન હોય છે. તેમ જ જીવો ભિન્ન હોવા છતાં પણ ઈશ્વરનો અંશ હોવાને કારણે અભિન્ન જ છે, માટે પ્રકૃતિ અને જીવ - બંનેથી પરમાત્મા ભિન્ન હોવા છતાં પણ અભિન્ન જ છે, એ પુરુષ ભેદરૂપે સાધન કરતો હોવા છતાં પણ અંતે અભેદરૂપે જ પરમાત્માને પામી જાય છે. આ વાત પણ શાસ્ત્રોમાં તથા ઉપનિષદોમાં અનેક સ્થળોએ મળે છે. જેમકે –

**જ્ઞાજ્ઞૌ દ્વાવજાવીશનીશાવજા હ્યેકા ભોક્તૃભોગ્યાર્થયુક્તા ।**
**અનન્તશ્ચાત્મા વિશ્વરૂપો હ્યકર્તા ત્રયં યદા વિન્દતે બ્રહ્મમેતત્ ॥**
**ક્ષરં પ્રધાનમમૃતાક્ષરં હરઃ ક્ષરાત્માનાવીશતે દેવ એકઃ ।**
**તસ્યાભિધ્યાનાદ્યોજનાત્તત્ત્વભાવાદ્ભૂયશ્ચાન્તે વિશ્વમાયાનિવૃત્તિઃ ॥**
(શ્વેતાશ્વતર ૧/૧/૯-૧૦)

'સર્વજ્ઞ અને અલ્પજ્ઞ, સર્વસમર્થ અને અસમર્થ – આ બંને પરમાત્મા અને જીવાત્મા અજન્મા છે તથા ભોગવનાર જીવાત્મા માટે ઉપર્યુક્ત ભોગ્ય-સામગ્રીથી યુક્ત અને અનાદિ પ્રકૃતિ એક ત્રીજી શક્તિ છે; (આ ત્રણેમાં જે ઈશ્વર-તત્ત્વ છે, એ બાકીના બેથી વિલક્ષણ છે.) કેમકે એ પરમાત્મા અનંત, સંપૂર્ણ રૂપો ધરાવતો અને કર્તાપણાના અભિમાન વિનાનો છે. જ્યારે આ મનુષ્ય આ રીતે ઈશ્વર, જીવ અને પ્રકૃતિ - એ ત્રણેને બ્રહ્મરૂપે પામી જાય છે (ત્યારે એ સર્વ

પ્રકારનાં બંધનોથી મુક્ત થઈ જાય છે). તથા પ્રકૃતિ વિનાશશીલ છે, એને ભોગવનાર જીવાત્મા અમૃતસ્વરૂપ અવિનાશી છે, આ વિનાશશીલ જડતત્ત્વ અને ચેતન આત્મા – બંનેને એક ઈશ્વર પોતાના શાસનમાં રાખે છે, આ રીતે જાણીને એનું નિરંતર ધ્યાન કરવાથી, મનને એમાં પરોવી રાખવાથી તથા તન્મય થઈ જવાથી છેવટે એને જ પામી જાય છે; પછી સમસ્ત માયાની નિવૃત્તિ થઈ જાય છે.'

અહીં સુધી ભેદોપાસનાના બંને પ્રકારોને ઉપનિષદ્ અનુસાર સંક્ષેપમાં જણાવીને હવે અભેદોપાસના ઉપર વિચાર કરીએ –

## અભેદોપાસના

અભેદ-ઉપાસનાના પણ મુખ્ય ચાર પ્રકાર છે. એમાંથી પહેલા બે પ્રકારો **'તત્'** પદને અને બાકીના બે પ્રકારો **'ત્વમ્'** પદને અનુલક્ષીને સંક્ષેપમાં નીચે જણાવવામાં આવે છે–

(૧) આ ચરાચર જગતમાં જે કંઈ પ્રતીત થાય છે, બધું બ્રહ્મ જ છે; કોઈ પણ વસ્તુ એક સચ્ચિદાનંદઘન પરમાત્માથી ભિન્ન નથી. આ રીતે ઉપાસના કરવી.

(૨) એ નિર્ગુણ નિરાકાર નિષ્ક્રિય નિર્વિકાર પરમાત્મા આ ક્ષણભંગુર નાશવંત જડ દૃશ્યવર્ગ એવી માયાથી સર્વ રીતે અતીત છે – આ રીતે ઉપાસના કરવી.

(૩) જડ-ચેતન, સ્થાવર-જંગમ સંપૂર્ણ ચરાચર જગત એક બ્રહ્મ છે અને એ બ્રહ્મ હું છું. માટે સર્વ કાંઈ મારું જ સ્વરૂપ છે – આ રીતે ઉપાસના કરવી.

(૪) નાશવંત ક્ષણભંગુર માયામય દૃશ્યવર્ગથી જે અતીત, નિરાકાર, નિર્વિકાર, નિત્ય વિજ્ઞાનાનંદઘન નિર્વિશેષ પરબ્રહ્મ પરમાત્મા છે એ મારો જ આત્મા છે અર્થાત્ મારું જ સ્વરૂપ છે – આ રીતે ઉપાસના કરવી.

હવે એમને સારી પેઠે સમજવા માટે ઉપનિષદોનાં પ્રમાણો આપીને કંઈક વિસ્તારપૂર્વક વિચાર કરવામાં આવે છે.

(૧) સર્ગના આદિમાં એક સચ્ચિદાનંદઘન બ્રહ્મતત્ત્વ જ હતું. એણે વિચાર્યું કે 'હું પ્રગટ થાઉં અને અનેક નામ-રૂપ ધારણ કરીને બહુ થઈ જાઉં.', **'સોઽકામયત । બહુ સ્યાં પ્રજાયેયેતિ ।'** (તૈત્તિરીય ઉપનિષદ્ ૨/૬) આ રીતે એ એક જ બ્રહ્મતત્ત્વ ઘણાં રૂપોમાં થઈ ગયું. માટે આ જે કંઈ પણ જડ-ચેતન, સ્થાવર-જંગમ જગત છે, એ પરમાત્માનું જ સ્વરૂપ છે. શ્રુતિ કહે છે–

**બ્રહ્મૈવેદમમૃતં પુરસ્તાદ્બ્રહ્મ પશ્ચાદ્બ્રહ્મ દક્ષિણતશ્ચોત્તરેણ ।**
**અધશ્ચોર્ધ્વં ચ પ્રસૃતં બ્રહ્મૈવેદં વિશ્વમિદં વરિષ્ઠમ્ ॥**

(મુંડક ઉપનિષદ્ ૨/૨/૧૧)

'આ અમૃતસ્વરૂપ પરબ્રહ્મ જ સામે છે, બ્રહ્મ જ પાછળ છે, બ્રહ્મ જ જમણી અને ડાબી બાજુએ, નીચે તથા ઉપરની તરફ ફેલાયેલું છે; આ જે આખું જગત છે, આ સર્વશ્રેષ્ઠ બ્રહ્મ જ છે.'

**સમ્પ્રાપ્યૈનમૃષયો જ્ઞાનતૃપ્તાઃ કૃતાત્માનો વીતરાગાઃ પ્રશાન્તાઃ ।**
**તે સર્વગં સર્વતઃ પ્રાપ્ય ધીરા યુક્તાત્માનઃ સર્વમેવાવિશન્તિ ॥**

(મુંડક ઉપનિષદ્ ૩/૨/૫)

'સર્વ રીતે આસક્તિ વિનાના અને વિશુદ્ધ અંતઃકરણના ઋષિઓ આ પરમાત્માને પૂર્ણ રીતે પામીને જ્ઞાનથી તૃપ્ત તેમજ પરમ શાંત થઈ જાય છે, પોતાને પરમાત્મામાં જોડી દેનારા એ જ્ઞાનીજનો સર્વવ્યાપી પરમાત્માને બધી બાજુએથી પામી જઈને સર્વસ્વરૂપ પરમાત્મામાં જ પ્રવેશી જાય છે.'

**સર્વં હ્યેતદ્ બ્રહ્માયમાત્મા બ્રહ્મ સોઽયમાત્મા ચતુષ્પાત્ ॥**

(માંડૂક્ય ઉપનિષદ્ ૨)

'કેમકે આ આખેઆખું જગત પરબ્રહ્મ પરમાત્મા છે તથા જે આ ચાર ચરણો ધરાવતો આત્મા છે, એ આત્મા પણ પરબ્રહ્મ પરમાત્મા છે.'

**સર્વં ખલ્વિદં બ્રહ્મ તજ્જલાનિતિ શાન્ત ઉપાસીત ।**
(છાન્દોગ્ય ઉપનિષદ્ ૩/૧૪/૧)

'આ આખું જગત ખરેખર બ્રહ્મ જ છે, એની ઉત્પત્તિ, સ્થિતિ અને લય – એ બ્રહ્મથી જ છે – આ રીતે સમજીને શાંતચિત્ત થયેલાએ ઉપાસના કરવી.'

(૨) **'તત્'** પદના અર્થ એવા બ્રહ્મના સ્વરૂપનું, જે કંઈ જડ-ચેતન, સ્થાવર-જંગમ ચરાચર સંસાર છે, એ બધું બ્રહ્મ જ છે – એ રીતે નિરૂપણ કરવામાં આવ્યું. હવે એ જ **'તત્'** પદના લક્ષ્યાર્થ એવા બ્રહ્મના નિર્વિશેષ સ્વરૂપનું વર્ણન કરવામાં આવે છે. એ નિર્ગુણ-નિરાકાર અક્રિય નિર્વિકાર પરમાત્મા આ ક્ષણભંગુર નાશવંત જડ દૃશ્યવર્ગ એવી માયાથી સર્વ રીતે અતીત છે. જે કંઈ આ દૃશ્યવર્ગ પ્રતીત થાય છે, એ બધું અજ્ઞાનમૂલક છે. વાસ્તવમાં એક વિજ્ઞાનાનંદઘન અનંત નિર્વિશેષ બ્રહ્મ સિવાય બીજું કશુંય નથી. આ જાતના અનુભવથી એ આ જન્મ-મૃત્યુરૂપી સંસારથી મુક્ત થઈને અનંત વિજ્ઞાન આનંદઘન બ્રહ્મને પામી જાય છે. આ વાત શાસ્ત્રો તથા ઉપનિષદોમાં ઘણે સ્થળે જણાવવામાં આવી છે.

કઠોપનિષદ્માં પરબ્રહ્મના સ્વરૂપનું વર્ણન કરતાં યમરાજ કહે છે–

**અશબ્દમસ્પર્શમરૂપમવ્યયં તથારસં નિત્યમગન્ધવચ્ચ યત્ ।**
**અનાદ્યનન્તં મહતઃ પરં ધ્રુવં નિચાય્ય તન્મૃત્યુમુખાત્પ્રમુચ્યતે ॥**
(૧/૩/૧૫)

'જે શબ્દરહિત, સ્પર્શરહિત, રૂપરહિત, રસરહિત અને ગંધરહિત છે તથા જે અવિનાશી, નિત્ય, અનાદિ, અનંત (અસીમ), મહત્તત્ત્વથી પર તેમજ સર્વ રીતે સત્ય તત્ત્વ છે, એ પરમાત્માને ઓળખીને મનુષ્ય મૃત્યુના મુખમાંથી સદાને માટે છૂટી જાય છે.'

**મનસૈવેદમાપ્તવ્યં નેહ નાનાસ્તિ કિઞ્ચન ।**
**મૃત્યોઃ સ મૃત્યું ગચ્છતિ ય ઈહ નાનેવ પશ્યતિ ॥**
(૨/૧/૧૧)

'આ પરમાત્મતત્ત્વ શુદ્ધ મનથી જ પ્રાપ્ત કરવા યોગ્ય છે; આ જગતમાં એક પરમાત્મા સિવાય નાના – ભિન્ન ભિન્ન ભાવો જરા પણ નથી, માટે જે આ જગતમાં નાનાની પેઠે જુએ છે, એ મનુષ્ય મૃત્યુથી મૃત્યુને પ્રાપ્ત થાય છે એટલે કે વારંવાર જન્મતો-મરતો રહે છે.'

મુંડકોપનિષદ્માં પણ કહ્યું છે–

**ન ચક્ષુષા ગૃહ્યતે નાપિ વાચા નાન્યૈર્દેવૈસ્તપસા કર્મણા વા ।**
**જ્ઞાનપ્રસાદેન વિશુદ્ધસત્ત્વસ્તતસ્તુ તં પશ્યતે નિષ્કલં ધ્યાયમાનઃ ॥**
(૩/૧/૮)

'એ નિર્ગુણ-નિરાકાર પરબ્રહ્મ પરમાત્મા ન તો નેત્રોથી, ન તો વાણીથી કે ન બીજી ઈન્દ્રિયોથી ગ્રહણ કરવામાં આવે છે તથા તપની અથવા કર્મોથી પણ એ ગ્રહણ કરી શકાય એમ નથી; એ અવયવરહિત પરમાત્માને વિશુદ્ધ અંતઃકરણનો સાધક એ વિશુદ્ધ અંતઃકરણથી નિરંતર એનું ધ્યાન કરતો કરતો જ જ્ઞાનની નિર્મળતાથી અનુભવે છે.'

તૈત્તિરીય ઉપનિષદ્માં પણ કહ્યું છે–

**બ્રહ્મવિદાપ્નોતિ પરમ્ । તદેષાભ્યુક્તા ।**
**સત્યં જ્ઞાનમનન્તં બ્રહ્મ ।** (૨/૧/૧)

'બ્રહ્મજ્ઞાની પરબ્રહ્મને પામી જાય છે; એ જ ભાવને વ્યક્ત કરનારી આ શ્રુતિ કહેવામાં આવી છે – બ્રહ્મ સત્ય, જ્ઞાનસ્વરૂપ અને અનંત છે.'

(૩) **'તત્'**ની ઉપાસનાના પ્રકારનું વર્ણન કરીને હવે **'ત્વમ્'** પદની ઉપાસનાનો પ્રકાર જણાવવામાં આવે છે. જે કંઈ જડ-ચેતન, સ્થાવર-જંગમ પ્રતીત થાય છે, એ બધું બ્રહ્મ છે અને જે બ્રહ્મ છે, એ હું છું. માટે મનુષ્યે સઘળાં ભૂતોમાં પોતાના આત્માને અર્થાત્ પોતાને તથા આત્મામાં સઘળાં ભૂતોને ઓત-પ્રોત જોવા. અભિપ્રાય એ છે કે 'જે પણ કંઈ છે, બધું મારું જ સ્વરૂપ છે.' – આ જાતનો અભ્યાસ કરનાર સાધક શોક અને મોહથી પાર થઈને વિજ્ઞાન આનંદઘન બ્રહ્મસ્વરૂપને પ્રાપ્ત થઈ

જાય છે. આ વાત શાસ્ત્રો તથા ઉપનિષદોમાં સ્થળે સ્થળે મળે છે. ગીતામાં કહ્યું છે–

**સર્વભૂતસ્થમાત્માનં સર્વભૂતાનિ ચાત્મનિ ।**
**ઈક્ષતે યોગયુક્તાત્મા સર્વત્ર સમદર્શનઃ ॥**
(૬/૨૯)

'સર્વવ્યાપી અનંત ચેતનમાં એકાત્મભાવે રહેવારૂપી યોગથી યુક્ત આત્મવાન તેમજ સૌમાં સમભાવે જોનાર યોગી આત્માને સર્વ ભૂતોમાં રહેલો અને સર્વ ભૂતોને આત્મામાં કલ્પિત જુએ છે.'

ઈશાવાસ્યોપનિષદ્‌માં પણ કહ્યું છે–

**યસ્તુ સર્વાણિ ભૂતાન્યાત્મન્યેવાનુપશ્યતિ ।**
**સર્વભૂતેષુ ચાત્માનં તતો ન વિજુગુપ્સતે ॥ ૬॥**
**યસ્મિન્ સર્વાણિ ભૂતાન્યાત્મૈવાભૂદ્વિજાનતઃ ।**
**તત્ર કો મોહઃ કઃ શોક એકત્વમનુપશ્યતઃ ॥ ૭॥**

'પણ જે મનુષ્ય સઘળાં પ્રાણીઓને આત્મામાં જ જુએ છે અને આત્માને સઘળાં ભૂતોમાં જુએ છે એટલે કે સઘળાં ભૂતોને પોતાનો આત્મા જ સમજે છે, એ પછી કોઈની ઘૃણા નથી કરતો – સૌને પોતાનો આત્મા સમજનાર કોની કેવી રીતે ઘૃણા કરે?'

'આ રીતે જ્યારે આત્મતત્ત્વને જાણનાર મહાત્મા માટે સર્વ કાંઈ આત્મા થઈ જાય છે, ત્યાર પછી એકત્વનો એટલે કે સૌમાં એક આત્માનો અનુભવ કરનાર એ મનુષ્યને મોહ ક્યાં અને શોક ક્યાં? એટલે કે સૌમાં એક વિજ્ઞાન આનંદમય પરબ્રહ્મ પરમાત્માનો અનુભવ કરનાર પુરુષના શોક-મોહ વગેરે વિકારોનો અત્યંત અભાવ થઈ જાય છે.'

આ વિષયનું રહસ્ય સમજાવવા માટે છાન્દોગ્ય ઉપનિષદ્‌માં એક ઇતિહાસ આવે છે. અરુણનો પૌત્ર અને ઉદ્દાલકનો પુત્ર શ્વેતકેતુ બાર વર્ષની વયે ગુરુની પાસે વિદ્યા-પ્રાપ્તિ માટે ગયો અને ત્યાંથી એ વિદ્યા ભણીને ચોવીસ વર્ષની વયે ઘરે પાછો આવ્યો. એ પોતાને બુદ્ધિમાન અને વ્યાખ્યાન આપનાર માનતો અનમ્રભાવે જ ઘરે આવ્યો તથા એણે બુદ્ધિના અભિમાનવશ પિતાને પ્રણામ ન કર્યા. એથી એના પિતાએ એને પૂછ્યું–

**શ્વેતકેતો યન્નુ સોમ્યેદં મહામના અનૂચાનમાની સ્તબ્ધોઽસ્યુત તમાદેશમપ્રાક્ષ્યઃ । યેનાશ્રુતꣳ શ્રુતં ભવત્યમતં મતમવિજ્ઞાતં વિજ્ઞાતમિતિ ।** (૬/૧/૨-૩)

'હે શ્વેતકેતુ! હે સોમ્ય! તું જે પોતાને આવો મહામના અને પંડિત માનીને અવિનીત થઈ રહ્યો છે, તો શું તેં એ આદેશ આચાર્યને પૂછ્યો છે જે આદેશથી અશ્રુત શ્રુત થઈ જાય છે, વિચાર્યા વિનાનું વિચારમાં આવી જાય છે એટલે કે નિશ્ચય કર્યા વિનાનું નિશ્ચિત થઈ જાય છે અને જાણ્યા વિનાનું વિશેષરૂપે જાણેલું થઈ જાય છે.'

આથી શ્વેતકેતુએ કહ્યું કે 'ભગવન્! એ આદેશ કેવો છે.' ત્યારે ઉદ્દાલક બોલ્યા–

**યથા સોમ્યૈકેન મૃત્પિણ્ડેન સર્વં મૃન્મયં વિજ્ઞાતꣳ સ્યાદ્વાચારમ્ભણં વિકારો નામધેયં મૃત્તિકેત્યેવ સત્યમ્ ।** (૬/૧/૪)

'સોમ્ય! જે રીતે એક માટીના પિંડ દ્વારા સઘળા માટીના પદાર્થોનું જ્ઞાન થઈ જાય છે કે વિકારો માત્ર વાણીના આશ્રયભૂત નામમાત્ર છે, સત્ય તો કેવળ માટી જ છે.'

**યથા સોમ્યૈકેન લોહમણિના સર્વં લોહમયં વિજ્ઞાતꣳ સ્યાદ્વાચારમ્ભણં વિકારો નામધેયં લોહમિત્યેવ સત્યમ્ ॥** (૬/૧/૫)

'સોમ્ય! જે રીતે એક લોહમણિ (સુવર્ણ)નું જ્ઞાન થતાં સઘળા સુવર્ણમય પદાર્થો જાણમાં આવી જાય છે; કેમકે, વિકાર વાણી પર આધારિત નામમાત્ર છે, સત્ય કેવળ સુવર્ણ જ છે.'

**યથા સોમ્યૈકેન નખનિકૃન્તનેન સર્વં કાર્ષ્ણાયસં વિજ્ઞાતꣳ સ્યાદ્વાચારમ્ભણં વિકારો**

**નામધેયં કૃષ્ણાયસમિત્યેવ સત્યમેવઽ સોમ્ય સ આદેશો ભવતીતિ ॥** (૬/૧/૬)

'સોમ્ય! જે રીતે એક નખનિકૃન્તન (નખિયું) એટલે કે લોઢાના જ્ઞાનથી સઘળા લોઢાના પદાર્થો જાણમાં આવી જાય છે, કેમકે, વિકાર વાણી પર આધારિત કેવળ નામમાત્ર છે, સત્ય કેવળ લોઢું જ છે; હે સોમ્ય! આવો જ એ આદેશ છે.'

આ સાંભળીને શ્વેતકેતુ બોલ્યો-

**ન વૈ નૂનં ભગવન્તસ્ત એતદવેદિષુર્યદ્ધ્યેતદવેદિષ્યન્ કથં મે નાવક્ષ્યન્નિતિ ભગવાંસ્ત્વેવ મે તદ્બ્રવીત્વિતિ તથા સોમ્યેતિ હોવાચ ॥** (૬/૧/૭)

'સાચે જ એ મારા પૂજ્ય ગુરુદેવ આને જાણતા નહીં હોય. જો એ જાણતા હોત તો મને કેમ ન કહેત. હવે આપ જ મને સારી પેઠે જણાવો.' ત્યારે પિતાએ કહ્યું - 'સારું સોમ્ય! જણાવું છું.'

**સદેવ સોમ્યેદમગ્ર આસીદેકમેવાદ્વિતીયમ્ ।** (૬/૨/૧)

'હે સોમ્ય! આરંભે આ એકમાત્ર અદ્વિતીય સત્ જ હતું.'

આથી શ્વેતકેતુએ કહ્યું – 'હે પિતાજી! મને આ વિષય વધુ સ્પષ્ટ કરીને સમજાવો.' ઉદ્દાલક આરુણિ બોલ્યા - 'હે સોમ્ય! જેમ દહીં મથવાથી એનું સૂક્ષ્મ સાર તત્ત્વ માખણ ઉપર તરી આવે છે, એ જ રીતે જે અન્ન ખાવામાં આવે છે, એનો સૂક્ષ્મ સાર અંશ એવું મન બને છે. જળનો સૂક્ષ્મ અંશ પ્રાણ અને તેજનો સૂક્ષ્મ અંશ વાક્ બને છે. વાસ્તવમાં આ મન, પ્રાણ અને વાણી તથા એમનાં કારણ એવાં અન્ન વગેરે કાર્ય-કારણ પરંપરાથી મૂળમાં એક જ સત્ વસ્તુ સિદ્ધ થાય છે. સૌનું મૂળ કારણ સત્ છે, એ જ પરમ આશ્રય અને અધિષ્ઠાન છે. સત્નાં કાર્યો એવી અનેક પ્રકારની આકૃતિઓ એ બધું વાણીના વિકારો છે, નામમાત્ર છે. આ સત્ અણુની જેમ સૂક્ષ્મ છે, આખા જગતના આત્મારૂપ છે. હે શ્વેતકેતુ! એ 'સત્' વસ્તુ તું જ છે – **'તત્ત્વમસિ ।'**

શ્વેતકેતુએ કહ્યું - 'ભગવન્! મને હજી સમજાવો.' પિતા આરુણિએ કહ્યું - 'સારું. એક વટવૃક્ષનું ફળ તોડીને લાવ. પછી તને સમજાવું છું.' શ્વેતકેતુ ફળ લઈ આવ્યો. પિતાએ કહ્યું – 'આને તોડીને જો, આમાં શું છે?' શ્વેતકેતુએ ફળ તોડીને કહ્યું – 'ભગવન્! આમાં નાનાં-નાનાં બીજ છે.' ઋષિ ઉદ્દાલક બોલ્યા - 'સારું, એક બીજને તોડીને જો, એમાં શું છે?' શ્વેતકેતુએ બીજ તોડીને કહ્યું - 'આમાં તો કશું પણ નથી દેખાતું.' ત્યારે પિતા આરુણિ બોલ્યા - 'હે સોમ્ય! તું આ વડના બીજના સૂક્ષ્મ તત્ત્વને નથી જોતો, આ અત્યંત સૂક્ષ્મ તત્ત્વથી જ મહાન વટવૃક્ષ નીકળે છે. બસ, જેમ આ અત્યંત સૂક્ષ્મ વડનું બીજ ઘણા મોટા વડલાના વૃક્ષનો આધાર છે, એ જ રીતે સૂક્ષ્મ સત્ એવો આત્મા આ આખા સ્થૂળ જગતનો આધાર છે. હે સોમ્ય! હું સત્ય કહું છું, તું મારાં વચનોમાં શ્રદ્ધા રાખ. આ જે સૂક્ષ્મ તત્ત્વ આત્મા છે, એ સત્ છે અને એ જ આત્મા છે હે શ્વેતકેતુ! એ 'સત્' તું જ છે - **'તત્ત્વમસિ ।'** (૬/૧૨/૩)

આ રીતે ઉદ્દાલકે ઘણાં દૃષ્ટાંત અને યુક્તિઓથી આ તત્ત્વને વિસ્તારપૂર્વક સમજાવ્યું છે, પણ અહીં એનું થોડુંક દિશાસૂચન કરાવવામાં આવ્યું છે. આખું વર્ણન જોવું હોય તો છાન્દોગ્ય ઉપનિષદ્ જોવું જોઈએ.

ઉપર્યુક્ત વિષયની બાબતમાં બૃહદારણ્યક ઉપનિષદ્માં પણ આ રીતે કહેવાયું છે–

**બ્રહ્મ વા ઈદમગ્ર આસીત્તદાત્માનમેવાવેત્ । અહં બ્રહ્માસ્મીતિ । તસ્માત્તત્સર્વમભવત્તદ્યો યો દેવાનાં પ્રત્યબુધ્યત સ એવ તદભવત્ તથર્ષીણાં તથા મનુષ્યાણાં તદ્ધૈતત્પશ્યન્નૃષિર્વામદેવઃ**

**પ્રતિપેદેऽહં મનુરભવઃસૂર્યશ્ચેતિ ।તદિદમપ્યેતર્હિ ય એવં વેદાહં બ્રહ્માસ્મીતિ સ ઈદઃ સર્વં ભવતિ તસ્ય હ ન દેવાશ્ચ નાભૂત્યા ઈશતે । આત્મા હ્યેષાઃ સ ભવતિ ॥** (૧/૪/૧૦)

'પહેલાં આ બ્રહ્મ જ હતું; એણે પોતે જ અનુભવ્યું કે 'હું બ્રહ્મ છું.' માટે એ સર્વ થઈ ગયું. એને દેવોમાંથી જેણે જેણે જાણ્યું એ જ તદ્રૂપ થઈ ગયા. એ જ રીતે ઋષિઓ અને મનુષ્યોમાંથી પણ જેણે એને જાણ્યું, એ જ તદ્રૂપ થઈ ગયા. એને આત્મારૂપે જોતાં ઋષિ વામદેવે જાણ્યું - 'હું મનુ થયો અને સૂર્ય પણ.' એ બ્રહ્મને હાલમાં પણ જે એ રીતે જાણે છે કે 'હું બ્રહ્મ છું', એ આ સર્વ થઈ જાય છે. એના પરાભવ માટે દેવતાઓ પણ સમર્થ નથી હોતા; કેમકે એ એમનો આત્મા જ થઈ જાય છે.'

ઉપર્યુક્ત વિષયનું રહસ્ય સમજાવવા માટે બૃહદારણ્યક ઉપનિષદ્‌માં પણ એક ઈતિહાસ મળે છે. મહર્ષિ યાજ્ઞવલ્ક્યની બે પત્નીઓ હતી – મૈત્રેયી અને કાત્યાયની. મહર્ષિ યાજ્ઞવલ્ક્યે સંન્યાસ ગ્રહણ કરતી વેળાએ મૈત્રેયીને કહ્યું – 'હું આ ગૃહસ્થાશ્રમથી ઉપર સંન્યાસ-આશ્રમમાં જવાનો છું, માટે સંપત્તિના ભાગ પાડીને તને અને કાત્યાયનીને આપી દઉં તો સારું.' મૈત્રેયીએ કહ્યું - 'ભગવન્! જો આ ધનથી સંપન્ન એવી આખી પૃથ્વી મારી થઈ જાય તો શું હું એના દ્વારા કોઈ રીતે અમૃતસ્વરૂપ થઈ શકું ખરી?' યાજ્ઞવલ્ક્યે કહ્યું - 'ના, ભોગસામગ્રીઓથી સંપન્ન મનુષ્યોનું જેવું જીવન હોય છે, એવું જ તારું જીવન થઈ જશે. ધન પાસે અમૃતત્વની તો આશા ન કરી શકાય.' મૈત્રેયીએ કહ્યું - 'જેનાથી હું અમૃતસ્વરૂપ નથી થઈ શકતી, એને લઈને શું કરીશ? શ્રીમાન્! જે કંઈ અમૃતત્વનું સાધન હોય, એ જ મને જણાવો.' આથી યાજ્ઞવલક્યે કહ્યું – 'ધન્ય છે. અરે મૈત્રેયી! તું પહેલાં પણ મારી પ્રિયા રહી છે અને હાલમાં પણ તું પ્રિય વાત કહી રહી છે. સારું, હું તને એની વ્યાખ્યા કરીને સમજાવીશ. તું મારા વાક્યોના અભિપ્રાયનું ચિંતન કરજે.'

યાજ્ઞવલ્ક્યે પછી કહ્યું –

**ન વા અરે સર્વસ્ય કામાય સર્વં પ્રિયં ભવત્યાત્મનસ્તુ કામાય સર્વં પ્રિયં ભવતિ । આત્મા વા અરે દ્રષ્ટવ્યઃ શ્રોતવ્યો મન્તવ્યો નિદિધ્યાસિતવ્યો મૈત્રેય્યાત્મનો વા અરે દર્શનેન શ્રવણેન મત્યાં વિજ્ઞાનેનેદઃ સર્વં વિદિતમ્ ।** (૨/૪/૫)

'અરે મૈત્રેયી! સૌના પ્રયોજન માટે થઈને સૌ પ્રિય નથી હોતાં, આપણા પોતાના જ પ્રયોજન માટે થઈને સૌ પ્રિય હોય છે. આ આત્મા જ દર્શનીય, શ્રવણીય, મનનીય અને ધ્યાન કરવા યોગ્ય છે. હે મૈત્રેયી! આ આત્માનાં જ દર્શન, શ્રવણ, મનન તથા વિજ્ઞાનથી આ બધાનું જ્ઞાન થઈ જાય છે.'

તથા–

**ઈદં બ્રહ્મેદં ક્ષત્રમિમે લોકા ઈમે દેવા ઈમાનિ ભૂતાનીદઃ સર્વં યદયમાત્મા ।** (૨/૪/૬)

'હે મૈત્રેયી! આ બ્રાહ્મણજાતિ, આ ક્ષત્રિયજાતિ, આ લોક, આ દેવગણો, આ ભૂતગણો આ બધું જે કંઈ પણ છે, બધું આત્મા જ છે.'

તેમજ–

**યત્ર હિ દ્વૈતમિવ ભવતિ તદિતર ઈતરં જિઘ્રતિ તદિતર ઈતરં પશ્યતિ તદિતર ઈતરઃ શૃણોતિ તદિતર ઈતરમભિવદતિ તદિતર ઈતરં મનુતે તદિતર ઈતરં વિજાનાતિ યત્ર વા અસ્ય સર્વમાત્મૈવાભૂત્તત્કેન કં જિઘ્રેત્ તત્કેન કઃ પશ્યેત્તત્કેન કઃ શૃણુયાત્તત્કેન કમભિવદેત્તત્કેન કં મન્વીત તત્કેન કં વિજાનીયાત્ । યેનેદઃ સર્વં વિજાનાતિ તં કેન વિજાનીયાદ્વિજ્ઞાતારમરે કેન વિજાનીયાદિતિ ।** (૨/૪/૧૪)

'જ્યાં (અવિદ્યાવસ્થામાં) દ્વૈત જેવું હોય છે, ત્યાં જ અન્ય અન્યને સૂંઘે છે, અન્ય અન્યને જુએ છે, અન્ય અન્યને જાણે છે; પણ જ્યાં એના માટે બધું આત્મા જ થઈ ગયું છે, ત્યાં કોના દ્વારા કોને સૂંઘે, કોના દ્વારા કોને જુએ, કોના દ્વારા કોને સાંભળે, કોના દ્વારા કોની સાથે વાતચીત કરે, કોના દ્વારા કોનું મનન કરે અને કોના દ્વારા કોને જાણે? જેના દ્વારા આ બધાને જાણે છે, એને કોના થકી જાણે! હે મૈત્રેયી! વિજ્ઞાતાને કોના થકી જાણે?'

આ રીતે બૃહદારણ્યક ઉપનિષદ્‌ના બીજા તથા ચોથા અધ્યાયમાં આ પ્રસંગ વિસ્તારપૂર્વક આવેલો છે, અહીં તો એનો થોડોક અંશ જ આપવામાં આવ્યો છે.

(૪) જે નાશવંત, ક્ષણભંગુર, માયામય દૃશ્યવર્ગથી રહિત નિરાકાર, નિર્વિકાર, નિત્ય, વિજ્ઞાનાનંદઘન નિર્વિશેષ પરબ્રહ્મ પરમાત્મા છે, એ મારો જ આત્મા છે એટલે કે મારું જ સ્વરૂપ છે; આ રીતે એ નિરાકાર નિર્વિશેષ વિજ્ઞાનાનંદઘન પરમાત્માને એકાત્મભાવે જાણીને મનુષ્ય એને પામી જાય છે. શ્રુતિ કહે છે–

**યોઽકામો નિષ્કામ આપ્તકામ આત્મકામો ન તસ્ય પ્રાણા ઉત્ક્રામન્તિ બ્રહ્મૈવ સન્ બ્રહ્માપ્યેતિ ।**

(બૃહદારણ્યક ૪/૪/૬)

'જે અકામ, નિષ્કામ, આપ્તકામ અને આત્મકામ હોય છે, એના પ્રાણોનું ઉત્ક્રમણ નથી થતું; એ બ્રહ્મ જ હોઈને બ્રહ્મને પામે છે.'

આ વિષયનું રહસ્ય સમજાવવા માટે બૃહદારણ્યક ઉપનિષદ્‌માં એક ઈતિહાસ મળે છે. એકવાર રાજા જનકે એક મોટી દક્ષિણાવાળો યજ્ઞ કર્યો. એમાં કુરુ અને પાંચાલ દેશોના ઘણા બધા બ્રાહ્મણો એકઠા થયા. એ સમયે રાજા જનકે આ બ્રાહ્મણોમાંથી કોણ સૌથી શ્રેષ્ઠ પ્રવચન કરનારો છે એ જાણવાની ઈચ્છાથી પોતાની ગોશાળામાં એવી દસ હજાર ગાયો દાન આપવા માટે રોકી રાખી, જેમના દરેકના શિંગડામાં દસ-દસ પાદ સુવર્ણ બંધાયેલું હતું. અને પછી એમણે બ્રાહ્મણોને કહ્યું - 'પૂજનીય બ્રાહ્મણો! આપનામાંથી જે બ્રહ્મિષ્ઠ હોય, એ આ ગાયોને લઈ જાય.' બ્રાહ્મણોએ રાજાની વાત સાંભળી તો ખરી, પણ એમનામાંથી કોઈનું સાહસ ન થયું. એટલે યાજ્ઞવલ્ક્યે પોતાના બ્રહ્મચારીને એ ગાયો લઈ જવા માટે કહ્યું. એ ગાયોને લઈને ચાલ્યો. આથી એ બધા બ્રાહ્મણો કોપિત થઈ ગયા અને જનકના હોતા અશ્વલે યાજ્ઞવલ્ક્યને પૂછ્યું – 'યાજ્ઞવલ્ક્ય! અમારા બધામાંથી શું તમે જ બ્રહ્મિષ્ઠ છો?' યાજ્ઞવલ્ક્યે કહ્યું – 'બ્રહ્મિષ્ઠને તો અમે નમસ્કાર કરીએ છીએ, અમે તો ગાયોની ઈચ્છા રાખીએ છીએ.' આ સાંભળીને ક્રમશઃ અશ્વલ, આર્તભાગ અને ભુજ્યુએ એમને અનેક પ્રશ્નો કર્યા અને મહર્ષિ યાજ્ઞવલ્ક્યે એમનું સારી પેઠે સમાધાન કર્યું.

પછી ચાક્રાયણ ઉષસ્તે યાજ્ઞવલ્ક્યને પૂછ્યું - 'હે યાજ્ઞવલ્ક્ય! જે સાક્ષાત્ અપરોક્ષ બ્રહ્મ અને સર્વાન્તર આત્મા છે, એની મારી સામે વ્યાખ્યા કરો.' યાજ્ઞવલ્ક્યે કહ્યું –

**એષ ત આત્મા સર્વાન્તરઃ કતમો યાજ્ઞવલ્ક્ય સર્વાન્તરો યઃ પ્રાણેન પ્રાણિતિ સ ત આત્મા સર્વાન્તરો યોઽપાનેનાપાનિતિ સ ત આત્મા સર્વાન્તરો યો વ્યાનેન વ્યાનિતિ સ ત આત્મા સર્વાન્તરો ય ઉદાનેનોદાનિતિ સ ત આત્મા સર્વાન્તર એષ ત આત્મા સર્વાન્તરઃ ।**

(૩/૪/૧)

'આ તારો આત્મા જ સર્વાન્તર છે.' ઉષસ્તે પૂછ્યું – 'એ સર્વાન્તર કયો છે?' યાજ્ઞવલ્ક્યે કહ્યું – 'જે પ્રાણથી પ્રાણક્રિયા કરે છે એ તારો આત્મા સર્વાન્તર છે, જે અપાનથી અપાનક્રિયા કરે છે એ તારો આત્મા સર્વાન્તર છે, જે વ્યાનથી વ્યાનક્રિયા

કરે છે એ તારો આત્મા સર્વાન્તર છે, જે ઉદાનથી ઉદાનક્રિયા કરે છે એ તારો આત્મા સર્વાન્તર છે, એ તારો આત્મા સર્વાન્તર છે.'

ઉષસ્તે ફરી પૂછ્યું કે એ સર્વાન્તર કયો છે. ત્યારે યાજ્ઞવલ્ક્ય ફરી બોલ્યા–

**.... સર્વાન્તરઃ । ન દૃષ્ટેર્દ્રષ્ટારં પશ્યેર્ન શ્રુતેઃ શ્રોતારꣳ શૃણુયા ન મતેર્મન્તારં મન્વીથા ન વિજ્ઞાતેર્વિજ્ઞાતારં વિજાનીયાઃ । એષ ત આત્મા સર્વાન્તરોઽતોઽન્યદાર્તં તતો હોષસ્તશ્ચાક્રાયણ ઉપરરામ ।** (૩/૪/૨)

'આ તારો આત્મા સર્વાન્તર છે. તું એ દૃષ્ટિના દ્રષ્ટાને નથી જોઈ શકતો, શ્રુતિના શ્રોતાને નથી સાંભળી શકતો, મતિના મંતાનું મનન નથી કરી શકતો, વિજ્ઞાતિના વિજ્ઞાતાને નથી જાણી શકતો. તારો આ આત્મા સર્વાન્તર છે, આનાથી જે ભિન્ન છે એ આર્ત (નાશવંત) છે. આ સાંભળીને ચાક્રાયણ ઉષસ્ત ચૂપ થઈ ગયા.'

**અથ હૈનં કહોલઃ કૌષીતકેયઃ પપ્રચ્છ યાજ્ઞવલ્ક્યેતિ હોવાચ યદેવ સાક્ષાદપરોક્ષાદ્બ્રહ્મ ય આત્મા સર્વાન્તરસ્તં મે વ્યાચક્ષ્વેત્યેષ ત આત્મા સર્વાન્તરઃ । કતમો યાજ્ઞવલ્ક્ય સર્વાન્તરો યોઽશનાયાપિપાસે શોકં મોહં જરાં મૃત્યુમત્યેતિ ।** (૩/૫/૧)

'એ પછી કૌષીતકેય કહોલે 'હે યાજ્ઞવલ્ક્ય!' (એ રીતે સંબોધીને કહ્યું - 'જે પણ સાક્ષાત્ અપરોક્ષ બ્રહ્મ અને સર્વાન્તર આત્મા છે, એની તમે મારી સામે વ્યાખ્યા કરો.' આથી યાજ્ઞવલ્ક્યે કહ્યું - 'આ તારો આત્મા સર્વાન્તર છે.' કહોલે પૂછ્યું - 'યાજ્ઞવલ્ક્ય! એ સર્વાન્તર કયો છે.' ત્યારે યાજ્ઞવલ્ક્યે કહ્યું - 'જે ભૂખ, તરસ, શોક, મોહ, જરા અને મૃત્યુથી પર છે (એ તારો આત્મા સર્વાન્તર છે).'

પછી આરુણિ ઉદ્દાલકે યાજ્ઞવલ્ક્યને કહ્યું - 'જો તમે એ સૂત્ર અને અંતર્યામીને નથી જાણતા અને તેમ છતાં પણ બ્રહ્મવેત્તાની પોતાની ગાયોને લઈ જશો તો તમારું માથું પડી ભાંગશે.' યાજ્ઞવલ્ક્યે ઉત્તરમાં કહ્યું - 'હું એ સૂત્ર અને અંતર્યામીને જાણું છું. હે ગૌતમ! વાયુ જ એ સૂત્ર છે; આ વાયુરૂપી સૂત્ર દ્વારા જ આ લોક, પરલોક અને આખો ભૂતસમુદાય ગૂંથાયેલા છે.' ત્યારે એનું સમર્થન કરતાં ઉદ્દાલકે અંતર્યામીનું વર્ણન કરવા માટે કહ્યું.

યાજ્ઞવલ્ક્યે કહ્યું -

**યઃ પૃથિવ્યાં તિષ્ઠન્ પૃથિવ્યા અન્તરો યં પૃથિવી ન વેદ યસ્ય પૃથિવી શરીરં યઃ પૃથિવીમન્તરો યમયત્યેષ આત્માન્તર્યામ્યમૃતઃ ।** (૩/૭/૩)

તથા–

**અદૃષ્ટો દ્રષ્ટાશ્રુતઃ શ્રોતામતો મન્તાવિજ્ઞાતો વિજ્ઞાતા નાન્યોઽતોઽસ્તિ વિજ્ઞાતૈષ ત આત્માન્તર્યામ્યમૃતોઽતોઽન્યદાર્તં તતો હોદ્દાલક આરુણિરુપરરામ ।** (૩/૭/૨૩)

'એ ન દેખાતો છતાં જોનારો છે, સંભળાતો છતાં સાંભળનારો છે, મનનો વિષય ન હોવા છતાં મનન કરનારો છે અને વિશેષરૂપે ન જાણી શકાતો હોવા છતાં વિશેષરૂપે જાણનારો છે. આ તારો આત્મા અન્તર્યામી અમૃત છે. આનાથી ભિન્ન જે છે એ બધું નાશવંત છે. આ સાંભળીને અરુણપુત્ર ઉદ્દાલકે પ્રશ્ન પૂછવાનું બંધ કર્યું.'

એ પછી વાચક્નવી ગાર્ગીએ તથા શાકલ્ય વિદગ્ધે ઘણા પ્રશ્નો કર્યા, જેમના ઉત્તરો યાજ્ઞવલ્ક્યજીએ તરત જ આપી દીધા. છેવટે એમણે શાકલ્યને કહ્યું - 'હવે હું તમને એ ઔપનિષદ પુરુષ વિશે પૂછું છું, જો તમે એ સ્પષ્ટપણે નહીં જણાવી શકો તો તમારું મસ્તક પડી ભાંગશે.' પણ શાકલ્ય એને જાણતા ન હતા, માટે

એમનું મસ્તક પડી ભાંગ્યું.

પછી યાજ્ઞવલ્ક્યે કહ્યું - 'પૂજ્ય બ્રાહ્મણગણો! આપનામાંથી જેની ઇચ્છા હોય, એ મને પ્રશ્ન પૂછે અથવા આપને હું પ્રશ્ન પૂછું.' પણ એ બ્રાહ્મણોનું સાહસ ન થયું.

આ વિષયનું રહસ્ય સમજાવવા માટે બૃહદારણ્યક ઉપનિષદ્‌માં બીજું એ પણ કહ્યું છે–

**સ વા એષ મહાનજ આત્માજરોઽમરોઽમૃતોઽભયો બ્રહ્માભયં વૈ બ્રહ્માભયꣳ હિ વૈ બ્રહ્મ ભવતિ ય એવં વેદ ।** (૪/૪/૨૫)

'તે આ મહાન અજન્મા આત્મા અજર, અમૃત, અભય તેમજ બ્રહ્મ છે, સાચે જ બ્રહ્મ અભય છે, જે આ પ્રમાણે જાણે છે, એ જરૂર અભય બ્રહ્મ જ થઈ જાય છે.'

આ **'ત્વમ્'** પદના લક્ષ્યાર્થ એવા સમસ્ત દૃશ્યવર્ગથી અતીત આત્મસ્વરૂપ નિર્વિશેષ બ્રહ્મની ઉપાસના પર સંક્ષિપ્ત વિચાર થયો.

ઉપર જણાવેલી આ ઉપાસનાઓમાંથી કોઈનું પણ સારી પેઠે અનુષ્ઠાન કરવાથી મનુષ્યને પરમાત્માની પ્રાપ્તિ થઈ જય છે. શરૂમાં સાધક ભેદ કે અભેદ જે ભાવે ઉપાસના કરે છે, એ પોતાની રુચિ, સમજ તથા કોઈના દ્વારા ઉપદેશ પામીને સાધનની શરૂઆત કરે છે, પણ જો એનું લક્ષ્ય ખરેખર પરમાત્માને પ્રાપ્ત કરવાનું હોય, તો એ ભલે ગમે તે ભાવે ઉપાસના કરે, છેવટે એને પરમાત્માની પ્રાપ્તિ થઈ જાય છે; કેમકે, સૌનું છેવટનું પરિણામ એક જ છે. ગીતામાં પણ ભગવાને જણાવ્યું છે–

**યત્સાઙ્ખ્યૈઃ પ્રાપ્યતે સ્થાનં તદ્યોગૈરપિ ગમ્યતે ।
એકં સાઙ્ખ્યં ચ યોગં ચ યઃ પશ્યતિ સ પશ્યતિ ॥** (૫/૫)

'જ્ઞાનયોગીઓ વડે જે પરમધામ પ્રાપ્ત કરાય છે, કર્મયોગીઓ વડે પણ એ જ પ્રાપ્ત કરવામાં આવે છે; આથી જે માણસ જ્ઞાનયોગ અને કર્મયોગને ફળરૂપે એક જુએ છે, તે જ યથાર્થ જુએ છે.'

બીજું એ પણ કહ્યું છે–

**ધ્યાનેનાત્મનિ પશ્યન્તિ કેચિદાત્માનમાત્મના ।
અન્યે સાઙ્ખ્યેન યોગેન કર્મયોગેન ચાપરે ॥** (ગીતા ૧૩/૨૪)

'એ પરમાત્માને, કેટલાક માણસો શુદ્ધ થયેલી સૂક્ષ્મ બુદ્ધિ વડે ધ્યાન દ્વારા હૃદયમાં જુએ છે, તો બીજા કેટલાક જ્ઞાનયોગ દ્વારા અને વળી બીજા કેટલાક કર્મયોગ દ્વારા જુએ છે એટલે કે પામે છે.'

ગીતા, ઉપનિષદ્ વગેરે શાસ્ત્રોમાં જેટલાં સાધન જણાવવામાં આવ્યાં છે, એ બધાંનું ફળ – છેવટનું પરિણામ એક જ છે અને એ અનિર્વચનીય છે, જેને કોઈ કોઈ રીતે પણ જણાવી નથી શકતું. જે કંઈ પણ જણાવવામાં આવે છે, એનાથી એ સાવ વિલક્ષણ છે.

આમ અહીં સગુણ-નિર્ગુણસ્વરૂપ સચ્ચિદાનંદઘન પરમાત્માની ભેદોપાસના તેમજ અભેદોપાસના પર ઘણા જ સંક્ષેપમાં વિચાર કરવામાં આવ્યો છે. ઉપનિષદ્‌માં કહેવામાં આવેલી ઉપાસનાનો વિષય ઘણો જ વિસ્તૃત અને અત્યંત ગહન છે. સ્થાન-સંકોચને લીધે અહીં કેવળ દિશાસૂચન કરવામાં આવ્યું છે. સુરુચિ-સંપન્ન જિજ્ઞાસુ વાચકો આ વિષયને વિશેષરૂપે જાણવા ઇચ્છે તો તેઓ ઉપનિષદોમાં જ એને જુએ અને એનું યથાયોગ્ય મનન તેમજ ધારણ કરીને જીવનને સફળ બનાવે.

—★—